कर्नल जेम्स टॉड प्रणीत

# राजस्थाननो इतिहास.

## ग्रंथ १ लो.

## मेवाड वा उदयपुर राज्य.



सस्तुं साहित्य वर्धक कार्यालय.

स्थळ—मुंबइ अने अमदावाद.



મૂલ્ય રૂ. ૨. પોસ્ટેજ જુદું.

બહાર ગામના વ્યાપારીઓને ત્યાં ૦ા વધુ.

બૃહદ્ ગ્રંથમાળા.                                   ગ્રંથ ૪ થો.

कर्नल जेम्स टॉड प्रणीत

# राजस्थाननो इतिहास.

## ग्रंथ १ लो.

## मेवाड वा उदयपुर राज्य.

અનેક ટીપ્પણ, ચિત્રો તથા પં. ગૌ. હી. ઓઝાકૃત
કર્નલ જેમ્સ ટૉડ સાહેબના જીવનવૃત્ત સહિત.

सस्तुं साहित्य वर्धक कार्यालय माटे

અનુવાદક, રત્નસિંહ દીપસિંહ પરમાર.
મુ. ડભોલી જી૦ સુરત.

સંપાદક અને પ્રકાશક, ભિક્ષુ-અખંડાનંદ.
કાલબાદેવી રોડ-મુંબઈ.

પ્રથમવાર પ્રત ૨૬૦૦.                  વિ. સં. ૧૯૭૦, ઈ. સ. ૧૯૧૩.

મૂલ્ય રૂ. ૨, મધ્યમ આવૃત્તિ ૨॥, ઉંચી આવૃત્તિ ૩॥, પો. જુદું.
ઇ. સ. ૧૯૧૪ ની આખર સુધી દર પ્રતે ૦। કમી.
બહાર ગામમાંથી લેતાં પ્રતે રૂ. ०। ઉંચી આવૃત્તિનો ०॥ વધુ.

# राजस्थानचो इतिहास

## ग्रंथ १ लो.

### मेवाड वा उदयपुर राज्य.

# આ સંસ્થાનાં પુસ્તકો મળવાનાં સ્થળ.

( મુંબઇ, અમદાવાદ શિવાયનાં સ્થળોમાં રસ્તા ખર્ચ જોગું મૂલ્ય વધુ લેવાશે. )

**મુંબઈ**—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય ઠે. કાલબાદેવી રોડ, ભાગવાડીને નાકે હાથીબિલ્ડીંગમાં ત્રીજે માળે.

**અમદાવાદ**—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા ઠે. જમાલપુર રોડ, ખમાસા ચોકી

**અમદાવાદ**—શ્રુ. ઝવેરભાઇ ઉમેદભાઈ પટેલ ઠે. રીચી-રોડ, બાલા હનુમાન પાસે

**સુરત**—મનુ અને નાથુ, ગનદેશી વહેપારા ઠે. કણપીઠ

**વડોદરા**—બુ મોહનલાલ મનસુખરામ લહેરીપુરા

**ભરૂચ**—બુ દેશાઈ બધર્સ ઠે ફતેપાર

**ભાવનગર**—બુ અબદુલહુસેન આદમજી.

„ રા. કરૂણાશંકર ભવાનીશંકર ભટ્ટ ઠે. કણબીવાડ નેરાને નાકે

**રાજકોટ**—બુ બહેચર મેચજી ઠે. પરાબજાર

**કપડવંજ**—રા દોલતરામ નૃસિંહરામ ભટ્ટ

**મહેમદાવાદ**—રા વિઠ્ઠલદાસ જીભાઈ શાહ

**પેટલાદ**—રા બુરાભાઇ છગનલાલ કાપડીયા

**ડાકોર**—બુ જેઠાલાલ મનસુખરામ

**બોરસદ**—ઠા હરીલાલ અને લલ્લુભાઈ

**નડીયાદ**—માસ્તર ચુનીલાલ બોધાભાઈ.

---

૪૯૫૧

# હવે પછી નીકળનાર બીજા મ્હોટા ગ્રંથો.

## હોળી અગાઉ નીકળશે.

**સ્વામી રામતીર્થ**—ભાગ ૧ થી ૫ ભેગા.

**આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ.**

## દિવાળી અગાઉ નીકળશે.

**દાસબોધ**—ભાષાન્તર.

**વાલ્મીકિ રામાયણ ભાષાન્તર.**

**રાજસ્થાનનો ઇતિહાસ ભાગ ૨ જો.**

## યથાસંયોગ નીકળશે.

**રામકૃષ્ણ કથામૃત, પંચદશી, દાસબોધ, મહાભારત, ઉપનિષદ, મનુસ્મૃતિ, યોગવાસિષ્ઠ છએ પ્રકરણ, સુંદરવિલાસ, બ્રહત્ કાવ્યસંગ્રહ, અખાની વાણી. ઇ.**

## સ્માઇલ્સનાં પુસ્તકો.

**કર્તવ્ય, સદ્વર્તન, જીંદગી અને ઉદ્યોગ, સ્વપુરૂષાર્થ.**

**પછી તો—न जाने जानकीनाथ प्रभाते किं भविष्यति.**





**શ્રીમન્ત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ.**

સેનાખાસખેલ સમશેર બહાદુર જી સી એસ આઈ

*The Lakshmi Art Bombay*

# ग्रंथार्पण.

विभुनी सद्विभूति स्वरूप आदर्शभूपति-

## महाराजा श्री सयाजीराव गायकवाड.

સેનાખાસખેલ સમશીર બહાદૂર,

જી. સી. એસ. આઇ.

एमना-

જ્ઞાનપ્રચાર પ્રત્યેની ઉત્કૃષ્ટ આતુરતા અને ઉદારતા,
પરમ જનહિતશ્વિતા ઇ૦ અનેક સદ્ગુણો

प्रत्ये सद्भाव प्रदर्शनार्थ

યુરોપથી પ્રત્યાગમનના શુભ સમયે
કલ્યાણપ્રદ આયુષ્ય, આરોગ્ય અને સર્વાર્થ સિદ્ધિની

शुभेच्छापूर्वक

**सस्तुं साहित्य वर्धक मित्र मंडळथी**

મહાન મેવાડીય નૃપતિઓના યશ-પ્રદર્શક
પ્રસ્તુત ગ્રંથની પ્રથમ પ્રતિ
નિષ્કામ પ્રેમ સહ

**समर्पित.**



# निवेदन.

આજથી વર્ષેક દિવસપર 'બૃહદ્ ગ્રંથમાળા' ની શરૂઆત થઈ તેનું પહેલું પુસ્તક પ્રસિદ્ધ થયું ત્યારે ભાગ્યેજ કલ્પી શકાય એમ હતું કે આટલા સમયમાં તે દ્વારા એક પછી એક ચાર મ્હોટાં પુસ્તકો આ સંસ્થા સાદર કરી શકશે; છતાં તેમ બની શક્યું છે એ વાચકવર્ગના સુપ્રારબ્ધ અને ઉત્સાહનોજ પ્રતાપ છે.

'બૃહદ્ ગ્રંથમાળા' નાં પહેલાં બે પુસ્તકો 'શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા' તથા 'શ્રીમદ્ ભાગવત ભાષાંતર' એ ધાર્મિક ગ્રંથો છે. અને 'શ્રી શિવાજી છત્રપતિ' તથા આ ગ્રંથ, એ ઉભય ઐતિહાસિક છે. લોકહિતાવહ સાહિત્યમાં ઐતિહાસિક સાહિત્યનું સ્થાન પણ ઉંચું છે. ચ્હડતી પડતીના કાળચક્રમાં આવી ગયેલા દેશો અને પ્રજાઓએ એક સમયે ભોગવેલી જાહોજલાલી કેવી હતી અને તે કયાં સાધનો અને કારણો વડે તેમણે મેળવી હતી અને ટકાવી રાખી હતી; અને શા કારણોથી તેનો નાશ થયો ? એ સર્વ બાબતો ઇતિહાસથીજ જાણી શકાય છે, અને તે ઉપરથી અત્યંત હિતપ્રદ બોધ ગ્રહણ કરી શકાય છે. તેમાં પણ સ્વદેશનો ઇતિહાસ અધિક હિતાવહ થઈ પડે છે. ભારતના સૌભાગ્ય તેમજ દુર્ભાગ્ય, ઉભયનો ઇતિહાસ તેનાં વર્તમાન સંતાનો માટે ઘણોજ ઉપદેશપ્રદ અને માર્ગસૂચક છે. ઉન્નતિ અને અવનતિનાં સાધક અને બાધક તત્વો એમાંથી સ્પષ્ટ રૂપે જોઈ શકાય છે.

પરંતુ એ ઇતિહાસ તેના ખરા રૂપમાં લખાયલો હોય તોજ ઉપયોગી છે. પક્ષપાતથી અથવા દરેક બાબતની યોગ્ય માહિતી વિના લખાયલા ઇતિહાસથી ઉલટી હાનિ થાય છે. વેંકટેશ્વર પ્રેસ તરફના હિંદી રાજસ્થાનની ભૂમિકાનો જે સારાંશ આ ઉલ્લેખ પછી આપ્યો છે તેમાં આ તેમજ અન્ય ઉપયોગી બાબતોપર કેટલુક વિવેચન સમાયલું જણાશે.

આ ગ્રંથને અંગ્રેજીમાં રચનાર કર્નલ ટૉડ સાહેબનું ચરિત્ર તથા તેમણે લખેલી પ્રસ્તાવના પણ આમાં આપેલી જણાશે. એ સર્વ ઉલ્લેખોમાં મળીને આ ગ્રંથ સાથે સંબંધ ધરાવતી અનેક જાણવા યોગ્ય બાબતોનો સમાવેશ થઈ જતો હોવાથી તે વિષે વિશેષ લખવા જેવું ન રહેતાં એટલુંજ જણાવીશું કે, કર્નલ ટૉડ સાહેબે આ ગ્રંથની રચના કરીને આ દેશપર જે ઉપકાર કર્યો છે તે કદી પણ ભૂલી શકાશે નહિ. રાજસ્થાનમાં આવેલાં રાજ્યોનો આ ઉત્તમ ઇતિહાસ જેટલા સદ્‌ભાવ અને પ્રયત્ન વડે તેમજ જેવી રસિક શૈલીમાં ટૉડ સાહેબે લખ્યો છે, તે જોતાં તેમને માટે રાજસ્થાનમાં, સમગ્ર ભારતમાં તેમજ યુરોપ અને અમેરિકાદિ દેશોમાં જે સદ્‌ભાવ પ્રચલિત છે તેને તેઓ યોગ્યજ છે.

હિંદી ભાષામાં 'રાજસ્થાન' ના અનુવાદ ત્રણ સ્થળેથી નીકળવા શરૂ થયા છતાં બે સ્થળોના હજી અધુરા હોઇ સંપૂર્ણ અનુવાદ તો માત્ર મુંબઇના શ્રી વેંકટેશ્વર પ્રેસ તરફથીજ નીકળેલો છે. આ અનુવાદ સંપૂર્ણ અને સચિત્ર હોવા સાથે તે સુંદર મ્હોટા હિંદી અક્ષરોમાં તથા ઉત્તમ કાગળોપર છપાયેલો છે. મ્હોટા કદનાં બે પુસ્તકો મળીને તેનું કદ રૉયલ અષ્ટપત્રી લગભગ અઢીહજાર પૃષ્ઠનું હોઈ મૂલ્ય રૂ. ૨૦) છે. મૂળ અંગ્રેજી ગ્રંથ તથા બીજી ભાષાઓમાં નીકળેલા અનુવાદોને આધારે આ અનુવાદ મુરાદાબાદ નિવાસી સ્વ૰ પંડિત બલદેવપ્રસાદ મિશ્રને હસ્તે છટાદાર હિંદી ભાષામાં તૈયાર થયેલો છે. ઉપરાંત તેમાં ટૉડ સાહેબની ભૂલો સુધારનારી તેમજ મતભેદ જેવું જણાય ત્યાં તેવી સૂચના આપનારી

અનેક ટીપ્પણીઓ આપીને તેની ઉપયોગિતા વધારવામાં આવી છે. શેઠ ક્ષેમરાજજી જેવા ઉત્સાહી પ્રકાશકે એ અનુવાદ તૈયાર થયા પછી ઇતિહાસના એક ખાસ અભ્યાસી જોધપુરનિવાસી વયોવૃદ્ધ મુન્શી દેવીપ્રસાદજી પાસે એક ખાસ મનુષ્યને કેટલોક સમય રોકીને તેનું સંશોધન કરાવ્યું હતું; તેમજ પંડિત જ્વાલાપ્રસાદ મિશ્રને હાથે પણ તેનું સંશોધન થયું હતું. આ પ્રમાણે આ હિંદી ગ્રંથને સંશોધન, ટીપ્પણી, ચિત્ર, ટાઇપ, છપાઇ, કાગળ, પૂંઠાં ઇ૦ દરેક પ્રકારે ઉત્તમ બનાવવા પાછળ બનતો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. વેંકટેશ્વર પ્રેસના અધિપતિ શેઠ ક્ષેમરાજ શ્રીકૃષ્ણદાસજીએ સ્વપુરૂષાર્થથી આગળ વધી સહસ્ત્રાવધિ ગ્રંથો પ્રકટ કરીને હિંદી બોલનારી પ્રજાપર જે અતુલ્ય ઉપકારો કર્યા છે તેમાં આવો મહત્વનો ગ્રંથ આવા સારા રૂપમાં પ્રકટ કરીને ઘણોજ વધારો કર્યો છે.

મૂળ અંગ્રેજી ગ્રંથમાં શરૂઆતમાં ગ્રંથકર્તાની ભૂમિકા આપ્યા પછી રાજસ્થાનની ભૂગોળ આપેલી છે. એ પછીનાં આઠ પ્રકરણોમાં પુરાણો ઇ. ને આધારે રાજપુત જાતિનાં પ્રાચીન રાજ્યો તથા રાજધાનીઓનો ઇતિહાસ, વંશાવલીઓ તથા જુદાં જુદાં રાજકુલોનું વર્ણન આપી તે પછીનાં પાંચ પ્રકરણોમાં રાજપુત જાતિના આચાર વિચાર આપવામાં આવ્યા છે. પશ્ચાત્ ૧૮ પ્રકરણમાં કનકસેનથી લઇને ટૉડ સાહેબના સમકાલીન મહારાણા ભીમસિંહ સુધીના મેવાડના રાજ્યનો ઇતિહાસ; ૧૯ થી ૨૪ સુધીનાં છ પ્રકરણમાં રાજસ્થાનમાં પ્રચલિત રીતરિવાજ, ઉત્સવ, ધર્મક્રિયાઓ, શાસનપદ્ધતિ ઇ૦ વિષયો સબંધી વર્ણન અને વિવેચન; તથા ૨૫ થી ૩૦ સુધીનાં છ પ્રકરણમા ટૉડ સાહેબે મેવાડ તથા મારવાડમા કરેલા પ્રવાસનું વર્ણન અને તે દરમિયાન તેમની જાણમાં આવેલી ઐતિહાસિક બાબતોનો સમાવેશ છે. છેવટે દાનપત્રો તથા કંપની સરકાર સાથેના કરારપત્રની હકીકત આપી પ્રથમ ગ્રંથની સમાપ્તિ કરવામાં આવી છે.

ઉક્ત અંગ્રેજી ગ્રંથમાં ગોહિલ અને બાપ્પાના વૃત્તાંત પછી આપેલું થોડાં પૃષ્ઠનું એક પ્રકરણ કે જેમાં મેવાડના રાણાના વંશનો ઇરાનના વંશ સાથે તેમજ એક ક્રિશ્ચીયન રાજકુંવરી સાથે સંબંધ હોવા વિષેના કેટલાક વિલક્ષણ વિચારો આપેલા છે; તે પ્રકરણને બાદ કરતાં ઉક્ત હિંદી રાજસ્થાનમાં ઉપલી સર્વે બાબતોનો સમાવેશ કરવામા આવેલો છે. વિશેષમાં ટૉડ સાહેબે આ ગ્રંથ લખ્યા પછીથી તે વર્તમાન હિંદુકુલ દિવાકર મહારાણા શ્રી ફત્તેહસિંહજી બહાદુર સુધીના સંક્ષિપ્ત વૃત્તાંતનાં ચાર પ્રકરણ એમાં નવીન ઉમેરીને આ ગ્રંથમાંના ઇતિહાસને વર્તમાન સમય સાથે જોડવામાં આવ્યો છે.

અંગ્રેજી ગ્રંથમાં જે ક્રમથી વિષયો અને પ્રકરણો અપાયાં છે તે ક્રમમાં તથા પ્રકરણોની સંખ્યામાં વિશેષ અનુકૂળતાને ખાતર એ હિંદી ગ્રંથમા કેટલોક ફેરફાર કરાવલો છે. જેના ખુલાસા દાખલ તેના લેખક સ્વ૦ પંડિત બળદેવપ્રસાદ મિશ્ર એવા ભાવનું લખે છે કે "રાજપુત જાતિનો ઇતિહાસ અત્યંત ચિત્તાકર્ષક હોવાથી પાઠકોના વાંચવામાં તે પ્રથમ આવશે તો પછી તેમના મહોત્સવો, શાસનપ્રણાલી ઇત્યાદિ વિષયો પણ તેઓ રૂચિપૂર્વક વાંચશે એ કારણથી તેવી બાબતો પાછળથી આપવામાં આવી છે અને સર્વથી પાછળના અધ્યાયોમાં પરિશિષ્ટ તરીકે રાજપુત જાતિનો પ્રાચીન ઇતિહાસ આપવામાં આવ્યો છે. આ પ્રાચીન ઇતિહાસનુ અવલોકન કરવાથી પાઠકોને ઘણી નવીન બાબતોનું જ્ઞાન થશે."

પંડિત બલદેવપ્રસાદજીની એ યોજના ઠીક જણાયાથી આમાં પણ લગભગ તે ગ્રંથનુંજ ધોરણ રાખવામાં આવ્યું છે. રાજસ્થાનની ભૂગોળનો નિર્ણય છેક પાછળથી થવાથી તે વિષય આમાં શરૂઆતને બદલે છેવટ આપી શકાયો છે. આ સાથે જોડાયલી વિસ્તૃત અનુક્રમણિકા પ્રથમ જોઇ જવાથી કયો વિષય પ્રથમ વાંચવો ને કયો પછી વાંચવો, એનો નિર્ણય દરેક પાઠક પોતપોતાની રૂચિને અનુસરીને કરી શકશે.

સસ્તા સાહિત્ય ખાતા તરફથી પ્રકટ થતો રાજસ્થાનનો આ ગુજરાતી અનુવાદ પણ વિશેષ ભાગે એ હિંદી ગ્રંથને આધારેજ તૈયાર થયેલો છે. શેઠ ક્ષેમરાજજીએ એ પ્રમાણે કરવાની પરવાનગી પરમ ઉદારતાથી આપીને આ સંસ્થા તેમજ ગુર્જર વાંચક વર્ગપર જે ઉપકાર કર્યો છે, તે બદલ તેમને જે કંઇ ધન્યવાદ આપવામાં આવે તે થોડો છે.

કર્નલ ટૉડ સાહેબે આ ગ્રંથ લખવા પૂર્વે ઐતિહાસિક વિષયોની યથાસાધ્ય શોધખોળ, અભ્યાસ અને ચોકસી કરવામાં તેમજ પ્રાપ્ત હકીકતો યથામતિ વિચાર, અનુમાન કે નિર્ણયો સહિત સાદર કરવામાં કસર રાખી નથી; તોપણ આ વિષયપર નામદાર અંગ્રેજ સરકારની સહાય અને વિદ્વાનોના યત્ન વડે દિવસાનુદિવસ જે વિશેષ પ્રકાશ પડતો જાય છે; અને તેથી આગલાં અનુમાનો અને માન્યતાઓમાં જે સુધારણા થતી જાય છે તેની માહિતી પણ પાઠકો માટે ઓછી અગત્યની નથી.

બાંકીપુરના ખડ્ગવિલાસ પ્રેસ તરફથી રાજસ્થાનનો જે હિંદી અનુવાદ પ્રકટ થયેલો છે તેના સંપાદક પંડિત શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝા ઉક્ત ઐતિહાસિક બાબતોના ખાસ અભ્યાસી અને જાણકાર હોવાથી, તેમજ અજમેર ખાતે ના. સરકાર તરફથી ચલવવામા આવતા ઐતિહાસિક બાબતોની શોધખોળ અને જાળવણી કરનારા એક ખાતાના તેઓ અધિકારી હોવાથી, કર્નલ ટૉડ સાહેબે આપેલી હકીકતોમાં જ્યાં પણ ફેરફાર કે મતભેદ જેવું અથવા તો ખુલાસો, સુધારણા કે વિશેષ માહિતી ઉમેરવા જેવું તેમને જણાયું તે સર્વ ટીપ્પણીઓરૂપે એ ગ્રંથમા તેમણે આપ્યુ છે. એ પ્રકારે ન્હાની મ્હોટી સેંકડો નવીન ટીપ્પણીઓ ઉમેરીને તેમજ કર્નલ જેમ્સ ટૉડ સાહેબનું ઉત્તમ ચરિત્ર ઉમેરીને તે ગ્રંથની ઉપયોગિતામાં તેમણે જે વધારો કર્યો છે તે પ્રશંસાપાત્ર છે.

ઉપર પ્રમાણેના સુધારા વધારા સાથેના આઠ અધ્યાયો ટૉડ સાહેબના જીવનચરિત્ર સહિત પ્રથમ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવાનું માન ખડ્ગવિલાસ પ્રેસના અધિપતિ બાબુ રામરણવિજયસિંહે મેળવ્યું છે. જો કે આ આઠ અધ્યાયો સંપૂર્ણ ગ્રંથના એક ન્હાના ભાગ જેટલાજ છે; તોપણ સંપૂર્ણ ગ્રંથ એ પ્રકારે શોધિત વર્ધિત થઇ પ્રકટ થશે તો દેશભરમાં તે અદ્વિતીય ગણાશે એ નિર્વિવાદ છે.

ઉક્ત ગ્રંથ ઉપરથી ટૉડ સાહેબનું જીવનચરિત્ર તેમજ કેટલાંક અગત્યનાં ટીપ્પણો આમાં લેવા માટેની પરવાનગી માગવામાં આવતાં, આ સંસ્થાનો હેતુ, કામકાજ ઇ. તરફ દૃષ્ટિ રાખીને પંડિત ગૌરીશંકરજીએ, તેમજ ખડ્ગવિલાસ પ્રેસના મેનેજર મહાશયે, પૂર્ણ પ્રસન્નતા, નિષ્કામતા અને શુભેચ્છાપૂર્વક તે આપી છે. જે બદલ આ સ્થળે એ ઉભય સજ્જનોનો પણ અતિ પ્રેમપૂર્વક આભાર માની ઇચ્છીશું કે એ ગ્રંથને સંપૂર્ણ રૂપમાં પ્રકટ કરી જનસમાજ પ્રત્યેના પોતાના આભારને સંપૂર્ણ બનાવવાને તેઓ સત્વર શક્તિવાન થાય.

આ ગ્રંથને ગુજરાતીમાં અનુવાદિત કરનાર રા. રા. રત્નસિંહ દીપસિંહ પરમારનો પરિચય હવે ખાસ કરીને કરાવવો પડે તેમ નથી. બૃહદ્ ગ્રંથમાળાનુ પ્રથમ પુસ્તક 'શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા' તેમજ આ સંસ્થા તર્ફથી વિવિધ તથા ચરિત્રમાળાઓ દ્વારા નીકળેલાં કેટલાંએક પુસ્તકોના અનુવાદકતરીકે તેમનું નામ ગુર્જર વાંચકોમાં પ્રસિદ્ધજ છે. આ ગ્રંથના અનુવાદનું કાર્ય તેમણે બનતી ખંત અને સતતપણે ચાલુ રાખીને કરી આપેલું હોવાથીજ ધારેલા સમયે તે છાપવા આપી શકાયો છે; તેમજ ડાયમંડ પ્રેસના અધિપતિ અને વ્યવસ્થાપકે માત્ર ચારેક માસ જેટલા ટુંક સમયમાં તે છાપી આપવાથીજ બેસતા નવા વર્ષ સાથે તે પ્રકટ કરવા બની શક્યું છે; જે બદલ એ બે સજ્જનો ધન્યવાદને પાત્ર છે.

આ પુસ્તકમાં આપેલાં ચિત્રોમાંથી કર્નલ ટૉડ સાહેબનો બ્લૉક પ્રયાગના સુપ્રસિદ્ધ હિંદી માસિક 'મર્યાદા' ના અધિપતિ મહાશય તર્ફથી, તેમજ મેવાડના સમગ્ર રાજાઓ, મહારાણા પ્રતાપસિંહ અને વર્તમાન મહારાણા સર ફત્તેહસિંહજીના બ્લૉક શેઠ ક્ષેમરાજ શ્રીકૃષ્ણદાસજી તર્ફથી વાપરવા મળેલા છે; બાદશાહો અને રાજાઓ ઇત્યાદિનાં બીજાં તેર ચિત્રો કે જેમાંનાં ઘણાંખરાં આ પુસ્તકના ચાલુ લખાણ ભેગા છપાયાં છે તે સર્વેના બ્લૉકો "ભરતખંડનો સરલ ઇતિહાસ" ના કર્તા રા. રા. વિઠ્ઠલદાસ ધનજીભાઇ તર્ફથી વાપરવા મળેલા છે; ઝાલાપતિ માનસિંહનો બ્લૉક પ્રસિદ્ધ હિંદી માસિક પત્ર "સરસ્વતી" ના ચિત્ર પરથી તૈયાર કરાવ્યો છે; અને મહારાજા સયાજીરાવનો બ્લૉક મુંબઇના સુપ્રસિદ્ધ લક્ષ્મીઆર્ટ પ્રેસ તર્ફથી વાપરવા મળેલો છે. આ પ્રમાણે પ્રાપ્ત થયેલી ચિત્રોની સામગ્રી બદલ ઉક્ત સર્વ સજ્જનોનો પણ અમારે ઉપકાર માનવો જોઇએ.

આ ગ્રંથમાં પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝાકૃત જે જે ટીપ્પણો લેવામાં આવ્યાં છે તે દરેકની છેવટે "ગૌ. હી. ઓઝા." એવું ચિહ્ન કરેલું છે. પંડિત બળદેવપ્રસાદ મિશ્રનાં ટીપ્પણોની છેવટે "હિંદી અનુવાદક" એવું ચિહ્ન કરેલું જણાશે. અત્ર તરફનું ક્વચિત્ કોઈ ટીપ્પણુ હશે તેની છેવટે 'મંત્રી. સ. સા.' એવું ચિહ્ન હશે. આ શિવાય કશા ચિહ્ન વિનાનાં બીજાં જે ટીપ્પણો આપેલાં જણાય તેમાંનાં ઘણાંખરાં ખુદ કર્નલ ટૉડ સાહેબનાંજ સમજવાનાં છે. જો કે એવામાંનાં કેટલાંક ટીપ્પણો વાંચવાથી તે ટીપ્પણુ ટૉડ મહાશયનાં નહિ પણ હિંદી અનુવાદક યા બીજા કોઇએ લખેલાં હોય એમ જણાય છે; પરંતુ વેંકટેશ્વરના હિંદી રાજસ્થાનમાં એવે સ્થળે 'હિંદી અનુવાદક' એવું ચિહ્ન ભૂલથી કરવું રહી ગયું હશે કે બીજા સંશોધકે તે ટીપ્પણુ લખેલું હોઇને તેના તરફનું ચિહ્ન કરવું રહી ગયું હશે, તે નહિ સમજાયાથી એ બાબતમાં એ ગ્રંથ પ્રમાણેજ આમા પણ જેમનું તેમ કાયમ રાખવું પડયું છે. પુસ્તકોમાં અપાતાં ટીપ્પણો સહજ ન્હાના ટાઇપમાં આપવાનું ધોરણ છતાં ટીપ્પણોની અધિકતાને પહોંચી વળવા જોગી ટાઇપોની સગવડને અભાવે તે ચાલુ ટાઇપોમાંજ લેવરાવવાં પડયાં છે.

મૂળ હિંદી ગ્રંથ જુદી જુદી દષ્ટિથી ચારેક વખત જોઈ જઇને કેટલીક સામાન્ય ભૂલો માટે તેમજ અન્ય આવશ્યક બાબતોની સુધારણા અને સૂચનાઓ સાથેજ તે અનુવાદ માટે આપવામાં આવ્યો હતો. તેમજ અનુવાદ તૈયાર થઈ આવ્યા પછી પણ બનતું ધ્યાન તે પર અપાયા પછીજ છાપવા અપાતો હતો. આ બંને ક્રિયાઓ કરતા સમયે ઘણાખરાં પૃષ્ઠોમાં થોડું ઘણું કંઇ ને કંઈ કરવાનું નીકળતુંજ.

ક્ષત્રિય રાજવંશનાં બે વંશપત્રો પણ આ પુસ્તક સાથે પુરાં પાડવામાં આવ્યાં છે. જેમાંનું એક ઇક્ષ્વાકુ અને બુધથી માંડીને શ્રીરામચંદ્ર અને શ્રીકૃષ્ણચંદ્ર સુધીના સૂર્યવંશ તથા ચંદ્રવંશને દર્શાવનારૂં છે, તથા બીજું વંશવૃક્ષ મહાભારતના યુદ્ધસમયથી માંડીને ઇ. સ. ૭૨૦ પર્યંતનું છે. આ બંને વંશપત્રોનો સંબંધ આ પુસ્તકમાંના બીજા પરિશિષ્ટ સાથે છે. આ વંશપત્રોને વાચક પોતાની મરજી મુજબ છૂટાં રાખી શકે વા પુસ્તકમાં ચ્હોડી શકે, તેટલા માટે પ્રત્યેક પુસ્તક સાથે તે છૂટાંજ આપવાનું રાખ્યુ છે.

એ વંશપત્રોમાં તે વિષયની ટૉડ સાહેબની ટીપ્પણીઓ ઉપરાંત પંડિત બળદેવપ્રસાદની ટીપ્પણીઓ પણ આપેલી જણાશે. પંડિત ગૌરીશંકર ઓઝાનાં જે ટીપ્પણો એ ઉપરાતનાં જણાયાં છે તે પણ તેમના નામ સાથે તેમાં આપ્યાં છે.

પરિશિષ્ટો પછી આપેલી મુખ્ય સરદારોની નોંધ સ્વ૦ રા૦ બ૦ ગોપાળરાવ હરિ દેશમુખકૃત મરાઠી ગ્રથને આધારે આપી છે.

ગરીબ તેમ સારી સ્થિતિવાળાઓની સુગમતા માટે આ પુસ્તકની આવૃત્તિ ત્રણ પ્રકારની રાખવામાં આવી છે. (૧) ૨૬ કાગળો તથા બોર્ડ પટીના મજબૂત પુઠાવાળી મૂલ્ય રૂ ૨ (૨) ૫૦ રતલી મજબૂત કાગળો તથા કપડાના પાકા પૂઠાવાળી મૂલ્ય રૂ. ૨॥ (૩) સો રતલી મજબૂત કાગળો તથા સુશોભિત સોનેરી પાકા પૂઠા વાળી મૂલ્ય રૂ ૩॥.

અગાઉથી તેમજ ગ્રંથમાળાના ગ્રાહક દાખલ તુરતમાં એક માસ સુધીમાં ખરીદનાર ગ્રાહકો માટે ઉપલી કિંમતમાં પણ દર પ્રતે રૂ. ૦॥ ની તેમજ ચાલુ સં. ૧૯૭૦ ની આખર સુધીમાં ખરીદનાર માટે રૂ. ૦। ની ખાસ છૂટ મૂકવામાં આવી છે; પરંતુ અત્ર એ બાબત વાંચવા પરથી એ સમય પછી પણ એવી કિફાયતે મેળવવાની વૃથા માગણી કોઇ કરશે તો તેમને ઉત્તર કે પુસ્તક કશુંજ મળશે નહિ.

સર્વ ખર્ચની ગણનાપૂર્વક પુસ્તકોની પડતર કિંમત રાખવાનું આ સંસ્થાનું જે ધોરણ છે, તેને અનુસરીનેજ ઉપલી કિફાયત તરતમાં ખરીદનારને આપી શકાય છે. વ્યવસ્થા, જાળવણી, વીમો, બિગાડ, બુકસેલર કમીશન, જાહેરખબરો ઇ. નો ખર્ચ સત્વર ખપનાર પુસ્તકો પર થોડો આવે અને ઢીલથી ખપનાર પુસ્તકો પર અધિક આવે એજ એનું ખાસ કારણ છે. પડતર કિંમતનું આ ધોરણ નમુના દાખલ એકાદ પુસ્તકના દરેક પ્રકારના ખર્ચની વિગત સાથે વિવિધ ગ્રંથમાળાના એકાદ ભવિષ્યત્ અંકદ્વારા રજુ કરવા ધારણા છે.

આ પ્રમાણે ટીપ્પણીઓ, ચિત્રો, ટૉડ સાહેબનું ચિત્ર તથા ચરિત્ર, વંશવૃક્ષો, જુદી જુદી જાતની અને મૂલ્યની આવૃત્તિઓ ઇ. દરેક બાબતોની યથાસાધ્ય યોજના આ ગ્રંથની થવા ઉપરાંત આ સંસ્થાનું સસ્તાપણાનું જે મુખ્ય ધોરણ તેની સાથે જોડાયલું છે; તેને લીધે દેશભરમાં પ્રકટ થયેલાં અન્ય રાજસ્થાનોના કદ ઇ. સાથે સરખાવતાં તેનું મૂલ્ય પચાસથી પોણોસો ટકા જેટલું ઓછું હોવાની વાર્તા પણ સ્પષ્ટજ છે. આશા રાખવામાં આવે છે કે ગુર્જર વાચક સમાજ આવા સુલભ અને ઉપયોગી ઐતિહાસિક ગ્રંથનો લાભ લેવામાં પછાત પડશે નહિ.

આ કે હરકોઇ પુસ્તક માટે દરેક સંપૂર્ણતાનો લેશ પણ દાવો ન સમજતાં તેમાં રહી ગયેલી ખામીઓ તેમજ વધારા સુધારા માટે જે કાંઇ ઉપયોગી સામગ્રી શુભેચ્છક અનુભવીઓ તરફથી પુરી પાડવા કૃપા થશે, તેનો આભાર સહિત બનતો લાભ પુનરાવૃત્તિ પ્રસંગે લેવાશેજ.

આ વાર્તા પણ જણાવવી જોઇએ કે 'રાજસ્થાનના ઇતિહાસ' નો આ ગ્રંથ ગુજરાતી ભાષામાં પ્રથમજ નીકળતો હોય એમ કોઇએ ભૂલમાં માની લેવાનું નથી. ઇ. સ. ૧૯૧૧ માં ભાવનગરમાંથી રા. રા. પુરૂષોત્તમદાસ ગીગાભાઇએ સંક્ષિપ્ત બંગાલી રાજસ્થાનના અનુવાદરૂપે બે ભાગમાં થઇને ૯૦૦) પૃષ્ઠનો આ ગ્રંથ "ટૉડ રાજસ્થાન" એ નામથી રૂ. ૧૦) માં પ્રકટ કરેલો છે. એ પછી રા. રા. ભગુભાઇ ફત્તેહચંદ કારભારીએ "રાજસ્થાન" એ નામથી કુલ ૧૦૦૦ પૃષ્ઠના બે ભાગો ઈ. સ. ૧૯૧૨ માં રૂ. ૧૦, થી પ્રકટ કર્યા છે.

એ શિવાય એક મહત્વનું પુસ્તક એ બંને ગ્રંથોથી ઘણું અગાઉ એટલે કે ઇ. સ. ૧૮૯૧ માં ભાદરવા નિવાસી રા. રા. અમૃતલાલ ગોવર્ધનદાસ શાહ બાપાવાળા તથા કાશીરામ ઉત્તમરામ પંડયાએ મળીને પ્રકટ કરેલું છે. એના આઠસો પૃષ્ઠ જેટલા કદમા રાજસ્થાનનાં રાજ્યોના ઇતિહાસને લગતો ભાગ જો કે સારરૂપે માત્ર દોઢસો પૃષ્ઠમાંજ સમાવેલો છે; તોપણ તેમાં ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, પંજાબ ઇત્યાદિ હિંદના ઘણાખરા દેશોનાં રાજ્યોનો સંક્ષિપ્ત ઇતિહાસ સમાવેલો હોવાથી ગુજરાતના ઐતિહાસિક સાહિત્યમાં તેણે સારૂં સ્થાન મેળવેલું છે. ખરીદવા ઇચ્છનારની જાણ માટે તેનુ મૂલ્ય રૂ. ૧૦) છે.

આ પ્રમાણે ઉક્ત ત્રણે ગ્રંથો દ્વારા ગુર્જર પ્રજાની જે ઉત્તરોત્તર સેવા બજાવવામાં આવી છે તે બદલ એ સર્વ સજ્જનોને ગુર્જર પ્રજા જે કંઇ ધન્યવાદ આપે તે યોગ્યજ છે. એ સજ્જનોનાજ સન્માર્ગમાં રહીને એજ ગ્રંથ કાંઇ પણ સક્ષેપ કે કાપકુપ કર્યા વિના તેમજ યથાપ્રાપ્ત ટીપ્પણીઓ, ચિત્રો, વંશપત્રો, ટૉડ સાહેબનું ચરિત્ર ઇત્યાદિ વિશેષતાઓ સાથે તથા ભાષાની બને તેટલી સરળતા, રસિકતા અને શુદ્ધિ સાથે આ સંસ્થાએ પ્રકટ કર્યો છે. વિશેષમાં મૂલ્ય બની શકે તેટલું ઓછુ રાખી ગરીબ તેમ મધ્યમ વર્ગો તેનો છૂટથી લાભ લઇ શકે તેમ કરવું, એ તેનો સર્વથી મુખ્ય ઉદ્દેશ છે.

હરકોઇ ઉત્સાહી સજ્જન ધારે તો આવા ગ્રંથો હજી પણ વિગતોમાં, ચિત્રોમાં, શુદ્ધિમાં અને બીજી તેવી અનેક બાબતોમાં અનેક વિશેષતાઓ સાથે અને આ કરતાં પણ સ્વલ્પ મૂલ્યે પ્રકટ કરી અધિક લોકહિત સાધી શકે તેમ છે. ઉદારતા, સેવાવૃત્તિ, ઉત્સાહ, ખંત, મહેનત અને નિષ્કામતાની દેશભરમાં દરેક દિશામાં અત્યંત આવશ્યકતા પ્રકટજ છે. આ લખનારે તો માત્ર દેશમાંના સામાન્ય અને ગરીબ જનસમાજને માટે પ્રાપ્ત સ્વલ્પ શક્તિ, સાધનો અને સંયોગોને અનુસરીને જે કંઇ જેવું બની શક્યું તેવું લોકસેવામાં સાદર કરવાનો રંક યત્ન કર્યો છે. એક હાથપર અમુક વ્યક્તિઓનો અમુક સ્વાર્થ અને બીજા હાથપર હજારોનું હિત એ ઉભયનો વિચાર પણ આવાં કાર્યો હાથ ધરવા સમયે થાય છેજ; પણ અનેકના હિતના પક્ષપાસે પરિણામે આ લખનારને પરાજીત થવું પડે છે. આથી જો કે એ અમુક વ્યક્તિઓ તરફથી નિંદા ઇત્યાદિના મળતા શિરપાવ સહેવા પડે છે ખરા.

આ ગ્રંથના દ્વિતીય ભાગનો અનુવાદ પણ તૈયાર થવા આવેલો હોઇ બનતી ત્વરાએ પ્રકટ થવા સંભવ છે. એ બંને ભાગો મળીને આ ગ્રંથનું કદ બસો ફૉર્મ (૧૬૦૦ પૃષ્ઠ) વા તેથી કંઇક અધિક થવા સંભવ છે. લખાણનો બને તેટલો અધિક સમાવેશ કરવા પ્રત્યે ખાસ ધ્યાન ન રાખતાં અન્યના

ગ્રંથો જેવું ટુંકું લખાણ જો આમાં પણ રાખવામાં આવ્યું હોત, અથવા સહજ મ્હોટા ટાઇપમાં જો તે છપાયું હોત તો આથી પણ સવાયું દોઢું કદ આ ગ્રંથનું થયું હોત.

જનસમાજમાં ઉત્તમ કેળવણી અને વાચનનો અધિકાધિક પ્રચાર થવાની અત્યંત આવશ્યકતા જોતાં એ દિશામાં લોકહિતાર્થે કાર્ય કરનાર ઉદારાત્માઓ પ્રત્યે સદ્ભાવ પ્રદર્શિત કરવાને, તેમજ 'લક્ષ બેસે તો ઠીક લોકોપકારક થઇ પડે' એવા સજ્જનોનું એ દિશા પ્રત્યે લક્ષ આકર્ષવાને તે તે પ્રકારની વ્યક્તિઓ પ્રત્યે હવેથી આ સંસ્થાનાં પુસ્તકોની અર્પણ પત્રિકાઓ આપતા ચાલવાનો વિચાર રાખ્યો છે. જેને અનુસરીને આ પુસ્તકની પ્રથમ પ્રતિ ગુજરાતના સર્વશ્રેષ્ઠ રાજ્યપતિ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ, કે જેમણે લોકહિતાર્થે સેન્ટ્રલ લાયબ્રેરીની, ગામેગામ લાયબ્રેરીઓ સ્થાપવાની, ફરતી લાયબ્રેરીઓની, મુફત તથા ફરજીઆત કેળવણીની, અને એવી અનેક યોજનાઓ ઉદાર ખર્ચથી ચાલુ કરી છે; સેંકડો ઉપયોગી પુસ્તકો લાખોના ખર્ચે લખાવી પ્રકટ કર્યાં છે; ગયે વર્ષેજ દેશી ભાષાઓના સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે બે લક્ષ રૂ. પોતાના ખાનગી ખાતામાંથી આપવાની મહાન ઉદારતા કરી છે; અને એવી રીતે આખા હિંદ માટે આદર્શરૂપ અને માર્ગસૂચક થઇ પડે એવા જ્ઞાનપ્રચારના અનેક આરંભ કર્યા છે; તેઓ પ્રત્યે અર્પાશે. બદલાની કિંચિત્ પણ આશા રહિત આવાં નિષ્કામ સમર્પણો; એવા સુયોગ્ય શ્રીમાન વ્યક્તિઓ અને વિદ્વાન તથા ગરીબ વર્ગો વચ્ચે પરસ્પર અધિકાધિક ઉદારતા, જ્ઞાન, પ્રેમ અને ઐક્યનાં કંઇક પણ પોષક થશે તો બસ છે.

આ બૃહદ્ ગ્રંથમાળાનું દરેક પુસ્તક કદમાં મ્હોટું હોવાથી તેમજ આ માળાના સંબંધમાં વાર્ષિક કદ અને મૂલ્યની યોજના પૂર્વક અગાઉથી નાણાં લેવાની ગોઠવણ હજી નહિ બનવાથી દરેક પુસ્તક પાછળ નાણાંની જે મ્હોટી રકમ રોકાય છે, તેને લીધે નીકળેલ પુસ્તકો ખપીને તેનાં નાણાં ભેગાં થાય નહિ ત્યાં સુધી બીજાં પુસ્તકો છપાવવાનું બની શકતું નથી. આ બૃહદ્ ગ્રંથમાળાનું પ્રથમ પુસ્તક "શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ ગીતા"ની પ્રતો એક વર્ષના અરસામાં લગભગ ખપી રહેવા આવેલી હોવાથી જ તેનાં નાણાંવડે 'શ્રી શિવાજી છત્રપતિ' નું ચરિત્ર તથા આ ગ્રંથ છપાવવામાં સહાયતા મળી ગઇ છે. પરંતુ 'શિવાજી છત્રપતિ'ના ચરિત્રની ઉપયોગિતા તરફ જોતાં એવા પુસ્તકનો ઉપાડ જેટલો થવો જોઇએ તેટલો હજી થયેલો જણાતો નથી. ગુર્જર પ્રજાની ચરિત્રના ઉત્તમ સાહિત્ય પ્રત્યેની આ બેદરકારી તેના હરેક શુભેચ્છકને બેશક ખેદ ઉપજાવનારી છે. ભાગવત ભાષાંતરનો લાભ છજ માસમાં સાડા ત્રણ હજાર પ્રત જેટલો બહોળો લેવાયો છે.

બૃહદ્ ગ્રંથમાળા દ્વારા હવે આ બીજું મ્હોટું ઐતિહાસિક પુસ્તક પ્રકટ થાય છે. એની ઉપયોગિતા વિષે પણ મતભેદ ન હોવા છતાં ગુર્જર પ્રજા તેનો કેવા પ્રમાણમાં લાભ લે છે, એ જોવાનું છે. જો આવાં પુસ્તકોનો સારો લાભ લેવાતો ચાલશે તો રાજસ્થાનનો બીજો ભાગ, દાસબોધ, વાલ્મીકિ રામાયણ, પંચદશી, મહાભારત, રામકૃષ્ણ કથામૃત, યોગવાસિષ્ઠ, ઉપનિષદ, બૃહત્ કાવ્યસંગ્રહ, સુંદરવિલાસ, અખાની વાણી, મનુસ્મૃતિ ઇત્યાદિ ગ્રંથોમાંથી દરવર્ષે બે ચાર નીકળતાજ રહેશે. અને નહિ તો નાણાંની રકમ જેટલી પણ મોડી ઉભી થશે ત્યાં સુધી તે ઢીલમાં રહેશે. અલબત્ત "સ્વામી રામતીર્થના ઉપદેશો" ના પાંચ ભાગોની પુનરાવૃત્તિ તથા "આર્યભિષક્" નામક વૈદ્યક ગ્રંથની ત્રીજી આવૃત્તિ, આ બે ગ્રંથોની ગોઠવણ થઇ ચૂકેલી હોવાથી તે તો આવતા ઉન્હાળા અગાઉ નીકળશેજ. કહેવાનું તાત્પર્ય એજ કે, આવા ગ્રંથોને ખરીદવાથી જૂજ કિમતમાં એક લાભદાયક વસ્તુ મેળવવા સાથે તેનો ખરીદનાર અન્ય એવાં અનેક ઉપયોગી પુસ્તકો પ્રકટ થવાના માર્ગમાં પણ સહાયક અને ઉત્સાહવર્ધક બને છે એ વાત ભૂલવા જેવી નથી. ગુર્જરપ્રજામાં આ પ્રકારે હિતાવહ વાંચન અને અન્ય ઉપકારક સાધનો પ્રત્યેનો પ્રેમ અધિકાધિક પ્રવર્તો તેનું અને ભૂત માત્રનું સર્વ પ્રકારે સત્ય હિત થાઓ એમ ઇચ્છી ॐ તત્ સત્.

આશ્વિન કૃષ્ણ ચતુર્દશી વિ. સં. ૧૯૬૯
અક્ટોમ્બર ઇ. સ. ૧૯૧૩. } ભિક્ષુ—અખંડાનંદ.

# अनुक्रमणिका.

**પ્રકીર્ણ**—કર્નલ જેમ્સ ટૉડનું જીવન વૃત્ત–પૃષ્ઠ ૧૭ થી ૩૨, મહોદય ટૉડ પ્રણીત ભૂમિકા–પૃષ્ઠ ૩૩ થી ૪૦, હિંદી અનુવાદકની ભૂમિકાનો સારાંશ–પૃષ્ઠ ૪૧ થી ૪૮.

**અધ્યાય ૧ લો**—( પૃષ્ઠ ૧ થી ૮ ) રાજસ્થાનના વિભાગ–પ્રમાણુને માટે અનેક ઐતિહાસિક ગ્રંથો તથા શિલાલેખોનું વર્ણન–કનકસેન–સૌરાષ્ટ્ર દેશમાં કનકસેનનો પ્રવેશ–વલ્લભીપુર–શિલાદિત્ય–વલ્લભીપુર ઉપર વિદેશીઓનું આક્રમણ–વલ્લભીપુરનો ધ્વંસ.

**અધ્યાય ૨ જો**—( પૃષ્ઠ ૯ થી ૨૦ ) ગોહનું જન્મવૃત્તાંત–ઈડરરાજ્યની પ્રાપ્તિ–'ગિહ્‌લોટ' શબ્દની ઉત્પત્તિ–બાપ્પાનો જન્મ–ગિહ્‌લોટ લોકોની પ્રાચીન પૂજાવિધિ–બાપ્પાનું વૃત્તાન્ત–અગુણા પાનોર–બાપ્પાનું શૈવ મંત્રગ્રહણ–ચિતોડ રાજ્યની પ્રાપ્તિ–બાપ્પાનો આશ્ચર્યકારક રીતે આવેલો અંત–બીજી અને અગીઆરમી શતાબ્દીના મધ્ય ભાગના મેવાડના ઇતિહાસના ચાર પ્રધાન કાળનું નિરૂપણ.

**અધ્યાય ૩ જો**—( પૃષ્ઠ ૨૧ થી ૩૨ ) બાપ્પા અને સમરસિંહની વચ્ચેના રાજાઓનું વૃત્તાંત–બાપ્પાનાં સંતાનો–ભારત વર્ષ ઉપર આરબ લોકોનું આક્રમણ–ચિત્તોડનું રક્ષણ કરવાને સમરક્ષેત્રમાં ઉપસ્થિત થયેલા રાજપુત રાજાઓનું સંક્ષિપ્ત વૃત્તાંત.

**અધ્યાય ૪ થો**—( પૃષ્ઠ ૩૩ થી ૪૯ ) મહાકવિ ચંદ લિખિત ઐતિહાસિક વૃત્તાંત–અનંગપાલ–સમરસિંહ–તાતારવાસિયોનો ભારતવર્ષપર અધિકાર–સમરસિંહની વંશાવલી–રાહપ તથા તેના ઉત્તરાધિકારીઓ.

**અધ્યાય ૫ મો**—( પૃષ્ઠ ૫૦ થી ૭૦ ) રાણા લક્ષ્મણસિંહ–ચિત્તોડપર અલ્લાઉદ્દીનનું આક્રમણ–અલ્લાઉદ્દીનની દગલબાજી–ભીમસિંહને મુક્ત કરવાને માટે ચિત્તોડના સામંતોનું શસ્ત્રધારણ–રાણાજી તથા તેમના પુત્રોનો અપૂર્વ આત્મોત્સર્ગ–યવનોએ ચિત્તોડનો કરેલો નાશ–રાણા અજયસિંહ–હમીર–હમીરની ચિત્તોડપ્રાપ્તિ–મેવાડની પ્રસિદ્ધિ–શ્રીવૃદ્ધિનું વર્ણન–ક્ષેત્રસિંહ–લાક્ષ્મ.

**અધ્યાય ૬ ઠ્ઠો**—( પૃષ્ઠ ૭૧ થી ૮૫ ) રાજપુતોનો સ્ત્રીવિષયક શિષ્ટાચાર–જ્યેષ્ઠ કુમારને સિંહાસનારૂઢ કરવાની રીતિમાં પરિવર્તન–ખરા ઉત્તરાધિકારી ચંદ્રને બદલે તેમના કનિષ્ઠ ભ્રાતા મુકુલજીને સિંહાસનપ્રાપ્તિ–મેવાડમાં રાઠોડ લોકોના અન્યાયી રાજ્યપ્રબંધથી અનેક પ્રકારના ઝઘડાની ઉત્પત્તિ–તેમને ચિત્તોડમાંથી હાંકી કાઢી વીરવર ચંદ્રે કરેલી મંદોર નગરની પ્રાપ્તિ–મેવાડ અને મારવાડ વચ્ચેનો સંબંધ–મુકુલજીનું રાજ્યશાસન અને તેનો વધ.

**અધ્યાય ૭ મો**—( પૃષ્ઠ ૮૬ થી ૧૦૩ ) કુંભનું રાજ્યપદારોહણ–માલવપતિ મહમ્મદને જીતી, કેદ કરી ચિત્તોડમાં લાવવું–રાણા કુંભના ગૌરવની વૃદ્ધિ–પુત્રદ્વારા રાણા કુંભનો ગુપ્ત વધ–પિતૃઘાતકને દૂર કરી રાયમલ્લનું સિંહાસનપર આરૂઢ થવું–દિલ્લીના પાદશાહનું મેવાડપર આક્રમણ–રાયમલ્લનો વિજય–ગૃહકલહ–રાયમલ્લનું મૃત્યુ.

**અધ્યાય ૮ મો**–( પૃષ્ઠ ૧૦૪ થી ૧૨૧ ) રાણા સંગ્રામસિંહનું રાજ્યારોહણ–મુસલમાનોના રાજ્યનું વૃત્તાંત–મેવાડનું ગૌરવ–સંગ્રામસિંહનો વિજય–ભારત વર્ષપર બાબરનું આક્રમણ–દિલ્લીના પાદશાહનો બાબર દ્વારા પરાજય અને વધ–રાણા સંગ્રામસિંહપર બાબરનું આક્રમણ–કનૂઆ સ્થાનનું યુદ્ધ–સંગનો પરાજય–સંગના મૃત્યુનું વર્ણન તથા તેમનું ચરિત્ર–રાણા રત્નનું રાજ્યપદારોહણ–તેમનું મૃત્યુ–રાણા વિક્રમાજિત રાણા વિક્રમાજિતનું આચરણ–સરદારોની સાથે વૈર–ચિત્તોડપર માળવાના નવાબનું આક્રમણ–ચિત્તોડનો નાશ–જુહારવ્રત–મુસલમાનોએ ચિત્તોડમાં કરેલી મોટી લૂંટ–ચિત્તોડના રક્ષણ માટે હૂમાયુનું આગમન–ચિત્તોડનો ઉદ્ધાર કરીને વિક્રમાજિતને પુનઃ રાજ્યપદપર અધિષ્ઠિત કરવા–સરદારોદ્વારા વિક્રમાજિતનું પદભ્રષ્ટ થવું વનવીરને રાણા બનાવવા–વિક્રમાજિતનો વધ.

**અધ્યાય ૯ મો**–(પૃષ્ઠ ૧૨૨થી ૧૪૩) વનવીરનું શાસન, સંગ્રામસિંહના બાળક પુત્ર ઉદયસિંહને મારી નાંખવાને માટે વનવીરનો ઉદ્યોગ–ઉદયસિંહના પ્રાણની રક્ષા–દીર્ઘ કાળ પર્યંત તેમનો ગુપ્તવાસ–સરદારોએ તેમનો રાણા તરીકે કરેલો સ્વીકાર–દૂનાનું વર્ણન–ઉદયસિંહે કરેલી ચિત્તોડની પ્રાપ્તિ–વનવીરનું

પદભ્રષ્ટ થવું–નાગપુરના ભોંસલેની ઉત્પત્તિનું વર્ણન–રાણા ઉદયસિંહના રાજ્યનું વર્ણન–તેમની અયોગ્યતા હુમાયુનું પદભ્રષ્ટ થવું–અકબરનો જન્મ–હુમાયુએ બીજીવાર કરેલી રાજ્યપ્રાપ્તિ–હુમાયુના પરલોકવાસ પશ્ચાત્ અકબરનું તખ્તપર બેસવું–ઉદયસિંહ અને અકબરનાં ચરિત્રોનો મુકાબલો–ચિત્તોડપર અકબરનું આક્રમણ અને ઉદયસિંહનું ચિત્તોડમાંથી પલાયન–ચિત્તોડની રક્ષાને માટે રાજપુતોએ કરેલું યુદ્ધ–જયમલ્લ અને પત્ત–વીર નારી–જુહારવ્રત–હિન્દુ મુસલમાનો વચ્ચે તુમુલ યુદ્ધ–અકબરનો વિજય–નગરવાસીઓની હત્યા–ઉદયસિંહે ઉદયપુરની કરેલી સ્થાપના–ઉદયસિંહનો પરલોકવાસ.

**અધ્યાય ૧૦ મો–**( પૃષ્ઠ ૧૪૪ થી ૧૭૨ ) મહારાણા પ્રતાપસિંહનું રાજ્યારોહણ–અકબર સાથે રાજપુત રાજાઓનું મળી જવું–પ્રતાપની દીનાવસ્થા–યુદ્ધની તૈયારીઓ–માલદેવનું અકબરને આધીન થવું–પ્રતાપનો રાજપુત રાજાઓ સાથેનો સંબંધ છૂટવો–અંબરનો રાજા માનસિંહ–સલિમનું મેવાડપર આક્રમણ–હલદીઘાટનું યુદ્ધ–સલીમની સાથે પ્રતાપનું ઘોર યુદ્ધ–પ્રતાપનુ ઘાયલ થવું–ઝાલા સરદારે કરેલું પ્રતાપનું રક્ષણ–પ્રતાપના ભ્રાતા શક્તસિંહ અને પ્રતાપનો મેળાપ તથા પ્રીતિદર્શન–અકબરે કમલમેર દુર્ગ મેળવવો–મોગલ સેનાનો ઉદયપુરપર અધિકાર–મોગલ સેનાપતિ ફરીદનો સેના સહિત પ્રતાપે કરેલો નાશ–ભીલોદ્વારા પ્રતાપના પરિવારની થયેલી રક્ષા–ખાનખાનાન–પ્રતાપપર મહાન સંકટ–અકબરની સાથે સંધિ કરવાની પ્રતાપસિંહની માગણી–બીકાનેરના રાજકુમાર પૃથ્વીસિંહ–ખુશરોઝનું વૃત્તાંત–પ્રતાપનું સિંધુ નદી તરફ ગમન–તેમના મંત્રીની સ્વામીભક્તિ–પ્રતાપનું પાછા મેવાડમાં આવવું–પ્રતાપનું મોગલોપર એકાએક આક્રમણ–કમલમેર અને ઉદયપુરનો પુનરૂદ્ધાર–પ્રતાપનુ વિજયગૌરવ–તેમને થયેલી પીડા–અને તેમના મૃત્યુનું વૃત્તાંત.

**અધ્યાય ૧૧ મો—**(પૃષ્ઠ ૧૭૩ થી ૧૯૭)–અમરસિંહનો રાજ્યાભિષેક–રાજા માનસિંહપર વિષપ્રયોગ કરતાં અકબરનું પોતાનું મૃત્યુ–પિતાની સમક્ષ કરેલી પ્રતિજ્ઞા પાળવામાં અમરસિંહની આનાકાની–સાલુમ્બ્રા સરદારનું આચરણ–અમરસિંહદ્વારા સમ્રાટ્‌ની સેનાનો પરાજય–ચિત્તોડમાં સુગ્રાજી (સાગરજી) નો રાજ્યાભિષેક–સાગરજીનુ અમરસિંહને ચિત્તોડ સમર્પણ કરી દેવુ–નવીન નવીન જય–ચદાવતો અને શક્તાવતોના માંહોમાંહેના ઝઘડા–શક્તાવતોની ઉત્પત્તિનું વૃત્તાંત–રાણાની વિરૂદ્ધ પાદશાહના પુત્ર પર્વેઝની યુદ્ધ માટેની તૈયારી–રાણાએ કરેલો તેનો પરાજય–મહોબતખાનનો પરાજય–સુલ્તાન ખુશરોએ મેવાડપર કરેલું આક્રમણ–અમરસિંહની નિરાશા–ઇંગ્લાંડથી આવેલો દૂત–અમરસિંહનો વનવાસ અને પરલોક ગમન.

**અધ્યાય ૧૨ મો—**( પૃષ્ઠ ૧૯૮ થી ૨૪૦ ) કર્ણદ્વારા ઉદયપુરનું દ્દઢ થવું, તથા તેની શોભાની વૃદ્ધિ થવી–સમ્રાટ્‌ની સભામાં જવાની ફરજમાંથી રાણાની મુક્તિ–સમ્રાટ્‌ને સહાય માટે આપેલી સેનાના સરદાર તરીકે ભીમનું નિયુક્ત થવું–સુલતાન ખુર્રમ અને ભીમે મળી પર્વેઝની વિરૂદ્ધ રચેલું ષડ્યંત્ર–રાજ્યદ્રોહીઓ ઉપર જહાંગીરનું આક્રમણ–ભીમનો વધ–ખુર્રમનું ઉદયપુરમાં નાસી જવું–રાણાએ સન્માનપૂર્વક તેનો કરેલો સ્વીકાર–રાણા કર્ણનો પરલોકવાસ–રાણા જગતસિંહનો રાજ્યાભિષેક–જહાંગીરનું મૃત્યુ–શાહજહાં નામ ધારણ કરી ખુર્રમનું સિંહાસનારૂઢ થવું–મેવાડમાં પ્રસરેલી ગંભીર શાન્તિ–પેશોલોના દ્વીપોમાં રાણાએ મહાલય બંધાવવો–ચિત્તોડની પુનઃ કરેલી મરામત–જગતસિંહનું મૃત્યુ–રાણા રાજસિંહનો રાજ્યાભિષેક–શાહજહાંને પદભ્રષ્ટ કરી ઔરંગઝેબનું સિંહાસનારૂઢ થવું–જહાંગીર અને શાહજહાં હિન્દુઓપર પ્રેમ રાખતા હતા તેનાં યથાર્થ કારણ–ઔરંગઝેબના ચારિત્ર્યનું વર્ણન–રાજપુતો ઉપર ઔરંગઝેબે નાખેલો જજીઆવેરો–રૂપનગરની રાજકુમારી સાથે ઔરંગઝેબે વિવાહ કરવા માટે કરેલો પ્રયાસ–તેને હરણ કરી રાજસિંહનું પોતાના નગરમાં આવવું–સમ્રાટ્‌ની સામે યુદ્ધ કરવાનો તેમણે કરેલો ઉદ્યોગ–ઔરંગઝેબનું યુદ્ધ કરવા માટે આવવું–ગીરવાની ખીણ–રાજકુમાર અકબરનો પરાજય–તેનું ગિરિસંકટમાં ફસાઇ પડવું–રાણાના જ્યેષ્ઠ કુમારે આ સંકટમાંથી અકબરનો કરેલો ઉદ્ધાર–દિલેરખાંનો પરાજય–રાણા અને તેમના સહાયક રાઠોડોએ ઔરંગઝેબનું કરેલું અપમાન–યુદ્ધભૂમિમાંથી ઔરંગઝેબનું નાસી જવું–રાજકુમાર ભીમનું ભયંકર આક્રમણ–રાણાના મંત્રીઓએ માળવાની કરેલી લૂંટ–રાજપુત દલનું એકત્રિત થઇ અજીમને પરાજિત કરી ચિત્તોડમાંથી તેને નસાડી મૂકવો–મોગલોના ત્રાસમાંથી મેવાડનો ઉદ્ધાર–મારવાડમાં ભયંકર યુદ્ધ–સિસોદિયા અને રાઠોડોની એકત્રિત થયેલી શક્તિથી સુલતાન અકબરનો પરાજય–રાજપુતોનું

ષડ્યંત્ર–ઔરંગઝેબને પદભ્રષ્ટ કરી અકબરને સિંહાસનપર બેસાડવાનો તેમણે કરેલો વિચાર–આ વિચારનું નિષ્ફળ થવું–રાણાની સાથે મોગલ સમ્રાટ્ને સંધિ કરવાનો વિચાર અને સંધિ થવી–ભયંકર આઘાતથી થયેલું રાણાનુ મૃત્યુ–રાણાનુ ચરિત્ર અને ઔરંગઝેબનું ચરિત્ર, એ ઉભયની સમાલોચના–સમંદ સરોવર–ભયંકર દુર્ભિક્ષ અને મહામારી.

**અધ્યાય ૧૩ મો**—( પૃષ્ઠ ૨૪૧ થી ૨૫૭ ) રાણા જયસિંહ અને તેમના સમકાલીન ભ્રાતા સંબંધે ચાલતી એક વાત–રાણા અને રાજકુમાર અજીમની વાત–સંધિ થવી–સંધિ તૂટી જવી–રાણાજીએ બંધાવેલું જયસમંદ સરોવર–સાંસારિક લડાઇ ઝઘડા–યુવરાજ અમરસિંહનો વિદ્રોહ–રાણાનું મૃત્યુ–અમરસિંહનો રાજ્યાભિષેક–ઔરંગઝેબના ઉત્તરાધિકારી સાથે તેને થયેલી સંધિ–યુદ્ધ સંબંધે કરેલો વિચાર–જજીઆવેરો નાંખવો–ઔરંગઝેબના પંજામાંથી રાજપુતોની થયેલી મુક્તિ–ઔરંગઝેબનું મૃત્યુ–રાજ્યમાં ઝગડો–મોગલ સિંહાસનપર બહાદુરશાહનો અભિષેક–શીખોએ સ્વતંત્ર થવાને કરેલો પ્રયાસ–મેવાડ અને અંબર રાજ્ય વચ્ચે થયેલી એકતા–તેમનુ પરસ્પર વૈર–બહાદુરશાહનું મૃત્યુ–ફર્રૂખશીયરનો અભિષેક–મારવાડની રાજકુમારી સાથે થયેલો તેનો વિવાહ–ભારતવર્ષમાં બ્રિટિશ પ્રબળતાનો સૂત્રપાત–બાદશાહની સાથે રાણાજીએ કરેલી સંધિ–જાટોની સ્વાધીનતા–રાણા અમરસિંહનો સ્વર્ગવાસ–તેમનું ચરિત્ર.

**અધ્યાય ૧૪ મો**—( પૃષ્ઠ ૨૫૮ થી ૨૮૧ ) રાણા સંગ્રામસિંહ–મોગલ શહેનશાહતની અવનતિ–નિઝામ ઉલ્ મુલ્કે કરેલી હૈદરાબાદ રાજ્યની સ્થાપના–સમ્રાટ્ ફર્રૂખશીયરની હત્યા–જજીઆવેરાનું રદ થવું–મહમદશાહનો રાજ્યાભિષેક–સૈયદબંધુ દ્વારા અયોધ્યાની પ્રાપ્તિ–મેવાડની શાસનપદ્ધતિ–રાણા સંગ્રામસિંહનું પરલોક ગમન–રાણા સંગ્રામસિંહ વિષે ચાલતી કેટલીક વાતો–રાણા (દ્વિતીય) જગત્સિંહનું સિંહાસનપર આરૂઢ થવું–મારવાડ અને અંબર સાથે સંધિ–મહારાષ્ટ્રીઓનું બળવા અને ગુજરાતપર આક્રમણ અને અધિકાર–નાદિરશાહનું આક્રમણ–દિલ્લીનું સત્યાનાશ–રાજપુતોની તે સમયની અવસ્થા–મેવાડની સીમા–રાજપુતોનો સંપ–બાજીરાવનું મેવાડપર આક્રમણ–રાણાજીપર વાર્ષિક કર લગાડવો–અંબરનું સિંહાસન માધોસિંહને મળવામાં ઝઘડો–રાજમહલનું યુદ્ધ–રાણાનો પરાજય–મલ્હારરાવ હોલકર સાથે તેમણે કરેલી સંધિ–વિષપાનથી અંબરના ઇશ્વિરીસિંહનો પ્રાણત્યાગ–રાણાનો પરલોકવાસ–તેમનું ચરિત્ર.

**અધ્યાય ૧૫ મો**—( પૃષ્ઠ ૨૮૨ થી ૨૯૮ ) દ્વિતીય પ્રતાપસિંહ–દ્વિતીય રાજસિંહ–રાણા અરિસિંહ–મેવાડપર હોલ્કરનું આક્રમણ અને તેણે લીધેલો કર–રાણાને પદચ્યુત કરવાને રચાયેલું ષડ્યંત્ર–વિદ્રોહી સરદારોએ ઉપસ્થિત કરેલો એક નામધારી રાણો–કોટાના જાલિમસિંહ–સિંધિયાની સાથે નામધારી રાણાનું મળી જવું–આ ઉભયની એકત્રિત સેનાપર રાણાએ કરેલુ આક્રમણ–રાણાનો પરાજય–સિંધિયાએ મેવાડપર કરેલું આક્રમણ અને ઉદયપુરપર ઘેરો–રાણાએ મંત્રી તરીકે અમરચંદની કરેલી નિમણુક–અમરચંદની તેજસ્વિતા–સિંધિયા સાથે કરેલી સંધિ–સિંધિયાનું ચાલ્યા જવું–મેવાડ રાજ્યની ક્ષીણતા–વિદ્રોહી સરદારોનું રાણાને શરણે આવવું–ગદવાડ પ્રાંતપરના અધિકારનો લોપ–રાણાજીનો ગુપ્ત વધ–રાણા હમીરનો રાજ્યાભિષેક–રાજ્યમાતા અને અમરચંદની વચ્ચે કલહ–અમરચંદની મહાનુભાવતા–તેનું મૃત્યુ, સ્વભાવ, ગુણ ઇત્યાદિ–મેવાડ રાજ્યનો ક્ષય.

**અધ્યાય ૧૬ મો**—( પૃષ્ઠ ૨૯૯ થી ૩૩૯ ) રાણા ભીમ–શિવગઢનો ઝઘડો–ગયેલી ભૂમિ રાણાએ પાછી મેળવવી–અહલ્યાબાઇનું આક્રમણ–રાણાનો પરાજય–ચંદાવત સરદારનો વિદ્રોહ–મંત્રી સોમજીનો વધ–વિદ્રોહીઓનો ચિત્તોડપર અધિકાર–રાણાએ માધોજી સિંધિયા પાસે માગેલી સહાય–ચિત્તોડપર આક્રમણ–વિદ્રોહીઓનું રાણાને શરણે આવવું–જાલિમસિંહનો મેવાડના અધિકારનો મનોરથ–અંબાજીએ તે મનોરથ નિષ્ફળ કરવો–અંબાજીનું સૂબેદાર બનવું–લખવાની સાથે તેણે કરેલો ઝઘડો–ઝઘડાનું ફળ–જાલિમસિંહને થયેલી જહાજપુરની પ્રાપ્તિ–મેવાડપર હોલ્કરનું આક્રમણ–નાથદ્વારાના પુરોહિતોને બંદીવાન કરવા–કોઠારિયાના ઠાકોરનું શૌર્ય–લખવાનું મૃત્યુ–મહારાષ્ટ્રીય સેનાનીઓપર રાણાનું આક્રમણ–જાલિમસિંહે ઉક્ત સેનાનીઓનું કરેલું રક્ષણ–હોલ્કરે પુનઃ ઉદયપુરમાં આવી સ્થાપિત કરેલો કઠોર કર–સિંધિયાનું આક્રમણ–કૃષ્ણકુમારીના પાણિગ્રહણ માટે રાજપુતોમાં વિગ્રહ–પરસ્પર યુદ્ધ–કૃષ્ણકુમારીનું આત્મવિસ-

દીર્ઘ વૃક્ષશ્રેણીનાં નિબિડ શાખા પત્રોને ભેદીને ત્રિકૂટ પર્વત ઉંચું મસ્તક કરી ઉભો રહ્યો હતો. ત્રિકૂટ-ગિરિની તળેટીમાં નાગેન્દ્ર[1] નામનું એક સાધારણ નગર છે. આ નગરમાં શિવોપાસક બ્રાહ્મણો પરમ સુખ શાંતિપૂર્વક નિવાસ કરતા હતા. બાપ્પાને આ શાંત પ્રકૃતિના બ્રાહ્મણોના હાથમાં સોંપવામાં આવ્યો. ઉક્ત નિબિડ મહા વનની ગંભીર શાંતિમય, શીતલ છાયામાં, ઉચ્ચ પર્વતમય વિશાળ ભૂમિમાં ભગવદ્ભક્ત શાંતચિત્ત બ્રાહ્મણોના આશ્રય નીચે સુરક્ષિત રહી રાજકુમાર બાપ્પા સ્વચ્છંદતાથી ભ્રમણ કરવા લાગ્યો.[2]

આ પરાશર મહા વન કે જ્યાં વિરાટ ત્રિકૂટ પર્વતની ઘોર કંદરો આવી રહી છે, જ્યાં ઉચ્ચ પર્વતશૃંગો મેઘોની સાથે યુક્ત થઇને શોભાયમાન બની રહ્યાં છે અને જ્યાંથી અનેક નદીઓ નીકળી છે તેમાં અનેક પ્રાચીન દેવમંદિરો દૃષ્ટિગોચર થાય છે. પ્રકૃતિનું સૌંદર્ય અહીંઆં પોતાના પૂર બહારમાં ખીલી નીકળે છે. આ ઘોર વનમાં પ્રવેશતાંની સાથે જ મનુષ્યના હૃદયમાં ભગવદ્ભક્તિ, ભય અને આનંદમિશ્ર લાગણી ઉત્પન્ન થાય છે. આ પવિત્ર વનમા રહેતા લોકો પ્રાચીન કાળમાં માત્ર શિવની જ પૂજા કરતા હતા. તે એટલે સુધી કે વન કુમાર અસંખ્ય ભીલો પણ શિવની ભુજંગભૂષિત મૂર્તિને તથા તેમના વાહન વૃષભને અતિ પવિત્ર માનીને ભક્તિપૂર્વક તેમની પૂજા કરતા હતા.

આ શાંત અને ગંભીર વનમાં ભૂતભાવન ભગવાન મહાદેવની પૂજા ઘણા કાળથી કરવામાં આવે છે. જો કે સાંપ્રતમાં મેવાડ રાજ્યની શોચનીય સ્થિતિમાં તેમની પૂજાનો આડંબર બહુ ઓછો થઇ ગયો છે, તથાપિ શિવરાત્રિ પ્રભૃતિ મહોત્સવોમાં ઉદયપુરમાં કરવામાં આવતી શિવપૂજા જોવા લાયક હોય છે. તે એટલે સુધી કે ભિન્ન ધર્માવલંબી જૈનો અને પૃથક્ મતાવલંબી વૈષ્ણવો સુદ્ધાં આ ઉત્સવોમાં મહા હર્ષ અને ઉત્સાહથી ભાગ લે છે. આજ પર્યંત મેવાડના રાણાઓ પોતાને 'એકલિંગના દિવાન' કહે છે અને તેમાં મહાન ગૌરવ માને છે. ગંગા યમુનાની આસપાસના પ્રદેશમાં યદિ અનેક દેવદેવીઓની ઉપાસનાનો પ્રચાર ન હોત તો કદાચિત્ શિવપૂજા અત્યાર પર્યંત પોતાના પૂર્ણ પ્રતાપ સહિત ચાલુ રહેત. ગહિલોત કુલના સર્વશ્રેષ્ઠ પ્રધાન ઉપાસ્ય દેવતા ભગવાન એકલિંગની પૂજા અદ્યાપિ પર્યંત મોટા સમારંભથી કરવામાં આવે છે. ઉદયપુરમાં પ્રવેશ કરવાના એક નાના ગિરિમાર્ગ ઉપર ભગવાન એકલિંગજીનુ પવિત્ર મંદિર છે. આ મંદિર ઘણું મોટું અને દર્શન કરવા યોગ્ય છે. તે સંગેમરમરનું છે. અંદરના ભાગમા કોતર કામ પણ ઘણું સારૂં કરવામાં આવ્યું છે. આ મંદિરનાં દર્શન થતાં જ વિદિત થાય છે કે એને બાંધવામાં પુષ્કળ દ્રવ્યનો વ્યય કરવામાં આવ્યો છે. નિઃસંદેહ આ મંદિર દર્શનીય છે. પરંતુ હિંદુદ્વેષી મ્લેચ્છો આ માર્ગથી પણ આક્રમણ કરતા હતા. તેમણે આ મંદિરના પણ ઘણા ભાગો તોડી ફોડી નાંખ્યા છે. મંદિરના આંગણામાં વેદિકા બનાવવામાં આવી છે. વેદિકાની ઉપર ભગવાન એકલિંગની બરાબર સામે ધાતુની બનાવેલી વૃષભની એક મૂર્તિ વિરાજે છે. આ મૂર્તિ અંદરથી પોકળ છે. તેનું અંગ અતિ સુંદર છે. પરંતુ મુસલમાનોએ દ્રવ્ય નીકળવાની લાલચે કઠિન ગદાના પ્રહાર કરી આ વૃષભની મૂર્તિપર પણ એક બે સ્થળે છેદ પાડયા છે.

જે પ્રકારે નવીન કુળની સ્થાપના કરનાર મહાત્માઓના સંબંધમાં અનેક અદ્ભુત વાતોનો પ્રચાર થાય છે તે પ્રમાણે બાપ્પાના સંબંધમાં પણ બન્યું છે. જે બ્રાહ્મણો બાપ્પાનુ લાલનપાલન કરતા હતા તેમની ગાયોને બાપ્પા ચારતો હતો. ગાયોને ચારવામાં આ રાજપુત બાળકને અપૂર્વ આનંદ થતો હતો. સૂર્યવંશી મહારાજ શિલાદિત્યનો વંશજ આ વખતે ગોપ કાર્ય કરતો હતો. આ વખતે તેના ભાગ્યમાં શું લખેલું હતું તેની કલ્પના પણ કોઇને નહોતી. બાપ્પાની આ શાંતિમય બાલ્યાવસ્થાના સંબંધમાં ભટ્ટ લોકોએ અનેક સુંદર વાતો લખી છે. શારદીય ઝુલનોત્સવ એ રાજપુતોનો એક વિખ્યાત મહોત્સવ છે. આ મહોત્સવનો સમય આવતાંજ સર્વ બાળકો આનંદોન્મત્ત બની ઝુલનલીલાના મેળામાં

---

૧ લોકભાષામાં આ નગરને નાગદા કહેવામાં આવે છે. આ નગર ઉદયપુરની ઉત્તરે દશ માઇલપર આવેલું છે. આ નગરને અદ્યાપિ પર્યંત તીર્થસ્થાન માનવામાં આવે છે. કર્નલ ટૉડને આ નગરમાંથી ગહિલોત કુલના ઇતિહાસના ઘણા શિલાલેખો મળ્યા હતા.

૨ એનું લાડકું નામ બાપ્પા હતું. એ કુમારનું ખરૂં નામ શૈલાધીશ હતું એમ કહેવાય છે.

ભાગ લે છે. આપણે જે સમયની ચર્ચા કરીએ છીએ તે સમયમાં નાગેંદ્ર નગરમાં એક સોલંકી વંશનો રાજા રાજ્ય કરતો હતો. ઝુલનોત્સવનો પ્રસંગ આવતાં ઉક્ત રાજાની કુંવરી પોતાની સાહેલીઓને પોતાની સાથે લઇ કુંજ વનમાં વિહાર કરવા ગઈ. પરંતુ ત્યાં હીંચકા નાંખવાનું દોરડું નહોતું તેથી સર્વ જણીઓ આમ તેમ તેની શોધ કરવા લાગી. એટલામાં રાજકુમાર બાપ્પા ત્યાં આવી પહોંચ્યા. તેઓ ત્યાં આવ્યા કે તરતજ સર્વ કુમારિકાઓએ તેની પાસે દોરડું માગ્યું. કુમાર ચપળ અને હસમુખા હતા. તેમણે પ્રત્યુત્તર આપ્યો "જો તમે પ્રથમ મારી સાથે વિવાહ કરો તો હું તમને દોરડું આણી આપીશ." તમાશો જોવાની લાલસાથી સર્વ રાજપુત બાલિકાઓએ આ વાતનો સ્વીકાર કર્યો. સોલંકી વંશની રાજકુમારીની સાડી સાથે બાપ્પાનો પટકો બાંધવામાં આવ્યો અને તેની સાથે સર્વ બાલિકાઓ એક બીજીનો હાથ પકડી એક પ્રચંડ આમ્ર વૃક્ષની પ્રદક્ષિણા કરવા લાગી. આ શારદીય ઝુલનોત્સવને દિવસે ઉક્ત પ્રચંડ આમ્ર વૃક્ષની નીચે જે નકલી વિવાહ થયા હતા તે અલ્પ કાળમાં સત્ય વિવાહ બની જશે એવી કલ્પના પણ આ વખતે બાપ્પાના મસ્તકમાં આવી નહોતી. પરંતું આ સમયથી બાપ્પાનો ભાગ્યોદય થવા લાગ્યો. અને ઉક્ત સર્વ રાજપુત કુમારિકાઓ બાપ્પાની પત્નીઓ બની. આ બાલિકાના વંશજો અદ્યાપિ પર્યંત આ લીલા વિવાહનું સ્મરણ પૂજ્યભાવથી કરે છે અને પોતાને બાપ્પા કુલથી ઉત્પન્ન થયેલા જણાવે છે.

તમાશો સમાપ્ત થયો ! રાજપુત બાલિકાઓ પોતાપોતાને ઘેર જઈ ઉક્ત વૃત્તાંત વિસરી ગઇ. વિધાતાએ બાપ્પાની સાથે તેમનો ચિર સંબંધ જોડયો હતો એ વાતની કલ્પના પણ તેમના મનમાં નહોતી. કેટલાક દિવસ વ્યતીત થયા પશ્ચાત્ સોલંકી રાજકુમારી વિવાહ યોગ્ય થઇ. તેના પિતાએ તેને માટે વર શોધી કાઢી વિવાહની સર્વ તૈયારી કરી. એટલામાં વર પક્ષના એક જ્યોતિષી બ્રાહ્મણે આવીને રાજકુમારીનો હાથ જોઈ કહ્યું "આ કુંવરીનો વિવાહ તો ક્યારનો થઇ ચૂકયો છે." તેની આ અદ્ભૂત વાત સાંભળી રાજભુવનમાં ચારે તરફ કોલાહલ મચી રહ્યો. સર્વ જણ દિગ્મૂઢ બની ગયાં. આ નાટકનું અભિનયચાતુર્ય કોણે દર્શાવ્યું તે જાણવાની સર્વને ઉત્કંઠા થઇ અને ચારે તરફ ગુપ્ત ચર મોકલવામાં આવ્યા. આ વર્તમાન રાજકુમાર બાપ્પાના સાંભળવામાં પણ આવ્યા. તેમણે વિચાર કર્યો કે જો આ વાત જરા પણ રાજાના સાંભળવામા આવશે, તો હું મોટી વિપત્તિમાં આવી પડીશ. આથી તેમણે પોતાના સખા ગોપ લોકોને પોતાના હાથમાં લીધા. ગોપ લોકોની બાપ્પા ઉપર જેવી ભક્તિ હતી તથા બાપ્પાની ગોપ લોકો પર જેવી પ્રભુતા હતી તે પરથી ઉક્ત વાત પ્રકાશિત થવાનો જરા પણ સંભવ નહોતો. તથાપિ રાજકુમાર બાપ્પાએ તેમને એક ભીષણ પ્રતિજ્ઞાથી બદ્ધ કરી લીધા. આ પ્રતિજ્ઞા આ પ્રમાણે હતી: બાપ્પાએ એક નાનો ખાડો ખોદ્યો અને પોતાના હાથમાં એક નાનો પત્થર ગ્રહી ધીર ગંભીર સ્વરે ગોપ લોકો પ્રત્યે કહ્યુ "તમે પ્રતિજ્ઞા કરો કે 'અમે સુખ, દુઃખ, સંપત વિપતમાં બાપ્પાની સાથે રહીશુ. અમારા પ્રાણ જતાં પણ તમારી કોઇ વાત કોઇને કહીશુ નહિ. અન્યની સર્વ વાત તમને કહીશું. જો આ પ્રતિજ્ઞા અનુસાર નહિ વર્તીએ તો અમારા પિતૃઓનાં સત્કર્મો આ પત્થરની પેઠે ધોબીના કૂવામાં પડશે.§'" એમ કહીને બાપ્પાએ પોતાના હાથમાંનો પત્થર ઉક્ત ખાડામાં ફેંકી દીધો. સર્વ ગોપ લોકોએ તત્કાળ એકમત થઇને ઉક્ત પ્રતિજ્ઞા કરી. અને પાછળથી તેમણે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ પણ કદિ કર્યો નહોતો. પરંતુ જે ગુહ્ય વાતની સાથે ઓછામાં ઓછી છસેં રાજપુત બાલાઓના ભાગ્યનો સંબંધ હતો તે ક્યાં સુધી ગુપ્ત રહી શકે ? આથી થોડા દિવસમાં આ વાતનો સર્વ ભેદ સોલંકી રાજાના જાણવામાં આવ્યો. તેની ખાત્રી થઇ ગઇ કે આ બધું કરતુક બાપ્પાનું છે.

આ તરફ રાજકુમારના સાથીઓએ આ ખબર જાણી તેનું સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યું. કુમારે ધાર્યું કે મારા પર અવશ્ય વિપત્તિ આવી પડશે. આવો વિચાર કરી તેઓ પર્વત માળાઓમાં આવેલા એક ગુપ્ત સ્થાનમાં જઈ વસ્યા. આ ગુપ્ત સ્થાનમાં માણસનો જરા પણ સંચાર નહોતો. બાપ્પાના વંશજો આ ગુપ્ત સ્થાનમાં અનેકવાર આવીને છુપાયા હતા. બાપ્પાની સાથે "બાલીય" અને "દેવ" નામના બે ભીલ બાળકો ઉક્ત ગુપ્ત સ્થાનમાં ગયા હતા. બાલીય ઉંદ્રીનો રહીશ હતો અને દેવ અગુણાપાનોરનો

§ રાજપુતો ધોબીના કૂવાને અત્યંત અપવિત્ર ગણી તેની ઘૃણા કરે છે. આ કૂવા નદી તટ પર ખોદવામાં આવે છે.

કવિતા–વિજયસિંહે સંધિ કરવાને કરેલી માગણી–મારવાડના સામંતોએ આ કાર્ય પ્રત્યે પ્રદર્શિત કરેલી અસમ્મતિ અને મારવાડેશ્વરે મહા સંગ્રામની કરેલી તૈયારી–કુમ્ભમઢના રાઠોડ સામંતે બતાવેલી કૃતઘ્નતા–મહારાષ્ટ્રીઓએ મારવાડપર કરેલું આક્રમણ–આહોરા અને આસોપના સામંતોએ "દેહં પાતયામિ વા કાર્યં સાધયામિ" એવી કરેલી પ્રતિજ્ઞા–મૈરતાના મેદાનમાં રાઠોડોએ નાખેલી છાવણી–મહારાષ્ટ્રીય સેનાનો નાશ–શુભ અવસરનો પરિત્યાગ- શાસન વિભાગના મંત્રીની આજ્ઞાનું સામંતોએ કરેલું પાલન–છાવણી છોડીને સેનાએ કરેલું પલાયન–રાઠોડોની વીરતા–તેમનો ધ્વંસ–સિંઘુઈ શાખાની કૃતઘ્નતા–મુખ્ય મંત્રીએ વિષપાનથી કરેલો પ્રાણત્યાગ–બ્રિટિશ સરકાર પ્રત્યે રાજપુતોના વર્તન વિષે વિચાર–પ્રવાસનો પુનરારંભ–ઝાંગોના રણક્ષેત્રમાં થઇને કરેલો પ્રવાસ–સગદિયાનાનું રણ–ઝારોનું વર્ણન–હરકર્ણદાસનું સ્મારક મંદિર–અલનિવાસ–રિયા-પહાડી માહિર જાતિ–તેણે રિયાપર કરેલું આક્રમણ અને તેના સામંતનો કરેલો વધ–ગોવિંદગઢ–પુષ્કર સરોવર–તેનું વર્ણન–તત્સંબંધી જનશ્રુતિ–અજમેરનો સ્થાપક અજયપાલ–વિસલદેવ વા અજમેરનો ચોહાણસિંહ–અર્પગિરિના શિખરપર આવેલાં મંદિરો–ધારવલ્લખેરનું દ્રશ્ય–અજમેર નગર.

**અધ્યાય ૨૮ મો**—( પૃષ્ઠ ૪૮૧ થી ૪૯૯ ) અજમેરનાં પ્રાચીન જૈન મંદિર–દુર્ગ–વિશલ સરોવર–અનાસાગર–ચૌહાણ સજ્જનોનાં સ્મૃતિચિહ્નો–અજમેર ત્યાગ–બુનાઈ અને ત્યાંનો દુર્ગપ્રાસાદ–દેવડા–દેવલા–વનેડા–રાજા ભીમ–તેમનો વંશ–તેમના અધિકાર નીચેનો પ્રદેશ–દુર્ગપ્રાસાદમાં ગમન–ભીલવાડા–વણિકોની મુલાકાત–નગરની શ્રીવૃદ્ધિ–મંડલ અને ત્યાંનું સરોવર–આર્યપુર દરબાર–પુરાવતોનો વિભક્ત પ્રદેશ–પુરનો પ્રાચીન ઇતિહાસ–મેવાડના રાજકુમાર–રશમી વા રશ્મિ મેવાડના કૃષિકારોએ કરેલો સત્કાર–સુહેલિયા–બુનાસ નદી–મૈરતા–બેરીસ નદીના ઉત્તપત્તિસ્થાનનુ દર્શન–ઉદયસાગર–ઉપત્યકામાં પ્રવેશ–ઉદયપુર–પ્રાચીન આહર–રાણાના પૂર્વજોનું સ્મારક મંદિર–આહર સબંધી જનશ્રુતિ–અગ્નિથી થયેલો તેનો નાશ અને તેનાં પ્રાચીન ખંડેરો–રાણાની મુલાકાત–ઉદયપુરમાં પાછા જવું.

**અધ્યાય ૨૯ મો**—( પૃષ્ઠ ૫૦૦ થી ૫૦૬ ) રાજપુત જાતિની સામાજીક નીતિ રીતિઓના જ્ઞાનની આવશ્યકતા–ભારતનો પૌરાણિક ઇતિહાસ–મેવાડમાં ચાલતી શિવપૂજા–ભગવાન એકલિંગજીનુ મંદિર–શિવ, ગોસ્વામી અને જૈન લોકો સંબંધી હકીકત–નાથદ્વારામાં આવેલું શ્રીકૃષ્ણજીનું મંદિર અને ત્યાંની પૂજાવિધિ–વૈષ્ણવ ધર્મ.

**અધ્યાય ૩૦ મો**—( પૃષ્ઠ ૫૦૭ થી ૫૧૮ ) વસંતપંચમી–ભાનુસપ્તમી–શિવરાત્રી–અહેરિયા–ફાગોત્સવ–શીતલાષષ્ઠી–ફૂલડોલ–અન્નપૂર્ણા–અશોકાષ્ટમી–રામનવમી–મદન ત્રયોદશી–નવગૌરીપૂજા–સાવિત્રીવ્રત–રંભાત્રીજ–અરણ્યષષ્ઠી–રથયાત્રા–પાર્વતી ત્રીજ–નાગપંચમી–રાખીપુર્ણિમા–જન્માષ્ટમી–પિતૃ દેવતા–ખડ્ગપૂજા–દશેરા–ગણેશપૂજા–લક્ષ્મીપૂજા–દિવાળી–અન્નકૂટ–ઝુલનયાત્રા–મકરસંક્રાંતિ–મિત્ર સપ્તમી.

**અધ્યાય ૩૧ મો**—(પૃષ્ઠ ૫૧૯થી ૫૩૨) સતી થવાનો રિવાજ–શિશુકન્યાની હત્યા–જુહારની રીતિ–રાજપુત ચારિત્ર્યની સંક્ષિપ્ત સમાલોચના–મૃગયા–વ્યાયામ–યુદ્ધકળા–ગાયનવાદન–મહારાજા શિવધનસિંહ–રાજપુતોની શિક્ષા–ગૃહશૃંગાર અને વેષ.

**અધ્યાય ૩૨ મો**—( પૃષ્ઠ ૫૩૩ થી ૫૪૪ )ઉપક્રમણિકા–રાજસ્થાનની શાસન વિધિ–એશિયા અને યૂરોપની પ્રાચીન શાસનપ્રણાલિમાં સમાનતા–રાજપુત જાતિની શ્રેષ્ઠ વંશમાંથી થયેલી ઉત્પત્તિ–મારવાડના રાઠોડો–અબરના કુશાવહો–મેવાડના સિસોદીઆ–પદમર્યાદાના વિભાગ–અધિકાર–રાજકર વસુલ કરવાની રીતિ–બરાર–ખડ લકડ.

**અધ્યાય ૩૩ મો**—( પૃષ્ઠ ૫૪૫ થી ૫૫૫ ) ન્યાય અને કારોબારી ખાતાં–રોજના–યુદ્ધસેવા–સામંતશાસનપ્રણાલિની અપૂર્ણતા–રાજપુત રાજાઓનો મોગલ સમ્રાટો સાથેનો સંબંધ.

**અધ્યાય ૩૪ મો**—( પૃષ્ઠ ૫૫૬ થી ૫૬૯ ) સામંતશાસનપ્રણાલિની પ્રધાન પ્રધાન વ્યવસ્થા સનંદોનો સમય.

**અધ્યાય ૩૫ મો**—( પૃષ્ઠ ૫૭૦ થી ૫૮૦ ) રખવાળી–દાસત્વ–બસી–ગોલા અને દાસ–રાજપુત પ્રધાન વા મંત્રી.

**અધ્યાય ૩૬ મો**—( પૃષ્ઠ ૫૮૧ થી ૫૮૬ ) દત્તક પુત્ર ગ્રહણ કરવાની પ્રણાલિ–સામંત પ્રથાના સંબંધમાં કર્નલ ટૉડનો અભિપ્રાય–ઉપસંહાર.

## પરિશિષ્ટ પહેલું—( પૃષ્ઠ ૫૮૭ થી ૬૦૬. )

તામ્રપત્રો–સનંદ–પટા–દાનપત્ર–શિલાલેખ–પ્રભૃતિનો અનુવાદ.

## પરિશિષ્ટ ૨ જું.





# चित्रोनो अनुक्रम.



## ગ્રંથની શરૂનાં પ્રકીર્ણ પૃષ્ઠોમાં ચ્હોડેલાં આર્ટપેપરવાળાં ચિત્ર.



## ગ્રંથના અંતર ભાગમાં લખાણ ભેગાં છપાયલાં ચિત્ર.







ગ્રંથકર્તા કર્નલ જેમ્સ ટૉડ અને તેમના ગુરુ યતિ જ્ઞાનચંદ્ર.



# कर्नल जेम्स टॉडनुं जीवन वृत्त.

**' कर्नल टॉड कुलीन बीन क्षत्रिय यश क्षय होत. '** ( ફાર્બસ જીવન ચરિત્ર. )

ક્ષત્રિયોના સાચા મિત્ર અને તેમની વીરતાના ઉજ્જવલ યશને ભૂમંડલમાં ફેલાવનાર કર્નલ જેમ્સ ટૉડ, સ્કૉટલૅંડના નિવાસી મહાશય જેમ્સ ટૉડના દ્વિતીય પુત્ર અને હેન્રી ટૉડના પૌત્ર હતા. તેમનો જન્મ તા. ૨૦ મી માર્ચ ઇ. સ. ૧૭૮૨ માં ઇંગ્લાંડનાં ઇસ્લિંગ્ટન નામક સ્થાનમાં થયો હતો. તેમના પૂર્વજો પૈકી જૉન ટૉડ નામક વ્યક્તિએ સ્કૉટલૅંડના પાદશાહ રૉબર્ટ ધી બ્રુસના સંતાનોને ઈંગ્લાંડના કારાગૃહમાંથી મુક્ત કર્યા હતા. આ અમૂલ્ય સેવાના બદલામાં પાદશાહની તરફથી તેમને નાઇટ 'બૅરોનેટ'ની પદી અને શૃગાલનું[1] ચિન્હ ધારણ કરવાનું સન્માન પ્રાપ્ત થયું હતું.

મહાશય ટૉડના મામા પૅટ્રિક હિટ્લી કરીને બંગાળામાં સિવિલિયન હતા, તેમના વસીલાથી તેઓ બંગાળામાં ઇ. સ. ૧૮૦૦ ના જાન્યુઆરીની ૯ મી તારિખે અઢાર વર્ષની વયે બીજા નંબરની યૂરોપીઅન રેજીમેંટમાં જોડાયા. આ સમયે મોલોક્કોમાં લઢાઇમાં જનારી જલસેનામાં જવાના વિચારથી તેમણે લૉર્ડ વેલસ્લીને વિનંતી કરીને પોતાની બદલી તે સેનામાં કરાવી. આ સેના તો બિલકુલ મોકલવામાં આવી નહિ, પરંતુ તે પ્રસંગે તેમને અલ્પ સમય એક જહાજપર જલસેના સંબંધી કામ કરવું પડ્યું, જેથી સ્થલસૈન્ય અને જલસૈન્ય સંબંધી, ઉભય કામોનો તેમને અનુભવ થઇ ગયો. સને ૧૮૦૦ માં તેઓ ૧૪ નંબરની દેશી પાયદલ સેનામાં લેફ્ટેનન્ટ તરિકે નિયુક્ત થઇ થોડાજ દિવસોમાં પોતાના ઉત્તમ સ્વભાવથી ઉક્ત સેનાના સમસ્ત અધિકારીઓના પ્રીતિપાત્ર બની ગયા. તે સમયથીજ તેમની તીવ્ર બુદ્ધિ તેમની ભાવી ઉન્નતિની સૂચના આપતી હતી. ત્યાર પછી તેમની કલકત્તાથી હરિદ્વાર અને ત્યાંથી દિલ્લીમાં બદલી થઇ.

તેઓ એન્જીનિયરીંગના કામમાં કુશળ હોવાથી ઇ. સ. ૧૮૦૧ માં સરકારે તેમને દિલ્લીની પાસેની પુરાણી નહેરની તપાસ કરવાનું કામ સોંપ્યું હતું, જે તેમણે ઉત્તમ પ્રકારે પાર પાડ્યું. ઈ. સ. ૧૮૦૫ માં મહાશય ગ્રીમ મર્સર સરકારની તરફથી રાજદૂત અને રેસિડેંટ સ્વરૂપે નિયત થઈ દોલતરાવ સિંધિયાની દરબારમાં જવાના હતા. હિંદુસ્થાનના ભિન્ન ભિન્ન પ્રદેશો અને ત્યાંના રાજાઓની દરબારના વૈભવ આદિ જોવાની ઉત્કંઠા થવાથી મહાશય ટૉડે તેમની સાથે જવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. મહાશય મર્સર તેમના સ્વતંત્ર સ્વભાવથી સારી રીતે પરિચિત હોવાથી તેમણે સરકારની આજ્ઞા લઈ તેમને પોતાની સાથે રહેનારી સરકારી સેનાના અધિકારી નિયત કરી દીધા. અહીંઆંથીજ તેમની ભાવી અસાધારણ કીર્તિનો પ્રારંભ થયો.

તે સમયે સિંધિયાનો મુકામ મેવાડમાં હોવાથી મહાશય મર્સરને આગ્રાથી જયપુરની દક્ષિણ સીમામાં થઈ ઉદયપુરમાં પહોંચવાનું હતું. ઇ. સ. ૧૭૯૧માં સરકારનો રાજદૂત કર્નલ પામર પૂર્વે જે માર્ગેથી ગયો હતો તેનો એક ઉત્તમ નકશો ડૉક્ટર હંટરનો બનાવેલો મહાશય મર્સરની પાસે હતો. આ માર્ગમાં આગ્રા, નર્વર, દતિયા, ઝાંસી, ભોપાલ, સારંગપુર ઉજ્જયિની, બૂંદી, કોટા, રામપુરા અને બિયાના આવ્યાં હતાં. કર્નલ ટૉડ પરમ સાહસિક અને પોતાનો સમય કોઇ ને કોઇ ઉપયોગી કાર્યમાં વ્યતીત

---

1 સ્કૉટલૅંડની ભાષામાં શૃગાલને ટૉડ કહે છે, તેથીજ ઉક્ત વંશ ' ટૉડ 'ના નામથી પ્રસિદ્ધ થયો.

કરનાર હતા. તેથી તેમણે આગ્રાથી ઉદયપુરને માટે નિકળવાના દિવસથીજ પોતાનાં શોધખોળનાં હથીઆરો સંભાળ્યાં અને ડૉક્ટર હંટરે નિયત કરેલાં ઉપર્યુક્ત સ્થાનોને આધારભૂત ગણીને તપાસ કરતા કરતા તેઓ ઇ. સ. ૧૮૦૬ના જૂન માસમાં ઉક્ત રાજદૂતની સાથે ઉદયપુરમાં જઇ પહોંચ્યા. આગ્રાથી ઉદયપુર પર્યંત જતાં કેવલ પોતાના વિદ્યાનુરાગથી તેમણે જે કાર્ય કર્યું તેના સંબંધમાં મહાશય મર્સરે લખ્યું છે કે "લેફ્ટેનન્ટ ટૅાડે પોતાના શરીરની અસ્વસ્થતા હોવા છતાં અને પોતાની પાસે શોધખોળની સામગ્રી ઉત્તમ નહિ હોવા છતાં માર્ગની શોધનું કામ પૂર્ણ પરિશ્રમપૂર્વક એવી ઉત્તમ રીતે કર્યું કે ગમે તેવી શ્રેષ્ઠ રીતે શોધ કર્યા છતાં પણ તેમાં ક્વચિતજ સુધારો થઇ શકે."

ઉદયપુર પર્યંત શોધ કર્યા પશ્ચાત્ કર્નલ ટૅાડને એવી ઇચ્છા થઈ કે રાજપુતાના અને તેની આસપાસના પ્રદેશોનો પણ એક ઉત્તમ નકશો માપ સહિત તૈયાર કરવો જોઇએ. આથી ઉક્ત રાજદૂતની સાથે તેમને જ્યાં જ્યાં થોભવાનું થતું ત્યાં ત્યાં તેઓ પોતાનો ઘણો વખત આ ઉપયોગી કામમાં વ્યતીત કરતા અને તેની સાથે સાથે તેઓ તે પ્રદેશોનો ઇતિહાસ, જનશ્રુતિ તથા શિલાલેખ આદિનો પણ યથાસાધ્ય સંગ્રહ કરતા જતા હતા. તેમની અચલ કીર્તિ સ્વરૂપ "રાજસ્થાન" ગ્રંથની સામગ્રી પણ આજ સમયથી સંગૃહીત થવા લાગી.

સિંધિયાની સેનાની સાથે સાથે કર્નલ ટૅાડ પણ ઉદયપુરથી ચિત્તોડગઢના માર્ગે માળવામાં થઇ બુંદેલખંડની સીમાપર આવેલા કમલાસામાં જઈ પહોંચ્યા. આ ૭૦૦ માઇલની યાત્રામાં કર્નલ પામરના માર્ગદ્વારા તેઓ બે વાર ગયા અને પોતાનાં નિયત કરેલા સ્થાનો ડૅાક્ટર હંટરના આપેલા સ્થળોની સાથે મળવાથી તેમને પરમ હર્ષ ઉત્પન્ન થયો અને તેમનો ઉત્સાહ અધિક વૃદ્ધિગત થયો. ઇ. સ. ૧૮૦૭માં સિંધિયાની સેનાએ રાહટગઢપર ઘેરો નાખ્યો. આ સમયે કર્નલ ટૅાડ થોડાક સિપાઇઓ સહિત બેટવા નદીના કિનારાની નિકટથી જઈ ચંબલ પર્યંતનાં અજાત સ્થળોમા પહોંચ્યા અને ત્યાંથી પશ્ચિમ તરફ કોટા સુધી ગયા. તત્પશ્ચાત્ તેઓ દક્ષિણમા વહેતી સમસ્ત નદીઓનો માર્ગ શોધી ચંબલની સાથે કાલીસિંધ, પાર્વતી, બનાસ, પ્રભૃતિ મુખ્ય મુખ્ય નદીઓના સંગમનો પત્તો કાઢી આગ્રામાં જઈ પહોંચ્યા. તે સમય આજના જેવો શાંતિનો નહોતો, પરંતુ તે સમયે પુષ્કળ લૂટફાટ ચાલતી હતી. કર્નલ ટૅાડને અર્ધી રાતે પોતાના તંબુ ઉઠાવી કૂચ કરવી પડતી હતી. કેટલીકવાર તેમને લુંટી પણ લેવામાં આવ્યા હતા અને કેટલીક ઘટના તો એવી પણ બની હતી કે જે અદ્ભૂત કિસ્સા કહાણીનું સ્મરણ કરાવે છે. આગ્રાથી પાછા ફર્યા પછી તેમને સિંધિયાની સેના રાહટગઢમાંજ પ્રાપ્ત થઇ. તેમને જણાયું કે હજી ઘણા દિવસ સુધી તેનો મુકામ ત્યાંજ રહેવાનો છે. તેથી તેઓ પોતાના ઉદ્યોગનું ક્ષેત્ર વધારવાની ઇચ્છાથી પશ્ચિમ તરફ ભરતપુર, કઠૂમર, અને સેતરી થઇને જયપુરમા પહોચ્યા, અને ત્યાંથી ટૅાંક, ઇંદ્રગઢ, ગૂગલ, છપરા, સંઘુગઢ, અરોન, કુરવા અને ભારોસાના માર્ગથી સાગરમાં જઈ પહોંચ્યા અને ત્યાંથી પાછા રાહટગઢમાં આવી સિંધિયાની સેનાને મળ્યા.

ઇ. સ. ૧૮૧૨ માં દોલતરાવ સિંધિયા ભ્રમણ કરતો કરતો ગ્વાલિયરમાં પહોંચ્યો, ત્યાં સુધી કર્નલ ટૅાડ પણ તેની સાથે રહીને શોધ ખોળ કરતા રહ્યા હતા.

રાજપુતાના અને તેની આસપાસના પ્રદેશોનો ઇતિહાસ, ભિન્ન ભિન્ન નગરોની વચ્ચેનું અંતર અને માર્ગ તથા ત્યાંના રીત રિવાજો પ્રભૃતિ જાણવાને માટે ત્યાંના નિવાસીઓ પૈકી યોગ્ય અને વિજ્ઞ મનુષ્યોને તેઓ પ્રીતિ વા પારિતોષિકદ્વારા વા કોઇ પણ પ્રકારે પોતાની પાસે બોલાવતા. ઈ. સ. ૧૮૧૨ થી ૧૮૧૭ પર્યંત તેઓ ગ્વાલિયરમાં રહ્યા; ત્યારે પણ સિંધ, ધાટ, ઉમરસુમરાનું રણ તથા રાજપુતાનાના પ્રત્યેક ભાગમાંથી વાકેફગાર મનુષ્યો બહુધા તેમની પાસે રહ્યા કરતા હતા. તેમજ કાસદો અને પત્રો પહોંચાડનાર હલકારાઓને પણ તેઓ રસ્તાઓ અને શહેરોની લંબાઇ તથા અંતર વિષે સદા પૂછપરછ કરતા રહેતા હતા, અને ભિન્ન ભિન્ન દેશોના કોશનું શુદ્ધ માપ જાણી લીધા પછી તેઓ તે લોકોનાં બતાવેલાં અંતરને માપેલાં અંતર સાથે મેળવી લેતા હતા.

આ પ્રકારે અલ્પ અવધિમાં તેમણે આ વિસ્તીર્ણ પ્રદેશના અનેક માર્ગોની રેખા ખેંચીને એટલા તો નકશા તૈયાર કર્યા કે તેના મોટા મોટા ૧૧ ગ્રંથો બન્યા. ત્યાર પછી તેમણે સીમાપરનાં અને મધ્ય

ભાગનાં કેટલાંક સ્થાનો નિર્દિષ્ટ કરીને એક પૂર્ણ નકશો બનાવ્યો. પોતાના દશ વર્ષના અસાધારણ પરિશ્રમથી તૈયાર કરેલો આ નકશો તેમણે ઈ. સ. ૧૮૧૫ માં હિંદુસ્થાનના ગવર્નર જનરલ માર્કિવસ ઑફ હેસ્ટિંગ્સને ભેટ કર્યો, જેમણે તેમના મહાન શ્રમની પરમ પ્રશંસા કરી અને તે નકશાની એક નકલ કરાવી પોતાના હસ્તાક્ષર સહિત તે કર્નલ ટૉડપર મોકલી આપી. આમ કરવામાં તેમનો હેતુ એ હતો કે ભવિષ્યમાં કોઈ એવો દાવો કરે કે આ નકશો માર્કિવસ ઑફ હેસ્ટિંગ્સે તૈયાર કર્યો છે, તો તેનું ખંડન કરવાને માટે પ્રમાણ તરિકે તે કર્નલ ટૉડની પાસે જળવાઈ રહે. થોડા સમય પછી તે નકશો સરકારને અતિ ઉપયોગી થઈ પડયો. ઈ. સ ૧૮૧૭ માં પિંઢારાઓની સાથે યુદ્ધ થતા બ્રિટિશ સરકારે આજ નકશાની સહાયથી યુદ્ધનું સ્થળ નિર્માણ કર્યું હતું. આ નકશાની નાની નાની કેટલીક નકલો તૈયાર કરાવીને સરકારે તે યુદ્ધક્ષેત્રમાં મુખ્ય મુખ્ય અમલદારોની પાસે મોકલી આપી, જેથી તેમને તે અજ્ઞાત પ્રદેશમાં કામ કરવું અતિ સુગમ થઈ પડયુ. આજ નકશાની નકલો યૂરોપમા પણ પહોચી અને તદનુસારજ હિંદુસ્થાનના નવીન નકશામાં રાજસ્થાનનો વિભાગ બતાવવામાં આવ્યો. પિંઢારાઓની સાથે યુદ્ધ ચાલતું હતું તે સમયે કર્નલ ટૉડે માળવાનો એક નાનો નકશો બનાવી ગર્વનર જનરલને ભેટ કર્યો. આ નકશામાં વિંધ્ય પર્વત શ્રેણી, તેમાંથી નીકળતી નદીઓનાં મૂળ, માર્ગ અને ઘાટો અને તે પ્રદેશનાં ભિન્ન ભિન્ન રાજ્યોની સીમા યથાર્થ રીતે દર્શાવવામાં આવી હતી. પેશ્વાનુ રાજ્ય વિભક્ત કરવામાં અને પિંઢારાઓ સાથેની લઢાઈમાં તે નકશો પરમ સહાયક થઈ પડયો. આ પ્રકારે પોતાની ભૂગોલ સંબંધી શોધથી કર્નલ ટૉડે અચલ કીર્તિ સંપાદન કરી. પછી જ્યારે તેઓ રાજપુતાનામા પોલિટિકલ એજન્ટ થયા તે સમયે પણ તેઓ કેટલાક અજ્ઞાત સ્થળો શોધી કાઢી તેને નકશામા નિર્દિષ્ટ કરતા ગયા અને ઈ. સ. ૧૮૨૯ માં જ્યારે તેમણે 'રાજસ્થાન'નો પ્રથમ ભાગ છપાવ્યો ત્યારે તેમણે તેના પ્રારંભમાં તે નકશો આપ્યો અને પોતાનું સંગ્રહ કરેલું, રાજસ્થાનનું ભૌગોલિક વૃત્તાંત પણ તેમાં સંક્ષેપમાં લખ્યું.

ઈ સ ૧૮૧૦ મા મહાશય મર્સરની જગ્યાએ મહાશય રિચર્ડ સ્ટ્રેચી સિંધિયાની દરબારમાં રેસિડેંટ નિયત થયા. એમની સાથે કર્નલ ટૉડને પ્રથમથીજ પરિચય હતો. ઈ. સ. ૧૮૧૦ ના ઑક્ટોબર માસમાં કર્નલ ટૉડને કપ્તાનનું પદ મળ્યું અને ઈ. સ. ૧૮૧૫ ના ઑક્ટોબરમાં તેઓ ઉક્ત રેસીડેન્ટના દ્વિતીય ઍસિસ્ટંટ તરિકે નિયુક્ત થયા અને અહીંઆંથીજ તેમનો પોલિટિકલ વિભાગમાં પ્રવેશ થયો.

આ સમયે રાજવાડામાં મરાઠાઓનું જોર ઘણું વધી પડયું હતું અને ત્યાંના સામંતો, રાજાઓ તથા સરદારોમાં પરસ્પર કુસંપ ચાલતો હતો. મરાઠાઓનો પગપેસારો રાજસ્થાનમાં સુગમતાથી થવાનું કારણ ત્યાંના રાજપુતોનો અંતઃકલહજ હતો. કોઈ રાજા પોતાને પોતાના પ્રતિપક્ષી કરતા નિર્બળ જોતો કે તરતજ તે મરાઠાઓને પોતાની કુમકે બોલાવતો; અને મરાઠાઓ મન માન્યુ ધન તેની પાસેથી મદદના બદલામાં લેતા. પરંતુ ધીમે ધીમે તેમનો ઉપદ્રવ એટલો બધો વધી ગયો કે દેશની પરમ દુર્દશા થવા લાગી, હોલ્કર અને સિંધિયાની લૂટથી મુલક વેરાન થતો ચાલ્યો અને રાજા તથા પ્રજાનુ સુખ જતું રહ્યું. રાજપુતાનામાં પગ મૂકતાંની સાથેજ તે દેશની આવી દુર્દશા થયેલી જોઈ કર્નલ ટૉડના ચિત્તમાં પરમ ખેદ ઉત્પન્ન થયો અને તેમણે એવો સંકલ્પ કર્યો કે આ દેશને બ્રિટિશ સરકારના સંરક્ષણ હેઠળ લાવી તેનો યથાસાધ્ય ઉદ્ધાર કરવો જોઈએ. પરંતુ તે દેશને થોડા સમય સુધી આપત્તિગ્રસ્ત રાખવાની ઈશ્વિરની ઇચ્છા હતી. ઈ. સ. ૧૮૦૭ થી ૧૮૧૩ પર્યંત લૉર્ડ મિન્ટો હિંદુસ્થાનના ગવર્નર જનરલ રહ્યા. તેમણે દેશી રાજ્યોની અંતર્વ્યવસ્થામાં હસ્તક્ષેપ નહિ કરવાની રાજનીતિ રાખી હતી. આથી મરાઠાઓનો ઉપદ્રવ વિશેષ વૃદ્ધિંગત થયો. પિંઢારાઓએ પણ પુષ્કળ ધામધુમ મચાવી અને રાજપુતાના લૂંટારાઓનું ઘર બની ગયું. આવા સમયમાં પ્રજાનાં ધન અને જીવનનો રક્ષક માત્ર એક ઈશ્વિરજ હતો. લોકો પોતાનાં ઘરબાર છોડી નાસવા લાગ્યા અને કેટલેક સ્થળે માર્ગમાં ઘાસ ઉગ્યું. આ અવસ્થાનું યથાર્થ જ્ઞાન તો કર્નલ ટૉડનો 'રાજસ્થાન' ગ્રંથ સંપૂર્ણ રીતે વાંચવાથી થશે, પરંતુ નિમ્ન લિખિત એક ફકરાપરથી પણ તે દેશનું દિગ્દર્શન થઈ શકે એમ છે. "જ્યાં જ્યાં મરાઠાઓનો મુકામ પડતો ત્યાં ત્યાં નાશ અવશ્ય થતો હતો. વિધ્વંસ કરવો એ તો તેમની પ્રકૃતિજ હતી. હરકોઈ સમૃદ્ધિશાલી સ્થાનનો વિધ્વંસ થવાને માટે ૨૪ કલાક બસ થતા હતા. ભસ્મ થયેલાં ગામો અને વિધ્વસ્ત થયેલાં ક્ષેત્રોથી તેમના પ્રયાણનો માર્ગ મહિનાના મહિના સુધી દ્રષ્ટિગોચર થતો હતો."

રજપુતાનાના એક મોટા વિભાગનીજ માત્ર આવી દુર્દશા થઇ હતી એમ નહિ, પરંતુ મરાઠાઓની સહાયથી પિંઢારાઓએ બ્રિટિશ સરકારના ઇલાકાઓમાં પણ છાપા મારવા શરૂ કરી દીધા હતા. આથી બ્રિટિશ સરકારની પ્રજા પણ દુઃખી થવા લાગી. આ ઘટના જોઇ ઇ. સ. ૧૮૧૭માં માર્ક્વિસ ઑફ હેસ્ટિંગ્સે પિંઢારાઓને નષ્ટ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો અને તેમની ઉપર ચોતરફથી સેના મોકલી. આ સમયે કર્નલ ટૉડના નકશાએ ઘણી સહાય કરી. ઇ. સ. ૧૮૧૪-૧૫માં તેમણે પિંઢારાઓની ઉત્પત્તિ, ઉન્નતિ અને વર્તમાન સ્થિતિપર એક નિબંધ લખી સરકારપર તે નિબંધ મોકલી આપ્યો અને થોડા દિવસ પછી પોતાનો તૈયાર કરેલો રાજપુતાના અને તેની આસપાસના પ્રદેશોનો ઉપર્યુક્ત નકશો, ત્યાંનું આવશ્યકીય વૃત્તાંત અને પિંઢારાઓની લડાઇ સંબંધી પોતાના અભિપ્રાય સહિત સરકારપર મોકલી આપ્યો; અને તેમની યોજના પ્રમાણેજ પિંઢારાઓની સાથે યુદ્ધ કરવાનો પ્રબંધ કરવામાં આવ્યો. બ્રિટિશ સરકારે ઉક્ત નકશા વગેરેને માટે કર્નલ ટૉડને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપ્યો હતો.

પિંઢારા સાથેની લડાઇમાં દાખલ થવા માટે કર્નલ ટૉડે બ્રિટિશ સરકારપર એક નિવેદનપત્ર મોકલ્યો, જેને સરકારે પરમ પ્રસન્નતાપૂર્વક સ્વીકાર્યો, કારણ કે તે સમયે પ્રસ્તુત યુદ્ધ સાથે સંબંધ ધરાવતા પ્રદેશોનું પૂર્ણ જ્ઞાન ધરાવનાર બીજો કોઇ પણ માણસ તેમના જેવો નહોતો. લૉર્ડ હેસ્ટિંગ્સે પ્રથમ તો કર્નલ ટૉડને મેજર જનરલ સર ઑક્ટર લોનીના તાબાની સેનામાં નિયત કરવાનો વિચાર કર્યો, પરંતુ પાછળથી તેમને હાડૌતીમાં રાંવટા નામક સ્થાનપર રાખ્યા, જ્યાંથી તેઓ જનરલ ડૉન્કિન, જનરલ માર્શલ, જનરલ ઍડમ્સ અને જનરલ બ્રાઉનની નર્મદાની ઉત્તરે રહેલી સેનાને આવશ્યક ખબર પહોંચાડતા હતા અને તેમની સલાહ અનુસારજ ઉક્ત સેના હિલચાલ કરતી હતી. જ્યારે તેમને એવી ખબર મળી કે કરીમખાં પિંઢારાનો પુત્ર ૧૫૦૦ માણસોની સેના સહિત રાંવટાથી ૩૦ માઇલના અંતરપર કાલીસિંધની નિકટ આવી પહોંચ્યો છે, ત્યારે કર્નલ ટૉડે કોટાની સહાયક ફોજના ૨૫૦ સિપાઇઓ અને પોતાની સાથેની અંગ્રેજી ફોજના ૩૨ સિપાઇઓને તેનો પ્રતીકાર કરવાને માટે મોકલ્યા. તેઓ શત્રુની સેનાના પ્રાયઃ ૧૫૦ માણસોનો વધ કરીને પિંઢારાઓનો પુષ્કળ માલ અસ્બાબ, ઉંટ, હાથી વગેરે લૂંટી લાવ્યા. આ લૂંટના દ્રવ્યથી કર્નલ ટૉડે કોટાથી છ માઇલના અંતરપર ઓરખડી ગામની નિકટ ચંદ્રભાગા નદીપર એક પ્રચંડ પૂલ બંધાવ્યો અને તેનું નામ 'હેસ્ટિંગ્સ બ્રીજ' રાખ્યું. કરીમખાંની સાથેના પુષ્કળ પિંઢારાઓનો નાશ કરીને ચિતુના પ્રચંડ સૈન્યને વિચ્છિન્ન કરવાને માટે કર્નલ ટૉડે પોતાની લિખિત યોજનાઓની નકલ કરાવી નર્મદાની ઉત્તર તરફની સેનાના અમલદારો સર ટૉમસ હિસ્લોપ, સર વિલિયમ ગ્રૅન્ડ કેર, સર આર ડૉન્કિન અને કર્નલ ઍડમ્સપર મોકલી. યદ્યપિ તે સમયે તેમના પ્રસ્તાવ અનુસાર કાર્ય કરવામાં આવ્યું નહિ, તથાપિ પાછળથી જણાયું કે કર્નલ ટૉડની યોજનાજ યથાર્થ હતી. કારણ કે તેમના અનુમાન પ્રમાણેજ શત્રુઓની કુચ અને મુકામ થયા હતા. આ યોજનાને માટે પણ માર્ક્વિસ ઑફ હેસ્ટિંગ્સે તેમને ધન્યવાદ આપ્યો. આ યુદ્ધમાં કર્નલ ટૉડે પોતાના ખર્ચથી શત્રુઓની ખબર મેળવવાનો એવો ઉત્તમ પ્રબંધ કર્યો હતો કે પ્રતિદિન દશવીશ સ્થળેથી લિખિત ખબર તેમની પાસે પહોંચતી હતી, જેનો સારાંશ પ્રત્યેક અમલદારની પાસે મોકલવાથી તેમને શત્રુઓની સર્વ હીલચાલ જ્ઞાત રહેતી હતી. યુદ્ધની સમાપ્તિ થયા પછી લૉર્ડ હેસ્ટિંગ્સે કર્નલ ટૉડની પ્રશંસા કરતાં જણાવ્યું હતું કે "આ યુદ્ધમાં વિજય પ્રાપ્ત થયો તેનું એક મુખ્ય કારણ કર્નલ ટૉડની સહાય હતી. યુદ્ધમાં ભાગ લેનાર સર્વ જનરલોએ મુક્ત કંઠે સ્વીકાર કર્યો છે કે "આ યુદ્ધમાં કર્નલ ટૉડે પથદર્શક તરિકે ઉત્તમ કાર્ય કર્યું છે."

યશવંતરાવ હોલ્કરનું મરણ થયા પશ્ચાત્ તેમના બાળ પુત્રને સિંહાસનપર અધિષ્ઠિત કરવામાં આવ્યો અને યશવંતરાવની વિધવા રાણી તુલસીબાઇ સર્વ રાજકાર્ય પોતાના પ્રધાનોની સલાહથી કરવા લાગી. તેણે બ્રિટિશ સરકારના રક્ષણ હેઠળ આવવાની પોતાની ઇચ્છા પ્રકટ કરી, જેથી સરકારે આ મામલો કર્નલ ટૉડના હાથમાં સમર્પણ કર્યો. ઇ. સ. ૧૮૧૭ માં આ વિષયપર ચર્ચા ચતી હતી એટલામાં પેશ્વા અને ભોંસલેએ બ્રિટિશ સરકારની સાથેની સંધિનો ભંગ કર્યો અને પેશ્વાએ હોલ્કરને પણ પોતાના પક્ષમાં લેવાને માટે તેની દરબારમાં એક દૂત મોકલ્યો. આ હકિકત જાણવામાં આવતાં કર્નલ ટૉડને હોલ્કર હિષે સંદેહ ઉત્પન્ન થયો, જેથી તેમણે સરકારની પણ પરવાનગી લીધા

વિના પોતાનાજ જોખમે તુલસીબાઇને કહેવરાવી મોકલ્યું કે "યદિ હોલ્કર દરબારને બ્રિટિશ સરકારની સાથે યથાર્થ મિત્રતા હોય તો ૩૬ કલાકની અંદર પેશ્વાના દૂતને તમારા રાજ્યમાંથી હાંકી કાઢવો અને બ્રિટિશ સરકારની સાથે તમારે મિત્રતા છે એમ સાર્વજનિક રીતે પ્રસિદ્ધ કરવું. યદિ એમ નહિ કરવામાં આવશે તો હોલ્કરને બ્રિટિશ સરકારનો શત્રુ ગણવામાં આવશે." ૩૬ કલાક વ્યતીત થઇ ગયા પશ્ચાત્ કર્નલ ટૉડે પોતાના દૂતને હોલ્કરની દરબારમાંથી બોલાવી લીધો અને સર જૉન માલ્કમને લખી જણાવ્યું કે મારા અભિપ્રાય પ્રમાણે હોલ્કરની સેનાપર તત્કાળ હુમલો કરવો ઉચિત છે. પરંતુ સર માલ્કમે તેમ નહિ કરતાં પોતાનું વર્તન કાંઇક નમ્ર રાખ્યું, જેનું પરિણામ એ આવ્યું કે હોલ્કરની સેનાના પિંઢારાઓની સાથે મળી ગયેલા અમલદારોએ બ્રિટિશ સરકારની સાથે વિરોધ કરી તુલસીબાઇને મારી નાખી અને બ્રિટિશ સરકારને હોલ્કરની સેના સાથે મોટી લઢાઈ કરવી પડી. આ પ્રસંગે પણ લૉર્ડ હેસ્ટિંગ્સે કર્નલ ટૉડે આપેલી સૂચના માટે તેમના પ્રત્યે પ્રસન્નતા અને સર માલ્કમ પ્રત્યે અપ્રસન્નતા પ્રકટ કરી.

કોટાના મહારાવ ઉમેદસિંહના મુસાહિબ ઝાલા જાલિમસિંહ કર્નલ ટૉડના મિત્ર હતા અને પિંઢારાઓ તથા મરાઠાઓની સાથેના યુદ્ધમાં તેમણે કોટાની સેના દ્વારા બ્રિટિશ સરકારને સહાય કરી હતી, તેથી હોલ્કરની સાથેની લઢાઈ સમાપ્ત થયા પછી કર્નલ ટૉડે સરકારને ડીગ, પંચ પહાડ, આહોર અને ગંગરાડ એ ચાર પ્રગણાં જાલિમસિંહને આપવા ભલામણ કરવાથી લૉર્ડ હેસ્ટિંગ્સે તે પ્રગણાં કોટા રાજ્યને અર્પણ કર્યા.

પિંઢારા અને મરાઠાઓનો ઉપદ્રવ નિવૃત્ત થયા પશ્ચાત્ બ્રિટિશ સરકારે રાજપુતાનાના રાજ્યોની સાથે સંધિ કરવાનો આરંભ કર્યો અને કર્નલ ટૉડને ઉદયપુર, જોધપુર, કોટા, બુંદી અને જેસલમીરના રાજ્યોના પોલીટિકલ એજંટ તરિકે નિયુક્ત કર્યા. ઇ. સ. ૧૮૧૮ ના ફેબ્રુઆરી માસમાં તેઓ ઉદયપુરમા આવ્યા. ઉદયપુરને તેમના સદર મુકામ તરિકે નિશ્ચિત કરવામાં આવ્યુ હતું. આ સમયે મેવાડની દશા તેમને અગાઉ (ઇ. સ. ૧૮૦૬) કરતાં વિશેષ ખરાબ જણાઇ. પૂર્વે ભીલવાડામાં ૬૦૦૦ ઘરોની વસ્તી હતી, પરંતુ આ સમયે તેમને ત્યાં એક પણ મનુષ્ય દ્રષ્ટિગોચર થયું નહિ. પુષ્કળ માણસો મરાઠાઓના અત્યાચારથી પીડિત થઈ મેવાડનો ત્યાગ કરી માળવા, હાડૌતી, આદિ પ્રદેશોમાં ચાલ્યાં ગયાં હતાં, રાજ્યની ઉપજ ઘણી ઘટી ગઇ હતી, સરદારોએ ખાલસા ભૂમિનાં ઘણાં ગામો દબાવી લીધાં હતાં અને રાજ્યપ્રબંધ શિથિલ થઈ ગયો હતો. આવા સમયમાં મેવાડ રાજ્યનું મરાઠાઓના અત્યાચારમાંથી મુક્ત થવું અને બ્રિટિશ સરકારના પ્રતિનિધિનું ત્યાં આવવું, એ સુકાઈ જતા છોડપર જલવૃષ્ટિ સમાન થયું. મહારાણા ભીમસિંહજીએ આદરપૂર્વક કર્નલ ટૉડને રામ પ્યારીની વાડીમાં મુકામ આપ્યો અને પોતાના સમસ્ત સરદારો તથા ઉમરાવોને બોલાવીને એક દિવસ મોટી દરબાર ભરી, જેમાં કર્નલ ટૉડે ઉભા થઇને જણાવ્યું કે "મહારાણા સાહેબ, જે સરદારો આપની આજ્ઞાથી પ્રતિકૂલ ચાલતા હોય તેમને બતાવો, સરકાર તેમને પૂરેપૂરો દંડ આપવાને તૈયાર છે." મહારાણાએ ઘણી બુદ્ધિપૂર્વક પોતાની મહત્તાને શોભે એવોજ ઉત્તર આપ્યો કે "અત્યાર પૂર્વેના સર્વેના અપરાધ મે ક્ષમા કર્યા છે, પરંતુ અત્યાર પછી જો કોઇ તેમ કરશે તો તેની ખબર આપને આપવામાં આવશે." મહારાણાના આ ઉત્તરનો સરદારોપર ઘણો પ્રભાવ પડયો. તે સમયમાં બ્રિટિશ સરકારના વિજય અને ગૌરવની વાતો સાંભળીને મૂર્ખ લોકોના મનમાં એવી છાપ પડી ગઇ હતી કે અંગ્રેજ લોકો જાદૂગર છે, તેઓ પોતાના ખીસામાં અતિ પ્રચંડ સેના છુપાવીને લઇ જાય છે અને યુદ્ધમાં કાગળના સિપાઇઓથી કામ લે છે. આ નિર્મૂલ વાતોની અસર એવી થઇ કે જંગલી લૂટારાઓનાં ટોળે ટોળાં અંગ્રેજનું નામ સાંભળતાંજ થર થર કંપવા લાગ્યાં અને દેશમાં જ્યાં ત્યાં શાંતિ પ્રસરવા લાગી. કર્નલ ટૉડ પોતાના ઉત્તમ સ્વભાવથી અલ્પ સમયમાં મહારાણા ભીમસિંહજીના પૂર્ણ વિશ્વાસપાત્ર અને મુખ્ય સલાહકાર થઇ ગયા હતા. મહારાણાએ તેમની સલાહથી સૂચના પત્ર મોકલી માળવા, હાડૌતી, વગેરે પ્રદેશોમાંથી પોતાની પ્રજાને પાછી બોલાવી લીધી, દાણનો નવીન પ્રબંધ કર્યો, વાણિજ્ય કર અલ્પ સમયને માટે માફ કરી ભવિષ્યને માટે તેને અગાઉ કરતાં કમી કર્યો અને તેમના તાબાના સામંતોએ જે ગામો ખાલસા ભૂમિમાંથી દબાવી લીધાં હતાં તે તેમની પાસેથી છોડાવી લીધાં. દેશમાં શાંતિ રહેવાથી રાજ્યની ઉપજ એકદમ વધી ગઇ, ત્રણ વરસની અંદર ઉદયપુર નગરની આબાદી ત્રણગણી વધી ગઇ, ઉજ્જડ ગામો પુનઃ વસ્યાં, બહારથી વ્યાપારીઓ આવીને

મેવાડમાં વસવા લાગ્યા અને થોડાજ સમયમાં રાજ્યની દશા સર્વથા પરિવર્તિત થઇ ગઈ. ઉદયપુરનો આ ઉદ્ધ્વ કર્નલ ટૉડને લીધેજ થયો હતો.

ઇ. સ ૧૮૧૮ ના ઑક્ટોબર માસમાં કર્નલ ટૉડ જોધપુર તરફ રવાના થયા અને નાથદ્વારા, કુંભલગઢ, ઘાણેરાવ, નાદોલ વગેરે સ્થળોમાં થઇ ત્યાં પહોંચી ગયા.

મહારાજા માનસિંહજીએ તેમનો ઘણો સારો આદરસત્કાર કર્યો અને 'વિજય વિલાસ,' 'સૂર્યપ્રકાશ' તથા 'મારવાડકી ખ્યાત' આદિ જોધપુર રાજ્યના ઇતિહાસ સબંધી છ પુસ્તકો તેમને આપ્યાં. તેના બદલામાં કર્નલ ટાડે પાછળથી 'ફારસીકી તારીખ' 'ફિરિસ્તા' તથા 'ખુલાસે ઉત્તવારીખ' નામનાં પુસ્તકોની નકલ કરાવીને મહારાજાની ઉપર તે નકલો મોકલી આપી. જોધપુરથી તેઓ પડિહાર રાજપુતોની પ્રાચીન રાજધાની મંડોર જોવાને ગયા. તત્પશ્ચાત્ પુષ્કર, અજમેર, આદિ પ્રાચીન સ્થળો જોતા જોતા તેઓ ડિસેમ્બરમાં પાછા ઉદયપુરમાં ગયા. પુષ્કર તથા અજમેરમાં તેમણે કેટલાક પ્રાચીન સિક્કા મેળવ્યા હતા.

ઇ. સ. ૧૮૨૦ ના જાન્યુઆરી માસમાં તેમણે કોટા તરફ પ્રયાણ કર્યું અને ચાર માસ પર્યંત ત્યાં રહીને બુંદીમાં થઈ તેઓ ઑક્ટોબરમાં પાછા ઉદયપુરમાં પહોંચ્યા. આ સમયે કોટામાં જ્વરની બિમારી ભયંકર રીતે પ્રસરી રહી હતી. કર્નલ ટૉડના સાથીઓમાંથી ઘણા જણ ત્યાં બિમાર થઇ ગયા અને તેમને પોતાને પણ જ્વર આવવા લાગ્યો તથા તેમની તલ્લી વધી ગઈ. માર્ગમાં જહાજપુરના મુકામે તેમને મકાઇનો રોટલો ખાવાની ઇચ્છા થઇ. તેમણે તેના એક કટકો પણ ખાધો નહિ એટલામાં તેમનું મસ્તક ફરવા લાગ્યું, તેમની જીભ ભારે થઇ ગઇ અને કંઠ રૂંધાઈ ગયો તે છતાં પણ તેમનું ધૈર્ય તેવું ને તેવુંજ રહ્યું. ડૉક્ટર ડંકને આવી તેમને તત્કાળ ઔષધી પાઇ, જેથી તેમને તત્કાળ વમન થયું અને તેમની પ્રકૃતિ કાંઇક ઠીક થઇ. આ બિમારીનું કારણ મકાઇના રોટલામાં વિષ હોવાનું ડોક્ટરે ધાર્યું હતું, પરંતુ તેમને તેની વાતપર વિશ્વાસ આવ્યો નહિ. જહાજપુરથી નીકળી તેઓ મંડલગઢમાં આવ્યા. આ સ્થળે તેમની તલ્લી ફુલેલી જોઇને તેમના કોઇ દેશી મિત્રે એવો અભિપ્રાય દર્શાવ્યો કે જો આપ તલ્લીપર જળો વળગાડો તો તે બેસી જાય એવો સભવ છે. તેથી તેમણે પ્રાયઃ ૬૦ જળો તત્કાળ મંગાવી અને તે સ્થળે લગાડી દીધી. આ જળો જે સમયે તેમનું રૂધિર પી રહી હતી તે સમયે તેઓ ચાર પાઇ ઉપર આડા પડીને બ્રાહ્મણો અને પટેલોને તે પ્રદેશની હકિકત પૂછીને તેને કાગળપર ટપકાવી લેતા હતા.

તેઓ ઉદયપુરમાં પાછા ગયા તે સમયે ડોકટર ડંકને તેમના શરીરની નિર્બળતા જોઇ તેમને વિલાયત જવાની સલાહ આપી અને સ્પષ્ટ રીતે કહી દીધું કે "જો આપ આ દેશમાં બીજા છ માસ સુધી રહેશો તો અવશ્ય મરણ પામશો." તેમણે પોતાના આરોગ્યને માટે થોડા સમય પશ્ચાત્ સ્વદેશમાં જવાનો નિશ્ચય કર્યો હતો, એવામાં તેમના મિત્ર બુંદીના રાવ રાજા બિશનસિંહનો બિમારીથી અકસ્માત દેહાંત થઇ ગયો. તેઓ મરણશય્યાપરથી એમ કહી ગયા હતા કે, "મારો બાળપુત્ર અને બુંદીનું રાજ્ય કર્નલ ટૉડને ભરોસે છે." આ ખબર સાંભળતાંજ કર્નલ ટૉડે સર્વ કામ છોડી એકવાર બુંદી જવાનો નિશ્ચય કર્યો અને તા. ૨૪ મી જુલાઇને દિવસે વરસતા વર્ષાદમાં ઉદયપુરથી રવાના થઇ તેઓ તા. ૩૦ મીએ બુંદીમાં પહોંચ્યા. તેઓ પોતાનો શોક દર્શાવવાને માટે સીધા મહાલયમાં ગયા અને રાવ રાજા રામસિંહજી આદિને ધૈર્ય આપી પોતાના તંબુમાં પાછા આવ્યા. તેઓ હજી પ્રવાસનાં વસ્ત્રો ઉતારવા પણ પામ્યા નહોતા એવામાં રામસિંહજીની માતાએ એક બ્રાહ્મણની સાથે દેશી ભોજન અત્યંત પવિત્રતા પૂર્વક મોકલ્યું, જે દ્વારા તેમણે પોતાની ક્ષુધા શાંત કરી. તત્પશ્ચાત્ સંવત્ ૧૮૭૮ ના શ્રાવણ સુદ ૩ ને દિવસે મોટી ધામધુમસહિત રાવ રાજા રામસિંહજીને રાજ્યતિલક કરવાનો ઉત્સવ થયો. તેમાં કર્નલ ટૉડ પણ શામિલ હતા. રાવ રાજાની માતાએ કર્નલ ટૉડની ઉપર રાખી મોકલીને તેમને પોતાના બંધુ બનાવ્યા. તત્પશ્ચાત્ થોડા દિવસ પર્યંત બુંદીમાં રહ્યા પશ્ચાત્ તેમણે કોટા તરફ પ્રયાણ કર્યું.

મહારાવ ગુમાનસિંહજીના રાજ્યમાં ઝાલા જાલિમસિંહ કોટાના મુસાહિબ તરિકે નિયત થયા હતા. અને મહારાવ ઉમેદસિંહજીના રાજ્યમાં તેમનો અધિકાર એટલે સુધી વૃદ્ધિંગત થયો કે મહારાવ તો નામમાત્રના રાજા રહ્યા. તદુપરાંત, બ્રિટિશ સરકાર અને મહારાવની વચ્ચે જે સંધિ તારીખ ૨૫ મી ડિસેમ્બર ઇ. સ. ૧૮૧૭ને રોજ દિલ્લીમાં થઈ હતી. તેમાં તા. ૨૦મી ફેબ્રુઆરી ઇ. સ. ૧૮૧૮ ને દિવસે જાલિમસિંહના લાભની એવા આશયની એક સરત ઉમેરવામાં આવી કે "ઉભય પક્ષ (બ્રિટિશ સરકાર અને મહારાવ)

સ્વીકારે છે કે મહારાવ ઉમેદસિંહની પછી કોટાનું રાજ્ય તેમના જ્યેષ્ઠ કુમાર કિશોરસિંહ અને તેમના વંશજોને ક્રમશઃ સદા મળશે. અને રાજ્યનાં કામોનો કુલ પ્રબંધ રાજરાણા જાલિમસિંહ તથા તેમની પછી તેમના જ્યેષ્ઠ કુંવર માધવસિંહ તથા તેમના વંશજોના હાથમાં ક્રમશઃ સદાને માટે રહેશે." આ સરત કોટા રાજ્યને માટે હાનિકારક અને ઝાલાવાડના નવીન રાજ્યના મૂળ રૂપ થઈ. આનું મુખ્ય કારણ કર્નલ ટૉડને માનવામાં આવે છે. કારણ કે જાલિમસિંહની સાથે તેમને ઘણી મિત્રતા હોવાથી તેઓ સદા તેનો ઉદય ચાહતા હતા. પરંતુ પિંઢારાઓ અને મરાઠાઓનો ઉપદ્રવ નિવૃત્ત કરવાને માટે જાલિમસિંહની તરફથી જે સહાય બ્રિટિશ સરકારને મળી હતી તેનું આ પ્રત્યક્ષ ફલ હતું. મહારાવ ઉમેદસિંહજીની પછી તેમના પુત્ર મહારાવ કિશોરસિંહનું દબાણ અરૂચિકર હોવાથી ઉભયની વચ્ચે વિરોધ વૃદ્ધિંગત થવા લાગ્યો. મહારાવે કર્નલ ટૉડને લખી જણાવ્યું કે "જ્યારે બ્રિટિશ સરકારે મને રાજ્યનો સ્વામી કર્યો છે ત્યારે રાજ્યનો સર્વ અધિકાર પણ મારાજ હાથમાં રહેવો જોઇએ." પરંતુ બ્રિટિશ સરકારે સંધિના કરારની વિરૂદ્ધ જાલિમસિંહના હાથમાંથી અધિકાર છીનવી લેવાનો પ્રયત્ન કર્યો નહિ. આથી વિરોધાગ્નિ વિશેષ પ્રદીપ્ત થયો, જેને શાંત કરવાને માટે કર્નલ ટૉડને કોટામાં જવું પડયું.

ત્યાં જઈ તેમણે મહારાવને નિવેદન કર્યું કે "પૃથ્વીસિંહ[1] અને ગોવર્ધનદાસને કાઢી મૂકો, કારણ કે તેઓ આ વિરોધને પ્રદીપ્ત કરનાર છે. પરંતુ મહારાવે આ પ્રસ્તાવનો સ્વીકાર કર્યો નહિ. કર્નલ ટૉડ અને ઉક્ત ઉભય માણસોની વચ્ચે મહારાવની સન્મુખ એટલે સુધી બોલચાલ વધી ગઇ કે તે ઉભયે પોતાની તલવારપર હાથ નાખ્યા. આથી કર્નલ ટૉડે તે ઉભયને બંદીવાન કરવાનો પ્રયત્ન કર્યો. આથી બખેડો વિશેષ વધી ગયો અને જાલિમસિંહે મહારાવના કિલ્લાપર તોપના ગોળા છોડવા માંડયા.

મહારાવ પોતાના પ્રાણની રક્ષાને માટે કિલ્લો છોડી બૂંદીમાં ચાલ્યા ગયા અને થોડા દિવસ પર્યંત ત્યાં વિશ્રામ કરી વૃંદાવનમાં ગયા. ત્યાંથી તેઓ હાડૌતી તરફ પાછા ફરતા હતા તે સમયે માર્ગમાં તેમને પ્રાયઃ ૩૦૦૦ હાડા રજપૂતો જઇ મળ્યા. મહારાવે કર્નલ ટૉડપર પત્ર લખી આઠ સરતોનો સ્વીકાર થાય તો ઝઘડો નિવૃત્ત કરવાને જણાવ્યું, પરંતુ કર્નલ ટૉડે તે સરતો કબુલ કરી નહિ. જાલિમસિંહને લીધે મહારાવની આ દશા થયેલી જોઈ લોકો તેમની નિંદા કરવા લાગ્યા અને ૧૦૦૦ હાડાઓએ પોતાના માલિકને ખાતર પ્રાણાર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી. જાલિમસિંહની પાસે કોટાની સમસ્ત ફોજ અને તોપખાનું હતું અને બ્રિટિશ સરકારે પણ પોતાની સેના અને તોપખાનું તેમને સહાય કરવાને માટે મોકલી આપ્યું હતું. તા. ૧લી ઑક્ટોબરને દિવસે લડાઇ શરૂ થઇ, જેમાં કર્નલ ટૉડ પણ સામિલ હતા. જાલિમસિંહની પાસે ૪૦ તોપો હતી અને મહારાવના પક્ષના હાડા રજપુતોની પાસે એક પણ તોપ નહોતી, તોપણ હાડાઓ એવી વીરતાપૂર્વક લડીને રણમાં પડયા કે ખુદ કર્નલ ટૉડે પણ પોતાના 'રાજસ્થાન'માં તેમની વીરતાની પરમ પ્રશંસા કરી છે. ત્યાંથી પરાસ્ત થઇને મહારાવ નાથદ્વારામાં જઇ રહ્યા. અંતે કર્નલ ટૉડે મધ્યસ્થ થઇ આ વિરોધ એવી સરતે નિવૃત્ત કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી કે "મહારાવનો વાર્ષિક ખર્ચ ૧૫૪૦૦૦ રૂપિયા નિયત કરવામાં આવે અને મહારાવના ખાનગી કામમાં મુસાહિબ હસ્તક્ષેપ નહિ કરે અને તેમના રાજ્ય સંબંધી કામોમાં મહારાવ હસ્તક્ષેપ નહિ કરે." આ સરતનો સ્વીકાર થયા પછી કર્નલ ટૉડે તા. ૧૯ મી ડિસેમ્બરને દિવસે મહારાવને પુનઃ કોટાના સિંહાસનપર અધિષ્ઠિત કર્યા.

કોટાથી કર્નલ ટૉડ બાડોલીમાં આવ્યા. આ સ્થળના પ્રાચીન જીર્ણશીર્ણ થઇ ગયેલાં મંદિરોમાં ઉત્તમ કોતરકામ જોઇને તેનાં ચિત્ર લેવાની ઈચ્છાથી તેઓ ત્યાં થોડાક દિવસ પર્યંત થોભી ગયા અને વિ. સં. ૯૮૧ નો એક શિલાલેખ પણ તેમને ત્યાંથી મળ્યો. બાડોલીથી ભાનપુરા થઇ માલવામાં ધમનારની ગુફા આદિ પ્રાચીન સ્થળો જોતા જોતા તેઓ ઝાલરાપાટનમાં આવ્યા. અહીંઆં ચંદ્રાવતી નગરીનાં ખંડિયેરોમાં તેમને કેટલાક શિલાલેખો પ્રાપ્ત થયા, જેમાંનો સૌથી પ્રાચીન વિ. સં. ૭૪૬ નો રાજા દુર્ગગણના સમયનો હતો. અહીંઆંથી તેઓ ઉત્તમોત્તમ કોતરકામના અનેક નમુના અર્થાત્ દેવમૂર્તિઓ પોતાની સાથે લઇ ગયા. આ વખતે તેમને કોટાથી થોડા અંતરપર આવેલા કસવા (કણ્વાશ્રમ) ના

૧ પૃથ્વીસિંહ મહારાવ કિશોરસિંહના બંધુ અને ગોવર્ધનદાસ ઝાલા જાલિમસિંહની રાખનો પુત્ર હતો.

મંદિરમાં બ્રાહ્મણ રાજા શિવગણના સમયનો વિ. સં. ૭૯૫ નો લેખ પ્રાપ્ત થયો. આ લેખ તેમના ગુરૂથી યથાર્થ રીતે વાંચી શકાયો નહોતો. ત્યાર પછી તેઓ કોટા અને બુંદીમાં થઈ બીજોલ્યામાં પહોંચ્યા. અહીંઆં તેમને રાજપુતાનાના પ્રાચીન ઇતિહાસને માટે એક પરમ ઉપયોગી લેખ પ્રાપ્ત થયો. આ લેખ, ચૌહાણ રાજા સોમેશ્વરના સમયનો અર્થાત્ વિ. સ. ૧૨૨૬ નો એક મોટો લેખ હતો. આ લેખ એક પાષાણપર કોતરવામાં આવ્યો છે. ત્યાંથી મેનાલનગરનાં ખંડિયેરો જોતા જોતા તા. ૨૪ મી ફેબ્રુઆરી ઇ. સ. ૧૮૨૨ ને દિવસે તેઓ બેગૂંમાં પહોંચ્યા. કર્નલ ટૉડ આ સમયે હાથી ઉપર આરૂઢ થયા હતા. બેગૂંનો દરવાજો ( રાવત કાલીમેઘનો બંધાવેલો ) એટલો બધો ઉંચો નહોતો કે જેથી હાથી હોદ્દા સહિત સુગમતાથી તેની અંદર જઇ શકે, આથી માવતે દરવાજામાં હાથીને લઇ જવાનું ઉચિત ધાર્યું નહિ. પરંતુ કર્નલ ટૉડે પહેલાં એક હાથીને અંદર જતો જોઇને માવતની વાતપર લક્ષ્ય નહિ આપતાં તેને તે હાથીને દરવાજામાંથી લઇ જવાની આજ્ઞા કરી. ખાઇપરના પુલપર જતાંજ હાથી ભડકી ઉઠયો. માવતે તેને રોકવાનો બહુ પ્રયત્ન કર્યો, પરંતુ તે અટકયો નહિ અને દરવાજા તરફ પણ ગયો નહિ. કર્નલ ટૉડે પોતાનું સંરક્ષણ કરવાને માટે ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ હોદ્દો તૂટી ગયો તેથી તેઓ પુલપર પડી ગયા. ત્યાંથી તેમને બેહોશ અવસ્થામાં ઉંચકીને તંબુમાં લઇ જવામાં આવ્યા. બે દિવસ પછી તેમની પ્રકૃતિ સુધરી ત્યારે તેઓ રાવતજીને મળવા ગયા. આ વખતે તેઓ ઉક્ત દરવાજાને તોડી પાડેલો જોઇ અત્યંત દુઃખિત થયા, કારણ કે કોઈ પ્રસિદ્ધ પુરુષનું સ્મરણ ચિહ્ન નષ્ટ થાય એ તેમને અસહ્ય થઈ પડયું. પછી ત્યાંથી ચિત્તોડ જઇ તેઓ તા. ૮ મી માર્ચને દિવસે ઉદયપુરમાં પહોંચ્યા.

કર્નલ ટૉડને સ્વદેશ છોડયે ૨૨ વર્ષ થઇ ચૂકયાં હતાં, જેમાંનાં ૧૮ વર્ષો પર્યંત તેઓ પૃથક્ પૃથક્ પદ્દીઓપર નિયુક્ત થઇ રાજપુતોની સાથેનો તેમનો સંબંધ ચાલુ રહ્યો હતો. તેઓ જ્યાં જ્યાં રહ્યા ત્યાં ત્યાં પોતાની સરલ પ્રકૃતિ અને સૌજન્યથી સર્વપ્રિય બની ગયા હતા. તેમને રાજપુતાના અને ત્યાંના નિવાસીઓની સાથે એવો સ્નેહ બંધાઈ ગયો હતો કે પોતાનું શેષ આયુષ ત્યાંજ વ્યતીત કરીને રાજપુતોની વીર ભૂમિને પોતાનાં અસ્થિ અર્પણ કરવાની તેમની ઇચ્છા હતી. પરંતુ બે કારણોને લીધે તેમને આ દેશ છોડવાની ફરજ પડી. એક તો તેમની પ્રકૃતિ ઠીક નહિ રહેવાથી ડૉકટરોની સલાહથી તેમને સ્વદેશમાં જવું પડયું; અને બીજું કારણ એ હતું કે દેશી રાજાઓની સાથે અધિક મેળાપ રાખવાથી બ્રિટિશ સરકારને તેમની પ્રમાણિકતા વિષે સંદેહ ઉત્પન્ન થવા લાગ્યો હતો, જેથી અપ્રસન્ન થઇ તેમણે સરકારી નોકરી છોડી દેવાનો સંકલ્પ કર્યો.

જે દિવસે તેમણે રાજપુતાનામાં પગ મૂકયો તેજ દિવસથી તેમણે પોતાનો સમય ભૌગોલિક શોધમાં વ્યતીત કરવા માંડયો. તેમણે સાહસ અને પોતાના પદરના ખર્ચથી ભૂગોળ સંબંધી શોધ કરી સરકારની અને વિદ્વાન વર્ગની જે સેવા કરી છે તેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે. તત્પશ્ચાત્ તેઓ રાજપુતાનાના ઇતિહાસનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી ઐતિહાસિક શોધમાં પ્રવૃત્ત થયા. આ કાર્યમાં તેમના અભિરૂચિ એટલી પ્રબલ હતી કે તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં વૃદ્ધ પુરૂષો અને વાકેફગાર માણસોને બોલાવી તેમને ઇતિહાસ સંબંધી, ક્ષત્રિયોની વીરતા સંબંધી અને ભિન્ન ભિન્ન જાતિઓની રીતભાત, વા ધર્મ સંબંધી વૃત્તાંત પૂછતા. તેઓ પ્રત્યેક પ્રાચીન મંદિર, મહાલય વગેરે ઇમારતોના બંધાવનારનો યથાસાધ્ય પત્તો મેળવતા અને તેઓ યુદ્ધમાં પડેલા વીરનો ચબુતરો જોતા તો તે પરનો લેખ વંચાવી વા તે સંબંધે લોકોને પૂછપરછ કરી તેની હકીકત એકત્ર કરતા. તેઓ પોતાના ગુરૂ યતિ *જ્ઞાનચંદ્રને તથા બીજા એકાદ બે પંડિતોને સદા પોતાની સાથે રાખતા હતા. યતિ જ્ઞાનચંદ્ર તેમને માટે

* કર્નલ ટૉડ સામેનું ચિત્ર તેમના ગુરૂ યતિ 'જ્ઞાનચંદ્ર' નું છે. તેઓ જયપુર નિવાસી 'ખરતર' ગચ્છના યતિ અમરચંદ્રના શિષ્ય હતા. ભાષા કવિતાના ઉત્તમ જ્ઞાતા હોવા ઉપરાંત તેમને સંસ્કૃતનું પણ જ્ઞાન હતું તેથી ટૉડ સાહેબે પરમ સત્કાર સહિત તેમને પોતાની સાથે રાખ્યા હતા. જેથી આ ગ્રંથ રચવામાં તેમને ઘણી સહાયતા મળી હતી. ઉદયપુરના મહારાણા ભીમસિંહજીએ તેમને 'માંડલ' ગ્રામમાંની કેટલીક જમીન અર્પણ કરી હતી ત્યારથી તેઓ તે ગ્રામમાં રહેવા લાગ્યા. જ્ઞાનચંદ્રના શિષ્ય શિવચંદ્ર હતા અને તેમના શિષ્ય ગણેશચંદ્ર છે જેઓ વર્તમાનમાં વિદ્યમાન છે. ગૌ. હી. ઓઝા.

સંસ્કૃત લેખો વાંચતા અને તેનો અનુવાદ કરતા હતા. તેઓ જ્યાં વિશ્રામ કરતા ત્યાંનાં સર્વ સ્થળો તેઓ સ્વયં જોતા અને તેની હકિકત પૂછી ટિપ્પણ કરી લેતા હતા. દૂર દૂરનાં સ્થાનોના પ્રાચીન શિલાલેખોનો પત્તો મેળવવાને માટે તેઓ પોતાના ગુરૂને તથા પંડિતોને મોકલી દેતા અને કોઈ વિશેષ મહત્વના લેખની ખબર મળતી તો તેઓ સ્વયં ત્યાં જઇને તેની તપાસ કરતા. જો તે લેખ પોતાની સાથે લેવા યોગ્ય જણાતો તો તેઓ તેને ઉટપર નખાવી પોતાની સાથે લઈ લેતા. તેઓ સ્થળે સ્થળે ચારણો અને ભાટોને પોતાની પાસે બોલાવતા, તેમના મુખથી ક્ષત્રિઓની વીરતાની વાતો, ગીત, દોહા આદિ પરમ પ્રેમપૂર્વક સાંભળતા, તેમાંથી જે વિશેષ મહત્વના જણાતા તેને લખાવી લેતા અને ભાટ ચારણોનું સન્માન કરતા. તેઓ જેવા ઇતિહાસપ્રેમી હતા તેવા તેમના એક સંબંધી, ચિત્રવિદ્યામાં પરમ નિપુણ હતા. એમનું નામ કૅપ્ટન વૉગ (વાઘ) હતું અને તેઓ કર્નલ ટૉડની સાથે રહેતી સરકારી સેનાના સેનાપતિ હતા. તેઓ તેમને માટે પ્રાચીન મંદિરો, મહાલયો, કિલ્લા, મૂર્તિ વગેરે ભારતીય શિલ્પના ઉત્તમોત્તમ નમૂનાઓનાં ચિત્ર પરમ દક્ષતાપૂર્વક આલેખતા હતા. કર્નલ ટૉડના 'રાજસ્થાન'ના પહેલીવાર છપાયેલા અંગ્રેજી પુસ્તકમાં જે ઉત્તમોત્તમ ચિત્રો વિદ્યમાન છે, તેમાંનાં અધિકતર ચિત્રો પ્રસ્તુત કૅપ્ટન વૉગનીજ કલમનાં છે કૅપ્ટન વૉગ અતિરિક્ત ઘાસી નામનો એક દશી ચિત્રકાર પણ તેમની સાથે રહેતો હતો. શિલ્પનાં કેટલાંક ઉત્તમોત્તમ કામોનાં ચિત્રો તેણે તૈયાર કર્યાં હતાં. તેનાં ચિત્રોમાંનાં પણ કેટલાંક "રાજસ્થાન"માં છપાયાં છે. આ પ્રકારે તેઓ રાજાઓ અને પ્રસિદ્ધ પુરૂષોના ચિત્રો, હિંદી, સસ્કૃત, અરબી, ફારસી, પ્રભૃતિ ભાષાઓમાં લખાયેલા ઐતિહાસિક તથા અન્યાન્ય વિષયોના ગ્રંથો, પ્રાચીન તામ્રપત્રો તથા શિક્કાઓનો સંગ્રહ કરતા હતા. પ્રાચીન શિક્કાઓને માટે તેમણે મથુરા વગેરે શહેરોમાં પોતાના આડતિયા નિયુક્ત કર્યા હતા, જેઓ ગ્રીક, શક આદિ પ્રાચીન રાજવંશીઓના શિક્કા એકત્ર કરી તેમની પાસે મોકલી આપતા હતા. જૈન મંદિરોમાંના, રાજાઓની પાસેના તથા પ્રતિષ્ઠિત પંડિતોના પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહ તેઓ અત્યંત રૂચિપૂર્વક જોતા અને તેમાંથી પોતાના ઉપયોગનાં પુસ્તકો લઇ લેતા વા તેમની નકલ કરાવી લેતા. તેમની ગુણગ્રાહકતાને લીધે આવી સામગ્રી સદા તેમની પાસે પહોંચતી રહેતી હતી. મહારાણા ભીમસિંહજીએ ઇતિહાસ સંબંધી સામગ્રી એકત્રિત કરવામાં કર્નલ ટૉડને ઘણી સહાય કરી અને પોતાની પાસેના સરસ્વતી ભંડારમાંથી પુરાણ, મહાભારત, રામાયણ, પૃથ્વીરાજ રાસા આદિ અનેક ઐતિહાસિક પુસ્તકો કઢાવી પંડિતોદ્વારા તેમાંથી સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓની વંશાવલી તૈયાર કરાવી આપી. આ અમૂલ્ય સહાયના સ્મરણમાં કર્નલ ટૉડે 'રાજસ્થાન'ના પ્રથમ વૉલ્યુમમા ઉક્ત મહારાણાની સ્વારીનું મનોહર ચિત્ર આપી તેમની સાથેની પોતાની દ્રઢ મૈત્રીનો પરિચય કરાવ્યો છે.

આ પ્રકારે પોતાના સતત શ્રમથી કર્નલ ટૉડે સ્વદેશ જવા પૂર્વે પુરાણ, રામાયણ, મહાભારત, રાજપુતાના અને તેની બહારનાં અનેક રાજ્યો તથા રાજવંશીઓની ખ્યાતો, પૃથ્વીરાજરાસા, ખુમ્માણરાસા, હમીરરાસા, રતનરાસા આદિ અનેક રાસાઓ, અને વિજય વિલાસ, સૂર્ય પ્રકાશ, જગત્ વિલાસ, જયવિલાસ, રાજપ્રકાશ, રાજપ્રશસ્તિ, નવસાહસાંક ચરિત્ર, કુમારપાલ ચરિત્ર, માનચરિત્ર, હમીરકાવ્ય, રાજાવલી, ઉભય રાજતરંગિણી, જયપુરના મહારાજા જયસિંહજીના આશ્રયથી તૈયાર થયેલો જયસિંહકલ્પદ્રુમ નામક ગ્રંથ તથા તેમની તૈયાર કરાવેલી રાજ્યવંશોની વંશાવલી, આદિ કેટલાંક ઇતિહાસ સંબંધી પુસ્તકોનો સંગ્રહ કરી લીધો હતો. મહાકવિ ચંદ બરદાયીકૃત પૃથ્વીરાજ રાસાના ૩૦૦૦૦ છંદોનો તેમણે અંગ્રેજીમાં અનુવાદ કર્યો. આ ગ્રંથ તેમને અત્યંત પ્રિય હતો. ઉપર્યુક્ત પુસ્તકો અતિરિક્ત કાવ્ય, નાટક, વ્યાકરણ, કોશ, જ્યોતિષ, શિલ્પ, માહાત્મ્ય, તથા જૈન ધર્મસંબંધી અનેક પુસ્તકો તથા અરબી અને ફારસી ભાષાનાં કેટલાંક હસ્તલિખિત ઐતિહાસિક પુસ્તકો પણ તેમણે એકઠાં કર્યાં હતાં. વળી તેમણે અનેક પ્રાચીન સ્થલો, રાજાઓ, તથા પ્રસિદ્ધ પુરૂષોનાં ચિત્રો, ચિત્તોડગઢ, મેનાલ, બીજોલ્યા, બિંસરોરગઢ, બાડોલી, માંડલગઢ, કુંભલગઢ, આઇતપુર, અહાડ, નાંદોલ, કંસવા, આદિ અનેક સ્થળોના શિલાલેખો તથા તામ્રપત્રોની નકલો અથવા મૂળ લેખ અનેક પ્રાચીન મૂર્તિઓ અને પ્રાય ૨૦૦૦૦ પ્રાચીન શિક્કાઓ એકત્રિત કર્યા હતા. રાજપુતાનામાં રહીને તેમણે આજ સમૃદ્ધિ મેળવી હતી અને તેનેજ તેઓ પોતાનું જીવન-સર્વસ્વ માનતા હતા.

સ્વદેશ જવાને માટે ઉપડવાનો દિવસ નિયત કરી ૫દર દિવસ પૂર્વે તેઓ પોતાની આ અમૂલ્ય સમૃદ્ધિ લઇ ડબોકના બંગલાથી ઉદયપુરમા આવ્યા અને 'સહેલિયોકી વાડી'માં તેમણે વિશ્રામ કર્યો. ત્યા તેઓ પોતાનો સામાન પૅક કરાવી રહ્યા હતા તે સમયે મહારાણા ભીમસિંહજી તેમને રૂખસતની મુલાકાત આપવાને માટે આવ્યા અને કર્નલ ટૉડને કાગળ પત્રો તથા શિલાલેખો વગેરેની વચ્ચે બેઠેલા જોઇને તેમને હસવું આવ્યુ. તેઓ પોતાની સાથે આવેલા સરદારો તરફ ફરીને બોલ્યા "મહાશય ટૉડે પાંચ વર્ષ પર્યંત મેવાડની સેવા કરી છે અને તેને આપત્તિમાથી બચાવ્યો છે, પરંતુ જતી વખતે તેઓ આ ભૂમિની એક ચપટી માટી પણ પોતાની સાથે લઈ જતા નથી," કર્નલ ટૉડની ઐતિહાસિક સામગ્રી એટલી બધી વધી ગઈ હતી કે વિલાયત પહોંચતા તેમને ૭૨ પૌંડ જકાતના આપવા પડયા હતા.

તા. ૧ લી જુન ઇ. સ. ૧૮૨૨ ને દિવસે તેમણે સ્વદેશ જવાને માટે ઉદયપુરથી પ્રયાણુ કર્યું. તેમણે આ સમય પર્વેજ પોતાના ગ્રંથ 'રાજસ્થાન'ની રૂપરેખા તૈયાર કરી મૂકી હતી. તેમને રાજપુતોના ઇતિહાસનો પૂર્ણ પરિચય હોવાથી મેવાડના મહારાણાઓનું ગૌરવ તેમના હૃદયપર સારી રીતે અંકિત થઇ ગયું હતું, જેથી તેઓ તેમનો ઇતિહાસ સવિસ્તર લખવાની ઇચ્છા રાખતા હતા. રાણાઓનું રાજ્ય પ્રથમ સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ) માં હતું. સૌરાષ્ટ્રની રાજધાની વલ્લભીપુરમાથી તેઓ મેવાડમાં ગયા હતા. આ કારણથી કર્નલ ટૉડે ત્યાં શોધ કરીને ત્યાંનું કાંઇક અધિક વૃત્તાંત પ્રાપ્ત કરવાની ઇચ્છાથી તે દેશમાં થઇને વિલાયત જવાનો નિશ્ચય કર્યો.

ઉદયપુરથી ગોગૂંદા, બીજાપુર આદિ સ્થાનોમાં થઇ તા. ૯ મી જુનને દીવસે તેઓ શિરોહીમાં પહોંચ્યા. ત્યાના રાવ શિવસિંહજીએ તેમનુ ઉત્તમ પ્રકારે આતિથ્ય કર્યું. શિરોહી રાજ્યના સ્વાતંત્ર્યની રક્ષા કર્નલ ટૉડેજ કરી હતી. જોધપુરના મહારાજા માનસિંહજીએ બ્રિટિશ સરકારની સાથે સધિ થઇ ગયા પછી શિરોહી રાજ્યને જોધપુરની આધીનતામાં લાવવાનો યત્ન કર્યો અને તે માટે બ્રિટિશ સરકારની સાથે પત્રવ્યવહાર કરી તેને જણાવ્યુ કે શિરોહીનુ રાજ્ય પ્રથમથીજ જોધપુર રાજ્યને આધીન છે, માટે હમણાં પણ તે તેમજ રહેવું જોઇએ. આ વિષયમાં તેમણે પોતાની તરફથી કટલાક પ્રમાણો પણ રજુ કર્યાં. આ કામ કર્નલ ટૉડદ્વારા થતું હતુ, કારણ કે તે સમયે જોધપુરના પોલિટિકલ એજંટ તેઓજ હતા, પરતુ તેઓ એટલે સુધી નિષ્પક્ષપાત રહ્યા હતા કે તેમણે પુરેપુરી સાબિતી વિના જોધપુરનો દાવો સ્વીકાર્યો નહિ. જોધપુરના વકીલે એમ સમજાવવાનો પ્રયત્ન કર્યો કે મહારાજા અભયસિંહજીના સમયથી શિરોહીના રાજા જોધપુરની સેવા કરતા અને ખંડણી ભરતા આવ્યા છે, પરતુ કર્નલ ટૉડના જેવા ઇતિહાસવેત્તાની આગળ ભૂતકાળની સત્ય વાત શી રીતે ગુપ્ત રહી શકે ? તેમણે ઉત્તર આપ્યો કે "જોધપુરના મહારાજાઓના યુદ્ધમાં શિરોહીની સેના લડી છે અને ગુજરાતનાં યુદ્ધોમાં અભયસિંહજીની સાથે રહીને દેવડાઓએ અસાધારણ વીરતા બતાવી છે, એ વાત સત્ય છે; પરંતુ જોધપુરના ઇતિહાસપરથીજ પ્રતીત થાય છે કે તે સમયે અભયસિંહજી જોધપુરના મહારાજા નહોતા, પરતુ પાદશાહી ફોજના સેનાપતિ હતા, અને શિરોહીની સેના પણ પાદશાહી ઝુંડાની નીચે રહી લડી હતી." આ જ પ્રકારે તેમણે શિરોહીરાજની પાસેથી ખંડણી લેવાનાં પ્રમાણો પણ નિર્મૂળ કરી દીધાં. જોધપુર તરફથી શિરોહીના રાવ ઉદયભાણના હસ્તાક્ષરવાળો એક પત્ર રજુ કરવામાં આવ્યો, જેમાં ઉક્ત રાવે કેટલીક સરતોથી જોધપુરની આધીનતા સ્વીકારી હતી એવો ઉલ્લેખ હતો. યદિ આ સમયે કોઇ બીજો અંગ્રેજ હોત તો તે જોધપુરનો દાવો યથાર્થ માની લેત, પરંતુ કર્નલ ટૉડને તો ઉક્ત પત્ર સંબંધી સર્વ હકિકતથી સારી રીતે વિદિત હતી, તેથી તેમણે સ્પષ્ટ રીતે કહ્યું કે "રાવ ઉદયભાણ ગંગાજી તરફ જતા હતા ત્યારે જોધપુરવાળાઓએ માર્ગમાં જોર જુલમથી આ પત્ર તેમની પાસે લખાવી લીધો હતો, તેથી દેવડા સરદાર એને રદ્દી કાગળ સમાન સમજે છે." આ પ્રકારે જોધપુરવાળાઓનાં સર્વ પ્રમાણો નિર્મૂળ કરી તેમણે તે દાવો રદ કરી દીધો. આથી મહારાજા માનસિંહજી કર્નલ ટૉડ પ્રત્યે અત્યંત અપ્રસન્ન થયા; પરંતુ કર્નલ ટૉડ કેવળ સત્યના પક્ષપાતી હોવાથી તેમણે ઉક્ત મહારાજાની પ્રસન્નતા કે અપ્રસન્નતાની કિંચિત્ પણ સ્પૃહા રાખી નહિ.

તેઓ શિરોહીથી આબુ ગયા, જ્યાં તેમની પૂર્વે કોઇ પણ યૂરોપીઅન ગયો નહોતો. ત્યાં તેમને

કેટલાક શિલાલેખો પ્રાપ્ત થયા, જેમાંનો મુખ્ય વિ. સં. ૧૨૬૫[1] નો, પરમાર રાજા ધારાવર્ષના સમયનો હતો. દેલવાડા ગ્રામમાં વિમલશાહ અને વસ્તુપાલ તેજપાલનાં બંધાવેલાં મંદિરોનું નકશી કામ જોઇ તેઓ પરમ પ્રસન્ન થયા અને તેની ઉત્તમતા વિષે તેમણે જે કાંઇ લખ્યું છે તે આ દેશની શિલ્પવિદ્યાનું મહત્વ પ્રકટ કરે છે. આ મંદિરોનું નકશી કામ કર્નલ ટૉડને કેટલું બધું પસંદ પડયું હતું તેની પ્રતીતિ નિમ્ન લિખિત વાતપરથી ઉત્તમ પ્રકારે થશે. તેઓ વિલાયત ગયા ત્યાર પછી મિસિસ વિલિયમ હંટર બ્લેર નામની એક સન્નારી તેમને મળી. આ સ્ત્રી હિંદુસ્થાનનો પ્રવાસ કરીને ત્યાં ગઈ હતી. તેણે પોતાનું તૈયાર કરેલું વસ્તુપાલના મંદિરનું ચિત્ર કર્નલ ટૉડને આપ્યું. આથી કર્નલ ટૉડને એટલો બધો હર્ષ થયો અને તેમણે તે સન્નારીની એટલી કદર કરી કે તેમણે તેને પોતાનું 'ટ્રાવેલ્સ ઇન વેસ્ટર્ન ઇન્ડિયા' નામક પુસ્તક અર્પણ કર્યું અને તેના પ્રારંભમાં ઉક્ત ચિત્ર આપ્યું. વળી તેમણે તેને જણાવ્યું હતું કે "તમે માત્ર આબુપર ગયાં છો એટલુંજ નહિ, પરંતુ આબુને ઈંગ્લાંડમાં લાવ્યાં છો."

આબુથી પરમાર રાજાઓની પ્રસિદ્ધ રાજધાની ચંદ્રાવતી નગરીનાં ખંડિયેરો જોઇને તેઓ પાલનપુર, સિદ્ધપુર, અણહિલપુર, અમદાવાદ, વડોદરા, આદિ સ્થાનોમાં થઈ ખંભાતમાં પહોંચ્યા. ત્યાંથી તેઓ સમુદ્રમાર્ગે જઇ સૌરાષ્ટ્રના દક્ષિણ તટપર ઘોઘા બંદરમાં ઉતર્યા. ત્યાંથી તેઓ સૌરાષ્ટ્રના ગોહિલોની વર્તમાન મુખ્ય રાજધાની ભાવનગરની સમૃદ્ધિ જોઇ શિહોર થઇને વલ્લભીપુરમાં પહોંચ્યા. આ શહેર માટીની નીચે પ્રાય: છ ફીટ સુધી દટાયેલું હતું, તેથી તેમને અત્યંત ખેદ થયો. ત્યાંથી જૈનોના પ્રસિદ્ધ તીર્થ શત્રુંજય આગળથી થઇ તેઓ દેવપાટણ (સોમનાથ) માં ગયા. આ વખતે સોમનાથના પ્રાચીન વૈભવનું નામ નિશાન પણ નહોતું. ત્યાંના પ્રાચીન મંદિરનો મસ્જીદના આકારમાં કેટલોક ભાગ છિન્નભિન્ન અવસ્થામાં શેષ રહ્યો હતો. ત્યાંથી એક કોશના અંતરપર આવેલા વેરાવળ નામક સ્થાનના એક નાના મંદિરનાં ગુજરાતના રાજા અર્જુનદેવના સમયનો એક અતિ ઉપયોગી લેખ તેમને પ્રાપ્ત થયો. આ લેખમાં હિજરી સન ૬૬૨, વિક્રમ સંવત ૧૩૨૦, વલ્લભી સંવત્ ૯૪૫ અને સિંહ સંવત્ ૧૫૧ આપવામાં આવ્યો હતો. આ લેખ મળવાથી તેમને સૌરાષ્ટ્રની યાત્રાનો શ્રમ સફળ થયેલો લાગ્યો અને તેઓ વલ્લભી અને સિંહ સંવતના પ્રથમ શોધક તથા નિર્ણયકર્તા ઠર્યા. સોમનાથથી ભ્રમણ કરતા કરતા તેઓ જૂનાગઢમાં પહોંચ્યા. આ સ્થળે 'કોડિયા ખાપરા'ની પ્રસિદ્ધ પ્રાચીન બૌદ્ધ ગુફાઓના અને ગિરનારના માર્ગની પાસે એક મોટા પાષાણપર અશોકની ધર્માજ્ઞાઓની સાથે ક્ષત્રપ વંશના રાજા રૂદ્રદામાના[2] તથા ગુપ્ત રાજા સ્કંદગુપ્તના[3] પ્રાચીન લેખો તેમણે જોયા, પરંતુ તે સમયે આ લેખો વાંચી બતાવનાર કોઇ નહોતું, તેથી તેનો ભાવાર્થ તેઓ જાણી શક્યા નહિ તેટલા માટે તેમને પરમ ખેદ થયો. ગિરનાર પર્વતપર જૈન અને હિંદુઓનાં મંદિરો અને ચૂડાસમા (યાદવ) રાજાઓના મહાલય આદિ જોઇ જેઠવાઓની પ્રાચીન રાજધાની ઘૂમલી આદિ સ્થાનોમાં થઇ તેઓ દ્વારિકા ગયા, જ્યાંથી તેઓ બેટમાં જઇ સમુદ્રમાર્ગે પ્રયાણ કરી કચ્છ રાજ્યના મુખ્ય બંદર માંડવીમાં ઉતર્યા. ત્યાંથી ભૂજમાં જઇ જાડેજાઓનાં રાજ્યની સમૃદ્ધિ જોઇ, અને ત્યાંથી પાછા માંડવીમાં આવી જહાજપર ચઢયા; તા. ૧૪ મી જાન્યુઆરી સને ૧૮૨૩ને રોજ તેઓ મુંબઈમાં પહોંચી ગયા. આ યાત્રામાં પણ તેમણે કેટલાક પ્રાચીન લેખો, શિક્કાઓ, ઐતિહાસિક પુસ્તકો, ઇત્યાદિ વસ્તુઓ એકત્રિત કરી હતી. આ યાત્રાનું સવિસ્તર વૃત્તાંત તેમણે પોતાના "ટ્રાવેલ્સ ઇન વેસ્ટર્ન ઇન્ડિયા" (પશ્ચિમ હિંદુસ્થાનની યાત્રા) નામક મોટા પુસ્તકમાં આપ્યું છે. આ પુસ્તક પ્રત્યેક વિદ્યાનુરાગી તથા ઇતિહાસપ્રેમીને વાંચવા યોગ્ય છે. પ્રાયઃ ત્રણ અઠવાડીઆં સુધી મુંબઇમાં રહીને તેમણે સ્વદેશ તરફ પ્રયાણ કર્યું. જ્યાંસુધી જહાજપરથી તેમને ભારતભૂમિનો કિનારો દેખાયો ત્યાંસુધી તેઓ અનિમિષ નેત્રે તે તરફ જોતા રહ્યા. આ અરસામાં તેમના મનમાં આ દેશમાં પુનઃ આવી રાજપુતોમાં વસી તેમનું હિત કરવાના વિચારો ઘોળાયા કરતા હતા.

કર્નલ ટૉડ ઇંગ્લાંડમાં પહોંચ્યા તેની થોડા દિવસ પૂર્વે (ઇ. સ. ૧૮૨૩ના માર્ચ માસમાં) લંડન

૧ આ લેખ આબુ પર્વતપર ઓરિયા ગ્રામની નિકટ કનખલ તીર્થના શિવમંદિરમાં વિદ્યમાન છે.

૨ ક્ષત્રપ રાજા રૂદ્રદામાનો લેખ શક સંવત્ ૭૨ (વિ૦ સં૦ ૨૦૭)થી કાંઇક પાછળનો છે.

૩ સ્કંદગુપ્તનો લેખ ગુપ્ત સંવત્ ૧૩૮ (વિ૦ સં૦ ૫૧૪)નો છે.

શહેરમાં 'રૉયલ એશિયાટિક સોસાયટી' નામક એક સંસ્થા સ્થાપન થઈ હતી. તેઓ ત્યાં પહોંચતાંની સાથેજ વિદ્યાનુરાગવશ ઉક્ત સંસ્થાના સભાસદ થયા અને અલ્પ સમયમાં તેમને તેના લાયબ્રેરિયન બનાવવામાં આવ્યા અને જ્યાંસુધી તેમનું શરીર નિરોગી રહ્યું ત્યાંસુધી તેઓ તે પદપર રહ્યા હતા. ઈ. સ. ૧૮૨૪માં તેમણે હાંસી હિસારના કિલ્લામાંથી મળેલા ચૌહાણ રાજા પૃથ્વીરાજના[1] સમયના વિ. સ. ૧૨૨૪ માઘ શુદ ૭ના લેખપર ઉક્ત સભા સમક્ષ એક નિબંધ વાંચ્યો, જેથી વિદ્વાનવર્ગમાં તેમની પરમ પ્રશંસા થઈ, કારણ કે તે સમય પર્યંત યૂરોપિયન લોકો રાજપુતોના ઇતિહાસથી સર્વથા અપરિચિત હતા. ચૌહાણોના સંપૂર્ણ ઇતિહાસની પૂરી સામગ્રી તેમની પાસે નહિ હોવાથી તેમણે ઉક્ત લેખમાંના પૃથ્વીરાજને, શાહબુદ્દીન ઘોરીની સામે યુદ્ધ કરનાર પ્રસિદ્ધ પૃથ્વીરાજ માની લીધો અને તેમની આ ભૂલ આજ પર્યંત યૂરોપિયન તથા દેશી શોધકોમાં એક સરખી રીતે ચાલી આવે છે. તેજ વર્ષના જૂન માસમાં તેમણે ઉજ્જનથી મળેલા પરમાર રાજાઓના ત્રણ તામ્રપત્રો અને મધુકર ગઢમાંથી મળેલો તેજ વંશનો એક શિલાલેખ ઉક્ત સભાને ભેટ કર્યો અને તે વિષે એક નિબંધ વાંચ્યો, જેથી માળવાના પરમાર રાજાઓના પ્રાચીન ઇતિહાસનો ઘણો ભાગ પ્રસિદ્ધિમાં આવ્યો.

કર્નલ ટૉડ તા. ૧ લી મે ઈ. સ. ૧૮૨૪ ને દિવસે મેજર અને તા. ૨ જી જૂન ઈ. સ. ૧૮૨૬ ને રોજ લેફ્ટેનન્ટ કર્નલ થયા. પોતાની ત્રણ વર્ષની રજા સમાપ્ત થયા પશ્ચાત્ તેમણે પોતાના પૂર્વ સંકલ્પ અનુસાર તા. ૨૮ મી જૂન ઈ. સ. ૧૮૨૫ ને દિવસે સરકારની સેવાનો પરિત્યાગ કર્યો.[2] તેમના રાજપૂત મિત્રો નિરંતર તેમના આગમનની પ્રતીક્ષા કરતા હતા, પરંતુ તેમનું શરીર સ્વસ્થ નહિ રહેવાને લીધે તેમને પુનઃ હિંદુસ્થાનમાં આવવાનો વિચાર છોડી દેવો પડ્યો.

તેઓ અહીંઆંથી પોતાની સાથે જે પ્રાયઃ ૨૦૦૦૦ પ્રાચીન શિક્કાઓ લઇ ગયા હતા તેમાંના કેટલાક ગ્રીક, શક તથા હિંદુ રાજાઓના શિક્કા વિષે તેમણે એક નિબંધ લખી રૉયલ એશિયાટિક સોસાયટિની સન્મુખ તે વાંચ્યો, જેની ગણના સર્વોત્તમ નિબંધોમાં થઇ. આ નિબંધથી સમસ્ત યુરોપખંડના સાક્ષર વર્ગમાં તેમની વિદ્વત્તાની પરમ પ્રશંસા થઇ અને એજ નિબંધ હિંદુસ્થાનમાં રહેતા યુરોપિયન વિદ્વાનોનો પ્રાચીન શિક્કાઓ એકત્ર કરવાનો શોખ વધારવામાં કારણભૂત થયો, જેથી આ દેશના પ્રાચીન ઇતિહાસ સંબંધી કેટલીક નવીન વાતો પ્રકાશમાં આવી અને હજી પણ આવતી જાય છે. આ શિક્કાઓમાંથી ગ્રીક અને શક રાજાઓના શિક્કાપર ફ્રેંચ વિદ્વાન એ૦ ડબ્લ્યુ૦ વાનશીગલે પણ એક નિબંધ તૈયાર કરી પૅરિસ નગરની એશિયાટિક સોસાયટિ સન્મુખ વાંચ્યો હતો.

તા. ૧૬ મી નવેમ્બર ઇ. સ. ૧૮૨૬ ને દિવસે તેમણે ૪૪ વર્ષની વયે લંડન નગરના ડૉક્ટર કલટરબકની પુત્રીની સાથે વિવાહ કર્યો અને થોડા દિવસ પશ્ચાત્ તેઓ પોતાની તબિયતના સુધારા અર્થે યૂરોપના દેશોનો પ્રવાસ કરવાને નીકળ્યા. આ યાત્રામાં તેમને સિંધિયાના પ્રસિદ્ધ ફ્રેંચ જનરલ કાઉંટ ડી બોઇનીનો મેળાપ થયો હતો. ઉક્ત ફ્રેંચ સેનાપતિની તૈયાર કરેલી સેનાએ ઇ. સ. ૧૭૯૦માં મેરતાની લડાઇમા અનેક સહસ્ર રાઠોડોનો નાશ કર્યો હતો. બે દિવસ પર્યંત તેઓ ઉક્ત જનરલને ઘેર અતિથિ સ્વરૂપે રહી મિલાન તરફ ઉપડી ગયા અને ત્યાં કેટલાક દિવસ સુધી રહ્યા. આ સમયે તેઓ દમના વ્યાધિથી પીડાતા હતા છતાં પણ તેમણે "બાલ્ટિક સમુદ્રના તટપર રહેતી સ્કૂ, સુડિ, સુઓનિસ, આસિ, યૂટ, જટ, તથા ગૉથ પ્રભૃતિ યૂરોપની પ્રાચીન જાતિઓનું મૂળ સ્થાન એશિયા હતું" એ વિષયપર ફ્રેંચ ભાષામાં એક નિબંધ લખી પૅરિસ નગરની એશિયાટિક સોસાયટિપર મોકલી આપ્યો, જે ઇ. સ. ૧૮૨૭ના મે માસના 'જર્નલ એશિયાટિક' માં પ્રસિદ્ધ થયો. ઈ. સ. ૧૮૨૮ માં 'મેવાડનાં પર્વોત્સવો' અને 'ઇલોરાની ગુફાઓની કેટલીક મૂર્તિઓપર વિચાર' એ બે નિબંધો તેમણે રૉયલ એશિયાટિક સોસાયટિની સન્મુખ વાંચ્યા.

---

૧ આ લેખ શાહબુદ્દીન ઘોરીની સામે યુદ્ધ કરનાર સુપ્રસિદ્ધ પૃથ્વીરાજના સમયનો નહિ, પરંતુ અર્ણોરાજ (આનાજી, આનલદેવ)ના જ્યેષ્ઠ પુત્ર જગદેવના પુત્ર પૃથ્વીરાજના સમયનો છે.

૨ કર્નલ ટૉડને મેજરની પદ્વી તેઓ રજાપર હતા તે અરસામાં અને લેફ્ટેનન્ટ કર્નલની પદ્વી તેમના સરકારી સેવામાંથી મુક્ત થયા પછી મળેલી કે વર્ષ લખવામાં ભુલ છે તે અહીં સમજાતું નથી. ગૌ. હી. ઓ.

સ્કૉટલૅંડના મોંટ્રોઝ નગરની પાસેનું એક સ્થાન ખોદતાં તેમાંથી એક મુદ્રિકા નીકળી હતી. આ મુદ્રિકા કાઉન્ટેસ ઑફ કૅસિલીએ કર્નલ ફિટ્ઝ ક્લેરન્સ (અર્લ ઑફ મન્સ્ટ્રો) ને બતાવી. આ મુદ્રિકાને તેમણે હિંદુ શૈલીની ધારી તેને કર્નલ ટૉડની ઉપર મોકલી તેમને લખી જણાવ્યું કે "આપ હિંદુસ્થાનના ઇતિહાસ અને પ્રાચીન વિષયોના મહાન જ્ઞાતા છો. માટે આપ આ મુદ્રિકા સંબંધી આપનો અભિપ્રાય સોસાયટિમાં પ્રકટ કરશો." આ મુદ્રિકા જોઈ કર્નલ ટૉડે ધાર્યું કે "એ નંદિની ઉપર જલાધારી સહિત શિવલિંગ અને તેની આસપાસ સર્પ વિંટળાયેલો હોવાથી અવશ્ય એ કોઈ શિવભક્તની હશે." ત્યારપછી તેમણે ઇ. સ. ૧૮૩૦ માં ઉક્ત મુદ્રિકા સંબંધે તથા "ગ્રીસના હર્ક્યુલિસ અને હિંદુસ્થાનના બલદેવની સમાનતા" એ વિષયપર નિબંધો વાંચ્યા.

ઇ. સ. ૧૮૨૯ મા તેમણે રાજપુતોની કીર્તિના વિજયસ્તંભરૂપ આ વિરાટ્ "રાજસ્થાન" ગ્રંથનો પ્રથમ ભાગ પોતાના ખર્ચથી છપાવી પ્રતાપી બ્રિટિશ રાજ્યના સાર્વભૌમ શ્રીમાન ચતુર્થ જ્યૉર્જને, અને ઇ. સ. ૧૮૩૨ માં એનો બીજો ભાગ છપાવી તેને શ્રીમાન ચતુર્થ વિલિયમને અર્પણ કર્યો. આ પુસ્તક પ્રકટ થવાથી યુરોપ, અમેરિકા અને હિંદુસ્થાનના સાક્ષર વર્ગમાં તેમની પરમ પ્રશંસા થઈ અને તેની સાથેજ રાજપુતોની કીર્તિ કે જે માત્ર હિંદુસ્થાનમાં સીમાબદ્ધ રહી હતી તે સર્વ ભૂમંડલમાં પ્રસરી ગઈ. આ પુસ્તક પ્રકટ થયા પૂર્વે રાજપુતાનાના ઇતિહાસનો કોઇપણ ગ્રંથ રચાયો નહોતો અને અત્યાર સુધીમા પણ રાજપુતાનાના ઇતિહાસ સબંધી જે કેટલાંક નાનાં મોટાં પુસ્તકો હિંદી, ગુજરાતી, ઉર્દુ, મરાઠી, બંગાલી, અંગ્રેજી, આદિ ભાષાઓમા પ્રકટ થયા છે તે બહુધા કર્નલ ટૉડના "રાજસ્થાન" ની છાયારૂપ છે. કર્નલ ટૉડ કૃત "રાજસ્થાન" અદ્યાપિ એક પ્રામાણિક ગ્રંથ ગણાય છે. સાંપ્રતમાં બ્રિટિશ સરકારની મોટી સહાયતા તથા દેશી અને વિદેશી વિદ્વાન શોધકોના શ્રમથી ભારતવર્ષના પ્રત્યેક ભાગના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ સબંધી સામગ્રી અધિકાંશે પ્રસિદ્ધિમાં આવી ચૂકી છે, જેથી ઇતિહાસપ્રણેતાઓ અલ્પ શ્રમથી ઘણું કાર્ય કરી શકે છે; પરંતુ કર્નલ ટોડે તો પોતાનો અપૂર્વ ગ્રંથ એવા સમયમાં લખ્યો હતો કે જ્યારે કોઇ પણ પ્રકારની સામગ્રી તૈયાર મળવાની સંભાવના નહોતી. તે સમયે 'એશિયાટિક રિસર્ચીસ'ના માત્ર ૧૫ ભાગો છપાયા હતા, જેમાં રાજપુતાનાના ઇતિહાસમાં ઉપયોગી થઇ પડે એવા કેવળ ત્રણ લેખ પ્રસિદ્ધ થયા હતા. આ લેખો દિલ્લીના પ્રસિદ્ધ ફીરોઝશાહના સ્તંભપર કોતરવામાં આવ્યા હતા અને તે ચૌહાણ રાજા આનલદેવ (આનાજી, અર્ણોરાજ)ના દ્વિતીય પુત્ર વીસલદેવના સંબંધમાં હતા; પરંતુ આ લેખો શુદ્ધ રીતે વાંચી નહિ શકાયાથી તે ઉલટા ભ્રાંતિકારક થઇ પડયા હતા. આવી દશામાં તેમણે આ અપૂર્વ ગ્રંથને માટે સમસ્ત સામગ્રી સ્વશ્રમથીજ એકત્રિત કરી હતી અને એમાં જે લેખો, દાનપત્રો વગેરેનો સાર ઉદ્ધૃત કરવામાં આવ્યો છે તે સર્વના પ્રથમ શોધક પણ કર્નલ ટૉડજ હતા. આજ પર્યંત કોઇ પણ યૂરોપિયન અથવા દેશી શોધક ઐતિહાસિક સામગ્રી એકત્રિત કરવામાં તેમની બરાબરી કરવાને ભાગ્યશાળી થઇ શક્યો નથી. માટે તેમના શ્રમની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી છે.

તેઓ રાજપુતાનામાં રહ્યા હતા તેથી ત્યાંની ભાષા તેમને સારી રીતે અવગત થઇ ગઇ હતી, પરંતુ તેમને સંસ્કૃતનું જ્ઞાન નહિ હોવાથી સંસ્કૃત પુસ્તકો, લેખો અને તામ્રપત્રોનો સારાંશ તૈયાર કરવામાં તેમને પોતાના ગુરૂ યતિ જ્ઞાનચંદ્રપર વિશ્વાસ રાખવો પડતો હતો. જ્ઞાનચંદ્ર પ્રાકૃત ભાષાની કવિતાના પ્રેમી અને જ્ઞાતા હતા, પરંતુ તેઓ પ્રાચીન લેખો સારી રીતે વાંચી શકતા નહોતા અને તેમનું સંસ્કૃતનું જ્ઞાન પણ સાધારણજ હતું. આથી કર્નલ ટૉડ પોતાની એકત્રિત કરેલી સામગ્રીમાંથી સંસ્કૃત પુસ્તકો તથા લેખો આદિનો અધિક ઉપયોગ કરી શકયા નહોતા અને જે લેખો આદિ જ્ઞાનચંદ્રે વાંચ્યા હતા તેમાં ઘણી અશુદ્ધિઓ રહી ગઇ હતી, જે હજી "રાજસ્થાન" માં જેમની તેમ પ્રસ્તુત છે. "રાજસ્થાન" ના પ્રથમ ભાગના અંતમાં જે સાત લેખોનો અનુવાદ છપાયો છે તેમાંના ચાર લેખો ઉપલબ્ધ થયા છે, જે પરથી પ્રતીત થાય છે કે તે લેખો જેટલા પ્રાચીન છે તેટલીજ અશુદ્ધિઓ તેમને વાંચવામાં થઇ છે. તેમાં કંસવાનો લેખ કે જે સૌથી અધિક પ્રાચીન છે તે યથાર્થ રીતે વાંચી નહિ શકાયાથી તેમાં જાટોનું કાંઇ નામ નિશાન પણ નહોતું તે છતાં કર્નલ ટૉડે તેને જાટોનો લેખ ઠેરવી દીધો છે. તેના તેરમા શ્લોકમાં

"**देगिणीनाम तपस्यास्सी धर्मपत्नी द्विजोद्भवा**" આ શબ્દો કોતરવામાં આવ્યા છે. આમાંનો '**द्विजोद्भवा**' શબ્દ ભૂલથી '**यदुद्भवा**' વંચાયો તેથી જાટોનો રાજપુતોની સાથે વિવાહ સંબંધ કલ્પી જાટોની ગણના રાજપુતોમાં કરવામાં આવી છે. આવી મોટી ભૂલ ફક્ત લેખનું શુદ્ધ ભાષાંતર નહિ થવાથી થઇ છે. લેખાદિના શુદ્ધ ભાષાંતરના અભાવને લીધે આ પુસ્તકમાં આવી અનેક અશુદ્ધિઓ થઇ છે. સંસ્કૃતનું જ્ઞાન નહિ હોવાથી તેમણે કેટલાક શબ્દોનો ફાવે તેમ અર્થ કર્યો છે; કેટલાંક પ્રસિદ્ધ સ્થાનોનાં પ્રાચીન નામ કલ્પિત લખ્યાં છે; અને રાજપુતો અને મધ્ય એશિયા તથા યૂરોપની પ્રાચીન જાતિઓના રીતરિવાજાદિની સમાનતા દર્શાવવામાં ખેંચતાણ કરી છે. વળી દ્રષ્ટિદોષથી અને નકલ કરવામાં ભૂલ થવાથી પણ કેટલીક અશુદ્ધિઓ, આ ગ્રંથમાં રહી ગઇ છે. કેટલાંક સ્થળોપર તેમણે અનિશ્ચિત દંતકથાઓને પ્રસિદ્ધ ઐતિહાસિક ઘટના માની લીધી છે અને કેટલીક બીજી અશુદ્ધિઓ પણ પ્રાપ્ત થાય છે. તે છતાં પણ તેમનું પુસ્તક અપૂર્વ છે અને તેમાં રાજપુતો પ્રત્યેનો તેમનો સદ્ભાવ એટલે સુધી પ્રકટ થાય છે કે યદિ કોઇ અપરિચિત મનુષ્ય કર્તાનું નામ જોયા વિના એને વાંચી જાય તો એ કોઇ રાજપુતનું લખેલુ છે એમ તે અવશ્ય ધારી લે એની ઉત્તમ લેખનશૈલી પણ પાઠકોને મુગ્ધ કરી દે છે.

ઇંગ્લાંડમાં જ્યારે કર્નલ ટાડ રહેતા હતા ત્યારે તેમનું સ્વાસ્થ્ય સારૂં નહોતું તે છતાં પણ તેઓ પોતાનો સમય વિદ્યાનુરાગમાં વ્યતીત કરતા હતા. 'રાજસ્થાન' છપાઇ ગયા પછી તેમણે ચંદબરદાયીના પૃથ્વીરાજ રાસાનો અંગ્રેજી અનુવાદ છપાવવાના ઇરાદાથી નમૂના તરિકે ઉક્ત મહા કાવ્યના ૫૦મા પ્રકરણના 'સંયોગતા નેમ' નો કવિતાબદ્ધ અંગ્રેજી અનુવાદ કરી, યૂરોપિયન વિદ્વાનો હિંદી કાવ્યનો યથાર્થ ભાવ તથા તેની ઉત્તમતા સમજી શકે તે માટે આવશ્યકીય ટિપ્પણી સહિત તેને છપાવી પોતાના મિત્રમંડળમાં વ્હેંચ્યો, જે તેમને ઘણોજ પસંદ પડ્યો, અને 'એશિયાટિક જર્નલ'ના પચ્ચીસમા ભાગમાં તે બીજીવાર છપાયો. આ કામ પણ ઘણા કાળ અને વ્યયનું હતું, તે છતાં પણ તેઓ તેને પૂર્ણ કરવાને કટિબદ્ધ થયા હતા, પરંતુ તેમનું આકસ્મિક મૃત્યુ થવાથી એ કાર્ય અપૂર્ણજ રહી ગયું.

ઇ. સ. ૧૮૩૪ ના શીતકાળમાં રોમ નગરમાં રહી તેમણે 'પશ્ચિમ હિંદુસ્થાનની યાત્રા' ( Travels in Western India ) નામના પોતાના બીજા ગ્રંથનો ઘણો ભાગ લખી કાઢ્યો અને ઇ. સ. ૧૮૩૫ ના સપ્ટેમ્બર માસમા પાછા ફરી પોતાની માતાને મળવાના નિમિત્તથી તેઓ હેમ્પશાયરમાં ગયા, જ્યાં ઉક્ત પુસ્તક તેમણે સમાપ્ત કર્યું. તેમણે લંડન નગરના 'રિજંટ પાર્ક' નામક મહોલ્લામાં એક મકાન ખરીદી લીધુ હતું. ત્યાં રહીને પોતાનો નવીન ગ્રંથ× છપાવવાની ઇચ્છાથી તેઓ નવેમ્બરની ૧૪મી તારીખે લંડન નગરમાં આવ્યા. તે સમયે તેમનુ સ્વાસ્થ્ય સારૂં હતુ પરંતુ બે જ દિવસમાં અર્થાત્ તા. ૧૬ મી નવેમ્બર ઈ. સ. ૧૮૩૫ને દિવસે લૉમ્બર્ડ સ્ટ્રીટના શાહુકાર મેસર્સ રૉબર્ટ એન્ડ કંપનીના મકાનમાં તેઓ પોતાના લેણદેણનો હિસાબ કરી રહ્યા હતા તે વખતે એકાએક તેમનાપર બિમારીનુ આક્રમણ થયું અને ૨૭ કલાક પર્યંત મૂર્છિત રહ્યા પછી તા. ૧૭ મી નવેમ્બરને દિવસે ૫૩ વર્ષની વયે તેઓ પોતાની સ્ત્રી, બે બાળક-પુત્રો અને એક પુત્રીને મૂકી આ અસાર સંસારમાંથી પ્રયાણ કરી ગયા.

તેમનું કદ મધ્યમ પંક્તિથી કાંઇક મોટું હતું. તેઓ શરીરે હૃષ્ટ પુષ્ટ અને બળવાન, સદા પ્રસન્ન ચિત્તે રહેનાર અને ચ્હેરાથી પ્રભાવશાળી દેખાતા હતા. હિંદુસ્થાન અને રાજપુતાના સંબંધી શાસ્ત્રીય વિષયોપર વાદવિવાદ કરતી વખત તેમની મુખમુદ્રાપર અપૂર્વ ઉલ્લાસ ઝળકી ઉઠતો હતો. તેઓ શોધક વર્ગના અગ્રણી, બહુશ્રુત, યૂરોપ અને એશિયાખંડના ઇતિહાસના મહા પ્રેમી અસાધારણ વિદ્વાન, વિદ્યારસિક, વીરતાની કદર કરનાર અને ક્ષત્રિય પ્રકૃતિના નિરભિમાન પુરૂષ હતા. તેમનો સ્વભાવ ઘણોજ સરલ હતો. તેઓ દેશીઓની સાથે એટલા પ્રેમથી વર્તતા હતા અને એટલા હળીમળીને રહેતા હતા કે માત્ર થોડાજ સમયમાં તેમણે રાજાથી રંક પર્યંતનાં સર્વ માણસોનાં મન આકર્ષી લીધાં હતાં. તેઓ જ્યાં જ્યાં જતા અથવા વિશ્રામ કરતા ત્યાં ત્યાં લોકોની ઠઠ જામી જતી હતી અને તેઓ પણ તેમની વચ્ચે બેસીને

× કર્નલ ટૉડનો નવીન ગ્રંથ "ટ્રાવેલ્સ ઇન વેસ્ટર્ન ઇન્ડિયા" (પશ્ચિમ હિંદુસ્થાનની યાત્રા) તેમના દેહાંત પછી ઇ. સ. ૧૮૩૯માં છપાયો.

પરમ પ્રેમપૂર્વક તેમની સર્વેની સાથે વાર્તાલાપ કરતા હતા. પ્રવાસમાં તેમની સાથેના ભીલ, મીના, મેર પ્રભૃતિ લોકો રાત્રિએ અગ્નિ પ્રદીપ્ત કરી તેની આસપાસ બેસીને શીત નિવારણ કરતા ત્યારે તેઓ પણ તેમની સાથે બેસતા અને તેમના રીતરિવાજાદિ વિષે પૂછપરછ કરતા. માર્ગમાં જો તેઓ કોઇ દુઃખિયારાને જોતા તો તેને સુખદુઃખનું વૃત્તાંત પૂછી સહાય કરતા. તેઓ અધિક વખત મેવાડમાં રહ્યા, જ્યાં તેઓ એટલા બધા લોકપ્રિય બની ગયા હતા કે જ્યારે તેઓ કોઇ ગામમાં જતા ત્યારે લોકોનાં ઝુંડનાં ઝુંડ તેમનો સત્કાર કરવાને આવતાં અને કેટલાંક ગામોમાં તો દેશી રિવાજ અનુસાર સ્ત્રીઓ ગીત ગાતી ગાતી તેમનો સત્કાર કરતી હતી. આ પ્રેમપૂર્ણ સન્માનથી કર્નલ ટૉડ એટલા પ્રસન્ન થઈ ગયા હતા કે તેમણે તે સંબંધે કેટલેક સ્થળે આદરસહિત વર્ણન કર્યું છે. પાદરી હૅબર, કર્નલ ટૉડનું ઇંગ્લાંડમાં ગમન થયા પછી રાજપુતાનામા આવ્યા હતા. તેઓ લખે છે કે "અહીંઆંના લોકો કર્નલ ટૉડને અત્યંત સંભારતા હતા અને તેઓ ક્યારે પાછા ફરશે તે વિષે મને પ્રશ્ન કરતા હતા. જ્યારે હું તેમને કહેતો કે હવે કર્નલ ટૉડ આ દેશમા આવે એવો સંભવ નથી ત્યારે તેમને ઘણો ખેદ થતો હતો."

કર્નલ ટૉડને પોતાની પ્રસિદ્ધિની લેશ પણ તૃષ્ણા નહોતી. પિંઢારાઓની સાથેના યુદ્ધમાંથી તેમને જે અસ્બાબ હસ્તગત થયો હતો તેના મૂલ્યથી કોટાથી છ માઇલના અંતરપર ચંદ્રભાગા નદીપર પૂલ બંધાવવાનો નિશ્ચય કરવામાં આવ્યો. લોકોની ઇચ્છા તે પૂલનું નામ "કર્નલ ટૉડનો પૂલ" એવું રાખવાની હતી, પરંતુ તેમણે આ વાતનો સ્વીકાર નહિ કરી તેનુ નામ "હૅસ્ટિંગ્સ બ્રિજ" રાખ્યું. નવાબ જમશેદખાના§ અત્યાચારથી ભીલવાડા ઉજ્જડ થઇ ગયુ હતું, પરંતુ કર્નલ ટૉડે મેવાડમાં આવ્યા પછી મહારાણા ભીમસિંહજીને ભલામણ કરી ત્યાં પાછા આવનાર વ્યાપારીઓને અલ્પ સમય પર્યંત વાણિજ્ય કરમાંથી મુક્ત કરાવી તેમને હરેક પ્રકારે સગવડ કરી આપી અને ઉક્ત શહેર પુનઃ વસાવ્યું. જ્યારે તેઓ બીજી વખત ત્યાં ગયા ત્યારે ત્યાંના લોકોએ તેમને પરમ સન્માન આપ્યુ અને ભીલવાડાનુ નામ "ટૉડ ગંજ" રાખવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી, પરંતુ તેમણે તેનો અસ્વીકાર કરી જણાવ્યું કે "આ નગરનો પુનરૂદ્ધાર કેવળ મહારાણા સાહેબની કૃપાથી થયો છે" ઈ. સ. ૧૮૧૮ માં જ્યારે અજમેરપર બ્રિટિશ સરકારનો અધિકાર સ્થાપિત થયો ત્યારે સરકાર તરફથી મહાશય વાઇલ્ડરને તે પ્રાંતનો પ્રબંધ કરવાને અને લૂંટારાઓનો નાશ કરવાને નિયત કરવામાં આવ્યા. આ અવસરે મેવાડ અને મારવાડના રાજાઓએ પણ અજમેર અને મેરવાડાના પોતાનાં રાજ્યોમાં આવેલા ઇલાકાઓમાં સારો પ્રબંધ રાખી અંગ્રેજ સરકારને સહાય આપવાનો સ્વીકાર કર્યો હતો. આ કામને માટે મેવાડ તરફથી કર્નલ ટૉડે મેવાડને લગતા મેરવાડા પ્રદેશમાં જઈ ત્યાં એક ગઢ બંધાવી ફોજ રાખી હતી. પાછળથી આ ગઢનું નામ ટાડગઢ (ટૉડગઢ) પડયું અને તે તેમનું એક ચિરસ્થાયી સ્મારક ચિન્હ બની ગયું.

પાઠકોને આશ્ચર્ય લાગશે કે આવા શોધક, રાજનીતિજ્ઞ અને વીર પુરૂષને સરકારની તરફથી કોઇ ખિતાબ શામાટે મળ્યો નહિ? પરંતુ વાસ્તવમાં તે સમયે આજની પેઠે ખિતાબોનો સુકાળ નહોતો. વળી તેમની અધિક પ્રસિદ્ધિ તેમનાં અપૂર્વ પુસ્તકોથી થઇ હતી અને તેમની પ્રસિદ્ધિ થયા પૂર્વે તેમણે સરકારી નોકરી છોડી દીધી હતી. તે છતાં પણ હિંદના ગવર્નર જનરલે તથા હિંદુસ્થાનનો પ્રબંધ કરનાર 'કોર્ટ ઑફ ડાયરેક્ટર્સ' નામક સભાએ પ્રસંગોપાત તેમની ઘણી પ્રશંસા કરી હતી, એટલુંજ નહિ, પણ હિંદુસ્થાનના પ્રબંધ સંબંધી વિચાર કરતી વખત, કર્નલ ટૉડને પશ્ચિમ હિંદુસ્થાનનો અપૂર્વ અનુભવ હોવાથી પાર્લામેન્ટે તેમની સલાહ માગી હતી, જેથી તેમણે એક ઉત્તમ નિબંધ લખી મોકલ્યો હતો. આ નિબંધ પાર્લામેન્ટની કમિટિના રિપોર્ટમાં છપાયો છે.

દેશીઓના રીતરિવાજો તથા ધર્મ સંબંધી વિચારોની વિરૂદ્ધ તેઓ કદિ કોઇ પણ કામ કરતા નહિ. જો કદિ ધર્મસ્થાનોમાં તેઓ જતા તો સદા ત્યાંના લોકોને પ્રસન્ન રાખવાને પ્રયત્ન કરતા હતા. જ્યારે તેઓ નાથદ્વારા અને કાંકરોલીમાં ગયા હતા ત્યારે ત્યાંના મુખીઆ તેમને વાસ્તે ઠાકોરજીનો પ્રસાદ લાવ્યા હતા. આ પ્રસાદ તેમણે પરમ પ્રસન્નતાથી આરોગી ત્યાં જીવહિંસા કરી નહોતી, એટલુંજ નહિ,

§ જમશેદખાં ટોંકના રાજ્યની સ્થાપના કરનાર નવાબ અમીરખાંનો અમલદાર અને જામાતા હતો.

પરંતુ ભવિષ્યમાં પણ કોઈ યુરોપીઅન ત્યાં હિંસા કરે નહિ એટલા માટે તેમણે પરવાના લખી આપ્યા હતા. તેઓ નાથદ્વારાથી આગળ ગયા ત્યારે તેમના ભોજનને માટે મોરનો શિકાર કરવામાં આવ્યો. આ વખતે તેમણે મોરનાં પીછાં એવા હેતુથી રેતીમાં દટાવી દીધાં હતાં કે તેને જોઇને કોઇ ધર્મનિષ્ઠ હિંદુ યાત્રાળુનું દિલ દુઃખાય નહિ. તેઓ એક દિવસ કોટાની પાસેના એક તળાવમાં મત્સ્ય પકડતા હતા, એટલામાં એક માણસે આવીને તેમને કહ્યું કે અહીંઆં મત્સ્ય પકડવાની મનાઇ છે. આ શબ્દ સાંભળતાંજ તેમણે તે કાર્ય બંધ કર્યું.

તેઓ રાજપુતોના વીરતાદિ સદ્દગુણોની યોગ્ય પ્રશંસા કરતા હતા તે છતાં પણ તેમનું એકથી અધિક સ્ત્રી સાથે લગ્ન કરવું, અફીણના બુરા છંદમાં ફસાઇ આલસ્યમાં લીન થવું આદિ દુર્ગુણોની અનિષ્ટતા દર્શાવી તેથી બચવા માટે તેમને સદા ઉપદેશ આપતા હતા.

પાઠકગણ ! ઉપર જણાવ્યા પ્રમાણે કાળરૂપે વિકરાળ ચક્રે કર્નલ ટૉડના જેવા પુરૂષાર્થી, વિદ્યાનુરાગી તથા સર્વપ્રિય પુરૂષના જીવનનો તાંતણો તોડી નાખ્યો અને તેમની એકત્રિત કરેલી ઇતિહાસ સંબંધી સર્વ સામગ્રી રૉયલ એશિયાટિક સોસાયટિને સમર્પણ થઇ. યદિ આવા મહા પુરૂષનું સવિસ્તર જીવન-ચરિત્ર લખવામાં આવે તો એક મોટું પુસ્તક ભરાય, તથાપિ આ થોડાં પૃષ્ઠોમા તેમનાં જીવનનાં જે મુખ્ય મુખ્ય કાર્યો સંક્ષેપમાં દર્શાવ્યાં છે, તેપરથી સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે કે સત્તર વર્ષની કિશોર વયથીજ તેમણે સંસારરૂપી વિષમ સમુદ્રમાં પ્રવેશ કરી તેના પ્રચંડ તરંગોના અનેક ધક્કા સહન કર્યા છતાં પણ પૂર્ણ સાહસ અને અથાગ પરિશ્રમપૂર્વક ૩૯ વર્ષના અલ્પ કાળમાં પોતાની કર્તવ્યરૂપી નૌકાને ઉત્તમ પ્રકારે પાર પહોંચાડી હતી. જીવનના પ્રત્યેક વિભાગમાં યશ અને પ્રતિષ્ઠાએ તેમને સાથ દીધો હતો.

તેમણે જલ અને સ્થલ એ ઉભય પ્રકારની સૈનિક શિક્ષામાં પૂર્ણ અનુભવ પ્રાપ્ત કર્યો હતો અને સિંધ, રાજપુતાના તથા મધ્ય હિંદુસ્થાનના પ્રદેશોનું પૃથક્કરણ કરી તેના યથાર્થ નકશા તૈયાર કરી સ્વદેશની ભારે સેવા કરી હતી. વાસ્તવમાં તેમણે પોતાની પાછળ આવનાર પોતાના દેશી બાંધવોને માટે ઉક્ત પ્રદેશોનાં દ્વાર ખોલી દઇને તેમાં પ્રવેશ કરવાનો માર્ગ સુગમ બનાવી દીધો હતો. રણક્ષેત્રમા પણ તેમણે અસાધારણ વીરતા અને બુદ્ધિ પ્રકટ કરી હતી અને તેમની સાથે રાજનૈતિક તથા રાજ્યવ્યવસ્થાનાં કાર્યમાં પણ એવી ચતુરતા દાખવી હતી કે તેમની રાજનીતિજ્ઞાળના ફંદામાં ફસાઇને દેશના શત્રુઓ આપોઆપ નાશ પામ્યા હતા. કર્નલ ટૉડનો સમય વર્તમાન સમયથી અત્યંત ભિન્ન હતો તે છતાં પણ તેઓ મનુષ્ય માત્ર પ્રત્યેની દયા અને પ્રીતિનાં શુદ્ધ આચરણથી ઇતર દેશવાસીઓના પરમપ્રિય મિત્ર થઇ પડયા હતા. યુદ્ધવૃત્તિના ક્ષત્રિય વીરોના તો તેઓ મહા શુભચિંતક હતા. ભારતના ક્ષત્રિયોનો પુરૂષાર્થ અને કીર્તિ કે જે પૂર્વે અંધકારમાં લીન થઇ હતી તેને તેઓ પોતાના મહાન શ્રમથી પ્રકાશમાં લાવ્યા અને તેમના યશનો પ્રવાહ તેમણે સમસ્ત જગતમાં રેલાવી દીધો. આ દેશના રાજપુતોના યથાસાધ્ય શુદ્ધ ઇતિહાસના પ્રથમ લેખક કર્નલ ટૉડજ હતા. તેમણે પોતાના મહાન ઉદ્યોગથી ભારતવાસીઓને પોતાના દેશના ઇતિહાસનું જ્ઞાન સંપાદન કરવામાં સહાય આપી એટલુંજ નહિ, પરતુ યુરોપિયનોની રૂચિ પણ આ દેશમાં આકર્ષી ભવિષ્યમાં આ અપૂર્ણ ભંડારને પૂર્ણ કરવાનો માર્ગ ખોલી દીધો. આ પરિસ્થિતિમાં યદિ કર્નલ ટૉડને ભારત સંબંધી ઇતિહાસના પિતા કહેવામાં આવે તો તે અનુચિત નથી.

રાજભક્ત, દેશભક્ત, તથા પ્રસિદ્ધ પુરૂષોનાં સ્મારક ચિન્હો તેમની પ્રતિમા આદિ દ્વારા જાળવી રાખવામાં આવે છે. યદ્યપિ કર્નલ ટૉડના જેવા ન્યાયશીલ, વિદ્વાન, બુદ્ધિમાન તથા ક્ષત્રિયોના પરમ-હિતૈષી મહાશયનું એવું કોઈ સ્મારક ચિન્હ નહિ હોવાથી લોકોને તેમનું સ્મરણ કરાવનાર કોઈ સાધન રહ્યું નથી, તથાપિ તેમનો " રાજસ્થાન " ગ્રંથ એવો અપૂર્વ છે કે તે તેમનું નામ અમર કરનાર અચળ સાધન છે.





# महोदय टॉड प्रणो । भूमिका.

ભારતવર્ષનો ઇતિહાસ સર્વાંગસંપૂર્ણ પ્રાપ્ત નહિ થવાથી યૂરોપમાં અત્યંત નિરાશા પ્રસરી હતી. સૌથી પ્રથમ જ્યારે સર વિલિયમ જૉન્સે સંસ્કૃત સાહિત્યની મહા ખાણનાં પડ ઉકેલવા માંડયાં ત્યારે ભારતવર્ષનો ઘણો ઇતિહાસ પ્રાપ્ત થશે એવી આશા રાખવામાં આવી હતી, પરંતુ અદ્યાપિ એ આશા પૂર્ણ ન થતાં તેનું સ્થાન નિરાશાએ લીધું છે અને ભારતવર્ષનો ઇતિહાસ શોધવામાં વિદ્વાનોમાં ઉત્સાહને બદલે ઉદાસીનતા જણાઇ છે. ઘણા લોકો તો દ્દઢતાપૂર્વક માને છે કે ભારતવર્ષનો જાતીય ઇતિહાસ છેજ નહિ. પરંતુ અમે આ માન્યતાની વિરૂદ્ધમાં એક ફ્રેંચ વિદ્વાનના શબ્દો મૂકીશું. તે ચાતુર્યપૂર્વક પ્રશ્ન કરે છે કે—"ભારતમાં ઇતિહાસ નથી તો પછી હિંદુઓનો પ્રાચીન ઇતિહાસ લખવાને માટે અબુલફઝલે સામગ્રી ક્યાંથી પ્રાપ્ત કરી હતી"? વળી મહાશય વિલ્સને કાશ્મીરના રાજતરંગિણી નામક ઇતિહાસનો અનુવાદ કરીને આ પ્રશ્નનો ઉત્તર અધિકાંશે આપી દીધો છે. રાજતરંગિણી વાંચવાથી સિદ્ધ થાય છે કે નિયમબદ્ધ ઇતિહાસ લખવાની પરિપાટી હિંદુસ્થાનમાં નહોતી એવું કાંઇ નથી. વળી ભારતવર્ષમાં કોઇ સમયે વર્તમાન સમય કરતાં પણ અધિક ઐતિહાસિક પુસ્તકો પ્રાપ્ત થતાં હતાં એ વાતનાં અનેક સંતોષદાયક પ્રમાણો ઉપલબ્ધ થાય છે. યદિ વિશેષ પ્રયત્ન કરવામાં આવે તો અધિક ઐતિહાસિક સામગ્રી મળવાનો સંભવ છે. યદ્યપિ કોલ્બ્રુક, વિલ્કિન્સ, વિલ્સન પ્રભૃતિ વિદ્વાનોએ આ દેશના પ્રાચીન સાહિત્યનો અભ્યાસ કરી તેના વિદ્યાભંડારનાં ગુપ્ત રત્નોનો પ્રકાશ યૂરોપમાં પ્રસરાવી દીધો છે; છતાં એટલું કરીને પણ તે વિદ્વાનો ભારતવર્ષના ઇતિહાસરૂપી મહાલયના દ્વાર સુધીજ પહોંચવા શિવાય અધિક કશું કરી શકયા નથી. અને એટલા માટેજ અમારે શોકસહિત સ્વીકારવુ પડે છે કે, ભારતવર્ષનો ઇતિહાસ શાસ્ત્રીય પદ્ધતિથી હજી લખાયો નથી. ભારતવર્ષના ભિન્નભિન્ન ભાગોમા મોટાં મોટાં પુસ્તકાલયો મુસલમાનોના સંહારક હસ્તથી બચવા પામ્યાં છે. જેસલમીર અને પાટણના ગ્રંથભંડાર, એ ઉભય સ્થાનોપર અલ્લાઉદ્દીને આક્રમણ કરી તેમને જીતી લેવા છતાં અદ્યાપિ સુરક્ષિત સ્થિતિમાં છે. ઉમરે સિકંદરિઆના[1] પુસ્તકાલય પ્રત્યે જે પ્રકારનું વર્તન કર્યું હતું તેવું વર્તન યદિ અલ્લાઉદ્દીન ઉક્ત સ્થાનપરનાં પુસ્તકાલયો પ્રત્યે કરત તો આજે આપણે ઘણા અમૂલ્ય સાહિત્યથી વંચિત રહ્યા હોત. ભારતવર્ષમાં ઉક્ત ઉભય સ્થળો અતિરિક્ત મધ્ય પ્રાંત અને પશ્ચિમ

૧ ખલીફા ઉમરના સેનાપતિ અમ્ર ઇબ્નુલ આસે ઇ. સ. ૬૪૦માં મિસરનું પ્રસિદ્ધ નગર ઍલેક્ઝાંડ્રિયા ( Alexandria ) જીતી લીધુ તે સમયે તેણે ત્યાંનું પ્રસિદ્ધ પુસ્તકાલય કે જેમાં અનેક રાજાઓનાં એકત્રિત કરેલાં લાખો પુસ્તકો હતાં તે ખલીફાની આજ્ઞાથી બાળીને ભસ્મીભૂત કરી દીધું હતું. યદ્યપિ આ સંબંધે કેટલાક યૂરોપિયન વિદ્વાનો સંદેહ કરે છે, પરંતુ મુસલમાનોના ઇતિહાસમાંથી આ વાતની સત્યતા વિષે કાંઇ પણ શકા લાવવાનું કારણ મળી શકતું નથી. 'નાસિખુત્તવારીખ' માં એનો હેવાલ યાહિયા નામક વિદ્વાનના વૃત્તાંતમાં વિસ્તારપૂર્વક આપવામાં આવ્યો છે. જેણે અમ્ર ઇબ્નુલઆસને ઉક્ત પુસ્તકાલયપર હસ્તક્ષેપ નહિ કરવાની પ્રાર્થના કરી હતી અને અમ્રે તેની પ્રાર્થનાપરથી ખલીફા ઉમરને લખ્યું હતું. પરંતુ ખલીફાએ એવો ઉત્તર આપ્યો કે યદિ એ કિતાબોમાં જે કાંઇ લખેલું છે તે કુરાનની અનુસાર હોય ત્યારે તો આપણને આ અનેક ભાષાના અસંખ્ય અનુવાદોની કાંઇ આવશ્યકતા નથી, કુરાન જ બસ છે; અને યદિ એનો આશય કુરાનની વિરૂદ્ધ હોય તો એ ઘણી ખરાબ વાત છે. માટે સર્વેને નષ્ટ કરી નાંખો. ખલીફાની આ આજ્ઞા પ્રાપ્ત થતાં અમ્રે તે પુસ્તકોને ઍલેક્ઝાંડ્રિયાના હમામખાનામાં મોકલી પાણી ગરમ કરવામાં બળતણ તરીકે બાળી નંખાવ્યાં. આ પુસ્તકોનો સંગ્રહ એટલો મોટો હતો કે ૭ માસ પર્યંત તે દ્વારા પાણી ગરમ થતું રહ્યું હતું. ગૌ. હી. ઓઝા.

પ્રદેશમાં બીજાં અનેક નાનાં નાનાં પ્રાચીન પુસ્તકાલયો વિદ્યમાન છે. આ પુસ્તકાલયોમાં સહસ્રાવધિ ગ્રંથો છે. આ પુસ્તકાલયોમાં કેટલાંક દેશી રાજાઓની તથા કેટલાંક જૈન લોકોની માલિકીનાં છે.[1]

જો આપણે મહમૂદ ગઝનવીએ હિંદુસ્થાનપર કરેલાં આક્રમણથી પ્રારંભ કરીને ભારતવર્ષમાં આજ પર્યંત થયેલાં રાજ્યપરિવર્તનો તથા ધર્મવિપ્લવો પ્રભૃતિ બાબતો લક્ષમાં લઇએ તો આપણને આ દેશના જાતીય ઇતિહાસની ત્રુટિનાં કારણો સુવિદિત થઇ જશે. જે વિષયને સર્વ લોકો ઉન્નતિનું મુખ્ય સાધન માને છે તે પ્રતિ ભારતવાસીઓનું દુર્લક્ષ્ય હોય એ વાત અમે માની શકતા નથી. સદ્‌વિદ્યાના મહાન પ્રચારક, શિલ્પ, સંગીત પ્રભૃતિ કલાઓનું અન્ય પ્રજાઓને શિક્ષણ આપનાર, તથા પ્રત્યેક જાતિને માટે ઉત્તમોત્તમ નિયમો બાંધનાર હિંદુ લોકો, પોતાના રાજા મહારાજાઓના આચાર વિચાર તથા રાજશાસનનાં કાર્યો લખવાની પ્રણાલી કિંચિત્ પણ ન જાણતા હોય, અને જે દેશમાં અત્યંત અદ્‌ભુત બુદ્ધિમત્તાનાં ચિન્હો દૃષ્ટિગોચર થાય છે તે દેશમાં મહાન પુરુષોનાં મહાન કાર્યો લખવાની પરિપાટી ન હોય, એ વાત જરાપણ માની શકાય તેવી નથી. હસ્તિનાપુર, અણહિલપુર તથા ઇન્દ્રપ્રસ્થ જેવાં નગરોનાં ખંડિયેરો, ચિત્તોડ, અને દિલ્લીના વિજયસ્તંભો, ગિરનાર તથા આબુ પર્વતપર આવેલાં મંદિરો જેવાં મંદિરો તથા અલીફન્ટા અને એલોરાની ગુફાઓ એ સર્વ ભારતવર્ષના ઇતિહાસનાં પ્રત્યક્ષ પ્રમાણો છે, માટે આવી ઉત્તમ કારીગરીના સમયમાં કોઇ પણ ઇતિહાસપ્રણેતા ભારતવર્ષમાં વિદ્યમાન નહોતો એ વાત અમે માની શકતા નથી. આર્યાવર્તમાં ઇતિહાસવેત્તાઓ હતા એ વાત સંપૂર્ણ રીતે સત્ય છે, તો પણ મહાભારતના યુદ્ધથી લઇને સિકંદરના આક્રમણ સુધીનો અને ત્યારથી મહમૂદ ગઝનવીના સમય સુધીનો કાંઈ પણ ઇતિહાસ ઉપલબ્ધ થતો નથી. દિલ્લીના અંતિમ હિંદુ રાજાનો અદ્‌ભુત પરાક્રમથી ભરેલો ઇતિહાસ કે જે તેમના કવિ ચંદે લખ્યો હતો તે વાંચવાથી આપણને વિદિત થાય છે કે મહમૂદ અને શાહબુદ્દીનના સમય (ઈ. સ. ૧૦૦૦-૧૧૯૩) પૂર્વે ભારતવર્ષમાં ઐતિહાસિક ગ્રંથો વિદ્યમાન હોવા જોઇએ અને યવન રાજાઓએ તેમનો નાશ કર્યો હોવો જોઇએ.

આઠસો વર્ષ પર્યંત હિંદુઓના સાહિત્યની પ્રધાન ભાષા (સંસ્કૃત) થી સર્વથા અજ્ઞાત એવા પરધર્મી વિજેતાઓની અત્યંત દુઃખદાયક આધીનતામાં રહ્યા પછી અને પ્રાયઃ પ્રત્યેક રાજધાની અનેકવાર અસભ્ય, ક્રૂર અને અત્યંત ક્રુદ્ધ શત્રુઓદ્વારા લૂટાઇ અને પાયમાલ થઇ ચૂકી હતી એવી અવસ્થામાં દેશના સાહિત્યને અન્ય ઉપયોગી વસ્તુઓની સાથે અતિ ભારે હાનિ નહિ પહોંચી હોય એવી આશા કદાપિ રાખી શકાતી નથી. રાજવાડાના ઇતિહાસની અપૂર્ણ દશાપર કરેલી મારી ટીકાનો યથાર્થ ઉત્તર નિમ્નોક્ત વચનોમાં અનેક વાર મળ્યો છેઃ—"જ્યારે અમારા રાજા મહારાજાઓને રાજધાની

૧ જૈન લોકોનાં કેટલાંક પુસ્તકો મારી પાસે હતાં, તે પાંચથી આઠ શતાબ્દી પૂર્વે લખાયેલાં હતાં. આ પુસ્તકો મને જેસલમીરમાંથી પ્રાપ્ત થયાં હતાં. આ પુસ્તકો મે રૉયલ એશિયાટિક સોસાયટીને અર્પણ કરી દીધાં. પાટણ તથા જેસલમીરના ગ્રંથો અતિ પ્રાચીન કાળના છે જે લોકોની પાસે આ પુસ્તકો છે તેઓ પણ તેને વાંચીને સમજી શકતા નથી. માત્ર તેમનો મુખ્ય ધર્માધ્યક્ષ અથવા તેના દીક્ષિત થયેલા શિષ્યોજ તેને ઉકેલી શકે છે. આમાંનું એક તંત્રવિદ્યાનું પુસ્તક તો એટલું પવિત્ર માનવામાં આવે છે કે તેને સદા જેસલમીરના ચિંતામણિ મંદિરમાં સાંકળ સાથે બાંધીને લટકાવી રાખવામાં આવે છે અને તેને માત્ર નવું પૂઠું ચઢાવવા સમયે અથવા નવા મુખ્ય આચાર્યને નિયુક્ત કરવા સમયેજ નીચે ઉતારવામાં આવે છે. એમ કહેવાય છે કે ઉપર્યુક્ત ગ્રંથ સોમાદિત્ય સૂરિએ રચેલો છે. આ સોમાદિત્ય સૂરિ પ્રાચીન સમયમાં એક યતિ હતા. યવનો સિંધુ નદી ઉતરીને આ પાર આવ્યા તે પૂર્વે તે વિદ્યમાન હતા. આ યતિએ સિંધુ નદીને પેલે પાર દૂર સુધી પોતાના ધર્મનો પ્રચાર કર્યો હતો. આ યતિનું જાદુઇ વસ્ત્ર પણ અદ્યાપિ વિદ્યમાન છે. જ્યારે નવો આચાર્ય ગાદીપર બેસે છે ત્યારે તેનો ઉપયોગ કરવામાં આવે છે. ઉપર્યુક્ત પુસ્તકમાંના અક્ષરો ગોળ માથાવાળા પાલી ભાષાના અક્ષર સમાન જણાય છે. જો આપણે પંડિતવર મોન્સ્યૉર (મહાશય) ઇ. બર્નેફ તથા તેમના સાથી ડૉકટર લેસનને ઉક્ત મંદિરમાં મોકલી શકત તો ઉક્ત દુર્બોધ ગ્રંથનું કાંઇક તાત્પર્ય જાણી શકાયું હોત. એમ કહેવાય છે કે એક જૈન આર્યાએ ઉપર્યુક્ત ગ્રંથનો સાર જાણવાની પાપી ચેષ્ટા કરીને પોતાની આંખ ખોઇ હતી; પરંતુ તે પ્રમાણે આ પંડિતો પોતાની આંખ ગુમાવત નહિ.

છોડીને એક દુર્ગથી બીજા દુર્ગમાં નાસવું પડતું અને પ્રાયઃ તેમને પર્વત-ગુફામાં નિવાસ કરવો પડતો હતો, તથા સામે પીરસેલી થાળી પણ છોડવી પડશે એવી શંકા રહેતી હતી; તે સમય શું એવો હતો કે જ્યારે ઐતિહાસિક ઘટનાઓ લેખબદ્ધ કરવાનો વિચાર કરવામાં આવે ?"

યૂનાન અને રોમમાં જેવાં ઐતિહાસિક પુસ્તકો છે, તેવાંજ ઐતિહાસિક પુસ્તકો જેઓ હિંદુ જેવા લોકોની પાસેથી પ્રાપ્ત કરવાની આશા રાખે છે, તેઓ ભારતવાસીઓના જે ગુણો, તેમને અન્ય દેશવાસીઓથી પૃથક્ કરે છે, તથા તેમના સર્વ વિદ્યા સંબંધી ગ્રંથોને પાશ્ચાત્ય લોકો ઉક્ત ગ્રંથોથી અત્યંત વિલક્ષણ બનાવે છે તે ગુણોની ઉપેક્ષા કરવામાં તેઓ ઘણી મોટી ભૂલ કરે છે. તેમનું દર્શનશાસ્ત્ર, તેમની કવિતા અને તેમના શિલ્પશાસ્ત્રથી તેમની સ્વતંત્ર રચનાના ગુણ પ્રકટ થાય છે. અને એજ વાત તેમના ઇતિહાસમાં પણ હોવાની આશા રાખી શકાય છે. કારણ કે તેની રચના પણ ઉપર્યુક્ત વિદ્યાઓની પેઠે તેમના ધર્મની સાથે ગાઢ સંબંધ રાખે છે. એની સાથે આ વાત પણ સ્મરણમાં રાખવી જોઇએ કે જ્યાં સુધી ઈંગ્લાંડ અને ફ્રાન્સનાં સાહિત્યની શૈલી યુરોપના પ્રાચીન સાહિત્યના ગ્રંથોના પઠન પાઠનથી સુધારવામાં આવી નહોતી ત્યાં સુધી ફક્ત ઉભય દેશોના ઇતિહાસ તો શું, પણ યૂરોપની સંપૂર્ણ સભ્ય જાતિઓના ઇતિહાસ પણ પ્રાચીન રાજપુતોના ઇતિહાસના જેવાજ અનઘડ, અવ્યવસ્થિત અને શુષ્ક હતા.

નિયમબદ્ધ અને વાસ્તવિક ઐતિહાસિક લેખોનો અભાવ હોવા છતાં પણ બીજા કેટલાક દેશીય ગ્રંથો એવા છે ( અને કહી શકાય છે કે આવા ગ્રંથો પુષ્કળ છે ) કે જે યદિ કોઈ ચતુર અને દ્રઢપ્રતિજ્ઞ ઇતિહાસશોધકના હાથમા પડે તો ભારતવર્ષના ઇતિહાસને માટે કાંઇ થોડી સામગ્રી એકત્રિત થાય નહિ. આ ગ્રંથોમાં સૌથી પ્રથમ પુરાણ અને રાજાઓનાં વંશવર્ણન છે, કે જે ધાર્મિક કથાઓ, રૂપકો અને અસંભવિત વૃત્તાંતોની સાથે મળી જવાથી પ્રાયઃ અસ્પષ્ટ થઈ ગયાં છે, તથાપિ તેમાં પુષ્કળ સત્ય વાતો એવી છે કે, જે ઇતિહાસવેત્તાને તેની ઐતિહાસિક શોધમાં પથદર્શક તરિકે ઉપયોગી થઈ પડે. મહાશય હ્યુમે [1]સેક્સન સપ્ત રાજ્યોના ઇતિહાસો અને ઇતિહાસલેખકોના વિષયમાં જે વચનો કહ્યા છે તે રાજપુતોનાં સપ્ત રાજ્યોના[2] વિષયમાં યથાર્થ રીતે ઘટી શકે છે. અર્થાત્ " તેમાં નામો પુષ્કળ છે, પરંતુ ઘટનાઓનો અત્યંત અભાવ છે, અથવા તેઓ કાંઇ પણ કાર્ય કારણ સંબંધ વિના પરસ્પર એવી રીતે ગુંથાએલાં છે કે પરમ વિદ્વાન અને વાક્યવિશારદ લેખક પણ તેમને પાઠકોને માટે રુચિકર વા શિક્ષાપ્રદ બનાવવામાં અવશ્યમેવ નિરાશ થઈ જશે ખ્રિસ્તી સાધુઓ ( જેને બદલે રાજપુતોના સંબંધમાં 'બ્રાહ્મણ' સમજવા જોઇએ ) કે જેઓ સાંસારિક કાર્યોથી અલિપ્ત રહેતા હતા તેઓ લૌકિક વ્યવહારોને પારલૌકિક કાર્યોથી ન્યૂન ગણતા હતા અને તેમને એક પ્રકારની શીઘ્ર વિશ્વાસકતા આશ્ચર્યકારક ઘટનાઓ પ્રત્યે પ્રેમ, અને પ્રપંચ કરવાનો સ્વભાવ પડી ગયો હતો."

ભારતવર્ષનાં યુદ્ધ સંબંધી કાવ્યો એ ઇતિહાસનું બીજું સાધન છે. ભાટોને મનુષ્ય જાતિના આદિ ઇતિહાસલેખકો ગણવા જોઇએ. જ્યાં સુધી કવિઓનું ધ્યાન કલ્પિત કથાઓ તરફ આકર્ષિત થવા લાગ્યું નહોતું અથવા જ્યાં સુધી ઇતિહાસનું ક્ષેત્ર એવી શ્રેણીના લેખકોએ સમુન્નત કર્યું નહોતું કે જેમણે તેને સાહિત્યનો એક પૃથક્ વિભાગ બનાવી લીધો ત્યાં સુધી ભાટ લોકો વાસ્તવિક ઘટનાઓ લખવાના અને વિદ્યમાન પુરૂષોની ખ્યાતિ અજરામર કરવાના કાર્યમાં લાગેલા હતા. વ્યાસજી કે જેઓ જૉબના સમકાલીન હતા તેમના સમયથી ભારતવર્ષના કવિઓમાં કૅલિઓપી ( Calliope ) ની પૂજા મેવાડના વર્તમાન ખ્યાતિ-લેખક બેનીદાસના સમય પર્યંત થતી ચાલી આવી છે. કવિ લોકો પાશ્ચાત્ય ભારતના મુખ્ય ઇતિહાસલેખકો છે, જો કે તેમના શિવાય બીજા કોઇ નથી એમ કહી શકાતું નથી. અને ત્યાં તેમનો ટોટો પણ નથી, હા કેવલ એટલો કસર છે કે તેઓ પોતાની એક પ્રકારની ખાસ બોલી બોલે છે, જેનો સમજાઇ શકે એવી સરલ ભાષામાં અનુવાદ કરવાની આવશ્યકતા છે.

---

૧ રોમન લોકો ઇંગ્લાંડનો પરિત્યાગ કરી ચાલ્યા ગયા ત્યાર પછી એંગ્લો સેક્સન ( Anglo-Saxon ) જાતિએ તે દેશપર આક્રમણ કરી ત્યાં પોતાનાં સાત રાજ્યો સ્થાપિત કર્યાં. આ રાજ્યો ઇ. સ. ૪૫૭ થી ૮૨૭ પર્યંત રહ્યાં. આ રાજ્યો સેક્સન હેપ્ટાર્કી (Saxon Heptarchy)ના નામથી અંગ્રેજોના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. ગૌ. હી. ઓઝા.

૨ મેવાડ, મારવાડ, અંબર, બીકાનેર, જેસલમેર, કોટા અને બુંદી.

પરંતુ તેમની વાચાળતા અને અસ્પષ્ટતાની પૂર્તિ તેમની સ્વતંત્ર લેખિનીથી થઈ જાય છે. રાજપુત રાજાઓની કઠોરતાનો પ્રભાવ, કવિઓના કાવ્યપર પડતો નથી. તેમનાં કાવ્યની ધારા અસ્ખલિત રીતે વહેતી ચાલી જાય છે, પરતુ અલબત્ત, છદ ભુજંગના નિયમની બેડી તેને રોકે છે, જે ઇતિહાસલેખકની સ્વતંત્રતાના અવરોધને માટે કમ સમજવી નહિ જોઇએ. વળી રાજા અને કવિની વચ્ચે એક પ્રકારની સમજુત વા સ્વાર્થ રહેલો હોય છે, અર્થાત્ કવિ પોકળ પ્રશંસાના બદલામાં પુષ્કળ ધન પ્રાપ્ત કરી લે છે, જેથી પણ ઐતિહાસિક કાવ્યોની સત્યતામાં કાંઇક દોષ આવી જાય છે. ભાટ લોકોના કહેવા પ્રમાણે આ 'સુખ્યાતિ'નો સોદો રાજસ્થાનના કવિરાજો અને ઇતિહાસલેખકોના હાથમાં તે સમય પર્યંત સતત રહેશે કે જ્યાં સુધી સમાજમાં પૂર્ણ શિક્ષિત અને સ્વતંત્ર લોકોની એક એવી શ્રેણી પ્રકટ નહિ થશે કે જે સાહિત્ય વિષયક વ્યવસાયને માટે સર્વ સાધારણમાં સમ્માનિત થવા શિવાય બીજા કોઇ પારતોષિકની ઇચ્છા રાખશે નહિ.

તે છતાં પણ આ ઇતિહાસલેખકો કોઇ કોઇ વખત એવી સત્ય વાત કહેવાનુ સાહસ કરી બેસે છે કે જે તેમના સ્વામીઓને અત્યંત અપ્રિય લાગે છે. જ્યારે તેમનુ હૃદય દુઃખિત થાય છે વા સાત્વિકતાને લીધે અનીતિ જોઇને તેમનો ક્રોધ વૃદ્ધિંગત થઇ જાય છે તો પછી તેઓ પરિણામ શું આવશે તેનો લેશ પણ ભય રાખતા નથી. અને જે વ્યક્તિ તેમને ક્રોધનું કારણ આપે છે તેનું અકલ્યાણ થાય છે. અનેક હઠીલા પુરૂષોને, તેમનાં નિન્દોપહાસક કાવ્યોના ફટકાએ સદાને માટે ઉપહાસના પાત્ર બનાવી દીધા છે. યદિ તેમણે તેમને ક્રુદ્ધ કર્યા ન હોત તો તેમના નામપર અપકીર્તિનુ લાંછન લાગત નહિ. રાજપુતો શત્રુઓના શસ્ત્રની અપેક્ષાએ કવિઓની વિષમયી વાણીથી અધિક ડરે છે.

રાજપુતોની દરબારમાં સાર્વજનિક વ્યવહાર સબંધી વાતો પૈકી કોઈ પણ ભેદની વાત ગુપ્ત રહેતી નથી, તેમાં સરદારોથી લઇને નગરના દ્વારપાલ પર્યંતની પ્રત્યેક વ્યક્તિ ભાગ લે છે, તેથી ઘટનાઓનો ઉલ્લેખ કરનારને ઘણો લાભ થાય છે. દેશની અવ્યવસ્થિત દશાના સમયમાં જ્યારે અત્યંત ગભીર વિષયોની વાત ગુપ્ત રાખવાનું આવશ્યક જણાવાથી કોઇએ ઉદયપુરના રાણાને નિવેદન કર્યું કે આ વાત ગુપ્ત રાખવી આવશ્યક છે ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે "આ §ચૌમુખી રાજ્ય છે. એકલિંગજી એના સ્વામી છે, હું તેમનો પ્રતિનિધિ છું. તેમનાપર મને શ્રદ્ધા છે અને હું મારાં બાલબચ્ચાં (પ્રજા) થી કોઈ વાત ગુપ્ત રાખતો નથી." સર્વ પ્રકારની સાર્વજનિક એકતા હોવા છતાં પણ આ પ્રકારના ગુપ્ત ભેદોનું પ્રકટ થવું, એ શત્રુઓની સામે થવામાં ન્યૂનતા રહેવાનું એક કારણ ગણી શકાય છે. પરંતુ એથી રાજ્યશાસનમાં એક પ્રકારનો પૈતૃકભાવ ઉત્પન્ન થાય છે અને લોકોના હૃદયમાં યદિ પૂર્ણ રાજભક્તિ અને દેશભક્તિ પ્રકટ ન થાય તોપણ તદ્દ્ભાવ હૃદયમાં અવશ્ય ઉપસ્થિત થાય છે.

એક અતિ મહાન ન્યૂનતા આ કવિઓના લખેલા ઇતિહાસોમાં એ છે કે તેમાં પ્રાયઃ તેમના વીર યોદ્ધાઓની વીરતા અને રણભૂમિના રણરંગનુંજ વૃત્તાંત હોય છે. આ ઇતિહાસ વીર જાતિના વિનોદાર્થે લખવામાં આવેલા હોવાથી ગ્રંથકર્તાઓ તેમાં રાજ્યવ્યવસ્થા, કળાકૌશલ્ય અને શાંતિમય જીવનયાત્રાના સંબંધમાં કાંઇ પણ ઉલ્લેખ કરતા નથી. પ્રેમ અને યુદ્ધ એજ તેમના પ્રિય વિષયો હોય છે. ચંદ કે જે ભારતના નામાંકિત કવિઓ પૈકી અંતિમ કવિ હતો તે પોતાના ગ્રંથની ભૂમિકામાં લખે છે કે "હું રાજ્યશાસનના નિયમો, વ્યાકરણ અને વાક્યરચનાનાં સૂત્રો તથા દેશી અને વિદેશી રાજદૂતોના વ્યવહાર સંબંધે ઉલ્લેખ કરીશ." અને તે પોતાનો સંકલ્પ તે ગ્રંથમાં અનેક સ્થળોપર ઉપાખ્યાનોમાં તે વિષયોની વ્યાખ્યાની યોજના કરીને પૂરો કરે છે.

આ શિવાય કવિઓ રાજ્યશાસનની પ્રત્યેક કાર્યવાહીના ગુપ્ત સ્રોતોથી અભિજ્ઞ હોવા છતાં પણ માંહોમાંહેના ઝઘડા બખેડા, તેમજ દરબારનાં નિંદિત કાર્યો અને પ્રપંચોમાં એટલા બધા લિપ્ત રહે છે કે તેઓ રાજકીય વિષયોપર યથાર્થ મત પ્રકટ કરવાને ભાગ્યેજ શક્તિવાન થાય છે.

આ સર્વ દોષો હોવા છતાં પણ ભટ્ટ કવિઓના કાવ્ય ગ્રંથોદ્વારા સત્ય ઘટના, ધાર્મિક વિચાર તથા રીતરિવાજ સંબંધી અનેક મહત્વની વાતો પ્રાપ્ત થાય છે; જેમાંની કેટલીક પક્ષપાત વિના લખવામાં આવેલી હોવાથી એવી છે કે તેની સત્યતા વિષે ઓછો સંદેહ છે. ચંદે પોતાના રચેલા પૃથ્વીરાજના

§ અર્થાત્ ચાર મુખવાળી ઇષ્ટદેવ (એકલિંગ)ની મૂર્તિનું રાજ્ય.

વીરત્વમય ઇતિહાસમાં તેની લડાઇઓના વર્ણનમાં પુષ્કળ ઐતિહાસિક અને ભૌગોલિક વાતોનું વૃત્તાંત આપ્યું છે. આ લડાઇઓ તેણે સ્વયં પોતાની આંખોથી જોઈ હતી, કારણ કે તે મહારાજા પૃથ્વીરાજનો મિત્ર, રાજદૂત અને એલચી હતો, અને અંતે તેણે અત્યંત શોકમય કાર્ય એ કર્યું કે તે મહારાજાને અપમાનથી બચાવવાને માટે તેના મૃત્યુમાં પણ કારણભૂત થયો હતો. મેવાડના ( મહારાણા ) મહાન અમરસિંહ કે જેઓ સાહિત્યના પુરસ્કર્તા, શૂરવીર અને નીતિજ્ઞ હતા, તેમણે ચંદના રચેલા કવિતાબદ્ધ ઇતિહાસોને એકત્રિત કર્યા હતા.

બીજા એક પ્રકારનું ઐતિહાસિક વૃત્તાંત મંદિરોનાં દાન, ભેટ તથા તેમના જીર્ણોદ્ધાર સંબંધી લેખોમાં પ્રાપ્ત થાય છે. આ લેખોને બ્રાહ્મણો લખી રાખે છે, તેમાં પ્રસંગવશાત્ ઇતિહાસ અને વંશાવલીઓનું વર્ણન પણ પ્રાપ્ત થાય છે. તીર્થ અને ધર્મસ્થાનોનાં માહાત્મ્ય સંબંધી પુસ્તકોમાં ધર્મક્રિયાઓ, શાસ્ત્રવિધાનો તથા સ્થાનિક રીતરિવાજો અને ધર્મની સાથે સબંધ ધરાવતી ઘટનાઓ સંકલિત હોય છે. જૈનોના વિવાદોમાંથી પણ પુષ્કળ ઐતિહાસિક વાતો પ્રાપ્ત થાય છે. આ વાતો વિશેષતઃ ગુજરાત અને નેહરવાલાના સંબંધની અને ચૌલુક્ય વંશના સમયની છે. જૈનોનાં પુસ્તકો યદિ વિચારપૂર્વક લક્ષ્ય દઇને વાંચવામાં આવે તો હિંદુઓના ઇતિહાસની ઘણી ત્રુટી પૂર્ણ થઈ શકે; આ ગ્રંથોમાં પ્રાચીન જૈન મતાવલંબીઓ જે જે વિદ્યા જાણતા હતા તે સકલ વિદ્યા સંબંધે ઉલ્લેખ છે. ભારતના પ્રતિપક્ષી મતાવલંબીઓનો પક્ષપાત નિઃસંદેહ ઇતિહાસની શુદ્ધતાનો દ્વેષી હતો અને જેના આધારે બ્રાહ્મણોએ પોતાની પ્રધાનતા ( અન્ય જાતિઓ પર ) સ્થાપિત કરી તે દેશવાસીઓનું અજ્ઞાનજ હતું. એમ પ્રતીત થાય છે કે ભારતવર્ષમાં તેમજ મિસરમાં પણ પ્રાચીન કાળના ધર્માચાર્યો અને રાજાઓની વચ્ચે એક પ્રકારનો એવો સંપ હતો, કે જેથી તેઓ એક થઇને સમસ્ત દેશના સર્વ સાધારણ લોકોને અજ્ઞાનાંધકારમાં અને પોતાની આધીનતામાં રાખી મૂકે.

ભિન્ન ભિન્ન લેખો અર્થાત્ ઐતિહાસિક અને ભૌગોલિક વૃત્તાંતમિશ્રિત પુસ્તકો, કે જેનુ અસ્તિત્વ મને જ્ઞાત છે; રાસા અર્થાત્ રાજાઓના છંદોબદ્ધ વૃત્તાંતો કે જે મોટા પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે; સ્થાનિક પુરાણો, ધર્મ સંબંધી લેખો અને લોક પ્રચલિત દોહાઓ;[૧] અને એવાં પ્રમાણો કે જેની સર્વતો ભાવ સત્યતા વિષે થોડોજ સંદેહ છે; અર્થાત્ શિલાલેખો, શિક્કાઓ અને તામ્રપત્રો કે જેમાં અધિકારની સનંદો લખેલી હોય છે અને જે દ્વારા અનેક મુખ્ય મુખ્ય વાતો ઝળકે છે; આ સર્વ કે જેનું વર્ણન મેં કર્યું છે તે ઇતિહાસલેખકને માટે કાંઇ ઓછી સામગ્રી નથી. તે શિવાય તે પ્રાચીન મૂર્તિપૂજકો અને પાછળના મુસલમાન લેખકોદ્વારા પુષ્ટ થતાં સમકાલીન વૃત્તાંતોની પણ સહાય લઈ શકે તેમ છે.

જે સમયથી આ મનોહર દેશની સાથે મારો રાજકીય સંબધ થયો તે સમયથી હું તેના પ્રાચીન ઐતિહાસિક લેખોને એકત્રિત કરવાને અને શોધવાને પ્રવૃત્ત થયો હતો. આમ કરવામાં મારો હેતુ એ હતો કે જે જાતિનું વૃત્તાંત અદ્યાપિ યૂરોપિયન લોકોને કિંચિત્ પણ જ્ઞાત નથી તથા જેનો ઇંગ્લાંડની સાથેનો રાજકીય સંબંધ ઉભય પક્ષને લાભદાયક થાય તેવી રીતે વૃદ્ધિંગત થતો મને પ્રતીત થયો છે, તે જાતિ વિષે કાંઇક જ્ઞાન પ્રાપ્ત કરવું. રાજપુતોના ઇતિહાસના છિન્નભિન્ન રહ્યાસહ્યા અવશેષને એકત્રિત કરીને જે રૂપમાં તેઓ તેને અધુના જુએ છે, તે રૂપમાં તેને તેમની સમક્ષ સાદર કરવાને હું શી રીતે સમર્થ થયો છું, તેનું જો હું વિસ્તૃત વર્ણન કરૂં તો પાઠકોને તે નીરસ લાગશે. મેં મારા કાર્યનો પુરાણોમાં આપેલી પૂજનીય વંશાવલીથી આરંભ કર્યો; પછી મહાભારત, અને ચંદની કવિતા (કે જે તેના સમયનો સંપૂર્ણ ઇતિહાસ છે) તપાસી; તત્પશ્ચાત્ જેસલમીર, મેવાડ અને મારવાડનાં મોટાં મોટાં ઐતિહાસિક કાવ્યોમાં[૨]

૧ મહમૂદ ગઝનવી અને શાહબુદીનની વચ્ચેના સમયમાં જે પાદશાહોએ હિંદુસ્થાનપર આક્રમણ કર્યું હતું અને જેમનાં નામો મુસલમાન ઇતિહાસલેખક ફિરિસ્તાએ આપ્યાં નથી તેમનાં નામ આમાંના કેટલાક દોહાઓમાં પ્રાપ્ત થાય છે. એનાજ દ્વારા આપણને અજમેરના આક્રમણનો અને યાદવ રાજાઓની રાજધાની બયાનાની જીતનો પત્તો લાગે છે.

૨ મારૂવાડનાં ઐતિહાસિક કાવ્યોમાં 'વિજય વિલાસ' 'સૂર્ય પ્રકાશ અને ખ્યાતિ અથવા આખ્યાયિકાઓ અતિરિક્ત ભિન્ન ભિન્ન રાજાઓની કારકીર્દિના વૃત્તાંતનો કેટલોક ભાગ હતો. મેવાડના

શોધ કરી; અને ત્યાર પછી ખીચીઓ તથા કોટા અને બુંદીના હાડા રાજાઓના તેમના ભાટોના લખેલા ઇતિહાસો પ્રભૃતિ જોયા. અંબર વા જયપુરના મહારાજા જયસિંહે (કે જેઓ અર્વાચીન હિંદુ રાજાઓમાં વિદ્યાના સર્વથી મહાન ઉત્તેજક હતા) પોતાની જાતિનો ઇતિહાસ રચાવવાને માટે પુષ્કળ સામગ્રી એકત્રિત કરી હતી; તેમાંનો એક ભાગ મને હાથ લાગ્યો હતો. મને વિશ્વાસ છે કે ત્યાં બીજી પણ ઘણી સામગ્રી પ્રસ્તુત હતી, જેને કદાચ તેમના વિષય લંપટ ઉત્તરાધિકારી સ્વર્ગવાસી મહારાજા જગતસિંહજીએ પોતાનું રાજ્ય એક વેસ્યાને વ્હેંચી આપતી વખત રાજ્યનાં પુસ્તકાલયની વ્હેંચણીમાં તેને આપી દીધી હશે. ઉક્ત પુસ્તકાલય સમસ્થ રાજસ્થાનમાં સર્વોત્તમ સંગ્રહ હતો. તૈમૂરના વંશના કેટલાક પ્રસિદ્ધ પાદશાહોની પેઠે મહારાજા જયસિંહ પણ દિનચર્યાનું પુસ્તક રાખતા હતા. આ પુસ્તકનું નામ 'કલ્પદ્રુમ' હતું. તેમાં તેઓ સર્વ ઘટનાઓનું વિવરણ લખતા હતા. આવા મનુષ્યના હાથનો અને આવા ઉત્તમ સમયમાં લખેલો ગ્રંથ પ્રાપ્ત થાય તો તે ઇતિહાસને માટે બહુમૂલ્ય થઈ પડે. દતિયાના મહારાજાની પાસેથી મેં તેમના એક પૂર્વજના દિનચર્યાના પુસ્તકની એક નકલ પ્રાપ્ત કરી હતી. તેમણે ( પૂર્વજે ) ઔરંગઝેબની સેનાના મોટા મોટા રાજાઓની વચ્ચે અતિ પ્રશંસનીય કાર્ય કર્યું હતું. તેમના ઉક્ત પુસ્તકમાંથી સ્કૉટે પોતાના દક્ષિણના ઇતિહાસમાં ઘણી હકિકત ઉદ્ધૃત કરી છે.

દશ વર્ષ પર્યંત હું એક વિદ્વાન જૈનની સહાયથી જેમાંથી રાજપુતોના ઇતિહાસની કોઇ પણ વાત વા ઘટના પ્રાપ્ત થઈ શકે વા જેમાંથી તેમની રીતભાત અને વ્યવહાર વિષે કાંઇ પણ જ્ઞાન પ્રાપ્ત થઇ શકે એવા પ્રત્યેક પુસ્તકમાંથી સાર કાઢવામાં પ્રવૃત્ત રહ્યો. મારો જૈન સહાયક આ પ્રકારના સર્વ ગ્રંથોનો સારાંશ કાઢી કાઢીને આ જાતિઓની સરલ બોલી ( જે સંસ્કૃતમાંથી નીકળી છે )માં તેનો અનુવાદ કરતો જતો હતો, કે જે બોલીમાં દીર્ઘ કાળ પર્યંત તેમની સાથે રહેવાથી હું સુગમતાપૂર્વક વાતચીત કરી શકતો હતો. મેં ઘણો વ્યય અને પ્રતિદિન કલાકો પર્યંત પરિશ્રમ (કે જેને માટે કેવલ સાધારણ ઉત્સાહ બસ નહોતો) કરીને માત્ર તેમનો ઇતિહાસ પ્રાપ્ત કરવાનોજ પ્રયત્ન કર્યો નહિ, પરંતુ તેમના ધાર્મિક અને સાધારણ વિચારો અને તેમના લાક્ષણિક આચારોનુ જ્ઞાન તેમના સરદારો તથા તેમના ઇતિહાસવેત્તા કવિઓની સાથે રહીને અને તેમની લોકપ્રસિદ્ધ આખ્યાયિકાઓ તથા અલંકારિક કવિતાઓ ધ્યાનપૂર્વક સાંભળીને પ્રાપ્ત કર્યું. જેમ જેમ મારી શોધની સીમા વૃદ્ધિગત થતી જતી હતી તેમ તેમ હું આ વિષયોનું અધિક જ્ઞાન પ્રાપ્ત કરતો જતો હતો, પરંતુ મારી અસ્વસ્થ પ્રકૃતિએ મને આ સુખદાયક કિંતુ પરિશ્રમી કાર્યનો પારત્યાગ કરવાની અને મારી જન્મભૂમિમાં પાછા ફરવાની ફરજ પાડી અને તે પણ તેજ વખતે કે જ્યારે હું હિંદુઓની મિનર્વા (સરસ્વતી ) દેવીના મંદિરમાં પ્રવેશ કરવાની આજ્ઞા પ્રાપ્ત કરી ચૂક્યો હતો. તે છતાં પણ હું મારી સાથે થોડાંક પ્રાચીન પુસ્તકાદિ લાવ્યો છું, જેની શોધખોળનું કામ હવે હું અન્ય શોધકોપર છોડુ છું. પ્રાચીન સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓનાં હસ્તલિખિત પુસ્તકોનો જે મોટો સંગ્રહ હું ઇંગ્લાંડમાં લાવ્યો હતો, તે મેં રૉયલ એશિયાટિક સોસાયટીને ભેટ કર્યો છે અને તે હાલમાં તેના પુસ્તકાલયમાં વિદ્યમાન છે. તેમાંનાં ઘણાં પુસ્તકોની તપાસ અદ્યાપિ થઈ નથી, પરંતુ તપાસ થતાં સંભવ છે કે, તેમાંથી ભારતના પ્રાચીન ઇતિહાસની બીજી પણ નવીન વાતો પ્રાપ્ત થશે. હું માત્ર એટલાજ યશનો ભાગી છું કે મેં યૂરોપિયન વિદ્વાનોને તેથી પરિચિત કરી દીધા છે. હું આશા રાખું છું કે આથી અન્ય લોકોને આ પ્રકારનો યત્ન કરવાનો ઉત્સાહ થશે.

---

ઇતિહાસના વિષયમાં 'ખુમાન રાસો' નામનો એક નવીન ગ્રંથ છે, જે પુરાતન સામગ્રીઓથી બનેલો છે, કે જે સામગ્રીનો હાલમાં પત્તો લાગતો નથી. આ ગ્રંથમાં મહમૂદે ચિત્તોડપર આક્રમણ કર્યું તે સમયથી વર્ણન આપવામાં આવ્યું છે. ઉક્ત મહમૂદ ઇસ્લામ ધર્મના અતિ પ્રાચીન કાળમાં સિંધનિવાસી કોઇ કાસિમનો પુત્ર હતો એમ પ્રતીત થાય છે. વળી મેવાડમાં 'જગત્ વિલાસ' 'રાજપ્રકાશ' તથા 'જય વિલાસ' કાવ્ય પણ છે, જે ઉક્ત નામના રાજાઓના સમયમાં રચાયાં હતાં. પરંતુ તે કાવ્યોમાં સાધારણ રીતે પ્રાચીન ઐતિહાસિક વૃત્તાંત સંક્ષેપમાં લખવામાં આવ્યું છે. આ સિવાય જયપુરના રાજ્ય વંશના ઇતિહાસનો કેટલોક ભાગ ત્યાંનાં દફતરોમાંથી પ્રાપ્ત થયો છે. વળી 'માનચરિત્ર' અર્થાત્ રાજા માનનો ઇતિહાસ પણ છે.

યૂરોપીઅન લોકોને જે થોડું યથાર્થ વૃત્તાંત આ રાજપુત રાજ્યોનું અત્યાર સુધીમાં પ્રાપ્ત થયું છે તે દ્વારા તે લોકોને ભારતના આ વિભાગના મહત્વ વિષે ભ્રમપૂરિત કલ્પના ઉત્પન્ન થઇ છે, અર્થાત્ તેઓ એને અન્ય ભાગો કરતાં ન્યૂન મહત્વનો ગણે છે. યદિ એમ માનવામાં આવે કે કવિઓએ અતિશયોક્તિ ભરેલું વર્ણન કર્યું છે તોપણ રાજપુત રાજ્યોનો વૈભવ ઉક્ત દેશના પ્રાચીન ઇતિહાસના સમયમાં મહાન હતો એમાં લેશ પણ શંકા નથી. ઉત્તરીય ભારત અત્યંત પ્રાચીન કાળથી ધનવાન હતો. તેનો સિંધુ નદીના ઉભય તટપરનો ભાગ, દારાના અધિકારમાંનાં સંસ્થાનોમાં સૌથી અધિક સમૃદ્ધિશાલી સંસ્થાન હતું. તેમાં ઇતિહાસની સામગ્રી પૂરી પાડે એવી અનેક અદ્ભુત ઘટનાઓ બની છે. રાજસ્થાનમાં કોઈ પણ નાનું રાજ્ય એવું નથી કે જેમાં થર્મોપિલી (Thermopylæ) સમાન રણભૂમિ નહિ હોય અને કોઇ પણ નગર એવું નથી કે જેમાં લિયોનિડાસ (Leonidas) સમાન વીર પુરૂષ ઉત્પન્ન થયો નહિ હોય. પરંતુ ઇતિહાસવેત્તાની જાદુઈ લેખિનીએ જે ઘટનાને પ્રશંસાપાત્ર બનાવી હોત તેને કાલના પડદાએ છુપાવી દીધી છે. સોમનાથની તુલના ડેલ્ફસ (Delphos)ની સાથે કરવામાં આવી હોત; હિંદની લૂંટનો માલ લીબિયન સમ્રાટ્‌ની સમૃદ્ધિની બરાબર ગણાત; અને યદિ પાંડવોના સેના–સમુદાયની તુલના ઝર્ક્ષીસ (Xerxes)ની* સેનાની સાથે કરવામાં આવી હોત તો તેની (ઝર્ક્ષીસની) સેના તેમની સેનાની આગળ 'કુછ બિસાત'માં નહિ ગણાત. પરંતુ કાંતો હિંદુઓમા હિરોડૉટસ (Herodotus) અને ઝેનોફન (Zenophon) સમાન ઇતિહાસલેખકો થયા નહિ, અથવા થયા તો અભાગ્યવશ તેમના ગ્રંથો લુપ્ત થઈ ગયા.

જો ઇતિહાસની અમરતા અવલંબન, લોકોના મનમાં તે દ્વારા ઉત્પન્ન થતી સહાનુભૂતિપર હોય, તો આ પ્રદેશોનો ઇતિહાસ લોકોનાં મન આકર્ષિત કરવાને માટે અત્યંત મનોરંજક થશે. એક વીર જાતિનું, સતત કેટલીક પેઢીઓ સુધી સ્વાધીનતાને માટે રણરંગ મચાવતા રહેવું, પોતાના પૂર્વજોના ધર્મની રક્ષાને અર્થે પોતાની પ્રિયમા પ્રિય વસ્તુઓની પણ હાનિ સહન કરવી, અને કોઇ પણ પ્રકારના પ્રલોભનમાં નહિ ફસાઇ શૌર્યપૂર્વક પ્રાણાર્પણ કરીને પણ પોતાના હક અને જાતીય સ્વતંત્રતાની રક્ષા કરવી; આ સર્વે મળીને એક એવું ચિત્ર બનાવે છે કે જેને મનમાં આણવાથી આપણાં રોમાંચ ખડાં થઇ જાય છે. જ્યાં આ ઘટનાઓ બની હતી ત્યાં ઉભા રહીને ગત કાલની આખ્યાયિકાઓ સાંભળવાથી મને જે ઉત્સાહયુક્ત આનંદ થતો, તેનો એક અંશ પણ યદિ હું મારા પાઠકોના હૃદયમાં ઉત્પન્ન કરી શકું તો હું તે ઉદાસીનતાપર વિજય પ્રાપ્ત કરવામાં હતાશ થઇશ નહિ, કે જેથી ભારત સંબંધે અધિક જ્ઞાન પ્રાપ્ત કરવાને મારા દેશવાસીઓ કાંઇ પણ ઉદ્યોગ કરતા નથી. અને જે શબ્દો હિંદુઓને માટે કર્ણપ્રિય અને સાર્થક તથા યૂરોપીઅનોને માટે કર્ણકટુ અને નિરર્થક છે, તે શબ્દો સાંભળીને યૂરોપીઅન લોકો ગભરાશે એવી પણ મને શંકા નથી. કારણ કે આ વાત સ્મરણમાં રાખવી જોઇએ કે પાયઃ સમસ્ત પૂર્વીય દેશોના શબ્દો કોઈ ને કોઈ શારીરિક વા માનસિક ગુણોના બોધક છે. પ્રાચીન નગરોના ખંડિયેરોમાં બેસીને મેં તેમના વિધ્વંસ સંબંધી જનશ્રુતિઓ ધ્યાન દઇને સાંભળી છે અથવા તેમના વીર રક્ષકોનાં સ્મારક ચિહ્નોની નિકટ ઉભા રહીને તેમના સંતાનોના મુખથી તેમની વીરતાની પ્રશંસા સાંભળી છે. ગૉથ લોકોના જેવા મરાઠાઓ જે સમયમાં આ દેશને નષ્ટ ભ્રષ્ટ કરી રહ્યા હતા તે સમયમાં તેમની સાથે રહીને મેં અહીંઆંનાં એવાં ઘણાં સ્થાનોમાં નિવાસ અને ભ્રમણ કર્યું છે કે જ્યાં યુદ્ધો થયાં હતાં, માંહોમાંહિના ઝઘડા થયા હતા, વિદેશી શત્રુઓનાં આક્રમણ થયાં હતાં. આમ કરવામાં મારો હેતુ યુદ્ધમાં મરણ પામેલા વીરોનાં ગ્રામ્ય સ્મારકોપરથી તેમનાં નામો અને તેમના ઇતિહાસનો થોડો અંશ પ્રાપ્ત કરવાનો હતો. આવી જનશ્રુતિઓ અને લેખો તેમના ઇતિહાસ અને રીતિ રિવાજની અનેક વાતો દર્શાવે છે. કોઈ વિજયસ્તંભ

* એ ઇરાનના પાદશાહ દારા (પ્રથમ) નો પુત્ર હતો. એણે ઇ. સ. પૂ. ૪૮૫ થી ૪૬૫ પર્યંત રાજ્ય કર્યું હતું. તેણે ઇ. સ. પૂ. ૪૮૦ની વસંત ઋતુમાં પોતાની જલ અને સ્થલની સેનાના ૨૬૪૧૪૬૦ સૈનિકોને પોતાની સાથે લઇ યૂનાન દેશપર આક્રમણ કર્યું આ પ્રસંગે તેણે થર્મોપિલીના યુદ્ધમાં અત્યંત કઠિનતાથી વિજય પ્રાપ્ત કરી એથેન્સ તરફ કૂચ કરવા માંડી, પરંતુ સાલેમિસના યુદ્ધમાં તેની જલસેનાનો પરાભવ થવાથી તેને સ્વદેશમાં પાછું ફરવું પડયું. તે પોતાની અંગરક્ષક સેનાના સેનાપતિના હાથથી માર્યો ગયો હતો. ગૌ. હી. ઓઝા.

વા કોઇ મંદિરનું બંધાવું અથવા તેનો જીર્ણોદ્ધાર થવો એ સંબંધી કવિતા પણ ગત કાલ વિષે આપણા જ્ઞાનની કાંઇક વૃદ્ધિ કરી શકે છે.

સાંપ્રતમાં મધ્ય અને પશ્ચિમ ભારતપર જે રાજવંશો શાસન કરે છે, તેની પ્રાચીનતાના વિષયમાં આપણને કેવલ બે કુટુંબો એવાં પ્રાપ્ત થાય છે કે જેની ઉત્પત્તિ ઐતિહાસિક સંભાવનાની સીમાની બહાર છે; શેષ રાજ્યોની વર્તમાન સંસ્થાપના મુસલમાનોની તલવાર ઉછળતી હતી તે સમયે થયેલી હોવાથી તેમના ઇતિહાસની પુષ્ટતા તેમના વિજેતા ( મુસલમાનો ) ના ઇતિહાસ દ્વારા થાય છે. મેવાડ, જેસલમીર અને મરુ સ્થળનાં કેટલાંક નાનાં નાનાં રાજ્યો વ્યતિરિક્ત વર્તમાન કાલના સમસ્ત રાજવંશો વાસ્તવમાં મુસલમાનોના આક્રમણ પછી પોતપોતાનાં વર્તમાન સ્થાનોપર સ્થિત થયા છે. અને ઇતર મોટા મોટા રાજવંશો જેવા કે પરમાર અને સોલંકી કે જેઓ ધાર અને અણહિલપુરમાં રાજ્ય કરતા હતા તેઓ લુપ્ત થઇ ગયા છે.

મેં રાજસ્થાન અને પ્રાચીન યૂરોપની વીર જાતિઓ એક મૂળમાંથી નીકળી છે એમ માનવાનો અને સિદ્ધ કરવાનો આગ્રહપૂર્વક પ્રયત્ન કર્યો છે. જે સામંતશાસનપ્રણાલી પ્રાચીન કાળમાં યૂરોપ ખંડમાં પ્રચલિત હતી અને જેના કેટલાક બચેલા અંશો અદ્યાપિ આપણા લોકોના શાસન નિયમમાં પ્રાપ્ત થાય છે તેજ પ્રકારની સામંતપ્રથા ભારતવર્ષમાં વિદ્યમાન છે એમ સિદ્ધ કરવાને માટે મેં ઘણું લખ્યું છે. હું જાણું છું કે આ પ્રકારના અનુમાનોની સત્યતાપર સંદેહ ધારણા કરવામાં આવે છે અને કદિ કદિ લોકો તેનો ઉપહાસ પણ કરે છે. આ વિષયોપર મે વિચારો પ્રકટ કર્યા છે અને આ ગ્રંથમાં અનેક સ્થળે જેનો ઉલ્લેખ કર્યો છે તેના સંબંધમાં મેં કાંઈ દુરાગ્રહ વા પક્ષપાત કર્યો નથી. હવે જગતના લોકો એવા બુદ્ધિમાન થઈ ગયા છે કે તેઓ ગમે તેવા ચતુર અનુમાનદર્શી ગ્રંથકારના લેખોથી વિચલિત થતા નથી. પરંતુ પ્રાયઃ એમ પ્રતીત થાય છે કે જે સમયે મિથ્યા સિદ્ધાંતોનું પોકળ ખોલી દીધું છે તેને લીધે આપણે ઉલટા ભ્રમમાં પડયા છીએ અને પૂર્વીય તથા પશ્ચિમ દેશોના નિવાસીઓની ઉત્પત્તિ એકજ વંશમાંથી થઇ છે એ વિષે સંદેહ ધરવા લાગ્યા છીએ. તોપણ હું તો માત્ર મારાં પ્રમાણો નિષ્પક્ષપાતપૂર્વક જનસમાજની સમક્ષ સાદર કરૂં છું. ઉભય જાતિઓની સમાનતા મેં પ્રમાણિત કરી છે. જો કે એમાં વિવાદની સંભાવના છે તોપણ એને વિચારપૂર્વક વાચવાથી પાઠકોનો શ્રમ નિષ્ફળ જશે નહિ, તેમને વિશેષ શોધ કરવાની આકાંક્ષા ઉત્પન્ન થશે. મને આશા છે કે બુદ્ધિમાન લોકો મારા પ્રયાસ પ્રત્યે સહાનુભૂતિ ધરાવશે. મને આશા છે કે વિસ્મૃત કથાઓ અને અપૂર્ણ લેખોના મંદ પ્રકાશથી અત્યંત તિમિરમય ભૂતકાળના પડદા ભેદીને આ વિષયપર લખવાનો જે યત્ન કર્યો છે તે પ્રત્યે પાઠકો સહાનુભૂતિ પ્રકટ કરશે.

મને વિદિત છે કે આ ગ્રંથમાં એવી ઘણી વાતો છે કે જેને માટે પાઠકોએ મને ક્ષમા આપવી પડશે. અને આ ત્રુટિઓને માટે એકજ કારણ દર્શાવીને હુ પાઠકોની ક્ષમા યાચું છું. આ કારણ એ છે કે મારૂં સ્વાસ્થ્ય બગડી ગયું હતું. અરે એ કારણથી મારા સંગૃહીત ગ્રંથોને આ અપૂર્ણ સ્વરૂપમાં પણ પાઠકોની સમક્ષ સાદર કરવાનું કાર્ય માત્ર અત્યંત કઠિનજ નહિ પરંતુ જોખમ ભરેલું થઇ પડયું હતું. અહીંઆં એમ કહેવું અનુચિત નહિ થઇ પડશે કે રાજનીતિજ્ઞ તથા જિજ્ઞાસુ વિદ્યાર્થીઓને જાણવા યોગ્ય અનેક બાબતો પડી મૂકવી પડે એવી કઠિન ઐતિહાસિક શૈલીમાં આ ગ્રંથ રચવાનો ઉદ્દેશ મેં રાખ્યો નથી. હુ આ ગ્રંથને ભવિષ્યના ઇતિહાસપ્રણેતાઓ માટે ઐતિહાસિક સામગ્રીના એક બૃહત્ સંગ્રહ સ્વરૂપે સાદર કરૂં છું. આ પુસ્તક રચવામાં ગ્રંથ મોટો થઇ જશે એવી ચિંતા ન રાખતાં સમાજને લાભદાયક હોય એવી કોઈ પણ બાબત તેમાંથી રહી ન જાય તેની મેં કાળજી રાખી છે.

હવે હું આ ભૂમિકાને આગળ લંબાવવા ઇચ્છતો નથી તોપણ મારા મિત્ર અને આપ્ત મેજર વાઘને ધન્યવાદ આપ્યા શિવાય હું આ ભૂમિકાની પરિસમાપ્તિ કરી શકતો નથી, કારણ કે જે સુંદર ચિત્રોએ આ પુસ્તકને અલંકૃત કર્યું છે, તે ચિત્રોના નમુનાને એમણે પરમ ચાતુર્ય અને ઉત્તમ કારીગરીથી તૈયાર કર્યાં છે.



## રાજસ્થાનના હિંદી અનુવાદકની

# भूमिकानो सारांश.

આજે અમે અમારા દેશવાસીઓ સન્મુખ (રાજસ્થાનના ઇતિહાસરૂપે) એક એવી વસ્તુ સાદર કરીએ છીએ કે જેનો આપણા દેશની ઉન્નતિ વા અવનતિ સાથે ધાડો સંબંધ છે. આ દેશનું સૌભાગ્ય તેમ દુર્ભાગ્ય અલૈકિકજ છે. દેશમાં દરેક વસ્તુપર પાશ્ચાત્ય શિક્ષાનો પ્રભાવ પડી રહ્યો છે તેની સાથે સાથે યદિ વિશેષ વિચાર કરવામાં આવે તો યથાયોગ્ય ઇતિહાસના શિક્ષણની પણ બહુજ આવશ્યકતા છે. સર્વ બુદ્ધિમાનો આ વિષયમા એકમત છે કે, ઇતિહાસની શિક્ષાપર પણ દેશની અવનતિનો આધાર છે. જો સમયાનુસાર ઉત્તમ અને સત્ય ઇતિહાસ દેશવાસીઓને વાંચવા અને શ્રવણ કરવાને મળે તો તેનો ઉત્તમ અને ખરો પ્રભાવ દેશપર પડયા વિના રહેતો નથી. તેની સાથે આ વાર્તા પણ એટલીજ સત્ય છે કે, પક્ષપાતથી અને વ્યંગ ભાષામાં લખાયલા ઇતિહાસથી જનસમાજને લાભ થવાને બદલે ઉલટી ખરાબ અસર થાય છે.

વર્તમાન પ્રચલિત ઇતિહાસો વિશેષ કરીને અંગ્રેજ લેખકોએ લખેલા અને પ્રકટ કરેલા છે. આવશ્યકતાનુસાર તેના અનુવાદ પણ દેશી ભાષાઓમાં થયેલા છે. કંઇક ભાગો મુસલમાન બંધુઓ દ્વારા પ્રકટ થયેલા પણ વિદ્યમાન છે, જેમાંના કોઈ કોઇ તો ફારસીમાં લખેલા હોઈ બહુ પુરાણા ઇતિહાસવેત્તાઓના પરિશ્રમના ફળરૂપ છે. પરંતુ સત્ય ઇતિહાસની આવશ્યકતાની દૃષ્ટિથી જોતાં આ સર્વ ઇતિહાસો અનેક કારણસર કોઇ ને કોઇ અંશે અપૂર્ણજ છે.

અંગ્રેજ લેખકોએ લખેલા અનેક ઐતિહાસિક ગ્રંથોનું અવલોકન કરવાનો લાભ મને મળ્યો છે. આ ગ્રથોમાં જ્યાં ત્યાં ભેદ પ્રાપ્ત થાય છે. એક લેખક પોરસની હકીકત એક પ્રકારે લખે છે; અને બીજો બીજે પ્રકારે લખે છે. એક લેખક સિકંદરની સેના આગળ નહિ ગઇ તેનું કારણ રાજાજ્ઞાભંગ બતાવે છે, તો બીજો વર્ષા ઋતુના આગમનને તેનું પ્રધાન કારણ દર્શાવે છે.

આ પ્રમાણે અવિશ્રાંત પ્રયત્ન કરનાર સાહસિક અંગ્રેજ લેખકો આ દેશની ખરી સ્થિતિ, આચાર, વિચાર, ધર્મ, કર્મ, રીતિ, રિવાજ ઇત્યાદિથી અજ્ઞાત હોવાને લીધે તથા અન્ય મતાવલંબી હોવાને લીધે આપણા દેશનો ઇતિહાસ યથાર્થ રીતે લખી શક્યા નથી.

દેશી ભાષાઓમાં માત્ર આંગળીના વેઢાપર ગણી શકાય એટલા જે ઐતિહાસિક ગ્રંથો છે, તેમાંનો મોટો ભાગ તો ઉપર જણાવ્યા જેવા અંગ્રેજીમાં લખાયલા ઇતિહાસના અનુવાદરૂપજ છે. આ ગ્રંથોનો અનુવાદ જો કે દેશી ગૃહસ્થોએ કર્યો છે, પરંતુ તેઓ સંસ્કૃત તથા પાલી પ્રભૃતિ પ્રાકૃત ભાષાઓથી અનભિજ્ઞ હોવાને લીધે આપણા સત્ય ઇતિહાસને ન્યાય આપી શકયા નથી. વળી સંસ્કૃત ભાષા નિરૂત્સાહી માણસોના હાથમાં રહી છે તેથી તે પણ આપણને કાંઇ લાભ આપી શકતી નથી, જેથી આપણા વર્તમાન દેશી ઇતિહાસપ્રણેતાઓનો મુખ્ય આધાર અંગ્રેજ ઇતિહાસવેત્તાઓપર રહે અને તેથી દેશનો સત્ય ઇતિહાસ કેટલોક થોડા ઘણા અંશમાં ગુપ્ત રહે એ સ્વાભાવિકજ છે.

પ્રાચીન તથા અર્વાચીન મુસલમાન લેખકોના લખેલા ઇતિહાસનું અવલોકન કરતાં તેની પણ આવીજ સ્થિતિ છે, એમ કહ્યા વિના ચાલતું નથી.

યદિ આપણા દેશના ઇતિહાસના પ્રણેતાઓ પોતપોતાના અનુમાનોની સાથે આ દેશના પ્રાચીન રીતરિવાજો, શાસનપ્રણાલિ તથા આચારવિચારનું જ્ઞાન મિશ્રિત કરીને ઐતિહાસિક ગ્રંથો લખત તો

આજે અમે યથાર્થ ઇતિહાસથી વંચિત રહેત નહિ. ભારતવર્ષમાં ઇતિહાસની સર્વ સામગ્રીઓ પ્રસ્તુત છે, માત્ર ખરા શોધકોનીજ ખામી છે.

વિદેશી ઇતિહાસવેત્તાઓમાંના મ્હોટા ભાગનો એવો અભિપ્રાય છે કે, આ દેશના પ્રાચીન વિદ્વાનો ઇતિહાસ લખતાજ નહોતા. મોટી મોટી સભાઓમાં તેમણે એવો આક્ષેપ કર્યો છે કે "ભારતવર્ષમાં ઐતિહાસિક સાહિત્ય અતિ અલ્પ છે." પોતાના આ મતના સમર્થનમાં તેઓ જણાવે છે કે "પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં ઇતિહાસ લખવાનો રીવાજજ નહોતો અને એનું પ્રત્યક્ષ પ્રમાણ એ દેશનો પ્રાચીન ઇતિહાસ પ્રાપ્ત થતો નથી એ છે." તેમની આ વાત ગ્રાહ્ય કરવી એ આપણા ઇતિહાસવેત્તાઓના ભગ્નોત્સાહની પ્રથમ સીડી છે.

પ્રાચીન સમયનો શૃંખલાબદ્ધ તથા ક્રમિક ઇતિહાસ ઉપલબ્ધ થતો નથી તેનું કારણ આ દેશના નિવાસીઓની ઇતિહાસ લખવાની અજ્ઞાનતા વા આલસ્ય નથી, પરંતુ દુર્ભાગ્યવશાત્ આ દેશના ઉત્તર-પશ્ચિમ ભાગના વિદેશોમાંથી જે ઉપરાછાપરી ચઢાઇઓ થતી રહી તેથી તેનો નાશ થયો હતો; એજ ખરૂં કારણ છે. દેશને લૂંટવો, શિલ્પકળાના અદ્‌ભુત અને અદ્વિતીય નમુનાઓરૂપ અનેક વિશાળ ધાર્મિક સ્થળોનો નાશ કરવો, બળાત્કાર કરીને અને લાખો મનુષ્યોનો રક્તપાત કરીને લોકોને પોતાના ધર્મમાં લાવવા, વિજ્ઞાનના શિક્ષણની મ્હોટી મ્હોટી શાળાઓ અને ઉત્તમોત્તમ યંત્રોનો તેમજ દેશની સંસ્કૃત ઇ૦ ભાષામાં લખાયલા ગ્રંથોનો નાશ કરવો, એ આ ઘણાખરા વિધર્મી વિજેતાઓનાં મુખ્ય કાર્યો હતાં, જેથી ઉક્ત દરેક પ્રકારથી દેશને મહા હાનિ પહોંચવા સાથે લાખો ઉત્તમોત્તમ ગ્રંથોનો નાશ થયો હતો.

પ્રાચીન આર્યોએ ઉન્નતિના શિખરપર ચઢી પોતાના ધર્મને ચિરસ્થાયી બનાવવા સાથે પોતાનાં પુસ્તકોને પણ સુરક્ષિત રાખવાનો ઉદ્યોગ કર્યો હતો. તેમણે પોતાના ગ્રંથોને ચિરકાલ પર્યંત જગતમાં સુરક્ષિત રાખવાને માટે તામ્રપત્ર તથા શિલાઓ ઉપર અક્ષરો કોતરાવ્યા હતા. ભારતવર્ષપર શત્રુ-ઓએ આક્રમણ કરવા માંડયાં ત્યારે તેમણે આવાં પુસ્તકોના ભંડાર પહાડોની અગમ્ય ગુફાઓમાં અથવા ભોંયરાંઓમાં દાટી દીધા હોય એ સંભવિત છે. કેટલાંક દેવમંદિરોમાં તથા નવીન પદ્ધતિનાં મ્યુઝીઅમ આદિમાં અનેક શિલાલેખો અને તામ્રપત્રો વિદ્યમાન છે. વળી બૌદ્ધોના સમયનો ઇતિહાસ તે કાળની છિન્નભિન્ન થઇ ગયેલી ધર્મશાળાઓ, વિજય સ્તંભો તથા મંદિરોમાંથી પ્રાપ્ત થાય છે. જૈન લોકોના ગ્રંથભંડારમાંથી પણ તેમનાં અનેક પુસ્તકો ઉપલબ્ધ થાય છે.

આ પ્રકારે અનેક આપત્તિઓ સહન કરી પોતાનું સર્વસ્વ ગુમાવી દેનાર આર્યાવર્ત્ત, પોતાનો પ્રા-ચીન ઇહિાસ શી રીતે પ્રકટ કરી શકે? જ્યારે આર્ય લોકોના વેદમાં ઇતિહાસ શબ્દ વિદ્યમાન છે (**तमितिहासश्च पुराणञ्च**), તો આ દેશમાં પ્રાચીન કાળમાં ઐતિહાસિક ગ્રન્થો લખાયા ન હોય એ વાત શી રીતે સંભવે? જે કાંઇ ઐતિહાસિક સામગ્રી શેષ રહી છે, તે પ્રાચીન કાળમાં આ દેશના લોકો ઇતિહાસ જેવા આવશ્યક શાસ્ત્રથી અનભિજ્ઞ નહોતા, એ વાત સિદ્ધ કરવાને પુરતી છે. આર્ય લોકોનો પ્રાચીન મહાભારતના નામનો અદ્વિતીય ગ્રંથ આજ પર્યંત ઇતિહાસ તરીકે પ્રસિદ્ધ છે. જેથી ભારત-વાસીઓપર લગાડવામાં આવેલું આલસ્યનું કલંક દૂર થાય છે, અને એવાં ભયંકર આક્રમણોમાંથી પણ તેમણે જે કાંઇ બચાવી રાખ્યું છે તે બદલ ઉલટો તેમને ધન્યવાદ આપવો જોઇએ.

હવે આપણે યૂરોપીય ઇતિહાસ તરફ દૃષ્ટિ કરીશું તો યૂરોપના સમસ્ત ઇતિહાસનું કેંદ્ર પણ જીસસ ક્રાઇસ્ટજ છે, એમ કહેવું અતિશયોક્તિ ભરેલું ગણાશે નહિ. કારણકે જીસસ ક્રાઇસ્ટથી ૨૦૦૦ વર્ષ પૂર્વે-નોજ શૃંખલાબદ્ધ ઇતિહાસ યૂરોપના પ્રત્યેક દેશના લોકો બતાવી શકે છે. આજથી ૪૦૦૦ કિંવા ૫૦૦૦ વર્ષ પૂર્વેનો તો તેમનો ઇતિહાસ પણ જગતમાંથી લુપ્તજ થઇ ગયો છે. ભારતવર્ષના ઇતિહાસની છેક આવી દશા નથી. ઉપર્યુક્ત સમય કરતાં પણ પ્રાચીનતર સમયનો ભારતવર્ષનો ઇતિહાસ ઉપલબ્ધ થાય છે. પાંચ હજાર વર્ષ તો મહારાજા યુધિષ્ઠિરનેજ થયાં છે. યુધિષ્ઠિરનો સંવત્ તેમના રાજસૂય યજ્ઞ પછી આવ્યો હતો. આ સંવત્‌નાં ૩૦૪૪ વર્ષ વ્યતીત થયા પછી વિક્રમનો સંવત્ આવ્યો છે. આ હિસાબે વિ૦ સં૦ ૧૯૬૨ માં યુધિષ્ઠિરના સમયને ૫૦૦૬ વર્ષો થાય છે. યુધિષ્ઠિરના સમય પછી ભારતવર્ષમાં જેમણે રાજ્ય કર્યું તેની સૂચી પણ અમે નીચે ઉદ્ધૃત કરીએ છીએ.

કુરુવંશમાં યુધિષ્ઠિર અંતિમ ચક્રવર્તી રાજા થયા છે. તેમની પૂર્વે અનેક નૃપતિઓ થઇ ગયા હતા. તો પછી કેવળ પાંચ હજાર વા ચાર હજાર વર્ષથી ઇતિહાસનો પ્રારંભ ગણવો એ માત્ર ભ્રમજ નથી, પરંતુ મહા ભ્રમ છે.

જે વિસ્તૃત ગ્રંથની પ્રસ્તુત ભૂમિકા લખવામાં આવે છે તે ગ્રંથ પણ યદ્યપિ અંગ્રેજીનો અનુવાદજ છે, તોપણ મૂળ અંગ્રેજી ગ્રંથના પ્રણેતાએ પચ્ચીસ ત્રીસ વર્ષ પર્યંત આ દેશના આચારવિચારનું અવલોકન કર્યા પછી આ ગ્રંથ લખ્યો છે. તેઓ પોતાની ભૂમિકામાં લખે છે કે ભારતવર્ષનો ઇતિહાસ મેળવવાનાં અનેક સાધનો છે. વેદ, સ્મૃતિ, મહાભારત, અષ્ટાદશ પુરાણ, રાજ્ય વંશાવલી, સ્થાનિક જનશ્રુતિ, ભાટોએ લખેલાં ચરિત્રો, કાવ્યો, શિલાલેખો પ્રભૃતિ વસ્તુઓમાંથી આવશ્યક પરિશ્રમ કરવાથી ઐતિહાસિક તત્ત્વજ માત્ર નહિ, પરંતુ શૃંખલાબદ્ધ ઇતિહાસ પ્રાપ્ત થવાનો સંભવ છે.

કર્નલ ટૉડે જેવી શ્રદ્ધા અને ભક્તિથી આર્ય કુલની ક્ષત્રિય જાતિનો ઇતિહાસ લખ્યો છે, તેવી શ્રદ્ધા અને ભક્તિ બીજા કોઈ પણ અંગ્રેજ લેખકમાં પ્રાપ્ત થતી નથી. કર્નલ ટૉડે જેવો સત્ય ઇતિહાસ લખ્યો છે તેવો બીજા કોઈ પણ અંગ્રેજ લેખકે લખ્યો નથી. અને એજ કારણથી એમનો રાજસ્થાન ગ્રંથ આપણા દેશમાં સર્વમાન્ય અને સર્વગ્રાહ્ય થયો છે. આ ગ્રંથમાં મેવાડના વીરોનાં ચરિત્રો વાંચવાથી, તેમના આચારવિચાર ધ્યાનમાં લેવાથી, તેમની ધર્મપરાયણતા જાણવાથી, ત્યાંની સ્ત્રીઓની પતિભક્તિથી પરિચિત થવાથી જાણે આ સર્વ વૃત્તાંત આપણી દૃષ્ટિ સમીપ તાદૃશ્ય થઈ જાય છે અને આપણા મનમાં કરુણા તથા પ્રેમનો ઉદ્ભવ થાય છે. મેવાડના ઇતિહાસમાં બાપ્પા રાવલથી લઇને મહારાણા ભીમસિંહ પર્યંતના સર્વ રાજાઓનું વૃત્તાંત અત્યંત રસિક છે. આ બૃહત્ ગ્રંથની ભૂમિકામાં ટૉડ સાહેબે એક સ્થળે બ્રાહ્મણોની વિરૂદ્ધમાં જણાવ્યું છે કે "લોકોની અજ્ઞાનતાને લીધે બ્રાહ્મણો સર્વોચ્ચ બની બેઠા હતા ઈ૦ ઈ૦" તેનું કારણ તેઓ અન્યમતાવલંબી હતા એજ છે. જો કર્નલ ટૉડ હિંદુ હોત તો તેઓ કદી પણ આર્ય લોકોને ઉન્નતિના શિખરપર પહોંચાડનાર, કર્તવ્યપરાયણ તથા હિંદુઓને બ્રહ્મવાદી બનાવનાર ઋષિગણોપર આવો આક્ષેપ કરત નહિ. વળી તેમણે રાજાઓપર પણ એક ગંભીર આરોપ મૂક્યો છે. હિંદુ રાજાઓ પ્રજાને આધીન રાખવાને માટે તેને અજ્ઞાનાંધકારમાં રાખે છે એવો જે આરોપ તેમણે તેમનાપર મૂક્યો છે, તે તેમનાજ નિમ્ન લિખિત કથનની વિરૂદ્ધ છે. તેઓ એક સ્થળે જણાવે છે કે—

"રાજપુત રાજાઓ સાર્વજનિક કાર્યમાં કોઇ પણ પ્રકારનો ગુપ્ત ભેદ રાખતા નથી. પ્રધાનથી લઇને દ્વારપાલ સુધી સર્વ જણ રાજકીય વિષયમાં ભાગ લે છે. આ વાત ઇતિહાસપ્રણેતાને ઘણી ઉપયોગી છે." વળી તેઓ આ કથનના સમર્થનમાં મેવાડના એક રાણાનું દૃષ્ટાંત પણ આપે છે. કોઇ વ્યક્તિએ મહારાણાને અમુક વાત ગુપ્ત રાખવાને કહ્યું; ત્યારે મહારાણાએ પ્રત્યુત્તર આપ્યો કે "આ એકલિંગજીનું રાજ્ય છે અને હું તો કેવળ તેમનો પ્રતિનિધિ છું. માટે હું આ દેશની પ્રજાથી કોઇ પણ વાત ગુપ્ત રાખી શકતો નથી." જે રાજાની વર્તણૂંક આવી હોય તે રાજા પોતાની પ્રજાને અજ્ઞાનાંધકારમાં રાખવાનો પ્રયત્ન કરે એ શી રીતે માની શકાય? તે છતાં ટૉડ મહોદયને ન્યાય આપવાને ખાતર કહેવું જોઇએ કે તેમણે અધિકાંશે પક્ષપાતરહિત વિવેચન કર્યું છે. પુરાણ એ એક અતિ ગહન વિષય છે અને તેમાંથી સત્ય તારવી કાઢવું એ કાંઇ સાધારણ વાત નથી. માટે કર્નલ ટૉડે પુરાણમાં પારંગત હોય એવા એક હિંદુ પંડિતની સહાય લેવી જોઇતી હતી. પરંતુ તેમને એક અન્ય મતાવલંબી પંડિતની સહાય પ્રાપ્ત થઇ હતી. આથી પ્રથમ ખંડમાં ઘણો ઘોટાળો થયો છે. તેમની ભૂલો અમે બન્યું ત્યાં ત્યાં ટિપ્પણીમાં બતાવી છે. ભરત શકુંતલાનો પતિ હતો, વિચિત્રવીર્યની કન્યાઓને વ્યાસજીએ શિક્ષણ આપ્યું હતું તથા તેમની સાથે વિવાહ કર્યો હતો, અશ્વમેધ યજ્ઞ એ પ્રાચીન આર્યોનો શીતકાલની સંક્રાંતિનો તહેવાર હતો, મેરુની પુત્રીનું નામ મેરા હતું, આવી આવી જે વાતો કર્નલ ટૉડે જણાવી છે, તે સર્વથા ખોટી છે. વળી તેમણે આ દેશનાં દેવદેવીઓની અન્ય દેશોનાં દેવદેવીઓની સાથે એકતા સિદ્ધ કરવાને માટે અનેક શબ્દો પોતે રચ્યા છે, તથા વ્યાસજીને શાન્તનુના પુત્ર કહ્યા છે. આવા આવા અનેક દોષો તેમણે કર્યા છે. જો તેમણે દીર્ઘ દૃષ્ટિ વાપરી હોત તો આવા દોષો તેમના હાથથી થાત નહિ. તે છતાં પણ તેમણે મહા પરિશ્રમ કરીને રાજસ્થાનનો ઇતિહાસ લખ્યો છે, એમ કહ્યા વિના ચાલે એમ નથી. અને એમના લખેલા ઇતિહાસમાંથી આપણને ઘણી ઉપયોગી બાબતો પ્રાપ્ત થાય છે."

ભારતવર્ષમાં એવા માણસો ઘણા થોડા વસે છે કે જેમને ઇતિહાસ ઉપર પ્રેમ હોય. આપણા દેશના લોકો વારંવાર પુરાણાદિ સાંભળે છે, પરંતુ તેઓ આપણા પૂર્વજોની વંશપરંપરા જાણવાના ઉદ્દેશથી કદિ પણ તેનું શ્રવણ કરતા નથી. તપાસ કરતાં અમને ઇક્ષ્વાકુથી લઇને મહારાજા રામચંદ્રજી સુધીના ૫૮ રાજાઓની વંશાવલી પ્રાપ્ત થઇ છે. પરંતુ એ વંશાવલીમાં આવેલાં કેટલાંક નામોમાં પણ ભેદ જણાય છે. તો પછી એમ પણ શી રીતે કહી શકાય કે ઇક્ષ્વાકુથી રામચંદ્રજીના સમય સુધીમાં કેવળ ૫૮ રાજાઓજ થયા હતા? મારી માન્યતા એવી છે કે, જે વંશાવલી પુરાણમાં પ્રાપ્ત થાય છે તેમાં કેવળ મુખ્ય મુખ્ય રાજાઓનાંજ નામ આવે છે. કારણ કે સર્વ રાજાઓનાં નામ લખવાનું કામ તો અસંભવિતજ થઇ પડે એમ છે. વાલ્મીકિની આપેલી વંશાવલીમાં કેવળ ૩૭ રાજાઓનાં નામોજ ઉપલબ્ધ થાય છે. આ પરથી સ્પષ્ટ થાય છે કે, કેવળ મુખ્ય મુખ્ય રાજાઓના નામોજ તેમણે લખ્યાં છે. પાંચ સહસ્ર વર્ષમાં કેવળ ૫૮ રાજાઓજ થયા હોય એ શી રીતે માની શકાય? હાલમાં વૈવસ્વત મન્વંતરનો ૨૮ મો કલિયુગ વર્તમાન છે અને તેનાં ૫૦૦૮ વર્ષો વ્યતીત થઇ ચૂકયાં છે.

પ્રાચીન કાળના અનેક રાજાઓએ પુષ્કળ વર્ષો રાજ્ય કર્યું છે તેનું સમાધાન એ છે કે તેઓ તપ અને યોગદ્વારા દીર્ઘાયુ બન્યા હતા. પરીક્ષિતની પછી પણ કેટલાક રાજાઓએ ૮૦ વર્ષ પર્યંત રાજ્ય કર્યું હતું. કર્નલ ટૉડે પ્રત્યેક રાજાનો સરાસરી શાસનકાળ ૨૦ વર્ષનો માન્યો છે. અમે નીચે જે વંશાવલી ઉદ્ધૃત કરી છે તેમાં યુધિષ્ઠિરથી યશપાલ સુધીના ૧૨૪ રાજાઓએ ૪૧૫૭ વર્ષ પર્યંત રાજ્ય કર્યું છે. આની સરાસરી કાઢવાથી ૩૩ા વર્ષ પ્રત્યેક રાજાને ભાગે આવે છે. આ સૂચી જોવાથી કર્નલ ટૉડે પરીક્ષિતથી જે વંશ આપ્યો છે તેના નામોમાં કેટલો ભેદ છે તે પણ પ્રતીત થાય છે. દિલ્લીમાં રાજા યુધિષ્ઠિરથી યશપાલ પર્યંત ૧૨૪ રાજાઓ થયા છે અને તેમનો શાસનકાળ ૪૧૫૭ વર્ષ ૯ માસ તથા ૧૪ દિવસનો થાય છે. કર્નલ ટૉડે આપેલી વંશાવલી તથા અમારી આ વંશાવલીમા ઘણો ભેદ છે. કર્નલ ટૉડે યુધિષ્ઠિરથી રાજપાલ સુધી ૬૬ રાજાઓનાં નામ લખ્યાં છે. પરંતુ અમારી સૂચીમાં યુધિષ્ઠિરથી રાજપાલ સુધી ૬૯ રાજાઓ થાય છે. વળી નામોમાં પણ ઘણો અંતર છે. અમારી સૂચી નીચે પ્રમાણે છે:—

| | રાજા. | વર્ષ. | માસ. | દિવસ. | | રાજા. | વર્ષ. | માસ. | દિવસ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | યુદ્ધિષ્ઠિર | ૩૮ | ૮ | ૨૫ | ૧૬ | શુચિરથ | ૪૨ | ૧૧ | ૨ |
| ૨ | પરીક્ષિત્ | ૬૦ | ૦ | ૦ | ૧૭ | દ્વિતીય શૂરસેન | ૫૮ | ૧૦ | ૮ |
| ૩ | જન્મેજય | ૮૪ | ૭ | ૨૩ | ૧૮ | પર્વતસેન | ૫૫ | ૮ | ૧૦ |
| ૪ | અશ્વમેધ | ૮૨ | ૮ | ૨૨ | ૧૯ | મેધાવી | ૫૨ | ૧૦ | ૧૦ |
| ૫ | દ્વિતીયરામ | ૮૮ | ૨ | ૮ | ૨૦ | સોનચીર | ૫૦ | ૮ | ૨૧ |
| ૬ | છત્રમલ | ૮૧ | ૧૧ | ૨૦ | ૨૧ | ભીમદેવ | ૪૭ | ૯ | ૨૦ |
| ૭ | ચિત્રરથ | ૭૫ | ૩ | ૧૮ | ૨૨ | નૃહરિદેવ | ૪૫ | ૧૧ | ૨૩ |
| ૮ | દુષ્ટશૈલ્ય | ૭૫ | ૧૦ | ૧૪ | ૨૩ | પૂર્ણમલ | ૪૪ | ૮ | ૭ |
| ૯ | ઉગ્રસેન | ૭૮ | ૭ | ૨૧ | ૨૪ | કર્દવી | ૪૪ | ૧૦ | ૮ |
| ૧૦ | શૂરસેન | ૭૮ | ૭ | ૨૧ | ૨૫ | અલામક | ૫૦ | ૧૧ | ૮ |
| ૧૧ | ભુવનપતિ | ૬૯ | ૫ | ૫ | ૨૬ | ઉદયપાલ | ૩૮ | ૯ | ૦ |
| ૧૨ | રણજીત | ૬૫ | ૧૦ | ૪ | ૨૭ | કુવનમલ | ૪૦ | ૧૦ | ૨૬ |
| ૧૩ | રૂપક | ૬૪ | ૭ | ૪ | ૨૮ | દમાત | ૩૨ | ૦ | ૦ |
| ૧૪ | સુખદેવ | ૬૨ | ૦ | ૨૪ | ૨૯ | ભીમપાલ | ૫૮ | ૫ | ૮ |
| ૧૫ | નરહરિદેવ | ૫૧ | ૧૦ | ૨ | ૩૦ | ક્ષેમક | ૪૮ | ૧૧ | ૨૧ |

આ બધી મળીને ૩૦ પેઢી થઇ અને તેણે ૧૭૭૦ વર્ષ, ૧૧ માસ અને ૧૦ દિવસ પર્યંત રાજ્ય કર્યું. રાજા ક્ષેમકના પ્રધાન વિશ્રવાએ ક્ષેમકને મારીને સિંહાસન હસ્તગત કર્યું. એના વંશમાં ૧૪ પેઢી સુધી રાજ્ય રહ્યું. આ કુલના રાજાઓએ એકંદર ૫૦૦ વર્ષ ૩ માસ અને ૧૭ દિવસ પર્યંત રાજ્ય કર્યું હતું. આ કુલના રાજાઓની સૂચી નીચે પ્રમાણે છે:—

| રાજા. | વર્ષ. | માસ. | દિવસ. | રાજા. | વર્ષ. | માસ. | દિવસ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ વિશ્રવા | ૧૦ | ૩ | ૨૯ | ૮ કદુત | ૪૨ | ૯ | ૨૪ |
| ૨ પુરસેની | ૪૨ | ૧ | ૨૧ | ૯ સજ્જ | ૩૨ | ૨ | ૧૪ |
| ૩ વીરસેની | ૫૨ | ૧૦ | ૮ | ૧૦ અમરચૂડ | ૨૭ | ૩ | ૧૬ |
| ૪ અનંગશાયી | ૪૭ | ૮ | ૨૩ | ૧૧ અમીપાલ | ૨૨ | ૧૧ | ૨૫ |
| ૫ હરિજિત | ૩૫ | ૯ | ૧૭ | ૧૨ દશરથ | ૨૫ | ૪ | ૧૨ |
| ૬ પરમસેની | ૪૪ | ૨ | ૨૩ | ૧૩ વીરસાલ | ૩૧ | ૮ | ૧૧ |
| ૭ સુખપાતાલ | ૩૦ | ૨ | ૨૧ | ૧૪ વીરસાલસેન | ૪૭ | ૦ | ૧૪ |

આ વીરસાલસેનને તેના પ્રધાન વીરમહાએ મારીને રાજસિંહાસન પોતાના હાથમાં લીધું હતું. એના વંશમાં ૧૬ પેઢી સુધી સિંહાસન રહ્યું હતું અને એ વંશના સર્વે રાજાઓએ એકંદરે ૪૪૫ વર્ષ ૫ માસ અને ૩ દિવસ પર્યંત રાજ્ય કર્યું હતું. આ વંશની સૂચી નીચે પ્રમાણે છેઃ—

| રાજા. | વર્ષ. | માસ. | દિવસ. | રાજા. | વર્ષ. | માસ. | દિવસ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ વીરમહા | ૩૫ | ૧૦ | ૮ | ૯ તેજપાલ | ૨૮ | ૧૧ | ૧૦ |
| ૨ અજીતસિંહ | ૨૭ | ૭ | ૧૯ | ૧૦ માણિકયચંદ | ૩૭ | ૭ | ૨૧ |
| ૩ સર્વદત્ત | ૨૮ | ૩ | ૧૦ | ૧૧ કામસેની | ૪૨ | ૫ | ૧૦ |
| ૪ ભુવનપતિ | ૧૫ | ૪ | ૧૦ | ૧૨ શત્રુમર્દન | ૮ | ૧૧ | ૧૩ |
| ૫ વીરસેન | ૨૧ | ૨ | ૧૩ | ૧૩ જીવનલોક | ૨૮ | ૯ | ૧૭ |
| ૬ મહીપાલ | ૪૦ | ૮ | ૭ | ૧૪ હરિરાવ | ૨૬ | ૧૦ | ૨૯ |
| ૭ શત્રુશાલ | ૨૬ | ૪ | ૩ | ૧૫ દ્વિતીય વીરસેન | ૩૫ | ૨ | ૨૦ |
| ૮ સંધરાજ | ૧૭ | ૨ | ૧૦ | ૧૬ આદિત્યકેતુ | ૨૩ | ૧૧ | ૧૩ |

આદિત્યકેતુને પ્રયાગના રાજા ધંધરે મારી નાંખ્યો હતો. એણે તથા એના વંશજોએ એકંદર નવ પેઢી સુધી રાજ્ય કર્યું હતું. તેમનો રાજ્યકાળ ૩૭૪ વર્ષ ૧૧ માસ અને ૨૬ દિવસ સુધી ચાલ્યો હતો. તેની સૂચી નીચે પ્રમાણે છેઃ—

| રાજા. | વર્ષ. | માસ. | દિવસ. | રાજા. | વર્ષ. | માસ. | દિવસ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ ધંધર | ૪૨ | ૭ | ૨૪ | ૬ જીવનરાજ | ૪૫ | ૨ | ૫ |
| ૨ મહર્ષિ | ૪૧ | ૨ | ૨૯ | ૭ રૂદ્રસેન | ૪૭ | ૪ | ૨૮ |
| ૩ સનરચ્ચી | ૫૦ | ૧૦ | ૧૯ | | | | |
| ૪ મહાયુદ્ધ | ૩૦ | ૩ | ૮ | ૮ આરીલક | ૫૨ | ૧૦ | ૮ |
| ૫ દુરનાથ | ૨૮ | ૫ | ૨૫ | ૯ રાજપાલ | ૩૬ | ૦ | ૦ |

રાજપાલને તેના સામંત મહાનપાલે મારીને સિંહાસન પોતાના તાબામાં લીધું હતું. એના વંશનો રાજા માત્ર એ પોતેજ હતો.

૧ મહાનપાલ ૧૪ ૦ ૦

આ રાજાપર ઉજ્જયિનીથી મહારાજા વિક્રમાદિત્યે આક્રમણ કર્યું હતું. તેમણે તેનો વધ કર્યો અને તેનું સિંહાસન હસ્તગત કર્યું. એમના વંશમાં માત્ર એમણેજ રાજ્ય કર્યું.

૧ વિક્રમાદિત્ય ૯૩§ ૦ ૦

વિક્રમાદિત્યને શાલિવાહનના સામંત સમુદ્રપાલે મારી નાંખ્યા અને તેમનું સિંહાસન હસ્તગત કર્યું. એના કુળમાં ૧૬ પેઢી સુધી રાજ્ય રહ્યું. એ કુળના સર્વ રાજાઓએ એકંદર ૩૭૨ વર્ષ, ૪ માસ અને ૨૭ દિવસ પર્યંત રાજ્ય કર્યું. એની સૂચી નીચે પ્રમાણે છેઃ—

§ પરીક્ષિતથી વિક્રમાદિત્ય સુધી ૩૦૬૬ વર્ષો થાય છે. જો વિક્રમાદિત્યનો સંવત્ તેમની ૩૦ વર્ષની વયથી ચાલ્યો, એમ માની લઇએ તો સંવત્ ૧૯૬૪ સુધીમાં ૫૦૬૦ વર્ષો થાય છે. આમાં યુધિષ્ઠિરનાં ૩૮ વર્ષો મેળવવાથી ૫૦૯૮ વર્ષો થાય છે. વિક્રમનું રાજ્ય ૯૩ વર્ષનું લખ્યું છે તેમાં કાંઇ ભૂલ છે.

| રાજા. | વર્ષ. | માસ. | દિવસ. | રાજા. | વર્ષ. | માસ. | દિવસ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ સમુદ્રપાલ | ૫૪ | ૨ | ૨૦ | ૯ અમૃતપાલ | ૩૬ | ૧૦ | ૧૩ |
| ૨ ચંદ્રપાલ | ૩૬ | ૫ | ૪ | ૧૦ બલીપાલ | ૧૨ | ૫ | ૨૭ |
| ૩ સહાયપાલ | ૧૧ | ૪ | ૧૧ | ૧૧ મહીપાલ | ૧૩ | ૮ | ૪ |
| ૪ દેવપાલ | ૨૭ | ૧ | ૨૮ | ૧૨ હારપાલ | ૧૪ | ૮ | ૪ |
| ૫ નરસિંહપાલ | ૧૮ | ૦ | ૨૦ | ૧૩ સીસપાલ (ભીમપાલ) | ૧૧ | ૧૦ | ૧૩ |
| ૬ સામપાલ | ૨૭ | ૧ | ૧૭ | ૧૪ મદનપાલ | ૧૭ | ૧૦ | ૧૯ |
| ૭ રઘુપાલ | ૨૨ | ૩ | ૨૫ | ૧૫ કર્મપાલ | ૧૬ | ૨ | ૨ |
| ૮ ગોવિંદપાલ | ૨૭ | ૧ | ૧૭ | ૧૬ વિક્રમપાલ | ૨૪ | ૧૩ | ૧૩ |

મલુકચંદ નામના રાજાએ વિક્રમપાલને મારી તેનું સિંહાસન પ્રાપ્ત કર્યું. તેના વંશમાં ૧૦ પેઢી સુધી રાજ્ય રહ્યું. તે વંશના સર્વ રાજાઓએ એકંદર ૧૯૧ વર્ષ, ૧ માસ અને ૧૬ દિવસ પર્યંત રાજ્ય કર્યું.

| રાજા. | વર્ષ. | માસ. | દિવસ. | રાજા. | વર્ષ. | માસ. | દિવસ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ મલુકચંદ | ૫૪ | ૨ | ૧૦ | ૬ કલ્યાણચંદ | ૧૦ | ૫ | ૪ |
| ૨ વિક્રમચંદ | ૧૨ | ૭ | ૧૨ | ૭ ભીમચંદ | ૧૬ | ૨ | ૯ |
| ૩ અમીનચંદ. (માનકચંદ) | ૧૦ | ૦ | ૫ | ૮ લોવચંદ | ૨૬ | ૩ | ૨૨ |
| ૪ રામચંદ | ૧૩ | ૧૧ | ૮ | ૯ ગોવિંદચંદ | ૩૧ | ૭ | ૧૨ |
| ૫ હરીચંદ | ૧૪ | ૯ | ૨૪ | ૧૦ રાણી પદ્માવતી | ૧ | ૦ | ૦ |

પદ્માવતી ગોવિંદચંદની રાણી હતી. જ્યારે તેનું અવસાન થયું ત્યારે મંત્રીઓએ તથા સામંતોએ રાજવંશમાં કોઈ પણ માણસ વિદ્યમાન નહિ હોવાથી હરિપ્રેમ નામના એક વેરાગીને રાજસિંહાસનપર અધિષ્ઠિત કર્યો અને તેના નામથી તેઓ રાજ્યવ્યવસ્થા ચલાવવા લાગ્યા. આ વંશમાં ૪ પેઢી સુધી રાજ્ય રહ્યું. આ ચાર રાજાઓએ એકંદર ૫૦ વર્ષ અને ૨૧ દિવસ પર્યંત રાજ્ય કર્યું.

| રાજા. | વર્ષ. | માસ. | દિવસ. | રાજા. | વર્ષ. | માસ. | દિવસ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ હરિપ્રેમ | ૭ | ૫ | ૧૬ | ૩ ગોપાલપ્રેમ | ૧૫ | ૭ | ૨૮ |
| ૨ ગોવિંદપ્રેમ | ૨૦ | ૨ | ૮ | ૪ મહાબાહુ | ૬ | ૮ | ૨૯ |

આ મહાબાહુ રાજ્ય છોડી અરણ્યમાં તપ કરવાને ચાલ્યો ગયો. આ સમાચાર સાંભળી બંગાળાના રાજા આધિસેને દિલ્લીમાં રાજ્યાધિકાર સ્થાપિત કર્યો. એના વંશમાં ૧૫૧ વર્ષ, ૧૨ માસ અને ૧૧ દિવસ પર્યંત રાજ્ય રહ્યું. એની સૂચી નીચે પ્રમાણે છે:—

| રાજા. | વર્ષ. | માસ. | દિવસ. | રાજા. | વર્ષ. | માસ. | દિવસ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ આધિસેન | ૧૮ | ૫ | ૨૧ | ૭ કલ્યાણસેન | ૪ | ૮ | ૨૧ |
| ૨ વિલાવસેન | ૧૨ | ૪ | ૨ | ૮ હરિસેન | ૧૨ | ૦ | ૨૫ |
| ૩ કેશવસેન | ૧૫ | ૭ | ૧૨ | ૯ ક્ષેમસેન | ૮ | ૧૧ | ૧૫ |
| ૪ માધસેન | ૧૨ | ૪ | ૨ | ૧૦ નારાયણસેન | ૨ | ૨ | ૨૯ |
| ૫ મયૂરસેન | ૧૦ | ૧૧ | ૨૭ | ૧૧ લક્ષ્મીસેન | ૨૬ | ૧૦ | ૦ |
| ૬ ભીમસેન | ૫ | ૧૦ | ૯ | ૧૨ દામોદરસેન | ૧૧ | ૫ | ૧૯ |

દામોદરસેને પોતાના ઉમરાવોપર અત્યંત અત્યાચાર કર્યો તેથી દીપસિંહ નામના સામંતે સેના એકત્રિત કરી તેનો વધ કર્યો અને તેનું સિંહાસન હસ્તગત કર્યું. એના વંશમાં ૬ પેઢી સુધી રાજ્ય રહ્યું. સર્વ રાજાઓએ એકંદર ૧૦૭ વર્ષ ૬ માસ ૨૨ દિવસ પર્યંત રાજ્ય કર્યું. એની સૂચી નીચે પ્રમાણે છે:—

| રાજા. | વર્ષ. | માસ. | દિવસ. | રાજા. | વર્ષ. | માસ. | દિવસ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ દીપસિંહ | ૧૭ | ૧ | ૨૬ | ૪ નરસિંહ | ૪૫ | ૭ | ૧૫ |
| ૨ રાજસિંહ | ૧૪ | ૫ | ૦ | ૫ હરિસિંહ | ૧૩ | ૨ | ૨૯ |
| ૩ રણસિંહ | ૯ | ૮ | ૧૧ | ૬ જીવનસિંહ | ૮ | ૦ | ૧૪ |

જીવનસિંહે અલ્પકાળ પર્યંત પોતાની સેના ઉત્તર તરફ મોકલી હતી. વિરાટના રાજા પૃથ્વીરાજ ચૌહાણે આ સમાચાર સાંભળી તેનાપર આક્રમણ કર્યું અને જીવનસિંહનો વધ કરી ઇંદ્રપ્રસ્થના સિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. આ વંશમાં પાંચ પેઢી સુધી રાજ્ય રહ્યું. સર્વ રાજાઓએ એકંદર ૮૬ વર્ષ અને ૨૦ દિવસ સુધી રાજ્ય કર્યું.

| રાજા. | વર્ષ. | માસ. | દિવસ. | રાજા. | વર્ષ. | માસ. | દિવસ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ પૃથ્વીરાજ | ૧૨ | ૨ | ૧૯ | ૪ ઉદયપાલ | ૧૧ | ૭ | ૩ |
| ૨ અભયપાલ | ૧૪ | ૫ | ૧૭ | ૫ યશપાલ | ૩૬ | ૪ | ૨૭ |
| ૩ દુર્જનપાલ | ૧૧ | ૪ | ૧૪ | | | | |

આ રાજાપર શાહબુદ્દીન ઘોરીએ આક્રમણ કર્યું અને તેને પકડીને સંવત્ ૧૨૪૯ માં પ્રયાગના કિલ્લામાં કેદ કર્યો. શાહબુદ્દીને દિલ્હીનું સિંહાસન હસ્તગત કર્યું. તેના વંશમાં ૫૩ પેઢી સુધી રાજ્ય રહ્યું. સર્વ પાદશાહોએ એકંદર ૭૪૫ વર્ષ ૧ માસ અને ૧૭ દિવસ સુધી રાજ્ય કર્યું. આ યવન વંશની સૂચી અનેક ગ્રંથોમાં લખવામાં આવેલી છે, તેથી તે અત્ર લખવી આવશ્યક નથી. સર્વ ઇતિહાસજ્ઞો તેથી પરિચિત છે. (આ સર્વ વંશાવલી હરિશ્ચંદ્રચંદ્રિકા તથા મોહનચંદ્રિકા નામના ચોપાનીઆમાં પ્રકટ થઇ હતી. આ વંશાવલી સંવત્ ૧૭૮૨ માં લખાયેલા એક પુસ્તકમાંથી સંગૃહીત કરવામાં આવી હતી અને તે ઉપર્યુક્ત ચોપાનીઆના સંવત્ ૧૯૩૭ માર્ગશીર્ષ, શુક્લપક્ષના ૧૯-૨૦ અંકોમાં પ્રસિદ્ધ થઇ હતી.)

આ પ્રકારે યદિ પુરાણો અને ઇતર પ્રાચીન ગ્રંથોમાં વિશેષ તપાસ કરવામાં આવે તો પ્રાચીન રાજવંશો સંબંધી ઘણી હકીકત બહાર આવી શકે એમ છે. આમ થવાથી એક મોટો આક્ષેપ દૂર થઈ શકશે. ભારતવાસીઓ યદિ પ્રાચીન ઇતિહાસની શોધ કરવા તરફ વળે તો ઘણી શોધ થઇ શકે એમ છે. પરંતુ દુર્ભાગ્યવશાત્ આ કાર્યમાં તેઓ દત્તચિત્ત થતા નથી. જો ભારતવાસીઓ પોતાના પ્રાચીન ગ્રંથોમાંથી સત્ય ઇતિહાસ શોધી કાઢે તો તેમને અંગ્રેજી ગ્રંથોપર આધાર રાખવો પડે નહિ. સુભાગ્યવશાત્ કેટલાક શિક્ષિત પુરૂષો આ કાર્ય તરફ વળ્યા છે, પરંતુ તેમની સંખ્યા અતિ અલ્પ છે. જેમ જેમ સંસ્કૃત ભાષાનો અધિક પ્રચાર થતો જશે તેમ તેમ પ્રાચીન ઇતિહાસની શોધ થતી જશે. દીર્ઘ કાળ પછી ભારતવાસીઓની નિદ્રા હવે દૂર થવા લાગી છે એ પરમ હર્ષની વાત છે. આપણને કેટલી હાનિ થઇ છે, આપણો કેટલો માલ લૂંટાઇ ગયો છે, અને કયા ઉપાયથી આપણી શેષ સામગ્રી બચી શકશે એ સુભાગ્યવશાત્ ભારતવાસીઓ હવે જાણવા લાગ્યા છે. હવે તેઓ ગયેલો માલ પાછો મેળવવાને માટે ઉદ્યોગ કરવા લાગ્યા છે એ સુભાગ્યનું ચિહ્ન છે. જો તેઓ આ પ્રકારનો પરિશ્રમ સતત ચાલુ રાખશે તો મને આશા છે કે, તેઓ એક દિવસ સફલમનોરથ થશે. જો ભારતવાસીઓ પોતાના પૂર્વજોના આચારવિચાર તથા નીતિ રીતિનો પૂર્ણ અભ્યાસ કરે, જે કર્મથી તેમની ઉન્નતિ થઇ હતી તે વિષે યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરે, તેમની અધોગતિનાં પણ કારણ જાણે અને ત્યાર પછી સદુપાયોનું અવલંબન કરે તો અવશ્ય તેઓ ઉન્નત થઇ શકે. રાજપુતોમાં કેવો સ્વદેશપ્રેમ હતો તે આ રાજસ્થાનનો ઇતિહાસ સ્પષ્ટ રીતે દર્શાવે છે. રાજપુતો જનની, જન્મભૂમિને સ્વર્ગથી પણ અધિક માનતા હતા અને તેના પ્રત્યે અપૂર્વ ભક્તિ ધરાવતા હતા, તેમણે પોતાના દેશ અને ધર્મની રક્ષા કરવાને માટે પોતાના પ્રાણ વિસર્જન કર્યા હતા, રાજવાડાની સ્ત્રીઓ પાતિવ્રત્યના આદર્શરૂપ થઈ ગઇ છે, તેમાં પ્રાતઃ સ્મરણીય મહારાણી પદ્માવતી સર્વેની શિરોમણિ છે, આજે પણ ચિતોડગઢ ક્ષત્રિયોની લીલાભૂમિના વિજય સ્તંભ તરીકે વિદ્યમાન છે. શરણાગતવત્સલતા, ઐક્ય, કૃતજ્ઞતા, માનમર્યાદાની રક્ષાને માટે ભીષણ ઉદ્યોગ, નિર્ભયતા, સાહસ, ન્યાયપરાયણતા, બંધુત્વ, આસ્તિકતા, વગેરે ગુણો જેમ રાજસ્થાનના પ્રાચીન કાળના રાજપુતોમાં વિદ્યમાન હતા, તેમ તે આજે પણ ત્યાંના રાજપુતોમાં વર્તમાન છે, તેમની ભાષા, વેષ, ભોજન અને

તેમના હૃદયનો ભાવ, આ સર્વ વસ્તુઓ અનેક શતાબ્દીઓ થયાં તેવી ને તેવીજ રહી છે. આ સર્વ વાતો રાજસ્થાનનો ઇતિહાસ પ્રત્યક્ષ કરે છે. આ ઇતિહાસ વાંચતી વખતે પાઠકોના હૃદયમાં કોઇ અપૂર્વ ભાવનો ઉદય થશે એવી મને સંપૂર્ણ આશા છે. આ ઇતિહાસ એકાદ ઉપન્યાસના જેવી સરલ અને રૂચિકર ભાષામાં લખાયેલો છે અને એ પાઠકની દ્રષ્ટિ સન્મુખ સત્ય ઘટનાઓનું તાદૃશ્ય ચિત્ર ખડું કરશે એ વિષે મને લેશ પણ શંકા નથી.

આ ગ્રંથમાં જ્યાં જ્યાં ધર્મ સંબંધી ચર્ચા આવી છે, ત્યાં ત્યાં અમે પાઠકોની અનુકૂળતાને માટે આપણા ધર્મશાસ્ત્રમાંથી કેટલાક શ્લોકો પણ ઉદ્ધૃત કરીને મૂક્યા છે. અને મૂળ ગ્રંથકર્તાની જે વાતો ભૂલભરેલી જણાઇ છે તેની નીચે 'અનુવાદક' ની સંજ્ઞાસહિત ટીપ્પણી આપી છે.

સર્વ બુદ્ધિમાન માણસો આ વાતનો સ્વીકાર કરશે કે રાજપુત જાતિનો શૃંખલાબદ્ધ ઇતિહાસ આ ગ્રંથ શિવાય બીજે ક્યાંય પણ પ્રાપ્ત થતો નથી. તેમના શૃંખલાબદ્ધ ઇતિહાસનો સર્વોત્તમ ગ્રંથ આજ છે. સત્કર્મો કરવાથી દેશની ઉન્નતિ થાય છે અને વિષયવાસના તથા કુસંપને લીધે દેશ હીનદશાને પ્રાપ્ત થાય છે, એ આ ગ્રંથનુ પરિશીલન કરવાથી ઉત્તમ રીતે સમજાય છે. સાહસિકતાથી મનુષ્ય શું નથી કરી શકતો? આ વાતનું પ્રત્યક્ષ ઉદાહરણ મહારાણા પ્રતાપસિંહ છે. પ્રતાપસિંહ જેવા સાહસિક વીરો હાલમાં ક્યાં છે? પાઠક મહાશયો! મેવાડના સૂર્યવંશી રાજાઓનાં ચરિત્રો વાંચવાથી આપ મુગ્ધ થઇ જશો, અને જનની જન્મભૂમિની સેવા કરવાની આપના હૃદયમાં લાગણી ઉત્પન્ન થશે. આ એક અપૂર્વ ગ્રંથ છે. આ એક મહા ગ્રંથ છે. એમાં મનુષ્યનું જીવન સુધારી શકે એવી અનેક વાતો છે. આમાંથી જે બોધ પ્રાપ્ત થાય છે તે ગ્રહણ કરવાથી મનુષ્ય સુશિક્ષિત થાય છે અને તે અનુસાર વર્તન કરવાથી તે સન્માનને પાત્ર થાય છે. મેં હૃદયના કેવા ભાવથી તથા દેશહિતૈષિતાથી આ ગ્રંથનો અનુવાદ કર્યો છે, તે આ ગ્રંથનું પરિશીલન કરવાથી આપને સમજાશે. મને આશા છે કે, આ ગ્રંથ હિંદી ભાષા ભંડારમાં એક ઉપયોગી પુસ્તક થઇ પડશે. વળી આ પુસ્તક વાંચવાથી ભારતના ઇતિહાસની શોધ કરવા તરફ વિદ્વાનોની રૂચિ વધશે અને સમય આવતા તેઓ ભારતનો સત્ય ઇતિહાસ શોધી કાઢી તેને પ્રકટ કરી ભારતવર્ષને કપાળે ચોંટેલું એક મોટું કલંક દૂર કરવાને સમર્થ થાય તો તેમાં પણ કાંઈ આશ્ચર્ય નથી. મને આશા છે કે 'ભારતવાસીઓ ઇતિહાસ લખવાની કળાથી અનભિજ્ઞ હતા અને તેઓ ઐતિહાસિક ગ્રંથો પ્રત્યે અભિરૂચિ ધરાવતા નહોતા' એવું જે કલંક મારા દેશબંધુઓને લાગ્યું છે તેને નિવૃત્ત કરવાનો તેઓ પ્રયત્ન કરશે.

મારાથી જ્યાં સુધી બની શક્યું ત્યાં સુધી મેં એનો અનુવાદ અતિ સરલ અને સર્વ જણ સમજી શકે એવી હિંદી ભાષામાં કર્યો છે. જો આ પુસ્તક પાઠક મહોદયોને રૂચિકર લાગશે તો હું મારો પરિશ્રમ સફળ થયેલો માનીશ. મને આશા છે કે, પાઠકો આ પુસ્તક વાંચી અવશ્ય પ્રસન્ન થશે. મેં જાણી જોઇને મૂળ ગ્રંથકર્તાનો કોઇ પણ વિષય છોડી દીધો નથી. પરંતુ આમાં જો કાંઈ ત્રુટી રહી હોય તો તે વિષે સૂચના મળવાથી આગામી આવૃત્તિમાં અવશ્ય તેને દૂર કરવામાં આવશે.

એક બે સ્થળે મૂળ ગ્રંથથી જે કાંઇ વિશેષ લખવામાં આવ્યું છે તે નિષ્પ્રયોજન નથી. તે પૃથ્વીરાજ રાસા તથા ઇતર ઐતિહાસિક ગ્રંથોમાંથી ઉદ્ધૃત કરીને ઉમેરવામાં આવ્યું છે.

આ પ્રકારે આ ગ્રંથ સર્વ વિષયોથી અલંકૃત કરી સર્વ પ્રકારના સત્ત્વસહિત પરમોદાર સર્વગુણસંપન્ન જગદ્વિખ્યાત શેઠજી શ્રીયુત્ ખેમરાજ શ્રીકૃષ્ણદાસજી મહોદયને સમર્પણ કરવામાં આવ્યો છે, કે જેમણે સંસ્કૃત તથા હિંદી ગ્રંથો પ્રકટ કરી દેશપર મહદ્ ઉપકાર કર્યો છે.

હવે હું મારા મિત્રોને ધન્યવાદ આપી આ ભૂમિકા પૂર્ણ કરી જગદીશ્વર પ્રત્યે પ્રાર્થના કરૂં છું કે "આપ સર્વપર કૃપાદષ્ટિ કરી દેશનું કલ્યાણ કરશો તથા જગતમાં શાંતિ સ્થાપશો." ૐ तत्सत्.

સંવત્ ૧૯૬૨.

સજ્જનોનો કૃપાભિલાષી,
બળદેવપ્રસાદ મિશ્ર.
દિનદાર પુરા. મુરાદાબાદ.

# राजस्थाननो इतिहास.

## ग्रन्थ १ लो.

### प्रथम विभाग.

## मेवाड वा उदयपुर राज्य.



# राजस्थानको इतिहास.

## ग्रन्थ १ लो.

## प्रथम विभाग

# मेवाड वा उदयपुर राज्य.

### अध्याय १ लो.

**રાજસ્થાનના વિભાગ, પ્રમાણને માટે અનેક ઐતિહાસિક ગ્રંથો તથા શિલાલેખોનું વર્ણન, કનકસેન, સૌરાષ્ટ્ર દેશમાં કનકસેનનો પ્રવેશ, વલ્લભીપુર, શિલાદિત્ય, વલ્લભીપુર ઉપર વિદેશીઓનું આક્રમણ, વલ્લભીપુરનો ધ્વંસ.**



વિશાળ રાજસ્થાન ( રાજપૂતાના ) આઠ ભાગોમાં વિભક્ત છે. ( ૧ ) મેવાડ વા ઉદયપુર. ( ૨ ) મારવાડ વા જોધપુર. ( ૩ ) બીકાનેર વા કિશનગઢ. ( ૪ ) કોટા. (૫) બૂંદી (કોટા તથા બુંદી ઉભય "હરાવતી" એવા એકજ નામથી પણ ઓળખાય છે). ( ૬ ) આમેર વા જયપુર. (૭) જેસલમીર. ( ૮ ) ભારતવર્ષની મરુભૂમિ.

આ અષ્ટ ભાગમાં વિભક્ત થયેલા રાજસ્થાનમાં મેવાડ અને જેસલમીર આ ઉભય રાજ્યોજ પ્રાચીનતા તથા ગૌરવને માટે વિશેષ પ્રસિદ્ધ છે. જે દિવસે ભારતવર્ષે પોતાની સ્વાધીનતા ગુમાવી તે દિવસથી આજ સુધીમાં પ્રાયઃ આઠસેં વર્ષો વ્યતીત થઇ ગયાં છે. આ દીર્ઘ કાલની પરાધીનતામાં અનેક રાજપરિવર્તનો થઈ ગયાં છે, અનેક વિદેશી તથા વિજાતીય ભૂપાળોએ ભીષણ ગર્વ ધારણ કરીને ભારતસંતાનોના ભાગ્યચક્રને ભસ્મીભૂત કરી દીધું છે અને ભારતના હૃદયના રૂધિરને ચૂસી લીધું છે. તેમના કઠોર શાસનદંડના પ્રહારથી ભારતવર્ષનાં અનેક રાજ્યો એકદમ ચૂર્ણ વિચૂર્ણ થઇને માટીમાં મળી ગયાં છે. કેટલાંક રાજ્યોનાં નામ નિશાન પણ આજે દૃષ્ટિગોચર થતાં નથી. આ દીર્ઘ સમયમાં ભારતવર્ષનાં અન્ય રાજ્યોની સાથે મેવાડના રાજ્યને પણ અનેક ભયંકર શત્રુઓના કઠોર

પ્રહાર સહન કરવા પડયા છે. આથી અનેકવાર તેની દુર્દશા થઈ છે. અનેક વિદેશી વિધર્મી લોકોએ તેનાપર આક્રમણ કરીને તેનાં ધન, રત્ન, માલ, ખજાના લૂટયા છે અને તેમાં આવેલાં નગરો તથા ગામોને ઉજડ કરી દીધાં છે. પરંતુ આ રાજ્યનો વિસ્તાર જેટલો તે વખતમાં હતો તેટલો જ હમણાં પણ છે, તેમાં કાંઇ ન્યૂનાધિકતા થઇ નથી. એક વખત મેવાડ પોતાના મહાન ગૌરવબળથી સમસ્ત રાજસ્થાનના શિખરે વિરાજમાન થયું હતું. જે સમયે મેવાડ આ પ્રકારે પોતાના ગૌરવથી દીપી રહ્યું હતું તે સમયથી ઘણા ઘણા કાળ પૂર્વે મહા પરાક્રમી મહમુદ ગિઝની સિંધુ નદીનું 'નીલવર્ણ જલ[१]' ઉતરીને ભારતવર્ષપર ચઢી આવ્યો હતો. તે સમયને આઠસો વર્ષ વ્યતીત થઇ ગયા છે અને આજે મેવાડ શોચનીય દશામા આવી પડયુ છે તોપણુ તેનો વિસ્તાર તેટલો ને તેટલો છે. ત્યા વસતાં મનુષ્યો પણ તેવાં ને તેવાં જ છે. જે પ્રાચીન ગ્રંથોમાં મેવાડ રાજ્યનો ઇતિહાસ થોડો ઘણો લખાયો છે તે સર્વમાં "જય વિલાસ" "રાજ રત્નાકર" તથા "રાજ વિલાસ" વિશેષ પ્રસિદ્ધ તથા વિશ્વાસપાત્ર છે. તે શિવાય "ખુમાન રાયસા" "મામદેવ પરિશિષ્ટ" તથા અનેક જૈન ગ્રથો તથા ઐતિહાસિક ગ્રથોમાં મેવાડનું કેટલુક વૃતાંત્ત ઉપલબ્ધ થાય છે. આ ગ્રંથોમાં અનેક ભિન્ન ભિન્ન મતો જણાય છે, પરંતુ સારી રીતે વિચાર કરવાથી આ પૃથક્ પૃથક્ પુસ્તકોમાંથી એક સામાન્ય ઐતિહાસિક સત્ય પ્રકટ થાય છે. અમે આવા સામાન્ય ઐતિહાસિક સત્યની સહાયથીજ મેવાડનો ઇતિહાસ તૈયાર કરવાને પ્રવૃત્ત થયા છીએ.

રાજસ્થાનના ભટ્ટ કવિગણુ રાજા કનકસેનને જ મેવાડના સ્થાપક તરિકે જણાવે છે. તેમનો અભિપ્રાય એવો છે કે કનકસેન ભારતવર્ષના ઉત્તર ભાગમાં આવેલા કોઇ દેશમા (બહુધા લોહકોટમા) રહેતા હતા. કાળના પરિવર્તનથી તેઓ તે દેશનો ત્યાગ કરીને સવત્ ૨૦૦ (ઈ. સ. ૧૪૪) માં સૌરાષ્ટ્રના રાજ્યમાં આવ્યા. ભટ્ટ લોકોનો આ મત જયપુરાધીશ મહારાજા જયસિંહે સ્વીકાર્યો છે. પંડિતવર જયસિંહે પોતાના બનાવેલા ઇતિહાસમાં આ મતને પુષ્ટિ આપી છે અને સૂર્યવંશમાંથી મેવાડના રાજવંશની ઉત્પત્તિ થયેલી જણાવી છે+

१ કર્નલ ટૉડ લખે છે કે "પાણીનો રંગ નીલ હોવાથી મિસર દેશમાં આવેલા મોટા નદને "નીલ નદ" કહેવામાં આવે છે. "સિંધુ શબ્દની સાથે તાતારના અને ચીનના એકાદ બે શબ્દોની તુલના કરીને તેઓ જણાવે છે કે "તાતાર લોકોના સીન અને ચૈન શબ્દો નદીના સૂચક છે અને એજ કારણથી સિંધુ નદીના ઉત્તર કિનારા પર રહેતા લોકો તેને 'આવેસીન' અર્થાત્ 'શ્રેષ્ઠ નદ' કહેતા હતા. તો શુ આજ કારણથી અરબસ્તાનના લોકો આફ્રિકા ખંડમાં આવેલા નીલ નદના પેલા કીનારા તરફના વિશાલ પ્રદેશને આવેસીનિયા (ઍબિસીનિયા) કહેતા હશે!

+શ્રીમાન્ ટૉડ મહાશયને મેવાડનો ઇતિહાસ રચવામાં જે જે ગ્રથોમાંથી સહાય મળી હતી તે વિષે અધિક વર્ણન અહીંઆં કરીએ છીએ. એ ઉપરથી જ્ઞાત થશે કે તેમને પ્રસ્તુત ગ્રંથ રચવામાં કેટલો પરિશ્રમ કરવો પડયો છે.

ઉદયપુરની રાજસભામાં તેઓ ગયા તેની અનેક વર્ષો પૂર્વે ભટ્ટ લોકોની પાસેથી તેમને મેવાડના રાજાઓની વંશપત્રિકાના કેટલાક ખરડાઓ મળ્યા હતા. તે શિવાય ઇતર વંશપત્રિકાઓ પણ તેમને મળી હતી. તેમણે રાણાની સમ્મતિથી તેમના પુસ્તકાલયના જુના ખરડાઓ વાંચ્યા હતા અને જે જે મહત્વના ગ્રંથો જણાયા તેમની તેમણે નકલ ઉતારી હતી. આમાંના કેટલાક ગ્રંથોનાં નામ નીચે લખવામાં આવે છેઃ—

(૧) ખુમાનરાયસા—જો કે આ ગ્રંથ કેટલેક અંશે આધુનિક સમયનો છે તથાપિ તે સર્વથી વિશેષ પ્રસિદ્ધ અને મહત્ત્વનો છે. શ્રીરામચંદ્રજીથી લઇને આ ગ્રંથ રચવામાં આવ્યો ત્યાં સુધીના સર્વ સૂર્યવંશી રાજાઓનુ ક્રમાનુસાર વર્ણન આ ગ્રંથમાં લખવામાં આવેલું છે.

(૨) રાજવિલાસ—આ સમગ્ર ગ્રંથ માનકુવેશ્વરે વ્રજભાષામાં લખ્યો છે.

મહારાજા કનકસેન લોહકોટનું રાજ્ય ( આ લોહકોટ જ કદાચ આધુનિક લાહોર હોવાનો સંભવ છે. ) છોડીને સૌરાષ્ટ્ર દેશમાં આવી વસ્યા હતા એમાં લેશ પણ સંદેહ નથી. પરંતુ તેઓ કયે માર્ગે દક્ષિણમાં ગયા હતા તે કહેવું કઠિન છે, કારણ કે ભટ્ટ લોકોના ગ્રંથોમા તે વિષે કાંઇ વર્ણન ઉપલબ્ધ થતું નથી. એમ કહેવાય છે કે જ્યારે તેઓ સૌરાષ્ટ્રમાં પહોચ્યા ત્યારે તે દેશ પવાર વંશના કોઈ રાજાના અધિકારમાં હતો. રાજા કનકસેને તે પવાર રાજાને પરાજિત કર્યો અને તેઓ તેના સિંહાસન પર બેઠા. તત્પશ્ચાત્ શીઘ્ર તેમણે પોતાના રાજ્યને દૃઢ કરવામાં ચિત્ત પરોવ્યુ. વળી તેમણે ઇ. સ. ૧૪૪ માં વીર નગર નામક એક શહેર વસાવ્યું.

કનકસેનની પછી તેમની ચોથી પેઢીએ વિજયસેન ( આમેરના રાજા ગયાસિંહે વિજયસિંહને નોશેરખાં લખ્યો છે. ) નામક એક રાજા થયો હતો. એમ કહેવાય છે કે આ વિજયસેને જ વિજયપુરની સ્થાપના કરી હતી. ઘણા લોકો એવું અનુમાન કરે છે કે સૌરાષ્ટ્રના ઉત્તર ભાગમાં વિજયપુરની સ્થાપના થઇ હતી. કાળે કરીને આ નગર ઉજ્જડ થઈ ગયું. આ નગરનાં ખંડીએરો પર વર્તમાન ધોળકા નગરી સ્થાપિત થઇ છે. ભટ્ટ લોકોના ગ્રંથો પરથી વિદિત થાય છે કે મહારાજા વિજયસેને વલ્લભીપુર અને વિદર્ભ ( અધુના આને શિહોર કહેવામાં આવે છે. બીજી વિદર્ભનગરી હાલ નાગપુર કહેવાય છે. અહીંઆ દમયંતીનો જન્મ થયો હતો. ) નામક બીજી પણ બે નગરીઓ વસાવી હતી. ઉક્ત નગરોમાં વલ્લભીપુર વિશેષ પ્રસિદ્ધ છે. સૂક્ષ્મ શોધને પરિણામે એવો નિશ્ચય થઇ શક્યો છે કે વર્તમાન સમયે ભાવનગરથી વાયવ્ય દિશામાં પાંચ કોશના અંતરે "વળા" નામક ગ્રામ છે તેજ પ્રાચીન વલ્લભીપુરનો બચેલો ભાગ છે. "शत्रुंजय–माहात्म्य" નામક એક જૈન ધર્મના ગ્રંથમાં આ વાતની સત્યતાને પ્રમાણ મળે છે.

ઘણા લોકો એમ કહે છે કે ઉક્ત વલ્લભીપુરથીજ મેવાડના રાજવંશની ઉત્પત્તિ થઇ છે. આ વાત સત્ય છે કે નહિ તેનો નિર્ણય કરવાને માટે પૂર્વે અનેક લોકોના મત લેવામાં આવ્યા હતા, પરંતુ તેથી સંતોષકારક પરિણામ આવ્યું નહિ. કેટલોક કાળ વ્યતીત થઇ ગયા પછી મેવાડના રાજ્યના પૂર્વ ભાગમાં આવેલા એક ભગ્ન શિવાલયમાંથી એક શિલાલેખ નીકળ્યો. આ શિલાલેખમાં મેવાડના રાજકુલનું પૂર્વ વર્ણન સંક્ષેપમાં લખેલું છે. લિપિકર્તાએ પોતાના જ્ઞાન પ્રમાણે સર્વ વાતોનું વર્ણન કરીને પોતાના લખેલા વૃત્તાતની સત્યતા સિદ્ધ કરવાને માટે એક સ્થળે લખ્યુ છે કે "આ વાત સત્ય છે કે નહિ તેના પ્રત્યક્ષ સાક્ષીઓ વલ્લભીની દીવાલો છે." આ શિવાય રાણા રાજસિંહના સમયના વૃત્તાંતનો આધાર લઇને જે એક ગ્રંથ રચવામાં આવ્યો છે તેની અવતરણિકામાં પણ એવો ઉલ્લેખ છે કે "પશ્ચિમમાં સૌરાષ્ટ્ર નામક એક સુપ્રસિદ્ધ દેશ છે. વિદેશીઓએ આ દેશ પર આક્રમણ કરીને બાળકનાથોને જીતી લીધા હતા. જે સમયે આ પ્રમાણે વલ્લભીપુરનો નાશ થયો હતો તે વખતે બાલકનાથ રાજની પુત્રી શિવાય સર્વે માણુસો માર્યા ગયાં હતાં." બીજા એક કુલાખ્યાન ગ્રંથમાં એવો ઉલ્લેખ છે કે "વલ્લભીપુરનો વિધ્વંસ

( ૩ ) રાજ રત્નાકર—સદાશિવ ભટ્ટે આ ગ્રંથ રચ્યો છે. આ તથા રાજવિલાસ એ ઉભય કાવ્યગ્રંથો રાણા રાજસિંહના સમયમાં રચવામાં આવ્યા હતા.

( ૪ ) જયવિલાસ—રાજસિંહના પુત્ર રાણા જયસિંહના સમયમાં આ ગ્રંથ રચવામાં આવ્યો હતો. મેવાડના રાણાઓની બહાદુરી તથા સંગ્રામના પૂર્વ સમયની વાતો વિષે આ ગ્રંથમાં વર્ણન છે.

( ૫ ) મામદેવ પરિશિષ્ટ—કમલમીરના દેવ મંદિરમાં જે શિલાલેખો સંગ્રહી રાખવામાં આવ્યા છે તે સર્વેનું આ ગ્રંથમાં વર્ણન છે.

(૬) શત્રુંજય માહાત્મ્ય—આ એક જૈન ગ્રંથ છે.

ઉપલા સર્વે ગ્રંથો હસ્તલિખિત છે. એ શિવાય ભટ્ટ લોકોના કેટલાક અપ્રસિદ્ધ ગ્રંથો, વંશપત્રિકાઓ, શિલાલેખો, તામ્રપત્રો, જૈન ગ્રંથો, આઇન–ઇ–અકબરી, શાહનામા, જહાંગીરનામા, તારિખ ફરિસ્તા, આદિ અનેક ફારસી તથા અરબી ગ્રંથો દ્વારા મેવાડની ઐતિહાસિક વાતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

થયા પશ્ચાત્ ત્યાંના નિવાસીઓ મારવાડમાં નાશી ગયા અને ત્યાં તેમણે વલ્લી, સંદેરી તથા નાદોલ નામના ત્રણ નગરો વસાવ્યા. આ ત્રણે નગરો હાલ વિદ્યમાન છે. ઇસ્વીસનની છઠ્ઠી શતાબ્દીના પ્રારંભમાં જે વખતે વિદેશીઓએ વલ્લભીપુરનો નાશ કર્યો તે વખતે ત્યાં જૈનધર્મનો પ્રચાર હતો અને આજે ઓગણીસમી શતાબ્દીના પાછલા ભાગમાં ત્યાં તે પ્રાચીન જૈન ધર્મ તેજ પ્રકારે ચાલતો જણાય છે. અનેક ગ્રંથોમાં આ ત્રણ નગરો શિવાય બીજા એક નગરનું નામ પણ ઉપલબ્ધ થાય છે. આ નગર તે ગાયિની[1] છે. એમ કહેવાય છે કે વલ્લભીપુરાધીશ મહારાજા શિલાદિત્યના સંતાનો છેલ્લી વખત સૌરાષ્ટ્રથી નાશીને આ ગાયિની નગરમાં જઇ વસ્યાં હતાં. ભટ્ટ લોકોના બીજા એક કાવ્ય ગ્રંથની ભૂમિકામાં એવો ઉલ્લેખ છે કે "મ્લેચ્છ લોકોએ મહારાજા શિલાદિત્યના ગાયિની નગરને જીતી લીધું. આ નગરની રક્ષા કરતાં મહારાજાના સહકારી પ્રધાન પ્રધાન વીરગણ સમરભૂમિમાં પડયા. વંશ નિર્મૂલ થઇ ગયો. માત્ર આ વીરોનાં નામ શેષ રહી ગયાં."

કયી વિદેશી [2]જાતિએ વલ્લભીપુરનો વિધ્વંસ કર્યો હતો તે કહેવું કઠિન છે. એ લોકો પુરાણમાં જણાવેલા શાકદ્વીપમાં રહેના હોવા જોઇએ. પરંતુ કોઇ પણ ઇતિહાસવેત્તા તેઓ કયી જાતિના હતા તે નિશ્ચયપૂર્વક કહી શકતા નથી. પ્રાચીન ઐતિહાસિક ગ્રંથો વાંચવાથી જ્ઞાત થાય છે કે ઇસ્વીસનની બીજી શતાબ્દીમાં સિંધુ નદીના કિનારા પર વસેલા સ્યામ નગરમા થોડાક પારદ લોકો રહેતા હતા. આ લોકોએ વલ્લભીપુર પર આક્રમણ કર્યું હોય એવો સંભવ જણાય છે. એમ કહેવાય છે કે પ્રાચીન યાદવ લોકોએ આ સ્યામ નગરમાં ઘણા કાળ પર્યંત રાજ્ય કર્યું હતું. પંડિત એરિયને સ્યામ નગરને મીનગઢ જણાવ્યું છે અને અરબસ્તાનના ભૂગોળવેત્તાઓએ તેને મનકર જણાવ્યું છે.

સિંધુ નદીના કિનારાપર આવેલા જે વિશાળ પ્રદેશમાં પારદ લોકો નિવાસ કરતા હતા તે અત્યાર સુધી અનેક વિદેશી આક્રમણકારોને માટે ખુલ્લા દ્વાર સમાન બની રહ્યો હતો. આ ખુલ્લા દ્વારમાં પ્રવેશ કરી અનેક જાતિઓએ પવિત્ર ભારતભૂમિમાં આવીને તેનો નાશ કરી નાંખ્યો. જિત, હૂન, કામારિ, કાઠી, મકવાહન, બલ્લ તથા અશ્વારિયા પ્રભૃતિ જે જે આક્રમણકારોએ આવીને સૌરાષ્ટ્ર દેશમાં અધિક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી તે સર્વે આ ખુલ્લા દ્વારમાંથી જ આવ્યા હતા. એ સમય આ આક્રમણકારોને માટે તો ખરેખરો સુવર્ણયુગજ હતો. તેઓ એશિયાની ઉચ્ચ ભૂમિ છોડીને એકજ સમયે યુરોપ તથા

---

૧ ગાયનિ વા ગજનિ એ ખંભાતનું પ્રાચીન નામ છે. વર્તમાન ખંભાત નગરની દક્ષિણે ત્રણ માઇલ પર ગાયનિનાં ખંડિયેરો અદ્યાપિ વિદ્યમાન છે. ભટ્ટ લોકોના ગ્રંથોમાં આ પ્રકારે બીજાં પણ પ્રાચીન અને લુપ્ત નગરોનાં નામ ઉપલબ્ધ થાય છે. આ નગરોનું વર્ણન વાંચવાથી જણાય છે કે એક સમયે બાલકરાયોએ ભરતખંડના દક્ષિણ ભાગમાં રાજ્ય કર્યુ હતું. ભટ્ટ લોકોના કાવ્ય ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે વર્તમાન દેવગઢ પ્રાચીનકાળમાં વિલવિલપુર પટ્ટનના નામથી ઓળખાતું હતું. અને ત્યાં મેવાડાધિપતિના પૂર્વજો રાજ્ય કરતા હતા. પરંતુ કર્નલ ટૉડે આ નગરનું સત્ય વૃત્તાંત શોધી કાઢયું છે. કે વિલવિલપુર પટ્ટન સૌરાષ્ટ્રમાં છે (ગુર્જર વાંચકો આ સ્થળને સરળતાથી "વિરાવળ" તરીકે જાણી શકશે. **મંત્રી.**)

૨ આ નગર તથા મ્લેચ્છ જાતિના સંબંધમાં અનેક મતો પ્રચલિત છે. કર્નલ ટૉડે આ જાતિને પારદ તથા વાડને ઇન્દુવક્રય તરિકે જણાવી છે. પરંતુ ઇતિહાસવેત્તા એલ્ફીન્સ્ટન એને પારસી જણાવે છે. એલ્ફીન્સ્ટને જે પ્રમાણો દર્શાવ્યાં છે તે માનવા યોગ્ય છે. આથી આને પારસીઓનું આક્રમણજ કહેવું ઉચિત થઈ પડશે. વિશેષતઃ જૈન પરિવ્રાજકોના લખાણોમાં તથા પારસી તવારીખોમાં એવાં પ્રમાણો ઉપલબ્ધ થાય છે કે ઇસ્વીસનની છઠ્ઠી શતાબ્દીના આરંભકાળમાં પાદશાહ નોશેરવાને સિંધુ દેશ પર આક્રમણ કર્યું હતું. યદ્યપિ ઇતિહાસમાં ક્યાંય પણ વલ્લભીપુરના ધ્વંસ સંબંધે કાંઈ લેખ ઉપલબ્ધ થતો નથી તો પણ કેટલાક લેખ ઉપરથી એમ પ્રતીત થઈ શકે છે કે જ્યારે પારસી લોકોએ સિંધ દેશ પર આક્રમણ કર્યું હતું ત્યારથીજ તેમની આંખોમાં સંપત્તિશાલી વલ્લભીપુર ખટકયું હતું. બીજી વાત એ છે કે વલ્લભીપુર પર આક્રમણ થયાનો કાળ અને નોશેરવાન દ્વારા સિંધ દેશ પર આક્રમણ થયાનો સમય એકજ છે (ઈ. સ. ૫૮૪.)

ભારતભૂમિ તરફ ચાલવા લાગ્યા હતા. પ્રસિદ્ધ પરિવ્રાજક કાસમસ ચીન નરેશ જસ્ટી નિયનના[1] સમયમાં ભારતવર્ષમાં હતો. તે વલ્લભી રાજ્યનું કલ્યાણ નગર જોવાને ગયો હતો. તેણે પોતાના પ્રવાસ ગ્રંથમાં લખ્યુ છે કે વલ્લભીપુર નષ્ટ થયું તે સમયમાં કેટલાક હૂન લોકો સિંધુ નદના કિનારાપર વસવા લાગ્યા હતા. તે વખતે તેમનો જે સરદાર અથવા રાજા હતો તેનુ નામ ગોલસ હતું.

આ તરફ એરિયનના વર્ણનપરથી કાંઇ બીજીજ વાત પ્રતીત થાય છે. ઇસ્વીસનની બીજી શતાબ્દીમાં મહાશય એરિયન વરના (ભરૂચનગર)માં આવ્યા હતા. તેઓ જણાવે છે કે "હાલમાં સિંધુ નદી અને નર્મદાની વચ્ચેના વિશાળ દેશમાં પારદોનુ વિસ્તૃત રાજ્ય છે. મીનગઢ આ રાજ્યનું પાટનગર છે." હવે કાસમસે જણાવેલા હૂનલોકો પારદ જ હતા, કિંવા હૂનોએ પારદોને કાઢી મૂકીને ઉક્ત પ્રદેશમાં રાજ્ય સ્થાપિત કર્યું હતું તે નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. પરંતુ આ વાત તો અવશ્ય માનવી જ પડશે કે આ ઉભય જાતિમાંની ગમે તે એકે વલ્લભીપુરનો વિધ્વંસ કર્યો હતો.

સૂર્યવંશી મહારાજા કનકસેનથી આઠમી પેઢીએ શિલાદિત્ય નામક એક રાજા થયો. આના સમયમાંજ મ્લેચ્છોએ આક્રમણ કરીને વલ્લભીપુરને નષ્ટ કરી દીધું હતું. રાજા શિલાદિત્યના સંબંધમાં એક વિચિત્ર દંતકથા કર્ણગોચર થાય છે. તેનો જેટલો ભાગ શિલાદિત્યના જન્મ સાથે તથા તેમની બાલ્યાવસ્થા સાથે સંબંધ ધરાવે છે તેને અગત્યનો ધારી અમે અહિંયાં લખીએ છીએ તે નીચે પ્રમાણે છેઃ—

ગુર્જર દેશમાં કૈયર નામક એક નગર હતું. આ નગરમાં દેવાદિત્ય નામક બ્રાહ્મણ રહેતો હતો. આ બ્રાહ્મણ વેદ વેદાંગનો જ્ઞાતા હતો. તેને એક સુભગા નામની કન્યા હતી. દેવાદિત્યે પોતાની કન્યાનો વિવાહ કર્યો, પરંતુ તે અભાગિની કન્યા, વિવાહની રાત્રે જ વિધવા થઇ. સુભગાના ગુરૂએ તેને બીજ મંત્ર આપ્યો હતો. એક દિવસ તેણે ભાન ભૂલી તે મંત્રનો ઉપચાર કર્યો. આથી તરતજ સૂર્ય ભગવાને પ્રકટ થઇ તેને આલિંગન દીધું અને તત્ક્ષણ જ અંતર્ધાન થઈ ગયા. થોડાજ દિવસમાં સુભગાને ગર્ભનાં લક્ષણો જણાયાં. આ વાતની દેવાદિત્યને ખબર પડતાં તે અત્યંત વ્યાકુળ થયો, પરંતુ યોગબળથી જ્યારે તેણે મૂળ કારણ જાણ્યુ ત્યારે તેનો સમસ્ત શોક વિલુપ્ત થયો. તે છતાં પણ તેણે સુભગાને પોતાને ઘેર ન રાખતાં એક દાસીની સાથે વલ્લભીપુર મોકલી દીધી. આ નગરમા સુભગાને એક પુત્ર તથા એક પુત્રીની પ્રાપ્તિ થઇ. સુભગાનો પુત્ર મોટો થયો ત્યારે તેને ભણાવવાને માટે વિદ્યાલયમાં મોકલવામાં આવ્યો. તેના મિત્રો તેનુ ગૂઢ જન્મવૃત્તાંત જાણી તેને "ગુપ્ત' નામથી બોલાવી તેનાપર અનેક પ્રકારના અત્યાચાર કરતા હતા. આથી "ગુપ્ત" ને અત્યંત દુઃખ થતું. તેને શયન અથવા ભોજન કરતી વખત પણ કોઈ પ્રકારનું સુખ થતું નહોતું. તેને સ્વપ્નમાં પણ સુખ નહોતું. તેને અત્યંત ચિંતા થતી. તેને અનેક પ્રકારની શંકા થતી. જ્યારે તેના સહાધ્યાયીઓ તેના પિતાનુ નામ પૂછતા ત્યારે તે નિરૂત્તર બની જતો. આ શું ઓછા દુઃખની વાત છે? જે પિતાદ્વારા તે ઉત્પન્ન થયો તેને તે ઓળખતો નહોતો. તેણે તેને એક વાર પણ દીઠો નહોતો. તેણે તેને એક વાર પણ બોલાવ્યો નહોતો. આથી તે બાળકના હૃદયમાં અત્યંત શોક થયો. થોડા સમયમાં જ તે બાલકનુ કોમળ હૃદય ચિંતારૂપી વિષથી જર્જર થઇ

૧ યૂરોપીય વિદ્વાનોના લેખો દ્વારા મીનગઢના સંબંધમા ઘણી વાતો પ્રકાશમાં આવી છે. ડેન્વીલથી લઇને પોટિન્જર સુધીના સર્વ વિદ્વાનોએ આ નગરનું સ્થાન નિશ્ચિત કરવાનો પ્રયાસ કર્યો છે અને કેટલાક વિદ્વાનો તેમાં કૃતાર્થ પણ થયા છે. ખલીફા મન્સૂર (અબાસી) ના સેનાપતિ ઉમરે સિંધ દેશ જીતી તેનું નામ મન્સુરગઢ પાડયું. પછી ઘણા દિવસ સુધી તેનું નામ એજ રહ્યું. ડેન્વીલે તેને ૨૬° ની નિકટ અને ઉલગબેગ તેને ૨૬° ૪૦' ની ઉત્તરે થોડે દૂર જણાવે છે. ગમે તેમ હો, પરંતુ કર્નલ ટૉડે એરિયન, ટૉલમી, અલ્બીરૂની, ઐદ્રિસી, ડેન્વીલ પ્રભૃતિ પુરાતન તત્ત્વવેત્તાઓના ભિન્ન ભિન્ન મતોમાંથી સાર કાઢી અંતે એમ નિશ્ચિત કર્યું છે કે મીનગઢ સિંધુ નદીના કિનારા પર ૨૬° ૧૧' પર સ્થિત છે. (Vide Elphinstone's History of India Book IV P. P. 232. Sir John Malcolon's Persia Vol. I P. 141. De Guignes Vol. II P. 469. Sir Henry Pottinger's Travels etc P. 386.)

ગયું. તેના સહાધ્યાયીઓ તેના પિતાનું નામ પૂછીને તેનો જીવ અત્યંત બાળતા હતા. તે મનનું દુઃખ મનમાજ છુપાવીને ઘેર ચાલ્યો આવતો અને પોતાની માતાને પોતાના પિતાનું નામ વારવાર પૂછતો, પરંતુ સુભગા કાંઈ ઉત્તર આપતી નહિ. તે પોતાના પુત્રને ગોદમાં લઇને સમજાવી પટાવી શાંત રાખતી. આ પ્રકારે ઘણા દિવસ વ્યતીત થઇ ગયા, પરંતુ ગુપ્તને પોતાના પિતા વિષે કાંઈ માહિતી મળી નહિ.

અંતે એક દિવસ "ગુપ્ત" ને તેના સહાધ્યાયીઓએ ખૂબ સતાવેલો હોવાથી તે અત્યંત ક્રોધાયમાન થઈ પોતાની માતા પાસે આવ્યો, અને તેણે સિંહસમાન ગર્જના કરી કઠોર અવાજથી કહ્યું, "જો હમણાં તું મારા પિતાનું નામ નહિ બતાવશે તો હુ તારો પ્રાણ લઇશ.' "ગુપ્ત"ના આ ભયદાયક શબ્દો પૂરા થાય તે પૂર્વે સૂર્ય ભગવાન તેની આગળ પ્રકટ થયા અને તેને સર્વ વૃતાન્ત કહી સંભળાવ્યુ. તત્પશ્ચાત્ તેઓ "ગુપ્ત"ના હાથમાં એક પાષાણનો ટુકડો આપીને બોલ્યા "આ પાષાણનો ટુકડો હાથમાં લઇને તું જેને સ્પર્શ કરશે તે તત્ક્ષણ પતન પામશે." "ગુપ્તે" આ પાષાણના ટુકડાથી પોતાના સર્વ સહાધ્યાયીઓને પરાજિત કર્યા. થોડા વખતમાં આ સમાચાર વલ્લભીપુરના રાજાના સાંભળવામાં આવ્યા. રાજાએ "ગુપ્ત" ને પોતાની સમક્ષ બોલાવીને તેને અનેક પ્રકારની ધમકી આપી. આથી "ગુપ્તે"એ ઉક્ત પાષાણના ટુકડાવતી રાજાને પરાજિત કર્યો અને તેના સિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો.

હવેથી તે "ગુપ્ત" શિલાદિત્યના નામથી ઓળખાવા લાગ્યો.[1]

વલ્લભીપુરના રાજા શિલાદિત્યના સંબધમાં આ પ્રકારની બીજી પણ અદ્ભુત અને મનોહર દંતકથાઓ સાંભળવામાં આવે છે. એમ કહેવાય છે કે વલ્લભીપુરમાં તે વખતે 'સૂર્યકુંડ' હતો. જે વખતે સંગ્રામનો પ્રસંગ આવી પડતો તે વખતે રાજા શિલાદિત્ય તે કુંડની સમીપ જતા અને ભગવાન ભાસ્કરની પ્રાર્થના કરતા. આ પ્રાર્થના સાંભળી સૂર્યનો રથ ખેંચનાર સપ્તાશ્વ નામનો એક પ્રચંડ અશ્વ તે કુંડમાંથી બહાર નીકળતો. આ અશ્વને પોતાના રથ સાથે જોડી મહારાજા શિલાદિત્ય શત્રુઓને પરાજિત કરતા, પરંતુ પાછળથી તેમના કોઇ દુષ્ટ મંત્રીએ વિશ્વાસઘાત કર્યો તેથી શિલાદિત્યનું સૌભાગ્ય નષ્ટ થયુ. તેમના ઉક્ત દુષ્ટ મંત્રીએ તેમના શત્રુને આ ભેદ જણાવી દીધો અને તેને સલાહ આપી કે "આ પવિત્ર કુંડમાં ગોરક્ત નાંખો એટલે શિલાદિત્યનો સૌભાગ્યસૂર્ય નષ્ટ થશે." આ સલાહ અનુસાર યવનોએ તે સૂર્યકુંડમાં ગોરક્ત નાંખ્યું. સૂર્યકુંડ અપવિત્ર બન્યો એટલે મહારાજા શિલાદિત્યનો સૌભાગ્યસૂર્ય અસ્ત થવા લાગ્યો, તેમના નાશનો આરંભ થયો અને મ્લેચ્છગણ પ્રચંડ બળ સહિત આવી વલ્લભીપુરને ઘેરી ગગનભેદી સિંહનાદથી વારંવાર દિશાઓ ગજાવવા લાગ્યા.

આ વખતે મહારાજા શિલાદિત્ય શીઘ્ર સૂર્યકુંડની સમીપ ગયા અને દીન સ્વરે પોતાના ઇષ્ટદેવની વારવાર પ્રાર્થના કરવા લાગ્યા. પરંતુ તેમની પ્રાર્થના વ્યર્થ ગઈ. અતિ કરુણાજનક સ્વરથી વિનયપૂર્વક અનેક વાર પ્રાર્થના કર્યા છતાં પણ સપ્ત મુખવાળો અશ્વ દ્રષ્ટિગોચર થયો નહિ. ઘોર નિરાશાના પ્રચંડ પ્રહારથી શિલાદિત્યનું અંતઃકરણ વિદીર્ણ થઈ ગયું. તેને ચારે દિશામાં અંધકાર દેખાવા લાગ્યો. તથાપિ તેઓ પોતાના સામર્થ્યપર શ્રદ્ધા રાખી પોતાની સેના સહિત ભયંકર શત્રુઓની સામા થયા. શત્રુઓ અધિક બળવાન હોવાથી શિલાદિત્ય પોતાની સેના સહિત સમરશાયી થયા. મહારાજા શિલાદિત્યના શોચનીય મૃત્યુની સાથે વલ્લભીપુરમાંથી તેમનું વંશવૃક્ષ જડમૂળમાંથી ઉખડી ગયું[2].

---

૧ ભારતવર્ષના ઇતિહાસમાં એક બીજા શિલાદિત્યનું નામ પણ ઉપલબ્ધ થાય છે. પરંતુ તે વૈશ્ય હતો અને ઇસ્વીસનની સાતમી શતાબ્દીના મધ્ય ભાગમાં કનોજના સિંહાસન પર વિરાજમાન હતો. પ્રસિદ્ધ ચિનનિવાસી હુએનસંગ આ શિલાદિત્યના શાસન કાળમાંજ કનોજમાં ગયો હતો. ( Travels of Houen Sheang P. 215 ).

૨ શક અને પારસીઓના ગ્રંથોમાં પણ આવા સૂર્યકુંડનું વર્ણન ઉપલબ્ધ થાય છે. હાલમાં ઉપર્યુક્ત સૂર્ય કુંડનું વૃત્તાંત કલ્પનાની મહા જાળથી આવૃત્ત છે. આ આવરણ દૂર કરવાથી સત્ય વાત જ્ઞાત થશે કે-શત્રુઓએ મહારાજના દુર્ગની ખાઇમાં વિષ ભેળવી દીધું હતું. આ વિષમય જળ પીવાથી



# अध्याय २ जो.



**ગોહનું જન્મવૃત્તાંત, ઈડરરાજ્યની પ્રાપ્તિ, 'ગિહ્‌લોટ' શબ્દની ઉત્પત્તિ, બાપ્પાનો જન્મ, ગિહ્‌લોટ લોકોની પ્રાચીન પૂજાવિધિ, બાપ્પાનું વૃત્તાંત, અગુણાપાનોર, બાપ્પાનું શૈવ મંત્ર ગ્રહણ, ચિતોડરાજ્યની પ્રાપ્તિ, બાપ્પાનો આશ્ચર્યકારક રીતે આવેલો અંત, બીજી અને અગીઆરમી શતાબ્દીના મધ્ય ભાગના મેવાડના ઈતિહાસના ચાર પ્રધાન કાળનું નિરૂપણ.**



હારાજા શિલાદિત્ય વિશ્વાસઘાતક મંત્રી અને દુષ્ટ યવનોના ભોગ થઈ પડયા. તેમનુ વલ્લભીપુર પણ વિધ્વસ્ત થઇને સ્મશાનભૂમિ સમાન બની ગયુ. તેમના ઇષ્ટ મિત્ર, બંધુઓ પ્રભૃતિ સર્વ જણ શત્રુઓ સામે શસ્ત્ર ધારણ કરી સમરશાયી થયા.

મહારાજા શિલાદિત્યને પુષ્કળ રાણીઓ હતી. તેમાંની પુષ્પવતી શિવાય સર્વ રાણીઓ તેમની સાથે સતી થઇ ગઇ. વિંધ્યાચલ પર્વતની તળેટીમાં ચંદ્રાવતી નામની એક નગરી છે. આ નગરીમાં તે વખતે પ્રમાર વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. રાણી પુષ્પવતીનો જન્મ આ પ્રમાર વંશમાંજ થયો હતો. ઉક્ત અનર્થકારક ઘોર સંગ્રામ થયો તે પૂર્વે રાણીને ગર્ભનાં લક્ષણો પ્રતીન થયાં હતાં. ઉક્ત રાણીએ પુત્રવાંચ્છનાથી અનેક દેવદેવીઓની પૂજા કરી હતી. ખાસ કરીને તેના પિતાના રાજ્યમાં જગદંબા દેવી ભવાની હતાં, તેમની તેણે વિશેષ પૂજા કરી

---

સેનાનો નાશ થતો જોઇ મહારાજા દુર્ગનુ દ્વાર ખોલી શત્રુઓની સામે થયા. આવો ક્રૂર ઉપાય કરવાથી અનેક નૃપતિઓને વિજય મળ્યો છે. અલ્લાઉદ્દીને પણ આવો દુષ્ટ ઉપાય કરી અજયસિંહનો દુર્જય દુર્ગ જીતી લીધો હતો. પરંતુ કોના આક્રમણથી વલ્લભીપુરનો વિધ્વંસ થયો હતો તે જાણી શકાતું નથી. આના સંબંધમાં અનેક મતો પ્રચલિત છે. કર્નલ ટોડ પારદ અથવા હુન લોકોથી એનો નાશ થયેલો જણાવે છે.

પરંતુ વાડન તેને ઇન્દુવક્ષ્ય અને એલ્ફીન્સ્ટન તેને પારસી જણાવે છે. આ મતોમાં કોને સત્ય સમજીને ગ્રહણ કરવો તેનો નિશ્ચય કરવો કાંઈ સહજ નથી. આ સર્વ મતોની સમાલોચના કરતાં એલ્ફીન્સ્ટનના મતને સૌથી ઉચ્ચ આસન આપી શકાશે. પોતાનો મત સત્ય ઠરાવવાને માટે એલ્ફીન્સ્ટને પુષ્કળ પ્રમાણો આપ્યાં છે આથી તેનો મત સંભવિત તરિકે ગ્રહણ કરવામાં આવે છે. એલ્ફીન્સ્ટનનો મત એવો છે કે જે મ્લેચ્છ જાતિએ વલ્લભીપુરનો વિધ્વંસ કર્યો હતો તેને કર્નલ ટૉડે પારદ અને વાડને ઇન્દુવક્ષ્ય જણાવી છે. પરંતુ વિચારપૂર્વક જોવાથી તેને પારદ કહી શકાતી નથી. તેને પારસી કહેવામાં આવે તો કાંઈ અનુચિત ગણાશે નહિ. નોશેરવાને ઇ. સ. ૫૩૧થી ૫૭૯ પર્યંત રાજ્ય કર્યું હતું. સર જૉન માલ્કમે અનેક પારસી ગ્રંથોનાં પ્રમાણો લઈ પ્રતિપાદન કર્યું છે કે ઉક્ત પારસી વીર (નોશેરવાન) ઉત્તરમાં ફરગના અને પૂર્વમા ભારતવર્ષ પર્યંત પોતાની વિજયી સેના લઇ ગયો હતો. ચીનાઇ ભાષાના અનેક ગ્રંથોમાં નોશેરવાનના પ્રથમ આક્રમણ વિષે ઉલ્લેખ છે. સર હેન્રી પૉટિન્જર અતિ સૂક્ષ્મ અને સંભવિત પ્રમાણો આપીને કહે છે કે નોશેરવાને શિકારને નદીના કિનારાપરથી આવીને હિંદુસ્થાનપર આક્રમણ કર્યું હતું. વલ્લભીપુર સિંધ દેશની અતિ નિકટ હોવાથી આપણને સહજ વિશ્વાસ ઉત્પન્ન થાય છે કે નોશેરવાને સિંધથી આવીને વલ્લભીપુરનો નાશ કર્યો હશે. (Elphinstone's History of India, P. P. ૨.–૨૧)

હતી. જે વખતે ઉક્ત ઘોર સંગ્રામ ચાલતો હતો તે વખતે પુત્રકામનાની સિદ્ધિનાં સર્વ લક્ષણો પ્રતીત થએલાં હોવાથી રાણી પુષ્પવતી ષોડશોપચારથી માતા ભવાનીની પૂજા કરવાને માટે પોતાના પિતાને ઘેર આવી હતી. પૂજાવિધિ સમાપ્ત કરીને જે વખતે તે પોતાના પતિના ઘર તરફ પાછી ફરતી હતી તે વખતે તેણે માર્ગમાં ઉક્ત યુદ્ધના સમાચાર સાંભળ્યા. આ વર્તમાન સાંભળતાંની સાથેજ જાણે રાણી પુષ્પવતીના મસ્તકપર વજ્રપ્રહાર થયો હોય તેવો તેને આભાસ થયો. તેની સર્વ આશા નષ્ટ થઇ ગઇ. તે શોકનો વેગ સહન કરી શકી નહિ, તેથી તે મૂર્છિત થઈને ભૂમિપર ઢળી પડી. અભાગિની પુષ્પવતીને આશા હતી કે હું રાજમાતા થઇશ, પરંતુ તે આશા સફળ થઇ નહિ.

શું આ સામાન્ય દુઃખની વાત છે? મૂર્છિત થયેલી રાણીને તેની સખીઓએ સારી પેઠે શુશ્રૂષા કરીને સચેત કરી. રાણી વારંવાર વિલાપ કરીને પોતાના ભાગ્યને ધિક્કારવા લાગી. તેની આશા સફળ થઇ નહિ તે માટે તેને લેશ પણ શોક થતો નહોતો, પરંતુ તેનો શોક માત્ર એટલોજ હતો કે 'જેના આશ્રયે હું જીવી છું તે પ્રાણાધારને નિષ્ઠુર કાળે પોતાના મુખમાં સ્વાહા કર્યા છે.' આ દુઃખ તેનાથી લેશ પણ સહન થઈ શકતું નહોતું. જો તે ગર્ભવતી ન હોત તો તત્કાળ સતી થઇને પોતાના પતિની પાસે પહોંચી જાત. પરંતુ શું કરે? તે બિચારી નિરૂપાય બની હતી તેથી તે સંતાનોત્પત્તિ થાય ત્યાં સુધી જીવન ધારણ કરવાના ઉદ્દેશથી મલિયા નામક શૈલમાળાની એક ગુફામાં જઇ વસી. ત્યાં તેને યોગ્ય કાળે એક પુત્રરત્નની પ્રાપ્તિ થઇ.

આ મલિયા નામક શૈલમાળાની નિકટમાંજ વીરનગર નામક એક સાધારણ ગામ હતું. આ ગામમાં કમળાવતી નામક એક બ્રાહ્મણ સ્ત્રી રહેતી હતી. રાણી પુષ્પવતીએ આ બ્રાહ્મણ મહિલાના હાથમાં પોતાના બાળકુમારને સોંપ્યો અને તે-પોતે સ્વામિનું અનુગમન કરવાને માટે ચિતાના પ્રદીપ્ત અગ્નિમાં પ્રસન્નતાપૂર્વક પ્રવેશ કરીને અનંત ધામમાં ચાલી ગઇ. જે દિવસે તે સતી થવાની હતી તે દિવસે પ્રાતઃકાળમાં તેણે કમળાવતીના ચરણ ગ્રહી તેને વિનયપૂર્વક કહ્યું "હે દેવી! હું મારા રત્નરૂપ પ્રાણાધિક પુત્રને તમારા હાથમાં સોંપું છું. હવે તમેજ એની માતા થાઓ. તમે એને પોતાનો પુત્ર ગણીને એનું લાલન પાલન કરજો. વળી મારી એક બીજી પ્રાર્થના છે કે, એ પુત્રને બ્રાહ્મણોચિત શિક્ષા આપજો અને યોગ્યકાળે રાજપુત કન્યાની સાથે એનો વિવાહ કરજો."

રાણી પુષ્પવતીએ સતી થતી વખતે ઉક્ત બ્રાહ્મણ સ્ત્રીને જે પ્રાર્થના કરી હતી તેને તે વિસરી ગઇ નહિ. તેના વિનય ભરેલા વચનો તેના કાનમાં દેવાજ્ઞાની પેઠે ગુંજારવ કરવા લાગ્યા. તેણે પુષ્પવતીના કુમારનું લાલનપાલન કરવામાં કશી વાતની મણા રાખી નહિ. કમળાને પણ ગર્ભ ધારણની ઘોર યાતનાનો એક વખત અનુભવ થયો હતો, તેથી પુત્ર એ કેવી પ્યારી વસ્તુ હોય છે તે તે સારી પેઠે જાણતી હતી. તે પુષ્પવતીના કુમારને પોતાના પુત્રવત્ ગણી તે અનાથ રાજકુમારનું ઉત્તમ પ્રકારે લાલનપાલન કરવા લાગી. તેનો જન્મ ગુહામાં થયો હતો તેથી કમળાએ તેનું નામ ગોહ પાડયું. જો કે કમળા ગોહને પુત્રવત્ પાળતી હતી. તથાપિ ગોહદ્વારા તેને એક ક્ષણ પણ સુખ મળતું નહોતું, કારણ કે ગોહ અતિ સાહસિક અને ચંચલ વૃત્તિનો થઇ ગયો હતો. જેમ જેમ તેની વય વધતી ગઇ તેમ તેમ તેની સાહસિકતા અને ચંચલતા પણ વૃદ્ધિંગત થતી ગઇ. તે કમળાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી પોતાના સમવયસ્ક રાજપુત્ર કુમારોની સાથે રાત્રિ દિવસ ખેલતો ફરતો. તે વિદ્યાભ્યાસ કરવામાં જરા પણ ચિત્ત લગાડતો નહિ. તે કોઈ કોઈ વખત પક્ષીઓનો શિકાર કરતો અને કોઈ કોઇ વખત ધોર જંગલમાં પ્રવેશ કરી પશુઓને મારતો. આ પ્રકારે રાજકુમારની વય અગીઆર વર્ષની થઈ. હવે તેની ઉચ્છૃંખલતાની પરાકાષ્ઠા થઈ. તે પોતાની પાલક માતાની આજ્ઞામાં જરા પણ રહ્યો નહિ. આના સંબંધમાં એક ભટ્ટ કવિએ જણાવ્યું છે તે પ્રમાણે માત્ર એટલુંજ કહેવું બસ થશે કે સૂર્યનું તેજ કાંઇ છૂપું રહે છે?

મેવાડની દક્ષિણે આવેલી પર્વતમાળાઓમાં ઇડર નામનું એક સ્થળ છે. આ સ્થળે તે વખતમાં માંડલિક નામનો એક ભીલ રાજા રાજ્ય કરતો હતો. ગોહ ઇડરના ભીલ લોકોની સાથે રાત્રિ દિવસ ભ્રમણ કર્યા કરતો હતો. ભીલ લોકોની સાહસિક વૃત્તિની સાથે ગોહનો સ્વભાવ બરાબર મળી ગયો હતો, તેથી તે શાંત સ્વભાવના બ્રાહ્મણોની સંગતિ છોડીને ભીલ લોકોની સાથે રહેવાનું વિશેષ પસંદ

કરતો હતો. ભીલ લોકો પણ તેના પર અત્યંત પ્રીતિ રાખતા હતા. ક્રમશઃ આ વનપુત્રોનો તેના પર એટલો બધો અનુરાગ વધી પડયો કે તેમણે ઇડરની ડુંગરા અને ઝાડીવાળી સમગ્ર ભૂમિ તેના હાથમાં સમર્પણ કરી દીધી. અબ્બુલફજલ અને ભટ્ટ કવિગણો આ ઘટનાનું વર્ણન આ પ્રમાણે કરે છેઃ "એક સમયે રાજપુત કુમાર ગોહની સાથે ભીલના છોકરાઓ રમતા હતા. તે વખતે રમતાં રમતાંજ ઉક્ત ભીલ બાળકોએ એવો વિચાર કર્યો કે આપણામાંથી કોઇને રાજા બનાવીએ. તે વખતે ત્યાં જેટલા છોકરાઓ હતા તે સર્વેને ગોહને રાજા બનાવવો એ સર્વ પ્રકારે ઉચિત લાગ્યું. તદનુસાર તત્કાળ એક ભીલ બાળકે પોતાની અંગુલિ છેદી તેના રૂધિરથી નૂતન રાજાના કપોળ પર રાજતિલક કર્યું. તે દિવસે ઉક્ત ઘોર જંગલમાં રમત રમતમાજ ગોહનાં કપોળપર ભીલ બાળકોએ જે રાજતિલક કર્યું તેને ત્યાર પછી કોઇ પણ ભુસી શક્યુ નહિ. વૃદ્ધ ભીલ રાજા માંડલિકે આ વૃત્તાંત સાંભળી અતિ પ્રસન્નતાપૂર્વક ગોહને રાજભાર સોંપ્યો અને પોતે વૃદ્ધાવસ્થાને લીધે રાજકાર્યથી નિવૃત્ત થયો. પરંતુ આ ઘટનાનો અંત અતિ કરૂણાજનક અને ખરાબ આવ્યો. ગોહના કપોળમાં કૃતઘ્નતા અને વિશ્વાસઘાતનું ઘોર કલંક લાગેલું છે. એમ કહેવાય છે કે જે ભીલ રાજાએ પોતાનુ સિંહાસન પોતાના પુત્રને ન આપતાં સ્વેચ્છાથી પ્રસન્નતાપૂર્વક ગોહને આપ્યુ તેનોજ સંહાર ગોહે કર્યો." શા કારણથી ગોહે આ કઠોર કામ કર્યુ હશે તેનો નિર્ણય કરવો કઠિન છે. અબ્બુલફજલ અને ભટ્ટ કવિગણ પણ આનું કાંઈ કારણ દર્શાવતા નથી. ગોહનું નામ તેમના વંશજોનું ગોત્ર બની ગયુ. અને તેના વંશજો 'ગહિલોત' વા 'ગિહલોત' કહેવાવા લાગ્યા.

ગહિલોતોના સંબંધમાં ઘણુ થોડું વર્ણન ઉપલબ્ધ થાય છે. આ અલ્પ વૃત્તાંતપરથી પ્રતીત થાય છે કે ગોહની આઠમી પેઢી સુધી ઉક્ત શૈલમાળામાં આવેલા ઇડર પ્રદેશમા ગહિલોતોનુ રાજ્ય રહ્યુ હતું. તેની આઠમી પેઢી સુધી સ્વાધીનતાપ્રિય ભીલ લોકોએ રાજપુતોના હાથમાં પોતાના સ્વાધીનતા રત્નને વેચીને સુખ દુઃખથી વિજાતીય લોકોની પરાધીનતા સહન કરી. પરંતુ તેઓ સ્વાધીનતાના પૂર્ણ ઉપાસક હતા. સ્વાધીનતા તેમને સદા પ્રિય હતી તેમના પૂર્વજો સ્વાધીનતાનુ સ્વર્ગીય સુખ ભોગવતા હતા. કેટલાક કાળથી તેમના કોઇક પાપનો ઉદય થવાથી તેઓ તે સુખથી પરાઙ્મુખ થયા હતા અને તેમણે પરાધીનતાની બેડી પહેરી હતી. હવે ભીલ લોકો આ બેડી સહન કરી શકયા નહિ. ગોહની આઠમી પેઢીએ નાગાદિત્ય નામનો રાજા થયો. એક વખત આ રાજા વનમાં શિકાર કરવા ગયો અને એક હરિણની પાછળ પડયો. આ સમયે ભીલ લોકોએ પ્રચંડ બળની સાથે આવીને આ રાજાને ઘેરી લીધો અને તેનો ત્યાં ને ત્યાંજ વધ કરીને ઇડરના રાજ્યપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો.

જ્યાં નાગાદિત્યનો આ પ્રમાણે અંત આવ્યો કે તરતજ તેના કુટુંબમાં હાહાકર વર્તી રહ્યો. વિપતની વિકટ મૂર્તિ સર્વનાં હૃદયમાં ભયનો સંચાર કરાવા લાગી. ચારે તરફ ભીલ, ભીલ ને ભીલજ દૃષ્ટિ ગોચર થવા લાગ્યા. રાજપુત રાજકુટુંબનાં માણસો નાશીને પણ ક્યા જાય? ક્રોધથી ઉન્મત્ત બનેલા ભીલ લોકોના હાથમાંથી રાજકુટુંબનું સંરક્ષણ કોણ કરી શકે? ગોહનો વંશ આ વખતે નિર્મૂલ થઈ જશે કે શુ એવો ભય ઉત્પન્ન થયો હતો. સર્વ રાજપુતો અત્યંત ચિંતાતુર થયા. આ વખતે નાગાદિત્યને એક બાપ્પા નામનો ત્રણ વર્ષનો પુત્ર હતો. આ રાજપુત્રને લીધે રાજકુટુંબના માણસોની ચિંતામાં અત્યંત વધારો થયો. પરંતુ પરમાત્માની કૃપાથી થોડા વખતમાં રાજકુમારનુ સંરક્ષણ થયુ. વીરનગરની જે કમળાવતીએ ગોહના જીવનનુ સંરક્ષણ કર્યું હતું તેનાજ વંશજોએ સંકટના સમયમાં મહારાજા શિલાદિત્યના વંશજોનું રક્ષણ કરવાને માટે પુનઃ કમ્મર કસી. તેમણે નિશ્ચય કર્યો કે ગમે તો હૃદયપર હજારો વજ્ર પડે તો શું થયું, પરંતુ રાજકુમારનું રક્ષણ તો અવસ્ય કરીશુ જ. આ લોકો ગહિલોત રાજવંશના કુલપુરોહિત થયા હતા. આજે તેઓ પુરોહિતપણું સાર્થક કરવાને માટે પોતાના પ્રાણ જોખમમાં નાંખી રાજકુમાર બાપ્પાની રક્ષા કરવાને માટે તત્પર થયા હતા. આ સત્યપરાયણ બ્રાહ્મણોએ રાજકુમાર બાપ્પાને લઇને ભાંડેર[1] નામક કિલ્લા તરફ ગમન કર્યું. ત્યાં એક યદુવંશી ભીલે તેમને આશ્રય આપ્યો. પરંતુ આ સ્થળે રાજબાળક સર્વ પ્રકારે નિરાપદ નથી એમ ધારી તેને પરાશર નામક સ્થાનમાં લઇ જવામાં આવ્યો. અહીંઆં ઘોર જંગલ હતું અને તેમાં અસંખ્ય પ્રચંડ વૃક્ષો આવી રહ્યાં હતા આ

૧ આ કિલ્લો જારોલીના નૈઋત્ય કોણમાં ત્યાંથી ૧૫ માઇલપર આવેલો છે.

દીર્ઘ વૃક્ષશ્રેણીનાં નિબિડ શાખા પત્રોને ભેદીને ત્રિકૂટ પર્વત ઉંચું મસ્તક કરી ઉભો રહ્યો હતો. ત્રિકૂટ-ગિરિની તળેટીમાં નાગેન્દ્ર[1] નામનુ એક સાધારણ નગર છે. આ નગરમાં શિવોપાસક બ્રાહ્મણો પરમ સુખ શાંતિપૂર્વક નિવાસ કરતા હતા. બાપ્પાને આ શાંત પ્રકૃતિના બ્રાહ્મણોના હાથમાં સોંપવામાં આવ્યો. ઉક્ત નિબિડ મહા વનની ગંભીર શાંતિમય, શીતલ છાયામાં, ઉચ્ચ પર્વતમય વિશાળ ભૂમિમાં ભગવદ્‌ભક્ત શાંતચિત્ત બ્રાહ્મણોના આશ્રય નીચે સુરક્ષિત રહી રાજકુમાર બાપ્પા સ્વચ્છંદતાથી ભ્રમણ કરવા લાગ્યો.[2]

આ પરાશર મહા વન કે જ્યાં વિરાટ ત્રિકૂટ પર્વતની ઘોર કંદરો આવી રહી છે, જ્યાં ઉચ્ચ પર્વતશૃંગો મેઘોની સાથે યુક્ત થઇને શોભાયમાન બની રહ્યાં છે અને જ્યાંથી અનેક નદીઓ નીકળી છે તેમાં અનેક પ્રાચીન દેવમંદિરો દૃષ્ટિગોચર થાય છે. પ્રકૃતિનુ સૌંદર્ય અહીંઆં પોતાના પૂર બહારમાં ખીલી નીકળે છે. આ ઘોર વનમા પ્રવેશતાની સાથે જ મનુષ્યના હૃદયમા ભગવદ્‌ભક્તિ, ભય અને આનંદમિશ્ર લાગણી ઉત્પન્ન થાય છે. આ પવિત્ર વનમા રહેના લોકો પ્રાચીન કાળમાં માત્ર શિવની જ પૂજા કરતા હતા તે એટલે સુધી કે વન કુમાર અસભ્ય ભીલો પણ શિવની ભુજંગભૂષિત મૂર્તિને તથા તેમના વાહન વૃષભને અતિ પવિત્ર માનીને ભક્તિપૂર્વક તેમની પૂજા કરતા હતા.

આ શાંત અને ગંભીર વનમાં ભૂતભાવન ભગવાન મહાદેવની પૂજા ઘણા કાળથી કરવામાં આવે છે. જો કે સાંપ્રતમાં મેવાડ રાજ્યની શોચનીય સ્થિતિમાં તેમની પૂજાનો આડંબર બહુ ઓછો થઇ ગયો છે, તથાપિ શિવરાત્રિ પ્રભૃતિ મહોત્સવોમા ઉદયપુરમાં કરવામાં આવતી શિવપૂજા જોવા લાયક હોય છે. તે એટલે સુધી કે ભિન્ન ધર્માવલંબી જૈનો અને પૃથક્ મતાવલંબી વૈષ્ણવો સુદ્ધાં આ ઉત્સવોમાં મહા હર્ષ અને ઉત્સાહથી ભાગ લે છે. આજ પર્યંત મેવાડના રાણાઓ પોતાને 'એકલિંગના દિવાન' કહે છે અને તેમાં મહાન ગૌરવ માને છે. ગંગા યમુનાની આસપાસના પ્રદેશમાં યદિ અનેક દેવદેવીઓની ઉપાસનાનો પ્રચાર ન હોત તો કદાચિત્ શિવપૂજા અત્યાર પર્યંત પોતાના પૂર્ણ પ્રતાપ સહિત ચાલુ રહેત. ગહિલોત કુલના સર્વશ્રેષ્ઠ પ્રધાન ઉપાસ્ય દેવતા ભગવાન એકલિંગની પૂજા અદ્યાપિ પર્યંત મોટા સમારંભથી કરવામાં આવે છે. ઉદયપુરમાં પ્રવેશ કરવાના એક નાના ગિરિમાર્ગ ઉપર ભગવાન એકલિંગજીનુ પવિત્ર મંદિર છે. આ મંદિર ઘણું મોટું અને દર્શન કરવા યોગ્ય છે. તે સંગેમરમરનું છે. અંદરના ભાગમાં કોતર કામ પણ ઘણું સારૂં કરવામાં આવ્યુ છે. આ મંદિરના દર્શન થતાં જ વિદિત થાય છે કે એને બાંધવામાં પુષ્કળ દ્રવ્યનો વ્યય કરવામાં આવ્યો છે. નિઃસંદેહ આ મંદિર દર્શનીય છે. પરંતુ હિંદુદ્વેષી મ્લેચ્છો આ માર્ગેથી પણ આક્રમણ કરતા હતા. તેમણે આ મંદિરના પણ ઘણા ભાગો તોડી ફોડી નાંખ્યા છે. મંદિરના આંગણામાં વેદિકા બનાવવામાં આવી છે. વેદિકાની ઉપર ભગવાન એકલિંગની બરાબર સામે ધાતુની બનાવેલી વૃષભની એક મૂર્તિ વિરાજે છે. આ મૂર્તિ અંદરથી પોકળ છે. તેનું અંગ અતિ સુંદર છે. પરંતુ મુસલમાનોએ દ્રવ્ય નીકળવાની લાલચે કઠિન ગદાના પ્રહાર કરી આ વૃષભની મૂર્તિપર પણ એક બે સ્થળે છેદ પાડયા છે.

જે પ્રકારે નવીન કુળની સ્થાપના કરનાર મહાત્માઓના સંબંધમાં અનેક અદ્‌ભૂત વાતોનો પ્રચાર થાય છે તે પ્રમાણે બાપ્પાના સંબંધમાં પણ બન્યું છે. જે બ્રાહ્મણો બાપ્પાનુ લાલનપાલન કરતા હતા તેમની ગાયોને બાપ્પા ચારતો હતો. ગાયોને ચારવામાં આ રાજપુત બાળકને અપૂર્વ આનંદ થતો હતો. સૂર્યવંશી મહારાજ શિલાદિત્યનો વંશજ આ વખતે ગોપ કાર્ય કરતો હતો. આ વખતે તેના ભાગ્યમાં શું લખેલુ હતું તેની કલ્પના પણ કોઇને નહોતી. બાપ્પાની આ શાંતિમય બાલ્યાવસ્થાના સંબંધમાં ભટ્ટ લોકોએ અનેક સુંદર વાતો લખી છે. શારદીય ઝુલનોત્સવ એ રાજપુતોનો એક વિખ્યાત મહોત્સવ છે. આ મહોત્સવનો સમય આવતાંજ સર્વ બાળકો આનંદોન્મત્ત બની ઝુલનલીલાના મેળામાં

૧ લોકભાષામાં આ નગરને નાગદા કહેવામાં આવે છે. આ નગર ઉદયપુરની ઉત્તરે દશ માઇલપર આવેલુ છે. આ નગરને અદ્યાપિ પર્યંત તીર્થસ્થાન માનવામાં આવે છે. કર્નલ ટૉડને આ નગરમાંથી ગહિલોત કુલના ઈતિહાસના ઘણા શિલાલેખો મળ્યા હતા.

૨ એનું લાડકું નામ બાપ્પા હતું. એ કુમારનું ખરૂં નામ શૈલાધીશ હતું એમ કહેવાય છે.

ભાગ લે છે. આપણે જે સમયની ચર્ચા કરીએ છીએ તે સમયમાં નાગેંદ્ર નગરમાં એક સોલંકી વંશનો રાજા રાજ્ય કરતો હતો. ઝુલનોત્સવનો પ્રસંગ આવતાં ઉક્ત રાજાની કુંવરી પોતાની સાહેલીઓને પોતાની સાથે લઇ કુંજ વનમાં વિહાર કરવા ગઈ. પરંતુ ત્યાં હીંચકા નાંખવાનું દોરડું નહોતું તેથી સર્વ જણીઓ આમ તેમ તેની શોધ કરવા લાગી. એટલામાં રાજકુમાર બાપ્પા ત્યાં આવી પહોંચ્યા. તેઓ ત્યાં આવ્યા કે તરતજ સર્વ કુમારિકાઓએ તેની પાસે દોરડું માગ્યું. કુમાર ચપળ અને હસમુખા હતા. તેમણે પ્રત્યુત્તર આપ્યો "જો તમે પ્રથમ મારી સાથે વિવાહ કરો તો હું તમને દોરડું આણી આપીશ." તમાશો જોવાની લાલસાથી સર્વ રાજપુત બાલિકાઓએ આ વાતનો સ્વીકાર કર્યો. સોલંકી વંશની રાજકુમારીની સાડી સાથે બાપ્પાનો પટકો બાંધવામાં આવ્યો અને તેની સાથે સર્વ બાલિકાઓ એક બીજીનો હાથ પકડી એક પ્રચંડ આમ્ર વૃક્ષની પ્રદક્ષિણા કરવા લાગી. આ શારદીય ઝુલનોત્સવને દિવસે ઉક્ત પ્રચંડ આમ્ર વૃક્ષની નીચે જે નકલી વિવાહ થયા હતા તે અલ્પ કાળમાં સત્ય વિવાહ બની જશે એવી કલ્પના પણ આ વખતે બાપ્પાના મસ્તકમાં આવી નહોતી. પરંતું આ સમયથી બાપ્પાનો ભાગ્યોદય થવા લાગ્યો. અને ઉક્ત સર્વ રાજપુત કુમારિકાઓ બાપ્પાની પત્નીઓ બની. આ બાલિકાના વંશજો અદ્યાપિ પર્યંત આ લીલા વિવાહનું સ્મરણ પૂજ્યભાવથી કરે છે અને પોતાને બાપ્પા કુલથી ઉત્પન્ન થયેલા જણાવે છે.

તમાશો સમાપ્ત થયો ! રાજપુત બાલિકાઓ પોતાપોતાને ઘેર જઈ ઉક્ત વૃત્તાંત વિસરી ગઇ. વિધાતાએ બાપ્પાની સાથે તેમનો ચિર સંબંધ જોડયો હતો એ વાતની કલ્પના પણ તેમના મનમાં નહોતી. કેટલાક દિવસ વ્યતીત થયા પશ્ચાત્ સોલંકી રાજકુમારી વિવાહ યોગ્ય થઇ. તેના પિતાએ તેને માટે વર શોધી કાઢી વિવાહની સર્વ તૈયારી કરી. એટલામાં વર પક્ષના એક જ્યોતિષી બ્રાહ્મણે આવીને રાજકુમારીનો હાથ જોઈ કહ્યું "આ કુંવરીનો વિવાહ તો ક્યારનો થઇ ચૂકયો છે." તેની આ અદ્દભૂત વાત સાંભળી રાજભુવનમાં ચારે તરફ કોલાહલ મચી રહ્યો. સર્વ જણ દિગ્મૂઢ બની ગયાં. આ નાટકનું અભિનયચાતુર્ય કોણે દર્શાવ્યુ તે જાણવાની સર્વને ઉત્કંઠા થઇ અને ચારે તરફ ગુપ્ત ચર મોકલવામાં આવ્યા. આ વર્તમાન રાજકુમાર બાપ્પાના સાંભળવામાં પણ આવ્યા. તેમણે વિચાર કર્યો કે જો આ વાત જરા પણ રાજાના સાંભળવામાં આવશે, તો હુ મોટી વિપત્તિમાં આવી પડીશ. આથી તેમણે પોતાના સખા ગોપ લોકોને પોતાના હાથમાં લીધા. ગોપ લોકોની બાપ્પા ઉપર જેવી ભક્તિ હતી તથા બાપ્પાની ગોપ લોકો પર જેવી પ્રભુતા હતી તે પરથી ઉક્ત વાત પ્રકાશિત થવાનો જરા પણ સંભવ નહોતો. તથાપિ રાજકુમાર બાપ્પાએ તેમને એક ભીષણ પ્રતિજ્ઞાથી બદ્ધ કરી લીધા. આ પ્રતિજ્ઞા આ પ્રમાણે હતી: બાપ્પાએ એક નાનો ખાડો ખોદ્યો અને પોતાના હાથમા એક નાનો પત્થર ગ્રહી ધીર ગંભીર સ્વરે ગોપ લોકો પ્રત્યે કહ્યું "તમે પ્રતિજ્ઞા કરો કે 'અમે સુખ, દુઃખ, સંપત વિપતમાં બાપ્પાની સાથે રહીશું. અમારા પ્રાણ જતાં પણ તમારી કોઇ વાત કોઇને કહીશુ નહિ. અન્યની સર્વ વાત તમને કહીશુ. જો આ પ્રતિજ્ઞા અનુસાર નહિ વર્તીએ તો અમારા પિતૃઓનાં સત્કર્મો આ પત્થરની પેઠે ધોબીના કૂવામાં પડશે.§" એમ કહીને બાપ્પાએ પોતાના હાથમાંનો પત્થર ઉક્ત ખાડામાં ફેંકી દીધો. સર્વ ગોપ લોકોએ તત્કાળ એકમત થઇને ઉક્ત પ્રતિજ્ઞા કરી. અને પાછળથી તેમણે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ પણ કદિ કર્યો નહોતો. પરંતુ જે ગુહ્ય વાતની સાથે ઓછામાં ઓછી છસેં રાજપુત બાલાઓના ભાગ્યનો સંબંધ હતો તે ક્યાં સુધી ગુપ્ત રહી શકે ? આથી થોડા દિવસમાં આ વાતનો સર્વ ભેદ સોલંકી રાજાના જાણવામાં આવ્યો. તેની ખાત્રી થઇ ગઇ કે આ બધુ કરતુક બાપ્પાનું છે.

આ તરફ રાજકુમારના સાથીઓએ આ ખબર જાણી તેનુ સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યું. કુમારે ધાર્યું કે મારા પર અવશ્ય વિપત્તિ આવી પડશે. આવો વિચાર કરી તેઓ પર્વત માળાઓમાં આવેલા એક ગુપ્ત સ્થાનમાં જઈ વસ્યા. આ ગુપ્ત સ્થાનમાં માણસનો જરા પણ સંચાર નહોતો. બાપ્પાના વંશજો આ ગુપ્ત સ્થાનમાં અનેકવાર આવીને છુપાયા હતા. બાપ્પાની સાથે "બાલીય" અને "દેવ" નામના બે ભીલ બાળકો ઉક્ત ગુપ્ત સ્થાનમાં ગયા હતા. બાલીય ઉંદ્રીનો રહીશ હતો અને દેવ અગુણાપાનોરનો

§ રાજપુતો ધોબીના કૂવાને અત્યંત અપવિત્ર ગણી તેની ઘૃણા કરે છે. આ કૂવા નદી તટ પર ખોદવામાં આવે છે.

રહીશ હતો. ઉક્ત ઉભય ભીલ પુત્રોએ સુખ, દુઃખ, સંપત્ત, વિપતમાં ક્ષણભર પણ બાપ્પાનો પરિત્યાગ કર્યો નહોતો. તેમનું જીવન બાપ્પાની સાથે જોડાઇ રહ્યું હતું. જ્યારે ભાગ્યલક્ષ્મીની પ્રસન્નતાથી રાજકુમાર બાપ્પાએ ચિત્તોડના સિંહાસન પર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો ત્યારે બાલીય અને દેવે પોતાના રૂધિર વતી બાપ્પાનાં કપોળ પર રાજતિલક કર્યુ હતું.

બાલીય અને દેવ જો કે અસભ્ય ભીલ જાતિમાં ઉત્પન્ન થયા હતા તોપણ તેમનાં હૃદય જે પવિત્ર ભાવથી પરિપૂર્ણ હતાં તે ભાવ કેટલાક સભ્ય મનુષ્યોનાં જ્ઞાનપ્રકાશિત હૃદયમાં પણ નથી હોતો. ઉક્ત ઉભય ભીલોએ જે પવિત્ર ચારિત્ર્ય દર્શાવ્યું છે તેના જેવું ચારિત્ર્ય કેટલા પુરુષોએ બતાવ્યું છે? તેમણે જે પ્રતિજ્ઞા કરી હતી તેનું અક્ષરશઃ પાલન કર્યુ. પ્રતિજ્ઞા પાલનને માટે તેમણે ઇષ્ટ મિત્રોનો સંગ, શરીર-સુખ વગેરે સર્વેનો પરિત્યાગ કરી રાજકુમાર બાપ્પાની સાથે કષ્ટ સહન કરી વનવાસ સ્વીકાર્યો.

તેમના ઉપર અનેક વિપત્તિઓ આવી પડી હતી, તેમને અનેકવાર આખી રાત જાગૃત રહેવું પડયું હતું, તથાપિ પ્રતિજ્ઞાપાલનથી વંચિત થવાનો વિચાર સુદ્ધાં તેમના મનમાં આવ્યો નહોતો. બાપ્પાના જીવનસખા અને સુખ દુઃખના સાથી આ ભીલ કુમારોજ હતા. જો તેમને આવા મિત્રો ન મળ્યા હોત તો તેમના ભાગ્યનુ ચક્ર કયી તરફ ફર્યુ હોત તે કહી શકાતું નથી. તેઓ કદાચ અજ્ઞાતવાસમાં રહીને ચિત્તોડનુ રાજ સિંહાસન પ્રાપ્ત કરી શકત નહિ અને કદાચ તેમનું નામ વીરકુળના આદર્શ તરિકે ગણાત નહિ. ઉક્ત ઉભય સદાચારી ભીલોએ રાજકુમાર પર જે ઉપકાર કર્યા હતા તેને રાજકુમાર કદિ પણ વિસરી ગયા નહિ. તેમની સાથે રહેવાથી તેઓ પોતાને સન્માનિત અને સુખી માનતા હતા અને તેમણે તેમના પ્રત્યે અનેકવાર અનેક પ્રકારે કૃતજ્ઞતા દર્શાવી હતી. આજે પણ તે પવિત્ર કૃતજ્ઞતાનાં ચિન્હો મેવાડમાં અટલ પ્રકારે વિરાજમાન છે. જે વખતે વીરકેસરી રાજકુમાર બાપ્પાએ ઉક્ત ભીલોની સાથે રહી કાળક્રમણ કર્યું હતું તે વખત ભૂતકાળના ગર્ભમાં વિલય પામી ગયો છે. જે ચિત્તોડના સુવર્ણમય સિંહાસન પર વિરાજમાન થઇને મહારાણા બાપ્પાએ અંતઃકરણપૂર્વક ઉક્ત ઉભય લોકોએ કરેલું રાજતિલક સ્વીકાર્યું હતું તે ચિત્તોડ આજે ખડિયેર બની ગયુ છે. કાળના ભીષણ પ્રહારથી તે આજે છિન્ન વિ-ચ્છિન્ન થઇને ધૂળમાં મળી ગયું છે. એક સમયે જે ભૂમિ જગન્માન્ય રાજકુળની લીલાભૂમિ હતી તે આજે જંગલના હિંસક પશુઓનું વિહારસ્થાન બની ગયું છે.

જો કે કાળચક્રનુ આટલુ બધુ પરિવર્તન થઇ ગયું છે તોપણ બાપ્પાના વંશજો આજે પણ ઉક્ત બાલીય અને દેવના વંશજોના હાથનુ રાજતિલક આનંદપૂર્વક ગ્રહણ કરે છે. તેમાં તેઓ સન્માન માને છે.*

સમગ્ર ભારતવર્ષમાં કેવળ અગુણાપાનોરના ભીલોજ એક પ્રકારની સ્વાભાવિક સ્વતંત્રતા ભોગવે છે. તેઓ કોઈ પણ રાજાની સાથે સંબંધ રાખતા નથી. તેમનો સ્વામી 'રાણા'ની ઉપાધિ ધારણ કરીને પર્વતમાળાઓથી વિભૂષિત બનેલાં ઓછામાં ઓછાં સહસ્ર ગામો ઉપર પોતાનો અધિકાર ચલાવે છે. અગત્ય પડે તો ઓછામાં ઓછા પાંચ સહસ્ર ધનુર્ધારી ભીલોની સેના લઇને તે સમરભૂમિમાં ઉપસ્થિત થઇ શકે છે. ભીલોના વીર્યથી સોલંકી રાજકુમારીઓના ગર્ભમાંથી આ લોકોના પૂર્વજો ઉત્પન્ન થયા હતા. તેથી તેઓ પોતાને રાજપુત કહે છે. અગુણાપાનોરના આ ભીલકુળમાંજ દેવનો જન્મ થયો હતો. અગત્ય લાગવાથી મૂળ વાત છોડી ઉપલો ઉલ્લેખ કરવો પડયો છે. હવે પુનઃ બાપ્પા તરફ વળીએ.

વિચાર કરવાથી બાપ્પાનુ ગુપ્ત સ્થાનમાં નાશી જવાનુ કારણ સ્વાભાવિક લાગે છે. પરંતુ ભટ્ટ લોકોના કાવ્ય ગ્રંથોમાં એથી સર્વાંશે ભિન્ન પ્રકારનુંજ વર્ણન ઉપલબ્ધ થાય છે. ભટ્ટ લોકોએ કાંઇક ઉચ્ચ શ્રેણીનું અનુસરણ કરીને વર્ણન કર્યુ છે. તેઓ જણાવે છે કે દેવની આજ્ઞાથીજ તેમણે નાગેંદ્ર

---

* અભિષેક કરતી વખત દેવનો વંશજ રાજાનો હસ્ત ગ્રહણ કરી તેને રાજસિંહાસનપર બેસાડે છે અને બાલીયનો વંશજ ચોખાનો લોટ તથા દહીંનુ પાત્ર હાથમાં લઈને ઉભો રહે છે. જ્યારે મેવાડનો ઉન્નતિ દિનકર મધ્યાન્હમાં હતો ત્યારે અભિષેકના ઉત્સવમાં મેવાડના રાજ્યની એક વર્ષની ઉપજ ખર્ચાઈ જતી હતી. પરંતુ અધુના આડંબર અતિ ઓછો થાય છે. રાણા જગતસિંહના અભિષેક પછી આ પ્રથામાં ન્યૂનતા જણાતી આવી છે.

નગરનો પરિત્યાગ કર્યો હતો. આ વાત સત્ય છે કે જગતના અતિ પ્રાચીન મહાપુરુષોનું વૃત્તાંત અનેક પ્રકારની કલ્પનાજાળથી આવૃત્ત હોય છે. પરંતુ વીરવર બાપ્પાના સબંધમાં તેમ બનવાનો સંભવ નથી. મહારાણા બાપ્પા શતાવધિ આર્ય નૃપતિઓના મૂળ પુરુષ હોઇ દેવની સમાન પૂજાતા હતા. તેમનામાં અલૌકિક વીરતા હોવાથી શત્રુઓ તેમનું નામ સાંભળી થરથર કંપતા હતા. જેમની દેહ પરમાણુમાં વિલીન થઈ ગયા છતાં પણ હજી જેમને "ચિરજીવ" કહેવામાં આવે છે. એવા અનુપમ વીર રાજપુત-કુલતિલક મહારાણા બાપ્પાનું જીવન ચરિત્ર તથા અભ્યુદય વૃત્તાંત શુ કલ્પનાજાળથી આવૃત્ત થવાનો સભવ છે? ભટ્ટ લોકોએ બાપ્પાની ઉન્નતિનું વૃત્તાંત જે અલંકારોથી વિભૂષિત કર્યુ છે તે પર મેવાડના લોકોનો એટલો અનુરાગ છે કે જો તેને દૂર કરવામાં આવે તો તેઓ તેને દેવનું અપમાન કરવાનું પાપ થવા તુલ્ય માને ! ભટ્ટ કવિ ગણુ જણાવે છે કે રાજકુમાર બાપ્પા ગોપને વેશે નાગેંદ્ર નગરના વિસ્તૃત જંગલમાં પોતાના પાલક બ્રાહ્મણોની ગાયો ચારતા હતા. સૂર્યવંશી મહારાજા શિલાદિત્યના વંશજ ગોપનું તુચ્છ કાર્ય કરીને સુખપૂર્વક કાળક્રમણ કરતા હતા. પરંતુ એટલામાં તેમના સુખમાં એક વિઘ્ન નડયું. રાજકુમાર જે ગાયો ચારતા હતા તેમાંની એક ગાય ઘણું દૂધ દેતી હતી. પરંતુ થોડા વખત પછી એવો બનાવ બન્યો કે જ્યારે તે ઘેર આવતી ત્યારે તેના સ્તનમાંથી જરાપણ દૂધ નીકળતું નહિ. આથી બ્રાહ્મણોના મનમા મોટો સદેહ પડયો. તેમણે ધાર્યું કે કુમાર બાપ્પા પોતેજ ગુપ્ત રીતે ગાયનું દૂધ પી જાય છે. ધીમે ધીમે આ શકા તેમના હૃદયમાં દૃઢ થવા લાગી અને તેઓ સાવધાનતાપૂર્વક બાપ્પાની વર્તણુંક ઉપર દેખરેખ રાખવા લાગ્યા. કુમારના જાણવામા આ વાત આવી. પરંતુ તે શું કરે? તેમણે જ્યા સુધી ઉક્ત સદેહ દૂર કરવાનો યથાર્થ ઉપાય ન જડે ત્યાં સુધી મનનું દુ ખ મનમાંજ શમાવી ધૈર્યપૂર્વક પોતાનુ કામ કરવાનો નિશ્ચય કર્યો. રાજકુમાર બાપ્પાએ ઉક્ત ગાયપર વિશેષ દૃષ્ટિ રાખવા માંડી. એક દિવસ જ્યારે ગાયો જંગલમાં ચરવા ગઈ ત્યારે રાજકુમાર ઉક્ત ગાયની પાછળ પાછળ ગયા. તે જ્યાં જતી ત્યાં તેઓ પણ જતા. કેટલોક સમય આ પ્રમાણે વ્યતીત થયા પશ્ચાત્ તે ગાય એક નિર્જન ગિરિકદરમાં પ્રવેશી. બાપ્પા પણ તેની પાછળ ગયા. આ વખતે એક અદ્ભુત દૃશ્ય તેમના જોવામાં આવ્યુ. ઉક્ત ગાય એક લતા પત્રોના સમુહ પર દૂધની ધાર છોડી રહી હતી. કુમારના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમણે તેની નિકટ જઇને જોયું તો ત્યાં એક શિવલિગ+ તેમને દૃષ્ટિગોચર થયું. એ શિવલિંગ ઉપરજ ગાયના દૂધની ધાર પડતી હતી.

હવે રાજકુમારને ઘેર ગાય દૂધ દેતી નહોતી તેનું ખરૂં કારણ સમજાયુ. વળી તેમણે શિવલિંગની નિકટ બીજુ એક અદ્ભૂત દૃશ્ય જોયુ. ત્યાં એક યોગી વિરાજમાન હતા. તેઓ સમાધિમાંથી તરતના જ જાગૃત થયેલા જણાતા હતા. રાજકુમાર ઉક્ત કદરમાં પ્રવેશ્યા કે તરતજ તેમની સમાધિમાં ભગ પડયો. પરતુ ઉક્ત કરુણાનિધાન તપસ્વીએ ધ્યાન ભગ કરનાર કુમારને કાંઇ પણ કહ્યું નહિ.

ગિરિકદર અતિ નિર્જન છે, ત્યાં સપૂર્ણ શાતિનુ સામ્રાજ્ય પ્રસરી રહ્યું છે, પ્રાચીન કાળના તપસ્વીઓ અને યોગીઓ અતિરિક્ત કોઈ પણ મનુષ્યે તે પવિત્ર સ્થાનનું દર્શન કર્યું નહોતું. પરંતુ કુમાર મહા ભાગ્યવાન હતા. નહિતો અનાયાસ તેઓ તે પવિત્ર સ્થાનનું દર્શન શી રીતે કરી શકત? ઉક્ત તપસ્વીનું નામ હારીત હતું. યોગીવર હારીત પણ ઉક્ત ગાયનું દૂધ પીતા હતા.

કુમારે યોગીવરના ચરણ પર પડી તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. યોગીએ આશીર્વાદ દઇ નામ ઠામ પૂછ્યું. રાજકુમાર પોતાના સંબંધી જેટલું વૃત્તાંત જાણતા હતા તેટલુ તેમણે અકપટભાવથી તેમને નિવેદન કર્યું. તત્પશ્ચાત્ તેઓ મુનિવરનો આશીર્વાદ ગ્રહણ કરી પોતાની ગાયને લઇ પોતાના આશ્રમે ચાલ્યા ગયા. બીજા દિવસથી તેઓ પ્રતિદિન ઉક્ત યોગીની પાસે જવા લાગ્યા. તેઓ નિત્ય તેમના ચરણ ધોતા, તેમને પીવાને માટે દૂધ આપતા અને પૂજાને માટે પુષ્પો આણી આપતા. કુમારની આવી અકપટ ભક્તિ જોઈ તપોનિધિ હારીત પરમ પ્રસન્ન થયા અને તેમને અનેક વિદ્યા શિખવવા લાગ્યા.

---

+ બરાબર આ જ સ્થળે એકલિંગજીનું મંદિર બંધાવવામાં આવ્યું છે. કર્નલ ટૉડના સમયમાં આ મંદિરમાં જે પૂજારી હતો તે મહર્ષિ હારીતની ૬૬ મી પેઢીએ થયો હતો. તેણે કર્નલ ટૉડને શિવ પુરાણની એક હસ્તલિખિત પ્રત પણ આપી હતી.

આ પ્રકારે કેટલોક સમય વ્યતીત થયો. અને યોગી રાજકુમાર પર એટલા બધા પ્રસન્ન થયા કે તેમને તેમણે શૈવ મંત્રની દીક્ષા આપી યજ્ઞોપવીત ધારણ કરાવ્યું અને પરમ ગૌરવનાં ચિન્હ સ્વરૂપ "એકલિંગના દિવાન"ની ઉપાધિ આપી. રાજકુમાર બાપ્પાની અકપટ ભક્તિ અને અનન્ય ભાવથી કરેલી શિવપૂજા જોઇને ભગવતી ભવાની પણ તેમના પર અતીવ પ્રસન્ન થયાં. તેઓ તેમને આશીર્વાદ આપવાને માટે સ્વયં સિંહાસનારૂઢ થઇ તેમની સમક્ષ પ્રકટ થયાં અને તેમને ખુદ વિશ્વકર્માનાં બનાવેલાં શૂલ, ધનુષ, બાણ, તરકસ તથા એક પ્રચંડ ખડ્ગ ઇત્યાદિ દિવ્ય શસ્ત્રાસ્ત્રો આપ્યાં.

આ પ્રકારે મહાદેવના પવિત્ર મંત્રથી દીક્ષિત થવાથી તથા ભગવતી ભવાનીનાં આપેલાં દિવ્ય શસ્ત્રાસ્ત્રોથી સજ્જિત થવાથી રાજકુમાર બાપ્પા અજીત બન્યા. હવે તેમના ગુરુ હારીતે શિવ લોકમાં જવાનો વિચાર કર્યો. તેમણે પોતાનો વિચાર બાપ્પાને નિવેદન કરી તેમને જણાવ્યું " જે દિવસે હું શિવલોક પ્રતિ ગમન કરૂં તે દિવસે તમે અહીંઆં આવજો" પરંતુ જે વખતે તેમણે શિવલોક પ્રતિ ગમન કર્યું તે વખતે કુમારને પ્રગાઢ નિદ્રા આવી ગઇ હતી અને તેથી તેઓ યોગ્ય સમયપર ત્યાં જઈ શકયા નહોતા. તેઓ જરા મોડેથી ત્યાં પહોંચ્યા ત્યારે તેમણે યોગીશ્રેષ્ઠ હારીતને અપ્સરાઓ દ્વારા ખેંચવામાં આવતા રથપર આરૂઢ થઇને આકાશ માર્ગે પ્રયાણ કરતા જોયા. મહર્ષિ હારીતે પોતાના પરમ પ્રિય શિષ્યને અંતિમ આશીર્વાદ આપવાને માટે રથની ગતિ રોકી અને કુમાર બાપ્પાને ઉંચા થઇને પોતાની સમીપ આવવાને કહ્યું. જોતજોતામાં બાપ્પાનું શરીર એકદમ વીસ હાથ વધી ગયું‡ તોપણ તેઓ ગુરૂની સમીપ પહોંચી શક્યા નહિ. ત્યારે મુનિરાજે તેમને મુખ પહોળું કરવાને કહ્યું. બાપ્પાએ તત્કાળ તે આજ્ઞા શિરોધાર્ય કરી. પછી હારીત થુંકયા, પરંતુ બાપ્પા ગુરૂનો આ પ્રમાણે થુંકવાનો ખરો હેતુ નહિ સમજી શકવાથી એક અમૂલ્ય વર ગુમાવી બેઠા. ઘૃણા છૂટવાથી તેમણે પોતાનું મુખ બંધ કરી દીધું. આથી ગુરૂનું થુંક તેમના મુખમાં પડવાને બદલે તેમના ચરણપર પડયું. જો રાજકુમાર પોતાના ગુરૂના સ્નેહોપહારનો અનાદર ન કરત તો અવશ્ય તેઓ અમર થઈ જાત, પરંતુ અમરત્વ તેમના ભાગ્યમાં નહોતું. જો કે તેઓ અમર થઈ શકયા નહિ, તો પણ તેમની દેહ અભેદ્ય બની. કોઈ પણ પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો તેમના શરીરને ભેદી શકતાં નહિ. આ પણ કાંઇ ઓછાં ભાગ્યની વાત નહોતી. હવે હારીત ધીમે ધીમે આકાશ મંડલમાં ચઢી ગયા. થોડીવારમાં તેમનુ વિમાન અદ્રશ્ય થઇ ગયુ.

જે દિવસે ઉપલી આનંદદાયક ઘટના બની તે દિવસથી બાપ્પાનો ભાગ્યોદય થવા લાગ્યો. તેમણે પોતે ચિત્તોડના સૂર્યવંશી રાજાના ભાણેજ હોવા સંબંધી વાત પોતાની માતાના મુખથી સાંભળી હતી. તેમની માતાના કહેવા પ્રમાણે આ વખતે તેમના મામા ચિત્તોડનું રાજ્યાસન ભોગવતા હતા. આથી રાજકુમાર બાપ્પાને અતિ ઉત્સાહ ઉત્પન્ન થયો અને તેમને પશુઓના જેવું પ્રમાદી જીવન ગાળવા પ્રત્યે અત્યંત ઘૃણા પેદા થઇ. તેઓ પોતાના કેટલાક સાથીઓને પોતાની સાથે લઈ નિર્જન વનવાસ છોડી વસ્તીમાં આવ્યા. આ વખતે મોટાં નગરનુ દર્શન તેમને પહેલવહેલુંજ થયું. મોટું નગર કેવું થાય છે તે તેઓ અત્યાર પૂર્વે જાણતા નહોતા. નાગરિકોનું ઉદ્યોગમય જીવન જોઇને તેમના ઉત્સાહમાં બમણો વધારો થયો. જો મનુષ્યનું ભાગ્ય બળવાન હોય છે તો તેને સર્વ કાર્યમાં સફળતા મળે છે. નિબિડ જંગલમાંથી બહાર નીકળતી વખત માર્ગમાં તેમને નાહરા મગરા* નામક ગિરિકૂટની તળેટીમાં પ્રસિદ્ધ ગોરખનાથ સિદ્ધનાં દર્શન થયાં. ગોરખનાથ સિદ્ધે રાજકુમારને એક બે ધારવાળી તલવાર અર્પણ કરી. આ તલવારમાં એવો ગુણ હતો કે મંત્ર ભણીને જો પહાડપર તેનો પ્રહાર કરવામાં આવે તો પહાડના બે ભાગ થઇ જાય. કુમાર બાપ્પાનાં સૌભાગ્યનો માર્ગ નિષ્કંટક થઈ ગયો હતો. જે કાંઇ વિઘ્નો શેષ હતાં તે

---

‡ આવી આવી અનેક વાતો બાપ્પાના સંબંધમાં સાંભળવામાં આવે છે. એમ કહેવાય છે કે તેમનું વસ્ત્ર પ્રાયઃ પાંચસેં હાથ લાંબું હતું. ભગવતી ભવાનીએ જે અસિ તેમને આપી હતી તેનું વજન ૩૨ શેર હતું.

*ઉદયપુરની પૂર્વે જે પહાડી માર્ગ છે તેનાથી ૧૭ માઇલના અંતરપર મગરા અર્થાત્ બ્યાઘ્રમેરુ આવેલો છે.

પણ આ સિદ્ધે આપેલી તલવારની સહાયતાથી દૂર થઇ ગયાં. હવે તેમને અષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થઇ, એમ કહીશુ તોપણ ચાલશે.*

મૌર્યવંશ પણ પ્રમાર કુળની શાખા છે. પ્રમાર વંશના રાજાઓ પૂર્વે માળવા દેશના સિંહાસનપર વિરાજમાન હતા. તેઓ ભારતવર્ષના ચક્રવર્તી રાજા હતા. જે વખતે કુમાર બાપ્પાનું ચિત્તોડમાં આગમન થયુ તે વખતે તે નગરમાં મૌર્યવંશનો માન નામક રાજા રાજ કરતો હતો. મહારાજા માને પોતાના ભાણેજનો ઉત્તમ પ્રકારે આદરસત્કાર કર્યો અને પોતાનો સામંત બનાવી તેમના ભરણપોષણને માટે થોડી ભૂમિ આપી. મૌર્યવંશી રાજા માનસિંહના સમયના શિલાલેખ નીકળ્યા છે તે વાચવાથી વિદિત થાય છે કે તે સમયમાં રાજસ્થાનમા જાગીરદારી પદ્ધતિ ( Feudal System )નો અધિક પ્રચાર હતો. રાજપુત સામંતગણને જે જાગીરી આપવામા આવી હતી તેના બદલામાં તેઓ પ્રસંગ આવતાં રાજાને સાહાય્ય કરવાને માટે સમરભૂમિમાં આવીને ઉપસ્થિત થતા હતા. બાપ્પા ચિત્તોડમા ગયા તે પૂર્વે માનસિંહના સામંતો પોતાના રાજા પ્રત્યે અત્યંત ભક્તિભાવ રાખતા હતા અને માનસિંહ પણ તેમનાપર અતીવ પ્રસન્ન હતો પરંતુ બાપ્પાના ગયા પછી તેણે પોતાના સામંતોપર અનુરાગ કરવો છોડી દીધો. સર્વ સામંતો સમજી ગયા કે બાપ્પાજ સર્વ અનર્થનું કારણ છે. તેઓ તેનાપર અતિ દ્વેષ રાખવા લાગ્યા. અને તેનુ અનિષ્ટ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા

આવા સમયના એક વિદેશી શત્રુએ આક્રમણ કરીને ચિતોડને ઘેરો ઘાલ્યો રાજા માનસિંહે પોતાના સામંતોને શત્રુની સામે બાથ ભીડવાની આજ્ઞા કરી. પરંતુ તેમણે પોતાની ભૂમિના પટા અત્યંત દર્પ સહિત રાજાની સન્મુખ ફેંકી દીધા અને તેઓ બોલ્યા કે "મહારાજ, આપ આપના પ્રિય સેનાપતિ બાપ્પાને યુદ્ધમાં મોકલો" બાપ્પાએ આ વાત સાંભળી, પરંતુ તેથી તેમના હૃદયમાં જરા પણ ભય વા શંકાનો આવિર્ભાવ થયો નહિ. ઉલટપક્ષે તેઓ દ્વિગુણ ઉત્સાહથી એકલાજ ચિતોડના શત્રુની સામે યુદ્ધ કરવાને ચાલ્યા ગયા. દ્વેષી સામંતોએ પોતાની જાગીરનો ત્યાગ તો કર્યો, પરંતુ તેઓ લજ્જાના માર્યા બાપ્પાની પાછળ ગયા. રાજકુમાર બાપ્પાના અતુલ પરાક્રમની સામે શત્રુઓ ટકી શક્યા નહિ. તેઓ સર્વ પરાજિત થયા. રાજકુમાર બાપ્પા વિજય મેળવીને ચિત્તોડમાં આવ્યા નહિ, પરંતુ પોતાના પૂર્વજોની રાજધાની ગજનીમાં ચાલ્યા ગયા. આ વખતે ગજની નગરમા એક મુસલમાન રાજાનુ રાજ્ય હતું. આ રાજાનુ નામ સલીમ હતું. બાપ્પાએ તેને પદભ્રષ્ટ કર્યો અને તેના સિંહાસનપર એક સૂર્યવંશી સામંતને આરૂઢ કર્યો. તત્પશ્ચાત્ તેઓ પોતાનુ સૈન્ય લઇ ચિત્તોડમા આવ્યા અને પોતાના શત્રુ સલીમની પુત્રી સાથે લગ્ન કર્યું.

દ્વેષથી વ્યથિત થયેલા સામંતો ચિત્તોડના રાજા માનસિંહથી અત્યંત અસંતુષ્ટ થઇ તેનો પરિત્યાગ કરી ચાલ્યા ગયા. રાજાને આથી અત્યંત શોક થયો. રાજાએ સામંતોને બોલાવવાને માટે અનેકવાર પોતાના દૂતોને મોકલ્યા, પરંતુ તેને સફળતા મળી નહિ દ્વેષાંધ બનેલા સામંતોએ દૂતના કહેવાપર લક્ષ આપ્યું નહિ. તેમણે તેમને જણાવ્યુ, "અમે રાજા માનસિંહનુ નિમક ખાધુ છે માટે એક વર્ષ પર્યંત તેની સામે થઇશું નહિ. પછીને માટે સાવધાન રહેજો." એક વર્ષ પૂરૂં થયા પશ્ચાત્ તેમણે પોતાના ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન કરી રાજા માનસિંહ પ્રત્યેનો દ્વેષાગ્નિ શાંત કરવાને માટે એક યોગ્ય સરદારની શોધ કરવા માંડી. જે બાપ્પાને લીધેજ પ્રાધાન્યતઃ તેમના હૃદયમાં દ્વેષાગ્નિ પ્રદીપ્ત થયો હતો તેજ વીરપુરુષના અલૌકિક શૌર્યાદિ ગુણોથી મોહિત થઇ તેમણે તેને સન્માન સહિત પોતાનો સરદાર બનાવ્યો. રાજલોભ કેવો ભયંકર છે! એની મોહિનીમાં જે માણસ લુબ્ધ થાય છે તેને હિતાહિતનું ભાન રહેતુ નથી. તેનું ધર્મજ્ઞાન નષ્ટ થાય છે અને તે કૃતજ્ઞતાના મસ્તકપર લત્તાપ્રહાર કરી પોતાનાપર ઉપકાર

*એમ સાંભળવામાં આવ્યુ છે કે મેવાડના રાણા અદ્યાપિ ઉક્ત બે ધારવાળી તલવારની પૂજા ભક્તિપૂર્વક કરે છે. કર્નલ ટૉડને રાણાકુલના પ્રધાન ભટ્ટોએ આ વાત કહી હતી. તેમણે આ વાત કહેતી વખત ખડ્ગ શુદ્ધિનો જે મંત્ર ઉચ્ચાર્યો હતો તે આ પ્રમાણે છેઃ—

"ગુરૂ ગોરક્ષનાથ, દેવદેવ, એકલિંગ, તક્ષક, મહર્ષિ હારીત અને ભગવતી ભવાનીની આજ્ઞાથી આઘાત કર."

કરનાર મિત્રનું સર્વ નાશ કરવામાં પણ સંકોચ પામતો નથી. દુરાકાંક્ષા બાપ્પાના સંબંધમાં પણ તેમજ બન્યુ. જે મૌર્ય વંશી રાજા કુમાર બાપ્પાનો મામો હતો, જેનો અનુગ્રહજ તેના સૌભાગ્યનું મુખ્ય દ્વાર બન્યુ હતું, અને બાપ્પાને લીધે જે પોતાના સામંતોને અપ્રિય થઇ પડયો હતો તેજ માણસના સમસ્ત ઉપકારોને વિસરી જઇ તેને નિર્દયતાથી બાપ્પાએ પદભ્રષ્ટ કર્યો અને જે સામંતો પૂર્વે તેના પર દ્વેષ રાખતા હતા તેમનીજ સાહાય્યથી ચિત્તોડનુ સિંહાસન પ્રાપ્ત કર્યું. આ સંબંધે વર્ણન કરતાં ભટ્ટ કવિગણો કહે છે કે "બાપ્પાએ મૌર્ય વંશી રાજાના હાથમાંથી ચિત્તોડ ખુંચવી લીધુ અને પોતે તે દેશના 'મૌર' અર્થાત્ મુકુટ સ્વરૂપ બની ગયા. તેમણે ચિત્તોડના સિંહાસનપર આરૂઢ થઇ સર્વ લોકોની સમ્મતિથી "હિંદુ સૂર્ય" "રાજગુરૂ" તથા "ચક્રવે" (સાર્વભૌમ) આ ત્રણ ઉપાધિઓ ધારણ કરી.

મહારાણા બાપ્પાને ઘણાં સંતાન હતાં. તેમાના કેટલાંક સંતાન પોતાના પૂર્વજોના મૂળદેશ સૌરાષ્ટ્રમાં ચાલ્યાં ગયાં અને ત્યાં સમય જતા તેમણે ઘણા પરાક્રમો કર્યા. આઇન-ઈ-અકબરી વાંચવાથી જણાય છે કે સૌરાષ્ટ્ર દેશના બાપ્પા વંશના પચાસ હજાર વીર પુરુષો અકબરના સમયમાં અત્યંત પ્રભાવશાળી થઇ ગયા હતા. બાપ્પાના ઇતર પુત્રોમાંથી પાંચ મારવાડ દેશમાં જઇ વસ્યા. ત્યાં તેઓ ગોહિલ કહેવાયા. પરંતુ થોડા વખતમાં તેમને તે દેશમાંથી હદપાર કરવામા આવ્યા અને હાલમા તેઓ વલ્લભીપુરની આસપાસના ઉજ્જડ પ્રદેશમાં અતિ દીનાવસ્થામાં પોતાનો સમય વ્યતીત કરે છે. તેઓ અધુના પોતાનું પવિત્ર કુલગૌરવ વિસરી ગયા છે અને આરબ લોકોની સાથે વ્યાપાર કરીને પોતાનો નિર્વાહ કરે છે.

મહારાજાધિરાજ બાપ્પાના અંતિમ જીવનનું વર્ણન અત્યંત અદ્દભુત છે રાજપુતો આ અદ્દભુત વૃત્તાંત ગુપ્ત રાખવાની તીવ્ર અભિલાષા રાખે છે જે સમયે મહારાણા બાપ્પાની વય પ્રાયઃ પચાસ વર્ષની થઇ તે સમયે તેઓ પોતાની માતૃભૂમિ, પોતાની સંતતિ અને ઇષ્ટ મિત્રોનો પરિત્યાગ કરીને ખુરાસાન રાજ્યમાં ચાલ્યા ગયા અને તેમણે તે તરફના પ્રદેશો જીતી લઇને ત્યાંની અનેક મ્લેચ્છ સ્ત્રીઓ સાથે વિવાહ કર્યા. આ સ્ત્રીઓના ઉદરથી પણ તેમને અનેક પુત્ર પુત્રીઓની પ્રાપ્તિ થઇ.+

પૂરાં સો વર્ષનુ આયુષ્ય ભોગવીને વીર કેસરી મહારાણા બાપ્પાએ પરમધામ પ્રતિ પ્રયાણ કર્યું. દેલવાડા નરેશની પાસે એક પ્રાચીન ગ્રંથ છે. તે પરથી વિદિત થાય છે કે મહારાણા બાપ્પાએ ઇસ્પહાન, કંદહાર, કાશ્મીર, ઇરાક, ઇરાન, તુરાન, કાફરિસ્તાન પ્રભુતિ હિંદની પશ્ચિમ તરફ આવેલા દેશો જીતી ત્યાંની સ્ત્રીઓ સાથે વિવાહ કર્યા હતા અંતે તેમણે તપસ્વીના વેષે રહી મેરૂ પર્વતની તળેટીમાં પોતાનું જીવન વ્યતીત કર્યું હતું. એમ કહેવાય છે કે બાપ્પા રાવળે જીવંત અવસ્થામાંજ સમાધિ ગ્રહણ કરી હતી. આ સર્વ સ્ત્રીઓદ્વારા તેમને ૧૩૦ પુત્રો થયા હતા. તેમના આ પુત્રો ઇતિહાસમાં નૌશેરા પઠાણના નામથી પ્રસિદ્ધ થયા છે. તેમના એક એક પુત્રે એક એક રાજવંશની સ્થાપના કરી હતી. બાપ્પા રાવળને હિંદુ સ્ત્રીઓના ઉદરથી ૯૮ પુત્રો થયા હતા. આ સર્વ "અગ્નિ ઉપાસક સૂર્યવંશી"ના નામથી પ્રસિદ્ધ થયા હતા.

ભટ્ટ લોકોના ગ્રંથોમાં બીજું પણ એક અદ્દભુત વૃત્તાંત ઉપલબ્ધ થાય છે. એમ કહેવાય છે કે મહારાણા બાપ્પા જ્યારે પરમ ધામમાં ગયા ત્યારે મુસલમાનો કહેવા લાગ્યા કે 'અમે એમના શરીરને ભૂમિદાહ કરીશું' અને હિંદુઓ કહેવા લાગ્યા કે 'અમે એમને અગ્નિદાહ કરીશું.' આ કારણથી ઉભય પક્ષો વચ્ચે મોટો વાદવિવાદ ઉપસ્થિત થયો. સર્વ પોતપોતાના પક્ષનું સમર્થન કરવા લાગ્યા. ઘણી વાર સુધી કાંઇ નિર્ણય થઇ શક્યો નહિ. અંતે તેમણે મહારાણા બાપ્પાના અંગપર ઓરાઢેલું વસ્ત્ર ઉઘાડીને જોયું તો ત્યાં તેમને નાશવાન પંચતત્ત્વના મૃત શરીરને બદલે શ્વેત રંગનાં કેટલાંક વિકસિત કમલો દ્રષ્ટિ ગોચર થયાં. આ કમળોને ત્યાંથી ઉખેડી માનસરોવરમાં મૂકવામાં આવ્યાં. ઇરાન દેશના નૌશેરવાન પાદશાહના સંબંધમાં પણ બરાબર આવુંજ વૃત્તાંત સાંભળવામાં આવે છે.

મેવાડના રાજવંશના આદ્ય પુરુષ વીરવર બાપ્પા રાવળનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર અત્રે સમાપ્ત

+ આ વાત અસત્ય છે. પ્રાચીન પુસ્તક 'એકલિંગ માહાત્મ્ય'દ્વારા વિદિત થાય છે કે બાપ્પા રાવળે સંવત્ ૮૧૦ માં અર્થાત્ ઈ. સ. ૭૫૪ માં સંન્યાસ લીધો હતો.

થાય છે. હવે તેઓ ક્યા સમયમાં થઇ ગયા તે વિષે મીમાંસા કરીશું. આગળ લખવામાં આવ્યું છે કે મહારાજા શિલાદિત્યના શાસનકાળમાં અર્થાત્ સંવત્ ૨૦૫ માં વલ્લભીપુરનું પતન થયું હતું અને તેમની નવમી પેઢીએ બાપ્પા રાવળનો જન્મ થયો હતો. પરંતુ આશ્ચર્યની વાત છે કે મેવાડના રાણાના મહાલયોમાં જે ઐતિહાસિક ગ્રંથો રાખવામાં આવ્યા છે તે પરથી વિદિત થાય છે કે સંવત્ ૧૯૧ માં અર્થાત્ ઈ. સ. ૧૩૫ માં બાપ્પા રાવળનો જન્મ થયો હતો. વળી એક શિલાલેખ[1] પરથી જણાય છે કે સંવત્ ૭૭૦ માં અર્થાત્ ઇ. સ. ૭૧૪ માં ચિત્તોડમાં મૌર્યવંશી માનસિંહ રાજાનો અધિકાર હતો. રાણાના રાજભુવનમાં જે ઐતિહાસિક ગ્રંથો છે તે સ્પષ્ટાક્ષરથી પ્રકાશિત કરે છે કે બાપ્પા રાવળ રાજા માનસિંહના ભાણેજ હતા. જ્યારે બાપ્પા રાવળની વય પંદર વર્ષની હતી ત્યારે તેમના મામાએ તેમને પોતાના સામંત તરીકે નિયત કર્યા હતા. મહારાણા બાપ્પાએ ચિત્તોડના સામંતોની સાહાય્યથી માનસિંહને પદભ્રષ્ટ કર્યા અને ચિત્તોડના સિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. હવે આપણે સમજી શકતા નથી કે આમાથી કયી વાત સત્ય માનવી? જો બાપ્પાને રાજા માનસિંહના ભાણેજ અને તેમના સમકાલીન માનવામા આવે તો તે પણ અયુક્તિક નથી. સૌરાષ્ટ્રમા સોમનાથના[2] મંદિરમાંથી એક શિલાલેખ મળ્યો છે, તે દ્વારા સર્વ શંકા દૂર થાય છે. ઉક્ત શિલાલેખમાં એક સ્વતંત્ર સંવત્ વિષે થોડોક ઉલ્લેખ છે. આ સંવત્ વિક્રમ સંવતથી ૩૭૫ વર્ષ પાછળ પ્રચલિત થયો છે.

ઉપર જણાવવામા આવ્યુ છે કે સંવત ૨૦૫ મા વલ્લભીપુરનો નાશ થયો હતો. આ પરથી સિદ્ધ થાય છે કે સંવત્ ૨૦૫ એ વલ્લભી સંવત્ હતો. ૨૦૫ મા ૩૭૫ ઉમેરવાથી ૫૮૦ થાય છે અર્થાત્ વિક્રમ સંવત્ ૫૮૦ મા (ઇ. સ. ૫૨૪ મા) મ્લેચ્છોએ વલ્લભીપુરનો નાશ કર્યો હતો.

આ તરફ મૌર્યવંશી રાજાઓના શાસન સંબંધી શિલાલેખ પરથી વિદિત થાય છે કે બાપ્પાનો જન્મ વિક્રમ સંવત્ ૭૭૦ મા થયો હતો. ૭૭૦ માંથી ૫૮૦ બાદ કરવામાં આવે તો ૧૯૦ બાકી રહે છે. આમા માત્ર ૧ નો ઉમેરો કરવામા આવે તો ભટ્ટ કવિઓનુ જણાવેલું વર્ષ મળી રહે છે. ભટ્ટોએ લખ્યું છે કે સંવત્ ૧૯૧ માં બાપ્પાનો જન્મ થયો હતો. આ રીતે એક વર્ષનો અંતર એ કાંઈ હિસાબમાં નથી.

જ્યારે બાપ્પા રાવળ સિંહાસનપર આરૂઢ થયા ત્યારે તેમની વય પંદર વર્ષની હતી. પરંતુ આ વાત સિદ્ધ કરવામા આવી છે કે મૌર્ય શિલાલેખના જણાવેલાં વર્ષ કરતાં તેમનો જન્મ એક વર્ષ પૂર્વે થયો હતો અર્થાત્ સંવત્ ૭૬૯ માં તેમનો જન્મ થયો હતો. આ રીતે ગણતા ૭૬૯+૧૫=૭૮૪ (ઇ.

---

૧ ચિત્તોડના સુપ્રસિદ્ધ માન સરોવરના તટપર એક વિજય સ્તંભ છે, તેમાંથી આ શિલાલેખ નીકળ્યો હતો. આ લેખમાં એક સ્થળે એવો ઉલ્લેખ છે કે મહારાજા માન નગરમાં ભ્રમણ કરતા હતા, તે વખતે એક અતિ વૃદ્ધ માણસ ધીમે ધીમે તેની પાસેથી ચાલ્યો ગયો. આ વૃદ્ધ પુરુષને જોઇને માનસિંહના હૃદયમા એક ગંભીર ભાવનો ઉદય થયો તેમને વિચાર આવ્યો કે મનુષ્યનું જીવન ક્ષણભંગુર છે, કમળની પાંખડીપરના જળબિંદુવત્ આપણું જીવન ચંચળ છે અને રાજ્ય, દ્રવ્ય, રત્નો વગેરે સર્વ ક્ષણભંગુર છે. આ પ્રકારના અનેક વિચારો તેમના મનમાં ઉદ્ભવ્યા, તેથી તેમણે પોતાનું નામ અક્ષય રાખવાને માટે આ વિશાળ સરોવર ખોદાવ્યુ. આ સરોવરથી મહારાજા માનનું નામ અમર થયું છે.

૨ આ સંબંધે નિશ્ચય કરવાને માટે કર્નલ ટૉડે પુષ્કળ ઉદ્યોગ કર્યો. અંતે તેમને પોતાના પરિશ્રમમાં સફળતા પ્રાપ્ત થઇ. શિલાલેખ, તામ્રપત્ર, પ્રાચીન મુદ્રા, કોતરેલા સ્તંભો પ્રભૃતિ મેવાડ સંબંધી સાધનો જ્યાં જ્યાં મળવાનો સંભવ હતો ત્યાં ત્યાં તેઓ જાતે ગયા અને પુષ્કળ પરિશ્રમ કરીને તેમને તપાસ્યાં. સત્ય વૃત્તાંત જાણવાને માટ આ પ્રકારે ખોજ કરતાં કરતાં છ વર્ષો વ્યતીત થઇ ગયાં, પરંતુ કાંઇ પણ ફળ પ્રાપ્ત થયુ નહિ. આખરે તેઓ સંદેહ અને ચિંતામાં નિમગ્ન થઇને ઉદયપુર છોડી સૌરાષ્ટ્રમાં ચાલ્યા ગયા. ગિહ્લોત કુળના ઉક્ત પ્રાચીન સ્થાનમાં એક વાર શોધ કરી જોવાના ઉદ્દેશથી તેઓ ત્યાં ગયા હતા. સદ્ભાગ્યવશાત્ ત્યાં જવાથી તેમનો મનોરથ અને પરિશ્રમ સફળ થયો. ભગીરથ પરિશ્રમ કર્યા પશ્ચાત્ સોમનાથના પ્રસિદ્ધ મંદિરમાં તેમને ઉપલો શિલાલેખ પ્રાપ્ત થયો. આ શિલાલેખમાં શિવસિંહ સંવતનો એક બીજો પણ લેખ ઉપલબ્ધ થાય છે આ સંવત્ વિક્રમ સંવતની ૧૧૬૯ ની સાલમાં પ્રચલિત થયો હતો.

સ. ૭૨૮) મા તેમણે ચિત્તોડનુ સિંહાસન પ્રાપ્ત કર્યું હતું અને એજ વર્ષથી ગિહ્‌લોત કુળના[1] આધિપત્યનો પ્રારંભ થયો હતો. આ સમયથી ૧૧૦૦ વર્ષ સુધીમા ૫૯ રાજાઓ મેવાડના સિંહાસનપર બેઠા.

ગિહ્‌લોત કુળતિલક વીરશ્રેષ્ઠ બાપ્પા રાવળના જન્મનો કાળ નિશ્ચિત કર્યો અને તેની પ્રાચીનતા પણ પ્રમાણિત થઈ. બાપ્પા રાવળ પોતાના સમયના પૃથ્વીના અન્યાન્ય વીર પુરુષોમાં સર્વથી પ્રથમ જન્મ્યા હતા એ કાંઇ થોડા હર્ષની વાત નથી. તે વખતે "કાર્લોવિંજ" વંશના વીરપુરુષો પ્રચંડ બળ પ્રાપ્ત કરી ધીમે ધીમે પોતાનાં વિરાટ્ મસ્તક ઉન્નત કરી રહ્યા હતા અને "ખલીફા વલીદ"ની વિજયશાળી સેના ઇબ્રો નદીને કિનારે પોતાની લીલા રંગની ધ્વજા ફરકાવી સમસ્ત યુરોપને કંપાયમાન કરી રહી હતી.

મેવાડ રાજ્યમાં આયુતપુર નામક એક પ્રાચીન સમૃદ્ધિશાળી નગર હતું. આ નગર અધુના અતિ છિન્નવિચ્છિન્ન અવસ્થામાં છે. અસભ્ય ભીલો અને જંગલી શ્વાપદોનો હાલમાં ત્યાં નિવાસ છે. ઘણા લોકો હાલમાં આ નગરનુ નામ પણ જાણતા નથી. આ નગરનાં ખંડિયેરોમાથી એક શિલાલેખ મળી આવ્યો છે. આ શિલાલેખમાં મહારાણા શક્તિકુમાર સુધીના મેવાડના ચૌદ રાજાઓનું વંશ વિવરણ ઉપલબ્ધ થાય છે. ઉક્ત શિલાલેખમાં વીર કેસરી મહારાણા બાપ્પાનુ વર્ણન શૈલ નામથી કરવામાં આવ્યું છે. ભટ્ટ લોકોના ગ્રંથો તથા રાજકુળની પત્રિકાઓમા જે વર્ણન આવે છે તેમાં અને ઉક્ત શિલાલેખમાં આવેલા વર્ણનમાં પ્રાયઃ એકતા છે. માત્ર તેમાં એક નામનોજ ફરક આવે છે.

મહાશય હ્યુમ જણાવે છે કે "જો કે કવિ લોકો પોતાની કલ્પનાના પ્રાબલ્યથી સત્ય ઇતિહાસને પણ ક્લિષ્ટ બનાવી દે છે, જો કે તેઓ પોતાની ઇચ્છાથી સત્ય વાતને અદ્‌ભુત અલંકારોથી શૃંગારે છે તોપણ તેઓ પ્રાચીન જગતના એકલા ઇતિહાસકાર છે અને તેમના અનેક રંગોથી રંગેલા વૃત્તાંતમાં સત્ય વાર્તા સદા મૂળ ભાવે વિરાજમાન રહે છે" આ ઉત્તમ વાક્ય આ સ્થળે સંપૂર્ણ રીતે ચરિતાર્થ થાય છે. કારણ કે નિર્જન અને વિધ્વસ્ત આયુતપુરનાં ખંડિયેરોની સાથે જેમના નામો ધીમે ધીમે મનુષ્યોની દૃષ્ટિ આગળથી લુપ્ત થતાં જતાં હતાં તે સર્વ નામો મેવાડના ભટ્ટ કુળની મોહક કલ્પનામા ગુપ્ત રીતે સદા વિરાજમાન છે. વીરવર બાપ્પાના સમયમાં પણ મુસલમાન લોકો સિંધુ નદી ઉતરી ભારતભૂમિમા આવ્યા હતા. હીઝરી સંવત્ ૯૫ માં સમ્રાટ્ વલીદનો સેનાપતિ મહમદ બીન કાસિમ સિંધ દેશ જીતી ગંગાના કિનારા સુધી જઈ પહોંચ્યો હતો. આ વૃત્તાંત આરબ લોકોની તવારિખમાં લખવામાં આવ્યુ છે. જો કે "એલ્મેકિન"ના ગ્રંથમા મુસલમાનોએ સિંધ દેશપર આક્રમણ કર્યું હતું એટલીજ વાત ઉપલબ્ધ થાય છે; તથાપિ વિચાર કરવાથી વિદિત થશે કે તે સમયે ભારતવર્ષનાં અનેક રાજ્યો વિદેશી લોકોના આક્રમણથી ઉજ્જડ થઇ ગયાં હતાં. અજમેરના રાજા માણુકરાયનું રાજ્ય ઇસ્વીસનની આઠમી શતાબ્દીમાં વિદેશીઓએ લઈ લીધુ હતું. એમ કહેવાય છે કે આ વિદેશી શત્રુઓ જહાજમાં બેસીને આવ્યા હતા અને અંજાર નામક બંદરે ઉતર્યા હતા. આ વિદેશી શત્રુઓ કાસિમ અને તેના સૈનિકો હતા એ વાતપર જો કોઈ સંદેહ ધારણ કરે તો સિંધરાજ દાહિરનુ વૃત્તાંત વાંચવાથી તેની શંકા નિવૃત્ત થઈ જશે. અબ્દુલફજલ[2] લખે છે કે હીઝરી સન ૯૫ મા (ઇ. સ. ૭૧૩ માં) કાસિમે દાહિર રાજાનો વધ કર્યો હતો અને તેનો પુત્ર નાશીને ચિત્તોડના મૌર્યવંશી રાજા પાસે ગયો હતો.

[3]બાપ્પાથી લઇને શક્તિકુમાર સુધીમાં (બે શતાબ્દીઓમાં) ચિત્તોડના સિંહાસનપર દશ રાજાઓ બેઠા. આ વંશમાં ચાર રાજાઓ મહા પરાક્રમી નીવડયા. આ ચાર ધુરંધર રાજાઓએ ચાર પ્રધાન યુગનો આરંભ કર્યો હતો. પહેલા કનકસેન, ઈ. સ. ૧૪૪; બીજા શિલાદિત્ય, ઈ. સ. ૫૨૫, એમના સમયમાં વલ્લભીપુરનો નાશ થયો; ત્રીજા બાપ્પા, ઈ. સ. ૭૨૮; અને ચોથા શક્તિકુમાર ઈ. સ. ૯૬૮.

---

૧ ગિહ્‌લોત કુળના પંદર રાજાઓ આ પ્રમાણે છેઃ—ગૃહાદિત્ય, ભોજ, મહેન્દ્ર, નાગાદિત્ય, શૈલ (બાપ્પા), અપરાજિત, મહેન્દ્ર, ખલભોજ, ખુમાન, ભર્તૃપાદ, સિંહજી, શ્રીલલિત, નરવાહન, શાલિવાહન, શક્તિકુમાર.

૨ આ વખતે મુહમ્મદ બીન કાસિમ ચિત્તોડ તરફ ચઢી આવ્યો હતો, પરંતુ બાપ્પાએ તેને પરાજિત કર્યો હતો.

૩ ૧ ગોહિલ. ૨ ભોજ. ૩ શીલ. ૪ ખલભોજ. ૫ ભર્તૃ. ૬ આધિસિંહજી. ૭ સુભાયકજી. ૮ ખુમાનજી. ૯ અલ્લટજી. ૧૦ નરવાહનજી.

# અધ્યાય ૩ જો.

## બાપ્પા અને સમરસિંહની વચ્ચેના રાજાઓનું વૃત્તાંત-બાપ્પાનાં સંતાનો-ભારતવર્ષ ઉપર આરબ લોકોનું આક્રમણ-ચિત્તોડનું રક્ષણ કરવાને સમરક્ષેત્રમાં ઉપસ્થિત થયેલા રાજપુત રાજાઓનું સંક્ષિપ્ત વૃત્તાંત.



પૂર્વે જણાવવામા આવ્યુ છે કે ગિહલોત કુલતિલક મહારાણા બાપ્પા સંવત્ ૭૮૪ માં અર્થાત્ ઇ. સ. ૭૨૯ માં ચિત્તોડના સિંહાસનપર બેઠા હતા. તેઓ ચિત્તોડ રાજ્યનો પરિત્યાગ કરીને ઇરાનમા ચાલ્યા ગયા તે સમયથી મહારાણા સમરસિંહના શાસન કાળપર્યંતનો ઈતિહાસ ભટ્ટ લોકોના ગ્રથમાંથી તારવી કાઢી અત્ર આપવામાં આવે છે. આ સમયમાં સમસ્ત મેવાડમા તો શુ પરંતુ સમગ્ર ભારત વર્ષમાં નવીન યુગનો આરંભ થયો હતો. જે વખતે મુસલમાન વીરોના ગગનભેદી સિંહનાદથી આર્યોની ભાગ્ય લક્ષ્મી ચંચલ થઇ, ભારતવર્ષનો રાજમુકુટ ભારતીય આર્ય નૃપતિના મસ્તકપરથી ઉતરી મુસલમાન બાદશાહના શિરપર સ્થાપિત થયો; તે વખતે સમસ્ત આર્યાવર્તમાં એક નવીન યુગનો આરંભ થયો હતો; એ વાતનો સ્વીકાર કોણ નહિ કરશે? વીરવર બાપ્પા રાવળનુ ઇરાન પ્રતિ ગમન અને સમરસિંહના રાજ્યાભિષેક એ બેની વચ્ચે ચાર શતાબ્દીઓ વ્યતીત થઈ ગઈ. આ ચાર શતાબ્દીઓમાં મેવાડના સિંહાસન પર બધા મળીને અષ્ટાદશ રાજાઓ બેઠા હતા. આ સર્વ રાજાઓની કારકીર્દિનો યથાર્થ ઈતિહાસ જો કે ભટ્ટ લોકોના કાવ્ય ગ્રંથોમાં ઉપલબ્ધ થતો નથી તથાપિ જે કાંઇ થોડો પ્રાપ્ત થાય છે તેપરથી વિદિત થાય છે કે ઉક્ત રાજાઓ ખરેખર બાપ્પાના વંશજો જ હતા. તેમની અલૌકિક કીર્તિકથા આજે પણ રાજસ્થાનના અનેક ગિરિઓમાં ગુંજી રહી છે.

આયુતપુરમાંથી પ્રાપ્ત થયેલા શિલાલેખની સાહાય્યથી આગળ પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે મહારાણા બાપ્પા અને સમરસિંહની વચ્ચે શક્તિકુમાર નામક એક રાજા સંવત્ ૧૦૨૪ (ઇ. સ. ૯૬૮)માં મેવાડના સિંહાસનપર આરૂઢ થયો હતો. વળી એક પ્રાચીન વિશ્વસનીય જૈન ગ્રંથપરથી વિદિત થાય છે કે મહારાણા શક્તિકુમારથી ચાર પેઢી પૂર્વે સવત્ ૯૨૨ (ઇ. સ. ૮૬૬) માં બીજો એક પ્રતિભાવાન રાજા ચિત્તોડના સિંહાસનપર વિરાજમાન હતો. આ રાજાનું નામ અલ્લટજી હતું. ખુમાનરાયસા નામક એક પ્રાચીન ગ્રંથપરથી જણાય છે કે બાપ્પા અને સમરસિંહની વચ્ચેના કાળમાં મેવાડ રાજ્યપર એક વાર મુસલમાનોએ આક્રમણ કર્યું હતું. ખુમાન રાણાના સમયમાં આ આક્રમણ થયું હતું. મહારાણા ખુમાને ઇ. સ. ૮૧૨થી ઇ. સ. ૮૩૬ પર્યંત રાજ કર્યું હતું.

તે સમયમાં ભારતવર્ષનો ઇતિહાસ ગાઢ અંધકારથી આવૃત્ત હતો. આ અંધકારમય કાળના ગર્ભમાં પ્રવેશ કરી ભારતવર્ષના તે સમયના ઇતિહાસનો ઉદ્ધાર કરવો કઠિન છે. તથાપિ ભટ્ટ કવિઓના ગ્રંથો, આઇન-ઇ-અકબરી, ફ્રિરિસ્તા પ્રભૃતિ જે ગ્રંથો આ અંધકારમાં દીપકવત્ પ્રકાશે છે તેની સહાયતાથી અમે અમારી શક્તિ અનુસાર મેવાડના ઈતિહાસનો ઉદ્ધાર કરીશું. હાલ પ્રથમ અમે બાપ્પાના સંતાનો વિષે વર્ણન કરીએ છીએ.

ગિહ્લોત કુલમાં સર્વે મળીને ચોવીસ શાખાઓ છે. આ ચોવીસ શાખાઓમાંની કેટલીક મહારાણા બાપ્પાદ્વારા ઉત્પન્ન થઇ હતી. ચિત્તોડ વશ કર્યા પશ્ચાત્ થોડા દિવસે મહારાણા બાપ્પા સૌરાષ્ટ્ર દેશમાં ગયા હતા. સૌરાષ્ટ્ર દેશની નિકટ જે દીવ બંદર છે તેમાં તે વખતે ઇસ્પગુલ[1] નામક રાજા રાજ્ય કરતો હતો. આ રાજાને એક પુત્રી હતી. મહારાણા બાપ્પાએ આ કન્યાની સાથે લગ્ન કર્યું અને તેઓ તેને ચિત્તોડમાં લઇ આવ્યા. તે સમયે દીવ બંદરમાં બાણુ માતા નામની એક મૂર્તિ હતી. બાપ્પા રાવળ પોતાની પત્નીની સાથે બાણમાતાની પ્રતિમાને પણ ચિત્તોડમાં લઇ ગયા. તેમણે જે પવિત્ર મંદિરમા તે માતાની પ્રતિષ્ઠા કરી હતી તેજ મંદિરમાં તે આજ પર્યંત તેવીને તેવી દશામા વિરાજમાન છે. અને આજે પણ મેવાડના ઇષ્ટદેવ એકલિંગની પેઠે તે પૂજાય છે. દીવ બંદરના રાજા ઇસ્પગુલની પુત્રીના ગર્ભથી બાપ્પા રાવળને અપરાજિત નામક એક પુત્ર થયો. ઇસ્પગુલની પુત્રી સાથે લગ્ન કર્યું તે પૂર્વે તેમણે દ્વારકાની નિકટ વસેલા કાલીવાવ નગરના પ્રમાર રાજાની પુત્રી સાથે લગ્ન કર્યું હતું. તેના ગર્ભથી તેમને એક અસીલ નામક પુત્રની પ્રાપ્તિ થઇ હતી. અસીલ તેમનો જ્યેષ્ઠ પુત્ર હતો. પરંતુ તે પિતાનું રાજ્ય છોડીને પોતાના મામાને ત્યાં રહેતો હતો, આથી તેને ચિત્તોડનો રાજમુકુટ પ્રાપ્ત થયો નહિ. બાપ્પાની પછી તેમના સિંહાસનપર અપરાજિત બેઠો હતો.[2] અસીલ જો કે પોતાના પિતાના સિંહાસનપર બેઠો નહિ, તોપણ તેણે સૌરાષ્ટ્રમાં એક રાજ્યની સ્થાપના કરી. તેના વંશજો "અસીલ ગહિલોત" કહેવાયા. સમય જતાં આ રાજપુતો એટલા પ્રતાપી થયા કે મુગલ કુલતિલક પાદશાહ અકબરના સમયમાં તેઓ પચાસ હજાર યોદ્ધાઓ રણાંગણમાં લાવી શક્યા હતા. અપરાજિતના શાસન કાળનું કાંઇ વર્ણન કરવા લાયક વૃત્તાંત ઉપલબ્ધ થતું નથી. અપરાજિતને બે પુત્રો હતા, ખલભોજ અને નંદકુમાર. ઉત્તરાધિકારની પ્રાચીન પ્રણાલિ અનુસાર તેમના જ્યેષ્ઠ કુમાર ખલભોજને સિંહાસન પ્રાપ્ત થયું. નાગદાની ખાણમાં કર્નલ ટૉડને એક શિલાલેખ પ્રાપ્ત થયો હતો. આ શિલાલેખપરથી જે હકીકત પ્રાપ્ત થઇ છે તે દ્વારા સિદ્ધ થાય છે કે અપરાજિત એક શૌર્યવાન રાજા હતો. તેમના કનિષ્ઠ પુત્ર નંદકુમારે દોદા વંશના રાજા ભીમસેનનો સંહાર કરી દક્ષિણમાં આવેલું દેવગઢ નામક રાજ્ય હસ્તગત કર્યું હતું.

મહારાજા [3]ખલભોજનો સ્વર્ગવાસ થયા પશ્ચાત્ પ્રસિદ્ધ મહારાણા ખુમાન ચિત્તોડના સિંહાસનપર બેઠા. મેવાડના ઇતિહાસમાં મહારાણા ખુમાન અત્યંત પ્રસિદ્ધ છે. મહારાણા ખુમાન રાજસિંહાસનપર બેઠા કે તરતજ મુસલમાનોએ ચિત્તોડપર આક્રમણ કર્યું. સ્વતંત્રતાની લીલાભૂમિ પવિત્ર ચિત્તોડપુરીને બળવાન મુસલમાનોએ ઘેરી લીધી. આવી સ્થિતિ જોઇ તે સમયના ક્ષત્રિય રાજાઓ પોતપોતાની સેના લઇને ચિત્તોડનું સંરક્ષણ કરવાને માટે આવ્યા. તેમની સહાયતાથી મહારાણા ખુમાને જે અદ્‌ભુત વીરતાપૂર્વક કઠોર શત્રુઓની ગતિ રોકી હતી તેનું વર્ણન ખુમાન રાસામાં ઉત્તમ પ્રકારે કરવામાં આવ્યું છે. કવિની ચૈતન્યોત્પાદક કવિતા શક્તિના પ્રભાવથી તે સમયના વૃત્તાન્તની મૂર્તિ અત્યંત તેજસ્વિની બની છે. આ ગ્રંથનું પઠન કરવાથી એમ જ્ઞાત થાય છે કે જાણે હમણાં આપણી સામેજ સંગ્રામ ચાલી રહ્યો છે. એમ કહેવાય છે કે બળવાન શત્રુઓએ ચિત્તોડને ઘેરી લઇ ખુમાનની પાસે કર માગ્યો. આથી મહારાણાને અત્યંત ક્રોધ ચઢયો, તેમના રોમે રોમમાંથી ક્રોધાગ્નિ ઝરવા લાગ્યો અને તેમણે આ તિરસ્કરણીય માગણી દર્પ તથા અનાદરપૂર્વક સાંભળીને પ્રચંડ ઘોષથી રણશિંગું ફુંકાવ્યું. તત્ક્ષણ તેમના યોદ્ધાઓ તૈયાર થઇ પરમ ઉત્સાહથી શત્રુઓની સામે લડવાને માટે રણાંગણમાં ગયા. વીરવર

૧ ઈતિહાસમાં એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે કે ચૌલ રાજ્યમાં ઇસ્પગુલનો અધિકાર હતો. અનેક લોકો એને બાણુ રાજાનો પિતા કહે છે.

૨ જે પ્રાચીન લેખપરથી આ વૃત્તાંત લખવામાં આવ્યું છે તેમાં એક સ્થળે જણાવવામાં આવ્યું છે કે અસીલે પોતાના નામપરથી એક કિલ્લાનું નામ અસીલગઢ પાડયું હતું. અસીલના પુત્રનું નામ વિજયપાલ હતું. વિજયપાલ કુમએ રાજ્યપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાનો પ્રયાસ કરતાં દેવી વંશીય લોકોના હાથથી માર્યો ગયો હતો.

૩ ખલભોજનું બીજું નામ કર્ણ હતું. એણેજ મહર્ષિ હારીતના આશ્રમમાં ભગવાન એકલિંગના પવિત્ર મંદિરની પ્રતિષ્ઠા કરી હતી.

બાપ્પાની વિજયવતી ધ્વજા ગર્વસહિત ઉઠાવી સર્વે રાજપુતો શત્રુઓ સામે યુદ્ધ કરવા લાગ્યા. ખરેખર મુસલમાનોએ ખરાબ મુહૂર્તમાં જ ચિત્તોડપુરી પર ઘેરો ઘાલ્યો હતો, તેમણે ખરાબ પળે ગર્વથી ઉન્મત્ત થઇ ખુમાનની પાસે કર માગ્યો હતો મહારાણાને તેઓએ કરેલા અપમાનનુ ફળ બરાબર મળ્યું. ક્ષત્રિયોએ એવી બ્હાદુરી બતાવી કે મુસલમાન સેનાનો મોટો ભાગ કપાઇ ગયો, અને બચ્યા તેઓ જીવ લઇને નાશી ગયા. પણ ખુમાને તેમનો કેડો છોડયો નહિ. રાજપુતોએ મુસલમાન સેનાપતિ મહમૂદને પકડી લીધો અને તેઓ તેને ચિત્તોડમાં લઇ આવ્યા. આ મહમૂદ કોણ હતો ? એ પ્રશ્ન અહીંઆં વિચારવા યોગ્ય છે. જે પરાક્રમી મુસલમાન વીર ગિઝનીના પહાડી પ્રદેશથી ભારતવર્ષમાં આવ્યો હતો તેના નામની સાથે આનુ નામ મળે છે. પરતુ ભિન્ન ભિન્ન વ્યક્તિઓનું નામ એક હોઈ શકે છે. ઉપલો મહમૂદ કોણ હતો, તે પ્રશ્નનો નિર્ણય કરવાને માટે અમે તે સમયમાં ભારતવર્ષ અને અરબસ્તાન વચ્ચે કેવો સંબંધ હતો તે જણાવવાને પ્રવૃત્ત થઇએ છીએ.

ભારતવર્ષનો ધનભંડાર અને રત્નભંડાર વિદેશી મુસલમાનોની આંખમાં ખટકવાથી તેઓ યમદૂતોની પેઠે ચઢી આવી ભારતવર્ષની લક્ષ્મી લૂંટી જવા લાગ્યા. ભારત સતાનોને એ વિદેશીઓના હાથથી કાંઇ થોડુ દુઃખ સહન કરવું પડયુ નથી. ભારતવર્ષનાં કાંઇ થોડાં નગરો અને ગ્રામો તેમના હાથથી નાશ પામ્યાં નથી. જે વખતે ખલીફા ઉમ્મર બગદાદના સિંહાસનપર હતો. તે વખતમાં જ મુસલમાન લોકો પહેલવહેલા હિંદુસ્થાનમાં આવ્યા હતા. તે સમયે વાણિજ્યને માટે ભારતવર્ષમાં બે પ્રદેશો વિખ્યાત હતા. ગુજરાત અને સિંધ. આ ઉભય સંપત્તિશાળી પ્રદેશોનો વ્યાપારી માલ હસ્તગત કરવાને માટે ખલીફા ઉમ્મરે ટાઇગ્રીસ નદીના તટપર બગસરા શહેર વસાવ્યુ. ભારતના વ્યાપારની સંપૂર્ણ ઉન્નતિ જોઇ તેની દુરભિલાષા ધીમે ધીમે વધતી ગઇ. વ્યાપારી માલ હસ્તગત કરીને તે સંતુષ્ટ થયો નહિ. આ સુવર્ણ ભૂમિમાં અમૂલ્ય રત્નો અને વ્યાપારી વસ્તુઓ શી રીતે ઉત્પન્ન થાય છે તે જોવાને માટે તેણે અબ્બુલ આયામ નામના સેનાપતિને એક પ્રચંડ સૈન્ય આપીને ભારતવર્ષમાં મોકલ્યો. અબ્બુલ આયાસ પોતાની સેના લઇને સિંધ દેશમાં આવ્યો. પરતુ હજી આર્યોનુ વીરત્વ નષ્ટ થયુ નહોતું. મુસલમાનોએ ભારતવાસીઓપર અત્યાચાર કરવાથી આર્યોનુ વીરત્વ "આરોર" નામક સ્થાનમાં પ્રચડ જવાળા સાથે પ્રદીપ્ત થયું. આયાસ આ વીરત્વ રૂપી અગ્નિની જવાળામાં બળીને ભસ્મ થયો. ખલીફા ઉમ્મરના મૃત્યુ પશ્ચાત્ ખલીફા ઉસ્માન તેના સિંહાસનપર બેઠો. તેણે સિંહાસનપર બેસી તરતજ ભારતવર્ષની અતઃસ્થિતિનું નિરીક્ષણ કરવાને માટે દૂત મોકલ્યો અને ભારતવર્ષપર આક્રમણ કરવાને માટે પ્રચડ સેનાની તૈયારી કરવા લાગ્યો. પરંતુ ઉસ્માનની ઇચ્છા મનમાં ને મનમા જ રહી ગઇ !

ખલીફાઅલી બગદાદના સિંહાસનપર બેઠો ત્યારે તેના સેનાપતિઓએ સિંધ દેશ જીતી લીધો હતો, પરંતુ તેઓ પણ દીર્ઘ સમય પર્યંત તે દેશપર પોતાનો અધિકાર સ્થિત રાખી શકયા નહોતા. ખલીફાના મૃત્યુ પશ્ચાત્ તેમનાપર એવી વિપત્તિઓ આવી પડી કે તેમને વ્યાકુળ થઈ ભારતવર્ષનો ત્યાગ કરવો પડયો. તદુપરાંત ખલીફા અબ્બુલમલિક અને ખોરાસાનના પાદશાહ યઝીદના સમયમાં પણ આ પ્રકારે ભારતવર્ષને જીતવાની તૈયારીઓ થયેલી, પરંતુ તે નિષ્ફળ ગઇ હતી. આ પ્રકારે કેટલોક સમય વ્યતીત થઇ ગયો. હવે ભારતવર્ષની દુર્દશાનો સમય નિકટ આવતો ગયો. ખલીફા વલીદ પોતાના સિંહાસનપર બેઠો અને તરતજ પોતાના પ્રચંડ સૈન્યને સજ્જ કરીને ભારતવર્ષપર ચઢી આવ્યો. તેની ગતિને કોઈ રોકી શકયું નહિ. તેણે સિંધ અને તેની પાસેનો થોડા દેશ જીતી લીધો. એમ કહેવાય છે કે ગગાના પશ્ચિમ કિનારાપર આવેલા પ્રદેશના રાજાઓ પણ વિજયી વલીદના અપૂર્વ પરાક્રમની આગળ મસ્તક નમાવી તેના પંજામાંથી મુક્ત થવાને માટે તેને કર આપવા લાગ્યા હતા. મુસલમાનોનો તે સુવર્ણયુગ હતો એમ કહીશું તોપણ ચાલશે. કારણ કે તેમના પરાક્રમરૂપી અગ્નિને રોકવાને જે જે રાજાઓ તૈયાર થયા તેઓ ઉલટા તેજ અગ્નિમાં પતંગની પેઠે ભસ્મ થઈ ગયા. મુસલમાનોની વીરતા અને તેમના ઉત્સાહનું વૃત્તાંત વાંચવાથી આપણાં હૃદય ધડકવા લાગે છે. અધિક શું કહીએ ? મુસલમાનોએ એકજ સમયમાં પૂર્વ અને પશ્ચિમનાં બે વિશાળ રાજ્યોને અપૂર્વ વીરતાથી જડમૂળથી ઉખેડી નાંખ્યાં હતાં. આ

તરફ સિંધુ નદીની પાસેના દાહિરના રાજ્યની અવનતિ થતાંની સાથે ભારતવર્ષનો નાશ થવાની સૂચના થઈ અને પશ્ચિમ તરફ અંતિમ ગૉથ વીરવર રૉડરિકના 'અંદલુસ' રાજ્યની પરિસમાપ્તિ થઇ.

ઉક્ત ઉભય ભયાનક ઘટનાઓ મુસલમાનોના અપૂર્વ વીરત્વનું અક્ષય ઉદાહરણ બતાવતી જગતના ઈતિહાસમાં રૂધિરના અક્ષરથી સદા અંકિત રહેશે.

ખલીફા વલીદના સેનાપતિ મહમૂદ બિન કાસિમે હીજરીસન ૯૯ (ઈ. સ. ૭૧૮)ના પ્રારંભમાં ભારતભૂમિમાં આવી સિંધના રાજા દાહિરપર આક્રમણ કર્યું હતું. મુસલમાન વીરોના કરાલ ગ્રાસમાંથી દેશનું સંરક્ષણ કરવાને માટે દાહિરે ઘોર સંગ્રામ કર્યો. પરંતુ તે કોઇ પણ પ્રકારે દેશની રક્ષા કરી શક્યો નહિ. ઉક્ત મુસલમાન સેનાપતિના પંજામાં ફસી તે રાજાને પોતાનું રાજ્ય, ધન, ગૌરવ અને અંતે પ્રાણની પણ આહુતિ આપવી પડી. વિજયી કાસિમે જય અને લૂંટના માલની સાથે ઉક્ત ક્ષત્રિય રાજાની બે લાવણ્યમયી કન્યાઓને પણ પોતાના ખલીફાની પાસે ભેટ તરિકે મોકલી દીધી. પરંતુ ઉક્ત ઉભય વીર કન્યાઓ દ્વારાજ કાસિમનો નાશ થયો. આઇન-ઇ-અ કબરી અને ફરિશ્તામાં એવો ઉલ્લેખ છે કે જ્યારે ઉક્ત કન્યાઓ દમાસ્કસ નગરમાં પહોંચી ત્યારે ખલીફાએ તેમના રૂપ લાવણ્યની પુષ્કળ પ્રશંસા સાંભળી. રણાંગણમાં વિજય મળવાથી તેનું હૃદય અસંત પ્રફુલ્લિત થયુ હતું, અને ઉક્ત કન્યાના સૌંદર્યની પ્રશંસા સાંભળી તેના આનંદમાં બમણો વધારો થયો. ઉક્ત ઉભય સુંદરીઓના અનુપમ લાવણ્યનો ઉપભોગ લેવાને માટે તેનું હૃદય ઉછાળા મારવા લાગ્યું. તેની પાપવૃત્તિ ઉશ્કેરાઇ આવી. વિહાર ભુવનમાં આવીને તેણે જયેષ્ઠ કન્યાને પોતાની સમક્ષ તેડી લાવવાની પોતાના દાસોને આજ્ઞા કરી. ઉક્ત આજ્ઞાનું શીઘ્ર પાલન થયું. ક્ષત્રિય કુલની કમલિનીને કામથી ઉન્મત્ત બનેલા હાથી સમાન નિર્દય યવનની સમક્ષ લઇ જવામાં આવી.

નિરાધાર અનાથ રાજપુત બાળાને મ્લેચ્છની વિષયવાંચ્છના તૃપ્ત કરવાને માટે કઠોર સ્થાનમાં મોકલવામાં આવી. આ સ્થળે તેનું રક્ષણ કરનાર કોણ હતું ? સિંધના અધિપતિ દાહિરના પવિત્ર કુલને ચિર કલંકથી કોણ બચાવી શકે એમ હતું ? આજે રાજપુત ગૌરવ, કુલાભિમાન નષ્ટ થવાની અણીપર હતું ! જયેષ્ઠ રાજકુમારીએ પોતાના સતીત્વ રત્નની રક્ષા કરવાનો બીજો કોઇ ઉપાય ન જોઈ ચતુરાઈથી પોતાનો ઉદ્દેશ સાધ્ય કર્યો. ખલીફા તેની પાસે આવ્યો કે તરતજ તે રોવા લાગી અને બોલી "ખુદાવિંદ ! પાદશાહ સલામત ! આપ મુઝકો ન છુએં, યહ જિસ્મ આપકે દસ્ત મુબારકસે છુએ જાનેકે કાબિલ નહિં હૈ. નાલાયક કાસિમને જબરદસ્તી કરકે પહિલેહી હમ દોનોંકી ઇજ્જત લેલી હૈ." આ અદ્‌ભૂત વાત સાંભળી ખલીફાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેના રોમરોમમાંથી ક્રોધાગ્નિની ચિણગારીઓ નીકળવા લાગી. તેણે તરતજ કાસિમને કઠોર દંડ આપવાની આજ્ઞા કરી. તે બોલ્યો "કાસિમને જીવંત દશામાંજ કાચી દુર્ગંધી ખાલમાં શીવીને અહીંઆં લઇ આવો" પાદશાહની આ આજ્ઞા પ્રમાણે તરતજ અમલ કરવામાં આવ્યો. હતભાગ્ય કાસિમે ખલીફાના ક્રોધાગ્નિમાં પતિત થઇ પોતાની પ્રતિષ્ઠા અને પ્રાણ ઉભય ગુમાવ્યાં. પવિત્ર રાજપુત સતીએ ચતુરાઇથી પોતાનાં શિયળનું સંરક્ષણ કર્યું. ખલીફા સત્ય વાત જાણી શક્યો નહિ.*

ઉપલી ઘટના બન્યા પછી થોડા વખતમાં મુસલમાનોએ ભારતવર્ષમાં આવીને કોઇ હિંદુ રાજ્ય ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો કે નહિ તે વિષે ઐતિહાસિક ગ્રંથોમાં કશો ઉલ્લેખ ઉપલબ્ધ થતો નથી. કેવળ એટલુંજ જણાય છે કે વલીદની પછી મન્સુરના શાસન કાળમાં તેના સેનાપતિ મહિદે રાજદ્રોહ કર્યો અને તે પોતાના સમ્રાટના ક્રોધાગ્નિમાંથી બચવાને માટે સિંધ દેશમાં નાશી ગયો. આ વાત ઘણીજ સાધારણ છે. તેથી તેનું વિશેષ સંશોધન કરવાની કાંઇ જરૂર નથી. જે વખતે આ મન્સૂર સ્વયંખલીફા નહિ, પરંતુ ખલીફા અબ્બાસનો પ્રતિનિધિ હતો ત્યારે સિંધ દેશ અને ભારત વર્ષના પશ્ચિમ ભાગનાં અન્યાન્ય રાજ્યો તેના તાબામાં હતાં. એના સમયમાંજ વીરવર બાપ્પા રાવળ સ્વદેશનો ત્યાગ કરી ઇરાનમાં ગયા હતા.

* આ બનાવ ઉપર વિસ્તારથી યોજાયલી એક ઐતિહાસિક વાર્તા "હિંદની ઐતિહાસિક વાતો" નામે "વિવિધ ગ્રંથમાળા" દ્વારા સ્વલ્પ સમયમાં પ્રસિદ્ધ થનાર એક પુસ્તકમાં આવનાર છે-ગ્રંથી.

## ગિહ્લોત રાજાઓ અને તેમના સમકાલીન મુસલમાન પાદશાહોની સંક્ષિપ્ત સૂચિ.

| ગિહ્લોત. | રાજ્ય કાળ. | | બગદાદના ખલીફા. | રાજ્યકાળ. | |
|---|---|---|---|---|---|
| | સંવત્ | ઇ. સ. | | હીઝરી. સ. | ઇ. |
| બાપ્પાનો જન્મ | ૭૬૯ | ૭૧૩ | વલીદ (૧૧ મો) | ૮૬ થી ૯૬ | ૭૦૫થી૭૧૫ |
| ચિત્તોડમાં અધિકાર | ૭૮૪ | ૭૨૮ | ઉમ્મર (૨ જો) | ૯૦ થી ૧૦૨ | ૭૧૮થી૭૨૧ |
| મેવાડ શાસન | ,, | ,, | | | |
| ચિત્તોડ ત્યાગ | ૮૨૦ | ૭૬૪ | હસન (૧૫ મો) | ૧૦૪થી૧૨૫ | ૭૨૩થી૭૪૨ |
| અપરાજિત | ,, | ,, | મન્સૂર (૨૧ મો) | ૧૩૬થી૧૫૮ | ૭૫૪થી૭૭૫ |
| ખલભોજ | ,, | ,, | | | |
| ખુમાન | ૮૬૨થી ૮૯૨ | ૮૧૨થી ૮૩૬ | હારૂન રશિદ (૨૪ મો) | ૧૭૦થી૧૯૩ | ૭૮૬થી૮૦૯ |
| ભર્તૃભાટ | ,, | ,, | મામૂન (૨૬ મો) | ૧૯૮થી૨૧૮ | ૮૧૩થી૮૩૩ |
| ઉલ્લુટ | ,, | ,, | | | |
| નરવાહન | ,, | ,, | | | |
| શાલિવાહન | ,, | ,, | ગિઝનીના નૃપતિ | | |
| શક્તિકુમાર | ૧૦૨૪ | ૯૬૮ | અલપ્તગીન | ૩૫૦ | ૯૫૭ |
| અ બાપ્રસાદ | ,, | ,, | | | |
| નરવર્મ | ,, | ,, | સબક્તગીન | ૩૬૭ | ૯૭૭ |
| યશોવર્મ | ,, | ,, | મહમૂદ | ૩૮૭થી૪૧૮ | ૯૯૭ થી ૧૦૨૭ |

જગત્ પ્રસિદ્ધ નૃપતિ શાર્લિમાનના સમકાલીન ખલીફા હારૂન રશિદે જ્યારે પોતાના પુત્રોને પોતાનું રાજ્ય વ્હેંચી આપ્યું ત્યારે તેણે પોતાના દ્વિતીય પુત્ર અલમામૂનને ખોરાસાન, જબૂલીસ્તાન, કાબૂલ, સિંધ અને ભારતવર્ષ એટલા દેશો આપ્યા હતા. ખલીફાના મૃત્યુથી થોડા દિવસ પશ્ચાત્ શાહજાદા મામૂને પોતાના જ્યેષ્ઠ બંધુને સિંહાસનપરથી પદભ્રષ્ટ કર્યો અને ઇ. સ. ૮૧૩ માં તે સ્વયં ખલીફા બની બેઠો. મામૂને ઈ. સ. ૮૩૩ પર્યંત રાજ્ય ભોગવ્યું. એના શાસનકાળમાં મહારાણા ખુમાન ચિતોડના સિંહાસનપર વિરાજમાન હતા. ઉદયપુરના રાજભુવનમાં ભટ્ટ લોકોના જે ગ્રંથો રાખવામાં આવ્યા છે તે વાંચવાથી જણાય છે કે ખોરાસાનાધિપતિ મહમૂદે જબુલીસ્તાનથી આવીને ચિત્તોડપર આક્રમણ કર્યું હતું. આ આક્રમણનો જે સમય નિર્દિષ્ટ કરવામાં આવ્યો છે તે સમયે ખોરાસાનમાં કોઇ મહમૂદ નામના પાદશાહનો અધિકાર નહોતો. આ પરથી જણાય છે કે ઇતિહાસ વેત્તાઓએ મામૂનને ઠેકાણે ભૂલથી મહમૂદ શબ્દ વાપર્યો છે.

આ ઘટના પશ્ચાત્ ૨૦ વર્ષ પર્યંત અતિ પરાક્રમી મુસલમાનોએ પુનઃ ભારતવર્ષપર આક્રમણ કર્યું નહોતું. આ વખતે ધીમે ધીમે તેમનો પ્રભાવ મંદ થવા લાગ્યો હતો. ભારતવર્ષના જે દેશોપર તેમણે પોતાની સત્તા સ્થાપિત કરી હતી તેમાંના સિંધ શિવાયના સર્વ દેશો તેમની સત્તા નીચેથી નીકળી ગયા. હારૂન–અલ–રશિદનો પ્રૌત્ર મુતાવિકેલ ઇ. સ. ૮૫૦ માં બગદાદના સિંહાસનપર બેઠો હતો. મુતાવિકેલના મરણ પશ્ચાત્ તેના પૂર્વજોની પ્રાચીન શહેનશાહત કંપાયમાન થવા લાગી. આ રાજ્યનાં અધઃપતનની વાત સાંભળી આપણને પણ શોક થાય છે. જે બગદાદના ખલીફાઓએ પોતાની વીરતાથી એક વખત યૂરોપ અને એશિયામાં ખળભળાટ મચાવી મૂક્યો હતો તે બગદાદનાં રાજ્યનું એક સાધારણ વ્યાપારના સોદાની પેઠે ખુલ્લી બજારમાં લીલાંઉ કરવામાં આવ્યું. જેણે અધિક મૂલ્ય આપ્યુ તેણે તેને ખરીદ્યું. આવી તેની સ્થિતિ થઈ ગઈ હતી.

જે સમયે બગદાદની આવી શોચનીય સ્થિતિ થઇ તે સમયથી ખલીફાઓનો હિંદુસ્થાનની સાથેનો

રહ્યો સહ્યો સંબંધ પણ તૂટી ગયો. આ વખતથી હિંદુસ્થાન મુસલમાનોના આક્રમણથી મુક્ત બન્યો. પરંતુ દુર્ભાગ્યવશાત્ તેની આ મુક્તિ માત્ર થોડા દિવસોજ ટકી. થોડા વખતમાં ભારતના ભાવી નાશનું બીજારોપણ કરવાને માટે ખુરાસાનનો શાસક§ સબક્તગીન પોતાનું સૈન્ય લઈને ભારતવર્ષપર ચઢી આવ્યો. હીઝરી સન ૩૬૫ માં અર્થાત્ ઈ. સ. ૯૭૫ માં તેણે સિંધુ નદ ઉતરીને ભારતવર્ષમાં પ્રવેશ કર્યો. આ વખતે તેના અતુલ પરાક્રમની આગળ સેંકડો હિંદુઓ બળીને ભસ્મ થઇ ગયા અને સેંકડો હિંદુઓ પોતાનો શુદ્ધ સનાતન ધર્મ છોડી મુસલમાન બન્યા. એજ શતાબ્દીના અંતિમ ભાગમાં સબક્તગીને પુનઃ એકવાર ભારતવર્ષપર આક્રમણ કર્યું. આ વખતે પણ તેના સૈનિકોએ એક હાથમાં કુરાન અને બીજા હાથમાં તલવાર ગ્રહણ કરી ભારતવાસીઓને અસહ્ય દુઃખ દીધું અને પોતાની ઘોર નીચતા તથા કઠોરતાનો પરિચય કરાવ્યો.

આ વખતે મુસલમાનોએ ભારતવાસીઓની જે ખરાબી કરી હતી તેનો વિચાર આવતાં આજે પણ હૃદયમાં શોકાગ્નિ પ્રદીપ્ત થાય છે. સબક્તગીને બીજી વાર જ્યારે ભારતવર્ષપર આક્રમણ કર્યું ત્યારે તેની સાથે તેનો પુત્ર-ભારતવર્ષનો પ્રચંડ રાહુ-મહમૂદ પણ તેની સાથે આવ્યો હતો. આ વખતે મહમૂદની ઉમ્મર ઘણી નાની હતી. પરંતુ આટલી નાની વયમાં તે પોતાના પિતાના અનર્થકારી મંત્રનો જપ કરવા શીખી ગયો હતો. ભારતનાં રત્નો હરી જઈ તેનું સત્યાનાશ કરવાની કલ્પના તે કાળથી જ તેના હૃદયમાં ઉત્પન્ન થઇ હતી. પિતાનું સિંહાસન પ્રાપ્ત થતાંજ મહમૂદે પોતાના વિચારને કૃતિમાં લાવવાનો નિશ્ચય કર્યો. મહમૂદની આ રાક્ષસી કલ્પના સિદ્ધ થવાથી ભારતવર્ષનું જે અનિષ્ટ થયું તેનાં શોચનીય ચિન્હો અદ્યાપિ આર્યાવર્તમાં સ્થળે સ્થળે વિદ્યમાન છે. સોમનાથ, ચિત્તોડ અને ગિરનારનાં દેવમંદિરો તેના પાશવ અત્યાચારની સાક્ષી હજી સુધી જગતને આપે છે. મહમૂદ ભારતવર્ષપર બાર વાર ચઢી આવ્યો હતો. તેણે સંપત્તિ લૂંટી, નગરો, ગ્રામો અને મંદિરોને બાળીજાળી, લૂંટી, તોડી ફોડી છિન્નભિન્ન કરી ધૂલમાં મેળવી દીધાં. આખા ભારતવર્ષને તેણે સ્મશાન સમાન બનાવી મૂક્યો એમ કહીશું તોપણ ચાલશે. ઉપરાછાપરી બારવાર આક્રમણ કરવાથી ભારતના હૃદયમાં જે ભયંકર ઘાવ પડયા છે તે અદ્યાપિ કોઇ પણ ચિકિત્સકની ઔષધિથી રૂઝાયા નથી. જે વખતે આ હિંદુદ્વેષી મુસલમાને સર્વ સંહારક મંત્રનો જપ કરી પિશાચના જેવી નિર્દયતા, સ્વાર્થિતા અને કઠોરતાનો જગતને પરિચય કરાવ્યો હતો તે વખત ભૂતકાળના ગર્ભમાં કોણ જાણે ક્યાં અદ્રશ્ય થઈ ગયો છે. મહમૂદ આજે ક્યાં પડયો તે કોઇ જાણતું પણ નથી. જે ગિઝની નગરીને શૃંગારવાને માટે તે ભારતવર્ષની ઇંદ્રપુરી સમાન અનેક નગરીઓના અલંકાર લૂંટી ગયો હતો તે એક વખત બની ઠનીને યવનરાજની શિરતાજ બની ગઇ હતી. પરંતુ આજે તેજ ગિઝની નગરીની અત્યંત ઘોર દુર્દશા થઇ છે. જાણે કે તેનાં ખંડિયેરોમાંથી પ્રકૃતિ દેવી ઉચ્ચ અને ગંભીર સ્વરે એમ ન કહેતી હોય કે **“ હે માનવીઓ ! મનુષ્યનું જીવન કેટલું તુચ્છ છે ! તમારો વૈભવ કેવો ચંચલ છે ! તમારો ગર્વ કેટલા કાળ સુધી નિભશે ? ”**

હિઝરી સનની પ્રથમ શતાબ્દીથી ચતુર્થ શતાબ્દીના અંત પર્યંતના ખલીફાઓ અને મેવાડના રાજાઓનું જે અલ્પ વર્ણન પ્રાપ્ત થયું તેની સંક્ષિપ્ત સમાલોચના કરવામાં આવી. અગત્ય જણાવાથી અમે મૂળ વાતને મૂકી ઘણે દૂર નીકળી ગયા હતા. પરંતુ હવે અમે પુનઃ મૂળ વૃત્તાંતપર આવીએ છીએ.

§ કર્નલ ટૉડ જણાવે છે કે સબક્તગીનના પિતાનું નામ અલપ્તગીન હતું, પરંતુ ડિગાયન ડિ હારવિલ્ટ અને બ્રિગ પ્રભૃતિ ઇતિહાસવેત્તાઓના મતનું અવલંબન કરીને મહાશય એલ્ફીન્સ્ટન લખે છે કે વાસ્તવમાં તે અલપ્તગીનનો વેચાતો લીધેલો ગુલામ હતો. તુર્કસ્તાનના કોઇ સોદાગર પાસેથી તેણે તેને ખરીદી લીધો હતો. પછી તેના ઉત્તમ ગુણો જોઇને તેને ઉચ્ચ પદીઓપર ચઢાવ્યો અને પાછળથી પોતાની કન્યા સાથે તેનો વિવાહ કરી દીધો. અબુલ ફીદા જણાવે છે કે અલપ્તગીને સબક્તગીનની સાથે પોતાની પુત્રીનો વિવાહ કરીને, તેણે પોતે તેને પોતાના રાજ્યનો ઉત્તરાધિકારી બનાવ્યો હતો. પરંતુ ફરિસ્તા કાંઇ બીજી જ વાત જણાવે છે. તે જણાવે છે કે અલપ્તગીનને ઇસહાક નામનો એક પુત્ર હતો. તે પોતાના પિતાના અવસાનપર ગાદીએ બેઠો હતો. પરંતુ અલ્પકાળમાં તે મૃત્યુ પામ્યો, તેથી સબક્તગીને તેની ગાદીપર બેસી તેની ભગિનીની સાથે વિવાહ કર્યો. ( Elphinstone's History of India. P. 320 ).

પૂર્વે કહેવામાં આવ્યું છે કે મૌર્યવંશી ચિત્તોડાધિપતિ માનસિંહના શાસનકાળમાં મ્લેચ્છોએ તેનાપર આક્રમણ કર્યું હતું અને તેજ વખતમાં રાજકુમાર બાપ્પાની ઉન્નતિનો આરંભ થયો હતો. એમ જણાય છે કે કાંતો યઝીદ આજ મુસલમાનોનો અગ્રેસર હતો અથવા તો મહમૂદ બીન કાસિમે સિંધ દેશ જીત્યા પછી ચિત્તોડપર આક્રમણ કર્યું હતું. પરંતુ આ બેમાંથી કોણે ચિત્તોડપર આક્રમણ કર્યું હતું તેનો નિર્ણય કરવો અતિ કઠિન છે, કારણકે મુસલમાન લોકોના ઈતિહાસમાં આ સંબંધે કાંઈ પણ ઉલ્લેખ ઉપલબ્ધ થતો નથી. જે યુદ્ધોમાં ખલીફાઓએ અથવા મુસલમાન સેનાના નાયકોએ હિંદુઓને પરાજિત કર્યા હતા તેજ યુદ્ધો વિષે મુસલમાની તવારિખોમાં વર્ણન ઉપલબ્ધ થાય છે. ખલીફાના જે સેનાપતિઓ અથવા વિદ્રોહી લોકો હિંદુસ્થાનપર ચઢી આવતા હતા તેમને વિષે પણ કાંઇ વર્ણન મુસલમાની ઈતિહાસમાં નથી. કદાચ તેમણે પોતાના જાતિબંધુઓની માનહાનિ છુપાવવાને માટે આ પ્રકારનું વર્ણન નહિ કર્યું હોય. આ પ્રકારનું વર્ણન માત્ર ભટ્ટ લોકોના કાવ્ય ગ્રંથોમાંજ ઉપલબ્ધ થાય છે.‡ જોકે આ ગ્રંથોમાં અતિશયોક્તિ બહુ છે તથાપિ શોધ કરવાથી ઘણું ઐતિહાસિક વૃત્તાંત સંગ્રહિત થઇ શકે છે. ખલીફાઓના સમયમાં હિંદુસ્થાનમાં ભારે અશાંતિ મચી રહી હતી. અનેક અભાગી રાજાઓને સિંહાસનપરથી ઉતારી મૂકવામાં આવ્યા હતા, અનેકને જાનથી મારી નાંખવામાં આવ્યા હતા; ચારે તરફથી 'મારો મારો' એવા ધ્વનિ સંભળાતા હતા અને ચારે તરફથી પ્રજા 'હાય હાય' કરતી હતી. કોઇના જીવને શાન્તિ નહોતી. જે મુસલમાન વીરે ભારતવર્ષમાં આ પ્રકારનો કોલાહલ મચાવી મૂકયો હતો તેનું વર્ણન હિંદુ ઐતિહાસિક ગ્રંથોમાં અનેક પ્રકારે ઉપલબ્ધ થાય છે. હિંદુ ઇતિહાસવેત્તાઓએ આ હિંદુ દ્વેષી યવનને ક્યાંક દૈત્ય, ક્યાક રાક્ષસ અને ક્યાંક જાદુગર કહ્યો છે. કોઇક સ્થળે તેને સિંધ દેશથી આવેલો અને કોઇક સ્થળે તેને જહાજમાં બેસી સમુદ્ર માર્ગે આવેલો જણાવ્યો છે. ભારતની શાંતિનો નાશ કરનાર આ પ્રચંડ વૈરી કોણ હતો તેના સંબંધમાં ભિન્ન ભિન્ન મતો આપવામાં આવ્યા છે.

ગિહ્લોત, ચૌહાણ અને જાદવ લોકોના ઐતિહાસિક ગ્રંથોપરથી જણાય છે કે સંવત્ ૭૫૦ થી ૭૮૦ સુધી અર્થાત્ ઈ. સ. ૬૯૪ થી ૭૨૪ સુધી ઉપલા નૃપકુલોનાં રાજ્યોમાં મહા કોલાહલ મચી રહ્યો હતો. પરંતુ આ કોલાહલ કોણે મચાવ્યો હતો તે કાંઇ સમજાતું નથી. એમ કહેવાય છે કે હીઝરી સન ૭૫ માં અર્થાત્ સંવત્ ૭૫૦ માં એક યદુવંશી ભટ્ટ રાજાને તેની રાજધાની શાલપુરથી નશાડી મૂકવામાં આવેલો હોવાથી તેણે શતદ્રુ નદીની પૂર્વે આવેલી મરૂ ભૂમિમાં આશ્રય લીધો હતો. જે શત્રુએ ઉક્ત રાજાને આવી શોચનીય દશામાં આણી મૂકયો હતો તેનું નામ ભટ્ટ લોકોના ગ્રંથોમાં

‡ ભટ્ટ લોકોના કાવ્ય ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે રોશનઅલી નામના એક ફકીરે ગઢવિપ્લી (અજમેરનું પ્રાચીન નામ) માં આવીને ત્યાંના રાજાના નવનીતપાત્રમાં એકદમ હાથ ઘાલી દીધો. રાજાની આજ્ઞાથી તેની આંગળી કાપી નાંખવામાં આવી. આ કપાઈ ગયેલી આંગળીઓ આકાશમાં ઉડતી ઉડતી મક્કામાં પહોંચી ગઇ. જ્યારે તે આંગળીઓને ખલીફાની સમક્ષ લાવવામાં આવી ત્યારે તેણે શીઘ્ર તે આંગળીઓને ઓળખી અને હિંદુ રાજાના આ અત્યાચારનો બદલો લેવાને માટે સૈન્યને તૈયાર કરવાની આજ્ઞા કરી. કેટલાક સ્વારોએ સોદાગરનો વેષ લઇ અજમેર જઈ તેને ઘેરી લીધું. આ કથાનકના કલ્પનાવાળા ભાગને છોડી દેવામાં આવે તો આપણને જ્ઞાત થશે કે મુસલમાન ધર્મનો પ્રચારક રોશનઅલ્લી જ્યારે હિંદમાં પહેલીવાર આવ્યો ત્યારે અજમેરના મહારાજાએ તેનું કાંઇ અપમાન કર્યું હશે. આથી ખલીફાએ અજમેરપર આક્રમણ કરવાને માટે પોતાના માણસ મોકલી આપ્યા. મુસલમાનોના આ આક્રમણના સમયમાં અજમેરમાં અજયપાલ નામક એક રજપુત રાજા રાજ્ય કરતો હતો. જહાજમાં બેસીને આવતા યવનોના વર્તમાન મળતાં જ અજયપાલ કચ્છમાં આવેલા અંજાર નામક નગરમાં સેનાસહિત ચાલ્યો ગયો. આ સ્થળે ઉભય દળો વચ્ચે ઘોર સંગ્રામ થયો. રાજા અજયપાલ મુસલમાનોની ગતિ રોકી શકયો નહિ, અને તે તેજ સ્થળે માર્યો ગયો. આ સંગ્રામ સ્થળે એક વેદી બનાવવામાં આવી. આ વેદી ઉપર મહારાજા અજયપાલની એક પાષાણ મૂર્તિ સ્થાપિત થઈ. મહારાજાને એક અશ્વ ઉપર આરૂઢ થયેલા અને ભાલો ફેંકતા જણાવવામાં આવ્યા છે. આ સંગ્રામ સ્થળે "અજયપાલકા મેળા" એ નામનો મેળો પ્રતિ વર્ષે ભરાય છે. આ મેળામાં હજારો માણસો એકઠાં થાય છે.

ફરીદ જણાવવામાં આવ્યું છે. વળી બીજી તરફ એવો ઉલ્લેખ છે કે અજમેરનો ચૌહાણ રાજા માણેક-રાય બરાબર આજ સમયે શત્રુ દલથી ઘેરાઈ ગયો હતો અને તેણે પોતાના દેશની રક્ષા કરવાનો પ્રયત્ન કરતાં સમરભૂમિમાં પ્રાણ ખોયા હતા.§

પંજાબ દેશનો સિંધુ સાગર નામક દુઆબ તે વખતે ખીંચી વંશના પ્રથમ રાજાના અધિકારમાં હતો, અને હારસ કુલના પૂર્વજો ગોલકુંડામાં રહેતા હતા. આ ઉભયને પોતપોતાના દેશમાંથી એકજ વખતે કાઢી મૂકવામાં આવ્યા હતા. જે શત્રુએ તેમને નસાડી મૂકયા હતા તેને ભટ્ટ લોકોએ દાનવ નામ આપ્યું છે. તેનુ નામ "ગૈર-આરામ" અર્થાત્-અશાન્ત હતું. એમ કહેવાય છે કે ગંગોત્રીની નિકટના "ગજલીવદ ગજારણ્યરાય" નામક કોઇ પહાડી દેશમાંથી ઉક્ત શત્રુ ભારતવર્ષમાં આવ્યો હતો. વળી પાટણ નગરના સ્થાપકના પૂર્વજોને પણ આ ભયંકર સમયમાંજ સૌરાષ્ટ્રમાં આવેલા દીવ બંદરથી કાઢી મૂકવામાં આવ્યા હતા. એક આશ્ચર્યની વાત છે કે એકજ સમયે ભારતવર્ષના ભિન્ન ભિન્ન ભાગો કોઈ વિદેશીની આંખમાં ખટકવા લાગ્યા હતા. ભારતવર્ષમાં આ મહા ઉપદ્રવ મચાવી ભારત સંતાનોને શાંતિ-સુખથી વંચિત કરનાર કોણ હશે ? હિંદુ ઈતિહાસકારો આનો કાંઈ ખુલાસો આપતા નથી. મુસલ-માની તવારીખપરથી જ્ઞાત થાય છે કે યઝીદ બરાબર આજ સમયે ખલીફાના પ્રતિનિધિ તરીકે ખોરાસાન રાજ્યમાં રહેતો હતો. વળી આ જ સમયે ખલીફા વલીદની વિજયિની સેના ગંગાજીના કિનારા સુધી ચાલી ગઈ હતી. આ સમયમાં આ શિવાય બીજી કોઇ મુસલમાન પાદશાહની ચઢાઇનું વર્ણન કોઈ ગ્રંથમાં ઉપલબ્ધ થતું નથી. આ પરથી જ્ઞાત થાય છે કે યઝીદ, કાસિમ અથવા વલીદ એમાંના કોઈના પ્રતિનિધિ અથવા સેનાપતિએ ભારતવર્ષપર આક્રમણ કરીને ઉપદ્રવ કરી મૂકયો હતો. મુસલમાનોની સર્વ તવારિખોમાં યઝીદ અને કાસિમનાં અન્યાન્ય આક્રમણોની હકિકત પણ ઉપલબ્ધ થાય છે. આ પરથી નિશંક રીતે સિદ્ધ થાય છે કે યઝીદ અને કાસિમેજ ઉપર લખેલા સમયે ભારતવર્ષના રાજાઓને સતા-વ્યા હતા. મૌર્યવંશી ચિત્તોડાધિપતિ માનસિંહને સાહાય્ય કરવાને માટે જે રાજાઓએ અસિ ગ્રહણ કરી હતી તેનાં નામો વાંચવાથી આ વાત સંપૂર્ણ રીતે સત્ય લાગશે. મહારાજા માનસિંહ મૌર્યવંશી હતા એ તથા તેના સંબંધી બીજી વાતો અગાઉ જણાવવામાં આવી છે. વળી મૌર્યવંશી પ્રમાર રાજાઓ તે વખતે ભારતવર્ષના ચક્રવર્તી રાજાઓ હતા એ વાત પણ પૂર્વે જણાવવામાં આવી છે. ભટ્ટ લોકોના ગ્રંથોપરથી વિદિત થાય છે કે પ્રમાર રાજાઓ કોઈ કોઇ વખત ઉજ્જયિની નગરીમાં પોતાની રાજ સભા ભરતા હતા. †

આ ભયંકર ઉપદ્રવના સમયમાં પોતાની સ્વાધીનતાની લીલાભૂમિ ચિત્તોડપુરીની રક્ષા કરવાને માટે જે રાજાઓ માનસિંહને સાહાય્ય કરવાને ગયા હતા તેનાં નામો નીચે પ્રકટ કરવામાં આવે છે.

અજમેર, સૌરાષ્ટ્ર અને ગુજરાતના નૃપતિગણ, હૂનોનો અધિપતિ અંગુટસી, ઉત્તર દેશાધિપતિ બૂસા, જાડેજાઓનો સરદાર શિવ, જંગલદેશાધિપતિ જોહિયા, અશ્વરિયા, શ્રીપત, કુલ્હર, માલૂન, ઓહિર,

§ ઈતિહાસમાં એવું વર્ણન ઉપલબ્ધ થાય છે કે મુસલમાનોએ જ્યારે આક્રમણ કર્યું ત્યારે માણેકરાયનો પુત્ર લોટ કે જેની ઉમ્મર ઘણી નાની હતી તે કિલ્લાની દિવાલપર રમતો હતો. આ બાળકને જોઇ કોઇ મુસલમાને તેનાપર તીર છોડી તેને નીચે તોડી પાડયો. આ વખતે રાજકુમારના પગમાં એક પ્રકારનો ચાંદીનો અલંકાર હતો. આ વખતથી ચૌહાણો તે જાતનો અલંકાર પહેરતા નથી. રાજપુત બાળકોનું અકાળ મૃત્યુ થાય છે ત્યારે "પુત્રક" નામક દેવતામાં તેમની ગણના થાય છે. લોટ પણ પુત્રક ગણાયો. રાજપુત સ્ત્રીઓ અદ્યાપિ લોટની પૂજા કરે છે.

† મૌર્ય રાજાની સભામાં જે સામંતો હાજર રહેતા હતા તેમનું વૃત્તાંત વાંચવાથી જણાય છે કે મહા કવિ ચંદે રામ પ્રમારને આધીન રહેતા સામંતોનું જે વર્ણન કર્યું છે તે સત્ય છે. કારણ કે તે વખતે પ્રમારોજ ભારતના ચક્રવર્તી રાજા હતા. સિલીયુક્ષના સમયના ગ્રીક ઈતિહાસવેત્તાઓના ગ્રંથો વાંચવાથી આ વાતની સત્યતા સુવિદિત થશે. એમ કહેવાય છે કે ગ્રીકના રાજા સિલીયુક્ષે મૌર્યવંશી ચંદ્રગુપ્તની સાથે પોતાની પુત્રીનો વિવાહ કરીને તેની સાથે ગાઢ મિત્રતા કરી હતી. મહારાજ ચંદ્રગુપ્તની પાસે અનેક ગ્રીક સિપાઈઓ નોકરી કરતા હતા એવું સ્પષ્ટ વર્ણન ગ્રીક ઐતિહાસિક ગ્રંથોમાં ઉપલબ્ધ થાય છે.

મૂલ વગેરે રાજાઓ અત્યંત ઉત્સાહથી પોતાની સેના લઈ વૈરીઓની સામે લડવાને સંગ્રામભૂમિમાં ગયા હતા. આ શિવાય અન્ય રાજાઓનાં નામ પણ ઉપલબ્ધ થાય છે, પરંતુ હાલમાં તેમના વંશો સંપૂર્ણતઃ લુપ્ત થઇ ગયા છે. આ સર્વે રાજાઓમાં "દેવિલ વંશનો દાહિર રાજા વિશેષ પ્રસિદ્ધ હતો." લેખકોએ ભૂલથી દેવિલને બદલે તુવાર વંશના નૃપતિઓની રાજધાની દીલ્લી લખી છે, તોપણ સેનાપતિ કાસિમના યુદ્ધવૃત્તાંતથી ઉક્ત દાહિરનાં રાજ્ય વિષે વિશેષ હકિકત ઉપલબ્ધ થાય છે. જ્યારે સિંધ દેશના રાજા દાહિરનો કાસિમે વધ કર્યો ત્યારે તેના પુત્રે ચિત્તોડ નગરમાં આશ્રય લઇને પોતાના પિતાના ઘાતકની સાથે યુદ્ધ કર્યું હતું.

મ્લેચ્છોએ જ્યારે ચિત્તોડપર આક્રમણ કર્યું ત્યારે વીર રાજકુમાર બાપ્પાએજ સૌથી વિશેષ પરાક્રમ દર્શાવ્યું હતું. કેવળ આ રાજકુમારની વીરતાથીજ શત્રુઓ પરાજિત થઇને સૌરાષ્ટ્ર તથા સિંધ દેશમાં નાશી ગયા હતા. વિજયી બાપ્પા રાવળ શત્રુઓની પૂઠ પકડી પોતાના પૂર્વજોની રાજધાની ગજની સુધી ગયા હતા. અગાઉ જણાવવામાં આવ્યું છે કે ગજનીના સિંહાસનપર આ વખતે સલીમ નામક એક મુસલમાન પાદશાહ હતો. બાપ્પાએ આ પાદશાહને પદભ્રષ્ટ કર્યો અને પોતાના ભાણેજને તેને સ્થાને સ્થાપિત કર્યો. વળી તેઓ મુસલમાન પાદશાહની શાહજાદી સાથે લગ્ન કરી તેને પોતાની સાથે ચિત્તોડ લઈ ગયા હતા.

હવે અમે મહારાણા ખુમાનના શાસનકાળમાં યવનોએ જે ઉપદ્રવ કર્યો તેની સમાલોચના કરીએ છીએ. આ હકિકત ઈ. સ. ૮૧૨ થી ઇ. સ. ૮૩૬ સુધીની છે. જો કે આ ભયંકર આક્રમણ કરનાર ખોરાસાનનો પાદશાહ 'મહમૂદ' હતો એમ કહેવામાં આવ્યું છે. તથાપિ તે તેજ હતો કે કોઈ બીજો તેની આપણે યથાર્થ ખોજ કરવી જોઇએ. આ ભયંકર આક્રમણથી ચિત્તોડપુરીની રક્ષા કરવાને માટે જે હિંદુ નૃપતિઓ ગયા હતા તેમનાં નામોની સૂચિ વાંચવાથી જ્ઞાત થાય છે કે "ખોરાસાનપતિ મહમૂદ" સબક્તગીનના પરાક્રમી પુત્ર મહમૂદથી બે શતાબ્દી પૂર્વે જન્મ્યો હતો. વળી બરાબર આજ સમયે ખલીફા હારૂન અલરશિદે પોતાના પુત્રોને પોતાનું રાજ્ય વહેંચી આપ્યું હતું. તેણે પોતાના દ્વિતીય પુત્ર મામૂનને ખોરાસાન, સિંધુ દેશ તથા સમસ્ત ભારતીય યવન રાજ્ય આપ્યું હતું. આ મામૂન ખુમાનના સમયમાં થઈ ગયો છે, તેથી સૂક્ષ્મ વિચાર કરવાથી જણાશે કે નકલ કરનાર લહીઆઓએ 'મામૂન'ને બદલે 'મહમૂદ' શબ્દ લખી દીધો હતો. ઇતિહાસમાં આ સમયનું ઘણું થોડું વર્ણન ઉપલબ્ધ થાય છે. જે કાંઇ પ્રાપ્ત થાય છે તે પણ નીરસ છે, કારણ કે તેમાં માત્ર થોડા હિંદુ રાજાનાં નામો મળી આવે છે તે નીરસ અને અરૂચિકર હોવા છતાં પણ આવશ્યક જણાવાથી અમે તેનો ઉલ્લેખ કરીએ છીએ.

"ગજનીના ગિહ્લોત, અસીરના ટાક, નાદોલના ચૌહાણ, રાહિરગઢના ચાલુક્ય.

[1]સેતબંદરના જિરકેડા, [2]મંડોરના ખૈરાવી, માંગરોલના મકવાણા, જેતગઢના જોડિયા.

તારાગઢના ખેડ, નીરવરના કછવાહ, શંચોરના કાલમ, જૂનાગઢના યાદવ[3], અજમેરના ગૌડ, લોદરગઢના ચંદાણા, કસોદીના ડોડર[4], દીલ્લીના તુવાર[5], પાટણના ચાવડા.

૧. સેતબંદર મલબાર કિનારે છે. પરંતુ તેના સ્વામિ જિરકેડા વિષે કાંઇ પણ વર્ણન ઉપલબ્ધ થતું નથી.

૨. મંડોરથી આવેલા ખૈરાવીના સંબંધમાં જે વર્ણન ઉપલબ્ધ થાય છે તે પરથી જણાય છે કે તે પ્રમાર કુળની એક શાખા છે.

૩. જૂનાગઢ ( ગિરનાર )થી જે જાદવ રાજા આવ્યા હતા તેના વંશજોએ દીર્ઘ કાળપર્યંત ઉક્ત દેશમાં રાજ્ય કર્યું હતું.

૪. ડોડર અને તેમની રાજધાની કસોદીના સંબંધમાં જે કાંઈ વૃત્તાંત પ્રકટ થયું છે તે પરથી કેવળ એટલુંજ જાણી શકાય છે કે ઉક્ત નગર ગંગાજીને કિનારે કનોજથી કેટલેક અંતરે દક્ષિણ દિશામાં હતું.

૫. આ કાંઈ ઓછા દુઃખની વાત નથી કે કોઈ પણ ભટ્ટના ગ્રંથમાં દિલ્હીના તુવાર રાજાનું નામ ઉપલબ્ધ થતું નથી. પરંતુ વિચાર કરવાથી સ્પષ્ટ રીતે સમજાય છે કે ઉક્ત યુદ્ધ થયું તેથી સો વર્ષ પૂર્વે અનંગપાળે પુનઃ દિલ્હીની પ્રતિષ્ઠા કરી હતી.

માલોરના સોનગડે[1], શિરોહીના દેવરા, ગાગરોનના ખીચી, પાટડીના ઝાલા, જૈનગઢના દુસાના.

કનોજથી રાઠોડ, છોટિયાલાથી બુસ, પીરનગઢથી ગોહિલ, જેસલમીરથી ભાટી, લાહોરથી[2] બુસ.

રોનીજાથી[3] સંકલા, ખૈરલીગઢથી[4] શિહટ, મંડલગઢથી નિદુમ્ય, રાજોડથી બડગૂજર, [5]દુર-નગઢથી ચંદેલ.

સીકરીથી સીકરવાર, ઓમરગઢથી જેતવા, પલ્લીથી વારેગોત, ખુનતરગઢથી જાડેજા, જિર-ગાંથી ખેરવરે.

અને કાશ્મીરથી પુરીહર[6] પરિહાર આવ્યા હતા.

---

૧. માલોરથી જે સોનગડે રાજા આવ્યા હતા તે ચૌહાણ કુળની શાખામાં ઉત્પન્ન થયા હતા. પરંતુ તે વંશે એ દુર્ગપર કેટલા સમય પર્યંત રાજ કર્યું હતું તે કહી શકાતું નથી.

૨. લાહોરથી જે બુસ આવ્યા હતા તેના કુળનું યથાર્થ વર્ણન કોઈ પણ ગ્રંથમા, ઉપલબ્ધ થતું નથી. ફરિસ્તાપરથી બહુધા એવો સાર નીકળે છે કે જે વખતે મુસલમાનોએ હિંદુસ્થાનપર પ્રથમ આક્રમણ કર્યું તે વખતે લાહોરમાં એક હિંદુ રાજાનું રાજ્ય હતું. પરંતુ તેનું નામ શું હતું તે કાંઈ તેમાં જણાતું નથી. ખલીફા અલમન્સૂરના વખતમાં (ઇ. સ. ૭૬૧ માં) પેશાવરમાં અને કારમાનમાં અફગાનો એટલા બધા વધી ગયા હતા કે તેમણે સિંધુ નદીને પાર ઉતરી લાહોરના હિંદુરાજા પાસેથી ઘણું રાજ્ય છીનવી લીધું હતું. આ વખત સુધી અફઘાનોએ ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો નહોતો. જે સમયે લાહોરના રાજા સાથે તેમને યુદ્ધ થયું ત્યારે ખલીફાના સેનાધિપતિઓ તેમને સાહાય્ય કરવાને માટે જાબાલિસ્તાનથી આવ્યા હતા. લાહોરના હિંદુ રાજાને તેમણે એટલો બધો સંતપ્ત કર્યો હતો કે પાંચ માસથી કાંઇક અધિક સમયમાં તેને તેમની સાથે ૨૭ વાર યુદ્ધ કરવું પડયું હતું. અંતિમ યુદ્ધ વખતે અફઘાનોએ પરાજિત થઇને રાજાની સાથે સંધિ કરી. સંધિપત્રમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે સિંધુ નદીના પશ્ચિમ ભાગમાં આવેલો સમસ્ત દેશ અફઘાનોને આપી દેવો, અને વિદેશીઓને ભારતવર્ષપર એકદમ આક્રમણ કરતા અટકાવવાને માટે કોહેગિરદામન માર્ગમાં એક પ્રચંડ કિલ્લો બંધાવી તેમણે રક્ષક તરિકે રહેવું. આ ઠરાવ અનુસાર ઉક્ત ગિરિમાર્ગપર પ્રખ્યાત ખૈબર દુર્ગ બંધાવવામાં આવ્યો. અફઘાનોએ લાહોરના રાજાની સાથે આ સંધિ દીર્ઘકાળપર્યંત અચળ રાખી હતી. તે એટલે સુધી કે ઇ. સ. ૯૭૬ પર્યંત અર્થાત્ અલપ્તગીનના શાસન કાળપર્યંત તેઓ પરસ્પર મિત્ર રહ્યા. અલબિરોની નામક એક ઇતિહાસવેત્તાના ઉલ્લેખ ઉપરથી પ્રતીત થાય છે કે ઇસ્વીસનની દશમી શતાબ્દીમાં એક હિંદુ રાજવંશ કાબુલ અને લાહોરમાં રાજ્ય કરતો હતો. સામંત નામનો બ્રાહ્મણ ઉક્ત ઉભય રાજ્યોનો સ્વામિ હતો. તેના ઉત્તરાધિકારીઓમાં કેટલાક રાજપુતોનાં નામો ઉપલબ્ધ થાય છે. તેમાં એક જયપાળ પણ છે. જયપાળના પુત્ર અનંગપાલે ચલાવેલા શિક્કાપર ઉપલા સામંતનું નામ પણ ઉપલબ્ધ થાય છે. (Journal R. A. S. V. E. IX) પરંતુ મહારાજા ખુમાનના શાસનકાળથી સોથી અધિક વર્ષ પશ્ચાત્ (ઈ. સ. ૯૭૬ માં) જયપાલ થયો હતો. આપરથી જ્ઞાત થાય છે કે મહારાજ સામંતના રાજ કુલનેજ બુસ કહેવામાં આવ્યું હશે.

૩. સંકલા અને રોનીજા સુપ્રસિદ્ધ છે. સંક્લા એ પ્રમાર કુળની શાખા છે અને રોનીજા મારવાડમાં સ્થિત છે.

૪. ખૈરલીગઢથી જે શિહટ આવ્યા હતા તે સિંધુ નદીના કિનારાપર રાજ્ય કરતા હતા. વિશેષતઃ તેમનું વૃત્તાંત ભટ્ટ લોકોના પ્રાચીન ગ્રંથોમાં ઉપલબ્ધ થાય છે. ભટ્ટ લોકોની સાથે શિહટ કુલના વિવાહનું વર્ણન પણ ઉપલબ્ધ થયું છે. કર્નલ ટૅાડે તેને યદુકુલની શાખા જણાવી છે.

૫. દુરેનગઢથી જે ચંદેલ આવ્યા હતા તેના નિવાસ સ્થાનનું આધુનિક નામ બુંદેલખંડ છે.

૬. આ ભયંકર ઉપદ્રવના સમયમાં જે હિંદુ રાજાઓએ મહારાણા ખુમાનને સાહાય્ય કરવાને માટે શત્રુઓની સાથે સંગ્રામ કર્યો હતો તેની સૂચિ આ પ્રમાણે છે. ગજનીથી ગહિલોત રાજાઓ આવ્યા હતા. આ રાજાઓનું વર્ણન પૂર્વે વિસ્તારપૂર્વક કરવામાં આવ્યું છે. તેથી અમે આ સ્થળે

જ્યારે ખોરાસાનના પાદશાહે ચિત્તોડ નગરપર ચઢાઇ કરી ત્યારે ચિત્તોડાધિપતિ ખુમાનને સાહાય્ય કરવાને માટે આ સર્વે હિંદુ રાજાઓ સ્વદેશપ્રેમથી ઉન્મત્ત બની અત્યંત ઉત્સાહથી પોતપોતાની સેના લઇને ચિત્તોડ નગરમાં આવ્યા હતા. હિંદુસ્થાનના શત્રુ ક્રૂર મુસલમાનોના ભયંકર પંજામાંથી ચિત્તોડનું રક્ષણ કરવાને માટે તેમણે જે અનુપમ પરાક્રમ, અદ્‌ભુત રણચાતુર્ય અને અલૌકિક આત્મોત્સર્ગ બતાવ્યો હતો તે હજી ભારતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરથી અંકિત છે. મહારાણા ખુમાન શસ્ત્રાસ્ત્રથી સજ્જિત થઇને શત્રુઓની સામે રણક્ષેત્રમાં ચોવીસ વાર ગયા હતા. આ સર્વે યુદ્ધોમાં તેમણે જે અદ્‌ભુત વીરતા દર્શાવી હતી તેથી તેમનું નામ રોમન સમ્રાટ્ સીઝરના જેવું ગૌરવયુક્ત થયું હતું. આજે પણ તેમના વંશજો તેમના નામનું સ્મરણ અભિમાન સાથે કરે છે. તેમના જાતિબંધુઓ તેમના અલૌકિક સદ્‌ગુણોથી એવા મોહિત થયા છે કે, આજ સુધી તેઓ પ્રાતઃકાળમાં અનેક રાજાઓની પવિત્ર નામાવલીની સાથે તેમના નામનુ પણ સ્મરણ કરે છે.

જો ઉદયપુરમાં કોઇ માણસ ઠોકર ખાઇને નીચે પડી જાય છે, અથવા નીચે પડવાની અણી-પર હોય છે તો તેની નિકટ ઉભેલો માણસ તેને ઉચ્ચ સ્વરે એમ કહીને આશીર્વાદ આપે છે કે “ખુમાન તમારી રક્ષા કરો.” બ્રાહ્મણોની સલાહથી મહારાણા ખુમાને રાજ્યભાર પોતાના કનિષ્ઠ પુત્ર જગરાજને સોંપી દીધો હતો. પરંતુ અલ્પકાળમાં તેમની મનોવૃત્તિ બદલાઈ ગઇ અને તેમણે પુનઃ રાજ્યની લગામ પોતાના હાથમાં લેવાનો સંકલ્પ કર્યો. જે બ્રાહ્મણોએ જગરાજને રાજ સોંપવાની સલાહ આપી હતી તેમનો વધ કરીને તેમણે પોતાના પુત્રના હાથમાંથી રાજ્ય લઇ લીધું. તેઓ બ્રાહ્મણ લોકો પર એટલા અપ્રસન્ન થયા હતા કે તેમનાં નામ પર સોસો ધિટકાર આપતા હતા. તેમણે સમસ્ત બ્રાહ્મણોને પોતાના રાજ્યમાંથી કાઢી મૂક્યા. ખુમાનને આ પાપનું ફળ શીઘ્ર મળ્યું.

નિર્દોષ બ્રાહ્મણોનાં રુધિરથી પોતાના હાથ કલંકિત કરીને ખુમાન જે સિંહાસનપર બેઠો હતો તે પર તે દીર્ઘ કાળપર્યંત ટકી શક્યો નહિ. થોડા વખતમાં તેને તેના મંગલ નામક પુત્રે મારી નાંખ્યો અને તે ગાદીપર ચઢી બેઠો. જોકે મંગલે સિંહાસનપ્રાપ્તિને માટે પોતાના પિતાનો વધ કર્યો હતો તો પણ તે, તે સિંહાસનને દીર્ઘ કાળપર્યંત ભોગવી શક્યો નહિ. મેવાડના સામંતોએ મળીને તેને પદભ્રષ્ટ કર્યો. મંગલ દેશપાર થઇ ઉત્તર મેરુના મેદાનમાં જઈ વસ્યો અને લોદડવા નામક સ્થાનપર અધિકાર સ્થાપિત કરી ત્યાં રાજ્ય કરવા લાગ્યો. આ લોદડવા પાટણમાં તેના વંશજોને માંગલીય ગહિલોત કહે-વામાં આવે છે.

પિતૃઘાતક મંગલ દેશપાર થયા પશ્ચાત્ ભર્તૃભાટ ચિત્તોડનાં સિંહાસનપર બેઠો. તેની પછી જે રાજાઓ થયા તેમના સમયમાં ચિત્તોડ રાજ્યની સીમા અતિ વધી ગઇ. મહાનદીને કિનારે અને આબુ પર્વતની તળેટીમાં આવેલાં વિશાળ મેદાનમાં જે અસંખ્ય લોકો રહેતા હતા તે સર્વે ચિત્તોડના રાજાઓના પ્રચંડ પ્રતાપથી પરાજિત થઈ તેમને આધીન થયા હતા. આ વિસ્તૃત વનમાં જે કિલ્લાઓ બાંધવામાં આવ્યા હતા તેમાંના ધરનગઢ અને અજરગઢ આજ પર્યંત વિદ્યમાન છે. મહારાણા ભર્તૃભાટે માલવા અને ગુર્જર દેશનાં ૧૩ સ્વતંત્ર રાજ્યો પોતાના ૧૩‡ પુત્રોને સોંપ્યાં હતાં. આ વખતથી તેમના આ સર્વે પુત્રો “ ગાટેરા ગહિલોત ” કહેવાવા લાગ્યા. મહારાણા ખુમાનની પાછળ પંદર પેઢી સુધી ચિત્તો-

---

રાજા તક્ષકના સંબંધમાં કાંઈ પણ ઉલ્લેખ કરીશું નહિ. જે અસીરગઢમાં તક્ષક રાજાનું રાજ્ય હતું તે હાલમાં બ્રિટિશ સરકારના રાજ્ય સાથે સંયુક્ત થઇ ગયું છે. નાંદોલથી ચૌહાણો આવ્યા હતા. ચોહાણો અજમેરના રાજકુલની એક શાખામાં ઉત્પન્ન થયા હતા. ઝાલોરના સોનગઢે એ તેમનું ગોત્ર છે. અને શિરોહીના દેવરાગઢમાં તેમનો જન્મ થયો હતો.

‡ તેમણે ત્રયોદશ રાજ્યો સ્થાપન કર્યાં હતાં. તેમાંથી કેવળ એકાદશનાં નામો ઉપલબ્ધ થાય છે: કૂલાનગર, ચમ્પાનેર, ચૌરેતા, ભોજપુર, લુનાર, નીમખોર, સોહારુ, જોધગઢ, મંદપુર, આઇત-પુર અને મંગાલાવ.

ડના સિંહાસનપર જે રાજાઓ બેઠા, તેમના સમયમાં વર્ણન કરવા લાયક ઘટનાઓ ઘણી થોડી બની તેથી અહિંયાં તે સમયનું વિસ્તૃત વર્ણન કરવામાં આવતું નથી. આ વખતમાં ચિત્તોડના ગિહલોતો અને અજમેરના ચૌહાણો વચ્ચે કોઇ વખત મૈત્રી, તો કોઈ વખત દારુણ વૈર થતું હતું. કોઇ વખત તેઓ એકતાના દ્રઢ બંધનમાં બંધાઇને સામાન્ય વૈરી યવનોના પંજામાંથી માતૃભૂમિની રક્ષા કરવાને માટે સમરભૂમિમાં એકત્રિત થતા તો કોઇ વખત એકબીજાનું રુધિર વહેવરાવવાને પણ તૈયાર થઈ જતા. ચિત્તોડાધિપતિ વીરસિંહે કોવારિવ નામનાં સમરક્ષેત્રમાં ચોહાણ રાજા દુર્લભનો સંહાર કર્યો હતો, પરંતુ રાજપુત જાતિનું માહાત્મ્ય અપૂર્વ છે. દુર્લભના પુત્ર મહારાજા વિસલદેવે પિતૃવધનો શોક ભૂલી જઇ સ્વદેશપ્રેમના સ્વર્ગીય મંત્રથી વિદ્વેષભાવ નિવૃત્ત કરી પોતાના પિતાના ઘાતક વીરસિંહના ઉત્તરાધિકારી રાવલ તેજસિંહની સાથે ગાઢ મૈત્રી કરી હતી અને હિંદુદ્વેષી યવનોની તીવ્ર ગતિ રોકવાને માટે સમરભૂમિમાં તેની સાથે એક થયા હતા. ઉદાર રાજપૂતોના આ અલૌકિક ગુણનુ વર્ણન કેવળ ભટ્ટ લોકોના જ ગ્રંથોમાં ઉપલબ્ધ થતું નથી, પરંતુ અનેક શિલાલેખોમાં પણ તેનુ ઉજ્જવલ વર્ણન પ્રાપ્ત થાય છે. શિલાલેખો અને ઐતિહાસિક ગ્રંથોમાં તેમના આચરણનું જે વર્ણન ઉપલબ્ધ થાય છે તે પરથી જણાય છે કે તેઓ નિરક્ષર પરંતુ તેજસ્વી હતા. યૌવનકાળમાં તેઓ પ્રચંડ મૂર્તિ ધારણ કરી પરદારાદિ હરણ કરી લાવતા અને આવાં પાપોની નિવૃત્તિ કરવાને માટે વૃદ્ધાવસ્થામાં મંદિરાદિ બંધાવતા. હથિયાર, અશ્વ અને મૃગયા એ તેમની પ્રિય વસ્તુઓ હતી. હથિયાર વાપરવામાં, ઘોડા કુદાવવામાં અને મૃગયા ખેલવામાં તેઓ પોતાનો અધિક સમય વ્યતીત કરતા હતા. શત્રુઓનાં આક્રમણથી મુક્ત થઇ જ્યારે તેમને શાંતિસુખ ભોગવવાનો સમય પ્રાપ્ત થતો ત્યારે તેઓ સહકારી સામંતોની સાથે અકારણ ઝઘડા કરી શાંતિસુખથી પરાંઙ્મુખ રહેતા.





# अध्याय ४ थो.

## મહાકવિ ચંદ લિખિત ઐતિહાસિક વૃત્તાંત–અનંગપાલ–સમરસિંહ–તાતારવાસીઓનો ભારતવર્ષપર અધિકાર–સમરસિંહની વંશાવલી– રાહપ તથા તેના ઉત્તરાધિકારીઓ.



સંવત્ ૧૨૦૯માં સમરસિંહનો જન્મ થયો. જોકે સમરસિંહના જીવન ચરિત્રનું ચિત્તોડના રાજભટ્ટ કવિગણોએ ઉત્તમ પ્રકારે વર્ણન કર્યું છે, તોપણ અમે મહાકવિ ચંદ્રે નિરૂપિત કરેલા તેમના જીવન ચરિત્રપરથી જ તેની સમાલોચના કરીશું‡ પરંતુ તેમ કર્યા પૂર્વે અમે એક અત્યુપયોગી ઐતિહાસિક વૃત્તાંતની સમાલોચના કરીએ છીએ. પ્રસિદ્ધ દિલ્લી નગરમાંથી જ્યારે પરાક્રમી તુવાર રાજવંશનો લોપ થઇ ગયો તે સમયે ભારતવર્ષની રાજકીય પરિસ્થિતિ કેવી હતી અને તેમાંનો કયો દેશ કોના અધિકારમાં હતો તેનો વિચાર કરવો આવશ્યક છે. કવિ કુલમણિ ચંદબારોટના ગ્રંથમાંથી આ હકીકત ઉદ્ધૃત કરવામાં આવે છે. લોહાંગી ચૌલુક્યરાજ ભોળાભીમ પાટણ નગરમાં રાજ્ય કરતા હતા. આબુ પર્વતપર પ્રમાર વંશીય જીતનો અધિકાર હતો; અને મેવાડમાં દિલ્લીશ્વરના ભીષણ શત્રુઓનો માર્ગ રોકનાર પરાક્રમી સમરસિંહની સત્તા હતી. મરુદેશમા પ્રબળ પ્રતાપી અને અત્યંત તેજસ્વી નાદૂર રાજા હતા. દીલ્લી નગરમાં સર્વના સ્વામિ મહારાજાધિરાજ અનંગપાલ વિરાજમાન હતા. તેમની આજ્ઞા શિરોધાર્ય કરી મદોડ, નાગોર, સિંધ, જલાવત તથા તેની નિકટના પેશાવર, લાહોર, કાંગડા વગેરે પ્રદેશો અને કાશી, પ્રયાગ તથા દેવગિરિના રાજાઓ અતિ વિનીત ભાવથી આજ્ઞા પાલન કરવાને માટે તૈયાર રહેતા હતા. સીમરના રાજાઓ પણ તેમનાં પ્રચંડ પરાક્રમથી ભય પામી સદા વિપત્તિની આશંકાથી ડરતા હતા. આ પ્રામાણે એ વખતમાં દિલ્હીના રાજા અનંગપાળ સર્વના સમ્રાટ્ હતા.

જે વખતે ભટ્ટગણો જબુલિસ્તાનથી નાશીને હિન્દુસ્થાનમાં આવ્યા ત્યારથી થોડા સમયમાં તેમણે પંજાબનાં શાલિવાહનપુર તથા તાન્નોટ અને મારવાડનુ લાદડવા એ નગરોને પોતાના અધિકારમાં લીધાં. તત્પશ્ચાત્ તેઓએ દેરયાલ નગરી સ્થાપન કરી. અને પ્રસિદ્ધ જેસલમીર નગરીની સ્થાપના કરવાનો યત્ન કરવા લાગ્યા. જે વખતે ચૌહાણવીર પૃથ્વીરાજ દીલ્હીના સિંહાસનપર હતા તે વખતે ભાટી (ભટ્ટ) લોક જેસલમાર સ્થાપિત કરવાને ઉદ્યુક્ત થયા હતા. જેસલમીર વસાવ્યા પૂર્વે ઘણા સમયપર તેઓ આ અપ્રસિદ્ધ ભૂભાગમાં રહીને આરોરમાં રહેતા ખલીફાના સેનાપતિઓની સાથે ઘોર સંગ્રામ કરતા હતા. આ રીતે ઉભય પક્ષો વચ્ચે જે યુદ્ધ થતાં તેમાં બહુધા ભાટી લોકોને વિજય મળતો હતો તેઓ સિંધુ નદીના કિનારાપર આવેલાં તક્ષક રાજ્યની રાજધાની પર્યંત આવીને પોતાના પૂર્વજોના રાજ્યનો પુનરુદ્ધાર કર્યા કરતા હતા.

---

‡ કવિવર ચંદબારોટ પ્રણીત બરદાયી રાસા એક ઉત્તમ ગ્રંથ છે. કાવ્યની અસાધારણ, મોહક પ્રતિભાનાં આવરણ નીચે તેમણે ઐતિહાસિક રત્નો ટાંક્યાં છે. આ કાવ્ય ગ્રંથ વાંચવાથી આપણું હૃદય અપૂર્વ ભક્તિ, પ્રીતિ અને કૃતજ્ઞતાના રસથી પરિપૂર્ણ થઈ જાય છે. આ ગ્રંથમાં ૬૯ સર્ગો છે.

રાજસ્થાનના પ્રાયઃ સમસ્ત વંશોનું વૃત્તાંત એ ગ્રંથમાં ઉપલબ્ધ થાય છે.

જે વખતે મુસલમાનોના ઘોર પરાક્રમના પ્રભાવથી મહા ઉપદ્રવ થઇ રહ્યો હતો તે વખતે ભાટી લોકો જેસલમીરના ન્હાનકડા રાજ્યમાં રહીને ઉન્નતિના ઉચ્ચ શિખરે ચઢયા હતા. ચૌહાણ વીર મહારાજા પૃથ્વીરાજના સમયમાં જ તેમની ઉન્નતિનો આરંભ થયો હતો. તે સમયથી તેમનુ પરાક્રમ દિવસાનુદિવસ વૃદ્ધિંગત થતું જ ગયું. પૃથ્વીરાજના હાથ નીચે અરવલેશ નામક એક પ્રસિદ્ધ સેનાપતિ હતો. એમ કહેવાય છે કે આ સેનાપતિ ભાટી લોકોના રાજાનો સહોદર હતો.

પૂર્વે જણાવવામાં આવ્યું છે કે આ સમયમાં મહારાજા અનંગપાલ ભારતવર્ષના ચક્રવર્તી રાજા હતા; મહારાજા અનંગપાલ દિલ્લીના પ્રથમ તુવાર રાજા બિલ્હનદેવની ૧૯ મી પેઢીએ થયા હતા. ભારતવર્ષની પ્રધાન રાજધાની જ્યારે મહારાજા વિક્રમાદિત્યે ઉજ્જયિની નગરીમાં સ્થાપિત કરી ત્યારે યુધિષ્ઠિરની લીલાભૂમિ સેંકડો વર્ષો પર્યંત સ્મશાનવત્ શોચનીય દશામા પડી રહી. ઘણા વર્ષો સુધી તે આ પ્રકારે ઉજ્જડ રહ્યા પછી તેનો જેણે પુનરૂદ્ધાર કર્યો તેનુ નામ બિલ્હન હતું. ઉક્ત મહારાજાએ અસાધારણ યત્ન અને પુષ્કળ પરિશ્રમ કરીને દિલ્લીની પૂર્વ શોભા પાછી આણી. તેઓ અનંગપાલ નામ ધારણ કરી દિલ્લીના સિંહાસનપર બેઠા હતા. તેના ઉત્તરાધિકારીઓના રાજત્વ કાળમાં અજમેરના ચૌહાણો દિલ્લીપતિના તાબામાં સામંતોની પેઠે રહેતા હતા. પરંતુ અજમેરના ચૌહાણોમાં વિશળદેવ અતીવ પરાક્રમશાળી થવાથી આ અધીનતા નામ માત્રમાં શેષ રહી. કાળના અપૂર્વ મહિમાથી હવે આ અધીનતા ચૌહાણોને લેશ પણ કષ્ટદાયક થતી નહોતી. આ સમયથી ચૌહાણોનુ ભાગ્યાકાશ સૌભાગ્યલક્ષ્મીના કૃપાકટાક્ષથી નિર્મળ થતું ગયુ અને અંતે તેમણે ભારતવર્ષનુ સાર્વભૌમત્વ પણ ભોગવ્યુ.

જે સમયે દિલ્લીના સિંહાસનને માટે ત્યાંના અંતિમ તુવાર રાજા અનંગપાલ અને કનોજના રાઠોડોની વચ્ચે ઘોર સંગ્રામ થયો તે સમયે અજમેરના સિંહાસનપર સોમેશ્વર નામનો એક ચૌહાણ રાજા હતો. આ વખતે મહારાજા સોમેશ્વરે અનંગપાલને સાહાય્ય કરી. આથી તેઓ તેમનાપર અત્યંત પ્રસન્ન થયા અને તેમની સાથે તેમણે પોતાની પુત્રીનો વિવાહ કર્યો. આ કન્યાના ગર્ભથી પૃથ્વીરાજનો જન્મ થયો. આ પૂર્વે મહારાજા અનંગપાલે પોતાની એક કન્યાનો વિવાહ કનોજના રાજા વિજયપાલની સાથે કર્યો હતો. નરાધમ સ્વદેશદ્રોહી જયચંદ આ વિવાહનું વિષમય ફળ હતું. જયચંદ અને પૃથ્વીરાજ એ ઉભય દિલ્લીશ્વરના દૌહિત્ર હતા. વીરશ્રેષ્ઠ પૃથ્વીરાજ કરતાં જયચંદની ઉમ્મર મોટી હતી. આ ઉભય પોતાના માતામહને અત્યંત પ્રિય હતા. દુર્ભાગ્યવશાત્ જયચંદ માતામહના પ્રેમથી વંચિત થયો. તેઓ વૃદ્ધાવસ્થામાં અપુત્ર મરણ પામ્યા. તેમણે પોતાના પ્રાણાધિક પ્રેમપાત્ર પૃથ્વીરાજને પોતાનુ વિશાળ રાજ્ય સોંપી દીધું હતું.

જયચંદ હતાશ થયો. બાલ્યાવસ્થાથી તેને પોતાના માતામહનું સિંહાસન પ્રાપ્ત કરવાની આશા હતી. ન્યાયદ્રષ્ટિથી જોતાં જયચંદને જ આ સિંહાસન મેળવવાનો અધિકાર હતો. કારણ કે તે અનંગપાલની જ્યેષ્ઠ કુંવરીનો પુત્ર હતો. પરંતુ ભાગ્યની આગળ કોઇનુ શું ચાલી શકે છે ? અનંગપાલનું મૃત્યુ થયું ત્યારે પૃથ્વીરાજની વય ૮ વર્ષની હતી તે છતાં તેને ભારતવર્ષનું વિસ્તૃત રાજ્ય મળ્યું અને જયચંદ તેથી વંચિત રહ્યો. આ અન્યાયયુક્ત પક્ષપાત જયચંદથી સહન થઈ શકયો નહિ. તેના હૃદયમાં દારૂણ દ્વેષાગ્નિ પ્રદીપ્ત થયો. આ વિષમ હૃદયાગ્નિ શાંત કરવાને માટે તેણે પોતાનાજ પગમાં કુહાડો માર્યો અને સમસ્ત ભારતવર્ષનું સત્યાનાશ વાળ્યું. મહારાજા પૃથ્વીરાજ દિલ્લીના સિંહાસનપર બેઠા, પરંતુ જયચંદે તેમનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું નહિ અને તે દુરાચારી દિલ્લીનુ સિંહાસન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મંદોરના પરિહારો અને પાટણના ચૌલુક્યો ચૌહાણ કુલના ચિરશત્રુ હતા. આથી તેમણે આ વખતે જયચંદનો પક્ષ લીધો અને તેને પૃથ્વીરાજની વિરૂદ્ધ ઉશ્કેરી મૂક્યો. પૃથ્વીરાજના જાણવામાં આ વાત આવી તોપણ તેઓ પ્રથમ પરિહાર અને ચૌલુક્ય રાજાની સાથે કાંઇ બોલ્યા નહિ. પરંતુ પુનઃ એ રાજાઓએ મહારાજા પૃથ્વીરાજનુ એવું અપમાન કર્યુ કે જેથી પૃથ્વીરાજને તેમની વિરૂદ્ધ શસ્ત્રો ગ્રહણ કરવાં પડયાં. જ્યારે મહારાજા પૃથ્વીરાજ સિંહાસનપર બેઠા ત્યારે મંદોરના રાજાએ પોતાની કન્યાનો વિવાહ તેમની સાથે કરવાની માગણી કરી હતી અને ઉદાર હૃદયના પૃથ્વીરાજે તેની આ માગણીનો સ્વીકાર પણ કર્યો હતો. પરંતુ વિવાહની તૈયારી થવા લાગી ત્યાર પછી મંદોરના દુષ્ટ રાજાએ પોતાનો વિચાર ફેરવ્યો અને પૃથ્વીરાજને પોતાની

કન્યા આપવાની ના પાડી. આ ઘોર અપમાન પૃથ્વીરાજથી સહન થઇ શક્યું નહિ. તેઓ આ અપમાનનો બદલો લેવાને માટે તૈયારી કરવા લાગ્યા ઉભય પક્ષો વચ્ચે યુદ્ધ થયુ તેમાં પૃથ્વીરાજનું ભાવી ગૌરવ બીજાવસ્થામાં પ્રત્યક્ષ રીતે જણાયુ. ધીમે ધીમે પૃથ્વીરાજની તેજસ્વિતા અધિકાધિક પ્રકાશિત થવા લાગી. તેમની ઉન્નતિ જયચંદના હૃદયમાં વિશેષ અને વિશેષ ખટકવા લાગી. તે પૃથ્વીરાજની ઉન્નતિની ગતિ રોકવાને માટે તેમના રણચતુર સૈનિકોને લલચાવી તેમને પોતાના સૈન્યમા દાખલ કરવા લાગ્યો. આ કાર્યથી જયચંદની અવનતિનુ બીજારોપણ થયું અને તેનુ ભાવી ભાગ્યાકાશ શ્યામ અભ્રોથી આચ્છાદિત થયું. તેણે પોતાની દુરભિલાષા સિદ્ધ કરવાને માટે જે ફૂટ ઉપાય યોજ્યા તેથી તેનુ એકલાનું જ નહિ, પરંતુ સમસ્ત ભારતવર્ષનું સત્યાનાશ થઈ ગયુ. હિંદુવૈરી ક્રૂર મહમૂદ ઘોરી આ ગૃહકલહનો લાભ લઇ, આ એક ઉત્તમ સંધિ હસ્તગત થઇ છે એમ ધારી ભારતવર્ષપર ચઢી આવ્યો અને હિંદુસ્થાનની સ્વતંત્રતા છીનવી લઇ તેના પવિત્ર હૃદયમાં ઇસ્લામની પતાકા ઠોકી બેસાડી.

ચિત્તોડના રાજા સમરસિંહે દિલ્લીશ્વર પૃથ્વીરાજની ભગિની પૃથાનુ પાણિગ્રહણ કર્યું હતું. આ મંગલમય સંબંધને દ્રઢીભૂત કરવાને માટે તે ઉભય મિત્રતાની એવી વજ્રમય ગ્રંથિથી જોડાયા કે તેને સહસ્ત્રાવધિ આપત્તિઓ પણ તોડી શકી નહિ તેમણે આમરણાંત કદિ પણ એક બીજાની વિરૂદ્ધ વર્તન કર્યું નથી. જ્યારે તેઓ પરમ ધામમાં પહોંચ્યા ત્યારે જ તેમનો સંબંધ છૂટો થયો. પરંતુ તેઓ પરમ ધામમાં એકત્રિત ન થયા હોય એમ કોણ કહી શકે છે ? જે ખરાબ પળે ભારતવર્ષમાં કુસંપનું બીજારોપણ થયુ, જે ખરાબ પળે અભાગી ભારતવાસીઓએ પોતાના જ્ઞાતિબંધુઓનું રૂધિર વહેવરાવવા માંડયુ ત્યારથી જ ભારતવર્ષની અધોગતિનો પ્રારંભ થયો-ત્યારથી જ સુખનુ વિશ્રામસ્થાન ભારતવર્ષ અસીમ દુઃખનો કારાગાર અને અમર્યાદ યંત્રણાનો અંધ નરકકૂપ બની ગયો છે. કુરૂક્ષેત્રની ભયંકર સ્મશાનભૂમિ આર્ય ગણોની ગૃહફૂટનો રૂધિરમય આદર્શ બનાવી રહી છે. સર્વ પ્રકારનું ઉત્તમ જ્ઞાન ધરાવનાર ભારતવાસીઓ જાણી જોઇને મારામારી વિગ્રહ શા માટે કરે છે તે કાંઈ સમજી શકાતું નથી. ભારતવર્ષ કુસંપનુ ચિર નિવાસસ્થાન બની ગયુ છે કુસંપની મોહિનીમાં પડી આજ સુધીમાં કોણ જાણે કેટલા ભારતવાસીઓ અકાળ મૃત્યુના મુખમા સપડાયા છે ! ગૃહકલહાગ્નિથી દગ્ધ થઇને કેટલા ભારતવાસીઓ પોતાનુ જ સત્યાનાશ વાળી બેઠા છે તેની ગણત્રી કોણ કરી શકે એમ છે ? ભારતવર્ષના કુસંપના અનેક આદર્શો આજે પણ વિદ્યમાન છે. પરંતુ ભારતવર્ષના ગૃહકલહમા પણ એક પ્રકારની વિચિત્રતા જણાય છે. આ ગૃહકલહો કદિ સદાને માટે અથવા એક સરખી પ્રચંડતાથી ચાલ્યા નથી. આ વિગ્રહો કદિ પ્રચંડ જ્વાલાથી ભભુકી ઉઠતા હતા, કદિ શાંત થઇ જતા હતા અને કદિ મંદ મંદ રીતે પ્રદીપ્ત રહેતા હતા. જ્યારે આ કલહાગ્નિ પુષ્કળ તેજથી ભભુકી ઉઠતો ત્યારે ભટ્ટગણો પરસ્પર કલહ કરનાર રાજાઓની વચમાં પડતા અને તેમનાં કુલોની પ્રશંસા કરી ઉભય પક્ષને શાંત કરી દેતા. તેઓ કલહાગ્નિમાં શાંતિ રૂપી જળનું સિંચન કરી શત્રુભાવને મિત્રતામાં બદલી નાંખતા અને ઉભય પક્ષને અત્યંત દ્રઢ પ્રીતિબંધનથી બાંધી દેતા. પરંતુ શોકની વાત છે કે આ મિત્રભાવ **બે પેઢીથી અધિક ટકતો નહિ.** પુનઃ પ્રચંડ વૈર ચાલુ થતું ! એક બીજા પર ઘોર દ્વેષ રાખવામાં આવતો ! પુનઃ ઉભય પક્ષ પિશાચિની મૂર્તિ ધારણ કરી એક બીજાના રૂધિરનું પાન કરવાને માટે તૈયાર થઇ જતા. ભારતવર્ષના રાજાઓની આ જ રાજનીતિ પરાપૂર્વથી ચાલી આવી છે. ભારત માતાના લલાટમા વિધિએ આ કુસંપનાં ફળ ભોગવવાનું જ લખ્યુ છે. ભારતવાસીઓએ આ દુરાચારને વશ થઇ પોતાના જ પગમાં કુહાડો માર્યો અને પોતાના જ સૌભાગ્યના માર્ગમા કંટક નાખ્યા. તેમનાં આ કુકર્મને લીધેજ ભારતભૂમિ વિજાતીય શત્રુઓના ગ્રાસમાં આવી પડી. નંદનવન સ્મશાન બની ગયુ !! આજ કારણથી પરશુરામ, કાર્તવીર્યાર્જુન, ભીષ્મ, દ્રોણ, અર્જુન, ભીમ, કર્ણ, પ્રભૃતિ પ્રાતઃસ્મરણીય ભારત વીરગણોની માતા પરતંત્રતાની ભીષણ જંજીરમાં જકડાઇ ગઈ!

મહારાજા પૃથ્વીરાજના પ્રચંડ શત્રુઓ-પાટણ અને કનોજના રાજાઓ મહારાણા સમરસિંહની સાથે પણ શત્રુતા રાખતા હતા. આથી મહારાણા સમરસિંહને પણ તેમની સામે ખડ્ગ ધારણ કરવું પડયું. આ પ્રસંગ શિવાય પણ સમરસિંહે પોતાના પ્રિય મિત્ર પૃથ્વીરાજને અનેકવાર સાહાય્ય કરી

હતી. નગર કોટમાં આવેલા એક સ્થળેથી સપ્તકોટિ રૂપિઆ નીકળ્યા. એમ કહેવાય છે કે આ ખજાનો પ્રાચીન કાળથી ઉક્ત સ્થળે દટાયેલો હતો. મહારાજા પૃથ્વીરાજે આ રૂપિયા પોતાના કબજામાં લીધા તેથી કનોજ અને પાટણના રાજાને તેમના પર અત્યત દ્વેષ ઉત્પન્ન થયો અને હવે તેના પર વૈર લેવામાં સફળ થઇશુ નહિ એવી શંકા પણ ઉત્પન્ન થઇ. એક તો મહારાજા પૃથ્વીરાજ પાસે સૈન્ય પ્રચંડ હતું અને તેવામાં વળી આટલો મોટો દ્રવ્યભંડાર હસ્તગત થયો; આથી પૃથ્વીરાજના પ્રચંડ બળની ગતિ રોકવામાં પોતાને અસમર્થ માની તેમણે તે કાર્ય સિદ્ધ કરવાને માટે શાહબુદ્દીન ઘોરીની સહાયતા માગવાનો વિચાર કર્યો. જે દિવસે તેમના દુષ્ટ હૃદયમાં આ ઘોર કલ્પના ઉત્પન્ન થઇ તેજ દિવસે ભારતવર્ષની અધોગતિનું બીજારોપણ થયું. એકાએક મહારાજા પૃથ્વીરાજનું સિંહાસન વારંવાર કંપાયમાન થવા લાગ્યું. આ સમયની પૂર્વથી જ શાહબુદ્દીનની લોભી આંખો ભારતવર્ષ પર લાગી રહી હતી અને તે પોતાની અભિલાષા પૂર્ણ કરવાની સંધિ શોધ્યા કરતો હતો. આ અવસર તેને અનાયાસ જ પ્રાપ્ત થઈ ગયો, તો પછી તે તેનો લાભ લીધા વિના કેમ રહે ? તે રાજા જયચંદની સાથે મળી શીઘ્ર પ્રચંડ સૈન્ય સજ્જિત કરી હિંદુસ્થાનપર ચઢી આવ્યો.

મહારાજા પૃથ્વીરાજને ખબર પડી ગઈ કે જયચંદ મારા રાજ્યનો નાશ કરવા ઇચ્છે છે. તેની અભિલાષા નિષ્ફળ કરવાને અને તેના પાપનું પ્રાયશ્ચિત્ત આપવાને મહારાજાએ પણ તૈયારી કરવા માંડી. તેમણે આ બાબતની સમરસિંહને ખબર આપવાને માટે તેમના પર દૂતો મોકલ્યા. મહારાજા પૃથ્વીરાજની પાસે જે સામંતો રહેતા હતા તેમાં ચડપુંડીર નામનો સામંત અતિ પરાક્રમી હતો. તેનાં ભીષણ પરાક્રમ, અદ્‌ભુત સ્વદેશહિતૈષિતા તથા અત્યત પરિશ્રમનુ વૃત્તાંત મહા કવિ ચદે પોતાની અસ્ખલિત વાણીથી ઉત્તમ રીતે કર્યું છે. જે દિવસથી આ મહા પ્રતિષ્ઠિત વીરપુરુષને દૂત તરિકે નિયુક્ત કરવામાં આવ્યો તેજ દિવસથી તે ભારતના ઇતિહાસમાં મહાન પુરુષ તરિકે પ્રસિદ્ધ થયો છે. તેણે સ્વદેશને માટે આત્મોત્સર્ગ કર્યો હતો. જે વખતે શાહબુદ્દીન ઘોરી પ્રચંડ સૈન્ય લઇને ભારતવર્ષ પર ચઢી આવ્યો તે વખતે સૌથી પ્રથમ રાજપુત વીર ચંડપુંડીરજ તેની પ્રબળ ગતિ રોકવાને માટે રાવી નદીના કિનારાપર ઉદ્યત થયો હતો. જોકે તે પોતાની મનોકામના સિદ્ધ કરી શક્યો નથી પરંતુ તે સમયે તેણે જે વીરત્વ દર્શાવ્યું છે તેથી તે પોતાનું નામ ભારતવર્ષના ઇતિહાસમાં અમર કરી ગયો છે.

દૂતશ્રેષ્ઠ ચંડપુંડીર દિલ્લીશ્વરના તરફથી મોટું પારિતોષિક મેળવીને મોટી ધામધૂમ સાથે ચિત્તોડમાં આવ્યો. મહારાજા સમરસિંહે તેનો ઉત્તમ પ્રકારે આદરસત્કાર કર્યો અને તેને વિશ્રામ કરવાને માટે ઉત્તમ મહાલય આપ્યો. થોડા સમય પર્યંત વિશ્રાંતિ લીધા પછી તેમણે મહારાજાને મળવાની ઇચ્છા પ્રદર્શિત કરી. શીઘ્ર તેની મનોકામના પૂર્ણ થઇ. સમરસિંહે ઉક્ત દૂતને પોતાની સમક્ષ બોલાવ્યો. આ વખતે તેઓ પોતાના વિશ્રામગૃહમાં વ્યાઘ્રચર્મપર બેઠા હતા. તેમણે લાલ વસ્ત્રો પરિધાન કર્યાં હતાં, સર્વાંગે ભભૂતિ ચોળી હતી, મસ્તકપર જટા વધારી હતી અને ગળામાં રૂદ્રાક્ષની માળા પહેરી હતી. દૂત આવતાંની સાથે તેમણે તેને ક્ષેમકુશળતાના સમાચાર પૂછ્યા અને સામેજ બેસવાને માટે આસન આપ્યું. મહારાજા સમરસિંહની અપૂર્વ શાંતિ, ગંભીર મૂર્તિ, તપસ્વિસમાન વેષ, અને અત્યંત ઉદાર વ્યવહાર જોઇને દૂતના મનમાં તેમના પ્રત્યે અપૂર્વ ભક્તિ ઉત્પન્ન થઇ. તેણે મહારાજાને યોગીન્દ્ર કહીને સંબોધ્યા અને ભક્તિપૂર્ણ ગદ્‌ગદ્ સ્વરે કહ્યું "આપ નિઃશંક મહાદેવજીના પ્રતિનિધિ છો." આ સમયે પરસ્પર થયેલી સર્વ વાતચીત ચંદ બરદાયીએ પોતાના ગ્રંથમાં અત્યંત તેજસ્વી ભાષામાં વર્ણવી છે.

પોતાના પ્રિય મિત્ર તથા આપ્તનું આમંત્રણ સ્વીકારી એકાદ બે દિવસમાં મહારાજા સમરસિંહ પોતાની સેના લઇને દિલ્લી તરફ ચાલ્યા. દિલ્લીશ્વરે સામા આવી આદર સહિત તેમનું સ્વાગત કર્યું અને કુશળતાના સમાચાર પૂછ્યા. તત્પશ્ચાત્ કર્તવ્ય કર્મ સંબંધી વિચાર થવા લાગ્યો. શીઘ્ર બે કાર્યો કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો. પાટણ નરેશનો ગર્વ ઉતારવો અને મુસલમાનોના આક્રમણના માર્ગમાં વિઘ્ન ઉપસ્થિત કરવું. સમરસિંહ પાટણ નરેશની સાથે વૈવાહિક સંબંધથી બંધાયેલા હતા, તેથી તેઓ તેની સામે નહિ જતાં મુસલમાનોના આક્રમણની ગતિ રોકવાને માટે દિલ્લીમાંજ રહ્યા. પૃથ્વીરાજ પોતાની

સેના લઈ પાટણ તરફ ગયા. સમરસિંહના રાજપુત સૈનિકો ગગનભેદી ભયંકર નાદ કરી અત્યુત્સાહથી મુસલમાનોની સામે થયા. ઉભય સૈન્યોની વચ્ચે દારૂણ યુદ્ધ થવા લાગ્યું. પરતુ આ યુદ્ધમાં કોઇ પક્ષનો જય પરાજય જ્ઞાત થયો નહિ. આ પ્રકારે ઘણાં યુદ્ધો થયાં પરંતુ વિજયલક્ષ્મી કોઇની પણ અંકશાયિની થઈ નહિ. આ તરફ મહારાજા પૃથ્વીરાજ પાટણ નરેશનો ગર્વ ઉતારી આનંદપૂર્ણ બની સમરસિંહને આવી મળ્યા. હવે ઉભય વીરોનું બળ એક થવાથી તેણે અતિ પ્રચંડ અને ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. તેમનાં શૌર્યરૂપી અગ્નિમાં અસંખ્ય મુસલમાનો બળીને ભસ્મ થયા. શાહબુદ્દીન મહા મુશ્કેલીથી જીવ લઇને નાશી છૂટયો. તેના સેનાપતિને રાજપુતોએ કેદ કરી લીધો.

આ પ્રકારે મહારાજા પૃથ્વીરાજને વિજય મળ્યો. તેમનાં સર્વ વિઘ્નો દૂર થઇ ગયાં. નગરકોટની ભૂમિમાંથી જે દ્રવ્યભંડાર તેમને મળ્યો હતો તેમાંનો અર્ધ ભાગ તેમણે સમરસિંહને આપી દીધો; પરતુ સમરસિંહે તે દ્રવ્ય સ્વયં ન લેતાં પોતાના સૈનિકોને વ્હેંચી આપ્યુ. મહારાજા પૃથ્વીરાજે સમરસિંહના સૈનિકોને બીજું પણ પુષ્કળ દ્રવ્ય વ્હેચી આપ્યું. તત્પશ્ચાત મહારાજા સમરસિંહ વિદાય થઇ પોતાની રાજધાનીમાં ચાલ્યા ગયા.

ત્યાર પછી પાંચ વર્ષો સુખ શાંતિમાં વ્યતીત થઇ ગયાં. સાધારણ વિગ્રહો થતા તેમાં પૃથ્વીરાજ અને સમરસિંહને સદા વિજય મળતો. પરંતુ હવે ભારતવર્ષના અધ:પતનનો સમય પ્રતિદિન પાસે અને પાસે આવતો જતો હતો. પાટણનરેશના ઉપર વિજય મેળવ્યાથી મહારાજા પૃથ્વીરાજને લાગ્યું હતું કે આવાં જ સુખમાં અમારા દિવસો જશે. તેઓ પોતાની પ્રિય પત્ની સયુક્તા‡ ની સાથે આનંદપૂર્વક કાળ ક્રમણ કરવા લાગ્યા. પૃથ્વીરાજ આળસુ તથા અસાવધ બની ગયો છે એમ જાણી શાહબુદ્દીન અત્યંત પ્રચંડ સેના લઇ ભારતવર્ષ પર પુન: ચઢી આવ્યો. મુસલમાન વીરોના સિંહનાદથી ભારતભૂમિ પુન: કંપવા લાગી. મહારાજા પૃથ્વીરાજનુ સિંહાસન પણ તેની સાથે ડોલાયમાન થવા લાગ્યું એમ કહીશું તોપણ ચાલશે. હવે પૃથ્વીરાજની નિદ્રા નિવૃત્ત થઇ તેઓ આ સંકટમાંથી મુક્ત થવાના યોગ્ય ઉપાય શોધવા લાગ્યા. તેમણે પુન: પોતાના પ્રિય મિત્ર સમરસિંહની સાહાય્ય માગી. જે મનમોહિનીના અનુપમ પ્રેમથી મુગ્ધ થઇને આજ પર્યંત તેઓ સર્વૈયેવ આલસ્યમાં દિવસ નિર્ગમન કરતા હતા તે મનમોહિની પણ હવે સાવધ બની ખડી થઇ ગઇ અને વીર નારીના ધર્મનું અવલંબન કરી તેણે પોતાના પ્રાણપતિને સંગ્રામભૂમિમા જવાને પ્રાર્થના કરી. મહાત્મા ચંદે આ પ્રસંગનું જે વર્ણન કર્યું છે તેનો યથાસ્થિત અનુવાદ નીચે કરવામાં આવ્યો છે.

અંતિમ વાર શાહબુદ્દીન પૃથ્વીરાજ ઉપર જે દિવસે સેના સહિત ચઢી આવ્યો તે જ દિવસની રાત્રિએ મહારાજાને એક ભયંકર સ્વપ્ન આવ્યુ હતું. આથી તેમનુ હૃદય વ્યાકુલ થઈ ગયુ. અને તેમના મનમા અત્યંત ચિંતા પેદા થઇ. પ્રાત:કાળ થતાંજ તેઓ પોતાની પ્રાણ પ્યારી સંયુક્તાને પોતાને આવેલા સ્વપ્નનું વૃત્તાંત આ પ્રમાણે કહેવા લાગ્યા:—

ગત રાત્રિએ જ્યારે હું નિદ્રાના મૃદુ ખોળામાં વિશ્રાંતિ લેતો હતો તે વખતે રમ્ભાના જેવી એક પરમ લાવણ્યવતી સ્ત્રીએ આવી કર્કશ રીતે મારો હાથ પકડી લીધો. તત્પશ્ચાત્ તેણે તમારાપર આક્રમણ કર્યું; તમે તમારૂં રક્ષણ કરવાને માટે અનેક પ્રકારના યત્નો કરવા લાગ્યાં. એટલામાં—અહો ! અત્યંત

‡ સંયુક્તા કનોજના રાજા જયચંદની પુત્રી હતી. જયચંદે પોતાની પુત્રીના સ્વયંવરમાં ભારતવર્ષના સર્વ રાજાઓને આમંત્રણ કરીને બોલાવ્યા હતા. પરંતુ તેની સાથે વૈરભાવ હોવાથી પૃથ્વીરાજ તથા સમરસિંહ તેની સભામાં ગયા નહોતા. જયચંદે ઉક્ત ઉભય રાજાઓની સુવર્ણમય પ્રતિમા તૈયાર કરાવી અને તેમાંની પૃથ્વીરાજની મૂર્તિને દ્વારપાળના સ્થાને મૂકાવી હતી. સ્વયંવરમાં જેટલા રાજાઓ આવ્યા હતા તેમાંના કોઇ પણ રાજાના ગળામાં સંયુક્તાએ માળા પહેરાવી નહિ, પરંતુ પૃથ્વીરાજની સુવર્ણમય મૂર્તિના ગળામાં તે પહેરાવી. પૃથ્વીરાજ આ સમયે રાજભુવનથી થોડે જ દૂર છુપાયેલા હતા. આ ઘટના જોઇ શીઘ્ર તેઓ રાજસભામાં આવ્યા અને રાજકુમારી સંયુક્તાને લઈ પોતાના પાટનગરમાં ચાલ્યા ગયા. સભામાં બેઠેલા કોઈ પણ રાજા તેમની પ્રબળ ગતિ રોકી શક્યા નહિ.

ભયાનક !—એક પ્રચંડ રાક્ષસના જેવો મહાકાય મદોન્મત્ત હાથી પોતાની સૂંઢ હલાવતો હલાવતો મારી તરફ આવ્યો. ભયથી મારી નિદ્રા ઉડી ગઈ; હું ભયગ્રસ્ત અને ચકિત થઇ ચારે તરફ જોવા લાગ્યો, તો મે તે રમ્ભાને પણ જોઈ નહિ અને તે હાથીને પણ જોયો નહિ. મારૂં હૃદય કંપવા લાગ્યુ, સર્વાંગે કાંટા ભોંકાવા લાગ્યા; દબાયેલા કંઠે મિષ્ટ વાણીથી " હર હર " કહી હું ઉઠી બેઠો થયો. જુઓ અદ્યાપિ આ હૃદય કંપે છે. અદ્યાપિ રોમ ખડાં છે. પ્રભુ જાણે આપણાં ભાગ્યમાં શુ લખ્યું છે ? "

આ સ્વપ્નની વાત સાંભળી મહારાણી સંયુક્તાનાં વિકસિત કમળતુલ્ય વદનમંડળપર એક અપૂર્વ જ્યોતિ પ્રકાશી નીકળી અને તેમણે મૃદુ તથા ગંભીર સ્વરે કહ્યું " હે ચૌહાણ કુલના ગૌરવસૂર્ય ! આ જગતમાં આપના જેટલી સંપત્તિ, આપના જેટલુ સુખ અને આપના જેટલું ઐશ્વર્ય કોણ ભોગવે છે ? તથાપિ આપની તૃષ્ણા શાંત ક્યાં થઇ છે ? આપ એક સાધારણ સ્વપ્ન જોઇ ભાવીની શંકાથી શા માટે વ્યાકુલ થઇ રહ્યા છો ? હે પ્રાણનાથ ! મૃત્યુ તો સર્વ માટે છે. આ અનિવાર્ય મૃત્યુના પંજામાંથી તો દેવતા પણ મુક્ત થઇ શકતા નથી. જીર્ણ વસ્ત્રોનો ત્યાગ કરીને નવાં વસ્ત્રો પરિધાન કરવાની ઇચ્છા કોને નથી થતી ? પરંતુ હે નાથ ! વિચાર કરીને જુઓ કે જે શ્રેષ્ઠ કાર્યમાં પોતાના પ્રાણ સમર્પણ કરી દે છે, જે ગૌરવની સાથે મૃત્યુને આલિંગન દે છે તે મૃત્યુ પામીને પણ સદા જીવંત રહે છે. હું તો અલ્પ બુદ્ધિવાળી સ્ત્રી છું. આપને બોધ આપવાને હુ કાંઇ યોગ્ય નથી. આપ સ્વાર્થને હૃદયમા સ્થાન આપશો નહિ, અને આપ એવું કામ કરો કે જેથી મૃત્યુ લોકમાં આપનુ નામ અમર થઈ જાય આ કરાલ અસિ લઇને શત્રુઓનો સંહાર કરો. મારી ચિંતા જરા પણ કરશો નહિ. હુ અત્યારથી એવું કાર્ય કરવાની તૈયારી કરૂં છું કે જેથી હું આપની અર્દ્ધાંગિની તરિકે ગણાવાને પાત્ર થાઉં."

મહારાજા પૃથ્વીરાજે રાજસભામા આવી ભટ્ટ કવિને બોલાવીને તેને સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યું. આ સ્વપ્નનો અર્થ ભટ્ટ કવિએ પૃથ્વીરાજને કહી સંભળાવ્યો. અને રાજકુલ ગુરૂએ એક મંત્ર લખી આપ્યો. દિલ્લીશ્વરે આ મંત્રવાળા પત્રને પોતાની પાઘડીનાં મૂક્યો. વળી તેમણે નવ ગ્રહને પ્રસન્ન રાખવાને માટે ઉત્તમ અને શુદ્ધ દૂધ સહસ્ર કળશોમાં ભરીને ચંદ્ર દેવતાને અર્પણ કર્યું.

દશ દિક્પાલને પ્રસન્ન રાખવાને માટે દશ પાડાઓનો ભોગ આપવામાં આવ્યો અને દીન દરિદ્ર માણસોને ચાંદી સુવર્ણ આપવામાં આવ્યું. પરંતુ રૂધિર અને દૂધનાં દાન અથવા ધ્યાન ભવિતવ્યની ગતિ રોકી શક્યાં નહિ. જો તેમ થઇ શકતું હોત તો નળ અને પાંડવાદિ પર કદિ પણ કઠોર વિપત્તિઓ પડી ન હોત.

વિષમ સંકટમાં ફસાયાથી પૃથ્વીરાજે પોતાના પ્રિય મિત્ર સમરસિંહની સહાયતા માગી. સમરસિંહ આ દુ:ખકારક વર્તમાન સાંભળી શીઘ્ર સેના લઇને દિલ્લી તરફ કૂચ કરવા લાગ્યા. આ તરફ મહારાજા પૃથ્વીરાજે પોતાના સામંતો અને સેનાપતિઓને બોલાવ્યા અને તેઓ તેમની સાથે યુદ્ધ વિષે વિચાર કરવા લાગ્યા. આ ભયંકર પ્રસંગે ભારતવર્ષના સમસ્ત રાજાઓએ એક સંપ કરી દેશવૈરી યવનોના આક્રમણથી દેશનું રક્ષણ કરવું જોઇતું હતું; સ્વદેશાનુરાગથી ઉત્સાહિત બની પૃથ્વીરાજને સાહાય્ય કરવાને માટે શસ્ત્રો ગ્રહણ કરવાં જોઇતાં હતાં; પરંતુ તેમણે આથી વિપરીત વર્તન કર્યું. ભારતવર્ષના ઘણા રાજાઓ મૌન ધારણ કરીને બેસી રહ્યા. ખાસ કરીને કનોજ, પાટણ અને ધારાનગરીના રાજાઓ તુચ્છ જનોની પેઠે દ્વેષને વશ થઇ પોતાના મનમાં પૃથ્વીરાજનો નાશ ઇચ્છતા હતા અને તે પરિણામ લાવવાને માટે પ્રયત્ન પણ કરતા હતા. જે રાજપુત કુલકલંક રાજાઓએ દ્વેષને વશ થઇ કાપુરુષોચિત કાર્ય કર્યું તેમને પણ શીઘ્ર તેનું વિષમ ફલ ભોગવવું પડયુ. શીઘ્ર તેઓ સર્વ યવનોના દાસત્વની મજબુત બેડીથી જકડાઇ ગયા.

સમરસિંહ પોતાના રાજ્યનો ભાર પોતાના કનિષ્ઠ પુત્ર કર્ણસિંહના હાથમાં સોંપી પોતાના મિત્રો તથા સામંતોને લઈ દિલ્લી આવ્યા.‡ ચિત્તોડ છોડતી વખત એકાએક તેમનું હૃદય કંપવા લાગ્યું હતું.

‡ રાજાનો પોતાના નાના પુત્ર કર્ણસિંહપર આવો અયુક્ત અનુરાગ જોઇ તેમનો જ્યેષ્ઠ કુમાર કુંભકર્ણ પોતાના પિતાપર અત્યંત અપ્રસન્ન થયો અને તે પોતાના કેટલાક સાથીઓને સાથે લઈ પિતાનું રાજ્ય છોડી દક્ષિણમાં ચાલ્યો ગયો. ત્યાં તેણે વિદોર નામક એક હબસી નવાબનો આશ્રય ગ્રહણ કરી એક નવા રાજ્યની સ્થાપના કરી.

જાણે કોઇએ અચાનક આવી તેમના કાનમાં કહ્યું હોય કે "એકવાર મનની તૃપ્તિ થાય ત્યાં સુધી ચિત્તોડને જોઈ લો. હવે તમે આ નગરને પુનઃ જોઇ શકશો નહિ." એવો તેમને ભાસ થવા લાગ્યો. સમરસિંહ ચકિત થયા. પરંતુ તેમણે પોતાના હૃદયમાં ચાલતો ખળભળાટ બહાર દેખાવા દીધો નહિ. તેમણે પોતાના ઇષ્ટ દેવતાનું સ્મરણ કર્યું અને દિલ્લી તરફ પ્રયાણ કરવા માંડયું. ચંદ બરદાયીએ મહા-સમર નામના અંતિમ સર્ગમાં મહારાજા સમરસિંહ આ છેલ્લી વખત દિલ્લીમાં આવ્યા તે સમયનું વર્ણન ઉત્તમ પ્રકારે કર્યું છે, જે નીચે પ્રમાણે છે.

મહારાજા પૃથ્વીરાજે સમરસિંહના આગમનની ખબર સાંભળી દરબારમાં જઈ સર્વે સરદારોને બોલાવી મંગાવ્યા અને ઉત્સાહનો ડંકો વગડાવ્યો. સર્વે સરદારો એકત્રિત થયા પછી તેમની સ્વારી દિલ્લી બહાર નીકળી. મહારાજા પૃથ્વીરાજ આ વખતે બહુધા એકાંત મહાલયોમાં જ રહ્યા કરતા હતા. તેઓ બહાર ક્વચિત્ જ નીકળતા. તે છતાં પણ આ વખત તેઓ મિત્રનો સત્કાર કરવાને માટે બહાર નીકળ્યા. ઘણા દિવસ પછી પોતાના મહારાજાનાં દર્શન થયાથી પ્રજા આનંદોન્મત્ત બની ગઇ. ઘેરેઘેર દીપક પ્રકાશવા લાગ્યા અને સ્થળે સ્થળે વાજાં વાગવા લાગ્યાં. દિલ્લીની શોભા અપૂર્વ બની ગઇ. મહારાજા પૃથ્વીરાજ સમરસિંહનો ઉત્તમ પ્રકારે આદરસત્કાર કરીને તેમને પોતાની સાથે તેડી લાવ્યા. પછી મોટો દરબાર ભરવામાં આવ્યો. આ દરબારમા મહારાજા પૃથ્વીરાજ અને સમરસિંહને જોડાજોડ બેઠેલા જોઈને પ્રજા અતીવ પ્રસન્ન થઇ. આ વખતે વાજાં એટલા જોરથી વાગતાં હતાં કે કાને પડયો અવાજ પણ સંભળાતો નહોતો.

આ પ્રકારે ત્યાં આનંદનુ સામ્રાજ્ય છવાઈ રહ્યુ હતુ એવામાં એકાએક દરબારની વચ્ચે આવેલી શિલા તુટી ગઇ અને અંદરથી સદાશિવનો વીરભદ્ર નામક ગણ બહાર નીકળ્યો. કવિવર ચંદે અહીંઆં આ પ્રમાણે વર્ણન કર્યુ છેઃ—

रंग राग वागन थइयं, घनघोर सोर प्रगटयं;
सुनि अलख वीर सजग्गयं, सिरपलट ऊंधिम पग्गयं.
लम्बी असीं गज सज्जग्गं, पच्चास चौडिय गज्जयं;
दश गज सुदल परमानयं, तिहीं गुफा खुली अमानयं.
रुद्राक्ष मुद्रा धारयं, मुख शंभु शंभु उचारयं;
कर खड्ग खप्पर राखयं, मुख शंभु शंभु भाखयं.
पृथिराज किन्ह प्रणामयं, बोल्यो न वीर सतामयं;
तहां देव रावल समरसी, छंडयो न आसन रघुवँसी.
पूछँत चँद सुवत्तियं, कहो होनहार सुकत्थियं;
यह होनहार स होयहे, दिल्ली न थिरत्ता सोयहे.
पुनि म्लेच्छ दलबल जोरहे, अर शहर दिल्लीय तोरहै;
पृथिराजं युद्ध न जीतहै, रण समय रावल बीतहै.
चामुंडराय गुरु रामही, कटपरही भारत कामही;
पृथिराज बंधही पावही, खट मास विपति बिहावही.
नृप शाह चंद्ररु तीनयं, रह एक ठौर सुलीनयं;
गोरी सुदिल्ली आनयं, पुनि वरत हिंदुसथानयं.
तिहि दुर्ग देवल भाजयं, अति आनरत्थ स साजयं;

बरते स बरसां दोयसे, तो पीछ चकता आवसे.
हिंदवान दंड भरावही, नृप घरघरही विय व्यावही;
दख नाद सुंदल आवही, तिहि तखत दिल्ली न पावही.
ता पीछे टोपी आवही, बहु इलम कलम चलावही;
नारी सुराजा बज्जसी, हिंदू तुरक सब भज्जसी.
इहि तखत दीलीय आवही, नृप घेरघेरही सुख पावही;
वह धर्मराज जमावही, प्रतिपाक न्याय कहावही.
जब न्यायबंधन छूटसी, तब आव पेटा फूटसी;
मिलि बलक काबुल थट्टियं, तीजी सभूपत भट्टियं.
विध्वंस दिल्ली याटहं, रहि वरस खट पर नाटयं;
सीसोद दिल्ली आवही, शिर राण छत्र धरावही.
पेंतीस वरस प्रमानही, भोगवे हिंदु संथानही;
अजमेर पीर सजग्गही, पुनि तखत दिल्ली मंगही.
तुंवरस दिल्ली घेरही, पुनिआण दिल्लिय फेरही;
राठोड दिल्ली आवही, फिर धर्म नीति चलावही.

ભાવાર્થ:—આ વખતે જે શિલા ફાટી તે એંશી હાથ લાંબી, પચ્ચીસ હાથ પહોળી અને દશ હાથ જાડી હતી. તેની નીચે એક ગુફા હતી તેમાંથી રુદ્રાક્ષની માળા ધારણ કરી, હાથમાં ખડ્ગ લઈ 'શંભુ, શંભુ' એવો ઉચ્ચાર કરતો વીરભદ્ર બહાર નીકળ્યો. પૃથ્વીરાજે આગળ વધીને આ ભયંકર મુદ્રાવાળા પુરુષને પ્રણામ કર્યા. પરંતુ તે પુરુષ એક શબ્દ પણ બોલ્યો નહિ. ત્યારે સદાશિવના ભક્ત મહારાજા સમરસિંહે આગળ વધીને તેને પ્રણામ કર્યા. હવે ચંદે વીરભદ્રને કહ્યું " ભવિષ્યમાં શું શું થશે તે મહારાજાને કહી સંભળાવવાની કૃપા કરો." ત્યારે વીરભદ્ર સર્વની સમક્ષ કહેવા લાગ્યો " મેં દક્ષ પ્રજાપતિના યજ્ઞનો ભંગ કરી આપણા પિતા મહાદેવજીનો ક્રોધ શાંત કર્યો. ત્યાર પછી તેમની આજ્ઞા લઇને અહીંઆં નિશ્ચિંત થઇ વિશ્રાંતિ લેવાને માટે આવ્યો છુ. હું પ્રાગાઢ નિદ્રામાં હતો, પરંતુ તમારા વિલક્ષણ કોલાહલથી મારી નિદ્રાનો ભંગ થઈ ગયો અને હું અતિ દુઃખિત થયો. મહાદેવજીએ મને એવો વર આપ્યો હતો કે જે તારી નિદ્રાનો ભંગ કરશે તેનો નાશ થશે. આથી હવે તમારો નાશ થશે. હવે મ્લેચ્છ લોકો પ્રબલ થઇને દિલ્લી જીતી લેશે. પૃથ્વીરાજનો પરાજય થશે. આ વખતે રાવલ સમરસિંહ ઘણા ઉપયોગમાં આવશે. ચામુંડરાય તથા રામગુરુ યુદ્ધમાં કપાઇ જશે. પૃથ્વીરાજ પરાજિત થઇને છ માસ પર્યંત બંદીવાન રહેશે અને દુઃખ પામશે. શાહબુદ્દીન ઘોરી પ્રબલ થઇને હિંદુસ્થાનમાં અત્યંત ઉપદ્રવ મચાવશે અને હિંદુસ્તા-નીઓના કિલ્લાઓ તથા મંદિરો છિન્ન ભિન્ન કરશે. આ પ્રકારે એક વર્ષ પર્યંત મહા ભારે અનર્થ રહેશે. તત્પશ્ચાત્ હિંદુસ્તાન પર મુગલો આક્રમણ કરશે અને તેઓ પણ અત્યંત ઉપદ્રવ કરશે. તેઓ રાજાઓના ઘરમાં ઘુસીને તેમની કન્યાઓની સાથે વિવાહ કરશે. તત્પશ્ચાત્ દક્ષિણમાંથી કેટલાક સૈનિકો તેમને પરાજિત કરવાને માટે બહાર પડશે. આ સૈનિકોથી તેમનો કાંઈ પ્રબંધ થઈ શકશે નહિ. પછી ટોપીવાળા આવશે. તેમના રાજની સ્વામિની રાણી થશે અને સર્વ હિંદુ મુસલમાનોને વશ કરશે. તે દિલ્લીના તખ્તપર અભિષિક્ત થશે તેના રાજ્યમાં સર્વ પ્રજાને સુખ મળશે. તે ધર્માનુસાર રાજ્ય કરીને ન્યાયપૂર્વક પ્રજાનું રક્ષણ કરશે. પરંતુ ભવિષ્યમાં, જ્યારે તેનું ન્યાયબંધન તૂટી જશે ત્યારે કાબુલ તથા બલખના શાહો તથા એક ભટ્ટી રાજા એકત્ર થઇને દિલ્લીપર પોતાનો અધિકાર સ્થાપિત કરશે. તેમનો અમલ દિલ્લીમાં છ વર્ષ પર્યંત રહેશે. તત્પશ્ચાત્ ઉદયપુરના સીસોદિયા ચક્રવર્તી રાજા થશે. તેઓ ૩૫

વર્ષ પર્યંત રાજ્ય કરશે. ત્યાર પછી અજમેરનો પીર ઉઠશે. તત્પશ્ચાત્ તુવાર અને તુવાર પછી રાઠોડ વંશના રાજાઓનો અધિકાર સ્થાપન થશે અને તેઓ ધર્મનીતિ સ્થાપિત કરશે."

વીરભદ્રની ભવિષ્ય વાણી સાંભળી પૃથ્વીરાજને અત્યંત શોક થયો. ત્યારે વીરભદ્ર કહેવા લાગ્યો "હે રાજન્! કોઈ પણ વાતનો શોક કરવો જોઇએ નહિ. આ વસુધા સદા કોઇ પાસે રહી નથી. એના પર અધિકાર કરનારાઓની વારંવાર ફેરબદલી થયાજ કરે છે. રાજા વેન, વિશ્વંભર, સુરરાજ, હિરણ્યાક્ષાદિ અનેક રાજાઓ થઇ ગયા છે. પરંતુ પૃથ્વી કોઈની થઈ નથી. મહાન યાજ્ઞિક બળિરાજા થયો પરંતુ વામને તેને પાતાળમાં પહોંચાડી દીધો. તેજ પ્રમાણે માન્ધાતા અને જાલંધર રાજા થયા પણ તેમની કેવી દશા થઇ? સાક્ષાત્ ભગવાનના અવતાર પૃથુ રાજા પણ થઈ ગયા. પરશુરામે અવતાર લઇ એકવીશ વાર ક્ષત્રિયોનો સંહાર કરી બ્રાહ્મણોને પૃથ્વીનું રાજ્ય આપ્યું. શિવભક્ત મહા બળવાન પરાક્રમી લંકાપતિ રાવણ પણ જતો રહ્યો! દુર્યોધન કેવો બળવાન યોદ્ધા હતો? પરંતુ તે પણ પાંડવોની સામે લડી પોતાની અષ્ટાદશ અક્ષોહિણી સેના સહિત માર્યો ગયો. એક કવિએ કહ્યું છે કે:—

**दातासों दिलीप मानघातासों महीप भयो, जाके गुण द्वीप द्वीप अजहूंलों छाये हैं;**
**बलि एसो बलवान् को भयो जहान बीच, रावण समान को प्रतापी जग जाये हैं.**
**बानकी कलानमें सुजान द्रोण पारथसे, जाके गुण दीनदयाल भारतमें गाये हैं;**
**कैसे कैसे शूररचे चातुरी विरंचि जूने फेर चकचूर कर धूरमें मिलाये हैं. १**

સારાંશ એ છે કે જે વીરો રણક્ષેત્રમાં લડે છે તેમને કદિ જય મળે છે અને કદિ મોત મળે છે. ધન, દોલત, ઇષ્ટ મિત્ર, સર્વ મિથ્યા છે. કેવળ કીર્તિજ સદા અમર રહે છે. આ પ્રમાણે બોલી વીરભદ્ર અન્તર્ધ્યાન થઈ ગયો. જે શિલા તુટી ગઈ હતી તે પુનઃ અખંડ બનીને જ્યાં હતી ત્યાં ચોંટી ગઇ. ત્યાં આગળની ભૂમિ સાફ બની ગઇ.

થોડી વાર સુધી વિશ્રાંતિ લઇને સમરસિંહે પોતાના પ્રિય મિત્ર પૃથ્વીરાજની આગળ સંગ્રામની વાત છેડી અને તેમને પૂછ્યું કે "શત્રુઓનો માર્ગ રોકવાને માટે અત્યાર સુધી તમે શું ઉપાય કર્યો છે?" પૃથ્વીરાજે કહ્યું કે "અત્યાર સુધી મે કાંઇ પણ ઉપાય કર્યો નથી. તેમજ તે સંબંધે કાંઈ વિચાર પણ કર્યો નથી અને કોઇને કાંઇ પૂછ્યુ પણ નથી." ચિત્તોડાધિપતિ આ વાત સાંભળી વિસ્મિત થયા અને મિષ્ટ વચનથી દિલ્લીશ્વરને તેમણે ઠપકો આપ્યો. પછી તેમણે તેમને યવનોનો પ્રતિરોધ કરવાનો કોઈ ઉત્તમ ઉપાય શોધી કાઢવાને કહ્યું. મહા કવિ ચંદે આ પ્રસંગનું વર્ણન એવા મનોવેધક પ્રકારે કર્યું છે કે પ્રત્યેક મનુષ્યનું હૃદય રાજપુત વીરોના મહાન ચરિત્ર પ્રતિ આકર્ષાયા વિના રહેતું નથી.

ઉત્તમ પ્રકારે યુદ્ધની તૈયારી કરવામાં આવી. મહારાણા સમરસિંહની આજ્ઞાથી રાજપુતોની પ્રચંડ સેના ડુંગરાળ પ્રદેશમાંથી વહેતી પ્રચંડ નદીના પ્રવાહની પેઠે દિલ્લીના દરવાજામાંથી બહાર નીકળી આગળ વધવા લાગી. હથિયારોનો ખણખણાટ, મદોન્મત્ત હાથી અને ઘોડાના ભીષણ ધ્વનિ અને રણોન્મત્ત રાજપુત વીરોની વીર હાકથી પૃથ્વી વારંવાર કંપાયમાન થતી હતી અને કાયરના મનમાં મહા ભય ઉત્પન્ન થતો હતો. ક્યા માર્ગથી, કયી દિશામાં અને કેવા પ્રકારે શ્રેણીબદ્ધ થઇને રાજપુત વીરોએ આગળ વધવું, તથા માર્ગમાં ક્યાં ક્યાં વિશ્રામ કરવો આવી જાતનાં સર્વ કાર્યોનો પ્રબંધ મહારાણા સમરસિંહ કરતા હતા. મહારાણા સમરસિંહની સલાહ વિના મહારાજા પૃથ્વીરાજ કાંઇ પણ કાર્ય કરતા નહોતા. મહા કવિ ચંદ બારોટે સમરસિંહને રાજપુત સેનાના યુલિસીસ કહ્યા છે. તેઓ ધીરવીર, સાહસિક અને સમરચતુર હતા. વળી તેઓ ધર્મનિષ્ઠ, સત્યપ્રિય અને શુદ્ધ ચરિત્રવાન હતા. શૃગાળ, વિહંગાદિની ચાલ તથા ઇતર લક્ષણો જોઇને કોઇ જ્યોતિષી તેમના જેવી ઉત્તમ રીતે ભવિષ્ય ભાખી શકતો નહોતો. સમરસિંહના આ અનુપમ ગુણોને લીધે ગિહ્લોત, ચૌહાણ વગેરે કુલના સર્વે સૈનિકો તથા સામંતો તેમના પર અત્યંત શ્રદ્ધા રાખતા હતા. સાયંકાળે જ્યારે યુદ્ધની સમાપ્તિ થતી ત્યારે રાજપુત સૈનિકો તથા સામંતો તેમના શિબિરમાં તેમને મળવાને જતા. તેઓ તેમની સાથે સ્નેહ તથા આદરસહિત સંભાષણ કરતા અને અનેક પ્રકારની નીતિનો બોધ આપતા. આ મનોહર બોધ તથા વક્તૃત્વ સાંભળીને સર્વ રાજપુત ગણોને પરમ આનંદ પ્રાપ્ત થતો. મહાકવિ ચંદે મુક્તકંઠે સ્વીકાર્યું છે કે

"મારા મહાકાવ્યમાં જેટલી રાજનીતિ છે તેનો અધિક ભાગ મેં મહારાણા સમરસિંહના ઉપદેશથી લખ્યો છે. વળી ધર્મનીતિ, રાજનીતિ, સમાજનીતિ, મંત્રીકર્મ, દૂતકર્મ, રાજપુત ધર્મ, સુંદર ઉપાખ્યાન તથા રૂપકાલંકાર જે જે મારા કાવ્યમાં ઉપલબ્ધ થાય છે તે સર્વના વક્તા ચિત્તોડાધિપતિ સમરસિંહ છે."

પુણ્યભૂમિ બ્રહ્માવર્તના મેદાનમાં વહેતી પવિત્ર જલમયી દૃષદ્વતી (હાલમાં આ નદીને કગગર કહેવામાં આવે છે) ના તટપર ક્ષત્રિયો અને યવનો વચ્ચે ઘોર સંગ્રામ થયો. આ સંગ્રામ સતત ત્રણ દિવસ સુધી ચાલ્યો. પ્રથમના બે દિવસ પર્યંત તો કોઇ પણ પક્ષને જય કે પરાજય મળવાનાં ચિન્હો દ્રષ્ટિગોચર થયાં નહિ. ભારતવર્ષની પૂર્વ દિશામાં ત્રીજે દિવસે બાલસૂર્ય ઉદિત થયો. રાજપુતગણ દૃષદ્વતીનાં પવિત્ર જળમાં સ્નાન કરી પ્રાતઃકર્મો સમામ કરવા લાગ્યા. ભગવાન સૂર્યનારાયણ ભારતનું ગૌરવ છેલ્લીવારને માટે જોઇ લેવાને ધીમે ધીમે ઉદયાચલપર વિરાજમાન થયા. આ તરફ મહારાજા પૃથ્વીરાજ પોતાની પ્રિય પત્ની સંયુક્તાની પાસે ઉભા રહી વિદાય માગવા લાગ્યા.

મહારાણી સંયુક્તા પોતાના પ્રાણનાથને પોતાના હાથથી સજાવવા લાગી. તેણે તેમને બખ્તર પહેરાવીને કમ્મરમાં ખડ્ગ બાંધી દીધું. એટલામાં રણમાં વાગતાં વાજાંનો નાદ ગગનમંડલને વિદીર્ણ કરવા લાગ્યો. આ ગંભીર નાદ હજી આકાશમાં પહોંચ્યો ન પહોંચ્યો એટલામાં રાજપુત વીરોએ સિંહનાદ કરી તેનો પ્રત્યુત્તર આપ્યો.

મહારાજા પૃથ્વીરાજ વિસ્મિત થયા. વિશ્વાસઘાતી યવનો પ્રાતઃકાળમાંજ રણવાદ્યો વગાડશે એમ તેમણે ધાર્યું નહોતું. રણવાદ્યનો અવાજ સાંભળી તેઓ તરતજ રણાંગણમાં પહોંચ્યા. આ અંતિમ યુદ્ધમાં ભારતના ગૌરવના આ અંતિમ પ્રસંગે આર્યાવર્તના અનુપમ વીર મહારાજા સમરસિંહ * તથા તેમના

* ઉદયપુરના કવિરાજ શ્યામલદાસજીએ પૃથ્વીરાજ રાયસાની વિરુદ્ધ એક નાનું સરખું પુસ્તક છપાવ્યું હતું. આ પુસ્તકમાં એવો ઉલ્લેખ છે કે ચિત્તોડના રાવળ સમરસિંહ પૃથ્વીરાજના સમયમાં થયા નહોતા, પરંતુ તેઓ તેમનાથી પ્રાય: સો વર્ષ પશ્ચાત્ થયા હતા. જો આ ઉલ્લેખને સત્ય માનવામાં આવે તો તેમને પૃથ્વીરાજના બનેવી પણ માની શકાય નહિ અને તેઓ પૃથ્વીરાજની સાથે શાહબુદ્દીન ઘોરીની સામે સંગ્રામ કરવા ગયા હતા એમ પણ માની શકાય નહિ. પરંતુ મથુરાના પંડિત મોહન વિષ્ણુ પંડ્યાજી ( કે જેઓ મેવાડ રાજ્યની કાઉન્સીલના સેક્રેટરી હતા ) એ તેમના પુસ્તકની વિરુદ્ધ એક ગ્રંથ છપાવ્યો છે. અને તેમાં લખ્યું છે કે "રાંજ સમંદપર એક મોટો શિલાલેખ છે. આ શિલાલેખ સંવત્ ૧૭૨૨ ની માઘ શુદી પૂર્ણિમાને દિવસે કોતરવામાં આવ્યો હતો. આ શિલાલેખમાં નિમ્ન લિખિત શ્લોક છે:—

**ततः समरसिंहाख्यः पृथ्वीराज च भूपतेः ।**
**पृथाख्याया भगिन्यास्तु पतिरित्यतिहार्दतः ॥ २४ ॥**
**गोरीशाहबुदीनेन गजनीशेन संग[illegible] ।**
**कुर्वतोऽखर्वगर्व य म[illegible]सामंतशोभिनः ॥ २५ ॥**
**दिल्लीश्वरस्य चौ[illegible]ननाथस्या च सहायकृत् ।**
**स [illegible]ः स्वैर्वीराणां सहितो रणे ॥ २६ ॥**

( અર્થ ) સમરસિંહ ભૂપતિ પૃથ્વીરાજની ભગિની પૃથાના પતિ હોવાથી તેમણે અતિ પ્રેમપૂર્વક ૧૨૦૦૦ વીરોની સાથે જઇ ચોહાણનાથ ( પૃથ્વીરાજ ) દિલ્લીના અધિપતિ કે જેઓ મોટા મોટા સામંતોથી સુશોભિત હતા તેમને ગિઝનીના પાદશાહ શાહબુદ્દીન ઘોરીની સામે યુદ્ધ કરવામાં સાહાય્ય કરી.

ભીખારાયસામાં એવો ઉલ્લેખ છે કે સમરસિંહ પૃથ્વીરાજના સમયમાં વિદ્યમાન હતા. તેમણે અંતિમ ચૌહાણ રાજેશ્વર પૃથ્વીરાજની ભગિની સાથે વિવાહ કર્યો હતો અને શાહબુદ્દીન ઘોરીની સાથે કરેલા યુદ્ધમાં પોતાના સાળાને સાહાય્ય કરી હતી. **बद्धा गोरिपतिं दैवात् स्वर्यातः सूर्यबिंबभित् ॥ २७ ॥ भीखारासा पुस्तकेस्य [illegible]स्योक्तस्तु [illegible]ः** સમરસિંહ વિષે પ્રકાશ નાંખનારો આ શ્લોક એક હસ્તલિખિત પુસ્તકમાં હતો. એને પંડિત મોહનલાલ પંડ્યાજીએ હાડૌતી અને ટોંકના એજન્ટના અનુરોધથી પ્રાપ્ત કર્યો હતો. સર જૉન મિયરે આ ગ્રંથ ઝાલાવાડના ભાટ પાસેથી ૧૫ રૂપિયે ખરીદ્યો હતો.

પુત્ર કલ્યાણસિંહ મરણ પામ્યા. આ યુદ્ધમાં તેમણે મહાન પરાક્રમ દર્શાવી શત્રુની પુષ્કળ સેનાનો સંહાર કર્યો હતો. તેઓ અલૌકિક સ્વદેશપ્રેમ અને અદ્ભુત વીરતાનાં જ્વલંત ઉદાહરણો બતાવી ગયા હતા. તેમની સાથે ૧૩૦૦૦ રાજપુત સૈનિકો તથા સામંતો સમરભૂમિમાં ચિર નિદ્રામાં સુતા. તે દિવસે દૃષદ્વતીના રુધિરમય જળમાં ભારતવર્ષનો ગૌરવસૂર્ય સદાને માટે ડૂબી ગયો, અને ભારતવર્ષની સર્વે આશા નષ્ટ થઇ ગઇ. વીરશિરોમણિ સમરસિંહની પતિવ્રતા પત્ની પૃથાએ જ્યારે એવા ભયંકર વર્તમાન સાંભળ્યા કે વીરરત્ન સમરસિંહ ક્રૂર યવનોના કપટનો ભોગ થઇ પડયા છે, પ્રિય ભ્રાતા પૃથ્વીરાજ લોહ જંજીરથી બદ્ધ થઇને કારાગૃહમાં પડયા છે અને ભારતની આશા સ્વરૂપ રાજપુત વીરો દૃષદ્વતીના કિનારા પરના સમરક્ષેત્રમાં સદાને માટે સૂતા છે, ત્યારે તેમણે જરા પણ વિલંબ કર્યા વિના ચિતાગ્નિમાં પોતાનું શરીર સમર્પણ કર્યું. તેમનાં આપ્તોએ અને નાગરિકોએ તેમને પતિની પાછળ આ લોકનો ત્યાગ ન કરવાને માટે બહુએ સમજાવ્યાં, પરંતુ તેમણે તેમની એક પણ વાતપર લક્ષ આપ્યું નહિ.

જેના પવિત્ર તટપર બેસીને ભારતભૂષણ આર્ય મહર્ષિગણ સામના સુધામય ગાનથી દેવતા લોકોને પ્રસન્ન કરતા હતા હતા, અને જેના જલતરંગો તેમનાં વેદગાન સાંભળીને આનંદથી ઉછાળા મારતા હતા. તે દૃષદ્વતીની આસપાસની પુણ્યભૂમિ આજે ભયંકર સ્મશાનવત્ બની ગઇ છે. તે ભૂમિ ઉપર આજે અગણિત શૃગાલો અને શ્વાનો ભયંકર તથા ઉચ્ચ સ્વરે શોકધ્વનિ કરી રહ્યાં છે. તે ભૂમિનું સ્વચ્છ હૃદય આજે નરરુધિરથી ખરડાઈ ગયુ છે. આ ભયંકર રણાંગણમાં વિજેતા મુસલમાનો પિશાચની પેઠે હાથ પ્રસારી આર્ય વીરોના મૃત શરીરોપરથી વસ્ત્રાભૂષણો હરવા લાગ્યા. આ પિશાચોની તીવ્ર ગતિને રોકનાર ત્યાં કોણ હતું ? સ્વદેશપ્રેમના પવિત્ર મંત્રથી પ્રેરિત થઇ હસ્તમાં ખડ્ગ ધારણ કરી ત્યાંથી તેમને હઠાવનાર કોણ હતું ? કોઈ નહિ. સમસ્ત જગત્ કર્કશ સ્વરે કહેવા લાગ્યુ "કોઈ નહિ." ભારતની રાજ્યલક્ષ્મી યવનોની જંજીરમાં જકડાઇને 'હાય ! હાય !' કરતી બોલી "કોઇ નહિ." ભારતભૂમિ આજે અનાથ અપુત્ર બની મુસલમાનોના પંજામાં સપડાઇ.

આ ભયંકર સ્મશાનભૂમિની ભયંકરતામાં વૃદ્ધિ કરતો તથા રણાંગણમાં પડેલા રાજપુત વીરોનાં કપાઇ ગયેલાં મસ્તકોને ઠોકરથી ઉરાડતો શાહબુદ્દીન દિલ્હી તરફ ચાલ્યો. દિલ્હીનું સંરક્ષણ કરતાં વીર શિરોમણિ પૃથ્વીરાજનો પરાક્રમી કુંવર રણસિંહ રણમાં પડયો. તેના શોચનીય મૃત્યુથી દિલ્લી અનાથ બની. યવન લોકોએ રક્ષકહીન સ્મશાન સદૃશ દિલ્લી નગરમાં પ્રવેશ કરી મહારાજા યુધિષ્ઠિરનું પવિત્ર સિંહાસન પોતાના તાબામાં લીધું. ક્ષત્રિયકુલકલંક કાયર જયચંદને પણ હવે તેના વિશ્વાસઘાતનું તથા દેશદ્રોહનું યથોચિત ફળ મળ્યું. મુસલમાનોએ જ્યારે તેના કનોજ નગરને પોતાના અધિકારમાં લીધું ત્યારે તે દુષ્ટ નાવમાં બેસીને ગંગા નદીના જળમાર્ગે નાશી જવાનો પ્રયત્ન કરતો હતો. પરંતુ એટલામાં તે નાવ ડૂબી ગઇ અને તેની સાથે દુષ્ટ જયચંદ પણ ડૂબી મુઓ. કેવો આ દૈવી પ્રકોપ ? કેવું આ સ્વદેશદ્રોહનું ફળ ? હિંદુદ્વેષી તે મુસલમાનોએ ભારતવર્ષનું સત્યાનાશ વાળવાનો જે પ્રારંભ કર્યો, તેનું વૃત્તાંત ઇતિહાસ પટપર ભારતસંતાનોના રૂધિરથી લખાઇ રહ્યું છે.

કારાગૃહમાં પડયા પછી મહારાજા પૃથ્વીરાજનું શું થયું ? આ સંબંધે બે મત છે. કર્નલ ટૉડ જણાવે છે કે "શત્રુઓએ પૃથ્વીરાજને પકડીને મારી નાંખ્યા અને તેની પ્રિય પત્ની સંયુક્તા તેમની પાછળ સતી થઈ." રાજા શિવપ્રસાદ બનારસી પણ આ વાત માને છે. બીજો મત એવો છે કે માત્ર પૃથ્વીરાજને કેદ કરવામાં આવ્યા હતા, તેમને તત્કાળ મારી નાંખવામાં આવ્યા નહોતા. તેમના ગળામાં સો મણની સાંકળ તથા તેમના હાથ પગમાં બેડી નાંખીને તેમને ગીઝનીના કારાગૃહમાં રાખવામાં આવ્યા હતા. અને તેજ સ્થળે શાહબુદ્દીન, કવિ ચંદ તથા રાજા પૃથ્વીરાજનાં મૃત્યુ એક સાથે થયાં. એમ કહેવાય છે કે જે સમયે યુદ્ધ ચાલતું હતું તે સમયે ચંદ બરદાયી દેવીના મંદિરમાં ગયા અને ત્યાં 'રાસા' ગ્રંથ સંપૂર્ણ કર્યો. પછી તેમણે મંદિરની બહાર આવી જોયું તો સમસ્ત દિલ્હી ઉજ્જડ જણાયું અને તેમના સાંભળવામાં આવ્યું કે યવનો મહારાજા પૃથ્વીરાજને કેદ કરીને ગિઝની લઈ ગયા છે. ચંદે વિચાર કર્યો કે કોઇ પણ ઉપાયથી રાજાને તો અવશ્ય છોડાવવાજ જોઇએ. પછી તેમણે ગિઝની જઈ અત્યંત ચતુરાઇથી પાદશાહની પાસેથી રાજા પૃથ્વીરાજને મળવાની રજા મેળવી લીધી. પૃથ્વીરાજને

કારાગૃહમાં જોતાં વેંત તેમને જણાયું કે દુષ્ટ યવનોએ રાજાની બન્ને આંખો ફોડી તેમને અંધ બનાવ્યા છે અને તેમના ગળામાં સો મણની સાંકળ પડી છે. આ દ્રશ્ય જોઇ ચંદને અત્યંત દુઃખ થયું. પોતાને મળવાને કવિવર ચંદ આવ્યા છે. એ વાત જ્યારે પૃથ્વીરાજના જાણવામાં આવી ત્યારે તેમને અવર્ણનીય આનંદ થયો. સાંકળના બોજાથી અને અંધ થયાથી પૃથ્વીરાજ અત્યંત દીન થઇ ગયા હતા. પરંતુ ચંદ તેમની નિકટ ગયા એટલે તેમનામાં અત્યંત ઉત્સાહ આવ્યો અને તેઓ સર્વ દુઃખ તથા વિપત્તિઓને ભૂલી જઇને અતિ પ્રેમથી પોતાના પરમ સ્નેહીને મળ્યા. પછી ઉભય સુખ દુઃખની વાત કરવા લાગ્યા. શાહબુદ્દીનના જાસુસે આ સર્વ સમાચાર પાદશાહને કહ્યા. જ્યારે શાહબુદ્દીને જાણ્યું કે સો મણની સાંકળને ગણકાર્યા વિના પૃથ્વીરાજ ચંદને ભેટયો ત્યારે તેણે વિશેષ સાંકળ તેના ગળામાં નાંખવાની આજ્ઞા કરી. પરંતુ ચંદે પાદશાહ કને જઈ પ્રાર્થના કરી કે "દ્રષ્ટિહીન થયાથી રાજા કાંઈ કરી શકે એમ નથી. હવે એને અધિક પીડા આપવી એ આપના જેવા વીરનું ભૂષણ નથી." આ પ્રકારની ઉત્તમ અને મધુર વાણી સાંભળીને પાદશાહે દોઢસો મણની બેડી નાંખવાનો વિચાર માંડી વાળ્યો. તત્પશ્ચાત્ ચંદે પાદશાહને કહ્યું "હું રાજાને દુઃખમાં આરામ આપવાને અહિંયાં આવ્યો છું. પરંતુ ચક્ષુરહિત બન્યાથી રાજા સર્વથા દીનહીન બની ગયો છે. અને ભારે વજનની બેડીઓએ તેના દુઃખમાં અત્યંત વધારો કર્યો છે. માટે આપ કૃપા કરી રાજાને કારાગૃહમાંથી મુક્ત કરો અને તેની પાસેથી મોટા મોટા ચમત્કાર શીખો. રાજા અત્યંત ગુણવાન છે. એ શબ્દવેધ કરી જાણતો હોવાથી ઉત્તમ પ્રકારે શરસંધાન કરી શકે છે. એ અંધ થઈ ગયો છે તે છતાં પણ સો સો મણના એક ઉપર એક મૂકેલા સાત તવાનો એ અવશ્ય વેધ કરશે. આ અદ્‌ભુત ચમત્કાર શીખવા યોગ્ય છે" શાહબુદ્દીને આ ચમત્કાર જોવાની પોતાની ઇચ્છા જ્યારે પ્રદર્શિત કરી ત્યારે ચંદે તેને કહ્યું "હમણાં પૃથ્વીરાજ અશક્ત થઇ ગયો છે, માટે એના હાથ પગની બેડી કઢાવી નંખાવીને એને પુષ્ટિકારક ખોરાક આપતા જાઓ તો એ ઉત્તમ રીતે પોતાના ચમત્કાર બતાવી શકશે." ચંદનાં આ વચનો શાહબુદ્દીનને ગળે ઉતર્યાં અને તેણે તેના કહ્યા પ્રમાણે પૃથ્વીરાજની બેડી કઢાવી નંખાવી અને તેમને પુષ્ટિકારક ભોજન આપવાની આજ્ઞા કરી. ઉત્તમ ભોજન મળવાને લીધે પૃથ્વીરાજ શીઘ્ર પૂર્વવત્ સામર્થ્યવાન થઈ ગયા. તત્પશ્ચાત્ ચમત્કાર બતાવવાને માટે દિવસ મુકરર કરવામાં આવ્યો. નિયત કરેલા દિવસે પૃથ્વીરાજના હાથમાં ધનુષ્યબાણ આપવામાં આવ્યાં અને સર્વ પ્રકારની તૈયારીઓ કરવામાં આવી. રાજા પૃથ્વીરાજે ધનુષ્ય હાથમાં લઇને બાણ ચઢાવી ખેંચ્યું કે તરતજ તે તુટી ગયુ. તરતજ તેમને બીજું ધનુષ્ય આપવામાં આવ્યું; તે પણ તુટી ગયું; આ પ્રકારે સાત આઠ ધનુષ્યો તુટી ગયા પશ્ચાત્ શાહબુદ્દીને સ્વયં ખાસ હુકમ કરીને ખુદ પૃથ્વીરાજનું પ્રચંડ ધનુષ્ય મંગાવ્યુ. આ ધનુષ્ય તાતારખાં લાવ્યો હતો અને તેને અહીંના શસ્ત્રભંડારમાં રાખવામાં આવ્યું હતું. આ વખતે પૃથ્વીરાજને અગાઉની પેઠે હાથપગમાં ૧૦૦ મણની બેડીઓ પહેરાવી હતી. આ વેધકાર્ય સર્વ જનોને માટે ખુલ્લું હતું. સર્વને તે જોવાને આમંત્રણ કરવામાં આવ્યુ હતું. તે જોવાને માટે દરબારમાં પુષ્કળ ભીડ થઇ હતી. શાહબુદ્દીન એક સુશોભિત ઉચ્ચ આસનપર બેઠો હતો. એક બાજુ સાત તવા એક ઉપર એક એ પ્રમાણે મૂકવામાં આવ્યા. એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે શાહબુદ્દીને તવાપર કાંકરો મારી અવાજ કરવો અને "શાબાશ, શાબાશ" કહીને પૃથ્વીરાજને ઉત્સાહ આપવો અને પૃથ્વીરાજે શરસંધાન કરીને તે તવાનો વેધ કરવો. પૃથ્વીરાજના હાથપગમાં જંજીરો નાંખીને તેમને સભામાં આણવામાં આવ્યા. તેમની જમણી બાજુએ કવિશ્રેષ્ઠ ચંદ ઉભા રહ્યા. તેમની આસપાસ શાહબુદ્દીનના પહેરેગીરો શસ્ત્રસજ્જીત થઇને ઉભા હતા. શરસંધાન કર્યા પૂર્વે કવિ ચંદે મહારાજા પૃથ્વીરાજને પોતાની માતૃભાષામાં નીચે પ્રમાણેનાં કાવ્યોથી ઉત્તેજિત્ત કર્યા.

### दोहा.

चार वंश चौबीस गज, अंगुल अष्ट प्रमान;<br>
एते पर सुलतान है, मत चूके चहुआन.

તદુપરાંત તેમણે કહ્યું:—

**इही बाण चहुआन, राम रावण उत्थप्यो;**
**इही बाण चहुआन, कर्णशिर अर्जुन कट्यो.**
**इही बाण चहुआन, शंभु त्रिपुरासुर संध्यो;**
**इही बाण चहुआन, भ्रमर लछमन कर वेध्यो.**
**सो बाण आज तो कर चढयो, चढे विरद सांचो चवे;**
**चहुआन राज संभर धनी, मत चूके मोटे तवे.**

ચંદની કવિતાનો ભાવાર્થ મહારાજા પૃથ્વીરાજ તત્કાળ સમજી ગયા. જ્યાં શાહબુદ્દીને તવાપર કાંકરો મારીને અત્યંત ઉત્સાહથી પોતાના આસનપરથી લાંબુ ડોકું કરી " શાબાશ, શાબાશ " ના ધ્વનિથી પૃથ્વીરાજને ઉત્તેજિત કર્યા કે તરતજ પૃથ્વીરાજે તે શબ્દ જે દિશામાંથી આવતો હતો તે દિશામાં શર ફેંકી શાહબુદ્દીનનું મસ્તક વિંધી નાંખ્યું. પાદશાહ તરતજ અચેત થઈ પોતાના આસનપરથી તૂટી પડયો અને તત્કાળ મરણ પામ્યો.

પાદશાહનું મૃત્યુ થતાં આખા દરબારમાં હાહાકાર થઈ ગયો. શાહબુદ્દીનના સિપાઇઓ તરતજ પૃથ્વીરાજપર ચઢી આવ્યા. ચંદ અને પૃથ્વીરાજ એ ઉભયે અગાઉથીજ વિચાર કરી રાખ્યો હતો કે 'મ્લેચ્છોના હાથથી મરવાથી આપણુને સદ્‌ગતિ મળનાર નથી, માટે એમના હાથથી મરવું નહિ.' મહારાજા પૃથ્વીરાજનું ખડ્ગ ચંદના મસ્તકપર અને ચંદનું ખડ્ગ પૃથ્વીરાજના મસ્તકપર આ પ્રમાણે ઉભય ખડ્ગો એક સાથે પડયાં. આ પ્રકારે ભારતના આ ઉભય મહા વીર એક સાથે મૃત્યુ પામ્યા.

આ રીતે આ નાટકનો છેલ્લો અંક સમાપ્ત થયો. કર્નલ ટૉડના ઇતિહાસમાં અને અન્ય ઇતિહાસોમા જે ભેદ છે તે ઉપર જણાવવામાં આવ્યો છે. આ ભેદનાં કારણુ એ છે. કર્નલ ટૉડનો ઇતિહાસ અધિકાંશે મુસલમાની તવારિખની સાહાય્યથી બનાવવામાં આવ્યો છે. એમ જણાય છે કે મુસલાનોએ ઉપલુ ઐતિહાસિક વૃત્તાંત પોતાના જાતિબંધુનું અપમાન થયેલું ગણાશે એમ ધારી છુપાવ્યું છે. ભટ્ટ લોકોના ગ્રંથોમાં એ ઐતિહાસિક વૃત્તાંત ઉપલબ્ધ થાય છે અને જયપુરમાં આ વૃત્તાંતનાં ચિત્રો પણુ આલેખવામાં આવે છે. અમે ઉભયપક્ષના મતો પાઠકની સન્મુખ સાદર કર્યા છે, સત્યાસત્યનો નિર્ણય કરવાનું પાઠકોને સોંપીયે છીયે.

યવન લોકોએ ભારતવર્ષનાં સુશોભિત નગરો, ગ્રામો અને મંદિરોનો નાશ કર્યો અને હિંદનું ધન લૂંટી લીધું-ભારત સંતાનોનાં હૃદયનુ રક્ત ચૂસી લીધુ. સમસ્ત ભારતવર્ષ એક વિસ્તૃત સ્મશાન બની ગયુ. પ્રત્યેક ઘરમાં વિપત્તિરૂપી પિશાચિની પ્રવેશી સૌને ભયભીત કરવા લાગી. જે પવિત્ર વસ્તુઓને મુસલમાનો સ્પર્શ પણુ કરી શકતા નહોતા, તે વસ્તુઓને તોડી ફોડીને હવે તેઓ ઠોકરથી ઉરાડવા લાગ્યા. જે સુંદર વસ્તુઓ ભારતવર્ષનાં શિલ્પીકામના આદર્શ સમાન ગણાતી હતી તે સર્વનો કઠોરહૃદયી મુસલમાનોએ ધ્વસ કરી નાંખ્યો. જાણે ભારતનો પ્રલયકાળ પાસે આવી પહોંચ્યો છે કે શું ? એવો ભાસ થવા લાગ્યો. પરંતુ આ ભયંકર પ્રલયકાળના કઠોર અત્યાચાર સહન કરીને પણુ રાજપુતો પોતાનું જાતીય જીવન ટકાવી શકયા અને યોગ્ય સમય આવતાં અત્યાચારીઓને તેમના અત્યાચારનો બદલો તેમણે સારી રીતે આપ્યો. રાજપુતોનું અપૂર્વ તેજ કોઇ પણુ પ્રકારે નષ્ટ થયું નહિ. યદ્યપિ આજે તેઓ અત્યંત તેજહીન થઇ ગયા છે તો પણુ કોણુ કહે છે કે તેઓ કાલે દ્વિગુણુ તેજથી પ્રકાશિત નહિ થાય ? પાશ્ચાત્ય લોકોની વીરતા અને સ્વાધીનતાની લીલાભૂમિ રોમ તથા ગ્રીસ પતિત થયાં હતાં પરંતુ તેનું જાતીય જીવન નષ્ટ થયું નહોતું તેથીજ તે ઉભય આજે પુનઃ ઉન્નત થયાં છે. તો શું વીરતા, સત્યતા અને સ્વાધીનતાની આદ્ય જનની ભારતભૂમિ પુનઃ ઉન્નત નહિ થશે ? શું આ એક સ્વપ્ન છે ? શું આ ઉન્માદપ્રલાપ છે ?

હવે મૂળ વિષય પર આવીએ. હાથમાં ધનુષ્ય બાણુ ગ્રહણુ કરી, બેડી પ્હેરીને મહારાજા પૃથ્વીરાજ ચૌહાણુ દરબારની વચ્ચે ઉભા છે. શાહબુદ્દીન ઘોરીએ તેમને અંધ બનાવી દીધા છે. મહારાજાની સામે હાથમાં ભાલો લઇને કવિવર ચંદ વિરાજમાન છે. પૃથ્વીરાજની સામે તેમના ડાબા હાથ તરફ લોહના

સાત તવા ટાંગવામા આવ્યા હતા. તેને બાણુ મારીને તેનો વેધ કરવાનો હતો. પૃથ્વીરાજની સામે ઉચ્ચ સ્થાન પર શાહબુદ્દીન ઘોરી પોતાના દરબારીઓની સાથે બેઠો હતો. પૃથ્વીરાજનું બાણુ શાહબુદ્દીનના મસ્તક પર લાગ્યુ અને તેથી તે પોતાના આસન પરથી નીચે તૂટી પડયો. અને પૃથ્વીરાજ ચોહાણુ અને કવિવર ચંદ એક બીજાને ખડ્ગ મારી શત્રુઓથી મુક્ત થયા; અહીં સુધીનું વર્ણન ઉપર આવી ગયુ. રાજપુતો સ્વભાવથીજ તેજસ્વી હોય છે. તેમનાં હૃદય ધીરતા, ગંભીરતા ઇત્યાદિ ગુણોથી વિભૂષિત હોય છે. આજ કારણથી તેઓ ભીષણુ અત્યાચાર સહન કરીને પણુ શત્રુ પર વૈર વાળવાનો અવસર શોધ્યા કરે છે. રાજપુતોએ કદિ પ્રચંડ ઉદ્યોગ અને ભીષણુ વીરતાથી શત્રુ કુલનો સંહાર કર્યો છે અને કદિ નિરૂપાય અને નિરાશ્રિત બની ધીરજથી ભીષણુ અત્યાચાર પણુ સહન કર્યા છે. તેમની વીરતાથી મુસલમાનોના સેંકડો પાટનગરો નાશ પામ્યાં હતાં અને અસંખ્ય મુસલમાનોના વંશો છેક નિર્મૂળ થઇ ગયા હતા. તથાપિ તે સ્થાને પુનઃ નવાં રાજ્યો સ્થાપિત થઈ ગયાં હતાં. વિશેષતઃ મુસલમાન નૃપતિઓ અત્યંત અત્યાચારી થયા હતા. તેમાંના સર્વ જણે હિંદુઓ સાથે વૈર ભાવ રાખ્યો હતો. તેમની ધર્માંધતા અને લોભવૃત્તિને લીધે તેમનાં હૃદય અધિકાધિક કઠોર બનતાં ગયાં. લોભવૃત્તિનાં કુટિલ નેત્રો પાપ પુણ્ય, ધર્માધર્મ અને ન્યાયાન્યાય કાંઈ જોઈ શકતાં નથી. નરહત્યાને તેઓ પવિત્ર કાર્ય માનતા હતા અને પરધન તથા પરદારાહરણુને ન્યાયી કાર્ય માનતા હતા. આ ભયંકર દુર્નીતિને અનુસરી તેમણે ભારતવર્ષના પવિત્ર હૃદય પર જે જે ભયંકર ઉત્પાત કર્યા હતા તેના સર્વ સંહારક પ્રભાવથી હિંદુ રાજ્યો અને હિંદુ રાજવંશો કાળના અનંત-સાગરમાં કોણુ જાણે ક્યાં ડૂબી ગયા છે? આજે તેમનાં નામો પણુ સાંભળવામાં આવતા નથી ''

પૃથ્વી પર એવી કયી જાતિ છે કે જે વીરતા, ધીરતા, મહાનતા અને સહનશીલતામાં રાજપુતોની બરાબરી કરી શકે? બીજી એવી કયી જાતિ છે કે જેણે સેંકડો વર્ષો પર્યંત દાસત્વમાં રહી, અનેક અત્યાચારો સહન કરી પોતાના પૂર્વજોની તેજસ્વિતા, સભ્યતા તથા આચાર વ્યવહારની યથાર્થ રક્ષા કરી હોય? જો કે સાધારણુ રીતે રાજપુતોનો સ્વભાવ ઉગ્ર અને નિડર હોય છે તોપણુ તેઓ અગત્ય જણાય તો સહનશીલતા ધારણુ કરી અત્યાચાર સહન કરે છે અને વૈર લેવાને માટે યોગ્ય સંધિ શોધ્યા કરે છે. નરહત્યા અને જગતનો સંહાર કરવાની ધાર્મિક છૂટ માનનાર પાષાણુ–હૃદયી વિજેતાઓ જે પ્રકારના અત્યાચાર કરી શકે છે તે અત્યાચારને રક્તમાંસનુ બનેલું મનુષ્યનું હૃદય ક્યાં સુધી સહન કરી શકે છે તે જાણવું હોય તેણે રાજસ્થાનનો ઇતિહાસ જોવો. આ વિશાળ પૃથ્વી પર રાજસ્થાનજ માત્ર એક એવો દેશ છે કે જ્યાંના લોકોએ એવા ભયંકરમાં ભયંકર અત્યાચારો સહન કર્યા છે. એ અત્યાચારોથી રાજસ્થાનનાં અનેક નગરો તથા અનેક ગ્રામો સર્વથા સ્મશાનતુલ્ય બની ગયાં છે, અને અનેક રાજપુત કુલોનાં નામ નિશાન સુદ્ધાં લુપ્ત થયાં છે. છતાં રાજપુતોએ પોતાનાં જાતીય જીવનનું રક્ષણુ કર્યું છે. અનેક અત્યાચારો સહન કર્યા છતાં પણુ તેમણે સ્થિતિસ્થાપક પદાર્થની પેઠે પોતાનું સ્વત્વ જાળવી રાખ્યું છે. વિઘ્ન, વિપત્તિ અને અત્યાચારરૂપી શિલા સાથે તેમનું સાહસરૂપી શસ્ત્ર ઘસાવાથી તેની ધાર ઉલટી અધિકજ તીક્ષ્ણુ થઇ છે. રોમન લોકોના એકજ આઘાતથી પ્રાચીન બ્રિટનો ઘોર અવનતિને પ્રાપ્ત થયા હતા. ત્યારે એ દારૂણુ અવનતિમાંથી નીકળીને ઉન્નતિ પ્રાપ્ત કરવાને માટે તથા રોમન લોકોના ભયંકર પંજામાંથી પોતાના પ્રાચીન ધર્મનું તથા પોતાની પ્રાચીન નીતિરીતિનું સંરક્ષણુ કરવાને માટે તેમણે ભીષણુ પરિશ્રમ કર્યો હતો. પરંતુ તેમનો તે પરિશ્રમ સર્વથા નિષ્ફળ ગયો હતો. રોમન લોકોની સત્તારૂપી બેડીમાંથી તેઓ મુક્ત થાય એટલામાંજ તેમને સૅક્સન લોકોએ પરાધીનતાની બેડી પહેરાવી દીધી હતી અને તત્પશ્ચાત્ દીનામાર લોકોએ આવી તેમનાં બદ્ધ શરીરને વધારે જકડી લીધાં હતાં. વળી જેતા અને પરાજિત લોકોના સંયોગથી જે કેટલીક સંકર જાતિઓ ઉત્પન્ન થઇ હતી તે સર્વને બળવાન નૉર્મન લોકોએ દેશની બહાર હાંકી કાઢી હતી. આ પ્રમાણે માત્ર એકજ યુદ્ધમાં તેમનું અધઃપતન થઈ ગયું. તેઓને દેશમાંથી હાંકી કાઢવામાં આવ્યા તેથી તેઓ બીજા દેશોમાં જઇ વસ્યા અને તેમની રીતિ નીતિ તથા ધર્મ તેમના જેતાની નીતિ રીતિ તથા ધર્મમાં લય પામ્યાં. પરંતુ આર્યવીર રાજપુતોની સાથે તેમની તુલના કરી જોશો તો તેઓ કોઇ પણુ પ્રકારે રાજપુતોની બરાબરી કરી શકતા નથી એમ તમને જણાશે. રાજપુતો પોતાનાં રાજ્યોથી છૂટા પડી ગયા છે અને તે રાજ્યો રાજપુતાનાના નકશામાંથી સદાને માટે નીકળી

ગયાં છે. તથાપિ તેમણે પોતાના પૂર્વજોનો ધર્મ તથા આચાર વિચારનો તિલભાર પણ ત્યાગ કર્યો નથી.

જાતિવૈર તથા સ્વદેશદ્રોહનું વિષમય ફલ કનોજના ગર્વિત રાઠોડોને તથા અણહિલવાડના ચૌલુક્યોને પણ ભોગવવું પડયુ છે. આજે તેમનાં નામજ માત્ર શેષ રહ્યા છે. માત્ર એકલા મેવાડેજ અતુલ પરાક્રમ અને પવિત્ર ધર્મના અટલ દુર્ગમાં રહી સેંકડો ઉપદ્રવો સહન કર્યા છે, પોતાનું સંરક્ષણ કર્યું છે અને પોતાનું પ્રાચીન ગૌરવ ટકાવી રાખ્યું છે. તે મહા પુણ્યના બળથી આજ પર્યંત મેવાડ દ્રઢતાપૂર્વક વિરાજમાન રહ્યું છે. જે દિવસે આર્યવીર સમરકેસરી મહારાજા સમરસિંહે સ્વદેશભક્તિના સ્વર્ગીય મંત્રને સિદ્ધ કરવાને માટે સંગ્રામભૂમિમાં પ્રાણાર્પણ કર્યું તે દિવસથી આજ પર્યંત તેમના વંશજો પોતાનાં કુલગૌરવ, ધર્મ તથા સ્વાધીનતાના *સંરક્ષણને માટે પોતાના હૃદયના રુધિરની ધારા એક સરખી રીતે વહેવડાવતા આવ્યા છે.

મહારાણા સમરસિંહના મૃત્યુ પશ્ચાત્ તેમની વિધવા રાણી કર્મદેવીએ થોડા દિવસ સુધી રાજતંત્ર ચલાવ્યું. જ્યાં સુધી રાજકુમાર કર્ણ રાજ્ય ચલાવવાને સમર્થ થયા નહિ ત્યાં સુધી રાજનો ભાર મહારાણી કર્મદેવીના હાથમાંજ રહ્યો. તેમનો જન્મ પાટણના રાજવંશમાં થયો હતો. તેમનો વિવાહ જે કુળમાં થયો હતો તે તેમના પિતાના કુળ કરતાં પણ મહાન હતું. વીર નારી, વીર દુહિતા, તથા વીર વધૂ કર્મદેવીએ પોતાના પતિ તથા પોતાના પિતાના ગૌરવની રક્ષા કરવામાં જરા પણ પ્રમાદ કર્યો નહિ. રાજપુત્રની બાલ્યાવસ્થામા જ્યારે રાજ્યનો ભાર મહારાણીના હાથમાં હતો તે સમયે તેમણે જે અદ્ભુત વીરતા દર્શાવી હતી તેથી તેમનુ નામ વીર રાજપુત મહિલાઓનુ શિરોમણિ બન્યુ છે. મહારાણી કર્મદેવીના અપૂર્વ પરાક્રમની પ્રભાથી વીરવર કુતુબુદ્દીન ઘાયલ તથા હેરાન થઇને મહામુશ્કેલીથી પોતાનો પ્રાણ લઈ નાશી છૂટયો હતો. મેવાડપર આક્રમણ કરવાને માટે મુસલમાન સેનાપતિ આવે છે એવા વર્તમાન કર્મદેવીએ સાંભળ્યા કે તરતજ તેમના રોમે રોમમાં ઘૃણા, રોષ અને વૈરનો અગ્નિ પ્રદીપ્ત થઈ ગયો. તે સેનાપતિને તેના દુષ્કૃત્યનું ફળ આપવાને માટે કર્મદેવીએ પોતાના સામતો તથા સૈનિકોને બોલાવી તેમને યુદ્ધની તૈયારી કરવાની આજ્ઞા આપી અને પોતે પણ તૈયાર થઇ. મહારાણીએ પોતાનાં સુકુમાર શરીર ઉપર લોહબખ્તર પરિધાન કર્યું. જે કોમળ હસ્તોમાં મણિ મુક્તા જડિત કંકણો શોભતાં હતાં, તે હસ્તોએ વજ્રરૂપ ધારણ કરી લોહનાં શસ્ત્રો પકડયા. કેશ છૂટા મૂકી, ભયંકર સ્વરૂપ ધારણ કરી અશ્વારૂઢ થઈ મહારાણી કર્મદેવી રણચડીના વેષથી શત્રુસહારાર્થે સંગ્રામભૂમિમાં આવી. નવ ક્ષત્રિય રાજાઓ, રાવતો તથા એકાદશ ઉપાધિધારી સામતો તેમને સાહાય્ય કરવા અર્થે તેમની સાથે આવ્યા હતા. મહારાણી કર્મદેવીએ અંબરની નિકટ કુતુબુદ્દીનની સેનાને જોઈ કે તરતજ પોતાની સેનાને સાવધ કરી અને યુદ્ધ કરવાની તૈયારી કરી. ઉભય પક્ષો વચ્ચે સંગ્રામ ચાલવા લાગ્યો. કુતુબુદ્દીન ઘાયલ થયો અને તેની સેના છિન્નભિન્ન થઇને જ્યાં માર્ગ જડયો ત્યાં નાશી ગઈ. મહા મુશ્કેલીથી કુતુબુદ્દીનનો પ્રાણ બચ્યો. કુમાર કર્ણ યોગ્ય વયના થઇ સંવત્ ૧૨૪૯ ( ઈ. સ. ૧૧૯૩ ) માં પોતાના પિતાના સિંહાસનપર બેઠો, પરંતુ દૈવની વિલક્ષણતાથી તેના વંશજો મેવાડનું સિંહાસન ભોગવી શક્યા નહિ.‡ બહુધા સર્વ ભટ્ટ ગ્રંથોપરથી વિદિત થાય છે કે કિર્ણસિંહને માહુપ અને રાહુપ એ નામના બે પુત્રો હતા. પરંતુ વિશેષ વિચાર કરતાં આ વાતની પુષ્ટિ માટે કાંઇ પ્રમાણ જડતાં નથી. મહારાણા સમરસિહના સૂર્યમલ્લ નામક એક ભ્રાતા હતા. તેમને ભરત નામનો એક પુત્ર હતો. સમરસિંહના પુત્ર કર્ણસિંહનો વિવાહ ચૌહાણ વંશના એક રાજકુમારીની સાથે થયો હતો. આ રાજકુમારીના ગર્ભથી માહુપનો જન્મ થયો હતો. જ્યારે કર્ણસિંહ મેવાડના રાજસિંહાસનપર બેઠા ત્યારે સામંતોએ ષડ્યંત્ર રચી ભરતને મેવાડમાંથી હદ પાર કર્યો. ભરત સિંધ દેશ તરફ ચાલ્યો ગયો. સિંધ

* સમરસિંહનો જ્યેષ્ઠ કુમાર કલ્યાણ તો તેમની સાથે સમરમાં માર્યો ગયો હતો. બીજો કુંભકર્ણ પોતાના પિતાનું રાજ્ય છોડી દક્ષિણમાં જઈ વિદ્દૈર નિકટ વસ્યો હતો. ત્રીજાએ ભારતના ઉત્તર પ્રદેશમાં જઇ ગોરક્ષકુલની સ્થાપના કરી અને સર્વથી નાનો પુત્ર કર્ણ ઘેર રહ્યો હતો.

‡ મહારાજા કર્ણના શ્રીવાન નામના એક વંશજે વણિકવૃત્તિ ધારણ કરી હતી. જેના વંશજો શ્રીવાનિયા નામથી ઓળખાય છે.

દેશના અરોર નામક નગરમાં તે વખતે એક મુસલમાન રાજ્ય કરતો હતો. આ મુસલમાને ભરતને અરોરનું રાજ્ય અર્પણ કરી દીધું. પુગલ ભટ્ટરાજની કન્યા સાથે ભરતનો વિવાહ થયો. આ શુભ વિવાહનું ફલ રાહુપ હતો. મહારાણા કર્ણસિંહ ભરતના ઉપર પુત્ર કરતાં પણ વિશેષ પ્રેમ કરતા હતા. ભરત કર્ણસિંહનું રાજ્ય છોડી ગયો તે વખતથી તેમનું હૃદય અત્યંત દુઃખિત રહેતું હતું. વળી તેમના ઉપર એક બીજી માનસિક પીડા પણ આવી પડી. તેમનો પુત્ર માહુપ સર્વાંશે નિરુપયોગી માણસ હતો. તે નિરંતર પોતાના મામાને ઘેર પડી રહેતો હતો. એક તો ભરતના વિયોગથી તેમના હૃદયમાં અત્યંત પીડા થતી હતી તેવામાં વળી તેમના પુત્રની આ દશા હતી ! આ દુઃખથી મહારાણા કર્ણનું હૃદય દિનપ્રતિદિન અધિકાધિક દુર્બળ થવા લાગ્યું. અને અંતે તેઓ આ લોકનો પરિત્યાગ કરી સર્વ દુઃખોથી મુક્ત થયા.

મહારાણા કર્ણસિંહે પોતાની એકની એક પુત્રીનો વિવાહ કાલોરના સોનગઢે વંશના સરદારની સાથે કર્યો હતો. આ રાજકુમારીને રણધવલ નામક એક પુત્ર થયો. સોનગઢે સરદારને પોતાના પુત્ર રણધવલને ચિત્તોડના સિંહાસનપર સ્થાપિત કરવાની પ્રબળ ઇચ્છા હતી. તેઓ આ અભિલાષા પૂર્ણ કરવાને માટે નિરંતર શુભ યોગની રાહ જોતા હતા. એટલામાં તેમને એક પ્રસંગ મળ્યો. મહારાણા કર્ણસિંહ પરલોકમાં પધાર્યા અને તેમનું સિંહાસન ખાલી પડયું. આ સર્વ વર્તમાન સાંભળ્યા છતાં પણ માહુપ સિંહાસન પર અધિકાર સ્થાપિત કરવાને માટે આવ્યો નહિ. આ સમયે કાલોરના સરદારે ચિત્તોડના મુખ્ય મુખ્ય સામંતોનો વધ કરીને પોતાના પુત્રને સિંહાસનારૂઢ કર્યો. ગિહ્લોત કુલ કેસરી મહારાણા બાપ્પાનું સિંહાસન એક સાધારણ સરદારના હાથમાં ગયું ! શું આ સિંહાસન સદા તેના અધિકારમાં રહેશે ? શું અધર્મ અનીતિનો જય થશે ! જો આમ થશે તો મેવાડની સાથે ગિહ્લોત કુલનું નામ પણ લુપ્ત થઈ જશે ! એવી ગંભીર ચિંતા રાજકુલના એક વૃદ્ધ ભટ્ટના મનમાં ઉત્પન્ન થઇ. આ ભાવી અનર્થનો પ્રતીકાર કરવાને માટે તે વૃદ્ધ ભરતની પાસે ગયો અને તેને સર્વ વર્તમાન કહી પ્રાર્થના કરી કે "આપ મેવાડના રાજ્યમાં ચાલો." ભરતે શીઘ્ર પોતાની સેના પોતાના પુત્રને આપી તેને ચિત્તોડ મોકલ્યો. આ તરફ સોનગઢ સરદારના જાણવામાં જ્યારે આ વાત આવી ત્યારે તે રાહુપનો પ્રતીકાર કરવાને માટે સેના લઈ સામો આવ્યો. માર્ગમાં પલ્લીનામક સ્થાને ઉભય દલો વચ્ચે હાથો હાથની ઝપાઝપી ચાલી. વિજયલક્ષ્મી રાહુપની અંકશાયિની થઈ. આ શુભ વર્તમાન સાંભળી ચિત્તોડના સામંતો અત્યંત આનંદ પામ્યા અને તેઓ સર્વે રાહુપની જયપતાકા નીચે એકત્રિત થયા. પછી તેમણે રાહુપને પોતાના ઉદ્ધારક માની તેમને ચિત્તોડનાં સિંહાસનપર અભિષિક્ત કર્યા. રાજ્યપદપર આરૂઢ થતાંજ રાહુપે પોતાનાં માતપિતાને ચિત્તોડમાં લાવવાને માટે સિંધ દેશમાં દૂત મોકલ્યો.

સંવત ૧૨૫૭ (ઈ. સ. ૧૨૦૧) માં મહારાણા રાહુપ ચિત્તોડના સિંહાસનપર આરૂઢ થયા. રાજ્યાધિકાર પ્રાપ્ત થયા પશ્ચાત્ થોડા દિવસમાં તેમણે મુસલમાન સેનાપતિ શમ્શુદ્દીનની સાથે ઘોર સંગ્રામ કર્યો. આ સંગ્રામ નગરકોટનાં મેદાનમાં થયો હતો. આ યુદ્ધમાં રાહુપની જીત થઈ. રાહુપના રાજકાળમાં મેવાડમાં બે મહાન ફેરફાર થયા. અત્યાર સુધી તો મેવાડનાં રાજકુલને કેવળ ગિહ્લોત કુલ કહેવામાં આવતું હતું, પરંતુ હવે તેને ગિહ્લોતને બદલે સિસોદિઆ* નામ પ્રાપ્ત થયું. બીજો ફેરફાર એ થયો કે અત્યાર સુધી મેવાડના રાજાઓની ઉપાધિ રાવલ હતી, પરંતુ હવે તેમને રાણાની ઉપાધિ લાગુ પડી. આ નવીન નામો તેમને શી રીતે પ્રાપ્ત થયાં તેનું વર્ણન નીચે લખવામાં આવે છે.

મુંદરાધિપતિ પરિહાર રાણો રાજમુકુલ, રાહુપનો એક પ્રચંડ શત્રુ હતો. તેના દુરાચારથી અત્યંત પીડિત થઈ રાહુપે સેના સહિત તેના રાજ્યપર આક્રમણ કર્યું અને તેનો પૂર્ણ પરાજય કરી તેને તેની રાજધાનીમાંજ કેદ કર્યો. રાણા મુકુલે પોતાની મુક્તિના બદલામાં પોતાના રાજ્યોપાધિ તથા "ગદવાડ" નામનો સમસ્ત

* સિસોદા નામના એક નગરપરથી સિસોદીઆ નામની ઉત્પત્તિ થઇ છે. આ સિસોદા નગર મેવાડની પશ્ચિમે આવેલી પર્વતમાળામાં વસેલું છે. એમ કહેવાય છે કે મેવાડના કોઇ પદભ્રષ્ટ થયેલા રાજાએ દીર્ઘ સમય પર્યંત એક શશક (સસલાં)ની પાછળ પડીને ઉક્ત સ્થળ આગળ તેનો વધ કર્યો હતો. તેના સ્મારક રૂપે તેણે તે સ્થાને શશદા (સિસોદા) નામક એક નગર વસાવ્યું હતું.

દેશ વિજયી રાહુપને આપી દીધો. તત્પશ્ચાત્ મહારાજા રાહુપે પોતાના પાટનગરમાં આવી વિજયનાં ચિન્હ રૂપ 'રાણા' ઉપાધિ ધારણ કરી. ત્યારથી ગિહ્લોત કુળના રાજાઓ રાણા કહેવાવા લાગ્યા. મહારાણા રાહુપ આડત્રીસ વર્ષ પર્યંત રાજ કરીને પરલોકમાં પધાર્યા. તેમણે મેવાડના નષ્ટ થયેલા ગૌરવનો ઉદ્ધાર કરી ઘોર સંકટના સમયમાં અતિ ચાતુર્યથી રાજકારભાર ચલાવ્યો હતો. આ ઉપરથી તેઓ રાજકાર્યમાં કેવા નિપુણ હતા તે ઉત્તમ પ્રકારે વિદિત થાય છે.

મહારાણા રાહુપની નવમી પેઢીએ રાણા લક્ષ્મણસિંહ થયા.§ આ નવ પેઢીઓ અર્ધ શતાબ્દીમાં થઈ. તેમાંના છ મહા પુરૂષોએ સંગ્રામભૂમિમાં પ્રાણાર્પણ કર્યું હતું. મુસલમાનોના પંજામાંથી પવિત્ર ગયા તીર્થનો ઉદ્ધાર કરવાને માટે તે પવિત્ર સ્થાનમાં તેમણે પોતાના શરીરનું બલિદાન આપ્યું હતું. આ છ રાજપુત વીરોમાંથી જેમણે પોતાના હૃદયનું રૂધિર વહેવરાવીને પવિત્ર ગયાનો ઉદ્ધાર કર્યો તેનું નામ પૃથ્વીમલ્લ હતું. તેમનો સ્વદેશપ્રેમ તથા સ્વધર્માનુરાગ અને આત્મોત્સર્ગ જોઇને મુસલમાનો ભયભીત તથા સ્તબ્ધ થઇ ગયા અને તેમણે પૃથ્વીમલ્લના આત્મોત્સર્ગ પછી ઘણા કાળ પર્યંત હિંદુ ધર્મપર હાથ નાખ્યો નથી. ત્યાર પછી હિંદુધર્માવલંબીઓએ દીર્ઘકાળ પર્યંત અર્થાત્—અલ્લાઉદ્દીનના સમય સુધી નિર્વિઘ્નતાપૂર્વક શાંતિથી કાળક્રમણ કર્યું હતું. પરંતુ આ શાંતિમય સમયમાં પણ એકવાર ચિત્તોડ નગર સિસોદીઆ વંશના હાથમાંથી ચાલ્યું ગયુ હતું. ભટ્ટ લોકોના ગ્રંથોપરથી વિદિત થાય છે કે રાહુપ અને રાણા લક્ષ્મણસિંહની વચ્ચેના કાળમાં સિંહ‡ નામના એક સિસોદીઆ નૃપતિએ પોતાના પૂર્વજોના પાટનગર ચિત્તોડનો પુનરુદ્ધાર કરીને પ્રજાને પોતાની રાણા ઉપાધિનો સ્વીકાર કરવાની બળાત્કારે ફરજ પાડી હતી. આ ઉપરથી સ્પષ્ટ રીતે વિદિત થાય છે કે એ રાજાના સમય પૂર્વે ચિત્તોડ કોઇ અન્ય રાજવંશના અધિકારમાં હતું. મહારાજા રાહુપ અને રાણા લક્ષ્મણસિંહની વચ્ચેના કાળમાં જે નવ રાજાઓ થયા તેમના રાજત્વ કાળમાં વર્ણન કરવા યોગ્ય માત્ર એ ઘટનાઓ બની હતી. તે શિવાયનો તે સમયનો ઈતિહાસ વાંચવાથી વિદિત થાય છે કે તે રાજાઓને અનેક પ્રકારના ઉપદ્રવો, ઝઘડા અને કલહોની સામે થવું પડયું હતું. આ શિવાય કાંઈ વિશેષ વર્ણન કરવા યોગ્ય વસ્તુ ઉપલબ્ધ નહિ થવાથી અમે મેવાડના ઈતિહાસના બીજા પ્રસિદ્ધ વંશની સમાલોચના કરવાને પ્રવૃત્ત થઇએ છીએ. જો કે આ વૃત્તાંત સર્વથૈવ ઐતિહાસિક છે, તોપણ તે આદિથી અંત પર્યંત એવી ઔપન્યાસિક સુંદરતાથી શોભાયમાન છે કે તે વાંચવાથી જાણે આપણે ઉપન્યાસજ ન વાંચતા હોઇએ તેવો ભાસ થાય છે.



§ મેવાડ નિવાસીઓ લોકભાષામાં એમને રાણા લખમસી કહે છે.

‡ ભનસિંહના દ્વિતીય પુત્રને ચંબલ નદીને કિનારે એક ભૂમિવૃત્તિ મળી હતી. એના વંશજો ચંદાવત નામથી પ્રસિદ્ધ છે. આ વંશના લોકો મેવાડના પરાક્રમી સામંતો ગણાય છે. તેમને રામપુર (ભનપુર) ની જાગીર મળેલી છે. આ જાગીરની વાર્ષિક ઉપજ નવ લાખ રૂપિયા છે.



# अध्याय ५ मो.

**રાણા લક્ષ્મણસિંહ-ચિત્તોડપર અલ્લાઉદ્દીનનું આક્રમણ-અલ્લાઉદ્દીનની દગલબાજી-ભીમસિંહને મુક્ત કરવાને માટે ચિત્તોડના સામંતોનું શસ્ત્ર ધારણ-રાણાજી તથા તેમના પુત્રોનો અપૂર્વ આત્મોત્સર્ગ-યવનોએ ચિત્તોડનો કરેલો નાશ-રાણા અજયસિંહ-હમીર-હમીરની ચિત્તોડ પ્રાપ્તિ-મેવાડની પ્રસિદ્ધિ-શ્રી વૃદ્ધિનું વર્ણન-ક્ષેત્રસિંહ-લાક્ષ.**



રાણા લક્ષ્મણસિંહ સંવત્ ૧૩૩૧ (ઈ. સ. ૧૨૭૫) માં ચિત્તોડના સિંહાસનપર બેઠા. અહીંઆં એમ કહેવું ઉચિત થઈ પડશે કે આ સમયથી ચિત્તોડમાં નવા યુગનો પ્રારંભ થયો હતો. કારણ કે જે ચિત્તોડ પૂર્વે વીરતા અને સ્વાધીનતાનો અજિત દુર્ગ હતો. ભારતનાં અન્ય નગરો જો કે યવનોના ભીષણ અત્યાચારથી ઉજ્જડ થઈ ગયાં હતા તો પણ આજ પર્યંત જે ચિત્તોડ સુરક્ષિત રહ્યુ હતું, તે ચિત્તોડ આજે નિર્દય, દુરાચારી, કઠોર અલ્લાઉદ્દીનના ક્રોધાગ્નિમાં સર્વથા ભસ્મીભુત થઈ ગયુ છે. આ હિંદુદ્વેષી પાદશાહે ચિત્તોડપર બે વાર આક્રમણ કર્યું હતું. પ્રથમ વારના આક્રમણમાં ચિત્તોડના મુખ્ય મુખ્ય સામંતોની આહુતિ અપાઇ હતી તોપણ અલ્લાઉદ્દીન ચિત્તોડને હસ્તગત કરી શક્યો નહોતો. તે સમયે તેના સર્વસંહારક ગ્રાસથી ચિત્તોડ મુક્ત રહ્યું હતું. તત્પશ્ચાત્ અલ્લાઉદ્દીને ચિત્તોડપર બીજી વાર આક્રમણ કર્યું. આ સમયે ચિત્તોડ મુસલમાનોના હાથથી નાશ પામ્યુ-ઉજ્જડ થઈ ગયું-તેની સર્વ સુંદરતા નષ્ટ થઈ ગઇ.

રાણા લક્ષ્મણસિંહની બાલ્યાવસ્થામાંજ તેમના પિતા મૃત્યુ પામ્યા હતા. જ્યાં સુધી તેઓ યોગ્ય વયના થયા નહોતા ત્યા સુધી તેમના કાકા ભીમસિંહ રાજકારભાર ચલાવતા હતા રાણા ભીમસિંહે લોકવિખ્યાત રાણી પદ્મિનીની સાથે લગ્ન કર્યુ હતું. મહારાણી પદ્મિની ચોહાણ કુળમાં ઉત્પન્ન થઈ હતી. તેમના પિતાનું નામ હમીરશંખ હતું. હમીરશંખ સિંહલદ્વીપના રાજા હતા. રાણી પદ્મિનીની જગદ્વિખ્યાત સુદરતાજ સિસોદીઆ કુળને માટે અમંગલદાયક થઈ. તેમની લાવણ્યતા તથા સુંદરતાની કીર્તિ એટલે સુધી પ્રસરી હતી કે સમસ્ત ભારતવર્ષમાં રાણી પદ્મિનીનેજ સર્વાગ સુંદર માનવામાં આવતી હતી. આ પવિત્ર નામનુ ગૌરવ રાજપુત લોકોમાં એક સરખી રીતે વૃદ્ધિંગત થતું ગયું છે. આજ સુધી અનેક રાજપુતો પોતાની કન્યા અને ભગિનીનું નામ પદ્મિની રાખતા આવ્યા છે. દેવાંગના સમાન મહારાણી પદ્મિનીની સુંદરતા, ગુણ ગૌરવ, મહિમા અને મૃત્યુ વિષેનું વૃત્તાંત રાજસ્થાનમાં અતિ પ્રસિદ્ધ છે. ભટ્ટ લોકોના ગ્રંથોમાં એવું વર્ણન છે કે અલ્લાઉદ્દીને પદ્મિનીને પ્રાપ્ત કરવાને માટેજ ચિત્તોડપર આક્રમણ કર્યું હતું. તેણે રાજપૂતોનું રાજ્ય લેવાને આક્રમણ કર્યું નહોતું. એમ કહેવાય છે કે તેણે ચિત્તોડપર ઘેરો ઘાલીને એવો ઢંઢેરો પીટાવ્યો કે પદ્મિની મળતાંજ હું મારા પાટનગરમાં ચાલ્યો જઇશ. પરંતુ કેટલાક ગ્રંથોપરથી એમ વિદિત થાય છે કે ઘણા દિવસ સુધી ચિત્તોડપર ઘેરો રહ્યા છતાં પણ જ્યારે સફળતા નહિ મળી ત્યારે તેણે એ ઢંઢેરો પીટાવ્યો હતો. પાદશાહનો આ ઢંઢેરો સાંભળી રાજપુત લોકો ક્રોધથી ઉન્મત્ત બની ગયા. શું ભીમસિંહની પ્રાણાધિક ગૃહલક્ષ્મી યવનની અંકશાયિની થશે ? શું દેવકન્યાને એક પાપિષ્ઠ બાદશાહ ભોગવશે ? શું રાજપુતો આ દૃશ્ય જોયા કરશે ? શું તેઓ આ કાર્યને અનુમોદન આપશે ? શું રાજપુતો વીર નથી ? શું તેમનાં શરીર નિર્જીવ

માંસપિંડવત્‌જ છે? શુ તેમની નાડીઓમાં પવિત્ર આર્યશોણિત વહેતું નથી ? શું તેઓ અલ્લાઉદ્દીનની દુષ્ટ માગણીનો સ્વીકાર કરશે ? કદિ નહિ. દુરાચારી અલ્લાઉદ્દીનની આ દુરભિલાષા સફળ થઇ નહિ. તથાપિ તે રાણી પદ્મિનીનું ધ્યાન પોતાના હૃદયમાંથી દૂર કરી શક્યો નહિ. છેવટ તેણે એવો ઢંઢેરો પીટાવ્યો કે જો રાણી પદ્મિનીનો પડછાયો પણ મને દર્પણમાં બતાવવામાં આવશે તો હુ ચિત્તોડથી કૂચ કરી પાછો જઇશ. રાણા ભીમસિંહે તેમ કરવાનો સ્વીકાર કર્યો.

અલ્લાઉદ્દીનને સંપૂર્ણ શ્રદ્ધા હતી કે રાજપુતો કદિ પણ અસત્ય બોલતા નથી કિંવા વિશ્વાસઘાત કરતા નથી. આ શ્રદ્ધાના બળથી તે કેટલાક અંગરક્ષકોને લેઇને ચિત્તોડ નગરમાં ગયો અને રાણી પદ્મિનીનો પડછાયો દર્પણમાં જોઇને પોતાના શિબિરે પાછો આવ્યો. જે દુરાચારી શત્રુદ્વારા ચિત્તોડને અત્યંત હાનિ પહોંચી હતી અને જેણે રાજપુત કુળને ઘોર કલંક લગાડવાનો પ્રયત્ન કર્યો હતો તેનો આજે અતિથિ તરિકે સત્કાર કરવામાં આવ્યો. તે અતિથિ હોવાને લીધેજ આજે માત્ર થોડાક અંગરક્ષકોની સાથે ચિત્તોડ નગરમાં જઈ શક્યો હતો વીરહૃદય તેજસ્વી રાજપૂત રાજાએ તેના સર્વ અપરાધો ક્ષમા કરી ઇષ્ટમિત્ર તરિકે તેનો આદરસત્કાર કર્યો. જ્યાં સુધી શત્રુ અતિથિ તરિકે હોય ત્યા સુધી તે મિત્રથી પણ અધિક પ્રિય હોય છે. એ મહજ્જનોની નીતિ છે. આજ કારણથી મહારાણા ભીમસિંહે અલ્લાઉદ્દીનનું આદરાતિથ્ય ઉત્તમ પ્રકારે કર્યું અને તેને વિદાયગીરીનું માન આપવાને માટે સિંહપોરી સુધી ગયા. આ વખતે અલ્લાઉદ્દીને પણ ભીમસિંહને પોતાનો અપરાધ ક્ષમા કરવાની પ્રાર્થના કરી. આ પ્રકારે ઉભય વચ્ચે અનેક પ્રકારનો વાર્તાલાપ થાય છે અને મહારાણા ભીમસિંહ અલ્લાઉદ્દીનની સાથે ચાલ્યા જાય છે એટલામાં એક ગુપ્ત સ્થાનેથી કેટલાક શસ્ત્રાસ્ત્રસજ્જિત યવનોએ બહાર નીકળી અસાવધ રાજપૂતોને બંદીવાન બનાવ્યા અને તેઓ તેમને શીઘ્ર પોતાના શિબિરમા લઈ ગયા ! આહા ! દુરાચારી, વિશ્વાસઘાતી યવનોએ રાજપુતોના પવિત્ર અને ગાઢ વિશ્વાસનો આવોજ બદલો આપ્યો ? સરલ હૃદયના ભીમસિંહજી કપટી બાદશાહના કપટાચરણમાં ફસાઈ ગયા ! આ બનાવ પછી દુરાચારી પાદશાહે એવો ઢંઢેરો પીટાવ્યો કે “ પદ્મિની મળશે તોજ ભીમસિંહને મુક્ત કરવામા આવશે. નહિ તો નહિ. ”

“ મહારાણા ભીમસિંહજી યવનોના હાથમાં બંદીવાન બન્યા ” એ શોચનીય સમાચાર શીઘ્ર ચિત્તોડ નગરમાં પ્રસરી ગયા. ચિત્તોડ નિવાસીઓ આ ભયંકર સમાચાર સાંભળી નિરાશાથી દિગ્મૂઢ અને ભગ્નહૃદય થઇ ગયાં. શુ તેઓ ભીમસિંહજીની મુક્તિને માટ મહારાણી પદ્મિનીનો ત્યાગ કરશે ? કે અમર્યાદ સાહસનો આશ્રય લઈ ખડ્‌ગની ધારથી તેમને મુક્ત કરશે ? રાણાના સામતો એકત્રિત થઇ વિચાર કરવા લાગ્યા. “જો આપણા કરેલા પ્રયત્નો વિફળ જશે તો શું કરીશુ ? પ્રાણાર્પણ કર્યા છતાં પણ ભીમસિંહની મુક્તિ નહિ થશે તો શુ કરીશુ ! આવી પરિસ્થિતિમાં શુ પદ્મિની મ્લેચ્છોના હાથમાં નહિ જશે ? ” આવા અનેક વિચારો તેમણે કર્યા, પરતુ તેઓ કોઇ પણ વાતનો નિશ્ચય કરી શકયા નહિ. આ તરફ મહારાણી પદ્મિનીએ પણ આ વર્તમાન સાંભળ્યા. મહારાણીનો પોતાનો આ બાબતમાં શુ વિચાર છે તે જાણવાની સર્વને ઉત્કંઠા થઇ. મહારાણીએ જણાવ્યું કે “ હુ સ્વય રાણાજીને યવનોના હાથમાંથી મુક્ત કરવાને માટે પાદશાહની પાસે જઇશ. ” આ સમાચાર સાંભળી સર્વ લોકો અત્યંત વિસ્મિત થયા. તેઓ એવું અનુમાન કરવા લાગ્યા કે “ શુ તેમણે પાદશાહની નિંદ્ય માગણીનો સ્વીકાર કરવો ધાર્યો છે ? શુ તેઓ ખરેખર પાપી યવનોના હાથમાં સ્વર્ગીય સતીત્વધનને સમર્પણ કરી દેશે ? ” યથાર્થ વાત એ છે કે મહારાણીએ તે વખતે પોતાનો ગૂઢ વિચાર ખુલ્લી રીતે પ્રકાશિત કર્યો નહિ. તેના પિયેરના બે માણસો ચિત્તોડમાં રહેતા હતા. તેમાંના એક પદ્મિનીના કાકા હતા. તેમનુ નામ ગોરા હતું. અને બીજા તેમના બાદલ નામના ભ્રાતા હતા. આ ઉભય પુરુષો વીર હોવા ઉપરાંત મંત્રણાકુશલ પણ હતા. મહારાણીએ તે ઉભયને પોતાની પાસે બોલાવ્યા અને તેમની સાથે ગુપ્ત મસલત કરી. આ ગુપ્ત મસલતનો પ્રધાન ઉદ્દેશ એ હતો કે મહારાણીએ પોતાના પાતિવ્રત્ય ધર્મનું રક્ષણ કરી મહારાણાને મુક્ત કરવા. આનંદની વાત છે કે તેમનો આ ઉદ્દેશ સફળ થયો. ઉક્ત ઉભય રાજપુત વીરોએ જે સલાહ આપી તેથી સતી સાધ્વી પદ્મિનીના પાતિવ્રત્ય ધર્મને લેશ પણ કલંક લાગ્યું નહિ અને મહારાણા ભીમસિંહજી અલ્લાઉદ્દીનના પંજામાંથી મુક્ત થયા.

ઉપર પ્રમાણે મસલત થયા પશ્ચાત્ તરતજ અલ્લાઉદ્દીનની પાસે દૂત મોકલવામાં આવ્યો. ઉક્ત દૂતે પાદશાહની પાસે જઈ મસ્તક અવનત કરી તેને નિવેદન કર્યું કે "ખુદાવિંદ ! આપ જે સમયે ચિત્તોડ પરનો ઘેરો ઉઠાવી લેશો તે વખતે તરતજ મહારાણી પદ્મિની હુઝુરની પાસે આવીને હાજર થશે." વળી દૂતે તેને જણાવ્યું કે "હુઝુર ! આપ ખુદ પાદશાહ છો અને મહારાણી પણ રાજપુતના આલીખાનદાનમાં જન્મેલાં છે. માટે બન્ને તરફની મહેમાનદારી તથા ખાતિરદારીમાં કોઇ પણ પ્રકારની ત્રુટિ થવી જોઇએ નહિ. મહારાણી પોતાની સર્વ સાહેલીઓ અને દાસીઓની સાથે હુઝુરની કદમબોસી હાંસિલ કરશે. જે રાજપુત મહિલાઓ તેમની સાહેલીઓ છે તેઓ તેમનાં દર્શન કર્યા વિના એક ક્ષણ પણ જીવી શકતી નથી. તેઓ મહારાણીને આ જીવન પર્યંતની વિદાયગીરી આપવાને આ ડેરા સુધી આવશે. વળી જે દાસીઓ મહારાણીની સાથે દિલ્લીમાં જશે તેઓ પણ તેમની સાથે અહીંઆં આવશે. એ સર્વ ખાનદાન કુલની ઓરતો છે, તેમણે કદિ ઘરની બહાર પગ પણ મૂકયો નથી. પરંતુ હુઝુરના હુકમને માન આપવાને માટે તેઓ પોતાનો પ્રાચીન રિવાજ છોડીને પણ અહીંઆં આવશે.

હુઝુર ! હવે માત્ર એટલીજ પ્રાર્થના છે કે "જે રીતે તેઓ જહાંપનાહને ખુશ કરવાને માટે પોતાના ખાનદાનનો રિવાજ છોડીને અહીંઆં આવે છે તે રીતે હુઝુરે પણ તેમની આબરૂ ઇજ્જિતનો ખ્યાલ કરવો જોઇએ. કોઈ નિર્લજ બનીને હાસ્યવિનોદ કરવાને માટે તેમની પાલખીની પાસે ન જઇ શકે એવો બંદોબસ્ત આપ ખુદાવિંદે રાખવો જોઇએ. જો આમ ન થાય તો તેમની માનહાનિ થશે." આ વાત સાંભળી અલ્લાઉદ્દીન પરમ પ્રસન્ન થયો. મોહમયી આશાના દગલબાજ ચક્રમાં સપડાઈ તેણે ક્ષણ માત્ર પણ વિચાર ન કર્યો કે પતિવ્રતા હિંદુ લલનાઓ સ્વહસ્તથી પોતાનાં હૃદયને છેદી શકે છે અને હસતી હસતી અગ્નિ જ્વાળામાં નિજ પ્રાણનું બલિદાન આપી શકે છે; પરંતુ પોતાના પ્રાણથી તેમજ પુત્રથી પણ અધિક પ્રિય એવા સતીત્વધનનો તેઓ કદિ પણ ત્યાગ કરતી નથી !

પદ્મિનીના આગમનને માટે જે દિવસ નિયત કરવામાં આવ્યો હતો તે આવી પહોંચ્યો. જોતજોતામાં ૭૦૦ પાલખીઓ ચિત્તોડના દ્વારમાંથી બહાર નીકળી પાદશાહના શિબિર તરફ આવવા લાગી. ભોઇનો વેષ ધારણ કરી છ છ સૈનિકો પ્રત્યેક પાલખીને ઉંચકીને ચાલતા હતા, અને તેમણે પોતાનાં વસ્ત્રોમાં હથિઆરો સંતાડયાં હતાં. વળી એક એક પાલખીમાં ચિત્તોડનો એક એક સાહસિક વીર ગંભીર ભાવથી બેઠો હતો. આ ૭૦૦ પાલખીઓ ધીમે ધીમે પાદશાહના તંબુની નિકટ આવી પહોંચી. સર્વ પાલખીઓની આસપાસ પડદા નાંખેલા હતા.

ભીમસિંહને અને મહારાણી પદ્મિનીને વાતચીત કરવાને માત્ર અર્ધા કલાકનો વખત આપવામાં આવ્યો હતો. ભીમસિંહ તે પાલખીઓની પાસે આવ્યા કે તરતજ તેમને સાવધાનતાથી ગુપ્ત રીતે પાલખીમાં બેસાડી દેવામાં આવ્યા અને તત્કાળ તે પાલખીને ચિત્તોડ નગર તરફ રવાના કરવામાં આવી. તેની સાથે બીજી પણ કેટલીક પાલખીઓ ગઈ. જે સૈનિકો ત્યાં રહ્યા તે સર્વ ધીર અને ગંભીર ભાવથી પાલખીમાં બેસી અલ્લાઉદ્દીનની માર્ગ પ્રતીક્ષા કરવા લાગ્યા. અર્ધો કલાક વ્યતીત થઈ ગયો. હવે ભીમસિંહને પાછા ફરેલા નહિ જોઈને અલ્લાઉદ્દીન અત્યંત સંતપ્ત થયો. સંતાપથી સંદેહ અને સંદેહથી ક્રોધ ઉત્પન્ન થયો. આખરે ક્રોધ સહન નહિ થઈ શકવાથી તે મૂર્ખ પાલખીઓની નિકટ આવ્યો. તે આવ્યો કે તરતજ રાજપુત વીરોએ પાલખીઓમાંથી છલંગ મારી બહાર કુદી પડી તેના પર આક્રમણ કર્યું. પરંતુ અલ્લાઉદ્દીનનાં ઘણાં માણસો પાસે હતાં, તેથી તે સુરક્ષિત રહ્યો. ઉભય પક્ષો વચ્ચે ભયંકર યુદ્ધ ચાલવા માંડયું. વળી ભીમસિંહને પકડવાને માટે એક દલ ચિત્તોડ તરફ દોડયું. પરંતુ રાજપુત વીરોએ તે યવન દલને ઘેરી તેના માર્ગમાં વિઘ્ન નાંખ્યું અને તેની સાથે લડી તેને આગળ વધવા દીધું નહિ. આ રાજપુત વીરોમાંથી જ્યાં સુધી એક જણ પણ જીવિત રહ્યો ત્યાં સુધી મહારાણા ભીમસિંહને પકડવાને મુસલમાનો આગળ વધી શક્યા નહિ, મહારાણા ભીમસિંહને માટે એક શીઘ્રગામી અશ્વ તૈયાર હતો. આ અશ્વ પર આરૂઢ થઇને તેઓ નિર્વિઘ્નતાથી ચિત્તોડમાં આવી પહોંચ્યા. આ તરફ મુસલમાની સેનાએ દુર્ગની નિકટ આવી સિંહદ્વારપર આક્રમણ કર્યું. ચિત્તોડના પ્રધાન પ્રધાન વીરો આ

આક્રમણનો પ્રતિરોધ કરવાને માટે આ શત્રુ સેનાની સાથે દારુણ યુદ્ધ કરવા લાગ્યા. આ ભયાનક સંગ્રામમાં વીરવર ગોરા અને તેના ભત્રિજા યુવક વીર બાદલે સૌથી અધિક વીરતા દર્શાવી હતી. તેમની વીરતા અને તેજસ્વિતા જોઇને રાજપુત સેના પણ અત્યંત ઉત્સાહથી ભીષણ પરાક્રમથી યુદ્ધ કરવા લાગી.

બાર વર્ષની વયના રાજપુત બાલક બાદલનું અદ્દ્ભુત રણકૌશલ્ય જોઇ યવન સેના વિસ્મિત અને ચકિત થઈ. તેની અસિ તથા ભાલાએ અનેક શત્રુઓને પરલોકમાં પહોંચાડી દીધા. તેના અપૂર્વ રણચાતુર્યથી અનેક રણવિશારદ હિંદુ તથા યવનોનો ગર્વ નાશ પામ્યો. પદ્મિનીના પાતિવ્રત્યનું અને સીસોદીઆ કુળના ગૌરવનું રક્ષણ કરવું એજ બાદલનો મૂળ મંત્ર હતો. તેનાજ વીર મંત્રથી ઉત્સાહિત થઇને રાજપુત વીરગણો પ્રચંડ વેગથી શત્રુની સામે થયા હતા. તે મહાસમરમાં વીરવર ગોરાએ અદ્દ્ભુત વીરતા દર્શાવી અનંતકાળને માટે શસ્ત્રશય્યાપર શયન કર્યું. અનેક રાજપુતો તેની સાથે સૂતા. આ ભયાનક સંગ્રામથી કેવળ બાદલ અને બીજા કેટલાક રાજપુત સૈનિકો બચીને ચિત્તોડમાં પાછા આવી શક્યા. રાજપુતોનો પ્રચંડ ઉદ્યમ તથા ભીષણ વીરતા તથા પોતાની સેનાનો સંહાર જોઇને અલ્લાઉદ્દીને કેટલાક દિવસ સુધી ભારે યુદ્ધ કરવાનું મુલતવી રાખ્યું.

આ ઘોર સંગ્રામમાં વીર ગોરાનો પ્રાણોત્સર્ગ થયો. તેનો ભત્રીજો બાદલ ઘાયલ થઈ રૂધિરથી તરબોળ થઇને પોતાની કાકી પાસે આવ્યો. તેને એકલો આવતો જોઇ તે રાજપુત મહિલાના મનમાં મોટો ધ્રાસકો પડયો. પરતુ તેને આ વાતનુ ધૈર્ય હતું કે તેના પતિએ સ્વદેશ તથા રાજપુત કુળના ગૌરવની રક્ષાર્થે સંગ્રામભૂમિમાં પોતાના પ્રાણ આપ્યા હતા. વીર બાલક બાદલને પોતાની સન્મુખ મૌન ધારણ કરી ઉભેલો જોઈ ગોરાની શોકાકુલ ભાર્યાએ ધીમેથી કહ્યું "બાદલ! તમે બીજું શું કહેવાના છો? હુ સર્વ જાણી ગઈ છુ. હવે હું જે પૂછું તેનો ઉત્તર આપો. વારૂ મારા પ્રાણેશ્વરે કેવા પ્રકારની વીરતા દર્શાવી દેહનો ત્યાગ કર્યો હતો? કહો બેટા! આ વાત શ્રવણ કરવાથી મને શાંતિ મળશે" આ વચનો સાંભળી બાદલના નેત્રોમાં અશ્રુ ભરાઈ આવ્યાં. તેના ઘાવોમાંથી રૂધિર તો અસ્ખલિત રીતે વહેતુજ હતું. તે બોલ્યો "માતાજી મારા કાકાની વીરતાનું શું વર્ણન કરૂં? આજે કેવળ તેમના પરાક્રમથીજ સિસોદીઆ કુલના ગૌરવની રક્ષા થઇ છે. શત્રુના અગણિત સૈનિકોને તેમણે ઘાસની માફક કાપી નાંખ્યા હતા. મેં તો માત્ર તેમની પાછળ પાછળ ભમીને શત્રુઓના શરીરના ટુકડાને ઘાવ કર્યા છે. તેમના ભયંકર પંજામાંથી જે બેચાર મુસલમાનો બચવા પામ્યા હતા તેનોજ સંહાર મેં તો કર્યો છે. આ પ્રકારની અલૌકિક વીરતા દર્શાવીને તેઓ યુદ્ધની રક્ત ભૂમિપર શત્રુઓના મૃત શરીરોની શય્યા બનાવી તેપર અનંત નિદ્રામાં સૂતા છે! તેમના તકિયાને સ્થાને એક યવન રાજકુમારનું દ્વિખંડિત શરીર છે." તે રાજપુત મહિલાએ પુનઃ પુછ્યુ. "બેટા બાદલ! મારા પ્રાણપ્યારાએ સંગ્રામ ભૂમિમાં કેવા પ્રકારની વીરતા દર્શાવીને પ્રાણ ત્યાગ કર્યો હતો તે પુનઃ કહો." બાદલ પુનઃ બોલ્યો "માતાજી, હવે હું અધિક શુ કહું? તેમની અસીમ વીરતાનું કેટલું વર્ણન કરૂ? તેમની અદ્દ્ભુત વીરતા જોઇને શત્રુઓએ પણ ભયભીત તથા ચકિત થઇને અનેક પ્રકારે તેમની પ્રશસા કરી હતી! આજે તેમનામાંનો એક પણ માણસ બચ્યો નથી." વીરવર ગોરાની ભાર્યાએ હસીને બાદલની પાસેથી વિદાય લીધી અને "વિલંબ કરવાથી પ્રાણેશ્વર મારો તિરસ્કાર કરશે" એમ કહી પ્રદીપ્ત અગ્નિકુંડમાં કૂદી પડી પોતાના પ્રાણની આહુતિ આપી.

બહુધા મેવાડ નિવાસીઓ "મને ચિત્તોડનો નાશ કરવાનું પાપ લાગે" એવા સોગન ખાય છે. આ લોકોના કહેવાથી જણાય છે કે સાડા ત્રણવાર ચિત્તોડનો નાશ થયો હતો. એક વાર તેઓ ચિત્તોડનો અર્ધો નાશ થયેલો જણાવે છે. જો કે ઉપલા મહા સંગ્રામમાં ચિત્તોડ સર્વથૈવ ઉજ્જડ થયું નહોતું, કિંવા શત્રુઓએ તેનાપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો નહોતો, પરતુ આ સંગ્રામમાં ચિત્તોડનાં જે સાહસિક વીરોએ પ્રાણ ત્યાગ કર્યો હતો તેથી સિસોદીઆ કુળને ભારે હાનિ થઈ હતી. આથી તેને ચિત્તોડનો અર્ધો નાશ કહી શકાતો નથી. પ્રસિદ્ધ ખુમાનરાસા ગ્રંથમાં આ સંગ્રામનું વર્ણન અત્યંત તેજસ્વિની ભાષામાં કર્યું છે.

ફક્ત ભયંકર ખોટ પુરાઈ ન પુરાઈ એટલામાં યવનોએ ચિત્તોડપર પુનઃ આક્રમણ કર્યું. આ વખતે

રક્ષા થવાનો સંભવ નહોતો. આ સમયે બળવાન અલ્લાઉદ્દીન પ્રચંડ સેના લઇને ચઢી આવ્યો હતો. આ આક્રમણમાંથી ચિત્તોડપુરીનું રક્ષણ કોણ કરશે ? સ્વદેશપ્રેમનો મહા મંત્ર ભણી મુસલમાન સેનાની ગતિ રોકવાને માટે આજે કયો વીર સમરભૂમિમાં વિરાજમાન થશે ? ચિત્તોડના મહા પરાક્રમી પ્રચંડ કાય વીરશિરોમણિગણ તો અંતિમ યુદ્ધમાં સ્વદેશરક્ષાર્થે પ્રાણ આપી ચૂક્યા હતા. હમણાં ચિત્તોડ નિરાધાર છે. આ ભયંકર અવસ્થામાં ચિત્તોડપર અલ્લાઉદ્દીને પુનઃ આક્રમણ કર્યું ભટ્ટ કવિગણ જણાવે છે કે સંવત્ ૧૩૪૬ (ઇ. સ. ૧૨૯૦) માં આ મહા સંગ્રામ થયો હતો. પરંતુ ફરિસ્તા નામક ગ્રંથમાં તેનો સમય કાંઇ બીજો જ જણાવ્યો છે. અસ્તુ ! યવન સમ્રાટ્ અલ્લાઉદ્દીને દક્ષિણમાં જીત મેળવીને આ ગિરિકૂટપર પોતાની છાવણી નાંખી અને તેની ચારે તરફ ખાઇ ખોદાવી. ચિત્તોડ નિવાસીઓ હાલમાં પણ દૂરથી આ ખાઈ બતાવે છે અને મેવાડપર ગુજરેલી મહા વિપત્તિનું સ્મરણ કરી દીર્ઘ નિઃશ્વાસ છોડે છે. આ સંગ્રામ થયા પછી જેમણે આક્રમણ કર્યું હતું તેમણે ત્યાં એટલી ખાઇઓ બનાવી દીધી છે કે અલ્લાઉદ્દીને ખોદાવેલી ખાઈ કયા તે નિશ્ચિત કરવું કઠિન થઈ પડે છે. નિષ્ઠુરહૃદય અલ્લાઉદ્દીને સીસોદીઆ કુલપર મહા સંકટ પડ્યું હતું તેજ સમયે આવીને ચિત્તોડ નગરને પુનઃ ઘેરી લીધું. પરંતુ શી ચિંતા છે ? હજી પણ ચિત્તોડપુરી વીરશૂન્ય થઈ નથી. શું વિગ્રહ કર્યા વિના નિર્વિઘ્નેજ સ્વાધીનતાની લીલાભૂમિ ચિત્તોડપર શત્રુ સમ્રાટ્ અધિકાર કરી શકશે ? નહિ. એમ કદિ પણ બનશે નહિ. જ્યાં સુધી વીર્યવાન રાજપુતોની નાડીમાં રૂધિરનું એક પણ બિંદુ રહેશે, જ્યાં સુધી તેમના દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી તેઓ કદિ પણ ઘરના ખૂણામાં ભરાઈ રહેશે નહિ–ત્યાં સુધી તેઓ કદિ પણ અત્યાચારી દેશવૈરીની વિરૂદ્ધ રણક્ષેત્રમાં ખડ્ગ ધારણ કરવાથી વિમુખ થશે નહિ. આ વખતે અલ્લાઉદ્દીને ચિત્તોડપુરીને જે પ્રકારે ઘેરી છે તેને લીધે ચિત્તોડના સર્વ વીરગણ અત્યંત ક્રોધિત બની તેનો બદલો આપવાને માટે ખડ્ગ ધારણ કરી તૈયાર થયા.

ખુમાનરાસાના લેખકે આ ભયાનક સંગ્રામનું વૃત્તાંત પોતાની મોહક લેખનશક્તિથી રંગબેરંગી રીતે વર્ણવ્યું છે. આ રંગોમાંથી એક રંગ તો સર્વોત્તમ રીતે ચઢ્યો છે. તે હવે વર્ણવીશું.

દિવસે ઘોર સંગ્રામ કર્યા પશ્ચાત્ એકવાર અર્ધ રાત્રિને સમયે મહારાણા લક્ષ્મણસિંહ પોતાના વિશ્રાંતિગૃહમાં બેઠા હતા. તેઓ આ વખતે ઘોર ચિંતામાં પડ્યા હતા. રાત્રિનો બીજો પ્રહર વ્યતીત થવા આવ્યો હતો. સમગ્ર જગત્ નિદ્રા દેવીના અંકમાં શયન કરી રહ્યું હતું. ક્યાંય જરા પણ અવાજ થતો નહોતો. કેવલ નિશાનો સમીર શુ શુ અવાજ કરતો પ્રચંડ વેગથી આવી વિશ્રાંતિગૃહની બારીઓ સાથે અથડાયા કરતો હતો. કદિ કદિ શૃગાલોનો ઘોર શબ્દ રાત્રિની શાંતિમાં વિઘ્ન કરતો હતો. આ ગંભીર રાત્રિના સમયે મહારાણા લક્ષ્મણસિંહ વિશ્રાંતિગૃહમાં એકલા બેસીને ચિત્તોડના ભવિતવ્યનો ગૂઢ લેખ ઉકલી રહ્યા હતા. "ચિત્તોડના મુખ્ય મુખ્ય સરદારો પ્રચંડ યવનાક્રમણથી ચિત્તોડની રક્ષા કરવાને માટે પ્રતિદિન સંગ્રામભૂમિમાં શયન કરતા જાય છે. ચિત્તોડની રાજ્યલક્ષ્મી શોકાકુલ થઈ ચિત્તોડનો ત્યાગ કરવાની તૈયારી કરી રહી છે. ચારે તરફ સંકટો અને વિપત્તિઓ દ્રષ્ટિગોચર થાય છે. ચારે તરફ ભય જણાય છે. હવે ચિત્તોડપુરીનું રક્ષણ કોણ કરશે ? આ ઘોર સંકટના સમયમાં સીસોદીઆ કુલના ગૌરવનું રક્ષણ કોણ કરશે ? આ મહાસંકટના સર્વ સંહારક ગ્રાસમાંથી મહારાણાના બાર પુત્રોમાંથી રાજબીજ તરીકે એકાદ જણ પણ શું બચી શકશે ?

મહારાણા આ પ્રકારે અનેક વિચાર કરતા હતા એટલામાં તે ઘોર રાત્રિની ગંભીર શાંતિનો ભંગ કરીને કોઇ ગંભીર સ્વરથી બોલી ઉઠ્યું "હું ભૂખી છું" મહારાણા ચકિત થયા. તે શબ્દ જે તરફથી આવ્યો હતો તે તરફ તેમણે જોયું તો એક આશ્ચર્યકારક દૃશ્ય તેમને દ્રગ્ગોચર થયું. દીપકના ક્ષીણ પ્રકાશથી તેમને જણાયું કે પાષાણના સ્તંભોની વચ્ચે ચિત્તોડની અધિષ્ઠાત્રી દેવી ભયંકર રૂપથી પ્રકટ થઈ છે. ભગવતીને જોતાંજ મહારાણાનું હૃદય ખિન્નતા અને વિષાદથી પરિપૂર્ણ થઈ ગયું.

તેમણે ખિન્નતાપૂર્વક મોટેથી કહ્યું "હજી સુધી તમારી ક્ષુધાની શાંતિ નથી થઈ? થોડાજ સમયપર અમારા રાજવંશના આઠ હજાર વીર પુરુષોએ સંગ્રામભૂમિમાં પ્રાણાર્પણ કરી તમારૂં ભયંકર ખપ્પર

પૂર્ણ કર્યું છે. શું તેથી પણ તમારી દારૂણ રૂધિરપિપાસા નિવૃત્ત થઈ નથી?" "હું રાજબલિ માગું છું. જો રાજમુકુટ ધારી બાર રાજકુમારો ચિત્તોડની રક્ષા કરવાને માટે સંગ્રામભૂમિમાં પ્રાણ નહિ આપશે તો મેવાડનું રાજ્ય સીસોદીઆ કુળના હાથમાથી જતુ રહેશે." દેવી આટલા શબ્દો કહીને અંતર્ધ્યાન થઈ ગઇ.

મહારાણા મહા સંકટમાં આવી પડયા. તેમને રાત્રે ક્ષણ માત્ર પણ નિદ્રા આવી નહિ. પ્રભાત થતાંજ તેમણે સર્વ સરદારોને પોતાની સમક્ષ બોલાવ્યા અને રાત્રિનુ અદ્‌ભુત વૃત્તાંત તેમને સંભળાવ્યું પરંતુ કોઇ પણ સરદારને મહારાણાના કથનપર વિશ્વાસ આવ્યો નહિ. સર્વ એમજ સમજ્યા કે મહારાણા ભ્રમમાં પડયા છે. મહારાણા બોલ્યા "તમે મારા કથનપર અવિશ્વાસ લાવો છો પરંતુ આજે રાત્રિને સમયે આ ઘરમાં રહીને જુઓ કે દેવી પુનઃ આવે છે કે નહિ" સરદારોએ આ વાત સ્વીકારી અને તેઓ નિયત કરેલા સમયે રાણાજીના મહાલયમા એકત્રિત થઇ ગયા. દેવી પુનઃ પ્રકટ થયાં અને બોલ્યાં "પ્રતિદિન એક એક સહસ્ર યવનો સંગ્રામ ભૂમિમાં શયન કરે છે, પરતુ તેથી કાંઇ મારી ક્ષુધાની તૃપ્તિ થાય એમ નથી. પાંચ પાંચ દિવસે એક એક રાજકુમારને રાજ્યાસનપર અભિષિક્ત કરો, મુકુટ, છત્ર અને ચમ્મરથી સજાવી તેને યથાયોગ્ય રાજ્ય સન્માનથી સન્માનિત કરો; ત્રણ દિવસ પર્યંત તેની આજ્ઞાનુ પાલન થવુ જોઇએ; અને ચોથે દિવસે તેણે સગ્રામભૂમિમા જઇ પોતાના ભાગ્યને તાબે થવું જોઇએ. આ પ્રકારે બાર રાજકુમારો સંગ્રામભૂમિમા પ્રાણ આપે તો હુ ચિત્તોડમા રહીશ."

આ પ્રમાણે કહી દેવી અતર્ધ્યાન થઈ ગયાં. આ વચનો સાંભળી ચિત્તોડના સરદારો અત્યંત આશ્ચર્યચકિત થયા. વીર હૃદય રાજપુત લોકોને આ પ્રકારે દેવીનાં દર્શન થવાં અશક્ય નથી. તેઓ દેવ દેવીપર દૃઢ વિશ્વાસ રાખે છે. તેમનો વિશ્વાસ કોઈ પણ પ્રકારે નષ્ટ થતો નથી. જો કે દેવીની આજ્ઞા કઠોર હતી તોપણ સ્વદેશપ્રેમી, તેજસ્વી રાજપુતો તેનું પાલન કરવાને કિંકર્તવ્યવિમૂઢ થયા તેઓ જીવંત હોવા છતાં દુરાચારી શત્રુઓ ચિતોડપુરીમાં પ્રવેશ કરી તેમનુ સર્વસ્વ લૂટી લે તથા તેમની પ્રાણાધાર સ્ત્રીઓનું સતીત્વ ભ્રષ્ટ કરે આ દશા તેઓ કદિ પણ સહન કરી શકે એમ નહોતું. આથી સમસ્ત રાજપુતગણ ભગવાન એકલિંગના સોગદ ખાઇ દેવી ચતુર્ભુજાની આજ્ઞાનુ પાલન કરવાને માટે સંગ્રામભૂમિમાં આવ્યા અને તેમણે પ્રતિજ્ઞા કરી કે "જયા સુધી અમારા દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી અમે મુસલમાનોને કોઈ પણ રીતે ચિત્તોડમાં પ્રવેશ કરવા દઈશુ નહિ."

હવે રાણાજીના બાર પુત્રો એવો તર્કવિતર્ક કરવા લાગ્યા કે સૌથી પ્રથમ કોણે દેવીની આજ્ઞાનું પાલન કરવું? કુમાર અરિસિંહ સૌથી જ્યેષ્ઠ હતા તેથી તેઓ તે કારણ દર્શાવી પ્રથમ રાજ્યાસન પર બેઠા. તેઓ ત્રણ દિવસ પર્યંત રાજ્ય સન્માન પ્રાપ્ત કરી ચોથે દિવસે શત્રુ સાથેના સંગ્રામમાં ભયંકર તેજસ્વિતા દર્શાવી સદાને માટે આ નાશવંત સસારમાંથી વિદાય થયા. તત્પશ્ચાત્ તેમના કનિષ્ઠ બધુ અજયસિંહ પોતાના જ્યેષ્ઠ ભ્રાતાનું અનુકરણ કરવાને તત્પર થયા. પરંતુ મહારાણા સર્વ પુત્રો કરતાં અજયસિંહ પર અધિક પ્રેમ રાખતા હતા તેથી તેમણે તેમને સંગ્રામભૂમિમાં જતાં અટકાવ્યા. અજયસિંહે રણભૂમિમાં જવાને માટે બહુ આગ્રહ કર્યો, પરંતુ મહારાણાએ તેમને પરવાનગી આપી નહિ. આથી તેમણે નિરૂપાય થઇ પોતાના કનિષ્ઠ બંધુઓને દેવીની આજ્ઞાનું પાલન કરવાને કહ્યું. આ પ્રકારે એકાદશ રાજકુમારે સંગ્રામભૂમિમાં જઇ સ્વદેશ પ્રેમનાં ઉત્કટ ઉદાહરણ દર્શાવી હર્ષ સહિત જન્મ ભૂમિ પરથી પોતાના પ્રાણ ઓવારી નાંખ્યા. માત્ર અજયસિંહજ બાર રાજપુત્રોમાંથી શેષ રહ્યા. મહારાણાને અજય પ્રાણથી પણ અધિક પ્યારો છે. તેઓ પ્રાણ જાય તો તેને જવા દેવો, પરતુ પ્રાણ હોવા છતાં પુત્ર અજયને પ્રાણાર્પણ કરવા જવા દેવો નહિ એવી હઠ લઈ બેઠા. "હાય! અજયસિંહ સંગ્રામભૂમિમાં જતાં સીસોદીઆ કુળ નિર્મૂળ થઇ જશે. બાપ્પા રાવળના પવિત્ર પૂર્વજોના કોઈ પણ વંશજ જીવિત રહેશે નહિ. તો પછી શું થશે? મુસલમાનોના ભયંકર આક્રમણમાંથી ચિત્તોડપુરીનું રક્ષણ કોણ કરશે? ગિહ્‌લોત કુલને સંપૂર્ણ નાશમાંથી કોણ બચાવશે?" આવા આવા વિચાર કરી મહારાણાએ અજયસિંહને સંગ્રામમાં જવાની પરવાનગી આપી નહિ. પછી તેમણે સર્વ સામંતોને પોતાની નિકટ

બોલાવી કહ્યું "હવે મારો અંત આવ્યો છે. હવે હું ચિત્તોડની રક્ષા કરવાને માટે સંગ્રામભૂમિમાં પ્રાણાર્પણ કરીશ."

મહારાણા પ્રાણાર્પણ કરી દેવીનુ ખપ્પર પૂર્ણ કરવાની તૈયારી કરવા લાગ્યા. પરંતુ યવનોની સાથે અંતિમ વારનો ભયંકર સંગ્રામ કર્યા પૂર્વે એક ભયંકર કાર્ય કરવું આવશ્યક માનવામાં આવ્યું.

આ ભયંકર કાર્યને "જુહાર" કિંવા "જુહારવ્રત" કહેવામાં આવે છે. રાજપુત કુલ મહિલાઓને પ્રજ્વલિત અગ્નિકુંડમાં નાંખીને વિજયી શત્રુઓના પંજામાંથી તેમના સતીત્વ અને સ્વાધીનતાની રક્ષા કરવાને માટે આ ભયંકર "જુહારવ્રત" કરવામાં આવતું હતું. જ્યારે રાજપુતોને શત્રુના પ્રચંડ આક્રમણથી પોતાના દેશની અથવા પોતાની સ્વાધીનતાની રક્ષા કરવાનો કોઈ ઉપાય જણાતો નહિ, જ્યારે તેમની સર્વ આશા નષ્ટ થતી ત્યારે રાજપુતો આ ભયકર વ્રતનું અનુષ્ઠાન કરવાને ઉધુક્ત થતા. ચિત્તોડ પર આ વખતે આવો ભયંકર પ્રસંગ આવી પડયો હતો. હવે ચિત્તોડની રક્ષાનો કોઇ ઉપાય શેષ રહ્યો નહોતો. તેથી આ ભયંકર વ્રતનું અનુષ્ઠાન કરવું આવશ્યક ગણાયુ. રાજ મહાલયના અંતઃપુરની વચ્ચો વચ્ચ ભૂમિમાં એક મોટું ભોંયરૂ હતું. દિવસને સમયે પણ તેમાં ઘોર અંધકાર છવાઇ રહેતો હતો. આ ભયંકર ભોંયરામાં કાષ્ઠ નાંખી ચિતા પ્રજ્વલિત કરવામાં આવી. જોતજોતામાં અગણિત રાજપુત બાળાઓ બાલ ખુલ્લા મૂકી હૃદયવિદારક શોકસંગીતથી ચિત્તોડપુરીને ગજાવી મૂકતી તે ભયંકર ભોંયરા તરફ ચાલવા લાગી. સર્વ રૂપવતી અને લાવણ્યવતી ક્ષત્રિયાણીઓ કે જેને જોવાથી દુરાચારી શત્રુગણોની પાશવવૃત્તિ ઉત્તેજાવાનો સંભવ હતો-તેઓ પ્રાણાર્પણ કરવાને તૈયાર થઇ. આ સર્વ લલનાઓની પાછળ મનમોહિની મહારાણી પદ્મિની ચાલવા લાગી. ચિત્તોડની વીરમંડલી મૌન ધારણ કરીને ઉભી રહી હતી. સર્વ વીર રાજપુતો પોતાનાં હૃદયને વજ્રસમાન સખ્ત બનાવી આ ભયંકર કાર્ય ઉભા ઉભા જોતા હતા. તેમની હૃદયેશ્વરીઓ, માતાઓ, ભગિનીઓ તથા કન્યાઓ, સદાને માટે વિદાય લઇ તેમની સામે તેમની આંખોની સામે પ્રબલ અગ્નિમાં પડી પ્રાણ ત્યાગવાને માટે જતી હતી. તથાપિ તેમની આંખોમાંથી અશ્રુનું એક પણ બિંદુ સ્ત્રવતું નહોતું. આજે તેમના નેત્રો સુકાઇ ગયાં. તેમનાં નેત્રો આરક્ત બની ગયાં હતાં. તેમ નેત્રોમાંથી સમસ્ત જગતને પ્રજાળી નાંખનાર વીર ધર્મ રૂપી અગ્નિની જ્વાળાઓ આજે વરસી રહી હતી. એક વખતે જે હૃદયોમાંથી પ્રેમના ઝરા વહેતા હતા તે હૃદયો એ ધર્માજ્ઞાથી આજે સ્મશાનવત્ ઉજ્જડ બની ગયાં હતાં. અને તેથીજ આ ભયંકર વ્રતનું અનુષ્ઠાન કરવામાં આવ્યું હતું. ધીમે ધીમે સર્વ સ્ત્રીઓ તે ભોંયરાના દ્વારપર આવી પહોંચી. સામે સીડીઓ પણ તૈયાર જ હતી. એક એક કરતાં સર્વ સ્ત્રીઓ ધીમે ધીમે નીચે ઉતરી. તત્કાળ ઉપરથી ભોંયરાનુ પ્રચંડ અને ભયાનક લોહદ્વાર ભયંકર અવાજ સાથે બંધ થયું. એક ક્ષણમાં અગણિત હતભાગી મહિલાઓનો કરુણાજનક નાદ તેમાં વિલીન થઇ ગયો. બીજો કાંઈ પણ ધ્વનિ કર્ણગોચર થયો નહિ. હાય! રૂપ, યૌવન, લાવણ્ય, ગૌરવાદિ એ સર્વ સંહારક અગ્નિમાં ભસ્મ થઇ ગયુ. ‡

‡ "હમલએ ચિત્તોર" નામક નાટકમાં સ્ત્રીઓ ચિતામાં ભસ્મ થાય છે તે પ્રસંગનું વર્ણન અત્યંત મનોહરતાથી કર્યું છે. રાજપુત લલનાઓ ચિતામાં ભસ્મ થતી વખત આ પ્રમાણે ગાય છે.

( રાગ પીલુ. )

અગન અબ રાખો લાજ હમારી. ટેક.
હમ સબ બાળા નિપટ બિહાલા પતિવિન પરમ દુઃખારી;
બેગ ચિતાધકિ ભસ્મ કરો પ્રભુ, હમ સબ સખા તિહારી. અગન ૧
સુન રે યવન અધમ ચંડાલા, હદય દિયો તુમ જારી;
સાખી સુર પ્રતિ ફલ પાઓગે, ભોગોગે દુઃખ ભારી. અગન ૨

---

કેહિ સુખ લાગી રાખત પ્રાન, પિતા પુત્ર પતિ રનમેં જૈ હૈં. અબ હૈં કહાં કલ્યાન.
દુગ્ધ ભયો હિયે તનહૂમેં સોઇ, શોક કરે સોઇ પાન. ,, ૧
દૂર હો ભૂષન બસન રતન સબ પતિવિન આજપમાન. ,, ૨

આ ભયંકર અને કઠોર જુહારવ્રતનું અનુષ્ટાન કરીને મહારાણા સ્વયં યુદ્ધમાં જવાની તૈયારી કરવા લાગ્યા, પરંતુ તેમના પ્રિય પુત્ર અજયસિંહે તેમના માર્ગમાં વિઘ્ન નાંખ્યું. કોઇ પણ પ્રકારે મહારાણાને યુદ્ધમાં જવા દેવા નહિ એવી અજયસિંહની ઇચ્છા હતી. પિતા પુત્ર વચ્ચે દીર્ઘ કાળપર્યંત વાદવિવાદ ચાલ્યો, પરંતુ અંતે રાણાનોજ વિજય થયો. નિરૂપાય થઇ અજયસિંહને પિતાની આજ્ઞા માનવી પડી અને તેમણે ચિતોડનો ત્યાગ કર્યો. તેઓ પોતાના કેટલાક સૈનિકોને પોતાની સાથે લઈ શત્રુઓના શિબિરોની વચ્ચે થઇને બેધડક કેલવાડા દેશમાં જઈ પહોંચ્યા. હવે રાણાજીને કોઈ પણ વાતની ચિંતા રહી નહોતી. પૂર્વજોનો વંશ રાખવા માટે પુત્ર વિદ્યમાન હતો. બાપ્પા રાવલનો વંશનો લોપ થવા ભય નહોતો તો હવે શી ચિંતા ?

મહારાણા નિશ્ચિંત અને નિશંક બની રણભૂમિમાં પ્રાણ ત્યાગવાને ઉત્સાહિત થયા અને પ્રચંડ રણભેરી વગાડી પોતાના સરદારોને પોતાની નિકટ બોલાવ્યા. આ વખતે સર્વ સામંતો મસ્ત બની રહ્યા હતા. તેમને દેહની ચિંતા નષ્ટ થઈ હતી. તેમણે જીવનની મમતા છોડી દીધી હતી. તેઓ કિલ્લાનો દરવાજો ખોલી પોતાના સ્વામિની પાસે ગયા અને કેશરીયાં કરી મહાન પરાક્રમથી શત્રુ સેનામાં કૂદી પડયા. રણોન્મત્ત ભયંકર રાજપુતોની તીક્ષ્ણ અસિથી અનેક હતભાગી મુસલમાનો કપાઇ મુઆ. પાણીનો પરપોટો જે પ્રમાણે પાણીમાં સમાઇ જાય છે તે પ્રમાણે વિશાલ સમુદ્રવત્ પ્રચંડ યવન સેનામાં થોડા રાજપુત વીરો કોણ જાણે ક્યાંય સમાઇ ગયા ! આજે ચિત્તોડપુરી જીવન શૂન્ય બની ગઈ. આજે આ અલૌકિક નગરીએ સ્મશાનનું સ્વરૂપ ધારણ કર્યું. જ્યાં ત્યાં અગણિત મૃત દેહો પડયા છે. સર્વ સ્થાનો મનુ-

ખોલ કેશ પરવેશ અગનકર અબ સુખ નાહીં આન.—કેહિ સુખ લાગી રાખત પ્રાન. અબ હૈ. ૩
અગન સહાય હોઉ યાહી છિન પતિનસોં કરહુ મિલાન;
અસહાયા અબલા દુઃખ બૂડી કૃપા કરો ભગવાન. અબ હૈ કહાઁ કલ્યાન ૪

---

જગ દેખ ખોલકર નયના, હમ પતિ વ્રત ધર્મ તજૈંના;
રવિ શશિ ગગન સકલ સુર દેખો, દેખો યવન અપૈના.
તૃણ સમ પ્રાણ અનલમેં દહતી, સતી ધર્મ તે ટરૈના.

જ્યારે સર્વ સ્ત્રીઓ ચિતામાં ભસ્મ થઈ ગઈ ત્યારે અલ્લાઉદ્દીન પાદશાહ રાજપુતોને મારીને શહેરમાં આવ્યો. પરંતુ તેને સર્વત્ર ચિતાના ધુમ્ર શિવાય કોઈ પણ વસ્તુ દષ્ટિગોચર થઇ નહિ. ત્યારે તે અફસોસ કરી હાથ ચોળી કહેવા લાગ્યો:—

ગઝલ.

આયેથે ગુલકે બાસ્તે બસ ખાર લે ચલે;
હિજરાંકા પદ્મિની કે યહ આજાર લે ચલે. ૧
દિલકી જો થી હવિસ વો ન નિકલી હજારહૈફ;
ગો જેવરો જબાહર બેશુમાર લે ચલે. ૨
ઈસ હૈય જિંદગીકે લિયે હાય ક્યા કિયા;
જખ્મી બનાકે લાખોંકો નાચાર લે ચલે. ૩
બસ ચાર ગજ કફનકે સિવા ગંજેદહરસે;
હમરાહ અપને કુછભી નજરદાર લે ચલે. ૪
બસ્લે પદમકી દિલમેં નિહાયત થી આ રજૂ;
બદલે ખુશીકે હસરતે દીદાર લે ચલે. ૫
હસરત પુકારતી હૈ યહ ફસ્તોપૈઃ શૈજકે;
ચિત્તૌરકી બહાર યહ સરદાર લે ચલે. ૬
કિસ જિન્દગી પૈ શહર યહ વીરાના કર દીયા;
અફસોસ બાજ કત્લકા અબાર લે ચલે. ૭

બના રૂધિરથી આવૃત્ત બન્યાં છે. કોઇના હાથ પગ કપાઇ ગયા છે; અને કોઇનું મસ્તક ધડથી પૃથક્ થયુ છે. કોઇ કોઇ રાજપુત શત્રુ સૈનિકોના મુખપર પોતાના તીક્ષ્ણ દાંતો લગાડી પડયા છે. જાણે તેઓ દુસ્મનોપર ભયંકર વૈર લેવાને માટે તેમને કરડી ખાવાને તૈયાર ન હોય ! તેવો ભાસ થતો હતો. આ હૃદયવિદારક મહા ભયંકર સ્મશાનના ભયંકર રૂપને શતપટ અધિક ભયંકર બનાવતી યવન સેના પિશાચની પેઠે ઇતસ્તતઃ ભ્રમણ કરવા લાગી. પિશાચ બુદ્ધિ બાદશાહ અલ્લાઉદ્દીને જીવશૂન્ય સ્મશાન સમાન ચિત્તોડપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. પછી તરતજ તે જેને માટે અત્યંત વિહ્વલ બન્યો હતો તે મહારાણી પદ્મિનીની શોધ કરતો ઉન્મત્તની પેઠે આમ તેમ ફરવા લાગ્યો ! હા ! મૂર્ખ ! હજી પણ તારો ભ્રમ દૂર ન થયો ! રે દુરાચારી ! તે હજી સુધી પદ્મિનીની આશા છોડી નહિ. પદ્મિની ! ક્યાં છે? તારા જેવા રાક્ષસના ચિત્તને મોહિત કરનારી પ્રફુલ્લિત સરોજિની સતી સાધ્વી પદ્મિની હવે ક્યાં છે ? નૃશંસ પાપી અને નરકના અધિકારીના પૈશાચિક પીડનથી તે સતીશિરોમણિ સુરસુંદરી તો આજે વિશ્વને રોવરાવીને, ચિત્તોડપુરીને સ્મશાન બનાવીને આ પાપી સંસારનો ત્યાગ કરી ગઈ છે ! ભોંયરા મધ્યેની જે પ્રચંડ ચિતામાં તે દેવકુમારીની સજીવ પવિત્ર દેહ ભસ્મ થઇ છે તેમાંથી હજી ધુમ્ર નીકળ્યા કરે છે. જાણે જ્વાળામુખી પર્વતમાંથી ધાતુનો ઉષ્ણ રસ ન નીકળતો હોય ! તેના જેવો ભાસ થઈ રહ્યો છે. આ પવિત્ર ધુમ્ર સ્વર્ગીય સામગ્રીથી પરિપૂર્ણ છે. અને તે અનુપમ સૌંદર્ય, સતીત્વ, અને ગુણભંડારના પરમાણુઓને સૂર્યલોકમાં લઈ જાય છે ! આ ધુમ્રરાશિનો સ્પર્શ થવાથી તે ભયંકર ભોંયરૂં તે શોચનીય દિવસથી પવિત્ર ગણાવા લાગ્યું. તે દિવસથી કોઈ પણ માણસ કોઈ પણ પ્રકારે તેમાં પ્રવેશ કરી શકતું નથી. આ ભોંયરામાં ભયંકર અજગરોના શ્વાસોચ્છ્વાસથી દૂષિત બનેલા વાયુને લીધે દીપક તત્કાળ બુઝાઈ જાય છે. ‡

આ પ્રકારે ઇંદ્રપુરી તુલ્ય ચિત્તોડપુરી ઇ. સ. ૧૩૦૩ માં અલ્લાઉદ્દીનના ભયંકર અત્યાચારથી અર્ધી ઉજ્જડ થઇ ગઇ ! ચિત્તોડ નગરને પોતાના અધિકારમાં લઇને અલ્લાઉદ્દીને તેનાં શાસનનો ભાર ઝાલોરના સોનગઢા વંશીય માલવદેવ નામક એક સરદારને સોંપ્યો. અલ્લાઉદ્દીન એક તેજસ્વી અને પરાક્રમી પાદશાહ હતો. હેતુની સિદ્ધિમાં કપટ એ એક સિદ્ધ સાધન છે. આ સાધન વાપરવામાં પાદશાહ અલ્લાઉદ્દીન પરમ ચતુર હતો. આજ કારણથી તેને બહુધા સર્વ કાર્યમાં વિજય મળતો હતો. કપટના વિષયમાં તેને ઈતિહાસવેત્તાઓએ ઔરંગઝેબની કોટિનો ગણ્યો છે. અલ્લાઉદ્દીને તખ્તપર બેસતાંજ “ સિકંદરસાની ” ( દ્વિતીય સિકંદર )ની ઉપાધિ ધારણ કરી. આ ઉપાધિ તેણે પોતાના શિક્કાપર અંકિત કરાવી. તેની આ ઉપાધિ નિરર્થક થઇ નહોતી. તેના કઠોર હાથના ભયંકર પ્રહારથી રાજસ્થાનનાં સેંકડો નગરો તથા ગ્રામો ઉજ્જડ થઇ ગયાં હતાં. ગર્વિત અણહિલવાડ, પ્રાચીન ધારા, અવંતી, મુંદર તથા દેવગઢાદિ ગૌરવશાળી નગરો કે જેમાં એક વખત સોલંકી, પરમાર, પરિહાર તથા તક્ષકાદિ વંશના રાજાઓનાં પવિત્ર સિંહાસન વિરાજમાન હતાં તે સર્વને અલ્લાઉદ્દીને ઉજ્જડ કરી નાંખ્યા. અગ્નિકુળમાં ઉત્પન્ન થયેલા જે રાજાઓની ભ્રકુટિના વિલાસ માત્રથી એક વખત સમસ્ત ભારતવર્ષનું ભાગ્ય ચલાયમાન થતું હતું તેનાં નામ નિશાન સુદ્ધાં આજે મુસલમાન સૈનિકોના અત્યાચારથી ભુંસાઇ ગયાં છે. જે જેસલમીર, ગાગ્રૌન તથા બુંદીને ભટ્ટ લોકો ખીચી તથા હારવંશના રાજાઓની લીલાભૂમિ કહેતા હતા તેની દશા આજે અલ્લાઉદ્દીનના અત્યાચારથી અત્યત હીન થઇ ગઇ છે. પરંતુ કાળના પ્રભાવથી આ સર્વ રાજ્યો તે અવનત અવસ્થામાંથી પુનઃ ઉન્નત થયાં છે. જે સમયે અલ્લાઉદ્દીનના ભયંકર અત્યાચારથી રાજસ્થાન ઉજ્જડ થઇ ગયું હતું તે સમયે મારવાડના રાઠોડો અને અંબરના કુશાવહ લોકો ભારતવર્ષના ઈતિહાસમાં સ્વલ્પજ દેખાયા હતા. તે કાળમાં રાઠોડ લોકો પરિહાર રાજાઓના તાબામાં સામંત બનીને રહેતા હતા. આવા પરતંત્ર જીવનમાં પણ તેઓ ધીમે ધીમે પોતાનાં મસ્તક ઉન્નત કરતા જતા હતા. પરંતુ કુશાવહ જાતિ આ સમય સુધી ઘોર અવદશામાં પડી રહી હતી. તેમને આવી હીન અવસ્થામાં પડેલા જોઇને અસભ્ય મીન લોકો તેમનાપર આક્રમણ કરી તેમને વારંવાર સતાવતા હતા.

‡ કર્નલ ટૅાડે આ ભોંયરામાં જવાનો વિચાર કર્યો હતો, પરંતુ અનેક પ્રકારના વિષધર સર્પો તથા પ્રાણીનાશક વાયુના ભયથી તેઓ પોતાની ઇચ્છા પરિતૃપ્ત કરી શક્યા નહોતા. જો તેઓ તેની અંદર જાત તો તેમના ઉપર મહા કષ્ટ આવી પડત.

કુશાવહ લોકો મીન લોકોને પોતાનાપાર અત્યાચાર કરતા અટકાવી શકતા નહોતા. આ તરફ અલ્લાઉદ્દીન વિજયોત્સવમાં લીન બની કેટલાક દિવસ પર્યંત ચિત્તોડમાં રહ્યો. પાદશાહે ચિત્તોડના શોભાયમાન મહાલયો, સુંદર દેવમંદિરો, રમ્ય મકાનો વગેરે તોડાવી નખાવ્યા હતાં. પરંતુ માત્ર મહારાણી પદ્મિનીનો મહાલય તેના સર્વસંહારક હસ્તપ્રહારથી બચી ગયો હતો. એમ જણાય છે કે અલ્લાઉદ્દીનનો મહારાણી પદ્મિનીપર અનુરાગ હોવાથી તેણે તેને તોડાવી નંખાવ્યો નહોતો.

આ ભયંકર સંગ્રામ થયા પશ્ચાત્ સીસોદીઆ કુલને પિંડદાન આપવાને માટે માત્ર અજયસિંહ જીવિત રહ્યા. પૂર્વે જણાવ્યું છે કે રાજકુમાર અજયસિંહ કેલવાડા દેશમાં ગયા હતા. મેવાડની પશ્ચિમ દિશામાં અરવલ્લી પર્વતમાળાની તળેટીમાં શેરોનલ્લ નામનો એક સમૃદ્ધિશાલી દેશ છે. આ પર્વત માળામાજ કેલવાડા દેશ આવેલો છે. આ પહાડી પ્રદેશમાં દેશ પાર થયેલા માણસની પેઠે રહી મહારાણા અજયસિંહ ધૈર્ય ધારણ કરી પોતાના પૂર્વજોના રાજ્યનો ઉદ્ધાર કરવા માટે સંધિની રાહ જોવા લાગ્યા. જે ચિત્તોડ તેમના પૂર્વજોની લીલાભૂમિ હતી તેજ ચિત્તોડમાં આજે એક સામંત રાજ્ય કરતો હતો; આજે તેજ ચિત્તોડ પરકીય બની ગયું હતું. આવી આવી અનેક ચિંતાઓથી ગ્રસ્ત થયા છતાં મહારાણા અજયસિંહ લેશ પણ હતાશ વા નિરુત્સાહી થયા નહિ. તેઓ બમણા ઉત્સાહથી પોતાનું કાર્ય સિદ્ધ કરવાને માટે આવશ્યક તૈયારીઓ કરવા લાગ્યા. જે સમયે મહારાણા લક્ષ્મણસિંહ સંગ્રામમાં જવાને તૈયાર થયા તે સમયે તેમણે અજયસિંહને કહ્યું હતું કે "તારી પછી તારા જ્યેષ્ઠ બંધુ અરિસિંહનો પુત્ર સિંહાસનપર બેસે એવો પ્રબંધ કરજે." પોતાના પિતાના આ વચન તેમને સારી રીતે સ્મરણમાં હતાં. સુતાં, બેસતાં અને આપત્તિના સમયે પણ તેઓ અરિસિંહના પુત્રને વિસરતા નહોતા. પરંતુ અરિસિંહના પુત્રનો ક્યાંય પણ પત્તો લાગતો નહોતો, અને અજયસિંહનો પુત્ર કાંઇ કામનો નહોતો. વળી તેમની વૃદ્ધાવસ્થા પણ પ્રાયઃ નિકટ આવી પહોંચી હતી. આવી દશામાં અજયસિંહ એમજ માનતા કે પિતાનાં વચન સિદ્ધ થશે! અને થયું પણ તેમજ! અરિસિંહના પુત્રનું નામ હમીર હતું. આ હમીરેજ સીસોદીઆ કુળના નષ્ટ ગૌરવનો ઉદ્ધાર કર્યો. મેવાડના ભટ્ટ લોકોના કાવ્ય ગ્રંથોમાં હમીરના જન્મ વિષે તથા તેની બાલ્યાવસ્થા વિષે અતિ વિસ્તૃત વર્ણન છે.

લક્ષ્મણસિંહના જ્યેષ્ઠ પુત્ર અરિસિંહ કેટલાક યુવાન સરદારોની સાથે અન્દવા નામક વનમાં મૃગયા ખેલવાને ગયા હતા. ત્યાં એક વરાહને જોઇને તેમણે તેના ઉપર બાણ છોડયું. પરંતુ નિશાન ચૂકી જવાથી વરાહ નાશીને એક જુવારના ક્ષેત્રમાં ભરાઇમાં ગયું અરિસિંહ પણ તેની પાછળ પાછળ તે ક્ષેત્રમાં ગયા. તે ક્ષેત્રમાં એક માળો હતો અને તેનાપર એક બાળા બેઠી હતી. અરિસિંહે અને બાળાએ એક બીજાને જોયાં. અરિસિંહને જોઇ તે બાળા માળાપરથી નીચે આવી અને નમ્ર વાણીથી બોલી "હવે આપને પરિશ્રમ કરવાની અગત્ય નથી. હું હમણા વરાહને પકડી લાવું છું." આ ક્ષેત્રમાં જુવારના સાંઠા સાત આઠ હાથ લાંબા હતા. એ બાળા રાજપુત કન્યા હતી. તેણે એક જુવારનો સાંઠો ઉખેડયો અને તેના એક છેડાને અણીદાર બનાવ્યો. પછી તે પોતાના માળાપર ચઢી અને ઉક્ત જુવારના સાંઠાને ધનુષ્યપર ચઢાવી એવા વેગથી તેને ફેંકયો કે તે વરાહને લાગતાંજ તત્કાળ તે વરાહ મરણ પામ્યો. પછી તે મૃત વરાહને ઉંચકી લાવી અને રાજકુમારને સોંપી પોતાને કામે ચાલી ગઇ. વીર્યવાન રાજપુત બાળાઓની અપૂર્વ વીરતા અને પ્રચંડ બાહુબળ રાજકુમારને સુવિદિત હતું, પરંતુ તેણે એક રાજપુત બાળાનું આવું અદ્ભુત કાર્ય કદિ પણ જોયું નહોતું. તે કાર્ય જોઇને રાજકુમાર અરિસિંહ અને તેના સાથીઓ અત્યંત વિસ્મિત થયા અને તે રાજપુત બાળાના પરાક્રમ વિષે વાત કરતા કરતા એક નદીને કિનારે જઈ પહોંચ્યા. અહીંઆ તેઓ ભોજનની તૈયારી કરવા લાગ્યા.

ભોજન તૈયાર થઇ રહ્યા પછી તે સર્વે ભોજન કરવા લાગ્યા. જમતાં જમતાં તેઓ ઉક્ત રાજપુત બાળાના બાહુબલની પ્રશંસા કરતા હતા. આ વખતે ઉક્ત જુવારના ખેતર તરફથી એક માટીનું ઢેફું આવીને રાજકુમારના ઘોડાને લાગ્યું. ઢેફું લાગતાંવેંતજ તે ઘોડો નીચે તુટી પડયો. સર્વ જણે ચકિત થઈ તે ખેતર તરફ જોયું તો તેમને જણાયું કે ઉક્ત રાજપુત બાળા માળાપર ચઢીને ગોફણ

વતી ગોળા ફેંકી પક્ષીઓને ઉરાડે છે. હવે સર્વ જણની ખાત્રી થઇ કે રાજપુત બાળાએ ફેંકેલા ગોળાથીજ અશ્વનો પગ તૂટી ગયો છે. ઉક્ત સ્ત્રીને આ ઘટનાની ખબર પડતાં તે તરત માળાપરથી ઉતરી પોતાના અપરાધની ક્ષમા માગવાને માટે રાજકુમારની પાસે આવી. તેની નિડરતા, સભ્યતા તથા શીલ જોઇને રાજકુમાર તથા તેના સાથીઓ આશ્ચર્યચકિત થયા. એક સાધારણ કૃષિકારની કન્યામાં શું આ પ્રકારના અપૂર્વ ગુણો હોઈ શકે ? ક્ષમા કરવાની વાત તો દૂર રહી, પરંતુ તેના કાર્યને તેમણે દોષ તરિકે માન્યું જ નહોતું. હવે રાજકુમારનું હૃદય ઉક્ત યુવતિ પ્રત્યે આકર્ષાયું.

મૃગયા ખેલી રહી રાજકુમાર પોતાના સાથીઓ સહિત રાજભુવન તરફ જતા હતા એટલામાં માર્ગમાં તે યુવતિ તેમને પુનઃ મળી. આ વખતે તે રાજપુતબાળા પોતાના મસ્તકપર દૂધનુ વાસણ મૂકી પોતાના બે હસ્તવતી બે પાડીઓને દોરીને લઇ જતી હતી. અરિસિંહના એક સાથીએ કૌતુકને માટે તેના મસ્તકપરથી દૂધનું વાસણ નીચે ઢોળી પાડવાના ઉદ્દેશથી તેની તરફ પોતાનો અશ્વ હાંક્યો. ઉક્ત રાજપુત બાળા તે માણસના મનનો ઉદ્દેશ સમજી ગઇ અને તેને પોતાની પાસે આવતો જોઇ ચાલાકીથી એક પાડીને તેના ઘોડાની સાથે એવી રીતે અથડાવી દીધી કે ઉક્ત કૌતુકાભિલાષી રસિકવર રાજપુત્રનો સખા ઘોડાની સાથે ભૂમિપર પડી ગયો. તપાસ કરતાં રાજપુત્રને જણાયું કે ચંદાની કુલ*ના એક ગરીબ રાજપુતને ઘેર ઉક્ત રાજપુત બાળાનો જન્મ થયો છે. તે રાજપુત બાળા હોવાથી રાજપુત્રની સાથે તેનો વિવાહ થવામાં કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ નહોતો. એક દિવસ રાજપુત્ર પોતાના સાથીઓને લઇને મોટા મળસકામાં તે બાળાના પિતાને ઘેર ગયા અને તેમણે તે રાજપુતને મળવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. કુમારનો એક સખા તે વૃદ્ધ રાજપુતના ઘરમાં ગયો અને તેને કુમારની ઇચ્છા જણાવી. તે વૃદ્ધ રજપુત તત્કાળ કુમારને મળ્યો. કુમાર તેને પોતાના મહાલયમાં તેડી લાવ્યો અને આદર સહિત તેને બેસવાને માટે આસન આપ્યું. વૃદ્ધ રાજપુત તે આસનપર ન બેસતાં કુમારના આસનનાજ એક ખુણાપર બેસી ગયો. તેનું આવું વિવેકહીન વર્તન જોઇને કુમારના સાથીઓ હસવા લાગ્યા. પરંતુ રાજકુમારને જ્યારે તેમણે તેના આવા વર્તનથી જરા પણ અપ્રસન્ન ન થતાં તેની પુત્રીની સાથે પોતાનો વિવાહ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરતાં જોયા ત્યારે તેઓ વિસ્મિત થયા. પરંતુ જ્યારે ઉક્ત વૃદ્ધ રાજપુતે કુમારની આ માંગણીનો અસ્વીકાર કર્યો ત્યારે તો તેમના આશ્ચર્યનો પારજ રહ્યો નહિ. અરિસિંહ આથી અતિ નિરાશ થયા. પરંતુ વિધિના લેખ કોણ મિથ્યા કરી શકે છે? ઉક્ત વૃદ્ધ રાજપુતે પોતાને ઘેર આવી સર્વ વૃત્તાંત પોતાની સ્ત્રીને કહી સંભળાવ્યુ. તેની સ્ત્રી વિશેષ બુદ્ધિવાન હતી. તેના સ્વામીએ જે મહા ભૂલ કરી હતી તે માટે તેણે તેને ખૂબ ઠપકો આપ્યો અને તેને કુમારને મળી તેની ક્ષમા માગવાને કહ્યું. ભાર્યાના તાડનથી તે રાજપુતની શુદ્ધિ ઠેકાણે આવી અને તેણે શીઘ્ર કુમારની પાસે આવીને તેને પોતાની કન્યા આપવાની હા પાડી. અલ્પ કાળમાં કુમાર અરિસિંહનો વિવાહ તે બળવાન સ્ત્રીની સાથે થયો. આ શુભ સંયોગનું ફળ કુમાર હમીર થયો. જ્યારે ચિત્તોડમાં અલાઉદ્દીનની સાથેના મહા સંગ્રામની તૈયારી થઇ રહી હતી ત્યારે હમીરની વય માત્ર બાર વર્ષની હતી. આ સમયે ચિત્તોડમાં તેના નિકટનાં આપ્તજનો શિવાય અન્ય કોઇ પણ તેને ઓળખતું નહોતું. આ વખતે તે કૃષિકારના જીવનનું સુખ અનુભવતો પોતાના મામાને ઘેર આનંદપૂર્વક રહેતો હતો. પરંતુ આ શાંતિ તે અધિક દિવસ પર્યંત ભોગવી શક્યો નહિ. સન્મુખ કઠોર કાર્ય ક્ષેત્ર ઉપસ્થિત થયું હતું. તેણે ભયંકર અસિ હાથમાં લઇ ચિત્તોડના નષ્ટ ગૌરવનો ઉદ્ધાર કરવાનો સંકલ્પ કર્યો.

મુસલમાન સેનાના પદપ્રહારથી મેવાડની ભૂમિ કંપાયમાન થઇ રહી હતી. વિજયોન્મત્ત તાતાર સેનાનો ભયંકર કોલાહલ ચિત્તોડના કિલ્લામાં સંભળાતો હતો. સ્વર્ગપર દાનવ સેનાએ અધિકાર સ્થાપિત કર્યો હતો. નિષ્ઠુર હૃદયના માણસોએ આર્ય ભૂમિને જકડીને બાંધી લીધી હતી અને તેને ક્રૂરતાથી પીડિત કરી હતી. આ અવસ્થામાંથી ચિત્તોડનો ઉદ્ધાર કોણ કરશે? એવો કયો વીર છે કે જે સ્વદેશપ્રેમના મહામંત્રથી ઉત્સાહિત થઇ નિરાશ્રિત આર્યભૂમિનો ઉદ્ધાર કરશે ? કેવળ મહારાણા અજયસિંહપરજ આ વિષયમાં થોડી આશા બાંધી શકાય તેમ છે. પરંતુ તેઓ એકલા શું શું

* આ ચૌહાણ કુલની એક શાખા છે.

કરશે ? તેમની પાસે નથી કોઈ પ્રકારનું બળ કે નથી કાંઈ સંપત્તિ. એક તરફ મુસલમાનોના ગ્રાસમાંથી ચિત્તોડનો ઉદ્ધાર કરવો જોઇએ અને બીજી તરફ પહાડી ભીલ સરદારોના અત્યાચારનો પ્રતિરોધ કરવો જોઇએ. તો પ્રથમ એમાંનું કયું કામ કરવું ? મહારાણા કાંઈ ચોક્કસ નિર્ણય પર આવી શક્યા નહિ.

ભીલ સરદારોમાં મુંજા વલેચા નામનો એક મહાવીર હતો. અજયસિંહની સાથે તે અત્યંત શત્રુતા રાખતો હતો. આ ભીલે રાણાના શૈરોનલ્ર સ્થાનપર આક્રમણ કર્યું હતું અને રાણાની સાથે દ્વંદ્વ યુદ્ધ કર્યું હતું. આ દ્વંદ્વ યુદ્ધમાં રાણાજીએ તે ભીલના મસ્તક પર ભાલાનો પ્રહાર કર્યો હતો. રાણાને બે પુત્રો હતા. જ્યેષ્ઠ આજિમસિંહ અને કનિષ્ટ સુજનસિંહ. એકની ઉમ્મર સોળ વર્ષની અને બીજાની પંદરની હતી. આટલી તરૂણ વયમાંજ રાજપુતોનુ વીર ચરિત્ર દેખાઈ જાય છે, પરંતુ અજયસિંહને આ વિપત્તિકાળમાં તે પુત્રો ઝાઝા ઉપયોગમાં આવ્યા નહોતા. અંતે અજયસિંહે આ સંકટના સમયમાં પુષ્કળ શોધ કરાવીને હમીરને તેના મામાને ઘેરથી તેડાવી મંગાવ્યો. બાર વર્ષનો રાજપુત કુમાર શાંતિમય જીવન છોડી સ્વદેશનો ઉદ્ધાર કરવાને માટે સમરભૂમિમાં આવ્યો. સૌથી પહેલાં અજયસિંહે કુમાર હમીરસિંહને પોતાના પ્રચંડ વૈરી ભીલ સરદાર મુંજા ઉપર આક્રમણ કરવાને મોકલ્યો. કુમાર અસ્ત્ર શસ્ત્રથી સજ્જિત થઇ અસંખ્ય શત્રુનો સંહાર કરવાને માટે ચાલ્યો. વિદાય લેતી વખતે કુમારે પોતાના કાકાના ચરણને સ્પર્શ કર્યો અને કહ્યું "જો હું મુંજાનુ મસ્તક કાપી લાવીશ તોજ દેશમાં આવીશ; નહિ તો નહિ." થોડાજ દિવસોમાં કુમાર હમીર મુંજાના કપાયેલા મસ્તકને ભાલાની અણીપર લઈ પોતાના અશ્વપર આરૂઢ થઈ કેલવાડાના પર્વત માર્ગે આવતા દ્રષ્ટિગોચર થયા. તેમણે ધીર અને નમ્રભાવે પોતાના વિજયની ભેટ કાકાના ચરણમાં ધરી અને કહ્યું "પિતાજી ! આપના શત્રુનું મસ્તક ઓળખી લો." અજયસિંહ પરમાનંદ પામ્યા. તત્કાળ તેમને રાણા લક્ષ્મણસિંહની ભવિષ્ય વાણી યાદ આવી. તેઓ સમજી ગયા કે વિધાતાએ હમીરના ભાગ્યમાંજ રાજ્યપ્રાપ્તિ લખી છે. તેમણે પરમ પ્રસન્નતાથી પોતાના ભત્રિજાના વદન પર ચુંબન કર્યું અને પોતાના મૃત શત્રુના કપાયેલા મસ્તક પરથી રૂધિર લઇ કુમારના લલાટ પર રાજતિલક ખેંચ્યું. આ વખતે અજયસિંહના પુત્રોની આશા નષ્ટ થઈ. તેઓ સમજી ગયા કે અમને રાજ્ય મળનાર નથી, અમારે પરાશ્રિત રહી જીવન વ્યતીત કરવું પડશે. આ ભયંકર ચિંતાથી દુર્બળ થઈ જ્યેષ્ઠ આજિમસિંહે કેલવાડામાં દેહત્યાગ કર્યો. અને અજયસિંહે સુજનસિંહને બીજા રાજ્યમાં મોકલી દીધો કે જેથી તેને કોઈ પણ પ્રકારના રાજવિગ્રહમા પડવું પડે નહિ. આથી અત્યંત દુઃખિત થઇ સુજનસિંહે દક્ષિણમાં જઇ પોતાનું વંશવૃક્ષ સ્થાપન કર્યું. ભવિષ્યમા આ જ વંશમાં એક મહાવીરે જન્મ લીધો હતો. આ મહાવીરના પ્રચંડ પ્રતાપથી એક વખત સમસ્ત ભારતવર્ષ કંપાયમાન થઈ ગયો હતો. આ મહારાષ્ટ્ર કુલતિલક યવન દર્પહારી મહાવીરનું નામ **શિવાજી મહારાજ** હતું.*[1]



સંવત્ ૧૩૫૭ ( ઇ. સ. ૧૩૦૧ ) માં વીર શ્રેષ્ઠ હમીરનો મેવાડ રાજ્યમાં અભિષેક થયો. પરંતુ તેમનું રાજ્ય, ધન તથા તેમની સર્વે જાતની સંપત્તિપર શત્રુનો અધિકાર હતો. જે દિવસે રાણા અજય-

* મેવાડના ભટ્ટ લોકોના ગ્રંથોમાં શિવાજીના વંશનું વર્ણન વિસ્તારપૂર્વક ઉપલબ્ધ થાય છે. આવશ્યક જણાવાથી અહીંઆં તે સંક્ષેપમાં લખવામાં આવે છે. અજયસિંહ, સુજનસિંહ, દિલીપજી, શિવજી, ભૈરવજી, દેવરાજ, ઉગ્રસેન, માહુલજી, ખેલજી, જનકજી, સત્યજી, શંભુજી, શિવાજી ( મરાઠા સામ્રાજ્યના સ્થાપક ) એમના પુત્ર રાજારામની પછી મહારાષ્ટ્રનું સિંહાસન પેશ્વા લોકોના અધિકારમાં ગયું હતું.

૧ મહારાજા શિવાજી છત્રપતિનું સવિસ્તર જીવન ચરિત્રનું પુસ્તક રાજસ્થાન જેવાં ૩૫૦ પૃષ્ટના કદનું આ સંસ્થા તરફથી થોડાજ સમયપર પ્રસિદ્ધ થયેલું છે. મૂલ્ય રૂ. ૦ાા, ઉંચા કાગળ રૂ. ૧) સોનેરી પૂઠું રૂ. ૧ા.

મંત્રી. સ૦ સા૦

સિંહે પોતાના ભત્રિજાના કપોળપર રાજતિલક ખેંચ્યુ તે દિવસથી ચોસઠ વર્ષની અવધિમાં રાણા હમીરસિંહે મેવાડના નષ્ટ થયેલા ગૌરવનો ઉત્તમ પ્રકારે ઉદ્ધાર કર્યો. રાજસ્થાનમાં ' ટીકાદૌડ " નામનો એક રિવાજ અદ્યાપિ પ્રચલિત છે. રાજપુત નૃપતિઓ પોતાના પિતાના રાજ્યમાં અભિષિક્ત થતાં વેંતજ પોતાના સૈન્ય તથા સામતોને લઇને નિકટના અથવા દૂરના કોઈ શત્રુ રાજ્યપર આક્રમણ કરે છે. જો દેશમાં ચારે તરફ શાંતિનું સામ્રાજ્ય પથરાઈ રહેલું હોય છે, કોઇની સાથે શત્રુતા અથવા દ્વેષભાવ હોતો નથી તો નવીન રાજા શાંતિનો ભગ કરતો નથી. આવી પરિસ્થિતિમાં તે માત્ર નકલી આક્રમણથીજ પોતાના પૂર્વજોના પ્રાચીન વીરોચિત રિવાજનું પાલન કરે છે.* પરંતુ જે સમયે મહારાણા હમીરનો અભિષેક થયો તે સમયે શાંતિ નહોતી. તે સમયે તો શત્રુઓ મસ્તક પર ગાજી રહ્યા હતા. તેથી તેમણે રાજ્યાભિષેક થતાંની સાથેજ યુદ્ધની સામગ્રી તૈયાર કરવા માંડી. સૌથી પહેલાં તેમણે પોતાના કાકાના દુશ્મન " વલૈચા"ના રાજ્ય પર આક્રમણ કર્યું અને તેના " સૈલિઓ " નામના ગિરિ દુર્ગપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. આ ટીકાદૌડના રિવાજનું પાલન કરતી વખતે મહારાણા હમીરસિંહે જે પ્રચડ વીરતા પ્રકાશિત કરી તે પરથી સર્વ લોકોને વિદિત થઇ ગયુ કે આ મહાવીર ચિત્તોડના નષ્ટ ગૈરવનો અવશ્ય ઉદ્ધાર કરશે.

ભટ્ટ લોકોના ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે " જે દિવસે અજમલ્લે ( અજયસિંહે ) પરલોકમાં પ્રયાણ કર્યું તે દિવસથી હમીર રાણાનું નગ્ન થયેલુ ખડ્ગ પુનઃ મ્યાન થયુ નહોતું. " વાસ્તવમા હમીરસિંહનું સમગ્ર જીવન પ્રચડ દેશવૈરીની સામે ખડ્ગ ધારણ કરવામા જ વ્યતીત થયું હતું. અમે ઉપર જણાવ્યુ છે કે અલ્લાઉદ્દીન ચિત્તોડનુ રાજ્ય માલવદેવને સોંપી ગયો હતો. આ માલવદેવ દિલ્લીની સેના સાથે ચિત્તોડમાં રહેતો હતો.

હમીર રાણાને સાહાય્ય કરવાને માટે જે લોકો તૈયાર હતા તેમની સખ્યા મુઠીભર હતી એમ કહીએ તો અતિશયોક્તિ નથી. તો પછી તેઓ મુઠીભર માણસોને લઇને દિલ્લીના પ્રચડ સૈન્યની સામે યુદ્ધ કરવાને શી રીતે જઈ શકે? આવી પરિસ્થિતિમાં તેમણે એક એવા માર્ગનુ અવલંબન કર્યું કે જેથી તેમનું કાર્ય ઉત્તમ પ્રકારે સિદ્ધ થયું. તેઓ કિલ્લા કોટવાળા નગરોને છોડી ગામડાંઓને ઉજ્જડ કરવા લાગ્યા. વળી તેમણે એવો ઢંઢેરો પાટાવી દીધો કે " જે લોકો મહારાણા હમીરસિંહને પોતાના સ્વામિ માનતા હોય તેમણે પોતપોતાના નિવાસસ્થાનનો ત્યાગ કરી સપરિવાર પૂર્વ અને પશ્ચિમ દિશામા આવેલા ગિરિમાર્ગમાં આવી વસવું, નહિ તો તેમને દેશના શત્રુ માનવામા આવશે અને તેમના પર અત્યંત કષ્ટ આવી પડશે. " આ ઢંઢેરો સાંભળી લોકોના ઝુંડનાં ઝુંડ પોતપોતાના ઘરબાર છોડી અરવલ્લી પર્વતમાં જઈ નવાં ઘર બંધાવી રહેવા લાગ્યા. મહારાણા હમીરે મુસલમાનોને કનડવામા પણ કસર રાખી નહિ. જ્યારે પ્રજા મેવાડની વસ્તી છોડી ગઇ ત્યારે મુસલમાન સૈનિકોને જવું આવવું અતિ કઠિન થઇ પડયુ. મેવાડમાથી જવા આવવા સમયે તેમના પર મહારાણા હમીર પોતાના દલની સાથે તૂટી પડતા અને તેમનો સંહાર કરીને પાછા પોતાના ગુપ્ત વાસમાં ચાલ્યા જતા. મહારાણા હમીરસિંહ આ પ્રકારની રાજનીતિ ગ્રહણ કરી ધીમે ધીમે શત્રુઓનો સંહાર કરવા લાગ્યા. શત્રુઓએ તેમને પકડવાને બહુ બહુ પ્રયત્નો કર્યા પરંતુ દુર્ગમ વનના ઘાટોમાં કોઈ પણ પ્રકારે કયાંય પણ તેમનો પત્તો લાગતો નહિ. આ પ્રકારે શત્રુના પુષ્કળ સૈનિકો માર્યા ગયા. મહારાણાની આ પ્રકારની રાજનીતિથી મેવાડ ભૂમિ સ્મશાનવત્ બની ગઇ. જે પ્રદેશમા લીલાં છમ ક્ષેત્રો દ્રષ્ટિગોચર થતાં હતાં તે પ્રદેશ આ વખતે જંગલ સમાન બની ગયો. વ્યાપાર રોજગાર, બજાર હાટ સર્વ શૂન્ય થઇ ગયાં. મકાનો ભાંગી તૂટીને ખંડિયેર થઇ ગયાં. મહારાણા હમીરે ગ્રહણ કરેલી પરમ ચાતુર્યપૂર્ણ રાજનીતિ ગિહ્લોત કુલને માટે પરમ લાભદાયક નીવડી. ઇસ્વીસનની દશમી શતાબ્દીના મધ્ય ભાગમાં જે સમયે મહમૂદ ગિઝનવીના ભયથી સમસ્ત ભારતભૂમિ કંપાયમાન થઇ રહી હતી તે સમયથી અઢારમી શતાબ્દીમાં દિલ્લીશ્વર મહમદના સમય પર્યંત મેવાડના રાજાઓ

*જ્યારે જયપુરના રાજાએ દિલ્લીના પાદશાહને પોતાના કુલની પ્રતિષ્ઠા અને સ્વાધીનતા વેચી નાંખી ત્યારે મેવાડના રાજા અંતરમાં તેના પ્રત્યે ઘૃણા ધારણ કરવા લાગ્યા. અને આજ કારણથી તેમણે મેવાડની સરહદ પર આવેલા જયપુરના રાજાના તાબાના માલપુર પ્રદેશને 'ટીકાદૌડ' માટેનું મુખ્ય સ્થાન બનાવી દીધું હતું.

યવનોના મહા અત્યાચારથી ગિહ્‌લોત કુલની પ્રતિષ્ઠાની રક્ષા કરવાને માટે કોઇ કોઇ વખત આ પ્રકારની રાજનીતિનું પણ અવલંબન કરતા હતા. મેવાડના ઈતિહાસમાં તેનું વિસ્તૃત વર્ણન ઉપલબ્ધ થાય છે.

મહારાણા હમીર કેલવાડામાં જ રહેવા લાગ્યા. જે કેલવાડા‡ ને અત્યાર સુધી સૂનો પહાડી દેશ કહેવામાં આવતો હતો તે હવે મહારાણા હમીરના અદ્‌ભુત ચાતુર્યથી મનુષ્યોથી પરિપૂર્ણ ભરેલું સ્થાન બની ગયુ. મહારાણા હમીરની પ્રજા મેવાડ દેશનો ત્યાગ કરીને એક એવા દેશમાં આવી વસી કે જ્યાં વસવાની કોઇની ઇચ્છા નહોતી. આવા સંકટના સમયમાં મહારાણા હમીરે પરમ ચાતુર્ય વાપરીને દુર્ગમ સ્થાનમા માણસની વસ્તી કરી. આ દેશ અસંખ્ય પહાડોની વચમાં આવેલો છે. આ પહાડોમાં બે ચાર ગુપ્ત માર્ગો પણ છે. કોઈ કોઇ વખત વિદેશી મુસાફરો આ ગુપ્ત માર્ગો ઉલ્લઘી આ દેશમાં જઈ ચઢે એવું પણ બનતું હતું. કેલવાડા દેશ પહાડના શિખરપર આવેલો છે. ઉપલી ઘટના બન્યાને ઘણો કાળ વ્યતીત થઈ ગયા પશ્ચાત્ ઉક્ત શૈલ શિખરપર કમલમેરનો પ્રસિદ્ધ કિલ્લો બાંધવામાં આવ્યો હતો. કેલવાડા અતિ મનોહર દેશ છે. તેની ચારે તરફ ઘાડુ જંગલ આવેલું છે. વચ્ચે વચ્ચે અસંખ્ય નદીઓ ખળખળ અવાજ કરતી વહે છે. આ સ્થળે પ્રકૃતિનો દેખાવ અતિ રમ્ય લાગે છે. સ્થળે સ્થળે પ્રચડ ક્ષેત્રો શોભી રહેલા હોય છે. અહીંઆં જાતજાતનાં કદ, મૂળ, ફળ પેદા થાય છે. આ દેશનો વિસ્તાર પચ્ચીશ કોશનો છે. આ દેશ પૃથ્વીથી આઠસે ફીટ અને સમુદ્રની તળેટીથી બે હજાર ફીટ ઉંચો છે. આ ઉચ્ચ પર્વતની ચારે તરફ અગણિત ગુપ્ત માર્ગો આવેલા છે. આ ગુપ્ત માર્ગો દ્વારા ત્યાંના લોકો ગુર્જર પ્રાંત, મારવાડ તથા પશ્ચિમ તરફના ભીલ લોકોના પ્રદેશમાં આવજા કરતા અને આવશ્યકતા જણાતાં પ્રસગોપાત તેઓ ભીલ લોકોની સાહાય્ય પણ મેળવતા. "અગુણા પાનોર" ના ભીલ લોકો તરફથી ગિહ્‌લોત કુલના રાજાઓને અસંખ્ય વાર સાહાય્ય મળી હતી. રાણાઓની રક્ષા કરવાને માટે ભીલ લોકોએ પ્રસન્ન મુખે પોતાના પ્રાણ આપ્યા છે; પોતે ભૂખ્યા રહી, આખી રાત જાગરણ કરી તથા અત્યંત કષ્ટ વેઠીને તેમણે ગિહ્‌લોત કુલને માટે ખાનપાનની સામગ્રી પહોંચાડી છે, અને હાથમા ધનુષ્ય બાણ ધારણ કરી તેમને અનેક વાર રણક્ષેત્રમાં સહાય્ય કરી છે. આ પ્રકારે તેઓ સર્વ વિપત્તિઓમાંથી રાજપરિવારની રક્ષા કરતા હતા. આથી જ મેવાડના રાજાઓ તેમની સાથે કૃતજ્ઞતાની ગ્રથિથી બંધાયેલા છે. આ બંધન કોઈ પણ કારણથી શિથિલ થઇ શકતું નથી. આ મહોપકારનો યથાર્થ બદલો વાળી શકાય એમ નથી. આ મહોપકાર પવિત્ર અને સ્વર્ગીય છે. વળી મેવાડના પૂર્વ ભાગમાં આવેલી વિશાળ પર્વતમાળાઓમાંના ઘાડાં જંગલોમાં તથા નિર્જન કદરાઓમાં કેટલાક મેવાડ નિવાસીઓ આશ્રય ગ્રહણ કરી રહ્યા હતા. તેઓ થોડા કાળ સુધી અલ્લાઉદ્દીનના અત્યાચારમાથી બચ્યા હતા, પરંતુ પાછળથી તે ક્રૂર પાદશાહે બારિક તપાસ કરી કરીને તેમને પણ પાયમાલ કર્યા હતા.

જે સમયે મેવાડની આ દશા હતી, જે સમયે એ દેશના કિલ્લાઓ તથા ઉત્તમોત્તમ નગરો શત્રુઓના અધિકારમાં હતાં, જે સમયે ત્યાનાં ક્ષેત્રો તથા શાંતિમય સ્થાનો રાણા હમીરની સખ્ત રાજનીતિથી ભયાનક સ્મશાનવત્ બની ગયાં હતા તેજ સમયમા ચિત્તોડના રાજા માલવદેવે પોતાની કન્યાનું લગ્ન રાણા હમીરની સાથે કરવાની માગણી કરી. આ સગ્રામના સમયમાં માલવદેવે શા હેતુથી પોતાના પ્રચંડ શત્રુ હમીરની સાથે પોતાની પુત્રીનો વિવાહ કરવાની ઇચ્છા કરી હતી તે કાંઇ સમજી શકાયુ નહિ. રાણા હમીરના મંત્રીઓ આ વિષે અનેક પ્રકારની શંકાઓ કરવા લાગ્યા. પરંતુ રાણા હમીરે તેમની એક પણ વાત માની નહિ અને માલવદેવની કન્યા સાથે વિવાહ કરવાનો સ્વીકાર કર્યો. આ ભયંકર સંગ્રામના સમયમાં માલવદેવે શા હેતુથી વિવાહની માગણી કરનારૂં શ્રીફળ મોકલ્યુ છે તે વિષે રાણા હમીરે લેશ પણ વિચાર કર્યો નહિ. રાણાના ઇષ્ટ મિત્રો એવી શંકા કરવા લાગ્યા કે શું મહારાણાને વિપત્તિમાં નાંખવાને માટે આ કાર્ય કરવાનો માલવદેવનો વિચાર હશે? પરંતુ મહારાણા તો નિશ્ચિંત રહ્યા. ઇષ્ટમિત્રોએ અનેકવાર કહ્યું કે આ સંબધ નહિ થાય તો સારૂં. પરંતુ મહારાણા તો ધીર અને ગંભીર ભાવથી એટલોજ ઉત્તર આપતા કે "ભાવીની ચિંતાથી તમે શા માટે વ્યાકુળ થાઓ છો? માલવ-

‡ આ સ્થળે મહારાણા હમીરે એક તળાવ બંધાવ્યું, અને તેનું નામ 'હમીરનું તળાવ' રાખ્યુ. આજ તળાવની પાળપર મેવાડની અધિષ્ઠાત્રી દેવીનું એક મંદિર પણ બંધાવવામાં આવ્યું.

દેવનો અંતઃસ્થ હેતુ ગમે તે હો, પરંતુ આપણને શ્રીફળનો સ્વીકાર કરતાં શી હાનિ છે? જો તે કપટ રમતો હશે તોપણુ તેનો મને કાંઇ ભય નથી. આ વિવાહથી એટલો લાભ તો થશેજ કે જે સ્થાને મારા પૂર્વજો નિવાસ કરતા હતા તેનાં દર્શન થશે. કોટયવધિ વિપત્તિઓ માથે આવી પડે તોપણુ તે સર્વ સહન કરવાને રાજપુતોએ હૃદય ખુલ્લુ કરીને ઉભું રહેવું જોઇએ. રાજપુતો સાહસથી કમ્મર કસી મૂળ મંત્રને હૃદયમાં ધારણુ કરી કાર્ય સિદ્ધ કરવાને ઉદ્યુક્ત થશે તો વિજયલક્ષ્મી અવશ્ય આવીને વરશેજ. એમ ધારો કે આપણે સંગ્રામમાં ઘાવ સહન કરીશુ અને સ્થાનભ્રષ્ટ થઇશુ તોપણુ સ્મરણુમાં રાખજો કે બીજેજ દિવસે આપણે વિજયમુકુટ ધારણુ કરી સિંહાસનપર વિરાજમાન થઇશુંજ." મહારાણાનો આવો અડગ નિશ્ચય જોઇ પુનઃ તેમને તે વિષે કોઇએ કાંઇ પણુ કહ્યું નહિ.

વિવાહની તૈયારી થઇ. મહારાણા હમીર ૫૦૦ અશ્વારોહીઓને પોતાની સાથે લઇ પોતાના પૂર્વજોના પાટનગર તરફ ચાલ્યા. વિવાહનુ તો માત્ર નિમિત્ત છે, પરંતુ હૃદયમા ચિત્તોડનો ઉદ્ધાર કરવાનો મૂળ મંત્ર જપવામાં આવે છે તેમણે મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી કે "કાં તો મંત્રનું સાધન કરીશુ, અને નહિ તો ચિત્તોડમાંજ પ્રાણાર્પણુ કરીને પૂર્વજોને જઇ મળીશુ."

જાન ધીમે ધીમે ચિત્તોડ નિકટ પહોંચી ગઇ. દૂરથી શહેરનો ઉચ્ચ દરવાજો દ્રષ્ટિગોચર થવા લાગ્યો. ચૌહાણના પાંચ પુત્રોએ આગળ આવી તેમનો આદરસત્કાર કર્યો. પરંતુ નગરના સિંહદ્વારપર તોરણ+ અથવા બીજું કોઇ પણુ વિવાહસૂચક ચિન્હ ન જણાયાથી મહારાણા હમીરના મનમાં મહા શંકા ઉત્પન્ન થઇ. તેમની ખાત્રી થઇ કે આપણા ઇષ્ટ મિત્રો કહેતા હતા તે વાત સત્યજ હતી. તે છતાં પણુ તેમણે હૃદયનું ધૈર્ય છોડયુ નહિ. તેમણે માલવદેવના પુત્રોને આનું કારણુ પૂછ્યું. તેમને જે પ્રત્યુત્તર મળ્યો તેથી તેમના સંદેહનું સંપૂર્ણ સમાધાન તો ન થયુ, પરંતુ કેટલેક અંશે તેની નિવૃત્તિ થઈ. ધીમે ધીમે જાન ચિત્તોડ નગરના મધ્યભાગમાં ચાલી ગઇ. મહારાણા હમીરે પોતાના પૂર્વજોની અસીમ વીરતા તથા અનંત ગૌરવની વિશાલ સ્તંભ શ્રેણી આજે પ્રથમ વાર જ જોઇ. તેને જોતાં મહારાણાના હૃદયમાં એકદમ સેંકડો સુખ દુઃખનું સ્મરણ થયું. તેમના હૃદયમાં આ પ્રકારે વ્યગ્રતા પ્રસરી રહી હતી એવી અવસ્થામાં તેઓ પોતાના પૂર્વજોની અટારીઓમાં પહોંચ્યા. ત્યાં માલવદેવ તથા તેના પુત્ર વનવીરે મહારાણા તથા તેમના સર્વ સામંતોની સાથે હાથ મેળવીને તેમનો આદરસત્કાર કર્યો. કુમાર વિવાહમંડપમાં આવ્યા પરંતુ ત્યાં પણુ વિવાહની કાંઇ ધામધુમ જણાઇ નહિ. માલવદેવે શીઘ્ર પોતાની પુત્રીને આણી હમીરને સમર્પણુ કરી. પરંતુ વિવાહની કાંઇ રીત થઇ નહિ. કેવળ છેડા ગાંઠ અને હસ્ત મેળાપ કરવામાં આવ્યો. પછી કુલ પુરોહિતે ધીર અને નમ્ર વાણીથી કહ્યું "ધૈર્ય ધારણુ કરશો. આવતી કાલે આપની સર્વ કામનાઓ પરિપૂર્ણ થશે." મહારાણા આ વચનોનો મર્મ સમજી શક્યા નહિ. તેમના હૃદયમાં અનેક પ્રકારની શંકાઓ અને ખટકાઓ ઉદિત થવા લાગ્યા. તત્પશ્ચાત્ વરકન્યાને એકાંત ગૃહમાં લઇ જવામાં આવ્યાં. પરંતુ મહારાણાને આ વખતે ચિંતાગ્રસ્ત અને શોકાકુલ જોઇને નવ વધૂ તેમના ચરણે પડી આર્ત સ્વરે બોલ્યાં "પ્રાણુપતિ! હૃદયનાથ! આ દીન દાસીનો અપરાધ ક્ષમા કરશો. આપની વ્યાકુળતાનું કારણુ હું જાણી ગઇ છું. મારા પિતાએ શા કારણુથી આ દાસીને ગુપ્ત રીતે આપના ચરણોમાં

---

+ તોરણુ એ રાજપુતોના વિવાહનું પ્રસિદ્ધ ચિન્હ છે. સમબાહુ ત્રિભુજના આકારના કાષ્ઠના ત્રણુ સમાન દાંડા ઉપર તે વિરાજે છે. તેના પર એક પ્રકારની ગાંઠ હોય છે. આ ચિન્હ કન્યાના ઘરની બહારનાં દ્વારપર રાખવામાં આવે છે. કન્યાની સાહેલીઓ આ તોરણુની રક્ષા કરવાને માટે તે બારણાના ઉમરા ઉપર ઉભી રહે છે. વર જે વખતે અશ્વારૂઢ થઇને આવે છે ત્યારે તે ભાલો ઉંચકીને તોરણુને તોડવાનો પ્રયત્ન કરતો જણાય છે. આ સમયે ત્યાં ઉભી રહેલી સ્ત્રીઓ સમયોચિત ગીત ગાય છે અને અબિલગુલાલ છાંટી વરની સાથે નકલી યુદ્ધ કરે છે. જ્યારે તે તોરણુ તૂટી જાય છે ત્યારે તે વીર નારીઓ યુદ્ધમાં પરાજિત થઇને નાશી જાય છે. યુરોપના ઉત્તર ભાગમાં આવેલા પ્રદેશોમાં પણુ આ પ્રકારનો રિવાજ પ્રચલિત છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રાચીનકાળના પુરુષો પરાક્રમની સાહાય્યથીજ સ્ત્રી રત્ન પ્રાપ્ત કરતા હતા. ભારતીય આર્ય લોકોમાં પણુ આ પ્રથા દીર્ઘકાળથી પ્રચલિત છે. જગજ્જનની જાનકી અને મહારાણી દ્રૌપદીના સ્વયંવરનું વૃત્તાંત વાંચવાથી આ વાત સ્પષ્ટ રીતે સમજાશે.

સમર્પિત કરી છે તે હું સારી રીતે જાણું છું. જો આજ્ઞા હોય તો શ્રી ચરણોમાં નિવેદન કરૂં." હમીરે તે બાલિકાના મુખ તરફ દ્રષ્ટિપાત કર્યો. તેનું મુખ સુકુમાર અને સરલતાનું દ્યોતક હતું. તે પર વિમલ પ્રકાશની પ્રભા વિરાજમાન હતી. મહારાણાએ આદર અને પ્રેમથી પોતાની ભાર્યાને જમીન પરથી ઉંચકી પોતાના હૃદય સરસી દાબી અને અભય વચન આપી તેનું ગુહ્ય વૃત્તાંત પ્રકટ કરવાની તેને આજ્ઞા કરી. તે રાજપુત બાળા બોલી "પ્રાણપતિ ! આપ વિસ્મિત થશો નહિ. હું વિધવા છું. પરંતુ આ દાસીની આપ ઘૃણા કરશો નહિ. છેક અલ્પ વયમાં કોઇ ભટ્ટ વંશીય રાજકુમારની સાથે મારો વિવાહ કરવામાં આવ્યો હતો. તે સમયે હું એટલી નાની હતી કે તે સમયનો વિવાહસમારંભ પણ મારા સ્મરણમાં નથી. વળી મારા સ્વામિ કેવા હતા તે પણ હું જાણતી નથી. પરંતુ મારી માતાના મુખેથી તે વિષે મેં જે કાંઈ સાંભળ્યું છે તે હું આપને નિવેદન કરીશ. વિવાહ થયા પશ્ચાત્ થોડા દિવસમાં મારા સ્વામિ યુદ્ધમાં માર્યા ગયા. ત્યારથી હું અભાગિની વિધવા તથા અનાથ થઇ છું. આજે આપ મળ્યા છો તેથી મારા હૃદયનું દુઃખ દૂર થયુ છે. પરંતુ હજી મારા ભાગ્યમાં શું લખ્યું છે તે હું કહી શકતી નથી." બાળાથી વિશેષ બોલી શકાયું નહિ. તે સરલહૃદયા બાલિકા પોતાના પ્રાણપતિના હૃદય આગળ પોતાનું મુખ છૂપાવી રોવા લાગી. તેની સરલતા, સત્યપ્રિયતા તથા ગાઢ પ્રેમ જોઇને મહારાણાએ તેનાં અશ્રુ લૂછયાં અને તેને સમજાવી પટાવી તેના હૃદયની ધાસ્તી દૂર કરી. વળી તેમનો પોતાનો સંદેહ પણ દૂર થયો. તે વખતના રાજપુતો વિધવાવિવાહને અતિ ઘૃણિત અને અપમાનકારી માનતા હતા. હમણાં માલવદેવે જાણી જોઇને મહારાણા હમીરને જે અપમાન કર્યું હતું તે તેજસ્વી રાજપુતે કેવળ ભાર્યાનું મુખ જોઇને સહન કર્યું.* તે પતિવ્રતા રાજપુત બાળાએ સ્વયં આ અપમાનનું વૈર લેવાને માટે મહારાણાને ઉત્તેજિત કર્યા અને ચિત્તોડનો ઉદ્ધાર કરવાનો માર્ગ બતાવ્યો. સ્ત્રીની સલાહ અનુસાર મહારાણાએ પોતાના શ્વશુર માલવદેવની પાસેથી પહેરામણીમાં જલધર નામના એક સામંતને માગી લીધો. મહેતા વંશીય જલધર ચિત્તોડનો અતિ ચતુર કર્મચારી હતો. માલવદેવ પોતાના જામાતાની માગણીનો અસ્વીકાર કરી શકયો નહિ. પંદર દિવસ પશ્ચાત્ મહારાણા હમીર પોતાની પત્ની તથા જલધરને પોતાની સાથે લઇને કેલવાડા નગરમાં આવ્યા અને ચિત્તોડના ઉદ્ધારને માટે સાવધાનતાપૂર્વક સુસંધિની વાટ જોતા કાળક્રમણ કરવા લાગ્યા.

કેટલોક કાળ વ્યતીત થઈ ગયા પશ્ચાત્ હમીરસિંહને માલવદેવની પુત્રીના ગર્ભથી એક પુત્રરત્નની પ્રાપ્તિ થઇ. આ આનંદોત્સવના પ્રસંગે માલવદેવે પોતાના જામાતાને તે તરફનો પોતાનો સર્વ પહાડી પ્રદેશ આપી દીધો. કુમારક્ષેત્રસિંહ જ્યારે બાર માસનો થયો ત્યારે કેલવાડામાં એક જ્યોતિષી આવ્યો અને તેણે ગણત્રી કરીને કહ્યું કે "આ કુમાર પર ચિત્તોડના પુત્રકદેવતા ક્ષેત્રપાળની કુદૃષ્ટિ પડી છે, માટે જો તેની નિવૃત્તિ કરવામાં નહિ આવશે તો રાજકુમારનું અમંગલ થવા સંભવ છે." હમીરની રાણીએ આ કુઅવસરને સુઅવસર બનાવી દેવાનો વિચાર કર્યો. તેણે ચિત્તોડમાં જઈ પોતાના પ્રાણ પતિનો મનોરથ

* વિવાહ થઈ ગયા પશ્ચાત્ મહારાણા હમીરે મૌન સ્વીકાર્યું તેનાં અનેક કારણો છે. તેમણે ધાર્યું કે 'હવે જો આપણે તકરાર કરીશું તો પ્રતિષ્ઠા જશે. અને ઉપહાસ થશે. વળી આ બાલિકાનો પ્રથમ વિવાહ એવા સમયમાં થયો હતો કે જે વખતે તે પતિનો અર્થ પણ સમજતી નહોતી. વળી કદાચ હું આ સંબંધથી ચિત્તોડનો પુનરુદ્ધાર પણ કરી શકીશ.' આવા આવા અનેક વિચારોથી તેમણે તેનો સ્વીકાર કરવામાં આનાકાની કરી નહિ. જો કે નિકૃષ્ટ પંક્તિના રાજપુતોમાં વિધવાવિવાહની પ્રથા પ્રચલિત છે તોપણ તેનું મૂળ આ હમીરના વિવાહથીજ ઉત્પન્ન થયેલું જણાવવામાં આવે છે. વિધવાવિવાહનો રિવાજ જે રાજપુતોમાં પ્રચલિત છે તેમને 'નાતરિયા રાજપુતો' કહેવામાં આવે છે. વિધવાની સાથે વિવાહ નહિ, પરંતુ 'નાતરૂં' થાય છે. જે રાજપુતોમાં 'નાતરૂં' થતું નથી તેઓ 'નાતરિયા રાજપુતો'ને કાંઇક નીચા ગણે છે. પરંતુ થોડો કાળ વ્યતીત થયા પશ્ચાત્ તેઓ ઉંચાઓના સમાન ગણાય છે. "નાતરિયાની ત્રીજી પેઢી ગઢ ચઢે' અર્થાત્ નાતરિયા રાજપુતની પૌત્રી વા પ્રપૌત્રી ગઢપતિ (ઉંચ કુળવાળા) સાથે વરે છે. આ રીતે તેમનો ભેદ નિવૃત્ત થઇ જાય છે. પરંતુ રાજપુતો આ પ્રથાને શાસ્ત્રસમ્મત માનતા નથી.

સિદ્ધ કરવામાં સાહાય્ય કરવાનો નિશ્ચય કર્યો. આ ઉદ્દેશથી તેમણે પોતાના પિતા પર એવો પત્ર લખ્યો કે કુમારના રક્ષણને માટે ચિત્તોડમાં ગ્રહશાંતિ કરવી જોઇએ. આ પત્ર મળતાંજ માલવદેવે પોતાની પુત્રી તથા દૌહિત્રને તેડી લાવવાને માટે કેટલાક હથિઆરબંધ સિપાઇઓને મોકલ્યા. આ માણસોની સાથે મહારાણી પોતાના પિતાને ઘેર ગઈ. ચિત્તોડમાં પહોંચ્યા પછી તેમને જણાયુ કે માલવદેવ "માદેરિયા" ના મીર લોકોનું દમન કરવાને માટે રાજ્યના મુખ્ય મુખ્ય સામતોને પોતાની સાથે લઇને ગયો છે. મહારાણીએ ધાર્યું કે ચિત્તોડનો ઉદ્ધાર કરવાનો આ સુઅવસર છે. ચિત્તોડના જે સરદારો માલવદેવની સાથે ગયા નહોતા, પરંતુ પાટનગરમાંજ હતા તેમને મહારાણીએ જલધરની સહાયતાથી શીઘ્ર પોતાના પક્ષમાં લઈ લીધા. આ તરફ મહારાણા હમીર પણ સૈન્ય લઇને ચિત્તોડની નિકટ આવી પહોંચ્યા. મહારાણીએ ચિત્તોડમાં જે કાર્ય કર્યું હતું તે વિષેની હકિકત તેમને "વાગોર" મુકામે કર્ણગોચર થઇ હતી. આથી તેમણે વિલંબ કર્યા વિના એકદમ ચિત્તોડ નગરમાં પ્રવેશ કર્યો. પરંતુ શત્રુ પક્ષનાં માણસોએ તેમની ગતિ પ્રબળતાથી રોકી. જો આ સમયે તેમને વિજય ન મળત તો તેમના જીવનને જોખમ લાગવાનો સંભવ હતો અને તેમનો ઉદ્દેશ આકાશકુસુમવત્ થઇ જાત. પરતુ તેમણે કેવળ અસાધારણ ઉત્સાહના બળથી-જ હાથમાં ખડ્ગ લઈ સર્વ વિઘ્નોનો નાશ કર્યો અને પોતાનાં પ્રાચીન સ્થાન પર અધિકાર સ્થાપિત કર્યો. તેમણે ચિત્તોડ પોતાના તાબામાં લીધું કે તરતજ નગરના આબાલવૃદ્ધ સર્વ જનોએ પ્રતિજ્ઞા લઇ તેમની આધીનતાનો સ્વીકાર કર્યો.

સોનગઢો માલવદેવ પોતાના શત્રુઓને જીતી શીઘ્ર ચિત્તોડમાં આવ્યો, પરંતુ ત્યાંની સ્થિતિ જોઈ તેના શોકનો પાર રહ્યો નહિ. માલવદેવને ચિત્તોડમાં પ્રવેશ કરતો જોઇ સરદારોએ એક કટાકો છોડી તેનું સન્માન કર્યું. આ પ્રકારની ઉપહાસકારી સલામી જોઈ માલદેવના મનમાં શંકા ઉત્પન્ન થઇ. નગરમાં પ્રવેશ્યા પછી તેને સર્વ વર્તમાન વિદિત થયા. હવે તેની સર્વ આશાનો અંત આવ્યો. ચિત્તોડના સર્વ સામંતો હમીરસિંહના પક્ષમાં ભળી ગયા હતા તેથી માલવદેવને પુનઃ સિંહાસન પ્રાપ્ત કરવાની લેશ પણ આશા રહી નહિ. આથી તે નિરૂપાય બની અલ્લાઉદ્દીનના ઉત્તરાધિકારી મહમ્મદ [1]ખિલજીની આગળ પોતાનું દુઃખ રોવાને દિલ્લી તરફ ચાલતો થયો. આજ રાણા લક્ષ્મણસિંહની ભવિષ્ય વાણી પૂર્ણ થઈ. અરિસિંહના પુત્ર હમીરસિંહ તેમની ભવિષ્ય વાણી પૂર્ણ કરી ચિત્તોડના સિંહાસન પર વિરાજમાન થયા. ચિત્તોડ નિવાસીઓના આનંદનો પાર રહ્યો નહિ. દુરાચારી શત્રુઓના ભીષણ પંજામાંથી મેવાડ ભૂમિનો

---

૧ તવારિખ ફરિસ્તામાં આ યુદ્ધનું વૃત્તાંત ઉપલબ્ધ થતું નથી. તેથી આ મહમ્મદ કોણ હતો તે જાણવું કઠિન થઈ પડે છે. હિંદુસ્તાનના ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે અલ્લાઉદ્દીન ખિલજીની પછી ખીલજી વંશનો માત્ર એકજ પાદશાહ દિલ્લીના તખ્ત પર બેઠો હતો. તેનું નામ મુબારક હતું. મુબારક અલ્લાઉદ્દીનનો ત્રીજો પુત્ર હતો. મુબારકનું મૃત્યુ થયા પશ્ચાત્ ખિલજી વંશનો અધિકાર દિલ્લી પરથી નષ્ટ થયો. હવે અહીંઆં આ પ્રશ્ન ઉદ્ભવે છે કે આ મહમ્મદ કોણ હતો. મહાશય એલ્ફીસ્ટન લખે છે કે અલ્લાઉદ્દીનના મૃત્યુ પૂર્વે રાણા હમીરે (ઈ. સ. ૧૩૧૨ માં) ચિત્તોડપર અધિકાર સ્થાપિત કર્યો હતો. ઇ. સ. ૧૩૧૬ ના ડિસેમ્બરની ૧૯ મી તારિખે અલ્લાઉદ્દીન પરલોકવાસી થયો. જો આ વાત* સત્ય માનવામાં આવે તો આપણને સ્પષ્ટ રીતે જ્ઞાત થાય છે કે અલ્લાઉદ્દીનના મૃત્યુની ચાર વર્ષ પૂર્વે રાણા હમીરે ચિત્તોડ હસ્તગત કર્યું હતું. પરંતુ હમીરના હાથમાંથી પુનઃ ચિત્તોડ જીતી લેવાની કાંઇ ચેષ્ટા અલ્લાઉદ્દીને કરી કે નહિ તે વિષે કાંઇ ઉલ્લેખ ઉપલબ્ધ થતો નથી. ઇતિહાસમાં માત્ર એટલુંજ લખવામાં આવેલું છે કે આ વર્તમાન તથા બીજી પણ આપત્તિઓની ખબર સાંભળી અલ્લાઉદ્દીનની બિમારી વધી અને તે શીઘ્ર આ દુનિયા છોડી ગયો. આ પરથી એમ જણાય છે કે અહીંઆં અલ્લાઉદ્દીનના પુત્રનેજ મહમ્મદ લખવામાં આવ્યો છે. જે સમયે મુબારકે ગુજરાત તથા દક્ષિણ પર આક્રમણ કર્યું હતું, તે વખતે તેણે ચિત્તોડ હસ્તગત કરવાની પણ ચેષ્ટા કરી હતી, એવું અનુમાન કરી શકાય છે. એમ જણાય છે કે તવારિખ ફરિસ્તામાં આ વૃત્તાંત ઉપલબ્ધ નહિ થયાથી મહાશય એલ્ફીન્સ્ટને પોતાના ઇતિહાસમાં તે નહિ લખ્યું હશે.

* આ માટે જુઓ. Elphinstone's History of India P. P. 39400.

ઉદ્ધાર થયેલો જોઈ ચિત્તોડ નગરનાં સર્વ જન મહોત્સવ કરવા લાગ્યાં. સીસોદીઆ કુલના રાજકુમારે આજે તે કુલના નષ્ટ ગૌરવનો તથા ગત સ્વાધીનતાનો પુનરુદ્ધાર કર્યો છે, આજે પુનઃ બાપ્પા રાવળની વિજય વૈજયંતી પતાકા ચિત્તોડ દુર્ગ પર ફરકવા લાગી છે. તેને જોઇ કમલમેરના જંગલમાં રહેતા પ્રજાજનો અત્યંત હર્ષિત થઇને જંગલનો ત્યાગ કરી ચિત્તોડ નગરમાં આવવા લાગ્યા. આજે સર્વનાં હૃદય આનંદથી પરિપૂર્ણ છે. આ રીતે હમીરને મેવાડના ઉદ્ધારક માની તે દેશના લોકોનાં ઝુંડનાં ઝુંડ તેમની પતાકા નીચે એકત્રિત થવા લાગ્યાં. મહારાણા હમીરનો મનોરથ સિદ્ધ કરવાને માટે તેઓ માલવદેવની સામે યુદ્ધ કરવાને તૈયાર થયા. રાણા હમીરે આ સુયોગ હાથથી જવા દીધો નહિ. પ્રજાના બળથીજ રાજા રાજ્યની રક્ષા કરી શકે છે અને મેવાડની પ્રજા આ વખતે હમીરને માટે પ્રાણ આપવાને પણ તૈયાર થઇ રહી હતી. બુદ્ધિવાન લોકો આવો સુઅવસર કદિ ગુમાવતા નથી. આ વખતે તેમને એવા વર્તમાન મળ્યા કે માલવદેવની સલાહથી મહમ્મદ ખિલજી પોતાનુ સૈન્ય લઇને ચિત્તોડ પર ચઢી આવે છે. આ વર્તમાન સાભળી હમીરે પણ શીઘ્ર પોતાની સેના તૈયાર કરી તેઓ પોતાની સેના તથા પોતાના સામંતોને લઇને પાદશાહની ગતિ રોકવાને માટે તેની સામે ગયા. મહમ્મદ ખરાબ મુહૂર્તમાં ચિત્તોડ તરફ આવતો હતો. કારણ કે જ્યારે તેને હમીરનો ભેટો થયો ત્યારે રાણાને જીતવાની વાત તો દૂર રહી પરંતુ તે સ્વયં રાણાનો બંદીવાન બની ગયો હતો. પોતાની દુર્બુદ્ધિના વિષમ ભ્રમમાં પતિત થઈ તે મેવાડના પૂર્વ ભાગમાં આવેલા દુર્ગમ માર્ગોદ્વારા પોતાની સેનાને લઈ આવતો હતો. આથી તેને અત્યંત હાનિ થઇ. આ પ્રદેશ એટલો બધો ગીચ ઝાડી વાળો હતો કે પાદશાહના અસંખ્ય સૈનિકો તેમાંથી બહાર નીકળી શકયા નહિ. કેટલાક સૈનિકો નિરૂપયોગી થઈ પડયા અને ઘણા સૈનિકો મરણ પામ્યા. આ પ્રકારે અનેક કષ્ટો અને સંકટો સહન કરીને પાદશાહે મેવાડમાં આવી શિંગોલી નામક સ્થળે છાવણી નાખી. મહારાણાની સેનાએ આજ સ્થળે તેની સાથે સંગ્રામ કર્યો. ઉભય પક્ષો વચ્ચે દારૂણ યુદ્ધ ચાલ્યુ. મહારાણા હમીરસિંહ પ્રચંડ કેસરીની પેઠે એકલાજ યવન સેનાને દલિત કરવા લાગ્યા. આ સ્થળે મહારાણા હમીરસિંહે માલવદેવના પુત્ર હરિસિંહની સાથે ઘોર દ્વંદ્વ યુદ્ધ કર્યુ. પરંતુ આ દ્વંદ્વ યુદ્ધમાં પ્રથમ સપાટેજ અભાગી હરિસિંહ માર્યો ગયો.

માલવદેવની મીઠી મીઠી વાતોથી લોભાઇને પાદશાહે ચિત્તોડપર આક્રમણ કર્યું હતું. પરંતુ જે ઉદ્દેશથી તેણે આક્રમણ કર્યું હતું, તે ઉદ્દેશ સફળ થયો નહિ. હમીરના પ્રચંડ બાહુબળ આગળ હારીને પાદશાહને રાણાના કેદી બનવું પડયુ. હમીરને વિજય મળ્યો. તેમણે પાદશાહને બંદીવાન બનાવી ચિત્તોડના કારાગૃહમાં પૂરી દીધો. આ કારાગૃહમાં ત્રણ માસ પર્યંત અત્યંત કષ્ટ સહન કરી અંતે અજમેર, રણથંભોર, નાગોર, શુઆ તથા શિવપુર આટલા કિલ્લાઓ, પચાસ લાખ રૂપિયા તથા સો હાથી રાણાને આપી પાદશાહે કારાગૃહમાંથી મુક્તિ મેળવી. ખિલજી પાદશાહને વિદાય કરતી વખત તેજસ્વી હમીરે કહ્યું "એમ ન સમજશો કે આપને દિલ્લીના પાદશાહ જાણી ડરથી મુક્ત કરવામાં આવ્યા છે. આપના જેવા સેંકડો દુશ્મનોનાં આક્રમણોનો પ્રતીકાર કરવાને માટે મારી શમશેર સદા તૈયાર રહેશે. આપ નાહક મગરૂર થઈ ચિત્તોડને આપની નાચીજ દૌલત સમજી ફોજ લઇને આવ્યા તેથીજ આપના આ હાલ કરવામાં આવ્યા. આપ ખૂબ હેરાન થયા છો એમાં તો કાંઇ શક નથી. અગર આપનામાં હજી પણ કાંઇ દમ હોય તો પુનઃ મારા રાજ્યપર ચઢી આવજો. હમીર હમેશાં આપની ખાતિરદારી કરવાને માટે ચિત્તોડના દરવાજાપર ઉભેલોજ જણાશે."

જ્યારે માલવદેવનો સર્વ પરિશ્રમ નિષ્ફળ થયો ત્યારે તેના જ્યેષ્ઠ પુત્ર વનવીરે રાણાની આધીનતા સ્વીકારી. હમીરે તેનો આદર કરી નીમચ, જીરણ, રતનપુર, કૈવારાદિ કેટલાક પ્રદેશ તેને આપી દીધા, કે જેથી તેમના શ્વશુર પક્ષનાં માણસો માન મર્યાદા સહિત પોતાનો નિર્વાહ ચલાવે. આ ભૂમિવૃત્તિના દાનપત્રપર હસ્તાક્ષર કરતી વખત મહારાણા હમીરે પોતાના સાળાને કહ્યું "વિશ્વાસપાત્ર બની મારી સેવા કરો અને તમારો નિર્વાહ ચલાવો. એક વખત તો તમે મુસલમાનોના દાસ હતા. પરંતુ આજે તમે સ્વધર્મી હિંદુના દાસ થયા છો. તમારા પિતાનું રાજ્ય જવાથી તમને દુઃખ થયું હશે એ વાત સત્ય છે, પરંતુ જરા વિચાર કરીને તો જુઓ કે એ (મેવાડ) રાજ્ય કોનું છે? મેં કોના રાજ્યપર અધિકાર સ્થાપિત કર્યો છે? એ તો મારૂંજ રાજ્ય છે. બસ હવે તો તમારે એમજ સમજવું જોઇએ કે ખરા હક-

દારને પોતાનો હક મળ્યો. જે મેવાડના પર્વતો પર અમારા પૂર્વજોનું રુધિર ચોંટી રહ્યું છે તેજ મેવાડ હમણાં સૌભાગ્ય લક્ષ્મીની કૃપાથી મને મળ્યું છે અને અમારી સૌભાગ્ય લક્ષ્મી અમને સર્વ સંકટોમાંથી બચાવશે. તમે એમ ન સમજશો કે આ રાજ્ય અને આ સંપત્તિને હું રમણીની પૂજા કરવામાં સ્વાહા કરી દઇશ." પોતાના બનેવીનાં આ બોધ વચનો વનવીરના હૃદયમાં અંકિત થઇ ગયાં. તેણે આ ઉપદેશ અનુસાર ચિત્તોડના રાજ્યને વધારવાનો સંકલ્પ કર્યો. અને થોડા દિવસમાં ભિનસરોર શહેર પર આક્રમણ કરી તેને જીતી લીધું. વીરવર હમીરના અનંત પ્રભાવથી મેવાડના ગૌરવનો પુનરુદ્ધાર થયો. આવી સ્થિતિ જોઈ રાજસ્થાનના સર્વ રાજાઓ પરમાનંદથી ઉન્મત્ત બની વિધિ વિધાનથી મહારાણા હમીરની પૂજા કરવા લાગ્યા અને આવશ્યકતા પડતાં પોતાની સેના મોકલી તેમને સાહાય્ય પણ કરવા લાગ્યા.

તે કાળમાં સમસ્ત ભારતવર્ષમાં માત્ર એક મહારાણા હમીરસિંહજ પ્રબળ પરાક્રમી રાજા હતા. ભારતના પ્રાચીન રાજવંશો બહુધા મુસલમાનોના અત્યાચારથી નાશ પામ્યા હતા. મારવાડ અને જયપુરના વર્તમાન રાજાઓના પૂર્વજો તથા બુંદી, ગ્વાલિયર, ચંદેરી, સરેસીન, સીકરી, કાલ્પી તથા આબુ આદિ પ્રદેશોના રાજાઓ અતિ વિનીત ભાવથી ચિત્તોડના ચક્રવર્તી નરેશ મહારાણા હમીરની પૂજા કરીને તેમની આજ્ઞાને દેવવાક્ય ગણી તેનું પાલન કરતા હતા અને તેમને સાહાય્ય કરવાને માટે પોતપોતાની સેના લઇ આવી તેમના શત્રુઓની સામે સંગ્રામ કરતા હતા.

જે દિવસથી ભારતના સ્વામિત્વરૂપ વરમાળા મુસલમાનોના કંઠમાં વિરાજમાન થઇ તે દિવસથી મેવાડ રાજ્યનો પૂર્વ પ્રતાપ બહુધા મંદ થઇ ગયો હતો. પરંતુ વીર હમીરના સમયમાં મેવાડનું રાજ્ય પુનઃ દ્રઢ થયું. અને બાબરના સમય સુધી તે દ્રઢ રહ્યું. આ સમયમાં મોટા મોટા પ્રતિષ્ઠિત રાજાઓ મેવાડના સિંહાસન પર બેઠા હતા. જો કે આ રાજાઓ નિષ્કંટક રાજ્ય કરી શકયા નહોતા, જો કે માળવા, ગુર્જર દેશ અને દિલ્લીના મુસલમાન પાદશાહો તેમની સાથે વારંવાર વિગ્રહ કર્યા કરતા હતા તથાપિ ચિત્તોડની દ્રઢ પ્રભુતા કોઇ પણ પ્રકારે ખંડિત થઇ નહોતી. ચિત્તોડના રાજાઓ ક્રમે ક્રમે શત્રુઓનાં આક્રમણ નિષ્ફળ કરવા લાગ્યા. ખાસ કરીને જ્યારે ખિલજી, લોદી અને સૂરવંશના પાદશાહો દિલ્લીના સિંહાસનને માટે માંહોમાંહે વિગ્રહ કરતા હતા ત્યારે મેવાડની સ્થિતિ અત્યુત્તમ થઈ હતી. કારણ કે તેમના આ માંહોમાંહેના વિગ્રહના લાભ લઇ મેવાડના રાજાઓએ પોતાની પ્રભુતા બમણી દ્રઢ કરી લીધી હતી. તે વખતના મેવાડના રાજાઓ દેશ વૈરીઓનાં આક્રમણનો પ્રતીકાર કરીનેજ મૌન ધારણ કરી બેસી રહેતા નહોતા, પરંતુ પોતાની વિજયિની સેનાને લઈ દિગ્વિજય કરવાને માટે પણ જતા હતા. તેઓ એક તરફ નગરકોટના પહાડ પર અને બીજી તરફ દિલ્લીના સિંહદ્વાર પર પોતાના વિજયની છાપ મારતા હતા. તે વખતે મેવાડ રાજ્યે કેવળ શાંતિજ ભોગવી નહોતી, પરંતુ સૌભાગ્ય લક્ષ્મીના પ્રસાદથી તે દેશના લોકો અત્યંત શ્રીમંત બની ગયા હતા. તે સમયે મેવાડ રાજ્યમાં જે કેટલાંક વિશાળ મંદિરો અને સ્તંભો બંધાવવામાં આવ્યા હતા તેના ખર્ચના અડસટ્ટા ઉપરથી અમારા કથનની સત્યતા સ્પષ્ટ રીતે સમજાશે. આ પ્રકારના જયસ્તંભો બંધાવવામાં એક રાજાને પોતાના રાજ્યકાળની સમગ્ર ઉપજ ખરચી નાંખવી પડતી હતી, તે વખતની મેવાડ રાજ્યની દશ વર્ષની ઉપજ દ્વારા પણ એક જયસ્તંભ બંધાવો મુશ્કેલ હતો. પૂર્વે અમે જણાવી ગયા છીએ કે અલ્લાઉદ્દીને મહારાણી પદ્મિનીના મહાલય શિવાયનાં સર્વ સુંદર મકાનોનો નાશ કર્યો હતો. પરંતુ એક જૈનમંદિર તેના કરાલ ગ્રાસમાંથી બચી ગયું હતું. જૈનધર્માવલંબી પ્રતિષ્ઠિત સજ્જનોએ આ મંદિર બંધાવ્યું હતું. એમ જણાય છે કે જૈનધર્માવલંબીઓને એકેશ્વરવાદી જાણીને અલ્લાઉદ્દીને તેમના પવિત્ર ધર્મમંદિરનો નાશ કર્યો નહોતો. આવાં સુંદર મકાનો જોવાથી સ્પષ્ટ રીતે વિદિત થાય છે કે સીસોદીઆ કુલના રાજાઓ શિલ્પ શાસ્ત્રના અત્યંત અનુરાગી હતા. તે વખતના હિંદુ રાજાઓને જમીનની મહેસુલ શિવાય બીજી કાંઇ ઉપજ નહોતી; માત્ર ભૂમિની મહેસુલદ્વારા તેઓ પોતાની વિશાળ સેનાનો નિર્વાહ શી રીતે કરતા હતા તેનો વિચાર કરતાં હૃદય વિસ્મિત થાય છે. એટલી વાત તો નિશ્ચિતજ છે કે સીસોદીઆ કુલના રાજાઓએ ધીરતા, ચતુરતા અને સુપ્રબંધથી દીર્ઘકાળ પર્યંત પ્રજાપાલન કર્યું છે.

જો તેઓ પોતાનું રાજ્ય ઉત્તમ પ્રકારે ચલાવી ગયા ન હોત તો તેમની મહાન કીર્તિ કોઈ પણ પ્રકારે પ્રસ્થાપિત થાત નહિ. આ ઉચ્ચ અને સંપત્તિયુક્ત અવસ્થામાં મેવાડના પ્રજાએ પણ પોતાનો

ઉત્તમ કીર્તિસ્તંભ સ્થાપિત કર્યો હતો. પરંતુ કાળના કઠોર અને પ્રચંડ પ્રહારથી તે સમગ્ર કીર્તિસ્તંભ આજે તૂટીને તેનો નાશ થયો છે. રાજસ્થાનના નિર્જન પ્રદેશમાં અદ્યાપિ તેનાં ખંડિયેરો દ્રગ્ગોચર થાય છે.

ગૌરવ અને સંપત્તિના ઉચ્ચ આસન પર વિરાજમાન થઇ મહારાણા હમીરે વૃદ્ધાવસ્થામાં પરલોક યાત્રા કરી. મહારાણા હમીર અતિ ધીર, તેજસ્વી, સાહસિક અને ચતુર હતા. તેમના અલૌકિક ગુણોનું વર્ણન મેવાડ નિવાસીઓ અદ્યાપિ કરે છે. મેવાડ વાસીઓ ગિહ્લોત કુળના અન્ય પવિત્ર તથા માનનીય રાજાઓનાં નામની સાથે વીર ધીર હમીરના નામનો જપ અદ્યાપિ કરે છે.

મહારાણા હમીર પરલોકવાસી થયા પશ્ચાત્ તેમના જ્યેષ્ઠ કુમાર ક્ષેત્રસિંહ ( ખેતસિંહ ) વિશાળ મેવાડ રાજ્ય પ્રાપ્ત કરી સંવત્ ૧૪૨૧ ( ઇ. સ. ૧૩૬૫ ) માં ચિત્તોડના સિંહાસન પર બેઠા. ક્ષેત્રસિંહે પોતાના ચાતુર્ય અને બુદ્ધિના પ્રભાવથી શીઘ્ર પોતાના પિતાના જેવી કીર્તિ પ્રાપ્ત કરી. અલ્પકાળમાં તેમણે પોતાના પિતાની પ્રચંડ વીરતા અને તેજસ્વિતાનું અનુકરણ કરી અજમેર તથા જહાજપુર જીત્યાં અને મંડલગઢ, દસૂરી તથા ચંપનને પોતાના વિશાળ રાજ્યમાં સંયુક્ત કરી દીધાં. "વકરોલ" નામક સ્થળે દિલ્લીશ્વર હુમાયૂની સાથે તેમને યુદ્ધ થયું* આ યુદ્ધમાં તેમણે દિલ્લીની વિશાળ ફોજનો સંપૂર્ણ પરાજય કર્યો. પરંતુ દુર્ભાગ્યવશાત્ આ ગૌરવ, વિજય, વીરતા અને તેજસ્વિતાના ભંડારનો અતિ સાધારણ વાતમાં અંત આવ્યો. તેમના અમૂલ્ય અને પવિત્ર જીવનનો અકાળે નાશ થયો. મેવાડમાં જે "બનોદા" નામક સ્થાન છે ત્યાંના હાડા વંશીય સામંતની પુત્રી સાથે ક્ષેત્રસિંહની સગાઇ કરવામા આવી હતી, પરંતુ દુર્ભાગ્યવશાત્ તેમનો વિવાહ થાય તે પૂર્વે તે હાડા સરદારે ક્ષેત્રસિંહનો ગુપ્ત રીતે વધ કરાવ્યો. આ દુરાચારી સામંતે કયી પાશવ વૃત્તિની તૃપ્તિ કરવાને માટે પોતાના રાજાનો વધ કરાવ્યો તેનો ભેદ કાંઈ સમજી શકાયો નહિ.

આ પ્રકારે ક્ષેત્રસિંહનું અકાળ મૃત્યુ થયા પશ્ચાત્ રાણા લાક્ષ (લાખા) સંવત્ ૧૪૩૯ ( ઇ. સ. ૧૩૮૩ ) માં ચિત્તોડના સિંહાસનપર બેઠા. સિંહાસનપર બેસતાં વેંતજ તેમણે મેરવાડા નામક પહાડી દેશ જીતી લીધો અને ત્યાંના પ્રસિદ્ધ વિરાટ્ગઢનો નાશ કરી તેનાં ખંડિયેરપર વિદનોર નામનો પ્રખ્યાત દુર્ગ બંધાવ્યો. રાણા લાક્ષે બીજું પણ એક અતિ મહાન કાર્ય કર્યું. આ કાર્યથી તેઓ અતિ પ્રસિદ્ધ થયા અને તેમના રાજ્યમાં પણ વધારો થયો. રાણા ક્ષેત્રસિંહે ભીલોનો "ચપ્પન" નામનો દેશ જીતી લીધો હતો આ દેશમાં આવેલા "જાવડા" નામક સ્થાનમાં ચાંદી અને કલઈની એક ખાણુ નીકળી હતી. એમ કહેવાય છે કે આ ખાણમાંથી સપ્ત ધાતુ+ નીકળતી હતી, પરંતુ હાલમાં સપ્ત ધાતુ નીકળતી નથી. તે ખાણમાંથી સુવર્ણ તો લેશ પણ નીકળતું નથી. અલબત, તેમાંથી બહુધા ચાંદી, કલઈ, તાંબું, સીસું અને

---

*આ હુમાયૂ કોણ હતો ? હિંદુસ્તાનના ઇતિહાસમાં ઈ. સ. ૧૩૬૫ થી ઇ. સ. ૧૩૮૩ પર્યંત કોઈ પણ હુમાયૂનું નામ ઉપલબ્ધ થતું નથી. તો પછી કર્નલ ટૉડે કયા હુમાયૂ વિષે આ ઉલ્લેખ કર્યો છે ? મુગલ ખાન્દાનનો હુમાયૂ સર્વ ઇતિહાસવેત્તાઓને સુવિદિત છે. આ પાદશાહ ઇસ્વીસનની સોળમી શતાબ્દીમાં થયો હતો. આ પરથી સ્પષ્ટ રીતે જણાય છે કે અહીંઆં તે હુમાયૂનું વર્ણન નથી. મહાશય એલ્ફીન્સ્ટને પોતાના રચેલા ભારતના ઇતિહાસમાં લખ્યું છે કે દિલ્લીશ્વર નસીરુદ્દીન તઘલખને હુમાયૂ નામક એક પુત્ર હતો. તે ઇ. સ. ૧૩૯૪ માં પોતાના પિતાની પછી સિંહાસન પર આરૂઢ થયો હતો. જો કે સમયનો સ્હેજ અંતર પડે છે, પરંતુ બીજી સર્વે બાબતોમાં તે કર્નલ ટૉડના જણાવેલા હુમાયૂને મળતો આવે છે. આ હુમાયૂને વૃદ્ધાવસ્થામાં દિલ્લીનું તખ્ત પ્રાપ્ત થયું હતું અને તે ગાદી પર બેઠા પછી દોઢ માસની અવધિમાં પરલોકવાસી થયો હતો. એમ જણાય છે કે કર્નલ ટૉડે આજ હુમાયૂનું નામ આ સ્થળે લખ્યું છે. જો કે તેને ઇ. સ. ૧૩૯૪ પૂર્વે સિંહાસન પ્રાપ્ત થયું નહોતું, પરંતુ તે ઇ. સ. ૧૩૬૫માં જીવંત હતો એ વાત લેશ પણ અસંભવિત નથી.

+ स्वर्णं रौप्यञ्च ताम्रञ्च रंगं पारद एव च। सीसं लौहञ्च सप्तैते धातवो गिरिसम्भवाः
ભાવપ્રકાશ એમ કહે છે કે સપ્ત ધાતુઓની સાથે સપ્ત ગ્રહોનો પણ વિશેષ સંબંધ છે.

રસાંજન નીકળે છે. પૂર્વે ચાંદી અને કલઇની મિશ્ર ધાતુમાંથી ચાંદી પુષ્કળ નીકળતી હતી, પરંતુ હાલમાં તેમાંથી ચાંદી ઘણી થોડી નીકળે છે.*

લાક્ષરાણાના શાસનકાળમાં મેવાડમાં લક્ષ્મીની અત્યંત વૃદ્ધિ થઈ હતી અને મહારાણાનું ગૌરવ પણ ઘણું વધ્યું હતું. અંબર દેશના નગરાચલ નામક સ્થાનમાં શકલા વંશના કેટલાક રાજપુતો વસતા હતા. રાણા લાક્ષે તેમને પણ પરાજિત કર્યા. તેમણે કેવળ પોતાની જાતિની વિરુદ્ધજ ખડ્ગ ધારણ કર્યું નહોતું, પરંતુ દિલ્લીના લોદીવંશના પાદશાહની સામે પણ સંગ્રામ કર્યો હતો અને "વિદનૌર" નામક સ્થાન આગળ પાદશાહની સારી પેઠે ખબર લીધી હતી. આ સંગ્રામ થયા પશ્ચાત્ થોડા દિવસમાં પુણ્યભૂમિ ગયા પર મુસલમાનોએ આક્રમણ કયુ. મુસલમાનો ગયા પર આક્રમણ કરે અને આ ધર્મસંકટના સમયમાં હિંદુ ધર્માવલબીઓ ગુપચુપ બેસી રહે એ બનેજ કેમ? ગયા પર શત્રુએ ઘેરો ઘાલ્યો છે એ વાત જાણી સમસ્ત ભારતવર્ષના આર્ય ભૂપાળો અત્યંત ક્રોધિત થયા. ક્ષત્રિય વીરો યવનોના ભીષણ અત્યાચારમાંથી પુણ્યભૂમિનો ઉદ્ધાર કરવાને માટે પોતપોતાની સેના લઈ ચાલ્યા. શીસોદીઆ વીર રાણા લાક્ષ પણ પોતાની સેના લઇને આ ધર્મયુદ્ધમાં ગયા હતા. આ યુદ્ધમાં તેમણે અનુપમ વીરતા દર્શાવી પ્રાણાર્પણ કર્યું. સ્વધર્માનુરાગ તથા સ્વદેશપ્રેમને માટે તેમનુ નામ મેવાડના સુપ્રસિદ્ધ માનનીય પ્રાતઃસ્મરણીય રાજાઓની પવિત્ર નામાવલિમાં ઉચ્ચ સ્થાને વિરાજે છે. મહારાણા લાક્ષ જેવા સ્વદેશાનુરાગી હતા તેવાજ શિલ્પપ્રેમી પણ હતા. તેમણે પોતાના દેશની શોભા વૃદ્ધિગત કરવાને માટે જે શિલ્પ કાર્યો કરાવ્યાં છે તે અદ્યાપિ વર્તમાન રહી તેમની ઉત્કટ શિલ્પપ્રિયતાની સાક્ષી આપી રહ્યાં છે. તેમણે પોતાનાં રાજ્યમાં મોટી મોટી ઇમારતો અને સરોવરો બંધાવ્યાં હતાં, જે ખાણનું વર્ણન અમે આગળ કરી ગયા છીએ તેમાંથી જે ઉપજ થતી તે સર્વ તેઓ દેશોન્નતિના કાર્યમાં ખરચતા હતા. વિશેષતઃ દુષ્ટ અલ્લાઉદ્દીને જે સુંદર મકાનો તથા દેવમંદિરો તોડાવી નખાવ્યાં હતાં, તે સર્વને મહારાણા લાક્ષે આ વિપુલ સંપત્તિની સાહાય્યથી પુનઃ બંધાવ્યાં હતાં. મહારાણી પદ્મિનીના મહાલયના જેવોજ બીજો એક મનોહર મહાલય રાણા લાક્ષે બંધાવ્યો. આ મહાલયનો કેટલોક ભાગ અદ્યાપિ વિદ્યમાન છે. આ શિવાય મહારાણા લાક્ષે વિપુલ દ્રવ્ય ખરચીને બ્રહ્માનુ એક વિશાળ મંદિર બંધાવ્યુ હતું. આ અદ્વિતીય મંદિર એકેશ્વર દેવ બ્રહ્માને સમર્પણ કરવામાં આવેલુ હોવાથી તેમાં કોઇ પણ પ્રતિમાની પ્રતિષ્ઠા કરવામાં આવી નથી. હિંદુ દ્વેષી આક્રમણકારોના પ્રચંડ વિદ્વેષાનલમાથી આ મંદિરનું રક્ષણ થયું તેનું કારણ આજ હોવું જોઇએ. નહિ તો આજ સુધીમાં તેનો પણ નાશ થયો હોત.

રાણા લાક્ષને પુષ્કળ સંતાનો થયાં હતાં આગળ જતાં આ સર્વ સંતાનોએ રાજસ્થાનના ભિન્ન ભિન્ન ભાગોમાં પોતપોતાના નામનું એક એક ગોત્ર સ્થાપિત કયુ હતું. તેમાંના "લૂનાવત" અને "કુલાવત" સુપ્રસિદ્ધ છે. આજે પણ અગુણાપાનોરની પાસે વસતા લોકો અને અરવલ્લીના અન્ય પ્રદેશોમાં રહેતા સ્વતંત્ર જમીનદારો પોતાને કુલાવત અને લૂનાવત તરિકે ઓળખાવે છે.† મહારાણા લાક્ષના જ્યેષ્ઠ પુત્રનું નામ ચંદ્ર હતું. તે સૌથી જ્યેષ્ઠ કુમાર હોવા છતાં પણ પોતાનાં પિતાના સિંહાસન પર બેઠા નહિ. પ્રાચીન કાળથી ચાલતા આવેલા રિવાજમાં આ સ્ખલન કેવી રીતે થયું તથા તેથી મેવાડ રાજ્યમાં કેવા કેવા અનર્થો થયા તેનુ યથાર્થ વર્ણન છઠ્ઠા પરિચ્છેદમાં આવે છે.

---

* દીર્ઘકાળથી આ ખાણોને મનુષ્યોએ તજી દીધી છે. હવે ત્યાં માત્ર દુર્ગમ જંગલજ દ્રષ્ટિગોચર થાય છે. કોઇને ત્યાં જવાની હિમ્મત થતી નથી. ત્યાં રહેતા લોકોએ આ ખાણોની અધિષ્ઠાત્રી દેવીઓનાં જે મંદિર બંધાવ્યાં હતાં તે પણ ચૂર્ણવિચૂર્ણ અને છિન્નભિન્ન થઇ ગયાં છે. હવે કોઈ પણ માણસ તેના પર પુષ્પ ચઢાવીને તેની પૂજા કરતું નથી. ત્યાં રહેતા જંગલી ભીલો આ પ્રાચીન દેવીઓને છોડીને નવા નવા દેવતાઓની પૂજા કરે છે. હવે ત્યાં ભગવતી લક્ષ્મીજીની પૂજા થતી નથી, પરંતુ શીતલા દેવીની પૂજા થાય છે.

† ચપ્પનની નિકટ આવેલાં કાનૂરના સાયંગદેવલ સરદાર તથા સિંધુ નદીના તીરે આવેલા શોડવારના સામંત રાણા લાક્ષનાજ વંશજો છે.



# અધ્યાય ૬ ઠો.

**રાજપુતોનો સ્ત્રી વિષયક શિષ્ટાચાર—જ્યેષ્ઠ કુમારને સિંહાસનારૂઢ કરવાની રીતિમાં પરિવર્તન—ખરા ઉત્તરાધિકારી ચંદ્રને બદલે તેમના કનિષ્ઠ ભ્રાતા મુકુલજીને સિંહાસન પ્રાપ્તિ—મેવાડમાં રાઠોડ લોકોના અન્યાયી રાજ્ય પ્રબંધથી અનેક પ્રકારના ઝઘડાની ઉત્પત્તિ—તેમને ચિત્તોડમાંથી હાંકી કાઢી વીરવર ચંદ્રે કરેલી મંદારનગરની પ્રાપ્તિ—મેવાડ અને મારવાડ વચ્ચેનો સંબંધ—મુકુલજીનુ રાજ્યશાસન અને તેનો વધ.**



હાલમાં કેટલાક લોકો કહે છે કે જે લોકો સ્ત્રી જાતિના વિશેષ અનુરાગી હોય છે તેઓ સર્વથી વિશેષ સભ્ય હોય છે. જો આ સિદ્ધાંત માનવામાં આવે, જો સ્ત્રી જાતિ પ્રત્યેના અનુરાગ તથા શિષ્ટ વ્યવહારના પ્રમાણમાં જાતીય સભ્યતાનુ માપ કરવામાં આવે તો રાજપુતોને અવસ્ય સભ્યતાના અગ્રણી ગણુવા જોઇએ. રાજપુતો પોતાના હૃદયમાં આરાધ્ય દેવીની પેઠે સ્ત્રીની પૂજા કરે છે. જો આ દેવીનું લેશ પણ અપમાન થાય, જો તેના સન્માન અથવા શિષ્ટાચારમાં જરાપણ ત્રુટિ થાય તો તેજસ્વી રાજપુતોનાં હૃદયમાં ક્રોધાગ્નિનો ભભુકો ઉઠે છે અને જ્યાં સુધી તેઓ અપમાન કરનારના રૂધિરથી પોતાનો તે અગ્નિ શાંત કરતા નથી ત્યાં સુધી તેમને જરા પણ ચેન પડતું નથી. આગળ પાછળનો વિચાર કર્યા વિના સહેજ મશ્કરી કરનાર બંધુને પણ રાજપુતો ભયકર શત્રુ માનતા હતા. જે રાઠોડ અને કુશાવહ લોકો દીર્ઘ કાળથી અભિન્ન સંબંધથી જોડાયેલા હતા તેઓ માત્ર એક શિષ્ટાચાર વિરૂદ્ધ વાક્યથી એક બીજાના શત્રુ થઇ પડયા. આ સત્રુતાથી ઉભય પક્ષને ઘણી મોટી હાનિ થઈ. જ્યારે તેઓ મિત્રભાવથી રહેતા હતા ત્યારે તેમનું એકત્ર બળ અજીત મનાતું હતું; તે એટલે સુધી કે પ્રચંડ મરાઠાઓ પણ તેમનાથી પરાભવ પામ્યા હતા. પરંતુ જ્યારે માંહોમાંહેના વિવાદથી તેઓ એક બીજાના શત્રુ થઈ ગયા ત્યારે મહારાષ્ટ્રીઓએ તે તકનો લાભ લઈ ઉભયને પરાજિત કરી તેમને ભારે હાનિ પહોંચાડી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે રાજપુતોમાં રમણી વિષયક શિષ્ટાચાર એ કાંઈ સાધારણ વાત નથી. સ્ત્રીના સંબધમાં મેવાડના સ્વામી મહારાણા લાક્ષે એક અતિ સાધારણ ઉપહાસ કરીને પોતાના પુત્ર ચંદ્રના હૃદયમાં જે અગ્નિ પ્રદીપ્ત કર્યો હતો તે સ્હેલાઇથી બુઝાયો નહોતો. તે બુઝાવવામાં રાજ્યની એક પ્રાચીન પદ્ધતિ ફેરવવી પડી અને તેમ કરવાથી મેવાડનું જેટલું અનિષ્ટ થયું તેટલુ અનિષ્ટ મુસલમાનો અથવા મહારાષ્ટ્રીઓનાં આક્રમણથી પણ થઇ શકયું નહોત.

સુખ દુઃખથી પોતાનું જીવન વ્યતીત કરી મહારાણા લાક્ષ વૃદ્ધાવસ્થામાં પ્રવેસ્યા. હવે તેઓ અનર્થકારિણી વિષયચિંતાને તિલાંજલિ આપી પરમાર્થચિંતનમાં ચિત્ત પરોવી પોતાનો સમય શાંતિથી વ્યતીત કરવા ઇચ્છતા હતા. તેમના પુત્રો યથાયોગ્ય ભૂમિ સંપત્તિ પ્રાપ્ત કરી પરમાનંદથી સમય વ્યતીત કરતા હતા. હવે મહારાણા લાક્ષને કોઈ પણ પ્રકારની ચિંતા નહોતી. હવે તેઓ જ્યેષ્ઠ કુમાર ચંદ્રને રાજ્યભાર સોંપી નિશ્ચિંત થઇ ભગવાનનું ભજન કરવા ઇચ્છતા હતા. પરંતુ વિધાતાએ તેમના પ્રતિ વક્ર દ્રષ્ટિ કરી તેમને પુનઃ સંસારરૂપી નદીના વમળમાં નાંખ્યા. રાણાના પરમાર્થચિંતનમાં વિઘ્ન થયું. શાંતિના માર્ગમાં કંટક આવી પડયો. તેઓ વિષમય સંસારચિંતામાંથી કોઇ પણ પ્રકારે મુક્ત થઇ શક્યા નહિ.;

એક દિવસ રાણા લાક્ષ પોતાના મંત્રીઓ, સભાસદો અને સામંતોની સાથે પોતાની રાજસભામાં બેઠા હતા, એટલામાં મારવાડના રાજા રણમલ્લનો મોકલેલો એક દૂત શ્રીફળ લઇને ત્યાં આવી પહોંચ્યો. રાણાએ આ દૂતનું યથાયોગ્ય સન્માન કરી મારવાડના રાજાના ક્ષેમકુશળના સમાચાર પૂછ્યા. પછી તેમણે દૂતને આગમનનું કારણ પૂછ્યું. દૂત બોલ્યો "મહારાજ! આપના જ્યેષ્ઠ કુમાર ચંદ્રની સાથે પોતાની પુત્રીનો વિવાહ કરવાના ઉદ્દેશથી રણમલ્લે આ શ્રીફળ મોકલ્યું છે." ચંદ્ર આ સમયે રાજસભામાં નહોતો. તેથી મહારાણા બોલ્યા "થોડી વાર સુધી થોભો. હમણાં ચંદ્ર આવીને વિવાહના સંબંધમાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કરશે." પછી તેઓ પોતાની દાઢી પર હાથ ફેરવી હસતા હસતા બોલ્યા "હું જાણું છું કે મારા જેવા સફેદ દાઢી મૂછવાળા માણસને માટે આપ આ પ્રકારના ખેલની સામગ્રી લાવતા નથી." રાણા લાક્ષનાં આ કૌતુકમય વચનો સાંભળી સર્વ સભાસદો પરમ પુલકિત થયા અને તે વચનો વારંવાર સંભારી હસવા લાગ્યા.

એટલામાં કુમાર ચંદ્રે સભામાં આવી આ સમાચાર સાંભળ્યા. પિતાએ જે સંબંધને હાસ્યમાં જરા વાર માટે પોતાનો માન્યો છે તે સંબંધને પુનઃ પુત્ર પોતાનો શી રીતે કરી શકે? ચંદ્રના હૃદયમાં આ જ્વલંત ચિંતા પ્રજળવા લાગી. ઘણી વાર વિચાર કરીને ચંદ્રે નિશ્ચય કર્યો કે આ લગ્નમાં હું કદિ કોઇ પણ પ્રકારે ભાગ લઇશ નહિ. ચંદ્રના હૃદયની આ વાત શીઘ્ર રાણાના જાણવામાં આવી. તેમણે ચંદ્રનો નિશ્ચય ફેરવવાને માટે તેને વારંવાર સમજાવ્યા, પરંતુ ચંદ્રે રાણાની એક પણ વાત માની નહિ. મહારાણા ચંદ્રનો દૃઢ સંકલ્પ કોઈ પણ પ્રકારે તોડી શક્યા નહિ. રાણાને બન્ને તરફનું દુઃખ થયું, એક તરફ ચંદ્રની ભીષણ પ્રતિજ્ઞા અને બીજી તરફ મારવાડના રાજાનું અપમાન. મહારાણાએ ચંદ્રને બહુ બહુ સમજાવ્યો, પરંતુ તે જરા પણ ડગ્યો નહિ. તેમનો ઉપદેશ, સ્નેહવચન, અનુરોધ એ સર્વે નિષ્ફળ થયું. દૃઢપ્રતિજ્ઞ ચંદ્રે તે વિવાહમાં કોઈ પણ પ્રકારે ભાગ લેવાની ધસીને ના પાડી; આથી મહારાણા ચંદ્રપર અત્યંત અપ્રસન્ન થયા અને રણમલ્લનું અપમાન ન થાય એટલા માટે તેઓ સ્વયં તેની કન્યા સાથે લગ્ન કરવાને તૈયાર થયા. તેમણે વૃદ્ધાવસ્થામાં સંસારકાર્ય છોડી અંત સમય શાંતિમાં વ્યતીત કરવાનો વિચાર રાખ્યો હતો, પરંતુ તેમને પુનઃ સંસારચક્રમાં પતિત થવું પડ્યું. જે પુત્ર તેમને પ્રાણથી પણ અધિક પ્રિય હતો અને જેને રાજ્યભાર સોંપીને તેમણે સંસારનો ત્યાગ કરવાની તૈયારી કરી હતી તેજ પુત્રનું આવું આચરણ તેમનાથી સહન થઈ શક્યું નહિ. તેણે પુત્ર થઇ પિતાના સુખ દુઃખનો લેશ પણ વિચાર કર્યો નહિ. તેણે પિતાના સુખ તરફ પણ જોયું નહિ. તો પછી તે પુત્ર શા કામનો? રાણા આવો વિચાર કરી તેના પર અત્યંત કોપ્યા. તેમણે ક્રોધાવેશમાં આવી જઈ પુત્રનો પુષ્કળ તિરસ્કાર કર્યો. તેજસ્વી ચંદ્ર મૌન રહ્યા. તેમણે ધૈર્યથી પિતાનાં સર્વ તિરસ્કારવચનો સહન કર્યાં. દારૂણ અપમાનથી તેમનું હૃદય ઉછાળા મારતું હતું, પરંતુ તેમણે મુખથી એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યો નહિ. પછી મહારાણા ગંભીર સ્વરે બોલ્યા "ઠીક, હુંજ તે સ્ત્રીનું પાણિગ્રહણ કરૂં છું પરંતુ જો તે સ્ત્રીના ગર્ભથી પુત્ર થાય તો તારો રાજ્યાસન પરનો અધિકાર નષ્ટ થાય આ વાતનું તું મને પ્રતિજ્ઞાપૂર્વક વચન આપ." આ કઠોર વચન સાંભળી તેજસ્વી ચંદ્રનો એક વાળ પણ હાલ્યો નહિ. તેઓ અચલ–અટળ–સ્થિર રહી ધીર ભાવથી બોલ્યા "ઠીક, પિતાજી! હું ભગવાન એકલિંગના સોગંદ ખાઈને કહું છું કે તે સ્ત્રીના ગર્ભથી પુત્ર થશે તો હું સ્વયં રાજ્યાસનપરનો મારો અધિકાર છોડી દઇશ."

વિધાતાનો લેખ કોણ મિથ્યા કરી શકે છે? બાર વર્ષની કન્યા સાથે પચાસ વર્ષના મહારાણાનો વિવાહ થયો. આ વિચિત્ર સંયોગથી એક પુત્રની ઉત્પત્તિ થઈ. તેનું નામ મુકુલજી રાખવામાં આવ્યું. જ્યારે મુકુલજી પાંચ વર્ષના થયા ત્યારે 'મુસલમાનોએ પુણ્ય તીર્થ ગયાપર આક્રમણ કર્યું છે.' એ સમાચાર મહારાણાના સાંભળવામાં આવ્યા. આ દુરાચારીઓના હાથમાંથી તે પવિત્ર ક્ષેત્રનું રક્ષણ કરવાના ઉદ્દેશથી ભારતવર્ષના સર્વ આર્ય રાજાઓ તે તરફ પોતપોતાનાં સૈન્ય લઇને જતા હતા. રાણા લાક્ષે પણ આ કઠિન ધર્મકાર્ય કરી પોતાના અંતકાળને પવિત્ર કરવાનો સંકલ્પ કર્યો. ભારતવર્ષના હિંદુ ધર્માવલંબી રાજાઓ શ્રદ્ધાપૂર્વક માને છે કે "રાજ્ય કરવાથી રાજાને અનંત પાપના ભાગી થવું પડે છે અને અંત સમયે રાજ્ય, ધન તથા વિષયવાસનાનો ત્યાગ કરી કઠોર મુનિવ્રત ધારણ કરી વ્રતાનુષ્ઠાન, પરમાર્થ

ચિંતન, તીર્થગમન તથા દાનાદિ પુણ્ય કર્મનું અનુષ્ઠાન ન કરવામાં આવે તો આ પાપમાંથી કોઇ પણ પ્રકારે મુક્ત થઈ શકાતું નથી." મહારાણા લાક્ષ પણ આવી શ્રદ્ધા હૃદયમાં ધારણ કરી આ ભીષણ સંગ્રામમાં આત્મોત્સર્ગ કરવાને તત્પર થયા. જે વખતથી ઇસ્લામ ધર્માવલંબીઓ હિંદુઓના સનાતન ધર્મને કલંકિત કરવાને તૈયાર થયા અને જે વખતથી તેઓ પોતાનું આ કાર્ય સિદ્ધ કરવાને માટે ખડ્ગ ધારણ કરવા લાગ્યા, તે વખતથી હિંદુ રાજાઓએ શાંતિમય જીવનનો ત્યાગ કરી તેમની સાથે બાથ ભીડવા માંડી. તેમણે શતદ્રુ અને દષપદ્વતી નદીના વિશાલ કિનારા રક્તથી રંગી નાંખ્યા; અને ગયા તીર્થનો ઉદ્ધાર કરવો એ તેમનું મુખ્ય કાર્ય થઈ પડયું. તેમને દૃઢ શ્રદ્ધા હતી કે જો અમે પાપિષ્ટ યવનોના કલુષિત ગ્રાસમાંથી પુણ્ય તીર્થ ગયાનો ઉદ્ધાર કરીશું તો પુનર્જન્મના ફેરામાંથી મુક્ત થઇશું અને અમને અપ્સરાઓ દિવ્ય વિમાનમાં બેસાડીને સ્વર્ગ લોકમાં લઇ જશે. શ્રદ્ધા એજ કાર્યનું મૂળ છે. એજ શ્રદ્ધાને લીધે મહારાણા લાક્ષ વૃદ્ધાવસ્થામાં બળવાન મુસલમાનોની સાથે સંગ્રામ કરવાને તત્પર થયા. આ કઠોર વ્રતનું પાલન કર્યા પૂર્વે તેમણે પોતાનાં રાજ્યની સુવ્યવસ્થા કરવાનો વિચાર કર્યો. રાજ્યમાંથી વિદાય લીધા પછી તેમાં કોઇ પણ પ્રકારનો ઝઘડો ન થાય એવી વ્યવસ્થા કરવી એ મારૂં પરમ કર્તવ્ય છે એમ તેમણે ધાર્યું. તે વખતે મહારાણાએ ચંદ્રને રાજ્યનો ઉત્તરાધિકારી કોણ થશે તે વિષે કાંઈ પણ કહ્યું નહિ. તેઓ માત્ર એટલુજ બોલ્યા કે "હુ જે કઠોર વ્રતનુ પાલન કરવા જાઉં છું તેમાંથી બચીને પાછો દેશમાં આવીશ એવી મને આશા નથી. જો હું આવી શકું નહિ તો પછી મુકુલની ઉપજીવિકાનો શુ પ્રબંધ કરવામાં આવશે? મુકુલને શી સંપત્તિ આપવામાં આવશે?" તેજસ્વી ચંદ્રે સ્થિર ભાવથી ઉભા થઇ ધીર અને ગંભીર સ્વરે ઉત્તર આપ્યો "ચિત્તોડનું રાજસિંહાસન." વળી મહારાણાના મનમાં લેશ પણ સંદેહ ન રહે એટલા માટે બુદ્ધિમાન ચંદ્રે પિતાજી ગયા તરફ જાય તે પૂર્વેજ મુકુલનો અભિષેક કરવાનો વિચાર કર્યો. ચંદ્રની દૃઢ પ્રતિજ્ઞા અને અદ્‌ભુત આત્મત્યાગનો પરિચય થયા છતાં પણ રાણાના મનમાં શંકા હોવાથી તેમણે પણ યુદ્ધમાં ગયા પૂર્વેજ મુકુલજીનો અભિષેક કરવાનો નિશ્ચય કર્યો. અભિષેકની સામગ્રી શીઘ્ર તૈયાર કરવામાં આવી. પાંચ વર્ષના બાળક મુકુલજીને રાજસિંહાસનપર વિરાજમાન કરી ચંદ્રે સૌથી પહેલાં તેના તરફ રાજસન્માન તથા આદર પ્રદર્શિત કર્યો અને તેની સમક્ષ સેવક તથા વિશ્વાસુ રહેવાની પ્રતિજ્ઞા કરી. આ મહાન સ્વાર્થત્યાગના બદલામાં તેમને મંત્રીઓમાં સર્વોચ્ચ પદ આપવામાં આવ્યું અને જે કોઇ સામંતને ભૂમિવૃત્તિ પ્રદાન કરવામાં આવે તેના દાનપત્રપર રાણાના હસ્તાક્ષરની ઉપર ચંદ્રના ખડ્ગનું ચિન્હ કરવામાં આવે એવો પ્રબંધ વિધિપૂર્વક કરવામાં આવ્યો. ચિત્તોડના રાણાએ તે દિવસ પછી જે જે ભૂમિવૃત્તિ આપી છે તેનાં દાનપત્રપર ‡સાલુમ્બ્રા પતિના ખડ્ગનું ચિન્હ દ્રષ્ટિગોચર થાય છે.

આ મહાન સ્વાર્થત્યાગથી રાજકુમાર ચંદ્રનું મહત્વ, વીરતા, સહનશીલતા તથા ઉદારતા સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. પિતાજીના ગયા પછી તેઓ લઘુ ભ્રાતા મુકુલના તથા સમગ્ર મેવાડના કલ્યાણ માટે તથા શ્રીવૃદ્ધિને માટે પરમ ચાતુર્યથી પ્રયાસ કરવા લાગ્યા. પરંતુ મુકુલની માતા તેમના પ્રત્યે અત્યંત અપ્રસન્ન હતી. મુકુલ યોગ્ય વયનો થાય ત્યાં સુધી રાજકારભાર ચલાવવાની તેની પોતાની ઇચ્છા હતી. પરંતુ તેની આ આશા પૂર્ણ થઇ નહોતી. આથી તેને મહા દુઃખ થતું હતું. દ્વેષથી તેનું ચિત્ત ચલાયમાન થયું હતું. તેના હૃદયમાં કૃતજ્ઞતાને સ્થાન મળ્યું નહોતું. તેનું હૃદય પશુના જેવું થઇ ગયું ગતું. ચંદ્રના સ્વાર્થત્યાગ વિના તે "મેવાડની રાજમાતા" થઈ શકી ન હોત; પરંતુ તે હૃદયપર પાષાણ મૂકી રાક્ષસી તથા પિશાચિની બની ચંદ્રના અલૌકિક ગૌરવને ભૂલી ગઇ અને તેનુંજ અકલ્યાણ કરવાનો પ્રયાસ કરવા લાગી. વીરવર ચંદ્રના પ્રત્યેક કાર્યને તે રાજમાતા દ્વેષ તથા ઘૃણાની દ્રષ્ટિથી જોવા લાગી. અંતે કોઇ પણ પ્રકારનું છિદ્ર પ્રાપ્ત ન થવાથી કેવળ અમૂલક સંદેહ અને દુષ્ટ સ્વભાવને વશ થઈ ચંદ્રના સરલ કાર્યોમાં પણ દોષારોપણ કરી તે બોલી "રાજકાર્ય કરવાના નિમિત્તથી ચંદ્ર પોતેજ રાજા બની ગયો છે. જો કે તે પોતાને રાણા તરિકે ઓળખાવતો નથી, પરંતુ તેએ ઉપાધિને નામમાત્ર જ રાખવા

‡ ચંદ્રના વંશજો ચંદ્રાવત કહેવાય છે. તેમના સ્વામિ અને સરદારનું નિવાસસ્થાન સાલુમ્બ્રા છે. મેવાડના સરદારોની સભામાં સાલુમ્બ્રાપતિને સર્વશ્રેષ્ઠ ગણવામાં આવે છે.

ઇચ્છે છે." આ સર્વ વાતો ધીમે ધીમે ચંદ્રના સાંભળવામાં આવી. તેઓ પોતાના હૃદયની સરલતા અને પવિત્રતા ઉત્તમ રીતે જાણતા હતા. પોતાના કનિષ્ઠ બંધુના કલ્યાણને માટેજ તેમણે રાજસન્માનનો ત્યાગ કર્યો હતો. પરંતુ શું તેમને આ કાર્યનો બદલો આવોજ મળ્યો હતો? ચંદ્રે જાણ્યું કે રાજમાતાનું મન પોતાના પુત્રના હિતને માટે સદા વ્યાકુળ અને શંકાશીલ રહે છે. પરંતુ તેમાં તેઓ શું કરી શકે? હિતકારી મનુષ્યની સરલતા, ઉદારતા તથા સ્વાર્થ ત્યાગ જો કુટિલ કાપટયની ગણનામાં આવે ત્યારે તો જગત્માં કોઇ પણ મનુષ્ય સત્ય માર્ગે વિચરી શકેજ નહિ.

ચંદ્રના ઉદાર હૃદયપર પ્રચંડ પ્રહાર પડયો. તેમણે ધાર્યું કે હવે રાજ્ય પ્રબંધમાં હાથ રાખવો ઉચિત નથી. શત્રુની ભયંકર છૂરી હૃદયમાં ગ્રહણ કરી શકાય, પરંતુ આ પ્રકારનો અન્યાય અને કલંક એક ક્ષણવાર પણ સહન થઈ શકે નહિ. આ અન્યાય, અપકીર્તિ તથા સંદેહને માટે ચંદ્રે મિષ્ટ વચનથી રાજમાતાને ઠપકો આપી કહ્યું "આપની સમજમાં ફેર છે. જો મને ચિત્તોડના સિંહાસનપર બેસવાની અભિલાષા હોત તો આજે તમને "રાજમાતા" કહીને કોણ બોલાવત? ઠીક, એમાં મને કાંઇ હાનિ નથી, અને એથી મને દુઃખ પણ થતું નથી. મને માત્ર અફસોસ એટલોજ થાય છે કે મારે ચિત્તોડનો પરિત્યાગ કરવો પડે છે. ચિત્તોડના ભાગ્યમાં ભયંકર વિપત્તિઓ લખેલી છે, એ વિચાર આવતાંજ મારા હૃદયમાં દુઃખ થાય છે. ઠીક, હું જાઉં છું. રાજ્યનો સમસ્ત પ્રબંધ આપ આપના હાથમાં લો. હવે કેવળ આપના ઉપરજ રાજ્યનું સુખ, દુઃખ, સમ્પત્તિ, વિપત્તિ ઇત્યાદિ સર્વ બાબતો નિર્ભર કરૂં છુ. જો જો સીસોદીઆ કુલનું ગૌરવ નષ્ટ થાય નહિ." ચંદ્ર ચિત્તોડનો ત્યાગ કરી માંડુ રાજ્ય તરફ ચાલ્યા ગયા. ત્યાંના રાજાએ ઉત્તમ પ્રકારે તેમનો આદરસત્કાર કરી તેમને પોતાને ત્યાં રાખ્યા અને તત્કાળ તેમને હલ્લર નામક સ્થાન ભૂમિવૃત્તિમાં આપી દીધું.

પૃથ્વીમાં કૃતજ્ઞતા ક્યાં છે? કૃતજ્ઞતા એ સ્વર્ગીય રત્ન છે. દ્વેષ, સ્વાર્થપરતા, અને વિશ્વાસઘાતના નરક કૂપમાં એ સ્વર્ગીય રત્ન રહી શકતું નથી. જેના હૃદયમાં આ દિવ્ય રત્ન વિરાજમાન હોય છે તે મનુષ્ય હોવા છતાં પણ દેવતા છે; તે અતિ સાધારણ માણસ હોવા છતાં પણ સમસ્ત જગતનો પૂજનીય છે. કુમાર ચંદ્રે એકદમ સ્વાર્થનો ત્યાગ કરી પોતાનો મુકટ પોતાના હાથથી પોતાના કનિષ્ઠ બંધુના મસ્તકપર મૂક્યો. જે તેમનો દાસ થવાને પણ લાયક નહોતો તેનીજ સેવા તેમણે પોતે કરી. આવી ઉદારતા અને મહાનતા કેટલા માણસોના ચરિત્રમાં દ્રષ્ટિગોચર થાય છે? આ અદ્ભુત સ્વાર્થત્યાગના બદલામાં તેમને શું મળ્યું? દ્વેષ, સ્વાર્થપરતા અને વિશ્વાસઘાતના ભંડારરૂપ આ સંસારમાં તેમને કોણે ઉત્તમ કાર્યનો ઉત્તમ બદલો આપ્યો? તેઓ પોતાના પૂર્વજોનું રાજ્ય છોડીને ચાલ્યા ગયા. દુષ્ટ રાજમાતાએ તેને થોભવાને માટે જરા પણ આગ્રહ કર્યો નહિ અને એક વાર પણ તેમને મનાવી લાવવાની ચેષ્ટા કરી નહિ. પરંતુ તેમના જવાથી ઉલટી તે આનંદ પામી. વિશેષતઃ તેના પિતા, ભ્રાતા અને પિયેર પક્ષના અન્ય કુટુંબી જનોના આનંદની સીમા રહી નહિ. ધીમે ધીમે તેઓ મંદોર નગરને છોડી ચિત્તોડમાં આવવા લાગ્યાં. સૌથી પહેલાં મુકુલના મામા જોધે ( એણે જોધપુર વસાવ્યું હતું ) મારવાડની મરૂભૂમિ છોડી મેવાડની શીતળ ભૂમિમાં આવી વિશ્રામ કર્યો. કેટલાક દિવસ પછી જોધનો પિતા રણમલ્લ પોતાના અગણિત સેવકોને લઇને આવ્યો. મારવાડમાં જુવારના રોટલા ખાઈ ખાઈને જેનાં ગળાં છોલાઇ ગયાં હતાં તેઓ હવે મેવાડના ઘઉંની રોટલી ખાઇ પરમાનંદપૂર્વક બાળક મુકુલનો જયજયકાર કરવા લાગ્યા.

ક્રૂર અને કપટી માણસોના હૃદયનો ભાવ જાણી શકે એવાં કેટલાં માણસો જગતમાં અસ્તિત્વ ધરાવે છે? મારવાડના તપ્ત રેતીના રણમાં બેસીને જે લોકો તે સ્થાનને સ્વર્ગીય સુખનો ભંડાર માનતા હતા તે મહાનુભાવ વીરગણ આજે તે 'स्वर्गादपि गरीयसी' જન્મભૂમિનો ત્યાગ કરીને મેવાડની ભૂમિમાં શા માટે આવ્યા છે? કોણ જાણે તેમના હૃદયમાં શો વિચાર ઉદિત થયો છે? આવા વિચાર કોઈ પણ મેવાડવાસી કરતું નહોતું. રણમલ્લ પૌતાના દોહિત્રને ખોળામાં લઇને બાપ્પા રાવળના સિંહાસનપર વિરાજમાન થવા લાગ્યો. રાણાનાં છત્ર ચમ્મરનો ઉપભોગ તે લે છે. તેના મનમાં સુખના અનેક તરંગો ઉઠયા કરતા હતા, તે મનમાં ને મનમાં અનેક સુખસ્વપ્નો જોયા કરતો હતો. જે સમયે બાળક મુકુલ રમવાને માટે રાજસભામાંથી ચાલ્યો જતો હતો તે સમયે રણમલ્લ એકલોજ સિંહાસનપર

બેસી રહેતો હતો. સર્વ રાજચિન્હો તે વખતે પણ તેના મસ્તકપર શોભતાં હતાં. આ ઘટના જોયા છતાં પણ સર્વ તે તરફ આંખમિંચામણાં કરતા હતા. કોઈ પણ માણસ સાહસ કરીને આ સંબંધે તેને કાંઈ પૂછતું નહોતું; પરંતુ માત્ર એક જણ આનો મર્મ સમજી ગયું હતું. રાઠોડ સરદારનો આ વ્યવહાર જોઈ તેના મનમાં અત્યંત દુઃખ ઉત્પન્ન થયુ. આ માણસ તે સીસોદીઆ કુળની એક વૃદ્ધ ધાત્રી* હતી. રાજકુમારની રક્ષાનો ભાર આ ધાત્રીનાજ હાથમાં હતો. તે મનમાં બોલી "શું બાપ્પા રાવળના સિંહાસનપર રાઠોડ લોકો અધિકાર કરશે? શું દુર્જનના વિશ્વાસઘાતથી સીસોદીઆ કુલ સદાને માટે રસાતળમાં જશે?" ધાત્રીના મનમાં આ પ્રકારની ગૂઢ ચિંતા થવા લાગી.

દારૂણ દુઃખ, ઘૃણા તથા અભિમાનથી જર્જરિત થઇને તેણે મુકુલની માતા પાસે જઇ તેને કહ્યું "શુ તમે કાંઇ જોતાં નથી? શુ તમારી સમજમાં કાંઈ આવતું નથી? શુ તમારા પિતા અને તેના માણસો તમારા બાળકને ચિત્તોડના સિંહાસનથી દૂર કરશે તે તમે શાંતિથી જોયા કરશો?" આ હિતૈષી ધાત્રીના મુખથી આ વાત સાંભળી રાજમાતાને અત્યંત સંદેહ ઉત્પન્ન થયો. અત્યાર સુધી આવો સદેહ તેને સ્વપ્નમાં પણ આવ્યો નહોતો. અત્યાર પર્યંત તે સર્વથા નિશ્ચિંત હતી પરંતુ હવે તે સમજી કે અમારી દશા સંકટમય છે. હવે તેને આ વિપત્તિમાંથી મુક્ત થવાની ચિંતા થવા લાગી પરંતુ હવે શો ઉપાય હતો? બુદ્ધિભ્રમમાં પડીને તેણે પોતે પોતાને હાથેજ પોતાના પગમાં કુહાડી મારી હતી. જો કુમાર ચંદ્ર ચિત્તોડમાં હોત તો આ વિપત્તિ તેનાપર કદિ કોઇ પણ પ્રકારે આવી પડત નહિ. પરંતુ તેણે પિશાચિની બનીને પોતાને હાથેજ પોતાનું સત્યાનાશ વાળ્યુ હતું. વિપત્તિમાંથી મુક્ત થવાનો કોઇ ઉપાય નહિ જડવાથી રાજમાતા પોતાના પિતાની પાસે ગઈ અને તીવ્ર અભિમાનથી તેણે તેને ઉપલા પ્રકારના વ્યવહારનું કારણ પૂછ્યુ. ઉત્તરમાં તેણે જે સાંભળ્યુ તેથી તેનું હૃદય વ્યાકુળ થયુ, તેનું મસ્તક ફરવા લાગ્યુ અને તેની સંપૂર્ણ ખાત્રી થઈ ગઈ કે મારો પિતા રણમલ્લ મારા બાળક મુકુલનું ખુન કરીને સ્વયં રાજ્ય પ્રાપ્ત કરવા ઇચ્છે છે. આ વિપત્તિકાળમાં રાજમાતાના સાંભળવામાં આવ્યું કે રણમલ્લે ચંદ્રના બીજા બંધુ રઘુદેવને ગુપ્ત રીતે મારી નંખાવ્યો છે. આ અશુભ સમાચાર સાંભળતાંજ રાજમાતા અત્યંત વ્યાકુળ થઈ ગઈ. રઘુદેવને કેલવાડા અને કવેરી ગાંવની ભૂમિવૃત્તિ મળી હતી. રઘુદેવ કેલવાડામાંજ રહેતા હતા. એક સમયે રણમલ્લે રઘુદેવ ઉપર સન્માનના ચિન્હ તરિકે એક પોશાક મોકલ્યો. રાજપુતો સન્માનનો પોશાક મળતાં તરત તેને પરિધાન કરે છે. આ તેમનો એક ખાસ શિષ્ટાચાર છે. રઘુદેવ ઉક્ત પોશાક પરિધાન કરતા હતા તે વખતે દુષ્ટ રણમલ્લના એક ગુપ્ત ચરે તેમને છૂરીથી મારી નાંખ્યા. રઘુદેવ અત્યંત શ્રીમાન, ધર્મપરાયણ તથા સાહસિક યુવક હતા. તેમના અનુપમ ગુણ તથા સૌંદર્યથી મોહિત થઇ રાજપુતો તેમના પ્રત્યે એટલી પ્રીતિ રાખતા હતા કે તેમના મૃત્યુથી મેવાડના સર્વ રાજપુતો અત્યંત શોકાકુળ થયા. મૃત્યુ પશ્ચાત્ તેઓ "પિતૃદેવના"ની ગણનામાં આવ્યા હતા તે વખતથી મેવાડનાં સર્વ મનુષ્યો પોતાના ઘરમાં તેમની મૂર્તિ સ્થાપન કરી ભક્તિપૂર્વક તેમની પૂજા કરવા લાગ્યા. પ્રતિદિનની પૂજા વ્યતિરિક્ત પ્રતિવર્ષે બેવાર રઘુદેવની પૂજા મોટી ધામધૂમ સાથે થાય છે. આ પ્રસંગે રાણાથી લઇને રાજ્યના ભિક્ષુક પર્યંત સર્વ લોકો આ ધામધૂમમાં ભાગ લે છે.+

---

* કર્નલ ટૉડ જણાવે છે કે હિંદુ રાજકુળમાં તે ધાત્રીનો વિશેષ આદર હતો. તેનાં સંતાનોને એક એક રાજપુત રાજાની સાથે 'ધાઇ ભાઈ'નો સંબંધ રાખવો પડે છે. આ લોકોને યાવચ્ચંદ્ર દિવાકરો ભૂમિવૃત્તિ આપવામાં આવે છે. હિંદુ રાજાઓ તેમને મોટાં મોટાં કાર્યોમાં નિયુક્ત કરે છે.

+ દશેરાને દિવસે મેવાડમાં એક ઉત્સવ થાય છે. આ ઉત્સવને દિવસે તથા પ્રતિમાસની દશમને દિવસે મેવાડનાં પ્રત્યેક ઘરમાં રઘુજીની વેદી સાફ કરવામાં આવે છે. તેની મૂર્તિને સ્નાન કરાવી તે વેદીપર રાખવામાં આવે છે. રાજપુત સ્ત્રીઓ તે વેદીની પૂજા કરીને પોતાના પુત્રોના મંગલનું ચિંતવન કરે છે, અને રાજપુત પુરુષો પુત્ર કામના કરે છે. રઘુજીને દેવત્વ પ્રાપ્ત થયા પૂર્વે બાપ્પા રાવળનો કુલેશ નામનો એક પુત્ર મેવાડના પુત્રક દેવતા તરિકે પૂજાતો હતો પરંતુ હમણાં કોઇ તેની પૂજા કરતું નથી. હાલમાં તો ક્ષેત્રપાલદેવ અને રઘુદેવજ મેવાડવાસીઓના પ્રધાન ઉપાસ્ય દેવતા છે. રઘુદેવની પૂજાવિધિ સાથે ગ્રીસના એડોનિસ દેવતાની પૂજાવિધિ ઘણે અંશે મળતી આવે છે.

હવે રાજમાતાની શંકા અને ચિંતાની સીમા રહી નહિ. તે સંપૂર્ણ રીતે સમજી ગઇ કે જ્યારે આ દુરાચારીએ રઘુદેવને મારી નાંખ્યા છે, તો હવે એ મુકુલનો સંહાર કરવાનો પ્રબંધ શીઘ્રજ કરશે. તે આ વિપત્તિમાંથી બચવાનો ઉપાય શોધવા લાગી. તે જે તરફ જોતી તે તરફ તેને સંકટ અને સંકટજ દ્રષ્ટિગોચર થતાં હતાં. તેને ચારે તરફ શત્રુઓજ જણાતા હતા. રણમલ્લના માણસો સર્વત્ર સ્થિત હતા. ચિત્તોડમાં જેટલાં ઉચ્ચ પદ હતાં તે સર્વપર રણમલ્લના માણસો વિરાજમાન હતા. વળી ચિત્તોડના એક સર્વોચ્ચ આસનપર જેસલમીરનો એક ભટ્ટી રાજપુત વિરાજમાન હતો.

રણમલ્લે સર્વને વશ કરી લીધા હતા; તે સર્વને પુતળાંની પેઠે નચાવતો હતો; તો પછી આ વખતે રાણીના પક્ષમાં ઉભો રહી સિસોદીઆ કુળના ગૌરવનું વહાણ ન ડુબવા દે એવો ત્યાં કોણ હોય? બાપ્પા રાવળે રોપેલા વંશવૃક્ષને આ વિપત્તિમાંથી કોણ બચાવશે? કોઈ નહિ. કેવળ ઉદારહૃદય વીરવર ચંદ્રજ એક તેનું રક્ષણ કરી શકે એમ હતું. ધીમે ધીમે રાણીની આશા નષ્ટ થવા લાગી. તે ચારે તરફ અંધકાર જોવા લાગી. આ સંકટમાં તેને ચંદ્રનું સ્મરણ થયું. ચંદ્રની ભવિષ્ય વાણી તેના કાનમાં ગુંજારવ કરવા લાગી. જેમ જેમ સમય વ્યતીત થતો ગયો તેમ તેમ રાણીનું હૃદય બ્હેર મારતું ગયું. રાણીને પુષ્કળ પશ્ચાત્તાપ થયો અને જ્યારે તેનાથી હૃદયદુઃખ સહન થઈ શક્યું નહિ ત્યારે તેણે ચંદ્રને પોતાનુ સમસ્ત વૃત્તાંત કહેવરાવી મોકલ્યું. જો કે આ સમયે ચંદ્ર દૂર હતો તોપણ ચિત્તોડના સર્વ વર્તમાન પ્રતિદિન તેના જાણવામાં આવતા હતા. તેઓ પ્રથમથીજ જાણતા હતા કે મુકુલની માતા અનુતાપ કરીને પાછળથી મારી સહાયતા માગશે. દુરાચારી રાઠોડ લોકોના ગ્રાસમાંથી ચિત્તોડનો ઉદ્ધાર કરવાને માટે તેઓ પહેલાંથીજ તૈયાર હતા અને એવામાં તેમને પોતાની સાવકી માતાનો પત્ર પ્રાપ્ત થયો; આથી તેઓ શીઘ્ર ચિત્તોડ નગર તરફ ચાલ્યા. જ્યારે ચંદ્રે ચિત્તોડનો ત્યાગ કર્યો હતો ત્યારે ૨૦૦ અહેરિયા ભીલો પોતાના પરિવારને ચિત્તોડમાં મૂકીને તેમની સાથે ચાલ્યા ગયા હતા. આ વખતે તેઓ પણ ચંદ્રની અનુમતિ લઇ પોતાના બંધુઓ તથા સ્ત્રીપુત્રોને મળવાને માટે ચિત્તોડમાં આવ્યા. દુર્ગમાં પ્રવેશ કરી તેઓ દ્વારપાલોની સેવા કરવામાં રોકાયા. આ પ્રમાણે દ્વારપાલોની સેવા કરી તેઓ સાવધાનતાપૂર્વક પોતાના કાર્ય માટેના અવસરની પ્રતીક્ષા કરવા લાગ્યા. આ તરફ ચંદ્રે પોતાની સાવકી માતાને કહેવરાવી મોકલ્યું કે "ચિત્તોડની આસપાસનાં ગામોના લોકોને ઉજાણી કરાવવાને માટે પુષ્કળ નોકરોને મોકલજો અને તેમની સાથે અવસર મેળવી મુકુલને લઇને તમે પણ જજો. ધીમે ધીમે ચિત્તોડથી દૂર ને દૂર જતાં જજો. પરંતુ આ વાત બરાબર લક્ષમાં રાખજો કે દીવાળીને દિવસે તમારે ગોસુંડા+ નગરમાં આવવાનું છે. જો આ ટાણું ચૂકશો તો પુનઃ કોઈ પણ ઉપાય સફળ થનાર નથી."

આ યોગ્ય ઉપદેશ સાંભળી મુકુલની માતા સાવધાન થઇ. ચંદ્રની આજ્ઞાનું પાલન કરવામાં તેણે એક ઘડીનો પણ વિલંબ કર્યો નહિ; પરંતુ તે બમણા ઉત્સાહ અને બમણી સાવધાનીથી કાર્ય કરવા લાગી. થોડા દિવસમાં દીવાળીના તહેવાર આવ્યા. આ વખતે મુકુલની માતા પોતાના માણસોને લઇને ચિત્તોડથી ગોસુંડા નગરમાં ગઇ. રાજમાતા આખો દિવસ નગરવાસીઓને ઉત્તમોત્તમ ભોજન કરાવી રાત્રિ પડવાની પ્રતીક્ષા કરવા લાગી. ધીમે ધીમે સંધ્યાનો સૂક્ષ્મ અંધકાર સમસ્ત જગતમાં પ્રસરી ગયો, તથાપિ ચંદ્રનું આગમન થયું નાહ. પછી કૃષ્ણપક્ષની ચતુર્દશીનો ગાઢ અંધકાર સર્વત્ર ફેલાઇ ગયો, તથાપિ કુમાર ચંદ્રનાં દર્શન થયાં નહિ. પુરોહિત, ધાત્રી તથા તેમની સાથે આવેલાં બીજાં માણસો નિરાશ થવા લાગ્યાં. અંતે તે સર્વ રાજકુમારને લઈ ચિત્તોડી નામક કોટની નિકટ પહોંચ્યાં; ત્યાં પહોંચ્યાં કે તરતજ પાછળથી ઘોડાની પડઘી સંભળાવા લાગી. આ ધ્વનિ સાંભળી સર્વના હૃદયમાં આશાનો સંચાર થયો. જોતજોતામાં ચાલીસ અશ્વારોહીઓ અતિ શીઘ્રતાથી ઘોડા ચલાવી તેમની આગળથી ચાલ્યા ગયા. આ અશ્વારોહીઓમાં સર્વથી આગળ રાજકુમાર ચંદ્ર હતા. તેમણે પોતાનો વેષ બદલી નાંખ્યો હતો. તેમણે પોતાના લઘુ ભ્રાતા મુકુલને જોઇને તેમને સંકેતથી નૃપોચિત માન આપ્યું. તેઓ પોતાના માણસોને લઇને શીઘ્ર ચિત્તોડના સિંહદ્વાર

+ ચિત્તોડથી માળવા જવાને માટે જે એક સુંદર માર્ગ છે તેની ઉત્તરે ચિત્તોડથી સાત માઇલ દૂર ગોસુંડા નગર છે.

પર પહોંચ્યા. જે માણસો પાછળ રહ્યાં હતાં તેઓ પણ તેમની પાછળ પાછળ જવા લાગ્યાં. કોઇએ પણ ચંદ્રની ગતિ રોકી નહિ. પછી "રામપોલ"‡ નામક દ્વારપર તેઓ પહોંચ્યા કે તરતજ દ્વારપાલોએ તેમની સામે આવી તેમને પૂછ્યું "આપ લોકો કોણ છો ?" કુમાર ચંદ્રે ઉત્તર દીધો "અમે સર્વ રાજપુત સરદારો છીએ અને ચિત્તોડની આસપાસના ગામમાં રહીએ છીએ. અમે રાજકુમારની સાથે ગોમુડા ગયા હતા અને હવે તેમને ચિત્તોડમાં પહોંચાડવાને આવ્યા છીએ." આ સરલ ઉત્તર સાંભળ્યા પછી કોઇના હૃદયમાં કાંઇ સંદેહ રહ્યો નહિ. અને ચંદ્ર તથા તેમના કેટલાક માણસો નિર્વિઘ્ને કિલ્લાની અંદર ગયા. પરંતુ જ્યારે પાછળ રહેલા માણસો આવી પહોંચ્યા ત્યારે દ્વારપાલોનો સંદેહ વધી ગયો અને વિચાર કરવા લાગ્યા કે આ શી ધાડ છે ? હવે તેઓ સમજી ગયા કે શીઘ્ર અમારૂં સત્યાનાશ વળી જશે. આથી સર્વ દ્વારપાલો અસિ લઇને રાજકુમાર ચંદ્રની સામા થયા. કુમાર પણ હાથમાં ખડ્ગ લઇ સિંહની પેઠે ક્રોધથી તેમનાપર તૂટી પડયા. ઉભયપક્ષો વચ્ચે ઘોર સંગ્રામ થવા લાગ્યો. ચંદ્રનો ગંભીર સિંહનાદ સાંભળી તેમના અનુચર ભીલો પણ દ્વારપાલોનો સંહાર કરવા લાગ્યા. ચતુર ચંદ્રે કિલ્લેદાર ભટ્ટી સરદારને પકડીને કેદ કર્યો. તે અત્યંત ક્રોધિત થઈ ચંદ્રની સામે આવ્યો, પરંતુ તેમના અશ્વારોહીઓની ગતિ તે રોકી શકયો નહિ. તેણે દૂરથી ચંદ્રપર પોતાની તલવાર ફેંકી, તે તલવાર ચંદ્રને વાગી અને ઘાવમાંથી રૂધિર નીકળવા લાગ્યું. પરંતુ તેજસ્વી ચંદ્રે તરતજ દોડીને તેનાપર આક્રમણ કર્યું અને તેને નીચે તોડી પાડયો. ચંદ્રની સેનાએ સર્વ દ્વારપાલોનો સંહાર કરી નાંખ્યો. ચંદ્રના અનુચરો સર્વ રાઠોડોને તેમના નોકર ચાકર સાથે તેમના ગુપ્ત સ્થાનોમાંથી પકડી લાવ્યા અને તેમનો સંહાર કરવા લાગ્યા.

ચતુર્દશીની તે ભયંકર રાત્રિએ માત્ર બે ચાર રાઠોડો જ ચંદ્રના પંજામાંથી બચ્યા હશે. પરંતુ દુર્ભાગી રણમલ્લના મૃત્યુનુ વૃત્તાંત સાંભળી શોકને બદલે હાસ્ય ઉત્પન્ન થાય છે. તે દુરાચારીએ તે દિવસે પોતાની પુત્રીની એક અતિ સુંદર દાસીપર મોહિત થઈ તેનાપર બળાત્કાર કરી પોતાની કામવૃત્તિ તૃપ્ત કરી હતી. બહાર શું થાય છે તે તે જાણતો નહોતો. શત્રુઓ તેના ઇષ્ટ મિત્રો તથા બંધુ પ્રભૃતિનો સંહાર કરીને તેની પાસે આવતા હતા તે પણ તે જાણતો નહોતો. મદિરા, અફીણ વિગેરે માદક પદાર્થોનું સેવન કરી તથા વિષયોન્મત્ત બની તે વૃદ્ધ પુરુષ પોતાની પ્રિય કામિનીના ગળામાં હાથ નાંખી અચેતનવત્ પડયો હતો. નીચ કામવૃત્તિને વશ થઇ દુષ્ટ રણમલ્લે સતી સ્ત્રીનું અમૂલ્ય રત્ન લૂંટી લીધું અને તે હતભાગી સ્ત્રીના પવિત્ર ચરિત્રને કલંક લગાડયુ. પરંતુ તે સ્ત્રીના શાપાગ્નિમાં તે શીઘ્ર ભસ્મ થઇ જનાર હતો. આજે તે આ લોક છોડી નરકની અનંત જ્વાળામાં પડવાનો હતો. તે રાજપુત લલનાના સ્વર્ગથી પણ ઉત્તમ સતીત્વ ધનનું તે દુષ્ટે હરણ કર્યું હતું. તે રાજપુત બાળા અપમાનિત અને પદદલિત થઇને શુ તેને ક્ષમા કરશે ? કદિ નહિ. રણમલ્લના પાપાચારનો બદલો તેણે લીધો. તેણે ધીમે રહીને શય્યામાંથી ઉઠી તે દુષ્ટ મારવાડી*ની પાઘડી ખોલી અને તે વતી તેને પલંગની સાથે સારી રીતે જકડીને બાંધી દીધો. તેને બાંધ્યા છતાં પણ તેની નિદ્રા ખુલી નહિ. આ પ્રકારે દુષ્ટ રણમલ્લને તેના ભાગ્યને સોંપી તે રાજપુત લલના ત્યાંથી ચાલી ગઇ. થોડી વારમાં ચંદ્રના યમદૂત જેવા સૈનિકો તે મહાલયમાં પહોંચ્યા. આ વખતે પણ તે દુષ્ટ જાગૃત થયો નહોતો. પરંતુ જ્યારે તે સિપાઇઓએ ગગનભેદી સિંહનાદ કર્યો ત્યારે તે પાપીની સર્વ ઉન્મત્તતા નષ્ટ થઇ ગઇ. આંખ ખોલીને તેણે જોયું તો તેને ખબર પડી કે આપણાપર મહા સંકટ આવી પડયું છે. તેણે રણોન્મત્ત સૈનિકોથી સમગ્ર મહાલય પરિપૂર્ણ થયેલો જોયો. સર્વ સૈનિકો તલવાર ઉંચકી તીવ્ર વેગથી તેની સામે ધસી આવતા હતા. ક્રોધથી તેનું શરીર બળવા લાગ્યું અને તે અભાગીએ શીઘ્ર ઉઠવાની ચેષ્ટા કરી, પરંતુ તેની મનમોહિનીની કઠોર પ્રેમજંજીરે તેને તેમ કરતાં રોકયો. તેણે ઉઠવાને માટે ઘણું બળ કર્યું, તે છતાં પણ તે ઉઠી શકયો નહિ—કઠોર પ્રેમબંધનથી તે મુક્ત થઈ શકયો નહિ. પછી તે અભાગી પલંગની સાથે જ ખડો થઇ ગયો. પલંગ તેની પીઠપર એવો શોભાયમાન લાગતો હતો કે જાણે તે કાચબાની પીઠજ લાગી ન હોય ! નિકટમાંજ એક પીતળનો મદ્ય પ્યાલો પડયો હતો; બીજું કોઇ પણ અસ્ત્ર નહિ જડવાથી રણ

‡ તોરણ દ્વારમાં ગયા પછી તરતજ 'રામપોલ' દ્વાર આવે છે.
* મારવાડી પાઘડી પ્રાયઃ ૬૦ હાથ લાંબી હોય છે.

મલ્લે નિરૂપાયે તે પ્યાલો પોતાના શત્રુઓની સામે ફેંક્યો અને તેના આઘાતથી કેટલાક સૈનિકોને ઘાયલ કર્યા. પરંતુ શત્રુના અગણિત માણસોની આગળ તે કેટલીક વાર સુધી જીવિત રહી શકે? શીઘ્ર તેને બંદુકની એક ગોળી§ વાગી અને તેથી તે તત્કાળ મરણ પામ્યો. રણમલ્લનો જોધરાવ નામક પુત્ર આ વખતે ચિત્તોડના દક્ષિણ ભાગમાં હતો. તે પોતાના પિતા તથા ઇષ્ટ મિત્રોની આવી ગતિ થયેલી જાણી પોતાના શત્રુના પંજામાંથી મુક્ત થવાને માટે એક શીઘ્રગામી અશ્વપર આરૂઢ થઇ ત્યાંથી નાશી છૂટયો. કપટી તથા દુરાચારી રાઠોડોને વિશ્વાસઘાત તથા અત્યાચારનું યથોચિત ફળ મળ્યું અને તે સર્વે સીસોદીઆ વીરોના ક્રોધાગ્નિમાં બળીને ભસ્મ થઇ ગયા.

આટલું કર્યા છતાં પણ કુમાર ચંદ્રનો ક્રોધ લેશ પણ શાંત થયો નહિ. જોધરાવને પકડવાને માટે તેઓ તેની પાછળ મંદોર નગર તરફ ચાલ્યા. જોધરાવ ચંદ્રનું પ્રચંડ બળ કોઈ પણ પ્રકારે સહન કરી શક્યો નહિ. તેણે મંદોર નગરનો ત્યાગ કરી હરવા શંકલ નામના એક પરાક્રમી રાજપુતનો આશ્રય ગ્રહણ કર્યો. આ તરફ વીર ચંદ્રે સાવધાનીથી મંદોર નગરપર અધિકાર કર્યો અને જ્યાં સુધી મુંજાજી તથા કટાજી નામના તેમના બે પુત્રો નવું સૈન્ય લઇને આવ્યા નહિ ત્યાં સુધી તેઓ તે નગરને છોડીને ગયા નહિ. જે દિવસે રાઠોડોને તેમના વિશ્વાસઘાત તથા કપટાચારનું યથોચિત ફળ આપવામાં આવ્યુ તે દિવસથી બાર વર્ષ પર્યંત મંદોર નગર સીસોદીઆ કુલના અધિકારમાં રહ્યું. બાર વર્ષ પછી રાઠોડોએ પુનઃ તેને પોતાના અધિકારમાં લીધુ. હવે અહીંઆં રણમલ્લના પુત્ર જોધરાવે મંદોર નગરપર પોતાનો અધિકાર શી

§ ઘણા લોકોનો એવો મત છે કે ભારતવાસીઓ પૂર્વે બંદુક અને તોપ જેવા અસ્ત્રોથી પરિચિત નહોતા અને પુરાણાદિ ગ્રંથોમાં આગ્નેયાસ્ત્ર પ્રભૃતિનું જે વર્ણન છે તે કવિની કલ્પના વ્યતિરિક્ત અન્ય કાંઈ નથી. પરંતુ અમે નિશ્ચયપૂર્વક કહીએ છીએ કે આ તેમની મોટી ભૂલ છે. તેમણે ભારતવર્ષનો ઈતિહાસ લેશ પણ વાંચ્યો નથી એમજ જણાય છે. અન્યના મુખેથી આ વાત સાંભળી લોકો તેમના પર અંધ શ્રદ્ધા રાખે છે એ અતિ દુઃખની વાત છે. આથી તેઓ ભ્રમ અને ભ્રાંતિમાં ગોથાં ખાય છે. જેમની જેવી ઇચ્છા! પરંતુ અમે તો નિઃસંકોચ અને નિશ્ચયપૂર્વક કહીએ છીએ કે ભારતવાસીઓ અતિ પ્રાચીન કાળથી તોપ, અને બંદુક જેવાં આગ્નેયાસ્ત્રોથી પણ સુપરિચિત હતા અને તેને વાપરવામાં પૂર્ણ નિષ્ણાત હતા. નીચે શુક્ર નીતિના શ્લોકો લખવામાં આવ્યા છે. આ શ્લોકો વાંચવાથી જણાશે કે બંદુક અને તોપને પ્રાચીન કાળમાં નાલીક અને બૃહન્નાલીક કહેતા હતા.

"नालीकं द्विविधं ज्ञेयं बृहत्क्षुद्रविभेदतः। तिर्यगूर्ध्वच्छिद्रमूलं नालं पंचवितस्तिकम् ॥
मूलाग्रयोर्लक्ष्यभेदि तिलबिन्दुयुतं सदा । यन्त्राघाताग्निकृद्ग्रावचूर्णधृक्कर्णमूलकम् ॥
सुकाष्ठोपाङ्गबुध्नञ्च मध्यांगुलिबिलान्तरम् । स्वान्तेऽग्निचूर्णसंधातृ शलाकासंयुतं दृढम् ॥
लघु नालीकमप्येतत् प्रधार्यं पत्तिसादिभिः । यथायथा तु त्वक्सारं यथास्थूलबिलान्तरम्॥
यथा दीर्घं बृहद्गोलं दूरभेदि तथा तथा । मूलकीलभ्रमाल्लक्ष्यसमसंधानभाजि यत् ॥
बृहन्नालीकसंज्ञन्तत्काष्ठबुध्न-विवर्जितं । प्रवाह्यं शकटाद्यैस्तु सुयुतं विजयप्रदम् ॥"

અર્થ-બંદુક બે જાતની હોય છે મોટી અને નાની. જેના મુખમાં વાકું તથા ઉંચું છિદ્ર હોય, જેની નળી અઢી હાથ લાંબી હોય, જેના કાન તથા મુખની આગળ નિશાન તાકવાનું તિલ પુષ્પ-માખી હોય, ઘોડાનો મારો લાગવાથી જેમાં અગ્નિ ઉત્પન્ન થતો હોય, જેના કાનમાં દારૂ ભરવામાં આવતો હોય, જેના લોઢાના અવયવોનો છેડો ઉત્તમ લાકડાની સાથે જડેલો હોય, જેની નળી એક આંગળ પહોળી હોય, અને તેમાં દારૂ ભરવામાં આવતો હોય તથા પાછળના ભાગમાં ગજ રાખવામાં આવતો હોય અને જે દૃઢ હોય તે અસ્ત્ર બંદુકના નામથી પ્રખ્યાત છે. પાયદળોએ અને ઘોડેસ્વારોએ આ નાની બંદુકને પણ હમેશાં સાથે રાખવી. બંદુક જેમ જેમ મજબૂત પતરાની, મોટા મુખવાળી, લાંબી અને મોટી ગોળી ખાઇ શકતી હોય તેમ તેમ દૂરના નિશાનને મારે છે. કઠણ પતરાની બનાવેલી, લાકડાના કુંદાની સાથે જડેલી મૂળને ખીલો ફેરવવાથી નિશાનના સન્મુખ ઉભી રહેનારી બંદુકને મોટી તોપ કહે છે. આ તોપને ગાડાં વગેરેમાં મૂકીને સમરાંગણમાં લઇ જવી. આ તોપને વાપરતાં આવડે તો તે જયાવહ છે.

(શુક્રનીતિ અ. ૪ શ્લો. ૧૯૫-૨૦૦.)

રીતે સ્થાપિત કર્યો તેનું વર્ણન કરવામાં આવે છે. આ વર્ણન અત્રે ન કરતાં મેવાડના ઈતિહાસને જ વળગી રહેવાનો વિચાર હતો, પરંતુ તેમ કરવાથી એક મહત્વનો વિષય રહી જતો હતો સીસોદીઆ અને રાઠોડ કુલની વચ્ચે જે ભયંકર વૈર બંધાયું તેમાં કેટલીક વાતો એવી રીતે સમ્મિલિત થઈ છે કે એક વાતને છોડી દેવાથી બીજી વાતની રમણીયતા અને સંબંધ તૂટી જાય છે. તેથી જ અહીંઆ જોધરાવની કેટલીક હકીકત આપવામાં આવે છે. સીસોદીઆ લોકોએ "ગોદ્વાર" દેશ કેવી રીતે પ્રાપ્ત કર્યો હતો તથા રાઠોડ વીર જોધે શી રીતે મંદોર નગર પર પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો તેનું વર્ણન આગળ કરવામાં આવે છે. આ વર્ણન થઇ ગયા પછી મુકુલજીના રાજ્યનો ઇતિહાસ લખવામાં આવશે.

વિપત્તિ સદા સુફળ આપે છે. વિપત્તિ એજ સંપત્તિની માતા છે. જે મનુષ્ય વિપત્તિના સમયમાં ધૈર્ય ધારણ કરી કાર્ય કરે છે તેને શીઘ્ર સંપત્તિ પ્રાપ્ત થાય છે અને પુનઃ કદિ પણ તેના પર વિપત્તિ આવતી નથી. મહા વીર જોધરાવનું રાજ્ય જતું રહ્યું, તેના સર્વ ઇષ્ટ મિત્રો માર્યા ગયા. પરંતુ આ વિપત્તિએજ તેને સંપત્તિ આપી. જો જોધરાવ કાયર પુરૂષની પેઠે મૂઢ અને વ્યાકૂળ થઇ જાત તો રાઠોડ કુલનું શું થાત તે કહી શકાતું નથી. જો તેણે ધૈર્ય છોડી દીધું હોત તો પછી રાઠોડના કીર્તિસ્તંભ રૂપી જોધપુરની સ્થાપના તે શી રીતે કરી શકત? તેની ઉપર સર્વ પ્રકારની વિપત્તિઓ પડી રહી હતી, પરતુ તે એક ક્ષણવાર પણ નિરાશ થયો નહિ. અનંત સાહસ, ભીષણ પરિશ્રમ અને સપ્ત ઉદ્યમ કરવાથી જ તે મહાન સમ્પત્તિશાળી થયો.

પૂર્વે જણાવવામાં આવ્યું છે કે વિપત્તિઓથી ઘેરાઇને જોધરાવે હરવા શંકલ નામક એક પરાક્રમી રાજપુતનો આશ્રય ગ્રહણ કર્યો હતો. રાજસ્થાનમાં એક ઉત્તમ સપ્રદાય છે. આ સંપ્રદાયના અનુયાયીઓ કુવારા રહે છે. તેઓ ક્ષત્રિયો હોય છે. તેઓ ક્ષત્રિયોચિત વીર ધર્મનું પાલન કરી સાથે સાથે તાપસ ધર્મ પણ પાળે છે અને તે દ્વારા પોતાનું જીવન પરમ પવિત્ર બનાવે છે. અતિથિસેવા અને પરોપકાર કરવો એ તેમના ધર્મનો મૂળ મંત્ર છે. જો અર્ધી રાત્રે પણ કોઈ અતિથિ આવે તો તેઓ ઉત્તમ પ્રકારે તેનો આદરસત્કાર કરી તત્કાળ તેના ભોજનપાનનો પ્રબંધ કરી દે છે. અતિથિનો સત્કાર કરતાં કદાચિત્ તેમને ભૂખ્યા રહેવું પડે તોપણ આ તાપસગણ તેથી દુઃખ માનતા નથી. જો કોઈ કટ્ટો શત્રુ પણ તેમનો શરણાગત થઇ જાય તો તેઓ સમગ્ર વૈર અને દ્વેષને ભૂલી જઇ આદરપૂર્વક તેને આશ્રય આપે છે અને તેને બચાવવાને માટે પોતાના પ્રાણને પણ સંકટમાં નાંખી દે છે. ઉક્ત હરવા શંકલ રાજપુત પણ આજ પ્રકારનો ક્ષત્રિય સંન્યાસી હતો. આ સપ્રદાયની શાખાઓ અદ્યાપિ રાજવાડાના અનેક સ્થાનોમાં દ્રષ્ટિગોચર થાય છે. પહાડોનાં ઉંચાં ઉંચાં શિખરોપર, હિંસક શ્વાપદોથી ભરેલાં ઘાડાં જંગલોમાં, સ્મશાનોમાં અથવા શાંતિદાયક મનોહર તપોવનમાં આ મહાત્માઓના પવિત્ર આશ્રમો દ્રગ્ગોચર થાય છે. તેમનું આતિથ્ય 'સદાવ્રત' નાં નામથી સુપ્રસિદ્ધ છે. આ સદાવ્રત કેવળ ઉક્ત સંપ્રદાયના મનુષ્યોની સાહાય્યથી જ ચાલતું નથી પરંતુ રાજા, પ્રજા, સરદાર, સામંત તથા અન્ય સંપ્રદાયોના અનુયાયીઓ પણ તેમાં સહાયતા કરે છે. મેવાડની વર્તમાન શોચનીય દશામાં પણ ત્યાંના રાણા અને પ્રજાજનો આ સદાવ્રતમાં સાહાય્ય કરવામાં કિંચિત્ કસર રાખતા નથી. ઘણા લોકો એમ કહે છે કે મનુષ્ય પ્રાણી પોતાની અર્ધ સભ્ય અવસ્થાથી જ અતિથિસત્કાર કરતું આવ્યું છે. જો કુટિલ કાપટ્ય અને સ્વાર્થપરતાને જ સભ્યતાનાં ફળ માનવામાં આવે, જો પોતાના ભ્રાતાને ભોજનાદિ ન આપી પોતાનું ઉદર ભરવાથી જ સભ્યતા પ્રકાશિત થતી હોય તો એવી સભ્યતા ગ્રહણ કરવાથી શો લાભ? ભલેને જગત્ સદા એ સભ્યતાના ખોળામાં પડીને સુઇ રહે, પરંતુ અમે આવી સભ્યતાનો સ્વીકાર કરીશું નહિ. જો હરવા શંકલના જેવા શ્રેષ્ઠ અને વિશ્વપ્રેમી સંત પુરૂષોને પણ અર્ધ સભ્ય ગણવામાં આવે તો પછી જગતમાં સભ્ય કોણ ગણાય? ઉત્તમ વસ્ત્રાભૂષણ પરિધાન કરવાથી જો મનુષ્ય સભ્ય ગણાતો હોય; અનાથ, દીન, દરિદ્ર અને ભિક્ષુકોને પોતાની પાસેથી દૂર નસાડી મૂકવામાં જો સભ્યતાનો વાસ હોય, તો તેને પશુસભ્યતા જ ગણવી જોઇએ. હરવા શંકલના જેવા પરમ દયાવાન મહાપુરુષો સ્વાર્થને તિલાંજલિ આપી, લોભનો પરિત્યાગ કરી, લોકોપર મહદુપકાર કરી જે સ્વર્ગસુખનો અનુભવ કરી ગયા છે તે આજકાલના સ્વાર્થી, કપટાચારી, સભ્ય મહોદયો એક ક્ષણવાર પણ અનુભવી શકે છે? આ અમૃતનો આસ્વાદ આવા દુષ્ટ માણસોના ભાગ્યમાં ક્યાંથી હોય?

અર્ધ રાત્રિનો સમય થયો છે; સદાવ્રતનુ કાર્ય સમાપ્ત કરી હરવા શંકલ શયન કરવાને માટે વિશ્રાંતિભુવનમાં ગયા છે; આ સમયે ૧૨૦ અનુચરોને પોતાની સાથે લઈ જોધરાવ તેમના આશ્રમમાં ગયા. હરવાએ ઉઠી ઉત્તમ પ્રકારે સર્વેનો આદરસત્કાર કર્યો. સર્વેને આસન ઉપર બેસાડયા. હવે આ લોકોનાં ભોજનપાનાદિનો શો પ્રબંધ કરવો તે વિષે હરવાને ચિંતા થઇ. આશ્રમમાં સર્વ સામગ્રી ખૂટી ગઇ હતી. નિકટમાં કોઇ ગ્રામ વા નગર નહોતું, કે ત્યાંથી પણ શીઘ્ર સામાન આણવામાં આવે. વિચાર કરતાં કરતાં થોડી વારમાં એક નિશ્ચય કરવામાં આવ્યો. તે સમયે ત્યાં મુજદ§ નામનું એક પ્રકારનું કાષ્ઠ હતું. આ કાષ્ઠ બાળવાને માટે ત્યાં રાખવામાં આવેલું હતું. દીન મારવાડીઓ દુષ્કાળ અને અન્નની તગીના સમયમાં આ જ કાષ્ઠ ખાઇને પોતાના પ્રાણનું સંરક્ષણ કરે છે. ઉક્ત આશ્રમમાં અન્ન નહિ હોવાથી હરવા શંકલને તે વખતે આ કાષ્ઠનો જ ઉપયોગ કરવો પડયો. આ કાષ્ઠના ટુકડાઓનો ભૂકો કરી તેની સાથે લોટ ખાંડ વગેરે મિશ્રિત કરી તેને ચૂલાપર ચઢાવી રાંધવામાં આવ્યો. તે ભૂકાનું ભોજન અતિ ઉત્તમ થયું. હરવા શંકલે આ ભોજન જોધરાવ તથા તેના માણસોની આગળ પીરસી વિનીત ભાવથી કહ્યું "ભિક્ષા માગીને જે અન્ન પ્રાપ્ત કર્યું હતું તેનો અધિકાંશ વપરાઇ ગયો છે. જે લોટ શેષ રહ્યો હતો તેને મુજદના ભૂકાની સાથે મિશ્રિત કરી તેનું ભોજન બનાવ્યું છે અને તે હું આપની આગળ સાદર કરૂં છું. રાત્રિનો ઘણો સમય વ્યતીત થઈ જવાથી હું બીજું કાંઇ કરી શક્યો નથી. કૃપા કરી આજે આ ભોજનથીજ સંતુષ્ટ થાઓ. કાલે પ્રભાત થતાંજ ખાવાપીવાનો ઉત્તમ પ્રબંધ કરવામાં આવશે." સંન્યાસીની નમ્રતા તથા સુશીલતા જોઇ સર્વ લોકો પરમ પ્રસન્ન થયા અને તેના આદરાતિથ્યની વારંવાર પ્રશંસા કરી ભોજન કરવા લાગ્યા. પછી તેઓ શય્યાવશ થઇ અલ્પ સમયમાં પ્રગાઢ નિદ્રામાં પડયા અને ચિત્તોડની સર્વ વાત ભૂલી ગયા.

રાત્રે મુજદના કાષ્ઠથી જોધરાવ તથા તેના માણસોની દાઢી મૂછ રંગાઇ ગઇ હતી. પ્રભાતમાં જ્યારે તેઓ ઉઠયા ત્યારે તેઓ એક બીજાની રગેલી દાઢી મૂછ જોઇ અત્યંત વિસ્મિત થયા. પરંતુ તે શાથી રંગાઇ હતી તે કોઇ સમજી શક્યું નહિ. ચતુર સંન્યાસીએ તેનું ગૂઢ કારણ છુપાવી તેમને ઉત્સાહ આપવાને માટે કહ્યું "વૃદ્ધાવસ્થાના શ્વેત કેશોએ જે પ્રમાણે નવીન જીવનની ઉષાથી નવીન રંગ ધારણ કર્યો છે તે પ્રમાણે હું નિશ્ચયપૂર્વક કહું છું કે આપના જીવનને નવીન જીવન પ્રાપ્ત થશે અને આપ પુનઃ મંદોર નગરપર અધિકાર સ્થાપિત કરી શકશો."

હરવા શંકલના આ ઉત્સાહ ભરેલાં વચનો સાંભળી તેમણે તેમને પણ પોતાના દલમાં મેળવી લીધા. તેઓ તેમને પોતાની સાથે લઇને મીવો નામક સ્થાનના સરદારની પાસે ગયા. મીવોના સરદારની પાસે ચુંટી કાઢેલા ઉત્તમોત્તમ ૧૦૦ અશ્વો હતા. મીવોનો સરદાર અને બીજો એક પવનજી નામક રાજપુત સરદાર જોધરાવના દલમાં ભળ્યો. પવનજીની પાસે "અંગાર કૃષ્ણ"‡ નામનો એક અશ્વ હતો. આ અશ્વપર તે આ વખતે આરૂઢ થયો હતો. આ પ્રકારે બીજા પણ બે ચાર રાજપુત સરદારોની સાહાય્ય મેળવી જોધરાવે પોતાના પૂર્વજોનાં રાજ્યનો ઉદ્ધાર કરવાનો સંકલ્પ કર્યો અને તે પોતાનું દળ લઇ મંદોરનગર તરફ ચાલ્યો. ચંદના ઉભય પુત્રોને આ ઘટનાની લેશ પણ ખબર નહોતી. તેઓ નિશ્ચિંત થઈ

§ સૉલોમને "અલમુજ" નામના કાષ્ઠથી પોતાના ઉપાસ્ય દેવતા જિહોવાનું દેવળ બંધાવ્યું હતું. કર્નલ ટૉડ કહે છે કે આ શબ્દમાં અલ ઉપસર્ગનો વિશેષણ તરિકે ઉપયોગ કરવામાં આવ્યો છે. ગુજરાતના પ્રાચીન ઈતિહાસપરથી જણાય છે કે ત્યાંનું આદિનાથનું મંદિર પણ મુજના કાષ્ઠથી બાંધવામાં આવ્યું હતું. તો શું આ ઉભય મંદિરો એકજ જાતના કાષ્ઠથી બાંધવામાં આવ્યાં હતાં? આ ઘટના સંભવિત છે. કારણ કે જગતના ઈતિહાસમાં એવો ઉલ્લેખ છે કે ફિનિશિયા અને મિસર દેશના સોદાગરો માલ ખરીદવાને માટે ભારતવર્ષમાં આવ જા કરતા હતા. કદાચિત્ આ લોકોજ અલમુજ કાષ્ઠ સુરતથી લઇ ગયા હશે. ઘણા લોકોનો એવો મત છે કે આ કાષ્ટ કોઇ પણ રીતે નષ્ટ થતું નથી. તે એટલે સુધી કે આગથી પણ નાશ પામતું નથી. તેનો રંગ તામ્ર સમાન હોય છે.

‡ કોયલા સમાન કાળો Coal black steed.

રાજ્ય કરતા હતા, એવામાં જોધરાવે પોતાની સેના સહિત ત્યાં પહોંચી તેમના પર આક્રમણ કર્યું. જો કે તેણે ગુપ્ત રીતે અકસ્માત્ આક્રમણ કર્યું હતું, તોપણ સીસોદીઆ વીરો જરા પણ ગભરાયા વિના ઉત્સાહપૂર્વક પોતાના શત્રુઓની સામે ઘોર યુદ્ધ કરવા લાગ્યા. કંટાજીએ જરા પણ વિચાર ન કર્યો કે જોધરાવનું બળ કેટલું છે અને કયા કયા સરદારો તેને સાહાય્ય કરવાને આવ્યા છે. તે જોધરાવની સેનાને તુચ્છ માની તેની સામે સંગ્રામ કરવાને ધસ્યો. આ અદૂરદર્શિતા તથા મૂર્ખતાનું ફળ તેને તત્કાળ પ્રાપ્ત થયું. કંટાજી જોધરાવના આક્રમણ આગળ ટકી શક્યા નહિ. તેઓ પોતાનાં પુષ્કળ માણસોની સાથે યુદ્ધક્ષેત્રમાં માર્યા ગયા. તેમના લઘુ ભ્રાતા મુંજ બચવાનો કોઇ પણ ઉપાય નહિ જોઇ એક શીઘ્રગામી અશ્વપર આરૂઢ થઇ નાઠા. પરંતુ તેઓ જોધરાવના કરાલ ગ્રાસથી મુક્ત થઇ શક્યા નહિ. તેઓ ગોદ્વાર રાજ્યની સીમાપર પહોંચ્યા એટલામાં વિજયી જોધરાવે તેમને પકડી પાડયા અને ત્યાં તેનો વધ કરાવ્યો. આ પ્રકારે જોધરાવે સિસોદીઆ કુલપર વૈર લીધું. પરંતુ યથાર્થ વિચાર કરવાથી જણાશે કે ઉભય પક્ષોની હિંસા સમાન થઈ નહોતી. કારણ કે મંદોરના એક રાજપુત સરદારના બદલામાં ચિત્તોડના બે રાજકુમારોનો વધ કરવામાં આવ્યો હતો. પૂર્વજોના રાજ્યનો પુનરૂદ્ધાર અને શત્રુપક્ષનાં અસંખ્ય માણસોનો સંહાર કર્યા છતાં પણ જોધરાવના મનનો ભય નિવૃત્ત થયો નહિ. તેના હૃદયમાં રાત્રિ દિવસ એવોજ ધ્રાસકો રહેતો હતો કે ચંદ્ર ભયંકર મૂર્તિ ધારણ કરીને મારી પાછળ આવે છે. આ પ્રકારની ચિંતા કરતાં તેણે એક વાર પોતાની સ્થિતિનો યથાર્થ વિચાર કર્યો તો તેને સમજાયુ કે મારી અને ચંદ્રની અવસ્થામાં આસ્માન જમીનનો અંતર છે. હું પારકી સેના અને પારકા બળની સાહાય્યથી આ ભીષણ કાર્ય કરવાને સમર્થ થયો છું. ધારો કે મિત્રોએ એક વાર અથવા બે વાર સાહાય્ય કરી, પરંતુ જ્યારે મેવાડની પ્રચંડ સેના મારાપર ચઢી આવશે ત્યારે હુ શી રીતે મારૂં રક્ષણ કરીશ? મેવાડના રાજકુટુંબની સાથે ઝઘડો થયો તેમાં મારા પિતા રણમલ્લનો અધિક અપરાધ છે અને તેઓજ આ ઝઘડાનું કારણ હતા, પરંતુ તેઓ તો આ લોકનો ત્યાગ કરી ગયા છે. ત્યારે હવે મેવાડની સાથે વૈર રાખવાથી શો લાભ? માટે આવી પરિસ્થિતિમાં ઝઘડો મટાડી દેવો એજ આવશ્યકીય કાર્ય છે. તેના મનમાં આ વિચાર અનેકવાર ઘોળાયા પછી તેણે મેવાડની સાથે સંધિ કરવાનો નિશ્ચય કર્યો અને ચંદ્રના ઉપર સંધિપત્ર મોકલી આપ્યો. તેણે આ પત્રમાં ચંદ્રને જણાવ્યું હતું કે +મુંડકાટિમાં અર્થાત્ રૂધિરના બદલામાં દંડ તરિકે સમસ્ત ગોદ્વાર દેશ તમને આપીશું.

ચંદ્રનો દ્વિતીય પુત્ર મુંજ જે સ્થાને પડયો હતો તે સ્થાનને મારવાડ અને મેવાડ રાજ્યની સીમા માનવામાં આવી. આ પ્રકારે સંધિ થવાથી ઉભય જાનું વૈર ભૂલી ગયા અને થોડા સમય સુધી એક બીજાના ઘાડા મિત્ર બન્યા. આ સંધિથી ગોદ્વાર દેશ મેવાડના રાણાના અધિકારમાં આવ્યો. આ દેશ મેવાડના રાણાઓએ ત્રણસેં વર્ષ પર્યંત પોતાના અધિકારમાં રાખ્યો. સદાથી ચાલતી આવેલી ઉત્તરાધિકારની પદ્ધતિમાં પરિવર્તન થવાથીજ ગોદ્વાર દેશ મેવાડના રાણાના તાબામાં આવ્યો હતો અને ત્રણસેં વર્ષ પછી તેજ કારણથી એ દેશ તેના અધિકારમાંથી નીકળી ગયો હતો.

મુકુલનો સૌભાગ્યસૂર્ય ઉદારચરિત વીરવર ચંદ્રની અસીમ સાહાય્યથીજ ઉદિત થયો હતો, પરંતુ તે દીર્ઘકાળ પર્યંત પ્રકાશિત રહ્યો નહિ. તે મધ્યાન્હના ઉચ્ચ આકાશમાં પહોંચ્યો ન પહોંચ્યો એટલામાં અકસ્માત્ રાહુએ તેને ગ્રસ્ત કર્યો. યદ્યપિ અલ્પ વયથી જ મહારાણા મુકુલ નૃપોચિત ગુણોથી ભૂષિત થઈને મેવાડનું રાજ્ય ચલાવવાને સમર્થ થયા હતા, પરંતુ વિધાતાએ તેમને તે ગૌરવ દીર્ઘ કાળ પર્યંત ભોગવવા દીધું નહિ. ઇ. સ. ૧૩૯૮ માં જ્યારે તેઓ ચિત્તોડના સિંહાસન પર બેઠા ત્યારે સમસ્ત ભારતવર્ષમાં એક નવીન યુગનો આરંભ થયો હતો. તે વખતે ભારતવર્ષનો ઐતિહાસિક પ્રવાહ એક નવી દિશામાં વહી રહ્યો હતો. વીરકેસરી તૈમુર પોતાની વિજયી સેનાને લઇને ભારતવર્ષ પર ચઢી આવ્યો હતો. તેના ભયંકર આક્રમણથી દિલ્લીનું સિંહાસન ચૂર્ણ થઈ ગયું હતું, પરંતુ તેના આક્રમણથી મેવાડને લેશ પણ હાનિ પહોચી નહોતી. ભટ્ટ લોકોના ગ્રંથોમાં કેવળ એટલો જ ઉલ્લેખ છે કે

+ શ્રેષ્ઠ કુળના રાજપુતનો વધ કરનારને જે દંડ આપવો પડે છે તેને રાજસ્થાનની સાધારણ ભાષામાં 'મુંડકાટિ' કહેવામાં આવે છે. આ રીતિ પ્રાચીન જર્મનો અને સૅક્સનોમાં પણ પ્રચલિત હતી.

દિલ્લીના પાદશાહ ફીરોજશાહે આ વખતે એક વાર મેવાડ પર આક્રમણ કરવાની તૈયારી કરી હતી. પરંતુ વિચાર કરવાથી જ્ઞાત થશે કે ભટ્ટ લોકોએ જેને ફીરોજશાહ કહ્યો છે તે વસ્તુતઃ ફીરોજશાહનો પૌત્ર હતો. આ સ્થળે ભટ્ટ લોકોએ ભૂલ કરી છે.‡ ભારતનો ઈતિહાસ વાંચવાથી અમારા આ ઉલ્લેખની સત્યતા સમજાશે. તૈમુરનું ભયંકર આક્રમણ સહન ન કરી શકવાથી ફીરોજશાહનો પૌત્ર દિલ્લીનો ત્યાગ કરી ગુજરાત તરફ નાશી ગયો હતો. કદાચ તેણે મેવાડ દેશમાંથી જતી વખત તે પર આક્રમણ કરવાનો વિચાર કર્યો હોય એ સંભવિત લાગે છે. ગમે તેણે મેવાડની શાંતિનો ભંગ કરવાનો પ્રયત્ન કર્યો હોય, પરંતુ રાણા મુકુલ પ્રથમથી જ તેના મનનો ઉદ્દેશ સમજી ગયા હતા અને તેથી તેમણે શત્રુની ફોજનો પ્રતિરોધ કરવાને માટે અરવલ્લી શૈલમાળામાં આવેલા રામપુર નામક સ્થાન પર પોતાની સેના તૈયાર રાખી હતી. અહીંઆં તેમણે શત્રુની સામે સંગ્રામ કર્યો. આ સંગ્રામમાં તેમણે એવી અદ્‌ભુત વીરતા પ્રદર્શિત કરી કે તેમનાથી પરાજિત થઇને પાદશાહની સેના છિન્ન ભિન્ન થઈ ગઈ. નાસવાથી પણ સૈનિકોનું રક્ષણ થયું નહિ. રાણાએ તેમની પાછળ પડી પુષ્કળ માણસોનો સંહાર કર્યો. વળી તેમણે સાંભર નામનો દેશ તથા તેની લવણની ખાણ પોતાના અધિકારમાં લીધી. અહીંઆં જણાવવું જોઇએ કે તૈમુરના આક્રમણથી સમસ્ત ભારતવર્ષમાં ભયંકર ખળભળાટ થઇ રહ્યો હતો, તેથી મહારાણા મુકુલના સૌભાગ્ય અને પ્રતિષ્ઠાનો માર્ગ બહુધા કંટકહીન થઈ ગયો હતો. આ અવસરનો લાભ લઈ મહારાણા મુકુલે પોતાનું રાજ્ય અને પોતાની સેના દ્રઢ કરવાને માટે બીજા પ્રદેશોમાં પણ પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. તેમણે અનેક મહાલયો અને મંદિરો પણ બંધાવ્યાં હતાં. આમાંનો લાક્ષ ભુવન નામનો રાણાનો મહાલય* અને ચતુર્ભુજા દેવીનું મંદિર વિશેષ પ્રસિદ્ધ છે.

રાણા મુકુલને ત્રણ પુત્રો અને એક પરમ રૂપવતી કન્યા થઇ. કન્યાનું નામ લાલબાઇ હતું. ગાગરોનના ખીચી વંશના સરદારની સાથે લાલબાઇનો વિવાહ કરવામાં આવ્યો હતો. આ સરદારે લગ્ન કરતી વખતે રાણાને સોગંદ ખવરાવી તેમની પાસે પ્રતિજ્ઞા કરાવી કે "જે વખતે શત્રુઓ તમારા રાજ્ય પર આક્રમણ કરે તે વખતે મારે તમને સાહાય્ય કરવી." આ વિવાહ થયા પશ્ચાત્ કેટલેક વર્ષે માળવાના શાસનકર્તા હુસંગે ગાગરોન પર આક્રમણ કર્યું. ખીચી સરદારનો પુત્ર ધીરજ આ વખતે રાણાની પાસે સાહાય્ય લેવાને આવ્યો. પરંતુ આ વખતે મહારાણા માદેરિયાના પહાડી લોકોનો વિદ્રોહ શાંત કરવાને માટે સેના લઈ ચાલ્યા ગયા હતા. ધીરજ ત્યાં જઈ રાણાને મળ્યો અને ઉપયોગ પુરતી સેના લઇને પાછો પોતાને દેશ ગયો. માદેરિયા એ રાણા મુકુલના જીવન રૂપી નાટકની અંતિમ રંગભૂમિ હતી. આ વખતની રંગભૂમિમાં બે ક્રૂર વિશ્વાસઘાતકો દ્વારા તેમની સંસારલીલા સમાપ્ત થઈ. આ ઉભય દુષ્ટ માણસોનાં નામ ચાચા અને મેર હતાં. આ ઉભય રાણાના કાકા હતા. આ ઉભય દુરાચારીઓએ નિર્દોષ, શીલવાન તથા નીતિવાન રાણા મુકુલનો સંહાર કર્યો.

રાણા મુકુલના દાદા ક્ષેત્રસિંહની કોઇ નીચ કુલની રાખના ગર્ભથી ઉક્ત ઉભય દુરાચારીઓનો જન્મ થયો હતો. ઘણા લોકો એમ કહે છે કે તે રાખ એક સુતારની પુત્રી હતી. મેવાડમાં આવા પુત્રોને 'પાંચવાં પુત્ર' કહેવામાં આવે છે. રાજાના વીર્યથી પેદા થવા છતાં પણ આવા લોકો કોઈ પણ પ્રકારનું રાજસન્માન પ્રાપ્ત કરી શકતા નથી. જો કે રાજાઓ તેમના પર અનુગ્રહ કરીને કદિ કદિ તેમને પોતાના કાર્યમાં નિયુક્ત કરી દે છે તથાપિ તે અભાગીઓને મેવાડના બીજા વર્ગના સરદારોની પંક્તિમાં પણ ગણવામાં આવતા નથી. ચાચા અને મેરની પ્રતિષ્ઠા પણ તેમની પંક્તિના માણસોથી અધિક વધી નહોતી. મેવાડના શુદ્ધ રક્તના રાજપુત સરદારો તેમના પ્રત્યે આંતરિક ઘૃણા રાખતા હતા; તથાપિ રાણા મુકુલ તેમના પર અનુગ્રહ કરી તેમને સાતસેં સવારોના નાયક બનાવીને

‡ એનું નામ મહમદ તઘલખ હતું. એ ફીરોજશાહના જ્યેષ્ઠ કુમાર નસીરૂદ્દીનનો નાનો પુત્ર હતો.

* લાક્ષ રાણાએજ આ મહાલય બંધાવવાનો પ્રારંભ કર્યો હતો. આ મહાલયનો થોડો ભાગ બંધાયો એટલામાં તેમનો પરલોકવાસ થયો. હાલમાં આ મહાલય સર્વથા ચૂર્ણ વિચૂર્ણ થઈ ગયો છે. તે ખંડિયેર બની ગયો છે, તોપણ અદ્યાપિ તેમાં મેવાડના ગૌરવનાં ચિન્હો ઉપલબ્ધ થાય છે.

પોતાની સાથે માદેરિયામાં લઈ ગયા હતા. દાસીપુત્રો પર રાણાનો આ પ્રકારનો અનુગ્રહ જોઇ સરદારો અતિ ખિન્ન થયા. તેઓ ધારતા હતા કે ચાચા અને મેરને તેમની યોગ્યતા કરતાં મોટાં પદ આપવામાં આવ્યાં છે. આથી તેમણે તેમને અપમાનિત કરવાનો લાગ જોવા માંડયો. ઈશ્વરી સંકેતથી તેમની મનઃકામના સિદ્ધ થવાનો સુયોગ તેમને પ્રાપ્ત થયો. પરંતુ તેમાં રાણા મુકુલના પ્રાણ ગયા. જે વખતે માદેરિયામાં ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું તે સમયે એક દિવસ રાણા પોતાના સરદાર સામંતોની સાથે એક પ્રમોદ કુંજમાં બેઠા હતા. આ વખતે તેમણે તે વનમાં એક નવીન વૃક્ષ જોયું. આ વૃક્ષનું નામ તેમને જ્ઞાત નહોતું. ત્યાં જેટલા સરદારો બેઠા હતા તે સર્વને તેમણે ઉક્ત વૃક્ષનું નામ પૂછયું. ચોહાણ સામંત તેમની નિકટજ બેઠા હતા. તેઓ આ વૃક્ષનું નામ જાણતા હતા, તે છતાં પણ તેમણે અજાણ થઇ મહારાણાને ધીમેથી કહ્યું "મહારાજ ! એ વૃક્ષનું નામ હું કહી શકતો નથી. આપ આ ઉભય બંધુઓમાંથી એકને એનું નામ પૂછો. એ તેનું નામ સારી પેઠે જાણતા હશે." સરલ સ્વભાવના રાણાએ ચોહાણ સરદારના કુટિલ અને ગૂઢ વાક્યનો મર્મ જાણ્યા વિના સરલતાપૂર્વક તેમાંના એકને પૂછ્યું "કાકા, આ વૃક્ષનું નામ શું છે ?" રાણાનો આ કપટહીન પ્રશ્ન સાંભળી ચાચા અને મેરના હૃદયમાં જાણે તીર વાગ્યુ હોય તેવી ચોટ લાગી. તેમણે ધાર્યું કે સુતારની કન્યાના ઉદરથી અમારો જન્મ થયો છે તેજ કારણથી રાણાએ અપમાન કરવાના ઉદ્દેશથી અમને આ પ્રશ્ન પૂછયો છે. આથી તેઓ ક્રોધોન્મત્ત બની ગયા. એક દિવસ સંધ્યાકાળે સંધ્યાકૃત્ય સમાપ્ત કરીને રાણા ભગવાનના નામની માળા જપતા હતા એટલામાં ઉક્ત પાપીઓએ તલવારવતી તેમનો વધ કર્યો. આ ઉભય પિશાચો સરલ હૃદયના રાણા મુકુલનો વધ કરી પોતાના અશ્વો પર આરૂઢ થઇ ચિત્તોડ તરફ ગયા. તેમને આ વખતે ચિત્તોડ પર અધિકાર સ્થાપિત કરવાની અભિલાષા હતી. પરતુ તેમણે ચિત્તોડના દુર્ગ નિકટ પહોંચતાં તેનો દરવાજો બંધ દીઠો.

સામાન્ય રીતે જોતાં એક શ્લેષ પ્રશ્ન અતિરિક્ત રાણા મુકુલના શોચનીય મૃત્યુનું બીજું કાંઇ કારણ જણાતું નથી, પરંતુ વાસ્તવમાં દીર્ઘકાળથી રાણાની વિરૂદ્ધ ષડ્યંત્ર રચવામાં આવતું હતું. રાણા મુકુલના પુત્ર કુંભને કોઈ પ્રકારે આ ષડ્યંત્રની ખબર થઈ ગઇ હતી અને તેથીજ તેમણે ચાચા અને મેર ચિત્તોડમાં પ્રવેશ કરે તે પૂર્વે તે નગરનો દરવાજો બંધ કરી દીધો હતો. જ્યારે તે હત્યારાઓની આશા પૂર્ણ થઇ નહિ ત્યારે તેઓ માદેરિયાની નિકટના કિલ્લામાં ચાલ્યા ગયા. આ તરફ બાળક કુંભને આ વિપત્તિમાંથી બચવાનો બીજો કોઇ ઉપાય નહિ જડવાથી તેમણે મારવાડીઓની મિત્રતા અને દયા પર આધાર રાખ્યો.

રાજપુતોનો મહિમા અવર્ણનીય છે. જે સીસોદીઆઓએ રાઠોડ રાજાનો વધ કર્યો હતો અને રાઠોડ રાજાનું રાજ્ય ખૂંચવી લીધું હતુ તેજ સિસોદીઆ વંશના રાજા કુંભે વિપત્તિના સમયમાં રાઠોડોની સાહાય્ય માગી. ઉદાર બુદ્ધિના રાઠોડ રાજાએ ગત વૈર પોતાના હૃદયમાંથી સંપૂર્ણતઃ દૂર કર્યું અને તત્કાળ પ્રતિજ્ઞા કરી કે "જ્યાં સુધી ઉક્ત ઉભય રાજઘાતકોને સંપૂર્ણ રીતે દંડ આપીશ નહિ અને જ્યાં સુધી રાજકુમાર કુંભને ચિત્તોડના સિંહાસન પર આરૂઢ કરીશ નહિ ત્યાં સુધી મસ્તક પરથી પાઘડી ઉતારીશ નહિ અને શય્યાપર શયન કરીશ નહિ." વાસ્તવમાં રાજપુતોના જીવનચરિત્રોમાં આ પ્રકારની ઉદારતા અને સત્ય પ્રતિજ્ઞાનાં અનેક ઉદાહરણો ઉપલબ્ધ થાય છે. રાજપુતો સ્વભાવથીજ તેજસ્વી અને ઉદ્યમી હોય છે. તેમનું હૃદય માત્ર એકજ ચોટથી વિદીર્ણ થઇ જાય છે. જ્યાં સુધી તેઓ પોતાને ચોટ લગાડનારને ચોટ મારતા નથી ત્યાં સુધી તેમનું હૃદય કોઈ પણ પ્રકારે શાંત થતું નથી. તેમનો સ્વભાવ ક્ષુદ્ર ઝઘડાથી ઉગ્ર થઇ જાય છે અને તેઓ ક્ષુલ્લક કારણથી વૈર લેવાની પ્રતિજ્ઞા કરી બેસે છે. તેઓ જ્યાં સુધી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરતા નથી ત્યાં સુધી તેમને શાંતિ થતી નથી, પરંતુ જ્યાં એક વખત તેમની પ્રતિજ્ઞા પૂર્ણ થઇ ગઇ કે પછી તેમની વૈરપિપાસા શાંત થઇ જાય છે અને તેઓ ગત વૈરભાવ ભૂલી જઇને આગલા શત્રુના મિત્ર બની જાય છે. રાજપુતોમાં જ્યારે વિવાહ થાય છે ત્યારે વરકન્યાનો હસ્ત મેળાપ થતી વખતે ભટ્ટ લોકો ઉભય કુલની કીર્તિ ગાય છે. ભટ્ટ લોકોના મુખથી પોતાના પૂર્વજોના ગૌરવની પ્રશંસા સાંભળી રાજપુતો પરમ પ્રમુદિત થાય છે.

રાજપુતોમાં દીર્ઘ કાળથી આ રીતિ પ્રચલિત છે અને જ્યાં સુધી તેમનામાં શૌર્યની એક ચિણુગારી પણ શેષ રહેશે ત્યાં સુધી તેમની એ રીતિનો નાશ થનાર નથી.

રાણા મુકુલના બાલક પુત્ર કુંભે ભયંકર વિપત્તિમાં આવી પડવાથી મારવાડના રાજાની સાહાય્ય માગી. રાઠોડ રાજાએ દુરાચારીઓનુ દમન કરવાને માટે પોતાના પુત્રને સેનાપતિ બનાવી સેના સહિત ચિતોડ મોકલ્યો. ઉક્ત દુરાચારીઓ તે વખતે મેવાડના રાજ્યની સીમા પર હતા. રાઠોડ સેનાપતિએ તેમને ઘેરી લીધા. મેવાડ અને મારવાડના મહા વીરોનું પ્રચંડ આક્રમણ સહન ન કરી શકવાથી ચાચા અને મેર પોતાનો કિલ્લો છોડી "પાઇ" નામક સ્થાનમાં નાશી ગયા. "પાઇ" અરવલ્લી પર્વત માલાના મધ્ય ભાગમાં આવેલું છે. તેની નિકટમાં જ 'રાતાકોટ' નામક એક ઉચ્ચ ગિરિશૃંગ છે. તે દુષ્ટોએ આ શિખર પર એક દુર્ગ બાંધી ત્યાં સાવધાનતાપૂર્વક રહેવાનો વિચાર કર્યો. ઉદયપુરની ચારે તરફ જે વિશાળ ગિરિવ્રજ ગોળાકારમાં વિરાજમાન છે તેના શિખર પર ઉક્ત રાતાકોટ નામક દુર્ગનું ખંડિયેર અદ્યાપિ દ્રષ્ટિગોચર થાય છે.

ઉક્ત રાતાકોટમાં જઈ તેઓ પોતાને નિર્વિઘ્ન માની નિશ્ચિંત થઇ રહેવા લાગ્યા. તેમણે ધાર્યું કે આ સ્થળે અમારા પર કોઈ આક્રમણ કરી શકનાર નથી. પરંતુ તે દુષ્ટોએ લેશ પણ એવો વિચાર નહિ કર્યો કે રાઠોડ સેનાપતિ અને સીસોદીઆ નૃપ એ ઉભયનો પ્રચંડ ક્રોધ ભયંકર દાવાનલની પેઠે બળી આ દુર્ગમ સ્થાનમાં જ અમને ભસ્મ કરી દેશે તેઓ ત્યાં નિશ્ચિંત થઈને વારંવાર પાપ કરવા લાગ્યા. અંતે આ પાપને લીધેજ તેમનો નાશ થયો. સુજાન નામક એક ચૌહાણની સુંદર કન્યાને પકડીને તેઓ બળાત્કારે આ દુર્ગમાં લઇ આવ્યા. સુજાન ક્રોધિત થઇ આ અપમાનનું વૈર લેવાને માટે કેટલાક મજુરોની, સાથે ગુપ્ત રીતે મળીને રાતાકોટમાં ગયો અને તેમાં પ્રવેશ કરવાના સર્વ માર્ગો ઉત્તમ પ્રકારે જોઈ આવ્યો. પોતાનો પ્રચંડ ક્રોધ શાંત કરવાને માટે તે આ પ્રકારે ઉત્તમ રીતે સજ્જ થઇને પોતાના રાજાની પાસે જતો હતો, એવામાં દૂરથી તેણે રાઠોડ રાજકુમાર તથા રાણા કુંભની સેના જોઇ. આથી તેની આશા વિશેષ પ્રદીપ્ત થઈ. તે પોતાના ઉભય હસ્તોથી મુખ ઢાંકીને રોવા લાગ્યો અને તેણે ઉભય રાજકુમારોને પોતાના કલંકની વાત સ્પષ્ટ રીતે કહી સંભળાવી. આ પાશવ અત્યાચારની વાત જેણે જેણે સાંભળી તે સર્વને અત્યંત ક્રોધ ચઢયો. આ રાતાકોટ દુર્ગથી થોડે દૂર દેલવાડા નામનું એક સ્થાન છે. આ સ્થાન પર ઉક્ત સેનાએ દિવસનો સમય વ્યતીત કર્યો. રાત્રિ પડતાંજ સર્વ વીરગણ ઉક્ત દુર્ગ તરફ ચાલ્યા. તેમણે અતિ સાવધાનીથી કિલ્લાની નીચે પહોંચી તેની ઉપર ચઢવાનો વિચાર કરવા માંડયો. વિચાર કરી તેમણે પર્વતમાં મોટા મોટા ખીલા ઠોકવા માંડયા અને તેની સહાયતાથી તેઓ ઉપર ચઢવા લાગ્યા. તદુપરાંત ઘીચ વૃક્ષોની શાખાઓ, જાડી લતાઓ વગેરેની પણ સાહાય્ય તેમને લેવી પડી. આ પ્રકારે અતિ ધૈર્ય અને સાવધાનીથી રાજપુત વીરો ઉક્ત કિલ્લાપર ચઢવા લાગ્યા. રાત્રિ ઘોર અંધકારમય હતી. જે અગણિત તારાઓ અંધકારને દૂર કરવાનો પરિશ્રમ કરતા હતા તેમનો મંદ પ્રકાશ કદિ કદિ તે ઘાડા જંગલમાં આવેલાં ઘીચ વૃક્ષોનાં પત્રોને ભેદીને તે વીરોની પાસે આવતો હતો. આ ઘોર અંધકારના વિશાળ પડદાને ભેદીને રાઠોડ અને સીસોદીઆ વીરગણ એક બીજાનાં અંગરખાં પકડી ધીમે ધીમે ઉત્સાહ તથા ક્રોધપૂર્વક ઉપર ચઢતા હતા. શત્રુપર વૈર લેવાને માટે ચૌહાણ વીર અત્યંત આવેશયુક્ત અને ઉતાવળો થઇ ગયો હતો. તેથી તે સર્વની આગળ ચાલી તેમને માર્ગ બતાવતો હતો. સુજાન પર્વતના ઉચ્ચ સ્થાનપર ચઢી ગયો ત્યારે પ્રકાશની બે તીવ્ર રેખાઓએ તેનું ધ્યાન ખેંચ્યું. તેણે ચકિત થઈ લક્ષપૂર્વક જોયું તો તેને જણાયું કે એક વાઘણના પ્રકાશિત નેત્રોમાંથી ઉક્ત કિરણો નીકળતાં હતાં. સુજાન ગભરાયો અને પોતાની નિકટ ઉભેલા એક રાજપુતને ઇશારાથી તે વાઘણ બતાવી પાછળ હઠવા લાગ્યો.

ઉક્ત રાજપુતે સુજાનને ભયભીત થયેલો જોઈ તત્કાળ તે વાઘણને પોતાની અસિથી કાપી નાંખી. રાજપુતો આવી ઘટનાને શુકન ગણે છે. આ શુકન થયાથી સર્વ રાજપુતોનો ઉત્સાહ બમણો વધી ગયો. ધીમે ધીમે સર્વ રાજપુતો રાતા કોટની નિકટ પહોંચી ગયા. કેટલાક વીરો દુર્ગની દિવાલ પર ચઢી ગયા હતા, અને કેટલાક ચઢતા હતા. એવામાં સર્વથી આગળ જનાર ભાટનો પગ લપસી જવાથી તે દિવાલ

પરથી નીચે તૂટી પડયો. આ વખતે તેના *ઢોલમાંથી મોટા ધ્વનિ નીકળ્યો. આ અવાજ સાંભળી ચાચાની નિદ્રાગ્રસ્ત પુત્રી જાગૃત થઈ. તે કન્યાને પુનઃ સુવાડી દેવાના ઉદ્દેશથી ચાચાએ કહ્યું "કેમ શું ડર છે? કોનો ભય છે? ઇશ્વિરનું નામ સ્મરી સૂઇ જા. ભાદરવા માસનો મેઘ ગર્જના કરી રહ્યો છે અને વર્ષાદ પણ આવે છે તેથી આવો અવાજ થાય છે; બીજું કાંઈ નથી. આપણા શત્રુઓ હમણાં કેલવાડામાં છે. તેમના તરફનો ડર રાખવાનું કાંઈ પ્રયોજન નથી. ચાચા આ પ્રમાણે બોલતો હતો એવામાં કિલ્લામાં મહા કોલાહલ થવા લાગ્યો. રાઠોડ અને સીસોદીઆ વીરગણ કિલ્લામાં આવી મહા ભયંકર સિંહનાદ કરવા લાગ્યા. આ સિંહનાદ સાંભળી ચાચાનું હૃદય કંપાયમાન થવા લાગ્યું. તે શીઘ્ર શય્યામાંથી ઉઠયો અને શસ્ત્ર લઇને બહાર આવતો હતો એવામાં ચંદાનો સરદારે પ્રચંડ મૂર્તિ ધારણ કરી તેને ઘેરી લીધો અને ત્યાંજ તેના બે ટુકડા કરી નાંખ્યા. ભાઇને ભૂમિ ભેગો થયેલો જોઇને દુષ્ટ મેર નાસવા જતો હતો, પરંતુ રાઠોડ રાજકુમારે તેને પણ પકડીને જમીનની ધૂળ ભેગો કર્યો. આ પ્રકારે ઉક્ત ઉભય પાપીઓને પ્રાણદંડ આપવામાં આવ્યો. રાઠોડ અને સીસોદીઆ વીરગણ તે કિલ્લાનું દ્રવ્ય લૂંટી જયગાન કરતા કરતા પોતાના દેશમાં ગયા.



---

*રાજપુત સેનાની સાથે ભટ્ટ લોકો પણ જયકીર્તન કરવાને માટે જાય છે. આ લોકો પોતાની સાથે એક એક નગારૂં પણ લેતા જાય છે. યુદ્ધમાં વિજય મળે છે તે વખતે તેઓ તેને વગાડે છે અને સમરગીતો ગાય છે.



# અધ્યાય ૭ મો.

કુંભનું રાજ્ય પદારોહણ–માલવપતિ મહમ્મદને જીતી, કેદ કરી ચિત્તોડમાં લાવવું–રાણા કુંભના ગૌરવની વૃદ્ધિ–પુત્રદ્વારા રાણા કુંભનો ગુપ્ત વધ–પિતૃઘાતકને દૂર કરી રાયમલ્લનું સિંહાસન પર આરૂઢ થવું–દિલ્લીના પાદશાહનું મેવાડ પર આક્રમણ–રાયમલ્લનો વિજય–ગૃહ કલહ–રાયમલ્લનું મૃત્યુ.



સંવત્ ૧૪૭૫ (ઈ. સ. ૧૪૧૯) માં રાણા કુંભ ચિત્તોડના સિંહાસન પર આરૂઢ થયા. તેમના શાસનકાળમાં ચિત્તોડ ઉન્નતિના શિખરપર પહોંચી ગયુ હતું. તેઓ હજારો વિઘ્નો સહન કરીને પોતાની પ્રજાનું લાલન પાલન કરતા હતા. પરંતુ જો તેમને મારવાડના રાજાની * સાહાય્ય ન મળત તો તેઓ ઉન્નત થઈ શકત કે નહિ એ વિષે શંકા છે. બાલ્યાવસ્થામાં તેમના પર જે સંકટો આવી પડયાં હતાં તેમાંથી તેમનું રક્ષણ કરવાને માટે મરૂદેશાધિપતિ જો તેમને સાહાય્ય ન કરત તો મેવાડનો ઇતિહાસ કોણ જાણે કેવો લખાત. રાઠોડ રાજાએ રાણા કુંભને અત્યંત સાહાય્ય કરી હતી. આ સાહાય્ય કરવાનાં અનેક કારણો છે. પરંતુ તેમાંનું મુખ્ય કારણ એ છે કે રાણા કુંભે તેમની પાસે સાહાય્ય માગી હતી. જો તેઓ રાણા કુંભની પ્રાર્થનાનો સ્વીકાર ન કરત તો તેમની અપકીર્તિનો પાર રહેત નહિ. બીજું કારણ એ છે કે રાણા કુંભ રાઠોડ રાજાના ભાણેજ હતા. આથી તેમણે કેટલેક અંશે કર્તવ્ય માનીને અને કેટલેક અંશે સ્નેહ મમતાને વશ થઇને કુંભના હિતને માટે આટલો પરિશ્રમ કર્યો હતો અને આટલું કષ્ટ સહન કર્યું હતું.

મેવાડનું રાજ્ય જે રીતે ચતુર અને તેજસ્વી રાજાઓથી વિભૂષિત બન્યું છે તેવી રીતે દીર્ઘકાળ પર્યંત કોઈ પણ રાજ્ય વિભૂષિત બન્યું નથી. રાણા કુંભના સમયમાં મેવાડનું ગૌરવ મધ્યાન્હકાળના સૂર્ય સમાન તેજસ્વી બની રહ્યું હતું. હિંદુ દ્વેષી મુસલમાનોના ઘોર અત્યાચારથી પૂર્વકાળમાં મેવાડનાં નગરો અને ગામો નાશ પામીને ખંડિયેર બની ગયાં હતાં. પરંતુ રાણા કુંભના સમયમાં તે ઘોર અત્યાચાર બંધ પડયો હતો. જે પ્રચંડ મુસલમાન વીરે ભારતની સ્વાધીનના છીનવી લીધી હતી તેનું શરીર સો વર્ષ થયાં મહત્તત્ત્વમાં મળી ગયું હતું. એમ કહેવું ઉચિત થઈ પડશે કે આ સો વર્ષોમાં મેવાડમાં એક નવીન યુગનો પ્રચાર થયો હતો. વીરવર સમરસિંહની સાથે જે રાજપુત વીરો સંગ્રામભૂમિમાં સૂતા હતા તેમની ભસ્મમાંથી અગણિત સિસોદીઆ વીરો ઉત્પન્ન થવા લાગ્યા. આ વખતમાં મેવાડમાં કોઈ વસ્તુની ન્યૂનતા નહોતી. બળ, વીર્ય, ગૌરવ, પ્રતિષ્ઠા, વગેરે સર્વ શોભાઓથી મેવાડ શોભાયમાન હતું. તથાપિ મેવાડના મહારાણા કુંભ મેવાડનું ભાવી ભાગ્ય ઉકેલવા લાગ્યા તો તેમને કોકેસસ પર્વત માલાઓનાં

---

* રણુચર ભટ્ટે પોતાના રચેલા 'રાજરત્ન' નામના કાવ્ય ગ્રંથમાં એવો ઉલ્લેખ કર્યો છે કે મારવાડના મંદોરરાવ રાણા મુકુલના પ્રધાન મંત્રી હતા અને તેમણે નાવા તથા દિહાના નામક બે સ્થાન જીતી લઇને તેમને મેવાડ સાથે સંયોજી દીધાં હતાં.

ઉચ્ચ શિખરોપરથી અને તેની નીચે વહેતી કૉકેસસ નદીના કિનારા પરથી ભયંકર વાદળ ભારતવર્ષ તરફ આવતું જણાયું. આ ભયંકર વાદળના ગર્ભમાં રહેલી પ્રચંડ વિજળી અલ્પકાળમાં મેવાડ ઉપર તૂટી પડશે એમ તેઓ જાણી ગયા હતા. આથી તેઓ તે વિજળીના વિશ્વદાહક અગ્નિને રોકવાને માટે ઉચિત ઉપાયો કરવા લાગ્યા. આ અગ્નિનું બળ અટકાવવાને માટે તેમણે અત્યંત પરિશ્રમ કર્યો હતો. તેમણે હમીરની તેજસ્વિતા તથા કાર્યકુશલતા અને રાણા લાક્ષની શિલ્પપ્રિયતા કરતાં પણ અધિક ઉત્તમ ગુણોનો પરિચય કરાવ્યો હતો. તે એટલે સુધી કે રાણા કુંભે સમરસિંહની સંગ્રામ ભૂમિ કગ્ગર નદીના કિનારાપર પણ "મેવાડનો લાલ ઝુંડો" ફરકાવી દીધો હતો. હવે તેઓ આવતા શત્રુઓથી બચવાના ઉપાય શોચવા લાગ્યા. અત્રે અમે હિંદુ રાજાઓની પ્રજાહિતસાધક રાજનીતિની સાથે તે વખતના મુસલમાનોની જુલમી રાજનીતિની સમાલોચના કરીશું. જે દિવસે યવન વીર શાહબુદીને ભારતના સ્વાધીનતા રત્નને ખુંચવી લીધું, જે દિવસે સમરકેસરી સમરસિંહે તે રત્નના રક્ષણને માટે દષદ્વતી નદીને કિનારે પોતાના પ્રાણનું બલિદાન આપ્યું તે દિવસથી મહારાણા કુંભના સમય સુધીનાં ૨૨૬ વર્ષમાં બે મોટા યવન રાજવંશોમાં ૨૪ પાદશાહો થયા. તેમાં એક બેગમ પણ સિંહાસનપર બેઠી હતી. વિદ્રોહ તથા પદચ્યુતિના કુટિલ ચક્રમાં ચગદાઇને આ સર્વ પાદશાહો ધીમે ધીમે અનંતકાળમાં વિલીન થઈ ગયા. યવન શહેનશાહતની મેવાડ રાજ્યની સાથે તુલના કરવામાં આવે તો ઉભય વચ્ચે મોટો ભેદ જણાશે. આટલા સમયમાં મેવાડના સિંહાસનપર માત્ર ૧૧ રાણાઓ આરૂઢ થયા હતા. તેમાંના કેટલાક તો એવા હતા કે જેમણે માતૃભૂમિનું અથવા કોઈ પ્રાચીન તીર્થનું રક્ષણ કરવાને માટે સંગ્રામ ક્ષેત્રમાં પોતાના પ્રાણનું બલિદાન આપ્યું હતું. આ પરથી સ્પષ્ટ રીતે જ્ઞાત થાય છે કે જે રાજાઓ પ્રજાહિત કારી રાજનીતિથી રાજ્ય ચલાવે છે તેઓ દીર્ઘકાળ પર્યંત સિંહાસન પર વિરાજમાન રહે છે.

જે વખતે દિલ્લીમાં ખિલજી વંશનો અંતિમ પાદશાહ રાજ્ય કરતો હતો તે વખતે વિજયપુર, ગોલકોંડા, માળવા, ગુજરાત, જુવાનપુર અને કાલ્પી આદિ પ્રદેશોના રાજાઓ દિલ્લીશ્વરને અયોગ્ય પાદશાહ જાણી પોતાની આધીનતા રૂપી શૃંખલા તોડી નાખીને પૃથક્ પૃથક્ સ્વતંત્ર રાજ્યોની સ્થાપના કરવા લાગ્યા. જે વખતે રાણા કુંભને સિહાસન પ્રાપ્ત થયું તે વખતે માળવા અને ગુજરાતના નવાબો પોતપોતાની સેના વૃદ્ધિંગત કરી પોતાનાં રાજ્યો વધારતા જતા હતા. તેઓ મેવાડ રાજ્યની ઉન્નતિ જોઈ રાણા કુંભ પર દ્વેષ રાખવા લાગ્યા. તે ઉભય પરસ્પર મળી ગયા અને તેમણે સંવત્ ૧૪૯૬ (ઇ. સ. ૧૪૪૦) માં અતિ પ્રચંડ સેના લઈને મેવાડ પર આક્રમણ કર્યું.

રાણા કુંભને આ વાતની ખબર થતાં તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. તેમણે ઉભય નવાબોને સારી રીતે દંડ આપવાનો નિશ્ચય કર્યો. તેઓ એક લાખ ઘોડા અને પાયદળ તથા ૧૪૦૦ હાથીઓ લઇને તે ઉભય યવન નવાબોની સામા થયા. ઉભય સેનાઓ વચ્ચે દારુણ યુદ્ધ થયું. રાણાની સેના આગળ યવન સેના ટકી શકી નહિ. રાણા કુંભ માળવાના મહમ્મદ ખિલજીને બાંધીને ચિત્તોડમાં લઈ આવ્યા.

અબુલફજલે પણ પોતાના લખેલા ઇતિહાસમાં રાણા કુંભના આ વિજયનું વર્ણન કર્યું છે. તે ઇતિહાસવેત્તા મુસલમાન હોવા છતાં પણ તેણે આ રાજાના માહાત્મ્યથી તથા તેમની ઉદારતાથી મોહિત થઇને વારંવાર તેમની પ્રશંસા કરી છે. તેણે લખ્યું છે કે "ઉદાર હૃદયના રાણા કુંભે કોઈ પણ પ્રકારની જામીનગીરી લીધા વિના મહમ્મદને છોડી દીધો, એટલુંજ નહિ, પરંતુ તેમણે તેને અનેક પ્રકારની ભેટો આપી આદરમાન સહિત તેના રાજ્યમાં પહોંચાડયો." હિંદુ જાતિનું ચરિત્ર આવું ઉદાર હોય તેમાં લેશ પણ શંકા નથી. વિનીત શત્રુ પર દયા કરીને તેને છોડી દેવો એજ હિંદુ વીરોનો સનાતન ધર્મ છે. હિંદુ વીરો અનાદિકાળથી આ ધર્મનું પાલન કરતા આવ્યા છે. ભટ્ટ લોકોના ગ્રંથોમાં મહમ્મદ ખિલજીની મુક્તિ વિષે આથી ભિન્ન પ્રકારનું વર્ણન ઉપલબ્ધ થાય છે. તેમાં એવો ઉલ્લેખ છે કે મહમ્મદ ખિલજીને મહારાણાએ ૭ માસ પર્યંત કારાગૃહમાં રાખીને પછી છોડી દીધો હતો. વળી એમ પણ કહેવાય છે કે રાણાએ વિજયચિન્હ તરિકે મહમ્મદની અન્ય વસ્તુઓની સાથે તેના તાજને પણ પોતાની પાસે રાખ્યો હતો. વીરવર બાબરને રાણા સંગના પુત્રે આ તાજ નજર કર્યો હતો. બાબરે આ વાત પોતાના જીવન ચરિત્રમાં લખી છે. રાણા કુંભનું આ કાંઈ સાધારણ પરાક્રમ ગણાય નહિ. પરંતુ તે સર્વ કરતાં

એક બીજું સ્મૃતિચિન્હ દીર્ઘકાળથી તેમના વિજયનું વિશેષ ગાન કરી રહ્યું છે. આ વિજયના સ્મારક તરીકે મહારાણા કુંભે એક વિજય સ્તંભ બંધાવ્યો હતો. તેના પર એક લેખ છે તેનો પ્રારંભ આ વાક્યથી થાય છે. "ઉલટી આવેલા મહાસાગર સમાન પ્રચંડ સેનાને પોતાની સાથે લઇને પૃથ્વીને કંપાયમાન કરી ગુજરાત તથા માળવા આ બે દેશના નવાબોએ *મધ્યપાટપર આક્રમણ કર્યું." ત્યાર પછી ઉક્ત યુદ્ધનું સર્વ વર્ણન તે વિજય સ્તંભ પર લખવામાં આવ્યું છે. ઉક્ત યુદ્ધ થયા પશ્ચાત્ એકાદશ વર્ષે રાણાએ આ વિજય સ્તંભ બંધાવવા માંડયો હતો. આ વિજય સ્તંભ બંધાવતાં દશ વર્ષ લાગ્યાં હતાં. જે વિજય સ્તંભ આજે મેરૂ પર્વત તરફ ધૃણાની દ્રષ્ટિથી જુએ છે તે દશ વર્ષમાં તૈયાર થઈ ગયો એ, કુંભ રાણાની કાર્યતત્પરતા સૂચવે છે. ઇશ્વિર પ્રત્યે અમે એવી પ્રાર્થના કરીએ છીએ કે આ વિજય સ્તંભ સદા અચળ રહી મેવાડના રાજાઓનું ગૌરવ પ્રદર્શિત કરે. રાણા કુંભની ઉદારતા અને મહાનતાથી મોહિત થઇ માળવાનો નવાબ તેમનો મિત્ર બની ગયો હતો. ભટ્ટ લોકોના ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે રાણા કુંભને એકવાર દિલ્લીશ્વરની સેના સાથે "ઝુંઝજૂ" નામક સ્થળે યુદ્ધ થયુ હતું, તે વખતે મહમ્મદ ખિલજી પોતાનુ સૈન્ય લઇને રાણાને સાહાય્ય કરવાને આવ્યો હતો. આ પ્રસંગે રાણાને વિજય મળ્યો હતો. આ વખતે દિલ્લીનો પાદશાહ એટલો બધો અશક્ત થઇ ગયો હતો કે મસ્જીદમાં મુલ્લાંઓ રાત્રિ દિવસ 'દિલ્લીના શહેનશાહની ઇજ્જત બરકરાર રહે' એવી બંદગી કર્યા કરતા હતા. એક વખત એકલા માળવાના નવાબેજ દિલ્લીના સુલતાન ઘોરીનો પરાજય કર્યો હતો.

વિદેશી લોકોના આક્રમણથી મેવાડ ભૂમિની રક્ષા કરવાને માટે તે દેશમાં જે ૮૪ દુર્ગો બંધાવવામાં આવ્યા હતા તેમાંના ૩૨ તો એકલા મહારાણા કુંભેજ બંધાવ્યા હતા. આ ૩૨ કિલ્લાઓમાં માત્ર કુંભમેરૂ કમલમેર દુર્ગજ સૌથી વિશેષ પ્રસિદ્ધ છે. આ કિલ્લો ઉત્તમ સ્થાન પર સ્થિત છે તથા એની આસપાસ અતિ ઉંચી દિવાલો છે, તેથીજ એ મેવાડના અન્ય દુર્ગો કરતાં શ્રેષ્ઠ ગણાય છે. એ કિલ્લો જે સ્થળ પર સ્થિત છે ત્યાં પૂર્વે એક પ્રાચીન કિલ્લો હતો. આ પ્રાચીન કિલ્લો દીર્ઘકાળથી પહાડી ભીલ લોકોના અધિકારમાં હતો. મહારાણા ચંદ્રગુપ્તના વંશમાં સંપ્રીત નામક એક જૈન રાજા ઇસ્વીસનની બીજી શતાબ્દીમાં થયો હતો. ઘણા લોકો કહે છે કે આ રાજાએ તે કિલ્લાને બંધાવ્યો હતો. આ પ્રાચીન દુર્ગની નિકટ જે જૈન મંદિરો દષ્ટિગોચર થાય છે તેનું અત્યુત્તમ શિલ્પકામ જોવાથી આ વાત સત્ય હોય એમ લાગે છે. આ કુંભમેરૂ દુર્ગના એક પ્રધાન દ્વારનું નામ "હનુમાનદ્વાર" છે. આ દ્વારપર વીર શિરોમણિ મહાવીરની એક વિરાટ્ મૂર્તિ વિરાજમાન થઈ તેનું રક્ષણ કરે છે. જે સમયે રાણા કુંભે નગરકોટ જીત્યું ત્યારે તેઓ ત્યાંના સુંદર કમાડની સાથે હનુમાનની મૂર્તિ પણ પોતાના નગરમાં લાવ્યા હતા. આબુ પર્વતના એક શિખર પર પરમારોનો એક મોટો કિલ્લો હતો. મહારાણા કુંભે ત્યાં એક વિશાળ મહાલય બંધાવ્યો. બહુધા તેઓ આજ મહાલયમાં રહેતા. આ વિશાળ દુર્ગનો શસ્ત્ર ભંડાર તથા રક્ષકગૃહ અદ્યાપિ મહારાણા કુંભના નામથી પ્રસિદ્ધ છે. મેવાડ નિવાસીઓનાં અનેક કાર્યોથી વિદિત થાય છે કે મહારાણા કુંભ અત્યંત લોકપ્રિય હતા. આબુ પર્વતના શિખર પર આવેલા આ કિલ્લામાં કેટલાંક મંદિરો દ્રગ્ગોચર થાય છે. તેમાંના એક મંદિરમાં રાણા કુંભ તથા તેમના પિતાની મૂર્તિ વિદ્યમાન છે. મેવાડ નિવાસીઓ અદ્યાપિ તેમને દેવતા સમાન માનીને તેમની મૂર્તિની પૂજા કરે છે. જે સમયે મહારાણા કુંભે ઉક્ત પહાડી કિલ્લામાં વિશ્રામ કર્યો હતો તેને આજે સેંકડો વર્ષ થઇ ગયાં છે, તેમના પરાક્રમી વંશજો પણ અનંતકાળમાં લય પામી ગયા છે. પરંતુ તેમણે કરેલાં કાર્યોનું સ્મરણ થતાં અનાયાસ મેવાડના પૂર્વ ગૌરવનું સ્મરણ થઇ આવે છે. મેવાડના પશ્ચિમ ભાગને અને આબુ પર્વત પર આવેલા માર્ગોને કિલ્લાકોટ આદિથી દ્રઢ કરીને મહારાણા કુંભે "ભાનશિરોહી"ની નિકટ વસંતી નામનો એક કિલ્લો બંધાવ્યો. તદુપરાંત અરવલ્લીમાં વસતા મેર લોકોના આક્રમણથી દેવગઢ તથા "શૈરોનલ્લ"ની રક્ષા કરવાને માટે પણ તેમણે એક કિલ્લો બંધાવ્યો હતો. આ કિલ્લાનું નામ માચીન છે. વળી જારોલ તથા પાનોરનો દુર્ધર્ષ પ્રદેશ અને ત્યાંના ભીલોપર પોતાની સત્તા સ્થાયી રાખવા તેમણે આહોર વગેરે બીજા પ્રાચીન કિલ્લાઓની મરામત કરાવી અને મારવાડ રાજ્યની સીમા નિશ્ચિત કરી.

---

* મેવાડનું પ્રાચીન નામ મધ્યપાટ છે.

આ શિવાય રાણા કુંભે અનેક મહાન ધાર્મિક કાર્યો કર્યા હતાં. તેમાંનાં ૭ કાર્યો વિશેષ પ્રસિદ્ધ છે. તેમાંનું એક કુંભસ્યામ છે. કુંભસ્યામ આબુ પર્વત પર આવેલુ છે. જો તે કોઇ અન્ય સ્થાન પર બધાવવામાં આવ્યું હોત તો તેની સુંદરતાને લીધે તે જગતમાં પ્રસિદ્ધ થઇ જાત. પરંતુ તે સ્થળે અનેક સુંદર ઇમારતો હોવાથી તેનું મહત્વ ઘટી ગયું છે. તેમની બીજી ઇમારત અટારી છે. આ ઇમારત અતિ પ્રચંડ છે. આ ઇમારત બંધાવવામાં દશ કરોડથી પણ થોડા વધારે રૂપિયાનો ખર્ચ થયો હતો. રાણાએ ખાસ પોતાના કોષમાંથી આ ઇમારત બંધાવવાને માટે આઠ લાખ રૂપિઆ આપ્યા હતા. આ વિશાળ અટારી મેવાડના પશ્ચિમ ભાગમાં આવેલા માદ્રિ નામક પહાડી માર્ગમાં છે. રાણા કુંભે શ્રીઋષભદેવના[1] નામ પર આ અટારી સમર્પણ કરી હતી. આ અટારી પર્વતના દુર્ગમ માર્ગ પર આવેલી હોવાથી મુસલમાન લોકોના સર્વ સંહારક હાથો તેને તોડી શકયા નહોતા. પરંતુ શોકની વાત છે કે સાંપ્રતમાં તે સર્વથા નિર્જન બની ગઇ છે. ઋષભદેવનાં જે મંદિરને એક વખત મેવાડનું પવિત્ર સ્થાન માનવામાં આવતું હતું, જ્યાં પ્રતિદિન અગણિત નરનારીઓનો સંચાર હતો, ત્યાં આજે મનુષ્યનુ નામ પણ રહ્યું નથી; ત્યાં માત્ર નિર્જન જંગલજ આવી રહ્યું છે. સાંપ્રત જંગલનાં હિંસક પશુઓએ તે અટારીના ઓરડાને પોતાનાં નિવાસસ્થાન બનાવી તે દુર્ગમ પ્રદેશને અધિક દુર્ગમ બનાવી દીધો છે. રાણા કુંભ જેવા વીર અને શિલ્પપ્રિય હતા તેવાજ તેઓ કવિ પણ હતા. રાજસ્થાનના અન્ય કવિઓની કવિતા કરતાં રાણા કુંભની કવિતા વિશેષ પ્રસિદ્ધ છે, કારણ કે રાણા કુંભે પોતાની બુદ્ધિ તથા કવિત્વ શક્તિ પોતાના પરાક્રમના વર્ણનમાં કિંવા પોતાની પ્રાણ પ્યારીઓની સુંદરતાની પ્રશંસામાં ખર્ચી નાંખી નહોતી. તેમણે આધ્યાત્મિક રસનો આસ્વાદ લેનારા કવિઓની વિશુદ્ધ ભાવનાનું અનુકરણ કરીને અમૃતમય "ગીત ગોવિંદ"નું એક સુંદર પરિશિષ્ટ બનાવ્યુ છે.

મારવાડના મેરતાવાસી શ્રેષ્ઠ રાઠોડ સરદારની મીરાંબાઇ નામક કન્યાની સાથે મહારાણા કુંભનું લગ્ન થયું હતું.[2] મીરાંબાઈ અત્યંત સુંદર અને ધાર્મિક વૃત્તિની હતી. તેમના સદ્ગુણોની બરાબરી તે વખતે કોઇ પણ રાજકુમારી કરી શકતી નહોતી. મીરાંબાઈ કાવ્યરચના કરવામાં પરમ પ્રવીણ હતાં. તેમણે શ્રી કૃષ્ણ ભગવાનની સ્તુતિનાં અનેક પદો રચ્યાં છે. વૈષ્ણવ પંથીઓને તેમનાં પદો અત્યંત પ્રિય હતાં. અદ્યાપિ અનેક રાજકુલોમાં મીરાંબાઇનાં પવિત્ર ભજનો આદરપૂર્વક ગાવામાં આવે છે. અદ્યાપિ[3] વૈષ્ણવો મીરાંબાઈનાં સુંદર ભજનો ગાતા ગાતા પ્રેમાનંદમાં નિમગ્ન થઈ જાય છે. રાણા કુંભ પણ ઉત્તમ કવિ હતા. પરંતુ મીરાંબાઇએ તેમની પાસેથી કાવ્યનું જ્ઞાન મેળવ્યું હતું એમ કહી શકાતું નથી. સ્વધર્મપરાયણ મીરાંબાઈનું જીવન ચરિત્ર ઉપન્યાસ જેવું રસિક લાગે છે. યમુનાના કિનારાથી દ્વારિકાપુરી સુધી શ્રી કૃષ્ણ ભગવાનનાં જેટલાં મંદિરો હતાં તે સર્વનાં દર્શન મીરાંબાઈ કરી આવ્યાં હતાં. તેઓ પુરુષના જેવું વર્તન રાખતાં હોવાથી તેમને અનેક કલંકો લગાડવામાં આવ્યાં છે. પરંતુ તે સર્વ મિથ્યા છે.

---

૧ રાણાનો એક મંત્રી જૈન ધર્માવલંબી હતો. તે રાઠોડ કુલમાં જન્મ્યો હતો. આજ મંત્રીએ ઇ. સ. ૧૪૩૮ માં ઉક્ત મંદિર બંધાવ્યું હતું. આ મંદિર બાંધવામાં સર્વ પ્રજાએ પણ સાહાય્ય કરી હતી. આ મંદિરના ત્રણ ખંડો છે. એના સ્તંભો અનેક છે. પ્રત્યેક સ્તંભ ૪૦ ફીટથી અધિક ઉંચો છે. એમાંની કારીગરી જોવા લાયક છે. સ્થળે સ્થળે અનેક પ્રકારનાં ચિત્રો આલેખવામાં આવ્યાં છે. પ્રસિદ્ધ જૈન સંન્યાસીઓની મૂર્તિઓ આ મંદિરના નીચલા ભાગમાં સ્થિત છે.

૨ દેવીપ્રસાદજી મુન્સીફ, જોધપુર, પોતાના રચેલા "મીરાંબાઈનાં જીવન ચરિત્ર" માં લખે છે કે "કર્નલ ટૉડે કર્ણોપકર્ણ સાંભળેલી અફવાઓ પર શ્રદ્ધા રાખીને મીરાંબાઇને રાણા કુંભાજીની રાણી જણાવવામાં ભૂલ કરી છે......મીરાંબાઇ જોધપુરના રાઠોડ કુલમાં જન્મી હતી અને ઉદયપુરના સીસોદીઆ કુલના રાણા સાંગાજીના કુમાર ભોજની સાથે તેનો વિવાહ કરવામાં આવ્યો હતો. તેનો વિવાહ સંવત્ ૧૫૭૩ માં થયો હતો. તે રાજદૂદાજીના મેડતિયા રાઠોડ રતનસિંહની પુત્રી હતી."

૩ મુંબઇના સુપ્રસિદ્ધ શ્રી વેંકટેશ્વર પ્રેસમાં મુદ્રાંકિત થયેલું મીરાંબાઈ નાટક વાંચવા યોગ્ય છે.

રાણા કુંભ જેવા વીર હતા તેવા રસિક પણ હતા. શૃંગાર અને વીરરસના અપૂર્વ મિશ્રણથી તેમનું હૃદય અતિ ઉત્કૃષ્ટ બની ગયું હતું. ઝાલાવાડના સ્વામીની પુત્રીની સાથે એક રાઠોડ રાજકુમારનો વિવાહ ઠરાવવામાં આવ્યો હતો, પરંતુ આ વિવાહ થાય તે પૂર્વે રાણા કુંભે તે રાજકુમારીનું હરણ કર્યું. આ ઘટના બન્યા પૂર્વે રાઠોડ તથા સીસોદીઆ કુળની વચ્ચે જે મિત્રતા બંધાઇ હતી તે મહારાણા કુંભના આ વર્તનથી તૂટી ગઈ. પુનઃ ઉભય કુળો વચ્ચેનું પ્રાચીન વેર જાગૃત થયું. પ્રેમવિમૂઢ રાઠોડ રાજકુમારે પોતાની પ્રાણ પ્રિયાને કુંભના પંજામાંથી મુક્ત કરવાને માટે ઘણી ચેષ્ટા કરી, પરંતુ દુર્ભાગ્યવશાત્ તેનો સર્વ પ્રરિશ્રમ નિષ્ફળ થયો. તે છતાં પણ તે રાજકુમારે ઉક્ત લાવણ્યવતી સ્ત્રીને પ્રાપ્ત કરવાની આશા છોડી નહિ. તે રાત્રિ દિવસ મદ્દોરના મહાલયના સૂના ઓરડામાં બેસીને ઉક્ત સુંદરીના સૌંદર્યનું ધ્યાન ધરતો. વર્ષાદ પડી ગયા પશ્ચાત્ જ્યારે આકાશ નિર્મળ થઇ જતું ત્યારે કુંભના ઉચ્ચ પ્રાસાદની અગાશીપરથી મદ્દોરનો કિલ્લો સ્પષ્ટ રીતે દેખાતો હતો. આ વખતે ઉક્ત રાઠોડ રાજકુમાર પોતાની પ્રાણપ્રિયાના નિવાસસ્થાનનું દર્શન કર્યા કરતો, અનેક ચિંતા તથા અનેક વિચારો તેના હૃદયમાં ઉત્પન્ન થતા. કદિ સુખ તો કદિ દુઃખ, કદિ આશા તો કદિ નિરાશા તેના હૃદયપર અધિકાર સ્થાપિત કરતી. કોઇ કોઇ વખત તે વિરહવ્યથા સહન કરી કરીને અતિ અધીરો બની જતો. તથાપિ તે મોહિની આશાનો ત્યાગ કરી શકતો નહોતો અને તે એકાંત સ્થાન પણ છોડી શકતો નહોતો. રાત્રિ દિવસ તે કુંભમેરૂના મહાલયનુંજ દર્શન કર્યા કરતો. કુંભમેરૂના દીપકનો ઉજ્વળ પ્રકાશ દૂરથી તેને તારાના પ્રકાશ સમાન લાગતો હતો. તે ધ્યાનપૂર્વક તેનેજ જોયા કરતો. ઘણા જણ એવું અનુમાન કરે છે કે કુંભમેરૂના મહાલયમાં જે દીપક રાત્રે પ્રદીપ્ત કરવામાં આવતો હતો તે ઝાલાવાડ કુમારીના પ્રેમનું ચિન્હ હતું. તેણે રાઠોડ રાજકુમારનેજ પોતાનું. જીવન સમર્પણ કરી દીધું હતું. મહાન કુળમાં પ્રવેશ કર્યા છતાં પણ તે રાજકુમારી બાલ્યાવસ્થાની પ્રીતિ ભૂલી શકી નહોતી. તેના પિતાએ દ્રવ્યની લાલચથી તેને તેના પ્રણયપાત્રના શત્રુની સાથે પરણાવી દીધી હતી. તેણે પોતાની પુત્રીના સુખ દુઃખનો લેશ પણ વિચાર કર્યો નહિ. તે રાજપુત બાળા રાત્રિદિવસ પોતાના ભાગ્યને ધિક્કારતી હતી. આ રીતે કેટલાંક વર્ષો વ્યતીત થઇ ગયાં. વિરહથી વ્યથિત થયેલા રાજકુમારે તેને પ્રાપ્ત કરવાની ઘણી ચેષ્ટા કરી, પરંતુ કોઇ પણ પ્રકારે તે તેનું દર્શન કરી શકયો નહિ. અંતે એક દિવસ તે કુંભમેરૂના પશ્ચિમ ભાગમાંથી આવીને કિલ્લાપર ચઢી ગયો. ભટ્ટ કવિઓ આ સંબંધે કહે છે કે "રાજકુમાર ઝાલવનમાંથી તો ચાલ્યો આવ્યો, પરંતુ તે કોઈ પણ પ્રકારે ઝાલણીની પાસે આવી શક્યો નહિ."

ઉત્તમ પ્રકારનાં પ્રજાપાલનપૂર્વક અખંડ પ્રતાપસહિત ૫૦ વર્ષ પર્યંત રાજ્ય ભોગવી રાણા કુંભ વૃદ્ધ થયા. તેમની જાતના તથા દેશના શત્રુઓ તેમનાં પ્રચંડ પરાક્રમની આગળ મૌન ધારણ કરી બેઠા છે. તેમણે અનેક કિલ્લાઓ તથા મંદિરો બંધાવી પોતાના રાજ્યને દ્રઢ તથા શોભાયમાન કર્યું છે. આ રીતે તેમણે જન્મભૂમિનું ગૌરવ તથા પોતાની કીર્તિ ચોતરફ પસરાવી દીધી છે. મેવાડના આવા ઉન્નતિના સમયમાં રાણાના મજબુત વૃક્ષના થડમાં એક ક્રૂર નરપિશાચે કઠોર કુહાડો માર્યો. જે વર્ષ મેવાડ દેશને માટે અતુલ આનંદ અને ઉત્સવના પર્વ સમાન ગણાતું હતું તે આ નરરાક્ષસના કુકર્મથી શોકના ઉદધિરૂપ બની ગયું. આ વખતે જે કુકર્મ થયું તેથી ભારતના ઈતિહાસનો એક અધ્યાય કલંકની શાહીથી કલુષિત થઇ ગયો. પરમ સદ્ગુણી મહારાણા કુંભ દીર્ઘ કાળથી શાંતિનો ઉપભોગ કરતા કરતા વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરતા જતા હતા. પરંતુ એવામાં તેમનો પવિત્ર પ્રાણ એક નરપિશાચની કાતિલ છૂરીથી અકાળે આ લોકમાંથી પ્રયાણ કરી ગયો. આ ઘાતકી પિશાચ કોઇ પરકીય માણસ નહોતો, પરંતુ મહારાણા કુંભનો પોતાનો પુત્ર હતો. તે રાજપુત કુળકલંક નરરાક્ષસેજ આ ભયંકર કાર્ય કર્યું હતું.

આ પ્રકારે સંવત્ ૧૫૨૫ (ઈ. સ. ૧૪૬૯) નું વર્ષ આ ભયંકર કાર્યથી કલંકિત થયું. જે નરરાક્ષસે પોતાના હાથથી પોતાના જન્મદાતા પિતાનો સંહાર કર્યો તેનું પાપી નામ આર્ય રાજ્યકુળના પવિત્ર ઇતિહાસમાં લખવા યોગ્ય નથી. આપણા મુખથી તેના નામનો ઉચ્ચાર કરવો એ પણ પાપ છે. આ પાપી પિતૃઘાતકનું નામ ઉદા ( ઉદયસિંહ ) હતું. રાજસ્થાનના ભટ્ટ કવિઓ આ નિંદ્ય તથા હતભાગી નરપિશાચને "હત્યારો" તથા "નરહંતા" કહે છે. જે રાજ્યના લોભથી તેણે આવું દુષ્ટ કાર્ય

કર્યું તે રાજ્યને તે ઘણા અલ્પ સમય પર્યંત ભોગવી શક્યો હતો. અને આ સ્વલ્પ કાળમાં પણ તેણે એક ક્ષણ પણ સુખાનુભવ કર્યો નહોતો. ક્ષણે ક્ષણે પોતાના જાતિબંધુઓના દ્વેષરૂપી વિષનું પાન કરીને તે પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યો. આપ્ત જનો, શુભચિંતકો, ઇષ્ટ મિત્રો તથા બંધુઓ એ સર્વ જણે તેનો ત્યાગ કર્યો. આ ઘૃણિત અવસ્થાએ પહોંચી જ્યારે તે દુરાચારીએ પોતાના સંરક્ષણનો કાંઈ ઉપાય ન જોયો ત્યારે તેણે એક નીચ પુરુષની સાથે મિત્રતા કરી. કપટમય મિત્રતાથી પોતાની જાળમાં ફસાવાને માટે પાપી ઉદાએ દેવડા નામના માંડલિક રાજાને આબુ પર્વતપર સ્વતંત્ર રાજા તરિકે સ્થાપિત કર્યો. વળી તેણે જોધપુર‡ના રાજાને સાંભર, અજમેર તથા તેની નિકટનાં કેટલાંક પ્રગણાંઓ આપી દીધાં. તે છતાં પણ તે દુષ્ટના હૃદયનો ખટકો ગયો નહિ. ઉદાએ દ્રવ્ય અને સંપત્તિ આપીને તેના બદલામાં મિત્રતા વેચાતી લીધી હતી પરંતુ તેણે જે ઉદ્દેશ પાર પાડવાને માટે તેમ કર્યું હતું તે ઉદ્દેશ તેથી પાર પડયો નહિ. તેના મનમાં એવી અભિલાષા હતી કે મારા મિત્રો મને ખોટાં કર્મો કરવામાં સાહાય્ય આપશે. પરંતુ તેની તે અભિલાષા પરિપૂર્ણ થઇ નહિ. અરે તે મુખ ખોલીને ખોટાં કામોને માટે તેમની પાસે સાહાય્ય માગી શકયો નહિ. જો તેણે તેમની પાસે તે પ્રકારની સાહાય્ય માગી હોત તોપણ તે મળી હોત એ વિષે શંકા છે. તે મનમાં ને મનમાં અત્યંત મુંઝાવા લાગ્યો અને દુઃખ પામવા લાગ્યો. તેણે પોતાની પ્રજાપર ભયંકર અત્યાચાર કરવા માંડયો. તેના અત્યાચાર અને કુકર્મથી ધીમે ધીમે પ્રજાની પાયમાલી થવા લાગી અને રાજ્યનો નાશ થવા લાગ્યો. મહારાણા કુંભે અનેક વર્ષો પર્યંત પરિશ્રમ કરીને જે મેવાડને ઉન્નતિના શિખરપર પહોંચાડયુ હતું તેને ઉદાએ માત્ર પાંચ વર્ષોમાંજ અવનતિના કૂપમાં ડૂબાવી દીધુ. તે દુષ્ટના ભાગ્યમાં શાંતિ લખેલીજ નહોતી. તેના મિત્રોએ તેનો ત્યાગ કર્યો. તેમણે તેની સાથે લેશ પણ સંબંધ રાખવો બંધ કર્યો. ત્યારે તે હતભાગી પોતાના રક્ષણનો બીજો કોઇ ઉપાય નહિ જોઇ દિલ્હીના યવન પાદશાહની પાસે ગયો અને તેને પોતાની પુત્રી આપવાનું વચન આપી તેની સાહાય્ય માગી. "પરંતુ ભગવાને આ દ્વિગુણ દુરાચારને દૂર કરી ભયંકર કલંકથી બાપ્પા રાવળના વંશની રક્ષા કરી અને ઉદાને સારી પેઠે તેના પાપનુ ફળ આપ્યુ." જ્યારે ઉદા પાદશાહની કનેથી વિદાય લઇ દિવાનખાનામાંથી બહાર આવતો હતો તે સમયે તેનાપર વિજળી પડી અને તત્કાળ તે પાપી પૃથ્વીપર તૂટી પડી યમદ્વારે પહોંચી ગયો. આ પ્રકારે ભયંકર પાપનું કઠોર ફળ તેને મળ્યું. આ પાપી જીવનના નાટકનો પડદો સદાને માટે પડયો. આ ભયંકર કાર્યમાં ભટ્ટવંશના એક માણસે પણ ઉદાને સાહાય્ય કરી હતી. આજ કારણથી ભટ્ટ લોકો પોતાના જાતિબંધુની દુષ્ટતા છુપાવવાને માટે આ વૃત્તાન્ત અતિ સાધારણ રીતે વર્ણવે છે.

રાજસ્થાનના બ્રાહ્મણ, યતિ, ચારણ અને ભાટ લોકો કે જે યાચકવૃત્તિ કરે છે તેમને 'મંગતા' કહેવામાં આવે છે. આ લોકો પરસ્પર અત્યંત દ્વેષ રાખે છે. તેમને એક બીજા ઉપર પ્રભુતા સ્થાપિત કરવાની તથા હુકમ ચલાવવાની મોટી અભિલાષા હોય છે. વીરવર હમીરના સમયમાં આ સર્વ યાચકોમાં ચારણોનું પ્રાબલ્ય વિશેષ હતું. મહારાણા કુંભને એક જ્યોતિષીએ કહ્યું હતું કે આપનું મૃત્યુ એક ચારણને હાથે થનાર છે. બ્રાહ્મણની આ ભવિષ્યવાણી પૂર્વે પણ મહારાણા કુંભ કાંઇક કારણથી ચારણોની ઉપર અત્યંત અપ્રસન્ન થયા હતા અને એવામાં ઉક્ત જ્યોતિષીએ તેમને આવી ભવિષ્ય વાણી કહી; આથી ચારણો પ્રત્યેના તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. તેમણે ચારણ લોકોની સર્વ સંપત્તિ જપ્ત કરી અને તેમને પોતાના રાજ્યમાંથી હાંકી કાઢયા. ચારણોને આ પ્રકારનો કઠોર દંડ કર્યો તે મહારાણાનું અદૂરદર્શી કાર્ય હતું એમાં કાંઇ શક નથી. કારણ કે અદ્યાપિ બ્રાહ્મણો અને ચારણોને કોઇએ આવો ભીષણ દંડ કરવાની હિમ્મત કરી નથી. પરંતુ ચારણ લોકોને આ દેશનિકાલનો કઠોર દંડ દીર્ઘકાળ પર્યંત ભોગવવો પડયો નહિ. યુવરાજ રાયમલ્લના ઉદ્યોગથી થોડા વખતમાં તેમને પુનઃ મેવાડના રાજ્યમાં વસવાની પરવાનગી મળી. યુવરાજ રાયમલ્લે એક વખત એક ગૂઢ પ્રશ્ન પૂછયો* આથી મહારાણા કુંભે

‡ આ ભયંકર ઘટનાની ૧૦ વર્ષ પૂર્વે અર્થાત્ સંવત્ ૧૫૧૫ માં જોધરાવે જોધપુર વસાવ્યું હતું.

* એક વખત રાણાને ઝુંઝન નામક સ્થળે યવનરાજના ઉપર વિજય મળ્યો. તેને બીજે દિવસથી રાણાએ એવો નિયમ કર્યો કે કોઇ પણ આસનપર બેઠા પૂર્વે એક મંત્ર ભણી પોતાના મસ્તકપર પોતાના

તેમને પણ દેશપાર કર્યા. આ વખતે તેઓ ઇડરના રાજ્યમાં ચાલ્યા ગયા. અહીંઆં એક ચારણે તેમને ઘણી સાહાય્ય કરી. આ ચારણે પોતાના ચાતુર્યથી તેમને પ્રસન્ન કરી રાણાનો અનુગ્રહ અને પોતાની ભૂમિસંપત્તિ પુનઃ પ્રાપ્ત કરી હતી; પરંતુ જે કુટિલ જ્યોતિષીએ મહારાણાને પૂર્વોક્ત ભવિષ્યવાણી કહી હતી, તેનું મસ્તક જો કાપી લેવામાં આવત અને તેની વાતપર લક્ષ આપવામાં ન આવત તો મહારાણાનું કલ્યાણ થાત.‡

પોતાના પરાક્રમ અને સામર્થ્યના પ્રભાવથી રાણા રાયમલ્લ સંવત્ ૧૫૩૦ (ઇ. સ. ૧૪૭૪)માં રાણા કુંભના સિંહાસનપર બેઠા. સિંહાસનારૂઢ થયા પૂર્વે તેમણે પિતૃઘાતક ઉદાની વિરુદ્ધ ખડ્ગ ધારણ કર્યું હતું. દુષ્ટ ઉદો આ યુદ્ધમાં પરાજિત થઈ દિલ્લીના પાદશાહની પાસે ગયો, અને તેને પોતાની કન્યા આપવાનું વચન આપ્યું. પરંતુ વિધાતાએ તેના વચનનુ પાલન થવા દીધું નહિ. ઉદાને સિંહેશમલ્લ અને સૂરજમલ્લ નામના બે પુત્રો હતા. હતભાગી ઉદાનુ મૃત્યુ થયા પશ્ચાત્ દિલ્લીનો પાદશાહ તેના ઉક્ત ઉભય પુત્રોને લઇને ચિત્તોડપર ચઢી આવ્યો. સાંપ્રત જેને નાથદ્વારા કહેવામાં આવે છે તે તે વખતે શિયાડ઼ે નામથી પ્રસિદ્ધ હતું. પાદશાહ આ સ્થળે પોતાની છાવણી નાંખીને પડયો. ચિત્તોડના સરદારો અને સામંતોએ રાયમલ્લનો પક્ષ ગ્રહણ કર્યો હતો, કારણ કે તેઓ રાણા રાયમલ્લને ચિત્તોડના રાજ્યના ખરા હક્કદાર સમજતા હતા. રાણાની પતાકાની નીચે સરદારો અને સામંતોના ઝુંડનાં ઝુંડ એકત્રિત થવા લાગ્યાં. આબુનો રાજા તથા ગિરનાર નરેશ એ ઉભય પણ રાણા રાયમલ્લને સાહાય્ય કરવાને આવ્યા. એકાદશ સહસ્ર પાયદલ તથા અઠ્ઠાવનહજાર અશ્વારોહીઓની સેના લઇને રાણા રાયમલ્લે ઘાસા નામક સ્થાનપર પાદશાહ સામે દારુણ યુદ્ધ કર્યું. પિતૃઘાતક ઉદાના ઉભય પુત્રો ભીષણ પરાક્રમ દર્શાવી રાણા રાયમલ્લની સામે લડવા લાગ્યા. નદીની આસપાસનો પ્રદેશ મનુષ્યના રૂધિરથી ભીંજાઇ ગયો. રાણા રાયમલ્લના અદ્ભુત બળની સામે મુસલમાન સેના ટકી શકી નહિ; અંતે પાદશાહ પરાજિત થઇને રાણાને શરણે આવ્યો. રાણાએ તેનો સર્વ અપરાધ ક્ષમા કરી આદરસહિત તેનો સ્વીકાર કર્યો. પાદશાહ આ સમરમાં એવો સખ્ત પરાભવ પામ્યો હતો કે તેણે જીવનપર્યંત પુનઃ મેવાડમાં પગ મૂક્યો નહિ.

રાણા રાયમલ્લને બે કન્યા અને ત્રણ ધુરંધર પુત્રો હતા. તેમણે પોતાની કન્યાઓને ગિરનારના યદુવંશીય રાજા સૂરજી અને શિરોહીના દેવરા રાજ્યના જયમલની સાથે પરણાવી હતી. રાણાએ જયમલને પહેરામણીમાં

---

ખડ્ગને ત્રણ વાર ફેરવવું. રાયમલે એક વાર આમ કરવાનુ કારણ પૂછ્યું. આથી રાણાએ તેનાપર ક્રોધિત થઇને તેને પોતાના રાજ્યની બહાર કાઢી મૂક્યો હતો.

‡ ઈ. સ. ૧૮૨૦ ની વર્ષા ઋતુમાં એકવાર કર્નલ ટૉડ ઉદયપુરમાં ગયા હતા. અહીંના રાણાને આ સમયે એક મહા દુષ્ટ રોગ થયો હતો. પ્રતિવર્ષ વર્ષાઋતુમાં તેમને આ રોગ ઉભરી આવતો હતો. રાણાજીના વ્યાધિના વર્તમાન સાંભળી કર્નલ ટૉડ તેમની ખબર પૂછવાને મહાલયમાં ગયા. રોગનું યથાર્થ કારણ અને તેની તે વખતની સ્થિતિ જાણીને કર્નલ ટૉડ અત્યંત વિસ્મિત થયા. રાજદરબારમાં એક કુટિલ બ્રાહ્મણ જ્યોતિષી અને ચિકિત્સકના કાર્યપર નિયુક્ત થયેલો હતો. વળી રાણાજીની મોટી ભગિનીની સંપત્તિનો પ્રબંધ પણ તેજ કરતો હતો. આ કપટી બ્રાહ્મણે રાણાજીની જન્મપત્રિકામાં એમ લખ્યું હતું કે 'ઈ. સ. ૧૮૨૦માં રાણાને એક દુષ્ટ રોગ થશે. આ રોગ નિવૃત્ત થવો અતિ કઠિન છે.' આશ્ચર્યની વાત તો એ છે કે આ વખતે વૈદ્યનું કામ પણ ઉક્ત બ્રાહ્મણજ કરતો હતો. આથી તે બ્રાહ્મણ પોતાની ભવિષ્યવાણી સફળ કરવાને માટે રોગ નિવૃત્ત કરનારી ઔષધિ આપતો નહોતો, પરંતુ સમધાતુ મિશ્રિત દવા આપતો હતો. આ દવા વિષમય હતી. કર્નલ ટૉડે ઉક્ત દવાની પરીક્ષા કરીને રાણાજીને નિવેદન કર્યું "મહારાજ! આપ આ કપટીના કાપટયના ભોગ થયા છો, આપને ઔષધિને બદલે વિષ ખવરાવવામાં આવે છે. આથી આપના શરીરને કેવી હાનિ થશે તે સહજ સમજાય એમ છે, માટે આ ઝેરનો ત્યાગ કરો અને સારી ઔષધિ પ્રાશન કરી આરોગ્ય પ્રાપ્ત કરો." કર્નલ ટૉડનાં આ વચનોએ મહારાણાપર પૂરી અસર કરી; તેમનાં અંતશ્ચક્ષુ ખુલી ગયાં અને તેઓ સમજી ગયા કે ઉક્ત કપટી બ્રાહ્મણેજ પોતાની ભવિષ્યવાણી સફળ કરવાને માટે વિષમય ઔષધિ આપી છે. એ પછી રાણાએ ડંકન નામના એક હુશીઆર ડૉક્ટરની દવા કરી તેથી તેમને શીઘ્ર આરોગ્ય પ્રાપ્ત થયું. ઉક્ત બ્રાહ્મણને નોકરીપરથી બરતરફ કરવામાં આવ્યો.

આબુપર્વત પણ આપી દીધો હતો. રાણાએ પોતાના પૂર્વજોના ગૌરવનું ઉત્તમ પ્રકારે રક્ષણ કર્યું. માળવાના સુલતાન ગ્યાસુદ્દીનની સાથે રાણાને ભીષણ વૈર થયું હતું. આથી તેની સાથે રાણાને અનેક યુદ્ધો કરવાં પડયાં હતાં પરંતુ તે સર્વમાં રાણાનો વિજય થયો હતો. રાણાએ પોતાના ભત્રિજા સિંહેશ્રમલ્લ અને સૂરજમલ્લનો અપરાધ ક્ષમા કરી તેમને પોતાની પાસે રાખ્યા હતા. રાણાને ગ્યાસુદ્દીનની સાથેની લડાઇમાં તેમના આ ભત્રિજાઓના પરાક્રમથીજ વારંવાર વિજય મળ્યો હતો. અંતે ગ્યાસુદ્દીનને વિજય મળવાની જરા પણ આશા રહી નહિ ત્યારે તેણે પોતાનું અભિમાન મૂકી રાણાની સાથે સંધિ કરવાની પ્રાર્થના કરી. ઉદાર હૃદયના રાણા રાયમલ્લે તેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો અને તેની સાથે સંધિ કરી. હવે તેઓ નિર્વિઘ્ને મેવાડનું રાજ્ય ભોગવી ઉત્તમ રીતે પ્રજાપાલન કરવા લાગ્યા, કારણ કે આ સમયે સમગ્ર ભારતવર્ષમાં એવો કોઇ પાદશાહ અથવા રાજા નહોતો કે જે રાણા રાયમલ્લના પ્રચંડ પ્રતાપની સમક્ષ એક ઘડીભર પણ ટકી શકે. હવે દિલ્લીના સિંહાસનપર લોદી વંશના પાદશાહો અધિષ્ઠિત થવા લાગ્યા. મેવાડના ઉત્તર ભાગને માટે રાણાને તેમની સાથે કેટલીકવાર સંગ્રામમાં ઉતરવું પડયું હતું.

પૂર્વે અમે જણાવી ચૂકયા છીએ કે રાણાને ત્રણ પુત્રો હતા. તેમનાં નામ સંગ, પૃથ્વીરાજ અને જયમલ્લ હતાં. આ ત્રણે પુત્રો મહા પરાક્રમી હતા. તેમાંના સંગ અને પૃથ્વીરાજ વિશેષ પ્રસિદ્ધ થયા. સંગે વીરવર બાબરની સાથે સંગ્રામ કર્યો હતો અને પૃથ્વીરાજ તે સમયમાં સમસ્ત ભારતવર્ષમાં એક અદ્વિતીય મહા વીર ગણાતા હતા. નાના જયમલ્લ પણ વીરતામાં તેમનાથી ઉતરે એવા નહોતા. જો તે ત્રણે બંધુ સંપ કરીને જનની-જન્મભૂમિનું હિત સાધત તો આજે ભારતવર્ષનું ભાગ્યચક્ર કોણ જાણે કયી તરફ ફરી ગયુ હોત. પરંતુ ભારતભૂમિના ભાગ્યમાં વિદેશીઓના પદથી દલિત થવાનું લખેલું હતું તે શા રીતે મિથ્યા થઇ શકે? આથી ઉક્ત ત્રણે બંધુઓમાં કુસંપ થયો અને તેઓ એક બીજાનું રૂધિર પીવાને તૈયાર થઈ ગયા. તેમના માંહોમાંહેના કલહથી રાણા રાયમલ્લ અત્યંત દુઃખી થયા અને તેમને ચારે તરફથી વિપત્તિઓ આવી પડતી જણાઇ. તેમના સુખમાં આ મહાન વિઘ્ન આવી પડયું. તેઓ પોતાના પુત્રોપર અત્યંત ક્રોધિત થયા. તેમણે ત્રણેને અપરાધી ગણી પોતાના રાજ્યમાં અબાધિત શાંતિ રાખવાને માટે તેમને દેશપાર કરવાનો વિચાર કર્યો. જ્યેષ્ઠ કુમાર (સંગ) આ ભયંકર કલહ અને કોલાહલમાંથી પોતાનું રક્ષણ કરવાને માટે સ્વયં મેવાડનો ત્યાગ કરીને ચાલ્યા ગયા. પૃથ્વીરાજને રાણાએ દેશ નિકાલ કર્યો અને નાના જયમલ્લનું એક અન્યાયી કાર્ય કરવાથી મૃત્યુ થયું. રાજપુતોના ગૃહકલહનો અભ્યાસ કરવાથી જ્ઞાત થાય છે કે જ્યારે તેમની તલવારના પ્રહાર સહન કરવાને માટે વિજાતીય દેશશત્રુ સમીપ હોતા નથી ત્યારે કેટલાક પ્રસંગે તેઓ મૂર્ખતાથી માંહોમાંહે લડીને એક બીજાનો નાશ કરે છે. સંગ અને પૃથ્વીરાજ સગા ભાઈ હતા. તેમની માતા ઝાલા વંશની હતી. જયમલ્લ તેમનો સાવકો ભાઈ હતો. દિલ્લીના ચૌહાણ રાજા પૃથ્વીરાજનું નામ પાઠકોના સ્મરણમાં હશેજ. ચૌહાણ પૃથ્વીરાજને સીસોદીઆ પૃથ્વીરાજ અનેક પ્રકારે મળતો આવતો હતો. તેમનાં અપૂર્વ માહાત્મ્યનું સ્મરણ થતાં અત્યાનંદ પ્રાપ્ત થાય છે. ઉભય પૃથ્વીરાજ વચ્ચે એટલી બધી સમાનતા હતી કે જો તેમને એક બીજાનું સ્વરૂપ કહેવામાં આવે તો તે અનુચિત ગણાય નહિ. સીસોદીઆ વીર પૃથ્વીરાજની વીરતાથી મેવાડનિવાસીઓ એટલા બધા મુગ્ધ છે કે મેવાડની વર્તમાન અધઃપતિત દશામાં પણ તેઓ તેમની વીરતાનું સ્મરણ કરી પોતાનાં સર્વ કષ્ટો ભૂલી જાય છે અને ચિંતામાંથી મુક્ત થઈ શાંતિ પ્રાપ્ત કરે છે. મૃગયા ખેલીને ઘેર આવી જ્યારે સીસોદીઆ લોકો સાથે જમવા બેસીને અથવા ગ્રીષ્મ રૂતુમાં સંધ્યાકાળે શીતલ હવાનું સેવન કરવાને માટે કોઇ ઉચ્ચ સ્થાનપર ગાલિચો બિછાવી કસુંબો પી, પાન ચાવતા ચાવતા એકાદ ભાટને મુખેથી પૃથ્વીરાજની વીરતાનું વર્ણન સાંભળે છે ત્યારે તેમના આનંદનો પાર રહેતો નથી. સંગ અને પૃથ્વીરાજના સ્વભાવમાં મોટો અંતર હતો. જો કે ઉભય વીરતા અને સાહસિકતામાં સમાન હતા, પરંતુ સંગ વિચારપૂર્વક યુદ્ધમાં ઉતરતા હતા અને પૃથ્વીરાજ પ્રતિ ક્ષણે યાહોમ કરીને રણમાં ઝોકાવવાને તત્પર રહેતા હતા. તેમને એક ક્ષણવાર પણ પોતાની અસિ મ્યાન કરવાની વાત પસંદ નહોતી. તેઓ વારંવાર કહેતા કે "ઇશ્વરે મને મેવાડનું શાસન કરવાનેજ ઉત્પન્ન કર્યો છે." સંગ તેમના જ્યેષ્ઠ બંધુ હતા. અને તેઓ પાટવી કુમાર હોવાથી પિતાના પછી મેવાડના સિંહાસન પર તેમનોજ અધિકાર હતો. આથી ઉક્ત ઉભય બંધુઓ પિતાની પછી મેવાડનું સિંહાસન કોના અધિકારમાં જશે એ વિષયપર તક-

રાર કરવા લાગ્યા અને તેઓ પોતાના મનની અભિલાષા પૂર્ણ કરવાને માટે ઉદ્યોગ કરવા લાગ્યા.

એક દિવસે ઉભય બંધુઓ પોતાના કાકા સૂરજમલ્લની પાસે બેસીને ઉત્તરાધિકારના સંબંધમાં વાદ-વિવાદ કરતા હતા. થોડી વારે સંગે ધીમેથી કહ્યું "ન્યાય દ્રષ્ટિથી જોતાં તો મેવાડનાં દશહજાર નગરોનો ઉત્તરાધિકારી હુંજ છું, પરંતુ તમે મારા વિરોધી થાઓ છો તો હવે આ ઝઘડાનો નિવેડો સહજ આવી શકશે નહિ. જો તમે "નાહરા મુગરા"ની ચારણીદેવીની વાતપર શ્રદ્ધા રાખતા હો તો હમણાં આ બાબતનો ફડચો થઈ જાય એમ છે. જો તમારી મરજી હોય તો તેની પાસે ચાલો." આ વાતનો સર્વ જણે સ્વીકાર કર્યો. તેઓ સર્વ ચારણીદેવીના ભુવનપર ગયા. તે ભુવન નિર્જન પર્વતક દરામાં આવેલું હતું. ત્યાં જઇને પૃથ્વીરાજ તથા જયમલ્લ એક ખુરસીપર બેસી ગયા અને તેમની સામે પાથરેલા એક વ્યાઘ્ર ચર્મપર સંગ બેઠા. અને તેમના કાકા સૂરજમલ પણ તે વ્યાઘ્ર ચર્મપર પોતાનું એક ઘુંટણ ટેકવી બેઠા. પૃથ્વીરાજે જ્યારે તે દેવીની સંન્યાસિની સેવિકાને મેવાડનો ઉત્તરાધિકારી કોણ થશે એવો પ્રશ્ન કર્યો ત્યારે તેણે પોતાની અંગુલિ ઉઠાવી તે વતી વ્યાઘ્ર ચર્મ તરફ ઈશારો કર્યો. આથી સ્પષ્ટ રીતે સમજાયું કે સંગ મેવાડના ઉત્તરાધિકારી થશે. અને તેમના કાકા સૂરજમલ પણ મેવાડના રાજ્યના થોડા ભાગપર રાજ્યાધિકાર ભોગવશે. આ વાત જાણી પૃથ્વીરાજે તત્કાળ સંગનો શિરચ્છેદ કરવાને તલવાર ઉગામી પણ સૂરજમલ્લે વચમાં પડી તેનો પ્રયત્ન નિષ્ફળ કર્યો.

હવે ચારણીદેવીની સેવિકાઓ પોતાના પ્રાણનું રક્ષણ કરવાને માટે નાશી ગઇ. પૃથ્વીરાજ, સંગ અને સૂરજમલ ઉભયના ઉપર અસિપ્રહાર કરવા લાગ્યા. ક્રમે કરતાં યુદ્ધ શાંત થયું નહિ. સંગ તથા સૂરજમલને અગણિત ઘાવો લાગ્યા અને તેથી તેઓ નિર્બળ થઈ ગયા. તેમના ઘાવોમાંથી પુષ્કળ રૂધિર નિકળ્યું. સંગની આંખમાં એક તીર વાગ્યું, તેથી તેઓ સદાને માટે કાણા બન્યા. તેમને અસિના પાંચ પ્રહાર લાગ્યા હતા. અંતે તેઓ પૃથ્વીરાજનો માર સહન નહિ કરી શકવાથી ત્યાંથી ચતુર્ભુજ દેવીના મંદિર તરફ નાઠા. તેમણે શિવાન્તિ નામક નગરમાંથી પ્રસાર થતાં વિદા નામક એક રાજપુતને ઘેર આશ્રય ગ્રહણ કર્યો. આ રાજપુતનો જન્મ ઉદાવત વંશમાં થયો હતો. વિદા વિદેશ જવાની તૈયારીમાંજ હતો એવામાં ઘાયલ અને રૂધિરથી વ્યાપ્ત થયેલા સંગે આવી તેની સાહાય્ય માગી. તે ઉદાર રાજપુતે શીઘ્ર તેમને અશ્વપરથી ઉતાર્યા, એટલામાં જયમલ્લ પોતાનો અશ્વ દોડાવતો દોડાવતો ત્યાં આવી પહોંચ્યો અને તેણે સંગપર આક્રમણ કર્યું. શરણાગતનું રક્ષણ કરવાને માટે વિદા જયમલ્લની સામે થયો. ઉભય વચ્ચે યુદ્ધ થતાં વિદાનો પ્રાણ ગયો. આ દરમ્યાન સંગ ત્યાંથી ચાલ્યા ગયા.

યુદ્ધમાં પૃથ્વીરાજને પણ ઘાવ થયા હતા. જ્યારે તેને જરા આરામ થયો ત્યારે તે સંગની શોધ કરવા લાગ્યો. સંગને આ વાતની ખબર થઇ અને તેઓ પોતાના પ્રાણનું રક્ષણ કરવાને માટે ગુપ્ત સ્થાનોમાં ભ્રમણ કરવા લાગ્યા. આ અજ્ઞાત વાસના સમયમાં તેમને અત્યંત કષ્ટ સહન કરવું પડયું હતું. વિશાળ મેવાડ રાજ્યના યુવરાજ પોતાના પ્રાણની રક્ષા કરવાને માટે અનાથની પેઠે દીન બની સ્થળે સ્થળે ભ્રમણ કરવા લાગ્યા. જ્યારે તેમને પ્રાણરક્ષાનો કાંઇ પણ ઉપાય સૂઝયો નહિ ત્યારે તેઓ નિરૂપાયે એક ભરવાડની પાસે ગયા અને તેનાં બકરાંના ગોવાળ બન્યા. તેમને બકરાં ચારવાની આવડ નહિ હોવાથી કોઈ કોઇ વખત ભરવાડ તેમનાપર અપ્રસન્ન થઇને તેમને પોતાને ત્યાંથી કાઢી મૂકતો હતો. જ્યારે સંગ તેને દીનતાપૂર્વક અત્યંત આજીજી કરતા ત્યારે તે તેને પોતાને ત્યાં રાખતો. ભરવાડે તે બકરાં ચારવામાં પ્રવીણ નથી એમ જાણી તેમને રોટલા ઘડવાના કામપર નિયુક્ત કર્યા. તેઓ રોટલા ઘડવાના કાર્યથી પણ અજ્ઞાત હતા. આથી ભારવાડો તેને વારંવાર 'ખાતાં તો આવડે છે, ત્યારે રાંધતાં કેમ નથી આવડતું' ? એવાં વચનો કહીને તેમનો તિરસ્કાર કરતા હતા. આ પ્રકારની દીન દશામાં કુમાર પોતાનો સમય વ્યતીત કરતા હતા. એક વખત કેટલાક રાજપુતો ત્યાં આવ્યા અને તેમણે રાજકુમારને કેટલાંક શસ્ત્રાસ્ત્રો તથા એક અશ્વ આપ્યો. આટલી સામગ્રી લઇને તેઓ શ્રી નગરના§ રાવ કરમચંદ નામના એક સરદારની પાસે ગયા. આ સરદાર પ્રમાર વંશનો હતો અને તે લૂંટફાટ કરીને પોતાનો નિર્વાહ કરતો હતો. સંગને પણ તેણે પોતાના દલમાં લઈ લીધા. હવે સંગ પણ તેની સાથે લૂંટફાટ

§ આ શ્રીનગર અજમેરની પાસે છે.

કરવા લાગ્યા. એક દિવસ કુમાર સંગ આખો દિવસ લૂંટફાટ કરીને વિશ્રામ કરવાને માટે એક વટ વૃક્ષની નીચે આવી પોતાના અશ્વ પરથી ઉતરી પડયા અને પોતાની તરવાર પોતાના મસ્તક નીચે રાખીને તે વૃક્ષની છાયા નીચે સૂઈ ગયા. તેમને શીઘ્ર નિદ્રા આવી ગઈ. ત્યાંથી થોડે દૂર જયસિંહ વાલિયા અને જૈમૂ નામના તેમના વિશ્વાસુ સેવકો તેમને માટે ભોજન તૈયાર કરવા લાગ્યા. તે ત્રણે જણના અશ્વો નિકટમાં ચરવા લાગ્યા. સૂર્યનું એક તીક્ષ્ણ કિરણ તે પ્રચંડ વૃક્ષની ઘનઘટાને ભેદીને સંગના મુખ મંડલપર પડીને સ્હેજ હાલતું હતું. આ વખતે એક પ્રચંડ સર્પે આવીને પોતાની વિશાળ ફેણ ઉંચી કરી સંગના મસ્તકપર છાયા કરી. આ દેખાવ જોઈ દેવી* નામનું પક્ષી ઉચ્ચ સ્વરે ટહુકા કરવા લાગ્યું. આ પક્ષીના શબ્દો શુભ શુકનવાળા ગણાય છે. મારૂ નામના એક ભરવાડે આ ઘટના જોઈ. આ ભરવાડ શુકન જાણતો હતો. તેથી સંગ સૂઇને ઉઠયા કે તરતજ તેણે તેમને રાજસન્માન આપ્યું. પરંતુ ચતુર સંગે તેના પર અપ્રસન્ન થવાનો ડોળ કરી તેના આદરમાનનો અસ્વીકાર કર્યો. મારૂએ કરમચંદને આ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. સરદાર કરમચંદે આ સર્વ વાત ગુપ્ત રાખી અને સંગની સાથે પોતાની પુત્રીનો વિવાહ કર્યો. પછી જ્યાં સુધી સંગને સિંહાસન પ્રાપ્ત થયું નહિ ત્યાં સુધી કરમચંદે તેમને પોતાને ઘેરજ રાખ્યા.

કેટલાક દિવસ વ્યતીત થયા પશ્ચાત્ રાણા રાયમલને આ વર્તમાન કર્ણગોચર થયા. તેઓ જાણી ગયા કે પૃથ્વીરાજ મારા ઉત્તરાધિકારીનો સંહાર કરવા ઇચ્છતો હતો. તેઓ પૃથ્વીરાજપર અત્યંત ક્રોધિત થયા અને તેને પોતાની સામે બોલાવીને પુષ્કળ ઠપકો આપતાં બોલ્યા "તું મારા રાજ્યમાંથી ચાલ્યો જા, તું તારો નિર્વાહ સ્હેલાઇથી કરી શકશે; કારણકે તું રણચતુર છે અને લડાઇ ટંટાને બહુ પસંદ કરે છે." પૃથ્વીરાજે પોતાના પિતાની આજ્ઞા ધીરજથી સાંભળી. આ આજ્ઞા સાંભળી તેના મનમાં જરા પણ ગભરાટ કે ચંચળતા ઉત્પન્ન થઇ નહિ. તે કેવળ પાંચ અશ્વારોહીઓને પોતાની સાથે લઇને§ પોતાના પિતાના રાજ્યનો પરિત્યાગ કરી બાલિયોહ નામક નગર તરફ ચાલ્યો. આ નગર ગોદ્વાર દેશમાં આવેલું હતું.

એક તો રાણાકુંભના અકાળ મૃત્યુથી મેવાડની શાંતિ નષ્ટ થઈ હતી અને વળી એવામાં આ ગૃહ-કલહ જાગ્યો. આથી સમસ્ત રાજ્યમાં ખળભળાટ થઇ રહ્યો. વાસ્તવમાં મેવાડનાં સર્વ પ્રગણાંઓ અરક્ષિત દશામાં હતાં. ખાસ કરીને ગોદ્વાર દેશ તો સંપૂર્ણ રીતે અરક્ષિત હતો. અરવલ્લી પર્વતની નિકટજ ગોદ્વાર દેશ છે. તેથી એ પર્વતમાં વસતા જંગલી "મીન" લોકો આ દેશની વસ્તીમાં આવીને તેને લૂંટતા હતા. ગોદ્વારની રાજધાની નાદોલ નગરમાં જે સેના હતી તેનો મીનોની આગળ કાંઇ હિસાબ નહોતો. આ સેના મીનોની પ્રચંડ ગતિ રોકી શકી નહિ. પૃથ્વીરાજે આ વર્તમાન સાંભળી બાલિયોહ તરફ જતી વખત થોડા કાળ સુધી નાદોલ નગરમાં વિશ્રામ કરવાનો વિચાર કર્યો અને તેઓ આવશ્યક દ્રવ્ય લાવવાને માટે પોતાની એક વીંટી ત્યાંના ઓઝા નામક વ્યાપારીને ત્યાં ગીરો મૂકવાને ગયા. ઇશ્વરના મહિમાનો પાર કોઈ પામી શકે એમ નથી. આજ વ્યાપારીએ કુમારને ઉક્ત વીંટી આપી હતી. તેણે તત્કાળ તેમને ઓળખ્યા અને તેમનું ગુપ્ત વેષ ધારણ કરવાનું કારણ સારી રીતે જાણી લઇ પ્રતિજ્ઞા કરી કે હું આપને જોઇતી દરેક પ્રકારની સાહાય્ય કરીશ. વીર પૃથ્વીરાજે આ વ્યાપારીને પણ પોતાના દલમાં લઈ લીધો અને તેઓ તેની સલાહથી મીન લોકોનું દમન કરી ગોદ્વાર દેશમાં શાંતિ સ્થાપિત કરવાનો પ્રયાસ કરવા લાગ્યા. પૃથ્વીરાજ વીર તેજસ્વી અને સાહસિક હતા. તેમને તેમના પિતાએ પોતાના રાજ્યમાંથી દેશપાર કર્યા હતા, પરંતુ શું તેમની વીરતા નષ્ટ થઇ હતી? તેમને ખાત્રી હતી કે હું પુરુષાર્થથી રાજમુકુટ ધારણ કરી શકીશ. તેમના પિતાએ તેમને કાઢી મૂકયા હતા તોપણ તેમણે

* આ પક્ષી ખંજન પક્ષીના જેવું થાય છે.

§ આ પાંચ અશ્વારોહીઓનાં નામ નીચે પ્રમાણે હતાં:—પજસિંહલ, સંગમ, અભય, જન્હુ, અને પાંચમાનું નામ ઇતિહાસમાં ઉપલબ્ધ થતું નથી. તેના સંબંધમાં માત્ર એટલી હકીકત પ્રકાશમાં આવી છે કે તે બાદેલ રહેઠોડ ગોત્રમાં ઉત્પન્ન થયો હતો.

પોતાના પુરુષાર્થથી કેટલાક માણુસો એકઠા કર્યા હતા. તેમણે પ્રતિજ્ઞા કરી હતી કે કોઇની સાહાય્ય નહિ મળશે તોપણ હું મારો મૂળ મંત્ર સિદ્ધ કરીશ. આવી પ્રતિજ્ઞા કરી તેઓ દુરાચારી મીન લોકોના કરાલ ગ્રાસમાંથી ગોદ્દાર દેશને મુક્ત કરવાને માટે યોગ્ય સંધિની પ્રતીક્ષા કરવા લાગ્યા મીન લોકો પ્રથમથીજ આ પર્વતમાં રહેતા હતા. આ સર્વ પ્રગણાંઓ પ્રથમ તેમના અધિકારમાંજ હતાં. પાછળથી રાજપુતોએ યોગ્ય સંધિ મળતાં તે પર આક્રમણ કરીને તેમને પોતાના અધિકારમા લીધાં હતાં.

જે વખતે કુમાર પૃથ્વીરાજ નાદોલ નગરમા પહોંચ્યા તે વખતે "રાવત" ઉપાધિ ધારી મીન રાજા નદાલય નામક નગરને પોતાની રાજધાની બનાવી ત્યાં રાજ્ય કરતો હતો. તે એટલો પ્રભાવશાલી રાજા હતો કે કેટલાક રાજપુતો પણ તેની સેવા કરતા હતા. ઓઝાની સલાહ અનુસાર પૃથ્વીરાજે પોતાના દલસહિત ઉક્ત મીન રાજાને ત્યા નોકરી સ્વીકારી રાજપુત હોવા છતાં પણ તેમણે પોતાની જાતિ છુપાવી અને તેઓ એક અસભ્ય રાજાની નોકરી કરવા લાગ્યા. તેઓ ગોદ્દાર રાજ્યનો ઉદ્ધાર કરવાની સુસંધિ તપાસતા રહ્યા. સુભાગ્યવશાત્ આ સંધિ આપોઆપ આવી મળી. મીન લોકો અહેરિયા અથવા શવરોત્સવ નામનો એક મોટો ઉત્સવ કરે છે. આ ઉત્સવના સમયમાં નોકર ચાકરોને કેટલાક દિવસો પર્યંત રજા મળે છે. આ રીતે જ્યારે ઉત્સવ આવ્યો ત્યારે પૃથ્વીરાજને પણ કેટલાક દિવસની રજા મળી. આ અવસરનો લાભ લઇ કુમારે પોતાની અભિલાષા પૂર્ણ કરવાનો વિચાર કર્યો. નગરની બહાર જઈ તેમણે પોતાના દલના રાજપુતોને બોલાવ્યા અને તેમને તે વખતે મીન રાજ્યપર આક્રમણ કરવાની આજ્ઞા આપી. આજ્ઞા મળતાંજ સર્વ રાજપુતો જેવી રીતે ક્રોધિત સિંહ મૃગસમુહપર તૂટી પડે છે તેવી રીતે મીનો ઉપર તૂટી પડયા. નગરમાં હાહાકાર વર્તી રહ્યો. મહાબળવાન રાજપુતોનો માર ખાઇ મીનો ભયગ્રસ્ત થઇ આમ તેમ નાસવા લાગ્યા. કુમાર પૃથ્વીરાજ નગરની બહાર ઉભા રહી ગુપ્ત રીતે આ સંગ્રામ જોયા કરતા હતા. ધીમે ધીમે આ સંગ્રામે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. મીનોનો રાજા ભયભીત થઇ અશ્વારૂઢ થઇને નગર છોડી નાઠો. તે નાસતો હતો તે વખતે રાજકુમાર પૃથ્વીરાજે તેની પાછળ પડી તેને પકડી લીધો. પછી તેમણે તેને એક જંગલના વૃક્ષની સાથે બાંધ્યો અને પોતાના અસિવતી તેનો શિરચ્છેદ કર્યો. મીનોના રાજાને તેના અત્યાચારનુ યથોચિત ફળ મળ્યુ. તદુપરાંત રાજકુમાર પૃથ્વીરાજે નદાલય તથા તેની પાસેનાં નગરો, ગામો તથા નાની નાની વસ્તીઓમાં આગ લગાડી અને મીનોનો સંહાર કર્યો. મીનો અગ્નિમાં ભસ્મીભૂત થઈ જવાના ડરથી વ્યાકુળ થઈ ચારે તરફ નાસવા લાગ્યા. પરંતુ કોઈ પણ પ્રકારે તેમના પ્રાણ બચ્યા નહિ. કુમાર પૃથ્વીરાજ તથા તેમના પરાક્રમી રાજપુતોએ પ્રાયઃ સર્વ મીનોનો નાશ કર્યો. આ પ્રકારે કેવળ એક કિલ્લા શિવાયનો સર્વ પ્રદેશ પૃથ્વીરાજના અધિકારમાં આવ્યો. આ શેષ રહેલા કિલ્લાનું નામ દેસૌડી હતું. આ વખતે તે કિલ્લામાં ચૌહાણ માદ્રેચા લોકો રાજ્ય કરતા હતા.

મીન લોકોના હાથમાંથી ગોદ્દાર રાજ્યનો ઉદ્ધાર કરીને પૃથ્વીરાજે તે રાજ્ય ઓઝા તથા સદા નામના એક સોલંકી રાજપુતને આપી દીધુ. સદા સોલંકીએ આ વખતે સોદગઢપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો. પાટણ નગરનો ધ્વંસ થયા પશ્ચાત્ સદા સોલંકીના કોઈ પૂર્વજે આ પર્વતમાં આશ્રય લીધો હતો. સદાનો વિવાહ માદ્રેચા ચૌહાણની કન્યા સાથે થયો હતો. આથી તેણે પોતાના શ્વશુરનું સ્થાન છોડી પૃથ્વીરાજની પાસે આવવાનું પસંદ કર્યું નહિ. પરંતુ જ્યારે વિજયી રાજકુમારે તેને દેસૌડી નગર તથા તેના તાબાનાં પ્રગણાંઓ ‡ તેના નિર્વાહને માટે સદાને માટે આપી દીધાં ત્યારે નિરૂપાયે તેને રાજકુમારની પાસે આવવું પડયું.

આ સમાચાર શીઘ્ર રાણા રાયમલ્લને કાને પહોંચ્યા. આથી તેમણે તેમનાપર પ્રસન થઇ તેમને પોતાના રાજ્યમાં પાછા બોલાવી લીધા.

કુમાર પૃથ્વીરાજ પુનઃ ચિત્તોડમાં પહોંચ્યા. જયમલ્લનું અવસાન થયેલું હોવાથી આ વખતે તેમનો

‡ આ ભૂમિ વૃત્તિના દાનપત્રમાં પૃથ્વીરાજે પોતાના વંશજોને સોગંદ આપીને જણાવ્યું હતું કે આ ભૂમિવૃત્તિ પાછી લઇ લેવી નહિ. તેમના વંશજોએ આ આજ્ઞા યથાર્થ રીતે પાળી હતી.

માર્ગ વિશેષ નિષ્કંટક થઇ ગયો હતો. અહીંઆં આવશ્યકતા જાણી જયમલ્લના મૃત્યુનું વૃત્તાંત લખવામાં આવે છે. પ્રાચીન તક્ષશીલા* નગરીને હાલમાં તોડાતંક કહેવામાં આવે છે. તે વખતમાં આ નગરી રાય શૂરથાન નામક એક રાજપુતના અધિકારમાં હતી. જે ચૌલુક્ય વંશના રાજાઓએ દીર્ઘકાળ પર્યંત અણુહિલપુર પાટણમાં રાજ્ય કર્યું હતું તેજ વંશમાં રાય શૂરથાનનો જન્મ થયો હતો. ઇસ્વીસનની તેરમી શતાબ્દીમાં યવન વીર અલ્લાઉદ્દીનના પ્રચંડ બાહુબળના પ્રભાવથી શૂરથાનના પૂર્વજોને પાટણનો ત્યાગ કરવો પડયો હતો. તેમણે મધ્ય દેશમાં જઇને આશ્રય લીધો. ત્યાં વાસ કરીને તેમણે પ્રાચીન તક્ષક કુલના તક્ષશીલા નગરપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. પરંતુ તેમના વંશજો દીર્ઘ કાળ પર્યંત તે નગરનું રાજ્ય ભોગવી શકયા નહિ. લીલ અફઘાને રાય શૂરથાનને ત્યાંથી હાંકી કાઢયો. શૂરથાન નિરૂપાયે અરવલ્લીની તળેટીમાં વસેલા બેદનોર નગરમાં આવ્યો અને ત્યાં સુખે દુઃખે પોતાના દિવસ નિર્ગમન કરવા લાગ્યો. તેને તારાબાઈ નામની એક પરમ સુંદર કન્યા હતી. આ કન્યાને માટેજ તે દેહ ધારણ કરી રહ્યો હતો. કોઇ કોઇ વખત જ્યારે તે માનસિક દુઃખોથી અત્યંત વ્યથિત થતો ત્યારે આ હૃદયાનંદદાયિની કન્યાનું મુખકમળ જોઇને સર્વ દુઃખ ભૂલી જતો. જો તારાબાઇને તેના પ્રાણ કિંવા તેની આશા કહેવામાં આવે તો તે અનુચિત ગણાશે નહિ. તારાનુ સમગ્ર જીવન દુઃખમાં વ્યતીત થયું હતું. તે રાજકુમારી હતી અને સમર્થ તથા પવિત્ર સોલંકી કુળની કમલિની હતી. પરંતુ દુર્ભાગ્યવશાત્ આજે તેનાપર પૂર્વ ગૌરવનુ એક ચિન્હ પણ શેષ રહ્યું નહોતું. બાલક તારાને ખોળામાં લઇને શૂરથાન તેને પોતાના મહાન પૂર્વજોની કીર્તિ સંભળાવતો. તારા આ કીર્તિકથા લક્ષપૂર્વક સાંભળતી. બાલ્યાવસ્થામાં સાંભળેલી આ મનોહર કથાઓ તેના હૃદયમાંથી કદિ પણ લુપ્ત થઈ નહિ. જ્યારે તે મોટી થઇ ને થોડુ ઘણું સમજવા લાગી ત્યારે તે પોતાના પૂર્વજોની સ્થિતિ સાથે પોતાની સ્થિતિની તુલના કરતી. તારા પોતાની વર્તમાન અવસ્થાથી સંતુષ્ટ નહોતી. સુકુમાર અવસ્થાથીજ તેના હૃદયમાં ચિંતા થવા લાગી. કોઇ કોઇ વખત આ કારણથી તેની ધીરજ પણ ખૂટી જતી. તેણે સેંકડોવાર પોતાના ભાગ્યને ધિક્કાર આપ્યો. અલ્પ વયથીજ તેને સ્ત્રીના સાધારણ આચારવિચાર અને વસ્ત્રાલંકારના આડંબર પ્રત્યે ધૃણા ઉત્પન્ન થઈ. અશ્વપર સ્વારી કરતાં તથા બાણ ફેંકતાં તે ઉત્તમ રીતે શીખી હતી. આ ઉભય કળા તેને એવી ઉત્તમ રીતે અવગત થઇ ગઇ હતી કે તે શીઘ્રતાથી અશ્વ ચલાવી ધારેલા નિશાનપર બાણ મારી શકતી હતી. શૂરથાને જેટલી વાર તોડાતંકનો ઉદ્ધાર કરવાને માટે સંગ્રામ કર્યો હતો તે દરેક પ્રસંગે આ વીર બાળા પ્રચંડ કાઠિયાવાડી અશ્વપર આરૂઢ થઇને પોતાના પિતાની સાથે યુદ્ધમાં ગઇ હતી. તેનુ અદ્દ્ભુત પરાક્રમ જોઇને મોટા મોટા વીરોએ પણ પોતાનાં મસ્તક અવનત કર્યાં હતાં. અનેક મુસલમાનો તેના તીક્ષ્ણ બાણના ભોગ થઇ પડયા હતા. ધીમે ધીમે સમસ્ત રાજસ્થાનમાં આ યુવતિની વીરતાનો યશ ફેલાઈ ગયો. અનેક રાજપુતોને આ રત્ન પ્રાપ્ત કરવાની અભિલાષા ઉત્પન્ન થઇ, પરંતુ શૂરથાનની ભીષણ પ્રતિજ્ઞા સાંભળી સર્વની આશા નષ્ટ થઈ ગઇ. રાય શૂરથાને પ્રતિજ્ઞા કરી હતી કે "જે રાજપુત યવનોના હાથમાંથી તોડાતંકનો ઉદ્ધાર કરશે તેની સાથે તારાનો વિવાહ કરવામાં આવશે." આ વાત સાંભળી કુમાર જયમલ્લ બેદનોરમાં આવ્યા અને તેમણે તારાના હાથની માગણી કરી, પરંતુ વીર બાળા તારાએ અભિમાનથી તેને કહ્યું કે "પ્રથમ તોડાતંકનો ઉદ્ધાર કરો અને પછી મારી સાથે વિવાહ કરો." જયમલ્લે આ વાતનો સ્વીકાર કર્યો, પરંતુ તેણે એક એવું કુકર્મ કર્યું કે જેથી તેનો નાશ થયો. "તારાના રૂપથી તે એવો મોહિત થઈ ગયો હતો કે તેણે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કર્યા પૂર્વેજ પુનઃ તારાના હાથની માગણી કરી. આથી શૂરથાને તેનાપર ક્રોધિત થઈ તેનો વધ કર્યો. ભટ્ટ લોકોએ આ સંબંધે એવું વર્ણન કર્યું છે કે "જયમલ્લના ભાગ્યાકાશને માટે તારા મંગલદાયક તારો થઈ નહિ."

જયમલ્લનું મૃત્યુ થયું તે વખતે સંગ ગુપ્ત વેષે રહેતા હતા. પૃથ્વીરાજ પણ આ સમયે દેશ નિકાલની સજા ભોગવતા હતા. રાણા જયમલ્લને જ ઉત્તરાધિકારી કરવાની ઇચ્છા રાખતા હતા. પરંતુ

*પ્રાચીન તક્ષક લોકો શિલ્પના કામમાં અતિ પારંગત હતા. તેમણે સ્થાપિત કરેલી તક્ષશીલા નગરીના રાજમહાલયમાં તેમની એ કળાનાં પ્રમાણો મળે છે. જો કે એ નગરી હાલમાં નષ્ટ થઇ ગઈ છે, તોપણ શેષ રહેલાં ચિન્હોથી પૂર્વ ગૌરવનો પૂર્ણ પરિચય મળે છે.

દુર્ભાગ્યવશાત્ તે શૂરથાનના હાથથી માર્યા ગયા. રાણા રાયમલ્લને આથી શૂરથાનપર ક્રોધ ચઢવો જોઇતો હતો; સભાસદોએ મહારાણાને એવો આગ્રહ કર્યો કે પુત્રવધને માટે શૂરથાનપર વૈર લેવું જોઇએ. પરંતુ મહારાણા રાયમલ્લે ઉદારતાથી એવો ઉત્તર આપ્યો કે "જે મૂર્ખે કુકર્મ કરી એક પ્રતિષ્ઠિત સજ્જન અને વિપત્તિમાં પડેલા રાજપુતને અપમાન કરવાનો ઇરાદો રાખ્યો હતો તેને તેની કરણીનું યોગ્યજ ફળ મળ્યું છે." રાણા રાયમલ્લ આટલું કહીને જ બેસી રહ્યા નહિ, પરંતુ તેમણે તે સોલંકી સરદારને બેદનોરનો પ્રદેશ પારિતોષિક તરિકે આપી દીધો.

કુમાર જયમલ્લનું મૃત્યુ થયું તે વખતે પૃથ્વીરાજ દેશ નિકાલની શિક્ષા ભોગવતા હતા, પરંતુ દીર્ઘકાળ પર્યંત તેમને તે શિક્ષા ભોગવવી પડી નહિ. તેમણે મીન લોકોનું દમન કર્યું તેથી મહારાણા તેમના પર પ્રસન્ન થયા અને તેમને પાટનગરમાં બોલાવી લીધા. કુમાર પૃથ્વીરાજની વીરતાનો યશ સમસ્ત દેશમાં પ્રસરી ગયો હતો. કુમાર દેશમાં આવ્યા છે એ વાત જાણી તારાના આનંદનો પાર રહ્યો નહિ. આ તરફ પૃથ્વીરાજે પણ દેશમાં આવીને તારાના રૂપ ગુણની પ્રશંસા સાંભળી તારાને કુમાર પૃથ્વીરાજને પોતાના પ્રાણનાથ તરિકે સ્વીકારવાની અભિલાષા ઉત્પન્ન થઇ અને તે મનમાં તેમનાજ નામનો જપ કરવા લાગી. પૃથ્વીરાજને પણ તારા રત્ન પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા થઈ. પોતાની હૃદયેશ્વરીના મુખનું દર્શન કરવાને માટે તેઓ બેદનોરમાં ગયા. રાય શૂરથાને અત્યંત આદરપૂર્વક તેમનુ સન્માન કર્યું અને મનોહર તારા પણ તેમની સમક્ષ આવીને ઉભી રહી. ઉભયે એક બીજાનાં મુખનુ મનની તૃપ્તિ થાય ત્યાં સુધી દર્શન કર્યું હવે ઉભયનાં મનમાં અનેક આશાઓ અને ચિંતાઓ ઉત્પન્ન થઇ. પૃથ્વીરાજ શૂરથાનને કહેવા લાગ્યા "આપ કાંઈ ચિંતા રાખશો નહિ. તોડાતંકમાંથી મુસલમાનોને શીઘ્ર હાંકી કાઢીશ. આપ જોશો કે એક અઠવાડીઆ પછી તોડાતંકમાં મુસલમાનોનુ નામ પણ શેષ રહેશે નહિ." વિદાય લેતી વખત કુમાર તારાને મળ્યા અને પ્રેમભરિત મનોહર વાણીથી તેને કહ્યું "હે સુંદરી ! તમને પ્રાપ્ત કરવાની અભિલાષાથી જ હું આ ભીષણ કાર્ય કરવાને તત્પર થયો છું. તો મને કદિ પણ આપ નિરાશ કરશો નહિ." તારાએ નમ્રતાથી ઉત્તર આપ્યો "હે વીરવર ! આ હૃદય આપનું જ છે. અનેક વિપત્તિઓ અને કષ્ટ સહન કરીને માત્ર આપની આશાથી જ આ હૃદય ટકી રહ્યું છે તો હવે આપને એટલીજ પ્રાર્થના છે કે જે પ્રચંડ કાર્ય કરવાની આપે પ્રતિજ્ઞા કરી છે તેને પાર પાડવાનો ઉદ્યોગ કરી યથાર્થ ક્ષત્રિયતાનો પરિચય કરાવો." પૃથ્વીરાજ વિદાય લઇને બેદનોરથી ચાલ્યા ગયા અને પોતાના કાર્યની સિદ્ધિને માટે યોગ્ય અવસરની પ્રતીક્ષા કરવા લાગ્યા. ઇશ્વરની કૃપાથી શીઘ્ર તેમને યોગ્ય સંધિ પ્રાપ્ત થઈ. મુસલમાનોનો મોહરમનો તહેવાર નિકટ આવ્યો હતો. આ વખતે પૃથ્વીરાજ પાંચસે ચુંટી કાઢેલા સ્વારોને પોતાની સાથે લઇને તોડાતંક તરફ ચાલ્યા. વીર નારી તારા પણ તેમની સાથેજ હતી. તે રણચંડીનો વેષ ધારણ કરી મુસલમાનોનો સંહાર કરવાને જતી હતી.

જ્યારે સર્વ રાજપુતો તોડાતંકમાં પહોચ્યા તે વખતે મુસલમાનો તાજિયા ઠંડા કરવાને દુર્ગની બહાર નીકળતા હતા. પૃથ્વીરાજ પણ પોતાના માણસોની સાથે તેમાં ભળી ગયા. પ્રથમ તો તેમને જોઇને મુસલમાનોને વિશેષ સંદેહ ઉત્પન્ન થયો નહિ. આથી પૃથ્વીરાજને પોતાનુ કાર્ય સિદ્ધ કરવામાં અનુકૂળતા મળી. ધીમે ધીમે તાજિયા નગરની બહાર આવેલા નવાબના મહાલયની નિકટ પહોંચ્યા. આ વખતે નવાબ પોતાના મહાલયના ઓટલાપર ઉભો રહીને વસ્ત્રાભૂષણ પરિધાન કરતો હતો. અજાણ્યા સ્વારોને જોઇને તે પોતાના મનમાં વિવિધ પ્રકારની ચિંતા કરવા લાગ્યો. પછી તેને મહાન સંદેહ ઉત્પન્ન થયો. તે આ સ્વારોનાં નામ ઠામ પૂછવા જતો હતો એટલામાં વીરનારી તારાએ તાકીને તેનાપર એક તીર છોડયું. પછી તરતજ પૃથ્વીરાજે તેને ભાલો મારીને ભૂમિભેગો કર્યો. અફઘાન સરદાર નીચે પડતાંની સાથે મુસલમાનોમાં હાહાકાર વર્તી રહ્યો. સર્વ જણ ડરના માર્યા આમતેમ નાસવા લાગ્યા. પૃથ્વીરાજ પોતાના માણસોની સાહાય્યથી તેમનો સંહાર કરવા લાગ્યા.. આ પ્રકારે મારફાડ કરતાં કરતાં તેઓ નગરના દરવાજા સુધી પહોંચ્યા, પરંતુ નિર્વિઘ્નતાથી નગરમાં પ્રવેશ કરી શક્યા નહિ. કારણ કે એક પ્રચંડ હાથી દરવાજામાં ઉભો રહીને આમ તેમ પોતાની સૂંઢ હલાવ્યા કરતો હતો. તારાએ તરતજ એક ફરસી-વતી તે હાથીની સૂંઢ કાપી નાંખી. હાથીને દારુણ દુઃખ થવાથી તે ચીસ પાડતો પાડતો તે દૂર નાસી ગયો. આ વખતે મુસલમાનો પણ પ્રાણ તથા સંપત્તિપરનો મોહ છોડી રાજપુતો ઉપર તૂટી પડયા. શીઘ્ર ઉભય દલો વચ્ચે દારૂણ યુદ્ધ થવા લાગ્યું. કુમાર પૃથ્વીરાજ ક્રોધિત થયેલા સિંહની પેઠે શત્રુદલને દલિત

કરવા લાગ્યા મુસલમાનો પરાજિત થયા અને પોતાનો મોર્ચો છોડી આમતેમ નાસવા લાગ્યા. પરંતુ નાસીને જાય ક્યાં? પૃથ્વીરાજના પ્રચંડ ક્રોધની આગળ કોણ બચી શકે એમ હતું? તેઓ જે જે દિશામાં નાઠા તે તે દિશામાં પૃથ્વીરાજના માણસો તેમની પાછળ દોડયા અને તેમને ઘેરી લઈ તેમનો સંહાર કરવા લાગ્યા. આ પ્રકારે અસંખ્ય યવનોનો વધ કરી પૃથ્વીરાજે તોડાતક હસ્તગત કર્યું, અને તેમની પ્રતિજ્ઞા પૂર્ણ થવાથી તારા તેમની પત્ની બની.

જે ઝઘડાના પ્રબળ તરંગમાં પડી સંગ અને પૃથ્વીરાજ, તથા જયમલ્લ એક બીજાના પ્રચંડ શત્રુ બની ગયા હતા. તેનો ઉત્પાદક ચતુર સૂરજમલજ હતો. જે દિવસે ચારિણી દેવીની પરિચારિકાના કહેવાથી તેને જણાયું કે મને પણ ચિત્તોડ રાજ્ય પ્રાપ્ત થવાનો સંભવ છે, તે દિવસથી એક નવી આશાએ તેના હૃદયમાં જડ ઘાલી. આ આશા એક ક્ષણ વાર પણ તેના હૃદયમાંથી દૂર થતી નહોતી. તે આશા તેને નિરંતર આનંદિત અને ઉત્સાહિત રાખતી હતી. આ આશાએ તેને એટલે સુધી ઉત્તેજિત કર્યો કે અંતે તે પોતાની મનઃકામના સિદ્ધ કરવાને માટે પોતાના મસ્તક પર વિપત્તિઓ ઝીલવાને પણ તૈયાર થઈ ગયો. પરંતુ કુમાર પૃથ્વીરાજનું દેશમાં પુનરાગમન થયુ તેથી તેના માર્ગમા એક મોટું વિઘ્ન આવી પડેલું તેને જણાયુ. આ કંટકને દૂર કરવાનો બીજો કોઈ પણ ઉપાય સૂરજમલને નહિ સૂઝયો ત્યારે તે સારંગદેવ નામક એક રાજપૂતની સાથે મળીને માળવાના નવાબ મુજફ્ફરની પાસે ગયો. નવાબે સૂરજમલને સાહાય્ય કરવાને માટે પોતાની સેના તેની સાથે મોકલી. આ સેના લઇને સૂરજમલે મેવાડના દક્ષિણ ભાગ પર આક્રમણ કર્યુ અને અલ્પ કાળમા સાદી, વાટુરો, નાઈ તથા નીમચની વચ્ચે આવેલા એક મોટા પ્રગણાને પોતાના અધિકારમાં લીધુ. આ પછી તે ચિત્તોડ પર પોતાનો અધિકાર સ્થાપિત કરવાની ચેષ્ટા કરવા લાગ્યો. હવે રાણા રાયમલ્લથી સૂરજમલની આ ઉચ્છૃંખલતા સહન થઇ શકી નહિ. તેઓ પોતાના થોડા માણસોને લઇને શીઘ્ર તે રાજદ્રોહીને દંડ આપવાને માટે તેની સામે ગયા. ચિત્તોડની નિકટમાં વહેતી ગંભીરી નદીના કિનારા પર ઉભય સેના ગર્વ સહિત એક બીજાની સામે ઉભી રહી. દારૂણ યુદ્ધ થવા લાગ્યું. રાણા સ્વયં હાથમાં ખડ્ગ લઇને સાધારણ સિપાઇની પેઠે યુદ્ધ કરવા લાગ્યા. તેમના શરીરમાં બરાબર બાવીસ ઘાવ લાગ્યા. સમગ્ર શરીર ઘાવોથી ભરાઈ ગયુ. ઘાવોમાંથી રૂધિરધારા છૂટવા લાગી; તથાપિ મહારાણાએ વિશ્રામ કર્યો નહિ. ધીમે ધીમે તેમને શિથિલતા પ્રાપ્ત થતી ગઈ. તેઓ મૂર્ચ્છા પામવાની અણી પર આવી પહોંચ્યા. આ સમયે પૃથ્વીરાજ એક સહસ્ર અશ્વારોહીઓને લઇને તેમની કુમકે આવ્યા. તેમણે રાણાને સંગ્રામભૂમિમાં યુદ્ધ કરતા રોકયા અને તેઓ પોતે ભીષણ પરાક્રમથી શત્રુદલ સાથે યુદ્ધ કરવા લાગ્યા. તેઓ સૂરજમલને શોધવા લાગ્યા. યુદ્ધનિપુણ સૂરજમલ તેમની સામે આવ્યો. પૃથ્વીરાજે શીઘ્રતાથી તેના પર આક્રમણ કર્યુ. ઉભય વચ્ચે ઘોર દ્વંદ્વ યુદ્ધ થવા લાગ્યું. સૂરજમલના શરીરમાં અગણિત ઘાવ લાગ્યા, પરંતુ તેણે પાછળ પગ મૂકયો નહિ. દીર્ઘકાળ સુધી સંગ્રામ ચાલ્યો; પરંતુ ઉભય સેનામાંથી એકે પાછી હઠી નહિ. સંગ્રામ બંધ થયો અને સર્વ સૈનિકો પોતપોતાની છાવણીમાં ચાલ્યા ગયા.

છાવણીમાં પહોંચ્યા પછી રણપરિશ્રમનો પરિહાર કરીને પૃથ્વીરાજ પોતાના કાકાને મળવાને માટે તેના તંબૂમાં ગયા. આ સમયે તેમની વચ્ચે જે વાર્તાલાપ થયો* તે વાંચવાથી રાજપુત જાતિના અનંત માહાત્મ્યનો પ્રત્યક્ષ પરિચય થાય છે રાજપુતોના જેવું ઉત્તમ ચારિત્ર્ય પૃથ્વી પરની અન્ય કોઈ પણ જાતિ દર્શાવી શકી નથી. જે દિવસે રાજપુતોનું આ માહાત્મ્ય લુપ્ત થશે તે દિવસે રાજપુતોનું નામ પણ પૃથ્વી પરથી નષ્ટ થશે. રાજપુતોના ઉત્તમ ચારિત્ર્યનું સ્મરણ થવાથી આપણું હૃદય આનંદથી ઉભરાઈ જાય છે અને આંખમાંથી આનંદાશ્રુ ઝરે છે. અસ્તુ ! પૃથ્વીરાજ પોતાના કાકાના તંબુમાં ગયા તે વખતે તેઓ એક સાધારણ શય્યાપર સૂતા હતા અને તેમના ઘાવોમાંથી રૂધિર નીકળતું હતું. એક હજામ તે ઘાવોને ધોઇ ધોઇને શીવી લેતો હતો અને તે પર પાટા બાંધતો હતો. જે ભત્રીજો તેમનો પ્રચંડ વિરોધી હતો, ભીષણ શત્રુ હતો, જેના દ્વારા તેમને આ દુર્દશાની પ્રાપ્તિ થઇ હતી, જેનો સંહાર કરવાને માટે તેમણે સંગ્રામભૂમિમાં અતુલ પરિશ્રમ કર્યો હતો, તે આ વખતે તેમની પાસે આવ્યો હતો. તેને

* સૂરજમલની ઉત્તરાવસ્થામાં ઝાલા સરદારને સાદરીનું રાજ્ય મળ્યું હતું. તેમના પુસ્તકાલયમાંથી એક હસ્તલિખિત પુસ્તકની પ્રત મળી છે, તેમાં આ વિષે વિસ્તૃત વર્ણન છે.

આવતો જોઇને વીર સૂરજમલ પોતાની શય્યામાંથી ઉઠયા અને ઉત્તમ પ્રકારે તેને આદરમાન આપીને બેસવાને માટે આસન આપ્યું. ઉભયની રીતભાત પરથી તે વખતે એમ જણાતું હતું કે જાણે તેમની વચ્ચે કદિ પણ લડાઈ ટટો થયોજ નહોતો. સૂરજમલના મુખ પરથી એમ જણાતું હતું કે તેને જાણે કાંઈ વેદનાજ થતી નહોતી. શય્યા પરથી તેઓ ઉઠયા તેથી તેમના શીવેલા ઘાવ પુનઃ તુટી ગયા અને તેમાંથી રૂધિર નીકળવા લાગ્યું. આ દેખાવ જોઇ પૃથ્વીરાજના હૃદયમાં ઘણી લાગણી થઈ આવી. સૂરજમલના મુખ પર તો કષ્ટનું જરા પણ ચિન્હ જણાતું નહોતું. પૃથ્વીરાજ આસન પર બેઠા પછી ઉભય વચ્ચે વાતાલાપ થવા લાગ્યો.

પૃથ્વીરાજ બોલ્યા, "કાકાજી ! તમને કેમ છે ?"

સૂરજમલ—"બેટા ! તમને જોઇને મારૂં સર્વ દુઃખ નષ્ટ થયું છે."

પૃથ્વીરાજ—"કાકાજી હું હમણાં દિવાનજીને* મળ્યો નથી. આપને મળવાને માટે શીઘ્ર અહીંઆં ચાલ્યો આવ્યો છુ. પરંતુ હમણાં મને ક્ષુધા બહુ વ્યાકુળ કરી રહી છે; આપની પાસે કાંઇ ભોજનની સામગ્રી છે ?"

સૂરજમલે અત્યંત પ્રસન્ન થઈ શીઘ્ર ભોજન મંગાવ્યું. ઉભયે સાથે બેસીને ભોજન કર્યું, સૂરજમલની સાથે ભોજન લેતાં પૃથ્વીરાજને લેશ પણ સંદેહ આવ્યો નહિ. તેમણે વિદાય લેતા વખત પાન‡ ખાધું ત્યારે પણ તેમણે જરાએ સંકોચ ધારણ કર્યો નહિ કિંવા જરા પણ તપાસ કરી નહિ. કાકાની પાસેથી વિદાય લેતી વખત પૃથ્વીરાજ નમ્રતાથી બોલ્યા "કાકાજી ! કાલે પ્રભાતકાળે મારી અને તમારી વચ્ચે દ્વંદ્વ યુદ્ધ થયા પશ્ચાત્ તેના પરિણામ સાથે આપણી સેનાના સંગ્રામનો પણ અંત આવવો જોઇએ."

સૂરજમલ—"ઠીક. પ્રભાત થતાંજ ચાલ્યા આવજો."

રાત્રિ વ્યતીત થઈ ગઈ અને પ્રાતઃકાળ થયો. ઉષાનો મનોહર રક્તવર્ણ દૂર થાય તે પૂર્વે પૃથ્વીરાજ અને સૂરજમલ દારૂણ યુદ્ધ કરવાને માટે સુસજ્જ થઇને સંગ્રામભૂમિમાં આવ્યા. યુદ્ધ કરતી વખતે ભત્રીજાએ કાકાની શરમ રાખી નહિ કિંવા કાકાએ ભત્રીજાપર દયા કરી નહિ. માયા, મમતા, દયા, પ્રીતિ, સર્વેને તિલાંજલિ આપીને પોતપોતાનો મનોરથ સિદ્ધ કરવાને માટે ઉભય જીવને સાટે લડવા લાગ્યા. તે દિવસે સારંગદેવે સૌથી અધિક વીરતા પ્રદર્શિત કરી. સારંગદેવને સર્વ મળીને ૩૫ ઘાવ લાગ્યા. આ ભયંકર સંગ્રામમાં ઉભય પક્ષના અસંખ્ય માણસો મરણ પામ્યા. પ્રાયઃ સર્વ સૈનિકો નાશ પામ્યા; દોઢ કલાકમાં તલવાર, શૈલ, શૂળ અને ભાલાના ઢગલા ને ઢગલા દેખાવા લાગ્યા. જો કે સૂરજમલના પક્ષના માણસોનું પરાક્રમ કાંઇ ઓછું નહોતું તોપણ તેઓ પૃથ્વીરાજના સેના આગળ ટકી શક્યા નહિ. અંતે તેઓ પરાજિત થઇને સાદરી નગર તરફ નાઠા. કુમાર પૃથ્વીરાજ વિજયગૌરવના હેમમુકુટને શિરપર ધારણ કરી પાટનગરમાં ચાલ્યા આવ્યા. આ સંગ્રામમાં કુમારને સાત ઘાવ લાગ્યા હતા. પરાજિત થયા છતાં પણ વિદ્રોહી સૂરજમલ આશાને તિલાંજલિ આપી શક્યો નહિ. જે આશાના મોહિનીમંત્રથી મુગ્ધ થઇને તેણે ભીષણ કષ્ટો તથા વિપત્તિઓ સ્હેલાઇથી સહન કરી હતી, જે આશા સફળ કરવાને માટે આજે તે પ્રાણ સુદ્ધાં આપવાને તૈયાર થઇ ગયો હતો તે આશાને-તે પ્રાણાધિક આશાને તે શી રીતે છોડી શકે ? તે લેશ પણ હતાશ થયા વિના ચિત્તોડને લેવાની અભિલાષાથી પુનઃ યુદ્ધની તૈયારી કરવા લાગ્યો.

આ પ્રકારે અનેક દિવસો વ્યતીત થઈ ગયા. કાકા ભત્રીજાએ અનેકવાર યુદ્ધ કર્યું, પરંતુ કાંઇ પરિણામ આવ્યું નહિ. સૂરજમલની આશા છૂટી નહિ. તેમને પૃથ્વીરાજની સાથે જ્યારે જ્યારે મેળાપ થતો ત્યારે ત્યારે પૃથ્વીરાજ કહેતા કે "જ્યાં સુધી મારા શરીરમાં રક્તનું એક બિંદુ પણ રહેશે ત્યાંસુધી એક સોયના નાકા જેટલી પણ મેવાડની ભૂમિ તમને આપીશ નહિ." સૂરજમલ પણ તેવાંજ કઠોર વેણ કહેતા કે "તમને શયન કરવાને માટે જેટલી ભૂમિની અગત્ય હશે તેથી એક તિલભર પણ અધિક ભૂમિપર

* રાણા એકલિંગના દિવાન હોવાથી તેમને બહુધા દિવાનજ કહેવામાં આવે છે.

‡ વિશ્વાસઘાતી લોકો ખાસ કરીને પાનની સાથે ઝેર મેળવીને આપે છે. આવાં ઉદાહરણો અનેક ઉપલબ્ધ થાય છે.

તમે અધિકાર સ્થાપિત કરી શકશો નહિ." સૂરજમલની આશા માત્ર આશાજ રહી. તેજસ્વી ભત્રીજાના ભયથી તેને સદા અહીં તહીં નાસવું પડતું હતું. તે જ્યાં નાસી જતો ત્યાં પૃથ્વીરાજ પણ તેની પૂંઠ પકડીને જતા. આ રીતે નાસતાં નાસતાં એક વાર સૂરજમલે બાટોરી નામક ઘોર જંગલમાં આશ્રય લીધો અને ત્યાં એક પર્ણકુટી બનાવીને રહેવાનો વિચાર કર્યો. જંગલની અંદર તેના માણસો અને અશ્વો પણ રહેવા લાગ્યા. એક દિવસ તે સારંગદેવની સાથે સગડી પાસે બેસીને તાપતા હતા અને તેની સાથે વાર્તાલાપ કરી રહ્યા હતા એવામાં અસંખ્ય અશ્વોની પડઘી અને હણહણાટ તેમના સાંભળવામાં આવ્યો. તેમની વાતચીત એકદમ બંધ થઈ ગઈ. સૂરજમલે ભયભીત થઇ સારંગદેવની તરફ જોઈ કહ્યું "આ કોઇ બીજુ નથી, પૃથ્વીરાજજ આવે છે." તેઓ આ શબ્દ પૂરા કરે તે પૂર્વે પૃથ્વીરાજ પોતાની સેના સાથે ત્યાં આવી પહોંચ્યા. ત્યાં અત્યંત કોલાહલ થવા લાગ્યો. અસ્ત્ર શસ્ત્રની ફેંકાફેંક અને શૂર સૈનિકોના સિંહનાદથી આખું વન ગાજી રહ્યું. પૃથ્વીરાજ છલંગ મારીને પોતાના અશ્વપરથી નીચે ઉતર્યા અને તેમણે પોતાના કાકાને ઘેરી લીધો. કુમારના એકજ આઘાતથી સૂરજમલ પૃથ્વીપર તૂટી પડયો. આ સમયે સારંગદેવ તે ઉભયની વચ્ચે આવ્યો અને સૂરજમલને બચાવી લઈ પૃથ્વીરાજને કહેવા લાગ્યો "આ સમયની એક મુક્કી પૂર્વના વીશ પ્રહારો કરતાં અધિક અસહ્ય છે." હવે સૂરજમલ બોલ્યો "અને તે પણ મારા ભત્રીજાના હાથની પડે ત્યારે તો તે સૌથી અધિક અસહ્ય થઇ પડે છે." અસ્તુ! તે દિવસે સૂરજમલની સાથે યુદ્ધ કરવામાં આવ્યું નહિ. પછી તેણે ધીમેથી પૃથ્વીરાજને કહ્યું "બેટા! જો હું માર્યો જઇશ તો કાંઇ હાનિ થવાની નથી, કારણ કે મારા પુત્રો રાજપૂત છે, તેઓ દેશમાં લૂંટફાટ કરીને પણ પોતાનો નિર્વાહ કરશે, પરંતુ તમે માર્યા જશો તો ચિત્તોડની દશા શી થશે? વળી મને તેથી કલંક લાગશે. પછી હું લોકોને મુખ શી રીતે બતાવીશ? મને સદાની અપકીર્તિ લાગશે."

યુદ્ધ બંધ થયુ. કાકા ભત્રીજાએ પોતપોતાની તલવારો મ્યાન કરી. થોડી વારને માટે ઉભય શત્રુતા ભૂલી ગયા અને ઉભયે એક બીજાને દ્રઢાલિંગન કર્યું. પછી પૃથ્વીરાજે સૂરજમલને કહ્યું.

"કાકાજી! હું આવ્યો ત્યારે તમે શું કરતા હતા?"

સૂરજમલે સ્નેહપૂર્વક ઉત્તર આપ્યો "બેટા! બીજું શું કરતો હોઉ? ભોજનાદિ કરીને અહીંતહીંની વાતો કરી રહ્યો હતો."

પૃથ્વીરાજ—"કાકાજી! મારા જેવો શત્રુ માથાપર ભમતો હતો તોપણ તમે નિશ્ચિંત શી રીતે થઇ ગયા હતા?"

સૂરજમલ—"બેટા! તો પછી શું કરૂં? તમે તો એકદમ મારો નાશ કરી નાંખ્યો છે. તેથી હવે ગમે તેમ કરી મારા દિવસ નિર્ગમન કરૂં છું."

થોડી વાર સુધી ઉભય મૌન રહ્યા. સરદારો, સામંતો અને સૈનિકો વિશ્રાંતિ લેવાનો પ્રયત્ન કરવા લાગ્યા. થોડી વાર પછી પૃથ્વીરાજ બોલ્યા. "કાકાજી આ વનની નજીકમાં જે કાલિકા દેવી છે તેનો મહિમા ઘણો પ્રબળ છે. તેથી મેં કાલે પ્રાતઃકાળમાં ઉઠીને તેની પૂજા કરવાનો નિશ્ચય કર્યો છે. આપ મારી સાથે ચાલશો? અથવા આપના પ્રતિનિધિ તરિકે સારંગદેવને મોકલશો?"

સૂરજમલે ક્ષણ વાર વિચાર કરી નિષ્કપટ ભાવે પ્રત્યુત્તર આપ્યો "મારૂં શરીર અત્યંત દુર્બળ છે. તેથી મારાથી આવી શકાય એમ નથી, તેટલા માટે આપ ખોટું લગાડશો નહિ. હું મારા પ્રતિનિધિ તરિકે સારંગદેવને મોકલીશ." પૃથ્વીરાજે આ વાતનો સ્વીકાર કર્યો. પ્રાતઃકાળ થતાં સર્વ જણ પૂજાની તૈયારી કરીને કાલિકાદેવીના મંદિરમાં ગયા. કાલિકાદેવીને એક પાડાનો ભોગ આપવામાં આવ્યો, અને એક બકરાનો ભોગ આપવાની તૈયારી થતી હતી એવામાં પૃથ્વીરાજે ખડ્ગ લઇ સારંગદેવપર ઉગામ્યું. સારંગદેવની પાસે પણ અસિ હતી. ઉભયની વચ્ચે દારૂણ યુદ્ધ થવા લાગ્યું. ઉભયને ઘણા ઘાવ લાગ્યા. અંતે પૃથ્વીરાજનો જય થયો અને સારંગદેવ પરાજિત થયો. પૃથ્વીરાજે તેનું મસ્તક કાપી કાલિકાને બલિદાન આપ્યું. પછી તેણે સૂરજમલની પર્ણકુટી તોડી નાંખી અને તેનો સર્વ અસબાબ લૂંટી લીધો. આ પછી તેણે શીઘ્ર બાટોર નગરમાં જઇને ત્યાં પોતાનો ઝુંડો રોપ્યો.

હવે સૂરજમલના દુઃખની સીમા રહી નહિ. તે હવે હતાશ થયો. તેને પુષ્કળ સંકટો સહન કરવાં પડયાં હતાં, પરન્તુ તેની કામના પૂર્ણ થઇ નહોતી. તેને ઇષ્ટ મિત્રો, બાંધવો વગેરે સર્વનો પરિત્યાગ કરવો પડયો અને તે સદાને માટે રાજદ્રોહી કહેવાયો. તે છતાં પણ તેની આશા પૂર્ણ થઈ નહિ. પોતાના પ્રાણની રક્ષાનો કોઈ પણ ઉપાય નહિ જડવાથી સૂરજમલ સાદરી તરફ નાશી ગયો. ત્યાં પહોંચ્યા પછી તેના હૃદયમાં એક નવી આશાનો સંચાર થયો. તેણે પ્રથમથી એવી પ્રતિજ્ઞા કરી હતી કે જો હું સ્વયં સાદરીની સંપત્તિ ભોગવી શકીશ નહિ તો તે એવા માણસોને આપી જઇશ કે જેની પાસેથી રાજા પણ તેને છીનવી લઈ શકે નહિ. હવે આ પ્રતિજ્ઞા તેણે પાળી અને બ્રાહ્મણો તથા ભટ્ટ લોકોને સાદરી દાનમાં આપીને મેવાડની ભૂમિનો ત્યાગ કર્યો.* સૂરજમલ ખનયલ નામક મહા વનમાં ફરતો હતો તે વખતે તેણે એક વરૂને એક બકરીના બચ્ચાને લઇ જવાને ચેષ્ટા કરતો જોયો. પરંતુ બકરી તે બચ્ચાને મજબુત રીતે પકડી રહી હતી તેથી વરૂ તેને લઇ જઇ શકતો નહોતો. આ ઘટના જોતાંજ સૂરજમલને ચારિણી દેવીની સેવિકાએ કહેલી વાતનું સ્મરણ થયુ. સૂરજમલને હવે લાગ્યું કે હું અહીંઆં રહીશ તો મારો અધિકાર કોઇ પણ છીનવી શકશે નહિ. આવો વિચાર કરી તેઓ ત્યાંજ થોભી ગયા અને ત્યાંના જંગલી માણસોને તાબે કરીને તે સ્થળે દેવલ નામનો કિલ્લો બંધાવ્યો. આ કિલ્લાની આસપાસનાં એક સહસ્ર ગ્રામો તેમણે પોતાના અધિકારમાં લીધા. આ પ્રકારે પ્રતાપગઢ દેવળની સ્થાપના થઇ હતી. કુમાર પૃથ્વીરાજ પાટનગરમાં ચાલ્યા આવ્યા. રાણા રાયમલને હવે તે અત્યંત પ્રિય થઈ પડયો હતો. એક વખત પૃથ્વીરાજ મહારાણાને અત્યંત અપ્રિય થઈ પડયા હતા, પરંતુ હવે મહારાણા તેમનું મુખ જોઇને પ્રમુદિત થતા હતા. તેઓ પુત્રનું મુખ જોઈ સુખથી દિવસ નિર્ગમન કરવા લાગ્યા; પરંતુ વિધાતાની વક્ર દૃષ્ટિથી મહારાણા આ પ્રકારનુ પુત્રસુખ ઝાઝા દિવસ ભોગવી શકયા નહિ. પૃથ્વીરાજ થોડા દિવસમાં કપટનો ભોગ થઇ પડયા. પોતાના કાકા સૂરજમલના ઉપર વિજય પ્રાપ્ત કરીને કુમાર પૃથ્વીરાજ ચિત્તોડમાં આવ્યા અને ત્યાં તેમણે થોડા દિવસ વિશ્રાંતિ લીધી. પછી તેઓ પોતાના કમલમેર દુર્ગમાં ચાલ્યા ગયા. ત્યાં રહી તેઓ પોતાના જ્યેષ્ઠ બંધુની તપાસ કરવા લાગ્યા અને પોતાની પ્રાણપ્રિયા તારાની સાથે આનંદપૂર્વક દિવસ નિર્ગમન કરવા લાગ્યા. એક દિવસે કુમારને પોતાની ભગિનીના તરફથી એક પત્ર મળ્યો. તેમની ભગિનીને શિરોહીના રાજા ‡પાભૂરાયની સાથે પરણાવવામાં આવી હતી. આ પાભૂરાય કેફી વસ્તુનું સેવન પુષ્કળ કરતો હતો. તે પ્રતિદિન રાત્રિના સમયે મદ્ય અથવા અફીણનું સેવન કરીને મસ્ત થઇ આવતો અને પોતાની પત્નીને અનેક પ્રકારે સતાવતો. તે કોઇ વખત તેને ગાળ દેતો, કોઈ વખત માર મારતો અને કોઈ વખત આખી રાત ભૂમિપર સૂવાડી રાખતો. પુષ્પના જેવી સુકુમાર રાજકુમારીને આ દુઃખો અસહ્ય લાગ્યાં, પરંતુ ઉક્ત દુરાચારીને પોતાની પત્નીપર લેશ પણ દયા આવતી નહોતી. તે રાજપુત બાળા તેને અનેક પ્રકારે નમ્ર વચનથી સમજાવતી, આજીજી કરતી અને કુમાર્ગેથી સુમાર્ગે લાવવાને પ્રયત્ન કરતી પરંતુ તેના સર્વે પ્રયત્નો નિષ્ફળ થયા. આથી તેણે નિરૂપાયે પોતાના બંધુપર એક પત્રમાં આ સર્વે વૃત્તાંત લખી મોકલ્યું.

પૃથ્વીરાજે પોતાની ભગિનીનો પત્ર સાદ્યંત વાંચ્યો. આ પત્ર વાંચતાં તેમને પુષ્કળ ક્રોધ ચઢયો અને તેઓ ઉક્ત પાપીને દંડ આપવાને માટે શિરોહી તરફ ચાલ્યા. તેઓ રાત્રિના સમયે શિરોહીમાં પહોંચ્યા. પોતાના બનેવીના મહાલયની નિકટ જતાં તેમને જણાયું કે દરવાજો બંધ છે. આથી તેઓ

---

* હિંદુશાસ્ત્રમાં એવું વિધાન છે કે જે કોઈ બ્રાહ્મણની વસ્તુ છીનવી લે છે તેને ૬૦૦૦૦ વર્ષ પર્યંત વિષ્ઠાના કીડા થઇને રહેવું પડે છે. ભાગવતમાં એવો ઉલ્લેખ છે કે "**स्वदत्तां परदत्तां वा ब्रह्मवृत्तिं हरेत्तु यः । षष्टिवर्षसहस्राणि विष्ठायां जायते कृमिः ॥**" સૂરજમલની અર્પણ કરેલી આ ભૂમિ ભિક્ષાજીવી બ્રાહ્મણોની ભિક્ષા માગવાની વૃત્તિથી ઉજ્જડ થઈ ગઇ છે. તેમાંની એકજ નગરી ૧૨૦૦૦ વીઘાં ફળદ્રૂપ જમીન ધરાવતી હતી. પરંતુ તે નષ્ટ થઇ ગઈ છે. આ પ્રકારની અજ્ઞાનતાથી જ હાલમાં મેવાડવાસીઓની આવી દુર્દશા થઇ રહી છે.

‡ ચોહાણ વંશની દેવર શાખામાં પાભૂરાયનો જન્મ થયો હતો. એને જયમલ પણ કહેવામાં આવતો હતો.

દીવાલપર ચઢીને પોતાની ભગિનીના શયનમંદિરમાં ગયા, ત્યાં તેમણે પોતાની ભગિનીની દુર્દશા સ્વ-ચક્ષુથી જોઇ. તે સુકુમાર રાજકુમારી નીચે સૂતી હતી, તેને નિદ્રા આવતી નહોતી, મુખપર જરા પણ સુખ કિંવા આનંદનુ ચિન્હ દષ્ટિગોચર થતું નહોતું, અને આંખોમાંથી અશ્રુધારા ચાલી રહી હતી. જ્યારે પૃથ્વીરાજ તેની પાસે ગયા ત્યારે પોતાના બંધુને જોઇને તેનું હૈયું ભરાઇ આવ્યું, તેનો કંઠ રૂંધાઇ ગયો અને તે હુસકે હુસકે રોવા લાગી. પૃથ્વીરાજે તેના મનનું સાંત્વન કરી પોતાનું ખડ્ગ કાઢ્યું અને તે પાભૂરાયના ગળાપર મૂક્યું. પરંતુ પતિવ્રતા રાજપુત બાળા પોતાના બંધુના ચરણ પકડી રોતી રોતી બોલી ' મારી એક યાચના સ્વીકારો. મને વિધવા ન કરો, મેં વિધવા થવાને માટે તમને બોલાવ્યા નથી." પાભૂરાય પણ ભયભીત થઇને નમ્રતાપૂર્વક પોતાના પ્રાણની ભિક્ષા માગવા લાગ્યો. પૃથ્વીરાજે પોતાના બનેવીને કહ્યું "જો તમે મારી ભગિનીની મોજડીઓ તમારા મસ્તકપર ધારણ કરો તો હું તમને ક્ષમા કરીશ. જો તમે એને પગે પડો તો હું તમને માફ કરીશ." પાભૂરાયે તેમ કરવાનું કબુલ કર્યું. પૃથ્વીરાજે તેના સર્વે અપરાધો માફ કર્યા. પોતાના મનનો ઉદ્દેશ સફળ થવાથી અને પોતાની ભાગિનીનાં દુઃખનો અંત આવવાથી તેમના આનંદનો પાર રહ્યો નહિ. પૃથ્વીરાજને લાગ્યું કે પાભૂરાય પોતાને થયેલું અપમાન ભૂલી ગયો હશે, પરંતુ આ ભ્રમ હતો. આ ભ્રમથીજ તેમનો પ્રાણ ગયો. પાભૂરાયની કપટતા તેઓ સમજી શક્યા નહિ. પોતાનો બનેવી કપટી, કુટિલ અને વિશ્વાસઘાતી હશે એમ તેમણે ધાર્યું નહોતું. પાભૂરાયે પૃથ્વીરાજને પાંચ દિવસ પર્યંત પોતાને ઘેર થોભવાનો આગ્રહ કર્યો અને પૃથ્વીરાજે પણ આનંદપૂર્વક તે માગણીનો સ્વીકાર કર્યો. પૃથ્વીરાજ આનંદપૂર્વક શિરોહીમાં પાંચ દિવસ પર્યંત રહ્યા. છઠ્ઠો દિવસ થતાં પૃથ્વીરાજ પોતાની ભગિની અને પોતાના બનેવીની પાસેથી વિદાય લઇને કમલમેર તરફ ચાલ્યા. શિરોહીમાંથી નીકળતી વખત તેમના બનેવીએ તેમને કેટલાક લાડુ આપ્યા. પૃથ્વીરાજને કિંચિત્ પણ ખબર નહોતી કે આ પાપીએ લાડુમાં વિષ નાંખ્યું છે. તેમને તે પ્રકારનો જરા પણ સંદેહ આવ્યો નહોતો. કમલમેરની નિકટ આવતાં તેમણે પોતાના બનેવીએ આપેલા લાડુમાંથી એક લાડુ ખાધો, તરત જ તેમનુ મસ્તક ફરવા લાગ્યુંઃ તેમના શરીરના સર્વ ભાગો શિથિલ થઈ ગયા. તેઓ મહા કષ્ટથી દેવીના મંદિર સુધી પહોંચ્યા; એ પછી તેમનાથી એક ડગલું પણ આગળ ભરી શકાયું નહિ. લાચાર થઇ તેઓ ત્યાંજ પડી રહ્યા અને તેમણે પોતાની પ્રાણપ્રિયાને આ વાતની ખબર કરવાને માટે એક માણસ મોકલ્યો. પરંતુ તેઓ તારાના મુખનુ દર્શન કરી શક્યા નહિ. તારા નગરમાંથી આવે તે પૂર્વે તેમણે સ્વર્ગારોહણ કર્યું. ભારતવર્ષનું એક પ્રકાશમાન નક્ષત્ર તૂટી પડીને મહા ગંભીર સમુદ્રનાં નીરમાં ડૂબી ગયું. સર્વ માણસો તેમનાં મૃત્યુની વાત સાંભળી રોવા લાગ્યાં. જાણે ત્રૈલોક્યમાં હાહાકાર વર્તી રહ્યો હોય તેવો દેખાવ થઈ રહ્યો. પોતાના પ્રાણનાથને અચેત પડેલા જોઇને તારાને કેટલું દુઃખ થયું હશે તેનું વર્ણન કોણ કરી શકે એમ છે? પૃથ્વીરાજના શબને હૃદયની સાથે દાબીને તે જીવતીજ ચિતામાં બળીને ભસ્મ થઇ.

રાણા રાયમલ્લના હૃદયને આ મહા વજ્રાઘાત થયો. જેનું મુખ જોઇને તેઓ સંગના ચાલ્યા જવાનું દુઃખ ભૂલી ગયા હતા તથા જયમલ્લના વધનો શોક વિસરી ગયા હતા અને જેની અતુલ વીરતાને તેઓ પોતાનું ગૌરવ માનતા હતા, તે પૃથ્વીરાજનું આ રીતે અકાળ મૃત્યુ થયેલું જોઇ તેમના પર જાણે આકાશ તૂટી પડયું હોય તેવું દુઃખ તેમને થયું. પુત્રના મૃત્યુનો શોક તેમનાથી સહન થઈ શક્યો નહિ અને તેઓ પણ પૃથ્વીરાજની પાછળ સ્વર્ગમાં ચાલ્યા ગયા. મેવાડના રાજ્યમાં મહા હાહાકાર વર્તી રહ્યો. પૃથ્વીરાજ અને રાણાના મૃત્યુને લીધે પ્રજા જનને અત્યંત શોક થયો અને તેઓ રાત્રિ દિવસ વિલાપ કરવા લાગ્યા.

જો કે રાણા રાયમલ્લ પોતાના પૂર્વજોના જેટલા પરાક્રમી નહોતા, તે છતાં પણ તેમણે સારી કીર્તિ સંપાદન કરી હતી. મોટાં મોટાં કષ્ટો અને સંકટો સહન કરીને તેમણે પોતાની પ્રજાનું લાલનપાલન કર્યું હતું અને પોતાના પૂર્વજોના ગૌરવનુ રક્ષણ કર્યું હતું. આથી તેમને બુદ્ધિવાન અને ગુણનિધાન રાણા કહેવામાં કાંઈ હરકત નથી. તેમની પ્રજા તેમનાથી સંતુષ્ટ હતી અને તેમના પર સંપૂર્ણ ભક્તિભાવ રાખતી હતી. આથીજ તેમના મૃત્યુથી સર્વને શોક થયો હતો.



# अध्याय ८ मो.

રાણા સંગ્રામસિંહનું રાજ્યારોહણ-મુસલમાનોના રાજ્યનું વૃત્તાંત-મેવાડનું ગૌરવ-સંગ્રામસિંહનો વિજય-ભારતવર્ષ પર બાબરનું આક્રમણ-દિલ્હીના પાદશાહનો બાબરદ્વારા પરાજય અને વધ-રાણા સંગ્રામસિંહ પર બાબરનું આક્રમણ-કનૂયાસ્થાનનું યુદ્ધ-સંગનો પરાજય-સંગના મૃત્યુનું વર્ણન તથા તેમનું ચરિત્ર-રાણા રત્નનું રાજ્યપદારોહણ-તેમનું મૃત્યુ-રાણા વિક્રમાજિત-વિક્રમાજિતનું આચરણ-સરદારોની સાથે વૈર-ચિત્તોડ પર માળવાના નવાબનું આક્રમણ-ચિત્તોડનો નાશ-જુહારવ્રત-મુસલમાનોએ ચિત્તોડમાં કરેલી મોટી લૂંટ-ચિત્તોડના રક્ષણને માટે હુમાયુનું આગમન-ચિત્તોડનો ઉદ્ધાર કરીને વિક્રમાજિતને પુનઃ રાજ્ય પદ પર અધિષ્ઠિત કરવા-સરદારોદ્વારા વિક્રમાજિતનું પદભ્રષ્ટ થવું-વનવીરને રાણા બનાવવા-વિક્રમાજિતનો વધ.



સંવત્ ૧૫૬૫ (ઇ. સ. ૧૫૦૯) માં રાણા સંગ્રામસિંહ ચિત્તોડના સિંહાસન પર વિરાજમાન થયા. તેમની ઉત્તમ રાજનીતિથી મેવાડનું રાજ્ય ઉન્નતિના શિખરે ચઢ્યું હતું. ભટ્ટ લોકોએ તે સંબંધે વર્ણન કરતાં લખ્યું છે કે "મહારાણા સંગ મેવાડની ઉન્નતિના સર્વોચ્ચ કલશ હતા." પરંતુ અફસોસની વાત છે કે મેવાડ રાજ્ય આ ઉન્નતિનો ઉપભોગ દીર્ઘ કાળ પર્યંત કરી શક્યું નહિ. રાણા સંગની સાથેજ આ ઉન્નતિનો અંત આવી ગયો. જો કે રાણા સંગ્રામસિંહના મૃત્યુ પશ્ચાત્ મેવાડની ઉન્નતિનાં બે ચાર ચિન્હો દૃષ્ટિગોચર થયાં હતાં, પરંતુ તે અસ્ત પામતા સૂર્યનાં અંતિમ કિરણોની પેઠે માત્ર અલ્પ સમય પર્યંતજ રહ્યાં હતાં.

ઇંદ્રપુરી સમાન જે ઇંદ્રપ્રસ્થ નગરી પાંડવોની લીલાભૂમિ હતી, જ્યાં તુવારવંશના રાજાઓએ દીર્ઘ કાળ પર્યંત અખંડ પ્રતાપ સહિત રાજ્ય કર્યું હતું અને જે હિંદુ ચક્રવર્તી પૃથ્વીરાજ ચૌહાણની રાજધાની હતી તે નગરી વિધાતાની વક્ર દ્રષ્ટિથી ગિઝની, ઘોરી, ખિલજી અને લોદી વંશના યવન ભૂપાલોના પ્રચંડ પાદાઘાત સહન કરતી આવી છે, સમયના પરિવર્તનથી તે છિન્નભિન્ન થઇ ગઈ છે. તેના અનેક ટુકડા થઇ ગયા છે અને તેના અધિકારમાં આવેલો પ્રદેશ નાનાં નાનાં રાજ્યોમાં વિભક્ત થઈ ગયો છે. આ સર્વે રાજ્યોના શાસનકર્તાઓ અત્યંત નિર્દય અને હિંદુઓના શત્રુઓ હતા. પરંતુ તેમનામાં કાંઈ બળ કે પ્રરાક્રમ નહોતું. તેથી મેવાડના રાજાઓ તેમને લેશ પણ વિશાતમાં ગણતા નહોતા. આ સમયે દિલ્લી અને કાશીની વચ્ચેના પ્રદેશમાં ચાર સ્વતંત્ર રાજ્યો સ્થાપિત થયાં હતાં+ પરંતુ સંગ્રામસિંહ તે રાજ્યોના શાસનકર્તાઓને રાજા તરિકે માનતા નહોતા. જ્યારે મેવાડમાં ગૃહકલહ ચાલતો હતો ત્યારે ગુજરાત અને માળવાના રાજાઓ વિદ્રોહીની સાથે મળી ગયા હતા. પરંતુ તેઓ મેવાડના રાજાને કાંઇ હાનિ કરી શક્યા નહોતા. જ્યારે વીરવર સંગ્રામસિંહે મેવાડના વીર પુત્રોને સંગ્રામભૂમિમાં મોકલ્યા

---

+ દિલ્લી, વીના, કાલ્પી અને જૈનપુર.

ત્યારે ઉક્ત ઉભય નવાબો તેમની સામે ટકી શક્યા નહોતા. રાણા સંગ્રામસિંહ તે વખતે ભારતના ચક્રવર્તી રાજા ગણાતા હતા. મારવાડ અને અંબર§ના રાજાઓએ તેમને ભેટ આપીને તથા તેમની પૂજા કરીને તેમનું ગૌરવ વધાર્યું હતું. ગ્વાલિયર, અજમેર, સીકરી, રાઇસીન, કાલ્પી, ચંદેરી, બુંદી, ગાગરૌન, રામપુર, તથા આબુ આદિ પ્રદેશોના "રાવ" ઉપાધિધારી રાજાઓ તેમના માંડલિક બનીને તેમની સેવા કરતા હતા. વાસ્તવમાં મહારાણા સંગ્રામસિંહ મહા પ્રતાપી હતા. એંશી હજાર અશ્વારોહીઓ, ઉચ્ચ શ્રેણીના સાત નૃપતિઓ, નવ રાવો, અને 'રાવલ' તથા 'રાવત' ઉપાધિધારી ૧૦૪ સરદારો પાંચસેં રણોન્મત્ત હાથીઓની સાથે મહારાણા સંગ્રામસિંહને સાહાય્ય કરવાને આવ્યા હતા.

વિપત્તિના સમયમાં જેમણે મહારાણા સંગ્રામસિંહને સાહાય્ય કરી હતી તેમને સંપતિના સમયમાં તેઓ ભૂલી ગયા નહોતા. તેમણે પોતાના સર્વ સહાયકોને કાંઇ ને કાંઇ પ્રત્યુપકાર કરીને પોતાની કૃતજ્ઞતા પ્રદર્શિત કરી હતી. તેમણે શ્રીનગરના કરમચંદને અજમેરમાં એક જાગીર આપી. આ કરમચંદને જગમલ નામક એક પુત્ર હતો. ચંદેરીપર અધિકાર સ્થાપિત કરતી વખત જગમલે રાણાને સાહાય્ય કરી હતી. આથી રાણાએ તેને રાવની ઉપાધિ આપી હતી.

ગૃહકલહ ચાલતો હતો તે સમયમાં રાજ્યમાં પણ અશાંતિ ફેલાઇ રહી હતી. રાણા સંગ્રામસિંહ સિંહાસનપર બેઠા કે તરતજ પુનઃ શાંતિની સ્થાપના થઈ ગઈ અને સર્વ વિગ્રહોનો અંત આવ્યો. રાણા સંગ્રામસિંહ શૌર્યવાન અને સાહસિક નૃપતિ હતા એમાં લેશ પણ સંદેહ નથી. કોઈ એમ કહે કે જો તેઓ શૌર્યવાન પુરુષ હતા તો પોતાનો હક છોડીને જંગલેજંગલ ભટકતા શા માટે ફર્યા? આ પ્રશ્નના ઉત્તરમાં માત્ર એટલુજ કહી શકાય એમ છે કે આથી કાંઇ કાયરતા અથવા અસાહસિકતાનો પરિચય થતો નથી, પરંતુ એથી તો દૂરદર્શિતા, ધીરતા અને સહનશીલતાનો પરિચય થાય છે. જો તેઓ મેવાડની થનારી સ્થિતિનો વિચાર ન કરત, જો તેઓ આગળ પાછળનો વિચાર કર્યા વિના કેવળ સ્વાર્થ સાધવાને પ્રકટ વિરોધ કરત તો નિઃસંદેહ મેવાડને મોટું નુકશાન થાત.

સંગ્રામસિંહ સમરવિશારદ નૃપ હતા. તેમણે પોતાના સૈનિકોને રણનીતિનું ઉત્તમ શિક્ષણ આપ્યું હતું. તેમણે પોતાના કેળવાયેલા સૈનિકોને સાથે લઇને બાબરના સાથે સંગ્રામ કર્યા પૂર્વે દિલ્લી અને માળવાના પાદશાહોની સાથે અઢાર વાર યુદ્ધ કર્યું હતું અને તેમને સર્વ સંગ્રામમાં જય મળ્યો હતો. દિલ્લીનો ઇબ્રાહીમ લોદી મહારાણાની સાથે બે વાર લડયો હતો, પરંતુ તેણે બન્ને વાર મહારાણાના ભીષણ પરાક્રમની આગળ પોતાનું મસ્તક અવનત કર્યું હતું. વિશેષતઃ અંતિમવાર થયેલા ઘાટોલી આગળના સંગ્રામમાં મુસલમાનોનો એવો સખ્ત પરાજય થયો હતો કે માત્ર એકાદ બે સૈનિકોજ રણમાંથી જીવ બચાવીને નાશી છૂટયા હતા. પાદશાહના એક આમને પણ આ વખતે સંગ્રામસિંહ કેદ કરી લાવ્યા હતા. આ વખતે મેવાડ રાજ્યની સીમા ઘણે દૂર સુધી ફેલાઈ ગઈ હતી. ઉત્તરમાં વીના+ પ્રાંતમાં વહેતી પીલખાલ, પૂર્વમાં સિંધુ નદી, દક્ષિણે માળવા અને પશ્ચિમમાં મેવાડની નિબિડ અને દુર્ગમ શૈલમાલા સુધી મેવાડ રાજ્યનો વિસ્તાર હતો. આ પ્રકારે આ વિસ્તૃત દેશનું શાસન સંગ્રામસિંહ કરતા હતા. વિશાળ રાજસ્થાનના મોટા ભાગ મેવાડના સિંહાસનપર તેઓ વિરાજમાન થઇને સ્વદેશી અને સ્વજાતિના રાજાઓની પૂજા સ્વીકારી પ્રતિષ્ઠાની સર્વોચ્ચ પંક્તિએ પહોંચ્યા હતા. એટલામાં યવનવીર બાબરનો ભયંકર સિંહનાદ ભારતવર્ષના પશ્ચિમ દ્વારપર સંભળાયો. આ ભયંકર સિંહનાદ સાંભળતાંની સાથે ભારતવર્ષ કંપાયમાન થઇ ગયો. જો વીરવર બાબર પોતાની સાથે અક્ષુ અને ઝાક્ષરતીસના કિનારાપર રહેતા ભયંકર ઉસ્બેક* અને તાતાર લોકોની સેના લઇને હિંદુસ્થાનમાં આવ્યો ન હોત અને ભારતના

§ આ સ્થળે અંબરના જે રાજાનુ વર્ણન છે તેનુ નામ પૃથ્વીરાજ હતું. અદ્યાપિ અંબરના રાજાઓને રાવ કહેવામાં આવે છે. પૃથ્વીરાજના બાર પુત્રોદ્વારા (કછવાહા કુળનાં) બાર ગોત્રો ઉત્પન્ન થયાં. મુગલ પાદશાહ હુમાયૂના સમયથી કછવાહા લોકોને રાજસભામાં માનપાન મળવા લાગ્યું.

+ આગ્રાથી પાંચ માઇલ દક્ષિણે વીના વસેલું છે.

* ઉસ્બેક લોકો સંકર જાતિ છે. તુર્ક, મુગલ તથા ફિનિક વગેરે અનેક મુસલમાન જાતિઓના મિશ્રણથી ઉસ્બેકોની ઉત્પત્તિ થઈ છે. આ લોકો દેખાવમાં તુર્કના જેવા જણાય છે. પૂર્વે તેમણે સાઈબિ-

ક્ષણુ જીવી નૃપો તેની પતાકાની નીચે એકત્રિત થયા ન હોત તો આજે ભારતના શાસનનો ભાર કોણુ જાણે કોના હાથમાં હોત! જો દેશદ્રોહી રાજાઓ તેને સાહાય્ય ન કરત તો ભારતવર્ષનો રાજમુકુટ પુનઃ હિંદુઓના મસ્તકપર મૂકવામાં આવત. ભારતની વિજય વૈજયંતી ઇંદ્રપ્રસ્થથી ઉતરી ચિત્તોડના ઉચ્ચ દુર્ગપર ફરકતી હોત. પરંતુ હતભાગી ભારતસંતાનોનાં ભાગ્યમાં આ સુખ લખેલું નહોતું.

એશિયાના મધ્ય ભાગમાં વસ્તા લોકો અનાદિથી ભારતવર્ષના વૈરી છે. તેઓ સદા આ દેશને અત્યંત હાનિ કરતા આવ્યા છે. તેમણે ભારતવર્ષને કરેલી હાનિનાં પ્રમાણો ભારતવર્ષના ઈતિહાસમાં વિદ્યમાન છે. આ ઉપરથી એક વાત સિદ્ધ થાય છે કે ભારતવર્ષમાં કદિ પણુ ઉત્તમ પ્રકારે ઐક્ય થયુ નથી. માંહોમાંહે વિગ્રહ ચાલતા હોવાથી આ દેશમાં અનેક નાનાં નાનાં રાજ્યો સ્થપાઇ ગયાં. કોઇ કોઇ વખત યવનોનાં રાજ્યોએ એક બીજાને સાહાય્ય કરી છે અને વિદેશી લોકોના આક્રમણુથી એક રાજ્યની રક્ષા કરવાને માટે બીજા રાજ્યે ખડ્ગ ધારણુ કર્યા છે. સિકંદરે હિંદુસ્થાનપર આક્રમણુ કર્યું ત્યારે પણુ આ પ્રકારના ઐક્યનું ઉદાહરણુ દ્રષ્ટિગોચર થયું હતું. જ્યારે ઉક્ત મહાવીર ભારતવર્ષપર ચઢી આવ્યો હતો તે વખતે એકલા પંજાબમાં જ અનેક નાનાં નાનાં રાજ્યો હતાં. અને અનેક સ્થળે પ્રજાતંત્રપ્રણાલી પ્રચલિત હતી. સિકંદરની પછી ઇરાનવાસીઓ ભારતવર્ષપર ચઢી આવ્યા હતા. એમ કહેવાય છે કે દારાયુએ પોતાના અધિકાર નીચેના સર્વ દેશોમાં ભારતવર્ષને જ ઉત્તમ અને દ્રવ્યવાન દેશ માન્યો હતો. આ પ્રકારે તક્ષક, જિત, પારદ, હૂન, કાત્તિ, ગ્રીક, યૂનાની, તાતારી, ઘોરી અને ચકતઈ, પ્રભૃતિ બળવાન લોકો ક્રમશઃ પ્રચંડ સેના લઇને વારંવાર ભારતવર્ષપર ચઢી આવતા હતા અને ભારતના ધન રત્નને લૂંટીને ચાલ્યા જતા હતા.

એક જાતિ ભયંકર સેના લઇને ભારતવર્ષપર ચઢી આવતી, થોડા સમય પર્યંત આ દેશમાં રાજ્ય કરતી અને પછી કોણુ જાણે ક્યાં ચાલી જતી. પરંતુ રાણા સંગ્રામસિંહના પ્રબળ શત્રુ વીરવર બાબરે હિંદુસ્થાનને પરતંત્રતાની જે બેડી પહેરાવી તે દીર્ઘકાળ પર્યંત રહી. એ પછી બ્રિટન વીરોએ આવીને ભીડ, પારદ તથા તાતાર લોકોની સલ્તનતને અસ્તવ્યસ્ત કરી નાંખી તેથી હવે ભારતની ઉન્નતિની આશા રાખી શકાય છે. સદા કોઇના દિવસો એક સરખા રહેતા નથી. સુખની પછી દુઃખ અને દુઃખની પછી સુખ આવવું એ કુદરતનો નિયમ છે. આ નિયમ અનુસાર જગતનાં બીજાં અનેક રાજ્યો હીન દશાએ પહોંચી ગયાં છે. કેટલાંક પુનઃ ઉન્નતિ પ્રાપ્ત કરતાં જાય છે અને કેટલાંક ઘોર નિશામાં ડૂબી રહ્યાં છે. પરંતુ અન્ય સર્વ દેશોની સાથે ભારતવર્ષની તુલના કરવામાં આવે તો ભારતવર્ષની એક વિશેષતા દ્રષ્ટિગોચર થાય છે. અન્ય દેશોમાં વિજાતીય અને વિધર્મી વિજેતાઓ અને શાસનકર્તાઓના કઠોર અત્યાચારથી મૂળ પ્રજાના ધર્મો પણુ વિનષ્ટ થઇ ગયા છે, અને તેની પ્રાચીન જાતિનો નાશ થઇને અનેક સંકર જાતિઓ ઉત્પન્ન થઇ છે, તેમના પૂર્વજોનાં નામો ઈતિહાસનાં પૃષ્ઠોપરથી ભુંસાઇ ગયાં છે, પરંતુ પૃથ્વીના આ ભાગમાં ભાગીરથીના પવિત્ર જળથી ધોવાતા આ પવિત્ર ભારતવર્ષમાં કાંઇ બીજી જ વસ્તુસ્થિતિ જોવામાં આવે છે. ભારતવર્ષે વિજાતીય અને વિધર્મી લોકોના જેટલા પાદપ્રહાર સહન કર્યા છે તેટલા અન્ય કોઈ પણુ દેશે સહન કર્યા નહિ હશે. તથાપિ તેનો ધર્મ અને રાજનીતિ અદ્યાપિ અવિકૃત જ રહી છે. ભારતના રાજપુત વીરગણોએ અગણિત કષ્ટો સહન કરીને, કઠોર દાસત્વ સહન કરીને આજ પર્યંત પોતાનો ધર્મ સાચવી રાખ્યો છે. તેમણે અદ્યાપિ પોતાના પ્રાચીન આચાર વિચારોને તિલાંજલિ આપી નથી. જે સમયે મહાવીર સિકંદર ભારતવર્ષપર ચઢી આવ્યો હતો તે સમયને આજે બે હજાર વર્ષો વ્યતીત થઈ ગયાં છે તે છતાં પણુ તે સમયે ભારતવર્ષમાં જે ધર્મ, જે આચાર વિચાર અને જે રીતિ નીતિનો પ્રચાર હતો તેજ અદ્યાપિ પ્રચલિત છે. આ રક્ષક નીતિ છે કે નહિ તેની મીમાંસા વિદ્વાન કરી લેશે.

---

રિયાના એક મોટા ભાગપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો. હાલમાં આ લોકો અક્સસ નદીના કિનારાપર સ્થિત છે ( Erskeneas Baber Introduction P. P. IX ) ઇ. સ. ૧૩૪૦ માં આ લોકો પોતાના સરદાર ઉસ્બેકખાંની સાથે મુસલમાન થઈ ગયા હતા. ઘણા લોકો એવું અનુમાન કરે છે કે ઉસ્બેકખાંથી જ એમને ઉસ્બેક નામ પ્રાપ્ત થયું હતું.

ભવિષ્ય પુરાણમાં ભારતના દુર્ભાગ્યનુ વર્ણન આ પ્રમાણે છે. " સૂર્ય તથા ચંદ્રવંશના પ્રાચીન વૈરી તક્ષક લોકો તથા યવનો અને બીજા અનાર્ય લોકો ભારતવર્ષના શાસનકર્તા થશે. " શાકદ્વીપના



બાબર.

અક્ષુ અને ઝક્ષરતીસ નદીઓના કિનારાપર વસતા, પુરાણમાં વર્ણવેલા તક્ષક લોકોના વંશ જ બાબરે આ ભવિષ્યવાણી પૂર્ણ કરી. તે પ્રથમ ફરગના †રાજ્યનો શાસનકર્તા હતો. તેનું રાજ્ય ઝક્ષરતીસ નદીના બન્ને તટપર હતું. આ અતિ ઉત્તમ સ્થાન છે. અહીંઆં જિતલોકોની તૈમીરી નામક રાણી રહેતી હતી. આ સ્થળે અનેક મહાવીરોએ જન્મ લીધો હતો. ભારતવર્ષના વાયવ્ય કોણમાં આવેલા ભાગમાં એક વખત તેમની જ વિજય-પતાકા ઉડતી હતી અને એક વખત તેમની જ તલવારથી યુરોપ તથા એશિયા કંપાયમાન થઈ ગયાં હતાં. તેઓ પોતાનું મૂળ સ્થાન છોડીને ચારે તરફ ફેલાઇ ગયા હતા. એક વખત આ જિત લોકોએ એટિલા, એલારિક ઇત્યાદિ વીરોના પ્રચંડ પરાક્રમથી ભૂમધ્ય સમુદ્રના સર્વ દેશોને કંપાયમાન કરી મકયા હતા. આ વીરોના શૌર્યનો વિચાર કરવાથી આપોઆપ એ દેશના મહિમાનું જ્ઞાન થઇ જાય છે. આ દેશમાંથી ઘણા વીર લોકો જનસંખ્યાના બાહુલ્યથી વા રાજ્યલોભથી યૂરોપ અને એશિયામાં ફેલાઈ ગયા હતા. આ વખતે ભાગ્ય તેમને અત્યંત અનુકૂળ થયુ. બાબર ૨૦૦૦ અનુચરોને લઇને ભારતવર્ષપર ચઢી આવ્યો અને ભાગ્યના બળથી તેણે પાંડવોના સિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો.

પાદશાહ બાબરે સંગ્રામસિંહના જેવોજ અનુભવ મેળવ્યો હતો. રાજપુત વીર સંગની પેઠે તે પણ સદા મુશીબતમાં રહ્યો હતો અને તે પણ વિપત્તિના વિદ્યાલયમાં રાણાની પેઠે પરિણામદર્શિતાનો પાઠ શીખ્યો હતો. ઉભયનું જીવન અનેક પ્રકારનાં સાહસોમાં વ્યતીત થયું હતું. બાબરે સંગની પેઠે કદિ પણ પોતાની બ્હાદુરી વા તેજસ્વિતાપર વિશ્વાસ રાખીને પોતાના પ્રાણને વિપત્તિમાં નાંખ્યો નહોતો. તે હમેશાં દીર્ઘ દ્રષ્ટિથી કાર્ય કરતો હતો. ઈ. સ. ૧૪૯૪ માં બાબર ફરગનાની ગાદાપર બેઠો. આ વખતે પાદશા-હની ઉમ્મર કેવળ બાર વર્ષની જ હતી. આ નાની ઉમ્મરથીજ તેની વીરતાનાં લક્ષણો દ્રષ્ટિગોચર થવા લાગ્યાં હતાં. ગાદીપર બેઠા પછી ચાર વર્ષ બાદ તેણે અનેક પાદશાહોને જીત્યા અને ત્યાર પછી તેણે સમરકંદ તાબે કર્યું. તત્પશ્ચાત્ બે વર્ષ પછી સમરકંદ તેના અધિકારમાંથી જતું રહ્યું, પરંતુ તેણે અત્યંત પરિશ્રમ કરી પુનઃ તેને પોતાના કબજામાં લીધું. આ પ્રકારે સંપદ્ વિપદ અને જયાજયનું અપૂર્વ મિશ્રણ બાબરના જીવનમાં થયું હતું. તે કદિ અક્ષુ નદીના કિનારાપર વસેલા દેશોમાં રાજ્ય કરતો અને કદિ ત્યાંથી પલાયન કરી આમ તેમ રખડતો. કદિ જીતતો તો કદિ પરાજિત થઇને પોતાના પ્રાણનું રક્ષણ કરવાને માટે કોઈ દૂરના દેશમાં નાશી જતો. કોઈ કોઈ વખત તેને પોતાની કામના પરિપૂર્ણ કર-વાને માટે ખડ્ગ ધારણ કરીને શત્રુઓની સાથે એકલાજ લડવું પડતું અને કોઈ કોઈ વખત પરાજય, તાડન તથા પીડા પામીને તે કોઈ પણ સાહાય્ય વિના એકલો ઇતસ્તતઃ ભ્રમણ કર્યા કરતો હતો. બાબરે એક વખતે શત્રુપક્ષના પાંચ પહેલવાનોને એક સાથે મારી નાંખ્યા હતા. પરંતુ જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ તેના શત્રુઓ પ્રબળ થતા ગયા; જ્યારે જીવનરક્ષાના અન્ય કોઈ ઉપાયની સૂઝ નાહ પડી ત્યારે તેણે ફરગનાનો ત્યાગ કર્યો. અને હિંદુકુશની શૈલમાલા ઓળંગી ઈ. સ. ૧૫૧૯ માં સિંધુ નદીને આ પાર આવ્યો. પછી તેણે જેમ તેમ કરીને પંજાબ અને કાબૂલની વચ્ચે સાત વર્ષ વ્યતીત કર્યાં. આ અરસામાં તે પોતાની ઉન્નતિના ઉપાયો યોજ્યા જ કરતો હતો. ઉદ્યોગી અને સાહસિક પુરુષો હજારો કષ્ટ સહન કરીને પણ સૌભાગ્યલક્ષ્મીને પ્રાપ્ત કરે છે. જે માણસ એક વિસ્તૃત રાજ્યનો શાસનકર્તા હતો, જેની

† અક્ષુના આ પ્રદેશને કોકન કહેવામાં આવે છે. આ પ્રદેશ ઝક્ષરતીસ નદીને કિનારે આવેલો છે.

આજ્ઞા સાંભળી હજારો માણસો પ્રાણાર્પણ કરવાને તૈયાર થઈ જતા હતા. તે આજે ઘરબાર વગરનો, પીડિત તથા દુઃખિત બની દેશ વિદેશમાં ટકાનો ત્રણશેર થઇને ફરતો હતો, કોઇ તેનો ભાવ પૂછતું નહોતું. પરંતુ એક ક્ષણવાર પણ તેણે ધૈર્ય અને સાહસને તિલાંજલિ આપી નહોતી. તેમ તે પોતાનો મૂળ મંત્ર પણ ભૂલી ગયો નહોતો. અંતે તે દિલ્લીના પાદશાહ ઇબ્રાહીમ લોદીપર ચઢી આવ્યો. સૌભાગ્યલક્ષ્મીએ પ્રસન્ન થઇ તેના શિરપર વિજયમુકુટ પહેરાવ્યો. સંગ્રામમાં ઇબ્રાહીમ માર્યો ગયો. તેની સેના નાસી ગઈ અને દિલ્લી તથા આગ્રાના નાગરિકોએ નગરના દરવાજા ખોલી તેનો આદરસત્કાર કર્યો. કરૂણાનિધાન ભગવાનના આ અનુગ્રહથી બાબરને આશ્ચર્ય ઉત્પન્ન થયું અને તે કૃતજ્ઞતાપૂર્ણ, ભક્તિયુક્ત હૃદયથી કહેવા લાગ્યો "હે જગદીશ્વર! આ મારો જય નથી, પરંતુ તારોજ જય છે, તારી અપાર કરુણાનો જય છે.‡"

દિલ્લીપર વિજય પ્રાપ્ત કર્યા પછી એક વર્ષ બાદ બાબરે પોતાની વિજયી સેનાને મહારાણા સંગ્રામસિંહની સાથે યુદ્ધ કરવાને મોકલી. આ વખતે તેને સમાન વીરની સાથે યુદ્ધ કરવાનું હતું. આજ પર્યંત તેણે જેના ઉપર પોતાનું ખડ્ગ ઉગામ્યું હતું તે સર્વ મહારાણા સંગ્રામસિંહની આગળ તુચ્છ હતા; તેના તે પૂર્વ શત્રુને વીર કહેવા ઉચિત નથી. બાબર જેવો શૌર્યવાન હતો તેવાજ તેના સૈનિકો પણ હતા. મેચાચલ પ્રદેશના પરાક્રમી તાતારો તેના સહાયક હતા. તે છતાં પણ આર્યવીર સંગ્રામસિંહના ભયંકર પ્રરાક્રમથી તેઓ નાશ પામવાની અણીપર આવી પડયા હતા. બાબર હતાશ થયો. તેની સેના નિરાશ થઇ ગઇ. બાબરે વારંવાર તેને ઉત્સાહિત અને ઉત્તેજિત કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે નિષ્ફળ થયો. અંતે તેને પોતાના સૈનિકોને ઉત્સાહિત કરવામાં જે સફળતા મળી તે બળ વા ચાતુર્યથી મળી નહોતી; પરંતુ એક ભારતવાસી વિશ્વાસઘાતી, પાપી નરાધમનીજ સહાય્યથી તેને તે કામમાં સફળતા પ્રાપ્ત થઇ હતી. જો ઉક્ત ભારતવાસીએ તેને સાહાય્ય કરી ન હોત તો બાબરને પોતાની સેનાની સાથે પીત તરંગિણીના+ તટપર સમરભૂમિમાં શયન કરવું પડત અને તેનુ મુકુટશોભિત મસ્તક શૃગાલ તથા શ્વાનની અડફટમા આવત. આ વખતે તેના સૈનિકો એવા ઉદાસ અને નિરાશ થઇ ગયા હતા કે બાબરે પોતાના ગ્રંથમાં આ પ્રસંગ વિષે લખતાં જણાવ્યુ છે કે "આ સંકટના સમયમાં એક પણ માણસ મર્દાની વાત કહીને સાહસ તથા શૌર્ય ઉત્પન્ન કરે એવો નહોતો."

ચિત્તોડનાથ રાણા સંગ્રામસિંહનું બળ રોકવાને માટે બાબર આગ્રા છોડી પોતાની સેના લઈ સિકરી તરફ ચાલ્યો.* આ તરફ રાજપુત કુલશિરોમણિ વીર ચૂડામણિ મહારાણા સંગ્રામસિંહ પણ પોતાની સેના લઇ બાબરની સામે ચાલ્યા. રાજસ્થાનના પ્રાયઃ સર્વ રાજાઓ મહારાણાને સાહાય્ય કરવાને માટે તેમની પતાકા નીચે એકત્રિત થયા હતા. સંવત્ ૧૫૮૪ (ઇ. સ. ૧૫૨૮) ના કાર્તિક વદ ૫ ને દિવસે§ રાણા કનવા તથા વિયાના નામક સ્થાન આગળ બાબરની સામે થયા. આ વખતે બાબરના ૧૫૦૦ તાતારો તેમની સામે લડયા. રાણાએ આ સર્વ સૈનિકોનો સંહાર કર્યો. જે બેચાર મુસલમાનો બચ્યા હતા તેમણે જઇને બાબરની મુખ્ય સેનાને આ સર્વ વર્તમાન પહોંચાડયા. આ સમાચાર સાંભળી બાબરના સર્વ સૈનિકો ઉત્સાહહીન થઈ ગયા તેઓ પોતાની છાવણીની ચારે તરફ ખાઈ ખોદીને સશંક અવસ્થામાં કાળ નિર્ગમન કરવા લાગ્યા. આ સાહસહીન તથા ધૈર્યહીન દલને સાહાય્ય કરવાને માટે બીજી સેના આવી તે પણ સંગ્રામસિંહની પ્રચંડ સૈનાને રોકવાને અસમર્થ નિવડી અને

‡ મહાશય અર્સ્કિને બાબરનાં જીવન ચરિત્રનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો છે. અંગ્રેજો અતિ પ્રેમથી આ પુસ્તક વાંચે છે.

+પીત તરંગિણી, પીલીખાલ વા પીલૂ નદી વિયાનાની નિકટ વહે છે. બાબરે આ નદીને કિનારે જ પોતાની છાવણી નાંખી હતી.

* હાલમાં એને ફત્તેપુર સીકરી કહે છે. એ નગર આગ્રાથી દશ કોશના અંતરપર આવેલું છે. એની પાસેના કેકનવા નામક સ્થાનપર રાણા સંગ્રામસિંહની સાથે બાબરે ઘોર સંગ્રામ કર્યો હતો. આ સમરને ફત્તેપુર સીકરીના યુદ્ધના નામથી ઓળખવામાં આવે છે.

§ બાબરના જીવનચરિત્રમાં એવો ઉલ્લેખ છે કે કનવાનું યુદ્ધ ઇ. સ. ૧૫૨૭ ના જાન્યુઆરીની ૧૧ મી તારિખે થયું હતું.

પોતાની છાવણી તરફ નાસી ગઇ. વિજયી રાજપુતોએ આ નાસતી સેનાની પૂઠ પકડી અને અનેક સૈનિકોને પકડીને મારી નાંખ્યા. બાબર ઘોર સંકટમા આવી પડયો. પરંતુ ક્ષણભર પણ તેનો ઉત્સાહ નષ્ટ થયો નહિ. બાલ્યાવસ્થાથી કષ્ટો સહન કરી કરીને તેને સહનશીલતા ધારણ કરવાનો અભ્યાસ પડી ગયો હતો અને તેનો પ્રમાદ પણ નાશી ગયો હતો. આ વખતે તે વિપત્તિમાંથી બચવાને માટે સહનશીલતા ધારણ કરી ઉપાય શોચવા લાગ્યો. બાબરે પોતાની છાવણીની ચારે તરફ મોટા મોટા બંધ બંધાવ્યા અને તેની સાથે પોતાની તોપો ગોઠવી દીધી. પરંતુ આ ઉપાયથી પણ તેને કાંઈ લાભ થયો નહિ. તે જે જે તરફ દ્રષ્ટિ ફેંકતો હતો તે તે તરફ તેને વિપત્તિજ દ્રષ્ટિગોચર થતી હતી. તેને સર્વત્ર વીર કેસરી સંગ્રામસિંહની ભયંકર ભ્રકુટી દેખાવા લાગી. તે સમયે એક તાતાર જ્યોષિતીએ બાબરને જણાવ્યુ કે "મંગલનો ગ્રહ પશ્ચિમમાં છે તેથી જે લોકો પૂર્વમાંથી આવીને યુદ્ધ કરે તે પરાજિત થાય એવો યોગ છે." આથી બાબરને મહા ચિંતા થવા લાગી. તેણે ધાર્યું કે "કદાચ જ્યોતિષીની વાત સત્ય પણ હોય. કદાચ આપણો પરાજય પણ થાય. ઉક્ત જ્યોતિષીની ભવિષ્યવાણી વિષે તે જેમ જેમ અધિક વિચાર કરવા લાગ્યો તેમ તેમ તેને અધિક દુઃખ થવા લાગ્યું. આહા ! ક્યાં તેનું ફરગના અને ક્યાં દિલ્લી ? અને હજી પણ તેની આશા મોટી હતી ? પરંતુ આ સમયે શુ તેની આશા પરિપૂર્ણ થશે ? અથવા શુ તેનો સર્વ પરિશ્રમ અને યત્ન નિષ્ફળ થશે ? બાબર કોઇ પણ પ્રકારે સંગ્રામસિંહના પ્રચંડ બળને રોકી શકયો નહિ, તે કાઇ પણ રીતે પોતાના સૈનિકોના હૃદયમાં ઉત્સાહ ઉત્પન્ન કરી શકયો નહિ. તેને પોતાના મનમાં અત્યંત દુઃખ થયુ. તે મનમા ને મનમાં મુઝાવા લાગ્યો. આ પ્રકારે ચિંતામાં ને ચિતામાં પંદર દિવસ વ્યતીત થઈ ગયા, પરંતુ તેને કોઇ પણ ઉપાય જડયો નહિ હવે બાબરે માનવાનો તુચ્છ આશ્રય છોડીને ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી અને પોતાનાં પાપો ક્ષમા કરવાને માટે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. બાબરે પોતાના પ્રાયશ્ચિત્તનુ વિસ્તૃત વૃત્તાંત પોતાના જીવન ચરિત્રમાં ઉત્તમ પ્રકારે લખ્યું છે.

પ્રાયશ્ચિત્ત થયા પછી બાબરને લાગ્યુ કે, હવે મારો મનોરથ સિદ્ધ થશે એમાં લેશ પણ શંકા નથી. પરંતુ તેનાં કાર્યથી પ્રથમ તો તેના ધાર્યા કરતાં વિપરીત પરિણામ આવ્યુ. "હવે હુ શરાબનું સેવન કરીશ નહિ" એવી પ્રતિજ્ઞા કરીને તેણે મદ્યના સર્વ શીશાઓ ઢોળાવી નાંખ્યા. તેથી તો તેના સૈનિકોનો રહ્યો સહ્યો ઉત્સાહ પણ જતો રહ્યો. યવન સૈનિકો સંગ્રામ કરવાને કોઈ પણ પ્રકારે ખુશી નહોતા. ત્યારે બાબરે પોતાના સર્વ સૈનિકોને ધર્મભાવ ( જિહાદ )થી ઉત્તેજિત કરવાની ચેષ્ટા કરી. જો કે તેમનાં હૃદયો નિરાશાના ઘોર અંધકારથી આવૃત્ત હતાં, તથાપિ બાબરે વીરોચિત શૌર્ય તથા ઉત્સાહથી એક તેજસ્વી ભાષણ આપ્યું તેથી સૈનિકો કેટલેક અંશે ઉત્તેજિત બન્યા. જ્યારે બાબરની ખાત્રી થઇ કે હવે કાંઇક સફળતા મળી શકશે ત્યારે તેણે પ્રત્યેક યવન વીરના હાથમાં કુરાન આપીને ગંભીર સ્વરે કહ્યું "પ્રતિજ્ઞા કરો, કુરાનને સ્પર્શ કરી ખુદાનું નામ લઇ કસમ ખાઓ કે, યા તો ફતેહ કરીશુ, નહિતો આ જંગમાં અમારા પ્રાણ આપી દઇશું." આ વચનો સાંભળી સર્વનાં હૃદય ઉત્સાહિત થયાં. સર્વ યવન વીરો બાબરની આજ્ઞા માન્ય કરી ભયંકર સિંહનાદ કરવા લાગ્યા. સેનાનો ઉત્સાહ જોઇને બાબરે શીઘ્ર પોતાની છાવણી ઉઠાવી અને લેશ પણ વિલંબ કર્યા વિના પોતાની સેનાની સાથે એક-કોશ સુધી આગળ ચાલ્યો ગયો. રાજપુતોનાં ઝુંડનાં ઝુંડ યવનો પર તુટી પડયાં.

બાબરને નિરુપાયે તેજ સ્થળે પોતાની છાવણી નાંખવી પડી. પરંતુ સીમાદંડ‡ની પાસે તોપો રહેવાથી છાવણીની ચારે તરફ શત્રુઓનો પ્રતિરોધ કરવાને માટે કાંઇ સાધન રહ્યાં નહિ. આથી બાબરને ઘણી

‡ સીમા નિશ્ચિત કરવાને માટે છાવણીની ચારે તરફ જે કાષ્ઠના દંડા જમીનમાં ઠોકવામાં આવે છે તેને સીમાદંડ કહેવામાં આવે છે.

બાબરે પોતાના જીવનચરિત્રમાં લખ્યું છે કે "હીજરી સન ૯૩૩ના પહેલા જમાદીની તેરમી તારિખ અને સોમવારને દિવસે અશ્વારૂઢ થઇ હું મારી ફોજ જોવાને ગયો. માર્ગમાં મને ઘણી ચિંતા થઇ. હું પ્રતિજ્ઞા કરી ચૂકયો હતો કે પ્રતિકૂળ કાર્યમાં હું કદિ પણ હાથ ઘાલીશ નહિ અને મારાં પા-

અગવડ નડી, અને તેને ખટકો પણ ઘણો રહ્યો, પરંતુ બાબરના ગ્રહ સારા હતા તેથી સંગ્રામસિંહે તે વખતે તેના પર આક્રમણ કર્યું નહિ. વિપત્તિમાં પડેલા શત્રુને ઘેરી લેવો એ સંગ્રામસિંહના જેવા રણુ-વિશારદ ક્ષત્રિયને જાતિવિરૂદ્ધ કાર્ય લાગ્યું હોય એમ જણાય છે, પરંતુ તેથી સંગ્રામસિંહને પોતાનેજ હાનિ થઈ. અરે તેનું મૃત્યુ થયું અને તેનાં સૈન્યનો નાશ થયો. બાબર વિપત્તિમાં છે એમ જાણ્યા છતાં પણ તેઓ જેટલો વિલંબ કરતા હતા તેટલું તેમનુંજ અકલ્યાણ થતું હતું અને શત્રુઓ વિશેષ બળ-વાન થતા જતા હતા. જો સંગ્રામસિંહની સેના વીરધર્મનું અવલંબન કરીને સંગ્રામભૂમિમાં વિરાજમાન થઇ હોત, જો સંગ્રામસિંહની પેઠે સૈનિકોનાં હૃદય પણ સ્વદેશપ્રેમ અને વીરધર્મથી પરિપ્લુત હોત તો ચિત્તોડને કોઇપણ પ્રકારે નુકશાન થયું ન હોત. પરંતુ ભારતવર્ષનાં દુર્ભાગ્યથી આથી વિપરીત પરિ-ણામ આવ્યું. રાણા સંગ્રામસિંહ ઉદાર હતા. તેમણે પોતાના સામંતો અને સરદારોને સારી રીતે ઓળખ્યા નહોતા. તેમણે એમ ધાર્યું નહોતું કે આ લોકો કેવળ ભૂમિની અભિલાષા રાખનારા લોભી જીવ છે. આથીજ તેઓ તેમના પર સંપૂર્ણ વિશ્વાસ રાખતા હતા. તેમણે એમ ધાર્યું કે શત્રુઓ ગમે તેવી તૈયારી કરશે તોપણ શૂરા રાજપુતો તેમનો સંહાર કર્યા વિના રહેશે નહિ. પરંતુ આ વિશ્વાસજ તેમને કાળરૂપ નિવડયો. તેઓ તૈયાર થઇ પાદશાહની તરફ કૂચ કરવાની અણીપર હતા એટલામાં બાબ-રનો એક દૂત સંધિનો પ્રસ્તાવ લઇને તેમની પાસે આવ્યો. રાણાજીએ તેનો ઉત્તમ પ્રકારે આદરસત્કાર કર્યો. સંધિ કરવાની વાત જાણી રાણા અત્યંત આશ્ચર્યચકિત થયા. કારણ કે બાબર સંધિ કરવાને તૈયાર થાય એ વાત તેઓ માની શકતા નહોતા. તેમણે એલચીને પ્રશ્ન કર્યો "પાદશાહ સંધિના શા

---

પોતું પ્રાયશ્ચિત્ત કરીશ. આ પ્રતિજ્ઞાનું પાલન આજ પર્યંત થઈ શક્યુ નથી." તદુપરાંત તેણે જે લખ્યું છે તેનો ભાવાર્થ એ છે કે "હે દિલ! તું ક્યાં સુધી પાપનિમગ્ન રહેશે? પશ્ચાત્તાપ કડ્ડુ નથી; તેનો આસ્વાદ લે. હે મૂર્ખ! તું પાપમાં પડીને કેટલો નિકૃષ્ટ થઇ ગયો છે! એમાં તેં શુ સાર કાઢયો? કેટલા દિવસ સુધી તું ઐશ્વર્યનો દાસ બની રહ્યો? તારા જીવનનો કેટલો સમય વ્યર્થ ગયો? હવે મારે ધર્મ માર્ગપર ચાલવું જોઇએ, કે જેથી મરણ પશ્ચાત્ મને શીઘ્ર મુક્તિ મળે. મોક્ષ પ્રાપ્ત કરવાને માટે જે માણસ પોતાના જીવનનો ભોગ આપે છે તેજ મહાન છે અને તેને મુક્તિ સહજ મળે છે. માટે હે મૂર્ખ મન! તેને પ્રાપ્ત કરવાને માટે સર્વ ખરાબ ભોગવિલાસ અને સર્વ ખરાબ વાસનાઓનો ત્યાગ કર. તારાં સર્વ કૂકર્મ છોડી દે." આ તુર્ક ભાષામાં રચેલી કવિતાનો અનુવાદ છે.

આ પ્રકારે પશ્ચાત્તાપ કરીને બાબરે પ્રતિજ્ઞા કરી કે 'આજથી હું કદિ પણ મદ્યપાન કરીશ નહિ.' પછી તેણે પોતાના સેવકોને સોના ચાંદી અને સીસાનાં સઘળાં વાસણો લાવવાની આજ્ઞા કરી અને તે આવતાંજ તેને ભાંગી નંખાવ્યાં. આ વાસણોના ટુકડા તેણે દીન ભિક્ષુક લોકોમાં વ્હેંચી દીધા. તે જ-ણાવે છે કે "પાપનું પ્રાયશ્ચિત્ત કરી ભવિષ્યમાં તેથી અલિપ્ત રહેવામાં મારૂં અનુકરણ જેણે સૌથી પ્રથમ કર્યું તેનું નામ અક્સસ છે. વળી મારી પેઠે તેણે પણ દાઢી ન મુંડાવવી એવી પ્રતિજ્ઞા કરી હતી. બીજે દિવસે દરબાર અને સેનાનાં ૩૦૦ માણસોએ મારી પેઠે પ્રાયશ્ચિત્ત કરી મન શુદ્ધ કરવાનું પણ લીધું. મેં મારી પાસેનો દારૂ ઢોળી દીધો અને બાબાદોસ્ત કે જે થોડો મદિરા લાવ્યો હતો તેને તેમાં મીઠું મેળવી સરકો બનાવવાનું કહ્યું. જ્યાં મદિરાને ઢોળી દેવામાં આવ્યો હતો ત્યાં પાષાણનો એક સ્તંભ અને એક યતીમખાનું બંધાવવાની આજ્ઞા કરી. હીજરી સન ૯૩૫ ના મોહરમના દિવસોમાં જ્યારે હું ઢોળ-પુરથી સિકરી જતાં ગ્વાલિયર જોવા ગયો હતો ત્યારે મને ઉક્ત સ્તંભ તૈયાર થઈ ગયેલો જણાયો હતો. થોડા દિવસ પૂર્વે મેં એવી પ્રતિજ્ઞા કરી હતી કે જો મને રાણા સંગની સાથેના યુદ્ધમાં વિજય મળશે તો હું મુસલમાનો પરનો સ્ટાંપકર રદ કરીશ. પ્રાયશ્ચિત્ત કરતી વખતે મુહમ્મદ સર્વન અને શેખ કે જેમણે મને આવી બુદ્ધિ આપી હતી તેમને મેં ધન્યવાદ આપ્યો." "મારા રાજ્યમાં જેટલા મુસલમાનો છે તેમની પાસેથી હું સ્ટાંપ કર લઇશ નહિ." એમ કહી તેણે પોતાના કારભારીને બોલાવ્યો અને આ ફરમાન પ્રજાને જાણુ કરવાની આજ્ઞા કરી.

યુદ્ધના સંબંધમાં લખતાં તે જણાવે છે કે "હું પૂર્વે જણાવી ચૂકયો છું કે યુદ્ધમાં પરાજય મળ-વાનો સંભવ જણાયાથી નાના મોટા સર્વ માણસો ભયભીત અને ઉત્સાહહીન બની ગયા હતા. કોઇના

કરારો રાખવા માગે છે?" એલચીએ નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો "આપ જે કરારો કરાવવા ઇચ્છતા હો તે તેમને શિરસા માન્ય છે" આ વખતે શિલાદિત્ય નામનો એક રાજપુત રાઇસીનનો હાકેમ હતો. સંગ્રામસિંહ તેનાપર અત્યંત સ્નેહ રાખતા હતા અને મહત્વની બાબતોમાં તેની સલાહ પણ લેતા હતા. આ વખતે રાણાએ તેને બોલાવ્યો અને પૂછ્યું કે "આપણે પાદશાહની સાથે શા શા કરારો કરીને સંધિ કરવી?" તર્ક વિતર્ક પશ્ચાત્ નિશ્ચય થયો કે દિલ્લી અને તેના તાબાનો સર્વ પ્રદેશ બાબરના હાથમાં રહેવા દેવો અને બીનાના મેદાનમાં વહેતી પીલીખાલ નદીને મુગલ રાજ્ય તથા મેવાડ રાજ્યની સીમા ગણવી. વળી બાબરે મેવાડ રાજ્યને પ્રતિવર્ષે કેટલીક ખંડણી આપવી. બાબરના જીવન ચરિત્રમાં આ વૃત્તાંત ઉપલબ્ધ થતું નથી, પરંતુ ભટ્ટ લોકોના ગ્રંથોમાં એનું વિસ્તૃત વર્ણન છે. પરંતુ આ સંધિ થઇ શકી નહિ. એક સ્વદેશદ્રોહી, જાતિદ્રોહી અને વિશ્વાસઘાતી રાજપુતે આ સંધિ થવા દીધી નહિ. આ ક્રૂર રાજપુત બીજો કોઇ નહિ પરંતુ તુવાર શિલાદિત્ય હતો.

---

પણ મુખમાંથી પુરુષાર્થ અને સાહસની વાત નીકળતી નહોતી. કોઇ લેશ પણ ઉત્સાહ વા ઉત્તેજન આપતું નહોતું. સારી સલાહ આપવી એ જે મંત્રીઓનું પ્રધાન કર્તવ્ય છે અને જે મંત્રીઓ તથા અમીરોને મોટી મોટી જાગીરો અર્પણ કરવામાં આવી હતી તેઓ પણ એવા દીન હીન બની ગયા હતા કે તેમનામાં જરા પણ સાહસ, દ્રઢતા વા પુરુષાર્થ રહ્યો નહોતો. પરંતુ ખલીફા નામના એક પુરુષે આદિથી અંતપર્યંત સર્વ કાર્યોનો ઉત્તમ પ્રબંધ કરવાને માટે અવિશ્રાંત પરિશ્રમ કર્યો હતો. જો કે તે સર્વાંશે કૃતકાર્ય થઈ શકયો નહોતો, તથાપિ તેનો ઉદ્યોગ અને પરિશ્રમ પ્રશંસનીય છે. અંતે સર્વને નિરાશ થઈ ગયેલા જોઇ ચિત્ત સ્થિર કરી હું વિચાર કરવા લાગ્યો કે હવે શું કરવું? પછી મેં સર્વ ઉમરાવો તથા સૈનિકોને બોલાવીને કહ્યું "માનનીય સજ્જનો અને સૈનિકો! જે માણસ આ સંસારમાં આવ્યો છે તેને મૃત્યુની આગળ પોતાનું મસ્તક અવનત કરવું પડયું છે. જ્યારે આપણે આ અસાર સંસારમાંથી ચાલ્યા જઇશું અને કોઈ પણ પ્રાણી આ સંસારમાં રહેશે નહિ ત્યારે ઇશ્વર શિવાય આપણો આશ્રયદાતા બીજો કોઇ થશે નહિ. આ સંસાર જીવનનું ઉત્સવસ્થાન છે. આ ઉત્સવમાં ભાગ લેવાને માટે જે અહીંઆં આવે છે તે ઉત્સવ સમાપ્ત થયા પૂર્વેજ અહીંઆંથી ચાલ્યા જાય છે. આ સંસાર દુઃખનો સાગર છે, નાશના મુસાફરખાના સમાન છે. આ સંસારમાં જે અનેક પ્રવાસીઓ આવે છે તેને અવશ્ય એક દિવસ અહીંઆંથી વિદાય થવું પડે છે. પરંતુ શું આપણે એ પરથી એમ માની લેવું કે મનુષ્યના જીવનનો કાંઈ ઉદ્દેશજ નથી? શું કલંક અને અપકીર્તિમાં પડીને આપણું જીવન વ્યતીત કરવું જોઇએ? શું પશુઓની પેઠે ઇંદ્રિયોનો ઉપભોગ લેવાને માટે અને સદા આલસ્યમાં રહેવાને માટે આપણને કૃપાળુ ઇશ્વરે આ જગતમાં મોકલ્યા છે? શું આપણે કીર્તિ, માન, કે મર્યાદાનો ઉપભોગ નહિ લઇ શકીશું? વિચાર કરીને જુઓ કે કલંક અને અપકીર્તિથી દબાઇ ગયેલાં મસ્તકને ધારણ કરી જીવવા કરતાં, સન્માન અને પ્રતિષ્ઠાનો સુવર્ણમુકુટ શિર પર ધારણ કરી જીવન વિસર્જન કરવું, એ કેટલુ અધિક પ્રશંસનીય છે! આ દેહ અનિત્ય છે, જગત્માં કોઇ કોઇનું સગું નથી, સર્વ મૃત્યુને આધીન છે. માન, જ્ઞાન, ગર્વ, યશ, એ સર્વનો એક દિવસ નાશ થશે. સર્વ એક દિવસ કાળના ગર્ભમાં વિલીન થઇ જશે. જ્યારે મરવુંજ છે, ત્યારે યશ સાથે શામાટે ન મરવું? કે જેથી હૃદયમાં કોઈ પ્રકારનું દુઃખ રહે નહિ! અહો! જીવન જાય તેની કાંઈ દરકાર નથી, પરંતુ કલંક દૂર કરી યશ સાથે દેહત્યાગ કરો.

કૃપાળુ ઇશ્વર આપણા પર સદા પ્રસન્ન છે. જો તેણે આપણને આ ઘોર સંકટમાં નાંખ્યા છે તો અવશ્ય આપણે વિજય પ્રાપ્ત કરી ગૌરવની સાથે પુનઃ એમાંથી બહાર પણ નીકળીશું. હું મારો નિશ્ચય તમને જણાવું છું કે, હું શત્રુઓને અવશ્ય તેમનાં કર્મોનું ફળ ચખાડીશ અને જો તેમ ન કરી શકયો તો પ્રાણાર્પણ કરીશ. પ્રાણાર્પણ કરવું એ પણ ઠીકજ છે, કારણ કે એથી જગતમાં સદા નામ અમર રહેશે. બસ આવો, આપણે ઇશ્વરનું નામ લઇ પ્રતિજ્ઞા કરીએ કે "જે થવાનું હો તે થાઓ, પરંતુ યુદ્ધમાં અમે શત્રુઓને પીઠ દેખાડીશું નહિ. જ્યાં સુધી દેહમાં પ્રાણનો જરાપણ અંશ રહેશે ત્યાં સુધી અમે અમારા ઉદ્યોગમાં સફળ થવાને માટે પરિશ્રમ કરતાં લેશ પણ હઠીશું નહિ" મારાં વચનોનો સર્વ જણે સ્વીકાર કર્યો અને હાથમાં કુરાન લઇ સોગંદ લીધા. અંતે અમારો ઉદ્દેશ પાર પડયો અને અમારા વિજયના વર્તમાન દિગંતમાં પ્રસરી ગયા.

બાબરે સંધિ કરવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ સંધિ થઇ નહિ. ઉભય સૈન્યો સંગ્રામ કરવાને માટે તૈયાર થયાં. માર્ચની સોળમી તારીખે રાજપુતોએ યુદ્ધની ઘોષણા કરીને યવનોપર આક્રમણ કર્યું. તેમણે પ્રચંડ વીરતા સાથે દક્ષિણ દિશા તરફથી યવનોપર ચઢાઇ કરી હતી. ઘણીવાર સુધી ઉભય દલોની વચ્ચે દારૂણ યુદ્ધ ચાલ્યુ. અશ્વોનો હણહણાટ, હાથીઓની ગર્જના અને પ્રચંડ વીરોના ભયંકર સિંહનાદથી સંગ્રામભૂમિ વારંવાર કંપાયમાન થવા લાગી. વચ્ચે વચ્ચે તોપોની ભયંકર ગર્જના પણ કાનના પડદાને વારંવાર ફોડી નાંખવા લાગી. તોપોમાંથી એટલો ધૂમાડો નીકળ્યો કે સંગ્રામસ્થળમાં અંધકાર છવાઇ ગયો. આ અંધકારરાશિને ભેદીને અગ્નિમય ગોળાઓ રાજપુત સેના તરફ દોડવા લાગ્યા. આ ભયંકર ગોળાઓના પ્રહારથી સેંકડો રાજપુતો નાશ પામવા લાગ્યા. તથાપિ રાણા સંગ્રામસિંહ અટલ રહ્યા. જો કે યવન લોકોના ગોળાના મારથી અનેક રાજપુત સૈનિકો માર્યા ગયા, તથાપિ રાણાજી અત્યંત ઉત્સાહ સહિત શત્રુદલના વ્યુહને ભેદવાને માટે પ્રચંડ પરાક્રમથી આગળ વધવા લાગ્યા. ભયંકર યુદ્ધ થવા લાગ્યું. મહારાણાએ રાજપુત કુલકલંક શિલાદિત્યપર વિશ્વાસ રાખીને તેને સેનાના અગ્ર ભાગે રાખ્યો હતો. તેને સંપૂર્ણ શ્રદ્ધા હતી કે શિલાદિત્ય અંતપર્યંત લડીને શત્રુઓને પરાજિત કરશે. પ્રથમ શિલાદિત્ય અગાધ વીરતા અને પ્રચંડ પરાક્રમથી તાતાર લોકોની સાથે યુદ્ધ કરવા લાગ્યો તેથી મહારાણાનો વિશ્વાસ વધુ દૃઢ થયો. પરંતુ પાછળથી તેમના વિશ્વાસનો અંત આવ્યો. દુરાચારી શિલાદિત્ય ધીમે ધીમે આગળ વધીને બાબરની સેના સાથે ભળી ગયો. તાતાર લોકો તેને પોતાનાં સૈન્યમાં આવેલો જોઇને આનંદથી પ્રચંડ સિંહનાદ કરવા લાગ્યા. મુસલમાનોની તોપો પુનઃ એકવાર ગગનભેદી શબ્દથી ગર્જી ઉઠી; સમરભૂમિમાં ભયંકર અંધકાર છવાઇ ગયો. જાણે પ્રલયકાળ આવ્યો હોય તેવો ભાસ થવા લાગ્યો. રાણા સંગ્રામસિંહનું હૃદય અચાનક કંપાયમાન થવા લાગ્યુ. ધુમ્ર દૂર થતાં મહારાણાને જણાયું કે વિશ્વાસઘાતી શિલાદિત્ય શત્રુપક્ષમાં ભળી ગયો છે. તે પાપીનુ આ દુષ્કૃત્ય જોઇને તેમના આશ્ચર્ય અને વ્યાકુલતાનો પાર રહ્યો નહિ. તેમના હૃદયમાં અત્યંત દુઃખ થયું, તેમને ચારે તરફ અંધકાર દ્રષ્ટિગોચર થવા લાગ્યો.

અફસોસ! વિશ્વાસનું ફળ આજ! રાણાજીએ શિલાદિત્યપર વિશ્વાસ રાખીને તેને સેનાના અગ્ર ભાગે નિયુક્ત કર્યો હતો, પરંતુ તે પાપીએ વિશ્વાસનું પ્રતિફળ આ આપ્યું. તે નરાધમ, ભયંકર વિશ્વાસઘાતી, દેશવૈરી સ્વજાતિનો દ્રોહ કરી પોતાના કપાળે શ્યામ કલંક લગાડી હિંદુદ્વેષી યવનોને જઇ મળ્યો. દુઃખ અને શોકથી વ્યથિત થઈને મહારાણા સંગ્રામસિંહ સંગ્રામભૂમિમાંથી ચાલ્યા ગયા. જે રાજપુત વીરો સ્વદેશપ્રેમના પવિત્ર મંત્રથી ઉત્સાહિત થઇને પોતાની સેના સાથે તેમને સાહાય્ય કરવાને માટે આવ્યા હતા તે સર્વ વીરો સ્વદેશને માટે આત્મોત્સર્ગ કરીને શસ્ત્રશય્યાપર અનંત નિદ્રા લેવાને સૂઈ ગયા. તેમણે સ્વદેશપ્રેમનાં ઉત્તમ ઉદાહરણ દર્શાવ્યાં. ડૂંગરપુરના રાવલ ઉદયસિંહ ‡ અને તેમના બસેં રણ ચતુર સૈનિકો, સાલુમ્બ્રાના રાજા રત્નસિંહ અને તેમના ત્રણસેં ચંદાવત યોદ્ધાઓ, મારવાડના રાઠોડ રાજકુમાર રાયમલ્લ અને તેમના મેરતાનિવાસી સાહસિક વીર ક્ષેત્રસિંહ તથા રત્નસિંહ, સોનગઢે સરદાર રામદાસરાવ, ઝાલાપતિ ઓઝા, પરમાર વીર ગોકુલદાસ, મેવાડના ચૌહાણ માણિકચંદ તથા ચંદ્રભાણ તથા ઇતર અનેક રાજપુત વીરો, સામંતો તથા સરદારોએ આ સમરમાં આત્મોત્સર્ગ કર્યો. તદુપરાંત બે મુસલમાન વીરો પણ મહારાણા સંગ્રામસિંહને સાહાય્ય કરવાને માટે આવ્યા હતા અને તેમણે પણ આ યુદ્ધમાં પ્રાણાર્પણ કર્યું હતું. તેમાંનો એક હતભાગી ઇબ્રાહીમ લોદીનો એકનો એક પુત્ર હતો અને બીજો મેવાતનો સ્વામી હુસેનખાં હતો.

આ સર્વ વીરો પોતપોતાની સેના સહિત રણભૂમિમાં વીરત્વ પ્રકાશિત કરીને અનંત નિદ્રામાં સૂતા; તેમની પ્રચંડ વીરતા અને અગાધ પરાક્રમની આગળ શત્રુઓની વિશ્વદાહક તોપો અનેકવાર નિષ્ફળ થઇ હતી અને તેમના હાથથી અસંખ્ય યવનો યમદ્વાર પહોંચી ગયા હતા; પરંતુ અંતે હિંદુઓને વિજય મળ્યો નહિ. જો ઉક્ત દુરાચારી વિશ્વાસઘાત ન કરત તો વીરવર બાબરનું મસ્તક પીલૂના કિનારાપર

‡ બાબરના જીવન ચરિત્રના અનુવાદમાં ઉદયસિંહને "મુલ્કના વાલી" કહેવામાં આવ્યા છે, પરંતુ યથાર્થમાં આ ઉપાધિ સાંગાના ઉત્તરાધિકારી રાણા ઉદયસિંહને આપવામાં આવી હતી, એમ મૂળ ગ્રંથમાં લખેલું છે. તો પછી વિતાનગરપુરના રાજા રાવલસિંહને આ ઉપાધિ શી રીતે મળી શકે?

ધૂળમાં રોળાત નહિ, એમ કોઈ કહી શકે છે ? પરંતુ ભવિષ્ય પુરાણની કઠોર ભવિષ્ય વાણી સત્ય જ પડવાની હશે ? નહિતો રાજપુત થઈને, પવિત્ર તુવાર કુળમાં જન્મ લઈને કયો માણસ દુરાચારી શિલાદિત્યની પેઠે પોતાના દેશનું સત્યાનાશ વાળે ? રણભૂમિમાં પડેલા રાજપુતોનાં કપાયેલાં મસ્તકો એકત્ર કરીને વિજયી બાબરે સંગ્રામભૂમિમાં કેટલાક મોટા મોટા ઢગલા બનાવ્યા અને સંગ્રામભૂમિની સામે આવેલા એક પર્વતના શિખરપર મરણ પામેલા રાજપુતોની ખોપરીઓનો એક ડુંગર બનાવ્યો. કપટાચારી, રાજપુતકુલકલંક નરાધમના વિશ્વાસઘાતનો પ્રચંડ વિજયસ્તંભ રાજપુતોનાં મસ્તકોથી બનાવવામાં આવ્યો. બાબરે વિજયથી પ્રમુદિત બની 'ગાઝી' નામની ઉપાધિ ધારણ કરી. ત્યાર પછી બાબરના વંશજો પણ આજ ઉપાધિ ધારણ કરતા હતા.

મહારાણા સંગ્રામસિંહ દારૂણ માનસિક પીડાથી પીડિત થઈ મેવાડની શૈલમાળા તરફ જતા રહ્યા. તેમની ચિંતાનો પાર નહોતો. તેમને કર્તવ્યાકર્તવ્યનું કાંઈ ભાન રહ્યું નહિ. તેઓ ચિત્તોડમાં ગયા નહિ. તેમણે પ્રતિજ્ઞા કરી હતી કે " જો સમરક્ષેત્રમાં મુસલમાનોનો ગર્વ ઉતારવાને સમર્થ નહિ થાઉં તો ત્યાંજ વાસ કરીશ અને આકાશમંડળ જ મારો ચંદરવો થશે. " તેમણે આ પ્રતિજ્ઞા પ્રત્યે દુર્લક્ષ્ય કર્યું નહિ. તેઓ રણમાં પરાજિત થઈને ચિત્તોડ તરફ ગયા નહિ, પરંતુ તેમણે અરણ્ય તરફનો માર્ગ પકડયો. જો સિસોદીઆ કુળના ગૌરવનું રક્ષણ નહિ કરી શકાય તો અરણ્યવાસમાં જ જીવન સમાપ્ત કરવું એમ તેમણે નિશ્ચય કર્યો હતો.

જો મહારાણા સંગ્રામસિંહ થોડા દિવસ વધુ જીવ્યા હોત તો અવશ્ય તેઓ સિસોદીઆ કુલના ગૌરવનું રક્ષણ કરત; પરંતુ વિધાતાના કઠોર લેખ અનુસાર જે વર્ષમાં તેમનો પરાજય થયો તેજ વર્ષમાં તેમના પવિત્ર જીવનનો અંત આવ્યો. મેવાડનો ગૌરવરવિ વસવા નામક સ્થાનપર અકાલે અસ્ત થઇ ગયો. ઘણા લોકોનું એવું અનુમાન છે કે મંત્રીઓએ વિષ દઈને મહારાણાને મારી નાંખ્યા હતા. આ અનુમાન સત્ય હોય એ વિષે શક છે. આ વૃત્તાંત જે પ્રકારે જણાવવામાં આવે છે તે વાંચતાં હૃદય કંપી ઉઠે છે. અંતઃકરણ વિદીર્ણ થઇ જાય છે. એમ કહેવાય છે કે દુરાચારી મંત્રીઓએ શાંતિ અને સ્વચ્છંદતાનો ઉપભોગ કરવાની આશાથી રાણાનો નાશ કર્યો હતો. જો તેમણે આ પૈશાચિક કાર્ય એવોજ હેતુ સિદ્ધ કરવાને માટે કર્યું હોય તો તેમને, તેમની શાંતિને અને તેમની સ્વચ્છંદતાને સહસ્ત્રવાર ધિક્કાર છે. પ્રજાવત્સલ, સ્વદેશપ્રેમી દેવતુલ્ય રાજાના પ્રાણનો નાશ કરીને જે નરાધમ શાંતિ ખરીદવાની ઈચ્છા કરે તે ખરેખર મૃગતૃષ્ણાજ ધારણ કરે છે. તેમણે આ ભયંકર પાપ કરીને પોતાના કપાળપર જે કાળું કલંક લગાડયું છે તેને યદિ સાત સમુદ્રનાં પાણીથી ધોવામાં આવે તોપણ તે ધોવાનાર નથી.

અનેક સ્ત્રીઓ પરણવાનો રિવાજ અત્યંત અનિષ્ટકારક છે. એ કુપ્રથાથી લોકોનું–ખાસ કરીને રાજાઓનું ઘણુંજ અકલ્યાણ થાય છે. જે જે રાણીને પુત્ર થાય છે તે સર્વ એવીજ ઈચ્છા કરે છે કે મારો પુત્ર સિંહાસનપર બેસે તો ઠીક. આ ઇચ્છા પૂર્ણ કરતાં તેમને હિતાહિતનું ભાન રહેતું નથી. રાણા સંગ્રામસિંહનું અવસાન થતાં તેમની રાણીઓ પરસ્પર કલહ કરવા લાગી. પ્રત્યેક રાણીએ પોતાના પુત્રને સિંહાસનારૂઢ કરવાની ચેષ્ટા કરી. એક રાણી તો પોતાના પુત્રને સિંહાસનપર બેસાડવાને માટે એટલી બધી ઉત્કંઠિત થઈ કે બીજો કોઇ ઉપાય નહિ જડવાથી તે બાબરની સાથે મળી ગઈ. તેની અભિલાષા એ હતી કે બાબર ખરા ઉત્તરાધિકારીને રદ્દ કરીને મારા પુત્રને સિંહાસનપર અધિષ્ટિત કરશે. આ રાણીએ પોતાનો હેતુ સિદ્ધ કરવાને માટે બાબરને રણથભોરનો કિલ્લો અને રાજભંડારમાં પડેલો માલવરાજનો તાજ પણ સમર્પણ કર્યો.

રાણા સંગ્રામસિંહના શરીરનો બાંધો મધ્યમ હતો. તેમના શરીરમાં પુષ્કળ સામર્થ્ય હતું. તેમની આંખો મોટી અને વર્ણ ગૌર હતો. તેમનું શરીર જોતાંજ માણસને પ્રતીતિ થતી હતી કે તેઓ મહાપરાક્રમી વીર છે. અનેક યુદ્ધો કરીને તેમણે પોતાના શરીરના કેટલાક ભાગો ગુમાવ્યા હતા§. તેઓ અત્યંત

§ તેમની એક આંખ તો પૃથ્વીરાજની સાથે યુદ્ધ કરતાં જતી રહી હતી; દિલ્લીશ્વર ઇબ્રાહીમ લોદીની સાથે સંગ્રામ કરતાં તેમનો એક હાથ અને એક તોપનો ગોળો લાગવાથી તેમનો એક પગ તૂટી ગયો હતો; એ વિના પણ તેમના શરીરમાં શસ્ત્રોના બીજા એંશી ઘાવ હતા.

શૌર્યશાળી હતા. માળવાના નવાબને કેદ કરીને તેમણે પોતાની વીરતાનો ઉત્તમ રીતે પરિચય કરાવ્યો હતો. તદુપરાંત રણથંભારનો કિલ્લો હસ્તગત કરતી વખત તેમણે જે અદ્‌ભૂત વીરતા પ્રદર્શિત કરી હતી તેથી તેમની સુકીર્તિ દૂર દૂરના દેશો સુધી પ્રસરી ગઈ હતી. સંગ્રામસિંહમાં આવા આવા ઉત્તમ સદ્‌ગુણો હતા તેથી બાબરે પણ તેમની પ્રશંસા કરી છે. બાબર રાણાજી પ્રત્યે માનની દ્રષ્ટિથી જોતો હતો અને તેમનાથી ડરતો પણ હતો. આથીજ મહારાણાની સાથે બીજી વાર યુદ્ધ કરવાનું સાહસ તે કરી શક્યો નહોતો. જો કે બાબરે પોતાના જીવન ચરિત્રમાં સંગ્રામસિંહને "બુતપરસ્ત" જણાવ્યા છે અને તેમની સાથે કરેલા યુદ્ધને "જહાદ" ગણ્યું છે, પરંતુ તે મેવાડનું વર્ણન કરતાં જણાવે છે કે "રાણા સંગે પોતાના અસીમ પરાક્રમ અને અસિના જોરથીજ સન્માન તથા પ્રતિષ્ઠાની પ્રાપ્તિ કરી હતી." આ ઉલ્લેખપરથી વિદિત થાય છે કે બાબર મહારાણા સંગ્રામસિંહના સદ્‌ગુણો ઉત્તમ રીતે જાણતો હતો. તેઓ દીર્ઘ જીવન ગાળી શક્યા નહિ એ શોકની વાત છે. રાણાના મૃત્યુથી પ્રજાને અત્યંત શોક થયો. પ્રજાએ પોતાનાં હૃદયની ભક્તિ અને કૃતજ્ઞતાના ચિન્હ તરિકે તેમની ચિતા આગળ એક મંદિર બંધાવ્યું. મહારાણા સંગ્રામસિંહને સાત પુત્રો હતા. તેમાંના બે જ્યેષ્ઠ પુત્ર તો બાલ્યાવસ્થામાંજ મૃત્યુ પામ્યા હતા. આથી તેમના ત્રીજા પુત્ર રત્નસિંહ તેમના ઉત્તરાધિકારી થયા.

સંવત ૧૫૮૬ (ઇ. સ. ૧૫૩૦) માં રાણા રત્નસિંહ ચિત્તોડના સિંહાસનપર બેઠા. ધીરતા, વીરતા આદિ ગુણોમાં રત્નસિંહ પણ પોતાના પિતા સમાન હતા. તેમણે પણ પોતાના પિતાની પેઠે પ્રતિજ્ઞા કરી હતી કે હું રાજધાનીને છોડીને યુદ્ધક્ષેત્રમાં જ રહીશ. તેઓ ચિત્તોડનાં સિંહદ્વાર રાત્રિ દિવસ–સતત ખુલ્લાં રખાવતા હતા. તેઓ ગર્વ સહિત કહેતા કે "એક તરફ દિલ્લી અને બીજી તરફ ચિત્તોડનાં દ્વાર છે." જો રાણા રત્નસિંહ વીરકેસરી સંગની પેઠે કાર્ય કરત, જો તેઓ યૌવનોચિત પ્રગલ્ભતા અને તેજસ્વિતાને અંકુશમાં રાખત તો તેઓ ભારતવર્ષના ચક્રવર્તી રાજા થાત. પરતુ દુર્ભાગ્યવશાત્ તેઓ યુવાવસ્થાના પ્રારંભમાંજ આ લોકથી પ્રયાણ કરી ગયા. રાજપુતોનો યુવાવસ્થાનો સમય અત્યંત ભયાનક હોય છે. આ સમયમાં તેઓ વ્યર્થ લડાઈ ટટા કરી પોતાનો જાન જોખમમાં નાંખી દે છે. આવા ઝઘડાઓથી અનેક રાજપુતોએ અત્યંત નુકશાન સહન કર્યા છે. આવા ભયંકર ઝઘડાઓમાં અનેક રાજાઓએ આ લોકથી પ્રયાણ કર્યું છે. રાણા રત્નસિંહનો અંત પણ આજ રીતે આવ્યો હતો, એમ લખતાં અમને અત્યંત શોક થાય છે.

રાણા રત્નસિંહે ગુપ્ત રીતે અંબરના રાજા પૃથ્વીરાજની પુત્રી સાથે વિવાહ કર્યો હતો. કન્યાની યોગ્ય વય થતાં રાજા પૃથ્વીરાજ તેનું લગ્ન કરવાની તૈયારી કરવા લાગ્યા. તેમણે બુંદીના હાડાવંશી રાજા સૂરજમલની સાથે પોતાની કન્યાનો વિવાહ કરવાનો ઠરાવ કર્યો. થોડા વખતમાં આ વિવાહ થઇ પણ ગયો. ઉક્ત રાજપુત બાળાએ શરમથી પોતાના પ્રથમ વિવાહની વાત કોઇને કરી નહિ. આથી કોઇએ તેના બીજી વારના વિવાહમાં પ્રતિરોધ કર્યો નહિ. પરંતુ અલ્પકાળમાં આ વિવાહ એક મહાન અનર્થનું કારણ થઇ પડયો. આ વિવાહની ખબર સાંભળી રાણા રત્નસિંહના હૃદયમાં વજ્રઘાત થયો અને સૂરજમલના ઉપર તેઓ અત્યંત ક્રોધિત થયા. તેની ઉપર વૈર લેવાને માટે તેઓ અધીરા થઇ ગયા અને સંધિની વાટ જોવા લાગ્યા. સૂરજમલની સાથે રાણા રત્નસિંહને નિકટ સંબંધ હતો. રાણાજીએ તેની ભગિનીની સાથે વિવાહ કર્યો હતો. તે છતાં પણ તેમણે આ અપમાનનું વૈર લેવાના આવેશમાં સંબંધના બંધનને તોડી નાંખ્યું. અહેરિયા (વસંત ઋતુની મૃગયા) નો ઉત્સવ આવતાં તેમને આ વૈર લેવાની સારી સંધિ મળી. તેઓ પોતાના સરદારો અને સામંતોને લઇને મૃગયા ખેલવાને જંગલમાં ગયા. આ વખતે બુંદીના રાજા સૂરજમલ પણ તેમની સાથે હતા. બુંદીના હાડા લોકો મેવાડની પૂર્વ તરફ આવેલા પહાડી પ્રદેશમાં રહેતા હતા. જો કે તેમનું રાજ્ય મેવાડના તાબામાં નહોતું તે છતાં તેમનો સ્વામિ મેવાડના રાણાની પૂજા કરતો હતો. બુંદીનો અધિપતિ યુદ્ધમાં રાજચિન્હ ધારણ કરીને આવતો અને મેવાડના પક્ષમાં રહીને પ્રાણાંત પર્યંત લડતો. જે દિવસે યવન વીર શાહબુદીનના પ્રચંડ આક્રમણનો પ્રતિરોધ કરવાને માટે આર્ય વીર સમરસિંહે પવિત્ર દષદ્વતીના કિનારાપર પ્રાણાર્પણ કર્યું તે દિવસે હાડાવંશી યુદ્ધવિશારદ હમીરે પણ ભારતભૂમિને ખાતર આત્મોત્સર્ગ કર્યો હતો. આ હમીર સૂરજમલનો પૂર્વજ હતો. તે સમયથી ગિહ્લોત કુલની સાથે હમીરના વંશજોને

ઘાડો સંબંધ થયો. પરંતુ રાણા રત્નસિંહની કુબુદ્ધિથી બુંદીની સાથે મેવાડને જે વૈરભાવ થયો તેથી ઉભય રાજ્યોનું મિત્રતાનું બંધન કેટલાક સમયને માટે ઢીલું પડી ગયું.

મૃગયા ખેલવાને માટે રાણા રત્નસિંહ એક ઘાડા જંગલમાં ગયા. તેમના સાથીઓ પાછળ રહી ગયા હતા. કેવળ સૂરજમલજ તેમની સાથે હતા. સંધિ જોઈ રાણાએ અકસ્માત્ સૂરજમલપર અસિનો પ્રહાર કર્યો. તરતજ રાજા સૂરજમલ પોતાના અશ્વપરથી નીચે તૂટી પડયા, પરંતુ મરણ પામ્યા નહિ. તેઓ થોડી વાર પર્યંત બેશુદ્ધ રહ્યા, પરંતુ પછી તેઓ સચેત થયા અને પોતાના પટકામાંથી એક કટકો ફાડીને તેમણે પોતાના ઘાવપર પાટો બાંધ્યો. તેમણે રાણા રત્નસિંહપર આક્રમણ કરવાને માટે તીક્ષ્ણ દ્રષ્ટિથી ચારે તરફ જોયું તો રાણાને દૂર નાસતો જોયો. આથી સૂરજમલ્લે દુઃખ અને ક્રોધથી અત્યંત પીડિત થઈને કહ્યું "અરે કાયર પુરુષ! નાસ, નાસ, હમણાં તો તું નાસી જા. પરંતુ તારી આ કાયરતાથી અને તારા આ નિંદ્ય આચરણથી મેવાડના ગૌરવને સદાને માટે કલંક લાગ્યું છે." રત્નસિંહે આ વચનો સાંભળ્યાં. તે ધારતો હતો કે સૂરજમલ મરી ગયો હશે, પરંતુ તે તો જીવંત જણાયો. તેથી તેણે પુનઃ તેનાપર આક્રમણ કર્યું. પરંતુ આ કુબુદ્ધિનું ફળ તેને શીઘ્ર મળ્યું. રાણાને શીઘ્રતાથી પોતાનાપર આક્રમણ કરતો જોઇ સૂરજમલ્લ ક્રોધિતસિંહની પેઠે તેનાપર તૂટી પડયા અને તેને ભૂમિપર નાંખી તેની છાતીપર ચઢી બેસી તેના હૃદયમાં તલવાર મારી. એકજ તલવારના પ્રહારથી રાણાનો અંત આવી ગયો.

રાણા રત્નસિંહે કેવલ પાંચ વર્ષ પર્યંત રાજ્ય કર્યું હતું. તથાપિ આ અલ્પકાળમાં પણ તેમણે રાજ્યની સારી ઉન્નતિ કરી હતી. મુસલમાનો તો એમના શાસનકાળમાં ચિત્તોડની સીમાપર પણ આવી શક્યા નહોતા. રાણાના અકાળ મૃત્યુથી કેટલાક દિવસ પશ્ચાત્ તેમના બંધુ વિક્રમાજિત ચિત્તોડના સિંહાસનપર બેઠા.

સંવત્ ૧૫૯૧ (ઈ. સ. ૧૫૩૫) માં વિક્રમાજિતને ચિત્તોડનું સિંહાસન પ્રાપ્ત થયું. રાણા રત્નસિંહમાં જેટલા નૃપોચિત ગુણો હતા તેમાંનો એક પણ ગુણ વિક્રમાજિતમાં નહોતો. તેણે પોતાના જ્યેષ્ઠ બંધુના સદ્‌ગુણોને તિલાંજલિ આપી હતી અને તેમના દુર્ગુણોને ગ્રહણ કર્યા હતા. મહારાણા રત્નસિંહની ઉચ્છૃંખલતા, ઉગ્રતા અને અપરિણામદર્શિતા વિક્રમાજિતના ચરિત્રમાં સંપૂર્ણ રીતે વિરાજમાન હતી. તદુપરાંત તે ક્ષમાહીન અને ક્રૂર પણ હતો. તેના આ દુર્ગુણો દિવસાનુદિવસ એટલા વધી પડયા કે મેવાડના સર્વ સામંતો અને સરદારો તેનાથી અસંતુષ્ટ થઈ ગયા. તેમના અસંતોષનું એક બીજું પણ કારણ હતું. રાણા સામંતોની સાથે કદિ પણ બેસતા નહોતા. તેઓ રાત્રિ દિવસ પહેલવાનોની કુસ્તી અને વિવિધ પ્રકારની કસરતો જોયા કરતા હતા. જે સન્માન રાજપુત અશ્વારોહીઓને મળેલું હતું તે તેમણે તેમની કનેથી છીનવી લઇને હલકા દરજ્જાવાળા 'પાઇક' (પાયદળ) ને તથા મલ્લોને અર્પણ કરવા માંડયુ. આ અપમાનથી રાજપુત સરદારોના હૃદયમાં દારુણ દુઃખ થયુ.

આ પ્રકારે તેમણે ઉચ્ચ દરજ્જાના સરદારોનો અધિકાર છીનવી લઇ તે હલકા દરજ્જાના પાયદલના સૈનિકોને આપ્યો. કદાચ મુસલમાનોદ્વારા તેઓ આ રાજનીતિ શીખ્યા હશે. તેઓ મુસલમાન પાઇકોનો ઉત્તમ પ્રકારે આદરસત્કાર કરતા અને રાજપુતો પ્રત્યે અત્યંત ઘૃણાની દ્રષ્ટિથી જોતા હતા. કોઈ કિલ્લાને ઘેરી લેતી વખતે અથવા અશ્વપરથી ઉતરી ગાલીચો બિછાવી શ્રમ પરિહાર કરતી વખતે રાજપુતોને પાયદલ પાસે કામ કરાવવું પડતું હતું. તે શિવાય કોઇ વખત તેઓ પાયદલને કાંઇ કષ્ટ આપતા નહોતા. મુસલમાનો પ્રથમથીજ પાયદલ રાખતા હતા. પરંતુ જ્યારથી પાયદલના સૈનિકો સંગ્રામ ચાલતી વખતે તોપો છોડવા લાગ્યા ત્યારથી તેમનું માન વધી ગયું. ત્યારથીજ તેઓ અશ્વારોહીઓને તુચ્છ ગણવા લાગ્યા, કારણકે પાયદલના સૈનિકો સુગમતાથી તોપનો મારો ચલાવી શકે છે. પરંતુ રાજપુતોએ પોતાની પ્રાચીન પદ્ધતિ છોડી નહિ. પ્રાચીનકાળથીજ તેઓ અશ્વ, ખડ્ગ અને ભાલાને પ્રાણથી પણ અધિક ગણતા આવ્યા છે. તેઓ તેને ધર્મયુદ્ધની પ્રધાન સામગ્રી ગણીને આજે પણ તેને પ્રાણાધિક લેખે છે. નવી સભ્યતા અને નવા પ્રકાશના આ યુગમાં વિવિધ પ્રકારનાં અસ્ત્રશસ્ત્રો અને ચતુરાઇથી યુદ્ધ કરવાનાં સાધનો શોધી કાઢવામાં આવ્યાં છે તેના પ્રતિ બાહુબળના ઉપર ભરોસો રાખનારા રાજપુતો

ઘૃણાની દ્રષ્ટિથી જુએ છે. તેઓ નિશ્ચયપૂર્વક માને છે કે યુદ્ધનાં તોપ પ્રભૃતિ સાધનોથી બાહુબળનો લેશ પણ પરિચય થઇ શકતો નથી. આ પ્રકારનાં અસ્ત્રશસ્ત્રની સાહાય્યથી જે વિજય પ્રાપ્ત થાય તેને રાજપુતો ખરો વિજય કહેતાજ નથી.

અપમાનિત થયેલા સરદારોના હૃદયમાં ધીમે ધીમે દ્વેષાગ્નિ પ્રદીપ્ત થયો. રાણાપરની સર્વ પ્રીતિ અને મમતા તેમના હૃદયમાંથી નષ્ટ થઈ; તે છતાં પણ વિક્રમાજિતનાં નેત્રો ખુલ્યાં નહિ. તેણે પોતાના પર આવી પડનારી વિપત્તિ વિષે જરા પણ વિચાર ન કર્યો. રાણાના પ્રમાદ અને દુષ્ટતાને લીધે મેવાડ રાજ્યમાં ઘોર અરાજકતા છવાઇ ગઇ. પહાડોમાં વસતા અસંખ્ય લોકો પહેરેદારોથી કિંચિત્ પણ નહિ ડરતાં ચિત્તોડના દરવાજા પાસેથી ઢોરોને બળાત્કારે છીનવી લઇ જતા હતા. પ્રજાના જાનમાલનું રક્ષણ થવું મુશ્કેલ થઈ પડ્યું. સર્વ પ્રજા અત્યંત પીડિત થઇને આર્ત સ્વરે પોકારવા લાગી કે પુનઃ પોપાબાઇનું ‡ રાજ્ય ચાલવા લાગ્યું છે. રાણાએ પોતાના સરદારોને બોલાવીને તેમને પહાડી લોકોનું દમન કરવાને કહ્યું. ત્યારે સમસ્ત સરદારો એક સાથે બોલી ઉઠ્યા કે "મહારાજ! આપ આપના "પાઇક" લોકોને મોકલો."

થોડા વખતમાં મેવાડ રાજ્યમાં પૂર્ણ અરાજકતા પ્રસરી રહી. ગુજરાતના સુલતાને ધાર્યું કે વૈરનો બદલો લેવાને માટે આ ઉત્તમ સંધિ છે. સિસોદીઆ કુલભૂષણ કુમાર પૃથ્વીરાજ ગુજરાતના સુલતાન મુજફ્ફરને પરાજિત કરીને તેને કેદ કરી ચિત્તોડમાં લાવ્યા હતા. પરંતુ હવે ચિત્તોડની અરાજકતાનો લાભ લઇ ગુજરાતના સુલતાને એ ઘોર અપમાનનું વૈર લેવાનો નિશ્ચય કર્યો. ગુજરાત અને માળવામાં જેટલી રણવિશારદ સેના હતી તે સર્વ સેના સાથે ઉક્ત સુલતાને રાણા ઉપર આક્રમણ કર્યું. રાણા વિક્રમાજિત આ વખતે બુંદી રાજ્યમાં આવેલા લૈચા નામક સ્થાનમાં હતા. સુલતાને પોતાના પ્રચંડ સૈન્યની સાહાય્યથી રાણાને ત્યાંજ ઘેરી લીધા. સુલતાનની આ પ્રચંડ સેનાને સમુદ્રની પેઠે ઉલટી આવતી જોઇને વીરવર રાણા સંગ્રામસિંહના પુત્ર રાણા વિક્રમાજિત ભય પામે એવો સંભવ નહોતો તેમની રક્તવાહિનીઓમાં રાણા સંગ્રામસિંહનું રક્ત પ્રચંડ વેગથી વહી રહ્યું હતું; શું તેઓ કદિ પણ કાયર થશે? શું તેઓ દેશવૈરી યવનની પ્રચંડ સેનાનો પ્રતિરોધ કરવાનો પ્રયાસ નહિ કરશે? ના, એમ કદિ પણ બનવાનો સંભવ નથી. તેઓ કાંઇ કાપુરૂષ નહોતા કે શત્રુને આવતા દેખીને નિશ્ચિત બેસી રહે. તેમણે નિડર થઇ સુલતાનની સામે બાથ ભીડી. ઉભય સૈન્યો વચ્ચે દારૂણ યુદ્ધ થવા લાગ્યું. પરંતુ મહારાણાના "પાઇક" સૈનિકો મુસલમાનોનાં પ્રચંડ આક્રમણને રોકી શક્યા નહિ આથી વિક્રમાજિત ઘોર સંકટમાં આવી પડ્યા. તેમના સામંતો અને ઇષ્ટ મિત્રોએ તેમને સાહાય્ય કરી નહિ. તેઓ વિક્રમાજિતને તેની મૂર્ખતાનું ઉચિત ફળ ભોગવવાને ત્યાંના ત્યાંજ છોડીને સંગ્રામસિંહના કનિષ્ઠ પુત્ર ઉદયસિંહની તથા ચિત્તોડની રક્ષા કરવાને માટે પાટનગરમાં ચાલ્યા ગયા.

ચિત્તોડ નગરનો મહિમા ખરેખર અપૂર્વ છે. ગત યુદ્ધમાં વીરવર સંગ્રામસિંહની સાથે અગણિત વીરો પોતાના દેશના ગૌરવનું રક્ષણ કરવાને માટે સમરભૂમિમાં પડ્યા હતા. તેથી ચિત્તોડપુરી વીરશૂન્ય થઇ ગઇ હતી. પરંતુ જ્યાં સુલતાન બહાદુરે ચિત્તોડ પર ઘેરો ઘાલ્યો કે તરતજ તે વીરોની ચિતાભસ્મમાંથી પુનઃ અગણિત વીરો ઉત્પન્ન થયા. પૂર્વે જે રાજપુત રાજાઓ મેવાડના પ્રચંડ શત્રુ હતા તેઓ પણ આજે શત્રુતા છોડી પ્રાણાંત પર્યંત ચિત્તોડની રક્ષા કરવાને માટે આવી પહોંચ્યા. પુષ્કળ કષ્ટ સહન કર્યા છતાં પણ જ્યારે સૂરજમલને ચિત્તોડની પ્રાપ્તિની આશા ન રહી ત્યારે તેણે જંગલમાં જઇ દેવલનગર વસાવ્યું હતું એ અમે આગળ કહી ગયા છીએ. આ પ્રસંગે તેમના વંશજ મહારાણા વાઘજી પોતાના પૂર્વજોના મૂળસ્થાન ચિત્તોડની રક્ષા કરવાને માટે આનંદપૂર્વક આવ્યા. તેજ પ્રમાણે બુંદીના રાજકુમાર પણ અતિ તેજસ્વી ૫૦૦ હાડા વીરોને લઇને આવી પહોંચ્યા. તદુપરાંત સોનગઢા, દેવર તથા અન્યાન્ય રાજપુત વીરો પણ મેવાડની રક્ષા કરવાને માટે ખડ્ગ ધારણ કરીને આવ્યા હતા.

‡ અતિ પ્રાચીનકાળમાં પોપાબાઈ નામની એક રાજપુત રાણી હતી. તેના શાસનકાળમાં પ્રજામાં અત્યંત અરાજકતા છવાઇ ગઇ હતી. તે વખતથી રાજપુત લોકો રાજ્યની ગેરવ્યવસ્થાને પોપાબાઇનું રાજ્ય કહે છે.

મધ્ય પ્રાંતના મુસલમાન નવાબોએ ચિત્તોડપર જેટલાં આક્રમણ કર્યા હતાં તેમાં આ આક્રમણ સૌથી વિશેષ ભયંકર હતું. આ ભયંકર આક્રમણમાં એક ચતુર યૂરોપીઅન ગોલંદાજ પણ ગુજરાતના સુલતાનને સાહાય્ય કરવાને માટે આવ્યો હતો.+ ભટ્ટ લોકોએ આ ગોલંદાજને "ફિરંગાનનો લાબ્બીખાં" કહ્યો છે. આ લાબ્બીખાંની‡ સાહાય્યથીજ બહાદુરે ચિત્તોડનો નાશ કરીને પોતાનુ જૂનું વેર લીધું હતું.

લૈચામાં રાણા વિક્રમાજીતને પરાજીત કરીને વિજયી બહાદુર પોતાની સેના સહિત ચિત્તોડપર ચઢી આવ્યો. આજે ચિત્તોડપર ઘોર વિપત્તિ આવી પડી છે. આ સકટમાંથી ચિત્તોડની રક્ષા કોણ કરશે? આજે સીસોદીઆ કુળના ગૌરવની રક્ષા કોણ કરશે? સ્વદેશપ્રેમના મંત્રથી ઉત્તેજીત થઇને જે રાજપુતો ચિત્તોડનુ રક્ષણ કરવાને માટે ખડ્ગ ધારણ કરી આવ્યા હતા તે બહાદુરની સેનાના પ્રમાણમાં ઘણા થોડા હતા, બલ્કે તેની આગળ તેઓ કાંઇ વિસાતમાં નહોતા. તેઓ બહાદુરના સૈન્યની આગળ સમુદ્રની આગળ બિંદુ સમાન લાગતા હતા; તથાપિ ભગવાન એકલિંગના સોગંદ ખાઇને તેમણે પ્રાણાંત પર્યંત યુદ્ધ કરવાની પ્રતિજ્ઞા કરી અને પ્રચંડ રણભેરી વગાડીને શત્રુઓને કંપાયમાન કરી મૂક્યા. તેમની રણભેરીનો ગંભીર નાદ આકાશમાં ગુંજી રહ્યો હતો એટલામાં બહાદુરની કરાળ કાળ જેવી તોપો જાણે સમસ્ત જગતનો સંહાર કરવાને પ્રવૃત્ત થઈ ન હોય તેવી રીતે ભયંકર નાદ કરવા લાગી. પ્રકૃતિ સ્તંભિત થઇ ગઈ. આ અવાજ સાંભળી રાજપુતો દ્વિગુણ ઉત્સાહથી સિંહનાદ કરવા લાગ્યા અને તાકી તાકીને મુસલમાનોપર તીર છોડવા લાગ્યા. પુનઃ મુસલમાનોની તોપો ગોળા ફેંકવા લાગી; તેમાંથી નીકળતા ધુમ્રથી સંગ્રામભૂમિમાં અંધકાર છવાઇ ગયો. સૂર્ય ભગવાનનાં તીવ્ર કિરણોનો પ્રકાશ લુપ્ત થયો. સર્વત્ર અંધકાર છવાઈ ગયો. આ રીતે ઘણીવાર સુધી દારૂણ યુદ્ધ ચાલ્યું. ઉભય પક્ષના અગણિત યોદ્ધાઓ મરણ પામ્યા. બહાદુર કોઇ પણ પ્રકારે ચિત્તોડપર પોતાનો અધિકાર સ્થાપિત કરી શક્યો નહિ. ચતુર લાબ્બીખાંએ વીકા પહાડની નીચે એક મહા પ્રચંડ સુરંગ ખોદી અને તેમાં દારૂ ભરીને આગ લગાડી દીધી. હજારો વજ્રઘાતના જેવો અવાજ કરતો દારૂ સળગી ઉઠયો અને કિલ્લાની ૪૫ હાથ જમીન ઉડી ગઇ. આ સ્થાનપર ઉભા રહી હાડા રાજકુમાર અર્જુનરાવ પોતાના ૫૦૦ સિપાઇઓ સહિત મુસલમાનોની સામે યુદ્ધ કરતા હતા તેથી તેઓ પોતાની સેના સહિત માર્યા ગયા. ચિત્તોડના કિલ્લાની દિવાલ કેટલેક સ્થળેથી તૂટી ગઇ. કિલ્લામાં જે છિદ્રો પડ્યાં હતાં તે દ્વારા નગરમાં પ્રવેશ કરવાને માટે યવનો દોડ્યા પરંતુ ચિત્તોડપુરી હજી સુધી વીરશૂન્ય થઈ નહોતી. હજી રાજપુતો જીવતા હતા. જ્યાં સુધી રાજપુતોના શરીરમાં પ્રાણ હશે, જ્યાં સુધી તેમના શરીરમા રક્તનું એક બિંદુ પણ હશે ત્યાં સુધી શું તેઓ પોતાની માતૃભૂમિને શત્રુના હાથમાં જવા દેશે? કદિ નહિ.

+ અમે પૂર્વેજ એક ટિપ્પણીમાં જણાવ્યું છે કે પ્રાચીન કાળમાં આર્ય લોકો બંદુક અને તોપનો ઉપયોગ કરી જાણતા હતા. પુરાણોનાં તત્ત્વોને નહિ જાણનારા લોકો ભલે ફાવે તેમ બક્યા કરે. આપણને તેની સાથે કાંઈ સંબંધ નથી. આપણને સુવિદિત છે કે પ્રાચીન કાળમાં આર્ય લોકોએ વિજ્ઞાનના અદ્ભુત બળથી અનેક પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો બનાવ્યાં હતાં. પુરાણોનો યથાર્થ રીતે અભ્યાસ કરવાથી આ વાતનાં અનેક પ્રમાણો ઉપલબ્ધ થશે. મહાકવિ ચંદ બારોટે પણ પોતાના ગ્રંથમાં બંદુકનું વર્ણન કર્યું છે. તેમણે તેનું નામ 'નલગોળા' જણાવ્યું છે પરંતુ મુસલમાનો તોપ અને બંદુકનો ઉપયોગ કરતાં ક્યારથી શીખ્યા એ વાતનો નિર્ણય કરવો કઠિન છે. એમ કહેવાય છે કે પાદશાહ અલ્લાઉદ્દીને કિલ્લાપર આક્રમણ કરતી વખત 'મુજનિક' નામના અસ્ત્રનો ઉપયોગ કર્યો હતો, પરંતુ ઉક્ત અસ્ત્ર તોપ વા બંદુક જેવું નહોતું. અમે માત્ર એટલું કહી શકીએ છીએ કે મુસલમાનોમાં સૌથી પહેલાં બાબરે તોપનો ઉપયોગ કર્યો હતો. રૂમીખાં નામનો એક ગોલંદાજ તેની તોપો ચલાવતો હતો. આ રૂમીખાં કોણ હતો? કર્નલ ટૉડ તેને સિરિયા દેશનો રહીશ જણાવે છે.

‡ કર્નલ ટૉડે આ લાબ્બીખાંને પોર્ટુગીઝ વીર વાસ્કોડીગામાની ફોજનો એક સૈનિક જણાવ્યો છે, પરંતુ જે વખતે (ઇ. સ. ૧૫૩૩ માં) બહાદુરે ચિત્તોડપર આક્રમણ કર્યું, તે પૂર્વે ઘણાં વર્ષપર વાસ્કોડીગામા મરી ગયો હતો. આથી એમ જણાય છે કે આ લાબ્બીખાં વાસ્કોડીગામાની પછીના કોઇ ઇતર પોર્ટુગીઝ નાવિકના દલમાંનો હતો.

જોતજોતામાં વીરવર દુર્ગારાવ તથા "સત્તો" અને "દુદુ" નામના બે ચંદાવત સરદારો પોતાના માણસોની સાથે ત્યાં આવીને અચલ, અટલ પહાડની પેઠે ઉભા રહ્યા. તેઓ પ્રાણાંત સુધી ત્યાંથી પાછા નહિ હઠવાના નિશ્ચય સાથેજ ત્યાં ઉભા હતા. મુસલમાનોનાં ઝુંડનાં ઝુંડ નગરમાં પ્રવેશ કરવાને દોડ્યાં, પરંતુ વીરવર દુર્ગારાવ તથા તેમના શૌર્યવાન સાથીઓ જ્યાં સુધી જીવિત રહ્યા ત્યાં સુધી મુસલમાનોની કામના સિદ્ધ થઇ નહિ. પરંતુ માત્ર થોડા રાજપુતો મુસલમાનોની પ્રચંડ સેનાને ક્યાં સુધી રોકી શકે? ઘણી વાર સુધી અદ્‌ભૂત પરાક્રમ દર્શાવી રાજપુત વીરોએ તે છિદ્રોની પાસેજ પ્રાણાર્પણ કર્યું. રણોન્મત્ત યવન વીરો સિંહનાદ કરવા લાગ્યા અને તેઓ અતિ શીઘ્રતાથી તે છિદ્રોની છેક નિકટ આવ્યા: પરંતુ તેઓએ ત્યાં આવીને જે અદ્‌ભુત દ્રશ્ય જોયું તેથી તેઓ સર્પની પેઠે મંત્રમુગ્ધ બની ત્યાંજ સ્તંભિત થઇ ગયા. કેશ છુટા મુકી, રણચંડીનું ભીષણ સ્વરૂપ ધારણ કરી હાથમાં ભયંકર ભાલો ધારણ કરી એક સ્ત્રી અંદરના ભાગમાં ઉભી રહી હતી. આ સ્ત્રી અન્ય કોઈ નહિ, પરંતુ રાઠોડ કુળમાં જન્મેલી અને સીસોદીઆ કુળમાં પરણેલી મહારાણી જવાહીરબાઇ હતી. વીર નારી જવાહીરબાઇ રણચંડીનો વેષ ધારણ કરીને છિદ્રમાર્ગ રોકી ઉભી રહી. મુસલમાનોને આગળ વધતા જોઇ મહારાણી એકદમ દોડીને તેમની નિકટ આવી. આ વીરાંગનાના ભાલાથી અસંખ્ય મુસલમાનોનો સંહાર થયો; પરંતુ મુસલમાનોને રોકી શકાયા નહિ. ઉલટેલા સમુદ્રની પેઠે મુસલમાન સૈનિકો મહારાણીની ઉપર તૂટી પડ્યા. તથાપિ તે વીરબાળાનો ઉત્સાહ કમી થયો નહિ. તે અપૂર્વ વીરતા પ્રદર્શિત કરી મુસલમાનોની સામે લડવા લાગી. આ વખતે તે વીર નારી થોડા રાજપુતો સહિત મુસલમાનોની સામે લડતી હતી. તેણે અગણિત યવનોની સામે બાથ ભીડી હતી. બહાદુર હાથીપર બેસીને દૂરથી આ કૌતુક જોતો હતો. આ અદ્‌ભુત ઘટના જોઇને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે વીર લલનાની અદ્‌ભુત વીરતા જોઇને યવનો સ્તબ્ધ થયા પરંતુ સમુદ્રમાં તૃણના શા આશરા? અંતે ચિત્તોડની રક્ષાનો કાંઇ ઉપાય નહિ જોઇને વીર નારી જવાહીરબાઇએ તીવ્ર વેગથી પોતાનો અશ્વ ચલાવી યવન સેનાની વચમાં પ્રવેશ કર્યો, અને ત્યાંજ પોતાના શરીરનો ત્યાગ કર્યો. આ રીતે મહારાણી જવાહિરબાઈ આ જગતમાં સ્ત્રીપરાક્રમનું એક ઉત્તમ ઉદાહરણ દર્શાવી ગયાં.

મહાશક્તિ પણ ચિત્તોડનો બચાવ કરી શકી નહિ તો હવે ચિત્તોડની રક્ષા કોણ કરશે? સરદારોએ દ્રષ્ટિ ફેંકીને જોયું તો ચિત્તોડના ભાગ્યમાં મહા સંકટ જ તેમને જણાયુ. હવે તેમને ચિત્તોડના રક્ષણની લેશ પણ આશા રહી નહિ. આ સમયે કોઇએ ગંભીર સ્વરે ચિત્તોડના ઉચ્ચ કિલ્લાપરથી જાણે એમ કહ્યું હોય કે "રાજબલિની તૈયારી કરો" તેવા ભણકારા વાગવા લાગ્યા. શું ચિત્તોડની અધિષ્ઠાત્રી દેવીને માનવ રૂધિરનું પાન કરવાની દારૂણ તૃષા લાગી હતી? રાજબલિ ક્યાંથી લાવવો? માત્ર સંગ્રામસિંહના પુત્ર ઉદયસિંહ રાજકુટુંબમાં શેષ હતા. પરંતુ તેઓ તો બાળક હતા. તે ખડ્ગ ધારણ કરીને સંગ્રામ ભૂમિમાં શી રીતે જઈ શકે? હવે દેવીની આજ્ઞાનું પાલન શી રીતે કરવું? સરદારો આ પ્રકારની અનેક ચિંતાઓ કિલ્લામાં બેસીને કરવા લાગ્યા. એટલામાં દેવલાધિપતિ વાઘજી તેમની સમક્ષ આવીને ઉચ્ચ સ્વરે બોલ્યા. "શું આ હૃદયમાં સીસોદીઆ કુળનું પવિત્ર રક્ત વહેતું નથી? આપ રાજબલિને માટે શા સારૂ ચિંતા કરી રહ્યા છો? આજે હું પ્રાણાર્પણ કરીને દેવીની આજ્ઞાનું પાલન કરીશ." આ શબ્દો સાંભળી સર્વની ચિંતા નિવૃત્ત થઈ. જે સૂરજમલે પૃથ્વીરાજની સામે ચિત્તોડને માટે ભયંકર સંગ્રામ કર્યો હતો તેનાજ વંશમાં વાઘજી ઉત્પન્ન થયા છે. તેઓ પણ સીસોદીઆ કુળનું ભૂષણ છે, અને તેઓ આજે પ્રાણાર્પણ કરવાને તત્પર થયા છે. તેમને સિંહાસનપર અધિષ્ઠિત કરવામાં આવ્યા. તેમણે થોડી વાર સુધી મેવાડનું રાજ્ય ભોગવ્યું. મેવાડનાં છત્ર ચમ્મર અને કિરણ થોડી વાર સુધી તેમના મસ્તકપર વિરાજમાન થયા પછી તેમણે પીળાં વસ્ત્રો પરિધાન કર્યાં; તેમની સાથે અનેક રાજપુતોએ પણ પીળાં વસ્ત્રો પહેર્યાં. અંતકાળનો વીરવેષ પહેરાઈ રહ્યો. સરદારો, સામંતો અને મુખ્ય મુખ્ય સેનાપતિઓએ સદાને માટે એક બીજાની વિદાય લીધી. પછી વાઘજી રાવલના મસ્તકપર વિજય વૈજયંતી તથા ઉજ્જવલ છેંગીઽ ધરીને રાજપુતો મહા ગર્વ સહિત ગગનભેદી વીરનાદ કરતા શત્રુઓની સામા ગયા.

ઽ છેંગી એ મહારાજા બાપા રાવળનું એક રાજચિન્હ છે. એક કાષ્ઠદંડ ઉપર પ્રાયઃ બે હાથ લાંબુ એક ચામડું બાંધેલુ હોય છે તેના ઉપલા ભાગપર શુતરમુર્ગ અને વચમાં સુવર્ણનો સૂર્ય હોય છે.

આ તરફ રાજકુમાર ઉદયસિંહને બુંદીના વિશ્વાસપાત્ર રાજા શૂરથાનને સોંપવામાં આવ્યા. તે દિવસે વીરવર બાપ્પા રાવળની હેમમંડિત વિજયવૈજયંતી દેવલપતિના મસ્તકપર અપૂર્વ તેજથી શોભતી હતી. રાજબલિના ઉષ્ણ રૂધિરથી ચિત્તોડની અધિષ્ઠાત્રી દેવીનું ખપ્પર પૂર્ણ કર્યા પૂર્વે ભયંકર 'જુહાર વ્રત'નું કાર્ય પૂરૂં કરવામાં આવ્યું. શત્રુઓ છિદ્રમાર્ગે ધીમે ધીમે નગરમાં ચાલ્યા આવતા હતા. હવે રાજપુતોને ચિતા બનાવવાનો વખત રહ્યો નહોતો. રાજપુત સરદારોએ આ ભયંકર વ્રત શીઘ્ર સમાપ્ત કરવાનો એક ઉપાય શોધી કાઢયો. દુર્ગની અંદર તેમણે એક મોટો ખાડો ખોદાવ્યો અને તેમાં દારૂ તથા ઇતર દાહક પદાર્થો નાંખી અગ્નિ પ્રદીપ્ત કરવામાં આવ્યો. અગ્નિની પ્રચંડ જ્વાળાઓ ભડભડ બળવા લાગી. મહારાણી કર્ણવતી તેર હજાર રાજપુત બાળાઓની સાથે પ્રસન્નવદને તે અગ્નિમાં કૂદી પડી. એક ક્ષણમાં તેરહજાર વીરબાળાઓ આ અસાર સંસારનો ત્યાગ કરી ગઇ. કોઇનું કાંઇ ચિન્હ પણ શેષ રહ્યું નહિ. રૂપ, યૌવન, લાવણ્ય, ગૌરવ એ સર્વનો એક પળમાં અંત આવ્યો. કાંઇ પણ શેષ રહ્યું નહિ. હવે સર્વ સરદારો નિશ્ચિંત થયા. હવે તેમને કોઇ પણ બાબતની ચિંતા રહી નહિ. જેમને માટે તેમને ચિંતા થાય તે પ્રીતિદાયિની આનંદમયી ભગિની, પત્ની અને કન્યાઓ અનલમાં પ્રવેશ કરી ચૂકી હતી. બાળક રાજકુમાર ઉદયસિંહ પણ નિઃશંક સુરક્ષિત હતા.[1] હવે તેમને કયી બાબતનો ડર રહ્યો? હવે તેમને કોનો શોચ-વિચાર રહ્યો? ચિત્તોડના વીરગણો રણોન્મત્ત થઇને વારંવાર સિંહનાદ કરવા લાગ્યા. તેઓ ભેરીના નાદથી પૃથ્વીને કંપાયમાન કરવા લાગ્યા અને તેમનાં અન્ય રણવાદ્યો પણ પુનઃ વાગી ઉઠયાં. હાથમાં નગ્ન તલવાર લઈ રણોન્મત્ત વાઘજી કિલ્લાનુ દ્વાર ખોલીને ચિત્તોડના બચેલા વીરોની સાથે ત્વરાથી યવન સેનાની વચમાં પ્રવેશ્યા, પરંતુ પ્રચંડ સેનામાં તેમનો શું પત્તો લાગે? આ થોડા રાજપુતો યવન સેના રૂપી અગાધ સમુદ્રમાં પાણીના બિંદુ પેઠે વિલીન થઇ ગયા.

આજે બહાદુરે ચિત્તોડપર સંપૂર્ણ રીતે વૈર લીધુ.[2] તેણે રાજપુત નરનારીઓના હૃદયના રૂધિરથી પોતાના હૃદયની કઠોર જ્વાળા શાંત કરી. તે પોતાના કાર્યનું પરિણામ જોવાને માટે સ્મશાનવત્ ઉજ્જડ ચિત્તોડ નગરીમાં ગયો. પરંતુ તેણે ત્યાં જઇને જે દ્રશ્ય જોયું તેથી તે સ્તબ્ધજ થઈ ગયો. પોતાનુ દુષ્કૃત્ય જોઇને તેના હૃદયમાં પણ કરૂણા ઉત્પન્ન થઈ હશે. તેના કઠોર હૃદયપર પણ વજ્રાઘાત થયો હશે. ચિત્તોડની પ્રત્યેક ગલીમાં મનુષ્યનું રૂધિર વહેતું હતું. સ્થળે સ્થળે કપાઇ ગયેલા અગણિત હાથ પગ તથા લોહીલુહાણ થયેલાં મસ્તકો દ્રષ્ટિગોચર થતાં હતાં. કોઇ કોઇ સ્થળે મનુષ્યો અધમુઆ થઇને પડયા હતા. મૃત્યુ સમયનાં કઠોર કષ્ટો સહન કરી રહ્યા હતા. તેઓ આર્તનાદ કરતા હતા, અને નિઃશ્વાસ નાંખતા હતા. તેઓ યવનોને વારંવાર શાપ દેતા હતા. કેટલાક અપમાન અને કારાગૃહવાસમાં નહિ સપડાવાને માટે વિષપાન કરવાની તૈયારીમાં હતા. કેટલાક તીક્ષ્ણ કટારી પોતાના હૃદયમાં મારતા હતા. ચિત્તોડમાં આજે પ્રલયકાળ આવી પહોંચ્યો હતો. કોઇ પણ મનુષ્ય શેષ રહ્યું નહોતું. આબાલ વૃદ્ધ, સ્ત્રી પ્રભૃતિ સર્વ જણે પ્રાણાર્પણ કર્યું હતું. ચિત્તોડપુરી નિર્જન બની ગઇ હતી. રાજસ્થાનનાં મુખ્ય મુખ્ય નગરો રક્ષકહીન થઇ ગયાં. પ્રધાન વીરવંશ નિર્મૂલ થઇ ગયા. આ ભયંકર સંગ્રામમાં સર્વ મળીને ૩૨૦૦૦ રાજપુત વીરોએ આત્મોત્સર્ગ કર્યા હતો. આ ચિત્તોડનો બીજીવારનો વિધ્વંસ હતો.

બહાદુરશાહે ચિત્તોડમાં પંદર દિવસ પર્યંત રહીને અનેક પ્રકારના આનંદોત્સવો કર્યા. એટલામાં એવા સમાચાર મળ્યા કે મુગલવીર હૂમાયુ ચિત્તોડનો ઉદ્ધાર કરવાને માટે પોતાની સેના લઇને ચાલ્યો આવે છે. આ વર્તમાન સાંભળી બહાદુરશાહ ભયથી થરથર કંપી ઉઠયો. તેણે તરતજ પોતાના દેશમાં પાછા જતા રહેવાની તૈયારી કરી. હૂમાયુ બંગદેશને વશ કરવાનું કામ છોડી દઇને ચિત્તોડમાં શા માટે આવતો હતો તે કહી શકાતું નથી. એમ કહેવાય છે કે 'એક પવિત્ર બંધનને લીધેજ વીર હૂમાયુ બહાદુરશાહના કરાલ ગ્રાસમાંથી ચિત્તોડનો ઉદ્ધાર કરવાને માટે આવ્યો હતો.' ઉદયસિંહની માતા રાણી કર્ણવતીએ હૂમાયુને ધર્મભ્રાતા કર્યો હતો. રાજપુતો આ પવિત્ર ભ્રાતૃત્વ બંધનને "રાખી બંધન" કહે છે.

---

૧ જે વિશ્વાસુ રાજપુતે આવા ભયંકર સમયમાં ઉદયસિંહની રક્ષા કરી હતી તેનું નામ ચુકાસેન ધુંદેરા હતું. આવા મહાત્માનું નામ અવશ્ય ઇતિહાસમાં સંગ્રહી રાખવું જોઇએ.

૨ સંવત્ ૧૫૮૯ (ઇ. સ. ૧૫૩૩) ના જેઠ માસના કૃષ્ણપક્ષની દ્વાદશીને દિવસે ચિત્તોડનો આ ધ્વંસ થયો હતો.

બદ્દ લોકોના ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે ચિત્તોડના ભયંકર સંગ્રામમાં જ્યારે વીરનારી જવાહિરબાઇએ પ્રાણાર્પણ કર્યું. ત્યારે રાણી કર્ણવતીએ પોતાના બાળક પુત્રના પ્રાણની રક્ષાનો કોઇ યોગ્ય ઉપાય નહિ સુઝવાથી નિરૂપાયે હૂમાયુની સાહાય્ય માગી અને તેનાપર પવિત્ર "રાખી બંધન" મોકલી આપ્યું. વીરધર્મનું અવલંબન કરીને હૂમાયુએ આ મિત્રતાનું પવિત્ર બંધન આનંદથી સ્વીકાર્યું, અને તે પોતાની ધર્મ ભગિનીનું વિપત્તિમાંથી રક્ષણ કરવાને માટે સેના લઇને ચિત્તોડ તરફ ચાલ્યો. જો હૂમાયુ થોડી વાર વહેલો આવ્યો હોત તો બહાદુરશાહ ચિત્તોડનો નાશ કરી શક્યો ન હોત અને દિલ્લીશ્વરે પોતાની ધર્મભગિનીનું રક્ષણ કરવાની જે પ્રતિજ્ઞા કરી હતી તે પણ પૂર્ણ થઈ હોત. પરંતુ રાણી કર્ણવતીના ભાગ્યમાં આ સુખ જોવાનું નહોતું. જો તેમ હોત તો તેણે વિલંબ કરી કરીને રાખી બંધન શા માટે મોકલ્યું હોત?[૧]

'રાખી' નો ઉત્સવ વસંતકાળમાં થાય છે. રાજપુત બાળાઓ આ પ્રસંગે પોતાના બંધુઓના ઉપર 'રાખી' મોકલે છે. જગત્પ્રસિદ્ધ ભારતેશ્વર અકબરનો પુત્ર જહાંગીર, પાદશાહ શાહજહાન અને પાદશાહ ઔરંગઝેબ પણ[૨] આ પવિત્ર બંધનથી પોતાને કૃતાર્થ થયેલા માનતા હતા.[૩] કદિ કદિ રાજપુતોની કુંવારી કન્યાઓ પણ રાખી મોકલે છે. પરંતુ તેમનાપર ભયંકર સંકટ આવી પડે છે અને જ્યારે કાંઇ અત્યંત મહત્વનું કામ હોય છે ત્યારેજ તેઓ આ કાર્ય કરે છે. જેનાપર રાખી મોકલવામાં આવે તેને રાજપુત લલનાઓ ધર્મભ્રાતા કહે છે. આ પ્રકારે જે પુરુષો ધર્મભ્રાતા બને છે તે પોતાની ધર્મભગિનીના સંકટનું નિવારણ કરવાને માટે પ્રાણોત્ક્રમણ સુદ્ધાં કરે છે. તે કદિ પણ પોતાની પ્રતિજ્ઞાનું પાલન કર્યા વિના રહેતા નથી. પરંતુ આ વીરધર્મમાં પણ એક વિચિત્ર નિયમ પાળવો પડે છે. ધર્મભ્રાતા પોતાની ધર્મભગિનીને માટે ભલે પ્રાણ સુદ્ધાં ગુમાવી દે તોપણ તે કદિ પણ ઉક્ત લલનાના લાવણ્યમય મુખનું દર્શન કરી શકતો નથી, તે તેની સાથે કોઈ પણ પ્રકારનો પ્રત્યક્ષ સંબંધ રાખી શકતો નથી. પરંતુ આ પવિત્ર બંધનમાં કોઈ એવી મોહક શક્તિ છે કે તેના પ્રભાવથી વીરગણ મોહિત થઇને સદા ધર્મભ્રાતા બનવાને તત્પર રહે છે. જે રાખી આટલી પવિત્ર વસ્તુ છે[૪] અને જેને પ્રાપ્ત કરવાને માટે મોટા રાજા મહારાજાઓ પણ લલચાય છે તેને બનાવવામાં કાંઇ વિશેષ કષ્ટ પડતું નથી, કે વધુ ખર્ચ થતો નથી. સર્વ જણ પોતપોતાની શક્તિ અનુસાર તેને બનાવી શકે છે. કોઇ પોતાના ધર્મ ભ્રાતાપર રાખી તરિકે રત્નનો હાર મોકલે છે, કોઈ સુવર્ણમાલા મોકલે છે અને કોઇ સાધારણ રેશમની દોરી મોકલે છે. રાખી પ્રાપ્ત થતાં ધર્મભ્રાતા પોતાની ધર્મભગિની ઉપર ચોળી, સાટિન અથવા મુક્તાજડિત જરીની એક ચાદર મોકલે છે અથવા કદિ કદિ એકાદ પ્રગણું પણ આપી દે છે. પાદશાહ હૂમાયુને જ્યારે રાણી કર્ણવતીના તરફથી રાખી મળી ત્યારે તેણે આનંદપૂર્વક તેનો સ્વીકાર કર્યો અને તે બોલ્યો "કર્ણવતીને હું સર્વ પ્રકારની સાહાય્ય કરીશ. જો તેને રણથંભોરના કિલ્લાની ઇચ્છા હશે તો હું તે પણ તેને આપી દઇશ." સમ્રાટે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને માટે ઉત્તમ પ્રકારે યત્ન કર્યો. તે પોતાની ધર્મભગિની અને ભાણેજને વિપત્તિમાંથી બચાવવાને માટે બંગાળાનું આક્રમણ છોડીને ચિત્તોડમાં આવ્યો.[૫] હૂમાયુ અવશ્ય સાહાય્ય કરશે એમ

---

૧ એમ કહેવાય છે કે હૂમાયુએ બહાદુરની સામે આવી તેની સાથે મર્મભેદી વાગ્યુદ્ધ કર્યું હતું.

૨ જે હિંદુ વૈરી ઔરંગઝેબ રાજપુતોપર કઠોર અત્યાચાર કર્યા કરતો હતો, તેણે પણ ઉદયપુરની રાજમાતાએ મોકલેલી રાખી પરમાનંદથી સ્વીકારી હતી. ઔરંગઝેબે તેમનાપર જે કેટલાક પત્રો મોકલ્યા હતા તેનું લાલિત્ય અને તેની પવિત્રતા જોઇને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. કર્નલ ટૉડને તેમાંથી બે પત્રો મળ્યા હતા. આ પત્રોમાં ઔરંગઝેબે રાજમાતાને "ધર્મભગિની" શબ્દથી સંબોધ્યાં છે.

૩ અધુના ઉત્તર પશ્ચિમાદિ પ્રદેશોમાં તો શ્રાવણ માસની પૂર્ણિમાને દિવસે રાખીનો ઉત્સવ કરવામાં આવે છે, કદાચ રાજપુતોમાં આ નામનો કોઇ બીજો ઉત્સવ વસંતરતુમાં થતો હશે.

૪ એમ જણાય છે કે અપમાન અને વિપત્તિઓમાંથી ધર્મભગિનીઓને બચાવવાને માટેજ આ પ્રકારની ચાદરો મોકલવામાં આવે છે.

૫ કર્નલ ટૉડ જણાવે છે કે "રાખી બંધનના સંબંધમાં બીજાં પણ અનેક કથાનકો સાંભળવામાં આવે છે." કર્નલ ટૉડ પ્રતિષ્ઠિત, ઉચ્ચ પદીધર અને અત્યંત સરલ હતા તેથી અનેક રાજપુત બાળાઓએ તેમનાપર રાખી મોકલીને તેમને "ધર્મબંધુ" બનાવ્યા હતા. ઉક્ત રાજપુત સ્ત્રીઓમાં

જાણીનેજ રાણીએ તેનાપર રાખી મોકલી હતી. હુમાયુમાં વીરતા, ઉદારતા તથા સત્યપ્રિયતા, આ ત્રણ ગુણો સંપૂર્ણ રીતે વિરાજમાન હતા. તેણે પોતાના પિતા બાબરની સાથે રહીને બિયાના વગેરે સ્થળે જે વીરતા પ્રદર્શિત કરી હતી તેનું ઉત્તમ વર્ણન ભારતના ઇતિહાસમાં ઉપલબ્ધ થાય છે અને બાબરે પણ પોતાના જીવન ચરિત્રમાં તે વાત જણાવી છે. હુમાયુએ ઉત્તમ પ્રકારે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી. તેણે બહાદુરશાહને ચિત્તોડમાંથી નસાડી મૂકયો અને માળવાના નવાબ પાસેથી તેનું પાટનગર માંડુ પણ છીનવી લીધું. આ નગર છીનવી લેવાનું કારણ એ હતું કે માળવાના નવાબે બહાદુરશાહને સાહાય્ય કરી હતી.

અનેક દુઃખો અને અનેક વિપત્તિઓ સહન કરીને વિક્રમાજિતે ચિત્તોડનું સિંહાસન પુનઃ પ્રાપ્ત કર્યું. પરંતુ તે છતાં પણ તેની વર્તણૂક સુધરી નહિ. સંકટોથી પણ તેના હૃદયમાં જ્ઞાનનો સંચાર થયો નહિ. થોડા દિવસમાં તેનો સ્વભાવ પુનઃ કઠોર થઈ ગયો અને પુનઃ તે પોતાના સરદારો પર અત્યાચાર કરવા લાગ્યો. ધીમે ધીમે તેની દુષ્ટતા ઘણી વધી ગઈ. જે કરમચંદે તેના પિતાને વિપત્તિના સમયમાં સાહાય્ય કરી હતી, અને જે હમણાં અત્યંત વૃદ્ધ થઇને સંસારમાંથી વિદાય લેવાની તૈયારીમાં હતા, તે માનનીય વૃદ્ધ કરમસિંહ પરમાર પર પણ તેણે ભરસભામાં પ્રહાર કર્યો. આ અન્યાય અને દારુણ અપમાન જોઇને સર્વ સરદારો પોતપોતાના આસનપરથી ઉઠયા અને સામંતશિરોમણિ ચંદાવત વીર કર્ણસિંહ ક્રોધ સહિત મોટેથી બોલ્યા. "ભ્રાતૃગણ! અત્યાર સુધી તો આપણને પુષ્પની ગંધ આવતી હતી પરંતુ હવે તો આપણને તેનાં ફળ પણ ચાખવાં પડશે." આ શબ્દો બોલાઈ રહ્યા કે તરતજ અપમાનિત વીર કરમસિંહ અત્યંત ક્રોધપૂર્વક બોલ્યા. "કાલેજ આ ફળનો આસ્વાદ માલૂમ પડશે." તત્કાળ સર્વ સરદારો દરબારમાંથી ઉઠીને ચાલ્યા ગયા.

રાજપુતો પોતાના રાજાને આરાધ્ય દેવ ગણે છે. આર્ય ધર્મશાસ્ત્રોમાં પણ રાજાને શુદ્ધ ભાવથી પૂજવાની આજ્ઞા છે. વળી તેમાં એમ પણ જણાવવામાં આવ્યું છે કે આ આજ્ઞાનું જે ઉલ્લંઘન કરે છે તે ઇહ લોક અને પર લોકના સુખથી વંચિત થાય છે. પરંતુ આ આજ્ઞાની પણ સીમા છે. પ્રસંગવશાત્ તેનું પણ ઉલ્લંઘન કરવું પડે છે, રાજા દુરાચારી હોય અથવા તેના દ્વારા પ્રજાનું કાંઇ મોટું અકલ્યાણ થતું હોય તો પછી તેને દેવસમાન માનવામાં આવતો નથી, ત્યારે પ્રજાજનો તેને સાધારણ મનુષ્ય માનીને રાજ્યના હિતને માટે તેને પદભ્રષ્ટ કરે છે. રાજપુતોના ઇતિહાસમાં આવાં અનેક ઉદાહરણો ઉપલબ્ધ થાય છે. પરંતુ રાજપુત નૃપતિ પ્રજાપર અત્યાચાર કરે એવો પ્રસંગ કવચિત્ જ આવે છે. કારણ કે રાજાની સાથે પ્રજાનું કેવું દૃઢ બંધન હોય છે તે રાજપુત રાજા સારી પેઠે સમજે છે અને આ બંધન તોડીને તે કદિ પણ પ્રજાપર અત્યાચાર કરતો નથી. જે અગણિત નર નારીઓના ભાગ્યની દોરી તેના હાથમાં હોય છે, જે માણસો રાજાને પિતા તથા દેવસમાન સમજીને તેની ભક્તિ કરે છે, તેનાપર રાજા પાષાણહૃદયી થઇને અત્યાચાર શી રીતે કરી શકે?

ક્રોધિત સરદારગણ રાજભુવનને છોડી વીરવર પૃથ્વીરાજની ઉપપત્નીના ગર્ભદ્વારા ઉત્પન્ન થયેલા રાજકુમાર વનવીરની પાસે ગયા અને તેમણે તેને સર્વ સમાચાર કહીને તેને ચિત્તોડના સિંહાસનપર અભિષિક્ત કરવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. પ્રથમ તો વનવીરને આ કાર્ય પસંદ પડયું નહિ. રાજાને પદભ્રષ્ટ કરી તેના સિંહાસનપર આરૂઢ થવું એ તેને ભયંકર કુકર્મ લાગ્યું, પરંતુ જ્યારે તેણે મેવાડની શોચનીય દશાનો વિચાર કર્યો, જ્યારે તેણે જોયું કે સરદારોની વાત નહિ માનવાથી મેવાડને મોટી હાનિ થશે ત્યારે તેણે સિંહાસનનો સ્વીકાર કરવાની અનુમતિ આપી. હતભાગી વિક્રમાજીતને સિંહાસનપરથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો. આ ઘોર અપમાન થયા પછી તેના જીવનરૂપી નાટકનો અંતિમ અંક સમાપ્ત કરવામાં આવ્યો અને વનવીરના અભિષેકના આનંદધ્વનિમાં વિક્રમાજીતના મૃત્યુથી રણવાસમાં થયેલો શોકધ્વનિ લય પામી ગયો.

---

ઉદયપુર, બુંદી અને કોટાની રાણીઓ, તથા રાણાજીની ભગિની ચાંદબાઇ વિશેષ પ્રસિદ્ધ છે. આ સાધારણ રાખીઓને કર્નલ ટૉડ અમૂલ્ય અને અપાર્થિવ રત્ન ગણીને તેનો સ્વીકાર કરતા હતા. (ધન્ય છે રાજપૂત બાન્ધવ ટૉડ!)



# अध्याय ९ मो.

**વનવીરનું શાસન-સંગ્રામસિંહના બાળક પુત્ર ઉદયસિંહને મારી નાંખવાને માટે વનવીરનો ઉદ્યોગ-ઉદયસિંહના પ્રાણની રક્ષા-દીર્ઘ કાળ પર્યંત તેમનો ગુપ્ત વાસ-સરદારોએ તેમનો રાણા તરિકે કરેલો સ્વીકાર-દૂનાનું વર્ણન-ઉદયસિંહે કરેલી ચિત્તોડની પ્રાપ્તિ-વનવીરનું પદભ્રષ્ટ થવું-નાગપુરના ભોંસલેની ઉત્પત્તિનું વર્ણન-રાણા ઉદયસિંહના રાજ્યનું વર્ણન-તેમની અયોગ્યતા-હુમાયુનું પદભ્રષ્ટ થવું-અકબરનો જન્મ-હુમાયુએ બીજી વાર કરેલી રાજ્યપ્રાપ્તિ-હુમાયુના પરલોકવાસ પશ્ચાત્ અકબરનું તખ્તપર બેસવું-ઉદયસિંહ અને અકબરના ચરિત્રોનો મુકાબલો-ચિત્તોડપર અકબરનું આક્રમણ અને ઉદયસિંહનું ચિત્તોડમાંથી પલાયન-ચિત્તોડની રક્ષાને માટે રાજપુતોએ કરેલું યુદ્ધ-જયમલ અને પત્ત-વીરનારી-જુહારવ્રત-હિંદુમુસલમાનો વચ્ચે તુમુલ યુદ્ધ-અકબરનોવિજય-નગરવાસીઓની હત્યા-ઉદયસિંહે ઉદયપુરની કરેલી સ્થાપના-ઉદયસિંહનો પરલોકવાસ.**




જ્ય અને સંપત્તિમાં શું મોહિની છે તે રાજા અથવા ધનવાન વ્યતિરિક્ત કોણ જાણી શકે છે? જે વનવીરે, પોતાને સિંહાસનારૂઢ કરવાની સરદારોએ કરેલી માગણી સ્વીકારતાં આનાકાની કરી હતી, જેણે વિક્રમાજિતને પદભ્રષ્ટ કરીને મેવાડનું સિંહાસન પોતાના અધિકારમાં લેવું એને ઘોર પાપ કર્મ માન્યુ હતું, તે વનવીર માત્ર થોડા કલાક પર્યંત સિંહાસનપર બેઠો એટલે તેનુ મન સંપૂર્ણ રીતે બદલાઇ ગયુ. તે રાજ્યસામર્થ્યનેજ સર્વ સુખો કરતાં ઉત્તમ માનવા લાગ્યો. તેણે પ્રથમ રાજવેષ ધારણ કર્યો તે વખતે તે મનમાં બહુ ગુચવાયો હતો, વિક્રમાજિતને માટે તેને બહુ દુઃખ લાગ્યુ હતું; અને તેણે તેને માટે અનેકવાર ખેદ પ્રદર્શિત કર્યો હતો. પરંતુ આ વખતે તેની મૃદુ લાગણી કોણ જાણે ક્યાં જતી રહી! ભગવાન એકલિંગની પૂજા કરીને તે વારવાર કહ્યા કરતો કે "હે ભગવન્! આપનીજ કૃપાથી મને મેવાડનું સિંહાસન પ્રાપ્ત થયુ છે. હે મહાદેવ! ધર્મથી વિમુખ થવા દેશો નહિ" પરતુ હવે વનવીર રાજ્યની મોહિનીના ફંદામાં ફસીને એટલો ભ્રમિત થઇ ગયો કે તે કોનું રાજ્ય ભોગવતો હતો એ વિષે તેણે લેશ પણ વિચાર કર્યો નહિ. જો કે સરદારોએ વિક્રમાજિતને પદભ્રષ્ટ કરીને વનવીરને સિંહાસનપર અધિષ્ઠિત કર્યો છે તોપણ શુ તે સદા તે પદપર અવિચળ રહેશે કે? શું વનવીરને આ વાતની ખબર નહોતી કે સંગ્રામસિંહનો બાળક પુત્ર ઉદયસિંહ ચંદ્રમાની પેઠે દિવસાનુદિવસ મોટો થતો જાય છે? અને શું તે જાણતો નહોતો કે ઉદયસિંહ યોગ્ય વયનો થશે એટલે તે મને પદભ્રષ્ટ કરશે? મેવાડના સામંતોએ ચિરકાળને માટે વનવીરને સિંહાસન આપ્યું હોય એમ લાગતું નથી. ઉદયસિંહ યોગ્ય વયનો થાય ત્યાં સુધીને માટે તેમણે તેને સિંહાસનારૂઢ કર્યો હશે. પરંતુ ભટ્ટ લોકોના ગ્રંથોમાં આ સંબંધે કાંઇ ઉલ્લેખ નથી.

સિંહાસનપર બેસતાંજ વનવીરનું મન ફરી ગયુ. તત્કાળ તેણે પ્રતિજ્ઞા કરી કે મારા માર્ગમાં જે કંટક રૂપ હોય તે સર્વને દૂર કરીશ. પહેલો અને મોટો કંટક તો છ વર્ષનો રાજકુમાર ઉદયસિંહજ હતો. આ કંટકને દૂર કરવાને માટે ક્રૂર વનવીર રાત્રિની વાટ જોવા લાગ્યો. રાત્રિ પડતાં કુમાર ઉદયસિંહને ભોજન કરાવી સુવાડી દેવામાં આવ્યા. તેમની ધાત્રી તેમની શય્યા પર બેસીને તેમની સેવા કરવા લાગી, થોડી વાર પછી તેણે રણવાસમાં ઘોર આર્તનાદ અને રોદનસ્વર સાંભળ્યો. આ ધ્વનિ

સાંભળી ધાત્રી પન્ના વિસ્મિત થઇ. તે ભયભીત થઇને ઉઠવાની તૈયારીમાં હતી એટલામાં હજામ રાજકુમારનું ઉચ્છિષ્ટ અન્ન ઉઠાવવાને ત્યાં આવ્યો અને વ્યાકુલતાપૂર્વક કહેવા લાગ્યો "બહુ ખોટું કામ થયું! સત્યાનાશ થઈ ગયુ! વનવીરે વિક્રમાજીતને મારી નાંખ્યા." આ શબ્દો સાંભળી ધાત્રીનું હૃદય કંપાયમાન થયું અને તે સમજી ગઈ કે નિષ્ઠુર વનવીર કેવળ વિક્રમાજીતનેજ મારીને શાંત રહેશે નહિ, પરંતુ તે ઉદયસિંહને મારવાને પણ આવશે. જાણે કોઈ અદ્રશ્ય દેવેજ પોતાના કાનમાં આ વાત ના કહી હોય! તેમ તેને લાગ્યું. તેણે રાજકુમારને બચાવવાનો ઉપાય અતિ શીઘ્રતાથી કર્યો. ત્યા આગળ ફલાદિ રાખવાનો એક મોટો ટોપલો પડેલો હતો, તેમા તેણે નિદ્રિત રાજકુમારને ઘણી સાવધાનીથી મૂકી દીધો અને વૃક્ષપત્રોથી તેને ઢાંકી દઇને ઉક્ત હજામને તે ટોપલો આપીને કહ્યું "હવે તું આ ટોપલો લઇને આ નગરમાંથી નાશી જા." વિશ્વાસુ હજામે તત્કાળ આ આજ્ઞાનું પાલન કર્યું. તે ધાત્રીએ પોતાના બાળકને ઉદયસિંહની શય્યાપર સૂવાડયો; એટલામાં વનવીર રૂધિરથી ખરડાયેલા હાથ સહિત ત્યાં આવ્યો અને ઉદયસિંહની શોધ કરવા લાગ્યો. ભયથી ધાત્રીના તો હોશજ ઉડી ગયા, તેનો કંઠ રૂંધાઈ ગયો. એક પણ શબ્દ બોલ્યા વિના કંપતા કપતાં તેણે રાજકુમારની શય્યા તરફ અંગુલિનિર્દેશ કર્યો. પછી તેણે ભય અને વ્યાકુળતાથી તે તરફ દ્રષ્ટિ કરી તો તેને જણાયું કે નિષ્ઠુર વનવીરે તે શય્યામાં સૂતેલા પોતાના બાળકના હૃદયમાં કાતિલ છૂરી ઘોચી દીધી છે! બાળકે કેવળ એક ચિચિયારી પાડી! પછી તે તરફડવા લાગ્યો. તરતજ તે નિર્જીવ થઈ ગયો! સુકુમાર પુષ્પ કરમાઈ ગયુ! હતભાગિની ધાત્રીની દ્રષ્ટિ સમીપ તેના હૃદયનો દીપક બુઝાઈ ગયો; તથાપિ તેણે પોતાના પુત્રને માટે જરા–એક વાર પણ હૃદયનો ભાર ઓછો થાય ત્યા સુધી રોદન કર્યું નહિ. તે ચુપચુપ અશ્રુ સારતી પોતાના પુત્રને અગ્નિદાહ કરવાને ગઇ અને તે સસ્કાર સમાપ્ત થયા પછી તે કિલ્લાની બહાર નીકળી ગઈ. રણવાસમાંની રાણીઓને પન્નાના આ મહાન કાર્યની જરા પણ ખબર નહોતી. તેમણે ધાર્યું કે વનવીરે મહારાણા સંગ્રામસિંહના કનિષ્ઠ પુત્ર ઉદયસિંહનો વધ કર્યો છે. આથી તેઓ પુષ્કળ વિલાપ કરવા લાગી. તેમને જરા પણ ખબર નહોતી કે ધાત્રી પન્નાએ ચિત્તોડના ભાવી રાણાને બચાવવાને માટે પોતાના પ્રાણાધિક પુત્રનો નાશ કર્યો છે. ઇતિહાસમાં અવશ્ય આ પવિત્ર ધાત્રીનું નામ સુવર્ણાક્ષરથી સદા અંકિત રહેશે. ખીચી રાજપુત કુળમાં આ પન્નાનો જન્મ થયો હતો. જ્યાં સુધી પૃથ્વીપર રાજપુતોનુ નામ રહેશે ત્યાં સુધી પન્નાના પવિત્ર નામનું સર્વ મનુષ્યોને સ્મરણ રહેશે.

પ્રાણાધિક પુત્રના ચિતાગ્નિને પોતાના ઉષ્ણ અશ્રુઓથી બુઝાવીને અભાગિની પન્ના ઉક્ત હજામની શોધ કરવાને કિલ્લાની બહાર નીકળી. ચિત્તોડની પશ્ચિમ દિશામાં બેરિસ નામની નદી છે. આ નદીના જનશૂન્ય કિનારાપર ઉક્ત હજામ રાજકુમારને લઇને બેઠો હતો. સુભાગ્યવશાત્ ચિત્તોડ નગરમાં ઉદયસિંહ નિદ્રામાંથી જાગૃત થયા નહોતા. પન્ના ઉક્ત નદીના તટપર જ્યાં હજામ બેઠો હતો ત્યાં ગઈ અને રાજકુમારને પોતાની સાથે લઇને વાઘજીના પુત્ર સિંહરાવ પાસે ગઈ અને ત્યાં પોતાને રહેવા દેવાની તેને પ્રાર્થના કરી. વનવીરના ભયથી તેણે પન્નાની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહિ અને તે અત્યંત શોકાકુળ થઇને બોલ્યો. "રાજકુમારની રક્ષા કરવાની મારી અતિ ઉત્કટ ઇચ્છા છે, પરંતુ વનવીર આ વાત જાણીને મારો વંશ સહિત નાશ કરશે. તેની સાથે યુદ્ધ કરવાનું મારામાં સામર્થ્ય નથી." હવે પન્ના દેવલનો ત્યાગ કરીને ડુંગરપુર નામના નગરમાં ગઈ અને ત્યાંના રાણા યશકર્ણને રાજકુમાર ઉદયસિંહની રક્ષા કરવાની પ્રાર્થના કરી. પરંતુ તેણે પણ વનવીરના ડરથી રાજકુમારની રક્ષા કરવાની ચોખ્ખી ના પાડી. ત્યાર પછી પન્ના વિશ્વાસુ અને શુભેચ્છક ભીલોને પોતાની સાથે લઈ અરવલ્લીની દુર્ગમ શૈલમાળા તથા ઇડરના કૂટ માર્ગો ઓળંગીને રાજકુમાર સહિત કમલમેર દુર્ગમાં જઈ પહોંચી. પન્નાના ચાતુર્યથી અહીંઆં તેનો ઉદ્દેશ સિદ્ધ થયો. દિપ્રા નામના વણિક કુળમાં ઉત્પન્ન થયેલો આશાશાહ નામનો એક જૈન રાજપુત તે સમયમાં કમલમેરમાં રાજ્ય કરતો હતો. પન્નાએ તેને મળવાની ઇચ્છા પ્રદર્શિત કરી. રાજાએ તેને પોતાના વિશ્રામગૃહમાં બોલાવી. ત્યાં જઇને ધાત્રી પન્નાએ બાળક રાજકુમારને આશાશાહના ખોળામાં મૂકી દીધો અને નમ્રતાપૂર્વક તેની પ્રાર્થના કરી "આપના રાજાનો પ્રાણ બચાવો" પરંતુ આશાશાહ ભયભીત થયો અને પન્નાપર અપ્રસન્ન થઈ તેણે રાજપુત્રને પોતાના ખોળાપરથી ઉતારી મૂકવાની ચેષ્ટા કરી, પરંતુ તેનાં

માતુશ્રી ત્યાંજ ઉભાં હતાં. તેમણે પોતાના પુત્રની આવી કાયરતા જોઇને તેને ખુબ ઠપકો આપ્યો અને પછી તેને બોધ આપી કહ્યું. "સ્વામિના શુભેચ્છકો તેમનુ હિત સાધવાને માટે કોઈ પણ વિપત્તિ અથવા વિઘ્નથી ડરતા નથી. રાણા સમરસિંહના પુત્ર તારા સ્વામિ છે. આજે તે વિપત્તિમાં આવી પડવાથી તારો આશ્રય માગે છે. તે તેને આપવાથી તને ભગવાનના આશીર્વાદ પ્રાપ્ત થશે અને તારા ગૌરવની વૃદ્ધિ થશે." માતાનાં બોધદાયક વચનોથી આશાશાહના સર્વ સદેહો દૂર થઈ ગયા. તેણે રાજકુમારને પોતાના ભત્રિજા તરીકે જણાવ્યા અને ઉત્તમ પ્રકારે તેમનું લાલનપાલન કરવા માંડયુ. પન્નાની મનઃકામના પૂર્ણ થઇ. શ્રાવકને ત્યાં રહેવાથી કોઈ શંકા લાવશે એમ ધારી પન્ના કમલમેરનો ત્યાગ કરી ત્યાંથી ચાલી ગઈ.

આશાશાહને ત્યાં રહીને ઉદયસિંહ કાળક્રમણ કરવા લાગ્યા. આશાશાહે કુમારને પોતાના ભત્રિજા તરિકે જણાવ્યા તથાપિ લોકોના મનમાં અનેક પ્રકારની શંકાઓ ઉત્પન્ન થવા લાગી. આશાશાહના પિતાની શ્રાદ્ધતિથિ આવી તે દિવસે તેને ત્યાં ઘણાં માણસોની ભીડ થઈ. રાજપુતોને પણ નિમત્રણ કરેલું હોવાથી તેઓ પણ ત્યાં મોટી સંખ્યામાં આવ્યા. સર્વ સામગ્રી તૈયાર થતાં સમસ્ત લોકો ભોજન લેવાને બેઠા. અનેક પ્રકારનાં ભોજનો પીરસવામાં આવ્યાં. અંતે દહિં પીરસવાનો વારો આવ્યો ત્યારે રાજકુમાર ઉદયસિંહે એક પીરસનારના હાથમાથી દહિંનું વાસણ ઝુટવી લીધુ. કુમારનું આ અયુક્ત વર્તન જોઈને સર્વ વિસ્મિત થયા. સાત વર્ષના બાળકની આવી અપૂર્વ તેજસ્વિતા જોઇ સર્વે માણસો ચકિત થયા. તેને ઘણો સમજાવવામાં આવ્યો, ડર પણ બતાવ્યો, પરંતુ તેણે દહિંનું વાસણ છોડયુ નહિ. આ પ્રકારે આશાશાહને ત્યાં ઉદયસિંહ ગુપ્ત રહ્યા પરંતુ સત્ય કેટલા દિવસ સુધી ગુપ્ત રહી શકે છે? તત્પશ્ચાત્ રાજકુમારના સમાચાર આપોઆપ પ્રકટ થઇ ગયા. ઝાલોરના સોનગઢા સરદારો કોઈ કામ પ્રસગે આશાશાહની પાસે આવ્યા. આશાશાહે તેમનો આદરસત્કાર કરવાને માટે ઉદયસિંહને નિયુક્ત કર્યા. રાજકુમારે આ કાર્ય એટલી ઉત્તમ રીતે પરિપૂર્ણ કર્યું કે ઉક્ત સરદારોને તેને વિષે એકદમ સંદેહ ઉત્પન્ન થયો. તેમની સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ કે આ આશાશાહનો ભત્રિજો છેજ નહિ. ધીમે ધીમે આ વર્તમાન ચોતરફ પ્રસરી ગયા. મેવાડના સામંતો અને સરદારોજ માત્ર નહિ, પરંતુ આર્યાવર્તના ઇતિર પ્રદેશોના રાજાઓ પણ આનંદિત થઇ રાજકુમાર ઉદયસિંહને પ્રણામ કરવાને માટે ત્યાં આવવા લાગ્યા. ચંદ્રના પ્રતિનિધિ સાલુમ્બ્રાધિપતિ સાહીદાસ, કેલવાપતિ જાગો, તથા બાગોરનાથ સગ પ્રભૃતિ ચંદાવત ગોત્રના અન્યાન્ય સામંત ગણ; કોટારિયા અને બેદલાના ચૌહાણ, વિજોલીના પરમાર, સંચોરપતિ પૃથ્વીરાજ, અને જૈતાવત લૂણકરણ, આ સર્વે રાજાઓ આનંદ પૂર્વક કમલમેરમાં આવ્યા. પછી પન્ના અને ઉક્ત હજામે ઉદયસિંહના રક્ષણની સર્વે હકિકત કહીને સર્વેના મનનો સંદેહ નિવૃત્ત કર્યો.

એક દિવસ કમલમેરના સભાગૃહમાં એક મોટો દરબાર ભરવામાં આવ્યો. આશાશાહે સર્વ સભાસદોની સમક્ષ રાજકુમાર વિષે યથાર્થ વર્ણન કરીને તેમને મેવાડના વૃદ્ધ ચૌહાણ સામંતના હાથમાં સોંપી દીધા. આ સામંત રાજકુમાર વિષેની સર્વ ગુપ્ત વાત સારી રીતે જાણતા હતા, તેથી તેમને સંદેહ ધારણ કરવાનુ કાંઈ પ્રયોજન નહોતું. કુમાર આશાશાહને ત્યાં રહ્યા હતા તેથી કદાચ કોઈ રાજપુત તેમને વિષે શંકા ધારણ કરે એવો સભવ હતો. આથી ઉક્ત ચૌહાણ સરદારે રાજકુમારની સાથે એક પાત્રમાં ભોજન કર્યુ. હવે સર્વ જણની સંપૂર્ણ ખાત્રી થઇ. વીરવર સંગ્રામસિંહના પુત્રને જીવંત જોઇને સર્વે આનંદમાં નિમગ્ન થઇ ગયા. તેમનો આનંદધ્વનિ અનંત ગગનને માર્ગે થઈ પર્વતશૃંગોપર અથડાતો અથડાતો ચિત્તોડ નગરમાં પહોંચ્યો. ચિત્તોડના સિંહાસન પર બેઠેલા દુષ્ટ વનવીરે આ ધ્વનિ સાંભળ્યો. તેનું હૃદય કંપાયમાન થવા લાગ્યું તેને લાગ્યું કે હવે આપણા હાથમાં સિંહાસન રહેનાર નથી. સોનગઢા સરદાર અખિલરાવે ઉદયસિંહની સાથે પોતાની કન્યાનો વિવાહ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી. પ્રથમ તો રાજકુમાર ઉદયસિંહે તેની આ માગણીનો અસ્વીકાર કર્યો, કારણ કે સોનગઢા માલવદેવે જે દિવસે રાણા હમીરની સાથે પોતાની કન્યાનો વિવાહ કર્યો હતો તે દિવસે રાણા હમીરસિંહે કહ્યું હતું કે " આજથી કોઇ ગિહ્લોત સોનગઢા ગોત્રમાં વિવાહ કરશે નહિ " તેનાં આ વચનો આ સમય પર્યંત પાળવામાં આવ્યાં હતાં- પરંતુ પાછળથી ઉદયસિંહે પોતાનો પ્રથમનો વિચાર ફેરવી નાંખ્યો અને પોતાના પૂર્વજોના ચાલતા આવેલા નિયમનું ઉલ્લંઘન કરીને ઉક્ત સરદારની કન્યા સાથે વિવાહ કરવાનો સ્વીકાર કર્યો. વિવાહનો દિવસ નિયત થઈ

અન્ય સર્વ વ્યવસ્થા થયા પશ્ચાત્ મહારાણા કુંભાજીના કિલ્લામાં મેવાડના મુખ્ય મુખ્ય સરદારો અને સામંતોએ ઉદયસિંહની પૂજા કરી તેમના કપાળમાં રાજતિલક કર્યું.

આ સમાચાર વનવીરને શીઘ્ર કર્ણગોચર થયા. તે એકદમ હતાશ થઇ ગયો. તેણે વિચાર કર્યો કે "મેં મારા હાથે કુમારનો વધ કર્યો છે અને તેને તરફડતો દીઠો છે, તો પછી કયા દેવતાના પ્રસાદથી તથા કયા સંજીવન મંત્રના પ્રભાવથી ઉદયસિંહ જીવિત થઇ ગયો?" તે આ સંબંધે કાંઈ સમજી શક્યો નહિ. વનવીરને દીર્ઘકાળ પર્યંત રાજ્યસુખ ભોગવવાની મોટી આશા હતી અને પોતાની આશા પરિપૂર્ણ કરવાને માટે તે દિનરાત એકલિંગજીની પ્રાર્થના કરતો હતો. પરંતુ તેની સર્વ આશા નષ્ટ થઇ. તેણે પળવાર પણ એવો વિચાર કર્યો નહોતો કે આ રાજ્યપર કોઇ બીજાનો અધિકાર થશે. તેનો તો દૃઢ નિશ્ચય થઇ ગયો હતો કે હું નિષ્કંટક છુ. આથી જ તે સિંહાસનપર બેસીને સરદારોપર અનેક પ્રકારના અત્યાચારો કર્યા કરતો હતો. તેને રાજમદ એટલો બધો ચઢી ગયો હતો કે તે પોતાના માતૃપક્ષની કુળહીનતા ભૂલી જઈને મેવાડના શુદ્ધ રાજાઓના જેટલું સન્માન બળાત્કારે પ્રજા તરફથી પ્રાપ્ત કરવા લાગ્યો. એક વખતે ચંદ્રના એક તેજસ્વી વંશજે તેનું "દૂના" અર્થાત્ ઉચ્છિષ્ટ અન્ન ન ગ્રહણ કર્યું તેટલા માટે વનવીરે તેને ઘોર અપમાન કર્યુ હતું.

રાજાના ઉચ્છિષ્ટ પ્રસાદને "દૂના" (પડીયો–પ્રસાદીનો પડીયો) કહેવામાં આવે છે. આ પ્રસાદ પ્રાપ્ત કરવાને માટે સરદારો અને સામંતો પ્રાર્થના કરે છે. પરંતુ સર્વની આ કામના પૂર્ણ થતી નથી. રાણાજીની સાથે એક પંક્તિમાં બેસીને ભોજન કરવાનો જે સરદારોને અધિકાર હોય છે તેમનામાંના કોઇને કોઇ કોઇ વખત આ "દૂના" આપવામાં આવે છે. કોઇ ઉત્સવને પ્રસંગે અથવા કોઇ ઇતર પ્રસંગે રાણાજી પોતાના ભોજનગૃહમાં ઉચ્ચ દરજ્જાના સરદારોની સાથે ભોજન કરવા બેસે છે. આ વખતે સરદારો પોતપોતાની યોગ્યતા પ્રમાણે પંક્તિમાં બેસે છે. આ સમયે રાણાજી ગંભીરતા છોડીને સાદાઇથી પોતાના સરદારોની સાથે વાર્તાલાપ કરે છે. તે દિવસે જેનુ ભાગ્ય બળવાન હોય છે તેનેજ રાજપ્રસાદ મળે છે. રસોઇઆની સાથે આ "દૂના" જે સરદારને પસંદ કર્યો હોય તેની પાસે મોકલવામાં આવે છે. આ માણસ તરફ અન્ય સર્વ સરદારોની દૃષ્ટિ આકર્ષિત થાય છે અને તેને વારંવાર ધન્યવાદ આપવામાં આવે છે. આ દૂના પ્રાપ્ત કરવામાં રાજપુત રાજાઓ પણ પોતાની કૃતાર્થતા માને છે. એક વખતે મહારાજા માનસિંહને વીરશ્રેષ્ઠ રાણા પ્રતાપસિંહનું "દૂના" નહિ પ્રાપ્ત થવાથી મેવાડમાં જે મહા અનર્થ થયો હતો, તેનેજ મેવાડની શોચનીય દશાનુ કારણ માનવામા આવે છે.

શીતલસેની નામની એક દાસીના ઉદરે વનવીરનો જન્મ થયો હતો. આથી તેને મેવાડની પ્રાચીન પ્રણાલિ અનુસાર "પંચમ પુત્ર" કહેવામાં આવતો હતો. મહા સંકટમાં આવી પડવાથીજ મેવાડના સરદારોએ તેને રાજગાદી આપી હતી. પરંતુ તેથી શુ તેઓ તેનુ "દૂના" ગ્રહણ કરે? શું પૃથ્વીરાજનો દાસીપુત્ર મેવાડના ઉચ્ચ કુળના રાજાઓના જેટલું સન્માન પ્રાપ્ત કરી શકશે? વનવીરની ઇચ્છા તો એવીજ હતી, પરંતુ તેની તે ઇચ્છા કોણ પૂર્ણ કરે? એવો કોણ છે કે જે પોતાની કુળમર્યાદાને જલાંજલિ આપીને દાસીપુત્રનુ ઉચ્છિષ્ટ અન્ન ખાશે? પૂર્વોક્ત ચંદાવત સરદારને રાણાએ જ્યારે "દૂના" આપ્યું ત્યારે તેણે તેને પાછું ફેરવીને કહ્યું "બાપ્પા રાવલના શુદ્ધ વંશજના હાથથી આ "દૂના" મળત તો આ પ્રસાદને ગૌરવનો વિષય માનવામાં આવત, પરંતુ શીતલસેની દાસીના પુત્રના હાથથી તેને ગ્રહણ કરવું એ મહા ઘોર અપમાન શિવાય બીજું શું હોઇ શકે?" વસ્તુતઃ સરદારો ધીમે ધીમે વનવીરથી એટલા બધા અસંતુષ્ટ થઇ ગયા હતા કે તેઓ ઉદયસિંહનો રાજ્યાભિષેક કરવાને માટે કમલમેર દુર્ગ તરફ ચાલ્યા. આ લોકો અરવલ્લીના ગિરિમાર્ગ દ્વારા જતા હતા એવામાં પાંચસેં અશ્વો અને દશ સહસ્ર બળદો તેમને દ્રષ્ટિગોચર થયા. આ પશુઓની પીઠપર અતિ મૂલ્યવાન વસ્તુઓ લાદેલી હતી. એક સહસ્ર ધરવાલ રાજપુત્રો તેના રક્ષકો હતા. ગુપ્ત રીતે પૂછપરછ કરવાથી તેમને વિદિત થયું કે આ સર્વ મૂલ્યવાન વસ્તુઓ વનવીરની કન્યાની પહેરામણીમાં કચ્છ દેશથી આવતી હતી. આ વર્તમાન સાંભળી સરદારોના આનંદનો પાર રહ્યો નહિ. સિંહ મૃગસમૂહ ઉપર તૂટી પડે છે તે પ્રમાણે તેઓ શીઘ્રતાથી ઉક્ત ધરવાલ રાજપુતોના ઉપર તૂટી પડયા. સર્વ રક્ષકો માર્યા ગયા. મેવાડના સરદારો ઉક્ત

સર્વ વસ્તુઓ લૂંટીને પ્રસન્ન મનથી ઉદયસિંહની પાસે આવ્યા. લૂટેલી આ સર્વ સામગ્રી શ્રેષ્ઠ કાર્યમાં ઉપયોગમાં આવી. ઝાલોરના સોનગરા સરદારની કન્યા સાથે ઉદયસિંહનો વિવાહ થયો, તે પ્રસંગે આ સર્વ સામગ્રી ઠીક ઉપયોગના આવી ગઈ. જો કે વીરવર હમીરની આજ્ઞાનું ઉલ્લંઘન થયુ હતું તોપણ મેવાડનું એક મહાકાર્ય સિદ્ધ થયુ. જે માલવદેવે ગિહ્લોત કુળમાં કલંક લગાડયુ હતું તેનાજ વંશજે આજે રાષ્ટ્રાપહારક સીસોદીઆ વનવીરના ગ્રાસમાંથી મેવાડનો ઉદ્ધાર કરીને તે કલંક દૂર કર્યું. ઝાલોર પ્રદેશમાં 'બલ્હિ' નામક સ્થાન છે ત્યા આ શુભ વિવાહ થયો. આ પ્રસંગે માત્ર બે સામંતો શિવાય રાજસ્થાનના સર્વ સામંતો હાજર થયા હતા અને તેમણે વિવિધ પ્રકારની ભેટો પણ મોકલી હતી. જે બે સરદારો આ શુભ પ્રસંગે આવ્યા નહોતા તેમાના એકનુ નામ માલોજી હતું અને બીજો સોલંકી કુળમાં જન્મ્યો હતો, બીજાનુ નામ ઈતિહાસમા લખવામા આવ્યુ નથી. જે વિવાહમાં રાજસ્થાનના સમસ્ત મોટા મોટા સરદારો આવ્યા હતા તેમાં આ બે સરદારો કેમ નહિ આવ્યા? અવશ્ય આમાં કાંઈ ભેદ હશે. તેમણે આ રીતે રાણાનુ અપમાન કર્યું એટલા માટે સરદારોએ તેમનાપર આક્રમણ કર્યું. પોતાની રક્ષાનો કાંઇ ઉપાય નહિ જડવાથી તેઓ વનવીરને શરણે ગયા. વનવીર ઉક્ત ઉભય સરદારોની રક્ષા કરવાને માટે પોતાની સેના લઇને ગયો, પરંતુ તે અભાગી સરદારોની રક્ષા થઇ શકી નહિ. માલોજી માર્યો ગયો અને સોલંકી બીજો કોઈ ઉપાય નહિ જોઇને ઉદયસિંહને તાબે થયો. ધીમે ધીમે વનવીરનુ બળ ઘટતું ગયું. તેના સહાયકો ઓછા થતા ગયા. બન્ધુઓ, ઇષ્ટમિત્રો સર્વ તેને છોડી ગયા, તેનું ભાગ્યાકાશ ધીમે ધીમે ઘનઘોર વાદળથી આવૃત્ત થઈ ગયુ તથાપિ જીવનદાયિની આશા તૂટી નહિ. ઉદયસિંહની સર્વ તૈયારીઓ અને યોજનાઓને નિષ્ફળ કરવાને માટે વનવીર રાજધાનીમાં અડગ રહ્યો. પરંતુ તેને અંતે સંપૂર્ણ નિષ્ફળતા મળી. મંત્રીએ નવી સેનાનો સગ્રહ કરવાનુ બહાનું કાઢીને રાજકુમારના એક હજાર યોદ્ધાઓને દુર્ગમાં બોલાવી લીધા. દુર્ગમાં પ્રવેશ કરતાંની સાથે તેમણે દ્વારપાલોપર આક્રમણ કર્યું અને તેમનો વધ કરીને કિલ્લાના શિખરપર ઉદયસિંહની વિજય વૈજયંતી ફરકાવી દીધી. શીઘ્ર દૂત અને નગરવાસી લોકો વારંવાર ઉદયસિંહની જય પોકારવા લાગ્યા; પરંતુ કોઇએ વનવીર પર અત્યાચાર કર્યો નહિ. તે પોતાની પુષ્કળ સંપત્તિ અને પરિવારને લઇને નિર્વિઘ્નતાપૂર્વક કિલ્લામાંથી નીકળી ગયો અને દક્ષિણ દેશમાં જઈ વસ્યો. વખત જતાં તેના વંશજો નાગપુરના ભોંસલે કહેવાયા.

સંવત્ ૧૫૯૭ (ઇ. સ. ૧૫૪૧-૪૨)માં મેવાડના સરદારોએ ઉદયસિંહને ચિત્તોડના સિંહાસનપર બેસાડ્યા. તેમના અભિષેક પ્રસંગે સમસ્ત પ્રજાને અપૂર્વ આનંદ થયો. ઘેરેઘેર નૃત્ય અને ગાયન થવા લાગ્યાં. કમલમેરના+ જે શાંતિમય શૈલશિખરપર ઉદયસિંહની બાલ્યાવસ્થા શુભ રીતે વ્યતીત થઈ હતી ત્યાંથી વિદાય લઇને હવે તેઓ પોતાની રાજધાનીમાં આવ્યા. કુંભમેરની કોકિલ કંઠવાળી રાજપુત બાળાઓએ મધુર સ્વરથી ગીતો ગાઈ ત્યાંથી રાજકુમારને વિદાય આપી, અને ચિત્તોડમાં સ્તુતિ કરનારા ભટ્ટ કવિગણો તથા બંદીજનોએ મનોહર કાવ્યોથી તેમનો આદરસત્કાર કર્યો. આ મહોત્સવપ્રસંગે જે ગીતો ગાવામાં આવ્યાં હતાં તે આજ પર્યંત સાંભળવામાં આવે છે. આજે પણ ભગવતી ઇશાનીના વાર્ષિકોત્સવપ્રસંગે રાજપુત બાળાઓ એકત્રિત થઇને આ ગીતો ગાય છે; પરંતુ વીરવર સંગ્રામના શોચનીય પરાજયની સાથે જે નિશા ભારતવર્ષમાં આવી હતી તે અદ્યાપિ સમાપ્ત થઈ નહોતી. રાણા રત્નસિંહનું અવિચાર સાહસ, વિક્રમાજીતની મૂર્ખતા અને વનવીરની અયોગ્યતાથી આ રાત્રિ અધિક અંધકારમય થઈ ગઇ. અંતે ઉદયસિંહે પોતાની કાયરતાથી અંધકારની પરાકાષ્ઠા કરી. આ મેવાડને એક મોટું કલંક થયું. એથી મેવાડનો એક પ્રાચીન નિયમ તૂટી ગયો. મેવાડમાં અનેક રાજાઓ થયા, પરંતુ અત્યાર પર્યંત કદિ પણ ચિત્તોડનું સિંહાસન સૂનું થયું નહોતું. એક વર્ણસંકરની પછી એક કાયર પુરૂષ મેવાડની ગાદીપર બેઠો હોય એવું અત્યાર સુધી કદિ બન્યું નહોતું, પરંતુ આજે તેજ વખત આવી પહોંચ્યો હતો. ઉદયસિંહ કાપુરુષ હતો. મેવાડના સિંહાસનપર બેસવાની તેની યોગ્યતા નહોતી. જો રાણા રત્ન અને વિક્રમાજીતના દુર્ગુણોની રાણા ઉદયસિંહની કાપુરુષતા સાથે તુલના કરવામાં આવે તો તેમના દુર્ગુણો ઉદયસિંહની કાયરતા આગળ સદ્ગુણોજ માની શકાય. ઉદયસિંહની અયોગ્યતાને લીધે મેવાડનું

+ એને કુંભલમેર પણ કહેવામા આવે છે.

જાતીય જીવન સદાને માટે નષ્ટ થઈ ગયુ. અત્યાર સુધી જે મેવાડને અજીત માનવામાં આવતું હતું તેના દરવાજા હવે શત્રુઓને માટે સર્વથા ખુલ્લા થઈ ગયા.

મહા કવિ ચંદે કહ્યું છે કે "સ્ત્રી અથવા બાળક જે દેશમાં સિંહાસનારૂઢ થાય છે તે દેશ વિપત્તિના પંજામાં સપડાય છે. પરંતુ અભાગિની મેવાડભૂમિને તો દુર્ભાગ્યવશાત્ આ ઉભય અનિષ્ટકારક વ્યક્તિઓ એક સાથે પ્રાપ્ત થઇ હતી. આથી તે ભૂમિમાં સર્વત્ર અમંગળ દૃષ્ટિગોચર થવા લાગ્યું. જે સાહસ અને જે પ્રચંડ પ્રતાપ ગિહ્‌લોત કુળના પ્રધાન ગુણો છે તેનો એક પરમાણુ પણ ઉદયસિંહમાં નહોતો. ઉદયસિંહ રાત્રિ દિવસ વિલાસ અને પ્રમાદને વશ રહેતો હતો. જો તે હૂમાયુના સમયમાં અથવા પઠાણોના રાષ્ટ્રવિપ્લવ કાળમાં આ પ્રકારે પોતાનું જીવન વ્યતીત કરત તો મેવાડને કાંઈ હાનિ થાત નહિ, પરંતુ સમસ્ત મેવાડના દુર્ભાગ્યથી તેમ બન્યુ નહિ. જે વર્ષમાં ઉદયસિંહના અભિષેકજન્ય આનંદધ્વનિથી કમલમેરના મહાલયો ગુંજી ઉઠયા હતા તેજ વર્ષમાં મેવાડના ઉચ્ચ પર્વતશૃંગોપર રાજલક્ષ્મીનો ઘોર વિલાપ સંભળાયો. આ વિલાપથી રાજપુતદર્પહારી અકબરનું નામ સમસ્ત ભારતવર્ષમાં સુપ્રસિદ્ધ થઇ ગયું. તેથી સમસ્ત ભારતવર્ષ કંપાયમાન થઇ ગયો. મેવાડનાં પ્રત્યેક ઘરમાંથી હાય હાય અને રોદનધ્વનિ સંભળાવા લાગ્યો. દીર્ઘ કાળ પર્યંત આ રોદનધ્વનિ બંધ પડયો નહિ. અકબરે પ્રચંડ ધૂમકેતુની પેઠે વધીને સમગ્ર ભારતવર્ષને જે કઠોર જંજીરથી બાંધી લીધો તે જંજીર દીર્ઘ કાળ પર્યંત તૂટી શકી નહિ. મેવાડ અકબરના અધિકારમાં આવવાથી ત્યાંના હિંદુઓને ભીષણ અત્યાચાર સહન કરવા પડયા—તે દેશનો નાશ થઇ ગયો. આ શોચનીય વિધ્વંસ થયા પછી ભારતવર્ષમાં પુનઃ ઉઠવાની શક્તિ રહી નહિ. જો કે કાળના સર્વસંહારક કરાલ હસ્તપ્રહારથી તે જંજિર આજે અતિ નિર્બળ બની ગઇ છે, તોપણ તેનાં ઘોર સંઘર્ષણથી હિંદુ જાતિના અંગમાં અગણિત ઘાવો થયા છે. આ ઘાવો રૂઝાયા નથી, પરંતુ ત્વચાને ભેદીને હૃદયસ્થાન પર્યંત ઉંડા ઉતરી ગયા છે. શું આ રૂધિરમય ઘાવોને રૂઝાવી નાંખી આરોગ્ય પ્રાપ્ત કરી ભવિષ્યમાં કોઇ વખત ભારતસંતાનો, આનંદથી વિહાર કરશે? ભારતસંતાનોના ભાવી ભાગ્યમાં શું લખ્યુ છે તે શી રીતે કહી શકાય? જે જાતિ દીર્ઘ કાળ પર્યંત ગૌરવ અને સ્વાધીનતા ભોગવીને એકવાર દુર્દશાને પ્રાપ્ત થાય છે તે શું પુનઃ જાગૃત થઇ શકે છે? જે પવિત્ર વીર્યાગ્નિના પ્રભાવથી રાજપુતોએ ચિત્તોડના કિલ્લાની અને ગ્રીકોએ થર્માપ્લીના ગિરિમાર્ગની રક્ષા કરી હતી તે વીર્યાગ્નિ શું પુનઃ તેમના દાસત્વપીડિત નિર્જીવ હૃદયમાં પ્રચંડ જ્વાળા સાથે પ્રદીપ્ત થઇ ઉઠશે? એ વિષે કાંઇ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. એનો યોગ્ય ઉત્તર માત્ર ઇતિહાસજ આપશે.

ભારતવર્ષની વિશાળ મરૂભૂમિના મધ્ય ભાગમાં આવેલા એક વૃક્ષકુંજમાં અમરકોટ નગર વસેલું છે. સિકંદરે જેને પ્રાચીન શક+ લોકોનુ મૂળ સ્થાન કહ્યું છે તેજ આ અમરકોટ છે. આજ સ્થળે અકબરનો જન્મ ઇ. સ. ૧૫૪૨ માં થયો હતો. અકબરના જન્મ વખતે હૂમાયુ દુર્દશાની પરાકાષ્ઠાએ પહોંચી ગયો હતો. તે તે સમયે રાજ્ય છોડીને ઇતસ્તતઃ ભ્રમણ કરતો હતો. તેને પુનઃ રાજ્ય પ્રાપ્ત કરવાની લેશ પણ આશા નહોતી. તખ્તપર બેસતાની સાથેજ તેને ઝગડામાં ઉતરવું પડયુ. બરાબર દશ વર્ષ પર્યંત તેને પોતાના બંધુઓની સાથે ઘોર ઝઘડા કરવા પડયા. તેના સર્વ બંધુઓ પૃથક્ પૃથક્ રાજ્યના સ્વામિ હતા, પરંતુ તેથી પણ તેઓ સંતુષ્ટ થયા નહિ. તેમણે દુરાકાંક્ષાને વશ થઇ પોતાના જ્યેષ્ઠ બંધુ હુમાયુના હાથમાંથી દિલ્લીનુ તખ્ત ખુંચાવી લેવાનો પ્રયાસ કરવા માંડયો. પરંતુ આ દુરભિલાષાનું ફળ તેમને શીઘ્ર મળ્યું. પઠાન વીર શેરશાહે પ્રચંડ બળથી આવીને સર્વનું દમન કર્યું અને મુગલોનું સિંહાસન ઝુંટવી લઇને તે પર પઠાણોનો અધિકાર સ્થાપિત કર્યો.

જે દિવસે કનોજના યુદ્ધમાં ભારતનો રાજમુકુટ હૂમાયુના મસ્તકપરથી પતિત થયો તે દિવસથી તેના પર ભયંકર વિપત્તિઓનો આરંભ થયો. શત્રુઓ તેની પાછળ પડી તેને વારંવાર સતાવવા લાગ્યા. હૂમાયુને ક્યાંય પણ વિશ્રાંતિ મળી નહિ. તે નાશીને જ્યાં જ્યાં જતો હતો ત્યાં ત્યાં શત્રુઓ તેની પૂંઠે પડીને તેને સતાવતા હતા. યમુનાના કિનારા પર વસેલા સુંદર આગ્રા નગરને છોડીને હૂમાયુ લાહોર ગયો ત્યાં

+ પરમાર કુલની શાખાના સોઢા લોકોનું પણ આજ નામ છે.

પણ તેને વિશ્રામ મળ્યો નહિ. ભીષણ શત્રુઓ ત્યાં પણ તેની પૂંઠે ગયા. અને નિરૂપાય થઇ પોતાના કેટલાક વિશ્વાસુ નોકરોને તથા પોતાના પરિવારને લઇ તે સિંધના રાજ્યમાં ગયો. માર્ગમાં તેનાપર અત્યંત કષ્ટ પડયુ. અનાહાર રહેવાથી તથા કઠોર પરિશ્રમ કરવાથી હૂમાયુ અત્યંત વ્યાકુળ થયો. દૂરના દેશમાં તેને કોઇએ પણ આશ્રય આપ્યો નહિ. હિંદુ રાજાઓએ તેને એકાદ બે દિવસ પર્યંત પોતાને ત્યાં રાખ્યો, પરંતુ પાછળથી તેને કાઢી મૂકયો. ધીમે ધીમે હૂમાયુની વિપત્તિઓ ઘણી વધી પડી. તથાપિ તે નિરૂત્સાહ થયો નહિ. તેણે ઈશ્વર પર શ્રદ્ધા રાખીને મુલતાનથી સમુદ્રતટ પર્યંતના સિંધુ નદીના કિનારાપર આવેલા સર્વ કિલ્લાઓ હસ્તગત કરવાની ચેષ્ટા કરી, પરંતુ તેનો સર્વ પરિશ્રમ વૃથા ગયો. શનિગ્રહની વિશ્વદાહી વિદ્વેષાગ્નિમાં તેનો સર્વ યત્ન અને સમસ્ત ઉત્સાહ ભસ્મ થઇ ગયો. વળી તેના પર એક વધુ ભીષણ વિપત્તિ આવી પડી. તેના કેટાલાક સૈનિકો અને સરદારોએ તેની સામે વિદ્રોહ કર્યો. ત્યારે તો હૂમાયુને ચારે તરફ અંધકાર દેખાવા લાગ્યો. જે લોકો આટલા દિવસ સુધી કષ્ટ ભોગવીને પાદશાહની સાથે રહ્યા હતા તથા જેમણે સદા તેની આજ્ઞા પાળી હતી તેને વિદ્રોહી થયેલા જોઇને હૂમાયુને અત્યંત દુઃખ થયું. વિદ્રોહી થયેલા માણસોએ આગળ જવાની ના પાડી. નિરૂપાયે તેમને ત્યાંજ છોડીને ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખીને તે આગળ ચાલ્યો. વિદ્રોહી લોકો પોતપોતાની ઇચ્છા અનુસાર વિધવિધ સ્થળે ચાલ્યા ગયા. કેટલાક તો ક્ષુધા તૃષા અને પ્રવાસપરિશ્રમથી વ્યથિત થઇને માર્ગમાંજ મરી ગયા. અને કેટલાકોએ હિંદુ રાજાઓ પાસે જઇને તેમની નોકરી સ્વીકારી. પરંતુ હૂમાયુનું શું થયું? એક સમયે જે સમસ્ત ભારતવર્ષનો અધીશ્વર હતો, એક સમયે અગણિત નરનારીઓનુ ભાગ્યસૂત્ર જેના હસ્તમાં હતું તેજ માણસ આજે પોતાના જીવનનું રક્ષણ કરવાને માટે અનાથની પેઠે દ્વારે દ્વારે અથડાવા લાગ્યો. ધન્ય છે! વિધાતા તારાં કૂટ વિધાનને ધન્ય છે! તારા કુટિલ લેખ અનુસાર આજે સમસ્ત હિંદુસ્થાનનો પાદશાહ માર્યો માર્યો ફરે છે!



હૂમાયુ.

જ્યારે લેશ પણ આશા ન રહી ત્યારે હૂમાયુએ જેસલમીર અને જોધપુરના મહારાજાઓને પોતાને આશ્રય આપવાની પ્રાર્થના કરી; પરતુ શોકની વાત છે કે આ ઉભય રાજાઓમાથી એકે પણ હૂમાયુની પ્રાર્થના પર લક્ષ્ય આપ્યું નહિ. આશ્રય આપવો તો દૂર રહ્યો, પરંતુ જોધપુરના ક્રૂર રાજા માલદેવે આ વિપત્તિકાળમાં હૂમાયુને કેદ કરવાની ચેષ્ટા કરી હતી. આ વાત ક્યાં સુધી સત્ય છે તે અમે કહી શકતા નથી. કારણ કે મહાગ્રંથોમાં એ વિષે કાંઈ ઉલ્લેખ નથી. માત્ર તવારીખ ફરિસ્તામાંજ એ વિષે વિસ્તૃત વર્ણન ઉપલબ્ધ થાય છે. અસ્તુ. ગમે તેમ હો. બુદ્ધિવાન હૂમાયુએ પોતાના અદ્દભુત ચાતુર્યથી ઉક્ત હિંદુ રાજાની કપટજાળ ભેદી ભયંકર મારવાડની ભૂમિમાં પ્રવેશ કર્યો. અહીંઆં તો તેનાં સંકટની પરાકાષ્ઠા થઇ. તેની સુકુમાર પત્ની પણ અત્યંત પીડિત થવા લાગી. જો તેને એકલાનેજ કષ્ટ સહન કરવું પડતું હોત તો તે લેશ પણ ગભરાત નહિ, કારણ કે તેણે પોતાના પિતાની પાસે રહી કષ્ટ સહન કરવાનો અભ્યાસ કર્યો હતો. પરંતુ સુકુમાર લલનાપર આપત્તિ આવી પડ્યાથી તે તેનાથી સહન થઇ શકી નહિ. જેને તે પ્રાણ કરતાં પણ અધિક ચાહતો હતો, જેણે પૂર્વે કદિ સૂર્ય ભગવાનનું કિરણ પણ જોયું નહોતું, જેની આગળ સદા પાણી માગવાથી દૂધ આવી પડતું હતું, તેજ કોમલાંગી બેગમને દુર્ભાગ્યવશાત્ આજે તપ્ત રેતીપર ઉઘાડે પગે ચાલવું પડયું હતું, તેનેજ આજે ભયંકર કષ્ટ સહન કરવું પડયું હતું. બેગમની આ દશા જોઈ કોનું હૃદય વિદીર્ણ નહિ થઈ જાય? હૂમાયુની આ સ્થિતિ જોઇ કોણ અશ્રુબિંદુ નહિ પાડે? જો હૂમાયુએ આ સમયે ધૈર્યનો ત્યાગ કર્યો હોત તો મારવાડમાંજ પરિવાર સહિત તેનો નાશ થઈ ગયો હોત, પરંતુ તેનામાં ધીરતા આદિ વીરોચિત ગુણો વિદ્યમાન હતા, તેથીજ મોટાં મોટાં સંકટોમાંથી તે મુક્ત થયો હતો.

હુમાયુના ગુણો જ્યારે આપણે સંભારીએ છીએ ત્યારે આપણુને તેની વિપત્તિ જોઇને અધિક દુઃખ થાય છે. તવારિખ ફરિસ્તામાં આ શોચનીય દુર્દશાનું જળ હળતું+ ચિત્ર આલેખવામાં આવ્યુ છે. આ તવારિખમાં એવો ઉલ્લેખ છે કે મોગલવીર હુમાયુની અત્યંત કષ્ટમય સ્થિતિ જોઇને અમરકોટના સોદા-રાજને પરમ દુઃખ થયું અને તેણે તેને આદરપૂર્વક આશ્રય આપ્યો.

આ અમરકોટનાં વૃક્ષકુંજમાં મોગલકુલતિલક અકબરનો જન્મ થયો. અકબરનો જન્મ થયા પછી થોડા દિવસમાં હુમાયુ સોદારાજનો આશ્રય છોડી ઇરાનમાં ચાલ્યો ગયો. એમ કહેવાય છે કે હુમાયુને જ્યોતિષ વિદ્યા ઉત્તમ પ્રકારે આવડતી હતી. કોઇ જ્યોતિષી પણ તેના જેવું જ્યોતિષ જોઇ શકતો નહોતો. પરંતુ શોકની વાત એટલીજ છે કે તેણે તે શાસ્ત્રના જ્ઞાનનો પોતાના કોઇ કામમા ઉપયોગ કર્યો નહિ. જો તેણે તે વિદ્યાનો પોતાનાં કામમા ઉપયોગ કર્યો હોત, જો તેણે આ વિદ્યાની સાહા-য્যથી પોતાના ભાવીના પડદામાં પ્રવેશ કર્યો હોત, તો જે ઘટનાએ તેના સૌભાગ્યાકાશને આવૃત્ત કર્યું હતું તે શીઘ્ર ઉડી જાત અને તેને કદિપણ ઇરાન તરફ જવું પડયુ ન હોત.

+ હુમાયુ અર્ધી રાત્રે અશ્વારૂઢ થઇને અમરકોટ તરફ નાઠો. આ અમરકોટ ઠાટા (ઠઠ્ઠા) નગરીથી સો કોશ દૂર છે. ઘણે દૂર સુધી પ્રવાસ કરવાથી અત્યત દુઃખિત થઇને પાદશાહનો અશ્વ તો માર્ગમાં જ મરણ પામ્યો. ત્યારે હુમાયુએ પોતાની દરબારના તુર્દીબેગ નામના એક સભાસદની પાસે તેનો અશ્વ માગ્યો. પરતુ તે વખતે હુમાયુનુ માન એટલુ ઘટી ગયુ હતું કે ઉક્ત અમીરે પાદશાહની આજ્ઞાનો અનાદર કર્યો. તેનાં કઠોર હૃદયમા લેશપણ દયા ઉત્પન્ન થઈ નહિ. આ તરફ શત્રુઓ હુમાયુની અત્યંત નિકટ આવી પહોચ્યા. હવે પોતાની રક્ષાનો બીજો કોઈ ઉપાય નહિ જડવાથી પાદશાહ ઊંટપર આરૂઢ થયો. એવામા “ નાદિમ કોકા ” નામના એક માણુસે પોતાની વૃદ્ધ માતાને અશ્વપરથી ઉતારી મૂકીને તે અશ્વ હુમાયુને આપી દીધો. તેણે પોતાની માતાને ઊંટપર આરૂઢ કરી અને તે પોતે પગેજ ચાલવા લાગ્યો “ માર્ગ અત્યંત ભયંકર અને રેતાળ હતો. પાણીનુ નામ નહોતું, તૃષાથી સિપાઇઓને દારૂણ કષ્ટ થવા લાગ્યુ, કેટલાક સિપાઇઓ બેહોશ થઈ ગયા અને કેટલાક મરણ પામ્યા. ચારે તરફ હાહાકાર પ્રવર્તી રહ્યો. પ્રત્યેક દિશામાંથી તૃષાને લીધે આર્તનાદ અને રોદન સભળાવા લાગ્યુ. એટલામા શોક અને દુઃખમાં વૃદ્ધિ કરનારા સમાચાર મળ્યા, અર્થાત્ શત્રુઓ અત્યત નિકટ આવી પહોંચ્યા છે એવા વર્તમાન મળ્યા. આ વર્તમાન પ્રાપ્ત થતાં હુમાયુ લેશપણ ગભરાયા વિના ઉત્સાહપૂર્વક પોકારી ઉઠયો “ જેનામાં લડવાની શક્તિ હોય તે અહીંઆં રહો અને બીજાઓ, શેષ સર્વ સામાન તથા ઓરતોને લઇને આગળ ચાલો.” પરંતુ શત્રુઓના આગમનનાં કાંઈ ચિન્હો જણાયાં નહિ, તેથી પાદશાહ સર્વ માણુસોને પોતાની સાથે લઇને આગળ ચાલવા લાગ્યો. આ વિપત્તિના સમયમાં અંધકારમયી રાત્રિ કાલસ્વરૂપ ધારણ કરીને જગત્માં આવી પહોંચી. એટલો બધો અંધકાર છવાઈ ગયો કે હુમાયુના જે માણુસો પાછળ રહી ગયા હતા તેઓ રસ્તો ચૂકીને ભટકવા લાગ્યા. પ્રભાત થતાંજ તેમને શત્રુઓએ ઘેરી લીધા. તેમાં શેખઅલી નામનો એક સાહસિક માણુસ હતો. શેખઅલીએ કેવળ વીસ માણુસોની સાહાયથી શત્રુઓની ગતિ રોકવાની પ્રતિજ્ઞા કરી અને “ જાંબાજીકા દાવા ” એવો પોકાર કરીને શત્રુઓની સામે થયો. તેણે કેવળ એકજ તીર મારીને શત્રુઓના સેનાપતિને ભૂમિપર તોડી પાડયો. પોતાના સરદારને નીચે પડેલો જોઈ શત્રુઓ છિન્ન ભિન્ન થઇ ગયા. વિજયી મોગલોએ દુશ્મનોની પાછળ પડી તેમના અશ્વો અને ઊંટો છીનવી લીધાં. પછી તેઓ પોતાને માર્ગે ચાલવા લાગ્યા. તેઓ થોડે દૂર ગયા એટલે તેમણે હુમાયુને એક કૂવાપર બેઠેલો દીઠો. ઘણી તપાસ કર્યા પછી હુમાયુને આ કૂપ જડયો હતો. શેખઅલી હુમાયુને જોઇને પરમ પ્રસન્ન થયો અને તેને પોતાનુ સમગ્ર વૃત્તાંત આદ્યોપાંત કહી સંભળાવ્યું.

“ બીજે દિવસે એ કૂપને છોડી હુમાયુ પોતાની સેના સહિત અમરકોટ તરફ ચાલ્યો. પરંતુ માર્ગમાં બે દિવસ સુધી કોઇ જલાશય નહિ મળવાથી તેમને પહેલાં કરતાં બમણુ કષ્ટ પડયુ. ત્રીજે દિવસે પુનઃ એક કૂવો પ્રાપ્ત થયો. પરતુ તે એટલો ઉંડો હતો કે પાણી ભરતાં બહુ વાર લાગતી હતી. તેમની પાસે આ વખતે માત્ર એકજ ડોલ હતી, તેથી ઢોલ વગાડીને તત્કાળ એવી સૂચના આપવામાં આવી કે સર્વ માણુસોને નંબરવાર પાણી પાવામાં આવશે. પરંતુ આ સૂચનાને સાંભળે કોણુ ? સર્વ

પોતાના પિતાની પાસે રહીને હૂમાયુએ વિપત્તિના વિદ્યાલયમાં સંસારનીતિનું જે શિક્ષણ લીધું હતું તેજ શિક્ષણ આ વખતે અકબરને પણ તેણે આપવા માંડયું. ભાગ્યચક્રનાં અપરિહાર્ય પરિવર્તનથી પદચ્યુત થઇને હૂમાયુ દીર્ઘ કાળ પર્યંત કોઈ પણ એક સ્થળે સ્થિર રહી શક્યો નહિ. ભારતવર્ષથી ઉડાંતરી કર્યા પછી બરાબર બાર વર્ષ પર્યંત તે પ્રથક્ પ્રથક્ દેશોમાં ભ્રમણ કરતો રહ્યો. કોઇ વખત તે ઇરાનની રાજસભામાં, તો કોઈ વખત પોતાના પૂર્વજોના પ્રાચીન રાજ્યમાં; કદિ કંદહારના પહાડી પ્રદેશમાં, તો કદિ કાશ્મીરના ઉચ્ચ ગિરિમાર્ગોમાં તે દ્રષ્ટિગોચર થતો. ભાગ્યની કઠોર આજ્ઞા માની ધીર અને અડગ મનથી તે ઇતસ્તતઃ ભ્રમણ કર્યા કરતો હતો. આ બાર વર્ષ દરમ્યાન ભારતના સિંહાસનને માટે પઠાણોમાં ઘોર ઝઘડો ચાલ્યો. ક્રમશઃ ૭ પઠાણ પાદશાહો અલ્પ સમય પર્યંત રાજ્ય કરીને ઇહિ લોકથી વિદાય થઈ ગયા. આ સમયમાં ઉત્તરાધિકારની પ્રાચીન વિધિ સંપૂર્ણ રીતે પલટાઈ ગઈ. જેનું બળ અધિક હોય તે સિંહાસનપર બેસે એવી પ્રથા ચાલી. 'જેની લાઠી તેની ભેંસ' અને 'બળીઆના બે ભાગ' એ વદંતી પૂર્ણ રીતે ચરિતાર્થ થઈ. જે સમયે વીરવર હૂમાયુ કાશ્મીરની નિકટ પહોંચ્યો તે સમયે સિકંદર દિલ્લીનાં સિંહાસનપર બેસીને પોતાના બંધુઓની સાથે ઝઘડો કર્યા કરતો હતો. સિકંદરને ગૃહકલહમાં પડેલો જોઇને હૂમાયુએ ધાર્યું કે આપણું કાર્ય સિદ્ધ કરવાની આ ઉત્તમ સંધિ છે. ગૃહકલહથી સિકંદરને નિર્બળ થયેલો જોઇને તત્કાળ હૂમાયુ સિંધુ નદી ઉતરીને આવ્યો અને તેની સામે તેણે બાથ ભીડી. તેની રણતુરીના પ્રચંડ ઘોષથી હતભાગી પઠાણ પાદશાહનાં જ્ઞાનનેત્રો ખુલી ગયાં; તે સારી પેઠે સમજી ગયો કે અનર્થકારી ગૃહકલહજ આ વિપત્તિનું કારણ છે. હૂમાયુના આગમનથી પાદશાહ હતાશ થયો નહિ, પરંતુ તેણે પોતાના શત્રુની ગતિ રોકવાને માટે પ્રચંડ સેના એકત્રિત કરી અને તેની સામે થયો. સરહિંદ નામક સ્થાન આગળ ઉભય સૈન્યો વચ્ચે દારુણ યુદ્ધ થયું. આ યુદ્ધમાં હૂમાયુએ પોતાના તરુણ પુત્ર અકબરને સેનાપતિ બનાવ્યો હતો. એક તરફ સમુદ્ર સમાન પઠાણ સેનાનો ગંભીર નાદ અને બીજી તરફ સમરવિશારદ મોગલવીરોનો અદ્ભુત રણરંગ! તરુણ વીર અકબરની તેજસ્વિતાથી ધીમે ધીમે સમરભૂમિ અત્યંત ભયંકર બની ગઇ. અકબર આ સમયે કેવળ

---

માણસો તૃષાથી વ્યાકુલ બની ગયા હતા. સર્વ માણસો પોતેજ પ્રથમ જળ પીવા માગતા હતા. જ્યાં કૂવામાંથી ડોલ બહાર નીકળતી કે તરતજ દશ બાર માણસો તેના પર ટૂટી પડતા અને પાણી ખલાસ કરી નાંખતા; એટલામાં ડોલનું દોરડું ટૂટી ગયું અને કેટલાક માણસો તેની સાથે જ કૂવામાં પડીને મરણ પામ્યા. આ ભયંકર દુર્ઘટના બનવાથી સર્વત્ર હાહાકાર પ્રસરી રહ્યો, સર્વ માણસો અત્યંત શોકથી રોદન કરવા લાગ્યા. કેટલાક માણસો પોતાની જીભ બહાર કાઢીને તપ્ત રેતીનાં મેદાનમાં આળોટવા લાગ્યા. કેટલાક માણસો ઉન્મત્ત થઇ જઇ કૂવામાં પડીને મરણ પામ્યા. આ હૃદયવિદારક દ્રશ્ય જોઇને હૂમાયુને કેટલું કષ્ટ થયું હશે?

તત્પશ્ચાત્ બીજે દિવસે તેમને એક બીજું જલાશય પ્રાપ્ત થયું. દુર્ભાગ્યવશાત્ આથી તેમના દુઃખમાં વૃદ્ધિ થઇ. અનેક દિવસોથી ઊંટ પ્રવાસ કરતાં હતાં અને તેમને ઘણા દિવસથી પાણીનું એક બુંદ પણ પ્રાપ્ત થયું નહોતું. આ વખતે નિકટ જલાશય જોઇને તેઓ સર્વ તેમાં કુદી પડયાં અને એટલું પાણી પી ગયાં કે તત્કાળ સર્વ મરણ પામ્યાં. ઊંટને મરતાં જોઇને કોઇ માણસ ગભરાયા નહિ. તેમણે ઇચ્છાનુસાર પાણી પીધું. પરંતુ થોડીવારમાં અકસ્માત્ તેમના ઉદરમાં ભયંકર પીડા થવા લાગી અને જોતજોતામાં અર્ધા કલાકમાં અનેક માણસો ત્યાં આગળ પરલોકવાસી થઈ ગયા.

આ શોચનીય વિપત્તિમાંથી શેષ રહેલા વિશ્વાસુ સેવકોને પોતાની સાથે લઇને શોકાકુલ હૂમાયુ અમરકોટ નગરમાં ગયો. અમરકોટનો રાજા અત્યંત દયાળુ હતો. તેણે અતિ આદરસહિત હૂમાયુને પોતાની પાસે રાખ્યો અને સર્વેનું દુઃખ નિવૃત્ત કરવાને યત્ન કરવા લાગ્યો.

હીજરી સન ૯૪૯ રજ્જબ માસના રવિવારને દીવસે હમીદા બેગમને ઉદરે રાજકુમાર અકબરનો જન્મ થયો. પુત્રનું મુખકમળ જોઇને હૂમાયુનું સમસ્ત દુઃખ દૂર થઈ ગયું. તેણે પરમ કૃપાળુ પરમેશ્વરનો પાડ માન્યો અને અમરકોટના રાજાના શરણમાં પોતાના પરિવારને મૂકીને તેનીજ સેના લઇને વિકારની સાથે યુદ્ધ કરવાને ચાલ્યો. Dow's Ferishta.

હતું. કાલ્પી, ચન્દેરી, કાલિંજર, સમસ્ત બુંદેલખંડ અને માલવા આ દેશો થોડા સમયમાંજ તેના હાથમાં આવી ગયા. અઢાર વર્ષનો તરુણ યુવક પોતાના વિશાળ રાજ્યનું શાસન ઉત્તમ પ્રકારે કરવા લાગ્યો.

આ વિશાળ ભારત સામ્રાજ્યપર અધિકાર સ્થાપિત કર્યા પશ્ચાત્ થોડાજ વખતમાં શહેનશાહ અકબરે રાજપુતોની વિરુદ્ધ યુદ્ધઘોષણા કરી અને તે સૌથી પહેલાં મારવાડ રાજ્યની તરફ પોતાની સેના લઇને ગયો. જે સમયે હુમાયુને તેના દુર્ભાગ્યે ઘેરી લીધો હતો અને જે સમયે તેનાપર વિપત્તિ ઉપર વિપત્તિ આવી પડી હતી તે સમયે દુષ્ટ માલદેવે તેને કારાગૃહમાં નાંખવાનો પ્રયત્ન કર્યો હતો. કદાચ અકબરે પોતાના પિતાનું વૈર લેવાને માટે પણ મારવાડપર આક્રમણ કર્યું હોય એવો સંભવ છે. મારવાડ રાજ્યમાં મૈરતા નામક એક સમૃદ્ધ નગર છે. સંપત્તિના વિષયમાં તે નગર મારવાડમાં બીજે નંબરે છે. મોગલ શહેનશાહે આ નગરને અત્યંત ઉપદ્રવ કર્યો. શહેનશાહનો અખંડ પ્રતાપ અને તેજ જોઇને અંબરનો રાજા ભરમલ્લ અત્યંત ડર પામ્યો અને ભાવી યુદ્ધથી બચવાની આશાથી તે પોતાના પુત્ર ભગવાનદાસની સાથે અકબરનો સામંત બન્યો. કાયર અંબરાધિપતિએ કેવળ પોતાની સ્વાધીનતાજ વેચી, એમ નહિ પરંતુ સમ્રાટ્‌ની પ્રસન્નતા પ્રાપ્ત કરવાને માટે તેણે પોતાના પવિત્ર કુલગૌરવ ઉપર પણ પાણી ફેરવ્યું અને પોતાની કન્યાને શાકતીય યવનરાજના હાથમાં સમર્પિત કરી દીધી. પવિત્ર કુલગૌરવ અને સ્વર્ગીય સ્વાધીનતા વેચીને જે રાજપ્રસાદ અને શાંતિ ખરીદવામાં આવે તે શા કામની ? અનંત કાળ પર્યંત યંત્રણામય અશાંતિ અને વિપત્તિરૂપી અંકુશના આઘાત સહન કરવા સારા છે, પરંતુ આ પ્રકારનો તુચ્છ રાજપ્રસાદ અનાવશ્યક છે. સુભાગ્યની વાત છે કે ભરમલ્લ અને રાઠોડરાજ પરાધીનતારૂપી બેડી દીર્ઘ કાળ પર્યંત સહન નહિ કરી શકવાથી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના પ્રયાસ કરવા લાગ્યા. એટલામાં અકબરના ઉસ્બેક યોદ્ધાઓએ વિદ્રોહ કર્યો. અકબરને સૌથી પહેલાં આ વિદ્રોહને પાદાક્રાંત કરવાનો પ્રયત્ન કરવો પડયો. તેથી રાજસ્થાન જીતી લેવાની તેની પ્રબળ ઇચ્છા થોડા દિવસને માટે મુલતવી રહી. આ વિઘ્ન દૂર કર્યા પશ્ચાત્ અકબરે ચિત્તોડપર આક્રમણ કર્યું હતું.

જે રાજાનું રાજ્ય શ્રેષ્ઠ નિયમ પ્રમાણે ચાલે છે, જે કોઈ પ્રકારની દુરાકાંક્ષા કે દુર્વાસનાને વશ હોતો નથી, જે વિદ્વાન અને ઉત્તમ ચારિત્ર્યવાળા મંત્રીઓની સાહાય્યથી શુદ્ધ રાજનીતિદ્વારા પોતાનું ગૌરવ સન્માન અને મર્યાદાની રક્ષા કરી શકે છે, તેજ "પ્રજાપતિપાલ" નામનો યથાર્થ અધિકારી છે; અને તેનુ જ રાજ્ય સ્વર્ગીય સુખનું સ્થાન તથા શાંતિનુ ધામ છે. પરંતુ જે રાજા સ્વેચ્છાચારી હોય છે, જે પ્રજાનાં સુખદુઃખનો જરા પણ વિચાર કરતો નથી, સ્વાર્થપરાયણતા એ જેનો મૂળમંત્ર હોય છે, પ્રજાનું રુધિર ચૂસવું એનેજ જે યથાર્થ રાજધર્મ માને છે, તેને અધર્મી રાજા માનવો જોઇએ. "પ્રજાપ્રતિપાલ" નામને તે કલંકરૂપ છે, તે પાપી, સ્વાર્થી, પિશાચ છે. તેનું પદ ઘડીઆળના કાંટાની પેઠે સદા ચંચળ હોય છે.તે ઘડીમાં હોય છે, ઘડીમાં નાશ પામે છે, તે અસ્થિર અને પતનશીલ હોય છે. વસ્તુતઃ જ્યાં રાજાની ઇચ્છાનેજ કાયદો માનવામાં આવતો હોય ત્યાં કોઇ પણ પ્રકારનું સુખ સંભવી શકતું નથી. સુભાગ્યવશાત્ જે દેશનો રાજા પ્રજાહિતૈષી હોય છે તે ઉન્નતિના શિખરે અવશ્ય પહોંચી જાય છે. પરંતુ આ ઉન્નતિ ચિરસ્થાયી રહે એ સર્વથા શંકાસ્પદ છે. કાલચક્રના અપરિહાર્ય પરિવર્તનથી તે પ્રજાહિતૈષી રાજાનો ઉત્તરાધિકારી પ્રજાપીડક અને સ્વાર્થી નિવડે છે. આમ બને છે ત્યારે સુખી દેશ અવશ્ય સ્મશાન અને અંધ કૂપ સમાન બની જાય છે. આ નિયમ સર્વત્ર એક સરખી રીતે લાગુ પડે છે. અકબર અને ઉદયસિંહના રાજ્યમાં આ ઉભય ચિત્રો પૃથક્ પૃથક્ દૃષ્ટિગોચર થશે.

અકબર અને ઉદયસિંહ સમાન વયેજ સિંહાસનપર બેઠા હતા. ‡ હુમાયુના મૃત્યુ પશ્ચાત્ અકબરને તેર વર્ષની વયે જે દિવસે ભારતવર્ષનું સિંહાસન પ્રાપ્ત થયું તેજ દિવસે શાકતીય કુલનું ભાવી ભાગ્ય-

---

ઉક્ત પ્રધાનોનાં ચરિત્રો પ્રાયઃ સમાન છે. પરંતુ સલી અને બહેરામખાંનાં ચરિત્રમાં કેટલોક ભેદ જણાય છે. બહેરામખાં અત્યંત તેજસ્વી અને ન્યાયપરાયણ હતો. તેણે આત્મભોગ આપીને મોગલ રાજ્યને સુદૃઢ કર્યું હતું. અને અંતે તે પોતેજ તેનો વિદ્રોહી બન્યો હતો. આ અપરાધને માટે તેને દેશનિકાલ કરવામાં આવ્યો હતો. આ વખતે એક ગુપ્ત ઘાતકની કાતિલ કટારથી તેનો પ્રાણ ગયો. બહેરામખાંનું જીવનચરિત્ર વાંચવાલાયક છે.

‡ સિંહાસનારૂઢ થતી વખતે અકબર અને ઉદયસિંહની વય તેર તેર વર્ષની હતી.

કાશ ઉજ્વલ પ્રકાશથી પ્રકાશમાન થઈ ગયું. પરંતુ પ્રથમ અકબરને કાંઇ થોડાં વિઘ્નો નડયાં નહોતાં આ સર્વ વિઘ્નો દૂર કરીને નિષ્કંટક અને નિર્ભય રીતે રાજ્ય ચલાવી શકાશે કે નહિ તે વિષે અકબર સાશંક હતો. કોટયાવધિ મનુષ્યોના ભાગ્યની દોરી જેના હાથમાં હતી તે માણસ પણ પોતાના ભાગ્ય વિષે ચિંતા કરવા લાગ્યો. પરંતુ વિધાતા એકાંતમાં બેસીને તેની જે ભાગ્યલિપિ લખતી હતી અને આશાપુરી ભગવતી, સિદ્ધિદાયી આનંદમૂર્તિ ધારણ કરીને તેને જે આશીર્વાદ આપતી હતી તે શહેનશાહ અદ્યાપિ જાણતો નહોતો. વિધાતાના અપૂર્વ વિધાનથી અકબરની જન્મરાત્રિએ અમરકોટના મેદાનમાં જે નક્ષત્રનો પ્રકાશ પડયો હતો તેનીજ પ્રકાશિત પ્રભાથી મહાનુભાવ બહેરામ અને પંડિત તથા ધર્માત્મા અબ્બુલ ફઝલના જેવા ચતુર મંત્રીઓ તેને પ્રાપ્ત થયા. અકબર અને ઉદયસિંહ જોકે એકજ વયે સિંહાસનપર અધિષ્ઠિત થયા હતા, પરંતુ ઉભયના ચરિત્રોમાં લેશપણ સમાનતા હતી નહિ. અકબર જન્મથી જ વિપત્તિના ખોળામાં રહ્યો હતો. અસ્થિર ભાગ્યચક્રના અપરિહાર્ય પરિવર્તનથી તેણે બાલ્યાવસ્થામાં જ સંસારનાં નવાં નવાં અનેક ચિત્રો જોયાં, અને તેને સંસારના કેટલાક પ્રચંડ તરંગોની ચોટ ખાવી પડી. આથી તેણે મનુષ્યની પ્રકૃતિનાં ગૂઢ તત્ત્વોનો જે અભ્યાસ કર્યો હતો તેની ઝાંખી ઉદયસિંહને થઈ નહોતી. ઉદયસિંહ બાલ્યાવસ્થામાં એકાંતવાસમાં ઉછર્યો હતો. કમલમેરની શૈલમાલાના શિખર શિવાય અન્ય પ્રકારનું પ્રકૃતિ-સૌંદર્ય તેના જોવામાં આવ્યું નહોતું. તે પહાડના શિખરપર આવેલા મહાલયમાં વસતો હતો તેથી બહારના કાંઇ પણ વર્તમાન તેના સાંભળવામાં આવતા નહોતા.

આથી સંસારનીતિનું કોઇપણ સૂત્ર ઉદયસિંહને જ્ઞાત નહોતું. જે પોતાના જન્મનું વૃત્તાંત પણ જાણતો નહોતો, બાલ્યાવસ્થાથીજ પરાયા ઘરમાં અને એકાંતવાસમાં જેનું આદર સહિત પોષણ થયું હતું, જે એક ક્ષણવાર પણ વિપત્તિ રૂપી અંકુશના આઘાતથી પીડિત થયો નહોતો અને જેણે એક ક્ષણવાર પણ સંસારની કૂટ નીતિની ભયંકર ભ્રકુટિ જોઇ નહોતી તેને સંસારવ્યવહારમાં ચાતુર્ય શી રીતે પ્રાપ્ત થઇ શકે ? સંસારનો વ્યવહાર નહિ જાણવાને લીધેજ પાછળથી રાણાને અત્યંત કષ્ટ ભોગવવું પડયું હતું. તેણે ધાર્યું હતું કે આવાજ સુખમાં મારૂં સમગ્ર જીવન વ્યતીત થશે. આ અનર્થકારક વિચારથી જ તેનુ મન રાજકાર્યપરથી ઉઠી ગયું હતું. પરંતુ રાજ્ય એ શું વિલાસલોલુપતાની તૃપ્તિ કરવાનું સાધન છે ? જે રાજ્યની સાથે હજારો માણસોનાં સુખ દુઃખ ભળેલાં છે તે શું માત્ર બાળકોની રમત જેવું છે ? રાજગુણોથી યુક્ત અને વિદ્વાન એવો કયો રાજા આવો વિચાર નથી કરતો? પરંતુ રાજપુતકુલકલંક ઉદયસિંહને આ વિષે જરા પણ વિચાર નહોતો અને તેથી જ તે અત્યંત અનાચાર કરતો હતો. યદ્યપિ યવનોની પ્રબળ સમરપિપાસા શાંત કરવાને માટે યુદ્ધમા જઇને ચિત્તોડના ચતુર મંત્રીઓએ પોતાના પ્રાણ ખોયા હતા, તથાપિ જો રાણાની ઇચ્છા હોત તો તે શેષ રહેલા, કોઇ ચિત્તોડનિવાસી રાજનીતિવિશારદની પાસેથી રાજનીતિ શીખી શકત. કોઇ ચતુર રાજનીતિવિશારદના ઉત્સાહ, ઉદ્દીપન અને સુશિક્ષાથી તેના હૃદયનો અંધકાર દૂર થઇ ગયો હોત. જો આમ થયું હોત તો પછી ઉદયસિંહને કોઇ કાયર પુરુષ કહી શકત નહિ. પરંતુ દુર્ભાગ્યવશાત્ વિધાતાએ તેને રાજગુણોથી ભૂષિત કર્યો નહોતો. નહિતો તેનામાં આ કુબુદ્ધિ ક્યાંથી ઉત્પન્ન થઇ હોત ? અને તેણે શા માટે ચતુર મંત્રીઓની સલાહપર લક્ષ્ય આપ્યુ ન હોત ? ઉદયસિંહ કાયર હતો. તે રાજા થયો તેથી શું થયું ? જે રાજામાં નૃપોચિત ગુણ ન હોય તે રાજા શા કામનો ? ઉદયસિંહમાં એ ઉપલા ગુણોને બદલે અનર્થકારક દુર્ગુણો ભરેલા હતા. તેના વિચારનું તંત્ર એક વેશ્યાદ્વારા ચાલતુ હતું. આ વેશ્યાજ ઉદયસિંહની સલાહકાર, જીવનસહચરી અને વિદ્યા, બુદ્ધિ તથા બોધદાયિની સ્વામિની હતી. રાણો તેનો એવો દાસ બની ગયો હતો કે તેનાં ભાગ્યસૂત્રને તે પિશાચિની પોતાના હાથમાં ગ્રહણ કરી રહી હતી. મહારાણા ઉદયસિંહ—ગિહ્લોત કુલકેસરી વીરવર બાપ્પા રાવલના વંશજ—મેવાડના સ્વામિ—રાણા સંગ્રામસિંહના પુત્ર—હતભાગી ઉદયસિંહ, પાપિની વેશ્યાની આજ્ઞા અનુસાર ચાલતા હતા. આજે ગણિકા અભાગી ઉદયસિંહનાં ભાગ્યસૂત્રની અને મેવાડભૂમિનાં શાસનની ચાલક બની ગઈ છે. મૂર્ખ ઉદયસિંહ તેનાપરજ શ્રદ્ધા રાખીને વિલાસિતાના પાપપંકમાં ડૂબી ગયો છે. રાણાને આ પ્રકારે પ્રમાદી અને વિલાસનિમગ્ન થયેલો જોઇને ચતુર અકબર, પોતાનો ઇષ્ટ હેતુ સિદ્ધ કરવાને માટે આ ઉત્તમ સંધિ છે એમ ધારી તૈયાર

થઇ ગયો. તેના વિદ્વેષાગ્નિની ચિણગારીથી ચિત્તોડનો ગૌરવસ્તંભ ભસ્મીભૂત થઇ ગયો. ઉદયસિંહને પોતાના અનાચારનું યોગ્ય પ્રાયશ્ચિત્ત મળ્યું.

દૂર આવેલી ઝક્ષરતીસ નદીના કિનારા પર આવેલા ફરગના રાજ્યને છોડીને મોગલકુલતિલક બાબરે સ્વર્ગીય નદી ભાગીરથીના પવિત્ર જલથી ધોવાતા પુણ્યક્ષેત્ર ભારતવર્ષમાં આવીને જે નાના બીજનું રોપણુ કર્યું હતું તે એક વખત મહા પ્રચંડ વૃક્ષ થઈ જશે એમ કોણે ધાર્યું હતું ? કોણે ધાર્યું હતું કે એક વખત તે વૃક્ષનાં મૂળ દૂર સુધી ફેલાઈ જઇને ભારતવાસીઓને જકડી લેશે ? બાબરનું રોપેલું બીજ હુમાયુના યત્નથી અંકુરિત થયું હતું. પરંતુ જો અકબર તેને જલસિંચન ન કરત તો અવશ્ય તેનો અંકુર સૂકાઇ જાત; આથી એમજ કહેવું વિશેષ યુક્ત ગણાશે કે અકબર દ્વારાજ ભારતવર્ષમાં મોગલ સામ્રાજ્યનાં મૂળ નંખાયાં. અકબરજ રાજપુત રાજ્યોના સૌભાગ્યસૂર્યનો રાહુ થયો. રાજપુતોની સ્વાધીનતા રૂપી ઇમારત પર અકબરજ વજ્ર થઇને પડયો. અત્યાર સુધી ઉક્ત ઇમારતને કોઇ પણ યવન મૂળમાંથી તોડી પાડી શક્યો ન હોતો; પરંતુ આજે અકબરે તેને જડ મૂળથી ખોદાવીને ફેંકી દીધી. આજે અકબરના ભયંકર વજ્રપ્રહારથી ઉક્ત ઇમારત છિન્નભિન્ન થઇ ગઈ. અભાગી હિંદુ જાતિને સ્વાધીનતાના ઉચ્ચ આસનપરથી ઉતારીને અકબરે તેને દુઃખના અંધકારમય કૂપમાં નાંખી દીધી અને કઠોર દાસત્વની બેડીથી જકડી લીધી. અકબરના કયા ગુણુના પ્રભાવથી કયા મહામંત્રના બળથી રાજપુતોએ આ જંજીરના ભારને હલકો માન્યો હતો, તે અમે સમજી શકતા નથી. અકબરના કયા ગુણથી મોહિત થઇને રાજપુતોએ તેની પહેરાવેલી કઠોર જંજીરને વારંવાર ધારણુ કરી હતી, તે અમે કહી શકતા નથી. આ વિષયનું ગૂઢ રહસ્ય સમજવું એ કાંઇ સ્હેલી વાત નથી. વિશેષ તપાસ કરવાથી અકબરના અંગમાં એકાદ ગુણુ તો અવસ્ય દેખાઇ આવશેજ. આ ગુણ એ હતો કે અકબર મનુષ્યનાં હૃદયની વાત જાણુવામાં મહા ચતુર હતો. તે એટલે સુધી કે મનુષ્યની ગુપ્તમાં ગુપ્ત વાત પણુ તેને વિદિત થઈ જતી હતી. તથા જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે તે સર્વને સંતુષ્ટ કરી દેતો હતો. આ અનુપમ ગુણુની સાહાય્યથીજ અકબરે હિંદુ જાતિના હૃદયમાં તેના પ્રત્યે પ્રીતિ અને ભક્તિ ઉત્પન્ન કરી હતી. આ જ કારણથી એક વાર વિજિત હિંદુઓએ આનંદોન્મત્ત થઇ તેને "જગદ્‌ગુરૂ" અને "**दिल्लीश्वरो वा जगदीश्वरो वा**" એવી ઉપાધિ અર્પણુ કરી હતી પરંતુ આ અભિમાનોત્પાદક અને ગૌરવશાલી ઉપાધિ પ્રાપ્ત કર્યા પૂર્વે તેણે પોતાના હાથથી અસંખ્ય ભારતસંતાનોનાં હૃદય ક્રૂર રીતે ચીરી નાંખ્યાં હતાં અને સનાતન ધર્મનાં અનેક પવિત્ર મંદિરોને ચૂર્ણ કરી નાંખીને તેને સ્થળે મસ્જીદો બંધાવી હતી. ભારતના અગણિત વીરવંશો તેના કઠોર અને ભયંકર હસ્તપ્રહારથી એકદમ નાશ પામી ગયા હતા અને તેના સ્વેચ્છાચારથી અનેક આર્યસંતાનોનાં ગૌરવાન્વિત મુખો પર કલંકની કાળી શાહી લાગી ગઇ હતી. પોતાના અપૂર્વ જ્ઞાનચાતુર્યના પ્રભાવથી તેણે જ્યાં સુધી પરાજિત, દાસત્વની પ્રચંડ જંજીરથી જકડાયેલા, હતભાગી, અને ભ્રમથી અંધ થયેલા ભારતસંતાનના હૃદયના પ્રેમનો ઉપહાર નહિ મેળવ્યો હતો, ત્યાં સુધી તે શાહબુદ્દીન અને અલ્લાઉદ્દીન પ્રભૃતિ નિષ્ઠુર હિંદુવિદ્વેષી પાદશાહોનો પણુ શિરતાજ ગણાતો હતો. વિચાર કરવાથી અવશ્ય જ્ઞાત થશે કે આવું કલંકિત નામ તેને અન્યાય અને અવિચારથી આપવામાં આવ્યું નથી. પરંતુ આ કલંકે તેના કપોલપર સદાને માટે વાસ કર્યો નહોતો. યૌવનના ભયંકર મદથી ઉન્મત્ત બનીને અકબરે પોતાની કઠોર દુરાકાંક્ષા તૃપ્ત કરવાને માટે હિંદુઓના હૃદયમાં જે ભીષણુ પ્રહાર કર્યા હતા તે ઘાવો તેણે પોતાની વૃદ્ધાવસ્થામાં રૂઝાવી નાખ્યા હતા અને કોટ્યવધિ ભારતવાસીઓના આશીર્વાદ પ્રાપ્ત કર્યા હતા.

રાજધર્મહીન અને કર્મહીન ઉદયસિંહના હાથમાં મેવાડનો રાજ્યભાર આવ્યો. બાપ્પા, સમરસિંહ, આદિ રાજનીતિવિશારદ અને શાસ્ત્રજ્ઞ રાજાઓએ જે રાજ્ય ચલાવ્યું હતું તેજ રાજ્ય હવે ઉદયસિંહના હાથમાં આવ્યું. બાપ્પા પ્રભૃતિ રાજાઓ અત્યંત ચતુર અને કાર્યકુશલ હતા તથા રાજકાર્યને અત્યંત મહત્વનું કામ માનીને સદા સાવધાન રહેતા હતા. ઉદયસિંહ આ કાર્યને અત્યંત સુગમ અને સરલ સમજ્યો. આજ કારણુથી મેવાડપર દુઃખના ડુંગરો તૂટી પડયા. સિસોદીઆ કુલની અધિષ્ઠાત્રી દેવીએ પ્રતિજ્ઞા કરી છે કે "જ્યાં સુધી બાપ્પા રાવલના વંશજો મારી આજ્ઞાનું પાલન કરશે ત્યાં સુધી હું કોઈ પણુ પ્રકારે ચિત્તોડનો ત્યાગ કરીને જઇશ નહિ." બાપ્પા રાવલના વંશજોએ આઠમા દિવસ

પર્યંત તેને સંતુષ્ટ કરવાને માટે પોતાના હૃદયનું રૂધિર અર્પણ કર્યું હતું. આથી મહાદેવી સંતુષ્ટ રહી હતી. સ્વદેશની સ્વાધીનતાનું રક્ષણ કરવાને માટે ગિહ્લોત વંશના રાજાઓએ આત્મોત્સર્ગનું જે પ્રકાશમાન ઉદાહરણ આપ્યું હતું તેનું સ્મરણ થતાં આપણને અતિ આશ્ચર્ય થાય છે. આહાહા! મેવાડનો કયો વીર પોતાના દેશની સ્વાધીનતાનું રક્ષણ કરવાને માટે ભગવતી ચતુર્ભુજાના આગળ આત્મવિસર્જન કરવાને તૈયાર ન થાય? જે દિવસે હિંદુવિદ્વેષી કઠોરહૃદયી અલ્લાઉદ્દીનના વિદ્વેષાગ્નિની ચિણગારીઓથી સુવર્ણમયી ચિત્તોડનગરી ભસ્મીભૂત થઇને સ્મશાનવત્ બની ગઇ તે દિવસે બાર રાજકુમારોએ પોતાના રુધિરથી ચિત્તોડની અધિષ્ઠાત્રી દેવીની તીવ્ર પિપાસા શાંત કરી હતી અને આ રીતે વીરવર બાપ્પારાવલની વિજય વૈજયન્તી મુસલમાનોના કરાલ ગ્રાસથી બચાવી હતી. આ વખતે રાજપુતોપર જો કે વિપત્તિ આવી પડી હતી તો પણ રાજપુત વીરોનાં ગૌરવનું કેવી સરસ રીતે રક્ષણ થયું હતું અને તે વખતે રાજપુત વીરોએ કેવો અનુપમ ઉદ્યોગ કર્યો હતો; તેનું એ પ્રથમ પ્રકાશિત ઉદાહરણ છે. તત્પશ્ચાત્ જે દિવસે મેવાડની દક્ષિણ સીમામાં આવેલી શૈલરાજિને ભેદીને દુષ્ટ બહાદુરશાહની વિજયવતી સેના મહાભરતીની પેઠે પ્રચંડ વેગથી મેવાડના આલ્હાદકારક ક્ષેત્રોમાં આવી પહોંચી, તે દિવસે પણ બાપ્પારાવલના વંશજ વીરવર વાઘજીએ આત્મોસર્ગનું પ્રદીપ્ત ઉદાહરણ બતાવી ભગવતી ચતુર્ભુજાની કઠોર આજ્ઞાનું પાલન કર્યું હતું. મેવાડના રાજવંશનું આ બીજું અલૌકિક ઉદાહરણ હતું.

પરંતુ આ ત્રીજી વખતે, ચિત્તોડપર આવેલા આ ત્રીજા ઘોર સંકટપ્રસંગે સિસોદીઆ કુળપર આવી પડેલા આ ત્રીજા અપરિહાર્ય સંકટકાળે–બાપ્પારાવલનો કયો વંશજ પ્રાણાંતનો દાવ ખેલીને ચિત્તોડની અધિષ્ઠાત્રી દેવીને સંતુષ્ટ કરશે? ભગવતી ચામુંડા આ પ્રસંગે કયા વીરના હૃદયનું રુધિર પીને સંતુષ્ટ થઈ ચિત્તોડપુરીની રક્ષા કરશે? આ વખતે ભયંકર સંગ્રામભૂમિમાં કોઇ પણ સિસોદીયા વીર આવ્યો નહિ. હવે શું થશે? કાંઇ પણ ઉપાય રહ્યો નહિ. ચિત્તોડનું શોચનીય અને ભીષણ અધઃપતન થવાનું છે. ચિત્તોડનો સ્વાધીનતા રૂપી સૂર્ય આ વખતે સદાને માટે અસ્ત થવાનો છે. મોહમયી મહામાયા અંતર્ધાન થઇ ગઇ? જે ગૂઢ ભાગ્યસૂત્રે ગિહ્લોત કુલને આટલા દીર્ઘ કાળ પર્યંત બાંધી રાખ્યું હતું તે સૂત્રપણ સદાને માટે તૂટી ગયું. જે મહાદેવીએ ભયંકર વિપત્તિના સમયમાં સમરસિંહની ઉભય આંખો ખોલીને ગંભીર સ્વરથી કહ્યું હતું કે "હિંદુ ગૌરવ લુપ્ત થવાની અણીપર છે." જેણે ચિંતાના વમળમાં પડેલા લક્ષ્મણસિંહની સન્મુખ પ્રગટ થઇને બાર રાજકુમારોનો બલિ માગ્યો હતો, તે ચિત્તોડની મૂર્તિમંત સ્વાધીનતા લક્ષ્મી–દેવી ચતુર્ભુજા હતભાગી ઉદયસિંહની કાયરતા જોઈને સદાને માટે ચિત્તોડનો પરિત્યાગ કરી ગઇ! તેની સાથે રાજપુત જાતિની એક મહાન શ્રદ્ધા નાશ પામી! જે શ્રદ્ધાબળથી તે લોકો ચિત્તોડપુરીને પવિત્ર સનાતન ધર્મ અને સ્વાધીનતાનો દુર્જય દુર્ગ માનતા હતા તે મહાન શ્રદ્ધા હવે તેમના હૃદયમાંથી લુપ્ત થઇ ગઇ! હવે તેઓ તેને માત્ર એક મિથ્યા કલ્પના ગણવા લાગ્યા.

આ પ્રકારનો પવિત્ર વિશ્વાસ એ રાજપુતોની અપૂર્વ દેવભક્તિ, જીવનશક્તિ અને દેશરક્ષાની મહાશક્તિ છે. આ મહામંત્રથી દીક્ષિત થઇને અનેક દેશના રાજાઓએ સ્વદેશની રક્ષાને માટે રણક્ષેત્રમાં પ્રસન્ન મુખથી આત્મવિસર્જન કર્યું હતું. આવાં અનેક દ્રષ્ટાંતો જગતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરથી અંકિત છે. જાતીય જીવનનાં જે કેટલાંક અતિ ઉજ્જવલ ચિત્રો ઇતિહાસમાં દ્રષ્ટિગોચર થાય છે તે સર્વના મૂળમાં આ મહાન વિશ્વાસ અને આ અપૂર્વ દેવભક્તિ બીજ રૂપે વર્તમાન છે. રાજપુતોની આ શ્રદ્ધાને તેમની સ્વાતંત્ર્યેષણા સાથે શો સંબંધ છે તેનો વિચાર કરવાનું કામ અમે વિદ્વાનોના હાથમાં સોંપીએ છીએ. ઇતિહાસમાં અનેકવાર તેમના અસીમ ગુણોની પ્રશંસા કરવામાં આવી છે અને અમે માનીએ છીએ કે આ વિશ્વાસ જ સદા તેમના વિજયની કૂંચી હતી.

અકબરે ચિત્તોડ પર બેવાર આક્રમણ કર્યું હતું. પરંતુ તવારિખ ફરિસ્તામાં તેના કેવળ એક વારના આક્રમણનુંજ વૃત્તાંત લખ્યું છે. જે વખતે તેના પ્રચંડ ક્રોધાગ્નિમાં ચિત્તોડનો નાશ થઈ ગયો તે વખતના આક્રમણનુંજ વૃત્તાંત ફરિસ્તામાં ઉપલબ્ધ થાય છે. પરંતુ જે વખતે તે પરાજિત અને હતાશ થઇ સંગ્રામભૂમિમાંથી નાશી ગયો હતો તે સમયનું કિંચિત્ પણ વૃત્તાંત ઉક્ત તવારિખમાં જડતું નથી. પરાજયના અપમાનથી પોતાના શહેનશાહને બચાવવાને ખાતર મુસલમાન ઇતિહાસવેત્તા આ વાત

ચાલી ગયો હતો, એ સ્પષ્ટ જણાય છે. ભટ્ટ લોકોના ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે અકબરે ચિત્તોડ ઉપર પ્રથમ આક્રમણ કર્યું ત્યારે તેને પરાજિત થઇને નાશી જવું પડયું હતું. ઉદયસિંહની પરાક્રમશાલી ઉપપત્નીના શૌર્યથી પરાજિત થઈને અકબરે મેવાડમાંથી પલાયન કર્યું હતું. સમ્રાટ્ અકબરે આ વખતે પોતાની વિજયશાલી સેના લઇને ચિત્તોડપર પ્રચંડ બલપૂર્વક આક્રમણ કર્યું હતું. આ વખતે પ્રથમ તો કાયર ઉદયસિંહે અકબરની સામે બાથ ભીડી નહિ. પરંતુ સરદારોએ ઠપકો આપવાથી તથા રાજ્ય ખોવાના ભયથી નિરુપાયે તે સંગ્રામભૂમિમાં ગયો. તેના હૃદયમાં સાહસ નહોતું-પ્રતિજ્ઞા નહોતી-દ્રઢતા નહોતી, તો પછી તે કયા બળથી મોગલ સમ્રાટ્નો પરાજય કરે ? ચિત્તોડની સેનાએ દીર્ઘ કાળપર્યંત અકબરની ભયંકર મોગલ સેના સાથે યુદ્ધ કર્યું, પરંતુ પોતાના રાજાના તરફથી ઉત્સાહ અને ઉત્તેજન મળ્યા શિવાય સેના ક્યાં સુધી યુદ્ધ કરી શકે ? અંતે લાચાર થઇ રાજપુતોની સેના નાઠી. હતભાગી ઉદયસિંહ અકબરના હાથમાં કેદ પકડાયો. વીરજનની મેવાડની ભૂમિના કપાળે આ ઘણું ખરાબ કલંક લાગ્યું. જે ઘટના આજ પર્યંત મેવાડમાં બની નહોતી, તે અસંભવિત ઘટના કાયર ઉદયસિંહને લીધે આજે સંભવિત બની. આ કાંઇ સાધારણ શોકની વાત નથી. ઉદયસિંહ બંદીવાન બનવાથી રાજમહાલયમાં અત્યંત હાહાકાર વર્તી રહ્યો. રાણાને કારાગૃહમાંથી મુક્ત કરવાનો કાંઈ ઉપાય કોઇને સૂઝયો નહિ. સરદારોએ ઉદયસિંહને મુક્ત કરવાની કિંચિત્ ચેષ્ટા પણ કરી નહિ. અધિક વર્ણન શું કરવું ? બસ આટલુંજ કહેવું પૂરતું થઈ પડશે કે ચિત્તોડપુરી સર્વથા નિસ્તેજ બની ગઈ. સરદારોની આવી બેદરકારી અને નિસ્તેજ ભાવ જોઇને ઉદયસિંહની ઉપપત્નીના હૃદયમાં મહદ્ અભિમાન અને અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો. તે પોતાના મનમાં શોચવા લાગી કે "શુ ચિત્તોડપુરી આજે વીરવિહીન થઈ ગઈ છે ? શું વીરમાતા મેવાડભૂમિએ આજે એકદમ પોતાનુ તેજ ગુમાવી દીધું છે ? જે અસંખ્ય માણસો આ ચિત્તોડપુરીમાં વસે છે તેઓ સર્વ શું નિર્જીવ છે? શું તેઓ કેવળ માંસના પિંડોજ છે ? શુ ક્ષત્રિય બાળાઓએ નિર્જીવ માંસપિંડોનેજ જન્મ આપ્યો છે? ક્ષત્રિયોના સાહસ, વીરતા, તેજસ્વિતા અને આત્માભિમાન, એ ગુણો શું એકદમ આ લોકમાંથી પ્રયાણ કરી ગયા છે? જો આમ નહિ હોય તો તેઓ પોતાની આંખેથી પોતાના રાજાનું અપમાન અને કારાગૃહવાસ જોયા છતાં નિર્જીવ અને નિશ્ચિંત થઈને કેમ બેસી રહે ?" ઉક્ત વીર નારીએ દારુણ ક્રોધ અને શત્રુઓનો વધ કરવાની ઉત્કટ અભિલાષાથી ઉન્મત્ત થઈને પોતાનાં કોમળ અંગપર કઠિન લોહબખ્તર ધારણ કર્યું અને હાથમાં ધનુષ બાણ તથા તલવાર લઇને અશ્વારૂઢ થઈ સમરભૂમિ તરફ ચાલી. ચિત્તોડની નિર્જીવતા અને મૌન દૂર કરાવીને અને રાજપુતોની સેનાને નવીન ઉત્સાહથી ઉત્સાહિત કરી કાપુરૂષ ઉદયસિંહની વીર ઉપપત્ની રાજપૂત સેના સાથે ભયંકર વેગથી મોગલસેના તરફ ગઇ અને તેનાપર એકદમ છાપો માર્યો. તેના હાથમાં જે ભયંકર ભાલો હતો તેના ભીષણ આઘાતથી તથા બાણુથી પુષ્કળ યવનો માર્યા ગયા. થોડી વાર સુધી યુદ્ધ થયા પશ્ચાત્ યવનો પાછળ હઠવા લાગ્યા. રૂદ્રચંડી રાજપુત રમણી અત્યંત ઉત્સાહ અને ભીષણ પરાક્રમથી યવનોને નસાડતી નસાડતી અકબરની મુખ્ય છાવણી તરફ જવા લાગી. વીર નારીની આ અદ્ભૂત વીરતા જોઇ અકબર વિસ્મિત થયો અને અનેક પ્રકારની વિપત્તિઓના ભયથી તે રણભૂમિ ત્યજીને પલાયન કરી ગયો. સ્ત્રીની વીરતાથી-કેવળ એક સ્ત્રીની વીરતાથી આજે ભારત સમાટ્ મોગલવીર અકબરશાહ પરાજિત થઇ ગયો. એક સ્ત્રીના પરાક્રમથી આજે વિજયવતી મોગલસેના છિન્નભિન્ન થઇ ગઈ. રાજપુત રમણીની અસાધારણ વીરતાનું આ એક અતિ પ્રકાશિત ઉદાહરણ ઇતિહાસ પટપર સુવર્ણાક્ષરે લખવામાં આવ્યું છે.

ઉદયસિંહ અકબરના કારાગૃહમાંથી છૂટયો અને તેણે ચિત્તોડમાં આવીને પોતાની પ્યારી ઉપપત્નીની અત્યંત પ્રશંસા કરી. તેણે તેની વીરતાને સહસ્ર વાર ધન્યવાદ આપ્યો અને ભરસભામાં ગદ્ ગદ્ કંઠે કહેવા લાગ્યો કે "વીર નારીની બ્હાદુરીથી મારી મુક્તિ થઇ છે" રાણાના મુખે આ વખતે ઉક્ત સ્ત્રીની બહાદુરીની પ્રશંસા થતી સાંભળી ચિત્તોડના સરદારોને અત્યંત ઘૃણા ઉત્પન્ન થઇ તેમનું અભિમાન ઉશ્કેરાઇ આવ્યું અને તેઓ અત્યંત ક્રોધાન્વિત બની ગયા. તેઓ પોતાનાં મસ્તક અવનત કરી રાજસભામાંથી ચાલ્યા ગયા અને તેમણે વિચાર કર્યો કે "કોઇને કોઇ પ્રકારે આ વેશ્યાને મારી નાંખવી જોઈએ."

આવો વિચાર કરી તેઓ તેનો વધ કરવાની સંધિ અને ઉપાય શોધતા રહ્યા. અગણિત સરદારોના ક્રોધ અને દ્વેષમાંથી માત્ર એકજ સ્ત્રી શી રીતે બચી શકે ? તે બિચારી શીઘ્ર તેમના પંજામાં ફસાઇને મરણ પામી.

અકબરપર વિજય પ્રાપ્ત કરવાને લીધે સરદારો અને સામંતોને આનંદ પ્રાપ્ત થવો જોઇએ તેને બદલે તેમને શોક ઉત્પન્ન થયો અને માંહોમાંહેના કલહથી રાજ્યમાં ભયંકર અશાંતિ ઉત્પન્ન થઇ. ચિત્તોડની આવી અશાંતિનું વૃત્તાંત સાંભળી અકબર પોતાના અપમાનનું સંપૂર્ણ વૈર લેવાને તૈયાર થયો અને એક મહા પ્રચંડ સૈન્ય લઇને ફરીથી ચિત્તોડ તરફ ચાલ્યો. આ સમયે અકબરની વય પચ્ચીસ વર્ષની હતી. તેના શરીરમાં વિપુલ બળ હતું અને તેના હૃદયમાં અત્યંત ઉત્સાહ હતો. તેના અખંડ પ્રતાપથી પ્રાયઃ સમસ્ત ભારતવર્ષ તેને શરણે હતું; અનેક દુર્જય દુર્ગો તેના ભયંકર પરાક્રમથી વિધ્વંસ પામી ભિન્ન ભિન્ન થઇ ગયા હતા; અનેક રાજપુત રાજાઓ તેની આજ્ઞાનું પાલન કરવાને માટે હાથ જોડી તેની સમક્ષ ખડા રહેતા હતા. તો પછી મેવાડનું મસ્તક શી રીતે ઉન્નત રહી શકે ? મેવાડનો ગર્વ શી રીતે અચળ રહી શકે ? મેવાડના રાજપુતો શા માટે તેને વશ ન થાય ? મોગલ સમ્રાટ્‌ની પ્રચંડ સેના તીવ્ર વેગથી આવીને મેવાડમાં પ્રવેશી. ચિત્તોડની નિકટના [1]પંડૌલી નામક ગામથી બસ્સી જતાં જે પાંચ કોશનો રાજમાર્ગ આવે છે તેના અગ્ર ભાગેજ મોગલ સમ્રાટ્ અકબરની મહા પ્રચંડ છાવણી પડી. આ સ્થળે સંગેમરમરનો એક શુડાકાર સ્તંભ પણ વિરાજમાન છે. આ સ્તંભને "અકબરકા દીવા" અર્થાત્ "અકબરનો દીપક"[2] કહેવામાં આવે છે. આજ પર્યંત પ્રવાસીઓ મેવાડના અધઃપતનના તે ભયંકર સ્મૃતિસ્તંભને દૂરથી જોઇને જ ચિત્તોડની ગત દુર્દશાનો વિચાર કરતા કરતા અશ્રુધારા છોડતા ચાલ્યા જાય છે.

ભટ્ટ લોકોના ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે મેવાડનું સત્યાનાશ કરવાના ઉદ્દેશથી ભયંકર વ્રત ધારણ કરી જેવો અકબર ચિત્તોડ તરફ આવ્યો કે તરત જ કાયર અને બ્હીકણ ઉદયસિંહ પોતાનું પાટનગર છોડીને નાશી ગયો. રાણાના પલાયનથી પણ ચિત્તોડ રક્ષકહીન બન્યું નહિ. યદ્યપિ ચિત્તોડનો કાપુરૂષ રાણો તેનો ત્યાગ કરીને નાશી ગયો, પરંતુ ચિત્તોડ એ નામની બલિહારી એવી છે કે કોણ જાણે ક્યાંથી સાહસિક અને પરાક્રમી અગણિત વીરો નગ્ન અસિ પોતાના હાથમાં ગ્રહણ કરીને ચિત્તોડની રક્ષા કરવાને માટે યવનોની સામે ઝુઝવાને આવી પહોંચ્યા ! જાણે કોઇ ગુપ્ત દેવતાના મૃતસંજીવન મંત્રના પ્રભાવથી ચિત્તોડની સમરભૂમિમાં પડેલા વીરગણોની ભસ્મમાંથી અગણિત વીરોની સૃષ્ટિ ઉત્પન્ન થઇ. રાજસ્થાનના ભિન્ન ભિન્ન રાજ્યોમાંથી સરદારો અને સામંતો પોતપોતાની સેના લઇને ચિત્તોડની રક્ષા કરવાને માટે આવી પહોંચ્યા. વીરવર સહીદાસ અનેક તેજસ્વી અને સાહસિક ચંદાવતોને પોતાની સાથે લઇને ચિત્તોડના પ્રધાન તોરણદ્વાર 'સૂર્યદ્વાર' પર આવીને ઉભા રહ્યા. મંદરિયાપતિ રાવત દૂદા સંગાવતોની[3] સેનાને પોતાની સાથે લઇને રણસંગ્રામમાં આવી પહોંચ્યા. બૈદલા અને કટોરિયા

---

૧ કર્નલ ટૉડ જણાવે છે કે પંડૌલી નામનાં બે ગામો છે. તેમાંનું ઉપલું ગામ ચિત્તોડના સુપ્રસિદ્ધ માનસરોવરના કિનારાપર વસેલું છે. આ માનસરોવરના કિનારાપર બંધાવવામાં આવેલા કેટલાક પ્રાચીન સ્તંભોમાંથી તેમને જે એક શિલાલેખ ઉપલબ્ધ થયો હતો તેની સાહાય્યથી જ તેમણે ગિહ્‌લોત કુલના ઉત્પત્તિ કાળનો નિર્ણય કર્યો હતો.

૨ કર્નલ ટૉડ જણાવે છે કે આ દીપમાલ અદ્યાપિ સર્વાંગ સંપૂર્ણ દશામાં વિદ્યમાન છે. તેને સર્વથા ચૂનાના પત્થરથી બનાવવામાં આવી છે. તેની ઉંચાઇ ૩૦ ફીટ, અને તેનો શિરોભાગ ૪ ફીટનો હશે. તેની ઉપર ચઢવાને માટે એક સીડી છે. એક મોટી સગડીમાં અગ્નિ પ્રદીપ્ત કરીને તે પ્રતિ રાત્રિએ તેના શિખરપર રાખવામાં આવતી હતી. યાત્રાળુઓ તેનેજ ચિન્હ સમજતા હતા. આ દીપમાળ એક પ્રકારની મૂર્તિ સમાન બનાવવામા આવી હતી. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી કિંવા યાહુદી, કોઇના પણ ઉપાસનામંદિરને તે મળતી આવતી નહોતી. પરંતુ સૂક્ષ્મ દ્રષ્ટિથી જોતાં સર્વ જાતિઓનાં દેવાલયનાં ચિન્હો તેમાં જણાય છે.

૩ આ સંગાવત લોકો રાણા સાંગા (સાંગાજી) ના વંશજો નથી. વીરવર ચંદના વંશમાં સંગ નામનો જે એક વીર થયો હતો તેના વંશજો આ લોકો છે.

નામનાં બે રાજ્યોમાંથી બે બળવાન રાજાઓ આવ્યા. આ રાજાઓ દિલ્લીશ્વર હિંદુ ચક્રવર્તી મહારાજ પૃથ્વીરાજના વંશજો હતા. વળી વિજોલીના પ્રમાર અને સાદ્રીના ઝાલાપતિ પ્રભૃતિ વીરપુરુષો અત્યંત ઉત્સાહ સહિત સંગ્રામભૂમિમાં આવી પોતપોતાની સેનાને વીરોચિત રણાભિનયથી આગળ કૂચ કરાવવા લાગ્યા. આમાંના ઘણા રાજાઓ મેવાડ રાજ્યના માંડલિક હતા. પરંતુ માંડલિક શિવાય ઇતર રાજપુત રાજાઓ અન્ય પ્રદેશમાંથી પણ અકબરની સામે યુદ્ધ કરવાને આવ્યા હતા. તેમાં દેવલપતિ વાઘજીનો વંશજ, ઝાલૌરપતિ સોનગઢા, ઇશ્વરદાસ રાઠોડ, કરમચંદ કછવાહા, તથા ગ્વાલિયરના તુવારરાજ વિશેષ પ્રસિદ્ધ છે. આ રાજાની અદ્‌ભૂત વીરતા તથા રણનૈપુણ્યનું વૃત્તાંત ઇતિહાસમાં સુવર્ણાક્ષરથી અંકિત છે.

ધીમે ધીમે હિંદુ મુસલમાનો વચ્ચે યુદ્ધ થવા લાગ્યુ. યવન સેના ભયંકર નાદ કરતી, સમરભૂમિને કંપાવતી, પ્રચંડ વેગથી ચિત્તોડના સૂર્યદ્વાર તરફ ધસી. આ તરફ રણોન્મત્ત રાજપુતો પણ પ્રચંડ સિંહનાદ કરી આકાશને વિદારી નાંખતા એકદમ ધનુષ્ય બાણુ લઈ તૈયાર થઈ ગયા. ચંદાવત વીર સહીદાસ ગભીર અને પ્રચંડ હુંકારો કરી યવન સેનાપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. સૂર્યદ્વારમાંથી થઇને ચિત્તોડમાં પ્રવેશ કરવાને માટે મોગલોની સેના સમુદ્રની પેઠે ઉલટીને તે દ્વાર તરફ આવવા લાગી. બંદુકની ગોળીઓ મારી મારીને મોગલો અનેક ચંદાવત વીરોને નીચે તોડી પાડતા આગળ વધવા લાગ્યા. વીરવર સહીદાસે પોતાનો પાય જરા પણ પાછળ હઠાવ્યો નહિ. એક એક કરતાં તેમના ઘણા સૈનિકો રણમાં પડયા, તથાપિ તેમનો ઉત્સાહ તો જેવો ને તેવો કાયમજ રહ્યો. જ્યાં સુધી તેમના શરીરમાં પ્રાણ રહ્યા, જ્યાં સુધી તેમની રક્તવાહિનીઓમાં રૂધિરનું એક પણ બિંદુ રહ્યુ અને જ્યાં સુધી તેમનો વજ્ર સમાન કર શિથિલ થયો નહિ, ત્યાં સુધી શત્રુઓ કોઇ પણ પ્રકારે તોરણ દ્વારમાં પ્રવેશ કરી શકયા નહિ.

ચંદાવત વીર સહીદાસની આ અદ્‌ભુત વીરતા જોઇ અન્ય રાજપુતો પણ પ્રચંડ ઉત્સાહ સાથે શત્રુઓનો સંહાર કરવા લાગ્યા. પરંતુ જે બે મહાવીરોએ દુર્દાન્ત યવનોનો ગર્વ ખંડિત કરવાને માટે, અદ્‌ભુત વીરતા તથા રણનિપુણતા પ્રકટ કરી હતી તેમનાં નામ જયમલ તથા પત્તો‡ હતાં. આ ઉભય રાજપુત વીરોએ મેવાડના શોકાચ્છાદિત ભાગ્યાકાશને થોડી વાર સુધી ઉજ્જ્વલ પ્રકાશથી ચમકાવી મૂક્યું હતું. અને તેમના અદ્‌ભુત પરાક્રમનું વૃત્તાત તે વખતના મેવાડના તિમિરમય ઇતિહાસમાં ઉજ્જ્વલ જ્યોતિ સમાન હતું. અરે તેમની વીરતા તથા રણનિપુણતા અનંતકાળ પર્યંત અક્ષત રાખવાને માટે સ્વયં અકબરે તેમનુ વૃત્તાત પ્રસિદ્ધ કર્યું છે. જયમલ બેદનોરનો રાજા હતો. મારવાડના સાહસિક સામંતોમાં જયમલ સુપ્રસિદ્ધ હતો. તેનો જન્મ રાઠોડ કુલની મેરતિયા નામની શાખામાં થયો હતો. પત્તો કેલવાડાનો સ્વામિ હતો. તે ચંદાવત કુલની શાખામાં જન્મ્યો હતો. તેનુ ગોત્ર જગવત હતું. અદ્યાપિ રાજપુત લોકો આ ઉભય મહાવીરોના નામનો જપ કરે છે. રાજપુતો પ્રાતઃકાળમાં જે મહાપુરુષોના નામનુ સ્મરણ કરે છે તેમાં ઉક્ત ઉભય વીરોનાં નામ પણ આવે છે. રાજપુત સ્ત્રીઓ અદ્યાપિ સંધ્યાકાળની આરતી કરતી વખત જયમલ અને પત્તેનું સ્મરણ કરીને પોતાની સંતતિના મંગલની કામના કરે છે અને ગૃહસ્થની પુત્રીઓ પણ ઘટી ફેરવતાં ફેરવતાં ભટ્ટ કવિઓએ તેમની વીરતા સંબંધે રચેલાં ગીતો સુંદર સ્વરે ગાય છે. જ્યાં સુધી આ જગતમાં વીરતાનો આદર રહેશે, જ્યાં સુધી આર્ય વીર રાજપુત લોકોના હૃદયમાં ગત કાલની વીરતાનો એક તણખો પણ શેષ રહેશે, જ્યાં સુધી ગત ચિત્રની એક રેખા પણ તેમના સ્મૃતિ રૂપી પટપર અંકિત રહેશે, ત્યાં સુધી જયમલ અને પત્તેનાં નામ કોઇ પણ પ્રકારે આ સંસારમાંથી લુપ્ત થશે નહિ. કોઇનામાં પણ એવું સામર્થ્ય નથી કે જે આ વીરોના નામનો લોપ કરી શકે.

જયમલ અને પત્તેએ કોઇની પાસેથી ઉત્સાહ વેચાતો લીધો નહોતો, કોઇના ઉત્તેજનથી-કોઇના ચઢાવવાથી તેઓ સમરોન્મત્ત બનીને ચિત્તોડમાં પ્રાણ આપવાને આવ્યા નહોતા. તેમનાં મહાન અને ઉદાર હૃદયેજ તેમના સ્વદેશની રક્ષાને માટે યુદ્ધ કરવાની પ્રેરણા કરી હતી. તેઓ કીર્તિલોભ અથવા સ્વાર્થ-સાધનની નીચ વૃત્તિને વશ થઇને યવનોની સાથે સંગ્રામ કરવાને માટે તૈયાર થયા નહોતા. આ ભયાનક સંગ્રામમા કેવળ પુરુષોજ આવ્યા નહોતા; પરંતુ અંતઃપુરમાં રહેનારી અનેક રાજપુત લલનાઓ પણ

‡ એનું યથાર્થ નામ પ્રતાપ હતું, પરંતુ એને સાધારણ રીતે પત્તે કહેવામાં આવતો હતો.

પડદાનો ત્યાગ કરીને પોતાના મૃદુ શરીરપર લોહબખ્તર ધારણ કરી ઢાલ તલવાર લઇ ચિત્તોડની રક્ષાને માટે સમરભૂમિમાં ઉપસ્થિત થઈ હતી.

જે વખતે સાલુંબ્રાપતિ ચદાવત વીર સહીદાસે સૂર્યદ્વારપર પ્રાણ આપ્યો તે વખતે વીરવર પત્તેએ શેષ રહેલા ચદાવત વીરોની સરદારી ગ્રહણ કરી. આ વખતે પત્તેની વય કેવળ સોળ વર્ષની હતી. તેમના પિતા ગત યુદ્ધમાં માર્યા ગયા હતા. પિતાનું મૃત્યુ થયુ ત્યારે પત્તેની વય ઘણી નાની હતી, તેની માતા પોતાના પતિની પાછળ સતી થઈ નહિ, પરંતુ પુત્રનું લાલનપાલન કરવાને માટે જીવિત રહી. તે કૈલવાપતિનો એકલો વંશજ હતો અને તેનું મરણ થતાં જગતમાંથી જગવત ગોત્રના નામનો લોપ થવાનો ભય હતો. આવી સ્થિતિમાં તેનુ જીવન કેટલુ મૂલ્યવાન હતું તે સહજ સમજાય એમ છે. પરંતુ તેની માતા વીરપત્ની હતી. પુત્રના પ્રાણ કરતાં પણ ચિત્તોડના ગૌરવને તેણે અધિક મહત્વનું માન્યું અને તેને પીત વસ્ત્રો પરિધાન કરાવીને ચિત્તોડની રક્ષાને માટે મોકલી આપ્યો. તે વીરપત્ની અને વીરજનની હોવા ઉપરાંત સ્વયં પણ વીર નારી હતી. પુત્રનું મૃત્યુ થતા મહાન જગવતકુલ પણ અનંતકાળને માટે લુપ્ત થઈ જશે એ ચિંતાએ ક્ષણભર પણ તેને વ્યાકુલ કરી નહિ. માતૃભૂમિને માટે પુત્રનો પ્રાણ જાય એટલાથી તે વીરમાતા સંતુષ્ટ થઇ નહિ. તેણે પોતાના પ્રિય પુત્રને પ્રાણ હોમવાને માટે સંગ્રામમાં મોકલ્યો અને પોતે પણ વીરજનનીનુ કર્તવ્ય કરવાને માટ તૈયાર થઇ. તેણે પોતાના સુકુમાર શરીરપર લોહ બખ્તર પરિધાન કર્યું અને શસ્ત્રો ધારણ કર્યાં. સગ્રામની તૈયારી કરતી વખત તેને એક બીજી પણ ચિંતા થઈ. ઘરમાં નાની વયની સુકુમાર પુત્રવધૂ હતી. ઉક્ત વીરમાતાએ વિચાર કર્યો કે "પુત્રનો અને મારો સંગ્રામમા વધ થયા પશ્ચાત્ આ વધૂ દ્વારા જગવત કુલને કલંક લાગવાનો સંભવ છે." આથી તેણે તે સુકુમાર બાળાને પણ વીર વેષ પહેરાવ્યો. તેના સર્વ અલંકારો તેણે ઉતારી લીધા અને તેના શરીરપર કઠોર લોહ કવચ પહેરાવ્યું અને હાથમાં તીક્ષ્ણ શલ આપીને તેને પોતાની સાથે લીધી. અન્ય રાજપુત લલનાઓએ પણ પત્તેની માતાનો ઉત્સાહ જોઇને સમરવેષ ધારણ કર્યો અને રણભૂમિ તરફ પ્રયાણ કર્યું. તે સર્વ રણવાદ્યોના ભયંકર ધ્વનિ સહિત વીરરસ પૂર્ણ ગીત ગાતાં ગાતાં પર્વતપરથી નીચે આવ્યાં અને યવનોપર આક્રમણ કર્યુ.

ચિત્તોડના વીરો સ્તબ્ધ થઈ ગુપચુપ ઉભા રહી વિસ્મિત થઇને અનિમિષ નેત્રે ઉક્ત વીરનારીઓની અલૌકિક વીરતા જોવા લાગ્યા. જેમણે કોઈ પણ વખત અંત પુરનો ત્યાગ કર્યો નહોતો, આટલા દિવસ પર્યંત મૃદુ કાર્યો કરવાં એજ જેના જીવનનો મુખ્ય ઉદ્દેશ હતો, તે સર્વ આજે સ્નેહ, મમતા અને સકલ સુકુમાર કર્મોને તિલાંજલિ આપીને અશ્વારૂઢ થઈ સ્વદેશની રક્ષાને માટે પ્રચંડ મોગલ સેનાની સાથે સંગ્રામ કરી રહ્યાં છે. વીરવર પત્તેની માતા પોતાની પુત્રવધૂ તથા ઇતર રાજપુત રમણીઓની સાથે સમરમાં ઘુમવા લાગી અને અનેક મોટા મોટા મોગલ વીરોનો તેણે વધ કર્યો. પછી જ્યારે રાજપુત લલનાઓએ જોયુ કે હવે યવનોના હાથમાંથી છૂટવાનો બીજો કોઈ ઉપાય નથી ત્યારે તેમણે પોતાને હાથે કટાર ખાઇ સંગ્રામભૂમિમાં પ્રાણાર્પણ કર્યું.

પોતાની કન્યા, ભગિની અને પત્નીઓને અદ્ભુત પરાક્રમ દર્શાવી પ્રાણોત્ક્રમણ કરતાં જોઇ રાજપુત વીરો સમસ્ત સંસારી બંધન, તથા માયા મમતાને તિલાંજલિ આપીને રણોન્મત્ત બની ગયા અને પ્રચંડ વેગથી શત્રુસેના પર તુટી પડયા. મોગલોની વિશાલ સેના પ્રચડ વેગથી ઉલટેલા સમુદ્રની પેઠે મહા પરાક્રમથી ચિત્તોડના કિલ્લા તરફ ધસવા લાગી. પ્રલયકાળના વાયુની પેઠે તેમની પ્રચંડ તોપો અગ્નિમય ગોળા છોડીને ભૈરવ સિંહનાદથી ગાજી ઉઠી. આ ગોળાએ સેંકડો રાજપુતોને ખંડિત કરીને ઉંચે ઉરાડી દીધા અને સેંકડો રાજપુતોની વજ્ર મુષ્ટિમાંથી ધનુષ્ય બાણ છૂટાં પડી ગયાં. આ રીતે ધીમે ધીમે રાજપુતોની સેના ઓછી થતી ગઇ. તે છતાં પણ તેઓ નિરૂત્સાહ થયા નહિ. કોઇ પણ પ્રકારે શત્રુઓને શરણે જવાની તેમની ઇચ્છા નહોતી. શરણ? ક્ષત્રિયના કુળમાં ઉત્પન્ન થઇને શત્રુનું શરણ ગ્રહણ કરવું? રાજપુતો આ ઘૃણિત અને નીચ કાર્ય કરવાને પ્રવૃત્ત થયા નહિ. શરણે જવું તો દૂર રહ્યું પરંતુ તે અધમ કલ્પના પણ રાજપુતોના હૃદયમાં ઉત્પન્ન થઇ નહિ. સ્વદેશરક્ષા અને આત્મોત્સર્ગના વીર મંત્રથી ઉત્સાહિત થઇને તેઓ ઉન્મત્ત જેવા બની ગયા, અને તેમણે પોતાના હાથમાં પકડેલી તલવાર વતી

શત્રુના એકાદ બે ગોળાઓ પણ કાપી નાખ્યા. તેઓ રણોન્મત્ત બની વારંવાર સિંહનાદ કરવા લાગ્યા. પરંતુ તેમનો સકળ પ્રયત્ન વ્યર્થ થયો. તેઓ આ પ્રમાણે પ્રબળ શક્તિપૂર્વક યુદ્ધ કરી રહ્યા હતા એટલામાં એક ગોળી આવીને મુખ્ય સેનાપતિ જયમલના હૃદયમાં વાગી. ગોળી વાગવાથી જયમલ અશ્વ પરથી નીચે તૂટી પડયો. ભયંકર ક્રોધ અને શત્રુઓનો નાશ કરવાની પ્રબળ ઇચ્છાથી તેનું વીર હૃદય ઉન્મત્ત બની ગયું. કાપુરુષ શત્રુઓએ દૂરથી એક નીચ ઉપાયની સાહાય્યથી તેમને માર્યા. આ વિચાર આવતાં ક્યા સહૃદયના હૃદયમાં દુઃખ ઉત્પન્ન નહિ થશે ?

આ ભયંકર સંકટના સમયમાં, ચિત્તોડની આ અપરિહાર્ય દુર્દશાના સમયમાં ઘાયલ થયેલા સેનાપતિ જયમલ ચિત્તોડની ભાવી દશાનો વિચાર કરી ચિંતાગ્રસ્ત થયા. તેમને લાગ્યું કે અરક્ષિત ચિત્તોડની રક્ષા કરવાનો હવે કોઇ ઉપાય શેષ રહ્યો નથી. દારૂણ વેદનાથી તેમનું હૃદય વિદીર્ણ થઇ ગયું. તેમનાં આરક્ત નેત્રોમાંથી એકાદ બે અશ્રુબિંદુઓ નીચે પડયાં. વિકટ ક્રોધ અને વૈરપિપાસાથી તે વીર દાંત પીસી પીસીને અકબરને વારંવાર ધિક્કાર દેવા લાગ્યા. ધીમે ધીમે તેમનો કરાલ કાળ નિકટ આવી પહોંચ્યો. આ વખતે જયમલની દષ્ટિસમીપ ચિત્તોડની ભાવી દુર્દશાની નિબિડ છાયા વારંવાર ભ્રમણ કરવા લાગી. તે વીરે પોતાનું જીવન દર્પ અને ગૌરવ સહિત ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરી અને પોતાના હાથ નીચેના રાજપુત સૈનિકોને પણ તેમ કરવાની આજ્ઞા કરી. શીઘ્ર જુહાર વ્રતનું અનુષ્ઠાન કરવામાં આવ્યું. આઠ હજાર રાજપુતો એક સાથે બીડું* ઉડાવી અંત સમયનાં પીત વસ્ત્રો ધારણ કરી એક બીજાની વિદાય લઇ સાહસ અને ઉત્સાહની સાથે મોગલ સેના પર તૂટી પડયા. દુર્ગનું દ્વાર ખોલી નાંખવામાં આવ્યું. પ્રાણનો મોહ છોડી ઉન્મત્ત રાજપુત ગણ પ્રચંડ સમુદ્રતરંગની પેઠે નીકળીને શત્રુઓ તરફ ધસી ગયા અને તેમનો સંહાર કરવા લાગ્યા. ઉભય પક્ષના અગણિત સૈનિકો માર્યા ગયા. પરંતુ મોગલ સેના તો અગાધ હતી. ગમે તેટલા સૈનિકો મરે તેથી તેને એવડી મોટી શી હાનિ થવાની હતી ? એક મોગલ મરતાં તેની જગ્યાએ સો જણ આવીને ઉભા રહેતા. પરંતુ રાજપુતોની સંખ્યા અલ્પ હતી. તેથી તેઓ સર્વ માર્યા ગયા. આથી ચિત્તોડની દારૂણ દુર્દશા થઇ, આ દુર્દશામાંથી પુનઃ મસ્તક ઉન્નત કરવાનું ચિત્તોડમાં સામર્થ્ય રહ્યું નહિ.

આ સંકટના સમયમાં પીત વસ્ત્રવાળા કોઇ પણ રાજપુતે પોતાનું રક્ષણ કરવાને માટે શત્રુનું શરણ ગ્રહણ કર્યું નહિ. કોઇ પણ રાજપુતે પવિત્ર પીત વસ્ત્રને કલંકિત કર્યા નહિ. કોઈ પણ રાજપુતે રાજપુતકુલગૌરવ અને રાજપુતમાહાત્મ્યને તિલાંજલિ આપી નહિ. વીરજનની ચિત્તોડપુરી આજે વીરરહિત થઈને સ્મશાનના જેવી ભયંકર બની ગઈ. કનકનગરીની આજે શોચનીય દુર્દશા થઇ ગઇ. આજે ત્રીસ હજાર રાજપુત વીરોએ હૃદયનું રૂધિર આપી "જગદ્ ગુરુ" "નરપાલ" અકબરની રૂધિર પિપાસા શાંત કરવાનો યત્ન કર્યો અને તેઓ તેના પ્રચંડ વિદ્વેષાનલમાં પતંગવત્ ભસ્મ થઇ ગયા. અગણિત નરનારીઓનાં રક્તથી ચિત્તોડનાં સર્વ સ્થાનોમાં કાદવ કીચડ થઈ રહ્યા અને તેથી તે નગર અત્યંત ભયંકર દેખાવા લાગ્યું. સ્થળે સ્થળે છિન્ન ભિન્ન થઇ ગયેલા અગણિત મૃત દેહો પડયા છે, નિષ્ઠુર પાષાણહૃદય, અકબર રૂધિરમય કીચડમાં પોતાના પગ ખરડતો, છિન્ન ભિન્ન થઈને પડેલાં મૃત શરીરોને ઠોકર મારતો ચિત્તોડમાં આમતેમ ફરવા લાગ્યો અને તેની ભયંકરતામાં વૃદ્ધિ કરવા લાગ્યો. દેશપરદેશના અનેક રાજપુત સરદારો તથા સામંતોએ તથા રાણાજીના અતિ નિકટના ૧૭૦૦ આપ્તોએ તે દારૂણ વિપત્તિના સમયમાં ચિત્તોડના રક્ષા કરવાને માટે આત્મવિસર્જન કર્યું. કેવળ ગ્વાલિયરના તુવાર રાજાએજ ચિત્તોડના ભાવી દુર્દશાકાળે ઉપયોગી થઇ પડવાને માટે આ ભયંકર સમરમાંથી પોતાનો પ્રાણ બચાવી લીધો હતો. નવ રાણીઓ, પાંચ રાજકુમારીઓ, બે બાળકો અને સમસ્ત સરદાર કુલની સ્ત્રીઓએ તે કઠોર કાળમાં જુહાર વ્રતનું અનુષ્ઠાન કરીને રણમાં પોતાના પ્રાણનું બલિદાન આપ્યું હતું. આ ભયંકર વખતે ચિત્તોડનું જે સત્યાનાશ થયું તે કદિ પણ વિસરી શકાશે નહિ. જ્યાં સુધી આ જગતમાં "હિંદુ" નામ કાયમ રહેશે ત્યાં સુધી આ વિધ્વંસની કથા લોકોના સ્મરણમાંથી જશે નહિ. જે દિવસે ચિત્તોડની ઉપર આ વિધ્વંસક વિપત્તિ આવી પડી તે દિવસેજ રાજપુતોની સ્વાધીનતા

* વિદાય થતી વખત રાજપુતો 'બીડું' અથવા તાંબુલ ગ્રહણ કરે છે.

રૂપી મહાદેવી ચિત્તોડપુરીનો ત્યાગ કરીને ચાલી ગઇ. તે પવિત્ર "આદિત્યવાર" (રવિવાર)* ને દિવસે પવિત્ર ગિહલોત કુલના અત્યંત પૂજનીય દેવતા ભુવનપ્રકાશક સૂર્ય ભગવાને અંતિમ વાર ચિત્તોડ ઉપર પોતાનાં ગૌરવયુક્ત કિરણો નાંખી પોતાનાં નેત્રો સદાને માટે બંધ કરી દીધાં. તે દિવસથી આજ પર્યંત પુનઃ કદિ પણ તેમણે ચિત્તોડપર સગૌરવ રશ્મિપાત કર્યો નથી. જે ચિત્તોડને આજ પર્યંત સ્વાધીનતા અને સનાતન ધર્મના અભેદ કિલ્લારૂપ માનવામાં આવતું હતું, તેની.આજે દારૂણ દુર્દશા થઇ. જેની શોભા અને સુંદરતા એક સમયે ઇંદ્રપુરી અમરાવતીને લજાવતી હતી તેને આજે નિષ્ઠુર અકબરે ભૂતપ્રેતોના તાંડવ નૃત્યનું સ્થાન બનાવી દીધું. સુશોભિત મહાલયો અને સુંદર મંદિરોને ચૂર્ણ વિચૂર્ણ કરીને ધૂળમાં ભેળવી દીધાં. જે નગારાંઓના ભીષણ ગંભીર નાદથી ગિહલોતકુલના રાજાઓનો પુરપ્રવેશ સૂચિત થતો હતો, જે મહા મૂલ્યવાન અને સુશોભિત દીપવૃક્ષ ભગવતી વિશ્વમાતા ચતુર્ભુજા દેવીના મંદિરમાં વિમળ પ્રકાશ વિસ્તારિત કરતાં હતાં અને જે દર્શનીય દ્વારો ચિત્તોડના સિંહદ્વારને શોભા આપતાં હતાં તે સર્વને પાષાણ હૃદય અકબર, પોતાના ભાવી અકબરાબાદ નગરને શોભાવવાને માટે ઉપાડી લઇ ગયો.§

અકબરે પોતાના હાથથી જયમલનો સંહાર કર્યો હતો. જે બંદુકની સાહાય્યથી તેણે આ કાયર પુરુષને યોગ્ય કાર્ય કર્યું હતું તેનું નામ તેણે "સંગ્રામ" રાખ્યુ હતું. અબ્બુલફઝલ અને પાદશાહ જહાંગીરનાં વચનો આ વૃત્તાંતની સત્યતા સિદ્ધ કરે છે+ જો કે અકબરે અધર્મી ઉપાયથી જયમલનો સંહાર કર્યો હતો, તોપણ તે તેમના ગુણોને સારી પેઠે જાણતો હતો. જયમલને મારી અકબર પોતાને કૃતકૃત્ય સમજ્યો હતો. તે એટલે સુધી કે વીરવર જયમલ અને વીર બાલકપત્તની અદ્‌ભુત વીરતા અચલ રાખવાને માટે તેણે દિલ્લીમાં પોતાના કિલ્લાના સિંહદ્વાર ઉપરના એક ઉંચા ચબુતરા પર ઉક્ત ઉભય વીરોની પાષાણ મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી હતી.‡

---

* સંવત્ ૧૬૨૪ના ચૈત્ર સુદી અગીઆરશ અને રવિવારને દિવસે (ઈ. સ. ૧૫૬૮ માં) આ ભયંકર સંગ્રામ થયો હતો.

§ "તિજો શાખા ચિત્તોરરા" અર્થાત્ "ચિત્તોડના ત્રીજી વારના ધ્વંસ"થી અકબર હિંદુદ્વેષી અને મહા જુલમી હતો એમ સિદ્ધ થાય છે. કારણ કે અલ્લાઉદ્દીન અને બહાદુરના ક્રોધાગ્નિમાંથી પણ જે સુંદર રાજમહાલયો, મંદિરો અને સ્તંભો બચ્યા હતા તે સર્વને અકબરે ધૂળ ભેગા કરી દીધા હતા. કેટલાક લોકો કહે છે કે અકબર અત્યંત શિલ્પાનુરાગી અને મનુષ્યપ્રેમી હતો, પરંતુ તેણે ચિત્તોડ પર કરેલા અત્યાચાર પરથી ઉક્ત ઉભય વાતો મિથ્યા જણાય છે. અલ્લાઉદ્દીનના આક્રમણથી કાંઇ ચિત્તોડના આવી પાયમાલી થઇ નહોતી. કારણ કે તેણે દુર્ગરક્ષાનો ભાર એક હિંદુ રાજાનેજ સોંપ્યો હતો. બહાદુરશાહને પોતાની દુરભિલાષા તૃપ્ત કરવાને ઘણો થોડો સમય મળ્યો હતો. તે સમયમાં રાજપુતો વિશેષતઃ પોતાનાં જીર્ણ મંદિરોનો ઉદ્ધાર કરતા હતા, પરંતુ અકબરના સમય પશ્ચાત્ તેમનો આ ભાવ નષ્ટ થઈ ગયો. અકબરની પૂર્વેના કાળનો ઇતિહાસ વાંચવાથી આ વાતની સત્યતા સમજાશે. અકબરના સમય પછી તો રાજપુતોને પોતાના જાનની રક્ષાનીજ ચિંતા રહેતી હતી; તો પછી તેમને મંદિરો બંધાવવાનો કે તેની મરામત કરાવવાનો અનુરાગ ક્યાંથી રહે? દેશની રંકાવસ્થામાં શિલ્પની ઉન્નતિ કદિ પણ થઈ નથી. અમુક દેશના લોકો શિલ્પ કળામાં સંપૂર્ણ રીતે પારંગત હોય તે છતાં પણ જ્યાં સુધી તેમને પુરતી સાહાય્ય અને શ્રેષ્ઠ સંધિ પ્રાપ્ત થતી નથી ત્યાં સુધી તેઓ શિલ્પકળાની લેશ પણ ઉન્નતિ કરી શકતા નથી. આજ કારણથી ચિત્તોડની પૂર્વ શોભા અને સુંદરતાનો ઉદ્ધાર થયો નહોતો.

+ "અકબરે જે બંદુકથી જયમલનો સંહાર કર્યો હતો, તેનું નામ તેણે 'સંગ્રામ' રાખ્યું હતું. સંગ્રામ અત્યુત્તમ બંદુક હતી. આ બંદુકવતી અકબરે ત્રણ હજાર પક્ષીઓનો વધ કર્યો હતો." જહાંગીર નામા.

‡ બસેં પચાસ વર્ષ પૂર્વે ઇતિહાસવેત્તા બર્નિયર ભારતવર્ષમાં પ્રવાસ કરવાને માટે આવ્યો હતો તેણે આ બન્ને મૂર્તિઓ જોઈ હતી. તેણે ભારતવર્ષના સંબંધમાં પોતાના સ્વદેશી મિત્રોને જે પત્રો લખ્યા હતા તેમાંના ઘણા પત્રો ઈ. સ. ૧૬૮૪ માં લંડન નગરમાં છપાઇને બહાર પડયા હતા. જયમલ અને પત્તેની મૂર્તિનો ઉલ્લેખ જે પત્રમાં છે તે ઈ. સ. ૧૬૬૩ ના જુલાઇની ૧ લી તારિખે લખેલો હતો.

કાર્થેજ નગરના જગદ્‌વિખ્યાત મહાવીર હાનિબલના પ્રચંડ પ્રતાપથી કના નામક સમરભૂમિમાં રોમના જે સ્વારોએ પ્રાણ ત્યાગ કર્યો હતો, તેની મુદ્રિકાઓ તોળીને હાનિબલે પોતાના વિજયનું પરિમાણ નિશ્ચિત કર્યું હતું. તેજ પ્રમાણે અકબરે મૃત રાજપુતોના યજ્ઞોપવીતને તુલામાં તોળીને પોતાના જયનું માપ કાઢયું હતું ! આ સર્વ યજ્ઞોપવીતો તોલમાં ૭૪॥ મણ થઇ હતી.§ ચિત્તોડની શોચનીય દુર્દશાનું આ પ્રકાશિત ઉદાહરણ તે સમયથી ‘ તિલક ’ અથવા શપથ તરિકે વપરાવા લાગ્યું અર્થાત્ ૭૪॥ નો અંક સોગદ તરિકે ગણાવા લાગ્યો. વણિક, શેઠ, સાહુકારો, આશકો, પ્રભૃતિ આ શોણિતમય ૭૪॥ ના અંકને પોતાના ગુપ્ત પત્રના પાછલા ભાગમાં અથવા સીરનામાવાળા ભાગના એક ખુણામાં લખવા લાગ્યા. આ સાધારણ તિલકાકની અંદર જે કઠોર શપથ ગુપ્તભાવે વર્તમાન છે તેનો અનાદર કોઈ પણ મેવાડનિવાસી કરી શકતો નથી. જે પત્રપર ૭૪॥ નો અંક લખેલો હોય તેને જે માણસપર તે મોકલવામાં આવ્યો હોય તે શિવાય કોઇ પણ માણસ ખોલી શકતો નથી. જે આ શપથનો ભંગ કરે તેને ચિત્તોડનો ધ્વંસ કરવાનું પાપ લાગે એવી લોકોની માન્યતા છે. જો કે આવું વૃત્તાંત ઇતિહાસને માટે અધિક ઉપયુક્ત નથી, તથાપિ એની અંદર જે નૈતિક તત્ત્વ છે તેને માટેજ તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ નૈતિક તત્ત્વ સામાન્ય નથી. આ ૭૪॥ ના સામાન્ય અંકના ગર્ભમાં જે ગુપ્ત ગંભીર ભાવ વિરાજમાન છે તેનું સ્મરણ થતાં કયા ભારતવાસીનું હૃદય એક પ્રકારની તીક્ષ્ણ ચિંતાથી ઉદ્વિગ્ન નથી થતું ? એવો માણસ કોણ છે કે જ્યારે તે વર્તમાનને ભૂલીને ભૂતકાળના અંધકારમય ગર્ભમાં પ્રવેશ કરે ત્યારે આ દુર્દિનનું–આ રૂધિરથી રંગેલાં ચિત્રનું સ્મરણ થતાં શોકાકુલ ન થાય ?

ઉદયસિંહ ચિત્તોડનો ત્યાગ કરીને ગોહિલ લોકની પાસે ચાલ્યો ગયો. આ ગોહિલ લોકો રાજપીપ્પલી નામક ગંભીર વનમાં રહેતા હતા. તે ત્યાં થોડા દિવસ સુધી અત્યંત કષ્ટ સહન કરી ગિલ્હોત નામક સ્થાનમાં ચાલ્યો ગયો. આ સ્થાન અરવલ્લી શૈલમાલાની અંદર છે. ચિત્તોડ જીત્યા પૂર્વે ઉદયસિંહના પૂર્વજ વીર બાપ્પા રાવલે આ સ્થાનની નિકટમાંજ ગુપ્ત વાસ કર્યો હતો. આ વખતે ચિત્તોડનો નાશ થયો તેથી કેટલાક સમય પૂર્વે ઉક્ત ગિરિની ખીણના મધ્ય ભાગમાં ઉદયસિંહે એક વિશાલ સરોવર બંધાવ્યું હતું અને તેનું નામ ઉદયસાગર રાખ્યુ હતું. આ શૈલમાલાના વિશાળ હૃદયને ધોતી અનેક નાની નાની નદીઓ કલકલ નાદ કરતી વક્રાકારે વહેતી ચાલી જાય છે. ઉદયસિંહે તેમાંની એક નદીમાં એક વિશાલ બંધ બાંધીને તેનો પ્રવાહ રોકી લીધો અને તેની નિકટના ગિરિશૃંગ ઉપર “ નવ ચૌકી ” નામનો એક નાનો સુંદર મહાલય બંધાવ્યો. તત્પશ્ચાત્ થોડા વખતમા આ મહાલયની આસપાસ અનેક

---

બર્નિયર જણાવે છે કે “ સિંહદ્વારમાં પ્રવેશ કરતાંની સાથે દ્વારની બન્ને બાજુએ ઉભા રહેલા બે હાથીઓના જેવું જોવા લાયક બીજુ કાંઇ નથી. આમાંના એક હાથીની ઉપર ચિત્તોડના રાજા જયમલ્લની અને બીજાની ઉપર તેના બંધુ પત્તેની મૂર્તિ છે. આ ઉભય સાહસિક વીરોએ પોતાની વીર માતાની સાથે સંગ્રામમાં જઇ પ્રચંડ વીરતા પ્રદર્શિત કરી હતી. આ ઉભય એવા વીર અને સાહસિક હતા કે તેમણે પ્રાણાંત સુધી શત્રુને પોતાનાં મસ્તક નમાવ્યાં નહોતાં. તેમનાં ગૌરવનાં સ્મારકચિન્હ તરિકે તેમના શત્રુએ તેમની મૂર્તિઓ સ્થાપન કરી છે. આ ઉભય ગજારૂઢ મૂર્તિઓનું દર્શન કરવાથી મારા મનમાં એક અપૂર્વ ભાવ ઉદિત થયો–ભય ભક્તિ અને આનંદ મિશ્રિત એક ઉચ્ચ અને અલૌકિક ભાવ ઉદિત થયો. ”

બર્નિયર રાજપુતોનો ઈતિહાસ સારી રીતે જાણતો નહોતો, નહિ તો તે જયમલને ચિત્તોડનો રાજા અને પત્તેને જયમલનો બંધુ શા માટે જણાવત ? કેવલ આ ઉભય વીરોની પાષાણ મૂર્તિ જોઇને જ બર્નિયરના હૃદયમાં એવો ઉચ્ચ અને ગંભીર ભાવ ઉત્પન્ન થયો હતો ત્યારે જેણે અત્યંત કષ્ટ અને પરિશ્રમ સહન કરીને રાજપુત જાતિના ઈતિહાસનો ઉદ્ધાર કર્યો છે, જેણે જયમલ અને પત્તેના લીલાક્ષેત્રને સ્વદૃષ્ટિથી જોઇને તેમની ચિતાવેદિ ઉપર ભક્તિ સહિત પુષ્પો ચઢાવ્યાં હતાં અને રાજપુતોના હિતને માટે જેણે મોટો આત્મભોગ આપ્યો હતો, તે ટૉડ મહોદયના હૃદયમાં કેવો ઉચ્ચ પૂજ્યભાવ ઉત્પન્ન થયો હશે, તેનો વિચાર કરવાનું કાર્ય અમે સુજ્ઞ પાઠકોનેજ સોંપીએ છીએ.

§ આ મણ પાકા ચાર શેરનો હતો. કર્નલ ટૉડે એને ૪૦ શેરનો મણ જણાવવામાં ભૂલ કરી છે.

મોટા મોટા મહાલયો બંધાઈ ગયા અને અલ્પ કાળમાં તે એક સુંદર નાનું નગર બની ગયું. આ રીતે બીજે થોડો કાળ જતાં તે એક મોટું વિશાળ શહેર બની ગયું. ઉદયસિંહે પોતાનું જ નામ આ નગરને અર્પણ કર્યું. હવે ઉદયપુર મેવાડનું પાટનગર ગણાવા લાગ્યું.

ચિત્તોડનો ધ્વંસ થયા પશ્ચાત્ હૃદયભગ્ન ઉદયસિંહે ગોગુંડા નામક સ્થાનમાં ૪૨ વર્ષની ઉમ્મરે ઇહલોકનો ત્યાગ કર્યો. ઉદયસિંહ જે વખતે પરલોકવાસી થયા તે વખતે તેમના પચ્ચીસ પુત્રો જીવંત હતા. તેમના આ પુત્રો "રાણાવત" નામથી વિખ્યાત થઇ વખત જતાં વિશાલ શાખા પ્રશાખાઓમાં વિભક્ત થઇ ગયા. આજના રાણાવત,પુનાવત, અથવા કનૌત તેમના વિસ્તૃત વંશવૃક્ષની શાખા પ્રશાખા છે. અંત સમયે ઉદયસિંહ પ્રાચીન કાળથી ચાલતી આવેલી ઉત્તરાધિકારની પ્રણાલિનું ઉલ્લંઘન કરીને પોતાના પુત્રોમાં પરસ્પર વિગ્રહનું બીજ વાવી ગયો. તેણે પોતાના પ્રિય નાના પુત્ર જગમલને રાજ્યનો સ્વામિ ઠરાવ્યો. આથી ઝઘડાનો સૂત્રપાત થયો. રાણાના મૃત્યુ પશ્ચાત્ તેની આજ્ઞાનુસાર જગમલ રાજસિંહાસનપર બેઠો. મેવાડના એક રાણાનો અત્યેષ્ટિ સંસ્કાર અને બીજા રાણાનો રાજ્યાભિષેક અલ્પ કાળમાં સમાપ્ત થઇ જાય છે. એક તરફ રાજકુટુંબનાં માણસો કુલપુરોહિતને ઘેર જઇને શોક કરે છે અને બીજી તરફ નવીન ભૂપતિનો અભિષેકોત્સવ કરવાને માટે પરિજન, પુરજન તથા મંત્રીગણ રાજભુવનને ઉત્તમ પ્રકારે સુશોભિત કરે છે. ફાલ્ગુન માસની વાસંતી પૂર્ણિમાને દિવસે જગમલના ભ્રાતાઓ પોતાના પિતાનો અંત્યેષ્ટિ સંસ્કાર કરવાને ગયા તે વખતે આ તરફ જગમલ મેવાડના સિંહાસનપર બેઠો. પરંતુ વિધાતાએ તેના ભાગ્યમાં રાજ્યભોગ લખ્યો નહોતો. જે વખતે સ્તુતિપાઠકોએ અને દૂતોએ જગમલના રાજ્યાભિષેકની ઘોષણા કરી તે વખતે સ્મશાનભૂમિમાં તેના પિતાની ચિતાની ચારે તરફ મેવાડના સરદારો એકત્રિત થઇને ગુપ્ત મસલત કરતા હતા. આ ગુપ્ત મસલતનું ફળ શીઘ્ર સર્વના જાણવામાં આવ્યું. પાઠક આ વાત જાણે છે કે રાણા ઉદયસિંહે સોનગઢા સરદારની પુત્રીનું પાણિગ્રહણ કર્યું હતું. આ રાજકુમારીના ઉદરે વીરશ્રેષ્ઠ પ્રતાપનો જન્મ થયો હતો. પ્રતાપના મામા ઝાલોરરાવ પોતાના ભાણેજને મેવાડના સિંહાસનપર અભિષિક્ત કરવાને માટે અતિ વ્યગ્ર થયા અને તેમણે મેવાડના મુખ્ય સામંત ચંદાવત શિરોમણિ કૃષ્ણજીને પ્રશ્ન કર્યો કે "પ્રતાપ ખરા વારસ હોવા છતાં પણ તેમને સિંહાસન પ્રાપ્ત થયું નથી. આપ જીવંત હોવા છતાં પણ આ અવિચારી કાર્યમાં શા માટે સમ્મત થયા ?" આ વચનો સાંભળી સામંત શિરોમણિ કૃષ્ણજી નમ્ર વચનથી બોલ્યા "જો રોગી અંત સમયે થોડું દૂધ પીવા માગે તો શું તેને દૂધ નહિ આપવું જોઇએ ?" કૃષ્ણજીનો સ્વર ક્રમશઃ ગંભીર થતો ગયો અને તેઓ પુનઃ બોલ્યા "આપના ભાણેજને જ ગાદી આપવાનો મેં નિશ્ચય કર્યો છે. હું પ્રતાપના પક્ષમાં ખડો રહીશ."

પ્રતાપસિંહ મેવાડનો ત્યાગ કરવાને માટે પોતાનો અશ્વ સજ્જ કરતા હતા એટલામાં ગ્વાલિયરના પદચ્યુત નરેશને પોતાની સાથે લઇને રાવત કૃષ્ણજી દરબારમાં આવ્યા. પ્રવેશ કરતાંની સાથેજ ઉભયે સિંહાસનની નિકટ જઇ જગમલના ઉભય હસ્તની બાંયો પકડી અને તેને નિકટના નીચા આસન પર બેસાડી દીધો. જગમલને રાજ્યાસન પરથી નીચે ઉતારતી વખત સામંતશિરોમણિ રાવત કૃષ્ણ ધીર અને માર્મિક ભાવે બોલ્યા "મહારાજ ! આપ ભૂલ્યા છો. આ આસન પર બેસવાને તો માત્ર પ્રતાપસિંહજ અધિકારી છે." પછી સાલુમ્બ્રા પતિએ પ્રતાપસિંહને રાજવેષ અને દેવીએ આપેલા ખડ્ગથી સજાવી રાજ્યાસન પર સ્થાપિત કર્યા તથા ત્રણવાર પૃથ્વીને સ્પર્શ કરી તેમને મેવાડના રાણા તરીકે વંદન કરી તેમના નામનો જયઘોષ કર્યો. ત્યાં બીજા પણ જેટલા સરદારો અને સામંતો ઉપસ્થિત હતા તે સઘળાએ રાવત કૃષ્ણજીના કાર્યને અનુમોદન આપ્યું. આ મંગલકારક કાર્ય સમાપ્ત થતાંજ નવીન રાણા પ્રતાપસિંહે સર્વ લોકોને બોલાવીને કહ્યું "આહેરિયાનો ઉત્સવ આવી પહોંચ્યો છે. માટે ચાલો આપણે સર્વ અશ્વારૂઢ થઈને જંગલમાં જઈએ અને મૃગયા ખેલીએ, તથા ભગવતી ગૌરીને વરાહનો બલિ આપી આગામી વર્ષનું ફલાફલ જાણીએ." પરમાનંદથી પુલકિત થઇ સર્વ જણ મૃગયા ખેલવાને ગયા. સર્વ જણે મળી અગણિત વરાહોનો સંહાર કર્યો. આ વખતે તેમને જય મળવાથી મેવાડના ભાવી સુભાગ્યની આશા સર્વના મનમાં ઉદ્ભવી.



# अध्याय १० मो.

મહારાણા પ્રતાપસિંહનો રાજ્યારોહણ અકબર સાથે રાજપુત રાજાઓનું મળી જવું-પ્રતાપની હીનાવસ્થા યુદ્ધની તૈયારીઓ માલદેવનો અકબરને આધીન થવું-પ્રતાપનો રાજપુત રાજાઓ સાથેનો સંબંધ છુટવો અંબરનો રાજા માનસિંહ સલીમનું મેવાડ પર આક્રમણ-હલદીઘાટનું યુદ્ધ-સલીમની સામે પ્રતાપનું ઘોર યુદ્ધ-પ્રતાપનું ઘાયલ થવું-ઝાલા સરદારે કરેલું પ્રતાપનું રક્ષણ પ્રતાપના ભ્રાતા શક્તસિંહ અને પ્રતાપનો મેળાપ તથા પ્રીતિ દર્શન અકબરે કમલમેર દુર્ગ મેળવવો મોગલ સેનાનો ઉદયપુર પર અધિકાર મોગલ સેનાપતિ ફરીદનો સેના સહિત પ્રતાપે કરેલો નાશ-ભીલોદ્વારા પ્રતાપના પરિવારની થયેલી રક્ષા ખાનખાનાન-પ્રતાપ પર મહાન સંકટ-અકબરની સાથે સંધિ કરવાની પ્રતાપસિંહની માગણી -બીકાનેરના રાજકુમાર પૃથ્વીસિંહ-ખુશરોઝનું વૃત્તાંત-પ્રતાપનું સિંધુ નદી તરફ ગમન-તેમના મંત્રીની સ્વામિભક્તિ-પ્રતાપનું પાછા મેવાડમાં આવવું-પ્રતાપનું મોગલો પર એકાએક આક્રમણ-કમલમેર અને ઉદયપુરનો પુનરુદ્ધાર-પ્રતાપનું વિજયગૌરવ-તેમને થયેલી પીડા અને તેમના મૃત્યુનું વૃત્તાંત.



મહારાણા પ્રતાપસિંહ



સિસોદીઆ કુલની મહાન માન મર્યાદા અને રાજ્યપદવીને પ્રાપ્ત કરી મહારાણા પ્રતાપસિંહ મેવાડનું રાજ્ય ભોગવવા લાગ્યા. પરંતુ તેમની પાસે દ્રવ્યબળ કે સાધનબળ નહોતું. તેમના સામંતો પણ વિપત્તિઓથી હતાશ અને નિસ્તેજ થઇ ગયા હતા. છતાં તેજસ્વી પ્રતાપસિંહ આથી કિંચિત્ પણ ભયભીત થયા નહિ. તેમના હૃદયમાં પૂર્વજોનો વીરમંત્ર અને અંગમાં પૂર્વજોની તેજસ્વિતા સંપૂર્ણ ભરેલી હતી. આ અપૂર્વ રાજગુણોથી યુક્ત હોવાથી તેમને રાત્રિ દિવસ ચિંતા થયા કરતી હતી કે ચિતોડના નષ્ટ થયેલા ગૌરવના પુનરુદ્ધાર શી રીતે કરવો ? આપણા પૂર્વજોનું બળ

પ્રાપ્ત કરી આપણુને અપમાન કરનારા શત્રુઓને તેમના અત્યાચારોનું ફળ શી રીતે આપવું? આ ચિંતા જેમ જેમ પ્રબળ થવા લાગી તેમ તેમ તેમનું હૃદય નવીન નવીન સાહસ અને ઉત્સાહથી દ્રઢ થવા લાગ્યું અને તેઓ પોતાના મહામંત્રની સિદ્ધિ કરવાનો ઉપાય શોધવા લાગ્યા. તેઓ નિશ્ચયપૂર્વક જાણતા હતા કે અનેક બુદ્ધિવાન માણસો મારી યોજનાની વિરૂદ્ધ છે. તેઓ સારી રીતે જાણતા હતા કે મારી પાસે સાહાય્ય, સેના અથવા દ્રવ્ય કાંઇ પણ નથી અને મોગલ પાદશાહ અકબર વિપુલ બલસંપન્ન છે, છતાં પણ તેમણે અકબરની સામે દ્વિગુણ ઉત્સાહથી ખડ્ગ ધારણ કર્યું.

ભટ્ટ લોકોના કાવ્ય ગ્રંથોમાં પોતાના પૂર્વજોની અલૌકિક વીરતા અને મહત્તાનુ વૃત્તાંત વાંચવાથી પ્રતાપસિંહને જ્ઞાત થયું હતું કે ગિહ્લોત કુલના કોઈ પણ રાજાએ કોઈ પણ વખત શત્રુની સમક્ષ પોતાનું મસ્તક અવનત કર્યું નથી. ભીષણ વિપત્તિઓ શિરપર આવી પડયા છતાં પણ સીસોદીઆ કુલના કોઈ રાજાએ શત્રુના શરણનો સ્વીકાર કર્યો નથી. યદ્યપિ શાહબુદ્દીનાદિ નિષ્ઠુર મુસલમાનોના વિદ્વેષથી ચિત્તોડ નગર કેટલીકવાર ઉજ્જડ થઈ ગયુ હતું તથાપિ તે કદિ પણ તેમના અધિકારમાં ગયું નહોતું. તેના પર મુસલમાનોનો અધિકાર થવો તો દૂર રહ્યો, પરંતુ ઉલટ પક્ષે કેટલાક મુસલમાન નૃપતિઓને ચિત્તોડના કારાગૃહની હવા ખાવી પડી હતી. તો શું એ ચિત્તોડપુરીનો ઉદ્ધાર નહિ થશે? શું ચિત્તોડવિજેતા અકબરનો પ્રચંડ ગર્વ કદિ ચૂર્ણ નહિ થશે? પ્રતાપને પૂર્ણ વિશ્વાસ હતો કે "યદ્યપિ હાલ ચિત્તોડ શત્રુના ગ્રાસમાં છે, યદ્યપિ આજે અકબરને મહાન વિજય પ્રાપ્ત થયો છે, તોપણ પ્રયાસ અને પરિશ્રમ કરવાથી એક દિવસ અવશ્ય ચિત્તોડનો ઉદ્ધાર થશે અને અદ્રષ્ટ ચક્રના અપરિહાર્ય પરિવર્તનથી મોગલ પાદશાહ ઉચ્ચ સિંહાસનપરથી પતિત થઈ પાતાળમાં જશેજ અને કદાચ હુંજ અકબરના સિંહાસનને ડામાડોળ કરી નાંખીશ." પ્રતાપસિંહના આ વિચારમાં તેજસ્વિતા અને શૌર્યનુ દર્શન કોને નહિ થાય? પરંતુ દુર્ભાગ્યવશાત્ જે અગણિત વિઘ્નો ધીમે ધીમે તેમની સામે ઉપસ્થિત થતાં જતાં હતાં અને ચતુર અકબર તેમનો ઉદ્યોગ નિષ્ફળ કરવાને માટે ગુપ્ત રીતે જે પ્રયાસ કરતો હતો તે તેમને વિદિત નહોતો. જે સમયે પ્રતાપસિંહ પોતાના મનમાં ને મનમાં આશાવલ્લીને વધારી રહ્યા હતા, તેજ સમયે તેમનો પ્રચંડ વૈરી અકબર, તેમનો સમસ્ત ઉદ્યમ નિષ્ફળ કરવાને માટે તેમાના જ્ઞાતિબંધુઓને-કિંબહુના તેમના આપ્તોને-સહોદરને લાલચમાં ફસાવી તેમનીજ સામે યુદ્ધ કરવાને ઉશ્કેરી રહ્યો હતો. મારવાડ, અંબર અને બિકાનેરના રાજાઓ-અરે! બુંદીના રાજા પણ મુસલમાન પાદશાહે બતાવેલી લાલચમાં ફસી સ્વદેશી અને સ્વજાતિની વિરૂદ્ધ ખડ્ગ ધારણ કરવાને માટે તૈયાર થઇ ગયા. સૌથી અધિક દુઃખની વાત તો એ છે કે પ્રતાપસિંહનો બંધુ સાગરજી+ (શક્તસિંહ) પણ ઉક્ત સ્વદેશદ્રોહી કાપુરુષોની પેઠે પોતાના ભ્રાતાનું સત્યાનાશ કરવાને તૈયાર થયો હતો. સાગરજીએ પોતાના બંધુ પ્રત્યે વિશ્વાસઘાત કરીને તેના બદલામાં પાદશાહની પાસેથી પોતાના પૂર્વજોની પ્રાચીન રાજધાની અને રાજ્યોપાધિ પ્રાપ્ત કરી હતી.

આ અશુભ સમાચાર પ્રતાપસિંહને પણ કર્ણગોચર થયા. જ્યારે તેમણે જાણ્યું કે સ્વદેશી અને સ્વજાતિના લોકો તથા ખુદ સહોદર પણ મુસલમાનોના પક્ષમાં ભળીને મારી સાથે સંગ્રામ કરવાને તત્પર થયા છે ત્યારે તેમના શોકનો પાર રહ્યો નહિ. તેઓ વારંવાર તે લોકોને ધિક્કાર દેવા લાગ્યા. તેઓ પોતાનો મૂળ મંત્ર અને પોતાની પ્રતિજ્ઞા એક ક્ષણવાર પણ વિસર્યા નહિ. તેમનો ઉત્સાહ અધિકાધિક વૃદ્ધિંગત જ થતો ગયો. તેમના પર જેમ જેમ મોટી વિપત્તિઓ પડવા લાગી તેમ તેમ તેમનું હૃદય અધિકાધિક દ્રઢ થતું ગયું અને તેઓ શત્રુના ગર્વનો પરિહાર કરવાને માટે વિશેષ વિશેષ પ્રયત્નો

+ કંધર નામક દુર્ગ સાગરજીના અધિકારમાં હતો. એના સંતાનો સાગરોતના નામથી પ્રસિદ્ધ થયા છે. એમણે અંબરના વિખ્યાત રાજા જયસિંહના સમય પર્યંત કંધર દુર્ગને પોતાના અધિકારમાં રાખ્યો હતો. સવાઇ જયસિંહના સમયમાં તેમણે અંબરના કુશાવહ કુલની સાથે વૈવાહિક સંબંધ જોડવો બંધ કર્યો. આથી અંબરરાજે તેમની પાસેથી એ દુર્ગ ખુંચવી લીધો. મધ્ય હિંદુસ્થાનમાં આ લોકોએ અસંખ્ય પ્રગણાંઓ પોતાના અધિકારમાં લીધાં હતાં. આ પ્રગણાંઓમાં ઉમરી, ભદૌડા, ગણેશગંજ અને દિગરોલી વિશેષ પ્રસિદ્ધ છે.

કરવા લાગ્યા. પ્રતાપની પ્રતિગ્ના એવી હતી કે "હું માતાનું દૂધ કદિ પણ કલંકિત થવા દઇશ નહિ." તેમણે આ પ્રતિજ્ઞાનું પાલન સંપૂર્ણ રીતે કર્યું હતું. આ પ્રતિજ્ઞાના બળથી બળવાન થઇને તેઓ એકલા પચ્ચીસ વર્ષ પર્યંત મુસલમાનોની સામા થયા અને તેમણે તેમના અગણિત સૈનિકોને યમદ્વાર પહોંચાડી દીધા. આ મહાન કાર્ય કરવામાં તેમને અનેક સંકટો સહન કરવાં પડયાં હતાં. તેમને નિદ્રા અને ભોજન વિના અનેક દિવસો નિર્ગમન કરવા પડયા હતા. આ દીર્ઘ સમયમાં તેઓ કોઈ વખત પ્રચંડ પરાક્રમથી દેશના દેશ ઘેરીને ઉજ્જડ કરી નાંખતા અને કોઈ વખત એક પર્વતપરથી બીજા પર્વતપર અને એક વનમાંથી બીજા વનમાં નાશી જઇને પોતાનો પ્રાણ બચાવતા. કોઈ કોઈ વખત તેઓ અસાવધ શત્રુ સેનાપર તુટી પડીને તેનો ધ્વંસ કરી નાખતા અને કોઇ વખત ઘટ્ટ જંગલોમાં જઇને ત્યાં છુપાઈ રહેતા. આ વિપત્તિકાળમાં તેમના પરિવારને અત્યંત કષ્ટ સહન કરવું પડયુ હતું. રાજકુલોચિત ખોરાક નહિ મળવાથી તેમને કેવળ કડવા, તૂરા, કે ખાટા, મીઠા, કંદ મૂલ પર અને ફળફુલ પર નિર્વાહ કરવો પડયો હતો. જેમણે કદિ રાજભુવનની બહાર પગ મૂકયો નહોતો તે ઉઘાડે પગે જંગલે જંગલ ભટકતા હતા અને કાંટાથી તેમના પગ લોહી લુહાણુ થઈ જતા હતા. અહા ! આથી અધિક દુઃખ શું હોઈ શકે ? ભાગ્યની આવી કઠોરતા અને આવી વિપત્તિ કોણુ સહન કરી શકે છે ? એવો કયો મનુષ્ય છે કે જે બરાબર પચ્ચીસ વર્ષ પર્યંત કોઇ વખત સુકો લુખો આહાર કરીને અને કોઇ વખત સર્વથા નિરાહાર રહીને દેશોદ્ધારનો પવિત્ર મંત્ર સાધી શકે ? પ્રતાપ દેવ છે, મનુષ્યમાં દેવ છે. મુસલમાનોના ત્રાસમાંથી આ પુણ્યક્ષેત્ર ભારતવર્ષનો ઉદ્ધાર કરવાને માટે જ ભૂતળપર પ્રતાપનો અવતાર થયો હતો. જો કે તેમનો આ પવિત્ર ઉદ્દેશ સર્વથા સિદ્ધ થયો નહોતો, જો કે જનની–જન્મભૂમિનાં સર્વ દુઃખો તેમનાથી દૂર થઇ શકયાં નહોતાં તોપણુ તે કાર્ય સિદ્ધ કરવાને માટે તેમણે જે ભીષણુ પ્રયત્નો કર્યા હતા, જે અદ્ભૂત વીરતા પ્રદર્શિત કરી હતી અને જે અલૌકિક આત્મત્યાગ દર્શાવ્યો હતો, તેથીજ તેમને સ્વદેશપ્રેમીઓમાં સર્વથી ઉચ્ચ આસન આપવામાં આવે છે. ભયંકર સંકટોમાં પડયા છતાં તેમણે પોતાના મૂળમંત્રની વિસ્મૃતિ કરી નહોતી અને એક પળવાર પણ અકબરનો અનુગ્રહ પ્રાપ્ત કરવાને તેની પ્રાર્થના કરી નહોતી. વીરવંદ્ય બાપ્પા રાવલના વંશજે મોગલ સમ્રાટ્ આગળ પોતાનું મસ્તક અવનત કરી તેના અનુગ્રહની કામના કરી નહોતી. અનેક ચિંતાઓ પ્રતાપસિંહના હૃદયના ટુકડે ટુકડા કરી નાંખતી હતી. પ્રતાપસિંહનું અગાધ પરાક્રમ રોકી નહિ શકાયાથી અકબરે અનેકવાર સંધિને માટે કહેણુ મોકલ્યુ હતું. પરંતુ વીરવર પ્રતાપસિંહે ઘૃણા સહિત તેનો અસ્વીકાર કરીને કહ્યું હતું કે "શું સંધિ ? અમારી સ્વાધીનતા લૂંટી લેનાર મોગલ લૂંટારૂઓની સાથે સંધિ ? આ સંધિનો અર્થ શુ ? શું દાસત્વ અને પરાધીનતા એજ એ સંધિનો અર્થ નથી થતો ?" અર્થાત્ પ્રતાપસિંહે કોઇ પણુ પ્રકારે સંધિનો સ્વીકાર કર્યો નહિ. તેમના જાતિબંધુ રાજપુત કુલકલંકોએ પોતાની ભગિની અને કન્યાઓ યવનોને સમર્પણુ કરીને તેમનો અનુગ્રહ પ્રાપ્ત કર્યો હતો. જો કે અકબરની પાસે પ્રચંડ સેના હતી, ધન પણુ પુષ્કળ હતું, તથાપિ વીરવર પ્રતાપસિંહ તેની કોઇ પણુ માગણીને સ્વાધીન થયા નહિ. એટલુંજ નહિ, પરંતુ જે રાજપુતોએ મોગલોની સાથે વૈવાહિક સંબધ સ્થાપિત કર્યો હતો તેમનો સંબંધ પણુ પ્રતાપસિંહે છોડી દીધો હતો. મહારાણા પ્રતાપસિંહનું અદ્ભૂત વીરત્વ અને અલૌકિક કાર્યોનું સ્મરણુ અદ્યાપિ મેવાડના પ્રત્યેક ગૃહમાં કરવામાં આવે છે. પ્રત્યેક રાજપુતના હૃદયમાં તેની અપ્રતિમ પ્રતિમા અદ્યાપિ વિરાજમાન છે. આજ પર્યંત રાજપુત લોકો ભક્તિપૂર્ણ હૃદયથી તેમના મહામંત્રનું ધ્યાન કરે છે. આ પૃથ્વીમાં એવો કયો માણુસ હશે કે જેના હૃદયપર પ્રતાપની અનુપમ વીરતા અને મહત્તાની છાપ ન પડતી હોય ? પ્રતાપ એવા ગુણસંપન્ન ભૂપાલ હતા કે શત્રુઓએ પણુ પોતાના ગ્રંથોમાં તેમની પ્રશંસા કરી છે. જો કોઈ પુણ્યક્ષેત્ર મેવાડમાં જઇને ત્યાંના વર્તમાન સામંતો અને સરદારોને પ્રતાપનાં અદ્ભુત વીરત્વ અને મહત્વનું વૃત્તાંત પૂછે તો આજે પણુ ઉત્સાહપૂર્વક તેની પ્રશંસા કરતાં કરતાં તેમની આંખોમાંથી અશ્રુધારા વહે છે. જે લોકોએ તે પવિત્ર ભૂમિનું દર્શન કર્યું નથી, જેણે શ્રેષ્ઠ સ્વદેશભક્ત પ્રતાપસિંહની પવિત્ર લીલાભૂમિમાં ભ્રમણુ કર્યું નથી, એવા માણુસો તો પ્રતાપસિંહનાં પ્રાતઃ સ્મરણીય કામોનાં વૃત્તાંતને ઉપન્યાસ જ સમજશે.

જો કે અનેક રાજપુતોએ લોભવશ થઇને મુસલમાનોનો પક્ષ ગ્રહણ કર્યો હતો, તથાપિ પ્રતાપસિંહ સર્વથા સહાયહીન થયા નહોતા. તેમને ઘણી ઉચ્ચ સહાય મળી હતી. વિપુલ સંપત્તિ આપવાથી અથવા લોભ બતાવવાથી પણ જે સાહાય ન મળી શકે તેવી અતુલ સહાય પ્રતાપસિંહને મળી હતી. તે સહાય પવિત્ર અને સ્વર્ગીય હતી. તે પવિત્ર હૃદયની પવિત્ર સહાનુભૂતિ હતી. પ્રતાપસિંહના ઉપર અનુરાગ રાખનાર સામંતોએ અને સરદારોએ તેમના પ્રતિ સહાનુભૂતિ દર્શાવીને તે સહાય આપી હતી. અકબરે ઉક્ત સરદારો અને સામંતોને પ્રતાપનો સંગ છોડી દેવા બહુ લાલચ બતાવી હતી. કેટલાક સરદારોને ધન આપવાની અને કેટલાકને રાજ્ય આપવાની લાલચ દર્શાવી હતી. પરંતુ તેનો આ પ્રયત્ન સફળ થયો નહિ. કોઇએ પણ આવા લોભ તરફ લક્ષ્ય આપ્યું નહિ. ચંદ્ર, જયમલ તથા ફતેહ પ્રભૃતિ વીરોના વંશજોએ ભીષણ સંકટો સહન કરીને પણ પ્રતાપની છાયામાં ખડા રહીને પ્રસન્નતાપૂર્વક પોતાના હૃદયનું રૂધિર સમર્પણ કર્યું હતું. તેમની વીરતા, તેમનું માહાત્મ્ય, અને તેમનો સ્વાર્થત્યાગ મેવાડના ઇતિહાસમાં અત્યંત ગૌરવમય ગણાય છે.

ચિત્તોડ નગરની જે કાંઈ સુંદરતા હતી તે સર્વ અકબરના ક્રોધાગ્નિમાં ભસ્મ થઈ ગઇ હતી. ચિત્તોડની આવી દીન દશા જોઇને ભટ્ટ કવિઓએ તેને "વસ્ત્રાલંકાર વિનાની વિધવા" કહી છે. જે રીતે માતાનો સ્વર્ગવાસ થવાથી પુત્રો આનંદ વિલાસનો ત્યાગ કરી દે છે, તે પ્રમાણે સ્વદેશભક્ત પ્રતાપે પણ જનની-જન્મભૂમિની પરાધીનતાના શોકથી અત્યંત પીડિત થઇને સર્વ પ્રકારના ભોગ વિલાસનો ત્યાગ કર્યો હતો. ભોજનપાન કરતી વખતે જે સોના ચાંદીનાં વાસણોનો ઉપયોગ કરવામાં આવતો હતો તેને દૂર ફેંકી દઇને તેઓ વૃક્ષના પત્રોની ઉપર ભોજન કરવા લાગ્યા અને સુખદાયી કોમલ શય્યાને છોડીને કઠિન તૃણશય્યા પર શયન કરવા લાગ્યા. માત્ર પોતેજ આ પ્રકારના સર્વ વિલાસોનો ત્યાગ કરીને તેઓ અટક્યા નહિ, પરંતુ પોતાના વંશજોને પણ એવી આજ્ઞા ફરમાવી ગયા હતા કે "જ્યાં સુધી ચિત્તોડપુરીનો પુનરૂદ્ધાર થાય નહિ, જ્યાં સુધી ચિત્તોડ આપણા અધિકારમાં આવે નહિ, જ્યાં સુધી ચિત્તોડની દુર્દશા દૂર થાય નહિ ,ત્યાં સુધી પ્રત્યેક સિસોદીઆ રાજપુતે આ શોકચિન્હ ધારણ કરવાં જોઇએ અને સર્વ સુખોનો પરિત્યાગ કરવો જોઇએ." તદુપરાંત ચિત્તોડનું શોકાવહ દુર્ભાગ્ય ચિત્ર મેવાડવાસીઓના હૃદયમાં ઉત્તમ પ્રકારે જાગૃત રહે એટલા માટે તેમણે એક બીજો ઉપાય શોધી કાઢયો. મેવાડની ઉક્ત દુર્દશા થયા પૂર્વે રણવાદ્યો સેનાના અગ્ર ભાગે વગાડવામાં આવતાં હતાં, પરંતુ હવે પ્રતાપસિંહે આજ્ઞા કરી કે "રણવાદ્યો સેનાના પાછલા ભાગમાં વગાડવાં." તોપણ વિધાતાના કઠોર લેખથી મેવાડના પૂર્વ ગૌરવનો ઉદ્ધાર થઈ શકયો નહિ. પરંતુ ઉક્ત આજ્ઞાનું પરિપાલન તો હજી સુધી પણ થાય છે. આજે પણ શોકવાદ્યોની પેઠે આ વાદ્યો સેનાના પાછલા ભાગમાં વગાડવામાં આવે છે. આજ પર્યંત રાજપુતો પોતાની દાઢી પર અસ્તરાનો સ્પર્શ થવા દેતા નથી. મેવાડના વીર રાજપુતો દિવસાનુદિવસ શ્રદ્ધાહીન થતા ચાલ્યા છે, તેઓ સોના ચાંદીનાં વાસણોનો ઉપયોગ કરે છે, મૃદુ શય્યા પર શયન કરે છે, પરંતુ તેઓ ઉપલી આજ્ઞા તો હજી પણ પાળે છે. હજી પણ વીરવર પ્રતાપના વંશજો સોના ચાંદીનાં વાસણની નીચે એક તરૂપત્ર અને મૃદુ શય્યાની નીચે એક તૃણાંકુર રાખે છે.

માતૃભૂમિની આવી શોચનીય દુર્દશા જોવાથી વીર કેસરી પ્રતાપસિંહ અત્યંત વ્યાકુળ થઇને વારંવાર એમ કહેતા હતા કે ".જો ઉદયસિંહ ઉત્પન્ન નહિ થયા હોત અથવા સંગ્રામસિંહ અને મારી વચ્ચે સીસોદીઆ કુળમાં કોઇ ઉત્પન્ન થયું ન હોત તો કોઈ પણ મુસલમાન રાજસ્થાનને પરાધીનતાની બેડી પહેરાવી શકયો ન હોત." આ વાકય ઉપરથી પ્રતાપસિંહની ઉત્કટ સ્વદેશભક્તિ આપણને સંપૂર્ણ રીતે પ્રતીત થાય છે. પ્રતાપસિંહનો રાજ્યાભિષેક થયા પૂર્વેનાં સો વર્ષોમાં હિંદુ જાતિએ એક નવીન સ્વરૂપ ધારણ કર્યું હતું. ગંગા અને યમુનાના તટથી લઇને અરવલ્લીની શૈલમાલા પર્યંતનો જે સમસ્ત દેશ, મુસલમાનોના કઠોર અત્યાચારથી ઉજ્જડ થઈ ગયો હતો તે પ્રતાપસિંહના અભિષેક પૂર્વેનાં સો વર્ષોમાં નવીન બળથી બળવાન થઇને ધીમે ધીમે પોતાનું મસ્તક ઉઠાવી રહ્યો હતો. અંબર અને મારવાડ એ બન્ને રાજ્યો પણ આ વિશાલ પ્રદેશમાંજ આવેલાં છે. આ ઉભય રાજ્યના રાજાઓ ધીમે ધીમે એટલા બધા બળવાન થઇ ગયા હતા કે એકલા મારવાડના રાજાએજ અન્ય કોઈ પણ રાજપુત

રાજાની સાહાય્ય વિના દિલ્લીશ્વર શેરશાહની વિરૂદ્ધ ખડ્ગ ધારણ કર્યું હતું. આ ઉભય દેશ વ્યતિરિક્ત ચંબલ નદીના ઉત્તર તરફના તટ પર વસેલાં અનેક નાનાં નાનાં રાજ્યો પણ બલસંચય કરીને ઉન્નતિ કરી રહ્યાં હતાં. ઉપર જણાવ્યા પ્રમાણે આ સર્વ રાજ્યોમાં હિંદુઓનો અધિકાર હતો. તેઓ સ્વજાતિની ઉન્નતિ કરવા અને ભારતવર્ષની લક્ષ્મી વધારવાને પ્રયાસ કરતા હતા. તે સર્વનું બળ અત્યંત વધી ગયું હતું. પરંતુ તેમનામાં એક ન્યૂનતા હતી. જો તેમનામાં આ ન્યૂનતા નહિ હોત તો તેઓ અવશ્ય ભારતનો રાજમુકુટ યવનોને મસ્તકેથી ઉતારીને હિંદુઓને મસ્તકે સ્થાપન કરી પોતાની જાતિને ઉન્નતિને શિખરે સ્થાપી શક્યા હોત. સાહસ, બળ, પરાક્રમ, ધન એ સર્વ તેમની પાસે હતાં. પરંતુ આ સર્વ શક્તિઓને એકત્રિત કરીને એક મહાશક્તિ ઉત્પન્ન કરી ચતુરતાભરી રાજનીતિ અનુસાર તે શક્તિનો શત્રુની સામે ઉપયોગ કરનાર એક સેનાપતિનો જ માત્ર અભાવ હતો. એમ કહેવું ઉચિત થઈ પડશે કે વીરશ્રેષ્ઠ સંગદ્વારા આ ન્યૂનતા પૂરાઇ ગઇ હતી. સંગ્રામસિંહનું ઉચ્ચ કુલ, વિશાલ રાજ્ય અને તેમના વીરોચિત ગુણોને ધ્યાનમાં લેતાં કહેવું પડે છે કે તેઓ આ કાર્યને માટે સર્વ પ્રકારે યોગ્ય હતા. જે ગુણોનો પરિચય થતાં મનુષ્યના હૃદયમાં આપોઆપ પ્રીતિ અને ભક્તિ ઉત્પન્ન થાય છે. તે સર્વ ગુણો સંગ્રામસિંહમાં વર્તમાન હતા. હિમાલયથી લઇને સેતુબંધ રામેશ્વર પર્યત સર્વ જણે રાણાના ગુણોની પ્રશંસા કરી હતી. સર્વ ભારતસંતાનો તેમને ઉદ્ધારક ધારીને આશાપૂર્ણ બન્યાં હતાં. પરંતુ તેમની સર્વ આશા નિષ્ફળ થઇ. અભાગિની ભારતભૂમિના ભાગ્યમાં દીર્ઘ કાળ પર્યત મુસલમાનોના દાસત્વનો લેખ લખાયલો હતો. જેથી મહારાણા સંગ્રામસિંહ અકાળે મૃત્યુ પામ્યા અને સંચિત થયેલું બળ, પરાક્રમ અને જાતીય જીવન ધીમે ધીમે નષ્ટ થઈ ગયું. આર્ય લોકો પોતાના પૂર્વજોનાં રાજ્ય ખોઇ બેઠા. ભવિષ્ય પુરાણનો કઠોર લેખ ચરિતાર્થ થયો. ભારતસંતાનોના પગમાં સદાને માટે ભીષણ બેડીઓ ઠોકાઇ ગઇ. જો સંગ્રામસિંહની પછી ઉદયસિંહ ચિત્તોડના સિંહાસનપર બેઠા ન હોત, પરંતુ તેની પછી તત્કાળ પ્રતાપસિંહજ ચિત્તોડના સિંહાસનપર આવ્યા હોત, અથવા ભારતવર્ષનો પાદશાહ અકબરના કરતાં ઓછી શક્તિવાળો હોત તો આર્યાવર્તની આવી દુર્દશા કદિ ન થાત.

અકબરની પાસે અતિ પ્રચંડ સેના હતી અને પ્રતાપની સેના ઘણી નાની હતી. આથી આટલી નાની સેનાના બળે અકબરની સાથે શી રીતે યુદ્ધ કરવું? કયો ઉપાય કરવાથી આપણું કાર્ય વધારે સારી રીતે સિદ્ધ થશે? વગેરે બાબતનો નિર્ણય કરવાને માટે પ્રતાપસિંહે પોતાના બુદ્ધિવાન સરદારોને બોલાવ્યા અને તેમની સલાહ લીધી. નિર્ણય થયા પશ્ચાત્ તેમણે કાર્ય કરવાનો આરંભ કર્યો. શું શું કાર્યો કરવાનાં છે, તે જણાવીને તેઓ સામંતોને નવી નવી ભૂમિવૃત્તિ અર્પણ કરવા લાગ્યા. કમલમેરને પાટનગર બનાવવું ઉચિત જણાયાથી તેમ કર્યું અને કમલમેરની સાથે સાથે ગોગુંડા તથા અન્ય પહાડી કિલ્લાઓની પણ મરામત કરાવી લીધી. અલ્પ સેના હોવાથી મેવાડની સમતલ ભૂમિમાં તેની રક્ષા થઇ શકશે નહિ, એમ પ્રતાપસિંહને લાગ્યું. આથી તેમણે પોતાના પૂર્વજોની શ્રેષ્ઠ રીતિનું અનુસરણ કરીને ધાડાં અને દુર્ગમ પહાડી સ્થાનોમાં પોતાની સેનાના મોર્ચા જમાવ્યા. પછી તેમણે શીઘ્ર એવો ઢંઢેરો પીટાવ્યો કે "જેઓ અમારો અધિકાર સ્વીકારવા ઇચ્છતા હોય તેમણે તત્કાળ પોતાના આવાસ છોડી સપરિવાર પર્વતોમાં વાસ કરવો. જે પર્વતોમાં વાસ નહિ કરશે તેને દેશશત્રુ માનવામાં આવશે અને તેને પ્રાણદંડ થશે." આ આજ્ઞાનો પ્રચાર થતાંજ પ્રજાનાં ઝુંડનાં ઝુંડ પોતપોતાનાં ઘરબાર છોડી પર્વતોમાં જઇ વસવા લાગ્યાં. અગણિત માણસો આ રીતે મેવાડ પ્રદેશમાંથી ચાલ્યા જવાથી તે પ્રાંત ઉજ્જડ બની ગયો અને પર્વતમાર્ગો તથા ઘાટ માણસોથી ઉભરાઇ ગયા. થોડા દિવસમાંજ મેવાડનાં ઘણાં પ્રગણાં ઉજ્જડ થઇ ગયાં. તે એટલે સુધી કે બુનાસ અને બેરિસ નદીના નિર્મળ જલથી સિંચન થયેલો મેવાડનો ફળદ્રૂપ અને વિશાળ ભૂભાગ સંપૂર્ણતઃ "બેચિરાગ" અર્થાત્ નિસ્તેજ બની ગયો.

પ્રતાપસિંહે પોતાની પ્રજાની પાસે આ કઠિન આજ્ઞાનું પાલન કરાવવાને માટે જે ભીષણ કઠોરતા વાપરી હતી તેનું ઘણું વર્ણન ભટ્ટ લોકોના ગ્રંથોમાં ઉપલબ્ધ થાય છે. તેઓ પોતાની આજ્ઞાનું યથાર્થ રીતે પાલન થાય છે કે નહિ તેની તપાસ કરવાને માટે પોતાની સાથે કેટલાક અશ્વારોહીઓને લઇને એકાંત ગિરિનિવાસ છોડી પર્વતની નીચે આવતા અને સર્વ સ્થાનોને ઉત્તમ પ્રકારે તપાસીને પુનઃ દુર્ગમ પર્વતવાસમાં ચાલ્યા જતા. પૂર્વે જે સ્થાનો મનુષ્યોના કોલાહલ અને આનંદધ્વનિથી સદા ગુંજી

રહેતાં હતાં અને ચૈતન્યમય જણાતાં હતાં તે આજે નિસ્તબ્ધ, નિર્જીવ અને મરૂભૂમિ સમાન બની ગયાં. જે સ્થાનો પૂર્વે મહિલાઓના વિમલ હાસ્યથી જ્યોતિ સમાન ઉજ્જવલ રહેતાં હતાં, તે સ્થાનો હવે નિર્જન બની ગયાં. જે ક્ષેત્રો પૂર્વે લીલાંછમ હોઈ ચક્ષુને અપૂર્વ આનંદ આપતાં હતાં તે સર્વે સૂકાં ઘાસથી પરિપૂર્ણ બની ગયાં. જે વિશાલ રાજમાર્ગો મનુષ્યોના સમૂહથી પરિપૂર્ણ રહેતા હતા તેપર હવે કાંટાવાળાં બાવળનાં વૃક્ષો ઉગી નીકળ્યાં. મેવાડની સુંદરતાનો સર્વથા લોપ થયો. જે સુંદરતાના પ્રભાવથી મેવાડ-ભૂમિ મનમોહક નંદનવન સમાન સુખકર બની ગઈ હતી, તેની સર્વ સુંદરતા હવે નષ્ટ થઈ ગઈ. સુખ-દાયક નંદનવન આજે શોકપ્રદ સ્મશાનરૂપ બની ગયું. મેવાડના જે મહાલયોમાં દેવસુંદરીઓ સમાન સ્ત્રીઓ વસતી હતી તેમાં હવે હિંસક પશુઓ રહેવા લાગ્યાં. મેવાડભૂમિની આવી સૂક્ષ્મ તપાસ મહા-રાણા પ્રતાપ કરવા લાગ્યા. એક વખત તેઓ પોતાના અનુચરોને લઇને બનાસ નદીના તીરપર વસેલા "અન્તલ્લા" નામક સ્થાનમાં ભ્રમણ કરતા હતા. અહીંઆં કેટલાંક ફળદ્રૂપ ક્ષેત્રો હતાં અને એક ભરવાડ નિર્ભય બનીને તેમાં પોતાનાં બકરાં ચારતો હતો. તે હતભાગી ભરવાડે ધાર્યું હતું કે મને કોઇ જોનાર નથી. આથીજ તે પોતાના રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને નિર્ભયતાપૂર્વક તે સ્થળે ઘુમતો હતો. રાણાએ તે ભરવાડને રાજાજ્ઞાનો અનાદર કરવાના સંબંધમાં બે ચાર પ્રશ્નો પૂછ્યા અને પછી તત્કાળ તેને પ્રાણદંડ આપ્યો. તત્પશ્ચાત્ રાજદ્રોહીઓને આ પ્રકારની શિક્ષા થાય છે એમ બતાવવાને માટે તેમણે તેના મૃત દેહને એક વૃક્ષની સાથે ટાંગી દીધો. પ્રતાપસિંહની આ કઠોર આજ્ઞાથી મેવાડની સુંદર ભૂમિ સ્મશાનવત્ બની ગઈ. આથી હવે આ સ્મશાન ભૂમિપર મોગલોની દ્રષ્ટિ પડવાની આ-શંકા રહી નહિ. અર્થપ્રાપ્તિના સર્વ ઉપાયો પ્રતાપસિંહે છોડી દીધા હતો, પરંતુ હવે તેમને દ્રવ્યની આવશ્યકતા જણાઇ, કારણ કે અકબરની સામે તેમને પ્રચંડ બળથી બાથ ભીડવાની હતી. તેમની પાસે અધિક દ્રવ્ય હતું નહિ; આથી તેમના સરદારોએ તેમને એક ઉપાય સૂચવ્યો. તે સમયમાં મોગલો યૂરોપ-વાસીઓની સાથે સારો વ્યાપાર ચલાવતા હતા અને મેવાડના પ્રદેશમાં થઇને સૂરત તથા અન્ય બંદરો તરફ વાણિજ્યના પુષ્કળ પદાર્થો લઈ જતા હતા. પ્રતાપના માણસો સંધિ મળતાં મેવાડમાંથી જતા વ્યાપારી લોકોના માલને લૂંટવા લાગ્યા.

હવે હિંદુઓ અને મુસલમાનો વચ્ચે પ્રચંડ વિદ્વેષાગ્નિ પ્રદીપ્ત થયો. એક તરફ યવન સમ્રાટ્ અક-બરની મહા પ્રચંડ સેના અને બીજી તરફ માત્ર થોડા માણસો સાથે એકલા પ્રતાપસિંહ ! પ્રાયઃ સર્વ રાજપુત સરદારો અને રાજાઓએ તથા સમસ્ત ભારતવાસીઓએ અકબરના ચરણમાં પોતાનાં મસ્તક અવનત કરી દીધાં હતાં. હતભાગી રાજપુતોનો પુનરૂદ્ધાર કરવાની ઇચ્છાથી વીર કેસરી પ્રતાપસિંહે કોઇની પણ સાહાય્ય વિના મોગલોની સામે યુદ્ધ કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો. પ્રતાપસિંહની સેનાની તુલના જો અકબરના અત્યંત પ્રચંડ સૈન્યની સાથે કરવામાં આવે તો તે પાદશાહના સૈન્યની આગળ કાંઇ વિસાતમાં નહોતી. પરંતુ તે થોડા રાજપુત સૈનિકોની રક્તવાહિનીઓમાં આર્યરક્ત વિદ્યુત્પ્રવાહની પેઠે વહી રહ્યું હતું. તેમના હૃદયમાં જે મહા મંત્રનો જપ થયા કરતો હતો તે સાધારણ નહોતો. આ મહામંત્રથી ઉત્તેજિત થઇને સર્વ રાજપુતો સ્વદેશને માટે પ્રાણાર્પણ કરવાને તત્પર થઈ ગયા હતા. અક-બર પોતાની મુખ્ય સેનાને અજમેરમાં મૂકીને પ્રતાપસિંહની સામે યુદ્ધ કરવાને આવ્યો. અકબરે યુદ્ધની એવી પ્રચંડ તૈયારીઓ કરી હતી કે તેને દેખીને મારવાડના રાજા માલદેવ પણ અંબરના રાજા ભગ-વાનદાસની પેઠે તેને શરણે ગયા હતા. જેણે પૂર્વે શેરશાહના પ્રચંડ બળને વ્યર્થ કર્યું હતું, જેણે મૈરતા અને જોધપુર પર અકબર પાદશાહે કરેલા આક્રમણને નિષ્ફળ કરવાની ચેષ્ટા કરી હતી, જેને અત્યાર પર્યંત એક ખરો રાજપુત બચ્ચો માનવામાં આવતો હતો તેનું સમસ્ત સાહસ અને સમસ્ત તેજ દુર્ભાગ્ય-વશાત્ કોણ જાણે ક્યાં ચાલ્યું ગયું ! એટલુંજ નહિ પણ તેણે પોતાના પુત્ર ઉદયસિંહને વિવિધ પ્રકારની ભેટો આપીને પાદશાહની પાસે મોકલ્યો.+ આ વખતે અકબર અજમેર તરફ જતો હતો. માર્ગમાં નાગોર નામક સ્થળે ઉદયસિંહને પાદશાહનો મળાપ થયો. અકબરે અત્યંત આદર સહિત ભેટોનો સ્વીકાર કર્યો અને રાજકુમાર ઉદયસિંહને રાજાની પદ્વી આપી. આ સમયથી મારવાડના રાવો 'રાજા' કહેવાવા

+ હિજરી સન ૯૭૭ (ઇ. સ. ૧૫૬૯)

લાગ્યા. એમ કહેવાય છે કે રાઠોડ ઉદયસિંહનું શરીર અત્યંત સ્થૂલ હતું, તેથી રાજપુતો તેને "મોટા રાજા" કહેતા હતા. અહીંઆં જણાવવું ઉચિત છે કે રાઠોડોની રાજદ્વારી ઉન્નતિનો પાયો આ સમયથી નંખાયો. આ વખતથીજ તેઓ પાદશાહના "જમણા હાથ" તરફ આસન પ્રાપ્ત કરવા લાગ્યા. પરંતુ પવિત્ર કુલમર્યાદા પર પાણી ફેરવીને મારવાડના રાજાએ જે સન્માન વેચાતું લીધું હતું તે શું તેની મૂળ સ્થિતિની બરાબરી કરી શકશે?

તદુપરાંત સ્થૂલ શરીરના ઉદયસિંહે સૌથી પહેલાં એક તિરસ્કરણીય કાર્ય કર્યું હતું. તેણે રાજપુત થઇને સૌથી પહેલાં યવનની સાથે પોતાની જોધબા નામક કન્યા પરણાવી§ જોધબા આપવાના બદલામાં રાજપુત કુલ કલંક ઉદયસિંહને ચાર પ્રગણાંઓ મળ્યાં. આ પ્રગણાંઓની ઉપજ ઘણી મોટી હતી‡ આ ચાર પ્રગણાઓ પ્રતિવર્ષ વીસ લાખ રૂપિઆની ઉપજ આપતાં હતાં આ પ્રગણાંઓ પ્રાપ્ત થવાથી મારવાડ રાજ્યની આમદાની પહેલા કરતાં બમણી વધી ગઇ. અંબર અને મારવાડના કાયર રાજાઓએ જે ઘૃણિત કાર્ય કર્યા તેનું અનુકરણ અલ્પ સમયમાં અન્ય અનેક રાજપુત રાજાઓ કરવા લાગ્યા. ઉક્ત ઉભય રાજાઓનો અનર્થકારક ચેપ અનેક રાજપુત રાજાઓને લાગ્યો. તેઓ શીઘ્ર મોગલોને આધીન થઇ ગયા. ઉપાધિ અને સાધારણ સન્માનના બદલામાં તેમણે અમૂલ્ય સ્વાધીનતા રત્ન વેચી દીધું અને પોતાના હાથથી પરાધીનતા રૂપી જંજીર ગળામાં પહેરી લીધી. આ પ્રકારે રાજસ્થાનના રાજાઓમાંનો મોટો ભાગ અકબરને આધીન થયો અને તેમનાં વિશાળ રાજ્યો મોગલ સામ્રાજ્યમાં લીન થઇ ગયાં. આ સર્વ હિંદુઓએ મોગલ સમ્રાટપર એટલો મોટો ઉપકાર કર્યો હતો કે મુસલમાન તવારીખ લેખકોએ તેમને "મોગલ રાજ્યના સ્તંભ અને ભૂષણ" કહ્યા છે.


જોધબા.

પાદશાહ અકબરે આ સર્વ રાજપુત રાજાઓને પોતાની સાથે લઇને વીરશ્રેષ્ઠ પ્રતાપની વિરૂદ્ધ ખડ્ગ ધારણ કર્યું. પૂર્વે જે લોકોના પૂર્વજોએ મેવાડને માટે પ્રાણાર્પણ સુદ્ધાં કર્યું હતું, તેજ લોકો આજે મેવાડ ભૂમિનો ધ્વંસ કરવાને માટે કુલાંગાર બની મુસલમાનોના પક્ષમાં ભળી ગયા. પ્રતાપસિંહની સામે યુદ્ધ કરવાને માટે તેઓ આવ્યા હતા તેનું એક બીજું પણ કારણ હતું. યવનોના હાથમાં કુલમર્યાદા વેચાવાથી આપણી દારૂણ દુર્દશા થઇ છે એમ તેઓ સારી પેઠ જાણતા હતા; પરંતુ પોતાની સર્વેની કુલમર્યાદા જાય અને માત્ર પ્રતાપસિંહ ગૌરવના ઉચ્ચ આસનપર વિરાજમાન રહે એ તેમનાં દુષ્ટ હૃદય સહન કરી શક્યાં નહિ. તેમના અંતઃકરણમાં પ્રબળ દ્વેષાગ્નિ પ્રદીપ્ત થઇ ગયો. આ કારણથીજ તે કુલાંગારોએ વીરશ્રેષ્ઠ પ્રતાપની સામે યુદ્ધ કરવાનો વિચાર કર્યો હતો. આ પ્રકારે રાજસ્થાનના પ્રાયઃ સર્વ હિંદુ રાજાઓ અકબરના પક્ષમાં ભળી ગયા. કેવળ બુંદીના હાડારાજ* આ દુર્દશામાંથી મુક્ત રહ્યા હતા. તેમના સિવાયના અકબરના પક્ષમાં ગયેલા સર્વ રાજપુત રાજાઓની સાથેનો સર્વ સંબંધ પ્રતાપે તોડી નાંખ્યો અને તેઓ દિલ્લી, પાટણ, મારવાડ તથા ધારાનગરીના પ્રાચીન રાજપુતોની સાથે વ્યવહાર ચાલુ

§ જોધબાના ગર્ભથી જહાંગીરનો જન્મ થયો હતો. જોધબાનો મકબરો આગ્રાની નિકટ સિકંદ્રાબાદમાં આવેલો છે. અનેક વિદ્વાનોનું એવું કથન છે કે રાજપુત રાજાઓએ પોતાની રાણીના ગર્ભથી ઉત્પન્ન થયેલી એકે કન્યા મુસલમાન પાદશાહોને આપી નહોતી, પરંતુ દાસીપુત્રીઓને આપી હતી.

‡ આ ચાર પ્રગણાંઓની વાર્ષિક ઉપજ આ પ્રમાણે હતીઃ–ગદવાડ (ગોદ્વાર); ૯૦૦૦૦૦, ઉજ્જયિની; ૨૪૯૯૧૪, દેવલપુર ૧૮૨૫૦૦; અને બુદનાબર ૨૫૦૦૦૦.

* બુંદીના હાડા રાજાની કુલમર્યાદા અદ્ભુત રીતે મોગલોના પ્રચંડ ગ્રાસમાંથી બચી હતી. આ વિષે રાજસ્થાનના ઇતિહાસના દ્વિતીય ગ્રંથમાં બુંદીના ઇતિહાસમાં સારી રીતે વર્ણન કરવામાં આવશે.

કરી તેમની સાથેજ સર્વ પ્રકારનો સબંધ રાખવા લાગ્યા. તે વખતે પ્રતાપસિંહે જે નિયમ સ્થાપિત કર્યો તેનો અનાદર તેમના કોઇ પણ વંશજે કદિ કર્યો નથી. કોઇ પણ સીસોદીઆ વીરે પોતાની કન્યા અથવા ભગિની મોગલોને આપી નહિ. કન્યા આપી કુલગૌરવહીન થયેલા રાજપુતો પ્રત્યે સીસોદીઆ વીરો એટલી ઘૃણા ધરાવતા કે મોગલોની અવનતિના સમયમાં પણ તેઓ મારવાડ અથવા અંબરના રાજકુલની સાથે વૈવાહિક સબંધથી આબદ્ધ થતા નહોતા. આપરથી પ્રતાપની માનમર્યાદા કેટલી વૃદ્ધિગત થઈ હતી તે સહજ પ્રતીત થાય છે. ધન તથા માનની તુચ્છ લાલસાથીજ પોતાની કન્યા તથા ભગિનીને મોગલોના હાથમાં અર્પણ કરીને અંબર, મારવાડ તથા અન્ય દેશોના રાજાઓ કુલહીન તથા ગૌરવહીન બની ગયા. તેમનુ પ્રાચીન ગૌરવ સર્વથા નષ્ટ થઈ ગયુ. રાજપુતો તેમના પ્રતિ ઘૃણાની દ્રષ્ટિથી જોતા હતા, એ વાત તેઓ સારી પેઠે જાણતા હતા અને એથી તેમના અંતઃકરણ વિદીર્ણ થઈ જતાં હતા. જે વખતે તેમનામાં આ ચિંતા ઉદિત થતી, જે સમયે તેઓ પોતાના કૃતકર્મનુ સ્મરણ કરતા, તે વખતે તેમને અત્યંત દુખ થતુ. આ વાતની સત્યતા મારવાડ અને અંબરના બે મુખ્ય રાજાઓના પત્ર વાંચવાથી ઉત્તમ પ્રકારે પ્રતીત થાય છે. ઉક્ત ઉભય રાજાઓના નામ ભક્તિસિંહ અને જયસિંહ હતાં.

આ ઉભય રાજાઓએ મોગલ પાદશાહના પ્રસાદથી એક વખત મહાશક્તિ પ્રાપ્ત કરી હતી. એક વખતે ઉક્ત ઉભય રાજાઓ રાજસ્થાનમાં શ્રેષ્ઠ મનાતા હતા. પરંતુ જે વખતે તેમના હૃદયમાં કુલહીનતાજન્ય ચિંતા ઉદિત થતી હતી ત્યારે તેમને અમર્યાદ માનસિક દુખ થતું અને તેઓ રાજસન્માનને સેંકડો વાર ધિક્કાર દઈને શિર કૂટતા હતા. તેઓ સીસોદીઆ કુળની સાથે વૈવાહિક સંબંધ જોડવાને માટે રાણા પ્રતાપસિંહને અનેક પ્રકારની આજીજી કરતા અને કહેતા કે "હે મહારાજ! અમે કલંકિત થયા છીએ, અમે પતિત થયા છીએ, રાજપુત કુલની માન મર્યાદાથી ભ્રષ્ટ થયા છીએ, માટે આપ અમારાપર અનુગ્રહ કરીને અમને પાવન કરો, વિધિપૂર્વક અમને પવિત્ર કરો અને અમને યથાર્થ રાજપુત નામે પ્રખ્યાત કરો."

ક્ષત્રીકુલ ચુડામણિ સમરકેસરી મહારાણા પ્રતાપસિંહે સીસોદીઆ કુલના ગૌરવની રક્ષા કરવાને માટે કેવાં કેવાં મહાન કાર્યો કર્યો હતા તે નિમ્નલિખિત વૃત્તાન્તપરથી સારી પેઠે સમજાશે.

અંબરના કછવાહ રાજાઓમાં રાજા માનસિંહ વિશેષ પ્રસિદ્ધ હતો અને તેના અભિષેક કાળથીજ અંબર રાજ્યની ઉન્નતિનો પ્રારંભ થયો હતો. વીરવર બાબરે નવા સ્થાપેલા ભારતસામ્રાજ્યને અચળ રાખવાને માટે જે યુક્તિ નિશ્ચિત કરી હતી તેનો સર્વથી પહેલો ભોગ અંબરનો રાજા માનસિંહજ થઈ પડયા. રાજપુતોમાંથી માનસિંહેજ સૌથી પ્રથમ પોતાની ભગિનીને અકબરના સાથે પરણાવીને બાબરનુ ભાવી દર્શન સફળ કર્યુ. અર્થાત મોગલ સામ્રાજ્યની ઉન્નતિ અને દ્રઢતા કરવામાં રાજપુત જાતિમાં સૌથી પ્રથમ માનસિંહેજ સાહાય્ય આપી. પૂર્વે કહેવામાં આવ્યુ છે કે હુમાયુએ ભગવાનદાસની કન્યા સાથે પોતાના પુત્ર અકબરનો વિવાહ કર્યો હતો, આથી અકબર માનસિંહનો બનેવી હતો. આ સબંધ થયા પશ્ચાત્ સાળા બનેવી ઉભયને એક બીજા પ્રત્યે વિશેષ પ્રીતિ ઉત્પન્ન થઇ હતી. માનસિંહ સાહસિક, ચતુર અને સમરવિશારદ રાજપુત હતો. આથી તે અકબરના આશ્રયમાં આવ્યા પછી અલ્પ સમયમાંજ મોગલ સામ્રાજ્યના સેનાપતિઓનાં સૌથી વિશેષ પ્રસિદ્ધ થઈ ગયો. અકબરે તેનાજ બાહુબલની સહાયથી પોતાનું અર્ધું રાજ્ય જીત્યુ હતું. અનંત તુષારમંડિત કાકેસસની શૈલમાલાથી લઇને 'કનકચર્સનીસ' ના કિનારા પર્યંતનો વિશાલ ભૂભાગ એક સમયે માનસિંહનાં પરાક્રમોથી ખળભળી રહ્યો હતો અને તેના ચરણમાં આવીને



રાજા માનસિંહ.

પડયો હતો. તેણે પોતાનાં બાહુબળથી અકબરનું રાજ્ય ઘણું વધારી મૂક્યું હતું. આ વિષયનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે આપણું મન એકદમ તેની પ્રશંસા કરવા મંડી જાય છે. કછવાહ ભટ્ટ કવિગણોએ તેના અસીમ પરાક્રમ અને અનુપમ વીરત્વનું વૃત્તાંત અતિ તેજસ્વિની ભાષામાં કર્યું છે. એક તરફ કાબુલ અને સિકંદરની પારોપમીઝન શૈલમાળા, બીજી તરફ કાનન કુંતલા, આરાકાન ભૂમિ એ ઉભયની વચ્ચેના વિશાળ પ્રદેશમાં રાજ્ય કરતા પ્રાયઃ સર્વ રાજાઓ માનસિંહના પરાક્રમથી પરાજિત થઇને મોગલ સામ્રાજ્યમાં મળી ગયા હતા. માનસિંહ સિંધુ નદી ઉતરીને યવન લોકોના દેશોમાં ગયા હતા. તેનું કારણ માણસોનાં હૃદય પારખી, તેમને પ્રસન્ન કરી પોતાનું કામ કાઢી લેવાનું અકબરનું ચાતુર્યજ હતું. આ અપૂર્વ કળાના પ્રભાવથી જ પાદશાહ અકબરે ઘણાં મહાન કાર્યો પાર પાડયાં હતાં.§

સોલાપુરના યુદ્ધમાં વિજય કરી રાજા માનસિંહ પાટનગર દિલ્લી તરફ જતા હતા, તે વખતે તેમણે મહારાણા પ્રતાપસિંહની ઉપર એવો સંદેશો મોકલ્યો કે " હું આપની પાસે અતિથિ તરિકે આવું છું. " આ વખતે મહારાણા કમલમેરમાં હતા. અંબરનાથનો સંદેશો મળતાંજ તેઓ તેમને આદરમાન સાથે લેવાને માટે ઉદયસાગર સુધી ગયા. ઉક્ત સરોવરના કિનારા પર શેત્રંજીઓ પાથરી દેવામાં આવી અને રાજા માનસિંહને માટે ત્યાં અનેક પ્રકારના ખાદ્ય પદાર્થો તૈયાર કરવામાં આવ્યા. ભોજન તૈયાર થતાં અંબરનાથ માનસિંહને બોલાવવામાં આવ્યા. માનસિંહે ત્યાં આવીને મહારાણા પ્રતાપસિંહને મળવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. પરંતુ પ્રતાપ તેમને મળી શકયા નહિ તેથી તેમના મનમાં મહા સંદેહ ઉત્પન્ન થયો અને અમરસિંહને તેનું કારણ પૂછયું. અમરસિંહે નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો. " પિતાજીના મસ્તકમાં દર્દ થાય છે તેથી તેઓ અહીંઆં આવી શકયા નથી. " આ શબ્દો સાંભળી માનસિંહનો સંદેહ અધિક વૃદ્ધિંગત થયો. તેમણે ઉચિત ગર્વ અને આત્મમાન સહિત કહ્યું " રાણાજીને કહો કે આપના મસ્તકના દર્દનું યથાર્થ કારણ હું સમજી ગયો છું. જે કાંઇ થનાર હતું તે થઈ ગયુ. હવે તેનો કાંઇ ઉપાય નથી. અને આપ જો મારી સાથે ભોજન નહિ કરશો તો બીજો કોણ કરશે ? " પ્રતાપસિંહે અનેક નિમિત્તો કાઢી આ પ્રસંગ ટાળવાનો પ્રયત્ન કર્યો, પરંતુ માનસિંહનો સંદેહ દૂર થયો નહિ અને તેમણે એકલા ભોજન કરવાની હા પાડી નહિ. ત્યારે મહારાણા પ્રતાપસિંહે કહેવરાવી મોકલ્યું કે " જે રાજપુતે મોગલના હાથમાં પોતાની ભગિની સમર્પણ કરી છે તેણે મોગલની સાથે ભોજન પણ કર્યું હશે. સૂર્યવંશી બાપ્પારાવલનો વંશજ તેની સાથે ભોજન કરી શકશે નહિ. " રાજા માનસિંહે હાથે કરીને આ અપમાન માગી લીધું હતું. તેને કાંઇ પ્રતાપસિંહે આમંત્રણ કર્યું નહોતું. માનસિંહ રાણાની પ્રતિજ્ઞા કેવી

§ આ વખતે કાબુલનું રાજ્ય મોગલ રાજ્યને તાબે હતું. અકબરનો નાનો બંધુ મીરજાં હાકિમ ત્યાંનો સૂબો હતો. મીરજાંએ સ્વયં આ રાજ્ય પચાવી પાડવાનો નિશ્ચય કર્યો અને સ્વાધીનતાનો ઝુંડો ખડો કરી દીધો. અકબરશાહે આ વિદ્રોહનું દમન કરવાને માટે માનસિંહને સેના સહિત કાબુલ મોકલ્યો. હિંદુસ્થાનથી કાબુલ જતાં માર્ગમાં સિંધુ ( અટક ) નદી આવી. હવે હિંદુશાસ્ત્રમાં આ નદી પાર જવાનો નિષેધ કર્યો છે એમ તેઓ માનતા હતા. આથી મહારાજા માનસિંહ ત્યાંજ અટકી પડયા અને અકબર ઉપર પત્ર લખી તેને જણાવ્યું કે હવે મારાથી આગળ જઇ શકાશે નહિ. આ વખતે વાણીવિશારદ અકબરે નિમ્નલિખિત દોહરો માનસિંહ પર લખી મોકલ્યોઃ—

સબી ભૂમિ ગોપાલકી, વામેં અટક કહા ?
જાકે મનમેં ખટક હૈ, સોહી અટક રહા.

આ ઉત્તમ ભાવપૂર્ણ કવિતા વાંચી માનસિંહે પાદશાહની આજ્ઞા મસ્તકે ચઢાવી અને તેઓ અટકને ઉલ્લંઘી કાબુલમાં ગયા. અકબર માનસિંહનું હૃદય સારી પેઠે જાણતો હતો, તેથી તેણે તેને ખુશ રાખીને પોતાનું કાર્ય સિદ્ધ કરી લીધું. નહિ તો ભીતિ વા ઇતર કોઈ ઉપાયથી માનસિંહ પાદશાહનું કાર્ય કરે એવો નહોતો.

( પંજાબના રાજા રણજિતસિંહ સિંધુ ઉતરીને કાબુલમાં ગયા હતા, તેમના સંબંધમાં પણ ઉપલી કિંવદન્તી સાંભળવામાં આવે છે. અટકની પેલી તરફ જવાથી હિંદુઓ ભ્રષ્ટ થાય છે એવું પ્રમાણ શાસ્ત્રમાં ઉપલબ્ધ થતું નથી.)

અડગ હોય છે તે સારી પેઠે જાણતો હતો અને તે એમ પણ જાણતો હતો કે રાણાએ અમારી સાથેનો સર્વ સંબંધ તોડી નાંખ્યો છે; તો પછી તેણે શા માટે રાણાજીનું આદરાતિથ્ય ગ્રહણ કરવાનું સાહસ કર્યું હતું તે સમજી શકાતું નથી. જો મહારાણા પ્રતાપસિંહ સ્વયં આમંત્રણ કરત તો તેમનું આ આચરણ દોષપાત્ર ગણાત. પરંતુ તેમણે તેને નિમંત્રણ કર્યું નહોતું તેથી આ પ્રકારના આચરણમાં તેમનો લેશ પણ દોષ નથી.

રાજા માનસિંહે એક ગ્રાસ પણ ગ્રહણ કર્યો નહિ. તેમણે કેટલાક ગ્રાસ ઇષ્ટદેવને અર્પણ કર્યા અને તેને પાઘડીમાં બાંધીને ત્યાંથી ઉઠયા. માનસિંહને આસનપરથી ઉઠેલા જોઇને પ્રતાપસિંહ ત્યાં આવ્યા; તેમને જોઇને માનસિંહે કહ્યું "આપની માનમર્યાદા સુરક્ષિત રાખવાને માટેજ અમે અમારા માનગૌરવને તિલાંજલિ આપીને અમારી કન્યાઓ અને ભગિનીઓને મોગલોને સમર્પણ કરી છે. આમ કર્યા છતાં પણ જો આપનામાં અને અમારામાં વિષમતા રહી, તો હવે આપની સ્થિતિમાં ન્યૂનતા આવશે. જો આપની ઇચ્છા સદા સર્વદા વિપત્તિમાં રહેવાની હોય તો તેમાંજ રહો, કારણ મેવાડ ભૂમિ હવે આપને પોતાના હૃદયપર રાખી શકશે નહિ." તત્પશ્ચાત્ પોતાના અશ્વપર આરૂઢ થઇ પ્રતાપસિંહ તરફ કઠોર દ્રષ્ટિથી જોઈ તે બોલ્યો "જો હું તમારૂં આ અભિમાન ચૂર્ણ નહિ કરી નાંખું તો મારૂં નામ માનસિંહ નહિ." પ્રતાપસિંહે તિરસ્કાર સહિત ઉત્તર આપ્યો "ઠીક ઠીક, હું આપના વચનથી પ્રસન્ન થયો છું. સંગ્રામભૂમિમાં આપનાં દર્શન થવાથી મને પરમ સંતોષ થશે."

તેજ વખતે મહારાણા પ્રતાપસિંહનો એક માણસ બોલી ઉઠયો "તમારા બનેવી અકબરને પણ સાથે લઈ આવજો." જે સ્થાનપર માનસિંહને માટે ભોજન પીરસવામાં આવ્યું હતું તેને અપવિત્ર ગણીને ખોદી નાંખવામાં આવ્યું અને તે પર ગંગાજલ છંટાવવામાં આવ્યું. પાત્રોને ભાંગી નાંખવામાં આવ્યાં. જે સરદારો તથા સામંતોએ જાતિભ્રષ્ટ માનસિંહને નજરે જોયો તે બધાએ તેને પતિત ગણીને તેને જોવામાં પણ પાપ માન્યું અને તે પાપથી ઉદ્ધાર પામવાને માટે તત્કાળ સ્નાન કર્યું, તથા વસ્ત્રાદિ બદલી નાંખ્યાં. તે દિવસે ઉદયસાગરના કિનાપર જે જે કાર્યો થયાં તે સર્વેનું વૃત્તાંત અકબરના જાણવામાં આવ્યું. માનસિંહને થયેલા અપમાનથી પોતાનું જ માન ખંડિત થયેલું તેણે માન્યું. પાદશાહનો ક્રોધાગ્નિ સળગી ઉઠયો. અકબરની એવી માન્યતા હતી કે રાજપુતોએ પોતાના પ્રાચીન સંસ્કારો છોડી દીધા હશે, પરંતુ હવે તેને તેની ભૂલ જણાઇ. માનસિંહના અપમાનનો બદલો લેવાને માટે અકબરે યુદ્ધની તૈયારી કરી. આ પ્રસંગે અકબર અને પ્રતાપની વચ્ચે જે દારુણ યુદ્ધ થયું તેમાંજ વીર કેસરી પ્રતાપસિંહે પોતાનું નામ અમર કર્યું હતું. આ યુદ્ધમાં પ્રચંડ વીરતા દર્શાવવાથી જ પ્રતાપસિંહનું નામ સ્વદેશભક્ત સંન્યાસીઓની નામાવલિમાં અગ્રસ્થાને વિરાજમાન થયું છે. જે યુદ્ધમાં પ્રતાપસિંહનો પ્રતાપ દશે દિશામાં પ્રસરી ગયો તે "હલદીઘાટનુ યુદ્ધ" કહેવાય છે. જ્યાં સુધી મેવાડનું રાજ્ય એક સિસોદીઆ વીરના હાથમાં રહેશે, અથવા પ્રતાપની પ્રશંસા કરવાને માટે એક પણ કવિ જીવિત રહેશે ત્યાં સુધી પુણ્યક્ષેત્ર હલદીઘાટનું નામ કદિ પણ વિસ્મૃત થશે નહિ.

પ્રથમ તો દિલ્લીશ્વર અકબરનો પુત્ર, મોગલ સામ્રાજ્યનો ઉત્તરાધિકારી યુવરાજ સલીમ પ્રચંડ સૈન્ય લઇને પ્રતાપસિંહની સામે યુદ્ધ કરવાને આવ્યો. રાજા માનસિંહ તથા સાગરજીનો જાતિભ્રષ્ટ સુપ્રસિદ્ધ પુત્ર મહોબતખાન એ યુદ્ધના સંબંધમાં સલાહ સૂચનાદિ આપવાને માટે યુવરાજની સાથે આવ્યા હતા. આ વખતે વીરકેસરી પ્રતાપસિંહની પાસે કેટલા યોદ્ધાઓ હતા ? માત્ર ૨૨૦૦૦ રાજપુતો અને કેટલાક ભીલો. પરંતુ તેમનો સૌથી મોટો સહાયક તેમના હૃદયનો પ્રચંડ ઉત્સાહ હતો. આજ સહાય ઉપર અવલંબન કરીને પ્રતાપસિંહે મોગલોની વિરાટ્ સેના સામે બાથ ભીડી. પ્રથમ રાણાની સેના અપૂર્વ ઉત્સાહથી અરવલ્લીની બહારના પહાડી પ્રદેશમાં ગઇ. પછી તે વિકટ પર્વતના પશ્ચિમ ભાગમાં ગઈ. આ ભાગમાં જતાં સેનાને વિશેષ મુશ્કેલી નડી નહિ. તત્પશ્ચાત્ તે અરવલ્લી પર્વતમાળાના મુખ્ય મુખ્ય ગિરિમાર્ગોમાં જઈ પહોંચી.

અરવલ્લી શૈલમાલાનાં આ દુર્ગમ સ્થાનોમાં વીરવર પ્રતાપસિંહના સૈનિકો સાવધાનતા પૂર્વક ઉભા રહ્યા. આ સ્થાનો નવાનગર અને ઉદયપુરની પશ્ચિમ દિશામાં આવેલાં હતાં. તેની લંબાઇ ૪૦ ક્રોશ હતી

અને પહોળાઈ પણ તેટલીજ હતી. આ સમચતુષ્કોણ વિશાળ પ્રદેશ કેવળ પહાડો અને જંગલોથી ભરેલો છે. વચમાં નાની નાની નદીઓ વક્રાકારમાં વહી રહી છે. જો ઉદયપુરને આ દુર્ગમ ગિરિપ્રદેશનું કેંદ્ર કહેવામાં આવે તો તેમાં પણ કાંઈ અયુક્ત નથી. ઉદયપુરથી જે માર્ગ આ પ્રદેશમાં જાય છે તે અત્યંત દુર્ગમ અને કઠિન છે. આ માર્ગ એટલો બધો સાંકડો છે કે બે ગાડીઓ પણ મહા મુશ્કેલીથી તેપર આવાગમન કરી શકે છે. આ નિબિડ, દુર્ગમ અને કૂટ માર્ગપર ઉભા રહી જે દિશા તરફ દ્રષ્ટિ ફેંકવામાં આવે તે તરફ પર્વતનાં ઉંચાં ઉંચાં શિખરો અને ઘાડાં જંગલો શિવાય બીજી કોઇ વસ્તુ દ્રષ્ટિગોચર થતી નથી. આ જ સ્થાનનું નામ હલદીઘાટ છે. આ હલદીઘાટના ઉચ્ચ મનોહર શિખરોપર તથા તળેટીઓપર દ્રષ્ટિ રાખી રાજપુત વીરો શસ્ત્રધારણ કરી ખડા થઇ ગયા. તદુપરાંત વિશ્વાસુ ભીલો પણ હાથમાં ધનુષ બાણ ધારણ કરીને પર્વતનાં ઉચ્ચ શિખરોપર ઉભા રહ્યા. આ ભીલોની પાસે લાખો પાષાણો પડેલા હતા. શત્રુઓ અહીં આવે તે વખતે તેમનાપર પાષાણો ફેંકવાને ભીલો તૈયાર થઇ રહ્યા હતા. કાંતો બાણોવતી કે કાંતો પાષાણોવતી યવનોનો નાશ કરવા સર્વ તૈયાર હતા.

હલદીઘાટના આ ભયંકર જંગલમાં મેવાડના મુખ્ય મુખ્ય વીરોને પોતાની સાથે લઇને મહારાણા પ્રતાપસિંહ ઉભા રહ્યા અને શત્રુના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યા. સંવત્ ૧૬૩૨ (ઇ. સ. ૧૫૭૬) ના શ્રાવણ માસની શુક્લષષ્ઠી અને સપ્તમીને દિવસે ઉભય દલ સામ સામે આવીને ઘોર સંગ્રામ કરવા લાગ્યાં. સ્વાધીનતાની રક્ષા કરવાને માટે આવો પ્રચંડ ઉત્સાહ ધારણ કરી આવાં ભયકર યુદ્ધો ભારતવર્ષ અને ગ્રીસની ભૂમિ શિવાય ઇતર કોઇ પણ દેશમાં થયાં નથી. યવનોના કરાલ ગ્રાસમાથી મેવાડ ભૂમિની સ્વાધીનતા અને ગૌરવનું સંરક્ષણ કરવાને માટે પ્રતાપસિંહ પોતાના રાજપુત વીરોને સાથે લઇને ઉત્કટ ઉત્સાહથી ઉત્સાહિત થઇ પ્રચંડ પરાક્રમથી મોગલ સેના તરફ ચાલ્યા. નિડર પ્રતાપસિંહ સિંહનાદ કરતા કરતા સેનાના અગ્ર ભાગે રહ્યા અને શત્રુની સેનાનો વ્યૂહ તોડવાને પ્રયત્ન કરવા લાગ્યા. મહારાણાનું અદ્ભુત સાહસ, અલૌકિક પરાક્રમ અને રણનિપુણતાથી ઉન્મત્ત થઇને સરદારો અને સામતો સિંહ જે પ્રકારે પોતાના શિકાર પર તુટી પડે છે તે પ્રમાણે મોગલ સેના પર તુટી પડયા. પ્રતાપસિંહનો યત્ન સફળ થયો. તેમના પ્રચંડ પરાક્રમથી શત્રુનો મોર્ચો તૂટી ગયો. મોગલો છિન્ન ભિન્ન થઈ ગયા. તેમને દલિત, પરાજિત અને ભયભીત કરીને પ્રતાપસિંહ અત્યંત ક્રોધ પૂર્વક રાજપુત કુલકલંક માનસિંહને શોધવા લાગ્યા, પરંતુ તેનો પત્તો લાગ્યો નહિ. મહારાણા પ્રતાપસિંહની કરાલ અસિથી સેંકડો મોગલ વીરો ખંડિત થઇને પૃથ્વી પર પડયા અને અનેક હતભાગી યવનો તેમના ભાલાની તીક્ષ્ણ અણીથી વિંધાઇને ધરાશાયી થયા. પ્રતાપસિંહનો પ્રચંડ વેગ કોઈ રોકી શકયું નહિ. પોતાના પ્રચંડ શત્રુ માનસિંહની શોધ કરતા કરતા પ્રતાપસિંહ સલીમની નિકટ પહોંચી ગયા. હિંદુ વૈરી પાદશાહના પાટવી કુંવરને પોતાની સન્મુખ જોઇ પ્રતાપસિંહના ઉત્સાહ અને સાહસમાં દ્વિગુણ વૃદ્ધિ થઇ. તેમણે ભયંકર ખડ્ગ ઉગામી પોતાના પ્રિય તુરગ ચેતકને સલીમ તરફ ચલાવ્યો. તેમની ભયંકર તલવારના પ્રચંડ આઘાતથી સલીમના રક્ષકો તો અલ્પ કાળમાંજ કપાઈ કપાઇને પૃથ્વી પર પડયા. પછી મેવાડનાથે સલીમના મદોન્મત્ત રણમાતંગ ઉપર પોતાના પ્રિય અશ્વ ચેતકને ચલાવ્યો. ચેતક પોતાના સ્વામીની અદ્ભુત વીરતાથી અત્યંત બલિષ્ટ બની આવેશમાં આવી ગયો હતો. પોતાના પ્રભુના ઘોર શત્રુ સલીમના પ્રચંડ રણમાતંગની સૂંઢને દબાવી ચેતકે તેના મસ્તક પર પોતાના આગલા બે પગો મૂકયા. તત્કાળ રાણાએ સલીમ ઉપર પોતાનો ભયંકર ભાલો માર્યો. સલીમના સુભાગ્યે તેના હાથીનો હોદ્દો લોહનાં જાડાં પતરાંથી મઢેલો હતો. તે પર રાણાનો ભાલો ટકરાયો અને શાહજાદો બચી ગયો. નહિ તો અવશ્ય તેનો સંહાર થાત એમાં લેશ પણ શંકા નથી. જો કે પ્રતાપસિંહનો ભાલો સલીમનો સંહાર કરી શકયો નહિ, તો પણ તે સર્વાંશે નિષ્ફળ થયો નહિ. હોદ્દા પર મઢેલાં લોઢાનાં પતરાં સાથે ટકરાઇને તે બમણા જોરથી મ્હાવતને લાગ્યો; જેથી મ્હાવત તત્કાળ ભૂમિ ભેગો થયો. મ્હાવત નીચે પડયો કે તરતજ હાથી નિરંકુશ બની સલીમને લઇને સંગ્રામભૂમિમાંથી નાશી ગયો.

સલીમ ગયો, પરંતુ પ્રતાપસિંહે તેની પૂંઠ છોડી નહિ. નાસતા હાથીની પાછળ પ્રતાપસિંહે પણ પોતાના ચેતકને દોડાવ્યો. આ વખતે ઉભય દલ વચ્ચે દારુણ સંગ્રામ થવા લાગ્યો. એક તરફ અગણિત

મુસલમાનો શાહજાદાને બચાવવાને માટે ખડ્ગ ચલાવવા લાગ્યા; અને બીજી તરફ નિડર તથા મહા પરાક્રમી રાજપુતો પ્રતાપસિંહના પ્રતાપની રક્ષા કરવાને માટે તથા મોગલોનો દર્પ તોડવાને માટે જીવ પર આવી જઇ ઘોર યુદ્ધ કરવા લાગ્યા. સેંકડો મુસલમાનો તેમના હાથથી કપાઇને મરણ પામ્યા. તો પણ શું થયું? જેઓ મરતા હતા તેમના સ્થાનપર ઇતર સૈનિકો આવીને ઉભા રહેતા હતા. આ વખતે અનેક રાજપુત વીરોએ પ્રતાપસિંહની રક્ષા કરવાને માટે પોતાના પ્રાણની આહુતિ આપી દીધી. શનૈઃ શનૈઃ પ્રતાપસિંહનો પક્ષ નિર્બળ થવા લાગ્યો. પરંતુ રાણાજી તેથી જરા પણ ચિંતાતુર થયા નહિ. રાજપુત કુલકલંક માનસિંહની શોધ કરતા કરતા તેઓ યવન સેનામાં ભ્રમણ કરવા લાગ્યા. પરંતુ તેમના મસ્તક પર મેવાડનું રાજછત્ર વિરાજમાન હતું, તેથી મોગલો તેમના પર તાકી તાકીને અસ્ત્ર ફેંકતા હતા. હવે પ્રતાપસિંહ મોગલોની વચ્ચે ઘેરાઇ ગયા. રાજચિન્હો ધારણ કરવાને લીધે પૂર્વે પણ ત્રણ વાર તેમના પ્રાણ સંકટમાં આવી પડયા હતા, પરંતુ તે વખતે તેમણે પોતાના અપૂર્વ પરાક્રમથી પોતાની જાતનું સંરક્ષણ કર્યું હતું. તે વખતે પણ તેમણે રાજચિન્હોનો પરિત્યાગ કર્યો નહોતો અને આ સમયે પણ તેમ કરવાની તેમની ઇચ્છા નહોતી. પરંતુ આ વખતે અધિક પ્રચંડ સંકટ આવી પડયું; તેઓ યુદ્ધ કરતા કરતા શત્રુઓની વચ્ચે આવીને ફસી પડયા, તેમના નિકટમાં તેમના કોઇ પણ સરદારો અને સામંતો નથી. તેઓ જે તરફ જોતા હતા તે તરફ તેમને શત્રુઓનાં અગણિત મસ્તકોજ દ્રષ્ટિગોચર થતાં હતાં. અને સર્વ શત્રુઓ તેમના ઉપરજ આક્રમણ કરતા હતા. મહારાણા સંપૂર્ણ રીતે સમજી ગયા કે હું શત્રુઓની વચમાં ઘેરાઇ ગયો છું. તથાપિ તેમનો ઉત્સાહ લેશ પણ ન્યૂન થયો નહિ. ભીષણ પરિશ્રમ, મહાન ઉત્સાહ અને ખડ્ગ ચલાવવામાં અપૂર્વ હસ્તકૌશલથી તેઓ શત્રુ સેનાને કાપતા કાપતા મદોન્મત્ત ગજરાજની પેઠે સંગ્રામભૂમિમાં ઇતસ્તતઃ ભ્રમણ કરવા લાગ્યા. શત્રુઓના અસ્ખલિત અસ્ત્રપ્રહારથી તેમના અંગમાં સાત ઘાવ થયા.+ રૂધિરસ્ત્રાવથી તેમનાં વસ્ત્રો ભીંજાઈ ગયાં, તથાપિ રાણાજીના મનમાં લેશ પણ શોકનો સંચાર નહોતો. પરંતુ તેઓ એકલા ક્યાં સુધી યુદ્ધ કરી શકે? તેઓ ચેતી ગયા કે હવે અધિક સમય પર્યંત હું યુદ્ધ કરીશ તો અહીંઆંજ મારા પ્રાણ નીકળી જશે. આથી તેઓ અદ્‌ભુત રણનિપુણતા સાથે ત્યાંથી નીકળવાનો પ્રયાસ કરવા લાગ્યા. તત્કાળજ "જય, રાણા પ્રતાપની જય" એવો ધ્વનિ સાંભળવામાં આવ્યો. તેમનું હૃદય દ્વિગુણ ઉત્સાહિત બન્યું અને તેઓ સગર્વ સિંહનાદ કરવા લાગ્યા. ઉક્ત પ્રચંડ જયનાદ આકાશમાં ગુંજી રહ્યો હતો એવામાં ઝાલાપતિ મન્નાજી (માનસિંહજી) પોતાની સેનાને લઇને તીવ્ર વેગથી ત્યાં આવી પહોંચ્યા. મન્નાજીએ આ વખતે પ્રાણવિસર્જનનુ ઉદાત્ત ઉદાહરણ જગતને બતાવ્યું અને તેમ કરીને પોતાના સ્વામિના પ્રાણ બચાવ્યા. મન્નાજીએ રાણાજીના મસ્તક પરથી મેવાડનાં રાજચિન્હોને ઉતારી લઈ પોતાના શિર પર ધારણ કર્યા અને તેઓ સુવર્ણમંડિત વિજય વૈજયંતીને લઇને શત્રુઓની સામે લડવા લાગ્યા. તેમના મસ્તક પર રાજચિન્હો જોઇને શત્રુઓ તેમને રાણા સમજ્યા અને ચારે તરફથી તેમના પર શસ્ત્રાસ્ત્ર પ્રહાર કરવા લાગ્યા. મન્નાજીએ પોતાના અનેક સૈનિકોની સાથે ત્યાંજ પ્રાણાર્પણ કર્યું. આ દ્રશ્ય પ્રતાપસિંહે દૂરથી જોયું. આ અપૂર્વ પ્રાણવિસર્જનના બદલામાં ઝાલાપતિ મન્નાજીના વંશજો અદ્યાપિ મેવાડના રાજચિન્હોથી યુક્ત થઇને રાણાજીની જમણી બાજુએ બેસે છે.* જો કે વીર કેસરી પ્રતાપસિંહનું પ્રચંડ વીરત્વ જોઇને રાજપુતો દ્વિગુણ ઉત્સાહથી યુદ્ધ કરવા લાગ્યા, તોપણ તેમને વિજય મળ્યો નહિ. પ્રથમ કારણ એ હતું કે મોગલ સેના રાજપુતોની સેનાથી ચારગણી અધિક હતી. વળી મોગલો તોપ બંદુક પ્રભૃતિ આગ્નેયાસ્ત્રોથી યુદ્ધ કરતા હતા. તો પછી રાણાજીની અલ્પ સેના તેમની આગળ ક્યાં સુધી ટકી શકે? અને તેમના તરફથી આવતા ગોળાઓ તથા ગોળીઓની ગતિ ક્યાં સુધી

---

+ ભાલાના ત્રણ, ગોળીનો એક, અને તલવારના ત્રણ, આ રીતે મહારાણાને સાત ઘાવ લાગ્યા હતા.

* કર્નલ ટૉડ જણાવે છે કે મન્નાજીના વંશજો અદ્યાપિ સાંદ્રી પ્રગણું અને પ્રતાપસિંહની આપેલી અન્યાન્ય જાગીરો ભોગવે છે. તેમનુ નગારૂં રાજભુવનના દ્વાર સુધી તેમની સાથે વાગતું વાગતું જાય છે. આ સન્માન બીજા કોઇને મળતું નથી. તદુપરાંત તેમને "રાજા"ની ઉપાધિ પ્રાપ્ત થઈ છે.

રોકી શકે? રાજપુતોના મોટા ભાગે સ્વદેશની રક્ષાને માટે અહીંઆંજ પ્રાણાર્પણ કર્યું, તે વખતે જે ૨૨૦૦૦ રાજપુતો સંગ્રામ કરવાને માટે ગયા હતા તેમાંથી કેવળ ૮૦૦૦ જ રણભૂમિમાંથી પાછા આવ્યા હતા.

હલદીઘાટનો પ્રથમ દિવસનો ભયાનક સંગ્રામ સમાપ્ત થયા પછી મહારાણા પ્રતાપસિંહ ચેતક પર આરૂઢ થઇને એકલા રણભૂમિમાંથી ચાલ્યા ગયા. તેમના સર્વ શરીરમાંથી રૂધિરધારા છૂટી રહી હતી અને તેઓ શત્રુ સેનાનો સંહાર કરતા કરતા શ્રમિત થયા હતા. ચેતકની પણ આ જ દશા થઇ હતી. તે છતાં પણ તે પોતાના સ્વામિને પોતાની પીઠ પર ધારણ કરીને નિબિડ પર્વત તરફ ચાલ્યો. પરંતુ આ વખતે પણ રાણા નિરાપદ નહોતા. તેમને ગુપ્ત રીતે ચાલ્યા જતા જોઇને બે મોગલો તેમની પાછળ પડયા. તેમાંનો એક મુલતાની અને બીજા ખુરાસાની હતો. તેઓ શીઘ્રતાથી પોતાના અશ્વો ચલાવી પ્રતાપસિંહની પૂંઠે પૂંઠે પહાડી પ્રદેશમાં વહેતી એક નદીના કિનારા પર આવી પહોંચ્યા. તુરંગરાજ ચેતક એકજ છલંગની સાથે પોતાના સ્વામિને નદી પાર લઇ ગયો. પ્રતાપ આ રીતે આગળ નીકળી ગયા. પરંતુ ઉક્ત ઉભય મોગલોના અશ્વો ચેતકની પેઠે છલંગ મારી શકયા નહિ. આથી થોડી વાર સુધી તેમની ગતિ રોકાઇ ગઇ. પરંતુ ચેતકના સર્વાંગમાં પુષ્કળ ઘાવો લાગ્યા હતા, તેથી તે અગાઉની પેઠે ત્વરાથી ચાલી શકતો નહોતો. આથી ઉભય મોગલો પ્રતાપસિંહની અત્યંત નિકટ પહોંચી ગયા. આજ વખતે દૂરથી બંદુકનો અવાજ આવતો સંભળાયો અને તરતજ કોઇએ રાણાજીની માતૃભાષામાં ગંભીર સ્વરે કહ્યું " હો ! નીલ ઘોડારા અસ્વાર " પ્રતાપસિંહ ચકિત થયા અને તેમણે પાછળ મુખ ફેરવીને જોયું તો તેમનો ક્રોધ દ્વિગુણ વૃદ્ધિંગત થયો. તેમણે પોતાની પાછળ આવતા માત્ર એકજ સ્વારને જોયો અને તે તેમનો ભ્રાતા શક્તસિંહ હતો.

પોતાના બંધુની સાથે ટંટો કરીને શક્તસિંહ તેમના સંબંધથી છુટા પડી ગયો હતો, તેણે મેવાડ ભૂમિનો ત્યાગ કરીને અકબરનો પક્ષ ગ્રહણ કર્યો હતો. પોતાના ભ્રાતાનો નાશ કરીને એક દિવસ પોતાના હૃદયનો ક્રોધાગ્નિ શાંત કરવો એવો તેનો ઉદ્દેશ હતો. હલદીઘાટના શોણિતમય સમરક્ષેત્રમાં અકબરની સેનાના વ્યૂહમાંથી ઉચા થઇને તેણે જોયું કે પ્રતાપ નીલવર્ણા અશ્વ પર આરૂઢ થઇને એકલા સંગ્રામભૂમિમાંથી ચાલ્યા જાય છે. જયેષ્ઠ ભ્રાતાના પ્રાણ અને સ્વાધીનતા પર સંકટ આવેલું જોઈ શક્તસિંહ નિશ્ચિંત રહી શક્યો નહિ, સહસા તેનું કઠોર હૃદય વિદીર્ણ થઈ ગયુ; તેનો ક્રોધ નષ્ટ થઈ ગયો. પહેલાંની વાત યાદ કરી તેઓ અત્યંત દુઃખિત થયા અને આ વિપત્તિમાંથી પોતાના ભ્રાતાનું રક્ષણ કરવાને માટે તત્કાળ મોગલ સેનાનો ત્યાગ કરી તેમની પાછળ ચાલ્યા. માર્ગમાં પ્રતાપસિંહની પાછળ પડેલા મોગલોનો સંહાર કરીને વીરવર શક્તસિંહ પોતાના જયેષ્ઠ ભ્રાતાની નિકટ જઈ પહોંચ્યા. દૂરથી શક્તસિંહને આવતા જોઇને રાણાજીને પ્રબલ શંકા ઉત્પન્ન થઈ. તેમના હૃદયમાં ક્રોધ અને અભિમાન ઉછળી આવ્યું. તેઓ વિચાર કરવા લાગ્યા " શું શક્તસિંહ વૈર લેવાને માટે આવે છે? મારી અસહાય અવસ્થામાં શું તે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને આવે છે?" ઘાયલ થયેલા સિંહની પેઠે પ્રતાપસિંહ ગર્જના કરી ઉઠયા અને પોતાની કરાલ અસિ ગ્રહી શક્તસિંહની પ્રતીક્ષા કરવા લાગ્યા. પરંતુ શક્તસિંહનું દીન, મ્લાન અને ક્ષીણ મુખ જોઇને તેમના મનનો સંદેહ દૂર થયો. અને જ્યારે તે સીસોદીઆ વીરે પોતાના ભ્રાતાના ચરણમાં મસ્તક મૂકી, અશ્રુપૂર્ણ નયન સહિત દીન વાણીથી ક્ષમાની પ્રાર્થના કરી, ત્યારે પ્રતાપસિંહના હૃદયમાં સ્વર્ગીય આનંદનો સંચાર થયો. આજે તે ઉભય ભ્રાતાઓ એક બીજાને આલિંગન દઈ બેઠા અને દારૂણ દુઃખ તથા માનસિક પીડા ભૂલી ગયા.

આજે પ્રતાપસિંહના અશ્રુથી શક્તસિંહનું અને શક્તસિંહના અશ્રુથી પ્રતાપસિંહનું હૃદય ભીંજાઇ ગયું. આ અપૂર્વ આનંદના સમયે પ્રતાપસિંહના પ્રિય અશ્વ ચેતકે પોતાના પ્રાણ ત્યાગ કર્યા. ચેતક સર્વ પ્રકારે પ્રતાપસિંહને યોગ્યજ હતો તેની સહાયથીજ રાણાજી આજે મોગલોની પ્રચંડ સેનામાંથી સુરક્ષિત આવી શક્યા હતા. તેઓ ચેતકને પોતાનો પ્રાણરક્ષક ગણતા હતા. આ સમયે આ પ્રિય અશ્વને પ્રાણ તજી પૃથ્વી પર પડતો જોઇને રાણાજીને અત્યંત શોક થયો. અહો! તેમના આનંદજળમાં કોણે વિષ મેળવી દીધું હશે? શક્તસિંહે પોતાના ભ્રાતાને પોતાનો અશ્વ આપી દીધો. નિરૂપાયે પ્રતાપ-

સિંહે તે અશ્વને ગ્રહણ કર્યો અને તેઓ તેના પર આરૂઢ થયા. જે સ્થાને તુરંગરાજ ચેતકે પ્રાણ છોડયા હતા ત્યાં એક ચબુતરો બાંધવામાં આવ્યો હતો. ×

દીર્ઘ કાળ પછી જ્યારે આપ્ત જનનો મેળાપ થાય છે, ત્યારે તે પ્રસંગ પરમ સુખદાયી લાગે છે. પરંતુ પ્રતાપસિંહ અને શક્તસિંહનાં ભાગ્યમાં આ સુખ વિશેષ સમય લખ્યું નહોતું. સલીમના મનમાં કદાચ કોઇ પ્રકારનો સંદેહ આવશે, એવા ભયથી શક્તસિંહે પુનઃ મોગલ સેના તરફ પ્રયાણ કર્યું. જ્યેષ્ઠ ભ્રાતાના ચરણને સ્પર્શ કરી વિદાય લેતી વખત તેમણે તેમને ધૈર્ય આપી કહ્યું કે "અવસર પ્રાપ્ત થતાં હું શીઘ્ર આપની પાસે પાછો આવીશ." શક્તસિંહે જે બે મોગલોને મારી નાંખ્યા હતા તેમાંના ખુરાસાની મોગલના અશ્વપર આરૂઢ થઇને તેઓ સલીમની પાસે ગયા; પરંતુ તેમના મનમાં જે ભય ઉત્પન્ન થયો હતો તેજ આગળ આવ્યો. તેમને આવતાં વિલંબ થયો તથા તેમના વદનપર વિકાર જણાયો તેથી સલીમના હૃદયમાં તત્કાળ સંદેહ આવ્યો. શાહજાદાએ શક્તસિંહને ખુરાસાની અને મુલતાની સૈનિકની હકીકત પૂછી, તો તેમણે એવો ઉત્તર આપ્યો કે "તે ઉભય પ્રતાપસિંહના હાથથી માર્યા ગયા છે. પ્રતાપે માત્ર તેમનેજ માર્યા નહિ, પરતુ મારા અશ્વને પણ મારી નાંખ્યો છે. આથી નિરૂપાયે હું ખુરાસાની સૈનિકના અશ્વપર આરૂઢ થઇને અહીંઆં આવ્યો છું." શક્તસિંહનો ઉત્તર અસત્ય સમજી શાહજાદાએ તેમને અભયદાન આપીને કહ્યું કે "જો તમે સાચે સાચી વાત કહી દેશો તો હું તમારો ગુન્હો માફ કરીશ." સલીમનું વાક્ય પુરૂં થયું ન થયું એટલામાં શક્તસિંહનું વદન ગભીર થઇ ગયું અને તેમણે નિડરતાપૂર્વક પ્રત્યુત્તર આપ્યો કે "મારા જ્યેષ્ઠ ભ્રાતાની સ્કંધપર એક વિશાલ રાજ્યનો ભાર છે, હજારો માણસોનાં સુખ દુઃખ કેવળ તેમના ઉપર જ નિર્ભર છે; હમણાં તેઓ સંકટમાં છે, તો આવા સમયમાં તેમને સંકટમાંથી મુક્ત કર્યા વિના હું શી રીતે નિશ્ચિંત રહી શકું ?" સલીમે પ્રથમથીજ શક્તસિંહને અભય વચન આપ્યું હતું, તેથી તેણે તેમને કાંઇ પણ કહ્યું નહિ; પરતુ તેમને પોતાને ત્યાંથી રવાના કરી દીધા. આથી શક્તસિંહને લાભજ થયો. તેઓ શીઘ્ર ઉદયપુર જઇને પોતાના ભ્રાતા પ્રતાપસિંહને મળ્યા. પછી તેમણે 'ભિંસરોર' નામક દુર્ગપર આક્રમણ કરીને તેને જીતી લીધો. આ કિલ્લો તેમણે પોતાના જ્યેષ્ઠ ભ્રાતા પ્રતાપસિંહને 'નજર' કરી તેમના ચરણને વંદન કર્યું. ઉદાર પ્રતાપસિંહે આ નવો જીતાયેલો દુર્ગ પોતાના ભ્રાતાને ભૂમિવૃત્તિમાં અર્પણ કરી દીધો. શક્તસિંહના વંશજોએ આ કિલ્લાને દીર્ઘ કાળ પર્યંત પોતાના અધિકારમાં રાખ્યો હતો.§ ઉક્ત ભયંકર વિપત્તિના સમયમાં પ્રતાપસિંહનો પ્રાણ બચાવવાને માટે શક્તસિંહની ઘણી પ્રશંસા થઈ અને તેનું માન પણ ઘણું વધી ગયું. તેમના આ મહાન ગૌરવનું વર્ણન અદ્યાપિ ભટ્ટ લોકોના મુખથી સાંભળવામાં આવે છે. આજ પણ ત્યાંના ભટ્ટ લોકો તેમના કોઇ વંશજને જોતાંજ આનંદોન્મત્ત થઈ કહે છે કે "ખુરાસાની મુલતાનીકા અગ્ગલ." †

સંવત્ ૧૬૩૨ (ઇ. સ. ૧૫૭૬) ના શ્રાવણ માસની શુક્લ સપ્તમી આર્ય કુલની વીરતાનો એક પ્રસિદ્ધ દિવસ છે. તે આર્ય ગૌરવનો એક પવિત્ર દિવસ થઈ ગયો છે. જ્યાં સુધી મનુષ્ય વીરતા અને મહત્તાની પૂજા કરશે, જ્યાં સુધી જગતમાં રાજપુત જાતિ રહેશે, ત્યાં સુધી એ દિવસનું વૃત્તાંત

× આ ચબુતરો અદ્યાપિ "ચેતકનો ચબુતરો" એ નામથી પ્રસિદ્ધ છે. આ ચબુતરો વર્તમાન ઝાલોરની અત્યંત નિકટ આવેલો છે, ઉપલું વૃત્તાંત વાંચવાથી જ્ઞાત થાય છે કે ચેતક પ્રતાપસિંહનો જીવનસહચર અને અત્યંત પ્રિય અશ્વ હતો. મેવાડના પ્રત્યેક ઘરમાં પ્રતાપસિંહના ચિત્રની સાથે ચેતકનું ચિત્ર પણ વિદ્યમાન હોય છે.

§ શક્તસિંહની માતા "બાઇજી રાજ" અથવા રાજમાતા હતી. પરંતુ તે પોતાના જ્યેષ્ઠ કુમાર પ્રતાપસિંહને છોડીને પોતાના પ્રિય પુત્ર શક્તસિંહની સાથે ભિંસરૌર નામક દુર્ગમાં રહેતી હતી. આ પરથી જણાય છે કે તે રાજમાતાને લાયકનાં સર્વ સન્માન પ્રાપ્ત કરતી નહોતી. પવિત્ર પુત્રસ્નેહને ખાતર તેમણે રાજસન્માનને તિલાંજલિ આપી હતી.

† "ખુરાસાની મુલતાનીકા અગ્ગલ" નો અર્થ "ખુરાસાની અને મુલતાનીના ભીષણ પ્રતિ રોધક સ્વરૂપ" એવો થાય છે.

મનુષ્ય જાતિના ઈતિહાસમાં પ્રકાશમાન રક્તાક્ષરોથી આલેખાઇ રહેશે. તે દિવસે પુણ્યભૂમિ હલદી-ઘાટના સર્વ પહાડી માર્ગો અને પહાડી સ્થાનો મેવાડના સાહસિક પુત્રોના પવિત્ર શોણિતથી ભીંજાઇ ગયા. જે ચૌદહજાર રાજપુતોએ આત્મોત્સર્ગના મહામંત્રથી ઉત્સાહિત થઇને ઉક્ત ભયંકર સંગ્રામમાં પોતાના પ્રાણ આપ્યા હતા તે સર્વનાં નામ અત્રે લખવાને સ્થળાવકાશ નથી, પરંતુ તેમાં જેઓ પ્રસિદ્ધ હતા તેનું સંક્ષિપ્ત વૃત્તાંત અત્રે સાદર કરવામાં આવે છે. રાણા પ્રતાપના અતિ નિકટના ૫૦૦ કુટુંબી જનો, ગ્વાલિયરના પદચ્યુત રાજા રામશા* તથા તેમના પુત્ર ખાંડેરાવે સાડીત્રણસો પરાક્રમી તુવાર વીરોની સાથે સંગ્રામભૂમિમાં પ્રાણ આપીને પોતાની કૃતજ્ઞતાનો ઉત્તમ પરિચય કરાવ્યો હતો. વીરવર મન્નાજીની વીરતા તો સર્વથી અધિક અલૌકિક હતી. સર્વનું વૃત્તાંત છોડીને માત્ર તેમની જ અદ્ભુત વીરતા અને પ્રાણોત્ક્રમણનો વિચાર કરવામાં આવે તોપણ તે દિવસે રાજપુતોએ પોતાનું અતુલનીય ગૌરવ અચળ રાખ્યું હતું એમ કહી શકાશે. જે સમયે ઝાલાપતિ મન્નાજી ૧૫૦ સામંતોની સાથે સાગર સમાન મોગલ સેનાની અંદર પ્રવેશ કરીને મહોત્સાહથી યુદ્ધ કરવા લાગ્યા, જે સમયે તેઓ માત્ર મુઠીભર સૈનિકોની સાથે અનેક મોગલોનો સંહાર કરી, અગાધ મુસલમાન સેનાને ત્રાસિત કરીને ઇહિ લોકનો ત્યાગ કરી ગયા, તે સમયે જેણે રાજપુતોનુ અલૌકિક સામર્થ્ય અને અદ્ભુત રણ-નિપુણતા જોઈ હતી તેમણે તેમની પ્રશંસા કરી છે. તે દિવસની વાત અદ્યાપિ કોઇ ભૂલી ગયું નથી. તે વખતે મેવાડના સર્વ વીરવંશો નિર્વંશ થઇ ગયા હતા. અનેક વીર બાલાઓનુ સૌભાગ્ય નષ્ટ થઈ ગયું હતું.

વિજયાનંદથી ઉન્મત્ત થઇને યુવરાજ સલીમ હલદીઘાટના પહાડી સ્થાનને છોડીને ચાલ્યો ગયો. વર્ષાઋતુ આવી, નદીઓ ભરાઇ ગઇ તથા પહાડી સ્થાનો દુર્ગમ થઇ ગયાં તેથી પ્રતાપના શત્રુઓના કાર્યમાં વિઘ્નો ઉપસ્થિત થયાં. આ સમયમાં પ્રતાપસિંહને થોડા સમય માટે વિશ્રાંતિ મળી. પરંતુ વસંતના આગમનથી પુનઃ જ્યારે માર્ગાદિ સ્વચ્છ થયા ત્યારે મોગલ સેના પુનઃ ચિત્તોડ પર ચઢી આવી. દુર્ભાગ્ય-વશાત્ આ યુદ્ધમાં પણ રાણાજી પરાજિત થયા અને તેમણે ઉદયપુરનો ત્યાગ કરીને કમલમેરમાં પોતાની છાવણી નાંખી.† પરંતુ ત્યાં પણ તેઓ નિશ્ચિંત રહી શકયા નહિ. પાદશાહના સેનાપતિ કોકાશાહબાઝખાંએ શીઘ્ર ઉક્ત પહાડી કિલ્લાને ઘેરી લીધો. મોગલોની પ્રબળ અને ભયંકર ગતિને રોકી પ્રતાપ ઘણા દિવસ પર્યંત કમલમેરમાં અટલ રહ્યા. પરંતુ સ્વદેશદ્રોહી દેવરાજની શત્રુતાથી તેમને તે આશ્રય સ્થાન પણ તજવું પડયું. કમલમેરમા "નાગન" નામનો એક કૂપ હતો. સર્વ લોકો આ કૂપમાથીજ પાણી પીતા હતા. દુષ્ટ દેવરાજે આ ગૂઢ વૃત્તાંત મોગલોને જણાવી દીધું અને વિષધર ભુજંગ દ્વારા તે કૂપનુ જલ દૂષિત કરવાની તેમને સલાહ આપી. મોગલોએ તેની સલાહ અનુસાર તે કૂપનુ પાણી વિષમિશ્રિત બનાવી દીધું. પ્રતાપસિંહને જલની તંગીથી ઘણું કષ્ટ પડવા લાગ્યું. આથી તેઓ કમલમેરનો ત્યાગ કરી ચોંડ§ નામક ગિરિ દુર્ગમાં ચાલ્યા ગયા. મોગલ સેનાએ ઉક્ત સ્થાનને પણ ઘેરી લીધું. સોનગઢા સરદાર ભાનસિંહે મોગલ સેનાના કરાલ ગ્રાસમાંથી ચોંડનો ઉદ્ધાર કરવાને માટે અપૂર્વ વીરતા દર્શાવી હતી અને અંતે પ્રાણ સુદ્ધાં આપ્યો હતો. આ કઠોર યુદ્ધમાં મેવાડનો મુખ્ય ભટ્ટકવિ માર્યો ગયો હતો. તેનાં હૃદયોત્તેજક સમરસંગીત અને અદ્ભુત રણનિપુણતા જોઇને રાજપુતો અત્યંત ઉત્તેજિત થઈ ગયા, ને સ્નેહ, મમતા અને સર્વ પ્રકારની મૃદુ વૃત્તિઓને તિલાંજલિ આપીને " નિર્દય મોગલ રાજ " ના કઠોર આક્રમણને

* બાબરે રામશાના પૂર્વજોને ગ્વાલિયરમાંથી હાંકી કાઢયા હતા, તેથી તેઓ મેવાડમાં આવીને વસ્યા હતા. રાણાજીએ આદરસત્કાર સહિત તેમને ગ્રહણ કર્યા. અને તેમના ભરણપોષણને માટે પ્રતિદિન ૮૦૦ રૂપિઆ નિયત કર્યા. આ વખતથી આ લોકો મેવાડમાં જ રહેતા હતા.

† સંવત્ ૧૬૩૩ના માઘ માસના શુકલપક્ષની સપ્તમી ( ઇ. સ. ૧૫૭૭ ) ને દિવસે આ યુદ્ધ થયું હતું.

§ મેવાડના નૈરૂત્ય કોણમાં આવેલા ડુંગરાળ પ્રદેશમાં ચપ્પન નામક એક ભીલ રાજ્ય છે. ચોંડ એ આ ભીલ રાજ્યમાં એક સાધારણ નગર છે. ચપ્પન રાજ્યમાં પ્રાયઃ ૩૫૦ નગરો તથા ગ્રામો છે. આ સર્વ સ્થાનોમાં ભીલ લોકોની વસ્તી છે.

નિષ્ફળ કરવાને પ્રવૃત્ત થયા હતા. ચોંડપર આક્રમણ થયું તે સમયે ઉક્ત ભટ્ટ કવિએ પોતાના રાજાની વીરતાની સ્તુતિનાં જે કેટલાંક તીક્ષ્ણ કાવ્યો બનાવ્યાં હતાં તેને પ્રત્યેક મેવાડવાસી આજ પર્યંત ઉત્સાહ સાથે ગાય છે. પરંતુ ઉક્ત કવિના પરલોકવાસની સાથે વીર કેસરી પ્રતાપના અલૌકિક વીરત્વની સ્તુતિનાં કાવ્યો રચાતાં બંધ પડયાં નહોતાં. પ્રતાપની વીરતાનાં એટલાં બધાં કાવ્યો રચાયાં હતાં કે જે હિંદુ કિંવા મુસલમાન કાવ્ય રચવાની કિંચિત્ પણ શક્તિ ધરાવતો તે સર્વોત્તમ સ્વદેશભક્ત, પુણ્ય-શ્લોક પ્રતાપસિંહ વિષે કાંઇ ને કાંઇ કવિતા રચી ગયો છે. જેના હૃદયમાં કિંચિત્ પણ કવિત્વ હતું તે પ્રતાપસિંહના ગુણ ગાવામાં એક બીજાને પરાજિત કરવાનો પ્રયત્ન કરતા હતા. સ્વાભાવિક રીતેજ પ્રતાપ-સિંહ વિષેની કવિતા એવી વીરરસ પ્રધાન થતી હતી કે તે સાંભળીને નિર્જીવ અને ડરપોક માણસ પણ નવું બળ અને નવીન ઉત્સાહથી ચૈતન્યમય થઈ જતો હતો. વીરહૃદય રાજપુતોને આ કવિતાઓ કેટલી અસર કરતી હતી તે સર્વને સહજ સમજાય તેમ છે.

કમલમેર લીધા પછી રાજા માનસિંહે ધરમેતી અને ગોગુંડા નામક બે પહાડી કિલ્લાઓ પર અધિકાર સ્થાપિત કર્યો. વળી મહોબતખાંને ઉદયપુર જીતી લીધું. અમીશાહ નામક એક શાહજાદાએ ચોંડ અને અગુણાપાનોરના મધ્ય ભાગમાં સ્થિત થઇને ભીલોની સાથે પ્રતાપસિંહનો જે સંબંધ હતો તેને તોડી નાંખ્યો. બીજી તરફ ફરિદખાં નામનો મોગલ સેનાપતિ ચપ્પનને ઘેરી દક્ષિણ તરફ ચોંડમાં રાણા પ્રતાપસિંહ હતા ત્યાં સુધી ચાલ્યો ગયો. ચોંડને ચારે તરફથી શત્રુઓએ ઘેરી લીધું. પ્રતાપસિંહ પણ ચોતરફથી ઘેરાઈ આશ્રયહીન બની ગયા. જે મેવાડ ભૂમિપર એક વખત તેમનું અક્ષત રાજ્ય હતું, જ્યાં તેમના પૂર્વજો પ્રાચીન કાળથી રાજ્ય કરતા આવ્યા હતા, તેજ ભૂમિમાંના પ્રત્યેક નગર, ગ્રામ અને પહાડી દુર્ગપર પણ આજે શત્રુઓનો અધિકાર સ્થાપિત થઈ ગયો છે. આજે તેજ મેવાડભૂમિ ખુદ તેના આગલા રાજાને રહેવાને માટે સ્થાન આપી શકતી નથી. આજે મોગલો આ વિશાળ મેવાડ રાજ્યની સર્વે ગુફાઓ, સર્વ જંગલો અને સકળ પર્વતશૃંગો પર ભ્રમણ કરી કરીને તે પ્રચંડ રાજપુતની પૂંઠ પકડવા લાગ્યા. પરંતુ આશ્ચર્યની વાત એ છે કે તે રાજપુત વીરને કોઈ પકડી શક્યું નહિ. મોગલોને એમજ ભાસવા લાગ્યું કે પ્રતાપ કોઈ ઈંદ્રિજાલના પ્રભાવથી અમારી આંખોમાં ધૂળ નાંખીને મન ચ્હાય ત્યાં ફરે છે. પ્રતાપસિંહ કાંઈ પ્રાણ જવાના ભયથી પલાયન કરી ગયા નહોતા, પરંતુ તેઓ ગુપ્ત રીતે શત્રુઓની હીલચાલ તપાસતા હતા અને જ્યારે શત્રુઓ અસાવધ દશામાં જણાતા ત્યારે એકદમ તેમના પર આક્રમણ કરીને જડમૂળથી તેમનો સંહાર કરી નાંખતા હતા. જે વખતે શત્રુઓ અમુક વનમાં તેમને છુપાયેલા જાણીને તેમની તપાસ કરતા તે વખતે તેઓ પોતાના સર્વ સરદારોને એકત્રિત કરીને પહાડના કોઇ ઉચ્ચ શિખર પર ચઢીને મસલત ચલાવતા હતા. આ પ્રકારે નાનાં નાનાં યુદ્ધો કરતાં કરતાં ઘણા દિવસ વ્યતીત થઈ ગયા. શત્રુઓ કોઈ પણ પ્રકારે વીરવર પ્રતાપને પકડી શક્યા નહિ. તેમને પકડવાનું તો રહ્યું પરંતુ ઉલટા તેઓમાંના અનેક જણ રાણાના ક્રોધાગ્નિમાં ભસ્મ થઇ ગયા. સેનાપતિ ફરિદખાં ચોંડને ઘેરો ઘાલી વિચારવા લાગ્યો કે પ્રતાપસિંહને આ વખતે હું અવશ્ય પકડી લઇશ. પરંતુ તેની આ આશા નિરાશામાં ફેરવાઈ ગઇ. તેનું વિપુલ સેનાબળ તથા તેની ચાલાકી પ્રતાપસિંહની રણચાતુરી આગળ નિષ્ફળ ગઇ. આ વખતે રાણાજીએ આ સમસ્ત સેનાને એક ગિરિમાર્ગમાં ઘેરીને તેનો સંપૂર્ણતઃ નાશ કરી નાંખ્યો. આ પ્રકારે પ્રતાપના તીક્ષ્ણ ખડ્ગથી અનેક યુદ્ધવિશારદ પ્રચંડ મોગલ વીરો ધરાશાયી થયા. પરંતુ પ્રતાપસિંહને કોઇ પણ મોગલ પકડી શકયો નહિ આ પ્રકારે વેતન-ભોગી મોગલ સેનાનું સાહસ ક્રમશઃ ઘટતું ગયું. રાજપુત વીરની સાથે યુદ્ધ કરવાનું સામર્થ્ય તેમનામાં રહ્યું નહિ. તેમનો ઉત્સાહ મંદ પડી ગયો. આ તરફ વર્ષાની અસ્ખલિત ધારાથી નદી નાળાં ઉભરાઈ ગયાં, ગિરિમાર્ગો અને ઘાટો, દુર્ગમ બની ગયા અને સર્વ પહાડી સ્થાનોમાંથી એક પ્રકારની વિષમય હવા નીકળીને સમસ્ત દેશમાં વિસ્તારિત થઇ ગઇ. નિરૂપાય થઇ પ્રતાપના શત્રુઓએ યુદ્ધકાર્ય બંધ કરી દીધું. આ પ્રકારે જ્યારે વર્ષાઋતુનું આગમન થતું ત્યારેજ મહારાણા પ્રતાપસિંહને થોડા દિવસ પર્યંત વિશ્રાંતિ પ્રાપ્ત થતી.

ક્રમશઃ અનેક વર્ષો વ્યતીત થઇ ગયાં. જગતમાં અનેક પરિવર્તનો થયાં, પરંતુ પ્રતાપસિંહનો ટેક અડગ રહ્યો. મોગલો કોઇ પણ પ્રકારે તેને પકડી શક્યા નહિ. પરંતુ કાળના પ્રભાવથી મહારાણાનાં

આશ્રયસ્થાન એક પછી એક મોગલોના અધિકારમાં જવા લાગ્યાં. તેમનું દુઃખ વૃદ્ધિંગત થતું ગયું, તેમનો પરિવારજ તેમના વિશેષ દુઃખનુ કારણ થઇ પડયો. શત્રુઓના હાથમાંથી બચવાના ઉપાય તો તેમને ક્વચિત્ ક્વચિત્ જ શોચવા પડતા હતા, પરંતુ તેમને આ ચિંતા તો સતત ભસ્મ કરતી હતી કે મારાં પુત્ર કલત્રાદિ તો કદાચ શત્રુઓના હાથમાં નહિ ફસાઇ પડે અને સીસોદીઆ કુલને તો કાંઇ કલંક નહિ લાગી જાય! તેમની આ ચિંતા અમૂલક નહોતી, કારણ કે અનેક વખત તેમનો પરિવાર શત્રુઓના હાથમાં જઇ પડયો હતો. એક વાર તો તે સંપૂર્ણતઃ શત્રુઓના પંજામાં ફસાયો હતો, પરંતુ ગિહ્લોત કુલના સનાતન મિત્ર વિશ્વાસુ ભીલોએ તેનો ઉદ્ધાર કર્યો હતો. તે વખતે કાબાનિવાસી ભીલ લોકોએ રાણાજીના પરિવારને ટોપલાઓની અંદર મૂકીને જાવરાની ખાણમાં છુપાવી દીધો હતો. આ ખાણમાંથી કલાઇ નીકળે છે. પરમહિતકારી ભીલો સ્વયં ભૂખ્યા રહેતા હતા અને તેને ભોજન આપતા હતા તથા સાવધાનતાપૂર્વક તેની રક્ષા કરતા હતા. તેમના આ મહદુપકારનાં ચિન્હો આજ પર્યંત જાવરા અને ચોંડના નિર્જન અરણ્યના વિશાલ વૃક્ષોની ઉચ્ચ શાખાઓ ઉપર અગણિત ખીલાઓ તથા લોહનાં કડાંઓ રૂપે દ્રષ્ટિગોચર થાય છે. આ ખીલાઓ તથા કડાંઓની સાથે નેતરના ટોપલા ટાંગીને ભીલો તેમાં રાજપુતોને રાખતા હતા. મોગલોથી તથા હિંસક પશુઓથી પણ ભીલો તેમની રક્ષા કરતા હતા. રાણા પ્રતાપસિંહનાં બાલબચ્ચાં નેતરના ટોપલામાં બેસીને કડવાં મીઠાં કંદ મૂલ, ફળ વગેરે ખાઇને પોતાના પ્રાણ ધારણ કરતાં હતાં. ઉત્તમોત્તમ ભોજન કરવાથી અને રાજમહાલયમાં રહેવાથી પણ જેને તૃપ્તિ થતી નહોતી, તેઓ અનાથ અને ઘરબાર વગરનાં માણસોની પેઠે કંદમૂલ, ફળફૂલ ખાઇને ક્ષુધાની નિવૃત્તિ કરતાં હતાં અને વૃક્ષોની સાથે બાંધેલા ટોપલામાં બેસીને હિંચકા ખાતાં હતાં. આ અવસ્થા જોયા છતાં પણ મહારાણા પ્રતાપસિંહનું સાહસ કમી થતું નહોતું.

ક્રમશઃ વીરશ્રેષ્ઠ પ્રતાપસિંહની વીરતા, ધીરતા, સહનશીલતા તથા મહાન શક્તિના સમાચાર શહેનશાહ અકબરના સાંભળવામાં આવ્યા. અકબરે વારંવાર રાણાજીની પ્રશંસા કરી, તથાપિ સાંભળેલી વાતનું સત્યાસત્ય જાણવાને માટે અકબરે પ્રતાપસિંહના ગૂઢ નિવાસસ્થાનમાં એક ગુપ્ત દૂત મોકલ્યો. આ ગુપ્ત ચરે ત્યાં જઈ દૂર ઉભા રહીને જોયું તો નિમ્નલિખિત દ્રશ્ય તેના જોવામાં આવ્યું. પ્રતાપસિંહ પોતાના સરદારો અને સામંતોથી વેષ્ટિત થઈને એક પ્રચંડ વૃક્ષની નીચે તૃણાસન પર બેસી ભોજન કરતા હતા. વળી તેઓ યોગ્ય સરદારોને આનંદસહિત "દૂના" (રાજપ્રસાદ) આપતા હતા. જો કે આ રાજપ્રસાદ જંગલના કંદમૂળ ફળનોજ હતો તથાપિ તે પ્રાપ્ત થવાથી સરદારો પોતાને કૃતાર્થ માનતા હતા. જે વખતે પ્રતાપસિંહ ઉદયપુરના મહાલયમાં રહીને સરદારોને ઉત્તમોત્તમ ભોજ્ય પદાર્થના "દૂના" આપતા હતા તે વખતે તેઓ જેવા આનંદથી તે રાજપ્રસાદ ગ્રહણ કરતા હતા તેવાજ આનંદથી આ વખતે પણ તેઓ તેનો સ્વીકાર કરતા હતા. ઉક્ત ગુપ્તચરે પાછા દિલ્લીની દરબારમાં જઇને આ સમાચાર અકબરને કહ્યા. આ સમાચાર સાંભળી સર્વ સભાસદોના હૃદયમાં પ્રતાપસિંહ પ્રત્યે અત્યંત આદર ઉત્પન્ન થયો. સર્વ જણ પ્રતાપના અસીમ મહિમાથી મુગ્ધ થઇને તેમની પ્રશંસા કરવા લાગ્યા, તે એટલે સુધી કે જે રાજપુતોએ પોતાની કુલમર્યાદાને તિલાંજલિ આપીને દિલ્લીશ્વરના ચરણમા આત્મસમર્પણ કર્યું હતુ તેઓ પણ વારંવાર પ્રતાપસિંહના ગુણોની પ્રશંસા કરવા લાગ્યા. ભટ્ટ ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે દિલ્લીશ્વરનો મુખ્ય સામંત ખાનખાનાન* પ્રતાપના મહિમા પર એટલો મોહિત થઈ ગયો હતો કે તેણે નીચેના શબ્દોમાં રાણાજીની પ્રશંસા કરી હતી. "આ જગતમાં સર્વ વસ્તુઓ અનિત્ય અને ચંચળ છે. રાજ્ય અને ધન એ સર્વ પદાર્થો લોપ થઈ જનાર છે. એક મહા પુરુષની અસીમ કીર્તિજ સદા અમર રહેશે. પ્રતાપે પોતાનું રાજ્ય, ધન, ઇત્યાદિ સર્વ પદાર્થોનો ત્યાગ કર્યો છે, પરંતુ તેમણે કદિ કોઇની આગળ પોતાનું શિર ઝુકાવ્યું નથી. ભારતવર્ષના સર્વ રાજકુમારોમાં કેવળ તેઓજ પોતાના પવિત્ર ક્ષત્રિય કુલના ગૌરવની રક્ષા કરી શક્યા છે."

મોટી મોટી વિપત્તિઓમાં આવી પડયા છતાં પણ પ્રતાપસિંહનો ઉત્સાહ નાશ પામ્યો નહોતો. પરંતુ જેમને તેઓ પ્રાણથી પણ અધિક પ્રિય ગણતા હતા, જેના સન્માનની રક્ષા કરવાને માટે તેઓ મોટાં

* બહેરામખાંના પુત્ર મીરજાખાંને "ખાનખાનાન" ની પદવી મળી હતી. આ પદવી અતિ ઉચ્ચ કોટીની ગણાય છે.

મોટાં કષ્ટો પણ સહન કરી શકતા હતા, તેમની અત્યંત દુર્દશા જોઇને કદિ કદિ તેઓ ઉન્મત્ત થઇ જતા હતા. પ્રતાપસિંહનાં રાણી બીચ જંગલમાં રાણાજીથી છૂટાં પડયાં હતાં. તેમના પ્રાણપ્રિય કુમારો રાજસુખ ભોગવવાને બદલે કંદમૂલ ફળ ખાઇને પ્રાણ ધારણ કરતા હતા. દુર્ભાગ્યવશાત્ કોઇ કોઈ વખત તેમને કંદમૂલ ફળના પણ વખા પડતા હતા. અને કદિ કદિ તે પ્રાપ્ત થયા છતાં તેમને ભોજન કરવાનો સમય મળતો નહોતો. કઠોર મોગલોએ તેમની એવી રીતે પૂઠ પકડી હતી કે એક દિવસે પાંચવાર ભોજન તૈયાર કરવામાં આવ્યું, પરંતુ પાંચે વાર શત્રુઓએ આવીને તેમને ઘેરી લીધા. એક વખત શત્રુઓના આક્રમણથી થોડા સમય પર્યંત કાંઇક મુક્તિ મેળવી રાણાજી સહકુટુંબ એક નિર્જન વનમાં વિશ્રામ લેતા હતા. મહારાણીએ તથા તેમની પુત્રવધૂએ 'મોલ' નામના ઘાસના બીજની કેટલીક રોટલી બનાવી અને તેમાંનો અર્ધો ભાગ છોકરા છોકરીઓને વ્હેંચી આપ્યો અને અર્ધો ભાગ બીજી વારને માટે ઢાંકી રાખ્યો. રાણા પ્રતાપ નિકટમાં તૃણશય્યાપર પડીને પોતાના દુર્ભાગ્ય તથા ભારતવર્ષની ભાવી દુર્દશા સંબંધે વિચાર કરી રહ્યા હતા, એટલામાં તેઓ પોતાની એક કુમારીનું મર્મભેદક રોદન સાંભળી સ્તબ્ધ થઇ ગયા. તત્કાલ તેમનું લક્ષ તે બાલકીની માગણી તરફ ખેંચાયુ. તે રોતી કુમારીની દુર્દશા જોઇને તેમનું હૃદય ફાટી ગયું. એક જંગલી બિલાડો તે કન્યાની અર્ધી રોટલી લઇને નાશી ગયો હતો, તેથી તે બાલકી રોતી હતી.

પ્રતાપસિંહનુ મસ્તક ફરી ગયું. તેમને ચારે તરફ અંધકાર દ્રષ્ટિગોચર થવા લાગ્યો. આ ઘટના પહેલાં તેમનું સાહસ અને નિશ્ચય કિંચિત્ પણ કમી થયાં નહોતાં. ભયંકર સમરભૂમિમાં તેમના પ્રિય પુત્રોએ અને કુટુંબી જનોએ તેમની સમીપેજ સ્વદેશને માટે યુદ્ધ કરતાં પોતાના પ્રાણનું બલિદાન આપ્યા છતાં તેઓ કિંચિત્ પણ વ્યાકુલ થયા નહોતા. તેઓ જાણતા હતા કે કર્તવ્ય કરવાને માટેજ મનુષ્યનો જન્મ થાય છે. તો પછી પુત્રો અને મિત્રોના દેહ સ્વકર્તવ્યનું પાલન કરતાં સમરભૂમિમાં પડે તો તેમાં દુઃખની વાત શું છે?

વીરકેસરી પ્રતાપ આવા દ્રઢ હૃદયના અને ઉચ્ચ નિશ્ચયના હોવા છતાં આજે ભોજનના અભાવથી પ્રાણપ્રિય કન્યાને રોતી જોઇને તેમનુ અંતઃકરણ એકાએક અધીર બની ગયું. તેમની મનોવૃત્તિ ચંચલ થઈ ગઈ અને તેઓ પોકારી ઉઠયા કે "જો આ પ્રકારની પીડા સહીને રાજ મર્યાદાની-કુળ મર્યાદાની રક્ષા કરવી પડે તો તે મર્યાદાને સોવાર ધિક્કાર હો." આવા આવા વિચાર કરીને થોડા દિવસ પછી પ્રતાપસિંહે આ પીડા દૂર કરવાને માટે સંધિની પ્રાર્થનાનો એક પત્ર અકબરપર મોકલી આપ્યો.

પ્રતાપસિંહનો ઉક્ત પ્રાર્થનાપત્ર પ્રાપ્ત થતાંજ અકબરના આનંદનો પાર રહ્યો નહિ. આ હર્ષનો ઉભરો બતાવવાને માટે તેણે પોતાના રાજ્યમાં નૃત્ય, ગાયન અને ઉત્સવો કરાવવા માંડયા. ઘેરે ઘેર આનંદસૂચક વાજાં વાગવા લાગ્યાં. મોગલ કુલનાં આબાલવૃદ્ધ સર્વ અત્યંત આનંદમાં નિમગ્ન થઈ ગયા. પાદશાહ અકબરે અત્યંત હર્ષિત થઇને પ્રતાપસિંહનો ઉક્ત પત્ર પૃથ્વીરાજ નામના એક સામંતને બતાવ્યો.

પૃથ્વીરાજ બીકાનેરના રાજાના કનિષ્ઠ ભ્રાતા હતા. આ વખતે તેઓ અકબરના દરબારમાં તેના સામંત તરિકે વિરાજતા હતા. જે વર્ષમાં (ઇ. સ. ૧૫૧૫ માં) રાઠોડ વીર જોધરાવે મંદોરથી પોતાના વસાવેલા જોધપુરમાં મારવાડનું સિંહાસન લઇ જઈને ત્યાં તે સ્થાપિત કર્યું, તેજ વર્ષમાં તેના એક પુત્ર બીકાએ મારવાડમાં બીકાનેર નામનું શહેર વસાવ્યું હતું. બીકાના વંશજોએ પોતાના પરાક્રમના પ્રભાવથી અલ્પ સમયમાં બીકાનેરના રાજ્યને ઉન્નતિના શિખરપર ચઢાવી દીધું હતું. પરંતુ એ શહેર વિસ્તૃત અને અવરોધહીન મરૂભૂમિમાં આવેલું હોવાથી ત્યાંના રાજા રાયસિંહે પણ પોતાના સ્વામી મારવાડના અધિપતિ માલદેવની પેઠે ઘૃણિત ઉદાહરણ દર્શાવ્યું હતું. પૃથ્વીરાજ ઉક્ત રાજાનાજ ભ્રાતા હતા. જો કે દુર્ભાગ્યવશાત્ તેઓ મોગલોના પંજામાં સપડાયા હતા તોપણ તેમનું હૃદય અસીમ વીરતા, મહાનતા અને સ્વદેશપ્રેમથી પ્રકાશિત હતું. તેઓ માત્ર એક વીરજ નહોતા, પરંતુ એક ઉત્તમ કવિ પણ હતા. આ તેજસ્વી ગુણોથી ભૂષિત હોવાને લીધે તેઓ પોતાની તેજસ્વિની કવિતાદ્વારા મનુષ્યનું હૃદય ઉન્માદિત કરી શકતા હતા. અર્થાત્ તેઓ વીર પણ હતા અને કવિ પણ હતા, અને રાજસ્થાનમાં આ ઉભય ગુણોને માટે તેઓ સુપ્રસિદ્ધ હતા. ઉત્તમ કાવ્યો રચીને તેમણે રાજસ્થાનના સર્વ ભટ્ટ કવિઓ ઉપર વિજય પ્રાપ્ત કર્યો હતો. પ્રતાપની વીરતા, ઉદારતા, તથા માહાત્મ્ય જાણીને રાજપુત કવિ પૃથ્વીરાજ બાલ્યાવસ્થાથી તેમને

પુજનીય દેવ ગણતા હતા આથી જ્યારે તેમના સાંભળવામાં આવ્યું કે રાણાજીએ સંધિ કરવાની માગણી કરી છે ત્યારે તેમને અત્યંત કષ્ટ થયું. ચિંતાનો વિષમય દંશ લાગવાથી તેમના હૃદયમાં અતીવ પીડા થવા લાગી. પ્રતાપસિંહે પોતે આ પ્રાર્થનાપત્ર મોકલ્યો હોય તે વિષે તેઓ શંકાશીલ બન્યા. પૃથ્વીરાજે પોતાની આ ભાવિક સરલતા અને નિડરતા સાથે શહેનશાહને કહ્યું "આ પત્ર પ્રતાપસિંહનો નથી. હું તેમને સારી રીતે ઓળખું છું. યદિ આપ આપનો રાજમુકુટ પણ તેમના મસ્તકપર મૂકી દો તોપણ તે દિલ્લીના તખ્તની આગળ શિર ઝુકાવનાર નથી." પછી પૃથ્વીરાજે પાદશાહની આજ્ઞાથી એક પત્ર લખ્યો‡ અને તેને એક દૂતના હાથમાં આપી રાણાજીની પાસે જવાની આજ્ઞા કરી. આ પત્રમાં પૃથ્વીરાજે પ્રતાપસિંહને "આપ શા કારણથી પાદશાહની આગળ શિર ઝુકાવવા માગો છો." એવો પ્રશ્ન કર્યો હતો. વળી તેમાં એક બીજો બોધ પણ ગુપ્ત રીતે આપવામાં આવ્યો હતો. પૃથ્વીરાજે પ્રતાપસિંહને આ અપમાનથી બચવાને માટે અનુરોધ કર્યો હતો. આ પત્રમાંની કવિતા એટલી તો તેજસ્વિની અને હૃદયગ્રાહિણી છે કે આજ પર્યંત પણ રાજપુતો તેને વાંચીને આનંદનિમગ્ન થાય છે. પાઠકોની જાણને માટે આ પત્ર નીચે ઉદ્ધૃત કરવામાં આવે છે.

"હિંદુઓની સર્વ આશા અને વિશ્વાસ હિંદુઓ ઉપરજ નિર્ભર છે. તથાપિ મહારાણા તે સર્વને તિલાંજલિ આપવાને તત્પર થયા છે. યદિ પ્રતાપ ન હોત તો અકબર સર્વને સમાન ભૂમિકાપર લાવી

‡ પૃથ્વીરાજના પત્રની સપૂર્ણ નકલ ઉપલબ્ધ થતી નથી, પરંતુ ઠાકુર પૂર્ણસિંહજીલિખિત 'મેવાડનો ઇતિહાસ' એ નામના પુસ્તકના ૧૭૩ મા પૃષ્ઠમાં કેટલાક દોહા, સોરઠા લખ્યા છે. જે અત્રે સાદર કરવામાં આવે છેઃ—

**સોરઠા**—અકબર સમદ અથાહ, સૂરા પણ ભરિયો સજલ;
મેવાડો તિણ માહિં, પોયણ ફૂલ પ્રતાપસી. ૧
અકબર એકણ બાર, દાગલકી સારી દુની,
અણદાગલ અસવાર, રહિયો રાણપ્રતાપસી. ૨
અકબર ઘોર અંધાર, ઊંધાણા હિંદુ અવર;
જાગે જુગ દાતાર, પોહરે રાણ પ્રતાપસી ૩
હિંદુપતિ પરતાપ, પતિ રાખો હિંદુઆણરી;
સહે વિપત્તિ સતાપ, સત્ય શપથ કર આપણી. ૪
ચૌથો ચિત્તોડાહ, બાંટો બાજંતી તણૂ;
દીસે મેવાડાહ, તો સિર રાણ પ્રતાપસી. ૫
ચમ્પો ચિત્તોડાહ, પૌરસતણો પ્રતાપસી;
સોરભ અકબરશાહ, અડિયલ આ ભડિયા નહિ. ૬
પાતલખાગ પ્રમાણ, સાંચી સાંગાહરતણી;
રહી સદા લગરાણ, અકબરસૂં ઊભી અણી. ૭
**દોહા**—માઇ જણ અહડા જણા, જહડા રાણ પ્રતાપ;
અકબર સૂતો ઓઝકે, જાણ સિરાણે સાંપ. ૮
**સોરઠા**—રાઓ અકબરિયાહ, તેજ તિહારો તુરકડા;
નમ નમ નીસરિયાહ, રાણ વિના સહ રાવજી. ૯
સહ ગાવડિયે સાથ, યેકણ વાડે બાડિયાં;
રાણા ન માની નાથ, તોડે રાણ પ્રતાપસી. ૧૦
સોયો સો સંસાર, અસુરપ ઢોલે ઊપરે;
જાગે જગ દાતાર, પોહરે રાણ પ્રતાપસી. ૧૧
**દોહા**—ઘર વાંકી દિન પાંધરા, મરદન મૂકે માણ;
ઘણે નરિન્દા ઘેરિયા, રહે ગિરિન્દાં રાણ. ૧૨

મૂકત, કારણકે આપણા રાજા લોકો જાતીય વીરતા ખોઇ બેઠા છે. આપણી સ્ત્રીઓનું પવિત્ર સતીત્વ, સન્માન અને ગૌરવ નષ્ટ થયું છે. રાજપુત કુલરૂપી વિશાળ બજારમાં કેવળ અકબરજ ક્રેતા (ખરીદદાર) છે. કેવળ ઉદયના પુત્ર વ્યતિરિક્ત સર્વને પાદશાહે ખરીદી લીધા છે. પરંતુ પ્રતાપ અમૂલ્ય છે. એવો કયો સાચો રાજપુત બચ્ચો છે કે જે નૌરોઝને માટે પોતાના કુળની મર્યાદાનો ત્યાગ કરે? તથાપિ અનેક રાજપુતોએ તેમ કર્યું છે. ક્ષત્રિયોના સર્વ કિમતી પદાર્થો વેચાઇ ગયા છે તો શું હવે ચિત્તોડ પણ તે હાટમાં વેચાવાને આવશે? રાજ્ય, ધન, સુખ, સંપત્તિ સર્વને પત્તે* છોડી દીધાં, તથાપિ તેણે અદ્યાપિ પોતાનું અમૂલ્ય ધન તજ્યું નથી. એવા તો અનેક છે કે જે નિરૂપાય અને અસહાય થઇને આ બજારમાં આવી પોતાનાં નેત્રોથી પોતાનું અપમાન જુએ છે. કેવળ હમ્મીરના વંશજોજ આ અપમાનથી દૂર રહી શક્યા છે. જગતના લોકો પ્રશ્ન કરે છે કે પ્રતાપસિંહ આ અપમાનથી શી રીતે દૂર રહી શક્યા છે? પોતાની સમશેર અને મહા પ્રતિજ્ઞાના બળવડે તેમણે ક્ષત્રિયકુળ ગૌરવની ઉત્તમ પ્રકારે રક્ષા કરી છે. મનુષ્યોની પેઠ (બાઝાર) નો આ વ્યાપારી કાંઇ ચિરંજીવી તો છેજ નહિ. તેને એક દિવસ દહ લોકમાંથી જવું તો પડશેજ. અમારા કુળના ગૌરવનો ભાર તે સમયે પ્રતાપના હાથમાંજ સોંપાશે. અને તે સમયે અમારાં ત્યજી દીધેલાં ક્ષેત્રોમાં પ્રતાપજ રાજપુત બીજને વાવશે, જેથી અમારી કુળમર્યાદાની રક્ષા થશે, અને તેની પવિત્રતા ઝળકવા લાગશે. માટે સર્વ લોકો ઉત્કંઠા સહિત પ્રતાપસિંહની તરફ અનિમિષ નેત્રે જોઇ રહ્યા છે."

રાઠોડ વીર પૃથ્વીરાજની તેજસ્વિની કવિતાવાળો પત્ર વાંચીને પ્રતાપસિંહ પ્રચંડ ઉત્સાહથી ઉત્સાહિત બની ગયા. જાણે દશહજાર રાજપુતોએ આવીને તેમને સહાય કરી ન હોય તેવો આનંદ તેમને થયો. પત્રમાંની કવિતાના પ્રકાશિત પ્રભાવથી ક્ષીણ પ્રતાપનુ હૃદય પુનઃ નવીન બળથી બળવાન બની ગયું. અને તેઓ પોતાનુ ભીષણ કાર્ય પાર પાડવાને માટે પુનઃ તત્પર થઈ ગયા. જ્યારે સમગ્ર હિંદુઓ સ્વદેશ-ગૌરવના રક્ષણાર્થે પ્રતાપના મુખ તરફ જોઇ રહ્યા છે, ત્યારે શું પ્રતાપ નિશ્ચિંત રહી શકે?

"એવો કયો સાચો રાજપુત બચ્ચો છે કે જે નૌરોઝને માટે પોતાના કુળની મર્યાદાનો ત્યાગ કરે?" આ ગૂઢ વાક્યમાં અંતર્ભૂત થયેલા "નૌરોઝ" શબ્દના ગુહ્ય અર્થનો પ્રકાશ કરવો અત્રે અત્યંત આવશ્યક છે. જે સમયે ભગવાન ભાસ્કર મેષરાશિમાં પ્રવેશ કરે છે તે સમયે પૌર્વાત્ય મુસલમાનો "નૌરોઝ" (વર્ષનો નવો દિવસ) નો ઉત્સવ કરે છે. પરંતુ વીરવર પૃથ્વીરાજે પોતાના પત્રમાં તે અર્થમાં "નૌરોઝ" શબ્દનો ઉપયોગ કર્યો નથી. પંડિતવર અબ્બુલફઝલનો ઇતિહાસ વાંચવાથી "નૌરોઝ" શબ્દનો અર્થ સમજાશે.

"આ 'નૌરોઝ' વર્ષનો નવો દિવસ નથી, પરંતુ એક બીજો ઉત્સવ છે. અકબરે સ્વયં આ ઉત્સવની સ્થાપના કરી હતી અને પોતાની ઇચ્છાનુસાર તેણે તેને 'ખુશરોઝ' (આનંદનો દિવસ) એવું નામ આપ્યું હતું. પ્રતિ માસનો મુખ્ય ઉત્સવ થઇ ગયા પછી નવમા દિવસે ઉક્ત "નૌરોઝ" નો ઉત્સવ થતો હતો. આ આનંદદિવસ મુસલમાનોનો એક પ્રસિદ્ધ ઉત્સવ છે. મોગલ સામ્રાજ્યની સર્વ રૈયત તે દિવસે પરમાનંદમાં નિમગ્ન રહેતી હતી. દુઃખ અથવા વિષાદની કાલિમા કોઇના પણ વદન મંડલ પર રહેતી નહોતી. તે દિવસે રાજ દરબારમાં જવાને કોઇને પ્રતિરોધ નહોતો. બેગમસાહિબા પણ દરબારમાં ભારે ઠાઠમાઠથી વિરાજમાન થતી હતી. પ્રતિષ્ઠિત મુસલમાનો અને રાજપુત સામંતોની સ્ત્રીઓ પણ તે દિવસે દરબારમાં આવતી હતી. વળી આ ખુશરોઝ બીજી એક વાતને માટે પણ પ્રસિદ્ધ હતો. આ પ્રસંગે રાજમંદિરના એક ગુપ્ત સ્થાનમાં એક મેળો ભરવામાં આવતો હતો. આ મેળામાં પુરૂષો પ્રવેશ કરી શકતા નહોતા—માત્ર સ્ત્રીઓજ જઇ શકતી હતી. રાજપુત અને મુસલમાન વ્યાપારીઓની સ્ત્રીઓ અનેક દેશોની કારીગરીના પદાર્થો લાવીને આ મેળામાં વેચવા બેસતી હતી.§ અને રાજકુટુંબની સ્ત્રીઓ ત્યાં જઇને પોતાને પસંદ પડે તે પદાર્થો ખરીદતી હતી.

* પ્રતાપસિંહને પ્રચલિત ભાષામાં 'પત્ત' કહેવામાં આવતા હતા.

§ રાજકુલમાં ઉત્પન્ન થયેલા પુરૂષો તથા સ્ત્રીઓ કારીગરી બનાવીને આ પ્રદર્શનમાં લાવતાં હતાં. તેઓ તેને વેચીને પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કરતાં હતાં. ઘણા લોકો આ વાત જાણતા નહિ હશે કે એશિયા ખંડના અનેક રાજાઓ અનેક પ્રકારનાં કારીગરીનાં કામો કરતા હતા. ઉદાહરણ તરિકે અમે એનાં નામ

અબ્બુલફજલ લખે છે કે "પાદશાહ પણ વેષ બદલીને ત્યાં જતો અને ઇતસ્તતઃ ભ્રમણ કરતો. આ વખતે તે વ્યાપારના પદાર્થોનું યથાર્થ મૂલ્ય તથા રાજા અને રાજકર્મચારીઓ વિષે પ્રજામત કેવો છે તે જાણી લેતો."

પ્રત્યેક બુદ્ધિમાન પાઠક આ વાત સારી પેઠે સમજી શકશે કે આ ઉત્સવના મૂળમાં એક પ્રકારની કુપ્રવૃત્તિનું બીજ ગુપ્ત રીતે રહેલું હતું. ચાલાક અબ્બુલફઝલે અકબરને પ્રાપ્ત થતી આ દુરભિસંધિને એક બીજાું સ્વરૂપ આપી જગતની આંખમાં ધૂળ નાંખવાની ચેષ્ટા કરી છે. પરંતુ આનંદની વાત છે કે તેની આ ચેષ્ટા ફળીભૂત થઇ નથી. સમયના અસીમ માહાત્મ્યથી સત્યનો પ્રકાશ આપોઆપ પ્રકટ થઈ ગયો. શું અકબર સર્વ ભાષાઓનો જ્ઞાતા હતો? વારુ, અમણુ મુસલમાન અને રાજપુત સ્ત્રીઓ જે કઠિન અને મિશ્ર ભાષામાં વાર્તાલાપ કરતી હતી, તે સમજીને શું અકબર તે દ્વારા પ્રજામત જાણી શકતો હતો? કોઇ પણ બુદ્ધિવાન પાઠક ચાલાક અબ્બુલફઝલના ચાતુર્યથી ભ્રમમાં પડી શિર ઝુકાવી પ્રસન્ન હૃદયથી તેની એ વાત સ્વીકારશે નહિ, અને અકબરની આ કુપ્રવૃત્તિને ધન્યવાદ આપશે નહિ. જેને સાધારણ જ્ઞાન છે, જે સારાસારનો વિચાર કરી શકે છે, તે અવસ્ય આ વાતનો સ્વીકાર કરશે કે અકબરે પોતાની દુર્વાસના તૃપ્ત કરવાને માટેજ આ અનર્થકારક "નૌરોઝ"નો ઉત્સવ પ્રસ્થાપિત કર્યો હતો. આ પાપમય "નૌરોઝ"ના ઉત્સવમાં અનેક રાજપુત કુળોની પવિત્ર મર્યાદા કલંકિત થઈ છે, અનેક અભાગી રાજપુત બાળાઓને લાચાર થઇ યવનના હાથે પોતાનુ સતીત્વ નષ્ટ થવા દેવું પડયું છે. ભટ્ટ લોકોના કાવ્ય ગ્રંથોમાં આ ગુપ્ત અત્યાચારોનું વર્ણન ઉત્તમ પ્રકારે કરવામાં આવ્યું છે. રાઠોડ વીર પૃથ્વીરાજે આજ "નૌરોઝ" વિષે પોતાના પત્રમાં નિર્દેશ કર્યો છે.

જે અકબરે "જગદ્‌ગુરૂ" "દિલ્લીશ્વરો વા જગદીશ્વરો વા" ઇત્યાદિ પવિત્ર અને સન્માન-સૂચક ઉપાધિઓ પ્રાપ્ત કરી હતી, ઇતિહાસ જેને ઉત્તમ પ્રજાપાલક કહે છે, મુસલમાન ઈતિહાસવેત્તાઓ જેને સત્યનો ભંડાર, ધર્માત્મા અને વિશુદ્ધહૃદય નૃપતિ કહીને વંદન કરે છે, તે અકબર–તેજ ભુવન-વિદિત 'ધર્મધુરંધર અકબર' પોતાની પ્રભુતાનો દુરૂપયોગ કરીને ખરાબ અને નિંદિત માર્ગમાં ભ્રમણ કરતો હતો. ઉપલી વાતપર શ્રદ્ધા રાખતાં અમે અચકાઇએ છીએ, તે વાતનો વિચાર કરવાથી અમારૂં હૃદય વારંવાર કંપાયમાન થાય છે. દુર્ભાગ્ય તરંગમાં ફસાઈને અનેક રાજપુતોએ પોતાની સ્વાધીનતા જે પાદશાહને વેચી દીધી હતી તે પાદશાહ રાજધર્મના મસ્તકપર ચરણપ્રહાર કરી, મૂર્ખ મનુષ્યની પેઠે કામવિમૂઢ થઇને રાજપુતોની પ્રાણપ્રિય પત્નીઓનું સતીત્વ લૂટતો હતો; આ વાતનું જ્યારે સ્મરણ થાય છે ત્યારે તેને ભારતનો ઉત્તમ સમ્રાટ્, મોગલ કુલતિલક, અને "જગદ્‌ગુરૂ," શી રીતે કહી શકીએ એવો પ્રશ્ન હૃદયમાં ઉદ્ભૂત થાય છે. આ વાતનું સ્મરણ થતાં તો તેને કપટ, સ્વાર્થપરાયણતા, અને વિશ્વાસઘાતકતાનો મૂર્તિમંત પિશાચજ કહેવાની ઇચ્છા થાય છે. પાદશાહના આ પાપમય "નૌરોઝ" ના ઉત્સવમા કેટલાં પવિત્ર રાજકુલોને કલંક લાગ્યું હતું તેની ગણત્રી થઇ શકે તેમ નથી. ફક્ત બીકા-નેરના રાજકુમાર પૃથ્વીરાજની ભાર્યાએજ પોતાની અસીમ વીરતા અને ધર્મબળના પ્રભાવથી આ દારૂણ

---

આપીશું. ઔરંગઝેબ ટોપીઓ બનાવીને નૌરોઝના મેળામાં વેચતો હતો. આ ધંધામાંથી તેને જે દ્રવ્ય પ્રાપ્ત થયું હતું તે દ્વારાજ તેની અંત્યેષ્ટિ ક્રિયા કરવામાં આવી હતી. મહમદ ખીલજી પણ ખાનગી ધંધો કરતો હતો. એમ કહેવાય છે કે તે સાહિત્યનો વ્યવસાય કરતો હતો. તેના હસ્તાક્ષર પરમ મનો-હર હતા. તે ગ્રંથ લખીને પોતાના અમીર ઉમરાવોને વેચી દેતો અને આ રીતે પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કરતો. એક વખત આ પાદશાહ પોતાના અમીર ઉમરાવોની સાથે બેસીને નજમ નામના ફારસી પુસ્તકની નકલ કરતો હતો. આ વખતે તે સભામાં બેઠેલા એક મુલ્લાંએ ઉક્ત પુસ્તકમાંની એક ટુક કાઢી નાંખી તેને બદલે પોતાની બનાવેલી એક ટુક દાખલ કરવાની પ્રાર્થના કરી. પાદશાહે તત્કાળ તે પ્રમાણે કર્યું. પરંતુ જ્યારે તે મુલ્લાં સભામાંથી ઉઠીને ચાલ્યો ગયો ત્યારે તેણે તે ટુક છેકી નાંખી. એક અમીરે પાદશાહને આમ કરવાનું કારણ પૂછયું ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે "એક મિથ્યાભિમાની પંડિત-ની શેર (ટુક) દાખલ કરી પુસ્તકને કલંક લગાડવા કરતાં અક્ષરની સુંદરતામાં કલંક આવવા દેવું ઘણે અંશે સારૂં છે."

અને શોચનીય કલંકથી પોતાની કુલમર્યાદાની રક્ષા કરી હતી. પૃથ્વીરાજની ભાર્યા પવિત્ર સીસોદીઆ કુળમાં જન્મી હતી. તે વીરવર શક્તસિંહની પુત્રી હતી. આ વીરબાળા પ્રતિષ્ઠિત વંશમાં ઉત્પન્ન થયેલી હોવાથી અત્યંત ગુણવાન હતી. આ વીર લલનાના જેવી સર્વાંગસુંદર રમણી તે સમયે રાજવાડામાં કોઇકજ દ્રષ્ટિગોચર થતી હતી. કુમાર પૃથ્વીરાજને મહા પુણ્યબળથી આવી ભાર્યા પ્રાપ્ત થઇ હતી એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી.

દુર્ભાગ્યવશાત્ પૃથ્વીરાજ જો કે અકબરના આશ્રિત થયા હતા; તેમનાં સુખ દુઃખ અકબરપરજ નિર્ભર હતાં; તો પણ તેમને અકબરનો પ્રસાદ પ્રાપ્ત કરવાની લોલુપતા નહોતી; અને તેમણે અકબરને શિર પણ ઝુકાવ્યું નહોતું. સર્વગુણસંપન્ન ભાર્યાના પવિત્ર પ્રેમાલાપથી તેઓ પરાધીનતાનુ સર્વ દુઃખ વિસરી ગયા હતા. તેમની ભાર્યાની સર્વાંગસુંદરતા તથા સર્વગુણસંપન્નતાનુ પ્રમાણ નિમ્નલિખિત ઘટનાપરથી પ્રતીત થાય છે. આ વૃત્તાંતથી તે વીર બાળાના અદ્ભુત સતીત્વની પરાકાષ્ઠા પ્રતીત થશે.

એક વખત દિલ્લીશ્વર અકબર "ખુશરોઝ" ના બાઝારમાં ગુપ્ત વેશે ભ્રમણ કરતો હતો, એવામાં પૃથ્વીરાજની સ્ત્રીની સ્વર્ગીય સુંદરતાનુ પ્રતિબંબ તેનાં નેત્રોમાં પડયુ. આ અપૂર્વ રૂપ લાવણ્ય જોઇને પાદશાહ એકદમ મોહિત થઇ ગયો. તે ચિત્રવત્ સ્થિર અને સ્તબ્ધ રહીને અનિમિષ નેત્રે તે રૂપ-સુધાનું પાન કરવા લાગ્યો. દિલ્લીશ્વરના હૃદયમાં પાપવૃત્તિ બળવતી થઇ. તે વિશ્રામભવનમાં આવીને પોતાનો મનોરથ પૂર્ણ કરવાની સંધિ શોધવા લાગ્યો. તેની ઘૃણિત પાશવ વૃત્તિ ઉશ્કેરાઇ આવવાનાં બે મુખ્ય કારણો હતાં. એક તો પોતાની કામવાસના તૃપ્ત કરવી અને બીજું મેવાડના કુલમાં કલંક લગા-ડવું. આ ઉભય ઉદ્દેશો સિદ્ધ કરવાને માટે મોગલ સમ્રાટ્ ચાતુર્યથી ઉક્ત સુંદરીને હસ્તગત કરવાની ચેષ્ટા કરવા લાગ્યો. રક્ષકજ ભક્ષકનું કાર્ય કરવાને તત્પર થયો. જેના ઉપર સર્વ પ્રજાનાં સુખ દુઃખ, ધર્માધર્મ, જીવન, મૃત્યુ, એ સકલ નિર્ભર હતાં, તેજ આજે નિષ્ઠુર અને કઠોર થઇને પાશવ આચરણ કરવાને તત્પર થયો હતો. જેને સાક્ષાત્ ધર્મનો અવતાર કહીને પૂજવામાં આવતો હતો તેજ આજે અધર્માચરણ કરવાને પ્રવૃત્ત થયો હતો. આ ભીષણ સંકટ—આ દારૂણ વિપત્તિ—આ કઠોર કસોટીના સમ-યમાં પતિવ્રતાના સતીત્વની રક્ષા કોણ કરશે ?

બજાર ઊઠયા પછી પૃથ્વીરાજની લાવણ્યમયી પત્નીએ મેળામાંથી સ્વગૃહ તરફ જવાનો વિચાર કર્યો. જે માર્ગથી તે સદા આવજા કરતી હતી તેજ માર્ગદ્વારા તે જવાને નીકળી. થોડી વાર ચાલ્યા પછી તેને જણાયું કે સર્વ દ્વારો બંધ છે; બહાર જવાનો બીજો કોઈ માર્ગ નથી. તે અત્યંત વિસ્મિત થઇ, ક્રમશઃ તેના હૃદયમાં અનેક પ્રકારના સંદેહો ઉદ્ભૂત થવા લાગ્યા. એકાએક એક તરફનું દ્વાર ખુલી ગયું અને તે દ્વારા દિલ્લીશ્વર અકબર ધીમે ધીમે ચાલ્યો આવ્યો. તે કામોન્મત્ત ભાવથી પોતાના ઉભય હાથ પ્રસારી તેની સામે ખડો રહ્યો અને અનેક પ્રકારની વાતો કહીને તે વીર બાળાને લાલચ દેખાડવા લાગ્યો. દારૂણ ક્રોધથી સતીનુ મસ્તક ફરી ગયું. તેણે તત્કાળ પોતાની કમરમાંથી એક કટારી કાઢી અને તેને અકબરના છાતીપર રાખીને કહ્યું કે "પ્રભુના નામથી શપથ લે કે હું આજ પછી કોઈ રાજપુત કુલને કલંક લગાડ-વાની ઇચ્છા કરીશ નહિ. આ શપથ લે, નહિ તો હમણાં આ તીક્ષ્ણ કટાર તારા હૃદયના રૂધિરથી સ્નાન કરશે." રાજપુત સતીનું આ અદ્ભુત સાહસ જોઇને પાદશાહ ચિત્રવત્ સ્તબ્ધ રહી ગયો. જાણે તેનાપર વજ્રાઘાત થયો હોય તેમ તે ભયથી થરથર કંપવા લાગ્યો. તેની પાપવૃત્તિ કોણ જાણે ક્યાંય ચાલી ગઇ, તેના મોહાંધ હૃદયમાં જ્ઞાનનો સંચાર થયો. પાદશાહે તરતજ તે વીર બાળાની આજ્ઞાનું પાલન કર્યું. ભટ્ટ લોકોના ગ્રંથોમાં એવો કલ્પનામિશ્રિત ઉલ્લેખ છે કે તે વખતે મેવાડની અધિષ્ટાત્રી માતા તે અધમ વિલાસભવનમાં વ્યાઘ્રપર આરૂઢ થઈને પહોંચી ગઇ હતી અને તેણેજ પાતિ-વ્રત્યના રક્ષણને માટે તે વીર બાળાના હૃદયમાં સાહસ ઉત્પન્ન કર્યું હતું અને તેના કરકમળમાં કટાર આપી હતી. આ રાજપુત સતીના અસીમ સાહસ અને પરમ વિશુદ્ધ ચરિત્રના સંબંધમાં ભટ્ટ લોકોના ગ્રંથોમાં અનેક પ્રકારનાં સુંદર સુંદર ઉપાખ્યાનો ઉપલબ્ધ થાય છે. દુર્ભાગ્યવશાત્ પૃથ્વીરાજના જ્યેષ્ઠ ભ્રાતા રાયસિંહને આવી ગુણવતી ભાર્યા પ્રાપ્ત થઇ નહોતી. સતીત્વ પ્રત્યે થોડો આદર હોવાથી અથવા કાયરતાથી, તે અકબરે બતાવેલી લાલચમાં ફસાઇ ગઇ હતી. તે જ્યારે અમૂલ્ય સ્વર્ગીય રત્ન વેચીને બદલામાં

સાધારણ સ્થૂલ રત્નાભૂષણ લઇ પતિને ઘેર પાછી ગઈ ત્યારે તેજસ્વી પૃથ્વીરાજે મર્મભેદક વાણીથી પોતાના જ્યેષ્ઠ ભ્રાતાને કહ્યું કે " સુવર્ણ અને મણિના અલંકારોથી પાપી શરીરને મંડિત કરી મનોરંજક વાણીદ્વારા ચારે દિશાઓને પ્રતિધ્વનિત કરતી આપની પ્રાણપ્રિયા ગૃહલક્ષ્મી પાછી ઘેર આવે છે. પરંતુ બંધુ ! આ શું ? આપના ભૂષણરૂપ દાઢી અને મૂછ કોણે ચોરી લીધી ? "*

પુણ્યશ્લોક પ્રતાપસિંહના જીવન ચરિત્રનું દિગ્દર્શન કરતાં અમારે પ્રયોજનવશાત્ " નૌરોઝ " નું વર્ણન કરવું પડયુ. હવે અમે પુનઃ પ્રતાપસિંહની અમર કીર્તિનું વર્ણન કરવાને પ્રવૃત્ત થઇએ છીએ.

પૃથ્વીરાજની તેજસ્વિની કવિતા વાંચી વીરકેસરી પ્રતાપસિંહને નવું જીવન પ્રાપ્ત થઇ ગયું. તેઓ મહા પ્રચંડ શત્રુઓના અત્યાચારનો બદલો લેવાની તૈયારી કરવા લાગ્યા. આણી તરફ મુસલમાન સેનાપતિઓ પ્રતાપસિંહને વિનીત ગણીને અત્યાનંદથી ઉત્સવ કરવા લાગ્યા હતા. આ રીતે શત્રુઓ આનંદમાં નિમગ્ન હતા એવામાં પ્રતાપસિંહે પોતાની સેના સાથે તેમનાપર આક્રમણ કર્યું. અનેક જણ માર્યા ગયા, અનેક જીવ લઇને નાઠા, પરંતુ આથી રાણાજીને કાંઇ લાભ થયો નહિ. જે મુસલમાન સેના મારી ગઇ તેના બદલામાં તેથી બમણી, ત્રણગણી સેના દિલ્હીથી આવી. યવનોની સંખ્યા દિનપ્રતિદિન વૃદ્ધિંગત થવા લાગી, પ્રતાપસિંહનું મસ્તક પુનઃ ઉન્નત થયેલું જોઇને મુસલમાનો પુનઃ પર્વતની ગુફામાં અને જંગલે જંગલે તેમની પૂંઠ પકડવા લાગ્યા. પરંતુ કોઇ તેમના એક વાળને પણ સ્પર્શ કરી શક્યું નહિ. તેઓ પોતાનાં ગુપ્ત સ્થાનમાં છુપાઇ રહેતા અને સુયોગ તથા અનુકૂળતા પ્રાપ્ત થતાં નાની નાની મોગલ સેનાપર છાપા મારી જડમૂળથી તેનો સંહાર કરવા લાગ્યા. આ પ્રકારે દીર્ઘ કાળ વ્યતીત થઇ ગયો. નિરાહાર, અર્ધાહાર, તથા અનિદ્રાનો કઠોર ક્લેશ સહન કરીને પણ વીરશ્રેષ્ઠ પ્રતાપસિંહે દીર્ઘ કાળ પર્યન્ત મુસલમાનોની સામે યુદ્ધ કર્યું. ક્રમે ક્રમે તેમનાં સાધનો ખૂટવા લાગ્યાં. તેઓ જે કંદ મૂળ ફળ, વૃક્ષપત્રો, તૃણબીજ વગેરે પદાર્થોનું ભક્ષણ કરીને જેમ તેમ પોતાનો નિર્વાહ કરતા હતા, તે પદાર્થો પણ શનૈઃ શનૈઃ ખૂટતા ગયા. વૃક્ષોપર ફળ રહ્યાં નહિ; કંદ મૂલ પુરાં થયાં; તૃણરાજિમાં બીજનું નામ રહ્યું નહિ. હવે શું કરવું ? શું હવે ભોજન વિના પશુવત્ મરવું પડશે ? મરવામાં તો કાંઇ હાનિ નથી, કારણ કે મૃત્યુ તો સર્વ પ્રાણીને માટે સર્જાયેલુંજ છે, પરંતુ દુર્દશામાં મરવું ? ભોજન વિના મરવું ? અફસોસ ! આ ચિંતા પ્રતાપસિંહનું હૃદય ફોલી ખાતી હતી. પરંતુ તેમણે જે '**स्वर्गादपि गरीयसी**' માતૃભૂમિને માટે આટલા દિવસ પર્યંત ઘોર કષ્ટ સહન કરીને શત્રુઓની સામે દારૂણ યુદ્ધ કર્યા, અને જે જન્મભૂમિને મનુષ્યોના રૂધિરથી સ્નાન કરાવ્યું. તે જન્મભૂમિની શી અવસ્થા થશે ? જે ઉદ્દેશથી તેમણે પોતાના રાજ્યને સ્મશાનવત્ બનાવી દીર્ઘ કાળ પર્યંત વનવાસનો કઠોર ક્લેશ સહન કર્યો હતો તે ઉદ્દેશ શું સફળ થયો છે ? તેમની અર્દ્ધાંગના પણ કષ્ટ અને દારૂણ ચિંતાથી હીન, દીન, ક્ષીણ અને દુર્બળ બની ગઇ હતી. તેમના પુત્રો તથા પુત્રીઓને સારી રીતે આહાર નહિ મળવાથી તેઓ પણ ક્ષીણ થઈ ગયાં હતાં. આવી અવસ્થામાં રાણા ક્યાં સુધી શત્રુઓની સામે બાથ ભીડી શકે ? સર્વ સહાય બંધ થઇ અને હવે સ્વાધીનતાનો પણ નાશ થવાનો વારો આવ્યો. જે સ્વાધીનતાની રક્ષાને માટે અત્યાર સુધી તેમણે આટલાં બધાં કષ્ટો સહન કર્યા હતાં તે સ્વાધીનતા જો નષ્ટ થાય તો પછી ઇતર શી વસ્તુ તેમની પાસે રહે ? બાપ્પા રાવલના પવિત્ર કુલમાં કલંક લાગવાનો વખત આવી પહોંચ્યો હતો. આથી બીજો કાંઇ ઉપાય નહિ જડવાથી વીરકેસરી પ્રતાપસિંહે સ્વદેશનો ત્યાગ કરી, જન્મભૂમિને તિલાંજલિ આપી, મોહ માયા છોડી સિંધુ નદીના કિનારાપર આવેલાં સગદી રાજ્યમાં પોતાનો ઝુંડો રોપવાનો નિશ્ચય કર્યો. પ્રવાસની સર્વ તૈયારીઓ કરવામાં આવી. જે સરદારો સુખ, દુઃખ, સંપદ વિપદમાં મહારાણાની સાથે રહ્યા હતા તેઓ સર્વ આ વખતે પણ તેમની સાથે જવાને તૈયાર થઇ ગયા. આ સરદારોને તથા પોતાની પત્ની, પુત્ર, પુત્રી પ્રભૃતિને પોતાની સાથે લઈને પ્રતાપસિંહ શોક સહિત અરવલ્લીના શિખરપર ચઢયા. તેમણે સદાને માટે એકવાર મનની તૃપ્તિ થાય ત્યાં સુધી ચિત્તોડનાં દર્શન કરવાને માટે તે તરફ દ્રષ્ટિપાત કર્યો. આ વખતે તેમના શોકાચ્છન્ન હૃદયમાં અનેક ચિંતાઓ અને અનેક વિષાદોના તરંગો ઉદ્ભવીને લય પામવા લાગ્યા. તેમણે વિચાર કર્યો કે " હવે કદાચ મારા જીવનમાં ચિત્તોડનો ઉદ્ધાર થઇ શકશે નહિ. અમરાવતી સમાન મેવાડભૂમિમાંથી

* દાઢી અને મૂછને રાજપુતો ગૌરવનું ચિન્હ માને છે.

અમે શત્રુઓને દૂર કરી શકીશુ નહિ. બાલ્યાવસ્થાની લીલાભૂમિ! જીવનાધાર આશાના વિલાસ ક્ષેત્રરૂપ પવિત્ર મેવાડભૂમિ! હવે મારી આ અંતિમ વિદાય છે." આ પ્રકારની અનેક ચિંતાઓ રાણાજીના હૃદયને વ્યાકુળ કરવા લાગી. આ ચિંતાઓના આઘાતથી તેમનુ હૃદય છિન્નભિન્ન થઇ ગયું. પરંતુ અલ્પ કાળમાં વિધાતાની અપૂર્વ કૃપાથી તેમની સર્વ ચિંતાઓ એકદમ નિવૃત્ત થઇ ગઇ. સૌભાગ્ય લક્ષ્મીએ હવે શીઘ્ર પ્રસન્ન મૂર્તિ ધારણ કરીને ભારતના આ અનુપમ મહાવીરને પોતાના ખોળામા લઇ લીધા.

રાણાજીને પોતાની જન્મભૂમિમાંથી વિદાય લેવાની જરૂર પડી નહિ. અરવલ્લીના શિખરપરથી ઉતરીને તેઓ મરૂભૂમિની સીમાપર આવ્યા, તે વખતે તેમના પરમ વિશ્વાસુ મંત્રી ભામાશાએ અસીમ ધનરાશિ ( ઢગલો ) મહારાણાને સમર્પણ કરી દીધો. એકલા ભામાશાએજ આ વિપુલ ધન ઉપાર્જિત કર્યું નહોતું. તેમના પૂર્વજો અનેક પેઢીઓથી મેવાડના મંત્રી થતા આવ્યા હતા, તે સર્વેનો આ ધનરાશિમાં હિસ્સો હતો. સચિવ ભામાશાએ આ ધન લાવી પ્રતાપસિંહના ચરણોમાં સમર્પણ કર્યું. આ ધન એટલું બધુ વિપુલ હતું કે જેથી બાર વર્ષ પર્યંત પચ્ચીસ સહસ્ર સૈનિકોનો નિર્વાહ થઇ શકે. આ મહાન ઉપકારને લીધે ભામાશા "મેવાડના ઉદ્ધારક" કહેવાયા છે. આ વિપુલ સહાય મળવાથી મહારાણા પ્રતાપસિંહે પોતાના સરદારો અને સામંતોને એકત્રિત કર્યા અને તેઓ અલ્પ કાળમાંજ જે રીતે ક્રોધિત કેસરી પોતાના શિકારપર તૂટી પડે છે તે પ્રમાણે મોગલ સેનાપતિ શહબાઝખાં ઉપર તૂટી પડયા. પ્રતાપસિંહને શિથિલ જોઈને મોગલોએ ધાર્યું હતું કે તેઓ મારવાડ તરફ નાશી ગયા છે. પરંતુ શીઘ્ર તેમના આ આનદસ્વપ્નનો નાશ થયો. મોગલ સેનાપતિ શહબાઝખાં દેવીર નામક સ્થાનપર છાવણી નાંખીને પડયો હતો અને નિશ્ચિંત બનીને પોતાના દિવસો નિર્ગમન કરતો હતો. પરંતુ એટલામાં પ્રતાપનો ભયંકર સિંહનાદ તેના સાંભળવામાં આવ્યો. બાણ લાગવાથી સુતેલો સિંહ જે પ્રમાણે પ્રચડ બળથી આક્રમણ કરનાર ઉપર તૂટી પડે છે, તેજ પ્રમાણે વીરેન્દ્ર પ્રતાપસિંહે અમર્યાદ વીરતાથી મોગલોને ઘેરી લીધા. દેવીરના મેદાનમાં દીર્ઘકાળ પર્યંત ઉભય સેનાઓની વચ્ચે દારૂણ યુદ્ધ થયું. બલથી ગર્વિત બનેલો શહબાઝખાં દેવીરના યુદ્ધમાં પોતાના અનેક માણસોની સાથે પ્રતાપના હસ્તથી માર્યો ગયો. અનેક યવનો સમરભૂમિમાથી જીવ લઇને આમેર નામક સ્થાને નાશી ગયા. આ સ્થાને યવનોની બીજી સેના પડાવ નાંખીને પડેલી હતી. પ્રતાપસિંહ આ નાઠેલા યવનોની પૂઠ પકડીને ઉક્ત સ્થાનપર પહોંચી ગયા અને ત્યાંના સર્વ સૈનિકોનો સહાર કરી નાંખ્યો. આ સમાચાર સાંભળી મોગલોને અત્યંત ગભરાટ થયો અને તેઓ પ્રતાપસિંહને તેમની સેના સાથે પકડીને કેદ કરવાનો વિચાર કરવા લાગ્યા. દિલ્લીમાં પ્રતાપસિંહને પાદાક્રાંત કરવા માટે સેનાની તૈયારી કરવામાં આવતી હતી એવામાં રાણાજીએ કમલમેરમાં પડેલી મોગલ સેનાને ઘેરી લીધી અને તેના સેનાપતિ અબદુલ્લાને તેના સમસ્ત દલ સહિત મારી નાંખ્યો. આ પ્રકારે અલ્પ સમયમાં જ આ વીરે ૩૨ કિલ્લાઓ પોતાના સ્વાધીનમાં લીધા. આ બત્રીસ કિલ્લાઓમાં જેટલા મુસલમાનો હતા તે સર્વ રાણાજીના હાથથી માર્યા ગયા. આ પ્રકારે પ્રતાપસિંહે અલ્પ કાળમાં ચિત્તોડ, અજમેર અને મંડલગઢ શિવાયની સમસ્ત મેવાડભૂમિ હસ્તગત કરી લીધી. જે માનસિંહ પ્રતાપસિંહનો ભયંકર શત્રુ હતો, જેના દ્વેષથી તેમને આટલું બધું કષ્ટ સહન કરવું પડયું હતું અને મોટી મોટી વિપત્તિઓ ભોગવવી પડી હતી, જેને પોતાના હાથથી મારવાને માટે પ્રતાપસિંહે પોતાના જીવનની મમતા એકવાર છોડી દીધી હતી, તે રાજપુત કુલકલંક, સ્વદેશદ્રોહી માનસિંહને વિજય ગૌરવથી ઉન્મત્ત થઇને નિશ્ચિત બેઠેલો જોઈ પ્રતાપસિંહનો ક્રોધ ઉછળી આવ્યો, અને તેને સ્વદેશદ્રોહનુ પ્રતિફલ સારી રીતે આપવાને માટે તેમણે અંબરના રાજ્યપર આક્રમણ કર્યું, તથા ત્યાંના સુપ્રસિદ્ધ વાણિજ્ય સ્થાન માલપુરનો નાશ કરીને, પોતાના રાજ્યમાં પાછા ચાલ્યા આવ્યા.

તેમણે થોડા વખતમાં ઉદયપુરને પણ પોતાના અધિકારમાં લઇ લીધું. આ નગર જીતવામાં રાણાજીને અધિક પરિશ્રમ કરવો પડયો નહિ. શત્રુગણ સંગ્રામ કર્યા વિનાજ ઉદયપુરમાંથી પલાયન કરી ગયા. કેટલાકો એમ કહે છે કે જ્યારે પ્રતાપસિંહે ઉદયપુરની આસપાસના પ્રદેશમાં પોતાનો અધિકાર પ્રસ્થાપિત કર્યો ત્યારે પાદશાહના માણસો નિરૂપાય બની તે નગર છોડીને ચાલ્યા ગયા. પરંતુ ભટ્ટ ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે પ્રતાપનો અપૂર્વ પ્રતાપ, સાહસ, વીરત્વ અને અસીમ ઉત્સાહ જોઇને પાદશાહના

હૃદયમાં દયાનો સંચાર થયો અને તેણે કરૂણા ધારણ કરી રાણાજીને દુઃખ દેવાનો વિચાર છોડી દીધો.

પાદશાહે અનુગ્રહ કરીને પ્રતાપસિંહને શાંતિ ભોગવવા દીધી. પરંતુ શું રાણાજી આ કાર્યથી પ્રસન્ન થઈ શકે? શું તેમને સુખ અને શાંતિ ભોગવવાની સ્થિતિ પ્રાપ્ત થઈ હતી? મેવાડ ભૂમિને સ્મશાનવત્ બનાવીને અકબર સુખે દિલ્હીમાં રાજ્ય કરતો હતો. શું આ રાણાજીને માટે આનંદની વાત હતી? તેમના મનમાં સતત આ વિચાર આવ્યા કરતો હતો કે "શત્રુઓને તેમના અન્યાયનો બદલો હજી સારી રીતે આપવામાં આવ્યો નથી, જે ઉદ્દેશથી રાજ્ય, દ્રવ્ય સર્વે છોડીને જંગલે જંગલ ભ્રમણ કરીને આટલું દુઃખ સહન કર્યું છે, તે ઉદ્દેશ શું ફળીભૂત થયો છે?" આ ચિંતા સદા તેમની શાંતિ હરી લેતી હતી. સ્વદેશનો ઉદ્ધાર કરવાને માટે જો પ્રતાપસિંહને જીવન પર્યંત શત્રુની સાથે યુદ્ધ કરવાનું હોત તો-પણ તેઓ તેમ કરતાં જરા પણ ગભરાત નહિ. પ્રતાપસિંહને સ્વપ્નમાં પણ વિચાર આવ્યો નહોતો કે જે શત્રુએ મને આટલા દિવસ સુધી સતાવ્યો, જેણે મેવાડભૂમિમાં વીસ હજાર રાજપુતોનું રૂધિર વહેરાવ્યું તે અંતે યુદ્ધ બંધ કરી દેશે અને પોતાના માણસોને મેવાડમાંથી બોલાવી લેશે. હજી ચિત્તોડ દુર્ગ જીતવાનો બાકી હતો. આ મનોરથ પૂર્ણ નહિ થવાથી તેમના શોકની સીમા રહી નહિ. મનની આશા મનમાંજ રહી ગઈ. ચિત્તોડનો ઉદ્ધાર થયો નહિ, પ્રતાપસિંહ પ્રચંડ શત્રુઓને દંડ આપી શક્યા નહિ. જે ચિત્તોડ તેમના પૂર્વજોનું પ્રાચીન નિવાસસ્થાન હતું, જેમણે પ્રાયઃ સહસ્ત્ર વર્ષ પર્યંત જ્યાં અખંડ પ્રતાપથી રાજશાસન ચલાવ્યું હતું, તેજ ચિત્તોડ આજે પ્રતાપના અધિકારથી અલિપ્ત હતું, તેજ ચિત્તોડ આજે તેમની દૃષ્ટિથી દૂર થઇ ગયું હતું. આ દારૂણ ચિંતા રાતદિન રાણા-જીના રક્તનું શોષણ કરતી હતી. કોઇ કોઇ વખત તો તેઓ અત્યંત વ્યાકુળ થઈ જતા હતા. અકબર-ની એવી માન્યતા હતી કે મેં દયા કરીને યુદ્ધ બંધ કર્યું છે તેથી પ્રતાપ સંતુષ્ટ થશે. પરંતુ આ પ્રમાણે માનવામાં અકબરની ભૂલ હતી. અકબરે યુદ્ધ બંધ કરી દીધું તેથી પ્રતાપસિંહને હર્ષને બદલે મહા શોક થયો. શત્રુનો અનુગ્રહ જેટલો કોમળ હોય છે તેટલોજ તે વીરના હૃદયમાં સાલે છે. અકબર યદિ જન્મ પર્યંત પ્રતાપસિંહને યુદ્ધની પીડા આપત તો તેઓ ક્ષણભર પણ દુઃખિત થાત નહિ. પરંતુ શત્રુના આ અનુગ્રહથી–આ મૃદુ પુષ્પના પ્રહારથી તેઓ અત્યંત વ્યાકુલ થયા અને અકબરને તથા અનર્થકારક રાજ સન્માનને સહસ્ત્રવાર ધિક્કાર આપવા લાગ્યા.

પ્રતાપ હવે વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરી ચૂક્યા હતા, તેમને વાર્ધક્ય જલદી પ્રાપ્ત થયું. યુવા-વસ્થાનો સંપૂર્ણ ઉત્સાહ વાર્ધક્યમાં લુપ્ત થયો. જીવનની આ અવસ્થામાં અન્ય મનુષ્યને કેવા પ્રકારનાં સુખ, દુઃખ મળે છે તે અમે કહી શકતા નથી; પરંતુ વીરચૂડામણિ પ્રતાપસિંહને તો આ અવસ્થામાં લેશ પણ સુખ મળ્યું નહિ. ચિંતા, ક્લેશ અને સંસારનાં કઠોર કષ્ટોના પ્રહારથી પ્રતાપને જલદી વાર્ધક્ય પ્રાપ્ત થયું. તેમના સમગ્ર અંગમાં શસ્ત્રોનાં ચિન્હ હતાં, તેમનું હૃદય ચિંતાગ્નિથી સતત બળતું હતું. શરીર દુર્બળ થતું ગયું તો પણ હૃદય તો તેજસ્વી જ રહ્યું. જે એક વખતે તેજસ્વિની આશાના મોહકમંત્રથી ઉત્સાહિત થઇને સંસારરૂપી વનમાં પ્રબળ માતંગની પેઠે ઘુમતા હતા તે હવે શિથિલ બની ગયા છે. તેમની આશા ફળવતી થઇ નહિ, તથાપિ તેઓ તેને છોડી શક્યા નહિ. ચિત્તોડનો ઉદ્ધાર તેમનાથી થયો નહિ, તે છતાં પણ તેનો ઉદ્ધાર કરવાની આશા તેમના હૃદયમાંથી નષ્ટ થઈ નહિ. ઉદયપુરમાં ઉંચા શૈલ શિખરપર બેસીને તેઓ બહુધા ચિત્તોડના ગગન-ભેદી સ્તંભોની તરફ અનિમિષ નેત્રે જોયા કરતા. ચિત્તોડના વિજયી પુરુષોએ વિજય પ્રાપ્ત કરીને તેના સ્મારક તરિકે ઉક્ત સ્તંભો બંધાવ્યા હતા. શત્રુઓના હાથમાંથી તેમને બચાવવાને માટે અનેક ગિહલોત વીરોએ પોતાનાં હૃદયનું રૂધિર અર્પણ કર્યું હતું, પરંતુ "મેં શું કર્યું? કઠોર ઉદ્યોગ અને ભીષણ પરિશ્રમ કર્યો તથા હજારો કષ્ટ સહન કર્યાં, પરંતુ ચિત્તોડનો ઉદ્ધાર કરી શક્યો નહિ." આ ભયંકર ચિંતાથી પ્રતાપસિંહ દિન રાત વ્યાકુલ રહેતા હતા. તેઓ એકાગ્રચિત્તે ચિત્તોડના ઉચ્ચ કોટ અને જયસ્તંભોનાં દર્શન કર્યા કરતા. અનેક વિચારો ઉત્પન્ન થઇને તેમના હૃદયને ડામાડોળ કરી નાખતા. આ વિચારોના ભયંકર પ્રહારથી કદિ તેઓ ઉન્માદિત બની જતા, કદિ તેઓ ઉત્તેજિત બનતા અને કોઇ કોઇ વખત થોડી વાર સુધી બેભાન બની જતા. આ ભયંકર ચિંતામાં ને ચિંતામાં તેઓ મૃત્યુની વધુ અને વધુ નિકટ જતા ચાલ્યા.

ભટ્ટ લોકોના ગ્રંથોમાં નીચે પ્રમાણે એક ઉલ્લેખ છે. એક વખત ગ્રીષ્મઋતુમાં સંધ્યા સમયે પ્રતાપસિંહ ઉચ્ચ શૈલશિખરપર બેસીને એકાગ્ર ચિત્તે ઉક્ત સ્તંભો તરફ જોતા હતા, સૂર્ય ભગવાન આખો દિવસ પરિભ્રમણ કરી કરીને પરિશ્રમિત થયેલા હોવાથી અસ્તાચલપર આરોહણ કરી રહ્યા હતા, તેમની રક્ત કિરણમાલા નાનાં નાનાં વાદળોમાં વિસ્તરિત થઇને અનિર્વચનીય શોભા આપી રહી હતી અને અનંત ગગનનું આ મનોહર ચિત્ર ચિત્તોડના ઉચ્ચ કોટપર, સ્તંભનાં શિખરપર અને નીચેના ભૂમિપ્રદેશ પર પડીને અધિક મનોહર દેખાતું હતું. રાણાજી એ કિરણમાળાના રક્ત વર્ણથી રંજિત થયેલા ચિતોડ દુર્ગને અને તેના સ્તંભરાશિને અનિમિષ નેત્રે જોતા હતા. પરંતુ તેઓ પ્રકૃતિનું આ સૌંદર્ય જોતા નહોતા. તેમનાં નેત્રો ખુલ્લાં તો હતાં, પરંતુ તેઓ પોતાનું કર્તવ્ય બજાવતાં નહોતાં. તેમની દૃષ્ટિ બંધ થઈ ગઈ હતી. તેમનાં અંતર્ચક્ષુ ખુલ્યાં હતાં અને તેઓ બાહ્ય સંસારને છોડીને અનંત જીવનનું વિશાળ ચિત્ર જોઈ રહ્યા હતા. બાહ્ય નેત્રો ભૌતિક બાધા અને સ્થૂળ જગતના પડદાને ભેદીને ઉંડાણમાં ઉતરી શકતાં નથી; પરંતુ અંતર્ચક્ષુની ગતિ કોણ રોકી શકે છે ? પ્રતાપનાં બાહ્ય નેત્રો ચિત્તોડપર લાગ્યાં હતાં, પરંતુ તેઓ અંતર્ચક્ષુદ્વારા અનંત અંતર્જગતનાં અનેક ચિત્રો અને ઘટનાઓ જોઇ રહ્યા હતા. તેમણે અંતર્ચક્ષુ દ્વારા જોયું કે યુવક બાપ્પા રાવળે મૌર્યવંશી માનરાજાના મસ્તકપરથી રત્નમંડિત રાજમુકુટ ઉતારીને પોતાનાં મસ્તકપર ધારણ કર્યો. તેમણે હેમમંડિત "છેંગી" પણ પોતાના શિરપર ધારણ કરી. તદુપરાંત વીરકેસરી સમરસિંહ યવનોના હાથમાંથી ભારતમાતાનો ઉદ્ધાર કરવાને માટે તૈયાર થયા અને દેશરક્ષા કરવાને માટે પોતાના પ્રાણનું બલિદાન આપીને વીરવર પૃથ્વીરાજની સાથે દૃષદ્વતીને કિનારે અનંત નિદ્રામાં શયન કરી ગયા. એટલામાં કયાંકથી કાળી અંધકારમય ઘટા આવીને ચિત્તોડપર છવાઇ ગઈ. આ નિબિડ મેઘમાલાને છિન્નભિન્ન કરીને ચિત્તોડની અધિષ્ઠાત્રી દેવીની દીપ્તિમાન મૂર્તિ ચિત્તોડના ઉચ્ચ શિખરપર વિરાજમાન થઈ. અકસ્માત્ ભયંકર સિંહનાદથી સમગ્ર મેવાડભૂમિ કંપાયમાન થઇ ગઇ. આ વિકટ ધ્વનિનો પ્રતિધ્વનિ કરીને રાણા લક્ષ્મણસિંહના બાર પુત્રોએ હૃદયનું રૂધિર સમર્પણ કરી ચામુંડા દેવીનું ભયંકર ખપ્પર પૂર્ણ કર્યું. ક્રમશઃ આ ભયંકર ચિત્ર અધિક ભયંકર થઇ ગયું. એટલામાં દેવલપતિ વાઘજી, વીરવર જયમલ, પત્તે, પત્તેની માતા અને તેની વીર વધૂએ પ્રચંડ રણતુરંગપર સ્વાર થઇને રણરૂપી સમુદ્રમાં ડુબકી મારી. પછી સહસા ચિત્તોડનો ચૈતન્ય ભાવ લુપ્ત થઇ ગયો અને અનેક કાળી કરાલ ઘટાઓએ મેવાડને સંપૂર્ણતઃ આવૃત્ત કરી દીધું. આ મેઘમાલાને લક્ષાવધિ વિદ્યુતકિરણથી છિન્નભિન્ન કરીને ચિત્તોડની અધિષ્ઠાત્રી દેવી ચામુંડા કરૂણામય શબ્દ કરતી ચિત્તોડનો ત્યાગ કરી ગઇ. તેના ગયા પછી અંધકાર ઘણો વધી ગયો. જોતજોતામાં નિર્બલહૃદય ઉદયસિંહ સ્વાધીનતાની લીલાભૂમિ ચિત્તોડ દુર્ગનો ત્યાગ કરીને નાશી ગયો. આ વખતે પ્રકૃતિ નિસ્તેજ જણાવા લાગી અને ચારે તરફ દારૂણ હાહાકાર વર્તી રહ્યો. જાણે પ્રલયકાળ આવી પહોંચ્યો હોય તેવો ભાસ થવા લાગ્યો. વિસ્મય, શોક અને માનસિક કષ્ટથી પીડિત થઇને પ્રતાપસિંહ થરથર કંપવા લાગ્યા. ઉક્ત સર્વ દ્રશ્ય તેમની દ્રષ્ટિ સમીપથી ક્ષણભરમાં અદ્રશ્ય થઈ ગયું. તેમને ચૈતન્ય પ્રાપ્ત થયું. વિસ્મય અને શોકથી પરિપૂર્ણ થઇને તેમણે બાહ્ય જગતમાં મન પરોવ્યું. આ વખતે તેમને જણાયું કે સૂર્ય ભગવાન છુપાઈ જવાની અણીપર છે અને શ્યામ મેઘમાલાઓથી સમસ્ત જગત્ આવૃત્ત થઇ ગયું છે. પવન ભયંકર રીતે ફુંકાય છે. આ ભયંકર પવનના પ્રચંડ પ્રહારથી મેઘમાલા છિન્નભિન્ન થઇ વારંવાર વિદ્યુતપ્રકાશ ફેલાવતી આકાશના એક ભાગપરથી બીજા ભાગપર દોડી રહી છે. અર્ધ જાગૃત, અર્ધ નિદ્રિત અવસ્થામાં નિહાળેલું સ્વપ્ન લય પામ્યા પશ્ચાત્ પ્રતાપસિંહ પુનઃ શુદ્ધિમાં આવ્યા અને તેમણે તે સ્વપ્ન વિષે વિચાર કર્યો કે તરતજ તેમના મનમાં નવી નવી ચિંતાઓનો ઉદ્ભવ થયો. શત્રુઓપર વૈર લેવાની તેમની પ્રબળ આકાંક્ષા જાગૃત થઇ, ક્રોધથી તેમનું શરીર કંપી ઉઠયું અને તેઓ પોતાની જાતને ઘણો ધિક્કાર દેવા લાગ્યા. તેઓ ક્રોધથી દાંત કચકચાવી, ઉન્મત્ત જેવા બની ભયંકર સિંહનાદ કરી ઉઠયા. શત્રુએ દયા કરીને યુદ્ધ બંધ કર્યું; પરંતુ શું પ્રતાપસિંહ જેવા વીરપુરુષ આવો દયાભાવ સહન કરી શકે ? યવનોની દયાનો વિચાર આવતાં રાણાના હૃદયમાં જે કઠોર પીડા થતી હતી તે ખરેખર અવર્ણનીય છે. એના કરતાં તો શત્રુઓ ઉપહાસ, ઘૃણા અથવા અત્યાચાર કરતા હોય તો તે સારૂં એમ પ્રતાપસિંહને લાગતું. ખરેખર અત્યંત ભીષણ અત્યાચાર કરતાં કુસુમપ્રહાર વધુ ભયંકર હોય છે. વીરશિરોમણિ પ્રતાપસિંહ પીડાદાયક બાણ-

શય્યાપર યુગોના યુગો સુધી શયન કરી શક્યા હોત, પરંતુ શત્રુનો અનુગ્રહ તેમનાથી એક ક્ષણભર પણ સહન થઈ શકતો નહોતો.

એ દિવસે વીરચૂડામણિ પ્રતાપસિંહના હૃદયમાં જે ઘાવ લાગ્યો તેની પીડા કોઈ પણ પ્રકારે નિવૃત્ત થઈ નહિ. દિવસાનુદિવસ તેમનું દુઃખ વૃદ્ધિંગતજ થતું ગયું. તેમનું હૃદય છિન્નભિન્ન થઇ ગયું. જે હૃદય એક વખતે અત્યંત કઠોર પીડા સહન કર્યા છતાં પણ અવ્યય રહી શકતું હતું તેના આજે ટુકડે ટુકડા થઇ ગયા. આ ચૂર્ણ વિચૂર્ણ હૃદયની સાથે પ્રતાપસિંહ આ સંસારમાં ઝાઝા દિવસ સુધી રહી શક્યા નહિ. તેઓ પોતાના જીવનના મધ્યાન્હ કાળમાંજ ઇહ લોકનો ત્યાગ કરીને ચાલ્યા ગયા. તેમના અંતકાળનું વૃત્તાંત વાંચવાથી પાષાણ પણ પીગળી જાય, તો પછી મનુષ્યની આંખમાંથી અશ્રુધારા પડે એમાં તો આશ્ચર્યજ શું છે? તેઓ જે પ્રકારે અલૌકિક વીરતા અને મહત્તા સાથે જીવ્યા હતા તેજ પ્રકારે તેઓ અદ્ભુત વીરત્વ અને મહત્તાની સાથે મરણ પામ્યા. તેઓ ખરેખર ક્ષત્રિયોના ગૌરવ અને માહાત્મ્યના આદર્શ હતા. રાજકુલમાં જન્મ લેનાર કોઇ પણ મનુષ્યને તેમના જેવાં સંકટો સહન કરવાં પડયાં નહિ હશે. તેમની પેઠે કોઇએ પણ દીર્ઘ કાળ પર્યંત ભયંકર સંકટો અને વિઘ્નો સહન કરીને શત્રુની સામે યુદ્ધ કર્યું નથી. કોઇએ પણ તેમના જેવો સ્વદેશાનુરાગ, સ્વજાતિપ્રેમ અને સ્વાર્થત્યાગ દર્શાવ્યો નથી. આ કારણથીજ તેમને "પ્રતાપ દેવ" કહેવામાં આવ્યા છે. ખરેખર તેઓ મનુષ્ય યોનિમાં સાક્ષાત્ દેવજ હતા. મુસલમાનોના ગ્રાસમાંથી આ અભાગિની ભારતભૂમિનો ઉદ્ધાર કરવા, હતભાગી આર્ય જાતિના અધઃપતનનો પ્રતીકાર કરવા અને પ્રાણાર્પણનું પ્રકાશિત ઉદાહરણ જગતને બતાવવા માટેજ આ પાપમય સંસારમાં પ્રતાપનો જન્મ થયો હતો. નહિ તો એક ઉત્તમ રાજકુલમાં જન્મ લઇ વૈભવ અને સૌભાગ્યસંપત્તિના અધિકારી હોવા છતાં સ્વેચ્છાથી રાજ્યસુખને કોણે તિલાંજલિ આપી છે? એવો કોણ થયો છે કે જેણે વિશાલ રાજ્યના અધીશ્વર હોવા છતાં પણ પોતાના કુળગૌરવ અને ટેકને માટે દીન ભિક્ષુકની પેઠે જંગલો અને પર્વતની ગુફાઓમાં, દુર્ગમ ગિરિમાર્ગો અને તપ્ત રેતીનાં રણોમાં બરાબર પચ્ચીસ વર્ષ પર્યંત પરિભ્રમણ કર્યું હોય?

ઉત્તમોત્તમ મહાલયો છોડીને રાણા પ્રતાપસિંહે પેશોલા સરોવરના તટપર કેટલીક પર્ણકુટીઓ બંધાવી હતી.+ આ પર્ણકુટીઓમાંજ પોતાના સર્વ સરદારોની સાથે રહીને રાણાજી કાળ નિર્ગમન કરતા હતા. આજે અંતકાળે પણ મહારાણા તેમાંની એક સાધારણ પર્ણકુટીમા સૂતા છે અને કઠોર કાળની આજ્ઞાની વાટ જોઇ રહ્યા છે. વિશ્વાસુ સરદારો તેમની આસપાસ બેઠા છે. અને મહારાણાની પ્રકૃતિ તપાસે છે. એટલામાં મહારાણાનું સમગ્ર શરીર કંપાયમાન થયુ અને તેમના ગળામાંથી દીર્ઘ શ્વાસ નીકળ્યો. આ સમયે સમસ્ત સરદારો અત્યંત દુઃખિત થયા અને તેમની આંખમાંથી અશ્રુધારા ચાલવા લાગી. થોડી વાર પછી સાલુમ્બ્રાપતિએ મહારાણાને પૂછ્યું "મહારાજ! કયા દારૂણ દુઃખથી આપનો પવિત્ર આત્મા દુઃખી થઈ રહ્યો છે? આપની શાંતિનો ભંગ શાથી થયો છે?" ક્ષણવાર પછી રાણાજીએ ધીમે ધીમે ઉત્તર આપ્યો "મારા પ્રિય સામંતો! હજી મારો પ્રાણ નીકળતો નથી! એ માત્ર એકજ ધૈર્યવચન સાંભળીને સુખપૂર્વક આ દેહને છોડીને ચાલ્યો જશે. આ ધૈર્યવચન આપની પાસે છે. આપ સર્વ મારી સમક્ષ પ્રતિજ્ઞા કરીને કહો કે, "જ્યાં સુધી અમારા શરીરમાં પ્રાણ રહેશે ત્યાં સુધી અમારી માતૃભૂમિને શત્રુના હાથમાં જવા દઇશું નહિ" આટલા શબ્દો કહો. એ શબ્દો સાંભળતાંજ હું સુખપૂર્વક નેત્રો બંધ કરી દઇશ. પુત્ર અમરસિંહ અમારા પૂર્વજોના ગૌરવનું રક્ષણ કરી શકનાર નથી. એ મુસલમાનોના ગ્રાસમાંથી માતૃભૂમિનું રક્ષણ કરી શકનાર નથી. એ વિલાસી છે, માટે એ કષ્ટ સહન કરી શકશે નહિ." આ પ્રમાણે બોલતાં બોલતાં મહારાણાનું પીળું વદન ગંભીર બની ગયું અને પછી તેમણે અમરસિંહની બાલ્યાવસ્થાની એકાદ બે વાતો કહી સંભળાવી; તેઓ બોલ્યા "એકવાર કુમાર અમરસિંહ આ નીચી કુટીરમાં પ્રવેશ કરતી વખત પોતાના મસ્તકની પાઘડી ઉતારવી ભૂલી ગયો હતો;

---

+ આ પર્ણકુટીઓને બદલે હાલમાં આ સરોવરના તટપર સંગેમરમરના મહાલયો શોભી રહ્યા છે. આ મહાલયો મેવાડની અધોગતિના સમયમાં બંધાવવામાં આવ્યા હતા. અધોગતિના સમયમાં પણ આવા મહાલયો બંધાવી શકાયા તે પરથી વિદિત થાય છે કે મેવાડની સંપત્તિ અગાધ હતી.

આથી તેની પાઘડી દ્વારના વાંસમાં ભેરવાઈને નીચે પડી ગઇ, અમરસિંહે લેશ પણ વિચાર કર્યો નહિ અને બીજે દિવસે તેણે મને કહ્યું કે 'આ સ્થળે મોટા મોટા મહાલયો બંધાવી દો.' આ વાત કરતાં કરતાં પ્રતાપસિંહનું વદન પૂર્વે કરતાં પણ અધિક ગંભીર બની ગયું. તેમણે પુનઃ દીર્ઘ શ્વાસ લીધો અને બોલ્યા " અહીંઆં આ કુટીઓને બદલે રમણીય મહાલયો બની જશે. મેવાડની દુર્દશા ભૂલી જઇને અમર અહીંઆં અનેક પ્રકારના ભોગવિલાસ કરશે. તેનાથી આ કઠોર વ્રતનું પાલન થશે નહિ. અફસોસ ! અમરસિંહ વિલાસી હોવાથી સીસોદીઆ કુલનું ગૌરવ અને માતૃભૂમિની સ્વાધીનતા નાશ પામશે. જે ઉદ્દેશ સાધ્ય કરવાને માટે મેં પચ્ચીસ વર્ષ પર્યંત જંગલે જંગલે અને પહાડે પહાડે સતત ભ્રમણ કરીને વનવાસના કઠોર વ્રતનું પાલન કર્યું, જેને માટે મેં સર્વ પ્રકારની સંપત્તિને તિલાંજલિ આપી, તે ઉદ્દેશ અમરસિંહથી પાર પડી શકશે નહિ. તે પોતાના સુખને માટે સ્વાધીનતાના ગૌરવને તિલાંજલિ આપશે અને તમે સર્વ એના અનર્થકારક ઉદાહરણનું અનુસરણ કરીને મેવાડના પવિત્ર અને શ્વેત યશમાં કલંક લગાડશો." પ્રતાપસિંહનાં આ વચનો પુરાં થતાંની સાથે મેવાડના સર્વ સરદારો એક સાથે બોલી ઉઠ્યા " મહારાજ ! અમે બાપ્પા રાવલના પવિત્ર સિંહાસનના સોગંદ ખાઇને કહીએ છીએ કે જ્યાં સુધી અમારામાંથી એક પણ માણસ જીવિત રહેશે ત્યાં સુધી કોઈ પણ શત્રુ મેવાડભૂમિ ઉપર અધિકાર સ્થાપિત કરી શકશે નહિ અને જ્યાં સુધી અમે મેવાડની ગયેલી સ્વાધીનતાનો સંપૂર્ણ રીતે ઉદ્ધાર કરીશું નહિ ત્યાં સુધી અમે આ કુટીરોમા રહીશુ." આ સંતોષદાયક વચનો સાંભળી રાણાજી પ્રસન્ન થયા. તેમની સર્વ ચિંતા, સર્વ કષ્ટ, અને સર્વ શંકાઓનુ નિવારણ થઈ ગયુ અને તેમણે પરમ આનંદ સહિત પરલોકની યાત્રા કરી. સંવત્ ૧૬૫૩ ( ઈ. સ. ૧૫૯૭ ) માં રાણા પ્રતાપસિંહે આ સંસારમાંથી વિદાય લીધી.

આ રીતે ભારતના ભાગ્યાકાશમાંથી એક પ્રકાશિત નક્ષત્ર તુટી પડયુ. પ્રતાપના મૃત્યુના સમાચાર સાંભળી સમસ્ત ભારતભૂમિ કંપાયમાન થવા લાગી. ચારે તરફથી હૃદયવિદારક શોકધ્વનિ કર્ણગોચર થવા લાગ્યા. સર્વ આર્યો રોદન કરવા લાગ્યા. આબાળવૃદ્ધ, વનિતા, શ્રીમંત, નિર્ધન, યુવક, યુવતી સર્વ જણ અત્યંત રોદન કરવા લાગ્યા. તે દુર્દિનને સેંકડો વર્ષ વ્યતીત થઈ ગયાં છે, ભારતવર્ષના વિશાળ હૃદય ઉપર અનેક વિદેશી અને વિજાતીય શત્રુઓ ભીષણ ચરણપ્રહાર કરી ચૂક્યા છે, અભાગી ભારતસંતાનો અનેક કષ્ટો સહન કરી ચૂક્યા છે, પરંતુ અદ્યાપિ મહાત્મા પ્રતાપસિંહનુ નામ કોઈ ભૂલી ગયું નથી.

રાજપુત કુળતિલક વીરશ્રેષ્ઠ પ્રતાપસિંહનુ જીવનચરિત્ર ભારતવાસીઓએ સારી રીતે વાંચવું જોઇએ અને તેનું મનન કરવું જોઇએ. જે લોકો પોતાની જાતિ પ્રત્યે પ્રેમ ધરાવે છે, જે લોકો સ્વદેશ અને સ્વજાતિની હીનાવસ્થા જોઇને શોકાકુલ થાય છે, જે લોકો જન્મભૂમિનું માહાત્મ્ય જાણે છે તે સર્વ જણે વીરકેસરી પ્રતાપસિંહનું જીવનચરિત્ર વાંચવું ઉચિત છે. પ્રતાપના જેવો મહાવીર જગતના કોઈ પણ દેશમાં કોઈ પણ સમયે ઉત્પન્ન થયો હોય એ વિષે અમને સંપૂર્ણ સંદેહ છે. પ્રતાપસિંહની વીરતા, મહાનતા અને સ્વાર્થત્યાગનું સ્મરણ થતાં આજે પણ દીન હીન ભારતવાસીઓના હૃદયમાં એક પ્રચંડ શક્તિનો ઉદ્ભવ થાય છે. જે અકબરને તે સમયમાં ભારતવર્ષનો શહેનશાહ માનવામાં આવતો હતો, જેની પ્રચંડ સેના આગળ ઝરક્ષસની મોટી સેના પણ સાધારણ ગણાતી હતી, તેજ અકબરની સામે રાજપુત વીરવર પ્રતાપે માત્ર થોડાક સૈનિકો અને થોડાક સામંતોની સાથે બરાબર પચ્ચીસ વર્ષ પર્યંત યુદ્ધ કર્યું હતું. જો મેવાડમાં એક થુસિડાઇડસ* અથવા જિનોફન§ ઉત્પન્ન થયો હોત અને તેણે મેવા-

* થુસિડાઇડસ નામે ગ્રીસનો એક પ્રખ્યાત ઈતિહાસકર્તા થઇ ગયો છે. એનો જન્મ ગ્રીસના ઍથેન્સ નગરમાં ક્રાઇસ્ટના જન્મ પૂર્વે ૪૭૧ વર્ષપર થયો હતો. એક વખત આ ઇતિહાસવેત્તા ગ્રીસની સેનાનો સેનાપતિ હતો. પરંતુ એકવાર તે શત્રુઓદ્વારા પરાજિત થયો તેથી રાજદંડના ભયથી સ્વદેશનો ત્યાગ કરી તેણે ૨૦ વર્ષ પર્યંત અજ્ઞાત વાસ કર્યો હતો. ઇસ્વીસન પૂર્વે ૪૦૩ ના વર્ષમાં આ ઇતિહાસકાર પોતાના સ્વદેશમાં પાછો આવ્યો અને ત્યાર પછી થોડાજ દિવસોમાં તેનું મૃત્યુ થયું. "પિલોપોનીસસ"ના યુદ્ધનો પ્રથમ કાંડ પણ તેણેજ રચ્યો હતો.

§ જિનોફન પણ ગ્રીક ઇતિહાસકાર અને સેનાનાયક હતો. તે સૉક્રેટિસનો શિષ્ય હતો. જ્યારે ઇરાનના વિખ્યાત રાજા સાઇરસે પોતાના ભ્રાતાની સાથે સંગ્રામ કર્યો ત્યારે જે દેશ સહસ્ર ગ્રીક સૈનિકો

ના કોઇ ઇતિહાસ લખનાર હોત તો પિલોપનીસસના મહા સમરનું વર્ણન અથવા 'દશહજારની દુર્દશા' નું શૌર્ય પણ આજ મેવાડના વીરોના પ્રતાપની બરાબરી કરી શકત નહિ. રાણા પ્રતાપસિંહ અલૌકિક વીરતા, અદ્ભુત પરાક્રમ, તથા ઉત્સાહ અને સહિષ્ણુતાથી ભૂષિત હતા. તથાજ તેઓ પરાક્રમી અકબરની રણકુશલતા તથા સમાધતાનો પ્રતીકાર કરવાને માટે આટલા દીર્ઘકાળ પર્યંત ઝૂઝયા હતા. આજ કારણથી પ્રબળ પ્રયત્નો કર્યા છતાં પણ અકબર પ્રતાપસિંહનું મન પલટાવી શક્યો નહોતો. હલદીઘાટના સમરમાં મહાવીર પ્રતાપના અનુપમ ગુણો ઉત્તમ રીતે પ્રકાશિત થયા. પવિત્ર તીર્થ હલદીઘાટના પહાડી પ્રદેશમાં ક્યાંઈ પણ એવું સ્થાન નથી કે જે પ્રતાપસિંહની વીરતાથી ગાજી રહ્યું ન હોય. આ સંસારમાં જ્યાં સુધી તારાઓનો આકાર રહેશે, જ્યાં સુધી ઇતિહાસ આર્ય જાતિની ભૂત ઘટનાઓનું વર્ણન કરતો રહેશે ત્યાં સુધી પ્રતાપની વીરતા, માહાત્મ્ય અને ગૌરવ જગતમાં અમર રીતે વિરાજમાન રહેશે અને ત્યાં સુધી હલદીઘાટ મેવાડના થર્મોપાલી તથા દેવાર ક્ષેત્ર મેરાથાન કહેવાશે.



સાઇરસને સહાય કરવાને ગયા હતા તેમાં આ જિનોફન પણ હતો. ઈ. સ. પૂર્વે ૪૦૧ માં જ્યારે કુનાક્સ નામક સ્થળે સાઇરસ પોતાના ભ્રાતાના હાથથી માર્યો ગયો ત્યારે ઉક્ત વિજયી પુરુષે નિર્દયતાપૂર્વક ગ્રીક સૈનિકોનો સંહાર કરવા માંડ્યો. આ સંકટના સમયમાં જિનોફન અપૂર્વ રણદક્ષતા અને અદ્ભુત રણકૌશલ્ય પ્રદર્શિત કરી શેષ દશહજાર સૈનિકોને લઇને અત્યંત કષ્ટ સહન કરી રણભૂમિમાંથી નાશી ગયો હતો. એનો જન્મ ઍથેન્સ નગરમાં થયો હતો. પરંતુ જ્યારે ઍથેન્સની સાથે સ્પાર્ટાને ભીષણ યુદ્ધ થયું તે વખતે તેણે પોતાની જન્મભૂમિની વિરૂદ્ધ ખડ્ગ ધારણ કર્યું હતું. એણે પુષ્કળ ગ્રંથો રચ્યા છે. તે સર્વમાં "સાઇરસની યુદ્ધયાત્રા" "સાઇરસનું જીવનચરિત્ર" અને "સોક્રેટિસનું જીવનચરિત્ર" વિશેષ પ્રસિદ્ધ છે. "સાઇરસની યુદ્ધયાત્રા" માંજ સુપ્રસિદ્ધ "દશહજારની દુર્દશા" નું વર્ણન સવિસ્તર અને અત્યંત મનોહર ભાષામાં લખવામાં આવ્યું છે.

* થર્મોપોલી એ ગ્રીસ દેશમાં આવેલો એક નાનો ગિરિમાર્ગ છે. આજ ગિરિમાર્ગમાં લિયોનિડાસે ઈ. સ. પૂર્વે ૪૮૦ માં કેટલાક સૈનિકો સાથે ઇરાનના પાદશાહ ઝરક્ષસની પ્રચંડ સેનાની ગતિ રોકી હતી.

‡ ગ્રીસ દેશના અટિકા નામના ભાગમાં 'મારાથૉન' એક નાનું ગામ છે. પ્રસિદ્ધ ગ્રીકવીર મિલટિયાડસે ઍથેન્સની સેના લઇ આ મારાથાનના મેદાનમાં ઇરાનના પાદશાહની એક સેનાનો ઈ. સ. પૂર્વે ૪૯૦ માં સંહાર કરી નાખ્યો હતો.



# अध्याय ११ मो.

અમરસિંહનો રાજ્યાભિષેક-રાજા માનસિંહપર વિષપ્રયોગ કરતાં અકબરનું પોતાનું મૃત્યુ-પિતાની સમક્ષ કરેલી પ્રતિજ્ઞા પાળવામાં અમરસિંહની આનાકાની-સાલુમ્બ્રા સરદારનું આચરણ-અમરસિંહ દ્વારા સમ્રાટની સેનાનો પરાજય-ચિત્તોડમાં સુગ્રાજી (સાગરજી) નો રાજ્યાભિષેક-સાગરજીનું અમરસિંહને ચિત્તોડ સમર્પણ કરી દેવું-નવીન નવીન જય ચંદાવતો અને શક્તાવતોના માંહોમાંહેના ઝઘડા-શક્તાવતોની ઉત્પત્તિનું વૃત્તાંત-રાણાની વિરૂદ્ધ પાદશાહના પુત્ર પર્વેઝની યુદ્ધ માટેની તૈયારી રાણાએ કરેલો તેનો પરાજય-મહોબ્બતખાનનો પરાજય-સુલતાન ખુર્રમે મેવાડપર કરેલું આક્રમણ-અમરસિંહની નિરાશા-ઇંગ્લાંડથી આવેલો દૂત-અમરસિંહનો વનવાસ અને પરલોક ગમન.



રાજપૂત કુલગૌરવ રાણા પ્રતાપસિંહના અનંતર પુત્રોમાં અમરસિંહ સર્વથી જ્યેષ્ઠ હોવાથી તે સિંહાસનપર અધિષ્ઠિત થયો. આઠ વર્ષની વયથી તે પોતાના પિતાનું અવસાન થયું ત્યાં સુધીના સર્વ સમયમાં તે પોતાના પિતા પ્રતાપસિંહની પાસે રહ્યો હતો. પિતાજીના સંકટના અથવા કઠોર પરિશ્રમના સમયમાં પણ તે તેમની પાસેજ§ રહ્યો હતો અને તેણે તેમના મહાન ચારિત્ર્યનું અનુકરણ કરવાનો પ્રયાસ કર્યો હતો. તેનો આ પ્રયાસ સફળ પણ થયો હતો. વીરવર પ્રતાપના [illegible] ઉદાહરણથી ઉત્સાહિત બનીને અને તેમના અતિ પવિત્ર મહામંત્રથી દીક્ષિત થઇને અમરસિંહે પોતાની ભર યુવાવસ્થામાંજ મેવાડનો રાજ્યભાર ગ્રહણ કર્યો હતો. આ વખતે તેને પણ કેટલાક પુત્રો થઇ ગયા હતા. આ પુત્રો બાલ્યાવસ્થામાં હોવા છતાં પણ અત્યંત બળવાન અને તેજસ્વી હતા. તદુપરાંત તેઓ રાજકાર્યમાં પણ ચતુર થયા હતા.

મહારાણા પ્રતાપસિંહનો પરલોકવાસ થયા પશ્ચાત્ આઠ વર્ષે તેમના ભયંકર શત્રુ અકબરે પણ આ લોકમાંથી પ્રયાણ કર્યું. જે આશાલતાને હૃદયમાં ઉછેરીને પાદશાહ અકબરે ધનનો અનંત ભંડાર ખર્ચી નાંખ્યો હતો, અત્યંત પરિશ્રમ કર્યો હતો, તથા હજારો મનુષ્યોનું રૂધિર રેડયું હતું, તે આશા ફળવતી થઇ નહિ. શહેનશાહનો અગાધ ઉદ્યોગ અને ઉત્સાહ સર્વાંશે નિષ્ફળ થયો. પ્રતાપસિંહે કોઈ પણ પ્રકારે તેની 'ઇતાયત' આધીનતા સ્વીકારી નહિ. આથી તથા વિશેષ યત્ન નિષ્પ્રયોજન ધારી તેણે આ કાર્યની ઇતિશ્રી કરી દીધી. મેવાડનું દગ્ધ રેતાળ સ્મશાન પુનઃ શાંતિરૂપી જલના બિંદુઓથી સારી રીતે શાંત થઈ ગયું. અકબરની ઉત્તર વયમાં અમરસિંહે સારી રીતે શાંતિસુખનો ઉપભોગ લીધો. જો અમરસિંહની ઇચ્છા હોત તો તેઓ આ શાંતિમાં વિઘ્ન ઉપસ્થિત કરીને પોતાના કુલના માર્ગમાં કાંટા વાવી દેત, પરંતુ તેમની પરિપક્વ બુદ્ધિએ આ કાર્ય ઉચિત ધાર્યું નહિ. આથી તેણે મોગલોની વિરૂદ્ધ ખડ્ગ ધારણ કર્યું નહિ.

§ સંવત્ ૧૬૫૩ (ઈ. સ. ૧૫૯૭) માં અમરસિંહ રાજસિંહાસનપર બેઠા હતા.

પચાસ વર્ષ પર્યંત ઉત્તમ પ્રકારે રાજ્ય કરીને પાદશાહ અકબરે આ નાશવંત સંસારમાંથી વિદાય લીધી. આ અરસામાં તેણે પોતાના વિશાળ રાજ્યને પોતાની ઉત્તમ રાજનીતિથી દ્રઢ પાયા પર સ્થાપિત કર્યુ, તેથીજ તે રાજ્ય દીર્ઘ કાળ પર્યંત અચળ રહ્યું હતું. આ ઉત્તમ રાજગુણો સંબંધે વિચાર કરતાં જણાય છે કે તે સમયના યૂરોપીય સમ્રાટો પણ અકબરની બરાબરી કરી શકતા નહોતા. યૂરોપના નૃપતિઓમાં ફ્રાંસના ચતુર્થ હેન્રી, સ્પેનના પંચમ ચાર્લ્સ અને ઇગ્લાંડેશ્વરી ભુવનપ્રસિદ્ધ મહારાણી ઇલિઝાબેથ એ ત્રણેને અકબરની સમાન માનવામાં આવ્યાં છે રાણી ઇલિઝાબેથની સાથે તો અકબર પત્ર-વ્યવહાર પણ ચલાવતો હતો. રાણી ઇલિઝાબેથે અકબરની પાસે એક દૂત‡ મોકલીને બંધુભાવ કરવાનો પ્રયત્ન કર્યો હતો. ભાગ્યની પ્રસન્નતાથી અકબરને પણ હેન્રી તથા ઇલિઝાબેથના મંત્રીઓ જેવા મંત્રીઓ પ્રાપ્ત થયા હતા. ફ્રાંસનો રાજમંત્રી સુપ્રસિદ્ધ સલી જેમ ધર્મનિષ્ઠ, ઉત્તમ રણપાંડિત્ય અને નીતિજ્ઞાનમાં પારદર્શી હતો, તે પ્રમાણે મોગલ મંત્રી બહેરામખાં પણ ઉત્તમ યોદ્ધો, મહાન ધર્મનિષ્ઠ, અને મોટો પંડિત હતો. જો કે સલી બહુદર્શિતામાં અબ્બુલફઝલની બરાબરી કરી શકતો હશે, પરંતુ ધર્મપરાયણતા, અને ઉદારતાના સંબંધમાં તે મુસલમાન રાજદ્વારી પુરુષોની સાથે એક આસનપર બેસવાને યોગ્ય નથી. અબ્બુલફઝલ અને બહેરામની નિસ્સીમ બહુદર્શિતાની સાથે મોગલ સમ્રાટ્નુ બળ મળવાથી એક પ્રચંડ શક્તિ ઉત્પન્ન થઈ ગઇ હતી. શોકની વાત છે કે આ પ્રચંડ શક્તિને અકબરે મેવાડનો નાશ કરવામાજ વાપરી હતી. જો કે અકબરે મેવાડને ધૂળમા મેળવી દીધું હતું તથાપિ નિષ્પક્ષપાતી ઉદાર ચરિત ભટ્ટ લોકોએ તેના ગુણોની સ્તુતિ કરી છે. તેના રાજગુણોથી મોહિત થઇને તેમણે તેને પોતાના રાજાની સાથે એક આસનપર બેસાડયો છે. અકબર મહાન રાજનીતિજ્ઞ-સમર વિશારદ, મહાનુભાવ, અને દૂરદર્શી હતો એ વાતનો કોઈ અસ્વીકાર કરી શકે એમ નથી. પરંતુ તેનું હૃદય કેટલુ ઉદાર, સરલ અને ઉચ્ચ હતું તે વિષે ઘણા લોકો શંકા કરે છે. ખાસ કરીને બુંદીના ભટ્ટ કવિઓએ તેના અંતિમ કાર્યનુ જે વર્ણન કર્યુ છે તે વાંચવાથી તો હૃદયમાં ચોટ લાગી જાય છે અને તેને સ્વાર્થપરતા, કપટતા અને વિશ્વાસઘાતકતાનો ભંડાર કહેવાને જીવ લલચાય છે. જે અકબર પોતાના વિપુલ બલના પ્રભાવથી તે સમયના સર્વ નૃપતિઓનો શિરોમણિ ગણાતો હતો, જેની સમાન દ્રષ્ટિ, સૂક્ષ્મદર્શિતા અને ન્યાયપરાયણતાનાં અનેક પ્રમાણો ઉપલબ્ધ થાય છે, જેને "જગદ્ ગુરૂ" કહેવામાં આવ્યો છે, જેને "દિલ્લીશ્વરો વા જગદીશ્વરો વા"ની ઉપાધિ મળી હતી. તેજ અકબરે-અફસોસ! લખતાં લેખિની પણ કંપાયમાન થાય છે! માનસિંહને વિષ દઈને મારી નાંખવાનો પ્રયત્ન કર્યો હતો. આ પ્રયત્નનુ પરિણામ ઉલટું આવ્યું. આ ક્રૂર કર્મથી સ્વયં પાદશાહનો નાશ થયો. બુંદીના ભટ્ટ કવિઓએ પોતાના ગ્રંથોમાં પ્રકટ રીતે આ વૃત્તાંત લખ્યું છે. કર્નલ ટૉડ બુંદીના કવિઓનું આ વૃત્તાંત સંપૂર્ણતઃ સત્ય માને છે.

એ કાવ્ય ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે અંબરના રાજા માનસિંહનો પ્રતાપ દિવસાનુદિવસ એટલો બધો વૃદ્ધિંગત થતો ગયો કે અકબરના હૃદયમા તેના પ્રત્યે દ્વેષ ઉત્પન્ન થયો. દ્વેષના વિષમય દંશથી જર્જર થઇને પ્રતિક્ષણે તેને એજ શંકા થવા લાગી કે માનસિંહ મને સિંહાસનપરથી પદભ્રષ્ટ કરવાની ચેષ્ટા કરી રહ્યો છે. માનસિંહના તીવ્ર દષ્ટિપાતથી જાણે દિલ્લીનું સિંહાસન કંપાયમાન થઈ રહ્યું છે. તેને દ્વેષથી ચિંતા, ચિંતાથી શંકા અને અંતે માનસિંહનો વધ કરવાની ઇચ્છા થઇ. અકબરે ગુપ્ત રીતે માનસિંહનું કાસળ કાઢવાનો નિશ્ચય કર્યો. આ જગત્માં એવું કોઇ પણ કાર્ય નથી કે જે ક્રૂર માણસો પાર પાડી ન શકે. અકબર પાદશાહ હતો, અને રાજા માનસિંહ ગમે તેવો પણ તેનો સેવક હતો. કાળની વિચિત્ર ગતિથી સ્વામીએ સેવકનો ગુપ્ત રીતે સંહાર કરવાનો નિશ્ચય કર્યો. અકબરે "માજુમ" અર્થાત્ એક પ્રકારની મીઠાઈ બનાવી અને તેના અર્ધ ભાગમાં માનસિંહને માટે વિષ મેળવ્યું. પરંતુ મારનાર કરતાં જીવાડનાર મોટો હોય છે. દૈવની વિચિત્ર ગતિથી અકબરે ભૂલાવો ખાઇને વિષમય "માજુમ" પોતેજ ખાધી-તેને પાપનું પ્રાયશ્ચિત્ત મળ્યું. નિરપરાધી, શ્રદ્ધાયુક્ત તથા સ્વામિભક્ત સેવકના પ્રાણ લેવાનો પ્રયત્ન કરતાં સ્વયં શહેનશાહે પોતાના પ્રાણ ગુમાવ્યા. જો કે માનસિંહે પાદશાહના યથાર્થ ઉત્તરાધિકારી સલીમ-

‡ સર ટૉમસરો બ્રિટિશ એલચી થઇને આવ્યો હતો. રાણી ઇલિઝાબેથે તેને મોકલવાની તૈયારી કરી હતી, પરંતુ તેના પરલોકવાસ પછી રાજા જેમ્સના શાસનકાળમાં તે હિંદુસ્થાનમાં આવ્યો હતો.

મને બદલે પોતાના ભાણેજ ખુશરોને રાજસિંહાસનપર બેસાડવાની ચેષ્ટા કરી હતી, એ વાત અમે કબૂલ કરીએ છીએ; પરંતુ તેમણે શહેનશાહ અકબરને પદભ્રષ્ટ કરવાનો પ્રયાસ કદિ પણ કર્યો નહોતો. તે છતાં પણ અકબરે આવો ગુપ્ત પ્રપંચ રચ્યો તે કાર્ય તેને માટે ઘટિત નહોતું. કારણ કે જો તેણે ધાર્યું હોત તો તે પોતાની સત્તાથી પ્રકટ રીતે માનસિંહની વિરૂદ્ધ કોઈપણ કાર્ય કરી શકયો હોત; જો તેની ઇચ્છા હોત તો તે રણમાં પણ માનસિંહને પરાજીત કરી શકત. તો પછી તેણે પોતાના વિમલ ચરિત્રમાં કલંક લગાડવાને માટે આવું કામ શા માટે કર્યું ? તેના હૃદયમાં શુ હતું તે કોણ કહી શકે એમ છે ? *

ગમે તે હો ! આપણે હવે પુનઃ મેવાડના ઇતિહાસ તરફ દષ્ટિ ફેરવીશું. રાજસિંહાસનપર બેસતાંજ અમરસિંહે જે દ્વારા રાજ્યનું હિત સાધી શકાય એવા નિયમોનું પાલન કરવા માંડયુ. સર્વ ક્ષેત્રોની બે વાર માપણી કરી અને તેનાપર પુનઃ નવીન મહેસુલ ચઢાવ્યું. વળી તેમણે પોતાના સામંતો અને સરદારોને નવી નવી જાગીરો આપી. તદુપરાંત બીજા પણ કેટલાક નવીન નિયમોનો પ્રચાર કર્યો હતો; જેમાં એક નવીન ઢબની પાઘડી બાંધવાનો રિવાજ વિશેષ પ્રસિદ્ધ છે.+ અમરસિંહે પ્રચલિત કરેલા નવીન નિયમો અને નવીન રીત રિવાજોનું વૃત્તાંત હાલમાં મેવાડ રાજ્યના સ્તંભોના શિલાલેખોમાં ઉપલબ્ધ થાય છે.

દૂરદર્શી અમરાત્મા મહારાણા પ્રતાપસિંહને જે શંકા થઇ હતી, તે શીઘ્રજ ફલવતી થઇ. વસ્તુતઃ મોજવિલાસ અને શાંતિ અંતે અમરસિંહને અનર્થકારિણી થઇ પડી. પિતાની પવિત્ર આજ્ઞાનો અનાદર કરીને અમરસિંહ અત્યંત આલસ્યને વશ થઇ ગયા. તેમણે પેશોલા સરોવરને તટે બંધાવેલી પર્ણકુટીઓનો ત્યાગ કરીને ત્યાં એક મહાલય બંધાવ્યો, અને તેનુ નામ "અમરમહલ" રાખ્યું. આ મહાલયની અંદર વાણીમિત્ર–મધુરભાષી સખાઓની સાથે બેસી તેઓ નિશ્ચિંતતાપૂર્વક દિવસ નિર્ગમન કરવા લાગ્યા. પરંતુ તેઓ આ પ્રકારનું સુખ દીર્ઘ કાળ પર્યંત ભોગવી શક્યા નહિ. અલ્પ કાળમાંજ જહાંગીર

* આ વાત તો સત્યજ છે કે દુષ્ટ માણસનું હૃદય કોઇપણ વખત પાપ વૃત્તિથી અવશ્ય ચલાયમાન થાય છે. કપટી મનુષ્યો બહારથી સાધુત્વ બતાવી પોતાની દુષ્ટ મનોવાંચ્છના સિદ્ધ કરી લે છે. પરંતુ સર્વ માણસો કાંઇ આવા દુષ્ટ હોતા નથી. ગમે તેવો પણ અકબર આખરે માણસજ હતો. તેના હૃદયમાં પાપવૃત્તિએ પ્રવેશ કર્યો એ કાંઇ આશ્ચર્યજનક વાત નથી. તેણે પોતાના પદનું મહાન ગૌરવ ભૂલી જઇને આ જે પિશાચ સમાન કાર્ય કર્યું, તે સત્ય માનવાની પણ આપણને ઇચ્છા થતી નથી. આ વળી સત્ય છે કે અકબરની પાછલી વયમાં ઉત્તરાધિકારના સબંધમાં માનસિંહ અને પાદશાહની વચ્ચે વૈમનસ્ય પેદા થયું હતું. પરંતુ માનસિંહનાજ બાહુબળથી અકબરને પોતાનું અર્ધું રાજ્ય મળ્યું હતું. માનસિંહ તેના દરબારનું રત્ન અને રાજ્યનો અલંકાર ગણાતો હતો. અને અકબર તેને સગર્વ પોતાનો જમણો હાથ ગણતો હતો. પરંતુ તેણે કૃતજ્ઞતાના મસ્તકપર લાત મારીને માનસિંહને મારી નાંખવાનો વિચાર કર્યો અને તેને વિષ આપવાનો પ્રયત્ન કર્યો, એ જાણી આપણને અત્યંત શોક થાય છે. આ કૂટ અને ગંભીર બાબતનો નિર્ણય કરવો એ કાંઇ સહજ વાત નથી. જો માત્ર અનુમાનથીજ એનો નિર્ણય કરવામાં આવે તો ઇતિહાસના શુકલ પક્ષમાં કલકની કાલિમા લાગ્યા વિના રહે નહિ. પરંતુ કર્નલ ટૉડે બુંદીના ભટ્ટ લોકોના ગ્રંથોને સંપૂર્ણતઃ વિશ્વાસપાત્ર માન્યા છે, તો પછી આપણે તેમને શા માટે વિશ્વસનીય નહિ માનીએ ? આ પરથી સિદ્ધ થાય છે કે અકબરે ખરેખર આ પૈશાચિક કાર્ય કર્યું હતું. મનુષ્યની અધમતાનો પાર પામવો અત્યંત કઠિન છે. જે કોઇ અમીર અથવા રાજસભાસદની સાથે અકબરને વૈમનસ્ય થતું હતું તેને તે આજ પ્રકારે મારી નાંખતો હતો. તે બે પ્રકારની ગોળીઓ રાખતો હતો. વિષમય અને વિષરહિત. આ બેની વચ્ચેનો ભેદ તે પોતેજ જાણતો હતો. જેનું કાસળ કાઢવાનો તેણે ઇરાદો રાખ્યો હોય તેની પાસે બેસીને તેને વિષમય ગોળી ખવરાવતો હતો અને પોતે વિષરહિત ગોળી ખાતો હતો. આ રીતે તેણે ઘણા જણને મારી નાંખ્યા હતા. પરંતુ અંતે તે પોતે પણ પોતાના ખોદેલા ખાડામાં પડયો હતો.

+ આ ઢબની પાઘડી "અમરશાહી પગડી" ના નામથી પ્રસિદ્ધ છે. રાણાજી તથા મેવાડના ઘણા સરદારો અદ્યાપિ આ ઢબની પાઘડી બાંધે છે.

પાદશાહનાં રણવાદ્યોએ મેવાડની સીમાપર શબ્દ કરીને પ્રમાદી અમરસિંહને વિલાસની તંદ્રામાંથી જાગૃત કર્યો. હજી તો દિલ્લીના તખ્તપર બેઠાને પુરાં ચાર વર્ષ પણ થયાં નહોતાં તે પૂર્વે જહાંગીરે સર્વ ગૃહ-કલહોનો અંત આણીને મેવાડ ઉપર આક્રમણ કર્યું. 'આ વિસ્તૃત ભારતવર્ષના એક છેડાથી બીજા છેડા સુધી જ્યારે સર્વ રાજાઓએ દિલ્લીશ્વરની અધીનતાનો સ્વીકાર કર્યો છે ત્યારે શું માત્ર એકલો સીસોદીઆ વંશજ તેનો વિરોધી રહી શકે? શું રાણાજીની સેના પાદશાહની સેના સામે ટકી શકે તેમ છે? તો પછી આટલો ગર્વ શો? આટલો દર્પ શો? આટલો અહંકાર શો? આ ગર્વ, આ દર્પ, આ અહંકાર અવશ્ય ચૂર્ણ કરવો જોઈએ.' મંત્રીઓએ જહાંગીરને આ પ્રમાણે અમરસિંહની વિરૂદ્ધ ઉત્તેજીત કરવાથી જહાંગીર ક્રોધાન્વિત થયો અને મેવાડપર ચઢી આવ્યો.

રાણા અમરસિંહ મહા સંકટમાં આવી પડયા. એક તરફ તેમને તુચ્છ વિલાસવાસના, કઠિન અને ઉચિત કાર્ય કરવામાં પ્રતિરોધ કરવા લાગી અને બીજી તરફ યશની ઇચ્છા પણ ઉદ્‌ભવી. યશની ઇચ્છાથી તેમના હૃદયમાં થોડા સાહસનો સંચાર થયો. પરંતુ શોકની વાત છે કે આ સાહસ તેમના અંતઃકરણમાં દીર્ઘ કાળ પર્યંત રહ્યું નહિ. અને કુભાવનાઓએ ઉદ્‌ભૂત થઇને પુનઃ તેમના હૃદયને આલસ્યપૂર્ણ બનાવી દીધું. હવે શું કરવું તે તેમને સૂઝયું નહિ. આ વખતે તેમના કેટલાક ખુશામતખોર સખાઓ તેમને સમજાવવા લાગ્યા કે "મહારાજ! સંગ્રામ કરવાથી શું ફળનિષ્પત્તિ થનાર છે? આપ જાણી જોઇને વિપત્તિને શા માટે આમંત્રણ કરો છો? જ્યારે ભારતવર્ષના સર્વ હિંદુ મુસલમાન નૃપતિઓ અને નવાબો મોગલોના પ્રચંડ બાહુબલથી પરાજિત થઇ ગયા છે, તો શું આપ તેમની સામે ટકી શકશો? આપની પાસે નથી ધન કે નથી સેના. તેમની સાથે સંધિ કરવાથી જો સર્વ પ્રકારની અનુકૂલતા આપણને પ્રાપ્ત થતી હોય તો પછી સંધિ કરવામાં શી હાનિ છે? સંધિ કરવાથી આપનું રાજ્ય, ધન અને ગૌરવ ચિરકાળ પર્યંત અચળ રહેશે. અને વળી પાદશાહ આપનાપર સંતુષ્ટ થઇને આપના રાજ્યની વૃદ્ધિ કરી આપે એવો પણ સંભવ છે." કાયર અને ભીરૂ લોકોનાં આ વચનો સાંભળીને થોડીવાર સુધી રાણા અમરસિંહનુ હૃદય સંતપ્ત રહ્યું. પરંતુ આ વખતે તેઓ એટલા બધા પ્રમાદી થઇ ગયા હતા કે તેમની ઇચ્છા હોવા છતાં પણ તેઓ આ સલાહનું ખંડન કરી શક્યા નહિ. રાણાને વિમૂઢ થઈ ગયેલા અને ઉત્સાહહીન અવસ્થામાં સમય વ્યતીત કરતા જોઇને મેવાડના સરદારો અત્યંત દુઃખિત થયા, તે સર્વ એકત્રિત થઇને "અમર મહલ" માં ગયા અને રાણાને વિપત્તિના આગમનની ખબર કરી. સામંતશિરોમણિ ચંદાવત વીરે અમરસિંહની સન્મુખ આવી ધીર ગંભીર સ્વરથી તેને કહ્યું કે "મહારાજ! શુ આપ આ પ્રકારેજ આપના પવિત્ર કુલગૌરવને અચળ રાખશો? વિચારી જુઓ કે આપનો જન્મ કયા કુળમાં થયો છે? કોનું રક્ત આપની નાડીઓમાં વહે છે? આપનો પ્રચંડ શત્રુ જહાંગીર સર્વસંહારક સ્વરૂપ ધારણ કરીને આપની સમક્ષ આવ્યો છે અને આપ તો ખુશામતીઆ મિત્રોની વચ્ચે ઘેરાઇને ભયભીત અને કાયરની પેઠેજ આપનો સમય વ્યતીત કરે જાઓ છો. આપની આંખ આગળ મુસલમાન લોકો મેવાડનું સત્યાનાશ કરી દેશે, પ્રજાને સતાવશે અને રાજપુત બાલાઓને પોતાના અપવિત્ર હાથથી સ્પર્શ કરીને તેમના સતીત્વનો ભંગ કરશે; તો પછી આ અત્યાચારો જોઇને આપ શી રીતે નિશ્ચિંત બેસી રહેશો? જો આપનામા પૂર્વજોના પવિત્ર યશને અચળ રાખવાનું સામર્થ્ય નહિ હોય તો આપના રાજ્યને, આપના ઐશ્વર્યને અને આપના ઉચ્ચ કુલગૌરવને શતશઃ ધિક્કાર છે. જો આપનામાં પૂર્વજોની કીર્તિ અચલ રાખવાની શક્તિ નહોતી તો આપે સીસોદીઆ કુલમાં શા માટે જન્મ લીધો."

સાલુમ્બ્રા સરદારનાં આ તેજસ્વી વાકયો સાંભળી સર્વ સરદારોનાં હૃદય ઉત્સાહથી પરિપૂર્ણ થઇ ગયાં, પરંતુ દુઃખ સાથે કહેવું પડે છે કે આ આવેશમય વાક્યો સાંભળ્યા છતાં અમરસિંહની જડતા તો જેવી ને તેવી અચળજ રહી. દારૂણ ક્રોધ અને અભિમાનથી ચંદાવતવીરના હૃદયમાં આગના ભભુકા ઉઠયા. સભાગૃહની સમીપમાંજ યૂરોપમાં બનેલું એક મોટું દર્પણ પડયું હતું. ક્રોધિત સાલુમ્બ્રા સરદારે પોતાની પાસે બીજી કાંઇ ચીજ નહિ જોઇને ગાલીચાના એક ખુણાપર એક પીતળની સાંકળ પડેલી હતી તે ઉઠાવીને દર્પણની તરફ ફેંકી. તત્કાળ તે દર્પણના ટુકડેટુકડા થઇ ગયા. પછી તે ચંદાવતવીરે અકસ્માત્ રાણા અમરસિંહનો હાથ પકડીને તેમને સિંહાસનપરથી નીચે ઉતારી પાડયા અને ગંભીર વાણીથી કહ્યું

"સરદારો! પ્રતાપસિંહના પુત્રને શીઘ્ર અશ્વારૂઢ કરીને કલંકથી બચાવો." સાલુમ્બ્રાપતિનું આવું વર્તન જોઇને રાણાજી મનમાં અત્યંત દુ:ખિત થયા અને તેમને "રાજદ્રોહી" તથા "રાજાપમાનકારી" કહીને વારંવાર તેમનો તિરસ્કાર કર્યો. પરંતુ સુજ્ઞ ચંદાવત સરદાર અમરસિંહના આ અનુચિત વર્તનથી લેશ પણ દુ:ખિત થયા નહિ. તેમને સંપૂર્ણ શ્રદ્ધા હતી કે કર્તવ્યને ખાતર મારે આવું વર્તન કરવું પડયું છે તેમાં દોષ શું છે? વસ્તુત: સાલુમ્બ્રાપતિએ પોતાનું કર્તવ્યજ બજાવ્યું હતું. જો તે સરદાર આવું વર્તન ન કરત તો અમરસિંહની અતિ ભયંકર દુર્દશા થાત. ઇતર સરદારો પણ ચંદાવત વીરની કર્તવ્યપરાયણતા જોઇને અતીવ પ્રસન્ન થયા. સર્વ જણે એકમત થઇ રાણાજીને અશ્વારૂઢ થવાને કહ્યું. આ વખતે રાણાજીના હૃદયમાં ક્રોધાગ્નિ સળગી રહ્યો હતો, અને ક્રોધને લીધે તેમની આંખમાંથી અશ્રુધારા ચાલી રહી હતી. થોડે દૂર ગયા પછી તેમને કિંચિત્ સાવધાનતા આવી. મેવાડના તેજસ્વી સરદારો અને સામંતો રાણાજીના માનસિક વિકારની લેશ પણ સ્પૃહા રાખ્યા વિના સેના સહિત પર્વતપરથી નીચે ઉતરવા લાગ્યા. મેવાડભૂમિમાં આવેલા શ્રીજગન્નાથજીના મંદિર આગળ આવ્યા એટલે રાણાજીનો મનોવિકાર સર્વથા દૂર થઇ ગયો. ધીમે ધીમે તેમનાં જ્ઞાનનેત્રો ખુલી ગયાં અને તેમને યથાર્થ સમજ પડી કે આમાં જે કાંઇ દોષ છે તે મારોજ છે. આ પ્રકારે રાણાજીના મનનો ભ્રમ દૂર થઇ તેમને સત્ય જ્ઞાન થયું ત્યારે તેઓ પોતાની જાતને શતશ: ધિક્કાર દેવા લાગ્યા. તરતજ મેવાડની ખરી અવસ્થાનું પ્રતિબિંબ તેમના મનરૂપી દર્પણપર પડી ગયું. તેમના મસ્તકપર કરાલ શત્રુ સિંહનાદ કરતો હતો અને તેઓ નિદ્રાગ્રસ્ત હતા. જે સીસોદીઆ કુળના ગૌરવનું રક્ષણ કરવાને માટે રાણા પ્રતાપે દીર્ઘ કાળ પર્યંત અગાધ કષ્ટ સહન કર્યું હતું, તેજ ગૌરવ આજે નષ્ટ થવાની અણીપર હતું; શું આવી સ્થિતિમાં નિશ્ચિંત રહેવું અમરસિંહને માટે ઉચિત છે? અમરસિંહ સારી પેઠે સમજી ગયા કે કર્તવ્યથી વિમુખ થઇ મેં અનુચિત કાર્ય કર્યું છે. પરંતુ જે થયું તે થયું. ગઇ વાતમાં કોઇનું કાંઇ ચાલતું નથી. હવે તે વિષે શોક કરવાથી શો લાભ? હમણાં વિપત્તિ આવી પડી છે માટે ઉત્સાહથી પરિશ્રમ કરવો, એવો તેમણે નિશ્ચય કર્યો. ઉત્સાહપૂર્વક પરિશ્રમ કર્યા વિના આ વિપત્તિમાંથી તેમનું રક્ષણ થાય એમ નહોતું. રાણાજીએ ધાર્યું કે "જોકે અમારી પાસે સૈનિકો થોડા છે, તોપણ તેમના હૃદયમાં ઉત્સાહ પરિપૂર્ણ છે. તેમના હૃદયને જો મારા તરફથી ઉત્તેજન મળશે તો તેઓ ઉત્તમ કાર્ય કરશે." માત્ર આટલો વિચાર કરીનેજ તેઓ નિશ્ચિંત રહ્યા નહિ, પરંતુ તેમણે પોતાનો અપરાધ ક્ષમા કરવાને સર્વ સરદારોને પ્રાર્થના કરી અને સાલુમ્બ્રાપતિને સંબોધીને કહ્યું "સાલુમ્બ્રા-સરદાર! આપ વાસ્તવમાં સીસોદીઆ કુળના હિતકારી છો. મને મોહનિદ્રામાંથી જાગૃત કરીને આપે ખરેખર આપનું વીરત્વ દર્શાવી આપ્યું છે. આપનો આ ઉપકાર હું કદિ પણ વિસરીશ નહિ. પ્રતાપસિંહ તો સ્વર્ગવાસી થઈ ગયા છે, પરંતુ પ્રતાપસિંહનો પુત્ર અદ્યાપિ જીવિત છે, માટે ચાલો સમરભૂમિમાં શત્રુની સામે ચાલો અને જુઓ કે અમરસિંહ પ્રતાપસિંહનો યોગ્ય પુત્ર છે કે નહિ." રાણાજીનો ઉત્સાહ જોઇને સર્વ સરદારોના હૃદયમાં બમણો ઉત્સાહ આવ્યો. તેઓ સર્વ ગગનવિદારક ભયંકર સિંહનાદ કરી મેવાડના પર્વતોને કંપાયમાન કરવા લાગ્યા અને શત્રુઓની સમીપ જવા લાગ્યા. શત્રુઓ આ વખતે દેવીર નામક સ્થાનમાં પડેલા હતા. રણોન્મત્ત રાજપુતોએ એકદમ તે સ્થાનપર પહોંચીને પ્રબળ વેગથી તેમનાપર આક્રમણ કર્યું. આ વખતે ખાનખાનાનનો ભ્રાતા સેનાપતિ થઇને આવ્યો હતો. દેવીરના પહાડી પ્રદેશમાં રાજપુતો અને મુસલમાનો વચ્ચે દારૂણ યુદ્ધ થવા લાગ્યુ. રાજપુતોને આગળ ધસી આવતા જોઇને મોગલ સેનાપતિએ પણ પોતાની સેનાને આગળ ચલાવી. રાણા અમરસિંહના ઉત્તેજનથી ઉત્તેજીત થઇને રાજપુતગણ સ્વદેશના ગૌરવની રક્ષા કરવાને માટે અદ્ભુત વીરતા પ્રદર્શિત કરી યુદ્ધ કરવા લાગ્યા. દીર્ઘ કાળ પર્યંત ઘોર સંગ્રામ ચાલ્યો. બન્ને પક્ષનાં અગણિત માણસો માર્યા ગયાં. પરંતુ ક્યા પક્ષને વિજય મળશે તે હજી નિશ્ચયપૂર્વક કહી શકાતું નહોતું. મધ્યાન્હકાળ વ્યતીત થઈ ગયો. સૂર્ય ભગવાન ગગનના મધ્ય ભાગને છોડીને ધીમે ધીમે પશ્ચિમ તરફ પ્રયાણ કરવા લાગ્યા, પરંતુ તેમની તીક્ષ્ણતા કિંચિત્ પણ ન્યૂન થઇ નહોતી. તેમનું પ્રચંડ તેજ હજી પણ અગ્નિકણ વર્ષાવી રહ્યું હતું. મોગલોની તોપો ભયંકર ગર્જના કરી રહી હતી અને તેમાંથી નીકળતા ધુમથી આસપાસ અંધકાર ફેલાઈ રહ્યો હતો. જાણે પ્રલયકાળની મેઘમાળાથી ત્રૈલોક્ય અંધકારમય થઈ રહ્યું હોય તેવો ભાસ થતો હતો. થોડી વાર સુધી તો મનુષ્યોને કોઇ પણ પદાર્થ દ્રષ્ટિગોચર થતો નહોતો. રણવીર રાજપુતો

આ ઘનઘોર શસ્ત્રરાશિને ન ગણકારતા સિંહનાદ કરતા મોગલોની તરફ ધસવા લાગ્યા. તેમની પ્રચંડ ગતિ રોકી નહિ શકાયાથી મોગલો પીઠ દેખાડીને રણમાંથી નાસવા લાગ્યા. તેમના અનેક માણસો રાજપુતોના હાથથી માર્યા ગયા. આ પ્રકારે આખો દિવસ યુદ્ધ કરીને રાણા અમરસિંહે યવન સેનાને પરાજિત કરી અને તત્પશ્ચાત્ તેઓ ગૌરવ સહિત પોતાના પાટનગર તરફ ચાલ્યા ગયા.

સંવત્ ૧૬૬૪ (ઇ. સ. ૧૬૦૮) માં સુપ્રસિદ્ધ દેવીર ક્ષેત્રમાં આ મહા સંગ્રામ થયો હતો. જે રણ-વિશારદ રાજપુત વીરગણોના અદ્ભુત પરાક્રમથી મુસલમાનો પરાજિત થયા હતા તે સર્વમાં રાણાજીના કાકા વીરવર કર્ણસિંહ અત્યંત પરાક્રમી હતા. તેમનાજ બાહુબલ અને અપૂર્વ રણકૌશલથી અમરસિંહને વિજય પ્રાપ્ત થયો હતો. વીરવર કર્ણસિંહથીજ વિશાલ કર્ણાવત ગોત્રની ઉત્પત્તિ થઈ છે. જો કે રાજ-પુતોના બાહુબળથી અગણિત મોગલ સૈનિકો પરાજિત થયા હતા, તથાપિ આ પરાજયથી પાદશાહનો ઉત્સાહ કિંચિત પણ ન્યૂન થયો નહિ. ઉલટ પક્ષે તેને રાજપુતોપર પહેલા કરતાં બમણો ક્રોધ ચઢયો. એક વર્ષ પછી અર્થાત્ સંવત્ ૧૬૬૫ ની વસત ઋતુમાં યુદ્ધની ભયંકર તૈયારી કરીને તેણે અબ્દુલ્લા નામક સેનાપતિને એક મહા પ્રચંડ સૈન્ય આપી મેવાડ જીતવા મોકલ્યો. અબ્દુલ્લા પોતાની વિશાલ સેના જોઇને અત્યંત આશાન્વિત થઇ રાણા અમરસિંહની સાથે સંગ્રામ કરવાને ચાલ્યો. રાણાજી પણ તેના આગમનના વર્તમાન સાંભળી પોતાની સેના લઇ આગળ વધ્યા. રણપુર નામક ગિરિમાર્ગપર ઉભય દલો વચ્ચે ઘોર સંગ્રામનો આરંભ થયો. રણવિશારદ તેજસ્વી રાજપુતો સ્વદેશપ્રેમના પવિત્ર મંત્રથી દીક્ષિત થઇને અદ્ભુત પરાક્રમથી મોગલ સેનાનો મોર્ચો તોડવાનો પ્રયાસ કરવા લાગ્યા. તેમનો આ પ્રયાસ ફળીભૂત થયો. મોગલ લોકોનો વિરાટ્ વ્યૂહ છિન્નભિન્ન કરીને તેમનો સંહાર કરતા કરતા રાજપુતો ક્રમશઃ આગળ વધવા લાગ્યા. પ્રાય: સર્વ મોગલો માર્યા ગયા. ઘણા થોડાજ નાસી જઇને પોતાના પ્રાણ બચાવી શક્યા. ફાલ્ગુન શુક્લા સપ્તમીને દિવસે આ ભયંકર સંગ્રામ થયો હતો.† તે દિવસે સીસોદીઆ કુલનો બુઝાઇ જતો શૌર્યાગ્નિ પુનઃ એક વાર પ્રચંડતાથી સળગી ઉઠયો. મેવાડના ગૌરવે પુનઃ એક વાર પ્રકાશમાન જ્યોતિથી ઝળકી ઉઠી પ્રકાશમાન શોભા ધારણ કરી. ગિહલોત કુલની વીરતાના પ્રકાશનો તે એક પ્રસિદ્ધ દિવસ થયો. ગિહ્લોત કુલ કેસરી વીરવર બાપ્પા રાવલની વિજય પતાકા પુનઃ એક વાર રાજ્યની ચારે સીમાપર ફરકાવવામાં આવી. જે રાજપુત વીરોએ સ્વદેશપ્રેમના પવિત્ર મંત્રથી દીક્ષિત થઇને તે દિવસે પુણ્ય તીર્થ રણપુર ક્ષેત્રમાં પોતાના પ્રાણનું બલિદાન આપ્યું હતું તેમની નામાવલિ સ્વદેશભક્તોની સૂચિમાં આદર સહિત સ્થાન પામવાને યોગ્ય છે.§

દેવીર અને રણપુર એ ઉભયને મેવાડનાં અતિ પવિત્ર સ્થાન માનવામાં આવે છે. આ ઉભય સ્થળે સંપૂર્ણ પરાજય પ્રાપ્ત થવાથી પાદશાહને અત્યંત શોક થયો. માત્ર થોડા રાજપુતો તેના અગણિત સૈનિકોને શી રીતે પરાજિત કરી શકતા હતા તે તે સમજી શક્યો નહિ. પરંતુ હજી રાજપુતોની સામે બાથ ભીડવાનો તેનો ઉત્સાહ કમી થયો નહોતો. જ્યારે જ્યારે તેને ઉક્ત પરાજયનું સ્મરણ થતું ત્યારે ત્યારે તેને અત્યંત ક્રોધ ચઢતો અને તેના જીવને જરા પણ ચેન પડતું નહિ. હવે તેણે એક અતિ પ્રચંડ સેના તૈયાર કરવાનો વિચાર કર્યો. આ પ્રચંડ સેના મેવાડમાં મોકલ્યા પૂર્વે, જહાંગીરે એક અદ્-ભૂત ચાલાકી વાપરી રાણાજીને બળહીન કરવાનો વિચાર કર્યો. પાદશાહ જહાંગીર હિંદુઓના પ્રાચીન

† તવારીખ ફરિસ્તામાં બીજો સમય લખવામાં આવ્યો છે. તેમાં એવો ઉલ્લેખ છે કે “સુલ્તાન ખુર્રમ યુદ્ધમાં ગયો તેથી થોડા સમય પૂર્વે આ મહા સંગ્રામ થયો હતો.” પરંતુ કર્નલ ટૉડને આ વાત માન્ય નથી.

§ આ વીરોનાં નામ અત્રે લખવામાં આવે છેઃ–દેવગઢના ઠાકોર દુધો સંગાવત, નારાયણદાસ, સૂરજમલ અને યશકર્ણ, આ સર્વે જણ સીસોદીઆ કુલના મુખ્ય અને પ્રથમ શ્રેણીના સરદારો હતા. શક્તાવત સરદાર ભાનુસિંહનો પુત્ર પૂર્ણમલ, રાઠોડ હરિદાસ, સાદ્રીના ભૂપતિ ઝાલા, કહિરદાસ કુશા-વહ, બેદલાના ચૌહાણ કેશવદાસ, મુકુંદદાસ રાઠોડ, અને જયમલોત (જયમલના વંશજ) એમણે પણ આ સમરમાં પ્રાણાર્પણ કર્યું હતું.

સંસ્કારો સારી પેઠે જાણતો હતો. આગળ આવતા એક ઉલ્લેખ વાંચવાથી પાઠકો આ વાત યથાર્થ રીતે સમજી શકશે. પરંતુ રાજપુતોની આગળ પાદશાહની કાંઈ પણ ચાલાકી ચાલી નહિ. રાણાજીનું બળ ક્ષીણ કરવાને માટે પાદશાહ જહાંગીરે ચિત્તોડ નગરમાં એક બીજા રાજપુતને 'રાણા'ની ઉપાધિ સહિત અભિષેક કર્યો. આ રાજપુતનું નામ સાગરજી હતું. સાગરજીનું કેટલુક વૃત્તાંત પૂર્વે આવી ગયું છે. આ નીચ રાજપુત કુલાંગારે સીસોદીઆ કુલને કલંક લગાડીને અકબર પાદશાહનો પક્ષ ગ્રહણ કર્યો હતો. જહાંગીરે પોતાના હાથે સાગરજીનો અભિષેક કર્યો અને તેને ચિત્તોડનુ રાજ્ય તથા એક ખડ્ગ અર્પણ કર્યું. નવીન રાણા પાદશાહના સૈન્યથી રક્ષિત થઇને ચિત્તોડના ધ્વંસરાશિમાં રાજ્ય કરવાને આગળ વધ્યા. યવન લોકોના કઠોર ગ્રાસમાંથી ચિત્તોડનો જે થોડો ભાગ શેષ રહ્યો હતો, તે પણ કાંઇ સાધારણ નહોતો. સંધ્યા સમયના ગગનની શેષ રશ્મિરેખાસમાન ચિત્તોડના તે નષ્ટ ગૌરવના ક્ષીણ અવશેષનું જે વર્ણન સર ટૉમસરો નામના સુપ્રસિદ્ધ અંગ્રેજ પ્રતિનિધિએ પોતાની યાત્રાના વૃત્તાનમાં કર્યું છે તે વાંચવાથી આપણે આશ્ચર્યચકિત થઇ જઇએ છીએ.*

રાજપુત કુલાંગાર સાગરજીએ પોતાના પૂર્વજોનાં નષ્ટ થયેલાં ગૌરવની ભસ્મપર ક્ષણભંગુર સિંહાસન સ્થાપિત કર્યું. સ્મશાન સમાન ચિત્તોડ એક પ્રકારના અસ્થિર સૌંદર્યથી સુશોભિત થયું. પરંતુ પાદશાહે સાગરજીને જે આશાથી ચિત્તોડનુ સિંહાસન સમર્પણ કર્યું હતું તે આશા સફળ થઇ નહિ. તેનું કારણ એ હતું કે કોઇ પણ મેવાડનિવાસીએ રાણા અમરસિંહનો પક્ષ છોડયો નહિ. કોઇ કૂતૂહલને માટે પણ સાગરજીનુ મુખ જોવાને ગયુ નહિ. અત્યંત કષ્ટ અને માનસિક વેદના સહન કરીને સાગરજીએ સાત વર્ષ પર્યંત ચિત્તોડમાં રાજ્ય કર્યું. તે સ્વય પોતાની દુર્દશાનો વિચાર કરીને ખિન્ન થયા કરતો કે "જે ચિત્તોડપુરીને મારા પૂર્વજોએ પોતાના બાહુબલથી પ્રાપ્ત કરી હતી તેમા આજે શત્રુઓના અનુગ્રહથી મારો અધિકાર સ્થાપિત થયો છે. પરંતુ તેથી મને ફળ શુ મળ્યું ? મારે ડગલે ડગલે મારા જાતિ બધુઓની ઘૃણા અને દ્વેષરૂપી વિષ પ્રાશન કરીને જીવવું પડે છે. સ્વતંત્રતા, સામર્થ્ય અને ઉત્સાહ એમાંનું કાંઈ મારામાં નથી. મોગલ પાદશાહના પ્રતાપથી આ સિંહાસન મને પ્રાપ્ત થયુ છે, અને એક સર્પની પેઠે મારે એની રક્ષા કરવી પડશે. તો પછી આ સિંહાસન પ્રાપ્ત કરવાથી મને શો લાભ થયો ?" આ પ્રકારની અનેક ચિંતાઓથી પીડિત હોવાને લીધે સાગરજી એક ક્ષણભર પણ સુખ ભોગવી શકયો નહિ. તે એક ક્ષણ સુધી પણ ક્યાંય સ્થિર થઇને રહી શકતો નહોતો. ચિત્તોડની જે વસ્તુ તે જોતો તેથી તેના હૃદયમાં અનેક પ્રકારની ચિંતા થતી. આ ચિંતાઓના વિષમય દંશોથી તેને અત્યંત પીડા થતી હતી. તે પોતાની કાયરતા અને રાજસન્માનને માટે પોતાની જાતને શતશઃ ધિક્કાર આપતો. મહાલયમાં શાંતિ નહિ મળવાથી તે કોઇ કોઇ વખત અગાશીમાં જતો, પરંતુ તે હતભાગીને ત્યાં પણ શાંતિ મળતી નહિ. અગાશીમાં જવાથી તો તેની માનસિક પીડા બમણી વધી જતી. તે જ્યારે ઉંચી અગાશીપર જઇને ચિત્તોડના ગૌરવ સ્તંભોને જોતો ત્યારે તેના શોકનો પાર રહેતો નહોતો. તેને શુદ્ધિ

* ચિત્તોડ એક પ્રાચીન મહાનગરી છે, એ નગરી ઉચ્ચ પર્વતશિખર ઉપર આવેલી છે. એની ચારે તરફ કોટ આવેલો છે. કોટનો વ્યાસ દશ માઇલનો છે. આજ પર્યંત આ નગરીમાં સેંકડો ખંડિત મંદિરો અને મનોહર મહાલયો દગ્ગોચર થાય છે. જો કે આ સર્વ જીર્ણાવસ્થામાં અને ખંડિતાવસ્થામાં છે, તોપણ તેના ધ્વંસરાશિમાં તેના પ્રાચીન ગૌરવના ચિન્હો ઉપલબ્ધ થાય છે. પાષાણના અગણિત સ્તંભો આ ખંડિયેરોમાં સ્થિત છે. સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં જણાય છે કે ચિત્તોડમાં પાષાણની ઓછામાં ઓછી એક લાખ ઇમારતો છે. નગરના ઉચ્ચ ભાગ ઉપર ચઢવાને માટે સીડીઓ બંધાવવામાં આવી છે. આ સીડીઓ એક બાજુપર બધાવેલી છે. ચાર દરવાજાઓમાં થઇને આ સીડીઓ ઉપર જવાય છે. આજકાલ ચિત્તોડમાં જંગલનાં પશુપક્ષીઓ વસે છે. ઉન્નતિના સમયમાં ચિત્તોડનું જે સૌંદર્ય અને ગૌરવ હતું, તેનાં ચિન્હો આજે પણ તેનાં ખડિયેરોમાં જણાય છે. ઉદયસિંહ રાણાના હાથમાંથી ચિત્તોડ મોગલોના તાબામાં ગયું હતું. અને ઉદયસિંહે પર્વતશિખરપર નાશી જઈ ત્યાં ઉદયપુરની સ્થાપના કરી હતી. ઘણા દિવસો સુધી ઘેરો રહ્યાથી જ્યારે નગરવાસીઓ અધમુઆ થઇ ગયા ત્યારેજ મોગલ સમ્રાટ્ તેને લઇ શક્યો હતો. નહિ તો ચિત્તોડ કદિ પણ તેના અધિકારમાં જાત નહિ.

રહેતી નહોતી. તેને સમસ્ત જગત્માં શૂન્યતા અને અંધકાર જણાતો હતો. તે મનમાં બોલતો કે "મારા પૂર્વજોએ મુસલમાનો પર વિજય પ્રાપ્ત કરીને આ ગૌરવ સ્તંભો બંધાવ્યા હતા. તેમણે અનેક વાર આ સ્તંભોનુ રક્ષણ કરવા માટે પોતાના હૃદયનું રૂધિર અર્પણ કર્યું છે પરંતુ આજે હું મારા પૂર્વજોના યશને કલંકિત કરવાનો ઉદ્યોગ કરી રહ્યો છું. શું આ થોડા અફસોસની વાત છે?" આ પ્રકારના અનુભવથી સાગરજીનું હૃદય દિનરાત બળતું હતું. તે જે તરફ જોતો હતો તે તરફ તેને પોતાના મહાન પૂર્વજોની ભ્રકૂટી દ્રષ્ટિગોચર થતી હતી. તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં તે અનેક મસ્તકોને પદ દલિત કરીને જતો ન હોય! તેમ તેને લાગતું. આ પ્રકારનાં અનેક માનસિક કષ્ટોથી તે ઉન્મત્ત જેવો બની ગયો. ભટ્ટ લોકોએ પોતાના ગ્રંથોમાં એવો ઉલ્લેખ કર્યો છે કે એક વખત જ્યારે સાગરજીનુ ચિત્ત આ રીતે ગભરાઈ રહ્યું હતું ત્યારે ગંભીર રાત્રિના સમયમાં પ્રચંડમૂર્તિ ભૈરવનાથ તેની સમક્ષ પ્રકટ થયા અને તેમણે કઠોર વાણીથી કહ્યું "હે દુરાચારી રાજપુત કુલકલંક! આ પાપ રાજ્યને તું છોડી દે, નહિ તો કોઇ પણ પ્રકારે તારૂં મંગળ થનાર નથી." ગમે તે કારણ હો, પરંતુ સાગરજી ઘણા દિવસ સુધી ચિત્તોડમાં રહી શક્યા નહિ. તેમણે પોતાના ભત્રિજા અમરસિંહને બોલાવીને તેમને સમસ્ત રાજ્યભાર સોંપી દીધો અને તેઓ સ્વયં સર્વ સંગ પરિત્યાગ કરીને કંધાર‡ ગિરિશૃંગપર જઈ વિશ્રાંતિ લેવા લાગ્યા. પરંતુ ત્યાં પણ તેમને શાંતિ મળી નહિ. થોડો સમય વ્યતીત થયા પશ્ચાત્ તેઓ પાદશાહની આજ્ઞાથી દિલ્લીની રાજસભામાં ગયા. અહીંઆ જહાંગીરે તેમનો અત્યંત તિરસ્કાર કર્યો. આ કઠોર તિરસ્કાર તેમના હૃદયમાં બાણની પેઠે લાગ્યો. ભયંકર માનસિક પીડાથી તેમનુ ધૈર્ય ખૂટી ગયું અને તેથી તેમણે ભરસભામાં સર્વના દેખતાં પોતાના હૃદયમાં કટાર મારી પાદશાહની સમક્ષ આપઘાત કર્યો. સ્વદેશદ્રોહીને પોતાના પાપનું યોગ્ય પ્રાયશ્ચિત્ત મળ્યું.* ધરણી માતાના હૃદયપરથી એક ભારે બોજો ઓછો થયો.

અમરસિંહને પોતાનું પ્રિય નગર ચિત્તોડ પ્રાપ્ત થયું. પરંતુ તેમની પાસે એટલુ મોટું સૈન્ય કિંવા એટલું બધું દ્રવ્ય નહોતું કે જેથી ચિત્તોડની રક્ષા થઈ શકે. તેથી હવે તેનું રક્ષણ શી રીતે કરવું તેની ચિંતામાં તેઓ પડયા. રાણાજીને ચિત્તોડની પ્રાપ્તિ થવાથી જે આનંદ થયો હતો તે દીર્ઘ કાળ પર્યંત પહોંચ્યો નહિ. ચિત્તોડની સ્વાધીનતા પુનઃ લુપ્ત થઈ અને રાણાજીનો આનંદ પણ નાશ પામ્યો. જો તેઓ ચિતોડપર અધિક વિશ્વાસ ન રાખત, જો તેઓ પ્રતાપસિંહની પ્રણાલિનું અવલંબન કરી સંકટ સમયે ચિત્તોડનો ત્યાગ કરી પર્વતોનાં દુર્ગમ સ્થાનોમાં ચાલ્યા જાત અને ત્યાં રહીને શત્રુઓને સતાવત, તો તેમનું સ્વાધીનતારૂપી રત્ન ગુમ થાત નહિ, અને કદાચિત્ તે જાત તોપણ રાણા અમરસિંહ પોતાના પૂજ્ય પિતાના જેવા ગૌરવ સહિત પોતાનું જીવન વ્યતીત કરી શકત. પરંતુ તેમણે તેમ કર્યું નહિ. દૂરદર્શી અમરાત્મા પ્રતાપસિંહનું ભાવી દર્શન શીઘ્ર ચરિતાર્થ થયું! ગિહ્લોત કુળની પવિત્ર સ્વાધીનતા સદાને માટે નષ્ટ થઈ! ચિત્તોડની પ્રાપ્તિ કરીને મહારાણા અમરસિંહે ઓછામાં ઓછા એંશી કિલ્લાઓ અને નગરો પોતાના અધિકારમાં લીધાં હતાં. આમાંના અન્તલા (અન્ટીલા) દુર્ગને તેમણે શી રીતે લીધો હતો તેનું વૃત્તાંત આવશ્યક જાણી નીચે લખવામાં આવે છે. આ કિલ્લો લેતી વખત મેવાડનાં બે શ્રેષ્ઠ સામંત કુલ વચ્ચે જેવો ઘોર વિવાદ થયો હતો તેવો કદિ પણ થયો નથી.

જહાંગીરના ત્રીજી વારના આક્રમણના વર્તમાન સાંભળી રાણા અમરસિંહ યથાસંભવ સેના એકઠી કરવા લાગ્યા. પરંતુ મોગલોને આવવાની હજી વાર છે એવો વિચાર કરી તેમણે તે અરસામાં કેટલાંક નગરો અને ગ્રામો તેમના કબજામાંથી ખુંચવી લેવાનો નિશ્ચય કર્યો. યુદ્ધની સર્વ તૈયારી થઇ ચૂકી હતી એવામાં સેનાના અગ્ર ભાગની રક્ષા કોણે કરવી એ વિષે ચંદાવતો અને શક્તાવતો વચ્ચે ઘોર વિવાદ થયો. ચંદાવત સરદાર મોટા હોવાથી અત્યાર પર્યંત તેમનેજ આ સન્માન મળતું હતું. પરંતુ આ વખતે

‡ કંધાર નામનો ખંડશૈલ (ટેકરી) પાર્વતી અને ચંબલના સંગમસ્થાન આગળ છે. એ રણ્થંભોરના કિલ્લાની નિકટ છે.

* આજ સાગરજીના કુળાંગાર પુત્રે હિંદુ ધર્મ છોડી યવન ધર્મ ગ્રહણ કર્યો હતો. આ પુત્રનું નામ મહોબ્બતખાં હતુ. જહાંગીરના સમયમાં મહોબતખાંજ અતિ સાહસિક સેનાપતિ ગણાતો હતો.

શક્તાવતો પોતાના પરાક્રમની શ્રેષ્ઠતાનું કારણ દર્શાવી 'હિરોલ'×ની રક્ષા કરવાનો અધિકાર પ્રાપ્ત કરવાને તૈયાર થયા. રાણાજી મહા ગુંચવણમાં પડયા. આ સન્માન કોને આપવું અને કોને ન આપવું તે વિષે કાંઇ પણ નિર્ણયપર તેઓ આવી શક્યા નહિ. તેમને લાગ્યું કે જો એક દલને એ સન્માન આપવામાં આવશે તો બીજો પક્ષ નારાજ થઇને ચાલ્યો જશે.

આ ઉભય દલ સાથે મળીને જ્યાં સુધી સહાય ન કરે ત્યાં સુધી કાર્ય પાર પડવાનો સંભવ નહોતો. રાણાજીએ અનેક તર્કવિતર્કો કર્યા, પરંતુ તેમને કાંઇ પણ ઉપાય જડયો નહિ. જ્યારે મહારાણા મૌન રહ્યા ત્યારે અંતે ઉભય પક્ષો ખડ્ગની સહાયથી આ કૂટ પ્રશ્નનો નિર્ણય કરવાનો વિચાર કરવા લાગ્યા. હવે રાણાજી ઉચ્ચ અને ગંભીર સ્વરથી બોલ્યા " અંતલા દુર્ગમાં જે દલ પ્રથમ પહોંચશે તેને હિરોલની રક્ષાનો અધિકાર આપવામાં આવશે. " રાણાજીના મુખમાંથી આ વાક્ય નીકળ્યું કે તરતજ ચંદાવતો અને શક્તાવતો સર્વ પ્રકારનો વાદવિવાદ છોડી અંતલા દુર્ગ તરફ ચાલવા લાગ્યા.

રાજધાનીથી નવ કોશપર પૂર્વ દિશામાં અંતલા દુર્ગ આવેલો છે. આ દુર્ગ ઉચ્ચ ભૂમિપર બંધાવવામાં આવેલો છે. તેની ચારે તરફ પાષાણની દિવાલ છે. તેના ઉપલા ભાગપર વચ્ચે વચ્ચે એક એક ગોલાકાર રક્ષકશાળા આવેલી છે. એક નદી કોટના પાયાની સાથે અથડાતી અથડાતી ચાલી જાય છે. આ દુર્ગના મધ્ય ભાગમાં દુર્ગરક્ષકનો મહાલય છે. આ મહાલયની ચારે તરફ ખાઇ ખોદેલી છે.‡ કોટની અંદર પ્રવેશ કરવાને માટે કેવળ એકજ દ્વાર છે. ઉષાનાં રક્ત કિરણો પૂર્વ દિશાના ગગનને રંગી નાંખે તે પૂર્વે ઉપર્યુક્ત ઉભય પક્ષો અંતલા કિલ્લા તરફ ચાલ્યા. આજ પર્યંત જે લોકો પરાક્રમ પ્રકાશિત કરવામાં એક બીજાના પ્રતિદ્વંદ્વી હતા તેઓ આજે યશની લાલસાથી ઉત્સાહિત થઇને પોતાના શૌર્યનો પૂરેપૂરો પરિચય કરાવવાને માટે ભીષણ કાર્ય કરવા ચાલ્યા. ઉક્ત દુર્ગપર યવનોનો અધિકાર હતો. આજે જે વીર દુર્ગરક્ષક યવનનો સંહાર કરીને અંતલાનો ઉદ્ધાર કરશે તેજ ગૌરવમુકુટ ધારણ કરશે અને તેનેજ મેવાડના સૈન્યના અગ્રભાગનું રક્ષણ કરવાનો અધિકાર પ્રાપ્ત થશે. પ્રચંડ ઉમંગથી અને વિજય પ્રાપ્ત કરવાની લાલસાથી ઉત્સાહિત થઇને આજે મેવાડનાં બે સામંત કુળો મેવાડનાથની કઠોર પ્રતિજ્ઞાનું પાલન કરવાને ચાલ્યાં જાય છે. ભટ્ટ કવિગણ વીણા સાથે સુંદર સ્વરે મંગળ કાવ્યો ગાવા લાગ્યા. રાજપુત સુંદરીઓ પણ તેમના સ્વરમાં પોતાના કોકિલ કંઠનો આલાપ મેળવીને રાજપુત વીરોને બમણો ઉત્સાહ આપવા લાગી.

સૂર્યદેવ ઉદિત થઈ ચૂક્યા છે. તેનાં કિરણો વૃક્ષોની ટીશીઓપર તથા પર્વતનાં શૃંગોપર ક્રીડા કરી રહ્યાં છે. આ સમયે શક્તાવતગણ અન્તલાના દ્વારની નિકટ પહોંચ્યા અને શત્રુઓને અસાવધાન જોઇને તેમનાપર આક્રમણ કર્યું. પરંતુ યવનો રાજપુતોને જોઈ તથા તેમનો ઉદ્દેશ સમજી જઈ અલ્પ કાળમાં શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઈ ગયા અને કિલ્લાપર ચઢી ગયા. આ વખતે ઉભય દલો વચ્ચે ઘોર સંગ્રામ થવા લાગ્યો. આ તરફ ચંદાવતો માર્ગ ભૂલીને એક વિશાળ જલમય પ્રદેશમાં જઈ પડયા. આ દુર્ગમ ભૂમિમાંથી બહાર નીકળવાનો માર્ગ નહિ જડવાથી તેઓ ઇતસ્તત: ભ્રમણ કરતા હતા, એવામાં એક ભરવાડ તેમને મળ્યો. આ ભરવાડે તેમને માર્ગ બતાવ્યો એટલે તેઓ શીઘ્ર અંતલા દુર્ગની નિકટ આવી પહોંચ્યા. ચંદાવતો પોતાની બુદ્ધિ ચલાવી પોતાની સાથે કેટલીક સીડીઓ લઈ આવ્યા હતા. આ સીડીને કોટની સાથે લગાડી તેઓ તેપર ચઢવા લાગ્યા. મુસલમાનોએ એક ગોળો છોડયો. આ ગોળો ચંદાવત સરદારને લાગ્યો અને તે સીડીપરથી નીચે તૂટી પડયો. વિધાતાએ તેના ભાગ્યમાં હિરોલનું રક્ષણ કરવાનો અધિકાર લખ્યો નહોતો. ધીમે ધીમે ઉભય દલોની પ્રચંડ ગતિ રોકાઇ ગઈ. ચંદાવતો અને શક્તાવતો ક્ષણભર સ્થિર રહી, પછી તરતજ ભયંકર બળ પૂર્વક શત્રુઓનો પરાજય કરવાનો પ્રયાસ કરવા લાગ્યા શક્તાવત સરદાર એક પ્રચંડ હાથીપર આરૂઢ થયો હતો. બીજો કાંઇ ઉપાય નહિ જડવાથી તેણે દુર્ગનાં બંધ દ્વારપર હાથીને છોડયો. ભયંકર નાદ કરી તે

× સેનાના અગ્ર ભાગને હિરોલ કહેવામાં આવે છે.

‡ કર્નલ ટૉડ જણાવે છે કે હાલમાં આ દુર્ગનો વિધ્વંસ થઇ ગયો છે. માત્ર કેટલીક દિવાલો અને એકાદ બે મહાલય હજી સુધી વિદ્યમાન છે.

પ્રચંડ ગજરાજ અત્યંત બળપૂર્વક દ્વાર તરફ દોડયો. પરંતુ દ્વારમાં લોઢાના અત્યંત તીક્ષ્ણ ખીલા જડેલા હતા, તેથી હાથીનું કાંઈ જોર ચાલ્યું નહિ. તે કોઈપણ પ્રકારે તે દ્વાર તોડી શક્યો નહિ. તે દ્વાર તોડતાં અનેક શક્તાવત વીરો મરણ પામ્યા, પરંતુ દ્વાર તૂટી શક્યું નહિ. તે છતાં પણ શક્તાવત સરદાર હતાશ થયો નહિ. તેમનો ઉત્સાહ જેવો ને તેવો કાયમજ રહ્યો. અકસ્માત્ ચંદાવતોના તરફથી ગગનમંડલને ભેદી નાંખતો પ્રચંડ જયજયકાર ધ્વનિ સંભળાવા લાગ્યો. શક્તાવત સરદારનું હૃદય કંપાયમાન થઇ ગયું. બીજો કાંઇ ઉપાય નહિ જણાયાથી તે પોતાના હાથીપરથી નીચે ઉતર્યો અને દ્વારની સાથે લાગેલા તીક્ષ્ણ ધારવાળા ખીલાઓ પર ચઢી ગયો. પછી તેણે ઉન્મત્ત બની મહાવતને પોકારીને કહ્યું, "હાથીને મારા ઉપર દોડાવ, નહિ તો હમણાં તારૂં શિર કાપી નાંખીશ." મહાવતે સ્વામીની આજ્ઞાનું પાલન કર્યું. તે પ્રચંડ ગજરાજે અંકુશની ભયંકર પીડાથી અત્યંત દુઃખિત થઈ ઘોર શબ્દ કરી ભીષણ બળથી દુર્ગદ્વારપર ટક્કર મારી. આ પ્રચંડ પ્રહાર સહન ન થઈ શકવાથી બન્ને બારણાં તુટી ગયાં અને શક્તાવત સરદાર પણ ગતપ્રાણ થઇ નીચે તૂટી પડયો. આ ઘટનાપર સૈનિકોએ લેશ પણ લક્ષ આપ્યું નહિ. સરદાર માર્યો ગયો, તેનું શબ પૃથ્વીપર પડયું, પરંતુ રાજપુત વીરોએ તે તરફ દૃષ્ટિપાત સુદ્ધાં કર્યો નહિ. તેઓ તે મૃત શરીરપર પગ મૂકીને પ્રચંડ વેગથી ખુલેલા દ્વારની અંદર ચાલ્યા ગયા. શક્તાવત સરદારે આત્મોત્સર્ગનું આવું અપૂર્વ ઉદાહરણ દર્શાવ્યું તે છતાં પણ શક્તાવતોને તે દિવસે હિરોલનું રક્ષણ કરવાનું સન્માન મળ્યું નહિ. શક્તાવતો દુર્ગમાં પહોંચ્યા ત્યારે તેમણે ચંદાવત સરદારનો મૃત દેહ કિલ્લા ઉપર પડેલો જોયો. શક્તાવત સરદારે આત્મોત્સર્ગ કર્યો તે પૂર્વે તેમણે ચંદાવતોનો જે જયધ્વનિ સાંભળ્યો હતો તે ચંદાવતોએ કિલ્લામાં પ્રવેશીને કર્યો હતો. શત્રુના મારેલા ગોળાથી જ્યારે ચંદાવત સરદાર સીડીપરથી નીચે તૂટી પડયા તે વખતે તરતજ એક ચંદાવત ઠાકોર પોતાના પક્ષના સેનાપતિ બન્યા. આ ઠાકોર પ્રથમના સેનાપતિની નીચેની પદી ભોગવતા હતા. એમનું નામ વાંદા ઠાકોર હતું. જે વીરો અતિ ઘોર વિપત્તિથી જરા પણ ગભરાતા નથી, જરૂર પડતાં જે લોકો વ્યાઘ્રની સાથે પણ કુસ્તી કરવાને તૈયાર થાય છે, જેને માયામોહ લેશ પણ અસર કરી શકતો નથી, એવા પ્રકારના વીરોમાં વાંદા ઠાકોરની ગણત્રી હતી. વીરતા, તેજસ્વિતા અને નિડરતા તો તેમના હૃદયમાં મૂર્તિમંતજ હતી. જે વખતે ચંદાવત સરદારનો મૃત દેહ સીડીપરથી નીચે પડયો તે વખતે તરતજ વાંદા ઠાકોરે તેને પોતાના દુપટ્ટાવતી પોતાની કમ્મર સાથે બાંધી દીધો અને પછી કોટ પર ચઢવા લાગ્યા. તે વીર પોતાના હાથમાં લીધેલા ભયંકર ભાલાવતી યવનોનો સંહાર કરતા ધીમે ધીમે આગળ વધ્યા અને તેમણે સરદારના મૃત શરીરને કિલ્લા પર મૂકી દીધું.

તત્ક્ષણ તે વિજયોન્મત્ત બનેલા ચંદાવત ઠાકોર પ્રચંડ શબ્દથી પોકારી ઉઠયા "હિરોલ! હિરોલ! ચંદાવત વીરોને હિરોલનું સન્માન મળ્યું છે!" આ શબ્દ અંતલા દુર્ગના પ્રત્યેક શિખરપર ગુંજારવ કરતો કરતો આગળ વધી આકાશને ભેદી નાંખવા લાગ્યો. તેનાથી જાણે સમગ્ર વિશ્વ કંપાયમાન થઈ ઉઠયું. વાંદા ઠાકોરે પોતાના પ્રચંડ બાહુબળથી મોગલોને પરાજિત કર્યા. જે બે ચાર માણસો પ્રાણ લઇને નાશી ગયા તેજ માત્ર બચવા પામ્યા. મેવાડની જયપતાકા શીઘ્ર અંતલા દુર્ગના શિખર પર ફરકવા લાગી.† શક્તાવત વીરો શિર ઝુકાવી પાછા ફર્યા. "હિરોલ" ની રક્ષાનો ભાર ચંદાવત

† સંગાવત સરદારોનો ભટ્ટ કવિ અમરચંદ, કર્નલ ટૉડનો મિત્ર હતો. ટૉડે પોતાના મિત્રના મુખેથી આ યુદ્ધના સંબંધમાં એવી વાત સાંભળી હતી કે જ્યારે રાજપુતોએ અંતલા દુર્ગપર અધિકાર સ્થાપિત કર્યો તે વખતે મોગલોના સેનાપતિ શેત્રંજ ખેલવામાં મશગુલ થઇ ગયા હતા. પહેરેદારોએ તેમને આ વિપત્તિના સમાચાર કહ્યા તે વખતે તે ઉક્ત રમતમાં એટલા તો લીન થઇ ગયા હતા કે તેમણે તે સમાચાર પર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. હવે રાજપુતોનો વિજયઘોષ આકાશપટલને ભેદી નાંખવા લાગ્યો. પરંતુ તે છતાં પણ મોગલ સેનાપતિ સાવધાન થયા નહિ. વારંવાર ચેતવણી મળ્યા છતાં તેમણે લક્ષ્ય આપ્યું નહિ. હવે રાજપુતો ત્યાં આવી પહોંચ્યા અને શસ્ત્ર ઉગામી શત્રુપર પ્રહાર કરવાને તત્પર થયા. એ વખતે મોગલ સેનાપતિએ રાજપુતોને સવિનય પ્રાર્થના કરી કે "બાજી ખતમ હોને તક આપ લોગ મિહરબાની કરેં" રાજપુતોએ પ્રથમ તો તેમની આ પ્રાર્થના સ્વીકારી, પરંતુ દીર્ઘ કાળ સુધી જ્યારે તેમની બાજી ખતમ થઇ નહિ ત્યારે તેમનો સંહાર કર્યો.

ઠાકોરના ઉપર રહ્યો. આ પ્રચંડ ગૃહકલહમાં આ ભયંકર જાતિ દ્વેષમાં ઉભય પક્ષના અનેક સૈનિકો અને સરદારો માર્યા ગયા. અહીંઆં આવશ્યકતા જણાવાથી શક્તાવત ઠાકોરોની ઉત્પત્તિનું વર્ણન લખવામાં આવે છે.

રાણા ઉદયસિંહને ચોવીસ પુત્રો થયા હતા. તેમાં શક્તસિંહ બીજા પુત્ર હતા. બાલ્યાવસ્થાથીજ તેઓ તેજસ્વી અને નિડર હતા. તેમણે આ સુકુમારાવસ્થામાંજ યૌવનની તેજસ્વિતા અને નિડરતાનો પૂર્ણ પરિચય કરાવ્યો હતો. એમ કહેવાય છે કે શક્તસિંહની જન્મપત્રી બનાવતી વખત જ્યોતિષીએ કહ્યું હતું કે તે મેવાડને કલંક રૂપ નિવડશે. જ્યોતિષીનું આ ભવિષ્ય કથન ખરૂં પડયું. આ વખતથી જ રાણા ઉદયસિંહનો પ્રેમ શક્તસિંહ ઉપરથી ઉઠી ગયો હતો. તે છતાં પણ આખરે તે પોતાનોજ પુત્ર હતો. પુત્ર પરનો મોહ કોણ છોડી શકયું છે? આથી તેમણે તેને કાંઇ ઇજા કરી નહિ. કાલની ગતિ વિચિત્ર છે. કાલની ગતિથી નિડર શક્તસિંહ પિતાની આંખમાં ખટકવા લાગ્યા. આ કારણથી રાણા ઉદયસિંહ પુત્ર પરની માયા મમતા વિસરી જઇને એક વખત તેનો શિરચ્છેદ કરાવવાને તૈયાર થઈ ગયા હતા.

શક્તસિંહ બાલ્યાવસ્થામાં પણ અત્યંત નિડર હતા. આ વાત નિમ્ન લિખિત હકિકતપરથી સ્પષ્ટ રીતે સમજાશે. બાલ્યાવસ્થામાં તેઓ એક દિવસ પોતાના પિતાની પાસે બેસીને ખેલતા હતા એટલામા એક લુહાર એક નવી બનાવેલી કટાર લઇને ત્યા આવ્યો. રૂનાં બારિક પડ બનાવીને તે પર શસ્ત્રોની ધારની પરીક્ષા કરવાનો રિવાજ છે. આ રિવાજ પ્રમાણે તે કટારની ધારની પરીક્ષા કરવાની તૈયારી ચાલતી હતી. એટલામાં બાળક શક્તસિંહે લુહારના હાથમાથી કટાર ઝુટવી લઈ કહ્યું "પિતાજી! શુ આ કટાર અસ્થિ અને માંસ કાપવાને માટે બનાવવામાં આવી નથી?" આ પ્રમાણે બોલી કુમારે પોતાના કોમળ હાથમાં જોરથી ઉક્ત કટારનો પ્રહાર કર્યો. હાથમાંથી તીવ્ર વેગથી લોહીનીકળવા લાગ્યુ. મહારાણાનુ આસન પણ શક્તસિંહના રૂધિરથી ભીંજાઇને આરક્ત બની ગયું. પરતુ કુમારના સુકુમાર મુખમંડલ પર શોક કિંવા દુઃખની કિંચિત્ પણ છાયા જણાઈ નહિ. સર્વ માણસો કુમારની આવી સાહસિકતા અને તેજસ્વિતા જોઇને અત્યંત વિસ્મિત થયા. શક્તસિંહની નિડરતા જોઇને સર્વ લોકો અનેક પ્રકારના તર્કવિતર્કો કરવા લાગ્યા. પરતુ રાણા ઉદયસિંહના મનમાં જે ભાવ ઉત્પન્ન થયો તે તો સ્વયં તેઓજ જાણતા હશે. કાયરતાથી હો વા જ્યોતિષીની ભવિષ્ય વાણીથી હો, પરંતુ તેમણે તત્કાળજ કુમાર શક્તસિંહનો શિરચ્છેદ કરવાની આજ્ઞા કરી. આ કઠોર આજ્ઞાનું પાલન કરવાની તૈયારી થવા લાગી. કુમારને ભયંકર વધસ્થળે લઇ જવામાં આવ્યા, પરંતુ એટલામાં સાલુમ્બ્રા સરદારે રાણાની સમક્ષ આવી સવિનય નિવેદન કર્યું "મહારાજ! કૃપા કરીને આ દીન માણસની એક વાત સાંભળો. મારાપર પ્રસન્ન થઇને આપે અનેકવાર મને વરદાન આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી છે. પરંતુ યોગ્ય પ્રસગ પ્રાપ્ત નહિ થયાથી મેં આપને કાંઈ પ્રાર્થના કરી નહોતી. આ વખતે યોગ્ય પ્રસંગ મળ્યો છે. માટે કૃપા કરીને આ દીન માણસની એક કામના પૂર્ણ કરો." રાણાજીએ અકપટભાવે ઉત્તર આપ્યો "સાલુમ્બ્રા નાથ! આપની શી અભિલાષા છે? જે હોય તે સ્પષ્ટ રીતે કહો. હું અબઘડી તમારી અભિલાષા પૂર્ણ કરીશ." સામંતશિરોમણિ સાલુમ્બ્રાપતિના હૃદયમાં આશાનો સંચાર થયો. તેમણે પુનઃ સાહસ અને નમ્રતાપૂર્વક કહ્યું "મહારાજ, ધન, ગૌરવ વા ઉચ્ચ પદ્વીની મને અભિલાષા નથી. કેવલ આ એકજ પ્રાર્થના છે કે દયા કરીને રાજકુમાર શક્તસિંહનો પ્રાણદંડ રદ કરો. મારે પુત્ર પુત્રી કાંઇ નથી. મારી વિપુલ ધનસંપત્તિનો અને ઉચ્ચ કુલગૌરવનો કોઈ પણ ઉત્તરાધિકારી નથી. માટે મેં હમણાં રાજકુમાર શક્તને ધર્મપુત્રવત્ ગ્રહણ કરીને ચંદાવત ગોત્રને સંપૂર્ણ વિનાશના પંજામાંથી બચાવવાની ઇચ્છા કરી છે. જો આપ કૃપા કરીને આ રંક માણસની આ પ્રાર્થનાનો સ્વીકાર કરશો તો મારા કુળની રક્ષા થશે." ઉદયસિંહે સાલુમ્બ્રાપતિને વચન આપેલું હોવાથી શક્તસિંહને પ્રાણદંડમાંથી મુક્ત કર્યો. સાલુમ્બ્રાપતિએ તેને ધર્મપુત્રવત્ ગ્રહણ કરીને પૂર્ણ જતન તથા આદર સહિત તેનું લાલનપાલન કર્યું. પરંતુ આ સરદારને વૃદ્ધાવસ્થામાં એક પુત્ર તથા એક કન્યાની પ્રાપ્તિ થઇ. હવે સાલુમ્બ્રાપતિ એક પ્રકારના સંકટમાં આવી પડયા. દત્તક પુત્ર શક્તસિંહને શી સંપત્તિ આપવી તેનો તેઓ નિર્ણય કરી શકયા નહિ. પરન્તુ એ અરસામાં પ્રતાપસિંહના તરફથી એક દૂત આવ્યો અને

તેણે સાલુમ્બ્રાપતિને નિવેદન કર્યું કે "પ્રતાપસિંહે પોતાના ભ્રાતા શક્તસિંહને સંભાર્યા છે." પોતાના પાલક પિતા ચંદાવત સરદારની અનુમતિ લઇને શક્તસિંહ પોતાના જ્યેષ્ઠ ભ્રાતાની સાથે રહી પરમ સુખથી કાળ નિર્ગમન કરવા લાગ્યા. પરંતુ દુર્ભાગ્યવશાત્ આ સહોદરતા ઝાઝા દિવસ પર્યંત ટકી નહિ. એક વખત મૃગયા ખેલતાં ઉભય બંધુઓ વચ્ચે નિશાનના સંબંધમાં ઘોર કલહ થયો. ઉભય કહેવા લાગ્યા કે 'મારાજ બાણે નિશાન ભેદ્યું છે.' ઘણીવાર સુધી આ તકરાર ચાલી, પરંતુ કાંઇ નિર્ણય થઇ શક્યો નહિ. ત્યારે પ્રતાપે પોતાની ભ્રકુટિ ચઢાવી પોતાના લઘુ ભ્રાતા તરફ જોયું અને હાથમાંનો ભાલો ઉઠાવી ગંભીર વાણીથી કહ્યું "આવ, હવે કોના બાણથી નિશાન ભેદાયું છે તેનો નિર્ણય બરાબર રીતે થઈ શકશે." શક્તસિંહને લેશ પણ ભય ઉત્પન્ન થયો નહિ. તેને જરા પણ કંપ થયો નહિ. તેણે નિડરતાપૂર્વક ઉત્તર આપ્યો "ઠીક, જોઈ લઇશ. આવી જાઓ." તત્કાળ ઉભય બંધુઓ ભાલા ઉછાળવા લાગ્યા. વીરોની પ્રથા અનુસાર શક્તસિંહે પોતાના જ્યેષ્ઠ ભ્રાતાના ચરણોને વંદન કરીને તેમની ધૂળ પોતાના મસ્તકપર ચઢાવી અને પ્રતાપે તેને આશીર્વાદ આપ્યો. પછી તેમણે પોતપોતાના ભાલા ઉઠાવી એક બીજા પર આક્રમણ કર્યું. ત્યાં આગળ ઉભેલા ઇતર સર્વ માણસો સીસોદીઆ કુળનો નાશ થતો જોઇને જાણે વજ્રઘાત થયો હોય તદ્દત્ સ્તબ્ધ થઇ ગયા. તેમાંનો કોઇ પણ માણસ તેમને રોકવાનું અથવા તેમની વચ્ચે પડવાનું સાહસ કરી શક્યો નહિ. ગિહલોત કુલના પરમ પવિત્ર પુરોહિતે દૂરથી આ ઘટના જોઇ. તેઓ તત્કાળ તેમની પાસે ત્વરાથી દોડીને આવી પહોંચ્યા અને બોલ્યા "મહારાજ' આ, શું કરો છો? આ શુ કરો છો? આવું કાર્ય કરશો માં." આ પ્રમાણે કહીને તેઓ ઉભય બંધુઓની વચ્ચે ઉભા રહ્યા. તેમણે ઉભય બંધુઓને અનેક પ્રકારે સમજાવ્યા પરંતુ તેમનો સર્વ પ્રયત્ન વ્યર્થ ગયો. બીજો ઉપાય નહિ હોવાથી પુરોહિતે પોતાના ઉદરમાં કટાર ઘોંચી દીધી અને વિગ્રહ કરનાર ઉભય ભ્રાતાઓની વચ્ચે શબ થઇને પડયા. તેમની સમક્ષજ બ્રહ્મહત્યા થઇ. પુરોહિતના પવિત્ર રૂધિરથી ઉભય રાજકુમારોના નિર્મળ ચરિત્રમાં કલંક લાગ્યું. તેમના કપાળે બ્રહ્મહત્યાનું મહા પાતક ચોટયું, ત્યારે તે ભ્રમિત પુરૂષોની આંખો ખુલી. અમારી અજ્ઞાનતાથી આ બિચારો બ્રાહ્મણ માર્યો ગયો એમ ધારી બન્ને જણ શસ્ત્ર ફેંકી દઇ સ્તબ્ધ થઈ ઉભા. પ્રતાપસિંહે શક્તસિંહને મેવાડનો ત્યાગ કરવાની આજ્ઞા કરી. તેજસ્વી શક્તસિંહે જ્યેષ્ઠ ભ્રાતાની આજ્ઞા શિરસાવંદ્ય કરી, તેમના ચરણમાં શિર ઝુકાવી તત્કાળ મેવાડનું રાજ્ય છોડી પ્રયાણ કર્યું, તેણે દિલ્લી જઇને પોતાના જ્યેષ્ઠ ભ્રાતાપર બદલો લેવાને માટે અકબરનો પક્ષ ગ્રહણ કર્યો. પ્રતાપસિંહે વિધિ અનુસાર ઉક્ત બ્રાહ્મણની અંત્યેષ્ટિ ક્રિયા કરી અને તેના પુત્રને 'યાવચ્ચંદ્ર દિવાકરૌ' એક જાગીર પ્રદાન કરી. ઉક્ત પુરોહિતના વંશજો અદ્યાપિ તે જાગીર ભોગવે છે. એ શ્રેષ્ઠ બ્રાહ્મણે પોતાના રાજાના પરમ હિતને માટે જે સ્થળે આત્મોત્સર્ગ કર્યો હતો તે સ્થળે એક સ્મારક સ્તંભ બંધાવવામાં આવ્યો. ઉક્ત બ્રહ્મરૂધિરથી આરક્ત થયેલા સ્થળે અદ્યાપિ તે સ્તંભ ઉભો રહીને તે બ્રાહ્મણશ્રેષ્ઠના અદ્દભુત આત્મભોગનો પ્રત્યક્ષ પરિચય આપે છે. તે દિવસે ઉભય બંધુઓ એક બીજાથી પૃથક્ થયા. દીર્ઘકાળ પર્યંત ઉભય વચ્ચે શત્રુતા રહી. પછી જે દિવસે શક્તસિંહે પોતાના જ્યેષ્ઠ ભ્રાતાના પ્રાણ બચાવ્યા તે દિવસથી ઉભય બંધુઓ ભ્રાતૃત્વના સાચા બંધનથી બંધાયા અને તત્પશ્ચાત્ તે બંધન કદિ પણ તૂટયું નહિ.

શક્તસિંહને ૧૭ પુત્રો હતા. પરંતુ તેઓના હૃદયમાં એકતા અથવા બંધુતાનું નામ પણ નહોતું. જે દિવસે વીરવર શક્તસિંહ ઇહ લોકમાંથી વિદાય થયા તે દિવસે તેમના પુત્રોનો ધુંધવાઇ રહેલો વિદ્વેષાગ્નિ પ્રચંડ તેજથી ભભકી ઉઠયો અને એક બીજાનો નાશ કરવા લાગ્યો. પિતાજીની ઉત્તરક્રિયા કરવાને માટે કેવલ જ્યેષ્ઠ પુત્ર ભાનુજી શિવાય સર્વ પુત્રો નદીતટે ગયા. વિધિ વિધાનપૂર્વક સર્વ કાર્ય સમાપ્ત કરીને તેઓ સર્વ ભિન્સરોર કિલ્લામાં પાછા આવ્યા. પરંતુ તેઓ દુર્ગમાં પ્રવેશ કરી શકયા નહિ. તેમના આગમન પૂર્વેજ તેમના જ્યેષ્ઠ ભ્રાતા ભાનુજીએ દુર્ગનાં દ્વાર બંધ કરી દીધાં હતાં. તેમણે વારંવાર પોકાર કર્યો, પરંતુ દ્વાર ખોલવામાં આવ્યાં નહિ. જ્યારે તેમણે આ અન્યાયી આચરણનું કારણ પૂછયું ત્યારે ભાનુજીએ દુર્ગમાં રહીને પ્રત્યુત્તર આપ્યો "તમે કોઈ ઇતર સ્થળે આશ્રય લો. અહીંઆં તમારે માટે સ્થાન નથી. મારે ઘણાં માણસોનાં ઉદર ભરવાં પડશે." શક્તના બીજા પુત્ર અચલસિંહે જ્યેષ્ઠ ભ્રાતાના આ અન્યાયી કાર્યથી

અત્યંત ખિન્ન થઈ કોઈ પણ પ્રકારનો પ્રતિવાદ કર્યા વિના નમ્રતાપૂર્વક તેને જણાવ્યું "જો આપની આ-વીજ ઇચ્છા છે તો હું આપનો પ્રતિવાદ કરવા માગતો નથી. હમણાં એક વાર કિલ્લાનાં દ્વાર ખોલી દો, એટલે અમે અમારાં સ્ત્રી પુત્ર, અશ્વ તથા શસ્ત્રાસ્ત્રો પ્રભૃતિને લઇને બિંસરોર દુર્ગથી વિદાય થઇએ." કિલ્લાનું એક દ્વાર ખોલવામાં આવ્યું. અચલસિંહે પોતાના પંદર ભ્રાતાઓની સાથે દુર્ગમાં પ્રવેશ કર્યો અને તે સર્વ અશ્વ, શસ્ત્રાસ્ત્ર, પરિવાર વગેરેને લઇ ઇડર રાજ્ય તરફ ચાલ્યા ગયા. ઇડર આ વખતે મારવાડના રાઠોડોના અધિકારમાં હતું. અચલ પોતાની ગર્ભવતી સ્ત્રીને લઇને અત્યંત સાવધાનીથી ચાલતો હતો. તે સર્વ પાલૌડ નામક સ્થાનની નિકટ પહોંચ્યા એટલામાં અચલની સ્ત્રી પ્રસવપીડાથી અત્યંત પીડિત થઇ. આથી તેઓ આગળ જઇ શકયા નહિ. તેમણે પાલૌડના સોનગઢા સરદારની પાસે આશ્રય માગ્યો પરંતુ શોકની વાત છે કે આવા વિપત્તિકાળમાં તે દુરાચારીએ તેમને આશ્રય આપ્યો નહિ. નિકટમાંજ શ્રી ગંગાજીનું એક જીર્ણ મંદિર હતું.* બીજો ઉપાય નહિ હોવાથી અચલસિંહે આ મંદિરમાં આશ્રય લીધો. તેની ગર્ભવતી સ્ત્રી મંદિરના એક ખુણામાં જઇ સૂતી. આ વખતે પ્રચંડ વેગથી મુશળધાર વર્ષાદ વરસવા લાગ્યો. જોશબંધ વર્ષાદ વરસવાથી મંદિર વારંવાર કંપાયમાન થવા લાગ્યું. તેની દિવાલનો એક મહા પ્રચંડ પાષાણ છૂટો પડી ગયો અને તે ઉક્ત ગર્ભવતીપર પડવાની તૈયારીમાં હતો એવામાં અચલના કનિષ્ઠ ભ્રાતા બલ્લે ત્યાં આગળ જઈ તેને પોતાના મસ્તકપર ઝીલી લીધો. અચલસિંહના એક બીજા બંધુ નિકટના વનમાંથી એક બાવલનું વૃક્ષ કાપી લાવ્યા અને તેનાવતી ઉક્ત પાષાણને ટેકો આપ્યો. જ્યાં સુધી બાવળના વૃક્ષનો ટેકો આપવામાં આવ્યો નહોતો ત્યાં સુધી બલ્લ તે પાષાણને ઝીલી રહ્યા હતા.

ભગવતી ગંગાજીના ભગ્ન મંદિરમાં ભયંકર વિપત્તિના સમયમાં શક્તાવત વીર અચલની સ્ત્રીએ એક નવકુમારને જન્મ આપ્યો. આ કુમારનાં લક્ષણાદિ જોઇને સમસ્ત વીરગણ અનેક પ્રકારની આશા ધારણ કરવા લાગ્યા. અને તે કારણથી સર્વ જણે એકમતે તેને "આશા" નામ આપ્યું. પુત્રપ્રસવના આનંદાવેશથી ઉક્ત નવ પ્રસૂતા સ્ત્રીના શરીરમાં નવીન બળ આવ્યું અને પોતાના સ્વામિ તથા દીયરોની સાથે તેણે ઇડર તરફ પ્રયાણ કર્યું. ઇડર પહોંચતાં ત્યાંના નરેશે પરમ આદરપૂર્વક તેમનો સ્વીકાર કર્યો અને તેમનાં ભરણપોષણનો બંદોબસ્ત કરી આપ્યો.

ઇડરનરેશ રાઠોડરાજના સરલ અને સાદર વ્યવહારથી અચલસિંહ પરમ સંતુષ્ટ થયા અને પોતાના ભ્રાતાઓની સાથે ત્યાં પરમ સુખથી રહેવા લાગ્યા. આ સમયમાં એકવાર રાણાજીના મુખ્ય મંત્રીએ સુપ્રસિદ્ધ જૈન ધામ શત્રુંજય §ગિરિથી પાછા ફરતાં ઇડરમાં વિશ્રામ કર્યો. તેઓ સ્વકુટુંબ સહિત પોતાના તંબુમાં આરામ લેતા હતા એવામાં અર્ધ રાત્રિએ પ્રચંડ વાવાઝોડુ થયુ; આ વખતે મંત્રીનો તંબુ ઉડી જવાની અણીપર આવી પહોંચ્યો. ડરથી મંત્રીનો જીવ ઉડી ગયો. બચવાનો કાંઈ પણ ઉપાય તેને સૂઝયો નહિ. આ વખતે પરમ પરમાર્થી બલ્લા અને જોધે પોતાના કેટલાક ભ્રાતાઓની સાથે ત્યાં જઇને રાજમંત્રીની રક્ષા કરી. તેમનો આ પરમોપકાર જોઇ મંત્રીવર પરમ પ્રસન્ન થયા અને ઉભય હસ્ત જોડીને તેમની ખબર પૂછી. કુશળતાના સમાચાર પ્રાપ્ત થયા પશ્ચાત્ તેઓ નમ્રતાપૂર્વક બોલ્યા "આપ અહીંઆં રહો છો તેમાં આપની શોભા નથી. ચાલો ઉદયપુર ચાલો. હું નિશ્ચયપૂર્વક કહું છું કે મહારાજા આપને ઉચિત સ્થાનપર સ્થિત કરશે." ઉક્ત વીરોએ મંત્રીનાં આ વચનોનો સ્વીકાર કર્યો નહિ. તેમણે કહ્યું "રાજાના આમંત્રણ વિના ત્યાં જવું ઠીક નથી. તેથી જ્યાં સુધી તેઓ સ્વયં અમને બોલાવશે નહિ ત્યાં સુધી આ સ્થળેજ અમારો નિવાસ ઉચિત છે." તેમને દીર્ઘ કાળ પર્યંત ઇડરમાં રહેવું પડયું નહિ. દિલ્લી-શ્વરની વિરૂદ્ધ ખડ્ગ ધારણ કરવાને માટે રાણા અમરસિંહ આ વખતે પહાડી લોકોને એકઠા કરતા હતા. મંત્રીદ્વારા પોતાના આપ્તોનાં પરાક્રમ અને હિતૈષિતા જાણીને રાણાજીએ શીઘ્ર તેમની પાસે પોતાનો

* આ મંદિરમાંથી કર્નલ ટૉડને અણહિલપુર પાટણના પ્રસિદ્ધ રાજા કુમારપાલની કારકીર્દીના સંબંધમાં એક શિલાલેખ મળ્યો હતો. પાલૌડ નિમ્હૈરા પ્રગણામાં આવેલું છે. હાલમાં એ પ્રગણું મેવાડથી સ્વતંત્ર છે.

§ શત્રુંજય જૈન લોકોના પાંચ પવિત્ર પર્વતોમાંનો એક પર્વત છે.

દૂત મોકલ્યો. દૂતની સાથે ઉક્ત સમસ્ત વીરપણ ચાલ્યા આવ્યા અને રાણા અમરસિંહે પરમ આદરપૂર્વક તેમનો સ્વીકાર કર્યો.

ઉદયપુરમાં આવીને રાજભક્ત શક્તાવતોએ જે કાર્ય કર્યું તે જો કે સાધારણ હતું તથાપિ તે દ્વારા તેમની સહાય અને રાજભક્તિનો પૂર્ણ પરિચય આપણને થાય છે. યવનોની સાથે સંગ્રામ ચાલતો હતો તે સમયે એક વાર રાત્રિએ રાણાજીએ એક પહાડી સ્થાનમાં પોતાના સૈન્યની છાવણી નાંખી હતી. આ સમય શિયાળાનો હતો અને પર્વતપર બરફ પડતો હતો; જેથી કષ્ટનો પાર નહોતો. રાણાજીના કષ્ટનો વિચાર કરી બલ્લ અને જોધ જંગલમાંથી પુષ્કળ કાષ્ટ લઈ આવ્યા અને અગ્નિ પ્રદીપ્ત કરી રાત્રિની દારૂણ ઠંડીથી રાણાજીની રક્ષા કરી. ભટ્ટ કવિઓના ગ્રંથોમાં આ શક્તાવત વીરોની, વિશેષતઃ બલ્લ અને જોધની, વીરતા, પરાક્રમ તથા સહૃદયતાનું વિપુલ વર્ણન ઉપલબ્ધ થાય છે. જે દિવસે હિરોલના સંરક્ષણના સન્માન માટે રાણાના સામંતોમાં માંહોમાંહે ભયંકર ઝઘડો થયો હતો, જે દિવસે શક્તાવત અને ચંદાવતગણોએ અંતલા દુર્ગપર આક્રમણ કર્યું હતું તે દિવસે બલ્લજ શક્તાવતોની સેનાનો સેનાપતિ થયો હતો. જો કે તેમનો જ્યેષ્ઠ બંધુ ભાનુજી પણ આ સમરમાં આવ્યો હતો, જો કે ગૌરવ પ્રાપ્ત કરવાને માટે તેણે પણ પ્રાણનો દાવ લગાડીને પ્રયાસ કર્યો હતો, પરંતુ તે દિવસે જે વીરના અદ્ભુત પ્રાણોત્સર્ગના મહિમાથી શક્તાવત કુલનો યશ દિગંતમાં પ્રસરી ગયો હતો તે વીર બલ્લસિંહજ હતો. જે વખતે મહાવીર બલ્લે અંતલા દુર્ગપર પ્રાણાર્પણ કર્યું, જે વખતે તે વિશાલ દુર્ગ મુસલમાનોના હાથમાંથી છૂટી ગયો તે વખતે બાકરોલનો સામંત આ શુભ સમાચાર રાણાજી પાસે લઇ ગયો. રાણાજીએ સામંત રાજપર પ્રસન્ન થઈ તેને સારૂં પારિતોષિક આપ્યું અને તેઓ સ્વયં પણ શીઘ્ર અંતલા દુર્ગમાં ગયા. રાણા અમરસિંહ જ્યારે અંતલા દુર્ગપર પહોંચ્યા તે વખતે વીરવર બલ્લનો અંતકાળ સમીપ આવી પહોંચ્યો હતો. રાણાજીને સન્મુખ જોઇને વીરવર બલ્લસિંહ ઉત્સાહપૂર્વક બોલી ઉઠયોઃ—

" દૂના દાતાર, ચૌગુના જુઝાર;
ખુરાસાની મુલતાનીકા અગ્ગલ. " ‡

બળવાન શક્તાવત વીરનાં આ ઉત્સાહપૂર્ણ તેજસ્વી વચનો સાંભળીને રાણાજી અત્યાનંદથી પુલકિત થયા અને અંતઃકરણપૂર્વક તે વીરને આશીર્વાદ દઇને નગર તરફ ચાલ્યા ગયા. વીરવર બલ્લનાં આ અંતિમ વચનો અદ્યાપિ ભટ્ટ લોકોના મુખથી સાંભળવામાં આવે છે. જો કે શક્તાવત લોકોની વીરતા અને તેજસ્વિતા હાલમાં બહુધા ક્ષીણ થઇ ગઈ છે. જોકે આલસ્ય અને અફીણસેવનથી તે લોકો અત્યંત દીન અને કર્તવ્યહીન થઇ ગયા છે તથાપિ તેઓ હજી આ સન્માનસૂચક અભિનંદનથી સંપૂર્ણતઃ વિમુખ થયા નથી. આજે પણ કોઈ શક્તાવત સરદાર રાણાજીની રાજસભામાં જાય છે અથવા સામંતોની સાથે બેસે છે ત્યારે ભટ્ટ કવિઓ તેમને ઉચ્ચ સ્વરથી વીરવર બલ્લનાં ઉક્ત અંતિમ વચનોથી સંબોધે છે. આ વીરત્વ અને મહત્વસૂચક વાક્ય સાંભળતાંની સાથેજ આધુનિક દીનહીન શક્તાવતો પણ નવીન બલ અને નવીન ઉત્સાહથી બળવાન બની જાય છે અને વર્તમાનની વાત ભૂલી જઇને ભૂતકાળના ગૌરવમય પ્રદેશમાં વિચરે છે. "જાણે તેજ અંતલા ક્ષેત્ર–તે માંહોમાંહેના વિગ્રહનું પ્રચંડસ્થાન તેમની દ્રષ્ટિ સમીપ ખડું થાય છે. વિશાળ અંતલા દુર્ગ આગળ વીરવર બલ્લ પ્રચંડ ગજરાજ ઉપર આરૂઢ થાય છે, પછી તે પરથી ઉતરી દુર્ગદ્વારની લગોલગ જઇ હાથીની ટક્કર સહન કરી પ્રાણોત્ક્રમણ કરે છે, તેમના ચાર ભ્રાતા અચલેશ, જોધ, દલ્લ અને છત્રભાણ તેની સાથેજ પ્રાણાર્પણ કરી પોતાનું જીવન સફળ કરે

‡ " દૂનાદાન, ચૌગુના પ્રાણદાન " આ વાક્ય વારંવાર વાપરવામાં આવે છે. એનો અર્થ એવો છે કે " રાજા જેટલું અધિક પારિતોષિક આપશે, તેટલો સેવકોનો આત્મોત્સર્ગ વિશેષ થશે. "

" દશ સહસ્ર મેવાડકા બડા કિવાડ " એવું ચંદાવત લોકોનું પણ એક ગૌરવમય વાક્ય છે. આનો અર્થ " મેવાડનાં દશ સહસ્ર નગરનાં સિંહદ્વાર " એવો થાય છે. એમ કહેવાય છે કે ચંદાવત ઠાકોરોનું આ ગૌરવયુક્ત વાક્ય સાંભળી શક્તસિંહને દ્વેષ ઉત્પન્ન થયો અને તે ભટ્ટ લોકોની પાસે જઇ શોક સહિત બોલ્યો " તો પછી અમારી પાસે શું રહ્યું ? " ભટ્ટ લોકોએ પ્રત્યુત્તર આપ્યો કે " આપ તો કિવાડ (સિંહદ્વાર) કા અગ્ગલ હો. "

છે.” આવું હૃદયને ઉશ્કેરનારૂં પ્રકાશમાન ચિત્ર તેમની દ્રષ્ટિ સમીપ તરે છે. આ પ્રસંગે તેઓ પોતાની દાઢી મૂછ ચઢાવી ચઢાવીને એક બીજા પ્રતિ દ્રષ્ટિપાત કરે છે. શક્તસિંહના જ્યેષ્ઠ પુત્ર ભાનુજી પ્રત્યે આ સમય પૂર્વે કોઈ કારણથી રાણાજી અપ્રસન્ન થયા હતા. આથી તે સદા દુઃખી રહેતો હતો. પરંતુ તેને આ દુઃખમાં દીર્ઘ કાળ પર્યંત રહેવું પડયું નહિ. સદ્ભાગ્યવશાત્ રાણાજી અલ્પ સમયમાં તેના પ્રત્યે પ્રસન્ન થયા. એક વાર ભિંદરના રાઠોડોએ રાણાજીનું અપમાન કર્યું, તેથી તેજસ્વી શક્તાવત સરદાર ભાનુજીએ પોતાની સેના સાથે તેનાપર આક્રમણ કર્યું અને તેમનો દુર્ગ જીતી લીધો. રાઠોડો ત્યાંથી નાશી ગયા. ભાનુજીએ રાણાજીનું અપમાન કરનારાઓને આવો ભીષણ દંડ આપ્યો ત્યારે રાણાજીએ તેમનાપર પરમ પ્રસન્ન થઇને તેમને પારિતોષિકમાં ભિંસરોરની સાથે ભિંદર દુર્ગ સંયોજી આપ્યો. વીરવર શક્તસિંહથી પ્રારંભીને વર્તમાન સમય પર્યંત શક્તાવત કુલના દશ સામંતોએ અનુક્રમે રાજ્ય કર્યું છે.* અલ્પ કાળમાં તેમનો વંશ એટલો બધો ફેલાઇ ગયો હતો કે શક્તસિંહની બે ચાર પેઢી થઇ એટલામાંજ મેવાડના રાણા આવશ્યકતા પડતાં દશ સહસ્ત્ર શક્તાવત વીરોને સંગ્રામમાં મોકલી શક્યા હતા. પરંતુ ઘોર ગૃહકલહ અને કાલના કઠોર પ્રભાવથી શક્તાવત ગોત્રના વીરોનો અધિક ભાગ આ સસારમાંથી પ્રયાણ કરી ગયો. જે શક્તાવત સભાને એક સમયે મેવાડની શ્રેષ્ઠ અને વિશાલ સમિતિ માનવામાં આવતી હતી તે આજે અત્યંત દીન અને હીન થઈ ગઈ છે. જે લોકો સંગ્રામભૂમિને રમતનું મેદાન, અને અસ્ત્ર શસ્ત્રાદિને ખેલવાના દડા, ગણતા હતા, તેમના વર્તમાન વંશજો આજે અસ્ત્રશસ્ત્રોને સ્પર્શ કરતાં અને રણની સીમાપર જતાં પણ ભયથી થર થર કંપી ઉઠે છે. સમયની બલિહારી! પણ સમયને એમાં શુ લાગે વળગે છે! આળસ, પ્રમાદ, દ્વેષ અને દુર્વ્યસનનાજ એ સર્વ પ્રતાપ!!

આવશ્યકતા જણાયાથી મૂળ વાત છોડીને દૂર જવું પડયુ હતું. હવે પુનઃ આપણે મુખ્ય વિષય પર આવીશું. રાણા અમરસિંહદ્વારા ત્રણ ચાર વાર પરાજિત થવાથી પાદશાહ જહાંગીર અત્યંત ડર પામ્યો અને તે રાજપુતોનો ગર્વ શી રીતે ઉતારવો તે વિષે વિચાર કરવા લાગ્યો. શીઘ્ર એક પ્રચંડ મોગલ સેના તૈયાર થઇ મેવાડ પ્રદેશ ભેદીને રાણા પર આક્રમણ કરવા ચાલી. જહાંગીરે ઉક્ત સેનાની પરીક્ષા પોતે કરી હતી અને પોતાના પુત્ર પર્વેઝને તેનો સેનાપતિ બનાવ્યો હતો. આ સેના અજમેરમાં

---

* શક્તસિંહના ૧૭ પુત્રોમાંના એક પુત્રની વંશાવળી.



એકત્રિત થઇ હતી. અહીંઆં જહાંગીરે પોતાના પ્રિય પુત્ર પર્વેઝને પોતાની નિકટ બોલાવ્યો અને તેને કહ્યું "બેટા ! આ તમારી બ્હાદુરીની કસોટીનો પ્રસંગ છે. આ વખતે તમે અતિ મગરૂર રાજપુતોનો ગર્વ ખંડન કરી શકો છો કે કેમ તે જોવાનુ છે. મારી આટલી વાત સ્મરણમાં રાખજો કે રાણા અમર અથવા તેનો જ્યેષ્ઠ કુમાર કર્ણ પોતાની ફોજને દૂર રાખીને તમારી મુલાકાત કરવા આવે તો તમે ખાતિરદારી કરીને તેમનો સ્વીકાર કરજો. યાદ રાખજો કે પાદશાહ પાદશાહની સાથે જે પ્રકારની અદબ, નિયમ અને વર્તન રાખે છે તેમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા તેઓ સાથેના વર્તનમાં થવા પામે નહિ. વળી આ વાત પણ સ્મરણમાં રાખજો કે તમારી ઉન્મત્ત ફોજ મારવાડની સલ્તનતને કોઈ પ્રકારનું નુકશાન કરે નહિ."+

સમ્રાટ્‌ની આશા આકાશકુસુમવત્ નિષ્ફળ થઇ. પોતાની સેનાની અધિકતા અને દઢતા જોઇ તેને એમ લાગ્યુ હતું કે આ વખતે મેવાડનો રાજા ભયભીત થઇને સલાહ કરશે. પરંતુ આ તેની ભ્રમણા હતી. સંધિની વાત તો એક બાજુએ રહી, પરંતુ અમરસિંહના મનમાં સંધિ કરવાની કદિ કલ્પના પણ ઉદ્ભવી હોય એ વિષે શંકા છે. દેશવૈરી યવન પોતાની વિશાલ સેના લઇને મેવાડ પર આક્રમણ કરે છે એવી ખબર સાંભળતાંજ અમરસિંહ પૂર્ણ ઉત્સાહથી ઉત્સાહિત થયા અને પોતાના સામંતોને તથા સરદારોને એકત્રિત કરીને મોગલોની સામે ગયા. અરવલ્લીમાં પ્રવેશવા માટેના દ્વાર સ્વરૂપ એક પ્રસિદ્ધ ગિરિમાર્ગ હતો, ત્યાં ઉભય દલો વચ્ચે સંગ્રામ થયો. આ ગિરિમાર્ગનું નામ ખામનોર હતું. આ સ્થળે અનેક રાજપુતોએ હિંદુદ્વેષી યવનોના આક્રમણમાંથી સ્વદેશની રક્ષા કરવાને માટે પ્રસન્નતાપૂર્વક પ્રાણાર્પણ કર્યું હતું તેથી આ સ્થાન પવિત્ર છે.



જહાંગીર.

ખામનોરના આ પવિત્ર ક્ષેત્રમાઁ§ રણકેસરી અમરસિંહે પોતાના રણવિશારદ સામંતો તથા સરદારોને લઇને મોગલ સેના સામે પોતાનુ પ્રચંડ ખડ્ગ ઉઠાવ્યુ. ઉભય દલો વચ્ચે ઘોર સંગ્રામ થયો. મોગલોની પ્રચંડ સેના, મુઠીભર રણનિપુણ રાજપુતોની ગતિ રોકી શકી નહિ. રાજપુતોનાં ભીષણ પરાક્રમથી યવન સેનાના મોર્ચા છિન્નભિન્ન થઈ ગયા, મોગલો પીઠ બતાવી નાસવા લાગ્યા, અને તેમાંના અનેક, રાજપુતોના હાથથી માર્યા ગયા. શેષ રહેલા યોદ્ધાઓ અજમેર તરફ નાશી ગયા. આ દિવસ મેવાડનો શુભ દિન ગણાયો. મોગલ ઇતિહાસવેત્તાઓએ પણ તે દિવસને સ્પષ્ટ રીતે મેવાડના પ્રકાશમય ગૌરવનો દિવસ જણાવ્યો છે. તે દિવસ સીસોદીઆ કુલની વીરતાનું મહા પર્વ હતું. તે પર્વના દિવસેજ ભ્રમથી અંધ બનેલો જહાંગીર પાદશાહ ગફલતના સ્વપ્નથી વિમુક્ત થયો હતો. તેની અતિ પ્રચંડ સેનાનો વિધ્વંસ થઇ ગયો અને તેનો પ્રિય પુત્ર પર્વેઝ મરતો મરતો બચ્યો હતો. અબ્બુલફઝલે લખ્યું છે કે "રાજકુમાર પર્વેઝ યુદ્ધમાંથી નાસતી વખત પહાડી માર્ગમાં જઇ પડયો. અહીંઆં તેના પર ઘોર વિપત્તિ આવી પડી. તેના સૈનિકોને અનેક કષ્ટો સહન કરવાં પડયાં તેથી તેમણે પુષ્કળ ઝઘડા કર્યા હતા શાહજાદો નવી સેના પણ એકત્રિત કરી શકયો નહોતો. તે મહા મુશ્કેલીથી પોતાના પ્રાણ બચાવીને નાસી છૂટયો હતો." આ પ્રકારે રાજપુતોએ મોગલ સેનાના મોટા ભાગને પરલોકમાં પહોંચાડી દીધો હતો. પરંતુ જહાંગીર પાદશાહે પોતાની નિત્ય નોંધની પોથીમાંથી આ સત્ય વાત એકદમ ઉડાવી દીધી છે. તે લખે છે કે "મેં મારા પુત્ર પર્વેઝને હુકમ કર્યો કે તું મને લાહોરમાં એકદમ આવીને મળી જા; અને રાણાની હિલચાલ ઉપર દેખરેખ રાખવાને માટે મેં તેના એક પુત્રને કેટલાક સરદારોની સાથે ત્યાં રહેવાનો હુકમ કર્યો." ધન્ય છે જહાંગીરની સત્યપ્રિયતાને ! તેણે પોતાનું અપમાન છુપાવવાને માટે સત્યને ઉડાવી દઈ દુનિયાંની આંખમાં ધૂળ નાંખવાની ચેષ્ટા કરી હતી. પરંતુ સત્ય કાંઈ છુપું રહે છે ? તે તો કોઇને કોઈ વખત સ્વયં બહાર આવે છેજ !

+ ઈ. સ. ૧૬૧૧ માં આ સંગ્રામ થયો હતો.

§ કર્નલ ટૉડે ભૂલથી ખામનોરને બ્રહ્મપુર કહ્યું છે અને તેને દક્ષિણમાં આવેલું જણાવ્યું છે. તવારિખ ફરિસ્તાના અંગ્રેજી અનુવાદમાં આવી ઘણી ભૂલો છે.

જ્યારે પર્વેઝ પરાજિત થઇને પાદશાહની પાસે ગયો ત્યારે જહાંગીરે પર્વેઝના પુત્રને સેનાપતિ બનાવીને રાણાની સામે મોકલ્યો. વારંવાર પરાજિત થવાથી તેનો દ્વેષ અને ક્રોધ બમણો વૃદ્ધિંગત થયો હતો. આથીજ તેણે આ વખતે પોતાના પૌત્રની સાથે યવન વીર મહોબતખાંને પણ મોકલ્યો હતો. મહોબતખાં એક પ્રચંડ વીર હતો. એની સહાયથી પાદશાહને અનેકવાર વિજય પ્રાપ્ત થયો હતો. તેથી આ વખતે પણ મને વિજય મળશે એવી ઉત્કટ આશા તેને ઉત્પન્ન થઈ હતી. પરંતુ તેની આશા ફલવતી થઇ નહિ. રાજપુતોના પ્રચંડ બાહુબળની આગળ એ બલગર્વિત મોગલ સેનાપતિ પણ પરાજિત થયો. પર્વેઝનો પુત્ર પણ પોતાની સેના સાથે રણભૂમિમા માર્યો ગયો. પરંતુ તેજસ્વી પાદશાહનો ઉત્સાહ રતિભર પણ ન્યૂન થયો નહિ. તેની પ્રચંડ સેના કિંચિત્ પણ ઘટી નહિ. એક સેનાનો નાશ થતાં બે ત્રણ સેના પાદશાહ ઉભી કરતો. પરંતુ રાણાજીએ આ સર્વ આક્રમણોને નિષ્ફળ કર્યા. પાદશાહનુ કાંઇ વળ્યું નહિ.

બીજી તરફ રાણાજીની સ્થિતિનું અવલોકન કરીએ. જે રણદક્ષ રાજપુત વીરોની સહાયથી રાણા અમરસિંહે વારંવાર પાદશાહના અગણિત સૈનિકોનો સંહાર કર્યો હતો તેઓ હવે એકની પાછળ એક એમ રણભૂમિમાં શયન કરી ગયા હતા. ક્રમશઃ રાણાજીની સેના ન્યૂન થવા લાગી હતી. વીર અને ધીર પુરુષો માર્યા ગયા હતા. જે થોડા સૈનિકો બચ્યા હતા તે સમરચતુર નહોતા. પરંતુ ધીમે ધીમે તેમને પણ રણનીતિનું શિક્ષણ આપીને મહારાણા અમરસિંહે જહાંગીરની સામે બાથ ભીડી હતી. પ્રચંડ ઉત્સાહથી ઉત્સાહિત થઇને તથા રાણાજીના ઉદાત્ત ઉદાહરણનું અનુકરણ કરીને એ થોડા રાજપુતોએ પણ યવનોના અગાધ સેનાસાગરમા ડૂબકી મારી હતી. તેમના વિશ્વદાહી તેજોગ્નિના પ્રબળ પ્રકાશથી શત્રુનો તે સેના સાગર સુકાઇ ગયો. પરંતુ માત્ર બે ચાર રાજપુતોજ પોતાના પ્રાણ બચાવીને અક્ષત દેહે તે સેનાસાગરમાંથી બહાર નીકળી શક્યા હતા. વીર શ્રેષ્ઠ પ્રતાપસિંહના પરલોકવાસ પશ્ચાત્ રાણા અમરસિંહે આ રીતે સત્તરવાર સમરભૂમિમાં યવનોનો સંહાર કર્યો હતો. અને એ દરેકે દરેક સમયે સત્તરેવાર-તેમનેજ વિજયલક્ષ્મી પ્રાપ્ત થઇ હતી.

પરંતુ હમણાં ચિત્તોડપર ભયંકર સંકટ આવી પડ્યું છે, પાદશાહે ક્રોધિત થઇને અઢારમી વખત પોતાના ચતુર પુત્ર ખુર્રમને રાણાજીની સામે મોકલ્યો. આ ખુર્રમજ પાછળથી શાહજહાન નામ ધારણ કરીને દિલ્લીના તખ્તપર બેઠો હતો. નાની વયમાંજ તે અસ્ત્રવિદ્યામાં સંપૂર્ણ રીતે પારંગત થઈ ગયો હતો. પાદશાહે જે વખતે આ વીરને સેનાપતિ બનાવીને મોકલ્યો તે વખતે સીસોદીઆ કુળના ભાગ્યાકાશપર ભયંકર વાદળ છવાઇ ગયું. સમગ્ર મેવાડભૂમિપર દારુણ વિપત્તિ આવી પડી. આ ભયંકર સંકટમાંથી હવે ચિત્તોડપુરીનું રક્ષણ કોણ કરશે? આ વખતે પ્રચંડ મોગલ સેનાની સામે ઉભો રહીને ખુર્રમની ભયંકર ગતિ કોણ રોકશે? અમરસિંહે એક વખત શાંત ચિત્તથી મેવાડની વર્તમાન દશાનો વિચાર કર્યો, તો તેને જણાયું કે તે અત્યંત શોચનીય છે. કોષમાં દ્રવ્ય હતું નહિ, દુર્ગમાં સેના હતી નહિ, શસ્ત્રઅસ્ત્ર પણ હતાં નહિ અને આ ન્યૂનતાઓ પૂરી દેવાને માટે સમય પણ રહ્યો નહોતો. તેથી આ વખતે મેવાડનું રક્ષણ થવાની આશા નહોતી. તે છતાં પણ શું રાજપુતો સંગ્રામ કર્યા વિનાજ માતૃભૂમિને યવનોના હાથમાં સોંપી દેશે? શું મોગલ પાદશાહ સ્હેલાઇથી સર્વ મેવાડનિવાસીઓને બકરાં અને મેઢાંની પેઠે જંજીરથી બાંધી લેશે? મેવાડના વીરો પાછળ સત્તર યુદ્ધોમાં રણભૂમિમાં શયન કરી ચૂક્યા છે, તો પછી હમણાં જે અસંખ્ય માણસો મેવાડના વિશાળ હૃદયપર વસે છે તે સર્વ શું નિર્જીવ છે? શું તેઓ નિર્જીવ માંસપિંડ છે? શું વીરજનની મેવાડભૂમિએ માંસપિંડ ઉત્પન્ન કર્યા છે? જ્યાંનાં બાળકો અને સ્ત્રીઓ પણ વીરતાનાં અનુપમ દૃષ્ટાંતો જગતને દર્શાવી ગયાં છે, તેજ મેવાડભૂમિ શું આજે પરાધીનતા રૂપ શૃંખલા પોતાના હાથમાં પહેરશે? કદિ નહિ! મેવાડના સમરવિશારદ વીરગણ સમરમાં શયન કરી ચૂક્યા છે એ વાત સત્ય છે, પરંતુ હજી જે અગણિત નરનારીઓ મેવાડમાં વિદ્યમાન છે તેઓ પોતાનું કર્તવ્ય ભૂલ્યાં નથી. તેઓ હજી પ્રતાપસિંહની ઉજ્વલ કીર્તિને વિસરી ગયાં નથી. શત્રુ ભયંકર સ્વરૂપ ધારણ કરી મસ્તકપર ઉભો છે. તે હમણાં મેવાડનો નાશ કરશે, રાજપુતોની પ્રાણપ્રિયાઓપર અત્યાચાર કરશે. તેઓ આ ભયંકર કાર્ય શી રીતે પોતાની દૃષ્ટિથી જોઈ શકશે? મેવાડના આબાળવૃદ્ધ સર્વ આજ પ્રકારની ચિંતા કરવા લાગ્યા. સર્વ જણે પ્રતિજ્ઞા કરી કે "જ્યાં સુધી આપણા જીવમાં જીવ છે, ત્યાં

સુધી કોઇ પણ પ્રકારે મેવાડભૂમિને શત્રુના હસ્તમાં જવા દઇશું નહિ. આપણે સમરભૂમિમાં શત્રુઓને હાથે મરીશુ, પરંતુ જીવત દશામાં મેવાડની અધોગતિ જોઇશું નહિ.'' આ પ્રકારે પ્રતિજ્ઞા કરી સર્વે માણસો ટોળાબંધ અમરસિંહની પતાકા નીચે આવ્યા. સર્વે માણસો પોતપોતાની શક્તિ અનુસાર રાજકોષમાં દ્રવ્ય મોકલવા લાગ્યા. સ્ત્રીઓએ પોતાના અલંકારો વેચી નાખ્યા, ખેડુતોએ પોતાનાં હળ અને બળદો ગીરે મૂકી દીધા અને વણિક લોકોએ પોતાની કમાઇ ખુશીથી રાજકોષમાં ભરી દીધી. આ રીતે ધીમે ધીમે રાજકોષ પરિપૂર્ણ ભરાઇ ગયો. આ ધનની સહાયથી રાણાજીએ અલ્પ સમયમાં આવશ્યક અસ્ત્ર-શસ્ત્રો તૈયાર કરાવી લીધાં. પછી તેઓ પોતાના પુત્ર તથા પ્રસ્તુત સેનાને પોતાની સાથે લઇને મોગલ સેનાની સામે ચાલ્યા. શીઘ્ર ઉભયસેનાઓ વચ્ચે દારૂણ યુદ્ધ થયું. રણવિદ્યાહીન રાજપુત વીરો દેહની મમતા છોડી મોગલ પાદશાહના અગણિત રણપંડિત વીરોની સામે યુદ્ધ કરવા લાગ્યા. જેમણે આ સંગ્રામ પૂર્વે કદિ પણ શસ્ત્ર ધારણ કર્યું નહોતું, જેમણે અગાઉ કોઈ પણ વખત રણગમન કર્યુ નહોતું એવા રાજપુતો આજે મહા રણપંડિત સૈનિકોની પેઠે રણમાં ઝુઝવા લાગ્યા. પરંતુ તેઓ ક્યાં સુધી નભી શકે? સમુદ્ર સમાન ઉલટેલી મોગલ સેનાની ગતિ રાજપુતો ક્યાં સુધી રોકી શકે? આથી અતિ ભયંકર પરિણામ આવ્યું. આ ભયંકર ઘટનાનુ વર્ણન કરતાં અમારી લેખિની પણ કંપે છે, અમારા હૃદયમાં શોક માઈ શકતો નથી. વીરપૂજ્ય બાપ્પા રાવળની જે પ્રચંડ વિજય વૈજયંતી આઠસેં વર્ષથી પણ અધિક સમય થયાં ગિહ્લોત રાજાઓના ગર્વોન્નત મસ્તકપર ફરકતી હતી, તે વિજયપતાકા આજે સુલતાન ખુર્રમની આગળ નમી ગઇ. આ દુર્દૈવનુ વૃત્તાંત-સીસોદીઆ કુળની આ શોચનીય કથા અમારાથી લખી શકાતી નથી. જહાંગીરે પોતે પોતાની રોજનીશીમાં તેનુ જે વૃત્તાંત લખ્યું છે, તેનોજ અનુવાદ અમે નીચે ઉદ્ધૃત કરીએ છીએ.

"મારી કારકીર્દિના આઠમા વર્ષમાં અર્થાત્ હિજરીસન ૧૦૨૨ માં મેં વિચાર કર્યો કે હું અજમેર જઇને તરતજ મારા ભાગ્યવાન પુત્ર ખુર્રમને મારાથી પહેલાં મોકલી આપીશ. ત્યાર પછી સફરની સર્વ વ્યવસ્થા કરવામાં આવશે. આ વખતે મેં તેને વિધવિધ પ્રકારની મૂલ્યવાન વસ્તુઓ, એક હાથી, એક અશ્વ, એક અસિ, એક ઢાલ અને એક કટાર ઇનામમાં આપી. તેના અધિકાર નીચે જે સેના હતી તે શિવાય ૧૨૦૦૦ સૈનિકો તેને વધુ આપવામાં આવ્યા અને અજીમશાહને તેનો સહાયક સેનાપતિ નિયુક્ત કરવામાં આવ્યો. વળી સર્વ અમલદારોને તેમની યોગ્યતાનુસાર પારિતોષિક આપવામાં આવ્યાં."

"તત્પશ્ચાત્ મારી કારકીર્દિના નવમા વર્ષના પ્રથમ દિવસે (હિજરીસન ૧૦૨૩ અને ઈ. સ. ૧૬૧૪ માં) હું મારા તખ્તપર બેઠો હતો એવામાં મારા પુત્ર તરફથી કેટલીક વસ્તુઓ ભેટ તરિકે આવી. 'આલમગુમાન' હાથીની સાથે બીજા અઢાર હાથીઓ તથા કેટલાક સાધારણ માણસો મારી પાસે ભેટ તરિકે આવ્યા. આ હાથીઓ તથા માણસો તેને લડાઇમાંથી પ્રાપ્ત થયા હતા. બીજે દિવસે આલમગુમાન હાથીપર બેસીને હું શહેરમાં ફરવા નીકળ્યો અને મેં પુષ્કળ અશરફીઓ લૂંટાવી દીધી."

"તત્પશ્ચાત્ મને એવી ખુશ ખબર મળી કે રાણા અમરસિંહે સુલેહનો પેગામ મોકલ્યો છે અને તે મારો માંડલિક રાજા બનવાને ખુશી છે. મારા ભાગ્યવાન શાહજાદાએ રાણાના રાજ્યમાં જ્યાં ત્યાં પોતાનાં થાણાં બેસાડી દીધાં છે અને તેનાજ માણસો તેનો બંદોબસ્ત કરે છે. તે દેશની આબોહવા ખરાબ છે અને સમસ્ત દેશ ઉજ્જડ છે. તે દેશના રસ્તા અતિ ખરાબ છે, તેથી સમસ્ત દેશને કબજે કરવાનો વિચાર રદ કર્યો હતો. પરંતુ મારી ફોજે ખરાબ રસ્તાથી જરા પણ પાછળ હઠયા વિના, કિંવા ગરમી અને વર્ષાદની લેશ પણ દરકાર રાખ્યા વિના કુલ મેવાડને કબ્જે કર્યો, અને ત્યાંના કેટલાક સરદારોની તથા સાધારણ લોકોની સ્ત્રીઓને તથા છોકરાઓને પણ કેદ કર્યા. આથી રાણા અમરસિંહ અતિ નાઉમેદ થયો અને તેણે થોડા દિવસ સુધી જો આવો અત્યાચાર ચાલુ રહેશે તો કાંતો દેશનો ત્યાગ કરવો પડશે કે કાંતો કેદી બનવું પડશે એવો વિચાર કરી સુલેહની દરખાસ્ત કરી. રાણાએ, સુભકર્ણ અને હરિદાસ ઝાલા, એ ઉભય સરદારોને ખુર્રમની પાસે મોકલીને એમ કહેવરાવ્યું કે 'જો આપ ક્ષમા કરીને મારો આદરસત્કાર કરશો તો હું પણ આપને સન્માન આપીશ અને ઇતર હિંદુરાજાઓ જે પ્રમાણે

આપની સેવા કરે છે, તે પ્રમાણે આપની સેવા કરવાને માટે હું મારા પુત્ર કર્ણને આપની પાસે મોકલીશ. પરંતુ વૃદ્ધાવસ્થાને લીધે હું સ્વયં આપની પાસે રહી શકીશ નહિ. એ માટે આપ મને ક્ષમા કરશો. આ સર્વ વૃત્તાંત મારા નેત્રમણિ-પુત્રે શુક્રઉલ્લા અફ્ઝલખાં દ્વારા મારાપર કહાવી મોકલ્યું હતું.'

"મારા શાસનકાળમાં મેવાડનો રાણો મારો માંડલિક બન્યો અને મેવાડ દેશ મોગલ સામ્રાજ્યમાં જોડાયો તેથી મને અત્યંત આનંદ ઉપજ્યો અને મેં હુકમ કર્યો કે મેવાડ તેના પ્રાચીન રાજવંશનાજ હાથમાં રહેશે. મને પક્કી ખાત્રી છે કે રાણા અમરસિંહ અને તેના પૂર્વજોને પોતાના આત્મબળપર પૂર્ણ ભરોસો હતો. તેમજ તેમના પહાડી પ્રદેશોપર કોઇનો પણ હાથ ચાલે તેમ નહોતું. તેઓ પોતાની કોમના નામને માટે પૂરા મગરૂર હતા, તેઓ હિંદુસ્થાનના કોઇ રાજાને પોતાના ઉપરી સમજતા નહોતા, ન તો તેમણે કોઇની આગળ શિર ઝુકાવ્યુ હતું. આ ઉત્તમ પ્રસંગ હાથથી જવા દેવો મને ઠીક લાગ્યો નહિ. આથી મેં તરતજ મારા પુત્રને વકીલ મુકર્રર કરીને મોકલ્યો અને રાણાને માફી આપી. મે એવું ફર્માન લખી મોકલ્યું કે આપ મારા તરફથી કાંઈ પણ અંદેશો રાખશો નહિ. મારી સરલતા સિદ્ધ કરવાને માટે મેં મારા ફર્માનપર મારો પંજો§ પણ મુદ્રિત કર્યો. વળી મેં મારા પુત્રપર એ પણ લખી જણાવ્યું કે હરેક તરેહથી એ માનવંત રાણાની સાથે માનમરતબાથી વર્તી તેની ઇચ્છાનુસાર કાર્ય કરજો."

"મારા દીકરાએ આ ફર્માન અને ચીઠ્ઠી સૂપકર્ણ અને હરિદાસની સાથે રાણાપર મોકલી અને ઉક્ત ઉભય સરદારોની સાથે શુક્ર ઉલ્લા તથા સુંદરદાસને પણ મોકલી આપ્યા. તેણે રાણાપર એવું કહેણુ મોકલ્યુ કે 'અમારી સરલતા તથા નેકીપર વિશ્વાસ કરી પાદશાહના દસ્તખતવાળો આ પરવાનો કબુલ કરજો.' તત્પશ્ચાત્ ૨૬ મી તારિખે રાણા શાહજાદા પાસે આવશે એવા સમાચાર મળ્યા."

"શિકાર ખેલવાને માટે જ્યારે હું અજમેર ગયો ત્યારે શાહજાદા ખુર્રમનો મહમ્મદબેગ નામનો નોકર મારી પાસે આવ્યો અને તેણે ખુર્રમના દસ્તખતની એક ચીઠ્ઠી મને આપીને કહ્યું કે રાણાએ શાહજાદાની મુલાકાત લીધી હતી."

"આ ખબર સાંભળતાંજ મેં મહમ્મદ બેગને એક હાથી, એક ઘોડો અને કટાર ઇનામમાં આપી અને 'જુલફિકારખાં'ની પદ્દી આપી."

રાણા અમરસિંહ તથા રાજકુમાર કર્ણની સાથે સુલતાન ખુર્રમની મુલાકાત તથા બેગમ નૂરજહાંએ કર્ણને આપેલા હોદ્દાનું બ્યાનઃ—

"રાણા અમરસિંહે તા૦ ૨૬ ઇફિશંબાને દિવસે મોગલ શહેનશાહતના ઇતર માંડલિક રાજાઓની પેઠે ઇજ્જત અને લિયાકત સાથે શાહજાદાની સાથે મુલાકાત કરી. મુલાકાત પ્રસગે રાણાએ શાહજાદા ખુર્રમને એક અમૂલ્ય પદ્મરાગ અનેક સુશોભિત રત્નજડિત હથિઆરો, મોટી કિમતના સાત હાથી અને નવ ઘોડા ભેટ તરિકે આપ્યા. શાહજાદાએ પણ રાણાનો માન આબરૂ સાથે સત્કાર કર્યો. તત્પશ્ચાત્ રાણાએ શાહજાદાના ઘુંટણ પકડીને માફી માગી. ખુર્રમે પણ તેમનું મસ્તક ઉચકી પોતાના તરફથી કોઈ પણ જાતની આશંકા ન રાખવાની ખાતરી આપી. તેને એક હાથી, કેટલાક ઘોડા, એક તલવાર વગેરે યોગ્ય પારિતોષિક આપ્યાં. રાણાની સાથે જે રાજપુતો આવ્યા હતા તેમને માટે પણ એકસોવીસ ખિલત, પચાસ ઘોડા, અને રત્નજડિત બાર શિરપેચ મોકલાવવામાં આવ્યા. અગર જોકે આ લોકોમાં સો આદમીઓથી વધારે માણસો ઇનામ પ્રાપ્ત કરવાને લાયક નહોતા, તોપણ આ સર્વ સામાન તેઓની વચ્ચે વ્હેંચી

---

§ સામાના હૃદયમાં વિશ્વાસ ઉત્પન્ન કરવાને માટે હાથમાં હાથ આપવો, અથવા પોતાના હાથથી લખેલા પત્રપર પોતાના હાથનો પંજો મુદ્રિત કરવો, આ રીતિ અતિ પ્રાચીન કાળથી સભ્ય લોકોમાં પ્રચલિત છે. હિંદુઓ માત્ર હાથમાં હાથજ આપે છે. શક અને તાતાર લોકો સંધિપત્ર તથા સ્વીકાર પત્રપર પોતાના હાથનો પંજો મુદ્રિત કરે છે. કર્નલ ટૉડ જણાવે છે કે જહાંગીર પાદશાહે રાણા અમરસિંહની સાથે સંધિ કરીને સંધિપત્રપર જે પંજો મુદ્રિત કર્યો હતો તે રાણાના દફતરમાં અદ્યાપિ વિદ્યમાન છે. કંકુથી પાંચ આંગળીઓ ભીંજવી તે સંધિ પત્રપર મુદ્રિત કરવામાં આવી હતી. અદ્યાપિ તે લાલ રંગનો પંજો સ્પષ્ટ રીતે દેખાય છે.

આપવામાં આવ્યો. આ રાજા લોકોમાં એક એવો રિવાજ ચાલ્યો આવે છે કે બાપદીકરો બન્ને જણા એક સાથે મુલાકાત લેતા નથી. રાણાએ પણ આ રિવાજ પ્રમાણેજ કર્યું. તેઓ પોતાની સાથે પોતાના પુત્રને લાવ્યા નહોતા+ તે દિવસે સુલતાન ખુર્રમે અમરસિંહને રજા આપી દીધી. વિદાય લેતી વખત કર્ણને મોકલવાનું કહ્યું હતું અને તેમના ગયા પછી કર્ણ આવ્યો. હાથી, તલવાર તથા કટાર વગેરે જાતજાતનાં ઇનામ તેને અપાવામાં આવ્યાં. તેજ દિવસે તે શાહજાદાની સાથે મારી મુલાકાત લેવાને આવ્યો."

"સુલતાન ખુર્રમે મારી સાથે મુલાકાત કરીને મને કહ્યું કે "અગર હુઝુરનો હુકમ હોય તો રાજકુમાર કર્ણ આપની કદમબોસી હાંસિલ કરે." મેં તેને તેડી લાવવાનો હુકમ કર્યો. તેઓ આજીજી અને અદબની સાથે આવ્યા. તત્પશ્ચાત્ સુલતાન ખુર્રમની સિફારસથી મેં તેને મારી જમણી બાજુએ બેસાડચો અને તેને એક ઉત્તમ બક્ષિસ આપી. રાજકુમાર તો શરમાતો હતો. તેણે કહ્યું કે "હું પહાડી મુલકનો રહીશ છું તેથી દરબારના કાયદાથી માહિતગાર નથી અને અયશઆરામની વસ્તુઓથી સર્વાંશે અજ્ઞાન છુ. તેણે દરબારનો દબદબો કદિ પણ જોયો નહોતો. તે ઘણું ઓછુ બોલતો હતો અને અમારી સાથે ઘણો ઓછો ભેળાતો હતો. રાજકુમાર કર્ણની અતડાઈ દૂર કરવાને, તેમ અમારી સાથે હળી જાય એમ કરવાને માટે હું દરરોજ તેની સાથે મુહબ્બત ભરેલુ વર્તન રાખતો હતો. તે જે દિવસે સેવામાં મુકર્રર થયો તેને બીજે દિવસે મેં તેને જવાહિરથી જડેલી એક કટાર અર્પણ કરી અને ત્રીજે દિવસે એક ઘોડો અર્પણ કર્યો. તેજ દિવસે હું તેને બેગમ નૂરજહાંની પાસે લઇ ગયો. નૂરજહાંએ પણ રાજકુમારને ઉત્તમ શૃંગારયુક્ત, હાથી, ઘોડા, તલવાર વગેરે ઘણી ચીજો ભેટ તરિકે આપી."

"તેજ દિવસે મેં તેને મોતીનો એક અમૂલ્ય હાર અર્પણ કર્યો અને બીજે દિવસે તેને માન સાથે એક હાથી અર્પણ કર્યો. શાહજાદાને ઉમદા ઉમદા સામાન અર્પણ કરવામાં આવે એવી મારી વિશેષ ઇચ્છા હતી. મને જે કોઇ ખૂબસુરત અને ઉમદા વસ્તુ મળી આવતી તે હું રાજકુમારને આપી દેતો. એકવાર મે તેને ત્રણ બાજ અને ત્રણ તુરા જાનવર આપી દીધાં. આ પક્ષીઓ એટલાં હળી ગયાં હતાં કે હાથ પ્રસારતાંની સાથેજ તેનાપર આવીને બેસતાં હતાં. એક સજોવા અને એક ઉમદા વીંટી પણ તેને અર્પણ કરવામાં આવી અને તેજ મહિનાની અંતિમ તારિખે કેટલાક ગલીચા, જરીથી મઢેલી ખૂબસુરત આરામ ખુરશીઓ, અત્તરની શીશીઓ, સોનાનાં વાસણો તથા બે ગુજરાતી બળદ આપ્યા."

"દશમી સાલ—હવે કર્ણને તેની જાગીરમાં§ જવાને માટે રજા આપવામાં આવી. વિદાયગિરિ વેળાએ એક હાથી, એક અશ્વ, અને એક મોતીનો હાર તેને અર્પણ કરવામાં આવ્યો. આ મોતીના હારની કિમ્મત રૂ. ૫૦૦૦૦) હતી. આ વખતે રાજકુમાર કર્ણ જેટલો વખત મારી દરબારમાં રહ્યો તેટલા વખતમાં તેને જેટલો સામાન મારી પાસેથી મળ્યો તેની કિમ્મત રૂપિઆ દશ લાખથી અધિક હતી. વળી ૧૧૦ ઘોડા, પાંચ હાથી, અને શાહજાદા ખુર્રમે તેને જે ભેટ આપી હતી તેની કિમ્મત આમાં ગણવામાં આવી નથી. મેં મુબારકખાંને કર્ણની સાથે રવાના કર્યો અને તેની સાથે મિત્રભાવપૂર્ણ પેગામો રાણા પર મોકલ્યા વળી એક હાથી તથા ઘોડો અને બીજાં પણ કેટલાંક નજરાણાં મોકલ્યાં."

"હીજરીસન ૧૦૨૪ ના સફર માસની આઠમી તારિખે શાહજાદા કર્ણને પાંચ હજારની મનસબદારી આપવામાં આવી.* આ વખતે મેં તેને એક હાર પણ ઇનામમાં આપ્યો. આ હારમાં પાનાના હીરા જડવામાં આવેલા હતા."

---

+ કર્નલ ટૉડ જણાવે છે કે મુસલમાનોના વિશ્વાસઘાતથી શંકિત થઇને હિંદુ રાજાઓ પોતાના કુમાર સાથે તેમની દરબારમાં જતા નહોતા.

§ અફસોસ ! સ્વાધીનતાની લીલાભૂમિ પવિત્ર ચિત્તોડપુરીના સ્વામી બાપ્પા રાવળના વંશજોને આજે જાગીરદાર ગણવામાં આવ્યા !

* ભટ્ટ લોકોના ગ્રંથો પરથી જણાય છે કે આ મનસબદારીની સાથે મહારાણાને બૈરાર, ફૂલિઆ, બેદનૂર, મંડલગઢ, જિરન, નીમચ, અને ભિંસરોર પ્રભૃતિ પ્રગણાં મળ્યાં હતાં, તદુપરાંત તેમને દેવલા અને ડુંગરપુર પર પણ અધિકાર પ્રાપ્ત થયો હતો.

"તત્પશ્ચાત્ મુહર્રમની ૨૪ મી તારિખે (ઇ. સ. ૧૬૧૫ માં) કુમાર કર્ણનો પુત્ર જગત્સિંહ કે જેની ઉમર બાર વર્ષની હતી તે દરબારમાં આવ્યો. તેણે અદબ સાથે કુર્નિસ બજાવી પોતાના પિતા અને દાદાની અર્જી સાદર કરી. આલીખાન્દાનમાં થયેલા તેના જન્મનાં સ્પષ્ટ ચિન્હો તેના વદન પર પ્રકાશિત થઈ રહ્યાં હતાં.+ તેની સાથે કુલ વર્તન મહેરબાનીપૂર્વક કરવામાં આવ્યું અને હું તેને તરહ તરહની બક્ષિસો આપીને ખુશ કરવા લાગ્યો."

"શ્રાવણ સુદી દશમને દિવસે જગતસિંહ મારી રજા લઇને પોતાના મુલકમાં ગયો. રૂખ્સત પ્રસંગે મેં તેને ૨૦૦૦૦ રૂપિયા, એક ઘોડો, હાથી અને તરહ તરહની ખિલત આપી. રાજકુમાર કર્ણના ઉસ્તાદ હરિદાસ ઝાલાને ૫૦૦૦ રૂપિયા, એક ઘોડો અને કેટલીક ખિલત આપી, અને તેની મારફતે રાણાની ઉપર સુવર્ણની છ મૂર્તિઓ મોકલી."‡

"તા૦ ૨૮ મી રવિ-ઉલ-અવ્વલ. આજે મારી સલ્તનતનું અગીઆરમું વર્ષ છે. મારા હુકમથી રાણા અને તેના પુત્ર કર્ણની બે મૂર્તિઓ બનાવવામાં આવી. આ મૂર્તિઓ સંગેમરમરની બનાવવામાં આવી હતી. જે દિવસે આ ઉભય મૂર્તિઓ તૈયાર કરીને મારી સમક્ષ લાવવામાં આવી તેજ દિવસની તારિખ તેનાપર કોતરાવીને તેને આગ્રાના બાગમા મૂકવાનો હુકમ કર્યો."

"મારી સલ્તનતના અગીઆરમા વર્ષે એતમાદખાંએ મારાપર લખી મોકલ્યું કે સુલતાન ખુર્રમ રાણાના દેશમાં ગયા છે. રાણા અને તેના પુત્રે તેને સાત હાથી, સત્તાવીસ ઘોડા, જવાહિર અને અલંકારો વગેરે ચીજો નજરાણામાં આપી. આ ચીજોમાથી ખુર્રમે કેવળ સાત ઘોડા રાખીને બાકીની સર્વ ચીજો રાણાને પાછી આપી દીધી. તે દિવસે એવો કરાર કરવામાં આવ્યો કે રાજકુમાર કર્ણે પંદરસેં રાજપુતોને સાથે લઇને શાહજાદા ખુર્રમની પાસે રહેવું."

"મારી સલ્તનતના તેરમા વર્ષમાં જ્યારે મેં મારી દરબાર સિંદલામાં ભરી હતી, તે વખતે રાજકુમાર કર્ણે આવીને મારી મુલાકાત કરી. મને દક્ષિણમાં જે ફત્તેહ હાંસિલ થઈ હતી તેને માટે પોતાની ખુશી જાહેર કરી કર્ણસિંહે ૧૦૦ મ્હોર, ૧૦૦૦ રૂપિયા, ૨૧૦૦૦ રૂપિયાની કિંમતના સોના ચાંદીના અલંકારો તથા અનેક હાથી, ઘોડાઓ, વગેરે તરહ તરહનુ નજરાણું કર્યું. હાથી ઘોડા પાછા આપીને શેષ સર્વ નજરાણું મેં લઇ લીધુ. બીજે દિવસે મેં તેને ખિલત આપીને ફતેહપુરથી પાછા ફરી જવાનો હુકમ કર્યો. રૂખ્સત પ્રસંગે મેં તેને એક હાથી, એક ઘોડો, તલવાર, કટાર તથા તેના પિતાને માટે એક ઉમદા ઘોડો આટલો સામાન અર્પણ કર્યો."

"ચૌદમું વર્ષ—હીજરીસન ૧૦૨૯ના રવી ઉલ અવ્વલની ૧૭ મી તારિખે મેં અમરસિંહના બહિસ્તનશીન (પરલોકવાસ) થવાની ખબર સાંભળી. રાણાનો પુત્ર ભીમસિંહ અને પૌત્ર જગતસિંહ એ ઉભય આ ખબર લઇને મારી પાસે આવ્યા હતા. તેમને મેં તરહ તરહની ખિલત આપી અને રાજા કિશોરીદાસની મારફતે કર્ણસિંહપર એક પત્ર, કેટલાક ઉમદા ઘોડા તથા તખ્તનશીન થવાને માટે આવશ્યક સામાન મોકલી આપ્યો. પત્રમાં તેને તખ્તનશીન થવાની રજા આપવામાં આવી હતી. વળી મેં તેને 'રાણા'ની

+ સર ટૉમસરો ઇંગ્લાંડના રાજા પ્રથમ જેમ્સના તરફથી દૂત તરિકે જહાંગીરના દારબારમાં આવ્યો હતો. તેણે હિંદુસ્થાનના પાદશાહ અને રાજાઓ વિષે જે પત્રો ઇંગ્લાંડમાં મોકલ્યા હતા તે પરથી પુષ્કળ ઐતિહાસિક વાતો ઉપલબ્ધ થાય છે. કૅંટર્બરીના પ્રધાન ધર્માચાર્ય પર તેણે ઈ. સ. ૧૬૧૫ ના જાનેવારીની ૨૯ મી તારિખે જે પત્ર મોકલ્યો હતો તેમાંના કેટલાક ભાગનો અનુવાદ અત્રે પ્રયોજન સમજીને આપવામાં આવે છે. તે લખે છે કે "મહારાજ પુરુના પરમ ધાર્મિક વંશજો મોગલોની રાજસભામાં સામંતો તરિકે વિરાજે છે. ગતવર્ષ પૂર્વે કોઇ તેમને પરાજિત કરી શક્યું નહોતું. અને અહીંઆં હમણાં પણ વાસ્તવમાં તેમને મૂલ્ય આપીનેજ બેસાડવામાં આવ્યા છે. તેમણે મોગલોની આધીનતા સ્વીકારી તે કાંઈ અસિબલનો પ્રભાવ નથી, પરંતુ ઉપહારાદિ મોહિનીનો પ્રભાવ છે."

‡ કર્નલ ટૉડ જણાવે છે કે "આ પ્રકારની મૂર્તિઓનું વૃત્તાંત તો ઉપલબ્ધ થાય છે, પરંતુ એ મૂર્તિઓ કોની હતી અને મૂલ્ય શું હતું તે કાંઇ જાણી શકાતું નથી."

ઉપાધિ અર્પણ કરી હતી. ૧૭ મી સવ્વાલને રોજ બિહારીદાસ બ્રમનની મારફતે એક ફરમાન મોકલવામાં આવ્યું. આ ફરમાનપત્ર ઉપર મારો પંજો હતો. આ ફરમાન એવું હતું કે તમારા પુત્રને મુકર્રર ફોજની સાથે અહીંઆં મોકલી આપો."

સમ્રાટ્ જહાંગીરના હસ્તાક્ષરનો આ યથાર્થ અનુવાદ છે. અત્રે આવશ્યકતા જણાયાથી તેની લાંબી સમાલોચના કરવામાં આવશે. જહાંગીરનું હૃદય અતિ ઉદાર અને મહાન હતું, એમ તેના ઉક્ત ઉલ્લેખપરથી સિદ્ધ થાય છે. આ વૃત્તાંતની પ્રત્યેક પંક્તિ અને પ્રત્યેક શબ્દપરથી તેની મોટાઇનો અને તેના ઉદાર હૃદયનો પૂર્ણ પરિચય મળે છે. વીરકેસરી પ્રતાપસિંહના વીર પુત્રપર વિજય પ્રાપ્ત કરવાથી તેને જે અસીમ આનંદ ઉત્પન્ન થયો હતો તે દ્વારા તેના મહત્વમાં અધિક વૃદ્ધિ થઇ હતી. આનંદાતિરેકથી જહાંગીરનું હૃદય વિચલિત થયું નહોતું. તેણે પોતાનુ સ્વાભાવિક મહત્વ છોડયું નહોતું. જો કે તેણે સૂક્ષ્મ દ્રષ્ટિથી અવલોકન કર્યું હતું અને નિષ્પક્ષપાતથી વર્ણન કર્યું હતું, તથાપિ તેણે એક બે સ્થળે ભૂલ કરી હતી. ગિહ્‌લોત વંશના રાજાઓ યવનોનાં આક્રમણ કયી મહાશક્તિના પ્રભાવથી નિષ્ફળ કરતા હતા તે જહાંગીરને વિદિત નહોતું. આ કારણથી પાદશાહ જહાંગીરે ભ્રમવશ થઇને મેવાડના રાણા તેને શરણે આવ્યા તેનું બીજું કારણ નિર્દિષ્ટ કર્યું છે. તેમ કર્યા છતાં પણ તેણે સીસોદીઆ વીર અમરસિંહના ગર્વનું ખંડન કિંવા તેમનું અપમાન કર્યું નથી. પાદશાહ જહાંગીર, રાણા અમરસિંહમાં વીરોચિત ગર્વ હતો એમ સારી પેઠે જાણતો હતો. રાણા અમરસિંહે વીરોચિત ગર્વથી જ એવા ઉદ્‌ગાર કાઢયા હતા કે "કાંતો સ્વદેશનો ત્યાગ કરવો પડશે કે કાંતો બંદીવાન થવું પડશે." આવી સ્થિતિમાં આવી પડવાથીજ અંતે તેમણે દિલ્લીપતિને શિર ઝુકાવ્યું હતું. હૃદયભગ્ન, નિરૂપાય, અને આશ્રયહીન રાજપુત કેસરીની દારૂણ હૃદયપીડાથી જહાંગીરના હૃદયમાં પણ કરૂણા ઉત્પન્ન થઇ હતી અને તેથીજ તેણે રાણાની સાથે વિનય ભરેલું વર્તન રાખ્યું હતું. જ્યારે રાણા અમરસિંહ સર્વ પ્રકારે હતાશ થઇ ગયા ત્યારેજ તેમણે પાદશાહને મસ્તક નમાવ્યું હતું અને ત્યારેજ તેમણે ઇતર હિંદુ રાજાઓની પેઠે પાદશાહની દરબારમાં રહીને તેની સેવા કરવાનો સ્વીકાર કર્યો હતો. યદ્યપિ તેમણે પાદશાહની સેવા સ્વીકારી હતી, તોપણુ મારાથી આ કઠોર અપમાન સહન થઇ શકશે નહિ એવો વિચાર કરીને તેમણે પોતાના પુત્ર કર્ણસિંહને પાદશાહની દરબારમાં મોકલ્યા હતા અને પોતે પાદશાહની ક્ષમા માગી લીધી હતી. પાદશાહ સારી રીતે સમજી ગયો હતો કે રાણા અમરસિંહે મહા મુશ્કેલીથી આ અપમાન સહન કર્યું છે, વાસ્તવમાં આ વિપત્તિથી તેનું હૃદય છિન્નભિન્ન થઇ ગયું છે. જે ગિહ્‌લોત વીરો સહસ્ર વર્ષોથી સ્વાધીનતાનું સુખ ભોગવતા આવ્યા હતા, જેમણે પરાધીનતાનું નામ પણ સાંભળ્યું નહોતું, તેમનાજ વંશમાં જન્મ લઇને આજે ભાગ્યહીન અમરસિંહને વિધિના કઠોર લેખથી સ્વર્ગીય સ્વાધીનતાથી અલિપ્ત થવું પડે, એ શું સામાન્ય દુ:ખની વાત છે? પાદશાહ જહાંગીરે પોતાના હાથથી તેમના ગળામાં પરાધીનતાની જંજીર પહેરાવી હતી, તેણે પોતાના હાથથી તેમને ગૌરવમય આસનપરથી ઉતારીને પાતાળમાં ફેંકી દીધા હતા. જે રીતે મંત્રથી પરિબદ્ધ થયેલો અજગર નિરૂપાય બની જાય છે, તેજ પ્રમાણે અમરસિંહે પણ લાચાર થઇને જે અપમાન રાજપુતો કદિ પણ સહન કરી શકતા નથી, તે અપમાન સહન કર્યું. નિરૂપાય બનવાથી તેમને તે અપમાન સહન કરવું પડયું. તેમના પ્રત્યેક અંગોપાંગમાં જે તીક્ષ્ણ અગ્નિ પ્રજ્વળતો હતો, તેમની પ્રત્યેક નસમાં જે તીક્ષ્ણ ઘાવ લાગ્યા હતા, તેની પીડા બીજો કોઇ પણ માણુસ સહન કરી શકત નહિ. તેમને સ્થાને જો કોઇ બીજો માણુસ હોત તો નિ:સંશય તેનું હૃદય ફાટી જાત, તત્ક્ષણ તે મરણને શરણ થઇ જાત. તેના દલિત અને પીડિત પ્રાણ આપોઆપ શરીરમાંથી વિદાય થઇ જાત. અમરસિંહના હૃદયમાં અત્યંત કષ્ટ હતું, પરંતુ તેમણે કેવળ અદ્‌ભુત સહનશીલતાના બળથીજ તે કષ્ટ સહન કર્યું હતું; કારણકે તેઓ જાણતા હતા કે મનુષ્ય થઇને જે સહનશીળતા ન શીખ્યો તે મનુષ્ય નામને યોગ્ય નથી, માનવ દેહ ધારણ કરવો એ કેવળ તેની વિડંબનાજ છે. આ ગુણ કેવળ અમરસિંહમાંજ નહોતો, પરંતુ પવિત્ર ગિહ્‌લોત વંશમાં પરંપરાથી એ ગુણ ચાલ્યો આવે છે.

આ ગુણ અમરસિંહે વ્યવહારમાં દર્શાવ્યો. તેમણે આ વખતે અપૂર્વ સહિષ્ણુતાની પરાકાષ્ઠા બતાવી. સ્વાધીનતાનો લોપ થવાથી તેમના હૃદયમાં ભીષણ પીડા થઇ છે એમ પાદશાહ પણ સમજ્યો હતો. આથી સમ્રાટ્‌નું હૃદય પણ વ્યથિત થયું હતું. આથીજ તેણે રાણાના ગૌરવનું રક્ષણ કરવાને માટે દરેક

પ્રકારે તેમની ઇચ્છાનુસાર માનભરેલી વર્તણુક ચલાવવામાં કસુર ન આવે, એવો હુકમ કર્યો હતો.*

વીર કેસરી પ્રતાપસિંહના પુત્ર અમરસિંહ પર વિજય પ્રાપ્ત કરીને જહાંગીર આનંદિત થયો હતો એ વાત સત્ય છે. પરંતુ તેને આનંદાતિશય થયો નહોતો. હલકા મનુષ્યોની પેઠે તે આનંદોન્મત્ત થઇ ગયો નહોતો. તેનો આનંદ શાંત અને સરલ હતો. તેણે પોતાના સામ્રાજ્યમાં ઘેરે ઘેર આનંદોત્સવ કરવાનો હુકમ બહાર પાડયો નહોતો, પરંતુ તેણે કેવળ રાણાના પ્રિય હાથી આલમગુમાનપર સ્વાર થઇને દીન, દરિદ્રી લોકોને દ્રવ્ય વ્હેંચ્યું હતું. આ પરથી તેના ગંભીર અને શાંત આનંદની પ્રતીતિ થાય છે. રાણાપર વિજય પ્રાપ્ત થવાથી તેણે પોતાને ગૌરવાન્વિત માન્યો હતો, કારણકે તેને વિદિત હતું કે સીસોદીઆ વંશના રાજાઓજ સર્વ રાજપુતોમાં શ્રેષ્ઠ છે. આ વીરપૂજ્ય શ્રેષ્ઠ રાજકુળ ઉપર વિજય પ્રાપ્ત કરવાને માટે તેના પૂર્વજોએ અત્યંત પરિશ્રમ કર્યો હતો, પરંતુ પુષ્કળ દ્રવ્ય અને અગણિત સૈનિકોનો ભોગ આપ્યા છતાં પણ તેમની ચેષ્ટા ફલવતી થઇ નહોતી. અને જહાંગીરે આ કાર્ય પાર પાડયું તેથી તેણે પોતાને ગૌરવાન્વિત માન્યો. જે કાર્ય ખડ્ગબળથી થઇ શકયું નહોતું, નૃશંસતા, સ્વાર્થપરતા, અને અત્યાચારના પાપ મંત્રથી દીક્ષિત થઇને પાશવ અસિબલના પ્રયોગથી તેના બાપદાદા જે કાર્ય સિદ્ધ કરી શક્યા નહોતા, જે કાર્ય તે સ્વયં સત્તર વખત ભયંકર સંગ્રામભૂમિમાં આવી અગણિત હિંદુ મુસલમાનોનું રૂધિર વહેવરાવ્યા છતાં પાર પાડી શકયો નહોતો, તેજ કાર્ય આ વખતે તેના પુત્ર સુલતાન ખુર્રમે સદાચરણ અને સદ્વ્યવહારથી સિદ્ધ કર્યું. તે સારી પેઠે જાણતો હતો કે ભારતવર્ષના આર્ય લોકો પાશવ બળ અથવા ખડ્ગની સહાયથી મસ્તક નમાવે એવા નથી. આ ગૂઢ સત્ય તેને પરિચિત હતું તેથીજ તેણે વિનયથી રાજપુતોને સ્વાધીન કરી લીધા હતા. ભારતવર્ષ પાશવ બળ કિંવા અસિબળથી શાસિત થઈ શકનાર નથી એ તત્ત્વ વિદેશી મોગલ બાદશાહે સારી રીતે જાણ્યુ હતું. ભૂતકાળનો ઇતિહાસ મોગલોની ઉદારતાનુ વર્ણન અસંખ્ય મુખોથી કરી રહ્યા છે. સૂક્ષ્મદર્શી નિરપેક્ષ જહાંગીરની પવિત્ર લેખિની આજે સભ્ય જગતમાં એક નવીન સત્યનો જયજયકાર કરી રહી છે-એક નવીન સત્યનો ઢંઢેરો પીટી રહી છે.

પાદશાહ જહાંગીરે મેવાડના રાણાને પરાજિત કરીને પોતાને ગૌરવાન્વિત માન્યો. આજ કારણથી તેણે રાણા અમરસિંહના પુત્ર કર્ણને પોતાના જમણા હાથપર આસન આપ્યું અર્થાત્ ભારતવર્ષના સમસ્ત રાજાઓથી ઉચ્ચ આસન આપ્યુ. પાદશાહે રાણાની સાથે જે જે પ્રકારનું વર્તન ચલાવ્યું છે, તે સર્વનો વિચાર કરવાથી તેની ઉદારતા, વીરોચિત ગૌરવ અને શિષ્ટાચારનો સારો પરિચય મળે છે. સીસોદીઆ કુળની માનમર્યાદાની રક્ષા કરવાને તથા સીસોદીઆ રાણાને સુખમાં રાખવાને જાણે જહાંગીરને સૈદેવ ચિંતા થયા કરતી હતી. પરંતુ એક સ્થળે જહાંગીરની ભૂલ થઈ છે. તેણે મંત્રાધીન બાળ નાગસમાન, કર્ણના હૃદયનો ભાવ નહિ સમજી ભૂલથી કહ્યું છે કે "કર્ણ શરમાળ છે." પરંતુ વિચાર કરવાથી જ્ઞાત થાય છે કે કર્ણની તે 'શરમ' એક અધિક ગૌરવમય અભિધાનને યોગ્ય હતી. રાજકુમાર કર્ણે સુપ્રસિદ્ધ અને પરમ પવિત્ર ગિહ્લોત કુળમાં જન્મ લીધો હતો. તેમના પિતા મહા બળવાન રાજાના પુત્ર હતા. તેમની જન્મભૂમિ આર્યગૌરવ અને સ્વાધીનતાની લીલાભૂમિ હતી. વીરપ્રસૂતા મેવાડભૂમિમાં જન્મ લઇ જગત્પૂજ્ય વીરવંશમાં ઉત્તમ પિતાદ્વારા ઉત્પન્ન થઈ તેઓ મોગલ સમ્રાટના દાસ બન્યા હતા. તેમના પૂર્વજોના શરીરમાં પ્રાણ હતા ત્યાં સુધી તેમણે મોગલોને મેવાડભૂમિની સીમામાં પગ મૂકવા દીધો નહોતો. અને તેમની સાથે જે રાજપુતોએ સંબંધ રાખ્યો તે માટે તેમણે પોતાના જાતિ બંધુઓનો ત્યાગ કર્યો હતો, જે લોકોને તેમણે "દૈત્ય" "દાનવ" આદિ ઘૃણાસૂચક નામો આપ્યાં હતાં, તેમનીજ સેવા વિધાતાના લેખથી આ વખતે તેમને કરવી પડતી હતી. સહાય, આશ્રય, ઉપાય, સર્વથી રહિત બની આજે મહારાણા યવનોની આધીનતારૂપી જંજીરથી બદ્ધ થયા હતા. આ દુર્દશા જોઇ કર્ણસિંહ જેવા તેજસ્વી રાજકુમારનું હૃદય છિન્નભિન્ન થઇ જાય તેમાં શું આશ્ચર્ય? રાજકુમાર કર્ણ પણ પવિત્ર સીસોદીઆ કુળના યોગ્ય રાજપુત્ર હતા. આથી પરાધીનતારૂપી બેડીથી તેમનું હૃદય ભગ્ન થઇ ગયું હોય તેમાં કાંઇ શક નથી. જે માણસને તિલભાર પણ સ્વાધીનતા ન હોય અને

* પાદશાહની આ આજ્ઞાનું યથાર્થ પ્રકારે પાલન થયું હતું.

જેની માતૃભૂમિની દુર્દશા થઇ ગઈ હોય, તેનું હૃદય ક્ષુબ્ધ થઇ જાય તેમાં શું નવાઈ? આવી દુર્દશા જોઇ જેના હૃદયમાં દુઃખ ઉત્પન્ન થાય નહિ તે માણસ કહેવાવાને યોગ્ય નથી-તેમાં મનુષ્યત્વનું નામ નથી. રાજકુમાર કર્ણ રાજપુત હોવા છતાં પણ સ્વાધીનતા ખોઇ બેઠા હતા. વીરત્વ, ગૌરવ અને સ્વાધીનતાની ખાણુ સ્વરૂપ મેવાડભૂમિ કે જેમાં તેમના પૂર્વજો સ્વતંત્ર રાજ્યાધિકાર ભોગવી ગયા હતા તે ભૂમિને જે શત્રુએ આ શોચનીય દશાએ પહોંચાડી હતી તે શત્રુની સાથે તે હળીમળીને વાર્તાલાપ શી રીતે કરી શકે? શત્રુએ તેમની આધીનતારૂપી જંજીરનો ભાર ઓછો કેરી તેમને સંતુષ્ટ રાખવાનો પ્રયત્ન કર્યો હતો, તેમને સર્વ હિંદુ રાજાઓના કરતાં ઉચ્ચ આસનપર સ્થાપિત કર્યા હતા, મેવાડના રાજ્યથી અલગ થયેલા ગોઢાર રાજ્યને પુન તેની સાથે સંયોજી દીધું હતું, તેમને પાંચહજારી મનસબદારી સોંપી હતી, આ સર્વ વાત સત્ય છે, આ સર્વ રાજ્યચાતુર્ય ઉત્તમ છે, પરંતુ તેના બદલામાં કર્ણસિંહનુ જે અમૂલ્ય ધન ખોવાઇ ગયુ હતું તેની આગળ તો ઇંદ્રની અમરાવતી અને કુબેરનો ભંડાર પણ તુચ્છ છે. **'स्वर्गादपि गरीयसी'** એવી જનની જન્મભૂમિના અમૂલ્ય સ્વાધીનતા રત્નથી કર્ણ વંચિત થયા હતા, આ રત્નનો ઉદ્ધાર કરવાનો હવે કાંઇ ઉપાય રહ્યો નહોતો. તેથી તેઓ મૌન ધારણ કરી રહ્યા હતા. આથીજ પાદશાહે તેમને 'શરમાળ' અને 'થોડા બોલા' કહ્યા છે.

ઉદારહૃદય જહાંગીરે રાણા અમરસિંહને જેવું માન આપ્યું હતુ, તેનું જેવું ગૌરવ રાખ્યું હતું, તેવું માન અને ગૌરવ અન્ય કોઇ પણ પરાજિત રાજાએ સમ્રાટ તરફથી પ્રાપ્ત કર્યું હોય એ વિષે અમને સંપૂર્ણ શક છે. પરંતુ તેજસ્વી અમરસિંહના હૃદયમાં આ સન્માન અને ગૌરવ કંટકની પેઠે ખુચતાં હતાં. પાદશાહે આપેલા સન્માન અને ગૌરવ વિષે જેમ જેમ તેઓ વિચાર કરતા હતા તેમ તેમ તેમના હૃદયમાં કંટક ભોંકાતા હતા. આ દારૂણ કષ્ટના પ્રચંડ પ્રહારથી કોઇ કોઇ વખત તેઓ ઉન્મત્ત જેવા બની જઇને ખુર્રમની મહાનતા અને ઉદારતા તથા જહાંગીરના સન્માન અને સદ્વ્યવહારને સહસ્રાવધિ ધિક્કાર આપ્યા કરતા હતા. સુલતાન ખુર્રમ રાજપુત બાળાના ઉદરથી ઉત્પન્ન થયેલો હોવાથી તે રાજપુત વીરોનો અત્યંત આદરસત્કાર કરતો હતો+ રાજપુતો પ્રત્યેના તેના આ અકપટ પ્રેમ, અને આદરથી મોહિત થઇને તેજસ્વી અમરસિંહે જહાંગીરની આધીનતા સ્વીકારી હતી. અને તેઓ તેની સાથે મિત્રભાવ ચાલુ રાખવાને સમ્મત થયા હતા. નહિ તો તેઓ સમગ્ર જીવન પર્યંત સમરસાગરમાં ડુબતા રહેવા છતાં અને કઠોર અત્યાચારથી પીડિત થવા છતાં મોગલ સમ્રાટની આધીનતા સ્વીકારત નહિ ખુર્રમનો સ્વભાવ અત્યંત સરલ અને ઉદાર હતો, તેમજ તેનાં વચનો પણ તેવાંજ સરલ અને મનોહર હતાં. ખુર્રમની વાક્યાવલિ અમરસિંહના કર્ણમાં જાણે અમૃતની વૃષ્ટિ કરતી હતી. શાહજાદા ખુર્રમે રાણાને સંધિ કરવાને માટે પ્રાર્થના કરી હતી અને જો સંધિ કરવામાં આવશે તો મિત્રતા બાંધવામાં આવશે એવું વચન આપ્યું હતું. "જો આપ એક વખત શહેરની બહાર આવી પાદશાહના પંજાવાળા ફર્માનપત્રનો સ્વીકાર કરશો તો તરતજ હું સર્વ મુસલમાનોને મેવાડમાંથી દૂર કરી બીજા મુકામ પર મોકલી દઇશ, પછી આપને મેવાડમાં મુસલમાનોનો ગંધ સુદ્ધાં આવશે નહિ." આ વાક્ય સાંભળી રાણાનું હૃદય પ્રચંડ તેજસ્વિતાથી ઉભરાઈ ગયું. તેમણે શાહજાદાની માગણીનો સ્વીકાર કર્યો નહિ. 'શું હું વીર કેસરી પ્રતાપસિંહનો પુત્ર થઈ રાજપુતોની સ્વાધીનતાનું હરણ કરનાર મોગલનું દાસત્વ સ્વીકારીશ? જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી મારાથી આ કાર્ય થઇ શકશે નહિ.' આ વિચાર અમરસિંહના હૃદયમાં ઘુમવા લાગ્યો. જો કે ખુર્રમે એક મિત્ર બનવાની માગણી કરી હતી તોપણ મહારાણાએ તેનો સ્વીકાર કર્યો નહિ-દર્પ સહિત ના કહેવરાવી.

જે દિવસે સુલતાન ખુર્રમે ઉક્ત માગણી કરી તેજ દિવસે મહારાણાએ રાજ્યભાર છોડી શાંતિમય મુનિવૃત્તિ ધારણ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. આ પ્રતિજ્ઞાનું પાલન થવામાં ઝાઝો વિલંબ થયો નહિ. ખુર્રમની સાથે મુલાકાત કરીને જ્યારે તેઓ પાછા આવ્યા ત્યારે તેમણે સર્વ સરદારોને પોતાની સમક્ષ

+ અંબરના કુશાવહ વંશની રાજકુમારીના ઉદરથી ખુર્રમનો જન્મ થયો હતો. આથીજ ચતુર ભટ્ટ કવિઓએ તેને કચ્છપકુલોત્પન્ન કૂર્મ કહ્યો છે.

બોલાવ્યા અને તેમની આગળ પોતાની પ્રતિજ્ઞા પ્રકટ કરી. પછી તેમણે પુત્રના મસ્તક પર રાજતિલક કરી રાજ્યથી વિદાય લીધી.* વિદાય લેતી વખત તેમણે સિંહાસનારૂઢ થયેલા પોતાના પુત્રના મસ્તકે ચુંબન કરી ધીર ગંભીર સ્વરે તેમને કહ્યું "બેટા ! જો જો, મેવાડનુ સન્માન અને ગૌરવ હવે તમારા પરજ નિર્ભર છે. આમ કહીને તેઓ રાજધાનીનો ત્યાગ કરી રાજન §ચૌકીની ગિરિગુહામાં ગયા અને ત્યાં સુખ દુઃખથી પોતાનું શેષ જીવને વ્યતીત કરવા લાગ્યા. તે વખત પછી તેમણે કદિ પણ પોતાનો સંન્યસ્તાશ્રમ છોડયો નહોતો. ત્યાર પછી તેઓ કદિ પણ રાજધાનીમાં આવ્યા નહોતા. જ્યારે સંવત્ ૧૬૭૭ (ઇ. સ. ૧૬૨૧) માં તેમનો પવિત્રાત્મા ઇહલોક છોડી સ્વર્ગમાં ચાલ્યો ગયો-જ્યારે તેમનું શરીર પંચ તત્ત્વોમાં મળી ગયું ત્યારે તેમના દિવ્ય દેહની પવિત્ર ભસ્મ તેમના પૂર્વજોના ભસ્મરાશિની સાથે રાખવાને માટે રાજભુવનમાં લાવવામાં આવી.

અમરસિંહના દિવ્ય ચરિત્રની વિશેષ શુ સમાલોચના કરીએ વારૂ ? તેઓ વીરકેશરી પ્રતાપસિંહના યોગ્ય પુત્ર અને પવિત્ર ગિહ્‌લોત કુલના પરમ પવિત્ર રાજા હતા. જે શારીરિક અને માનસિક ગુણોને વીર પુરુષોનાં ભૂષણ માનવામાં આવે છે, તે સર્વ ગુણો અમરસિંહના અંગમાં વિદ્યમાન હતા. મેવાડના સર્વ રાજાઓ કરતાં તેઓ અધિક ઉંચા હતા. તેઓ અત્યંત બળવાન હતા. પરંતુ મેવાડના ગત રાજાઓની પેઠે રાણા અમરસિંહનો વર્ણ ગૌર નહોતો. તેમના મુખમંડળ પર બહુધા શોક અને ગંભીરતાની કાલિમા દ્રષ્ટિગોચર થયા કરતી હતી. પરંતુ તેમનામાં આ ભાવ પ્રકૃતિગત નહોતો. એમ જણાય છે કે જીવન પર્યંત વિપત્તિઓ દ્વારા પીડિત હોવાથી તેમના વદનમંડળ પર આ શોકની છાયા છવાઈ ગઈ હતી. ઉદારતા, વીરતા, દયા, તથા ન્યાયપરાયણતા એ રાજપુત રાજાઓના પ્રધાન ગુણ માનવામાં આવે છે. અમરસિંહમાં આ સર્વ ગુણો વિદ્યમાન હોવાથી સૈનિકો, સામંતો, ઇષ્ટ મિત્રો તથા પ્રજાજનો દેવ પ્રમાણે તેમની પૂજા કરતા હતા. રાણા અમરસિંહના અપૂર્વ ગુણોનુ અદ્‌ભુત વૃત્તાંત બહુધા ભટ્ટ લોકોના ગ્રંથો, રાજસ્થાનના અનેક સ્તંભો તથા પહાડો પર અંકિત થયેલુ ઉપલબ્ધ થાય છે.



* સંવત્ ૧૬૭૨ (ઈ. સ. ૧૬૧૬) માં રાણા અમરસિંહે પોતાના પુત્રને રાજ્ય ભાર સમર્પણ કર્યો હતો. પરંતુ તવારીખ ફરિસ્તાના અનુવાદક મહાનુભાવ ડો. સાહેબ જણાવે છે કે સંવત્ ૧૬૬૯ (ઈ. સ. ૧૬૧૩) માં તેમણે પોતાના કુમારને રાજ્ય સમર્પણ કર્યું હતું.

§ કર્નલ ટૉડ જણાવે છે કે ઉક્ત સ્થાન પરજ સુલતાન ખુર્રમે રાણાજીની સાથે મુલાકાત કરી હતી. નગરની ઉત્તર દિશાએ એક ગિરિમાલાની ઉપર અદ્યાપિ રાજન ચૌકીનું ખંડિયેર પડેલું છે. એને રાણા ઉદયસિંહે બંધાવી હતી.



# अध्याय १२ मो.

કર્ણદ્વારા ઉદયપુરનું દ્રઢ થવું તથા તેની શોભાની વૃદ્ધિ થવી-સમ્રાટ્‌ની સભામાં જવાની ફરજમાંથી રાણાની મુક્તિ-સમ્રાટ્‌ને સહાય માટે આપેલી સેનાના સરદાર તરિકે ભીમનું નિયુક્ત થવું-સુલતાન ખુરમ અને ભીમે મળી પર્વેઝની વિરુદ્ધ રચેલું ષડયંત્ર-રાજદ્રોહીઓ ઉપર જહાંગીરનું આક્રમણ-ભીમનો વધ-ખુર્રમનું ઉદયપુરમાં નાશી જવું-રાણાએ સન્માનપૂર્વક તેનો કરેલો સ્વીકાર-રાણા કર્ણનો પરલોકવાસ-રાણા જગતસિંહનો રાજ્યાભિષેક-જહાંગીરનું મૃત્યુ-શાહજહાં નામ ધારણ કરી ખુરમનું સિંહાસનારૂઢ થવું-મેવાડમાં પ્રસરેલી ગંભીર શાંતિ-પેશોલાના દ્વીપોમાં રાણાએ મહાલય બંધાવવો-ચિત્તોડની પુનઃ કરેલી મરામત-જગતસિંહનું મૃત્યુ-રાણા રાજસિંહનો રાજ્યાભિષેક-શાહજહાંને પદભ્રષ્ટ કરી ઔરંગઝેબનું સિંહાસનારૂઢ થવું-જહાંગીર અને શાહજહાં હિંદુઓ પર પ્રેમ રાખતા હતા તેનાં યથાર્થ કારણ-ઔરંગઝેબના ચારિત્ર્યનું વર્ણન-રાજપુતો ઉપર ઔરંગઝેબે નાંખેલો જજીઆ વેરો-રૂપનગરની રાજકુમારી સાથે ઔરંગઝેબે વિવાહ કરવા માટે કરેલો પ્રયાસ-તેને હરણ કરી રાજસિંહનું પોતાના નગરમાં આવવું-સમ્રાટ્‌ની સામે યુદ્ધ કરવાનો તેમણે કરેલો ઉદ્યોગ-ઔરંગઝેબનું યુદ્ધ કરવા માટે આવવું-ગીરવાની ખીણ-રાજકુમાર અકબરનો પરાજય-તેનું ગિરિસંકટમાં ફસાઇ પડવું-રાણાના જ્યેષ્ઠ કુમારે આ સંકટમાંથી અકબરનો કરેલો ઉદ્ધાર-દિલેરખાંનો પરાજય-રાણા અને તેમના સહાયક રાઠોડોએ ઔરંગઝેબનું કરેલું અપમાન-યુદ્ધભૂમિમાંથી ઔરંગઝેબનું નાસી જવું-રાજકુમાર ભીમનું ભયંકર આક્રમણ-રાણાના મંત્રીઓએ માળવાની કરેલી લૂંટ-રાજપુત દલનું એકત્રિત થઇ અજીમને પરાજિત કરી ચિત્તોડમાંથી તેને નસાડી મૂકવો-મોગલોના ત્રાસમાંથી મેવાડનો ઉદ્ધાર-મારવાડમાં ભયંકર યુદ્ધ-સીસોદીઆ અને રાઠોડોની એકત્રિત થયેલી શક્તિથી સુલતાન અકબરનો પરાજય-રાજપુતોનું ષડ્‌યંત્ર-ઔરંગઝેબને પદભ્રષ્ટ કરી અકબરને સિંહાસન પર બેસાડવાનો તેમણે કરેલો વિચાર-આ વિચારનું નિષ્ફળ થવું-રાણાની સાથે મોગલ સમ્રાટ્‌ને સંધિ કરવાનો વિચાર અને સંધિ થવી-ભયંકર આઘાતથી થયેલું રાણાનું મૃત્યુ-રાણાનું ચરિત્ર અને ઔરંગઝેબનું ચરિત્ર, એ ઉભયની સમાલોચના-સમંદ સરોવર-ભયંકર દુર્ભિક્ષ અને મહામારી.



મેવાડ રાજ્યના અંતિમ સ્વતંત્ર નૃપતિ મહારાણા અમરસિંહના જ્યેષ્ઠ કુમાર કર્ણ સંવત્ ૧૬૭૭ (ઇ. સ. ૧૬૨૧) માં પોતાના પિતાના સિંહાસન પર અધિષ્ઠિત થયા. નંદનવનના જેવી સ્વાધીનતાની લીલાભૂમિ મેવાડમા આજે આગલું ગૌરવ અને આગલો પ્રકાશ રહ્યો નથી. જે ગૌરવથી એક વખત તે સભ્ય જગત્‌ની શિરોમણિ બની હતી, તે ગૌરવ આજે નષ્ટ થયું છે. એકવાર સૂર્યવંશી બાપ્પા રાવલના વંશજોએ સૂર્યના ઉગ્ર તેજ સમાન જે તેજસ્વિતા ધારણ કરી હતી તે તેજસ્વિતા આજે મેવાડમાથી લુપ્ત થઇ છે. આજે મેવાડની ભૂમિ વિષાદને લીધે સ્મશાનવત્ બની

ગઇ છે. સૂર્યપ્રભા જેવા મેવાડના રાજપુતો, પોતાનુ પ્રખર જ્યોતિ ગુમાવીને સામાન્ય નક્ષત્રોના જેવા ક્ષીણતેજ બની ગયા છે. ભારતના હિંદુ રાજાઓની આવી દુર્દશા થઈ ગઇ હતી. તેમનામાં તેજ રહ્યું નહોતું. જ્યોતિ રહી નહિ, કાંતિ રહી નહિ. તે લોકો પોતાની શક્તિ ખોઇ અન્યની શક્તિથી આકર્ષિત થઈ પોતાને ભૂલી જઈ મોગલ સમ્રાટ્રૂપી સૂર્યની આસપાસ ફરવા લાગ્યા. જે શક્તિ એક વખતે હિંદુ રાજાઓના રોમમાંથી નીકળી સમગ્ર હિંદુસ્થાનમાં પોતાની પ્રભા ફેલાવતી હતી તે આજે મોગલ સૂર્યથી નષ્ટ પામી. મોગલ સૂર્યના પ્રચંડ તેજની ગતિ રોકવાનું સામર્થ્ય કોઇ પણ હિંદુ રાજામાં રહ્યું નહિ. કાળની ગતિથી આજે મોગલોને શક્તિ અને તેજ પ્રાપ્ત થયાં છે, કાળની ગતિથીજ તે પુન નષ્ટ થશે. પરિવર્તન એ જગતનો નિયમજ છે. આ નિયમનું ઉલ્લંઘન કદિ પણ થઇ શકે એમ નથી. આ અચળ નિયમને વશ થઇનેજ હિંદુસૂર્ય બાપ્પા રાવળના વશજો હવે તેજોહીન થઇ ગયા છે. યદ્યપિ તેઓ મોગલોની પ્રચંડ શક્તિને આકર્ષે છે તો ખરા, પરતુ નિયમિત રીતે તેને આકર્ષી શકતા નથી. તેઓ કોઈ કોઇ વખત સ્થાનભ્રષ્ટ થઇને બળહીન બની જાય છે.

યદ્યપિ વીરશ્રેષ્ઠ બાપ્પા રાવલના વંશજો પોતાની આગલી શક્તિ અને તેજ ખોઇ બેઠા હતા, તોપણ તેઓ પોતાના પ્રાચીન વૈભવની વાત ભૂલી શકતા નહોતા. પ્રાચીન વૈભવની સ્મૃતિ એજ તેમનું જીવન હતું. તેના નાશની સાથે તેમનો પોતાનો નાશ થવાનો સંભવ હતો. રાજપુત નામ પૃથ્વીના પટપરથી નીકળી જવાનો સંભવ હતો. જે દિવસે વીરકેસરી મહારાજ કનકસેને સૌરાષ્ટ્રમાં પોતાની વિજય વૈજયંતી ફરકાવી હતી તે દિવસથી લઇને આ સમય પર્યંતમાં દોઢ હજાર વર્ષો વ્યતીત થઈ ગયાં હતાં. આ દીર્ઘ કાળમાં અદષ્ટચક્રથી આ વીર વશની જે દશા થઈ હતી તેનું યથાર્થ વર્ણન અમે કર્યું છે. આ અવસ્થા પ્રકાશિત થઇને અદ્યાપિ ચિત્રની પેઠે અમારાં નેત્રો સમક્ષ સાંગોપાંગ દેખાય છે. ઈસ્વી સનની બીજી શતાબ્દીમાં સૂર્યવંશના રાજા કનકસેને લોહકોટનો પરિત્યાગ કરી સૌરાષ્ટ્રની સીમાપર પોતાનો ઝુંડો સ્થાપિત કર્યો હતો. તેમના વંશજોએ ત્યાં અનેક શતાબ્દીઓ પર્યંત રાજ્ય કયુ. પછી શિલાદિત્યના સમયમાં અસખ્ય પારદ લોકોએ આક્રમણ કર્યું. આ આક્રમણની ગતિ રોકી નહિ શકાયાથી મહારાજા શિલાદિત્યનો સહકુટુંબ નાશ થયો. તેમની નંદનવન સમાન સુન્દર સૌરાષ્ટ્રભૂમિ યવન લોકોએ ઉજ્જડ કરી નાંખી. આ ભયંકર સમયમાં સૂર્યવશના વૃક્ષને જીવિત રાખવાને માટે કેવળ રાણી પુષ્પવતીજ બચી હતી. તેને ઉદરે ગ્રહાદિત્યનો જન્મ થયો, તેના દ્વારા ગિહ્લોત કુલની સ્થાપના થઇ, તેને ઇડરના રાજ્યની પ્રાપ્તિ થઇ, ભીલોના ક્રોધથી તેને ઇડરનો ત્યાગ કરવો પડયો, વીરકેસરી બાપ્પા રાવલનો જન્મ થયો, તેમણે ચિત્તોડપર અધિકાર સ્થાપિત કર્યો. પછી ઉદયપુરની સ્થાપના થઇ, સીસોદીઆ કુલના ગૌરવનો નાશ થયો, તે દીનહીન અવસ્થાને પ્રાપ્ત થયું, બાપ્પાની વિજય વૈજયંતીએ મુસલમાનોની સામે પોતાનું મસ્તક અવનત કર્યું. આ સર્વ ચિત્રો આપણી નજર સન્મુખ તર્યા કરે છે. આ ચિત્રોનું વર્ણન કરવામાં અમે અમારી શક્તિ અનુસાર કાંઇ પણ ત્રુટિ કરી નથી. હવે મેવાડમાં એક નવીન યુગનો આરંભ થયો છે. સાત સમુદ્ર પાર શ્વેતદ્વીપ (ઇંગ્લાંડ) થી કેટલાક અંગ્રેજો આ દીનહીન અવસ્થામાંથી સીસોદીઆ કુલનો ઉદ્ધાર કરવાને માટે આ ભારતભૂમિમાં આવ્યા છે. તેમના આગમનથી ભારતવર્ષમાં કેવું એક નવીન ચૈતન્ય સ્ફુરી રહ્યું છે, ભારતવાસીઓના જીવનનો સ્રોત કેવી રીતે એક નવીન માર્ગમાં વ્હેવા લાગ્યો છે, તેનો હવે આગળ વિચાર કરવામાં આવશે.

મહારાણા કર્ણનું ચરિત્ર સર્વ પ્રકારે વીરોચિત હતું. સહનશીલતા, તેજસ્વિતા વગેરે જે ગુણો રાજપુતોના ભૂષણ તરિકે માનવામાં આવે છે તે સર્વ ગુણો રાણા કર્ણમાં વિદ્યમાન હતા. તદ્ઉપરાંત તેમનું સાહસ અને કર્તવ્યનિષ્ઠા અદ્દ્ભુત હતી. ગત યુદ્ધોથી મેવાડના ખજાનામાં જ્યારે દ્રવ્યનું નામ પણ રહ્યું નહિ ત્યારે મહારાણા કર્ણે જે ઉપાય યોજીને પુનઃ દ્રવ્યભંડાર ભરી દીધો હતો તે પરથી તેમના ગુણોનો વિશેષ પરિચય મળે છે. વારંવાર યુદ્ધ થવાથી મેવાડનો દ્રવ્યકોષ સર્વથા ખાલી થઇ ગયો હતો. જ્યારે રાજ્યમાંથી દ્રવ્ય સંચય કરવાનો કોઇ પણ ઉપાય રહ્યો નહિ ત્યારે મહારાણાના હૃદયમાં એક નવીન કલ્પના ઉત્પન્ન થઇ. તેમણે એક નવીન ઉપાય શોધી કાઢયો અને તે દ્વારા તેમણે પુનઃ પોતાનો કોષ ભરી નાંખ્યો. તેમણે કોઇને એક શબ્દ પણ કહ્યા વિના પોતાની સાથે કેટલાક ઘોડેસ્વારોને લીધા

અને શત્રુઓની વચ્ચે થઇ સુરતમાં જઇ પહોંચ્યા. તેમણે પોતાની વીરતાથી, સહાયથી શત્રુઓની સેનાને ભયભીત તથા ત્રાસિત કરી. સુરત શહેર લૂટી પછી પોતાના દેશ તરફ કૂચ કરી. સંચિત કરેલા આ વિપુલ ધનથી મહારાણા કર્ણે પોતાના દેશની હીન દશા દૂર કરી.

અમે પૂર્વેજ જણાવી ગયા છીએ કે મહારાણા કર્ણ એક સાહસિક અને શૌર્યવાન રાજા હતા. પરંતુ શોકની વાત એ છે કે અવસર નહિ મળ્યાથી તેઓ પોતાના એ ઉચ્ચ રાજગુણોનો પરિચય કરાવી શક્યા નહોતા. ઘણા લોકો અહીંઆં એવો પ્રશ્ન કરશે કે જ્યારે તેમના ઉત્તમ ગૌરવ અને સ્વાધીનતાની લીલાભૂમિ મેવાડને, યવનોએ "જાગીર" નામ અર્પણ કર્યું હતું ત્યારે મહારાણા કર્ણે મૌન ધારણ કરીને આ અપમાન શા માટે સહન કર્યું હતું? અને તેમણે પોતાના અસિબલથી શત્રુઓએ લગાડેલા આ ભયંકર કલંકનો બદલો લેવાને શા માટે આગળ પગલાં ભર્યાં નહોતાં? આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં અમે કેવલ એટલુંજ કહી શકીએ છીએ કે યદ્યપિ પાદશાહે મેવાડભૂમિને "જાગીર" કહી હતી, તોપણ તેણે કદિ પણ મહારાણાની સાથે જાગીરદાર તરિકેનો વ્યવહાર રાખ્યો નહોતો. પરંતુ તે તેમને પોતાનો મોટો મિત્ર માનતો હતો. સરલતાપૂર્વક મિત્રભાવ રાખીને તેણે પોતાના રાજ્યમાં શાંતિ સ્થાપિત કરી હતી. આથી મહારાણા કર્ણે શાંતિમાં ઉપદ્રવ કરવાનું યોગ્ય ધાર્યું નહિ હશે. અને તેઓ ઉપદ્રવ કરત તોપણ તેમની અભિલાષા પૂર્ણ થવાનો સંભવ નહોતો, તેથીજ તેમણે મૌન ધારણ કર્યું હતું. જો ઉપદ્રવ કરવાથી તેમની અભિલાષા પૂર્ણ થવાનો સંભવ હોત તો તેઓ તેમ કરવાને પ્રવૃત્ત થાત, એમાં લેશ પણ સંશય નથી. જો તેઓ ઉપદ્રવ કરત તો સીસોદીઆ કુલનું ગૌરવ અને અસ્તિત્વ એકદમ લુપ્ત થઇ જાત. દેશ, કાળ અને પાત્રનો વિચાર કરીને આચરણ કરવું એ સર્વનું કર્તવ્ય છે અને જે આ નિયમનું ઉલ્લંઘન કરે છે તે આ સંસારમાં કદિ પણ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકતો નથી. આ નિયમ મહારાણા સારી રીતે સમજતા હતા, તેથીજ તેમણે પોતાની પરિસ્થિતિનો વિચાર કરી મૌન ધારણ કરવાનું ઉચિત ધાર્યું હતું. દેશકાળનો વિચાર કરી તેમણે ઉત્તમ કાર્યો કરવામાં પોતાનું ચિત્ત એકાગ્ર કર્યું હતું. મહારાણા કર્ણે ઉદયપુરની ચારે તરફ કોટ બંધાવ્યો અને કોટની આસપાસ ખાઇ ખોદાવી. પેશોલા સરોવરના પાણીને રોકવાને માટે જે બંધ બંધાવવામાં આવ્યો હતો તેને તેમણે અધિક લાંબો બનાવ્યો. વળી તેમણે અંતઃપુરની એક વાટિકા બનાવી. આ વાટિકામાં સીસોદીઆ કુલની રાણીઓ અદ્યાપિ સ્વતંત્રતાપૂર્વક હવા ખાઇ શકે છે.

ગિહ્લોત વંશના રાજાઓ દોઢ હજાર વર્ષથી ભારતભૂમિના સમસ્ત રાજાઓથી ઉચ્ચ આસને વિરાજી મેવાડભૂમિપર રાજ્ય કરતા આવ્યા હતા. જો કે આ સમયે મહારાણા કર્ણ આ ઉચ્ચ ગૌરવથી નીચે પડયા છે, તે છતાં પણ તેઓ સર્વાંશે તે ઉચ્ચ આસનથી રહિત થયા નથી. પાદશાહે તેમને પોતાના જમણા હાથપર આસન આપીને તેમના સન્માનની રક્ષા કરી હતી. જો કે પાદશાહે તેમની સ્વાધીનતા હરી લીધી હતી, તથાપિ તે તેમની સાથે સામંત તરિકેનો વ્યવહાર રાખતો નહોતો. મેવાડના રાજાને કોઈ પણ પ્રકારે અપમાન લાગે નહિ એટલા માટે પાદશાહે રાણા અમરસિંહની સાથે સંધિ કરી હતી અને તેમાં એવો કરાર કર્યો હતો કે સીસોદીઆ રાજાનો પાટવી કુમાર જ્યાં સુધી રાજસિંહાસનપર અભિષિક્ત થાય નહિ ત્યાં સુધી તેમને પાદશાહની દરબારમાં હાજર રહેવું; પરંતુ જે દિવસે તેમને "રાણા" ની ઉપાધિ પ્રાપ્ત થાય તે દિવસથી તેઓ એ ફરજમાંથી મુક્ત થશે. અને આનંદની વાત છે કે આજ નિયમાનુસાર પાદશાહે મેવાડના રાજકુલની સાથે વ્યવહાર રાખ્યો હતો. રાજકુમાર કર્ણ જ્યાં સુધી પોતાના પિતાના સિંહાસનપર અભિષિક્ત થયા નહોતા ત્યાં સુધી તેમને પાદશાહની રાજસભામાં હાજર રહેવું પડતું હતું, પરંતુ જે દિવસે અને જે પળે તેઓ "રાણા" નામથી પ્રસિદ્ધ થયા તે દિવસથી અને તે પળથી તેઓ એ ફરજમાંથી વિમુક્ત થયા હતા. પછી રાણા કર્ણના યુવરાજ પોતાના પિતાના સ્થાનપર નિયુક્ત થયા. આ રીતે સીસોદીઆ કુલના રાજાઓ પોતાના પૂર્વજોના ઉચ્ચ ગૌરવથી નીચે પડયા હતા તોપણ તેઓ સર્વથા તેનાથી વંચિત થયા નહોતા. પાદશાહની રાજસભામાં સીસોદીઆ રાજકુમાર ભારતવર્ષના સર્વ હિંદુ રાજાઓથી અગ્ર સ્થાને વિરાજતા હતા. સીસોદીઆ રાજકુમારની સાથે સીસોદીઆ સામંતોનું સન્માન પણ વધવા લાગ્યું. તેઓ અન્ય રાજપુત સરદારો કરતાં વિશેષ સન્માન પ્રાપ્ત કરવા લાગ્યા. મોગલોને

સ્વાધીન થયા પશ્ચાત્ અલ્પ સમયમાંજ સીસોદીઆ વંશના સરદારોને અન્ય સરદારો કરતાં વિશેષ પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ. આ સર્વે સીસોદીઆ સરદારોમાં મહારાણા કર્ણના લઘુ ભ્રાતા ભીમ વિશેષ પ્રસિદ્ધ થયા હતા. પાદશાહને સહાય તરિકે મહારાણાને જે સેના આપવી પડી હતી, તેના સેનાપતિ ભીમ હતા. તેઓ અતિ સાહસિક અને તેજસ્વી હતા. સુલતાન ખુર્રમની સાથે તેમને ધાડી મિત્રતા થઇ ગઇ હતી અને તેમની સલાહ લીધા વિના શાહજાદો કોઇ પણ કાર્ય કરતો નહોતો. ભીમની નિષ્કપટ મૈત્રી જોઈ ખુર્રમ દિનપ્રતિદિન તેનાપર અધિકાધિક પ્રસન્ન થતો ગયો અને અંતે તેણે પોતાના પિતાને ભીમની પદ્વી વધારવાની ભલામણ કરી. પાદશાહે પોતાના પ્રિય પુત્રની અભિલાષા પૂર્ણ કરી. પાદશાહે ભીમને 'રાજા' ની ઉપાધિ આપી 'બુનાસ નદીના તટપર એક નાનું રાજ્ય અર્પણ કર્યું. આ રાજ્યની રાજધાની તોડા છે. આ રાજ્યની પ્રાપ્તિ થયા છતાં પણ ભીમની અભિલાષા શાંત થઈ નહિ. તેઓ પોતાનું નામ અમર કરવાનો ઉપાય શોધવા લાગ્યા. પછી તેમણે 'બુનાસ નદીના તટપર એક નવીન નગરીની સ્થાપના કરી. આ નગરી રાજમહલ નામથી પ્રસિદ્ધ થઈ. આ રાજમહલ નગરી દીર્ઘકાળ પર્યંત ભીમના વંશજોના અધિકારમાં રહી હતી. પરંતુ પાછળથી તેનો વિધ્વંસ થઇ ગયો. હાલમાં પણ તે વિધ્વંસ પામેલી રાજમહલ નગરીનાં ખંડિયેરો તે નગરીનું પ્રાચીન ગૌરવ દર્શાવી રહ્યાં છે. આ સ્મારક ચિન્હોપરથી પ્રતીત થાય છે કે એક સમયે તે નગર અતિ સમૃદ્ધિશાલી અને શોભાયમાન હતું. પરંતુ દુર્જય કાળના કઠોર કરપ્રહારથી તે રાજમહલ નગર આજે ચૂર્ણ વિચૂર્ણ થઇને ધૂળમાં મળી ગયું છે. નાશ પામેલ મહાલયોના ખંડિયેરોમાંથી પ્રકૃતિ દેવી મૃદુ સ્વરથી કહે છે કે "મનુષ્ય કેટલાક દિવસ સુધી દોડાદોડ કરશે ? આ શોભા અને સુંદરતા કેટલા દિવસ સુધી પહોંચનાર છે ? આ ગૌરવ, દર્પ, ગરિમા, અહંકારનું આયુષ્ય કેટલુ છે? દિવસ પછી દિવસ, મહિના પછી મહિના અને વર્ષ પછી વર્ષ અસ્ખલિત ગતિથી વહી જઇને અનંત કાળના સમુદ્રમાં લીન થાય છે. ભાગ્યનું ચક્ર સદોદિત અખંડ ગતિથી ક્રિયાજ કરે છે અને મનુષ્યને ઘડીમાં સુખ તો ઘડીમાં દુઃખ આપે છે." એક વખત પાદશાહનો પાટવી કુંવર જે રાજપુતપર અત્યંત પ્રસન્ન થયો હતો, અને જેનુ અમૃતમય સંભાષણ સાંભળવામાં તે પરમ સુખ માનતો હતો તેજ રાજપુતના હતભાગી વંશજો આજે દુર્ભાગ્યની હલકામાં હલકી પંક્તિપર આવીને એક દિવસના એક રૂપિયાના સાધારણ પગારે શાહપુર રાજની નોકરી કરે છે.

ભીમસિંહ તેજસ્વી અને નિડર હતા. તુચ્છ રાજ્ય અને રાજાની ઉપાધિ પ્રાપ્ત કરવાને માટે તેમણે પોતાનું ગૌરવ અને પુરુષત્વ ગુમાવ્યુ નહોતું. ભીમસિંહને પોતાના અધિકારમાં લેવાને માટે જહાંગીરે જે પ્રયત્ન કર્યા તે સિદ્ધ થયા નહિ. પાદશાહે ભીમસિંહને શતાવધિ પ્રલોભનો બતાવ્યાં અને તેનાપર ઘણી કૃપાદ્રષ્ટિ રાખી, પરંતુ તે તેમને પોતાના કાબુમાં લાવી શક્યો નહિ. ખાસ કરીને શાહજાદા ખુર્રમનો તેમનાપર અધિક સ્નેહ જોઇને પાદશાહ જાતજાતની શંકા કરવા લાગ્યો. પાછળથી રાજ્યમાં એકાદ ભયંકર ઉપદ્રવ થવા પામે નહિ એટલા માટે બલવાન ભીમને ખુર્રમની પાસેથી દૂર કરવાનો વિચાર કરી પાદશાહે તેમને ગુજરાતના સુબા તરિકે નિયુક્ત કર્યા. પરંતુ ભીમે આ પદ્વીની જરા પણ સ્પૃહા રાખ્યા વિના ખુર્રમની પાસે રહેવાનો દૃઢ સંકલ્પ કર્યો. પાદશાહને શંકા આવી હતી તે વાસ્તવમાં સત્ય હતી. ખુર્રમ પોતાના જ્યેષ્ઠ ભ્રાતા પર્વેઝનો હક રદ કરી પોતાના પિતાનું સિંહાસન પોતાના અધિકારમાં લેવાનો પ્રયાસ કરવા લાગ્યો. પરંતુ તેની આ અભિલાષા ફલીભૂત થાય તે પૂર્વે રાજ્યમાં એક ભયંકર ઉપદ્રવ ઉપસ્થિત થયો અને તે પ્રજ્વલિત અગ્નિની જ્વાળામાં હતભાગી પર્વેઝ પતંગની પેઠે ભસ્મ થઇ ગયો.

તેજસ્વી ભીમે પાદશાહની આજ્ઞાનો પ્રકટ અનાદર કર્યો હતો તેનું એક ગૂઢ કારણ હતું, તે પર્વેઝ પ્રત્યે અંતઃકરણમાં ઘૃણા ધરાવતો હતો. પર્વેઝ સીસોદીઆ વંશનો પરમ શત્રુ હતો અને રાજપુતોનું સર્વ નાશ કરવામાં તે સદા તત્પર રહેતો હતો. તેણે પૂર્વે મેવાડપર આક્રમણ કરીને તે દેશનું ઘોર અનિષ્ટ કર્યું હતું, ખુર્રમના જીવમાં જીવ હોય ત્યાં સુધી પર્વેઝ દિલ્લીના તખ્તપર બેસે એ ભીમથી જોઇ શકાય એમ નહોતું. તેથી તેઓ જે દ્વારા પર્વેઝના હાથમાં ભારતવર્ષનો રાજ્ય કારભાર જતો અટકે તેવા ઉપાય કરવાને તત્પર થયા. તેમણે આ કાર્ય સિદ્ધ કરવાને માટે સુલતાન ખુર્રમની સાથે સલાહ કરી.

અંતે એવો નિશ્ચય કરવામાં આવ્યો કે જો ખુર્રમે પાદશાહ થવું હોય તો વિના વિલંબે પ્રકટ શત્રુતા ધારણ કરી પર્વેઝનો સંહાર કરવો. સુલતાન ખુર્રમે હવે વિલંબ કર્યો નહિ. તેણે પોતાના કેટલાક અનુચરોને લઇ પર્વેઝપર હુમલો કર્યો. આ આક્રમણમાં હતભાગી પર્વેઝ માર્યો ગયો. હવે ખુર્રમે પોતાના પિતાની વિરૂદ્ધ પ્રકટ વિદ્રોહ કર્યો. તેના સંકલ્પની સિદ્ધિને માટે અનેક રાજપુતો તેને સહાય કરવાને તૈયાર હતા. આ સહાયકોમાં મારવાડનો રાજા ગજસિંહ અધિક પ્રસિદ્ધ છે. રાઠોડ રાજા ગજસિંહ ખુર્રમનો માતામહ હતો. આ કાર્યમાં તેનોજ મુખ્ય હાથ હતો એમ કહીએ તો તે અનુચિત નથી. પરંતુ પાદશાહને કાંઇ આશંકા આવે નહિ એટલા માટે તે ચાતુર્યથી કામ કરતો હતો.

આ વિદ્રોહાગ્નિ શાંત કરવાને માટે સ્વયં પાદશાહ સેના લઇને આગળ વધ્યો. રાઠોડ રાજા ગજસિંહ વિદ્રોહીના દલમાં ગુપ્ત રીતે મળેલો છે એવો સંદેહ પાદશાહને પ્રથમથીજ હતો આ સંદેહની સત્યતા વા અસત્યતાનાં કાંઈ ચોક્કસ પ્રમાણો તેને મળ્યાં નહોતાં. તો પણ તેણે ગજસિંહપર વિશ્વાસ ન રાખતાં જયપુરના રાજાને સેનાપતિ બનાવ્યો. આ વખતે ગજસિંહે તટસ્થ રહેવાનું પસંદ કર્યું. પરંતુ ભીમસિંહ તેનું આ કાર્ય સહન કરી શક્યો નહિ. 'ગજસિંહ ખુર્રમના માતામહ છે, અને આ વિદ્રોહાગ્નિ પ્રદીપ્ત કરવામાં પ્રધાન કારણ તેજ છે, તે છતાં પણ આ વખતે તે ચાતુર્ય વાપરી અલિપ્ત રહે છે એ ઉચિત નથી, એવો વિચાર કરી ભીમસિંહે ગજસિંહને બેમાંથી એક પક્ષ પ્રકટ રીતે ગ્રહણ કરવાની ફરજ પાડવાનો નિશ્ચય કર્યો. પ્રથમ તો તે કાંઇ બોલ્યા નહિ. અલ્પ કાળ પર્યંત પ્રતીક્ષા કરી, પરંતુ જ્યારે ઉભય દલો સંગ્રામભૂમિમાં આવી યુદ્ધ કરવાને માટે સામસામાં ઉભાં રહ્યાં ત્યારે પણ ગજસિંહ આવ્યો નહિ, ત્યારે ભીમસિંહે તેનાપર કહેવરાવી મોકલ્યુ કે "આ રીતે આપ મૌન ધારણ કરી તટસ્થ રહોછો તે ઠીક નથી. આ વખતે કાંતો આપને પ્રકટ રીતે અમારા પક્ષમાં ભળવું પડશે કે કાંતો અમારી સાથે શત્રુની પેઠે આચરણ કરવું પડશે." તેજસ્વી ભીમનાં આ વચનો સાંભળી ગજસિંહના હૃદયમાં વજ્રઘાત લાગ્યો અને તેણે પોતાની સેના સાથે પ્રકટ રીતે ભીમની સામે ખડ્ગ ધારણ કર્યું. સીસોદીઆ વીરભીમ આથી લેશ પણ ભયભીત થયા નહિ, પરંતુ તેઓ પહેલા કરતાં દ્વિગુણ ઉત્સાહથી યુદ્ધ કરવા લાગ્યા. તે છતાં પણ તેમને સફળતા મળી નહિ. તેમની સેના છિન્નભિન્ન થઈ ગઈ અને તે આજ યુદ્ધમાં માર્યા ગયા. ‡

‡ શક્તાવત સરદાર માનસિંહ અને તેમના ભ્રાતા ગોકુલદાસ એ ઉભય ભીમના સલાહકાર હતા. તેમણે મહોબતખાંની સાથે મળીને જહાંગીરની વિરૂદ્ધ ષડ્યંત્ર રચ્યું હતું. બૈરાર રાજ્યનું સનવાર નગર માનસિંહના હાથમાં હતું. મહાવીર માનસિંહે અમરસિંહની સાથેનાં યુદ્ધમાં રાણાના પક્ષમાં રહી જે વીરતા પ્રદર્શિત કરી હતી તેથી તેઓ તે સમયથી સીસોદીઆ કુલના મહાયોદ્ધા ગણાવા લાગ્યા. તેમના સર્વાંગમાં એંશી ઘાવ લાગ્યા હતા. મુસલમાનોની સાથેનાં યુદ્ધમાં તેમનું સમગ્ર શરીર ઘાવોથી છિન્નભિન્ન થઇ ગયું હતું, પરંતુ તે છતાં પણ તેઓ યુદ્ધથી પાછા હઠતા નહોતા. માનસિંહ ભીમનો પરમ મિત્ર હતો. તે ઉભયની વચ્ચે અપૂર્વ પ્રેમ થઇ ગયો હતો. એક જણ બીજાનું દુઃખ જરા પણ સહન કરી શકતો નહોતો. જ્યારે ભીમ મરણ પામ્યો ત્યારે તેના મરણની વાત માનસિંહથી ગુપ્ત રાખવામાં આવી હતી. આ સમયે તેઓ ઘાવો લાગવાથી શય્યાવશ થયા હતા. તેમનું સમગ્ર શરીર ઘાવ લાગવાને લીધે પટાઓથી બાંધેલું હતું. તેમના શરીરમાંથી પુષ્કળ રૂધિર વહી જવાને લીધે તે અત્યંત ક્ષીણ અને દુર્બળ થઇ ગયું હતું. એમ કહેવાય છે કે ઉક્ત ઉભય મિત્રો સાથેજ ભોજન કરતા હતા. પરંતુ ભીમનું મરણ થયેલું હોવાથી રસોઇઓ જ્યારે એકલા તેમને માટે ભોજન લાવ્યો ત્યારે તેમને અનેક પ્રકારના સંશયો આવવા લાગ્યા. તેમણે રસોઇઆને ભીમની ગેરહાજરીનું કારણ પૂછ્યું. પરંતુ તેણે સત્ય કારણ દર્શાવ્યું નહિ. રસોઇઆને વાત ઉડાવી દેતો જોઇ ભીમના મરણ વિષે માનસિંહનો સંદેહ દ્રઢ થયો. તેઓ પોતાના દાંત પીસીપીસીને પ્રચંડ બળપૂર્વક શરીરપરના ઘાવોની પટીઓ ખોલી ખોલીને ફેંકવા લાગ્યા અને તરતજ પોતાના પ્રાણ તજી દીધા. માનસિંહના કનિષ્ઠ બંધુ ગોકુલદાસ પણ એક સુપ્રસિદ્ધ યોદ્ધા થયા. ભટ્ટ કવિઓએ રાણા કર્ણના શાંતિમય રાજ્યનું વર્ણન કરતાં કહ્યું છે કે કર્ણના યશની વેલી ધીમે ધીમે સુકાતી જતી હતી પરંતુ ગોકુલે તેનાં મૂળમાં પોતાના રૂધિરની ધારાનું સિંચન કરીને તેને પુનઃ જીવિત કરી હતી.

હવે સુલતાન ખુર્રમ બીજો કાંઇ પણ ઉપાય નહિ જડવાથી પોતાના સેનાપતિ મહોબતખાંની સાથે ઉદયપુરમાં નાશી ગયો.

ઉદયપુર રૂપી શાંતિપ્રદાયક વૃક્ષની નીચે સુલતાને થોડા દિવસો પર્યંત વિશ્રામ લીધો. રાણાએ સુલતાન ખુર્રમને પોતાના મહાલયનો એક ભાગ સોંપી દીધો. આ સ્વતંત્ર સ્થાનમાં સુલતાન ખુર્રમ પોતાના ઇષ્ટ મિત્રોની સાથે રહીને કાળ નિર્ગમન કરવા લાગ્યો, પરંતુ પોતાના અનુચરોને રાજપુતોના રીતરિવાજોની ઉપેક્ષા કરતા જોઇ તે અત્યંત લજ્જીત થયો અને તેણે તે મહાલય છોડી અન્ય સ્થળે રહેવા જવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. ખુર્રમનો આ ઉદાર ભાવ જોઇ રાણા તેનાપર પરમ પ્રસન્ન થયા અને પેશોલા સરોવરના મધ્ય ભાગમાં આવેલા દ્વીપમાં શીઘ્ર તેના નિવાસને માટે એક સુંદર મહાલય બંધાવી આપ્યો. આ મહાલયને નાના પ્રકારની શોભાયમાન સામગ્રીથી સુસજ્જિત કરવામાં આવ્યો. તેની ઉપર ઇસ્લામ ધર્મસૂચક અર્ધ ચંદ્રાકાર ધ્વજાઓ ફરકી તેની શોભામાં સહસ્ત્રપટ વૃદ્ધિ કરવા લાગી. તેની શોભાનો પાર રહ્યો નહિ. આ મનોહર મહાલય બંધાવતી વખત તેના આંગણામાં મદારશાહ ફકીરના સ્મારક તરિકે એક ચોતરો બંધાવવામાં આવ્યો. પેશોલા સરોવરના પવિત્ર જળથી ધોવાતા આ મહાલયમાં પોતાના અનુચરોની સાથે જઇ સુલતાન ખુર્રમ દીર્ઘ કાળ પર્યંત તેમાં રહ્યો. પછી નાના પ્રકારની ચિંતાઓ અને શંકાઓથી દુઃખિત થઇ તે ભારતવર્ષનો ત્યાગ કરી ઇરાનમાં ચાલ્યો ગયો.* જોકે વિધિના કઠોર લેખથી મેવાડની સ્વાધીનતા મોગલોને ત્યાં વેચાઇ ગઇ હતી, તોપણ વિજિત લોકો સાથે વિજેતાઓ જે પ્રકારનું વર્તન ચલાવે છે તે પ્રકારનું વર્તન જહાંગીર વા તેના પુત્ર ખુર્રમે કદિ પણ મેવાડના રાણાની પ્રત્યે કર્યું નહોતું. સુલતાન ખુર્રમ મહારાણા કર્ણને પોતાના સગા બંધુ તરિકે ગણુતો હતો અને કર્ણ પણ તેના પ્રત્યે બંધુ સમાનજ વર્તન રાખતા હતા. તેમનો પરસ્પરનો બંધુભાવ તેમના મરણની સાથેજ લુપ્ત થયો હતો. સુલતાન ખુર્રમે મેવાડભૂમિ છોડી તેથી મહારાણા કર્ણ અત્યંત શોકાકુલ થયા. તેમને એવી અભિલાષા હતી કે સુલતાન ખુર્રમને સર્વથી પહેલાં આ દ્વીપભુવનમાંજ પાદશાહ નામથી બોલાવવો, અને મારે જાતે તેને સિંહાસનપર અધિષ્ઠિત કરવો; પરંતુ તેમની તે આશા પરિપૂર્ણ થઇ નહિ. આ આશા પરિપૂર્ણ નહિ થવાથી કર્ણને અત્યંત દુઃખ થયું. તેઓ સુલતાન ખુર્રમને પોતાના સગા બંધુ સમાન માનતા હતા. આ વાતનાં પ્રમાણ અદ્યાપિ ઉપલબ્ધ થાય છે. ખુર્રમે તેમના ઉપર જે અગણિત ઉપકારો કર્યા હતા તેનો બદલો આપવાને માટે હમણાં રાણા સર્વ પ્રકારે સમર્થ હતા, અને તેમણે તે બદલો ઉત્તમ પ્રકારે વાળી આપ્યો. પરન્તુ આ બદલો સાધારણ પાર્થિવ પદાર્થના ન હતો તે એક સ્વર્ગીય વસ્તુજ હતી અને તે એજ કે ખુર્રમે તેમને પાઘડી આપી હતી.+ આ પાઘડી ગ્રહણ કરતી વખતે મહારાણાના હૃદયમાં જે ભાવ હતો તે ભાવ તેમના હૃદયમાં ચિરસ્થાયી રહ્યો હતો. જે મહાલયના લીસા અને આલ્હાદકારક દિવાનખાનામાં બેસીને તેમણે પાદશાહનો આ ઉપહાર ગ્રહણ કર્યો હતો તે મહાલયના

---

* કેટલાક ઇતિહાસવેત્તાઓ જણાવે છે કે તે ગોલકોંડામાં ગયો હતો.

+રાજપુતોમાં પાઘડી એ ધર્મબંધુ થવાનું ચિન્હ છે. આ પાઘડીને હજી પણ પૂજ્યભાવથી સાચવી રાખવામાં આવી છે અને તેવાજ પૂજ્યભાવથી આજ પર્યંત મદારશાહની સમાધિમાં દીપક બાળવામાં આવે છે. કર્નલ ટૉડે સ્વયં પોતાનાં નેત્રોવતી આ ધર્મબંધુત્વસૂચક પાઘડી અને મદારશાહની સમાધિ જોઈ હતી. તેઓ જણાવે છે કે " રાજપુતોએ કૃતજ્ઞતાનું પવિત્ર ચિન્હ રાખવાને માટે પોતાના મહાલયમાં ઉક્ત મુસલમાનની સમાધિ બંધાવી હતી. જ્યારે પાદશાહના વંશજોએ સીસોદીઆ કુળપર અત્યાચાર કર્યો ત્યારે પણ તેઓ તેની પવિત્રતા અને કૃતજ્ઞતા ભૂલી ગયા નહોતા. આવી પવિત્ર મિત્રતા અને કૃતજ્ઞતા બીજે ક્યાંય પણ દષ્ટિગોચર થતી નથી. આ જાતિમાં આવી પવિત્ર મિત્રતાનો ભાવ કેવી રીતે પ્રગટ થયો તે સમજી શકાતું નથી. અમારૂં હૃદય તો અંધકારથી આવૃત્ત થયેલું છે. અને તેથી અમે આ પવિત્ર ભાવ અમારા હૃદયમાં ઉત્પન્ન કરવાને સર્વથા અસમર્થ છીએ. " ભારતહિતૈષી કર્નલ ટૉડના હૃદયમાં આવો ભાવ ઉત્પન્ન થવો કાંઇ દુર્ઘટ નહોતો. તેઓ ભારતવર્ષનું ગૌરવ અને મહાત્મ્ય સારી પેઠે જાણતા હતા, તેથી તેમનું હૃદય તેમની દીનહીન અવસ્થા જોઇ બળતું હતું.

અનેક ભાગો આજે જીર્ણ વિચૂર્ણ થઇ ગયા છે તોપણ હજી મહારશાહની સમાધિનું મંદિર સ્વચ્છ રાખવામાં આવે છે. આ મંદિરની શોભામાં વૃદ્ધિ કરનારો દીપક એક વાર તેલ નહિ હોય તોપણ બુઝાઈ જતો નથી. મેવાડની આધુનિક દીન હીન અવસ્થામાં પણ સીસોદીઆ વંશના રાજાઓ આ દીપકમાં તેલ પૂરવાનું ભૂલી જતા નથી. મહારાણા કર્ણે સંવત ૧૬૮૪ ( ઇ. સ ૧૬૨૮ ) માં પોતાના પ્રિય પુત્ર જગતસિંહના હાથમાં સમસ્ત રાજ્યકારભાર સોંપી આ લોકથી વિદાય થઈ સ્વર્ગમાં પોતાના પૂર્વજોને જઈ મળ્યા. તેમણે આઠ વર્ષ પર્યંત રાજ્ય કર્યું હતું. તેમની કારકીર્દિના આઠ વર્ષો ગંભીર શાંતિમાં વ્યતીત થયા હતા. તેમના મરણ પશ્ચાત અલ્પ કાળમાં પાદશાહ જહાંગીર પરલોકવાસી થયો. આ વખતે ખુર્રમ સુરતમાં હતો. મહારાણા જગતસિંહના પિતાએ તથા કાકાએ પ્રાણપ્યારા સુહૃદ્ ખુર્રમને જે સિંહાસન પર સ્થાપિત કરવાને માટે પ્રાણની પણ સ્પૃહા રાખી નહોતી, તે સિંહાસન આજે સુનું પડ્યું છે. જહાંગીરના મૃત્યુની સાથેજ શાહજાદા ખુર્રમનું ભાગ્યાકાશ સ્વચ્છ અને નિર્મળ બની ગયું હતું. મહારાણા જગતસિંહે આ કલ્યાણકારક શુભ સમાચાર પોતાના પિતાના પરમપ્રિય મિત્ર શાહજાદા ખુર્રમને શીઘ્ર પહોચાડ્યા. તેમણે ક્ષણ માત્રનો પણ વિલંબ કર્યા વિના પોતાના બન્ધુને સેના સહિત સુરત મોકલ્યા. સુલતાન ખુર્રમ મહારાણાના બંધુના મુખથી સંપૂર્ણ વૃત્તાંત સાંભળી તત્કાળ ઉદયપુરમાં જઈ જગતસિંહને મળ્યો * આ વખતે ઉદયપુર ભાતભાતના શોભાયમાન અલંકારોથી અલંકૃત થયું હતું. તેની અપૂર્વ શોભા જોવાને માટે રાજવાડાના અનેક રાજાઓ આવ્યા હતા. સૌથી પ્રથમ આ શોભાયમાન ઉદયપુરના "બાદલ મહેલ" માં દિલ્હીના સામંતો તથા માંડલિક રાજાઓએ ખુર્રમને "શાહજહાં" નામથી બોલાવ્યો. સીસોદીઆ વંશના રાણા તથા સરદારોની દીર્ઘ કાળથી માગણી કરેલી આશા તે દિવસ ફળીભૂત થઈ. આ મંગળમય અવસરે ઉદયપુરના પ્રત્યેક ઘરમાં નૃત્ય, ગાયન તથા ભાતભાતના ઉત્સવો થવા લાગ્યા

બીજા કોઈ પણ મુસલમાન પાદશાહના રાજ્યાભિષેક પ્રસંગે હિંદુઓએ આવો આનંદોત્સવ કર્યો નહોતો. ધર્માત્મા શાહજહાં અલ્પ કાળ પર્યંત પોતાના મિત્રને ત્યાં રહી પછી ઉદયપુરથી ચાલ્યો ગયો. પોતાના પાટનગરમાં જવા પૂર્વે તેણે જગતસિંહને પાંચ પ્રગણાઓ અર્પણ કર્યા વળી તેણે મહારાણાને એક મહા મૂલ્યવાન મણિ ઉપહાર તરીકે આપીને ભલામણ કરી કે ચિતોડના મહાલયોનો જીર્ણોદ્ધાર કરો.



શાહજહાં.

રાણા જગતસિંહે છવીસ વર્ષ પર્યંત રાજ્ય કર્યું. આ છવીસ વર્ષો અપૂર્વ શાંતિમાં વ્યતીત થયાં હતા. આ દીર્ઘ કાળમાં શાંતિનો ભંગ લેશ પણ થયો નહોતો, કિંવા જરા પણ વિઘ્ન ઉપસ્થિત થયું નહોતું, પરંતુ ભટ્ટ લોકોના કોઇ પણ ગ્રંથમાં જગતસિંહના શાસનકાળનું વિસ્તૃત વર્ણન ઉપલબ્ધ થતું નથી. આનું કારણ અન્ય કાંઇ પણ નહિ, પરંતુ માત્ર એટલુંજ છે કે મેવાડના ભટ્ટ લોકોને કેવળ વીરરસજ પ્રિય હતો. તેઓ વીર હૃદયને સ્તંભિત કરી નાખનાર વીરરસનું વર્ણન કરવામાં જ શૂરા હતા. જે કાવ્યથી હૃદય ઉત્સાહિત, ઉન્માદિત અને સ્તંભિત થઈ જાય તેવાં કાવ્યોની રચના કરવાનું કામજ તેમને પ્રિય લાગતું હતું આ લોકો વીરરસના કાવ્યો રચવામાં અદ્ભુત ચાતુર્ય દર્શાવતા હતા. જગતસિંહના શાંતિ પૂર્ણ રાજ્ય કાળમાં શિલ્પકળાની અધિક ઉન્નતિ થઇ હતી. તેમના શાસનકાળમાં ઉચ્ચ શિલ્પકળા કરતાં પણ

* આ સંબંધે ફરિસ્તામાં જે વર્ણન ઉપલબ્ધ થાય છે તે યથાર્થ નથી, પરંતુ ભટ્ટ લોકોનાં ટિપ્પણો યથાર્થ છે. ભટ્ટ લોકો જણાવે છે કે મહોબત અબદુલ્લા, ખાનજહાન, અને તેનો કાર્યાધ્યક્ષ શાહુલ્લાખાં રાજછત્ર પ્રભૃતિ વસ્તુઓ ઉદયપુરમાં લાવ્યા હતા.

ઇમારતી બાંધકામની ઉન્નતિ અધિક થઇ હતી. ઉદયપુરમાં જે જે મહાલયો અને હવેલીઓ મહારાણા જગતસિંહે બંધાવી હતી તેની પરમ સુંદરતા અદ્યાપિ તેવી ને તેવીજ છે. તેની મનોહર શોભા અને આલ્હાદકારક સુંદરતા તથા તે બાંધવામાં વાપરેલી કુશળતા અને ચતુરતા જોઇ આપણું હૃદય આનંદથી પ્રફુલ્લિત બની જાય છે. આથી પુનઃ એવો પ્રશ્ન સહજ ઉદ્ભવે છે કે કઠોર ઉત્પાત, ભયંકર વિપત્તિ તથા દારુણ ઉપદ્રવ સહન કર્યા છતાં પણ મેવાડના રાજાઓએ આ વિપુલ ખર્ચવાળાં કામો શી રીતે કર્યા હશે? આ પ્રશ્નની મીમાંસા પૂર્વે અમે અનેક સ્થળે કરી આવ્યા છીએ, તેથી હવે એ વિષયના સંબંધમાં વિશેષ કહેવું નિરર્થક છે. અહીંઆ કેવળ એટલુંજ કહેવું પૂરતું છે કે પ્રજાહિતચિંતા, ઉત્તમ રાજનીતિ અને ન્યાયાનુસાર રાજ્યપ્રબંધ ચલાવવાથી સેંકડો વિપત્તિઓ તથા વિઘ્નો નિવૃત્ત થઇ જાય છે અને રાજ્યસુખના સર્વોચ્ચ શિખરપર સ્થિત થઇ શકાય છે.

મહારાણા જગતસિંહે અનેક ઇમારતો બંધાવી હતી. તેમાંની જગનિવાસ અને જગમંદિર એ બે ઇમારતો અતિ પ્રસિદ્ધ છે. પેશોલા સરોવરના દ્વીપપર જગમંદિર આવેલું છે અને તેના ઉચ્ચ તટપર જગનિવાસ સ્થિત છે. આ ઉભય મહાલયો સુંદર અને નેત્રોને તૃપ્ત કરે એવા છે. આ મહાલયોના સર્વ ભાગો સંગેમરમરથી બંધાવવામાં આવેલા છે. તેના સ્તંભો, સ્નાનગૃહો, જલગૃહો, જલયંત્રો પ્રભૃતિ સર્વ ભાગો લોકોને મોહિત કરી દે એવા છે. આ ઉભય રાજમહાલયોના બારીબારણાં સાથે જાત-જાતના કાચ જડવામાં આવેલા છે, તેથી તેની શોભામાં અત્યંત વૃદ્ધિ થઈ છે. જે સમયે સૂર્ય ભગવાનનાં ઉજ્જ્વલ કિરણો તેના કાચોપર પડે છે, ત્યારે દિવાનખાનાની દિવાલો પર અગણિત મેઘધનુષ્યો દૃષ્ટિ-ગોચર થાય છે. આ અનુપમ રાજભુવનોની સુંદરતાનું વર્ણન કરવાની અમારી લેખિનીમાં શક્તિ નથી. એની દિવાલો ઐતિહાસિક ચિત્રોથી શોભાયમાન છે. જો કે કાળના પરિવર્તનથી તેમાંના કેટલાક ભાગો શ્યામ પડી ગયા છે અને કેટલાક ભાગોનો રંગ ઝાંખો થઇ ગયો છે, તોપણ આ સર્વ ચિત્રો જોવાથી એવો આભાસ થાય છે કે જાણે તે જીવિત થઇને હમણાં બોલશે. મહારાજા કનકસેનના સમયથી મહારાણા કર્ણના વિવાહોત્સવ પ્રસંગ સુધીમાં જે જે ઘટનાઓ બની હતી તે સર્વનાં ચિત્રો ઉક્ત ઉભય રાજમહાલયો તથા ઉદયપુરના મુખ્ય મુખ્ય રાજમહાલયોની દિવાલપર આલેખવામાં આવ્યાં છે. ઉક્ત ઉભય રાજમહાલયોની ચારે તરફ નાના પ્રકારના ફળફૂલવાળાં વૃક્ષો આવી રહ્યાં છે. આ વૃક્ષોની ઘટા એકબીજા સાથે મળી જવાથી વચ્ચે વચ્ચે આનંદ પ્રમોદને માટે કુંજો બની ગઇ છે. દશ બાર નાળિયેરીઓ તથા તાડો આકાશને સ્પર્શ કરવાની ઇચ્છાથી એક બીજાની હરીફાઇ કરી પોતપોતાનાં મસ્તક ઉન્નત કરી ઉભાં છે. કેટલેક સ્થળે આમ્રવૃક્ષો, આમલીઓ, જાંબુડાઓ વગેરે વૃક્ષો પોતાની ઘન છાયા પ્રસારી પોતાની શાખાઓ એકબીજામાં ભેરવી ગંભીરતાપૂર્વક ઉભાં રહ્યાં છે. કેટલેક સ્થળે કેળ અને સોપારીનાં વૃક્ષોની મનોહર નાની નાની કુંજો બની છે. આ કુંજોમાં માણસોને બેસવાને માટે કાષ્ઠનાં આસનો મૂકવામાં આવેલાં છે. પેશોલા સરો-વરના તટ પર સરદાર તથા સામંત લોકોને માટે અનેક શોભાયમાન ઘાટો બંધાવવામાં આવ્યા છે. આ સર્વ ઘાટો સંગેમરમરના બનાવવામાં આવ્યા છે. આ ઘાટ પર ઉભા રહેવાથી કુંજવાટિકાના જેવોજ આનંદ પ્રાપ્ત થાય છે, કારણ કે તેની ઉપર ચંદરવા બાંધી દીધેલા હોય છે. સાથેજ ઓવારાનાં પગથીઆં પણ આવી રહ્યાં છે. ગ્રીષ્મ ૠતુના મધ્યાન્હકાળમાં સૂર્યનાં તીક્ષ્ણ કિરણોથી વ્યાકુળ થઇને સરદાર લોકો શાંતિ પ્રાપ્ત કરવાને માટે આ ઘાટો પર જાય છે, અને કસુંબો પી શીતલ પાષાણ પર આડા પડી ભટ્ટ લોકોના મુખથી રાજપુતોની વીરતાની પ્રશંસા સાંભળે છે. મધ્યાન્હકાળનો પવન સરોવરમાં તરંગો ઉત્પન્ન કરી શીતલ જલબિંદુઓ બહાર ફેંકે છે. આ જલબિંદુઓ વાતાવરણમાં મળી જઈ આસપાસ શીતલતા પ્રસારે છે. વળી પવન સરોવરમાં ખીલેલા કમળોનો પરાગ પ્રસારી સરદારોની ઉપર મંદ મંદ ગતિથી પંખો નાખે છે. આ શીતલ, મંદ અને સૌગંધ્યયુક્ત પવનનો અંગ સ્પર્શ થવાથી તથા ભટ્ટ લોકોના સુમધુર સ્વરથી ગવાતાં ગાયનોનું શ્રવણ થવાથી સરદારોને મીઠી નિદ્રા આવી જાય છે. આ નિદ્રાથી તેમને જે સુખની પ્રાપ્તિ થાય છે તે અવર્ણનીય છે. જ્યાં સુધી સૂર્ય ભગવાન અસ્તાચલમાં જતા નથી, ત્યાં સુધી સરદારોની નિદ્રાનો ભંગ થતો નથી, જ્યારે કસુંબાનો નિશો ધીમે ધીમે ઉતરી જાય છે, ત્યારે તેઓ ધીમે ધીમે પોતાનાં નેત્રો ખોલે છે; નયન ખુલતાં પોતાની સમક્ષ તેઓ જે મનોહર ચિત્રનું દર્શન કરે છે તેથી તેમને યથાર્થ સ્વર્ગસુખનો અનુભવ થાય છે. નિદ્રામાંથી જાગ્રત થઇ તેઓ

જ્યારે આ મનોહર ચિત્ર જુએ છે ત્યારે જાણે આપણે સ્વપ્નાવસ્થામાં તો નથી એવો તેમને આભાસ થાય છે. તેઓ જે તરફ પોતાની નજર ફેંકે છે તે તરફ તેમને અનુપમ સૌંદર્યનું દર્શન થાય છે. અસ્તાચલમાં જતા સૂર્ય ભગવાનનાં કિરણો પેશોલા સરોવરના પવિત્ર જલ પર, તેના તટપર આવેલાં વૃક્ષો પર, સામે આવેલા અરવલ્લી પર્વત પર તથા તેની નિકટમાં આવેલી બ્રહ્મપુરી પર પડીને અનેક પ્રકારના ચિત્રવિચિત્ર રંગો ધારણ કરે છે અને આ સર્વ દ્રશ્યનું પ્રતિબિંબ પેશોલા સરોવરના નિર્મળ જલમાં પડી અપૂર્વ શોભા ધારણ કરે છે. આ વખતે પેશોલા સરોવરના નીલવર્ણા જલમાં જાણે હજારો રેશમી વસ્ત્રો પાથરી દેવામાં આવ્યાં ન હોય તેવો દેખાવ થઇ રહે છે. નિદ્રામાંથી જાગૃત થયેલા સરદારો આ અનુપમ સૌંદર્ય અનિમિષ નેત્રે જોયા કરે છે. આ શોભા જ્યાં સુધી દ્રષ્ટિગોચર થાય છે ત્યાં સુધી તેઓ પેશોલાના પવિત્ર તટને છોડતા નથી. આ શોભાનાં દર્શનથી તેમના હ્રદયમાં અપૂર્વ આનંદનો સંચાર થાય છે તથા તેમની સર્વ ચિંતા નિવૃત્ત થાય છે અને ભટ્ટ લોકોના કાવ્યોથી ગિહ્લોત કુલના વીરોની વીરતાનું ચિત્ર તેમના મનમાં સંપૂર્ણ રીતે અંકિત થઈ જાય છે. ધીમે ધીમે અસ્તાચલમાં જતા સૂર્ય ભગવાન જ્યારે જગતની સુંદરતાનું હરણ કરી સર્વથા અંતર્ધ્યાન થઇ જાય છે, ત્યારે આ સરદારો સંધ્યાવંદનાદિ કર્મો સમાપ્ત કરીને પોતપોતાને ઘેર ચાલ્યા જાય છે. આ સમયે તેઓ શસ્ત્રોના ઝણકાર તથા મદોન્મત્ત વીરોના સિંહનાદને બદલે શાંતિ પ્રદાયક મનોહર શબ્દો શ્રવણ કરી નિશ્ચિંતતા તથા વિશ્રાંતિનો અનુભવ કરે છે.

મહારાણા જગતસિંહ અતીવ સમાનનીય રાજા હતા. મુસલમાનોની કઠોરતાથી મેવાડનિવાસીઓના હ્રદયમાં જે કષ્ટદાયક પ્રહારો થયા હતા, તે રાણા જગતસિંહે પોતાના ઉત્તમ સ્વભાવ તથા ઉત્કૃષ્ટ પ્રકારના પ્રજાપાલનથી રૂઝાવી નાખ્યા હતા. આ ઘાવના કષ્ટદાયક સ્મરણને જગતસિંહે રાજપુતોના હ્રદયમાંથી સંપૂર્ણ રીતે દૂર કર્યું હતું. સરલ સ્વભાવ, મહત્તા, ઉદારતાયુક્ત વ્યવહાર, તથા મનોહર મધુર સંભાષણથી તેઓ શત્રુઓનાં હ્રદય પણ જીતી લેતા હતા. જેઓ તેમની સાથે એકવાર વાર્તાલાપ કરતા તેઓ જીવન પર્યંત તેમને કદિ વિસરતા નહિ. તેમની સરલતા, ઉદારતા અને મહાનતાનું વર્ણન મુસલમાન ઇતિહાસવેત્તાઓએ પણ પોતાના ગ્રંથોમાં કર્યું છે. સ્વયં પાદશાહે પોતાના જીવન ચરિત્રમાં અને ઈંગ્લાંડના દૂત સર ટૅામસરોએ પોતાના ગ્રંથમાં તેમના ગુણોની અતીવ પ્રશંસા કરી છે. ગિહ્લોત કુલની ગૌરવભૂમિ ચિત્તોડપુરી કે જે એક વખત શોચનીય અવસ્થાને પ્રાપ્ત થઈ સ્મશાનવત્ બની ગઇ હતી તેનો મહારાણા જગતસિંહે ઉત્તમ પ્રકારે પુનરૂદ્ધાર કર્યો. મહારાણા જગતસિંહે શ્રેષ્ઠ રાજનીતિ ગ્રહણ કરી ઉત્તમ પ્રકારે પ્રજાપાલન કર્યું હતું. વળી તેમણે માલબુર્જ સિંહદ્વાર§ ક્ષત્રકોટ, ઇત્યાદિ અનેક ચૂર્ણવિચૂર્ણ થઈ ગયેલાં સ્થાનોની મરામત કરાવી તેમનો જીર્ણોદ્ધાર કર્યો હતો.

મહારાણા જગતસિંહે મારવાડના રાજાની કન્યા સાથે વિવાહ કર્યો હતો. આ પત્નીના ઉદરથી તેમને બે પુત્રોની પ્રાપ્તિ થઇ હતી. તેમના આ ઉભય પુત્રોમાંથી જ્યેષ્ઠ પુત્ર રાજસિંહ મેવાડના સિંહાસનપર અધિષ્ઠિત થયા. હવે કાળચક્રના પરિવર્તનથી મેવાડની સ્થિતિ સંપૂર્ણ રીતે બદલાઇ ગઇ. મેવાડ રાજ્યમાં જે ગંભીર શાંતિ પ્રવર્તી રહી હતી તે મહારાણા રાજસિંહના રાજ્યાભિષેકની સાથેજ એકદમ વિલય પામી ગઇ. જોતજોતામાં ઘોર અશાંતિ ભયંકર મૂર્તિ ધારણ કરી મેવાડમાં ભ્રમણ કરવા લાગી. માંહોમાંહેના વિગ્રહ તથા મુસલમાનોની સાથેના ઝઘડા પુનઃ પ્રદીપ્ત થયા અને તેથી માત્ર પવિત્ર મેવાડ ભૂમિજ નહિ, પરંતુ સમસ્ત રાજસ્થાન ઉપદ્રવની જ્વાલાથી ઘેરાઇ ગયું. જો કે આ સર્વ વિપત્તિઓ સેંકડો કારણોથી ઉત્પન્ન થઈ હતી, તોપણ અધિક વિચાર કરવાથી જણાય છે કે મેવાડના રાણા રાજસિંહજ આ સર્વ ઉપદ્રવોના પ્રધાન કારણ હતા. આ સર્વ ઉપદ્રવો ઉત્પન્ન કરવામાં મુખ્યત્વે કરીને તેમનો જ હાથ હતો. ધર્મપરાયણ શાહજહાં વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરી ચૂક્યો હતો તેના પછી ઉત્તરાધિકાર પ્રાપ્ત કરવાને માટે તેના પુત્રો પરસ્પર વિગ્રહ કરવા લાગ્યા. પિતા જીવંત હોવા છતાં પણ તેઓ દુષ્ટ બુદ્ધિથી રાજસિંહાસન હસ્તગત કરવાના પ્રયત્નો કરવા લાગ્યા. આ માંહોમાંહેના વિગ્રહથી મોગલ સામ્રાજ્યમાં જે ભયંકર આગ ઉત્પન્ન થઈ તેથી સમસ્ત ભારતભૂમિ તપ્ત થઇ ગઇ અને અનેક માણસો પતંગની પેઠે તેમાં પડીને

§ ચિત્તોડનો ત્રીજી વાર ધ્વંસ થયો તે વખતે અકબર પાદશાહે આ માલબુર્જ સિંહદ્વારને દારૂગોળાથી ઉડાવી દીધું હતું.

ભસ્મ થઇ ગયા. પોતપોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાની અભિલાષાથી પાદશાહના ચારે પુત્રો રાજસ્થાનના સર્વ રાજાઓની પાસે સહાય માગવા લાગ્યા. આ ઉપદ્રવના સમયમાં પાદશાહના ચારે પુત્રોએ એકજ સમયે મહારાણા રાજસિંહની સહાય માગી. પરંતુ તેમણે કેવળ દારાનો પક્ષ ગ્રહણ કર્યો. દારા સર્વમાં જ્યેષ્ઠ હતો. અનાદિથી ચાલી આવેલી પ્રણાલિ અનુસાર તેજ પોતાના પિતાના સિંહાસનનો અધિકારી હતો. તેના અધિકારનું સમર્થન તથા મંડન કરવાને માટે રાજસિંહનું અનુકરણ કરી રાજસ્થાનના સર્વ રાજાઓ દારાની પતાકા નીચે આવી એકત્રિત થયા. પરંતુ ઔરંગઝેબ તેમનો પ્રબળ શત્રુ હતો. તેમણે ખરાબ મુહૂર્તમાં ઔરંગઝેબની સામે ખડ્ગ ધારણ કર્યું હતું. દારાને સિંહાસન અપાવવાની તેમની અભિલાષા સફળ થઈ નહિ. ફતેહાબાદની રણભૂમિમાં કેવળ એકલા ઔરંગઝેબના બાહુબળથી દારાનો ઉદ્યોગ સંપૂર્ણ રીતે નિષ્ફળ થયો. આ સમયે દારા સુજા અને મુરાદ એ ત્રણે ભ્રાતાનો સંપૂર્ણ પરાજય થયો.

ફતેહાબાદના યુદ્ધમાં વિજયલક્ષ્મી ઔરંગઝેબને વરી. તેના સૌભાગ્યનો માર્ગ ઉત્તમ રીતે સાફ થઇ ગયો. જે લોકો તેના માર્ગમાં કંટક સમાન હતા તેને પોતાના ખડ્ગ દ્વારા દૂર કરવાની ઔરંગઝેબે પ્રતિજ્ઞા લીધી હતી. આ પ્રતિજ્ઞા શીઘ્ર પૂર્ણ થઈ. તેણે પોતાના પિતા, ભ્રાતા અને પુત્ર સુદ્ધાંના કંટક પોતાના માર્ગમાંથી દૂર કરવામાં જરા પણ કસર રાખી નહિ. ભયંકર દુરાકાંક્ષા તથા રાજ્યલોભને વશ થઇ તેણે જે ઘૃણિત અને પૈશાચિક કાર્યો કર્યા હતાં તેનું સ્મરણ થતાં આપણું હૃદય કંપી ઉઠે છે. તે દારૂણ કુબુદ્ધિથી ઉત્તેજિત થયેલો હોવાથી તેણે પોતાના દેહની ક્ષણભંગુરતાનો લેશ પણ વિચાર કર્યો નહિ, તેણે મોગલ સામ્રાજ્યની ભાવી દુર્દશાનો ક્ષણભર પણ વિચાર કર્યો નહિ. જો તેણે તે વિષે કિંચિત્ પણ વિચાર કર્યો હોત તો અવશ્ય તે જાણી શકત કે હું જાણી જોઇને મારા પોતાના હાથથી મોગલ સામ્રાજ્ય રૂપી વૃક્ષના મૂળમાં કુહાડાનો પ્રહાર કરૂં છું.

તૈમૂર વંશાવતંસ બાબરે પોતાના રાજ્યની રક્ષા કરવાને માટે જે ઉત્તમ રાજનીતિ ગ્રહણ કરી હતી તે રાજનીતિ જો ઔરંગઝેબ પોતાના અહંકારનો પરિત્યાગ કરી સ્વીકારત તો અલ્પ સમયમાંજ મોગલ સામ્રાજ્યની ભયંકર દુર્દશા થાત નહિ. જો તેણે પોતાના શ્રેષ્ઠ પૂર્વજોની રાજનીતિ ગ્રહણ કરી હોત તો ધર્માત્મા અને પ્રજાવત્સલ શાહજહાંનું સુશોભિત "મયૂરાસન" (તખ્તે તાઉસ) અદ્યાપિ દિલ્લીના રાજમહાલયમાં વિરાજમાન રહેત. પરંતુ દુરાચારી ઔરંગઝેબે પાપ કર્મો કરી જાણી જોઇને પોતાને હાથે પોતાનાજ પગમાં કુહાડી મારી. તે એકજ પાપી પાદશાહના દુરાચારથી સમસ્ત મોગલ સામ્રાજ્યનો નાશ થઇ ગયો. મોગલોની દુર્દશાનું કારણ ઔરંગઝેબજ હતો. મોગલ કુલતિલક અકબરે પોતાના પિતામહની રાજનીતિ જ ગ્રહણ કરી હતી. આજ કારણથી તે અસંખ્ય વિઘ્નોના વચ્ચે પણ પોતાનું રાજ્ય સુદૃઢ રાખવાને સમર્થ થયો હતો. એક સમયે પ્રાચ્ય અને પાશ્ચાત્ય નૃપતિઓમાં અકબરજ ઉચ્ચ આસનપર સ્થાપિત થયો હતો. તેણે પોતાના પુત્ર જહાંગીરને આ ઉત્તમ નીતિનું ફળ ઉત્તમ પ્રકારે સમજાવ્યું હતું. ચતુર જહાંગીરે પણ આજ નીતિનું અવલંબન કર્યું. તેના પુત્ર રત્ન શાહજહાંએ પણ પોતાના પૂર્વજોની રાજનીતિ ચાલુ રાખી. શાહજહાં પણ યોગ્ય પિતાનો યોગ્ય પુત્ર નિવડયો. પોતાના પિતાની પાસેથી તે જે રાજનીતિ શીખ્યો હતો તેને વ્યવહારમાં તે વિસરતો નહોતો. આજ કારણથી તેણે હિંદુ રાજાઓની સાથે સાચી મિત્રતા બાંધી અતિ દુર્ઘટ કાર્યો પાર પાડયાં હતાં. આ પવિત્ર નીતિના મૂળમાં જે મહાન બળ રહેલું હોય છે તે મનુષ્યને સહજ સમજાય એમ છે. પરંતુ શોકની વાત છે કે ભારતવર્ષના ઇતિહાસવેત્તાઓએ આ મહાન બલના સંબંધમાં કાંઇ પણ વિચાર કર્યો નથી. આ પરથી જ્ઞાત થાય છે કે આ રાજનીતિનો મર્મ તેઓ જાણતા નહોતા. પરાસ્ત હિંદુ રાજાઓની સાથે વિવાહ સંબંધ કરીને વિજયી મોગલ પાદશાહોએ પોતાનું બળ વધાર્યું અને આ પ્રચંડ બળની સહાયથી તેઓ અસંખ્ય આપત્તિઓ દૂર કરીને મોગલ કુલની પતાકા અડગ રાખવાને સમર્થ થયા. ચતુર જહાંગીર અને ન્યાયપરાયણ શાહજહાંના સમયમાં સમગ્ર ભારતવર્ષમાં જે વિમલ શાંતિ વિરાજમાન હતી, તેનો લાભ લઇ હિંદુ રાજાઓએ શ્રેષ્ઠ રાજનીતિથી ધીમે ધીમે પોતાનાં રાજ્યને દૃઢ અને પુષ્ટ કરી દીધાં. ઇતર વિદેશી નૃપતિઓના શાસનકાળમાં હિંદુ જાતિ કદિ પણ આવી ઉન્નતિએ પહોંચી નહોતી. જહાંગીર અને શાહજહાં એ ઉભય પાદશાહો અંતઃકરણપૂર્વક હિંદુઓપર પ્રેમ રાખતા

હતા અને તેમનુ હિત કરવાને માટે સદા સર્વદા તત્પર રહેતા હતા. બાબરની રાજનીતિ ગ્રહણ કરવાથી આ પાદશાહો શાંતિ ફેલાવી શક્યા હતા. જહાંગીર અને શાહજહાં એ ઉભય મારવાડ રાજની પુત્રીના ઉદરથી જન્મ્યા હતા, તેથી તેઓ સદા હિંદુઓનું કલ્યાણ કરવાને પ્રયત્ન કરતા હતા. આથી રાજપુત લોકો તેમનાથી સંતુષ્ટ થઇ તેમને માટે પ્રાણોત્સર્ગ કરવાને પણ વિલંબ કરતા નહોતા. પરંતુ જે દિવસે આ ઉત્તમ રાજનીતિનો નાશ થયો, જે દિવસે હિંદુ પ્રત્યેના મોગલોના દ્વેષની જડ પુનઃ લીલી થઈ, તે દિવસથી હિંદુ અને મુસલમાનો વચ્ચેનો ઉત્તમ સબંધ નાશ પામ્યો; અને ત્યાર પછી તેઓ એક બીજાનો નાશ કરવાના પ્રયત્ન કરવા લાગ્યા. આ અનિષ્ટનું મૂળ કારણ હિંદુઓનો પ્રચંડ વૈરી ક્રૂર ઔરંગઝેબ હતો. ઔરંગઝેબ તાતારી સ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન થયો હતો. તેના શરીરની નસોમાં તાતારી રૂધિર વહેતું હતું. તે રાજપુતોને જરા પણ દાદ આપતો નહોતો અને તેમનું જરા પણ હિત કરતો નહોતો. તેથી રાજપુતો તેને કિંચિત્ પણ સહાય કરતા નહોતા. તેણે પોતાના બંધુઓ અને કુટુંબીઓના રક્તનું પાન કર્યું હતું અને તે પોતાના ધર્માત્મા પિતાને પદભ્રષ્ટ કરી સ્વયં રાજ-સિંહાસનપર અધિષ્ઠિત થવાને પ્રયત્ન કરતો હતો, તેથી રાજપુતોએ તેને લેશ પણ સહાય કરી નહિ. સહાય કરવાની વાત તો દૂર રહી, પરંતુ તેના ઉદ્યોગ વ્યર્થ કરવાને માટે સમસ્ત રાજસ્થાનના રાજાઓ તેની સામે યુદ્ધ કરવાને રણક્ષેત્રમાં આવી ઉપસ્થિત થયા હતા. તેના પ્રત્યે રાજપુતોની વિરૂદ્ધતાનું કારણ ઇતર કાંઇ નહિ, પરંતુ કેવળ તેની દુષ્ટ રાજનીતિજ હતી. ઔરંગઝેબ પોતે પણ આ વાત સારી રીતે સમજી ગયો હતો. આ ખામીને લીધેજ મારા રાજ્યમાં ભયંકર વિદ્રોહાગ્નિ સળગી ઉઠયો છે, એમ તે સમજ્યો હતો અને તેથીજ તેણે પોતાની કારકીર્દીના અંતિમ ભાગમાં રસ્તો બદલ્યો હતો. શાહઆલમ, અજીમ અને કામબખ્સ પ્રજાપ્રેમી નીવડયા હતા, પરંતુ ઔરંગઝેબના કઠોર અત્યાચારનુ ફળ તેમને ભોગવવું પડયું હતું.

પિતાનું સિંહાસન પ્રાપ્ત કરવાની ઇચ્છાથી ઉક્ત ચારે ભ્રાતાઓએ સમગ્ર ભારતવર્ષમાં જે પ્રચંડ અગ્નિ ફેલાવ્યો હતો તેનું વર્ણન અત્રે અપ્રસ્તુત છે. મેવાડના ઇતિહાસમાં તેનું વર્ણન અપ્રયોજનીય જણાયાથી તે સંબંધે વિસ્તાર કરવો બંધ રાખ્યો છે. આ વૃત્તાંત ઇતિહાસના સર્વ પાઠકો જાણતાજ હશે. ઔરંગઝેબના ક્રોધાગ્નિમાં હતાભાગી દારાની મહત્તા, મુરાદની તેજસ્વિતા, અને સુજાનું રાજચાતુર્ય ભસ્મીભૂત થઈ ગયુ. આ વાત સર્વ ઇતિહાસજ્ઞોને સુવિદિત હોવાથી હવે અમે એને છોડી આગળ વધીએ છીએ.

પાદશાહ ઔરંગઝેબના સમયમાં હિંદુસ્થાનમાં અનેક સુપ્રસિદ્ધ રાજાઓ એક સાથે ઉત્પન્ન થયા હતા. આ ઘટના ભારતવર્ષના ઇતિહાસમાં એક નવીનજ ચિત્ર રજુ કરે છે. સમસ્ત ભારતવર્ષના ઇતિહાસમાંના કોઈ પણ અધ્યાયમાં આવું ચિત્ર દ્રષ્ટિગોચર થતું નથી. આઠ ભાગોમાં વિભક્ત થયેલા વિશાળ રાજસ્થા-નના પ્રત્યેક રાજ્યમાં એક એક સાહસિક અને પરાક્રમી રાજપુત રાજા વિરાજમાન હતો. આ સર્વ રાજાઓ તેજસ્વી, વીર્યવાન અને રાજ કળામાં ચતુર હતા. અંબરના રાજા જયસિંહ, મારવાડના જસ-વંતસિંહ અને તેમના તાબાના બુંદીકોટાના હાડાવંશી રાજા, બીકાનેરના રાઠોડ, ઉચ્છા તથા દતિયાના રાજાઓ, આ સર્વ અત્યંત બળવાન હતા. જો અહંકારી ઔરંગઝેબ ધર્માંધ બની રાજપૂતોના પ્રાચીન રીતરિવાજોની આડે આવ્યો ન હોત, જો તેણે હિતાહિતનો વિચાર કરી રાજ્યપ્રબંધ ચલાવ્યો હોત તો મોગલોનું સામર્થ્ય અવશ્ય અટલ રહેત. તેમની દુર્દશા આટલી શીઘ્ર થાત નહિ. પરંતુ અહંકાર અને ધર્માંધતાથી તેનો નાશ થઇ ગયો; એટલુંજ નહિ પરંતુ તેના વંશજોનો પણ નાશ થઇ ગયો. તેણે અહંકાર ધારણ કરી જાણી જોઇને પોતાના હાથથીજ પોતાના પગમાં કુહાડી મારી. તેણે પોતાના સૌભાગ્યના માર્ગમાં પોતાના જ હાથથી કાંટા વાવ્યા. જે રાજપુતોનો અનુરાગ અને સહાય પ્રાપ્ત કરવાને માટે તેના પૂર્વજો સદા તત્પર રહેતા હતા, જે રાજપુતોને સંતુષ્ટ કરવા, એ તેઓ પોતાનું મુખ્ય કાર્ય સમજતા હતા, તેજ રાજપુતોના ઉત્તમ ગુણો ભૂલી જઇને આ વખતે ઔરંગઝેબ ધર્માંધ બનીને તેમના પર અત્યાચાર કરવા લાગ્યો. અંતે આ ઘૃણિત વ્યવહારથી તેનો નાશ થયો. સર્વ હિંદુઓ તેના પ્રત્યે ક્રોધપૂર્ણ દ્રષ્ટિથી જોવા લાગ્યા, અને તેનો નાશ કરવાને તૈયાર થઇ ગયા. હિંદુવૈરી ઔરંગઝેબના પંજા-માંથી હતભાગી હિંદુઓનું રક્ષણ કરવાને માટે વીરશ્રેષ્ઠ શિવાજી મહારાજ ઉત્પન્ન થયા અને તેમણે સ્વયં

સમાન અત્યંત તેજસ્વી પ્રભા પ્રસારી. તેમણે પોતાના અપૂર્વ યુદ્ધકૌશલ્યથી માત્ર અલ્પ સમયમાંજ મોગલ પાદશાહને તેના કઠોર અત્યાચારનો બદલો આપી દીધો.

જે મુસલમાન પાદશાહોના હાથમાં એક વખત સમસ્ત ભારતવર્ષનું ભાગ્યચક્ર હતું તેમાંનો કોઈ પણ પાદશાહ કપટતા, સત્યપરાયણતા, શૌર્ય, વિદ્યા અને અભિમાનમાં§ ઔરંગઝેબની બરાબરી કરી શકતો

§ યૂરોપીય વિદ્વાનો એશિયાના રાજાઓને અસભ્ય, મૂર્ખ અને જ્ઞાનહીન કહીને તેમના પ્રત્યે ઘૃણા કરતા હતા. પરંતુ મહાત્મા ટૉડે તેમનાં ભ્રમાંધ નેત્રો જ્ઞાનરૂપી સળીથી ખોલી દીધાં હતાં. પૌર્વાત્ય દેશના રાજાઓ યૂરોપના રાજાઓ કરતાં ઘણા જ્ઞાની અને બહુદર્શી હતા. પાદશાહ ઔરંગઝેબ યદ્યપિ કઠોર હૃદયનો હતો, તોપણ તે મહા પંડિત હતો. ઔરંગઝેબે લખેલા વિસ્તૃત પત્ર વાંચવાથી આ વિધાનની સત્યતા સારી રીતે જણાય છે. જ્યારે ઔરંગઝેબ પાદશાહના પદપર અધિષ્ઠિત થયો ત્યારે તેના બાલ્યાવસ્થાના શિક્ષક મુલ્લાં સાહેબે ઉચ્ચ પદ્વી પ્રાપ્ત કરવાની આશાથી તેનાપર એક વિસ્તૃત પત્ર લખ્યો હતો અને તે પોતે પાદશાહ પાસે ગયો હતો. આ પત્રમાં તેણે પાદશાહની અત્યંત ખુશામત કરી હતી. પરંતુ પાદશાહે ક્રોધિત થઇને તેને જે પ્રત્યુત્તર આપ્યો હતો તે અથ-ઇતિ અત્રે સાદર કરવામાં આવે છે. બર્નિયરે ભારતમાં ભ્રમણ કરતી વખત આ પત્ર તથા બીજા પણ અનેક પત્રોનો સંગ્રહ કર્યો હતો. આ પત્રમાં જે હકિકત લખી હતી તેનો અનુવાદ નીચે પ્રમાણે છેઃ—

" મુલ્લાંજી ! મારી પાસેથી આપ શી આશા રાખો છો ? શું આપ ન્યાયપૂર્વક કહી શકો છો કે આપને મારી રાજસભામાં એક ઉચ્ચ આસનપર સ્થાપિત કરવા ઉચિત છે ? કર્તવ્યવશાત્ મારે કહેવું પડે છે કે જો આપ મને યોગ્ય શિક્ષણ આપત તો હું આપને ઉચ્ચ પદ્વી આપત. કારણકે હું શ્રદ્ધાપૂર્વક માનું છું કે મનુષ્ય જેટલો પોતાના પિતાનો ઋણી છે. તેટલોજ તે ઉપયુક્ત શિક્ષણ આપનાર ગુરૂનો પણ ઋણી છે. પરંતુ તેવું શિક્ષણ તો કાંઇ તમે મને આપ્યું નથી. ભૂગોળનું શિક્ષણ આપતી વખત તમે મને કહ્યું હતું કે જેને ફરગિસ્તાન કહેવામાં આવે છે તે અત્યંત સામાન્ય દેશ છે. પરંતુ હું સમજી શકતો નથી કે તે સામન્ય કેમ છે. આપે તે દેશમાં આવેલા પોર્ટુગાલના રાજાને શ્રેષ્ઠ રાજા તરિકે બતાવ્યો હતો, અને ઇંગ્લાંડ તથા હૉલેંડના રાજાઓને તેથી નિકૃષ્ટ પંક્તિના જણાવ્યા હતા. વળી તમે ફ્રાન્સ અને અંદુલૂશિઆ આદિ દેશોને નાનાં રાજ્યો જણાવ્યાં હતાં. આપે જે શિક્ષા આપી હતી તે પરથી મને માત્ર એટલુજ જણાયું હતું કે ઉક્ત રાજાઓ કરતાં હિંદુસ્થાનના સર્વ પાદશાહો શ્રેષ્ઠ હતા અને તેમાં પણ હૂમાયુ, અકબર, જહાંગીર અને શાહજહાં તો સર્વથી અધિક સૌભાગ્યવાન, મહાનુભાવ, વિશ્વવિજયી અને પૃથ્વીપાલક હતા. તથા ઇરાન, ઉસ્બેક, કાસગર, તાતાર, કાત, પેગૂ, ચીન અને મહાચીનના પાદશાહો પણ હિંદુસ્થાનના પાદશાહનું નામ સાંભળી થરથર કંપતા હતા. વાહ, શું ભૂગોળ છે ! એના કરતાં મને એવું શિક્ષણ આપવામાં આવ્યું હોત કે જે દ્વારા મને પૃથક્ પૃથક્ દેશો વિષે યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થઈ શકત અને જે દ્વારા મને સમસ્ત રાજાઓની યુદ્ધનીતિ, આચાર, વ્યવહાર, ધર્મ, પ્રજાપાલન, અને અર્થનીતિનું જ્ઞાન થઈ શકત, તો કેવું સારૂં થાત ! યદિ આપ મને ઇતિહાસનો સાર સમજાવી રાજ્યની સ્થાપના, ઉન્નતિ અને પતન શી રીતે થાય છે, રાજ્યમાં શા કારણથી અશાંતિ અને વિપ્લવ થાય છે, એ વિગેરે બાબતોનું યથાર્થ શિક્ષણ આપત તો કેવું સારૂં થાત ! વારૂ, આ વાત હવે દૂર રહેવા દો. અમારા પૂજનીય પિતા અને પિતામહ કે જેઓ આ રાજ્યના અધીશ્વર હતા, અને જેમણે મોગલ રાજ્યની સ્થાપના કરી હતી તેમણે કેવી રીતે આવાં મોટાં સામ્રાજ્યનું શાસન ચલાવ્યું હતું તે વિષે પણ ઉચિત શિક્ષા આપે મને આપી નથી, એમ મારે દીલગીરી સાથે જણાવવું પડે છે. અધિક શું કહું ? આપે મારા પૂર્વજોનાં પૂરાં પાધરાં નામ પણ મને બતાવ્યાં નહોતાં. આપની ઇચ્છા મને માત્ર અરબી ભાષા લખતાં વાંચતાં શીખવવાની હતી. આ ભાષા શીખતાં મને દશ બાર વર્ષ લાગ્યાં હતાં. આ ભાષા શીખવવામાં આપે આપનો આટલો બધો સમય રોક્યો તે માટે નિઃસંદેહ હું આપનો આભારી છું !! જે લોકોની સાથે રાજાને સંબંધ હોય, જેની સાથે રાત્રિ દિવસ નિવાસ કરવાનો હોય, અને જેના વિના એક ક્ષણ પણ વ્યવહાર ચાલી શકતો ન હોય, તેની ભાષા શીખવાની અધિક આવશ્યકતા છે ? કે જેની સાથે અમારે કિંચિત્ પણ સંબંધ નહિ હોય

નહોતો. આ સર્વ ગુણદોષો તેના હૃદયમાં એક સાથે વિરાજમાન હતા. જે વિદ્યા અને વીરતા પરોપકાર કરવામાં તથા પીડિત લોકોનું સંરક્ષણ કરવાના કામમાં આવે છે, તેનો ઉપયોગ ઔરંગઝેબ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવામાં કરતો હતો. જગતમાં કોઇ પણ માણસ ઉપર તેને વિશ્વાસ નહોતો. તે પોતાના

---

તે ભાષા શીખવાની વિશેષ જરૂર છે? આપ તો એમજ ધારતા હતા કે વ્યાકરણ અને વાંચન લેખન શીખવાથીજ રાજકુમાર સંપૂર્ણ જ્ઞાની બની જશે.

જેનો સમય અત્યંત મૂલ્યવાન હોય છે અને જેના મસ્તકપર અત્યંત મોટું કાર્ય મૂકવામાં આવેલું હોય છે, તેને શુ ઉપયુક્ત જ્ઞાનની જરૂર નથી? આપજ કહો. આપની શિક્ષા સંબંધે વિચાર કરવાથી હું તો અચંબામાંજ પડી ગયો છુ. મહોદય! શુ આપ જાણતા નથી કે બાલ્યાવસ્થામાં આપણી બુદ્ધિ કેવી તીક્ષ્ણ હોય છે. આજ કારણથી મનુષ્યને જો સુકુમાર અવસ્થામાં ઉત્તમ શિક્ષણ આપવામાં આવે તો તેનું હૃદય ઉચ્ચ ભાવને ધારણ કરે છે અને તે ઉત્તમ કાર્યો કરી શકે છે. આપે અરબી ભાષામાં જે વ્યવહાર નીતિ, ઉપાસનાપદ્ધતિ અને વિજ્ઞાનશાસ્ત્રની શિક્ષા આપી હતી તે શિક્ષા શું અમારી માતૃ-ભાષામાં નહિ આપી શકાય એમ હતું? મારા વાલિદ શાહજહાંએ આપને કહ્યું હતું કે ઔરંગઝેબને વિજ્ઞાનશાસ્ત્રનું શિક્ષણ આપજો, અને મને પણ આ વાત સારી રીતે સ્મરણમાં છે કે આપે મને ઘણાં વર્ષો સુધી કેટલાક શુષ્ક વિષયોનું શિક્ષણ આપ્યું હતું. આ વિષયો કાંઈ પણ માલ વગરના હતા. આ સર્વ વિષયો શીખવાથી મને જરા પણ સંતોષ થયો નહોતો. આ વિષયો સર્વથા શુષ્ક અને સત્વ વગરના હતા. તેથી મનુષ્યને કિંચિત્ પણ લાભ થવાનો સંભવ નહોતો. વાસ્તવમાં આ સર્વ વિષયો કાંઇ પણ કામના નહોતા. તે બિલકુલ સમજાતા નહોતા, પરંતુ ઘણી સ્હેલાઇથી વિસ્મૃત થઇ જતા હતા. જે પ્રશ્નોનુ નિરાકરણ કરતાં મહા બુદ્ધિમાન મનુષ્યોની બુદ્ધિ પણ ભ્રષ્ટ થઇ જાય તે પ્રશ્નોનું આપે મને શિક્ષણ આપ્યું હતુ. આ વિષયોથી હૃદયમાં જે ખરાબ સંસ્કારો પડતા હતા તેથી મને અત્યંત દુઃખ થતું હતું. આપે ઘણા દિવસ સુધી મને વિજ્ઞાનશાસ્ત્રનું શિક્ષણ આપ્યું હતું (કેટલા સમય સુધી આ શિક્ષણ આપે મને આપ્યું હતું તે મારા સ્મરણમાં નથી) આમાંથી મને જે યાદ રહ્યું તે માત્ર સત્વવિનાના દુર્બોધ અને જટિલ શબ્દોજ છે. આ શબ્દોમાં શ્રેષ્ઠ પંડિતો પણ ગોથાં ખાય છે અને જે આપના જેવા જ્ઞાનવાન હોય છે અને જે પોતાને સર્વ શાસ્ત્રોના જ્ઞાતા માને છે તેમની ધૂર્તતા અને મૂર્ખતાને ઢાંકવાને માટે આ સર્વ શબ્દો ઉત્પન્ન થયા છે. એમ હું નિશ્ચયપૂર્વક કહી શકું છું. પરંતુ જે વિજ્ઞાનશાસ્ત્રના શિક્ષ-ણથી મનુષ્યને આથક લાભ થાય, જેથી મનુષ્યપર વિપત્તિ આવી પડે નહિ, જેથી મનુષ્ય વિપત્તિમાં વ્યાકુળતા અને સંપત્તિમાં આનંદાતિરેકને પ્રાપ્ત થાય નહિ, અને જેથી મનુષ્ય ચિરકાળ પર્યંત સ્થિર, અચળ અને અટલ રહે, તે વિજ્ઞાનશાસ્ત્રનું શિક્ષણ જો આપ મને આપત, અને હું કોણ છું, ક્યાંથી આવ્યો છું અને ક્યાં જઈશ, આ બ્રહ્માંડનું મૂળ તત્વ શું છે, આ બ્રહ્માંડ કેટલું વિશાળ છે, અને એ કેટલા ભાગોમાં વિભક્ત છે, અને એના સર્વ ભાગો કયી શક્તિથી ચાલે છે, આ ગૂઢ વિષયોનું શિક્ષણ જો આપ અને આપત તો સિકંદર અરસ્તુનો જેટલો ઋણી હતો તેથી અધિક હું આપનો ઋણી થાત અને આપને હું ઉત્તમ પુરસ્કાર આપત. નિકૃષ્ટ, ઘૃણિત અને શુષ્ક વિષયોનું શિક્ષણ આપવાને બદલે શું મને રાજ-નીતિ અને મનુષ્યના યથાર્થ કર્તવ્ય વિષે શિક્ષા આપવાની આવશ્યકતા નહોતી? પ્રજા પ્રત્યે રાજાનું શું કર્તવ્ય છે. પ્રજાનો રાજા પ્રત્યે શું ધર્મ છે, તે વિષેની શિક્ષા મને આપવી એ શું આપનું કર્તવ્ય નહોતું? અમારૂં જીવન રાજમુકુટને માટે છે, તો એક વખત અમારા હાથમાં શમશેર ગ્રહણ કરી અમારા પોતાના બંધુઓની સામે સમરભૂમિમાં યુદ્ધ કરવાને તૈયાર થવું પડશે, એ વિષેનો વિચાર કરવો શું આપને ઉચિત નહોતો? હિંદુસ્થાનના રાજકુમારોના ભાગ્યમાં શું આવી ઘટના બહુધા લખેલી નથી હોતી? વારૂ, શત્રુઓના કિલ્લાપર કેવી રીતે ઘેરો ઘાલવો, અને સમરભૂમિમાં સેનાનો વ્યૂહ કેવી રીતે રચવો, તે વિષેનું શિક્ષણ આપવાનો શું આપે પ્રયત્ન કર્યો હતો? કદિ નહિ! હું ભાર મૂકીને કહું છું કે કદિ નહિ! આ સર્વ શિક્ષણને માટે હું બીજા માણસોનો ઋણી છું, પરંતુ આપનો તો કિંચિત્ પણ ઋણી નથી. આપ જ્યાંથી આવ્યા હો ત્યાં પાછા ચાલ્યા જાઓ. આ વાત લક્ષમાં રાખજો કે આપ કોણ છો અને આપનું શું થયું છે તે કોઈ જાણી શકે નહિ.

પ્રિય મિત્રોને પણ પોતાના અભિપ્રાય દર્શાવતો નહોતો. તેની દુરાકાંક્ષા તો અત્યંત પ્રબળ હતી. અંતે આ દુરાકાંક્ષાએજ તેનો નાશ કર્યો. ઔરંગઝેબે શતાવધિ, સહસ્રાવધિ પાપો કર્યાં હતાં કે જેનું સ્મરણ થતાં આપણું હૃદય કંપી ઉઠે છે. જો તે બુદ્ધિપૂર્વક પોતાનું બળ વાપરત તો અવશ્ય તે તે સમયના રાજાઓનો શિરોમણિ બની જાત. પરંતુ અફસોસ! તેની કુબુદ્ધિએ તેને પાપના પંકમાં નાખી દીધો અને તેથીજ અંતે તેનો નાશ થયો. તેનું અસીમ સામર્થ્ય તેનો પોતાનોજ નાશ કરવા લાગ્યું.

ઔરંગઝેબે ધાર્યું હતું કે હું મારા પોતાના બાંધવોનાં અને આપ્તોનાં તથા મિત્રોનાં હૃદય પોતાનાજ હાથથી ચીરી નાંખીને નિષ્કંટક રાજ્ય ચલાવી શકીશ. પરંતુ તેની એ આશા વિફળ થઇ. જે મન વડે તે નિષ્કંટક રહેવાની આશા બાંધતો હતો તે મનજ તેના સ્વાધીનમાં નહોતું. જો તે પોતાના ચિત્તની વૃત્તિ રોકત તો તેની સર્વ વિપત્તિઓ દૂર થાત. તે ભયંકર કુબુદ્ધિના પંકમાં ડૂબી ગયો હતો, તે મનુષ્ય થઇને ક્રૂર હિંસક શ્વાપદોની પેઠે વર્તન કરતો હતો, તેથીજ તેણે મોગલ સામ્રાજ્યની અવનતિ કરી. તેણે પોતાના પિતાને કારાગૃહમાં પૂરી અને પોતાના બંધુઓનો વધ કરી નિશ્ચિંત રહેવાની જે આશા બાંધી હતી તે વિડંબના માત્ર હતી. તેને શાંતિ મળી નહિ. નિશ્ચિંતતા પ્રાપ્ત કરવાની તેની સર્વ આશા નષ્ટ-ભ્રષ્ટ થઈ ગઇ, ક્ષણે ક્ષણે અનેક પ્રકારની ચિંતાઓ ઉદ્દભવીને તેને ભયંકર પીડા આપવા લાગી. તેના હૃદયની શાંતિ કોણ જાણે ક્યાંય નાશી ગઇ. એક તો તે જગતમા કોઈનો વિશ્વાસ કરતો નહોતો અને વળી તેની મનોવૃત્તિ દુષ્ટ હતી. આ ઉભયનો સંયોગ થતાં અવિશ્વાસ ઘણો વધી ગયો. તેના હૃદયની અશાંતિ તેને ભયંકર પીડા કરવા લાગી. ક્ષણે ક્ષણે વિવિધ પ્રકારની ચિંતાઓ અને શંકાઓ તેના હૃદયમાં ઉત્પન્ન થઇને તેના સુખને હરી લેવા લાગી. તે જગતના સર્વ લોકોને પોતાના શત્રુ માનવા લાગ્યો. મારા ઇષ્ટ મિત્રો અને મંત્રીઓ પણ મારી વિરૂદ્ધ કપટજાળ રચી રહ્યા છે એવો તેને ભાસ થવા લાગ્યો. આવી આવી ચિંતાઓ જેમ જેમ વૃદ્ધિંગત થતી ગઈ તેમ તેમ તે અધિક વ્યાકુલ થતો ગયો. આવી સ્થિતિમાં જીવન વ્યતીત કરવું એ કેવળ વિડંબનાજ હતી. બુદ્ધિમાન ઔરંગઝેબ આ વાત સારી પેઠે સમજી ગયો હતો. આથી હવે તે હૃદયની શાંતિ પ્રાપ્ત કરવાને પ્રયાસ કરવા લાગ્યો. ઘણો વિચાર કર્યા પછી તે એવા નિર્ણયપર આવ્યો કે જો હું મારી જાતિના લોકોને સંતુષ્ટ રાખીશ તો નિશ્ચિંતતા-પૂર્વક રાજ્યસુખ ભોગવી શકીશ અને મારી સર્વ વિપત્તિઓ તથા વિઘ્નો દૂર થઇ જશે.

જે પળે ઔરંગઝેબના હૃદયમાં આ વિચાર આવ્યો તે પળથીજ તેનું ભાગ્યાકાશ શ્યામ અભ્રોથી આચ્છાદિત થઈ ગયું! જાણે આ વખતે હીરાજડિત રાજમુકુટ તેના મસ્તકપરથી નીચે પડી ગયો! તે સમજી શક્યો નહિ કે હું મારે હાથેજ મારો નાશ કરવાને તત્પર થયો છું! સારાંશ, ઔરંગઝેબ આ વખતે એટલો ભ્રમિત ચિત્તનો થઇ ગયો હતો કે તે પોતાનું હિતાહિત ભૂલી ગયો. તેના આવા અધમ વિચારનું વર્ણન કરતાં લેખિની અટકી પડે છે, હૃદય કંપે છે.

ઔરંગઝેબે પોતાના મનમાં એવો વિચાર કર્યો કે "મે મારા બંધુઓ તથા આપ્તોનો સંહાર કરીને જે હાથોને કલંકિત કર્યા છે તેને હવે હિંદુઓના રૂધિરથી ધોઇને, એ કલંકમાંથી મુક્ત થઇશ; અને મારા જાતિબંધુઓ, મારા સ્વધર્મીઓ મારા પર પ્રસન્ન અને સંતુષ્ટ થશે." જે વખતે તેના મનમાં આ વિચાર ઉત્પન્ન થયો તેજ વખતે તેણે પોતાના ઇષ્ટ મિત્રોને બોલાવ્યા અને "અમારા રાજ્યમાં વસતા સર્વ હિંદુઓને મુસલમાન થવું પડશે. જે લોકો આ આજ્ઞાનો અનાદર કરશે તેને બળાત્કારે મુસલમાન કરવામાં આવશે." એવો ઢંઢેરો સમગ્ર મોગલ સામ્રાજ્યમાં પીટાવવાનો તેમને હુકમ કર્યો. આ મહા ભયંકર દુઃખદાયક રાજાજ્ઞા સાંભળી સમસ્ત મોગલ રાજ્યમાં હાહાકાર વર્તી રહ્યો. હત-ભાગી હિંદુઓ નિઃસહાય અને આશ્રયહીન બની ભયથી ત્રાસિત થઇ આમ તેમ નાસાનાસ કરવા લાગ્યા. સ્વધર્મની રક્ષાનો કોઈ પણ ઉપાય રહ્યો નહિ. અનેક હિંદુઓ વ્યાકુલ થઈ મોગલ રાજ્ય છોડી અતિ શીઘ્રતાથી દક્ષિણ તરફ ચાલવા લાગ્યા. અનેક હિંદુઓ બાદશાહના દૂતોના અત્યાચાર સહન નહિ કરી શકાયાથી ઉન્મત્ત બની પોતાના હાથથીજ પોતાના હૃદયમાં કટાર ઘોંચી દઇ પોતાનો નાશ કરવા લાગ્યા. નિઃસહાય હિંદુઓ પ્રથમ પ્રાણાધિક પુત્ર, સ્ત્રી તથા પરિવારનો પોતાનાજ હાથથી વધ કરી પા-છળથી પોતાના હૃદયમાં કટાર મારી પોતાના પ્રાણની આહુતિ આપવા લાગ્યા. સમસ્ત હિંદુઓમાં ભયંકર

શોકાનલ પ્રસરી રહ્યા. સમસ્ત રાજ્ય રાજા વિનાની ભૂમિ સમાન થઇ પડયું. ચારે તરફથી હાહાકારનો ધ્વનિ સંભળાવા લાગ્યો. દુઃખી હિંદુઓનો હૃદયભેદક આર્તનાદ, નિરૂપાય અને નિઃસહાય હિંદુઓનો હૃદયવિદારક શોકધ્વનિ ક્ષણે ક્ષણે સંભળાવા લાગ્યો. હિંદુઓનું માન અને મર્યાદા લુંટાઈ ગઇ. કુલધર્મ અને જાતિગૌરવ પાતાળમાં પ્રવેશી ગયું. ભારતવર્ષમાં પ્રલયકાળ આવી પહોંચ્યો. અફસોસ! આ પ્રલયકાળમાંથી હિંદુઓની રક્ષા કોણ કરશે? આ ધર્માંધ મોગલ સમ્રાટ્ના જુલમી હાથમાંથી હિંદુઓનો ઉદ્ધાર કોણ કરશે? કોઇ નહિ! જ્યારે રક્ષકજ ભક્ષક થઈ જાય ત્યારે પ્રજાનુ રક્ષણ કોણ કરે? જેના ઉપર પ્રજાનો આધાર છે, જેના ઉપર સર્વ લોકોનુ પાલન કરવાનો ભાર છે, તેજ જો સજાતીય અને વિજાતીય લોકોને ભિન્ન ભિન્ન નેત્રોથી જુએ અને પોતાના હૃદયપર પાષાણ મૂકી પોતાની પ્રજાને તથા તથા આશ્રિતોને પીડે તો નિઃસહાય પ્રજા કોની આગળ જઈ રક્ષણ માગે? ને કોના આશ્રય નીચે જશે? આ મારૂં અને આ પરકીય, આ સજાતીય અને આ વિજાતીય એવો વિચાર નહિ કરી સર્વને એક દ્રષ્ટિથી જોવાં એ રાજાનું આવશ્યક કર્તવ્ય છે. અને જે આ કર્તવ્થી વિમુખ થાય છે તે "રાજા" નામને યોગ્ય નથી. તેના સ્પર્શથી રાજસિંહાસન ભ્રષ્ટ થાય છે. જે રાજા રાજસિંહાસનપર બેસીને રાજ્યના હિતાહિતનો વિચાર કરતો નથી, અને જેના હૃદયમાં ગર્વ, મોહ, ક્રોધ તથા અહંકાર આ દુર્ગુણો ભરેલા હોય છે, તથા જે પોતાની વિવેકબુદ્ધિનો ત્યાગ કરી પ્રજાપર ક્રૂરતા વાપરે છે તે રાજા નથી, પરંતુ રાજા નામને કલંકિત કરનાર નરાધમ છે. તે પ્રજાના સુખરૂપી સૂર્યને ઘેરનાર રાહુ છે, તે દેશના ભાગ્યાકાશને આચ્છાદિત કરી નાંખનાર પ્રચંડ ધૂમકેતુ છે. તેના અસંખ્ય પાપોથી તેનુ રાજ્ય શીઘ્ર પાતાળમાં જાય છે. વિધાતાના ક્રોધથી તે અત્યાચારીના પાપી મસ્તકપર યમરાજાનો કઠોર દંડ પડે છે.

મોગલ કુલકલંક ઔરંગઝેબના ભીષણ અત્યાચારથી સમસ્ત રાજ્યમાં અરાજક્તા પ્રસરી રહી. પીડિત હિંદુઓની નાસભાગ તથા તેમની આત્મહત્યાથી નગરો, ગ્રામો અને કસ્બાઓ ઉજ્જડ થઈ ગયા. જ્યાં બજાર હતી ત્યાં અરણ્ય બની ગયાં. સર્વ સ્થળો સ્મશાનવત્ દેખાવા લાગ્યાં. વણિક લોકો નાસી જવાથી તેમની દુકાનોમાં ચોરોએ નિવાસ કર્યો અને બજાર સૂની બની ગઇ. ખેડુતો નાસી જવાથી ક્ષેત્રો જંગલવત્ બની ગયાં. આ ભયંકર ઉપદ્રવના સમયમાં રાજ્યની અનેક પ્રકારે દુર્દશા થઇ ગઇ. ખજાનો ખાલી થઇ ગયો. રાજકર્મચારીઓ કર ઉઘરાવી શકયા નહિ. જ્યાં માણસોજ અધમુઆ જેવાં પડયાં હોય ત્યાં કર કોણ આપે? તસ્કરોના અત્યાચારથી ગામોનાં ગામો અને શહેરોનાં શહેરો ઉજ્જડ થઇ ગયાં. જ્યારે પાપી ઔરંગઝેબને દ્રવ્યોપાર્જન કરવાનો કોઇ પણ ઉપાય સૂઝયો નહિ ત્યારે તેણે પોતાના રાજ્યની સર્વ હિંદુ પ્રજાપર જજીઆવેરો નાખ્યો. આ ભયંકર અત્યાચારના વર્તમાન સાંભળી સમસ્ત ભારતવર્ષપર જાણે વજ્રાઘાત થયો ન હોય તેમ સર્વ હિંદુ પ્રજા ખળભળી ઉઠી. આ ભયંકર વિપત્તિમાંથી શી રીતે મુક્ત થઇ શકાય તે કોઇને સૂઝયું નહિ. સર્વ હિંદુઓ હતાશ, નિરૂત્સાહ તથા નિરૂપાય બની હાહાકાર કરવા લાગ્યા. હિંદુઓના હૃદયવિદારક હાહાકારધ્વનિથી પાપી ઔરંગઝેબનું હૃદય કિંચિત્ પણ ભયભીત થયું નહિ. અભાગી હિંદુઓની શોચનીય દશા તે શાંત ચિત્તે જોવા લાગ્યો. તેના કઠોર હૃદયમાં કિંચિત્ પણ દયાનો સંચાર થયો નહિ. સુપ્રસિદ્ધ અર્મ મહાશયે લખેલા વૃત્તાંતપરથી વિદિત થાય છે કે, જે તીવ્ર ચિંતા અને શંકામાંથી મુક્ત થવાની ઇચ્છાથી તેણે આવાં પૈશાચિક કાર્યો કર્યાં હતાં, તે ચિંતા અને શંકામાંથી મુક્ત થવાની વાત તો દૂર રહી પરંતુ તેથી ઉલટું તેને વધારે દુઃખ થયું. જેમ જેમ દિવસો વ્યતીત થતા ગયા તેમ તેમ તેના દુઃખમાં વૃદ્ધિ થતી ગઇ. વિષમય ચિંતાની તીક્ષ્ણતા જેટલી વૃદ્ધિંગત થવા લાગી તેટલી તેની ધીરજ ખૂટવા લાગી. ધીમે ધીમે તેની ચિંતા એટલી પ્રબળ થઈ ગઈ કે તેની શાંતિનો સર્વથા લોપ થયો. નિદ્રામાં કે સ્વપ્નમાં, સુષુપ્તિમાં કે જાગ્રદવસ્થામાં તે લેશ પણ નિશ્ચિંત રહી શકતો નહોતો. બે પ્રહર રાત્રિ વ્યતીત થયા પશ્ચાત્ તે એકદમ જાગી ઉઠતો અને તેને પોતાના પિતા, ભ્રાતા તથા કુટુંબી જનોની છાયા દ્રષ્ટિગોચર થતી. તેને એવો ભાસ થતો કે જાણે હું તેમનો હૃદયવિદારક ધ્વનિ સાંભળું છું. જાણે તે પીડિત આત્માઓ તીક્ષ્ણ સ્વરથી કહેતા હોય કે "હે પાપી! અમને મારીને શું તું નિશ્ચિંતતાપૂર્વક રાજ્યસુખ ભોગવી શકશે? જો, દુરાચારી! તારા મસ્તકપર તૂટી પડવાને માટે ભયંકર યમરાજાનો દંડ તૈયાર છે." એમ તેને લાગતું. આ સમયે ઔરંગઝેબ આશ્ચર્યચકિત થઇ જતો અને પોતાની શય્યામાંથી ઉઠી ગૃહની બહાર જવાની ચેષ્ટા કરતો,

પરંતુ તે બહાર જઇ શકતો નહિ. તે પાછો આવીને પોતાની શય્યામાં સૂઈ જતો. કાળની ગતિથી ધીમે ધીમે જ્યારે તેની વૃદ્ધાવસ્થા નિકટ આવવા લાગી, જ્યારે ભયંકર યમરાજાનો દંડ ધીમે ધીમે તેની સમીપ આવવા લાગ્યો ત્યારે તેને મહા કષ્ટ થવા લાગ્યું. હવે તેને બચવાનો કોઇ પણ ઉપાય સૂઝ્યો નહિ. એક વખત તે હતાશ થઇ સહસા પોકારી ઉઠયો કે "આ શું છે? જે તરફ જોઉં છું તે તરફ કેવળ દાનવોજ જણાય છે.+"

---

+ ઔરંગઝેબ એક વિદ્વાન પાદશાહ હતો. આ વાત તેના લખેલા બે પત્રોપરથી સારી પેઠે સમજાશે. આ પત્રો નીચે સાદર કરવામાં આવે છે. આ પત્રો તેણે પોતાના મૃત્યુ પૂર્વે એકએક દિવસપર પોતાના પ્રિય પુત્રોને લખ્યા હતા. આ પત્રોમાં તેણે પોતાના જીવનનું યંત્રણામય શોકોદ્દીપક ચિત્ર આલેખ્યું છે. ઔરંગઝેબ જેવા પાદશાહે અનુતાપથી પીડિત થઇને સંસારની અનિત્યતાનું વર્ણન કર્યું છે એમ જાણી આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. આ પત્રો વાંચી ગમે તેવા પાપીનું હૃદય પણ કંપિત થાય છે. જો અનર્થકારક દુર્બુદ્ધિ ઔરંગઝેબના હૃદયમાં ઉત્પન્ન થઇ ન હોત તો જગતને તે ઘણો ઉપયુક્ત થઇ પડત.

તેણે શાહઆલમને લખેલો પત્ર આ પ્રમાણે છે.—

"હે પુત્ર! હું તમને આશીર્વાદ આપુ છું કે તમે ક્ષેમકુશળ રહો. ઘણા દિવસથી મારૂં મન તમારામાં લાગ્યું છે. હવે હું વૃદ્ધ થઈ ગયો છું, દિવસે દિવસે જ્વર મને અધિકાધિક દુર્બલ કરતો જાય છે. શાંતિ અને સામર્થ્ય ધીમે ધીમે શરીરને છોડતાં જાય છે. હું એકલોજ અપરિચિત મનુષ્યની પેઠે આ સંસારમાં આવ્યો અને હું એકલોજ અપરિચિત મનુષ્યની પેઠે આ સંસારમાંથી વિદાય લઉં છું. હું કોણ છું? હું કયાંથી આવ્યો છુ અને કયાં જવાનો છું તે હું કાંઇ પણ જાણતો નથી. જે સમય સામર્થ્યની ધામધૂમમાં વ્યતીત થઇ ગયો છે તે કેવળ યંત્રણાનેજ પાછળ રાખી ગયો છે. આ પાદશાહી મારા હાથમાં સોંપવામાં આવી નહોતી, અને મેં એની રક્ષા પણ કરી નથી. અફસોસ! મારો આટલો બધો અમૂલ્ય વખત વૃથાજ ગયો! મારા હૃદયમંદિરમાં એક વિવેક નામનો રક્ષક હતો, પરંતુ હું હતભાગી છું, હું આ અંધ નેત્રોથી તે પ્રજ્વલિત પ્રભાને જોઈ શકયો નહિ. જીવન કદિ પણ સ્થાયી રહેતું નથી. પ્રાણ વાયુ ચાલ્યો જાય છે, એટલે કાંઇ પણ શેષ રહેતું નથી અને સર્વ આશા—શ્રદ્ધા નાશ પામી જાય છે. યદ્યપિ હાલમાં મને જ્વર આવતો નથી, તોપણ આ શરીરમાં હાડ અને માંસ શિવાય કાંઇ પણ રહ્યું નથી. મારો પુત્ર કામબક્ષ વિજયપુર તરફ ગયો છે અને તે નિકટજ છે, પરંતુ હે વત્સ! તમે સર્વથી અધિક નિકટ છો. શાહઆલમ ઘણે દૂર છે અને મારો પૌત્ર આજિમહુસેન વિધાતાની વિધિથી ભારતવર્ષની નિકટ આવી પહોંચ્યો છે. તેની સેના અને અનુચર એ સર્વ મારી પેઠે નિઃસહાય અને શંકાશીલ છે, તેઓ મારી પેઠે પીડિત અને કબુતરની પેઠે ચંચલ છે. તેઓ પોતાના સ્વામીથી છુટા પડી ગયા છે. હમણાં તેમનો કોઈ સ્વામી છે કે નહિ તેની કોઇને ખબર નથી.

હું આ સંસારમાં કોઈ પણ વસ્તુ મારી સાથે લઇને આવ્યો નહોતો અને માનવ હૃદયની દુર્બલતા શિવાય કોઇ પણ વસ્તુ મારી સાથે લઈ જનાર નથી. મારી મુક્તિ થશે કે નહિ એ વિચારથી હું કેટલી પીડા પામું છું તે હું વર્ણવી પણ શકતો નથી. યદ્યપિ જગદીશ્વરની દયા, દાક્ષિણ્ય અને કરૂણા ઉપર મને શ્રદ્ધા છે, પરંતુ આ પીડા મારા હૃદયથી દૂર થઇ શકતી નથી. શું કરૂં? મારા મૃત્યુ પછી મારી કાંઈ પણ સ્મૃતિ રહેશે નહિ. જે ભાગ્યમાં હશે તે થશે! મારા શરીરરૂપી નૌકા અનંતકાળના સમુદ્રમાં ડૂબતી જાય છે, હવે ઇશ્વિર એની રક્ષા કરશે; તોપણ આ ઉપસ્થિત અવસ્થાનો વિચાર કરતાં દ્રઢ રીતે પ્રતીત થાય છે કે હાલમાં મારા પુત્રોએ કાંઈ પણ ઉદ્યોગ કરવો અત્યંત આવશ્યક છે. મારો અંતિમ આશીર્વાદ મારા પૌત્ર બેદરબખ્તને કહેશો. હું હમણાં તેને મળી શક્યો નથી, પરંતુ તેનું દર્શન કરવાની અભિલાષા મારા હૃદયમાં અત્યંત ક્લેશ ઉત્પન્ન કરી રહી છે. એમ જણાય છે કે તેની પુત્રી બેગમને બહુ દુઃખ થાય છે, પરંતુ તે વિષે હું કાંઇ પણ અભિપ્રાય આપી શકતો નથી. માત્ર ઇશ્વિરજ મનુષ્યના હૃદયનો ભાવ જાણી શકે છે. સ્ત્રીઓના હૃદયમાં ઉત્પન્ન થયેલી ચિંતા કેવલ નિરાશાને જ જન્મ આપે છે. રૂખ્સત! રૂખ્સત!"

તેણે પોતાના પુત્ર કામબક્ષપર નીચે પ્રમાણે પત્ર લખ્યો હતો:—

હવે અમે રાજસિંહના શાસનકાળ વિષે વર્ણન કરીશું. રાજ્યાભિષેક પ્રસંગે રાજપુત રાજાઓ જે વિધિ પાળે છે તે સર્વમાં 'ટીકા દોર' વિશેષ પ્રસિદ્ધ છે. આ વિધિ દીર્ઘ કાળથી બંધ થઈ ગઇ હતી, પરંતુ મહારાણા રાજસિંહે સિંહાસનપર બેસતી વખત આ પ્રાચીન વિધિનો પુનરૂદ્ધાર કર્યો. અજમેરના તાબામાં એક માલપુર નામક નગર છે. મહારાણા રાજસિંહે આ વિધિનું પાલન કરવાને માટે આ માલપુર ઉપર આક્રમણ કર્યું અને ઉત્તમ પ્રકારે પોતાની અપૂર્વ વીરતાનો પરિચય કરાવી તે નગરને લૂંટી લઇ પોતાના પાટ નગરમાં પાછા ચાલ્યા આવ્યા. આ ઘટના બન્યા પશ્ચાત્ અલ્પ કાળમાં તેના વર્તમાન શાહજહાંના કાનપર પહોંચ્યા. મંત્રીઓએ આ સમાચારને વિવિધ પ્રકારના રંગોથી રંગીને પાદશાહનો

---

"મારા હૃદયની નિકટ વસતા મારા પ્યારા પુત્ર! સત્તાના ઉચ્ચ શિખર પર ચઢી જગત્પતિ જગદીશ્વરની આજ્ઞાથી મેં તમને ઘણો બોધ આપ્યો છે. અને તમારી સાથે રહી મેં કઠોર કલેશ પણ ભોગવ્યો છે. હાલ હું એક વિદેશી અપરિચિત મનુષ્યની પેઠે આ સંસારમાંથી વિદાય લઉં છું અને મારી તુચ્છતાનો વિચાર કરી શોકાવૃત્ત થઇ ગયો છું. તમે કહેશો કે શોક કરવાથી લાભ શું? પરન્તુ હું એટલુજ કહું છુ કે સર્વ મનુષ્યો અપૂર્ણ છે. આજે હું આ અપૂર્ણતા અને કરેલાં પાપોનું ફળ લઇને આ સંસારમાંથી ચાલ્યો જાઉં છું. હાય! ઈશ્વિરની લીલા કેવી વિચિત્ર છે. આ સંસારમાં હું એકલોજ આવ્યો હતો અને એકલોજ વિદાય થઉં છું. આ મહા યાત્રાનો માર્ગદર્શક મને છોડીને ચાલ્યો ગયો છે, બાર દિવસથી જે જ્વર મને પીડા આપી રહ્યો હતો તે પણ હમણાં મારા શરીરને છોડીને ચાલ્યો ગયો છે. હમણાં હું જે તરફ દ્રષ્ટિપાત કરૂં છું તે તરફ મને દાનવ શિવાય કોઈ જણાતું નથી. હું મારી સેના અને સેવકો વિષે વિચાર કરી શંકાશીલ બની ગયો છુ અફસોસ! મારૂં શુ થશે તે હુ જાણી શકતો નથી. દુર્બળતા પુષ્કળ વધી જવાથી મારી કમ્મર ઝુકી ગઇ છે, અને પગમાં ચાલવાની શક્તિ રહી નથી. દમ વધી ગયો હતો તે હમણાં બિલકુલ નથી. અફસોસ! મને જરા પણ આશા રહી નથી. મેં અસંખ્ય પાપો કર્યાં છે; તેનું ફળ કેવું મળશે તે હું કહી શકતો નથી. આ વિશાળ માનવસમાજ ઈશ્વિરે મારા પુત્રના હાથમાં સોંપી છે. આજિમશાહ હમણાં મારી નિકટ જ છે. જો જો, સાવધાન રહેજો. તમારા રાજ્યમાં કોઇ ધર્માત્મા મુસલમાન માર્યો જાય નહિ. જો એમ થશે તો સર્વ પાપો એકત્રિત થઈને મારાજ મસ્તકપર તૂટી પડશે. હું હવે અનંત ધામમાં જાઉં છું, તમને, તમારી માતાને, અને તમારા પુત્રોને હું ઈશ્વિરના હાથમાં સોંપીને જાઉં છું. ધીમે ધીમે મને ભયંકર પીડાએ ગ્રસ્ત કર્યો છે. બહાદુરશાહ જ્યાં હતો, ત્યાંજ તે હજી પણ છે. તેનો પુત્ર હિંદુસ્થાનની નિકટ આવી પહોંચ્યો છે. બેદરબખ્ત ગુજરાતમાં છે. હયાતુલનિશાએ પૂર્વે કદિ સંકટ જોયું નથી, પરંતુ હવે તેને કષ્ટ ભોગવવું પડશે. બેગમની સંભાળ રાખશો. તમારી માતા ઉદયપુરી (બેગમ)§ મારા દુઃખની ભાગિયણ હતી. અને હમણાં તે મારી સાથે આવવાની અભિલાષા રાખે છે. પરંતુ સર્વ કાર્યોને માટે ઉપયુક્ત સમય નિયત થાય છે. નોકરો અને રાજકર્મચારીઓ ગમે તેટલા કપટી અને દુરાચારી હોય, પરંતુ તેમના પ્રત્યે દુર્વર્તન કરવું ઉચિત નથી. ચાતુર્યથી તમારૂં કામ સિદ્ધ કરજો. મર્યાદાની બહાર પગ મૂકશો નહિ......હું હવે જાઉં છું. મેં જે કાંઇ પાપ પુણ્ય કર્યાં છે તે સર્વ તમારે માટેજ કર્યાં છે. જોજો વિપરીત વિચાર અને વર્તન કરશો નહિ. જે સેનાને પગાર મળ્યો નથી, તેની પ્રાર્થનાનો હજી કાંઈ નિર્ણય કરવામાં આવ્યો નથી. દારાશિકોહ ન્યાયી અને ચતુર હતો. તેણે માણસોને મોટાં મોટાં પારિતોષિક આપ્યાં હતાં, પરંતુ તેમને નિયત સમયે પગાર નહિ મળવાથી તેઓ તેનાથી સંતુષ્ટ રહેતા નહોતા. તમારા પ્રત્યે મેં જે કાંઇ અન્યાય કર્યો હતો તે સર્વ હવે તમે ભૂલી જજો. જો જો, પુત્ર! અત્યાર પછી તમારા વિષેનો મારો અભિપ્રાય બદલવો પડે નહિ. કોઇ પણ માણુસ પોતાના આત્માને પોતાના શરીરમાંથી નીકળતો જોઇ શકતો નથી, પરંતુ હું હમણાં જોઉં છું કે મારો આત્મા મારા શરીરનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે.

---

§ અર્મ જણાવે છે કે આ સ્ત્રી (ઉદયપુરી બેગમ) કાશ્મીરની હતી. તે ઉદયપુરના રાણાના કુળમાં ઉત્પન્ન થઈ નહોતી. કદાચ તેણે શાહપુર અથવા બુનરાના રાજવંશમાં જન્મ લીધો હોય એ સંભવિત છે. તેણે ઔરંગઝેબની સાથે મરવાની ઇચ્છા કરી તેથી તે અવશ્ય રાજપુત કુલમાં ઉત્પન્ન થઈ હશે.

ક્રોધ ઉત્તેજીત કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ પાદશાહે ઉદાર બુદ્ધિથી જણાવ્યું કે "મારો ભત્રિજો+ બાળક છે, તેથી તેણે અજ્ઞાનથી આ કાર્ય કર્યું છે."

રાજપુત કુલગૌરવ વીરશ્રેષ્ઠ પ્રતાપસિંહની સાથેજ મેવાડની વીરતા એક રીતે લુપ્ત થઈ ગઇ હતી, પરંતુ મહારાણા રાજસિંહ મેવાડના સિંહાસનપર બેઠા કે તરતજ તે વીરતાનો પુનઃ પૂર્ણ પ્રકાશ ફેલાઈ ગયો. સીસોદીઆ કુલના સરદારો શાંતિનું મૃદુ આસન છોડી હાથમાં શમશેર ધારણ કરી આગળ વધ્યા. હવે શમશેરના ઝણઝણાટ અને અને મદોન્મત્ત બનેલા વીરોના સિંહનાદથી મેવાડભૂમિ વારંવાર કંપાયમાન થવા લાગી. મહારાણા રાજસિંહ બાપ્પા રાવળના યોગ્ય વંશજ હતા. તેઓ સીસોદીઆ કુલના યોગ્ય વીર હતા. તેઓ અત્યંત તેજસ્વી હતા. ભટ્ટ લોકોના ગ્રંથોમાં પોતાના પૂર્વજોની અલૌકિક વીરતાનું વર્ણન વાંચી તેમણે શત્રુઓના હાથમાંથી પોતાના દેશનો અને સીસોદીઆ કુલના ગૌરવનો પુનરૂદ્ધાર કરવાનો દ્રઢ સંકલ્પ કર્યો. યુવાવસ્થાના પ્રચંડ ઉત્સાહથી ઉન્મત્ત થઇને તેઓ આ સંકલ્પ સિદ્ધ કરવાના ઉપાય શોધવા લાગ્યા. જ્યારે સંકલ્પ, પ્રતિજ્ઞા અને સાહસથી હૃદય ખળભળી ઉઠે છે ત્યારે કાર્ય સિદ્ધ થતાં કાંઇ વિલંબ લાગતો નથી. રાજસિંહનું હૃદય પણ સાહસ અને પ્રતિજ્ઞાથી ખળભળી ઉઠયું હતું. આથી તેમની મનોવાંચ્છના પૂર્ણ થઈ. તેઓ અત્યાચારી ઔરંગઝેબ પ્રત્યે હૃદયમાં ધૃણા ધરાવતા હતા અને તેના નામપર હજારો ફીટકાર આપતા હતા. જ્યારે ઔરંગઝેબ દિલ્લીના તખ્તપર બેઠો ત્યારથીજ તેમણે ખડ્ગ ધારણ કરી તેના પંજામાંથી મેવાડ ભૂમિનો ઉદ્ધાર કરવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી હતી. જે દિવસે તેમણે આ મહાન પ્રતિજ્ઞા પોતાના હૃદયમાં ધારણ કરી તે દિવસ પછી તેમને મોગલોની સાથે અનેક યુદ્ધો કરવાં પડયાં. આ સર્વ યુદ્ધોમાં મહારાણાની અસીમ વીરતા અને અપૂર્વ તેજસ્વિતા ઉત્તમ પ્રકારે પ્રકાશિત થઇ હતી. અધિક સૈનિકોની સહાયથી અત્યંત બળવાન બનેલો ઔરંગઝેબ પણ આ યુદ્ધોમાં કેટલીકવાર પરાજિત થયો હતો. કેટલીક વાર તો તેનો પ્રાણ પણ સંકટમાં આવી પડયો હતો. તે પોતાના કયા પુણ્યના પ્રભાવથી કારાગૃહના બંધનમાંથી મુક્ત રહી શકયો હતો તેજ કહી શકાતું નથી. ઔરંગઝેબની સામે પોતાની તીક્ષ્ણ અને પ્રચંડ શમશેર ધારણ કરવાનું મહારાણાને પ્રથમ જે કારણ મળ્યું હતું તેનું વર્ણન નીચે સંક્ષેપમાં લખવામાં આવે છે.

મારવાડના રાઠોડ કુલની અનેક શાખાઓ થઇ ગઇ હતી. તેમાંના કેટલાક રાજકુમારો પોતાનું પ્રાચીન રાજ્ય છોડી રૂપનગરમાં આવી વસ્યા હતા. રૂપનગર મોગલ સામ્રાજ્યની અંતર્ગત હતું. તેથી ત્યાંના રાઠોડો મોગલોના તાબામાં સાધારણ સામંતોની પેઠે રહેવા લાગ્યા. જે સમયે ઔરંગઝેબના મસ્તકપર ભારતવર્ષનો રાજમુકુટ મૂકવામાં આવ્યો તે સમયે રૂપનગરના માંડલિક રાજાના ઘરમાં પ્રભાવતી નામની કન્યા દિનપ્રતિદિન શશિકલાની પેઠે વિકાસ પામતી હતી. અલ્પ કાળમાં પરમ લાવણ્યમયી પ્રભાવતીના રૂપ સૌંદર્યનું વૃત્તાંત દુષ્ટ ઔરંગઝેબને કાને પહોંચ્યું. આ વૃત્તાત સાંભળી ઔરંગઝેબને તેના પ્રત્યે મોહ ઉત્પન્ન થયો અને તેને તે સ્ત્રીરત્નને પ્રાપ્ત કરવાની અભિલાષા થઇ. તેણે તેની સાથે વિવાહ કરવાની માગણી કરી. ઔરંગઝેબે ધાર્યું હતું કે હુ સમ્રાટ્ છું તેથી આ માગણી પ્રભાવતી અને તેનો પિતા ખુશીથી સ્વીકારશે અને કિંચિત્ પણ વિલંબ કર્યા વિના મારી સાથે આ સંબંધ જોડવાને તત્પર થશે. પરંતુ તેનો આ મનોરથ શીઘ્ર વિફળ થયો. તેને તેની પાપવૃત્તિનું યોગ્ય પ્રતિફળ મળ્યું. તેણે આ માગણી કરતી વખત પોતાના બે સહસ્ત્ર અશ્વારોહીઓને રૂપનગર મોકલ્યા હતા, પરંતુ તેનો આ સર્વ આડંબર વ્યર્થ ગયો.

યોગ્ય સમયે ઉક્ત બે સહસ્ત્ર સ્વારો રૂપનગરમાં પહોંચ્યા. ઔરંગઝેબના દૂતે પ્રભાવતીના પિતાને પાદશાહનો સંપૂર્ણ સંદેશો કહી સંભળાવ્યો. આ વૃત્તાંત સાંભળતાની સાથેજ ઉક્ત માંડલિક રાજા ભયથી વ્યાકુળ થઇ ગયા. તેઓ કોઈ પણ નિર્ણયપર આવી શકયા નહિ. શું કરવું તે તેમને કાંઇ સૂઝયું નહિ. થોડી વારે પ્રભાવતીના કાને પણ આ સમાચાર પહોંચ્યા. તે પોતાના પિતાની નિકટ આવીને બોલી "પિતાજી ! આ વિપત્તિમાંથી બચવાનો કાંઇ ઉપાય કરવો જોઇએ." પરંતુ તેના પિતા એટલા હતાશ થઈ ગયા હતા કે તેમને તત્કાળ કાંઇ ઉપાયજ સૂઝયો નહિ. પિતાને મૌન દશામાં જોઇ પ્રભાવતીએ

+ મહાત્મા ટૉડ જણાવે છે કે શાહજહાં રાણા કર્ણનો ધર્મબંધુ હતો.

પોતેજ ઉપાય શોધી કાઢવાની પ્રતિજ્ઞા કરી. પ્રથમ તો તેણે પોતાની વર્તમાન સ્થિતિનો વિચાર કર્યો તો તેને જણાયું કે તેનો કોઇ સહાયક પણ નહોતો અને તેની પાસે પાદશાહનો પ્રતીકાર કરવાને માટે કાંઇ બળ પણ નહોતું. તેનો પિતા એક સાધારણ માંડલિક હતો. ત્યારે શું મારવાડના રાજા પાસે જઈ સાહયને માટે પ્રાર્થના કરવી? પરંતુ શું તે સાહય કરશે? મારવાડના રાજાને પાદશાહનો પગારદાર નોકર કહેવામાં આવે તોપણ તે અનુચિત ગણાય નહિ. આવી સ્થિતિમાં શું કરવું તેનો તે વિચાર કરવા લાગી. "હવે મારી રક્ષા કોણ કરશે? કયો વીર હાથમાં ખડ્ગ ધારણ કરી પાદશાહની સામે યુદ્ધ કરવાને તત્પર થશે? હવે કાંઈ ઉપાય રહ્યો નથી." મ્લેચ્છના ગ્રાસમાંથી રાજપુત સતીના ધર્મની રક્ષા થવી. કઠિન હતી. વિષ, કટારી, અગ્નિ કે ફાંસીને આધીન થવાથીજ આ વિપત્તિમાંથી મુક્તિ મળવાની આશા હતી. પ્રભાવતીએ ધાર્યું કે "જો ઇતર કોઇ ઉપાય નહિ મળશે તો પછી એનોજ આશ્રય લઇશ." પરંતુ તેને આ કઠોર ઉપાય ગ્રહણ કરવાનો પ્રસંગ આવ્યો નહિ. તેને આ ભયંકર ઉપાયનો આશ્રય લેવો પડયો નહિ. જે સમયે તે આવા વિચારો કરતી હતી તે સમયે તેના હૃદયમાં એક નવીન વિચારનો પ્રાદુર્ભાવ થયો. જાણે કોઇ આકાશના દેવે મંદ સ્વરે તેના કાનમાં કહ્યું ન હોય કે "નિરાશ થશો માં. તમારૂં રક્ષણ મેવાડના રાણા રાજસિંહ કરશે." એવો તેને ભાસ થયો. પ્રભાવતીનું વ્યાકુળ હૃદય શાંત થયું. તેણે તેજ વખતે રાણા રાજસિંહનો આશ્રય લેવાનો દ્રઢ નિશ્ચય કર્યો, અને તેને વિશ્વાસ પણ આવ્યો કે મહારાણા અવશ્ય મારૂં સંરક્ષણ કરશે.

પ્રભાવતી પ્રથમથીજ મહારાણા રાજસિંહના ગુણોનું વૃત્તાંત સાંભળી ચૂકી હતી. આથી તેના હૃદયમાં દ્રઢ વિશ્વાસ ચોંટી ગયો. તે જાણતી હતી કે મહારાણા રાજસિહ વીર છે અને રસિક છે અને ખાસ કરીને સ્ત્રીઓ પ્રત્યે તો તેમને અત્યંત પ્રેમ અને માન છે. રાજસિંહના ગુણોનુ સ્મરણ થતાં પ્રભાવતીનું હૃદય ધીમે ધીમે તેમનાપર આસક્ત થવા લાગ્યું. પછી કિંચિત્ પણ વિલંબ કર્યા વિના તેણે તેમના પર કહેવરાવી મોકલ્યું કે જો મારા પર આવી પડેલા સંકટમાંથી આપ મારૂં રક્ષણ કરશો તો હું અવશ્ય આપને મારા પ્રાણનાથ બનાવીશ. જો મારી આ કામના પરિપૂર્ણ કરવાને આપ સમર્થ થશો તો આ દાસી આપનીજ છે. પ્રભાવતીએ ઇતર કોઇ પણ માણસ પર વિશ્વાસ નહિ રાખી પોતાના પુરોહિતને બોલાવ્યો અને તેને પોતાનું સર્વ વૃત્તાંત સંભળાવી મહારાણા રાજસિંહને ઉક્ત સંદેશો પહોંચાડવાને તેને મોકલ્યો. રાજકુમારીના આ કાર્યથી પરમહિતૈષી પુરોહિત અત્યંત આનંદિત થયો અને એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના મેવાડ તરફ ચાલ્યો. યોગ્ય સમયે તે મહારાણા રાજસિંહની દરબારમાં પહોંચ્યો અને પ્રભાવતીએ આપેલો પત્ર મહારાણાના હાથમાં મૂકયો. આ પત્ર આદિથી અંતપર્યંત સુંદરહૃદય ભાવથી પરિપૂર્ણ હતો. પાઠકોની જાણને માટે તેમાંનો થોડોક ભાગ અમે નીચે ઉદ્ધૃત કરીએ છીએ. તે પત્રમાં આદિથી અંતપર્યંત ઉક્ત બાલિકાના હૃદયનો ભાવ પરિપૂર્ણ ભરેલો હતો. તેણે પ્રથમ લખ્યું હતું કે "મહારાજ! શું રાજહંસિની બગલાની સહચારિણી થશે? શું પવિત્ર રાજપુત કુલકામિની મોગલની અંકશાયિની થશે? મહારાજ! હું નિશ્ચયપૂર્વક કહું છું કે આ સંકટમાંથી જો આપ મારો ઉદ્ધાર નહિ કરશો તો હું અવસ્ય આત્મઘાત કરી મારા પ્રાણનો ત્યાગ કરીશ." આ ઉત્કૃષ્ટ પત્રનો ગંભીર ભાવ સમજી જઈ મહારાણા રાજસિંહ ઘાયલ થયેલા સિંહની પેઠે એકદમ શત્રુ પર તૂટી પડવાને તૈયાર થઇ ગયા. દારૂણ ક્રોધથી તેમનું શરીર કંપવા લાગ્યું. તેમના શરીરની પ્રત્યેક નસમાં જાણે કોઇએ તપાવેલા લોઢાનો રસ રેડયો ન હોય તેમ તેમનું સમગ્ર અંગ ક્રોધથી બળવા લાગ્યું. એક રાજપુત કુલની કન્યા ઉપર યવનોનો આવો અત્યાચાર થતો જોઈ કયા રાજપુતનું હૃદય ક્રોધથી ઉન્મત્ત થયા વિના રહે? આવા પ્રસંગે એવો કયો રાજપુત હોય કે જે એક રાજપુત બાલાનું સંરક્ષણ કરવાને માટે પોતાના પ્રાણની આહુતિ ન આપે? અને જ્યારે એક ધર્મપરાયણ બાલા પોતાની રક્ષા કરવાને માટે આર્ત સ્વરથી સહાય માગે ત્યારે કોઇ પણ વીર તેને સહાય કર્યા વિના શી રીતે રહી શકે? અમે પૂર્વે જણાવીજ ગયા છીએ કે અત્યાચારી ઔરંગઝેબના ભયંકર કુકર્મોનું યોગ્ય પ્રતિફળ આપવાને માટે મહારાણા રાજસિંહ યોગ્ય સંધિની વાટજ જોયા કરતા હતા. આ વખતે યોગ્ય સંધિ આપોઆપ મળી તેથી તેઓ અત્યંત આનંદિત થયા અને તેમની સાહસિકતા, ઉત્સાહ

તથા તેજસ્વિતામાં સહસ્ર ગુણ વધારો થઇ ગયો. પછી તેમણે જરાપણ વિલંબ કર્યા વિના દુરાચારી મોગલ સમ્રાટ્‌ની વિરૂદ્ધ ખડ્‌ગ ધારણ કર્યું. તેમના પૂર્વજોના અસીમ ગૌરવને મોગલોએ નષ્ટ કર્યું હતું. તેમની પ્રાણાધિક પ્રિય અને સ્વાધીનતાની લીલાભૂમિ મેવાડભૂમિને યવનોએ "જાગીર" કહીને કલંકિત કરી હતી, તેમના કપાળપર પરાધીનતાનું કઠોર કલંક લાગ્યું હતું, પરંતુ આજે રાણા રાજસિંહ હાથમાં ખડ્‌ગ ધારણ કરી લુપ્ત થયેલા ગૌરવનો પુનરૂદ્ધાર કરવાને માટે તત્પર થઈ ગયા. તેમના સર્વ સરદારો તથા સૈનિકો તેમનો અપૂર્વ ઉત્સાહ જોઇ અત્યંત આનંદિત થયા અને બાપ્પા રાવલની પ્રચંડ વિજયપતાકા ઉઠાવી રાણા રાજસિંહની સાથે રણભૂમિમાં જવાને તૈયાર થયા. અસ્ત્રશસ્ત્રોના ઝણકારથી તથા પ્રચંડ વીરોના સિંહનાદથી મેવાડભૂમિ પુનઃ ચૈતન્યયુક્ત બની ગઈ. પ્રભાવતીનું રક્ષણ કરવું એ આપણો મુખ્ય ધર્મ છે, એમ સમજી મહારાણા રાજસિંહ સૈનિકોને સાથે લઇ રૂપનગર તરફ કૂચ કરવા લાગ્યા. આ નગર અરવલ્લીની શૈલમાલાની તળેટીમાં આવેલું છે. મહારાણા રાજસિંહ આ વિસ્તૃત પ્રદેશને ઓલંગી જઈ પ્રચંડ પરાક્રમ સહિત ઔરંગઝેબની સેના ઉપર તૂટી પડયા. ઘણીવાર સુધી ઉભય દલો વચ્ચે યુદ્ધ ચાલ્યું. મોગલો મહારાણા રાજસિંહનું પ્રચંડ પરાક્રમ સહન કરી શક્યા નહિ. તેમનો સંપૂર્ણ પરાજય થયો. તેમાંના અનેક સૈનિકો પોતાના પ્રાણ બચાવવાને માટે રણભૂમિનો ત્યાગ કરી નાશી ગયા. આ રીતે બે હજાર મોગલ સ્વારો માત્ર થોડા રાજપુત વીરોના હાથથી દલિત અને પરાજિત થઇ વિધ્વંસ પામ્યા. મહારાણા રાજસિંહને આ પરાક્રમના પારિતોષિક તરિકે પ્રભાવતીની પ્રાપ્તિ થઈ. તેઓ અત્યંત આનંદિત થઈ પ્રભાવતીને પોતાની સાથે લઈ ઉદયપુરમાં ચાલ્યા આવ્યા. તેમની આ વિપુલ વીરતાનું વૃત્તાંત સાંભળી સર્વ રાજપુતો મહારાણાને ધન્યવાદ આપવા લાગ્યા અને તેમના તરફ પ્રેમદ્રષ્ટિથી જોવા લાગ્યા. સર્વ લોકો રાજસિંહને પ્રતાપસિંહના યોગ્ય વંશજ કહી તેમને વારંવાર ધન્યવાદ આપવા લાગ્યા. આ પ્રકારે રાજસિંહે મહા બળવાન ઔરંગઝેબની સાથે પ્રથમ યુદ્ધ કર્યું હતું. મેવાડનિવાસીઓ તેમને વિજય મળેલો જોઇ અત્યંત પ્રમુદિત થયા અને અનેક અનેક આશાઓનો તેમના હૃદયમાં સંચાર થયો.

કુમાર હનુમંતસિંહ તથા પૂર્ણસિંહે 'મેવાડકા ઈતિહાસ' એ નામનો ગ્રંથ લખ્યો છે તેમાં રાજસિંહે પ્રભાવતીના કરેલા રક્ષણ વિષે જે વિસ્તૃત વર્ણન આપવામાં આવેલું છે તે ઉપયોગી જણાયાથી અત્રે અમે તેને ઉદ્ધૃત કરીએ છીએ.

"રાજકુમારી પ્રભાવતી રાજમહાલયથી દૂર આવેલા એકાંત સ્થાનમાં રહેતી અને ભગવદ્‌ભક્તિ, પૂજા અર્ચા, ગીતા પઠન તથા હરિકથામાં પ્રવૃત્ત રહી પોતાનો કાળ નિર્ગમન કરતી હતી. આ રાજકુમારી ભગવદ્‌ભક્તિમાં એટલી લીન થઇ ગઇ હતી કે તેને સ્વપ્નમાં પણ વિવાહનું સ્મરણ થતું નહોતું. પોતાના નિવાસ સ્થાનમાં તે પુરૂષની છાયાનો પણ પ્રવેશ થવા દેતી નહોતી. તે વૈરાગ્ય દશામાં રહી પોતાનો કાળ નિર્ગમન કરતી હતી. તે કોઇ પણ મનુષ્યને પોતાની પાસે બોલાવતી નહોતી, કિંવા તે કોઇની પાસે જતી પણ નહોતી. વૈષ્ણવ ધર્મની મર્યાદા અનુસાર તે કોઇની સાથે પોતાની જાતનો સ્પર્શ પણ થવા દેતી નહોતી. જો ભૂલથી કોઇની સાથે સ્પર્શ થઈ જાય તો તે તરતજ સ્નાન કરતી હતી. આવી પવિત્ર વૃત્તિથી રાજકુમારી રહેતી હતી, પરંતુ તે પરમ સૌંદર્યવાન હોવાથી ઔરંગઝેબને તેની સાથે વિવાહ કરવાની લાલસા ઉત્પન્ન થઇ હતી. જ્યારે આ વાત સર્વત્ર ફેલાઈ ગઇ ત્યારે એક દિવસે રાજમહાલયની દાસીઓ કૂવાપર એકઠી થઈ પરસ્પર વાત કરતી કરતી પ્રભાવતીની દાસી પ્રત્યે બોલી "બ્હેન ! તું પણ તારી બાઇની સાથે દિલ્લી જશે કે ?" આ વચનો સાંભળી દાસીએ કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ, પરંતુ તે પાણી ભરીને ઘેર ગઈ અને સાંભળેલી સર્વ વાત પ્રભાવતીને કહી. આ વાત સાંભળી પ્રભાવતી અત્યંત શોકાતુર થઇ અને તે વિચાર કરવા લાગી "હવે શું કરવું ? પંદર દિવસમાં પાદશાહ અહીંઆં આવીને ઉભો રહેશે. જો હું તેની માગણીનો અસ્વીકાર કરીશ તો શું તે બળાત્કારથી લઈ ગયા વિના રહેશે ? હવે શું કરૂં અને ક્યાં જાઉં ? હવે હું મારા દુઃખની વાત કોને કહું ? તુર્કો પ્રત્યે તો હું સદા ઘૃણા ધરાવતી આવી છું. જે તુર્કોને હું અસ્પૃશ્ય ગણું છું તે ધર્મશત્રુ તુર્કોનો હવે મારે સ્પર્શ કરવો પડશે. અફસોસ ! મારે એક તુર્કની સાથે વિવાહ કરવો પડશે. અરેરે ! મારા આ જીવનને કોટિ કોટિ ધિક્કાર છે ! હાય ! હાય ! આ દુર્ભાગ્ય મારે માટે ક્યાં છુપાઇ રહ્યું હતું. જો હું અભાગિની ન હોત તો આ સમાચાર મારે સાંભળવા પડયા હોત ? હે ઇશ્વર ! તારી શી ઇચ્છા છે ? હે અનાથના

નાથ ! આ સંકટમાં મારી લજ્જા રાખનાર કેવળ આપજ છો. મારે શું કરવું અને ક્યાં જવું તે બતાવવાને આપજ સમર્થ છો. આ ધિક્કારપાત્ર તુર્કની સાથે હું કદિ પણ લગ્નગ્રંથિથી જોડાઇશ નહિ, એ વાત તો નિશ્ચિત જ છે. હે ઘટઘટના સ્વામિ ! જો કોઇ પણ પ્રકારે મારૂં રક્ષણ નાહ થશે તો હું આત્મઘાત કરીને આપના શરણમાં આવીશ. જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તુર્કની સાથે વિવાહ કરી અપવિત્ર થવા ઇચ્છતી નથી. માટે કોઇપણ ઉપાય શીઘ્ર બતાવો. પંદર દિવસમાં તો જાન ચઢીને આવશે. આટલા અવકાશમાં રક્ષણનો ઉપાય કરવો જોઈએ." પછી રાજકુમારીએ પોતાના કાકાને બોલાવીને તેમને કહ્યું "હુ સંસારનો ત્યાગ કરી એકાંત વાસમાં રહી ઇશ્વરભક્તિમાં મારો સમય નિર્ગમન કરૂં છું અને પરપુરુષનુ મુખ સુદ્ધાં જોતી નથી. હુ પૂજાપાઠમાં જ મારા દિવસ નિર્ગમન કરૂં છું, પરંતુ હાલમાં મારાપર આ ભયંકર સંકટ આવ્યું છે, મારા સાંભળવામાં આવ્યું છે કે મોગલ પાદશાહ ઔરંગઝેબ અલ્પ કાળમાં મારી સાથે વિવાહ કરવાને આવનાર છે. આ સમાચાર આજેજ મારા સાંભળવામાં આવ્યા છે. મને મારા રક્ષણનો કોઇ પણ ઉપાય સૂઝતો નથી. હું તેનું મુખ પણ જોવા ઇચ્છતી નથી. હું પ્રાણ ત્યાગ કરીશ, પરંતુ યવન પાદશાહની સાથે વિવાહ કરીશ નહિ. જો તમે કાંઇ ઉપાય નહિ કરશો તો હું અવશ્ય આત્મઘાત કરીશ." આ વાત સાંભળી તેના કાકાએ કહ્યું "મારા ધ્યાનમાં બે વાત છે. એક તો એ કે મારા સ્વાધીનમાં જે સેના છે તેની સહાયથી મરતાં સુધી યથાશક્તિ તારૂ સંરક્ષણ કરીશ, પરંતુ મારી સેના પાદશાહની સેના આગળ સાગરમાંના બિંદુ સમાન છે. માટે અમારો નાશ અવશ્ય થશે. પરંતુ તારા સતીત્વનું રક્ષણ કરતાં મારા પ્રાણ જશે તો મને અત્યંત આનંદ પ્રાપ્ત થશે. તે છતાં પણ પાછળથી તારૂં સંરક્ષણ કોણ કરશે ? અમારા મૃત્યુ પછી પણ તારે આત્મઘાત તો અવશ્ય કરવોજ પડશે. બીજો માર્ગ વધારે સારો છે, અને તે એ છે કે, તું હિંદુપતિ મહારાણા રાજસિંહની સાથે વિવાહ કર. જો તું મહારાણા રાજસિંહની સાથે વિવાહ કરવાનો સ્વીકાર કરે અને મહારાણા જાન લઇને આવે તો આપણું કાર્ય સિદ્ધ થાય. આજે સમસ્ત ભરતખંડમાં એવો કોઇ પણ વીર નથી કે જે પાદશાહની સાથે વૈર કરે. કેવળ ઉદયપુરના મહારાણા રાજસિંહજ શરણાગતની રક્ષા કરે એવા છે. તેઓ નિર્ભયતાપૂર્વક પાદશાહની સાથે વૈર કરી શકશે. માટે જો તારી ઇચ્છા હોય તો આજેજ સાંઢણીસ્વાર સાથે ઉદયપુર પત્ર મોકલું." આ શબ્દો સાંભળી પ્રભાવતી બોલી "કાકાજી ! ઉદયપુરના મહારાણાની સાથે વિવાહ કરવાની હુ શી રીતે ના પાડી શકું ? આવી પવિત્ર અને નિષ્કલંક ગાદીના સ્વામી મને બીજા કોણ મળી શકે એમ છે ? જેણે આજ સુધી મ્લેચ્છોની સાથે સંબંધ જોડયો નથી એવા રાજકુલમાં વિવાહ કરવાની જો હું ના પાડું તો મારા જેવી મૂર્ખ બીજી કયી સ્ત્રી હોઇ શકે ? હું મારી પ્રતિષ્ઠાની રક્ષા કરવાને માટે તથા આત્મઘાતના પાપથી મુક્ત રહેવાને માટે રાણાજીની સાથે લગ્ન કરવાને ખુશી છું. આપ એક પત્ર લખો અને એક પત્ર હું પણ લખું છું." આ પ્રકારે વાર્તાલાપ થયા પશ્ચાત્ ઉભયે એક એક પત્ર લખ્યો અને પુરોહિતને તે ઉભય પત્રો આપી ઉદયપુર તરફ રવાના કર્યો. બીજે દિવસે પુરોહિત ઉદયપુરમાં પહોંચી ગયો અને સીધો રાણાજીના દરબારમાં ચાલ્યો ગયો.

દરબારમાં રાણાજી પોતાના જાગીરદારો અને સરદારોની સાથે વિરાજમાન થયા હતા. ચૂડાવત, શકતાવત, રાણાવત, દૂદાવત, ઝાલા, પરમાર, હાડા, રાઠોડ, ઇત્યાદિ ભિન્ન ભિન્ન કુલના સરદારો સભામાં વિદ્યમાન હતા. સભામાં વિવિધ વિષયો ઉપર વાર્તાલાપ ચાલી રહ્યો છે, એટલામાં પુરોહિતે ઉક્ત ઉભય પત્રો રાણાજીના હાથમાં મૂકી દીધા. રાણાજી આ પત્રો વાંચી વિચાર કરવા લાગ્યા કે "હવે શું કરવું?" પુરોહિત ઉત્તર સાંભળવાની રાહ જોઇ ઉભો. પરંતુ રાણાજી તો ગંભીર વિચારમાં લીન થઇ ગયા હતા. મહારાણાને ચિંતામાં પડેલા જોઇ પાસે બેઠેલા ચૂડાવત સરદાર બોલ્યા "મહારાજ ! શું છે ? પત્ર વાંચીને ચૂપ કેમ થઇ ગયા ?" એક શબ્દ પણ બોલ્યા વિના મહારાણાએ ઉક્ત ઉભય પત્રો ચૂડાવતના હાથમાં મૂકી દીધા. ચૂડાવત બોલ્યા "શું આ પત્રો વાંચવાની મને રજા છે ?" રાણાજી બોલ્યા "એમાં કાંઇ ગુપ્ત વાત નથી. સર્વે સામંતો અને સરદારો સાંભળે તેવી રીતે વાંચો." ચૂડાવતે તરતજ તે પત્રો વાંચી સંભળાવ્યા.

આ પત્રો વાંચી રહ્યા પછી ચૂડાવત સરદાર બોલ્યા "મહારાણાને આ સંબંધે વધુ વિચાર કરવાની કાંઈ અગત્ય નથી. આ પત્રો વાંચી આપ શી ચિંતામાં નિમગ્ન થયા હતા ? આ બિચારી અબળા

મનથી આપને વરી ચૂકી છે. જો આપ એની સાથે વિવાહ નહિ કરો. જો આપ એની રક્ષા નહિ કરો તો શુ આપ એને મ્લેચ્છોના હાથમાં જવા દેશો ? શુ જગતમાંથી ક્ષાત્ર ધર્મનો લોપ થયો છે ? જે કન્યા આપની સાથે મનથી વરી ચૂકી છે તેને શુ તુર્ક લઈ જશે ? અને શું તે હિંદુપતિની પ્રતિષ્ઠા ખુંચવી લેશે ? જે પ્રતિષ્ઠાનુ રક્ષણ કરવાને માટે આપણા લાખો પૂર્વજોએ આત્મભોગ આપ્યો છે તે પ્રતિષ્ઠાનો શુ આજે લોપ થશે ? શુ મેવાડના અધીશ્વર પોતાની રાણીને પાદશાહના હાથમાં જવા દેશે ? શું આપ શરણાગત અબળાને આત્મઘાત કરવા દેશો ? જે મેવાડના પૂર્વ અધિપતિઓ શરણાગતની રક્ષા કરવાને અને પોતાની પ્રતિષ્ઠાની રક્ષા કરવાને માટે લાખો ક્ષત્રિયોનું બલિદાન દેતા હતા, પોતાના પ્રાણ સુદ્ધાં અર્પણ કરી દેતા હતા, રાજ્ય છોડી જંગલમાં ભટકતા હતા અને અનેક પ્રકારનાં કષ્ટો સહન કરતા હતા, તેજ મેવાડના આજના અધિપતિ શુ શરણે આવેલી એક સજાતીય અબલાને મ્લેચ્છને હાથ જવા દેશે ? શુ પૃથ્વીપરથી ક્ષત્રિયત્વનો નાશ થયો છે ? શું ક્ષત્રાણીઓ આજે વીર બાલકોને જન્મ આપતી બંધ પડી છે ? શુ તેઓ હવે કાયર પુરૂષોનેજ જન્મ આપે છે ? શું મેવાડપતિ પાદશાહથી ડરશે ? અથવા શુ તે જંગલમાં ભટકતા ફરવાની સ્થિતિથી ડરશે ? અથવા શું તે યુદ્ધના ભયથી મહાલયમાં છૂપાઇ રહેશે ? મહારાજ ! આ પત્રોનો ઉત્તર આપતાં આપને શો સંકોચ થાય છે ? મનુષ્ય માત્રને એકવાર મરવું તો છે જ. શુ આપણા બાપદાદા મૃત્યુ પામ્યા નથી કે આપણે અમર રહીશુ ? આ શરીર તો નાશવતજ છે. ઘરમાં અથવા બહાર, નગરમા અથવા રણક્ષેત્રમાં ગમે ત્યાં પણ મરવું તો પડશેજ. તો પછી પ્રતિષ્ઠા ગુમાવીને શા માટે મરવું જોઇએ ? પ્રતિષ્ઠાનું રક્ષણ કરવાને માટે સાચા ક્ષત્રિય બચ્ચાની પેઠે આપણે શામાટે નહિ મરીએ ? કે જેથી સ્વર્ગ મળે !"

રાણાજી બોલ્યા "વીર ચૂડાવત ! આવી ઉતાવળ કરી અવિચારી વચનો ઉચ્ચારો નહિ. હુ રાઠોડની કન્યા સાથે લગ્ન કરવાને નાખુશ નથી. જે પ્રમાણે મારા પૂર્વજો મૃત્યુ પામ્યા તે પ્રમાણે મારે પણ મરવું છે. રાણા હમીર, સાંગાજી, કુંભાજી, અને પ્રતાપસિંહની પેઠે નામ અમર કરીને મરવાની મારી પણ ઇચ્છા છે, પરંતુ આપ અને હુ, ઉભય યુવાવસ્થામાં છીએ. હજી આપણને સંસારનો અનુભવ નથી. પાછળથી કોઈ એમ ન કહે કે રાજસિંહે બાલિશતા વાપરી અને પાદશાહની સાથે લડીને રાજ્ય ગુમાવી બેઠો, એ વાત આપણે ધ્યાનમાં રાખવી જોઇએ. રાજ્ય વધારવાની વાત તો દૂર રહી, પરંતુ રાજ્ય ગુમાવી બેસવાનો પ્રસંગ ન આવે, તે લક્ષમાં રાખવું જોઇએ. આપણે પાદશાહની સાથે બાકરી બાંધવી છે, માટે કોઈ વૃદ્ધ પુરુષની સલાહ લેવી જોઇએ." ચૂડાવત બોલ્યા "મહારાજ આપનું કહેવું યથાર્થ છે. આપણા પૂર્વજો રાજબારોટ વા રાજકવિની સલાહ લેતા હતા. માટે જો કોઇની સમ્મતિ લેવાની આપની ઇચ્છા હોય તો વૃદ્ધ, અનુભવી અને બુદ્ધિમાન બારોટોને બોલાવશો." મહારાણાએ વૃદ્ધ રાજકવિઓને બોલાવ્યા અને તેમના હાથમાં ઉક્ત પત્ર આપી 'હવે શુ કરવું' એવો પ્રશ્ન કર્યો. મુખ્ય રાજકવિએ આ પ્રમાણે ઉત્તર આપ્યો.

"રાણાજી આપ યુવક છો તોપણ આપના વંશની રીતિ જાણો છો, તો પછી જાણી જોઇને શું મારી મશ્કરી કરવાને માટે મને આ પ્રશ્ન પૂછો છો ? આપના પૂર્વજોએ કદિ પણ નિષેધાત્મક શબ્દનો ઉચ્ચાર કર્યો નથી. બાપ્પા રાવલના વંશજો ગમે તેવી વિપત્તિમાં આવી પડે તોપણ તેઓ મુખથી "ના" શબ્દનો ઉચ્ચાર કરતા નથી. આપની ગાદીની પ્રતિષ્ઠા, તથા પ્રતાપસિંહના પ્રતાપી નામની પ્રતિષ્ઠાનું સ્મરણ કરી કર્તવ્યપાલન કરવાને માટે સજ્જ થાઓ. કર્તવ્યપાલનથી તો પૃથ્વી ચાલે છે, સૂર્ય પ્રકાશે છે, ગંગા વહે છે, અને વિશ્વનો વ્યવહાર ચાલે છે. જો સાંગાના વંશજ શરણાગતનું રક્ષણ નહિ કરશે તો પૃથ્વી રસાતલમાં ચાલી જશે, સૂર્ય પશ્ચિમમાં ઉગશે, બ્રહ્માંડ નષ્ટ થઈ જશે અને આકાશ પાતાળ એક થઈ જશે. જેમણે તુર્કોને કદિ પણ કન્યા નહિ આપવાની પ્રતિજ્ઞા કરી હતી, જેમણે લાખો સીસોદીઆઓનો ભોગ આપ્યો, જેમણે સગાંવ્હાલાંઓને અને પુત્ર પુત્રીઓને પોતાની નજરે રણભૂમિમાં મરતાં દીઠાં, જેઓ રાજપાટ છોડી જંગલે જંગલ ભટકયા અને જેમણે કંદ ફળ ફૂલ પર નિર્વાહ કર્યો, જેમણે વૃક્ષ શાખાઓની વચ્ચે ટોપલાઓમાં પોતાનાં છોકરાંઓને મૂકી, તેમનું રક્ષણ અને પાલનપોષણ કર્યું, જેઓ ભીલોની વચ્ચે ભીલોની પેઠે રહ્યા, જેમણે પોતાનાં સંતાનોને ભિક્ષુકોનાં બાળકની પેઠે રોટ-

લાના ટુકડાને માટે રોદન કરતાં દીઠાં, જેમને અસંખ્ય શત્રુઓ પાછળ પડેલા હોવાથી આ પહાડ પરથી પેલા પહાડ પર નાસ ભાગ કરવી પડી, તે પ્રતાપસિંહના વંશજ પોતાને અંતઃકરણથી વરી ચૂકેલી રાજપુત બાળાને દેશશત્રુ અને ધર્મશત્રુ મુસલમાનોના હાથમાં જવા દે એ શું સંભવિત છે? હું વૃદ્ધ છું અને મારા શરીરમાં બળ રહ્યું નથી, તેથી આપ એમ સમજ્યા હશો કે હું આપને મૌન ધારણ કરવાની સલાહ આપીશ. પરંતુ હું વૃદ્ધ થઈ ગયો છું તેથી શું થયુ? હજી સુધી મારી રક્તવાહિનીઓમાં સાંગાજી, પ્રતાપસિંહ અને કુંભાજીની પ્રતાપી ગાદીના અન્નનું રક્ત વહે છે. હે અન્નદાતા! હું આપનુંજ અન્ન ખાઉં છું. તો પછી વૃદ્ધાવસ્થામાં પણ મારામાં કાયરતા શી રીતે પ્રવેશી શકશે? હું દેખાવમાં વૃદ્ધ છું, મારો દેહ વૃદ્ધ છે, પરંતુ મારો આત્મા તો યુવાન છે. માટે વૃથા વિલંબ શા માટે કરો છો? રૂપનગરથી આવેલા માણસને સ્વીકારાત્મક ઉત્તર આપીને વિદાય કરો અને સૈનિકોને સજ્જ કરી રાજકુમારીને પરણી લાવો. શું રાજહંસિની રાજહંસને છોડીને ગીધની પાસે જશે? માટે ઉઠો, સજ્જ થાઓ અને જાન લઇ જઇને રાજકન્યાને પરણી લાવો. હવે વિલંબ કરવામાં સાર નથી."

આ શબ્દો સાંભળી રાણાજી ચૂડાવત સરદાર તરફ દૃષ્ટિપાત કરી બોલ્યા "રાજ કવિએ જે કહ્યું તે યોગ્ય છે. આપણે આપણી પ્રતિજ્ઞાનું રક્ષણ કરવાને માટે અવશ્ય જવું જોઇએ. પરંતુ એક વિઘ્ન આપણી સામે છે તેનો શો ઉપાય કરવો? આપણે આપણી સેનાને લઇને રાઠોડ કન્યાને લેવા જઇશું તો ખરા, પરંતુ એટલામાં પાદશાહ પોતાની પ્રચંડ સેનાને લઇને આવી પહોંચશે અને આપણે તેની સાથે ઘોર યુદ્ધ કરવું પડશે. અને યુદ્ધમાં પાદશાહની પ્રચંડ સેનાની આગળ આપણે સર્વ ખપી ગયા તો આપણો મનોરથ સફળ થવાનો નથી. આવી સ્થિતિમાં રાઠોડ કન્યાને આત્મઘાત કરવો પડશે, માટે આ બાબતનો શો પ્રબંધ કરવો?" ચૂડાવત સરદાર બોલ્યા "મહારાજ! મારો વિચાર આપના વિચારથી ભિન્ન છે. આપ થોડા માણસો લઇને રાઠોડ કન્યાને વરવાને માટે રૂપનગર જાઓ અને હું સર્વ સીસોદીઆ સૈનિકોને લઇને પાદશાહને રોકવાને માટે રૂપનગરથી આગળ નીકળી જાઉં. હું પાદશાહને આગ્રા અને રૂપનગરની વચ્ચે રોકીશ. હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે જ્યાં સુધી આપ લગ્ન કરીને ઉદયપુર પાછા આવશો નહિ ત્યાં સુધી હું પાદશાહને રૂપનગરનો દરવાજો જોવા દઇશ નહિ." રાણાજી બોલ્યા "જો એમ થાય તો પછી ચિંતાજ શી રહી?" મારા પ્રિય સરદાર! તમારી વીરતા અને બુદ્ધિને ધન્ય છે. તમે જે ઉપાય બતાવ્યો છે તે ઉત્તમ છે. એ ઉપાય સફળ થવો ન થવો એ એકલિંગજીને હાથ છે. સર્વ સામંતોએ તથા રાજ કવિએ પણ, ચૂડાવત સરદારની સલાહને અનુમતિ આપી. સર્વ સેના લઈ પાદશાહની ગતિ રોકવા જવાનો નિશ્ચય કરવામાં આવ્યો. રાણાજીએ રૂપનગરથી આવેલા પુરોહિતને પત્ર લખી આપ્યો અને તેને વિદાય કર્યો. ચૂડાવત સરદાર પોતાની રાજધાનીમાં ગયા અને લડાઈનો ડંકો વગડાવ્યો. આ ડંકો સાંભળી સર્વ ચૂડાવત સૈનિકો રણમાં જવાને સજ્જ થયા.

બીજે દિવસે ચૂડાવત સરદાર યુદ્ધમાં જવાને તૈયાર થયા, એટલામાં તેમણે પોતાની રાણીને ઝરૂખામાં ઉભેલી જોઈ. ચૂડાવત સરદારની વય કેવળ સત્તર અઢાર વર્ષની હતી અને તે થોડા વખત પરજ પરણ્યા હતા. હજી હાથનાં મીંઢળ પણ છૂટયાં નહોતાં. તેમની પરમ રૂપવતી રાણીની વય સોળ વર્ષની હતી. ચૂડાવતે ચોકમાં આવી ઝરૂખા તરફ દ્રષ્ટિ ફેંકી તો રાણીનું મુખ એવું સુંદર જણાયું કે જાણે નભમાં ચંદ્રજ ન પ્રકાશી રહ્યો હોય! રાણીના મુખનું દર્શન થતાં જ તેનો યુદ્ધમાં જવાનો ઉમંગ કાંઇક મંદ પડી ગયો અને તેની મુખાકૃતિ સ્હેજ મ્લાન થઇ. તે નિસ્તેજ મુખ સહિત ઝરૂખામાં ગયા. ચતુર રાણી પોતાના પ્રાણનાથનું મુખ ઉતરી ગયેલું જોઇ તેનું કારણ સમજી ગઇ. તે બોલી "આ શું થયું? શું કાંઇ અશુભ સમાચાર આપના સાંભળવામાં આવ્યા કે જેથી આપના મુખની કાંતિ ફીકી પડી ગઇ છે? આપ જ્યારે પૂર્ણ ઉમંગથી ચોકમાં આવ્યા ત્યારે આપના મુખપર જે તેજ દીપી રહ્યું હતું તે તેજ હમણાં ક્યાં જતું રહ્યું છે? યુદ્ધને માટે આપે જે ઉત્સાહથી ડંકો વગડાવ્યો તે ઉત્સાહ હમણાં શા માટે મંદ પડી ગયો છે? શું શત્રુની સામે લડવા જતાં નિરુત્સાહ થવાનું કાંઇ પ્રયોજન છે? યુદ્ધના સમાચાર સાંભળી ક્ષત્રિય બચ્ચાને તો ઉમંગ ચઢે છે. માટે આપને પણ તે આવેશ ચઢવો જોઇએ. પરંતુ આપ તો ઉલટા શિથિલ થઇ ગયા છો. શિથિલ થવાનું કાંઇ કારણ છે? જો આપ એ કારણ ન બતાવો તો આપને મારા સમ છે."

ચૂડાવતે ઉત્તર આપ્યો કે "રૂપનગરની રાઠોડ કન્યાને બળાત્કારે પરણવાને માટે દિલ્લીનો પાદશાહ ચઢી આવે છે અને તે રાજકન્યા અંતઃકરણથી આપણા મહારાણાને વરી ચૂકી છે, તેથી કાલે પ્રાતઃકાળમાં જ મહારાણા તેને વરવાને માટે રૂપનગર જશે. હવે પાદશાહની ગતિ રોકવાને માટે મેવાડની સમસ્ત સેના મારી સાથે જવાની છે. પાદશાહની સાથે અમારે ઘોર સંગ્રામ થશે અને અમને ત્યાંથી પાછા ફરવાની આશા નથી, કારણ કે પાદશાહની સેનાની આગળ અમારી સેના ઘણી થોડી છે, મને મૃત્યુનો તો લેશ પણ ડર નથી અને તેનો શોક પણ નથી, કારણ કે પ્રત્યેક માણસને એકવાર મરવાનું તો હોય છે જ. જો હું મરણથી ડરૂં તો મારી માતાની કૂખને કલંક લાગે અને મારા પૂર્વજ ચૂડાજીના નામને પણ કલંક લાગે. મરવાથી તો હું ડરતો નથી. આ જગતમાં અમર કોઇ રહ્યું નથી અને કોઇ રહેવાનું નથી. વ્હેલું કે મોડું એક વખત સૌને મરવું તો છેજ. પરંતુ મને કેવળ તમારી ચિંતા છે. તમારાં લગ્ન હમણાંજ થયાં છે અને તમે લગ્નનું કિંચિત્ પણ સુખ જોયું નથી. અને હું તો આજે મરવાને માટે જાઉં છું. તમારા વિષેના વિચારથી હું વ્યાકુલ બની ગયો છું. ચોકમાં આવીને મેં તમારૂં મુખ જોયું કે તરતજ મારૂં કઠિન હૃદય મૃદુ બની ગયું."

આ વચનો સાંભળી રાણી બોલી "મહારાજ! આપ આ શું બોલો છો? જો આપ રણક્ષેત્રમાં વિજય પ્રાપ્ત કરશો તો એનાથી અધિક સુખ આ સંસારમાં મને બીજું શું મળવાનું હતું? અંતકાળ આવી પહોંચતાં મનુષ્ય ચાલતાં ચાલતાં, ઉભાં ઉભાં, બેઠાં બેઠાં, અથવા વાત કરતાં કરતાં અચાનક મરણ પામે છે. તેને એજ વખતે સંસારનું સર્વ સુખ છોડીને ચાલ્યા જવું પડે છે. જેનો અંતકાળ સમીપ આવ્યો હોતો નથી તે રણક્ષેત્રમાંથી પણ બચીને ઘેર આવે છે, અને જેનો અંતકાળ આવી પહોંચ્યો હોય છે તે સુખશાંતિપૂર્ણ ઘરમાં પણ બચી શકતો નથી. ઘરમાં જ્યારે કાળ આવીને માણસનો ગ્રાસ કરે છે ત્યારે તેને કોણ બચાવે છે? માટે યુદ્ધમાં જતી વખત કોઇ પ્રત્યે મોહ ધરવો અથવા સાંસારિક સુખની વાસના ધારણ કરવી ઉચિત નથી. આપ કોઇ પણ વસ્તુ પ્રત્યે આસક્તિ રાખ્યા વિના સુખપૂર્વક યુદ્ધમાં સિધારો અને નિશ્ચિંતતાપૂર્વક આપના સ્વામિનું કાર્ય પાર પાડો. આયુષ્ય હશે અને ઇશ્વરેચ્છાથી યુદ્ધમાં વિજય મળશે તો આપણે સંસારનાં સર્વ સુખો ભોગવી શકીશુ અને જો કદાચિત્ આપ રણમાં ખપી જશો તો સ્ત્રીનું કર્તવ્ય શુ છે તે હું સારી પેઠે જાણું છું. રણક્ષેત્રમાં જો આપનું મૃત્યુ થશે તો આપણે અનંત કાળ પર્યંત સ્વર્ગમાં રહી દામ્પત્ય સુખ ભોગવીશું. માટે હે પ્રાણનાથ! સહર્ષ રણક્ષેત્રમાં પધારો અને કાંતો જય પ્રાપ્ત કરીને ઘેર પાછા આવો અને કાંતો વીરતાપૂર્વક યુદ્ધમાં ખપી જાઓ. આપણો ઉભયનો સંયોગ સ્વર્ગમાં થશે. આપ યુદ્ધમાં આપના ઉત્તમ કુલનું ગૌરવ જાળવજો અને ક્ષત્રાણીનો ધર્મ શું છે તે તો મને સુજ્ઞાત છે. આપની પાછળ હું મારા ધર્મનું પાલન કરવામાં કોઈ પણ પ્રકારની ત્રુટિ વા વિલંબનું સેવન કરીશ નહિ."

આ પ્રકારે બોલીને હાડી રાણી મૌન રહી. ચૂડાવત સરદાર વિદાય લેવાની તૈયારીમાં હતા એવામાં હાડી રાણી પુનઃ બોલી "મહારાજ! વિજય પ્રાપ્ત કરી શીઘ્ર પાછા ઘેર આવજો. આપના કુલનો ધર્મ શું છે તે આપ જાણો છો માટે વિજય પ્રાપ્ત કરવાની કામનાથી આપ યુદ્ધમાં પ્રવૃત્ત થશો, કોઈ ઇતર વસ્તુમાં ધ્યાન રોકશો નહિ. રણક્ષેત્રમાં કેવળ શત્રુનો સંહાર કરવામાં જ ચિત્ત રાખશો."

ચૂડાવત સરદાર બોલ્યા "હાડી! જય પ્રાપ્ત કરી પાછા ફરવાની તો કાંઈ આશાજ નથી. મરણ તો નિશ્ચિતજ છે. શત્રુને પીઠ દેખાડી પાછા આવવાની વાંચ્છના નથી. માટે આ તમારો ને મારો અંતિમ સંયોગ છે. તમે સમજુ છો, માટે આપણા કુલધર્મનું રક્ષણ કરશો અને જો હુ રણક્ષેત્રમાં ખપી જાઉં તો પછી તમે તમારા કર્તવ્યનું પાલન કરશો."

હાડી રાણીએ ઉત્તર આપ્યો "મહારાજ! આપ મારા તરફથી તો નિશ્ચિંતજ રહેશો. આપ આપનો ધર્મ સંપૂર્ણ રીતે પાળશો. હું મારા ધર્મમાં ત્રુટિ આવવા દઇશ નહિ. આ વાત આપ નિશ્ચયપૂર્વક માનજો." આ પ્રકારે હાડી રાણીએ ચૂડાવત સરદારને આશ્વાસન આપ્યું તે છતાં પણ તેને સંતોષ થયો નહિ. તેમના મનમાં એ શંકા રહી કે મારા મૃત્યુ પશ્ચાત્ હાડી સતી થશે કે નહિ. ચૂડાવત સર-

દાર શ્રદ્ધાપૂર્વક માનતા હતા કે મારા મરણ પછી જો હાડી રાણી સતી થશે તો હું સ્વર્ગમાં નિરંતર સુખ ભોગવી શકીશ. પરંતુ તેમના મનમાં એવો સંદેહ આવ્યો કે મારી રાણી હજી તરૂણાવસ્થાના ઉમરાપર ઉભો છે, હજી એને સંસારના સુખનો લ્હાવો મળ્યો નથી, તેથી એ સતી થશે, એમ નિશ્ચયપૂર્વક શી રીતે માની શકાય ? રાણીને બોધ આપી ચૂડાવત ચાલવા લાગ્યા, પરંતુ દાદર ઉતરતાં ઉતરતાં પુનઃ તેને કહ્યું "હું તો જાઉં છું, તમારો ધર્મ તમે ચૂકશો નહિ" ચોકમાં ગયા પછી યુદ્ધને માટે પુનઃ ડંકો કરી ચૂડાવતે પોતાના એક સેવકને હાડીજીની પાસે મોકલ્યો અને તેને કહેવરાવી મોકલ્યું "તમારો ધર્મ ચૂકશો નહિ."

હવે હાડીજીને નિશ્ચયપૂર્વક લાગ્યું કે મારા સ્વામિનુ ચિત્ત મારા પ્રત્યે લાગ્યું છે અને જ્યાં સુધી એમનું ચિત્ત મારા પ્રત્યે રહેશે ત્યાં સુધી એમનાથી રણક્ષેત્રમાં કાંઇ પણ પરાક્રમ કરી શકાવાનું નથી અને એઓ જે કાર્યને માટે જાય છે તે કાર્ય નિષ્ફળ થશે. પછી હાડીજીએ સેવકને જણાવ્યુ "ઉભા રહો. હું મારૂં શિર તમને આપુ છું તે તમે તમારા સ્વામિને આપજો અને કહેજો કે હાડી પ્રથમથીજ સતી થઇ છે, અને આપનાપર આ ભેટ મોકલી છે. આ ભેટ આપ આનંદપૂર્વક રણક્ષેત્રમાં લઇ જાઓ અને વિજય પ્રાપ્ત કરી આપનો મનોરથ સફળ કરો. બીજી કોઇ પણ પ્રકારની ચિંતા રાખશો માં." એમ કહી તેણે તરતજ ખડ્ગથી પોતાનું મસ્તક કાપી ધડથી જૂદું કર્યું. ઉક્ત સેવક હાડીજીનું મસ્તક લઇ પોતાના સ્વામિની પાસે ગયો અને તેમને મસ્તક અર્પણ કર્યું. પછી તેણે હાડીજીનાં કહેલા સર્વ વચનો તેમને કહી સંભળાવ્યાં. હાડીજીનું મસ્તક જોઈ ચૂડાવત પરમ પ્રસન્ન થયા. એ ગ્રંથકાર આ સંબધે લખતાં જણાવે છે કે "તેમણે હાડીજીના ચોટલાના બે ભાગ કરી તેને પોતાના ગળામાં ધારણ કર્યા. આથી જાણે શિવજી રૂંડમાલા ધારણ કરી ઉભા ન હોય તદ્વત્ તેઓ શોભવા લાગ્યા."

આ પ્રકારે ચૂડાવત સરદારની ઘર તરફની ચિંતા નિવૃત્ત થઇ ગઇ. હવે તેમને માત્ર એટલીજ ચિંતા રહી કે શત્રુઓને શીઘ્રતાથી મારીને જહન્નમમાં કેવી રીતે પહોંચાડું ? શત્રુઓનો સંહાર કરીને ચૂડાવતને હવે સ્વર્ગમાં જઇ હાડીજીને મળવાનીજ કામના હતી, તેમને સંસારમાં રહેવાની ઇચ્છા નહોતી. "હાડીજી મારે માટે વ્યાકુળ બની રહી હશે. હું જઇને તેને ક્યારે મળીશ ?" આજ જપ તેમના અંતઃકરણમાં ચાલ્યા કરતો હતો. હવે તેઓ સિંહવત્ ક્રોધાયમાન બની મુસલમાનોનો સંહાર કરવાને ચાલ્યા. સર્વ ચૂડાવત સૈનિકો પણ તેમની સાથે ચાલવા લાગ્યા. ઇતર સામંતો પણ પોતાની સેના લઈ તેમને આવી મળ્યા.

આ તરફ રાણાજી પ્રાતઃકાળ થતા સ્નાન સંધ્યા, નિત્ય કર્મ કરી ભોજન આરોપી શસ્ત્રથી સજ્જ થઇ અશ્વપર આરૂઢ થઈ રૂપનગર તરફ કૂચ કરવા લાગ્યા. તેમણે પોતાની સાથે ચુંટી કાઢેલા પંદરસો સૈનિકો લીધા હતા. ઉદયપુરના દરવાજા બહાર ચૂડાવત સરદાર સાથે તેમની મુલાકાત થઇ. થોડી વાર સુધી ઉભય દલો સાથે સાથે ચાલ્યાં, પરંતુ ત્યાર પછી બંને માર્ગ પૃથક્ થયા, અને રાણાજીને ચૂડાવત સરદારનો વિયોગ થયો; રાણાજી સીધા રૂપનગર તરફ ગયા અને ચૂડાવત પૂર્વ દિશા તરફ કૂચ કરી ગયા.

આ વખતે ચૂડાવતના હાથ નીચે પચાસ હજાર રાજપુતો હતા. આ સર્વ સૈનિકોના અગ્રભાગે ચૂડાવત સરદાર ચાલતા હતા. આ પ્રમાણે કૂચ કરતા કરતા અંતે તેઓ નિયત સ્થાનપર પહોંચ્યા. આ સ્થાન આગ્રાથી રૂપનગર જવાના માર્ગમાં રૂપનગરથી થોડા અંતર પર હતું. અહીંઆં માર્ગમાંજ સર્વ સૈનિકો છાવણી નાંખીને વિશ્રાંતિ લેવા લાગ્યા. તંબુઓ નાંખી દીધા પછી ચૂડાવત સરદારે પાદશાહની સેનાની તપાસ કરવાને માટે કેટલાક માણસોને મોકલ્યા આ માણસોએ થોડીવાર પછી પાછા આવીને એવા સમાચાર સંભળાવ્યા કે પાદશાહ હાથીપર બેસીને આવે છે અને તેની સાથે અતીવ પ્રચંડ દલ છે. આ વર્તમાન સાંભળતાંની સાથેજ ચૂડાવત સરદારે પોતાના સૈનિકોને શસ્ત્રથી સજ્જ થઇ અશ્વારૂઢ થવાની આજ્ઞા કરી. આ આજ્ઞાનુસાર સર્વે સૈનિકો પાદશાહની સામે બાથ ભીડવાને તૈયાર થઇ ગયા.

થોડી વારમાં પાદશાહ પોતાના સૈન્યની સાથે આવી પહોંચ્યો. માર્ગમાં સૈન્ય ખડું રહેલું જોઇ તેણે તપાસ કરાવી કે એ કોનું સૈન્ય છે અને કોનો માર્ગ રોકવાને ઉભું છે. જ્યારે તેને ખબર પડી કે એ મેવાડના

રાણાનું દલ છે અને ચૂડાવત સરદાર તેના સેનાપતિ છે, ત્યારે પાદશાહે તેમનાપર કહેવરાવી મોકલ્યું કે "આપ અમને જવા દો. અમે લડવાને આવ્યા નથી. અમારે ઉદયપુર જવું નથી. અમે ઇતર સ્થળે જઇએ છીએ. આપને અમારો માર્ગ રોકવામાં કાંઈ લાભ મળવાનો નથી." ચૂડાવતે પ્રત્યુત્તર વાળ્યો કે "એમ માર્ગ મળી શકનાર નથી. અમે ક્ષત્રિય છીએ. અમે તમારાથી ડરતા નથી. તમારે આગળ જવું હોય તો અમને ભેદીને સુખેથી ચાલ્યા જાઓ." પાદશાહે પુનઃ કહેણુ મોકલ્યું કે "તમે મિથ્યા અમારા કાર્યમાં વિઘ્ન શા માટે નાંખો છો? અમે તમને કાંઇ પણ હાનિ પહોંચાડયા વિના જવાનુ કહીએ છીએ. જેમ દીપકપર પતંગીઆં વૃથા તૂટી પડે છે, તેમ તમે નિષ્પ્રયોજન બળતી આગમાં શા માટે ઝંપલાવો છો? તમારા હજારો શૂરવીર રાજપુતોનું રૂધિર વ્યર્થ શા માટે ગુમાવવાને તૈયાર થયા છો?" પરંતુ આ ધમકીથી ચૂડાવત કાંઇ ડરે એવા હતા? તેઓ તો પાદશાહની ગતિ રોકવાને માટેજ આવ્યા હતા. તો શુ તેઓ પાદશાહને નિર્વિઘ્ને રૂપનગરમાં જવા દેશે? જ્યારે પાદશાહની એક પણ પ્રાર્થનાપર ચૂડાવતે લક્ષ્ય આપ્યુ નહિ ત્યારે પાદશાહે તેને માર્ગપરથી હઠાવવાની પોતાના સેનાપતિને આજ્ઞા કરી. પાદશાહની આજ્ઞા થતાંજ મુસલમાન સૈનિકો યુદ્ધ કરવાને સજ્જ થઈ ગયા. આ તરફ ચૂડાવત સરદારે તો પ્રથમથીજ પોતાની સેનાને તૈયાર કરી રાખી હતી. ઉભય દલો વચ્ચે યુદ્ધ થવા લાગ્યું. સાયંકાળ પર્યંત કોઇ પણ પક્ષની હાર થઈ નહિ. સીસોદીઆ સૈનિકો પર્વતની પેઠે અડગ રહ્યા અને ઉત્તમ રણનિપુણતા બતાવી મુસલમાન સૈનિકોનો વિધ્વંસ કરતા રહ્યા.

આગલા ભાગમાં જે સીસોદીઆ સૈનિકો મરતા તેને સ્થાને બીજા આવીને ઉભા રહેતા. ઉભય પક્ષ તરફના કોઇ પણ સૈનિકો પાછા હઠયા નહિ. હવે સાયંકાળ થયો, પૃથ્વીપર અંધકાર છવાઈ ગયો તેથી યુદ્ધ બંધ થયું.

પ્રાતઃકાળ થતાં પુનઃ પાદશાહે કહેવરાવ્યું કે "તમે વ્યર્થ શા માટે માર્ગ રોકી રહ્યા છો? હજી પણ તમે હઠી જશો તો બચશો." પરતુ ચૂડાવત સરદારે તેના શબ્દોપર કિંચિત્ પણ લક્ષ આપ્યુ નહિ. તેઓ જરા પણ પાછા હઠયા નહિ. પાદશાહને તેમણે જરા પણ માર્ગ આપ્યો નહિ. આથી પુનઃ યુદ્ધનો આરંભ થયો. સૂર્યાસ્ત થયો ત્યાં સુધી તુમુલ યુદ્ધ ચાલ્યું. ઉભય પક્ષના હજારો મનુષ્યો માર્યા ગયા, પરંતુ કોઇ પણ પક્ષના વીરો મંદ પડયા નહિ. પાદશાહનું મુહૂર્ત ચાલ્યું જશે એવા ભયથી મુસલમાનો યુદ્ધ શીઘ્ર સમાપ્ત કરવાને માટે અત્યંત ઉત્સાહથી અને પ્રચંડ વેગથી લડવા લાગ્યા, અને રાજપુતો પોતાના મહારાણા વિવાહ કરીને સુખપૂર્વક ઉદયપુર પહોંચી જાય ત્યાં સુધી પાદશાહને માર્ગમાં રોકી રાખવાના ઉદ્દેશથી અપૂર્વ ઉત્સાહથી લડવા લાગ્યા. તેઓ અત્યંત આવેશથી મુસલમાનો પર તૂટી પડી તેમનો સંહાર કરતા હતા. રાત્રિ પડી ત્યાં સુધી કોઇ પણ પક્ષ શિથિલ થયો નહિ. રાત્રિ પડવાથી પુનઃ યુદ્ધ બંધ થયું. હવે ત્રીજા દિવસનો પ્રારંભ થયો. તે દિવસે તો સૂર્યોદય થવા પૂર્વેજ સર્વ જણ લડવાને તૈયાર થઇ ગયા. રાત્રિના સમયે રાજપુતો શસ્ત્રબદ્ધ થઇને સૂતા હતા; કારણ કે મુસલમાનો અચાનક છાપો મારે અથવા ગુપ્ત રીતે રૂપનગર તરફ ચાલ્યા જાય એવી તેમને આશંકા હતી. આ રાત્રિ રાજપુતોએ અત્યંત સાવધાનતાપૂર્વક વ્યતીત કરી હતી. મુસલમાનોએ પૂર્વે એક બે વાર કપટાચરણ કર્યું હતું તેથી ચૂડાવત સરદાર આ રાત્રિએ અતિ સાવધાન રહ્યા હતા. ત્રીજા દિવસના યુદ્ધમાં મુસલમાનો એવા પરાક્રમથી લડયા કે ઘણા રાજપુતો માર્યા ગયા. રાજપુતોની સંખ્યા ક્રમે ક્રમે ઘટતી જતી હતી. જો કે રાજપુતો કરતાં બમણા, ત્રણગણા મુસલમાનો માર્યા ગયા હતા, પરંતુ તેમની વિપુલ સંખ્યામાં કાંઇ ન્યૂનતા જણાતી નહોતી, અને મુસલમાનો કરતાં રાજપુતોનો ઘટાડો અધિક સ્પષ્ટ રીતે જણાતો હતો. હવે ઘણા થોડા રાજપુત વીરો શેષ રહ્યા હતા. હવે ચૂડાવતે ધાર્યું કે "જો આ વખત મુસલમાનો પ્રબળ વેગથી આક્રમણ કરશે તો તેઓ આપણી બચેલી સેનાને ભેદીને ચાલ્યા જશે." આ વખતે તેમને રાણાજીને આપેલું વચન યાદ આવ્યું. તેથી તેઓ અત્યંત આવેશથી મુસલમાનોની સામે ઝુઝવા લાગ્યા. ઘોર યુદ્ધ થવા લાગ્યું. તેઓ પ્રચંડ પરાક્રમથી લડતા લડતા પાદશાહના હાથીની સમીપ પહોંચ્યા અને તેમણે પાદશાહ તરફ પોતાનો ભાલો ઉગામ્યો. પાદશાહ બોલ્યો "વ્યર્થ શા માટે મારી નાંખો છો? વિવાહની ઘડી અહીંઆંજ પુરી થઈ જશે કે શું?" ચૂડાવત બોલ્યા "હું જે માગું તે કુરાનના સોગંદ ખાઇ આપવાની પ્રતિજ્ઞા કરો, નહિ તો આ ભાલો હમણાંજ તમારા શરીરમાં ચાલ્યો જશે." પાદશાહે પોતાના પ્રાણને

જોખમમાં આવી પડેલો જોઇ ચૂડાવતની માગણી સ્વીકારી. ચૂડાવત બોલ્યા કે "આજથી દશ વર્ષ સુધી તમારે ઉદયપુર પર આક્રમણ કરવું નહિ. પછી તમારી ઇચ્છામાં આવે તેમ કરશો." પાદશાહે કુરાનના સોગંદ ખાઇ ચૂડાવતનાં વચનો સ્વીકાર્યાં. ત્યારે ચૂડાવતે પોતાનો અશ્વ પાછો ફેરવ્યો. આ અરસામાં તેમના શરીરપર એટલા બધા ઘાવો લાગ્યા હતા કે તેઓ અશ્વ પર સાવધાન રહી શક્યા નહિ. અશ્વ પરથી ઉતરતાંની સાથેજ તેઓ પ્રસન્નવદને સુરપુરમાં સિધાર્યા. આ દિવસ ચૈત્રની પૂર્ણિમાનો હતો અને રૂપનગર ઉક્ત સ્થળેથી ત્રણ દિવસની મંજલ પર આવેલું હતું.

ચૂડાવત સરદારનું મૃત્યુ તો થયું, પરંતુ તેઓ પોતાનું કાર્ય સિદ્ધ કરી ગયા. પચાસ હજાર રાજપુતોમાંથી ભાગ્યેજ પાંચ હજાર રાજપુતો બચ્યા હતા. આ રાજપુતો હવે ઉદયપુરમાં ચાલ્યા ગયા. ચૂડાવત સરદારનું મૃત્યુ થતાં પાદશાહે યુદ્ધ બંધ કર્યું અને શેષ રહેલા રાજપુતોને મૃત સરદારોના શરીરને અગ્નિ સંસ્કાર કરવાને કહ્યું. પછી પાદશાહ રૂપનગર તરફ કૂચ કરવા લાગ્યો.

આ તરફ રાણાજી બરાબર પૂર્ણિમાને દિવસેજ રૂપનગર પહોંચી ગયા હતા. તેમણે રાજકુમારી પ્રભાવતીની સાથે તે દિવસે લગ્ન કરી વૈશાખ વદી પ્રતિપદાને દિવસે રૂપનગરથી વિદાય લીધી અને સુખ સ્વરૂપે ઉદયપુર પહોંચી ગયા. ત્યાં ગયા પછી તેમને ચૂડાવત સંબંધી સર્વ વર્તમાન યુદ્ધમાંથી બચીને આવેલા રાજપુતો દ્વારા પ્રાપ્ત થયા. ચૂડાવતે કેવા પરાક્રમથી યુદ્ધ કર્યું હતું તથા પાદશાહ પાસેથી કેવું વચન લીધું હતું તે સર્વ વર્તમાન મહારાણાના જાણવામાં આવ્યા. પછી તેમણે લગ્નવિધિ સમાપ્ત કરી નવીન રાણી પ્રભાવતી સાથે રાજભુવનમાં પ્રવેશ કર્યો."

મહારાણા પ્રભાવતીને મુસલમાનોના પંજામાંથી બચાવીને ઉદયપુરમાં લાવ્યા ત્યાર પછી થોડા વખતમાં રાજસ્થાનમાં જે મહાન ઘટનાઓ બની તેનું સ્પષ્ટ વૃત્તાંત રાજવાડાના કોઇ પણ ગ્રંથમાં ઉપલબ્ધ થતું નથી. આ કારણથી તે ઘટનાઓના સંબંધમાં સંદેહને અવકાશ રહે છે. પરંતુ ઉંડો વિચાર કરવાથી સંદેહની નિવૃત્તિ થઇ જાય છે, અને ઐતિહાસિક સત્ય આપો આપ પ્રકાશિત થાય છે. પાદશાહ ઔરંગઝેબના હૃદયમાં હિંદુ દ્વેષની જે પ્રબલ આગ પ્રદીપ્ત થઈ હતી તેથી તેણે નાના પ્રકારનાં પૈશાચિક કાર્યો કરવાની પ્રતિજ્ઞા લીધી હતી, પરંતુ તેની આ પ્રતિજ્ઞા દીર્ઘ કાળ પર્યંત સિદ્ધ થઇ નહિ. આનું કારણ એ હતું કે બે વીરો તેના માર્ગમાં વિઘ્નરૂપ હતા. તેમાંના એક વીર જયપુરના રાજા જયસિંહ અને બીજા મારવાડના રાજા જસવંતસિંહ હતા. જયસિંહ અને જસવંતસિંહ, પાદશાહના પગારદાર અમલદારો હતા, તે છતાં પણ તેમણે પોતાના ક્ષત્રિય ધર્મને તિલાંજલિ આપી નહોતી. આ ઉભય રાજાઓ અત્યંત તેજસ્વી હતા, તેથી પાદશાહ અનેક વાર ચેષ્ટા કર્યા છતાં પણ તેમની શક્તિનું હરણ કરી શક્યો નહોતો. પાદશાહે ધાર્યું હતું કે હું મારા રાજ્યબળથી આ ઉભય રાજાઓનું સામર્થ્ય છીનવી લઇને તેમને મારા હાથમાં કાષ્ઠની પુતલીની પેઠે બનાવી મૂકીશ, પરંતુ તેની આ આશા સર્વથા નષ્ટ થઇ ગઇ. જો ઔરંગઝેબ તેમની સાથે કોઇ પણ અયુક્ત વ્યવહાર કરત તો તેઓ ઘાયલ થયેલા સિંહની પેઠે ક્રોધપૂર્વક ગર્જના કરી પ્રચંડ વેગથી તેની સામે બાથ ભીડત. ઔરંગઝેબ પોતાના હૃદયમાં તેમનો નાશ કરવાની યુક્તિઓ રચ્યા કરતો હતો, પરંતુ પ્રકટ રીતે તે તેમને કાંઇ પણ કહી અથવા કરી શકતો નહોતો. આ ઉભય રાજપુત રાજાઓને સ્વદેશ અને સ્વજાતિ ઉપર પ્રગાઢ પ્રેમ હતો, તેથી પાદશાહ હિંદુઓને પીડિત કરવાનું સાહસ એકાએક કરી શકતો નહોતો. જો કે આ ઉભય રાજાઓ મોગલ સમ્રાટ્‌ને આધીન હતા, તોપણ તેમનામાં પ્રચંડ સામર્થ્ય હતું. તેમને અસંખ્ય હિંદુઓની સહાય હતી અને મોગલ સૈન્યનો ઘણો ભાગ પણ તેમને આધીન હતો. આથી પાદશાહને એ ડર હતો કે "જો હું એમના દેખતાં એમના જાતિબંધુઓ પર કાંઈ અત્યાચાર કરીશ તો કદાચિત્ એ મારા વિરોધી થઇ જશે, અને જો એમ થશે તો એમના હાથ નીચેની મોગલ સેના પણ એમના પક્ષમાં જઇ મારી સામે શસ્ત્ર ઉઠાવશે. વળી રાજપુતો તો સર્વ એમનેજ સહાય કરશે. તદુપરાંત રાજ્યમાં ભયંકર ઉપદ્રવ ઉત્પન્ન થશે." આ પ્રકારની નાનાવિધ ચિંતાઓથી ઔરંગઝેબ પોતાનો મનોરથ દીર્ઘ કાળ પર્યંત સિદ્ધ કરી શક્યો નહિ. અંતે પાદશાહે ઉક્ત ઉભય રાજાઓને ગુપ્ત રીતે મારી નંખાવવાનો વિચાર કર્યો. મારવાડના રાજા જસવંતસિંહ કાબૂલમાં રહેતા હતા અને જયપુરના રાજા જયસિંહ દક્ષિણમાં હતા. ઔરંગઝેબે પોતાના ગુપ્ત દૂતો મોકલી ઉભય રાજાઓને વિષ દેવરાવી મારી

નંખાવ્યા. આ રાજાઓ વિશ્વાસપાત્ર અને ધર્મપરાયણ હતા. તેઓ અકાળ મૃત્યુ પામ્યા. ધર્મના મસ્તક પર અધર્મે લત્તાપ્રહાર કર્યો. તેમને સ્વામીભક્તિ અને કૃતજ્ઞતાનું વિપરીત ફળ મળ્યું. આ હૃદયભેદક પૈશાચિક કર્મ કર્યા પછી દુષ્ટાત્મા ઔરંગઝેબે ધાર્યું હતું કે હવે મારો સંકલ્પ સિદ્ધ થશે, પરંતુ આનંદની વાત છે કે તેનો ધૃણિત મનોરથ સિદ્ધ થયો નહિ. સ્વદેશપ્રેમી વીરકેસરી રાણા રણજીતસિંહની ભીષણ વીરતાની આગળ તેનો સંકલ્પ શીઘ્ર છિન્નભિન્ન થઇ ગયો અને તેને તેનાં દુષ્કર્મોનું પ્રતિફળ મળ્યું.

પૈશાચિક કાર્યો કરવાથી પાપીઓને શાંતિલાભ થતો નથી, પરંતુ તેમના હૃદયની કઠોરતા બમણી વધી જાય છે. પાદશાહે કાપુરુષની પેઠે અત્યંત નીચ કામ કરી ભારતવર્ષના બે મુખ્ય રાજાઓના રૂધિરથી પોતાના હાથ કલંકિત કર્યા, પરંતુ તેથી તે નરપિશાચનું હૃદય કિંચિત્ પણ શાંત થયું નહિ. આ મહા અનર્થકારક પાપ કર્યા પછી તેને જસવંતસિંહનાં નિરપરાધી અને નિઃસહાય નાનાં બાળકોને કેદ કરવાની અભિલાષા થઇ. પોતાની આ અભિલાષા પૂર્ણ કરવાને માટે તે શીઘ્ર પોતાનાથી બનતા ઉપાયો કરવા લાગ્યો. પરન્તુ તેની આ પૈશાચિક અભિલાષા સિદ્ધ થઇ નહિ. કારણ કે રાઠોડ રાજા જસવંતસિંહના સામંતો પાદશાહની મનોવૃત્તિ સંપૂર્ણ રીતે જાણી ગયા હતા. રાઠોડના સામંતો પોતાના સ્વામીનાં બાળકોની ઉત્તમ પ્રકારે રક્ષા કરવાને ઉદ્યુક્ત થયા. તેઓ સારી રીતે જાણતા હતા કે તીવ્ર ઉત્સાહ અને આત્મોત્સર્ગ વિના જસવતસિંહની વિધવા રાણી અને તેમનાં અનાથ બાળકોની રક્ષા દુષ્ટ પાદશાહના હાથમાંથી થઇ શકનાર નથી. અને તેઓ તેમને માટે પ્રાણોત્ક્રમણ કરવાને પણ તૈયાર હતા. મારવાડના રાજા જસવંતસિંહને ઘણા પુત્રો હતા. તેમાંના જ્યેષ્ઠ પુત્રનું નામ અજીત હતું. જે સમયે મહારાજા જસવંતસિંહ ઔરંગઝેબના તીક્ષ્ણ વિદ્વેષાગ્નિમાં પતંગની પેઠે બળીને ભસ્મ થઇ ગયા, તે વખતે અજીતની વય ઘણી નાની હતી, પરંતુ તેની વિધવા માતાએ દ્રઢ નિશ્ચય કર્યો હતો કે "હું અજીતને મારવાડના સિંહાસનપર અભિષિક્ત કરીને રાજકારભાર ઉપર દેખરેખ રાખીશ." આવીજ અભિલાષાથી તે મહારાણી જસવંતસિંહની પાછળ સતી થઇ નહોતી. પરંતુ વિધાતાની કઠોર દ્રષ્ટિથી તેની તે આશા મનમાં ને મનમાંજ રહી ગઇ. પાદશાહની દુષ્ટ વાંચ્છના વિષે તેમને સમાચાર મળતાં તેઓ વિવિધ પ્રકારની ચિંતાઓથી દગ્ધ થવા લાગ્યાં. "હજી સ્વામિનાથના મૃત્યુનો શોક તો શમ્યો નથી તે પહેલાં દયિત પુત્રથી પણ વંચિત થવું પડશે કે શુ ? જે પુત્રના રક્ષણને માટે પતિના ભયંકર શોકને હૃદયમાંજ દાબી મૂકયો છે, તે પુત્રને પણ હવે ખોવો પડશે કે શુ ? શું હજી પણ નિર્દય વિધાતા શાંત થઇ નથી ?" આવી આવી અનેક ચિંતાઓથી અજીતની માતા દગ્ધ થવા લાગી. તેની વ્યાકુલતાનો પાર રહ્યો નહિ. અંતે તેણે ઇતર કાંઇ પણ ઉપાય નહિ સૂઝવાથી રાણા રાજસિંહનો આશ્રય લેવાનો વિચાર કર્યો. તેણે ધાર્યું કે ઉચ્ચ સીસોદીઆ કુળના મહારાણા અવશ્ય મારૂં રક્ષણ કરશે. આવો વિચાર કરી તેણે વીરશ્રેષ્ઠ રાજસિંહની પાસે પોતાના કેટલાક દૂતોને મોકલ્યા.

રાણા રાજસિંહ મારવાડની વિધવા રાણીની હકીકત જાણી અત્યંત શોકાકુલ થયા અને તેમણે તેનો ઉદ્ધાર કરવાનો નિશ્ચય કર્યો. તેમણે મારવાડના રાજકુમારોને મેવાડમા આવવાનું આમત્રણ કર્યું અને તેમના નિવાસને માટે ઉત્તમ પ્રકારનો પ્રબંધ કરવાનું વચન આપ્યું. કુમાર અજીતસિંહ પોતાની સાથે બે સહસ્ર સૈનિકો લઇને ઉદયપુર તરફ જવાને નીકળ્યા. અરવલ્લીની દુર્ગમ શૈલમાલા ઓળંગતા ઓળંગતા અજીતસિંહ જતા હતા એવામાં તે કૂટગિરિના એક સાંકડા માર્ગમાંથી બે સહસ્ર મોગલ સૈનિકોએ અતિ વેગથી નીકળી આવી તેમને ઘેરી લીધા. તેઓ તરતજ અજીતસિંહને હસ્તગત કરવાની ચેષ્ટા કરવા લાગ્યા. દુરાચારી મોગલોનો આવો ભયંકર અત્યાચાર જોઇ રાઠોડ રાજપુતો ક્રોધથી ઉન્મત બની ગયા અને શત્રુઓનો સંહાર કરવાને માટે શસ્ત્રપ્રહાર કરવા લાગ્યા. આ સાંકડા ગિરિમાર્ગમાં રાજપુતો અને મોગલોની વચ્ચે દીર્ઘ કાળ પર્યંત ભયંકર યુદ્ધ ચાલ્યું. આ યુદ્ધ ચાલતું હતું તે અરસામાં રાજકુમાર અજીતસિંહ પોતાના અંગ રક્ષકોને લઇ ઉદયપુર તરફ સુગમતાથી પ્રયાણ કરી ગયા. મહા પરાક્રમી રાઠોડોએ યવન સેનાને સંપૂર્ણ રીતે પરાસ્ત કરી. યવનો અજીતની પૂંઠ પકડી શક્યા નહિ. રાજકુમાર અજીતસિંહનું આગમન થતાં મહારાણા રાજસિંહે પ્રસન્નતાપૂર્વક આદરમાન સહિત તેમને પોતાને ત્યાં રાખ્યા. તેમના નિર્વાહને માટે કૈલવાનું રાજ્ય તેમને અર્પણ કર્યું. દુર્ગાદાસ નામના એક

સાહસિક વીર તેમના રક્ષણને માટે નિયુક્ત થયા. આ મહા પરાક્રમી રાજપુતના રક્ષણ નીચે રાજકુમાર અજીત કૈલવામાં આનંદપૂર્વક રહેવા લાગ્યા. અજીતની માતા મારવાડમાં ગઇ અને વિશ્વાસઘાતી મોગલ પાદશાહના અત્યાચારોનો બદલો લેવા માટે યોગ્ય સંધિની પ્રતીક્ષા કરવા લાગી. તેના હૃદયમાં દારૂણ ક્રોધાગ્નિ ભડકી રહ્યો હતો. તેમણે આ અગ્નિ શાંત કરવાને માટે એક મહાન કાર્ય હાથમાં લીધું અર્થાત્ તેમણે રાજવાડાના મુખ્ય મુખ્ય રાજપુત સરદારોને એકત્રિત કરવા માંડયા. મહારાણી આ મહાન કાર્ય સિદ્ધ કરવાને માટે તન મન ધનથી પ્રયાસ કરવા લાગ્યાં. શીઘ્ર મેવાડ, મારવાડ, અને અંબરના રાજાઓ સહાનુભૂતિના સૂત્રમાં બદ્ધ થઇ મોગલ પાદશાહની વિરૂદ્ધ યુદ્ધ કરવાને તત્પર થયા. પૂર્વે કદિ પણ રાજપુતોમાં આ પ્રકારનો સંપ થયો નહોતો, પરંતુ દુઃખની વાત છે કે આ એકતાની ગ્રંથિ દીર્ઘ કાળ પર્યંત અચળ રહી નહિ. સીસોદીઆ, રાઠોડ અને કુશાવહ લોકોમાં પાછલો વૈરભાવ અતિ શીઘ્રતા-પૂર્વક પુનઃ જાગૃત થયો. આ સમયે જેવો સંપ થયો હતો તેવો સંપ જો શત વર્ષ પર્યંત અડગ રહેત, જો રાજપુતો એકત્રિત થઇ શત વર્ષ પર્યંત પોતાના ક્ષત્રિય ધર્મનું પાલન કરત, તો ભારતવર્ષમાંથી દુઃખની રાત્રિ નષ્ટ થઈ જાત અને ભારતનો રાજમુકુટ મુસલમાનોના મસ્તકપરથી પડી જઇને હિંદુઓના મસ્તકપર સ્થાપિત થાત.

પાદશાહ ઔરંગઝેબે રાજધર્મથી પરાંઙ્મુખ થઈ અત્યાચાર અને પ્રજાપીડનની પરાકાષ્ઠા દર્શાવી. એ ઘાતકી પાદશાહે પોતાના બે પરમવિશ્વાસુ રાજપુત રાજાઓને ગુપ્ત રીતે મારી નંખાવ્યા, પરંતુ તેનુ આ પૈશાચિક કર્મ અતિ અલ્પ કાળમાં પ્રસિદ્ધ થઇ ગયું. ઉક્ત ઉભય વીર પુરુષો ઔરંગઝેબના માર્ગમાં કંટક સમાન હતા, તે દૂર થતાં શીઘ્ર તે પોતાની અભિલાષા પૂર્ણ કરવાને પ્રવૃત્ત થયો. પરંતુ બીજો એક વીર ઔરંગઝેબના માર્ગમાં કાંટા પાથરતો હતો. આ તેજસ્વી વીર પુરુષ કોણ હતો? મહારાણા રાજસિંહજી તેની વિરૂદ્ધ થયા હતા! પાદશાહે પોતાને નિષ્કંટક માની જજીઆવેરો સ્થાપિત કર્યો. આ ભયંકર કરનો બોજો સહન નહિ થઈ શકવાથી સમસ્ત હિંદુ પ્રજા હાહાકાર કરવા લાગી. હિદુ પ્રજાનો આર્તનાદ સાંભળી પરાક્રમશાળી રાજસિંહ સાવધ થયા અને તેઓ પોતાના મનને પ્રશ્ન કરવા લાગ્યા "શું ભારતવર્ષમાંથી ભીષ્મ, કર્ણ અને ભીમ જેવા વીર પુરુષોનો લોપ થયો છે? શું વીરપ્રસૂતા ભારતભૂમિ ક્ષત્રિયોથી વંચિત થઈ ગઈ છે? શું વિધાતાએ આ દુરાચારી ઔરંગઝેબને અમર કરીને આ જગતમાં મોકલ્યો છે? ના, ના, તેણે તેમ કર્યું નથી. વીર ક્ષત્રિયો હજી ભારતમાંથી નાશ પામ્યા નથી. આ ઔરંગઝેબને તેનાં પાપી કર્મોનું પ્રતિફળ આપવુંજ જોઇએ. ઔરંગઝેબના જેવો પાપિષ્ટ પાદશાહ ઇતર કોઇ પણ થયોજ નથી. કેટલાએ અત્યાચારી મુસલમાનોએ હિંદુસ્થાન પર ભયંકર જુલમો કરી તેને સત્વહીન બનાવી દીધુ હતું, છતાં તેમાંના કોઇએ પણ ક્રૂર ઔરંગઝેબના જેવા અત્યાચાર કદિ પણ કર્યા નહોતા. શું હિંદુઓ આવા કઠોર અત્યાચાર મૂગે મોઢે સહન કરશે?" આ પ્રકારની ચિંતા મહારાણાને થવા લાગી. પછી તેમણે પાદશાહના આ કૃત્યની વિરૂદ્ધ પોતાનો અભિપ્રાય જાહેર કરવાનો નિશ્ચય કર્યો. તેમણે ઉગ્ર ભાષામાં એક મોટો પત્ર લખી અતિ શીઘ્રતાથી પાદશાહ પર મોકલી આપ્યો. આ પત્રમાં જનકલ્યાણને માટે ઉદાર રાજનીતિ ગ્રહણ કરવાની પાદશાહને ભલામણ કરવામાં આવી હતી. આ પત્ર ઉત્તમ રાજનીતિના આદર્શસ્વરૂપ હતો. આવો પત્ર સમસ્ત જગતમાં કોઇની પણ લેખિનીથી ભાગ્યેજ લખાયો હશે. આ પત્ર વાંચવાથી મનુષ્ય આનંદથી મુગ્ધ બની જાય છે.§

તેજસ્વી ભાષામાં લખાયેલા આ પત્રે ઔરંગઝેબના ક્રોધાગ્નિમાં ઘીનું કામ સાર્યું. મહારાણા રાજસિંહે રૂપનગરની રાજકન્યાનું હરણ કરીને ઔરંગઝેબના હૃદયમાં ગુપ્ત રહેલા ક્રોધાગ્નિને પ્રદીપ્ત કરી મૂક્યો

§ અમે આ પત્ર સૌથી પ્રથમ યૂરોપમાં પ્રસિદ્ધ કર્યો હતો. પરંતુ શોકની વાત છે કે તેણે ભૂલથી રાજસિંહને બદલે મારવાડના રાજા જસવંતસિંહના હાથથી આ પત્ર લખાયેલો જણાવ્યો હતો. મહોદય ટૉડ જણાવે છે કે "આ પત્ર કદિ પણ જસવંતસિંહે લખેલો હોય એમ માની શકાતું નથી, કારણ કે એમાં જે જજીઆવેરાનું વૃત્તાંત પ્રાપ્ત થાય છે, તે કર જસવંતસિંહ જીવંત હતા ત્યાં સુધી સ્થાપિત થયો નહોતો. આ પરથી સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે કે આ પત્ર મહારાણા રાજસિંહે જ લખ્યો હતો. કર્નલ ટૉડ વિશેષ જણાવે છે કે "મારા કારકુનને અસલ પત્ર મળ્યો હતો. આથી તે રાજ-

હતો. તદુપરાંત તેમણે અજીતસિંહને આશ્રય આપીને તેમાં ઘી હોમ્યું હતું અને આ વખતે શિખામણ આપનારો પત્ર મોકલી તેને અધિક પ્રદીપ્ત કરી દીધો. ઔરંગઝેબ તીક્ષ્ણ પ્રતિવાદથી ભરેલો આ પત્ર વાંચી પોતાના ક્રોધાનલને રોકી શક્યો નહિ. હવે તેનાથી રાજસિંહનું વર્તન સહન થઇ શક્યું નહિ. આટલા દિવસપર્યંત તે જેમ તેમ મહા પ્રયાસે પોતાનો ક્રોધાગ્નિ દાબી રહ્યો હતો, પરંતુ હવે તેની જ્વાળાએ પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું. તેણે આ વખતે અત્યંત ક્રોધિત થઇ મેવાડપર આક્રમણ કરવાની પ્રતિજ્ઞા કરી અને શીઘ્ર ભયંકર સંગ્રામ કરવાને માટે પોતાની સેનાને તૈયાર થવાનો હુકમ ફરમાવ્યો. જે દિવસે રાજસિંહનો પત્ર તેને પહોંચ્યો હતો તેજ દિવસે તેણે પોતાની સેના સજ્જ કરી. જાણે કોઇ મહા બળવાન સમ્રાટ્ને જીતવા જવાનું હોય તેમ પાદશાહે પ્રચંડ સેના તૈયાર કરી. ઔરંગઝેબના સામ્રાજ્યની આગળ મેવાડનું રાજ્ય એક સાધારણ જાગીર સમાન હતું. રાજસિંહની પાસે સેનાનું બળ પણ કાંઇ વિશેષ નહોતું. ઔરંગઝેબની

---

સિંહનો લખેલો હતો એ વિષે મને લેશ પણ શંકા રહેતી નથી. આ પત્રના પ્રારંભમાંજ લખ્યું હતું કે "મહારાણા શ્રી રાજસિંહની તરફથી ઔરંગઝેબપર આ પત્ર મોકલવામાં આવ્યો હતો." આ પત્ર નીચે પ્રમાણે છેઃ—

"સર્વ પ્રકારની પ્રશંસા સર્વ શક્તિમાન ઇશ્વરને ઉચિત છે, અને આપનો મહિમા પણ સ્તુત્ય છે. આપની ઉદારતા અને સમદ્રષ્ટિ ચંદ્ર અને સૂર્યની પેઠે દીપ્તિમાન થઇ રહી છે. યદ્યપિ હાલમાં હું આપનાથી પૃથક્ થયો છુ, કિંતુ આપની જે સેવા મારાથી થઈ શકે તે કરવાને અંતઃકરણપૂર્વક હું સદા તૈયાર છું. મારી સદા એવી ઇચ્છા હોય છે કે હિંદુસ્થાનના પાદશાહ, અમીરો, મિર્ઝા તથા રાજા, અને ઇરાન, તરાન, રૂમ અને શામના પાદશાહો તથા સરદારો અને સાત પાદશાહતના નિવાસીઓ તથા જલ અને સ્થળના માર્ગથી યાત્રા કરનારા સર્વ યાત્રાળુઓ, એ સર્વ મારી અભેદ બુદ્ધિથી કરેલી સેવાનો લાભ લે.

આ વખતે હું આપની એવી ઉત્તમ સેવા કરવાને તત્પર થયો છુ કે જેમા આપને કિંચિત્ પણ દોષ જણાશે નહિ. મારા પૂર્વજોએ ભૂત કાળમાં આપની જે સેવા કરી છે, તે પરથી હું નીચે લખેલી બાબતો પર આપનું લક્ષ્ય ખેંચવાને ઉત્તેજિત થયો છું અને એ કાર્ય મને અત્યંત આવશ્યક જણાય છે. એમાં રાજા પ્રજા ઉભયનો લાભ સમાવિષ્ટ થયેલો છે. મને એવા સમાચાર મળ્યા છે કે આપે મારા જેવા એક શુભચિંતકની વિરૂદ્ધ એક સેના તૈયાર કરી છે. વળી મારા સાંભળવામાં એમ પણ આવ્યું છે કે આવી સેનાઓ તૈયાર કરવાથી આપના ખજાનામાં જે ખોટ પડી છે તેને પૂરવાને માટે આપે પ્રજા ઉપર નાના પ્રકારના કર લગાડયા છે.

આપના પ્રપિતામહ જલાલુદ્દીન અકબર કે જેમનુ સિંહાસન હાલ સ્વર્ગમાં છે તેમણે પોતાનું રાજ્ય બાવન વર્ષ પર્યંત એવી સાવધાની અને ઉત્તમતાથી ચલાવ્યું હતું કે સર્વ જાતિના લોકોને તેમના શાસનકાળમાં સુખ અને શાંતિનો લાભ થયો હતો. તેમના રાજ્યમાં ઇસાઇ (ખ્રિસ્તી), મુસાઇ, દાઉદી, મુસલમાન, બ્રાહ્મણ, નાસ્તિક, વગેરે સર્વને એક સરખો ન્યાય આપવામાં આવતો હતો અને તેમણે એક સરખી રીતે શાંતિ અને સુખ ભોગવ્યું હતું. આથી સર્વ લોકોએ એક મતથી તેમને "જગદ્ ગુરૂ" ની પદ્દી આપી હતી.

શહેનશાહ નુરૂદ્દીન જહાંગીર કે જેઓ આજે અમરાપુરીમાં વિરાજે છે, તેમણે પણ આજ પ્રકારે ૨૨ વર્ષ પર્યંત રાજ્ય કર્યું હતું. તેમણે પોતાના રાજ્યની શીતલ છાયા નીચે સર્વ પ્રજાજનોને સુખી કર્યાં હતા અને પોતાના આશ્રિત તેમજ ઇતર રાજાઓને પણ પ્રસન્ન રાખ્યા હતા અને પોતાના બાહુબળથી શત્રુઓનું દમન કર્યું હતું.

તેમના શાહજાદા અને આપના પરમ પ્રતાપી પિતા શાહજહાંએ પણ આજ પ્રકારે ૩૨ વર્ષ પર્યંત રાજ્ય કરીને પોતાનું નામ અમર કર્યું છે.

આપના પૂર્વજોની આવી કીર્તિ છે. તેમના વિચારો એવા ઉદાર અને મહાન હતા કે તેઓ જ્યાં પગ મૂકતા ત્યાં વિજયલક્ષ્મી હાથ જોડી તેમની સન્મુખ ઉભી રહેતી. તેમણે ઘણા દેશો અને પુષ્કળ

સેના આગળ તેમની સેના સાગરમાં બિંદુ સમાન હતી. આવા એક સાધારણ રાજાને વશ કરવાને માટે ઔરંગઝેબે મહા પ્રચંડ સેના સજ્જ કરી. તેણે પોતાના મુખ્ય મંત્રીને પોતાની પાસે બોલાવી તેને કહ્યું કે "મારા રાજ્યમાં જેટલી સેના છે તે સર્વને એકત્રિત કરી એક મહા ભયંકર અત્યંત પ્રચંડ દલ બનાવો." આ આજ્ઞા સાંભળતાંજ પ્રધાને સમસ્ત મોગલ સામ્રાજ્યની સર્વ સેના એકત્રિત કરી. મોગલ સામ્રાજ્યમાં જેટલા સામંતો અને સરદારો હતો તે સર્વ પાદશાહની શોભાયમાન પતાકાની નીચે એકત્રિત થયા. રાણાની સામે અતિ દારૂણ યુદ્ધ કરવાને માટે રાજકુમાર અકબરને બંગ રાજ્યમાંથી અને અઝિમને કાબુલ રાજ્યમાંથી બોલાવવામાં આવ્યો. પાદશાહનો ઉત્તરાધિકારી મોઆઝિમ પણ દક્ષિણમાં મહારાષ્ટ્રસિંહ શિવાજીની સાથે યુદ્ધ કરવાનું છોડી દઇ પોતાની અતિ પ્રચંડ સેના લઇને દિલ્લી આવ્યો. આ સર્વ દલ એકત્રિત કરી દુષ્ટ ઔરંગઝેબ મેવાડ તરફ ચાલ્યો.

ઉલટેલા સમુદ્રના જેવી અસીમ મોગલ સેનાની વિકટ ગર્જના તથા કોલાહલનો ધ્વનિ દૂરથીજ મહારાણાના સાંભળવામાં આવ્યો. તે સાભળતાંજ મહારાણા રાજસિંહના વીર હૃદયમાં પ્રબળ ઉત્સાહ

---

લક્ષ્મી પ્રાપ્ત કરી હતી, પરંતુ આપના શાસનકાળમાં તેમના પ્રાપ્ત કરેલા દેશો મોગલ સામ્રાજ્યથી છુટા પડવા લાગ્યા છે અને જે ચિન્હો દૃષ્ટિગોચર થાય છે તે પરથી દિનપ્રતિદિન આપના રાજ્યનો ક્ષય થતો જશે એમ માની શકાય છે. આપની પ્રજા અત્યાચારથી અત્યંત પીડિત છે, સર્વ લોકો દુર્બલ થઈ ગયા છે. ચારે તરફથી વસ્તીઓ ઉજ્જડ થઈ જવાના અને અનેક પ્રકારનાં સંકટોના સમાચાર સાંભળવામાં આવે છે. રાજમહાલયમાં મૂર્તિમંત દારિદ્ર દૃષ્ટિગોચર થાય છે. જ્યારે પાદશાહો અને શાહજાદાઓની આવી દશા છે ત્યારે પ્રજાની દુર્દશાની તો વાતજ શી કરવી? શૌર્ય તો કેવળ જીવ્હામાંજ આવી વસ્યું છે. ચારે તરફ વ્યાપારીઓ રોદન કરી રહ્યા છે, મુસલમાનો અવ્યવસ્થિત થઇ રહ્યા છે, હિંદુઓ મહા દુઃખી છે, પ્રજાનું દુઃખ એટલું બધું વધી ગયું છે કે તેને સંધ્યાકાળે ભોજન પણ મળતું નથી, અને દિવસે સર્વ પ્રજાજનો દુઃખથી પોતાનું શિર કૂટે છે.

આવા પાદશાહનું રાજ્ય કેટલા દિવસ સુધી સ્થિર રહી શકે? જેણે ભારે કરથી પોતાની પ્રજાની આવી દુર્દશા કરી મૂકી છે તેનું રાજ્ય કેટલા વખત સુધી સ્થાયી રહેશે? પૂર્વથી પશ્ચિમ સુધી સર્વ લોકો એમ કહે છે કે હિંદુસ્થાનનો પાદશાહ હિંદુઓ પ્રત્યે એટલો દ્વેષ રાખે છે કે, તે રંક બ્રાહ્મણ, યોગી, વૈરાગી અને સંન્યાસી પાસેથી પણ કર લે છે અને આ ધનહીન, નિરૂપદ્રવી તથા ઉદાસીન લોકોને દુઃખ દઇને પોતાના તૈમૂર વંશને કલંકિત કરે છે. જેને આપ ઇશ્વિરપ્રણીત કિતાબ (કલામ-અલ્લાહ-અર્થાત્ ઇશ્વિરનાં વચનો) કહો છો, તે કિતાબપર જો આપને શ્રદ્ધા હોય તો તેમાં જુઓ. તેમાં ઇશ્વિરને મનુષ્ય માત્રનો સ્વામી કહ્યો છે, માત્ર મુસલમાનોનોજ સ્વામી કહ્યો નથી. તેની આગળ હિંદુ અને મુસલમાન ઉભય સમાનજ છે. મનુષ્ય માત્રને તેણે જીવનદાન આપ્યું છે. નાના રંગનાં માણસો તેણેજ પોતાની ઇચ્છાથી પેદા કર્યાં છે. આપની મસ્જીદમાં તેના નામનોજ ઘોષ થાય છે. અને હિંદુઓના દેવમંદિરોમાં પણ તેનાજ નામનો ઘંટાનાદ થાય છે. સર્વ માણસો તેનુંજ સ્મરણ કરે છે, માટે કોઇ પણ જાતિને દુઃખ દેવું એ ઇશ્વિરને અપ્રસન્ન કરવા સમાન છે. જ્યારે એકાદ ચિત્ર આપણા જોવામાં આવે છે, ત્યારે આપણને તેના ચિતારાનું સ્મરણ થાય છે. હવે જો આપણે એ ચિત્રને બગાડીએ તો ચિત્રકાર આપણા પર અપ્રસન્ન થશે. એક કવિ કહે છે કે આપણે જ્યારે પુષ્પનો સુગંધ લઇએ છીએ ત્યારે આપણને તેના સ્રષ્ટાનું સ્મરણ થાય છે. માટે ચિત્ર વા પુષ્પને બગાડવું ઇષ્ટ નથી.

સારાંશ, હિંદુઓપર આપે જે કર નાખવાનો વિચાર કર્યો છે, તે અત્યંત ન્યાયવિરૂદ્ધ છે અને રાજ્યપ્રબંધને નષ્ટ કરનારો છે, આ કર્મ ઉત્તમ રાજ્યાધીશ્વરને શોભતું નથી. આ કાંઈ સારા રાજાનું લક્ષણ નથી. એથી તમારા સામર્થ્યનો ક્ષય થશે. આ કર્મ હિંદુસ્થાનની નીતિરીતિથી અત્યંત વિરૂદ્ધ છે. જો આ કર્મથી પરાવૃત્ત નહિ થવાનો આપનો આગ્રહ હોય તો પ્રથમ હિંદુઓના અગ્રેસર રામસિંહની પાસેથી આ કર લો. અને પછી આપનો એ શુભચિંતક શું કહે છે તે સાંભળો. આ કર પ્રજાપીડક છે અને વીરધર્મ તથા ઉદારતાની વિરૂદ્ધ છે. આપના મંત્રીઓમાંથી કોઇએ આવા અનિષ્ટકારક કરના સંબંધમાં યોગ્ય સલાહ આપી નહિ એ અતિ આશ્ચર્યકારક વાત છે."

ઉત્પન્ન થયો. તેમણે તત્કાળ તેજસ્વિની ભાષાથી પોતાના સામંતો તથા સરદારોને ઉત્તેજીત કર્યા. મોગલોની સામે યુદ્ધ કરવાને માટે તેમણે પોતાની સમસ્ત સેના સજ્જ કરવાની આજ્ઞા આપી. પોતાની પાસે સેનાબળ ઘણું થોડું હોવાથી તેમણે ગિહ્લોત કુલની પ્રાચીન રીતિ અનુસાર પોતાના સૈનિકોને પહાડી સ્થાનોમાં સ્થિત કરી દીધા. તદુપરાંત મેવાડની પ્રજા પણ નીચેનો સપાટ પ્રદેશ છોડીને અરવલ્લીની તળેટીમાં જઇ વસી. આ રીતે મેવાડનો સર્વ સપાટ પ્રદેશ ખાલી થઇ ગયો. દુષ્ટ ઔરંગઝેબે આ સર્વ નિર્જન સપાટ પ્રદેશ પોતાના અધિકારમાં લઇ લીધો. આ પ્રકારે અલ્પ અવધિમાં ચિત્તોડ, મંડળગઢ, મંદસૌર તથા જિરન વગેરે દુર્ગો અને પ્રાંતો મોગલોના હાથમાં ચાલ્યા ગયા. પાદશાહ ઔરંગઝેબે તત્કાળ આ કિલ્લાઓમાં તથા પ્રાંતોમાં પોતાનાં થાણાં સ્થાપિત કરી દીધાં. પછી તેણે રાજસિંહને પકડવાને માટે અરવલ્લીના ડુંગરાળ પ્રદેશમાં પ્રવેશ કર્યો. યવનોની સેનાના ભારથી મેવાડ ભૂમિ વારંવાર કંપાયમાન થવા લાગી. મેવાડ નિવાસીઓ અત્યાચાર તથા મરણના ભયથી આમ તેમ નાસવા લાગ્યા. રાજસિંહને ભય લાગ્યો કે 'આ પ્રસંગના ભયંકર યુદ્ધથી સીસોદીઆ કુલનું માન અને ગૌરવ નષ્ટ થશે એટલુંજ નહિ, પરંતુ રાજપુત જાતિનો પ્રાચીન ધર્મ અને રીતિરિવાજો પણ નાબુદ થશે. જે ધર્મનું મ્લેચ્છોના ભયંકર ગ્રાસમાંથી રક્ષણ કરવાને માટે મારા પૂર્વજોએ પોતાના પ્રાણ વિસર્જન કર્યા છે, તે શુદ્ધ, પરમ પવિત્ર ધર્મનો આ પ્રસંગે લોપ થશે. રાજપુતોના જીવનનુ પણ જીવન અને સ્ત્રીઓનું સ્વર્ગીય રત્ન જે સતીત્વ તે પાપી દુરાચારી મોગલોના હાથથી ખંડિત થશે.' આવું સંકટ મસ્તક પર ઝઝુમતું જોઇ શું રાજપુત વીરો નિર્બળ અને નિસ્સહાયની પેઠે મૂક બની ઘરમાં બેસી રહેશે ? જેના શિષ્ટાચારમાં કિંચિત્ પણ ત્રુટિ થાય તો તેમના હૃદયમાં વજ્રાઘાત થતો હતો, મ્લેચ્છોના કઠોર સ્પર્શથી રક્ષા કરવાને માટે જેમને તેઓ પોતાના હાથથી મારી નાંખતાં અથવા અગ્નિજવાળામાં હોમી દેતાં કિંચિત્ પણ અચકાતા નહોતા. તે વીર બાળાઓનું સતીત્વ દુરાચારી શત્રુના હાથથી ભ્રષ્ટ થવાનો પ્રસંગ આવતાં કયો રાજપુત પોતે જીવંત હોવા છતાં મૌન ધારણ કરી બેસી રહેશે ? આવા પ્રસંગે રાજપુતો કદિ પણ મૌન ધારણ કરીને બેસી રહે નહિ. ઔરંગઝેબના પ્રચંડ બળને રોકવાને માટે સમસ્ત રાજપુત વીરો રાણા રાજસિંહની લાલ પતાકા નીચે એકત્રિત થયા. મેવાડના પશ્ચિમ ભાગમાં રહેતા જંગલી પલિંદ‡ અને પલિપત લોકો પણ ધનુષ્ય બાણ ગ્રહણ કરી રાણા રાજસિંહને સહાય કરવાને માટે આવ્યા. મેવાડના ગૌરવની રક્ષા કરવાને માટે તે દેશના સર્વ વીરો ઉન્મત્ત થઇ રાણા રાજસિંહની પાસે એકઠા થયા. દીર્ઘ કાળ વ્યતીત થયા પશ્ચાત્ વીરશિરોમણિ બાપ્પા રાવલની પ્રચંડ 'છેગી' પ્રચંડ દર્પ સહિત ગિહ્લોત રાજના મસ્તક ઉપર શોભિત થઇ. તેમની તેજસ્વિ કાંતિ જોઇ અત્યંત ઉત્સાહથી ઉત્સાહિત થઇ સર્વ રાજપુતો ગંભીર સ્વરથી તેમનો જયજયકાર પોકારવા લાગ્યા. આ જયધ્વનિ અરવલ્લી પર્વતની ગુફાઓમાં પ્રતિધ્વનિત થઇ ઘણે દૂર સુધી પહોંચ્યો. મોગલ સેનાએ પણ "અલ્લા હો અકબર" એવો ધ્વનિ કરી રાજપુતોને પ્રત્યુત્તર આપ્યો. આ પ્રકારે રાજપુત અને મોગલ સેના અત્યંત ઉત્સાહથી ઉત્સાહિત થઇ એક બીજાની સામે દારૂણ યુદ્ધ કરવાને માટે આગળ કૂચ કરવા લાગી.

પછી રાણા રાજસિંહે પોતાની સમસ્ત સેનાના ત્રણ ભાગ કર્યા અને તેને યોગ્ય સેનાપતિના અધિકારમાં સોંપી ભિન્ન ભિન્ન સ્થાનોપર સ્થાપિત કરી દીધા. જ્યેષ્ઠ રાજકુમાર જયસિંહે પોતાની સેના અરવલ્લીના શિખરપર ઉભી રાખી. આમ કરવામાં તેમનો ઉદ્દેશ શત્રુની સેનાનું આક્રમણ બન્ને તરફથી રોકવાનો હતો. ગુજરાત તથા તેની આસપાસના પ્રદેશમાં રહેતા ભીલ લોકોની સાથેનો સંબંધ સ્થાયી રાખવાને માટે રાજકુમાર ભીમસિંહ તે તરફના પહાડી પ્રદેશની રક્ષા કરવા લાગ્યા. રાણા રાજસિંહ સ્વયં પોતાની સેના લઇ "નાયન" નામક ગિરિપ્રદેશમાં આવી બિરાજમાન થયા. આ સ્થાન અભેદ્ય હતું. રાણા રાજસિંહે આ વિકટ પ્રદેશમાં પોતાની સેના એવી ચતુરતાથી ગોઠવી હતી કે જેથી શત્રુઓ તેમાં પ્રવેશ કરે કે તરતજ તેમને ઘેરી લઇ શકાય. આ પ્રકારે સેનાના ત્રણ ભાગોને ત્રણ

‡ તે દેશની લોક ભાષામાં તે ગિરિપ્રદેશને પલ કહેવામાં આવે છે. આ કારણથી તેમને પલેન્દ્ર અથવા પલપતિ કહેવામાં આવે છે. પલિંદ અને પલીપત ઉપર્યુક્ત શબ્દોનાજ અપભ્રંશ છે.

પૃથક્ પૃથક્ સ્થાનોમાં સ્થિત કરી મહારાણા રાજસિંહ પ્રબળ ઉત્સાહ સહિત શત્રુની સેનાના આગમનની વાટ જોતા ઉભા રહ્યા.ફ઼ ઔરંગઝેબ 'નાયન' ગિરિમાર્ગમાં પ્રવેશ કરત તો તે અવશ્ય પોતાની સેના સહિત માર્યો જાત, પરંતુ તેના સુભાગ્યે તે તે ગિરિમાર્ગમા પ્રવેશ્યો નહિ. તે બહારના ભાગ પર કૂચ કરીને દેવારી નામક ભીલ રાજ્યમા થોભ્યો. બુદ્ધિમાન તહવ્વરખાંની સલાહથી તેણે પચાસ-હજાર સૈનિકો સહિત પોતાના પુત્ર અકબરખાંને ઉદયપુર તરફ મોકલ્યો અને તે પોતે તો પોતાની સેના સાથે ઉપલે સ્થાનેજ સ્થિત રહ્યો. તે જે સ્થાને થોભ્યો હતો તે અંડાકાર હતું. ઉદયપુરના ઉચ્ચ મહાલયોપર ચઢીને જોવાથી તેની અંડાકૃતિ ઉત્તમ પ્રકારે જોઇ શકાય છે. તે સ્થાન ઉત્તર દક્ષિણ લાંબું અને પૂર્વ પશ્ચિમ સંકીર્ણ છે. તેની લંબાઈ ચૌદ માઇલ અને પહોળાઇ પ્રાય: અગીઆર માઇલ છે. અરવલ્લી પર્વતના વિશાલ શરીરમાંથી નીકળેલી અનેક શાખાઓએ આ અંડાકાર ગિરિ પ્રદેશના દેહને પુષ્ટ કર્યો છે. આ શાખાઓ પૈકી કોઇનું શિખર ભૂમિથી ૬૦૦ હાથ અને કોઇનું શિખર ૮૦૦ હાથ ઉંચું છે. એક તરફ પેશોલા નદી પ્રવાહિત થઇને તે પ્રદેશની સુંદરતા સહસ્ર ગુણુ વધારી રહી છે. અનિબિડ ભૂમિમાંથી બહાર નીકળીને તેના પૂર્વ ભાગની વસ્તીમાં આવવાને માટે તેમાં માત્ર ત્રણુ માર્ગોજ વિદ્યમાન છે. પહેલો માર્ગ ઉત્તર દિશામાં છે. આ માર્ગ દેલવાડાની નિકટ છે. બીજો માર્ગ દેવારીની પાસે છે અને ત્રીજો માર્ગ દુર્ગમ ચપ્પન પ્રદેશ તરફ આવેલો છે. આ ત્રીજા માર્ગનુ નામજ "નાયન" છે. મહારાણા રાજસિંહે આજ ગિરિમાર્ગમાં પોતાની સેના સ્થાપિત કરી હતી. આ ત્રણુ ગિરિમાર્ગ પૈકી જે સૌથી સુગમ છે તે દ્વારાજ પાદશાહ ગયો અને ત્યાં આગળ આવેલા સરોવરને કિનારે પોતાની છાવણી નાંખી.

પોતાના પિતાની આજ્ઞાનુસાર રાજકુમાર અકબર પોતાના પચાસ હજાર સૈનિકોને લઇ રાજધાની તરફ ચાલ્યો. કોઇ પણ માણસ તેની ગતિ રોકી શક્યો નહિ. તેને અનેક મહાલયો, ઉદ્યાનો તથા સરોવરો દ્રષ્ટિ ગોચર થયાં, પરંતુ તેને કોઇ પણ પ્રાણીનુ ચિન્હ સુદ્ધાં જણાયું નહિ. સર્વ ભૂમિ નિર્જન અને ઉજ્જડ બની ગઈ હતી. અકબરે પોતાની સેના થોભાવી. અત્યાચારી શત્રુ સેનાના પ્રચંડ આક્રમણથી પોતાની રક્ષા કરવાને માટે મેવાડની પ્રજા પોતાનાં ઘરબાર છોડી પર્વતમાં જઇ રહી હતી. આ વાત અકબર જાણતો હતો તેથી સર્વ પ્રદેશ નિર્જન જોઇ તેને કાંઇ આશ્ચર્ય થયું નહિ. તેણે પોતાનો માર્ગ નિષ્કંટક જોઈ નિશ્ચિંત થઇ વિશ્રામ કર્યો પરંતુ તેની આ નિશ્ચિતતા દીર્ઘ કાળ પર્યંત સ્થાયી રહી નહિ. થોડાજ વખતમાં રાણાજીના પાટવી કુંવર જયસિંહે પ્રચંડ પરાક્રમથી તેના પર છાપો માર્યો. આ સંબંધે વર્ણન કરતાં ભટ્ટ કવિઓ લખે છે કે "આ વખતે કેટલાક લોકો નિમાજ પઢી રહ્યા હતા, કેટલાક લોકો ભોજન કરતા હતા, કોઇ કોઈ શેતરંજ ખેલતા હતા, અર્થાત્ તે લોકો ચોરી કરવા આવ્યા હતા, પરંતુ આલસ્ય અને પ્રમાદમાં નિમગ્ન થઈ ગયા હતા. વીર નંદન જયસિંહે તેમનાપર અચાનક છાપો મારી તેમનો પૂર્ણ પરાભવ કર્યો. અનેક યવનો રાજપુતોનાં શસ્રાસ્રોથી માર્યા ગયા અને જે શેષ રહ્યા તે પોતાના પ્રાણુ બચાવવાને માટે આમ તેમ નાસ ભાગ કરવાની ચેષ્ટા કરવા લાગ્યા. પરંતુ ચારે તરફથી માર્ગ ઘેરાઇ ગયેલા જોઇ તેઓ હતાશ થયા. રાજપુતોના તીક્ષ્ણ પ્રહારથી તેમનો નાશ થવા લાગ્યો. અકબર ભયભીત થઇ પાદશાહની સહાય મેળવવાની અભિલાષાથી દેવારી તરફ જવાની ચેષ્ટા કરવા લાગ્યો. પરંતુ રાણા જયસિંહે પોતાની સેના તે ગિરિમાર્ગમાં ઉભી રાખીને સમ્રાટ્ના પુત્રની સર્વ ચેષ્ટા નિષ્ફળ કરી. હવે સંકટગ્રસ્ત અકબર પોતાની રક્ષાનો કોઇ પણ ઉપાય નહિ જોઇ, ગોગુંડા પ્રદેશમાં પ્રવેશ કરી મારવાડમાં થઇ નાશી જવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ તેણે વિપત્તિથી મૂઢ બની ભયંકર વિષમય વૃક્ષને ભ્રમથી ચંદનનું વૃક્ષ માની તેનો આશ્રય લીધો. અહીંઆં તેને પુષ્પોને બદલે કંટકનીજ પ્રાપ્તિ થઈ. તેણે સંકટમાંથી મુક્ત થવાની અભિલાષાથી જે માર્ગ ગ્રહણ કર્યો હતો તે દારૂણુ સંકટથી ભરેલો હતો, પર્વતમય પ્રદેશમાં રાજપુત સામંતો પોતાની સેના સહિત અકબરનો માર્ગ ઘેરી ઉભા હતા. કેટલાક રાજપુત સૈનિકો સાંકડા ગિરિ-

ફ઼ એમ કહેવાય છે કે શક્તાવત લોકોના નાયક ગરિબદાસેજ ઉત્તમ કુશળતાથી આ વખતે સેના ગોઠવી હતી. ઔરંગઝેબને સેના સહિત આવતો જોઇ તેમણે પોતાની સમસ્ત સેના સન્મુખ જે તેજસ્વી ભાષણ આપ્યું હતું તેનું વિસ્તૃત વર્ણન ભટ્ટ લોકોના ગ્રંથોમાં ઉપલબ્ધ થાય છે.

માર્ગ ઉપર કાષ્ઠનો કોટ બનાવી પર્વત શિખર ઉપર ચઢી શત્રુઓની ઉપર પાષાણો તથા તીક્ષ્ણ તીરોની વૃષ્ટિ કરવા લાગ્યા. રાજકુમાર જયસિંહે અકબરની પૂંઠ પકડી તેને પાછો ફરતા અટકાવ્યો. આ પ્રકારે ચારે તરફથી ઘેરાઇ સમ્રાટ્‌નો પુત્ર અકબર મહા સંકટમાં આવી પડયો. તે જે તરફ દ્રષ્ટિપાત કરતો તે તરફ તેને મૃત્યુ ભાત ભાતનાં ભયંકર સ્વરૂપો ધારણ કરીને ઉભેલુ દ્રષ્ટિગોચર થતું. આ પ્રકારે ભયંકર સંકટમાં ઘેરાઇ શાહજાદા અકબરે કેટલાક દિવસ નિર્ગમન કર્યા. હવે જેમ જેમ દિવસ વ્યતીત થતા ગયા તેમ તેમ તેની વિપત્તિ વૃદ્ધિંગત થતી ગઇ. અંતે ભયંકર દુર્ભિક્ષની વિકટ મૂર્તિ તેની સામે આવીને ખડી રહી. પોતાની રક્ષાનો કોઇ પણ ઉપાય નહિ જોઇ તેણે રાજકુમાર જયસિંહને પોતાના ઉપર અનુગ્રહ કરવાની પ્રાર્થના કરી અને તેમને સંતુષ્ટ કરવાને માટે પોતાના પિતા પાસે યુદ્ધ બંધ કરાવવાનું જણાવ્યું. ઉદારહૃદય જયસિંહે તેનાં વચનોપર વિશ્વાસ મૂકયો અને તેની દુર્દશા જોઈ તેનાપર દયા કરી તેને છોડી મૂકયો; અરે ! એટલુજ નહિ પણ તેને માર્ગ બતાવવાને માટે પોતાના કેટલાક સેવકોને જિલવાડાના ગિરિમાર્ગ પર્યંત મોકલ્યા. આ રાજપુતોની સહાયથી પાદશાહનો પુત્ર અકબર અગમ્ય ગિરિમાર્ગમાંથી બહાર નીકળી નિર્વિઘ્ને ચિત્તોડના કિલ્લામાં આવ્યો.*

પ્રસિદ્ધ યવનવીર દિલેરખાંએ મોગલ સેના પોતાની સાથે લઇ દુર્ગમ દૈશૂરિ ગિરિમાર્ગમાં પ્રવેશ કર્યો હતો. ઘણા લોકો એવું અનુમાન કરે છે કે ઉક્ત સેનાપતિ અકબરનો ઉદ્ધાર કરવાને માટેજ તે પ્રદેશમાં ગયો હતો. પ્રથમ તો કોઇ પણ તે યવન સેનાપતિની ગતિ રોકી શકયુ નહિ, પરંતુ જે વખતે તે ઉક્ત પ્રચંડ ગિરિમાર્ગના મધ્ય ભાગમાં પ્રવેશ્યો ત્યારે વિક્રમ સોલંકી+ તથા ગોપીનાથ ગઠોડે‡ પ્રચંડ

---

* સુપ્રસિદ્ધ ઓર્મે ઔરંગઝેબનું વૃત્તાંત પોતાના ગ્રંથમાં આપ્યું છે. તેણે જણાવ્યું છે કે ઔરંઝેબ સ્વયં પણ પોતાની સેના સહિત એવી વિપત્તિમાં આવી પડયો હતો, અને તેણે પણ રાજપુતોની વીરોચિત ઉદારતાને લીધેજ પોતાની મુક્તિ મેળવી હતી. આવશ્યકતા જણાવાથી અત્રે તે સંબંધે કેટલુંક વર્ણન આપીએ છીએઃ—

" મોગલોની સેના પહાડોની અંદર થઇ અત્યંત પરિશ્રમપૂર્વક આગળ ચાલવા લાગી. પરંતુ ઔરંગઝેબની સાથે જે સેના હતી તે એટલી અજ્ઞાન હતી કે તે થોડે દૂર ગઇ એટલામાં નાના પર્વતોએ તેની ગતિ અકસ્માત્ રોકી દીધી. આ તરફ રાજપુતોએ રાતમાંજ તેની પાછળનો ભાગ લાંબી લાંબી વૃક્ષશાખાઓથી ઘેરી લીધો. જ્યારે મોગલો આ પ્રમાણે ઘેરાઇ ગયા ત્યારે ઔરંગઝેબ મહા સંકટમાં આવી પડયો. આ સાંકડા ગિરિમાર્ગમાંથી મુક્ત થવાને માટે તેણે પ્રયત્ન તો કર્યો, પરતુ રાજપુત વીરોએ પર્વતશૃંગપર ચઢીને અસ્ત્રપ્રહારોથી તેની સર્વ ચેષ્ટા નષ્ટ કરી દીધી. જે મોગલો બહાર હતા તેમણે પણ રાજપુતોના પંજામાંથી ઔરંગઝેબને મુક્ત કરવાના ઘણા પ્રયાસ કર્યા, પરતુ તેઓ પણ સફળ થયા નહિ. રાજપુતોના દ્રઢ કોટને કોઇ પણ ભેદી શકયું નહિ. ઔરંગઝેબની પ્રિય બેગમ પણ આ વખતે તેની સાથે આવી હતી. તે આ વખતે પોતાના રક્ષકોની સાથે પર્વતના એક ભાગમાં થોભી હતી, પરંતુ રાજપુતોએ તેને પણ કેદ કરી લીધી. બેગમના રક્ષકો ભયભીત થઇ રાજપુતોને શરણે થયા. ઔરંગઝેબની બેગમ રાણા રાજસિંહની પાસે ગઇ. ઉદારચિત્ત, બુદ્ધિવાન રાણા રાજસિંહે તેને ઉચિત સન્માન આપી વિશ્રામને માટે સ્થાન આપ્યું. દુષ્ટબુદ્ધિ ઔરંગઝેબને ઉચિત ફળ આપવાને માટે રાણા રાજસિંહે તેની બેગમને બે દિવસ સુધી કેદ રાખી અને પાદશાહને પણ ઘોર સંકટમાં નાખ્યો. જો તે આવી દુઃખિત અવસ્થામાં થોડા વધુ દિવસ રહ્યો હોત તો અવશ્ય તેને મૃત્યુના મુખમાં જવું પડત. પરંતુ મહારાણા રાજસિંહે ત્રિજે દિવસે પોતાના રાજપુત સૈનિકોને બોલાવીને ઔરંગઝેબનો માર્ગ સાફ કરવાની આજ્ઞા કરી. જ્યારે ઔરંગઝેબ આ ભયંકર વિપત્તિમાંથી છૂટી ગયો ત્યારે મહારાણા રાજસિંહે તેની બેગમને પોતાના સૈનિકોની સાથે તેની પાસે મોકલી દીધી, અને તેનાપર એવો સંદેશો મોકલ્યો કે " મને આના બદલામાં બીજું કાંઈ જોઈતું નથી. હું માત્ર એટલુંજ માગું છું કે તમને માર્ગમાં ગૌ વગેરે મળે તો તેનો વધ કરવો નહિ. આથી હું આપનો આભારી થઇશ. પરંતુ દુરાચારી ઔરંગઝેબે આ માગણીપર કિંચિત્ પણ લક્ષ આપ્યુ નહિ. અને તે કહેવા લાગ્યો કે ભાવી યુદ્ધમાંથી મુક્તિ મેળવવાની આશાથી રાણાએ મને છોડયો છે."

+ રૂપનગરનો સ્વામી.

‡ ગાનોર નગરનો રાજા.

પરાક્રમપૂર્વક તેનાપર આક્રમણ કર્યું. તે સ્થળે દીર્ઘ કાળ પર્યંત હિંદુ મુસલમાન ઉભય દલ વચ્ચે ઘોર યુદ્ધ ચાલ્યું. પરંતુ હતભાગી દિલેરખાં રાજપુત વીરોના પ્રચંડ બળની ગતિ રોકી શક્યો નહિ. તે પોતાની સેના સહિત તેજ સ્થળે માર્યો ગયો. પરાજિત મોગલોનાં હથીઆર તથા તંબુઓ વિપુલ સંખ્યામાં વિજયી રાજપુતોના હાથમાં આવ્યાં.

આ યુદ્ધપ્રસંગે રાજપુતોએ પરમ રણનિપુણતા દર્શાવી હતી. અકબર તથા દિલેરખાંનો પરાભવ થયા પશ્ચાત્ તત્કાળ રાણા રાજસિંહે ઔરંગઝેબ ઉપર આક્રમણ કર્યું. ઔરંગઝેબ અકબર તથા દિલેરખાંના યુદ્ધનું પરિણામ જાણવાને માટે પોતાના પુત્ર અજિમની સાથે દેવારી ગ્રામમાંજ થોભ્યો હતો. તેના હૃદયમાં આશાના અનેક તરંગો ઉભરાતા હતા. આશાલહરીથી આનંદોન્મત્ત થઇ તે અનેક સુખદાયી સ્વપ્નોનો અનુભવ લેતો હતો. પરંતુ તેનાં આ સર્વ સ્વપ્નો શીઘ્ર નષ્ટ થઈ ગયાં. શીઘ્ર તે વીરકેસરી રાજસિંહના પ્રચંડ આક્રમણમાંથી બચવાના ઉપાય શોધવા લાગ્યો. દેવારીના ગિરિમાર્ગમાં રાજપુતો તથા મુસલમાનો વચ્ચે દારૂણ યુદ્ધ થયું. રાજપુતો રાણા રાજસિંહની અપૂર્વ વીરતાથી ઉત્સાહિત થઇ મોગલ સેનાનો મહા પ્રચંડ વ્યૂહ ભેદવાને માટે પ્રચંડ પરાક્રમથી તેના તરફ કૂચ કરવા લાગ્યા. સાહસિક રાઠોડ વીર દુર્ગાદાસે પોતાની ભયંકર વૈરતૃષ્ણા શાંત કરવાને માટે પોતાના મહા પરાક્રમી રાઠોડોને ઔરંગઝેબની સામે મોકલ્યા. જે દુષ્ટાત્માએ રાઠોડ કુલના સર્વસ્વનો નાશ કર્યો હતો, જે પિશાચે પરમ શાંત, શ્રેષ્ઠ, ધાર્મિક રાઠોડ રાજાને વિષ દઇને મારી નાંખી રાઠોડોના હૃદયમાં ભયંકર શોકાનલ પ્રદીપ્ત કર્યો હતો તે નરરાક્ષસ પર વૈર લેવાને માટે–પોતાના હૃદયમાં પ્રદીપ્ત થયેલા અગ્નિને શાંત કરવાને માટે રાઠોડ વીરો મોગલોના પ્રચંડ વ્યૂહની સામે ધસવા લાગ્યા. આ વખતે ઔરંગઝેબ મહા સંકટમાં ફસાઇ પડયો હતો. જેણે પોતાના હૃદય પર પાષાણ મૂકી, નિષ્ઠુર તથા દુરાચારી બની હિંદુઓને લોહ દંડથી શાસન કર્યું હતું, જેણે તેમનું સત્યાનાશ વાળવાને દ્રઢ પ્રતિજ્ઞા લીધી હતી અને જેણે હિંદુ કુલપતિ મેવાડરાજને પાદાક્રાંત કરવાને માટે આ ભયંકર યુદ્ધ શરૂ કર્યું હતું તે દુષ્ટ ઔરંગઝેબને તેનાં દુષ્કૃત્યોનું યોગ્ય ફળ આપ્યા વિના રાજપુતો શું શાંત થશે ? કદિ નહિ. ગમે તો પાદશાહની સેના હમણાં હતી તેથી સહસ્ત્ર પટ વિશેષ હોત તો શું થયું, પરંતુ જ્યાં સુધી રાજપુતના જીવમાં જીવ હોય ત્યાં સુધી તે પોતાના સામર્થ્ય અનુસાર પાદશાહ પર વૈર લીધા વિના કદિ રહે નહિ.

ધીમે ધીમે હિંદુ મુસલમાનો વચ્ચે ચાલતું યુદ્ધ ભયંકર સ્વરૂપ ધારણ કરવા લાગ્યું. રણવિશારદ મુસલમાનોની તરફથી ફિરંગી ગોલંદાજોએ તોપો છોડવા માંડી. તેમાંથી ધૂમાડાના ગોટેગોટ નીકળવા લાગ્યા અને તેનો ધ્વનિ પણ મહા પ્રચંડ થવા લાગ્યો. હૃદયને સ્તંભિત કરી નાંખનાર ભયંકર ધ્વનિ શ્રવણ કરી રાજપુતો રણોન્મત્ત થઇ, ઘોર સિંહનાદ કરી અપૂર્વ ઉત્સાહ સહિત મોગલ સેનાપર તૂટી પડયા. તોપમાંથી નીકળેલા ધૂમથી સમસ્ત આકાશ આવૃત્ત થઈ ગયું. તોપના દિગ્દાહક ગોળાઓ દ્વારા અનેક રાજપુતોનો સંહાર થયો, અનેક રાજપુતો અલ્પ સમયમાં અનંત આકાશમાં મળી ગયા. પરંતુ આથી રાજપુતોનો ઉત્સાહ કિંચિત્ પણ મંદ થયો નહિ. તેમનો ઉત્સાહ બમણો વૃદ્ધિંગત થવા લાગ્યો. તોપમાંથી નીકળેલા ધૂમના વિસ્તૃત આવરણને ભેદીને રાજપુતો મહા પરાક્રમથી મુસલમાનોની ઉપર તૂટી પડયા. તેમની તીક્ષ્ણ તલવારોના ભયંકર પ્રહારથી ફિરંગી ગોલંદાજો કપાઈ મુઆ. તોપની સાંકળો છિન્નભિન્ન કરી નાંખવામાં આવી. હવે ધીમે ધીમે મોગલોનો વ્યૂહ તૂટી ગયો. રણવીર રાજપુતો છિન્નભિન્ન થઇ ગયેલી મોગલ સેના ઉપર તૂટી પડી મદોન્મત્ત ગજરાજની પેઠે તેને દલિત અને ત્રાસિત કરવા લાગ્યા. અત્યાર સુધી ઔરંગઝેબના જે સૈનિકો બચ્યા હતા તે આ વખતે રાજપુતોની શમશેરના ભયંકર પ્રહારથી નાશ પામ્યા. હવે ઔરંગઝેબને પોતાની રક્ષાનો કાંઇ પણ ઉપાય નહિ જડવાથી તે પોતાના થોડા શેષ રહેલા સૈનિકોને પોતાની સાથે લઇ રણભૂમિમાંથી નાશી ગયો. તેની તોપો, તેનાં અસંખ્ય અસ્ત્રશસ્ત્રો, તેની ધ્વજા, તેના અનેક હાથીઓ, અને શિબિરમાંથી રહી ગયેલું પુષ્કળ દ્રવ્ય, એ સર્વ સામગ્રી વિજયી રાજપુતોના હાથમાં આવી. આ ભયંકર યુદ્ધ, રાજપુતોના ધર્મ અને ગૌરવનું આ મહાન સ્મૃતિચિન્હ સંવત્ ૧૭૩૭ ના ફાલ્ગુન માસમાં ઇ. સ. ૧૬૮૦ ના માર્ચમાં (વસંત ઋતુમાં) થયું હતું. જો કે વીરશ્રેષ્ઠ રાણા રાજસિંહને આ યુદ્ધમાં વિજય પ્રાપ્ત થયો હતો, તોપણ તેના બદલામાં તેમને મેવાડના પુષ્કળ રાજપુત વીરોનો ભોગ આપવો પડયો હતો.

ઔરંગઝેબને પોતાનો પરાજય તથા અપમાન થવાથી અત્યંત દુઃખ થયું. પરંતુ તે ક્ષણવાર પણ નિરુત્સાહી બન્યો નહિ. આ ભયંકર પરાભવ અને અપમાનનો બદલો લેવાની અભિલાષાથી તેણે પોતાની સેના ચિત્તોડના કિલ્લા આગળ એકત્રિત કરી અને પોતાના પુત્ર સુલતાન-મોઆઝિમને દક્ષિણમાંથી બોલાવ્યો. આ સમયે મોઆઝિમ દક્ષિણમાં મહારાષ્ટ્ર કેસરી મહાવીર શિવાજીની સાથે યુદ્ધ કરી રહ્યો હતો. પરંતુ ઔરંગઝેબે દક્ષિણમાં શિવાજીની સ્વાધીનતા ખુંચવી લેવા કરતાં ઉત્તરમાં નષ્ટ થયેલા ગૌરવને પુનર્જીવિત કરવાનું કાર્ય વધારે આવશ્યક ગણી પોતાના પુત્રને શીઘ્ર મેવાડમાં આવવાની આજ્ઞા કરી. પરંતુ તે તેને સહાય કરી શક્યો નહિ. વીરવર જયમલના વંશજ શ્યામલદાસે પોતાની સેના સહિત જઇ ચિત્તોડ અને અજમેર એ ઉભય નગરોને છિન્નભિન્ન કરી નાંખ્યાં અને મોગલ સેનાપર ભયંકર આક્રમણ કરીને તેને ભયભીત કરી દીધી. તેની રણચતુરતા જોઇ ઔરંગઝેબ અત્યંત ભયભીત થયો. અંતે તે પોતાની સ્વાધીનતા અને જીવનને પણ સંકટમાં આવી પડેલું જોઈ કષ્ટદાયી રણભૂમિનો ત્યાગ કરવાનો વિચાર કરવા લાગ્યો. તેનો વૈરાગ્નિ શાંત થયો નહિ. તેણે જે ઉદ્દેશથી મેવાડપર આક્રમણ કર્યું હતું તે ઉદ્દેશ સફળ થયો નહિ. તેનો તે મનોરથ સફળ થવો તો દૂર રહ્યો, પરંતુ તેને પોતાનેજ પરાજિત અને અપમાનિત થઇ રણભૂમિમાંથી નાશી જવું પડયું. પાદશાહના દુઃખની સીમા રહી નહિ. તેના હૃદયમાં અસહ્ય ઘાવ લાગ્યો. પરંતુ તે શું કરી શકે? પોતાની રક્ષાનો કોઈ પણ ઉપાય નહિ જોઇ તેણે યુદ્ધનો ભાર પોતાના પુત્ર અકબર અને અજિમના હાથમાં સોંપ્યો અને જ્યાં સુધી બીજી સેના આવી મળે નહિ ત્યાં સુધી કેમ કરવું તે વિષે સલાહ આપી તે પોતે અજમેર તરફ ચાલ્યો ગયો. તેણે પોતાના ઉભય પુત્રોને સહાય કરવાને માટે પુષ્કળ સૈનિકો મોકલ્યા. વળી તેણે રાઠોડ વીર શ્યામલદાસની વિરૂદ્ધ "ખાંરિહિલા" નામના સેનાપતિને બાર હજાર સૈનિકો આપીને ચિત્તોડ નગર તરફ મોકલ્યો. યુદ્ધવિશારદ અને ચતુર શ્યામલદાસે ખાંરિહિલાને સેના સહિત આવતો જોઇને મારવાડની સેના સહિત પુરમંડલ નામક સ્થળે શીઘ્ર શત્રુસેના ઉપર આક્રમણ કર્યું અને તેનો પૂર્ણ પરાભવ કરીને તેને પુનઃ અજમેર તરફ નસાડી મૂક્યો. આ યુદ્ધમાં મોગલ સેનાને ભારે હાનિ થઈ હતી.

વીરકેસરી મહારાણા રાજસિંહ અને તેમના ઉત્તરાધિકારી તથા ઇતર રાજપુત સૈનિકો અને સામંતોને ઉપર જણાવેલા અરવલ્લીના યુદ્ધમાં વિજય પ્રાપ્ત થવાથી પરમાનંદ થયો. રાજકુમાર ભીમ પોતાની સેના લઇને પર્વતના પશ્ચિમ ભાગમાં એક નવીન યુદ્ધમાં રોકાયા. યુદ્ધની શાંતિનો કોઇ ઇતર ઉપાય નહિ જોઇ તેમણે ગુર્જર રાજ્ય ઉપર આક્રમણ કર્યું. ઇડર નગરનો ધ્વંસ કરી તેમણે ત્યાંના યવન નવાબ હુસેનને તથા તેની સેનાને ત્યાંથી હાંકી કાઢી. પછી તેઓ વડનગરની વચ્ચે થઇ સહસા પાટણમાં જઇ પહોંચ્યા. આ વખતે પાટણ ગુર્જર દેશનું પાટનગર હતું. સીસોદીઆ રાજકુમાર ભીમે આ નગરો લૂંટી અને સિધપુર, મોડાસા, વગેરે નગરોની પણ આવીજ અવસ્થા કરી. તેમનું કઠોર આક્રમણ સહન ન કરી શકાયાથી આ નગરીઓના સર્વ નાગરિકો પોતાના પ્રાણ બચાવવાને માટે ચારે તરફ નાશી જવા લાગ્યા. તેઓ અત્યંત ભયભીત થઇ રાણાની પાસે ક્ષમા માગવાને ગયા. તેમની દીન દશા જોઈ કૃપાળુ તથા ઉદારહૃદય રાજસિંહે પોતાના પુત્રને પાછા આવવાની આજ્ઞા કરી. આ વખતે ભીમસિંહ વિજયોત્સાહથી ઉત્સાહિત થઇને સુરત તરફ જતા હતા; પરંતુ પિતાની આજ્ઞા સાંભળી કે તરતજ તેમણે આગળ જવું માંડી વાળી મેવાડ ભૂમિ તરફ પ્રયાણ કર્યું.

પરાસ્ત થયેલા શત્રુ પ્રત્યે ક્ષમા દર્શાવવી એ વીરહૃદય રાજપુતોનો એક મુખ્ય ધર્મ છે. રાજપુતો પોતાનો આ ધર્મ કદિ પણ ચૂકતા નહોતા. પરંતુ આ વખતે ઔરંગઝેબના કઠોર અત્યાચારથી પીડિત થઇને તેમણે આ ધર્મવિરૂદ્ધ કાર્ય કર્યું.

દુરાચારી ઔરંગઝેબ જેવો નિષ્ઠુર હતો તેવોજ તે કૃતઘ્ન પણ હતો. ઉદારહૃદય રાણાએ અનુગ્રહ કરીને તેને તથા તેના પુત્રને બંધનથી મુક્ત કર્યા હતા. દુષ્ટમતિ ઔરંગઝેબ આ ઉપકાર ભૂલી ગયો અને તેણે પુનઃ તેમને સતાવવા માંડયા. પરંતુ તેનો ઉદ્દેશ સફળ થયો નહિ. તેમ તેણે પોતાનું દુષ્ટ કાર્ય છોડયું પણ નહિ. ઔરંગઝેબની કૃતઘ્નતા રાજપુતોના હૃદયમાં અત્યંત સાલતી હતી. તેમણે ઔરંગઝેબપર વૈર

લેવાનો નિશ્ચય કર્યો. રાણાજીનો દયાલદાસ નામનો એક અત્યંત સાહસિક અને કાર્યચતુર દીવાન હતો. મોગલોપર વૈર લેવાની ઇચ્છા તેના હૃદયમાં સદા ઉદ્દભવ્યા કરતી હતી. તેણે શીઘ્રગામી ઘોડેસ્વારોને પોતાની સાથે લઇ નર્મદા તથા બિટવા નદી પર્યંત વિસ્તાર પામેલા માળવા રાજ્યને લૂંટી લીધુ. તેમના પ્રચંડ બાહુબળની સામે કોઇ પણ ટકી શકયું નહિ. સારંગપુર, દેવાસ, સરોંજ, માડુ, ઉજ્જન તથા ચંદેરી આ સર્વે નગરો તેણે પોતાના બાહુબલથી જીતી લીધાં અને તેને લૂંટી લઇને ત્યાંની સર્વે શત્રુ સેનાનો સંહાર કર્યો. આ પ્રકારે તેમના હાથથી અનેક નગરો તથા ગ્રામો ઉજ્જડ થઇ ગયાં. તેમના ભયથી મુસલમાનો એટલા વ્યાકુલ થઈ ગયા હતા કે તેમને પોતાના બન્ધુ તથા આપ્તોપર પ્રેમ રહ્યો નહિ. તેઓ પોતાની પ્રિય પત્ની અને સંતાનોનો ત્યાગ કરીને આત્મરક્ષણ કરવાને માટે ફાવે તેમ નાસી જવા લાગ્યા. જે વસ્તુઓ તેઓ પોતાની સાથે લઈ શકયા નહિ તે સર્વને તેમણે અગ્નિમાં ભસ્મીભૂત કરી દીધી. અત્યાચારી ઔરંગઝેબ હૃદયપર પાષાણ મૂકી નિરાધાર રાજપુતો પ્રત્યે હિંસક પશુના જેવું આચરણ કરતો હતો, તેથી આ વખતે રાજપુતોને ઉત્તમ સધિ મળેલી હોવાથી તેમણે તેનાપર વૈર લેવામાં કિંચિત્ પણ ત્રુટિ કરી નહિ. અરે, તેમણે હિંદુ ધર્મ પ્રત્યે દ્વેષ રાખનાર પાદશાહના ધર્મ પર પણ વૈર લીધું. તેમણે કાઝીઓના હાથપગ બાંધી તેમની દાઢી મુછ મૂંડાવી નાંખી અને તેમનાં કુરાનોને કૂવામાં ફેંકી દીધાં. દયાલદાસનું હૃદય એટલું કઠોર બની ગયું હતું કે તેણે બનતા સુધી કોઈ પણ મુસલમાનને ક્ષમા કરી નહિ. તેણે મુસલમાનોના માળવા રાજ્યને તો એકવાર મરૂભૂમિ સમાનજ બનાવી દીધુ. આ પ્રકારે માળવા પ્રદેશ લૂંટીને તેણે જે વિપુલ ધન સંચિત કર્યું તે પોતાના સ્વામીના રાજકોષમાં અર્પણ કરી દીધું, અને પોતાના દેશની અનેક પ્રકારે અભિવૃદ્ધિ કરી.

વિજયોત્સાહથી ઉત્સાહિત થઇને દયાલદાસે રાજકુમાર જયસિંહ સાથે મળી ચિત્તોડની નિકટ પાદશાહના પુત્ર અજિમની સાથે ભયંકર સંગ્રામ કરવા માંડયો. આ દારૂણ યુદ્ધમાં મેવાડના વીરોના ઉત્સાહમાં તેમના સહકારી* રાઠોડ તથા ખીચી વીરોનો ઉત્સાહ એકત્ર થવાથી અજિમની સેના પૂર્ણ પરાભવ પામી. અજિમ ભયંકર રીતે પરાસ્ત થઇ પોતાના પ્રાણનુ રક્ષણ કરવાને માટે રણથભોર તરફ નાશી ગયો. પરંતુ તે નગરમાં પહોંચ્યા પૂર્વે તેની ભારે ખુવારી થઇ હતી. કારણ કે વિજયી રાજપુતોએ તેની પૂંઠ પકડી તેની પુષ્કળ સેનાનો સંહાર કર્યો હતો. જે અજિમ આગલે વર્ષે સહસા ચિત્તોડ નગરી હસ્તગત કરી તેનો સ્વામી બની ગયો હતો, તેને આ વખતે ત્યાંથી નાશી જવું પડયું.

પરંતુ હજીએ રાજપુત કેસરી રાણા રાજસિંહની વૈરતૃષા શાંત થઇ નહિ. જે દુષ્ટ મોગલોએ તેમના અસંખ્ય હિંદુ બાંધવોને ભયંકર રીતે પીડિત કર્યા હતા, જેમણે સુવર્ણની મેવાડ ભૂમિને સ્મશાન સમાન બનાવી દીધી હતી, જેમણે હિંદુ ધર્મને પદ્દલિત કર્યો હતો, તેમના ઉપર ગમે તેવું ભયંકર વૈર લેવામાં આવે તોપણ તે અપૂર્ણજ ગણાય, એમાં શું શક છે? જ્યાં સુધી પવિત્ર મેવાડ ભૂમિ પાછી મ્લેચ્છોના અપવિત્ર ચરણના ભારથી પીડિત રહે, જ્યાં સુધી મોગલ સમ્રાટ્નો એક પણ સિપાઇ મેવાડ ભૂમિમાં રહે ત્યાં સુધી રાણાનો ક્રોધ શાંત શી રીતે થઇ શકે? ત્યાં સુધી તેમનું હૃદય શાંત શી રીતે થઈ શકે? તેમણે મેવાડમાંથી મોગલોનો જડમૂળથી નાશ કરવાની પ્રતિજ્ઞા કરી અને તે પ્રતિજ્ઞા અલ્પ સમયમાં પૂર્ણ કરી તેઓ શાંતિસુખ ભોગવવા લાગ્યા. પરંતુ તેઓ દીર્ઘ કાળ પર્યંત આ સુખ ભોગવી શક્યા નહિ. શીઘ્ર તેમને અજિતસિંહના હિતની રક્ષા કરવાને માટે પુનઃ ખડ્ગ ધારણ કરી મોગલોની વિરૂદ્ધ યુદ્ધ કરવું પડયું.

રાઠોડ કુલ ચૂડામણિ, ધર્મપરાયણ શ્રેષ્ઠ વીર જસવંતસિંહ પાપી ઔરંગઝેબના પ્રચંડ વિદ્વેષાગ્નિમાં બળીને ભસ્મ થયા. જે દિવસે ઔરંગઝેબે પિતાના મૃત્યુથી શોકાકુલ થયેલા રાજકુમાર અજિતસિંહને

* તેમના સહકારી વીરોનાં નામ નીચે પ્રમાણે છેઃ–મેવાડના મુખ્ય સામંત મોહકમ અને ગંગા, શક્તાવત, સમુબર (સાલુમ્બ્રા) ના રતનસિંહ, ચૂડાવત, સાદ્રીના ચંદ્રસેન ઝાલા, બેદ્દલાના સબળસિંહ ચૌહાણ, અને બિજ્જૈલીના વેરીસાલ પરમાર હતા. મોગલોની સાથે યુદ્ધ કર્યા પહેલાં ઉક્ત વીરોમાંના ચાર જણે તેજસ્વિની ભાષામાં સેના સન્મુખ ભાષણ આપ્યાં હતાં. આ ભાષણો વિષે સંપૂર્ણ વર્ણન ભટ્ટ લોકોના ગ્રંથોમાં ઉપલબ્ધ થાય છે.

કરવાની અભિલાષા કરી તે દિવસથી મારવાડ રાજ્યનો ભાર ત્યાંની રાજમાતાએ પોતાના હાથમાં લીધો. જમાતા પરમ રાજ્યચાતુર્ય તથા બુદ્ધિપૂર્વક રાજ્ય શાસન ચલાવવા લાગી. અનેક વાર તેમને વિપત્તિઓ ને સંકટો સહન કરવાં પડયાં હતાં, પરંતુ તેમણે તેજસ્વિતા અને રાજ્યચાતુર્યથી તે સર્વમાંથી મુક્તિ પ્ત કરી હતી. વળી તેમણે શત્રુઓના હાથમાંથી પોતાનો ઘણો પ્રદેશ પાછો ખુંચવી લીધો હતો. તે : સ્ત્રી હતી. તે બાપ્પા રાવલના પવિત્ર વંશમાં જન્મી હતી. વીર સ્ત્રીમાં જે ગુણોની આવશ્યકતા . તે સર્વ ગુણો તેનામાં વિદ્યમાન હતા, અને આ સર્વ ગુણોની સહાયથીજ તે પોતાના પુત્રનાં નની રક્ષા કરવાને સમર્થ થઇ હતી; પરંતુ હવે કઠોરહૃદય ઔરંગઝેબે તેના પર એવા ભીષણ ચાચાર કરવા માંડયા કે જે તેનાથી સહન થઇ શક્યા નહિ. આથી મેવાડના રાણા રાજસિંહ તેનો ા ગ્રહી મારવાડ અને મેવાડની સર્વ સેના એકત્રિત કરી ગોદ્વાર (ગોડવાળ) પ્રદેશના મુખ્ય નગર ગનોરા ગળ પાદશાહની સામે યુદ્ધ કરવાને તૈયાર થયા. રાજકુમાર ભીમ એકલાજ રાઠોડ અને સીસોદીઆ રોની સેના લઇ અકબર અને તુહવ્વરખાની સામે થયા. શીઘ્ર ઉભય દલો વચ્ચે દારૂણ યુદ્ધ થવા લાગ્યુ. ગલો રણવિશારદ રાજપુતોનું પ્રચંડ પરાક્રમ સહન કરી શક્યા નહિ. તેઓ આ યુદ્ધમાં સખ્ત પરા- ત પામ્યા. એમ કહેવાય છે કે એક બુદ્ધિમાન રાજપુતના અપૂર્વ ચાતુર્યથીજ આ યુદ્ધમાં રાજકુમાર મને વિજય પ્રાપ્ત થયો હતો. રાજપુતોએ મોગલોના કબજામાંથી પાંચસે ઉંટો ખુંચવી લીધાં અને ત્રેના સમયે તેમની પીઠપર પ્રદીપ્ત મશાલો મૂકી પાદશાહની સેનામાં તેમને છોડી મૂક્યાં. રાત્રિના ઘોર ધકારમાં પ્રદીપ્ત મશાલો જોઇ મોગલ સેના ભયભીત બની આમ તેમ નાસવા લાગી. આ ઉત્તમ સં- નો લાભ લઈ રાજપુતોએ મોગલ સેનાપર આક્રમણ કર્યુ અને તેનો સંપૂર્ણ રીતે પરાભવ કર્યો.

ઔરંગઝેબનો ઉદ્દેશ ફળીભૂત થયો નહિ. ઉત્તમ સાધનો અને વિપુલ સેનાનું બળ હોવા છતાં પણ રાજપુતોના પ્રચંડ પરાક્રમની ગતિ રોકી શકયો નહિ. મહારાણા રાજસિંહ તથા તેમની સાથે મિત્ર- વ રાખનારા રાજપુત રાજાઓ અને સામંતોએ ઔરંગઝેબને અનેકવાર પરાજિત કર્યો. વળી તેમણે ા પદભ્રષ્ટ કરી તેના પુત્ર અકબરને સિંહાસનારૂઢ કરવાનો પણ વિચાર કર્યો હતો. તેમણે પોતાનો આ યાર ગુપ્ત રીતે અકબરને દૂત મારફતે જણાવ્યો. પરમ ધાર્મિક વૃદ્ધ શાહજહાંને પદભ્રષ્ટ કરી પિતૃદ્રોહી ઔરંગઝેબે જગતમાં જે અત્યંત ઘૃણિત ઉદાહરણ સ્થાપિત કર્યુ હતું, તદનુસાર રાજકુમાર અકબર ચાલવાને તૈયાર થયો. તેણે અત્યંત આનંદપૂર્વક રાજપુતોની આ સલાહ માન્ય કરી. આ શુભ ર્ય સિદ્ધ કરવાને માટે મેવાડના રાણાએ એક વિશ્વાસુ રાજપુતને શાહજાદા અકબરની પાસે મોકલી ઓ. શીઘ્ર સર્વ રાજપુત રાજાઓ પોતપોતાની સેના લઈ પાદશાહને પદભ્રષ્ટ કરવાને તૈયાર થઈ ગયા. ોતિષીએ આવીને અકબરના અભિષેકનું મુહૂર્ત નિશ્ચિત કર્યું. ગુપ્ત રીતે સર્વ તૈયારી થવા લાગી, પરંતુ હજાદાની અસાવધાનતાથી શીઘ્ર સમસ્ત તૈયારી નિષ્ફળ થઇ અને રાજપુતોનો ઉદ્દેશ પણ વ્યર્થ થયો. ચતુરતા અને તીવ્ર બુદ્ધિથી ઔરંગઝેબનું કાર્ય સિદ્ધ થયુ હતું, તેનો અલ્પ-સ્વલ્પ અંશ પણ હજાદા અકબરમાં હોત તો તેની અભિલાષા શીઘ્ર ફળીભૂત થાત. જે જ્યોતિષીએ તેના અભિષેકનું મુહૂર્ત શ્ચિત કર્યું હતુ તે કેવો કપટી અને વિશ્વાસઘાતી હતો તે જો અકબરે કિંચિત્ પણ જાણ્યું હોત તો તેની ાશા સફળ થાત. ઉક્ત જ્યોતિષીએ જ્યારે જોયું કે અકબરના અભિષેકની સર્વ તૈયારીઓ થઇ રહી છે, તે હવે માત્ર સિંહાસનપર અધિષ્ઠિત થવાનું કાર્યજ શેષ છે ત્યારે તે કપટાચારી પાદશાહ ઔરંગઝેબની સે ગયો અને તેને સંપૂર્ણ વૃત્તાંત કહી સંભળાવ્યું. આ વૃત્તાંત સાંભળી ઔરંગઝેબ એક ક્ષણવાર ી તો સ્તંભિતજ થઈ ગયો, પરંતુ તે જરા પણ ભયભીત કિંવા નિસ્તેજ થયો નહિ. તેણે પોતાની વસ્થાનો વિચાર કર્યો તો તેને જણાયું કે તેની પાસે પોતાના અંગરક્ષકો શિવાય બીજાં કોઇ માણસ હતાં નહિ. મોઆઝિમ અને અજિમ ઘણે દૂર હતા. અકબર માત્ર થોડા અંતરપર હતો. જમેર માત્ર એકજ દિવસની મજલપર આવેલું હતું. " હવે શું કરવું ? અકબરના પંજામાંથી મારૂં ણુ કોણ કરશે ? અકબરની સાથે યુદ્ધ કરવું પડશે, પરંતુ અહીંઆં તો કોઇ મોગલ વીર હાજર નથી. હે હવે શો ઉપાય કરવો ? એક દિવસ કરતાં અધિક સમય પણ નથી. " આવા આવા વિચારો તેને મ વ્યાકુળ કરવા લાગ્યા. આવા સંકટના સમયમાં એક એક ક્ષણ તેને એક એક દિવસ જેવી લાગતી

હતી, પરંતુ ચતુર ઔરંગઝેબે એક પળ પણ વ્યર્થ ગુમાવી નહિ. તે શીઘ્ર પોતાની રક્ષાના ઉપાય શોધવા લાગ્યો. તેને ઉપાય જડયો. આ ઉપાય અત્યંત સરલ હતો. આ ઉપાયથી મનુષ્યોની હત્યા થવાનો કિંવા મનુષ્યનું રૂધિર વહેવાનો સંભવ નહોતો. આ ઉપાયદ્વારા પાદશાહ ઉત્તમ પ્રકારે પોતાની રક્ષા કરી શકયો. તેણે અકબર પર એક પત્ર લખ્યો અને પોતાના એક ગુપ્ત ચરને તે પત્ર આપી તેને રાજપુતોના સેનાપતિ દુર્ગાદાસના શિબિરમાં નાખવાની આજ્ઞા કરી. આ પત્ર લખવામાં તેનો ઉદ્દેશ રાજપુત વીરોના હૃદયમાં અકબર પ્રત્યે સંદેહ ઉત્પન્ન કરવાનોજ હતો. ચતુર પાદશાહે આ યુક્તિથી પોતાનો મનોરથ સિદ્ધ કરી લીધો. આ પત્રમાં અકબરની પ્રશંસા કરીને પાદશાહે લખ્યું હતું કે "હે વત્સ ! તમારી આ ચતુરતાનું વૃત્તાંત જાણી હું પરમ સંતુષ્ટ થયો છું. પરંતુ સાવધાન રહેજો. રાજપુતો આપણું આ ગુપ્ત ષડ્યંત્ર જાણી જાય નહિ, તે ધ્યાન રાખજો. તેઓ જ્યારે મારી સામે યુદ્ધ કરવા માંડે ત્યારે તમે તમારી સેનાની સહાયથી તેમનો સંપૂર્ણ સંહાર કરી નાંખજો. આમ કરવાથી આપણી અભિલાષા પૂર્ણ થશે." આ પ્રકારની કૂટ નીતિનું અવલંબન કરીનેજ કપટાચારી શેરશાહે માલદેવના હાથમાંથી પોતાનું સંરક્ષણ કર્યું હતું. અને હમણાં અમે જે કાળનું વર્ણન કરીએ છીએ તે કાળમાં મહારાષ્ટ્ર વીર શિવાજીની વિરૂદ્ધ પણ આજ કૂટનીતિ સફળ થઈ હતી. ઔરંગઝેબનો આ કપટમય પત્ર દુર્ગાદાસના હાથમાં ગયો.* અકબરનું સીરનામું અને પાદશાહની મહોર જોઈ તે વીરને અત્યંત શંકા ઉત્પન્ન થઇ અને તેમણે તે પત્ર ખોલી અથથી ઇતિ પર્યંત વાંચ્યો. હવે તેમની વ્યાકુલતાનો પાર રહ્યો નહિ. ઔરંગઝેબના છળથી પરિચિત નહિ હોવાને લીધે દુર્ગાદાસે તે પત્રને સત્યજ માની લીધો. તેમણે પોતાના મનને પ્રશ્ન કર્યો "જે અકબરને પાદશાહ બનાવવાને માટે મે આટલો પ્રયત્ન કર્યો છે તે શું વિશ્વાસઘાતી છે ?" "કદાચ હોય" એવો તેમને મનદ્વારા પ્રત્યુત્તર મળ્યો. આવી વાત પર સહસા વિશ્વાસ મૂકવો ઉચિત નથી, પરંતુ રાઠોડવીર દુર્ગાદાસે તે વાત પર વિશ્વાસ મૂકયો; કારણ કે તેઓ સારી પેઠે જાણતા હતા કે કપટાચરણ અને વિશ્વાસઘાત એ તો યવન જાતિનો ધર્મજ છે અને અકબર પણ યવનજ છે, તેથી તે કપટી અને વિશ્વાસઘાતી નિવડે એમાં કાંઇ સંશય નથી. દુર્ગાદાસનો અકબર પરનો સંદેહ પૂર્ણ રીતે દ્રઢ થઈ ગયો. તેઓ અત્યંત દુઃખિત થયા અને યવન જાતિને હજારો વાર ધિક્કાર આપી પોતાની સેના લઇને પાછા ફર્યા. રાજપુતો સહસા બદલાઇ ગયા તેનું કારણ અકબર સમજી શકયો નહિ અને પોતાનું દુર્ભાગ્યજ તેનું કારણ હશે એમ વિચારી તે અત્યંત શોકાકુલ થયો. તેનો પરમ વિશ્વાસુ તહવ્વરખાં દારૂણ દુઃખથી વ્યાકુલ થવા લાગ્યો. અકબરને તખ્તપર બેઠેલો જોવાની તેના અંતઃકરણની ઇચ્છા હતી. આ વખતે તેની આ ઇચ્છા પૂર્ણ થવાની અણીપર હતી, પરંતુ તેમાં વિઘ્ન આવી પડયું. તેના શોકની સીમા રહી નહિ. દુઃખ અને નિરાશાએ તેને ઘેરી લીધો. આથી તેનું હૃદય પાષાણવત્ બની ગયું અને તેણે અકબરનો માર્ગ સાફ કરવાને માટે પાદશાહને વિષ દઇને મારી નાંખવાનો વિચાર કર્યો. પરંતુ તેનો આ વિચાર પણ નિષ્ફળ થયો. અંતે તહવ્વરખાંના જીવનનો પણ અંત આવ્યો. ઔરંગઝેબની કૂટનીતિ પ્રકાશમાં આવી તે પૂર્વે મોઆઝિમ અને અજિમ તેની પાસે આવી પહોંચ્યા. હવે ઔરંગઝેબ નિર્ભય બની ગયો. તેનો માર્ગ નિષ્કંટક બની ગયો. અકબરે અત્યંત ભયભીત થઈ રાજપુતોની પાસે આવી તેમનો આશ્રય લીધો. રાજપુતો હવે સારી પેઠે પાદશાહની ચતુરાઇ સમજી ગયા હતા તેથી તેમણે આદર સહિત તેને પોતાની પાસે રાખ્યો, પરંતુ તે છતાં પણ અકબર નિશ્ચિંત રહી શકયો નહિ. તે જ્યાં જ્યાં જતો હતો ત્યાં ત્યાં

---

* મહાત્મા કર્નલ ટૉડને આ રાઠોડ વીર દુર્ગાદાસનું ચિત્ર મળ્યું હતું. દુર્ગાદાસ લુતી નદીના તટ પર આવેલા દુરનાર નામક સ્થાનના અધીશ્વર હતા. તેમણેજ કુમાર અજિતસિંહને દુરાચારી ઔરંગઝેબના પંજામાંથી મુક્ત કરી તેના અત્યાચારમાંથી તેમની રક્ષા કરી હતી. તેમણે પોતાના દેશની સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાને માટે પાદશાહની સામે અગણિત યુદ્ધો કર્યાં હતાં. તેઓ જે સમયે અકબરનો સંકટમાંથી ઉદ્ધાર કરી તેને લઇને જતા હતા તે સમયે અજીમે તેના પર ચાલીસ સહસ્ર મોહરો નજર તરિકે મોકલી હતી. રૂશ્વત આપવાનો ઉદ્દેશ સ્પષ્ટ હતો, પરંતુ અજીમે પોતાનો તે ઉદ્દેશ સ્પષ્ટ રીતે જણાવ્યો નહોતો. દુર્ગાદાસે આ અશરફીઓને તિરસ્કાર સહિત પગની ઠોકર મારી હતી, એ કહેવાની કંઇ આવશ્યકતા નથી.

તેને પોતાના પિતાનો ક્રોધાગ્નિ પાછળ પડેલો દ્રષ્ટિગોચર થતો હતો. તે પોતાના પિતાનાં દુષ્કૃત્યો તથા તેનો દુષ્ટ સ્વભાવ સારી પેઠે જાણતો હતો. આથી તેને દ્વિગુણ ભય ઉત્પન્ન થયો. અંતે પોતાની રક્ષાનો કોઇ પણ ઉપાય નહિ જોઇ તેણે કોઈ ઇતર સ્થાને જવાનો વિચાર કર્યો. રાઠોડવીર દુર્ગાદાસ તેની આ અભિલાષા પૂર્ણ કરવાને માટે પાંચસે રાજપુતોની સેના લઇ તેને પાલવગઢમાં મહારાષ્ટ્ર વીર શંભાજીની પાસે લઈ જવાને મેવાડ અને ડુંગરપુરના ગિરિમાર્ગને ઉલ્લંઘી દક્ષિણ તરફ ચાલ્યા. માર્ગમાં તેમની પ્રચંડ ગતિને રોકનાર કાંઈ પણ વિઘ્ન ઉપસ્થિત થયું નહિ. અકબર થોડા દિવસ પર્યંત પાલવગઢમાં રહ્યો અને ત્યાર પછી તે ઇંગ્લાંડના એક વહાણમાં બેસી ફ્રાન્સ દેશમાં ચાલ્યો ગયો.

પંડિતવર અર્મ જણાવે છે કે "પોતાના ભ્રાતા શુજાને પઠાણોની વચ્ચે જોઇને ઔરંગઝેબને જેવી ચિંતા થઇ હતી તેવીજ ચિંતા તેને 'અકબર શંભાજી કને ગયો છે' એવા સમાચાર સાંભળીને થઇ. વળી અકબરને રાજપુતોની સાથે મિત્રતા થઇ તેથી ઔરંગઝેબનું દુઃખ અત્યંત વધી પડયું. અકબરને રાજપુતોની સાથે મિત્રતા થઇ તેના કરતાં જો પાદશાહને તેમની સાથે યુદ્ધ કરવું પડત તો તેથી તેને એટલી બધી ચિંતા થાત નહિ. રાજપુતો ઔરંગઝેબનો પ્રાણ લેવાની ઇચ્છા રાખતા નહોતા, તેઓ માત્ર તેને પદભ્રષ્ટ કરવાજ માગતા હતા. તે છતાં પણ ઔરંગઝેબને ભારે ત્રાસ થયો. રાજપુતોની સાથે અકબરે મિત્રતા બાંધી તેથી તેણે ભયભીત થઇ તેમની સાથે સંધિ કરવાનો વિચાર કર્યો, પરંતુ પોતાની મર્યાદાનો વિચાર કરી તેણે સ્વયં સંધિની માગણી કરી નહિ. મોગલ સેનાપતિ દિલેરખાંના હાથ નીચે એક વિચક્ષણ રાજપુત સૈનિક હતો. આ રાજપુત યોદ્ધાની પ્રતિષ્ઠા ઘણી ભારે હતી. આ વખતે આજ રાજપુતે આ સંકટમાંથી પાદશાહનું રક્ષણ કર્યું. તેણે પોતાના દેશમાં જવાનુ નિમિત્ત કરી પોતાની સેનાનો ત્યાગ કર્યો અને જાણે સ્હેજ મુલાકાત કરવા જતો હોય તેમ તે મહારાણાને મળ્યો. ઉભય વચ્ચે થોડો વાર્તાલાપ થયો. વાતમા ને વાતમાં યુદ્ધનો પ્રસંગ પણ નીકળ્યો. આ પ્રસંગ નીકળતાં મહારાણાએ જણાવ્યુ કે પાદશાહની સાથે વારંવાર યુદ્ધમાં ઉતરવું પડે છે તે માટે સર્વ રાજપુતો અત્યંત દીલગીર છે. એમ જણાય છે કે મહારાણા આ વાત ખરા અંતઃકરણપૂર્વકજ બોલતા હતા. મહારાણાનાં આવાં વચનો સાંભળી ઉક્ત રાજપુતે આ એક ઉત્તમ સંધિ જાણી પોતાના મનનો ઉદ્દેશ પ્રકટ કર્યો. તે બોલ્યો "યદ્યપિ ઔરંગઝેબ સ્વયં સંધિની માગણી કરી શકતો નથી, પરંતુ જો તેને આ માગણી કરવામાં આવશે તો તે તેનો સ્વીકાર કરી લેશે." ઉક્ત રાજપુતનાં આ વચનો સાંભળી મહારાણાએ પ્રસન્ન થઈ કહ્યું "તો આપજ અમારા તરફથી સંધિની માગણી કરો." આ વૃત્તાંત મેવાડના ભટ્ટ કવિઓએ પોતાના ગ્રંથોમાં લખ્યું છે. તેમણે આ મધ્યસ્થ રાજપુતને બિકાનેરના રાજા શ્યામસિંહ જણાવ્યા છે.

શ્યામસિંહદ્વારા રાણાના મનનો ભાવ જાણી લઇ ચતુર ઔરંગઝેબ પોતાના સ્વભાવ પ્રમાણે કપટ કરવાને ચૂક્યો નહિ. રાણાજી સંધિ કરવાને તૈયાર છે એ વાત જાણી તેણે આ ઉત્તમ તકનો લાભ લેવાનો વિચાર કર્યો. ઔરંગઝેબે ચતુરાઇથી રાણાને યુદ્ધથી વિમુખ રાખ્યા અને તે પોતે ધીમે ધીમે યુદ્ધની તૈયારી કરવા લાગ્યો. વર્ષાઋતુ વ્યતીત થયા પશ્ચાત્ દુષ્ટ ઔરંગઝેબે પોતાની સેના સાથે લઈ રાણા ઉપર આક્રમણ કર્યું, પરંતુ આ સમયે ઉભયની વચ્ચે સંધિ થઈ ગઈ. દુઃખની વાત એ છે કે આ સમયે લખવામાં આવેલા સંધિપત્રમાં જજીઆવેરો બંધ કરવા સંબંધે કાંઇ કરાર નથી. અરે તેનું નામ પણ આ સંધિપત્રમાં આવ્યું નથી. કેવળ તેમાં એટલુંજ લખવામાં આવ્યું છે કે "રાણા રાજસિંહને ચિત્તોડનો પ્રદેશ પાછો આપી દેવો." આ સંધિપત્રમાં જોધપુર વિષે પણ નિર્દેશ છે. આ સંધિનું વૃત્તાંત અમે ઉત્તમ પ્રકારે લખ્યું છે. આ સંધિપત્રનો અનુવાદ વાંચવાથી તેનો અર્થ બરાબર રીતે સમજાશે. +

+ મહારાણાની તરફથી શરસિંહ (રાણા રાજસિંહના કાકા) અને નરહર ભટ્ટે પાદશાહની સાથે સંધિ કરી હતી. પાદશાહને પત્રદ્વારા જણાવવામાં આવ્યું હતું કે આપ મહાનુભાવની અભિલાષા તથા આમંત્રણ અનુસાર આપના બે સેવકો નીચે લખેલા પ્રસ્તાવો નિવેદન કરવાને માટે મહારાણાની તરફથી શ્રીમાનની પાસે આવ્યા છે. આશા છે કે આ પદ્મસિંહ આપને જે નિવેદન કરશે તેને આપ સમ્મતિ આપશો.

પરંતુ આ સર્વ કાર્ય રાણા રાજસિંહના ઉત્તરાધિકારી જયસિંહના સમયમાં થયું તેથી અત્રે તે સંબંધે વિશેષ વિવેચન કરવું યુક્ત નથી. સંધિનો તૈયારી સમાપ્ત થઇ તે પૂર્વે રાજપુત વીરકેસરી વીરશ્રેષ્ટ મહારાણા રાજસિંહ આ અસાર સંસારનો ત્યાગ કરી ચાલ્યા ગયા. જ્યારથી મહારાણા રાજસિંહ સિંહાસનારૂઢ થયા ત્યારથી તેમણે પોતાના મૃત્યુ પર્યંત ઔરંગઝેબની સાથે પુષ્કળ વાર યુદ્ધ કર્યું. આથી તેમના અંગમાં અનેક ઘાવ લાગ્યા હતા. આ ઘાવની વેદનાથીજ તેમનું સ્વાસ્થ્ય બગડયું હતું. એક તો તેમને હૃદયની ચિંતા રાત્રિ દિવસ બાળતી હતી અને તેવામાં આ ઘાવોની ભયંકર પીડા તેમને અત્યંત દુઃખિત કરતી હતી. વીરશ્રેષ્ઠ રાજસિંહ અંતે આ ભયકર પીડામાંથી મુક્ત થઇ સ્વર્ગમાં જઇ પોતાના પૂર્વજોને મળ્યા (સંવત્ ૧૭૩૭ ઇ. સ. ૧૬૮૧). વીર શ્રેષ્ઠ પ્રતાપસિંહ જે દિવસે સ્વદેશપ્રેમ અને ત્યાગવૃત્તિની પરાકાષ્ઠા બતાવી આ લોકમાંથી વિદાય થયા તે દિવસથી મેવાડભૂમિ જે વિષાદરૂપી ભયંકર અંધકારથી આવૃત્ત થઈ ગઈ હતી તે અંધકારને અમર, કર્ણ અને જગતસિંહ, એમાંનો કોઇ પણ રાજા દૂર કરી શક્યો નહોતો. પરંતુ વીરકેસરી રાજસિંહે પોતાના અદ્‌ભુત પરાક્રમ અને સોજ્વલ સ્વદેશપ્રેમના બળથી તે અંધકાર સંપૂર્ણ રીતે દૂર કરી મેવાડના નષ્ટ થયેલા ગૌરવનો પુનરૂદ્ધાર કર્યો. જે અવિશ્રાંત પરિશ્રમ અને અપૂર્વ પરાક્રમથી તેમણે દુષ્ટ ઔરંઝેબની વિરુદ્ધ ખડ્ગ ધારણ કરી તેનો અંધકાર ચૂર્ણ કર્યો હતો, તે પરથી તેમના ઉત્કટ સ્વદેશપ્રેમનો સ્પષ્ટ પરિચય મળે છે. રાણા રાજસિંહ વીરશ્રેષ્ઠ પ્રતાપસિંહના યોગ્ય વંશજ હતા. તેમણે ભારતના આ ભયંકર પ્રલયકાળમાં હતભાગી, પીડિત ભારત સંતાનોનો ઉદ્ધાર કરવાને માટે પોતાનુ તીક્ષ્ણ ખડ્ગ ઔરંગઝેબની વિરૂદ્ધ ઉઠાવ્યુ હતું. જો તેઓ ભારતની આ ભયંકર દુર્દશાના કાળમાં ઉત્પન્ન થયા ન હોત તો હિંદુ સંતાનો તથા હિંદુ ધર્મ શીઘ્ર લોપ થઇ જાત. તેમના દેવચરિત્રની સાથે પાપી ઔરંગઝેબના ચરિત્રની જરા પણ તુલના થઇ શકે એમ નથી, કારણ કે તેનું ચરિત્ર તેમના ઉત્તમ ચરિત્રથી સર્વાંશે વિપરીતજ હતું. વિસ્તૃત એશિયા ખંડમાં જે રાજાઓ થયા છે તે સર્વમાં ઔરંગઝેબના જેવો પાપી કોઇ પણ રાજા નહોતો. ઔરંગઝેબના જેવી પશુવૃત્તિ કોઇ પણ રાજામાં નહોતી. અન્ય લોકોની સાથે અન્યાય પૂર્વક વર્તવું એ તેની જાતિ અને તેના કુટુંબીઓનો મુખ્ય ધર્મ હતો અને ઔરંગઝેબે આ ધર્મની દીક્ષા અને શિક્ષા સારી પેઠે ગ્રહણ કરી હતી. તેનું હૃદય અત્યંત કઠોર હતું. તેણે કદિ ઉલ્લાસ પામીને પોતાનું હિત કરનારપર પણ તિલભર અનુગ્રહ કર્યો નથી. જે ગુણોથી મનુષ્ય મનુષ્ય નામને પાત્ર બને છે તેમાંના એક પણ ગુણને ઔરંગ-

---

| સ્વહસ્ત લિખિત "મંજુરી" શબ્દની સાથે બાદશાહનો પંજો. | પંજો. | "મંજુરી" સ્વીકાર ! |
|---|---|---|

આ પ્રસ્તાવો નીચે પ્રમાણે છેઃ—

( ૧ ) ચિત્તોડની અંતર્ગત અને તેની નિકટનો પ્રદેશ પાછો સોંપવો.

( ૨ ) હિંદુઓનાં અનેક મંદિરો તોડીને તેને સ્થાને મસ્જીદો બંધાવવામાં આવી છે; જે ઘટના બની ગઇ છે તેના સંબંધમાં અમારે કાંઇ કહેવાનું નથી, પરંતુ ભવિષ્યમાં આવું ઘૃણિત કાર્ય કરવું નહિ.

( ૩ ) રાણાજી જે પ્રકારે પાદશાહની મરજી સાચવે છે, તે પ્રમાણેજ તેઓ કરતા રહેશે, પરંતુ અધિકને માટે દાવો કરવો નહિ.

( ૪ ) અમને આશા છે કે સ્વર્ગસ્થ રાજા જસવંતસિંહના પુત્ર અને તેમના કુટુંબીઓ પોતપોતાનાં કાર્ય કરવાને શક્તિવાન થાય ત્યારે તેમનું રાજ્ય તેઓ પાછું મેળવી શકશે.

( રાણા રાજસિંહે મારવાડના રાજકુમાર અજિતસિંહને રાજ્ય અપાવવાને અને જજીઆવેરો બંધ કરાવવાને માટેજ ખડ્ગ ધારણ કર્યું હતું. પ્રસ્તુત સમયે અજિતસિંહ મહારાણાની પાસેજ હતા.)

પોતાની મર્યાદાનો વિચાર કરી કોઈ પણ પ્રકારનું નિકૃષ્ટ કાર્ય કરવાની અભિલાષા નહિ રાખતાં આપ ભુવનપ્રકાશક ભગવાન દિવાકરની કિરણમાલાની પેઠે પોતાની સૌભાગ્યજ્યોતિ દિનપ્રતિદિન અધિકાધિક પ્રસારો અને કોઈ પણ દિવસ તેનો અસ્ત થાઓ નહિ, એવી ઇચ્છા રાખતા શ્રીમાનનો સેવક શરસિંહ અને નરહર ભટ્ટની વિનીત પ્રાર્થના.

ઝેબના હૃદયમાં સ્થાન મળ્યું નહોતુ. અરે, તે શરણાગત શત્રુપર પણ દયા કરતો નહોતો. જે શત્રુ તેને શરણે આવતો તેને તે પિશાચ તત્કાળ પાદાક્રાંત કરીને તેનાપર વૈર લેતો. ગોલકુંડાના રાજાને તેણે અત્યંત પીડિત કર્યો હતો; પરંતુ ઉદારહૃદય રાજપુતોનું ચરિત્ર તેના ચરિત્રથી સર્વાંશે ઉલટા પ્રકારનું છે. નૃશંસ પાદશાહ હૃદયપર પાષાણુ મૂકીને મહા અનિષ્ટ કરવાને જરા પણુ અચકાતો નહોતો. પરંતુ દયાનિધાન રાણા રાજસિંહે તેને અસંખ્યવાર ક્ષમા કરી હતી. રાજસિંહનું હૃદય દયા, દાક્ષિણ્ય, ક્ષમા ઇત્યાદિ ગુણોથી વિભૂષિત હતું; આજ કારણથી ઔરંગઝેબને અનેકવાર ક્ષમા મળી હતી. જો તેઓ ધારત તો ઔરંગઝેબનો સેના સહિત સંહાર કરી નાંખત, પરંતુ તેમણે તેનાપર દયા કરી પોતાના પુત્ર જયસિંહને સમરભૂમિમાંથી પાછો બોલાવી લીધો હતો. તેઓ યુદ્ધવિશારદ સેનાપતિ અને તેજસ્વી વીર હતા અને તેમણે અનેકવાર અપૂર્વ રણુનિપુણુતા તથા પ્રચંડ પરાક્રમ પ્રદર્શિત કર્યું હતું. તેમની વીરતા અને રણુપારંગતતા અવર્ણનીય હતી એમ કહીએ તો તે પણુ અનુચિત નથી. તેમણે દુઃખી અને પીડિત ભારત સંતાનોનો ઉદ્ધાર કરવાને માટે જે અસીમ વીરતા અને મહાનતાનો પરિચય કરાવ્યો હતો તે અનુપમ છે. તેઓ મહા વિદ્વાન અને પ્રજાવત્સલ નૃપતિ હતા. તેમણે ઔરંગઝેબના ઉપર જજીઆવેરો દૂર કરવાને માટે જે પત્ર લખ્યો હતો તે પરથી તેમની વિદ્વત્તા અને પ્રજાવાત્સલ્યનો ઉત્તમ પરિચય આપણુને મળી આવે છે. તેમને મહાન રાજનીતિજ્ઞો અને મહાત્માઓમાં ઉચ્ચ સ્થાન આપવામાં આવે છે. વળી તેઓ શિલ્પ-પ્રિય પણુ હતા. તેમની શિલ્પપ્રિયતાનુ મહાન ઉદાહરણુ તેમનું બંધાવેલું વિશાળ રાજસમંદ છે. આ રાજસમંદ સરોવર બંધાવવાનું કારણુ અને તે સંબંધી સર્વ વૃત્તાંત યથાર્થ રીતે નિર્દિષ્ટ કરીને અમે મેવાડના ઇતિહાસનો આ દીપ્તિમાન અધ્યાય સમાપ્ત કરીશું.

રાજપુતોના ગૌરવનું અને કીર્તિનું મહાન પ્રમાણુ આ રાજસમંદ સરોવર છે. આ સરોવર રાજધાનીથી સાડાબાર કોશપર ઉત્તર દિશામાં છે. તે અરવલ્લી પર્વતની તળેટીથી એક કોશના અંતરપર છે. ગોમતી નામની એક સર્પાકારે વહેતી પહાડી નદીના પ્રવાહને એક મહા પ્રચંડ બંધથી ઘેરીને આ સરોવર બનાવવામાં આવ્યું છે. મહારાણાએ પોતાના નામપરથી આ સરોવરને 'રાજસમંદ' નામ આપ્યું હતું. ઇશાન તથા વાયવ્ય કોણુ સિવાયની સર્વ દિશામાં બંધ બાંધવામાં આવ્યો છે. આ સરોવર અતિ વિસ્તૃત છે. એનો ઘેરાવો પ્રાયઃ છ કોશ અર્થાત્ બાર માઇલનો હશે. એનો બંધ સંગેમરમરનો બાંધવામાં આવ્યો છે. છેક શિખરથી નીચે સુધી રમણીય પગથીઆં કરવામાં આવ્યાં છે.

જો રાજસિંહ થોડો વધુ વખત જીવંત રહેત તો તેઓ તેની ચારે તરફ સુંદર વૃક્ષો રોપીને તેની શોભામાં વૃદ્ધિ કરત. આ સરોવરની દક્ષિણુ દિશાએ મહારાણાએ એક નગર વસાવી દુર્ગ બંધાવ્યો હતો. આ નગરને તેમણે પોતાના નામપરથી 'રાજનગર' નામ આપ્યું હતું. પૂર્વોક્ત બંધના ઉપલા ભાગમાં શ્રી કૃષ્ણનું એક અત્યંત શોભાયમાન મંદિર આખું સંગેમરમરથીજ બંધાવવામા આવ્યું હતું. આ મંદિરના અંદરના ભાગમાં નાના પ્રકારનાં મનોહર ચિત્રો આલેખવામાં આવ્યાં છે. આ મંદિરના મધ્યભાગમાં એક શિલાલેખ છે. આ શિલાલેખમાં મોટા અને સ્પષ્ટ અક્ષરે તેની પ્રતિષ્ઠા કરનારનું વૃત્તાંત લખવામાં આવ્યું છે. આ મંદિર બંધાવવામાં તથા તેની પ્રતિષ્ટા કરવામાં મહારાણાએ ૯૮ લાખ રૂપિઆનો ખર્ચ કર્યો હતો. તેમના સામંતોએ તથા પ્રજાજનોએ પણુ આ કાર્યમાં પુષ્કળ સહાય કરી હતી. આ મંદિર બંધાવવામાં જે સંગેમરમરના પાષાણુ વાપરવામાં આવ્યા તે મેવાડના પહાડોમાંથી એકત્રિત કરવામાં આવ્યા હતા. જો મહારાણા આ પાષાણોને કિંમત આપીને વેચાતા લેત તો કોણુ જાણે કેટલા રૂપિયાનો ખર્ચ થાત! પરંતુ તે સમયે મેવાડભૂમિ રત્નગર્ભા હતી. તેની અનેક પર્વતમાળાઓમાંથી આવા પાષાણો મળી આવતા હતા. રાજસમંદ સરોવર અતિ શોભાયમાન અને સુંદર છે. તેની સુંદરતા તો અનુપમ છેજ, પરંતુ જે કારણથી તેને બંધાવવામાં આવ્યું હતું તેમાં જે ગંભીર દયાભાવ સમાવિષ્ટ થયેલો છે તેની આગળ તો તેની બાહ્ય સુંદરતા કાંઇ વિસાતમાં નથી. રાણા રાજસિંહના સમયમાં મેવાડભૂમિ ભયાનક, દુર્ભિક્ષ અને મોંઘવારીથી પીડિત થઇ હતી. અસંખ્ય પ્રજાજનો ક્ષુધા તૃષાથી દુઃખિત થઇને મૃત્યુનો આશ્રય ગ્રહણુ કરવા લાગ્યા હતા. પોતાની પ્રજાની આવી દુર્દશા જોઇ રાણા અત્યંત દુઃખિત થયા અને તેમણે તેને ભયંકર દુર્ભિક્ષના પંજામાંથી મુક્ત કરી સુખી કરવાને તથા પોતાની અનંત કીર્તિ સ્થાપિત કરવાને

માટે કાંઇક મહાન કાર્ય કરવાનો વિચાર કર્યો. મહા પ્રચંડ રાજસમંદ બંધાવવાનું મૂળ કારણ આજ હતું. રાજસમન્દનો આજ ઇતિહાસ છે.

તે સમયે ભારતવર્ષમા અન્ય ભાગો કરતાં મેવાડમાં દુર્ભિક્ષ અને મોઘવારીનો ઉપદ્રવ અધિકતર હતો. મહારાણા રાજસિંહ સિંહાસનપર બેઠા તત્પશ્ચાત્ સાત વર્ષમાં અર્થાત્ સંવત્ ૧૭૧૭ ( ઈ. સ. ૧૬૬૧ ) માં મેવાડ ઉપર દુર્ભિક્ષ અને મોઘવારીનુ આક્રમણ થયુ. તેનું આવું સખ્ત આક્રમણ અગાઉ કદિ પણ થયુ નહોતું. ભયંકર દુર્ભિક્ષથી પીડિત થયેલી પ્રજાનુ અસીમ કષ્ટ જોઈ મહારાણાએ પોતાની પ્રજાનુ પાલન કરવાના તથા પોતાની અચળ કીર્તિ સ્થાપિત કરવાના ઉદ્દેશથી કોઇ મહાન કાર્ય કરવાનો નિશ્ચય કર્યો. વિચાર કરતાં કરતા તેમને એક અતિ વિસ્તૃત સરોવર બંધાવવાનો વિચાર અધિક પસંદ પડયો. પછી તેમણે જ્યોતિષીને મુહૂર્ત પુછી પોષ માસના શુક્લપક્ષની અષ્ટમીને દિવસે હસ્ત નક્ષત્રમાં પ્રથમ પાષાણુ સ્થાપિત કર્યો. આ સરોવર સાત વર્ષમાં બંધાઇ રહ્યું હતું.

સંવત્ ૧૭૧૭ માં જે ભયંકર દુર્ભિક્ષ અને મોઘવારી મેવાડ પર આવી પડી હતી તેનું વર્ણન નીચે કરવામાં આવે છે. આષાઢ માસ વ્યતીત થઈ ગયો, તોપણુ વર્ષાદનુ એક બિંદુ પણુ જમીન પર પડયું નહિ. આકાશ નિર્મળ રહેતું હતું. આવી સ્થિતિ જોઇ મહારાણા મેવાડ પર આવી પડેલું દુર્ભિક્ષનુ સંકટ દૂર કરવા માટે ચતુર્ભુજા દેવીની પ્રાર્થના કરવાને તેના મંદિરમાં ગયા, પરંતુ તેમની પ્રાર્થના પણુ ફળીભૂત થઈ થઈ નહિ. આ રીતે શ્રાવણુ અને ભાદરવો એ ઉભય માસો ચાલ્યા ગયા, તે છતાં પણુ આકાશમાં કાંઇ વિદ્યુત્ કિંવા ગર્જના જણાઇ નહિ. જલના અભાવથી સર્વ લોકો સર્વથા હતાશ થઇ ગયા અને દુઃખથી ઉન્મત્ત બની ગયા. લોકો નહિ ખાવા જેવા પદાર્થો પણુ ખાવા લાગ્યા. સ્વામી પોતાની પ્રિય પત્નીને અને પત્ની પોતાના પ્રિય પતિને છોડીને ફાવે ત્યાં નાસવા લાગી. માતપિતા પોતાનાં નાનાં નાનાં બાળકોને વેચવા લાગ્યાં. ધીમે ધીમે પ્રજાના મહા અનર્થો પ્રવર્તવા લાગ્યા. મોટા વિસ્તારમા દારૂણુ દુર્ભિક્ષ અને ભયંકર મોઘવારીનું કષ્ટ ફેલાઇ ગયુ. અરે, નાના જંતુઓ પણુ તૃષાના દુઃખથી મરવા લાગ્યા. હજારો બાળકો, વૃદ્ધ માણુસો, અને યુવક યુવતિઓએ ક્ષુધાથી વ્યાકુલ થઇ પોતાના પ્રાણુ વિસર્જન કરી દીધા. જે લોકો પાસે એક દિવસને માટે અન્ન હતું તેઓ તેને બે દિવસ પર્યંત પહોંચાડતા હતા. પવન પૂર્ણુ વેગથી વાવા લાગ્યો. આ પવન વિષથી ભરેલો હતો. રાત્રે ધૂમકેતુનુ દર્શન થવા લાગ્યુ. દિવસે અભ્રનુ નામ નિશાન પણુ જણાતું નહોતું. વિદ્યુત્પ્રકાશ અને મેઘગર્જનાને તો લોકો સંપૂર્ણતઃ ભૂલીજ ગયા હતા. આ ભયંકર દશા જોઇ લોકા ભયથી અત્યંત વ્યાકુળ થઇ ગયા. નદી, નાળાં, ઝરણાં વગેરે સર્વ જલાશયો શુષ્ક બની ગયા. ધનવાન મનુષ્યો તોળી તોળીને અન્ન ખાવા લાગ્યાં. ધાર્મિક પુરુષો પોતાનાં કર્તવ્ય કર્મો ભૂલી ગયા. જાતિભેદ પણુ તુટી ગયો. બ્રાહ્મણુ અને શૂદ્ર ઓળખી શકાતા નહોતા. બળ, પરાક્રમ, જ્ઞાન, ગૌરવ, જાતિ, વર્ણુ, સૌનો લય થયો; માત્ર એક ભોજનજ સર્વને મોક્ષ આપનારી વસ્તુ જણાવા લાગી. ચતુર્વર્ણોએ જાતિભેદ દૂર કરી નાખ્યો. કેવળ ક્ષુધાની પીડાથીજ સર્વનો નાશ થવા લાગ્યો. મનુષ્યો ફળ, મૂળ, કંદ, વૃક્ષ, પત્ર અને વૃક્ષની છાલ સુદ્ધાં ખાવા લાગ્યા. અરે, અંતે મનુષ્ય મનુષ્યને પણુ ખાવા લાગ્યા. નગરો અને ગ્રામો ઉજ્જડ થઇ ગયા. કુટુંબોનાં કુટુંબો નાશ પામવા લાગ્યાં. જળાશયોમાં મત્સ્યાદિ પ્રાણીઓ પણુ રહ્યાં નહિ. આવી દુર્દશામાં સપડાયેલા લોકોની સર્વ આશા અને શ્રદ્ધા નષ્ટ થઇ ગઇ.+

સંવત્ ૧૭૧૭-ઇ. સ. ૧૬૬૧-માં આ પ્રકારનો ભયંકર દુર્ભિક્ષ મેવાડમાં પડયો હતો. દુર્ભિક્ષની પીડાથી લોકો દુઃખિત થઈ રહ્યા હતા એવામાં દુષ્ટાત્મા ઔરંગઝેબે તે દેશપર આક્રમણુ કર્યું. તેના અત્યાચારથી દુષ્કાળપીડિત મેવાડવાસીઓની દુર્દશામા અધિક વૃદ્ધિ થઇ, પરંતુ પાદશાહને તેના પૈશાચિક અત્યાચારોનુ પ્રતિફળ યથાર્થ પ્રકારે ભોગવવું પડયું હતું. આ પાદશાહને ઇતિહાસવેત્તાઓએ મોગલ કુલકલંક કહ્યો છે, તેના વંશજો મોગલ સામ્રાજ્ય ખોઈ બેઠા તેનું કારણુ પણુ તેજ હતો, મોગલ સામ્રાજ્યના અંત ઉપરથી જગતમાં કોઇ પણુ અન્યાયી, અત્યાચારી રાજકર્તાનું ગૌરવ ચિરસ્થાયી રહેતું નથી એ સૃષ્ટિનો અચળ નિયમ સત્ય ઠરે છે.

---

+ ઉપર્યુક્ત વર્ણુન “ રાજવિલાસ ” માંથી લેવામાં આવ્યું છે.



# अध्याय १३ मो.

**રાણા જયસિંહ અને તેમના સમકાલીન ભ્રાતા સંબંધે ચાલતી એક વાત-રાણા અને રાજકુમાર અજીમની વાત-સંધિ થવી-સંધિ તૂટી જવી-રાણાજીએ બંધાવેલું જયસમંદ સરોવર-સાંસારિક લડાઇ ઝઘડા-યુવરાજ અમરસિંહનો વિદ્રોહ-રાણાનું મૃત્યુ-અમરસિંહનો રાજ્યાભિષેક-ઔરંગઝેબના ઉત્તરાધિકારી સાથે તેને થયેલી સંધિ-યુદ્ધ સંબંધે કરેલો વિચાર-જજીઆવેરો નાંખવો-ઔરંગઝેબના પંજામાંથી રાજપુતોની થયેલી મુક્તિ-ઔરંગઝેબનું મૃત્યુ-રાજ્યમાં ઝઘડો-મોગલ સિંહાસનપર બહાદુરશાહનો અભિષેક-શીખોએ સ્વતંત્ર થવાને કરેલો પ્રયાસ-મેવાડ અને અંબર રાજ્ય વચ્ચે થયેલી એકતા-તેમનું પરસ્પર વૈર-બહાદુરશાહનું મૃત્યુ-ફર્રૂખશીયરનો અભિષેક-મારવાડની રાજકુમારી સાથે થયેલો તેનો વિવાહ-ભારતવર્ષમાં બ્રિટિશ પ્રબળતાનો સૂત્રપાત-પાદશાહની સાથે રાણાજીએ કરેલી સંધિ-જાટોની સ્વાધીનતા-રાણા અમરસિંહનો સ્વર્ગવાસ-તેમનું ચરિત્ર.**



રાજપુત કુલ કેસરી વીરશ્રેષ્ઠ રાજસિંહ સમસ્ત રાજસ્થાનની ભૂમિને વિષાદરૂપી અંધકારમાં લીન કરીને અકાળે આ લોકમાંથી વિદાય થઇ ગયા. પશ્ચાત્ સંવત ૧૭૩૭ (ઈ. સ ૧૬૮૧) માં તેમના દ્વિતીય પુત્ર જયસિંહ મેવાડના સિંહાસનપર અધિષ્ઠિત થયા. જયસિંહના જન્મ પ્રસંગે જે ઘટના બની હતી તેનું વૃત્તાંત વાંચવાથી રાજપુત જાતના એક સુપ્રસિદ્ધ આચારનો પરિચય પ્રાપ્ત થાય છે. આ ઘટનાને અત્રે અત્યંત આવશ્યક માનીને અમે તેનો ઉલ્લેખ કરીએ છીએ. જયસિંહનો જન્મ થયા પૂર્વે અલ્પ સમયપર તેની સાવકી માતાને પુત્ર જન્મ્યો. આનું નામ ભીમ હતું. કુમારનો જન્મ થતાંજ રાજપુતો તેના હાથમાં " અમરધવ " નામક એક પ્રકારના ઘાસનું કડું પહેરાવે છે.

મહારાણાને નાના પુત્રની માતાપર અત્યંત અનુરાગ હતો તેથી તેમણે તેના હાથમાં અમરધવ પહેરાવ્યું. જાણે ભૂલથી આ કાર્ય ન થયું હોય તેવો ભાવ રાણાએ દર્શાવ્યો, પરંતુ વાસ્તવમાં તેઓ સત્ય હકિકત મનમાં સારી પેઠે જાણતા હતા. ઉભય બંધુઓ શૈશવ કાળમાંથી ધીમે ધીમે તારૂણ્યમાં પ્રવેશવા લાગ્યા. પોતાનો નાના પુત્રપર અધિક પ્રેમ હતો તેથી જ્યેષ્ઠ કુમાર રખેને તેની સાથે ઝઘડો કરશે એવી આશંકાથી રાણાએ એકવાર ભીમને પોતાની સમક્ષ બોલાવ્યો અને પોતાની તલવાર મ્યાનમાંથી કાઢી તેને આપી ગંભીર સ્વરથી કહ્યું " આ તલવાર લઇને તું શીઘ્ર તારા કનિષ્ઠ ભ્રાતાને મારી નાંખ, નહિતો ભવિષ્યમાં આ રાજ્યમાં ઘોર વિપત્તિ આવી પડવાનો સંભવ છે. " ઉદારહૃદય તેજસ્વી ભીમ પોતાના પિતાનાં આ વચનો સાંભળી લેશ પણ વિસ્મિત થયા નહિ. પિતાજી ક્યા દુઃખથી આ વચનો કહે છે તે ભીમ સારી પેઠે સમજી ગયા હતા. પોતાના પિતાના હૃદયનું દુઃખ

નિવૃત્ત કરવાને માટે ભીમે સ્થિર અને અડગ રીતે ઉત્તર આપ્યો “ હે પિતા ! આપ લેશ પણ શંકા રાખશો માં. હું આપના સિંહાસનને સ્પર્શ કરીને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું આ રાજ્યનો સર્વ અધિકાર જયસિંહને આપી દઈશ. આજથી મેં આ રાજ્યનો પરિત્યાગ કર્યો છે, એમ સમજો. હું આપના ચરણોને સ્પર્શ કરીને કહું છું કે જો હું આજ પછી દેવારી ગિરિમાર્ગમાંના જળના એક બિંદુનું પણ પાન કરૂં તો હું મહારાણા રાજસિંહનો પુત્ર નહિ. ” આ વચનો બોલી ભીમે પોતાના પિતા પાસેથી વિદાય લીધી. તેમણે પોતાના સૈનિકો અને સામંતોને બોલાવ્યા અને ભાગ્યદેવી પર શ્રદ્ધા રાખીને તેની કૃપા પ્રાપ્ત કરવાને માટે તેમની સાથે ઉદયપુરથી નીકળીને ચાલ્યા ગયા.

ગ્રીષ્મ ઋતુનો મધ્યાન્હ કાળ છે; સૂર્યદેવ આકાશમાં વિરાજમાન થઈ પોતાનાં અગ્નિ સમાન કિરણો ફેલાવી પૃથ્વીને દગ્ધ કરી રહ્યો છે. પ્રકૃતિ સ્થિર, ગંભીર અને નિશ્ચલ છે. વૃક્ષનું એક પત્ર સુદ્ધાં હાલતું નથી. ઉદયપુરની સામે આવેલો દેવારી ગિરિમાર્ગ મધ્યાન્હ કાળના તીક્ષ્ણ સૂર્યકિરણોથી તપ્ત થઇને એક મહા વિશાળ અગ્નિકુંડસમાન બની રહ્યો છે. આ સમયે ભીમસિંહે પોતાની ઘોડેસ્વાર સેનાને લઇને ઉક્ત માર્ગમાં પ્રવેશ કર્યો. અત્યંત તાપ પડતો હોવાથી તેમનું સમગ્ર શરીર પ્રસ્વેદથી ભીંજાઇ ગયું હતું. હવે તેમનામાં આગળ જવાનું સામર્થ્ય રહ્યું નહિ તેથી તેમણે વિશ્રામ કરવાને માટે ઘન વૃક્ષછાયા નીચે મુકામ કર્યો. વૃક્ષછાયા નીચે બેસીને તેઓ પોતાની અવસ્થાનો વિચાર કરી પોતાની જન્મભૂમિ તરફ એક વાર દ્રષ્ટિપાત કરવા લાગ્યા. તેમનુ હૃદય ભરાઇ આવ્યું. તેઓ દીર્ઘ નિ:શ્વાસ નાંખવા લાગ્યા. તેમનાં નેત્રોમાંથી અશ્રુધારા નીકળી પૃથ્વીપર પડવા લાગી. તેઓ ગાદીવારસ હોવાથી મેવાડપર રાજ્ય કરી શકયા હોત, પરંતુ વિધાતાની વક્ર દ્રષ્ટિથી તેમને સ્વદેશનો ત્યાગ કરવો પડયો અને તેઓ સંસાર રૂપી વમળમાં ગોથાં ખાવા લાગ્યા. પરંતુ તેજસ્વિ ભામ પોતાની આવી દુર્દશા જોઇ લેશ પણ હતાશ થયા નહિ. તેમને પોતાના બાહુબળ અને હૃદયની દ્રઢતાપર સંપૂર્ણ વિશ્વાસ હતો. તેઓ સારી રીતે જાણતા હતા કે ગમે તેવા સંકટમાં આવી પડયા છતાં પણ હું મારા બાહુબલ અને હૃદયની દ્રઢતાદ્વારા તેમાંથી મુક્ત થઇ શકીશ. તેમણે ધૈર્ય ધારણ કરી નિરૂત્સાહ અને નિરાશાને તિલાંજલિ આપી. થોડી વારે તેમને તૃષાની અત્યંત પીડા થવા લાગી તેથી તેમણે પોતાના એક અનુચરને જળ લાવવાની આજ્ઞા કરી. અનુચર નિકટના ઝરામાંથી ચાંદીના પાત્રમાં જળ લઇ આવ્યો અને ભીમને તે પીવાને માટે આપ્યું. ભીમે શીતળ જળથી ભરેલું પાત્ર હસ્તમાં ગ્રહણ કર્યું અને તેઓ તેને મુખ સાથે અડાડવાની તૈયારીમાં હતા એટલામાં તેમના હૃદયમાં એક જુદાજ પ્રકારના ભાવનો ઉદય થયો. તેમણે તરતજ જળને પૃથ્વીપર ઢોળી દીધું અને પાત્રને ઝરણા તરફ ફેંકી દીધું. પછી તેઓ બોલ્યા “ હે વનદેવી ! મારો અપરાધ ક્ષમા કરજો. મેં ભૂલ કરી હતી. હું મારી પ્રતિજ્ઞા ભંગ કરવાની અણીપર આવી પહોંચ્યો હતો. આ દેવારી ગિરિમાર્ગના જળનું એક બિંદુ પણ મારે પ્રાશન કરવું જોઇએ નહિ. ” તત્પશ્ચાત્ રાજકુમાર ભીમ અશ્વારૂઢ થયા અને પોતાના અશ્વને ચાબુક ફટકાવી સેના સહિત ગિરમાર્ગની બહાર નીકળી ગયા. તેઓ જન્મભૂમિનો ત્યાગ કરી પાદશાહના પુત્ર બહાદુરશાહની પાસે ગયા. બહાદુરે પરમ આદર અને સન્માન સહિત ભીમસિંહનો સ્વીકાર કર્યો અને તેમને ત્રણ સહસ્ર ઘોડેસ્વારોના સેનાપતિ બનાવ્યા. વળી તેણે તેમના નિર્વાહને માટે બાર પ્રગણાં અર્પણ કર્યાં. પરંતુ મોગલ સામ્રાજ્યના વડા સેનાધિપતિ સાથે તેમને કલહ થવાથી બહાદુરશાહે તેમને અલ્પ સમયમાં સિંધુ નદીને પેલે પાર મોકલી દીધા. શોકની વાત છે કે કાબુલ દેશમાંથી પુનઃ આ દેશમાં આવવાનું ભીમસિંહના ભાગ્યમાં નહોતું. તેઓ અવિચારીપણાથી શીઘ્રતાથી દોડતા દોડતા ઘોડાપર ઉભા રહી વૃક્ષશાખાને પકડી તે સાથે ઝુલવા જતાં અકાળ મૃત્યુ પામ્યા હતા. §

હવે અમે મહારાણા જયસિંહ સંબંધે વિવેચન કરીશું. રાજસિંહાસનપર અધિષ્ઠિત થયા પશ્ચાત્

§ ભીમસિંહના વંશજ બુનિરા રાજદ્વારા મહાત્મા ટૉડે આ વૃત્તાંત સાંભળ્યું હતું. એમ કહેવાય છે કે ભીમસિંહ એક શ્રેષ્ઠ અશ્વારોહી હતા. અશ્વ શીઘ્રતાથી ચાલતો હોય તોપણ તેઓ તેની પીઠપર ઉભા થઇને વૃક્ષોની શાખાને પકડી લઇ તે પર ઝુલતા હતા. અફસોસ ! આ વીરતા ભરેલું કાર્ય કરવાથી જ તેમને આલોકમાંથી અકાળે વિદાય લેવી પડી હતી.

થોડા દિવસમાં તેમણે ઔરંગઝેબની સાથે સંધિ કરી; પાદશાહનો પુત્ર અજિમ અને મોગલ સરદાર દિલેરખાં સંધિપત્ર લઇ રાણાની પાસે ગયા. રાણાએ ઉત્તમ પ્રકારે તેમનો આદરસત્કાર કર્યો. તેઓ મેવાડની સપાટ ભૂમિમાં ઉક્ત મોગલ રાજકુમાર તથા મોગલ સરદારને મળ્યા હતા. તેઓ દશ સહસ્ર અશ્વારોહી તથા ચાલીસ હજાર પાયદલ સૈનિકોની સાથે મેવાડના વિસ્તૃત ક્ષેત્રોમાં ઉભા રહી અજિમ તથા દિલેરખાંની વાટ જોવા લાગ્યા. આ મહાન દૃશ્ય જોવાને માટે અસંખ્ય મેવાડવાસીઓ તે સ્થળે એકત્રિત થયા. દીર્ઘ કાળ પછી પરમપ્રિય વસ્તીવાળા પ્રદેશનું દર્શન થવાથી લોકોને પરમાનંદ પ્રાપ્ત થયો. તેઓ પર્વતમય પ્રદેશનો ત્યાગ કરી વિસ્તૃત ક્ષેત્રોમાં આવી આવીને ઉભા રહ્યા. સર્વ લોકોનાં મુખારવિંદપર આશા, ઉત્સાહ અને આનંદની પ્રભા પ્રકાશી રહી હતી. જય અને આનંદના ધ્વનિથી આકાશમંડલને કંપાયમાન કરતા તે લોકો ત્યાં ઉભા રહ્યા હતા એટલામાં અજિમ અને દિલેરખાં પોતાના કેટલાક અંગરક્ષકોને લઇને તે સ્થાને આવી પહોંચ્યા. તેમને જોતાંજ રાજપુતોએ "જય ! મહારાજ જયસિંહજીની જય !" એવો ગંભીર જયનાદ કરી દિગંતને ગજાવી મૂક્યું. લાખો માણસોનો ઉચ્ચ સ્વરથી થયેલો જયનાદ પ્રતિધ્વનિત થઇ આકાશમાં ગુંજવા લાગ્યો. ઉભય મોગલ રાજપુરૂષોને મહારાણાએ ઉચિત આદર સન્માન આપ્યું. રાણા જયસિંહે દિલેરખાંને ગિરિસંકટમાં બચાવ્યો હતો તેથી તેણે મહારાણાનો અનેક વાર આભાર માન્યો અને તેમના સ્વર્ગસ્થ પિતા વગેરે સજ્જનોને સહસ્ર વાર ધન્યવાદ આપ્યો. રાણાની પ્રચંડ સેના જોઇ અજિમ મનમાં કિંચિત્ ભયભીત થયો, પરંતુ દિલેરખાં રાજપુતોની ઉદારતા અને મહાનતા સારી પેઠે જાણતો હતો તેથી તેને લેશ પણ ભીતિ કિંવા ચિંતા થઇ નહિ. તે સારી પેઠે જાણતો હતો કે વીરહૃદય રાજપુતો કદિ પણ વિશ્વાસઘાત કરતા નથી અને તેઓ પોતાને ઘેર આવેલા શત્રુઓપર પણ કદિ અત્યાચાર કરતા નથી. તેણે મનમાં ધાર્યું કે "જે જયસિંહે વૈર લેવાની સંધિ મળેલી હોવા છતાં પણ મારાપર અનુગ્રહ કરી મને છોડી દીધો હતો તેજ જયસિંહ શુ આજે પોતાને ઘેર આવેલા શત્રુપર અત્યાચાર કરશે ?" યદ્યપિ હીનબુદ્ધિ અજિમને રાજપુતોપર વિશ્વાસ નહોતો, પરંતુ બુદ્ધિમાન દિલેરખાંને તેમના પર કિંચિત્ પણ સંદેહ આવ્યો નહિ. રાણાજીએ તેને સન્માન આપ્યું તેથી તેને અત્યંત આનંદ પ્રાપ્ત થયો. સંધિકાર્ય સમાપ્ત થયું. અકબરના વિદ્રોહાચરણમાં તેમણે જે સહાય કરી હતી તેના દંડ તરિકે તેમને પાદશાહને ત્રણ પ્રગણાં આપી દેવાં પડયાં. વળી પાદશાહની આજ્ઞાનુસાર અજિમે જયસિંહને જણાવ્યું કે તમે આજથી તમારો લાલ ઝુંડો અને છત્ર વાપરી શકશો નહિ. પરંતુ આ દંડ નામ માત્રનોજ હતો. કેવળ પાદશાહનું માન રાખવાને માટેજ મહારાણાએ આ સરત માન્ય રાખી હતી. પરંતુ મહારાણાને આ સરત મંજુર રાખવાથી લાભજ થયો. દિલેરખાંએ વિદાય લેતી વખતે મહારાણાને જે વચનો કહ્યાં હતાં તે પરથી અમારા ઉપર્યુક્ત કથનની સત્યતા સિદ્ધ થાય છે. જયસિંહની પાસેથી વિદાય લેતી વખતે મોગલ સેનાપતિએ નમ્રતાપૂર્વક મહારાણાને જણાવ્યું કે "આપના સરદારો સ્વભાવથીજ કઠોર છે અને મારા પુત્રને આપના હિતની રક્ષાને માટે આપના તાબામાં સોંપવામાં આવ્યો છે. એના જીવનના બદલામાં બનશે ત્યાં સુધી આપની પૂર્ણ સ્વાધીનતા રક્ષવામાં હુ જરા પણ ત્રૂટિ કરીશ નહિ. આપ નિશ્ચિંત રહેશો. આપના સ્વર્ગસ્થ પિતા સાથે મારે મિત્રતા હતી."

રાજપુતોના મિત્ર દિલેરખાંનો ઉદ્યોગ સફળ થયો નહિ. તેણે રાજપુતોના હિતનું રક્ષણ કરવાને માટે પ્રચંડ ઉદ્યોગ કર્યો હતો, પરંતુ તે ભવિતવ્યની અનિવાર્ય ગતિ રોકી શક્યો નહિ. દિલેરખાંનો ઉદ્યોગ વિફળ થયા પશ્ચાત્ મહારાણાએ પોતાના ખડ્ગ ઉપર વિશ્વાસ રાખ્યો. રાજસિંહાસનપર બેઠા પછી ચાર પાંચ વર્ષે તેમને કામેરી મોગલોના ભીષણ આક્રમણથી પોતાની રક્ષા કરવા માટે પુનઃ પર્વતમાં જઈ આશ્રય ગ્રહણ કરવો પડયો હતો. કોઈ કોઇ વખત તેમણે પર્વતમાંથી બહાર આવીને પણ તેમની સાથે યુદ્ધ કર્યું હતું. રાજ્યની આ પ્રકારની દુર્દશાના સમયમાં રાણાજીનું વિપુલ ધન ખર્ચાઇ ગયું હતું, પરંતુ મહારાણાએ આ વ્યય વેઠીને પણ અનંત કીર્તિ પ્રાપ્ત કરી હતી. આ પરથી જણાશે કે ખરેખર મેવાડભૂમિ રત્નગર્ભા છે. પુણ્યસલિલા ગિરિતરંગિણીની વચ્ચે મહારાણાએ એક પુસ્તો બાંધી "જયસમંદ" નામનું એક વિશાળ સરોવર બનાવ્યું. ભારતવર્ષમાં જેટલાં તળાવો છે તે સર્વમાં "જય-

સમંદ" સર્વથી મોટું છે. પ્રકૃતિની અનુકૂળતાથી "જયસમંદ" સરોવર બહુ સુગમતાપૂર્વક બાંધી શકાયું હતું. જે સ્થાને આ સરોવર રચિત છે ત્યાં પ્રથમ ઢેવર નામક એક નાનું તળાવ હતું. આ તળાવને વિસ્તૃત કરીને મહારાણાએ તેની ચારે તરફ બંધ બાંધી લીધો. આ જયસમંદનો ઘેરાવો પંદર કોશથી ઓછો નથી. જયસમંદને લીધે ખાસ કરીને ધાન્યનાં ક્ષેત્રોને ઘણો ફાયદો થયો. આ સરોવરને તટેજ મહારાણાએ પોતાની પ્રિય રાણી કમલાદેવીને માટે એક શોભાયમાન મહાલય બંધાવ્યો.

ગૃહકલહને લીધે મહારાણાનું શેષ જીવન અત્યંત દુઃખી અવસ્થામાં વ્યતીત થયું. તેમના હૃદયની શાંતિનો બહુધા લોપ થયો આ ઝઘડાનું મૂળ વિશેષાંશે તેમની સ્ત્રીપરાયણતા હતી. આ અનર્થકારક વૃત્તિથી તેમનું સન્માન અને ગૌરવ એ સર્વેનો લોપ થયો. જયસિંહની જેટલી રાણીઓ હતી તે સર્વમાં તેમના જ્યેષ્ઠ કુમાર અમરસિંહની માતાજ સૌથી વડી હતી. આ રાણી બુંદીના હાડા કુલમા ઉત્પન્ન થઇ હતી. આ હાડા કુલે ગિહ્‌લોત કુળ ઉપર અનેક ઉપકારો પણ કર્યા હતા અને અનેકવાર અનિષ્ટ પણ તે કુલદ્વારાજ થયું હતું. હાડા રાજકુમારી સર્વ રાણીઓથી વડી હતી તેટલા માટે ધર્મ અનુસાર તેનાપરજ રાણાએ અધિક અનુરાગ રાખવો ઉચિત હતો. પરંતુ તેઓ કામને વશ થઈ પોતાની વડી રાણી ઉપર સ્નેહ રાખવાને બદલે નવીન રાણી કમલાદેવી પર અત્યંત આસક્ત થયા. કમલાદેવી નાની હોવા છતાં પણ પોતાના સ્વામીદ્વારા અધિક સન્માનને પ્રાપ્ત થઈ તેથી તે પોતાની શોકયની સાથે વૈરભાવ રાખવા લાગી. આ વૈરભાવને લીધે રાજકુટુંબમાં ઝઘડો ઉત્પન્ન થયો. આ ઝઘડાને લીધે શત્રુઓ વિશેષ પ્રબળ થયા અને મેવાડનું રાજ્ય અત્યંત હીન દશાને પ્રાપ્ત થયુ. માહોમાંહેના અનર્થકારક લડાઇ ઝઘડાથી મેવાડ રાજ્યની જે ખરાબી થઈ તે શત્રુઓના આક્રમણથી પણ થઇ હોત નહિ. ભારતવર્ષના રાજાઓ એક કરતાં અધિક રાણીઓ પરણે છે તેથી જે નુકસાન થાય છે તે આ વૃત્તાંતપરથી સ્પષ્ટ રીતે સમજાશે. પ્રતિષ્ઠા અને મહાનતાની પ્રાપ્તિને માટે ભારતવર્ષના અન્યાન્ય રાજાઓ જે કુરીતિનુ અવલબન કરી રાજ્યમાં મહાન અનર્થ ઉત્પન્ન કરતા હતા; તેનુ અવલંબન ગિહ્‌લોત કુલના રાજાઓ કદિ પણ કરતા નહોતા, એ મેવાડનો ઇતિહાસ વાંચવાથી સારી રીતે સમજાશે. બાપ્પા રાવલના વંશજો ઉત્તમ પ્રકારે રાજશાસન ચલાવતા હતા. આ વંશના રાજકુમારોને ઉત્તમ રાજનીતિનું શિક્ષણ આપવામાં આવતું હતું અને તે કારણથી તેમનું ચરિત્ર અત્યંત ઉન્નત થતું હતું.

અમરસિંહની માતા પ્રત્યેનો કમલાદેવીનો વૈરભાવ દિવસાનુદિવસ વૃદ્ધિંગત થતો ગયો, અંતે તે એટલો બધો પ્રબળ થઇ ગયો કે તે ઉભયનું સાથે રહેવું પણ અસંભવિત થઇ ગયું. જે જયસિંહે આ સમય પૂર્વે ઔરંગઝેબ સાથેના યુદ્ધમાં અદ્‌ભુત વીરતા અને પ્રચંડ પરાક્રમ પ્રકાશિત કર્યું હતું તેણે આ ગૃહકલહમાંથી મુક્ત થવાને માટે પોતાની વડી રાણીને છોડી પોતાની પ્રાણપ્રિય *કમલાદેવીને માટે આ સરોવરને તટે એક શોભાયમાન મહાલય બંધાવ્યો હતો. તે પોતાનું રાજ્ય તથા કુમાર અમરસિંહને પાંચોલી મંત્રીના હાથમાં સોંપી ઉક્ત ચિત્તવિનોદિનીના પ્રેમમાં લુબ્ધ બની અત્યંત પ્રમાદી જીવન ગાળવા લાગ્યા. પરંતુ ત્યાં પણ તેઓ શાંતિ પામી શક્યા નહિ. તેમના પુત્રો તોફાન કરવા મંડયા તેથી તેઓ તે સ્થાન છોડી શીઘ્ર પાટનગરમાં આવ્યા. અમરસિંહે યુવાવસ્થાની ચંચળતાથી એક મહોન્મત્ત હાથીને નગરમાં છોડી મૂક્યો. આ કિંવા કોઈ ઇતર કારણથી મંત્રીએ કુમારનો તિરસ્કાર કર્યો. આથી ક્રોધે ભરાઇ રાજકુમારે મંત્રીનું ઘોર અપમાન કર્યું. આ હકિકત મહારાણાને કાને પહોંચી. પોતાના પુત્રનું આવું દુર્વર્તન જોઈ મહારાણા પોતાના મનમાં અત્યંત શંકિત થયા અને અમરસિંહને ઉચિત શિક્ષા કરવાને માટે પોતાનો એકાંત વાસ છોડી, માર્ગમાં ચિત્તોડપુરીનું દર્શન કરી ઉદયપુર આવ્યા. પરંતુ નિર્બુદ્ધિ અમરે પોતાના પિતાના આગમનની પણ વાટ જોઈ નહિ. તેણે રાણાનો પ્રમાદ તથા અધર્મનો વિચાર કરી તથા પોતાની માતાની આજ્ઞા સાંભળી પિતાની સાથે વૈર કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. તે શીઘ્ર બુંદીમાં પોતાના મામા હાડા રાજાની પાસે ગયો અને દશસહસ્ર શસ્ત્રસજ્જીત સૈનિકોને પોતાની સાથે લઈ પિતાના રાજ્ય પર ચઢી આવ્યો. આ સમયે મેવાડના સરદારોએ પણ અમરસિંહને સહાય કરી હતી. અનેક સરદારો અને સામંતો આળસુ રાજાનો પરિત્યાગ કરી અમરસિંહના પક્ષમાં જઇ ભળ્યા.

* કમલાદેવીનો જન્મ પરમાર કુલમાં થયો હતો. તેના દેશમાં તે "રૂઠા રાની"ના નામથી પ્રસિદ્ધ છે.

રાણા મહા સંકટમાં આવી પડયા. આ અનિવાર્ય યુદ્ધમાંથી બચવાનો કોઇ પણ ઉપાય નહિ જોઇ તેઓ અંતે અરવલ્લી પર્વત ઓળંગીને પોતાના રાજ્યમાંથી ગદવાડ રાજ્યમાં નાશી ગયા અને ત્યાંના મુખ્ય માંડલિક રાજાને પોતાના પુત્રને સમજાવવાને માટે મોકલ્યો. પરંતુ રાજ્યના અનેક સરદારોની સહાય મળવાથી અમરસિંહ ગર્વિત થઇ ગયો હતો, તેથી તેણે તેની એક પણ વાત સાંભળી નહિ, અને ખજાનો હસ્તગત કરવાને માટે તેણે પોતાની સેના લઇને કમલમેર તરફ કૂચ કરી. દિપ્રા સરદારના હાથમાં આ નગરનો શાસનભાર હતો આ સરદાર વિદ્વાન અને ચતુર યોદ્ધો હતો. યદ્યપિ વિદ્રોહી અમરસિંહની પાસે મોટી સેના હતી તથાપિ તે સરદારે રાજકુમારનો સર્વ પરિશ્રમ નષ્ટ કરી દીધો. વિફલ મનોરથ થવા છતાં પણ અમરસિંહ પોતાના પિતાની સાથે સંધિ કરવાને તત્પર થયો નહિ. પરંતુ જ્યારે તેણે જાણ્યું કે રાઠોડ લોકો આ વિદ્રોહાનલ શાંત કરવાને પ્રયત્ન કરે છે, અને મેવાડના અનેક સામંતો ગુપ્ત રીતે મેવાડનુ રાજ્ય હસ્તગત કરવાને પ્રયાસ કરે છે, અને રાણાના સામંતોએ જિલવાડા ગિરિમાર્ગની રક્ષા કરવા માટે પ્રાણવિસર્જન કરવાની પ્રતિજ્ઞા લીધી છે,× ત્યારે તે ભયભીત થયો અને પોતાના પિતાની સાથે સંધિ કરવાનો વિચાર કરવા લાગ્યો. પછી ઉભય વચ્ચે સંધિ થઈ. ભગવાન એકલિંગજીના મંદિરમાં જઇ પિતા પુત્ર ઉભયે સંધિપત્રપર હસ્તાક્ષર કર્યા. આ સંધિ અનુસાર એવો નિશ્ચય કરવામાં આવ્યો કે રાણાએ જયસમંદ છોડી પાટનગરમાં આવવું અને અમરસિંહે તે નિર્જન મહાલયમાં જઇ પિતાના જીવનકાળ પર્યંત ત્યાંજ નિવાસ કરવો.

રાણા જયસિંહે વીસ વર્ષ પર્યંત રાજ્ય કર્યું. સુકુમાર અવસ્થામાં તેમણે જે ઉચ્ચ ગુણોનો પરિચય કરાવ્યો હતો તે ઉચ્ચ ગુણો જો પાછળથી પણ તેમનામાં સ્થાયી રહ્યા હોત તો તેઓ સુગમતાથી મોગલોના હાથમાંથી પોતાના દેશની સ્વાધીનતાનો ઉદ્ધાર કરી શકત. પરંતુ સ્ત્રીપરાયણતાએ તેમનું સત્યાનાશ વાળ્યું હતું. સ્ત્રીપરાયણતારૂપી પાપથી મૂઢ બની તેઓ અત્યંત આળસુ અને કર્મહીન થઇ ગયા. તેમણે બાલ્યાવસ્થામાં જે યશ તથા ગૌરવ પ્રાપ્ત કર્યું હતુ તે તેઓ પાછળથી ચિરકાળને માટે ખોઇ બેઠા અને જો તેઓ મહા પ્રચંડ જયસમંદ નહિ બંધાવત તો તેમનું નામ પણ મેવાડના ઇતિહાસમાંથી લુપ્ત થઇ જાત.

રાણા જયસિંહનો સ્વર્ગવાસ થયા પશ્ચાત્ તેમના જ્યેષ્ઠ કુમાર અમરસિંહ ( બીજો ) સંવત્ ૧૭૫૬ ( ઇ. સ. ૧૭૦૦ ) માં રાજસિંહાસન પર અધિષ્ઠિત થયા. અમર નામનું જે માહાત્મ્ય છે તેનો અધિક અંશ એમનામાં હતો. એમના પૂર્વજ અમરસિંહની વીરતા અને મહાનતા ઘણે ભાગે એમનામાં હતી. પરંતુ એમને પોતાના પિતાની સાથે જે અત્યંત વૈરભાવ હતો તેથી મેવાડભૂમિનું ઘણું આંતરિક બળ નષ્ટ થઈ ગયું હતું. જો અમરસિંહે પોતાના પિતાની સાથે વૈર બાંધી પોતાના રાજ્યનું બળ નષ્ટ કરી નાંખ્યું ન હોત તો મોગલ સામ્રાજ્યની અવનતિ થઇ તે વખતે મેવાડભૂમિ પોતાના નષ્ટ થયેલા ગૌરવને પુનઃ પ્રાપ્ત કરી લેત. પરંતુ મેવાડભૂમિ ભાગ્યહીન હતી. નહિ તો વીરશ્રેષ્ઠ દેશભક્ત રાજસિંહનો પુત્ર જયસિંહ સ્ત્રીપરાયણ શા માટે નીવડયો હોત ? રાણા રાજસિંહ અને તેમના રાજ્યનું વૃત્તાંત વાંચવાથી સ્પષ્ટ રીતે વિદિત થાય છે કે રાજાના ચારિત્ર્ય ઉપરજ રાજ્યનું સુખ દુઃખ નિર્ભર રહે છે. રાજપુત કુલગૌરવ, સ્વદેશાનુરાગી, વીરકેસરી રાજસિંહે પોતાની સ્વભાવસિદ્ધ વીરતા, મહાનતા અને તેજસ્વિતાના બળથી પોતાની પ્રજાના હૃદયમાં જ્વલંત સ્વદેશાનુરાગ, તથા આત્મોત્સર્ગ ઉદ્દીપિત કરી દીધો હતો. તેમણે અસીમ સ્વદેશાનુરાગ અને આત્મોત્સર્ગના પ્રભાવથી મોગલ પાદશાહની વિપુલ સેનાની વિરૂદ્ધ ખડ્ગ ધારણ કરી પાદશાહને, તેના પુત્રોને, તથા તેની રણવિશારદ સેનાને પરાસ્ત કરી હતી. પરંતુ તેમનો ઉત્તરાધિકારી મેવાડવાસીઓની સહાય અને સહાનુભૂતિ હોવા છતાં મેવાડભૂમિને એવી હીન અને દીન દશામાં છોડી ગયો કે બીજો કોઇ વીર હજારો પ્રયત્ન કર્યા છતાં પણ આ દુર્દશામાંથી તેનો ઉદ્ધાર કરી શકયો નહિ.

રાજસિંહાસન પર બેઠા પશ્ચાત્ થોડા દિવસમાંજ અમરસિંહે દિલ્લીના સમ્રાટ્ના ઉત્તરાધિકારી શાહઆલમની સાથે સંધિ કરી લીધી. આ સંધિ કરવામાં તેની વિલક્ષણ દૂરદર્શિતાનો ઉત્તમ પરિચય

× આ પ્રસંગે જે કેટલાક સરદારો રાજાના પક્ષમાં ભળ્યા હતા તેમાં બિજોલીના વેરીસાલ, સલુંબરના કુંડલસિંહ, ગનોરાના ગોપીનાથ અને દેશોરીના સોલંકી પણ હતા.

આપણને મળે છે. જે સમયે તેઓ પોતાના પિતાના સિંહાસનપર બેઠા તે સમયથી મોગલ રાજવંશમાં ભયંકર ગૃહકલહનો પ્રવેશ થયો હતો. મોગલોના રાજ્યની આવી દુર્દશા જોઇ દૂરદર્શી મહારાણા અમરસિંહે ભાવી મોગલ સમ્રાટ્‌ની સાથે સંધિ કરી લીધી. આ સંધિ ગુપ્ત રીતે કરવામાં આવી હતી. જે સમયે શાહઆલમ સિંધુ નદીને પેલે પાર ગયો હતો તે સમયે મેવાડની સેના તેને સહાય કરવાને માટે તેની સાથે ગઇ હતી. આ વખતે શક્તાવત સરદાર મેવાડની સેનાના સેનાધિપતિ હતા. તેમણે ત્યાં મહા પ્રચંડ પરાક્રમ પ્રદર્શિત કર્યું હતું એમ કહેવાય છે કે આ ઉત્તમ પ્રસગે દૂરના દેશમાં શાહઆલમની સાથે સંધિ કરી લેવામાં આવી હતી.×

જે દ્વારા મોગલ રાજકુલનો નાશ થયો અને જે દ્વારા શ્વેત દ્વીપવાસી બ્રિટિશસિંહની પ્રભુતાનો માર્ગ આ દૂરના દેશમાં સાફ થઈ ગયો તે ઘટના વિષે વિવેચન કરવું અત્રે અત્યંત આવશ્યક છે. આ વિવેચનપરથી એક અમૂલ્ય રાજનૈતિક તત્ત્વ આપોઆપ વિદિત થઇ જશે. આ તત્ત્વના મહિમાથી મોહિત થઇને ભારતબંધુ મહાત્મા ટૉડે સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે 'આ તત્ત્વે અમારી સમક્ષ સંકેતની પેઠે આવીને અમને સાવચેત કરી દીધા છે કે નીતિબળની સહાય વિના કેવળ ખડ્‌ગના બળથી ભારતવર્ષનુ શાસન કરવાથી વિપત્તિમાં પડવું પડશે."

હિંદુઓના વૈરી ઔરંગઝેબની શાસનપ્રણાલિ લક્ષમાં લેવાથી મહાત્મા ટૉડના પૂર્વોક્ત કથનની સત્યતા ઉત્તમ પ્રકારે સમજાશે. બલગર્વિત દુરાચારી ઔરંગઝેબ પોતાના અસીમ બળપર વિશ્વાસ રાખીને ધર્માત્મા રાજપુતોની ઘૃણા કરતો હતો. આથી તેણે પોતાના તથા પોતાના અતિ વિસ્તૃત રાજ્યના

× રાણા અને શાહઆલમ બહાદુરશાહની વચ્ચે જે સધિ થઈ હતી તેના સંધિપત્રપર શાહઆલમના હસ્તાક્ષર છે અને તેણે સ્વહસ્તે લખ્યું છે કે "પ્રજાના હિતના જે છ પ્રસ્તાવો શ્રીમાને સાદર કર્યા છે અને મે સ્વીકાર્યા છે તે ઇશ્વરકૃપાથી લાભદાયક ફળ ઉત્પન્ન કરશે."

આ પ્રસ્તાવો નીચે પ્રમાણે છેઃ—

(૧) ચિત્તોડનો જીર્ણોદ્ધાર કરવો.

(૨) ગૌહત્યા બંધ કરવી.*

(૩) શાહજહાંના સમયમાં જે જે પ્રદેશો મેવાડની અંતર્ગત હતા તે તે સર્વ પાછા સોંપવા.

(૪) સ્વર્ગસ્થ પાદશાહ અકબરના શાસનકાળની પેઠે હિંદુઓને સંપૂર્ણ સ્વતંત્રતાપૂર્વક પોતાના ઇષ્ટદેવની પૂજા તથા ધર્માચરણ કરવા દેવું.

(૫) આપ જે રાજકર્મચારીને પદભ્રષ્ટ કરશો તેને મહારાણા કિંચિત્ પણ આદર આપશે નહિ.

(૬) હવે દક્ષિણના યુદ્ધમાં આપને મહારાણા તરફથી સેનાની સહાય મળશે નહિ.§

* ગૌહત્યાને હિંદુઓ અત્યંત ઘૃણિત કાર્ય ગણે છે. કર્નલ ટૉડ જણાવે છે કે ગાયની ઉપર હિંદુઓની જે આંતરિક ભક્તિ છે તે સંબંધે વિચાર કરવાથી આપણને એક મહાન રાજનૈતિક શિક્ષા પ્રાપ્ત થાય છે. ઇ. સ. ૧૮૧૭–૧૮ માં રાજપુતોની સાથે બ્રિટિશ સરકારને જે સંધિ થઇ હતી તેમાં જે પ્રસ્તાવો હતા તેમાં ગૌહત્યાનું નિવારણ કરવાનો પ્રસ્તાવ પણ હતો.

§ મેવાડની સેના આજીમના પક્ષમાં રહીને દક્ષિણમાં યુદ્ધ કરતી હતી એ વાતની સત્યતાનું રાણાપર આજીમે લખેલો પત્ર સમર્થન કરે છે. આ પત્ર નીચે પ્રમાણે હતોઃ—

"રાણા અમરસિંહજીને નિવેદન થાય કે આપની અરજી મને યથાસમયે મળી. આપની માતા સંબંધી સમાચાર વાંચી મને અત્યંત દુઃખ ઉત્પન્ન થયું. પરંતુ લાચાર! વિધાતાના લેખની નિવૃત્તિ કોઇ પણ માણસ કરી શકતો નથી. અમારા કલ્યાણને માટે સદા પ્રાર્થના કરશો. રાજા રાયસિંહે આપને વિષે એક વાત કહી હતી. હું આપને મારા મિત્ર સમજું છું. આપ રાજભક્ત હોવાથી નિશ્ચિંત રહેજો. આપના મહાન પૂર્વજોની સમસ્ત ભૂમિ આપનીજ રહેશે. પરંતુ હાલમાં આપને એક કર્તવ્ય બજાવવાની સંધિ પ્રાપ્ત થઇ છે. વિશેષ વૃત્તાંત આપને આપના નોકર તરફથી જ્ઞાત થશે. મને ભૂલશો નહિ. આપની રાજપુત સેનાએ અત્યુત્તમ શૌર્ય દર્શાવી કીર્તિ સંપાદન કરી છે."

મૂળમાં જાતેજ કુહાડીનો પ્રહાર કર્યો. બળથી અંધ બની જવાથી તે પોતાની ખરી અવસ્થાથી પરિચિત નહોતો. પરંતુ આ તો સ્પષ્ટ જણાય છે કે રાજનીતિજ્ઞ અકબરે જે મહા પ્રચંડ રાજ્યનાં મૂળ ઉંડાં જમાવ્યાં હતાં તે રાજ્ય કેવળ ઔરંગઝેબનાજ દુરાચરણથી કપાયેલાં મૂળવાળાં વૃક્ષની પેઠે કંપાયમાન થતું હતું. ઔરંગઝેબે એક પળ પણ પોતાના રાજ્યના હિતનો વિચાર કર્યો હોત તો મોગલ સામ્રાજ્યનો નાશ આટલો શીઘ્ર થાત નહિ. વિચાર કરવાથી આ વાત ઉપર દૃઢ વિશ્વાસ બેસે છે કે એક માણસ રાજ્ય શાસન ચલાવવામાં ગમે તેટલો ચતુર હોય, રણનીતિમાં ગમે તેટલો કુશળ હોય, તેને ગમે તેટલી સેનાની સહાય હોય, ને ગમે તેવો પરાક્રમી હોય, તથાપિ જ્યાં સુધી તે પ્રજાનો પ્રેમ સંપાદન કરતો નથી, જ્યાં સુધી તે પ્રજાને સંતુષ્ટ કરતો નથી, ત્યાં સુધી તે કદિ પણ પોતાના રાજ્યને દૃઢ અને ચિર-સ્થાયી બનાવી શકતો નથી. મહાત્મા ટૉડના સમયમાં બ્રિટિશ સામ્રાજ્ય હિંદમાં જેટલો ફેલાવો પામ્યું હતું તેના કરતાં ઔરંગઝેબના સમયમાં મોગલ સામ્રાજ્યનો વિસ્તાર અધિક હતો. વળી તેની પાસે રક્ષાની સામગ્રી પણ અત્યંત મોટી અને સુદૃઢ હતી. વળી રાજપુતોની સાથે મોગલોનો શોણિત સંબંધ પણ ચાલૂ થઈ ચૂક્યો હતો. રાજપુત લોકોપર અત્યાચાર કરવામાં આવતા હતા તે છતાં પણ તેઓ તેમના રાજાનું હિત સાધવાને માટે અર્થ અને પોતાના પ્રાણનું સુદ્ધાં બલિદાન આપવામાં ત્રુટિ કરતા નહોતા. અરે, તેઓ સિંધુ નદીને પેલે પાર જઇ કાબુલમાં પણ તેમને માટે લડતા હતા અને તે પ્રદેશમાં વિજય પ્રાપ્ત કરતા હતા. ભારતવાસીઓ ચિરકાલથી રાજ્યભક્ત રહેતા આવ્યા છે. આથી તેઓ રાજાના અત્યાચાર સહન કરીને પણ તેમને માટે પ્રાણાર્પણ કરવાને તૈયાર થતા હતા. ભારતવાસીઓની રાજભક્તિ અકબર સારી પેઠે સમજી ગયો હતો. જહાંગીર અને શાહજહાં પણ અકબરનીજ નીતિ અનુસાર ચાલતા હતા. આથી તેઓ ભારતવાસીઓની રાજભક્તિનો યોગ્ય બદલો આપતા હતા. પરંતુ દુરાચારી ઔરંગઝેબ હિંદુઓની રાજભક્તિનો મહિમા સમજ્યો નહિ. તે હિંદુઓની રાજભક્તિ અને ઉદારતાનો અવળો અર્થ કરતો હતો. તે કહેતો હતો કે હિંદુઓ મારા પ્રચંડ બળથી ભયભીત થઇને મારે શરણે આવે છે. તેણે હિંદુઓની રાજભક્તિનો આવો શોચનીય બદલો આપ્યો. યદિ ઔરંગઝેબની ઇચ્છા હોત તો તે સુગમતાથી પોતાના પૂર્વજોની શ્રેષ્ઠ નીતિ ગ્રહણ કરી હિંદુઓની ઉચ્ચ રાજભક્તિ અને ઉદારતાનો ઉચિત બદલો આપી શકત, પરંતુ તેણે તેમ ન કરતાં પરમ વિશ્વાસુ અને પરમ રાજભક્ત રાજપુતોની સાથે પશુ સમાન આચરણ કર્યું અને અયોગ્ય જજીઆવેરો સ્થાપિત કરી તેમની રાજભક્તિનો અનાદર કર્યો. આ ધૃણિત જજીઆવેરાની સ્થાપના થવાથીજ મોગલ સામ્રાજ્યનો નાશ થયો હતો. યદિ ઔરંગઝેબ પોતાના પૂર્વજોની શ્રેષ્ઠ નીતિ અનુ-સાર ચાલી આ ધૃણિત મુડકર ( જજીઆવેરો ) સ્થાપિત ન કરત અને હિંદુઓપર કઠોર અત્યાચાર ન કરત તો મોગલ સામ્રાજ્યનું અધઃપતન આટલુ શીઘ્ર થાત નહિ. દુરાચારી ઔરંગઝેબને સર્વ હિંદુઓને બળાત્કારે મુસલમાન કરવાની અભિલાષા હતી, પરંતુ રાજપુત કેસરી રાજસિંહના પ્રચંડ પરાક્રમની આગળ તેની આ દુષ્ટ અભિલાષા પૂર્ણ થઇ નહિ. પરંતુ તેમના અવસાન પછી તેણે હિંદુઓને બળાત્કારે મુસલમાન કરવા માંડયા અને જજીઆવેરામાંથી કોઇ પણ હિંદુ મુક્ત થઇ શક્યો નહિ.

ઔરંગઝેબ હિંદુઓનો ભયંકર વૈરી હતો. તેના જીવનની પ્રત્યેક ઘટના આ કથનની સત્યતા સિદ્ધ કરે છે. જે હિંદુ પોતાનો ધર્મ છોડી મુસલમાન થતો તેને દુરાચારી ઔરંગઝેબ આદર સહિત આશ્રય આપતો. અનેક હિંદુઓ પોતાનો ધર્મ છોડી ઔરંગઝેબનો આશ્રય ગ્રહણ કરતા હતા. આમાંના એક ધર્મભ્રષ્ટ માણસનું વૃત્તાંત અહીંઆં લખીશું. આ વૃત્તાંત વાંચવાથી સ્પષ્ટ રીતે વિદિત થશે કે આવા ધર્મ-ભ્રષ્ટ માણસોને આશ્રય આપીને પણ ઔરંગઝેબે પોતાના પગમાં કુહાડીજ મારી હતી. આ અવિચારી કૃત્યથી જે વિષમય ફળની ઉત્પત્તિ થઇ તે ફળ તેના વંશજોને ચિરકાળ પર્યંત ભોગવવું પડયું. આથી મોગલ સામ્રાજ્યના ધ્વંસનો માર્ગ સાફ થઇ ગયો હતો. સીસોદીઆ કુળની હલકી શાખામાં રાવ ગોપાળ નામનો એક રાજપુત ઉત્પન્ન થયો. તે ચંબલ નદીના તટ પર આવેલા રામપુર+ રાજ્યનો ઉપભોગ કરતો

+ રામપુર નામનું એક બીજું નગર પણ છે. તેને રામપુર ટૈંક કહેવામાં આવે છે અને આને રામપુર ભનપુર કહેવામાં આવે છે. રાવ ગોપાળે પ્રસિદ્ધ ચંદાવત ગોત્રમાં જન્મ લીધો હતો. ચંદાવત

હતો. તે મહારાણાનો માંડલિક હતો. એક વખત રાવ ગોપાળ પોતાની પ્રચંડ રાજપુત સેનાને લઇ દક્ષિણમાં યુદ્ધ કરવાને ગયો ત્યારે તેણે પોતાના રાજ્યનો શાસનભાર પોતાના પુત્રના હાથમાં સોંપ્યો હતો. તેના કુલકલંક પુત્ર તે રાજ્યની ઉપજ પોતાના પિતા પાસે નહિ મોકલતાં પોતેજ સ્વાહા કરી ગયો. ત્યારે રાવ ગોપાલે પાદશાહને પોતાને ન્યાય અપાવવા માટે પ્રાર્થના કરી. ઉક્ત મૂર્ખ રાજકુમાર પોતાના પિતાના તથા પાદશાહના ક્રોધાગ્નિથી મુક્ત થવાના ઉપાય શોધવા લાગ્યો. ઘણીવાર વિચાર કર્યા પછી તેને એક ઉપાય જડયો. આ ઉપાયદ્વારા એ સંકટમાંથી તેની મુક્તિ થઇ. આ ઉપાય એ હતો કે તેણે હિંદુ ધર્મનો પરિત્યાગ કરી ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો. આથી ઔરંગઝેબે તેના પર પ્રસન્ન થઇ તેનો અપરાધ ક્ષમા કર્યો એટલુંજ નહિ, પરંતુ તેને રામપુરનું રાજ્ય પણ સમર્પણ કરી દીધું. પોતાના કુલકલંક પુત્રના આ દુષ્કૃત્યથી ગોપાળરાવને અત્યંત તિરસ્કાર આવ્યો અને તેણે તેના પર બદલો લેવાને માટે પોતાની સેનાસહિત રામપુર પર આક્રમણ કર્યું. પરંતુ તેનો ઉદ્યોગ સફળ થયો નહિ. તેનો પરાભવ થવાથી પોતાનું રક્ષણ કરવાને માટે તેણે રાણા અમરસિંહનો આશ્રય ગ્રહણ કર્યો. દુષ્ટ ઔરંગઝેબ આ વાત જાણી અત્યંત ક્રોધિત થયો. રાણાએ ગોપાળરાવને આશ્રય આપ્યો તેથી પાદશાહ તેને વિદ્રોહી ગણવા લાગ્યો અને તેની હિલચાલ તપાસવાને માટે પોતાના પુત્ર અજિમને માળવા રાજ્યમાં રહેવાની આજ્ઞા કરી. પાદશાહનો પરમભક્ત એવો એક રાજપુત* પોતાના જીવન ચરિત્રમાં ઔરંગઝેબના ઉક્ત દુરાચરણનું સ્પષ્ટ વર્ણન કરી ગયો છે. તેણે પોતાના ગ્રંથમાં એક સ્થળે લખ્યું છે કે "પાદશાહ પોતાના અત્યંત વિશ્વાસુ અને સહાયક રાજપુતો પર કિંચિત્ પણ અનુગ્રહ કરતો નહોતો. આ કારણથી તેની સેવા કરવા માટે રાજપુતોનો આગ્રહ મંદ પડી ગયો હતો." પાદશાહને તેની દુષ્ટતાનો બદલો આપવાનેજ મહારાણા અમરસિંહે તેની વિરૂદ્ધ ખડ્ગ ધારણ કર્યું હતું. રાણાને સહાય કરવાને માટે માલવરાજ પણ યુદ્ધભૂમિમાં આવ્યા હતા. આ વખતે અજિમ નર્મદાના દક્ષિણ તટ પર હતો. તે પ્રદેશમાં મહારાષ્ટ્રીઓ નીમસિંધિયા નામના એક રણવિશારદ મહારાષ્ટ્રીને પોતાનો સેનાપતિ બનાવી ભયંકર વિગ્રહ કરી રહ્યા હતા.+ આ ભયંકર અગ્નિ શાંત કરવાને માટે પાદશાહ ઔરંગઝેબે અજિમની સાથે રાજા જયસિંહને મોકલ્યા. પરંતુ તેને સફળતા મળી નહિ પાદશાહના કઠોર અત્યાચારથી તે સમયે ભારતના સર્વ દેશોમાં વિગ્રહાગ્નિ પ્રદીપ્ત થઇ રહ્યો હતો. પાદશાહ વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરી ચૂક્યો હતો તેથી સર્વ લોકો મોગલોના દાસત્વરૂપી જંજીર છિન્નભિન્ન કરી નાંખવાનો ઉદ્યોગ કરવા લાગ્યા. પાદશાહ તે ક્યાં ક્યાં સંભાળે ? કયા કયા ભાગની રક્ષા કરે ? કોનું કોનું દમન કરે ? એક તરફ મહાપરાક્રમી મહારાષ્ટ્રીઓ વીરકેસરી શિવાજીના મંત્રથી દીક્ષિત થઇ સ્વાધીનતા પ્રાપ્ત કરવાને માટે બાલસૂર્યની પેઠે ધીમે ધીમે પ્રચંડ મૂર્તિ ધારણ કરી રહ્યા હતા, અને બીજી તરફ પીડિત અને દુઃખિત રાજપુત લોકો મોગલ રાજ્યથી અલિપ્ત થતા જતા હતા. આથી પાદશાહ અત્યંત ભયભીત અને વ્યાકુલ થયો. પરંતુ આ સંકટમાંથી તેનો ઉદ્ધાર થયો નહિ. તેની વૃદ્ધાવસ્થા જોઇ તેના પુત્રો મોગલ રાજ્ય પોતપોતાના અધિકારમાં લેવાનો પ્રયત્ન કરવા લાગ્યા અને તે માટે ગમે તેવા ભયંકર સંકટો સહન કરવાને–અરે પ્રાણાર્પણ કરવાને તૈયાર થયા. આ સર્વ દારૂણ સંકટોથી પીડિત થઇ, પચાસ વર્ષ પર્યંત ભયંકર રાજનીતિથી રાજશાસન ચલાવી પાદશાહ ઔરંગઝેબ પોતે વસાવેલા ઔરંગાબાદ નગરમાં

---

કુળના અધિકારમાં આ ફળદ્રૂપ ભૂમિ દીર્ઘ કાળ પર્યંત રહી હતી. પછી રાણા ( દ્વિતીય ) જગતસિંહે પોતાના ભાણેજ અંબર રાજકુમાર મધુસિંહને આ ભૂમિ અર્પણ કરી હતી. મધુસિંહે સિંહાસનપર બેસી કૃતજ્ઞતા અને ન્યાયના પવિત્ર મસ્તકપર લત્તાપ્રહાર કરી રામપુર પ્રદેશ હોલ્કરને આપી દીધો. આ રીતે મેવાડનું એક પ્રધાન અંગ પૃથક્ થઇ ગયું. ચંદાવત સામંતોએ પોતાના પૂર્વજોની આ પ્રાચીન ભૂમિને સંપૂર્ણતઃ છોડી દીધી નહોતી. તેના અંતસ્થ ભાગમાં આવેલા આમૂંદ કિલ્લા સહિતના થોડા ભાગને તેઓ સાચવી રહ્યા હતા. અનેક કષ્ટો સહન કર્યા છતાં પણ તેમણે આ ભાગ છોડયો નહોતો. આ ભાગનો ઉપભોગ તેમણે ઇ. સ. ૧૮૨૧ સુધી લીધો હતો.

* આ જીવનચરિત્રમાંનો કેટલોક ભાગ કર્નલ ટૉડને મળ્યો હતો.

+ઇ. સ. ૧૭૦૬–૭.

ઈ. સ. ૧૭૦૭ માં (જિકાદની નવમી તારીખે) આ લોકનો ત્યાગ કરી યમદ્વારે પહોંચી ગયો. જે દિવસે તેનું મરણ થયું તેજ દિવસે તેના પુત્રપૌત્રાદિમાં મહા કોલાહલ મચી ગયો. પિતાના મરણનો શોક કરવો તો દૂર રહ્યો, પરંતુ તે સર્વ તખ્ત પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પાટનગર તરફ દોડયા. પ્રથમ ઔરંગઝેબના પુત્ર અજિમે શહેનશાહત પોતાના અધિકારમાં લીધી. પછી તે પોતાના જ્યેષ્ઠ બંધુ સુલતાન મોઆઝિમને તેની સેના સાથે પાટનગર તરફ આવતો જોઇ તેનો મનોરથ નષ્ટ કરવાની ઇચ્છાથી ધાત અને કોટાના રાજપુતોને પોતાની સાથે લઈ‡ તેની ગતિ રોકવાને માટે આગ્રામાં ગયો. મેવાડ, મારવાડ વગેરે રાજસ્થાનના પશ્ચિમ ભાગમાં આવેલા સર્વ રાજ્યોના રાજાઓ મોઆઝિમની પતાકા નીચે આવીને એકત્રિત થયા. આ સર્વ રાજપુતોને પોતાની સાથે લઇ સુલતાન મોઆઝિમ જાજૌ નામક સ્થળે અજિમની સેના સામે આવી ઉપસ્થિત થયો. અજિમનો સખ્ત પરાભવ થયો અને તે ધાત *તથા કોટાના રાજા તથા પોતાના પુત્ર બેદરબખ્તની સાથે સમરભૂમિમા માર્યો ગયો. હવે મોઆઝિમ સંપૂર્ણતઃ નિષ્કંટક થયો અને તે શાહઆલમ બહાદુરશાહ નામ ધારણ કરી પિતાના તખ્ત પર વિરાજમાન થયો.

મોઆઝિમમાં અનેક સદ્ગુણો હતા. આ સદ્ગુણોથી મોહિત થઇ રાજપુતો તેનાપર પ્રેમ કરતા હતા. વળી તેનો જન્મ પણ રાજપુત સ્ત્રીના ગર્ભથી થયો હતો, તેથી સર્વ રાજપુતો તેનાપર સુપ્રસન્ન હતા. જો સુલતાન મોઆઝિમ હિંદુહિતૈષી શાહજહાની પછી મોગલ સિંહાસનપર અધિષ્ઠિત થાત તો વીરવર બાબરે સ્થાપન કરેલું રાજ્યવૃક્ષ આટલી શીઘ્રતાથી ભારતભૂમિમાંથી નિર્મૂળ થાત નહિ. જો આમ થાત તો આજ પર્યંત મોગલો તખ્તેતાઉસપર વિરાજમાન થઈ એશિયાના એક પ્રબલ રાજ્યના સ્વામિ તરિકે જગતમાં પ્રસિદ્ધ થાત, પરંતુ તેના ભાગ્યમાં શીઘ્રતાથી નાશ થવાનુંજ લખ્યું હશે, નહિતો ઔરંગઝેબ જેવો ક્રૂર પાદશાહ મોગલ સિંહાસનને કલંકિત શા માટે કરત ? લોકો ઔરંગઝેબને નરરાક્ષસ ગણતા હતા અને તેનો તથા તેના રાજ્યનો સંહાર કરવાને માટે ચોતરફથી પ્રયત્ન કરતા હતા. મોગલ વંશમાં ઔરંગઝેબ અત્યંત દુષ્ટ પાદશાહ થયો. તેના પૂર્વજોએ વિસ્તૃત ભારતવર્ષમાં પોતાનુ રાજ્ય ચિરસ્થાયી રાખવાને માટે જે શ્રેષ્ઠ નીતિનો આશ્રય લીધો હતો તે નીતિના મસ્તક પર મદોન્મત્ત ઔરંગઝેબે લત્તાપ્રહાર કર્યો. તે ભારતનો પાદશાહ હતો. ત્રણ બાજુએ સમુદ્રથી ઘેરાયેલી અને ગગન સાથે વાર્તાલાપ કરતા પર્વતોથી યુક્ત એવી ભારતભૂમિ તેના ચરણોમાં પડી હતી. જો તેની ઇચ્છા હોત તો તે શ્રેષ્ઠ નીતિનું અવલંબન કરી વિશ્વાસુ રાજપુતોને જાગીરો તથા નાનાં રાજ્યો આપી સંતુષ્ટ અને ઉત્સાહિત કરી શકત, પરંતુ હિંદુ પ્રત્યેના તેના કઠોર દ્વેષે તેને કોઈ પણ પ્રકારનું ઉત્તમ કાર્ય કરવા દીધું નહિ. વીરવર બાબરે જે હિંદુઓને સર્વદા સંતુષ્ટ રાખવાના પ્રયત્નો કર્યા હતા, જેની માનમર્યાદા અટલ રાખવાને માટે અકબર પ્રભૃતિએ સતત ઉદ્યોગ કર્યો હતો, તે લોકોના હૃદયમાં


બહાદુરશાહ.

‡ કેટલાક અંગ્રેજો દીન, હીન ભારત સંતાનોના હિતને માટે ચિંતા કરતા હતા અને હજી પણ કરે છે. આ સર્વ ભારત હિતૈષીઓમાં મહાત્મા ટૉડ શ્રેષ્ઠ છે. તેમને ઉચ્ચ પદ પ્રાપ્ત થયું હતું તે માટેજ તેઓ શ્રેષ્ઠ હતા એમ અમારૂં કહેવું નથી, પરંતુ તેમના હૃદયની ઉદારતા એજ તેમની શ્રેષ્ઠતાનું કારણ છે. તેઓ ભારતને માટેજ જગતમાં અવતર્યા હતા અને તેઓ ભારતનું હિત કરીનેજ ગયા છે. જોકે તેમનો મહાન સંકલ્પ સંપૂર્ણ રીતે પાર પડયો નથી, તોપણ તેઓ જે કરી ગયા છે તે કાંઇ થોડું નથી. તેમણે ભારત સંતાનો ઉપર જે ઉપકાર કર્યો છે તે માટે તેઓ દીર્ઘ કાળ પર્યંત તેમની દેવ પેરે પૂજા કરશે. બીજો કયો વિદેશી તેમની પેઠે આ અભાગી ભારતસંતાનોના પ્રાચીન ગૌરવનુ સ્મરણ કરી તેમની આધુનિક અધોગતિને માટે શોકોન્મત્ત થયો છે ? તેમને ભારતવર્ષના હિતને માટે કેટલી ચિંતા હતી તેનું પ્રત્યક્ષ પ્રમાણ આ પવિત્ર " રાજસ્થાન " ગ્રંથ છે.

ઔરંગઝેબના અત્યાચારોએ જે ભયંકર ઘાવ ઉત્પન્ન કર્યા તે કદિ કોઇથી પણ રૂઝાઈ શક્યા નહિ. આ ભયંકર ઘાવની કઠોર પીડાથી દુઃખિત થઇ રાજપુતોએ પાદશાહને વિષવૃક્ષ ધારી તેનો પરિત્યાગ કર્યો અને તેની સાથેનો સર્વ સંબંધ છોડી દીધો. રાજપુતપ્રેમી બહાદુરશાહ કદાચ આ ઘાવ રૂઝાવી શકત, પરંતુ તેની કારકીર્દી અતિ અલ્પ સમયમાં સમાપ્ત થઇ ગઈ, તેથી તેને સફળતા મળી નહિ. જો કે તે ગુણવાન હતો, પરંતુ રાજપુતોએ તેના પર સંપૂર્ણ ભરોસો મૂક્યો નહિ. દીર્ઘ કાળના પરિચયથી તેમના હૃદયમાં એવો દૃઢ નિશ્ચય થઇ ગયો હતો કે મોગલો અવિશ્વાસપાત્ર અને નિષ્ઠુર છે. તેમણે ભયંકર રીતે રાજસ્થાનનું સંપૂર્ણ રૂધિર ચૂસી લીધું છે, અને બહાદુરશાહનો જન્મ પણ મોગલ કુલમાંજ થયો છે, તેથી તે પણ પોતાના જાતિબંધુઓના જેવો નિવડે તેમાં કાંઇ આશ્ચર્ય નથી. આવા વિચારથી રાજપુતોએ માંહો-માંહે સંધિ કરી અને પોતાની રક્ષા કરવાનો ઉપાય યોજ્યો. બહાદુરશાહે તેમને સંતુષ્ટ કરવાને માટે અનેક ચેષ્ટા કરી, અકબર પ્રભૃતિનાં ઉદાત્ત ઉદાહરણો દર્શાવી પોતાની સાથે સંબંધ રાખવાને તેમને બહુ આગ્રહ કર્યો, પરંતુ તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા. (ઇ. સ. ૧૭૦૯–૧૦) રાજપુતોના મનમાં જે દૃઢ નિશ્ચય બંધાઈ ગયો હતો તે કોઇ પણ ઉપાયથી ટળ્યો નહિં. તેઓ પૂર્ણ રીતે સમજી ગયા હતા કે મોગલો પર ગમે તેટલો ઉપકાર કરવામાં આવશે અને તેમને માટે પ્રાણ વિસર્જન કરવામાં આવશે, તે છતાંયે તેમની કૃતઘ્નતા અને નિષ્ઠુરતા જશે નહિ. આથી તેમણે બહાદુરશાહના કોઇ પણ આગ્રહ પર લક્ષ્ય આપ્યુ નહિ. જ્યારે મોગલ પાદશાહનો દૂત તેમની પાસે ગયો ત્યારે તેમણે કેવળ એટલોજ પ્રત્યુત્તર આપ્યો કે "દેવતાથી વિમુખ થવાને લીધે લોકોને મતિભ્રમ થયો છે." રાજપુતોનો આવો પ્રત્યુત્તર સાંભળી પાદશાહ શીઘ્ર સમજી ગયો કે રાજપુતોના તરફથી ભવિષ્યમાં સહાય મળવાનો સંભવ ઘણો ઓછો છે. થોડા વખતમાં પાદશાહને પોતાના બંધુ કામબક્ષની સાથે ભયંકર ઝઘડો થયો. કામબક્ષે પોતાને દક્ષિણમાં પાદશાહ તરિકે જાહેર કર્યો. બાહાદુરશાહને આ વિદ્રોહ દાબી દીધા વિના શીખોનું દમન કરવાને માટે ઉત્તરમાં જવું પડયું. ગુરૂ નાનકે આ વિકરાળ અને પરમ પરાક્રમી જાતિની પ્રતિષ્ઠા કરી હતી. શીખ શબ્દની ઉત્પત્તિ શિષ્ય ઉપરથી થઇ છે. એમ કહેવાય છે કે ઓક્સસ નદીના તટ પર શાક દ્વીપના પ્રાચીન જિત કુલમાંથી આ જાતિનો ઉદ્‌ભવ થયો હતો. પછી તે ઇસ્વીસનની પાંચમી શતાબ્દીમાં ભારતવર્ષ ઉપર આક્રમણ કરી તેના પશ્ચિમ ભાગમાં આવી વસી. ગુરૂ નાનકના મહા-મંત્રથી દીક્ષિત થઇ તે કાળ પછી એક શતાબ્દીમાં શીખોએ પોતાની રક્ષા કરવા યોગ્ય બળ, ચાતુર્ય તથા પરાક્રમ પ્રાપ્ત કર્યું અને પોતાને સ્વાધીન પ્રજા તરિકે જાહેર કર્યા. બહાદુરશાહના શાસન કાળમાં અખિલ મોગલ સામ્રાજ્યમાં કેવળ શીખ જાતિજ સ્વતંત્ર થઇ હતી. તેમનું દમન કરવાને માટે પાદશાહ પોતાની સેના સહિત પંજાબ તરફ ચાલ્યો. તે યુદ્ધ કરવા જતો હતો તે વખતે અંબર અને મારવાડના રાજાઓ શીઘ્ર તેને જઈ મળ્યા, પરંતુ તેઓ તેની સાથે કાંઇ બોલ્યા વિના તેમજ તેની આજ્ઞા લીધા વિના ત્યાંથી પાછા ફર્યા. તેમનાં મન આ સમયે શા કારણથી બદલાઇ ગયાં તે કાંઈ સમજી શકાતું નથી, પરંતુ કેટલાક ઐતિહાસિક ગ્રંથોપરથી એમ જણાય છે કે તેઓ પણ શીખોની તેજસ્વિતાનું અનુસરણ કરી સ્વતંત્ર થવાનો વિચાર કરતા હતા.

મોગલ સામ્રાજ્યની આવી હીન અવસ્થામાં પરાક્રમી શીખોનું દૃષ્ટાંત લઈ રાજપુતોએ પણ મોગ-લોની આધીનતારૂપી શૃંખલા તોડી નાખવાનો વિચાર કર્યો. પાદશાહે તેમને શાંત અને સંતુષ્ટ કરવાને માટે જ્યારે પોતાના જ્યેષ્ઠ કુમારને તેમની પાસે મોકલ્યો, ત્યારે તેઓ પાદશાહની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શક્યા નહિ, પરંતુ તેઓ સંપૂર્ણ રીતે શાંત થયા નહિ. તેમને શાંત કરવાને માટે પાદશાહે અનેક વાર યત્ન કર્યા, પરંતુ તેનો એક પણ પ્રયત્ન ફળીભૂત થયો નહિ. અંબર અને મારવાડના રાજાઓ પાદશાહની આજ્ઞા લીધા વિનાજ તેના શિબિરનો પરિત્યાગ કરી ચાલ્યા ગયા અને ઉદયપુરમાં રાણા અમરસિંહની પાસે જઇ પરસ્પર સંધિ કરી લીધી. આ રીતે રાજસ્થાનનાં ત્રણ મહાબળ એકત્રિત થયાં. સ્વતંત્ર થયેલા રાઠોડ અને કુશાવહ રાજપુતો દીર્ઘ કાળ પશ્ચાત્‌ રાજપુત કુલચૂડામણિ પરમ પવિત્ર સીસો-દીઆ વીરોની સાથે એકત્રિત થયા. હવે તેઓ એકઠા બેસી ભોજન કરવા લાગ્યા અને વૈવાહિક સંબં-ધથી પણ એક બીજાની સાથે જોડાયા. મહારાણા તરફથી એકત્ર બેસી ભોજન કરવાનું તથા વૈવાહિક સંબંધ જોડવાનું સન્માન પ્રાપ્ત થવાથી અંબર તથા મારવાડના રાજાઓએ અતિ ઉત્સાહથી સંધિ કરી. સંધિ પ્રમાણે

હસ્તાક્ષર કરતી વખત ઉક્ત ઉભય રાજાઓએ પોતપોતાના ઇષ્ટ દેવતાનું નામ લઇ પ્રતિજ્ઞા કરી કે "આજથી અમે કદિ મોગલ પાદશાહની સાથે વૈવાહિક કિંવા રાજનૈતિક અથવા બીજે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખીશું નહિ. વળી સીસોદીઆ કુલની કુમારીઓ સાથેના વિવાહથી જે સંતાનોની ઉત્પત્તિ થશે તેને ઉચ્ચ સન્માન આપવામાં આવશે. પુત્ર થશે તો તે રાજસિંહાસનપર બેસશે અને પુત્રી થશે તો તેને ઉચ્ચ રાજકુલમાં અર્પણ કરવામાં આવશે, તેને પ્રાણાંત સુધી પણ મોગલોના હાથમાં સમર્પણ કરી અમારાં કુલને કલંકિત કરીશું નહિ."

સીસોદીઆ કુલ તરફથી ઉચ્ચ પ્રકારનું સન્માન મળતાં રાઠોડ અને કુશાવહ રાજાઓએ મોગલોની બેડીમાંથી મુક્ત થવાની ઇચ્છાથી સંધિપત્રપર હસ્તાક્ષર કર્યા. પરંતુ દીર્ઘ કાળથી ચાલી આવેલી રીતિનું ખંડન થતાં જે વિષમય ફળની ઉત્પત્તિ થઇ તેથી રાજપુતોનો નાશ થયો. અંબર અને મારવાડના રાજાઓએ પોતાના વર્તનમાં જે પરિવર્તન કરી નાંખ્યું તેથી રાજ્યમાં મહા ભયંકર ઝઘડો ઉત્પન્ન થયો અને તે સુગમતાથી દૂર થઇ શક્યો નહિ. આ ઝઘડો નિવૃત્ત કરવામાં જે મધ્યસ્થ થયા તેના કઠોર સ્પર્શથી સમસ્ત રાજસ્થાન પાયમાલ થઇ ગયું. આ સ્પર્શ મોગલોની જંજીરથી પણ વિશેષ કઠોર હતો. આ સ્પર્શ મહારાષ્ટ્રીઓનો હતો. ઉક્ત ત્રણ રાજાઓના બળે બાબરના મહા પ્રચંડ સિંહાસનને ભૂમિ ભેગું કરી નાંખ્યું, પરંતુ આ સમયે જે શત્રુઓએ તેમના ઘરમાં પ્રવેશ કર્યો તેમનાથીજ રાજપુતોનો નાશ થયો.

જે દિવસે હિંદુવૈરી ઔરંગઝેબે રાજપુત કુલકલંક રતનસિંહને+ તેના પિતાના ક્રોધાગ્નિથી બચાવવાને માટે આશ્રય આપ્યો તે દિવસે હતાશ થઇને ગોપાલરાવે ઉદયપુરના મહારાણાનું શરણ ગ્રહણ કર્યું. રામપુર હસ્તગત કરવાને માટે મહારાણા અમરસિંહ તત્પર થયા, પરંતુ સાંસારિક અનેક કાર્યોના બોજાને લીધે તેઓ આજ પર્યંત તે કાર્ય સિદ્ધ કરી શક્યા નહોતા. હવે જ્યારે રાઠોડ અને કુશાવહ રાજાઓએ તેમની સાથે સંધિ કરી ત્યારે તેમણે તેમની સહાયથી પોતાનો પૂર્વોક્ત સંકલ્પ સિદ્ધ કરવાનો વિચાર કર્યો. પરંતુ તેમનો એ સંકલ્પ સિદ્ધ થઇ શક્યો નહિ. મુસલિમખાંએ * તેમનો સર્વ ઉદ્યોગ નિષ્ફળ કરી નાંખ્યો. મુસલિમખાંના વિજયના સમાચાર પાદશાહને કાને પહોંચ્યા કે તરતજ તેણે તેને ઉચિત પારિતોષિક આપ્યું. મુસલિમખાંએ પાદશાહ પાસે દૂત મોકલ્યો હતો: તેણે પાદશાહને આ વિજયના સમાચાર કહેતાં એક બીજું વૃત્તાંત પણ કહ્યું. આ વૃત્તાંતનો ભાવાર્થ એ હતો કે "રાણાએ પોતાનું રાજ્ય ઉજ્જડ કરી પર્વતમાલામાં જઇ વસવાની દૃઢ પ્રતિજ્ઞા કરી છે." આ ઉભય સમાચાર સાંભળ્યા પશ્ચાત્ થોડા દિવસમાં પાદશાહે એક ત્રીજી વાત સાંભળી. આ વાત એ હતી કે રાણાના સુબલદાસ નામના કર્મચારીએ પુરુષમંડલના શાસનકર્તા ફિરોઝખાં ઉપર આક્રમણ કર્યું છે અને આ આક્રમણનો પ્રતિરોધ કરવાનું સામર્થ્ય ફિરોઝખાંમાં નહિ હોવાથી તે અત્યંત દુઃખિત તથા પીડિત થઇને અજમેર તરફ નાશી ગયો છે. આ વાત સત્ય હતી, પરંતુ વીર જયમલનો વંશજ સુબલદાસ આ પ્રસંગના યુદ્ધમાં માર્યો ગયો હતો.† ફિરોઝખાં નાશી ગયો છે એ વાત સાંભળી

+ રામપુરનો રાજા અને રાવ ગોપાળનો પુત્ર. 'લોકહિતવાદી' એ નિર્ણયસાગર પ્રેસમાં છપાયેલા રાજસ્થાનના અનુવાદમાં એનું નામ હિંમતરાવ જણાવ્યું છે.

* મુસલમાન ધર્મનું અવલંબન કર્યા પછી રતનસિંહનું નામ મુસલિમખાં પડયું હતું.

† જે આજ્ઞા પ્રાપ્ત થવાથી સુબલદાસે આ કૃત્ય કર્યું હતું તે આજ્ઞાપત્ર કર્નલ ટૉડને એક દફતરમાંથી ઉપલબ્ધ થયું હતું. સુબલદાસના પુત્ર પર આ આજ્ઞાપત્ર મોકલવામાં આવ્યો હતો. આ આજ્ઞાપત્ર નીચે પ્રમાણે છે.

" રાઠોડ સૂર્યસિંહ સુબલદાસ પ્રતિ

શ્રી. મહારાણા અમરસિંહ.

આપની આસપાસના સર્વે પ્રદેશને ઉજ્જડ કરી નાખશો. આપના પરિવારને રહેવાને માટે બીજું સ્થાન આપવામાં આવશે. વિશેષ હકિકત મેળવવાને માટે ચંદાવત દોલતસિંહને મળશો. અમારી આજ્ઞાનું પાલન કરવામાં ત્રુટિ કરશો નહિ." આ પત્ર ઇ. સ. ૧૭૦૮-૦૯ માં લખવામાં આવ્યો હતો.

પાદશાહ અત્યંત દુઃખિત થયો. પહેલી બે વાતો પણ તેને સત્ય જણાવા લાગી વળી જે સાહસિક અને બળવાન દુર્ગાદાસ ઔરંગઝેબની સાથે વૈર કરનાર તેના પુત્ર અકબરને હજારો વિઘ્નો અને વિપત્તિઓની વચમાંથી લઈ જઇ નિરાપદ સ્થાને પહોંચાડી આવ્યો હતો તેજ આજે પાદશાહની સામે બાથ ભીડવાને પોતાના સર્વ રાજપુતોની સાથે રણભૂમિમાં આવ્યો હતો. તેના રાજા આ વખતે તેનું પાલનપોષણ કરી ન શકવાથી તે ઉદયપુરમાં આવ્યો હતો. રાણાએ આદરસહિત તેને પોતાની પાસે રાખ્યો અને એક દિવસના પાંચસે રૂપિયાનો પગાર તેને નિયત કરી આપ્યો. આ સર્વ રાજપુતોના એકત્રિત થવાથી જે મહા બળની ઉત્પત્તિ થઈ તે બહાદુરશાહના સમયમાં કાંઇ પણ ફળ ઉપજાવી શક્યું નહિ. શાહઆલમને ક્રૂર અને ખૂની માણસોએ વિષપાન કરાવ્યાથી તે મરણ પામ્યો.+ ત્યાર પછી રાજપુતોએ મોગલોની સામે બાથ ભીડવાનાં કાર્યનો આરંભ કર્યો હતો. બહાદુરશાહ સરલ સ્વભાવનો પાદશાહ હતો. પરંતુ દુર્ભાગ્યવશાત્ તેના પિતાનાં અસંખ્ય પાપોનું ફળ વજ્ર સમાન બની તેના મસ્તક પર પડ્યું. પાપી પિતાના અપરાધોનું ફળ પુણ્યવાન પુત્રને ભોગવવું પડયું. શાહઆલમની સર્વ આશા નષ્ટ થઇ ગઈ. હિંદુકુશથી સિંહલદ્વીપ પર્યંતનો સમસ્ત દેશ ઔરંગઝેબના અત્યાચારથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારી રહ્યો હતો. બહાદુરશાહે ધાર્યું હતું કે હું આ સર્વ ઉપદ્રવોને દૂર કરી મારા રાજ્યમાં સુખ અને શાંતિ સ્થાપિત કરીશ. પરંતુ દુર્ભાગ્યવશાત્ તેની આ આશા ફળીભૂત થઈ નહિ. તે છતાં પણ જો ક્રૂર ખૂનીના હાથમાંથી બચી થોડા દિવસ પર્યંત જીવંત રહ્યો હોત તો મોગલ સામ્રાજ્યનું અધઃપતન આટલું શીઘ્ર થાત નહિ. શાહ આલમ કાર્યચતુર, દૂરદર્શી અને સહનશીલ પાદશાહ હતો. યદિ તેના જીવનરૂપી વૃક્ષના મૂળમાં અકાળ મૃત્યુનો પ્રહાર થયો ન હોત તો તે પોતાના ઉત્તમ ગુણોથી સલતનતનુ રક્ષણ કરત, પરંતુ વિધાતાની વિધિ અનુસાર તેનું અકાળ મૃત્યુ થયુ, તેથી શીઘ્ર મોગલ રાજ્યનો અસ્ત થઈ ગયો. મોગલ રાજ્યનો નાશ કરવાનુ પાપ તેના ખુનીઓના શિર પર જઈ પડે છે.

જે દિવસે સાધુચરિત શાહઆલમ બહાદુરશાહ વિષદ્વારા અકાળ મૃત્યુને વશ થયો તેજ દિવસથી બાબરનું સિંહાસન કપાઇ ગયેલા મૂળવાળા વૃક્ષની પેઠે થરથર કંપાયમાન થવા લાગ્યું. મોગલ રાજના ઉત્તરાધિકારીઓ શોણિતની નદીમાં તરીને તે કંપાયમાન સિંહાસનપર બેસવા લાગ્યા, પરંતુ કોઇ પણ પાદશાહ તેને સ્થિર રાખી શક્યો નહિ. અંતે ગંગા યમુનાના સંગમ આગળના વેરા નગરથી હુસેનઅલ્લી અને અબદુલ્લાખાં એ બે સૈયદ ભ્રાતાઓએ આવીને મોગલ સિંહાસનને વ્યાપારની વસ્તુ બનાવી દીધી. બાબર, અકબર, જહાંગીર અને શાહજહાંના રત્નના સિંહાસનને ક્રૂર સૈયદોએ પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તે માણસને સોંપ્યું. અનાદિથી ચાલતો આવેલો ઉત્તરાધિકાર રદ થઇ ગયો તથા ધર્મ અને ન્યાયના પવિત્ર મસ્તકપર પાદાઘાત થયો. જે માણસ ધન આપી ઉક્ત ઉભય બંધુઓને પ્રસન્ન રાખી શકતો હતો તે ભારતવર્ષનું સિંહાસન અલ્પ કાળને માટે ભોગવતો હતો. પરંતુ થોડા દિવસ પછી તે સૈયદ બંધુઓ તેને પદભ્રષ્ટ કરી બીજા કોઇને સિંહાસનારૂઢ કરતા હતા. આ પ્રકારે મોગલોનું સિંહાસન અને મોગલ વંશના શાહજાદાઓ હુસેનઅલ્લી અને અબદુલ્લાખાંના હાથમાં કાષ્ટ પુતળીવત્ બની મોગલ કુલની શોચનીય સ્થિતિ પ્રદર્શિત કરી અનંતકાળમાં લીન થઈ ગયા. જે સમયે રાજસ્થાનના ત્રણ મુખ્ય રાજાઓનું બળ એકત્રિત થઇ મોગલ રાજ્યની વિરૂદ્ધ કાર્ય કરવાને પ્રવૃત્ત થયું તે સમયે આ સૈયદ બંધુઓએ ફર્રૂખશીઅરને તખ્તપર બેસાડયો હતો. હિંદુ વૈરીઓના ભયંકર અત્યાચાર દીર્ઘ કાળથી રાજપુતો સહન કરતા હતા. તેમની સહનશીલતા અદ્દભુત હતી, પરંતુ હવે તેઓ ઉક્ત ઉભય ભ્રાતાઓના દારૂણ અત્યાચાર સહન કરી શક્યા નહિ. ભારતમાતાની શોચનીય અવસ્થા જોઇ હવે તેઓ મૌન ધારણ કરી બેસી રહી શક્યા નહિ. હવે તેમની સહનશીલતા ચલાયમાન થઇ ગઇ, અને તેમના અંતરમાં ગુપ્ત રહેલો વૈરાગ્નિ પ્રચંડ જ્વાળાથી પ્રજ્વલિત થઇ ઉઠયો. અત્યાચારી મુસલમાનોએ હિંદુઓનાં દેવમંદિરો તોડીને તેને સ્થાને મસ્જીદો બંધાવી હતી. હવે રાજપુતોએ તે મસ્જીદોને ચૂર્ણ કરીને મુસલમાનોના ધર્મગુરૂ મુલ્લાંઓને અપમાન કરવા માંડયું. હિંદુઓની સ્વાધીનતા છીનવી લઈ રાજપુતોના હોદ્દા ખુંચવી લઇ મુલ્લાંઓ અને કાઝીઓને તેમનો અધિકાર સોંપવામાં આવ્યો હતો; તે હવે રાજ-

+ ખુનીઓએ ઇ. સ. ૧૭૧૨માં શાહઆલમને વિષ દઇને મારી નાખ્યો હતો.

પુતોએ-ખાસ કરીને રાઠોડ રાજપુતોએ આ સર્વ હોદ્દાઓ મુલ્લાંઓ અને કાઝીઓના હાથમાંથી છીનવી લીધા અને પોતાની સ્વર્ગીય સ્વાધીનતા પુનઃ પ્રાપ્ત કરી. જસવંતસિંહના મૃત્યુ પછી પ્રતાપી રાઠોડોએ મોગલોના ગ્રાસમાંથી પોતાના હોદ્દા પુનઃ પ્રાપ્ત કરી ઉત્તમ પ્રકારે તેની રક્ષા કરી હતી. અજિતસિંહે મારવાડમાં મોગલોનો સંપૂર્ણ પરાભવ કર્યો. રાજસ્થાનના ઉક્ત ત્રણે રાજ્યનું બળ સાંભર સરોવરના તટપર એકત્રિત થયું હતું. આ સરોવર મેવાડ, મારવાડ અને અંબરની વચ્ચે આવેલું છે. એમાંથી જે કાંઇ ઉપજ થાય છે તે ઉક્ત ત્રણ બળવાન રાજ્યો માંહોમાંહે વ્હેંચી લે છે.

રાજપુતોનું પરાક્રમ અને બળ ધીમે ધીમે વૃદ્ધિંગત થતુંજ ગયું. પાદશાહે અંતે તેમના ભીષણ બળની ગતિ રોકવા દ્દઢ પ્રતિજ્ઞા કરી. અમીર-ઉલ-ઉમરાઈ§ અજિતસિંહનો ગર્વ ચૂર્ણ કરવાને માટે પોતાની સેનાને સાથે લઇ યુદ્ધ કરવા આવ્યો. આ વખતે પાદશાહનો લખેલો એક ગુપ્ત પત્ર અજિતસિંહના હાથમાં પહોંચ્યો. પાદશાહે તે પત્રમાં લખ્યું હતું કે આ મગરૂર સૈયદની ખબર અચ્છી તરેહથી લેજો. પાદશાહે પોતાના સેનાપતિને શિક્ષા કરવાને માટે શત્રુને લખ્યુ હતું તેનું એક વિશિષ્ટ કારણ હતું. ફર્રૂખશીઅરે ઉક્ત ઉભય સૈયદ ભ્રાતાઓની સહાયથી શહેનશાહત પ્રાપ્ત કરી હતી તથાપિ તે બન્ને બંધુઓ તેને વારવાર દબાવતા હતા તેથી તે સારી પેઠે સમજી ગયો હતો કે હુ કાંઇ વિસાતમાં નથી, રાજ્યમાં મને કોઇ લેખામાં ગણતું નથી. તે સારી પેઠે જાણતો હતો કે મારો રાજ્યભોગ વિડમ્બના માત્ર છે. ઉભય સૈયદ ભ્રાતાઓની પ્રતિષ્ઠા દિનપ્રતિદિન વૃદ્ધિંગત થવા લાગી તેથી પાદશાહના મનમાં ભય ઉત્પન્ન થયો. તેણે સૈયદોની આગળ કરેલી પ્રતિજ્ઞા ભગ કરવાની ઇચ્છા તથા ચેષ્ટા કરી હતી, પરંતુ તેમ કરવાથી તો તે સૈયદ બંધુઓની અધિક ઉન્નતિ થઇ. આથી પાદશાહના સદેહ તથા ભયનો પાર રહ્યો નહિ. સૈયદોનો દર્પ ચૂર્ણ કરવાનો તથા સર્વ પ્રકારના ભયમાંથી મુક્ત થવાનો ઇતર કોઇ માર્ગ નહિ જોઈ અતે તેણે અજિતસિંહપર ગુપ્ત પત્ર મોકલ્યો+ પરંતુ તેનો ગુપ્ત ઉદ્દેશ પાર પડયો નહિ. રાઠોડ રાજ અજિતસિંહે ઉભય સૈયદોની સાથે સંધિ કરી લીધી, અને પાદશાહને નિયમિત કર તથા પોતાની કન્યા આપવાનો સ્વીકાર કર્યો. આ કાર્ય કરવાથી અજિતસિંહ મોગલોની સભામાં વિશેષ સામર્થ્યવાન થઈ ગયા હતા.

જે દિવસે મારવાડની રાજકુમારી સાથે ફર્રૂખશીઅરનો વિવાહ નિશ્ચિત થયો તે દિવસથી શ્વેત દ્વીપવાસી બ્રિટિશસિંહની પ્રભુતાનો માર્ગ નિષ્કટક થઈ ગયો. વિવાહ સબધ થવાની થોડા દિવસ પૂર્વે પાદશાહની પીઠમાં ભયંકર પાઠું નીકળ્યું. આ પાઠું બહુ વધી ગયુ. હકીમો અને વૈદ્યોએ તે પાઠું રૂઝાવવાને પુષ્કળ પ્રયત્નો કર્યા, પરંતુ તેમનો એક પણ પ્રયત્ન સફળ થયો નહિ. ધીમે ધીમે પાદશાહની પીડા અધિક વૃદ્ધિંગત થવા લાગી. વિવાહનો દિવસ નિકટ આવી પહોંચ્યો, તથાપિ તેને આરામ થયો નહિ. વિવાહનું મુહૂર્ત વ્યતીત થઇ ગયું, પરંતુ પાદશાહનો વ્યાધિ નિવૃત્ત થયો નહિ. તે અત્યંત દુર્બલ થઈ ગયો. પાદશાહની આવી અવસ્થા જોઈ સર્વને ઘણી ચિંતા થઇ. જે સામગ્રી પાદશાહના વિવાહને માટે તૈયાર કરવામાં આવી હતી તે તેની મરણ ક્રિયામાં ઉપયોગમા આવશે કે શું એવો સર્વને ભય પેદા થયો. સર્વ લોકો અત્યંત વ્યાકુળ થયા. લોકોએ ચારે તરફ તેની નિવૃત્તિનો ઉપાય શોધવા માંડયો. આ અવસરે બ્રિટિશ કંપનીનો સુરતમાં રહેતો એક દૂત પાદશાહની સભામાં આવી પહોંચ્યો. આ એક ઉત્તમ ડૉક્ટર હતો. ખાસ કરીને તે શસ્ત્રક્રિયામાં પૂર્ણ નિપુણ હતો. સર્વના પ્રયત્નો નિષ્ફળ થતાં પાદશાહે તેની પાસે ચિકિત્સા કરાવવાનો નિશ્ચય કર્યો. આ ચિકિત્સકનું નામ હૅમિલ્ટન હતું. મહાશય હૅમિલ્ટને પાદશાહનું આ ભયંકર દર્દ માત્ર થોડા દિવસોમાંજ નિવૃત્તિ કરી દીધું. આ ડૅાક્ટરની ઉત્તમ ચિકિત્સાથી આરોગ્ય પ્રાપ્ત કરી પાદશાહે મારવાડની મનમોહિનીની સાથે વિવાહ કર્યો. મોટી ધામધૂમ

§ હુસેનઅલ્લીએ અમીર-ઉલ-ઉમરાની અને તેના ભ્રાતા અબદુલ્લાખાંએ કુતુબ-ઉલ-મુલ્કની ઉપાધિ ધારણ કરી હતી.

+ પાદશાહ ફર્રૂખશીઅરે ગુપ્તરીતે સૈયદોનું અનિષ્ટ કરવાની જે ચેષ્ટા કરી હતી તે સૈયદો અત્યાર સુધી જાણતા નહોતા. અને તેથીજ તેઓ પાદશાહની તરફથી અજીતસિંહની સામે યુદ્ધ કરવાને ગયા હતા.

સહિત વિવાહનો સમારંભ સમાપ્ત થયો.‡ પછી પાદશાહે એક દિવસ મહાશય હૅમિલ્ટનને પોતાની પાસે બોલાવ્યા અને તેમને પ્રશ્ન કર્યો કે "આપને શું પારિતોષિક જોઇએ છે?" મહાનુભાવ હૅમિલ્ટને પ્રત્યુત્તર આપ્યો કે "જહાંપનાહ! મને દ્રવ્યની અપેક્ષા નથી, મને માનની અભિલાષા નથી અને ઉચ્ચ પદ્વીની પણ ઇચ્છા નથી. હું દૂરના દેશથી વાણિજ્ય કરવાને આવ્યો છું. આપના રાજ્યમાં અમને પગ મૂકવાનું પણ સ્થાન નથી. તો આ પ્રસંગે મારી માત્ર એટલીજ પ્રાર્થના છે કે જો આપ મારા પર અનુગ્રહજ કરવા ઇચ્છતા હો તો કોઈ ભૂમિનું દાન કરો અને અમારા વ્યાપારમાં અનુકૂળતા મળે એવો પરવાનો આપવાની કૃપા કરો." પાદશાહે સંતુષ્ટ થઇ તેમી પ્રાર્થના પૂર્ણ કરી. તે દિવસે આ વિશાળ ભારતક્ષેત્રમાં બ્રિટિશ પ્રભુતાનું જે બીજ રોપવામાં આવ્યું તે થોડા દિવસમાંજ અંકુરિત થઇ ગયું અને તેનું વિશાળ વૃક્ષ બની સમસ્ત ભારતવર્ષમાં ફેલાઇ ગયું. આજે તેજ વિશાળ વૃક્ષની છાયા નીચે અગણિત ભારત સંતાનો વિશ્રાંતિ લે છે. આ વૃક્ષનો કદિ પણ નાશ ન થાય એવી અમારી પ્રાર્થના છે.

પાદશાહ ફર્રૂખશીઅર મહાશય હૅમિલ્ટનનો ખરો સ્વદેશાનુરાગ તથા સ્વાર્થત્યાગ જોઇ અત્યંત વિસ્મિત થયો હતો. જો હૅમિલ્ટન ધારત તો તે અઢળક ધન પ્રાપ્ત કરત. પરંતુ તેણે પોતાના તુચ્છ સ્વાર્થનો ત્યાગ કરી પોતાના સ્વદેશબંધુઓ પર જે મહોપકાર કર્યો હતો તેનો ઉચિત બદલો તેને મળ્યો નહોતો. જે હૅમિલ્ટનના અસીમ માહાત્મ્ય અને સ્વાર્થત્યાગને લીધે ભારતવર્ષમાં આજે બ્રિટિશ સિંહનું અખંડ પ્રભુત્વ છે, તેને પોતાના સ્વદેશબંધુઓના તરફથી શું બદલો મળ્યો હતો? કાંઈ નહિ. શોકની વાત છે કે જે દિવસે ઉક્ત મહાત્માનું જીવનરૂપી પક્ષી તેના પવિત્ર દેહમાંથી ઉડી ગયું તે દિવસે તે મૃત શરીરને કલકત્તાના એક સાધારણ કબ્રસ્તાનમાં કાંઈ પણ દબદબા વિના દાટવામાં આવ્યું! ઉક્ત નિર્જન સ્મશાન ક્ષેત્રમાં તે મહાન બ્રિટનનો પવિત્ર દેહ પંચભૂતોમાં લીન થઇ ગયો. પરંતુ કોઇએ તેમના પ્રત્યે ઉચિત કૃતજ્ઞતા દર્શાવી નહિ!

મારવાડની રાજકુમારી સાથે સમ્રાટ્નો વિવાહ થયાથી સર્વ લોકોએ એમ ધાર્યું હતું કે તે રાજપુતોની સાથે સારો વ્યવહાર રાખશે, પરંતુ તેમની આં આશા ફળીભૂત થઇ નહિ. આ વિવાહ થયા પશ્ચાત્ થોડા દિવસમાંજ ફર્રૂખશીઅરે જજીઆવેરાની પુનઃ સ્થાપના કરી હતી. ઔરંગઝેબે આ જજીઆવેરો વસુલ કરવામાં જે કઠોરતા× વાપરી હતી તે કઠોરતા ફર્રૂખશીઅરે વાપરી નહોતી તથાપિ હિંદુ લોકો તો જજીઆવેરાનું નામ સાંભળતાંજ પુનઃ ક્રોધથી ઉન્મત્ત બની ગયા. મોગલોની ઉપર તેમનો જે થોડો અનુરાગ શેષ હતો તે પણ ફર્રૂખશીઅરે સ્થાપન કરેલા જજીઆવેરાથી નામશેષ થઈ ગયો. તેઓ યથાર્થ પ્રકારે સમજી ગયા કે મોગલો કદિ પણ હિંદુઓનું કલ્યાણ કરી શકનાર નથી. તેઓ હિંદુઓ ઉપર અત્યાચાર કર્યા વિના કદિ પણ રહેનાર નથી.

ઉક્ત ઉભય સૈયદ ભ્રાતાઓના સામર્થ્યનું હરણ કરવાને માટે ક્ષીણહૃદય ફર્રૂખશીઅરે ઔરંગઝેબના જુના વઝીર ઇનાયત ઉલ્લાખાંને પોતાનો દિવાન બનાવ્યો. એમ કહેવાય છે કે આ દિવાન દેશ, કાળ અને પાત્રાપાત્રનો વિચાર કર્યા વિના હિંદુ પ્રજાપર કઠોર અત્યાચાર કરવા લાગ્યો આ નવો દિવાન નિયુક્ત થતાંની સાથેજ પુનઃ જજીઆવેરાની સ્થાપના થઈ હતી. યદ્યપિ આ કર પ્રતિવર્ષની ઉપજ ઉપર

---

‡ આ વિવાહ ઘણી મોટી ધામધુમ સહિત થયો હતો. સર વૉલ્ટર સ્કૉટે આ વિવાહનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે:—

"અમીર-ઉલ-ઉમરાએ કન્યાની તરફથી ઉત્સવ કર્યો હતો. આ વિવાહ એવી મોટી ધામધુમથી થયો હતો કે આ સમય પૂર્વે હિંદુઓએ કદિ પણ આ પ્રકારની ધામધુમ જોઇ નહોતી. દીપકમાલાઓએ નક્ષત્ર મંડલીનો ઉપહાસ કરી પોતાની પ્રકાશિત જ્યોતિથી ચારે દિશાઓને વ્યાપ્ત કરી દીધી હતી. આ પ્રખર જ્યોતિની સમક્ષ સર્વ ગ્રહો પણ તેજોહીન બની ગયા હતા. અમીર-ઉલ-ઉમરાના મહાલયમાં વિવાહ કાર્યની પરિસમાપ્તિ થઇ હતી. તત્પશ્ચાત્ પાદશાહ અનેક પ્રકારનાં વાદ્યોના નાદ અને અનંત જયઘોષની વચ્ચે પોતાની નવીન બેગમને ધામધુમ સહિત પોતાના પાટનગરમાં લઇ આવ્યો હતો."

× પાદશાહ ફર્રૂખશીઅર ૨૦૦૦, ઉપર જજીઆવેરાના ૧૩ રૂપિયા લેતો હતો.

ઘણોજ ઓછો લેવામાં આવતો હતો, યદ્યપિ લૂલા, લંગડા અને દીન તથા દરિદ્ર લોકોને આ કરમાંથી મુક્ત રાખવામાં આવ્યા હતા, તથાપિ "આ કર કાફિરોની પાસેથી" લેવામાં આવતો હોવાથી હિંદુઓને ઘણું ખોટું લાગ્યું. આ દુનિયામાં એવો કોણ માણસ છે કે જે અન્યાયપૂર્વક લેવામાં આવતો કર ખુશીથી આપે ? હિંદુઓ પોતાના રાજાને મનુષ્ય નહિ પરંતુ દેવ ગણે છે, પરંતુ હિંદુઓ જજીઆવેરાથી પીડિત થઇને પાદશાહને હવે પિશાચ ગણવા લાગ્યા. અત્યાચારનું આ વૃત્તાંત સાંભળી આપણે સ્તંભિત થઇ જઇએ છીએ.*

રાજસ્થાનના બીજા નંબરના વિસ્તૃત રાજ્ય મારવાડમાં પણ જ્યારે આ કરની સ્થાપના કરવામાં આવી ત્યારે અમરસિંહના જાણવામાં આ વાત આવી અને તેથી તેઓ અત્યંત ક્રોધિત થયા. સંધિના કરારનો ભંગ કરવાને માટે મારવાડના રાજા અજિતસિંહને દૂર કરવામાં આવ્યા હતા, પરંતુ તેથી રાણા અમરસિંહ લેશ પણ હતાશ થયા નહિ. તેઓ પોતાનાજ બળ અને પોતાનાજ પરાક્રમ ઉપર ભરોસો રાખવા લાગ્યા. તત્પશ્ચાત્ તેઓ સમસ્ત રાજપુત જાતિની સ્વાધીનતા પ્રાપ્ત કરવાને માટે દૃઢપ્રતિજ્ઞ થયા. રાણાજી કેવા ચાતુર્ય અને કેવા ઉત્સાહથી પોતાનો સંકલ્પ સિદ્ધ કરવાને પ્રવૃત્ત થયા હતા તેનું એક વિશિષ્ટ પ્રમાણ પણ ઉપલબ્ધ થાય છે. એક સંધિપત્રજ આનું પ્રમાણ છે.§ પાદશાહ ફર્રૂખશીઅરે

* જજીઆવેરાની સ્થાપના થયા પૂર્વે દીર્ઘ કાળપર તેમગા (સ્ટાંપ કર) લેવામાં આવતો હતો. સંગ્રામસિંહની ઉપર બાબરે જય પ્રાપ્ત કરીને હિંદુઓ ઉપર આ કર લગાડયો હતો. જો કે આ કર જજીઆવેરાના જેવો સખ્ત નહોતો, તથાપિ હિંદુ લોકોના હૃદયમાં એથી વિદ્વેષ ઉત્પન્ન થતો હતો.

§ આ સંધિપત્ર "પ્રાર્થના પત્ર" ના નામથી પ્રસિદ્ધ થયું છે. તે નીચે પ્રમાણે છેઃ—

(૧) સાત સહસ્ર સ્વારોની મનસબદારી અમને આપવી.

(૨) પાદશાહના હાથના પંજાવાળા પ્રમાણપત્રથી એવી પ્રતિજ્ઞા સિદ્ધ થાય છે કે 'હવે પછી જજીઆવેરો રદ કરવામાં આવશે, અને તેને પુનઃ કદિ પણ સ્થાપન કરવામાં આવશે નહિ.' માટે કોઈ પણ પ્રકારે આ કર મેવાડમાંથી લેવો નહિ. તેને એકદમ રદ કરવો.

(૩) દક્ષિણને માટે જે એક હજાર રાઠોડ સ્વારોની સહાય લેવામાં આવે છે તે માફ કરવી.

(૪) મુસલમાનોએ હિંદુઓનાં જે ધર્મ મંદિરો તોડી નાંખ્યાં છે તે પુનઃ બંધાવી આપવાં અને હિંદુઓને સ્વતંત્રતાપૂર્વક પોતાના ધર્મની ચર્ચા કરવા દેવી.

(૫) મારા મામા, કાકા, ભ્રાતા અથવા સરદારો યદિ આપની પાસે આવે તો તેને કોઇ પણ પ્રકારનો આશ્રય અથવા ઉત્તેજન આપવું નહિ.

(૬) દેવલ, વાંસવાડા, ડુંગરપુર, શિરોહી તથા અન્યાન્ય ભૂમિપતિઓની ઉપર અમારૂં આધિપત્ય રહે, તેઓ બહારો બહાર આપની મુલાકાત કરી શકે નહિ, મારી મારફતેજ તેમની મુલાકાત થવી જોઇએ.

(૭) મારી પાસે જે ફોજ છે, તે સરદારોની છે; પાદશાહને જ્યારે આવશ્યકતા પડે ત્યારે નિયત સમયને માટે તે આપવામાં આવશે. જ્યાં સુધી અમારી સેના પાદશાહને સહાય કરવાને રહેશે ત્યાં સુધી તેના પગાર વગેરેનો ખર્ચ પાદશાહે આપવો જોઇએ અને કાર્ય સમાપ્ત થતાં તેનો સર્વ હિસાબ ચૂકવી દેવો જોઇએ.

(૮) મારા જે હકદાર, જમીનદાર, મનસબદાર પ્રભૃતિ સરદારો અંતઃકરણપૂર્વક અને ઉત્સાહથી પાદશાહની સેવા કરે છે, તેમની સૂચિ મારાપર મોકલી આપવી અને જે સરદારો પાદશાહની આજ્ઞા માન્ય નહિ કરે તેને હું દંડ કરીશ. પરંતુ મારા સરદારો જ્યારે પાદશાહના કાર્યને માટે ફરતા હોય ત્યારે તેમના દ્વારા લોકોની કૃષિ આદિની જે હાનિ થાય તેની જવાબદારી મારે શિર હોવી ન જોઇએ.

(૯) ફૂલિયા, મંગળગણુ, બેદનોર, બસાર, ગયાસપુર, પુરધર, વાંસવાડા અને ડુંગરપુર આ મહાલો અને તેના પાંચ હજાર સ્વારોની મનસબદારી મને આપવી જોઇએ. આ ૫૦૦૦ સ્વારો અતિરિક્ત સિંહાસનપર બેસતી વખત તથા સિન્દ્સિનીમાં જય પ્રાપ્ત કરતી વખત સ્વીકારેલા હજાર, હજાર,

મહારાણાની સાથે આ સંધિ કરી હતી. આ સંધિના બીજા કરારમાં જજીઆવેરો માફ કરવા સંબંધે ઉલ્લેખ છે.

આ સંધિપત્ર આદ્યોપાન્ત વાંચવાથી અઢારમી શતાબ્દીના પ્રારંભમા રાજપુતો અને મોગલોની અવસ્થા કેવી હતી તે ઉત્તમ પ્રકારે વિદિત થાય છે. સંધિનું નામ સાંભળતાંજ રાજપુત કુલ શિરોમણી અમરસિંહને અપમાન થયુ હોય એમ લાગે છે, પરતુ યદિ વિચાર કરવામાં આવે તો એ પ્રકારની ચિંતા શીઘ્ર દૂર થાય છે. આઠમો કરાર વાચવાથી સારી પેઠે વિદિત થાય છે કે આ સધિથી રાણાજીને કોઇ પણ પ્રકારની હાનિ થઈ નહોતી. કારણ કે એ કરારમાં રાણાજી પાદશાહના રક્ષક હોય એમ સૂચિત થાય છે. અમરસિંહને " સાત હજારી મનસબદાર " નિયુક્ત કરવામા આવ્યા હતા તે પરથી તેમની તેજસ્વિતા અને પ્રતિભાનુ પ્રમાણુ મળે છે. વળી તેમણે રાજ્ય ધન છોડી વનવાસ સ્વીકાર્યો હતો, પરતુ કોઇની આધીનતાનો સ્વીકાર કર્યો નહોતો. પરંતુ અનેક રાજપુતોના વિચાર તેમના વિચારથી ભિન્ન હતા. ક્ષણસ્થાયી લૌકિક સન્માનના સંબધમાં રાજસ્થાનના ઇતર દેશો મેવાડની સમાન કક્ષાએ પહોંચી ગયા હતા. પદની તુચ્છ લાલચથી સર્વ રાજપુતોએ મોગલોને પોતાના સ્વામી માન્યા હતા, અને મોગલો આધીન રાજપુતોને સન્માન આપતા હતા. પરંતુ સ્વાધીનતા અને જાતીય ગૌરવના બદલામાં જે સન્માન મળે તે શા કામનુ છે ? હજારો સન્માનોથી યુક્ત થઇ જેમને જેતાઓના જોડા ઉચકવા પડે તેમનુ આ જગતમાં શુ મહત્વ છે ? વળી જેતા તરફથી વિજિત જનને જે સન્માન મળે તેનું પ્રયોજન પણ શુ ? અને તેનો અર્થ પણ શુ ? આ સન્માન વિડમ્બના માત્ર છે. આ સન્માન અસારતા, કાયરતા અને પરાધીનતાનો પ્રકાશમાન આદર્શ છે. રાજસ્થાનના ઇતર સર્વ રાજપુતો આ સન્માનથી પોતાને સન્માનિત સમજતા હતા. પરંતુ વીરવર બાપ્પા રાવલના વંશજોએ આ સન્માનને ઠોકરે માર્યું હતું. આથી જો કે તેમને દારૂણ દુર્દશા પ્રાપ્ત થઇ હતી, તે છતા પણ તેઓ અધિક આદરને પાત્ર હતા. આ વાત ઉક્ત સંધિપત્રના બીજા કરારો વાંચવાથી પણ સુવિદિત થાય છે. આ કરારોમાં હિંદુઓની ધાર્મિક સ્વતંત્રતા, સીસોદીઆ કુલના પ્રાચીન સામંતો પર રાણાને અધિકાર મળવો, હરણ થયેલી સપત્તિ પુનઃ પ્રાપ્ત થવી આ ત્રણ બાબતો મુખ્ય હતી. આ સધિનુ પરિશીલન કરવાથી સ્પષ્ટ રીતે પ્રતીત થશે કે મોગલ કુલની સૌભાગ્યલક્ષ્મી ધીમે ધીમે તેમનો પરિત્યાગ કરતી જતી હતી. ભારતવર્ષની તે સમયની રાજકીય સ્થિતિનો વિચાર કરવાથી અમારા કથનની સત્યતા સમજાશે. વિશાળ દક્ષિણ દેશમા વીર મહારાષ્ટ્રીઓ શાહુરાજાને પોતાના નેતા બનાવી લૂંટફાટ કરી રહ્યા હતા. તેમના પ્રચડ બાહુબલથી અનેક રાજ્યો પાયમાલ થઇ ગયાં હતાં. પરતુ મહારાષ્ટ્રીઓ વિજિત રાજ્યો પર પોતાનો અધિકાર સ્થાપિત કરતા નહોતા. તેઓ નિષ્ઠુરતા અને ક્રૂરતાથી સર્વની પાસેથી માત્ર " ચોથ " અને " સર્દેશમુખી " વસુલ કર્યા કરતા હતા.

મોગલ શહેનશાહતની આ શોચનીય દુર્દશાના સમયમાં દિલ્લીની નિકટ વસતી એક બીજી પ્રજાએ પણ સ્વાધીનતા પ્રાપ્ત કરી લીધી હતી. આ જાતિનું નામ " જાટ " હતું. જાટ જાતિની ઉત્પત્તિ પ્રાચીન

---

સ્વારો મળી એકંદર ૭૦૦૦ સ્વારોની મનસબદારી મને મળવી જોઇએ. અને સિન્સિનીમાં વિજય પ્રાપ્ત થયો તે વખતે ૧૦૦૦ સ્વારો પૈકી પ્રત્યેકને પાંચ પાંચ ઘોડા આપવાનો જે સ્વીકાર કર્યો હતો તદનુસાર ઘોડા પણ મળવા જોઇએ.

(૧૦) ત્રણ કરોડ દામ ( ચાલીસ દામનો એક રૂપિયો થાય છે. ) પુરસ્કાર તરિકે મળવા જોઇએ. બે કરોડ સંધિપત્ર અનુસાર અને એક કરોડ દક્ષિણમાં મોકલેલી સેનાના વેતનના. ઉપર્યુક્ત બે કરોડ દામની તો અધુના મને અત્યંત આવસ્યકતા છે અને તેના બદલામાં શિરોહી પ્રાંત મને આપવાનો પાદશાહે સ્વીકાર કર્યો છે, માટે તે પ્રાંત શીઘ્ર મારા કબજામાં સોંપી દેવો જોઇએ.

(૧૧) હાલ મને નીચલા મહાલો મળવા જોઇએઃ—

ઇડર, કેકીમંડલ, જિહાજપુર, માલપુરે અને બીજો એક ( આ શબ્દની શાહી ઉડી જવાથી વાંચી શકાયો નહિ, તેથી આ મહાલનું નામ લખી શકાયું નથી.).

જિત કુલની શાખામાંથી થઇ છે. આ લોકો ચંબલ નદીના પશ્ચિમ તટ પર વસતા હતા. મોગલોનો કઠોર અત્યાચાર સહન કરીને આ જાટ લોકો ધીમે ધીમે પોતાનું બળ વધારતા જતા હતા. મોગલ સામ્રાજ્યની અધોગતિ જોઇ તેમણે તેમના અત્યાચારોનો બદલો લેવાને માટે પોતાનાં મસ્તક ઉન્નત કર્યાં અને ભારતવર્ષમાં પોતાની સ્વાધીનતાનો ડંકો વગાડી દીધો. એક વખત તે જાટોની ઉચ્ચ પતાકા દિલ્લીના સિંહદ્વારપર ફરકવા લાગી હતી. સિન્સીનીના ઘેરા પછી દીર્ઘ કાળ પર્યંત જાટોની પતાકા ત્યાં ફરકતી રહી. તદનંતર બ્રિટિશસિંહના ચાતુર્યથી જે દિવસે ભરતપુરનો કિલ્લો હસ્તગત કરવામાં આવ્યો તેજ દિવસે જાટ વીરોના મસ્તક પરથી વિજયમુકુટ ભૂમિપર પડી ગયો અને તેમની સ્વાધીનતારૂપી ધ્વજા ઉખડીને બ્રિટિશસિંહના ચરણોમાં પડી.

રાણા અમરસિંહના જીવનના અંતિમ ભાગમાં સંધિ થઈ હતી. આ સંધિ થયા પશ્ચાત્ થોડા દિવસોમાંજ તેઓ અમર ધામમાં ચાલ્યા ગયા. રાણા અમરસિંહ ચતુર અને પ્રજાહિતૈષી રાજા હતા. તેઓ પોતાના રાજ્યની સંપત્તિ ભારતવર્ષના સર્વવ્યાપક વિપ્લવ અને મોગલ રાજ્યની ભયંકર અરાજકતાની વચમાં પણ વૃદ્ધિંગત કરતા રહ્યા હતા. તેમણે પોતાના સન્માન તથા ગૌરવની રક્ષા ઉત્તમ પ્રકારે કરી હતી. કૃષિ અને કારીગરીની ઉન્નતિને માટે તેઓ પ્રજા જનોને મોટી સગવડો કરી આપતા તથા તેમને અત્યંત ઉત્તેજન આપતા હતા. મેવાડના સ્મારક સ્તંભો પરથી આ વાત સ્પષ્ટ રીતે વિદિત થાય છે. અને તે દ્વારા મહારાણા (દ્વિતીય) અમરસિંહની કીર્તિ ચિરકાળ પર્યંત ટકી રહેશે. આજ પર્યંત મેવાડવાસીઓ પ્રાતઃસ્મરણીય મહારાજાઓની પવિત્ર નામાવલી સાથે એમના નામનો પણ જપ કર્યા કરે છે. મેવાડવાસીઓની માન્યતા અનુસાર તે દેશમાં સીસોદીઆ કુલના ગૌરવશાલી અંતિમ મહારાણા અમરસિંહજ થયા છે. તેમના પરલોક ગમનની સાથે મેવાડની શોચનીય અધોગતિ થઇ અને ગૌરવાન્વિત સીસોદીઆ કુલનુ ઉન્નત મસ્તક અવનત થઇ ગયું.





# अध्याय १४ मो.

રાણા સંગ્રામસિંહ–મોગલ શહેનશાહતની અવનતિ–નિજામઉલમુલ્કે કરેલી હૈદરાબાદ રાજ્યની સ્થાપના–સમ્રાટ્ ફર્રૂખશીઅરની હત્યા–જજીઆવેરાનું રદ થવું–મહમદશાહનો રાજ્યાભિષેક–સૈયદખાં દ્વારા અયોધ્યાની પ્રાપ્તિ–મેવાડની શાસન પદ્ધતિ–રાણા સંગ્રામસિંહનું પરલોકગમન–રાણા સંગ્રામસિંહ વિષે ચાલતી કેટલીક વાતો–રાણા (દ્વિતીય) જગતસિંહનું સિંહાસન પર આરૂઢ થવું–મારવાડ અને અંબર સાથે સંધિ–મહારાષ્ટ્રીઓનું માલવા અને ગુજરાત પર આક્રમણ અને અધિકાર–નાદિરશાહનું આક્રમણ–દિલ્લીનું સત્યાનાશ–રાજપુતોની તે સમયની અવસ્થા–મેવાડની સીમા–રાજપુતોનો સંપ–બાજીરાવનું મેવાડ પર આક્રમણ–રાણાજી પર વાર્ષિક કર લગાડવો–અંબરનું સિંહાસન માધોસિંહને મળવામાં ઝઘડો–રાજમહલનું યુદ્ધ–રાણાનો પરાજય–મલ્હારરાવ હોલ્કર સાથે તેમણે કરેલી સંધિ–વિષપાનથી અંબરના ઈશ્વરીસિંહનો પ્રાણત્યાગ–રાણાનો પરલોકવાસ–તેમનુ ચરિત્ર.



જે દિવસે રાણા અમરસિંહ (દ્વિતીય) અમરધામમાં ગયા તેજ દિવસે સંગ્રામસિંહ મેવાડના સિંહાસન પર બેઠા. આ પવિત્ર નામ સાંભળતાંજ બાબરના પ્રચંડ વૈરી મહારાણા સગ્રામસિંહનું સ્મરણ થાય છે. તેનું સ્મરણ થતાંજ મેવાડનું ગત અને વર્તમાન ચિત્ર માનસિક દર્પણ પર પ્રતિબિંબિત થાય છે અને તેથી ચિત્ત આનંદ અને શોકના રસમાં ડૂબી જાય છે. આ પવિત્ર નામામૃતપાનથી હૃદય ઉન્મત્ત થઇને પ્રશ્ન કરે છે કે શુ આ તેજ સગ્રામસિંહ છે? જેણે તૈમૂરના વશજ વીરકેસરી બાબરના અસીમ પરાક્રમની ગતિ રોકી દીધી હતી તેજ સગ્રામસિહ શુ આ છે? સંધ્યા સમયે આરતી કરતી વખત રાજપુત લલનાગણ જેનું સ્મરણ કરે છે, ઘઉં દળતી વખત ઘંટી ફેરવતાં ફેરવતાં રાજપુત કુમારિકાઓ જેના વીરત્વનાં ગીતો ગાય છે, પ્રાતઃકાળમાં શય્યામાંથી ઉઠતી વખત રાજપુતગણ જેના પવિત્ર નામનો જપ કરે છે, ચિત્તોડના વિજયસ્તંભપર અને અરવલ્લી પર્વતમાલાના ગગનસ્પર્શી શૃંગોપર જેનું નામ કોતરવામાં આવેલું જણાય છે? તેજ સંગ્રામસિંહ આ છે? આ પ્રશ્નનો ઉત્તર કોઈ ગુપ્ત દેવતા ગંભીર સ્વરથી નીચે પ્રમાણે આપે છે "અપૂર્ણ મનુષ્યનું તેજ, વીર્ય, ગૌરવાદિ સર્વ અનિત્ય છે અને તેની અનિત્યતા સિદ્ધ કરવાને માટેજ બીજા સંગ્રામસિંહ રાણા પ્રથમ સંગ્રામસિંહના આસનપર વિરાજમાન થયા છે."

જે મહમ્મદશાહની સાથે તૈમૂરના વીરવંશનું પ્રકાશમાન ગૌરવ નષ્ટ થઇ ગયું અને જે અંતિમ મોગલ પાદશાહ થયો તેના સમયમાં મહારાણા સંગ્રામસિંહ સિંહાસનારૂઢ થયા. આજ પાદશાહના

સમય ( ઇ. સ. ૧૭૧૯-૩૪ ) માં મોગલ શહેનશાહતની અવનતિનો પ્રારંભ થયો. બાબરનું સિંહાસન તૂટીને છિન્નભિન્ન થવા લાગ્યું. તેના ટુકડાઓ ઉપર પાણીના પરપોટાની પેઠે નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યો સ્થાપિત થવા લાગ્યાં. મોગલો, પઠાણો, શિયા, સુન્ની, મહારાષ્ટ્રીઓ અને રાજપુતો એ સર્વે સ્વતંત્રાની ધ્વજા ફરકાવી અલ્પ સમયને માટે રાજ્યસુખ ભોગવવા લાગ્યા. પરંતુ અલ્પ સમય પશ્ચાત્ વિધિના લેખ અનુસાર હિમાદ્રિથી લઇને સિંહલદ્વીપ પર્યંત જળ, સ્થળ, પર્વત, વન સર્વ કંપાયમાન થયાં અને એક પ્રચંડ ઉપદ્રવ ઉત્પન્ન થયો. આ વખતે સાત સમુદ્ર પારથી થોડા બ્રિટન વીરોએ આવીને મુસલમાન, મહારાષ્ટ્રીઓ અને રાજપુતોનાં સિંહાસન જીતી લીધાં અને તેમણે એક વિશાળ સામ્રાજ્યની સ્થાપના કરી. મુસલમાનો. મહારાષ્ટ્રીઓ, શીખો અને રાજપુતો આજે તેજ વિરાટ સામ્રાજ્યના સિંહાસનની આગળ શિર ઝુકાવે છે.

ગુણ, ગૌરવ અને સ્વામિભક્તિ ઉપર ભરોસો રાખીને અભાગી મોગલ પાદશાહ જે કોઈ સેનાપતિ કિંવા પ્રતિનિધિને કોઇ દેશનો શાસનભાર સોંપતો હતો, તેજ સેનાપતિ અથવા પ્રતિનિધિ કૃતજ્ઞતાના પવિત્ર મસ્તકપર પદાઘાત કરીને વિદ્રોહરૂપી કલંકિત ઉપાયથી તે દેશનો સ્વતંત્ર સ્વામી બની બેસતો હતો. આ પ્રકારના ઘૃણિત ઉપાયોથી રાજ્ય હસ્તગત કરીને પણ જો તેઓ ત્યાંની પ્રજાનું ઉત્તમ પ્રકારે પાલન કરી શકત, જો તેઓ રાજ્યના દૃઢ સ્તંભરૂપી પ્રજાને પુત્રવત્ પાળત અને તેમના સુખ તથા સંપત્તિને વધારત તો તેમને તેમના ઉક્ત પાપનો કઠોર દંડ શીઘ્ર મળત નહિ. ઉક્ત વિશ્વાસઘાતી સેનાપતિઓ અને રાજપ્રતિનિધિઓ જો પ્રજાનું ઉત્તમ પ્રકારે પરિપાલન કરત તો હજી તેઓ બંગાળા, અયોધ્યા, તથા અન્યાન્ય રાજ્યોના અધર્મથી લીધેલા સિંહાસનપર અધિષ્ઠિત રહી શકત પરંતુ આ સૌ કરતાં મહારાષ્ટ્રીઓનો ઉદય આપણને વિશેષ આશ્ચર્યચકિત કરે છે. મહારાષ્ટ્રીઓનો ઉદય અકસ્માત્ થયો હતો. કોઈ દૈવી સામર્થ્યના પ્રભાવથી હિંદુ કુલચૂડામણિ મહારાજાધિરાજ શિવાજીએ દીન અને શાંત ધર્માધિકારીઓ તથા ખેડુતોને ચતુર રાજ કર્મચારી તથા રણવિશારદ સૈનિકો બનાવી દીધા હતા! આ વાત તો સત્ય છે કે હિંદુદ્વેષી મોગલ સામ્રાટ્ ઔરંગઝેબના ભીષણ અત્યાચારથી દુઃખિત થઇને વીરવર શિવાજીએ પોતાના સ્વદેશ બંધુઓને વીરમંત્રથી દીક્ષિત કરી રણનીતિમા કુશળ બનાવ્યા હતા. શિવાજીની મનોવાંચ્છના એટલા અલ્પ સમયમાં પરિપૂર્ણ થઈ હતી કે તેનું સ્મરણ થતાં પ્રત્યેક હિંદુનું હૃદય આનંદથી ઉન્મત્ત બની જાય છે. એવો કયો માણસ છે કે જે મહાત્મા શિવાજીને સ્વદેશોદ્ધારક માનીને તેને પૂજવાને માટે આગળ નહિ ધસશે? પરંતુ વીરવર શિવાજીના મહામંત્રનું તેમના વંશજોએ પાલન કર્યું નહિ એ ભારતવર્ષના અત્યંત દુર્ભાગ્યની વાત છે. જો તેઓ તેમના મહામંત્રને વિસરી ગયા ન હોત તો આજે પણ તેઓ મહાત્મા શિવાજીએ ઔરંગઝેબ પાસેથી છીનવી લીધેલા દેશમાં પોતાનો અધિકાર ચાલુ રહેલો જોઇ શકત. પરંતુ દુર્ભાગ્યને કોણ રોકી શકે એમ છે? વિધિના લેખ કોણ મિથ્યા કરી શકે એમ છે? નહિ તો વિજયી મરાઠાઓ બીજી નીતિ શામાટ ધારણ કરત? તેમનો વીરાચાર દુરાચારનું સ્વરૂપ શામાટે ધારણ કરત? મરાઠાઓ પોતાના અસીમ પરાક્રમથી જે રાજ્યને જીતી લેતા ત્યાં તેઓ પોતાની પ્રભુતા સ્થાપિત કરતા નહોતા, પરંતુ તેમાં લૂંટફાટ ચલાવી તેને પાયમાલ કરીને પોતાના દેશમાં પાછા ચાલ્યા જતા. તેમણે પ્રથમ જે સાહસ, ઉત્સાહ, ધીરતા અને શાંતિપ્રિયતા આદિ સદ્ગુણોનો પરિચય કરાવ્યો હતો, તે સર્વને દુર્ભાગ્યવશાત્ તેમણે પાછળથી તિલાંજલિ આપી અને તેને બદલે દુરાકાંક્ષા, કપટતા અને લૂંટફાટ પ્રભૃતિ ઘૃણિત દોષોને પોતાના ચારિત્ર્યમાં સ્થાન આપ્યું. જે દક્ષિણમાં તેમનો અખંડ પ્રતાપ પ્રસરી ગયો હતો, જ્યાં તેમની પોતાની માતૃભાષા બોલાતી હતી અને જ્યાં તેમના પોતાના રીતિ રિવાજો પાળનારી પ્રજા હતી તેજ દેશ જો તેમણે પોતાની આગલી શ્રેષ્ઠ રાજનીતિનું અવલંબન કરીને અક્ષત રાખ્યો હોત તો તે વિશાલ દેશમાંથી શ્રીમાન શિવાજી મહારાજનું રોપેલું વૃક્ષ કદિ પણ નાશ પામત નહિ. પરંતુ તેમની પ્રચંડ અભિલાષાજ તેમના નાશનું કારણ બની. તેમણે જ્યાં પાપમંત્રથી ઉત્સાહિત થઇને ઉત્તર તરફના ભાગ પર આક્રમણ કરવા માંડયું કે તરતજ તેઓ ભારતવર્ષના સર્વે હિંદુ રાજાઓનાં નેત્રોમાં કાંટાની પેઠે ખુચવા લાગ્યા; તેમનો માર્ગ કંટકમય બની ગયો. રાજપુતો અને મહારાષ્ટ્રીઓ ઉભય હિંદુ છે, ધર્મ અને જાતિના વિષયમાં તેમનામાં લેશ પણ ભેદ નથી, પરંતુ ઉભય પ્રજાના સ્વભાવમાં જેટલો અંતર દેખાય છે તેટલો અંતર રાજપુતો અને મુસલમાનોમા જણાતો નથી. મુસલમાનોના શાસનમાં અત્યાચાર અન્તર્ભૂત

રાજાઓએ મોગલ સમ્રાટ્‌ને વીરની પેઠે સાક્ષાત્ યુદ્ધક્ષેત્રમાં જવાની સલાહ આપી હતી. પરંતુ પાદશાહે અત્યંત ભીરૂ અને કાયર પુરૂષની પેઠે તેમની સલાહપર લક્ષ્ય આપ્યું નહિ. આથી ઉક્ત ઉભય રાજાઓ પણ તેનો પરિત્યાગ કરીને ચાલ્યા ગયા. ફર્રૂખશીઅર અત્યંત કાયર હતો. તે રાજપુત રાજાઓની સલાહને અમાન્ય કરી " જનાનખાના " માંજ રહેવા લાગ્યો. તેને પોતાની રક્ષાનો કોઈ ઉપાય સુઝયો નહિ અને તેને શત્રુની દયાપર અવલંબન કરવું પડયું. ક્રોધિત સૈયદોએ પાદશાહ પર કહેણુ મોકલ્યું કે "તમારા વિશ્વાસુ રાજપૂતોને દૂર કરો અને અમારા એક સેનાપતિને દુર્ગમાં પ્રવેશ કરવા દો. જો આમ કરશો તો અમે તમારાપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરીશું નહિ. "

અભાગી ફર્રૂખશીઅરની સર્વ આશાઓ નષ્ટ થઈ ગઇ. તેણે ધાર્યું હતું કે શત્રુગણ મહાલયમાં પ્રવેશ કરીને કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરશે નહિ. આવા વિચારથી તે જનાનખાનામાં બેગમોના ખોળામાં બેસી રહ્યો. પરંતુ તેની ધારણા ખોટી પડી. " શ્યામ વસ્ત્રધારિણી વિભાવરી ( રાત્રિ ) કરાળ વેષ ધારણ કરી જગત્‌માં આવી પહોંચી અને તેમાં પાદશાહનું ભાગ્ય પણ લોપ થઈ ગયું દુર્ગનું દ્વાર બંધ થયું. પાદશાહનો કોઇ પણ મિત્ર કિલ્લામાં રહી શક્યો નહિ. કેવલ વઝીર અને અજીતસિંહ ત્યાં હતા. ભયંકર સ્વરૂપવાળી રાત્રિ નગરવાસીઓને અનેક પ્રકારના ભય દર્શાવવા લાગી. સર્વ માણસોને અત્યંત ચિંતા થઇ. મહાલયમાં શું થાય છે તેની કોઇ પણ મનુષ્યને ખબર નહોતી. બીજી તરફ અમીર–ઉલ–ઉમરા દશ સહસ્ત્ર મરાઠા સૈનિકોને લઇને ઉભો હતો. ઉષાના રાતા રંગે નવા દિવસની વધામણી પણ કહી અને સાથે સાથે ફર્રૂખશીઅરની દુર્દશા પણ ગંભીર નાદથી પોકારીને જગત્‌ને જણાવી. સર્વની આશા નષ્ટ થઈ. ફર્રૂખશીયર પદભ્રષ્ટ થયા પશ્ચાત્ રફે–ઉલ–દિર્જાત દિલ્લીના તખ્તપર બેઠો." પ્રાચ્ય દેશના રાજાઓ પદભ્રષ્ટ થયા કે તરતજ તેમની ઘોર દુર્દશાની શરૂઆત થાય છે. હતભાગી ફર્રૂખશીઅરના સંબંધમાં પણ તેમજ બન્યું. બંદી લોકોએ જ્યારે નવીન પાદશાહને " ઉમ્રદરાજહો " એવો આશીર્વાદ આપ્યો ત્યારે હતભાગી ફર્રૂખશીઅરના ગળાપર ધનુષની દોરી લાગી રહી હતી.+

તખ્તપર બેસતાંની સાથેજ નવીન પાદશાહે અજીતસિંહ તથા ઇતર રાજાઓને સંતુષ્ટ રાખવાનો વિચાર કર્યો અને તેણે જજીઆવેરો કાઢી નાખ્યો. રાજપુતોને પ્રસન્ન રાખવાને માટે ચતુર સૈયદોએ પાદશાહના દિવાન ઈનાયત ઉલ્લાખાંને પદચ્યુત કરીને તેના સ્થાનપર એક રાજપુતને નિયુક્ત કર્યો. આ નવા દીવાનનું નામ રાજા રત્નચંદ્ર હતું. રફે–ઉલ–દિર્જાત કેવળ ત્રણ માસ પર્યંત સિંહાસન ભોગવીને પરલોકવાસી થયો. તેને ખાંસીનો રોગ હતો અને તેથીજ તેનું મૃત્યુ થયું. તેના મૃત્યુ પછી બીજા પણ બે પાદશાહો અલ્પ કાળ પર્યંત રાજ્યસુખ ભોગવીને સંસારની રંગભૂમિ પરથી વિદાય થઇ ગયા. ત્યાર પછી બહાદુરશાહનો જ્યેષ્ઠ પુત્ર રોશનઅખ્તર મહમ્મદશાહ નામ ધારણ કરીને ઇસ્વીસન ૧૭૨૦ માં દિલ્લીના તખ્તપર બેઠો. મહમ્મદશાહે એકંદર ત્રીસ વર્ષ પર્યંત રાજ્ય ભોગવ્યું. એનાજ સમયમાં મોગલ સામ્રાજ્યની સંપૂર્ણ અવનતિ થઈ. રાજ્યમાં અનેક પ્રકારના બખેડા થયા, તેથી આ વિશાળ દેશ છિન્નભિન્ન થઈ ગયો. આવી અવ્યવસ્થા જોઈ આ સમયને એક અમૂલ્ય સંધિ માની મરાઠાઓ જ્યાં ત્યાં લૂંટફાટ કરવા લાગ્યા. અને પહાડી અફઘાનોએ પણ ભારતવર્ષપર આક્રમણ કર્યું મરાઠાઓના હાથથી બચેલા ભાગને અફઘાનોએ લૂંટીને પાયમાલ કર્યો.

---

મુલ્કની સાથે મળી ગયા. કુતબઉલમુલ્કે તેમને કેટલીક સેના આપીને તેમને અજીતસિંહની સાથે મુકામ કરવાનું કહ્યું. રાવ રાજાએ તેમજ કર્યું. કોટાના ભીમસિંહની સેના આવી. તેની સાથે એક યુદ્ધ થયું. આ યુદ્ધમાં જયસિંહ હાડા માર્યા ગયા, અને રાવ રાજા ભયભીત થઈ અલીવર્દીખાંની છાવણીમાં નાશી ગયા. તેને સહાય કરવાને માટે મેં સેના મોકલી. પાદશાહે હમામખાના અને તોશાખાના સૈયદોને આપી દીધાં. સૈયદોએ પોતાની ઇચ્છા પ્રમાણે સર્વ વસ્તુઓ હજમ કરી છે અને અદ્યાપિ કરે છે. સૈયદોને તો આપ સારી રીતે ઓળખો છો. હવે હું સ્વદેશ તરફ પ્રયાણ કરૂં છું. હજુરને ( રાણાજીને ) ઘણી વાતો મોઢા મોઢ કહેવાની છે. પરંતુ તે પૂર્વે તમારે મને મળવાને આવવું. ઇતિ. ફાલ્ગુન શુકલપક્ષ ૯ સંવત્ ૧૭૭૫ ( ઇ. સ. ૧૭૧૯ )

+ અપરાધીને મારી નાખવાને માટે મુસલમાન લોકો તેના ગળામાં ધનુષની દોરીનો ફાંસો નાખે છે.

એક તો રાજ્યમાં અનેક પ્રકારના ઉપદ્રવો થઇ રહ્યા હતા એવામાં ક્રૂર સૈયદો પ્રજા ઉપર કઠોર અત્યાચાર કરવા લાગ્યા. આથી ભારતવર્ષની દુર્દશાનો પાર રહ્યો નહિ. સૈયદોપર નિઝામ અત્યંત અપ્રસન્ન થયો*

અમે પૂર્વે કહી ચૂકયા છીએ કે નિઝામ એક ચતુર સેનાપતિ હતો. માલવાનો ઉદ્ધાર કરવામાં અને શ્રી વૃદ્ધિ કરવામાં તેણે અત્યંત ચાતુર્યથી કામ લીધું હતું. આથી ઉભય સૈયદ ભ્રાતાઓ તેનાપર અત્યંત અપ્રસન્ન થયા. પરસ્પર વૈર થઇ ગયું. સૈયદોએ પોતાને હાથેજ પોતાની દુર્દશા કરી. તેમણે દુરાચારથી ભારતવર્ષમાંથી મોગલ સામ્રાજ્યનો લોપ કર્યો. તેઓ ગર્વથી ઉન્મત્ત બની પોતાની સત્તા અચળ રાખવાને માટે જેને જેને પાદશાહ બનાવતા હતા તે સર્વ અયોગ્ય નીવડતા હતા. આથી ઉક્ત ઉભય ભ્રાતાઓ દ્વારા પ્રજાનુ લેશ પણ કલ્યાણ થઈ શકયું નહિ. તેમના બનાવેલા પાદશાહો કાષ્ટનાં પુતળાંની પેઠે સિંહાસનપર બેસી રહેતા હતા. તેમને કોઈ પાદશાહ માનતું નહોતું. પ્રજાની તેમના પરની ભક્તિ ઉઠી ગઈ હતી. અમીર ઉલ ઉમરાએ પાદશાહ એ એક અર્થશૂન્ય નામ છે એમ પ્રકાશિત કરવાથી સર્વે લોકો સ્વાધીનતાની મોજ લૂંટવા લાગ્યા. ચતુર નિઝામે આજ વખતમાં પોતાને સ્વતંત્ર રાજા તરિકે જાહેર કર્યો અને અસીરગઢ તથા બરાનપુર એ ઉભય દુર્ગોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી પોતાનું બળ વધાર્યું. ઉક્ત સૈયદોના હૃદયમાં અનેક પ્રકારના ભય તથા શંકાનો ઉદ્‌ભવ થવા લાગ્યો. સ્વાર્થ-રક્ષાનો કોઈ પણ ઉપાય નહિ જડયાથી તેમણે રાજપુત સામંતોની+ સહાય માગી. કોટા ને નરવરના રાજાઓ નિઝામને પરાજિત કરવાને માટે પોતાના સરદારો તથા સામંતોને પોતાની સાથે લઇને નર્મદા નદીના તટપર આવ્યા. પરંતુ ઉક્ત રાજપુત રાજાઓ સંગ્રામવિશારદ નિઝામની પ્રચંડ સેનાને રોકી શકયા નહિ અને નર્મદાતટેજ નિઝામના ક્રોધાગ્નિમા કોટાનો રાજા ભસ્મ થઇ ગયો.

મોગલોના હાથમાંથી હૈદરાબાદનું રાજ્ય છૂટું પડતાંજ અયોધ્યા પણ સ્વતંત્ર થઈ ગયુ. ચતુર

---

* રાજા જયસિંહે આ સંબંધમાં રાણાજીના મંત્રી બિહારીદાસપર એક પત્ર લખ્યો હતો. આ પત્રનો થોડા ભાગનો અનુવાદ અત્રે આપવામાં આવે છેઃ—

" આપે લખ્યું છે કે રાણાજી સેનાને માટે રૂપિયા મોકલે છે, એમાં મારો કાંઈ હિસાબ નથી. ઉંટપર લાદીને રૂપિયા સત્વર મોકલી દો. નવાબ નિઝામ-ઉલ-મુલ્ક ઉજ્જનથી શીઘ્ર યાત્રા કરે છે અને જબીલારામ અહીંઆં આવે છે. આગ્રાથી એવા સમાચાર મળ્યા છે કે તે કાલ્પી નદી ઉતર્યો છે. દિવાનજીને કહેજો કે સત્વર ફોજ લઇને મળે. વિલંબ થવો નહિ જોઇએ. દ્રવ્ય પાસે હોવાથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે. ભાદ્રપદ સુદ ૪ સંવત્ ૧૭૭૬ (ઇ. સ. ૧૭૨૦)

+ નાગોરના રાજા ભક્તસિંહે રાણાજીના મુખ્ય મંત્રી બિહારીદાસપર જે પત્ર લખ્યો હતો તે વાંચવાથી આ વિષે પુષ્કળ હકિકત મળશે.

આ પત્ર નીચે પ્રમાણે છે:—

" આપનો પત્ર મળ્યો. વાંચી પ્રસન્ન થયો. શ્રી દિવાનજી સાહેબનો પત્ર પણ યથાસમયે મને મળ્યો. તેમનો મનોભાવ હું સમજી ગયો છું. આપ કહો છો કે ઉભય નવાબોજ (સૈયદ ભ્રાતાઓ) રણક્ષેત્રમાં આવ્યા છે. પેલા બે મહારાજાઓ (કોટા અને નરવરના મહારાજાઓ) પણ તેમને જઇ મળ્યા છે અને તમારી સેના પણ તેમને સહાય કરવાને માટે જવાને તૈયાર થઈ છે. કારણ કે જૂની મિત્રતા શી રીતે નષ્ટ થાય ? સર્વ વાત જાણી, પરંતુ નવાબોમાંથી કોઈ પણ રણક્ષેત્રમાં જશે નહિ અને કોઇ પણ રાજા દક્ષિણની યાત્રા કરશે નહિ. તે સર્વ નિશ્ચિંત થઈ ઘેર બેસીને મોજ ઉડાવશે. પરંતુ યદિ નિરૂપાયે નવાબોને રણક્ષેત્રમાં જવાની આવશ્યકતા પડે તો તેનાજ પક્ષનું અવલંબન કરશો. તે પક્ષ અતિરિક્ત યદિ કોઈ અન્ય પક્ષને સહાય કરશો તો તમે વિપત્તિમાં આવી પડશો. ઠીક, જે ઘટના બનશે તે હું આપને નિવેદન કરતો રહીશ. આ વખતે સાવધાન રહેજો. આપણું હિત સાધવાને માટે જો આપણામાંજ સામર્થ્ય હોય તો તેનો યશ બીજાને ખાટી જવા દેવો ઉચિત નથી. આપ જ્ઞાતા છો, અને સંકેતથી સર્વના મનોભાવ જાણી શકો છો. જ્યાં આપના જેવા કર્મચારી વિદ્યમાન છે, ત્યાં કોઇ પણ પ્રકારની વિપત્તિનો સંભવ નથી. "

સાદતખાં (સૈયદખાં)એ આ સ્વતંત્ર રાજ્ય સ્થાપિત કર્યું હતું.* જે સમયે નિજામે સ્વતંત્રતાનો ઝુંડો ઉઠાવ્યો તે સમયે સાદતખાં વિયાના દુર્ગનો રક્ષક હતો. સૈયદોનો ગર્વ તોડવાને માટે મહમ્મદશાહે તેને દિલ્લીમાં બોલાવ્યો. પાદશાહની આજ્ઞા પ્રાપ્ત થતાંજ સાદતખાં અમીર ઉલઉમરાનો સંહાર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. હૈદરખાં[૧] નામના એક વિશ્વાસઘાતી માણસે ગુપ્ત રીતે અમીર ઉલઉમરાના હૃદયમાં કટાર મારીને તેનો સંહાર કર્યો. મહમ્મદશાહ આ વખતે તંબુમાં હતો. અમીર ઉલઉમરાના મૃત્યુના વર્તમાન પ્રાપ્ત થતાંજ તે તેના ભ્રાતા અબદુલ્લાને બંદીવાન બનાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. દુષ્ટ વઝીરને આ વર્તમાન મળ્યા કે તેણે તરતજ દિલ્લીના સિંહાસન પર ઇબ્રાહીમ નામના એક માણસને બેસાડયો અને મહમ્મદશાહની ગતિ રોકવાને માટે તેની સામે યુદ્ધ કરવાને ચાલ્યો. આ સંગ્રામમાં રાજપુત લોકોએ કોઇ પણ પક્ષ તરફથી શસ્ત્ર ગ્રહણ કર્યાં નહોતાં. ઉભય દલો મેદાનમાં આવીને ઉભા રહ્યાં. યુદ્ધનો પ્રારંભ થયો. બન્ને દલો અત્યંત ઉત્સાહપૂર્વક લડવા લાગ્યાં. દિવાન રાજા રત્નચંદ્રનો શિરચ્છેદ આ યુદ્ધમાં થવાથી તેના પક્ષના માણસોમાં હાહાકાર વર્તી રહ્યો. તેઓ પોતાના શત્રુઓની સામે વૈર લેવાના ઇરાદાથી બમણા ઉત્સાહપૂર્વક લડવા લાગ્યા. તેમના શત્રુઓએ પણ તેટલાજ શૌર્યથી તેમની સામે ટક્કર ઝીલી. દીર્ઘ સમય પર્યંત યુદ્ધ ચાલ્યા પશ્ચાત્ પાદશાહના સૈન્યના સેનાપતિ સાદતખાંએ વઝીરને પકડીને મહમદશાહની સમક્ષ રજુ કર્યો. પાદશાહે તરતજ તેને ફાંસીએ લટકાવી આ લોકથી વિદાય કર્યો.[૨] સાદતખાંના આ કાર્યથી પાદશાહ તેના પર અત્યંત પ્રસન્ન થયો. તેણે તેને બહાદુરજંગની ઉપાધિ આપી અને અયોધ્યાનું રાજ્ય સમર્પણ કરી દીધુ. રાજપુત નૃપતિઓ પાદશાહને વિજય મળ્યો તેટલા માટે તેને અભિનંદન આપવાને ગયા. રાજપુત રાજાઓએ આ સમયે કોઇનો પણ પક્ષ ગ્રહણ કર્યો નહોતો તે માટે પાદશાહ તેમના પર અત્યંત પ્રસન્ન થયો અને પારિતોષિક તરીકે જોધપુર તથા અંબરના રાજાઓને કેટલાક પ્રગણાંઓ આપ્યાં.[૩] ગીરધરદાસે[૪] મહારાષ્ટ્રીઓને આગળ વધતા અટકાવ્યા હતા તેથી તેને માળવા પ્રાંત અર્પણ કરવામાં આવ્યો. અને નિજામને વઝીર બનાવવાને માટે હૈદરાબાદથી બોલાવવામાં આવ્યો.

જ્યારે ભારતવર્ષના અન્ય ભાગોમાં રાજકીય વિપ્લવો થતા હતા ત્યારે મેવાડની સ્થિતિ તેથી ભિન્ન પ્રકારનીજ જણાતી હતી. જે વખતે મેવાડની આસપાસના રાજપુત રાજાઓ મોગલ સામ્રાજ્યની અવ્યવસ્થાનો લાભ લઇ પ્રસંગાનુસાર પોતાનાં રાજ્યો દૃઢ કરતા હતા તે વખતે મેવાડના રાણા આળસમાં પોતાનો સમય વ્યતીત કરતા હતા. બીજા રાજાઓની ઉન્નતિ થયેલી જોઇને પણ તેમના દિલમા અસંતોષ ઉત્પન્ન થતો. નહોતો. અંબરનુ રાજ્ય યમુના નદીના તટ પર્યંત ફેલાઇ ગયુ હતું. આ તરફ મારવાડના રાજા અજીતસિંહે

* "સાદતખાં એક ખોરાસાની સોદાગર (વ્યાપારી) હતો." તે સ્વપ્રયત્નથી સેનાપતિના પદ પર નિયુક્ત થઇ અંતે અયોધ્યાનો નવાબ બની બેઠો હતો.

૧ હૈદરખાં અથવા મીર હૈદર એક અસભ્ય અને ક્રૂર માણસ હતો. હુસેનઅલ્લીને મારી નાંખવાને માટે તે એક અરજી હાથમાં લઇ માર્ગની એક બાજુએ ઉભો રહ્યો. હુસેનઅલ્લી પાલખીમા બેસીને પોતાના માણસોની સાથે તે માર્ગ દ્વારા જવા લાગ્યો. આ વખતે હૈદરખાંએ પોતાનો હાથ ઉંચો કરી પોતાની અરજી તેને બતાવી. અમીર-ઉલ-મુલ્કે તેને પોતાની નિકટ આવવાને કહ્યુ. તેની આજ્ઞા મળતાંજ તે તેની નિકટ ગયો અને પોતાની અરજી વઝીર સાહેબના હાથમાં આપી દીધી. વઝીર સાહેબ ધ્યાનપૂર્વક તેને વાંચવા લાગ્યા. આજ વખતે હૈદરે પોતાની કટાર તેના હૃદયમાં ઘોચી દીધી. તરતજ હુસેનઅલ્લીનું મૃત શરીર પાલખી પરથી નીચે તૂટી પડયું. આ ઘટના જોઇ વઝીરના અનુચરો અત્યંત ક્રોધિત થયા અને તેમણે તરતજ હૈદરના ટુકડે ટુકડા કરી નાંખ્યા."

Elphinstone's History of India P. 694.

૨ મી. એલ્ફીન્સ્ટન જણાવે છે કે "સૈયદ પરમ પવિત્ર વંશમાં ઉત્પન્ન થયો હતો તેથી પાદશાહે તેનો વધ કરાવ્યો નહોતો."

૩ આ પ્રસંગે જયસિંહને આગ્રા અને અજીતસિંહને ગુજરાત તથા અજમેર મળ્યાં હતાં.

૪ ગીરધરદાસ રત્નચંદ્રના પ્રધાન કર્મચારી જુબીલરામના પુત્ર હતા. તેઓ જ્ઞાતે નાગર બ્રાહ્મણ હતા.

અજમેરના દુર્ગ પર પોતાની વિજયપતાકા ફરકાવી દીધી હતી અને ગુજરાતના રાજ્યને છિન્નભિન્ન કરી મરૂભૂમિથી દ્વારકાં પર્યંત પોતાની વિજયી સેના લઇ ગયો હતો. આ વખતે મેવાડના રાણામાં કિંચિત્ પણ ઉત્સાહ જણાતો નહોતો. મેવાડના રાણા નિશ્ચિંત થઇ પોતાના* જૂના સામંતોથીજ સંતુષ્ટ રહેતા હતા. તેના આ પ્રકારના પ્રમાદનું કારણ શોધવાને આપણે દૂર જવું પડશે નહિ. કેવળ એકજ વાર મેવાડના રાણાઓની પ્રાચીન રાજનીતિ તપાસવાથી એનું સત્ય કારણ સ્પષ્ટ રીતે સમજાઇ જશે. જે રાજનીતિ અને જે આચાર અચળ રાખવાને માટે ગિહ્લોત વીરગણોએ પ્રસન્નતાપૂર્વક પોતાના હૃદયનું રૂધિર અર્પણ કર્યું હતું તે રાજનીતિ અને તે આચારમાં કદાચ વિઘ્ન ઉપસ્થિત થાય અને આપણે કદાચ મુસલમાન પાદશાહની સાથે સંબંધ રાખવો પડે એવા ભયથી તેઓ પોતાનું રાજ્ય વધારવાનો પ્રયત્ન કરતા નહોતા. તેઓ રાજ્યચાતુર્યના અભાવનો દોષ વ્હોરી લેવાને ખુશી હતા. પણ પોતાની પ્રાચીન રાજનીતિ અને આચારને તિલાંજલિ આપવાને તત્પર નહોતા. આજ કારણથી તેમના રાજ્યની સીમા વૃદ્ધિંગત થઇ નહોતી. વળી બે સામંત કુલોની વચ્ચે દારૂણ વૈર થયું હતું તેથી વારંવાર તેઓ ઝઘડા ટંટા કરીને મેવાડનું સામર્થ્ય ન્યૂન કરી નાંખતા હતા. અહીંઆં આ વિષે એક ઉદાહરણ આપીશું.

સાહસિક શકતાવત સરદાર જેતસિંહે રાઠોડોના હાથમાંથી ઇડરનું રાજ્ય જીતી લઇ કોળીવાડાના ડુંગરાળ પ્રદેશ પર્યંતની સમસ્ત ભૂમિપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. પછી તેઓ ઇતર દેશો જીતવાને આગળ જતા હતા એવામાં મહારાણાએ તેમને પાછા ફરવાની આજ્ઞા કરી. આથી જેતસિંહનું કાર્ય અપૂર્ણ રહી ગયું. તેમના પ્રતિસ્પર્ધી ચંદાવત સરદારે દ્વેષભાવથી મહારાણાની આગળ જેતસિંહની નિંદા કરી હતી અને તેથી મહારાણાએ તેમને પાછા આવવાની આજ્ઞા ફરમાવી હતી. આ પ્રકારના પરસ્પર દ્વેષ તથા માંહોમાંહેના વૈરભાવથી મેવાડની અંતઃશક્તિ ઘણી ઓછી થઇ ગઇ હતી. આ વખતે મેવાડનો કોઇ પણ સામંત પોતાના રાજ્યમાં દુર્ગ બંધાવી શકતો નહોતો, કારણકે કોઇ પણ સામંતને ત્રણ વર્ષથી અધિક સમયને માટે પટો મળતો નહોતો. ભરણપોષણને માટે તેને ભૂમિ મળતી હતી અને પર્વતમાલા કિલ્લાની ગરજ સારતી હતી. વળી મેવાડ રાજ્યની સીમાપર જે કિલ્લાઓ બંધાવવામાં આવ્યા હતા તે દ્વારા શત્રુઓના પંજામાંથી તેમનું રક્ષણ થતું હતું. જેમ જેમ મોગલ સામ્રાજ્ય ઘટતું ગયું તેમ તેમ મેવાડનિવાસીઓ પોતાના રક્ષણને માટે બેદરકાર બનતા ગયા. પરંતુ માત્ર થોડાજ વખતમાં જ્યારે કઠોર મરાઠાઓ અને પઠાણો પ્રચંડ વેગથી મેવાડમાં ઘુસવા લાગ્યા ત્યારે વ્યાકુળ થઇ તેમણે પોતાના દેશમાં ઠામ ઠામ કિલ્લાઓ બંધાવી દીધા.

રાણા સંગ્રામસિંહે અઢાર વર્ષ પર્યંત રાજ્ય કર્યું. તેના સમયમાં મેવાડનું સન્માન અડગ રહ્યું હતું. શત્રુઓએ મેવાડનો જે ભાગ લઈ લીધો હતો તે પુનઃ મેવાડમાં સંયુક્ત કરી દેવામાં આવ્યો. રાણાજીએ બિહારીદાસ પાંચોલીને પોતાનો દિવાન બનાવ્યો હતો તે પરથી તેમની દૂરદર્શિતા તથા તીક્ષ્ણબુદ્ધિનો આપણને સારો પરિચય મળે છે. બિહારીદાસના જેવો ચતુર અને વિશ્વાસુ મનુષ્ય મેવાડમાં પૂર્વે કદિ મંત્રી પદપર નિયુક્ત થયો નહોતો. આ વાતની સત્યતા તેમના સમકાલીન રાજાઓના લખેલા પત્રો વાંચવાથી ઉત્તમ પ્રકારે સમજાશે. બિહારીદાસે ત્રણ રાણાઓના શાસનકાળ પર્યંત પોતાનું મંત્રીપદ ઉત્તમ પ્રકારે જાળવી રાખ્યું હતું. પરંતુ મહારાણા સંગ્રામસિંહનું મૃત્યુ થતાં મેવાડપર મહારાષ્ટ્રીઓનું જે આક્રમણ થયું તેની તીક્ષ્ણ ધારને પંચોલી મંત્રીની હજારો યુક્તિઓ કોઈ પણ પ્રકારે રોકી શકી નહિ.

મહારાણા સંગ્રામસિંહના ઉત્તમ ચરિત્રની અનેક વાતો સુપ્રસિદ્ધ છે. તે પરથી જણાય છે કે પ્રજાપાલન, ગૃહપાલન પ્રભૃતિ સર્વે બાબતોમાં મહારાણા સંપૂર્ણ રીતે પારદર્શી હતા. તેઓ વિજ્ઞ, ન્યાયી અને દૃઢપ્રતિજ્ઞ હતા. તેઓ જે કાર્યનો પ્રારંભ કરતા તેને સંપૂર્ણ કર્યા વિના છોડી દેતા નહિ. તેઓ રાજકીય અને વ્યાવહારિક સર્વે પ્રકારના કાર્યોમાં કુશળ હતા. જે કામમાં વૃથા અત્યંત ખર્ચ થતો તેની પૂરી તપાસ કરી તેઓ તે ખર્ચ કમી કરી નાખતા હતા. મહારાણાના ચરિત્ર સંબંધે કેટલાંક કથનો આગળ લખવામાં આવે છે.

---

* ડુંગરપુર અને વાંસવાડા પણ આમાં અભિપ્રેત હતાં.

**પહેલી કથા**–મેવાડના પ્રથમ શ્રેણીના ચૌહાણોમાં કોટારિયાના ચૌહાણ પણ ગણવામાં આવે છે. આ ચૌહાણોને રાજસભામાં વિપુલ માન મળતું હતું. એક વખતે આ ચૌહાણોના સરદારે મહારાણાને રાજપોષાક અધિક મૂલ્યવાન બનાવવાની પ્રાર્થના કરી. મહારાણાએ તેની આ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. કોટારિયાના ચૌહાણોના આનંદની સીમા રહી નહિ. તેમનો સરદાર પણ અત્યંત ફુલાઈ ગયો. તેની પ્રાર્થનાનો મહારાણાએ સ્વીકાર કર્યો. તેથી હર્ષથી ફુલાઇ જઇ તે પોતાને સહસ્રવાર ધન્યવાદ આપવા લાગ્યો. તે આનંદોન્મત્ત બની પોતાને ઘેર ચાલ્યો ગયો. પરંતુ આ તરફ મહારાણાએ પોતાના મંત્રીને બોલાવી તેને આજ્ઞા કરી કે "કોટારિયાની જાગીરમાંથી બે ગામ ખાલસા કરી નાખો." આ વાત અલ્પ કાળમાં કોટારિયાના સરદારના સાભળવામાં આવી. તેણે તત્કાળ મહારાણાની પાસે આવી ભય સહિત તેમને પૂછ્યું "મહારાજ ! આ દીન સેવકના હાથથી એવો શું અપરાધ થયો છે કે શ્રીમંતે અસંતુષ્ટ થઈ મને આવી શિક્ષા કરી છે ?" રાણાજીએ ધીમેથી ઉત્તર આપ્યો. "કાંઇ અપરાધ થયો નથી, રાવજી ! તમે મારો પોશાક અધિક મૂલ્યવાન બનાવવાની પ્રાર્થના કરી ત્યારે હું ઘણી વાર વિચાર કરી એવા નિર્ણયપર આવ્યો કે ઉક્ત ઉભય ગામોની ઉપજમાંથી એ પોશાકનો ખર્ચ નિભી શકશે. મારા રાજ્યના રૂપિયા જુદા જુદા કાર્યોમાં પ્રમાણસર ખર્ચાય છે. તો હવે આડંબર વધારવાને માટે ફાજલ રૂપિયા, ક્યાંથી લાવું ? આપના આ બે ગામોની ઉપજમાંથી એ આડંબર વધારી હું આપની અભિલાષા તૃપ્ત કરી શકીશ. આ શબ્દો સાંભળી ચૌહાણ સરદારની આંખ ખુલી અને તેણે પોતાની માગણી પાછી ખેંચી લીધી.

**બીજી કથા**—રસોડું, તોશાખાના, રણવાસ વગેરેના ખર્ચને માટે રાણાજીએ પૃથક્ પૃથક્ ભૂમિ નિયત કરી હતી. આ ભૂમિને 'થુઆ' કહેતા હતા. પ્રત્યેક થુઆને એક કર્મચારીના હાથમાં સોંપી દેવામાં આવ્યો હતો. થુઆદારો પોતપોતાનો હિસાબ મંત્રીની પાસે સાદર કરતા હતા. રાણાજીએ એક વખત એક થુઓ લઈ લીધો. થોડા દિવસમાં તેઓ આ વાત ભૂલી ગયા. એક વખત રાણાજી પોતાના સદારોની સાથે રસોડામાં ભોજન કરવાને બેઠા હતા. અનુચરો સર્વ પદાર્થો પીરસતા હતા. દહીંનો વારો આવતાં તે પીરસવામાં આવ્યું, પરંતુ કોઇ સેવક બૂરૂ લાવ્યો નહિ. આથી રાણાજીએ સેવકને ઠપકો આપ્યો. ત્યારે એક સેવક બે હાથ જોડી નમ્રતાપૂર્વક બોલ્યો "અન્નદાતા ! મંત્રીજી જણાવે છે કે બૂરાને માટે જે ગામ નિયત કરવામાં આવ્યું હતું તે મહારાજે લઇ લીધું છે." "ઠીક." એવો મહારાણાએ પ્રત્યુત્તર આપ્યો. અને બીજો એક પણ શબ્દ બોલ્યા વિના બૂરા વિનાજ દહીં પ્રાશન કર્યું.

**ત્રીજી કથા**—પરિપક્વ ઉમ્મર થતાં મહારાણા સંગ્રામસિંહે રાજ્યભાર પોતાના હાથમાં લીધો હતો. તેમના પિતાનું મૃત્યુ થયા પશ્ચાત્ તેઓ યોગ્ય વયના થયા ત્યાં સુધી તેમની માતાએ રાજ્યકારભાર ચલાવ્યો હતો. સિંહાસનારૂઢ થયા પશ્ચાત્ મહારાણા સંગ્રામસિંહે કોઇ કારણથી દરિયાવત સરદારની ભૂમિ લઇ લીધી હતી. મહારાણા કોઇ પણ માણસને અપરાધ વિના સજા કરતા નહોતા. અને એક વાર દંડ દીધા પછી તેઓ ક્ષમા પણ કરતા નહોતા. આથી કોઇ પણ માણસ સાહસ કરીને દરિયાવત સરદારને ક્ષમા કરાવવાને મહારાણાની પાસે ગયો નહિ. સંપત્તિહીન દરિયાવત સરદારે મહા કષ્ટે બે વર્ષો વ્યતીત કર્યા પશ્ચાત્ ત્રીજા વર્ષના પ્રારંભમાં પોતાના પર દયા કરવાને માટે એક અરજી કરી. બંદોર* મારફતે રાજમાતાપર તે મોકલી. તેણે પ્રાર્થના પત્રની સાથે બે લાખ રૂપિયાનો એક ચૅક મોકલ્યો હતો. અને બંદોરને પણ પુષ્કળ દ્રવ્ય ઇનામ તરીકે આપ્યું હતું. બપોરે ભોજન કર્યા પૂર્વે મહારાણા પ્રતિદિન માતાજીના ચરણને વંદન કરવાને માટે જતા હતા. એક દિવસ મહારાણા માતાજીની પાસે ગયા કે તરત જ તેમણે તેમના હાથમાં ઉક્ત સરદારનો પ્રાર્થનાપત્ર મૂકી દીધો અને તેની સંપત્તિ પુનઃ તેને અર્પણ કરવાને માટે આગ્રહ કર્યો. મહારાણાનો એવો નિયમ હતો કે જો તેઓ કોઇને ભૂમિ આપતા તો પ્રથમ મંત્રીને આજ્ઞા કરતા. તેઓ જે દિવસે મંત્રીને આજ્ઞા કરતા તે દિવસથી આઠમે દિવસે તે ભૂમિ જેને આપવામાં આવી હોય તેના હાથમાં દાનપત્ર જતું. કારણકે આ દાન પત્રપર આઠ દિવસમાં આઠ મહોર‡

---

* રાજપુત બાળાઓની દાસીને બંદોર કહેવામાં આવે છે.

‡ મેવાડમાં આઠ મંત્રીઓ હોય છે, અને તેઓ દાનપત્રપર હસ્તાક્ષર કરે એવો નિયમ છે. આ પ્રકારે દક્ષિણમાં પણ "અષ્ટ પ્રધાન" વિદ્યમાન હતા.

છાપવામાં આવતી હતી. મેવાડના રાજકુલમા આ નિયમ પ્રાચીન કાળથી ચાલ્યો આવતો હતો. પરંતુ મહારાણા સંગ્રામસિંહે ઉક્ત દિવસે આ નિયમનો ભંગ કરી દરિયાવતને તત્કાળ દાનપત્ર આપવાની આજ્ઞા કરી. મંત્રી તત્કાળ દાનપત્ર બનાવી લાવ્યો. મહારાણાએ આ દાનપત્ર માતાજીના હાથમાં આપ્યો અને વિનયપૂર્વક કહ્યું કે "આ દાનપત્ર તેમને આપીને ચેક પાછો મોકલાવજો." પછી તેઓ પોતાની માતાને વંદન કરી આશીર્વાદ લઈ ભોજન કરવાને ચાલ્યા ગયા. બીજે દિવસે તેમણે નિત્યના નિયમ કરતાં એક કલાક વ્હેલાં ભોજન તૈયાર કરવાની આજ્ઞા આપી. બીજે દિવસે તેઓ માતાજીને વંદન કરવા ગયા નહિ. આથી સર્વે આશ્ચર્યચકિત થયા. પરંતુ રાજમાતાને તો સૌથી અધિક આશ્ચર્ય થયું. તે દિવસ વ્યતીત થયો. બીજો દિવસ આવ્યો, પરંતુ તે દિવસે પણ મહારાણા માતાજીનાં દર્શન કરવા ગયા નહિ. હવે તો તેમના આશ્ચર્યની પરાકાષ્ઠા થઇ. રાજમાતાએ પુત્રની પાસે અનુચર મોકલ્યો. પ્રત્યુત્તરમાં મહારાણાએ વિનયપૂર્વક કહેવડાવી મોકલ્યું કે "મને સમય મળતો નથી, તેથી હું આવી શકતો નથી." પુત્રની અપ્રીતિ જોઇ રાજમાતાને અત્યંત માઠું લાગ્યું અને તેઓ તેનું કારણ શોધવા લાગ્યાં. "દરિયાવતની ભૂમિ પાછી અપાવી" તે શિવાય બીજું કાંઇ પણ કારણ તેમને જણાયું નહિ. રાજમાતાએ મંત્રીને કહ્યુ કે તમે મહારાણાને સમજાવો. પરંતુ મંત્રી મહારાણાને આ વાત કહેવાનુ સાહસ કરી શકયો નહિ. રાજમાતાએ બીજો એક ઉપાય અજમાવ્યો, પરંતુ તે પણ સફળ થયો નહિ. હવે તો રાજમાતાના શોકની સીમા રહી નહિ. હવે તેમના હૃદયમાં ક્રોધનો પણ સંચાર થયો. તેઓ કાંઈ પણ અપરાધ વિનાજ દાસીઓને શિક્ષા કરવા લાગ્યાં. પછી તેમણે આહારનો ત્યાગ કર્યો. તથાપિ મહારાણા સંગ્રામસિંહની પ્રતિજ્ઞા તો અટલ અને અચલજ રહી. પછી રાજમાતાએ ગંગા સ્નાન કરવા જવાનો વિચાર કર્યો. તીર્થયાત્રાની સર્વ તૈયારીઓ કરવામાં આવી. તેમના અંગરક્ષકો સજ્જ થઈ તેમની રાહ જોતા આંગણામાં ઉભા રહ્યા. વિદાય લેતી વખત પુત્રનું મુખ કમળ જોવાની ઇચ્છાથી રાજમાતાએ થોડો વિલંબ કર્યો, પરંતુ સંગ્રામસિંહ આવ્યા નહિ. દુઃખિત થઇ તેમણે પ્રથમ વ્રજકિશોર શ્રીકૃષ્ણ ભગવાનની પૂજા કરવાને માટે મથુરા તરફ જવાનો વિચાર કર્યો, અને તેમની પાલખી જયપુર તરફ ચાલવા લાગી. આ નગરમાં મહારાણીના જામાતા હતા. તેમનું તથા પોતાની કન્યાનું મુખદર્શન કરવાને માટે તેમણે જયપુર નગરમા પ્રવેશ કર્યો. મહારાજા જયસિંહ યોગ્ય સન્માન સહિત પોતાનાં સાસુને પોતાના ભુવનમા લઈ ગયા. તેમણે તેમને મોટું સન્માન આપવાને માટે તેમની પાલખી નીચે ક્ષણ વાર પર્યંત સ્કંધ લગાડી હતી.§ જ્યારે જયસિંહે પોતાનાં સાસુના મુખેથી પોતાના સાળાની અપ્રીતિની વાત સાંભળી ત્યારે તેમણે તેમને આશ્વાસન આપીને કહ્યું "હું આપની સમક્ષ પ્રતિજ્ઞા લઇને કહું છું કે જ્યારે આપ તીર્થયાત્રાથી પાછાં ફરશો ત્યારે હું આપની સાથે ઉદયપુર આવીને રાણાને મનાવી લઇશ." તીર્થયાત્રા સમાપ્ત કરી રાજમાતા જયપુરમાં આવ્યાં અને પછી તેમણે પોતાના જામાતાને પોતાની સાથે લઇ ઉદયપુર તરફ પ્રયાણ કર્યું. રાજપુતોમાં અતિથિસત્કારનો નિયમ અતિ સખ્ત છે. અતિથિસત્કારમાં જરા પણ ત્રુટી થાય તો રાજપુતો તેને ઘોર અપમાન થયેલુ સમજે છે. રાણા સંગ્રામસિંહ જયસિંહ ઉદયપુરમાં શા માટે આવ્યા હતા તે બરાબર સમજી ગયા. તેઓ સારી રીતે જાણતા હતા કે બનેવીનાં વચનોનો અનાદર થઇ શકે એમ નથી. આથી તેઓ પ્રથમથીજ તૈયાર થઇ ગયા. તેમણે તેમને કહેવાનો પ્રસંગ પણ આપ્યો નહિ. તેમણે તરતજ માતાજીના શ્રીચરણોને વંદન કર્યું. માતાજીનાં આચરણથી તેમનું હૃદય કિંચિત્ પણ દુઃખિત થયું હતું એમ તેમણે કોઇને પણ જણાવા દીધું નહોતું, અને આજે પણ તેઓ માતાજીનું દર્શન કરવા ગયા ત્યારે તેમણે કોઇને કાંઈ કહ્યું નહોતું. પ્રથમ તેઓ જાણે જયસિંહને સન્માન સહિત નગરમાં લાવવાને જતા હોય તેમ રાજમંદિરમાંથી નીકળ્યા, પરંતુ જયસિંહની તરફ નહિ જતાં તેમણે માતાના તંબુ તરફ પ્રયાણ કર્યું. તેમણે માતાના શિબિરમાં પ્રવેશ કરી માતાજીના શ્રીચરણને વંદન કર્યું અને તેમનો આશીર્વાદ ગ્રહણ કરી તેમને રાજમંદિર પર્યંત પહોંચાડી આવ્યા. પછી તેમણે પોતાના બનેવીનું સન્માન કર્યું. તેમના મુખમાંથી આ સંબંધે માત્ર એટલોજ ઉચ્ચાર નીકળ્યો હતો કે "કુટુંબનો કલેશ અને ઝઘડો કુટુંબમાંજ ગુપ્ત રહેવો જોઇએ."

---

§ રાજપુતોમાં અનાદિથી આ રીતિ પ્રચલિત છે.

**કથા ચોથી**—એક સમય મહારાણા સંગ્રામસિંહ મધ્યાન્હકાળે ભોજન કરવા બેઠા હતા, એવામાં તેમને એવા સમાચાર પ્રાપ્ત થયા કે માળવાના પઠાણોએ મંદસોર પ્રાંતપર આક્રમણ કર્યું છે, અને તેમાંનાં કેટલાંક ગામો લૂંટીને ઉજ્જડ કરી દીધાં છે તથા ત્યાંના કેટલાક નિવાસીઓને કેદ કર્યા છે. આ વર્તમાન સાંભળી મહારાણા ભોજનનો ત્યાગ કરી તત્કાળ ઉઠીને ઉભા થયા અને આચમનાદિ સમાપ્ત કરીને અસ્ત્ર-શસ્ત્રથી સજ્જીત થઇ નગાઇ વગાડવાની આજ્ઞા કરી. નગારાના ગંભીર શબ્દે સમસ્ત સરદારોને જાગૃત કરી દીધા. કોઇ પણ આ અચાનક રણઘોષણાનું કારણ સમજી શકયું નહિ. સમસ્ત સેના શીઘ્રતાથી શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઇ રાજમંદિરની પાસે આવી ખડી થઇ ગઇ. રાણાજીએ સ્વયં સેનાની સાથે જવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી, પરંતુ સર્વ જણે એકે અવાજે કહ્યું "મહારાજ! જ્યાં સુધી અમે જીવંત છીએ ત્યાં સુધી એક સાધારણ દુશ્મનનું દમન કરવાને માટે શ્રીમાન સમરક્ષેત્રમાં જાય એ ઉચિત નથી. અમે આપને કદિ પણ જવા દેનાર નથી. આપ જશો તો આપના ગૌરવમાં ન્યૂનતા આવશે." સૈનિકો અને સરદારોનાં વચન મહારાણને સ્વીકારવાં પડયાં. મહારાણા નગરમાં રહ્યા અને સર્વ સૈનિકો પઠાણોનું દમન કરવાને માટે ગયા. સેનાના ગમન પશ્ચાત્ કેટલાક કલાક બાદ કાનોડનો સરદાર અસ્ત્રશસ્ત્રથી સજ્જિત થઇને આવ્યો. તેનું શરીર રોગથી અતિ ક્ષીણ થઈ ગયુ હતું. તેનું અંગ પીળું અને આંખો નિસ્તેજ થઇ ગઇ હતી. રાણાજીની આજ્ઞા પાલન કરવાને માટેજ તે શસ્ત્રાસ્ત્રથી સુસજ્જ થઇને રણભૂમિમાં જવાને માટે આવ્યો હતો. ઉક્ત સરદારની આવી શોચનીય દશા જોઇને રાણાજીએ અનેકવાર તેમને રણભૂમિમાં જવાની ના પાડી. પરતુ તે સાહસિક સરદારે ગભીર સ્વરથી કહ્યું "મહારાજ! મને જતાં અટકાવશો માં. જ્યા સુધી મારા હાથમાં ખડ્ગ ધારણ કરવાની શક્તિ છે ત્યા સુધી હુ રણભૂમિમાં ગયા વિના કદિ પણ રહીશ નહિ." અંતે રાણાજીએ નિરૂપાય બની રણમાં જવાની રજા આપી. રાજપુતોએ મુસલમાનોની સાથે યુદ્ધ કરવાનો આરંભ કર્યો કે તરતજ કાનોડના સરદાર જઇને તેમને મળ્યા. મુસલમાનો રાજપુતોનું પ્રચંડ બળ સહન કરી શકયા નહિ. તેઓ પરાજિત થઇને આમ તેમ નાસવા લાગ્યા. પરંતુ કાનોડના સરદાર આ યુદ્ધમાં માર્યા ગયા અને તેમનો પુત્ર ભયંકર રીતે ઘાયલ થયો. વિજયી રાજપુતો વિજયાનંદથી પુલકિત થઇ નગરમાં પાછા આવ્યા. આ વખતે મહારાણાએ કાનોડના સરદારના ઘાયલ થયેલા પુત્રને પોતાના હાથથી બીડું+ આપ્યું. આ પ્રકારનું ઉચ્ચ સન્માન પ્રાપ્ત થવાથી ઉક્ત યુવકના આનંદની સીમા રહી નહિ. તેણે પોતાને કૃતાર્થ થયેલો માન્યો અને આનંદાશ્રુથી પરિપૂર્ણ નેત્રે તે બોલ્યો "મહારાજ! આજે મને પિતાના જીવનના બદલામાં અમૂલ્ય ધન પ્રાપ્ત થયું છે."

**પાંચમી કથા**—એક વખત એક ખુશામતખોરે મહારાણાની સન્નિધ બેસીને સાલુમ્બ્રા સરદારની વિરૂદ્ધ કાંઇક વચનો તેમને કહ્યાં. સાલુમ્બ્રા સરદારની વિરૂદ્ધ મહારાણાના મનમાં કાંઇક સંદેહ ઉત્પન્ન કરવાનો તેનો હેતુ હતો. પરંતુ મહારાણાએ તેના વચનપર કિંચિત્ પણ વિશ્વાસ કર્યો નહિ અને તેને કહ્યું "આ વાત અસત્ય છે. જો તમારી વાતપર વિશ્વાસ મૂકું તો રાવતજીના ઉદાર અને ઉચ્ચ સ્વભાવનુ અપમાન થાય." રાવતજીપર તેમનો કેવો દ્રઢ વિશ્વાસ હતો તે ઉક્ત પાખંડીને દર્શાવવાને માટે તેમણે સાલુમ્બ્રા સરદારને બોલાવી લાવવાને દૂત મોકલ્યો. માળવા રાજ્યમાં યવન સેનાને પરાજિત કરીને રાવત સાલુમ્બ્રાજી દેશમાં આવ્યા હતા અને રાણાજીની વિદાય લઇને પોતાને ઘેર ગયા હતા. રાત્રિનો પ્રથમ પ્હોર વીતી ગયો હતો. રાવતજીએ પોતાના દુર્ગના દ્વારપર જઇ સિપાઇઓને પોતપોતાને ઘેર જવાની આજ્ઞા આપી દીધી અને પોતે ઘોડાપરથી ઉતરીને મહાલય તરફ ચાલ્યા. હજી તેઓ અંતઃપુરના દ્વારપર પહોંચ્યા ન પહોંચ્યા એટલામાં પહેરેદારે આવીને નમ્રતાપૂર્વક કહ્યું "રાવતજી! રાણાજીએ રામ રામ કહી આપને આ પત્ર આપવાની આજ્ઞા કરી છે." દીપકના પ્રકાશથી પત્ર વાંચી સરદારે અશ્વપાલને અશ્વ સજ્જ કરવાની આજ્ઞા કરી. દ્વારની સમક્ષજ તેમની પ્રેમમયી પત્ની પોતાનાં પ્રિય બાળકોને લઇને સરદારને અભિનંદન આપવાને માટે ઉભી રહી હતી. રાવતજીએ ધાર્યું હતું કે સુકુમાર બાળ-

---

+ મેવાડના દ્વિતીય શ્રેણીના સરદારોને રાણાજી સ્વહસ્તે બીડું આપતા નથી. કાનોડના સરદાર દ્વિતીય શ્રેણીના સરદાર હતા. રાણાજીના હાથથી બીડું પ્રાપ્ત થવાને લીધે તેમના પુત્રને પરમાનંદ થયો હતો.

કોને ગોદમા લઇને પરિશ્રમનો પરિહાર કરીશું, પરંતુ તેમ થઈ શક્યું નહિ. આતુર નેત્રોથી એક વખત પ્રાણપ્રિય પત્નીના મુગ્ધ બનેલા મુખ તરફ દ્રષ્ટિપાત કરી રાજભક્ત સાલુમ્બ્રા કેવળ છ અનુચરોને પોતાની સાથે લઇ ઉદયપુર તરફ કૂચ કરવા લાગ્યા અને જ્યાં સુધી તેઓ ઉદયપુરમા પહોંચ્યા નહિ ત્યાં સુધી તેમણે અશ્વની લગામ ખેંચી નહિ.

અર્ધ રાત્રિ વ્યતીત થઇ ચૂકી હતી, સમસ્ત જગત્ નિદ્રાગ્રસ્ત થયુ હતું. પ્રકૃતિ સ્થિર અને ગંભીર હતી, કોઇ સ્થળે વૃક્ષપત્ર સુદ્ધાં હાલતું નહોતું. કદિ કદિ પવનનો સુસવાટો, અને ઘોડાઓની પડઘીઓનો ધ્વનિ પ્રતિધ્વનિ સંભળાતો હતો. રાવતજીના ઉતારામા પરમ શાંતિ છવાઈ ગઈ હતી. તેમાં દાસ દાસી કે ખાદ્ય પદાર્થોની લેશ પણ તૈયારી નહોતી. પરંતુ રાણાજીએ પ્રથમથીજ સર્વ તૈયારીઓ કરાવી રાખી હતી. રાત્રિના સમયે જ્યાં તેમના આગમનની ખબર થઇ કે તરજ રાણાજીએ અનુચરો દ્વારા તેમના ભુવનમાં ભોજનની સામગ્રી રવાના કરી અને અશ્વોને માટે ઘાસનો પ્રબંધ કરાવી આપ્યો. બીજે દિવસે પ્રાતઃકાળમાં યોગ્ય સમયે સાલુમ્બ્રાજી રાજદરબારમાં ગયા. રાણાજી તેમના પર અત્યંત પ્રસન્ન થયા હતા. તેમને નિયમ પ્રમાણે યોગ્ય સન્માન આપ્યા પછી મહારાણાએ તે દિવસે એક નવી જાગીર સમર્પણ કરી. રાણાજીના આ અસીમ પ્રસાદ પ્રાપ્ત થવાથી સાલુમ્બ્રાજીને અત્યંત આશ્ચર્ય થયું અને તેનું યથાર્થ કારણ જાણવાને માટે તેમણે મહારાણાને વિનયપૂર્વક કહ્યું "મહારાજ! મેં એવું તે શું મહાન કાર્ય કર્યું છે કે જેથી આપે મને આ પારિતોષિક આપ્યુ છે. જો મેં કાંઇ કામ કર્યું હોય તો તે મારૂં કર્તવ્યજ હતું. કર્તવ્યને માટે મહારાજાના પાસેથી મારાથી પુરસ્કાર શી રીતે લઇ શકાય? મેવાડનું હિત સાધવું એ તો વીરવર ચંદ્રના વંશજોનુ મુખ્ય કર્તવ્યજ છે. આ કર્તવ્ય બજાવતાં યદિ મારા પ્રાણ પણ ચાલ્યા જાય, તોપણ પુરસ્કાર લેવો ઉચિત નથી. માટે મહારાજ! આ પુરસ્કાર પાછો લેવાની કૃપા કરો. ચંદ્રના વંશજો કર્તવ્યપાલનને માટે કોઇ પણ પ્રકારના પુરસ્કારની આશા રાખતા નથી." પુરસ્કારનો સ્વીકાર કરવો એવી સાલુમ્બ્રા સરદારની કિંચિત્ પણ ઇચ્છા નહોતી, પરંતુ મહારાણાનો અત્યંત આગ્રહ જોઈ તેમણે પુન તેમને કહ્યું "મહારાજ! રાજપ્રસાદ ગ્રહણ નહિ કરવાથી રાજાનું અપમાન થાય છે, પરંતુ આના બદલામાં મહારાજા જો મારી એક પ્રાર્થનાનો સ્વીકાર કરશે તો મારાપર મોટો આભાર થશે અને આપનો અનુગ્રહ અમારા સ્મૃતિ પટપર સદા સર્વદા અંકિત રહેશે." જેવી રીતે આ પ્રસંગે મારે માટે રાજભુવનમાંથી અનેક પ્રકારના ખાદ્ય પદાર્થો આવ્યા તેવી રીતે ભવિષ્યમાં શ્રીમાન્ અથવા શ્રીમાનના વંશજો મને અથવા મારા વંશજોને રાજધાનીમાં બોલાવે તો રાજપાકશાળામાંથી ખાદ્ય પદાર્થો મોકલાવે એવી મારી પ્રાર્થના છે." રાણા સંગ્રામસિંહે સહર્ષ સરદારની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. તે દિવસથી આજપર્યંત વીરવર ચંદ્રના વંશજો આ સન્માન ભોગવતા આવ્યા છે.

આ વાતોપરથી મહારાણા સંગ્રામસિંહના મહાન ચરિત્રની ઉત્તમ પ્રકારે પ્રતીતિ થાય છે. માટે એ વિષે હવે વધારે વર્ણન કરવું એ સુવર્ણ ઉપર ઢોળ ચઢાવવા સમાન છે. તેમણે મેવાડમાં અઢાર વર્ષ પર્યંત ઉત્તમ પ્રકારે રાજ્ય ચલાવ્યું હતું અને મેવાડનું અત્યંત હિત સાધ્યું હતું. શત્રુઓના પંજામાંથી દેશની રક્ષા કરવાને માટે તેમણે અઢાર વાર રણભૂમિમાં ગમન કર્યું હતું. જો કે સંગ્રામસિંહની રાજનીતિ અત્યંદ મર્યાદિત હતી, જો કે તેઓ પોતાના પૂર્વજોની નીતિ રીતિનો ક્વચિત્ અલ્પાંશે ત્યાગ કરીને આગળ વધ્યા હોત તો મેવાડ રાજ્યનું વિશેષ હિત કરી શકે એમ હતું, છતાં તેઓ સંકુચિત દશામાં રહ્યા હતા; તોપણ તેમના દ્વારા મેવાડનું જે હિત થયું હતું તેથીજ પ્રજાનો તેમના પ્રત્યે અત્યંત અનુરાગ હતો. પ્રજાનું હિત સાધવાને અને તેમના દુઃખની નિવૃત્તિ કરવાને તેઓ સદા સાવધાન રહેતા હતા. આથી સ્વદેશમાં અને પરદેશમાં સર્વત્ર તેમને સન્માન પ્રાપ્ત થયું હતું. મહારાજા બાપ્પા રાવલના પવિત્ર વંશનું ઉચ્ચ ગૌરવ મેવાડના જે ભૂપાળો અચલ અને અટલ રાખી શક્યા હતા તેમાં મહારાણા સંગ્રામસિંહ અંતિમ ભૂપાળ હતા. તેમનો પરલોકવાસ થતાંજ મેવાડમાં મહારાષ્ટ્રીઓની પ્રભુતાનો પ્રારંભ થયો. હવે મહારાષ્ટ્રીઓની પ્રભુતા મેવાડમાં સ્થાપિત થયા પછી મેવાડનો રાજકીય સ્રોત કયી દિશામાં પ્રવાહિત થયો તે વિષે અમે વર્ણન કરીશું.

રાણા સંગ્રામસિંહને ચાર પુત્રો હતા. તેમાંનો જ્યેષ્ઠ કુમાર જગતસિંહ (દ્વિતીય) સંવત્ ૧૭૯૦

(ઈ. સ. ૧૭૩૪) માં પોતાના પિતાના સિંહાસનપર અધિષ્ઠિત થયો. એણે સૌથી પ્રથમ કાર્ય રાજપુતોનાં ત્રણ બળને એકત્રિત કરવાનું કર્યું. અમે પૂર્વે જણાવી ગયા છીએ કે મહારાણા દ્વિતીય અમરસિંહે આ બલ એકત્રિત કર્યું હતું. પછી પ્રથમ અજીતસિંહે વગર વિચારે કામ કર્યું તેથી આ બળના મૂળમાં કુહાડાનો પ્રહાર થયો. પરંતુ દ્વિતીય અજીતસિંહે તેના મૂળમાં અમૃત સિંચી પુનઃ તેને જીવંત કર્યું. રાજસ્થાનના ત્રણ મુખ્ય રાજાઓએ સોગદ સહિત પ્રતિજ્ઞા કરી કે આજ પછી કદિ પણ અમે મુસલમાનોની સાથે વિવાહાદિ સંબધ કરીશું નહિ. અને પરસ્પર સંપસંપીને રહીશું. અને મુખ્યત્વે કરીને મેવાડ, મારવાડ અને અંબરના રાજાનું એકત્રિત બળ તો કદિ પણ ખંડિત કરીશુ નહિ. મેવાડમાં આવેલી હુર્લા નામની નગરીમા ઉક્ત ત્રણ રાજાઓ પોતપોતાના સામંતો સહિત એકત્રિત થયા હતા અને ઉપર્યુક્ત ભાવાર્થવાળા સંધિપત્રપર પોતપોતાના હસ્તાક્ષર કર્યા હતા.* આ બળ સ્થાયી રાખવાને માટે એક નાયકની આવશ્યકતા હતી. સર્વેની સમ્મતિથી રાણા જગતસિંહને નાયક બનાવવામાં આવ્યા. તેમને સમસ્ત રાજપુત સેનાના અધિપતિ બનાવવામાં આવ્યા. ધીમે ધીમે સેના એકત્રિત થવા માડી.

---

* સંધિપત્ર.

રાણાજીની મહોર.

| श्री एकलिङ्ग § |
|---|

| માન્યતા | માન્યતા | માન્યતા |
|---|---|---|
| सीतारामोजयति ‡ | व्रजाधीश † | अभयसिंह × |

સ્વસ્તિ શ્રી.—ઐક્યબદ્ધ ત્રણ રાજાઓ દ્વારા નિમ્ન લિખિત સંધિપત્ર સ્વીકૃત થયો. એમાંની સરતોમાં કોઈ પણ પ્રકારનો વ્યભિચાર કરવામાં આવશે નહિ. સંવત્ ૧૭૯૧ શ્રાવણ સુદ ૧૩ (ઇ. સ. ૧૭૩૫) મુકામ હુર્લા.

(૧) સંપદ વિપદમાં સર્વે જણ ઐક્ય સૂત્રથી બંધાયલા રહેશે. સર્વે જણે શપથ લઇને આ વાત સ્વીકારી એક બીજાના હૃદયમાં વિશ્વાસ ઉત્પન્ન કર્યો છે. ભવિષ્યમાં કોઇ પણ માણસ આ પ્રતિજ્ઞાનો ભંગ કરશે નહિ. જો કોઈ માણુસ આ સરત વિરૂદ્ધ કાર્ય કરશે તો તે સર્વેના વિશ્વાસથી ભ્રષ્ટ થશે. એકનું માન એ સર્વેનું માન છે, એકની લાજ એ સર્વેની લાજ છે, એકનું અપમાન એ બીજાનું અપમાન છે. આટલામાં બધું આવી ગયુ.

(૨) જે માણસ એકને વિશ્વાસઘાતક જણાશે તેનો કોઇ પણ વિશ્વાસ કરશે નહિ, તેને કોઇનો આશ્રય મળશે નહિ.

(૩) વર્ષાઋતુ વ્યતીત થયા પછી કાર્યનો આરંભ કરવામા આવશે. પ્રત્યેક શાખાના નેતાએ પોતપોતાની સેનાસહિત રામપુરમાં જવું. યદિ કોઇ કારણથી સરદાર સ્વયં આવી શકે નહિ તો તેણે પોતાના કુમારને વા એક ઉચ્ચ કર્મચારીને મોકલવો.

(૪) આ કુમાર વા કર્મચારીથી અનુભવના અભાવને લીધે કાંઇ દોષ થાય તો તેને સુધારવાનો અધિકાર રાણાજી શિવાય ઇતર કોઈને પણ મળશે નહિ.

(૫) પ્રત્યેક મહાન કાર્યમાં સર્વે જણ એકત્રિત થઇ આ નિયમોનું પાલન કરવાને બંધાય છે.

---

§ એકલિંગ મહાદેવ સિસોદીઆ વંશના કુલદેવતા છે.

‡ સીતારામ એ અંબરના રાજવંશના દેવતા છે. આ રાજવંશની ઉત્પત્તિ ભગવાન રામચંદ્રજીદ્વારા થઇ છે.

† વ્રજાધીશ=શ્રી કૃષ્ણ એઓ મારવાડના હાડાવંશના કુલદેવતા છે.

× અભયસિંહ મારવાડના એક રાજવંશી હતા.

વર્ષાઋતુ નિકટ આવેલી હોવાથી સર્વે જણે એવો ઠરાવ કર્યો કે વર્ષાકાલની સમાપ્તિ થયા પશ્ચાત્ મહારાણા જગતસિંહે પોતાની પ્રચંડ રાજપુત સેનાને લઇને મોગલો સામે યુદ્ધ કરવા જવું. યુદ્ધની સર્વે તૈયારી સંપૂર્ણ થઇ. પરતુ દુર્ભાગ્યવશાત્ તેમનું કાર્ય ફળીભૂત થયું નહિ. તૈયારી થતી હતી તે અરસામાજ સર્વ રાજાઓ શિથિલ થઈ ગયા અને એક બીજાથી અલિપ્ત થઇ ગયા. રાજસ્થાનના દુર્ભાગ્યથી રાજપુતોનુ ઐક્ય છિન્નભિન્ન થઇ ગયુ. મોગલ સામ્રાજ્યની અધોગતિના સમયમાં મારવાડ અને અંબરના રાજાઓએ પોતાનાં રાજ્ય ઘણાં વધારી મૂક્યાં હતાં. તેઓ પ્રાયઃ મેવાડના રાણાની બરોબરી કરતા હતા. સૂર્યવંશી મહારાજા કનકસેનના વંશજો રાજસ્થાનના અન્યાન્ય રાજપુતો પર અચળ પ્રધાનતા ભોગવતા આવ્યા છે, પરંતુ તેમણે કદિ પણ સર્વ રાજપુતોની એકત્રિત સમ્મતિ પ્રાપ્ત કરી નથી. આ મહાન અભાવજ રાજપુતોના ઐક્યમા વિઘ્નરૂપ હતો. આ અભાવને લીધેજ તેઓ પરાધીન બન્યા હતા. આજ કારણથી તેઓ પોતાના સ્વાર્થની રક્ષા કરવાને માટે એક બીજાની સાથે અનેકવાર યુદ્ધ કર્યા કરતા હતા. આ વિષે અમે અગાઉ વર્ણન કર્યું છે. જો રાજસ્થાનના સર્વ રાજપુતોએ મેવાડના રાણાને પોતાના અગ્રેસર માન્યા હોત તો ભારતની આવી દુર્દશા શા માટે થાત? જો તેઓ મેવાડના રાણાના અનુયાયી બનત તો મુસલમાનો કદિ પણ ભારતરત્નને લૂટી શકત નહિ. માંહોમાંહેની ફૂટ અને માંહોમાંહેના વૈરથીજ ભારતવર્ષનું સત્યાનાશ વળી ગયુ છે. રાજપુતોને સ્વાધીનતા પ્રિય હોય છે, એ વાત સત્ય છે, પરંતુ જે મહાન ઐક્યથી જાતીય સ્વાધીનતા પ્રાપ્ત થાય છે અને તેની રક્ષા થાય છે તે ઐક્ય રાજપુતોમાં નથી. આથીજ તેમની સ્વાધીનતાનો નાશ થયો છે. રાણા જગતસિંહના સમયમાં—મોગલ સામ્રાજ્યની અવનતિના સમયમાં અનુકૂળતા હોવા છતાં રાજપુતો પોતાની ઉન્નતિ કરી શક્યા નહિ જેનુ કારણ તેમનો કુસંપજ હતો.

નિજામ—ઉલ—મુલ્ક આધીનતાની શૃંખલા તોડીને સંપૂર્ણ રીતે સ્વાધીન થઇ ગયો હતો. દિલ્લીના પાદશાહનો સેનાપતિ+ નિજામનુ દમન કરવાને ગયો, પરંતુ તે સ્વયં નિજામના ક્રોધાગ્નિમાં બળીને ભસ્મ થઈ ગયો. રણચતુર નિજામે દિલ્લીના હતભાગી સેનાપતિનો શિરચ્છેદ કરીને તેનુ મસ્તક પાદશાહપર મોકલી આપ્યું અને તેનાપર કહેવડાવી મોકલ્યુ કે "આ નાલાયક માણુસ વિદ્રોહી બની ગયો હતો. તેથીજ તેનો શિરચ્છેદ કરીને તેનું મસ્તક આપની કદમબોસીમાં રવાના કર્યુ છે." હીનબલ મહમ્મદશાહ નિજામ ઉલમુલ્કના કહેવાનો ભાવાર્થ સંપૂર્ણ રીતે સમજી ગયો. પરતુ તે બિચારો કરે શુ? તે લાચાર બની ગયો હતો. પોતાની સ્વાધીનતા દ્રઢ કરવાને માટે નિજામે રાજપુતોની સાથે સંપ કર્યો અને મરાઠાઓને પોતાની વિજયીની સેના માલવા તથા ગુજરાતમાં લઈ જવાને ઉત્સાહિત કર્યા. મહારાષ્ટ્રીય વીર બાજીરાવે પોતાની સેના લઇ સૌથી પ્રથમ માલવાપર આક્રમણ કર્યું અને ત્યાંના હાકેમ દયારામ બહાદુરનો‡ યુદ્ધમાં સંહાર કરીને નિજામની અભિલાષા પૂર્ણ કરી. અંબરના રાજા જયસિંહને માલવાનું રાજ્ય આપવાની માગણી કરવામાં આવી, પરતુ તેણે તે રાજ્યનો સ્વીકાર કર્યો નહિ. આથી તે રાજ્ય મરાઠાઓનાજ હાથમાં રહ્યું. ગુજરાતનું રાજ્ય પણ શીઘ્ર આજ દશાને પ્રાપ્ત થયું. પ્રથમ પાદશાહે આ રાજ્ય રાઠોડોને અર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી હતી, પરંતુ તેનું પાલન નહિ થવાથી અજિતસિંહના પુત્ર અભયસિંહે તેપર આક્રમણ કર્યું અને ત્યાંના હાકેમ બુલંદખાને હાંકી કાઢયો. આ એક ઉત્તમ સંધિ છે એમ ધારી મરાઠાઓએ રાઠોડોના જીતેલા ગુર્જર રાજ્યમાં પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. રાઠોડરાજ અભયસિંહે મરાઠાઓની સામે બાથ ભીડી નહિ.* અને પોતાના અધિકારમાં ગુજરાતનો માત્ર ઉત્તર ભાગજ રાખ્યો.

---

+ આ સેનાપતિનું નામ મુવારિજખાં હતું. પ્રથમ તો નિજામે ચતુરાઇથી મુવારિજની સેનામાં ફૂટ પાડવાનો પ્રયાસ કર્યો હતો. પરંતુ તેની આ ચેષ્ટા ફલવતી થઇ નહોતી; આથી તેણે યુદ્ધ કરીને તેને પરાજિત કર્યો હતો.

Elphinstone's History of India P. 698.

‡ દયારામ બહાદુર માલવાના પૂર્વ શાસનકર્તા ગિરધરસિંહનો ભત્રિજો હતો.

* મહાશય એલ્ફીન્સ્ટન જણાવે છે કે પોતાના હાથમાંથી ગુજરાત પ્રાંત જતો રહેવાથી અભયસિંહને ઘણું નુકશાન થયું હતું. ઇ. સ. ૧૭૩૧ ના એપ્રીલ માસમાં પ્રચંડવીર બાજીરાવે ગુજરાતપર પોતાનો અધિકાર સ્થાપિત કરી તેનો શાસનભાર પીલાજી ગાયકવાડને સમર્પણ કર્યો. પિલાજી ગાયકવાડની

જે સમયે રાજસ્થાન અને માળવા તથા ગુજરાતની આ દશા થઈ રહી હતી તે સમયે બંગાળા, બિહાર તથા ઓરિસ્સાના રાજ્યમાં સુજાઉદ્દૌલા અલીવર્દીખાંની સાથે અચલ રાજ્યસુખ ભોગવી રહ્યો હતો. આ તરફ અયોધ્ધાના રાજ્યમાં સાદતખાંનો પુત્ર સફદરજંગ અડગ રીતે સિંહાસનપર વિરાજમાન હતો. જો કે પાદશાહની કૃપાથીજ સાદતખાંએ અયોધ્યાનું રાજ્ય પ્રાપ્ત કર્યું હતું, તોપણ તે કૃતઘ્ન પુરૂષે પાદશાહના આ પવિત્ર પ્રસાદનો બદલો એક ઘૃણિત અને નિંદિત કાર્યથી વાળ્યો. સાદતખાં કૃતઘ્ન અને વિશ્વાસઘાતી હતો. તે દુરાચારીએ પરમ અત્યાચારી નાદિરશાહને ભારતવર્ષમાં બોલાવી દિલ્લીના સામ્રાજ્યનું સત્યાનાશ વાળ્યું.

માળવા અને ગુજરાતમાં જ્યારે મહારાષ્ટ્રીઓની પ્રભુતા દૃઢ થઇ ગઈ ત્યારે વિજયી મરાઠાઓએ અન્યાન્ય પ્રદેશોમાં પોતાની સત્તા સ્થાપિત કરવાનો પ્રયાસ કરવા માંડયો અને તેઓ નર્મદા નદી ઉતરીને ઉત્તર તરફના પ્રદેશોમાં તીડોની પેઠે ફરી વળી તેમને લૂટવા લાગ્યા. તેમના પ્રચંડ પરાક્રમના અપૂર્વ પ્રભાવથી જે જાતિયોનાં નામ પણ અત્યાર સુધી કોઇ જાણતું નહોતું તે જાતિયો આ દેશમાં આવી પોતપોતાની સેના વધારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા લાગી. તે વખતે શાંત જીવન ગાળનારા ભોળા ખેડુતો પણ હળ અને બળદ છોડી દઇ હાથમાં ખડ્ગ ધારણ કરવા લાગ્યા તથા અશ્વપર સ્વારી કરવા લાગ્યા અને ભરવાડો પોતાની લાકડી છોડી ભાલા ગ્રહણ કરવા લાગ્યા. આ લોકોમાં સિંધિયા§ હોલ્કર+ અને પવાર* સૌથી અધિક પ્રસિદ્ધ છે. આ પ્રકારે વિપુલ સેના એકત્રિત કરી મહારાષ્ટ્રીઓ હીનબલ રાજપુતોપર આક્રમણ કરવા લાગ્યા. આ લોકો રાજપુતોના પ્રદેશને બાળી લૂંટી ત્યાંજ નિવાસ કરવા લાગ્યા, જ્યાં સુધી મહારાષ્ટ્રીઓ આવશ્યકીય પ્રસંગે એકજ પતાકાની નીચે એકત્રિત થઇ યુદ્ધ કરતા હતા ત્યાં સુધી કોઈ પણ દળ તેમના પ્રચંડ બળની સામે થઈ શકયુ નહોતું

વીરવર (પ્રથમ) બાજીરાવે મહારાષ્ટ્રીઓના મહાન બળને એકત્રિત કર્યું હતું. તેઓ ઈ. સ. ૧૭૭૫ માં સૌથી પહેલાં ચંબલ નદી ઉતરી દિલ્લીના સિંહદ્વારપર આવી ઉભા રહ્યા. મહારાષ્ટ્રીઓના પ્રચંડ પરાક્રમથી દિલ્લી નગરની ભારે પાયમાયલી થઈ. પછી નિર્બળ પાદશાહે મરાઠાઓને ચોથ આપી તેમના ભીષણ પંજામાંથી મુક્તિ મેળવી. પાદશાહની આ કાયરતા જોઇ નિજામના મનમાં અનેક પ્રકારના ભય અને સંદેહો ઉત્પન્ન થવા લાગ્યા. પાદશાહને વશ કરી કદાચિત્ મરાઠાઓ મારા રાજ્યપર આક્રમણ કરશે એવા ભયથી તેણે માળવામાંથી મરાઠાઓને હાંકો કાઢવાનો નિશ્ચય કર્યો. તેને સંપૂર્ણ ખાત્રી થઈ ગઇ હતી કે જો મરાઠાઓ માળવામાં સારી રીતે દૃઢ થઇ જશે તો પછી તેમને ત્યાંથી કાઢવા મુશ્કેલ થઇ પડશે, અને પછી તેઓ મારો ઉત્તર તરફના પ્રદેશો સાથેનો સંબંધ તોડી નાંખશે. આવો વિચાર કરી નિજામે માળવાપર આક્રમણ કર્યું અને બાજીરાવનો પરાજય કર્યો. તે મહારાષ્ટ્રીઓને માલવામાંથી હાંકી કાઢવાની તૈયારીમાં હતો એવામાં મહા પ્રચંડ વીર અને મહા અત્યાચારી નાદિરશાહે દિલ્લીપર આક્રમણ કર્યું છે એવા વર્તમાન તેના સાભળવામાં આવ્યા. આ વર્તમાન સાંભળી નિજામ ઉલમુલ્ક અત્યંત ભયભીત થયો અને તે મરાઠાઓને છોડીને પોતાના રાજ્યમાં ચાલ્યો ગયો.

જે સમયે‡ નાદિરશાહના પ્રચંડ રણવાદ્યનો ધ્વનિ ભારતવર્ષના પશ્ચિમ ભાગ ઉપર સાંભળવામાં

---

ગાદીનો મૂળ સ્થાપક હતો. અભયસિંહે આ પિલાજીને ગુપ્ત રીતે મારીને ગુજરાતપર પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો. અભયસિંહે કપટથી પિલાજીનો નાશ કર્યો તેથી તેના પુત્ર અને ભ્રાતાએ તેનાપર અત્યંત ક્રોધિત થઇ આક્રમણ કર્યું. આ આક્રમણની ગતિ રોકી નહિ શકાયાથી રાઠોડ રાજે નિરૂપાય ગુજરાતનું રાજ્ય છોડી દીધું." Elphinstone's History of India. P. P. 703–705.

§ સિંધિયાના પૂર્વજો કૃષિકાર હતા.

+ હોલ્કરની જાતિ ભરવાડ હતી.

* માળવાપર આક્રમણ કરતી વખત બાજીરાવે ઉદાજી પવાર, મલ્હારરાવ હોલ્કર અને રાણોજી સિંધિયાને સેનાપતિ બનાવ્યા હતા. સંધિ મળવાથી તેઓ મુખ્ય રાજદ્વારી પુરુષો થઇ પડયા અને તેમણે એક એક વિખ્યાત રાજવંશની સ્થાપના કરી.

‡ કર્નલ ટૉડ જણાવે છે કે ઇ. સ. ૧૭૪૦ માં નાદિરશાહ ભારતવર્ષમાં આવ્યો હતો, પરંતુ એલ્ફીન્સ્ટને 'નાદિર નામા' પ્રભૃતિ ગ્રંથોના આધારે સ્વરચિત ભારત ઇતિહાસમાં જણાવ્યું છે કે નાદિરશાહ ઇ. સ. ૧૭૩૮ ના નવેમ્બર માસમાં ભારતપર ચઢી આવ્યો હતો.

લોભ આ વિપુલ ધન મળવાથી ઘટવાને બદલે વૃદ્ધિગત થવા લાગ્યો. તેણે પોતાના સૈનિકોમાં ઢંઢેરો પીટાવી દીધો કે બીજા અઢી કરોડ રૂપિયા લીધા વિના આપણે હિંદુસ્થાન છોડવું નથી. માટે જેમ બને તેમ ત્વરાથી આ રૂપિયા વસુલ કરી લો. આ ઢંઢેરો સાંભળતાંની સાથેજ યમદૂતના જેવા ઇરાની લોકો હાથમાં શમશેર ગ્રહણ કરી ચારે તરફ દોડયા અને ભયંકર અત્યાચાર કરી નગરવાસીઓનું દ્રવ્ય લૂંટવા લાગ્યા: તેમના અત્યાચારથી નગરમાં હાહાકાર વર્તી રહ્યો. નગરવાસીઓ વ્યાકુલ થઇ જેમ ફાવે તેમ નાસવા લાગ્યા. પરંતુ નાશીને જાય ક્યાં ? તેમની રક્ષા કરનાર કોણ હતું ? કોઇ નહિ. ઇરાનીઓના બાહુબળ આગળ સમસ્ત વીરોનુ બળ નિસ્તેજ થઇ ગયુ. કોઈ પણ રક્ષક રહ્યો નહિ. સર્વ લોકો પોતપોતાની રક્ષા કરવાને માટે આમ તેમ નાસભાગ કરવા લાગ્યા. પરંતુ કોઇનામાં તે રાક્ષસોનો પ્રતિરોધ કરવાનું સાહસ નહોતું. નાસવાથી પણ તેમનું રક્ષણ થયું નહિ. ઇરાની પિશાચો તેમની પાછળ દોડી તેમના ગજવામાંથી તેમનું શેષ રહેલું એક સાધન-વાટ ખર્ચી પણ ખુંચવી લેતા હતા. તેઓ તેમની પ્રાણ પ્રિય સ્ત્રીઓપર કઠોર અત્યાચાર કરતા હતા. અફસોસ ! આ વખતે દિલ્લી નગરમાં પ્રલયકાળ આવી પહોંચ્યો હતો. ભયંકર અત્યાચાર કરીને નગરવાસીઓના પ્રાણ લેવામાં આવતા હતા, અને તેમની માનમર્યાદા ધોળે દહાડે છચોક લૂંટાતી હતી. તેમની દ્રષ્ટિ સમીપ તેમનુ સર્વસ્વ લૂટાતું હતું. ઉચ્ચ સ્વભાવના માણસો અપમાન કરતાં મરણને વધુ પસંદ કરે છે. આવા માણસોએ અત્યાચારીઓના હાથમાંથી છૂટવાનો કોઇ ઉપાય નહિ જોઈ પ્રથમ તો પોતાની સ્ત્રીઓનો પોતાના હાથે વધ કર્યો અને પછી પોતે આત્મઘાત કર્યો. તેમને આત્મઘાત શિવાય ઉક્ત પાપીઓના હાથમાંથી બચવાનો કોઈ પણ ઉપાય શેષ રહ્યો નહોતો. આવા ભયકર કાળમાં લોકોમાં એક એવી અફવા ઉડી કે નાદિરશાહ માર્યો ગયો છે. અલ્પ કાળમાં આ વાત ચારે તરફ ફેલાઈ ગઇ. તત્કાળ અનેક નગરવાસીઓ હાથમાં ખડ્ગ ધારણ કરી ઉન્મત્તની પેઠે ઘર બહાર નીકળી પડયા અને દુષ્ટ ઇરાનીઓ ઉપર તૂટી પડયા. કોઇને પણ પોતાના પ્રાણનો મોહ નહોતો, ઇષ્ટ મિત્ર અને આમ સબધીનું ધ્યાન નહોતું. ઇરાનીઓ પર વૈર લેવાને માટે નગરજનો તેમનાપર તૂટી પડયા અને તેમનો સંહાર કરવા લાગ્યા. જે પ્રમાણે બકરાં ઘેટાંનો વધ કરવામાં આવે છે તેવી રીતે ઇરાનીઓનો સંહાર થવા લાગ્યો. ઉભય પક્ષો વચ્ચે દારૂણ યુદ્ધ થવા લાગ્યું. ઇરાનીઓ અને નગરવાસીઓનાં છિન્ન ભિન્ન અગોથી દિલ્લોની ગલીઓ પુરાઈ ગઇ.§ રૂધિરના પ્રવાહથી નગરની પોળોમાં કાદવ કીચડ થઈ ગયો. આ સમાચાર નાદિરશાહના સાંભળવામાં આવ્યા કે તરતજ તે નરપિશાચ એક મસ્જિદના ઉચ્ચ મિનારાપર ચઢયો અને પોતાની નિરૂત્સાહી બનેલી સેનાને તીવ્ર ઉત્સાહ આપવા લાગ્યો. અને તેણે નગરનાં આબાલવૃદ્ધ, સ્ત્રી પુરૂષ સર્વનો સંહાર કરવાની આજ્ઞા આપી. આ ભયંકર આજ્ઞા આપવામાં આવી કે તરતજ પિશાચ નાદિરશાહના પિશાચ સૈનિકો ઘેર ઘેર જઇ સર્વ માણસોનો વધ કરવા લાગ્યા. જે રીતે કસાઇઓ પશુઓનો વધ કરે છે તે પ્રકારે નાદિરશાહના સૈનિકો દિલ્લીવાસીઓનો સહાર કરવા લાગ્યા. રોદનના આર્ત નાદથી આખું નગર ગાજી રહ્યું. પોળોમાં રૂધિરની નદી વહેવા લાગી. ઇરાની નર રાક્ષસોએ નગરજનોનું સર્વસ્વ લૂંટી તેમના ઘરોને આગ લગાડી. આ આગમાં તેઓ આબાલવૃદ્ધ જીવત મનુષ્યોને નાંખી તેમનો સંહાર કરવા લાગ્યા. દિલ્લી નગર સ્મશાનવત્ બની ગયું.‡ સ્મશાનથી પણ તેનો દેખાવ અધિક ભયકર દેખાવા લાગ્યો. સાક્ષાત્ નરક

§ હાજીન નામના એક મુસલમાને સ્વનેત્રોથી આ સંહાર જોયો હતો. તે જણાવે છે કે ક્રોધિત હિંદુઓએ ૭૦૦ ઇરાનીઓનો નાશ કર્યો હતો. તેના રચેલા ગ્રંથનો બાલ્ડર નામના એક અંગ્રેજ લેખકે અંગ્રેજીમાં અનુવાદ કર્યો છે, તેમાં ૭૦૦૦ નો અક ઉપલબ્ધ થાય છે. મહાશય એલ્ફીન્સ્ટન જણાવે છે કે આ મુદ્રાયંત્રની ભૂલ છે. મહાશય સ્કોટે પોતાના ગ્રંથમાં ૧૦૦૦ નો અંક જણાવ્યો છે.

‡-આ હત્યાના સંબંધમાં ભિન્ન ભિન્ન વૃત્તાંત ઉપલબ્ધ થાય છે. એમ કહેવાય છે કે જ્યારે ઇરાની સેના દિલ્લીવાસીઓપર આવો કઠોર અત્યાચાર કરી રહી હતી ત્યારે નાદિરશાહ "બડા બાજાર"ની "રકમ ઉદ્દૌલા" નામક એક નાની મસ્જીદમા ચુપચુપ અને ગંભીર ભાવથી બેઠો હતો. પછી મહમદશાહ પોતાના સરદારોની સાથે ત્યાં ગયો. જ્યારે પાદશાહ પોતાનું શિર ઝુકાવીને દીર્ઘ કાળ પર્યન ત્યાં ઉભો રહ્યો ત્યારે નાદિરશાહે આજ્ઞા કરી કે તમારે જે કહેવું હોય તે કહો. હવે મહમદશાહે આંખમાં અશ્રુ

કુંડના જેવું તેનુ દ્રશ્ય થઇ રહ્યું. દુરાચારી સાદતખાંને પણ તેના પાપનો પૂરો બદલો મળી ગયો એમ તેની થયેલી ભયંકર સ્થિતિપરથી આપણને વિદિત થાય છે.

આ મહા ઘોર સંહારના સમયે નાદિરશાહે દુરાચારી સાદતખાંના મંત્રીને આજ્ઞા કરી કે "તમારી અને સાદતખાંની જે કાંઇ દોલત હોય તેની એક યોગ્ય યાદી હમણાં હું જોવા માગું છું. જો તમે એ યાદી નહિ બતાવશો તો હમણાંજ હું તમારો શિરચ્છેદ કરાવીશ." વળી નિઝામે જે અઢી કરોડ રૂપિયા આપવાની કબુલાત કરી હતી તેટલા રૂપિયા નાદિરશાહે કેવળ વઝીરની પાસેથીજ લેવાની પ્રતિજ્ઞા કરી. આ કઠોર પ્રતિજ્ઞા સાંભળી સાદતખાંને ચારે તરફ અંધકાર દેખાવા લાગ્યો. તેને નિરાશાએ ઘેરી લીધો. તે મૂર્ખ ઉન્મત્ત થઇને પોતાની જાતેજ પોતાના પગમાં કુહાડી મારી હતી, પરંતુ હવે તેને પોતાની મૂર્ખતા સમજાઈ. આજે તેનાં જ્ઞાનનેત્ર ખુલ્યાં. હવે તે સમજ્યો કે નાદિરશાહને બોલાવીને મેં મારો પોતાનોજ નાશ કર્યો છે. તે જે જે તરફ દ્રષ્ટિપાત કરતો તે તે તરફ તેને ભયંકર દ્રશ્યજ દ્રષ્ટિગોચર થતાં હતાં. તે જે તરફ જોતો તે તરફથી જાણે તેનો સંહાર કરવાને માટે યમદૂતો આવતા ન હોય તેમ તેને લાગતું. આ વિકટ દુઃખમાંથી મુક્ત થવાને માટે—નાદિરશાહના ક્રોધાગ્નિમાંથી મુક્ત થવાને માટે હતભાગી સાદતખાંએ વિષપાન કરી પોતાના જીવનનો અંત આણ્યો.§ તેના દિવાન રાજા મજલિસરાવે પણ વિષપાન કરીને પોતાના સ્વામિનું અનુગમન કર્યું. આ ભયંકર નાટકનો પાછલો અંક આ રીતે પરિસમાપ્ત થવાથી નરરાક્ષસ નાદિરશાહે અભાગી મહમ્મદશાહે આપેલા સંધિપત્રનો સ્વીકાર કરી ભારત-

---

લાવી નમ્રતા અને વિનયપૂર્વક પ્રાર્થના કરી કે "મારી રૈયતના જાન બચાવો." આ હૃદયભેદક ભીષણ સંહારના સંબંધમાં જેટલાં વર્ણનો ઉપલબ્ધ થાય છે તેમાં હાજીનનો લેખ સર્વોત્તમ છે. હાજીને આ ઘટના સ્વનેત્રોથી જોઈ હતી. "શેરૂલ મુતાક્ષરીજ" નામક ગ્રંથના લેખકે હાજીનના લેખનો પુષ્કળ આધાર લીધો છે. અને સર બુલંદખાંની પાસે જે હિંદુ કારભારી હતો તેણે ઉક્ત હાજીનના લેખોનો સંગ્રહ કરી એક પુસ્તક બનાવ્યું છે. "નાદિરશાહનો ઇતિહાસ" એ નામક ગ્રંથ મહાશય ફ્રેઝરે આદ્યો-પાંત ઉપર્યુક્ત પુસ્તકને આધારેજ લખ્યો છે. હાજીન જણાવે છે કે "અર્ધ દિવસ પર્યંત આ માનવ સંહાર ચાલ્યો હતો અને અનેક માનવીઓ તેના ભોગ થઈ પડયા હતા. મહાશય ફ્રેઝર એવું અનુમાન કરે છે કે ૧૨૦૦૦૦ થી ૧૫૦૦૦૦ સુધી માણસોનો આ વખતે નાશ થયો હતો, અને 'નાદિર નામા' ગ્રંથનો લેખક જણાવે છે કે પ્રાયઃ આખો દિવસ આ કત્લ ચાલુ રહી હતી અને ક્રૂર ઇરાનીઓએ ૩૦૦૦૦ માણસોના પ્રાણનો સંહાર કર્યો હતો. મહાશય સ્કૉટ દ્રઢતાપૂર્વક જણાવે છે કે કેવલ ૮૦૦૦ માણસોજ આ કત્લમાં માર્યા ગયાં હતાં. પરંતુ આ પ્રમાણ તેને કયાંથી મળ્યું તે વિષે તેણે પોતાના ગ્રંથમાં કિંચિત્ પણ ઉલ્લેખ કર્યો નથી. મહાશય સ્કૉટના લેખપર મહાશય ઍલ્ફીન્સ્ટન શ્રદ્ધા રાખતા નથી. તેઓ નિવેદન કરે છે કે "વીસ હજાર સંહારકોએ આટલા બધા વખતમાં કેવળ આઠ હજાર માણસોનોજ સંહાર કર્યો એ વાત શી રીતે વિશ્વસનીય હોઈ શકે?"

Elphinstone's History of India.

§ મહાશય ડો. કૃત "હિંદુસ્થાન" નામક ગ્રંથમાં નાદિરના આક્રમણના સંબંધમાં કેટલીક વાતો લખી છે. તેમણે એક સ્થળે જણાવ્યું છે કે સાદતખાં અને આસફજા એ ઉભયે નાદિરશાહને હિંદુસ્થા-નમાં બોલાવ્યો હતો અને એ ઉભયના વિશ્વાસઘાતથીજ પાદશાહ કર્નાલના યુદ્ધમાં પરાભવ પામ્યો હતો. એમ કહેવાય છે કે પાછળથી નાદિરશાહ ઉક્ત ઉભય વિશ્વાસઘાતકોની દાઢીપર થુંક્યો હતો અને તેમને પોતાની સભામાંથી ધક્કા મરાવીને બહાર હાંકી કઢાવ્યા હતા. નાદિરશાહની રાજસભામાં આ રીતનું અપમાન થવાથીજ તે ઉભયે વિષપાન કર્યું હતું. આ ઉભય રાજદ્વારી પુરુષો એક બીજાના પ્રતિ-સ્પર્ધી હતા અને તેઓ એક બીજાપર અવિશ્વાસ રાખતા હતા. ઉભય એક બીજાને ત્યાં ગુપ્ત ચર મોકલી એક બીજાની હિલચાલ તપાસતા હતા. આસફજા પરમ ચતુર હતો. તે એક પ્રકારનું સ્વલ્પ હાનિ કર-નારૂં વિષ ખાઇને મૃત મનુષ્યની પેઠે પડી રહ્યો, મુઓ નહિ. પરંતુ મૂઢ અને હતભાગી સાદતખાંએ તેને મૃત સમજી કઠોર હળાહળ વિષ પ્રાશન કર્યું અને તે શીઘ્ર મરણ પામ્યો.

Elphinstone's History of India P. 720.

વર્ષનું સર્વસ્વ લૂંટી વસંત ઋતુમાં સ્મશાન સમાન દિલ્લીનો ત્યાગ કરી પોતાના દેશ તરફ પ્રયાણ કર્યું.+ આ સંધિપત્ર અનુસાર કાબુલ, ઠઠ્ઠા, સિંધ, અને મુલતાન પ્રભૃતિ પશ્ચિમ તરફના સર્વ પ્રદેશો નાદિરશાહને આપવામાં આવ્યા. આ પ્રદેશો તેણે પોતાના ઈરાનના રાજ્યમાં સંયુક્ત કરી દીધા. આ ભયંકર સંકટના સમયમાં ભારતવાસીઓની કેવી દુર્દશા થઇ હતી તે ભારતવર્ષના એક ઇતિહાસવેત્તાનાં નિમ્ન લિખિત વચનોપરથી સ્પષ્ટ રીતે વિદિત થશે. આ ઇતિહાસવેત્તા જણાવે છે કે "આ સમયે ભારતવાસીઓ કેવળ આત્મરક્ષા અને આત્મતુષ્ટિનોજ વિચાર કરતા હતા. એક વાર ક્લેશદાયક આક્રમણમાંથી મુક્ત થયા પશ્ચાત્ તેઓ પુનઃ કદિ તે સંબંધે વિચાર કરતા નહોતા. તેઓ કેવળ સ્વાર્થપરતાનોજ વિચાર રાખતા હોવાથી પોતાના માનવ ભ્રાતાના હિતની જરા પણ દરકાર રાખતા નહોતા. સ્વાર્થપરતા જનસમુહના કલ્યાણને સંપૂર્ણતઃ વિઘ્નકારક છે. જે સમયે નાદિરશાહે હિંદુસ્થાન પર આક્રમણ કર્યું તે સમયે સર્વ હિંદવાસીઓ પોતપોતાના સ્વાર્થ સાધનમાંજ નિમગ્ન હતા. આમ નૈતિક બલના અપકર્ષથીજ ભારતવાસીઓ અધોગતિને પ્રાપ્ત થયા અને સુખ તથા સ્વાધીનતાથી રહિત થયા."

ભારતવર્ષમાં થયેલા આ મહાન વિપ્લવના સમયમાં આર્ય વીર રાજપુતો પોતાના પ્રાચીન રાજ્યથી વંચિત થયા નહોતા. પોતાના પ્રાચીન રાજ્યોથી પરાંઙ્મુખ થવું તો દૂર રહ્યું પરંતુ ઇસ્લામીઓના છસેં વર્ષના શાસન કાળમાં રાજસ્થાનના ત્રણ પ્રધાન રાજવંશો પૈકી મારવાડ અને અંબરનાં બે રાજકુલોએ જે જે

+ વિદાયનો સમય જેમ જેમ નિકટ આવતો હતો તેમ તેમ ઇરાની રાક્ષસોની નિષ્ઠુરતા વૃદ્ધિંગત થતી જતી હતી. આ વિષે સ્વદૃષ્ટિથી જોનાર એક માણસે જે કાંઇ લખ્યું છે તે અત્રે પ્રમાણ તરિકે સાદર કરીએ છીએ "ગત દિવસની યંત્રણામય સ્મૃતિએ નગરવાસીઓને બેબાકળા બનાવી મૂક્યા. અત્યાર સુધી તો કેવળ "કત્લેઆમ" હતી, પરંતુ હવે તો "કત્લેખાસ" નો પ્રારંભ થયો. નગરમાં પ્રત્યેક ગૃહમાંથી હૃદયભેદી આર્તનાદ અને રોદન ધ્વનિ સંભળાવા લાગ્યા. વસંતરાય નામના કર્મચારીએ પોતાની રક્ષાનો કાંઇ પણ ઉપાય નહિ જોઇ પ્રથમ પોતાના કુટુંબનાં સર્વ માણસોને મારી નાંખ્યાં અને પછી પોતે પણ આત્મઘાત કરીને મરણ પામ્યો. રૂખા લિકયારખાંએ પોતાના હૃદયમાં ખંજર મારી પોતાના જીવનનો અંત આણ્યો અનેક જણે વિષપાન કરીને પોતાના જીવનનો નાશ કર્યો. ઇરાની સૈનિકોએ માનનીય પ્રધાન નગરપાલને માર્ગમાં ઉભો રખાવી તેના શરીરપર કોરડાનો માર માર્યો. નિદ્રા અને શાંતિ નગરમાંથી નાશ પામી. દરબારીઓની ઉપર નિષ્ઠુરતા પૂર્વક પ્રહારો થવા લાગ્યા. તત્પશ્ચાત્ ઇરાની નરપિશાચોએ પાદશાહનાં "ફર્રાસખાના"માં આગ લગાડી દીધી. આથી એક કરોડ રૂપિયાનો સામાન બળીને ભસ્મીભૂત થઇ ગયો. શહેરમાં અનાજની તંગી પડી. જાડા ચોખા એક રૂપિયાના બશેર વેચાવા લાગ્યા. એક તરફ નગરમાં મહામારી ફેલાઈ અને અગણિત નરનારી મૃત્યુના મુખમાં સપડાવા લાગ્યાં. લોકો ગુપ્ત નિવાસમાં જઇને છુપાવા લાગ્યા, તે છતાં પણ તેમનું રક્ષણ થયું નહિ. આ પ્રકારે અસંખ્ય મનુષ્યો આ લોકમાંથી વિદાય થઇ ગયાં. એપ્રીલની પાંચમી તારિખે પાદશાહના ખજાનામાંથી નાદિરશાહની શીલમહોર બહાર લાવવામાં આવી અને તેણે પોતાના નામથી સર્વ માંડલિક રાજાઓ ઉપર દીલ્લીના પાદશાહ પ્રત્યે ભક્તિ બતાવવાની અને રાજ્યમાં શાંતિ રાખવાના ભલામણપત્રો લખ્યા. આ પત્રોમાં તેણે પાદશાહને "મારા પ્રિય ભ્રાતા" તરિકે જણાવ્યો હતો. મેવાડ, મારવાડ, અંબર, નાગોર, સતારા વગેરે પ્રદેશોના રાજા ઉપર તેણે આ પત્રો મોકલ્યા હતા. તેણે આ પત્રોમાં જણાવ્યું હતું કે મારા પ્રિય ભ્રાતા મહમદશાહની સાથે પુનઃ મારે મૈત્રી થઇ ગઇ છે. અમે દિલજાન દોસ્તો બની ગયા છીએ. હાલમાં મારા પ્રિય ભ્રાતા આ મહાન શહેનશાહતની હકૂમત ઉપર સ્થાયી થઇ તખ્તપર વિરાજમાન થયા છે. હવે બીજા મુલ્કોને ફતેહ કરવાને માટે અમે આ દેશમાંથી વિદાય થઇએ છીએ. હવે તમને મુનાસિબ છે કે તમારા પૂર્વજો જેવી રીતે તૈમૂર ખાનદાનના આગલા રાજાઓના તાબામાં રહેતા હતા અને તેમને સન્માન આપતા હતા તેવી રીતે તમે પણ અમારા પ્રિય ભ્રાતાને તાબે રહી તેને સન્માન આપશો, તેના પર શ્રદ્ધા રાખશો, તેના શુભેચ્છક બનશો અને તેને ઇજ્જત આપશો. ખુદા ન કરે, અગર તમારા વિદ્રોહની ખબર મને મળશે તો હું દુનિયાના પટ ઉપરથી ખરેખર તમારૂં નામ ઉખાડી નાખીશ." Memoirs of Eraduf Khan-Scott's History of the Dekhan. Vol. II P. 213.

નાનાં નાનાં રાજ્યો સ્થાપિત કર્યાં હતાં[1] તે પણ આજે બ્રિટિશસિંહના છત્ર નીચે સુરક્ષિત છે. ત્યાંના રાજાઓ આજે પણ બ્રિટિશ સરકારની સાથે મિત્રતા બાંધીને સ્વાધીનતાનો ઉપભોગ કરી રહ્યા છે. રાજપૂત કુલ ચૂડામણિ રાણા કુલની લીલાભૂમિ પવિત્ર મેવાડના સંબંધમાં પણ પ્રાયઃ આવોજ પ્રકાર છે. ઇસ્વીસનની દશમી શતાબ્દીના પ્રારંભમા જ્યારે પ્રચંડ વીર મહમ્મદ ગઝનવીએ ભારતવર્ષ પર આક્રમણ કર્યું હતું ત્યારે મેવાડ રાજ્યની સીમા જ્યાં સુધી વિસ્તારિત થઇ હતી ત્યાં સુધી આજે સાતસેં વર્ષ પશ્ચાત્ પણ તે સ્થિત છે. યદ્યપિ બૂંદી, આબુ, ઇડર અને દેવલપ્રભૃતિ કેટલાંક રાજ્યો રાણાના અધિકારમાંથી નીકળી ગયાં છે, તોપણ તેમનું પ્રાચીન રાજ્ય તો પૂરેપૂરૂં વિદ્યમાન રહ્યું છે. પશ્ચિમે ગોઢાર અને ગદવાડની ફળદ્રૂપ ભૂમિ પોતાનું મસ્તક અવનત કરી મહારાણાની પ્રભુતાનું કીર્તન કરી રહી છે. ઉદારહૃદયવાળી ચંબલ નદી મેવાડના પૂર્વ ભાગનું પ્રક્ષાલન કરતી સૂર્યવંશી મહારાજા કનકસેનના વંશજોનું વૃત્તાંત પુણ્યસલિલા ગંગાને કહેવાને માટે ખળખળ અવાજ કરતી વેગથી વહી રહી છે. ઉત્તરમાં ખારી નદી અજમેર અને મેવાડની વચ્ચે વિરાજમાન છે અને દક્ષિણમાં વિસ્તૃત માલવા રાજ્ય મરાઠાઓના અત્યાચારથી દીન દશામાં આવી પડેલું છે. આ ચતુર્દિશાની વચ્ચે આવેલા દેશની લંબાઇ ૧૪૦ માઇલ અને પહોળાઈ ૧૩૦ માઇલ હતી. આ દેશમાં દશહજાર નગરો તથા ગામો હતાં. રત્નગર્ભા મેવાડભૂમિના ક્ષેત્રો અત્યંત ફળદ્રૂપ હતાં. કૃષિકારો કૃષિકાર્યમાં પૂર્ણ પારંગત હતા, વણિકો વ્યાપારમાં પૂર્ણ નિપુણ હતા, આ સમસ્ત કાર્યકુશળ પ્રજા દ્વારા મેવાડમાં પ્રતિ વર્ષે દશ કરોડ રુપિયા રાજ્ય કરમાં વસૂલ થતા હતા.[2] એક તરફ પરમ રાજભક્ત અને સ્વામીભક્ત સામંતો પોતાના રુધિરનું દાન કરીને શત્રુઓના પંજામાંથી મેવાડનું રક્ષણ કરતા હતા. ઉપર જણાવેલા દીર્ઘ કાળવ્યાપી કઠોર ઉપદ્રવની પરિસમાપ્તિ થયા પછી સ્વાધીનતાની લીલાભૂમિ મેવાડના રાજ્યની આવી અવસ્થા હતી. પરંતુ મહા બળવાન મરાઠાઓના ભીષણ આક્રમણથી અર્ધ શતાબ્દીના અરસામાં એ રાજ્યની કેવી દુર્દશા થઇ ગઇ તે હવે આપણે જોઇશું.

જે દિવસે પાદશાહ મહમ્મદશાહે પોતાના દુષ્ટ મંત્રીઓની સલાહ માન્ય કરીને મરાઠાઓને ચોથ આપી તેજ દિવસે વિશાળ રાજસ્થાનમાં મરાઠાઓની પ્રભુતાનો માર્ગ સાફ અને નિષ્કંટક થઈ ગયો.[3] રાજસ્થાન મોગલોને આધીન હતું. આથી મરાઠાઓએ જ્યારે ખુદ પાદશાહની પાસેથી ચોથ લીધી ત્યારે તેમને તેના સર્વ માંડલિક રાજાઓ અને નવાબોની પાસેથી ચોથ લેવાનો અધિકાર પ્રાપ્ત થઇ ગયો. તેઓ જ્યાં જ્યાં જતા હતા ત્યાં ત્યાં તેમને વિજયલક્ષ્મી પ્રાપ્ત થતી હતી. સર્વ નવાબો અને રાજાઓ મરાઠાઓને હાથ જોડી ચોથ આપતા અને બનતા પ્રયત્ને તેમને પ્રસન્ન રાખતા. વિજિત રાજાઓની પાસેથી કર વસૂલ કરવા માટે વિજયી મહારાષ્ટ્રીઓએ કેવળ પાશવ બળનેજ પોતાનું સાધન બનાવ્યું હતું કે નહિ તે વાતનું અનુમાન કરવું કઠિન છે. પરંતુ આ વાત તો સ્પષ્ટજ છે કે તેમણે મહમ્મદશાહની પાસેથી ચોથ મેળવી એટલે તે દ્વારા બીજા માંડલિક રાજાઓ પાસેથી તે મેળવવાનું સુગમ થઇ ગયું.

વિજયોન્મત્ત મહારાષ્ટ્રીઓ જેમ જેમ પ્રચંડ પરાક્રમથી શનૈઃ શનૈઃ વધુ અને વધુ વિજય પ્રાપ્ત કરતા ગયા, તેમ તેમ રાજપુતોને અત્યંત ભય લાગવા માંડ્યો. તેમણે આ ભયમાંથી મુક્ત થવાને માટે માંહોમાંહે સંપ કર્યો. તેમની પ્રાચીન રીતિ અનુસાર વૈવાહિક સંબંધદ્વારા તેઓ એક સૂત્રમાં પરિબદ્ધ થયા. રાણા જગતસિંહે મારવાડના ઉત્તરાધિકારી કુમાર વિજયસિંહની સાથે પોતાની પુત્રીનો વિવાહ કરી આ એકતાનો સૂત્રપાત કર્યો. વળી મારવાડ અને અંબરના રાજાઓ વચ્ચે જે ઘોર કલહ ચાલતો આવ્યો હતો, તે દૂર કરી તેમણે તેમની વચ્ચે સંપ કરાવ્યો. ઉદયપુરમાં મળેલી સભામાં આ ઐક્ય બંધન બાંધવામાં આવ્યું હતું.[4] પરંતુ જેમ સામાન્યતઃ બનતું આવ્યું હતું તેમ આ ઐક્યથી રાજપુતોનું કાંઈ

૧ બિકાનેર અને કિસનગઢ મારવાડની અને મચેરી અંબરની શાખા છે. શીખા રાજ્યને પણ અંબરની શાખા માનવામાં આવે છે.

૨ કોઇ એક કરોડ જણાવે છે.

૩ ઇ. સ. ૧૭૩૫.

૪ આ સમયે રાજસ્થાનના ભિન્ન ભિન્ન રાજા, રાજકુમાર તથા રાજદ્વારી પુરુષોએ રાણાજીની ઉપર જે કેટલાક પત્રો મોકલ્યા હતા તે અતીવ સુંદર છે. ખાસ કરીને આ પત્રો વાંચવાથી રાણાજી

હિત થયુ નહિ. પુનઃ અગાઉની પેઠે માંહોમાંહેના ઝઘડા શરૂ થયા અને તેણે આ ઐક્ય બંધનને તોડીને છિન્નભિન્ન કરી નાંખ્યું.

માલવાપર અધિકાર સ્થાપિત કરીને મહારાષ્ટ્રીઓ તે રાજ્યમાંથી ચોથ લેવા લાગ્યા. ત્યાર પછી બાજીરાવ સેના સહિત મેવાડમાં આવ્યો. તેના આગમનના સમાચાર સાંભળી સમગ્ર મેવાડભૂમિના લોકો

---

પ્રત્યે અન્યાન્ય રાજાઓ કેવી શ્રદ્ધા અને ભક્તિ ધરાવતા હતા તે ઉત્તમ પ્રકારે જ્ઞાત થાય છે. આવશ્યકતા જણાવાથી તેમાંના કેટલાક પત્રો અત્રે ઉદ્ધૃત કરવામાં આવે છે.

**પ્રથમ પત્ર.**

**મારવાડના રાજકુમાર વિજયસિંહની તરફથી શ્રી શ્રી મહારાણા જગતસિંહના ચરણકમલમાં.**

"મહારાણા શ્રી શ્રી જગતસિંહને મારા સવિનય નમસ્કાર વિદિત થાઓ. રાવત કેસરીસિંહ અને બિહારીદાસને મારી પાસે મોકલી તથા એક શુભ સૂત્રમાં સર્વ રાજપુતોને આબદ્ધ કરવાનો નિશ્ચય કરી આપે મને અત્યંત આભારી કર્યો છે. શ્રીમાનનો આદેશ આપના આ સંતાનને શિરોધાર્ય છે. હું શ્રીમાનનો દાસ છુ, અને હું આપની સર્વ આજ્ઞાઓનું પાલન કરવાનો સ્વીકાર કરૂં છુ. હું શ્રીમાનનો પુત્ર છું અને જ્યા સુધી જીવત રહીશ ત્યાં સુધી આપનો પુત્રજ રહીશ. જો હું યથાર્થ રાજપુત હોઇશ તો શ્રીમાનની માનાપમાન અને જીવન મરણ વગેરે સર્વ સ્થિતિમાં આપના પડખામાં ઉભો રહીશ. આજે વીસ હજાર રાઠોડો શ્રીમનના દાસ થયા છે, યદિ આ કાર્યમાં આપણને સફળતા પ્રાપ્ત થશે તો સર્વ શક્તિમાન જગદીશ્વર સર્વેને શાંતિ આપશે. મારી સાથે જેઓ શોણિત સબંધ ધરાવે છે, તેઓ પણ શ્રીમાનની આજ્ઞાનુ પાલન કરશે. હવે મારે એ વાત નિવેદન કરવાની છે કે આ શુભ વિવાહથી જે ફળ ઉત્પન્ન થશે તેનેજ રાજ સિંહાસન પ્રાપ્ત થશે. અને યદિ કન્યા થાય ત્યારે જો હું તેને તુર્કના હાથમાં સમર્પણ કરૂં તો મને સાચો રાજપુત માનશો નહિ. શ્રીમાનની સલાહ અનુસાર તેને કોઇ સુપાત્રના હાથમાં અર્પણ કરવામાં આવશે. જો ભાવોજી ( વિજયસિંહ અને તેના સર્વ ભ્રાતાઓ પોતાના પિતાને આજ નામથી બોલાવતા હતા). અથવા ઇતર કોઇ માનનીય મહાશય કન્યાને તુર્કને સમર્પણ કરવાનો આગ્રહ કરશે તો હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છુ કે હુ તેમને સમ્મતિ આપીશ નહિ. મારે આ કાર્યના સંબંધમાં બીજા કોઇની સલાહ માનવાની આવશ્યકતા નથી. કન્યાદાન દેનાર હુંજ છું. આષાઢ, શુક્લ પૂર્ણિમા, વિ. સં. ૧૭૯૧ ( ઇ. સ. ૧૭૩૫-૩૬. )"

"**તા. ક.** આ પત્ર રાવત કેસરીસિંહ અને બિહારીદાસ પંચોલીના દેખતાં કૃષ્ણવિલાસ મંદિરના આંગણામાં પંચોલી લાલજીએ લખ્યો છે અને એની ઉપર મારવાડના રાજા વખતસિંહના પુત્ર વિજયસિંહે હસ્તાક્ષર કર્યા છે."

**દ્વિતીય પત્ર.**

**વિજયસિંહની તરફથી રાણાજી પ્રત્યે.**

"અહીંઆં સર્વ ખુશીમાં છે. શ્રીમાન પોતાની કૃપા અને મિત્રતા સદા એક સરખી રાખશે એવી આશા છે. વળી કુશળતાના સમાચાર સદા નિવેદન કરશે એવી પણ આશા છે. જે સમયે સુદિન (વિવાહનો દિવસ) મને પ્રાપ્ત થશે તે સમય અમૂલ્ય ગણાશે. શ્રીમાને મને યથાર્થ રાજપુત બનાવ્યો છે. હું મારી શક્તિ અનુસાર શ્રીમાનની સેવા કરવામાં ત્રુટિ કરીશ નહિ. શ્રીમાન કુલપતિ છે, યોગ્યતાનુસાર સર્વેને પુરસ્કાર આપે છે. શ્રીમાન શરણાગતના રક્ષક અને પાલનકર્તા છે અને શત્રુઓના સંહારક છે. શ્રીમાન વિદ્વાનોના ગુણગ્રાહક અને બ્રહ્મા સમાન બુદ્ધિમાન છે. ત્રૈલોક્યનાથ સદા શ્રીમાનને સુખમાં રાખે એવી પ્રાર્થના છે. આષાઢ વદી ૧૩."

**તૃતીય પત્ર.**

**રાજા વખતસિંહના તરફથી રાણાજી પ્રત્યે.**

"મહારાણા શ્રી શ્રી જગતસિંહને વખતસિંહના પ્રણામ. આપે મને યથાર્થ રાજપુત કર્યો છે. આ પ્રકારના આચરણથી આપનો આભાર જગદ્વિખ્યાત થયો છે. આપ જોશો કે શક્તિ અનુસાર કાર્ય

ભયથી વ્યાકુલ થઇ ગયા. મહારાણાએ જાતે તેની મુલાકાત લેવાને બદલે પોતાના સાલુમ્બ્રા સરદાર અને મુખ્ય મંત્રી બિહારીદાસને તેના પાસે મોકલી આપ્યા.+ પછી બાજીરાવને કેવા પ્રકારનું માન આપવું, કયું આસન આપવું વગેરે બાબતની પુષ્કળ ચર્ચા રાજસભામાં ચાલવા લાગી. અનેક તર્કવિતર્કો થયા પશ્ચાત્

કરવામાં હું કિંચિત પણ ત્રુટિ કરીશ નહિ. જે દિવસે આપનું દર્શન થશે તે દિવસે મારા સુખની સીમા રહેનાર નથી. આપની સાથે સમ્મિલિત થવાથી મારા હૃદયમાં અત્યંત આનંદ થયો છે. આષાઢ વદી ૧૧.''

### ચતુર્થ પત્ર.

### જયસિંહ સવાઇના તરફથી રાણાજી પ્રત્યે.

''મહારાણાને સવાઇ જયસિંહના નમસ્કાર પહોંચે. શ્રી દિવાનજીની આજ્ઞાનુસાર હું આ કરારનામા ઉપર હસ્તાક્ષર કરૂં છું કે જેમાં આપે મારવાડના અભયસિંહ સાથે સ્નેહ સંબંધ જોડી આપ્યો છે. હિંદુ અથવા મુસલમાન કોઇને લીધે પણ હું આ કરારનામાની સરતોથી વિમુખ થઇશ નહિ. અમો બન્નેની વચ્ચે ઇશ્વર છે અને દિવાનજી તેના સાક્ષી છે. આષાઢ સુદ ૧૧.''

### પંચમ પત્ર.

### વખતસિંહની તરફથી રાણાજી પ્રત્યે.

''આપનો ખાસ પત્ર મળ્યો. વાંચી આનંદ પામ્યો. જયસિંહનો અને મારો પત્ર આપને પહોંચ્યો જ હશે. આપની આજ્ઞાનુસાર મેં તેમની સાથે મિત્રતા કરી છે અને આ મિત્રતાનો હું ઉત્તમ પ્રકારે નિભાવ કરીશ એ વિષે કિંચિત્ પણ સંદેહ નથી. આપને સર્વના અધ્યક્ષ તરિકે નિયત કર્યા છે, તેથી આ બાબતમાં કોઈ પણ પ્રકારનો વાંધો નડશે નહિ. આપ એમની જામીનગીરી લેશો. પિતા, માતા, વા બંધુ કિંવા ગમે તે સ્વરૂપે આપ મને જોશો તો હું સર્વ પ્રકારે આપનોજ છું. આપના શિવાય હું ઇષ્ટ, મિત્ર, સ્વજન તથા જાતિ, ગોત્ર, કોઇને પણ ચાહતો નથી. આષાઢ વદી ૬.''

### ષષ્ઠ પત્ર.

### અભયસિંહના તરફથી રાણાજી પ્રત્યે.

''મહારાજ અભયસિંહ મહારાણા જગતસિંહ પ્રતિ આ પત્ર મોકલે છે. તેનો મુજરો ગ્રહણ કરવામાં આવે (ઉચ્ચ પદના મનુષ્ય પ્રત્યે નિકૃષ્ટ પદનો મનુષ્ય માન દર્શાવવાને માટે 'મુજરો' શબ્દ વાપરે છે.) આપે પરસ્પર પ્રેમબંધન રાખવાનું જે વચન આપ્યું છે, તેનો સાક્ષી ઇશ્વર છે. એને જે કોઇ તોડશે તેનું ઇશ્વર અકલ્યાણ કરશે. સુખ, દુઃખ, સંપત્તિ વા વિપત્તિ એ સર્વમાં આપણે એક થયા છીએ અને આપણે એકમત થઇને ઐક્યથી રહીશું. સ્વાર્થપરતા આપણને પૃથક્ કરી શકશે નહિ. આપના સમસ્ત સરદારો અમારા સાક્ષી છે. જે ખરો રાજપુત છે, તે કદિ પણ આ બંધનથી અલિપ્ત થશે નહિ. આષાઢ વદી ૩ ને ગુરૂવાર.''

+ મહારાષ્ટ્રીઓના આક્રમણ પ્રસંગે રાણા જગતસિંહજીએ પોતાના મંત્રી પંચોલી બિહારીદાસજીને જે કેટલાક પત્રો લખ્યા હતા તે પત્રો વાંચવાથી રાણાજીના હૃદયનો ભાવ સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે. આ પત્રોનો અનુવાદ નીચે પ્રમાણે છેઃ—

### પ્રથમ પત્ર.

''સ્વસ્તિ શ્રી મંત્રી પ્રવર પંચોલીજી! જોહાર. (નિકૃષ્ટ પદાધિકારી સાથે ઉચ્ચ પદના માણસો જુહાર શબ્દ વાપરે છે) તમારૂં સ્મરણ મારા મનમાંથી એક ક્ષણ પણ જતું નથી. દક્ષિણી (મરાઠા) લોકોના સંબંધમાં જે વ્યવસ્થા તમે કરી છે તે સારી છે, પરંતુ યદિ સંકટ (અહીંઆ પેશ્વા સાથે યુદ્ધ થવાનો સંકેત છે.) અનિવાર્ય થઇ જાય તો દેવલ પ્રગણાની પેલી તરફ યુદ્ધ કરવું ઉચિત છે, નિકટ કરવું યુક્ત નથી. સૈનિકોની સંખ્યા થોડી ઓછી કરી નાંખો. ઇશ્વરકૃપાથી દ્રવ્યની કાંઈ તંગી નડશે નહિ. રામપુરનો બંદોબસ્ત ગત વર્ષ અનુસાર જ કરશો, અને દોલતસિંહને સૂચના કરશો કે પુનઃ આવો સુઅવસર મળવાનો સંભવ નથી. રાજમાતા હાલમાં બિમાર છે. ગજરાવ અને ગજમાણિક ઉત્તમ યુદ્ધ કર્યું છે અને સુંદરગજે પણ પોતાનું ઉત્તમ કૌશલ્ય બતાવ્યું છે. (અહીંઆં હાથી સાથેની લડાઇનો નિર્દેશ છે. રાણાજી

એવો નિશ્ચય કરવામાં આવ્યો કે તેને સિંહાસનની સામે બનેડારાજની સમાન આસન આપવું.+ શીઘ્ર ઉભય પક્ષો વચ્ચે સંધિ કરવામાં આવી. આ સંધિમાં એવો કરાર કરવામાં આવ્યો કે રાણાજીએ બાજીરાવને એક નિયમિત વાર્ષિક કર આપવો.* આ સંધિ અનુસાર મહારાષ્ટ્રીઓએ દશ વર્ષ પર્યંત નિયમિત કર લીધો હતો. પરંતુ પાછળથી તેઓ કર લઈ શક્યા નહિ. તેમણે મેવાડનું સમસ્ત રાજ્ય પચાવી પાડવાના લોભથી આ સંધિ રદ કરી.

ચતુર મહારાષ્ટ્રીઓ પ્રથમ સોયની પેઠે પ્રવેશ કરી ધીમે ધીમે વિરાટ સ્વરૂપ ધારણ કરવા લાગ્યા. આનું કારણ રાજપુતોનો માંહોમાંહેનો વિરોધજ હતો. આ વિરોધનું બીજ રાજસ્થાનમાં કેવી રીતે અંકુરિત થયું હતું તેનું કાંઇક વૃત્તાંત આગળ આવી ચૂક્યું છે. હવે તેનું વિસ્તૃત વર્ણન કરવામાં આવે છે. અંબરરાજપુત્રના હાથમાં પોતાની પુત્રીને અર્પણ કરતી વખત મહારાણાએ તેમની પાસે એવી સરત કરાવી લીધી

---

રાજકાર્ય કરતાં ગજલીલાપર વિશેષ પ્રીતિ રાખતા હતા, આ વિષે આગળ વિશેષ ખુલાસો થશે.) આપ હાલમાં અહીંઆં નહિ રહેવાથી મને દુ:ખ થયું છે. હાલમાં શોભારામને શી રીતે મોકલી શકાય? આષાઢ વદી ૬ સંવત્ ૧૭૯૧ (ઇ. સ. ૧૭૩૫)"

### દ્વિતીય પત્ર.

"મને આ વાત પર વિશ્વાસ બેસતો નથી, માટે તેની પાસે લેવાના રૂપિયા માટે જામીનગીરી લેજો. બાજીરાવ આવી પહોંચ્યો છે. તે જમીનપરનો દાવો છોડી દઇ અહીંઆંથી ખંડણી લઇ પોતાની કીર્તિ વિસ્તારી જશે. તેણે આપણા રાજ્યમાં પોતાનો પગ દ્રઢ કરવાનો આરંભ કરી દીધો છે. તે અહીંઆંથી અન્યાન્ય રાજાઓ કરતાં વીસ ગણી અધિક ખંડણી લેશે. યદિ આ ખંડણી મર્યાદિત હશે તો આપવામાં આવશે. ગત વર્ષે મલ્હારરાવ આવ્યો હતો. તે તો કાંઇ વિસાત વગરનો હતો. બાજીરાવ તેના કરતાં અધિક પરાક્રમશાળી છે. યદિ ભગવાન જો મારી પ્રાર્થના સાંભળશે તો તે આપણી ભૂમિ લઇ શકશે નહિ. બીજી સર્વ વાત દેવીસિંહ કહેશે. ગુરૂવાર સંવત્ ૧૭૯૨."

"હોળીના પ્રસંગે જગમંદિરમાં મહાન આનંદોત્સવ થયો હતો, પરંતુ જે પ્રકારે લવણ વિના અન્ન ભાવતું નથી તે પ્રકારે બિહારીદાસ વિના ઉદયપુર સુનું પડી ગયું હતું."

### તૃતીય પત્ર.

"આપના જેવા મનુષ્ય રાજ્યમાં રહે છે તેથી તેની દ્રઢતા વિષે હું એક ક્ષણભર પણ શંકા લાવી શકતો નથી. તે છતાં પણ રાજ્યની આવી હીન દશા શાથી થઈ છે? આપ કહેશો કે હું શું કરૂં? હું તો આપની આજ્ઞાનુસાર કાર્ય કરૂંછું, પરંતુ આપનાં આ વચનો નિરર્થક છે. પૈસાજ સર્વસ્વ છે. આપણા પર આવી પડેલી વિપત્તિ આપના સિવાય અન્ય કોઇ પણ દૂર કરી શકે એમ નથી. આપ કહેશો કે મારી પાસે કાંઈ નથી, તો હું આ આપત્તિની નિવૃત્તિ શી રીતે કરી શકું? યદ્યપિ આપ અલ્પ કાળને માટે મારાથી દૂર થયા છો, તથાપિ સદા મારી નિકટજ છો, એમ હું માનુંછું. પરંતુ આપ હવે અહીંઆં આવો તો સારૂં. આપ અહીંઆં આવશો તો હું રૂપિયા એકઠા કરવાનો પ્રયત્ન કરી શકીશ. આ પુત્ર આપનાથી કોઇ પણ વાત ગુપ્ત રાખશે નહિ (બિહારીદાસ પંચોલીને મહારાણા પિતા કહીને બોલાવતા હતા.) આપ દ્રવ્ય સંચય કરશો તે વૃથા છે, કારણકે તેનો ઉપયોગ નહિ થાય તો સંદેહનો ઉદય થાય છે. આપને એક વિશ્વાસુ માણસની પાસેથી કેટલાંક રત્નો અને કેટલાક ચેક મળશે. તેને મારી પાસે લાવજો. આ વિવાદો દૂર કરવાને માટે આ શિવાય બીજો કાંઇ ઉપાય નથી. આપ સ્વયં સમજુ છો. અધિક શું લખું? ભાવી પરિણામ પર દ્રષ્ટિ રાખી જે ઉચિત લાગે તે કરશો. આ સંબંધે હવે હું આપને બીજો પત્ર લખીશ નહિ. સંવત્ ૧૭૯૨."

+ બનેડારાજ, રાજસિંહના પુત્ર ભીમસિંહનો વંશજ હતો. આ સમયે જે આસન બાજીરાવને મળ્યું હતું તેજ પુનઃ બ્રિટિશ પ્રતિનિધિને માટે નિયત કરવામાં આવ્યું હતું.

* વાર્ષિક ખંડણી તરિકે ૧૬૦૦૦૦ રૂપિયા નિયત કરવામાં આવ્યા. આ રૂપિયા હોલ્કર, સિંધિયા અને પંવાર આ ત્રણે સરદારો સમાન ભાગે વ્હેંચી લેતા હતા.

હતી કે આ વિવાહથી જે પુત્ર જન્મે તેને અંબરનો ઉત્તરાધિકારી કરવો. આ વિવાહથી માધોસિંહનો જન્મ થયો. અત્યાચારી નાદિરશાહના સર્વ સંહારક આક્રમણ પશ્ચાત્ બે વર્ષે મહારાજ સવાઇ જયસિંહનો પરલોક વાસ થયો. તેમના પરલોકવાસ પશ્ચાત્ થોડા દિવસમાં તેમનો જ્યેષ્ઠ કુમાર ઇશ્વરીસિંહ અંબરના સિંહાસનપર બેઠો. મહારાણાએ જયસિંહની પાસે જે પ્રતિજ્ઞા લેવરાવી હતી તેનું પાલન થયું નહિ. કારણ કે તેમ કરવાથી રાજપુતોની એક અતિ દૃઢ પ્રાચીન રીતિનો નાશ થતો હતો. મહારાજા જયસિંહ પ્રાચીન રીતિનો ભંગ કરીને સવાઇ માધોસિંહને સિંહાસનારૂઢ કરવાની ઇચ્છા ધરાવતા હતા કે નહિ તે અમે કહી શકતા નથી, પરંતુ આ તો નિશ્ચયપૂર્વક કહી શકાય છે કે પોતાને સિંહાસન પ્રાપ્ત થયુ નહિ તે માટે માધોસિંહ વ્યગ્ર થયા નહિ. જો તેઓ વ્યગ્ર થયા હોય તો રાણા સંગ્રામસિંહની આપેલી રામપુરની જાગીરીનો સ્વીકાર કરત નહિ. પરંતુ પ્રથમના સંધિપત્રમાં વીપરીત ભાવ જણાય છે. ત્યાં તેમને " સ્વીમા " અર્થાત્ યુવરાજ કહેવામાં આવ્યા છે. ગમે તેમ હો, પરંતુ સિંહાસનના સંબંધમાં વાંધો ઉઠયો તે પૂર્વે ઇશ્વરીસિંહે પાંચ વર્ષ પર્યંત રાજ્ય કર્યું. આ અરસામાં ઇશ્વરીસિંહ* દુર્રાનીની ગતિ રોકવાને માટે પોતાની સેના લઇ શતદ્રુના કિનારાપર ગયા. પરંતુ આ ઘટના અંબરના ઇતિહાસની સાથે સંબંધ ધરાવે છે, માટે તેનુ વૃત્તાંત અહીંઆં અપ્રસ્તુત છે. અંબરના ઇતિહાસમાં એ સંબંધે ઉલ્લેખ આવશે.

માધોસિંહના સ્વાર્થની રક્ષા કરવાને માટે તેને પોતાની સાથે લઈ રાણાજી સેના સહિત ઇશ્વરીસિંહની સામા થયા. શીઘ્ર ઉભય દલો વચ્ચે ઘોર સંગ્રામ શરૂ થયો. સીસોદીઆ વીરો ઇશ્વરીસિંહને પરાજિત કરવાને માટે ગયા હતા, પરંતુ તેઓ સ્વયં હારી ગયા. રાણાજીની સેના છિન્નભિન્ન થઇને નાઠી. આ પ્રકારે પરાજિત થવાથી મહારાણા અત્યંત વ્યથિત થયા. સીસોદીઆ વીરોના અનુત્સાહને લીધેજ તેમનો પરાભવ થયો હતો. અને સીસોદીઆ વીરોના અનુત્સાહનું કારણ એ હતું કે માધોસિંહનો પક્ષ અન્યાય ભરેલો છે એમ તેમને લાગતું હતું. અન્યાય ભરેલા કાર્યનું સમર્થન કરવું તેમને ઇષ્ટ લાગ્યું નહિ. મહારાણાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. ક્રોધના આવેશમાં મહારાણાએ પોતાની પ્રચંડ શમશેર એક સાધારણ વારાંગનાના હાથમાં આપી દીધી અને વ્યંગ વાણીથી કહ્યું કે " આ અવનતિ કાળમાં આ શસ્ત્ર સ્ત્રીનેજ યોગ્ય છે. " આ વ્યંગ વચન મેવાડ ભૂમિના અવનતિકાળને બંધ બેસતુંજ હતું. આ વાક્ય મેવાડવાસીઓનાં હૃદયમાં દૃઢ રીતે અંકિત થઇ ગયું. આ વાક્ય હજી પણ મેવાડવાસીઓના હૃદયમાંથી ભુસાઈ ગયું નથી.

કોટા અને બુંદીના હાડાઓએ ગત યુદ્ધમાં રાણાજીને સહાય કરી હતી. તેથી ઇશ્વરીસિંહે તેમના આચરણનો યોગ્ય બદલો આપવાને માટે આપાજી સિંધિયાની સહાય લઈ તેમનાપર આક્રમણ કર્યું. હાડાઓએ આ આક્રમણની ગતિ અપૂર્વ વીરતાથી રોકી. આ યુદ્ધમાં આપાજી સિંધિયાનો એક હાથ કપાઇ ગયો. આ યુદ્ધથી રાજપુતોના ઉભય પક્ષને નુકશાન થયું અને તે ઉભયને સિંધિયાનું પેટ ભરવાને માટે તેને નિયમિત કર આપવો પડયો. રાણા જગતસિંહે પોતાને મળેલા પરાભવથી અત્યંત દુઃખિત થઇ વૈર લેવાને માટે મલ્હારરાવ હોલ્કરની સહાય માગી. તેની સાથે વાતચીત કરતાં મહા-

* કંદહાર જીતી લેતી વખત નાદિરશાહે પરાજિત ખિલજીઓની સાથે અહમદખાં અબ્દલી નામક એક અફઘાનને કેદ કર્યો હતો. અફઘાનિસ્તાનમાં સાદોતી નામનો એક વંશ છે. ત્યાંના નિવાસીઓ ઉક્ત વંશને પરમપવિત્ર માને છે. અબ્દલ્લી આ વંશનો હતો. તે અત્યંત તેજસ્વી અને પરાક્રમી હતો. નાદિરશાહે માનપૂર્વક તેને છોડી મૂકયો અને તેને બક્ષીસ તરિકે એક જાગીર આપી. જ્યારે નાદિરશાહનો ગુપ્ત રીતે વધ થયો ત્યારે અહમદખાંએ તેના રાજ્યપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો અને અતિ અલ્પ સમયમાં અર્થાત્ ઈ. સ. ૧૭૪૭ ના અકટોબર માસમાં તે કંદહાર રાજ્યનો કુલ મુખ્ત્યાર પાદશાહ ગણાયો. મહારાજ ઇશ્વરીસિંહ આજ પાદશાહની ગતિ રોકવાને માટે શતદ્રુ નદીના તટપર ગયા હતા. પાછળથી અબદલીએ પોતાના ગોત્રનું નામ બદલી નાંખી " દુર્રાની "ની અટક ધારણ કરી હતી.

Gone's Nadirnameh Vol V. P. 274

રાણાએ હોલ્કરની સમક્ષ પ્રતિજ્ઞા લીધી કે જો તમે ઇશ્વરીસિંહને અંબરના સિંહાસન પરથી પદભ્રષ્ટ કરશો તો હું તમને ૬૪ લાખ રૂપિયા આપીશ. જે દિવસે જગતસિંહે આ પ્રતિજ્ઞાપત્રપર હસ્તાક્ષર કર્યા તે જ દિવસથી રાજસ્થાનમાં મહારાષ્ટ્રીઓની પ્રભુતાનો પાયો દ્રઢ રીતે નંખાયો. આ સમાચાર શીઘ્ર ઇશ્વરીસિંહના સાંભળવામાં આવ્યા. પદભ્રષ્ટતા તથા અપમાનના ભયથી તે હતભાગી માણસે વિષપાન કરી પોતાના જીવનનો અંત આણ્યો. ઇશ્વરીસિંહના મરણ પશ્ચાત્ માધોસિંહ અંબરના સિંહાસન પર અધિષ્ઠિત થયા. ચતુર હોલ્કરે ૬૪ લાખ રૂપિયા લઈ મહારાષ્ટ્રીઓની વિજય વૈજયંતી રાજસ્થાનમાં દ્રઢ રીતે સ્થાપિત કરી દીધી. રાજપુત જાતિની દુર્દશાનું આજ મુખ્ય કારણ થયું. આજ કારણથી સીસોદીઆ, રાઠોડ, તથા કુશાવહગણ પોતાના પૂર્વજોના મહાવ ગૌરવથી સદાને માટે વંચિત થઈ દીન હીન દશામાં આવી પડયા. આ સમયથી તેમનામાં જે કઠોર ગૃહકલહ દાખલ થયો તે તેમનું સત્વબળ ભસ્મીભૂત કરતો ગયો. મહારાષ્ટ્રીઓએ રાજપુતોનું સર્વસ્વ લૂંટી લઇને રાજસ્થાનને સ્મશાનવત્ બનાવી મૂકયુ. માંહોમાંહેના કલહથી તથા મહારાષ્ટ્રીઓના અત્યાચારથી રાજપુતો દીર્ઘ કાળ પર્યંત દુઃખિત રહ્યા. પછી ઇ. સ. ૧૭૯૭ ના સંધિપત્ર અનુસાર અત્યંત દયાશીલ બ્રિટીશ કેસરીએ આ સંકટમાંથી તેમનો ઉદ્ધાર કર્યો.

અઢાર વર્ષ સુધી અયોગ્ય રીતે રાજ્યશાસન ચલાવ્યા પછી રાણા જગતસિંહ સંવત્ ૧૮૦૮ (ઇ. સ. ૧૭૫૨) મા પરલોકવાસી થયા. જગતસિંહ બાપ્પા રાવલના પવિત્ર સિંહાસનપર સીસોદીઆ કુલના અયોગ્ય રાજા નિવડયા હતા. હાથીનું યુદ્ધ જોઇને તેઓ પોતાનું જીવન વ્યર્થ ગુમાવી નાંખતા હતા.§ મહારાષ્ટ્રીઓના પ્રચંડ બળને રોકવાને બદલે તેઓ આવા ક્રીડાયુદ્ધને વધારે પસંદ કરતા હતા. પરંતુ તેમનામા એક ઉત્તમ ગુણ હતો. તેઓ પોતાના પૂર્વજોની પેઠે શિલ્પ શાસ્ત્રનો ઉત્કર્ષ કરવાને પ્રયાસ કરતા હતા. ઉદયપુરનો રાજમહાલય તેમણે અતિ વિસ્તૃત કર્યો હતો. વળી તેમણે પેશોલાના દ્વીપનો જીર્ણોદ્ધાર કરવામા એક લક્ષ રૂપિયાનો વ્યય કર્યો હતો. તદુપરાત આલસ્ય અને વિલાસસૂચક જે ઉત્સવો આજ પર્યંત ઉદયપુરમાં થયા કરે છે તે સર્વની સ્થાપના (દ્વિતીય) જગતસિંહે જ કરી હતી.



§ રાણાજીએ પોતાના મંત્રી બિહારીદાસપર જે પત્રો લખ્યા હતા તેમાંનો પ્રથમ પત્ર પણ આ વાતનું પ્રમાણ રજુ કરે છે.



# अध्याय १५ मो.

**દ્વિતીય પ્રતાપસિંહ-દ્વિતીય રાજસિંહ-રાણા અરિસિંહ-મેવાડપર હોલકરનું આક્રમણ અને તેણે લીધેલો કર-રાણાને પદચ્યુત કરવાને રચાયેલું ષડયંત્ર-વિદ્રોહી સરદારોએ ઉપસ્થિત કરેલો એક નામધારી રાણો-કોટાના જાલિમસિંહ-સિંધિયાની સાથે નામધારી રાણાનું મળી જવું-આ ઉભયની એકત્રિત સેનાપર રાણાએ કરેલું આક્રમણ-રાણાનો પરાજય-સિંધિયાએ મેવાડપર કરેલું આક્રમણ અને ઉદયપુર પર ઘેરો-રાણાએ મંત્રી તરીકે અમરચંદની કરેલી નિમણુક-અમરચંદની તેજસ્વિતા-સિંધિયા સાથે કરેલી સંધિ-સિંધિયાનું ચાલ્યા જવું-મેવાડ રાજ્યની ક્ષીણતા-વિદ્રોહી સરદારોનું રાણાને શરણે આવવું-ગદવાડ પ્રાંતપરના અધિકારનો લોપ-રાણાજીનો ગુપ્ત વધ-રાણા હમીરનો રાજ્યાભિષેક-રાજમાતા અને અમરચંદની વચ્ચે કલહ-અમરચંદની મહાનુભાવતા, તેનું મૃત્યુ, સ્વભાવ, ગુણ ઇત્યાદિ-મેવાડ રાજ્યનો ક્ષય.**



આ જગતમાં દિવસ ઉપર દિવસ ચાલ્યા જાય છે, પરંતુ જે દિવસ એકવાર ચાલ્યો ગયો, તે શુ પુનઃ કદિ પણ પ્રાપ્ત થાય છે? શરદ્ ઋતુની પૂર્ણિમાની રાત્રે પૂર્ણ ચંદ્રને જોવાથી આપણને એકવાર જે આનંદ થાય છે તે શુ પુનઃ ચંદ્રપ્રકાશને જોવાથી આપણને કદિ પણ મળે છે? ગયો અવસર આવતો નથી, ગયો કાળ પાછો મળતો નથી, તો પણ મનુષ્ય પ્રાણદાયિની આશાને છોડતો નથી. " જબ તક શ્વાસા, તબ તક આશા " આ વદતીથી કોણ અજ્ઞાત છે? મનુષ્ય આશાનો દાસ છે. આશાજ ક્ષણભંગુર જીવનની મૃતસંજીવની ઔષધિ છે. આ ઔષધિનો નાશ થતાંજ જીવનનો સદાને માટે વિધ્વંસ થશે. આશા મનુષ્યની પરમપ્રિય સખી છે ન્યૂનતા એજ આશાને ઉત્પન્ન કરે છે. જેને કોઈ પણ પ્રકારની ન્યૂનતાજ હોતી નથી. તેને કોઇ પ્રકારની આશા પણ હોતી નથી, અને જેનામાં ન્યૂનતા હોતી નથી તેનું જીવન ઉત્સાહયુક્ત પણ હોતું નથી. તેનું જીવન જડ હોય છે. ન્યૂનતાજ આશાને ઉત્પન્ન કરે છે અને આશાથીજ મનુષ્ય ઉદ્યોગ કરવાને પ્રવૃત્ત થાય છે અને ઉદ્યોગથી સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. પણ જે માણસ માત્ર આશાજ ધારણ કરે છે, પરંતુ ઉદ્યોગ કરતો નથી તેના આશા કદિ પણ ફળદાયિની થતી નથી, તેનું જીવન કષ્ટપ્રદ બની જાય છે.

યુરોપના મહા સામ્રાજ્ય રોમનું પતન થયું હતું, એક વખત વિશ્વવિજયી રોમનોના પગ દાસત્વની પ્રચંડ શૃંખલાથી પરિબદ્ધ થઇ ગયા હતા, પરંતુ તે રોમ પુનઃ જાગૃત થયું છે તેનું કારણ શુ? માત્ર તેના આશામુગ્ધ પુત્રોનો સતત ઉત્સાહ અને અવિશ્રાંત પરિશ્રમ. પોતાનામાં જે ન્યૂનતા હતી તેથા તેઓ સારી રીતે પરિચિત હતા. તેઓ સારી પેઠે જાણી ગયા હતા કે ' પ્રાચીન કાળમાં જે ઇટલી હતું તે આજે રહ્યું નથી. જે ઇટલીવાસીઓના પ્રચંડ પરાક્રમની આગળ એક સમયે અર્ધી પૃથ્વી કંપાયમાન થતી હતી તે ઇટલી આજે રહ્યું નથી. અમે અમારી સ્વાધીનતા ગુમાવી બેઠા છીએ. અમે શત્રુઓદ્વારા પાદાક્રાંત થઈ ગયા છીએ. હમણાં અમે ઓસ્ટ્રિયાવાસીઓના ગુલામ બની ગયા છીએ. ' આ જ્ઞાન તેમને પ્રાપ્ત હોવાથી તેમણે

પુનઃ પોતાની ઉન્નતિ કરવાનો ઉદ્યોગ કર્યો અને અંતે તેમણે ઉદ્યોગ અને ઉદ્યમના પ્રભાવથી પોતાની અભિલાષા પૂર્ણ કરી. પોતાને ઑસ્ટ્રિઆ નિવાસીઓએ પહેરાવેલી દાસત્વની કઠોર જંજીર તેમણે તોડીને છિન્નભિન્ન કરી ફેંકી દીધી અને જનની જન્મભૂમિના મસ્તકપર પુનઃ સ્વાધીનતાનો રત્નમુકુટ મૂકી દીધો. ઇટલિ સ્વતંત્ર થયું. પરંતુ તેની પ્રાચીન સ્વાધીનતા અને અર્વાચીન સ્વાધીનતામાં આસ્માન જમીનનો ભેદ છે. તેની પ્રાચીન સ્વાધીનતાએ એક વખત પોતાના પ્રકાશિત પ્રતાપથી અર્ધી પૃથ્વીને ખળભળાવી મૂકી હતી. પરંતુ તેની અર્વાચીન સ્વતંત્રતા તો માત્ર ઇટલીની સીમામાજ પરિબદ્ધ થઈ ગઈ છે. ઇટલીના ભાગ્યાકાશમાં સ્વાધીનતા રૂપી સૂર્ય પુનઃ ઉદિત થયો છે, એ વાત સત્ય છે. પરંતુ આધુનિક સૂર્ય પ્રાચીન સૂર્યની બરાબરી કરી શકે એવો નથી. આથીજ ગયો સમય પુનઃ આવતો નથી એવી લોકોની માન્યતા સત્ય ઠરે છે. જે તેજસ્વિતાનો લોપ થાય છે તે પુનઃ દ્રષ્ટિગોચર થતી નથી. પ્રકૃતિનો નિયમ જ આવો છે. આ વિશ્વવ્યાપક નિયમને અનુસરીનેજ આજે વિશ્વ વિખ્યાત ભારતવર્ષ દીન, હીન બની ગયો છે. શ્રી રામચંદ્ર ભગવાન ગયા, લક્ષ્મણજી ગયા, વ્યાસજીનો આજે પત્તો લાગતો નથી. તેમની ચિતા ભસ્મમાંથી અસંખ્ય વર્ષો પશ્ચાત્ ભીષ્મ, દ્રોણ, ભીમ, અર્જુન, કર્ણ, કૃષ્ણ તથા જરાસંધ પ્રભૃતિ મહારથીઓ ઉત્પન્ન થયા. તત્પશ્ચાત્ પુનઃ જ્યારે કુરૂક્ષેત્રની ભયંકર સમરભૂમિમાં આર્ય ગૌરવના વિશાલ સમાધિ ક્ષેત્રમાં આ સમસ્ત મહાવીરો મહાનિદ્રામાં લીન થઇ ગયા, જે દિવસે વિધાતાએ એકાંતમાં બેસી લોહની લેખિનીથી ભારતના કઠોર ભાવીનું વિધાન લખ્યુ તે દિવસે ભારતવર્ષમાં જે રાત્રિનુ આગમન થયું તેની નિવૃત્તિ અતિ દીર્ઘ કાળે થઇ. પ્રભાત થયુ ખરૂં, પરંતુ ભારતવર્ષનો પ્રાચીન ગૌરવસૂર્ય તો પુનઃ ન જ ઉદિત થયો. પશ્ચાત્ આ વિશાલ સમાધિક્ષેત્ર સ્વરૂપ ભારતભૂમિમાં પુરૂ, ચંદ્રગુપ્ત, અશોક, પૃથ્વીરાજ, સમરસિંહ, સંગ્રામસિંહ અને પ્રતાપસિંહ ક્રમશઃ ઉત્પન્ન થયા. આ મહાવીરોએ ભારતના વિજયગાન ગાઇ એકતા, મહાનુભાવતા, આત્મોત્સર્ગ અને દેશભક્તિની વિજય વૈજયંતી હાથમાં લઈ પુનઃ ભારતવર્ષનુ મુખ હસતું કર્યું. પરંતુ આ આનંદ અને આ હર્ષ ક્ષણજીવી હતો. કાળચક્રની ગતિથી આ આનંદનો પુનઃ શીઘ્રતાપૂર્વક લોપ થઇ ગયો. ભારતવર્ષની ઉન્નતિની સમાપ્તિ થઇ તેની સંપૂર્ણ અવનતિનો પ્રારંભ થયો. પુનઃ ભારતવર્ષનુ પતન થયુ. તેની અત્યંત દારૂણ, શોચનીય, અને ભયંકર દુર્દશા થઇ. સીસોદીઆ વીર પ્રતાપસિંહ, આર્ય વીરત્વની પરાકાષ્ઠા બતાવી, મહાનુભાવતા અને આત્મોત્સર્ગના આદર્શ સ્વરૂપ બની અનંત કાળમાં લીન થયા. તેમના પરલોકવાસના દિવસથીજ ભારતવર્ષના અત્યંત ભયંકર, શોચનીય અને દારૂણ અધઃપતનની શરૂઆત થઇ હતી. આજે અમરાપુરી સમાન ભારતભૂમિ ભયંકર સ્મશાનવત્ બની ગઈ છે. નિર્જીવ, નિષ્પંદ, અને જડતાને પ્રાપ્ત થઇ છે. આજે આ અધઃપાતનુ વૃત્તાંત જગતમાં પ્રચારવાને માટે, 'ગયો દિન પાછો આવતો નથી' એ વિશ્વવ્યાપક નૈસર્ગિક નિયમ સાર્થક કરવાને માટે પુરૂષશ્રેષ્ઠ પ્રથમ પ્રતાપસિંહના સિંહાસનપર સત્વહીન, દ્વિતીય પ્રતાપસિંહ બેઠો છે. અફસોસ! સંસારમાં કોઇ પણ વસ્તુની સ્થિરતા નથી.

દ્વિતીય પ્રતાપસિંહ ઇ. સ. ૧૭૫૨ માં મેવાડના સિંહાસનપર બેઠા. જે ગૌરવમય પવિત્ર નામ ધારણ કરીને સંસાર રૂપી રંગભૂમિ પર અવતીર્ણ થયો તેનુ શ્રવણ થતાં જ પૂર્વોક્ત શ્રેષ્ઠ સ્વદેશભક્ત પ્રાતઃસ્મરણીય મહાત્મા પ્રતાપસિંહનું સ્મરણ થાય છે. પરંતુ ઈતિહાસ ગંભીર શબ્દથી પોકારી ઉઠે છે કે "આ નિર્જીવ, ચૈતન્યહીન પ્રતાપસિંહ છે. આ પ્રતાપસિંહની તુલના પૂર્વોક્ત પ્રતાપસિંહની સાથે થઇ શકે એમ નથી. આ કાંઇ વીરશ્રેષ્ઠ અને મહાન સ્વદેશભક્ત પ્રતાપસિંહ નથી, આ તો અકર્મણ્ય, પ્રતિભાહીન, અને જડ પ્રકૃતિનો પ્રતાપસિંહ છે. એ તો 'પ્રતાપ' નામનો સ્વર્ગીય ભાવ નષ્ટ કરવાને પૃથ્વીપર અવતર્યો છે." આ પ્રતાપસિંહના સમયમાં વર્ણન કરવા યોગ્ય કોઇ પણ ઘટના બની નહોતી. એણે ત્રણ વર્ષ પર્યંત રાજ્ય કર્યું. આ અરસામાં મહારાષ્ટ્રીય લોકો મેવાડભૂમિને પાદાક્રાંત કરતા રહ્યા હતા. આ ત્રણ વર્ષમાં મહા બળવાન મહારાષ્ટ્રીઓએ મેવાડ ભૂમિપર ત્રણ વાર આક્રમણ કરી હતભાગી સીસોદીઆ રાણા પાસેથી કર અને ચોથ લીધી હતી.* અંબરના રાજા જયસિંહની કન્યા સાથે પ્રતાપ-

* સટબાજી, જનકોજીરાવ, અને રાઘોબા દાદા પેશ્વા આ ત્રણ સેનાપતિઓ મેવાડપર ત્રણ વાર ચઢી આવ્યા હતા.

સિંહનો વિવાહ થયો હતો. આ કન્યાના ગર્ભથી રાજસિંહ નામક એક પુત્ર ઉત્પન્ન થયો. આ રાજસિંહજ પાછળથી મેવાડના સિંહાસનપર બેઠા હતો.

પૂર્વોક્ત રાજસિંહે ક્ષત્રિયોની લુપ્ત થયેલી વીરતા પુનઃ પ્રકટાવી હતી અને પોતાના પ્રચંડ પ્રતાપથી ઔરંગઝેબનું સિંહાસન કંપાયમાન કરી નાંખ્યું હતું. પરંતુ આજે તેમનું નામ ધારણ કરી મેવાડના સિંહાસનપર બીજો એક નિર્માલ્ય રાજા બેઠો. આ રાજસિંહે સાત વર્ષ પર્યંત રાજ કર્યું હતું. એના સમયમાં મહારાષ્ટ્રીઓએ મેવાડ ભૂમિપર* સાત વાર આક્રમણ કર્યું હતું. મહારાષ્ટ્રીઓના ભયંકર આક્રમણથી મેવાડનું એટલું બધું સત્યાનાશ થઇ ગયું હતું કે રાણાજીએ પોતાનો વિવાહ કરવાને માટે પોતાના એક બ્રાહ્મણ મંત્રીની પાસેથી દ્રવ્ય લીધું હતું. આ રાણાનો વિવાહ રાઠોડ રાજકુમારીની સાથે થયો હતો. આ દ્વિતીય રાજસિંહનો પરલોકવાસ પશ્ચાત્ મેવાડની પ્રાચીન રીતિમાં ઘણો વ્યભિચાર થયો હતો. રાજસિંહની પછી તેમના કાકાને મેવાડનું સિંહાસન પ્રાપ્ત થયું એનું નામ અરિસિંહ હતું.

સંવત્ ૧૮૧૮ ઇ. સ. (ઇ. સ. ૧૭૬૨) માં અરિસિંહ પોતાના ભત્રિજાના સિંહાસનપર બેઠો. એનો સ્વભાવ અત્યંત ક્રોધી હતો. જગતસિંહની અસ્થિરતા અને દ્વિતીય પ્રતાપસિંહ તથા રાજસિંહની કર્તવ્યવિમુખતાથી મેવાડ રાજ્યની દશા અત્યંત દીનહીન થઇ ગઇ હતી. તદુપરાંત પ્રસ્તુત રાણાના ક્રોધી સ્વભાવે તથા અદમ્ય પ્રકૃતિએ મહા અનર્થની ઉત્પત્તિ કરી, તેના ક્રોધી સ્વભાવથી મેવાડનો સર્વથા નાશ થઈ ગયો. તે સિંહાસનારૂઢ થયો તે પૂર્વે પણ મહારાષ્ટ્રીઓના અત્યાચારથી મેવાડ ભૂમિપર અનેક કષ્ટો પડી ચૂક્યાં હતાં, પરંતુ અદ્યાપિ મેવાડની એક તસુ ભૂમિ તેનાથી છુટી પડી નહોતી. પંચોલી મંત્રીઓની દૂરદર્શિતા તથા સતારાના મહારાજાની કૃપાથી અત્યાર સુધી મેવાડ ભૂમિની રક્ષા થઈ હતી. પરંતુ રાણાના ક્રોધી સ્વભાવથી જે સમયે ભયંકર ઉપદ્રવની ઉત્પત્તિ થઈ, પ્રજાનો સ્નેહ તથા સંપ તૂટી ગયો અને જે સમયે ચતુર મહારાષ્ટ્રીઓ ભિન્ન ભિન્ન દલોમાં વિભક્ત થઇ પરસ્પર વિગ્રહ કરતા પ્રજાના પૃથક્ પૃથક્ પક્ષોને સહાય કરવા લાગ્યા. તે સમયે મેવાડ રાજ્યની દુર્દશા થવા લાગી. પ્રતાપને રાજસિંહાસનપરથી પદભ્રષ્ટ કરી તેના કાકાને રાજપદારૂઢ કરવાને માટે મેવાડના સરદારોએ અનેક વાર વિદ્રોહાચરણ કર્યું હતું. આ ઉપદ્રવનું શમન કરવાને માટે મલ્હારરાવ હોલ્કરને બોલાવવામાં આવ્યો. મહારાષ્ટ્રીઓની મૂળ નીતિઅનુસાર ચતુર હોલ્કરે આ વખતે મેવાડનાં અનેક પ્રગણાંઓ પોતાના અધિકારમાં લઇ લીધાં હતાં, પરંતુ આ વખતે સંધિ પ્રાપ્ત થવાથી તેને મેવાડના ઇતર ભાગો પણ ગળી જવાની અભિલાષા થઈ.

યદ્યપિ શોણિતસંબંધ અને કૃતજ્ઞતા બંધનની ગ્રંથિ કઠિન હોય છે, પરંતુ રાજનીતિમાં આવશ્યક્તા પડવાથી તે ગ્રંથિને પણ સૂત્રના તારની પેઠે તોડી નાખવામાં આવે છે; પરંતુ ઉપકારનો બદલો અપકારથી વાળવો કોઇ પણ રીતે યોગ્ય નથી. અંબરના સિંહાસન પર જે માધોસિંહને અભિષિક્ત કરવાને માટે રાણાજીએ પુષ્કળ દ્રવ્યનો વ્યય કર્યો હતો, જે માધોસિંહ મહારાણાના આ પ્રકારના આત્મત્યાગ વિના કદિ પણ રાજપદારૂઢ થઇ શક્યો ન હોત, તે માધોસિંહે પોતાના મામાના સમસ્ત ઉપકારો પર ચરણપ્રહાર કરી મેવાડનું શ્રેષ્ઠ અંગ રામપુર પ્રગણું મલ્હારરાવ હોલ્કરને અર્પણ કરી દીધું.+ બાજીરાવે મેવાડ પર જે કર સ્થાપિત કર્યો હતો તે ઉઘરાવવાનો ભાર હોલ્કરને સોંપવામાં આવ્યો હતો. પરંતુ જે નિયમ અનુસાર રાણાજીએ ઉક્ત કર આપવાનો સ્વીકાર કર્યો હતો તે નિયમનો મહારાષ્ટ્રીઓએ ભંગ કર્યો હતો,‡ તેથી મહારાણા પોતાને આ કરમાંથી મુક્ત થયેલા સમજતા હતા. આથી મહારા-

* સંવત્ ૧૮૧૨ માં રાજા બહાદુરે, સંવત્ ૧૮૧૩ માં મલ્હારરાવ હોલ્કરે તથા વિઠ્ઠલ શિવદેવ વિંચુરકરે, સંવત્ ૧૮૧૪ માં રાણોજી શુંદેએ તથા સંવત્ ૧૮૧૩ માં (ઈ. સ. ૧૭૫૭) માં સદાશિવરાવ ભાઉ, ગોવિંદરાવ, તથા ખાનોજી જાધવે મેવાડના રાણા પાસેથી ત્રણ વાર ખંડણી લીધી હતી.

+ સંવત ૧૮૦૮ માં આ ઘટના બની હતી. ત્યાર પછી રામપુર પ્રગણાના કેટલાક ભાગો મેવાડની અંતર્ગત હતા. રામપુરના સંબંધમાં પૂર્વે ઘણું વર્ણન કરવામાં આવ્યું છે.

‡ બાજીરાવની સાથે જે સંધિ થઇ હતી તેમાં એવો કરાર કરવામાં આવ્યો હતો કે હવે મહારાષ્ટ્રીઓએ મેવાડ પર આક્રમણ કરવું નહિ. પરંતુ મહારાષ્ટ્રીઓએ તે દેશ પર આ વખતે આક્રમણ કર્યું તેથી મહારાણાને ઉક્ત સંધિ નિરર્થક જણાઈ.

ટ્રોઓના ઘણા રૂપિયા બાકી રહ્યા. આ બાકી કર અને ચંબલ નદીના ઉત્તર ભાગમાં આવેલાં પ્રગણાંઓનું મહેસુલ વસૂલ કરવાનું નિમિત્ત કાઢીને મલ્હારરાવ હોલ્કરે પોતાની સેના સહિત મેવાડપર આક્રમણ કર્યું. અત્યાર સુધી હોલ્કરે મહારાણાની ઉપર કેટલાક પત્રો લખીને ભારે ધમકી આપી હતી, પરંતુ આ વખતે મેવાડમાં અંતર્વિપ્લવ ચાલી રહ્યો હતો તે ઉત્તમ સંધિનો લાભ લઇ તે પોતાની સેના સહિત મેવાડ ભૂમિમાં આવ્યો અને રાજધાની પર હલ્લો કરવાની તૈયારી કરવા લાગ્યો. આ સમયે મહારાણાએ પોતાની રક્ષાનો કાંઈ પણ ઉપાય નહિ જોઇ હોલ્કરને એકાવન લક્ષ રૂપિયા આપ્યા અને તેની સાથે સંધિ કરી.§ એક તો મેવાડ રાજ્યની દશા આ પ્રકારે અત્યંત શોચનીય થઈ રહી હતી એવામાં રાણાને એકાવન લક્ષ રૂપિયા હોલ્કરને આપવા પડયા, તેથી હવે તેની દશા કેવી ભયંકર થઇ હશે તેનું અનુમાન કરવું સહજ છે. વળી આજ વર્ષમાં દુર્ભિક્ષ પડયો, તેથી મેવાડનું શેષ રક્ત, પણ ચૂસાઈ ગયું.‡ આ ભયાનક દુર્ભિક્ષના સમયમાં સર્વ પદાર્થો અત્યંત મોઘા થઈ ગયા. આ દારૂણ દુર્ભિક્ષનું દમન થયા પશ્ચાત્ ચાર વર્ષમાં મેવાડ રાજ્યમાં એક ઘોર વિપ્લવ થયો. આ વિપ્લવની ઉત્પત્તિ કેવળ ગૃહકલહમાંથીજ થઇ હતી. આ અનર્થકારક ગૃહવિગ્રહથી મેવાડની પ્રજા એટલી બધી નિર્બળ થઈ ગઇ હતી કે તે મહારાષ્ટ્રી તસ્કરોના પંજામાંથી પોતાની સંપત્તિની રક્ષા પણ ભાગ્યેજ કરી શકતી હતી. આ પ્રકારની શોચનીય અવસ્થામાં પતિત થઇ મેવાડ વાસીઓએ દીર્ઘ કાળ પર્યંત કષ્ટ સહન કર્યું. તત્પશ્ચાત્ ઇ. સ. ૧૮૧૭ માં કૃપાળુ બ્રિટિશસિંહે તેમના દગ્ધ હૃદયપર શાંતિનું જલ સિંચ્યુ અને પોતાની છાયામાં તેમને આશ્રય આપ્યો.

સરદારોના વિદ્રોહનું યથાર્થ કારણ અદ્યાપિ કોઇને જ્ઞાત થયું નથી અને કદિ જ્ઞાત થશે પણ નહિ. આ કારણના સંબંધમાં સર્વના મત પૃથક્ પૃથક્ છે. કેટલાક વિદ્વાનો કહે છે કે તેજસ્વી રાજપુતોએ પોતાના રાણાને મહારાષ્ટ્રીઓના દુરાચારની ગતિ રોકવાને અસમર્થ જોઈ તેને પદચ્યુત કરવાનો ઉદ્યોગ કર્યો હતો. કેટલાક પંડિતોનું એવું અનુમાન છે કે મેવાડના પ્રતિસ્પર્ધી સામંત પક્ષોએ સ્વાર્થપરતા અને ઇર્ષ્યાથી આવો અનર્થ કર્યો હતો. વળી એમ કહેવાય છે કે રાણા અરિસિંહે (રાણા ઉરસીએ) પોતાના ભત્રિજા રાજસિંહનો અન્યાયપૂર્વક વધ કરીને રાજસિંહાસન પોતાના અધિકારમાં લીધું હતું. જો કે દીર્ઘ કાળથી ચાલી આવતી અફવાઓનો અભ્યાસ કરવાથી રાણા અરિસિંહના ચરિત્રપર ઘોર સંદેહ ઉત્પન્ન થાય છે, તથાપિ ઉપર્યુક્ત કથન સત્ય ઠરી શકે એવું કોઈ પણ પ્રમાણ ક્યાંય પણ ઉપલબ્ધ થતું નથી. ઉત્તરાધિકારના સંબંધમાં મેવાડની પ્રાચીન રીતિનો ભંગ થવાથી વારંવાર અમંગલ અને અનર્થની ઉત્પત્તિ થયા કરે છે. રાણા ઉરસીમાં મેવાડનું રાજ્ય ચલાવવાનું સામર્થ્ય નહોતું. તેનું પદ સીસોદીઆ કુલના સોળ સરદારોથી નિકૃષ્ટ હતું. તેને એક જાગીર મળી હતી તેથી તેને પ્રતિવર્ષે રૂ. ૩૦૦૦૦ ની ઉપજ થતી હતી. પૂર્વે ઉરસી દ્વિતીય પંક્તિના સરદારમાં ગણાતો હતો. જે સામંતો અદ્યાપિ તેના કરતાં ઉચ્ચ આસનનું સન્માન ભોગવતા આવ્યા હતા, તે શું હવે તેની આગળ પોતાનાં મસ્તક અંતઃકરણપૂર્વક અવનત કરતા હતા? તે શું હવે અંતઃકરણપૂર્વક તેને રાજા તરિકે સન્માન આપતા હતા? કદી નહિ. વાસ્તવમાં તેણે અન્યાયપૂર્વક મેવાડનું સિંહાસન પ્રાપ્ત કર્યુ તેથી સર્વ સરદારો તેનાપર ઘૃણા કરતા હતા. દીર્ઘ કાળ પર્યંત તેના સંગમાં રહેવાથી તેઓ તેનાં સર્વ ગુપ્ત ચરિત્રો જાણી ગયા હતા. તેઓ જાણી ચૂક્યા હતા કે રાણા ઉરસીનો સ્વભાવ અત્યંત રૂક્ષ છે અને તેનામાં એક પણ નૃપોચિત ગુણ નથી. તેના ચરિત્રના ગુપ્ત ભેદો પણ તેઓ જાણતા હતા તેથી તેઓ તેના પ્રત્યે અત્યંત ઘૃણા કરતા હતા, તથા તેને અંતઃકરણપૂર્વક કિંચિત્ પણ સન્માન આપતા નહોતા. રાણાના કઠોર સ્વભાવે શીઘ્રજ મેવાડના મુખ્ય સરદાર સાદ્રીપતિને દૂર કર્યા.* જે મહાનુભાવ ઝાલા સરદારે હલદીઘાટના ભયંકર યુદ્ધમાં

§ હોલ્કર અંતલાગઢ સુધી ચાલ્યો ગયો હતો. ત્યાં તેને કોણવારના અર્જુનસિંહ અને રાણાના દૂધ ભાઇઓ મળ્યા અને તેને ૫૧ લાખ રૂપિયા આપવાનો ઠરાવ કર્યો.

‡ સંવત્ ૧૮૨૦ (ઈ. સ. ૧૭૬૪)

* સાદ્રીના ઠાકોરે મેવાડના દીવાન યશવંતરાવ કે જે માજી દીવાન બિહારીદાસ પંચોલીનો વંશજ હતો તેનાપર એક પત્ર મોકલ્યો હતો. આ પત્રનો અવિકૃત અનુવાદ નીચે સાદર કરવામાં આવે છે:—

નિઃસહાય પ્રતાપના જીવનની રક્ષા કરીને સીસોદીઆ કુલની અનંત કૃતજ્ઞતા પ્રાપ્ત કરવાની યોગ્યતા મેળવી હતી તેના વંશજને પણ આ વખતે રાજાધમ ઉરસીએ કઠોરતાપૂર્વક મેવાડના રાજ્યથી અલિપ્ત કરી દીધા. વળી તે મૂર્ખ રાણાએ દેવગઢના અધિપતિ યશવંતસિંહને કાંઇક કટાક્ષમય વચનો કહ્યાં તેથી તેઓ પણ તેના પ્રત્યે દ્વેષ રાખવા લાગ્યા. યશવંતસિંહ તેજસ્વી ચંદ્રના વંશમાં ઉત્પન્ન થયા હતા. તેઓ પોતાને થયેલા અપમાનનો બદલો લેવાની સંધિ ખોળવા લાગ્યા.

અપમાનિત અને દ્વેષભાવાપન્ન સરદારોએ અવસર જોઇ ઉરસીને પદભ્રષ્ટ કરવાનુ ષડ્યંત્ર રચ્યું. તેમણે એવી વાત ફેલાવી દીધી કે મેવાડના સિંહાસનનો યથાર્થ ઉત્તરાધિકારી રત્નસિંહ નામનો એક પુરૂષ છે. તેઓ એમ કહેવા લાગ્યા કે રાજસિંહના વીર્યથી અને ગોગુંડા સરદારની પુત્રીના ગર્ભથી રત્નસિંહનો જન્મ થયો છે. આ વાત સત્ય છે કે મિથ્યા તેનુ નિરાકરણ અદ્યાપિ થયુ નથી અને ભવિષ્યમાં પણ તેનું નિરાકરણ થવાની કાંઇ આશા નથી. મેવાડના સરદારો અને સામંતો રત્નસિંહનો પક્ષ ગ્રહણ કરી દ્વેષાગ્નિ પ્રદીપ્ત કરવા લાગ્યા. મેવાડના મુખ્ય સોળ સરદારોનો અધિકાંશ રત્નસિંહના પક્ષમાં ભળી ગયો. કેવળ પાંચજ સરદારો રાણા ઉરસીના પક્ષમાં રહ્યા ‡ સાલુમ્બ્રા સરદાર પ્રથમ રત્નસિંહના પક્ષમાં ભળી ગયા હતા, પરંતુ પાછળથી તેઓ તે પક્ષનો ત્યાગ કરી રાણાના પક્ષમાં આવ્યા. જે મહાન રાજભક્તિદ્વારા ઉત્સાહિત થઇને ચંદ્રના વંશજો સીસોદીઆ કુલને માટે પોતાના પ્રાણ સુદ્ધાં વિસર્જન કરવામાં કિંચિત્ અચકાતા નહોતા, તેજ રાજભક્તિને કોરે મૂકી સાલુમ્બ્રા સરદારે મહારાણાનો પક્ષ ગ્રહણ કર્યો નહોતો, પરંતુ તેમણે વિદ્રોહીઓનો પક્ષ ગ્રહણ કર્યો હતો તેનુ એક વિશેષ કારણ હતું. પ્રસ્તુત સાલુમ્બ્રા સરદાર પ્રભુતાના અભિલાષી હતા અને તેમણે ધાર્યું હતું કે વિદ્રોહીઓનો પક્ષ ગ્રહણ કરવાથી મારી પ્રભુતા વૃદ્ધિગત થશે, પરંતુ જ્યારે તેમણે જોયુ કે મારા વિરોધી શક્તાવત સરદારોની સામે મારૂં કાંઇ ચાલવાનું નથી ત્યારે તેમણે વિદ્રોહીઓનો પક્ષ છોડી દીધો* અને રાણાનો પક્ષ ગ્રહણ કર્યો.

દીપ્રા ગોત્રમાં ઉત્પન્ન થયેલા વસંતપાલ નામના સરદારને રત્નસિંહના મંત્રી તરીકે નિયુક્ત કરવામાં આવ્યો. ઇસ્વીસનની બારમી શતાબ્દીમાં વસંતપાલના પૂર્વજો દિલ્લી નગરમાંથી સમરકેસરી સમરસિંહની સાથે મેવાડમાં આવ્યા હતા. અને તે પૂર્વે તેઓ ભારતના અંતિમ સમ્રાટ્ મહારાજા પૃથ્વીરાજની પાસે એક ઉચ્ચ પદ પર વિરાજમાન હતા. મેવાડના ઘણા સરદારોની સહાયથી વિદ્રોહી રત્નસિંહે કમલમેર પર અધિકાર સ્થાપિત કર્યો. ત્યાના સિંહાસન પર તે યથાવિધિ અભિષિક્ત થયો અને મેવાડનો અધિપતિ બનવાને માટે રાજ્ય નિયમાવલી પર હસ્તાક્ષર કરવાને તૈયાર થયો. રાજનીતિના મૂળતત્ત્વનો અનાદર કરી રત્નસિંહના સરદારોએ અંતે ઇષ્ટ સિદ્ધિને અર્થે જે ઘૃણિત સાધનનો ઉપયોગ કર્યો

---

"દીવાન બહાદુર યશવંતરાવ પંચોલીજીને રાજરઘુરણ દેવના પ્રણામ. શ્રીમાનનો પત્ર મળ્યો. પ્રાચીન કાળથી આપ અમારા મિત્ર છો અને મૂળથી આપ અમારાપર વિશ્વાસ રાખતા આવ્યા છો. હું રાણા કુલના ભક્તોપર સ્નેહ રાખું છુ. આપની સમક્ષ હું કોઇ પણ વાત ગુપ્ત રાખીશ નહિ. આથીજ હું આપને જણાવું છુ કે હવે કાંઇ પણ કામ કરવાની મારી ઇચ્છા નથી. આગામી આષાઢમાં શ્રી ગયાજી જવાનો મારો વિચાર છે. મેં જ્યારે રાણાજીની આગળ આ વિચાર પ્રદર્શિત કર્યો ત્યારે તેમણે વ્યંગમાં ઉત્તર આપ્યો કે " તમે દ્વારકાંની યાત્રા કરો." ( રાજપુતો દ્વારકાંના તીર્થને ધર્મભીરૂ તથા યુદ્ધ સામર્થ્ય-હીન પુરુષોને માટે યોગ્ય તીર્થ ગણે છે. )

જો હું રહીશ તો રાણાજી મારી જાગીરનાં પ્રગણાંઓ જેતજીના સમયમાં બન્યું હતુ તેમ મને પાછાં સોંપશે. મારા પૂર્વજો ઉત્તમ પ્રકારે રાણાઓની સેવા કરી ગયા છે અને હું પણ ૧૪ વર્ષથી મેવાડની ગાદીની સેવા પ્રમાણિકપણે તથા વિશ્વાસપૂર્વક કરતો આવ્યો છું. હાલમાં મારૂં સામર્થ્ય જતું રહ્યું છે. યદિ દરબારની ઇચ્છા મારા ઉપર કૃપા કરવાની હોય તો આજ ઉચિત પ્રસંગ છે. "

‡ સાલુમ્બ્રા (ચૂડાવત), બિજોલી, અમાઇત, ગનોરા અને બેદનોરના સરદારો.

* ભેંદર ( શક્તાવત ), દેવગઢ, સાદ્રી, ગોગુંડા, દેલવાડા, બૈદલા, કોઠારિયા અને કાન્હોરના સરદારો, એ રત્નસિંહના પક્ષના મુખ્ય સરદારો હતા.

તેથી મેવાડનો દુર્દિન અધિક નિકટ આવી પહોંચ્યો. ઉક્ત સરદારોએ સિંધિયાની સહાય માગી અને રાણા ઉરસીને પદભ્રષ્ટ કરવાને માટે તેને ૧૨૫૦૦૦૦૦ રૂપિયા આપવાનો સ્વીકાર કર્યો.

મેવાડના આ ભયંકર અંતર્વિપ્લવના સમયમાં જાલિમસિંહ નામક એક મહા બળવાન રાજપુત વીર રાજસ્થાનની રંગભૂમિ પર આવ્યો. જાલિમસિંહે રાજસ્થાન ક્ષેત્રમાં–ખાસ કરીને મેવાડની રંગભૂમિમાં જે પ્રકારના અભિનય કર્યા તેથી સર્વ ગુણગ્રાહી લોકો તેમની વીરતા, મહાનતા, તેજસ્વિતા અને રાજનીતિજ્ઞતાની અત્યંત પ્રશંસા કરે છે. મેવાડનાં ક્ષેત્રમાંજ આ વીરનું પરાક્રમ વિશેષ બહાર આવ્યું. યદ્યપિ આ સ્થળે તેનું વૃત્તાંત લખવું પ્રાસંગિક નથી તથાપિ મેવાડની રંગભૂમિમાં તેણે જે મહાન કાર્યો કર્યાં હતાં તેની સાથે તેના જીવન ચરિત્રને એટલો ધાડો સબંધ છે કે તેના પૂર્વ જીવનનો કાંઇક ભાગ અત્રે લખવો આવશ્યક છે. માધોસિંહને અંબરના સિંહાસન પર સ્થાપિત કરવાના સંબંધમાં ઇશ્વિરીસિંહની સાથે મહારાણા જગતસિંહને જે સંઘર્ષણ થયુ હતુ તેથીજ જાલિમસિંહના ભાવી મહાન ચરિત્રનું દ્વાર ખુલ્લું થઇ ગયું. આ સમયે જાલિમસિંહનો પિતા કોટાનો શાસન કર્તા હતો. જાલિમસિંહે મહારાણાને સહાય કરી તેનું વૈર લેવાને માટે ઇશ્વિરીસિંહે જ્યારે સિંધિયાની સાથે મળીને કોટા રાજ્ય પર આક્રમણ કર્યું તે સમયે જાલિમસિંહ ત્યાંજ હતા. અહીંઆં તેમને મહારાષ્ટ્રીઓની સાથે પ્રથમ સંઘર્ષણ થયું. મહારાષ્ટ્રીઓની સાથે પ્રથમ સંઘર્ષણ થયુ ત્યારથીજ તેઓ તેમની નીતિ સારી રીતે સમજી ગયા અને તે નીતિ અનુસાર બરાબર પચાસ વર્ષ પર્યંત તેમણે કાર્ય કર્યું. કોઇ કારણથી જાલિમસિંહે પોતાના પિતાનો પ્રકોપ વ્હોરી લીધો અને કોટામાંથી હદપાર થઇ તેઓ આશ્રય પ્રાપ્ત કરવા અર્થે મહારાણાની પાસે આવ્યા. જાલિમસિંહનું જ્ઞાન, તેમની બુદ્ધિ અને તેમની કાર્યકુશળતાનો પરિચય થતાં રાણાજીએ શીઘ્ર તેમને પોતાના સરદાર તરિકે સ્થાપિત કર્યા અને "રાજરણ" ની ઉપાધિ સહિત તેમને છત્રખૈરીની ભૂમિ અર્પણ કરી દીધી. જાલિમસિંહનીજ સલાહથી મહારાષ્ટ્રીઓના સેનાપતિ રઘુપાગેવાલા અને દૌલામીઆ નામક એક મુસલમાન આ ઉભય માણસો પોતાની સેના લઇ મેવાડમાં આવ્યા. આ તરફ રાણાએ પંચોલીઓને રાજ વ્યવસ્થામાંથી દૂર કરી ઉઅજી મહેતાના હાથમાં રાજ્યનો સમસ્ત કારભાર સોંપી દીધો. સંવત્ ૧૮૨૪ ( ઈ. સ. ૧૭૬૮ ) માં માધોજી સિંધિયા ઉજ્જયિની નગરીમાં વિરાજમાન હતો. આ સિંધિયાની સહાય પ્રાપ્ત કરવાને માટે મેવાડના વિદ્રોહી સરદારો ઉજ્જયિની નગરીમાં ગયા. સર્વથી પહેલાં રત્નસિંહ ગયો. તેણે સિંધિયાની સાથે સલાહ કરી ક્ષિપ્રા નદીને કિનારે પોતાની છાવણી નાંખી. રાણા ઉરસીને પણ સિંધિયાની સહાય મેળવવાની અભિલાષા હતી, પરંતુ રત્નસિંહ તેની પાસે પ્રથમ ગયો તેથી તેમની ઇચ્છા સફળ થઇ નહિ.

માધોજી સિંધિયાની સહાય પ્રાપ્ત નહિ થયાથી મહારાણા ઉરસી પોતેજ રત્નસિંહની સેનાનો પ્રતિરોધ કરવાને માટે ગયા. સાલુમ્બ્રા સરદાર, શાહપુર તથા બુનેરાના રાજાઓ, જાલિમસિંહ રઘુપાગેવાલા અને દૌલામીઆં આ સર્વને સાથે લઇને મહારાણાએ પ્રચંડ વેગથી રત્નસિંહની સેના ઉપર આક્રમણ કર્યું. ઉભય પક્ષો વચ્ચે દારૂણ યુદ્ધ થવા લાગ્યું. રાણાની સેના અદમનીય વીરતાપૂર્વક શત્રુ સેનાને દલિત અને ત્રાસિત કરીને ક્રમશઃ નદીના પુરની પેંઠે આગળ વધવા લાગી. સિંધિયા તથા રત્નસિંહ આ સેનાનો વેગ સહન કરી શકયા નહિ. તે ઉભય પરાજિત, અપમાનિત તથા અત્યંત હાનિગ્રસ્ત થઈ ઉજ્જયિનીના દ્વારમાંથી પલાયન કરી ગયા. તેમણે નવીન સેના એકત્રિત કરી અને પોતાને થયેલા અપમાનનો બદલો લેવાને માટે મહારાણાની સેનાપર પ્રચંડ વેગપૂર્વક આક્રમણ કર્યું. વિજયી રાજપુતોએ વિજયોન્મત્ત થઇ ક્ષણભર પણ એવો વિચાર મનમાં આણ્યો નહિ કે માધોજી સિંધિયા અમારો પીછો સ્હેલાઇથી છોડે એવો નથી. આથી તેઓ નિશ્ચિંત થઇ શત્રુઓની છાવણી લૂંટવા લાગ્યા. આ વખતે એકાએક માધોજીએ રણશિંગું ફુંકાવ્યું. ક્ષણભર તો રાજપુતો વિસ્મિતજ થઇ ગયા. શીઘ્ર તેમને પોતાની ખરી અવસ્થા સમજાઇ. હવે તેમને સમજાયું કે શત્રુઓ સ્હેલાઇથી પરાજીત થઈ શકે એમ નથી. હજી મહારાણાની સેના શ્રેણીબદ્ધ થઇને ઉભી પણ રહી નહોતી એટલામાં માધોજીએ ભયંકર વેગથી તેમના પર આક્રમણ કર્યું. આ વખતે સાલુમ્બ્રા સરદાર અને શાહપુર તથા બુનેરાના રાજા રણભૂમિમાં માર્યા ગયા અને દૌલામીઆં, નરવરના પદચ્યુત રાજા ભાણ, અને સાદરીના

ઉત્તરાધિકારી કલ્યાણરાજ, ભયંકર રીતે ઘાયલ થયા. ઝાલિમસિંહ પણ ઘાયલ થયા હતા. તેમનો અશ્વ મા૨ેા ગયેલો હોવાથી તેઓ રણભૂમિમાંથી નાશી શકયા નહિ. આથી શત્રુઓએ તેમને પકડીને કેદ કરી લીધા. તેમને કેદ કર્યા છતાં પણ તેમની સાથે કેદી તરિકેનું વર્તન કરવામાં આવ્યું નહોતું. ત્ર્યંબકજી નામક એક શ્રેષ્ઠ મરાઠા સરદારે તેમને પકડયા હતા. આ સરદારે તેમની સાથે આદર અને સન્માનપૂર્વક વર્તન રાખ્યું હતું. સુપ્રસિદ્ધ અંબજી, આ ત્ર્યંબકજીનાજ પુત્ર હતા. પરાજીત અને અપમાનિત રાજપુતગણ ઉદયપુરમાં નાશી આવ્યા. આ તરફ વિદ્રોહી સરદારો ઉદયપુર પર આક્રમણ કરી ત્યાંના સિંહાસન પર રત્નસિંહને સ્થાપિત કરવાને માટે સિંધિયાને આગ્રહ કરવા લાગ્યા. વિજયી મહારાષ્ટ્રીય સરદારે અલ્પકાળ પશ્ચાત્ પોતાની વિશાલ સેના લઈ ગિરિમાર્ગમાં પ્રવેશ કરી ઉદયપુર પર ઘેરો ઘાલ્યો. સહાય અને દ્રવ્યાદિ સાધનોના અભાવથી રાણાજી હતાશ થયા. જે કેટલાક સાહસિક વીરો તેમના પક્ષમાં ભળ્યા હતા તેમાંના ઘણા ક્ષિપ્રા નદીને તટે માર્યા ગયા હતા. હમણાં મહારાણાને કોઇની પણ સહાય રહી નહોતી. કેવળ સાલુમ્બ્રા સરદાર ભીમસિંહ હજી તેમના પક્ષમાં ઉભા હતા. ત્યારે હવે માહારાષ્ટ્રીઓના કઠોર ત્રાસમાંથી ઉદયપુરની રક્ષા શી રીતે કરવી. નગરરક્ષાનો ભાર ઉપર્યુક્ત ભીમસિંહના હાથમાં સોંપવામાં આવ્યો. ઉજ્જયિનીના યુદ્ધમાં જે સાલુમ્બ્રા સરદાર માર્યા ગયા હતા તેમના આ ભીમસિંહ કાકા અને ઉત્તરાધિકારી હતા. રાણાજીએ આ વખતે તેમનેજ સેનાપતિ પદપર અભિષિક્ત કર્યા. તેઓ વીરવર જયમલના વંશજ રાઠોડવીર બેદનોરપતિની સાથે આ સંકટના સમયમાં નગર અને રાજાની રક્ષા કરવાને માટે ભયંકર રણભૂમિમાં ઉતર્યા, પરંતુ કેવળ એકજ મહાપુરુષના ભીષણ ઉદ્યોગ તથા પરમ ઉત્સાહથી સર્વની રક્ષા થઇ હતી. આ મહાપુરુષનું નામ અમરચંદ બરવા હતું.

અમરચંદ બરવાનો જન્મ વૈશ્ય કુળમાં થયો હતો. પૂર્વે તે મેવાડનો મંત્રી હતો. તેના જેવા ચતુર અને દક્ષ મંત્રી આ જગત્માં વિરલજ હોય છે. મહારાણાના સમયમાં મેવાડમાં જે મહા ઉપદ્રવ થયો હતો તેની ગતિ રોકવાનું સામર્થ્ય અમરચંદ શિવાય અન્ય કોઇનામાં હતું નહિ. રાણા ઉરસીના સમયમાં અમરચંદનું મંત્રીપદ છીનવી લેવામાં આવ્યું હતું. જે દિવસે તેમના મંત્રીપદનો અંત આવ્યો તેજ દિવસથી ઉપદ્રવોએ મેવાડને ઘેરી લીધું. સરદારોની સાથે વિવાદ, મહારાષ્ટ્રીઓના ઉત્પાત, રાણા ઉરસીનો તીક્ષ્ણ અને રૂક્ષ સ્વભાવ, આ સમસ્ત અનર્થો ક્રમશઃ એકત્રિત થઈ ગયા. હવે અમરચંદે મંત્રીપદ પુનઃ પ્રાપ્ત કરવાની આશા સર્વથા ત્યજી દીધી હતી. અમરસિંહનો સ્વભાવ અરિસિંહની પેઠે ઉગ્ર અને અદમનીય હતો. પ્રસ્તુત સમયે અમરચંદને મંત્રીપદથી અલિપ્ત થવાને દશ વર્ષ વ્યતીત થઇ ગયાં હતાં. આ દશ વર્ષના અરસામાં મેવાડમાં અનેક પરિવર્તનો થઈ ગયાં. જે સરદારોએ ઉરસી રાણાનો પક્ષ ત્યાગ કરીને રત્નસિંહનો પક્ષ ગ્રહણ કર્યો હતો તેમના સ્થાનમાં પગારદાર સિંધી નોકરો રાખવામાં આવ્યા હતા. આ સિંધી લોકોએ પૂર્વોક્ત સરદારોની ભૂમિપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. આથી મેવાડમાં વિદ્વેષનુ બીજારોપણ થયું. આ વિદ્વેષના બીજે મેવાડના સમસ્ત પરાક્રમ, તેજ અને બલનો નાશ કરી નાંખ્યો. આ વિદ્વેષની ઘન છાયા એટલે દૂર સુધી ફેલાઇ ગઇ હતી કે જે સરદારોએ રત્નસિંહનો પક્ષ ગ્રહણ કર્યો હતો તેઓ પણ સર્વથી અલિપ્ત થઈ પોતાના કિલ્લાનાં દ્વાર બંધ કરીને તેમાં વસતા હતા. આ પ્રકારે રાણાની આશા સર્વ પ્રકારે તૂટીને છિન્નભિન્ન થઇ ગઇ હતી અને તેમનો પક્ષ અત્યંત નિર્બળ થઇ ગયો હતો. જે સમયે મેવાડપર આ વિપત્તિઓ આવી પડી હતી તે સમયે પ્રભુની પ્રેરણાથી અમરચંદ પુનઃ કાર્યક્ષેત્રમાં આવ્યા. ઉદયપુરની ચારે તરફ રક્ષાને માટે ખાઇ નહોતી. ઉદયપુરની દક્ષિણ દિશામાં થોડે દૂર એકલિંગ ગઢ નામનો પાષાણનો ઉચ્ચ કિલ્લો હતો. ઉદયપુરની રક્ષાનું પ્રધાન સાધન આજ હતું એમ કહીએ તોપણ ચાલશે. આથી તેની ચારે તરફ કોટ બંધાવી તે પર તોપો રાખવાથી ઉદયપુરનું રક્ષણ થશે એમ ધારી રાણાજીએ કાર્ય કરવામાં ચિત્ત પરોવ્યું. એકલિંગ ગઢપર ચઢવામાં ઘણી મુશ્કેલી નડતી હતી. ત્યાંની ભૂમિ સપાટ અને સરલ નહોતી, તેથી રાણાજીનો સર્વ ઉદ્યોગ અને કૌશલ્ય નિષ્ફળ થયું. એક વખત રાણાજી સ્વયં તેની તપાસ કરવાને ગયા તો અચાનક અમરચંદ બરવાની સાથે તેમને મેળાપ થયો. અમરચંદની ગ્લાનિ દૂર કરવાને માટે મહારાણાએ પોતાનો અપરાધ સ્વીકાર્યો અને તેની સાથે મધુર વચનથી વાર્તાલાપ કરવા લાગ્યા. અલ્પ કાળ પર્યંત વાર્તાલાપ થયા પશ્ચાત્ અરિસિંહે અમરચંદને પૂછ્યું. " આ કાર્ય સમાપ્ત કરવામાં કેટલું દ્રવ્ય અને કેટલો

સમય વ્યતીત થશે તે આપ કહી શકો છો ?" અમરચંદે ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યો. "થોડુંક ધાન્ય અને થોડા દિવસનો અવધિ" પછી મહારાણાએ અમરચંદને આ કાર્ય પાર પાડવાને કહ્યું. ત્યારે તેમણે સંકોચનો ત્યાગ કરીને કહ્યું કે "જેટલા દિવસ પર્યંત આ કાર્યનો ભાર મારા હાથમાં રહેશે તેટલા દિવસ સુધી એમાં મારીજ આજ્ઞા ચાલવી જોઇએ. કોઇ ઇતર મનુષ્યના હસ્તક્ષેપની જરૂર નથી. જો આ અધિકાર મળે તો હું એ કાર્ય કરી શકીશ." રાણાજીએ આ વાતનો સ્વીકાર કર્યો. અમરચંદે તત્કાળ મજુરોને બોલાવી એક માર્ગ તૈયાર કર્યો અને થોડા દિવસ પશ્ચાત્ એકલિંગગઢના શિખરપરથી તોપ છોડી રાણાજીને માન આપ્યું.

માધોજી સિંધિયાએ ઉત્તર, પૂર્વ અને દક્ષિણ બાજુથી ઉદયપુરને ઘેરી લીધુ. કેવળ પશ્ચિમ દિશાજ તેના ગ્રાસમાંથી મુક્ત રહી હતી. ઉદયસાગરના પ્રસરેલા જલે ઉદયપુરની પશ્ચિમ દિશાને બચાવી લીધી. વળી તે તરફ આવેલાં ઉચ્ચ શિખરો તથા વનવૃક્ષોએ પણ સિંધિયાના કાર્યમાં બાધા કરી હતી. આવશ્યકતા પડતાં નગરવાસીઓ આ પશ્ચિમ દિશાથી નગરની બહાર જતા, અને ઉદયસાગરને નાવ દ્વારા પસાર કરી પોતાના જુના મિત્ર ભીલોને ભોજન પહોંચાડતા હતા. મેવાડના મોટા મોટા સરદારો શત્રુ પક્ષમાં હતા તેથી આ વખતે સિંધી સેના શિવાય રાણાજીને સહાય કરનાર બીજુ કોઇ નહોતું. આ વખતે મહારાણાને આ સેના ઉપરજ આશ્રય હતો. પરંતુ રાણાના દુર્ભાગ્યથી આ વખતે તે સેના પણ બદલાઈ ગઇ અને પોતાના ચઢેલા પગારને માટે ઝઘડો કરવા લાગી. આ મૂર્ખ સેનાને રાજ્યની આવી દુર્દશા જોઇને પણ કિંચિત્ દયા આવી નહિ. એક દિવસે સિંધીઓએ રાણાના શરીરને સ્પર્શ કરી તેમનું ઘોર અપમાન કર્યુ; રાણાજી મહાલય તરફ જતા હતા, એવામાં સિંધીઓએ તેમનો દુપટ્ટો પકડીને ખેંચ્યો અને તેમના હાથમાંથી છૂટવાને માટે મહારાણાએ પણ બલપૂર્વક પોતાનો દુપટ્ટો ખેંચ્યો. આથી દુપટ્ટો ફાટી ગયો. આ ફાટેલા દુપટ્ટા સહિત રાણાજી રણવાસમાં ચાલ્યા ગયા. પોતાના તીક્ષ્ણ સ્વભાવને લીધે તેમને આ અપમાન સહન કરવું પડયુ. તેમનુ સંકટ ધીમે ધીમે અધિકાધિક પ્રચંડ બનવા લાગ્યું. તેમની આશા અને વિશ્વાસ નષ્ટ થયો. જે સિન્ધીઓ પર તેમનો આશ્રય હતો તેઓ આ અણીના વખતે વિદ્રોહી બની ગયા. હવે શુ ઉપાય કરવો ? તેમને ચારે તરફ વિપત્તિની ભયંકર ભ્રૂકુટી જણાવા લાગી. રઘુદેવ નામનો એક માણસ રાણાનો ધાઈભાઈ (દૂધ ભાઈ) હતો. તે ઝાલા સરદારનો ઉત્તરાધિકારી થયો હતો. તેણે આ મહા સંકટના સમયમાં મહારાણાને સલાહ આપી કે "આપ ઉદયસાગર ઉતરીને મંડલગઢમાં ચાલ્યા જાઓ." આ કાયરતા ભરેલી સલાહ આપી રઘુદેવે પોતાની મૂર્ખતાનો પૂરો પરિચય કરાવ્યો, પરંતુ રાણાએ આ સલાહ માન્ય કરી નહિ અને સાલુમ્બ્રા સરદારને પૂછ્યુ; ત્યારે તેમણે શોકાકુલ થઈ કહ્યું કે "આ સંકટના સમયમાં કયા ઉપાયથી મંગલની પ્રાપ્તિ થશે તે હું નિશ્ચયપૂર્વક કહી શકતો નથી. આપ અમરચંદને બોલાવો." આ સલાહ અનુસાર અમરચંદને બોલાવવામાં આવ્યા અને આ સંકટમાંથી ઉદ્ધાર કરવાનો ભાર તેમનાજ હાથમાં સોંપવામાં આવ્યો. અમરચંદે આ કાર્ય ગ્રહણ કરતાં કહ્યુ "આ મહાન કાર્ય ગ્રહણ કરવાનુ મારામાં કાંઇ સામર્થ્ય નથી. તેમજ તેમ કરવાની મારી ઇચ્છા પણ નથી. આપ સારી પેઠે જાણો છો કે અત્યાર પૂર્વે મેવાડ પર કેટલાં સંકટો પડયાં હતાં અને આ સેવકે કેવા કેવા ઉપાયોથી તેના પંજામાંથી દેશનું રક્ષણ કર્યું હતું. અધુના તે સર્વે સંકટો કરતાં મોટું સંકટ મેવાડ પર આવી પડયુ છે અને હમણાં પણ તેજ પ્રકારના ઉપાયોથી મારે તેની નિવૃત્તિ કરવી પડશે." ક્ષણવાર પર્યંત વિશ્રાંતિ લઇ પુનઃ અમરચંદે કહ્યું "મારા સ્વભાવમાં એક મોટો દોષ છે, કે જેથી આપ સુપરિચિત છો. આ દોષ એ છે કે હું કોઈ પણ માણસની આજ્ઞામાં રહેવા ઇચ્છતો નથી. હું જ્યાં રહું છું ત્યાં સ્વતંત્રજ રહું છું, હુ જે કાંઈ કાર્ય કરૂં છું તેમાં કોઇની પણ બુદ્ધિ ચાલવા દેતો નથી. કોઇ પણ ગુપ્ત મંત્રી વા સલાહકારની સલાહ હું લેતો નથી. આપનો દ્રવ્યભંડાર ખાલી છે, સેના વિદ્રોહી બની ગઇ છે, સર્વે અન્ન સામગ્રી પણ સમાપ્ત થઇ ચૂકી છે. જો આવી સ્થિતિમાં આપને મારાપર આધાર રાખવાની ઇચ્છા હોય તો શપથ લઇને કહો કે જે કાર્ય કરવાની હું આજ્ઞા કરૂં તે ન્યાયપુરઃસર હો, વા ન હો, તે રૂડું હો વા ભૂડું હો, પરંતુ આપ તેની વચ્ચે આવશો નહિ. જો આપ આવી પરવાનગી મને આપશો તો હું મારાથી બનતા સર્વ પ્રયત્નો કરીને સફલ કાર્ય સિદ્ધ કરીશ. પરંતુ યાદ રાખજો કે 'ન્યાયપરાયણ' અમર આ પ્રસંગે

'અન્યાય પરાયણ' થશે અને પોતાના પૂર્વચરિત્ર વિરૂદ્ધ કાર્ય કરશે." રાણાએ ભગવાન એકલિંગજીના સોગંદ ખાઇને કહ્યું "આપની ઇચ્છાનુસાર કાર્ય કરવાની આપને હું પરવાનગી આપુ છું. આપ જે આજ્ઞા કરશો તેનું પાલન કરવામાં આવશે. આપને જે વસ્તુની અપેક્ષા હશે તે આપવામાં આવશે. અરે, આપ રાણીની મણિમાલા કિંવા નથ માગશો તો તે પણ આપવામાં આનાકાની કરીશ નહિ." રાણાના દૂધભાઈ રઘુદેવની કાયરતા ભરેલી સલાહ સાંભળી અમરચંદને અત્યંત ક્રોધ ચઢયો હતો. અને આ વખતે તેને પોતાની સમક્ષ બેઠેલો જોઇ તેનો તે ક્રોધ દ્વિગુણ વૃદ્ધિંગત થયો. આથી તેમણે રઘુદેવનો તિરસ્કાર કરીને તેને કહ્યું કે "તમારી જેવી બુદ્ધિ, વિદ્યા અને સ્થિતિ છે તે અનુસાર તમે રાણાને સલાહ આપી. હવે તમારી સલાહ અનુસાર જો રાણા મંડલગઢ નાશી જાત તો ત્યાં તેમનુ સંરક્ષણ કોણ કરત? વળી તમે તમારા પોતાના સંરક્ષણનો શો ઉપાય શોધી રાખ્યો છે? તમે રાજકાર્યને માટે સર્વથા અયોગ્ય છો. તમે રાજકાર્યમાં માથું મારવાને બદલે યદિ તમારી પૂર્વ વૃત્તિનું અવલંબન કરી ભેંસ ચરાવો અને દૂધ વેચતા ફરો તો ઘણું સારૂં! કારણ કે આવો ધંધો કરવો એ તમારો કુલધર્મ છે અને તમારી બુદ્ધિ પણ તેજ ધંધાને યોગ્ય છે. તમે તો જાણે કઃપદાર્થ છો, પરતુ તમારા રાજાને પણ હવે પછી રાજનીતિ શીખવી પડશે." અમરની આ નિડરતા અને તેજસ્વિતા આગળ રાણા તથા સર્વ સરદારોએ પોતાનાં મસ્તક અવનત કર્યાં. પછી અમરચંદે સિંધી સેનાને બોલાવી તેને ગંભીર સ્વરે કહ્યું "આવો મારી પાછળ આવો, હુ તમારો ચઢેલો સર્વ પગાર હમણાં ચૂકવી આપું છું. પરંતુ આ વાત નિશ્ચયપૂર્વક માનજો કે જો તમે તમારા કાર્યમાં સફળ નહિ થશો તો તેનો સર્વ દોષ મારાજ શિરપર આવી પડશે." જે સૈનિકોએ પૂર્વે રાણાનુ અપમાન કર્યું હતું તે આ વખતે ચુપચુપ અમરચંદની પાછળ ચાલ્યા. અમરચંદે તેમના ચઢેલા સર્વ પગારનો હિસાબ કર્યો અને આ પગાર આવતી કાલે ચૂકવી આપીશ એવો વાયદો કર્યો. પછી તેમણે કોશાધ્યક્ષ પાસે દ્રવ્યકોશની ચાવી માગી. કોશાધ્યક્ષે ચાવી આપી નહિ. તે ત્યાંથી એકદમ નાશી ગયો. અમરચદે કોશનાં તાળાં તોડાવી નાંખી ત્યાં જે નાણું, રત્ન, સુવર્ણ, ચાંદી પ્રભૃતિ વસ્તુઓ હતી તે સર્વના રોકડ રૂપિયા બનાવી લીધા. મણિરત્નાદિ ગીરો મૂકી દીધાં. આ પ્રકારે જે ધનનો સચય થયો, તે દ્વારા સેનાનો ચઢેલો પગાર પાઇએ પાઈ ચૂકવી આપ્યો. દારૂગોળો, અસ્ત્રશસ્ત્રાદિ પણ નવીન ખરીદવામાં આવ્યાં. અનાજનો પ્રબધ કરવામાં આવ્યો. આ પ્રકારે જે નવું બળ સંગ્રહિત કરવામાં આવ્યું તેની સહાયથી અમરચદે શત્રુઓનુ દમન કર્યું અને બીજા છ માસ પર્યંત તેમના આક્રમણનો માર્ગ રોકી દીધો.

કૃત્રિમ રાણા રત્નસિંહે ઉરસીની અધિકાંશ "ખાસ જમીન" હસ્તગત કરી ઉદયપુરના તટ સુધી પોતાની પ્રભુતાનો વિસ્તાર કરી દીધો. પરંતુ સિંધિયાને જેટલા રૂપિયા આપવાની તેણે કબુલાત કરી હતી તેટલા રૂપિયા તેને નહિ આપી શકાવાથી તેના ઉપર મહા વિપત્તિ આવી પડી. ચતુર મહારાષ્ટ્રીઓ સમયને અમૂલ્ય રત્ન માનતા હતા. તેથી તેમણે સમયને વૃથા જતો જોઇ અમરચંદની સાથે સંધિ કરવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી અને તેમને કહેવરાવી મોકલ્યું કે "યદિ તમે ૭૦૦૦૦૦૦ (સિત્તેર લાખ) રૂપિયા આપશો તો અમે રત્નસિંહનો ત્યાગ કરીને ચાલ્યા જઈશું. અમરચંદે આ વાત સ્વીકારી લીધી અને સંધિને માટે સજ્જ થયા. સંધિપત્ર લખવામાં આવ્યું. તેનાપર ઉભયપક્ષ તરફના હસ્તાક્ષર કરવામાં આવ્યા કે તરતજ સિંધિયાને બાતમી મળી કે જો હમણાં ને હમણાં આક્રમણ કરવામાં આવશે તો અધિક ફળની પ્રાપ્તિ થવાનો સંભવ છે. આ સમાચાર સાંભળતાંજ સિંધિયાની દુરાકાંક્ષા દ્વિગુણ વધી ગઈ. તેણે તત્ક્ષણ અમરચંદને કહેવડાવી મોકલ્યું કે જો તમે બીજા ૨૦૦૦૦૦૦ (વીસ લાખ) રૂપિયા આપશો તો સંધિ માન્ય કરવામાં આવશે, નહિ તો નહિ." સિંધિયાની આ લુચ્ચાઇ જાણવામાં આવતાંજ અમરચંદને અત્યંત ક્રોધ ચઢયો અને તિરસ્કાર વચનો સહિત સંધિપત્રના ટુકડે ટુકડા કરી નાંખ્યા. પછી આ ટુકડા વિશ્વાસઘાતી મહારાષ્ટ્રીઓની પાસે મોકલી દેવામાં આવ્યા. વિપત્તિની વૃદ્ધિની સાથેજ અમરચંદનું સાહસ અને તેજસ્વિતા વૃદ્ધિંગત થવા લાગી. પૂર્વે જે પુરૂષો અત્યંત નિરાશ થઈ ગયા હતા તેમના હૃદયમાં પણ અમરચંદે પોતાનો ઉત્સાહ ભરી દીધો. સિન્ધી સૈનિકો અને વિશ્વાસુ રાજપુતોને એકત્રિત કરી તેમણે તેમને ઉત્તમ પ્રકારે સમજાવ્યા. અમરચંદ એક સારા વક્તા હતા. મનુષ્યના

મર્મ ભાગમાં સ્પર્શ કરી દે એવી વાણી બોલવામાં અમરચંદ બહુ ઉસ્તાદ હતા. આથી તેમણે પોતાની અપૂર્વ વક્તૃત્વ શક્તિથી અસીમ ઉત્સાહ અને ઉત્તમ બોધ આપી સર્વ સૈનિકો અને સરદારોને શૌર્યોન્મત્ત બનાવી મૂક્યા. જેમ જ્વાલામુખી પર્વતમાથી ઉકળતો રસ નીકળે છે, તેવી રીતે તેમના મુખમાંથી વાણી નીકળતી હતી. સરદારોના ઉત્સાહાગ્નિમાં ઘૃત હોમવાને માટે ચતુર અમરચંદે તેમને અનેક પ્રકારના રત્નજડિત અલંકારો અને મહા મૂલ્યવાન પદાર્થો ઉપહાર તરિકે આપ્યા.

ઉપર જણાવેલા સર્વ પદાર્થો રાજકોષમાં વ્યય પડયા હતા. તેથી રાજનીતિવિશારદ અમરચંદે તેનો સદુપયોગ કરી પોતાના રાજકૌશલ્યનું ઉત્તમ ઉદાહરણ દર્શાવ્યુ. નગરના અને તેની નિકટ આવેલાં ગામોના ગૃહસ્થો તથા વ્યાપારીઓને ત્યાં જેટલુ ધાન્ય હતું તે સર્વ તેમણે ખરીદી લીધું. પછી તેમણે ચારે તરફ ઢંઢેરો પીટાવી દીધો કે, જે કોઇ વીર પ્રાર્થના કરશે તેને છ માસ પર્યંત ચાલે એટલું ધાન્ય પૂરૂં પાડવામાં આવશે. આ સમય પૂર્વે એક રૂપિઆનુ અર્ધ શેર અનાજ વેચાતું હતું. આટલું બધું અનાજ અમરચંદ ક્યાંથી લાવ્યા એ વિષે શત્રુઓને પણ આશ્ચર્ય ઉત્પન્ન થયું. સિન્ધી સેનાના અસંતોષનું સર્વ કારણ દૂર થઇ ગયું, અને તે સર્વ સૈનિકો એક સાથે અમરચંદની તેજસ્વિતાથી ઉત્સાહિત થઇ ભર દરબારમા રાણાજીને પોતાનો વિશ્વાસ દર્શાવવાને ગયા. રાજસભામાં પહોંચતાજ તેમના સરદાર આદિલબેગે‡ ગંભીર પરંતુ નમ્ર વાણીથી કહ્યું "મહારાજ' અમે દીર્ઘ કાળથી આપનુ નિમક ખાતા આવ્યા છીએ, અને આપના પરમ પવિત્ર કુલદ્વારા અમારા ઉપર અનેક ઉપકારો થયા છે. એટલા માટે હમણાં અમે કસમ ખાઇને કહીએ છીએ કે અમે કદિ પણ આપનો સંગ છોડીશુ નહિ. ઉદયપુરજ અમારૂં પવિત્ર સ્થાન છે અને અમે ઉદયપુરને માટે પ્રાણ વિસર્જન કરવાને તૈયાર છીએ. હવે અમને પગારની જરૂરત નથી. જ્યારે ખાદ્ય પદાર્થો ખતમ થઈ જશે ત્યારે મરાઠા ચોરોની ઉપર તૂટી પડી હાથમાં શમશેર લઇ સમરભૂમિમાં જાન કુરબાન કરી દઇશુ." તેજસ્વી અમરચંદે જે તેજસ્વિતા સિન્ધી સેનાના હૃદયમાં ભરી દીધી હતી તેનુ પ્રત્યક્ષ પ્રમાણ આ વખતે સ્પષ્ટ રીતે જણાયું. સિન્ધી લોકોની આ પ્રતિજ્ઞા સાંભળી રાણાનાં નયનમાંથી અશ્રુધારા ચાલવા લાગી. પાષાણ પ્રવાહી બની ગયો. વજ્રમાં મૃદુતાનો સંચાર થયો. રાજાનુ હૃદય પીગળેલુ જોઇ રાજપુતો તથા સિન્ધીઓ સાથે મળી તેમનો જય જયકાર કરવા લાગ્યા. તેમની વીરતાનુ આ પ્રચંડ આંદોલન દૂર પર્યંત ફેલાઈ ગયું. તેમનો પ્રચંડ સિંહનાદ ભયંકર પ્રતિધ્વનિ કરી દુરાચારી સિંધિયાના કર્ણપટપર અથડાયો. ઉત્સાહિત રાજપુતો સિંધિયાની ધસી આવેલી સેનાપર તોપોનો મારો ચલાવવા લાગ્યા. રાજપુતોનું પરાક્રમ એકદમ પ્રચંડ વેગથી ઉછળી આવેલું જોઈ સિંધિયાના મનમાં અનેક પ્રકારના સંદહો ઉત્પન્ન થવા લાગ્યા. આથી તેણે પુનઃ સંધિને માટે પ્રાર્થના કરી. અમરચંદને વિજય પ્રાપ્ત થયેલો હોવાથી તેમણે મહારાષ્ટ્રીઓ પર કહેણુ મોકલ્યુ કે "છ માસ પર્યંત અવરોધ સહન કરવાથી અમને જે ખર્ચ થયો છે તેનો ચોક્કસ હિસાબ પ્રથમ કાપી લેવામાં આવશે. જો આ સરત આપને કબુલ હોય તો સંધિ અમને માન્ય છે, નહિતો અમે યુદ્ધ બંધ કરનાર નથી." અમરચંદની આ માગણી આગળ સિંધિયાને પોતાનું મસ્તક અવનત કરવું પડયું અને તેણે ૬૩૫૦૦૦૦ રૂપિઆ લઈ અમરચંદની સાથે સંધિ કરી.

સરદારોને મણિ, રત્ન, સુવર્ણ, ચાંદી અને નવી જાગીરો આપી રાણાએ તેમની પાસેથી ૩૩૦૦૦૦૦ રૂપિઆ એકત્રિત કરીને સિંધિયાને આપ્યા, શેષ રૂપિઆને માટે સ્થાવર સંપત્તિ ગીરો મૂકવામાં આવી. જાવદ, જીરણ, નીમચ અને મોરવણ પ્રભૃતિ પ્રગણાંની સ્વતંત્ર વ્યવસ્થા કરવામાં આવી. ઉભય પક્ષના કર્મચારીઓએ મળીને ઉપર્યુક્ત ગામોનો કર વસુલ કરવો એવો કરાર કરવામાં આવ્યો. વળી પ્રતિ વર્ષે એક વાર હિસાબ ચોખ્ખો કરી નાંખવો એવી પણ સરત કરવામાં આવી. આ પ્રમાણે સંધિ કાર્ય સમાપ્ત થયું. સંવત્ ૧૮૨૫ થી સંવત્ ૧૮૩૧ પર્યંત ઉક્ત સંધિપત્ર અનુસાર કાર્ય થયું, પરંતુ તત્પશ્ચાત્ સિંધિયાએ રાણાજીના કર્મચારીઓને ત્યાંથી દૂર કરી દીધા. આથી ઉક્ત પ્રગણાં મેવાડના રાજ્યથી જુદાં થઇ ગયાં. હવે સંવત્ ૧૮૫૧ માં વિધાતાના વિધાન અનુસાર સિંધિયાનું ભાગ્યગગન શ્યામ અભ્રોથી આવૃત્ત થઇ ગયું. આ પ્રસંગે મહારાણાએ ઉપર્યુક્ત પ્રગણાંઓ પર પોતાનો અધિકાર સ્થાપિત કરી

‡ એના પુત્ર મીર્ઝા અબ્દુલરહીમ બેગને રાણાજીએ એક જાગીર આપી હતી.

દીધો. પરંતુ આ અધિકાર માત્ર અલ્પ સમય પર્યંતજ રહ્યો. પુનઃ ઉપર્યુક્ત પ્રગણાંઓ તેમના હાથમાંથી જતાં રહ્યાં. સંવત્ ૧૮૩૧ માં મહારાષ્ટ્રના મહા બળવાન સરદારોએ પેશ્વાની આધીનતારૂપી શૃંખલા તોડીને છિન્નભિન્ન કરી નાંખી સ્વતંત્ર થવાનો વિચાર કર્યો. આ વખતે સિંધિયાએ પૂર્વોક્ત પ્રગણાંઓ પૈકી એક શિવાય સર્વે પોતાના અધિકારમાં રાખ્યાં અને મોરવણ હોલ્કરને આપી દીધુ. મેવાડ રાજ્યના દુર્ભાગ્યથી થોડા વખતમાં નીમબહેડા નામનું પ્રગણું પણ તેનાથી અલગ થઈ ગયું. દુષ્ટ હોલ્કરે સિંધિયા પાસેથી મોરવણ પ્રગણું પ્રાપ્ત કરી એક વર્ષ પશ્ચાત્ રાણા પાસે નીમબહેડા પ્રગણું માગ્યું અને ભય દર્શાવી કહેવરાવી મોકલ્યુ કે જો આ પ્રગણું મને આપશો નહિ તો સિંધિયાએ તમારી સાથે જેવું વર્તન કર્યું હતું તેવોજ વ્યવહાર હુ તમારી સાથે કરીશ.'' રાણાના દુર્ભાગ્યનુ વૃત્તાંત ક્યાંસુધી લબાવીએ ? અરે તેમણે વીરવર બાપ્પા રાવલના ઉત્તમ વશમા જન્મ લીધેલો હોવા છતાં તેમને ચોર મહારાષ્ટ્રીઓની ભયંકર ભ્રૂકુટિથી કંપાયમાન થવું પડતું હતું. અફસોસ ! પ્રતાપસિંહના વંશજને હોલ્કરની અયોગ્ય અને ન્યાયવિરૂદ્ધ આજ્ઞા પાળવી પડી હતી.

પૂર્વે જણાવ્યા પ્રમાણે ભારે રકમ આપીને સંવત્ ૧૮૨૬ માં બળવાન સિંધિયાના પંજામાંથી રાણા મુક્ત થયા. અમે પૂર્વે જણાવી આવ્યા છીએ કે મેવાડ રાજ્યની ઘણી ફળદ્રૂપ ભૂમિ રાણાજીના હાથમાંથી નીકળી ગઈ હતી. પરંતુ આ વાત સ્મરણમાં રાખવી જોઇએ કે એ પ્રગણાંઓ કાંઇ રાણાજીએ વેચી દીધાં નહોતાં, તેમજ તેમણે તેના પરનો પોતાનો અધિકાર પણ છોડી દીધો નહોતો. એ પ્રગણાંઓ તેમણે કેવળ ગીરો મૂકયાં હતાં.* ઇ. સ. ૧૮૧૭ ના જાન્યુઆરીની ૧૦ મી તારિખે રાણા ભીમસિંહની સાથે બ્રિટિશ સરકારે સંધિ કરી હતી તે પ્રસગે પણ રાણાના પ્રતિનિધિઓએ આ પ્રસ્તાવ સાદર કર્યો હતો, પરંતુ શોકની વાત છે કે બ્રિટિશસિંહે આ બાબતનો કાંઈ પણ ફેંસલો આપ્યો નહિ. આ સંબંધે પણ ઉચિત સ્થળે ઉલ્લેખ કરવામાં આવશે.''

અમરચંદનુ પ્રચંડબળ રોકી નહિ શકાયાથી જે દિવસે ચતુર મહારાષ્ટ્રીઓ ઉદયપુર છોડીને ચાલ્યા ગયા તેજ દિવસે રત્નસિંહની આશાલતા નિર્મૂળ થઇ ગઈ. રત્નસિંહે અનેક દુર્ગો પોતાના અધિકારમાં લીધા હતા. આથી તે ઉદયપુરના થડમાં જામી ગયો હતો. પરંતુ તેને નશીબે યારી આપી નહિં. પરકીય સહાય દ્વારા તેણે જે કેટલાંક નગરો, ગ્રામો અને કસ્બાઓને પોતાના અધિકારમાં લીધા હતા તે સર્વ સ્થાનો ધીમે ધીમે તેના અધિકારમાંથી નીકળી ગયાં. રાજનગર, રાયપુર, અને અંતલા ઉપર પુનઃ રાણાનો અધિકાર સ્થાપન થયો. રત્નસિંહનો પક્ષ છોડી અનેક સરદારો પુન રાણાના આશ્રય નીચે આવ્યા. રાણાએ તેમના પર અનુગ્રહ કરી પુનઃ તેમની જાગીરો તેમને સોંપી દીધી. રત્નસિંહને હવે લેશ પણ આશા રહી નહિ. મેવાડના સોળ શ્રેષ્ઠ સરદારો પૈકી જેઓ તેના પક્ષમા રહ્યા હતા તેમાંના દેવગઢ, ભિંડી અને અમૈતાના સરદારો શિવાય ઇતર સર્વે તેને છોડીને ચાલ્યા ગયા. ઉપર્યુક્ત ત્રણ સરદારો ઉપરાંત માત્ર એક દિપ્રામંત્રી તેના પક્ષમાં રહ્યો હતો. મેવાડમાં ઉપસ્થિત થયેલો આ ઝઘડો શીઘ્ર શાંત થયો નહોતો. સંવત્ ૧૮૩૧ માં ઉક્ત ત્રણ ચાર સરદારો પણ રત્નસિંહને જલાંજલિ આપીને મહારાણાના પક્ષમાં ભળી ગયા. ગદવાડ પ્રગણું મેવાડનાં ઇતર સર્વ પ્રગણાંઓ કરતાં વિશેષ ફળદ્રૂપ છે, અને તેની ઉપજ પણ ઇતર પ્રગણાંઓ કરતાં અધિક છે. એની સીમા પર જે સામંતો વસતા હતા તેમણે મેવાડના ઈતર સરદારો કરતાં વિશેષ રાજભકિત પ્રદર્શિત કરી હતી. રાણાવત, રાઠોડ તથા સોલંકી સરદારો દીર્ઘ કાળ પર્યંત ઉત્તમ રાજભક્તિનો પરિચય કરાવી વિશ્વાસપાત્ર સામંતો તરિકે પ્રસિદ્ધ થયા હતા. ગદવાડ દેશની અધિક જમીન એ સરદારોના અધિકારમાં હતી. આ સરદારો ૩૦૦૦ અશ્વારોહીઓ અને મોટી પાયદળ સેના રાખી નિશ્ચિંતતા પૂર્વક પોતાની ભૂમિનો ઉપભોગ લેતા હતા. મુંદરના પુરિહર રાજાની પાસેથી ઉક્ત ગદવાડ ( ગોદ્વાર ) પ્રગણું જોધપુર વસ્યું તે પૂર્વે રાણાની સન્માન સૂચક ઉપાધિ સહિત આ સરદારોના મૂળ પુરુષને પ્રાપ્ત થયું હતું. રાઠોડ વીર જોધના સમયમાં સીસોદીઆ

* કેવળ નાનુ મિલૌની ( ગંગાપુર ) તથા તેના તાબાનો પ્રદેશ રાણાના રાજ્યથી છુટો પડી ગયો હતો. આનું કારણ એ હતું કે સિંધિયાની ગંગાબાઇ નામની રાણીને આ સ્થાન આપવામાં આવ્યું હતું.

વીર ચંદ્રના પ્રાણપ્રિય કુમારના હૃદયના રૂધિરથી આ દેશની સીમા કેવી રીતે બાંધવામાં આવી હતી તેનું વર્ણન પૂર્વે આવી ગયું છે.

જ્યારે રત્નસિંહ કમલમેરમાં વિરાજમાન થયો ત્યારે રાણા ઉરસીએ જોધપુરના રાજા વિજયસિંહને ગદવાડનો શાસન ભાર સોંપી દીધો. રાણાજીએ આમ કર્યું તેમાં એક ખાસ કારણ હતું. કમલમેર ગદવાડની નિકટજ આવેલું છે, તેથી મહારાણાને સંદેહ ઉત્પન્ન થયો કે રત્નસિંહને સારી સંધિ મળતાં તે આ પ્રગણું છીનવી લેશે. આજ શંકાથી તેમણે એ પ્રગણાનો શાસનભાર વિજયસિંહને સોંપી દીધો હતો. આ સંબંધે જે સરતો મહારાણા તથા વિજયસિંહની વચ્ચે થઇ હતી તેનો કરાર પત્ર અદ્યાપિ વિદ્યમાન છે. આ કરાર પત્ર અનુસાર મારવાડના રાજાને, મેવાડના રાણાને સહાય કરવાને માટે તે પ્રગણાની ઉપજમાંથી ત્રણ હજાર સૈનિકોનું ભરણપોષણ કરી શકાય એટલુ દ્રવ્ય મળતું હતું. યદિ એક દુષ્ટ માણુસના દુરાચારથી રાણા ઉરસી અકાળ મૃત્યુ પામ્યા ન હોત તો અવસ્ય તેઓ આ ગદવાડ પ્રગણાનો ઉદ્ધાર કરત. પરંતુ વિધિની આગળ કોનો ઉપાય ચાલી શકે એમ છે?

“અહેરિયા”નો ઉત્સવ એ રાજપુતોનો એક અનાદિથી ચાલતો આવેલો ઉત્સવ છે, પરંતુ આ ઉત્સવ પ્રસગે મેવાડમા અનેક અનર્થો થયા છે. પ્રસ્તુત સમય પૂર્વે મેવાડના ત્રણ રાજાઓએ અહેરિયા ઉત્સવ પ્રસંગે પ્રાણ આપ્યા હતા. આજ કારણથી એક રાજપુત બાલાએ સતી થતી વખતે પ્રદીપ્ત ચિતાપર ચઢીને કહ્યું હતું કે “જો અહેરિયાની મૃગયામાં રાણા અને રાવ સાથે ચાલશે તો ઉભયમાંથી એકને અવસ્ય પ્રાણ આપવો પડશે.” રાણા ઉરસી આ પરમ પવિત્ર ભવિષ્યવાણીનો અનાદર કરીને શિકાર કરવા ગયા. જ્યારે તેઓ મૃગયા ખેલીને પોતાના મહાલય તરફ પાછા ફરવાની તૈયારીમાં હતા એટલામાં હાડા રાજકુમાર અજીતે અચાનક પોતાનો ઘોડો રાણા તરફ ફેરવ્યો અને તેમને ભાલો માર્યો. રાણાએ બાણવિદ્ધ કેસરીની પેંઠ અજીત તરફ દ્રષ્ટિપાત કર્યો અને કઠોર શબ્દથી પોકારીને કહ્યું “રે હાડા! આ તેં શું કર્યું?” રાણા અચેત થઇ અશ્વપરથી તુટી પડવાની તૈયારીમાં હતા, એટલામા ઇંદુગઢના દુષ્ટ સરદારે પોતાની તલવારથી તેમનુ મસ્તક કાપી નાખ્યું. આ કાર્યથી અજીતના પિતા તેનાપર એટલા અપ્રસન્ન થયા કે તે દિવસ પછી તેમણે પોતાના પાપી પુત્રનું મુખ કદિ પણ જોયું નહિ, એમ કહેવાય છે કે સર્વ હાડા વીરો અજીતપર અપ્રસન્ન થયા હતા. આ ભયંકર વધ થયો તે સમયે રાણાની પાસે એક રક્ષક સિવાય બીજુ કોઇ પણ માણસ હતું નહિ. રાણાજીના સરદારો આ ભયંકર ઘટનાના વર્તમાન સાંભળતાંની સાથેજ ભયભીત થઇ પોતપોતાના શિબિર અને ઇતર સર્વ વસ્તુઓ છોડીને ચારે તરફ નાસવા લાગ્યા.

એમ કહેવાય છે કે બુદીરાજના પુત્રે મેવાડના સરદારોના ઉત્તેજનથીજ આ કાર્ય કર્યું હતું. મેવાડના સરદારો રાણા અરિસિંહ પ્રત્યે કિંચિત્ પણ સ્નેહ ધરાવતા નહોતા. એ વાત અમે પૂર્વે જણાવી ચુકયા છીએ. રાણાજી સ્વયં આ વાત સારી પેંઠ જાણતા હતા અને તેનો ઉપાય કરવાને માટે યોગ્ય સંધિની પ્રતીક્ષા કરતા હતા. અહીંઆં એક ઉદાહરણ આપવાથી આ વાત ઉત્તમ પ્રકારે સમજાશે. જે સાલુમ્બ્રા સરદારના પિતાએ રાણાજીને માટે ઉજ્જયિનીના સંગ્રામમાં પ્રાણાર્પણ કર્યું હતું તે સરદાર પર રાણાએ શંકા લાવી એક વખત તેને પોતાની પાસે બોલાવ્યો અને વિદાયસૂચક પાન તેના હાથમાં આપી કહ્યું “તમે મારા રાજ્યની બહાર ચાલ્યા જાઓ.” આ શબ્દો સાંભળી સાલુમ્બ્રા સરદારને વજ્રાઘાત જેવું દુઃખ થયુ. રાણાની આ અચાનક થયેલી અપ્રસન્નતા જોઇ તથા ઉક્ત કઠોર આજ્ઞા સાંભળી તેણે તેનુ કારણ નમ્રતા પૂર્વક પૂછયું અને જો પોતાનો કાંઇ દોપ થયો હોય તો તેને માટે ક્ષમા માગી. રાણાને લેશ પણ દયા આવી નહિ અને તેમણે કારણ જણાવવાની ચોખ્ખી ના પાડી. વળી તેમણે અધિક કઠોર સ્વરથી ઉક્ત ચંદાવત સરદારને કહ્યું કે “જો તમે મારી આજ્ઞાનુ પાલન નહિ કરશો તો હમણાં તમારો શિરચ્છેદ કરાવીશ.” ઉક્ત ચંદાવત સરદારે મનમાં અત્યંત ખિન્ન થઈ નિરૂપાયે રાણાની આજ્ઞાનું પાલન કર્યું. વિદાય લેતી વખત તેમણે અતિ ગંભીર સ્વરે કહ્યું “હું આપની આજ્ઞાનું પાલન તો કરૂં છું, પરંતુ આ કાર્યથી આપને અને આપના પરિવારને વિશેષ હાનિ પહોંચશે.” અપમાનિત સાલુમ્બ્રા સરદારનો દીધેલો શ્રાપ શીઘ્ર સફળ થયો, પરંતુ રાણાના વધનું એક બીજું કારણ પણ સાંભળવામાં આવે છે.

મેવાડની સીમાપર બિલૈતા નામક એક સાધારણ ગ્રામ છે. આ ગ્રામ મેવાડના અધિકારમાં હતું; પરંતુ બુંદીના રાજાએ બળપૂર્વક તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. અહીંઆંથીજ ઝઘડાની જડ રોપાઇ. ઉપર જણાવેલાં બે કારણોમાંથી એક તો અવશ્ય મહારાણાના વધનું કારણ હશે. પરંતુ બુંદીના દુષ્ટ રાજકુમારે વિશ્વાસઘાત કરી ધૂર્તતા અને કાયરતાનો ભયંકર આદર્શ દર્શાવ્યો તે માટે આપણને શોક થયા વિના રહેતો નથી.

આ વધ થયો તે સમયે રાણાના સર્વ સરદારો કાયરતા બતાવી રાણાના શબને છોડીને નાશી ગયા. કેવળ મહારાણાની એક ઉપપત્ની તે સ્થળે રહી. આ ઉપપત્નીએજ તેમની મરણક્રિયા કરી. તેણે શ્રેષ્ઠ ચદન મગાવી એક મોટી ચિતા બનાવવાની આજ્ઞા કરી. પુષ્કળ ચંદન, ધૃત, તિલ, પુષ્પહાર પ્રભૃતિ સર્વ પ્રકારની સામગ્રી એકઠી કરવામાં આવી અને શીઘ્ર ચિતા તૈયાર કરવામાં આવી. રાણાનો મૃત દેહ પોતાના ખોળામાં લઇ તે ઉપપત્ની ચિતાપર બેઠી. સામેજ એક વટવૃક્ષ હતું. તેને સાક્ષી માની તે મરવાને માટે તૈયાર થયેલી સ્ત્રીએ પતિના ખૂનીને નીચે પ્રમાણે કઠોર શાપ દીધો. તે બોલી "હે વનસ્પતિ ! તમે સાક્ષી છો! જો કોઇ માણસે પોતાનો સ્વાર્થ સાધવાને માટે મારા પતિનો વધ કર્યો હોય તો અવશ્ય બે મહિનામાં તે દુષ્ટનું સર્વ અગ કોઢી જશે. લોકો તેને ભયંકર વિશ્વાસઘાતક અને રાજઘાતક કહી તેનો અત્યત તિરસ્કાર કરશે. કિંતુ યદિ જૂના કલહ અથવા અપકારનો બદલો લેવાને માટે તેણે આ કાર્યું હશે તો તેને કાંઇ થશે નહિ. જો જો, તમે સાક્ષી રહેજો. જો હું સતી હોઉં, જો મહારાણા અરિસિંહ વ્યતિરિક્ત કોઇ પણ પુરુષને મેં હૃદયમા સ્થાન આપ્યું નહિ હોય, તો મારૂં આ વચન અવસ્ય ફળીભૂત થશે." સતીના આ શબ્દો હજી તો પૂરા પણ નહિ થયા એટલામાં ઉક્ત વટવૃક્ષની એક પ્રચંડ શાખા સહસા તૂટીને નીચે પડી, અને ચિતા પણ પ્રદીપ્ત થઈ તેમાંથી પ્રચડ જ્વાળાઓ નીકળવા લાગી. ઉક્ત વીરબાળા અરિસિંહનું મૃત શરીર ખોળામાં લઇ પ્રસન્નતાપૂર્વક તે ચિતામાં બળીને ભસ્મ થઈ ગઈ.

રાણા અરિસિંહ ( ઉરસી ) બે પુત્રોને પોતાની પાછળ મૂકી ગયા હતા. તેમાંના પહેલાનું નામ હમીર અને બીજાનું નામ ભીમ હતું. સંવત્ ૧૮૨૮ (ઇ. સ. ૧૭૭૨ )માં વીર હમીર મેવાડના ગૌરવહીન સિંહાસનપર બેઠો. જો કે આ રાજા ગિહ્લોત કુલના એક પવિત્ર નામને ધારણ કરીને સંસારની રંગભૂમિપર આવ્યો હતો, પરંતુ મેવાડના દુર્ભાગ્યથી આ વીરદ્વારા તે પવિત્ર નામની કિંચિત્ પણ સાર્થકતા થઈ નહિ. સિંહાસનારૂઢ થતી વખતે હમીરની વય બાર વર્ષની હતી. આથી રાજકાર્ય તેની માતા સંભાળતી હતી. તેના રાજ્યકાર્યમાં મેવાડમાં અત્યંત ઉપદ્રવો થયા. એક તો મેવાડની દશાજ દીન હતી. તેની સાથે મહારાષ્ટ્રીઓનો ઉપદ્રવ, બાલકનુ રાજ્ય, અને સ્ત્રીનુ શાસન હતું. અને આ સર્વ વિપત્તિઓમાં વળી ઉક્ત સ્ત્રીની મહત્વાકાંક્ષા અતિ વિશાળ હતી. આથી મેવાડનો સંપૂર્ણ નાશજ ક્ષિતિજમાં દેખાતો હતો. આવા સંકટના સમયમાં ગૃહકલહ જાગ્યો અને તેણે અનર્થ ઉપર અનર્થનો વધારો કર્યો. ચંદાવત અને શક્તાવત સરદારોની વચ્ચે સદાનો વિરોધ હતો. તેમણે આ વિપત્તિના સમયમાં પોતપોતાની પ્રધાનતા સ્થાપિત કરવાને માટે પ્રતિપક્ષીઓનું રૂધિર વહેવરાવવાનો નિશ્ચય કર્યો. શક્તાવત સરદારે રાજમાતાનો પક્ષ ગ્રહણ કર્યો અને અપમાનિત સાલુમ્બ્રા સરદારે, અરિસિંહે કરેલા અપમાનનો બદલો લેવાને માટે સ્વર્ગસ્થ રાણાની વિધવા રાણીની વિરૂદ્ધ કાર્ય કરવા માંડયું. આ ભયંકર જાતિવૈરથી, જે ભયંકર અગ્નિ પ્રદીપ્ત થયો તેથી સમગ્ર મેવાડભૂમિ સ્મશાનવત્ બની ગઇ. થોડા વખતમાં સમસ્ત રાજ્ય અનાથ બની ગયુ. ચોરો અને લૂંટારાઓ જેમ ફાવે તેમ જરા પણ પ્રતિરોધ વિના સમગ્ર મેવાડને લૂંટવા લાગ્યા. મેવાડના દીન ખેડુતો પર અત્યંત અનાચાર થવા લાગ્યો. મેવાડ અત્યંત શોચનીય દશાને પ્રાપ્ત થયું. માર્ગ, ઘાટ, મેદાન, એ સર્વ મનુષ્યના રૂધિરથી ભીંજાઈ ગયાં. રાજસ્થાનની નંદનવન સમાન મેવાડભૂમિ ધગધગતી ચિતા સમાન બની ગઇ.

તેજસ્વી અમરચંદના ઉત્સાહ અને તેજથી ઉત્સાહિત થઇને જે સિન્ધી લોકોએ આ સમય પૂર્વે ઉત્તમ રાજભક્તિનો પરિચય કરાવ્યો હતો, તેમણે આજે અરિસિંહનું મૃત્યુ થતાંજ ભયંકર મૂર્તિ ધારણ કરી બલપૂર્વક રાજધાની પર અધિકાર સ્થાપિત કરી દીધો અને પોતાના ચઢેલા પગારને માટે સાલુમ્બ્રા સરદારને અનેક પ્રકારે કષ્ટ આપવા લાગ્યા. રાજધાનીની રક્ષાનો ભાર સાલુમ્બ્રા સરદારની ઉપરજ હતો.

પોતાનો ચઢેલો પગાર આપવાને આ સરદારને અસમર્થ સમજી તેઓ તેને તપ્ત લોહપર બેસાડવાની તૈયારી કરી રહ્યા હતા.+ એવામાં અમરચંદ બુંદીથી આવી પહોંચ્યા. પાપિષ્ટ સિન્ધી લોકોએ અમરચંદને જોતાંજ સાલુમ્બ્રા સરદારને છોડી દીધા. અમરચંદે શત્રુઓના આક્રમણથી રાજકુમારની રક્ષા કરવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી. જગતનો વ્યવહાર અમરચંદ સારી પેઠે જાણતા હતા. તેઓ જાણતા હતા કે મંત્રીપદ પ્રાપ્ત કરવાની ઘણા લોકોને મહત્વાકાંક્ષા છે અને તેટલા માટે તેઓ મારા પર અતિ દ્વેષ રાખે છે. આથી હું રાજકુમારની રક્ષાનો ભાર લઇશ તો અનેક માણસો એ કાર્યમાં વાંધો ઉઠાવશે. માટે પ્રથમથીજ એવું કાર્ય કરવું જોઇએ કે જેથી કોઇને કાંઈ કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થાય નહિ. આવા વિચારથી તેમણે પોતાની સંપત્તિનું એક સૂચીપત્ર બનાવ્યું અને તે સમસ્ત સંપત્તિ રાજમાતા પાસે મોકલી આપી. સુવર્ણ, મોતી, મણિ, રત્ન, ચાંદીનાં પાત્રો અને સર્વ મોઘાં વસ્ત્રો પણ તેમણે પૃથક્ પૃથક્ પાત્રોમાં રાજમાતાની પાસે મોકલી આપ્યાં. અમરચંદની આ ઉદારતા જોઇ સર્વને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થયું અને રાજમાતાનો અમરચંદ પર સંપૂર્ણ વિશ્વાસ બેસી ગયો. રાજમાતાએ આ સંપત્તિ પાછી મગાવી લેવાને અમરચંદને વારંવાર કહ્યું, પરંતુ દ્રઢપ્રતિજ્ઞ અમરચંદે તે પાછી લીધી નહિ. તેમણે રાજમાતાના અત્યંત આગ્રહથી માત્ર વપરાશમાં આવી ગયેલાં વસ્ત્રો પાછાં મંગાવી લીધાં.

રાજમાતાની દુરાકાંક્ષા અને અહંતા દિનપ્રતિદિન વૃદ્ધિગત થતી ગઇ. રાણી બુદ્ધિમાન હતી, પરંતુ શોકની વાત છે કે એક ખરાબ ચાલની સ્ત્રીએ તેના ઉપર પોતાનો સંપૂર્ણ પ્રભાવ બેસાડી દીધો હતો. તે જે કાંઇ કહેતી તે પ્રમાણે રાજમાતાને ચાલવું પડતું હતું. તે તેની સલાહ લીધા વિના એક પણ ડગલું ભરતી નહોતી. આ દુષ્ટ સ્ત્રી એક તરૂણ રાજકર્મચારીના કહેવા પ્રમાણે પ્રત્યેક કાર્ય કરતી હતી. આથી ઉક્ત યુવકજ પરોક્ષ રીતે રાણીના સર્વ કાર્યોનો સૂત્રધાર હતો એમ કહીશુ તો ચાલશે. તે પોતાના ઘરમાં બેસીને જે ચક્ર ચલાવતો હતો તે અનુસારજ હમીરની માતાનાં સર્વ કાર્યો થતાં હતા, પરંતુ તે રાજકર્મચારી દીર્ઘ કાળ પર્યંત જીવત રહ્યો નહિ. તેના મરણ પૂર્વે રાજમાતા તેનીજ ઇચ્છા પ્રમાણે કાર્ય કરતી હતી અને તે અમરચંદનો કટ્ટો વિરોધી હતો. આથી રાજમાતા ઉક્ત રાજ કર્મચારીની ઇચ્છા અનુસાર અમરચંદની વિરૂદ્ધ કાર્ય કરવા લાગી. તેણે લેશ પણ એવો વિચાર ન કર્યો કે અમરચંદ મારા પુત્રની રક્ષા કરવાને માટેજ સર્વ કાર્યો કરે છે. વાસ્તવમાં તેની દુર્બુદ્ધિ એટલી બધી વૃદ્ધિંગત થઈ ગઇ હતી કે તે ચંદાવતોનો પક્ષ ગ્રહણ કરીને અમરચંદના સર્વ કાર્યોનો પ્રતિવાદ કર્યા કરતી હતી. કર્તવ્યપરાયણ અમર આથી કિંચિત્ પણ વિચલિત થયા નહિ. તેઓ પાતાની સિન્ધી સેનાની સહાયથી પોતાના પદપર અચલ અને અટલ રહ્યા. તેમણે મહારાણીઓને નગરમાં પ્રવેશ કરવા દીધો નહિ અને રાજ્યની ઉત્તમ પ્રકારે રક્ષા કરી. પરંતુ તેમનું શરીર પણ આખરે રક્તમાંસનુંજ બન્યું હતું. ક્રૂર લોકોનો વિદ્વેષ તેઓ એકલા શી રીતે રોકી શકે ? જેમને માટે તેમણે પોતાના સર્વસ્વનો ભોગ આપ્યો હતો, તેજ માણસો અંતે કૃતજ્ઞતાને તિલાંજલિ આપી ક્ષણે ક્ષણે અમરચંદનુ અપમાન કરવા લાગ્યા. આવી સ્થિતિમાં કયો માણસ સ્થિર રહી શકે ? અમરચંદ તો સ્વભાવથીજ તેજસ્વી હતા. તેઓ કિંચિત્ અપમાન પણ સ્હન કરી શકતા નહોતા. પરંતુ મંત્રી પદપર સ્થાપિત થયા પછી તેમને અનેક વાર વાગ્બાણ અને અપમાન સહન કરવાં પડ્યાં હતાં. માત્ર રાજકુમાર હમીરના હિતનુ રક્ષણ કરવાને માટે તેમણે આ વાગ્બાણો અને અપમાનો સહન કર્યાં હતાં. પરંતુ હવે તે હમીરની માતાનેજ પોતાના શત્રુ તરિકે વર્તતી જોઇ તેમના હૃદયમાં રોષ, અભિમાન અને ઘૃણા પ્રબળ રીતે પ્રકટ થઇ. તથાપિ કર્તવ્યપરાયણ અમરે પોતાનું કર્તવ્ય છોડયું નહિ.

એક સમય મંત્રી પોતાના કાર્યાલયમાં બેઠા હતા એવામાં દુષ્ટ રામપ્યારી ત્યાં આવી અને રાજમાતાના નામથી કોઇ કાર્યને માટે અમરચંદને સખ્ત ઠપકો આપ્યો. તેજસ્વી અમરચંદને અત્યંત ક્રોધ ચઢયો અને તેમણે પાપિણી રામપ્યારીનો તિરસ્કાર કરીને ત્યાંથી કાઢી મૂકાવી. અપમાનિત રામપ્યારી રોતી રોતી રાજમાતાની સંનિધ ગઇ અને ઉક્ત સમસ્ત વૃત્તાંત મીઠું મરચું ભભરાવીને તેને જણાવ્યું. રામપ્યારીને થયેલું અપમાન રાજમાતાએ પોતાનું અપમાન ગણ્યું અને તત્કાળ એક પાલખી મંગાવીને

+ અપરાધીઓને દંડ દેવાને માટે રાજપુતો લોહપાત્રને તપ્ત કરી તે પર તેને બેસાડે છે.

માલુમ્બ્યા સરદારની પાસે ગઈ. અમરચંદ સમજી ગયા કે આજે અવશ્ય કાંઇ વિચિત્ર ઘટનાજ બનવાની છે. આથી તેઓ તત્ક્ષણ પોતાના કાર્યાલયમાંથી ઉઠયા અને બહાર ગયા. તેમણે માર્ગમાં રાજમાતાની પાલખી જતી જોઈ. આથી તેમણે વાહકોને તથા અનુચરોને રાજભુવનમાં પાછા ફરવાની આજ્ઞા કરી. એવું સામર્થ્ય કોનામાં હતું કે જે અમરચંદની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકે? જ્યારે પાલખી રણવાસના દ્વાર પર આવી ત્યારે મંત્રીએ રાજમાતાને પ્રણામ કરીને ધીર, ગંભીર ભાવથી કહ્યું "દેવી! રણવાસમાંથી બહાર નીકળી રાજમાર્ગમાં આવવું એ શું આપને છાજે એવું કાર્ય છે? શું આ કાર્ય આપના મહાન સ્વર્ગસ્થ સ્વામિની કીર્તિને કલંક લગાડનારૂં નથી? સ્વામિના મૃત્યુ પછી છ માસ પર્યંત તો સાધારણ કુંભારની સ્ત્રી પણ પોતાના ઘરની બહાર નીકળતી નથી. પરંતુ આપ તો સીસોદીઆ કુળનાં મહારાણી હોવા છતાં આપના પતિના મૃત્યુનો શોક કાળ વ્યતીત થયા પૂર્વે રણવાસ છોડીને બહાર જાઓ છો! આપ સ્વયં બુદ્ધિમાન છો. આપને અધિક શું સમજાવું? અમરચંદને આપનો હિતચિંતકજ સમજજો. શત્રુ સમજશો નહિ. અમર વિશ્વાસઘાતી નથી, કે તે મહારાણા અરિસિંહના કુમાર પર કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરશે. હું આપને એક વાત નિવેદન કરવા માગુ છું. મેં હમણાં એક મોટું કાર્ય કરવાનો નિશ્ચય કર્યો છે. આ કાર્ય પર આપના અને આપના રાજકુમારના હિતનું સંપૂર્ણ અવલંબન છે. માટે સાંપ્રતમાં મારી વિરૂદ્ધ કાર્ય કરવા કરતાં મને સહાય કરવી આપને માટે વિશેષ યોગ્ય છે. મારી વાત આપ સ્વીકારો વા ન સ્વીકારો, પરંતુ હૂ તો નિશ્ચયપૂર્વક નિવેદન કરૂં છું કે મેં કરવા ધારેલું કાર્ય હું અવશ્ય પાર પાડીશ." અમરનાં આ હિતકારક વચનો ક્રૂર રાજમાતાના હૃદયમાં સ્થાન પામ્યાં નહિ. અમરચંદ જ્યાં સુધી જીવિત રહ્યા ત્યાં સુધી તેઓ રાજમાતાની આંખમાં ખટકતાજ રહ્યા. જ્યારે આ ન્યાયપરાયણ, પરમ ધાર્મિક મંત્રીશિરોમણિ ઇહ લોકથી વિદાય થઇ પરમ ધામમાં પહોંચ્યા અને તેમનું પવિત્ર શરીર માત્ર ભસ્મરાશિ બની ગયું ત્યારેજ માત્ર તેઓ સંસારના લોકોની સ્વાર્થપરતા વિશ્વાસઘાત અને કૃતઘ્નતાથી વિમુક્ત થયા. ઘણા લોકો એવું અનુમાન કરે છે કે પાપિણી રાજમાતાએ વિષ દઇને અમરચંદનો અંત આણ્યો હતો. રાજમાતાની દુરાકાંક્ષા, ક્રૂરતા, અને નિષ્ઠુરતા પરથી આ અનુમાન સત્ય હોય એમ લાગે છે. અફસોસ! મનુષ્ય કેવું નિષ્ઠુર પ્રાણી છે! કૃતઘ્નતા કેવાં ભયંકર કાર્યો કરાવે છે! સ્વાર્થપરતા પણ કેટલી અધમ છે! આ સંસાર નરકનો અંધ કૂપ છે. એમ કોણ કહે છે કે મનુષ્ય પશુઓથી શ્રેષ્ઠ છે? મનુષ્ય શ્રેષ્ઠ હોય તો તે કયા ગુણોથી શ્રેષ્ઠ છે? હિંસા, દ્વેષ, કૃતઘ્નતા, સ્વાર્થપરતા, વિશ્વાઘાત; આ સર્વને જો શ્રેષ્ઠતાનાં લક્ષણો ગણવામાં આવે, યદિ પોતાના માનવ બંધુનો નાશ કરીને પોતાનો સ્વાર્થ સાધવાથીજ જો શ્રેષ્ઠતા સિદ્ધ થતી હોય, સબળે દુર્બળને પદદલિત કરવા એજ જો શ્રેષ્ઠતાની નિશાની હોય, તો આ શ્રેષ્ઠતા મનુષ્યને પશુ કરતાં ઉચ્ચતર કોટિમાં અધિષ્ઠિત કરતી નથી. એને તો પાશવતા અને પિશાચતા કહેવીજ ઉચિત છે. ઉદારહૃદય ધર્માત્મા અમરચંદે પોતાની માતૃભૂમિનું હિત સાધવાને માટે પોતાના સર્વસ્વનો ત્યાગ કરી દીધો, જેને માટે જગતમાં અનેક ઉપદ્રવોની ઉત્પત્તિ થાય છે, તે વિપુલ ધન પણ તેમણે પ્રસન્ન મુખે ત્યાગ કર્યું, પરંતુ આ ઉદારતાનો બદલો તેમને શો મળ્યો? તેમને ક્ષણે ક્ષણે પોતાના માનવ બંધુઓનો વિદ્વેષ સહન કરવો પડયો. તે છતાં પણ કર્તવ્યપરાયણ અમરચંદ કદિ કર્તવ્યથી પરાંઙ્મુખ થયા નહોતા. જેને માટે તેમણે અનેક સંકટો સહન કર્યાં હતાં, જેમને માટે તેમણે આટલો બધો આત્મભોગ આપ્યો હતો, જેને માટે તે મંત્રીશ્રેષ્ઠને પોતાના આપ્તોના દ્વેષપાત્ર થવું પડયું હતું, તેજ પિશાચિનીએ ઘૃણિત માર્ગનું અવલંબન કરી તેમને વિષ દઇ તેમનો સંહાર કર્યો. અફસોસ! મનુષ્યનું ચારિત્ર્ય આટલું બધું ઘૃણિત અને પતિત થતું હશે?

આવા જે મહાપુરૂષે સ્વદેશને માટે જીવન ધારણ કરી અંતે સ્વદેશીઓનાજ વિશ્વાસઘાતથી ઇહ લોકથી પ્રયાણ કર્યું તે કોઇ પણ દેશનું ભૂષણ થઈ શકે એવા હતા; પરંતુ મેવાડના દુર્ભાગ્યથી મેવાડનીજ દુષ્ટ રાણીએ મંત્રી અમરચંદને પોતાનો શત્રુ માની તેના ગુણની કદર કરી નહિ. જગતમાં બીજા બે ચાર મંત્રીઓ આ પ્રકારના મહાન ગુણોથી વિભૂષિત થઇ ગયા હતા, પરંતુ તેમાંના કોઇની પણ દશા આવી શોચનીય થઇ નહોતી. યદ્યપિ અમરચંદ એક મહાન રાજ્યના મંત્રી હતા. તોપણ તેઓ એટલા નિસ્સહાય થઇ ગયા હતા કે નાગરિકોએ તેમનો અંત્યેષ્ટિ સંસ્કાર ઉઘરાણું કરીને કર્યો હતો. ભારતના ઇતિહાસમાં આ એક નવીનજ ઉદાહરણ છે, પરંતુ આ ઉપરથી કોઇએ એમ સમજવું નહિ

કે ભારતવર્ષમાં સદ્‌ગુણી માણસોનું અસ્તિત્વજ નથી, કિંવા ભારતવાસીઓ સદ્‌ગુણનું સન્માન કરતાજ નથી. જેઓ આ પ્રમાણે માને છે તેમને ભારતવાસીઓનો પૂર્ણ પરિચય નથી. અમરચંદનો અંત ગમે તેવી ભયંકર રીતે આવ્યો હોય, પરંતુ અમરચંદના મહાન ગુણો અદ્યાપિ કોઇ પણ મેવાડવાસી ભૂલ્યો નથી. જો કોઇ પણ માણુસ આવા ગુણોથી વિભૂષિત બને છે તો રાજપુતો તેને 'અમરચંદ' કહીને બોલાવે છે.

અભાગિની રાજમાતાએ પોતાની મૂર્ખતાથી પોતાનાજ પગમાં કુહાડી મારી. અમરસિંહનો સંહાર કરી તેણે ધાર્યું હતું કે હવે કોઇ પણ માણસ મારી આજ્ઞા વિરૂદ્ધ ચાલશે નહિ, પરંતુ અતિ સ્વલ્પ-કાળમાં તેના સુખસ્વપ્નનો ભંગ થઈ ગયો. સંવત્ ૧૮૩૧ (ઇ. સ. ૧૭૭૫)માં બેગુ સરદારે વિદ્રોહી બની તેના શાસનનો અંત આણવાનો નિશ્ચય કર્યો. બેગુ એક મેઘાવત સરદાર હતો. મેઘાવત વંશ ચંદાવત ગોત્રની એક પ્રચંડ શાખા છે. બુદ્ધિહીન રાજમાતાએ આ મેઘાવત સરદારનો પ્રચંડ પ્રતાપ રોકવાને પોતે અસમર્થ હોવાથી સિંધિયાની સહાય માગી. ઉક્ત ચતુર મહારાષ્ટ્રીય વીરે આને એક ઉત્તમ સંધિ માની પોતાની સેના સહિત બેગુ સરદારપર આક્રમણ કર્યું. બેગુ સરદારે રાણાની જે "ખાસ જમીન"પર અધિકાર સ્થાપિત કરી દીધો હતો, તે સર્વ સિંધિયાએ તેના હાથમાંથી છોડાવી લીધી, અને વિદ્રોહના અપરાધને માટે તે સરદારને ૧૨૦૦૦૦૦ રૂપિયાનો દંડ કર્યો.* પરંતુ હતભાગિની રાજમાતાએ સિંધિયાને જે ઉદ્દેશથી બોલાવ્યો હતો તે ઉદ્દેશ સફળ થયો નહિ. સ્વાર્થી મહારાષ્ટ્રીય વીરે રાજમાતાની આજ્ઞાનો ભંગ કર્યો અને સમસ્ત રૂપિયા તથા ભૂમિ સંપત્તિ તે પોતેજ પચાવી પડયો. તેણે ઉક્ત 'ખાસ જમીન' રાજકુમાર હમીરને અર્પણ કરવી જોઇતી હતી, પરંતુ તેણે તેમ ન કરતાં પોતાના જામાતા વીરજીતાપને રતનગઢ-ખેડી તથા સિંગોલી પ્રગણાંમા સ્થાપિત કર્યો. અને શેષ ઇરનિયા, જાઠ, બિચૂર, તથા નદોવી પ્રભૃતિ પ્રગણાં હોલ્કરને આપી દીધાં. આ પ્રગણાંઓની વાર્ષિક ઉપજ ૬૦૦૦૦૦ રૂપિયા હતી. મરાઠા લોકો કેવળ આટલાંજ પ્રગણાં હજમ કરીને શાંત થયા નહિ, પરંતુ તેમણે સંવત્ ૧૮૩૦–૩૧ માં પુનઃ ચાર+ ખંડણીઓ અને સંવત્ ૧૮૩૬ મા બીજી ત્રણ§ ખંડણીઓની માગણી કરી. આ વિપુલ ધન પ્રાપ્ત નહિ થઈ શકવાથી તેમણે મેવાડની બીજી પણ પુષ્કળ ભૂમિ દબાવી લીધી. આ પ્રકારે પ્રચંડ મરાઠાઓના દારૂણ અત્યાચારોથી પીડિત થઇને તથા માંહોમાંહેના વિગ્રહથી હતાશ થઇને રાજકુમાર હમીરે યોગ્ય વયે પહોં-ચ્યા પૂર્વેજ‡ સંવત્ ૧૮૩૪ (ઈ. સ. ૧૭૭૮) માં પરલોકની યાત્રા કરી.

જે દિવસે મહારાષ્ટ્રીઓ પ્રથમ મેવાડભૂમિમાં આવ્યા હતા, તે દિવસથી હમીરના શાસનકાળ સુધીમાં મેવાડનાં અનેક સ્થાનો રાણાના અધિકારમાંથી નીકળી ગયાં હતાં, જે વિષે હવે પછી ઉલ્લેખ કરવામાં આવશે. મહારાષ્ટ્રીઓના પ્રથમ આગમનથી હમીરના શાસનકાળ સુધીમાં પ્રાયઃ ૪૦ વર્ષો વ્યતીત થઇ ગયાં હતાં. આ દીર્ઘ કાળમાં નિષ્ઠુર મહારાષ્ટ્રીઓએ પાશવ સ્વાર્થપરતાથી ઉત્તેજિત થઇ મેવાડની જેટલી ભૂમિ પોતાના અધિકારમાં લઇ લીધી તથા મેવાડનું જેટલું દ્રવ્ય લઇ લીધું તે સર્વનો જો હિસાબ ગણવામાં આવે–તે સર્વનું જો વર્ણન કરવામાં આવે તો પોથાંનાં પોથાં ભરાય. માટે તેને અત્રે અપ્રસ્તુત ગણી છોડી દેવામાં આવે છે. આ ૪૦ વર્ષના અરસામા મહારાષ્ટ્રીઓએ મેવાડની અત્યંત દુર્દશા કરી નાંખી. મેવાડની આ દુર્દશા કદિ પણ નિવૃત્ત કરી શકાઇ નહિ. મોગલ પાદશાહ પણ

* જે સંધિપત્ર અનુસાર સિંધિયાએ આ પ્રગણાંઓની ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો તે અદ્યાપિ વિદ્યમાન છે.

+ આ ચાર ખંડણીઓ નિમ્ન લિખિત મનુષ્યોએ લીધી હતીઃ—

સંવત્ ૧૮૩૦ માં બેગુનો વિદ્રોહ દબાવવાને માટે માધોજી સિંધિયાએ; સંવત્ ૧૮૩૧ માં વીરજીતાપે ગોવિંદરાવ ગણુપતરાવની મારફતે; સંવત્ ૧૮૩૧ માં અંબાજી ઇંગલે અને ચોથી ખંડણી બાપુ હોલ્કરે તથા દાદોજી પંડિતે લીધી.

§ આ ત્રણ ખંડણીઓમાંથી પહેલી ખંડણી હોલ્કરની તરફથી મકાજીએ લીધી; બીજી સોમાજીની મારફતે તુકોજી હોલ્કરે લીધી; અને ત્રીજી સોમાજીની મારફતે અલીબહાદુરે લીધી.

‡ હમીરની વય અંત સમયે ૧૮ વર્ષની હતી.

સ્વાર્થી અને પ્રજાપીડક હતા, તેઓ હિંદુ લોકોના સુખ દુઃખનો કદિ પણ વિચાર કરતા નહોતા; પરંતુ તેમનુ રાજ્ય દ્રઢ પાયાપર સ્થિત હતું, તેઓ ભારતવાસીઓને પોતાની પ્રજા ગણતા હતા, તેથી તેઓ હિંદુ પ્રજાપર મહારાષ્ટ્રીઓના જેવા કઠોર અત્યાચાર કરતા નહોતા. પરંતુ મહારાષ્ટ્રીઓની સ્થિતિ તેવી નહોતી. તેઓ ભારતવર્ષના નિવાસી હતા તેથી શું થયું? તેઓ ભારતવર્ષના હિતનો લેશ પણ વિચાર કરતા નહોતા. મહાવીર શિવાજીએ મહારાષ્ટ્રીઓને જે મહા મંત્રથી દીક્ષિત કર્યા હતા તે મંત્ર અનુસાર જો તેઓ વર્તન કરત તો અવશ્ય તેઓ પોતાની જન્મભૂમિનાં અનંત સંકટો દૂર કરત. પરંતુ ભારતવર્ષના મહા દુર્ભાગ્યને કોણ રોકી શકે એમ છે? તેમણે મહાત્મા શિવાજીના મહા મંત્રનો અનાદર કર્યો, અને પૈશાચિક કાર્યો કરી ભારતવર્ષને ભયંકર સ્મશાન સમાન બનાવી દીધું. મહારાષ્ટ્રીઓ રૂધિરના તરસ્યા બની પિશાચ સમુદાયની પેઠે ચારે તરફ ઘુમતા હતા. તેમને જ્યાંથી દ્રવ્યની જરા પણ ગંધ આવતી ત્યાં તેઓ દોડી જઇને તેને લુંટી લેતા. આ પ્રકારે તેઓ સમસ્ત ભારતવર્ષનું રૂધિર ચૂસતા હતા. માત્ર ત્રણ ખડણીઓનોજ હિસાબ અમે ગણ્યો તો તેમાં મેવાડના એક કરોડ એકાશી લાખ રૂપિયા તણાઇ ગયેલા જણાયા. તે શિવાય રાણાના કુટુંબીઓ અને સરદારોનું દ્રવ્ય ખેંચાઈ ગયુ તે તો જૂદું. મહારાષ્ટ્રીઓના પૈશાચિક પીડનથી મેવાડની આજે જે શોચનીય દશા થઇ છે તેનો વિચાર કરવાથી આપણું હૃદય ભગ્ન થઇ જાય છે. આજે ચિત્તોડના ભગ્ન દુર્ગના શિખરપરથી પ્રકૃતિ દેવી કરૂણામય સ્વરે રોદન કરતી ગૌરવ ગરિમાની અનિત્યતા, મનુષ્યની સ્વાર્થપરતા, વિશ્વાસઘાતકના અને કૃતઘ્નતાનું વર્ણન કરી રહી છે.

મહારાષ્ટ્રીઓએ મેવાડના રાણા પાસેથી નીચે લખેલી પૃથક્ પૃથક્ સાલોમાં સર્વ મળીને એક કરોડ એકાશી લાખ રૂપિયાની ખંડણી લીધી હતી.

૬૬૦૦૦૦૦ રૂપિયા વિ૦ સં૦ ૧૮૦૮ (ઇ. સ. ૧૭૫૨) માં રાણા જગતસિંહના તરફથી હોલ્કરને પ્રાપ્ત થયા.

૫૧૦૦૦૦૦ રૂપિયા વિ૦ સં૦ ૧૮૨૦ (ઇ. સ. ૧૭૬૪) માં રાણા અરિસિંહના તરફથી માધોજી સિંધિયાને મળ્યા.

૬૪૦૦૦૦૦ રૂપિયા વિ૦ સં૦ ૧૮૨૬ (ઇ. સ. ૧૭૭૦) માં રાણા અરિસિંહના તરફથી માધોજી સિંધિયાને પ્રાપ્ત થયા.

૧,૮૧,૦૦૦૦૦, રૂપિયા એકંદર.

આ રકમ શિવાય ૨૮,૫૦,૦૦૦ રૂપિયાના મહાલ પણ મહાષ્ટ્રીઓએ મેવાડના તાબામાંથી લઈ લીધા.

૯૦૦૦૦૦ રૂપિયાની ઉપજના રામપુરા અને ભનપુરા મહાલ વિ. સં. ૧૮૦૮ (ઇ. સ. ૧૭૫૨) માં લઈ લીધા.

૪૫૦૦૦૦ રૂપિયાની ઉપજના જાબદ, જીરણ, નીમચ, અને નીમખહેડા, આ મહાલો વિ. સં. ૧૮૨૬ (ઇ. સ. ૧૭૭૧) માં લીધા.

૬૦૦૦૦૦ રૂપિયાની ઉપજના રતનગઢખેડી, સિંગોલી, ઇરનિયા, જાઠ, બિચૂર, અને નદોયી પ્રભૃતિ મહાલો વિ. સં. ૧૮૩૧ (ઈ. સ. ૧૭૭૫) માં લીધા.

૯૦૦૦૦૦ રૂપિયાની ઉપજનો ગદવાડ મહાલ પણ એજ વર્ષમાં લઇ લીધો.

૨૮,૫૦,૦૦૦, રૂપિઆ એકંદર.

આ પ્રકારે મહારાષ્ટ્રીઓએ ખંડણી અને મહાલોની ઉપજ વગેરે મળીને લગભગ ચાર કરોડ રૂપિયા લીધા, તદુપરાંત તેમણે બે કરોડ બીજા પણ વસુલ કર્યા. આ રીતે સાત કરોડ રૂપિયા તેમના હાથમાં ગયા. આ રૂપિયા જવાથી ઉદેપુરના રાજકોષમાં પૂર્વના જેટલી શ્રી રહી નહિ. ત્યાર પછી જે દારિદ્ર મેવાડમાં ઘર કરીને બેઠું છે તે અદ્યાપિ મેવાડવાસીઓનો પીછો છોડતું નથી.



# अध्याय १६ मो.

રાણા ભીમ-શિવગઢનો ઝઘડો-ગયેલી ભૂમિ રાણાએ પાછી મેળવવી-અહલ્યાબાઇનું આક્રમણ-રાણાનો પરાજય-ચંદ્રાવત સરદારનો વિદ્રોહ-મંત્રી સોમજીનો વધ-વિદ્રોહીઓનો ચિત્તોડપર અધિકાર-રાણાએ માધોજી સિંધિયા પાસે માગેલી સહાય-ચિત્તોડપર આક્રમણ-વિદ્રોહીઓનું રાણાને શરણે આવવું-જાલિમસિંહનો મેવાડના અધિકારનો મનોરથ-અંબાજીએ તે મનોરથ નિષ્ફળ કરવો-અંબાજીનું સૂબેદાર બનવું-લખવાની સાથે તેણે કરેલો ઝઘડો-ઝઘડાનું ફળ-જાલિમસિંહને થયેલી જહાજપુરની પ્રાપ્તિ-મેવાડપર હોલ્કરનું આક્રમણ-નાથદ્વારાના પુરોહિતોને બંદીવાન કરવા-કોઠારિયાના ઠાકોરનું શૌર્ય-લખવાનું મૃત્યુ-મહારાષ્ટ્રીય સેનાનીઓ પર રાણાનું આક્રમણ-જાલિમસિંહે ઉક્ત સેનાનીઓનું કરેલું રક્ષણ-હોલ્કરે પુનઃ ઉદયપુરમાં આવી સ્થાપિત કરેલો કઠોર કર-સિંધિઆનું આક્રમણ-કૃષ્ણકુમારીના પાણિગ્રહણ માટે રાજપુતોમાં વિગ્રહ-પરસ્પર યુદ્ધ-કૃષ્ણકુમારીનું આત્મ-વિસર્જન-મીરખાં અને અજીતસિંહ-તેનો દુરાચાર-ઉદયપુરમાંની સિંધિયાની રાજ-સભામાં બ્રિટિશ દૂતનું આગમન-અપમાનિત થવાથી અંબાજીએ આત્મહત્યા કરવાનો કરેલો પ્રયાસ-મીરખાં અને બાપૂ સિંધિયાએ મેવાડની કરેલી પાયમાલી-અંગ્રેજોની સાથે રાણાએ કરેલી સંધિ.



રાણા હમીરના અકાળ મૃત્યુ પશ્ચાત્ થોડા દિવસમાં તેમના લઘુ ભ્રાતા ભીમસિંહ સંવત્ ૧૮૩૪ (ઇ. સ. ૧૭૭૮)માં મેવાડના સિંહાસનપર બેઠા. ચાલીસ વર્ષના અરસામાં ચાર બાળ રાજકુમારોએ મેવાડપર શાસન ચલાવ્યું. ભીમસિંહ આ રાજકુમારોમાં ચોથા હતા. જ્યારે તેઓ સિંહાસનપર અધિષ્ઠિત થયા ત્યારે તેમની વય કેવળ આઠ વર્ષની હતી. ભીમસિંહે એકંદર પચાસ વર્ષ પર્યંત રાજ્ય કર્યું. આ અર્ધ શતાબ્દીના અરસામાં મેવાડમાં જે મહાન અનર્થો ઉત્પન્ન થયા હતા, તેનું વૃત્તાંત વાંચવાથી એમજ પ્રતીતિ થાય છે કે હવે વિધાતા બાપ્પા રાવલના વંશને દીન, હીન કરવાને માટેજ ઉધુક્ત થઇ રહી હતી.

રાણા ભીમસિંહ જ્યાં સુધી યોગ્ય વયે પહોંચ્યા ત્યાં સુધી તેઓ પોતાની માતાને આધીન રહ્યા હતા. આ દીર્ઘ કાળની પરાધીનતામાંજ તેમનું ભાવી ચરિત્ર ગઠિત થયું હતું. તેઓ સ્વભાવથીજ નિસ્તેજ અને ઉત્સાહહીન હતા. દુર્ભાગ્યવશાત્ અંકુશ અને તાડનથી રાણાની બુદ્ધિ એટલી સંકુચિત થઇ ગઇ હતી કે તેનામાં સામર્થ્ય અને વિચારશીલતાનું તો નામ પણ રહ્યું નહોતું. આથી કેટલાક પ્રપંચી માણસો તેમને પોતાની ઇચ્છા અનુસાર ચલાવવા લાગ્યા. રત્નસિંહનું દલ અને બળ એટલું બધું ન્યૂન થઇ ગયું હતું કે ભટ્ટ ગ્રંથોમાં તેના ઉત્તર જીવન વિષે કાંઇ પણ વૃત્તાંત ઉપલબ્ધ થતું નથી. અરે, તેના મૃત્યુ સંબંધે પણ કાંઇ ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી.

મહિમાંહેના કુસંપે જ્યારથી ભારતવર્ષમાં પ્રવેશ કર્યો ત્યારથી તેની અધોગતિનો પ્રારંભ થયો. આ અંતસ્થ ભયંકર અનલના પ્રતાપથી ભારતની સમસ્ત ભૂમિ દગ્ધ થઇ ગઇ. સુવર્ણનું ભારત ભડભડતી ચિતારૂપ બની ગયું. પ્રભુતા સર્વને પસંદ હોય છે, પરંતુ પ્રભુતા પ્રાપ્ત કરવાને માટે ન્યાયના મસ્તકપર

ચરણપ્રહાર કરવામાં આવે તે ઇષ્ટ નથી. દુઃખની વાત છે કે હવે મેવાડના રાજપુતોમાં આ અનર્થકારી દુર્ગુણનો વિશેષ પ્રચાર થયો. પૂર્વે જણાવવામાં આવ્યું છે કે રાણાજીએ ચંદાવત સરદારોને ઉચ્ચ પદ આપ્યું હતું. રાણાના તરફથી મળેલી આ શક્તિનો દુરૂપયોગ કરી તેમણે સંવત્ ૧૮૪૦ (ઇ. સ. ૧૭૮૪) માં પોતાના જુના શત્રુ શક્તાવતોના રૂધિરનું પાન કરવાનો નિશ્ચય કર્યો. તેઓ તેમના પર વૈર લઇ તેમનું પતન કરવાને તૈયાર થયા. કોરાવાડનો અર્જુનસિંહ× અને અમૈતાનો પ્રતાપસિંહ+ આ ઉભય સાલુમ્બ્રા સરદારના પ્રધાન સંબંધી હતા. ચંદાવત સરદારે આ વખતે ઉક્ત ઉભય રાજપુતો સહિત મંત્રભુવન પર અધિકાર સ્થાપિત કર્યો અને સમસ્ત સિન્ધી સેના તથા તેના સેનાપતિ ચંદન તથા સિદીક એ ઉભયને પોતાના પક્ષમાં લઇને પોતાની દુરભિલાષા સિદ્ધ કરવાને માટે સજ્જ થયા. આટલા દિવસ પર્યંત આ સરદારો માત્ર સુસંધિનીજ પ્રતીક્ષા કરી રહ્યા હતા. આ વખતે તેમને વાંચ્છિત સંધિ પ્રાપ્ત થવાથી તેમણે પોતાના પ્રતિસ્પર્ધી શક્તાવત સરદાર મોહકમના ભેંદર કિલ્લાને ઘેરો ઘાલ્યો અને તેઓ તોપ ગોઠવી સર્વ પ્રકારે યુદ્ધને માટે સજ્જ થઇ ઉભા રહ્યા.

શક્તાવત ગોત્રની એક નિકૃષ્ટ શાખામાં સંગ્રામસિંહ નામક એક વીર પુરુષ ઉત્પન્ન થયો હતો. તેણે મેવાડના ઇતિહાસમાં પોતાનું નામ અમર કર્યું છે. તેણે ઘણાં મહાન કાર્યો કર્યા હતા, પરંતુ તેનું માન એકદમ વધવાને બદલે ધીમે ધીમે વધ્યું હતું. ભેંદરના કિલ્લાપર આક્રમણ થયું તે પૂર્વે સંગ્રામસિંહે પોતાના પ્રતિસ્પર્ધી પુરાવત સરદારની સાથે એક ઘોર ઝઘડો કર્યો હતો. પુરાવત સરદારનો લબ્હા નામનો એક કિલ્લો હતો. જ્યારે સંગ્રામસિંહે આ કિલ્લો લઇ લીધો* ત્યારે ઉક્ત ઝઘડાનો અંત આવ્યો. તત્પશ્ચાત્ વિજયી સંગ્રામસિંહ પોતાના માનનીય કુલપતિ શકતાવત સરદારનું હિત સંભાળવાને માટે પ્રવૃત્ત થયા. ભેંદર કિલ્લો ચંદાવત લોકોથી ઘેરાયેલો જોઇને સગ્રામસિંહે કારોવાડના શાસક અર્જુનની જાગીરપર આક્રમણ કર્યું અને ત્યાં જેટલાં ગૌપ્રભૃતિ પશુઓ હતાં તે સર્વે પોતાના અધિકારમાં લઈ લીધાં. તે આ પશુઓને લઈ પાછો ફરતો હતો તે વખતે માર્ગમાં અર્જુનસિંહના પુત્ર સાલિમસિંહે તેનાપર આક્રમણ કર્યું. થોડી વાર સુધી તેમની વચ્ચે યુદ્ધ થતું રહ્યું. સંગ્રામસિંહે ભાલાનો પ્રહાર કરી સાલિમસિંહના પ્રાણ લીધા. શીઘ્ર આ સમાચાર અર્જુનસિંહના સાંભળવામાં આવ્યા. અત્યંત શોકથી તેનું હૃદય વિહ્વળ બની ગયું. તરતજ તેણે પોતાના મસ્તકપરની પાઘડી નીચે ફેંકી દઇને ગંભીર સ્વરે પ્રતિજ્ઞા કરી કે "જ્યાં સુધી હું આ કાર્યનો બદલો નહિ લઇશ નહિ ત્યાં સુધી હુ કદિ પણ મસ્તકપર શિરપેચ ધારણ કરીશ નહિ." મારૂં શરીર સ્વસ્થ નથી એવું નિમિત્ત કરી કોરાવાડ થઇને એકદમ શિવગઢમાં પહોંચ્યા. સંગ્રામસિંહના વૃદ્ધ પિતા લાલજી આ નગરમાં રહેતા હતા. ભીલોની વસ્તીવાળા ચપ્પન દેશના અતિ ઉચ્ચ મનોહર પર્વતશિખરપર આ શિવગઢ સ્થિત હતું. તેની આસપાસ ઘાડું જંગલ હતું. શિવગઢ અત્યંત દુર્ગમ અને દુરારોહ હોવાથી સંગ્રામસિંહે ધાર્યું હતું કે શત્રુઓ એને સહસા પોતાના અધિકારમાં લઈ શકશે નહિ. આથીજ તેમણે પોતાના કુટુંબને શિવગઢમાં રાખ્યું હતું. પરંતુ આ વખતે અર્જુનનો ક્રોધાગ્નિ તે નિર્જન અરણ્યની વચ્ચે આવેલા શિવગઢ ઉપર પ્રચંડ જ્વાલા સાથે વિસ્તારિત થઈ ગયો. શિવગઢની સ્થિતિ જોઇ તે પુનઃ પોતાની સેનાની પાસે ગયો અને તેને લઇને પાછા આવી સહસા તે નગરપર આક્રમણ કર્યું. અર્જુન સેના સહિત તે નગરના થડમાં આવી પહોંચ્યો તે વખતે તે રક્ષકશૂન્ય હતું. ક્રોધાન્વિત અર્જુને પ્રચંડ નાદ સહિત રણશિંગું ફુંકી નગરજનોને ભયથી કંપાયમાન કરી મૂક્યા. તેના ગંભીર સિંહનાદે નાગરિકોની નિદ્રાનો ભંગ કર્યો. દાવાનલને દેખીને જે પ્રમાણે હાથીઓનાં ઝુંડ ચારે તરફ નાશી જાય છે તે પ્રમાણે નાગરિકો ભયથી ત્રાસિત થઇ જેમ ફાવે તેમ નાસવા લાગ્યા. લાલજી વ્યતિરિક્ત કોઈ પણ યુદ્ધવિશારદ વીર ત્યાં વિદ્યમાન હતો નહિ. લાલજીની વય પ્રાયઃ ૭૦ વર્ષની હતી. તેના કેશ સર્વથા શ્વેત થઈ ગયા હતા અને તેની ત્વચા શિથિલ થઇને લટકી

× એના ભ્રાતા અજીતસિંહેજ અંગ્રેજોની સાથે સંધિ કરી હતી.

+ પ્રસિદ્ધ જગવત કુલમાં એનો જન્મ થયો હતો. પ્રતાપસિંહ મહારાષ્ટ્રીઓની સાથેના યુદ્ધમાં તેમના હાથથી માર્યો ગયો હતો.

* સંગ્રામસિંહના વંશજો અદ્યાપિ આ કિલ્લાનો ઉપભોગ કરે છે.

પડી હતી. તથાપિ તે વૃદ્ધ વીર પ્રચંડ ઉત્સાહથી ઉત્સાહિત થઇને તરૂણ યોદ્ધાની પેઠે હાથમાં ખડ્ગ ધારણ કરી શત્રુઓની સામે આવ્યો. ઉભય દલો વચ્ચે ઘોર સંગ્રામ થવા લાગ્યો. શત્રુઓની સંખ્યા ઘણી મોટી હતી, તેથી રણભૂમિમાં વૃદ્ધ લાલજીના પ્રાણ ગયા. શત્રુઓએ તે કિલ્લો લઇ લીધો. વિજયી અર્જુને પોતાના પુત્રને મારનાર સંગ્રામસિંહના સંતાનોનો પશુની પેઠે વધ કરીને પોતાના શોકાનલમાં તેમની આહુતિ આપી. આ ભયંકર હત્યાના સમયે સંગ્રામસિંહની વૃદ્ધ માતાએ પોતાના પતિનો મૃત દેહ ખોળામાં લઈ ચિતાગ્નિમાં પ્રાણાર્પણ કર્યું.

કોરાવાડના શાસક અર્જુનસિંહના આ કઠોર અત્યાચારથી તેના શત્રુ પક્ષમાં જે ભયંકર અનલ પ્રદીપ્ત થયો તે કોઇથી શાંત થઇ શકયો નહિ. આ અનલે સમસ્ત મેવાડભૂમિને ભસ્મ કરી દીધી. તદુપરાત બાળક ભીમની અશક્તિ અને મહારાષ્ટ્રીઓના દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતા અત્યાચારોથી મેવાડની જે ભયંકર દુર્દશા થઇ તેમાંથી કોઇ પણ તેનો ઉદ્ધાર કરી શકયું નહિ. સમર, સગ્રામ, પ્રતાપ અને રાજસિંહની કર્તવ્યભૂમિ તથા રાજસ્થાનનું નંદન વન ચિત્તોડ, હવે સ્મશાનવત્ બની ગયું. ચંદાવતો અને શક્તાવતોનું જુનું વૈર દિનપ્રતિદિન વધવા લાગ્યું. પૂર્વે જણાવવામાં આવ્યુંજ છે કે ચંદાવતગણ રાણાના પ્રેમપાત્ર હતા, અને તેમનો સરદાર મેવાડનો મુખ્ય મંત્રી બન્યો હતો. એનું નામ પણ ભીમસિંહ હતું. મત્રી ભીમસિંહે અત્યંત ગર્વાન્વિત બની પોતાના ઉચ્ચ પદને કલક લગાડયું હતું. તેણે ચિત્તોડ અને ઉદયપુરની વચ્ચેની સમસ્ત ખાલસા ભૂમિ સિન્ધી સેનાને આપી દીધી, તેથી આ સકલ સેના તેને વશ થઇ ગઇ. રાણા પ્રત્યે તે કિંચિત્ પણ સહાનુભૂતિ ધરાવતો નહોતો. જે સમયે મહારાણા દ્રવ્યની તંગીને લીધે અત્યંત કષ્ટ ભોગવી રહ્યા હતા તે સમયે આ મંત્રી પોતાના ઇષ્ટ મિત્રોની સાથે ભોગવિલાસમાં મસ્ત બની મોજ લૂંટતો હતો. રાણાની પાસે દ્રવ્યની અત્યંત તંગી હતી. તેને ઇડરની રાજકન્યા સાથે પોતાના વિવાહ કરવાને માટે કર્જે રૂપિયા કાઢવા પડયા હતા, પરંતુ ઉપર્યુક્ત વિશ્વાસઘાતી મંત્રીએ પોતાની કન્યાના વિવાહમા પ્રાય: ૧૦૦૦૦૦૦ રૂપિયા પ્રસન્ન ચિત્તે વ્યય કરી નાંખ્યા હતા. ચંદાવત સરદારનું આ આચરણ જોઇ રાજમાતા અત્યંત અપ્રસન્ન થઈ અને તેણે ચદાવતોને રાજવ્યવસ્થામાંથી દૂર કરી તેમાં શક્તાવતોને નિયુક્ત કર્યા. તેણે ભેંદર અને લબ્હાના સામંતોને ઉત્તમ સન્માન આપી સુપ્રતિષ્ઠિત કર્યા. રાજમાતાની કૃપાથી શક્તાવતોને પ્રતિષ્ઠા પ્રાપ્ત થઇ ખરી, પરંતુ તેમની પાસે એટલી મોટી સેના નહોતી કે જેથી તેઓ પોતાના શત્રુઓને પરાજિત કરી તેમનું બળ રોકી શકે. આથી તેઓ ચારે તરફ સહાયની શોધ કરવા લાગ્યા. આ પ્રમાણે કરતાં કરતાં તેમણે કોટાના સરદાર જાલિમસિંહને સહાયને માટે પ્રાર્થના કરી. જાલિમસિંહ ચદાવતોપર અત્યંત અપ્રસન્ન હતો. તદુપરાંત શક્તાવતો તેના નિકટના સંબંધી હતા. તે લોકોની સાથે તેને વૈવાહિક સંબંધ હતો. આથી શક્તાવતોનો ઉક્ત અભિપ્રાય જાણતાંની સાથે તરતજ તે તેમના પક્ષમાં ભળી ગયો અને પોતાના મહારાષ્ટ્રીય મિત્ર નાનાજી બલ્લાળની સાથે ૧૦૦૦૦ સૈનિકોને લઇને શક્તાવતોની પાસે ગયો. આ સમયે શક્તાવતોનાં બે કાર્ય થયાં. પ્રથમ તો તેમણે પોતાના શત્રુ ચંદાવતોનું દમન કર્યું અને રાજ્યને માટે ખોટો દાવો કરનાર રત્નસિંહને કમલમેરમાંથી નસાડી મૂકયો. ચંદાવતો સિંધીઓની સાથે મળી ચિત્તોડના પ્રાચીન દુર્ગમાં સ્થિત થયા હતા અને રાણાની વિરૂદ્ધ અનેક પ્રકારનાં ષડયંત્રો રચતા હતા. હવે તેમનું સંપૂર્ણ દમન કરવું અત્યંત આવશ્યક થઇ પડયું અને શક્તાવતો તે માટે સજ્જ થયા.

જે સમયે મેવાડમાં આ ઘટનાઓ બની રહી હતી તે સમયે માધોજી સિંધિયાની પ્રચંડ પ્રભુતા મારવાડ અને જયપુરના રાજાઓના એકત્રિત બળથી સહસા સર્વથા છિન્નભિન્ન થઇ ગઇ. રાજપુતોનો વિજય અને મહારાષ્ટ્રીઓનો પરાજય થયો. માધોજીનો વિષમય દંત તૂટી જતાં રાજપુતોએ પોતાની સંપૂર્ણ ભૂમિ તેના ગ્રાસમાંથી છીનવી લીધી.

વિજયી રાઠોડો અને કુશાવહોના કાર્યનું અનુસરણ કરી સીસોદીઆ રાણાએ પણ પોતાની જે ભૂમિ મહારાષ્ટ્રીઓના અધિકારમાં ગઇ હતી તેનો ઉદ્ધાર કરવાનો વિચાર કર્યો. આ વખતે ગિહ્લોત વીરગણોનું પ્રાચીન શૌર્ય પુન: એક મુહૂર્તને માટે ચમકવા લાગ્યું. રાણાજીના દિવાન માલદાસ મહેતા અને તેમના સહકારી મૌજીરામ અત્યંત સાહસિક અને બુદ્ધિમાન હતા. તેમણે પ્રથમ તો નીમબહેડા

અને તેની નિકટના દુર્ગો મહારાષ્ટ્રીઓના ત્રાસમાંથી મુક્ત કર્યા. પરાજિત મહારાષ્ટ્રીઓએ અત્યંત ભયભ્રાંત થઈ પોતાની છિન્નભિન્ન થઈ ગયેલી સેના જાવદ નામક દુર્ગમાં એકત્રિત કરી, પરંતુ તેમનો સર્વ પરિશ્રમ વિફળ થયો. રાજપુતોએ ઉક્ત દુર્ગ ઘેરી લઇ ત્યાંથી પણ સમસ્ત મહારાષ્ટ્રીઓને નસાડી મૂક્યા. જાવદનો શાસનકર્તા શિવાજીનાના પરાજિત થયા છતાં પણ વિજયી રાજપુતોની કૃપાથી પોતાના બંધુ તથા દ્રવ્ય સંપત્તિ સહિત નિર્વિઘ્ને તે દુર્ગમાંથી ચાલ્યો ગયો. આ તરફ બેગુ સરદાર મેઘસિંહના§ પુત્રોએ એકત્ર થઈ મહારાષ્ટ્રીઓને બેગુ, સિંગોલી, અને અન્યાન્ય પ્રગણાંઓમાંથી નસાડી મૂક્યા. આ ઉત્તમ સંધિનો લાભ લઈ ચંદાવતોએ પણ પોતાની જાગીર રામપુરનો ઉદ્ધાર કર્યો. આ પ્રકારે માત્ર અલ્પ સમયમાંજ મેવાડ રાજ્યમાંથી અલિપ્ત થયેલાં સકલ પ્રગણાંઓ પુનઃ પ્રાપ્ત થયાં. મેવાડનો વિષાદ રૂપી નિબિડ અંધકાર થોડા કાળને માટે લુપ્ત થઈ ગયો. વીરજનની મેવાડભૂમિએ પુનઃ એક વાર સ્મિત કર્યું. મેવાડવાસીઓ મહારાષ્ટ્રીઓની કઠોર જંજીરથી મુક્ત થઇ આનદપૂર્વક સીસોદીઆ કુલનો જયજયકાર કરવા લાગ્યા.

જયપ્રફુલ્લ રાજપુતોએ મેવાડ અને મારવાડની સીમાપર વહેતી રિરકિયા નામક નદીના તટપર આવેલા ચર્દ નામક સ્થાનમાં ભેગા થઇને પોતપોતાની વિજયિની સેના મેવાડનાં જુદાં જુદાં સ્થાનપર મોકલવાનો ઉદ્યોગ કર્યો પરંતુ તેમની મૂર્ખતાએ સર્વ કામ બગાડી નાંખ્યુ. જયમદથી ઉન્મત્ત થઇ તેમણે કર્તવ્યાકર્તવ્યનો કિંચિત્ પણ વિચાર કર્યો નહિ. અને આ વિચારથી તેઓ બસ જ્યાં ફાવે ત્યાં શમશેરજ ચલાવવા લાગ્યા. મહારાષ્ટ્રીઓએ સંધિની સરતોનો અનાદર કરી અન્યાયપૂર્વક જે દેશોને પોતાના અધિકારમાં લઈ લીધા હતા તેમનોજ માત્ર ઉદ્ધાર કરવાને જો રાજપુતો ઉદ્યોગ કરત તો તેમનો સકલ ઉદ્યોગ સફળ થાત. પરતુ તેમણે ભ્રાંત અને મૂર્ખ બની ધાર્યું કે મહારાષ્ટ્રીઓ એકવાર પરાજિત થયા છે તેથી તેઓ પુનઃ કદિ પોતાનું મસ્તક ઉન્નત કરી શકનાર નથી. આવા વિચારથી તેમણે મહારાષ્ટ્રીઓનાં પ્રગણાંઓ પણ પોતાના અધિકારમાં લેવાની ચેષ્ટા કરી, પરંતુ વીરનારી અહલ્યાબાઈના પ્રચંડ બાહુબળે તેમનો સર્વ પરિશ્રમ વિફળ કરી મૂક્યો. હોલ્કર રાજ્યની મહારાણી અહલ્યાબાઇને રાજપુતોને નીમબહેડા નામક પ્રગણું હસ્તગત કરતા જોઈ અત્યંત ક્રોધ ચઢ્યો અને તેમને દલિત કરવાને માટે તે સિંધિયા સાથે મળી ગઈ. અહલ્યાબાઈની આજ્ઞાનુસાર તુલાજીરાવ સિંધિયા અને શ્રીભાઇ પાંચ હજાર ઘોડેસ્વારોને પોતાની સાથે લઈ પરાજિત શિવાજીનાનાને સહાય કરવાને માટે મંદસોર તરફ ચાલ્યા. શિવાજીનાના આ સમયે મંદસોરમાં સ્થિત થઇ પોતાના પ્રચંડ બાહુબળથી અવરોધકારી રાજપુતોને દલિત કરી રહ્યો હતો. ઉક્ત ઉભય મહારાષ્ટ્રીય સેનાપતિઓ પોતાની સેના સાથે શિવાજીનાનાની પાસે ગયા અને સહસા રાજપુત સેનાપર આક્રમણ કર્યું. સંવત્ ૧૮૪૪ (ઇ. સ. ૧૭૮૮) ના માઘ માસના શુક્લપક્ષની ચતુર્થીને દિવસે ઉભય સેના વચ્ચે દારૂણ યુદ્ધ થયું. રાજપુતોએ વગર વિચારે સાહસ કર્યું હતું તેથી તેઓ મહારાષ્ટ્રીઓની પ્રબળ ગતિ રોકી શકયા નહિ. તેઓ ભયંકર રીતે પરાજિત થયા. રાણાનો મંત્રી અસંખ્ય સૈનિકો અને સામંતોની સાથે માર્યો ગયો. કાનોર અને સાદ્રીના સરદારો અત્યંત ઘાયલ થયા અને તેમના ઘણા માણસો માર્યા ગયા. સાદ્રી પતિનો ઘાવ અતિ ઉડો હતો, તેથી તેઓ સંગ્રામભૂમિમાંથી નાશી શકયા નહિ. તેઓ શત્રુઓના હાથમાં કેદ પડયા.‡ માધોજી સિંધિયાને પરાજિત કરી રાજપુતોએ જે પ્રગણાંઓ લઇ લીધાં હતાં તેમાંનાં જાવદ શિવાયનાં સર્વ પ્રગણાંઓ મહારાષ્ટ્રીઓએ પુનઃ તેમના હાથમાંથી લઇ લીધાં. વીર દીપચંદના અદ્દ્ભુત પરાક્રમથી કેવળ જાવદજ રાજપુતોના હાથમાં સુરક્ષિત રહ્યું. દીપચંદે બરાબર એક માસ પર્યંત અદ્દ્ભુત વીરતા સાથે જાવદની રક્ષા કરી. પછી તે પરાક્રમી વીર પોતાની સેના સહિત શત્રુઓનો મોરચો ભેદી મંડલગઢમાં ગયો. આ પ્રકારે હતભાગી રાજપુતોની દુઃખનિશા પુનઃ પ્રવર્તી. તેમનો સર્વ પરિશ્રમ વિફળ થયો.

---

§ મેઘસિંહ બેગુ પ્રગણાંનો સરદાર હતો. તેનો જન્મ ચંદાવત ગોત્રમાં થયો હતો. એના વંશજો મેઘાવત નામથી પ્રસિદ્ધ થયા. મેઘસિંહના શરીરનો વર્ણ અત્યંત શ્યામ હતો, તેથી તેને 'કાળા મેઘ' એ નામથી બોલાવવામાં આવતો હતો.

‡ આ સરદાર બે વર્ષ સુધી કેદમાં રહ્યો હતો, ત્યાર પછી તે પોતાની જાગીરમાંથી ચાર ગામો આપીને કારાગૃહમાંથી મુક્ત થયો હતો.

આ ભીષણ વિગ્રહમાં માત્ર ચંદાવત સરદારો વ્યતિરિક્ત સર્વ રાજપુતો એકત્રિત થઇ મરાઠાઓની સામે લડયા હતા. આ પરથી ચંદાવતોનો આંતરિક વિદ્વેષ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. આ લોકો સર્વથા વિદ્રોહી થઈ જવાથી રાજમાતા અને રાણાના નવીન સચિવ સોમજીએ તેમનુ દમન કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો, પરંતુ તેઓ કાંઈ કરી શક્યા નહિ. તેમણે શિથિલ બની અંતે રામપ્યારીને મધ્યસ્થ તરિકે સાલુમ્બ્રા સરદારની પાસે મોકલી. સાલુમ્બ્રા સરદાર આથી શાંત થયો અને તે રાજકુમારને ક્ષમા માટે પ્રાર્થના કરવાને ઉદયપુરમાં આવ્યો. ઉદયપુરમાં આવતાંજ તેણે બહાનું કાઢયું કે "મારો વિચાર સચિવ સોમજીની સાથે મળીને કાર્ય કરવાનો છે." આમ કરવામાં તેનો ઉદ્દેશ સોમજીને પોતાની પ્રપંચ જાળમાં ફસાવીને પોતાનું કાર્ય સિદ્ધ કરી લેવાનો હતો, પરંતુ બુદ્ધિમાન સોમજી તેની યુક્તિ સમજી ગયો અને તે ઉલટો સાલુમ્બ્રા સરદારના માર્ગમાં વિઘ્નરૂપ નીવડયો. હવે સાલુમ્બ્રા સરદારે આ કંટકને પોતાના માર્ગમાંથી દૂર કરવાને માટે તેનો સંહાર કરવાનો નિશ્ચય કર્યો. એક વખત મંત્રી સોમજી પોતાના કાર્યાલયમાં બેસીને રાજકાર્ય કરી રહ્યા હતા એવામાં કોરાવાડના અર્જુનસિંહ અને ભદેશ્વરના સરદારસિંહ ત્યાં ગયા. સરદારસિંહે મંત્રીની સમક્ષ આવતાંની સાથે તીવ્ર સ્વરે તેમને કહ્યું "તમે અમારી જાગીર શા કારણથી જપ્ત કરી છે?" હજી આ વાક્ય પૂરૂં થાય તે પૂર્વેજ તેણે પોતાની કટાર કાઢી મંત્રીના હૃદયમાં મારી. આ હૃદયદ્રાવક વધથી સમસ્ત રાજ્યમાં ભારે ઉત્પાત થયો. રાજકર્મચારીઓ ચંદાવતોના બળથી અત્યંત ભયભીત બની ગયા. આ સમયે રાણાજી 'સહેલીઆ વાડી' (વનદેવતાના ઉદ્યાન) માં બિદનોરના રાજા જેતસિંહ તથા અન્યાન્ય સરદારોની સાથે આનંદ વિહાર સાથે કાળક્રમણ કરતા હતા. હતભાગી સોમજીના બે ભ્રાતાઓ* "રક્ષા કરો, રક્ષા કરો" એવો પોકાર કરતા ઉપર્યુક્ત ઉદ્યાનમાં આવ્યા. અર્જુનસિંહ પણ તેની પૂઠ પકડીને ત્યાં આવ્યો. તેનો જમણો હાથ સોમજીના રૂધિરથી આરક્ત બની ગયેલો હતો. અર્જુનસિંહનું આ સાહસ જોઈ સર્વ ચકિત થયા, પરંતુ કોઇ તેને કાંઇ કરી શક્યા નહિ. રાણાએ તેને વિશ્વાસઘાતી કહી દૂરથી જવાની આજ્ઞા કરી. તત્પશ્ચાત્ આ અત્યાચારી અને ક્રૂર સરદારો પોતાના નેતા સાલુમ્બ્રા સરદારની સાથે ચિત્તોડ દુર્ગમાં ગયા. મેવાડનું મંત્રીપદ સોમજીના બંધુ શિવદાસને અર્પણ કરવામાં આવ્યું. તેના બંધુ સતીદાસને પણ એક ઉચ્ચ પદ્દી આપવામાં આવી. શક્તાવતોની સહાયથી તેમણે વિદ્રોહી ચંદાવતોની સામે અનેકવાર યુદ્ધ કર્યું. તેમાં તેમને માત્ર અકોલા નામના સ્થળે વિજય પ્રાપ્ત થયો હતો. આ યુદ્ધમાં કોરાવાડના સરદાર અર્જુનસિંહ ચંદાવતોનો નેતા બન્યો હતો, પરંતુ આ યુદ્ધ પછી અલ્પ સમયમાં ખૈરોદના સમરમાં શક્તાવતોને પુનઃ પરાજય મળ્યો. આ ભયંકર સંગ્રામ કાળમાં સમસ્ત મેવાડ રાજ્યમાં એવી અરાજકતા અને એવો વિદ્રોહ ફેલાઈ ગયો હતો કે સમસ્ત પ્રજા અત્યંત ભયભીત બની ગઇ. સમગ્ર મેવાડમાં ભયંકર અરાજકતા પ્રસરી રહી. વિજયી પક્ષના ઉન્મત્ત રાજપુતો દ્વારા અભાગી પ્રજાનું ધન અને પ્રાણ નષ્ટ થયા. કૃષિકારોએ મહા પરિશ્રમથી જે અનાજ ઉત્પન્ન કર્યું હતું તેનો ઉપભોગ તેઓ કરી શકયા નહિ. સોની, લુહાર, ચમાર વગેરે કારીગરો પોતાનો માલ તૈયાર કરતા હતા, પરંતુ તેમને તેના બદલામાં કંઈ પણ મળતું નહોતું. વણિક લોકો દ્રવ્ય ખરચીને માલ ખરીદતા હતા, પરંતુ તેઓ તેને વેચી શકતા નહોતા. લૂંટારાઓ સર્વ સામાન લૂંટી જતા હતા. પૂર્વે મેવાડમાં ચોરીનું નામ પણ નહોતું, પરંતુ આ સમયે ચંદાવતોના અત્યાચારથી ઘેરે ઘેર ચોરી થવા લાગી. ધન અને સંપત્તિ વિના પ્રજાના પ્રાણ અને ઇજ્જિતની હાનિ થવા લાગી. સર્વ લોકો પોતાનાં ઘરબાર છોડી આમતેમ નાસી જવા લાગ્યા. ચોરી અને લૂંટથી થોડા સમયમાં મેવાડનું અર્ધું રાજ્ય ઉજ્જડ થઇ ગયું. જમીનદારોનાં ક્ષેત્રો, કૃષિકારોના બળદો અને હળો, કારીગરોનાં હથીઆરો અને વણિકોની દુકાનો થોડા વખતમાં શૂન્યવત્ બની ગઇ. જે શોભાયમાન મહાલયોમાં સ્ત્રીઓનાં નૃત્યગાન સંભળાતાં હતાં તેમાં હવે સ્મશાનની ભયંકરતા દૃષ્ટિગોચર થવા લાગી, તેમાં હવે જંગલનાં ભયંકર હિંસક પશુઓએ નિવાસ કર્યો.

મેવાડના આ સર્વ વ્યાપક વિપ્લવના સમયમાં રાજા, પ્રજા, શ્રીમંત અને રંકમાં કોઇ પણ પ્રકારનો ભેદ રહ્યો નહિ. જે લોકોમાં કાંઇક સામર્થ્ય હતુ તેજ લોકો આ સમયે પોતાની રક્ષા કરવાને સમર્થ

* શિવદાસ અને સતીદાસની સાથે તેમનો પિત્રાઇ ભાઇ જયચંદ પણ હતો. તેણે સોમજીના વધ કરનારને મારીને વૈર લીધું હતું, પરંતુ તેમ કરતાં તેણે પોતાના પ્રાણ ખોયા હતા.

થયા હતા. શેષ સર્વેને તોફાની લોકો સતાવતા હતા. સારાંશ, મેવાડ રાજ્ય અત્યંત હીન દશાને પ્રાપ્ત થયું હતું. રાણાની અવસ્થા પણ અત્યંત હીન થઇ ગઇ હતી. એક વખત તેઓ પ્રજાની રક્ષા કરતા હતા, પરંતુ આ વખતે તો તેઓ સ્વયં કોઇનો આશ્રય ગ્રહણ કરવાને વ્યાકુલ હતા. આથી પ્રજાની સાથે તેમનો જે સંબંધ હતો તે છિન્નભિન્ન થઈ ગયો. સર્વ લોકો પોતપોતાની રક્ષા કરવાની ચિંતામાં પડયા.

રાણાની અકર્તવ્યતાથી રાજ્યમાં બીજા પણ કેટલાક મહા અનર્થો ઉત્પન્ન થયા. જે કૃષિકારોને પોતાની માતૃભૂમિનો ત્યાગ કરવાની ઇચ્છા નહોતી તેમણે કેટલાક વીરોની સહાય લીધી અને આ સહાયના બદલામાં તેમને કેટલુંક દ્રવ્ય આપવાનો સ્વીકાર કર્યો. આ નીતિ જેમ જેમ પ્રચાર પામતી ગઈ તેમ તેમ રક્ષકોનુ માન વધતું ગયું. જે રાજપુતો અશ્વપર સ્વારી કરવામાં અને ભાલા ચલાવવામાં કુશળ હતા તેઓ રક્ષકવીરો બન્યા અને અસંખ્ય માણસો તેમની સહાય માગવા લાગ્યા. આ અશ્વારોહીઓ અનેક માર્ગે ધન પેદા કરવા લાગ્યા. તેઓ કૃષિકારોને સહાય આપવાના બદલામાં તેમની પાસેથી દ્રવ્ય લેવા લાગ્યા. વણિકોને પણ તેમણે છોડયા નહિ. તેમનાપર પણ તેમણે કર લગાડયો. આ લોકો પાછળથી એટલા પ્રબળ થઇ ગયા હતા કે કોઇ પણ વણિક તેમને કર આપ્યા વિના પોતાનો માલ નિર્વિઘ્ને લઇ જઇ શકતો નહોતો. આ પ્રકારે કર લેવો એ રાજપુતોનો મુખ્ય ધધો થઇ પડયો. જ્યારે અરાજકતા દૂર થઈ ત્યારે પણ ઉક્ત રાજપુતો કરને માટે દાવો કરતા હતા. આ દાવાનો ચૂકાદો કરવો પાછળથી અતિ કઠિન થઈ પડયો હતો. અરાજકતાથી રાજ્યનુ સર્વ સત્વ ચૂસાઈ ગયુ હતું, પરંતુ ત્યાર પછી જ્યારે મહારાષ્ટ્રીઓનાં ઝુંડનાં ઝુંડ મેવાડભૂમિ ઉપર તૂટી પડવા લાગ્યાં ત્યારે તે રાજ્યની જે દશા થઈ તેનું વર્ણન કરવાનું સામર્થ્ય અમારી લેખિનીમાં નથી.

ચંદાવતોના વિદ્રોહથી રાજ્યમાં આ પ્રકારના અનર્થો થતા જોઇ રાણાએ તથા તેમના મંત્રીઓએ ચિત્તોડમાંથી વિદ્રોહીઓને કાઢી મૂકવાને માટે સિંધિયાની સહાય લેવાનો નિશ્ચય કર્યો. જે સિંધિયાએ રત્નસિંહને સહાય કરીને મેવાડનું અર્ધું રક્ત ચૂસી લીધું હતું તેજ સિંધિયાની સહાય લેવાનો આજે મેવાડના મહારાણાએ વિધાતાની અકૃપાથી નિશ્ચય કર્યો. મહારાણા અત્યત કર્તવ્યહીન અને મૂર્ખ હતા, નહિ તો તેઓ મેવાડનું સત્યાનાશ કરનારની સહાય લેવાને શા માટે તૈયાર થયા હોત? એમ કહેવાય છે કે જાલિમસિંહે મહારાણાને સિંધિયાની સહાય લેવાની સલાહ આપી હતી. સિંધિયા આ વખતે પુણ્યક્ષેત્ર પુષ્કરજી આગળ આનંદપૂર્વક પોતાની છાવણી નાંખીને પડયો હતો.§ પોતાને લાલસોટમાં પરાજય મળ્યા પછી તેણે ફ્રાન્સના વિખ્યાત વીર ડિબોઇનને પોતાની સેનાને કવાયત શીખવવાને માટે નિયુક્ત કર્યો હતો. ડિબોઇન મહા રણનિપુણ સૈનિક હતો. તેની શિક્ષાથી મહારાષ્ટ્રીય સેનાએ પુનઃ પોતાની વીરતા ઝકળાવી હતી. મૈરતા અને પટ્ટન ક્ષેત્રમાં મહારાષ્ટ્રાય સેનાનું શૌર્ય પ્રચંડ જ્વાલાથી પ્રદીપ્ત થઇ ઉઠયુ હતું. રાઠોડોની પ્રચંડ વીરતા અને ઉત્કટ પ્રાણાર્પણથી પણ આ શૌર્યની જ્વાલા શાંત થઇ નહોતી. મહારાષ્ટ્રીઓ દ્વારા રાઠોડો પરાજિત થયા. સિંધિયાએ લાલસોટ અને જોધપુરના સમરમાં જે પ્રતિષ્ઠા ગુમાવી દીધી હતી તે આ વખતે તેને પુનઃ પ્રાપ્ત થઇ. રાણાની આજ્ઞાનુસાર જાલિમસિંહે મેવાડના મુખ્ય મંત્રીઓની સાથે ઉક્ત સ્થાને જઇ સિંધિયાને મહારાણાની ઇચ્છા જણાવી. જાલિમસિંહની વાત સાંભળી સિંધિયા સહાય આપવાને સમ્મત થયો. આ ઘટનાથી રાજસ્થાનની રંગભૂમિ પર જે મહાન યોદ્ધાઓ ઉત્પન્ન થયા તેમનાં શૌર્ય, વીર્ય અને પરાક્રમથી રાજપુતાનામાં એક નવો યુગ પ્રવર્ત્યો. આ સ્થળે પ્રયોજન જણાવાથી સંક્ષેપમાં અમે તેનું વર્ણન કરીએ છીએ.‡

આ ઘટના બન્યા પૂર્વે જાલિમસિંહને કોટાની સૂબેદારી મળી હતી. તેણે આ ઉચ્ચ પદપર દૃઢ રીતે સ્થિત રહીને ચારે તરફના શત્રુઓનું દમન કર્યું. યદ્યપિ આ કાર્ય કાંઇ સાધારણ નહોતું, તોપણ જાલિમસિંહ તેને તુચ્છજ માનતો હતો. તેના હૃદયમાં એક ઉચ્ચ અભિલાષા ગુપ્ત રીતે પ્રદીપ્ત થઇ રહી

§ સંવત્ ૧૮૪૭ ઇ. સ. ૧૭૯૧.

‡ રાણા ભીમસિંહ, જાલિમસિંહ પ્રભૃતિ રાજદ્વારી પુરુષોએ જે કાર્ય કર્યાં તેનું વૃત્તાંત કર્નલ ટૉડને તેમનીજ પાસેથી મળ્યું હતું.

હતી. તેને કોટાની સુબેદારી અત્યંત સાધારણ લાગતી હતી. તેણે ધાર્યું કે આ સીમાબદ્ધ રાજકીય ક્ષેત્રમાં વિચરણ કરવાથી મારી મહત્વાકાંક્ષા પરિપૂર્ણ થનાર નથી. તેને મેવાડ રાજ્યના સ્વામી બનવાની આકાંક્ષા હતી. જાલિમસિંહ એક ઉત્તમ કોટિનો રાજનીતિજ્ઞ હતો. મનુષ્યોની શક્તિ જાણી લેવામાં તે કુશળ હતો. આ અપૂર્વ પારદર્શિતાના બળથી તે સારી પેઠે જાણી ગયો કે અશક્ત મેવાડાધિપતિ મારી અભીષ્ટ સિદ્ધિના માર્ગમાં કિંચિત્ પણ અવરોધ કરી શકે એમ નથી. તો પછી મેવાડની સાથે હાડાપતિનું રાજ્ય સંયોજી દોઈ સમસ્ત રાજસ્થાન પર શાસન ચલાવવું એમાં શી મોટી વાત છે? જાલિમસિંહને સંપૂર્ણ ખાત્રી હતી કે યદિ જયપુર અને મારવાડના રાજા સંપ કરીને મારી સામે આવશે તો પણ તે મને પરાજિત કરી શકશે નહિ. જયપુરના રાજાને જાલિમસિંહ કાપુરૂષ કહીને તેની ઘૃણા કરતો હતો. કારણ કે જાલિમસિંહે કેવળ કોટાની સેનાથીજ તે કુશાવહ રાજાની પ્રચંડ સેનાને પરાજિત કરી હતી. આ તરફ મારવાડના ઉત્તમ પંક્તિના સામંતો જાલિમસિંહના મિત્ર હતા. તેથી તેણે ધાર્યું કે આ લોકો મારી સામે કદિ પણ શસ્ત્ર ધારણ કરનાર નથી. રાજનીતિવિશારદ, ચતુર જાલિમસિંહની અભિલાષા હજી પણ મોટી હતી. સમસ્ત ભારતવર્ષના સમ્રાટ્ થવાની તેની ઇચ્છા હતી. પરંતુ સૌભાગ્યલક્ષ્મીની અકૃપાથી તેની આશા પૂર્ણ થઈ નહિ. નહિ તો ભારતવર્ષને પુનઃ સ્વાધીનતા પ્રાપ્ત થાત. વિષાદમયી રાત્રિ દૂર થઈ જઇ પ્રભાત થાત, પરંતુ વિધાતાએ વજ્રની લેખિનીથી ભારતવર્ષના કપાળમાં પરાધીનતાજ લખી હતી. વિધાતાનો લેખ શી રીતે નિવૃત્ત થઇ શકે? આથીજ જાલિમસિંહની અભિલાષા પૂર્ણ થઇ નહિ. પોતાનો મહા મંત્ર સિદ્ધ કરવાને માટે તેણે કઠોર કર્મક્ષેત્રમાં ચરણ મૂકયો તો ત્યાંનો ત્યાંજ તે ચરણ ખુચી બેઠો. તેનું પતન થતાં તે પુનઃ જાગૃત થઇ શકયો નહિ. આથીજ જાલિમસિંહ ભારતવર્ષનો સમ્રાટ્ બનવાને બદલે કેવળ રાજપુતાનાનોજ નેસ્ટર§ રહ્યો.

ચતુર જાલિમસિંહના હૃદયમાં જે આશા ધીમે ધીમે વિકાસ પામતી જતી હતી તેને પૂર્ણ કરવાની સંધિ હવે પ્રાપ્ત થઇ. રાણાએ પોતાની સેના દૃઢ કરવાનો ભાર જાલિમસિંહને સોંપ્યો હતો. આ મહાન કાર્ય સાધવાની સાથે જાલિમસિંહ પોતાનો ઉદ્દેશ પણ સાધ્ય કરવાનો ઉપાય કરવા લાગ્યો. જો તેનું ચાતુર્ય સફળ થાત, જો તેનો ઉદ્દેશ સફળ થાત તો ભારતવર્ષનું મહા કલ્યાણ થાત. જે મહાન કાર્ય મહારાણાએ જાલિમસિંહને સોંપ્યું હતું તેને ઉત્તમ પ્રકારે સિદ્ધ કરવામા પુષ્કળ દ્રવ્યનો વ્યય થવાનો સંભવ હતો. દ્રવ્ય વિના કોઇ પણ કાર્ય સિદ્ધ થઇ શકતું નથી. તેથી આ પ્રસંગે પણ ધનની જરૂર પડી, પરંતુ આ દ્રવ્ય લાવવું ક્યાંથી? જાલિમસિંહને તે વિષે મોટી ચિંતા થવા લાગી. અંતે તેણે વિચાર કર્યો કે "આ વ્યયનું મૂળ કારણ વિદ્રોહીઓ છે, માટે તેમની પાસેથીજ તેની પ્રાપ્તિ કરવી જોઇએ અને ચંદાવત લોકોએ રાણાની ૬૪ લાખ રૂપિયાની ઉપજની ભૂમિ દબાવી છે, તેટલા રૂપિયા તેમની પાસેથીજ વસૂલ કરવા જોઇએ. આ ૬૪ લાખ રૂપિયાના પાંચ ભાગ કરી તેમાંના ત્રણ ભાગ સિંધિયાને આપીશું અને બે ભાગ રાણાના કાર્યમાં ખરચીશું." આવો નિશ્ચય કરી જાલિમસિંહે એક બળવાન સેના પોતાની સાથે લઈ ચિત્તોડ તરફ કૂચ કરી. મહારાષ્ટ્રીય સેનાનો સેનાપતિ અંબાજી ઇંગલે હતો. સિંધિયા પણ મારવાડના રાજાની પાસે ખંડણી લેવાને માટે તે તરફ ગયો. જાલિમસિંહ અને અંબાજી ઇંગલે, એ ઉભય પોતાની સેના સહિત ચિત્તોડ તરફ જવા લાગ્યા. તેમની મહા બળવાન સેનાએ લીલાંછમ ક્ષેત્રોને પાદાક્રાંત કરીને તેનો નાશ કરી નાંખ્યો. અનેક ગ્રામો અને નગરોની તેમણે ભારે પાયમાલી કરી. વિશેષ કરીને જે ગ્રામો અને નગરો જાલિમસિંહના ક્રોધાગ્નિમાં સપડાયાં તેની તો અત્યંત ભારે દુર્દશા થઇ. જાલિમસિંહ પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણે ત્યાંના હાકેમો અને લોકોની પાસેથી કર લેવા લાગ્યો. ધીરજસિંહ નામનો એક માણસ ચંદાવત સરદાર ભીમસિંહનો પ્રધાન સલાહકાર હતો. જે વખતે આ ઝઘડો ચાલી રહ્યો હતો તે વખતે બુદ્ધિમાન ધીરજસિંહ હમીરગઢનો હાકેમ હતો. તેને વિદ્રોહીઓના પક્ષનો જાણી

§ ગ્રીસના ઇતિહાસમાં નેસ્ટર પરમ પ્રસિદ્ધ છે. તેના પિતાનું નામ નિલિયસ હતું–અને તેને વરૂણદેવનો પુત્ર કહ્યો છે. સુપ્રસિદ્ધ ઇલિયડ ગ્રંથમાં નેસ્ટરના ગુણો વિષે ઘણું વૃત્તાંત ઉપલબ્ધ થાય છે. તે બુદ્ધિમાન, રાજનીતિવિશારદ અને રણકુશલ રાજા હતો. ગ્રીસના પુરાણોમાં એવું વર્ણન છે કે તે અતિ દીર્ઘ કાળ પર્યંત જીવ્યો હતો અને તેણે સ્વનેત્રોથી પોતાની ત્રણ પેઢીઓનો ઉદય તથા અસ્ત જોયો હતો.

જાલિમસિંહે હમીરગઢ પર ઘેરો ઘાલ્યો. છ અઠવાડીઆં સુધી ઉભય દલોની વચ્ચે દારૂણ સંગ્રામ ચાલ્યો. કોઇ પણ પક્ષને જય પરાજયનાં ચિહ્ન જણાયાં નહિ. તત્પશ્ચાત્ વિધાતાની અકૃપાથી ધીરજસિંહની દુર્દશા બેઠી. જાલિમસિંહની તોપોદ્વારા હમીરગઢના સર્વે કૂપો ભગ્ન થઇ ગયા. તેમાં જલના સ્રોત બંધ થઇ ગયા. આથી નિરૂપાય થઇ નગરવાસીઓએ કિલ્લાનાં દ્વાર ખોલી દીધાં જાલિમસિંહે ધીરજસિંહના હાથમાંથી હમીરગઢ લઈ લીધો. આ પ્રકારે બીજાં એકાદ બે સ્થાનોપર અધિકાર સ્થાપિત કરી જાલિમસિંહ ચિત્તોડ તરફ ગયો. માર્ગમાં બસી નામક સ્થાને તેની પ્રચંડ ગતિ થોડી વાર સુધી રોકાઈ ગઇ. બસી ચંદાવતોની જાગીર હતી. આ સ્થાનપર પણ જાલિમસિંહે પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. વિજયાનંદથી ઉન્મત્ત થઈ તે ચિત્તોડની નિકટ પહોંચ્યો. તે ચિત્તોડના કિલ્લાની પાસે ગયો, તત્પશ્ચાત્ થોડી વારમાં તેને સિંધિયાની સેનાની સહાય મળી.

ઉચ્ચ પદ પ્રાપ્ત થતાંની સાથે માણસ ગર્વોન્મત્ત બની જાય છે. જે રાણાનું દર્શન થવાથી સ્વયં પેશ્વા પણ પોતાને કૃતાર્થ સમજતો હતો, તેને માધોજી સિંધિયાએ ચિત્તોડ આગળ પોતાની સામે બોલાવવાની આજ્ઞા કરી. સિંધિયાનું આવું દુર્વર્તન જોઇ જાલિમસિંહના હૃદયમાં ચોટ લાગી, પરંતુ તેનો કાંઇ ઉપાય નહોતો. ગર્વિત માધોજીની અભિલાષા પૂર્ણ કરવાને માટે રાણાજીને ચિત્તોડ જવું પડયુ. ભાગ્યચક્રનું પરિવર્તન આવુંજ હોય છે. ગૌરવ ગરિમાની અનિત્યતા આવીજ હોય છે. જે રાણાના પૂર્વજોનું દર્શન કરવાને માટે ભારતવર્ષના અનેક ભૂપાળો ભેટ લઇને તેમની રાજસભામાં આવતા હતા, તેજ રાણાને આજે એક મહારાષ્ટ્રીયની મુલાકાત લેવાને માટે રાજસિંહાસન પરથી ઉતરીને જવું પડયું. ચિત્તોડથી થોડે દૂર "વ્યાઘ્ર મેરૂ"ની શૈલમાલામાં રાણા અને સિંધિયાનો મેળાપ થયો. સિંધિયાએ રાણાનો ઉત્તમ પ્રકારે આદરસત્કાર કર્યો. સિંધિયા અને મહારાણાની મુલાકાત પછી થોડા સમયમાં જે અસાધારણ કાર્ય થયું તેથી જાલિમસિંહનું ભાગ્યાકાશ શ્યામ વાદળોથી આવૃત્ત થઇ ગયું અને તેનો આશાની સિદ્ધિના માર્ગમાં પ્રચંડ વિઘ્ન ઉપસ્થિત થયું. સિંધિયા અને જાલિમસિંહ ચિત્તોડ છોડીને મહારાણાની મુલાકાત લેવાને વ્યાઘ્રમેરૂમાં આવ્યા હતા અને અંબાજી ઈંગલે ત્યાં રહ્યો હતો. જાલિમસિંહના હૃદયમાં આશાની જે નવીન વેલી ધીમે ધીમે વિકાસ પામી રહી હતી તે અંબાજીને વિદિત હતી. યદ્યપિ જાલિમસિંહે પોતાની અભિલાષા કોઈની સમક્ષ પ્રકટ કરી નહોતી, તોપણ ઉપર્યુક્ત ચતુર મહારાષ્ટ્રીય વીર તેને જાણી ગયો હતો. જાલિમસિંહ પોતાની મહત્વાકાંક્ષા ગુપ્ત રાખવાનો જેટલો પ્રયાસ કરતો હતો તેટલો અધિક સંદેહ અંબાજીના હૃદયમાં ઉત્પન્ન થતો હતો. અંબાજી સંપૂર્ણ રીતે સમજતો હતો કે યદિ જાલિમસિંહની અભિલાષા પૂર્ણ થશે તો મને હાનિ થશે અને મારે તેના હાથ નીચે કામ કરવું પડશે. આથી તે જાલિમસિંહની મહત્વાકાંક્ષા નિષ્ફળ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ આટલા દિવસ સુધી તેને સુસંધિ મળી નહોતી. આજે જાલિમસિંહને દૂર ગયેલો જોઇ તે તેનું પરાક્રમ અને બળ દબાવવાને માટે વિદ્રોહી ચંદાવત સરદારની સાથે મળી ગયો અને જાલિમસિંહની વિરૂદ્ધ ષડ્યંત્ર રચવા લાગ્યો. જાલિમસિંહ અંબાજીને પોતાનો મિત્રજ સમજતો હતો. યદ્યપિ તેણે પોતાની મહત્વાકાંક્ષા તેની આગળ પ્રકટ કરી નહોતી, તોપણ તે તેનો ભરોસો રાખતો હતો. તે માનતો હતો કે અંબાજી મારૂં કાંઈ અમંગળ કરશે નહિ. આ વિશ્વાસથીજ જાલિમસિંહની સર્વ અભિલાષા નષ્ટભ્રષ્ટ થઈ ગઇ. યદિ જાલિમસિંહ પોતાના રાજદ્વારી પ્રતિસ્પર્ધીના જેવો અનુદાર હોત તો તે અંબાજીની કપટજાલને તોડીને પોતાના ચાતુર્યબળથી પોતાના સૌભાગ્યના માર્ગને નિષ્કંટક બનાવી દેત. જો તેને પોતાનાપર ઝઝુમતા સંકટના વર્તમાન પ્રથમથી મળ્યા હોત તો અવશ્ય તેનું નિવારણ થઇ ગયું હોત, પરંતુ તેમ ન બનવાથી તેની સર્વ આશા નષ્ટ થઇ ગઈ. જે આશા સફળ થવાથી તે વિશાળ ભારતવર્ષનો સમ્રાટ્ બની કોટયવધિ મનુષ્યોપર શાસન કરત, તે આશા વિફળ થવાથી તેને માત્ર થોડા રાજપુતોની સરદારી મળી. પુરુષનું ભાગ્ય કેવું હોય છે !

સાલુમ્બ્રા સરદાર ભીમસિંહે અંબાજીની સાથે મળીને નિશ્ચય કર્યો કે " જો જાલિમસિંહ દૂર જાય તો હું વીસ લાખ રૂપિયા આપીને મહારાણાની આધીનતા સ્વીકારૂં." જ્યારે ભીમસિંહે પોતાના આપ્ત ઈતર ચંદાવત સામંતોને પોતાનો આ નિશ્ચય જણાવ્યો ત્યારે તેમને પણ આ કાર્ય પસંદ પડયું. આ વાત સાંભળી સર્વ જણે દૃઢતાપૂર્વક માન્યું હતું કે જાલિમસિંહની સાથે શત્રુતા હોવાથીજ ભીમસિંહે

આવો નિશ્ચય કર્યો છે, પરંતુ વાસ્તવમાં કપટી અંબાજીએજ ભીમસિંહને સમજાવીને આવો નિશ્ચય કરાવ્યો હતો. ભાગ્યનુ ચક્ર કેવું વિચિત્ર છે ! કર્મની ગતિ કેવી ન્યારી છે? આ વખતે સિંધિયા પૂના તરફ જવાની ભારે ઉતાવળમાં હતો. વિદ્રોહીઓનું દમન નહિ થવાને લીધેજ તે અત્યાર સુધી થોભ્યો હતો; તેથી આ વખતે ચંદાવત સરદારની માગણી સાંભળી તેણે પોતાની અભિલાષા પૂર્ણ કરવાની સંધિ મળેલી જોઈ; અને તે વાતમાં પોતાની સમ્મતિ આપી.

જાલિમસિંહ પૂર્વે જણાવ્યા પ્રમાણે અંબાજીને પોતાનો મિત્ર ગણતો હતો. ઉજ્જયિનીના યુદ્ધમાં મહારાષ્ટ્રીય વીર ત્ર્યંબકજીએ પ્રાણાર્પણ કરીને જાલિમસિંહપર જે મહોપકાર કર્યો હતો તે અદ્યાપિ જાલિમસિંહ વિસરી ગયો નહોતો. હજી તેનાથી આ મહોપકારનો બદલો વાળી શકાયો નહોતો. ત્ર્યંબકજીએ કરેલા ઉપકારથી હજી જાલિમસિંહ અંબાજીને પોતાના ભ્રાતા સમાન માનતો આવ્યો હતો. જ્યાં સુધી ઉભય વચ્ચે સ્વાર્થરક્ષાનો પ્રશ્ન ઉપસ્થિત થયો નહોતો ત્યાં સુધી ઉભયની મિત્રતા અટલ રહી, પરંતુ હવે તેમની વચ્ચે ભારે વૈમનસ્ય ઉત્પન્ન થયુ. આ ઝઘડો શીઘ્ર નિવૃત્ત થાય એવો નહોતો. એનાથી જે અગ્નિ ઉત્પન્ન થવાનો હતો તેદ્વારા એક પક્ષ ભસ્મીભૂત થવાનો અવસ્ય સંભવ હતોજ. જે સમયે જાલિમસિંહ રાણાની સાથે ચિત્તોડ પહોંચ્યો ત્યારે અંબાજીએ પોતાને જાણે મહા શોક થતો હોય એવા આડંબરથી કહ્યું "વિદ્રોહી ભીમસિહ શરણે આવવા માગે છે, પરંતુ તે કહે છે કે જ્યાં સુધી જાલિમસિંહ અહીંઆં રહેશે ત્યાં સુધી કદિ પણ હું રાણાને શરણે જઇશ નહિ. માટે હવે આપને જે ઉચિત લાગે તે કરો." "જો આ માગણીનો અસ્વીકાર કરીશ તો રાણા તથા ઇતર માણસોના મનમાં સંદેહ આવશે" એમ ધારી જાલિમસિંહે કહ્યું "જો તેના માર્ગમાં આજ વિઘ્ન હોય તો હું અબઘડી અહીંઆંથી સહર્ષ વિદાય થાઉં છુ. હું અહીંઆં રહું તો ખર્ચ પણ વિશેષ થશે. જો રાણાજીની ઇચ્છા હોય તો એકવાર મારા કોટા નગરમાં જાઉ. આ વખતે જાલિમસિંહ ચતુર મહારાષ્ટ્રીય વીરની કપટજાળમાં ફસાઇ ગયો. તે ધારતો હતો કે મારી અભિલાષા કોઇને વિદિત નથી, પરંતુ ચતુર અંબાજીથી કોઈ વાત ગુપ્ત રહી શકતી નથી, એ વાત તે જાણતો નહોતો. જાલિમસિંહમાં એક મહાન ગુણ હતો. આ મહાન ગુણની સહાયથીજ તે યુવાવસ્થામાં મહા વીર અને પ્રખર બુદ્ધિસંપન્ન ગણાતો હતો. આ મહાન ગુણ ગર્વ હતો. ગર્વ એ ભલે ઈતર માણસોને માટે દોષ રૂપ ગણાતો હોય પરંતુ જાલિમસિંહના ચરિત્રના સંબંધમાં તો ગર્વજ ગુણ સ્વરૂપ ગણાશે. આ ગર્વજ તેને ઉન્નત સ્થિતિપર લઈ ગયો હતો અને શત્રુઓના આક્રમણથી પણ આ ગર્વેજ તેનું રક્ષણ કર્યું હતું. જાલિમસિંહમાં જે દુરાકાંક્ષા હતી તેથી તેને ડગલે ડગલે અપમાન સહન કરવું પડત, પરંતુ આ ગર્વેજ તેને અપમાનમાંથી બચાવ્યો હતો. તેની વય જેમ જેમ વધતી ગઈ તેમ તેમ તેના સમસ્ત ગુણો લય પામતા ગયા. માત્ર ગર્વેજ તેનો સંગ છોડયો નહોતો. અંબાજીએ જાલિમસિંહના ચરિત્રનો ઉત્તમ પ્રકારે અભ્યાસ કર્યો હતો. તે સારી પેઠે જાણતો હતો કે જો હું જાલિમસિંહની આગળ સાલુમ્બ્રા સરદારની આ માગણી સાદર કરીશ તો તે અવસ્ય સમ્મત થશે.

જાલિમસિંહનો ઉત્તર સાંભળી અંબાજીએ વ્યંગ વચનથી સસ્મિત કહ્યું "આપ કહો છો તે વાતપર મને વિશ્વાસ આવતો નથી, આપને જે નહિ ઓળખતા હોય તેજ માત્ર એ વાત માને." આ વ્યંગ વચન સાંભળી ગર્વિત જાલિમસિંહે પોતાનું વચન પાળવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી. તરતજ અંબાજી વિસ્મિત થઈ બોલ્યો "તો શું આપે ખરેખર જવાનોજ વિચાર કર્યો છે?" "હા, ખરેખર." આ રીતે જાલિમસિંહ ગંભીરતાપૂર્વક ઉત્તર આપી અડગ રીતે ખડો રહ્યો. તેના મસ્તકનો એક કેશ પણ કંપિત થયો નહિ. અંબાજી મનમાં અત્યાનંદ પામ્યો, પરંતુ તેણે પોતાનો આનંદાતિરેક ગુપ્ત રાખ્યો અને કૃત્રિમ ગંભીરતાપૂર્વક તે બોલ્યો "ઠીક, ત્યારે તો થોડી વારમાંજ આપની ઇચ્છા સફળ થશે." આ પ્રમાણે બોલી જાલિમસિંહને અધિક વિચાર કરવાનો સમય આપ્યા વિનાજ તે પ્રપંચી મરાઠો પોતાના અશ્વપર આરૂઢ થઈ સિંધિયા ના શિબિર તરફ ચાલ્યો ગયો.

જાલિમસિંહના મનમાં અત્યંત શોક થયો. તેની ચિંતાનો પાર રહ્યો નહિ. શું કરૂં અને ક્યાં જાઉં? આ વિચાર તેને વ્યાકુળ કરવા લાગ્યો. તે કાંઇ પણ નિર્ણય ઉપર આવી શક્યો નહિ. તેની

સદાની આશા આજે નિર્મૂળ થઇ ગઇ. ફળ આવતી વખતજ તેની વિકસિત આશાલતા કરમાઇ ગઈ. આ શું ઓછા શોકની વાત છે? છતાં હજી જાલિમસિંહના હૃદયમાંથી આશાલતાની જડ નીકળી ગઇ નહોતી. તેણે ધાર્યું કે અંબાજીની વાતને સિંધિયા કદિ સમ્મત થશે નહિ અને જો તે કદાચિત સમ્મત થશે તો રાણાજી તેનો પ્રતિવાદ કરશે. કારણ કે મારૂં પરાક્રમ તેઓ સારી પેઠે જાણે છે. સિંધિયાની ઉપર શ્રદ્ધા રાખવાનું એક વિશેષ કારણ હતું. સિંધિયાએ ગુપ્ત રીતે જાલિમસિંહને પ્રતિજ્ઞાપૂર્વક કહ્યું હતું કે " મેવાડનો પુનરૂદ્ધાર કરવાને માટે હું તમને પુષ્કળ સૈન્ય આપીશ." વળી જાલિમસિંહની અશાનું બીજું એક મજબૂત કારણ હતું. તેણે ધાર્યું હતું કે જો હું સહાય નહિ કરીશ તો સિંધિયા મહારાણાની પાસેથી પોતાની ખંડણી કદિ પણ વસુલ કરી શકશે નહિ.§ પરંતુ બુદ્ધિમાન અંબાજીએ આ વાતનો પ્રબંધ પ્રથમથીજ કરી લીધો હતો. જ્યારે અંબાજીએ સિંધિયા સમક્ષ ઉપર્યુક્ત વાત કાઢી અને જ્યારે સિંધિયાએ પોતાની ખંડણીની માગણી કરી ત્યારે અંબાજીએ તરતજ પોતે તે રૂપિયા આપવાનો ખુશીથી સ્વીકાર કર્યો.‡ અને સિંધિયાએ પણ તેનાપર વિશ્વાસ મૂકયો. થોડા વખતમાં અંબાજીએ આ સર્વ રૂપિયા આપી દીધા જે લઇને સિંધિયાએ પૂના તરફ પ્રયાણ કર્યું. તેજ દિવસથી રાણા અને જાલિમસિંહ સાથેનો તેનો સંબંધ તૂટી ગયો. જતી વખતે સિંધિયાએ અંબાજીને પોતાના પ્રતિનિધિ તરિકે નિયુક્ત કર્યો. અને અંબાજી તેની ખંડણી વસુલ કરી શકે એટલા માટે એક મોટી સેના પણ ત્યાં રાખી. સિંધિયાની પાસેથી પોતાનું કામ કાઢી લઇ ચતુર અંબાજી રાણાના મંત્રી શિવદાસ અને સતીદાસની પાસે ગયો અને થોડા વખતમાં પોતાનું અભીષ્ટ સિદ્ધ કરી તે પાછો જાલિમસિંહની પાસે પહોંચ્યો. ત્યાં જઇ ધૂર્ત અંબાજી પોતાના હૃદયનો આનંદ છુપાવી ગંભીરતાપૂર્વક બોલ્યો. " આપની ઇચ્છા પૂર્ણ કરવાને માટે સર્વ જણે સમ્મતિ આપી છે. " અંબાજીએ આ કાર્ય પોતાની ચપળતાથી એવી ઉત્તમ રીતે પાર પાડયું હતું કે જ્યારે તે ઉપર્યુક્ત વચનો બોલતો હતો તેજ વખતે રાણાજીના એક માણસે આવીને જાલિમસિંહને નિવેદન કર્યું કે " આપની વિદાયગીરી તૈયાર છે." જાલિમસિંહની સમસ્ત આશા નષ્ટ થઇ ગઇ પરંતુ તે કિંચિત્ પણ મ્લાન મુખ કર્યા વિના શીઘ્ર ચિત્તોડથી વિદાય થયો. તત્પશ્ચાત્ સાલુમ્બ્રા સરદારે ચિત્તોડ દુર્ગમાંથી બહાર આવી રાણાજીને દંડવત્ પ્રણામ કર્યા અને ક્ષમા માટે પ્રાર્થના કરી. અંબાજીની આશા પૂર્ણ થઇ અને તે મેવાડનો કર્તાહર્તા થઇને સુખપૂર્વક કાળક્રમણ કરવા લાગ્યો.

આ પ્રકારે કપટ અને પ્રપંચનો દાવ ખેલી અંબાજી આઠ વર્ષ પર્યંત મેવાડમાં રહ્યો. આ આઠ વર્ષના અરસામાં તેણે એટલું બધું દ્રવ્ય એકત્રિત કરી લીધું કે તે દ્રવ્યદ્વારા તે ભારતવર્ષનો એક સુપ્રસિદ્ધ શાહુકાર ગણાયો. મેવાડની જમીનનું મહેસુલ પચાવી જઇને તેણે ૧૨૦૦૦૦૦ રૂપિયાનો સંચય કર્યો હતો.+ પરંતુ તે મેવાડમાં રહ્યો તેથી તે દેશમાં પ્રવર્તેલી સર્વ અરાજકતા દૂર થઈ ગઇ હતી. મેવાડ રાજ્યનું આ કાંઇ ઓછું કલ્યાણ કહેવાય નહિ. દીર્ઘ કાળથી જે શાંતિ મેવાડમાંથી વિદાય થઇ ગઈ હતી,

§ ચંદાવતોને ચિત્તોડમાંથી દૂર કરવાના બદલા તરિકે રાણાએ સિંધિયાને ૨૦ લાખ રૂપિયા આપવાનો સ્વીકાર કર્યો હતો. અહીંઆં આજ ખંડણી વિષે નિર્દેશ છે.

‡ દક્ષિણમાં અંબાજીની જે સંપત્તિ હતી તે દ્વારાજ સિંધિયાને સર્વ રૂપિયા મળ્યા હતા. અંબાજીએ પોતાના કારભારી ઉપર હુંડી મોકલી હતી, અને તેથી સિંધિયાને રૂપિયા મળ્યા હતા.

+ ઉપર્યુક્ત બાર લાખ રૂપિયા નીચેની વિગત પ્રમાણે એકઠા કરવામાં આવ્યા હતા.

| | | |
|---|---|---|
| સલુમ્બર સંસ્થાનમાંથી | | ૩૦૦૦૦૦ |
| દેવગઢ | " | ૩૦૦૦૦૦ |
| સિંગિનગઢ | " | ૨૦૦૦૦૦ |
| કુશીતલ | " | ૧૦૦૦૦૦ |
| અમાઇત | " | ૨૦૦૦૦૦ |
| કોરાવાડ | " | ૧૦૦૦૦૦ |
| | કુલ્લે | ૧૨૦૦૦૦૦ |

તેણે હવે પુનઃ દર્શન દઈને તે દેશને શાંત કર્યો. દીર્ઘ કાળ પછી મેવાડના લોકો શાંતિસુખ પ્રાપ્ત કરી અંબાજીને આશીર્વાદ દેવા લાગ્યા. સિંધિયાએ અંબાજીને કેટલાંક કામો સોંપ્યાં હતાં, જેનો નિર્દેશ નીચે કરવામાં આવે છેઃ—

( ૧ ) રાણાને તેનો સંપૂર્ણ અધિકાર પુનઃ અર્પણ કરવો અને વિદ્રોહી ચંદાવતો તથા પગારદાર સંધી લોકોની સર્વ ભૂમિ જપ્ત કરી રાણાજીને આપી દેવી.

( ૨ ) રત્નસિંહને કમલમેરથી દૂર કરવો.

( ૩ ) મારવાડના રાજા પાસેથી ગદવાડ ( ગોદ્વાર ) પ્રાંતનો પુનરૂદ્ધાર કરવો.

( ૪ ) બુંદીના રાજકુમારે અરિસિંહનો વધ કર્યો તેથી જે વિગ્રહ ઉત્પન્ન થયો છે તેનું નિવારણ કરવું.

જે વીસ લાખ રૂપિયા સિંધિયાને આપવામાં આવ્યા હતા તેને કયાં કયાં પ્રગણાંમાંથી કેવી રીતે એકઠા કરવા તેનું એક પત્રક અંબાજીએ બનાવ્યું અને તે પ્રમાણે તે કાર્ય કરવા લાગ્યો. ચંદાવતોની જાગીરમાંથી ૧૨૦૦૦૦૦ રૂપિયા અને શેષ ૮૦૦૦૦૦ રૂપિયા શક્તાવતોની જાગીરમાંથી તેણે વસુલ કર્યા. વળી રાણાજીએ પ્રતિજ્ઞાપૂર્વક અંબાજીને જણાવ્યું હતું કે બીજાં કામો થવાથી તમને સેનાનો ખર્ચ આપી તદુપરાંત પારિતોષિક તરિકે રૂપિયા સાઠ લાખ આપવામાં આવશે. ખોટા હકદાર રત્નસિંહને બે વર્ષની અવધિમાં કમલમેરથી દૂર કરવામાં આવ્યો. વિદ્રોહી રાણાવત સરદારના અધિકારમાંથી જિહાજપુર અને ઇતર સરદારોના હાથમાંથી પણ રાજભૂમિ મુક્ત કરવામાં આવી.+ આ કાર્યો સિદ્ધ થવાથી મેવાડને ઘણો ફાયદો થયો એ વાત સાચી, પરંતુ બીજાં કેટલાંક મહત્ કૃત્યો કરવાનાં હતાં તેના સંબંધમાં અંબાજીએ શું કર્યું ? મેવાડ રાજ્યના મુકુટ સ્વરૂપ ગદવાડ પ્રાંતનો પુનરૂદ્ધાર, બુંદી અને મેવાડની વચ્ચે જે વિગ્રહ ચાલતો હતો તેનું દમન અને મહારાષ્ટ્રીય લોકોએ દબાવેલી ભૂમિનો પુનરૂદ્ધાર, આ ત્રણ મહત્કાર્યોના સંબંધમાં અંબાજીએ શું કર્યું ? પ્રથમ તેણે મેવાડનાં હિતનાં જે કાર્યો કર્યા હતાં, તેથી લોકોના હૃદયમાં જે આશા ઉત્પન્ન થઇ હતી તે શું તેણે પૂર્ણ કરી હતી ? પ્રભુતાનો સ્વાદ ચાખતાંની સાથેજ અંબાજી અત્યંત સ્વાર્થપરાયણ થઈ ગયો અને ઉપર્યુક્ત ત્રણ મહત્કાર્યો કર્યા વિનાજ તે મેવાડનો સૂબેદાર બની બેઠો. ક્રૂર વિષધર કેટલા કાળ સુધી પવિત્ર અને નિષ્પાપ રહી શકશે ? થોડો સમય વ્યતીત થતાં ઉક્ત ક્રૂર અને સ્વાર્થપરાયણ મહારાષ્ટ્રીયે પોતાની ભયંકર મૂર્તિ ધારણ કરી અને તે મેવાડના શત્રુઓની સાથે મળી ગયો. પરંતુ રાજપુતો કદિ પણ કૃતજ્ઞતાને તિલાંજલિ આપતા નથી. યદ્યપિ પ્રપંચી અને સ્વાર્થાંધ અંબાજીએ કરારપત્ર અનુસાર કાર્ય નહિ કર્યું, યદ્યપિ તેણે મેવાડનું પુષ્કળ દ્રવ્ય પચાવી પાડયું, તથાપિ જે થોડો ઉપકાર તેના દ્વારા મેવાડ પર થયો તેને રાજપુતો કદિ પણ વિસરી ગયા નહિ. જ્યાં સુધી અંબાજી મેવાડનુ હિત સાધતો હતો ત્યાં સુધી મેવાડવાસીઓ હૃદયપૂર્વક તેને પૂજતા હતા. જ્યારે ચંદાવતોને રાજ્યસભામાં તેમના પૂર્વ અધિકાર પ્રાપ્ત થયા ત્યારે શિવદાસ અને સતીદાસના ભયની સીમા રહી નહિ. પોતાના ભ્રાતા સોમજીના શોચનીય વધનું સ્મરણ થતાં અને ચંદાવતોને જોવામાં આવતાં તેમનાં અંગ ભયથી કંપી ઉઠતાં હતાં. આ ચંદાવતો અમારી વિરૂદ્ધ કાંઇ કપટજાલ રચતા હશે એવો તેમને સંદેહ ઉત્પન્ન થયો. તેઓ અમને પણ સોમજીની પેઠે મારી નાંખવાની યુક્તિ રચતા હશે એવો તેમને ભય પેદા થયો. આ ચિંતાથી તેઓ એટલા બધા વ્યાકુલ થયા કે અંતે તેમણે અંબાજીની પાસે સેનાની સહાય માગી. વળી તેમણે તેને એમ પણ જણાવ્યું કે મેવાડમાં એક સહાયક સેના સદા રહેવી જોઇએ. ઉક્ત ઉભય ભ્રાતાઓ સારી પેઠે જાણતા હતા કે અંબાજીની સહાય વિના રાણા પોતે પણ પોતાનો અધિકાર સુરક્ષિત રાખી શકશે નહિ. આથીજ તેમણે અંબાજીની પાસે સેનાની સહાય માગી હતી. અંબાજી આ પ્રબંધ કરવાને શીઘ્ર સમ્મત થયો. તેની સેનાના નિર્વાહને માટે આઠ લાખ રૂપિયાની ઉપજની કેટલીક

+ સિંધીઓની પાસેથી રાયપુર તથા રાજનગર, પુરાવતોની પાસેથી ગુરલા અને ગાદરમાલા; સરદારસિંહના પાસેથી હમીરગઢ, અને સાલુમ્બ્રા સરદારની પાસેથી કુરજ કુંઆરિઓ, આટલાં પ્રગણાંનો ઉદ્ધાર કરવામાં આવ્યો હતો.

જાગીરો આપવામાં આવી, પરંતુ મેવાડનું અનિષ્ટજ થવાનું હતું તેથી મહારાણા અને મંત્રીના કરેલા કોઈ પણ ઉપાયો સફળ થયા નહિ. તેમના સર્વે પ્રયત્નો વિફળ થયા. રાણાજી એક ભાગની રક્ષા કરતા કે તરતજ બીજા ભાગમાં નુકશાન થતું. એક પાસું તરતું તો બીજું પાસું ડુબતું. હવે મેવાડમાં શાંતિ દ્રષ્ટિગોચર થઇ નહિ. ચારે તરફ અસંતોષ, અપ્રસન્નતા અને હાહાકારનો ધ્વનિ સંભળાવા લાગ્યો. રાજ્યની ઉપજ કોણ જાણે ક્યાં ખર્ચાઇ જતી હતી. શીઘ્ર ખજાનો ખાલી થઇ ગયો. રાણાજી એટલા બધા ધનહીન થઇ ગયા કે તેને સંવત્ ૧૮૫૧ માં જયપુરના રાજકુમારની સાથે પોતાની ભગિનીનો વિવાહ કરવાને માટે મહારાષ્ટ્રીય સેનાપતિની પાસેથી પાંચ લક્ષ રૂપિયા ઉછીના લેવા પડયા હતા. એ ખરાબ વર્ષ વ્યતીત થઈ ગયા પછી બીજે વર્ષે મેવાડમાં જે ત્રણ ઘટનાઓ બની તેનુ અત્રે વર્ણન કરવું ઉચિત છે. આ વર્ષમાં રાજમાતાનો પરલોક વાસ થયો, મહારાણાને રાજકુમારની પ્રાપ્તિ થઇ અને ઉદયસાગરમાં મહા રેલ આવી. આ રેલથી મેવાડને અત્યંત હાનિ પહોંચી હતી. આ ઘટના બનવાથી મેવાડની દુર્દશા ચારગણી વધી ગઇ હતી. આ મહા રેલ આવવાથી નગરનો ત્રીજો ભાગ ડુબી ગયો. આ વખતે મેવાડમાં એક એવી અફવા ફેલાઈ કે મહારાણાજીએ પાર્વતીજીનો એક નવો ઉત્સવ સ્થાપન કર્યો છે ‡ તેથી ચતુર્ભુજા દેવીએ ક્રોધિત થઇને આ ઉત્પાત ફેલાવ્યો છે. આ અફવામા કાંઇ સત્ય હો વા ન હો, પરતુ ઉક્ત વર્ષમાં મેવાડવાસીઓની અતિ ભયકર દુર્દશા થઇ હતી.

અંબાજીનું ભાગ્યાકાશ ધીમે ધીમે વધારે સ્વચ્છ થતું ગયું. સંવત્ ૧૮૫૧ માં સિંધિયાએ તેને પોતાના ઉત્તર હિંદુસ્થાનના પ્રતિનિધિ તરિકે નિયત કર્યો. અંબાજીને આ પદ પ્રાપ્ત થયું કે તરતજ તેણે ગણેશપંત નામક એક મહારાષ્ટ્રીયને મેવાડમાં પોતાના પ્રતિનિધિ તરિકે નિયુક્ત કરી ત્યાંથી વિદાય લીધી. સવાઇ અને શ્રીજી મહેતા નામનાઁ§ રાણાજીના બે કર્માચારીઓ હતા. આ ઉભય કર્માચારીઓ ગણેશપત સાથે મળી ગયા. આ ત્રણે જણે મળીને પોતાની અલ્પકાલિક પ્રભુતાથી એવા કઠોર અત્યાચાર કર્યા કે તેથી પ્રજા ત્રાહ્ય ત્રાહ્ય પોકારવા લાગી. તેમણે પ્રજાપર દારૂણ જુલમ કરીને મેવાડનું સર્વે રક્ત ચૂસી લીધુ. નિરૂપાયે અબાજીએ ગણેશપતને પદચ્યુત કર્યો અને તેના પદપર સુપ્રસિદ્ધ રાયચદને સ્થિત કર્યો. રાયચદ અંબાજીનો પ્રતિનિધિ થયો તો ખરો, પરંતુ કોઇએ પણ તેની આજ્ઞાને માન આપ્યું નહિ. આથી રાજ્યમાં પુનઃ લડાઇ ટંટા ઉત્પન્ન થયા અને સર્વત્ર અરાજકતા પ્રસરી રહી. લોકોના જાનમાલ સંકટમાં આવી પડયા. સર્વે દલના મનુષ્યો પોતપોતાનો ઉદ્દેશ સફળ કરવાને માટે મહા ઉપદ્રવ કરવા લાગ્યા. અત્યાચાર, ઉપદ્રવ અને વિપત્તિઓએ આવીને મેવાડભૂમિને સ્મશાનવત્ બનાવી મૂકી. આને એક ઉત્તમ સંધિ માની મરાઠા, રોહિલા અને ફિરંગી લોકો અબાધિત રીતે આવી જેમ ફાવે તેમ રાજપુત લોકોની સમસ્ત સંપત્તિ લૂંટવા લાગ્યા અને મહા ભય ઉપજાવવા લાગ્યા. આ સમયે ચંદાવત લોકોએ પોતાના ગોત્રપતિ ચંદ્રના પવિત્ર મંત્રનો અનાદર કરી દુષ્ટ સિંધીઓની સાથે સંપ કર્યો અને તેમની સહાયથી મેવાડમાં જેમ ફાવે તેમ લૂંટફાટ કરવા લાગ્યા. આ લોકોનું દમન કરવું અસંભવિત જાણી મહારાણાએ આજ્ઞા ફરમાવી દીધી કે એ લોકોની જાગીરો જપ્ત કરી લેવી. આ આજ્ઞા પ્રાપ્ત થતાં રાજસેનાએ કોરાવાડને પોતાના આધકારમાં લઈલીધું અને સલુંબર કોટપર તોપો લગાડી દીધી. આવી સ્થિતિ જોઇ સિંધી લોકો સાલુમ્બ્રા સરદારનો ત્યાગ કરી દેવગઢ તરફ નાઠા. આથી ચંદાવતો ઉપર ભારે વિપત્તિ આવી પડી. વિપત્તિમાંથી મુક્ત થવાનો કાંઇ પણ ઉપાય નહિ જોઇ તેમના અધ્યક્ષ અજીતસિંહે અંબાજીની પાસે એક દૂત મોકલ્યો અને તેની સાથે કહેવરાવ્યું કે જો તમે અમને સહાય કરશો તો અમે તમને દશ લાખ રૂપિયા આપીશું. લોભી મરાઠો આ પ્રલોભનને તિલાંજલિ આપી શકયો નહિ. તે આ લાલચમાં ફસાયો. દશ લાખ રૂપિયાને માટે તેણે પોતાના પ્રતિનિધિ રાયચંદને મેવાડ છોડી જવાની આજ્ઞા કરી

‡ આ મહોત્સવ ભાદરવા માસના શુક્લ પક્ષમાં ઉજવવામાં આવે છે.

§ એમાંનો પહેલો સખ્સ કર્નલ ટૉડના સમયમાં રાજકુમાર જવાનસિંહનો પ્રાઇવેટ સેક્રેટરી હતો. કર્નલ ટૉડ જણાવે છે કે "તેનામાં લેશ પણ વિદ્યા કિંવા બુદ્ધિ નહોતી. જ્યારે હું ઉદયપુરમાં આવ્યો ત્યારે તેનો બંધુ શ્રીજી મહેતા પણ રાણાજીનો એક મંત્રી હતો. આ શ્રીજી મહા પ્રપંચી હોવા છતાં પણ અતિ ઉત્સાહી અને સભ્ય હતો. તે વિશ્ચિકાના રોગથી મૃત્યુ પામ્યો હતો.

અને શિવદાસ તથા સતીદાસનાં પદ છીનવી લઇ તે ચંદાવતોને સહાય કરવાને તત્પર થયો. સંવત્ ૧૮૫૩ (ઇ. સ. ૧૭૯૭). તેની સહાયથી સાલુમ્બ્રા સરદારને રાજસભામાં પૂર્વના જેવી પ્રતિષ્ઠા પ્રાપ્ત થઇ. અગ્રજી *મહેતાને દીવાન બનાવ્યો અને પછી તેણે પોતાના વિરોધી શક્તાવત સરદાર ઉપર આક્રમણ કર્યું. ઉભય

* કર્નલ ટૉડ જ્યારે ઉદયપુરમાં ગયા તે સમયે અગ્રજી મહેતા રાણાજીનો દીવાન હતો. કર્નલ ટૉડ જણાવે છે કે " અગ્રજી કોઇ પણ પ્રકારે દીવાનની પદ્દીને લાયક નહોતો." જે સમયે રાજનીતિજ્ઞ તથા ધર્મપરાયણ પંચોલીગણ મેવાડની દીવાનગીરીથી દૂર થયા તેજ સમયથી મેવાડની પ્રતિષ્ઠા પર આઘાત થયો છે. મંત્રી બિહારીદાસ પંચોલીના વંશજોની સહીવાળા તેમના અનેક લેખો કર્નલ ટૉડને મળ્યા હતા. આ લેખોમાં મેવાડના ભૂત અને વર્તમાન કાળનું ચિત્ર એવી મનોહરતાથી આલેખવામાં આવ્યું છે કે અમે પણ તેમાંના કેટલાક લેખોનો ભાવાર્થ અમારા પાઠક બંધુઓની જાણને માટે અત્રે આપવાની આતુરતા રોકી શકતા નથી.

જ્યારે મેવાડમાં અનેક વિગ્રહો અને કલહો થઇ રહ્યા હતા તે સમયે પંચોલીઓના હાથમાંથી મંત્રીપદ જતું રહ્યું. વિગ્રહ કરનારા સરદારોમાં જેની જીત થતી તે પોતાના પક્ષના મંત્રી બનાવતા. આ મંત્રીઓમાં મહેતા, દેપ્રા અને રાણાના દુધભાઈ વિશેષ પ્રસિદ્ધ થયા. મનુ ભગવાને મંત્રીઓનાં જે લક્ષણો વર્ણવ્યાં છે, તેપર રાણાએ કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. આથી મેવાડની દુર્દશા દિનપ્રતિદિન વધતી ગઇ. પંચોલીઓએ અનેક પત્રો રાણાજી અને અગ્રજી મહેતાને લખ્યા હતા. આ સમસ્ત પત્રો સ્વદેશાનુરાગના પવિત્ર ભાવથી પરિપૂર્ણ હતા. આ પત્રો વાંચવાથી મેવાડની ભૂત અને વર્તમાન દશા સારી રીતે અવગત થાય છે. સંવત્ ૧૮૫૩ ( ઇ. સ. ૧૭૯૭ ) માં અમૃતરાવ નામક એક પંચોલીએ દેશનું અમંગલ થતું અટકાવવાનો પ્રયત્ન કર્યો હતો. તેણે રાણાના મંત્રભુવનથી ચદાવતો અને શક્તાવતોને દૂર કરીને મેવાડની સીમા બહાર રહેતા મેવાડી સરદારોને મંત્રીપદ પર નિયુક્ત કરવાનો પ્રસ્તાવ કર્યો હતો. તેણે પ્રથમ પત્ર આ પ્રમાણે લખ્યો હતો:—

" હિંસા, દ્વેષ અને કુસંપથી દેશની પાયમાલી થાય છે. તુર્ક લોકોના આગમનની સાથે મેવાડમાં આ રોગ આવ્યો હતો, પરંતુ થોડા વખતમાં રાણા, મંત્રી અને સરદાર લોકોનાં હૃદય એક થવાથી આ રોગ નિવૃત્ત થઈ ગયો હતો. રાણા જયસિંહના સમયમા આ રોગ પુનઃ ઉભરી આવ્યો, પરંતુ તેના પુત્ર અમરસિંહે તેનો અટકાવ કર્યો. તેમણે અશાંતિ દૂર કરી ઉત્તમ પ્રકારે રાજ્યપ્રબંધ ચલાવી, સારી રીતે પ્રજાપાલન કરી રાજ્યની ઉન્નતિ કરી. તેમણે યોગ્ય માણસોને લાયક પદપર નિયુક્ત કર્યા હતા. પરંતુ રાણા સંગ્રામસિંહે ચદાવતોનું રામપુર પ્રગણું લઇ લીધું. આથી મેવાડની એક પ્રધાન પાંખ તૂટી ગઇ. મંત્રી બિહારીદાસના પુત્રે આત્મહત્યા કરી તથા મેવાડ પર બમણી વિપત્તિઓ આવી પડી. બાજીરાવે મેવાડપર આક્રમણ કર્યું, જયપુરનો ઉપદ્રવ થયો, રાજમહલમાં પરાજય થયો, તથા અપાર ધનનો વ્યય થયો. આ સર્વ કારણોથી રાજ્યમાં અત્યંત અશાંતિ પ્રસરી ગઇ. જગતસિંહના સમયમાં પંચોલીઓની સાથે રાણાના ધાઈ ભાઇઓએ જે શત્રુતા કરી હતી તેથી દેશ વિદેશમાં તેમનુ સન્માન નષ્ટ થઈ ગયું. આથી સર્વ લોકો પોતે પોતાનેજ રાજા માનવા લાગ્યા. મેવાડના રાજ્યમાં કોઇને પણ સુખની પ્રાપ્તિ થતી નહોતી. જગતસિંહનો પુત્ર પ્રતાપ પોતાના પિતાની સાથે શત્રુતા કરવા લાગ્યો. તેના દુરાચરણથી શ્યામ, સોલંકી અને બીજા સરદારો પણ માર્યા ગયા. આથી રાણાજીને અત્યંત કષ્ટ થયુ. આ સમયથી સરદારોની રાજભક્તિ ક્ષય પામવા લાગી. તેમનાં હૃદય કાળાં કર્મોની કાલિમાથી કલંકિત થયાં, તો પછી તેમનો વિશ્વાસ શી રીતે થઈ શકે? પ્રતાપનો અભિષેક થતી વખતે મહારાજ નાથજીએ દુરાકાંક્ષા ધારણ કરી પોતાના કુટુંબીઓને મહા સંકટમાં નાંખ્યા. આથી શત્રુતા, સંદેહ, છળ, કપટ, વિશ્વાસઘાત ઇત્યાદિ દુરાચાર ચારે તરફ ફેલાઇ ગયા. જે વખતે અમરચંદના સાહસિક આચરણે પંચોલીઓમાં પરસ્પર વિગ્રહ ફેલાવ્યો અને જ્યારે દેપ્રા લોકોની સાથે અમરચંદને પ્રબળ વૈર થયું ત્યારે મેવાડને ચારે તરફથી વિપત્તિઓએ ઘેરી લીધું. આ વિપત્તિઓ જોયા છતા પણ કોઇનાં નેત્રો ખુલ્યાં નહિ. કોઇએ પણ આ વિપત્તિઓને નિવૃત્ત કરવાનો પ્રયાસ કર્યો નહિ. લડાઇ ઝઘડાથી મેવાડની અત્યંત પાયમાલી થઇ. પાછળથી ખુમાનસિંહ અને શક્તાવત લોકોની વચ્ચે અધિકાર સંબંધે જે ઝઘડો થયો તેથી મેવાડની દુર્દશા ઘણીજ વધી

પક્ષો વચ્ચે દારૂણ યુદ્ધ થયું. ચંદાવતોએ અંબાજીની સહાયથી શક્તાવતોને પરાજિત કર્યા અને તેમની હીથા તથા સાયમારી આ બે જાગીરોમાંથી દશ લાખ રૂપિયા એકઠા કરી તેને અંબાજીની છાતીપર મૂક્યા.

એક સમયે જે મહારાષ્ટ્રીય વીરના બાહુબલથી રાજસ્થાનની સમસ્ત ભૂમિ કંપાયમાન થઇ ગઇ હતી; જેના કોપાગ્નિમાં મેવાડભૂમિ બળીને ભસ્મીભૂત થઈ ગઇ હતી, તે માધોજી સિંધિયા પરલોકવાસી થયો. તેની અતૃપ્ત દુરાકાંક્ષા તેની સાથેજ લય પામી રત્નોના રાશિથી જેને સંતોષ થયો નહોતો તે આજે નગ્ન દશામાં અનંતધામમાં ચાલ્યો ગયો. જે મસ્તક કોઇની પણ આગળ અવનત થયું નહોતું તેને આજે ચિતામાં ભસ્મીભૂત થવું પડયું. અહો ! આવાં દ્રશ્યો નિત્ય જોવામાં આવવા છતાં પણ મોહાંધ મનુષ્યોનાં જ્ઞાનનેત્ર ખુલતાં નથી, એ કેવી આશ્ચર્યકારક વાત છે ! આવાં દ્રશ્યો જોવા છતાં પણ મનુષ્યો પરહિંસા, પરનિંદા, વિદ્વેષ, વિશ્વાસઘાત, અને કૃતઘ્નતાને તિલાંજલિ આપતાં નથી. મનુષ્યનું જીવન ક્ષણ-

---

ગઈ. મહારાજ નાથજીનો ભયાનક વધ અને દેવગઢના રાજા જસવંતસિંહનો તેની સાથેનો વૈરભાવ, નામધારી રાણા રત્નસિંહનો મેવાડના સિંહાસનપરનો દાવો, અને ઝાલા રઘુદેવનો ભીષણ ઉદ્વેગ, ઈત્યાદિ ઘટનાથી મેવાડની ઘણી પાયમાલી થઇ. વળી મહારાણાએ ભોગવિલાસમાં નિમગ્ન થઇ રાજકાર્યપરની દેખરેખ છોડી દીધી, તેથી પણ ઘણો અનર્થ થયો. તદુપરાંત મહારાણાના ધાઇ ભાઇઓએ પ્રપંચ રચી રાજ્યમાં એવા અનર્થનું બીજ રોપ્યુ કે તેમાંથી મેવાડ પુનઃ કદિ પણ મુક્ત થઈ શકયુંજ નહિ. સંવત્ ૧૮૨૯ માં બુંદીના રાજાના વિશ્વાસઘાતથી રાણા માર્યા ગયા. તત્પશ્ચાત્ સર્વ માણસો પોતાને મોટા સમજવા લાગ્યા. બાલક હંમીરને કોઇએ કાંઇ વિસાતમાં ગણ્યો નહિ. દુષ્ટોના અત્યાચારથી રાજ્યમાં રાજશ્રીનો પડછાયો સુદ્ધાં રહ્યો નહિ. હમણાં મહારાણા ભીમસિંહે સાલુમ્બ્રા સરદાર ભીમસિંહ તથા તેમના બંધુ અર્જુનજીની સલાહથી વિદેશી સેનાને પગાર આપી રાખી છે; શું આથી પ્રથમના સર્વ અનર્થો દ્રઢ થતા નથી ? સ્વયં મહારાણા તથા શ્રી બાઇજીરાજ (રાજમાતા) વિદેશી અને દક્ષિણીઓનો વિશ્વાસ કરીને રાજ્યના રોગમાં વૃદ્ધિ કરે છે. વળી શ્રીમાનનું ચિત્ત રાજકાર્યમાં લાગતું નથી. હવે શું કરવું? હજી પણ ઉપાય છે. આવો, આપણે એકપ્રાણ થઇ મંત્રીનું યથાર્થ કાર્ય કરીએ. તેમ કરવાથી આપણને વિજય મળશે. યદિ વિજય નહિ મળે તથાપિ આ વધતો રોગ રોકાઈ તો અવશ્ય જશે, પરંતુ જો હમણાં પણ લક્ષ નહિ આપવામાં આવશે તો પછી આ રોગની નિવૃત્તિ મનુષ્યના સામર્થ્યની બહાર સમજશો. આ દક્ષિણી લોકો એક પ્રકારનો ઘાવ છે, આવો એનો હિસાબ ચૂકવી નાંખો અને એમની સાથેનો સર્વ સંસર્ગ છોડી દેવાનો યત્ન કરો, નહિ તો આપણે આ જન્મભૂમિથી સદાને માટે હાથ ધોઇને બેસીશું. હાલ રાજ્યમાં ચારે તરફ સંધિઓનો આડંબર ચાલી રહ્યો છે. મેં સર્વ બાબતોનું અવલોકન કર્યું છે અને તે મારી બુદ્ધિ અનુસાર જણાવ્યું છે. યદિ એમાં કાંઈ દોષ થયો હોય તો ક્ષમા કરશો. આવો, આપણે ભાવીનું અવલોકન કરીએ. સરદારો, સામંતો, મંત્રીઓ, સભાસદો એ સર્વને એકપ્રાણ થવાની જરૂર છે. આપણે એકસંપ થઈશું તો રાજ્યનું મંગળ થશે, અને તેથી સર્વનું મંગળ થશે. પરંતુ વિચાર કરીને જોશો તો તમને જણાશે કે આ કાર્ય કાંઈ સાધારણ નથી. જો દેશને લાગુ પડેલો રોગ દૂર નહિ થશે તો આપણા સર્વની દુર્દશા થશે."

બીજો પત્ર આ પ્રમાણે છેઃ—

"દેશમાં જે રોગનો ઉદ્ભવ થયો છે તે અસાધ્ય નથી. પરંતુ તેની યથાર્થ ચિકિત્સા કરવી જોઇએ. અમરસિંહે દેશનું આરોગ્ય જાળવી ન્યાયપુરઃસર શાસન ચલાવ્યું હતું. સંગ્રામસિંહના સમયમાં એ રોગનું આવાહન થયું. જગતસિંહના સમયમાં એનું બીજારોપણ થયું. પ્રતાપસિંહના સમયમાં તેને અંકુર ફૂટયો. રાજસિંહના સમયમાં તેને ફળ આવ્યું. રાણા ઉરસીના સમયમાં તે ફળ પાકયું. હમીરના સમયમાં તે ફળને વ્હેંચી આપવામાં આવ્યું અને સર્વ જણને તેનો થોડો થોડો ભાગ પ્રાપ્ત થયો. અને રાણા ભીમસિંહે તે ફળ પેટ ભરીને ખાધું. આપ સૌના ગુણ દોષ, સ્વાદ, ગંધ સર્વ જાણી ગયા છો. જો આપ હવે ઔષધિ નહિ કરશો તો અત્યંત કષ્ટ ભોગવવું પડશે. દેશ વિદેશમાં રહેનારા લોકો આપની ઘૃણા કરશે. માટે આલસ્ય કરશો નહિ. આલસ્યનું સેવન કરવાથી ધર્મની સાથે રાજ્ય પણ આપના હાથમાંથી ચાલ્યું જશે. રાજ્યલક્ષ્મી સદાને માટે આપને છોડી જશે.

ભંગુર છે. કાળરૂપી સાગરમાં તે એક ક્ષુદ્ર પરપોટા સમાન છે. તે પળભર દ્રષ્ટિગોચર થઇને પછી કોણ જાણે ક્યાં વિલય પામી જાય છે. જો આ અલ્પ કાળમાં કાંઈ સત્કાર્ય ન કરી શકાય, તો પછી મનુષ્યના જીવનની સાર્થકતાજ શું? એમ તો પશુઓ પણ પોતાનું ઉદર તો ભરે છે. તો પછી મનુષ્ય અને પશુમાં અંતર શો? માધોજી સિંધિયા પોતાના સૌભાગ્યથી અતિ વિશાલ રાજ્યનો સ્વામી થયો હતો. તેનું સામર્થ્ય અતિ પ્રચંડ હતું, પરંતુ જનની જન્મભૂમિ ઉપર તેણે શો ઉપકાર કર્યો? જો તે પોતાના અસીમ ધનનો અને પોતાના પ્રચંડ સામર્થ્યનો સત્કાર્યમાં ઉપયોગ કરત તો ભારતવર્ષની દુ:ખરૂપી નિશા નિવૃત્ત થઇને શીઘ્રજ આનંદમય પ્રભાતનો ઉદય થાત. જો તે સત્કાર્ય કરત તો તે મહારાષ્ટ્રીય વીરનું નામ પણ સ્વદેશભક્તોની પવિત્ર નામાવલીમાં ગણાત. પ્રાત:કાળમાં તેના નામનું પણ સ્મરણ થાત, પરંતુ તે મોહાન્ધ હતો. આથી મિથ્યા ગર્વથી ઉન્મત્ત થઇને તેણે ગૌરવના માર્ગમાં કંટક નાંખ્યા અને પોતાની અભાગિની જન્મભૂમિને દુ:ખના તિમિરમય કૂપમાં ડૂબાવી દીધી. તેણે લોભને વશ થઈ જે અગણિત ભારત સંતાનોનો નાશ કર્યો હતો, તેથી શુ ભારતવર્ષનું કિંચિત્ પણ હિત થયું હતું? તેણે ક્ષણે ક્ષણે ભારતવાસીઓના ઘૃણાપાત્ર થઇ પોતાનુ જીવન વ્યતીત કર્યું અને અંતે સાનુતાપ સંસારમાંથી વિદાય લીધી. તેના મૃત્યુ સમયે તેના કુટુંબી જનો વ્યતિરિક્ત કોઇની પણ આંખમાંથી તેને માટે અશ્રુનુ એક બિંદુ પણ નીકળ્યું નહોતું. તેને અનંત કાળના વિરાટ્ સ્વરૂપમાં સમાવિષ્ટ થઇ જવાને દીર્ઘ કાળ વ્યતીત થઇ ગયો છે, પરંતુ આજ પર્યંત પણ ભારતવાસીઓ તેના નામપર સહસ્ત્રશ: ધિક્કાર આપે છે. રાજસ્થાનને જે ભયંકર દીનાવસ્થા પ્રાપ્ત થઈ તેનાં કારણો તેનો અત્યાચાર, પ્રચંડ લોભ અને તીક્ષ્ણ જૂલમ, એ હતાં. આ સ્મશાનભૂમિની અગણિત ચિતાઓમાંથી પ્રકૃતિદેવી કરૂણામય સ્વરે દુ:ખોદ્દગાર કાઢી તેનાં પૈશાચિક કાર્યોનુ વૃત્તાત જગતને સંભળાવી રહી છે.

માધોજી સિંધિયાનુ મૃત્યુ થયા પશ્ચાત્ તેનો ભત્રીજો દોલતરાવ બલપૂર્વક સિંહાસન પર અધિષ્ઠિત થયો. આ વખતે માધોજીનો કુમાર સગીર વયનો હતો, તેથી દોલતરાવે સુગમતાથી પોતાના કાકાનું સિંહાસન પોતાના અધિકારમાં લીધું. સિંહાસનારૂઢ થતાંની સાથેજ તેણે માધોજીની વિધવા પત્નીઓની સાથે ઘોર વિગ્રહ આરંભ્યો. વળી તેણે શેણવી સરદારોનો વધ કરી મહા પાપ કર્યું. આ સમયે સિંધિયાના વર્તન ઉપરજ મેવાડની ઉન્નતિ વા અવનતિ નિર્ભર હતી. કારણ કે સિંધિયાના પ્રતિનિધિ અંબાજીના હાથમાં આ વખતે મેવાડનું ભાગ્યચક્ર હતું. માધોજીનો પુત્ર સગીર અવસ્થામાં હોવાથી અંબાજીને પોતાનો સ્વાર્થ સાધવાની ઉત્તમ સંધિ પ્રાપ્ત થઈ, પરંતુ તેની કામના સુગમતાથી સિદ્ધ થઇ નહિ. કારણ કે અનેક પરાક્રમી અને બળવાન માણસોએ તેના માર્ગમાં કાંટા નાંખ્યા હતા. આ માણસોમાં માધોજીની વિધવા સ્ત્રીઓ, લખવા દાદા, ખીચીના ઠાકોર દુર્જનશાલ અને દતિયાના રાજા હતા. પાછલા ત્રણ જણે માધોજીની વિધવા પત્નીઓનો પક્ષ ગ્રહણ કરી પ્રાણાંત સુધી તેના શત્રુની સામે લડવાની પ્રતિજ્ઞા કરી. પ્રથમ તો મેવાડમાંથી અંબાજીનું આધિપત્ય નષ્ટ કરવાને માટે લખવા દાદાએ મેવાડના રાણા પર એક ગુપ્ત પત્ર મોકલ્યો અને તેમને જણાવ્યું કે "આપ અંબાજીની વાત કિંચિત્ પણ

---

ત્રીજો પત્ર આ પ્રમાણે છે:—

"રાજમંત્રી અગ્રજી મહેતા પ્રત્યે.

દૂધનું દહીં થઇ જાય તો તેમાં કાંઇ ન્યૂનાધિકતા નથી. બુદ્ધિમાન મનુષ્ય દહીંમાંથી માખણ કાઢી શકે છે. માખણ કાઢી છાશને ફેંકી દેવામાં આવે તો કાંઇ હાનિ થતી નથી. પરંતુ જો દૂધ શ્યામ પડી જાય તો તેને શુદ્ધ કરવાને માટે વિશેષ બુદ્ધિની જરૂર પડે છે. મેવાડરૂપી શુદ્ધ દૂધની ઉપર વિદેશી લોકો શ્યામ રેખા સમાન જણાય છે. માટે પ્રાણાર્પણ કરીને પણ આ કલંક કાલિમાને દૂર કરવી જોઇએ. પરદેશીઓનો વિશ્વાસ કરવાથી દેશનો નાશ થશે. ચંદ્રમાના વિમળ પ્રકાશને મૂકીને "ચંદ્ર જ્યોતિ" ને ગ્રહણ કરવાથી શો લાભ? (રાજપુત લોકો એક પ્રકારના નીલવર્ણ પ્રકાશને 'ચંદ્ર જ્યોતિ" કહે છે, વાસ્તવમાં એનો ખરો અર્થ ચંદ્રપ્રકાશ થાય છે.) જે લોકો પાંખમાંથી કબૂતર ઉત્પન્ન કરવાનું કહે છે, તેમની વાતનો કદિ પણ વિશ્વાસ કરશો નહિ. દેશવિદેશમાં એવી વાત ચાલે છે કે મેવાડમાં કોઇ પણ ચતુર પુરુષ નથી. મેવાડના શ્વેત યશરૂપી મંદિરને આ કાંઈ સાધારણ કલંક નથી."

લક્ષમાં લીધા વિના એના પક્ષના માણસોને રાજસભામાંથી દૂર કરો.” પૂર્વે જે શેણુવી* સરદારોનો નિર્દેશ કરવામાં આવ્યો છે તે સર્વ લખવા દાદાના પક્ષના હતા. મેવાડમાં તેમની ઘણી ભૂમિ હતી. લખવા-દાદાને પોતાનો પ્રતિપક્ષી થયેલો જોઇને તરતજ અંબાજીએ પોતાના પ્રતિનિધિ ગણેશપંતને લખી જણાવ્યું કે શેણુવી બ્રાહ્મણોની સર્વ ભૂમિ છીનવી લો. આ આજ્ઞા મળતાંજ ગણેશપંતે રાણાના મંત્રીઓ અને સામંતોને બોલાવીને તેમની સાથે આ સંબંધે મસલત કરી. રાણાના સામંતોએ તથા મંત્રીઓએ બહારથી તો ગણેશપંતની હામાં હા મેળવી, પરંતુ ગુપ્ત રીતે તેની વિરૂદ્ધ ષડ્યંત્ર રચવા માંડયું. તેમણે ગુપ્ત રીતે શેણુવી સરદારોને આ હકિકત પહોંચાડી અને તેમને જણાવ્યું કે “જો આપ લોકો સેના સહિત જાવદમાં જઇ ગણેશપંત પર આક્રમણ કરો તો અમે આપને સહાય કરવાને તૈયાર છીએ.” આ સમાચાર મળતાંજ શેણુવી સરદારોએ સેના સહિત કૂચ કરી. આ તરફ ગણેશપંતે તેમનો પ્રયત્ન વ્યર્થ કરવાને માટે પોતાની વિશાળ સેના સજ્જ કરી અને તેણે પણ જાવદ તરફ કૂચ કરવા માંડી. સાલા નામક સ્થાન આગળ ઉભય દલો સામસામે ખડાં થઈ ગયાં. યુદ્ધ થવા લાગ્યું. ગણેશપંત પરાજિત થયો અને તેની સેના રણભૂમિમાંથી નાશી ગઇ. તેની પુષ્કળ તોપો અને બંદુકો વિજયી શેણુ-વીઓને હસ્તગત થઇ. હવે ચંદાવત લોકોએ ગણેશપંતને સહાય કરવાનું વચન આપી તેને પુનઃ ઉત્તે-જિત કર્યો. આથી તે પોતાની છિન્નભિન્ન થઇ ગયેલી સેનાને પુનઃ એકત્રિત કરવા લાગ્યો અને દુર્ભાગ્ય રૂપી નદીની ગતિ રોકવાને માટે તે પુનઃ સમરભૂમિમાં આવ્યો. ચંદાવતોની ઉપર ભરોસો રાખીને તે યુદ્ધ કરવાને તૈયાર થયો હતો, પરંતુ તેને ચંદાવતોએ સહાય કરી નહિ. પ્રપંચી ચંદાવતોએ તેને ઠગ્યો. સહાય કરવાનું તો દૂર રહ્યું, પરંતુ ઉલટા તેઓ તેની વિરૂદ્ધ કાર્ય કરવા લાગ્યા. ગણેશપંત બીજી વાર હારીને હમીરગઢમાં નાશીને ભરાઇ બેઠો. ચંદાવતોએ તેના શત્રુઓની સાથે મળી પંદર હજાર સૈનિકોની સાથે હમીરગઢ પર ઘેરો ઘાલ્યો. આ ભયંકર વિપત્તિમાંથી પોતાની રક્ષા કરવાને માટે તેજસ્વી ગણેશપંતે પરમ સાહસ અને ભીષણ પરાક્રમ સહિત પોતાના શત્રુઓની સામે નવ વખત યુદ્ધ કર્યું, પરંતુ તેનો સર્વ પરિશ્રમ વિફળ ગયો. હમીરગઢના રાણા ધીરજસિંહના બે પુત્રો પણ આ ભયંકર સંગ્રામમાં માર્યા ગયા હતા.

અંબાજીએ આ મહા વિપત્તિમાંથી ગણેશપંતને થોડાજ વખતમાં છોડાવ્યો. સૂબેદારે તેને સંકટમાં ફસાયેલો જોઇ ગુલાબરાવ કદમ નામક એક સેનાપતિને થોડા ઘોડેસ્વારોની સાથે મોકલી આપ્યો. આ લોકોની સહાયથી તે વિપત્તિમાંથી મુક્ત થયો અને અજમેર તરફ ચાલ્યો. તે થોડે દૂર ગયો હશે એટલામાં મૂસામૂસી નામક સ્થાનમાં શત્રુઓએ તેને પુનઃ ઘેરી લીધો. ઉભય દલો વચ્ચે દારૂણ સંગ્રામ થવા લાગ્યો. ચંદાવતો રણોન્મત્ત થઇ જીવને સાટે યુદ્ધ કરવા લાગ્યા. તેમના ભીષણ અને ભયંકર બાહુબળથી ગણેશની સેના પાછળ હઠવા લાગી. વિજયલક્ષ્મી સુવર્ણનો મુકુટ ચંદાવત સેનાપતિના મસ્તક પર પહેરાવવા જતી હતી એટલામાં તેમના શત્રુઓના દળમાંનો એક સૈનિક પોતાની ઘોડીને નાશી જતી જોઇ તેને પકડવાના ઉદ્દેશથી “નાશી જાય છે, નાશી જાય છે” એમ પોકારવા લાગ્યો. થોડા વખતમાં તે ઘોડી પકડાઇ; ત્યારે ઘણા માણસો “મળી ગઇ, મળી ગઇ” એવો ધ્વનિ એક સાથે કરવા લાગ્યા. ચંદાવતોએ જ્યારે આ ધ્વનિ સાંભળ્યો ત્યારે તેમના મનમાં સંદેહ ઉત્પન્ન થયો; “મળી ગઈ” એ શબ્દ સાંભળી તેઓ સમજ્યા કે અમારી સેના શત્રુઓની સાથે મળી ગઇ છે. આ અમૂલક સંદેહ ઉત્પન્ન થતાંની સાથેજ ચંદાવતો રણમાં પીઠ બતાવી ચારે તરફ નાસવા લાગ્યા. તેમને નાસતા જોઇને શત્રુઓએ તેમની પૂંઠ પકડી અને જે પકડાયા તેનો તત્કાળજ વધ કર્યો. આ પ્રકારે સિન્ધી સેનાનો જમાદાર ચંદન માર્યો ગયો અને ઇતિર અનેક અમલદારો માર્યા ગયા તથા ઘાયલ થયા. નાઠેલા રાજપુતો શાહપુરમાં જઇ પહોંચ્યા. ‡દેવગઢ ના ઠાકોરે શાહપુરનું દ્વાર ખોલી તે સર્વને આશ્રય આપ્યો. મૂસામૂસીના યુદ્ધમાં

* મહારાષ્ટ્રીય બ્રાહ્મણો ત્રણ ભાગમાં વિભક્ત છે. શેણુવી, પૂર્વે અને માર્હત. ઉપર્યુક્ત લખવા દાદા, બાલોબા તાત્યા, જીવબા દાદા, શિવાજી નાના, લાલાજી પંડિત તથા યશવંતરાવ ભાઉ, આ સમસ્ત જણ શેણુવી જાતિના હતા.

‡ દેવગઢના ઠાકોરની સાથે કર્નલ ટૉડને પરમ મિત્રતા હતી. તેઓ જણાવે છે કે “ આ ઠાકોર ૬॥ ફીટ ઉંચા હતા. તેઓ જેવા ઉંચા હતા તેવુંજ તેમનું અંગ પણ હૃષ્ટપુષ્ટ હતું. તેમનું અંગ અત્યંત

ચંદાવતોનો ભયંકર રીતે પરાભવ થયો. શક્તાવત સરદારોના પક્ષના ભટ્ટ કવિઓ ચંદાવતોના આ પરાજયનાં ગીત અત્યંત ઉત્સાહપૂર્વક ગાવા લાગ્યા. યદ્યપિ અંબાજીના પ્રતિનિધિ ગણેશપંતને આ યુદ્ધમાં વિજય મળ્યો તોપણ તેનો આગલો મોભો હવે મેવાડમાં રહ્યો નહિ. રાજપુત સરદારો ગણેશ પંતને દુર્બળ થયેલો જોઇ તેની દ્રષ્ટિની સામેજ પોતાની ભૂમિ લેઈ લેવા લાગ્યા. આ ઉત્તમ સંધિનો લાભ લઇ રાણાજીએ પણ મેવાડની ઉપજ પુષ્કળ વધારી લીધી.

જે દિવસે મૂસામૂસીના સમરમાં નાના ગણેશપંતને વિજય મળ્યો તેજ દિવસથી ઉત્તર હિંદુસ્થાનમાં સિંધિયાનું પ્રતિનિધિપદ પ્રાપ્ત કરવાને માટે અંબાજી તથા લખવા દાદા વચ્ચે ભયંકર ઝઘડો ઉત્પન્ન થયો. આ ભયંકર ઝઘડાનો નાટક મેવાડની રંગભૂમિ ઉપરજ થવા લાગ્યો. જે મહારાષ્ટ્રીઓએ મેવાડભૂમિનું પુષ્કળ રક્ત ક્રૂરતાથી ચૂસી લીધું હતું તેનીજ સામે લખવા દાદાએ શસ્ત્ર ગ્રહણ કર્યાં. તેથી મેવાડના સરદારો તેના તરફ સહાનુભૂતિ દર્શાવી તેના પક્ષમાં ભળી ગયા. તેમને ખબર મળી કે અંબાજીની સેના હમીરગઢમાં છે. આથી લખવા દાદાએ હમીરગઢપર ઘેરો ઘાલ્યો અને કોટ તોડવાને માટે તોપનો અવ્યાહત મારો ચલાવ્યો. બે હજાર ગોળા લાગવાથી કોટનો એક ભાગ તૂટી ગયો. આથી લખવા દાદા ઉત્સાહિત થયો અને તે તૂટેલા ભાગમાંથી શહેરમાં પ્રવેશ કરવાને ઉદ્યુક્ત થયો. પરંતુ એટલામાં બાલારાવ ઈંગિલે, બાપૂસિંદે તથા યશવંતરાવ સિંદે પોતપોતાની સેના લઇ અંબાજીને સહાય કરવાને માટે ત્યાં આગળ આવી પહોંચ્યા. કોટાના જાલિમસિંહે પણ અંબાજીને સહાય કરવાને માટે પોતાની એક ગોલંદાજ સેના મોકલી હતી. અંબાજીનો પુત્ર સર્વ સેનાનો વડો સેનાધિપતિ હતો. નવી આવેલી વિશાળ સેનાના સમાચાર મળતાં લખવા દાદાએ પોતાની સેનાને ત્યાંથી પાછી હઠાવી અને પોતાની સહાયક સેનાની સાથે ચિત્તોડની ખાઈ આગળ છાવણી નાંખી. આ તરફ ગણેશપંત અરક્ષણીય હમીરગઢને છોડી ગોસુંદ નગરમાં નવીન સેના સહિત જઇ પહોંચ્યો. અહીંઆં બેરીસ નદીના ઉભય કિનારા પર સામસામાં શત્રુદલ ઉભાં રહ્યાં અને તોપ લગાડી યુદ્ધને માટે સજ્જ થયાં, પરંતુ આ વખતે સેનાના પગારના સંબંધમાં ગણેશપંત તથા બાલારાવ ઈંગિલેની વચ્ચે ઝઘડો ઉત્પન્ન થવાથી સંગ્રામમાં વિઘ્ન ઉપસ્થિત થયુ. આ ઝઘડાનો કાંઇ પણ નિર્ણય થયો નહિ. અંતે ગણેશપંત તે સ્થાન છોડી સંગાનેર નામક ગ્રામમાં ચાલ્યો ગયો. આ ગૃહકલહની વાત સાભળી આપણા હૃદયમાં એકાએક એવી શંકાનો સંચાર થાય છે કે મહારાષ્ટ્રીઓની સેના પરસ્પર લડી હશે અને રાજપુતોએ તેમાં પ્રવેશ કરી મહારાષ્ટ્રીઓનો સંહાર કર્યો હશે પરંતુ આ સંબંધે ઇતિહાસ ગંભીર વાણીથી કહે છે કે "સાધારણ, ક્ષુદ્ર ઝઘડાને લીધે એક બીજાથી પૃથક્ થઇને શત્રુઓને પ્રબળ થવા દેવાની રાજનીતિ, મહારાષ્ટ્રીઓ શીખ્યા નથી."

ગણેશપંત ત્યાંથી ચાલ્યો ગયો તત્પશ્ચાત્ ઉભય દલો યુદ્ધને માટે સજ્જ થયાં. પરંતુ ચતુર બાલારાવ ઈંગિલે આ સમયે યુદ્ધ કરવાને સમ્મત થયો નહિ. તેણે જણાવ્યું "ગોગુલ છપ્પાના ઉપદ્રવમાં લખવા દાદાએ મારા પ્રાણનું સંરક્ષણ કર્યું હતું, તેથી મારે લખવા દાદાની સામે શસ્ત્ર ઉપાડવાં નથી." ઇંગલેએ અહીંઆં યુદ્ધ નહિ કર્યું તેનું એક બીજું કારણ પણ જણાવવામાં આવે છે. એમ કહેવાય છે કે આ વખતે તેની પાસે દ્રવ્યની ઘણી તંગી હતી. લખવા દાદાએ આ તંગી નિવૃત્ત કરવાનું વચન આપ્યું તેથી ઉભયપક્ષો વચ્ચે સંધિ થઇ ગઇ. ઉક્ત ઉભય સરદારોએ સંધિપત્ર પર હસ્તાક્ષર કર્યા એટલે તરતજ સંગ્રામની તૈયારી બંધ થઈ ગઈ. લખવાદાદા પોતાને નિર્વિઘ્ન સમજી પરમ પ્રસન્ન થયો. થોડા સમય પર્યંત ઉભય દલો શાંત રહ્યાં. પરંતુ અંબાજીએ શીઘ્ર આ શાંતિનો ભંગ કરી ઉભય દલોને પુનઃ રણરંગથી ઉન્મત્ત કરી દીધાં. ગણેશપંતને સહાય કરવાને માટે તેણે સધર્લેંડ નામક એક અંગ્રેજ સૈનિકને પુષ્કળ સૈનિકો અને તોપોની સાથે મોકલ્યો. પરંતુ કાંઇક કારણથી ગણેશપંત આ સહાયથી વંચિત રહ્યો. પછી તેણે જ્યૉર્જ ટૉમસ નામના એક પ્રસિદ્ધ યુદ્ધવિશારદ અંગ્રેજ સેનાપતિની સહાય

---

બળવાન અને મજબુત હતું. તેમના પિતા તેમના કરતાં પણ અર્ધ ફુટ ઉંચા હતા. સાત ફીટ (પ્રાયઃ પાંચ હાથ) ઉંચો માણસ તો નિઃસંદેહ એક વિરાટ્ પુરૂષ સમાન જ ગણાય. તેઓ ૨૨ વર્ષની વયે મરણ પામ્યા હતા."

માગી. આ વીરની સહાય પ્રાપ્ત થતાં અંબાજીનો પ્રતિનિધિ ગણેશપંત લખવાદાદાની સામે થયો. ઉભય સરદારો બુનાસ નદીના દક્ષિણ તટ§ પર પોતાની સેના સજ્જ કરી યુદ્ધને માટે તૈયાર થયા. વર્ષાઋતુમાં બરાબર છ અઠવાડીઆં સુધી ઉક્ત સ્થાને તેમની છાવણી રહી. અત્યાર સુધી રાણા, તેમના સરદારો તથા પ્રજાએ કેવળ લખવા દાદાનો પક્ષ ગ્રહણ કર્યો હતો, પરંતુ આ સમયે તેઓ બન્ને પક્ષમાં ભળવા લાગ્યા. કારણ ઉભય પક્ષ તેમનું સન્માન કરતા હતા.

ગણેશપંત કોઇની સહાય પ્રાપ્ત ન કરી શકે એટલા માટે ખીચીનો રાજા દુર્જનસાલ, મેવાડના સરદારો તથા ૫૦૦ સ્વારોની સાથે તેની છાવણીની ચારે તરફ ફરવા લાગ્યો. પરંતુ સાહસિક ટૉમસે તેનો સર્વ પરિશ્રમ નિષ્ફળ કર્યો અને તે શાહપુરથી નવી સેના લઈ ગણેશપંતની સન્નિધ પહોંચી ગયો. થોડા દિવસ પછી તે લખવા દાદાને ઘેરવાને માટે મુખ્ય સેનાને છોડી પોતાના ગોલંદાજોની સાથે બુનાસ નદી તરફ ચાલ્યો. પરંતુ તેની કામના પરિપૂર્ણ થઇ નહિ. લખવાદાદાની સાથે યુદ્ધનો પ્રારંભ થવાનોજ હતો એટલામાં એક પ્રચંડ વાવાઝોડું થયું અને મુશળધાર વર્ષાદ વરસવા લાગ્યો. આ ભયંકર વાવાઝોડાથી તથા મુશળધાર વર્ષાદથી ટૉમસની સેના છિન્નભિન્ન થઇ ગઇ અને શાહપુર દુર્ગ કે જ્યાં તેનો મુકામ હતો તેનો એકદમ વિધ્વંસ થઇ ગયો.† આ સમયે મેવાડના સરદારોની સહાયથી લખવાદાદાએ ટૉમસની નાસતી સેનાની પૂંઠ પકડી અને તેને સંપૂર્ણ રીતે દલિત કરીને તેની ૧૫ તોપો તથા અસંખ્ય અસ્ત્રશસ્ત્રો લઇ લીધાં. આ સમય પૂર્વે શાહપુરના રાજાએ ગણેશપંતને સહાય કરી હતી, પરંતુ આ વખતે તેણે ગણેશપંતના દુર્ભાગ્યથી પોતાના બંધુઓની સાથે વૈર થવાના ડરથી તેને સહાય કરી નહિ. હવે ગણેશપંત નિરૂપાય થઇ સંગનેર તરફ નાશી ગયો. મેવાડના સરદારોએ તેના પ્રચંડ શત્રુ લખવાદાદાને સહાય કરી અને તેની સંપૂર્ણ પાયમાલી કરી. આથી ગણેશપંતને અત્યંત ક્રોધ ચઢયો. મેવાડના સરદારોની વર્તણુક વિષે તે જેમ જેમ અધિક વિચાર કરતો તેમ તેમ તેનો ક્રોધ અધિક વૃદ્ધિંગત થતો હતો. તેણે પ્રતિજ્ઞા કરી કે "જો અવસર મળશે તો હું આ દુષ્ટ સરદારો પર સંપૂર્ણ વૈર લઇશ." વૈર લેવાનો પ્રસંગ તેને શીઘ્ર પ્રાપ્ત થયો. વર્ષાઋતુ વ્યતીત થઇ ગઈ. શરદ ઋતુના તીક્ષ્ણ તાપથી માર્ગો અને ઘાટો શુષ્ક થઇ ગયા. ગણેશપંતને અંબાજી તરફથી સહાય મળવાથી તેણે લખવા દાદાની સામે યુદ્ધ કરવાની પ્રચંડ તૈયારી કરી. જે ક્રોધાગ્નિ અત્યંત પ્રચંડ જ્વાલા સહિત તેના રોમરોમમાં પ્રદીપ્ત થઇ રહ્યો હતો તેને શાંત કરવાને માટે તથા પોતાની કઠોર પ્રતિજ્ઞાનું પાલન કરવાને માટે તે મનુષ્યવધ અને લૂટફાટ પ્રભૃતિ સર્વ ભયંકર કર્મો કરવાને પ્રવૃત્ત થયો. અરવલ્લી પર્વતમાલાની તળેટીમાં ચંદાવત સરદારોની જે જાગીરો હતી તેમાં વસતા લોકો પર ભીષણ અત્યાચાર કરવાનું કામ ગણેશપંતે શરૂ કર્યું. તેના કઠોર વર્તનથી સહસ્ત્રાવધિ ઘરો એકદમ બળીને ભસ્મીભૂત થઇ ગયાં, અસંખ્ય નરનારી મૃત્યુને આધીન થયાં અને અગણિત ગૃહસ્થોની સંપત્તિ લૂંટાઇ ગઇ. આટલાથી પણ પાર આવ્યો નહિ. જે લોકોએ આ નિષ્ઠુર મહારાષ્ટ્રીય સેનાપતિના પશુતુલ્ય વર્તનથી કોઇ પણ પ્રકારે પોતાના પ્રાણ બચાવ્યા, તેઓ પણ કોઇ રીતે તેના ક્રોધાગ્નિમાંથી મુક્ત થઇ શકયા નહિ. ગણેશપંતે તેમનાપર કઠોર કર લગાડી દઇ તેમને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી. આ તરફ ટૉમસે પણ દેવગઢ અને અમાઇત પર ઘેરો ઘાલી ત્યાંના રાજા પાસેથી બળાત્કારે કર લીધો. વળી તેણે કાશીતલ તથા લુસાની, એ બે દુર્ગોને પણ પોતાના અધિકારમાં લીધા. લુસાનીના નાગરિકોએ પોતાનું સંરક્ષણ કરવાને માટે ભીષણ વીરતા પ્રકાશિત કરી, તેથી વિજયી ટૉમસે તે નગરનો સંપૂર્ણ નાશ કરી નાંખ્યો. જય ઉપર જય પ્રાપ્ત કરીને કઠોરતાની પરાકાષ્ઠા બતાવી જે વખતે ગણેશપંત રૂધિરના નદીમાં

§ શાહપુરની દક્ષિણે ૧૦ માઇલ પર અમલી નામક નગરમાં લખવા દાદાની અને ઉક્ત ઉભય નગરોની વચ્ચે કદેરા નામક સ્થાન પર નાનાપંતની છાવણી પડી હતી.

† સંવત્ ૧૮૫૬ (ઇ. સ. ૧૮૦૦)માં આ ઘટના બની હતી. લખવાદાદાએ આ સમયે શાહપુરના રાજાને જિહાજપુર પ્રગણું આપ્યું હતું. એમ કહેવાય છે કે રાણાએ ગુપ્ત રીતે શાહપુરના રાજા પાસેથી બે લાખ રૂપિયા લઇને તેને આ કાર્યમાં સમ્મતિ આપી હતી. રાણાના આ આચરણથી લખવાદાદા અને મેવાડના સરદારો તેમના પર અત્યંત અપ્રસન્ન થયા હતા.

તરી રહ્યો હતો તે વખતે સિંધિયાએ અંબાજીને બરતરફ કરી તેના પદપર લખવાદાદાને નિયુક્ત કર્યો.† અંબાજીની સમસ્ત આશા લોપ થઇ ગઇ. તેણે ગર્વિત થઇને શેણુવી સરદારોનો નાશ કરવાની ઇચ્છા કરી હતી તેજ સરદારોએ તેનો અધઃપાત કર્યો. અંબાજીનો અધઃપાત થતાં તેના પ્રતિનિધિ ગણેશપંતે મેવાડના જે જે કિલ્લા તથા નગરો તેના અધિકારમાં હતાં તે સર્વ પાછાં આપી દીધાં. આ પ્રકારે બે હિંદુ વીરોનો પ્રચંડ ઝઘડો શાંત થયો, પરંતુ તેથી મેવાડને કાંઇ લાભ થયો નહિ. મેવાડની દુર્દશા તો દિનપ્રતિદિન વૃદ્ધિંગત થવા લાગી. મેવાડને માટે તો નવીન સંકટનો આ સમય હતો એમ કહીશું તોપણ ચાલશે. કારણ કે આજ સમયથી સિંધિયા મેવાડને પોતાનું રાજ્ય માનવા લાગ્યો.

નવીન પ્રતિનિધિ લખવાદાદા સિંધિયાના તરફથી પ્રચંડ સેના લઇને મેવાડમાં આવ્યો. મેવાડમાં તે શા માટે આવે છે તે કોઈ સમજી શક્યું નહિ. સિંધિયાના પ્રતિનિધિને આવતો જોઇ મેવાડવાસીઓનાં હૃદય કંપાયમાન થવા લાગ્યાં. અગ્રજી અહેતાને પુનઃ મંત્રી તરિકે નિયુક્ત કરવામાં આવ્યો અને ચદાવત લોકો પણ પુનઃ પોતાની પૂર્વ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી રાણાના સલાહકાર થયા. લખવાદાદાએ છ લાખ રૂપિયા એકઠા કરવાને માટે હતભાગી શાહપુરરાજ પાસેથી તેનું નવીન પ્રાપ્ત કરેલું જિહાજપુર પ્રગણું છીનવી લીધું અને તેમાંનાં ૩૬ નગરોને ગીરો મૂકી દીધાં. જિહાજપુરને હસ્તગત કરવાની ઇચ્છા જાલિમસિંહને દીર્ઘ કાળથી હતી અને તેના પર અધિકાર સ્થાપિત કરવાને માટે તેણે અનેક વાર પ્રયત્નો પણ કર્યા હતા, પરતુ તેનો એક પણ પ્રયત્ન સફળ થયો નહિ. તથાપિ હજી તેણે જિહાજપુર પ્રાપ્ત કરવાની ઇચ્છા છોડી નહોતી. આશાથી ઉલ્લસિત થઇને તે તેને પ્રાપ્ત કરવાની ઉત્તમ સંધિની પ્રતીક્ષા કરી રહ્યો હતો. આ સમયે તેને તે સંધિ પ્રાપ્ત થઇ, તો શું હવે તે નિશ્ચિંત રહી શકે? આ લખવા દાદા તે પ્રગણું ગીરો મૂકવાને તૈયાર થયો હતો. ગીરો મૂકેલી ચીજ એક વખત શાહુકારની પોતાની થઇ જાય છે, તો શું જાલિમસિંહ આવો સુયોગ હાથથી જવા દે? તેણે હુંડીથી લખવાદાદાની માગેલી રકમ આપી અને જિહાજપુર પ્રગણું હસ્તગત કરી લીધું. છ લાખ રૂપિયા લેવા છતાં પણ લોભી લખવાદાદાનું હૃદય શાંત થયુ નહિ. તે મેવાડના રાણા પાસે બીજા ચોવીસ લાખ રૂપિયા માગવા લાગ્યો. રાણા આ રૂપિયા આપે એવો સંભવ નહિ હોવાથી તે સ્વયં આ રૂપિયા બળાત્કારે એકત્રિત કરવા લાગ્યો. યમદૂતોની પેઠે મરાઠા સૈનિકો મેવાડનાં ગામે ગામ અને નગરે નગર ફરી વળ્યા અને તેમણે ચોવીસ લાખ રૂપિયા એકઠા કરી લીધા. હવે લખવાદાદા પ્રસન્ન થયો. થોડા વખતને માટે તેનો લોભ શાંત થયો. તેણે યશવંતરાવ ભાઉ નામના એક માણસને પોતાનો સહાયક નિયત કર્યો અને તેને મેવાડમાં મૂકી સ્વયં જયપુરમાં ગયો. આ સમયે ભારતવર્ષમાં અંગ્રેજોનો પગ પેસારો ધીમે ધીમે થતો હતો. આથી સર્વ રાજાઓ અંગ્રેજોની રણુનીતિ ગ્રહણ કરવા લાગ્યા. આ રણુનીતિને સફળ થયેલી જોઇ રાજમંત્રી અગ્રજીના સહાયક મંત્રી મૌજીરાયને પણ તે અનુસાર કાર્ય કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ, પરંતુ પગારદાર વિદેશી સેના અને પુષ્કળ ગોલંદાજો રાખવામાં આવે તો તેમાં અત્યંત દ્રવ્યની આવશ્યકતા હતી. વળી રાજ્યની મહેસુલ એટલી થોડી આવતી હતી કે તેની સહાયથી આ મોટો ખર્ચ નિભાવી શકાય એમ નહોતું. આથી સરદારોના તરફથી થોડી ઘણી સહાય પ્રાપ્ત કરવાની અભિલાષાથી મૌજીરાયે તેમના પર પત્ર લખ્યા. પરંતુ સામંતો એવા નિરંકુશ હતા કે તેમણે આ પત્ર પ્રાપ્ત થતાંજ ઉક્ત મંત્રીને કેદ કર્યો. સતીદાસને તેની પૂર્વ પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ. ચદાવતોના ડરથી શિવદાસ કોટામાં જઇ રહ્યો હતો. તેને ત્યાંથી બોલાવવામાં આવ્યો. પરંતુ ચંદાવતો બળવાન થઈ, પોતાનાં પૂર્વ પદો પર વિરાજમાન થઇ રાજભૂમિનો અધિકાંશ નિર્વિઘ્ને ભોગવવા લાગ્યા.

ઈ. સ. ૧૮૦૨ માં ઇંદોરની વિશાળ સમરભૂમિમાં તે પ્રદેશના મહારાષ્ટ્રીય સામ્રાજ્યને માટે પોતાના ભાગ્યની પરીક્ષા કરવાને સિંધિયાનાં જે દોઢ લાખ માણસો એકત્રિત થયાં હતાં, તેમણે હોલ્કરના મસ્તક પરથી રાજમુકુટ ઉતારી લીધો. હોલ્કરની રાજધાની શત્રુઓને હસ્તગત થઇ. પુષ્કળ હાથી, ઘોડા, બંદુક,

† બાલોબા તાત્યા અને બક્ષી નારાયણુરાવ આ ઉભય પુરુષો આ વખતે સિંધિયાના દીવાન હતા. આ ઉભયનો જન્મ શેણુવી કુલમાં થયો હતો. આ પરથી સહજ અનુમાન થઇ શકે છે કે તેમણે પોતાના જાતિબંધુ લખવાદાદાને સહાય કરવાને મહાન પ્રયાસ કર્યો હશે.

તલવાર વગેરે વસ્તુઓ તેમના હાથમાં ગઇ. અને હોલ્કર નિરૂપાય બની મેવાડ તરફ નાઠો, પરંતુ ત્યાં પણ તેનો ઉદ્ધાર થયો નહિ. વિજયી સિંધિયાની જયોન્મત્ત સેનાએ મેવાડમાં પણ તેની પૂંઠ પકડી. આ વખતે સદાશિવરાવ અને બાલારાવ, સિંધિયાના મુખ્ય સેનાધિપતિઓ હતા. તે મેવાડ તરફ નાસતો નાસતો રતલામના કિલ્લામાં આવ્યો અને તેને લૂંટી લીધો. વળી તેણે શક્તાવતોના મુખ્ય સ્થળ ભેંદર દુર્ગને ઘેરો ઘાલ્યો અને ત્યાંથી પણ ખંડણી માગવા લાગ્યો. શક્તાવતો ભયથી અત્યંત વ્યાકુલ થયા. મહારાષ્ટ્રીઓના હાથમાંથી મુક્ત થવાનો કાંઇ પણ ઉપાય તેમને જડયો નહિ. આ સમાચાર અલ્પ કાળમાં મહારાણાના સાંભળવામાં આવ્યા. રાણાજીને સંદેહ ઉત્પન્ન થયો કે ભેંદર પછી તત્કાળ મહારાષ્ટ્રીઓ ઉદયપુરને ઘેરો ઘાલશે તો પછી તેમના ક્રોધ અને લોભથી તેની રક્ષા કોણ કરશે? તેમણે પોતાની રક્ષાનો ઉપાય શોધવા માંડયો. પરંતુ રાણાજીને આ વિષે કાંઇ પરિશ્રમ કરવો પડયો નહિ. કારણ કે હોલ્કરે સિંધિયાએ પૂંઠ પકડી છે એ વાત સાંભળતાંજ ભેંદર દુર્ગ પરનો ઘેરો ઉઠાવી લીધો. ઈશ્વરકૃપાથી ભેંદર નગરી મહા સંકટમાંથી બચી. પોતાની આશા પૂર્ણ નહિ થવાથી હોલ્કર હતાશ થઇ પુણ્યતીર્થ નાથદ્વારા+ પહોંચ્યો. પોતાનો ઉદ્દેશ પાર નહિ પડવાથી તે અત્યંત મર્મપીડિત થયો હતો, તો પણ તેણે ધૈર્યવાન અને સહનશીલ બની હૃદયમાં પ્રદીપ્ત થયેલા ચિંતાગ્નિને દબાવી રાખ્યો. થોડી વારમાં તેનું ધૈર્ય ખૂટી ગયું, અને હૃદયમાં ગુપ્ત રહેલો દુઃખાગ્નિ એકદમ ભડકી ઉઠયો. આ અગ્નિની ભયંકર જ્વાળાથી હોલ્કરનું ચિત્ત ભ્રમિત થઈ ગયુ. નાથદ્વારાના પવિત્ર મંદિરમાં ભગવાન શ્રી કૃષ્ણની પવિત્ર મૂર્તિને તેણે શતશઃ ધિક્કાર આપ્યા અને તે શ્રીકૃષ્ણ ભગવાનને દુર્વચનો કહેવા લાગ્યો. વળી તેણે ભયંકર સ્વરૂપ ધારણ કરી નાથદ્વારાના પુરોહિત તથા પૂજારીઓની પાસેથી ત્રણ લાખ રૂપિયા ખુંચવી લીધા. જેણે તેની ઇચ્છાનો અવરોધ કર્યો તેના પર તેણે અત્યંત અત્યાચાર કર્યા. તે તેમને પકડીને પોતાના શિબિરમાં લઈ ગયો અને જ્યાં સુધી તેમણે પૈસા આપ્યા નહિ ત્યાં સુધી તે તેમને સતત સતાવતો રહ્યો.

નાથદ્વારાના પ્રધાન પૂજારી દામોદરે ધાર્યું હતું કે હોલ્કર હિંદુ છે તેથી તે દેવતા અને દેવભૂમિપર આવો અત્યાચાર કરશે નહિ, પરંતુ થોડી વારમાંજ તેની આ ધારણા ખોટી પડી અને તેણે જાણ્યું કે હવે નાથદ્વારા નિરાપદ નથી. જે કોઈ દુષ્ટ અહીંઆં આવશે તે શ્રીકૃષ્ણ ભગવાનનું અપમાન કરશે અને પૂજારીઓ તથા યાત્રાળુઓપર અત્યાચાર કરશે. માટે હવે શ્રી કૃષ્ણ ભગવાનની મૂર્તિને એકાદ સુરક્ષિત સ્થળે લઇ જવી જોઇએ. દામોદરે નાથદ્વારાના ઠાકોર કોઠારિયા સરદારની સલાહ લીધી. અંતે તેઓ એવા નિર્ણયપર આવ્યા કે દેવમૂર્તિને રાખવાને માટે માત્ર ઉદયપુરજ નિરાપદ સ્થાન છે. તત્પશ્ચાત્ દામોદર દેવભોગ્ય સર્વ દ્રવ્યાદિ સહિત દેવમૂર્તિને ઉદયપુરમાં મૂકવાને માટે ગયો. કોટારિયા સરદાર વીસ સ્વારોને પોતાની સાથે લઇ અતિ દુર્ગમ અને ઘાડા જંગલોમાં થઇ તેને નિર્વિઘ્ને રાજધાનીમાં પહોંચાડી ગયો. જે વખતે કોટારિયા સરદાર આ કાર્ય સમાપ્ત કરીને પોતાના નગરની છેક નિકટ આવી પહોંચ્યો તે સમયે હોલ્કરના થોડા સિપાઈઓએ તેની ગતિ રોકીને કહ્યું "તમે તમારા ઘોડા અમને આપો નહિ તો તમને શિક્ષા કરવામાં આવશે." શું પૃથ્વીરાજ ચૌહાણનો વંશજ માત્ર થોડાક મહારાષ્ટ્રીય ચોરોની ભ્રકુટી જોઇને ભીતિ પામશે? શું સિંહના ઉચ્ચ કુલમાં જન્મીને કોઇએ શૃગાલને પોતાનું મસ્તક નમાવ્યું છે? હોલ્કરના સિપાઇઓનાં આ અપમાનકારક વચનો સાંભળી કોટારિયા સરદારને અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો અને તેણે તત્કાળ પ્રતિજ્ઞા કરી કે "પ્રાણ જવાના હોય તો ભલે જાઓ, પરંતુ આ નીચ લોકોને ઘોડા આપીને હું કદિ પણ અપમાન સહન કરીશ નહિ." આ પ્રતિજ્ઞાનું તેણે યથાર્થ રીતે પાલન કર્યું. તેમણે પોતાના અશ્વપરથી નીચે ઉતરી હાથમાં નગ્ન તલવાર પકડી અને પોતાના સ્વારોને પણ તેમ કરવાની આજ્ઞા કરી. પછી તેઓ સર્વ પોતાના શત્રુઓની ઉપર તૂટી પડયા અને તેમની સાથે લડતાં લડતાં પ્રાણાર્પણ કર્યું. કોટારિયાના ચૌહાણ રાજપુતોની વીરતા તથા નિડરતાનાં અનેક પ્રમાણો મેવાડના ઇતિહાસમાં ઉપલબ્ધ થાય છે. કોટારિયા સરદારનું મૃત્યુ થતાં શ્રી નાથદ્વારાનું રક્ષણ કરી શકે એવો કોઈ પણ વીર રહ્યો નહિ. હિંદુ કુલકલંક હોલ્કરે તે અરક્ષિત તીર્થક્ષેત્રમાં પ્રવેશ કરી ત્યાંની સર્વ સંપત્તિ લૂંટી

---

+ ઉદયપુરની ઉત્તર દિશામાં ૨૫ માઇલના અંતર પર નાથદ્વારા આવેલું છે. આગળ નાથદ્વારાનું વિશેષ વર્ણન કરવામાં આવશે.

લીધી. તે નરાધમે દેવસંપત્તિ લૂંટવામાં પણ ત્રુટિ કરી નહિ. તેના પૈશાચિક અત્યાચારોથી નાથદ્વારાના લોકો અત્યંત દુઃખી થયા અને તે નગરને છોડીને નાશી ગયા. આથી તે પવિત્ર સ્થાન શીઘ્ર સ્મશાન સમાન ભયંકર બની ગયું. વિષ્ણુભક્ત અને શુદ્ધહૃદયના યાત્રાળુઓના આવાગમનથી જે સ્થાન નિરંતર પરમ સુંદર જણાતું હતું, વૈષ્ણવોના સુંદર ભજનોથી જે સ્થાન ગુંજી રહેતું હતું તે આ વખતે નિર્જન બની ગયું, આ વખતે તેની શોચનીય સ્થિતિ થઈ ગઈ.

ઉદયપુરમાં પહોંચ્યા પછી પણ મુખ્ય પૂજારી દામોદર નિશ્ચિંતતાપૂર્વક પૂજા પાઠમાં ચિત્ત રોકી શક્યો નહિ. પ્રમાદી રાણાની રાજધાનીમાં તેને વિઘ્નો ઘેરી લેવા લાગ્યાં. આથી છ માસ પશ્ચાત્ તે ભગવાન શ્રી કૃષ્ણચંદ્રની પવિત્ર મૂર્તિને લઇ ગસીયર નામક શૈલમાલાપર ચાલ્યો ગયો અને ત્યાં તેણે એક મંદિર બંધાવ્યું. આ મંદિરની દિવાલો અત્યંત ઉચ્ચ અને દૃઢ હતી તેથી તે ત્યાં નિર્વિઘ્ને રહેવા લાગ્યો, પરંતુ ધીમે ધીમે તેના જાણવામાં આવ્યું કે કેવળ બ્રહ્મતેજના પ્રભાવથીજ દેવતાની રક્ષા થઈ શકતી નથી. આથી હવે તેણે ખડ્ગ બળ ઉપર આધાર રાખવાનો નિશ્ચય કર્યો. હવે તે ઢાલ તલવાર, અસ્ત્રશસ્ત્રોવતી તસ્કરોના આક્રમણથી દેવની રક્ષા કરવા લાગ્યો. થોડા વખતમાં ચારસેં સ્વારો દામોદરના દલમાં આવી મળ્યા. આ વિષ્ણુપરાયણ ધર્મવીરોની સાથે ગસીયર પ્રદેશપરથી નીચે ઉતરીને દામોદર પોતાના તાબાનાં સર્વ વિષ્ણુધામોની સંભાળ રાખતો હતો.

સિંધિયાના વિકટ ભયથી હોલ્કરને ક્યાંય પણ શાંતિ પ્રાપ્ત થતી નહોતી. નાથદ્વારાની સંપત્તિ લૂંટી લઈને તે બનેડા તથા શાહપુરમાંથી દ્રવ્ય લૂંટીને અજમેર પહોંચ્યો. અજમેર ખ્વાજા સાહેબની એક જિઆરત છે. હોલ્કરે નાથદ્વારામાંથી જે દ્રવ્ય પ્રાપ્ત કર્યું હતું તેમાંનો થોડો ભાગ તેણે અજમેરની ખ્વાજા સાહેબની જિઆરતના મુજાવિરોને વ્હેંચી દીધો અને પછી તે અજમેર છોડીને જયપુર તરફ ચાલ્યો. સિંધિયાના માણસોએ મેવાડમાં આવી જ્યારે હોલ્કરને જોયો નહિ ત્યારે તેમણે તેનો પીછો છોડી દીધો અને રાણાની પાસે ત્રણ લાખ રૂપિયા માગ્યા. મેવાડના ખજાનામાં આટલા રૂપિયાજ નહોતા તો પછી દુષ્ટ મહારાષ્ટ્રીઓની ઉક્ત લાલસા શી રીતે પૂર્ણ થઈ શકે? આ તરફ રૂપિયા આપ્યા વિના પણ ચાલે એમ નહોતું. અંતે ઇતર કોઇ પણ ઉપાય નહિ જોઈ રાણા ભીમસિંહે પોતાની રાણીના અલંકારો વેચી દઇ લોભી મહારાષ્ટ્રીઓની દ્રવ્યતૃષ્ણા શાંત કરી. પરંતુ મહારાષ્ટ્રીઓ હજીયે પીછો છોડે એવા નહોતા. ત્રણ લક્ષ રૂપિયા લઈ સિંધિયાના માણસો ચૂપ થયા તો ખરા, પરંતુ સિંધિયાના મેવાડમાં રહેતા પ્રતિનિધિએ રાણાની પાસેથી દ્રવ્ય ઓકાવવાની એક નવીન યુક્તિ શોધી કાઢી અને તદનુસાર રૂપિયા વસુલ કરવાને માટે તેણે પોતાના સહાયક તાત્યાને નિયુક્ત કર્યો. હવે રૂપિયા વસુલ કરવાની ભારે તડામાર ચાલવા લાગી. રાજ્યના સામંતો અને સરદારો, કૃષિકારો અને વણિકો રાક્ષસસમાન મહારાષ્ટ્રીઓના લાઠીપ્રહારથી વ્યાકુલ થઈ તેમને પોતાનું સર્વસ્વ અર્પણ કરી દેવા લાગ્યા. નિર્ધન, અન્નહીન, હતભાગી કૃષિકારોના બળદો અને હળો પણ મહારાષ્ટ્રીઓએ ખુંચવી લીધાં. આ સર્વ વસ્તુઓ અર્પણ કરી દીધા છતાં પણ તે બિચારાઓનો છુટકો થતો નહોતો. કૃષિકારોનું સર્વસ્વ હરણ કરી તેમને કેદ કરી મહારાષ્ટ્રીઓ તેમની પાસેથી મુક્તિકર માગતા હતા. જેઓ આ કર આપી શકતા નહોતા તેમને દેશનિકાલ કરવામાં આવતા હતા.

જે સમયે મેવાડની હતભાગી પ્રજા (સંવત્ ૧૮૫૯, ઇ. સ. ૧૮૦૩) આ પ્રકારે મહારાષ્ટ્રીઓના ભીષણ અત્યાચાર સહન કરતી હતી તે સમયે સુપ્રસિદ્ધ લખવાદાદાએ પોતાના સ્વામીના તરફથી અપમાનિત થઇ, મહા દુઃખ પામી સલુમ્બર દુર્ગમાં દેહ ત્યાગ કર્યો. લખવાદાદાનું મૃત્યુ થતાં તેના પદપર અંબાજીનો ભ્રાતા બાલારાવ નિયત થયો. તેની સાથે શક્તાવતો તથા દીવાન સતીદાસને મૈત્રી સંબંધ બંધાયો. તેમણે ચંદાવતોને રાજ્ય વ્યવસ્થામાંથી દૂર કર્યા. જાલિમસિંહ પોતાના હૃદયમાં ચંદાવતોની સાથે વૈરભાવ રાખતો હતો. આથી તેઓ રાજકારભારમાંથી દૂર થયા તે માટે તેને અત્યંત આનંદ પ્રાપ્ત થયો. તેને પણ આ સમયે પોતાનું કાર્ય સિદ્ધ કરવાની લાલસા ઉત્પન્ન થઈ. આથી તેણે શક્તાવતોની સાથે મૈત્રી બાંધીને રાણાજીના મંત્રી દેવીચંદને કેદ કર્યો. દેવીચંદને કેદ કરવાનું કારણ એ હતું કે તે ચંદાવતોનો બનાવેલો મંત્રી હતો. વળી બાલારાવ ઈંગલેએ ચંદાવતોની જાગીરો જેમ ફાવે તેમ લૂંટી અને

તેમના ઉપર કઠોર અત્યાચાર કર્યા. તેના દુરાચારથી ચંદાવતોનું સર્વસ્વ નાશ પામ્યું અને અનેક કુટુંબો પાયમાલ થઇ ગયાં. બાલારાવ ઇંગલેના ભીષણ અત્યાચારોથી અત્યંત દુઃખિત થઈ ચંદાવતો પોતાના રક્ષણના ઉપાય શોધવા લાગ્યા. તેઓ એકત્રિત થઇ પોતાનું રક્ષણ કરવા માટે સલાહ મસલત કરવા લાગ્યા. આ તરફ બાલારાવે સેના સહિત મહારાણાના મહાલયમાં પહોંચી મંત્રીના કાર્યાધ્યક્ષ મૌજીરામને મળવા માગ્યું, પરંતુ રાણાજી કોઇ પણ પ્રકારે મૌજીરામને તેના હાથમાં આપવાને સમ્મત થયા નહિ. તેમણે દૃઢ પ્રતિજ્ઞા કરી કે હું મૌજીરામને કદિ પણ મહારાષ્ટ્રીઓના અધિકારમાં સોંપીશ નહિ. દુરાચારી મહારાષ્ટ્રીઓએ પ્રથમ પ્રાર્થના કરી અને પછી ભય બતાવ્યો, પરંતુ મહારાણાની પ્રતિજ્ઞા અચલ અને અટલ રહી. દુષ્ટ બાલારાવે મહાલયને હસ્તગત કરવાની પોતાની સેનાને આજ્ઞા આપી. પરંતુ તેનો સર્વ પરિશ્રમ નિષ્ફળ થયો. તેજસ્વી મૌજીરામે પોતાના માણસોની સહાયથી સર્વ મહારાષ્ટ્રીઓને કેદ કર્યા. ગણેશપંત, જમાલકર અને ઉદાજી કુંવર પણ કેદમાં પડયા. આમાંનો ઉદાજી કુંવર અત્યંત દુષ્ટ અને ક્રૂર હતો, તેથી તેને ઘણી ભારે જંજીરોથી જકડી લેવામાં આવ્યો. બીજા સર્વ માણસોને યોગ્ય દંડ કરવામાં આવ્યો. દુષ્ટ બાલારાવ ઇગલે એક સ્નાનગૃહમાં છુપાઇ બેઠો હતો, તેને પણ ત્યાંથી પકડીને કેદ કરવામાં આવ્યો. જ્યારે સર્વ મહાન સરદારો આ રીતે કેદમાં પડયા ત્યારે ચંદાવતો અપૂર્વ તેજસ્વિતા સહિત નગરમાંથી બહાર નીકળ્યા અને પર્વતપર આવેલી મહારાષ્ટ્રીઓની કોઠીપર આક્રમણ કર્યું. ત્યાં તેમને જે વસ્તુઓ પ્રાપ્ત થઈ તે તે તેમણે હસ્તગત કરી. હિયર્સે નામનો એક અંગ્રેજ સેનાપતિ મહારાષ્ટ્રીઓને સહાય કરવાને માટે સેના સહિત આવ્યો હતો. પરંતુ તે પોતાનો ઉદ્દેશ સિદ્ધ કર્યા વિના ભયભીત થઇ તેમને છોડીને ચાલ્યો ગયો. તેણે એક વિસ્તૃત મેદાનમાં પોતાની સેનાનો ચતુષ્કોણ વ્યૂહ રચ્યો અને ગડરમાલા નામક નગરમાં સુરક્ષિત દશામાં ચાલ્યો ગયો.

હતભાગી બાલારાવ ઈંગલેની દુર્દશાનું વૃત્તાંત સાંભળી જાલિમસિંહને અત્યંત દુઃખ થયું. શત્રુના કારાગૃહમાંથી પોતાના મિત્રની મુક્તિ કર્યા વિના તે શી રીતે નિશ્ચિંત રહી શકે? જાલિમસિંહ પોતાના મિત્રને કારાગૃહમાંથી મુક્ત કરવાનો નિશ્ચય કરી ભાઇંદર અને લાવાના સરદારોની સાથે રાજધાની તરફ જતાં ચૈનઘાટ નામક ગિરિમાર્ગે તરફ સેના સહિત ગયો. જો રાણા ઉક્ત દુષ્ટ સરદારોને પકડતાંની સાથેજ તેમનો વધ કરત તો રાજ્યનું હિત ઉત્તમ પ્રકારે સાધી શકાત. આમ કરવાથી સર્વ મરાઠાઓ ક્રોધિત થઇ તેમના પર આક્રમણ કરત, પરંતુ તેથી રાણાનું કાંઈ પણ અમંગલ થાત નહિ. પરંતુ દુર્ભાગ્યવશાત્ રાણાએ તેમનો વધ કર્યો નહિ. સાહસિક જયસિંહ સિંધી, અરબ, અને ગોસાવી પ્રભૃતિ અનેક જાતિઓની તથા અનેક ધર્મોની બનેલી ૬૦૦૦ ચુંટી કાઢેલા સૈનિકોની સેના લઇને વિદ્રોહીઓની સામે લડવા ગયા. રાણાજી સેના સહિત ઉક્ત ચૈનઘાટને રોકીને ઉભા. પાંચ દિવસ પર્યંત ઘોર યુદ્ધ ચાલ્યું. મહારાષ્ટ્રીઓએ પુષ્કળ તોપો છોડી, પરંતુ પાંચ દિવસ પર્યંત મહારાણાની સેના અડગ રહી. છઠ્ઠે દિવસે પરાજિત થઇને મહારાણાએ બાલારાવ ઇંગલેને છોડી દીધો. આ વખતે જે સંધિ કરવામાં આવી તે અનુસાર વિજયી જાલિમસિંહને સમસ્ત જિહાજપુર પ્રગણું મળ્યું. આટલામાંથીજ મહારાણાનો છુટકો થયો નહિ. મહારાષ્ટ્રીઓએ લડાઇનો ખર્ચ માગ્યો અને આ રૂપિયા તેમણે ભીષણ અત્યાચાર કરીને મેળવ્યા.

સંવત્ ૧૮૬૦ (ઇ. સ. ૧૮૦૪) માં નિરાશ થયેલા હોલ્કરે બદલો લેવાની આશા છોડી. ભાઇંદર નગરના સરદારે તેની ઇચ્છા પૂર્ણ નહિ કરી હતી તેથી તેણે આ વખતે તે નગરને ઘેરો ઘાલ્યો. તેની ભયંકર સેનાની ગતિ કોઇ પણ રોકી શકયું નહિ. ભાઇંદરના શક્તાવત્ સરદારે કિલ્લાની રક્ષાનો કોઇ પણ ઉપાય નહિ જોઈ હોલ્કરને બે લાખ રૂપિઆ આપ્યા અને તેની સાથે સંધિ કરી. આ પ્રકારે ભાઇંદરના સરદારનું રક્ત ચૂસ્યા છતાં પણ તે રાક્ષસને શાંતિ થઇ નહિ. તે તત્કાળ ઉદયપુર તરફ ચાલ્યો. તેના આગમનના વર્તમાન સાંભળી રાણાએ તેની સાથે સંધિ કરવાને માટે અજિતસિંહ નામના રાજપુતને પોતાના પ્રતિનિધિ તરિકે તેની પાસે મોકલ્યો.

હોલ્કર ઉદયપુરમાં પ્રવેશ કરવાની તૈયારીમાં હતો એટલામાં અજિતસિંહ તેની પાસે જઈ પહોંચ્યો. અજીતદ્વારા મહારાણાની અભિલાષા જાણી હોલ્કરે ઉત્તર આપ્યો કે "ચાલીસ લાખ રૂપિઆ લીધા વિના

હું કદિ પણ ઉદયપુરનો ત્યાગ કરીશ નહિ." આ વર્તમાન મહારાણાના સાંભળવામાં આવતાં તેમનો ભય દ્વિગુણ વધી ગયો. પોતાની રક્ષાનો કોઇ પણ ઉપાય નહિ જોઈ તેમણે હોલ્કરને ચાલીસ લાખ રૂપિયા આપવાનો સ્વીકાર કર્યો. અહો ! આ કેટલા આશ્ચર્યની અને કેટલા શોકની વાત છે! ભીમસિંહ શું એટલો કાયર અને ડરપોક હતો ? શું ગિહ્લોત કુલના સાધારણ ગુણ તેનામાં વિદ્યમાન નહોતા ? તે વીર કેસરી પ્રતાપસિંહનો વંશજ કહેવાતો હતો, તો શું તેની રક્તવાહિનીઓમાં પ્રતાપસિંહનાં રક્તનું એક બિંદુ પણ પ્રવાહિત થતું નહોતું? તો પછી તેણે આ જગન્માન્ય, વીરપૂજ્ય, પવિત્ર ગિહ્લોત કુલમાં જન્મજ શામાટે લીધો હતો ? યદિ તેનામાં મેવાડનું રક્ષણ કરવાનું સામર્થ્ય નહોતું તો તે વીરવર પ્રતાપસિંહના સિંહાસનપર અધિષ્ઠિત શામાટે થયો હતો ? મહારાષ્ટ્રીઓનાં સતત આક્રમણથી આ વખતે સુવર્ણમય મેવાડભૂમિ સ્મશાનવત્ બની ગઈ હતી. પ્રજાનું સર્વસ્વ લૂંટાઇ ગયું હતું. નગરનિવાસીઓ ચોર અને લુંટારાઓના ભયથી કંપી રહ્યા હતા. રાણાનું જીવન સર્વથા તુચ્છ અને અનુપયુક્ત બની ગયું હતું. તેણે પોતાનું ક્ષુદ્ર જીવન ટકાવી રાખવાને માટે અસંખ્ય પ્રજાનાં હિત પ્રતિ જરા પણ લક્ષ્ય આપ્યું નહોતું. દીન, હીન, ક્ષીણ અને કંગાલ પ્રજાનું સંરક્ષણ કરવાને માટે જે સજ્જ થયો નહિ, જે સદા શત્રુઓના ચરણ ચાટવાને તૈયાર રહ્યો તેના ઘૃણિત, કલંકિત અને તુચ્છ જીવનનું આ જગતમાં શું પ્રયોજન છે ? તેને પ્રાણાંત પર્યંત સ્વદેશની રક્ષાને માટે શત્રુઓની સામે ઝુઝવું જોઇતું હતું; પરંતુ તે તેનાથી બની શક્યું નહિ. ઉદયપુરનો રાણો શત્રુઓના ચરણમાં પડયો. આમ કરવાથી તેને જે કલંક લાગ્યું છે તેનું પ્રક્ષાલન સાત સમુદ્રનાં જલથી પણ થઈ શકે એમ નથી.

સંધિ કરવાના બદલામાં હોલ્કરે ૪૦ લાખ રૂપિયા માગ્યા. પરંતુ આ વખતે મેવાડની દશા એટલી હીન થઈ ગઈ હતી કે આટલા બધા રૂપિયા મહારાણાથી આપી શકાય એમ નહોતું. રાણો સારી પેઠે જાણતો હતો કે આ રૂપિયા આપ્યા વિના હોલ્કરના પંજામાંથી મુક્તિ મળી શકે એમ નથી; તેથી તેણે સુવર્ણની બનેલી પોતાની સર્વ વસ્તુઓ વેચી નાંખી. તેણે સ્ત્રીઓના અલંકારો તથા ભોજનપાત્રો પણ ગીરવી મૂક્યા, આમ કરવા ઉપરાંત નગરવાસીઓ પાસેથી ઉધાર ઉછીના લઇને તે કેવળ ૧૨ લાખ રૂપિયા એકત્રિત કરી શક્યો. પરંતુ આટલા રૂપિયાથી શું થઇ શકે એમ હતું ? બાર લાખતો હોલકરની માગણીનો ત્રીજો ભાગ પણ નથી. શેષ રૂપિયાને માટે તેણે રાજકુટુંબના મુખ્ય માણસો અને કેટલાક નાગરિકોનાં અંગ ગીરવી મૂક્યાં. રૂપિયા જ્યાંસુધી વસુલ ન થઈ શકે ત્યાંસુધી તેમને હોલ્કરના શિબિરમાં રહેવાની આજ્ઞા થઈ. પછી હોલ્કરે નિષ્ઠુર અને ક્રૂર બની ચાલીસ લાખ રૂપિયા વસુલ કરવાને માટે રાણાની મુલાકાત લીધી, અને પોતાની સેનાને લાવા અને બેદનોરના કિલ્લાઓને હસ્તગત કરવાની આજ્ઞા આપી. બળવાન મહારાષ્ટ્રીય સેનાએ તેની આજ્ઞાનુસાર થોડા વખતમાં એ કિલ્લાઓને ઘેરો ઘાલ્યો અને તેમને સુગમતાથી હસ્તગત કરી લીધા. ત્યાંના ઠાકોરોએ મહારાષ્ટ્રીયોને પુષ્કળ દ્રવ્ય આપી પોતાના કિલ્લા પાછા લીધા. પરંતુ હજીયે મહારાષ્ટ્રીઓની દ્રવ્યતૃષ્ણા શાંત થઈ નહિ. ત્યાર પછી તેમણે દેવગઢના કિલ્લાપર ઘેરો ઘાલી તેને પોતાના અધિકારમાં લીધો અને ત્યાંના સરદાર પાસેથી રૂપિયા સાડાચાર લાખ કઢાવ્યા. આ પ્રકારે આઠ માસ પર્યંત મેવાડનું રૂધિર ચૂસી દુરાચારી હોલ્કર ઉત્તર તરફ ગયો. રાણાપર હજી જે ઋણ હતું તેના બદલામા અજીતસિંહ તેની સાથે ગયો અને તે રૂપિયા વસુલ કરવાને માટે બલરામ શેઠ મેવાડમાં રહ્યો.*

* હોલ્કરની પાસે હરનાથ ચેલા નામનો એક કર્મચારી હતો. તે વનસેન નામક નગરમાં થઇને જતો હતો તે વખતે સાનોલા ગામના કેટલાક ભીલ જાતિના ચોરોએ તેમનાં ઊંટો છીનવી લીધાં. હરનાથે આ ચોરોનું દમન કરવાને માટે ચંદાવત ગુલાબસિંહને બોલાવ્યો. ગુલાબસિંહ પોતાના આઠ કુટુંબીઓની સાથે ત્યાં ગયો. તે વખતે હરનાથ બોલ્યો કે " જ્યા સુધી અમારાં ઊંટો મળશે નહિ ત્યાં સુધી તમે જઈ શકશો નહિ. " આ શબ્દો સાંભળી ગુલાબસિંહ વિસ્મિત થયો. બીજે દિવસે પ્રાતઃકાળમાં હરનાથ મરાઠાએ હાથીપર આરૂઢ થઈ પોતાના સૈનિકોને આજ્ઞા કરી કે " ગુલાબસિંહને ઘેરી લો " ગુલાબસિંહ હરનાથના મનનો ભાવ સમજી ગયો અને નગ્ન તલવાર લઇ તેની તરફ દોડયો. તેણે અસિપ્રહાર કર્યો ખરો, પરંતુ તે તલવાર હાથીના હોદ્દામાં વાગીને ભાગી ગઈ. હવે હતાશ થઇ ગુલાબ-

જે પ્રબળ પરાક્રમી અને સ્વેચ્છાચારી મરાઠાઓ પોતાનો સ્વાર્થ સાધવાને માટે કઠોરતા પૂર્વક દુર્બલ રાજપુતોપર ભીષણ અત્યાચાર કરતા હતા, તેમને તેમનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરાવવાને માટે વિધાતાના ન્યાય પુરઃ સર નિયમાનુસાર સાત સમુદ્રપારથી શ્વેત દ્વીપવાસી બળવાન બ્રિટિશગણ ભારતવર્ષમાં આવી પહોંચ્યા. તેમની વિકટ ભ્રુકુટી જોઇ કુટિલ મહારાષ્ટ્રીયોનાં હૃદય થર થર કંપવા લાગ્યાં અને જે પ્રમાણે પ્રચંડ વાવાઝોડાં તથા મુશળધાર વર્ષાદથી જુનાં ઘરો કંપાયમાન થાય છે તે પ્રમાણે તેમનું સિંહાસન વારંવાર દોલાયમાન થવા લાગ્યું. ભારતવર્ષમાં શનૈઃ શનૈ અંગ્રેજોની ઉન્નતિ થતી જોઈ મહારાષ્ટ્રીયોના અંતઃકરણમાં અનેક પ્રકારના ભય અને શંકાનો ઉદ્ભવ થયો અને તેમણે બ્રિટિશ શાસનના મૂળમાં શસ્ત્રપ્રહાર કરવાનો નિશ્ચય કર્યો. અંગ્રેજોની જડ ઉખેડીને ફેંકી દેવાને માટે સર્વ મહારાષ્ટ્રીઓ પરસ્પર મળી ગયા. જેઓ પૂર્વે એક બીજાના શત્રુ હતા તે હવે એક થઇ ગયા. હવે સિંધિયા અને હોલ્કરમાં કિંચિત્ પણ ઝઘડો રહ્યો નહિ. આ સમય પૂર્વે જે હોલ્કર પોતાના પ્રચંડ શત્રુ સિંધિયાના ડરથી ભારતનાં શહેરે શહેરમાં નાસતો ફરતો હતો, તે આ સામાન્ય સંકટના સમયમાં પોતાનું સર્વ અપમાન અને જાનું વૈર વિસરી ગયો; અને તેણે સિંધિયાને મિત્રભાવથી ગળે વળગાડયો. તે ઉભયે મળી અંગ્રેજોને ભારતવર્ષમાંથી હાંકી કાઢવાની પ્રતિજ્ઞા કરી. હોલ્કર મેવાડ લૂંટીને શાહપુરમા આવ્યો તે વખતે સિંધિયાએ પોતાની સેના સહિત મેવાડમાં જઇ ત્યાં ગર્જના કરવા માંડી; એટલામાં શીઘ્ર ઉભયનો મેળાપ થયો. અંગ્રેજોના સંબંધમાં પુષ્કળ વાર્તાલાપ થયા પશ્ચાત્ તેમણે એવો નિશ્ચય કર્યો કે સર્વ મહારાષ્ટ્રીઓએ તેમની સામે સંગ્રામ કરવો જોઇએ. પરંતુ કોઈ ખરાબ મુહૂર્તમાં તેમણે અંગ્રેજોની સામે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો હતો. તેમની આશા લુપ્ત થઈ ગઈ* પરતુ આ ઘટનાથી રાજસ્થાનનું મહા અભાગ્ય સમજવું જોઇએ, કારણકે મહારાષ્ટ્રોઓના પરાભવની મોટી હાનિ રાજપુતોને સહન કરવી પડી હતી.

---

સિંહે પોતાની તીક્ષ્ણ કટાર હાથીના પેટમાં ઘુસેડી દીધી. પરંતુ દુષ્ટ મરાઠાઓએ તેને પકડીને તેના ટુકડે ટુકડા કરી નાખ્યા.

* યદ્યપિ મહારાષ્ટ્રીઓએ આ સમયે અંગ્રેજોની સામે પોતાનાં મસ્તક અવનત કર્યાં હતાં તોપણ અલ્પ સમયમાં તેમણે પોતાનું ગૌરવ પુનઃ પ્રાપ્ત કર્યું હતું. શુ એકજ દિવસમાં બળવાન સિંધિયા અને હોલ્કરે શ્વેતદ્વીપવાસીઓને પોતાનું માનાપમાન વેચ્યુ હતુ ? જેમના પ્રચંડ બાહુબળથી એકવાર સમસ્ત ભારતભૂમિ કંપાયમાન થતી હતી તે મહારાષ્ટ્રીઓને શુ અંગ્રેજોએ એકવારમાંજ જંજીરોથી સંપૂર્ણ રીતે જકડી લીધા હતા ? આ પ્રશ્નનો ઉત્તર પ્રાપ્ત કરવાને માટે ભારતવર્ષના ઇતિહાસનું પરિશીલન કરવું જોઇએ ! અહીંઆં માત્ર એટલુંજ કહેવું પૂરતું થઈ પડશે કે પ્રચંડ મહારાષ્ટ્રીઓને વશ કરવાને માટે અંગ્રેજોને પુષ્કળ દ્રવ્ય, પુષ્કળ રૂધિર અને પુષ્કળ સમયનો ભોગ આપવો પડયો હતો. અંગ્રેજો તેમને એક દિવસ, એક વર્ષ અથવા એકવારના યુદ્ધથીજ વશ કરી શક્યા નહોતા. ઇ. સ. ૧૮૦૩ ના ડિસેમ્બરની ૩૧ મી તારિખે વસાઇ મુકામે જે સંધિ થઇ હતી તેણેજ અંગ્રેજ અને મહારાષ્ટ્રીઓ વચ્ચે વૈરની વૃદ્ધિ કરી હતી. જે દિવસે તે સંધિ થઇ તેજ દિવસથી મહારાષ્ટ્રીઓ અંગ્રેજોને પોતાના શત્રુ સમજવા લાગ્યા. પેશ્વાએ સંધિપત્ર પર પોતાના હસ્તાક્ષર કર્યા તત્પશ્ચાત્ તેને લાગ્યું કે મેં સ્વયં મારા પગપર કુહાડી મારી છે. તે વખતે તેજસ્વી સિંધિયાએ પણ દુઃખિત થઇને કહ્યું હતું કે "આ સંધિએ મારા મસ્તક પરથી રાજમુકુટ ઉતારી લીધો છે." તે દિવસથી ઉત્પન્ન થયેલો ઝઘડો સરલતાથી નિવૃત્ત થયો નહિ. વર્ષપર વર્ષ વ્યતીત થવા લાગ્યાં. ભારતનાં અન્યાન્ય રાજ્યોમાં ઘણો ફેરફાર થઈ ગયો, અંગ્રેજો અને મહારાષ્ટ્રીઓનાં રૂધિરથી પૃથ્વી અનેક વાર આરક્ત થઈ ગઇ. તથાપિ તેમની વચ્ચેના ઝઘડાની નિવૃત્તિ થઇ નહિ. કોઇ વખત અંગ્રેજો મહારાષ્ટ્રીઓને જીતી તેમને ચારે તરફ નસાડી મૂકતા હતા અને કોઇ વખત મહારાષ્ટ્રીઓ તેમની સારી પેઠે ખબર લેતા હતા. આ પ્રકારે દીર્ઘ કાળ વ્યતીત થઇ ગયો. આસાઇ, અસીરગઢ, આરગાંવ, દિલ્લી, લાસવાડી, ઇત્યાદિ સ્થળોએ થયેલા સંગ્રામમાં મહારાષ્ટ્રીઓએ કોઇવાર પોતાના પરાક્રમથી અંગ્રેજોને પરાજિત કર્યા અને કોઈ વાર તેઓ સ્વયં હારી ગયા. આ યુદ્ધો થયા પશ્ચાત્ ઇ. સ. ૧૮૦૩ ના જુલાઈમાં અંગ્રેજોનો સેનાપતિ કર્નલ મૅન્સન મહારાષ્ટ્રોઓની વીરતાની જાલમાં એવો ફસાઇ પડયો કે તે મહા કઠિનતાથી પોતાના પ્રાણ બચાવી આગ્રામાં પહોંચ્યો હતો. આ પરાજયથી અંગ્રેજોની ઘણી હાનિ થઇ હતી.

જ્યારે અંગ્રેજોના પ્રચંડ પરાક્રમથી મહારાષ્ટ્રીયોનો પરાજય થયો ત્યારે હોલ્કર અને સિંધિયા પોતાને થયેલા અપમાનનો બદલો લેવાને માટે પુનઃ સેના એકત્રિત કરવા લાગ્યા. તેમની સર્વ આશા નષ્ટ થઈ ગઈ હતી, તો પણ તેઓ બદલો લેવાની ચિંતાથી વિમુક્ત થયા નહોતા. તેમના અંતઃકરણમાં દ્વેષાગ્નિ પૂર્ણ જોશથી બળતો હતો. તોપણ અંગ્રેજોની સામે પ્રકટ રીતે યુદ્ધ કરવાનું તેમનામાં સામર્થ્ય નહોતું. પાછળથી ઇ. સ. ૧૮૦૫ ની વર્ષાઋતુમાં તેમણે સાહસ કરી બેદનોરના ખુલ્લા મેદાનમાં પોતાની છાવણી નાંખી અને તેઓ યુદ્ધ વિષે મસલત કરવા લાગ્યા. આ મસલતનો પ્રતિપાદ્ય વિષય એ હતો કે અંગ્રેજોની સાથે કેવી રીતે વર્તન કરવું જોઇએ. મહારાષ્ટ્રીઓએ સહસ્રાવધિ અત્યાચારો કરીને ભારતવર્ષનાં નગરેનગરથી જે દ્રવ્ય લૂંટયું હતું તથા તેમણે જે બળ પ્રાપ્ત કર્યું હતું તે સમસ્ત દ્રવ્ય તથા સમસ્ત બળ તેમના હાથમાંથી આ વખતે નીકળી ગયું હતું. જે પ્રચંડ સૈન્યની સહાયથી તેઓ એક વખત ભારતવર્ષમાં કેવળ પોતાનોજ ડંકો બજાવી રહ્યા હતા, તે સૈન્યના યોદ્ધાઓ પણ આ વખતે પગાર નહિ મળવાથી નિસ્તેજ અને મંદ થઈ ગયા હતા. આ સંકટ ઉપર તેમને પરાભવનું મહા સંકટ પ્રાપ્ત થયું, તેથી આ વખતે તેઓ ઘાયલ થયેલા સિંહ સમાન બની બેઠા હતા. પરતુ તેમનું ધૈર્ય હજી નાશ પામ્યું નહોતું. તેમણે આશાજનક વચનો કહી પોતાના સૈનિકોને ઉત્સાહિત કર્યા અને અંગ્રેજોની સામે યુદ્ધ કરવાને માટે જોઇતું દ્રવ્ય એકઠું કરવા લાગ્યા. તેઓ પોતાની દુરાકાંક્ષા સિદ્ધ કરવાને માટે સાક્ષાત્ પિશાચ બની ગયા. તેમણે કોઇનાપર પણ દયા કરી નહિ, તેમણે કોઇનુ પણ માન રાખ્યુ નહિ. તેઓ સ્વચ્છંદતાપૂર્વક મેવાડમાં ચારે તરફ ઘુમવા લાગ્યા. તેમની ગતિ રોકવાની કોઇનામાં શક્તિ નહોતી. કોઇ પણ ખડ્ગ ધારણ કરીને તેમની સામે ધસ્યુ નહિ. તેમના ભયંકર, પૈશાચિક અત્યાચાર નિવૃત્ત કરવા માટે કોઈએ પણ સાહસ કર્યું નહિ. આ વખતે વીરજનની મેવાડ ભૂમિ વીરશૂન્ય બની ગઇ હતી. મહારાષ્ટ્રીઓ તેને સપૂર્ણ રીતે દલિત કરી રહ્યા હતા આ વખતે સુવર્ણભૂમિએ સ્મશાન ભૂમિનું સ્વરૂપ ધારણ કર્યું હતું. ઉક્ત મહારાષ્ટ્રીય સરદારોએ આ વખતે એવું ભયંકર સ્વરૂપ ધારણ કર્યુ હતું કે યદિ સ્વયં પેશ્વા તેમની ગતિ રોકવાને આવત તો તે પણ નિષ્ફળ થાત. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે પેશ્વાએ તેમને આ પાપ કાર્ય કરવાને માટે ઉલટા દ્વિગુણ ઉત્તેજિત કર્યા હતા. કોઇ પણ રાજપુતમાં તેમની ગતિ રોકવાનું સામર્થ્ય નહોતું. જે પ્રકારે મદોન્મત્ત જંગલી હાથી વનમાં ભ્રમણ કરે છે, તે પ્રકારે તેની ગર્વિત સેના મેવાડમાં ઘુમવા લાગી. નગરવાસીઓ અને ગ્રામવાસીઓ પર ઘોર અત્યાચાર થવા લાગ્યા. સર્વનું દ્રવ્ય લૂંટાઈ ગયું. જેમણે તેમને દ્રવ્ય આપ્યું નહિ, તેઓ તેમના ક્રોધાગ્નિમાં બળીને ભસ્મ થયા. પીડિત પ્રજાના હાહાકારથી મેવાડભૂમિ ધ્રૂજી રહી. મનુષ્યોના રૂધિરની નદીઓ વહી. મહારાષ્ટ્રીઓએ બરાબર દશ વર્ષ પર્યંત આ પ્રકારે ઘોર અત્યાચાર કરી મેવાડભૂમિને પાયમાલ કરી નાંખી. આ દારૂણ અત્યાચારથી મેવાડની જે ભયાનક દશા થઇ તેનુ સ્મરણ થવાથી હૃદય ભગ્ન થઈ જાય છે. મહાલયોનાં ખંડિયેર થઈ ગયાં. કોઇક સ્થાને અર્ધ બળેલુ ગ્રામ પોતાની ભયંકર મૂર્તિ બતાવી રહ્યુ હતું; કોઇક સ્થાને નગર ભસ્મીભૂત થઇને ઘોર સ્મશાન બની ગયું હતું. જે તરફ દ્રષ્ટિપાત કરવામાં આવે તે તરફ પ્રકૃતિ દેવીએ હૃદયસ્તંભનકારી મૂર્તિ ધારણ કરેલી જણાતી હતી. જે તરફ કાન ધરવામાં આવે તે તરફ નરનારીઓનો હૃદયભેદક આર્તનાદ અને વિલાપ સાંભળવામા આવતો હતો. વીરજનની મેવાડભૂમિની આવી દુર્દશા તો પૂર્વે કદિ પણ થઇ નહોતી. મુસલમાનોએ દીર્ઘ કાળ પર્યંત જે અત્યાચાર કર્યા હતા તે સહન કર્યા છતાં પણ રાજપુતોમાં કાંઇક બળ અવશિષ્ટ રહ્યું હતું. પરંતુ મરાઠાઓએ ઘોર અત્યાચાર કરીને તેનો એકદમ લોપ કરી દીધો.* મરાઠાઓ આ પ્રકારે મેવાડભૂમિમાં ભીષણ અત્યાચાર કરી મેવાડ-

---

ઇ. સ. ૧૭૮૦ માં કર્નલ બેલીના પરાજય પછી આવી હાનિ તેમને કદિ પણ નથી થઈ. મહારાષ્ટ્રીઓના આ વિજયે અંગ્રેજોની કીર્તિને ઢાંકી દીધી. આ વખતથી મહારાષ્ટ્રીઓનું પરાક્રમ શુક્લપક્ષના ચંદ્રની પેઠે વૃદ્ધિંગત થવા લાગ્યું.

Marshman's History of India Part L. P. P. 72-100.

* અંગ્રેજોનું આ દેશમાં આગમન થયું તે સમયે તેમને જે જે રાજાઓએ સહાય કરી હતી તેમાં ગોહુદ, ગ્વાલિયર, રાઘોગઢ અને બહાદુરગઢના રાજાઓ તથા ભોપાલનો નવાબ એ પ્રધાન હતા.

ભૂમિરૂપી સ્મશાનમાં પિશાચોની પેઠે ભ્રમણ કરવા લાગ્યા. તેમને તેમના અત્યાચારનો બદલો આપનાર કોઈ પણ વિદ્યમાન નહોતું. સમસ્ત મેવાડભૂમિમાં એવો કોઇ પણ રાજપુત નહોતો કે જે સંજીવિની વિદ્યાના મંત્રદ્વારા તે સ્મશાનભૂમિની ચિતાભસ્મમાંથી પુનઃ અસંખ્ય મહાવીરોને ઉત્પન્ન કરી શકે? આથી મેવાડભૂમિ દીન અવસ્થામાંજ રહી.

જે સમયે રાજસ્થાનમાં આવા અત્યાચાર થઇ રહ્યા હતા તે સમયે કેટલાક અંગ્રેજ વીરોએ ધીમે ધીમે આ સ્મશાનભૂમિમાં પ્રવેશ કરીને મહારાષ્ટ્રીઓને બળપૂર્વક ત્યાંથી હાંકી કાઢ્યા અને પોતાની શક્તિથી આ દેશને જીવાડયો.

અલ્પ કાળ પર્યંત મહારાષ્ટ્રીઓ અને અંગ્રેજોની વચ્ચેનો વિગ્રહ બંધ પડયો; પરંતુ તે ફરીથી અવશ્ય ચાલુ થશેજ એમ મહારાષ્ટ્રીઓને લાગવાથી તેઓ પોતાનાં કુટુંબોને તથા દ્રવ્ય રત્નાદિને મેવાડના કિલ્લાઓમાં છુપાવવા લાગ્યા. ચંદાવતોનો મુખ્ય નેતા સરદારસિંહ સિંધિયાની રાજસભામાં રાણાના પ્રતિનિધિ તરિકે નિયુક્ત થયો. અંબાજીને પુનઃ સિંધિયાની પાસે ઉચ્ચ પદ મળ્યું.* આ સમય પૂર્વે મેવાડના રાણાએ લખવાદાદાને સહાય કરી હતી; આ વાત હજી અંબાજી વિસરી ગયો નહોતો. તેના હૃદયમાં આ વાતની ચોટ લાગી હતી અને હજી તે ચોટ તાજીને તાજીજ હતી. રાણાના આ વર્તનથી અંબાજીના હૃદયમાં જે દ્વેષાગ્નિ પ્રદીપ્ત થયો હતો તે કોઈ પણ પ્રકારે શાંત થયો નહિ. આટલા દિવસ સુધી આ અગ્નિ ધીમે ધીમે ગુપ્ત રીતે બળતો હતો, પરંતુ હવે તે ભડકો થઈ ઉઠયો. આ અંબાજીએ રાણા પર વૈર લેવાનો વિચાર કર્યો. તેને મેવાડનું રાજ્ય જીતી લઇ મુખ્ય મુખ્ય મહારાષ્ટ્રી સરદારોને તે વ્હેંચી આપવાની અભિલાષા ઉત્પન્ન થઇ. પરંતુ તેની આ અભિલાષા પૂર્ણ થઈ નહિ. તેના હૃદયની આ વાત જાણી શક્તાવત સરદાર સંગ્રામસિંહે તેના માર્ગમાં વિઘ્નો ઉપસ્થિત કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો. સંગ્રામસિંહે આ કાર્ય હોલ્કરની સાથે મળીને કરવાનો વિચાર કર્યો. વળી સંગ્રામસિંહ કરતાં પણ અધિક બુદ્ધિમાન અને બળવાન એવી એક સન્નારી પણ અંબાજીની સામે થવાને બહાર પડી. સિંધિયાની સ્ત્રી બાયજાબાઇએ અંબાજીના માર્ગમાં વિઘ્ન ઉપસ્થિત કરવાનો નિશ્ચય કર્યો. જો કે બાયજાબાઇ રાજપુતોના શત્રુ સિંધિયાની સાથે પરણી હતી, તોપણ તે રાજપુતોનું મહત્વ અને ગૌરવ સારી પેઠે જાણતી હતી અને તેમના પ્રત્યે આદરભાવ ધરાવતી હતી. રાજસ્થાનનાં સર્વ રાજ્યો અને વિશેષતઃ મેવાડને તો તે અંતઃકરણથી આરાધ્ય દેવ માનતી હતી. તે જાણતી હતી કે મેવાડભૂમિજ હિંદુ સ્વાધીનતાની લીલાભૂમિ અને ગિહ્લોત કુલની માતા છે. તે સમયમાં ક્રૂરતાને માટે પ્રસિદ્ધ થયેલો સુરજીરાવ, બાયજાબાઇનો પિતા થતો હતો. આવા ક્રૂર પિતાને ઘેર જન્મ્યા છતાં પણ બાયજાબાઈ ઉત્તમ સ્ત્રીઓમાં શિરોમણિ હતી. અંબાજીનો ઉદ્દેશ જાણી તે તેને વિફળ કરવાને તૈયાર થઇ અને સર્વ રાજપુતોમાં સંપ કરાવવાનો પ્રયાસ કરવા લાગી. જે ચંદાવતો અને શક્તાવતો એક બીજાને પોતાના ઘોર શત્રુ માનતા હતા તેઓ હવે મેવાડના સૌભાગ્યથી સર્વ શત્રુતા ભૂલી જઇને એક થઇ ગયા અને તેમણે સર્વ જણે મળી અંબાજીની વિરૂદ્ધ કાર્ય કરવાની પ્રતિજ્ઞા લીધી. શું તેઓ જીવંત હોવા છતાં પોતાના પૂર્વજોની ભૂમિને–' સ્વર્ગાદપિ-ગરીયસી ' એવી જન્મભૂમિને અનેક ભાગોમાં વિભક્ત થઇને શત્રુઓના હાથમાં જતી જોઇને નિશ્ચિંત બેસી રહેશે? ચંદાવતોનો મુખ્ય સરદાર પ્રથમથીજ સિંધિયાની દરબારમાં વર્તમાન હતો. પરંતુ તે પોતાના આપ્તોનો ઉક્ત વિચાર જાણી તે પદ છોડી તેમને આવી મળ્યો. હવે તેઓ અંબાજીની વિરૂદ્ધ શી રીતે કાર્ય કરવું તે વિષે મસલત કરવા લાગ્યા. આજે દીર્ઘ કાળે ચંદાવતો અને શક્તાવતો સાથે મળ્યા. ભયંકર શત્રુઓએ પરમ મિત્ર બની એક બીજાને આલિંગન દીધું. પછી સર્વ રાજપુતો પંચૌલી કિસનદાસની સાથે હોલ્કરની પાસે ગયા અને તેને સગર્વ નિવેદન કર્યું " મહારાષ્ટ્રનાથ ! શું આપે દુષ્ટ અંબાજીને મેવાડભૂમિ હસ્તગત કરી લેવાની આજ્ઞા આપી છે? " આ શબ્દો સાંભળી હોલ્કર અત્યંત દુખિત થયો. આ વખતે સમસ્ત મેવાડભૂમિ અને મહારાણાની દુર્દશાનું ચિત્ર તેની દ્રષ્ટિ સમીપ ખડું થયું. પળે પળે તેનુ દુઃખ વૃદ્ધિંગત થવા લાગ્યું. તેણે ગંભીર સ્વરે કહ્યું " ના, હું કદિ પણ તેમ થવા દઇશ નહિ. હું આપની સમક્ષ શપથ લઇને કહું છું કે મેવાડની આવી દુર્દશા હું કદિ પણ થવા દઇશ

* અંબાજી, બાપુ ચિટનવીસ, માધવ હજુરીઓ અને અબાજી ભાસ્કર સિંધિયાના મંત્રી હતા.

નહિ. આપ એક થાઓ. શત્રુતા ભૂલીને સંપ કરો, એક બીજાને હૃદય સરસા ચાંપો અને એકપ્રાણ થાઓ."

હોલ્કરનાં આ વચનો સાંભળી સર્વને ધૈર્ય પ્રાપ્ત થયું અને તેમણે સાથે કસુંબો લઇને પોતાની એકતાનું પ્રત્યક્ષ પ્રમાણ બતાવ્યું. ચંદાવતો અને શક્તાવતોને આ પ્રમાણે ધૈર્ય આપીનેજ હોલ્કર મૌન રહ્યો નહિ, પરંતુ તે સર્વને પોતાની સાથે લઇને સિંધિયાના શિબિરમાં ગયો અને વાત કરતાં કરતાં રાણાના ઉચ્ચ કુલની પવિત્રતા અને માનમર્યાદાનું વર્ણન કરીને ગંભીર ભાવથી તેને કહેવા લાગ્યો. "આપ સારી પેઠે જાણો છો કે રાણાજીનો જન્મ કેવા ઉચ્ચ કુળમાં થયો છે. જેઓને આપણે માનનીય અને પૂજ્ય ગણીએ છીએ તેઓ પણ રાણાજીને આરાધ્ય ગણે છે.+ તો શું તેમની સાથે શત્રુતા અને વિરોધ કરવો એ આપણને ભૂષણાસ્પદ છે? આવા સંકટના સમયમાં તેમના સર્વસ્વનો નાશ કરવો એ શું આપણે માટે ઉચિત કર્મ છે? આપણા પૂર્વજો અને આપણે દીર્ઘ કાળથી મેવાડની જે ભૂમિનો સરલતાપૂર્વક ઉપભોગ લેતા આવ્યા છીએ તે મહારાણાને પાછી સોંપી દેવી એ આપણો પરમ ધર્મ છે. પરંતુ શું તેમ કરવાને બદલે આપણે તેમના રાજ્યને વ્હેંચી લઈશું? જો એમ કરવામાં આવે તો આપણી સત્તાને ધિક્કાર છે! આપણા રાજ્યને ધિક્કાર છે! પછી તો આપની ઇચ્છામાં જે આવે તે પ્રમાણે કરવાને આપ મુખત્યાર છો. પરંતુ હું તો પ્રતિજ્ઞાપૂર્વક કહી ચૂક્યો છું કે હું કદિ પણ રાણાનો પક્ષ છોડીશ નહિ. જો આપને મારા વચનપર વિશ્વાસ નહિ આવતો હોય તો હું એનું પ્રમાણ આપવાને તૈયાર છું. મે મારા તાબાનું નીમબહેડા પ્રગણું મહારાણાને સોંપી દીધું છે." હોલ્કરનાં આ તેજસ્વી વચનો સાંભળી સર્વ માણસો મૌન અને સ્તબ્ધ રહી ગયા. સિંધિયા પણ એક વચન ઉચ્ચારી શક્યા નહિ. હોલ્કરના વચને તેના હૃદયના ઉંડા ભાગમાં પ્રવેશ કરીને તેમાં એક પ્રકારની ચંચલતા ઉત્પન્ન કરી. હોલ્કર સારી પેઠે સમજી ગયો કે મારાં વચનોએ પોતાનો સંપૂર્ણ પ્રભાવ બતાવી દીધો છે અને જોઇતી અસર ઉત્પન્ન કરી છે. આથી તેને વિશેષ ઉત્તેજિત કરવાને માટે તે પુનઃ કહેવા લાગ્યો "વળી આપ આ વાતનો પણ વિચાર કરો કે જો મહારાણા આ ઘડી આપણાથી પૃથક્ થઇ જાય તો આપણને કેવી હાનિ થવાનો સંભવ છે! જો આપણે ફિરંગી (અંગ્રેજ) લોકોની સાથે યુદ્ધ કરવા માંડીશું તો આપણે આપણાં કુટુંબ, દ્રવ્ય અને ઇતર સંપત્તિ કયાં રાખીશું? જો આપણે રાણાજીની સાથે વિરોધ કરીશું તો આપણને શું લાભ થશે વારૂ? એમને અપ્રસન્ન કરવાથી આપણા ઉપર વિપત્તિઓ પર વિપત્તિઓ આવી પડશે, એમાં કિંચિત્ પણ સંશય નથી." હોલ્કરના તેજસ્વી વાગ્બાણની પ્રતીતિ થવાથી સિંધિયાના હૃદયમાં જે ચપલતા ઉત્પન્ન થઈ હતી તે આ સમયે દૂર થઈ ગઇ અને તેના અંતઃકરણમાં એક ગંભીર ભાવનો ઉદ્ભવ થયો. હોલ્કરનાં વચનોને મંત્રવત્ પવિત્ર સમજીને તે તદનુસાર વર્તન કરવાને સર્વ રીતે સજ્જ થઈ ગયો. હોલ્કર અને સિંધિયાના શિબિરો એક બીજાથી દશ કોશના અંતરપર હતા તેથી પ્રતિદિન તેમની વચ્ચે વાતચિત કિંવા સલાહ મસલત થયા કરતી નહોતી. જે સમયનું અહિંયાં વર્ણન ચાલે છે તે સમયમાં કેટલાક દિવસ પર્યંત મુશળધાર વર્ષાદ વરસ્યો હતો, તેથી ઉભય વચ્ચેનો વાતચીતનો વ્યવહાર બંધ થઈ ગયો હતો. વર્ષાઋતુના આ વિકટ સમયમાં એક દિવસ હોલ્કર પોતાના શિબિરમાં બેઠો હતો એવામાં એક અનુચરે આવી તેના હાથમાં એક પત્ર મૂક્યો. હોલ્કર એકાગ્ર ચિત્તે આ પત્ર વાંચવા લાગ્યો. થોડીવાર સુધી તેને વાંચીને તેણે તેને એકદમ ફેંકી દીધો અને પૃથ્વી તરફ દ્રષ્ટિપાત કરીને તે ક્રોધથી વારંવાર પોતાના હોઠ કરડવા લાગ્યો; તેનાં નેત્રોમાંથી ક્રોધની ચિણગારીઓ નીકળી રહી હતી. થોડી વાર સુધી આવી દશામાં રહી તેણે પોતાના સેવકોને આજ્ઞા કરી કે "હમણાંને હમણાં રાણાના પ્રતિનિધિઓને બોલાવી લાવો" હોલ્કરને એકદમ ક્રોધ ચઢી ગયો તેનું એક કારણ હતું. ઉક્ત પત્ર વાંચવાથી તેને વિદિત થયું હતું કે રાણાનો ભૈરવબકસ નામનો એક દૂત મેવાડમાંથી મહારાષ્ટ્રીઓને દૂર કરવાને માટે બ્રિટિશ સેનાપતિ લૉર્ડ લેકની સાથે ટૉંકમાં મસલત ચલાવતો હતો.

થોડા દિવસ પશ્ચાત્ કિસનદાસ અને મેવાડના ઇતર પ્રતિનિધિઓ હોલ્કરના શિબિરમાં ગયા. તે

+ પેશ્વા, સિંધિયા અને હોલ્કરનો રાજા હતો, અને પેશ્વાના અધિપતિ સતારાના છત્રપતિ હતા; અને ઉદયપુરના મહારાણા છત્રપતિના કરતાં ઉચ્ચ કોટિના હતા તેથી તે પૂજ્યના પૂજ્ય ગણાયા.

ક્રોધાન્વિત મરાઠાએ ઉક્ત પત્ર શીઘ્રતાથી કિસનદાસની તરફ ફેંક્યો અને આરક્ત નેત્રો કરીને કહ્યું "શું મેવાડવાસીઓએ અંતે અમારી સાથે આવો વિશ્વાસઘાત કર્યો? શું તમે આજ પ્રકારે સર્વની સાથે વિશ્વાસઘાત કરો છો કે? વિચાર કરો કે તમારા સ્વામીના હિતને ખાતર મે મારા કુટુંબીઓનો ત્યાગ કર્યો અને સિંધિયાની કિંચિત્ પણ ભીતિ રાખી નહિ. હમણાં જ્યારે ફિરંગીઓની સાથે ઘોર યુદ્ધ ચાલે છે ત્યારે સમસ્ત હિંદુજાતિને એક થવાની જરૂર છે. પરંતુ તમારા રાણા તેમ કરવાને બદલે ફિરંગીઓની સાથે સંધિ કરવાને તત્પર થયા છે. અગાઉના રાણાઓએ દિલ્લીની આધીનતા નહિ સ્વીકારવાને માટે કેટલાં સંકટો સહન કર્યા છે તેનો વિચાર કરો અને આધુનિક રાણા કેવા પ્રકારનું વર્તન કરે છે તેનો વિચાર કરો. શું તમારા તરફથી આ પ્રકારનો બદલો મેળવવાને માટેજ મેં અંબાજીને તમારા રાજ્યનો નાશ કરતાં અટકાવ્યો હતો કે?" રાણાનો મંત્રી કિસનદાસ હોલ્કરને શાંત કરવાની ચેષ્ટા કરવા લાગ્યો, પરંતુ એટલામાં હોલ્કરનો તાત્યા નામક મંત્રી કિસનદાસને બોલતો અટકાવી પોતાના સ્વામી પ્રત્યે કહેવા લાગ્યો "મહારાજ! રાંગણ લોકોનો વ્યવહાર આપે સ્વદ્રષ્ટિથી જોયો છે.+ આ લોકો આપની અને સિંધિયાની વચ્ચે વિગ્રહ ઉપસ્થિત કરી ઉભય રાજ્યોને નષ્ટ કરશે. માટે આપ એમનો પક્ષ છોડી સિંધિયાનો પક્ષ ગ્રહણ કરો. સુરજીરાવને દૂર કરી અંબાજીને મેવાડનો સૂબેદાર બનાવવાની તજવીજ કરો. નહિ તો હું આપને છોડી સિંધિયાની પાસે જઇ તેની સાથે માળવે ચાલ્યો જઈશ."

કેવળ ભાઉ ભાસ્કર વ્યતિરિક્ત અન્ય સર્વ મંત્રીઓએ તાત્યાના મતને સમ્મતિ આપી. હોલ્કરે પણ તાત્યાની સલાહ માની અને સુરજીરાવને મેવાડના સુબેદારના પદપરથી બરતરફ કર્યો. પછી તે અંગ્રેજી સેનાની સામે બાથ ભીડવાને માટે ઉત્તર તરફ ચાલ્યો. પરંતુ દુર્ભાગ્યવશાત્ તેનું બળ ન્યૂન થતું ગયું. તે અંગ્રેજોની સામે થયો નહિ, તે છતા પણ તે તેમના ક્રોધાગ્નિમાંથી બચ્યો નહિ. રણદક્ષ લૉર્ડ લેકે તેની પૂંઠ પકડી સંધિ કરવાને માટે તેના પર દબાણ કર્યું. સુપ્રસિદ્ધ બ્યાસા નદીના તટ પર લૉર્ડ લેકની સાથે હોલ્કરને સંધિ થઇ.

મેવાડવાસીઓ પર ક્રોધિત થવા છતાં પણ હોલ્કરે તેમનુ કાંઇ અમંગલ કર્યું નહિ. ઉલટપક્ષે મેવાડનો ત્યાગ કરતી વખત તે તેને નિરાપદ અને સુરક્ષિત રાખવાને માટે સિંધિયાને કહેતો ગયો કે "મેં અંબાજીના આક્રમણથી રાણાના રાજ્યને સુરક્ષિત રાખવાની પ્રતિજ્ઞા કરી છે, માટે આપ કોઇ પણ પ્રકારે એવું વર્તન કરશો નહિ, કે જેથી મારી પ્રતિજ્ઞાનો ભંગ થાય. જો આપ આ પ્રમાણે નહિ કરશો તો તેની જોખમદારી આપને શિર છે." ભય, ભક્તિ વા કૃપાથી સિંધિયાએ હોલ્કરની આ સલાહ અનુસાર થોડા દિવસ પર્યંત વર્તન કર્યું. પરંતુ જ્યારે તેણે હોલ્કરને વિપત્તિમાં પડેલો જોયો ત્યારે તેણે તેની સલાહનો અનાદર કર્યો અને મેવાડમાંથી ૧૬ લાખ રૂપિયા વસુલ કરવાને માટે તેણે સદાશિવરાવને એકદમ તે દેશમાં મોકલી આપ્યો. પીડિત મેવાડનુ રૂધિર ચૂસવાને માટે સદાશિવરાવ જૉન બૅપ્ટીસ્ટના હાથ નીચે કવાયત શીખીને તૈયાર થયેલી ગોલંદાજ પલટણ લઇને મેવાડની તરફ ચાલ્યો. ઇ. સ. ૧૮૦૬ ના જુન માસમાં તેણે મેવાડ તરફ પ્રયાણ કર્યું. સિંધિયાએ પોતાનાં બે કાર્યો સિદ્ધ કરવાને માટે સદાશિવરાવને મેવાડમાં મોકલ્યો હતો. પ્રથમ કાર્ય ૧૬ લાખ રૂપિયા વસુલ કરવાનું હતું, અને બીજું કાર્ય જયપુરના મહારાજાની સેનાને ઉદયપુરમાંથી દૂર કરવાનું હતું. રાણાની કુંવરીની સાથે જયપુરના રાજાનો વિવાહ નિશ્ચિત થવાથી તેની વ્યવસ્થાને માટે કુશાવહ રાજાની સેના આ વખતે મેવાડમાંજ હતી. પરંતુ થોડા વખતમાં તે ઉદયપુરથી જતી રહી. આ સેના જ્યાં મેવાડમાંથી દૂર થઈ કે તરતજ મહારાણાનું દુર્ભાગ્યચક્ર જોરથી ફરવા લાગ્યું.

ભાગ્યના કઠોર તાડનથી ઉન્નતિના શિખરપરથી અવનતિના અંધ કૂપમાં પતિત થઇને હતભાગી મહારાણા ભીમસિંહ જેમ તેમ પોતાના દિવસ નિર્ગમન કરતા હતા. તેમના પૂર્વજોનું માન અને ગૌરવ સર્વથા નષ્ટ થયું હતું. સૌભાગ્યરૂપી સૂર્યનો પ્રકાશ સંપૂર્ણ રીતે લુપ્ત થઇ ગયો હતો. મહારાણા વિશ્વમોહિની આશાના પાશમાં લુબ્ધ થઇને જેમ તેમ પોતાનો કાળ ક્રમતા હતા; પરંતુ દુષ્ટ વિધાતા મહારાણાનું આટલું સુખ પણ જોઇ શકી નહિ. મહારાણાના હાથમાંથી સર્વ પ્રકારની રાજ્યવ્યવસ્થા જતી

+ મહારાષ્ટ્રીઓ રાજપુતોને રાંગણ કહે છે. એનો અર્થ પ્રચંડ થાય છે.

રહી હતી, તેઓ કેવળ નામનું રાજસન્માન મેળવતા હતા. તેઓ માત્ર પોતાની આનંદદાયિની પુત્રી કૃષ્ણકુમારીનું મુખ જોઇને દેહ ધારણ કરી રહ્યા હતા. પરંતુ કઠોર વિધાતાએ આ રાજકુમારીને પણ ઉચકી લીધી. હવે રાણાની સર્વ આશા નષ્ટ થઇ ગઈ. આજે સ્નેહનો સ્રોત પણ શુષ્ક થઈ ગયો. સંકટની ઉપર સંકટ અને વિપત્તિની ઉપર વિપત્તિનો ઉદય થવા લાગ્યો. સર્વસ્વ ગુમાવીને અને સર્વ સુખોથી વંચિત થઇને પણ તેઓ માત્ર કૃષ્ણકુમારીનું મુખ જોઇને જીવતા હતા. અંતે તેની ઉપર પણ ઘોર વિપત્તિ આવી પડી. પૂર્વેજ અમે જણાવી આવ્યા છીએ કે જયપુરના રાજાની સાથે કૃષ્ણકુમારીનો વિવાહ નિશ્ચિત થઇ ચૂક્યો હતો અને તે શુભ કાર્યને સંપૂર્ણ કરવાને માટેજ જયપુરની સેના ઉદયપુર ગઇ હતી. પરંતુ મારવાડના રાજા માનસિંહે આ લગ્નમાં વિઘ્ન ઉપસ્થિત કર્યું. જયપુરના રાજા જગત-સિંહની સાથે કૃષ્ણકુમારીનો વિવાહ ન થવા પામે એટલા માટે મારવાડના રાજા માનસિંહે પોતાના ત્રણ હજાર સૈનિકોને ઉદયપુરમાં મોકલી આપ્યા. માનસિંહ સ્વયં કૃષ્ણકુમારીની સાથે વિવાહ કરવાની ઇચ્છા રાખતો હતો. તેણે પોતાના પક્ષનું સમર્થન કરવાને માટે મહારાણાને કહેવરાવી મોકલ્યું કે "કૃષ્ણકુમારીની સાથે મારવાડના સ્વર્ગસ્થ રાજાનો વિવાહ થયો હતો, તો પછી ત્યાંના વર્તમાન રાજાની સાથે કૃષ્ણકુમારીનો વિવાહ શા માટે ન કરવો ?" માનસિંહની આ યુક્તિ વિચિત્ર હતી. વળી તેણે એમ પણ કહેવરાવી મોકલ્યુ હતું કે "કૃષ્ણકુમારીનો વિવાહ મારવાડના સિંહાસનની સાથે નિશ્ચિત થયો હતો, માટે તે સિંહાસનપર જે માણસ અધિષ્ઠિત થયો હોય તેની સાથે કૃષ્ણકુમારીનો વિવાહ થવો યુક્ત છે. મારવાડનું સિંહાસન પૂર્વે જેવું હતું તેવું તે હાલમાં પણ છે, તો પછી કૃષ્ણકુમારીને તે સિંહા-સનને સમર્પિત કરવામાં શો વાંધો છે ?" તેણે ભય દર્શાવીને કહેવરાવી મોકલ્યું કે "જો મહારાણા મારી અભિલાષા પૂર્ણ નહિ કરીને અંબરના જગતસિંહની સાથે કૃષ્ણકુમારીનો વિવાહ કરશે તો હું તેમનો પ્રબળ શત્રુ બની જઇશ. હું કોઇ પણ પ્રકારે આ વિવાહ થવા દેનાર નથી, જો આમ થશે તો જ્યાં સુધી મારામાં કિંચિત્ પણ સામર્થ્ય રહેશે ત્યાં સુધી હું મેવાડના રાજ્યમાં ઉપદ્રવ કર્યા કરીશ." આ સમયે ચદાવત લોકોનું મેવાડમાં પ્રાબલ્ય હતું. દુષ્ટ રાઠોડ રાજાએ પોતાનો ઉદ્દેશ સાધ્ય કરવાને માટે ચદાવતોના સરદાર જગતસિંહને રૂસ્વત આપી હતી અને તેને જણાવ્યું હતું કે જગતસિંહની સાથે કૃષ્ણકુમારીનો વિવાહ ન થવા પામે તેટલા માટે તમારાથી બનતો સર્વ પ્રયત્ન કરશો.

રમણીરત્ન હેલેનાના* અનુપમ સૌંદર્યે જે પ્રકારે તેના સ્વામી અને શત્રુઓને ચિરનિદ્રામાં શયન કરાવ્યું હતું, તે પ્રકારે સુરસુંદરી કૃષ્ણકુમારીના લલિત લાવણ્યે તેના પિતા અને પ્રેમીઓને સદાને માટે નષ્ટ કરી દીધા, અને પછી તે સુંદરીનો પણ ભોગ અપાયો. તેની સુંદરતાજ તેના નાશનું કારણ બન્યું. કૃષ્ણકુમારીને હસ્તગત કરવાની અભિલાષાથી મારવાડના રાજા માનસિંહે પોતાની સેના લઇને અંબરના રાજા પર આક્રમણ કર્યું. આ સંધિનો લાભ લઈ મહારાષ્ટ્રીઓએ એક પક્ષને સહાય આપી અને આ વિગ્રહને મોટું સ્વરૂપ આપી દીધું. થોડા દિવસ પૂર્વે સિંધિયાએ જયપુરના મહારાજાની પાસેથી કેટલુંક દ્રવ્ય માગ્યું હતું, પરંતુ તે જગતસિંહે આપ્યું નહોતું. આથી તેણે જયપુરના રાજા પર વૈર લેવાને માટે મારવાડના રાજાનો પક્ષ ગ્રહણ કર્યો. તેણે મેવાડના મહારાણાને જણાવ્યું કે મેવાડમાંથી જયપુરની સેનાને

---

* ગ્રીસ દેશના મહા કવિ હોમરે હેલેનાને નાયિકા બનાવી ઇલિયડ ગ્રંથની રચના કરી છે. તે જણાવે છે કે હેલેના જુપિટરના વીર્ય અને રાણી લીડરના ગર્ભથી ઉત્પન્ન થઇ હતી. તેના કેસ્ટર અને પોલક્ષ નામક બે ભ્રાતા હતા. એથેન્સના મહાવીર થિસિયસે યૌવનકાળમાં તેનું હરણ કર્યું હતું, પરંતુ કેસ્ટર અને પોલક્ષે તેના હાથમાંથી પોતાની ભગિનીનો ઉદ્ધાર કર્યો. હેલેનાની અપૂર્વ સુંદરતાનું વૃત્તાંત ગ્રીસ રાજ્યમાં ચારે તરફ ફેલાઈ ગયું, તેથી તે દેશના સર્વ રાજાઓ તેની સાથે વિવાહ કરવાની ઇચ્છાથી તેને ઘેર આવવા લાગ્યા. તત્પશ્ચાત્ મિનિલસ નામક એક રાજાની સાથે તે મનમોહિનીનું લગ્ન થયું. વિવાહ પછી થોડા દિવસ બાદ ટ્રોજનો સુપ્રસિદ્ધ રાજકુમાર હેલેનાને હરી ગયો. એમ કહેવાય છે કે હેલેના સ્વેચ્છાથી તેની સાથે ગઇ હતી. આજ કારણથી ટ્રોજનનું યુદ્ધ થયું. આ યુદ્ધ સમાપ્ત થયા પશ્ચાત્ હેલેના પોતાના પૂર્વ સ્વામિ હતભાગી મિનિલસની પાસે ગઇ. હેલેનાને નાયિકા બનાવી જે ગ્રંથ રચવામાં આવ્યો છે તે ભગવાન વાલ્મિકીના રામાયણની સાથે ઘણે અંશે મળતો આવે છે.

શીઘ્ર દૂર કરો. સિંધિયાને સંપૂર્ણ વિશ્વાસ હતો કે મહારાણા મારા વચનનો અનાદર કરશે નહિ. પરંતુ તેનો આ વિશ્વાસ સંપૂર્ણ રીતે નષ્ટ થઈ ગયો. રાણાજીએ તેના શબ્દ પર કિંચિત્ પણ લક્ષ આપ્યું નહિ. આથી સિંધિયા પોતાની ગોલંદાજ સેનાને લઇને મેવાડ પર ચઢી આવ્યો. તેની ગતિ રોકવાને માટે રાજા જગતસિંહ પોતાની સેના સહિત અરવલ્લીના ગિરિમાર્ગમાં ખડા થઈ ગયા. અહીંઆં કેટલીકવાર સુધી ઉભય દલો વચ્ચે સંગ્રામ ચાલ્યો. પરંતુ અંતે જગતસિંહનો પરાજય થયો અને તેઓ પોતાનું રક્ષણ કરવાને માટે પોતાની સેનાને સાથે લઇ ઉદયપુર તરફ પાછા ફર્યા. વિજયી સિંધિયાએ આઠ હજાર સૈનિકોની સાથે તેની પૂંઠ પકડી અને ઉદયપુરથી થોડા અંતરપર પોતાની છાવણી નાંખી. રાણા ભીમ સિંહ મહા સંકટમાં આવી પડયા. તેઓ પોતાના સામંતોની સાથે આ વિપત્તિમાંથી શી રીતે મુક્ત થવું તે સંબંધે મસલત કરવા લાગ્યા. અનેક તર્કવિતર્ક થયા પશ્ચાત્ તેઓ એવા નિર્ણયપર આવ્યા કે જયપુરના મહારાજા જગતસિંહની સાથે કૃષ્ણકુમારીનો વિવાહ થવો યુક્ત નથી. આથી તેમણે જગત-સિંહની સેનાને ઉદયપુરથી વિદાય કરી દીધી અને ઇતર ઉપાય નહિ જડવાથી તેમણે સિંધિયાનો લોભ પૂર્ણ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી. સિંધિયા એક માસ પર્યંત ઉદયપુરપર ઘેરો ઘાલીને પડી રહ્યો. પછી ભગવાન એકલિંગજીના મંદિરમાં રાણા તથા સિંધિયાની એકત્રિત દરબાર ભરાઇ.*

મેવાડમાંથી જ્યારે જયપુરના સૈનિકોને અપમાન સહિત દૂર કરવામાં આવ્યા ત્યારે જયપુરના રાજાને અત્યંત ક્રોધ ચઢયો. તેણે જે સ્ત્રીરત્નના લાવણ્યથી મોહિત થઇને તેને પોતાની અર્ધાંગિની બનાવવાની આશાને ઉછેરીને પુષ્ટ કરી હતી, તે હવે તેના હાથમાંથી જવાનો પ્રસંગ આવ્યો હતો; તેની આશા સફળ થવાનો સમય આવ્યો તેજ વખતે મહારાણાએ તેને જડમૂળથી ઉખેડી નાંખી. શુ જગત-સિંહને માટે આ સંતોષદાયક ઘટના હતી ? તે જેમ જેમ રાણાના વર્તન વિષે વિચાર કરતો હતો તેમ તેમ તેની મનોવેદના વૃદ્ધિંગત થતી જતી હતી. અંતે તેણે નિશ્ચય કર્યો કે રાણાના આ વર્તનને માટે મારે તેના પર વૈર લેવું જોઇએ. આ નિશ્ચય અનુસાર તેણે એક મહા પ્રચંડ સેના સજ્જ કરી અને મેવાડપર આક્રમણ કર્યું. આ પ્રસંગે જગતસિંહે જેવી પ્રચંડ સેના તૈયાર કરી હતી તેવી વિશાળ સેના અંબર રાજ્યની સ્થાપના થયા પશ્ચાત્ કદિ પણ જયપુરમાં એકત્રિત થઇ નહોતી. આ તરફ માર-વાડના રાજા માનસિંહે પોતાના શત્રુના મેવાડપરના આક્રમણની વાત સાંભળી કે તરતજ તેણે સ્વયં તેની સાથે લડવાનો નિશ્ચય કર્યો અને તે પોતાની સેના સહિત મેવાડ તરફ આવ્યો, પરંતુ આ વખતે તેના રાજ્યમાં અંતઃકલહો પુષ્કળ ઉત્પન્ન થયા હતા તેથી તેના માર્ગમાં પ્રચંડ વિઘ્ન આવી પડયાં ખુદ સિંહાસનને માટેજ આ વિગ્રહો થઇ રહ્યા હતા. રાજ્યલોલુપ મનુષ્યોએ મારવાડના સામંતોને પૃથક્ પૃથક્ દલોમાં વિભક્ત કરી નાંખ્યા. આ વિગ્રહોનો અંત સુગમતાથી આવ્યો નહિ. તેની નિવૃત્તિ કર-વામાં પુષ્કળ દ્રવ્ય અને પુષ્કળ રૂધિરનો ભોગ આપવો પડયો. આ પ્રસંગને એક ઉત્તમ સંધિ માની

* અહીંઆં સિંધિયાએ પોતાની મહત્તા દર્શાવવાને માટે અંગ્રેજ એલચી તથા તેની સેનાને આમં-ત્રણ કર્યું હતું. દરબારમાં સૂર્યવંશી બાપ્પા રાવલના વંશજોનાં સ્વાભાવિક લક્ષણો તથા કૃષિકારના કુળમાં ઉત્પન્ન થયેલા મરાઠાનાં કૃત્રિમ રાજલક્ષણોની પૃથક્તા ઉત્તમ પ્રકારે જ્ઞાત થતી હતી. સિંધિયાના પૂર્વજો હળ હાંકતા હતા, પરંતુ આ વખતે તે પોતાના પૂર્વજોના આશીર્વાદથી હિંદુસ્થાનનો એક પ્રસિદ્ધ રાજા થયો હતો. કૃષિકારના કુળમાં ઉત્પન્ન થઇને તે સદા સૂર્યવંશી રાજાનું સિંહાસન પ્રાપ્ત કરવાની વાંચ્છના ધરાવતો હતો. આ પ્રસંગે જ્યારે તેણે ઉદયપુરના મહાલયો અને પુષ્પોદ્યાનો જોયાં ત્યારે તેની આ ઇચ્છા બમણી વધી ગઇ. ઘણા લોકોનું એવું અનુમાન છે કે દુષ્ટ સિંધિયા કૃષ્ણકુમારીની સાથે વિવાહ કરવાની વાંચ્છના રાખતો હતો. આ દરબારમાં કર્નલ ટૉડ પણ હાજર હતા. સૂર્યવંશી રાણા ભીમસિંહની તેજસ્વી મૂર્તિ અને તેમની શોચનીય દુર્દશા જોઇને તેમને અત્યંત શોક થયો, પરંતુ તેઓ માત્ર શોકમાંજ ડૂબી ન જતાં તેમને દુર્દશામાંથી મુક્ત કરવાનો ઉપાય કરવા લાગ્યા. રાણાજીને સહાય કરવાની કર્નલ ટૉડની ઇચ્છા એવી પ્રબળ થઇ ગઈ કે તેમણે સ્વજાતિ વિજાતિનો ભેદ ભૂલી જઈ તે માટે પ્રયાસ કરવા માંડયો અને અંતે તેઓ પોતાના મહાવ્રતનું પાલન કરી કૃતાર્થ થયા. અને આજ કારણથી તેઓ ભારતવાસીઓને કૃતજ્ઞતાના ભાર નીચે મૂકી ગયા છે.

મહારાષ્ટ્રીઓ મારવાડમાં પ્રવેશી ગયા અને તેમણે તે રાજ્યનું બળ અત્યંત ન્યૂન કરી નાંખ્યું. માંહોમાંહેનો કુસંપજ રાજ્યના નાશનું પ્રધાન કારણ હોય છે. મારવાડ દીર્ઘ કાળથી આ પ્રકારના આંતરિક કલહની રંગભૂમિ બની રહી હતી. આ ઝઘડાથી કોઇ સામંતનું શ્રેય થયું તો કોઇની પાયમાલી થઇ, પરંતુ પરિણામે રાજ્યને તો ભારે નુકશાન થયું. માનસિંહ પોતે પણ આ પ્રકારનો માંહોમાંહેનો કલહ વધારીનેજ મારવાડના સિંહાસનપર વિરાજમાન થયો હતો. તે જાણતો હતો કે સામંતોમાં કલહ વધાર્યા શિવાય મારો હેતુ સિદ્ધ થનાર નથી અને હું અડગ રીતે સિંહાસનપર બેસી શકીશ નહિ. આથીજ તેણે પોતાના સૈનિકો અને સામંતોમાં ઐક્ય પ્રસારવાનો પ્રયાસ કર્યો નહોતો.

માનસિંહ જગતસિંહની સામે લડવાને ચાલ્યો. મારવાડના લોકો આજ પર્યંત અનેક અત્યાચારોથી પીડિત થઇને ત્રાહ્ય ત્રાહ્ય પોકારી રહ્યા હતા, તેથી તેમણે આ વખતે યોગ્ય સંધિ જોઇ શત્રુઓનો પક્ષ ગ્રહણ કર્યો. તેમણે એક માણસને મારવાડના સિંહાસનના હકદાર તરિકે જાહેર કર્યો અને તેને પોતાનો સરદાર બનાવી તેઓ જયપુરના મહારાજાની સાથે મળી ગયા. જયપુરનો રાજા એક લાખ અને વીસ હજાર સૈનિકોને લઇને ચઢી આવ્યો હતો. મારવાડના રાજાના સૈનિકોની સંખ્યા એથી અર્ધી પણ નહોતી. મારવાડ અને જયપુરના રાજાઓની વચ્ચે "પુરબુતસર" નામક સ્થાનમાં યુદ્ધ થયું. જે ઉત્સાહથી સંગ્રામનો આરંભ થયો હતો તે પરથી જણાતું હતું કે ઘણી વાર સુધી દારૂણ યુદ્ધ થશે, પરંતુ તેમ થયું નહિ. થોડી વાર સુધી યુદ્ધ ચાલ્યા પછી માનસિંહના પુષ્કળ સરદારો મારવાડના સિંહાસનના ખોટા હકદારના પક્ષમાં જઇ ભળ્યા. માનસિંહની આશા એકદમ લુપ્ત થઇ ગઇ. જેમના ઉપર ભરૈસો રાખીને તે પોતાના શત્રુની સામે લડવા આવ્યો હતો, તેઓજ અને તેનો ત્યાગ કરીને ચાલ્યા ગયા. આ શું ઓછા દુખની વાત છે ? આ દુઃખથી દુઃખિત થઈ માનસિંહ આત્મઘાત કરવાને તૈયાર થયો, પરંતુ તેની પાસે રહેલા શેષ સરદારોએ તેના હાથમાંથી શમશેર ઝુંટવી લીધી અને તેઓ તેને પોતાની સાથે લઇ સંગ્રામભૂમિ છોડીને ચાલ્યા ગયા. પરંતુ આમ કરવાથી પણ તેમના દુઃખનો અંત આવ્યો નહિ. શત્રુઓ તેમની પૂંઠે પડયા અને ઠેઠ મારવાડની રાજધાની સુધી પહોંચ્યા. માનસિંહે પોતાના સામંતોને જોધપુરનું સિંહદ્વાર બંધ કરી દેવાની આજ્ઞા કરી અને આ રીતે શત્રુઓ તે નગરમાં પ્રવેશતા અટકયા. પરંતુ તેમણે તેની ચારે તરફ ઘેરો ઘાલ્યો. છ માસ પર્યંત ઉભય પક્ષો વચ્ચે ઘોર સંગ્રામ ચાલ્યો. નગરવાસીઓ છ માસ પર્યંત અત્યંત ઉત્સાહથી શત્રુઓની સામે થયા. પરંતુ અંતે તેઓ છેક નિર્બળ અને મંદ થઇ ગયા, તેથી જોધપુર શત્રુઓના હાથમાં ગયું. તેમણે શહેરમાં ભારે લૂટફાટ ચલાવી અને તેને પાયમાલ કર્યું. પરંતુ પાછળથી શત્રુઓના દલમાં કલહ ઉત્પન્ન થયો અને તેથી સર્વ સૈનિકો છિન્નભિન્ન થઈ ગયા. કુશાવહ અને રાઠોડ રાજપુતોમાં જાતિ અભિમાન ઉત્પન્ન થયું, તેથી પરસ્પર વૈર બંધાયું. કુશાવહો રણભૂમિ છોડીને ચાલ્યા ગયા. રાઠોડોએ તેમના પર આક્રમણ કરીને તેમાંના ઘણાને રામશરણ પહોંચાડયા.

રાજા જગતસિંહ પ્રાણ જવાના ભયથી રણભૂમિ છોડીને નાઠો. તેનો સર્વ પરિશ્રમ વ્યર્થ ગયો. રખેને આપણાપર આક્રમણ થાય એવા ભયથી પ્રથમથી તેણે પોતાને લૂંટમાં મળેલી સર્વ વસ્તુઓ જયપુર તરફ મોકલી આપી. પરંતુ તે વસ્તુઓ જયપુરમાં પહોંચે તે પૂર્વે રાઠોડોએ માર્ગમાંજ તેને લૂંટી લીધી. જે સરદારો પોતાના રાજાનો પક્ષ છોડી જગતસિંહના પક્ષમાં ભળી ગયા હતા તેમણેજ આ વખતે તેને પરાજિત કરીને તેનો સર્વ સામાન લુંટી લીધો. તેઓ એક વખત પરદેશીના પક્ષમાં ભળ્યા તો ખરા, પરંતુ પોતાની માતૃભૂમિની ભયંકર દુર્દશા જોઇ આખરે તેમનાં જ્ઞાનચક્ષુ ખુલી ગયાં. તેઓ સંપૂર્ણ રીતે સમજી ગયા કે "અમારા દુરાચરણથીજ મારવાડના મહારાજાની આવી દારૂણ દુર્દશા થઇ છે. જો અમે અંબરના રાજાનો પક્ષ ગ્રહણ કરત નહિ તો કુશાવહ લોકો રાઠોડોની રાજધાની શી રીતે લૂંટી શકત ? કુશાવહ લોકોએ કરેલી લૂંટ અમારા સ્વદેશદ્રોહનો કલંકિત આદર્શ છે." તેમનાથી આ અપમાન સહન થઇ શકયું નહિ, તેથી તેમણે કુશાવહોનો પરાભવ કરીને તેમની લૂટ પાછી ઝુંટવી લીધી.

જે જગતસિંહે પ્રચંડ સેનાને લઇને મેવાડભૂમિપર આક્રમણ કર્યું હતું, તે હવે મારવાડમાંથી જેમ તેમ પોતાના પ્રાણ બચાવીને પોતાની રાજધાની તરફ નાશી આવ્યો. જગતસિંહ તથા તેની સેનાની જે ભયંકર દુર્દશા થઈ તેનું વર્ણન કરવાની અમારી લેખિનીમાં શક્તિ નથી. તેણે ખરાબ મુહૂર્તમાં કૃષ્ણકુમારી સાથે વિવાહ કરવાની ઇચ્છા ધારણ કરી હતી. તેણે ખરાબ મુહૂર્તમાં માનસિંહની સાથે સંગ્રામ

કરવાનો આરંભ કર્યો હતો. પોતાના આ મૂર્ખતા ભરેલા કૃત્યનું ફળ તેને દીર્ઘ કાળ પર્યંત ભોગવવું પડયું. પોતાના પાટનગરમાં પહોંચ્યા છતાં પણ તે સુખાનુભવ લઈ શકયો નહિ. તેની સેના પરાજિત અને દુઃખિત થવાથી અત્યંત વ્યાકુળ બની ગઇ હતી. અને પગાર નહિ મળ્યાથી તેની વ્યાકુળતા અને અસંતોષમાં બમણો વધારો થયો. આ સેના વેતન મેળવવાની આશાથી દીર્ઘ કાળ પર્યંત જયપુરમાં રહી, પરંતુ તેની આશા નિષ્ફળ થઇ. મારવાડના રાજા માનસિંહની સાથેના યુદ્ધમાં જે સૈનિકોએ ભાગ લીધો હતો તેમની દુર્દશાનું વર્ણન કરતાં આ લેખિની થર થર કંપે છે! રાઠોડોએ છેક જયપુરના સિંહદ્વાર સુધી તેમનો પીછો પકડી તેમનો વધ કર્યો હતો.

આ સૈનિકોની ચિતાભસ્મ અને તેમના અશ્વોનાં અસ્થિ દીર્ઘ કાળ પર્યંત જયપુરની ચારે તરફની દિવાલની નિકટ પડી રહ્યાં હતાં. શોભાયમાન જયપુરે આ વખતે સ્મશાનભૂમિનું બિહામણું સ્વરૂપ ધારણ કર્યું હતું* ભગવાનની શી વિચિત્ર લીલા છે! ભાગ્ય તરંગનું પરિવર્તન કેવું અદ્‌ભુત હોય છે? જે માનસિંહ પોતાના સામંતો અને સરદારોદ્વારા વર્જ્ય થઇને દુર્દશાની પરાકાષ્ઠાને પ્રાપ્ત થયો હતો તે સમસ્ત સંકટો અને વિપત્તિઓમાંથી મુક્ત થઇને નિશ્ચિંતતાપૂર્વક રાજ્યસુખ ભોગવવા લાગ્યો. તેના સર્વ શત્રુઓનો નાશ થઈ ગયો. ગત ગૌરવ તેને પુનઃ પ્રાપ્ત થયું. અને જે જગતસિંહને પુષ્કળ સહાય મળી હતી તે દારૂણ અધોગતિને પ્રાપ્ત થયો હતો. માનસિંહને અમીરખાં નામના એક મહા બળવાન પઠાણની સહાય મળી હતી. ભારતવર્ષમાં જે ક્રૂર અને ઘાતકી મુસલમાનો થઈ ગયા છે, જે મુસલમાનોની ઘૃણિત નામાવલીએ ભારતવર્ષના ઈતિહાસને કલંકિત કર્યો છે તે સર્વમાં અમીરખાં શિરોમણિ હતો. તે પૂર્વે માનસિંહનો શત્રુ થઈને ખોટા હકદારના પક્ષમાં ભળ્યો હતો; પરંતુ પાછળથી તેને માનસિંહના પક્ષમાં ભળવાથી અધિક લાભ થવાનો સંભવ જણાયાથી તે દુષ્ટે ઉક્ત ખોટા ગાદીવારસનો પરિત્યાગ કરીને માનસિંહનો પક્ષ ગ્રહણ કર્યો. જે માણસે દીર્ઘ કાળ પર્યંત તેને અત્યંત આદરમાન સહિત પોતાની પાસે રાખ્યો હતો તેનોજ નાશ કરવાને હવે તે પાપી પ્રવૃત્ત થયો. તે ખોટા ગાદીવારસ તથા તેના માણસોનો સંહાર કરવાની અભિલાષાથી તેણે તેને મળવાની ઇચ્છા પ્રદર્શિત કરી. ઉભય એક મસ્જીદની અંદર પરસ્પર મળ્યા અને તેમની વચ્ચે મિત્રતાનો કોલ થયો. પરંતુ ઉક્ત ખોટો હકદાર અમીરખાંનો કપટભાવ જાણતો નહોતો. તે તો અમીરખાં પોતાના પક્ષમાં પુનઃ આવ્યો તેટલા માટે અત્યંત પ્રસન્ન થયો અને આવો સુયોગ મેળવી આપવા માટે ઇશ્વરનો આભાર માનવા લાગ્યો. તેણે પોતાના શિબિરમાં નૃત્ય ગાયનનો જલસો શરૂ કરી દીધો. જે વખતે નૃત્ય ગાયનનો સમારંભ ચાલતો હતો તે વખતે દુષ્ટ અમીરખાંએ તેનાપર એકદમ આક્રમણ કર્યું. તેણે શિબિરનાં દોરડાં કાપી નાંખ્યાં અને અંદરના માણસોને ઘેરીને ત્યાં ને ત્યાંજ તે સર્વને ગોળીબારથી મારી નાંખ્યા.

આ પ્રકારે માનસિંહના શત્રુઓનો અંત આવ્યો. રાજપુત જાતિના સર્વસ્વનો નાશ કરનાર કપટજાલનો અંત આવ્યો. પરંતુ આ ઘટના બન્યા પછી થોડા વખતમાં જે એક શોચનીય ઘટના બની તેનું વર્ણન સાંભળીને તો પાષાણમય હૃદય પણ કરૂણાથી પીગળી જાય. સીસોદિઆ કુલની લક્ષ્મી, અને રાજસ્થાનની સુપ્રફુલ્લ કમલિની, શ્રીમતી કૃષ્ણકુમારીએ અંબર અને મારવાડના રાજાઓના પરસ્પરના વિગ્રહરૂપી યજ્ઞમાં પોતાની આહુતિ આપી. જયપુરના રાજાનો પરાજય થયા પછી તેમની વચ્ચેનો કલહ એક પ્રકારે શાંત થઈ ગયો હતો, પરંતુ ઉક્ત ઉભય રાજાઓમાંથી એકે પણ હજી કૃષ્ણકુમારીનું પાણિગ્રહણ કરવાની આશા છોડી નહોતી. ઉભય રાજાઓ વચ્ચેની શત્રુતા હજી જાગૃતજ હતી. આ શત્રુતાની આગ સુગમતાથી શાંત થઇ નહિ. તેને શાંત થવાને માટે સુકુમાર બાલિકા કૃષ્ણકુમારીના રૂધિરનું પ્રયોજન હતું. જે નરપિશાચ અમીરખાંએ માનસિંહના પ્રતિસ્પર્ધી ખોટા હકદારનો વધ કર્યો હતો તેજ નરાધમે આ ઘોર દુષ્કાર્ય પણ કરાવ્યું હતું. પરમ સુંદર રાજપુત બાલા કૃષ્ણકુમારીના પ્રાણરૂપી પવિત્ર દીપકને તેણેજ બુઝાવી નાંખ્યો હતો. હતભાગી રાણો ભીમ અમીરખાંના હાથમાં કાષ્ઠની

* કર્નલ ટૉડે સ્વનેત્રોથી આ શોચનીય ઘટના જોઈ હતી. આ ઘટનાના ભોગ થઇ પડેલાઓની સાથે તેમને વાર્તાલાપ પણ થયો હતો. ઈ. સ. ૧૮૦૮ ના જાન્યુઆરી માસમાં જ્યારે કર્નલ ટૉડ જયપુરમાં થઇને ગયા તે સમયે આ નગરના રેતાળ મેદાનમાં તેમણે ઉક્ત યુદ્ધનાં બે ચાર ચિન્હો જોયાં હતાં.

પુતળી સમાન હતો. તેનામાં કિંચિત્ પણ સામર્થ્ય નહોતું. તેણે પવિત્ર સીસોદીઆ કુલમાં જન્મ લઇને તેને કલંક લગાડયું હતું. આ સર્વોત્તમ કુલમાં જન્મ લીધા છતાં પણ તે અત્યંત દુર્બલ અને કાયર હતો. જો તે કાપુરુષ ન હોત તો પોતાના હૃદય પર પાષાણ મૂકીને તે નિરપરાધી, સરલા કૃષ્ણકુમારીના પ્રાણનો નાશ કરવામાં સમ્મતિ કેમ આપત! ભીમસિંહ સીસોદીઆ કુલનુ અયોગ્ય સતાન, બાપ્પા રાવલનો અયોગ્ય વંશજ અને રાજપુતોનો અયોગ્ય રાજા હતો, એમાં કિંચિત્ પણ શકા નથી. પાઠક ગણ! જો તને પરમ લાવણ્યમયી કૃષ્ણકુમારીને માટે બે અશ્રુબિંદુઓ પાડવાની ઇચ્છા હોય, જો તને તેની અભાગિની માતાના હૃદયવિદારક રોદનની સાથે તારૂં રોદન મેળવવાની ઇચ્છા હોય, યદિ પારકે દુઃખે દુઃખી થવાની તને ઇચ્છા હોય, યદિ સ્વર્ગીય સુંદરતાના અકાલિક અને અયોગ્ય વિનાશ માટે હૃદયપૂર્વક શોક કરવાની તને વાંચ્છના હોય તો એકવાર મારી સાથે ઉદયપુર ચાલ, જગતપ્રસિદ્ધ ઉદયપુરમાં પ્રવેશ કર.

કૃષ્ણકુમારી સોળ વર્ષની થઇ ચૂકી હતી. યુવાવસ્થાની સર્વ સુંદરતાએ તેના શરીરમાં વાસ કર્યો હતો. તેનું પિતૃકુલ અને માતૃકુલ એ ઉભય કુલો સર્વોત્તમ હતા. જે પ્રાચીન સૂર્ય કુલના રાજાઓએ પૂર્વે દીર્ઘ કાળ પર્યંત અણહિલપુર પાટણમાં રાજ્ય કર્યું હતું તેજ કુલમાં કૃષ્ણકુમારીની માતાનો જન્મ થયો હતો. કૃષ્ણકુમારીનુ કુલ જે પ્રમાણે ઉચ્ચ હતું તેજ પ્રકારે તેનામાં ઉચ્ચ ગુણો પણ ભરેલા હતા, આથીજ તે "રાજસ્થાનની કમલિની" ના નામથી સુવિખ્યાત થઇ હતી પરંતુ ભારતવર્ષના ભાગ્યમાં આ દેવબાળાનું અનુપમ સૌંદર્ય અને અપૂર્વ લાવણ્ય ઝાઝા દિવસ સુધી જોવાનું લખ્યું નહોતું, આ કમલિનીનો સુગધ ઝાઝા દિવસ સુધી લેવાનું તેના ભાગ્યમા નહોતું; જે સમયે આ અનુપમ સૌંદર્યકળીનો વિકાસ પામવાનો આરંભ થયો હતો તેજ સમયે તે ખરી પડી ને અનંત કાળરૂપી જળમાં ડૂબી ગઇ. આ જગતમાં કૃષ્ણકુમારીના જેવી સૌંદર્યવાન અને હતભાગિની સ્ત્રીઓ બે ચારજ જન્મી છે. ઉચ્ચ રાજકુલમાં જન્મ લઇને આવાં અસહ્ય કષ્ટ બે ચાર સ્ત્રીઓએજ સહન કર્યા છે, અને બેચાર સ્ત્રીઓએજ સ્વદેશના હિતને ખાતર ભયંકર મૃત્યુના મુખમાં પોતાના પવિત્ર દેહનો બલિ આપ્યો છે. માત્ર થોડીજ સ્ત્રીઓની આવી દુર્દશા થઇ છે. કૃષ્ણકુમારીનું અમૂલ્ય જીવન વૃથા ગયું. રોમની અભાગિની વર્જીનિયાએ* પણ નિરૂપાય બની પોતાના પિતાની કાતિલ કટારની અણી આગળ પોતાનું હૃદય ધરી દીધું હતું; અને ગ્રીસની સુંદરી ઇફીજિનિયાએ+ પણ વધસ્તંભપર આત્મવિસર્જન કર્યું હતું. પરંતુ તેમના અભાગી કુટુંબીઓએ તેમના પવિત્ર જીવનના ભોગના બદલામાં પૂર્ણ શાંતિ પ્રાપ્ત કરી હતી. જો કે પવિત્રહૃદયા કૃષ્ણકુમારીના જેવી લલના યૂરોપમાં પ્રાપ્ત થવી કઠિન છે, પરતુ સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં એ બે સ્ત્રીઓ તેના સૌંદર્ય, ગુણ અને દુર્ભાગ્યના કોઈ કોઈ અંશમાં મળતી આવે છે. કૃષ્ણકુમારીના શોચનીય મૃત્યુની વાત સાંભળી હૃદય ફાટી જાય છે અને અશ્રુ ખાળી શકાતાં નથી. તે સતી સાધ્વીએ આત્મવિસર્જન કર્યું તેને દીર્ઘ કાળ વ્યતીત થઈ ગયો છે, તથાપિ મેવાડવાસીઓ તેના મૃત્યુની હૃદયવિદારક વાત અદ્યાપિ ભૂલ્યાં નથી. હજી પણ એવા રાજપુતો વિદ્યમાન છે કે જેઓ કૃષ્ણાના શોચનીય મૃત્યુનું સ્મરણ થતાં અશ્રુ વહેવરાવે છે. કૃષ્ણના હૃદયવિદારક મૃત્યુએ મેવાડવાસીઓનાં હૃદયપર જે કારી ઘા કર્યો છે તેનું પ્રત્યક્ષ પ્રમાણ આજે પણ તેમની મ્લાન કાંતિપર દૃગ્ગોચર થાય છે. યદિ આજે પણ જો કોઈ કૃષ્ણકુમારીના મૃત્યુની વાત તેમને પૂછે તો તેઓ તેનું વર્ણન કરતી વખત રોદન કરે છે.

દુષ્ટ અમીરખાં વિશ્વાસઘાતનો આશ્રય ગ્રહણ કરી ખોટા હકદાર રાઠોડ રાજાનો વધ કરી ઉદય-

* શ્રીમતી વર્જીનિયા રોમના વિખ્યાત મહારથી વિયૂસિયસ વર્જીનિયસની પુત્રી હતી. એમ કહેવાય છે, કે એપિયસ કલૉડિયસ નામક એક દુષ્ટે વર્જીનિયાને બળપૂર્વક હરણ કરવાની ચેષ્ટા કરી હતી. પોતાની પ્યારી પુત્રીના સતીત્વ અને સન્માનની રક્ષાનો કોઇ પણ ઉપાય નહિ જોઈ વિયૂસિયસે સર્વની સમક્ષ ફોરમક્ષેત્રમાં તેનો પોતાના હાથથી વધ કર્યો. આ ઘટના ઇ. સ. પૂર્વે ૪૪૯ માં બની હતી.

+ ઇફીજિનિયા ગ્રીસના મહાવીર ઍગેમેમનનની પુત્રી હતી. જ્યારે અલિસ નામક દ્વીપમાં ગ્રીક લોકોનું પ્રચંડ જહાજ અટકી પડયું ત્યારે ડિયાના દેવીની પ્રસન્નતા પ્રાપ્ત કરવાને માટે ઍગેમેમનને પોતાની પુત્રીનો તેની સમક્ષ બલિ આપ્યો હતો. પરંતુ એમ કહેવાય છે કે દેવી ડિયાનાએ ઇફીજિનિયાનો બલિ લીધો નહિ, પણ તેને હરણ કરીને લઇ ગઈ અને ટરિસ નગરના મંદિરમાં તેને પોતાની યોગિની બનાવીને રાખી.

પુરમાં આવ્યો. તેણે જે ભયંકર કાર્ય કર્યું તેથી તેનું નામ સદાને માટે કલંકિત થયું. સમસ્ત ભારતવર્ષના લોકો તેને વિશ્વાસઘાતી અને ક્રૂર માણસ તરિકે ઓળખવા લાગ્યા. આ પાપીનું નામ સાંભળતાંની સાથેજ સર્વ માણુસો કાનમા આંગળી ઘાલતા હતા. પરંતુ આશ્ચર્યની વાત છે કે ચંદાવતોના સરદાર અજીતસિંહે તેને આદરમાન સહિત ગ્રહણ કર્યો. અજીતસિંહ સ્વભાવે શાંત અને શિષ્ટ હતો, બાહ્ય આડંબર તેનામાં યત્કિંચિત્ પણ દ્રષ્ટિગોચર થતો નહોતો. તે સત્કાર્ય કરવાનો પ્રયત્ન કરતો હતો, પરંતુ તેને સન્માન પ્રાપ્ત કરવાની આસક્તિ નહોતી. તેના હૃદયમાં ધર્માનુરાગ પ્રબળ હતો. ધર્માનુરાગના પ્રાબલ્યથી મનુષ્યના હૃદયમા હિંસા, દ્વેષ, સ્વાર્થપરતા અને દુરાકાંક્ષા પ્રભૃતિ દુર્ગુણોનો ઉદય થતો નથી, પરંતુ અજીતસિંહના હૃદયમાં જે દુરાકાક્ષા ધીમે ધીમે પ્રબળ થઇ રહી હતી તેની ગતિ રોકવાને તેનો ધર્માનુરાગ સમર્થ થયો નહિ. તે પોતાની દુરાકાંક્ષા સિદ્ધ કરવાને માટે સમસ્ત દેશને ઉજ્જડ કરવાને પણ અચકાતો નહિ. અજીતસિંહનો ધર્મભાવ અત્યંત વિચિત્ર અને અદ્‌ભુત હતો. તે દુષ્ટ અમીરખાંને આદરમાન સહિત ગ્રહણ કરી તેની સાથે કૃષ્ણાના સંબંધમાં મસલત કરવા લાગ્યો. તે દુરાચારી પઠાણે સ્પષ્ટ કહી દીધુ કે " કાંતો રાજકુમારી માનસિંહની સાથે વિવાહ કરે કે કાંતો પોતાના પ્રાણનો ભોગ આપે. રાજ્યમાં શાંતિ ફેલાવવાનો આ શિવાય ઇતર કોઇ પણ માર્ગ નથી. બીજો કોઈ માર્ગ ગ્રહણ કરવાથી મહારાણા મહા વિપત્તિમાં આવી પડશે." રાણા ભીમસિંહના કાનપર આ વાત આવી. તેમનુ હૃદય વ્યાકુલ થવા લાગ્યું. પ્રાણાધિક કન્યાની દુર્દશાનો વિચાર કરતાં તેઓ અત્યંત અધીરા બની ગયા. કૃષ્ણકુમારીની રક્ષાનો કોઇ પણ ઉપાય તેમને સુઝયો નહિ. તેઓ સારી પેઠ સમજતા હતા કે જો દુષ્ટ અમીરખાંની સલાહ માનીશુ નહિ તો મેવાડનું સત્યાનાશ વળી જશે. એક તરફ પરમ પવિત્ર અને સુકુમાર બાળા તરફનો પ્રેમ અને બીજી તરફ અમીરખાંની સલાહ નહિ માનવાથી થનારો ઉત્પાત, આ ઉભય પૃથક્ પૃથક્ ચિત્રો તેમના હૃદયમાં એક સાથે ખડાં થઈ ગયાં. ધીમે ધીમે તેમનું મૃદુ હૃદય કઠિન પાષાણમય બનવા લાગ્યું. મૃદુ અને કઠોર વૃત્તિઓનું એક સાથેજ મન્થન થવાથી તેમનું હૃદય ભીષણ પીડાથી વ્યથિત થવા લાગ્યું. તેમના હૃદયનુ સ્થૈર્ય ટકી શકયું નહિ. તેઓ ઉન્મત્ત સમાન બની ગયા. ધીમે ધીમે તેમણે સુકુમાર બાળા પ્રતિના પ્રેમને જલાંજલિ આપીને પોતાના હૃદયને વજ્રમય બનાવ્યું અને કૃષ્ણકુમારીની રક્ષાનો કોઇ પણ ઉપાય નહિ જોઇ અંતે તેનો ભોગ આપવાનો નિશ્ચય કર્યો.

કૃષ્ણકુમારીનો બલિ અપાશે! રાજસ્થાનની વિકસિત કમલિની કરમાઈ જશે! રમણીરત્ન રાજકુમારીનો મેવાડભૂમિની રક્ષાને માટે ભોગ અપાશે' પરંતુ હવે તેનો વધ કોને હાથે અને કેવી રીતે કરાવવો તે વિષે વિચાર થવા માંડયો. જગતમાં એવો કયો ક્રૂર માણુસ છે કે જે પોતાના હૃદયની સાથે પાષાણ બાંધીને પોતાના હાથથી તે કમળ સમાન કોમલ કલેજામાં તીક્ષ્ણ છુરી ઘોંચી દે? એવો કયો ઘાતકી પુરુષ છે કે જે તે મૃદુ કુસુમને પોતાના હાથવતી ચુંટી નાંખે? આ પ્રશ્નનો નિર્ણય કરવાને માટે રાણાએ રણવાસમાંજ પોતાના કેટલાક સરદારો અને આપ્ત જનોને બોલાવ્યા અને તેમની સાથે મસલત કરવા લાગ્યા. ઘણીવાર સુધી અનેક પ્રકારના તર્કવિતર્ક તથા વાદવિવાદ ચાલ્યા પછી એવો નિશ્ચય કરવામાં આવ્યો કે આ ક્રૂર કાર્ય કરવાને માટે કોઇ પુરુષનેજ નિયત કરવો જોઇએ. પરંતુ જો પુરુષથી આ કાર્ય નહિ થઇ શકે એમ હોય તો એકાદ સ્ત્રીને નિયુક્ત કરવી. ભારતવર્ષના રણવાસને યદિ સ્વતંત્ર રાજ્ય કહેવામાં આવે તો તે અયુક્ત નથી. કારણ કે રણવાસની વ્યવસ્થામાં બાહ્ય અભિપ્રાયની દખલ હોતી નથી. આ રણવાસમાંજ પ્રજાનાં અનેક સુખ દુઃખનું બીજારોપણ થાય છે, આ રણવાસમાંજ અનેક માણુસનાં ભાગ્યનું તંત્ર ચાલે છે. અને તે એવી ગુપ્ત રીતે ચાલે છે કે તેની ચાર દિવાલોની વચમાં જે માણુસો હોય તે વ્યતિરિક્ત ઈતર કોઇ પણ માણુસ તેની ઝાંખી કરી શકતું નથી. આજે મેવાડના દુર્ભાગ્યથી આ રણવાસના એક ગુપ્ત ઓરડામાં અભાગિની કૃષ્ણકુમારીનાં દુર્ભાગ્યની કઠોર લિપિ લખાતી હતી. પ્રથમ તો એક પુરુષને કૃષ્ણ કુમારીનો વધ કરવાનું ક્રૂર કાર્ય સોંપવામાં આવ્યું. પ્રથમ સીસોદીઆ કુલના દોલતસિંહ§ નામના સામંતને આ કાર્યને માટે નિયત કરવામાં આવ્યા,

§ કર્નલ ટૉડ જણાવે છે કે " હું દોલતસિંહને સારી રીતે ઓળખતો હતો. તેમનો સ્વભાવ અતિ સરલ અને સુશીલ હતો.

કારણ કે તેઓ મહારાણાના નિકટના કુટુંબી હતા; સરલા કૃષ્ણકુમારીના હૃદયના રૂધિરથી મેવાડનું સંરક્ષણ કરવાને માટે તેમને નિયુક્ત કરવામાં આવ્યા. પરંતુ આ ઘાતકી અને હૃદયવિદારક કાર્યની વાત સાંભળતાંની સાથેજ તેઓ ભય, વિસ્મય અને ઘૃણાથી પીડિત થઇને પોકારી ઉઠયા "જે મુખમાંથી આવું કઠોર વાક્ય નીકળ્યું છે તેને શતશઃ ધિક્કાર છે! મહારાજ! હું આમ કહું છું તે માટે મારી રાજભક્તિમાં યત્કિંચિત્ પણ અંતર પડયો છે એમ આપ માનશો નહિ. જો આવું પૈશાચિક કાર્ય કરવાનેજ રાજભક્તિ માનવામાં આવે તો એવી રાજભક્તિ જહન્નમમાં જાય." દોલતસિંહે જ્યારે છૂરી પકડવાની ના પાડી ત્યારે જવાનદાસને આ ઘોર કૃત્ય સોંપવામાં આવ્યુ. જવાનદાસ ભીમસિંહના સ્વર્ગસ્થ પિતાની ઉપપત્નીનો પુત્ર હતો. તે વેશ્યાપુત્ર હોવાથી, કિંવા કોઇ અન્ય કારણથી તેનું હૃદય અત્યંત કઠોર હતું. આ ઘોર કાર્યની વાત સાંભળી તેનું પાષાણમય હૃદય કિંચિત્ પણ કંપાયમાન થયું નહિ. તેણે આ કાર્યની વાત સાંભળી સસ્મિત તેને સમ્મતિ આપી. પરંતુ જ્યારે તે લાવણ્યમયી કન્યા વિકાસિત કમલ સમાન મુખમંડલને કિંચિત્ અવનત કરી તેની સમક્ષ આવીને ખડી રહી, ત્યારે તેનું સમગ્ર શરીર થરથર કંપવા લાગ્યું અને તેના હાથમાંથી છૂરી નીચે પડી ગઈ. શોક અને દુઃખથી તેનું હૃદય વ્યાકુલ બની ગયું અને તે અત્યંત દીન થઇને ત્યાંથી ચાલ્યો ગયો. ધીમે ધીમે રાણાની ક્રૂર વૃત્તિની વાત સર્વ રાણીઓના સાંભળવામાં આવી. જવાનદાસના હાથમાં છૂરી જોઇને કૃષ્ણ કુમારીની માતા બોલી "આ છૂરી મારી પુત્રીના પ્રાણ લેવાને માટે છે કેમ?" એમ કહીને તે મૂર્ચ્છિત થઇ ગઈ. દાસીઓની શુશ્રષાથી રાણીની મૂર્ચ્છા નિવૃત્ત થઇ, પરંતુ શોકથી તે ઉન્મત્ત બની ગઈ. તે મૂર્ચ્છામાંથી જાગૃત થતાંની સાથે "કૃષ્ણકુમારી! કૃષ્ણકુમારી!" એવા હૃદયવિદારક પોકાર પાડીને પોતાની પ્રાણાધિક પુત્રીને હૃદયમાં છુપાવવાનો પ્રયત્ન કરવા લાગી તેણે તેનો ઘાત કરવાને તૈયાર થયેલા માણસને પુષ્કળ દુર્વચન કહ્યાં અને તે તેના ચરણમાં પડી ખોળો પાથરી પોતાની પ્રિય પુત્રીના પ્રાણની રક્ષા કરવા માટે તેને યાચના કરવા લાગી. પછી તે પોતાની કન્યાને લઇને બીજા ઓરડામાં તેને છુપાવવાનો પ્રયત્ન કરવા લાગી પરંતુ તેને છુપાવે તે ક્યાં? તેને આશ્રય આપી શકે એવી ભૂમિજ ક્યાં હતી? તે કૃષ્ણકુમારીના પ્રાણની રક્ષા શી રીતે કરી શકે? મહારાણા ભીમસિંહે તો કૃષ્ણકુમારીના પ્રાણ લેવાની આજ્ઞા કરી છે, તો હવે મહારાણી તે આજ્ઞાનું પાલન થતાં શી રીતે અટકાવી શકશે?

મહારાણીને જ્યારે ચારે તરફથી નિરાશાજ દ્રષ્ટિગોચર થવા લાગી ત્યારે તે હૃદયભેદક રોદન કરવા લાગી. તે કરુણાસ્પદ રોદનધ્વનિથી સમગ્ર મહાલયમાં હાહાકાર વર્તી રહ્યો. સમસ્ત સ્ત્રીઓ શિર પટકવા લાગી. પુરુષોની પણ તેજ દશા થઈ. પરંતુ વિધાતાના લેખને કોઇ નિવૃત્ત કરી શકે છે? હતભાગિની કૃષ્ણકુમારીના લલાટમાં અકાળ મૃત્યુનોજ લેખ લખાયલો હતો, તેને કોણ નિવારી શકે? શું તેના પ્રાણ કાતિલ છુરીવતી તેના કોમળ અંગમાંથી બહાર કાઢવામાં આવશે? શું તે કોમળ કમલિનીના કઠોર શસ્ત્રથી ટુકડા ટુકડા કરી નાંખવામાં આવશે? કદિ નહિ. અરે! જે લોહશસ્ત્રના આઘાતથી કઠોર અને કઠિન પાષાણના પણ ટુકડા થઇ જાય છે તે પણ આજે તે અબળાના મૃદુ હૃદયને વિંધવામાં અસમર્થ નીવડયું. અતે તે સ્વર્ગીય દીપકને બુઝાવી નાંખવાને માટે વિષનો આશ્રય લેવાનો નિશ્ચય કરવામાં આવ્યો. રાણાની આજ્ઞાથી એક સ્ત્રીએ વિષ તૈયાર કરીને કૃષ્ણકુમારીના હાથમાં આપી દીધું. સુકુમારી કૃષ્ણાએ સરલતા અને ધીરતા પૂર્વક તે વિષ પોતાના કોમલ કરમાં ગ્રહણ કર્યું. આ વખતે તેનો એક કેશ પણ કંપિત થયો નહિ. તેણે દીર્ઘ શ્વાસ પણ લીધો નહિ. તેણે પોતાના પિતાના દીર્ઘ જીવન તથા શ્રીવૃદ્ધિને માટે ભગવાનની પ્રાર્થના કરી અને અચળ ભાવથી વિષપાન કરી ગઇ. મહારાણી તેજ સ્થળે હતી. તે રાણાને વારંવાર શાપ દેવા લાગી. પછી અલ્પ સમયમાંજ તેને મૂર્ચ્છા આવવા લાગી. પરંતુ સરલા સુકુમારીનાં નેત્રોમાં એક પણ અશ્રુબિંદુ દ્રષ્ટિગોચર થયું નહિ. તે પોતાની સાડીના છેડાવતી પોતાની માતાનાં અશ્રુ લોહી ધીર અને નમ્ર ભાવથી બોલી "મા, તું શામાટે રોદન કરે છે? હું સંસારની પીડામાંથી મુક્ત થાઉં છું. તો પછી તું શોક શા માટે કરે છે? હું મૃત્યુથી ડરતી નથી, અને ડરવાનું કારણ પણ શું છે? હું શું તારે ઉદરે જન્મી નથી? શું હું તારી પુત્રી નથી? તો પછી હું મૃત્યુથી શા માટે ડરૂં? જ્યારથી મેં રાજપુત કુળમાં જન્મ લીધો ત્યારથીજ હું જાણતી હતી કે એક દિવસ મારે આપઘાત કરવોજ પડશે. અભાગિની રાજપુત કન્યા જે પળે માતાના ગર્ભમાંથી જન્મે છે તેજ પળથી

તેના મૃત્યુની મેખ મરાઇ જાય છે‡ તો પણ હું આટલા દિવસ સુધી બચી તે માટે હું પિતાજીને સહસ્ત્રશઃ ધન્યવાદ આપું છું” પ્રાણનાશક વિષ આજે કૃષ્ણકુમારીના પ્રાણ લેવામાં અસમર્થ નિવડયું. વિષનો એક આખો પ્યાલો પણ તેના પ્રાણ હરી શકયો નહિ. આથી બીજો પ્યાલો તયાર કરવામાં આવ્યો. કૃષ્ણકુમારી તેને પણ પ્રસન્ન વદનથી પી ગઇ. આ વિષે પણ કૃષ્ણકુમારીના પ્રાણપર દયા કરી. તત્પશ્ચાત્ માનવીનાં ધૈર્યની અંતિમ કસોટી કરવાને માટે ત્રીજીવાર વિષનો પ્યાલો તયાર કરવામાં આવ્યો. સુકુમારી કૃષ્ણા તેને પણ સરલતાથી પી ગઇ. એક ક્ષણવાર પણ તેનો કર કંપિત થયો નહિ. તેની આંખમાં એકપણ અશ્રુબિંદુ દગ્ગોચર થયું નહિ. તે દારૂણ વિષે તેના શરીરમાં યત્કિંચિત પણ અસર કરી નહિ. ત્રીજીવાર પણ વિધાતાએ કૃષ્ણકુમારીના ખૂનીઓની રૂધિરપિપાસા શાંત કરી નહિ. ત્રીજીવાર પણ તેમનો મનોરથ પૂર્ણ થયો નહિ. ભગવતી શ્રીચતુર્ભુજાની ઇચ્છા કૃષ્ણકુમારીના જીવનની રક્ષા કરવાની છે એમ ધારી સર્વ મૌન રહ્યાં. પરંતુ નરાધમ અમીરખાં અને અજીતસિંહ ચૂપ થઇને બેઠા નહિ. જ્યાંસુધી તે સ્ત્રીહત્યાનું દારૂણ અને ભયંકર કાર્ય સમાપ્ત થયું નહિ ત્યાંસુધી તેઓ શાંત થયા નહિ. તેમની પાશવ સ્વાર્થપરાયણતાની તૃપ્તિ અર્થે જ્યાંસુધી કૃષ્ણકુમારી મૃત્યુની શય્યાપર સૂતી નહિ ત્યાંસુધી તેમને નિશ્ચિંતતા પ્રાપ્ત થઇ નહિ. તે દુષ્ટોને કોઇ પણ પ્રકારે શાંતિ થઇ નહિ. વારંવાર પરાજિત થવાથી તેમની કઠોરતામાં વૃદ્ધિ થઇ. પછી તેમણે અફીણ અને કસુંબો મિશ્રિત કરીને એક પ્રકારનું ઉગ્ર હલાહલ વિષ બનાવ્યું. આ વખતે કૃષ્ણકુમારીને પણ લાગ્યું કે હવે મારા પ્રાણની રક્ષા થઇ શકનાર નથી. હવે મારા પ્રાણ સદાને માટે આ શરીરનો ત્યાગ કરીને ચાલ્યા જશે. હવે આ સંસારથી અવશ્ય મારે વિદાય લેવી પડશે. આ વખતે તેના અધર કિંચિત્ કંપાયમાન થયા. તેણે ચોથો પ્યાલો હસતે મુખે હાથમાં લીધો અને “શીઘ્ર મારૂં મૃત્યુ થજો” એમ બોલી તે હલાહલ વિષ પ્રાશન કર્યું. ક્રૂર અને ઘાતકી પિશાચોનુ નિષ્ઠુર કાર્ય પરિસમાપ્ત થયું. સ્વર્ગીય સૌંદર્ય પૃથ્વીની રંગભૂમિ પરથી વિદાય થઇ ગયું. અભાગી ભીમસિંહનુ સુખ સદાને માટે વિનષ્ટ થઇ ગયું. વિષપ્રાશન કરવાથી કૃષ્ણકુમારીને જે નિદ્રા આવી તેમાંથી તે કદિ પણ જાગૃત થઇજ નહિ. અનંત નિદ્રાના ખોળામાં શયન કરવાથી તેની આંખો મિંચાઇ ગઇ હતી તે પુનઃ કદિ પણ ખુલી નહિ. કૃષ્ણા પુનઃ ઉઠી નહિ. ઘાતકી નરપિશાચોનાં ક્રૂર કૃત્યથી આ સુંદરીને યૌવનના પ્રારંભકાળમાંજ આ પાપી સંસારનો ત્યાગ કરી અમરધામની યાત્રા કરવી પડી. આજે રાજસ્થાનની પુષ્પવાટિકાનુ કલ્પવૃક્ષ સુકાઇ ગયું છે ! આજે રાજસ્થાનની કમલિની કરમાઇ ગઇ છે ! આજે ભારતવર્ષનો એક પ્રકાશિત તારો અદ્રશ્ય થઇ ગયો છે !

કૃષ્ણકુમારીનો સ્વર્ગવાસ થયા પશ્ચાત્ અલ્પ કાળમાંજ તેની માતા પણ ઇહ લોકનો મોહ છોડી પરમ ધામમાં ચાલી ગઇ. જે દિવસે પોતાના ખોળામાં ઉછરેલી પુત્રી મૃત્યુ પામી તેજ દિવસથી તેણે સર્વ સુખોને તિલાંજલિ આપી. તેની સર્વ આશા નષ્ટ થઇ ગઇ અને તેણે અન્નજલનો ત્યાગ કરી એકાંતમાં શોકવિલાપમાં કાળ નિર્ગમન કરવા માંડયો. આ રીતે કઠોર ક્લેશનો કારી આઘાત થવાથી અલ્પ અવધિમાંજ તેનો પ્રાણવાયુ ઉડી ગયો. થોડા દિવસમાંજ તે આ પૃથ્વીનો ત્યાગ કરીને અનંત ધામમાં જઇ પોતાની પ્રાણાધિક પુત્રીને મળી.

એમ કહેવાય છે કે દુરાચારી અજિતસિંહજ આ દુષ્કૃત્યનું મૂળ કારણ હતો, એ પાપીએજ અમીરખાંને આ કાર્યને માટે દુરાગ્રહ કરવાને ઉશ્કેર્યો હતો. અમીરખાંનું હૃદય પણ પાષાણના જેવું કઠોર હતું, તે છતાં પણ જ્યારે આ કાર્ય પરિસમાપ્ત થઇ ગયું અને જ્યારે તેણે તેના સમાચાર સાંભળ્યા, ત્યારે તેણે સ્વદેશદ્રોહી અને દુરાચારી અજિતસિંહને વારંવાર ધિક્કાર દઇને કઠોર સ્વરથી કહ્યું “રે દગાબાજ ! શું આ કાર્ય રાજપુતને શોભા આપે એવું છે ? હઠ, તું મારી સમક્ષથી દૂર જા. હું તારૂં મુખ જોવા માગતો નથી.” ધીરવીર અને ન્યાયપરાયણ શકતાવત સરદાર સંગ્રામસિંહે પણ ઘાતકી અજિતસિંહનો અત્યંત તિરસ્કાર કર્યો હતો. સત્ય વાત કહેવામાં આ સરદાર સ્વયં રાણાની પણ ભીતિ રાખતો નહોતો, અને સત્યને ખાતર તે શત્રુની તીક્ષ્ણ શમશેરની પણ દરકાર રાખતો નહોતો. કૃષ્ણકુમારીનું મૃત્યુ થયા પશ્ચાત્ ચાર દિવસમાં તે રાજધાનીમાં આવ્યો અને પોતાનાં આગમનની રાણાને ખબર આપ્યા વિનાજ તે તીવ્ર વેગથી તેની સમીપ ગયો અને અતિ કઠોર સ્વરથી બોલ્યો

‡ અહીંઆં રાજપુતોના કન્યાને દૂધ પીતી કરવાના રિવાજ વિષે નિર્દેશ છે.

"રે કાયર! તેં સિસોદીઆ કુલના પવિત્ર નામને કલંકિત કર્યું છે. તેં સિસોદીઆ કુલના પવિત્ર રુધિરને દૂષિત કર્યું છે. હજારો વર્ષથી વહેતા પવિત્ર રક્તને તેં ભ્રષ્ટ કર્યું છે. નિરપરાધી, સરળહૃદયા બાળા કૃષ્ણકુમારીનો સંહાર કરવાથી સિસોદીઆ કુલને જે ઘોર પાપ લાગ્યું છે તેનાથી અવશ્ય એ કુલનો નાશ થનાર છે. આ વખતે મેવાડના ઇતિહાસમાં અને બાપ્પા રાવલના પવિત્ર કુલમાં જે મહા કલંકની શાહી લાગી છે તે કદિપણુ નિવૃત્ત થઇ શકશે નહિ. હવે પછી કોઇપણ સિસોદીઆ વીર પોતાનું મસ્તક ઉન્નત કરી શકનાર નથી. હાય! વિધાતાએ ક્ષત્રિય કુલને નિર્મૂલ કરવાનીજ દ્રઢ પ્રતિજ્ઞા લીધેલી જણાય છે. વિધાતાના કઠોર કોપથી હવે ક્ષત્રિયોનો નાશ નિકટ આવી પહોંચ્યો છે. હવે બાપ્પા રાવલનો વંશ લુપ્ત થયેલોજ સમજવો." તેજસ્વી સંગ્રામસિંહનાં આ કઠોર વચન સાંભળી સમસ્ત રાજસભા સ્તબ્ધ થઇ ગઇ. સર્વનાં હૃદય કંપિત થવા લાગ્યાં. લજ્જા, શોક અને વિષાદને લીધે રાણા ભીમસિંહ પોતાના હાથવતી મુખ ઢાંકી દીન ભાવથી અશ્રુપાત કરવા લાગ્યા.

પછી સંગ્રામસિંહે દુરાચારી અજિત પ્રતિ મુખ ફેરવી અતિ ગંભીર સ્વરથી તેને કહ્યું "રે સિસોદીઆ કુલકલંક! તારી રક્તવાહિનીઓમાં રાજપુતનું રુધિર વહેતું નથી. તેં જે રીતે અમને કલંકથી દૂષિત કર્યાં છે તે રીતે તારો નાશ થશે. તું નિઃસંતાન મરજે અને તારા પાપી જીવનની સાથેજ તારૂં નામ આ પૃથ્વીમાંથી લુપ્ત થજો. આટલી બધી ભયંકર ઉતાવળ કરવાની શી જરૂર હતી? શું પઠાણે રાજધાનીને દલિત કરી દીધી હતી? શું તેણે રણવાસની પવિત્રતા નષ્ટ કરવાનો પ્રયાસ કર્યો હતો? વારૂ, એકવાર માની લઇએ કે તે તેમ કરવાની ચેષ્ટા કરત, પરંતુ શું રાજપુતોને પોતાના પૂર્વજોની પેઠે, યથાર્થ રાજપુતોની પેઠે પ્રાણાર્પણ કરતાં નહોતું આવડતું? શું અગાઉના રાજપુતોએ આ પ્રકારનાં કાર્યો કરીનેજ માન અને ગૌરવની વૃદ્ધિ કરી હતી કે? શું આપણું કુલ આવાં જ કાર્યોથી જગતમાં વિખ્યાત થયું છે કે? શું આજ પ્રકારે રાજપુતો પરધર્મીઓના આક્રમણની ગતિ રોકતા હતા કે? શું તું ચિત્તોડના શાખાની§ વાત ભૂલી ગયો શું કે? જો તમારી સ્ત્રીઓના સન્માનપર વિપત્તિ આવી પડત અને તમે શત્રુઓનો સંહાર કરવાને માટે હાથમાં શમશેર ગ્રહણ કરી તેમની સામે ધસી જાત તો તમારાં નામ ચિરકાલને માટે અમર થઇ જાત અને સર્વ શક્તિમાન જગદીશ્વર અનંત વિનાશમાંથી સિસોદીઆ કુલની રક્ષા કરત. પરંતુ આ ઘૃણિત અને કાયરતા ભરેલા કાર્યે તમારો નાશ કરી દીધો છે. હવે તમે શું મુખ લઈને જીવો છો? ધિક્કાર છે! જે વિપત્તિના ભયથી તમારૂં હૃદય ધડકી રહ્યું હતું તે વિપત્તિના આગમન સુધી તો ધીરજ રાખવી હતી. ભીતિ અને કાયરતાથી તારા સર્વ ગુણોનો લોપ થયો છે. જો તું દુર્ગુણી અને દુષ્ટ નહોત તો શ્રીજી (રાણાજીનુ ઉપનામ છે)નુ રુધિર પાડવાને તું શા માટે તૈયાર થાત? હવે રાજપુત કુલનો શીઘ્ર નાશ થનાર છે."

વિશ્વાસઘાતી અને રાજદ્રોહી અજીતસિંહ, સંગ્રામસિંહના આ તેજસ્વી વચનોનો ઉત્તર આપી શકયો નહિ. સંગ્રામસિંહના અવસાનને દીર્ઘ કાળ વ્યતીત થઇ ગયો છે, પરંતુ તેણે આકાશ તરફ દ્રષ્ટિ કરીને જે વચનો કહ્યાં તે સત્ય ઠર્યાં છે. રાણાને સર્વ મળીને ૯૫ સંતાનો હતાં. તેમાંથી કૃષ્ણકુમારીના સગા બંધુ જવાનસિંહ* તથા બે પુત્રીઓ વ્યતિરિક્ત સર્વ સ્વર્ગમાં ચાલ્યાં ગયાં. આ પ્રકારે તેજસ્વી સંગ્રામસિંહની ભવિષ્યવાણી સત્ય ઠરી. આમાંની એક પુત્રી જેસલમીરના રાજકુમારની સાથે અને બીજી બિકા-

§ ચિત્તોડના ધ્વંસને રાજપુતો 'શાખા' કહે છે. આ શબ્દ અંગ્રેજી 'sack'શબ્દને મળતો આવે છે.

* કર્નલ ટૉડ જણાવે છે કે "વિશૂચિના રોગથી ગ્રસ્ત થવાને લીધે એકવાર જવાનસિંહ મૃત તુલ્ય બની ગયા હતા. ઉદયપુરમાં સર્વથી પહેલાં એમનેજ આ રોગ થયો હતો. જે સમયે રાજકુમારને આ રોગ થયો તે વખતે હું ઘડીભર પણ તેમની શય્યાની પાસેથી દૂર થયો નહોતો. એક સમયે થોડી વાર નિદ્રા લઇને ઉઠયા પછી તેમણે મને જોઇ જે કૃતજ્ઞતા પ્રદર્શિત કરી હતી, તેને હું જન્મ પર્યંત ભૂલી શકીશ નહિ. રાજકુમાર આ કરાલ રોગમાંથી મુક્ત થયા પછી તેમનો મુખ્ય મંત્રી શ્રીજી મહેતા આ રોગમાં સપડાયો. તેનો તેમાંથી છુટકારો થયો નહિ. આ શ્રીજી મહેતા ઘણો પ્રપંચી હતો. અંબાજીના જેવોજ તે પ્રપંચી હતો. આવી વર્તણુંકવાળા માણસો જ્યાં સુધી મેવાડમાંથી દૂર થશે નહિ ત્યાં સુધી કોઇ પણ દિવસ મેવાડનું કલ્યાણ થશે નહિ."

નેરના રાજકુમારની સાથે પરણાવવામાં આવી. પરંતુ તેમના પુત્રને ભારતવર્ષના પ્રાચીન રિવાજ અનુસાર સિંહાસન મળ્યું નહિ. રાણાની આશા હવે માત્ર જવાનસિંહપરજ રહી હતી. તેનું મુખ કમળ જોઇને તેઓ પોતાનું સર્વ દુઃખ વિસરી જતા હતા. રાણાને આશા હતી કે જવાનસિંહદ્વારા ગિહ્‌લોત કુળની રક્ષા થશે અને પિતૃઓને જલ મળશે. પરંતુ દુર્ભાગ્યવશાત્ જવાનસિંહને પણ પુત્રપ્રાપ્તિ થઇ નહિ.

સ્વદેશની દારૂણ દુર્દશા જોઇ વીર સંગ્રામસિંહ અત્યંત દુઃખિત થયા હતા અને તેથી તેમણે અજિતસિંહને શાપ દીધો હતો. આ શાપ પણ સંપૂર્ણ રીતે ફલિત થયો. ઉપર્યુક્ત શોચનીય ઘટના બન્યા પશ્ચાત્ એક માસ વ્યતીત થયા પૂર્વેજ તેની ભાર્યા પોતાના બે પુત્રો સહિત આ સંસારમાંથી વિદાય થઇ ગઇ. અજીતસિંહના સર્વ સુખનો લય થયો. તેને સંસારમાં માયા મમતા રાખવા જેવી કોઇ પણ વસ્તુ રહી નહિ. દુષ્ટ અજીતસિંહ સંસારથી ઉદાસીન થઇ ગયો. તે વૃદ્ધાવસ્થાના કિનારાપર પહોંચી પાપમાંથી મુક્ત થવાને માટે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. જે કુટિલ કટાક્ષોથી કપટતા નીકળ્યા કરતી હતી, તે હવે અત્યંત સરલ બની ગયા. જે રસનાથી આખો દિવસ પરનિંદા અને દ્વેષભરિત વચનો નીકળ્યા કરતાં હતાં તેજ રસના હવે રામનામનો જપ કરવા લાગી. પરંતુ તેનું મન પવિત્ર થયું નહિ. એક વખત જે હૃદય હિંસા, દ્વેષ, સ્વાર્થપરતા અને વિશ્વાસઘાતના ભંડારરૂપ બની ગયું હતું, તે હજી સંપૂર્ણતઃ તે દુર્ગુણોથી મુક્ત થયું નહિ. તે પાપમાંથી મુક્ત થવાને માટે મંદિરે મંદિરે ફરીને દેવદેવીઓનાં દર્શન કરતો અને દીન, દરિદ્ર અને ઉપવાસીઓને અન્ન, ધન વગેરે આપતો. પરંતુ હજીયે તેનાં પાપોનો સંપૂર્ણ લય થયો નહોતો. પાઠકગણ! હમણાં આ પાપી વિષે અધિક વિવેચન કરવાની આવશ્યકતા નથી. માત્ર એટલુંજ કહેવું બસ થશે કે અજીતસિંહે જે ઘોર પાપ કર્યાં છે તેમાંથી તેની મુક્તિ થવી કઠિન છે. સરલહૃદયા બાળા કૃષ્ણકુમારીના પ્રાણનો નાશ કરવાને લીધે તેને જે કલંક લાગ્યું છે તેનુ યદિ સમસ્ત ગંગાજલથી પ્રક્ષાલન કરવામાં આવે તોપણ તે ધોવાઈ જશે નહિ.

પૂર્વોક્ત ઘટના બન્યા પશ્ચાત્ અજીતના મિત્ર દુષ્ટ અમીરખાંએ ભારતના સર્વ રાજાઓની સાથે મિત્રતા અને સંધિ કરી લીધી. તેણે અજીતસિંહની પેઠે જીવનના અંતિમ ભાગમાં પુણ્ય કર્મોથી પોતાનાં ઘોર પાપનું પ્રક્ષાલન કરવાનો પ્રયત્ન કર્યો નહિ. તે ડાકુ બન્યો અને ચોતરફ લૂટફાટ કરવા લાગ્યો. તે વિશ્વાસઘાતી પિશાચ ગણાયો. વિશ્વાસઘાતથીજ તે ભૌતિક ઉન્નત દશાને પ્રાપ્ત થયો હતો. ખડ્‌ગની સહાયથી તે કદિ પણ તે દશાને પ્રાપ્ત થાત નહિ. અફસોસની વાત છે કે આ સંસાર વિશ્વાસઘાત અને ક્રૂર કર્મોનીજ લીલાભૂમિ છે. નહિ તો જગત્‌માં આટલા બધા દુરાચારીઓ અને પાપીઓનું વાસ્તવ્ય શા માટે હોત? અમીરખાં પૈશાચિક સ્વાર્થી વૃત્તિનો હતો તે ક્રૂર અને વિશ્વાસઘાતી હતો. તેણે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે પોતાના સ્વામી પ્રત્યે વિશ્વાસઘાત કર્યો હતો. અમીરખાં હોલ્કરનો સામંત હતો અને તેણે હોલ્કરના દરબારમાં સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. વળી તેણે દ્રવ્ય સંચય પણ ઠીક કર્યો હતો. પરંતુ બ્રિટિશ સરકારે તેને કહેવરાવી મોકલ્યું કે "યદિ તમે હોલ્કરનો પક્ષ છોડી દેશો તો અમે તમને સિરૌંજ, ટૌંક, રામપુરા અને નીમબહેડા પ્રભૃતિ પ્રગણાંઓ આપી દઇશું. તમને પુષ્કળ સંપત્તિ અને જાગીર આપવામાં આવશે. પરંતુ સરત એટલી કે તમારે તમારી સેનાને નિઃશસ્ત્ર બનાવી દેવી." ઘણી વાર વિચાર કર્યા પછી અમીરખાંએ આ માગણીનો સ્વીકાર કર્યો અને ભારતના તે વખતના શાસનકર્તા લૉર્ડ હેસ્ટિંગ્સની પાસેથી તેણે પોતાના સ્વામીના રાજ્યનો ત્રીજો ભાગ પ્રાપ્ત કર્યો. અમીરખાં સિરૌંજ, ટોંક, રામપુરા અને નીમબહેડા પ્રભૃતિ પ્રગણાંઓ પ્રાપ્ત કરી બ્રિટિશસિંહના છાયા નીચે નવાબ અમીરખાં બની બેઠો. આ રીતે અમીરખાંને મહારાષ્ટ્રીઓના પક્ષમાંથી દૂર કરી બ્રિટિશ સરકારે રાજપુતાનાના બળતા હૃદયપર શાંતિ રૂપી જળનું સિંચન કર્યું હતું. માટે આ પણ મેવાડને માટે એક માંગલિક કાર્યજ ગણાવું જોઇએ. પ્રપંચીના પ્રપંચ અને જુલમીના ભયંકર અત્યાચારથી નંદન વનના જેવી મેવાડભૂમિ દારૂણ દુર્દશાને પ્રાપ્ત થઇ. તેની ભયંકર દુર્દશાનું વર્ણન વાંચતાં આપણું હૃદય ફાટી જાય છે. વિપત્તિઓપર વિપત્તિઓ અને કષ્ટો પર કષ્ટો સહન કર્યાં છતા પણ મેવાડભૂમિનો છૂટકો થયો નહિ. તેને દુઃખ ઉપર ડામ સહન કરવા પડયા. ભીષણ અત્યાચારોથી મેવાડભૂમિનાં હાડકાં પાંસળાં તૂટી ગયાં અને દીર્ઘ કાળ પર્યંત તે મૃતપ્રાય સ્થિતિમાં રહી. અંતે બ્રિટિશ સરકારે રાણાજીની સાથે સંધિ કરી અને મેવાડવાસીઓને ધીરજ આપી.

ઈ. સ. ૧૮૦૬ ની વસંત ઋતુમાં અંગ્રેજોએ સ્મશાન સમાન મેવાડભૂમિમાં પ્રવેશ કર્યો. મેવાડની શોચનીય દુર્દશાનું ચિત્ર તેમની દ્રષ્ટિ સમીપ જણાતાં તેમને અત્યંત શોક થયો. જે મેવાડ એક વખત રાજસ્થાનનું નંદનવન ગણાતું હતું, જેનાં સુંદર ક્ષેત્રોમાં ઉગેલી લીલીછમ વનસ્પતિ અને અનાજના છોડો નેત્રોને અપૂર્વ આનંદ આપતા હતા, જેનાં નગરો, કસ્બાઓ અને ગ્રામોમાં નિરંતર આનંદ-ધ્વનિ ગુંજી રહેતો હતો, તેની સ્થિતિ આ વખતે ભયંકર સ્મશાન જેવી બની ગઇ હતી. આખો દેશ ઉજ્જડ બની ગયો હતો. મહાલયોને ઠેકાણે ખંડિયેરો દ્રષ્ટિગોચર થતાં હતાં. જે તરફ દ્રષ્ટિપાત કરવામાં આવે તે તરફ પ્રકૃતિની હૃદયભેદક ભયંકર મૂર્તિ દ્રગ્ગોચર થતી હતી. કોઇક સ્થળે બે ચાર ઘરનું ગામ જણાતું, તો કોઇક સ્થાને ઉજ્જડ નગર દ્રષ્ટિગોચર થતું. ગૃહમાં ગૃહસ્થ રહ્યા નહોતા, બજારમાં દુકાનો રહી નહોતી અને ક્ષેત્રોમાં ખેડુત કે અનાજનુ નામ રહ્યું નહોતું. સર્વ પ્રદેશ નિર્જન અને ભયંકર બની ગયો હતો. જ્યાં દ્રષ્ટિપાત કરવામાં આવે ત્યાં હૃદયસ્તંભનકારી દ્રશ્યજ દ્રગ્ગોચર થતું હતું. જ્યાં જ્યાં મહારાષ્ટ્રીઓનાં પગલાં થતાં ત્યાં ત્યાં ભયંકર વિનાશ અને વિનિપાતજ થઇ જતો. એક સુંદરમાં સુંદર સ્થળે તેમનું આગમન થયા પછી આઠ પ્રહરમાં તે સ્થાન શોકાલય બની જતું. જ્યાં જ્યાં મહા-રાષ્ટ્રીય સેના જતી ત્યાં ત્યાં સંપૂર્ણ વિધ્વંસજ થઇ જતો. પરંતુ આનંદની વાત એ છે કે સર્વ દુષ્ટોને અંતે તેમનાં પાપનુ ઉચિત ફળ પ્રાપ્ત થયું હતું. અંબાજીએ મેવાડની પુષ્કળ સંપત્તિ લુંટી હતી, પરંતુ પાછળથી તે સર્વ સંપત્તિ તેને પાછી આપી દેવી પડી હતી. તેની કઠોરતા તથા સ્વાર્થપરતાથી મેવાડને ભારે હાનિ થઇ હતી તેનું પ્રતિફળ યથાર્થ રીતે તેને મળી ગયું હતું. જે સિંધિયાની સહાયથી તેના સૌભાગ્યસૂર્યનો ઉદય થયો હતો તેજ સિંધિયાનો અનાદર કરીને તેણે ગ્વાલિયરમાં પોતાની સ્વાધીન-તાનો ડંકો વગડાવ્યો હતો. આથી સિંધિયા તેનો પ્રચંડ શત્રુ બની ગયો અને તેને દંડ દેવાને માટે સંધિની પ્રતીક્ષા કરવા લાગ્યો. પછી એક દિવસ તેણે તેને એક નાના સરખા શિબિરમાં કેદ કરી લીધો અને બળતા અંગારાથી તેના હાથ પગની આંગળીઓ બાળી દીધી. તત્પશ્ચાત્ તેણે તેની સર્વ સંપત્તિ ઝુંટવી લીધી. લોભી અંબાજી પોતાની સંપત્તિ પોતાના હાથમાંથી જતી પોતાની દ્રષ્ટિથી જોઇ શકયો નહિ. તેની સમક્ષ એક છૂરી પડેલી હતી તે લઇને તેણે આત્મહત્યા કરવાનો વિચાર કર્યો. તેણે પોતાના ઉદરમાં છૂરી મારી તો ખરી, પરંતુ તેથી તેનું મૃત્યુ થયું નહિ, પરંતુ અગ્રેજ દૂતની સાથે જે ડૉક્ટર હતો તેણે તત્કાળ તેનો ઘાવ સીવી લીધો, તેથી તેના પ્રાણ બચ્યા. અંબાજી નિશ્ચેષ્ટ થઇને પડયો એટલે તેના ખજાનાની ચાવી સિંધિયાના હાથમાં આવી. આ વખતે અંબાજીની પાસેથી સિંધિયાને ૫૫ લાખ રૂપિયાની પ્રાપ્તિ થઇ હતી. તત્પશ્ચાત્ સિંધિયાએ બે વખત તેને મેવાડભૂમિમા પોતાનો સૂબેદાર બના-વીને મોકલ્યો હતો, પરંતુ તે ઝાઝા વખત સુધી આ પદ ભોગવી શકયો નહોતો. શોક, દુઃખ અને દારૂણ મનસ્તાપથી અત્યંત પીડિત થઇને અલ્પ સમયમાં તે પરલોકવાસી થયો. એમ કહેવાય છે કે અંબાજીનું§ મૃત્યુ થયા પશ્ચાત્ તેની સર્વ સંપત્તિ તેના જૂના મિત્ર જાલિમસિંહે હસ્તગત કરી લીધી હતી.

રાણાજીના મંત્રી સતીદાસે ૭૦૦૦૦ રૂપિયા આપીને યશવંતરાવ ભાઉની પાસેથી કમલમેરનો કિલ્લો લઈ લીધો અને આટલું ધન એકત્રિત કરવાને માટે તેણે તે પ્રગણાંની ભૂમિ જુદા જુદા માણસોને ઇજારે આપી દીધી. દુરાચારી અમીરખાંએ ઈ. સ. ૧૮૦૭ માં પોતાની પ્રચંડ સેનાને પોતાની સાથે લઇ મેવાડને ઘેરી લીધુ અને રાણાની પાસે અગીઆર લાખ રૂપિયાની માગણી કરી. તેણે કહેવડાવી મોકલ્યું કે “જો તમે અગીઆર લાખ રૂપિયા નહિ આપશો તો તમારૂં એકલિંગનું મંદિર તોડી નાંખીને પાયમાલ કરવામાં આવશે.” આ વખતે મહારાણામાં અમીરખાંને અગીઆર લાખ રૂપિયા આપવાની શક્તિ નહોતી. પરંતુ એ રૂપિયા આપ્યા વિના બીજો ઉપાય નહોતો. આથી તેમણે નિરૂપાયે નવ લાખ રૂપિયા આપવાનો સ્વીકાર કર્યો. પરંતુ રાણાથી આટલા રૂપિયા પણ એકત્રિત થઇ શકયા નહિ. આથી ક્રૂર અમીરખાંએ રાણાના દૂતોનું ભયંકર અપમાન કરી તેમનાપર અત્યાચાર કરવા માંડયો. આ

§ અંબાજી સંધિના કરાર પ્રમાણે એક વખત મહારાણાનો મંત્રી થયો હતો. તે જેટલો સમય મેવાડના મંત્રી તરિકે રહ્યો હતો તેટલા સમયમાં તેણે રાણાના સમસ્ત મૂલ્યવાન દસ્તાવેજો ચોરી લીધા હતા.

અત્યાચારનું દમન કરવાનો પ્રયાસ કરતાં મંત્રી કિસનદાસ ઘાયલ થયો ‡ તત્પશ્ચાત્ ઉક્ત ક્રૂર પઠાણે ઉદયપુરના ગિરિમાર્ગમાં બલપૂર્વક પ્રવેશ કર્યો. એક તરફથી તેના જામાતા ઘાતકી જમશેદે ચિરવાઘાટમાં પ્રવેશ કર્યો અને બીજી તરફ સ્વયં અમીરખાં પોતાની સેનાને દેવારી પ્રગણામાં લઇ ગયો. તેની પ્રચંડ ગતિ કોઈ પણ રોકી શક્યુ નહિ. પઠાણોએ ઉદયપુરમાં પ્રવેશ કર્યો. રાણા તેમનું દમન કરી શક્યા નહિ. આ લોકો રાણાનું અપમાન કરી નગરવાસીઓની ઉપર અત્યાચાર કરવા લાગ્યા. અનેક અભાગી જનોની વિપુલ સંપત્તિ લૂંટાઇ ગઇ, અનેક સદ્‌ગૃહસ્થોની પ્રતિષ્ઠા ધૂળમાં મળી ગઇ. આ દુરાચારીઓનો અત્યાચાર એટલે સુધી વધી ગયો હતો કે નગરમાં કોઈ પણ માણુસ પોતાના કુટુંબ સાથે સુખથી રહી શકતું નહોતું. તેમના ડરથી કોઇ પણ સ્ત્રી ઘરની બહાર પગ મૂકી શકતી નહોતી. કોઇ માણુસ સદ્‌ગૃહસ્થનો પોશાક પહેરીને મહોલ્લામાં નીકળી શકતો નહોતો. લૂંટફાટનું પ્રાબલ્ય એટલું બધું વધી ગયું હતું કે સારી પાઘડી અથવા સારો અંગરખો જો કોઇ પઠાણ સૈનિકની દ્રષ્ટિએ પડતો તો તે પણ લૂંટાઇ જવાનો પુરેપુરો સંભવ હતો. આ ક્રૂર માણુસોના અત્યાચારનાં કેટલાંક ચિન્હો અદ્યાપિ ઉદયપુરનાં ખંડિયેરોમાં ઉપલબ્ધ થાય છે. આ ભગ્નાવશેષ રાશિમાંથી આજે પણ પ્રકૃતિ દેવી કરૂણાજનક શબ્દથી પઠાણોના પાશવ અત્યાચારનું વર્ણન કરી રહી છે.

આટલી આટલી વિપત્તિઓ પડયા છતાં પણ આ ઘાતકી માણુસોના હાથમાંથી મેવાડભૂમિ મુક્ત થઇ નહિ. અન્નના અભાવને લીધે નગરનાં નગર ઉજ્જડ થઇ ગયાં. રાજપુત જાતિનુ જીવન સર્વથા લોપ થઇ ગયું. તે છતાં પણ આ લોકો મેવાડભૂમિનુ રૂધિર ચૂસી રહ્યા હતા. સંવત્ ૧૮૬૭ ( ઈ. સ. ૧૮૧૧) માં ક્રૂર બાપૂ સિંધિઆ સૂબેદારની ઉપાધિ ધારણ કરી પોતાની સેના સહિત ઉદયપુરમાં આવ્યો. આ સમયે અમીરખાંના પઠાણ સૈનિકો પણ ઉદયપુરમાં ભયંકર અત્યાચાર કરી રહ્યા હતા. જે પ્રકારે સ્મશાનભૂમિમાં પ્રેતો ફરે છે તે પ્રમાણે પઠાણો ઉદયપુરમાં ભમતા હતા. હવે બે દલો ઉદયપુરની પ્રજા ઉપર ભારે અત્યાચાર કરવા લાગ્યાં. મરાઠી અને પઠાણ સૈનિકો ઉદયપુરમાં ભારે ત્રાસ વર્તાવી રહ્યા. કોઇ કોઇ વખત તેમની વચ્ચે પણ ઘોર ઝઘડા થતા હતા. લૂંટના પદાર્થોને માટે તેઓ વચ્ચે અનેકવાર કલહ ઉત્પન્ન થતો હતો. આ પ્રકારે ઉભય દલોની વચ્ચે મેવાડની પ્રજા સપડાઇને દારૂણ દુઃખ પામી રહી હતી. તેની દુર્દશાનું વૃત્તાંત સાંભળી આપણું હૃદય ફાટી જાય છે. દુરાચારી પઠાણો અને ઘાતકી મરાઠાઓના અત્યાચાર અને પરસ્પર વિગ્રહ દ્વારા ઉત્પન્ન થયેલા ઉપદ્રવમાંથી મેવાડભૂમિની રક્ષાનો કોઈ ઉપાય નહિ જોઈ મહારાણાએ શત્રુઓને પોતાની માતૃભૂમિ વ્હેંચી આપવાનો વિચાર કર્યો. આ સબંધે નિર્ણય કરવાને માટે "ધવલમૂંગરા" (ધવલ મેરૂ) નામક સ્થાનમાં એક સભા બોલાવવામાં આવી. § રાણાજીના કેટલાક પ્રતિનિધિઓ આ સભામાં ગયા હતા. અહીંઆં રાણાજીનો ઉક્ત અભિપ્રાય જાહેર કરવામાં આવ્યો. ઉભય પિશાચોની મનઃકામના પૂર્ણ થવાનો સમય આવી પહોંચવાથી તેમના આનંદનો પાર રહ્યો નહિ. મેવાડની દુર્દશાની પરાકાષ્ઠા થવાનો પ્રસંગ આવી પહોંચ્યો. સ્મશાનનો કબજો મળવાથી પ્રેતોને, તથા મૃત શરીરને જોવાથી ગીધોને અને કુતરાઓને જેવો આનંદ થાય છે, તેવો આનંદ મરાઠાઓ અને પઠાણોને થવા લાગ્યો. મેવાડ ભૂમિ સ્મશાનવત્ બની ગઈ, મેવાડનાં મનુષ્યો મૃતવત્ બની ગયાં. તેમનામાં પ્રાણ, ચૈતન્ય કે ઉત્સાહનો લેશ પણ રહ્યો નહિ. એક વખત શત્રુઓના સાધારણ અત્યાચારથી પણ જે મનુષ્યો દારૂણ ક્રોધ અને મહા ગર્વથી ઉન્મત્ત થઇને તેમની સામે બાથ ભીડતા હતા, તેમનાજ વંશજો આ વખતે સર્વથા નિર્જીવ બની ગયા હતા. દુસ્મનોના ચરણપ્રહાર સહન કરી કરીને તેમનાં શરીરો જડ બની ગયાં હતાં. વિધાતાની અકૃપા મેવાડ ભૂમિપર સંપૂર્ણ રીતે ઉતરી હતી. નહિતો રાજસ્થાનની કમલિની કૃષ્ણકુમારીનો ભોગ શા

‡ કર્નલ ટૉડ જણાવે છે કે "કિસનદાસ આ વિપત્તિના સમયમાં સદા મારી પાસે રહેતો હતો." રાણા અને કર્નલ ટૉડની વચ્ચે વાર્તાલાપ થતો ત્યારે કિસનદાસ દુભાષિયાનું કામ કરતો હતો. ચંદાવતોની સાથે તેને વૈર હતું. તે મહાન સ્વામિભક્ત હતો. કર્નલ ટૉડે સ્વનેત્રોથી તેનું મૃત્યુ થતાં જોયું હતું. કિસનદાસનું મૃત્યુ થયેલું જોઇ કર્નલ ટૉડ તથા અંગ્રેજ ડૉકટરને મજબૂત સંદેહ ઉત્પન્ન થયો હતો કે તેને કોઇએ વિષ દઇને મારી નાખ્યો છે. કિસનદાસના મૃત્યુની વાત સાંભળી હજારો માણુસ રોયાં હતાં. આ પરથી પ્રતીત થાય છે કે તે અત્યંત લોકપ્રિય હતો."

§ આ સભામાં સતીદાસ, કિસનદાસ અને રૂપરામ પણ વિદ્યમાન હતા.

માટે આપવામાં આવત? અને બાપ્પા રાવલના વંશજ મહારાણા ભીમસિંહ કાયર અને ડરપોક શા માટે થઈ જાત? મેવાડની સર્વે સુંદરતાનો આ વખતે લય થયો હતો. જે સુંદરતાના પ્રભાવથી એક વખત મેવાડભૂમિ રાજસ્થાનનું નંદનવન ગણાતું હતું તે સુંદરતા આજે ક્યાં ગઇ છે? એક વખત જે મેવાડભૂમિ દેશપ્રીતિને ખાતર પ્રાણોત્સર્ગ કરનાર અસંખ્ય વીરોને જન્મ આપતી હતી, જે મેવાડ દેશ એક વખત સર્વ દેશોનો શિરોમણિ ગણાતો હતો, સમસ્ત જગત્ જેને વીરજનની ગણીને વંદન કરતું હતું, તે મેવાડભૂમિ આજે સ્મશાનવત્ બની ગઇ છે. તેના વીરો મૃત્યુશય્યાપર શયન કરી ગયા છે. શું આ વીરો પુનઃ જાગૃત થશે? શું તેઓ પોતાના શત્રુઓના અત્યાચારનું દમન કરવાને માટે પુનઃ કમર બાંધશે? જન્મભૂમિનું યત્કિંચિત્ અપમાન થતાંની સાથે જે વીરો ક્રોધથી ઉન્મત્ત બની જતા હતા, '**प्राणेभ्योऽपि गरीयसी**' એવી જન્મભૂમિને માટે જે વીરો એકદમ પ્રાણોત્સર્ગ કરતા હતા, તેજ વીરોના વંશજો આજે પોતાની દ્રષ્ટિથી જન્મભૂમિનું ઘોર અપમાન થતું જુએ છે. શું તેઓ પોતાની આવી દુર્દશા જોયા છતાં પણ જાગૃત નહિ થશે? અહો મહાવીર પ્રતાપસિંહ ક્યાં ગયા છે? હે યવન-દર્પહારી, આર્યકુલ ગૌરવ, વીરકેસરી પ્રતાપસિંહ! તમે ક્યાં છો? હે દેવ! પચ્ચીસ વર્ષ પર્યંત અનાહાર વ્રત ધારણ કરી, કઠોર વનવાસ સહન કરી, તમે જે ભૂમિને અકબરના ગ્રાસમાંથી બચાવી હતી, તે ભૂમિ આજે અનાથ, નિરાશ્રય અને નિસ્સહાય બની પિશાચોના અત્યાચાર સહન કરે છે. તમારાં પચ્ચીસ વર્ષોનાં ફળને આજે શત્રુઓ ઠોકરથી ઉરાડી દે છે. શું આકાશમાંથી તમે આ દ્રશ્ય જોતા નથી? હે સંન્યાસી શ્રેષ્ઠ! આપ એક વાર અલૌકિક આત્મત્યાગ અને કઠોર સંન્યાસનો પ્રકાશમાન આદર્શ આ નિર્જીવ અને પ્રમાદી રાજપુતોની આગળ સાદર કરો; આપની અનુપમ વીરતા, મહાનતા અને સ્વદેશપ્રેમને જોઇને એ લોકો પણ આ જગતમાં રાજપુત નામને સાર્થક કરશે. અને જનની જન્મભૂમિને દુઃખમાંથી મુક્ત કરી ચિરંજીવ થશે.

વીર જનની મેવાડભૂમિ આજે વીરોથી રહિત થઇ અધોગતિના ઊંડા પાતાલમાં ઉતરી ગઇ છે. આજે સુવર્ણભૂમિએ સ્મશાનનું સ્વરૂપ ધારણ કર્યું છે. મેવાડનું આગલુ સૌંદર્ય નષ્ટ થયું છે. મેવાડનું આગલું સન્માન વિલય પામ્યું છે. મેવાડની આગલી સભ્યતા, તેજસ્વિતા, અને શૂરતા આજે રહી નથી. આજે મેવાડ ભયંકર સ્મશાન બની ગયું છે. તેનાં ક્ષેત્રો સૂનાં પડી ગયાં છે. તેનાં નગરો અને ગ્રામોનો વિધ્વંસ થઇ ગયો છે. તેનાં ઘરો ખાલી પડી ગયાં છે. નગરવાસીઓને બહાર હાંકી કાઢવામાં આવ્યા છે. સરદારો અને સામંતો ભીરૂ અને કાયર થઇ ગયા છે. રાજા અને રાજપરિવાર દુઃખિત નિરૂપાય અને નિરવલંબ બની ગયા છે. એવો કોઇ પણ માયનો પૂત નથી કે જે વીરવર બાપ્પા રાવલના વંશની આ દુર્દશામાંથી રક્ષા કરે. હવે એવો કોઇ પણ મહાપુરુષ રહ્યો નથી કે જે સઞ્જીવની મંત્ર ભણીને મેવાડની અગણિત ચિતાઓપર જલ છાંટીને અસંખ્ય વીરો ઉત્પન્ન કરે. મરાઠાઓ અને પઠાણો મેવાડવાસીઓના હાથમાં જે કાંઈ જોતા હતા તે તેમની પાસેથી ખુંચવી લેતા હતા અને આ પ્રમાણે સ્મશાનભૂમિ મેવાડની દુર્દશાના ચિત્રને શતપટ અધિક ભયંકર બનાવતા હતા. ભિક્ષુકો ભિક્ષા માગીને જ્યા ત્યાંથી મુઠીભર ચોખા એકઠા કરતા હતા તેને પણ મહારાષ્ટ્રીઓ અને પઠાણો ઝુટવી લેતા હતા. કોઇ બિચારો ગમે તેવાં કપડાં પહેરીને બહાર નીકળતો તો તેનાં કપડાં પણ છીનવી લેવામાં આવતાં હતાં. હવે મેવાડપર કયું દુઃખ પડવું શેષ રહ્યું છે? રાજસ્થાનની મહારાણી મેવાડભૂમિ આજે ભીખારણ કરતાં પણ વિશેષ દીન અને હીન બની ગઇ છે. મેવાડભૂમિની આવી દુર્દશા થઇ રહી હતી એવામાં દુરાચારી બાપુજી સિંધિયા‡ તે દેશનું બચેલું દ્રવ્ય તથા સરદારો, સામંતો, વણિકો અને કૃષિકારોને કેદ કરીને અજમેર લઇ ગયો. અજમેરનાં તિમિરમય કારાગૃહમાં મેવાડવાસીઓને જઞ્જીરથી જકડીને પૂરવામાં આવ્યા. અનેક કેદીઓ રૂપિયા આપીને મુક્ત થયા અને જેમની પાસે દ્રવ્ય નહોતું તેઓ તે તિમિરમય સ્થાનમાંજ લોહજંજીરથી પીડિત થઇને મરણ પામ્યા. અને જે માણસો ઇ. સ. ૧૮૧૭ પર્યંત જીવિત રહ્યા, તેઓ તે વર્ષમાં થયેલી સંધિ અનુસાર મુક્ત થઇ, હાડપિંજરના આકારમાં કારાગૃહમાંથી બહાર નીકળ્યા.

---

‡ અંગ્રેજોની સાથે રાણાજીને સંધિ થયા પછી બાપુજી સિંધિયાને અજમેરમાંથી દૂર કરવામાં આવ્યો, તેણે જ્યાં રહેવાનો વિચાર કર્યો હતો તે સ્થળે તે મેવાડમાં થઇને ચાલ્યો ગયો. મેવાડવાસીઓ તેનાપર એટલા બધા અપ્રસન્ન થઇ ગયા હતા કે તે તે દેશમાંથી જતો હતો તે વખતે તેઓ તેના શરીરપર થુંક્યા હતા અને તેને અનેક દુર્વચનો કહ્યાં હતાં. અહંકારનું પરિણામ આવુંજ આવે છે.



# अध्याय १७ मो.

લૂંટફાટની નિવૃત્તિ–રાજપુત રાજાઓની સાથે અંગ્રેજોની મિત્રતા–મેવાડમાં અંગ્રેજી દૂતનું આગમન–બ્રિટિશ પ્રતિનિધિની નિમણુંક–રાણાએ તેને આપેલું માન–રાણાના ચરિત્રનું વર્ણન–સ્વદેશની શ્રી વૃદ્ધિ અર્થે રાણાએ કરેલો પ્રયાસ–હદપાર કરેલા લોકોને પાછા બોલાવવા–વ્યાપારીઓને કરેલું આમંત્રણ–ભીલવાડાની સ્થાપના–સરદારોનો સંપ–અધિકાર પત્રનું દ્રઢી કરણ–ભૂમિનું પુનર્ગ્રહણ–અર્ઝા સરદારો વિષે કેટલુંક વિવેચન–એદનૂર, ભદેશ્વર અને અમાઇત–મેવાડની જમીનદારી–ગામ ખાતાના નિયમો–મેવાડની બાપોતા–ભોમિઆ કિંવા સ્વતંત્ર સરદારો–તેમની સાથે કરેલા કરાર–તેમનો અધિકાર–ફરમાનનું મોટું રજીસ્ટર–ભૂમિ અધિકાર વિષે પૂર્વ દૃષ્ટાંતો, પટેલ, તેનું મૂળ અને તેનું કર્તવ્ય–મહેસુલના નિયમો–સામાન્ય પરિણામ.



ગિહલોત કુલના ભાગ્યચક્રના પરિવર્તનની સાથે મહારાજા કનકસેનના વંશનો ઇતિહાસ ઇસ્વીસનની બીજી શતાબ્દીથી આરંભીને ઓગણીસમી શતાબ્દી પર્યંત સારી રીતે વર્ણવવામાં આવ્યો. પ્રાયઃ બે સહસ્ર વર્ષોના અરસામાં સૂર્યવંશી મહારાજા કનકસેનનું રોપેલું વૃક્ષ, અંકુરિત અને પરિપુષ્ટ થઇ પાછળથી દુર્દશાને પણ પ્રાપ્ત થયું. આ સબંધે અમે પૂર્વે વર્ણન કરી ગયા છીએ. પારદ, ભીલ, તુર્ક, તાતાર પ્રભૃતિ અનેક જાતિઓએ આક્રમણ કરીને આ વૃક્ષને જડમૂળથી ઉખેડી નાંખવાની ચેષ્ટા કરી હતી. અનેક વાવાઝોડાં અને તોફાનોએ એની શાખા તોડી નાંખવાને ઉદ્યમ કર્યો હતો. સેંકડો વર્ષ પર્યંત એક સરખી રીતે પીડિત રહેવાથી મેવાડના હૃદયમાંથી પુષ્કળ રૂધિર નીકળી ગયું. આથી મેવાડભૂમિ બલહીન અને નિર્વીર્ય થઇ ગઇ. ઇતર લોકોના આક્રમણમાંથી મેવાડનું સત્વ બચ્યું હતું તેને અંતે મહારાષ્ટ્રીઓએ ચૂસી લીધું. આ સર્વ વાતનું વર્ણન આગળ આવી ગયું છે. માટે અહીંઆં તેનું દિગ્દર્શન પુનરૂક્તિ દોષમાં ગણાશે. અહીંઆં માત્ર એટલોજ નિર્દેશ કરવો ઉચિત છે કે આ વખતે રાજપુતોને પોતાના પ્રાણ બચાવવાનું પણ કઠિન થઇ પડયું હતું. પરંતુ મંગલકારી વિધાતાએ કૃપા કરીને થોડા વખતમાં રાજપુત જાતિના હૃદયમાં નવીન બળનો સંચાર કર્યો. મહારાષ્ટ્રીય, પઠાણ, પોર્ચુગિઝ, ફ્રેંચ વગેરે લોકોએ, ચોર અને લૂંટારા લોકોની સહાયથી પોતાનાં અનેક મોટાં કેન્દ્રો સ્થાપિત કર્યાં હતાં અને તેઓ મોટાં ભયંકર સૈન્યો રાખતા હતા. આ લોકો ભારતવર્ષમાં મહા અનર્થ કર્યા કરતા હતા. ભારતવર્ષના તપ્ત થયેલા હૃદયપર શીતલ જળનું સિંચન કરવાને માટે અંગ્રેજોએ સૌથી પ્હેલાં આ દુષ્ટ દલોનું દમન કરવાનો વિચાર કર્યો. ઇ. સ. ૧૮૧૭ ના અકટોબર માસમાં ભારતવર્ષના શાસનકર્તા લૉર્ડ હેસ્ટિંગ્સના ચાતુર્યના પ્રભાવથી આ દુષ્ટ લોકોના અત્યાચારનો અંત આવ્યો. તેમનાં દલો ચારે તરફ છિન્નભિન્ન થઈ ગયાં. દીર્ઘ કાળ પર્યંત આ જુલ્મી લોકોના અત્યાચાર સહન કર્યા પછી ભારતવાસીઓ શાંતિસુખ પામ્યા અને સાત સમુદ્ર પારથી આવેલા વણિકવેશી બ્રિટન લોકોની પ્રભુતા ભારતવર્ષમાં દ્રઢ થઇ.

અગ્રેજ શાસનકર્તાના ભીષણ પ્રયાસથી જુલમી અને દુષ્ટ લોકોનાં દલો છિન્નભિન્ન થઇ ગયાં. હવે આ લોકોનાં દલ પુનઃ બળવાન થવા પામે નહિ તેટલા માટે ભારતવર્ષના સર્વ રાજાઓમાં સંપ કરાવવો ઇષ્ટ લાગ્યો. આ વિચારથી બ્રિટીશ શાસન કર્તાએ રાજપુત રાજાઓને પત્ર લખી એકત્ર થવાને આમંત્રણ કર્યું. જયપુરના મહારાજા શિવાય સર્વ રાજાઓએ આ કાર્ય પ્રત્યે પોતાની સહાનુભૂતિ પ્રકટ કરી. દિલ્લીમાં આ વિરાટ સભા ભરવાનું નિશ્ચિત કરવામાં આવ્યું. આ નિમંત્રણ અનુસાર અનેક રાજદૂતો દિલ્લીમાં આવ્યા. માત્ર થોડાં અઠવાડીઆંમાં સમસ્ત રાજપુત જાતિનુ ભાગ્યસૂત્ર બ્રિટન લોકોના હાથમાં સોંપવામાં આવ્યું. આ વખતે જે સંધિપત્ર લખવામાં આવ્યું તેમા એવો કરાર કરવામાં આવ્યો કે રાજપુતો રાજકીય સ્વાધીનતાનુ સુખ ભોગવશે, અંગ્રેજ સરકાર શત્રુઓના આક્રમણમાંથી અને અત્યાચારમાંથી તેમનુ રક્ષણ કરશે અને તેના બદલામાં તેમને પોતાના રાજ્યની ઉપજનો થોડો ભાગ અંગ્રેજ સરકારને આપવો પડશે. ‡

‡ ઇસ્ટ ઇંડિયા કંપનીની સાથે રાણા ભીમસિંહને જે સંધિ થઇ હતી તેના પ્રત્યેક કરારનો અવિકૃત અનુવાદ નીચે આપવામાં આવે છેઃ—

(૧) અગ્રેજો અને રાણાજીની મિત્રતા, સખ્ય અને ઐક્ય, પેઢી દર પેઢી નિભાવવું અને એકના શત્રુ વા મિત્ર, બીજાના શત્રુ વા મિત્ર ગણવા.

(૨) અંગ્રેજ સરકાર રાણાજીનું સમસ્ત રાજ્ય કાયમ રાખશે, અને તેને ઉપદ્રવ નડવા દેશે નહિ.

(૩) ઉદયપુરના મહારાણાએ સદા અંગ્રેજ સરકારને આધીન રહી રાજશાસન ચલાવવું અને અગ્રેજ સરકારને પોતાની વરિષ્ઠ ગણવી. તેમજ તેમણે અન્યાન્ય રાજાઓ વા સરદારોની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવો નહિ.

(૪) અગ્રેજ સરકારની પરવાનગી અથવા મંજુરી વિના રાણાજી કોઇ પણ રાજા વા રાજકુલની સાથે કોઈ પણ પ્રકારનાં સંધિ પ્રભૃતિ રાજનૈતિક કામો કરી શકશે નહિ. સાધારણ અને નિયમિત સ્નેહ અને ક્ષેમકુશલતાના પત્રો મોકલવામાં કાંઇ હાનિ નથી.

(૫) ઉદયપુરના મહારાણા કોઇના ઉપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર અથવા કોઇ રાજ્યપર આક્રમણ કરી શકશે નહિ. જો કોઇની સાથે તેમને વિવાદ થાય તો બ્રિટિશ સરકારના હાથમાં તે સંબંધે વિચાર અને નિર્ણય કરવાનો ભાર સોંપવો.

(૬) ઉદયપુરની ખાલસા જમીનની જે મહેસુલ ઉપજે તેનો એક ચતુર્થાંશ ભાગ રાણાજીએ અંગ્રેજ સરકારને ખંડણી તરિકે પાંચ વર્ષ સુધી આપવો અને ત્યાર પછી $\frac{3}{8}$ (અર્થાત્ એક રૂપિયામાંથી છ આના) ભાગ સદા આપવો. રાણાજીની પાસે બીજો કોઇ ખંડણીનો દાવો કરી શકશે નહિ. જો કોઈ તેવો દાવો કરશે તો બ્રિટિશ સરકાર તેને ઉત્તર આપવાને માટે તૈયાર છે.

(૭) હાલમાં મહારાણા જણાવે છે કે ઉદયપુર તાબાનાં કેટલાંક પ્રગણાંઓની ઉપર કેટલાક લોકોએ અન્યાયપૂર્વક પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો છે અને રાણાજી પુનઃ આ પ્રગણાઓ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. પરંતુ આ બાબતનાં ચોક્કસ પ્રમાણો નહિ મળવાથી સાંપ્રતમાં બ્રિટિશ સરકાર તેમાં હસ્તક્ષેપ કરી શકતી નથી. પરંતુ જ્યાં સુધી બનશે ત્યાં સુધી તે ઉદયપુરની ઉન્નતિ કરવા પ્રત્યે લક્ષ્ય આપશે અને ગયેલી જમીન વિષે દરેક પ્રકારની તપાસ કરી તે પુનઃ હસ્તગત કરવાનો પ્રયત્ન કરશે. આ પ્રકારે બ્રિટિશ સરકારની સહાયથી મહારાણાને જે જમીન પુન. પ્રાપ્ત થશે તેની ઉપજમાંનો $\frac{3}{8}$ ભાગ બ્રિટિશ સરકારને આપવો પડશે.

(૮) બ્રિટિશ સરકાર જ્યારે જરૂર પડશે ત્યારે ઉદયપુરની સેના લઇ શકશે.

(૯) ઉદયપુરના રાજ્યમાં મહારાણાની આજ્ઞા અને સત્તા સંપૂર્ણ રીતે ચાલશે. તેમના રાજ્યમાં અંગ્રેજ સરકારની પ્રભુતાનો પ્રચાર થશે નહિ.

(૧૦) આ નિયમોવાળું સંધિપત્ર દિલ્લીમાં લખવામાં આવ્યું છે. એના ઉપર અંગ્રેજ સરકારની તરફથી મહાશય ચાર્લ્સ થિઆફિલ્સ મેટ્કાફ અને મહારાણાની તરફથી ઠાકોર અજીતસિંહ બહાદુરે હસ્તા-

જે દેશી રાજાઓએ અત્યાચારી લોકોના પંજામાંથી મુક્ત થવાને માટે અંગ્રેજ સરકારની સાથે સંધિ કરવાની ઇચ્છા કરી હતી તે સર્વેમાં મેવાડના મહારાણાને સંધિ કરવાની અધિક આવશ્યકતા હતી. અને આ સંધિદ્વારા મેવાડના મહારાણાને સૌથી અધિક શાંતિ પ્રાપ્ત થઈ હતી ઈ. સ. ૧૮૧૮ ના જાન્યુઆરીની ૧૬ મી તારિખે રાણાજીએ ઉક્ત સંધિપત્ર પર પોતાના હસ્તાક્ષર કર્યા હતા. પછી ફેબ્રુઆરી માસમાંજ ઉક્ત સંધિના નિયમોથી રક્ષા કરવાને માટે અંગ્રેજોનો એક દૂત રાણાજીની દરબારમાં આવ્યો. સિંધિયાના અનુચરોએ અન્યાયથી મહારાણાની ભૂમિપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો. આ સર્વ ભૂમિનો ઉદ્ધાર કરવાને માટે તથા ઉપદ્રવી સરદારો તથા સામંતોનું દમન કરવાને માટે અંગ્રેજ સેનાપતિ મેજર જનરલ સર આર. ડકન સેના લઇ તૈયાર થયો.+ રાયપુર, રાજનગર, ઇત્યાદિ કિલ્લાઓ ઉપર વિદ્રોહી સરદારોએ પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો. આ સર્વ કિલ્લાઓ ઉક્ત અંગ્રેજ સેનાપતિએ હસ્તગત કરી મેવાડ રાજ્યને સમર્પણ કર્યા. વળી સૈભાગ્યવાન, ચતુર અંગ્રેજોએ એક મોટો કિલ્લો પોતાના રાજ્યમાં સંયોજી દીધો. કમલમેરમાં જે સેના રહેતી હતી તેને દીર્ઘ કાળથી પગાર મળ્યો નહોતો. આ સર્વ પગાર અંગ્રેજ સરકારે ચૂકવી દીધો અને તે કિલ્લાને પોતાના અધિકારમાં લઇ લીધો.

કમલમેરની પૂર્વ દિશામાં આવેલા જિહાજપુરથી અંગ્રેજોનો દૂત ઉદયપુર તરફ ચાલ્યો. આ સ્થળેથી ઉદયપુર પ્રાયઃ ૧૪૦ માઇલ દૂર હશે. તે દૂત જણાવે છે કે “ આ લાંબા પટમાં મને માત્ર બેજ શહેરો મળ્યાં. આ શહેરો પણ ઉજ્જડ થઇ ગયાં હતાં. આ શહેરોની વસ્તી છિન્નભિન્ન થઇ ગઇ હતી. મનુષ્યનુ જરા ચિન્હ પણ દ્રષ્ટિગોચર થતું નહોતું. ચારે તરફ જંગલ, વૃક્ષો, પહાડ, પાષાણ આવી રહ્યા હતા. વૃક્ષઘટામાં ભયંકર વાઘોએ પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હતું. મોટા મોટા રાજમાર્ગો નષ્ટ થઇ ગયા હતા. રમણીય દેશની આજે આવી દુર્દશા થઈ રહી હતી. વિપરીત કાળનું આ ચિત્ર અદ્યાપિ દ્રષ્ટિ સમીપ તર્યા કરે છે. રાજપુતાનામાં ભીલવાડા નામનુ એક મોટું નગર હતું. બાર વર્ષો પૂર્વે અર્થાત્ ઇ. સ. ૧૮૦૬ ના મે માસમાં હું આ નગર તરફ ગયો હતો. તે સમયે આ નગરમાં ૬૦૦૦ કુટુંબો રહેતાં હતાં. સામાન્યતઃ આ નગર ઉત્તમ શ્રેણીનું ગણાતું હતું. પરતુ હમણાં (ઇ. સ. ૧૮૧૮ ના ફેબ્રુઆરી માસમાં) પૂર્વેની વસ્તીનો પત્તો લાગતો નથી. ભીલવાડાના રાજમાર્ગપર મને એક પણ જીવંત પ્રાણી મળ્યું નહિ. કેવળ એક કૂતરો એક દેવમંદિરમાં બેઠો હતો તે પણ અજાણ્યા માણસોને જોઇને શીઘ્ર નાશી ગયો. આ દશા જોઈ મને અત્યંત શોક થયો. મારી સાથે આવેલા એક સૈનિકે તે દેવાલયના આદિનાથ નામના એક નગ્ન દેવતાને પોતાના અંગનું લાલ વસ્ત્ર ઓરાઢીને તેનું શરીર ઢાંકયુ હતું. ” *

બ્રિટિશ દૂતને માન સહિત લાવવાને માટે મહારાણાએ પોતાના એક દૂતને મોકલ્યો. અંગ્રેજોએ પોતાની છાવણી નાથદ્વારમાં નાંખી હતી. રાણાજીનો દૂત પોતાની સેના સહિત ત્યાં જઇ બ્રિટિશ એજં-

---

ક્ષર અને મહોર કરી છે. એની મંજુરી મહાનુભાવ ગવર્નર જનરલ તથા મહારાણા ભીમસિંહ દ્વારા મળતાં એક મહિનાના અરસામાં એ બન્ને પક્ષને આપવામાં આવશે.

મુકામ દિલ્લી. તા. ૧૩ મી માહે જાન્યુઆરી ઇ. સ. ૧૮૧૮.

હસ્તાક્ષર—સી. ટી. મેટકાફ.

હસ્તાક્ષર—ઠાકોર અજિતસિંહ.

+ આજ સમયે કર્નલ ટૉડ લૉર્ડ હેસ્ટિંગ્સના તરફથી “પશ્ચિમ રાજપુત પ્રદેશોના પોલિટિકલ એજંટ” તરિકે રાણાની રાજસભામાં નિયુક્ત થયા હતા. ઇ. સ. ૧૮૧૭ તથા ૧૮૧૮ નાં યુદ્ધમાં કર્નલ ટૉડના તાબા નીચે ઉત્તર ભાગનું અંગ્રેજી સૈન્ય હતું અને તેઓ પોતાની સેનાપર સર્વ પ્રકારની દેખરેખ રાખતા હતા. આ વખતે તેમણે હોલ્કર તથા બુંદીરાજની સાથે સંગ્રામ કર્યો હતો તથા કોટાના રાજાની સાથે સંધિ કરી હતી.

* ઇ. સ. ૧૮૦૬ ના મે માસમાં કર્નલ ટૉડ એકવાર ભીલવાડામાં થઈને ગયા હતા. આ વખતે તે નગર ઉન્નત દશામાં હતું.

ટને મળ્યો. સંધિ સંબંધે વાતચિત થયા પશ્ચાત્ તે બ્રિટિશ એજંટના ઉદયપુરમાંના આગમન પ્રસંગે પાટનગરને ઉત્તમ પ્રકારે શૃગારવાના ઉદ્દેશથી ચાલ્યો ગયો. આજ વખતે કમલમેરનો કિલ્લો પણ અંગ્રેજ સરકારને અર્પણ કરવામાં આવ્યો. રાણાજીના જ્યેષ્ઠ કુમાર જવાનસિંહ ઉત્તમોત્તમ વસ્ત્રો પરિધાન કરી અસંખ્ય સામંતો, સેનાપતિઓ, સૈનિકો તથા અનુચરોને સાથે લઇ આગળ જઈ બ્રિટિશ એજંટને માન સહિત તેડી લાવ્યા. નગરથી એક કોશના અંતર પર એક ઉત્તમ ઉદ્યાનમાં દરબાર ભરવામાં આવી હતી. પછી જવાનસિંહ બ્રિટિશ એજંટને રાજધાનીમાં લઈ આવ્યા. આ સમયની શોભાનું વર્ણન કર્નલ ટૉડે ઉત્તમ પ્રકારે કર્યું છેઃ—

"રાણાની અને મારી મુલાકાતઃ–ઉદયપુર નગરથી એક કોશના અંતરપર એક સભાસ્થાન તૈયાર કરવામાં આવ્યું હતું. ત્યાં શેતરંજીઓ અને ગાલીચાઓ બિછાવીને ઉત્તમ પ્રકારની બેઠકો તૈયાર કરવામાં આવી હતી. અહીંયાં પ્રથમ યુવરાજ જવાનસિંહે મારી મુલાકાત લીધી. આ રાજપુત્રને જોતાંની સાથેજ મેં તેના ગુણોની ઝાખી કરી લીધી. તેજસ્વી વદન, રાજદરબારી સભ્યતાથી બોલવાની ઢબ, રાજકુલને છાજે એવી ગભીરતા, વિનયસંપન્નતા, આ સર્વ ગુણો મેં તેમનામાં જોયા. આ ગુણો તેમણે કીર્તિવંત રાજકુલમાં જન્મ લીધો છે, તેનું પ્રત્યક્ષ પ્રમાણ બતાવી રહ્યા હતા. પૂર્વે આ કુમાર જ્યારે નાના હતા ત્યારે મેં તેમને જોયા હતા, પરંતુ તે વખતે મને એવી કલ્પના પણ આવી નહોતી કે આ કુમાર મને આધીનતાપૂર્વક આવીને મળશે. પરંતુ સમયના પરિવર્તનથી મહા પ્રતાપવાન પ્રતાપસિંહનો વંશજ આ પ્રકારે મારૂં સ્વાગત કરવાને માટે આવ્યો. આ દ્રશ્ય જોવાથી મારા મનમાં જે લાગણી ઉત્પન્ન થઇ તેનું મારાથી વર્ણન થઈ શકતું નથી. ખરેખર કાળની ગતિ વિચિત્ર છે. આ રાજકુમારનું મુખ તેના ઇતિહાસપ્રસિદ્ધ પરાક્રમશાલી, રાજકુલને શોભા આપે એવું હતું.

મેં સૂરજ દરવાજેથી ઉદયપુરમાં પ્રવેશ કર્યો. જવાના રસ્તાની બન્ને બાજુએ વૃક્ષોની હાર લાગી રહી હતી. આ સમયે પણ સ્પષ્ટ રીતે પ્રતીત થતું હતું કે અમે એક ઉજ્જડ અને નિર્જન શહેરની અંદર જઇએ છીએ. પ્રસિદ્ધ રામપ્યારી (પંદરમા અધ્યાયમાં આ સ્ત્રી વિષે કાંઇક ઉલ્લેખ આવ્યો છે.) ના મહાલયમાં અમે સર્વે ગયા. આ મહાલય રાજપુતોના સાધારણ મહાલયોની પેઠે ચતુષ્કોણ અને અનેક મજલાવાળો હતો. તેની શોભા અત્યુત્તમ અને વર્ણન કરવા યોગ્ય હતી. ચારે તરફ નકશી કામ, સામસામે ઓરડાઓ, અને વચમાં મોટું ભવ્ય દિવાનખાનુ શોભી રહ્યું હતું. આજ સ્થાનમાં અમારા સ્વાગતની તૈયારીઓ કરવામાં આવી હતી. પાછળથી બ્રિટિશ સરકારનો રેસિડંટ આજ મહાલયમાં રહેતો હતો. આ મહાલયના એક ભાગમાં અમારે માટે ભોજન તૈયાર કરવામાં આવ્યુ હતું. ભોજનનુ શુ વર્ણન કરૂં ? પૃથક્ પૃથક્ શતાવધિ પ્રકારનાં નામીચાં અને મિષ્ટ પકવાન્નો તૈયાર કરવામાં આવ્યાં હતાં, તાજાં અને સુકાં ફળો પણ પુષ્કળ હતાં. એક હજાર રૂપિયાની થેલી પણ ત્યાં રાખવામાં આવી હતી. આ પ્રસંગનો આનંદ દર્શાવવાને માટે મહારાણાના અંગત નોકરોમાં આ રૂપિયા વ્હેંચી દેવાને માટે આપ્યા હતા. જે લોકોએ બ્રિટિશ કંપનીના એજન્ટના આગમનની ખબર આપી હતી તેને આ પ્રકારે પારિતોષિક આપવું એ (વં રાજપુત રાજાઓની પ્રાચીન રીતિ અનુસારજ હતું. રાણાજીની બીજી વારની મુલાકાતને માટે બીજો દિવસ નિશ્ચિત થયો.

પરંતુ પહેલાજ દિવસના ચાર વાગે રાણાજીનો મુખ્ય દિવાન, ચંદાવત સરદાર, ચોબદાર, ભાલેદાર, પ્રભૃતિ માણસો અમારી પાસે આવ્યા અને તેમણે અમને નિવેદન કર્યું કે "રાણાજીએ આપના સ્વાગતને માટે આજેજ તૈયારીઓ કરી છે." જે સ્થળે અમારો મુકામ હતો તે સ્થળે અલ્પ કાળમાં લોકોની મોટી ભીડ થઈ ગઇ. સર્વ માણસો ઉત્તમોત્તમ વસ્ત્રાલંકાર પરિધાન કરીને આવ્યા હતા અને ગુપચુપ અમારી તરફ જોતા હતા.‡ રાજભુવનમાં જવાને માટે અમે નીચે ઉતર્યા. આ વખતે પ્રત્યેક માણસના મુખમાંથી "જય, જય, ફિરંગીકા રાજ" એવા શબ્દ નીકળતા હતા. ભાટ લોકો આવા અવસર પર કેમ ચૂપ રહી શકે ? તેમણે અંગ્રેજ એજંટનું નામ પોતાના કાવ્યમાં ઉતારીને વિવિધ પ્રકારે તેની સ્તુતિ કરવાનો આરંભ કરી દીધો. સ્થળે સ્થળે વાજાંવાળાઓ ઉત્તમ પ્રકારે વાજાં વગાડી રહ્યા હતા. વાજાં-

‡ અમે ચાર યુરોપિયનો હતાઃ હું, મિશનના સેક્રેટરી કૅપ્ટન વાઘ, લેફ્ટેનન્ટ કેરી તથા ડૉક્ટર ડંકન.

ઓનો ધ્વનિ સુશ્રાવ્ય હોવાથી શ્રોતાનું ધ્યાન તે પ્રતિ અત્યંત આકર્ષાતું હતું. સુંદર રમણીઓ જળ-ભરિત પાત્રો મસ્તક પર ધારણ કરી અમારા મંગળને માટે ગીતો ગાઇ રહી હતી. તેમનાં ગીત અત્યંત મનોહર લાગતાં હતાં. આ ગીતો સાંભળી લોકો તે સ્ત્રીઓને કાંઈ કાંઇ વસ્તુ અર્પણ કરતા હતા. આ પ્રકારે ભારે ભીડ થઇ રહેવાથી રાજમાર્ગમાં ક્યાંય પણ તિલભર જગા ખાલી રહી નહોતી. રાજભુવનની નિકટ આવતાં અમે સર્વ જણ હાથી અને અશ્વપરથી નીચે ઉતરી પડયા અને ધીમે ધીમે ચાલીને રાજભવનમાં પ્રવેશ કર્યો. મહાલયની પાસેના છોબંધ ચોકમાં હાથીઓ અને ઘોડાઓનો ખેલ થતો હતો. આ પ્રકારનો ખેલ જોવાનો મહારાણાને અત્યંત શોખ હતો.

રાજભવન અતિ વિશાળ અને દ્રઢ છે. એમાં સંગેમરમરનો ઉપયોગ પુષ્કળ કરવામાં આવ્યો છે. ઇતર જાતના પાષાણો પણ તેમાં વાપરવામાં આવ્યા છે. આ મહાલયની ઉંચાઇ ૭૦ હાથની છે. આ રાજભુવનના સર્વ ખુણાપર અષ્ટકોણ બુરજ બંધાવી તે પર ગુંબજ બનાવવામાં આવ્યા છે. આ રાજ-મહાલય એકજ સમયમાં બન્યો નથી. ભિન્ન ભિન્ન રાજાઓએ પૃથક્ પૃથક્ સમયમાં તેને બંધાવ્યો હતો. આ મહાલય અત્યંત સુંદર બન્યો છે તેનું આજ કારણ છે. પ્રાચ્ય દેશોમાં આવું સુંદર મકાન કદિ ક્યાંય પણ બંધાયું નહિ હશે. પર્વત ઉપર આ મહાલય બંધાવેલો હોવાથી ઉદયપુરની તળેટી પરથી તે ઘણો ઉંચો લાગે છે. આ રાજભવનના અગ્ર ભાગમાં એક વિશાળ છોબંધ ચોક આવેલો છે. આ ચોકની લંબાઇ મહાલયની પહોળાઇ જેટલી છે. આ ચોકમાંજ મહારાણા પોતાના હાથીઓને અને અશ્વોને ખેલાવે છે. ત્રણ કમાનદાર ઉચ્ચ સ્તંભોની ઉપર આ ચોક સ્થિત છે અને આ સ્તંભો પર્વતના ઢોળાવપર આવેલા છે. સૌથી આગળ જે સ્તંભ છે તેની ઉંચાઇ ૩૨ હાથની છે. ચોકની નીચે જે ખાલી જગ્યા છે તેમાં ઘોડાના તબેલા તથા પીલખાનાં બંધાવવામાં આવ્યાં છે. સ્તંભોની દ્રઢતા વિષે કિંચિત્ પણ શંકા લાવવાનું પ્રયોજન નથી. ચોકપર ચઢવાથી ઉદયપુર તથા તેની આસપાસનું સંપૂર્ણ દ્રશ્ય જોઇ શકાય છે. આ દ્રશ્ય ઘણું મનોહર લાગે છે. આસપાસનાં પર્વતશૃંગોને લીધે ઉદયપુરની આસ-પાસનાં કેટલાંક મેદાનો દ્રષ્ટિગોચર થતાં નથી. પરંતુ બુરજપર ચઢવાથી તો તે પણ સારી રીતે દેખાય છે. અહીંઆંથી ઉદયપુરનું મોટું તળાવ અને નાનાં નાનાં ગિરિશૃંગો સપાટ ભૂમિવત્ દેખાય છે. જો આ રાજભવનને ઉદયપુરની શોભા કહેવામાં આવે તો તેમાં કાંઈ અતિશયોક્તિ નથી. આ મહાલયમાં અમારા સ્વાગતને માટે તૈયારીઓ કરવામાં આવી હતી.

આ રાજમહાલયના મુખ્ય દરવાજાપર સિન્ધી સિપાઇયોનો પહેરો હતો. તે શનિવારનો દિવસ હોવાથી તે દિવસે નિયમાનુસાર શક્તાવત સરદારો દીવાનખાનામાં સ્વાગતનો પ્રબંધ કરતા હતા. મુખ્ય દ્વારથી દિવાનખાના સુધીના માર્ગની બન્ને બાજુએ રાજપુતો સશસ્ત્ર થઇને ઉભા હતા. રાજભવનની અંદરના ભાગમાં એક ગણેશ દરવાજો છે. આની અંદર થઇને દીવાનખાના તરફ જવાય છે. પાષાણના દાદરપર ચઢીને અમે દિવાનખાનામાં ગયા. રાજદ્વારી પુરુષોનાં આગમનની ખબર આપનાર અનેક નેકી પોકાર-નારાઓ પણ ત્યાં વિદ્યમાન હતા. દિવાનખાનામાં પહોંચ્યા પૂર્વે કેટલીક પરશાળ ઓળંગવી પડે છે. દિવાનખાનાનાં દ્વારપર અમે પહોંચ્યા કે તરતજ ચોબદારે મોટેથી પોકાર કર્યો કે " અંગ્રેજ એલચી મહારાણાની મુલાકાતને માટે હાજર છે. " આ શબ્દો સાંભળતાની સાથે મહારાણા સિંહાસનપરથી ઉતરી કેટલાંક પગલાં આગળ આવ્યા. તેઓ ઉઠયા કે તરતજ સરદારોએ પણ પોતાના આસનપરથી ઉઠીને અમારૂં સ્વાગત કર્યું. આ દરબારની શોભા દિલ્લી દરબારના જેવી જણાતી હતી. સિંહાસનની સન્મુખજ અમને આસન આપવામાં આવ્યાં. મરાઠા આક્રમણના સમયમાં ઉદયપુરના દરબારમાં મહા-રાષ્ટ્રીય એલચીને જે આસન આપવામાં આવતું હતું તેજ આસન આજે અંગ્રેજ એલચીને મળ્યું. જે મહાલયમાં, આ દરબાર ભરવામાં આવ્યો હતો તેનું નામ 'સૂર્યમહલ' છે. આ મહાલયના મધ્ય ભાગમાં સૂર્યનું ચિત્ર છે. તે મહાલયમાંના સર્વ ચિત્રોમાં આ સૂર્યનું ચિત્ર સૌથી મોટું છે અને તેનું નામ "સૂર્યમહલ" રાખવાનું કારણ પણ તેજ છે. સૂર્યનાં ચિત્રની આગળજ મહારાણાનું સિંહાસન સ્થિત હતું. આ સિંહાસનની ઉપર પિતળના ચાર સ્તંભોપર મખમલનો એક ચંદરવો હતો. આ સિંહાસન સાધારણ રીતે ઉંચું હતું. તેના ઉપર વેલ બુટ્ટાવાળી મખમલની ચાદર હતી. દરબારના સોળ

મુખ્ય સરદારો પોતપોતાની યોગ્યતાનુસાર રાણાજીની જમણી અને ડાબી બાજુએ બેઠા હતા. મહારાજાની એક પાસે તેમના આસન કરતાં સ્હેજ નીચાં આસનપર રાજકુમાર જવાનસિંહ અને ઉમરાવ સિંહ બેઠા હતા. રાણાની સન્મુખ મુલકી ખાતાનો મુખ્ય અમલદાર બેઠો હતો. રાણાજીની પાછળ તેમના અંગત સેવકો તથા અન્યાન્ય વિશ્વાસુ અધિકારીઓ બેઠા હતા. આ વખતે રાણાજીના મનમાં અનિર્વચનીય આનંદ થતો હતો. બ્રિટિશ એલચીનું આગમન થયા પશ્ચાત્ રાણાએ મરાઠાઓ તથા પઠાણો દ્વારા મેવાડવાસીઓને જે જે સંકટો અને દુઃખો સહન કરવાં પડયાં હતાં તેનું હ્રદયદ્રાવક વર્ણન તેને પોતાની પ્રભાવશાળી વાણીથી કહી સંભળાવ્યું. પછી તેમણે કહ્યું કે "અંગ્રેજ સરકારે આ કાર્યમાં મન લગાડી અમારાં દુઃખો દૂર કરવાનો નિશ્ચય કર્યો છે તે માટે અમે તેમના અત્યંત આભારી છીએ. જન્મથી હું કદિ પણ સુખે સૂતો નથી. હવે અંગ્રેજોના સ્નેહ તથા મિત્રતાથી મને સુખે નિદ્રા આવશે." મહારાણાના મુખમાંથી નીકળેલા પાછલા શબ્દો અતિ આવેશયુક્ત હતા. આ શબ્દો સાંભળી અમને અત્યંત કરુણા ઉત્પન્ન થઈ અને એમનું દુઃખ દૂર કરવું એને અમે અમારૂં કર્તવ્ય માન્યું. પછી બ્રિટિશ એલચીએ મહારાણાને મમતાપૂર્વક જણાવ્યું કે "અમારા ગવર્નર જનરલ આપનાં કીર્તિવંત અને વૈભવશાળી કુળનો ઇતિહાસ સારી પેઠે જાણે છે તથા આપના ઉપર જે જે સંકટો પડયાં છે તેથી પણ તેઓ સુપરિચિત છે. આથી આપનો વૈભવ તથા આપની કીર્તિ અને રાજ્યની શાંતિ યથાસંભવ વધારવી એવી તેમની ઇચ્છા છે." આ પ્રકારે પરસ્પર વાર્તાલાપ થયા પશ્ચાત્ રાણાજીએ બ્રિટિશ એલચી તથા તેમની સાથેનાં માણસોને પુષ્કળ પારિતોષિક આપ્યું. બ્રિટિશ એલચીને તેમણે એક ઉત્તમ પ્રકારે સજ્જ કરેલો હાથી, એક ઉત્તમ અશ્વ, રત્નજડિત અલંકારો, એક મુક્તાહાર, એક શાલ અને એક કિનખાબનો ડગલો, આટલી વસ્તુઓ પારિતોષિક તરિકે આપી. આ પ્રકારે મહારાણાએ અન્ય માણસોને પણ ભિન્ન ભિન્ન વસ્તુઓ પારિતોષિક તરીકે આપ્યા પશ્ચાત્ સર્વે અંગ્રેજોને પાન, અત્તર તથા ગુલાબ આપીને તેમને વિદાય લેવાની પરવાનગી આપી. અંગ્રેજોએ ઉઠીને મહારાણાને માનપૂર્વક સલામ કરી અને પછી તેઓ ચાલ્યા ગયા. અંગ્રેજો જ્યારે પોતાના મુકામપર ગયા ત્યારે મહારાણા પોતાના કુમારને તથા મુખ્ય મુખ્ય સરદારોને પોતાની સાથે લઇ તેમને વળતી મુલાકાત આપવાને તેમના મુકામ પર ગયા. તેમના આગમનની વાત સાંભળી બ્રિટિશ એલચી ઘણે દૂર સુધી પગે ચાલી તેમનો સત્કાર કરવાને સામા ગયા તથા મેવાડના રાજવંશીઓને સન્માન આપવાને માટે પોતાની સેના પાસે તેમને સલામી અપાવી. રાણાજીને માટે અહીંઆં આ વખતે પૂર્વે કરતાં અધિક ઉચ્ચ આસન બનાવવામાં આવ્યું હતું. આ આસનપર મેવાડનાથ વિરાજમાન થયા. રાણાજી આનંદપૂર્વક ત્યાં બેસીને બ્રિટિશ એલચીની સાથે વાર્તાલાપ કરવા લાગ્યા. મહારાણાએ બ્રિટિશ એલચીની સાથે અર્ધો કલાક પર્યંત અંગ્રેજી સેના સંબંધે વાર્તાલાપ કર્યો. આ વખતે બ્રિટિશ એલચીએ મહારાણાને એક હાથી, બે અશ્વો, વિવિધ પ્રકારના સોનારૂપાના અલંકારો, વેલ બુટ્ટાવાળી મખમલની એક ઝુલ, આ સર્વે વસ્તુઓ નજર કરી. વળી તેમણે તેમને અનેક પ્રકારનાં રત્નોથી ભરેલાં ૨૧ પાત્રો પણ નજર કર્યાં. કુમાર ઉમરાવસિંહ બિમાર હોવાથી તેઓ પોતાના પિતાની સાથે આવ્યા નહોતા, પરંતુ બ્રિટિશ એલચીએ તેમને માટે પણ એક અશ્વ તથા ઉપર્યુક્ત વસ્તુઓથી ભરેલાં ૧૧ પાત્રો આપ્યાં. જવાનસિંહ તો મહારાણાની સાથેજ હતા. તેમને પણ બ્રિટિશ એલચીએ, એક અશ્વ અને નવ પાત્રો નજર કર્યાં. તદુપરાંત મહારાણાના કર્મચારીઓ તથા સામંતોને પણ તેમની યોગ્યતાનુસાર નજરાણું આપવામાં આવ્યું. ભેટ આપવામાં બ્રિટિશ એલચીને રૂ. ૨૦૦૦૦) નો ખર્ચ થયો હતો. મહારાણા તથા બ્રિટિશ એલચીની પરસ્પર મુલાકાતની વાત ઘણા દિવસ સુધી સરદારો તથા મહારાણાના સેવકોમાં ચાલી. આ વાતથી તેમને અપૂર્વ આનંદ થયો હતો."

પ્રસ્તુત મહારાણાનું ચરિત્ર અત્યંત મહાન કે સર્વ મર્યાદાને યુક્ત નહોતું. પ્રજાનું પાલન કરવા માટેના સર્વ ગુણો તેમનામાં હતા, પરંતુ તેમના મનની દુર્બલતાને લીધે તેઓ પ્રજાપાલનનું કોઇપણ કાર્ય કરી શકતા નહોતા. બાહ્ય ડોળ દમામ અને આડંબર, સાધારણ બાબતોમાં આનંદ લેવો, તથા મિથ્યા ઉદારતા, આ દુર્ગુણોને લીધે તેમનું જીવન વ્યર્થ બની ગયું હતું. આથી તેઓ રાજકાર્યમાં ચિત્ત લગાડી શકતા નહોતા. રાજ્યપ્રબંધને માટે તેમને ઇતર માણસોનાં મુખ સામે જોવું પડતું હતું; તેમના હ્રદયમાં કિંચિત્ પણ સ્થિરતા નહોતી. તેમણે જન્મથી દુઃખ, દુઃખ અને દુઃખજ જોયું હતું. તેમને બ્રિટિશ સત્તાની સાહાય્ય

મળી ત્યાં સુધી કદિ પણ શાંતિ પ્રાપ્ત થઈ નહોતી, અને જ્યારે તેમને શાંતિ ભોગવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારે તેઓ પ્રમાદી બનીને ઉંઘવામાં જ પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યા. તેઓ કોઇપણ પ્રકારની ખટપટમાં પડવા ઇચ્છતા નહોતા. રાજસ્થાનમાં તેમના જેવો મંત્રણાકુશળ રાજા કોઇપણ નહોતો, પરંતુ શોકની વાત છે કે તેઓ પોતાની આ કુશલતાનો ઉપયોગ ક્વચિતજ કરતા હતા. તેમના સલાહકારોમાં માત્ર કિશનદાસજી દ્રઢપ્રતિજ્ઞ અને ચતુર હતો. આ માણુસ દીર્ઘ કાળ પર્યંત મહારાણાના મંત્રી તરિકે રહ્યો હતો. તેના પ્રયત્નોથી મેવાડને અને મહારાણાને ઘણા લાભો થયા હતા. પરંતુ શોકની વાત છે કે મેવાડભૂમિ શીઘ્ર આ પુરુષરત્નને ખોઇ બેઠી. રાજનીતિવિશારદ કિશનદાસ અકાળ મૃત્યુ પામ્યા હતા.

મેવાડના રાજ્યમાં સુધારો અને શાંતિ ફેલાવવાની ઇચ્છાથી બ્રિટિશ એલચીએ સૌથી પ્રથમ ઉપદ્રવી સામંતો તથા સરદારોને વશ કરવાનો પ્રયત્ન કર્યો. તેઓ સારી પેઠે જાણતા હતા કે મેવાડના સરદારો અને સામંતોને રાજસભામાં લાવવાથી આપણો ઉદ્દેશ સિદ્ધ થશે. મેવાડના કેટલાક સરદારો મહારાણાના દરબારમાં આવતા હતા, પરંતુ ઘણા આવતા નહોતા. અરે અનેક સરદારોએ તો રાજસભાનુ દર્શન પણ કર્યું નહોતું. જેઓ રાજસભામાં આવતા હતા તેઓ માત્ર પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટેજ આવતા હતા. તેઓ પોતાનો સ્વાર્થ સિદ્ધ ન થયો હોય ત્યાં સુધી દરબારમાં રહેતા અને સ્વાર્થ સિદ્ધ થયા પછી તરતજ ચાલ્યા જતા. જતી વખત તેઓ એકવાર પણ રાણાના મુખપ્રતિ દ્રષ્ટિપાત કરતા નહોતા. આવી પરિસ્થિતિ હોવાથી વિદ્રોહી સરદારોનું દમન કરવાનું કાર્ય કાંઈ સુગમ નહોતું. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે બ્રિટિશ એલચીના ચાતુર્યથી માત્ર થોડાં અઠવાડીઆમાંજ મેવાડના સમસ્ત સરદારો અને સામંતો રાણાની સભામાં આવી વિરાજમાન થઇ ગયા. દરબારની આવી શોભા મેવાડવાસીઓએ ગત પચાસ વર્ષમાં કદિ પણ જોઇ નહોતી. આ વખતે દીર્ઘ કાળ પશ્ચાત્ સીસોદીઆ વંશની રાજસભાને મેવાડના સર્વ સરદારો અને સામંતોથી પરિપૂર્ણ જોઇને નગરવાસીઓને અત્યંત આલ્હાદ ઉત્પન્ન થયો. જે સરદારો, સામંતો અને સૈનિકો પરસ્પર વૈરભાવ રાખતા હતા, તેઓ એકજ સ્થાનમાં કોઈ દૈવી શક્તિથી એકત્રિત થયા. મેવાડનો એક પણ સરદાર રાજસભામાં આવવાથી વિમુખ થયો નહોતો. અરે જે મહા ઉપદ્રવી અને દુષ્ટ હમીરે થોડા દિવસ પૂર્વે હાડી રાણીની પહેરામણીનો સામાન લૂટી લીધો હતો, અને જે સાંગાવત સરદારે પ્રતિજ્ઞાપૂર્વક કહ્યું હતું કે "ભલે હું સ્ત્રીની સન્મુખ શિર ઝુકાવીશ, પરંતુ રાણાની આગળ મારૂ મસ્તક કદિ પણ અવનત કરીશ નહિ." તે ઉભય સરદારો પણ ભદેશ્વર અને દેવગઢ છોડી રાજાજ્ઞાને શિરસાવંદ્ય ગણી રાજસભામાં આવ્યા હતા. આજે સર્વના મુખમંડલપર આશા, ઉત્સાહ અને હાસ્યમયી પ્રભા દ્રષ્ટિગોચર થઇ રહી છે. દેશની દુર્દશા અને પોતાનાં દુષ્કૃત્યોનો વિચાર કરી સર્વ સામંતો પોતાના મનમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યા. પરંતુ તેમના હૃદયમાં અનુતાપના બળથી શોકની જે નાની સરખી રેષા ઉત્પન્ન થઇ હતી તે આનંદના પ્રભાવથી તત્કાળજ લય પામી ગઇ.

બ્રિટિશ એલચીએ સરદારોને એકત્રિત કરવાની સાથેજ એક બીજું કામ પણ આવશ્યક માન્યું. મરાઠાઓના ભીષણ અત્યાચારથી જે નગરવાસીઓ અને જમીનદારો જન્મભૂમિ છોડીને ઈતર દેશોમાં ચાલ્યા ગયા હતા, તેને પાછા બોલાવવાનો નિશ્ચય કરવામાં આવ્યો. પરંતુ આ કામ અતિ કઠિન અને દીર્ઘ કાળે સિદ્ધ થાય એવું હતું. કારણ કે સંકટના સમયમાં દેશ છોડીને નાશી ગયેલા મેવાડવાસીઓને જેમણે આશ્રય આપ્યો હતો તેમની સાથે તેમનો ઘણો સંબંધ થઇ ગયો હતો. આ સંબંધ એકદમ તોડી નાંખવો એ કાંઇ સાધારણ કાર્ય નહોતું. તે છતાં પણ મહારાણાએ ઇતર પ્રદેશોમાં વસતા મેવાડવાસીઓપર સૂચના પત્ર મોકલ્યા. આ પત્રના ઉત્તર સંતોષદાયક મળ્યા. આ ઉત્તરોમાં મેવાડવાસીઓએ જે ઉત્કટ સ્વદેશભક્તિ પ્રદર્શિત કરી હતી તે વાંચવાથી ઘોર સ્વદેશદ્રોહીના મનમાં પણ ઉચ્ચ સ્વદેશાનુરાગ ઉત્પન્ન થયા વિના રહે નહિ. અને જે લોકો એમ માનતા હોય કે રાજપુતોમાં સ્વદેશભક્તિ નથી તેઓ પણ આ ઉત્તરો વાંચીને પોતાનો અભિપ્રાય સર્વાંશે ફેરવી નાંખ્યા વિના રહે નહિ. ખરેખર, સ્વદેશભક્તિ એ તો રાજપુતોનો મૂળ મંત્ર છે. ભારતવર્ષના કોઇ પણ ભાગમાં કોઇ પણ મેવાડવાસી વસતો હતો તે ઉપર્યુક્ત સૂચના પત્ર પ્રાપ્ત થતાંની સાથે એકદમ ઉત્સાહ પૂર્વક પોકારી ઉઠતો કે "હું શત્રુઓના અત્યાચાર અને દેશદ્રોહીઓના જૂલમને કિંચિત્ પણ સેખવીશ નહિ. કોઈ

માણસ કોઈ પણ પ્રકારે મને મારા "બાપોતાઈ§"થી અલિપ્ત કરી શકશે નહિ." જો કે આ સમયે રાજપુતોનો ઉન્નતિકાળ વ્યતીત થઈ ગયો છે, જો કે રાજપુતોની પ્રાચીન મહાનતા, વીરતા અને ગૌરવ-ગરિમા કાલરૂપી સમુદ્રમાં લીન થઇ ગઇ છે, તોપણ રાજપુત જમીનદારોના અંતઃકરણમાં જે અટલ સ્વદેશ-ભક્તિ વિદ્યમાન છે, તેનો દશમો અંશ પણ લેખિની દ્વારા પ્રકટ કરવાની અમારામાં શક્તિ નથી. જે લોકો વિપત્તિઓના વિરાટ ચક્રમાં દલિત થયા નથી, જેને નિરાશાના હૃદયવેધક અંકુશની ચોટ લાગી નથી, કિંવા જેણે લોકોનાં ઘોર દુઃખ જોયાં નથી, તેને તો કદાચ આ વર્ણન 'કહાણી કિસ્સા' જેવું લાગશે, પરંતુ જે લોકોએ પાદાક્રાંત મેવાડવાસી આર્યસંતાનોનો હૃદયવિદારક આર્તનાદ પોતાના કર્ણદ્વારા સાંભળ્યો છે, જેમણે મરાઠાઓએ મેવાડનો કરેલો સંપૂર્ણ વિધ્વંસ સ્વદ્રષ્ટિથી જોયો છે, તેમને આ વૃત્તાંત વાંચીને અત્યત કરૂણા ઉત્પન્ન થયા વિના રહેનાર નથી. મહારાષ્ટ્રીઓના અત્યાચારથી મેવાડનાં અસંખ્ય નગરો અને ગ્રામો ભસ્મ થઈ ગયાં હતાં, કૃષિકારોનાં અગણિત ક્ષેત્રો ઉજ્જડ થઇ ગયાં હતાં અને ગૃહસ્થોની સર્વ સંપત્તિ લૂંટાઇ ગઈ હતી. મેવાડવાસીઓની ગાયો તથા બળદો મહારાષ્ટ્રીઓના હાથમાં ગયા હતા. અરે મહારાષ્ટ્રીઓ મેવાડની સર્વ સંપત્તિના સ્વામી બની ગયા હતા. તેમણે અસંખ્ય ગૃહસ્થોને જંજીરથી જકડીને દેશપાર કર્યા હતા. આવા આવા અત્યાચારોમાંથી મુક્ત થઇને જેમણે પુનઃ સ્વદેશગમનનો લાભ લીધો હોય અને જેમણે પુનઃ પોતાનો પ્રાચીન વૈભવ પ્રાપ્ત કર્યો હોય તેઓજ આ વખતે મેવાડવાસીઓને પ્રાપ્ત થયેલા અપૂર્વ આનંદની કલ્પના કરી શકે એમ છે. જે વખતે મેવાડ-વાસીઓના પગમાંથી જંજીરો તૂટી ગઇ, જે વખતે તેઓ વનવાસના દીર્ઘકાલીન દુઃખમાંથી વિમુક્ત થઇને પુનઃ સ્વદેશમા આવ્યા, અને જે વખતે તેઓ સ્વદેશનાં શાંતિનિકેતનમાં આવી પિતા, પુત્ર, ભ્રાતા, ભગિની, મિત્ર વગેરેને દીર્ઘ કાળ પશ્ચાત્ મળી ભેટીને આનંદાશ્રુનો વર્ષાદ વરસાવા લાગ્યા, તે વખતે તેમને જે પરમાનંદ પ્રાપ્ત થયો હતો, તેને તેઓ જન્મપર્યંત ભૂલી શક્યા નહોતા. તેઓ દીર્ઘ કાળથી શાંતિનાં સુખદાયક સ્થાનથી, મેવાડની શીતળ છાયાથી, આશાના કેન્દ્રસ્થળથી વંચિત થયા હતા, પરંતુ આજે તેમને તેની પ્રાપ્તિ થઇ, તો પછી હવે તેમના આનંદનો શુ પાર રહે? શ્રાવણ માસના શુકલપક્ષની તૃતીયા મેવાડને માટે એક આનંદોત્સવનો દિવસ બની ગયો. સીસોદીઆઓના આનંદનો એ એક મહાયોગ હતો. તે દિવસે મેવાડના દેશપાર થયેલા લોકો દીર્ઘ કાળ પશ્ચાત્ પુનઃ મેવાડમાં આવ્યા અને શાંતિસુખામૃતનુ પાન કરવા લાગ્યા. પ્રથમ સર્વ જાતિના મળીને ત્રણસે માણસોએ પોતાની સાથે બળદ વગેરે જાનવરોને લઇને હાથમાં પતાકા ઉઠાવી ગીત ગાતા ગાતા મેવાડમાં પ્રવેશ કર્યો. સર્વ માણસોએ પોતપોતાનાં સૂનાં ગૃહોમાં પ્રવેશ કર્યો. તેમણે પોતાનાં ઘરોને વાળી ઝાડીને સ્વચ્છ બનાવ્યાં અને પોતાના દ્વાર પર શ્રી ગણેશની મૂર્તિની સ્થાપના કરી. પછી તેઓ આનંદપૂર્વક પોતાના ઘરમાં વસવા લાગ્યા. અંગ્રેજ સરકારે સંધિ કર્યા પશ્ચાત્ આઠ માસની અવધિમાંજ મેવાડનાં ત્રણસેં નગરો અને ગ્રામો મનુષ્યોથી પરિપૂર્ણ થઈ ગયાં. સર્વ માણસો પોતાની જન્મભૂમિમાં આવી અંગ્રેજ સરકારને સહસ્રશઃ ધન્યવાદ આપવા લાગ્યા. જે ક્ષેત્રોને દીર્ઘ કાળથી હળનો સ્પર્શ પણ થયો નહોતો, તે પુનઃ પોતાનું રત્નભરિત હૃદય ફાડી પુષ્કળ ધાન્ય આપવા લાગ્યાં. પતિત દશાને પ્રાપ્ત થયેલા લોકો આ અદ્ભુત ઘટના જોઈ, મેવાડની દશા કોઇ દૈવી શક્તિના પ્રભાવથી ફરી છે એમ સમજવા લાગ્યા. જે સ્થાનોમાં ઘુવડ, ગીધ અને શ્વાનોનો વાસ હતો તે સ્થાનો અમરાપુરી સમાન બની ગયાં, તો શું આને દૈવી પ્રભાવ નહિ માનવો? જે ક્ષેત્રો વન સમાન બની ગયાં હતાં, જ્યાં અસંખ્ય જંગલી હિંસક પશુઓ નિર્વિઘ્ને રહેતાં હતાં તે હવે કોઇક અલૌકિક શક્તિના પ્રભાવથી પોતાના સ્વામીને ઉત્તમોત્તમ ધાન્ય, ફલાદિ આપવા લાગ્યાં. જે અંગ્રેજ સરકારની અસીમ દયાથીજ પાદાક્રાંત અને દેશપાર થયેલા રાજપુતો દારૂણ દુઃખમાંથી વિમુક્ત થઇને ઉન્નતિપથપર ચઢવા લાગ્યા તેના ગૌરવની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. આ જગતમાં જ્યાં સુધી રાજપુતોનું નામ રહેશે, જ્યાં સુધી સ્વાધીનતા, ગૌરવ અને સભ્યતાનાં આદિ સ્થાન ભારતવર્ષની દુર્દશાનું વર્ણન કરવાને માટે એક પણ ઇતિહાસવેત્તા જીવંત રહેશે ત્યાં સુધી બ્રિટિશ સરકારનો આ ઉપકાર કોઇ પણ માણસ ભૂલી જશે નહિ.

§ પોતાના પૂર્વજોની જમીનને રાજપુતો "બાપોતા" કહે છે.

મેવાડની ઉન્નતિ કરવાને માટે અત્યાર સુધીમાં જે ઉપાયો યોજવામાં આવ્યા હતા તે એ કાર્યને માટે પુરતા નહોતા. પુષ્કળ માણસો પરદેશવાસના દુ:ખમાંથી વિમુક્ત થઇને પોતાના દેશમાં પાછા આવ્યા ખરા, પરંતુ તેમની પાસે એટલી શક્તિ રહી નહોતી કે જેની સહાયથી તેઓ શિલ્પ અને વાણિજ્યની ઉન્નતિ કરી શકે. જે વિદેશી વણિકો, વ્યાપારીઓ અને શાહુકારો મેવાડમાં રહેતા હતા તેઓ મહારાષ્ટ્રીઓના ઉપદ્રવને લીધે પોતાનો ધંધો રોજગાર બંધ કરીને પોતપોતાના દેશમાં ચાલ્યા ગયા હતા. અને જે મેવાડવાસી વ્યાપારીઓએ દારૂણ અત્યાચાર સહન કર્યા છતાં પણ જન્મભૂમિ છોડી નહોતી તેઓ અન્યાન્ય મેવાડવાસીઓની પેઠે અત્યંત દરિદ્ર થઇ ગયા હતા. રાજકોષ ખાલી થઇ ગયો છે અને પ્રજાની પાસે પણ દ્રવ્ય નથી. જેમણે પ્રચંડ અત્યાચારોમાંથી પણ અતિ દારૂણ કષ્ટ વેઠીને પોતાનું સંચિત કરેલું ધન બચાવી રાખ્યું હતું તેમની પાસે જ્યારે રાણાજીએ વ્યાજે રૂપિયા માગ્યા ત્યારે તેઓ સેંકડે ૩૬) ટકાનું વ્યાજ માગવા લાગ્યા. નિરૂપાયે મહારાણાને આવું ભારે વ્યાજ આપવું પડ્યું. આ કારણથી મહારાણાને માથે પુષ્કળ ઋણ ચઢી ગયું. આ સર્વ સંકટોમાંથી મુક્ત થવાને માટે હવે રાણાજીએ વિદેશી શાહુકારોને આમંત્રણ કર્યું. મેવાડની દુર્દશા જોઇને કદાચ વિદેશી વણિકોને અને શાહુકારોને મહારાણાપર વિશ્વાસ નહિ બેસે એવી શંકાથી તેમનો અવિશ્વાસ દૂર કરવાને માટે બ્રિટિશ એજંટે તેમનાપર એક રાણાની સહીવાળું અને બીજું પોતાની સહીવાળું એમ બબ્બે પ્રતિજ્ઞા પત્રો મોકલી આપ્યાં. પરંતુ બ્રિટિશ એજંટને સફળતા પ્રાપ્ત થઈ નહિ. ભારતવર્ષના ઇતર ભાગોમાં વસતા વણિકોએ મેવાડનાં સમસ્ત નગરોમાં પોતાનાં કાર્યાલયની શાખાઓ કાઢી, પરંતુ મેવાડના કોઇપણ નગરમાં મુખ્ય કાર્યાલય સ્થાપન કરવાની કોઇની હામ ચાલી શકી નહિ. પ્રત્યેક શાખામાં એક કાર્યાધ્યક્ષ રહી દેશ, કાળ અને પાત્રનો વિચાર કરી પોતાનું કાર્ય ચલાવવા લાગ્યો. ખરાબ વખતમાં પરદેશી વાણિજ્યની ઉન્નતિના માર્ગમાં જે બાધાઓ નાંખવામાં આવી હતી તે સર્વ હવે એકદમ નિવૃત્ત થઈ ગઇ. વળી દાણ લેવાને માટે મેવાડનાં અનેક સ્થાનોમા જતા આવતા માલ ઉપર જે અતિ ખર્ચાળ કાર્યાલયો સ્થાપન કરવામાં આવ્યાં હતાં તે સર્વ કાઢી નાંખવામાં આવ્યાં અને તે વિષે ઉત્તમ પ્રબંધ કરવામાં આવ્યો. મેવાડના વાણિજ્યસ્રોતમાં જે વિઘ્નો નડતાં હતાં, તેને આ પ્રકારે દૂર કરવામાં આવ્યાં તેથી ધીમે ધીમે મેવાડની ઉન્નતિ થવા લાગી.

મેવાડમાં ભીલવાડા નામક એક સુપ્રસિદ્ધ વેપારનું સ્થળ છે. આ ભીલવાડા નગરને મહારાષ્ટ્રીઓએ લૂંટી લઇને તેનો સર્વથા નાશ કરી દીધો હતો. એની દુર્દશાનું વર્ણન પૂર્વે આવી ગયું છે. પરંતુ હવે બ્રિટિશ એજંટના ઉત્તમ બંદોબસ્તથી આ નગર પુનઃ પોતાની પૂર્વ શોભા અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાને સમર્થ થયું. તેના ધ્વંસરાશિમાંથી અગણિત વણિકો અને શાહુકારો ઉત્પન્ન થવા લાગ્યા. આ રીતે અલ્પ કાળમાંજ ભીલવાડામાં વણિકોની બારસેં દુકાનો થઈ ગઈ. આમાંની છસેં દુકાનો વિદેશી વણિકોની હતી.

ભીલવાડાની જે પોળો છિન્ન ભિન્ન થઇ ગઇ હતી તે આજે બની ઠનીને અત્યંત શોભાયમાન થઇ ગઈ. જ્યાં મનુષ્યનું નામ પણ નહોતું, ત્યાં આજે દૂર દૂરના દેશોમાંથી ગાડાંઓમાં ભરાઈ ભરાઇને વ્યાપારની જણસો આવવા લાગી. આ જણસોના ઉઠાવ થવાને માટે ઉક્ત નગરમાં પ્રતિ અઠવાડીએ બજાર ભરાવા માંડી. અને વ્યાપારીઓનો ઉત્સાહ વધારવાને માટે મહારાણાએ એવો ઢંઢેરો પીટાવ્યો કે "જે કોઈ ભીલવાડાની બજારમાં પોતાનો માલ વેચવાને લાવશે તેની પાસેથી પ્રથમના એક વર્ષ પર્યંત કોઈ પણ પ્રકારનો રાજ્ય કર લેવામાં આવશે નહિ. વળી નગરમાં શાંતિ ફેલાય અને વણિકોના માલને કોઇ પણ પ્રકારનું નુકશાન થાય નહિ એટલા માટે મહારાણાએ ઉત્તમ પ્રકારનો બંદોબસ્ત કર્યો કે નગરવાસીઓએ સ્વયં પોતાના શાંતિરક્ષકો અને કર ઉઘરાવનારાઓ નિયત કરી લેવા. આ નિયમનું યથાવિધિ પાલન થાય છે કે નહિ તથા નગરનિવાસીઓ સ્વાધીનતાસુખ ભોગવે છે કે નહિ તે ઉપર દેખરેખ રાખવાને માટે એક કાર્યકારી સભા સ્થાપિત કરવામાં આવી હતી. આ પરથી અનુમાન કરી શકાય છે કે, તે કાળમાં ભીલવાડાની સારી ઉન્નતિ થઇ હતી. આ નગર પુનઃ વસ્યું તત્પશ્ચાત્ માત્ર ચાર વર્ષમાંજ પ્રાયઃ ૩૦૦૦ હવેલીઓ તેમાં બંધાઇ ગઈ હતી. આ હવેલીઓમાં વિશેષાંશે વણિકો, શેઠ શાહુકારો અને કારીગરો વસતા હતા. નગરના મધ્ય ભાગમાં નવો રાજમાર્ગ બનાવવામાં આવ્યો. આ રાજમાર્ગ બંધાવવાનો સર્વ ખર્ચ મહેસુલમાંની આમદાનીમાંથી કરવામાં આવ્યો હતો.

જો કે ભીલવાડાનવાસીઓ શાંતિસુખ પ્રાપ્ત કરી ઉન્નતિનાં સોપાનપર ચઢવા લાગ્યા, તથાપિ આ અસાર સંસારમાં કોઇને પણ સદા સુખ મળ્યા કરતું નથી, એ સૃષ્ટિના નિયમ અનુસાર તેમની પણ થોડા વખતમાં અવનતિ થઇ. ભીલવાડામાં જે વિદેશી વણિકો જામી ગયા હતા, તેમની સાથે દેશના મૂળ વતનીઓને ઘોર કલહ થવા લાગ્યો. એક બીજાને ઉન્નતિનો માર્ગ બતાવી હળીમળીને રહેવાને બદલે વ્યાપારીઓ પરસ્પર દારૂણ શત્રુતા કરવા લાગ્યા. સર્વ પોતપોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે અમુક અમુક વસ્તુનો ઇજારો પોતેજ લઇ લેવાનો વિચાર કરવા લાગ્યા. પરંતુ તેમની આ ઇચ્છા પરિપૂર્ણ થઇ નહિ. એ વિષમતા શાંત થવાથી રાણાજીએ ધાર્યું કે હવે ભીલવાડાની અશાંતિ દૂર થશે, પરંતુ તેમની આ આશા ફલવતી થઈ નહિ. વ્યાપાર સંબંધી વિગ્રહ બંધ પડયા પછી આ લોકોમાં ધર્મ સંબંધી ઝઘડા થવા લાગ્યા. ભીલવાડામાં બે જાતના વણિકો હતા; જૈન અને વૈષ્ણવ. આ ઉભય સંપ્રદાયોના અનુયાયીઓની વચ્ચે એવો ઘોર વિગ્રહ જાગ્યો કે તેમને તે વિગ્રહની શાંતિને અર્થે ન્યાયાલયનો આશ્રય લેવો પડયો. આથી ઉભય પક્ષની હાનિ થઇ. કારણકે અદાલતના કુતરાઓ ઉભય પક્ષો તરફથી લાગ જોઇ વારંવાર નાણાં કઢાવતા હતા. આ સર્વ કારણોથી ભીલવાડાની ઉન્નતિ મંદ પડી ગઇ. મહારાણાને ભીલવાડાને મધ્ય હિંદુસ્થાનનું મુખ્ય વ્યાપારી સ્થળ બનાવવાની આશા હતી, પરંતુ તેમની તે આશા નિષ્ફળ થઈ.

મેવાડમાં શાંતિ ફેલાવીને તેની ઉન્નતિ કરવાને માટે બીજા પણ કેટલાક ઉપાયો યોજવામાં આવ્યા હતા. વ્યાપારીઓ અને ખેડુતોને સુધારાના માર્ગપર લાવવા એ કાંઇ કઠિન કાર્ય નહોતું, પરંતુ સરદાર અને સામંત વર્ગને સુધારવા એ અત્યંત દુર્ઘટ કાર્ય હતું. કારણ કે તેમને તો સુધારાને માટે પોતાના સ્વાર્થનો પણ કેટલોક ભોગ આપવો પડે એમ હતું. પરંતુ કાંઈ સમસ્ત સામંતોને પોતાના સ્વાર્થનો ભોગ આપવો પડે એમ નહોતું. કેટલાક સામંતોને તો તેથી અધિક લાભ થવાનો સંભવ હતો. ખાસ કરીને કોટારિયાના સરદારને એ માટે કાંઈ પણ સ્વાર્થનો ભોગ આપવો પડવાનો નહોતો. પરંતુ દેવગઢ, સલુમ્બર અને બિદનોરના સરદારો કે જેઓ વિદેશીઓની સહાયથી ષડ્યંત્રો રચી પોતાની શમશેરના બળથી પોતાની પ્રભુતા અખંડ રાખવાને માટે સદા પ્રયત્ન કરતા હતા, તેમના મનમાં એવી શંકા ઉદ્ભવી કે આથી અમને અત્યંત હાનિ થશે. તેમણે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે જે વક્ર માર્ગ ગ્રહણ કર્યો હતો, તે માર્ગ તેમને રાજ્યમાં શાંતિ ફેલાવાથી મૂકી દેવો પડે એમ હતું. તેમણે અરાજકતાનાં પચાસ વર્ષોમાં મેવાડપર જે અત્યાચારો કર્યા હતા તેનો હવે તેમને હિસાબ આપવો પડનાર હતો. તેમને પોતાની જાગીરના પટા બદલવા પડનાર હતા. આથી તેમનું હૃદય અત્યંત વ્યાકુલ બન્યું. વળી ચંદાવત અને શક્તાવત સરદારોમાં જે પરસ્પરનું વૈમનસ્ય વિદ્યમાન હતું તે દૂર કરવું તથા એક બીજાની ભૂમિસંપત્તિ છીનવી લેવાની જે પ્રથા હતી તે દૂર કરવી, એ બે કાર્યો પણ આવશ્યક માનવામાં આવ્યાં. ચંદાવત અને શક્તાવત સરદારોનાં વૈમનસ્યનું સ્મરણ થતાં મહારાણાને અત્યંત દુ:ખ થયું. તેઓ સારી પેઠે જાણતા હતા કે "વાઘ અને બકરીને એક ઓવરે પાણી પાઈ શકાય, પરંતુ રાજ્યના કલ્યાણને માટે ચંદાવતો અને શક્તાવતોમાં સંપ કરાવવો એ તો સર્વથૈવ અશક્ય છે." આથી મેવાડના સરદારોને સુધારવા વિષે મહારાણા હતાશ થયા. શક્તાવત સરદાર જોરાવરસિંહે નિરાશાપૂર્વક મહારાણાને જણાવ્યું કે "યદ્યપિ સ્વયં પરમેશ્વર અવતાર લે તોપણ સરદારોમાં સુધારો થનાર નથી."

આ મહાન કાર્ય સિદ્ધ કરવાને માટે જે જે ઉપાયો કરવામાં આવ્યા તે સર્વેનું અત્રે વર્ણન કરવું નિષ્પ્રયોજન છે. અનેક સભાઓ ભરવામાં આવી, પુષ્કળ ઠરાવો કરવામાં આવ્યા, પરંતુ તેથી કાંઇ પણ ફળનિષ્પત્તિ થઇ નહિ. ચંદાવતો અને શક્તાવતોમાં સંપને બદલે શત્રુતા દિનપ્રતિદિન વૃદ્ધિંગત થવા લાગી. અંગ્રેજ સરકારની સાથે જે સંધિ કરવામાં આવી હતી તે તેજ વર્ષના એપ્રિલની ૨૭ મી તારિખે સર્વેની સન્મુખ વાંચવામાં આવી અને તે સંધિ અનુસાર સરદારોની જાગીરોમાં કેવો ફેરફાર કરવામાં આવ્યો હતો તે સારી રીતે સમજાવવામાં આવ્યું. પછી એક અધિકાર પત્રિકા બનાવવામાં આવી અને તેમાં મહારાણા તથા સરદારોનો શું શું અધિકાર છે તેનો નિર્દેશ કરવામાં આવ્યો. પ્રકટ સભામાં આ પત્રિકા ઉપર હસ્તાક્ષર કરવાને માટે મહારાણાએ એક દિવસ નિશ્ચિત કર્યો. આ દિવસ મેની ૧ લી તારિખનો હતો. વસંતનો સખા એપ્રિલ વ્યતીત થઈ ગયા પછી સૂર્ય ભગવાનનાં પ્રખર કિરણો મસ્તકપર ધારણ કરી મે માસ આવ્યો. સર્વ

સામંતો પોતાના ભાગ્યની પરીક્ષા કરવાને માટે મહારાણાની આજ્ઞાનુસાર એકત્રિત થયા. અધિકાર પત્રિકા સભા સન્મુખ વાંચવામાં આવી. મહારાણા તથા સરદારોના અધિકારના સંબંધમાં પુષ્કળ વાદવિવાદ કરવામાં આવ્યો. પરંતુ તે દિવસે કોઇ પણ વાત નિશ્ચિત થઇ નહિ. અંતે દેવગઢનો સરદાર ગોપાલદાસ સર્વેનો નેતા બનીને ઉભો થઇ મહારાણાને કહેવા લાગ્યો "મહારાજ! આજે કાંઈ પણ નિર્ણય થઈ શક્યો નથી. સર્વે સરદારોની એવી ઇચ્છા છે કે મારે ત્યા એકત્રિત થવું અને આ સંબંધે વિચાર કરવો. માટે આ સંબંધે આપનો શું અભિપ્રાય છે?" ઉક્ત સરદારનાં આ વચનો માટે મહારાણાએ કાંઈ પણ વાંધો લીધો નહિ. બીજા પણ બે દિવસ વ્યતીત થઈ ગયા. સર્વે માણસો નિર્ણય જાણવાને માટે અધીરા બની ગયા. ચોથે દિવસે ઉદયપુરની વિશાળ સભામા બહુ ભારે ભીડ થઇ. સર્વે શ્રેણીના સરદારો, સેનાપતિઓ અને સૈનિકો સભામાં આવ્યા. જેઓ પોતાના શરીરના અસ્વાસ્થ્યને લીધે વા બીજા કોઇ કારણથી સભામાં આવી શકયા નહોતા, તેમણે પોતાના પ્રતિનિધિ મોકલ્યા હતા. મહારાણા પોતાના કુમારો સહિત ઉચ્ચ આસનપર વિરાજમાન થયા હતા. પરંતુ તે દિવસે પણ સુગમતાથી કોઇ નિર્ણય થઇ શકયો નહિ. સમસ્ત દિવસ ચાલ્યો ગયો, દિનકર ભગવાન અસ્તાચલમા ચાલ્યા ગયા, પરંતુ કાંઇ નિર્ણય થઇ શકયો નહિ. ધીમે ધીમે રાત પડી. અર્ધ રાત્રિ વ્યતીત થઇ ગઈ, તો પણ કાંઈ નિર્ણય થયો નહિ. પછી પ્રભાતકાળની સુંદર લાલાશ જ્યારે આકાશમાં થોડી થોડી દેખાવા લાગી ત્યારે-પાંચમી મેની રાત્રીના ત્રણ વાગે-સમસ્ત સરદારોએ તે પત્રિકાપર હસ્તાક્ષર કર્યા. આ પંદર કલાકના અરસામા રાણાજીએ જે બુદ્ધિ અને દ્રઢતાથી કાર્ય કર્યું હતું તેથી ઘણા માણસોને એવી આશા ઉત્પન્ન થઈ હતી કે મહારાણાના હાથથી મેવાડની ઘણી સારી ઉન્નતિ થશે.

આ પ્રકારે નિર્ણય થઇ અધિકાર પત્રિકાપર હસ્તાક્ષર થયા પશ્ચાત્ સંધિના નિયમોનું* પાલન

---

* રાણાજીની આ સંધિ નીચે પ્રમાણે છેઃ—

સિદ્ધ શ્રી મહારાજાધિરાજ મહારાણા ભીમસિંહ દ્વારા—અમારા રાજ્યના સમસ્ત સરદાર, બધુ વર્ગ તથા આસ ઇષ્ટિ, રાજા, પટેલ, ઝાલા, ચૌહાણ, ચંદાવત, પંવાર, સારંગદેવત, શક્તાવત, રાઠોડ, તથા રાણાવત પ્રભૃતિ પ્રત્યે—

"ગત સંવત્ ૧૮૨૨ (ઇ. સ. ૧૭૭૬) માં રાણા અરિસિંહજી સિંહાસનારૂઢ થયા ત્યારથી મેવાડ રાજ્યમાં અસ્વાસ્થ્ય ઉત્પન્ન થયું છે. પ્રાચીન રીતિ અને પૂર્વ કારભારનો લોપ થઇને દેશમાં સર્વત્ર અવ્યવસ્થા પ્રસરી રહી છે. તેથી હું આજે સંવત્ ૧૮૭૪ ના વૈશાખ વદી ૧૪ (ઇ. સ. ૧૮૧૮) ને દિવસે મારા સમસ્ત સરદારો, સામતો તથા માંડલિક ઠાકોરોની સભા ભરીને તેમને પોતપોતાનાં કર્તવ્યોનું પાલન કરવામાં સન્માર્ગ દર્શાવવાને તૈયાર થયો છું. આ સન્માર્ગો નીચે પ્રમાણે છેઃ—

(૧) રાણાની માલિકીના અથવા રાણાના અધિકાર નીચેના જે જે દેશો ઉપર્યુક્ત અંધાધુંધીના સમયમાં જેની પાસે ગયા હોય અથવા કોઇ સરદારની જમીન કોઇ બીજા સરદારના અધિકારમાં ગઇ હોય અથવા કોઇ ઠાકોર તેનો સ્વામી બની બેઠો હોય, તે સર્વે દેશો અને જમીન તેના મૂળ માલિકને મળવી જોઇએ.

(૨) ઉપર્યુક્ત સમયથી જે રખવાલી કર, ભૂમિ કર વગેરે પ્રકારના કર લગાડવામાં આવ્યા હતા, તે હાલમાં દૂર કરવામાં આવ્યા છે.

(૩) ધન અને વિસ્વનામક કર કે જેના ઉપર માત્ર રાણાનોજ અધિકાર હતો તે દૂર કરવામાં આવ્યા છે.

(૪) કોઇ પણ સરદારે વા ઠાકોરે પોતાની સીમામાં અત્યાચાર, બળાત્કાર, ચોરી તથા લૂંટફાટ કરવી તેમજ કરવા દેવી જોઇએ નહિ. તેમણે પોતાની સીમામાં ઠગ, વાટમારૂ, લૂંટારાઓ વગેરેને રહેવા દેવા જોઇએ નહિ. પરંતુ તે લોકો જો પોતાનો ચોરી વગેરેનો ધંધો છોડી દેશમાં નિરૂપદ્રવથી રહી કાંઇ બીજો રોજગાર કરે તો તેમને રહેવા દેવા. યદિ તેમાંથી કોઈ પુનઃ લૂંટારાનું કાર્ય કરી પ્રજાની શાંતિનો ભંગ કરે તો તેનો શિરચ્છેદ કરવો ઉચિત છે. તેમની પાસેથી જે કાંઈ દ્રવ્ય નીકળે તે જેની સીમામાં લુંટ થઇ હોય તેણે જપ્ત કરી લેવું.

કરવું અને કરાવવું, વિશેષ પ્રયોજનીય થઈ પડયું. થોડાજ માસમાં સંધિના નિયમોનું પાલન થયું. સર્વેની સમ્મતિથી શાંતિપૂર્વક ઉપર્યુક્ત સંધિપત્રપર હસ્તાક્ષર કરવામાં આવ્યા હતા તેથી સરદારોમાં કોઇ પણ પ્રકારનો ઝઘડો થયો નહિ. કોઇને એકવાર પણ બંદુકનો ઉપયોગ કરવો પડયો નહિ. આ વખતે મેવાડમાં એટલી બધી શાંતિ પ્રસરી ગઇ હતી કે ઉદયપુરની આસપાસ સો માઇલ સુધી એક પણ બ્રિટિશ સિપાઈ રાખવાની આવશ્યકતા પડી નહોતી.

આ પ્રકારે સર્વ કાર્યો સિદ્ધ થયાં. દેશપાર થયેલા લોકોને પાછા દેશમાં બોલાવવામાં આવ્યા, ઉપદ્રવી સરદારોનું દમન કરવામાં આવ્યું અને વ્યાપારની ઉન્નતિ થઈ. આ સર્વ કાર્યો બ્રિટિશ એજંટ મહાત્મા ટૉડના યત્નથી સિદ્ધ થયાં હતાં. પરંતુ વિદ્રોહી અને અત્યાચારી સરદારોએ મેવાડની જે જમીન અન્યાયપૂર્વક અને બળાત્કારથી ખુંચવી લીધી હતી, તે સર્વ જમીન તેમની પાસેથી પાછી લેવાનું કાર્ય સર્વથી કઠિન જણાયું. કારણ કે આ જમીન મુક્ત કરવા માટે ઉપર્યુક્ત સરદારોની સાથે અવશ્ય ઝઘડો થવાનો સંભવ હતો. તે લોકો સુગમતાથી જમીન પાછી સોંપી દે એવો કિંચિત્ પણ સંભવ નહોતો. કોઇ સરદાર ચાર પાંચ પેઢીના અધિકારનું પ્રમાણ બતાવે અને કોઇ વિદ્રોહી બને એવો સંભવ હતો. આથી આ કાર્ય કઠિન થઇ પડયું. ઘણા દિવસ સુધી આ સંબંધે વિચાર કરવામાં આવ્યો, પરંતુ કાંઇ પણ નિર્ણય પર આવી શકાયું નહિ. રાણાજીએ એ કોટિના સર્વ સરદારોને પોતાની પાસે બોલાવ્યા અને તેઓ મધુર વાણીથી સર્વના હૃદય પર અસર કરવા લાગ્યા. તેમણે તેમને જણાવ્યું કે “ તમારી પ્રાચીન કાળની સ્થિતિનો વિચાર કરો. મેવાડના તે સુવર્ણ યુગમાં ગિહ્લોત કુલની સ્વાધીનતા અને ગૌરવગરિમા તથા સ્વદેશની સુખશાંતિનું રક્ષણ કરવાને માટે તમારા પૂર્વજોએ કેવા કેવા આત્મભોગો આપ્યા હતા. અને તમે તેમનાજ

( ૫ ) દેશી, પરદેશી, ઉદ્યોગી, વ્યાપારી, કાફલા, વણઝારા, પ્રભૃતિ જે કોઇ પોતાના દેશમાં ભ્રમણ કરે તેની સર્વ પ્રકારના ઉપદ્રવોમાંથી રક્ષા કરવી. જે કોઈ આ નિયમોનું પાલન ન કરી વ્યાપારીઓને હાનિ કરશે તેની સમસ્ત મિલ્કત જપ્ત કરવામાં આવશે.

( ૬ ) વરિષ્ઠ સરકાર તરફથી જે આજ્ઞા મળે તે અનુસાર મેવાડ અથવા મેવાડની બહાર સર્વ સરદારોને નોકરી કરવી જોઇએ. સરદારો અને ઠાકોરોના ચાર ભાગ પાડવામાં આવ્યા છે. પ્રત્યેક ભાગના સરદારોને ત્રણ ત્રણ માસ પર્યંત દરબારની સેવામાં હાજર રહેવું ઉચિત છે. ત્રણ માસ સુધી સેવા કર્યા પછી તેમને નવ માસ પર્યંત પોતપોતાના સ્થાનમાં રહેવાની પરવાનગી મળશે. કેવળ દશેરાપર સમસ્ત સરદારોએ પોતપોતાને ખરચે ઉદયપુર આવવું જોઇએ. ત્રણ માસ ઉપરાંત, તેમને દશેરાથી દશ દિવસ પૂર્વે આવી દશેરા પછી વીસ દિવસ સુધી અર્થાત્ એકંદર એક માસ પર્યંત ઉદયપુરમા રહેવું ઉચિત છે. પછી તેમને પોતપોતાને મુકામે જવાની પરવાનગી મળશે. આવશ્યક સમયપર અથવા કોઇ અન્ય પ્રસગે જ્યારે દરબારની ઇચ્છા થશે ત્યારે તે સરદારોને બોલાવશે; આ પ્રસંગે તેમને ઉદયપુરમાં આવવું ઉચિત છે.

(૭) પ્રત્યેક પટાવતે દરબારમાંથી સ્વતંત્ર પટો લેવો જોઇએ. અને સર્વ પટાવતે સ્વતંત્ર રીતે દરબારની સેવા કરવી જોઇએ. મોટા પટાવાળાની સાથે તેને કોઈ પણ પ્રકારનો સંબધ રહેશે નહિ. મોટા પટાવાળાની સેવા કરવાની તેને જરૂર નથી.

(૮) મહારાણાની તરફથી પ્રત્યેક સરદાર વા ઠાકોરને તેની યોગ્યતાનુસાર માન આપવામાં આવશે.

(૯) પ્રજાપર કોઈ પણ પ્રકારનો અત્યાચાર કરવામાં આવશે નહિ. નવીન કર લગાડવામાં આવશે નહિ, તથા અધિક દંડ પણ કરવામાં આવશે નહિ.

(૧૦) ઠાકોર અજિતસિંહ દ્વારા અંગ્રેજ સરકારની સાથે જે સંધિ કરવામાં આવી છે તેનો હું સ્વીકાર કરી ચૂકયો છું. એ સંધિ સર્વ જણે માન્ય કરવી જોઇએ.

(૧૧) આ નિયમો અનુસાર વર્તવામાં જો કોઇ ત્રુટી કરશે અથવા અનાદર કિંવા ઉપેક્ષા બતાવશે તો તેનો હું દંડ કરીશ. તે સંબંધમાં તેની કોઈ પણ પ્રકારની ફરિયાદ મારાપર ચાલશે નહિ. આ સમસ્ત નિયમો જે નહિ માને તેને રાજશાસન અતિરિક્ત એકલિંગજીની તથા સ્વયં મહારાણાની શપથ છે. ”

આ પ્રકારના સંધિપત્રપર સમસ્ત સરદારો તથા ઠાકોરોના જે હસ્તાક્ષર થયા હતા તે અત્રે જણાવવાની આવશ્યકતા નથી.

વંશજો થઇ શું તમારા દેશનો નાશ કરશો? શું તમારો જન્મ મેવાડભૂમિમાં નથી થયો? શું તમે તે સરદારોના વંશજો નથી કે જેમણે ચિત્તોડને માટે-મેવાડને માટે પોતાનાં તન, મન અને ધનની આહુતિ આપી હતી, પોતાનું સર્વસ્વ ઓવારી નાંખ્યું હતું? સ્વાધીનતાની લીલાભૂમિ મેવાડમાં જન્મ લઈ, સ્વદેશાનુરાગી મહાત્માઓનાં પવિત્ર કુલમાં જન્મી, શું તમે મેવાડના વર્તમાન સરદારો માત્ર પોતાનાજ સ્વાર્થને વળગી રહી 'स्वर्गादपि गरीयसी' એવી જનની જન્મભૂમિનાં હિત તરફ દ્રષ્ટિ નહિ નાંખશો?" આવી આવી અનેક વાતો મહારાણાએ ઉક્ત સરદારોને કહી. આનંદની વાત છે કે તેમનો આ પ્રયત્ન ધીમે ધીમે સફળ થવા લાગ્યો. સરદારોનાં કઠોર અને કઠિન હૃદયો ધીમે ધીમે પીગળીને મૃદુ થવા લાગ્યાં. તેમનાં ચક્ષુ ખુલી ગયાં. જેમ જેમ સમય વ્યતીત થતો ગયો તેમ તેમ મહારાણાનાં વચનો તેમના અંતઃકરણમાં ઉંડાં અને ઉંડાં ઉતરતાં ગયાં. જાણે કોઇકિ અપૂર્વ દૈવી શક્તિના પ્રભાવથી મેવાડના ઉપર્યુક્ત સરદારોનાં મન ફરી ગયાં અને તેમણે માતૃભૂમની અવસ્થાનો વિચાર કરી રાણાજીની આજ્ઞા શિરસાવંધ કરી. જેમના પૂર્વજોએ મેવાડની ભૂમિ અન્યાયપૂર્વક ખુંચવી લીધી હતી, તેઓ સર્વે તે જમીન પાછી આપવાને ખુશી થયા. આ પ્રકારે છ માસના અરસામાં આ મહાન કાર્ય સિદ્ધ થયું છે.

જે વખતે મેવાડમાં આ ઘટનાઓ બની રહી હતી તે વખતે અનેક રાજપુતોનું વીરચરિત્ર પ્રકાશમાન થયું હતું. તેમાંના એકાદ બે વીરો વિષે અત્રે વર્ણન કરવામાં આવે છે.

મેવાડમાં અરઝા નામક એક કિલ્લો છે. આ કિલ્લો પૂર્વે મહારાણાના અધિકારમાં હતો. પરંતુ પાછળથી પુરાવત ગોત્રના સરદારોએ બળપૂર્વક એ કિલ્લો પોતાના અધિકારમાં લઇ લીધો હતો. પ્રાયઃ પંદર વર્ષ પર્યંત તે પુરાવત ગોત્રના સરદારોના હાથમાં રહ્યા પછી શક્તાવતોએ તેમની પાસેથી તે ઝુંટવી લીધો, અને રાણાજીને દશહજાર રૂપિયા આપી તેને પોતાના નામપર ચઢાવી લીધો. શક્તાવત લોકો અરઝાના કિલ્લાને પોતાના વિજયનું એક મુખ્ય ચિન્હ માનતા હતા. ભાઈન્દરના ઠાકોરનો વચલો ભાઈ આ વખતે તે દુર્ગપર અધિકાર ચલાવતો હતો. આ વખતે અરઝાને પાછો પોતાના કબજામાં લેવાનુ કાર્ય રાણાને અત્યંત આવશ્યક જણાયું અને ત્યાંના સરદાર ફતેહસિંહને મહારાણાએ પોતાની ઇચ્છા વ્યક્ત કરી, આથી તે શક્તાવત વીરને અત્યંત દુઃખ લાગ્યું અને ગર્વસહિત પોકારી ઉઠયો "અરઝા અમારા હૃદયનું રૂધિર છે. હૃદયનું રૂધિર આપીને અમે એને પ્રાપ્ત કર્યો છે, માટે એને પાછો સોંપવાથી અમારી માનમર્યાદા નષ્ટ થઇ જશે." ધીમે ધીમે સર્વ શક્તાવત સરદારોના કાનપર આ વાત ગઇ. તેઓ આ વાત સાંભળી અત્યંત શોકાકુલ થયા. યદિ તેમનાં ૪૩ શહેરો અને ગ્રામો લઇ લેવામાં આવત તોપણ તેઓ આટલા વ્યાકુલ થાત નહિ. રાણાજી મોટી ગુંચવણમાં આવી પડયા. શક્તાવતો મેવાડનું મુખ્ય બળ હતુ અને તે જો વિદ્રોહી બને તો સમસ્ત દેશ રસાતાળમાં જાય એવો સંભવ હતો. આથી તેમનાં સન્માનની રક્ષા કરવી પરમ પ્રયોજનીય જણાઈ. અતે એવો નિર્ણય કરવામાં આવ્યો કે અરઝા પુરાવતોને નહિ આપતાં ખાલસા કરવામાં આવશે. આથી કાંઇ પણ ઝઘડો થયો નહિ. ફતેહસિંહ તથા તેના જયેષ્ઠ બંધુએ કાંઇ પણ વિગ્રહ કર્યા વિના અરઝાનો કિલ્લો મહારાણાના અધિકારમાં સોંપી દીધો.

મે માસની પાંચમી તારિખે જે સંધિ થઈ હતી તેના પાલનમાં ભયંકર વિઘ્ન કરનારા બે જણુ હતા; બિદનોર અને અમાઇતના સરદારો આ ઉભય ઉચ્ચ શ્રેણીના સરદારો હતા. ઉભયના પૂર્વજોએ મેવાડના ગૌરવની રક્ષા કરવામાં પોતાનો હિસ્સો આપ્યો હતો. પરંતુ શોકની વાત છે કે તેમણે પોતાના પૂર્વજોની પ્રથાનુસાર નહિ ચાલીને પોતાનાં પવિત્ર કુલને કલંકિત કર્યું હતું. પહેલા સરદારનું નામ જેતસિંહ હતું. રાઠોડ કુલની મહા શૂર મેડતિયા નામક શાખામાં તેનો જન્મ થયો હતો. રાણા કુંભની ભાર્યા મીરાંબાઇની સાથે જેતસિંહના પૂર્વજો મારવાડ છોડી મેવાડમાં આવ્યા હતા.

જયમલની અલૌકિક વીરતાની પ્રશંસા આજે પણ રાજપુત લોકો અભિમાનપૂર્વક કરે છે. તેની અનુપમ વીરતા અને અદ્ભુત શૂરતાથી મોહિત થઇને તેના પરમ શત્રુ અકબરે પોતાની રાજધાનીના તોરણદ્વારપર તેની પાષાણની મૂર્તિ સ્થાપન કરી હતી. આ વીર શ્રેષ્ઠ મહાત્મા જયમલે પણ આ પવિત્ર મેડાતયા ગોત્રમાં જન્મ લીધો હતો. જયમલના વંશજોએ પ્રસ્તુત કાળ સુધી પોતાનાં કુલનાં ગૌરવનું ઉત્તમ પ્રકારે રક્ષણ કર્યું હતું; જેતસિંહ આ વખતે પોતાના ઉચ્ચ ગૌરવથી પદચ્યુત થઇને દુષ્ટ કાર્ય કરશે તો તેના કુલને

કલંક લાગશે એમાં કિંચિત્ પણ સંશય નથી. રાણાએ ધાર્યું હતું કે રાઠોડ સરદાર જેતસિંહ મારી આજ્ઞા માન્ય કરશે, પરંતુ તેમની આ ધારણા ખોટી હતી. જેતસિંહે મહારાણાની આજ્ઞા માન્ય કરી નહિ. મહારાણાએ જ્યારે તેનાપર ઘણું દબાણ કર્યું, ત્યારે તેણે અત્યંત દુઃખિત થઇને મહારાણાને પ્રાર્થના કરી કે "જો આપની આજ્ઞા હોય તો હું મારી જાગીરનો ત્યાગ કરી મેવાડ છોડીને ચાલ્યો જાઉં." તે જવાને માટે તૈયાર થઇને મહાલયના આંગણામાં ઉભો રહ્યો. તેને ઘણા સરદારોએ સમજાવ્યો પરંતુ તે એકનો બે થયો નહિ. અંતે મહારાણાએ આ કાર્યનો નિર્ણય કરવાનો ભાર પોલિટિકલ એજંટ મહાશય ટૉડના હાથમાં સોંપી દીધો.

પ્રાચીન કાળથી મેવાડમાં એવો નિયમ ચાલ્યો આવે છે કે કોઇપણ સરદાર પોતાનું કાર્ય સિદ્ધ કરવાને માટે સ્વયં મહારાણાને પ્રાર્થના કરતો નથી. કારણ કે એમ કરવાથી રાજસન્માનમાં ત્રુટિ થાય છે એમ માનવામાં આવે છે. જેતસિંહ મેવાડના મંત્રીઓ પ્રત્યે અંતરમાં ઘૃણા રાખતો હતો. તે દ્રઢતાપૂર્વક માનતો હતો કે મંત્રીઓ સરદારોનાં કામ સિદ્ધ કરવાને માટે રૂસ્વત ખાય છે. તે રૂસ્વતને અત્યંત ઘૃણિત કાર્ય સમજતો હતો. મંત્રીઓ પણ તેના હૃદયનો ભાવ જાણતા હતા અને તેથી મંત્રીસભામાં તેના ઘણા શત્રુઓ થઇ ગયા હતા. તેની જાગીર ઘણી મોટી હતી. ૩૬૦ નગરો અને ગ્રામો તેના અધિકારમાં હતાં. આ સર્વ ભૂમિ તેણે પોતાના તાબાના સરદારોમાં વ્હેંચી દીધી હતી. પરંતુ તે આ સરદારો ઉપર અયોગ્ય અધિકાર ભોગવવા માગતો હતો. જે કાર્યમાં રાણા વ્યતિરિક્ત કોઇપણ માણસને હસ્તક્ષેપ કરવાનો અધિકાર નહોતો તેમાં પણ તે હાથ નાંખવા માગતો હતો. આથી રાજ્યનું અપમાન થતું હતું. તેના હાથ નીચેના સરદારો મેવાડના ત્રીજા વર્ગના સરદારો ગણાતા હતા. તેમને "ગોલ"ની સંજ્ઞાથી ઓળખવામાં આવતા હતા. મેવાડમાં જે વખતે પગારદાર સેના રાખવાની પ્રથા નહોતી તે વખતે આ "ગોલ" સરદારો મેવાડની સ્વાધીનતા અને ગૌરવનું રક્ષણ કરવાને માટે સંગ્રામમાં પોતાના પ્રાણ સમર્પણ કરતા હતા. તે વખતે તેમની વીરતાનેજ રાણાની પ્રભુતાના રક્ષણને માટે મુખ્ય સાધન ગણવામાં આવતું હતું. અસ્તુ!

રાજપુતહિતૈષી રાજનીતિજ્ઞ મહોદય ટૉડે ઉક્ત રાઠોડ સરદારની પાસે જઇ તેને નિવેદન કર્યું કે "સરદારચૂડામણિ! આપે વીરકેસરી જયમલના પવિત્ર વંશમાં જન્મ લીધો છે. અને તેને લીધેજ આપને આટલું સન્માન પ્રાપ્ત થયું છે. આપના પૂર્વજ જયમલની અલૌકિક વીરતા અને અદ્દભુત પ્રાણોત્સર્ગનો તો જરા વિચાર કરો. જુઓ, તેમણે મહા બળવાન અકબરના આક્રમણથી ચિત્તોડપુરીની રક્ષા કરવાને માટે જગતમા આત્મોત્સર્ગનો કેવો પ્રકાશમાન આદર્શ રજુ કર્યો છે! પરંતુ આપ શું કરો છો? આપ તે વીરકેસરીના યોગ્ય વંશજ છો, એમાં કિંચિત્ પણ શંકા નથી, પરંતુ આપનામાં તે સોજ્વલ આત્મોત્સર્ગ અને તે અપૂર્વ રાજભક્તિ ક્યાં છે?" મહાશય ટૉડનાં આ વચનોએ ઉક્ત સરદારના હૃદયમાં જાદૂના જેવી અસર કરી. તેનું કઠોર હૃદય પીગળીને પાણી પાણી થઇ ગયું. તેનાં નેત્રોમાંથી અશ્રુધારા ચાલવા લાગી. હવે અધિક સમય તેમનાથી કઠોર હૃદય ધારણ કરી શકાયું નહિ અને તેમણે પોતાની જાગીરનું દાનપત્ર ટૉડ સાહેબના હાથમાં સોંપી દીધું. આ કાર્ય કેટલું કઠિન હતું તે જેતસિંહે પ્રાર્થના પત્રમાં મહારાણાને લખેલાં નીચેનાં વાક્યો વાંચવાથી સમજાશે. "જ્યારે રાણાના કુટુંબીઓ પણ તેમને છોડીને ચાલ્યા ગયા હતા, ત્યારે મેં સંપૂર્ણ ભક્તિથી તેમની સેવા કરી હતી. સર્વ સરદારોએ જ્યારે વિદ્રોહી બનીને તેમની સામે ખડ્ગ ધારણ કર્યાં હતાં તે વખતે પણ અમે ચાર જણે તેમના પક્ષમાં ઉભા રહી તેમને અત્યંત સાહાય કરી હતી. પરંતુ આજે જયમલના વંશજોનાં આ સમસ્ત કાર્યો ભૂલી જઇને તેઓ એક 'લુંટારા'*ને આધીન થઇ ગયા છે." આ વૈમનસ્ય તોડીને મહાત્મા ટૉડે ઉપર્યુક્ત જે કાર્ય સિદ્ધ કર્યું તે માટે તેમની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. વીરવર જયમલના વંશજે મારી આજ્ઞા માની છે, એમ જાણી મહારાણા પરમ પ્રસન્ન થયા અને તેને બિદનોરનો અધિકાર સોંપ્યો. આ તરફ ભદેશ્વરનો સરદાર મનમા અત્યંત દુઃખિત થઇ મસ્તક નમાવી પોતાના નગરમાં ચાલ્યો ગયો.

* ભદેશ્વરના સરદાર હમીરે રાણીની પહેરામણીનો સામાન લૂંટી લીધો હતો. આથી જ તેને "લૂંટારો" કહેવામાં આવ્યો છે.

ભદેશ્વરના સરદારનું નામ હમીર હતું. ચંદાવત ગોત્રમાં તેનો જન્મ થયો હતો. તે દ્વિતીય શ્રેણીનો સરદાર હતો. જે સરદારસિંહે § હતભાગી મુખ્ય મંત્રી સોમજીનો વધ કર્યો હતો તેનોજ પુત્ર આ હમીર હતો. હમીરને પોતાના પિતાની જાગીર મળતાંની સાથેજ ગર્વ પણ પ્રાપ્ત થયો. હમીર ઉપદ્રવી સરદારોનો નાયક હતો. સમસ્ત રાજસ્થાનના લોકો તેને "દૌરાત" (દૌરાત શબ્દનો અર્થ શીઘ્રગામી થાય છે. હમીર અતિ શીઘ્રતાથી લુંટફાટ કરતો હતો, તેથી તેને આ નામ પ્રાપ્ત થયું હતું.) કહેતા હતા. તેના પદ પ્રમાણે તેને વાર્ષિક ૩૦૦૦૦ની જાગીર પણ મળી નહોતી, પરંતુ તે પોતાનાં પરાક્રમ અને બાહુબળથી ૮૦૦૦૦ની વાર્ષિક ઉપજ આપનારી જાગીર પોતાના અધિકારમાં લઇ બેઠો હતો. હમીરસિંહ કૃત્રિમ રાજભક્તિ બતાવી મેવાડની રાજસભામાં સદા હાજર રહેતો હતો. લાવ્હાનો શક્તાવત સરદાર તેનો પરમ મિત્ર હતો. હમણાં ખૈરોદા કિલ્લો પણ તેના અધિકારમાં હતો. આ ઉભય માણસોનો સ્વભાવ એક બીજાને મળતોજ આવતો હતો. ઉભયે ચાલાકીથી રાણાની એવી પ્રસન્નતા પ્રાપ્ત કરી હતી કે તેઓ હમણાં પણ નિર્વિઘ્ને પોતાની ભૂમિનો ઉપભોગ લેતા હતા. રાણાએ અન્ય સરદારોની ફાજલ જાગીર લઈ લીધી હતી, પરંતુ આ સરદારો પાસે તે રહી હતી. આ પ્રકારે કેટલોક વખત ચાલ્યો ગયો. પછી મંત્રીએ રાણાની નીચલી આજ્ઞા લાવ્હા સરદારપર મોકલી આપી. "જ્યાં સુધી તમે ખૈરોદા કિલ્લો તથા ખુંચવી લીધેલી અન્યાન્ય જાગીરો પાછી નહિ સોંપશો ત્યાં સુધી તમને રાજસભામાં પ્રવેશ કરવાનો અધિકાર નથી." આ આજ્ઞા વિદિત થતાંજ લાવ્હાપતિના ક્રોધનો પાર રહ્યો નહિ. અને જ્યારે હમીરને આ આજ્ઞા ફરમાવવામાં આવી ત્યારે તે મૂછપર હાથ નાંખી ગર્વ અને ક્રોધથી પોકારી ઉઠયો કે "મંત્રીજી! તમારા પૂર્વજ સોમજીની દુર્દશા સ્મરણમાં રાખજો."

તેજસ્વી હમીરનો સ્વભાવ દિન પ્રતિદિન અધિકાધિક ક્રોધાન્વિત થવા લાગ્યો. તે દિવસાનુદિવસ વિશેષ અને વિશેષ ઉચ્છૃંખલ વર્તન કરવા લાગ્યો. તેની ઉચ્છૃંખલતાનું અનુકરણ કરવાનું કોઈનામાં સામર્થ્ય નહોતું. તોપણ ઘણા લોકો તેની પ્રશંસા કરતા હતા. વિશેષતઃ તેના કુટુંબીઓ અને સગોત્રીઓ તેની પુષ્કળ પ્રશંસા કરતા હતા. હમીરની ઉચ્છૃંખલતા દિવસે દિવસે વધવા લાગી. તેનું દમન કરવાને મહારાણા પ્રવૃત્ત થયા નહિ તેથી લોકોની એવી દૃઢ માન્યતા થઈ ગઇ કે ભય વા અનુગ્રહને લીધે મહારાણા તેનું દમન કરી શકતા નથી, તેનું દમન કરવાનું કાર્ય માથે લઇ બ્રિટિશ એજન્ટ સુસંધિની પ્રતીક્ષા કરવા લાગ્યા. શીઘ્ર તેમને સંધિ મળી. તેમણે એક અમલદારને હમીરના અધિકારમાં રહેલો મહારાણાનો કિલ્લો હસ્તગત કરવાને માટે મોકલ્યો, પરંતુ કિલ્લેદારે તેનું ઘોર અપમાન કરી તેને પાછો વાળ્યો. તે અમલદાર ઉદયપુરમાં ચાલ્યો આવ્યો રાજાજ્ઞાનું આવું અપમાન થયેલું જોઇ બ્રિટિશ એજંટને અત્યંત ખોટું લાગ્યું અને તેમણે અપમાનકર્તાને ભીષણ દંડ દેવાનો નિશ્ચય કર્યો. જે સમયે ઉક્ત અમલદારનું અપમાન થવાના સમાચાર આવ્યા તે વખતે મહારાણા પોતાના સમસ્ત ઇષ્ટ મિત્રોની સાથે સૂર્યદ્વારની સભામાં બેઠા હતા.‡ અન્યાન્ય સરદારોની સાથે હમીર પણ તે સભામાંજ બેઠો હતો. બ્રિટિશ એજંટે

---

§ સરદારસિંહને પોતાના આ કુકર્મનું ફળ સારી રીતે મળ્યું હતું તેના આ કર્મના પ્રાયશ્ચિત્તનું વૃત્તાંત વાંચવાથી રાજપુત જાતિમાં વૈર લેવાનો કેવો પ્રચંડ ઉત્સાહ હોય છે, તે ઉત્તમ પ્રકારે જણાય છે. મહારાષ્ટ્રીઓના ઉપદ્રવના સમયમાં અમીરખાં અને તેનો જમાઈ તથા પ્રતિનિધિ જમશેદ ઉદયપુરમાં પોતાની સેના લાવીને રાજધાની તથા તેની આસપાસના પ્રદેશને લૂંટવા લાગ્યો તે વખતે સરદારસિંહનો પ્રતાપ ઘણો વધી ગયો હતો. એક દિવસ જમશેદે તેને પકડીને તેની પાસેથી ૩૦૦૦૦ રૂપિયા લેવાને માટે તેને પોતાના શિબિરમાં કેદ કર્યો. સરદારસિંહ ૩૦૦૦૦ રૂપિયા આપી શક્યો નહિ. આ વખતે દીવાન સોમજીના ઉભય ભ્રાતાઓએ આ રકમ આપીને જમશેદની પાસેથી તેને ખરીદી લીધો. સરદારસિંહના માણસોએ આ સમાચાર સાંભળ્યા કે તરતજ તેઓ પોતાના સ્વામિનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. આ વખતે દીવાન સોમજીના શિવદાસ તથા સતીદાસ નામક ઉભય ભ્રાતાઓએ પોતાના બંધુના ખુનનું વૈર લેવાને માટે સરદારસિંહનો શિરચ્છેદ કર્યો અને તે શિર રામપ્યારીના મહાલયના દ્વારપર લટકાવ્યું. આ ક્રૂર કાર્ય કર્યા પછી શિવદાસ અને સતીદાસ પણ શત્રુની કટારના ભોગ થઇ પડયા હતા.

‡ હમીર અને લાવ્હા સરદારનું અભિમાન તથા દુરાચાર વૃદ્ધિંગત થતા જોઇને રાણાજીની આંખો ખુલી ત્યારે તેમણે તેમના દુર્ગપર અધિકાર કરવાને માણસો મોકલ્યા હતા.

ત્યાં જઈ ચોબદારની સાથે પોતાના આગમનના સમાચાર મહારાણાપર મોકલ્યા અને પછી તરતજ સભામાં જઇ શિષ્ટાચારસહિત મંત્રીને સંબોધીને બોલ્યા "આપના રાણાજીનો જે કિલ્લો હમીરના અધિકારમાં હતો તે હસ્તગત કરવામાં આવ્યો છે." સર્વે માણસોને શોકાકુલ થયેલા જોઇ બ્રિટિશ એજંટને લાગ્યું કે પૂર્વોક્ત ઘટના ઉદયપુરના સર્વે માણસો જાણી ગયા છે. પરંતુ તેમણે એવી રીતે વાત ચીત કરી કે જાણે પોતે અપમાનની વાત જાણતાજ ન હોય. થોડીવાર વાર્તાલાપ કર્યા પછી તેઓ મહારાણા પ્રત્યે બોલ્યા "શ્રીમંતની આજ્ઞાનું આજકાલ ભારે અપમાન થાય છે. આવી સ્થિતિમાં જો હું ઉદયપુરમાં રહીશ તો બ્રિટિશ સરકાર મને ઠપકો આપશે. માટે શ્રીમતને જેણે અપમાન કર્યું હોય તેને યોગ્ય દંડ આપવાને માટે સંપૂર્ણ પ્રયત્ન કરવામાં આવશે."

બ્રિટિશ એજંટનાં આવાં ઉત્સાહદાયક વચનો સાંભળી મહારાણાને પણ સ્ફુર્તિ આવી અને પોતાનું ગૌરવ અચલ રાખવાને માટે તેઓ બોલ્યા "સરદારો અને સેનાપતિઓ ! આપની સાથે કોઇ પણ પ્રકારનું કઠોર અને અન્યાયી વર્તન કરવાની મારી ઇચ્છા નથી. પરંતુ આ ઉપરથી આપ એમ નહિ સમજશો કે મારી મર્યાદા અટલ રાખવાને માટે હું ઉચિત કાર્ય નહિ કરીશ." પછી તેજ વખતે તેમણે "બીડાં" લાવવાની આજ્ઞા કરી. શીઘ્ર તેમની આ આજ્ઞાનું પાલન કરવામાં આવ્યું. પછી તેમણે હમારને કઠોર વચનથી આજ્ઞા કરી કે "તમે હમણાં મારી સન્મુખથી દૂર થઇ એક કલાકમાં ઉદયપુર છોડીને ચાલ્યા જાઓ." રાણાજી એટલા બધા ક્રોધિત થઈ ગયા હતા કે જો બ્રિટિશ એજંટ તેમને રોક્ત નહિ, તો તેઓ અવસ્ય હમીરને દેશપાર કરત. પછી તેમણે પોતાના મંત્રીને એવી આજ્ઞા કરી કે "જ્યાં સુધી હમીર અન્યાયપૂર્વક લીધેલી જાગીર પાછી આપે નહિ ત્યાંસુધી તેની સર્વ સંપત્તિ જપ્ત રાખો." હમીરની નિરાશાનો પાર રહ્યો નહિ. તેનું ભાગ્યચક્ર આ વખતે ઉલટાઈ ગયું. તે અત્યંત શોકાકુલ થઇ તેજ રાતે ઉદયપુર છોડીને ચાલ્યો ગયો. પોતાના નગરમાં જઇ તેણે અન્યાયપૂર્વક લીધેલી જાગીરો મહારાણાને પાછી સોંપી દીધી. એટલુંજ નહિ, પરંતુ મહારાણા અને કર્નલ ટૉડે જેની કિંચિત્ પણ આશા રાખી નહોતી તે પણ સોંપી દીધી. હમીરે પોતાના ભદેશ્વર કિલ્લાનો અધિકાર પણ મહારાણાને સોંપી દીધો. થોડા દિવસમાં સીસોદીઆ કુલની લાલ પતાકા ભદેશ્વર દુર્ગ ઉપર ઉડતી જોઇ સર્વે માણસો આશ્ચર્યમાં ડૂબી ગયા.‡

બીજા પણ એક સરદારનું વૃત્તાંત અત્રે લખવામાં આવે છે. આમલી કિલ્લો અને તેના તાબાની સર્વે જમીન ૨૭ વર્ષ પર્યંત અમાઇતના સરદારની પાસે રહી હતી. અમાઇત સરદાર જગવત કુલમાં ઉત્પન્ન થયા હતા અને તેઓ મેવાડના મુખ્ય સોળ સરદારોમાં ગણાતા હતા. બિદનોરના સરદાર પરમ રાજભક્ત હતા. અને તેને બીજે નંબરે અમાઇતના સરદાર હતા. જે જગવત કુલમાં વીરવર પત્તેએ જન્મ લીધો હતો તેજ કુલમાં અમાઇતના સરદારનો જન્મ થયો હતો. યદ્યપિ વીરપુત્ર પત્તેની વીરતા અને અદ્દભુત સ્વાર્થત્યાગને જગવત કુલની રાજભક્તિનું દ્રઢ પ્રમાણ માનવામાં આવે છે, તો પણ તે કુલની રાજભક્તિનું માત્ર એટલું એકજ પ્રમાણ નથી. મહારાષ્ટ્રીય ઉપદ્રવના સમયમાં ફત્તેસિંહના પિતા પ્રતાપસિંહે પણ પોતાના દેશનું સંરક્ષણ કરવાને માટે પ્રાણાર્પણ કર્યું હતું. તેના બદલામાં તેના પુત્રને આમલીનો કિલ્લો આપવામાં આવ્યો હતો. પોતાના કોઇ ચતુર આમની સલાહથી ફત્તેસિંહે ચંદાવતોના લાભનું એકાદ મહાન કાર્ય કરવાનો વિચાર કર્યો, પરંતુ તેનામાં બુદ્ધિ ઓછી હતી અને ઉચ્છૃંખલતા વિશેષ હતી, તેથી તે તે કાર્ય કિંચિત્ પણ કરી શક્યો નહિ. ફત્તેસિંહનો સ્વભાવ સરલ હતો અને તે પોતાનો ક્રોધ ગુપ્ત રાખી શકતો નહોતો. એક વખત બ્રિટિશ એજંટ તેની મુલાકાત કરવાને ગયા ત્યારે તે અત્યંત ક્રોધાવેશમાં આવી ગયો હતો. તેણે તેમને કાંઈ ક્રોધભરિત વચનો કહ્યાં નહિ, પરંતુ તેના ડોળા લાલ લાલ બની ગયા હતા, અને તે

‡ કર્નલ ટૉડ જણાવે છે કે "આ ઘટનાને એક વર્ષ વ્યતીત થયું તત્પશ્ચાત્ મને એક સરકારી કામને માટે કોટા જવું પડયું હતું; આ વખતે માર્ગમાં મેં નીમબહેડા પણ જોયું. ઘોડાપર બેસીને નીમબહેડાથી હમીરના દુર્ગમાં જતાં પ્રાયઃ એક કલાક લાગે છે. મારા આગમનની વાત સાંભળી હમીર મને મળવાને આવ્યો. તેણે મને પોતાનો સર્વોત્તમ મિત્ર ગણ્યો અને ખડ્ગને સ્પર્શ કરી મને કહ્યું કે "હું મારી શમશેરને સ્પર્શ કરી શપથ લઉંછું કે હું યથાર્થ રાજપુત છું અને સદા આજ્ઞાંકિત તથા રાજભક્ત રહીશ."

મહા ક્રોધનો પૂર્ણ પરિચય કરાવતા હતા. મહારાણાની સાથે તેને તકરાર પડી હતી તે આ ક્રોધનું કારણ હતું. રાણાજીએ આ તકરારનો નિર્ણય કરવાનો ભાર બ્રિટિશ એજંટને સોંપી દીધો હતો. તદનુસાર કર્નલ ટૉડ તેમની પાસે ગયા હતા. એક ઉત્તમ ગૃહમાં તેમને ઉતારો આપવામાં આવ્યો. આ ગૃહ અતિ વિશાળ હતું અને તેમાં ફત્તેસિંહના પૂર્વજોની ઉત્તમોત્તમ તસ્વીરો વિદ્યમાન હતી. ફત્તેસિંહ પોતાના સર્વ નોકરોની સાથે કર્નલ ટૉડની પાસે આવ્યા. કર્નલ ટૉડ તેમની સામે બેઠા, પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે અતિથિસત્કારની વાત તો દૂર રહી, પરંતુ તેણે તેમની સાથે જરા વાતચિત પણ કરી નહિ. તે પોતાની ઢાલ પોતાની જંઘા ઉપર મૂકી તે ઢાલના ઉપલા ભાગ સાથે પોતાનું મસ્તક ટેકવી વાંકો બેસી ગયો. અંગ્રેજ એજંટ અત્યંત ગભરાઇ ગયા. જેને મુકામે તેઓ આવ્યા હતા તેણે સાધારણ વાત પણ કરી નહિ એ શું ઓછું અપમાન કહેવાય ?

પરંતુ કર્નલ ટૉડ ઘણા ચતુર હતા. ફત્તેસિંહના પિતાની તસ્વીર સામે હતી તેને ઉચકી લઈ તેમણે તેની સન્મુખ ધરી અને તે તસ્વીર પ્રતિ અંગુલિનિર્દેશ કરી કહ્યું "આપના જેવો વ્યવહાર કરીને આ સરદારે ઉત્તમ સ્વામિભક્તિને માટે પ્રશંસા પ્રાપ્ત કરી નહોતી." આ વચનો સાંભળતાંની સાથેજ ફત્તેસિંહના હૃદયમાં પૂજ્યભાવ ઉત્પન્ન થયો. તેનાં નેત્રોમાંથી અપૂર્વ જ્યોતિ નીકળવા લાગી. લજ્જાથી તેમનું મુખ કરમાઈ ગયું. તેમણે ઉત્સાહપૂર્વક એજંટ પ્રતિ દ્રષ્ટિપાત કર્યો અને કહ્યું "આપને એ તસ્વીર ક્યાંથી પ્રાપ્ત થઈ? અને એ ચિત્રજ આપને આટલું પ્રિય કેમ લાગ્યું ?" આ શબ્દો બોલતાં બોલતાં ફત્તેસિંહનું વદન ગંભીર થઈ ગયુ. તેમનાં વિશાળ નેત્રોમાંથી એકાદ બે અશ્રુબિંદુ નીકળી પડયાં અને તેમણે શોકાકુલ થઇને કહ્યું "આ મારા સ્વર્ગસ્થ પિતાનું ચિત્ર છે !" કર્નલ ટૉડે કહ્યું "વીરશ્રેષ્ઠ અને પરમ રાજભક્ત પ્રતાપસિંહ એજ છે." જ્યારે તેમણે સ્વદેશને માટે પોતાના પ્રાણ વિસર્જન કર્યા હતા ત્યારે તેમની મૂર્તિ આવીજ હતી અને તેમનો વેષ પણ આવોજ હતો. તેમના અવસાનને દીર્ઘકાળ વ્યતીત થઇ ગયો છે, તથાપિ આજ પર્યંત તેમનું નામ વર્તમાન છે. અને આજે એક વિદેશી પણ ભક્તિભાવથી તેની પૂજા કરી રહ્યો છે." મહાત્મા ટૉડનાં આ વચનો સાંભળી ફત્તેસિંહના મુખમંડલપરનો ભાવ એકદમ બદલાઇ ગયો. ટૉડનું વાક્ય હજી પૂરૂં પણ થયું નહોતું તે પૂર્વે તેઓ બોલી ઉઠયા "આપ આમલી લો, આમલી લો, પરંતુ જો જો સ્વાર્થત્યાગનું માહાત્મ્ય ભૂલી જશો નહિ." ફત્તેસિંહનો અપૂર્વ ઉત્સાહ જોઇ કર્નલ ટૉડે વિલંબ કરવો ઉચિત ધાર્યો નહિ અને તેમણે તરતજ તેમને દસ્તાવેજ લખી આપવાને કહ્યું. ફત્તેસિંહે તરતજ આમલી પ્રગણું મહારાણાને પાછું સોંપી દઉં છું એવી મતલબનો દસ્તાવેજ લખી આપ્યો.

હવે અત્રે અમે મેવાડના કૃષિકારો વિષે કેટલુંક વિવેચન કરીશું. જે લોકોને કઠોર પરિશ્રમથી સર્વાંગે પ્રસ્વેદ છૂટે છે, જે લોકો આખો દિવસ ગદ્ધાવૈતરૂં કરે છે, જેના પરિશ્રમથી પૃથ્વી અન્ન આપે છે, જેઓ માનવસમાજનું એક મુખ્ય અંગ હોવા છતાં પણ જમીનદારોના ભીષણ અત્યાચાર સહન કરીને પોતાના દિવસ નિર્ગમન કરે છે, એવા લોકહિતકારી સાદા કૃષિકારોની દશા વિષે સંક્ષેપમાં વિવેચન કરવું અત્રે અમને આવશ્યક સમજાય છે. અમે આ લોકોની ભૂત અને વર્તમાન અવસ્થાનું ચિત્ર પાઠકોની સન્મુખ સાદર કરીશું અને તે પરથી તેમનો પોતાની જમીનપર અધિકાર છે કે નહિ તે વિષે પોતપોતાની બુદ્ધિ અનુસાર નિર્ણય કરી લેવાની પ્રાર્થના કરીશું.

મેવાડ રાજ્યમાં કૃષિકાર જ સાધારણ નિયમ અનુસાર પોતે જે ભૂમિ ખેડતો હોય તેનો સ્વામી ગણાય છે. તેઓ પોતાની ભૂમિપરના પોતાના અધિકારને મેવાડમાં પેદા થતા અમરધવ§ નામના અમરઘાસની ઉપમા આપે છે. જેવી રીતે અમરધવ અમર હોય છે તે પ્રમાણે કૃષિકારોનો પોતાની જમીન પરનો અધિકાર પણ અમર હોય છે. ગમે તેટલા વિપ્લવો થઇ જાય, તે છતાં પણ તેમના આ અધિકારમાં કિંચિત્ પણ સ્ખલન થતું નથી. મેવાડના કૃષિકારો પોતાની ભૂમિને 'બાપોતા' કહે છે. તેમની માતૃભાષામાં પૈતૃક અધિકાર સમજાવવાને માટે બાપોતા વ્યતિરિક્ત કોઈ પણ શબ્દ અધિક પ્રાચીન,

§ અમરધવ નામનું ઘાસ ત્રણે ૠતુમાં એક સરખું લીલું રહે છે. વિશેષ કરીને પ્રખર તાપમાં તેની પ્રફુલ્લતા અધિક હોય છે. તે ખરેખર અમરજ છે. પૃથ્વીની સાથે પોતાને અવિચ્છિન્ન સંબંધ હોવાથી રાજપુત કૃષિકારો પોતાના ભૂમ્યધિકારની સાથે તેની તુલના કરે છે.

અધિક શુદ્ધ, વિશેષ ભાવપૂર્ણ અને વિશેષ તેજસ્વી ગણાતો નથી. જો કોઇ સ્વાર્થી અને અભિમાની રાજા તેમનો આ પ્રાચીન અધિકાર ખુંચવી લેવાની ચેષ્ટા કરે છે, તો તેઓ ભગવાન મનુના અમર શબ્દોનો ઉચ્ચાર કરીને ગંભીર સ્વરથી પોકારી ઉઠે છે કે "જેમણે વનને કાપી કુપીને સ્વચ્છ ક્ષેત્ર બનાવ્યું છે તેમનુંજ ક્ષેત્ર છે."* જ્યાં સુધી જગતના કલ્યાણકારક ધારા રચનાર તરિકે ભગવાન મનુનું નામ વિદ્યમાન રહેશે અને જ્યાં સુધી તેમના એક સૂત્રનો પણ આ જગતના વ્યવહારમાં ઉપયોગ થશે, ત્યાં સુધી કોઈ પણ માણસ તેમનું આ અમર વાક્ય ભૂલી શકશે નહિ. હજારો વિપ્લવો થયા છતાં હિંદુ જાતિની આ પ્રાચીન પ્રણાલી નષ્ટ થઈ નથી. માત્ર મેવાડનાજ લોકો નહિ, કિંતુ સમસ્ત રાજસ્થાનના લોકો અતિ પ્રાચીન કાળથી કહેતા આવ્યા છે કે **'भोगरा घनी राज हो, भोमरा घनी मा छो'** અર્થાત્ 'રાજા એ મહેસુલનો અધિકારી છે, પરંતુ ભૂમિનો અધિકારી તો હું છું.' છેક મનુના કાળથી હિંદુઓનો આવો વિશ્વાસ ચાલ્યો આવે છે અને એ વિશ્વાસ ચિરંજીવ રહેશે એમાં લેશ પણ શંકા નથી. ત્રિકાળના વિધાતા ભગવાન મનુ આ સંસારમાંથી ચાલ્યા ગયા છે, તેમના અવસાન પછી ભારતભૂમિમાં અનેક વિપ્લવો થઈ ગયા છે, અનેક વિદેશી, વિધર્મી અને અત્યાચારી લોકોએ યમરાજની પેઠે ભારતવર્ષમાં રાજ્ય કર્યું છે, વર્ણ, આચાર અને વિચારમાં પુષ્કળ અંતર પડી ગયો છે, તથાપિ હિંદુ જાતિનો પોતાની જમીનપરના અધિકાર વિષેનો વિશ્વાસ પૂર્વવતજ રહ્યો છે, તેમાં એક પરમાણુનો પણ ભેદ પડયો નથી. હિંદુ જાતિ ભલે કર્ણાટકમાં વસતી હોય, ભલે કણ્વદેશમાં વસતી હોય, કિંવા રાજસ્થાન અથવા ભારતવર્ષના કોઇ પણ ભાગમાં વસતી હોય, પરંતુ તે સર્વ ભાગમાં તેમનો આ રિવાજ તો એકજ છે. તેમના ધર્મ ગ્રંથમાં સુવર્ણાક્ષરથી લખવામાં આવ્યું છે કે "**स्थाणुच्छेदस्य केदारम्.**"

એરિયન, કર્ટિયસ અને ડિયોડોરસ પ્રભૃતિ પ્રાચીન યુરોપીય પંડિતોએ જે કાળનો ઇતિહાસ સંકલિત કર્યો છે તે કાળનું નગરનું તંત્ર રાજ્યના તંત્ર સમાન હતું. નાગરિકોના પોતાના શાસનપર ચક્રવર્તી પણ હસ્તક્ષેપ કરી શકતો નહોતો. ચક્રવર્તી, શત્રુના આક્રમણથી દેશની રક્ષા કરતો હતો તેથી તેને મહેસુલમાંથી કેટલોક ભાગ રાજકર તરિકે આપવામાં આવતો હતો. રાજસ્થાનના પ્રત્યેક રાજ્યમાં પણ આવોજ વ્યવહાર છે. તે દેશની પૃથક્ પૃથક્ વસ્તીઓને એક બીજા સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નથી. પ્રત્યેક વસ્તીનો અધ્યક્ષ પોતાના તાબાના લોકોનો કર્તા, હર્તા અને વિધાતા હોય છે. લોકો પોતાના સાર્વભૌમ રાજાને પોતાનાં ધન ધાન્યમાંથી એક નિયમિત ભાગ આપે છે. પરંતુ રાજા તેમનું કોઇ પણ પ્રકારનું શાસન કરતો નથી. કર્નલ ટૉડ જણાવે છે કે "સર્વવ્યાપી રાજતંત્રના અભાવને લીધે ગ્રામવાસીઓ જે શાંતિની રક્ષા તથા દંડાદિક કરે છે તેથીજ પંચાયતની રીતિનો ઉદ્ભવ થયો છે. પોતાના બાપદાદાની ભૂમિને રાજપુત કૃષિકારો "બાપોતા" કહે છે; "બાપોતા" ધરાવનાર રાજપુત જો સૈનિકનો ધંધો કરતો હોય તો તેને "ભોમીઓ" કહેવામાં આવે છે. દિલ્લીના મુસલમાન પાદશાહો પોતાની ઉન્નતિના મધ્યાન્હ કાળમાં માંડલિક રાજપુત રાજાઓને 'જમીનદાર' કહેતા હતા.

સારી રીતે વિચાર કરવાથી જ્ઞાત થાય છે કે ભૂમિપર કૃષિકારનો સંપૂર્ણ અધિકાર હોય છે. તેઓ રાણાને કર આપીને, 'અમે તેમની પ્રજા છીએ' એટલુંજ માત્ર સિદ્ધ કરે છે. બાકી રાણાનો તેમની ભૂમિપર કોઇ પણ પ્રકારનો અધિકાર નથી, 'ભોમીઆ' કૃષિકારો તરફથી રાણાને યુદ્ધના સમયમાં સહાય મળે છે. પરંતુ જ્યારે બ્રિટિશ પ્રભુતાની સ્થાપનાથી મેવાડની રક્ષા અરક્ષાનો કાંઇ પ્રશ્ન રહ્યો નહિ ત્યારે રાણાએ ભોમીઆ રાજપુતોને પગારદાર સૈનિક તરિકે નિયત કરી દીધા.

બાપોતાની ઉપર રાજપુત કૃષિકારોનો કેટલો દ્રઢ અધિકાર છે, તે અમે કેટલાંક પ્રાચીન પ્રમાણોથી સિદ્ધ કરીશું. જે સમયે મંદોરનગર મારવાડની રાજધાની ગણાતું હતું, તે સમયે એક ગિહ્લોત રાજકુમાર મારવાડની રાજકુમારી સાથે વિવાહ કરવાને ગયો. રાજપુતોમાં એવી રીતિ પ્રચલિત છે કે, જામાતા વિવાહની રાત્રિએ પોતાના શ્વશુર પાસેથી પહેરામણીમાં જે સંપત્તિ માગે તે તેને અવશ્ય આપવી પડે છે. આ રીતિએ રાજસ્થાનમાં અનેક અનર્થો કર્યા છે. આ રીતિ

* ભગવાન મનુએ કહ્યું છે કે "**स्थाणुच्छेदस्य केदारम्**" અર્થાત્ "જે માણસ જંગલ કાપીને ક્ષેત્ર તૈયાર કરે છે તેનોજ તે ક્ષેત્ર ઉપર અધિકાર હોય છે."

અનુસાર ઉક્ત રાજકુમારે પોતાના મંત્રીની સલાહ અનુસાર પોતાના શ્વશુર પાસેથી દશ સહસ્ર જાટ કૃષિકારો માગ્યા. આ જાટોને મેવાડ રાજ્યમાં વસાવવા એવો તેનો ઉદ્દેશ હતો. આ અદ્ભુત પહેરામણીની માગણી સાંભળી મારવાડના રાજાને આશ્ચર્ય પેદા થયું. પરંતુ જામતાની માગણી પૂર્ણ કર્યા વિના ચાલે તેમ નહોતું. આથી તેમણે પોતાના રાજ્યમાં આજ્ઞા ફેલાવી કે દશ હજાર જાટોને મારવાડ છોડી મેવાડમાં જવું પડશે. આ આજ્ઞા વિદિત થતાંજ જાટ કૃષિકારો અત્યંત ગભરાયા. તેઓ મહારાજાની આજ્ઞાનું પાલન કરવાને કોઈ પણ પ્રકારે તૈયાર થયા નહિ. અંતે મહારાજાએ જ્યારે તેમના પર સખ્તાઇ કરી ત્યારે તેમણે એકત્રિત થઇ કહ્યું કે "શું અમે અમારા બાપોતા છોડીને—અમારો વંશપરંપરાનો હક છોડીને એક અપરિચિત મનુષ્યને માટે પરિશ્રમ કરવાને તેની સાથે પરદેશમાં જઇશું ? મહારાજ! આપની ઇચ્છા હોય તો અમારો વધ કરાવો પરંતુ અમે જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી બાપોતા છોડી શકતા નથી." મંદોરના રાજા પ્રથમથીજ જાણતા હતા કે જાટ લોકો આ વાંધો ઉઠાવશે. જાટોએ તેમની આજ્ઞાનું પાલન કર્યું નહિ તેથી યદ્યપિ તેમની પ્રતિજ્ઞા ભંગ થઇ, તથાપિ તેઓ તેટલા માટે કિંચિત્ દુઃખિત વા ચિંતાગ્રસ્ત થયા નહિ. કારણ કે આટલા બધા કૃષિકારો દેશમાંથી જતા રહેવાથી મારા રાજ્યને પ્રત્યક્ષ હાનિજ થશે એમ તેઓ સારી પેઠે સમજતા હતા. પરંતુ વિધાતાની ઇચ્છા કાંઇ બીજીજ હતી. મેવાડના રાણાએ ઉક્ત જાટ કૃષિકારોને પોતાની ઘણીક જમીન સદાને માટે લખી આપી. આથી જાટ કૃષિકારોએ મેવાડમાં જવાનો સ્વીકાર કર્યો. કારણ કે મેવાડની ભૂમિ મરૂભૂમિ કરતાં અધિક ફળદ્રૂપ હોય છે, એ વાત કોણ નથી જાણતું ?

જે જે દેશના રાજાઓ ભૂમિના સંબંધમાં નવા નવા નિયમોનો પ્રચાર કરતા નથી, તે તે દેશોમાં પ્રજાનો અધિકાર વિશેષ પ્રબળ હોય છે. આ વિષે અમે જિહાજપુર રાજ્યનું ઉદાહરણ આપીશું. આ રાજ્યમાં ૧૦૬ ગ્રામો આવેલાં છે. આટલા મોટા રાજ્યમાં ખાસ (રાજ્યની) જમીનનાં તો માત્ર બેજ ક્ષેત્રો છે. એમ કહેવાય છે કે આ ક્ષેત્રો પણ મહેસુલ નહિ ભરી શકાવાને લીધે વેંચાઇ જવાની તૈયારીમાં હતાં, ત્યારે રાજ્યના મંત્રીએ તેને વેચાતાં લઇને રાજસંપત્તિમાં મેળવી દીધાં. લોહારિયા અને ઇતોડા નામક તળાવો અને તેના તટપર આવેલી ભૂમિ પણ આજ પ્રકારે રાજસંપત્તિમાં મેળવી લેવામાં આવી હતી. એક વાર જે ભૂમિ ભોમીઆ લોકોના બાપોતા તરિકે ઓળખાતી હતી, તે હવે આ પ્રકારે રાજભૂમિ બની જઇને "ખાસ જમીન" કહેવાવા લાગી. અફસોસ ! આ જગત્માં સર્વ બાબતમાં પરિવર્તન થયા કરે છે. કૃષિકારોની ભૂમિ તેમના હાથમાંથી છૂટી જઇને રાજસંપત્તિમાં કેવી રીતે મળી જાય છે, તે વિષે વિશેષ ઉદાહરણ આગળ આપવામાં આવશે. કોટાના ઈતિહાસમાં આવાં પુષ્કળ ઉદાહરણો આપવામાં આવશે.

ભગવાન મનુએ ગ્રામ્યસમાજને માટે જે નિયમો રચ્યા છે. તેજ અનુસાર મેવાડની ગ્રામ્યવ્યવસ્થા ચાલે છે. પૂર્વે પાંચ સાત ગ્રામનો એક અધિકારી હતો. મેવાડના ઇતિહાસમાં પણ આવા પંચ ગ્રામપતિ વા સપ્ત ગ્રામપતિનું વર્ણન ઉપલબ્ધ થાય છે. આ ગ્રામપતિને પટેલ કહેવામાં આવે છે. સંન્યાસીઓ અને ભિક્ષુકો એ સર્વ પટેલથી પરિચિત હોય છે અને તેમને તેનાપર શ્રદ્ધા પણ હોય છે. ગામની રક્ષા પટેલજ કરે છે. આ પટેલના અધિકારમાં જે ભૂમિ હોય છે તેને માટે તે સરકારને પ્રતિ ત્રણ વર્ષે નિયત કરેલો થોડો કર અને બે યોદ્ધાઓ આપે છે.

ઘણા લોકો એવું અનુમાન કરે છે કે મનુના ગ્રંથમાં પટેલનું જે કર્તવ્ય જણાવવામાં આવ્યું છે તેથી મેવાડના પટેલનું કર્તવ્ય ભિન્ન છે. આજ કારણથી પટેલ શબ્દની વ્યુત્પત્તિના સંબંધમાં અનેક મતભેદ વિદ્યમાન છે. પરંતુ સંપૂર્ણ વિચાર કરવાથી ઉત્તમ પ્રકારે જ્ઞાત થાય છે કે પટેલ શબ્દની ઉત્પત્તિ સંસ્કૃત પતિ શબ્દમાંથી થઇ છે. મેવાડવાસીઓ બરાબર એજ અર્થમાં તેનો ઉપયોગ કરે છે. દેખરેખ રાખવા શિવાય પટેલનું કાંઇ બીજું કર્તવ્ય નહોતું ગામમાં પટેલ સર્વોત્તમ ગણાતો હતો. ગામના પ્રતિનિધિ તરિકે રાજાને ત્યાં પટેલજ જતો હતો અને કૃષિકાર તથા રાજાની વચ્ચે મધ્યસ્થ તરિકે પટેલજ કામ કરતો હતો. આ કારણથી રાજા અને પ્રજા ઉભય તરફથી પટેલને સન્માન મળતું હતું. પટેલની પાસે બાપોતા પણ હોય છે, અને કૃષિકાર જેટલું ધાન્ય પકવે છે તેનો ચાલીસમો ભાગ પણ તેને

મળે છે. રાજા તરફથી એક બીજું પણ પારિતોષિક તેને પ્રાપ્ત થાય છે. તે પોતાના બાપોતા વિનાની બીજી જે જમીન ખેડે છે, તેના નિયત કરેલા રાજકરના ¾ ભાગ તે સરકારને ભરે છે, ¼ ભાગ ભરતો નથી. મેવાડભૂમિમાં પટેલોની આવી વ્યવસ્થા કરવામાં આવી છે. પટેલજ રાજા અને કૃષિકારને એક સૂત્રથી બાંધે છે. ગામનો અગ્રેસર અને પ્રતિનિધિ પટેલજ હોય છે. રાજા પટેલદ્વારાજ કૃષિકારોની સ્થિતિથી વાકેફ થાય છે. મહારાષ્ટ્રીઓના કઠોર અત્યાચારથી મેવાડભૂમિનુ ભાગ્યચક્ર પલટાઈ ગયું તે પૂર્વે સ્વાધીનતાની એ લીલાભૂમિમાં પટેલોનું બળ આવું હતું. પરંતુ જેમ જેમ મહારાષ્ટ્રીઓની લૂંટફાટ વધવા લાગી, તેમ તેમ પટેલો પણ પોતાનું સામર્થ્ય વધારતા ગયા અને પાછળથી તો તેમનું પ્રાબલ્ય એટલું બધું વધી ગયું કે તેઓ નિરંકુશ સત્તાધારી ગણાવા લાગ્યા. મહારાષ્ટ્રીઓ કૃષિકારોપર જે કર લાગુ કરતા હતા તેને પટેલોજ વસુલ કરતા હતા અને કોઈ કોઇ વખત તેઓ કૃષિકારોના જામીન તરિકે તે દુષ્ટોના શિબિરમાં પડયા રહેતા હતા. મહારાષ્ટ્રીઓએ જેટલીવાર આક્રમણ કરીને મેવાડવાસીઓની પાસેથી કર માગ્યો તેટલી વાર પટેલોએ આનંદપૂર્વક તે ઉઘરાવી આપ્યો. બહારથી તો તેઓ પોતાને કૃષિકારોના પ્રતિનિધિ તરિકે જણાવતા હતા, પરંતુ સંધિ મળતાં તેઓ તેમનું સત્યાનાશ વાળી દેતા હતા. અગણિત કૃષિકારો પટેલોપર શ્રદ્ધા રાખી નિશ્ચિંત રહેતા હતા, પરંતુ લોભી પટેલો તેમની સંપત્તિ પરજ પોતાનો નિર્વાહ કરતા હતા. મહારાષ્ટ્રીઓ અથવા પઠાણો જે વખતે આક્રમણ કરતા હતા તે વખતે પટેલોના બાર વાગતા હતા. તેઓ પોતાની રક્ષાનો ઉપાય શોધતા હતા અને કૃષિકારોનું સત્યાનાશ વાળીને પોતાનું સંરક્ષણ કરતા હતા. તેઓ પ્રથમ તો કૃષિકારો પાસેથી રૂપિયા લેતા હતા, પરંતુ જો રોકડ રૂપિઆ નહિ મળે તો તેમની જમીન, અને જમીન હાથ નહિ લાગે તો તેમનાં વાસણકુસણ ગીરવી મૂકીને પોતાનું કામ સિદ્ધ કરી લેતા હતા. આ પ્રકારે તેમનું કાર્ય જ્યાં સુધી સિદ્ધ થતું નહોતું ત્યાં સુધી તેઓ દીન, હીન અને મૂર્ખ કૃષિકારોનું રૂધિર, જળોની પેઠે ચૂસી લેતા હતા. હતભાગી કૃષિકારો પણ સારી પેઠે સમજતા હતા કે પટેલ અમારો ગુપ્ત શત્રુ છે અને મહારાષ્ટ્રીઓએ તથા પઠાણોએ એને પોતાનો સેવક બનાવ્યો છે. તેઓ ડરના માર્યા સરકાર પાસે ફરિયાદ પણ કરી શકતા નહોતા. પટેલ પોતાની ઇચ્છા પ્રમાણે કૃષિકારોનું રૂધિર ચૂસી લેતો હતો. મંદભાગી કૃષિકારોને લવલેશ પણ શાંતિ મળતી નહોતી. જેને તેઓ પોતાનો પરમ હિતકારી મિત્ર સમજીને નિશ્ચિંત રહેતા હતા અને લેશ પણ વિચાર કર્યા વિના જેના વિષમય આંકડા ઉપર પોતાનું હૃદય મૂકી દેતા હતા તેજ તેમનો નાશ કરતા હતા. તો હવે તેમને શાંતિ અને સુખ ક્યાંથી મળે ? આ કૃષિકારો સંપૂર્ણતઃ અંધકારમાં રહ્યા હતા, તેઓ કિંચિત્ પણ પોતાનું સંરક્ષણ કરી શકતા નહોતા. તેઓ અત્યંત પરિશ્રમ કરીને જેના જીવનનું રક્ષણ કરતા હતા તથા તાપ અને ટાઢ પર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યા વિના જેને મોજ અને વિલાસની સામગ્રી પુરી પાડતા હતા, તેઓ તેમની દુર્દશા જોઈ જરા પણ ક્ષોભ પામતા નહોતા.

ધીમે ધીમે મેવાડમાં પટેલો નિરંકુશ સત્તાધારી બની ગયા. લોકોના કર્તા, હર્તા અને વિધાતા તેઓજ થઇ બેઠા. આ એક સાધારણ નિયમ છે કે સન્માન અને પ્રતિષ્ઠા પ્રાપ્ત થવાથી લોકો અભિમાની અને અત્યાચારી બની જાય છે. મેવાડના પટેલોની પણ તેજ સ્થિતિ થઈ. મહારાષ્ટ્રીઓ અને પઠાણો મેવાડમાં અત્યાચાર કરવા લાગ્યા તે પૂર્વે મેવાડના પટેલો કૃષિકારોના સાચા પ્રતિનિધિ હતા. તેઓ તેમના સુખે સુખી અને તેમના દુઃખે દુઃખી થતા હતા. પરંતુ હવે તેઓ દુષ્ટ બની ગયા, અને તેમના ભીષણ શત્રુ બનીને તેમના પર અત્યાચાર કરવા લાગ્યા. જે જાતિમાં કોઈ પણ પ્રકારની વ્યવસ્થા હોતી નથી, જે જાતિના લોકો પરસ્પરનાં સુખદુઃખનો વિચાર કરતા નથી, અને જેઓ માત્ર પોતાનોજ સ્વાર્થ સાધવાને તત્પર હોય છે તે જાતિને અનેક પ્રકારના અનર્થો શીઘ્ર દબાવી દે છે. પટેલોએ પોતાનાં ઉદર ભરવાને માટે કૃષિકારોનું પુષ્કળ રક્ત ચૂસી લીધું. પરંતુ કૃષિકારો કાંઇ કલ્પવૃક્ષ તો હતાજ નહિ કે સદાસર્વદા તેમની અભિલાષા પૂર્ણ કરે. થોડા વખતમાં તેઓ નિરાધાર બની ગયા. હવે પટેલોની આજીવિકામાં પણ વિઘ્ન આવી પડયું. હવે કોના રૂધિરથી પોતાનું ઉદર ભરવું એ તેમને મુખ્ય પ્રશ્ન થઇ પડયો. તેઓ અત્યાર સુધી જેમનું રૂધિર ચૂસી રહ્યા હતા તેમનું તો સર્વસ્વ નાશ થઇ ગયું હતું, તેઓ તો મરણશય્યાપર તરફડતા હતા. પિંઢારાઓના કઠોર આક્રમણથી કૃષિકારો દેશ છોડીને નાશી જતા હતા અને મેવાડનાં સંખ્યાબંધ ક્ષેત્રો સૂનાં પડી રહેતાં હતાં. આથી પટેલો ધંધા વિનાના થઇ પડતા હતા,

પરંતુ તેમની આ દુર્દશા દીર્ઘ કાળ સુધી પહોંચતી નહોતી. શાંતિ સ્થાપન થતાં કૃષિકારો પુનઃ પોતાને ઘેર જતા હતા અને પુનઃ પોતાનાં ક્ષેત્રોમાં ઉત્તમ ધાન્ય પેદા કરતા હતા. આથી પટેલોને છક્કાપંજા ચાલતા હતા. પુનઃ તેઓ કૃષિકારોની સાથે આગલો વ્યવહારજ ચલાવતા હતા. આ રીતે રંક કૃષિકારોને દેશમાં પાછા આવ્યા પછી પણ સુખની પ્રાપ્તિ થતી નહોતી. નરપિશાચ પટેલોના ઘોર અત્યાચારથી કૃષિકારોનું જીવન અત્યંત દુઃખમય બની જતું હતું. આ પ્રકારે વિપત્તિ ઉપર વિપત્તિ આવી પડયાથી મેવાડના કૃષિકારો નિર્મૂળ થવા લાગ્યા. મેવાડવાસીઓનું સુખ અને શાંતિ આ પ્રકારે સર્વથા નષ્ટ થવા લાગ્યાં. પટેલો મેવાડના સુખરૂપી સૂર્યના રાહુ હતા, તેથી સર્વ લોકો સારી પેઠે સમજી ગયા કે જ્યાં સુધી આ રાહુઓનો નાશ કરવામાં આવશે નહિ ત્યાં સુધી અમારો સુખસૂર્ય પૂર્ણ પ્રભાથી પ્રકાશિત થશે નહિ. તેઓ મેવાડમાંથી પટેલોને નામશેષ કરવા ઇચ્છતા હતા, પરંતુ આ કાર્ય કાંઈ સ્હેલું નહોતું. કારણ કે ઘણા મોટા અમલદારો તેમના પક્ષમાં હતા. તેમને પદચ્યુત કરવાથી મોટા મોટા અમલદારોના હિતમાં આઘાત લાગવાનો સંભવ હતો અને તેથી તેઓ પટેલોનો પક્ષ ગ્રહણ કરીને દેશમાં અશાંતિનું બીજ રોપે એવો પણ સંભવ હતો.

જ્યારે રંક લોકોના પરમ હિતેચ્છુ કર્નલ ટૉડે કૃષિકારોની દુર્દશાનું આ વૃત્તાંત સાંભળ્યું ત્યારે તેમના હૃદયમાં અત્યંત લાગણી ઉત્પન્ન થઇ અને તેઓ તત્કાળ આ વિપત્તિ દૂર કરવાને માટે પ્રવૃત્ત થયા. પ્રથમ તો તેમણે પટેલોની અવસ્થાનું સાંગોપાંગ અવલોકન કર્યું. મેવાડનો ઇતિહાસ સાદ્યોપાંત જાણવાથી તેમને જ્ઞાત થયું હતું કે ગામના લોકો પોતાની ઇચ્છામાં આવે તે માણસને પોતાના પટેલ તરિકે ચુંટી કાઢતા હતા. અને રાજા પણ ગામના માણસોએ જેને પટેલ તરિકે ચુંટી કાઢયો હોય તેને પટેલની સનંદ આપતા હતા. આવા માણસો અત્યંત લોભી હતા, પરંતુ તેઓ ગામના લોકોની પ્રીતિ ગમે તે પ્રકારે સંપાદન કરીને પટેલ બની બેસતા હતા. મેવાડમાં આજ રીતિ પ્રચલિત હતી. સર્વ રૈયતે પણ આજ રીતિ પસંદ કરી હતી અને મહારાણાએ પણ આજ રીતિ મંજુર કરી હતી. તેઓ ગામના લોકોએ પસંદ કરેલા માણસને પાઘડી બંધાવી પટેલના પદપર નિયુક્ત કરી દેતા હતા. અને પટેલ રાજાને નજરાણું આપી પોતાનો અધિકાર ભોગવવા માંડતો હતો. આ સમય પહેલાં તો પટેલની પદ્દી વેચવામાં આવતી હતી. રાજા અમુક રકમ લઇને ફાવે તેને પટેલ બનાવી દેતો હતો. પરંતુ આમ કરવાથી રાજ્યનું અત્યંત અમંગલ થતું હતું. ગામના લોકોની પટેલને ચુંટી કાઢવાની પદ્ધતિ બંધ કરવાથી કદાચ પટેલની પદ્દી વેચાવાની આવી પદ્ધતિ અમલમાં આવી જાય એવી શંકાથી કર્નલ ટૉડે આ અનર્થ રોકવાને માટે ઉત્તમ પ્રબંધ કર્યો. તેમણે રાણાની પાસેથી એવું વચન લઈ લીધું કે "પટેલની ચુંટણીના કામમાં હું કિંચિત્ પણ હાથ નાંખીશ નહિ અને આ સંબંધમાં કોઈની સાથે ગુપ્ત સલાહ પણ કરીશ નહિ."

મેવાડમાં રાજકર કેવી રીતે વસૂલ કરવામાં આવતો હતો તે વિષે અત્રે કાંઇક ઉલ્લેખ કરીશું. અને અંગ્રેજ સરકારની સાથે સંધિ થયા પછી ચાર વર્ષના અરસામાં મેવાડમાં કેવો ફેરફાર થયો તેની સંક્ષિપ્ત સમાલોચના કરી મેવાડના ઇતિહાસની ઇતિ શ્રી કરવામાં આવશે.

ધાન્યની ઉપર મેવાડમાં બે પ્રકારનું મહેસુલ લેવામાં આવે છે. તેનાં નામ "કંકૂટ" અને "ભુટ્ટાઇ" છે. શેરડી, સરસવ, તંબાકુ, કપાસ, તથા બાગાયત જમીનમાં થતા પાકોની ઉપર દર વીઘે બેથી છ રૂપિયા સુધી મહેસુલ લેવામાં આવે છે. જ્યારે ધાન્ય ક્ષેત્રમાં જ હોય છે ત્યારે ક્ષેત્રનો માલિક, પટેલ, તલાટી અને ઇતર રાજ્યકર્મચારીઓ તે પર તખમીનન અર્થાત્ આનુમાનિક કર નિયત કરે છે. મેવાડના લોકો આ કરને 'કંકૂટ' કહે છે. બહુધા ખરા અનુમાનથી જ આ કર વસુલ કરવામાં આવે છે, પરંતુ યદિ ક્ષેત્રનો સ્વામી તેને બોજારૂપ ગણે તો તે ભુટ્ટાઇ કર પોતાના પાક ઉપર લાગુ કરવાને માટે સરકારને પ્રાર્થના કરી શકે છે. જ્યારે કૃષિકાર પોતાનું અનાજ કાપીને ખળીમાં નાંખી તેને ચોખ્ખું કરે છે, ત્યારે તેના વજન પ્રમાણે જે કર લાગુ કરવામાં આવે છે તે કરને 'ભુટ્ટાઇ' કહેવામાં આવે છે. આ રીતિ અતિ પ્રાચીન છે. તે દ્વારા ઉભય પક્ષને સંતોષ થાય છે. ભુટ્ટાઇની રીતિ અનુસાર રાજાને જવ, ઘઉં, અને રવિનાં અન્યાન્ય તુલોમાંથી ⅓ વા ⅖ ભાગ પ્રાપ્ત થાય છે અને કોઇ કોઈ વાર હેમંતિક ધાન્યનો અર્ધ ભાગ પણ

મળે છે. કંકૂટ અને ભુટ્ટાઇ કર વસુલ કરતી વખત ધાન્યની કિમ્મત બજારભાવ અનુસાર ગણવામાં આવે છે. કંકૂટની પ્રથાથી કોઇ કોઇ વાર અનુચિત કાર્ય પણ થાય છે. કૃષિકારો કોઈ કોઈ વાર પોતાનું ધાર્યું સિદ્ધ કરવાને રાજકર્મચારીઓને રૂશ્વત આપે છે, જેથી રાજકર્મચારીઓ ધાન્યનો સમુદાય થોડો જણાવે છે. જ્યારે એક અધિકારી પોતાનું પેટ ભરીને ચાલ્યો જાય છે ત્યારે વળી કોઈ બીજો અમલદાર આવે છે. હતભાગી કૃષિકાર તેને પણ પાનસોપારી આપે છે. જો તેને પાનસોપારી ન આપવામાં આવે તો તે પોતાના વરિષ્ઠ અમલદારના કાનપર એવી વાત નાંખે છે કે અમુક ખેડુતને ત્યાં ધાન્ય વધારે પાક્યું છે, છતાં પણ તેણે રૂશ્વત આપીને ઓછું લખાવ્યું છે વગેરે. આથી બિચારો ખેડુત હેરાન હેરાન થાય છે. આ પ્રકારે કંકૂટ પ્રથાથી ખેડુતોને ઘણું કષ્ટ સહન કરવું પડે છે. અમલદારોને સંતુષ્ટ કરવામાં તેમને ઘણું દ્રવ્ય ખર્ચવું પડે છે.

આ પરથી સાધારણ રીતે આપણને એમ લાગે છે કે ખેડુતો પોતેજ આ અનર્થનું કારણ છે, કારણ કે તે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે રાજકર્મચારીઓને રૂશ્વત આપે છે. પરંતુ વિશેષ વિચાર કરવાથી પ્રતીત થાય છે કે ખેડુતનેજ આ અનર્થનું મૂળ ધારવું ખોટું છે. કારણ કે ખેડુતોનો મોટો ભાગ લખવા વાંચવાનુ જ્ઞાન ધરાવતો નથી, તેથી તે રાજ્યવ્યવસ્થા કેમ ચાલે છે તે કિંચિત્ પણ જાણતો નથી. અને રાજકર્મચારીઓ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટ તેમને ભય દર્શાવી તેમનાપર અનેક પ્રકારના અત્યાચાર કરે છે. કૃષિકારોનો નેતા અને પ્રતિનિધિ પટેલ પણ પોતાનું ઉદર ભરવાને માટે કૃષિકારોના હિતાહિત પ્રત્યે કિંચિત્ પણ લક્ષ આપતો નથી. આજ કારણથી કૃષિકારોને આ નરપિશાચોના ભીષણ અત્યાચાર સહન કરવા પડે છે, કૃષિકારોને કિંચિત્ પણ સુખ નથી.

જ્યાં સુધી કૃષિકારો સ્વયં વિદ્યાભ્યાસ કરીને પોતાની રક્ષા કરી શકશે નહિ, ત્યાં સુધી કોઈ પણ પ્રકારે તેમનુ મંગલ થશે નહિ. અફસોસ! તે દિવસ ક્યારે આવશે, તે શુભ સમય ક્યારે આવશે કે જ્યારે ભારતવર્ષના કૃષિકારો અજ્ઞાનરૂપી તિમિરમાંથી મુક્ત થઇ સ્વયં પોતાનો ઉદ્ધાર કરે? તે શુભ ઘડી ક્યારે આવશે કે જ્યારે જમીનદાર અને પ્રજાની વિષમતા જડ મૂળથી ઉખડી જાય? તે સમય ક્યારે આવશે કે જ્યારે ભારતવાસીઓ ઐક્યના પવિત્ર મંત્રથી દીક્ષિત થઇને એક બીજાને દ્રઢાલંગન કરી જાતીય બલ સંચિત કરે? શુ તે દિવસ આવશે? શું સામાજિક અને રાજકીય વિષમતા દૂર થશે? હાલ તે વિષે કાંઇ પણ અભિપ્રાય આપી શકાય એમ નથી. પરતુ આશા રાખી શકાય છે કે પતિત ભારત એક વખત પુનઃ જાગૃત થશે-પુનઃ પોતાનું મસ્તક ઉન્નત કરશે. આ ઘોર વિષમતા દૂર થઇ સર્વ લોકો સુખાનુભવ કરશે.

જે દિવસે પરમ હિતકારી બ્રિટિશ સરકારે મેવાડના દગ્ધ હૃદયપર શાંતિ રૂપી જળનું સિંચન કર્યું, તે દિવસ પછી મેવાડની દશા ઉન્નત વા અવનત થઇ તે વિષે વિવેચન કરવું એ અત્રે અમારૂં પરમ કર્તવ્ય છે. માટે હવે તે વિષેજ વિવેચન કરીએ છીએ. ઇ. સ. ૧૮૧૮ ના ફેબ્રુઆરી માસથી ઇ. સ. ૧૮૨૨ ના મે માસ પર્યંત મેવાડમાં જે શાસનપદ્ધતિ ચાલી હતી તેનો અભ્યાસ કરવાથી જણાય છે કે મેવાડની દશા ઘણે અંશે ઉન્નત થઇ છે. મેવાડની ઉન્નતિનું સ્પષ્ટ પ્રમાણ જાણવાને માટે ઈ. સ. ૧૮૨૧ ના અંતિમ ભાગમાં તે દેશનાં મઉ, વરક અને કુપાશન, આ ત્રણ પ્રગણાંઓની વસ્તીની ગણત્રી કરવામાં આવી હતી. બીજા ભાગો છોડી દઇએ અને માત્ર નગર વિભાગમાં કેટલી વસ્તી વૃદ્ધિંગત થઈ હતી તેજ જોઇએ તો તે આપણને અત્યંત આશ્ચાજનક જણાશે. ઇ. સ. ૧૮૧૮ માં નગર વિભાગની અંતર્ગત ૨૬ ગામો હતાં તેમાં કેવળ ૬ ગામોમાંજ મનુષ્યોનો નિવાસ હતો. આ ૬ ગામોમાં એકંદર ૩૫૯ માણસોનીજ વસ્તી હતી. તેમાંનો પોણો ભાગ તો આમલી દુર્ગનો હતો. આ દુર્ગ પર મહારાણાએ હમણાંજ પોતાનો અધિકાર પુનઃ સ્થાપિત કર્યો હતો. ઇ. સ. ૧૮૨૧ માં એ ૨૬ ગામોમાં-અર્થાત્ નગર વિભાગનાં સર્વ ગામોમાં-મનુષ્યની વસ્તી થઇ ગઇ. આ વસ્તી એકંદર ૯૨૬ માણસની થઇ. આ પરથી સ્પષ્ટ રીતે વિદિત થાય છે કે કેવલ ત્રણ વર્ષમાંજ આ વિભાગમાં મનુષ્યની સંખ્યા ત્રણ ગણી થઈ હતી. મનુષ્યની વસ્તીની વૃદ્ધિ સાથે કૃષિ અને શિલ્પવિદ્યાની પણ ઉન્નતિ થઇ હતી. પૂર્વે જેટલાં હળ ફેરવવામાં આવતાં હતાં અને જેટલાં ક્ષેત્રો ઓરવામાં આવતાં હતાં તેથી ચારગણાં હળો હવે ફરવા

લાગ્યાં અને ચારગણાં ક્ષેત્રો ઓરાવા લાગ્યાં. યદિ શહેરવિભાગ છોડી દઇને કેવળ ખાસવિભાગ વિષેજ વિચાર કરવામાં આવે તો તેપરથી સ્પષ્ટ રીતે જ્ઞાત થશે કે તે વિભાગની ઉન્નતિ ઘણી સારી થઈ હતી. મહારાષ્ટ્રીઓના ગ્રાસમાંથી કમલમેર, રાયપુર, રાજનગર, સાદ્રી, કુનેડા અને જિહાજપુર આ ભાગો મુક્ત કરવામાં આવ્યા, સરદારોના અધિકારમાંથી કેટલોક પ્રદેશ હસ્તગત કરવામાં આવ્યો. વળી પહાડી લોકોના હાથમાંથી મેરવાડા દેશ જીતી લેવામાં આવ્યો તેથી થોડા સમયમાંજ એક સહસ્ર નગરો અને ગ્રામો મેવાડમાં સંયુક્ત થયાં. પ્રાચીન રીતિ અનુસાર આ નગરો અને ગ્રામોને ૨૪ પ્રગણાંઓમાં વિભક્ત કરવામાં આવ્યાં અને પ્રત્યેક પ્રગણાને દશ પટેલો અથવા સો પટેલોના હાથમાં સોંપી દેવામાં આવ્યું.§ આ પ્રકારે ઉત્તમ પ્રબંધથી મેવાડની ઉન્નતિ થઇ. આ પ્રકારના ઉત્તમ પ્રબંધથી જે રાજકર વસુલ થવા લાગ્યો તેની સહાયથી મેવાડના રાણા સારી રીતે પોતાની પ્રતિષ્ઠા અને માનમર્યાદાની રક્ષા કરવાને સમર્થ થયા.

ઇ. સ. ૧૮૧૮ થી ઇ. સ. ૧૮૨૨ સુધીમાં મેવાડમાંથી જે રાજ્ય કર વસુલ થયો હતો તે યાદી નીચે લખવામાં આવે છે. એ વાંચવાથી મેવાડની ઉન્નતિ કેટલી થઇ હતી તે સ્પષ્ટ રીતે સમજાશે. ‡

**વાસંતિક ધાન્યની ઉપજ.**

| ઇ. સ. | ઉપજ. |
|---|---|
| ૧૮૧૮ | રૂા. ૪૦,૦૦૦ |
| ૧૮૧૯ | ,, ૪,૫૧,૨૮૧ |
| ૧૮૨૦ | ,, ૬,૫૯,૧૦૦ |
| ૧૮૨૧ | ,, ૧૦,૧૮,૪૭૮ |
| ૧૮૨૨ | ,, ૯,૩૬,૬૪૦ |

પાછલાં બે વર્ષમાં બ્રિટિશ એજંટે વિશેષ દેખરેખ રાખી નહોતી, તોપણ અધિક ઉપજ થઈ હતી.

પૂર્વોક્ત પાંચ વર્ષમાં વાણિજ્ય કરથી જે ઉપજ થઇ હતી તેની સૂચી પણ નીચે લખવામાં આવે છે.

| ઇ. સ. | ઉપજ. |
|---|---|
| ૧૮૧૮ | રૂા. નામ માત્ર (થોડી) |
| ૧૮૧૯ | ,, ૯૬,૬૮૩ |
| ૧૮૨૦ | ,, ૧,૬૫,૧૦૮ |
| ૧૮૨૧ | ,, ૨,૨૦,૦૦૦ |
| ૧૮૨૨ | ,, ૨,૧૭,૦૦૦ |

§ મનુ ભગવાને ગામનું વિધાન નીચે પ્રમાણે કર્યું છેઃ—

**ग्रामस्याधिपतिं कुर्या[illegible] तथा ।**
**वि[illegible]तीशं शत[illegible] स[illegible]पतिमेव च ॥ ११५ ॥ मनु० ७ अध्याय ॥**

**અર્થઃ**—(પટેલને) એક ગામનું આધિપત્ય આપવું અથવા દશ ગામ તેને સોપવાં, વીશ, સો, અને છેવટે હજાર ગામનું આધિપત્ય (યોગ્યતાનુસાર) તેને આપવું.

‡ કર્નલ ટૉડ જણાવે છે કે સંધિ થયા પૂર્વેની તથા તેથી ચાર વર્ષ પશ્ચાત્‌ની પ્રધાન પ્રધાન નગરોની વસ્તીની તુલના કરવામાં આવે તો તે પરથી મેવાડ દેશની ઉન્નતિ ઉત્તમ પ્રકારે પ્રમાણિત થશે. આ કારણથી મેવાડનાં પાંચ નગરોની મનુષ્યસંખ્યા નીચે પ્રકટ કરવામાં આવે છેઃ—

| નગરનું નામ. | ઇ. સ. ૧૮૧૮ ની ગૃહ સંખ્યા. | ઇ. સ. ૧૮૨૨ની ગૃહ સંખ્યા. |
|---|---|---|
| ઉદયપુર | ૩૫૦૦ | ૧૦૦૦૦ |
| ભીલવાડા | ૦ | ૨૭૦૦૦ |
| પુરા | ૨૦૦ | ૧૨૦૦ |
| મંડલ | ૮૦ | ૪૦૦ |
| ગોસુંદ | ૬૦ | ૩૫૦ |

આ સર્વ ગૃહો મનુષ્યોથી ભરાઇ ગયાં હતાં.

ઉપર જે બે સૂચી આપવામાં આવી છે તેની સાથે જો મેવાડની પૂર્વાવસ્થાની સૂચીની તુલના કરવામાં આવે, તો સ્પષ્ટ રીતે જણાશે કે બ્રિટિશ એજંટની સહાયથી રાણાજીએ ઉત્તમ પ્રકારે પોતાના દેશની સુધારણા કરી હતી. કૃષિ, વાણિજ્ય અને શિલ્પની વાત એક બાજુએ રાખીને યદિ મેવાડભૂમિમાં આવેલી ધાતુની ખાણોમાં સુધારો કરવામાં આવે, તો અલ્પ સમયમાંજ મેવાડભૂમિ નંદનવન સમાન સુંદર બની જાય, એમાં કિંચિત્ પણ સંદેહ નથી. ૫૦ વર્ષ પૂર્વે માત્ર જાવડા અને દુરેવાડની* કલઈની ખાણમાંથીજ પ્રતિ વર્ષે ૩,૦૦,૦૦૦ રૂપિયાની ઉપજ થતી હતી. આ શિવાય મેવાડમાં ત્રાંબાની ખાણ પણ છે. આ ખાણોમાંથી મેવાડના રાણાને પુષ્કળ આમદાની થતી હતી. પરંતુ દુર્ભાગ્ય વશાત્ ખાણનું ખોદ કામ બંધ થઇ ગયું છે. હમણાં તો આ રત્નભંડારોનું કોઈ નામ પણ લેતું નથી. રાણામાં ખાણ ખોદાવવાનો કિંચિત્ પણ ઉત્સાહ નથી. હાલમાં આ ખાણો જંગલોમાં પડેલી છે. જે ખાણોને મેવાડવાસીઓ લક્ષ્મીના ભંડાર તરિકે માનતા હતા, જ્યાં અગણિત માણસો રત્ન ખોદી કાઢવામાં નિમગ્ન રહેતા હતા, તેજ ખાણો આજે અપાર જળથી ભરેલી પડી છે. આ પાણીને કાઢી નાંખી તે ખાણોનો ઉદ્ધાર કરવાની કોઇને ઇચ્છા થતી નથી. ઘણા માણસો આ ખાણોનો ઉદ્ધાર થવો અસંભવિત માને છે; પરંતુ અમે તેમ માનતા નથી. સાંપ્રત ઓગણસમી શતાબ્દીના વૈજ્ઞાનિક જગત્માં યદિ થોડીક ખાણોમાંથી પાણી કાઢી નાંખવું અને તેનો ઉદ્ધાર કરવો અસાધ્ય માનવામાં આવે, તો પછી વિજ્ઞાનબળ શું કામનું છે? જે વિજ્ઞાનના બળથી આજે જગત્માં અદ્ભુત કામો થઈ રહ્યાં છે, તે વિજ્ઞાનનું અનંત બળ ખાણોમાંનું પાણી કાઢી નાખવાને અને તેનો ઉદ્ધાર કરવાને અસમર્થ નિવડે, એ વાત શી રીતે માની શકાય? યદિ મહારાણા વિજ્ઞાનબળનો ઉપયોગ કરે તો આજે અવશ્ય આ ખાણોમાંથી તેમને મોટી ઉપજ થાય એમ છે.

રાજકીય વૃત્તાંત ઘણું લખવામાં આવ્યું છે, માટે હવે તેને સમાપ્ત કરવું ઉચિત છે. અંગ્રેજોની સાથે સંધિ થયા પછી મહારાણા નિશ્ચિંત થયા અને તેમના સંબંધમાં ઈતિહાસમાં લખવા યોગ્ય કોઈ ઘટના બની નહિ. પછી ઈ. સ. ૧૮૨૯ માં મહારાણા ભીમસિંહ પરલોકવાસી થયા.



* સંવત્ ૧૬૧૮ માં જાવડાની કલઇની ખાણમાંથી ૨,૨૨,૦૦૦ રૂપિયાની અને દુરેવાડની ખાણમાંથી ૮૦,૦૦૦ રૂપિયાની ઉપજ થઇ હતી. અહીંઆંથી કલઇની સાથે થોડી થોડી ચાંદી પણ નીકળતી હતી.



# अध्याय १८ मो.

**મહારાણા જવાનસિંહ-તેમનું ચરિત્ર-મેવાડની શાસનપ્રણાલિ-માહિરવાડાના સંબંધમાં બ્રિટિશ સરકારની સાથે મહારાણાને થયેલી નવીન સંધિ-રાણાનો અપરિમિત વ્યય-ઋણવૃદ્ધિ-રાજધનની ન્યૂનતા-બ્રિટિશ સરકારને ખંડણી આપવામાં રાણાનું અસામર્થ્ય-કોર્ટ ઓફ ડાયરેકટર્સની આજ્ઞા-રાણા જવાનસિંહનું અવસાન-રાણા સરદારસિંહ-સામંતોની સાથે તેમને થયેલી તકરાર-નવીન સંધિ-ઉદયપુરમાં બ્રિટિશ સેના રાખવાની રાણાની પ્રાર્થના-તે વિષે બ્રિટિશ સરકારને અસ્વીકાર-રાણા સરદારસિંહનું મૃત્યુ.**



હારાણા ભીમસિંહને પંદર પુત્રો થયા હતા, પરંતુ એક માત્ર જવાનસિંહ વ્યતિરિક્ત ઇતર સર્વ, અકાળ મૃત્યુ પામ્યા હતા. ભીમસિંહનો સ્વર્ગવાસ થયા પશ્ચાત્ આ જવાનસિંહજ ઈ. સ. ૧૮૨૯ માં મેવાડના સિંહાસનપર અધિષ્ઠિત થયા. આદિ પુરુષ બાપ્પા રાવલના સમયથી જે વંશના રાજાઓએ વીરતા અને પરાક્રમ પ્રદર્શિત કર્યું હતું; જેમણે જાતીય સ્વાધીનતાની રક્ષા કરી હતી; સ્વરાજ્ય અને સ્વજાતિનું ગૌરવ વધાર્યું હતું; તથા પોતાનું કર્તવ્ય બજાવ્યુ હતું; જેમણે કર્તવ્યપાલનમાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહોતો; જેઓ કર્તવ્ય પાલનને માટે પોતાના પ્રાણની આહુતિ આપવામાં પણ ડર્યા નહોતા; તેજ રાજાઓના વંશજો અધોગતિને પ્રાપ્ત થઈ આલસ્ય તથા વિલાસપ્રિયતાના દાસ બની જઈ, પોતાના પૂર્વજોથી વિપરીત આચરણ કરવાને પ્રવૃત્ત થયા. મહારાણા ભીમસિંહ વિલાસ અને પ્રમાદના પૂર્ણ ભક્ત હતા. તેમને આ દુર્ગુણોના દાસ બનતાં યત્કિંચિત્ પણ લાજ આવી નહોતી. તેનો પુત્ર નવીન રાણો જવાનસિંહ તેના કરતાં પણ અધિક વાસનાઓમાં આસક્ત ને અધિક ખર્ચાળ હતો. તે સર્વથા કર્મહીન હતો. ઇંદ્રિયાસક્તિ તથા મદ્યપાન દોષથી તે એવી પતિત દશાને પ્રાપ્ત થયો હતો કે પોતાનું સર્વ ગૌરવ ભૂલી તે રાત્રિ દિવસ તે દુર્ગુણોમાંજ લીન રહેતો હતો. ભીમસિંહના પરલોકવાસ પૂર્વેજ મેવાડની અવસ્થા પૂર્વવત્ શોચનીય થઇ ગઇ હતી. હવે નવીન રાણાને તેના પિતા કરતાં પણ અધિક અયોગ્ય જોઇ સામંતો નિર્ભય બની પોતાનું પૂર્વ સ્વરૂપ ધારણ કરી ચારે તરફ તોફાન કરવા લાગ્યા. રાજ્યના પ્રત્યેક પ્રાંતમાં પૂર્વ કરતાં પણ અધિક અત્યાચાર થવા લાગ્યા. તે એટલે સુધી કે પ્રજાના પ્રાણનું રક્ષણ થવું પણ દુર્લભ થઇ પડયું. પોતાની સમસ્ત પ્રજાનું પાલન કરવું, તેનું કલ્યાણ કરવું, રાજ્યમાં સુખ તથા શાંતિની સ્થાપના કરવી, ઉત્તમ પ્રકારે શાસન ચલાવવું, એ રાણા જવાનસિંહનાં મુખ્ય કર્તવ્યો હતાં, પરંતુ તેણે તે કર્મો પ્રત્યે કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. તે માત્ર પોતાની દુર્વાસનાઓ પૂર્ણ કરવામાંજ પોતાની સમગ્ર શક્તિ અને ધ્યાન રોકવા લાગ્યો.

દુષ્ટ, અધર્મી અને લાંચખોર રાજકર્મચારીઓએ આ સમયને ઉત્તમ સંધિ માની પોતપોતાનો સ્વાર્થ સાધવાને માટે રાજ્યના સર્વ ભાગોમાં ઘોર અત્યાચાર કરવા માંડયો. રાણો જવાનસિંહ પોતાની પ્રજાની સ્થિતિ તરફ જરા પણ દ્રષ્ટિપાત કરતો નહોતો, તેથી રાજકર્મચારીઓ નિર્ભય બની પ્રજા ઉપર ઘોર અત્યાચાર કરી તેનું દ્રવ્ય છીનવી લેતા હતા; અને આ રીતે તેને પાયમાલ કરતા હતા. આ સમયે જો કે

ઉદયપુરમાં બ્રિટિશ એલચી હતો, તોપણ બ્રિટિશ સરકારની આજ્ઞાથી તેણે મેવાડના શાસનમાં હાથ નાંખ્યો નહોતો. બ્રિટિશ સરકારની આજ્ઞા નહિ હોવાથી તેનાથી ત્યાંની પ્રજાનાં દુ:ખો દૂર કરવાનો કાંઈ પણ ઉપાય થઈ શક્યો નહિ. આથી ધીમે ધીમે પ્રજાનાં દુ:ખો ભયંકર સ્વરૂપ ધારણ કરવા લાગ્યાં અને થોડા વખતમાં મેવાડની દશા અત્યંત શોચનીય થઈ ગઈ.

રાણા ભીમસિંહે માહિરવાડા પ્રગણાના સંબંધમાં ઇ. સ. ૧૮૨૧ માં અંગ્રેજ સરકારની સાથે સંધિ કરી તે પ્રગણાનો શાસનભાર અંગ્રેજ સરકારને સોંપ્યો હતો, અને સેનાના વ્યયને માટે વાર્ષિક પંદર હજાર મુદ્રા આપવાનો સ્વીકાર કરી દશ વર્ષને માટે તે પ્રગણું અંગ્રેજ સરકારને સ્વાધીન કર્યું હતું. ઇ. સ. ૧૮૩૩ માં આ દશ વર્ષો સમાપ્ત થયાં. બ્રિટિશ સરકારે ઉક્ત પ્રદેશને માટે નવીન વ્યવસ્થા કરવાની માગણી કરી. રાણા જવાનસિંહે શીઘ્ર આ માગણી સ્વીકારી. ગત દશ વર્ષની વ્યવસ્થાથી રાણાને સારૂં ફળ પ્રાપ્ત થયું હતું. પોલિટિકલ એજંટ લેફ્ટેનન્ટ કર્નલ લકીટની માગણી અનુસાર ત્યાં રહેતી સેનાના વ્યયને માટે પંદર હજારને બદલે વીસ હજાર મુદ્રા પ્રતિવર્ષે આપવાને રાણા રાજી થયા. માહિરવાડાના ત્રણ વિભાગ હતા. આ ત્રણે વિભાગો મહારાણા ભીમસિંહે કેવળ મુખનાં વચનથીજ બ્રિટિશ સરકારને દશ વર્ષ માટે આપ્યા હતા; પરંતુ આ વખતે મહારાણા જવાનસિંહે આઠ વર્ષનો પટો* લખીને પુનઃ તે પ્રદેશ અંગ્રેજ સરકારને આપ્યો હતો. ઇ. સ. ૧૮૩૩ ના માર્ચની સાતમી તારિખે વિયાયોર નામક સ્થાને આ પટો લખવામાં આવ્યો હતો. અંગ્રેજ સરકારની તરફથી લેફ્ટેનન્ટ કર્નલ કટે તથા મહારાણાની તરફથી મુખ્ય મંત્રી શેરસિંહ, પ્રધાન સ્યામનાથ પુરોહિત, તથા રાય ચિરંજીવલાલે તે પર હસ્તાક્ષર કર્યા હતા. આલસ્ય, વિલાસિતા તથા ઇંદ્રિયાસક્તિ જે રાજા ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દે છે, તે રાજાનો ખજાનો અતુલ ધનથી પરિપૂર્ણ હોય તો પણ, તે અતિ શીઘ્ર ખાલી થઈ જાય છે. મહારાણા જવાનસિંહે વિલાસભોગથી મોહિત થઇને પોતાની દુર્વાસનાઓ પરિતૃપ્ત કરવા માટે અતિ અલ્પ સમયમાં પોતાનુ સમસ્ત દ્રવ્ય ખર્ચી નાંખ્યું. તેનો સમસ્ત ખજાનો ખાલી થઈ ગયો. જેમ જેમ તેની વય વધતી હતી, તેમ તેમ તેની વિષયાસક્તિ તથા પાપ પ્રવૃત્તિ પણ વધતી જતી હતી. તેથી તેને રાજ્યપર દેખરેખ રાખવાનો અવકાશ મળતો નહોતો અને તે કારણથી રાજ્યની અવસ્થા અત્યંત ખરાબ થઇ ગઈ. રાણાનો ખજાનો ખાલી થઇ જવાથી તેણે પોતાના સામંતો તથા શ્રીમંત પ્રજાજનો પાસેથી કરજે નાણાં કાઢવામાં પણ ત્રુટિ કરી નહિ. તેના ભોગવિલાસે તેને દિનપ્રતિદિન ઋણના ડુંગર નીચે અધિકાધિક કચરવા માંડયો.

રાણો, રાજ્યશાસન પ્રત્યે કિંચિત્ પણ ધ્યાન આપતો નહોતો, તેથી રાજ્યમાં ખર્ચ ઘણો વધી પડયો. તે બ્રિટિશ સરકારની સાથે કરેલી સંધિ અનુસાર તેને જે ખંડણી આપતો હતો, તેનો બોજો પણ આ વખતે અત્યંત વધી ગયો હતો. શનૈઃ શનૈઃ રાજ્યમાં સર્વત્ર અસંતોષ અને હૃદયભેદી દુ:ખનો પોકાર સંભળાવા લાગ્યો. રાણો, બ્રિટિશ સરકારને નિયુક્ત ખંડણી આપી શકતો નહોતો, તેથી ઈસ્ટ ઇંડિયા કંપનીએ પોતાની લંડનમાં આવેલી કૉર્ટ ઑફ ડાયરેક્ટર્સને તે વિષે ખબર કરી. કૉર્ટ ઑફ ડાયરેક્ટર્સે એવી આજ્ઞા ફરમાવી કે "જો રાણો નિયમિત ખંડણી નહિ આપે અને પાછળની બાકી પણ

---

**પટો.***

( ૧ ) ઉદયપુર તાબે મુગરા માહિરવાડામાંના સર્વ ગ્રામોમાં હાલ જે શાસનપ્રબંધ ચાલે છે તે બીજાં આઠ વર્ષ સુધી ચાલુ રહેશે.

( ૨ ) વિયાયોરના રહેવાસીઓ પૂર્વે જેમ ઉદયપુર દરબારને પંદર સહસ્ર રૂપિયા આપતા હતા તેમ હવે તે બીજા પાંચહજાર ઉમેરીને રૂપિયા વીશહજાર આપશે.

( ૩ ) બે કર્મચારીઓ રાખવા. આ ઉભય કર્મચારીઓ ઉદયપુર તાબાના માહિરવાડાનાં સર્વ ગ્રામોની રાજવ્યવસ્થાનો હિસાબ લેશે.

( ૪ ) આ પટા પર જ્યારે મહા માનનીય ગવર્નર જનરલના હસ્તાક્ષર થાય ત્યારે તેની એક નકલ ઉદયપુર દરબારને મોકલી આપવી.

વસુલ નહિ કરે, તો તેનાં રાજ્યનાં કેટલાંક પ્રગણાં આપણા હાથમાં લઇ લો. આપણી ખંડણી ગમે તે પ્રકારે વસુલ કરો."

કૉર્ટ ઑફ ડાયરેક્ટર્સની આ આજ્ઞા જે વર્ષમાં રાણાના સાંભળવામાં આવી તેજ વર્ષના અર્થાત્ ૧૮૩૮ ના ઑગષ્ટ માસમાં વિલાસી રાણા જવાનસિંહ પુત્રહીન દશામાં પરલોકવાસી થયા. એના સમસ્ત ચરિત્રનું વર્ણન પાછળ આવી ગયું છે, માટે આ સ્થળે તેનો પુનઃ ઉલ્લેખ કરવો નિષ્પ્રયોજન છે.

રાણા જવાનસિંહના મૃત્યુ પશ્ચાત્ તેના દત્તક પુત્ર સરદારસિંહને મેવાડનું સિંહાસન પ્રાપ્ત થયું. રાણા જવાનસિંહ ૧૯,૬૭,૦૦૦ રૂપિયાનું દેવું મૂકીને મરી ગયા હતા. આમાંના આઠ લાખ રૂપિયા તો કેવળ બ્રિટિશ સરકારને જ આપવાના હતા. સિંહાસન પર બેસતાંની સાથેજ રાણા સરદારસિંહના મસ્તક પર આ કરજનો બોજો આવી પડયો. રાણા જવાનસિંહ કેટલા ખર્ચાળ હતા તે આ કરજની રકમ જોવાથી પાઠકને વિદિત થશે.

યદ્યપિ રાણા સરદારસિંહ આળસુ અને વિલાસી નહોતા, તથાપિ તેમનો સ્વભાવ અત્યંત ઉગ્ર હતો. તેઓ સર્વ માણસોની સાથે કડકપણે વર્તતા હતા. ભીમસિંહ અને જવાનસિંહના સમયથીજ મેવાડના સર્વ સામંતો અપ્રસન્ન રહેતા હતા. અને તેવામાં વળી રાણા સરદારસિંહના ઉગ્ર સ્વભાવે અગ્નિમાં ઘૃત હોમ્યું. રાણા સરદારસિંહે અત્યંત કઠોર વર્તન કરવા માંડયું તેથી સર્વ સામંતો અત્યંત અસંતુષ્ટ થઇને વિદ્રોહી થઈ ગયા. આ તરફ રાણા સરદારસિંહે અંગ્રેજ સરકાર પર એવો સંદેશો મોકલ્યો કે "અમારા રાજ્યના સર્વ સામંતો સંધિપત્ર પ્રમાણે વર્તન કરતા નથી. સર્વ વિદ્રોહી બનીને પોતાને ફાવે તેવાં આચરણ કરે છે." રાણા સરદારસિંહ અને મેવાડના સામંતો વચ્ચેનો ઝઘડો કદાચ ભયંકર સ્વરૂપ ધારણ કરશે એમ ધારી પોલિટિકલ એજન્ટ મેજર રવિન્સને ઉભય પક્ષોના વચ્ચે પુનઃ સંધિ કરાવી*

---

**સંધિપત્ર.***

સંવત્ ૧૮૭૪ (ઇ. સ. ૧૮૧૮) વૈશાખ માસમાં કર્નલ ટૉડે મધ્યસ્થ થઈ ઉભય પક્ષોનું હિત કરવાની ઇચ્છાથી મહારાણા અને તેમના સામંતોના હસ્તાક્ષર કરાવી દશ નિયમોનો એક સંધિપત્ર લખાવ્યો હતો.

અનેક સામંતોએ આ સંધિપત્ર પર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ અને તેના નિયમોથી વિપરીત કાર્ય કરવા લાગ્યા. આથી મહારાણાએ એવો પ્રસ્તાવ રજુ કર્યો કે એક બીજો સંધિપત્ર બનાવવો અને પૂર્વના સર્વ નિયમોમાં મહારાણા તથા સામંતો ઉભય પક્ષને કલ્યાણકારક હોય એવા બીજા નિયમો ઉમેરવા. દશેરાના ઉત્સવ પ્રસંગે સર્વ જણે એકત્રિત થવું. એક સભા ભરી સંધિપત્રના સર્વે નિયમો વાંચી સંભળાવવા તથા સર્વ સરદારોને તેનો અર્થ સમજાવવો. અને પછી સંધિપત્રપર સર્વ સામંતો તથા રાણાએ હસ્તાક્ષર કરવા. આ સંધિપત્રના સર્વ નિયમોનું પાલન થવું જોઇએ. પોલિટિકલ એજંટને સાક્ષી બનાવી આ સંધિપત્ર ઉપર તેમની સહી કરાવવી. આ રીતે મેવાડના સર્વ સામંતો પોલિટિકલ એજંટ મેજર રવિન્સનની મધ્યસ્થતાથી ઈ. સ. ૧૮૪૦ માં મહારાણાની સાથે સંધિબંધનમાં બદ્ધ થયા. ઈ. સ. ૧૮૧૮ માં થયેલી સંધિના દશ નિયમો વ્યતિરિક્ત ઇતર ધારાઓ આ વખતે નીચે પ્રમાણે મંજુર કરવામાં આવ્યા.

(૧) સરદારોએ પોતાની પ્રજા ઉપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરવો નહિ અને કોઇ પણ એવું કામ કરવું નહિ કે જેથી પ્રજાને પીડા થાય. રાજ્યની અવ્યવસ્થાના સમયમાં જે નવા કર, દંડ વગેરે કર્યા હોય તે એકદમ રદ કરવા. સરદારોના અત્યાચારથી જે પ્રજા મેવાડ દેશ છોડીને નાશી ગઇ હોય, તે પુનઃ આવીને વસે એવા પ્રયત્નો કરવામાં ત્રુટી કરવી નહિ. તથા ઉચિત ઉપાયોથી ભૂમિની ઉપજ વધારવી.

(૨) પ્રત્યેક સરદારે પોતાની નિયુક્ત સેનાસહિત એક વર્ષમાં ત્રણ માસ પર્યંત રાજધાનીમાં રહેવું. નિયમિત સમય અતિરિક્ત વિશેષ સમય ઉદયપુરમાં રહેવાની સરદારોને પરવાનગી મળશે નહિ. કારણ કે તેમ કરવાથી તેમને અધિક વ્યય અને કષ્ટ સહન કરવું પડશે. કોઈ સરદાર ગેરહાજર રહેશે અને મહારાણા તેને દરબારમાં આવવાની આજ્ઞા કરશે તો તેને આવવું પડશે. આવા સમયે મહારાણા અતિરિક્ત કોઈ પણ સરદાર તેને આજ્ઞા કરી શકશે નહિ. સર્વ સરદારોએ, નિયુક્ત કરેલા સર્વ સેવકો પોતાની સાથે લાવવા. જો કોઇ સરદાર પોતાની સાથે ઓછા સેવકો લાવશે તો તે રાણાની અકૃપાને પાત્ર થશે.

યદ્યપિ મેજર રવિન્સન મધ્યસ્થ હોવાથી મહારાણાએ સામંતોની સાથે સંધિ કરવાનો સ્વીકાર કર્યો હતો, પરંતુ થોડા વખતમાં તેમના મનમાં કાંઈ ભેદભાવનો ઉદ્ભવ થવાથી તેમણે આ કાર્યમાં અનેક વિઘ્નો ઉપસ્થિત કર્યાં. માંહેમાંહેનો ઝઘડો જ મેવાડની અવનતિનું કારણ થયું. બ્રિટિશ સરકારની કૃપાથી મેવાડ મહારાષ્ટ્રીય લૂંટારાઓના પંજામાંથી વિમુક્ત થયું હતું, તોપણ માંહોમાંહેના વિગ્રહને લીધે તે શાંતિ-સુખ પ્રાપ્ત કરી શક્યું નહિ. રાણા પ્રતાપસિંહ વા રાણા રાજસિંહના પ્રબળ પ્રતાપના સમયમાં કોઈ પણ સામંતમાં તેમની વિરૂદ્ધ મસ્તક ઉઠાવવાની શક્તિ હોવાની વાત તો દૂર રહી, પરંતુ તેમની વિરૂદ્ધ

---

(૩) વિદેશી શત્રુઓના પંજામાંથી મેવાડની રક્ષા કરવાને માટે રાણાએ બ્રિટિશ સરકારને ખાલસા અર્થાત્ પોતાના અધિકારની જમીનની ઉપજનો ત્રીજો ભાગ ખંડણી રૂપે આપ્યો છે, પરંતુ તેમણે સામંતો પાસેથી આ ખંડણીનો હિસ્સો લીધો નથી. સામંતોની સેના વિદેશીઓનાં આક્રમણથી મેવાડનું રક્ષણ કરવાને અસમર્થ હતી તેથી બ્રિટિશ સરકારને આ ખંડણી આપવી પડી છે, આથી સામંતોએ પણ ઘણો લાભ પ્રાપ્ત કર્યો છે. પૂર્વે મહારાષ્ટ્રીઓને રાજ્યની ઉપજનો ચોથો ભાગ ખંડણી તરિકે આપવો પડતો હતો, અને તે છતાં પણ તેઓ રાજ્યમાં ભારે અનિષ્ટ કરતા હતા. હાલમાં આ સર્વ અનિષ્ટો અને ઉપદ્રવો શાંત થઇ ગયા છે. સામંતો હાલમાં પૂર્વ કરતાં અર્ધી સેના રાખે છે અને તેઓ પોતાનું કર્તવ્ય બજાવવામાં ઉદાસીન છે. આથી તેમની જાગીરોમાં અસંતોષ ફેલાયો છે અને તેમનું સંકટ દિન-પ્રતિદિન વૃદ્ધિંગત થતું જાય છે. જે રીતે મહારાણાએ પોતાની ખાલસા ભૂમિમાંથી બ્રિટિશ સરકારને ખંડણી આપી તે પ્રમાણે સામંતોએ પણ પોતાની જમીનની ઉપજમાંથી તેને ખંડણી આપવી જોઇતી હતી. પરંતુ તેમણે તે ઉપજને પોતાના કુટુંબ અને સેવકોના ખર્ચ પૂરતી ધારી બ્રિટિશ સરકારને ખંડણી આપવાની ના પાડી. આથી રાણાએ તેમની પાસેથી હિસાબ પ્રમાણે ખંડણી લીધી નહિ, અને પોતાની ખાલસા જમીનમાંથી બ્રિટિશ સરકારને ખંડણી આપી. મહારાણાએ એવો નિશ્ચય કર્યો છે કે સામંતોએ પૂર્વે કરતાં અર્ધી સેના રાખવી એવી જે વ્યવસ્થા કરવામાં આવી છે, તે દૂર કરવી અને તેને બદલે તેમની ઉપજમાંથી દર રૂપિયે બે આના લેખે કર લેવો. આ કરનું નામ 'છાતુન' રાખવું અને એ દ્વારા જે ઉપજ થાય તેમાંથી સમસ્ત રાજ્યને માટે એક સેના ઉભી કરવી. આથી તેમને એવો સંદેહ ધારણ કરવાનું પ્રયોજન નથી કે બ્રિટિશ સરકારને જે ખંડણી આપવામાં આવે છે તે માટે છાતૂન લેવામાં આવે છે. આ છાતૂનની ઉપજ સેનાના ખર્ચ શિવાય અન્ય કોઇ પણ કામમાં વાપરવામાં આવશે નહિ. સામંતો પૂર્ણ સેના રાખે તો તેથી તેમને જે ખર્ચ થવાનો સંભવ છે તેની સાથે જો છાતૂનની તુલના કરવામાં આવે તો એ કર ઘણો હલકો જણાશે. યદિ આવશ્યકતા જણાતાં મહારાણા સર્વ સેનાને હાજર થવાની આજ્ઞા કરે અને તેને મેવાડની સીમા બહાર મોકલી દે તો છાતૂન કર લેવામાં આવશે નહિ. જે સરદારની સર્વ સેના આ પ્રકારે મહારાણાના ઉપયોગમાં આવશે તેને છાતૂન કરમાથી મુક્તિ મળશે.

(૪) કોઈ પણ ખાસ કારણ શિવાય એક સરદારના અધિકાર નીચેનાં ગ્રામો અન્ય કોઇ સામંતને આપી દેવાની મહારાણાએ મનાઇ કરી છે.

(૫) છાતૂનનો કર આપવામાં જે સરદારો વિલંબ કરે તેમની પાસેથી તે કર વસુલ કરવાને માટે અશ્વારોહી સેના મોકલવી પડે, આથી તેમને ભારે હાનિ વેઠવી પડે એમ છે, અને તેથી મહારાણાને કાંઇ લાભ થવાનો નથી. આથી મહા માન્ય મહારાણાએ સમસ્ત સરદારોના પ્રતિનિધિઓને બોલાવી પોતાના મંત્રીઓની સલાહ લઇ પાંચ વર્ષમાં બેવાર છાતૂનનો કર વસુલ કરવાનો નિશ્ચય કર્યો છે. જો સામંતો આ કર આપવામાં અસમર્થ નીવડશે તો તેમના અધિકારનાં ગ્રામોમાંથી તે વસુલ કરવામાં આવશે અને તે કરની રકમ જેટલી ઉપજનાં ગ્રામો ખાલસા કરવામાં આવશે.

એક વાર માઘ માસમાં અને એકવાર જ્યેષ્ઠ માસમાં આ કર લેવાનો નિશ્ચય કરવામાં આવ્યો છે.

| | |
|---|---|
| બેદલાના રાવ બખ્તસિંહ. | મહારાજ હમીરસિંહ. |
| સલુંબરના રાજા પદ્મસિંહ. | રાવત અમરસિંહ. |
| દેવગઢના રાવત લહરસિંહ. | રાવત ઇશ્વરીસિંહ. |
| રાવત સલીમસિંહ. | રાવત દુનિયાસિંહ. |

એક શબ્દ પણ ઉચ્ચારવાની કોઇ સામંતમાં તાકાત નહોતી. યદિ રાણા પ્રતાપસિંહ વા રાણા રાજસિંહ પોતાના કોઇ સામંત ઉપર અત્યાચાર પણ કરે તોપણ તે તેમની સામે મસ્તક ઉઠાવવાનું કાર્ય અત્યંત ધૃણિત માનતો. તે સમયના રાણા તથા સામંતો પોતાનાં સન્માનની રક્ષાને માટે એકત્રિત થઈ કાર્ય કરતા હતા, પરંતુ આ સમયમાં ઉભય પક્ષની મતિ બદલાઇ જવાથી દેશની અધોગતિ થઇ અને માંહોમાંહેના કલહે ભયંકર સ્વરૂપ ધારણ કરી ઉભયને દગ્ધ કર્યા. આથી મેવાડની પ્રજા સ્વદેશનો ત્યાગ કરી જ્યાં ફાવે ત્યાં નાસી ગઇ. પોતાનું બળ અત્યંત ઘટી ગયેલું જોઈ રાણા સરદારસિંહે ઇ. સ. ૧૮૪૧ માં બ્રિટિશ સરકારની સન્મુખ એવી દરખાસ્ત રજુ કરી કે તમારે ઉદયપુરમાં તમારી એક પાયદલ સેના આ રાજ્યને સહાય કરવાને તથા સામંતોને શાસન કરવાને રાખવી. પરંતુ દીર્ઘ વિચાર કરી અંગ્રેજ સરકારે મહારાણાની આ દરખાસ્ત સ્વીકારી નહિ.

રાણા સરદારસિંહ ઈ. સ. ૧૮૪૨ માં મૃત્યુ પામ્યા. રાણા ભીમસિંહ અને રાણા જવાનસિંહ ભોગવિલાસને આધીન હોવાથી કર્મહીન થઇ ગયા હતા અને રાણા સરદારસિંહ જો કે ઉક્ત દુર્ગુણને તાબે નહોતા, તોપણ તેઓ કઠોર વર્તનથી સમસ્ત સામંતોને અપ્રિય થઇ પડયા હતા.





# अध्याय १९ मो.

**મહારાણા સ્વરૂપસિંહ–રાજ્યમાં અશાંતિ–સામંતોની સાથેનો વિવાદ–નવીન સંધિપત્ર–બ્રિટિશ સરકારને ખંડણી આપવામાં ત્રુટિ–સામંતોની સાથે પુન: વિવાદ–સલુમ્બર તથા દેવગણના સરદારોની ભૂમિના ઘણા ભાગ પર મહારાણાનો અધિકાર–ઉભય સામંતોએ પુન: તે પર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર–બ્રિટિશ સરકારની મધ્યસ્થતા–ઉભય વચ્ચે નવીન સંધિ–પુન: વિવાદ–પુન: બ્રિટિશ સરકારની મધ્યસ્થતા–વિવાદ ભંજન–સ્વરૂપસિંહનો પરલોકવાસ.**



રાણા સરદારસિંહ પુત્રહીન દશામાં પરલોકવાસી થયા તે પૂર્વે તેમણે પોતાના કનિષ્ઠ બંધુ સ્વરૂપસિંહને દત્તક લીધા હતા. આથી રાણા સ્વરૂપસિંહ ઇ. સ. ૧૮૪૩ માં મેવાડના સિંહાસનપર અધિષ્ઠિત થયા. રાણા સ્વરૂપસિંહે રાજસિંહાસનપર વિરાજમાન થઇને રાજ્યમાં ચારે તરફ દ્રષ્ટિપાત કર્યો તો તેમને જણાયું કે સર્વત્ર અવ્યવસ્થા પ્રસરી રહી છે અને રાજ્યની અવસ્થા અત્યંત શોચનીય બની ગઇ છે. સર્વ સામંતો સ્વતંત્ર બની ગયા છે અને વાણિજ્યની ગતિ મંદ પડી ગઈ છે. નવીન રાણા તરતજ સામંતોની સાથે વિવાદ કરવાને પ્રવૃત્ત થયા, પરંતુ તેમાં તેમને જય મળ્યો નહિ. વિરૂદ્ધ પક્ષે રાજ્યમાં પુષ્કળ અશાંતિ વધી ગઈ. સર્વે સામંતો રાણાને પોતાનો પરમ શત્રુ ગણવા લાગ્યા.

રાણા સ્વરૂપસિંહે તોફાની સામંતોનું દમન કરવાને માટે ભયંકર મૂર્તિ ધારણ કરી કઠોરતાપૂર્વક શાસન કરવા માંડયું. રાણા સરદારસિંહને જે સામંતો નમ્યા હતા તેઓ પણ સ્વરૂપસિંહના કઠોર વર્તનથી તેના શત્રુ બની ગયા. રાણા અને સામંતોની વચ્ચે જે વિગ્રહાગ્નિ પ્રદીપ્ત થયો હતો તેને શાંત કરવો એ આપણું મુખ્ય કર્તવ્ય છે, એમ ધારી બ્રિટિશ દૂત લેફ્ટેનન્ટ કર્નલ રવિન્સને ઉભય પક્ષો વચ્ચે પુનઃ સંધિ કરાવવાનો નિશ્ચય કર્યો. અંતે ઇ. સ. ૧૮૪૫ ના ફેબ્રુઆરીની આઠમી તારિખે ઉભય વચ્ચે સંધિ થઈ.+

---

+ પૂર્વે કર્નલ ટૉડના સમયમાં મહારાણા ભીમસિંહ તથા સરદારોની વચ્ચે સંધિ કરવામાં આવી હતી. તે સમયે દશ નિયમોનો સ્વીકાર થયો હતો. ત્યાર પછી પાંચ ધારાવાળો એક સંધિપત્ર બનાવવામાં આવ્યો હતો. અંતે કર્નલ રવિન્સનની સમક્ષ મહારાણા સરદારસિંહ તથા સામંતોએ એક સંધિપત્રનો સ્વીકાર કર્યો અને તે પર ઉભય પક્ષ તરફથી હસ્તાક્ષર કરવામાં આવ્યા. પરંતુ સામંતોએ સંધિના એક પણ નિયમનું પાલન કર્યું નથી. આ નિયમોનું યથાર્થ પાલન થાય એટલા માટે મહારાણાએ પુનઃ નિમ્ન લિખિત વિશેષ ધારાઓ ઉમેરી નવો સંધિપત્ર તૈયાર કર્યો અને કર્નલ રવિન્સનની મધ્યસ્થતા નીચે ઉભય પક્ષોએ તે પર હસ્તાક્ષર કર્યા.

(૧) પ્રત્યેક વર્ષની વિજયાદશમીથી દશ દિવસ પૂર્વે સર્વ સરદારોની એક સાધારણ સભા ભરવી. ત્યાર પછી મહારાણા પોતાની ઇચ્છાનુસાર ગમે તે સામંતને ત્રણ મહિનાને માટે જવાની રજા આપશે. તેઓ ક્યા ક્યા સરદારે ક્યા ક્યા સમયે હાજર રહેવું તે સારી રીતે તેમને સમજાવશે અને પછી તેમને

યદ્યપિ મહારાણા સ્વરૂપસિંહે સામંતોની સાથે સંધિ તો કરી, પરંતુ તેમના રાજ્યની અવસ્થા કોઇ પણ પ્રકારે સંતોષદાયક થઇ નહિ. અવ્યવસ્થાને લીધે રાણાની ઉપજ ઘણી ઘટી ગઇ હતી, તેથી તેમણે બ્રિટિશ સરકારને ખંડણી ઓછી કરવાની પ્રાર્થના કરી. મેવાડની અવસ્થા શોચનીય થયેલી જોઇ બ્રિટિશ સરકારે ઈ. સ. ૧૮૨૬ માં ખંડણી તરિકે ત્રણ લાખ રૂપિયા પ્રતિ વર્ષે લેવાનો સ્વીકાર કર્યો હતો. પરંતુ હમણાં જ્યારે મહારાણાએ જણાવ્યું કે આ વખતે તો મેવાડની દશા અત્યંત શોચનીય બની ગઇ છે ત્યારે ઇ. સ. ૧૮૪૬ માં બ્રિટિશ સરકારે પ્રતિવર્ષે બે લાખ રૂપિયા લેવાનો સ્વીકાર કર્યો.

યદ્યપિ કર્નલ રવિન્સને મેવાડમાં શાંતિ સ્થાપન કરવાની તથા મહારાણા અને સામંતોની વચ્ચે મૈત્રી કરાવવાની ઇચ્છાથી ઇ. સ. ૧૮૪૫ માં નવીન સંધિ કરાવી તો ખરી, પરંતુ દુર્ભાગ્યવશાત્ એ વર્ષમાંજ મહારાણા અને સામંતોની વચ્ચે પ્રચંડ વિવાદ જાગ્યો. ન્યાયસહિત રાજ્યદ્રવ્યની વૃદ્ધિ કરવી, ઉત્તમ પ્રકારે રાજ્યપ્રબંધ ચલાવવો, અપરાધીઓને ઉચિત દંડ આપવો, આવાં કર્મો કરવાને બદલે સ્વરૂપસિંહ ધીમે ધીમે સામંતોની સાથેના વિવાદાગ્નિને પ્રદીપ્ત કરવા લાગ્યા. ઉભય પક્ષના માણસો બ્રિટિશ દૂતની સમક્ષ જઇ સામા પક્ષના દોષ, અત્યાચાર, સંધિના નિયમોનો ભંગ વગેરે બાબતોનું વર્ણન કરવા લાગ્યા. રાણાએ સામંતોના તાબાનાં ગામોમાં હસ્તક્ષેપ કરી ત્યાંના લોકોને ભારે દંડ કરવા માંડયો. ઉભય પક્ષો વચ્ચેનો વિવાદ ક્રમશઃ વૃદ્ધિંગત થવા લાગ્યો. જેવી રીતે રાણાએ સામંતોને કઠોર શાસનથી પીડિત કરવા માંડયા તેવી રીતે સામંતોએ પણ તેના તરફ ઘૃણા દર્શાવવા માંડી. કેટલાક સરદારોએ તો તેની આજ્ઞાનો અનાદર કરી તેની સામે મસ્તક ઉંચકવામાં પણ કિંચિત્ વિલંબ કર્યો નહિ. આ વિવાદનું ફળ કેવલ રાણા અને સરદારોનેજ ભોગવવું પડયું નહિ, પરંતુ સમસ્ત પ્રજાને પણ અનેક પ્રકારનાં કષ્ટો સહન કરવાં પડયાં.

---

તેમના સ્થાનપર જવાની રજા આપશે. સર્વ સરદારોની સેનાએ પોતાના કર્તવ્યપાલનમાં ત્રુટિ કરવી નહિ. જો સેના નિયુક્ત સમયે હાજર નહિ થશે તથા પોતાનાં કર્તવ્યપાલન પ્રત્યે ધ્યાન નહિ આપશે તો જે સરદારના અધિકાર નીચેની તે સેના હોય તેણે રાણાને રૂપિયા આપવા પડશે.

(૨) જે સરદાર નિયમ પ્રમાણે જેટલી સેના રાખે છે તેથી અર્ધી સેના આપવાથી તેનો છૂટકો થશે. પરંતુ તેને છાતૂનનો કર કે જે પૂર્વ સંધિ અનુસાર સ્થિત થયો છે તે આપવો પડશે.

(૩) સર્વ સામંતોએ પોતપોતાના અધિકાર નીચેના દેશોની ઉત્તમ પ્રકારે રક્ષા કરવી. તેમણે કોઇ પણ અન્ય રાજ્યના ચોર, લૂંટારા તથા ખુનીઓને પોતાની ભૂમિમાં રહેવા દેવા નહિ. બીજા દેશના અપરાધીઓ તેમની સીમામાં આવે તો તેમણે તેમને પકડી લેવા અને તેમની પાસેથી જે કાંઇ વસ્તુ મળે તેને જપ્ત કરવી. જો અપરાધી જયપુર તથા જોધપુરના હોય તો તેમની પાસેથી પ્રાપ્ત થયેલી વસ્તુ ઉક્ત રાજ્યોને સમર્પણ કરવી, કારણ કે આ રાજ્યને તેમની સાથે એવો કરાર થયેલો છે.

(૪) સરદારોએ મહારાણાની સાથે સલાહ સંપથી વર્તવું. યદિ સીમાને માટે અથવા કોઇ ઇતર કારણને લીધે ઉભય વચ્ચે ઝઘડો થાય તો એક પંચાયત નિયુક્ત કરવી. આ પંચાયતમાં સરદારોની તરફના ચાર અને રાણાની તરફનો એક માણસ નિયત કરવો. આ પંચાયત તે ઝઘડાનો નિર્ણય કરશે, અને ઉભય પક્ષને તેના નિર્ણયને માન આપવું પડશે.

(૫) ઉભય પક્ષના માણસોએ આ સંધિપત્રનો સ્વીકાર કરી એના સમસ્ત ધારાઓનું સારી રીતે પાલન કરવું. સર્વ સરદારોએ મહારાણા જવાનસિંહના શાસનકાળમાં થતું હતું તેમ સંધિપત્ર અનુસાર છાતૂનનો કર આપવો અને પ્રસન્નતાપૂર્વક પોતપોતાના કર્તવ્યનું પાલન કરવું. યદિ કોઇ સરદાર સંધિપત્રના એક પણ નિયમનું પાલન કરવામાં અસમર્થ થશે, તો આગળ જેમ બન્યું છે તેમ તે રાણાની અપ્રીતિને પાત્ર થશે.

રાણાની આજ્ઞાથી, મહેતા શેરસિંહ. મહારાજ હમીરસિંહ.
રાવત લહરસિંહ. રાવત દુનિયાસિંહ.
રાવત પૃથ્વીસિંહ.

સલુમ્બરના અધિપતિ અને દેવગણના સરદારની સાથે મહારાણાને સૌથી અધિક વિવાદ થયો. રાણા સ્વરૂપસિંહ આ સરદારોનાં નીચ કૃત્યોથી એટલા બધા ક્રોધિત થયા કે તેમણે ઇ. સ. ૧૮૫૦ માં તેમના અધિકાર નીચેનાં સર્વ ગામો પોતાના અધિકારમાં લેવાનો નિશ્ચય કર્યો. રાણા સ્વરૂપસિંહે ઉક્ત સાલમાં પુષ્કળ સૈનિકો મોકલી ઉક્ત સરદારોના તાબાનાં સર્વ ગામો બળપૂર્વક ખુંચવી લીધાં. પરંતુ અલ્પ સમયમાં ઉક્ત સરદારોએ પોતાના માણસોને પુનઃ એકત્રિત કરી મહારાણાની સેનાને પરાસ્ત કરી અને પોતાનાં ગ્રામો પુનઃ પોતાના અધિકારમાં લઇ લીધાં. જ્યારે આ પ્રકારે ઉભય સરદારોએ રાણાની સેનાને છિન્ન-ભિન્ન કરી નાંખી અને પોતાનાં ગામોપર પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો ત્યારે સ્વરૂપસિંહના હૃદયમાં ભયંકર ક્રોધાગ્નિ પ્રદીપ્ત થયો. પરંતુ તેમની સંપત્તિપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાની તેમનામાં શક્તિ નહોતી, તેથી તેઓ મૌન ધારણ કરી હૃદયમાં ને હૃદયમાં બળવા લાગ્યા.

અંતે મહારાણાએ તથા ઉક્ત અસંતુષ્ટ સરદારોએ પોતાના ઝઘડાનો નિર્ણય કરવાને માટે બ્રિટિશ દૂતને મધ્યસ્થના પદપર નિયુક્ત કર્યો. આને એક ઉત્તમ સંધિ માની બ્રિટિશ સરકાર પોલિટિકલ એજંટની સત્તા વધારવાનો અને રાણાની સત્તા વિશેષ ઘટાડવાનો પ્રયાસ કરવા લાગી. બાપ્પા રાવલ, રાણા પ્રતાપ-સિંહ અને રાણા રાજસિંહના વંશજોએ કેવલ નામના રાણા બની પોલિટિકલ એજંટની સંપૂર્ણ આધીનતામાં પોતાનો સમય વ્યતીત કરવા માંડયો. સરકારે પોતાનો અધિકાર વધારે મજબૂત કર્યો. રાણા અને સામંતોની વચ્ચેનો ઝઘડો દૂર કરવાને માટે ઇ. સ. ૧૮૫૫ માં સર હેન્રી લૉરેન્સે એક નવીન સંધિપત્ર બનાવ્યો.§ આ સંધિપત્ર વાંચવાથી પાઠકોને સારી રીતે વિદિત થશે કે મહાત્મા ટૉડે મેવાડના

---

§ ત્રીસ વર્ષથી મહારાણા અને તેમના સરદારોની વચ્ચે મતભેદ ચાલ્યો આવે છે. પરિશ્રમથી શ્રાંત થયેલા સરદારોને મહારાણા રાજદ્રોહી જણાવે છે. અને સરદારો મહારાણાને અત્યાચારી કહે છે.

કેવળ રાજ્યની શાંતિ અને સમસ્ત પંક્તિની પ્રજાના સુખ નિમિત્તે ઉભય પક્ષની વચ્ચે મધ્યસ્થ થવાને માટે અનેક પ્રતિનિધિઓને આમંત્રણ કરવામાં આવ્યું છે.

તે પ્રમાણે કેટલાંએ સંધિપત્ર થયાં અને તે પર ઉભય પક્ષોએ હસ્તાક્ષર કરીને પોતાની સમ્મતિ પણ પ્રદર્શિત કરી, પરંતુ પાછળથી ઉભય પક્ષોએ સર્વ ધારાઓનો ભંગ કર્યો છે.

સામંતોએ જણાવ્યું છે કે રાણાએ અન્યાયપૂર્વક અમારી ભૂમિ ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો છે. રાણાએ તત્સંબંધે જે ઉત્તર આપ્યો છે તેપરથી સ્પષ્ટ રીતે જ્ઞાત થાય છે કે રાણાએ તેમની જાગીર જપ્ત કરી છે. એટલુંજ નહિ, પરંતુ કેટલાંક ગામો ખાલસા કર્યાં છે. મહા માનનીય મહારાણાએ લાવ્હાના સામંત પ્રત્યે કઠોર વર્તન કર્યું છે. તેમણે તે સામંતને અન્યાયપૂર્વક કઠોર દંડ કર્યો છે. બીજા સરદારો પણ જણાવે છે કે મહારાણા અનેક અત્યાચાર અને વિદ્રોહ ઉત્પન્ન કરનારા કાર્યો કરે છે.

માટે ઉભય પક્ષોએ આ પ્રકારનાં આચરણનો પરિત્યાગ કરવો આવશ્યક છે. જ્યાં સુધી મહારાણાએ ન્યાય પૂર્વક પ્રજાને સંતોષ આપનારાં કાર્યો કર્યાં અને જ્યાં સુધી તેમણે પોલિટિકલ એજંટની સલાહ પ્રમાણે કાર્યો કર્યાં, ત્યાં સુધી બ્રિટિશ સરકારે પણ તેમના પક્ષનું સમર્થન કર્યું. આ વાત મેવાડની સર્વ પ્રજા જાણે છે અને ભારતવર્ષમાં ન્યાયાનુસાર રાજ્યપ્રબંધ ચાલે એવોજ બ્રિટિશ સરકારનો આશય છે.

સંધિપત્ર તૈયાર કરવામાં આવ્યો તે સમયે સૌથી પહેલાં બ્રિટિશ સરકારે એવી આજ્ઞા ફરમાવી હતી કે જે કોઇ આ સંધિપત્રના ધારા અનુસાર કાર્ય નહિ કરશે તે બ્રિટિશ સરકારનો અપરાધી થઇ દંડનો ભાગી થશે. જો કાંઈ વિવાદ ઉત્પન્ન થાય તો તેને પોલિટિકલ એજંટ અને ગવર્નર જનરલના રાજપુતાનામાં રહેલા એજંટની સમક્ષ રજુ કરવો અને ત્યાં વર્તમાન સંધિપત્ર તથા પ્રાચીન નીતિરીતિ ધ્યાનમાં લઇ જે નિર્ણય કરવામાં આવશે તે અક્ષરશઃ માન્ય કરવો પડશે.

આ સંધિપત્રના ધારા નીચે પ્રમાણે છેઃ—

(૧) સામંતોએ ડીસેમ્બર અથવા જુન માસમાં કોઇ શાહુકાર અથવા વકીલદ્વારા પોતાની ઉપજ-માંથી એક રૂપિયે એક આનાના હિસાબથી છાતૂન કર મેવાડના મહારાણાને આપવો.

પોલીટિકલ એજંટના પદપર નિયુક્ત થઇને રાજપુત જાતિના આચારવિચાર તથા ધર્મનીતિને માન આપીને તથા તેમના સન્માનની રક્ષા કરીને તેનું જે અપાર હિત કર્યું હતું, તે કરવાને માટે તેમના પદ પર સ્થિત થયેલા માણસનામાં કેટલુ સામર્થ્ય હોવું જોઇએ.

પ્રસ્તુત કરારનામા ઉપર કેવલ મહારાણા અને તેમના ચાર પ્રધાનોએ હસ્તાક્ષર કર્યા. આથી બ્રિટિશ પોલિટિકલ એજંટને વિશેષ સત્તા મળી. મહેના શેરસિંહની જે સંપત્તિ મહારાણાએ છીનવી લીધી હતી

---

યદિ કોઇ સામંત આ પ્રમાણે કર આપવામાં અસમર્થ નિવડે તો તેને અવસ્ય સેંકડે બાર ટકાનું વ્યાજ આપવું પડશે.

જે લોકો પોતપોતાની ભૂમિમાં ઉત્પન્ન થયેલા ધાન્યનું યથાર્થ પરિમાણુ આપવાને રાજી થશે તેની ઉપર મધ્યસ્થદ્વારા મહેસુલ નિયત કરવામાં આવશે.

યદ્યપિ સલુમ્બરના સામંતને છાતૂનનો કર આપવો પડશે નહિ તોપણુ તેમને બારે માસ રાજ-ધાનીમાં રહીને રાણાની આજ્ઞાનુ પાલન કરવું પડશે.

વર્તમાન નિયમ અનુસાર જે સામંતો રૂ. ૨૦૦૦ ની ઉપજ પર બે અશ્વારોહી અને ચાર પાય-દલ આપે છે તેમને હવે તેને બદલે એક અશ્વારોહી અને બે પાયદલ પ્રતિ વર્ષે ત્રણ માસને માટે આપવા પડશે. આ સૈનિકોને સ્વદેશ વા વિદેશમાં જ્યાં નિયુક્ત કરવામાં આવે ત્યાં સેવા કરવી પડશે. આ શિ-વાય જો સેનાની આવસ્યકતા પડશે તો રાણા પ્રત્યેક અશ્વારોહીને ૧૬ રૂપિયા અને પ્રત્યેક પાયદલને ૬ રૂપિયાનો માસિક પગાર તથા ખોરાક આપશે. જો સૈનિકો કામ કરવામાં યોગ્ય નહિ જણાશે તો સામંતોની પાસેથી તેના ખોરાકના પૈસા લેવામાં આવશે. પ્રત્યેક સામંતે દશેરાથી દશ દિવસ પૂર્વે પોત-પોતાની સેના લઇ મહારાણાના સન્માનને માટે ઉદયપુરમાં જવું અને દશેરા પછીના પાંચ દિવસ સુધી ત્યા રહેવું. આ વખતે તેમના કામોનો સમય નિશ્રિત કરવામાં આવશે અને જો વિશેષ આવસ્યકતા પડશે તો પ્રત્યેક સામંતને રાણાના હસ્તાક્ષર તથા મહોરવાળો આજ્ઞાપત્ર પ્રાપ્ત કરવાને માટે પોતપોતાની સેના સહિત હાજર રહેવું પડશે.

જેમને રાણાના તરફથી ખાનગી જાગીર મળી હોય તેમને ખાનગી છાતૂન આપવો પડશે તથા સર્વ કાર્ય ખાનગી રીતે કરવું પડશે.

(૨) "તલોયાકા બંધન" અર્થાત્ સામંતપદ પર અભિષિક્ત થતા પ્રત્યેક સામંતોએ પોતાના અધિકાર નીચેના પ્રદેશમાં પ્રથમ વર્ષમાં અનાજ ઉત્પન્ન થયું હોય તેના મૂલ્યનો પોણો ભાગ નજરાણા તરીકે આપવો એવો જે ઠરાવ હતો તેને બદલે હવેથી દર સેંકડે ૮ રૂપિયા આપવા.

(૩) ચોરી અને લૂંટના માલનું પ્રમાણુ જે સરદારના તાબાના દેશમાંથી મળી આવે તેણે ચોરી અને લૂંટથી પ્રજાને થયેલી હાનિ પૂર્ણ કરવાને માટે મહારાણાએ જે રકમ આપી હોય કિંવા નિયત કરી હોય તેનુ જડેલા માલને માટે સેંકડે ૭ ટકા અને જડવાના માલને માટે સેંકડે બાર ટકા વ્યાજ આપવું.

(૪) સામંતોએ ચોર, લૂંટારા, ઠગ, વાઢરિ, મદી તથા ખૂની લોકોને પોતાના તાબાના પ્રદેશમાં આશ્રય આપવો નહિ. જે સામંતો ચોરેલા માલને અથવા તેના થોડા ઘણા ભાગને ગ્રહણ કરશે, તથા ચોરોની પાસેથી દ્રવ્ય લેશે, અથવા ચોરોની રક્ષા કરશે તેમને ચોરના જેવા અપરાધી ગણવામાં આવશે. પોલિટિકલ એજંટની આજ્ઞા પ્રમાણે તેમને દંડ અથવા કર આપવો પડશે. સામંતોના પ્રદેશમાં જે વણિક, વ્યવસાયી, વાણિજ્યનો માલ લઇ જનાર વણજારા અથવા મુસાફર જાય તેની ઉત્તમ પ્રકારે રક્ષા કરવી એ તેમનો ધર્મ છે. અને જો કોઇ તેમનું દ્રવ્ય લૂંટી લેશે તો તે તેમને આપવું પડશે, પરંતુ તે વ્યાપારીઓએ સામંતને પોતાના આગમનની ખબર કરી પોતાની રક્ષાને માટે ઉચિત ઉપાય કરવાને કહેવું પડશે. સામંતે સર્વ પ્રકારના લૂંટારાઓને પકડીને રાણાની સન્મુખ લઇ જવા પડશે. જો સામંત આ કાર્ય કરવાને અસમર્થ હોય તો તેણે અવસ્ય તે સમાચાર મહા માનનીય રાણાને નિવેદન કરવા જોઇએ. પછી પોલિટિકલ એજંટ રાણાની સાથે મળીને તે સામંતની સાથે સુવ્યવસ્થા કરશે. મેવાડનાં જે ગામોમાં ચોરો હોવાનાં ચિન્હ ઉપલબ્ધ થાય તે ગામોના નિવાસીઓએ ચોરીથી થયેલી હાનિ પૂર્ણ કરવી પડશે.

તે આ નવા કરારનામા અનુસાર તેમને પાછી અપાવવાને માટે બ્રિટિશ સરકારે મહારાણાને પુષ્કળ આગ્રહ કર્યો. ઈ. સ. ૧૮૬૧ માં મહારાણાએ તે સંપત્તિ તેમને પાછી સોંપી. મહારાણાને અન્ય સામંતોની સાથે જે ઝઘડો હતો તે પણ એ વર્ષમાં પ્રાયઃ શાંત થઇ ગયો અને એજ વર્ષમાં મહારાણા સ્વરૂપસિંહ આ જગતનો ત્યાગ કરી ચાલ્યા ગયા. એમણે પોતાના નામના જે શિક્કા ચલાવ્યા હતા તે અદ્યાપિ ઉદયપુરમાં પ્રાપ્ત થાય છે.

---

(૫) સામંતોએ મહારાણાની પાસેથી અથવા મહારાણાના પ્રતિનિધિની પાસેથી જે ધન કરજે લીધું હોય તે સર્વ તેમને ચૂકવી આપવું પડશે. મહારાણાની પાસેથી કરજે લીધેલા દ્રવ્યને માટે સેંકડે ૭ ટકા અને મહારાણાના પ્રતિનિધિની પાસેથી કરજે લીધેલાં નાણાંને માટે સેંકડે ૯ ટકા વ્યાજ આપવું પડશે. જો મહારાણાના પ્રતિનિધિની પાસેથી દ્રવ્ય લેતી વખત વ્યાજનો કાંઇ બીજો દર ઠરાવવામાં આવ્યો હોય તો તે દર પ્રમાણે વ્યાજ ચૂકવવું પડશે. વ્યાજ આપવાનો સમય પોલિટિકલ એજંટ નિયત કરી આપશે.

(૬) નીચે લખી વિગત શિવાયના સર્વ પ્રકારના નજરાણામાંથી સર્વને મુક્ત કરવામાં આવે છે.

क. રાણા સિંહાસનપર બેસે ત્યારે અથવા યુવરાજના પ્રથમ વિવાહ પ્રસગે ૧૬ સરદાર અને પ્રથમ શ્રેણીના બે સામંતોને રાણાની તરફથી ૮૦૦ રૂપિયા અને પૂર્વ નિયમાનુસાર અક્કેક બબ્બે ઘોડા આપવામાં આવશે; તે વિના નીચલી શ્રેણીના સરદારોને, બીજાઓના ધાન્યની ઉપજના પ્રમાણમાં સેંકડે બે રૂપિયા પ્રમાણે આપવામાં આવશે.

ख. રાણાની ભગિની વા કન્યાઓના વિવાહ થાય ત્યારે સામંતોએ પોતાના ઉત્પન્ન થયેલા ધાન્ય પર પ્રત્યેક રૂપિયે એક આનાના હિસાબથી રાણા ભીમસિંહના સમયની પેઠે કર આપવો. અને અશ્વાદિ આપવા.

ग. જ્યારે રાણા તીર્થયાત્રા કરવા જાય ત્યારે ધાન્યની પેદાશના રૂપિયામાંથી પાંચમા ભાગના રૂપિયા કર તરીકે આપવા.

(૭) વર્તમાન રાણાની ભગિનીના વિવાહ પ્રસંગનો જે હિસાબ સામંતોપર બાકી છે તે તેમણે ચૂકવી આપવો.

(૮) સામંતો રાણાના અભિષેક પ્રસંગે જે નજરાણું આપે તેથી અધિક રૂપિયા તે પોતાની પ્રજા પાસેથી લઇ શકશે નહિ.

(૯) એવા અનેક સામંતો છે કે જેમણે રાણાની આજ્ઞા માની નથી અને જેમણે રાજ્ય પ્રત્યે વિદ્રોહ કર્યાથી તેમને દંડ થયો છે, પરંતુ મહારાણાએ બ્રિટિશ એજંટની સલાહ અનુસાર સલુમ્બર અને દેવગઢના સામંતો અતિરિક્ત સર્વના અપરાધ ક્ષમા કર્યા છે. દેવગઢ સરદારે પોતાની સેનાની સહાયથી બળપૂર્વક રાણાના કેટલાક પ્રદેશપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો છે અને રાણાની સેનાને છિન્નભિન્ન કરી નાંખી છે. આ અપરાધને માટે ત્યાના પ્રત્યેક સામંતને ૨૫૦૦૦ રૂપિયા દંડ તરિકે આપવા પડશે. મનુષ્યવધ શિવાયના સર્વ અપરાધો મહારાણાએ ક્ષમા કર્યા છે. તપાસ કર્યા પછી જે સજા નિર્ણીત કરવામાં આવશે તે સર્વને ભોગવવી પડશે.

(૧૦) જે જે પ્રકારની જમીન હાલ જે જે સામંતોના અધિકારમાં હશે તે તે હાલ તેમનાજ અધિકારમાં રહેશે.

ભીમસિંહના રાજત્વકાળથી જે ભૂમિ આપવામાં આવી છે તેને કોઇ મહત્વના કારણ વિના પાછી ખુંચવી લેવામાં આવશે નહિ. અને પોલિટિકલ એજંટ તત્સંબંધે તપાસ કરશે. અને તેઓ રાણાના પક્ષના છે એમ નહિ જણાવા દેવાને માટે તેઓ બાર અથવા ૭ સામંતોની સાથે મળીને તપાસ કરશે.

સર્વ સામંતો પોતપોતાના ગ્રામોની રક્ષાને માટે, ચોરો અને ડાકુઓથી જે હાનિ થઇ હોય તે પૂર્ણ કરવાને જુમ્મેદાર રહેશે.

(૧૧) દાન, વાણિજ્ય, જકાત, વગેરે સર્વ પ્રકારના કરો ઉપર રાણાનો અધિકાર રહેશે.

આ વખતે મેવાડ રાજ્યનો વિસ્તાર ૧૧૬૧૪ ચોરસમાઇલનો હતો અને જન સંખ્યા ૧૧,૬૧,૪૦૦ ની હતી. રાજ્યની એકંદર ઉપજ ૪૦,૦૦,૦૦૦ રૂપિયાની હતી, તેમાંથી ૧૨,૦૦,૦૦૦ રૂપિયાની ઉપજ સામંતોને ભાગે જતી હતી. પરંતુ તેઓ તેનો છઠ્ઠો ભાગ નિયમિત કર તરિકે મહારાણાને આપતા હતા. જે ખંડણી બ્રિટિશ સરકારને આપવામાં આવતી હતી તે ધાર્મિક કાર્યમાં ખર્ચવામાં આવતી હતી. તદુપરાંત બીજી ૧૪,૦૦,૦૦૦ રૂપિયાની ઉપજ મહારાણાને થતી હતી.

(૧૨) કેપ્ટન ટૉડના સમયમાં જે કર નિયત કરવામાં આવ્યા હોય તે ચાલુ રહેશે. તે શિવાયના કર દૂર કરવામાં આવશે.

(૧૩) કારીગર, ભાટ, ચારણ પ્રભૃતિ લોકોના સંબંધમાં ગવર્નર જનરલના રાજપુતાનાના એજંટે જે આજ્ઞા ફરમાવી હોય અને જેમાં રાણાએ પોતાની સમ્મતિ આપી હોય તે આજ્ઞા તેમણે પાલન કરવી પડશે. કેદીઓનુ તેમની સ્થિતિ અનુસાર ભરણુંપોષણ કરવું પડશે, પરંતુ કોઇ પણ કેદીપર પ્રતિદિન એક આનાથી ન્યૂન કિંવા આઠ આનાથી અધિક વ્યય કરવામાં આવશે નહિ. કોઇને કોઇ પણ પ્રકારનું દુઃખ દેવામાં આવશે નહિ.

(૧૪) મહારાણા, પોલિટિકલ એજન્ટ અને ત્રણ સરદારો તથા તેમના નિયુક્ત કરેલા બે પ્રતિનિધિઓ આ સર્વ મળીને સાત જણ સમાજના આચારવિચાર ધ્યાનમાં લઈ દીવાની અને ફોજદારી કામના ધારા બનાવશે.

(૧૫) ન્યાયમંદિરમાં સર્વ મુકર્દમાઓની તપાસ થશે. સામંતોના અનુચરો તથા તેમની પ્રજા વચ્ચે પરસ્પર જે મુકર્દમા ઉપસ્થિત થાય તત્સબંધે સામંતો સ્વય તપાસ કરશે અને તેઓ અપરાધીઓને એક માસની કેદ અથવા દંડ કરી શકશે, તદુપરાંત તેઓ કાંઇ પણ સજા કરી શકશે નહિ. સામંતોની તપાસ વિરુદ્ધ મંત્રીઓની આગળ અથવા પોલિટિકલ એજંટની સન્મુખ અપીલ થઇ શકશે.

(૧૬) ખૂની, લૂટારા, અને વિશ્વાસઘાતીઓ અતિરિક્ત સર્વને આશ્રય આપવો.

(૧૭) કૅપ્ટન ટૉડ વંશપરંપરાથી પ્રાપ્ત થતા મંત્રીપદની પ્રણાલિ દૂર કરશે અને તે કદિ પણ પ્રચલિત થશે નહિ. અને કોઈ વિશેષ મહત્વની બાબત ઉપસ્થિત થશે તો મહારાણાની ઇચ્છાનુસાર કોઈ વિશેષ સ્થાનમાં પોલિટિકલ એજન્ટ અને ચાર પાંચ રાજભક્ત તથા સચ્ચરિત્રવાન સરદારોની સલાહથી તત્સંબંધે વિચાર કરવામાં આવશે અને ત્યાં થયેલા નિર્ણય અનુસાર કાર્ય કરવામાં આવશે.

(૧૮) સામંતોનાં દેવમંદિરો તથા ધર્મશાળાઓ ઇત્યાદિમાં પ્રાચીન પ્રણાલિ અનુસાર તેમનો સર્વ પ્રકારનો અધિકાર અચળ રહેશે. અને સામંતોને રાજભક્તિના શપથ લેવાની પ્રાચીન રીતિ સ્વીકારવી પડશે.

(૧૯) જાદુમંત્ર કરનારને પકડવા નહિ. વિષપ્રયોગનો મુકર્દમો ઉપસ્થિત થતાં મહારાણા તત્સંબંધે તપાસ કરશે.

(૨૦) મહારાણા મંત્રીઓની સલાહ અનુસાર દ્રવ્યદંડ કરશે અને દંડનું કારણ બતાવશે. જે સામંતોને પ્રથમથી દ્રવ્યદંડ કરવાનો અધિકાર મળ્યો હોય તેમને આ નિયમ લાગુ પડે છે. સમનપર માત્ર મંત્રીઓજ હસ્તાક્ષર કરી શકશે અથવા કર્નલ ટૉડ પ્રભૃતિ બ્રિટિશ એજંટના સમયમાં જેમણે હસ્તાક્ષર કર્યા હોય તેઓજ કરશે.

(૨૧) બ્રિટિશ સરકારની સેનાનો કર્મચારી વર્તમાન અને ભવિષ્યમાં ભૂમિની સીમા સંબંધી સમસ્ત કલહની મીમાંસા કરશે. જેણે એક પક્ષની સીમાનું ચિન્હ નષ્ટ કરી દીધું હોય તેને ઉભય પક્ષના ખર્ચનો બોજો ઉઠાવવો પડશે અને તપાસને અંતે તેને દંડ પણ કરવામાં આવશે.

(૨૨) મહારાણાની સમ્મતિથી પ્રચલિત આચારવ્યવહાર અનુસાર સામંતો હિંદુને પોતાનો દત્તક પુત્ર બનાવી શકશે. સામંતનો પરલોકવાસ થયા પછી, જો તેને પુત્ર ન હોય તો તેની વિધવા સ્ત્રી પોતાના કુટુંબીઓની સલાહથી દત્તક પુત્ર ગ્રહણ કરશે. જો આ બાબતમાં કાંઈ વિક્ષેપ પડે તો તેની ખબર પોલિટિકલ એજંટને કરવી.

ઈ. સ. ૧૮૫૭ના સિપાઇઓના બળવામાં રાણાજીએ બ્રિટિશ સરકારની સાથે ઉત્તમ પ્રકારનું વર્તન રાખ્યું હતું. મહારાણાએ અંગ્રેજોને આશ્રય આપ્યો હતો અને તેમને ભોજનપાનનો ઉત્તમ પ્રકારનો પ્રબંધ કરી આપ્યો હતો. તેમણે તેમના પ્રાણનો ભય સારી રીતે નિવૃત્ત કર્યો હતો. આ ઉપકારના બદલામાં બ્રિટિશ સરકારે મહારાણાને કોઇ નવો પ્રદેશ આપ્યો નહિ, પરંતુ તેમના જે નીમચ, જાવદ અને ગદવાડ નામના ત્રણ પ્રદેશો બ્રિટિશ સામ્રાજ્યમાં સંયોજાઈ ગયા હતા તે તેમને પાછા અર્પણ કર્યા.



(૨૩) એકલિંગજી, નાથદ્વારા, પાંચોલી બિહારીદાસ, અને ચોબાઓને જે ભૂમિ દાન કરવામાં આવી છે, તે ભૂમિનો ઉપભોગ તેમના ઉત્તરાધિકારીઓ કરી શકશે.

(૨૪) જે સરદારોનાં ઘર રાજધાની ઉદયપુરમાં છે, તેઓ જ્યાં સુધી ઉદયપુરમાં નિવાસ કરે ત્યાં સુધી તેઓ પોલિટિકલ એજન્ટની સમ્મતિ શિવાય પોતાનો અધિકાર કોઇને પણ સોંપી શકશે નહિ. તેઓ પિમોલા સરોવરમાંથી કર આપ્યા વિના પાણી લઇ પોતાના બગીચામા તેનું સિંચન કરી શકશે.

(૨૫) સામંતો પોતાની કેટલીક પૃથ્વી અથવા ઘર કોઇને દાન કરશે તો મહારાણા તેમાં હસ્તક્ષેપ કરશે નહિ. જે સેનાને આગળથી પગાર આપવામાં આવે છે તેની પાસેથી તેનું વ્યાજ લેવામાં આવશે નહિ. પગારદાર સેનાને કોઇ પણ પ્રકારનો વ્યાપાર કરવા દેવામાં આવશે નહિ.

(૨૬) પ્રથમ એવો કરાર કરવામાં આવ્યો છે કે સરદારોએ એક સાથે પોતાનાં સૈન્ય એકત્રિત કરીને આવવું નહિ. આ કરાર તેમણે માન્યો નથી. હાલમાં આ પ્રકારનું સમ્મિલન નિષ્પ્રયોજન છે. આવાં એકત્રિત સૈન્યનો દુરૂપયોગ શીઘ્ર થઈ શકે છે. માટે હવે પછી જો કોઇ સૈન્ય એકત્રિત કરશે તો તેને રાજ્યના શત્રુ માનવામાં આવશે અને તેમની સાથે તે પ્રકારનો વ્યવહાર કરવામાં આવશે.

(૨૭) પ્રત્યેક સરદારે એક એક પ્રતિનિધિ રાણાની સભામા મોકલવો અને તેનાદ્વારા સર્વ પ્રકારનાં કાર્યો કરાવવાં. કેવળ સન્માનિત ગૃહસ્થનેજ પોતાના પ્રતિનિધિ તરિકે ચુંટી કાઢવા. આ પ્રતિનિધિને તેના સ્વામિના પદ અનુસાર સન્માન મળશે.

(૨૮) રાણા અને સામંતોના સર્વ કૃષિકારો પોતાની ઇચ્છાનુસાર ગમે તે સ્થાનમાં નિવાસ કરી શકશે. તેમની ઉપર કોઇ પણ અત્યાચાર કરી શકશે નહિ. સમસ્ત પ્રજાએ નાના વા મોટા મુકર્દમાની અપીલ પોલીટિકલ એજંટની સન્મુખ કરવી.

(૨૯) રાણા જે પ્રમાણે ડાક અને ચૌંગીની રક્ષાને માટે કર આપે છે તે પ્રમાણે સરદારોએ પણ પોતપોતાની જાગીરમાંથી કર આપવો.

(૩૦) આ કરારપત્રપર હસ્તાક્ષર થઇ જાય તત્પશ્ચાત્ પૂર્વના કરારનામાના સર્વ ધારાઓ રદ થઇ જશે. યદિ ત્યાર પછી રાણા અને સરદારોની વચ્ચે કાંઈ વિવાદ ઉત્પન્ન થશે તો ત્રણ દિવસના અરસામાં તે મુકર્દમો મેવાડમાં રહેતા પોલિટિકલ એજંટ અને રાજપુતાનાના ગવર્નર જનરલના એજંટની પાસે તપાસને માટે રજુ કરવો. અહીંઆં જે નિર્ણય થશે તેને અંતિમ નિર્ણય તરિકે માનવો પડશે. જો ઉપર કહેલા નિશ્ચિત સમયમાં મુકર્દમો રજુ કરવામાં આવશે નહિ તો તેને અયોગ્ય માની કાઢી નાંખવામાં આવશે.



# अध्याय २० मो.

**મહારાણા શંભુસિંહ–શાસનસમિતિની સ્થાપના–શાસનકર્તાઓનો અત્યાચાર–શાસનસમિતિનો ભંગ–પોલિટિકલ એજંટના હાથમાં આવેલો મેવાડનો અધિકાર–મેવાડમાં શાંતિની સ્થાપના–મહારાણા શંભુસિંહને આપેલી રાજ્યશાસનની શિક્ષા–બ્રિટિશ સરકારે મહારાણાને દત્તકપુત્ર લેવાનો આપેલો અધિકાર–મહારાણાને મળેલી ઉપાધિ–મહારાણા શંભુસિંહને મળેલો રાજ્યાધિકાર–તેમનું અકાળ મૃત્યુ.**



મહારાણા સ્વરૂપસિંહ પુત્રહીન અવસ્થામાં અવસાન પામ્યા પછી તેમના ભત્રીજા શાર્દુલસિંહના બાળ પુત્ર શંભુસિંહને ઈ. સ. ૧૮૬૧ માં સિંહાસન પ્રાપ્ત થયું. બ્રિટિશ સરકારની દરખાસ્તથી શીઘ્ર એક શાસનસમિતિ સ્થાપન કરવામાં આવી અને તેમાં કેટલાક માનવંત સરદારોને સભાસદ નિયત કરવામાં આવ્યા. આ સભાસદો રાણાના નામથી મેવાડનું શાસન ચલાવવા લાગ્યા. પરંતુ તેમને શાસનના સંબંધમાં સંપૂર્ણ અધિકાર પ્રાપ્ત થયેલો નહિ હોવાથી તેઓ બ્રિટિશ સરકારની સલાહ પ્રમાણે કાર્ય કરવા લાગ્યા. શાસનસમિતિના સભ્યો ન્યાયયુક્ત પ્રચલિત વિધિ અનુસાર શાસન કરવાને બદલે પોતાની ઈચ્છાનુસાર રાજ્યપ્રબંધ ચલાવવા લાગ્યા. આથી શીઘ્ર તેના કટુ ફળ મળવા લાગ્યાં. મેવાડમાં ચારે તરફ અત્યાચારનો પોકાર પડવા માંડ્યો. અવિચાર, સ્વેચ્છાચાર તથા પીડનનો અગ્નિ પ્રજ્વલિત થવાથી મેવાડનિવાસીઓ પુનઃ અત્યંત વ્યથિત થયા. પોલિટિકલ એજન્ટની સૂચના અને સલાહપ્રતિ શાસનસમિતિના સભ્યોએ લક્ષ્ય નહિ આપ્યું તેથી બ્રિટિશ સરકારે મેવાડના શાસનની નવીન વ્યવસ્થા કરવાનો નિશ્ચય કર્યો. અંતે વિશેષ વિચાર અને તર્કવિતર્ક કરી બ્રિટિશ સરકારે શાસનસમિતિનો ભંગ કર્યો અને તે નવીન વ્યવસ્થા કરવાને પ્રવૃત્ત થઈ. તેણે એક નવીન શાસનસમિતિ સ્થાપન કરી બીજા સુયોગ્ય સામંતોને તેના સભ્ય તરિકે નિયુક્ત કરવાનો વિચાર કરવા માંડ્યો. પરંતુ પોલિટિકલ એજંટના અભિપ્રાય અનુસાર તેને સમસ્ત મેવાડમાં ઉક્ત પદને શોભાવે એવો એક પણ સરદાર ઉપલબ્ધ થયો નહિ. આથી નવીન સમિતિ સ્થાપન કરવાનો વિચાર તેણે માંડી વાળ્યો. પરંતુ અમે નિશ્ચયપૂર્વક માનીએ છીએ કે સમસ્ત મેવાડમાં શાસનસમિતિના પ્રતિનિધિના પદને શોભાવે એવો એક પણ સામંત પોલિટિકલ એજંટને જણાયો નહિ એ વાત વિશ્વાસપાત્ર નથી. અવશ્ય એનું કાંઈ ગુપ્ત કારણ હોવું જોઈએ. પરંતુ અંતે એક શાસનસમિતિ સ્થાપન કરવામાં આવી અને તેના સભ્ય તરિકે ત્રણ સામંતોને નિયુક્ત કરવામાં આવ્યા અને તેમાંના એક સામંતને સભાપતિ બનાવ્યો. પોલિટિકલ એજંટે પોતે આ સમિતિના સભાપતિને ચુંટી કાઢ્યો હતો. પરંતુ ઉક્ત સરલ સ્વભાવના રાજપુત સામંતે કહ્યું કે જ્યાં સુધી શાસનના સંબંધમાં મને સંપૂર્ણ સત્તા આપવામાં આવશે નહિ, ત્યાં સુધી હું શાસન ભાર ગ્રહણ કરીશ નહિ. કોઈ પણ સામંતને શાસન સંબંધી સંપૂર્ણ સત્તા આપવાની બ્રિટિશ સરકારની ઈચ્છા નહોતી, આથી પોલિટિકલ એજંટ સ્વયં સભાપતિ બન્યો અને એ રાજપુત સામંતો સાધારણ સભ્યો બન્યા. આથી ઘણા જણને એવો સંશય આવ્યો કે પોલિટિકલ એજંટે મેવાડનું શાસન સંપૂર્ણ સત્તા સાથે ચલાવવાની ઈચ્છાથીજ રાજપુત સભાપતિના માર્ગમાં બાધા ઉત્પન્ન કરી હતી.

પોલિટિકલ એજંટે શાસનભાર ગ્રહણ કર્યો તેથી મેવાડમાં સુધારા અને ઉપજની વૃદ્ધિ થવામાં વિલંબ લાગ્યો નહિ. મેવાડમાં સંપૂર્ણ શાંતિ ફેલાઇ ગઇ અને સર્વત્ર અવ્યવસ્થા દૂર થઈ ગઇ. બ્રિટિશ સરકારની આ વ્યવસ્થા અત્યંત પ્રશંસાપાત્ર થઇ. બ્રિટિશ સરકારે મહારાણાને રાજ્યશાસનની શિક્ષા આપવાને આજ્ઞા કરવાથી પોલિટિકલ એજંટે તેમને શાસન સંબંધી તથા રાજધર્મની સંપૂર્ણ શિક્ષા આપી હતી. સિપાઇઓના બળવા પછી ભારતવર્ષના પ્રથમ વૉઇસરૉય લૉર્ડ કૅનિંગે ભારતવર્ષના સમસ્ત દેશી રાજાઓને દત્તક લેવાનો અધિકાર આપ્યો છે. જેથી દેશી રાજાઓના અગ્રેસર, મેવાડના મહારાણાને પણ દત્તક લેવાનો અધિકાર પ્રાપ્ત થયો છે.+ સિપાઇઓનો બળવો શાંત થયા પશ્ચાત્ ભારતસામ્રાજ્ય ઇસ્ટ ઈંડીઆ કંપનીના હાથમાંથી ઇંગ્લાંડની મહારાણી વિકટોરિયાના હાથમાં ગયું. હવે દેશી રાજાઓના સન્માનની વૃદ્ધિને અર્થે એક પ્રકારની નવી ઉપાધિ યોજવામા આવી. આ ઉપાધિનુ નામ "ભારત નક્ષત્ર" (star of India) છે. મહારાણા શંભુસિંહને બ્રિટિશ સરકારે પ્રથમ શ્રેણીના પદકસહિત "ગ્રેટ કમાન્ડર સ્ટાર ઑફ ઇન્ડીઆ"ની મહામાન્ય ઉપાધિથી ભૂષિત કર્યા હતા. ઇ. સ. ૧૮૫૭ ના સિપાઇઓના બળવા પ્રસંગે ઉદયપુરના મહારાણાએ બ્રિટિશ સરકારને વિશેષ સાહાય્ય કરી હતી, તેથીજ તેમને પુરસ્કાર સ્વરૂપે આ ઉપાધિ મળી હતી. પણ આ સ્થળે એક અત્યંત અરુચિકર વિષયનો ઉલ્લેખ કરવો આવશ્યક છે. અમારા પાઠકોને આ વાત સુવિદિત છે કે સિંધિયા અને હોલ્કરે અન્યાયપૂર્વક મેવાડના ઘણા ભાગોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો. જે વખતે મહારાણા ભીમસિંહે બ્રિટિશ સરકારની સાથે પ્રથમ સંધિ કરી હતી તે સમયે બ્રિટિશ સરકારે પ્રતિજ્ઞા કરી હતી કે 'સુયોગ પ્રાપ્ત થતાં, સિંધિયા અને હોલ્કરે અન્યાયપૂર્વક હસ્તગત કરેલા સર્વ પ્રદેશો મહારાણાને પાછા અપાવવાને અમે અમારાથી બનતા સર્વ પ્રયત્નો કરીશું.' ઉક્ત ભાગો બ્રિટિશ સરકારની સહાયથી પુનઃ પોતાને પ્રાપ્ત થશે એવી આશાથી મહારાણા ભીમસિંહ પોતાનો સમય વ્યતીત કરતા હતા. તેમના પછીના રાણાઓએ પણ પોતાનું જીવન આજ આશામાં પૂરૂં કર્યું હતું. હવે ઇ. સ. ૧૮૫૭ માં જ્યારે ભયંકર બળવો જાગ્યો ત્યારે મેવાડના સર્વ રાજપુત સૈનિકોએ અને સ્વયં મહારાણા સ્વરૂપસિંહે, બ્રિટિશ સરકારને વિશેષ સહાય્ય કરી. આ વખતે મેવાડના પોલિટિકલ એજંટ કૅપ્ટન સંડર્સને રાણાની દીર્ઘ કાળની પ્રાર્થના લક્ષમાં લઇ મહારાણાના પૂર્વ તાબાના નિસ્તારિયા પ્રદેશપર તેમનો અધિકાર પુનઃ સ્થાપિત કરવાની રાણાની સેનાને આજ્ઞા કરી. આ આજ્ઞા પ્રાપ્ત થતાંજ મેવાડની સેનાએ તે પ્રદેશ હસ્તગત કર્યો.

મહારાણા શંભુસિંહ ઇ. સ. ૧૮૬૫ ના નવેમ્બરની ૧૭ મી તારીખે મેવાડના સિંહાસનપર વિરાજમાન થયા, પરંતુ અફસોસ! તેમનો અધિકાર દીર્ઘ કાળ પર્યંત તેમના હસ્તમાં રહ્યો નહિ. સિંહાસનપર બેઠા પછી ઘણાજ અલ્પ કાળમાં અર્થાત્ ઇ. સ. ૧૮૭૪ ના અક્ટોબરની ૭મી તારિખે ૨૭ વર્ષની ઉમ્મરે તેઓ પુત્રહીન અવસ્થામાં પરલોકવાસી થયા. મહારાણા શંભુસિંહનુ અકાળ મૃત્યુ થવાથી મેવાડની સમસ્ત પ્રજા શોકસાગરમાં ડૂબી ગઇ. નિર્દય વિધાતાએ તેમની સુખાશા જડમૂળથી નષ્ટ કરી!

આ વખતે મેવાડ રાજ્યનો વિસ્તાર ૧૧૬૧૪ ચોરસમાઇલ, લોકોની સંખ્યા ૧૧,૬૧,૪૦૦, પાયદલ સૈનિકોની સંખ્યા ૧૫૧૦૦, ઘોડેસ્વારોની સંખ્યા ૬૨૪૦, ધનુષ્ય ૫૩૮, અને ઉપજ ૪૦,૦૦,૦૦૦ રૂપિયાની હતી.

---

+ "મહામાન્ય મહારાણી વિક્ટોરિયાની એવી અભિલાષા છે કે ભારતવર્ષના જે રાજાઓ હાલમાં પોતપોતાના દેશમાં શાસન કરે છે, તે સર્વના દેશમાં ચિરકાળ પર્યંત તેમના વંશજો અધિકાર ચલાવશે અને તેમના વંશનું સન્માન સદા અક્ષત રીતે રક્ષિત રહેશે. અમે જણાવીએ છીએ કે જો રાજાને પુત્ર ન થાય તો તેઓ પોતાની પ્રાચીન પ્રણાલિ અનુસાર દત્તક પુત્ર લઇ શકશે. સરકાર આ કાર્યમાં સમ્મતિ આપવાને કાંઇ પણ આનાકાની કરશે નહિ.

જ્યાં સુધી રાજા રાજ્યભક્ત રહેશે અને બ્રિટિશ સરકારની સાથે થયેલી સંધિ આદિના નિયમોનું પાલન કરશે ત્યાં સુધી દત્તકવિધાનમાં વ્યત્યય નડશે નહિ." (હસ્તાક્ષર) કૅનિંગ.

# અધ્યાય ૨૧ મો.

**મહારાણા સજ્જનસિંહ-મેવાડની શાસનવ્યવસ્થા-શિક્ષણની આવશ્યકતા-ભારતના ભાવી સમ્રાટ્‌ની સાથે મહારાણાની મુલાકાત-મહારાણી વિક્ટોરિયાનું "ભારતેશ્વરી" પદ ધારણ, અને તે વખતની દરબારમાં મહારાણાની હાજરી-વર્તમાન મેવાડનું સંક્ષિપ્ત વર્ણન-મહારાણા ફતેહસિંહનું રાજ્યશાસન-ઉપસંહાર.**



હારાણા શંભુસિંહના અકાળ મૃત્યુ પશ્ચાત્ તેમના ભત્રિજા શક્તિસિંહ અને સોહનસિંહમાંથી કોઇને પણ રાજ્યલાભ થવાનો સંભવ નહોતો. પરંતુ મહારાણા શંભુસિંહને જ્યારે બચવાની આશા રહી નહિ ત્યારે તેમણે, બ્રિટિશ સરકારે આપેલા દત્તક લેવાના અધિકાર અનુસાર પોતાના જ્યેષ્ઠ ભત્રિજા સજ્જનસિંહને દત્તક લીધા. આ વખતે સજ્જનસિંહની વય સોળ વર્ષની હતી. મહારાણા શંભુસિંહનો પરલોકવાસ થયા પશ્ચાત મહારાણા સજ્જનસિંહ મેવાડના સિંહાસનપર બેઠા.

મહારાણા સજ્જનસિંહ સિંહાસનપર બેઠા કે તરતજ મેવાડના શાસનની વ્યવસ્થા પણ પરિવર્તિત થઇ ગઇ. હજી મહારાણા વ્યવહારકુશળ થયા નહોતા. તેથી પુનઃ શાસનસમિતિ સ્થાપન થઇ અને મહેતા ગોકુલચંદ અને અર્જુનસિંહ મંત્રી તરિકે નિયુક્ત થયા. બીજા ચાર સરદારોની સાથે મળી ઉક્ત મંત્રીઓ શાસનભાર વહન કરવા લાગ્યા. પોલિટિકલ એજંટ આ શાસનસમિતિના સભાપતિ થયા હતા. આ શાસનસમિતિએ મેવાડમાં સુખ અને શાંતિના ઉપાયો યોજવામાં જરા પણ વિલંબ કર્યો નહિ. થોડા વખતમાં આ ઉત્તમ રાજવ્યવસ્થાનું શુભ ફળ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થવા લાગ્યું.

નવીન શાસનસમિતિએ સૌથી પ્રથમ એક વિશેષ આવશ્યક કાર્યમાં હાથ નાંખ્યો. યદ્યપિ મધ્ય કાળમા અનેક રાજદ્વારી પુરુષોએ પોતાની ઉત્તમ રાજનીતિજ્ઞતા પ્રદર્શિત કરી છે, અનેક વીર પુરુષો પોતાનાં અદ્દ્ભુત બાહુબળથી પોતાના વંશનુ સન્માન અને ગૌરવ વૃદ્ધિંગત કરી ગયા છે, પરંતુ તેમાંના માત્ર થોડા જણ શિવાય કોઇએ પણ વિદ્યારૂપી અમૃતનુ પાન કર્યું નહોતું. જે રાજા સુશિક્ષિત હોય છે તેઓજ રાજધર્મ અને રાજનીતિથી અભિજ્ઞ હોય છે. અને તેઓજ પ્રજાનાં સુખ અને શાંતિની વૃદ્ધિ કરે છે, એ વાતથી કોણ અપરિચિત છે? તે સમયમાં દેશી રાજાઓને જે શિક્ષણ મળતું હતું તેને સર્વાંગસંપૂર્ણ કહી શકાય એમ નથી. એ શિક્ષણ નામ માત્રનુંજ હતું. વિદ્વાનો કહે છે કે કાંતો વિદ્યા સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરવી, કે કાંતો સર્વથા મૂર્ખ રહેવું. સર્વ વિષયોનું અપૂર્ણ જ્ઞાન ભયંકર અનિષ્ટનું મૂળ છે. વિદ્યા એક પ્રકારની નથી, પરંતુ અનેક પ્રકારની છે અને તે સર્વ પ્રકારની વિદ્યા ઉપર અધિકાર પ્રાપ્ત કરવો સર્વથા અશક્ય છે. પરંતુ વ્યવહારના વિષયોનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું સર્વને આવશ્યક છે. વળી જે મનુષ્યના હાથમાં સહસ્રાવધિ અને લક્ષાવધિ મનુષ્યોનાં જીવનનું તંત્ર છે. જે મનુષ્યને સૌભાગ્યવશાત્ સિંહાસન પ્રાપ્ત થયું છે, જેનાં જ્ઞાન, બુદ્ધિ અને વિચારબળ ઉપર રાજ્ય અને સમાજની ઉન્નતિ નિર્ભર છે, જેની ઉદારતાથી સર્વ પ્રજાની ઉન્નતિનાં દ્વાર ખુલે છે, જેના ઉત્સાહ અને ઉદ્યોગના પ્રકાશથી જીવનશક્તિ સંઘટિત થાય છે, સમાજમાં ભ્રાતૃભાવની વૃદ્ધિ થાય છે, બળ પરાક્રમનો વિસ્તાર થાય છે અને શાંતિનું સામ્રાજ્ય સ્થાપન થવાની પૂર્ણ સંભાવના રહે છે, તે મનુષ્યને ઉત્તમ વિદ્યાથી

ભૂષિત થવું પરમાવશ્યક છે. સર્વ પ્રકારની ઉન્નતિનું મૂળ માત્ર વિદ્યા છે. વિદ્યા વિના કોઇપણ કાર્ય ઉત્તમ પ્રકારે સિદ્ધ થવું અશક્ય છે. જે દેશમાં માનસિક, શારીરિક અને નૈતિક શિક્ષાનો અભાવ હોય તે દેશ કદિપણ ઉન્નતિને પ્રાપ્ત થઈ શકતો નથી. જ્ઞાન, બુદ્ધિ અને વિચારશક્તિ કેવળ ગ્રંથપરિશીલનથી પ્રાપ્ત થઈ શકતી નથી. ગ્રંથમાનુ જ્ઞાન તો કેવળ પાયા સ્વરૂપ છે. તેતો માત્ર ભોમીઆ સ્વરૂપ છે. દેશાટન, પંડિતોની સાથે સંભાષણ, વગેરેથી બુદ્ધિની વિશાળતા થવાનો ઘણો સંભવ છે. આ પ્રકારનાં શિક્ષણથી મનુષ્યની ઉન્નતિ થાય છે અને તે તેને દેવના પદપર અધિષ્ઠિત કરી દે છે. આ પ્રકારની માનસિક શિક્ષાની સાથે નૈતિક શિક્ષાની પણ ઘણી જરૂર છે. નૈતિક બળ એજ આ સંસારમાં સૌથી શ્રેષ્ઠ બળ છે. જેનામાં નૈતિક બળ હોતું નથી અથવા જેણે નીતિની શિક્ષા પ્રત્યે ઉદાસીનતા પ્રદર્શીત કરી હોય છે તેની માનસિક શક્તિ સર્વથા બળહીન હોય છે. મનુષ્ય એ જગતમાં એક શ્રેષ્ઠ જીવ છે. મનુષ્ય પોતાના આચારથી ઋષિ અને દેવ થઇ શકે છે અને સર્વત્ર તે પૂજાને પાત્ર થાય છે. તે સર્વ મનુષ્યોનાં હૃદયપર અધિકાર પ્રાપ્ત કરી શકે છે. જે મનુષ્ય નૈતિક બળથી બળવાન થયો હોય છે, તે સૌભાગ્યલક્ષ્મીને વરે છે અને યશનો અધિકારી થાય છે, અને જે મનુષ્ય નૈતિક બળથી હીન હોય છે તે સહસ્રાવધિ ગ્રંથોનો અભ્યાસી હોવા છતાં પણ સર્વની ઘૃણાને પાત્ર થાય છે. માટે રાજા કે જે સર્વનો નેતા છે, તેને તો અવશ્ય નૈતિક શિક્ષણની સૌથી વિશેષ આવશ્યકતા છે. રાજા જેટલો સચ્ચરિત્ર, સુશીલ અને નીતિસંપન્ન હોય છે, તેટલાજ પ્રમાણમાં તે પ્રજાને પણ તેવા ગુણોથી યુક્ત બનાવી શકે છે. વળી શારીરિક શિક્ષાની પણ તેટલીજ અગત્ય છે. અમૂલ્ય જીવનની રક્ષાને માટે દીર્ઘ કાળથી જગતની સભ્ય જાતિઓમાં શારીરિક શિક્ષણનો પ્રચાર ચાલે છે. માનસિક, નૈતિક અને શારીરિક, આ ત્રણે પ્રકારનુ ઉત્તમ શિક્ષણ જે રાજાને પ્રાપ્ત થયુ હોય, તે રાજા દ્વારા પ્રજાનુ અધિક હિત થવાનો સંભવ છે. આથીજ મેવાડની શાસનસમિતિએ ઉદાર રાજનીતિ ગ્રહણ કરી મહારાણા સજ્જનસિંહને યથાર્થ શિક્ષણ આપવાનો સૌથી પ્રથમ પ્રયાસ કર્યો.

દીવાન જાની બિહારીલાલને મહારાણાના શિક્ષક તરીકે નિયુક્ત કરવામાં આવ્યા. તેમણે મહારાણા સજ્જનસિંહને નૈતિક અને શારીરિક શિક્ષણ આપવામાં કિંચિત્ પણ ત્રુટિ કરી નહિ. આ શિક્ષક સર્વ પ્રકારે યોગ્ય હતા. તેમના હાથ નીચે મહારાણાએ અંગ્રેજી, ઉર્દૂ અને માતૃભાષાનુ ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કર્યું. બાપ્પા રાવળના વંશજોમાંથી એમણેજ સૌથી પ્રથમ અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવ્યું.

શાસનસમિતિ કેવળ વર્તમાન મહારાણાને શિક્ષણ આપવાનો પ્રબંધ કરીનેજ શાંત થઇ નહિ, પરંતુ તેણે સર્વ પ્રજાને અંગ્રેજી શિક્ષણ આપવાને માટે ઉદયપુરમાં એક શાળા સ્થાપન કરી. આ શાળામાં એક અંગ્રેજ શિક્ષકની દેખરેખ નીચે અંગ્રેજી, ઉર્દૂ અને લોકોની માતૃભાષાનુ શિક્ષણ આપવાનો પ્રબંધ કર્યો. અનેક સામંતોના છોકરાઓ પણ આ શાળામાં શિક્ષણ લેવા લાગ્યા જેમ જેમ શિક્ષણનો પ્રસાર થતો જશે તેમ તેમ રાજપુત જાતિની ઉન્નતિ થતી જશે, એમાં કિંચિત્ પણ સંદેહ નથી.

જે સમયથી નવીન શાસનસમિતિએ મેવાડના શાસનનો ભાર ગ્રહણ કર્યો તે સમયથી રાજ્યના પ્રત્યેક ભાગમાં રહેલી અવ્યવસ્થા દૂર થઈ ગઈ અને સુવ્યવસ્થા સ્થાપિત થઇ. અને તેજ સમયથી રાજ્યની ઉપજ વધતી જાય છે. ન્યાય અને કારોબારી ખાતામાં યોગ્ય માણસોને નિયુક્ત કરવામાં આવ્યા તેથી તે ખાતાંનો પ્રબંધ સરલતાથી અને ઉત્તમ પ્રકારે ચાલવા લાગ્યો. પૂર્વે જે પ્રમાણે મેવાડની પ્રજાનો જાનમાલ અત્યાચારીઓ દ્વારા નષ્ટ થતો હતો, જે પ્રમાણે ચોરો નિર્ભયતાપૂર્વક પોતાની ઈચ્છાનુસાર પ્રજાનું દ્રવ્ય લૂંટી લેતા હતા, તે પ્રમાણે હવે થતું નથી. ઉત્તમ રાજ્યપ્રબંધને લીધે આ સર્વ ઉપદ્રવો એકદમ દૂર થઈ ગયા છે. હવે સામંતોમાં પણ લડાઇ ઝઘડા થતા નથી. મેવાડના પ્રત્યેક ભાગમાં અપૂર્વ શાંતિ છવાઇ ગઇ છે. યદ્યપિ તોફાની ભીલો કોઇ કોઇ વખત તોફાન અને ઉપદ્રવ કરી મૂકે છે, તો પણ તેથી મેવાડના રાજ્યપ્રબંધનો કોઇ પણ પ્રકારે દોષ કાઢી શકાય એમ નથી. ભીલો સ્વભાવથીજ ઉપદ્રવી હોય છે અને તેજ કારણથી કોઈ કોઇ વખત તેમનાં તોફાનની વાત સાંભળવામાં આવે છે. જ્યાંસુધી પહાડી અને જંગલી ભીલોમાં વિદ્યાનો પૂર્ણ પ્રકાશ પ્રસરશે નહિ ત્યાંસુધી તેઓ સુધરશે નહિ.

મહા માનનીય ભારતેશ્વરીના જ્યેષ્ઠ પુત્ર અને ભારતના ભાવી સમ્રાટ્ પ્રિન્સ ઑફ વેલ્સ બહાદુર ઇ. સ. ૧૮૭૫ ના નવેમ્બર માસમાં ભારતવર્ષને જોવાની ઇચ્છાથી મુંબઇમાં આવ્યા. આ સમયે મહારાણા સજ્જનસિંહ બહાદુર, બ્રિટિશ સરકાર અને પોલિટિકલ એજંટની સલાહથી મુંબઇ ગયા હતા. નવેમ્બરની પાંચમી તારિખે પ્રિન્સ ઓફ વેલ્સે મુંબઇબંદરમાં ઉતરી મહારાણા તથા અન્યાન્ય રાજાઓની મુલાકાત લીધી અને તેમના તરફથી સન્માન ગ્રહણ કર્યું. નવેમ્બરની ૬ઠ્ઠી તારિખે પ્રિન્સ ઑફ વેલ્સ મહારાણા સજ્જનસિંહની સાથે મુંબઈ સરકારની મોટી મોટી ઇમારતો જોવાને ગયા. તેમણે મહારાણાને મહા આદરપૂર્વક પોતાની સાથે ફરવ્યા હતા. તેઓ કેટલાક દિવસ સુધી મુંબઇમાં રહ્યા અને ત્યાર પછી તેમણે મહારાણાના નિવાસસ્થાનમાં તેમને મુલાકાત આપી.

ઇ. સ. ૧૮૭૭ ના જાનેવારી માસની પહેલી તારિખે જ્યારે મહામાનનીય મહારાણી શ્રીમતી વિક્ટોરિયાના પ્રતિનિધિ લૉર્ડ લીટને ભારતવર્ષની પ્રાચીન રાજધાની દિલ્લીમાં મોટો રાજદરબાર ભર્યો અને જ્યારે બ્રિટિશ રાણીને "ભારતેશ્વરી" ની ઉપાધિ મહા આડંબર સાથે અર્પણ કરવામાં આવી; ત્યારે મહારાણા સજ્જનસિંહને પણ આમંત્રણ કરવામાં આવ્યું હતું. આ સમયે મહારાણા પુષ્કળ સામંતો અને સેવકોને લઇને દિલ્લી દરબારમાં પધાર્યા હતા. ઈ. સ. ૧૮૭૬ ના ડિસેમ્બરની ૨૬ મી તારિખે જ્યારે મહારાણા સજ્જનસિંહ બહાદુરે દિલ્લીમાં બ્રિટિશ રાજપ્રતિનિધિઓના શિબિરમાં ગમન કર્યું ત્યારે તેમના સન્માનને માટે સત્તર તોપો ફોડવામાં આવી હતી અને તેઓ જ્યારે તેમની મુલાકાત લઇને પાછા ફર્યા ત્યારે અંગ્રેજી સેનાએ લશ્કરી ઢબે શસ્ત્ર નમાવી તેમને માન આપ્યું હતું. તત્પશ્ચાત્ ભારતવર્ષની સરકારના વૈદેશિક મંત્રીએ તેમને સન્માનપૂર્વક ગ્રહણ કરી, રાજશિબિરમાં લઇ જઇ રાજપ્રતિનિધિઓની સાથે ઓળખાણ કરાવી હતી. મહારાણાએ શિબિરમાં પ્રવેશ કર્યો કે તરતજ ભારત વર્ષના વૉઇસરૉય લૉર્ડ ( સાંપ્રત અર્લ ) લીટને તેમને આદરપૂર્વક ગ્રહણ કરી પોતાની દક્ષિણ બાજુએ ઉચ્ચ આસન પર બેસાડયા અને પછી તેઓ પોતાના આસનપર બેઠા. મેવાડના ગત મહારાણાઓએ બ્રિટિશ સરકારની સાથે મિત્રતા ચાલુ રાખી હતી તે વિષે વિવેચન કરવામાં આવ્યું અને ત્યાર પછી એક સૈનિકે એક રમણીય પતાકા‡ લાવી વાઇસરૉયના આસનની સન્મુખ ઉપસ્થિત કરી. મહારાણા પોતાના પ્રતિનિધિઓની સાથે આગળ ગયા અને નિમ્નલિખિત શબ્દો સહિત તેમના હાથમાં તે પતાકા આપવામાં આવી: "આપના વંશનાં રાજચિન્હોથી યુક્ત આ પતાકા સ્વયં મહામાન્ય મહારાણીના ઉપહાર સ્વરૂપ છે, અને તેમણે "ભારતેશ્વરી" ની ઉપાધિ ધારણ કરી છે. તેના સ્મરણચિન્હ તરિકે આપને એ ભેટ આપવામાં આવે છે. ઈંગ્લાંડના સિંહાસન તથા આપના રાજભક્ત વંશની વચ્ચે જે દ્રઢ સંબંધ છે તે આપ નિભાવી રાખશો તથા શાંતિ અને સુખપૂર્વક આ પતાકા ફરકાવતા રહેશો એવી અમને તથા મહારાણીને દ્રઢ શ્રદ્ધા છે."

મહારાણા સજ્જનસિંહ બહાદુરે સન્માનપૂર્વક ઉક્ત પતાકા ગ્રહણ કરી, ત્યાર પછી માનનીય વૉઇસરૉય બહાદુરે લાલ સૂત્રમાં પરોવેલું એક સુવર્ણપદક * મહારાણાના ગળામાં આરોપિત કર્યું. વૉઇસરૉયે આ પદક પહેરાવતી વખત કહ્યું કે "ભારતેશ્વરની આજ્ઞાનુસાર આ પદકથી આપને મેં વિભૂષિત કર્યા છે. આપ ચિરકાળપર્યંત એને ધારણ કરો. એમાં તારિખ લખવામાં આવી છે તેથી આપના વંશજોને, એ ક્યારે અર્પણ કરવામાં આવ્યું છે તેનું સદા સ્મરણ રહેશે." પદક પ્રાપ્ત થયા પછી મહારાણાને એક બીજું અધિક સન્માનસૂચક ચિન્હ મળ્યું. હવે તેમને ૨૧ તોપોનું માન આપવાનો ઠરાવ થયો. વળી

‡ આ પતાકા જોવામાં ઘણી સુંદર હતી. સુવર્ણ દંડ ઉપર એક નાનો સુવર્ણનો મુકુટ હતો અને તે દંડની સાથે ચીનાઇ વસ્ત્રનો ઝાલરવાળો વાવટો ઉડતો હતો. તે વાવટાની એક બાજુએ હિંદી અક્ષરોમાં "विक्टोरिया कैसरे हिन्द" એમ લખેલું હતું અને તેની બીજી બાજુએ મહારાણાના વંશનાં રાજચિન્હો અંકિત હતાં.

* આ સુવર્ણપદકની એક બાજુએ ભારતેશ્વરી વિક્ટોરિયાનું મુખ હતું અને બીજી બાજુએ ઉર્દૂ, અંગ્રેજી તથા હિન્દી ભાષામાં "કૈસરે હિંદ" લખ્યું હતું.

મહારાણાના મંત્રી મહેતા પન્નાલાલને તથા કોશાધ્યક્ષ છગનલાલને વૉઇસરૉય તરફથી સન્માનસૂચક 'રાય'ની ઉપાધિ પ્રાપ્ત થઇ.

બ્રિટિશ રાજપ્રતિનિધિ લૉર્ડ લીટન બહાદુરે મહારાણી વિક્ટોરિયાને "ભારતેશ્વરી"ની ઉપાધિ અર્પણ થયેલી જાહેર કરી તત્પશ્ચાત્ મહારાણા સજ્જનસિંહ બહાદુરે ઉભા થઇને જાહેર કર્યું કે "મહા માનનીય મહારાણી વિક્ટોરિયાએ "ભારતેશ્વરી"ની ઉપાધિ ધારણ કરી છે તે માટે સમસ્ત રાજપુતાનાના અધિપતિઓ એક મતે તેમને અભિનંદન આપે છે. મને આશા છે કે આ સમાચાર શીઘ્ર તેમનાપર તારદ્વારા મોકલવામાં આવશે." મહારાણા સજ્જનસિંહ આ પ્રકારે અધિક સન્માનિત થઇ પોતાના દેશમાં પાછા ફર્યા. એ દરબારમાં તેમને જે સન્માન મળ્યું હતું તે કાંઇ અંતિમ સન્માન નહોતું. તેમને ભારત સરકારે ઈ. સ. ૧૮૮૧માં જી. સી. એસ આઇ. (ગ્રેટ કમાન્ડર સ્ટાર ઑફ ઇન્ડીઆ) અર્થાત્ 'ભારતવર્ષના પ્રથમ નક્ષત્ર'ની ઉપાધિથી વિભૂષિત કર્યા. તેમણે મોટા મોટા મુકર્દમાઓ અને રાજકાર્યોને માટે એક મોટી રાજસભા સ્થાપન કરી અને યોગ્ય તથા પ્રમાણિક રાજકર્મચારીઓની પદ્વી તથા પગારમાં વૃદ્ધિ કરી. વળી તેમણે સડકો, પાઠશાળાઓ અને હૉસ્પીટલો બંધાવી અને એક મુદ્રાલય પણ સ્થાપન કર્યું. આ મુદ્રાલયમાંથી 'સજ્જન કીર્તિ સુધાકર' નામનું એક વર્તમાન પત્ર નીકળવા લાગ્યુ. આ પત્ર પ્રતિ અઠવાડીએ ઉદયપુરમાંથી નીકળે છે. તેમણે શહેરની બહાર પશ્ચિમોત્તર તરફ સજ્જનગઢ નામક એક કિલ્લો બધાવ્યો છે, અને શહેરની પશ્ચિમ-દક્ષિણ તરફ સજ્જનનિવાસ નામનો એક બાગ તૈયાર કરાવ્યો છે. આ બાગમાં વિવિધ પ્રકારનાં ફળફૂલનાં વૃક્ષો વિદ્યમાન છે. ઈ. સ. ૧૮૮૪ માં મહારાણા સજ્જનસિંહજી પચીસ વર્ષની વયે થોડા દિવસ અસ્વસ્થ રહી પરલોકવાસ પામ્યા. તેમના પરલોકગમનથી માત્ર સમસ્ત મેવાડજ નહિ, પરંતુ સમસ્ત રાજસ્થાન શોકમાં ડૂબી ગયું. રાજસ્થાનની બહારના લોકોને પણ તેમના અકાળ મૃત્યુથી અત્યંત ખેદ થયો. કારણકે તેઓ કુશાગ્ર બુદ્ધિમાન, પરોપકારી, ગુણગ્રાહી, ઉદાર, તથા દેશહિતૈષી હતા અને તેમની સત્કીર્તિ ભારતવર્ષમાં ચોતરફ પ્રસરી ગઈ હતી. જોકે તેઓ માત્ર મેવાડના અધીશ્વર હતા તોપણ તેમણે સમસ્ત ભારતવર્ષનાં આર્ય સંતાનોના હૃદયમાં એવી ઉંડી અસર કરી હતી કે તેમને વાસ્તવમાં સર્વ હિંદુઓના અધિપતિ માનવામાં આવતા હતા.

મેવાડ રાજ્યનો વિસ્તાર ૧૧૬૧૪ ચોરસમાઇલ છે. તે ભારતના પાટનગર કલકત્તાથી ૧૧૩૬ માઇલ દૂર છે. સુશાસનના પ્રભાવથી હાલમાં એ રાજ્યની ઉપજ પુષ્કળ વધી ગઈ છે. એ રાજ્યની ઉપજ હાલમાં ૬૪,૦૦,૦૦૦) રૂપિયાની છે. આ ઉપજમાંથી મહારાણા બ્રિટિશ સરકારને ખંડણી તરિકે ૨,૦૦,૦૦૦) રૂપિયા અને ભીલ સેનાના વ્યયને માટે ૫૦,૦૦૦) રૂપિયા આપે છે. સુખ અને શાંતિને લીધે મેવાડના નિવાસીઓની સંખ્યા હાલમાં ક્રમશઃ વૃદ્ધિંગત થતી જાય છે. હાલમાં મહારાણાની પાસે ૨૫૩ ધનુષ્યો, ૧૩૩૮ ગોલંદાજો ૬૨૪૦ અશ્વારોહીઓ તથા ૧૩૨૯૦૦ પાયદલ છે. લેફ્ટેનન્ટ કર્નલ સી. કે. સ્મિથ સી. એસ. આઈ. હાલમાં ઉદયપુરમાં રેસિડંટ તરિકે રહે છે.

## શ્રી ૧૦૮ શ્રી મહારાણા ફતેહસિંહજી જી. સી. એસ. આઇ.

શ્રીમાન મહારાણા સજ્જનસિંહજી નિઃસંતાન અવસ્થામાં પરલોકવાસ પામ્યા ત્યાર પછી મહીમહેન્દ્ર યાવદાર્યકુલકમલદિવાકર શ્રી ૧૦૮ શ્રીમાન મહારાણા ફતેહસિંહજી ૨૪મી ડિસેમ્બર ઇ. સ. ૧૮૮૪ માં રાજસિંહાસનપર વિરાજમાન થયા.

ક્ષત્રિય નરેશમાં જે ગુણો હોવા જોઇએ તે સર્વ ગુણો શ્રીમાન ફતેહસિંહજીમાં વર્તમાન છે. એમનાં પરમ વિશુદ્ધ જીવન અને સદાચરણથી પૂર્વકાળના ક્ષત્રિય રાજા મહારાજાઓનાં ધર્માચરણનું સ્મરણ થાય છે. એઓ મહા પરાક્રમી, શ્રમશીલ, સંયમી, બુદ્ધિમાન, ગંભીર, મિતભાષી, દૂરદર્શી, દૃઢ પ્રતિજ્ઞ અને ન્યાયશીલ છે. તેઓ શસ્ત્રસંચાલન અને અશ્વારોહણમાં સુદક્ષ છે. રાજ્યનાં મુખ્ય કામો એમની દેખરેખ વિના કદિ પણ કરવામાં આવતાં નથી. એઓ પ્રતિદિન પ્રાયઃ સાત કલાક પર્યંત રાજકાર્ય કરે છે. હલકી પંક્તિના માણસોની પ્રાર્થના પણ એઓ સ્વયં સાંભળે છે. મેવાડની પ્રજા સર્વથા શાંત, સુખી અને સંતુષ્ટ છે. તેનું કારણ એમના રાજ્યપ્રબંધની ઉત્તમતાજ છે. ગવર્નર જનરલના રાજપુતાનાના એજન્ટ મહાશય માર્ટિન્ડેલે

પોતાના વ્યાખ્યાનમાં મહારાણા સાહેબના સદ્ગુણોની પ્રશંસા કરતા જણાવ્યું હતું કે મહારાણા એક આદર્શ નરેશ છે. વર્તમાન મહારાજાઓએ એમનું અનુકરણ કરવું જોઇએ. શ્રીમાન્ પોતાનું મહત્ત્વ અને કુલમર્યાદા સુરક્ષિત રાખવાને પૂર્ણ કાળજી રાખે છે. પ્રાચીન નીતિ રીતિ અને રાજ્યોચિત ઠાઠમાઠ જેવો ઉદયપુરની દરબારમાં દ્રષ્ટિગોચર થાય છે, તેવો અન્યત્ર દગ્ગોચર થતો નથી. એમનો સૌથી અધિક પ્રશસ્ય ગુણ તો એ છે કે એઓ સંપૂર્ણ રીતે સદાચારી છે. એમને એક મહારાણી છે. શ્રીમાનનું ચરિત્ર નવયુવક મહારાજાઓને માટે અનુકરણીય છે.

શ્રીમાનના રાજત્વકાળમાં વિદ્યાની ઉન્નતિ થઇ છે. પૂર્વે ઉદયપુરમાં એક સાધારણ અંગ્રેજી શાળા હતી, પરંતુ વર્તમાન કાળમાં પ્રવેશક પરીક્ષા સુધીના અંગ્રેજી અભ્યાસનો ઉત્તમ બંદોબસ્ત કરવામાં આવ્યો છે. પ્રજાને માટે પુસ્તકાલય અને મ્યુઝિયમની પણ સ્થાપના કરવામાં આવી છે. વૈદકશાસ્ત્રની પણ ઉન્નતિ થઇ છે. રાજધાની શિવાય કસ્બાઓમાં અને ગામોમાં પણ શાળાઓ અને હોસ્પીટલોની સ્થાપના કરવામાં આવી છે. એમના શાસનકાળમાં જનસમાજના હિતને માટે અનેક નવીન સંસ્થાઓ સ્થાપન કરવામાં આવી છે તથા પૂર્વ સ્થાપિત સંસ્થાઓની ઉન્નતિ કરવામાં આવી છે. શ્રીમાને પોતાના નામપરથી ફતેહસાગર નામનું એક અતિ ઉપયોગી તળાવ બંધાવ્યું છે.

શ્રીમાનને ઈ. સ. ૧૮૮૭ માં મહારાણી વિક્ટોરિયાની જ્યુબિલીના ઉત્સવ પ્રસંગે જી. સી. એસ. આઇ. ની ઉપાધિ મળી છે.

મેવાડના મહાઘટનાપૂર્ણ ઇતિહાસની અત્ર સમાપ્તિ થાય છે. જગત્પૂજ્ય ગિહ્લોત કુળનો ઇતિહાસ અત્રે પૂર્ણ થાય છે. વર્તમાન મહારાણા સાહેબ બહાદુરનું વિસ્તૃત જીવનચરિત્ર લખવાની અમને પરમ અભિલાષા હતી, પરંતુ તે ઉપલબ્ધ થઇ શકયું નહિ.





# अध्याय २२ मो.

**સ્ત્રીઓ પ્રત્યે રાજપુતોની ભક્તિ તથા સન્માન–રણવાસની રીતિ–રાજપુત સ્ત્રીઓની અસીમ પતિભક્તિ–તેનાં ઉદાહરણ–રાજપુત સ્ત્રીઓની ઉદારતા, સાહસ અને સમયોચિત વર્તન–આલિનીદેવીનું વૃત્તાંત–રાજપુત સ્ત્રીઓની પ્રધાનતા–અને તેનાં ઐતિહાસિક પ્રમાણ–અન્ય જાતિની સ્ત્રીઓ સાથે આર્ય સ્ત્રીઓની તુલના.**



સ્ત્રીઓજ જગતની સર્વ જાતિઓની ઉન્નતિનુ કારણ છે, એ સત્યનો સર્વ માણસો સ્વીકાર કરે છે. મહાત્મા ટૉડનાં આ વચનો માનવાને સમાજતત્ત્વજ્ઞો સદા તૈયાર રહે છે. જગતની કયી જાતિએ સ્ત્રીપ્રત્યે કેવા પ્રકારનુ આચરણ કર્યું, સ્ત્રીનું સામર્થ્ય, સન્માન, આદર, પરિશ્રમ, અને પ્રબલતાનો વિસ્તાર કેટલો હતો, સમાજે સ્ત્રીઓને કેટલી સ્વતત્રતા આપી હતી અને તેનુ શુ કર્તવ્ય નિર્માણ કર્યુ હતું, તે જાણવાથીજ સમાજતત્ત્વવેત્તાઓ અમુક જાતિની ઉન્નતિ કેટલી થઇ હતી તેનુ પરિમાણ કાઢી શકે છે. આર્ય ધર્મશાસ્ત્ર હિદુ સ્ત્રીઓને સમાજમા ઉચ્ચ સ્થાન આપે છે, એ વાત સર્વ લોકોને સુવિદિત છે અને તે વિષેની અનેક ગાથાઓ પ્રચલિત છે હિંદુઓ અતિરિક્ત અન્ય લોકો પણ આ વાત જાણે છે અને તેઓ તેટલા માટે હિંદુઓને ધન્યવાદ આપે છે. રાજપુત સમાજમાં સ્ત્રીજાતિનુ ઉચ્ચ સન્માન ચિરકાળથી વિદ્યમાન છે. આર્યજાતિ સ્ત્રીઓને અનાદિથી લક્ષ્મીસ્વરૂપ માને છે. હિંદુઓ એમ માને છે કે સુખ અને સપત્તિની વૃદ્ધિ માત્ર સ્ત્રીની પવિત્રતાથીજ થાય છે. જ્યાં ગૃહિણી હોય છે તેજ ખરૂં ગૃહ કહેવાય છે. ગૃહિણીવિનાનુ ગૃહ તે ખરૂ ગૃહ નથી. ભાર્યાહીન મનુષ્ય ગૃહસ્થ ગણાતો નથી. પરાશરસ્મૃતિ આજ પ્રમાણે કહે છે. "ભાર્યાહીન મનુષ્યને તો અરણ્યવાસ કરવોજ ઉચિત છે.+" સ્ત્રીવિનાના મનુષ્યનું ગૃહ અરણ્યસમાનજ છે. સસારમાં જેટલાં રત્નો છે તેમાં સ્ત્રીરત્ન સર્વોત્તમ છે. એક માત્ર સ્ત્રીજ સંસારનું જીવન, શક્તિ અને બળ છે. સર્વ પુરાણોનો પણ આજ મત છે.§ હિદુ

---

+ **भार्याधीनं सुखं पुंसां भार्याधीनो धनागमः ।**
**भार्याधीना मखोत्पत्तिर्भार्याधीनः सुखोदयः ॥**
**यत्र भार्या गृहं तत्र भार्याधीनो गृहे वसेत् ।**
**न गृहेण गृहस्थः स्यात् भार्यया कथ्यते गृही ॥** पराशरस्मृति ।

પુરૂષોનું સુખ, ધનપ્રાપ્તિ, યજ્ઞાદિક ક્રિયા અને સુખની વૃદ્ધિ એ સર્વ સ્ત્રીને આધીન છે. જ્યાં સ્ત્રી છે તે જ ઘર છે. ઘરમાં પણ પુરૂષે સ્ત્રીની અપેક્ષાસાથે રહેવું. કારણ કે પુરૂષ કાંઇ ઘર વડે ગૃહસ્થ બનતો નથી પરન્તુ સ્ત્રી વડેજ ગૃહસ્થ કહેવાય છે. **પરાશરસ્મૃતિ.**

§ **यस्य नास्ति सती भार्या गृहेषु प्रियवादिनी ।**
**अरण्यं तेन गन्तव्यं यथारण्यं तथा गृहम् ॥**

જેના ઘરમાં મીઠાબોલી સતી સ્ત્રી ન હોય, તેણે જંગલમાં જઈ રહેવું. કારણ કે જેવું જંગલ છે તેવુંજ (સતી સ્ત્રી વિનાનું) ઘર છે.

ધર્મશાસ્ત્ર વાંચવાથી પ્રાચીન ઋષિ મુનિઓ આર્ય સ્ત્રીઓનું સ્થાન કેટલું ઉચ્ચ નિયુક્ત કરી ગયા છે તે સારી પેઠે વિદિત થાય છે. સ્ત્રીઓ માત્ર પુરુષજાતિની પશુવૃત્તિ તૃપ્ત કરવાને માટેજ સરજાઈ નથી, પરંતુ સુખ, શાંતિ, મંગલ, પવિત્રતા, પુણ્ય, ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું કારણ પણ સ્ત્રીજ છે. આર્ય ધર્મશાસ્ત્રોએ આ સત્ય ઉચ્ચ સ્વરે પોકારીને નિવેદન કર્યું છે. જગતની સર્વ જાતિનાં ધર્મશાસ્ત્રો વાંચો, પરંતુ તમને સ્ત્રીઓના સબંધમાં આવું ઉચ્ચ વિધાન બીજે ક્યાંય પણ દ્રષ્ટિગોચર થશે નહિ. પુરાણ કહેછે કે યદિ કોઇ મનુષ્ય સાધ્વી, પતિવ્રતા સ્ત્રીનો પરિત્યાગ કરીને સંન્યાસી, બ્રહ્મચારી વા યતિ થઇ પારલૌકિક પુણ્ય સંચય કરવાની ચેષ્ટા કરે, યદિ કોઇ વાણિજ્ય કરવાને માટે દૂર દેશમાં ચાલ્યો જાય, અથવા મોક્ષની પ્રાપ્તિને અર્થે તીર્થમાં નિવાસ કરે, કિંવા તપ કરવામાં મન રોકે, તો તેનું અભીષ્ટ કદિ પણ સિદ્ધ થશે નહિ. તે પતિત થઈ જશે અને તેના યશનો લોપ થશે. અનંત મહિમાથી યુક્ત, એવા જગદીશ્વરે મૂળથીજ સ્ત્રીઓને કોમલાંગી બનાવી છે, તેથી આર્ય શાસ્ત્રકારો તેમની રક્ષા કરવાની પ્રબળ શિક્ષા આપી ગયા છે. પિતા, પતિ અને પુત્ર, એ ત્રણે સ્ત્રી-જાતિના ત્રણ સમયના, ઉપયુક્ત રક્ષક છે. ધર્મનીતિ, સમાજનીતિ, સભ્યતા અને ઇશ્વિરના હેતુ તરફ દ્રષ્ટિ કરતાં સ્ત્રીઓને પુરુષોના જેવી સંપૂર્ણ સ્વતત્રતા આપવી ઇષ્ટ નથી; આ વાર્તા પ્રાચીન આર્યનીતિને સારી પેઠે જાણીતી હોવાથી તેણે સ્ત્રીઓને તેમની સ્વાભાવિક શક્તિ અનુસારજ સ્વતંત્રતા આપી છે. સંપૂર્ણ સ્વતંત્રતા આપી નથી. સ્ત્રીઓની સંપૂર્ણ સ્વતંત્રતા પાશ્ચિમાત્ય સભ્યતાને ભલે ઉપયોગી જણાતી હોય, પરંતુ આર્ય ધર્મનાં વિધાન, આર્ય જાતિના મત અને આર્ય સમાજનીતિને તે સર્વથા અનુપયુક્ત લાગે છે. આથી તેણે પિતા, પતિ અને પુત્રને તેની રક્ષાનો ભાર સોંપ્યો છે. આર્ય સ્ત્રીઓની સ્વતંત્રતા સમર્યાદ છે, તેથી તેમની કોઇ પણ ધર્મસમ્મત મનોવાંચ્છના અપૂર્ણ રહેતી નથી. આ મર્યાદિત સ્વતંત્રતા દ્વારા તેઓ પોતાની પવિત્રતા જાળવી સંસારનાં સર્વ સુખો ભોગવી શકે છે. આર્ય શાસ્ત્રકારોનું મૂળ લક્ષ્ય આજ હતું અને એટલા માટેજ તેમણે અંતઃપુરની રીતિ પ્રચારિત કરી છે, તથા પુરુષોને સ્ત્રીઓની ઉત્તમ પ્રકારે રક્ષા કરવાની આજ્ઞા ફરમાવી છે.‡

પાશ્ચાત્ય લોકો આર્યશાસ્ત્રથી જ્ઞાત નથી અને આર્ય જાતિના અતઃપુરની પ્રથાનું ધોરણ તેઓ જાણતા નથી, તેથી તેમના મનમાં એવું ઠસી ગયું છે કે હિંદુ લોકો અંતઃપુરમા વસતી સ્ત્રીઓને મૂલ્ય આપીને ખરીદેલી દાસી સમાન ગણે છે અને તેમના પ્રત્યે તેજ પ્રકારનું વર્તન કરે છે; પરંતુ તેમની આ માન્યતા સત્ય નથી. સ્ત્રીઓને કેવી ગણવી જોઇએ અને તેમના પ્રત્યે કેવું વર્તન રાખવું જોઇએ તે સંબંધે આર્ય શાસ્ત્રકારો શું કહે છે?

આર્યશાસ્ત્ર કહે છે કે જે પુરુષ સ્ત્રીના સન્માનની રક્ષા કરે છે, તેનું ડગલે ડગલે કલ્યાણ થાય છે. અને જે મનુષ્ય સ્ત્રીનું અપમાન કરે છે તે અધમ છે અને સદા તેનું અમંગલજ થાય છે. આપણા પ્રધાન શાસ્ત્રકાર મહાત્મા મનુ કહે છે કે+ "જે મનુષ્ય સ્ત્રીઓના સન્માનની રક્ષા કરે છે, તેની ઉપર દેવ પ્રસન્ન

‡ पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
रक्षन्ति स्थाविरे पुत्रा न स्त्री स्वातंत्र्यमर्हति ॥ मनुः

(સ્ત્રીઓનું) કૌમારાવસ્થામાં પિતા રક્ષણ કરે છે, યુવાવસ્થામાં સ્વામી રક્ષણ કરે છે, અને વૃદ્ધાવસ્થામાં પુત્રો રક્ષણ કરે છે. સ્ત્રીઓને સ્વાતંત્ર્ય આપવું યોગ્ય નથી. મનુ.

\+ यत्र नार्यस्तु पूज्यंते रमन्ते तत्र देवताः ॥
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाःक्रियाः ॥
शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ॥
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥ ५७ ॥
जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः ॥
तानि कृत्या हतानी विनश्यन्ति समन्ततः ॥ ५८ ॥
स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ॥
तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥ ६२ ॥ अ० ३ मनुः

થાય છે, અને જે મનુષ્ય સ્ત્રીઓનું અપમાન કરે છે, તેનાં સર્વ ધર્મકર્મ તથા પુણ્યોનો નાશ થાય છે. અને જે કુટુંબમાં સ્ત્રીઓના સન્માનની રક્ષા થતી નથી, તેને સ્ત્રી શાપ દે છે અને તેથી તેનો સમૂળ નાશ થાય છે" આર્ય સંસારમાં સ્ત્રીઓને કેવું ઉત્તમ સન્માન મળતું હતું. તથા તેનાપર કેવી માન્યદષ્ટિથી જોવામાં આવતું હતું, તે મનુ ભગવાનનાં એ વચનોથી સ્પષ્ટ રીતે વિદિત થાય છે. અબળા ઉપર કોઇ પણ પ્રકારનો પ્રહાર કરવો નહિ, એમ મનુ સ્પષ્ટ રીતે કહી ગયા છે. ગમે તો સ્ત્રીના સહસ્ત્રાવધિ અપરાધો થયા હોય તોપણ તેને પુષ્પનો પણ પ્રહાર કરવો નહિ, એમ આર્યશાસ્ત્રો જણાવે છે. સ્ત્રીઓને પ્રહાર કરવો કોઇ પણ પ્રકારે ઉચિત નથી એવું હિંદુશાસ્ત્રમાં વિધાન છે. અમે આ સ્થળે એવો પ્રશ્ન કરીએ છીએ કે જગત્‌માં એવી કયી જાતિ છે કે જેના ધર્મશાસ્ત્રમાં આવું વિધાન હોય ? પૃથ્વીમાં એવી કયી જાતિ છે કે જે સ્ત્રીઓને આવું ઉચ્ચ સન્માન આપતી હોય ?

આર્ય શાસ્ત્રકારોએ સ્ત્રીનાં શું કર્તવ્યો જણાવ્યાં છે! પુરાણોમાં એવો નિર્દેશ છે કે "સ્ત્રીએ પ્રાતઃકાળમાં ઉઠી દેવ અને પતિને પ્રણામ કરી ઘરને વાળી ઝાડીને સ્વચ્છ કરવું. પછી ગોબરમાં સ્વચ્છ પાણી નાંખી આંગણું તથા ઘર લીંપવું. તત્પશ્ચાત્ ઘરનાં અન્યાન્ય કામો કરી સ્નાન કરવું. પછી બ્રાહ્મણ અને પતિને પ્રણામ કરી ઘરમાંના દેવની પૂજા કરવી. પછી રસોઇ તૈયાર કરી પતિને ભોજન કરાવવું. અતિથિની સેવા કરીને પછી સ્વયં ભોજન પ્રાશન કરવું."

આજકાલ વિલક્ષણ સભ્યતાના શિખરપર ચઢેલા પાશ્ચાત્ય લોકો આર્ય શાસ્ત્રકારોની આ આજ્ઞા વાંચી હિંદુ સ્ત્રીઓને વેચાતી લીધેલી દાસી સમાન ગણે છે. હાલમાં જે લોકો પાશ્ચાત્ય સભ્યતાનું અનુકરણ કરે છે તેમને અમે જણાવવાની રજા લઇએ છીએ કે આર્ય શાસ્ત્રકારોએ સ્ત્રીચરિત્રનો પૂર્ણ અનુભવ મેળવીને, સ્ત્રી જાતિના ગુણ દોષ યથાર્થ તપાસીને, તેમની દુર્બલતા, ચંચળતા, ઉપયુક્તતા વગેરેનો ઉંડો વિચાર કરીનેજ તેમને માટે ઉપર્યુક્ત નિયમો ઠરાવ્યા છે. તેમણે અનેક કસોટીઓમાંથી પસાર થઇને સ્ત્રીઓને માટે એ નિયમો બાંધ્યા છે. સ્ત્રીનું શરીર પ્રકૃતિએ કોમલ બનાવ્યું છે, માટે પુરુષેજ તેની રક્ષા કરવી યુક્ત છે, તેને સંપૂર્ણ સ્વાધીનતા આપવી એ સમાજનો નાશ કરવા સમાન છે. સાંપ્રત પાશ્ચાત્ય સભ્યતાના પ્રવાહમાં તણાતા અનેક મનુષ્યો સ્ત્રીઓને ગૃહકાર્ય કરતી જોઈ અત્યંત ક્રોધિત થઇ જાય છે. પરંતુ તેઓ ઇશ્વરની સૃષ્ટિનો અભ્યાસ કરતા નથી, તેથીજ તેમને મતિભ્રમ થયો છે. પરંતુ અંતે સત્યનો સ્વીકાર કર્યા વિના ચાલે તેમ નથી. સર્વ માણસો કાંઇ શ્રીમંત હોતા નથી. અને સર્વ માણસોને કાંઇ મોટા મોટા મહાલયોમાં રહીને મોજશોખ ભોગવવાની અનુકૂળતા મળતી નથી. તો પછી સ્ત્રીઓ પોતાના ભાગનું કાર્ય–ગૃહકાર્ય કરે તેમાં શું ખોટું છે ? સર્વની પાસે કાંઇ દાસ દાસી હોતાં નથી, તો પછી સ્ત્રીઓને પ્રમાદી બનાવવાથી શો લાભ ? અને મોજશોખ તથા વિલાસભોગ હમેશાં પ્રમાદજ ઉત્પન્ન કરે છે, એ વાત કોનાથી અજાણી છે ? સ્ત્રીઓને ગૃહકાર્યમાંથી મુક્ત કરવાથીજ જો સભ્યતા પ્રાપ્ત થતી હોય તો એવી સભ્યતાને દૂરથીજ પ્રણામ કરવા ઇષ્ટ છે. એવી સભ્યતા જગત્‌માંથી જેમ વ્હેલી દૂર થશે તેમ લોકોનું વિશેષ કલ્યાણ થશે.

'આર્ય લોકો સ્ત્રીઓને ખરીદેલી દાસી સમાન ગણતા નથી.' આ વાત સિદ્ધ કરવાને માટે અમે બીજાં પણ એકાદ બે પ્રમાણો ઉદ્ધૃત કરીએ છીએ. આર્ય શાસ્ત્રકારોનું એવું કથન છે કે કાર્યમાં સ્ત્રી પોતાના પતિના મંત્રી સ્વરૂપ છે, સલાહ આપવામાં સખી સમાન છે, સ્નેહ કરવામાં માતા સમાન છે અને શયનમાં રંભા પણ તેજ છે* હવે આપ વિચાર કરો કે આ ખરીદેલી દાસીનાં લક્ષણો હોઈ શકે છે ? જગતનું કલ્યાણ, સમાજમાં શાંતિ, સંસારની ઉન્નતિ અને જાતિની પવિત્રતા સાચવવાનું આ શું મૂળ સૂત્ર નથી ? ભારતવર્ષની આર્ય જાતિમાં અનેક સ્ત્રીઓ પરણવાનો રિવાજ જોઇ પાશ્ચિમાત્ય લોકો એવા નિર્ણયપર આવી ગયા છે કે હિંદુઓ સ્ત્રીઓને માત્ર પોતાની વિલાસવૃત્તિ તૃપ્ત કરનારી વસ્તુજ સમજે છે. વળી તેઓ જણાવે છે કે હિંદુઓ જો સ્ત્રીને ખરીદેલી દાસી સમાન નહિ ગણતા હોય તો તેમનામાં અનેક સ્ત્રીઓ પરણવાની રીતિ શી રીતે પ્રચલિત થાય ? પરંતુ અમે અહંકાર અને ગૌરવ સહિત જણાવીએ છીએ કે આર્યશાસ્ત્રકારો અનેક સ્ત્રીઓ પરણવાના રિવાજને સમ્મતિ આપતા નથી. તેઓ એ રિવાજના પક્ષ-

* कार्येषु मंत्री पत्नी च्चात्सखी स्यात्करणे च ।
स्नेहेषु भार्या माता स्याद्रम्भा च शयने शुभा ॥    गरुड पुराण.

પાતી નથી. તેઓ જણાવે છે કે જેને પુત્ર વિદ્યમાન હોય તેને બીજી સ્ત્રી પરણવી કોઇ પણ પ્રકારે ઉચિત નથી. યદિ સ્ત્રી સર્વદા રોગી રહેતી હોય અથવા વંધ્યા હોય, તો તેવા દાખલામાં તેઓ બીજી સ્ત્રી પરણવાની આજ્ઞા આપે છે. જે પુરુષ અનેક સ્ત્રીઓનો પતિ હોય તે અધમ અને મહા પાપી છે એમ પુરાણો પણ જણાવે છે.‡

હવે અહીંઆં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, આર્ય શાસ્ત્રકારોની આજ્ઞા ન હોવા છતાં પણ આર્ય લોકોમાં અનેક સ્ત્રીઓ પરણવાનો રિવાજ શી રીતે પ્રચલિત થયો ? એનો ઉત્તર એ છે કે આલસ્ય અને વિલાસિતાના ગુલામ બનેલા રાજાઓજ મુખ્યત્વે કરીને અનેક સ્ત્રીઓ પરણતા હતા. ભારતવર્ષના સાધારણ જનસમુહમાં આ રીતિ પ્રચલિત નહોતી. રઘુકુલતિલક રામચંદ્રજીએ કેટલી વાર વિવાહ કર્યા હતા ? મહાત્મા સત્યવાનને સાવિત્રી નામની કેવળ એકજ સતી સાધ્વી સ્ત્રી હતી. પરંતુ અનેક સ્ત્રીઓ પરણવાનો રિવાજ પ્રચલિત થયો તેનું મુખ્ય કારણ એ હતું કે પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વિશેષ હોવાથી અધિક સ્ત્રીઓ પરણવું આવશ્યક ગણાયુ. આનું પ્રત્યક્ષ ઉદાહરણ બંગાલામાં વિદ્યમાન છે.

મહાત્મા કર્નલ ટૉડે પોતે જણાવ્યું છે કે રાજસ્થાનમાં અંતઃપુરની રીતિ પ્રચલિત છે તેથી સમાજની ઉપર સ્ત્રીઓનો પ્રભાવ કાંઇ ન્યૂન થયો નથી. લોહચુંબકને ગુપ્ત સ્થાનમાં રાખશો તેથી તેની આકર્ષણ શક્તિ કાંઇ ન્યૂન થઇ જનાર નથી. આજ પ્રકારે અંતઃપુરમાં રહેનાર સ્ત્રીઓનો પ્રભાવ સમાજ ઉપર અટલજ રહ્યો છે. વીરશ્રેષ્ઠ રાજપુતો સારી પેઠે જાણે છે કે વીરત્વ, પરાક્રમ, અસાધ્યને સાધ્ય કરવાની આકાંક્ષા, અને મનુષ્યત્વ પ્રકાશ કરવાની ઇચ્છા, બલેને ગમે તેવા ગુપ્ત સ્થાનમાં કેમ ન રહી હોય તોપણ તે પોતાનો પ્રકાશ ફેલાવ્યા વિના રહેતી નથી. રાજપુતો દ્રઢતાપૂર્વક માને છે કે સ્ત્રીઓ અંતઃપુરનિવાસિની હોવાથીજ વીરતા દેવી અમારાપર પ્રસન્ન થઇ છે. રાજવાડાના ભટ્ટ કવિઓનાં કાવ્યો રાજમહાલયથી તે ક્ષુદ્ર પર્ણકુટી સુધી પહોંચી ગયાં છે. ભટ્ટ કવિઓ કોઇ પણ રાજપુત વીરના બળ અને પરાક્રમની સ્તુતિનાં કાવ્યો રચે છે, તો તે મરૂભૂમિથી લઇને યમુનાજીના તટ પર્યંત પ્રત્યેક અંતઃપુરના ગર્ભમાં પ્રવેશી જાય છે. અંત.પુરમાં નિવાસ કરનારી સ્ત્રીઓ ભટ્ટ કવિઓના મુખમાંથી નીકળેલી રાજપુત વીરોની જયગાથા શ્રવણ કરી તેમનાં પ્રશંસનીય કાર્યો પોતાના હૃદયપટપર અંકિત કરવાને સમર્થ થાય છે. કર્નલ ટૉડ જણાવે છે કે રાજપુત સ્ત્રીઓ અંતઃપુરમાં નિવાસ કરે છે તેટલા માટે તેમની સ્થિતિ કિંચિત્ પણ અધોગતિને પ્રાપ્ત થઇ નથી. વળી તેઓ જણાવે છે કે પ્રાચીન જર્મન અને સ્કૅન્ડી નેવિયન લોકોની પેઠે રાજપુતો પ્રત્યેક કાર્યમાં સ્ત્રીની સલાહ લે છે. અને તેઓ સ્ત્રીના આચરણ ઉપર પોતાના મંગલામંગલનો આધાર રહેલો માને છે. રાજપુતો સ્ત્રીઓને અત્યંત સન્માન આપે છે અને તેમણે તેમને ગૌરવશાલી “ દેવી ” ની ઉપાધિ આપી છે. જે લોકો આ વાત જાણતા નથી તેઓજ હિંદુ સ્ત્રીઓને પરાધીન માની શોક પ્રદર્શિત કરે છે અને અંતઃપુરને સાક્ષાત્ કારાગૃહ માને છે. રાજપુત સ્ત્રીઓ કેટલી સ્વતંત્ર, સન્માનપાત્ર અને સુખી હોય છે તે ઉદારચિત કર્નલ ટૉડ સારી પેઠે જાણતા હતા અને તેથી તેમણે તેમના અંતઃપુરનિવાસ માટે શોક પ્રદર્શિત કર્યો નથી. કર્નલ ટૉડ જણાવે છે કે “ સ્પિરિટઅવલ ” નામક ગ્રંથના પ્રણેતાના મતાનુસાર ઉષ્ણુતાપ્રધાન દેશોમાં વિષયવાસના અધિક હોય છે. તેથી તે દેશોની સ્ત્રીઓને અંતઃપુરમાં નિવાસ કરવો અત્યંત આવશ્યક છે. સીસર નામક એક ફ્રેંચ વિજ્ઞાનવેત્તા આથી સર્વથા વિરોધી મત પ્રદર્શિત કરી ગયો છે. તે જણાવે છે કે સ્ત્રીજાતિનો એકાંતવાસ તેમની નીતિરક્ષાનો પ્રબળ વિરોધી છે. યદ્યપિ આ વિદ્વાનનો મત અધિકાંશે સત્ય હશે, તોપણ અમે ભારતવર્ષની અંતઃપુરની રીતિનું ખંડન કરવાનું કાંઈ કારણ જોતા નથી. રાજપુતોની એવી દૃઢ અભિલાષા હોય છે કે સ્ત્રીએ સ્વામિની આજ્ઞાધારિણી થઇ તેની પ્રત્યેક ન્યાયયુક્ત આજ્ઞાનું પાલન કરવું જોઇએ.

---

‡ बहुदारः पुमान् यस्तु रागादेका भजेत्स्त्रियः ॥
स पापभाक् [illegible]जितश्च तस्या[illegible] सनातन: ॥ १ ॥
बहुभार्यस्य [illegible]नाशनम् ॥
न कि[illegible]ते कर्म [illegible]पि यदीरितम् ॥ ४ ॥ कालिका पुराण २० अध्याय

કર્નલ ટૉડ આવું એક ઉદાહરણ આપે છે. જે સમયે રાજવાડામાં માંહોમાંહેનો ક્લેશ અને જાતીય કલહ ભયંકરરૂપે પ્રસરી રહ્યો હતો તે સમયે મેવાડના રાણાએ વિદેશી સામતોને કન્યાદાન કર્યું હતું. એક વખત મેવાડના મહારાણાએ સાદરીના સામંતને કન્યા અર્પણ કરી હતી. પરંતુ સ્ત્રી અને સ્વામી વચ્ચે અણબનાવ થવાથી તેમના સુખમાં બાધા નડી. સાદરીના સામંતે એક સમયે રાણાની કન્યાને બોલાવીને કહ્યું કે "હે રાણી! મારે પીવાને માટે એક પાત્રમાં પાણી લાવો?" રાણાની કન્યાએ તિરસ્કાર સહિત ઉત્તર આપ્યો કે "હજારો સરદારોના અધીશ્વર રાણાની કન્યા સાદરી જેવા ક્ષુદ્ર પ્રદેશના સામંતને પાણી આપી શકશે નહિ." આ વચન સાંભળી ઉક્ત વીરશ્રેષ્ઠ સરદારે ક્રોધિત થઇ ઉત્તર આપ્યો "જો તમારાથી મારૂં કાંઈ પણ કામ નહિ થઇ શકતું હોય તો તમે અબઘડી તમારા પિતાને ઘેર ચાલ્યાં જાઓ" ત્યાર પછી ઉક્ત સામંતે એક દૂતને બોલાવ્યો અને તેની સાથે પોતાની રાણીને મોકલી અને રાણાને સર્વ સમાચાર કહેવાની આજ્ઞા કરી. તે દૂતે રાણાની પાસે જઇ તેમને સર્વ સમાચાર કહી સંભળાવ્યા. આ સમાચાર સાંભળ્યા પછી અલ્પ સમયમાં મહારાણાએ સાદરીના સામંતને પોતાની સભામાં પધારવાને આમંત્રણ કર્યું. આ નિમંત્રણ અનુસાર સાદરીના સામંત મહારાણાની સભામાં આવ્યા. આ વખતે મહારાણા પોતાના કર્મચારીઓ અને દરબારીઓની સાથે રાજકાર્ય કરી રહ્યા હતા. સાદરી સામંતનું આગમન થતાંજ મહારાણાએ તેમને મહા આદરભાવ સહિત ગ્રહણ કરીને પોતાના જમણા હાથ તરફ સિંહાસનપર બેસાડયા. મેવાડના યુવરાજ અતિ નમ્રતા તથા આદર પૂર્વક તેમની વહેનાતમાં ખડા રહ્યા હતા. પોતાને આવું ઉચ્ચ સન્માન મળેલું જોઇ સામંત અત્યંત આશ્ચર્યચકિત થયા અને તેમણે મહારાણા સમક્ષ પોતાનો સંપૂર્ણ સંતોષ પ્રકટ કર્યો. પછી મહારાણા બોલ્યા "હવે આપ આપની સ્ત્રીને ઘેર લઇ જાઓ. હવે તે કદિ પણ આપને જલનું પાત્ર આપવાની ના પાડશે નહિ."‡

‡ સ્વામિ પ્રત્યે સ્ત્રીનો શું ધર્મ છે તે સંબધે અમે એકાદ બે પ્રમાણો અત્રે ઉદ્ધૃત કરીએ છીએઃ—

**या स्त्री भर्तुरसौभाग्याऽसौभाग्याय च सर्वतः। शयने भोजने तस्या न सुखं जीवनं वृथा ॥**
**यस्य नास्ति प्रियप्रेम तस्या जन्म निरर्थकम्। तर्तिक पुत्रे धने रूपे सम्पत्तौ यौवनेऽथवा ॥**
**यद्भक्तिर्नास्ति कान्ते च सर्वप्रियतमे परे। साऽशुचिर्धर्महीना च सर्वकर्मविवर्जिता ॥**
**[illegible]ुः पतिर्भर्त्ता दैवतं गुरुरेवच। सर्वस्वाच्च गुरुः स्वामी न गुरुः [illegible]ामिनः परः ॥**
**पतिभक्तिविहीनाया भस्मीभूतं कृतं व्रतम्। पतिसेवा व्रतं स्त्रीणां पतिसेवा परं तपः ॥**
**सर्वदेवमयः स्वामी सर्वतीर्थमयः शुचि। सर्वपुण्यस्वरूपश्च पतिरूपी जनार्दनः ॥**
**या सती [illegible] भुंक्ते पादोदकं सदा। तस्या दर्शमुपस्पर्शी नित्यं वाञ्छन्ति देवताः॥**

ब्रह्मवैवर्त पुराण ५१ अध्याय।

જે સ્ત્રી પતિને ખુશી ન કરી શકે તેનું સર્વ સૌભાગ્ય અસૌભાગ્યજ છે. શયન, ભોજન, કશામાં તેને સુખ મળતું નથી અને તેનુ જીવન પણ વૃથા છે.

જેને પોતાના પતિપર પ્રેમ નથી તેનો જન્મ વ્યર્થ છે. પછી ભલે તેને પુત્ર, ધન, રૂપ, સંપત્તિ, યૌવન સર્વ હોય, પણ તે સર્વ નકામુ છે.

વહાલામાં વહાલા પતિપર જેની ભક્તિ (પ્રીતિ) નથી. તે સ્ત્રી અપવિત્ર, ધર્મહીન અને સર્વ કર્મથી વર્જિત છે.

પતિજ સ્ત્રીઓનો બંધુ, (સગો) પાલક, દેવતા, અને ગુરૂ છે. સર્વ કરતાં સ્વામીજ તેને વિશેષ પૂજ્ય છે અને સ્વામી કરતાં સ્ત્રીઓને માટે અન્ય કોઈજ ગુરૂ (આરાધ્ય) નથી.

પતિભક્તિહીન સ્ત્રીઓએ કરેલું વ્રત રાખોડા જેવું (નિષ્ફળ) છે. પતિસેવા એજ સ્ત્રીઓનું વ્રત અને એજ મોટામાં મોટું તપ છે.

પતિ સર્વ દેવસ્વરૂપ છે, સર્વ તીર્થરૂપ છે, અને પવિત્ર પુણ્યસ્વરૂપ ભગવાન, તેજ પતિના રૂપમા છે અર્થાત્ પતિજ પરમાત્મા છે.

જે સ્ત્રી સ્વામીનું ઉચ્છિષ્ટ ભોજન કરે છે અને તેના ચરણામૃતનુ પાન કરે છે, તેના દર્શનની અને તેની ચરણરજના સ્પર્શની ઇચ્છા દેવતાઓ કર્યા કરે છે.

સામંતે મહારાણાની આજ્ઞાનુસાર કાર્ય કર્યું. ત્યાર પછી તેમની રાણીએ જીવનપર્યંત કદિપણુ પોતાના સ્વામિના એક શબ્દનું પણુ ઉલ્લંઘન કર્યું નહિ. રાજપુતોનો વ્યવહાર આજ પ્રકારનો હોય છે. અને એજ કારણુથી તેમનો દાંપત્ય પ્રેમ અતિ ઉચ્ચ પ્રકારનો હોય છે. મહાત્મા ટૉડ પણુ એમજ માને છે કે રાજપુતોના જેવો દાંપત્ય સ્નેહ ઇતર કોઇપણુ જાતિમાં ભાગ્યેજ વિદ્યમાન હશે. રાજપુત સ્ત્રીઓના જેવું પાતિવ્રત્ય ઇતર કોઈપણુ જાતિમાં દ્રષ્ટિગોચર થતું નથી. રાજપુત સ્ત્રીઓની પતિભક્તિ અદ્‌ભુત છે

જો આપણે પાતિવ્રત્ય અને પતિભક્તિ તથા નિઃસ્વાર્થ પ્રેમનો આદર્શ જોતો હોય, તો સીતાજીનાં ચરિત્ર પ્રતિ દૃષ્ટિપાત કરવો જોઇએ. ત્રેતાયુગમાં વાલ્મીકજી સીતાજીનુ ચરિત્ર જેવી સુંદર રીતે ચિત્રિત કરી ગયા છે, તેવું હૃદયગ્રાહી સ્ત્રીચરિત્ર મિલ્ટનના 'પેરેડાઇઝ લૉસ્ટ' નામક કાવ્યગ્રંથમાં પણુ ઉપલબ્ધ થતું નથી. ભગવાન શ્રી રામચદ્રજી જ્યારે પોતાની હૃદયેશ્વરી સીતાને છોડીને વનમાં જવાને તત્પર થયા હતા તે સમયે સીતાજીએ તેમની સહચરી અને દુઃખભાગિની થવાને માટે કહ્યું હતું કેઃ—

"પિતા, માતા, આપ્ત અને મિત્રોનું આદરપૂર્વક સંભાષણુ તથા પ્રીતિ, એ સ્ત્રીને માટે સુખદાયક નથી. એક માત્ર પતિજ સંસારમાં સ્ત્રીનાં સુખનુ નિદાન અને મોક્ષ આપનાર છે. જો આપ વનમાં જશો તો હું આપની આગળ આગળ ચાલીને મારા પગવતી ઘાસના અંકુરોને નિર્મૂલ કરી આપનો માર્ગ સાફ

**"भर्ता हि दैवतं स्त्रीणां भर्त्ता च गतिरुच्यते । जीवत्पत्याः स्त्रियो भर्त्ता दैवतं प्रभुरेव च ॥**
**या धर्मचारिणी नारी पतिव्रतपरायणा । नानुवर्तेति भर्त्तारं सा सद्भिर्न प्रशस्यते ॥**
**पतिव्रता भर्तृपरा नारी भर्तृपरायणा । इह कीर्तिं परां प्राप्य प्रेत्य स्वर्गे महीयते ॥"**

वह्नि पुराण ।

પતિજ સ્વામીનુ દૈવત (દેવતા) છે અને તેજ તેની ગતિ (મોક્ષપ્રાપ્તિસાધન) છે. સૌભાગ્યવતી સ્ત્રીઓને પતિજ પરમાત્મા-પ્રભુ છે.

જે પતિવ્રતા, ધર્માચરણુ કરતાં સ્વામીને (સ્વામીની ઇચ્છાને) અનુસરતી નથી તેની સત્પુરૂષો નિન્દા કરે છે.

સ્વામીનેજ સર્વસ્વ માનનારી, તેનેજ આધીન રહેનારી સ્ત્રી, આ લોકમાં કીર્તિ મેળવી મુઆ પછી સ્વર્ગમાં પૂજાય છે.

**"स्वामिसाध्या च या नारी कुलधर्मभयस्थिता ।**
**कान्तेन सार्द्धं सा कान्ता वैकुण्ठं याति निश्चयात् ॥**

ब्रह्मवैवर्त पुराण १८ अध्याय.

જે પોતાના સ્વામીપરજ અનુરક્ત રહે છે, અને કુલ ધર્મની મર્યાદા જાળવવામાં જે સદા બ્હીતી રહે છે, અર્થાત્ કુલ ધર્મમાં રખે કંઈ અયુક્ત થાય એમ સંભાળ રાખે છે, તે સ્ત્રી, નક્કી પોતાના કાન્ત સાથે વૈકુંઠમાં જાય છે.

**"सा भार्या या गृहे दक्षा सा भार्या या प्रियंवदा । सा भार्या या पतिप्राणा सा भार्या या पतिव्रता॥**
**नित्यं स्नाता सुगंध्याच नित्यञ्च प्रियवादिनी । अल्पभुक् स्वल्पभाषी च सततं मंगलैर्युता ॥**
**सततं धर्म्मबहुला सततञ्च पतिप्रिया । सततं प्रियवक्त्री च सततं चर्तुकामिनी ॥**
**पितृदेवाश्रया[illegible]क्ता सर्वसौभाग्यवर्द्धिनी । यस्येदृशी भवेद्भार्य्या देवेन्द्रो न स मानुषः ॥"**

गरुड पुराण १०८ अध्याय.

જે સ્ત્રી ગૃહકાર્યમાં ચતુર હોય, મધુર બોલનારી, પતિને પ્રાણુસમાન ગણુનારી અને જે પતિવ્રતને પાલન કરનારી છે, તેનેજ "ભાર્યા" એ ખરૂં નામ પ્રાપ્ત થાય છે.

હમેશાં સુગંધિ દ્રવ્યોથી સ્નાન કરનારી, પ્રિય ભાષણુ કરનારી, થોડું ખાનારી અને થોડું બોલનારી તથા સર્વદા મંગળાભૂષણુ યુક્ત, તેમજ ધર્મમાં વિશેષ ભાગ લેનારી, પતિના પર પ્રેમ રાખનારી, ઇષ્ટ વાણીને વદનારી, ઋતુકાલાનુસારિણી, દેવ અને પિતૃ કર્મમાં પ્રીતિ રાખનારી, સર્વ સૌભાગ્યને વધારનારી, આવી સ્ત્રી જેને ત્યાં હોય તે મનુષ્ય નહિ પણુ દેવેન્દ્ર, મહેન્દ્ર છે.

કરીશ. હું નિર્જન વનમાં આનંદસહિત આપની સેવા કરીશ. હું આપની સાથે શીતળ પવનથી ડોલતાં પુષ્પોનો સુગંધ ગ્રહણ કરી, કુંજોમાં ભ્રમણ કરી અત્યંત પ્રમોદિત અને સુખી થઈશ. જો આપ અહીંઆં રહીને મારી રક્ષા ન કરો તો પછી મારે આપ્ત સ્વજનનું શું પ્રયોજન છે? હું આજે અવશ્ય આપની સાથે આવીશ. જ્યારે આપની સાથે આવવાની મારી ઇચ્છા છે ત્યારે આપ શામાટે વાંધો લો છો? વનફળો ખાઇને હું જીવન ધારણ કરીશ અને મારી સાથે ચાલવાથી આપને કાંઇપણ કષ્ટ થશે નહિ. હું આપની સાથે ચાલવાથી કોઇપિણ પ્રકારનો ક્લેશ માનીશ નહિ, અને વનનાં કંદમૂળ ખાવા વિષે કોઇ પણ દિવસ અનિચ્છા પ્રકટ કરીશ નહિ. આ પ્રકારે હું હજારો વર્ષ વ્યતીત કરી શકીશ. પરંતુ હે પ્રીતમ! આપના વિયોગ અને વિરહથી મને સ્વર્ગમાં પણ સુખની પ્રાપ્તિ થનાર નથી.

दोहा:-प्राणनाथ करुणायतन, सुंदर सुखद सुजान;
तुमविन रघुकुल कुमुद विधु, सुरपुर नरकसमान.

હે સ્વામીનાથ! હું આપના આગળ ખોળો પાથરૂં છું. મારાપર દયા કરો. હું તે ઘન વનને પિતૃગૃહસમાન સમજી તેમાં નિવાસ કરીશ. મને હવે બીજી કોઇપણ ઇચ્છા નથી. આપના ચરણકમલનાં દર્શન સર્વદા થતાં રહે એજ માત્ર મારી અભિલાષા છે. મારી આ પ્રાર્થના આપ સ્વીકારો. વનમાં હું કદિપણ શોક પ્રદર્શિત કરીશ નહિ. હુ કદિપણ આપને દુઃખરૂપ થઇશ નહિ. હે રાઘવ! યદિ આપ આ દાસીની આ પ્રાર્થના સ્વીકારશો નહિ તો હું અવશ્ય પ્રાણનો ત્યાગ કરીશ."

હિંદુઓનાં ચરિત્રથી પરિચિત કર્નલ ટૉડ જણાવે છે કે, મહાશય વિલ્સને હિંદુઓના પ્રાચીન નાટકોનો અનુવાદ કરીને તેમના આચારવિચારથી પાશ્ચાત્ય લોકોને અભિજ્ઞ કર્યા છે. તેમણે ખાસ કરીને હિંદુ સ્ત્રી-પુરુષનો પરસ્પર પ્રેમ, વિશ્વાસ વગેરેનું ઉત્તમ પ્રકારે વર્ણન કર્યું છે. ઉત્તર રામચરિત, વિક્રમોર્વશીય તથા મુદ્રારાક્ષસ વગેરેમાં આર્ય સ્ત્રીપુરુષના પરસ્પર પ્રેમનાં અનેક ઉત્તમ ઉદાહરણો દ્રષ્ટિગોચર થાય છે. ઇતર ગ્રંથોમાં પણ સ્ત્રીઓની પ્રબલ પતિભક્તિ દ્રષ્ટિગોચર થાય છે.

શેક્સપીઅરના 'મર્ચંટ ઑફ વેનીસ' (વેનીસના વ્યાપારી) નામક નાટકમાં નિર્દિષ્ટ કરેલાં વિધાનની પેઠે એક આર્ય નાટકમાં ચંદનદાસ નામના પાત્ર જ્યારે પોતાના બંધુના જીવનની રક્ષાને માટે પ્રાણદંડની આજ્ઞા પ્રાપ્ત કરી અને તેની સ્ત્રી જ્યારે પોતાના એકના એક પુત્રને પોતાની સાથે લઇને વધસ્થાનમાં આવી ત્યારે તેમની વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થયો હતોઃ—

**ચંદનદાસ**—પ્રિયે! તું અહીંઆં કેમ આવી છે? પુત્રને લઇને ઘેર ચાલી જા.

**સ્ત્રી**—નાથ! ક્ષમા કરો, આપ પરલોકમાં સિધારો છો! શું આપ દૂર જતા નથી? તો પછી શું હું નિયત સમયે આપના ચરણકમળનાં દર્શન કરી શકીશ? હું અહીંઆંથી કદિ જઇશ નહિ અને આ આપના સુખદુઃખની ભાગિની આપને કદિ એકલા જવા દેશે નહિ.

**ચંદનદાસ**—આ તું શું બોલે છે? આ તું શું કહે છે?

**સ્ત્રી**—હું આપની સાથેજ પ્રાણત્યાગ કરીશ.

**ચંદનદાસ**—મનમાં એવા વિચારને કદિ પણ સ્થાન આપીશ નહિ. મારો બાળક અત્યંત સુકુમાર છે, તેનું લાલનપાલન કોણ કરશે?

**સ્ત્રી**—મેં ગૃહદેવતાઓના ચરણકમળમાં એને સમર્પિત કર્યો છે. તેઓ કદિપણ એને આશ્રય આપવાથી વિમુખ થશે નહિ. આપ એની લેશ પણ ચિંતા રાખશો નહિ. (પુત્ર પ્રતિ) "હે વત્સ! આવ, અને તારા પિતાને અંતિમ વિદાય આપ."

આ પ્રકારે આપણને આર્યજાતિનાં શાસ્ત્ર, પુરાણ, ઇતિહાસ અને કાવ્યોમાં હિંદુ સ્ત્રીઓએ પાળેલા પાતિવ્રત્ય ધર્મનાં શતાવધિ અને સહસ્રાવધિ ઉદાહરણો ઉપલબ્ધ થાય છે. પરંતુ તે સર્વનો અત્રે નિર્દેશ કરવો આવશ્યક નથી. ખરેખર હિંદુ સ્ત્રીઓની પતિભક્તિ જોઈ મનુષ્ય આશ્ચર્યચકિત થઈ જાય છે. જગતની પ્રત્યેક જાતિમાં આદર્શ સ્ત્રીચરિત્રો ઉપલબ્ધ થાય છે, પરંતુ આર્યજાતિ તો ઉત્તમ આદર્શો અધિક પ્રમાણમાં પ્રદર્શિત કરે છે. મહાશય વિલ્સન, જોન્સ, કોલ્બ્રુક, ગ્રિફિથ, સેરિંગ્ગ, ટાર્ન, કાઉચેલ,

મૉનિયર, વિલિયમ્સ અને વિદ્વાન મૅક્સમુલરે, કર્નલ ટૉડની પેઠે એકમતે હિંદુ સ્ત્રીઓની પતિસેવા, પતિભક્તિ અને પતિપ્રેમની પ્રશંસા કરી છે. તેમણે સસ્કૃત કાવ્યોનો અંગ્રેજીમાં અનુવાદ કરીને પાશ્ચાત્ય લોકોને સુવિદિત કરી દીધુ છે કે આર્ય સ્ત્રીઓના જેવી સાધ્વી તથા સતી સ્ત્રીઓ અન્ય જાતિઓમાં આજ પર્યંત દષ્ટિગોચર થઈ નથી. મૅક્સમુલર જણાવે છે કે યદિ જગતમાં સતી સ્ત્રીઓ હોય તો તે માત્ર ભારતવર્ષમાંજ છે, તે હિંદુઓનાં અંતઃપુરમાંજ છે; પાશ્ચાત્ય શિક્ષાથી શિક્ષિત થયેલા નવ યુવકોનો ગમે તે અભિપ્રાય હો, પરંતુ અમે તો નિડરતાપૂર્વક કહી શકીએ છીએ કે આજે આપણી અવનત દશામાં પણ આપણી ભગિની, સ્ત્રી, અને કન્યાજ આપણાં ગૌરવની રક્ષા કરી રહી છે.

કર્નલ ટોડ જણાવે છે કે રાજપુત કુલદેવીમાં જેવી પતિભક્તિ હોય છે, તેવી પતિભક્તિ જગતની ઈતર કોઈ પણ જાતિમાં દ્રષ્ટિગોચર થતી નથી. રાજપુત જાતિનો ઇતિહાસ વાંચવાથી રાજપુત વીર બાલાઓનું ચારિત્ર્ય કેવું હતું અને સમાજપર તેની પ્રભુતા અને સામર્થ્ય કેવું તથા કેટલું હતુ તે ઉત્તમ પ્રકારે જ્ઞાત થશે.

દિલ્લીના અંતિમ હિંદુ સમ્રાટ્ પૃથ્વીરાજ ચૌહાણુ જે સમયે સમેતાની રાજ્યકન્યાનુ હરણુ કરીને તેને લઈ ગયા તે સમયે તેમની રક્ષા કરવાને માટે તેમની જે સેના તેમની પાછળ રહી હતી તેને મહોબા નામક સ્થાનમાં ચંદ્રાઈલ કુલના રાજા પરિમાલે પકડીને મારી નાંખી. આ અપમાનનું વેર લેવાને માટે ચૌહાણ રાજાએ તે કન્યાને મહાલયમાં લાવી શીઘ્રતાથી સેના એકત્રિત કરી ચંદ્રાઇલના રાજ્યપર આક્રમણ કર્યું અને તેમણે સિરસા* નામક સ્થાનમાં પરિમાલની સેનાનો નાશ કરી નાંખ્યો. જ્યારે પૃથ્વીરાજ આ પ્રકારે વૈર લેવાને ઉદ્યુક્ત થયા હતા ત્યારે પરિમાલે એક સભા બોલાવી અને પોતાના કર્મચારીઓની સલાહ લીધી. રાણી માલિની દેવીની પણ સલાહ લીધી; અને પૃથ્વીરાજ પર કહેવરાવી મોકલ્યુ કે "અમારા આલ્હા તથા ઉદલ નામક બે મુખ્ય પ્રધાનો ગેરહાજર છે માટે યુદ્ધ હાલ એક માસ પર્યંત બંધ રાખવું." મહોબાના પ્રધાનરાજકવિના ભ્રાતા દૂતસ્વરૂપે ગયા હતા. તેમણે પૃથ્વીરાજ ચૌહાણને પહોજ નદી ઉતરતા જોયા. તેમણે પૃથ્વીરાજની મુલાકાત લીધી અને તેમને નજરાણું આપી જણાવ્યુ કે "આ પ્રકારે અસહાય તથા છિન્નભિન્ન થઇ ગયેલાં રાજ્યપર આક્રમણ કરવું ઘણું ખરાબ છે. અમારા બે મુખ્ય મંત્રી આલ્હા અને ઉદલ બહાર ગયા છે. માટે અમે તમારી પાસે માગી લઇએ છીએ કે એક માસ સુધી યુદ્ધ બંધ રાખો." ભારત સમ્રાટ્ પૃથ્વીરાજે આ વાતનો સ્વીકાર કર્યો અને દૂતને વિદાય કર્યો. પછી તેમણે પોતાના કવિ ચંદને પ્રશ્ન કર્યો કે "આલ્હા અને ઉદલ કોણ છે?" પ્રસિદ્ધ ચંદ કવિએ થોડી વાર સુધી વિચાર કરી પ્રત્યુત્તર આપ્યો "વત્સરાજ (જસરાજ) નામનો એક મહા બળવાન પુરુષ મહોબાનો સેનાપતિ હતો. હવે એમ બન્યુ કે એક વખતે જંગલી ગોંડ જાતિએ મહોબાપર પોતાનો સંપૂર્ણ અધિકાર સ્થાપિત કરી દીધો અને પરિમાલ પોતાના પ્રાણની રક્ષા કરવાને માટે ત્યાંથી ચાલ્યો ગયો. હવે મુખ્ય સેનાપતિ વીર શ્રેષ્ઠ વત્સરાજે પોતાના બાહુ બળથી ગોંડ જાતિને પરાસ્ત કરી અને મહોબાને તેમના હાથમાંથી પાછું ખુંચવી લીધું. પછી તેમણે તે રાજ્ય તેના આગલા અધિપતિને પાછું સોંપી દીધું અને તેના ચરણ આગળજ પોતાનુ મર્માહત જીવન વિસર્જન કર્યું. રાજા પરિમાલ આ જયથી અત્યંત પ્રસન્ન થયા અને તેમણે વત્સરાજની ભક્તિ તથા વીરત્વના બદલામાં તેના આલ્હા તથા ઉદલ નામક પુત્રોને ઉચ્ચ પદ તથા મોટી જાગીર અર્પણ કરી. રાણી માલિની દેવી પણ તે ઉભયને પોતાના પ્રાણ પ્રિય પુત્રની સમાન ગણીને તેમનાપર અત્યંત પ્રેમ તથા મમતા રાખવા લાગી.

આ ઉભય વીરસામંતો પ્રખ્યાત કાલિંજર દુર્ગ અને તેના તાબાની ભૂમિના અધિકારી થયા. દૈવવશાત્ એક સમયે ત્યાં પરિમાલ ગયા અને તેમણે આલ્હાની પાસે એક શ્રેષ્ઠ ઘોડી જોઈ તેને લઇ લેવાની ઈચ્છા કરી. આલ્હાએ આ ઘોડી આપવાની ચોખ્ખી ના પાડી. આથી રુષ્ટ થઇ પરિમાલ બોલ્યા "તમે બંને મારા દેશમાંથી નીકળી જાઓ." આ વચન સાંભળી તે ઉભય પોતાની માતાને

* અહીંઆં પહોજ નામક સ્થાન આવેલું છે અને તે હાલમાં દાતિયાના બુન્દેલા રાજાને આધીન છે. મહા માનનીય ટૉડ આ સમરક્ષેત્રને જોવાને માટે ગયા હતા.

લઇ ત્યાંથી ચાલ્યા ગયા. પુરિહર માહિલના કહેવાથી રાજાએ અમને આ દંડ કર્યો છે એમ ધારી તેમણે તેની નગરીમાં આગ લગાડી; પછી તે ઉભય વીરો પોતાની માતા તથા સ્ત્રીઓને લઇને કનોજ રાજની સભામાં ગયા. કાન્ય કુબ્જપતિએ પરમ આદરપૂર્વક તેમને પોતાના રાજ્યમાં રાખ્યા છે અને તેમને કેટલીક જાગીર પણ આપી છે. હાલ તેઓ ત્યાંજ છે."

જે સમયે ભારતના અંતિમ હિંદુ રાજેશ્વર પૃથ્વીરાજે મહોબાપર આક્રમણ કર્યું તે સમયે પોતાનાં નગરની રક્ષા કરવાને માલિની (મિનળદેવી) દેવીએ આલ્હા અને ઉદલ એ ઉભય વીરોને બોલાવવાને માટે પોતાનો એક દૂત કનોજમાં મોકલી આપ્યો. તે દૂતે ત્યાં જઇ ઉક્ત ઉભય વીરોને જે વચનો કહ્યાં હતાં તે મહોદય કર્નલ ટૉડે ચંદકવિના ગ્રંથમાંથી નીચે પ્રમાણે ઉદ્ધૃત કર્યાં છે–"ચૌહાણ સમ્રાટે મહોબામાં પોતાના શિબિર નાંખી દીધા છે. નરસિંહ અને વીરસિંહે સમરાગ્નિમાં પોતાની આહુતિ આપી છે. સિરસાદેશ ભસ્મ થઇ ગયો અને પરિમાલનું રાજ્ય પણ ચૌહાણોદ્વારા વિધ્વસ્ત થવા લાગ્યું છે. એક માસને માટે યુદ્ધ બંધ પડયું છે. હાલમાં આ મહા વિપત્તિમાથી આપજ અમારો ઉદ્ધાર કરી શકશો. આપની સાહાય્ય મેળવવાની ઇચ્છાથીજ હું અહીંઆં આવ્યો છું. હે વીર પુરુષો! સાંભળો. જ્યારથી આપે મહોબાનો ત્યાગ કર્યો છે ત્યારથી માલિની દેવી ભયંકર શોકમાં નિમગ્ન થઇને કાળક્રમણ કરે છે. તેમની દ્રષ્ટિ સદા કાન્યકુબ્જ તરફ લાગી રહે છે. અને જ્યારે તેમને આપનું સ્મરણ થાય છે, ત્યારે તેમનાં નેત્રોમાંથી સતત અશ્રુધારા વહે છે. તેઓ દીર્ઘ નિ:શ્વાસ નાંખીને વારંવાર કહે છે કે "અમારો ગૌરવસૂર્ય અસ્ત થતો ચાલ્યો છે." હે વત્સરાજના પુત્રો! આપ ચાલો અને અમારો ઉદ્ધાર કરો. આપ ત્યાં આવશો ત્યારે અમારી દશા જોઇને આપ અત્યંત દુ:ખી થશો. હજી પણ અમારો ઉદ્ધાર કરવાનો સમય છે. માટે સત્વર ચાલો, મહોબાને વિસરી જાઓ નહિ."

દૂતનાં આ વચનો સાંભળી વીરશ્રેષ્ઠ આલ્હાએ પ્રત્યુત્તર આપ્યો "મહોબા જોઇએ તો સર્વથા વિધ્વસ્ત થઇ જાય અને ચાહે તો ત્યાંનો રાજવંશ જડમૂળથી ઉખડી જાય, પરંતુ અમે કદિ પણ મહોબામાં આવીશું નહિ. કારણ કે જરા પણ અપરાધ વિના અમને અમારી માતૃભૂમિમાંથી દેશપાર કરવામાં આવ્યા છે. રાજાનાં હિતને માટેજ અમારા પિતાએ જીવન સમર્પણ કર્યું છે અને તેમણેજ તેના રાજ્યની સીમાનો વિસ્તાર કર્યો હતો. વળી તેઓ દુષ્ટ પુરિહરપતિને પણ દિલ્લીના મહાવીરોની સામે યુદ્ધ કરવાની સલાહ આપી ગયા છે. મહોબા અમારા સ્તંભસ્વરૂપ હતું. અમારા દ્વારાજ ગોંડલોકો પરાસ્ત થયા હતા અને અમારાં પરાક્રમથીજ તેમના દેવગઢ અને ચાંદબારી નામના મજબૂત દુર્ગો મહોબાના તાબામાં આવ્યા છે. અમે યાદુનોની વિરુદ્ધ શમશેર ગ્રહણ કરીને વિજય પ્રાપ્ત કર્યો છે, અમે હિંદોલનો* વિધ્વંસ કર્યો છે અને અમેજ પરિમાલની વિજયપતાકા કાત્વાઇર દેશમાં ફરકાવી છે. અમે વિજયી કુશાવહના વિજયસ્રોતને અટકાવી દીધો હતો. મુલતાનના અમીરો અમારી સમક્ષથી પલાયન કરી ગયા હતા અને ગયાના સમરક્ષેત્રમાં વિજયલક્ષ્મી અમનેજ વરી હતી. અમે 'વેગુયા' રાજ્યની અંદરના દેશોને ભયંકર અગ્નિથી ભસ્મીભૂત કરી મેવાતને પણ સપાટ પ્રદેશ બનાવી દીધો હતો. વત્સરાજે પોતાનાજ બાહુબળથી દશ રાજાઓને પરાસ્ત કરી તેમનુ ધન ખુંચવી લઇ મહોબાના અધિપતિને અર્પણ કર્યું હતું. આ સર્વ કાર્યો અમેજ કર્યાં હતાં, પરંતુ તે સર્વનું પારિતોષિક અમને શું મળ્યું છે, તે તમે જુઓ છોજ. અમે અમારી જન્મભૂમિમાંથી નીકળી મહોબાના અધિપતિને માટે સાતવાર શત્રુઓના શસ્ત્રાઘાતથી ઘાયલ થયા હતા. અમારા પિતાનું મૃત્યુ થયા પશ્ચાત્ અમે ચોવીસવાર રણભૂમિમાં ઉતર્યા છીયે અમે સાત સંગ્રામોમાં વિજય પ્રાપ્ત કરી પરિમાલનો યશ ફેલાવ્યો છે. ત્રણવાર હું મૃત્યુના મુખમાં સપડાયો હતો. તેના રાજ્યની રક્ષાને માટે અમે આ પ્રકારનો ભોગ આપ્યો છે, પરંતુ તેના પુરસ્કારમાં અમને દેશનિકાલ કરવામાં આવ્યા છે."

દૂતે પ્રત્યુત્તર આપ્યો "પરિમાલ છેક નાના બાલક હતા, તે સમયે તેમના પિતાનો દેહાંત થઇ ગયો હતો. તેમણે પ્રાણત્યાગ કરતી વખત વત્સરાજના હાથમાં તેમને સમર્પણ કર્યા હતા. માટે આપના

* હિંદોલ દેશ યાદુ નગરની રાજધાની વિયાનાના તાબામાં આવેલું એક નગર છે. 'કરૌલી' તથા મથુરામાં અદ્યાપિ યાદુવંશી રાજાનું રાજ્ય છે.

પિતા પરિમાલના પણ પિતા સમાનજ છે. તો પછી જ્યારે તેઓ મહા ભયંકર વિપત્તિમાં પડીને આપને બોલાવી રહ્યા છે ત્યારે શું આપ તેમના ભ્રાતા હોવા છતાં પણ તેમનું રક્ષણ કરવાને પ્રવૃત્ત નહિ થશો? જે રાજપુત વિપત્તિના સમયમાં પોતાના રાજાનો ત્યાગ કરે છે, તે સમાજમા નિંદાને પાત્ર થાય છે. આપના પિતાએ જે પ્રકારની રાજભક્તિ દર્શાવી હતી તે પ્રકારની રાજભક્તિ આપ પણ ધારણ કરો. આવા ઘોર વિપત્તિના સમયમા પરદેશમાં રહેવું શુ ઉચિત છે? રાણી માલિનીદેવી આપને પ્રાણપ્રિય પુત્રવત્ ચાહે છે, અને આ વખતે આપને બોલાવવાને માટે તેમણે વિશેષ આગ્રહ કર્યો છે. આપનાં માતુશ્રી દેવળદેવી મહારાણી માલિનીદેવી સન્મુખ સદા પ્રતિજ્ઞાપૂર્વક જણાવતાં હતાં કે આપનાપર વિપત્તિ આવી પડી હોય તે વખતે મારા ઉભય કુંવરો કદિ પણ આપનાથી પૃથક્ રહેશે નહિ. અને હવે આ પ્રતિજ્ઞાનુ પાલન કરવાનો સમય આવી પહોચ્યો છે. જે માણસ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે છે, તેના પ્રત્યે જગતના સર્વ લોકો ધૃણા કરે છે અને તેને 'યાવચ્ચંદ્ર દિવાકરૌ ' નરકમાં વાસ કરવો પડે છે.

દેવળદેવીએ રાણી માલિનીદેવીના મોકલેલા દૂતના મુખમાથી આ વચનો સાંભળી કહ્યું "ચાલો, હું મહોબામાં આવું છું." આલ્હા ચૂપ રહ્યો; ઉદલ ઉચ્ચ સ્વરે બોલ્યો "ભલે મહોબાનો સર્વથા નાશ કેમ ન થઈ જાય, પરંતુ શુ અમે અમારાપર રાજાએ કરેલો અત્યાચાર ભૂલી જઇશુ? શુ અમે પુનઃ મહોબામાં જઇશુ? કદિ નહિ. ચાહે અમારો વિધ્વંસ થઈ જાય, અથવા ચાહે અમને પૂર્વ સુખ પ્રાપ્ત થાય, અમને તો ઉભય સમાન છે. અમે કાન્યકુબ્જનો કદિ પણ ત્યાગ કરીશુ નહિ. હવે તો એજ અમારી નિવાસભૂમિ છે."

પુત્રનાં આવાં વચનો સાંભળી દેવળદેવી બોલી "હાય! વિધાતા! તેં મને વંધ્યા કેમ રાખી નહિ? રાજપુતનો ધર્મ તજનાર અને વિપત્તિગ્રસ્ત રાજાને સહાય ન કરનાર, પુત્રને ગર્ભમાં ધારણ કરવા વ્યર્થ છે." વીરાંગના દેવળદેવીનાં ઉભય નેત્રોમાંથી અગ્નિની ચીણગારીઓ નીકળવા લાગી. તેનું સમસ્ત શરીર ક્રોધથી કંપવા લાગ્યું અને તેનું હૃદય શોક તથા દુઃખથી છિન્નભિન્ન થવા લાગ્યું. પૃથ્વી તરફ દ્રષ્ટિપાત કરી તે પુનઃ બોલી "હા! જગદીશ્વર! આ કુલકલંક ઉત્પન્ન કરવાને માટે તે મને ગર્ભની પીડા શા માટે આપી? કુલાંગનાઓનાં સંતાનો તથા સાચા રાજપુતોનાં હૃદયો તો યુદ્ધનું નામ સાંભળતાંની સાથેજ આનંદથી પરિપૂર્ણ થઇ જાય છે. પરંતુ હે ધર્મભ્રષ્ટ! તું વત્સરાજનો પુત્ર નથી. એમ મને લાગે છે."

માતાનાં આ વીરતાપૂર્ણ વચનો સાંભળી ઉભય વીરોમાં ચૈતન્ય ઉત્પન્ન થયું. તેમણે પશ્ચાત્તાપ કરી ઉભા થઇ કહ્યું કે "જ્યારે અમે શત્રુઓના ગ્રાસમાં પડી મહોબાની રક્ષાને માટે પ્રાણાર્પણ કરીશું અને વીરત્વનો પ્રકાશ કરી તથા શસ્ત્રના ઘાવ ખાઇ અમારૂં નામ અમર કરીશું, જ્યારે અમારાં મસ્તકો રણભૂમિમાં રોળાશે, જ્યારે અમે મહાવીરોની સામે બાથ ભીડીશું અને જ્યારે અમે ચૌહાણોની સામે થઇ ઉભય પક્ષના માણસોનું રૂધિર વહેવરાવીશુ ત્યારે અમારી માતા અમારાપર પ્રસન્ન થશે."

રાજપુત વીરાંગના દેવળદેવીની વીરમાળા સમાન વાણીએ ઉક્ત કવિદૂતનો મનોરથ સિદ્ધ કર્યો. ઉભય વીરભ્રાતાઓએ શીઘ્ર પોતાના અધીશ્વરની નિકટ* જઇ મહોબા જવાની આજ્ઞા માગી. રાજાએ તત્કાળ તેમને પારિતોષિક આપી જવાની રજા આપી. સાથે સાથે ઉક્ત દૂતને પણ રાજાએ પારિતોષિક આપ્યું. કાન્યકુબ્જના રાજાએ વિદાય આપતી વખત ઉભય ભ્રાતાઓને રાજપુતનું કર્તવ્ય પાળવાનો ઉત્તમ ઉપદેશ આપ્યો. વીર આલ્હા ઉદલે કાન્યકુબ્જથી સેના સહિત વિદાય લીધી. માર્ગમાં અનેક અપશુકનો થયા. અપશુકનો જોઈ ઉક્ત દૂત અત્યંત ભયભીત થયો. ત્યારે વીરશ્રેષ્ઠ આલ્હાએ તેજસ્વિતાપૂર્વક કહ્યું "કવિવર! ઘોર અંધકારને લીધે આપ ભાવી ઉદય જોઈ શકતા નથી. પરંતુ સાહસિક વીરોની દ્રષ્ટિએ સર્વ અપશુકનો શુભ શુકનો તરિકે જણાય છે. જો કે અમારા પક્ષના સર્વ વીરો નિર્ધન છે અને

---

* કાન્યકુબ્જનો રાજા આ સમયે જયચંદ હતો. બાહુબળ, વીરત્વ, અને સન્માનમાં તે ભારતસમ્રાટ્ પૃથ્વીરાજથીજ ઉતરતો હતો. ઈ. સ. ૧૧૯૩ માં શાહબુદીને પૃથ્વીરાજનો પરાજય કર્યા પછી જયચંદને કાન્યકુબ્જમાંથી કહાડી મૂક્યો હતો; તે વખતે નાસતાં નાસતાં જયચંદે ગંગાજીમાં કુદી પડીને પોતાનો દેહાન્ત કર્યો હતો.

અમારા કુલનો ગૌરવસૂર્ય અસ્તાચલમાં પહોંચી ગયો છે, તોપણ અમે આ અપશુકનને અપશુકન ગણતા નથી." જમણી બાજુએ એકલા સારસનું જવું, ઉડતા પક્ષીના મુખમાંથી ભોજન પડી જવું, ચકવાને થયેલો પોતાની સ્ત્રીનો વિરહ, સમરતુરંગિણીઓનાં નયનોમાંથી અશ્રુધારા ચાલવી, શૃગાલોનું અત્યંત રોદન, સૂર્યની વચમાં કાળો ડાઘ જણાવો, ઇત્યાદિ ચિન્હોને કવિઓએ અપશુકન માન્યા છે. અને આવાંજ ચિન્હો કાન્યકુબ્જની સેનાના જોવામાં આવ્યાં. આથી સર્વ સૈનિકોના મુખમંડળપર ઉદાસી જણાઈ, પરંતુ આલ્હાએ એક રાજપુત વીરને છાજે તેવા સ્વરથી કહ્યું "યદ્યપિ આ સર્વ લક્ષણો મૃત્યુની સૂચના આપનારાં છે, પરંતુ સાહસિક વીરો અને ઇશ્વર ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખનાર માણસોને મૃત્યુ દુઃખકારક લાગતું નથી. રાજપુતોના માર્ગમાં અનેક વિઘ્નો આવે છે, પરંતુ તેઓ તેની તરફ આંખ ઉઘાડીને જોતા પણ નથી. હવે ગમે તે થાઓ, પણ આપણે તન મનથી સમરભૂમિમાં ખેલીશું."

નરશ્રેષ્ઠ આલ્હા અને ઉદલ મહોબાની સમીપ આવી પહોંચ્યા. તેમના આગમનની વાત સાંભળી રાજા પરિમાલ અત્યંત પ્રસન્ન થયો અને તેમને તેણે પ્રેમપૂર્વક આલિંગન દીધું. રાણી માલિનીદેવી વીરાંગના દેવળદેવીને આદરપૂર્વક સામે લેવા ગઇ. તત્પશ્ચાત્ સર્વ રાજધાનીમાં ચાલ્યાં આવ્યાં. રાજાએ ઉક્ત ઉભય વીરોને અતિ મૂલ્યવાન દ્રવ્ય આપીને તેમના મનનું સમાધાન કર્યું. રાણી માલિનીદેવીએ આલ્હાને બોલાવી તેના મસ્તકપર હાથ મૂકી આશીર્વાદ દીધો. આલ્હા હાથ જોડી બોલ્યો "મહોબાને માટેજ અમે જીવન ધારણ કરીએ છીએ." રાણીએ મોતીઓની એક મુઠી ભરી તેની વૃષ્ટિ કરી અને પોતાના સેવકોને વ્હેંચી આપ્યાં.§ જે દૂત કાન્યકુબ્જમાંથી તે ઉભય દેશનિકાલ થયેલા ભ્રાતાઓને તેડી લાવ્યો હતો તેને પણ તેજ વખતે પુરસ્કાર તરિકે ચાર ગામો મળ્યાં.

હવે ઉક્ત ઉભય વીરોના આગમનના સમાચાર પૃથ્વીરાજની પાસે પહોંચ્યા ત્યારે કવિશ્રેષ્ઠ ચંદે તેમને જણાવ્યું "સમર કરવાનો નિયત સમય વ્યતીત થઈ ગયો છે. માટે આપ શીઘ્ર પરિમાલની પાસે દૂત મોકલીને તેને કહેવરાવો કે કાતો તમે યુદ્ધભૂમિમાં ઉપસ્થિત થાઓ અને નહિ તો મહોબાપરનો અધિકાર છોડીને ચાલ્યા જાઓ." તરતજ મહોબાપતિ પરિમાલની પાસે એક દૂતને પત્ર આપીને મોકલવામાં આવ્યો; તે દૂત જ્યારે ત્યાં પહોંચ્યો ત્યારે તે પરિમાલ પોતાની સેના સજ્જ કરી રહ્યો હતો. પૃથ્વીરાજે પોતાના પત્રમાં લખ્યું હતું કે "યુદ્ધ કરવાને માટે સમય નિયત કર્યો હતો તેથી પણ રાજપુતોની રીતિ અનુસાર સાત દિવસ વિશેષ જવા દીધા છે. કનોજથી સેના ઘણા દિવસથી આવી ગઇ છે. પરંતુ હજી પણ યુદ્ધનો પ્રારંભ કરવામાં આવ્યો નથી. જો તમારી યુદ્ધ કરવાની ઇચ્છા ન હોય તો મહોબા અમને સોંપી દો અને તમે દિલ્હીના માંડલિક બનો."

પરિમાલ આ પત્ર વાંચી અત્યંત નિરાશ થયો. ત્યાર પછી તેણે પોતાના સમસ્ત સામંતો અને સૈનિકોને બોલાવ્યા અને તેમની સાથે યુદ્ધનો પ્રારંભ ક્યારે કરવો તે વિષે મસલત કરી. પછી તેમણે પૃથ્વીરાજના દૂતને કહ્યું કે "હું આવતા માસની પડવો ને રવિવારે સમરભૂમિમાં આવી આપને મળીશ."

શુક્રવારને દિવસે પૃથ્વીરાજે શંખધ્વનિ કર્યો અને ડંકો વગડાવ્યો, સર્વ સૈનિકોને વિદિત થયું કે હવે સમરાંગણમાં ઉપસ્થિત થવાની તૈયારી છે.+ રાજપતાકા ઉભી થઇ કે સર્વ સૈનિકો આવીને તેની

§ આ રીતિ અત્યંત પ્રાચીન છે અને તે "નાથરાવલી" એ નામથી વિખ્યાત છે. ટૉડ સાહેબ જણાવે છે કે પાત્રમાં ભરેલી રૌપ્ય મુદ્રાઓ આશીર્વાદ સમયે આશીર્વાદપાત્ર મનુષ્યપર વર્ષાવવામાં આવે છે અને પછી તે મુદ્રાઓ સેવકોમાં વહેંચી આપવામાં આવે છે. અંતઃપુરમાં નિવાસ કરતી રાણીઓ અને રાજકુમારીઓ આ પ્રકારે પોતપોતાના સેવકો અને પુરોહિતોને પોતાના પ્રતિનિધિરૂપે ટૉડ સાહેબ પાસે મોકલીને આ પ્રકારે તેમને આશીર્વાદ આપતી હતી.

+ રાજપૂતોમાં એવી રીત છે કે યુદ્ધસમયે ત્રણ વાર શંખધ્વનિ અને ત્રણવાર વિજયડંકો વગાડીને સેનાને યુદ્ધભૂમિ તરફ ચલાવવામા આવે છે. એ પ્રમાણે શંખધ્વનિ કર્યા પછી અને વિજયડંકો વગાડયા પછી કોઈ કારણથી સેના ચલવવામાં ન આવે, તો તે બદલ રાજશસ્ત્રાગાર સન્મુખ બલિ આપવામાં આવે છે.

આસપાસ એકઠા થઈ ગયા. સર્વે જણે જળનું એક એક પાત્ર ગ્રહણ કર્યું. સર્વે માણસો રણોન્મત્ત થઈ ગયા સર્વ જણે પોતપોતાના મસ્તકમા સુગંધી તેલ લગાડયું. સ્વર્ગની અપ્સરાઓ વીરોની સાથે સંભાષણ કરવાને ઉત્તમોત્તમ સુગંધી તેલ અને સુવાસિક દ્રવ્યો શરીરે ચોળીને તથા મસ્તકના વાળમાં ઘાલીને તેમની પ્રતીક્ષા કરી રહી છે. તેમણે પોતાના કોમળ કરમાં સુંદર બંગડીઓ પહેરી છે અને આંખમાં મોહક અંજન આંજ્યું છે. યુદ્ધની ભેરીનો ભયંકર શબ્દ કૈલાસનાં શિખર સુધી પહોંચી ગયો છે. તે શબ્દે શિવના યોગનો ભંગ કર્યો. પોતાના ગળામાં પહેરવાને માટે અસંખ્ય ખોપરીઓ મળશે એવા વિચારથી શિવજીને પરમ આનંદ પ્રાપ્ત થયો. યોગિનીઓના આનંદનો પાર રહ્યો નહિ. રણભૂમિમા કપાઇ ગયેલા માણુસોનાં રૂધિરનુ પાન કરવાની આશાથી મહા આનંદિત થઇ યોગિનીઓએ નૃત્ય કરવા માંડયું. ઉભય પક્ષો વચ્ચે યુદ્ધ થતું જોઇ મનુષ્યોનાં માંસનુ ભક્ષણ કરનાર પિશાચોએ અત્યંત આનંદિત થઇ પોતાનાં ગાયનથી જગતને કંપાવી મૂકયુ.

રાજપુતો નિશ્ચયપૂર્વક માને છે કે જે મનુષ્ય સમરભૂમિમાં પ્રાણ ત્યાગ કરે છે, તેને સ્વર્ગની અપ્સરાઓ આવીને પરમ આદરપૂર્વક પુષ્પમાળ અર્પણ કરે છે. ચંદ કવિએ પ્રસ્તુત પ્રસંગનું વર્ણન કરતાં સમરનો આરંભ થયા પૂર્વેની વીરો અને અપ્સરાઓની સજાવટ વિષે આ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે.

"વીરો શસ્ત્રાસ્ત્રથી સુસજ્જિત થતાં સ્વર્ગની સુશોભિત અપ્સરાઓએ પોતાનાં શરીરને અલંકારોથી સુસજ્જિત કર્યાં. વીરોનાં મસ્તકપર નાની નાની વીરઘંટાઓ યુક્ત શિરપેચ શોભાયમાન થયા અને અપ્સરાઓએ કિરીટ ધારણ કર્યા. સૈનિકોએ રણતુરંગિણીઓના તંગ બાંધી દીધા, અને પોતાના શરીરપર લોહકવચ ધારણ કર્યાં. સુરપુરનિવાસી અપ્સરાઓએ કનકકુંડલ અને મણિમુક્તાની માલાઓ પરિધાન કરી. સૈનિકો જે સમયે પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢશે તે સમયે અપ્સરાઓ પોતાના વિશાળ નેત્રોમાં અંજનની રેખા કાઢશે. સાહસિક વીરો જે સમયે કટાર ધારણ કરશે તે સમયે સુરપુરની સુંદરીઓ પોતાના લલાટપર સિંદુરનુ તિલક કરશે. વીરો જે સમયે ઢાલ ધારણ કરશે તે સમયે સ્વર્ગની અપ્સરાઓ પોતાના કર્ણમાં કુંડલ પરિધાન કરશે. વીરો જ્યારે પોતાના કરમાં ભાલા ગ્રહણ કરશે ત્યારે અપ્સરાઓ પોતાના કરકમળમા કંકણ પહેરશે. જે સમયે વીર ગણો વાઘનખથી પોતાના હાથ સુશોભિત કરશે તે સમયે સ્વર્ગની સુંદરીઓ સુવર્ણની અંગુઠી અને ઇતર અલંકારોથી પોતાના કરકમલને શોભાયમાન કરશે. વીરો મોટી મોટી ગદાઓ ઉઠાવશે ત્યારે સ્વર્ગની અપ્સરાઓ તેમને માટે વરમાળા તૈયાર કરશે. સુંદરીઓના ગળામા મોતીની માળા અને વીરોના ગળામાં તુલસીની માળા વિરાજમાન થશે. વીરો જ્યાં પોતાનાં ધનુષ ખેંચશે કે તરતજ સુંદરીઓ નેત્રકટાક્ષરૂપી બાણુની વૃષ્ટિ કરવા માંડશે. વીરો અશ્વારૂઢ થતાંની સાથેજ અપ્સરાઓ રથમાં આરૂઢ થશે."

કવિ ચંદ લખી ગયા છે કે, જે ઘટના તેમણે સ્વદ્રષ્ટિથી જોઈ હતી તેનુંજ તેમણે કાવ્યમાં વર્ણન કર્યું છે. રાજપુતો અનાદિથી કવિને ત્રિકાલદર્શી કહેતા આવ્યા છે. ચંદ કવિ ભવિષ્યવેત્તા તરીકે પૂજાય છે. ચંદ કવિના પરલોકવાસ પછી રાજવાડામાં તેમના જેવો કોઈ પણ કવિ થયો નથી. એમની અમૃતમય વાણીની સ્પર્ધા કોઇ પણ કવિની લેખિની કરી શકતી નથી. ચંદ કવિ રાજપુત જાતિના અંતિમ ભવિષ્યવેત્તા હતા.

હવે આપણે મહોબાપતિ પ્રતિ દ્રષ્ટિપાત કરીશું. પરિમાલે પોતાના મુખ્ય સેનાપતિઓને બોલાવ્યા અને શું કરવું તે વિષે તેઓ ચર્ચા કરવા લાગ્યા. રાણી માલિનીદેવી પડદામાં વિરાજમાન થઈ હતી. સૌથી પહેલાં રાણી માલિનીદેવી અત્યંત હતાશ થઈ દીર્ઘ નિઃશ્વાસ નાંખી બોલી "દેવળ દેવી! પૃથ્વીરાજની સામે આપણે શી રીતે ટકી શકીશું? જો આપણે હારી જઇશું તો સદાને માટે મહોબાનો ત્યાગ કરવો પડશે. અને જો આપણે એને આધીન રહેવાનો સ્વીકાર કરીશું તો અપમાનની પરાકાષ્ઠા થશે." આ વચનો આલ્હાએ પણ સાંભળ્યાં અને તે ગર્વથી ઉન્મત્ત થઇ બોલ્યો "હે માત! હું માત્ર આપના કલ્યાણનીજ અભિલાષા રાખું છું. હું સારી રીતે જાણું છું કે જે મનુષ્ય ઉત્તમ પ્રકારની રાજભક્તિ ધારણ કરી પોતાનાં સમસ્ત સુખો અને સ્વાર્થોને તિલાંજલિ આપીને પોતાના અધિરાજને માટે પ્રાણ સુદ્ધાં અર્પણ કરે છે તેજ મનુષ્ય સાચો વીર છે અને તેનાજ જીવનને ધન્ય છે. ચૌહાણોની સેના અવશ્ય છિન્નભિન્ન થઇ જશે. હું

મારા પૂર્વજોના ધર્મનું એવી સરસ રીતે પાલન કરીશ કે જેથી મારૂં નામ અવસ્ય અમર થઇ જશે. મેં મારા પુત્ર ઇંદલને પણ આપના હાથમાં સમર્પણ કર્યો છે. માટે હવે હું આપની પાસે એટલુંજ માગી લઉં છું કે મારી માતા દેવળદેવીની રક્ષા આપે કરવી."

રાણી માલિનીદેવી બોલી "અંતે હું એવા નિર્ણયપર આવી છુ કે ચૌહાણોની સંખ્યા પુષ્કળ છે અને તેઓ અસીમ સાહસિક છે. માટે તેમને ખંડણી આપીને મહોબાની રક્ષા કરવી યુક્ત છે." આ વચનો સાભળી ઉદલને ઘણુંજ ખોટું લાગ્યું અને વીરતા ભરેલાં વચનોથી કહેવા લાગ્યો "જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી હુ મહોબાની ઉપર કોઇ પણ પ્રકારની વિપત્તિ આવવા દઇશ નહિ. રાજા પરિમાલ પણ જન્મભૂમિને માટે પ્રાણ ત્યાગ કરી સ્વર્ગની અપ્સરાઓને આલિંગન દેવાને તૈયાર થયા છે."

વીરમાતા દેવળદેવી પોતાના ઉભય પુત્રોની આ વીરોચિત પ્રતિજ્ઞા સાંભળી શૌર્યપૂર્વક બોલી "તમારી પ્રતિજ્ઞા રાજપુત વીરને છાજે તેવી છે. હવે આ પ્રતિજ્ઞાનું પ્રાલન કરવું અને તમારા પૂર્વજોની કીર્તિ ઉજ્વલ કરવી એ તમારૂં કર્તવ્ય શેષ રહ્યું છે. માટે હવે વૃથા સમય ખોવો ઉચિત નથી. શત્રુદલો ગ્રામોમા ભયકર અગ્નિ પ્રજ્વલિત કરી દેશે."

ચદાઇલિ રાજા પરિમાલ બોલ્યો "આજે શનિવાર થયો છે, આજના દિવસ ઘણો શુભ છે, માટે હવે યુદ્ધની સંપૂર્ણ તૈયારી કરી લો. કાલે આપણે યુદ્ધસમુદ્રમાં ઝંપલાવી શત્રુઓની સામે થઇશું."

વીરશ્રેષ્ઠ આલ્હાએ રાજાનાં આ વચનો સાંભળી પરમ ઉત્સાહ અને ગૌર્યપૂર્વક કહ્યું "જેઓ વિધ્વસાભિમુખ ગ્રામોમાથી નીકળતી અગ્નિજવાળા અને ધૂમરાશિને જોઇને મૌન ધારણ કરીને બેસી રહે છે તે સાચા રાજપુત નથી. જે રાજા શત્રુઓદ્વારા પોતાના દેશની આવી સ્થિતિ થયેલી જોઇને મૌન ધારણ કરીને બેસી રહે છે, તે રૌરવ નરકનો અધિકારી થાય છે, અને તેનો આત્મા છ હજાર વર્ષ પર્યંત ભૂતયોનિમાં પરિબદ્ધ રહી સસારમાં ભ્રમણ કર્યા કરે છે. પરંતુ જે વીર પોતાના કર્તવ્યનું પાલન કરે છે તેને સુરલોકમાં સ્થાન પ્રાપ્ત થાય છે અને તેની કીર્તિ અક્ષય રહે છે."

જો કે રાજાએ યુદ્ધની તૈયારી કરવામાં ઉત્સાહ દર્શાવ્યો હતો તોપણ તેના હૃદયમાંથી ભીરુતાનો નાશ થયો નહોતો. તે કોઇ પણ પ્રકારે યુદ્ધ કરવાને તૈયાર નહોતો. તે એકાંતમાં પોતાની રાણીની પાસે ગયો અને શોક કરવા લાગ્યો. રાણી માલિનીદેવીએ પોતાના પતિને કાયરની પેઠે ભયભીત થયેલો જોઇ તેને પ્રોત્સાહન આપ્યું અને સેના લઈને રણક્ષેત્રમાં જવાને તૈયાર કર્યો. સૈનિકોને તત્કાળ ખબર કરવામાં આવી કે રાજા સ્વયં યુદ્ધ કરવાને માટે રણભૂમિમાં ઉતરશે. યુદ્ધભૂમિ તરફ પ્રયાણ કર્યા પૂર્વે સર્વ યોદ્ધાઓએ પોતાની પ્રિયતમાને અંતિમ વારને માટે આલિંગન દીધું અને પ્રાતઃકાળમાં સૂર્યોદય થતાંની સાથે સંધ્યાવંદના, પાઠ પૂજા આદિ નિત્યકર્મ કરી લીધાં.

આલ્હાએ નવ ગ્રહોની પૂજા કરી અને તેમને પુષ્પો અર્પણ કરી પોતાના પુત્ર ઇંદલ તથા પોતાના લઘુ ભ્રાતા ઉદલને બોલાવી આદ્યશક્તિનું સ્મરણ કરી તેમને કહ્યું "જો તમે જસરાજનુ નામ અક્ષય રાખવાની અભિલાષા રાખતા હો અને જો તમારી રક્તવાહિનીઓમાં સગર્વ દેવળદેવીનુ પવિત્ર રક્ત ધારણ કરતા હો તો આજે શત્રુઓને જ્યાં જુઓ ત્યાં તેમનો સંહાર કરવાને ચૂકશો નહિ." પોતાના જ્યેષ્ઠ ભ્રાતાનાં આ વચનો સાંભળી ઉદલે કહ્યું "આપનાં વચનો ખરેખર વીર પુરુષને છાજે તેવાં છે. અને હું પણ પ્રતિજ્ઞા કરૂં છુ કે બનતાં સુધી હું મારી ચમકતી તલવારની આગળ પૃથ્વીરાજને ટકવા દઇશ નહિ. શું પૃથ્વીરાજ મારી ચકચકિત અસિની આગળ થોભી શકશે?"

આ પ્રકારે ઉભય વીરોએ પૂર્ણ તેજસ્વિતાપૂર્વક યુદ્ધ કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો. પછી તેઓ રણવેષથી સજ્જિત થયા. શસ્ત્રસજ્જિત ઉભય વીરોને તેમની વીરમાતા દેવળદેવીએ આશીર્વાદ દઇને કહ્યું "યુદ્ધમાં પ્રાણ વિસર્જન કરીને પ્રતિજ્ઞાનું પાલન કરજો. જો તમારાં મસ્તક તમારા સ્વામિને ખાતર રણક્ષેત્રમાં કપાઇ જશે તો અવસ્ય તમે એ સત્કાર્યના બદલામાં દેવતાઓનાં સિંહાસનપર વિરાજમાન થશો." ઉક્ત વીરમાતાનાં આ વચનો સાંભળી તે ઉભય વીરોની સાધ્વી સ્ત્રીઓ ઉઠીને બોલી "જે રમણી સાધ્વી સતી હોય તે શું પતિનું મરણ થયા પશ્ચાત્ જીવિત રહેશે? ગૌરીદેવીનું એવું કથન છે કે

'જે સ્ત્રી પોતાના સ્વામીને સમરક્ષેત્રમાં સૂતેલા જોઇને જીવિત રહેવાની ઇચ્છા કરે છે તેને કદિ પણ મુક્તિ પ્રાપ્ત થઇ શકતી નથી, પરંતુ તે અસુર યોનિમાં પિશાચિની થઇ અનંત કાળ સુધી ભ્રમણ કરે છે.' "

રાજપુત રમણીઓનું ઉત્તમ ચારિત્ર્ય આ વચનોપરથી સ્પષ્ટરીતે પ્રતીત થાય છે. જે સમયે વીરમાતા દેવળદેવીએ પોતાના પ્રાણાધિક પુત્રોને 'કાંતો વિજય પ્રાપ્ત કરો કે કાંતો રણભૂમિમાં પ્રાણ આપો' એ શબ્દો કહ્યા હતા તે સમયે રાજપુત જાતિના આચાર સર્વ પ્રકારે શુદ્ધ હતા, અને તે સમયે સમસ્ત ભારતવર્ષ ઉપર ચૌહાણ સમ્રાટ્નું રાજ્ય હતું. ત્યાર પછી મુસલમાનોએ છસો વર્ષ પર્યંત ભારતવર્ષમાં રાજ્ય કર્યું, ત્યારબાદ પણ રાજપુતોના આચારની શુદ્ધતા પૃથ્વીરાજના સમયની તેમની શુદ્ધતાની સમાનજ હતી. યદ્યપિ ગિઝની ઘોરી, ખિલજી, સૈયદ, લોદી, અને મોગલ આ છ વંશના યવન પાદશાહો ઉક્ત છ શતાબ્દીમાં ભારતના સિંહાસનપર વિરાજમાન થઈ પ્રબલ પ્રતાપસહિત ભારતવર્ષનું શાસન કરી ગયા તે અરસામાં, રાજપુતોની અવસ્થા થોડા વખતને માટે અત્યંત શોચનીય થઇ ગઇ હતી તથાપિ રાજપુત નારીઓનું સચ્ચરિત્ર પૂર્વવત્ અટળ રહ્યું હતું. શું હિન્દુ કે શું મુસલમાન સર્વ ઇતિહાસવેત્તાઓએ રાજપુત સ્ત્રીઓનાં ચરિત્રની મુક્ત કંઠે પ્રશંસા કરી છે. ટૉડ સાહેબ હિંદુ કિંવા મુસલમાન ઇતિહાસવેત્તાઓના ગ્રંથોમાંથી રાજપુત નારીઓનાં સચ્ચરિત્રનાં ઉદાહરણો ઉદ્ધૃત કરવાને બદલે મહાશય બર્નિયર કે જેઓ એ ઘટનાઓ સમયે ભારતમાં સાક્ષાત્ વિદ્યમાન હતા, તેમના ‡ગ્રંથમાંથીજ નીચે પ્રમાણે ઉદ્ધૃત કરે છેઃ—

"પાપી અને દુરાત્મા ઔરંગઝેબ પોતાના પિતાને પદભ્રષ્ટ કરી, પોતાના સગા ભ્રાતાઓને મારી જે સમયે ભારતવર્ષમાં પોતાની પ્રભુતા ફેલાવવાને પ્રવૃત્ત થયો, તે સમયે રાજપુત જાતિ પોતાની સ્વાભાવિક રાજભક્તિનો પરિચય કરાવી બંદીવાન સમ્રાટ્નો પક્ષ ગ્રહણ કરી ઔરંગઝેબની પાપી પ્રવૃત્તિ સમૂળ નષ્ટ કરવાને માટે ઉદ્યત થઈ. રાજપુતો ઔરંગઝેબની સામે પોતાની સમગ્ર શક્તિ અજમાવવા લાગ્યા. અસીમ સાહસિક મહાવીર જશવંતસિંહની પતાકા નીચે ત્રીસહજાર રાજપુતો એકત્રિત થયા અને તેઓ અપૂર્વ ઉત્સાહ સહિત નર્મદાતટ તરફ ગયા અને મુરાદ તથા ઔરંગઝેબની સંયુક્ત સેના ઉપર તૂટી પડયા. મુરાદ અને પિતૃદ્રોહી ઔરંગઝેબની સામે રાજપુતો સવારથી સાંજ સુધી અવિશ્રાંત રીતે લડયા, પરંતુ દુર્ભાગ્યવશાત્ સાયંકાળે જ્યારે તેમને શત્રુઓએ ચારે તરફથી ઘેરી લીધા ત્યારે તેઓ ઘાયલ થયેલા દશ સહસ્ર વીરોને રણભૂમિમાં છોડીને નાશી ગયા. જશવંતસિંહ પોતાના રાજ્યમાં પાછા ફર્યા. ફરિસ્તાના ગ્રંથમાં એવો ઉલ્લેખ છે કે મહારાજા જશવંતસિંહ પોતાના રાજ્યમાં ચાલ્યા આવ્યા તો ખરા, પરંતુ તેમની રાણી કે જે ઉદયપુરના સીસોદીઆ રાણાની પુત્રી હતી તેણે, પોતાના પરાજિત સ્વામિને પાટનગરમાં પ્રવેશ કરવા દીધો નહિ અને ગઢનો દરવાજો બંધ કરાવી દીધો.

હવે બર્નિયર જણાવે છે કે મહારાજા જશવંતસિંહનો પરાભવ થયા પછી તેમની રાણીએ તેમને જે તિરસ્કારયુક્ત વચનો કહ્યાં હતાં તેનો ઉલ્લેખ કર્યા વિના રહી શકાતું નથી. જ્યારે રાણીના સાંભળવામાં આવ્યું કે મહારાજાએ પોતાના માત્ર પાંચસેં છસેં માણસોનેજ જીવંત રહેલા જોઈ શત્રુદલની સામે નિભાવ કરવો અશક્ય માની રણભૂમિનો ત્યાગ કર્યો છે, ત્યારે તેણે દૂત મોકલી તેમને આશ્વાસન આપવાને બદલે એકદમ પાટનગરના દરવાજા બંધ કરાવી દીધા. તેણે દુઃખિત થઇ તે કલંકિત માણસને નગરમાં પ્રવેશ નહિ કરવા દેવાની આજ્ઞા કરી. તેણે જણાવ્યું કે "તે મારો સ્વામી નથી. મેવાડના મહારાણાનો જામાતા આટલો નીચ કદિ પણ હોઈ શકતો નથી. તેણે આ વાત સ્મરણમાં રાખવી જોઇતી હતી કે ઉત્તમ વંશની સાથે સંબંધ બાંધીને ઉત્તમ વર્તનજ કરવું જોઈએ. તેને વિજય પ્રાપ્ત થવાનો સંભવ નહોતો તો તેણે શત્રુની સન્મુખ સમરભૂમિમાંજ પોતાના પ્રાણ ત્યાગ કરવા જોઇતા હતા." તે ક્રોધિત રાણીએ થોડી વાર પછી એક ચિતા તૈયાર કરી તેને પ્રદીપ્ત કરવાની આજ્ઞા કરી. તેણે પોતાનો સ્વામિ જીવંત હોવા છતાં ચિતામાં ભસ્મીભૂત થવાનો નિશ્ચય કર્યો હતો. રાણીની ઉપર્યુક્ત આજ્ઞા સાંભળી અંતઃપુરનિવાસિની રમણીઓએ વિનયપૂર્વક પ્રાર્થના કરી કે "જો તમે ચિતામાં બળીને ભસ્મીભૂત

‡ બર્નિયરે લખ્યું છે કે રાજપુતો રણભૂમિમાં જવા પૂર્વે જીવનવિસર્જનનો સંકલ્પ કરીને પરસ્પરને ભળીભેટીને વિદાય માગે છે તે સમયનું દ્રશ્ય અતિ મનોહર હોય છે.

થશો તો રાજાને પણ તમારી પાછળ જીવંત બળવું પડશે. નહિ તો આ કાર્યની પૂર્ણાહુતિ થયેલી કહેવાય નહિ." આ વચનો સાંભળી રાણી વિચારમાં પડી. તેના ક્રોધનો પાર રહ્યો નહિ અને તે રાજા સંબંધે અનેક તિરસ્કારયુક્ત વચનો ઉચ્ચારવા લાગી. રાણાની પુત્રીએ દેહોત્સર્ગ તો કર્યો નહિ પરંતુ તેણે આઠ નવ દિવસ પર્યંત મહારાજાનું મુખ જોયું નહિ. તે એક એકાંત કોટડીમાં પડી રહેતી હતી. આ સમાચાર સાંભળી તેની માતા ઉદયપુરથી આવી અને તેણે તેને અનેક પ્રકારે સમજાવીને કહ્યું કે "મહારાજા રણપરિશ્રમનો પરિહાર કરીને શીઘ્ર નવીન સેના એકત્રિત કરી રણભૂમિમાં જશે અને ઔરંગઝેબને પરાસ્ત કરી પોતાની કીર્તિ પ્રકાશિત કરશે." આ ઉપાખ્યાનપરથી રાજપુત નારીઓની સાહસિકતા અને વીરતા ઉત્તમ પ્રકારે પ્રદર્શિત થાય છે.

દિલ્લીના અંતિમ ચૌહાણ સમ્રાટ્ પૃથ્વીરાજના સમયના ઇતિહાસમાં રાજપુત નારીઓની વીરતાનાં આવાં અસંખ્ય ઉદાહરણો ઉપલબ્ધ થાય છે. * પૃથ્વીરાજે જ્યારે કનોજના રાજા જયચંદની કન્યા સંયુક્તાનું હરણ કર્યું ત્યારે સંયુક્તાએ જે ચારિત્ર્ય દર્શાવ્યું હતું તેમાં કેવળ સંયુક્તાનાજ સદ્ગુણો નહિ, પરતુ રાજપુત રમણી માત્રના સદ્ગુણો સ્પષ્ટ રીતે અંકિત થયેલા આપણને જણાય છે. અનુપમ રૂપલાવણ્યથી યુક્ત એવી સંયુક્તાએ જે દિવસે સ્વયંવરની સભામાં ઉપસ્થિત થઇ શતાવધિ રાજાઓનું માન મોડી દિલ્લીના મહાવીર પૃથ્વીરાજની પ્રતિમાના ગળામાં વરમાળા આરોપી, તે દિવસથી તેના અનેક ઉત્તમ સદ્ગુણો એક પછી એક જગતની દ્રષ્ટિએ પડયા છે. સંયુક્તાએ પૃથ્વીરાજની પ્રતિમાના ગળામાં વરમાળા આરોપી તેટલા માટેજ પૃથ્વીરાજની અને શતાવધિ રાજાઓની સહાયને પ્રાપ્ત થયેલા જયચંદની વચ્ચે પાંચ દિવસ પર્યંત અત્યંત ઘોર સંગ્રામ ચાલ્યો હતો. અંતે કનોજના અધિપતિનો પરાભવ થયો અને સંયુક્તા પૃથ્વીરાજને વરી. તત્પશ્ચાત્ કનોજની રાજકુંવરીએ પોતાના અનુપમ રૂપલાવણ્યથી તેજસ્વી વીર પૃથ્વીરાજને સર્વથા મોહિત કરી દઇ તેમને રાજકાર્યથી પરાવૃત્ત કરી દીધા હતા. સંયુક્તા આપણને ભારતની અનિષ્ટકારિણી સ્વરૂપે જણાઇ છે, પરંતુ તેના વાસ્તવિક જીવન ચરિત્રનો પ્રકાશ થતાં જગતની કોઇપણ જાતિ તેને રમણીમંડલમાં ઉચ્ચ આસન આપ્યા વિના રહેશે નહિ.

જ્યારે મહા બળવાન અને અત્યંત ક્રૂર શાહબુદ્દીન ઘોરી સિંધુ નદી ઉતરીને પૃથ્વીરાજનું ગૌરવ નષ્ટ કરવાને અને ભારતના પવિત્ર હૃદયમંદિરમાં યવનપતાકા રોપવાને તથા આર્ય શાસનનો લોપ કરવાને ભારતવર્ષમાં આવ્યો અને આ સમાચાર જ્યારે દિલ્લીના રાજમહાલયમાં પ્રેમ, આનંદ તથા વિલાસથી ઉન્મત્ત બનેલા પૃથ્વીરાજ તથા સતી સંયુક્તાના કર્ણપર પહોંચ્યા, ત્યારે રાઠોડબાળા સંયુક્તાની પ્રેમવિલાસની નિદ્રા એકદમ ભંગ થઇ ગઇ. તેણે તત્કાળ સચેત થઈ વિલાસવૃત્તિ છોડી દીધી અને રાજપુત વીરાંગનાની સ્વાભાવિક સાહસિકતા તથા વીરતા ધારણ કરી પોતાના પ્રાણાધિક પતિને સમરાંગણમાં જવાને પ્રોત્સાહન આપવામાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ. પોતાના પ્રાણવલ્લભને રણવેષથી સજ્જિત કરાને પોતાની સ્વાધીનતા તથા અતુલ ગૌરવની રક્ષા કરવાને માટે પ્રાણ વિસર્જન કરવાનો તેને બોધ આપી તે બોલી "હે પ્રાણનાથ ! અંતે આપનો અને મારો મેળાપ અવશ્ય સ્વર્ગમાં થશે."

સુપ્રસિદ્ધ ચંદ કવિના ગ્રંથમાં આ ઘટના, ભારતનું અધઃપતન તથા સંયુક્તાના વીરનારીને ઉચિત આચરણ વિષે ઉત્તમ વર્ણન ઉપલબ્ધ થાય છે. ભારતવર્ષમાં યવનોનું આગમન થયું તે પૂર્વે પૃથ્વીરાજને તે વિષે એક ભયંકર સ્વપ્ન આવ્યું હતું અને તે સ્વપ્નની વાત તેણે પોતાની પ્રાણપ્રિયાને કહી હતી. આ વાત સાંભળી રાણીએ કેવો ઉત્તર આપ્યો હતો ? તે બોલી "પ્રાણનાથ ! આપનાં ગૌરવની વૃદ્ધિ થશે અને આપને જય પ્રાપ્ત થશે. હે ચૌહાણ કુલ સૂર્ય ! આ જગતમાં આપના જેવા પરમ આનંદ અને પરમ સુખનો ઉપભોગ કોણે લીધો છે? આપના જેવું ગૌરવ કોને પ્રાપ્ત થયું છે ? માત્ર મનુષ્યોનેજ અવશ્ય મરણ પ્રાપ્ત થાય છે એમ ધારશો નહિ, કારણ કે મરણ તો દેવને પણ છોડતું નથી. સર્વ જણ જીર્ણ શરીરને બદલવાની અભિલાષા રાખે છે. ચિરકાળ પર્યંત જીવંત રહેવા કરતાં મૃત્યુજ શ્રેષ્ઠ છે. આપે

* "**ભારતનાં સ્ત્રીરત્નો**" એ નામના પ્રસિદ્ધ થયેલા વિસ્તૃત ગ્રંથમાં આવી મહાન વીરાંગનાઓ અને વીર કન્યાઓનાં સેંકડો હૃદયગ્રાહી ચરિત્રોનો સંગ્રહ છે. મંત્રી. સ. સા.

કેવળ આપના આ જગતના સ્વાર્થ તરફજ દ્રષ્ટિ રાખવી જોઇએ નહિ. આપે અક્ષય કીર્તિ પ્રાપ્ત કરવાની વૃત્તિ પણ રાખવી જોઇએ. આપ આપની તીક્ષ્ણ તલવાર વતી શત્રુઓનો નાશ કરો અને સ્વર્ગે સિધારો, હું પરલોકમા આપની અર્ધાંગિની બનીશ."

ત્યાર પછી પૃથ્વીરાજને સહાય કરવા આવેલા રાજાઓ તથા સામંતો યવન પાદશાહની સામે શી રીતે યુદ્ધ કરવું તે વિષે ચર્ચા કરવા લાગ્યા. પૃથ્વીરાજ પોતાની પ્રાણપ્રિયાની સલાહ લેવાને માટે અંતઃપુરમાં ગયો. રમણીકુળરત્ન સંયુક્તા બોલી "વળી કોઇ આવા વિષયમા સ્ત્રીની સલાહ લેતા હશે? આખુ જગત નિશ્ચયપૂર્વક માને છે કે સ્ત્રી જાતિમાં ઘણું થોડું જ્ઞાન હોય છે. પણ શું કહું? સ્ત્રીના મુખમાથી સત્ય વચન નીકળે તોપણ તેપર લક્ષ આપવાને કોઇ ઇચ્છતું નથી. ચિરકાલથી સ્ત્રી જાતિને અજ્ઞાન માનવામા આવે છે. અને તેટલા માટે કોઇ પણ બાબતમાં તેની સલાહ લેવામાં આવતી નથી. પરંતુ **વાસ્તવમાં સ્ત્રી સુખદુઃખમાં સમાન ભાગની અધિકારિણી છે. હવે આપને મારી સલાહ એજ છે કે આપ રણક્ષેત્રમાં જઇ પ્રાણાંત પર્યંત શત્રુની સામે યુદ્ધ કરો અને આપનો પરલોક વાસ થશે તો હું પણ ત્યાં આવીશ. હું કદિ આપનો સાથ છોડીશ નહિ.** આપની સાથે આવવામાં મારે ગમે તેવાં સંકટો સહન કરવા પડશે તો તે હું ખુશીથી સહન કરીશ. હું કદિ પણ આપનો વિયોગ સહન કરી શકીશ નહિ."

ભારતનું રાજકીય આકાશ મેઘાવૃત્ત થઇ ગયુ. ભયંકર સમરાગ્નિ પ્રદીપ્ત થયો. વિધર્મી મુસલમાન સેનાએ સમસ્ત ભારતવર્ષનું હૃદય કંપાયમાન કરી દીધુ. સ્વાધીનતા, જન્મભૂમિ અને હિંદુ જાતિના ગૌરવની રક્ષા કરવાને તથા યવનોનુ દમન કરવાને માટે ભારતવર્ષના પ્રાયઃ સર્વ રાજાઓ પોતપોતાની સેના લઇ રણભૂમિમાં આવી ઉપસ્થિત થયા. આજ વખતે દિલ્લીના રણવાસમા સતી સંયુક્તાએ પોતાના પ્રાણપતિને યુદ્ધમાં જવાને માટે મુસજ્જ કર્યા. આ વખતે સંયુક્તાનાં વિશાળ નેત્રો કેવળ પૃથ્વીરાજ તરફજ ચોંટી રહ્યાં હતાં. રણતુરીના ધ્વનિએ રણવાસમાં ઉભા રહેલાં રાજા રાણીના હૃદયપર પ્રચંડ અને ભયંકર આઘાત કર્યો. જાણે યમરાજનો દૂત આવ્યો ન હોય તેમ તેમને લાગ્યું. તત્પશ્ચાત્ વીરશ્રેષ્ઠ પૃથ્વીરાજે પોતાની પ્રાણપ્રિયા સંયુક્તા પાસેથી અંતિમ વારની વિદાય લીધી. સંયુક્તાએ પ્રતિજ્ઞા કરી કે "જ્યાં સુધી યુદ્ધ સમાપ્ત થશે નહિ ત્યાં સુધી હું કેવળ જલપાન કરીનેજ જીવન ધારણ કરીશ." સંયુક્તાનાં અંતિમ વચનો આ હતાંઃ "આ +યોગિનીપુરમાં હવે પ્રાણેશ્વરનાં દર્શન થશે નહિ. હવે એમનો મેળાપ પુનઃ સ્વર્ગમાંજ થશે." તેમનાં આ વચનો સત્ય નિવડયાં. પ્રસ્તુત મહા સમરમાં ભારતના ભાગ્યનું પતન થયું, હિંદુજાતિની સ્વાધીનતાનો લોપ થયો. અને પૃથ્વીરાજ પરાજિત, બંધનગ્રસ્ત તથા હતજીવન થયા. અને વીરબાળા સંયુક્તાએ ચિતાની પ્રજ્વલિત અગ્નિમાં પોતાના અનુપમરૂપ લાવણ્યમય શરીરને સમર્પણ કરી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવામાં એક મુહૂર્તનો પણ વિલંબ કર્યો નહિ.

અંગ્રેજી શીખેલા યુવકો અંગ્રેજી સાહિત્યમાં લુક્રેશિયાનું જીવનવૃત વાંચી તેથી મુગ્ધ બની જાય છે. પરંતુ તેમને સાવધાન કરવાને માટે લુક્રેશિયા કરતાં પણ વિશેષ સદ્ગુણી એક સતી સાધ્વી અને બુદ્ધિમતી રાજપુત બાલાનું જીવન વૃત્તાન્ત અત્રે અમે લખીએ છીએ.

ગાનોર (ગુન્નોર)ની રાણીને રાજપુત લુક્રેશિયા કહીશું તો ચાલશે. જ્યારે ક્રૂર યવનોની સેનાએ સાક્ષાત્ યમરાજનું સ્વરૂપ ધારણ કરી ગાનોરપર આક્રમણ કર્યું ત્યારે ઉક્ત રાણીએ તેની સામે થઇ તેના કરાલ ગ્રાસમાંથી પાંચ દુર્ગોનુ રક્ષણ કર્યું હતું. તેણે અસીમ સાહસિકતા અને પરમ વીરતા દર્શાવી અંતે નર્મદાતટપર આવેલા પોતાના છેલ્લા દુર્ગમાં આશ્રય લીધો. હજી તે પોતાની સેનાસહિત નદી પાર ઉતરી પણ નહોતી એવામાં શત્રુઓની સેના ત્યાં આવી પહોંચી. આ સમયે રાણીની પાસે ઘણાજ થોડા સૈનિકો હતા. તેઓ શત્રુઓને જોતાંજ અત્યંત હતાશ થઇ ગયા, તેથી તે કિલ્લો શીઘ્ર યવનોના હાથમાં ગયો. ભોપાલમાં જે નવાબનો વંશ આજ પર્યંત વિદ્યમાન છે તે નવાબ આ સેનાનો સેનાપતિ હતો. તે ઉક્ત રાણીનુ અનુપમ રૂપલાવણ્ય જોઈ તેનાપર મોહિત થઈ ગયો અને તેને હસ્તગત કરવાને માટે પ્રયત્ન કરવા લાગ્યો. તેણે કિલ્લો પોતાના અધિકારમાં લીધા પછી રાણીના પાસે પોતાનો એક દૂત

+ ચંદ કવિના ગ્રંથોમાં દિલ્લીનું બીજું નામ "યોગિનીપુર" જણાવ્યું છે.

મોકલ્યો. આ વખતે રાણી દુર્ગમાં એક દિવાનખાનામાં બેઠી હતી. તેણે દૂતના મુખદ્વારા સેનાપતિએ મોકલેલો સંદેશો સાંભળી તેની સાથે કહેવરાવી મોકલ્યુ કે "આપને હૃદય સોંપવાને હું તૈયાર છું, પરંતુ વિધિપૂર્વક લગ્ન કરવું એ આપણું પ્રથમ કર્તવ્ય છે. આપની વીરતા અને યુદ્ધનિપુણતા તથા ચપળતા જોઇ હું અત્યંત પ્રસન્ન થઇછુ, અને આપના જેવા વીર સ્વામી પ્રાપ્ત થવા, એ મોટા સૌભાગ્યની વાત માનુ છુ. પરંતુ આ શુભ વિવાહની તૈયારી કરવા માટે થોડા કલાકના અવકાશની અપેક્ષા છે. કિલ્લામાંજ વિવાહ કાર્ય કરવાને હું તૈયાર છું." દેવતાઓને પણ દુર્લભ એવા સ્ત્રીરત્નની અવશ્ય પ્રાપ્તિ થયેલી માની ખાંસાહેબે પ્રસન્ન ચિત્તે તેને વિવાહની તૈયારી કરવા માટે બે કલાકનો અવકાશ આપ્યો.

આટલા સ્વલ્પ અવકાશમાં વિવાહની સમસ્ત તૈયારી થઈ ગઈ. રણવાદ્ય અને રણભેરીના ધ્વનિને બદલે વાજાંનો સુમધુર અને મંગલ ધ્વનિ નીકળવા લાગ્યો. રાણીએ યવનોના સેનાપતિને માટે મહામૂલ્યવાન હીરા તથા મણિમુક્તાજડિત વસ્ત્રાલંકાર મોકલી દીધા. યવન સેનાના નાયક ખાંસાહેબ પોતાને હિંદુ રૂપવતી સ્ત્રીના પ્રાણવલ્લભ બની ગયેલા માની અપૂર્વ આનંદસાગરમાં ડૂબી ગયા. બડેમીયાંના હર્ષનો પાર રહ્યો નહિ. તેમણે સમસ્ત વસ્ત્રાલંકાર ધારણ કર્યા અને તેઓ સુયોગ્ય વરરાજા બની ગયા. પછી રાણીના આમંત્રણથી તેઓ તેની સમીપ જઇ પહોંચ્યા. રાજપુત રાણીનુ અનુપમ સૌંદર્ય જોઇને તત્કાલ વરરાજા ખાંસાહેબ મંત્રમુગ્ધ બની ગયા, અને જીવતાજ કબરમાં ચાલ્યા ગયા હોય તેવા નિશ્ચેષ્ટ થઈ ગયા. તેણે પોતાના સમસ્ત જીવનમા આવુ સર્વાંગસુંદર રમણીરત્ન કદિ પણ જોયુ નહોતું. તે અનિમિષ નેત્રે ઉક્ત રાજપુત રાણીના સૌંદર્યરૂપી અમૃતનુ પાન કરવા લાગ્યો. થોડીવાર પછી ખાસાહેબ બોલ્યા "આજે મારો માનવ જન્મ સાર્થક થયો છે." રાણીએ ખાંસાહેબને એક સુવર્ણના આસનપર બેસવાને કહ્યું અને તે પોતે સ્વતંત્ર આસનપર પોતાની સખીઓ સહિત પતિવ્રતા ઇંદ્રાણીની પેઠે વિરાજમાન થઇ. તેના દ્વારા ત્યાં સ્વર્ગની જ્યોતિના જેવો પ્રકાશ પ્રસરી રહ્યો. મોહિત થયેલા ખાંસાહેબને તો એક એક પળ એક એક યુગ સમાન જણાવા લાગી. રાજપુત રાણીએ ખાસાહેબની પુષ્કળ પ્રશંસા કરી તેને ખૂબ છાપરે ચઢાવ્યો અને મધુર વચનોથી તેને સારી રીતે વશ કરી લીધો. પરંતુ એટલામાં અચાનક ખાંસાહેબનુ પ્રફુલ્લિત વદન મ્લાન થઈ ગયુ અને તેને ભયંકર તાવ ચઢી આવ્યો. તે નિશ્ચેષ્ટ થઈ ગયો, તેનામાં જરા પણ શુદ્ધિ રહી નહિ. તરતજ તેના અંગપર શીતળ વાયુ ઢોળી તથા નિર્મળ જળ છાંટી તેને શુદ્ધિમાં આણવાના પ્રયત્ન કરવામાં આવ્યા. પરંતુ તે સાવધાન અને સચેત થઈ શક્યો નહિ. આ રીતે ઘણો સમય વહી ગયા પછી ખાંસાહેબ એકાએક ઉઠીને ઉભા થયા અને તેણે મદોન્મત્ત હાથીની પેઠે આમતેમ દોડી પોતાના ઉભય કરદ્વારા પોતાના અંગપરનાં મૂલ્યવાન વસ્ત્રાભૂષણો કાઢી કાઢીને ફેંકી દેવા માંડયાં. ઉક્ત રાણીએ ખાંસાહેબને ઉચ્ચ સ્વરે જણાવ્યુ "ખાંસાહેબ! આપનો અંતકાળ સમીપ આવી પહોંચ્યો છે. વિધાતાએ તમારા અને અમારા પ્રાણત્યાગ એક સાથેજ નિશ્ચિત કર્યા હતા. આપે જે વસ્ત્ર પરિધાન કર્યા છે તે કાલકૂટ વિષથી યુક્ત છે અને તે અવશ્ય આપના પ્રાણ હરશે. પોતાના સતીત્વનું રક્ષણ કરવાને માટે રાજપુત સ્ત્રી બીજો શુ ઉપાય કરે વારૂ?" રાજપુત વીર બાલાનાં આ વચનો સાંભળી સર્વને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થયું. આ વચનો ખરેખર ભયંકર હતાં. ક્યાં વિવાહની તૈયારી અને ક્યાં મરણની તૈયારી! ક્યાં મળવાનો ઉદ્યોગ અને ક્યાં સદાનો વિયોગ! વિવાહના ઉત્સાહને બદલે પ્રાણાંતનો વિષાદ દ્રષ્ટિગોચર થયો. અલ્પ સમયમાંજ શુંનું શું થઈ ગયું? તે રાજપુત વીર બાળા–તે રાજપુત સતી શ્રેષ્ઠ કિલ્લાની અગાસીપર ગઇ અને યમની યંત્રણાથી પીડિત થતા પેલા ખાંસાહેબ પ્રતિ એકવાર દ્રષ્ટિપાત કરી તે વિશ્વમોહિનીએ હસતાં હસતાં ઉંચી છત્ર ઉપરથી પોતાના અનુપમ સૌંદર્યમય શરીરને કિલ્લા નીચે વહેતી નદીમાં નાંખી દીધું. હતભાગી ખાંસાહેબના પ્રાણ પણ તે વિષમ યંત્રણાથી શીઘ્ર તેનાં પાપયુક્ત શરીરનો ત્યાગ કરી ગયા. ઉક્ત કિલ્લાથી ભોપાલ તરફ જવાના માર્ગમાં ઉક્ત ચાંદખાંની કબ્ર આજ પર્યંત વિદ્યમાન છે. લોકો માને છે કે ઉક્ત કબ્રનાં દર્શન કરવા જે જાય છે તેનો ગમે તેવો અસાધ્ય રોગ પણ ત્રણ દિવસમાં નિવૃત્ત થઇ જાય છે.

રાજપુત સ્ત્રીઓ પોતાનાં સન્માન અને ગૌરવની રક્ષા કરવાને માટે કેવા કેવા પ્રયત્ન કરતી હતી તેનું એક અતિ સોજ્વલ દ્રષ્ટાંત મહા માનનીય કર્નલ ટૉડ અત્રે આપે છે. અંબરના વિખ્યાત મહારાજા

જયસિંહે કોટાની રાજકુમારી સાથે વિવાહ કર્યો હતો. તે રાણીનો સ્વભાવ, તેનાં આચરણ તથા પહેરવેષ અત્યંત સરલ તથા આડંબરહીન હતો. પરંતુ સુસભ્ય અને સમૃદ્ધિશાલી અંબરરાજના અંતઃપુરની રાણીઓમાં અત્યંત મૂલ્યવાન વસ્ત્રાભૂષણો પરિધાન કરવાની રીતિ પ્રચલિત હતી. કોટાની રાજકુમારી આ રીતિને યોગ્ય માનતી નહોતી. એક સમયે અંબરરાજ કોટાની રાજકુમારીની સાથે બેઠા હતા. તેમણે વાતવાતમાં તેને કહ્યું કે "આપના કરતાં તો આપણા રાજ્યમાં વસતી નીચ જાતિની સ્ત્રીઓ પણ અધિક સુંદર અને રમણીય વસ્ત્રાભૂષણો પરિધાન કરે છે" તત્પશ્ચાત્ થોડી વારે તેઓ એક કાચનો ટુકડો લેઇ રાણીએ પહેરેલાં વસ્ત્રો કાપવા લાગ્યા. કોટાની રાજકુમારી બોલી "આતો આપે મારૂં ઘોર અપમાન કર્યું." એમ કહીને તેણે તરતજ મ્યાનમાંથી તલવાર કાઢી અને તે પુનઃ ગંભીર સ્વરે બોલી "મેં જે રાજવંશમાં જન્મ ગ્રહણ કર્યો છે તે કદાપિ આ પ્રકારની ઘૃણા અને ઉપહાસ સહન કરી શકશે નહિ. આપ આ વાત સ્મરણમાં રાખજો કે પરસ્પરને સન્માન આપવાથી કેવળ દાંપત્ય સુખજ મળે છે એમ નથી, પરંતુ ધર્મની રક્ષા પણ થાય છે." થોડીવાર મૌન ધારણ કરી તે વીર બાલા પુનઃ બોલી "મહારાજ ! જો આ પ્રકારે આપ મારૂં ઘોર અપમાન કરવાના હો તો આ વાત બરાબર લક્ષમાં રાખજો કે કોટાની રાજકુમારી તલવાર વાપરવામાં જેટલી નિપુણ છે તેટલા આપ કાચનો ટુકડો વાપરવામાં ચતુર નથી." ત્યાર પછી રાણીએ પોતાના સ્વામિની પાસે એવી પ્રતિજ્ઞા કરાવી લીધી કે "કોટાના રાજવંશની કોઇપણ સ્ત્રીને આવું અપમાન હું કદિ પણ કરીશ નહિ, તેમજ મારા વંશજો પણ આ નિયમનું પાલન કરશે." કર્નલ ટૉડ જણાવે છે કે આ નિયમનુ અટલ રીતે અદ્યાપિ પાલન થાય છે.

રાજપુત સ્ત્રીઓનાં સતીત્વ, સાહસ અને શારીરિક બળના સંબંધમાં કોટાના વિખ્યાત વીર જાલિમસિંહના મુખમાંથી નીકળેલાં વચનોનો કર્નલ ટૉડ અત્રે ઉલ્લેખ કરે છે. રંક કુલની રાજપુત સ્ત્રીઓ પોતાના પતિને કૃષિકર્મમાં સહાય કરે છે અને તેમને માટે ક્ષેત્રમાં અન્નાદિ લઇ જાય છે એ વાત સર્વને સુવિદિત છે. એક સમયે એક રાજપુત કૃષિકારની સ્ત્રી પંચમહાડ નામના શિખરની નિકટના વનમાં પોતાના સ્વામિને માટે ભોજન બનાવીને લઇ જતી હતી. એવામાં એક મહા પ્રચંડ વરાહ જંગલમાંથી નીકળી તેને પકડવાને માટે તેની પાછળ દોડયો. તે સ્ત્રી સમજી નહિ કે આ વરાહ ભોજનની લાલચથી મારી પાછળ આવે છે કે પકડવાની ઇચ્છાથી આવે છે. તે તરતજ એક વૃક્ષની નીચે ઉભી રહી. વરાહ ઉંચો થઇ તે સ્ત્રીને પકડવાની ચેષ્ટા કરવા લાગ્યો. તે સ્ત્રી પોતાની રક્ષા કરવાને માટે વૃક્ષની ચારે તરફ ફરવા લાગી. તે વરાહ પણ તેની પાછળ પાછળ ફરવા લાગ્યો. અંતે જ્યારે તે સ્ત્રીને પોતાની રક્ષા કરવાની અસમર્થતા જણાઇ ત્યારે તેણે અસીમ સાહસ વાપરી પોતાના ઉભય હસ્તોથી મજબૂત રીતે ઉક્ત વરાહને પકડી લીધો. વરાહ પ્રચંડ શક્તિયુક્ત હાથોને છોડાવવાને કોઇ પણ પ્રકારે શક્તિમાન થયો નહિ. થોડી વારમાં ઉક્ત સ્ત્રીએ એક સૈનિકને જતો જોયો. તે સ્ત્રીએ દીન વચનથી તેને સહાયને માટે બોલાવ્યો. ઉક્ત સ્ત્રીનાં વચનો સાંભળી તે વીર તેની પાસે ગયો અને તેણે પોતાના ઉભય હસ્તદ્વારા તે વરાહને પકડી લીધો. સ્ત્રી આ ખટપટમાંથી મુક્ત થઇ બે ચાર ડગલાં ચાલી એટલામાં તે સૈનિક પોકારી ઉઠયો "અરે બાઇ, આ બળવાન વરાહ મારાથી અંકુશમાં રહી શકતો નથી." આ વચનો સાંભળી તે કૃષિકાર સ્ત્રી હસતી હસતી શીઘ્રતાપૂર્વક ચાલી અને પોતાના સ્વામિ પાસે જઇ તલવાર લઈ આવી તે વરાહને મારી સૈનિકને મુક્ત કર્યો. રાજપુત સ્ત્રીઓની સાહસિકતા, બળ અને સતીત્વનાં આવાં અનેક ઉદાહરણો પ્રાપ્ત થાય છે.

કર્નલ ટૉડે આવું બીજું એક અતિ પ્રસિદ્ધ ઉદાહરણ આપી આ અધ્યાયની પરિસમાપ્તિ કરી છે. આ ઘટના રાજવાડાના પ્રત્યેક ભાગમાં સર્વશ્રુત છે. આ ઘટના મરૂભૂમિમાં આવેલા જયશાલના ઇતિહાસમાંથી પ્રાપ્ત થઇ છે. જયશાલના મીરના તાબામાં આવેલા પુંગલ નામક પ્રદેશમાં રણુંગદેવ નામનો એક સામંત અધિકાર ભોગવતો હતો. તેનો ઉત્તરાધિકારી પુત્ર સાધુ સમસ્ત મરૂભૂમિમાં ભયનું કારણ થઇ પડયો હતો. સાધુ પરમ સાહસિક વીર અને મહાન લુટારો હતો. તે દક્ષિણમાં સિંધુ નદી અને પૂર્વમાં નાગોર સુધી ભ્રમણ કરીને ઉપદ્રવ કર્યા કરતો હતો. એક સમયે મહા બળવાન સાધુ એક નગરમાં લુટ કરી, પુષ્કળ હાથીઓ તથા ઉંટોને હસ્તગત કરી પોતાના પાટનગર તરફ જતો હતો. રસ્તામાં

મહિલ જાતિના નાયક માણિકરાવની રાજધાની અરિન્ત નગરી આવી. માણિકરાવ ૧૪૪૦ ગ્રામોના અધીશ્વર હતા. સાધુના આગમનના સમાચાર સાંભળતાંની સાથેજ માણિકરાવે તેમને પોતાના નગરમાં આવવાને આમંત્રણ કર્યું. વીરશ્રેષ્ઠ સાધુ મહિલપતિના આમંત્રણને માન આપી તેમની રાજધાનીમાં આવ્યા. માણિકરાવે તેમનો પરમ આદરસત્કાર કર્યો. માણિકરાવને કર્મદેવી નામની એક પરમ રૂપવતી તરૂણ કન્યા હતી. આ યુવતી, સાધુને રાજવાડાના સર્વશ્રેષ્ઠ અશ્વારોહી તરિકે ઓળખતી હતી. કર્મદેવીનો વિવાહ અત્યાર પૂર્વે મંદોરના રાઠોડ રાજકુમારની સાથે થઇ ચૂકયો હતો. પરંતુ આ સમયે તેણે સાધુને સ્વનેત્રોથી જોઈ સિંહાસનના અધિકારી રાઠોડ રાજકુમારને તિલાંજલિ આપી પુગલના સામંતના પુત્રને વરવાનો મનમાં સંકલ્પ કર્યો. મંદોરનો રાજકુમાર પ્રચંડ બળશાલી હતો અને તેની સાથે વિવાહ નિશ્ચિત કર્યા છતાં પણ જો તેને કન્યા સમર્પણ કરવામાં ન આવે તો પછી માણિકરાવપર દારૂણ વિપત્તિ આવી પડવાનો સંભવ હતો. આ વાત માણિકરાવ જાણતો હતો તે છતાં પણ તેણે પોતાની કન્યા સાધુને આપવાનો પ્રસ્તાવ કર્યો અને સાધુએ તે પરમ આનંદપૂર્વક સ્વીકાર્યો, પછી સાધુએ ત્યાંથી વિદાય લીધી. યોગ્ય સમયે પુગલમાં તેની પાસે વિવાહનું નાળીએર મોકલવામાં આવ્યું. સાધુએ તે નાળીએર તરતજ સ્વીકાર્યું. શુભ દિવસ અને શુભ મુહૂર્તમાં કર્મદેવીનો વિવાહ સાધુની સાથે થઇ ગયો. મહિલપતિએ સાધુને પહેરામણીમાં મહા મૂલ્યવાન વસ્ત્રાભૂષણો, સુવર્ણ અને ચાંદીનાં પાત્રો, એક સુવર્ણનો પોઠીઓ અને તેર દાસીઓ આપી.

મંદોરનો યુવરાજ અરણ્યકમલ, પોતાની સાથે જે સ્ત્રીનો વિવાહ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો તે સ્ત્રીનો વિવાહ સાધુની સાથે થયેલો જાણી અત્યંત ક્રોધાન્વિત થયો અને તેણે તેનો માર્ગ રોકવાને માટે ચાર સહસ્ત્ર રાઠોડ સૈનિકોને મોકલી દીધા. આ ઘટના બની તે પૂર્વે સાધુએ સંકલ મેહરાજ નામના સામંતના પ્રિય પુત્રનો વધ કર્યો હતો. તે સામંતે પણ આ પ્રસંગને વૈર લેવાનો ઉત્તમ અવસર ધારી ઘોર અપમાનથી ક્રોધિત થયેલા રાઠોડ રાજકુમારને સહાય કરી. આ સર્વ સમાચાર માણિકરાવને પૂર્વથી મળ્યા હતા. ભયંકર યુદ્ધ થવાનો સંભવ ધારી તેમણે પોતાના પ્રિય જામાતા તથા પુત્રી નિર્વિઘ્નતા પૂર્વક જઇ શકે એટલા માટે તેમની સાથે ચારહજાર મહિલ સૈનિકો મોકલવાની તૈયારી કરી. પરંતુ તેજસ્વી સાધુએ કહ્યું કે "મારી સાથે જે સાતસેં ભટ્ટી વીરોની સેના છે તેજ અમને નિર્વિઘ્નતાપૂર્વક અમારા નિવાસસ્થાનમાં પહોંચાડી શકશે." જ્યારે મહિલપતિએ અત્યંત આગ્રહ કર્યો ત્યારે કર્મદેવીના જ્યેષ્ઠ ભ્રાતા મેઘરાજના હાથ નીચેના પચાસ માણસો લઇ જવાને તેમણે કબુલ કર્યું.

પ્રબલ પરાક્રમશાલી સાધુ પોતાની નવવિવાહિતા ભાર્યા તથા સેનાને શુભ મુહૂર્તમાં પોતાની સાથે લેઇ પોતાના દેશ તરફ ચાલ્યા. તેમણે ચંદનનામક સ્થાનમાં જઇ વિશ્રામ કર્યો. તે વખતે અરણ્યકમલની સેનાએ આવી દર્શન દીધું. વીરશ્રેષ્ઠ સાધુ પોતાની પંચકલ્યાણી નામક સમરતુરંગિણીની પીઠપરનું શોભાયમાન વસ્ત્ર પૃથ્વીપર બિછાવી તેનાપર સૂતા હતા. ઘોડીની લગામ તેમના બાહુની સાથે બાંધેલી હતી. આ રીતે તેઓ વિશ્રાંતિસુખ ભોગવી રહ્યા હતા એવામાં શત્રુની સેના આવી પહોંચી. સંકલ પ્રથમથીજ સાધુને ઓળખતો હતો તેથી તેણે શીઘ્ર તેને સાવધાન કરવાને માટે એક દૂત તેની પાસે મોકલી દીધો.

સાધુ નિદ્રા લેતા હતા અને તેની પાસે એક બાજુએ પંચકલ્યાણી ઉભી હતી. શત્રુદલના પગલાં સાંભળતાંની સાથેજ તેણે પોતાના શ્વેત પાદના આઘાતથી પોતાના સ્વામીને જાગૃત કરી દીધો. પંચકલ્યાણીએ પોતાના પદાઘાતથી સાધુની નિદ્રાનો ભંગ કર્યો તેથી તે તેના તરફ અનાદરની દ્રષ્ટિથી જોવા લાગ્યો, કારણ કે તેનું આ કૃત્ય તેને પસંદ પડયું નહોતું. દૂતે આવી સન્માન પૂર્વક તેમને કહ્યું "અરણ્યકમલ આપની સાથે બાહુબલની પરીક્ષા કરવાની અભિલાષા ધરાવે છે." સાધુએ યથાર્થ રાજપુત વીરની પેઠે કાંઈ પણ બોલ્યા વિના આ પ્રસ્તાવનો સ્વીકાર કર્યો. પછી તેઓ દૂત પ્રત્યે બોલ્યા "હું મારી સાથે જે અફીણ લાવ્યો હતો તે કોણ જાણે ક્યાં ખોવાઈ ગયું છે. માટે તમે તમારા સ્વામીની પાસેથી થોડું અફીણ લઇને મારાપર મોકલાવજો." શત્રુઓએ થોડું અફીણ શીઘ્ર સાધુપર મોકલી આપ્યું. આ અફીણનું સેવન કરી સાધુ પોતાનો પરિશ્રમ પરિહાર કરવાને માટે શય્યાપર સૂઈ રહ્યા. અલ્પ સમય પશ્ચાત્ તેમણે રણવેષથી સુસજ્જિત થઇ સમસ્ત અસ્ત્રશસ્ત્ર ધારણ કર્યાં. ત્યાર પછી તેણે પોતાની તુરંગિણીને

સંબોધીને કહ્યું કે "અન્ય સમરોમાં જે પ્રમાણે તેં મને તારી પીઠપર ધારણ કરીને વિજયલક્ષ્મી પ્રાપ્ત કરાવી છે તેજ પ્રમાણે આજે પણ મને વિજય અપાવજે. રાઠોડોની સેનામાંથી પાહુ શાખાનો જયતંગ નામનો યોદ્ધા સૌથી પહેલાં બાહુબલની પરીક્ષા કરવાને માટે સાધુની સામે આવ્યો. ઉભય વીરો અશ્વારૂઢ થઈ ભયંકર મૂર્તિ ધારણ કરી યુદ્ધ કરવા લાગ્યા. તેમના હાથ નીચેના સૈનિકો પણ પોતપોતાની શક્તિ અજમાવવા લાગ્યા. રાઠોડો, ભટ્ટી વીરોના અસ્ત્રાઘાતથી શીઘ્ર રણભૂમિમાં પડવા લાગ્યા. વિજય પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પરમ ઉત્સાહિત થઈ ભટ્ટી વીરો રુદ્રનું સ્વરૂપ ધારણ કરી શત્રુદલમાં પ્રવેશી પોતાના બરોબરીઆ વીરોની સાથે દ્વંદ્વયુદ્ધ કરવા લાગ્યા.

આ પ્રકારે ઉભય પક્ષોની વચ્ચે દારૂણ યુદ્ધ થવા લાગ્યું. દ્વંદ્વયુદ્ધ ચાલતું હોવાથી બીજા વીરો મૌન ધારણ કરીને તે યુદ્ધને નિહાળતા હતા. અંતે વીરશ્રેષ્ઠ સાધુએ અતિ ભયંકર સ્વરૂપ ધારણ કરી પોતાની તીક્ષ્ણ તલવારના આઘાતથી રાઠોડ સેનાનો ભીષણ સંહાર કરવા માંડયો. તેમની પ્રાણપ્રિયા કર્મદેવી રથપર આરૂઢ થઇ તેમની પરમ વીરતા નિહાળવા લાગી. તેઓ જ્યારે શત્રુનો સંહાર કરીને વિજય સહિત પાછા ફરતા હતા ત્યારે કર્મદેવી આનંદિત હૃદયથી ઉચ્ચ સ્વરે તેમની પ્રશંસા કરી તેમને ઉત્તેજિત કરતી હતી. આ રીતે શત્રુ પક્ષના છસેં માણસો માર્યા ગયા, અને સાધુની અર્ધ સેના કપાઇ ગઇ. પછી અમિત પરાક્રમશાલી સાધુએ પોતાની પ્રાણપ્રિયા પાસે જઇ તેની પાસે અંતિમ વિદાય માગી. વીર બાલા કર્મદેવીએ પોતાના પતિને પ્રોત્સાહન આપી કહ્યું "આપની વીરતા અને આપનું બાહુબલ આજે મેં સ્વનેત્રોથી જોયુ છે. યદિ આપ રણભૂમિમાં શયન કરો તો સ્મરણમાં રાખજો કે આ દાસી પણ અવશ્ય પોતાના પ્રાણનો ત્યાગ કરી આપની સંગિની થશે." વીરશ્રેષ્ઠ સાધુ પોતાની સ્ત્રીની પાસેથી વિદાય લઇ અરણ્યકમલની સાથે યુદ્ધ કરવાને માટે ગયો. આ સમયે અરણ્યકમલ પણ સાધુ સાથે યુદ્ધ કરી તેનાં રૂધિરનું પાન કરી સમરાગ્નિની પૂર્ણાહુતિ કરવાને માટે તૈયાર થઈને ઉભો હતો. શીઘ્ર ઉભય વીરો એક બીજાની સામસામે આવીને ઉપસ્થિત થયા. પ્રથમ તો તેઓ વારોચિત વચનોથી એક બીજાનો તિરસ્કાર કરવા લાગ્યા અને ત્યાર પછી તેમણે શસ્ત્રાઘાત કરવાનો પ્રારંભ કર્યો. યુદ્ધવિદ્યાવિશારદ સાધુના ભાલાએ પ્રથમ અરણ્યકમલના ગળાને ભેદી નાંખ્યું. તત્કાળ અરણ્યકમલે વિદ્યુદ્વેગે તેનો બદલો લીધો. શત્રુના ભાલાએ સાધુનું મસ્તક ભેદી નાંખ્યું. ઉભય વીરો પૃથ્વીપર તુટી પડયા. સાધુના જીવનનો દીપક તત્કાળ નિર્વાણ પામ્યો. અરણ્યકમલ તો કેવળ મૂર્ચ્છિતજ થયો હતો. જ્યારે ઉભય પક્ષના નેતાઓનું ભૂમિપર પતન થયુ કે તરતજ યુદ્ધની સમાપ્તિ થઈ ગઇ. આ યુદ્ધમાં જે હજારો માણસોનો નાશ થયો તેનું કારણ માત્ર કર્મદેવીજ હતી. હવે તે પોતાના પ્રાણપતિની સાથે જવાને તૈયારી કરવા લાગી. એક તીક્ષ્ણ તલવાર લઈ તે વીરબાલાએ પ્રથમ પોતાનો ડાબો હાથ કાપી નાંખ્યો અને પછી તે પોતાના એક સેવકને આપીને બોલી "આ હસ્ત મારા પ્રાણેશ્વરના પિતાને ઉપહાર તરિકે આપજો. તેમને કહેજો કે આ હાથ મેં પોતે કાપીને આપ્યો છે." પછી તેણે પોતાનો જમણો હાથ કાપ્યો અને તે એક સેવકને આપી તેને આજ્ઞા કરી કે "વિવાહનાં કંકણથી ભરેલો આ મારો હાથ મહિલોના કવિશ્રેષ્ઠને ઉપહાર તરિકે આપજો." ત્યાર પછી શીઘ્ર તેણે તે માનવરૂધિરથી ભીંજાયેલી ભૂમિમાં એક ચિતા તૈયાર કરી અને તેમાં પોતાના સ્વામિના શબને લઇ શયન કર્યું. તેણે પ્રસન્ન મુખે ભયંકર ચિતાગ્નિમાં પ્રાણાર્પણ કર્યું. શીઘ્ર તે રાજપૂત વીરબાલાના જયધ્વનિથી રણભૂમિ ગુંજી રહી. કર્મદેવીની આજ્ઞાનુસાર તેના ઉભય હસ્તો બે પૃથક્ પૃથક્ સ્થળે મોકલી આપવામાં આવ્યા. પુંગલના વૃદ્ધ રાવે પોતાની પુત્રવધૂના કપાયેલા હસ્તને અગ્નિદાહ કરી તે સ્થાનપર એક પરમ વિશાળ સરોવર બંધાવ્યું. આજ પર્યંત તે સરોવર "કર્મદેવીનું સરોવર" એ નામે વિખ્યાત છે.

પૂર્વોક્ત ઘટના સંવત્ ૧૪૯૨ (ઇ. સ. ૧૪૩૭) માં બની હતી. એ યુદ્ધમાં સંકલના ઘણા સૈનિકોનો નાશ થયો. તેના સાડાત્રણ હજાર સૈનિકોમાંથી કેવળ પાંચસેં સૈનિકો જીવંત રહ્યા હતા અને તેનો પ્રધાન નેતા મેહરાજ અત્યંત ઘાયલ થયો હતો. અરણ્યકમળના ચાર ભ્રાતાઓને પણ ઘણા ઘાવ લાગ્યા હતા અને અરણ્યકમલને પોતાને જે મોટા મોટા ઘાવ પડયા હતા, તે છ માસ પર્યંત ચિકિત્સા કરવામાં આવી તો પણ રૂઝાયા નહિ. અંતે તે આ ઘાવોની વેદનાથી મરણ પામ્યો. આ ઘટનાનો મૂળ લેખક જણાવે છે કે જે દિવસે સાધુનું દશમાસિક શ્રાદ્ધ થતું હતું, તે દિવસે અરણ્ય કમલનું ચાતુર્માસિક શ્રાદ્ધ થતું હતું.

યદ્યપિ આ ઘટનાની સમાપ્તિ અહીંઆંજ થઇ ગઇ હતી તો પણ તે દ્વારા રાજવાડાના એક પ્રાંતમાં જે ભયંકર વિવાદાગ્નિ પ્રદીપ્ત થયો તે સ્હેલાઇથી શાંત થઇ શક્યો નહોતો. આ વિવાદનું વર્ણન કદાચ પાઠકોને અત્રે અપ્રસ્તુત લાગશે, તોપણ તેમાંથી કાંઇક બોધ મળશે એમ ધારીને અમે અત્રે તેનો ઉલ્લેખ કરીએ છીએ. રાજપુત જાતિમાં પોતાનું સન્માન તથા ગૌરવનુ રક્ષણ કરવાની તથા શત્રુપર વૈર લેવાની વૃત્તિ કેવી પ્રબળ હોય છે અને તેને ખાતર તેઓ કેવાં કેવાં પરાક્રમો કરે છે તે આ પરથી સ્પષ્ટ રીતે સમજાશે. પુગલ અને મંદોરના રાજા પોતાના પુત્રોનાં મૃત્યુનો બદલો લેવાને માટે ઉન્મત્ત બની ગયા. સંકલના સામંતોએ સાંખુના પુષ્કળ સૈનિકોનો વિધ્વંસ કર્યો હતો તેટલા માટે વૃદ્ધવીર રણુંગદેવે તેનાપર વૈર લેવાને માટે પુગલની સમસ્ત વીરસેના સહિત શીઘ્ર તેના દેશમાં લૂંટફાટ કરવા માંડી. મેહરાજ અને રણુંગદેવની વચ્ચે લુણી નદીની પાસે ભયંકર યુદ્ધ થયુ અને તેમાં ત્રણસો વીરો માર્યા ગયા. રણુંગદેવને વિજય પ્રાપ્ત થયો. તેઓ લૂંટેલુ પુષ્કળ દ્રવ્ય લઇને પોતાના રાજ્ય તરફ પાછા ફરતા હતા એવામાં તેમના રાજ્યના સીમાંતપર તેમણે એક શત્રુસેના ઉભેલી જોઈ. મંદોરના અધીશ્વરે પોતાની પુષ્કળ સેના લઇ પોતાના પ્રાણાધિક પુત્રના મૃત્યુનો તથા પોતાના સામંતોને થયેલા અપમાનનો બદલો લેવાને માટે રણુંગદેવની ઉપર આક્રમણ કર્યું. ઉભય પક્ષના વીરો અસીમ સાહસિકતાથી યુદ્ધ કરવા લાગ્યા. અંતે વૃદ્ધ રણુગદેવ સમરભૂમિમાં માર્યા ગયા. મંદોરપતિ પોતાના શત્રુનો નાશ થયેલો જોઇ આનંદપૂર્વક પોતાના નગરમાં ચાલ્યા ગયા.

રણુંગદેવને તનૂ અને માહીર નામના બીજા બે પુત્રો હતા. તેમણે પોતાના પિતાને મારનારને ઉચિત દંડ આપવાનો નિશ્ચય કર્યો અને તેઓ મંદોરેશ્વરના નાશના ઉપાય શોધવા લાગ્યા. અંતે તેમને એક ઉપાય જડયો. દિલ્લીનો પાદશાહ ખીજરખાં મુલતાન તરફ જતો હતો તેની સાથે મળી તે ઉભય ભ્રાતાઓએ ઇસ્લામ ધર્મ ગ્રહણ કર્યો અને તેને મંદોરેશ્વરને ઉચિત દંડ કરવાને કહ્યું. દિલ્લીના પાદશાહે તે ઉભય ભ્રાતાઓને સારી રીતે આશ્વાસન આપ્યું અને તેમને પોતાની પુષ્કળ સેના આપી. આ સમયે મંદોરપતિ ચંડે અપૂર્વ વીરતા દર્શાવી કેટલોક દેશ જીતીને પોતાની સેનામાં વૃદ્ધિ કરી હતી. હવે તનૂ અને માહીર વિચાર કરવા લાગ્યા કે મંદોરરાજપર આપણે કેવી રીતે આક્રમણ કરવું. એવામાં જયશાલમીપતિના તૃતીય કુમાર કલ્યાણુ તેમને સહાય કરવાને આવ્યા તેમણે તેમને મંદોરરાજની વિરૂદ્ધ ગુપ્ત ષડ્યંત્ર રચવાની સલાહ આપી. રાજકુમાર કલ્યાણે ચંડનાપર કહેવરાવી મોકલ્યું કે હું મારી કન્યા આપને સમર્પણ કરવાની ઇચ્છા રાખું છુ. અને આ વાતમાં આપને કાંઈ સંદેહ ઉત્પન્ન થતો હોય તો હું મારી કન્યાને આપની પાસે મોકલવાને તૈયાર છું. મંદોર પતિએ આ માગણીનો સ્વીકાર કર્યો.

પાંચસેં રથ શીઘ્ર સજ્જ કરવામાં આવ્યા અને તેમાં કન્યા તથા તેની સાહેલીઓને બદલે પુંગલના અસીમ સાહસિક વીરોને બેસાડવામાં આવ્યા. રથની આગળ અનેક રાજપુત અશ્વારોહીઓ અશ્વારૂઢ થઇને ચાલતા હતા અને સેંકડો રાજપુતો ભોજનની સામગ્રી ઊંટપર લાદીને ચાલતા હતા તથા પાયદલના સૈનિકો રથની પાછળ ચાલતા હતા. ચંડ પોતાની ભાવી પ્રાણપ્રિયાને આદરસહિત લાવવાને માટે નાગરમાંથી નીકળ્યો. પરંતુ રથની પાસે જતાંની સાથેજ તેને મહા સંદેહ ઉત્પન્ન થયો. જ્યારે ચંડે કાંઇ બીજોજ ઠાઠ જોયો ત્યારે તે નાસવાનો ઉપાય શોધવા લાગ્યો. જેવો તેણે નાસવાનો પ્રયત્ન કર્યો કે તરતજ રથપર બેઠેલા ભટ્ટીઓએ શીઘ્રતાથી તેની પુઠ પકડી નાગર દેશના તોરણ દ્વાર આગળ તેને પકડીને મારી નાંખ્યો. ત્યાર પછી તેઓ પ્રચંડ તરંગમાલાની પેઠે નાગરમાં જઇ ચારે તરફ લૂંટફાટ કરવા લાગ્યા.

આ પ્રકારે ઉભય પક્ષના વીરોએ પરસ્પર વૈર લીધું. પછી શાંતિની સ્થાપનાને માટે ઉભય પક્ષો વચ્ચે સંધિ થઇ ગઇ. ઉભય પક્ષે પોતાના સામાન્ય શત્રુ સમ્રાટ્ની સેનાને ઉચિત દંડ આપ્યો. ઉભય પક્ષોએ એક મનુષ્યની પેઠે ઉભા રહીને પાદશાહ ખિજરખાંની મોકલેલી સેનાનો સર્વથા વિધ્વંસ કરી નાંખ્યો. તેની સેનાનો એક પણ માણસ જીવિત રહ્યો નહિ. રણુંગદેવના ઉભય પુત્રો મુસલમાન થઇ પુંગલ રાજ્યના અધિકારમાંથી બહિષ્કૃત થઈ આબોરિકયાના ભટ્ટીઓની સાથે જઇ મળ્યા. હજી તેમના વંશજો મૂમાન મુસલમાન ભટ્ટીના નામથી વિખ્યાત છે. અંતે રાજકુમાર કલ્યાણુ સર્વની સમ્મતિથી પુંગલના રાજા થયા.

મહા માનનીય કર્નલ ટૉડ જણાવે છે કે રાજપુતો પોતાના સન્માનની રક્ષાને માટે કયાં સુધી ✱ યત્ન કરતા હતા તે પૂર્વોક્ત ઘટનાપરથી ઉત્તમ પ્રકારે પ્રતીત થાય છે. રાજપુત સ્ત્રીઓ અંતઃપુરમાં

નિવાસ કરે છે તોપણ તેના સદ્ગુણો અને સૌંદર્ય, કવિની લેખિનીથી ઉત્તમ પ્રકારે આલેખિત થયાં છે. યદ્યપિ સ્ત્રીઓ જનસમાજથી અલિપ્ત રહે છે તોપણ તેઓ કોઈ પણ રીતે પુરુષને જોઈ શકે છે, એ કર્મદેવીએ સાધુનાં કરેલાં દર્શનથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. રાજપુત બાલા વીરતાની કેટલી પક્ષપાતિની હોય છે અને તે વીર પતિ પ્રાપ્ત કરવાને માટે કેવાં ગંભીર સંકટો અને વિપત્તિઓ સહન કરે છે તે કર્મદેવીના અનુપમ ચારિત્ર્યપરથી ઉત્તમ રીતે સમજાય છે. મંદોરના યુવરાજ અરણ્યકમલની સાથે તેનો વિવાહ નિશ્ચિત કરવામાં આવ્યો હતો પરંતુ તે ઠરાવ રદ્દ કરી તેણે અન્ય પુરુષની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો, તેથી તેના પિતાના કુટુંબનુ કાંઈ અનિષ્ટ થવાનો સંભવ નહોતો, પરંતુ તેના પતિના કુટુંબનું અનિષ્ટ થવાનો પૂર્ણ સંભવ હતો. પરંતુ કર્મદેવીએ તે તરફ કિંચિત્ પણ લક્ષ્ય આપ્યુ નહિ.

ચિરકાળથી હિંદુ સમાજપર સ્ત્રીઓનો કેટલો પ્રભાવ રહેતો આવ્યો છે, તે એ જાતિના ઇતિહાસનાં પ્રત્યેક પૃષ્ટપર ઉજ્વલ અક્ષરોથી અંકિત છે. રામચંદ્રજીએ રાવણની સાથે શા માટે યુદ્ધ કર્યુ હતું ? માત્ર સીતાજીના સતીત્વની રક્ષા કરવાને માટે તથા તેનો ઉદ્ધાર કરવાને માટેજ તેમણે યુદ્ધ કર્યું હતું. કૌરવો અને પાંડવોની વચ્ચે શા કારણથી ભયંકર શત્રુતા ઉદ્ભવી હતી ? માત્ર દ્રૌપદીને થયેલુ અપમાન એજ તેનું મૂળ કારણ હતું. રાજા ભર્તૃહરિએ પોતાના સિંહાસનનો શા માટે ત્યાગ કર્યો હતો ? માત્ર પિંગલાના દુરાચરણને લીધેજ. હિંદુઓ મુસલમાનના પ્રબળ શત્રુ શા માટે થઇ પડયા હતા ? યવનોએ તેમની સ્ત્રીઓની આબરૂને કલંક લગાડવા માડયુ તેટલા માટેજ. વળી કર્નલ ટૉડ જણાવે છે કે હિંદુ રાજ્યનો નાશ થવાનું કારણ સ્ત્રીના સન્માનનો લોપ થયો તેજ હતું. હિંદુઓના મુખ્ય કાવ્ય ગ્રંથો પણ સ્ત્રીની ભૂમિકાપરજ રચાયા છે. અત્યંત પ્રાચીન કાળમાંજ માત્ર નહિ, પરંતુ મધ્ય કાળમાં પણ હિંદુ સ્ત્રીઓ પોતાની ઇચ્છા પ્રમાણે પોતાના પતિને ચુટી કાઢતી હતી. તેઓ વીર અને સાહસિક પુરુષોનેજ પોતાના પતિ તરિકે પસંદ કરતી હતી.

કનોજના રાજા જયચંદની કન્યા સંયુક્તાએ શુ કર્યુ હતું ? ભારતના સર્વ ભાગોમાંથી જે હજારો રાજાઓ આવીને એકત્રિત થયા હતા તેને નહિ વરતાં યથાર્થ વીરને ઉચિત સન્માન આપવાને માટે દ્વારરક્ષક સ્વરૂપે ઉભેલી, પોતાના પિતાના પરમ શત્રુ ભારતસમ્રાટ્ પૃથ્વીરાજની પ્રતિમાનાજ ગળામાં તેણે વરમાળા આરોપી હતી. રૂપનગરની રાજકન્યાએ જ્યારે તેનો પિતા ભયગ્રસ્ત થઇને યવનના હાથમાં તેને સમર્પણ કરવાને તૈયાર થયો હતો ત્યારે સહાયને માટે રાણા રાજસિંહને તેણે જે પ્રાર્થના કરી હતી તે અમારા પાઠકોને સુવિદિત છેજ. આવાં અનેક ઉદાહરણો રાજપુત જાતિના ઇતિહાસમાં ઉપલબ્ધ થાય છે. રાજપુત સ્ત્રીઓનું સૌંદર્ય અને તેમના સદ્ગુણનાં યશોગાન આજે પણ ચારે તરફ સાંભળવામાં આવે છે. રાજપુત જનનીની મનોવાંચ્છના એજ હોય છે કે મારા પુત્રે પોતાની વીરતાથી યશ, ગૌરવ અને વિજયની પ્રાપ્તિ કરવી જોઇએ. રાજપુત વીરમાતા પોતાના બાળકને મૂળથીજ એવો ઉપદેશ આપે છે કે "હે વત્સ ! તું તારી માતાનું દૂધ ઉજ્વલ કરજે અને વીર નામથી વિખ્યાત થઇ માતાની કુખને દીપાવજે. પુત્ર ! તું સર્વત્ર વિજયી થઇ સન્માન પ્રાપ્ત કરજે." આવીજ ઇચ્છિા સર્વ રાજપુત માતાના હૃદયમાં પ્રબલ હોય છે.

આનું એક ઉદાહરણ એ છે કે બુંદીની રાણીએ જ્યારે પોતાના પુત્રે પરમ શૌર્ય દર્શાવી સમરભૂમિમાં પ્રાણ ત્યાગ કરવાના સમાચાર સાંભળ્યા ત્યારે તેણે શોકને બદલે આનંદ પ્રદર્શિત કર્યો હતો. આ સંબંધે ઉલ્લેખ કરતાં કવિ જણાવે છે કે "જે માતાનું દુગ્ધ પાન કરીને રાજકુમાર પ્રતિપાલિત થયો હતો તે માતાએ જ્યારે તેના મૃત્યુના સમાચાર સાંભળ્યા ત્યારે તેના દુગ્ધહીન સ્તનોમાં એકદમ દુગ્ધ ભરાઇ આવ્યું. તેના સ્તનો દુગ્ધનો વેગ સહન કરી શકયા નહિ અને તેમાંથી દુગ્ધની ધાર ચાલવા લાગી." આ વચનોપર કિંચિત્ પણ અવિશ્વાસ રાખવાનું પ્રયોજન નથી. પોતાના પુત્રને વીરોચિત મૃત્યુ પ્રાપ્ત થયું તેથી તે માતાનું હૃદય કિંચિત્ પણ દુઃખી થયું નહિ.

અગાઉ રાજપુત સ્ત્રીઓ પોતાના પુત્રને પારણામાં સુવાડવાને બદલે મોટી મોટી ઢાલોમાં શયન કરાવતી હતી અને તેમને રમવાને માટે નાની નાની તલવારો આપતી હતી. તેઓ પોતાના બાળકોના કર્ણમાં એવોજ બીજ મંત્ર આપતી હતી કે "પિતાના શત્રુઓનો સંહાર કરજે." મહાભારત, રામા-

પણ તથા ચંદના ગ્રંથમાં આલેખાયેલાં વીરતાનાં પ્રભામય ચિત્રો જોઇને રાજપુત વીરકુમારો તેનુંજ અનુકરણ કરતા હતા અને સ્ત્રીવર્ગ પણ તેમને તે માટે ઉત્તેજન આપતો હતો. આવાં આવાં ઉદાહરણો જોયા પછી કોણ-કહી શકે કે અંત.પુરનિવાસિની સ્ત્રીઓ પુરુષ જાતિ ઉપર પોતાનો પ્રભાવ અંકિત કરી શકતી નથી? અને એમ કોણ કહી શકે છે કે વીરસમાજ રાજપુત સ્ત્રીઓનો ઋણી નથી?

જે વિદેશી લોકો અંતઃપુરની રીતિના ભયંકર વિરોધી છે, જેઓ હિંદુ સ્ત્રીઓને કારાગૃહમાં વસતી માને છે, જેઓ તેમને ખરીદેલી દાસી સમાન જીવન ગાળતી ધારે છે, તેમાંના એક વિદ્વાનનું આ કથન છે. અમને આશા છે કે ભ્રમમાં પડેલા સર્વ માણસો કર્નલ ટૉડના આ કથનથી સાવધાન થશે અમે ગર્વ સહિત સભ્ય જગતની આગળ કહી શકીએ છીએ કે રાજપુત રમણીઓના જેવી સતી, સાધ્વી, પતિવ્રતા અને વીર સ્ત્રીઓ જગતની કોઈ પણ જાતિમાં આજ સુધી જન્મી નથી. પાશ્ચાત્ય લોકો નવીન સભ્યતાના પ્રભાવથી ઉન્નતિના શિખરપર વિરાજમાન થયેલી રમણીઓને સંપૂર્ણ સ્વતંત્રતા આપી રહ્યા છે. પરંતુ અમે આપણી જાતિની શોચનીય અવસ્થામાં પણ કહી શકીએ છીએ કે પાશ્ચિમાત્ય વિદુષી અને સુધરેલી સ્ત્રીઓની સાથે અંતઃપુરમાં રહેનારી હિંદુ રમણીઓની તુલના કરવાથી હિંદુ નારીઓજ ઉત્તમ ઠરશે. વર્તમાન સમયના અંગ્રેજ વિદ્વાન મોનિયર વિલિયમ શું કહે છે? સંસ્કૃત ભાષાના સુપ્રસિદ્ધ વિદ્વાન મેક્સમુલર શું કહે છે? તેઓ હિંદુ સમાજનું તત્વ જાણનાર કર્નલ ટૉડની સાથે સમ્મત થઇને જણાવે છે કે **"હિંદુ રમણી જગત્માં અતુલનીય છે."** પ્રાચીન મિસર, ગ્રિસ તથા રોમ, અને આધુનિક ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, જર્મની, ઑસ્ટ્રેલિયા, સ્પેન અને નવી દુનિયાની સંજ્ઞાથી ઓળખાતા અમેરિકાના ઇતિહાસનાં પાને પાનાં અને પંક્તિએ પંક્તિ ખૂબ નિહાળીને જુઓ કે તેમાં તમને દેવળદેવીના જેવી કેટલી વીરમાતાઓ પ્રાપ્ત થાય છે? સતીત્વની રક્ષાને માટે કઇ પાશ્ચાત્ય સુધરેલી સ્ત્રીએ ગાનોરની રાણી તથા ચિત્તોડની રાણી પદ્મિનીના જેવી કિશોર વયમાં પોતાનું જીવન વિસર્જન કર્યું છે? યુરોપમાં શતાવધિ વીર ભાર્યાઓ દ્રષ્ટિગોચર થાય છે, કિંતુ ત્યાંની કયી સ્ત્રીએ કર્મદેવીની પેઠે પોતાના પતિના ગૌરવ અને સન્માનની રક્ષાને માટે તેને સમરભૂમિમાં જવાને ઉત્તેજિત તથા ઉત્સાહિત કર્યો છે? યૂરોપની કયી વીર નારીએ સંયુક્તાની પેઠે પોતાના પતિને વીરવેષથી સજ્જિત કરી યુદ્ધભૂમિમાં મોકલી આપ્યો છે? યૂરોપની કયી કુમારીએ પોતાના જાતિના ગૌરવ, અને પોતાના દેશના હિતને અર્થે કૃષ્ણકુમારીની પેઠે નવ યૌવનમાં વિષદ્વારા પ્રાણ ત્યાગ કરી જગત્માં અક્ષય કીર્તિનો સ્તંભ સ્થાપિત કર્યો છે? સતીત્વ, પાતિવ્રત્ય, હૃદયની સરલતા, સાહસ, બુદ્ધિ-બળ, અને ધર્મપાલનમાં હિંદુ રમણીઓ જગત્માં અનાદિથી અતુલનીય ગણાતી આવી છે અને સત્ય-પ્રિય તથા ન્યાયી પુરુષ અવશ્ય તે પ્રમાણે માને છેજ.

યદ્યપિ રાજવાડામાં તથા સમસ્ત આર્યક્ષેત્ર-ભારતવર્ષમાં આજે દેવળદેવી, કર્મદેવી, પદ્મિની, કૃષ્ણ-કુમારી, તથા સંયુક્તાની લીલા પ્રકાશિત થતી નથી, યદ્યપિ હિંદુ જાતિની માતા, ભગિની, વધૂ અને કન્યા હાલમાં વીરતા પ્રદર્શિત કરતી નથી, પરંતુ જગત્ સ્વતઃ ઘોષણા કરી રહ્યું છે કે આ પતિત દશામાં પણ હિંદુ રમણીઓ અખંડિત રીતે પોતાના સતીત્વની રક્ષા કરીને પોતાના ગૃહને શાંતિ, સંતોષ, સુખ અને મંગલના સુગંધથી સુગંધિત કરી રહી છે! § સતી દ્રૌપદીને થયેલા અપમાનથી પાંડવો અને કૌર-વોની વચ્ચે ભયંકર યુદ્ધ થયું અને તેથી ભારતવર્ષ મહા સ્મશાનના સ્વરૂપમાં બદલાઇ ગયું. આજ સતી-કુલના પુણ્યથી, આજ સતીકુલની કૃપાથી, આજ સતીકુલના સતીત્વના અક્ષય તેજથી, અને આજ સતીકુલના બીજ મંત્રથી ભારત અવશ્ય પોતાનું મસ્તક પુનઃ ઉન્નત કરશે. લક્ષ્મીસ્વરૂપિણી, શક્તિ-રૂપિણી, હિંદુ રમણી અવશ્ય પોતાના સૂતેલા પતિ પુત્રોની નસોમાં શક્તિ ઉત્પન્ન કરશે અને કેવલ રાજવાડામાંજ નહિ, પરંતુ હિમાલયથી કન્યાકુમારી સુધીનાં તથા અરબી સમુદ્રથી બ્રહ્મપુત્રા પર્યંતના આર્યક્ષેત્રમાં હજારો દેવલદેવી, કર્મદેવી, પદ્મિની તથા કૃષ્ણકુમારી, અવશ્ય ઉત્પન્ન થઇ નવીન લીલાઓથી ભારતની યશઃપતાકા ફરકાવશે.

---

§ પણ હાલના ભારતમાંનાં કેટલાં ગૃહો માટે ઉક્ત વાક્ય સત્ય કહી શકાશે? મંત્રી. સ. સા.



# अध्याय २३ मो.

## ( કર્નલ ટૉડનો મારવાડનો પ્રવાસ. )

કર્નલ ટૉડનું મારવાડ તરફ ગમન–તુષ શિખરપર વિશ્રામ–યાત્રારંભ–દૂરથી ઉદયપુરનું દ્રશ્ય–દેવપુર–જાલિમસિંહ–પુલાની–રામસિંહ મહેતા–માણિકચંદ–નરસિંહગઢનો ભૂતપૂર્વ રાજા–પુલાનીથી ગમન–પુલાનીની પ્રાચીનતા–નાથદ્વારાનો ઉચ્ચ માર્ગ–નાથદ્વારામાં આગમન–મંદિરના અધ્યક્ષ સાથે મેળાપ–અસુરવાસ ગ્રામમાં જવું–જલમાં હાથીનું પતન–એક સંન્યાસી–સુમાઇચા તરફ પ્રયાણ–શિરોનામા–તીડ–શીતલ વાયુ–રાજધાની કેલવાડા તરફ ગમન–મહારાજા દોલતસિંહ–કમલમેર દુર્ગનું વિવેચન અને તેના ધ્વંસાવશેષનો ઇતિહાસ–મારવાડ તરફ પ્રયાણ–માર્ગ સંકટ–અશ્વારોહી સંપ્રદાયના આશ્રમમાં વિશ્રામ.



આ વાતનો સ્વીકાર કોણ નહિ કરશે કે જ્યારે રાજપુતો ભાગ્યદેવીની કૃપાથી વંચિત અને નરપિશાચ, અત્યાચારી વિજાતિઓ દ્વારા પીડિત થઇ રહ્યા હતા, તે વખતે તેમનો ઉદ્ધાર કરવાને માટેજ ઇશ્વરે મહાત્મા ટૉડને મેવાડમાં મોકલ્યા હતા! યદ્યપિ કર્નલ-ટૉડ ઇસ્ટ ઇંડીઆ કંપનીના પ્રતિનિધિ બનીને રાજવાડામાં ગયા હતા તોપણ સૂક્ષ્મ દ્રષ્ટિથી જોતાં સ્વયં પ્રભુએજ રાજપુતોનો ઉદ્ધાર કરવાને માટે તેમને ત્યાં મોકલી આપ્યા હતા, એમજ જણાય છે. ઉદારચરિત અને દૈવી શક્તિસંપન્ન ટૉડે કેવી ચતુરતા, વિજ્ઞતા, અને ન્યાયપરતા વગેરે દૈવી ગુણોથી, અવનતિના સાગરમાં ડૂબેલા સીસોદીઆઓનો અલ્પ કાળમાં ઉદ્ધાર કર્યો હતો, તથા અત્યાચાર, પીડન, લૂંટફાટ, વિદ્રોહ, અશાંતિ અને માંહોમાંહેના વિદ્વેષનો કેવી રાતે નાશ કર્યો હતો, તે મેવાડનો ઇતિહાસ વાંચવાથી પાઠકોને સારી પેઠે વિદિત થયું છે. અને કર્નલ ટૉડના આ સત્કાર્યને માટે પ્રત્યેક પાઠક તેમને ધન્યવાદ આપ્યા વિના રહેશે નહિ. રાજ-નીતિવિશારદ કર્નલ ટૉડે પ્રાયઃ બે વર્ષ પર્યંત ઉદયપુરમાં વિશ્રામ કરીને પોતાનું કર્તવ્ય બજાવ્યું અને તત્પશ્ચાત્ તેમણે મારવાડ તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં આવતાં અનેક સ્થાનો સંબંધી મહત્વની વાતો તેઓ પોતાની નોંધ પોથીમાં નોંધી લેતા હતા. તેમની યાત્રાનું આ વૃત્તાંત અનેક સત્ય ઘટનાપૂર્ણ તથા ચિત્તવિનોદક ઉપાખ્યાનોથી ભરેલું છે. વળી તેમાં અનેક સ્થાનોનું અપ્રકાશિત વર્ણન, અને મનોવેધક ઇતિહાસ પણ ભરેલો છે. યદ્યપિ ઇતિહાસવેત્તા કર્નલ ટૉડનાં આ વૃત્તાંતનો થોડો ભાગ પાઠકોને કાંઇક નીરસ જણાશે, પરંતુ આ નીરસ વર્ણનને આગળ અથવા પાછળ લખેલા વૃત્તાંત સાથે સંબંધ હોવાથી તેનો નિર્દેશ કરવો આવશ્યક લાગ્યો છે. અમને દ્રઢ વિશ્વાસ છે કે પાઠકગણ આ વૃત્તાંત વાંચી અવશ્ય તૃપ્ત થશે.

મહાશય ટૉડે ઇ. સ. ૧૮૧૯ ના અકટોબરની ૧૧ મી તારિખની નોંધમાં લખ્યું છે કે "જે સમયે મેં અનુપમ પ્રાકૃતિક સૌંદર્યથી વિભૂષિત થયેલા અનેક મનોહર દ્રશ્યોથી પૂર્ણ એવા ઉદયપુરમાં

પગ મૂકયો તે સમયને આજે બે વર્ષો વ્યતીત થઇ ગયાં છે. અમારૂં નિવાસસ્થાન ત્રણ કોશના ઘેરાવામાં છે, પરંતુ અમે અત્યાર સુધી અમારા નિવાસસ્થાનની સીમા બહારનાં દ્રશ્યો જોયાં નહોતાં. અમે ઉદયપુરનાં સર્વ શિખરો, પહાડી માર્ગો, ઉંચા ઉચા મહાલયો તથા વૃક્ષોનો સારો પરિચય મેળવ્યો છે. અમે સર્વ દેવાલયો તથા ધર્મશાલાઓનું પ્રાચીન રહસ્ય તથા સમસ્ત ખંડિયેરોનો ઇતિહાસ મેળવ્યો છે, તેમાંથી જડેલા સર્વ શિલાલેખો અમે હસ્તગત કર્યા છે, પ્રત્યેક શિખરનુ નામ અમે મેળવ્યું છે, પ્રધાન, સામંતો તથા મુખ્ય રાજકર્મચારીઓના ગુણ તથા સ્વભાવની નોંધ અમે લીધી છે. આ સર્વ કાર્યો અમે સમાપ્ત કર્યા છે. અમારે માટે નગરમાં મહાલય, સરોવરમાં નાવ, કુંજકાનનમાં મનોહર વાટિકા, અને મોટાં સરોવરોમાં બેટો નિર્માણ કરેલા છે. શિકારને માટે વનમાં મૃગ તૈયાર છે. અમને આનંદ આપવાને માટે તળાવમાં મત્સ્યો ક્રીડા કરી રહ્યા છે. અમારાં નયનોની તૃપ્તિ અને ચિત્તરંજનને માટે કોઇ પણ પ્રકારની ત્રુટિ નથી. પરંતુ ઉદયપુરની સરહદની બહાર શુ છે તે જોવાને માટે ઉક્ત સુખમય સ્થાન છોડવાની સર્વની અભિલાષા ઉશ્કેરાઈ આવી છે. અત્યાર સુધી અમે દીવારીના દરવાજા બહાર પગ મૂકયો નહોતો. યદ્યપિ નિયુક્ત કાર્યમાં અવિશ્રાંત ચિત્ત રોકવાથી જે ગ્લાનિ ઉત્પન્ન થાય છે તેને હું દૂર કરી શકું છુ, પરંતુ મારા અનુચરો તેમ કરી શકતા નથી. મેં તેમને સુખપૂર્ણ કારાગૃહમાં રહીને માનસિક કંટાળો દૂર કરવાની ભલામણ કરી, પરંતુ મારો ઉદ્દેશ ફળીભૂત થયો નહિ. ધીમે ધીમે તેમને વર્તમાન અવસ્થા પ્રત્યે અત્યંત ધૃણા ઉપજી અને મારી તો ખાત્રીજ થઇ ગઇ કે જો સીસોદીઆ લોકોની રાજધાનીમાં પાંખ બનાવનારા કારીગરો વસતા હોત તો તેઓ ( અનુચરો ) પાંખ ચોંટાડીને આકાશ માર્ગે ઉડવાનીજ ચેષ્ટા કરત. અને સરોવરમાં પડીને ડૂબી જવાનો પણ ભય રાખત નહિ રાસેલાસે પણ કદિ સુખપૂર્ણ કારાગૃહમાંથી નાસવાનો તેમના જેવો પ્રયાસ કર્યો નહોતો."

અંતે નિર્માણ કરેલો દિવસ આવી પહોંચ્યો. યદ્યપિ મનોહર દ્રશ્યથી પરિપૂર્ણ વન, સરોવર, પર્વત, લીલાંછમ ઘાસ અને ફળફુલોથી શોભિત વૃક્ષોથી યુક્ત મેવાડભૂમિને છોડીને મારવાડની રેતાળ તથા ઉજ્જડ ભૂમિમાં જવાનું હતું, તથાપિ સ્થાનાંતરથી થતા આનંદની આશાથી સર્વનાં મુખપર પ્રસન્નતા છવાઈરહી. મારી સાથે કૅપ્ટન વાધ, લેફ્ટેનન્ટ કેરી, ડૉકટર ડંકન તથા બે પાયદલ ટુકડી અને સ્કિનરના ૬૦ અશ્વારોહીઓ હતા. ઉદયપુર છોડવાને સર્વ જણ ખુશી હતા. કારણ કે સર્વે વર્ષાઋતુના જ્વરનો આસ્વાદ લઇ ચૂક્યા હતા. વર્ષાઋતુમાં ઉદયપુર સર્વને માટે, ખાસ કરીને વિદેશીઓને માટે, અત્યંત અસ્વાસ્થ્યકર થઇ જાય છે. આ વખતે સર્વ ઝરણાંઓ તથા નદીઓમાં રેલ આવે છે અને સમસ્ત ખાઇઓ તથા કૂપો ભરાઇ જાય છે. વિષમય ખનિજ તથા ઉદ્ભિજ પદાર્થો અને પાણીની ઉપર એક પ્રકારનો કાળો તેલના જેવો પદાર્થ તરવા લાગે છે. આ દૂષિત જલ શી રીતે શુદ્ધ થઇ શકે છે તે રાજપુતો જાણતા નથી અને મારે પણ લજ્જા સાથે સ્વીકારવું પડે છે કે હું પણ તેમને એનો કાંઈ ઉપાય બતાવી શક્યો નહોતો. પરંતુ મારવાડના રાજપુતો સમગ્ર મારવાડમાં પ્રચલિત એક ઘણા સરલ ઉપાયથી, ક્ષાર અને ફટકડી વડે આ કાર્ય સિદ્ધ કરે છે. ક્ષારદ્વારા જલમાંથી લવણનો ભાગ નીકળી જવાથી તે રાંધવાના કામમાં વિશેષ ઉપયોગી થાય છે અને ફટકડી વડે જલની ઉપર તરતો દૂષિત પદાર્થ નીચે બેસી જાય છે. વળી રાજપુત લોકો એક પ્રકારનાં નાનાં ફળ કપડાં ધોવાના કામમાં વાપરે છે, કે જે સાબુની ગરજ સારે છે.

અકટોબરની બારમી તારિખે પ્રાતઃકાળમાં પાંચ વાગે સાંકેતિક બ્યુગલ વગાડી અમે યાત્રારંભ કરવાને સજ્જ થયા. સામે નજર ફેંકી તો પીત વસ્ત્રધારિણી સેના, વૃદ્ધ દેશી સેનાપતિ સહિત ઉભેલી જણાઇ. સ્કિનરની અશ્વારોહી સેના પીળો અંગરખો, લાલ પાઘડી અને કમ્બજો પહેરતી હતી. સ્કિનરની અશ્વારોહી સેના કંપનીના સૈન્યમાં અત્યંત શિક્ષિત અને ચતુર સૈનિકોચિત સર્વ ગુણોથી વિભૂષિત છે, એ વાત કોણ નથી જાણતું? મહાલયમાં વાગતાં નગારાંના ધ્વનિથી સૂચિત થયું કે સૂર્યવંશી રાણા શય્યાથી ઉઠયા છે. અમે તે નીરવ, નિસ્તબ્ધ અને નિદ્રિત રાજધાનીની વચ્ચે થઇને સૂર્ય તોરણદ્વાર (દરવાજા) આગળ પહોંચ્યા. ત્યાં આગળ રાણાની આજ્ઞાથી ભીંદીર, દેલવાડા, અમાઇત અને વંશીના સામંતો પોતાની સુસજ્જ સેના સહિત અમને સીમાંત સુધી પહોંચાડવાને માટે ઉભા હતા. પરંતુ તે અશિક્ષિત સેનાને બોજા સમાન માની અમે તેને થોડાજ વખતમાં રજા આપી દીધી. અમે તેનીસાથે પહાડી માર્ગ સુધી ગયા અને પછી મહારાણા

તથા સામંતોને અભિનંદન આપી આભારસહિત તેને પાછી વાળી દીધી. આઠ વાગ્યા ત્યાર સુધીમાં અમે છ ક્રોસનો માર્ગ કાપ્યો. પછી અમે તે સ્થળે છાવણી નાંખી. આ સ્થાન મૈરતા અને તુપ એ ગ્રામોની વચ્ચે આવેલુ છે. આ સ્થળે પાછળથી મે રેસિડેન્સીનું મકાન બંધાવ્યું હતું. આ સ્થાન ઉચ્ચ ભૂમિપર આવેલુ છે. તેની આસપાસ વૃક્ષો આવી રહ્યાં છે, અને તે અતિ રમણીય લાગે છે. અહીંઆંથી બે કોશના અંતરપર ઉજ્જડ વેરાન આવે છે. અહીંઆંથી ચિત્તોડ તરફની ભૂમિ નીચી જણાય છે અને ત્યાં સ્થળે સ્થળે ફળદ્રૂપ ક્ષેત્રો દ્રષ્ટિગોચર થાય છે. અહીંઆંથી ઉત્તર તરફ દોઢ કોશના અંતરપર રાણા અને સામંતોનુ મૃગોથી ભરેલું મૃગયાસ્થાન છે. અહીંઆં વાઘની પણ વસ્તી છે. વળી અમારી છાવણીથી ઉત્તર દિશામાં અર્ધ કોશ ઉપર બેરિસ નદી છે. આ નદીમાં પુષ્કળ મત્સ્યો થાય છે. પશ્ચિમ દિશામાં દોઢ કોશ ઉપર અતિ વિશાળ ઉદયસાગર આવી રહ્યું છે. સ્વાસ્થ્યની રક્ષા કરવી એતો જાણે સૌનો ઉદ્દેશ હોય છેજ, પરંતુ રાજમહાલયથી આટલે દૂર રેસીડેન્સી સ્થાપવાનું કારણ માત્ર તે એકજ નહોતું. પ્રથમ તો રાજધાનીને અમે શોચનીય દશામાં પડેલી જોઇ, તેથી અમને તે સ્થળે કેટલાક સમય સુધી કામ કરવાની આવશ્યકતા જણાઇ. પરંતુ થોડા વખતમાં રાજપુતોની સ્વાધીનતાની રક્ષાને માટે અમારે તે કામ છોડી દેવું પડયું. જ્યારે અમે પહેલવહેલાં ત્યાં (ઉદયપુર) ગયા હતા ત્યારે રાજાને અમે અત્યંત શોચનીય દશામા જોયા હતા રાજાએ અમારી પાસે સહાય્ય માગી હતી. અમે પણ ધાર્યુ હતું કે સહાયતાના બહાનાથી અમે પ્રત્યેક વિષયમાં હસ્તક્ષેપ કરી શકીશુ, અને કોઇને શંકા પણ ઉત્પન્ન થશે નહિ. જેથી અમે તેમને સહાયતા કરવાનો નિશ્ચય કર્યો. રાજમહાલયથી બ્રિટિશ પ્રતિનિધિનો શિબિર દૂર હોવાથી તેમની શંકા દૂર થઇ ગઇ અને શાસનયંત્ર ઉત્તમ પ્રકારે ચાલવા લાગ્યું. પર્વતશિખર ઉપર અમારો શિબિર સ્થાપિત કરવામાં આવ્યો. ત્યાં સૈન્ય પણ રાખવામાં આવ્યું અને સેંટ જ્યૉર્જની જયપતાકા મંદ વાયુથી ફરકવા લાગી. જંગલી ઊંટોની ઉપર અમારી સામગ્રી લાદી લાદીને લઈ જવામાં આવી. તેઓ જાણે પોતાના ભાગ્યને ધિક્કાર આપતાં હોય તેમ વિકટ પોકાર કરવા લાગ્યાં. સૌભાગ્યની વાત હતી કે આ સુખમય સ્થળના લીલાંછમ તૃણને બદલે મારવાડનાં શુષ્ક-કઠોર તૃણનો હવે તેમને આહાર કરવો પડશે, તેનું તેમને જ્ઞાન નહોતું.

**પુલાનો**—૧૩ મી અકટોબર દીર્ઘ કાળ સુધી એક સ્થળે રહ્યા પછી ઇતર સ્થાને જવાને માટે જ્યારે તૈયારી કરવી પડે છે ત્યારે મનુષ્યની ધીરજની જેવી ભારે કસોટી થાય છે તેવી કસોટી અન્ય કોઇ પણ પ્રસંગે થતી નથી. અરૂણોદય થતાંની સાથેજ અમે તંબુ છોડયો. આ વખતે મારવાડનાં જંગલી ઊંટોનો એવો વિકટ ધ્વનિ સંભળાતો હતો કે તેને લીધે બીજો કાંઇ પણ અવાજ કર્ણપટપર આવી શકતો નહોતો. આ તરફ હાથી આનંદનિમગ્ન થઈ એક પ્રકારનો વિચિત્ર શબ્દ કરવા લાગ્યા. એક હાથીનુ બચ્ચું બોજો ઉડાવવાના કાર્યમાં નિયુક્ત થયેલું નહિ હોવાથી સ્વચ્છંદતાપૂર્વક આમતેમ દોડવા લાગ્યું. તે કોઇ વખત સિપાઇઓની કાંઇ વસ્તુ લઈ લેતુ અને કોઇ વખત શીઘ્રતાથી એકાદ મનુષ્યનું પોટલું ઉંચકીને દૂર નાશી જતું. તેની આ ક્રીડાથી સર્વ માણસો હસવા લાગ્યા. આ હાસ્યથી ત્યાં મોટો ગુંજારવ થઇ રહ્યો. આ હાથીનું બચ્ચું આઠ વર્ષનું છે અને દેખાવમાં પણ ઘણું ઉંચું નથી. યદ્યપિ આ બચ્ચું રસોઇઆઓને અતિ ત્રાસ આપતું હતું તોપણ તે સર્વને પ્રિય અને આનંદપ્રાપ્તિનું સાધન બની ગયું હતું.

વર્ષાૠતુ હોવાથી અમારે કાદવ-કીચડ અને પાણીવાળી ભૂમિમાં થઇને જવાનું હતું. અને તેથી ભારવાહી પશુઓને ચાલતાં ઘણી અડચણ નડવાનો સંભવ હતો. અમે અનેક પ્રકારનાં વૃક્ષો અને જળવાળા સ્થળોમાં થઇને જવાનો આરંભ કર્યો. માર્ગમાં મોટાં મોટાં પુષ્કળ ગામો આવતાં હતાં. પરંતુ સર્વ ગ્રામોમાં લુંટફાટ અને સમરાગ્નિનાં ચિન્હો દ્રષ્ટિગોચર થતાં હતાં. અમારા ડાબા હાથ તરફ ઉદયપુર નગરની ઉંચા પર્વતોની શૃંગમાળાઓ દ્રષ્ટિગોચર થઇ. આ શિખરાવલીના સર્વોચ્ચ શિખરપર રાતા કોટનો ધ્વંસાવશેષ આજપર્યંત વિરાજમાન છે, અને ત્યાંથી ચારે તરફનું સંપૂર્ણ દ્રશ્ય જોઇ શકાય છે. પૂર્વ તરફ આસીમ પ્રાંત છે, આ પ્રાંતની સીમા અહીંઆંથી જોઈ શકાતી નથી. અમે દેવપુરમાં થઇને આગળ ચાલ્યા. આ ગ્રામ એક વખતે અત્યંત સમૃદ્ધિશાલી હતું અને તે મારવાડના રાજાના જામાતા (ભાનાઇજ)‡

‡ કર્નલ ટૉડ જણાવે છે કે રાણાની પોતાની રાજકુમારી અથવા તેમના આસ વર્ગમાંની કોઈ સ્ત્રી

જાલમસિંહના અધિકારમાં હતું, ઉક્ત જાલમસિંહનું વૃત્તાંત અહીંઆ લખવાથી 'રાજપુતાનાના લોકો વિદ્યામાં પાછળ છે' એ કલંક દૂર થઇ જશે.

અમારા પૂજ્યપાદ *ગુરૂએ પણ શસ્ત્ર અને શાસ્ત્રના જ્ઞાનમાં નિપુણ એવા ઉક્ત જાલિમસિંહની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. જાલમસિંહના પિતા રાજા વિજયસિંહ અને માતા મેવાડરાજનંદિની હતાં. કુટુંબની સાથે કલહ થવાથી તેમણે પિતૃગૃહનો ત્યાગ કર્યો અને તેઓ પોતાના મામાને ઘેર રહેવા લાગ્યા. આથી રાણાએ તેમને કેટલીક જાગીર આપી પોતાના પુત્રની પેઠે સન્માનસહિત રહેવાની અનુકૂલતા કરી આપી. રાજપુત સ્વભાવસિદ્ધ વ્યાયામ અને સમરકૌશલ્ય ઉપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યા વિના તેમણે મૂર્ખ લોકો જે સમય આલસ્યમાં વ્યતીત કરે છે, તે સમય વિદ્યા પ્રાપ્ત કરવામાં વ્યતીત કર્યો. તેમણે ન્યાયશાસ્ત્ર, વિજ્ઞાન, જ્યોતિર્વિદ્યા અને પોતાના દેશના ઇતિહાસમાં પારદર્શિતા મેળવી. અને તેની સાથે જયદેવની માધુર્યમયી કવિતા તથા આધુનિક કવિઓની કવિતા વિલક્ષણ પ્રકારે કંઠસ્થ કરી લીધી. તેઓ સ્વયં કલ્પનાના એક પ્રિય પુત્ર અને સુકવિ હતા. આથી તેઓ મનોહર કવિતા રચી કાવ્યશાસ્ત્રની ઉન્નતિ કરતા અને પ્રસિદ્ધ કવિજનોની સાથે કાવ્યચર્ચામાં કાળ વ્યતીત કરતા હતા. તેમને ત્યાં સુપ્રસિદ્ધ કવિજનો સદા વિદ્યમાન રહેતા હતા, મારા મહામાન્ય ગુરૂએ જાલિમસિંહની પાસેથી કેટલુંક જ્ઞાન મેળવ્યું હતું. જાલિમસિંહ મારવાડનુ સિંહાસન પ્રાપ્ત કરવાના પ્રયત્નમાજ મુઆ હતા.

અમે કાદવ કીચડ અને મુશ્કેલી ભરેલા માર્ગમાં બરાબર ચાર કલાક સુધી ચાલ્યા પછી પુલાનોના આગલા ભાગ આગળ આવી પહોંચ્યા. દેવપુરની પેઠે આ સ્થળ પણ નાશ પામી ગયેલું લાગે છે. હવે આ નગરના માત્ર એક ભાગમાંજ લોકો વસે છે. આ નગર પૂર્વે કેવું સમૃદ્ધિશાળી હતું તે અહીંઆંનાં દેવમંદિરો અને મકાનોનાં ખંડિયેરો ઉત્તમ પ્રકારે જણાવી રહ્યાં છે. આ ઉભય નગરો પૂર્વે રાણાના અધિકારમાં હતાં, પરંતુ પાછળથી પોતાના ભાગિનેયનો પરલોકવાસ થયા પછી તેમણે તે નગરો કન્હૈયાની સેવાને માટે નિર્ધારિત કરી દીધાં હતાં. અમારા તંબુમાં રાજમંત્રીના જમણા હાથ જેવા રામસિંહ મહેતા, ભિંડીના દેવયાન માણિકચંદ, નરસિંહગઢના પદચ્યુત રાજા ( કે જે હાલમાં ઉદયપુરના રાજ્યમાં પોતાનો કાળ નિર્ગમન કરે છે ) આ લોકો અમને મળવાને માટે આવ્યા હતા. રામસિંહ યુદ્ધકાર્યમા કુશળ નહોતા પરંતુ તેઓ અત્યંત વ્યવહારકુશળ હતા. તેમણે મેવાડની સીમા બહાર પગ મૂક્યો નથી. આખા મેવાડ દેશમાં તેમના જેવો મિતભાષી અને ભદ્ર પુરુષ બીજો કોઇ પણ નથી. તેમનું શરીર દીર્ઘ, અંગપ્રત્યંગ સુગઠિત અને મનોહર, વર્ણ ગૌર, તથા બાલ કાળા અને ગુચ્છાવાળા છે તથા તેમના મુખ મંડળપર મોટી મુછ શોભી રહી છે. તેમનાપર પ્રકૃતિ દેવી સુપ્રસન્ન હતી. તેમણે રાજમંત્રી ઉપરાંત પ્રજાનાં હૃદય પણ જીતી લીધાં હતા. તેઓ સદા સુંદર વસ્ત્રો પરિધાન કરતા હતા. રામસિંહ જૈનધર્માવલંબી તથા ઓસિ જાતના છે. આ ઓસિ લોકોની સંખ્યા રાજવાડામા પ્રાયઃ એક લાખની હશે. અને તે સર્વ અગ્નિ કુલના રાજપુતો છે. આ લોકોએ દીર્ઘ કાળ પૂર્વે હિંદુ ધર્મ છોડી જૈનધર્મ સ્વીકાર્યો હતો અને તેમણે પ્રથમ મારવાડની અંતર્ગત ઓસિ નામક સ્થાનમાં વાસ કર્યો હતો. આ સ્થાનના નામપરથીજ તેઓ ઓસવાળ કહેવાયા. અગ્નિકુલના પ્રમાર અને સોલંકી રાજપુતોએ સૌથી પ્રથમ જૈનધર્મની દીક્ષા ગ્રહણ કરી હતી.

માણિકચંદ પણ જૈન ધર્માવલંબી હતા. પરંતુ તેઓ યુદ્ધકળામાં પારંગત હતા અને તેમનો સ્વભાવ તથા ચારિત્ર રામસિંહથી સર્વથા વિપરીત હતું. એમનું શરીર જેવું દીર્ઘ હતું તેવુંજ કૃશ અને શ્યામ હતું અને તેમની જીવ્હા તથા મસ્તક સદા હાલતું રહેતું હતું. ગત પચ્ચીસ વર્ષ થયાં તેઓ સર્વ પ્રકારનાં

---

સાથે જાલિમસિંહ પરણ્યા હતા. પરંતુ અમારા માનવા પ્રમાણે જામાતાને "ભાનાઇજિ" કહેવામા આવતો નથી. ભાગિનેય (બનેવી) નેજ "ભાનાઇજ" કહી શકાય છે. કર્નલ ટૉડે ભ્રમથી જામાતાને "ભાનાઇજિ" કહ્યો છે. કેટલેક સ્થળે ભાણેજને "ભાનાઇજ" કહેવામાં આવે છે.

* કર્નલ ટૉડે જણાવ્યું કે "મારા ગુરૂ યતિ જ્ઞાનચંદ્ર જૈનમતાવલંબી હતા. અને તેઓ દશ વર્ષ પર્યંત મારી સાથે રહ્યા હતા. હું તેમનો અધિક ઋણી છું. મારા પ્રત્યેક શોધખોળ કામમાં એમણે વિશેષ ઉત્સાહસહિત સહાય કરી હતી.

ષડ્‌યંત્રોમાં લિપ્ત રહે છે. અને કોટાના જાલિમસિંહ શિવાય કોઇ પણ જીવિત મનુષ્ય એમના જેવું પ્રબળ પ્રભુત્વ પ્રાપ્ત કરી શક્યો નથી. તેઓ શક્તાવત કુલના મુખ્ય યંત્ર સ્વરૂપ તથા તે કુલના નેતા ભિંદીપતિના પ્રધાન તથા મુખ્ય કર્મચારી હતા. આથી તેઓ ચંદાવત કુલના પ્રબળ શત્રુ હતા અને તેમણે ઉક્ત કુલના માણસોને રાજકાર્યમાંથી પદભ્રષ્ટ કરવાને માટે પોતાની વિદ્યા તથા બુદ્ધિ વાપરવામાં લેશ પણ ત્રુટિ કરી નહોતી. તેમણે ચંદાવત લોકોને હેરાન કરવાને માટે સિંધી પઠાણ અને મહારાષ્ટ્રીઓની સાથે મિત્રતા કરી હતી. ચંદાવત લોકોની સાથે તેમને શત્રુતા હતી તે કારણથી તેમને એકવાર પકડીને બંદીવાન બનાવવામાં આવ્યા હતા. આ વખતે તેઓ દંડના રૂપિયા આપી નહિ શકવાથી તેમને શારીરિક કષ્ટ ભોગવવું પડયું હતું. તેમની તીક્ષ્ણ બુદ્ધિ અને સર્વ વિષયોમાં પારંગતતાએ તેમને પોતાના ધર્મના લોકોના પ્રિયપાત્ર બનાવ્યા હતા. હાલમાં તેમની ઉમ્મર ૫૦ વર્ષની છે, પરંતુ તેઓ અધિક વૃદ્ધ દેખાય છે. તેઓ સદા પ્રસન્નચિત્ત રહે છે અને માર્મિક ભાષણ કરે છે. તેઓ નાના પ્રકારના વિષયોપર તત્ત્વદર્શીની પેઠે વાત કરી શકે છે. પાછળથી તેમણે મહારાણાનો અનુગ્રહ ઉત્તમ પ્રકારે પ્રાપ્ત કર્યો હતો અને મહારાણાએ તેમના જ્યેષ્ઠ પુત્રને એક વિશ્વાસપાત્ર પદપર નિયુક્ત કર્યો હતો. આ પુત્ર જો જીવિત રહેત તો તે અવશ્ય સુપ્રસિદ્ધ પુરુષ થાત, કારણકે તે પોતાના પિતાની તીક્ષ્ણ બુદ્ધિ અને સમસ્ત ગુણોનો અધિકારી હતો તથા રામસિંહના જેવો સ્વરૂપવાન હતો. પરંતુ તેણે અભિમાનને વશ થઇ વિષપ્રયોગથી અકાળે પોતાના જીવનનો અંત આણ્યો હતો. તેના પિતા માણિક્યચંદે કોઇ બાબત માટે નિષ્પ્રયોજન તેને પુષ્કળ ઠપકો આપ્યો હતો. આ ઠપકો તે સહન કરી શક્યો નહિ અને તેણે આત્મહત્યા કરી. આ સ્થળે હું માણિકચંદના પરલોકવાસ વિષે વર્ણન લખવા માગું છું.

માણિકચંદે મેવાડ રાજ્યના દાણનો રૂ. ૨૫૦૦૦૦) નો ઇજારો લીધો હતો. તેમના હાથ નીચેનાં માણસોના વિશ્વાસઘાતને લીધે વા તેમણે જાતે મન નહિ લગાડયું તેથી ઉપર્યુક્ત રકમનો છઠ્ઠો ભાગ પણ તેઓ ભરી શકયા નહોતા.

તેમની તીક્ષ્ણબુદ્ધિ અને ચાતુર્ય જોઇ મહારાણાએ આશા બાંધી હતી કે તેઓ આ મહત્વનું કામ ઉત્તમ પ્રકારે બજાવશે. પરંતુ તેમનાથી તે કાર્ય સારી રીતે પાર પાડી શકાયું નહિ. તેમણે અંતે મારી મુલાકાત લેવાની ઇચ્છા પ્રદર્શિત કરી. મારો અને તેમનો મેળાપ થયો ત્યારે મેં તેમને અત્યંત વ્યાકુળ થયેલા જોયા. આ વખતે તેમણે જણાવ્યું કે "હું અનેક વાર આપની મુલાકાત લેવાની ઇચ્છાથી ઘર બહાર નીકળ્યો હતો, પરંતુ આ સર્વ સમયે અપશુકનકારક પક્ષીઓને ઉડતાં જોઇ પાછો ફરી ગયો હતો." પછી તેમણે રાણાનો વિશ્વાસ જતો રહેશે એવા ભયથી ગમે તે થાય તે છતાં પણ તેમની મુલાકાત લેવાની પ્રતિજ્ઞા કરી. તેમણે કહ્યું "મારા તાબાના કર્મચારીઓ ઉપર યથોચિત તીક્ષ્ણ દ્રષ્ટિ નહિ રહેવાથી તેમણે વિશ્વાસઘાત કર્યો છે. તે છતાં પણ રાણાના મારાપર જેટલા રૂપિયા નીકળશે તેટલા હું તેમને આપી દઇશ." તોપણ તેઓ ષડ્‌યંત્રી તરિકે વિખ્યાત થઇ ગયા હતા તેથી તેમનાં આ વચનોપર મને વિશ્વાસ આવ્યો નહિ. અને મારી શંકા ખરીજ પડી. કારણ કે માણિકચંદ પોતાની પ્રતિજ્ઞા પાળી શક્યા નહિ. તેઓ શાહપુરાના રાજાને શરણે ચાલ્યા ગયા. તેની આવી દુર્દશા થયેલી જોઇ તેના શત્રુઓએ અત્યંત આનંદ પ્રદર્શિત કર્યો અને તેને અપમાન કરવા માંડયું. આથી તેણે આ દેશમાં પ્રચલિત નિયમ અનુસાર વિષ પાન કરી પોતાના જીવનનો અંત આણ્યો.

નરસિંહગઢનો પદભ્રષ્ટ થયેલો રાજા આ સ્થળે પોતાનો સમય વ્યતીત કરતો હતો. પ્રમારકુળની છત્રીસ શાખામાંની એક ઉચ્ચ શાખામાં આ રાજાનો જન્મ થયો હતો. આ રાજાનું કુલ પંદર પેઢી થયાં મધ્ય હિંદુસ્થાનમાં વાસ કરે છે. તેમનાં રાજ્યનું નામ ઉમતવાડા છે અને તેમની રાજધાની નરસિંહગઢમાં છે. લૂંટારા અને અત્યાચારી પિંઢારા તથા મહારાષ્ટ્રી લોકોના તાબાના મુલકની વચમાં એમનું રાજ્ય આવેલું હોવાથી તે લોકોએ એમના તાબાનાં પ્રત્યેક ગ્રામમાં પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો અને અંતે એમની રાજધાનીમાં હોલ્કરની જયપતાકા ફરકવા લાગી. આ રાજા અપમાનિત થઇને તેમના આધીનમાં રહેવાને બંધાયા. આ વખતે હિંદુસ્થાનનાં ઘણાં રાજ્યો મહારાષ્ટ્રીઓના નેતા સિંધિઆ તથા હોલ્કરની આધીનતારૂપી શૃંખલામાં પરિબદ્ધ થઇ ગયાં હતાં. તેમને

ઉક્ત સરદારોને ખંડણી આપવી પડતી હતી. ઉમતવાડાના રાજા પ્રતિવર્ષે એંશી હજાર રૂપિયા આપવાને માટે બંધાયા હતા. તે છતાં પણ હોલ્કરની સેના અને અન્યાન્ય અત્યાચારી લોકો તેમના રાજ્યમાં લૂંટફાટ કરી પ્રજાને હેરાન કરતા હતા. અનેક શતાબ્દીઓ પછી જ્યારે ઇ. સ. ૧૮૨૧ માં આ પ્રદેશ શાંતિ પ્રાપ્ત કરવાને સમર્થ થયો ત્યારે પણ તેની દશા સુધરી શકી નહિ. શોક દુઃખ અને દીનતાની નિવૃત્તિ થવાને લીધે રાજા અફીણ અને કસુંબાની લ્હેરમાં મસ્ત રહેવા લાગ્યો. આથી શાસનકાર્ય યથાર્થ રીતે ચાલી શકયું નહિ. તેનો કુંવર ચૈનીસિંહ પોતાના પિતાની પેઠે આ દુર્ગુણનો ભોગ થઇ પડયો નહોતો, પરંતુ શાસનકાર્ય ચલાવવા માટે તે સર્વ પ્રકારે યોગ્ય હતો; તેથી બ્રિટિશ એજંટે રાજાને અમુક સાલિયાણું બાંધી આપી પદભ્રષ્ટ કર્યો અને ચૈનીસિંહને રાજ્યભાર સોંપ્યો.

ઉપર્યુક્ત સરદારોની સાથે થોડીવાર સુધી વાર્તાલાપ ચાલ્યા પછી અમે પાન તથા અત્તર આપ્યું. અને તત્પશ્ચાત્ તેઓ વિદાય લઇને સ્થાન છોડી ચાલ્યા ગયા.

**નાથદ્વારા.** ૧૪ મી અકટોબર અરૂણોદય થતાંની સાથેજ અમારી યાત્રાનો આરંભ થયો. થોડે આગળ જતાં અમને માર્ગ ઘણો કઠિન જણાયો. આથી ભારવાહી ઊંટોને લઇ જતાં ઘણી મુસ્કેલી નડી. આ પ્રદેશની સર્વ ભૂમિ ઉંચી નીચી અને પથ્થરથી યુક્ત છે. અમે મહા મુસ્કેલીથી પ્રાયઃ ચારસો ફીટ ઉંચા નાથદ્વારાના શિખરપર પહોંચ્યા. આ સ્થાન ચતુષ્કોણ લાલ પાષાણથી યુક્ત છે. નાથદ્વારાથી દોઢ કોશના અંતરપર સપાટ ભૂમિ આવે છે. અહીંઆં બે નાનાં તળાવો આવેલા છે, અને તેમાંથી બે નહેરો નીકળી નગર તરફ ચાલી જાય છે. આ બે નહેરોની વચ્ચે માણસોને જવાનો માર્ગ છે. આ નહેરોનુંજ પાણી પૂજારી લોકો પીએ છે. નહેરોની બન્ને બાજુએ વૃક્ષશ્રેણી શોભી રહી છે. આ વૃક્ષશ્રેણીઓની રચના શોભાને માટે તથા પથિકોના પરિશ્રમના પરિહાર કરવાને માટે કરવામાં આવી છે. નાથદ્વારાની નીચે વહેતી બુનાસ નદીને સામે પાર જઇ અમે તબુ નાખ્યો. અમે જ્યારે નાથદ્વારા નગરમાં થઇને ગયા ત્યારે અમને જોવાને માટે અનેક નગરવાસીઓ રાજમાર્ગમાં એકત્રિત થયા હતા. તેઓ અમને જોઇને અતિ આનંદિત થયેલા લાગતા હતા. જે અંગ્રેજી શાસનદ્વારા તેમણે અત્યાચારી લોકોના પંજામાંથી રક્ષણ મેળવ્યું હતું તથા જે શાસનથી કન્હૈયાજીના પવિત્ર મંદિરનુ રક્ષણ થયું હતું તે શાસનની તેઓ મુક્ત કંઠે પ્રશંસા કરવા લાગ્યા.

**૧૫ મી અકટોબર.** હવે આગળ આવતો માર્ગ જલમય અને અત્યંત દુર્ગમ છે. ભારવાહી પશુઓની પ્રકૃતિ ઠીક નહિ હોવાથી મેરતા નામક સ્થળે અમારો તથા તેમનો વિયોગ થઈ ગયો હતો, તે પાછાં આવી મળે એટલા માટે હવે અમે થોભી ગયા. મંદિરના મુખ્ય ધર્મયાજકે સુરતવાસી એક શ્રીમંત વ્યાપારીની સાથે આવીને અમને અભિનંદન આપ્યું. વળી તેણે એક જરીનો અંગરખો અને લીલા રંગનો એક જરીનો પટકો મને મંદિર તરફની ભેટ દાખલ આપ્યો. તદુપરાંત તેણે એક મોટા પાત્રમાં પૌર્વાત્ય દેશોમાં થતાં અનેક પ્રકારનાં પકવ અને મિષ્ટ ફળો લાવી મારી આગળ ધર્યાં. દૂધ વગેરે કેટલાક પદાર્થો અમારા પર મોકલવામાં આવ્યા. સાધારણ રીતના ભોગના પદાર્થો જેવા કે દુગ્ધ આદિમાં ગુલાબજલ અને અત્તર મેળવવામાં આવ્યું હતું.

લોદી નામક સ્થાનમાં આવેલું મંદિર અતિ પ્રસિદ્ધ છે અને ત્યાં ચાલીસ હજાર દૂઝણી ગાયો છે. નાથદ્વારામાં એના એક દશાંશ જેટલી ગાયો રહે છે, પણ તે દૂધ વધારે આપે છે. ત્યાંની ગાયોના જેટલું દૂધ દેનારી ગાયો ભારતવર્ષમાં ઇતર કોઈ પણ સ્થળે નથી. આ ચાર હજાર ગાયોના દૂધમાંથી દૂધપાક, બાસુદી, માખણ વગેરે બનાવીને દેવને તેનો ભોગ ધરાવવામાં આવે છે. અને ત્યાર પછી તેને સર્વ લોકોને પ્રસાદ તરીકે વહેંચી દેવામાં આવે છે. સુરતના ઉક્ત વૃદ્ધ વણિકે મૂર્તિની આશ્ચર્યકારક શક્તિ અને દૈવી શક્તિના સંબંધમાં મને અનેક વાતો કહી. યમુનાતટથી શ્રી કૃષ્ણ જે રથમાં બેસીને શ્રી નાથદ્વારા આવ્યા હતા તેની ઉક્ત વણિક શ્રદ્ધાપૂર્વક પૂજા કરતો હતો. ભક્ત અને ધાર્મિક લોકો શિવાય કોઇને પણ તે રથ બતાવવામાં આવતો નથી. નારાયણે શ્રી કૃષ્ણનો અવતાર લઇને જેવા શૃંગાર કર્યા હતા તેવા શૃંગારથી આખા દિવસમાં ક્રમશઃ તેમને સજાવવામાં આવે છે. બાલવેષથી લઇને કંસનો વધ કર્યો ત્યારે તેમણે જે ધનુર્બાણ ધારી રાજવેષ ધારણ કર્યો હતો ત્યાં સુધીના સર્વ વેષો તેમને પહેરાવવામાં આવે છે. મેં મંદિરના

મુખ્ય પૂજારીના હાથમાં એક પત્ર આપ્યો. આ પત્રમાં એવો ઉલ્લેખ હતો કે "ભવિષ્યમાં બ્રિટિશ સરકારના કર્મચારીઓમાંથી કોઇપણ આ સ્થાનમાં મયૂરનો તેમજ પીપળાનાં વૃક્ષનો નાશ કરશે નહિ, તથા આ પવિત્ર ધર્મ સ્થાનમાં કોઈ પણ પ્રકારની જીવહત્યા કરશે નહિ."

**અસુર વાસ.** ૧૬મી અકટોબર. જ્યારે આપણું મન કોઇ કાર્ય કરવાને માટે વ્યગ્ર થઇ ગયું હોય ત્યારે તે તે કાર્ય કરવાને પ્રવૃત્ત થયા વિના નિશ્ચેષ્ટ બેસવું એ જેટલું કષ્ટદાયક છે તેટલી કષ્ટદાયક બીજી કોઇ પણ આપત્તિ નથી. અત્યાર સુધીમાં અમારા સેવકો આવીને અમને મળ્યા નહોતા તેથી મે અસુરવાસ તરફ મારો શિબિર મોકલી આપ્યો અને ત્રીજે પહોરે તે તરફ પ્રયાણ કરવા માંડયું. યદ્યપિ અસુરવાસ અહીંઆંથી માત્ર ચાર કોશના અંતરપર હતું, કિંતુ માર્ગમાંજ સાયંકાળ થઈ ગયો. માર્ગમાં અમે ફતે નામક હાથીને પાણીમાં પડેલો જોયો. આ હાથી પાણીમાંથી બહાર નીકળવાને માટે ખીજ-વાઇને ભીષણ પરિશ્રમ કરતો હતો. કેવળ મ્હાવતના દોષથીજ આવી ઘટના બને છે. કારણ કે હાથી એટલો બુદ્ધિમાન હોય છે કે તે પગવતી માર્ગની પરીક્ષા કરતો કરતો ચાલે છે. જો તેને એક પગ મૂકવાને પણ સ્થાન મળે તો તે આપત્તિમાં આવી પડતો નથી, પરંતુ મ્હાવતને તે પોતાના સંકેત શબ્દથી પોતાને નિરાપદ સ્થાને લઈ જવાને સૂચના કરી દે છે. ફતેએ પણ આવી સૂચના કરી હતી, પરંતુ મ્હાવતે તેની સૂચના પર લક્ષ્ય આપ્યું નહોતું. ફતેનો ઉદ્ધાર કરવાને માટે અમે સર્વ જણે તેની આગળ મોટાં મોટાં કાષ્ઠો નાંખ્યાં. પછી થોડી વારે તે મહા બળથી પગ ઉઠાવીને ઉઠયો અને આગળ ચાલ્યો. વાસ્તવમાં ફતેને આવી સહાય કરવાની આવશ્યકતા નહોતી, પરંતુ એક તો તેને સાયંકાળની ૧૫ શેર-ની રોટલી નહિ મળી હતી તેથી તેણે પોતાને મહા અપમાન થયેલું માન્યું હતું અને બીજું મ્હાવતના દોષથી તે જળમાં પડી ગયો હતો. આ બે કારણોને લીધે તેણે તેમાંથી પોતાનો ઉદ્ધાર કરવાનો ખરેખરો પ્રયાસ કર્યો નહોતો. ફતેએ પાણીમાંથી બહાર નીકળતાંની સાથેજ પોતાની પીઠ હલાવી, તેથી એકદમ તે પરની સર્વ વસ્તુઓ નીચે તૂટી પડી.

અમે બુનાસ નદી ઉતરી આગળ ચાલ્યા. આ નદીનું જળ જેવું ગંભીર છે તેવુંજ તે કાચ સમાન સ્વચ્છ છે. તટની ભૂમિ નીચી અને અનેક પ્રકારના ઘાસથી ભરેલી છે. આ જોવા લાયક નિર્જન પ્રદેશના સંબંધમાં એક અદ્‌ભુત દંતકથા પ્રચલિત છે. આ દંતકથા નીચે પ્રમાણે છે:—"પૂર્વે જ્યારે યવન લોકો આ દેશમાં આવ્યા નહોતા ત્યારે બુનાસ નદીની અધિષ્ઠાત્રી દેવી જળમાંથી પોતાનો હાથ બહાર કાઢતી હતી. આ વખતે આ પ્રદેશના લોકો તેના હાથપર નાળીએર મૂકી દેતા હતા. પરંતુ આ દેશમાં યવનોનો નિવાસ થયા પછી જ્યારે તે દેવીએ પોતાનો હાથ જળમાંથી બહાર કાઢયો ત્યારે એક યવને તેપર નાળીએરને બદલે માટીનુ ઢેકું મૂકી દીધુ. આ સમયથી દેવીએ પોતાનો હાથ બહાર કાઢવો બંધ કર્યો." બરાબર અર્ધ રાત્રીએ અમે અસુરવાસમાં પહોંચ્યા.

ભારવાહી ઊંટો અને અનુચરોનો મેળાપ કરવાની આશાથી અમને ૧૭ મી તારીખે અહીંઆંજ વિશ્રામ કરવો પડયો. અસુરવાસ એ એક સમૃદ્ધિશાળી ગ્રામ છે, પરંતુ હાલમાં એમાં ઘણા થોડા માણસો વસે છે. એક ચારણ કવિના મુખથી એક પ્રાચીન કાવ્ય સાંભળી રાણા ભીમસિંહ મુગ્ધ થઇ ગયા અને તેમણે આ ગ્રામ તે કવિને સમર્પણ કર્યું. અમારા શિબિરની પાસે એક ઉચ્ચ પર્વત શિખરપર એક સંન્યાસીનો આશ્રમ હતો. તે સંન્યાસી મારી મુલાકાત કરવાને આવ્યો અને મેં પણ તેમને વળતી મુલાકાત આપી. સર્વ સંન્યાસીઓની પેઠે તેઓ પણ બુદ્ધિમાન હતા અને દેશવિદેશની પુષ્કળ હકીકત જાણતા હતા. તેઓ ભગવાં વસ્ત્ર પરિધાન કરે છે. તેમના મસ્તકપર રૂદ્રાક્ષની માળા છે. વળી તેઓ તેજ પ્રકારની માળા હાથમાં ગ્રહીને સદા પોતાના ઇષ્ટદેવનો જપ કર્યા કરે છે. અંગ્રેજી શાસનમાં સાધારણ પ્રજા નિર્વિઘ્ને પરમ શાંતિ તથા સુખ ભોગવી શકે છે એમ જણાવી તેઓ બોલ્યા કે "અંગ્રેજો માનુષી શક્તિ ધરાવતા નથી, પણ દૈવી શક્તિ ધરાવે છે." અને ખરેખર એક સમય એવોજ હતો કે જ્યારે સર્વ રાજાઓ અને સામંતો આ સંન્યાસીની પેઠે અંગ્રેજોને દૈવી શક્તિસંપન્ન માનતા હતા.

**૧૮ મી અકટોબર.** સૂર્યોદય થતાંની સાથેજ અમે અહીંઆંથી છ કોસના અંતરપર આવેલા સુમા-

ઇચિા નામક સ્થાન તરફ પ્રયાણ કર્યું. જે માર્ગમાં અમે ચાલતા હતા તે અતિ સંકીર્ણ, વક્ર તથા ઉંચો નીચો હતો. તે ઉચ્ચ ભૂમિના સીમાંતપર આવેલો છે. એની આસપાસ ખેર, અને બાવળ વગેરેનાં વૃક્ષો આવી રહ્યાં છે. અમે માર્ગમાં આવેલા ગંગગુડા નામક ગ્રામમાં થઇ શીરનાળા નામક ગ્રામમાં ગયા અને ત્યાંથી પછી શીરનાળાની ખીણમાં પહોંચ્યા. વિસ્તૃત અને વિરાટ્કાય શિખરના જે સ્થાનમાંથી નદી ખળખળ ધ્વનિ કરતી નીકળી છે તેજ સ્થાનપર ગોડા ગ્રામ વસેલું છે. નદીની કુંડલાકાર વક્ર ગતિ જોઇ અમે સહજ અનુમાન કર્યું કે આ વિશાળ ખીણનો માત્ર એક માર્ગ આજ છે. ખીણ કયાંય પણ સમાન પહોળાઇ ધરાવતી નથી, તો પણ કોઈ પણ સ્થળે તેની પહોળાઇ અર્ધ કોશથી ઓછી નથી. ખીણની ઉભય બાજુએ ઉચ્ચ પર્વતશ્રેણી દ્રષ્ટિગોચર થાય છે. કોઇ શિખરપર આમ્ર વૃક્ષો છે અને કોઇપર નથી. આ રમણીય દ્રસ્યયુક્ત સ્થાન ઉપર પ્રકૃતિની કૃપાદ્રષ્ટિ જણાય છે. ગુલર, સીતાફળ તથા બદામનાં વૃક્ષો અહીંઆં પુષ્કળ થાય છે. નદીના તટ પાસેની ભૂમિ વૃક્ષોથી ઘેરાયેલી છે. આમ્ર, તેન્દુ, પીપળા, વડ આદિ વૃક્ષો ચારે તરફ ઝુકી રહ્યાં છે. મનુષ્યની બુદ્ધિ અને કારીગરી પણ અહીંઆંની પ્રાકૃતિક શોભાને વૃદ્ધિગત કરી રહી છે. આ પ્રદેશના રહેવાસીઓએ નદીમાંથી પાણી લેવાની ગોઠવણ કરી છે અને તે દ્વારા તેઓ ધાન્ય તથા કપાસ વગેરેની ઉત્તમ ખેતી કરે છે.

સુમાઇચા ગામમાં ત્રણ પરાં છે. એક એક પરાંમાં સો સો ઘરની વસ્તી છે. આ ગ્રામ સુપ્રસિદ્ધ "રાણારાજ" નામક પર્વતની તળેટીમાં સ્થાપિત છે. જે સમયે ક્રૂર મોગલોએ રાણાને પરાજિત કરીને તેમની પૂંઠ પકડી હતી તે સમયે તેઓ પોતાના પ્રાણની રક્ષા કરવાને માટે આ પહાડી માર્ગમાં થઇને ધીચ જંગલમાં જતા રહ્યા હતા. આજ કારણથી આ સ્થાન "રાણારાજ" ના નામથી વિખ્યાત છે. આ ગામમા વિખ્યાત રાણા કુંભના વંશજ કુંભાવત લોકો રહે છે. કુંભાવત લોકો પોતાના અધિનાયકની સાથે મને મળવાને આવ્યા અને તેમણે મને સુપ્રસિદ્ધ કુકડી (આ એક પ્રકારનું પહાડી શસ્ત્ર છે. એ ત્રણ ફીટ લાંબું થાય છે.), ઘી તથા એક બકરીનુ બચ્ચું, આ વસ્તુઓ ભેટ તરિકે આપી. તેઓ મારી સામે આવ્યા કે તરતજ હું તેમનો સત્કાર કરવાને ઉઠયો હતો અને યદ્યપિ તેમનો દેખાવ સાધારણ લોકોના જેવોજ લાગતો હતો, તોપણ તેમની ઉત્પત્તિ ઉચ્ચ કુલમાં થઇ હતી એટલા માટે મેં તેમને પુષ્કળ માન આપ્યું. વાસ્તવમાં તેમની શારીરિક શોભા વૃદ્ધિંગત કરવાને માટે તેમને વસ્ત્રાલંકારની કાંઇ પણ આવશ્યકતા નહોતી. કારણ કે તેમનું સ્વરૂપ એવું ચિત્તાકર્ષક હતું કે મારા અનુચરો વારંવાર "આ કેવા સુદર માણસો છે" એમ કહીને તેમના વિષે પરસ્પર વાત કરતા હતા. તેમનાં ઉચ્ચ અને સ્થૂલ શરીર, વીરમૂર્તિ, અને લાંબી મૂછોની સર્વ માણસોએ પ્રશંસા કરી. નેતાઓએ મસ્તકપર લાંબી પાઘડી પહેરી હતી અને ખભે દુપટ્ટો નાંખ્યો હતો. અન્યાન્ય લોકોએ મજુરના જેવો પાયજામો અને સાધારણ પાઘડી પહેરી હતી. પૂર્વે આ લોકો કમલમેરના દુર્ગરક્ષકો તરિકે નિયુક્ત થયા હતા તેથી તેઓ ત્યાં એકસો બંદુકધારી સૈનિકો મોકલતા હતા, પરંતુ હવે મહારાષ્ટ્રીઓએ તેમનું આ કાર્ય ખુંચવી લીધું છે. રાણાને કર આપનારી ખરી પ્રજા, આ લોકોજ છે. એક તરફ તેઓ રાણાનું સ્થાનિક શ્રમસાધ્ય કાર્ય કરે છે અને બીજી તરફ નિયમિત વાર્ષિક કર આપે છે. જ્યારે મેં તેમના પૂર્વજોની વીરતાની પ્રશંસા કરી ત્યારે તેઓ મારાપર અત્યંત પ્રસન્ન થયા. કોઇ પણ રાજપુત પોતાના પૂર્વજોની વીરતા કદિ ભૂલી શકતો નથી. અંજીરનાં વૃક્ષની નીચેની તે સમિતિની શોભા કોઈ ઓરજ હતી. આ સ્થળે અમારાં ભારવાહી પશુઓ અમને આવી મળ્યાં.

**૧૯ મી અકટોબર.** પૂર્વે રાણાઓને બુનાસ નદીના સપાટ પ્રદેશમાં દુઃખ પડવાથી તેમને પહાડી પ્રદેશમાં રહેવાની ફરજ પડી હતી અને તેમની સાથે મેવાડના પુષ્કળ માણસોએ આવીને પહાડી પ્રદેશમાં નિવાસ કર્યો હતો. હવે અમે આ પ્રદેશના મુખ્ય નગર કેલવાડા તરફ પ્રવાસ કર્યો. આ પ્રદેશના જેટલા પર્વતો અને જેટલી નદીઓ છે, તે સર્વની સાથે ઉપર્યુક્ત સમયની કોઈને કોઇ ઐતિહાસિક ઘટનાનો સંબંધ જોડાયેલોજ છે. ઉપર્યુક્ત ખીણના જેવીજ શોભા અને પ્રાકૃતિક સૌંદર્ય આ સ્થાનમાં પણ છે. અહીંઆંના વિદીર્ણ પર્વતમાં થઇને જે માર્ગ ગયો છે તેના વામ ભાગમાં 'કરી સરોવર' નામની એક નાની સરખી નદી અમારા જોવામાં આવી. યદ્યપિ પગે ચાલનારા માણસો અહીંઆંથી એક સીધા

માર્ગમાં થઇને કેલવાડા નગરમાં જઇ શકે છે, કિંતુ આ સ્થાન એવાં ઘાડાં જગલ અને સંકટોથી ભરેલું છે કે અપરિચિત મનુષ્યે એકદમ તે માર્ગે થઇને જવાનું સાહસ કરવું યોગ્ય નથી. ઉક્ત નદીનું નામ 'કરી સરોવર' શામાટે પડયું તે વિષે કાંઈ જાણી શકાતું નથી. કદાચિત્ પ્રાચીન કાળમાં કોઈ સમરભૂમિને ઉપલક્ષીનેજ એ નામ પડયુ હશે. અમો સૂર્ય નામક ગ્રામમાં થઇને આગળ ગયા. આ ગ્રામ એક રાઠોડ સામંતને આધીન છે. ઉક્ત ગ્રામની પાસેના એક ક્ષુદ્ર સરોવરના તટ પર આવેલા એક અત્યંત રમણીય નીચા મંદિરે અમારી દ્રષ્ટિ આકર્ષિત કરી. એક મનુષ્યને પ્રશ્ન પૂછવાથી જ્ઞાત થયું કે એ એક સતીનું મંદિર છે. પરંતુ અમે આ સામાન્ય ઉત્તરથી સંતુષ્ટ નહિ થતા ગામના અધ્યક્ષને બોલાવ્યો. તેને પૂછવાથી જણાયું કે તે મંદિર તે અધ્યક્ષના એક પૂર્વજે બંધાવ્યું હતું. જ્યારે ઔરંગઝેબે આ પ્રદેશમાં અત્યાચાર કરવા માંડયો ત્યારે આ ગ્રામના સ્વામીએ સમરભૂમિમાં પ્રાણાર્પણ કર્યું હતું અને તેની અર્ધાંગિનીએ પતિભક્તિની પરાકાષ્ઠા દર્શાવી પોતાના પતિનું સ્મરણચિન્હ હૃદયપર ધારણ કરી ચિતામાં પોતાનો દેહ ભસ્મીભૂત કરી દીધો હતો. ઉક્ત મંદિરમા ઉક્ત વીર પુરૂષની મૂર્તિ અશ્વારોહીના સ્વરૂપમાં વિરાજમાન છે. આ સર્વ ઉપરથી પ્રતીત થાય છે કે કોઇ સાધારણ ગામડીઆના સ્મરણને માટે આ મંદિર બંધાવવામાં આવ્યું નથી.

'કરવીર સરોવર' અને ખિરલી ગ્રામની નિકટથી બે માર્ગો બે તરફ ગયા છે. વીરગુલા માર્ગમાં થઇને સીધા નાથદ્વારા જઇ શકાય છે. બીજો માર્ગ ચીરાઇ અને વિખ્યાત ચતુર્ભુજ દેવના તીર્થસ્થાન તરફ ગયો છે. આ માર્ગ તરફ ચાલતાં વચ્ચે પર્વતનાં શિખરો આવવા લાગ્યાં તેથી અમે તેને મૂકી કેલવાડા તરફ ચાલવા લાગ્યા અમે કેલવાડા નગરની ઉત્તર તરફ દોઢ કોશના અંતરપર આમ્ર વૃક્ષોથી ભરેલી સપાટ ભૂમિમાં શિબિર નાંખ્યો. અહીંઆંની ખીણ, આગળ જતા વિસ્તૃત થતી ગઇ છે. આ સ્થાન જંગલી અને ખરબચડું લાગે છે, તોપણ તેની શોભા સુંદર જણાય છે. વાયુમાપક યંત્રથી અમને જણાયું કે આ સ્થાન ઉદયપુરથી એક સહસ્ત્ર ફીટ અને સમુદ્રથી ત્રણ સહસ્ત્ર ફીટ ઉંચુ છે. અહીંઆંથી ઉંચાં ઉંચાં અનેક શિખરો આવેલાં છે. આ સ્થાનમાંથી અગણિત ઝરણાંઓ વહીને પશ્ચિમ તરફ આવેલી મારવાડની ભૂમિને જળ સિંચન કરે છે અને પૂર્વ તરફ મેવાડનાં સરોવરો ભરે છે. અહીંઆં કંગરોલી નામક નાનુ સરોવર બંધાવવામાં આવ્યું તે પૂર્વે અહીંઆંનાં સમસ્ત ઝરણાંઓ મેવાડ તરફ વહેતાં હતાં. હમણાં મારવાડ તરફ કેટલાંક ઝરણાં વહે છે, પણ તેમની સંખ્યા ઘણી ઓછી છે.

મહારાણાના નિકટના સંબંધી અને કમલમેરના શાસનકર્તા મહારાજા દોલતસિંહ અનેક લાલ પતાકાઓ, નગારૂં તથા ધ્વજદંડધારી અનુચરોને પોતાની સાથે લઇને મને મળવાને આવ્યા. કિલ્લાની અંદર જવાને માટે અમે કેટલાક કોશની મુસાફરી કરી. પછી પ્રાચીન રીતિ અનુસાર અમે ઉભયે અશ્વપરથી ઉતરી એક બીજાને આલિંગન દીધુ. પછી અમે પુનઃ અશ્વારૂઢ થયા અને સર્વ પ્રજાની પરિવર્તન દશા વિષે વાર્તાલાપ કરતા કરતા આગળ જવા લાગ્યા. દોલતસિંહ મહારાણા ભીમસિંહના અતિ નિકટના સગા છે અને મહારાજની ઉપાધિથી વિભૂષિત છે. આથીજ તેઓ તેમની સમાન ગણાય છે. રાણાને પુત્ર નહોતો, તેથી શિવધનસિંહની પછી તેમને મેવાડનું સિંહાસન પ્રાપ્ત થયું હતું.

ઈ. સ. ૧૮૧૮ ના ફેબ્રુઆરી માસમાં મેં કમલમેર દુર્ગમાં રહેતી સેનાનો શેષ પગાર ચૂકવી દઈ તે દુર્ગપર અધિકાર સ્થાપિત કરી દીધો હતો. લોભી સેના પોતાની પાઘડીની પેઠે પોતાનો સ્વામી બદલી નાંખે છે, માટે એવી સેનાને વશ કરવાનો મુદ્રા એજ એક મુખ્ય, નિશ્ચિત અને સરલ ઉપાય છે. ચોવીસ કલાકના અરસામાં અમે આ કિલ્લાપર અધિકાર કરી લીધો હતો. જેટલા રૂપિયા અમારે આપવાના હતા તેના ત્રીજા ભાગ જેટલા રૂપિયા પણ અમારી પાસે નગદ નહોતા. આથી અમે મારવાડના પાલી નામક વાણિજ્ય નગરની હુંડી લખી આપી. આ હુંડી લેવામાં તેમણે જરા પણ આનાકાની કરી નહિ. ભારતવર્ષની તોફાની જાતિ પણ બ્રિટિશ સરકારનો આટલો બધો વિશ્વાસ કરે છે. બીજે દિવસે પ્રાતઃકાળમાં અમે કમલમેર દુર્ગની સેનાને પહાડી માર્ગથી જતી જોઇ. આ વખતે અમે ચૂર્ણ વિચૂર્ણ થઈ ગયેલાં દેવમંદિરમાં બેસીને ભોજન કરતા હતા. મારા સૈન્યે તથા મારા અનુચરોએ એક અઠવાડીઆ સુધી દુર્ગનો અધિકાર પોતાના હાથમાં રાખ્યો. પછી રાણાની મોકલેલી સેના આવી એટલે અમે તેના હાથમાં

દુર્ગનો અધિકાર સોંપી દીધો. ઉક્ત છિન્નભિન્ન સ્થાનકના અસંખ્ય સ્મરણસ્તંભોમા કોતરેલા લેખો પ્રાપ્ત કરવામાં તથા તેની નકલ કરવામાં ઉક્ત અઠવાડીઉં વ્યતીત થઇ ગયું. યદ્યપિ આ સુપ્રસિદ્ધ સ્થાનનું બાહ્ય દ્રશ્ય ચિત્રપટપર અંકિત કરવામાં આવ્યું પરંતુ તેનું અંતસ્થ દ્રશ્ય અંકિત કરવું મનુષ્યની શક્તિની બહાર છે.

આ દુર્ગની ચારે તરફ વિશાળ અને અભેદ્ય કોટ છે તથા તે કોટની ઉપર થોડે થોડે અંતરે નાના નાના દુર્ગો સ્થિત કરવામાં આવ્યા છે. વળી બાણ અને તોપના ગોળા છોડવાને માટે નિયત અંતરે છિદ્રો પણ રાખવામાં આવ્યાં છે. આ કોટની લગોલગ "બાદલ મહલ" નામનો મહાલય રાણાને માટે બંધાવવામાં આવ્યો છે. રાણા વર્ષાઋતુમાં આ મહાલયમાં નિવાસ કરે છે. આ "બાદલ મહલ" પરથી રેતાળ મરૂભૂમિ અને ચારે તરફની શિખરશ્રેણીઓ દ્રષ્ટિગોચર થાય છે. કમલમેર દુર્ગપર ચઢવાના પ્રથમ સંકીર્ણ માર્ગમાં અરાઇતપોલ નામનો પહેલો દરવાજો છે. તેની આગળ હુલ્લાપોળ અને હનુમાનપોળ નામક બીજા બે દરવાજા આવે છે. ત્યાર પછી " જયતોરણ " " નિધનતોરણ " અને " રાયતોરણ " આવે છે. છેલ્લા દરવાજાનું નામ " ચોગાનપોળ " છે. કમલમેર દુર્ગનો ઉચામાં ઉચો ભાગ સમુદ્રની સપાટીથી ૩૩૫૩ ફીટ ઉચો છે. અહીંઆંથી મેં મરૂભૂમિનો અતિ દૂરનો પ્રદેશ જોયો હતો. અહીંઆં કેટલાંક દ્રશ્યો એવાં છે કે જેનાં ચિત્ર આલેખવામાં એક માસ વ્યતીત થવાનો સંભવ છે. પરંતુ અમને તો માત્ર ઉક્ત દુર્ગ અને એક અતિ પ્રાચીન જૈન મંદિરનાં ચિત્રો આલેખવાનો સમય મળ્યો હતો. આ મંદિરની બાંધણી સર્વ પ્રકારે અતિ પ્રાચીન સમયની બાંધણીના જેવી જણાય છે. આ મંદિરના મધ્ય ભાગમાં દિવાનખાનું અને તેની ચારેતરફ સ્તંભાવલીથી સુશોભિત ચોક છે. આ મંદિર અવશ્ય જૈન લોકોનું છે કારણકે હિંદુ ધર્મ અને જૈન ધર્મ વચ્ચે જેવો પ્રભેદ છે તેવોજ પ્રભેદ હિંદુ મંદિર અને આ મંદિર વચ્ચે છે. ભારતવર્ષના અનેક મૂર્તિપૂજક તથા શૈવ લોકોનાં અધિકાંશ શિલ્પકાર્યવાળાં મંદિરોની સાથે આ જૈન મંદિરની તુલના કરવાથી તેમની વચ્ચે અતિ વિભિન્નતા જણાય છે અને આ જૈન મંદિર પૂર્વોક્ત મંદિરો કરતાં વધારે સાદુ તથા આડંબરરહિત જણાય છે. મંદિરની અત્યંત પ્રાચીનતાનુ પ્રમાણ તેની અલ્પ કારીગરીજ છે. આ પરથી અમે નિશ્ચયપૂર્વક કહી શકીએ છીએ કે જે સમયે ચંદ્રગુપ્તના વંશજ સમ્પ્રીતિ આ પ્રદેશના રાજા હતા, ( ઈ. સ. પૂર્વે બે શતાબ્દીપર ) તે સમયે આ મંદિર બંધાવવામાં આવ્યું હતું. જનશ્રુતિપરથી જણાય છે કે રાજવાડામા તથા સૌરાષ્ટ્રમાં જેટલાં પ્રાચીન મંદિરો આજ પર્યંત વિદ્યમાન છે તે સર્વ મંદિરો ઉપર્યુક્ત રાજાએજ બંધાવ્યાં હતાં. આ મંદિરના સ્તંભોનો આકાર અને પરિમાણ ઇતર મંદિરોના જેવું નથી, પરંતુ સર્વથા ભિન્ન પ્રકારનુ છે. હિંદુ દેવમંદિરોના સ્તંભોના જેવી આ મંદિરના સ્તંભોની બાંધણી નથી. હિંદુ મંદિરના સ્તંભો જાડા હોય છે, પરંતુ આ મંદિરના સ્તંભો પાતળા છે, અને તેનો ઉપલો ભાગ નીચલા ભાગ કરતાં અધિક પાતળો છે.

રાજા સમ્પ્રીતિ ચંદ્રગુપ્તના વંશમાં તેમની ચોથી પેઢીએ ઉત્પન્ન થયા હતા. તેઓ જૈનધર્માવલંબી હતા તથા વાક્રયાનના ગ્રીક અધીશ્વર સિલ્યૂકસના પ્રિય મિત્ર હતા. મૅગસ્થિનિસે સિલ્યૂકસના સંબંધમાં જે વર્ણન કર્યું છે તે પરથી જ્ઞાત થાય છે કે ઉક્ત ઉભય રાજાઓની વચ્ચે અકૃત્રિમ મિત્રતા હતી અને એક જૈનધર્માવલંબી રાજપુત રાજાની કન્યાની સાથે સિલ્યૂકસનું લગ્ન થયું હતું. તેને પહેરામણીમાં કેટલાક હાથીઓ અને ઈતર પદાર્થો મળ્યા હતા. તેણે ચંદ્રગુપ્તપર એક ગ્રીક સેના મોકલી આપી હતી.+

+ મહાત્મા ટૉડની આ વાર્તા અમને ભૂલભરેલી લાગે છે. અન્યાન્ય ઇતિહાસોપરથી જણાય છે કે મગધના સ્વામી ચંદ્રગુપ્તની સાથે સિલ્યૂકસને વિશેષ મિત્રતા થઈ હતી અને ચંદ્રગુપ્તે તેને એક કન્યા આપી હતી. કર્નલ ટૉડ જણાવે છે કે રાજા સંપ્રીતિ ચંદ્રગુપ્તના પ્રપૌત્ર હતા. જો આ વાત સત્ય હોય તો તે સમયે સિલ્યૂકસ જીવિત હતા એમ શી રીતે કહી શકાય? અને જો તેઓ જીવંત હતા એમ માનવામાં આવે તો તેમનું આયુષ્ય તે સમયે પ્રાયઃ સો વર્ષનું હોવું જોઇએ. આવા વૃદ્ધ પુરૂષના હાથમાં કન્યા સોંપવાનું કામ શી રીતે સંભવિત માની શકાય? અને યદિ આ વાત સંભવિત માનવામાં આવે તો ચંદ્રગુપ્ત તે સમયે જીવિત હતા એ વાતનું શું પ્રમાણ છે? અને જો તેણે સંપ્રીતિની કન્યાની સાથે વિવાહ કર્યો હતો તો સંપ્રીતિ પાસે સેના નહિ મોકલતાં ચંદ્રગુપ્ત પાસે શા માટે મોકલી? માટે કર્નલ ટૉડ ભ્રમથી સિલ્યૂકસની સાથે સંપ્રીતિની મિત્રતાની વાત લખી ગયા હોય એમ જણાય છે. ગ્રીક દૂત મૅગસ્થિનિસે સંપ્રીતિનો કાંઇ પણ ઉલ્લેખ કર્યો નથી.

અમે જે જૈન મંદિર વિષે ઉલ્લેખ કરીએ છીએ તે કાંતો ગ્રીક શિલ્પકારોએ બનાવેલું છે, કે કાંતો રાજપુત શિલ્પકારોએ ગ્રીક શિલ્પકારોના આદર્શપરથી બનાવ્યું છે.

જૈન લોકોના આ મંદિરમાં હિંદુઓએ "જીવપિતૃ" નામનો કાળા પાષાણનો બનાવેલો એક ખંડ અન્યાયપૂર્વક સ્થાપિત કરી દીધો છે.§ આ મંદિર પર્વત શિખર ઉપર બંધાવવામાં આવેલું છે અને પર્વત પૃષ્ઠમાંજ તેનો પાયો હોવાથી કાળના કરાલ દંતોથી તે ચૂર્ણ વિચૂર્ણ નહિ થઇ આજ પર્યંત વિદ્યમાન રહ્યું છે. તેની નિકટજ જૈન લોકોનુ બીજું એક પવિત્ર મંદિર દ્રષ્ટિગોચર થાય છે. પરંતુ તેની બાંધણી પૂર્વોક્ત મંદિર કરતાં સર્વથા ભિન્ન પ્રકારની છે. આ મંદિર ત્રણ મજલાનું બનેલું છે અને પ્રત્યેક મજલા ઉપર નાના નાના સ્થૂલ સ્તંભો શોભાયમાન છે. આ સ્તંભો ઉપર એવું છજ્જુ છે કે જેમાંથી થઇને સૂર્ય-કિરણો નીચે આવી અંધકાર દૂર કરી શકે છે.

દુર્ગની ઉપર અને નીચે જેટલાં દેવાલયો તથા મંદિરો આવેલાં છે તેમાં કાંઈ વિભિન્નતા જણાતી નથી. જૈન મંદિરોથી નીચેના પહાડી માર્ગ પ્રતિ દ્રષ્ટિપાત કરવાથી કેવળ ખંડિયેરોજ દ્રષ્ટિગોચર થાય છે. અહીંઆં અમે બીજાં બે પ્રધાન દેવાલયોનુ વર્ણન કરીશું. પહેલું મંદિર " મામા ( માતા ) દેવી " નુ અર્થાત્ દેવગઢની જનનીનુ છે. આ મંદિર એક શિખરપર આવેલુ છે. પ્રધાન તથા ગૌણ દેવમૂર્તિઓની વચ્ચોવચ્ચ મામાદેવીનો પ્રતિમા વિરાજમાન છે. સર્વ પ્રતિમાઓ શ્વેત મરમરની બનેલી છે. અને પ્રત્યેક પ્રતિમાની ઉંચાઇ પ્રાયઃ ત્રણ ફીટ છે. યદ્યપિ શિલ્પવિદ્યાની અવનતિના સમયમાં અર્થાત્ ગત સપ્ત શતા-બ્દીઓમાં ઉત્તમ શિલ્પનાં એકાદ બે બાંધકામોજ દ્રષ્ટિગોચર થયાં છે, કિંતુ અમે એટલુ તો કહ્યા વિના રહી શકતા નથીજ કે આ દેવમૂર્તિઓ અત્યંત ચમત્કારિક છે. મંદિરની બાંધણી અતિ પ્રાચીન સમયની અને સાદી છે. એક વિશાળ દિવાનખાનામાં આ મૂર્તિઓ વેદી વા આસન શિવાય કેવળ ભૂમિપરજ ચારે તરફ ગોઠવવામા આવી છે.

આ દેવાલયોના આંગણામાં ચારે તરફ જે દ્રઢ કોટ છે તેજ એનો વિશેષ દર્શનીય અંશ છે. આ કોટ કાળા સંગેમરમરનો બનેલો છે અને તેના જુદા જુદા ભાગમાં દેવ-દેવીઓનુ વર્ણન કોતરવામાં આવેલુ છે. વળી તે વિશેષ દર્શનીય એટલા માટે છે કે જે જે રાજાઓએ આત્મગૌરવની વૃદ્ધિને માટે આ ભાગો બંધાવેલા છે તેમનુ તેમાં વર્ણન પણ આપેલું છે. કિંતુ પ્રાચીન તત્ત્વનો સંગ્રહ કરનારને એટલા માટે શોક ઉત્પન્ન થાય છે કે અહીંઆંના સેંકડો પાષાણોમાંનો એક પણ અખંડિત નથી. સર્વે પાષાણો છિન્ન વિચ્છિન્ન થઇ જઇને ચારે તરફ પડેલા છે. દ્રવ્યલોભી રોહિલા અફઘાન ઇસ્માઇલના વંશજોએ આ સ્થળે માંસ ભક્ષણ કર્યું હતું.+

મામાદેવીના મંદિરનો ત્યાગ કર્યા પછી મારી દ્રષ્ટિ ખીણની બીજી તરફ આવેલા પહાડી માર્ગ પરના એક સાધારણ સ્મારક મંદિર પ્રતિ આકર્ષાઇ. આ મંદિર જે સ્થળે છે, તે સ્થળ અત્યંત રમણીય છે, અને ત્યાંથી મારવાડ તરફ જવાનો માર્ગ દ્રષ્ટિગોચર થાય છે. મંદિરની ચારે બાજુએ સ્તંભો આ-વેલા છે. મંદિરનુ શિખર સારી રીતે જોઈ શકાય છે. આ મંદિર ટિલ્લોલીના મંદિર સમાન છે. હું આ મંદિરના શિખરપર તથા તેના ધ્વંસાવશિષ્ટ ભાગોપર ચઢી ગયો. મેવાડના સુપ્રસિદ્ધ મહાવીર પૃથ્વી-રાજ અને તેમની વીર સહધર્મિણી તારાબાઇની ભસ્મ આ મંદિરમાં સ્મારક ચિન્હ તરિકે રાખવામાં આવેલી છે. તેમના જીવનનું અને તેમની વીરતાનું વર્ણન મેવાડના ઇતિહાસમાં સુવર્ણાક્ષરથી અંકિત છે.

§ કર્નલ ટૉડે અતિ પ્રાચીન સાધારણ હિંદુ મંદિરોની વિચિત્ર કારીગરી આ મંદિરમાં નહિ જોઇ અનુમાન કર્યું છે કે એ જૈન મંદિર છે. કિંતુ "જીવપિતૃ"નાં ચિન્હો જોઇ અમે કર્નલ ટૉડનું અનુમાન સત્ય કહી શકતા નથી. જૈન મંદિરમાં હિંદુઓના દેવતાની પ્રતિષ્ઠા થવી કોઇ પણ પ્રકારે સંભવિત નથી.

+ ઇજીપ્ટના ફારાવ લોકોમાંના એક માણસે આ અફઘાન ઇસ્માઇલને તાડન કર્યું હતું તેથી તે ભ્રમણ કરતો કરતો આવીને અંતે સિંધુ નદીના સુલેમાન-એ-ખો અથવા સલમન શિખરપર રહ્યો હતો. કોઇક લેખક જણાવે છે કે જે જાતિમાંથી એ ઉત્પન્ન થયો હતો તે જાતિ નષ્ટ થઈ છે. આ જાતિના લોકો વીર હતા અને તેઓ એક સ્થળે ન રહી સર્વત્ર સૈનિકનું કાર્ય કરતા હતા. આ લોકો દેખાવમાં વીર પુરુષ સમાન છે તથા તેઓ સિકંદર સમાન સેનાપતિના તાબામાં રહેવાથી અતિ શ્રેષ્ઠ સૈનિકો બની શકે છે. આ લોકો સુવરના માંસને અતિ ઘૃણિત સમજે છે.

૨૦ મી અકટોબરને દિવસે બપોર સુધી અમે રોકાઇ રહ્યા. આ અરસામાં નોકર ચાકરોએ ભોજન તૈયાર કર્યું, અને જમીને મરૂભૂમિ અર્થાત્ મૃત મનુષ્યોની ભૂમિમાં જવાને સર્વ તૈયાર થઇ ગયા. અમારે જે માર્ગદ્વારા જવાનું હતું તે માર્ગ અત્યત ભયકર છે એમ અમને કહેવામાં આવ્યુ હતું. તે છતાં પણ અમે હાથી અને ઘોડાપર આરૂઢ થઇને જવાનો નિશ્ચય કર્યો. બપોરે શિબિર ઉપાડી નાંખવામાં આવ્યા અને અસબાબ બાંધી લેવામાં આવ્યો. અમે ત્રણ વાગ્યા સુધી રોકાઇ રહ્યા. દોરી તથા પહેલો શિબિર અને ભોમીઆઓને આગળ મોકલી દેવામાં આવ્યા. અમને લાગતું હતું કે જ્યાં મેવાડ અને મારવાડની સ્વાભાવિક સીમા છે ત્યા અમારે રાત્રિ વ્યતીત કરવી પડશે. અમારા સાંભળવામાં આવ્યું હતું કે આ સ્થાન અતિ વિસ્તૃત છે. પરતુ અમને પુષ્કળ વિઘ્નો નડ્યાં. માલ લાદેલો હાથી, સુખપૂર્વક જઇ શકે એટલો વિશાળ માર્ગ અમને એક માઇલ પર્યત મળ્યો નહિ. માર્ગ ક્ષિતિજથી ૫૫ અંશપર હતો. અને તેના નીચા ઉંચા ધાટોમાં થઇને જલના સ્રોત કલકલ ધ્વનિ કરતા વહ્યા કરતા હતા. અમે જ્યારે આ માર્ગની તળેટીપર પહોંચ્યા ત્યારે અમને વિદિત થયું કે મારા મિત્ર બુંદીનરેશે આપેલો ચૈતન્યમનિકા નામનો અશ્વ પગ લપસી જવાથી નીચે જઇ પડયો છે. તેનો તંગ તૂટી ગયો હતો. તેનાથી થોડે દૂર બબરચી દ્રષ્ટિગોચર થયો. તે બબરચી ખાણાની વિખરાઇ ગયેલી વસ્તુઓ એકત્રિત કરતો હતો. તેનું ઊંટ તેને પુનઃ માલ લાદવા દેતું નહોતું. જ્યારે અમે કમલમેર દુર્ગની નીચે પહોંચ્યા ત્યારે તે ઊંટ ઘણું પાશરૂં થઈ ગયું હતુ. અહીંઆ જડાવ કામનુ ૫૦૦ ફીટ ઉચું એક સ્થાન હતું. અહીંઆંનું દ્રસ્ય અત્યંત ભવ્ય અને રમણીય હતું. નાના પ્રકારના ઉચા નીચા શિખરવાળા પર્વતો ચારે તરફ વિરાજમાન થઇ રહ્યા હતા. અસ્તાચલમાં જતાં સૂર્યકિરણો થોડી વાર સુધી અમારા અંધકારમય માર્ગમાં મંદ પ્રકાશ ફેલાવી રહ્યાં. આ સર્વ વિપત્તિઓ નડ્યા છતાં પણ ભવ્ય અને અપરિચિત દ્રસ્ય તથા શીતળતાથી મારો આનદ વૃદ્ધિગત થતો ગયો. એક અઠવાડીઆમાં હું હજારો વિપત્તિઓ સહન કરી ચૂકયો હતો અને હમણાં આ ઉચા નીચા માર્ગમાં થઇને જતો હતો. આ સ્થળના ગોળ પથ્થરોપરથી અનેક વાર કૂદવું પડતું હતું.

એક સ્થાનપર પાણી રોકાઇને નાનું ખાબોચીઉં થયું હતું. નાના કેરીને શ્રદ્ધા હતી કે હું આ ખાબોચીઉ કુદાવીને ઘોડાને લઇ જઇશ. તે ડાબી તરફ થઇને જેવો એક ઉચ્ચ સ્થાન તરફ ફરી રહ્યો હતો, તેવામાં અચાનક એક ભયાનક ઘટના બની. તે પોતાના અશ્વસહિત જલમાં પડયો. તેને આ સંકટ અતિ અલ્પ કાળ પર્યત ભોગવવું પડયું. એક ડૂબકી મારીને તે બહાર નીકળી આવ્યો. હત્યીદુર્રા નામક સ્થાનમાં અમને વિચાર આવ્યો કે અહીઆં આખી રાત રહીએ. પરંતુ ત્યાં કોઈ એટલું વિશાળ ચોગાન નહોતું કે જ્યા એક શિબિર પણ દાટી શકાય. પાછળ આવતાં દળને આજ્ઞા આપવામાં આવી કે તમારા ગાંસડા બાધો અને પ્રાતઃકાળમા નીકળવાને તૈયાર થજો. રાત્રિનો અંધકાર અતિ શીઘ્રતાથી વધતો ચાલ્યો જતો હતો અને અમે આ ઘન અંધકારમા આગળ ચાલ્યા જતા હતા. નદીના જલનો કલકલ ધ્વનિ અમારો પથદર્શક હતો. હવે કાંઇક અધિક વિસ્તૃત માર્ગ આવવા લાગ્યો અને ઊંડી નદી મારવાડનાં મેદાનમાં જવાને મોટો શબ્દ કરતી ચાલી, મેઘરહિત આકાશમંડળ અમારી ચારે તરફની પર્વતશ્રેણીઓની ઉપર ગુંબજ સમાન દેખાતું હતું. તારા અતિ સુદર દેખાતા હતા. અમે મૌન ધારણ કરી આગળ ચાલ્યા જતા હતા. અને અમારા ઉપર જંગલી વ્યાઘ્રાદિ પશુઓ તથા લુંટારાઓ તુટી પડશે એવા વિચારમાં નિમગ્ન થઇ ગયા હતા. એટલામાં અકસ્માત્ એક વટવૃક્ષની નીચે કિંચિત્ પ્રકાશ દ્રષ્ટિગોચર થયો અને તેની ચારે તરફ ઘોડેસ્વારોનું એક દલ જણાયું.

અમે તત્કાળ થોભી ગયા અને યુદ્ધ કરવાનો વિચાર કરવા લાગ્યા. અમારા પથદર્શકોએ અમને અનુકૂળ સ્થાન દેખાડયું અને મેદાનમાં પહોંચ્યા પૂર્વે અમને તેમનાથી બચવાનો સમય મળ્યો. અહીંઆં પુષ્કળ જળ પણ પ્રાપ્ત થયું. આ વખતે સચેત રહેવું ઠીક હતું. અમે આજ સ્થળે વિશ્રામ કર્યો, કારણ કે આગળ પાંચ માઇલ સુધી જગલ આવેલું હતું અને તેમાં હિંસક પશુઓના પંજામાં ફસવાનો પૂર્ણ સંભવ હતો. આ સ્થળે થોભી અમે એકવાર પુનઃ ઉક્ત દલ પ્રતિ દ્રષ્ટિપાત કર્યો. અમારી દ્રષ્ટિ સમીપના સૈન્યને જોઇને હૃદયમાં ધ્રાસકો નહિ પડે એવો સંભવ નહોતો. પચ્ચીસ અથવા ત્રીસ દીર્ઘકાય શસ્ત્રધારી મનુષ્યો ધૂણીની આસપાસ બેઠા હતા અને પરસ્પર ધીમે ધીમે વાત ચીત કરતા હતા. તથા

એક બીજાને હુક્કાની નળી આપતા હતા. તેમના કાળા વાળના ગુચ્છા અને તેમની પચરંગી પાઘડી કહેતી હતી કે તેઓ મરૂદેશના રહીશ છે. કાળા પર્વતવાસીઓએ કોઇ સત્પુરુષને મારી નાંખ્યો હતો તેના સ્મરણાર્થે બાંધેલો ચબુતરો, આ દલના નાયકની બેઠકનુ સ્થાન હતું. નાયકની પાઘડીમાં તેની શ્રેષ્ઠતા બતાવનાર એક સુવર્ણનો શિરપેચ હતો અને તેણે મૃગચર્મની બંડી પરિધાન કરી હતી. મેં તેની પાસે જઇ તેને તથા તેના સૈનિકોને નિયમાનુસાર 'રામ રામ' કર્યા અને તેમના સરદાર ગનોહાપતિની કુશળતાના સમાચાર પૂછ્યા. આથી આ લોકોએ અમારી સાથે ધ્યાનપૂર્વક વાતચીત કરી. પચાસ વર્ષ પૂર્વે મેવાડના અધિકારમાંથી જે ગોઢાર પ્રદેશ નીકળી ગયો હતો તેનોજ આ ભાગ હતો. આ સ્થાન મેવાડ અને મારવાડની સીમાપર આવેલું છે. આ સ્થાનપર અનેક ક્લેશયુક્ત ઘટનાઓ બની ચૂકી હતી. અહીંઆં અમને અનેક મૃત પુરુષોનાં સ્મારક દ્રષ્ટિગોચર થયાં. આ પ્રતિમાની આકૃતિ આ પ્રમાણે છેઃ—એક સૈનિક સમરતુરંગપર આરૂઢ થઇને તેની લગામ પોતાના હાથમાં ઝાલી રહ્યો છે. અમુક પુરુષ અમુક ઘાટની રક્ષા કરતાં માર્યો ગયો હતો અને અમુક મેર જાતિના હાથમાંથી પશુ-ઓને છોડાવતાં માર્યો ગયો હતો. પ્રત્યેક સમાધિપર મરણતિથિ આદિનો ઉલ્લેખ હતો.

હવે અમને અમારી ક્ષુધા શાંત કરવાને માટે કાંઈ પદાર્થ મળવાની આશા નહોતી. ડૉક્ટર ડંકન અને કેપ્ટન બોએ હાથીપરથી ઝુલ ઉતારી લીધી અને તેમા લપટાઇને તેઓ સૂઇ ગયા. અને પાસેનાજ એક વીરના સ્મારકપર બેસી ગયા. હુ તત્કાળ તેમને છોડીને અમારા દલની પાસે ચાલ્યો ગયો. અને તેની વાતચીત સાંભળવા લાગ્યો. આ વખતે જે દ્રશ્ય થઇ રહ્યું હતું તે ચતુર ચિત્રકારની પીંછીનેજ યોગ્ય હતુ. મારા અનેક મિત્રોએ આ સ્થળે પહાડી લોકોની સાથે યુદ્ધ કર્યું હતું અને અહીંઆ તેમના અનેક કુટુંબીઓની ભસ્મ દબાઇ રહી હતી. આ શાંતિના સમયમાં તે ઘટનાઓ પુનઃ આવી શકનાર નથી. ભીલ અને મેર એ શબ્દો હવે લુંટારા વાચક રહ્યા નથી. પાહાડીઓની સાથે આવો પ્રસંગ પુનઃ કદિ પણ આવવાનો નથી. હું હવે પાઠક મહોદયોને પુનઃ કમલમેર લઇ જઇશ કે જ્યાં રાજસ્થાનની અન્ય જાતિઓનો ઇતિહાસ સાંભળવા મળશે.





# अध्याय २४ मो.

માહીર વા મીરા જાતિ, તેનો ઇતિહાસ અને આચાર વ્યવહાર–ગોકુલગઢના લૂંટારા–ગાડોરાના સામંત અજીતસિંહ–મારવાડનો સપાટ પ્રદેશ–રૂપનગરના સામંત–દેસુરી સંબંધી ઇતિહાસ–મેવાડના સિસોદીઆઓની સાથે મારવાડના રાઠોડોની તુલના–રાજપુતોનો પરંપરાગત ઇતિહાસ–ગાડોરા–રાણાના દૂત કૃષ્ણદાસ–મારવાડ અને મેવાડ વચ્ચે સ્થાનિક વિભિન્નતા–પ્રાચીન વિવાદનું કારણ–આંવલા અને બાવલ–નાદોલ–ચૌહાણ જાતિની શ્રેષ્ઠતા–બાટિન્ડાના ગોગા–અજમેરના લાક્ષા–નાદોલનો પ્રાચીન દુર્ગ–જૈન લોકોનાં સ્મરણચિન્હો–હિંદુઓનું પ્રાચીન તોરણ–શિલાલેખ–નાદોલાનો પ્રાચીન ઇતિહાસ–ઇંદુરિ–વાણિજ્યપ્રધાન નગર પાલી–તે સ્થળના જૈનોનાં સ્મરણચિન્હો–હિંદુઓનું પ્રાચીન તોરણ–પુણ્યગિરિ–કંકની–વાણિજ્ય દ્રવ્ય લઇ જનારા બે સમુદાયમાં વિવાદ–ભાટોનો ભયંકર આત્મનાશ–ઝાલામંદ–જોધપુરની યાત્રા–પોકર્ણ અને નિમાજના સામંતોએ કરેલો સત્કાર–ઉભય સામંતોનાં જીવન ચરિત્ર–નિમાજના સુરતાનનો આત્મભોગ–રાજધાનીમાં નાંખેલી છાવણી–જોધપુરની દરબાર તર્ફના સત્કાર વિષે ચર્ચા.



માહિર વા મીરા જાતિ પહાડી છે અને એ લોકો જે પ્રદેશમાં રહે છે, તેને લોકો માહીરવાડા કહે છે. માહીર શબ્દ અપભ્રંશ છે. એ લોકોની ઉત્પત્તિ ભારતવર્ષના સુપ્રસિદ્ધ મૂળવતની મીના વા માહીના લોકોમાંથી થઇ છે. આ લોકોને હાલમાં માહીરોત વા માહીરાવત કહેવામાં આવે છે. કમલમેરથી અજમેર સુધી અરવલ્લીની જે પર્વતમાલા વિરાજમાન છે તેની અંતર્ગતના પ્રદેશનેજ માહીરવાડા કહેવામાં આવે છે. તેની પહોળાઈ ૪૫ કોશ અને લંબાઇ ત્રણસેં દસ કોશ છે. આ મનોરમ પ્રદેશ સમુદ્રતટથી ત્રણથી ચાર હજાર ફીટ ઉંચો છે અને તે અનેક પ્રકારના સુંદર ભૌતિક પદાર્થોથી પરિપૂર્ણ છે. અરવલ્લીના આ ભાગમાં વૈજ્ઞાનિકોને તથા અન્વેષણકારને અવશ્ય જાણવા યોગ્ય એટલા બધા પદાર્થો ભરેલા છે કે સમસ્ત જગતના બીજા કોઈ પણ ભાગમાં તે પ્રકારના તેટલા પદાર્થો વિદ્યમાન નથી. ઇતિહાસવેત્તાઓને માટે પ્રાચીન ઈમારતો અને દુર્ગો તથા વૈજ્ઞાનિકોને માટે ઉદ્‌ભિજ્જ તત્ત્વો, પ્રાણી તત્ત્વો વગેરે જાણવા યોગ્ય અનેક પદાર્થો આ પ્રદેશમાં વિદ્યમાન છે.

માહીર જાતિ વિષે વિસ્તૃત વર્ણન કરવાની આવશ્યકતા છે, તેમના આચારવિચાર વર્ણવવાની ઘણી અગત્ય છે, પરંતુ અત્રે સ્થલાવકાશના અભાવને લીધે અમે માત્ર કેટલીક મુખ્ય મુખ્ય બાબતોનુંજ વર્ણન કરીશું.

માહીર લોકો મીના જાતિની મુખ્ય ચિતા નામની શાખામાંથી ઉત્પન્ન થયા છે. અમે તે વિષે જરા વિસ્તૃત વર્ણન કરીશું. મીના લોકોની જેતા જાતિ રાજપુતોની પેઠે અનેક ભાગોમાં વિભક્ત છે. આ જાતિના લોકો અભિમાનપૂર્વક પોતાને જેતા રાજવંશમાંથી ઉત્પન્ન થયેલા જણાવે છે. પરંતુ આથી તો તેમના વંશનું કલંકજ પ્રકટ થાય છે. ચિતા મીના લોકો દિલ્હીના અંતિમ ચૌહાણસમ્રાટ્‌ના બંધુના પૌત્રને પોતાનો આદિ પુરૂષ જણાવે છે. ચૌહાણરાજના ભત્રિજા લાક્ષાને અનલ અને અનૂપ નામક બે

પુત્રો હતા. હવે જયશાલ મીરે પોતાની કેટલીક કુંવરીઓની સાથે ઉક્ત વંશના પુરૂષોને વિવાહ કરવાની માગણી કરી તેમનાપર નારિયલ મોકલ્યાં. પરંતુ કન્યાઓના માતામહના વંશની તપાસ કરતાં તે મીના જાતિની એક વેશ્યાના ગર્ભથી ઉત્પન્ન થયેલી જણાઈ. આથી તેમને એકદમ અજમેરથી દૂર કરવામાં આવી અને તેમને પોતાના માતામહના વંશજોનો આશ્રય લેવો પડયો.

એક મીના સામંતની કન્યા સાથે અનલનો વિવાહ થયો અને તેના ગર્ભથી ચિતાનો જન્મ થયો. ચિતાના વંશજો દીર્ઘ કાળથી માહીરવાડાપર સ્વતંત્ર અધિકાર કરતા આવ્યા છે. ચિતાના જે વંશજો અજમેરના ઉત્તર ભાગમાં વસે છે, તેઓ પંદર પેઢીથી મુસલમાન થઈ ગયા છે. તેમના વંશના એક માણસે અજમેરના હાકેમદ્વારા મુસલમાન ધર્મની દીક્ષા લીધી હતી અને દાઉદખાં નામ ધારણ કર્યું હતું. ત્યારથીજ આ લોકો મુસલમાન થયા છે. દાઉદખાં આથુન નામક ગ્રામમાં રહેતો હતો, તેથીજ માહીરોતોનો અધિપતિ "આથુનકાખાં" એ નામથી વિખ્યાત છે. આથુન તાબાના ગ્રામોમાં ચાંગ, ઝક અને રાજસિનગર મુખ્ય છે. અનુપે પણ એક મીના કુમારીની સાથે વિવાહ કર્યો હતો. આ સ્ત્રીના ગર્ભથી બુડાર નામનો એક પુત્ર થયો. બુડારના વંશજો પોતાની પ્રાચીન રીતિ, નીતિ અને ધર્મની સંપૂર્ણ રીતે રક્ષા કરતા આવ્યા છે. બુડાર, બાહિરવાડા, માંદિલા આદિ નગરો તેમનાં મુખ્ય નિવાસસ્થાન છે. યદ્યપિ આ મીના લોકોમાં રાજપુતોનું રક્ત મિશ્રિત થવાથી ઉત્કૃષ્ટતા આવી છે, તથાપિ તેઓ દુર્ગુણ, અત્યાચાર અને ઉપદ્રવને માટે દીર્ઘ કાળથી પ્રસિદ્ધ છે. વિખ્યાત ચંદ કવિએ લખ્યુ છે કે અજમેરના સુપ્રસિદ્ધ રાજા વિશલદેવે આ મીનાજાતિનુ એવું સખ્ત દમન કર્યું હતું કે તેમને અજમેરના માર્ગપર જલસિંચન કરવું પડયું હતું. આ પરથી જણાય છે કે આ જાતિ દીર્ઘ કાળથી અત્યાચારી અને ઉપદ્રવી છે. અન્યાન્ય પહાડી લોકોની પેઠે આ લોકો પણ જ્યારે રાજાની શક્તિનો હ્રાસ થયેલો જોતા ત્યારે તેઓ ઉપદ્રવનો પ્રારંભ કરતા. અજમેરના ચૌહાણોની સાથે જ્યારે મંદોરના પુરિહર લોકોને યુદ્ધ થયું ત્યારે પૃથ્વીરાજ પ્રથમ રણક્ષેત્રમાં ગયા હતા. આ વખતે તેમની વિરૂદ્ધ ગિરિપથની રક્ષા કરવાને અર્થે નાહીર રાવોએ ચાર સહસ્ત્ર ધનુર્ધારી માહિરોને ઉભા રાખ્યા હતા. કવિવર ચંદે પોતાના કાવ્યમાં તેમની વીરતા વિષે નીચે પ્રમાણે વર્ણન કર્યુ છે.* "જ્યાં અગણિત શિખરશ્રેણી પરસ્પર મળી ગઇ છે, તે સ્થાનમાં માહીરો અને મીનાઓ એકત્ર થયા છે. મંદોરરાજે આજ્ઞા કરી કે તમારે ગિરિપથની રક્ષા કરવી પડશે. ચાર સહસ્ત્ર વીરોએ આ આજ્ઞા સાંભળી કાલદૂતની પેઠે તેનુ પાલન કર્યુ. શુભ શુકન વિના મીનાજાતિ કદિ આગળ પગલું ભરતી નથી. તેમનાં બાણ કદિ પણ વ્યર્થ જતાં નથી. તેમનાં શરીર વજ્ર સમાન છે અને તે લોકો પ્રાણનું બલિદાન આપીને પણ પ્રતિજ્ઞાનું પાલન કરે છે. આ લોકો મંદોરનું ભૂષણ અને રક્ષક સ્વરૂપ છે. હાલમાં એમના દુર્ગના શિખરપર જયપતાકા ફરકી રહી છે. સપાટ ભૂમિમાંથી પુષ્કળ દ્રવ્ય લૂંટીને તેઓ પોતાની ભૂમિમાં લઈ જાય છે. ગિરિપથનાં ગુપ્ત તિમિરમય સ્થાનમાં આ જાતિના ચાર સહસ્ત્ર વીરો અર્ધચદ્રાકાર ધનુષ્યો સહિત ઉભા રહી વિષધર સર્પની પેઠે ગુપચુપ શત્રુના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યા.

ચૌહાણરાજની પાસે સમાચાર આવ્યા કે પરમ સાહસિક મીના લોકો હાથમાં ધનુષ્યબાણ ગ્રહી પહાડી માર્ગપર ઉભા છે, માટે કોઈ પણ માણસ બલપૂર્વક તે સ્થાન ભેદીને જઈ શકશે નહિં. ક્ષુધાગ્રસ્ત સિંહ જે પ્રમાણે શિકાર જોઇને મહા ક્રોધથી પ્રચંડ ગર્જના કરી મૂકે છે તે પ્રમાણે ચૌહાણરાજને દારૂણ ક્રોધ ઉત્પન્ન થયો અને તેમણે પોતાના સેનાપતિને બોલાવીને તેને મીના લોકોને ઉચિત દંડ આપવાને માટે તૈયાર થવાની આજ્ઞા કરી. પર્વતસમાન અટલ સેનાપતિ મસ્તક ઝુકાવી રાજાની આગળથી વિદાય થયો અને અભીષ્ટ કાર્ય સિદ્ધ કરવાને માટે સજ્જ થયો. જો કે સેનાપતિએ સસૈન્ય આગળ વધવામાં ઝાઝો વિલંબ કર્યો નહોતો, તથાપિ સૈન્યને સજ્જ કરતાં તેને જે અલ્પ સમય લાગ્યો તે સમયમાં મીના લોકો સુમેરની પેઠે અચલ ભાવથી શ્રેણીબદ્ધ ગોઠવાઇ ગયા. દેવપતિ ઇંદ્રના

* આ સ્થળે કર્નલ ટૉડ જણાવે છે કે અરવલ્લીના કયા ભાગમાંથી માહીર લોકોએ આક્રમણ કર્યું હતું તેની શોધ હું કરી શકયો નથી. આ સ્થાન ગીચ જંગલમાં હોવું જોઇએ. અજમેરની તરફથી આક્રમણ કરવામાં આવ્યું નથી એ તો સ્પષ્ટજ છે.

વજ્ર સમાન તેમનાં બાણોએ ધનુષ્યમાંથી છુટીને સૂર્યને આચ્છાદિત કરી દીધો. એ બાણોએ સાક્ષાત્ યમરાજનુંજ સ્વરૂપ ધારણ કર્યું હતું. પ્રબળ વાયુના સ્પર્શથી જે પ્રમાણે વૃક્ષસમૂહ ભયાનક શબ્દસહિત ઉખડીને તુટી પડે છે તેજ પ્રકારે તેમનાં બાણોથી વિંધાઇને રાજપુત અશ્વારોહીઓ નીચે તુટી પડવા લાગ્યા અને તેમનાં કવચ તથા અસ્ત્ર શસ્ત્રાદિનો વિચિત્ર ધ્વનિ રણભૂમિમાં કર્ણગોચર થવા લાગ્યો. સેનાપતિએ અશ્વપરથી ઉતરીને ખડ્ગયુદ્ધનો આરંભ કર્યો. અગ્નિકુંડથી બચવાની આશાથી જે પ્રકારે પક્ષિગણ પાંખ પ્રસારી આકાશમાં ઉડવાની ચેષ્ટા કરે છે, તેજ પ્રકારે ધૂમાચ્છાદિત વાતાવરણમાં બાણો ઉડવા લાગ્યાં. જે પ્રકારે મત્સ્યો જાલના છિદ્રમાં થઇને નીકળી જાય છે તે પ્રમાણે બાણો સૈનિકોનાં હૃદય ભેદી પીઠમાંથી નીકળવા લાગ્યાં. રૂધિરની નદી વહેવા લાગી.

પહાડી વીરોના નેતાએ ચૌહાણરાજના સેનાપતિની સાથે યુદ્ધ કરવાને પ્રવૃત્ત થઇ એકજ અસ્ત્રાઘાતથી તેને નીચે તોડી પાડયો. પરંતુ તેણે તરતજ ભૂમિપરથી ઉઠી એક ક્ષણમાં તે પહાડી નેતાને ખડ્ગપ્રહાર કરી ભૂતલશાયી કરી દીધો. સુમેરૂના કંપથી જેવો શબ્દ થાય છે તેવો શબ્દ ઉક્ત નેતાના પતનથી થયો. તત્ક્ષણ ક્રુદ્ધ થયેલા વ્યાઘ્રની પેઠે નાહરરાજ દ્રષ્ટિગોચર થયો. તે વીરે પોતાના વૃદ્ધ અધિનાયક તથા §ભ્રાતાની પ્રતિહિંસા લેવાને માટે ભીષણ સ્વરથી મીના લોકોને ઉત્તેજિત કર્યા અને તેમના હૃદયમાં બમણો ઉત્સાહ ભરી દીધો. આ તરફ પહાડી સેનાપતિનું પતન થયું કે તરતજ ચૌહાણરાજે પોતાની સેનાને પ્રચંડ જયધ્વનિ કરવાની આજ્ઞા ફરમાવી. આ આજ્ઞા પ્રાપ્ત થતાંજ તેમણે આકાશભેદી શબ્દથી જયધ્વનિ કર્યો. યદ્યપિ આ શબ્દ સાંભળી અલ્પ સમય પર્યંત મીના લોકો સ્તંભિત થઈ ગયા. તથાપિ ત્યાર પછી પુનઃ તેમનું સાહસ પ્રકાશી નીકળ્યું. હવે ચૌહાણરાજ સ્વયં યુદ્ધક્ષેત્રમાં ઉતરી પડ્યા. થોડી વારમાં તેમની સેના તે પહાડી માર્ગને ભેદવા લાગી. અને તેમના સૈનિકોના જયધ્વનિથી ચારે દિશા ગુંજી રહી. હાથીઓના પોકાર અને ઘોડાઓના હણહણાટથી ચારે તરફ ભય પ્રસરી રહ્યો. આજ વખતે ગિરનાર અને સિંધની સેના, વસંતકાલીન પુષ્પોના નાના પ્રકારના રંગોની પેઠે સુંદર પતાકાઓ હાથમાં ગ્રહણ કરીને મંદોરના પક્ષમાં આવીને ભળી. ઉક્ત ઉભય સેનાના સૈનિકોએ કવચ પરિધાન કરેલાં હતાં. કેવળ નેત્ર અને નખના અગ્ર ભાગજ દ્રષ્ટિગોચર થતા હતા. સર્વ વીરો મ્યાનમાંથી ખડ્ગ કાઢતી વખત પોતપોતાના કુલદેવતાનું નામોચ્ચારણ કરી રણક્ષેત્રને કંપાયમાન કરવા લાગ્યા.

પૃથ્વીરાજની કાંતિ ઇંદ્રિવદન સમાન થઇ અને પુરીહરપતિની પ્રભા પ્રભાતકાળનાં નક્ષત્ર સમાન થઇ ગઇ. ઉભય વીરોનાં શરીરો કવચોથી આવૃત હતાં. હવે ચૌહાણપતિ અશ્વપરથી એકદમ ઉતરી પડયા. નાહરરાજ પણ તત્કાળ સાવધાન થયો અને ઉભય વીરો સામસામે ખડ્ગયુદ્ધ કરવા લાગ્યા. ઉભય પક્ષની સેનાઓએ તેમને ગોલાકારમાં ઘેરી લીધા. પ્રમારપતિના પતાકાધારી વીરો, દોડતાં અભ્રની પેઠે વેગથી આગળ વધ્યા અને તેમણે મ્યાનમાંથી પોતાની ચકચકિત શમશેર બહાર કાઢી. મંદોરેશ્વરનો ભ્રાતા મોહન, પ્રમારપતિની સાથે લડવાને આગળ વધ્યો. ઉભય વચ્ચે ખડ્ગયુદ્ધનો પ્રારંભ થયો. પ્રમારપતિનું શિરસ્ત્રાણ ખડ્ગપ્રહારથી ભગ્ન થઇ ગયું. અલ્પ સમયમાં ચાયંદ દાહિમા ક્રોધિત થઇ આગળ આવ્યો અને તેણે એક અતિ પ્રચંડ ભાલો ઉડાવી પુરિહરને માર્યો. એકજ આઘાતથી પુરિહરનું પ્રાણપક્ષી શરીરરૂપી પિંજરામાંથી ઉડી ગયું અને જીવનશૂન્ય શરીર કપાઇ ગયેલા વૃક્ષની પેઠે પૃથ્વીપર પતન પામ્યું.

- ચંદકવિએ પોતાનાં કાવ્યને અત્યુક્તિથી અલંકૃત કર્યું છે, એ વાત સ્વીકારવા છતાં પણ આપણને એટલું તો અવશ્ય માનવુંજ પડશે કે હાલમાં ઓગણીસમી શતાબ્દીમાં માહીર લોકો જેવા પરમ સાહસિક લુંટારાઓ ગણાય છે, તેવાજ તેઓ બારમી શતાબ્દીમાં પણ હતા. મોગલોના શાસનકાળમાં તેઓ કદિ પોતાનું મસ્તક અવનત કરતા તો કદિ તેને પુનઃ ઉન્નત કરતા. જ્યારે મહારાષ્ટ્રીઓ આ દેશમાં આવ્યા તે વખતે માહીર લોકોએ પુનઃ પોતાની સંપૂર્ણ શક્તિનો સંચય કરીને પોતાના શાસક રાજપુતો પ્રત્યે ઉપદ્રવી વ્યવહાર કરવા માંડયો હતો. પરંતુ જ્યારે ઇ. સ. ૧૮૨૧માં તેમના ભીષણ ઉપદ્રવનું દમન કરવાનુ

§ મીના લોકોના નેતાને સન્માનાર્થે 'ભ્રાતા' કહેવામાં આવે છે.

કાર્ય અત્યંત આવશ્યક માનવામાં આવ્યું ત્યારે તેમની સામે ત્રણ દલો મોકલવામાં આવ્યાં. આ દલોએ તેમને પરાજીત કર્યા અને તે લોકોએ રાજપુતોની આધીનતા સ્વીકારી, પરંતુ જ્યાંસુધી ચિતા અને બુડાર વંશના ઘણા માણસો અને તેમની ઘણી સંપત્તિ નાશ પામી નહિ ત્યાંસુધી તેઓ તેમને આધીન થયા નહોતા. અનેક શતાબ્દીઓ થયાં ઘણા પહાડી માહીર લોકો આ દેશના લોકોને મહા ભયનું કારણ થઇ પડયા હતા. પરંતુ અમે તેમને સહજ વશ કરી લીધા તેથી અમારા મિત્રો પરમ આશ્ચર્ય પામ્યા. માહીર લોકો શા કારણથી ફાવી જતા હતા તે જાણવું અતિ સુગમ છે. રાજપુત લોકોએ આટલા સમય સુધી ક્ષીણબલ માહીર લોકોના અત્યાચાર તથા ઉપદ્રવો સહન કર્યા તે તેમને માટે લજ્જાની વાત છે. માહીર, મહારાષ્ટ્રીય, પિંઢારા અને પઠાણ લોકો શા કારણથી બળ, પ્રતાપ અને પ્રભુતાનો પ્રકાશ કરવામાં સમર્થ નીવડયા હતા તે જાણવું અત્યંત સુગમ છે. રાજપુતોનો પરસ્પર વિગ્રહ અને અંતર્વિપ્લવજ, આ વિજાતીય લોકોની પ્રબળતાનું મુખ્ય કારણ છે. ઉક્ત ચારે જાતિઓએ લૂંટફાટ કરી રાજપુતોનો દેશ છિન્ન-ભિન્ન કરી નાંખ્યો હતો. જ્યારે મેવાડના સામંતો પહાડી માહીરોનું દમન કરવાને એકત્રિત થતા ત્યારે મારવાડના સરદારો તેમને આશ્રય અને સહાય આપતા હતા. મારવાડી સરદારોના કિલ્લાનાં દ્વારો શરણાગતને આશ્રય આપવાને માટે સદા ખુલ્લાં રહેતાં હતાં. તેઓ દ્રવ્ય લઇને શરણાગતને આશ્રય આપના હતા. પરંતુ જે સમયે અંગ્રેજ સેના આ માહીર લોકોનું દમન કરવાને માટે ગઈ ત્યારે તેમને કયાંય પણ આશ્રય મળ્યો નહિ. તેમને માટે પ્રત્યેક આશ્રયસ્થાનના દરવાજા બંધ થઇ ગયા અને તેઓ ચારે તરફ શત્રુઓને દેખવા લાગ્યા. તેઓ પોતાને ઇંદ્રજાલ સમાન દશામાં ફસી પડેલા જોઇને સ્તંભિત થઇ ગયા. અને જ્યારે તે લોકોનો નાયક તથા તેના અનુચરો કલ્પિત આશ્રયસ્થાનમાં પકડાઇ ગયા તથા મધ્યરાત્રિએ અંગ્રેજોએ કરેલા આક્રમણથી જ્યારે તેમનું દલ છિન્ન ભિન્ન થઇ ગયું ત્યારે તે લોકોની નિરાશાનો પાર રહ્યો નહિ. તેઓ જે તરફ દ્રષ્ટિ ફેંકતા હતા તે તરફ તેમને લાલ વસ્ત્રધારી સૈનિકોજ દ્રષ્ટિગોચર થતા હતા. અંતે તેમણે હતાશ થઇ અંગ્રેજોનું શરણ ગ્રહણ કર્યું.

હાલમાં એક અંગ્રેજ સેનાપતિના હાથ નીચે પહાડી માહીર જાતિની એક સેના તૈયાર થઈ છે અને વખત આવતાં આજ સેના અતિ ઉપયોગી ગણાશે એમાં કિંચિત્ પણ શંકા નથી.* યદ્યપિ આ લોકો ઉપદ્રવી અને અત્યાચારી છે તોપણ શિરોનુલાની ખીણમાં બાંધેલા બંધ જેવા બંધ બાંધવાનું અને કૃષિનું કાર્ય તેઓ કરશે. માહીરવાડામાં એક એવો જીલ્લો નિર્માણ થયો છે કે જેમાંથી કોઇ સમયે મહારાણાને લક્ષમુદ્રાની વાર્ષિક ઉપજ થશે.

આ લોકોના કેટલાક રીત રિવાજો નીચેના પ્રદેશમાં રહેનારી પ્રજા કરતાં અત્યંત વિચિત્ર અને ભિન્ન છે. તેમાંના કેટલાક રીત રિવાજોનું વર્ણન અત્રે અમે કરીએ છીએ; બીજા લોકોનું ચરિત્ર અને તેમનો ઇતિહાસ આગળ વિસ્તારપૂર્વક લખવામાં આવશે, માટે આ સ્થળે તો માત્ર તેનો થોડો અંશજ વર્ણવવામાં આવશે. અહીંઆં તો માત્ર તેમના, સ્ત્રીઓ સાથેના વ્યવહારનીજ એકાદ બે વાતો લખવામાં આવે છે. માહીર લોકોના પૂર્વજોએ જે નિયમો બાંધ્યા હતા તેજ નિયમો પ્રમાણે અદ્યાપિ માહીર લોકો વર્તન કરે છે. આ લોકો વિધવા સ્ત્રીની સાથે વિવાહ કરવામાં જરાપણ સંકોચ કરતા નથી. વિધવા વિવાહને તેઓ "નાથ વિવાહ" કહે છે. તેમના પ્રભુ, સભ્ય રાજપુતો વિવાહપ્રસંગે તેમની પાસેથી 'કાગલિ' નામક દંડ તરિકે પાંચ રૂપિયા લે છે. વિવાહ પ્રસંગે વરના મસ્તકપર સાધારણ રીતે પહેરાવવામાં આવતા ખજુરના મુકુટને બદલે સુતરાઉ પાઘડી મુકવામાં આવે છે અને તેની ઉપર પીપળાની પવિત્ર ડાંખળી ખોસવામાં આવે છે. હિંદુ વિવાહની અનેક સાધારણ રીતિનીતિ આ લોકો પાળે છે. "સાત ફેરા," "ગઠજોડા" અર્થાત્ ગ્રંથિબંધન અને પાણિગ્રહણ પ્રભૃતિ પ્રથા માહીર લોકોમાં પણ પ્રચલિત છે. ઉત્તર ભાગના જે માહીરો મુસલમાન થઇ ગયા છે તેઓ પણ વિવાહપ્રસંગે પોતાના પૂર્વજોની પ્રથાનું અવલંબન કરે છે, અને તેમની લગનક્રિયા બ્રાહ્મણ પુરો-

* કર્નલ ટૉડની ભવિષ્યવાણી ખરી પડી છે. હાલમાં ભારતના બ્રિટિશ સામ્રાજ્યમાં માહીર લોકોની પલટણ છે અને તેને "માહીરવાડા સૈન્ય" કહેવામાં આવે છે.

હિતો કરે છે. માહીર લોકોના આચાર વિચાર સંબંધી તપાસ કરતી વખતે મને જણાયું કે માત્ર આ લોકોજ વિધવા વિવાહકરતા નથી, પરંતુ બ્રાહ્મણો અને રાજપુતો પણ વિધવાવિવાહ કરવામાં કાંઇ દોષ માનતા નથી. ગિહ્લોત કુલનું રાજ્ય મેવાડમાં સ્થાપન થયું તે પહેલાં જે નાગદ નામના બ્રાહ્મણો આ દેશમાં રહેતા હતા તેઓમાં આ પ્રથા પ્રચલિત હતી. જે રાજપુતોમાં વિધવાવિવાહની રીતિ પ્રચલિત છે, તે સર્વે આ દેશના અતિ પ્રાચીન લોકોના વંશજો છે અને તેમને હાલમાં ભૂમીઆ કહેવામાં આવે છે. પ્રાચીન કાવ્યગ્રંથોમાં જે ચિનાનો, ખારવાર, ઉત્તાઇન, દયા પ્રભૃતિ જાતિનાં નામો તથા ઇતિહાસ ઉપલબ્ધ થાય છે તે લોકો આજ જાતિના હતા. અરવલ્લીના પર્વતમય પ્રદેશમાં ઉક્ત જાતિના કેટલાક લોકો હજી પણ નિવાસ કરે છે. માહીર લોકોમાં વિવાહબંધન જેટલી સુગમતાથી થાય છે તેટલીજ સુગમતાથી તેનો વિચ્છેદ પણ થાય છે. યદિ સ્ત્રી પુરુષનાં મન એક બીજાથી ઉંચાં થઇ જાય, અથવા બીજા કોઇ કારણથી તેમનો ચિરવિયોગ આવશ્યક માનવામાં આવે, તો સ્વામી પોતાના દુપટ્ટાનો કેટલોક ભાગ ફાડીને પોતાની પત્નીના હાથમાં આપી દે છે; આથી તેમના છુટા છેડા થઇ જાય છે. સ્ત્રી તે વસ્ત્રનો ટુકડો હાથમાં લઇ પોતાના મસ્તકપર જલથી ભરેલા બે કળશો મૂકી પોતાને ફાવે તે માર્ગે ચાલી જાય છે અને આ ત્યાગેલી સ્ત્રી પોતાના શિરપરથી જે પુરુષ કલશ ઉતારે તેનેજ પોતાનો ભાવી પતિ માને છે. આ સ્ત્રીત્યાગની પ્રથા કેવળ મીના લોકોમાંજ પ્રચલિત નથી, પરંતુ જાટ, ગૂજર, અહીર, માલી અને અન્યાન્ય જંગલી શૂદ્ર જાતિઓમાં પણ અત્યંત પ્રચલિત છે. "જેહર લેઆઉર નિકેલા" અર્થાત્ "કલશ લઇને ચાલી જા" આ શબ્દો માહીરવાડાના પર્વતમય પ્રદેશમાં વારંવાર વાપરવામાં આવે છે.

આ લોકોની દેવપૂજા, પ્રતિજ્ઞા ગ્રહણ, અને પ્રાર્થનાની રીતિ અત્યંત વિચિત્ર છે. મુસલમાન થઇ ગયેલા માહીર લોકો "અલ્લા" "દુધ દાઉદખાં" અથવા "ચિત્તાવડા" ની આણ કહીને શપથ ગ્રહણ કરે છે. આજ પ્રકારે માહીરવાડાના દક્ષિણ ભાગના માહીર લોકો સૂર્યના નામથી "સૂર્યકા સોગાન" કહીને અથવા પોતાના મહાન યોગી યાજકનાથના નામથી "નાથકા આન" કહીને પ્રતિજ્ઞા લે છે. મુસલમાન માહીર લોકો હાલમાં સુવરને ખાતા નથી, પરંતુ દક્ષિણ ભાગમાં વસતા માહીર લોકો સર્વ વસ્તુઓ ખાય છે. તેઓ માત્ર પોતાના પ્રાચીન યોગી યાજકનાથ પ્રત્યેની ભક્તિને લીધે ગોભક્ષણ કરતા નથી. તીતર અને માલેલી નામનાં પક્ષીઓને તેઓ શુભ શુકનવાળાં માને છે. માહીર લોકો જે સમયે લૂંટફાટ કરવાના ઉદ્દેશથી બહાર નીકળે છે, તે સમયે ડાબા હાથ તરફ જો તીતર પક્ષી બોલે તો તેઓ તે દિવસે પોતાનું કાર્ય અવશ્ય સિદ્ધ થશે એમ માને છે. માહીર જાતિનો નિવાસ સૌરાષ્ટ્રથી લઇને ઉત્તર દિશામાં ચંબલ નદી સુધી છે. માહીરવાડા હાલમાં મેવાડના રાણાના અધિકારમાં છે. માહીર લોકોની જે શાખાઓ અત્યંત તોફાની છે તેમનું દમન કરવાને માટે રાણાએ તેમનાં ગામોમાં નાના નાના દુર્ગ બંધાવ્યા છે. તેમના સમસ્ત પ્રદેશમાંથી હાલ કર લેવામાં આવે છે. પ્રત્યેક વિભાગના માહીર નેતાને રાણાની સન્નિધ લાવવામાં આવે છે. તે જ્યારે પ્રતિજ્ઞાપૂર્વક રાણાની આધીનતા સ્વીકારે છે ત્યારે રાણા તેને સુવર્ણનું કડું તથા દુપટ્ટો પારિતોષિક તરિકે આપે છે. માહીરવાડાના પહાડી લોકોનું દમન કરીને જે દિવસે ઉદયપુરના રાજમહાલયના આંગણામાં તેમનાં અસ્ત્રશસ્ત્ર એકત્રિત કરવામાં આવ્યાં, તેજ દિવસથી મેવાડના ઇતિહાસના નવા યુગનો આરંભ થયો એમ કહેવું ઉચિત થઇ પડશે. આ ઘટના અમે કમલમેરમાં રહેવા લાગ્યા તે પૂર્વે બની હતી.

**૨૬ મી અકટોબર.** દિવસનો પ્રકાશ થતાંજ સર્વે લોકો પ્રસન્નચિત્ત બન્યા. કેપ્ટન વાઘ અને ડૉક્ટર ડંકને હાથીની ઝુલ પ્રભૃતિ કપડાં છોડી નાંખ્યાં અને હું પણ પાલખીમાંથી બહાર નીકળ્યો. રાત્રિએ ઝાકળથી શરીરની રક્ષા કરવાને માટે આ પાલખી ઘણી ઉપયોગી થઈ હતી. ક્ષુધા અને તૃષાને લીધે રમણીય પ્રાકૃતિક દ્રશ્ય જોવાની ઇચ્છા કમી થઇ ગઇ. જો હું મારી ઇચ્છાનુસાર કાર્ય કરવાને પ્રવૃત્ત થાત તો મારા મિત્રોને તથા અનુચરોને ભયાનક પહાડી માર્ગમાં લૂંટારાઓની શોધ કરવાને માટે મારી પાછળ આવવાને કહેત.

ગોકલગઢનો એક માહીર નેતા આ ભાગમાં અતિપ્રસિદ્ધ છે. તે લૂંટારાનું કામ કરે છે. સાધારણ રીતે એને બહારવટીઓ કહેવામાં આવે છે. આ માણસ ચૌહાણ વંશની બીજી શાખા શનિ ગુરૂમાં

ઉત્પન્ન થયો છે. આ શાખાના લોકોએ કેટલીક શતાબ્દીઓ પર્યંત ઝાલોરમાં રાજ્ય કર્યું હતું. ઉક્ત સામંત પૂર્વે મારવાડ રાજ્યને આધીન હતો. પરંતુ તેના અત્યંત ઔદ્ધત્યને લીધે મારવાડેશ્વરે તેને દેશનિકાલ કર્યો હતો. આથી તેણે અરવલ્લી પર્વતનાં દુર્ગમ સ્થાનમાં આવેલા અતિ પ્રાચીન દુર્ગ ગોકુલગઢમાં આશ્રય લીધો હતો. આ દુર્ગ હાલમાં ખંડિયેર સ્વરૂપ બની ગયો છે. આ દુર્ગમાં વસીને તેણે ચારે તરફના લોકોને ભય આપવા માંડયો. તે દુર્ગમ અને ભયાનક માર્ગોને સારી પેઠે જાણતો હતો તેથી તેને કોઇ પણ માણસ પકડી શક્યો નહોતો. તે અત્યાચાર અને ઉપદ્રવ કરીને જેટલી સંપત્તિ લાવતો હતો તેમાં દેવગઢનો સામંત પણ ભાગ લેતો હતો. તે દેવગઢના સામંતના તાબાના પ્રદેશમાંજ લૂંટફાટ કરતો હતો, તેથી તેને કોઇ પણ અન્ય માણસદ્વારા બંદીવાન બનવાનો કિંચિત્ પણ ભય નહોતો. બીજા લોકોના તેને પકડવાના અને તેના આશ્રયસ્થાનમાંથી તેને નસાડી મૂકવાના સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા હતા. આ શનિ ગુરૂ જાતિના લોકોના અત્યાચાર અત્યંત ક્રૂરતાભરેલા હતા. એક વખત એક મનુષ્ય પોતાની નવવિવાહિતા સ્ત્રીને લઇને ગદવાડાના માર્ગે ચાલ્યો જતો હતો; તે ઉભયને આ લોકો પકડીને ગોકુલ-ગઢમાં લઇ આવ્યા. તે વર અને કન્યા, દંડ આપવાને અશક્ત હોવાથી ઘણા દિવસ સુધી કેદમાં રહ્યાં. આ શનિ ગુરૂકુલના લોકોને પકડવાને માટે એક દલ છૂપી રીતે તે પર્વતમય પ્રદેશમાં ભ્રમણ કરતું હતું, પરંતુ તેના આગમનની ખબર સાંભળીને તરતજ તેઓ દુર્ગમ સ્થાનમાં નાશી જતા હતા. આથી ઉક્ત દલને સફળતા મળી નહોતી. આ સ્થાનમાં આવી લૂંટફાટ ઘણા લાંબા કાળથી ચાલે છે. લૂંટારાઓને પકડીને તેમને માત્ર એટલોજ દંડ કરવાનો રિવાજ રાખ્યો છે કે તેમને રાણાના રાજ્યમાંથી દૂર કરવા-માં આવે છે. તેમને રાણાની સમક્ષ લાવવામાં આવે છે, પછી તેમને શ્યામ વસ્ત્રો પરિધાન કરાવે છે, તેમને કાળા ઘોડાપર આરૂઢ કરવામાં આવે છે, તેમની ઢાલ અને તરવારને અપમાનજનક શ્યામ રંગથી રંગવામાં આવે છે અને ત્યાર પછી તેમને રાજ્યની બહાર હાંકી કાઢવામાં આવે છે. આ પ્રથા અતિ પ્રાચીન કાળથી પ્રચલિત છે.

અમે અમારા મારવાડી બંધુઓની સાથે વાર્તાલાપ કરતાં કરતાં અઢી કોશનો પહાડી માર્ગ કાપી નાંખ્યો. હવે ગાનોરાના અધિનાયકે પોતાના અનુચરોની સાથે ઉભા રહી પોતાના પૂર્વ સ્વામી મહારાણા પ્રત્યે સન્માન દર્શાવી મારો આદરસત્કાર કર્યો. તેના આ કૃત્યથી તેને વિપદ્ તથા પોતાના સ્વામીના ક્રોધની આશંકા હતી તે છતાં પણ તેણે મને સન્માન આપ્યું હતું. આથી હું અત્યંત પ્રસન્ન થયો. અમે અશ્વપરથી ઉતરીને તેને આલિંગન કર્યું, અને ત્યાર પછી તે પ્રદેશના પૂર્વ ઇતિહાસ વિષે તથા મારવાડેશ્વર અને મેવાડના રાણા વિષે વાત કરી, અમે અમારા અશ્વો તંબુ તરફ ફેરવી દીધા. ઉક્ત સામંતે મેવાડના રાણાની ક્ષેમકુશળતાના સમાચાર અતિ પ્રેમપૂર્વક પૂછ્યા હતા. આ સામંતનું નામ અજીતસિંહ છે અને તેઓ એક શ્રેષ્ઠ પુરુષ છે. તેમનું વય ૩૦ વર્ષનું, તેમનું શરીર દીર્ઘ અને સુંદર છે અને તેઓ એક સાહસિક રાઠોડ વીરની પેઠે અશ્વપર સ્વારી કરે છે. ગદવાડ પ્રદેશમાં વાણિજ્ય પ્રધાન પાલી નગરને અને સેનાના નિવાસસ્થાન દેસુરીને બાદ કરીએ તો ગાનોરા સર્વમાં પ્રધાન નગર છે. આ ધનધાન્યસંપન્ન પ્રદેશમાંથી રાણા પૂર્વે યુદ્ધપ્રસંગે ચાર સહસ્ત્ર રાઠોડ સૈનિકો પ્રાપ્ત કરી શકતા હતા. આ સૈનિકો વેતન લેતા નહોતા, પરંતુ મહેસુલ ભર્યા વિના જમીનનો ઉપભોગ કરતા હતા. મેવાડના સોળ પ્રધાન સામંતોમાં આ ગાનોરા પતિ પણ ગણાતા હતા. યદ્યપિ કાળના પરિવર્તનથી આ પ્રદેશ મારવાડના રાજ્યમાં સંયુક્ત થઇ ગયો છે, અને ગાનોરાપતિ મેવાડેશ્વરને બદલે મારવાડના રાજાના માંડલિક બન્યા છે, તોપણ હજી મેવાડપતિ પ્રત્યેની તેમની પ્રાચીન રાજભક્તિ અને પ્રીતિ એટલી પ્રબળ છે કે તેમણે પોતાના અભિષેક પ્રસંગે મારવાડેશ્વરને બદલે ઉદયપુરના મહારાણા પાસે અસિબંધ-નની ક્રિયા કરાવી હતી. ઉદયપુરપતિ પ્રત્યે તેમણે આટલી બધી ભક્તિ પ્રકટ રીતે દર્શાવી તેથી મારવા-ડેશ્વર અત્યંત ક્રુદ્ધ થયો અને તેમને શાસન કરવાને માટે તેણે ગાનોરાનો કોટ તોડી પાડયો. તેનું આ કાર્ય ખરેખર તેને કલંકરૂપ છે, હમણાં પણ જો મેવાડના રાણાનો દૂત આવીને ગાનોરા પતિને કમલમેરમાં જવાને કહે છે તો તેઓ તત્કાળ આદરપૂર્વક રાણાની આજ્ઞાનું પાલન કરે છે. ગાનોરાપતિના પૂર્વજોએ શત્રુઓના કરાલ ગ્રાસમાંથી આ દેશની રક્ષા કરીને મહાન્ કીર્તિ સંપાદન કરી હતી. તેમણે મોગલોની

સામે ભયંકર સંગ્રામ કર્યા હતા. કેટલાક જણે તો તેમની સાથેના સંગ્રામમાં આત્મબલિદાન પણ આપ્યું હતું. ગાનોરા પ્રદેશ યદ્યપિ હાલમાં મેવાડથી અલિપ્ત છે તોપણ હજી તેમને મેવાડપતિ આગળના જેવુંજ સન્માન આપે છે. યદિ હાલમાં પણ ગાનોરાના અધિપતિ અથવા તેમના કોઇ નિકટના સંબંધી ઉદયપુરની દરબારમાં પધારે છે તો પ્રાચીન રીતિ અનુસાર રાણાનો એક અનુચર ચાંદીની છડી હાથમાં લઇ તેમને આદર આપવાને માટે આગળ જાય છે અને "કમલમેરકી યાદ રખીએ મહેરબાન" એ પ્રાચીન રણશબ્દ પોકારી તેમને સન્માન આપે છે. પ્રત્યેક ઉત્સવ પ્રસંગે રાણા હજી તેમને પ્રાચીન રીતિ અનુસાર પારિતોષિક આપે છે. રાણાના કુટુંબી તરિકે હજી તેમને સન્માન મળે છે અને તેમને આદરપૂર્વક 'મેવાડરાજના ભત્રિજા' કહેવામાં આવે છે. અજીતસિંહે મને અતિ નમ્રતાપૂર્વક પોતાને ઘેર આવવાને નિમંત્રણ કર્યું. પરંતુ હું સારી પેઠે જાણતો હતો કે જો હું જઇશ તો એમનો સ્વામી એમનાપર અત્યંત ક્રુદ્ધ થશે અને એમનાપર મહા વિપત્તિ આવી પડશે. તેથી મેં "માર્ગમાં થાક લાગ્યો છે અને વળી કાલે પ્રભાતમાંજ પ્રવાસ કરવો છે" એમ કહી તેમની ક્ષમા માગી. નિમંત્રણનો અસ્વીકાર થયો તેનું મૂળ કારણ તેઓ સારી પેઠે સમજી ગયા.

આજે મારવાડના સપાટ પ્રદેશમાં માત્ર એકજ કોશ ચાલ્યા હતા. માર્ગમાં માત્ર એક સાધારણ પર્વત જોવામાં આવ્યો હતો. અહીંઆં મહાશય ફરી આવીને અમને મળ્યા.

**૨૭ મી અક્ટોબર.** અનુચરમંડળને વિશ્રામ લેવાને માટે તથા સર્વ સામાન રાખવાને માટે આ સ્થળે અમે તંબુ નાંખ્યો. સંધ્યા થયા પૂર્વે સર્વ આવીને એકત્રિત થયા. પરંતુ સર્વ જણ પર્વતપરથી ઉતરતી વખત અત્યંત કષ્ટ વેઠવું પડયું એવી ફરિયાદ કરતા હતા. અહીંઆં રૂપનગરના સ્વામી મને મળવાને આવ્યા. ગાનોરાના ઠાકોરની પેઠે એઓ પણ પર્વતની બાજુએ આવેલા બે દેશોના બે સ્વામીઓની આજ્ઞાનું પાલન કરતા હતા, અર્થાત્ તેઓ પણ મેવાડના રાણા અને મારવાડના રાજા એ ઉભયને પોતાના સ્વામી તરિકે સ્વીકારતા હતા. એઓ પૂર્વે રાણાના તાબાના દ્વિતીય શ્રેણીના સરદારોના નેતા ગણાતા હતા. એમનો મહાલય તથા દુર્ગ અમારી છાવણી આગળથી જોઈ શકાતો હતો. એમનો દુર્ગ પર્વતમાલાના પશ્ચિમ ભાગમાં છે અને તેની સામે એક દુર્ગમ માર્ગ છે. તેમના ઉંચા દુર્ગપરથી દૈસુરી તથા તેમના તાબાનો સર્વ પ્રદેશ જોઈ શકાય છે. તેમનો પ્રદેશ હાલમાં ગદવાડાની સાથે મારવાડના રાઠોડરાજના અધિકારમા છે, રૂપનગરના સ્વામી પોતાના વડવાની જમીન હસ્તગત કરવાને માટે તેના વર્તમાન અધિપતિની સાથે યુદ્ધ કર્યા કરે છે. ઉક્ત ભૂખંડમાંના કૃષિકાર્ય ઉપર તેમનો અધિકાર છે. રૂપનગરના અધીશ્વર સોલંકી વંશના છે. નાહરવાલાના રાજવંશમાંથી તેમની ઉત્પત્તિ થયેલી છે અને સુપ્રસિદ્ધ રાજા સિદ્ધરાજનો સમરશંખ એમનાજ અધિકારમાં છે.‡ પૌર્વાત્ય દેશોમાં જે જે મહાન્ રાજાઓ થઈ ગયા છે તેમાં સિદ્ધરાજની પણ ગણના થાય છે. તેમણે ઈ. સ. ૧૦૯૪ થી અર્ધ શતાબ્દી પર્યંત અણહિલપુરનું સિંહાસન ભોગવ્યું હતું. તેઓ વિદ્યા અને શિલ્પના મહાન્ ઉત્તેજક હતા. એમનાજ વંશજોએ મેવાડમાં આવીને આશ્રય લીધો હતો. રૂપનગરના વર્તમાન સામંતના એક પૂર્વજ બેદનોરની પ્રસિદ્ધ તારાબાઇના કાકા થતા હતા. પરમ તેજસ્વિની તારાબાઈના સ્વામી મહા ધનુર્ધર પૃથ્વીરાજે પોતાના બાહુબળથી શત્રુઓના કરાલ ગ્રાસમાંથી પોતાના શ્વશુરના રાજ્યનો ઉદ્ધાર કર્યો હતો તેમજ તેમણે દૈસુરી તથા બીજો કેટલોક પ્રદેશ જીતી લઇને રૂપનગરના સ્વામીના હાથમાં સોંપ્યો હતો. આ ઘટનાનું વર્ણન કરવું પરમ આવશ્યક છે, કારણ કે એથી સારી રીતે જ્ઞાત થશે કે પોતાના બાપદાદાની ભૂમિ હસ્તગત કરવાને માટે રાજપુતો કોઈ પણ કાર્ય કરતાં અચકાતા નથી.

રાણા રાયમલના પુત્રોમાં પરસ્પર કલહ થયા કરવાથી તથા તેને દિલ્લી તથા માળવાના અધીશ્વરની સાથે સંગ્રામ થયા કરવાથી ગદવાડ પ્રદેશમાં તેની સત્તા ઘણી ડગમગી ગઇ હતી. મીના તથા માહીર લોકો આ પ્રદેશની સપાટ ભૂમિમાં રહેતા હતા. અને આ પ્રાંતની પ્રાચીન રાજધાની નાંદોલના સ્વતંત્ર ચૌહાણ રાજાના વંશજ પંડ તરફથી તેમને વિશેષ સહાય મળતી હતી.

---

‡ સિદ્ધરાજે ગુજરાતમાં ઈ. સ. ૧૦૯૪થી ઇ. સ. ૧૧૪૪ સુધી રાજ્ય કર્યું હતું.

ઉક્ત ષંડની સેનાએ દૈસુરીપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. તેને ત્યાંથી દૂર કરવાને માટે વીરવર પૃથ્વીરાજે શુદ્ધગઢના સોલંકી કુલના સામંતની સહાય લીધી. ઉક્ત સામંતના એક પુત્રની સાથે ષંડની એક કન્યાનો વિવાહ થયો હતો. અંતે એક ષડ્યંત્ર રચાયું અને તેમાં એવો નિશ્ચય કરવામાં આવ્યો કે ષંડને નસાડી મૂકવો અને તેની પુત્રી તથા જમાઇને દૈસુરી તથા તેના તાબાની સર્વ ભૂમિ અર્પણ કરવી. પરંતુ તેમણે નિયત ખંડણી આપવી પડશે. શુદ્ધગઢના સોલંકી સામંતના પુત્રે આ સરત સહજ માન્ય કરી અને ઉક્ત કાર્યની સિદ્ધિને અર્થે તે પોતાની સ્ત્રીની સાથે દૈસુરીમાં રહેવાનું બહાનું કરીને ચાલ્યો આવ્યો. પરંતુ તેને દીર્ઘ કાળપર્યંત શુભ સંયોગ પ્રાપ્ત થયો નહિ. હવે એમ બન્યું કે ષંડના એક પુત્રની સાથે બાલેચોના સામંત સાગરની એક કન્યાનો વિવાહ નિશ્ચિત કરવામાં આવ્યો.

શુદ્ધગઢના સામંતના પુત્રે ગુપ્ત રીતે આ સમાચાર પોતાના પિતાપર લખી મોકલ્યા. તેણે પોતાના પિતાને લખી જણાવ્યું કે ષંડ પોતાના પુત્રસહિત બાલેચો જશે કે તરતજ હું દૈસુરી દુર્ગના ઉચ્ચ શિખરપર અગ્નિ પ્રદીપ્ત કરીશ; એટલે આપ સેનાસહિત આવીને આ દુર્ગપર અધિકાર કરી લેશો. પુત્રનો પત્ર વાંચી શુદ્ધગઢપતિ ઉક્ત પ્રસંગની પ્રતીક્ષા કરવા લાગ્યા. કિંતુ અધિક સમય સુધી તેમને રાહ જોવી પડી નહિ. એક દિવસ તેમણે ઉક્ત દુર્ગના શિખરપર ધૂમાડો જોયો; તત્કાળ તેઓ પોતાની સેના-સહિત અરવલ્લી પર્વતપરથી ઉતરી આવ્યા અને ઉક્ત કાર્ય સિદ્ધ કરવાને માટે આગળ વધ્યા. આ તરફ અગ્નિ પ્રદીપ્ત થયેલો જોઇ ષંડની સ્ત્રીએ પોતાના જામાતાને કહેવરાવી મોકલ્યું કે મારો પુત્ર શીઘ્ર પોતાની નવવિવાહિતા પત્નીની સાથે આવશે. આ વાત જાણવા છતાં પણ તમે ચિંતારૂપ અગ્નિ શા માટે પ્રદીપ્ત કરી છે. થોડી વારમાંજ અસિપ્રહારનો ખણખણાટ ષંડની સ્ત્રીના કાનપર અથડાવા લાગ્યો. સોલંકીઓ નગરમાં પ્રવેશ કરીને ચારે તરફ આગ લગાડતા તેના જોવામાં આવ્યા. શુદ્ધગઢપતિ અને મહાવીર પૃથ્વીરાજને વિજયલક્ષ્મી પ્રાપ્ત થાય તે પૂર્વે ષંડ પોતાના પુત્ર તથા પુત્રવધૂની સાથે આવી પહોંચ્યો. ઉભય પક્ષો વચ્ચે ભયંકર યુદ્ધાગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠયો. શુદ્ધગઢપતિએ વીરતાપૂર્વક પોતાના શત્રુઓની સન્મુખ ખડા થઇ અભિમાન સહિત તેને કહ્યું કે "ષંડ ક્યાં છે? મારૂં નામ સિંહ છે; અને આજે હું ષંડનો ભક્ષ કરીશ." ક્રમશઃ યુદ્ધાગ્નિએ પ્રચંડ મૂર્તિ ધારણ કરી. અંતે ષંડ માર્યો ગયો. બીજે દિવસે પૃથ્વીરાજે દૈસુરી દુર્ગપર પોતાની પતાકા ફરકાવી દીધી. વિજયી પૃથ્વીરાજે એવો લેખ કર્યો હતો કે રાઠોડ લોકોના હાથમાં આ ગદવાડ પ્રદેશ સોંપવામાં આવ્યો છે. હવે કોઇ સિસોદીઆ વંશના માણસે પુનઃ એનાપર પોતાનો અધિકાર સ્થાપિત કરવો નહિ. યદ્યપિ સત્તર પેઢી પૂર્વે આ ઘટના બની હતી તથાપિ હજી પણ શુદ્ધગઢપતિના વંશજો અને ષંડના વંશજોની વચ્ચે તેવી ને તેવી શત્રુતા ચાલે છે.

ગાડોરાના સામંત મને પુનઃ મળવાને આવ્યા. તેમના અનુચરો પણ તેમની સાથે આવ્યા હતા તેથી ફળદ્રૂપ મેવાડમાં રહેતા સીસોદીઆ તથા મારવાડના રાઠોડોની શારીરિક શક્તિનો મુકાબલો કરવાનો મને સારો અવસર મળ્યો. ઉદયપુર તથા તેની દક્ષિણ દિશાના સીમાંતપર વસતા સીસોદીઆ તથા મારવાડના રાઠોડોના શરીરનો મુકાબલો કરવામાં આવે તો રાઠોડો શ્રેષ્ઠ ઠરે છે. ઉપર્યુક્ત સ્થળની હવા અત્યંત અસ્વાસ્થ્યકર છે. એ સ્થળના રાજપુતો માત્ર ક્ષીણશરીર અને બલહીનજ નથી, પરંતુ ગૌરવર્ણના પણ નથી. ગૌર વર્ણને લીધેજ તેઓ નિકૃષ્ટ શ્રેણીના હિંદુઓથી પૃથક્ ઓળખાઇ આવે છે, પરંતુ આ રાજપુતોમાં તો ગૌર વર્ણનો પણ અભાવ છે. તે છતાં પણ તેમનામાં જે થોડી શારીરિક ઉત્તમતા જળવાઇ રહી છે તેનું કારણ એ છે કે રાજવાડાના પ્રત્યેક પ્રાંતમાં વસતા રાજપુતોની સાથે તેમને વૈવાહિક સંબંધ છે. આ સંબંધને લીધે તેમને શુદ્ધ રક્તનાં, બલવાન્, દીર્ઘકાય તથા ગૌર વર્ણનાં બાલક ઉત્પન્ન થાય છે. યદિ કેવલ સલુમ્બરના ચંદાવત તથા ગોગુંદાના ઝાલા લોકોમાંજ વૈવાહિક સંબંધ પરિબદ્ધ હોત તો તો અવશ્ય તેમનું શારીરિક અધઃપતન શકિંત થાત. પરંતુ તેમને ગદ્દવાડના રાઠોડ, હારાવતીના ચોહાણ તથા મારવાડના ભટ્ટી લોકોની સાથે પરસ્પર કન્યા આપવા લેવાનો સંબંધ છે. યદ્યપિ ગોગુંદાના સામંતનું શારીરિક બંધારણ, કદ તથા રંગ મેવાડના સોળ સરદારોની બરાબર નથી, તથાપિ તેમને રાઠોડ સ્ત્રીના ગર્ભથી જે પુત્ર ઉત્પન્ન થયો છે તે ઝાલાજાતિની બરાબરી કરી શકે એવો છે. સામંતો અને તેમના અનુચરો સુંદર વસ્ત્રાભૂષણ ધારણ કરીને મુલાકાત લે છે. તેઓ પાઘડી બાંધતા હોવાથી તેમના મુખની શોભા અતિ સુંદર દેખાય છે.

ભૂતકાળના ઇતિહાસની પુષ્કળ વાતો થયા પછી ગાડોરાના સામંત નમ્ર વચનોથી વિદાય માગીને ચાલ્યા ગયા. ઇતિહાસના વિષયમાં તેઓ પરમ પ્રવીણ હતા. હું માત્ર આ ગાડોરાના અધિનાયકનીજ નહિ, પરંતુ સામંત માત્રની વાત કરૂંછું. ક્રમવાર ગુંથેલી મોટી મોટી વાતોને પણ જો ઇતિહાસ કહેવામાં આવે તો સર્વ રાજપુતો ઇતિહાસજ્ઞ છે, એમ કહી શકાશે. રાજપુતો પોતાના પૂર્વજોનાં વીરત્વ તથા પરાક્રમોનું ઉત્તમ પ્રકારે વર્ણન કરે છે. વળી પોતાના પ્રાચીન અધીશ્વરોના શાસનકાળની જે ઘટનાઓને સમાજની સાથે સંબંધ હોય તેનું તેઓ સાંગોપાંગ જ્ઞાન ધરાવે છે. તેમણે ઐતિહાસિક ગ્રંથોમાંથી આ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે કે ઇતિહાસવેત્તાઓની પાસેથી તે મેળવ્યું છે તે કહેવું અનાવશ્યક છે.

**૨૮ મી અક્ટોબર.** અમે પ્રભાતમાં ઘણા વ્હેલા ઉઠીને પ્રવાસનો આરંભ કર્યો. ઉક્ત ઠાકોરના રાજ્યમાં થઇને અમે ગયા તે સમયે તેમણે અમને સહાય કરવાને માટે પોતાના એક વિશ્વાસુ અનુચરને અમારી સાથે મોકલ્યો. અરવલ્લીના શિખરપરથી અમને ચારે તરફનો પ્રદેશ સ્પષ્ટ રીતે દેખાવા લાગ્યો. ગદવાડાના સપાટ પ્રદેશને લીધે કોઈ પણ રીતે અમારી દ્રષ્ટિને અવરોધ નડયો નહિ. અમે ગાડોરાની નિકટ થઇ ચાલવા લાગ્યા. ગાડોરા અત્યંત હીનાવસ્થાને પ્રાપ્ત થયેલું જણાતું હતું. ગાડોરાના સામંતે પોતાના પ્રાચીન અધીશ્વર મેવાડના રાણાની આધીનતા પુનઃ સ્વીકારી પોતાના પ્રદેશને મેવાડના રાજ્યમાં સંયોજી દીધો તેથી વીશ વર્ષ પૂર્વે મારવાડેશ્વર ભીમસિંહે ગાડોરાનો કોટ તથા દુર્ગ તોડાવી નાંખ્યો હતો. વાસ્તવમાં આ પ્રદેશ જે પ્રમાણે હાલમાં મારવાડ રાજના મુકુટનો એક ઉત્તમ મણિ છે, તે પ્રમાણે પૂર્વે અવશ્ય તે મેવાડના રાણાનું એક પ્રકાશિત રત્ન હતું. જે સમયે અમે નદ નદીઓ વગેરે જલાશય પૂર્ણ, નાના પ્રકારનાં સુંદર વૃક્ષોથી આવૃત્ત, ચારે તરફ સુંદર નગરોથી શોભિત, સમૃદ્ધિશાલી તથા રમણીય ગાડોરા પ્રદેશમાં થઇને જતા હતા તે સમયે રાણાનો દૂત અમારી પાસે આવ્યો. અમે તેની સાથે વાર્તાલાપ કરવા લાગ્યા. અમે ઉપર જણાવી ગયા છીએ કે કેટલાક સરલ સ્વભાવના, જ્ઞાની તથા સ્વદેશહિતવર્ધક લોકોમાં કૃષ્ણદાસ પણ એક પ્રધાન મનુષ્ય છે. તેઓ પ્રાચીન વિદ્યાના ભંડાર છે અને તેમની વૃદ્ધ વય, તેમનું પદ, તેમનું ચરિત્ર તથા તેમનો સ્વતંત્ર સ્વભાવ આ સર્વ ગુણો તેમને એક ઉત્તમ અને સન્માનપાત્ર પુરુષની કક્ષામાં મૂકે છે. એઓ મારા મિત્ર છે અને એમની સાથે વારંવાર મારે વાગ્યુદ્ધ થયા કરે છે. પરંતુ હું એમના પ્રત્યે કેટલું બધું માન ધરાવું છું તે એઓ સારી પેઠે જાણે છે. આ વખતે માર્ગમાંજ અમારો મેળાપ થયો; પ્રણામ કર્યા પછી એમણે મને કહ્યું કે "ગદવાડ પ્રદેશ અમને પાછો સોંપી દો." "અમારી સરકાર આ બાબતમાં હસ્તક્ષેપ કરી શકતી નથી" એમ કહીને મેં તેમને પૂછયું કે "આપ લોકોએ આ સ્થાન પર મારવાડીઓને શા માટે અધિકાર સ્થાપન કરવા દીધો? આ અર્ધ શતાબ્દી પર્યંત સીસોદીઆ લોકોની તરવાર ક્યાં સૂઈ રહી હતી? પર્વતમાલાની નિકટના આ પ્રદેશને મેવાડમાં રાખવાનો સર્વ શક્તિમાન્ પ્રભુનો વિચાર નહોતો અને પ્રકૃતિદેવીએ પોતાના હાથથીજ આપ લોકોની વચ્ચે સીમા નિયુક્ત કરી છે." ઉક્ત વૃદ્ધ દૂતનું રક્ત એકદમ ગરમ થઈ ગયું અને તેમણે કહ્યું "આ પ્રકારે સીમા નિયત થયા છતાં પણ ગદવાડ અમારો છે, કારણ કે પ્રકૃતિદેવીએ પર્વત કરતાં પણ અધિક મજબૂત સાધનોથી સીમા નિર્ધારિત કરી છે. આપ આગળ જશો તો થોડે સુધી મેવાડમાં ઉત્પન્ન થતાં ફળ ફૂલ તથા વૃક્ષો જોશો. મેવાડની સીમાનું અતિક્રમણ કર્યા પછી આપ તે વનસ્પતિ જોઇ શકશો નહિ.

**'आँवलां आँवलां मेवाड,**
**बबूल बबूल मरवाड.'**

આમળાનું પ્રફુલ્લિત પીળું પુષ્પ જ્યાં સુધી દ્રષ્ટિગોચર થાય ત્યાં સુધીની ભૂમિપર અમારો અધિકાર રહેવો જોઇએ. અમે એથી અધિકની જરા પણ આશા કરતા નથી. તે લોકો ભલે પોતાના બાવળ, ખેર આદિ વૃક્ષોનો ઉપભોગ લે. પરંતુ અમારાં પવિત્ર પીપળા અને આમળાનાં વૃક્ષો અમને પાછાં સોંપવાં જોઇએ." વાસ્તવમાં આ વાત સત્ય છે. ઉભય દેશોના સીમાન્તપર એક નાની સરખી નદી છે. આ નદી ઉતરીને અમે સામે પાર ગયા કે તરતજ સર્વ રમણીય વનસ્પતિ, અદ્રશ્ય થઇ ગઇ અને ગદવાડમાં થતાં પીપળા, વટ વગેરે વૃક્ષોને બદલે બાવળ વગેરે વૃક્ષો દ્રષ્ટિગોચર થવા લાગ્યાં. જો કે આ વૃક્ષો દેખાવમાં રમણીય નથી તોપણ ઉપયોગી છે; કારણ કે સંખ્યાબંધ ઊંટોનો નિર્વાહ તેનાપર થાય છે. ઉક્ત

દૂતે પોતાનું કાર્ય સિદ્ધ કરવાને માટે વૃક્ષોને સીમાંતના નિયામક ગણ્યા હતા. દુર્ગ સ્વરૂપ પર્વતમાલાને સીમાન્તનાં ચિન્હ નહિ માનતાં વૃક્ષોને તેનાં ચિન્હ શા માટે માન્યાં તે જણાવવું અત્રે આવશ્યક છે. કોઇ કવિની લેખિનીમાંથી નીકળેલી ઉક્ત કવિતાને સીમાનિર્ધારણનું સર્વથી મોટું પ્રમાણ શા માટે માનવામાં આવ્યું તે વિષે સંક્ષિપ્ત વિવેચન અત્ર કરવામાં આવશે. આ વિવેચન મૂળ પાંચોલીએ કરેલું છે. આ કવિતા ઘણા પ્રાચીનકાળથી પેઢી દર પેઢી ચાલી આવી છે. ચૌદમી શતાબ્દીના અંતિમ ભાગમાં ચંદાવત કુલના આદિ પુરુષે, મંદોરના અધીશ્વર રણમલે કરેલા વિશ્વાસઘાતના દંડ તરિકે તેનો વધ કર્યો અને તેની રાજધાની પોતાના અધિકારમાં લીધી, તથા રાઠોડોનો સર્વ દેશ લઇ લીધો. આ વખતે રાઠોડોનો દેશ ઘણો થોડો હતો, પરંતુ તે પણ તેમણે ગુમાવ્યો. હવે મંદોરેશ્વરનો ઉત્તરાધિકારી છદ્મવેષથી અરવલ્લીની દુર્ગમ ગુફામાં રહેવા લાગ્યો. આ વખતે તેને સ્વપ્નમાં પણ એવો વિચાર આવ્યો નહોતો કે મારૂં નામ એક દિવસ એક વંશના મૂળસ્થાપક તરિકે ગણાશે, હું એક રાજ્યનો સ્થાપક થઇશ, હું જોધપુરના રાજ્યનો ધણી થઇશ તથા મંદોર મારા રાજ્યનું એક પ્રગણું બનશે. મંદોર મેવાડની અંતર્ગત હતું તે સમય પછી જ્યારે દીર્ઘ કાળ વ્યતીત થઇ ગયો ત્યારે મેવાડ અને મારવાડના રાજાઓ વિવાદનું મૂળ કારણ વિસરી ગયા. મેવાડના સગીર રાણા યોગ્ય વયમા આવ્યા. આ તરફ જોધ કેટલાક ઘોડેસ્વારોને પોતાની સાથે લઇને નવજીવન પ્રાપ્ત કરવા લાગ્યો. એક દિવસ જોધને એક ચારણ કવિનો મેળાપ થયો. આ ચારણે તેને જણાવ્યું કે "ચિત્તોડની રાજમાતાની ભલામણથી રાણાને તમને મંદોર પાછું આપવાની ઇચ્છા થઇ છે. જોધને મંદોર પાછુ મળ્યુ. તેના સંબધમા બે પ્રકારની કથા પ્રચલિત છે. મેવાડના ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે રાજા જોધે યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરીને પોતાના પૂર્વજોના રાજ્યનો પુનરૂદ્ધાર કર્યો હતો. કાંતો તેની ભગિનીએ તેને મંદોર પાછું સોંપી દેવાને માટે પોતાનું ચાતુર્ય વાપર્યું હશે કે કાંતો જોધે શુભ સંયોગ જોઇ મંદોરમા પ્રવેશ કરી પોતાની જયપતાકા ફરકાવી હશે અને પોતાના પિતાનુ કલક દૂર કર્યું હશે. પરંતુ આ ઉભય વાતોમાંથી કયી વાત સત્ય છે તે કહેવું કઠિન છે. યદિ આ પ્રશ્નની મીમાંસા અતિ આવશ્યક જણાય તો અમે કહી શકીએ છીએ કે ઉભય વાતો સત્ય છે.

રાણાએ મંદોરના શાસનકર્તા ચંદ્રને ત્યાંથી ચાલ્યા આવવાની આજ્ઞા કરી, પરંતુ તેમણે પોતાનો મૂળ ઉદ્દેશ ગુપ્ત રાખ્યો. બીજી તરફ જોધને રાણાના તરફથી મંદોર તમને પાછું સોંપી દેવામાં આવ્યું છે એવા ભાવાર્થનો પત્ર મળ્યો. આ પત્ર મળ્યા પછી યોગ્ય પ્રસગ મળતાં તેણે પોતાનું રાજ્ય પુનઃ હસ્તગત કરી લીધું. જોધ મારવાડના હરવા, સંકલ, પ્રભુજી પ્રભૃતિ લૂંટારાઓના નેતાઓને ચારણ કવિના આપેલા સમાચાર સંભળાવવાને માટે ગયો. તેમની પાસે ગયા પછી તેના સાંભળવામાં એવી વાત આવી કે ચંદ્રરાણાની આજ્ઞાનું પાલન કરવાને માટે મંદોર છોડી ચિત્તોડ તરફ જાય છે. ઉપર્યુક્ત ચારણે આજ કારણથી જોધને કહ્યું હતું કે "ભગવાન્ આપના ઉપર પ્રસન્ન થયા છે. નક્ષત્રો પૂર્વ દિશામાં ડૂબી જશે તે પૂર્વે મંદોરદુર્ગના શિખરપર આપની જયપતાકા ફરકવા લાગશે."

ચંદ્ર જ્યારે રાણાની આજ્ઞાનુસાર પોતાના જ્યેષ્ઠ પુત્રસહિત મંદોરથી બે કોશના અંતરપર પહોંચ્યો ત્યારે સહસા તેણે મંદોરમાં મોટો પ્રકાશ જોયો. પરંતુ તે ચિત્તોડ તરફ ચાલવા લાગ્યો અને તેનો જ્યેષ્ઠ પુત્ર પુનઃ મંદોર તરફ ગયો. પરંતુ તે ત્યાં પહોંચે તે પૂર્વે તેના બે ભ્રાતાઓ જોધના હાથથી માર્યા ગયા. મંદોરનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરતાં આ રીતે ચંદ્રના બે પુત્રો મરણ પામ્યા. વિજયી જોધે જયઘોષણા કરી મંદોરદુર્ગના શિખરપર પોતાની જયપતાકા સ્થાપિત કરી દીધી. ચંદ્રનો પુત્ર મુંજ પોતાના બે ભ્રાતાઓનાં મૃત્યુ અને સેનાના પરાજયની વાત સાંભળી ત્યાંથી નાઠો, કિંતુ જોધના સૈનિકોએ તેને સીમાંતપર પકડીને મારી નાંખ્યો. ચંદ્ર જે વખતે અરવલીના દુર્ગમ માર્ગમાં ચાલતો હતો તે સમયે આ શોકભરેલા સમાચાર તેના સાંભળવામાં આવ્યા. તે તત્કાળ મંદોર તરફ પાછો ફર્યો વિજયી જોધે તેની મુલાકાત થતાંની સાથે તેને રાણા તરફથી મળેલો દાનપત્ર બતાવ્યો અને તેને કહ્યું કે "તમે મંદોરની સીમા નિયુક્ત કરો." ચંદ્રે વિચાર કર્યો કે પ્રકૃતિએ પોતાના હાથથી જે સીમા નિયત કરી છે તેને છોડી અન્ય સીમા નિયુક્ત કરવી અશક્ય છે. આવો વિચાર કરી, તેમણે કહ્યું કે "જ્યાં સુધી પીળાં

ફૂલવાળાં આમળાં દ્રષ્ટિગોચર થાય છે ત્યાં સુધી રાણાની સીમા કાયમ રહેશે.” આ નિર્ણય સાંભળી કવિએ તત્કાળ કવિતા રચી કેઃ—

'आँवलां आँवलां मेवाड,
बबूल बबूल मारवाड.'

મહાન્ રાજભક્ત ચંદ્રે પોતાના પ્રભુ રાણાની આજ્ઞાથી દુઃસહ પુત્રશોક વિસ્તૃત કરી વૈર લેવાનો વિચાર માંડી વાળ્યો. ગદવાડ પ્રદેશ મેવાડની અંદર આવ્યો તેથી મંદારની હાનિનો બદલો મળી રહ્યો. પોતાનો પુત્ર મુંજ સીમાંતના જે આંમળાથી ભરેલા પ્રદેશમાં માર્યો ગયો હતો તે પ્રદેશ રાણાના અધિકારમાં આવ્યો તેથી ચંદ્ર પરમ પ્રસન્ન થયો અને મેવાડવાસીઓ પણ આમળાંને પોતાનું ગૌરવ વૃદ્ધિંગત કરનારી વસ્તુ તરિકે ગણવા લાગ્યા. મંદારમાંથી જેટલા શિલાલેખો પ્રાપ્ત થયા છે તે સર્વ આ જનશ્રુતિના સમર્થક છે.

હાલમાં સર્વ ક્ષેત્રોમાંથી અનાજ લઇ લેવામાં આવ્યું છે, અહીંઆંના રહેવાસીઓની બચેલી સંપત્તિ લૂંટાઈ જવાનાં ચિન્હો મારા જોવામાં આવ્યાં છે, તથા અમીરખાંના નરપિશાચ અનુચરોએ અહીંઆંના લોકોપર અકથનીય અત્યાચારો કર્યા હતા. એવી વાત મારા સાભળવામાં આવી છે, તે છતાં પણ મેવાડની સાથે તુલના કરતાં મને આ દેશ ઉત્તમ લાગે છે. અરવલ્લીના શિખરમાંથી નીકળીને જે અગણિત નદીઓ લુણી કિંવા લવણાક્ત નદીમાં મળે છે તેમાંની કેટલીક નદીઓ અમારે ઓળગવી પડી હતી. આ પ્રદેશનાં ગામો મોટાં અને પુષ્કળ માણસોથી ભરેલાં છે. કિંતુ મેવાડના કૃષિકારો જેમ દરિદ્રાવસ્થામાં રહેવા છતાં પણ પ્રસન્ન અને સંતુષ્ટ દેખાય છે, તેમ અહીંઆંના ખેડુતો દેખાતા નથી. અહીંઆંના કૃષિકારો નિર્જીવ અને નિર્માલ્ય જણાય છે. મારવાડેશ્વરના હૃદયમાં અધુના પુષ્કળ આગ બળી રહી છે. મારવાડનો વડો પ્રધાન રાજાને પોતાના હાથમાં લઈ પોતાનો સ્વાર્થ સાધી લે છે અને મારવાડના રાજ્યને અવનતિના સાગરમાં ડુબાવવા માગે છે. પોતાની જન્મભૂમિની આ શોચનીય દશા જોઇને સર્વ પ્રજા દુઃખી અને શોકાકુલ બની રહી છે.

શીતલ અને આચ્છાદિત સ્થાનમાં શિબિર સ્થાપિત થવાથી હૃદયમાં આપોઆપ આનંદનો ઉદય થાય છે. નાદોલ નામક સ્થાનમાં અમે આ આનંદ ભોગવ્યો. એ સ્થળે પણ અમે લખવા યોગ્ય એટલી બધી સામગ્રી જોઈ કે મૌન ધારણ કરી બેસી રહેવું સર્વથા અશક્ય છે. પરંતુ પાઠકોને અમારા સંક્ષિપ્ત લેખથીજ સંતોષ ગ્રહણ કરવો પડશે. નાદોલમાં પુષ્કળ મંદિરો હોવાથી આજે પણ તે મુખ્ય નગરોની ગણત્રીમાં આવે છે, તોપણ તે એક વખતે રાજધાનીનું શહેર હતું એવાં કાંઇ પણ ચિન્હ જણાતાં નથી. પશ્ચિમ દિશામાં અઢી કોશના અંતરપર આવેલા નાદોલય નામક નગરસહિત નાદોલ અતિ પ્રાચીન કાળમાં અજમેરના ચૌહાણોની એક શાખાથી ઉત્પન્ન થયેલા રાજપુતોની વાસભૂમિ હતું.

આ નાદોલમાંથીજ શિરોહીના દેવર અને ઝાલોરના શનિ ગુરૂ લોકોની ઉત્પત્તિ છે. રાઠોડ લોકોએ ઉપર્યુક્ત શાખાઓપર પુષ્કળ અત્યાચાર કર્યા હતા તે છતાં પણ આજપર્યંત તે શાખાઓના રાજા પોતાના તાબાના પ્રદેશોની રક્ષા કરી રહ્યા છે. જે શનિગુરૂ શાખાના રાજપુતોએ દ્વિતીય અલ્લાઉદ્દાનની સામે મહા પ્રચંડ યુદ્ધ કરીને પોતાનું નામ અમર કર્યું છે; તેમનાં નામો સ્વાધીન રાજ્યોના રાજાઓની નામાવલિમાં ઉપલબ્ધ થતાં નથી અને તેમનું ત્રણસો સાઠ નગરોથી પૂર્ણ એવું ઝાલોરનું રાજ્ય હાલમાં મારવાડ રાજ્યની અંતર્ગત છે.

સમસ્ત રાજવાડામાં એવું કોઈ પણ સ્થાન નથી કે જ્યાં પ્રતિષ્ઠિત વંશના ચૌહાણોની વીરતાનાં ગૌરવ ચિન્હો આપણા દ્રષ્ટિપથપર નહિ પડે. યદ્યપિ પ્રત્યેક જાતિના ઇતિહાસમાં ગૌરવ ગરિમા, વીરતા, પરાક્રમ આદિનું વર્ણન ઉપલબ્ધ થાય છે, તથાપિ સીસોદીઆ લોકોનાં વીરત્વ, પ્રતાપ, પરાક્રમ અને પ્રભુતા કેટલાં મહાન્ અને ઉજ્જ્વલ છે તે ઇતિહાસપાઠકો સારી પેઠે જાણે છે. રાજપુત જાતિની સાથે દીર્ઘ સમય પર્યંત મેં વાસ કર્યો છે અને તેનો ઇતિહાસ હું સારી પેઠે જાણું છું, તેથી હું કહી શકું છું કે ચૌહાણ લોકો ભારતવર્ષનાં સર્વ રાજકુલોમાં શ્રેષ્ઠ છે. સર્વ કવિઓએ ચૌહાણોના વીરત્વની ભારે પ્રશંસા કરી છે.

યદ્યપિ વીરશ્રેણીમાં ચૌહાણુ લોકો સર્વથી શ્રેષ્ઠ આસન પ્રાપ્ત કરવાને સમર્થ થયા છે તથાપિ રાજપુત જાતિના આદર્શ સ્વરૂપ અનંત ગૌરવાન્વિત પૃથ્વીરાજના પતનથી ચૌહાણોની સ્થિતિ બદલાઈ ગઇ છે. રાજવાડાના જેટલા મહાન્ ચૌહાણ વીરોનાં નામો કવિઓ જાણે છે તેમાં ભટંડા નામક સ્થાનના પુરુષસિંહ ગોગા સર્વના અગ્રેસર છે. જે સમયે ગઝનીનો પાદશાહ મહમૂદ ભારતવર્ષને લૂંટવાને માટે આવ્યો હતો તે સમયે ઉક્ત મહાવીર પોતાના ૪૪ પુત્રોની સાથે માતૃભૂમિની સ્વાધીનતાની રક્ષા તથા પોતાના પ્રાચીન ધર્મની રક્ષાને માટે સતલજ નદીને કિનારે યુદ્ધ કરવાને ગયા હતા. તેમણે ઉપર્યુક્ત યુદ્ધક્ષેત્રમાં પોતાના સર્વ પુત્રોસહિત પ્રાણુની આહુતિ આપી હતી. વિજયી મહમૂદ મરૂભૂમિમાં થઇને ચૌહાણ જાતિની પ્રધાન નિવાસભૂમિ અજમેરપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને ગયો. પરંતુ ત્યાં ચૌહાણ લોકોએ તેને ઉચિત શિક્ષા કરી. તે પરાસ્ત અને ઘાયલ થયો અને વિજયની આશા છોડી જીવ લઇને નાઠો. ત્યાર પછી મહમૂદ નાદોલ થઇને નાહરવાલા તથા સોમનાથ તરફ ગયો. નાદોલેશ્વરે મહાન્ વીરતાસહિત મહમૂદની સામે યુદ્ધ કર્યું હતું. સુભાગ્યવશાત્ મને નાદોલના* સુવિખ્યાત અધીશ્વર લાક્ષાના નામનો એક શિલાલેખ પ્રાપ્ત થયો છે. આ શિલાલેખમાં એવો નિર્દેશ છે કે લાક્ષા એ અજમેરથી આવેલી ચૌહાણ જાતિનો આદિ પુરૂષ છે. સંવત્ ૧૦૩૯ (ઇ. સ. ૯૮૩) માં આ નાદોલનો રાજા અજમેરના રાજાને ખંડણી ભરતો હતો. લાક્ષાએ જે દુર્ગ બંધાવ્યો છે તે ઉક્ત નગરની પશ્ચિમ દિશામાં ઢાલૂ નામક સ્થાનપર છે. આ દુર્ગ ચતુષ્કોણના આકારનો છે. પ્રાચીન કાળના લોકો આવી ચોખંડી બાંધણીજ પસંદ કરતા હતા. જે વિચિત્ર પાષાણોથી પર્વત ભરેલો છે તેજ જાતના પાષાણોનો આ દુર્ગ પણ બનેલો છે. એક બીજો શિલાલેખ મને પ્રાપ્ત થયો છે. આ શિલાલેખ સંવત્ ૧૦૨૬ (ઇ. સ. ૯૬૮) નો છે. આ શિલાલેખમાં એવું વિધાન છે કે મેવાડેશ્વર રાણા ભીમસિંહના પૂર્વજ રાણા લાક્ષા આહતિપુરના શક્તિકુમારના સમયમાં થઇ ગયા છે. આ નગર પણ મહમૂદના પિતાએ નષ્ટ કર્યું હતું, એવું અનુમાન કરવામાં આવે છે. ચૌહાણ કવિએ પોતાની લેખિની દ્વારા રાવ લાક્ષાના વીરત્વની પ્રશંસા કરતાં જણાવ્યું છે કે "તેઓ અણહિલપુરના પાછલા દ્વારમાંથી કર લેતા હતા અને ચિત્તોડના અધીશ્વર પણ તેમને ખંડણી આપતા હતા." મહાલયો, મંદિરો વગેરેના પુષ્કળ ધ્વંસાવશેષો પ્રાપ્ત થાય છે.

આ સ્થાનમાંથી પ્રાપ્ત થતા પ્રત્યેક પદાર્થપરથી પ્રતીત થાય છે કે એક સમયે અહીંઆં જૈનધર્મનું ઘણું પ્રાબલ્ય હતું. જે પ્રમાણે જૈનોનો ધર્મ શૈવોથી સર્વથા પૃથક્ હતો તે પ્રમાણે તેમનું શિલ્પકાર્ય પણ સર્વાંશે ભિન્ન હતું. તેમનાં શિલ્પકાર્યનાં ચિન્હો અદ્યાપિ દૃષ્ટિગોચર થાય છે. જૈનોના ચોવીસ દેવોમાંના અંતિમ દેવ મહાવીરનું મંદિર અતિ રમણીય શિલ્પકાર્યનો આદર્શ છે. આ મંદિરના ગુંબજની બાંધણી પ્રાચ્ય દેશની અતિ પ્રાચીન કાળની બાંધણી સમાન છે. કદાચિત્ આ પ્રકારની બાંધણીનો આરંભ રોમનોનાં મંદિરો બાંધવામાં આવ્યાં તેથી ઘણા દીર્ઘ કાળ પૂર્વે થયો હશે. મહાવીરના મંદિરનો દરવાજો ઉત્તમ કોતરકામનો નમુનો છે. વળી અહીંઆં પ્રતિમા બનાવવાનો હુન્નર પણ ઉન્નત દશાને પ્રાપ્ત થયેલો જણાય છે. આ સર્વ પ્રતિમાઓને દોઢસો વર્ષ પૂર્વે નદીમાંથી કાઢીને અહીંઆં તેમની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. જે સમયે મહમૂદ ભારતવર્ષપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે આવ્યો હતો તે સમયે તેના ભયથી આ પ્રતિમાઓને નદીમાં ફેંકી દેવામાં આવી હોય એ વાત સંભવિત છે. નાદોલનું સર્વથી વિચિત્ર દૃશ્ય 'ચનેકી બાઓલી' નામનું મોટું જલાશય છે. નગરવાસીઓએ સૌની પાસેથી એક એક મુઠી ચણા એકઠા કરીને તેમાંથી ઉપજેલા દ્રવ્યદ્વારા આ જલાશય બંધાવ્યું હતું. આ જલાશય ઘણું ઉંડું છે અને નીચે ઉતરવાને માટે એની ચારે તરફ લાલ પાષાણનાં પગથીઆં બંધાવવામાં આવ્યાં છે. આ પાષાણોને ચણી લેવામાં આવ્યા નથી, પરંતુ એમને એમ મૂકી દેવામાં આવ્યા છે.

અહીંઆં મને પુષ્કળ ઐતિહાસિક સામગ્રી મળી. મારા નિયુક્ત કરેલા સંસ્કૃતજ્ઞ લેખકોએ શિલાલેખોની નકલ ઉતારી. આ સ્થળેથી મને બે તામ્રપત્રો પ્રાપ્ત થયા હતા. તેમાંનો એક સંવત્ ૧૨૧૮ માં અનલદેવની સ્તુતિમાં લખવામાં આવ્યો હતો.§ આ સ્થાનેથી મને કેટલાક પ્રાચીન અમૂલ્ય હસ્તલિખિત

* ફરિસ્તા તથા તેના અનુયાયીઓએ ભ્રમથી નાદોલને બદલે બાઝોલ લખ્યું છે.

§ નાદોલમાં પ્રાપ્ત થયેલા ચૌહાણ નૃપતિ સંબંધી તામ્રપત્રની નકલ—

ગ્રંથો મળ્યા. આ સર્વે ગ્રંથોમાં છત્રીસ રાજવંશોનું વર્ણન છે, તદુપરાંત તેમાં અતિ પ્રાચીન કાળના ભારતવર્ષની ભૂમિનું તથા તેમાં આવેલાં નગરોનું વર્ણન છે. વળી મને એક એવો ઐતિહાસિક ગ્રંથ ઉપલબ્ધ થયો કે જેમાં ઉદ્‌ભિજ્જ અને પ્રાણીવર્ગની વ્યક્તિઓનાં નામોની સૂચી તથા વિક્રમ અને મહાવીરના સમયના જૈન ધર્માવલંબી રાજાઓમાં સર્વથી શ્રેષ્ઠ એવા શ્રીનીક તથા સંપ્રીતિના વંશજોનો ઇતિહાસ લખેલો હતો. મહમૂદ, બુલ્બન, અલ્લાઉદ્દીન ખુની તથા ભારતવિજેતા નાદિરશાહના નામની મુદ્રા પણ મને અહીંઆંથી મળી. પરંતુ મારા દૂતો નાદોલથી ચૌહાણોના નામની જે એક નાની સરખી વિચિત્ર અને સાંકેતિક મુદ્રા લાવ્યા હતા તે સર્વથી અધિક મૂલ્યવાન હતી.+ મને પ્રાપ્ત થયેલી મુદ્રાઓમાંની કેટલીકમાં એક તરફ એક અશ્વારોહીનું ચિત્ર તથા કેટલાંક સાંકેતિક ચિન્હો અંકિત છે. કેટલીક મુદ્રામાં બળદનું ચિત્ર આલેખેલું છે. જે રીતે ફ્રાન્સની એક સમયની મુદ્રામાં એક તરફ ચૌદમા લુઇનું ચિત્ર અને બીજી તરફ દરબારનું ચિત્ર હતું તે પ્રકારે ઉપર્યુક્ત મુદ્રામાંની કેટલીકમાં રાજચિન્હોસહિત મુસલમાન વિજેતાનાં નામો પ્રાપ્ત થાય છે.

---

"સર્વ શક્તિમાન્ જૈનોના જ્ઞાનકોષે મનુષ્ય જાતિની વિષયવાસના અને સંબંધને તોડી નાંખ્યો છે. તે અહંકાર, આત્મશ્લાઘા, ભોગેચ્છા, ક્રોધ અને લોભ તથા સ્વર્ગ, મર્ત્ય અને પાતાલને છિન્નભિન્ન કરી નાંખે છે. મહાવીર (જૈન લોકોના ચોવીસ તીર્થંકરોમાં સર્વથી અંતિમ તીર્થંકર મહાવીર થયા. શૈવ મતના ચૌહાણરાજે તેમનાજ નામપર મંદિરો બંધાવી ભૂમિદાન કર્યું છે.) આપને સુખી રાખો.

અતિ પ્રાચીનકાળમાં ચૌહાણ જાતિ સમુદ્રના તટ પર્યંત રાજ્ય કરતી હતી. તેની રાજધાની નાદોલ હતું. આ જાતિમાં લોહીઆ નામનો એક રાજા થયો. એનો પુત્ર બળરાજ થયો. તેનો પુત્ર વિગ્રહપાલ અને વિગ્રહપાલનો મહીન્દ્રદેવ; મહીન્દ્રદેવનો પુત્ર શ્રી અનલ. શ્રી અનલ અત્યંત પ્રસિદ્ધ રાજા થયા અને તેમની સત્તા ઘણીજ જામી ગઈ. તેમનો પુત્ર શ્રી બાલપ્રસાદ થયો, પરંતુ બાલપ્રસાદને પુત્ર નહિ થવાથી તેના લઘુ ભ્રાતા જૈતરાજને સિંહાસન પ્રાપ્ત થયું. તેને પૃથ્વીપાલ નામનો મહાબળવાન્ અને મહાગુણવાન્ પુત્ર ઉત્પન્ન થયો, પરંતુ તેને પુત્ર નહિ હોવાથી તેના લઘુ ભ્રાતા નીલને રાજ્ય પ્રાપ્ત થયું. નીલની પાછળ તેના નાના બંધુ માનરાજાને સિંહાસન મળ્યું. અનલદેવ તેમનાજ નંદન છે (અનલદેવનો જન્મ ઈ. સ. ૮૯૮ માં થયો હતો.) અલ્પ કાળ પશ્ચાત્ તેમને જ્ઞાન થયું કે આ સંસાર અસાર છે અને કેવળ માંસ, રક્ત, પ્રભૃતિ પદાર્થોનું બનેલું શરીર દુઃખનુ કારણ છે. અનેક ધર્મશાસ્ત્રોનુ પઠન કરીને તેમણે નિશ્ચય કર્યો કે યૌવન વિદ્યુતના ચમકારાની પેઠે ક્ષણિક છે. તે માત્ર ક્ષણ વાર ચમકીને લુપ્ત થઇ જાય છે અને ધનસંપત્તિ કમળપત્રપર પડેલા તુષારબિંદુવત્ છે તે થોડી વાર સુધી મોતીના જેવી શોભા આપી અદ્રશ્ય થઇ જાય છે. આવો નિશ્ચય કરીને તેમણે અનુચરોદ્વારા સામંતોપર કહેવરાવી મોકલ્યું કે "આપ ધર્મમાર્ગે રહી પ્રજાપાલન કરશો."

સંવત્ ૧૨૧૮ ના શ્રાવણ માસની શુકલ ચતુર્દશી તા. ૨૯મીના દિવસે હેમકાર્ય સમાપ્ત થયું અને તેમણે વિપત્‌નિવારણના ઉદ્દેશથી જલદાન કરી સર્વજ્ઞ તથા ચરાચર જગતના પ્રભુ સદાશિવની મૂર્તિને પંચામૃતથી સ્નાન કરાવ્યું, અને પોતાના ગુરૂ તથા બ્રાહ્મણોને તેમની ઇચ્છાનુસાર સુવર્ણ, અન્ન તથા વસ્ત્રો આપ્યાં. અંગુલિમાં કુશની વીંટી ધારણ કરી તિલ, ચોખા અને જળ લઈ મહાવીરના મંદિરમાં વપરાશને માટે કુંકુમ, ચંદન તથા ઘી ખરીદવાને માટે પ્રતિ માસે પાંચ મુદ્રા વાપરવાનો સંકલ્પ કર્યો. વળી તેમણે સુંદર ગાછા (જૈનોની ૮૪ શાખાઓમાંની આ એક શાખા છે.) લોકોની વંશપરંપરાને માટે અમુક જાગીર અર્પણ કરી. "જ્યાં સુધી સુંદર ગાછા વંશમાંનો એક અને અમારા વંશમાંનો એક માણસ જીવંત રહેશે ત્યાં સુધી તે આ જાગીરનો સ્વામી રહેશે." એવું તેમણે લખી આપ્યું. વળી તેમણે એવું પણ લખી આપ્યું કે "આ જાગીર વંશપરંપરા સુધી ચાલી જશે. મારા જે વંશજો સુંદર ગાછા લોકોને આ જાગીરનો ઉપભોગ લેવા દેશે તે સાઠ સહસ્ત્ર વર્ષો પર્યંત સ્વર્ગમાં રહેશે અને જે તેને ખુંચવી લેશે તે સાઠ સહસ્ત્ર વર્ષો પર્યંત નરકવાસ ભોગવશે."

+ રૉયલ એશિયાટિક સોસાયટીના માસિક પત્રમાં કર્નલ ટૉડ ભારતવર્ષમાં પ્રાપ્ત થયેલી પ્રાચીન મુદ્રાઓના સંબંધમાં જે લેખ લખી ગયા છે તે વાંચવાથી પાઠકગણને એ સંબંધે વિશેષ ખુલાસો મળશે.

જે કોઈ આ નાદોલમાં આવે છે તેને અવશ્ય પોતાના પરિશ્રમનું ઉચિત ફળ પ્રાપ્ત થાય છે. આ સ્થળ પ્રાચીન વસ્તુઓનો ભંડાર છે. મેં કેટલીક વસ્તુઓનો સંગ્રહ કર્યો છે. જૈન લોકોની પ્રાચીન નિવાસભૂમિ નાગેલ, વાલિ, દૈસુરી તથા સાદરીમાં, પ્રાચીન મુદ્રાઓ, પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો, અને અદ્‌ભુત શિલ્પકાર્યના નમુના પ્રાપ્ત થાય છે. પ્રાચીન તત્ત્વવેત્તાઓ આબુશિખરથી મંદોર સુધી પરિભ્રમણ કરીને આ પ્રદેશના લોકોના પ્રાચીન ઇતિહાસની અપરિમિત સામગ્રી સહજમાં સંગ્રહિત કરી શકે એમ છે. કારણકે આ પ્રદેશજ જૈનધર્મની પ્રધાન લીલાભૂમિ છે. આ પ્રદેશમાં થઇને શીઘ્ર પ્રવાસ કરતી વખત અલ્પ સમયમાં મને આટલી બધી સામગ્રી મળી તેનું કારણ એ હતું કે આ પ્રદેશના સંબંધમાં અગાઉથીજ મને કેટલુંક જ્ઞાન પ્રાપ્ત થયું હતું, તથા હું ચારે દિશામાં જે અનુચરોને મોકલતો હતો તેની સાથે પ્રત્યેક નગરના શિક્ષિત દેશી લોકો જતા હતા; વળી હું શિલાલેખોની નકલ કરવાને માટે તથા વિશેષ આવશ્યક ઐતિહાસિક સામગ્રી એકત્રિત કરવાને માટે યોગ્ય પંડિતોને પણ તેમની સાથે મોકલતો હતો. આ સર્વ લોકો સંધ્યા સમયે મને દિવસે કરેલા પરિશ્રમનું ફળ નિવેદન કરતા હતા. જ્યાં અધિક મહત્વની શોધ થતી ત્યાં હું સ્વયં જતો વા વિશ્વાસુ મનુષ્યને મોકલતો. આ વાત હું મારૂ ગૌરવ દર્શાવવાને માટે લખતો નથી. આ વાત હું માત્ર એટલાજ ઉદ્દેશથી લખું છું કે અન્ય પ્રાચીન તત્ત્વવેત્તાઓ આજ પ્રકારે કામ કરે.

**૨૯ મી અક્ટોબર.** નાદોલાથી સાડાપાંચ કોસના અંતરપર ઇન્દુરા નામક સ્થાનમાં અમારી છાવણી પડી. લૂણી નદીની સાથે અસંખ્ય નદીઓ મળી છે અને ઉપર્યુક્ત નાનું નગર તેને મળતી એક નાની સરખી નદીના તટપરજ વસેલું છે અને તે ગદવાડ રાજ્યના સીમાંતનાં ચિન્હરૂપ છે. અહીંઆંથી પીળું આમળાંનું વૃક્ષ અદ્રશ્ય થાય છે અને મરૂભૂમિનો આરંભ થાય છે. ઇન્દુરાથીજ પ્રત્યેક વિષયમાં, પ્રત્યેક પદાર્થમાં અને પ્રત્યેક દ્રશ્યમાં નવીન ભાવ અને નવીન સ્વરૂપ દ્રષ્ટિગોચર થવા લાગે છે. મેવાડમાં ક્યાંય અમે નાનો સરખો રેતાળ ભૂભાગ પણ જોયો નહોતો, પરંતુ આ પ્રદેશમાં પુષ્કળ રેતી છે. નદીઓના તટપરની ભૂમિ સફેદ રંગના ક્ષાર પદાર્થથી ભરેલી છે. હવે વૃક્ષોની શ્રેણીઓ ક્રમશઃ અદ્રશ્ય થતી જાય છે. મહાન્, વિશાળ, પ્રચંડ, પવિત્ર વટ પ્રભૂતિ વૃક્ષોને બદલે નાનાં નાનાં વૃક્ષો અહીંઆં વિદ્યમાન છે. આ દ્રશ્ય જોઇને મને એક કવિની કવિતા યાદ આવી અને મેં તે રાણાના દૂત કૃષ્ણદાસને કેટલીક વાર ગાઈ સંભળાવી. તેણે આ કવિતા ધ્યાનમાં લઇ કહ્યું કે સ્વય પ્રકૃતિદેવીએ અમારી સીમા નિર્ધારિત કરી છે. તે કવિતા આ પ્રમાણે છેઃ—

"आखाँरा झोंपडा, फोगाँरी बाड,
बाजरारी रोटी, मोठाँरी दाल,
देखी हो राजा तेरी मारवाड."*

આ પ્રદેશનાં સર્વે ગામોની બાંધણી વિચિત્ર છે. પ્રત્યેક પોળની ચારે તરફ કાંટાની વાડ હોય છે અને તે વાડની વચ્ચે વચ્ચે ભુંસાના ઢગલા હોય છે, તેથી તે દેખવામાં કોટ સમાન દેખાય છે. જે સમયે ક્ષેત્રો અન્નથી ભરાઈ જાય છે અથવા વર્ષાઋતુમાં જ્યારે ગાય વગેરે પશુઓને આહાર મળતો નથી ત્યારે તેઓ આ ભુંસુજ ખાઇને જીવે છે. ભુંસાના ઢગલાને પંદર વીસ હાથ ઉંચો કરીને તેપર માટી તથા છાણનું પડ ચઢાવી દેવામાં આવે છે અને પક્ષીઓથી તેનું રક્ષણ કરવાને માટે થોડે થોડે અંતરે તેપર કાંટા નાંખી દેવામાં આવે છે. આ પ્રકારે છાણમાટીનું પડ ચઢવાથી તે દશ વર્ષ પર્યંત પહોંચે છે અને દેશમાં જ્યારે પશુઓનો આહાર દુષ્પ્રાપ્ય થઇ જાય છે ત્યારે આ ભુંસા વતીજ તેઓ જીવે છે. મરૂભૂમિમાં એકજ પ્રકારનું દ્રશ્ય દ્રષ્ટિગોચર થવાથી મન કંટાળી જાય છે, પરંતુ લુણી નદીના પેલે પાર જતાં વિચિત્ર કોટ જોવામાં આવતાં ચિત્ત અવશ્ય પ્રસન્ન થઇ જાય છે.

**૩૦ મી અક્ટોબર.** સાડાદશ કોસનો માર્ગ કાપ્યા પછી અમે રાજવાડાના વાણિજ્યપ્રધાન પાલી નગરમાં પહોંચ્યા. આ નગરમાં આ દેશનાં સાધારણ દ્રશ્ય ઉપરાંત અત્યાચાર તથા ઉપદ્રવનાં ચિન્હો

* આકડાનાં ઝુંપડાં, કાંટાની વાડ, બાજરાના રોટલા અને મઠની દાળ, એ મારવાડનાં પરિચાયક ચિન્હો છે.

પણ દ્રષ્ટિગોચર થયાં. જે સમયે આ રાજ્યમાં માંહોમાંહેનું ભયંકર યુદ્ધ થયું હતું તે સમયે ઉભય પક્ષોએ પાલીને પોતાના અધિકારમાં લેવાનો પ્રયાસ કર્યો હતો. આ સમયે આ નગરના લોકોએ પોતાના શહેરમાં યુદ્ધનો કોલાહલ જોવાની અનિચ્છાથી એક મોટો કોટ બાંધ્યો. આજ પ્રકારે ભીલવાડાની આસ-પાસ કોટ બાંધવાની ભલામણ થઇ હતી, પરતુ તે વિષે વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. પાલીના ઉક્ત પ્રાચીન કોટનો કેટલોક ભાગ અદ્યાપિ વિદ્યમાન છે. આ કોટને સાધારણ રીતે અત્યાચાર અને ઉપદ્રવનું સ્મારક ચિન્હ ગણવામાં આવે છે. આ નગરમાં દશ સહસ્ર મનુષ્યો વસે છે. અતિ પ્રાચીન કાળથી આ નગર વાણિજ્યને માટે પ્રસિદ્ધ છે અને મારવાડના રાજવંશને પણ આ નગરની સાથે ઘાડો રાજનૈતિક સંબંધ છે. પ્રાચીન કાળમાં મંદોરરાજે એક બ્રાહ્મણ કુલને આ પ્રદેશ દાન તરિકે અર્પણ કરી દીધો હતો. આથી પાલીવાન નામના અનેક બ્રાહ્મણો ઉત્પન્ન થયા છે. આ લોકો કેવળ વાણિજ્ય કાર્યમાંજ નિમગ્ન રહેતા હતા. સંવત્ ૧૨૧૨ (ઇ. સ. ૧૧૫૬) માં મરૂભૂમિના રાઠોડ રાજવંશના આદિ પુરુષ કાન્ય કુબ્જના રાજકુમાર શિયોજી જ્યારે ગંગાતટથી દ્વારકાં સુધીની યાત્રા કરીને પાછા ફર્યા તે સમયે તેમને પાલીનગરમાં વિશ્રામ કરવો પડયો હતો. આ નગરમાં રહેના બ્રાહ્મણોએ જ્યારે શિયોજીના આગમનની વાત સાંભળી ત્યારે તેમણે અરવલ્લીના પહાડી મીના લોકો તથા જંગલી વ્યાઘ્રોના પંજામાંથી રક્ષણ મેળવવાના ઉદ્દેશથી તેમની પાસે પોતાના કેટલાક પ્રતિનિધિઓને મોકલ્યા. વીરવર શિયોજીએ ઉક્ત ઉભય શત્રુદલોના ભયમાંથી તેમને મુક્ત કર્યા. પરંતુ પાછળથી તેણે રાજ્યાધિકાર પ્રાપ્ત કરવાનો શુભ અવસર જોઈ પાલીના બ્રાહ્મણોના મુખ્ય મુખ્ય નેતાઓનો વધ કર્યો અને તે નગરને પોતાના અધિકારમાં લીધું.

આ પ્રદેશમાં વાણિજ્ય એજ લોકોની સ્વાધીનતાનું પ્રધાન સાધન છે. તે એટલે સુધી કે ભયાનક સ્વેચ્છાચારી શાસન પણ તેમની સ્વાધીનતા ઉપર હસ્તક્ષેપ કરી શકતું નથી. ભીલવાડા, ઝાલરા પાટણ, રાનાઈ અને ઇતર વાણિજ્યપ્રધાન સ્થાનોની પેઠે પાલીના નિવાસીઓ પણ સ્વાસ્થ્યરક્ષા, વાણિજ્યની વૃદ્ધિ, અપરાધીઓનું શાસન વગેરે સંબંધે વિચાર કરવાને માટે પોતાના પ્રતિનિધિઓ ચુંટી કાઢવાની સત્તા ધરાવે છે. ભીલવાડાની પેઠે પાલીનગરની પણ સ્વતત્ર હુંડી ચાલે છે. રાજ્યક્રાંતિ થયા છતાં પણ હુંડીનો એક સરખો આદર થાય છે. અતિ પ્રાચીન કાળથી આ પાલીનગર સમુદ્રના તટપરનાં બંદરો સાથે ઉત્તર ભારતનો સંયોગ કરાવનાર શૃંખલાસમાન ગણાતું આવ્યું છે. મસ્તક, માલદ્વીપ, સુરત અને નાઉનગરના વાણિજ્ય ભંડારોમાંથી ઇરાન, અરબસ્તાન, આફ્રિકા અને યૂરોપનો માલ અહીંઆં મોકલ-વામાં આવે છે અને અહીંઆંથી ભારતવર્ષ તથા ટિબેટમાં બનેલો માલ પરદેશમાં મોકલવામાં આવે છે. સમુદ્રના તટપર આવેલા પ્રદેશોમાંથી હાથીદાંત, ગેંડાનું ચામડું, તાંબું, કલઇ, ખજૂર (કે જેનો આ દેશમાં પુષ્કળ ઉપયોગ કરવામાં આવે છે), ગુંદર, ટંકણખાર, નાળીએર, વસ્ત્રો, ભિન્ન ભિન્ન પ્રકારના રંગો-ખાસ કરીને કિરમજી રંગ, દવાઓ-ખાસ કરીને સોમલ અને પારો, તેજાના, ચંદન, ચા, મીણ§ અને કાચ વગેરે ચીજો આવે છે. ભાવલપુરથી સોડા ક્ષાર તથા મજીઠ અને આલ નામના રંગો અને બંદુક, પાકાં ફળો, હીંગ, મુલતાની છીંટ, પેટીઓ તથા પલંગ આદિને માટે લાકડાં આવે છે. કોટા અને માળવાથી અફીણ તથા છીંટ આવે છે. ભોજથી તલવાર અને ઘોડા મોકલવામાં આવે છે. આ દેશમાંથી લવણ અને ઉનનાં વસ્ત્રો મોકલવામાં આવે છે. પાલીનગરમાં બનતો એક પ્રકારનો કાગળ તથા સુતરનું જાડું કાપડ અતિ પ્રસિદ્ધ છે અને અન્ય સ્થળના વ્યાપારીઓ તે વસ્તુઓને મોટા પ્રમાણમાં ખરીદી જાય છે. ભારતના સર્વ સ્થળોના લોકો અહીંઆંની ધાબળીઓ ઓઢે છે અને તેની કિંમત દર જોડીએ રૂ. ૮ થી રૂ. ૬૦ સુધી પડે છે. સાડી અને પાઘડી પણ ઉનની બનાવવામાં આવે છે, પરંતુ તે વેચવાને માટે બીજા દેશોમાં

§ આ સ્થળે કર્નલ ટૉડે જણાવ્યુ છે કે "જે વખતે હું સિંધિયાની રાજધાનીમાં ગયો તે વખતે સાધારણ લોકોએ મારી પાસે સર્વ પ્રકારની ઔષધિ હશે એમ ધાર્યું હતું. એક સામંતની સ્ત્રીને મીણની આવશ્યકતા પડી; તેથી તેણે મીણને માટે મારી પાસે એક અનુચર મોકલ્યો. મારી પાસે મીણ નહોતુ તેથી મેં તેને ના કહી, પરંતુ તેને મારાં વચનોપર વિશ્વાસ આવ્યો નહિ. જ્યારે તેણે ખાલી હાથે પાછા ફરવાની અનિચ્છા બતાવી ત્યારે અંતે લાચાર થઇ મેં તેને હિંદુસ્થાની રબરનો એક ટુકડો આપ્યો અને તેનેજ તે મીણ સમજીને લઇ ગયો.

મોકલવામાં આવતી નથી. અહીંઆંથી મીઠુંજ બહાર ગામ પુષ્કળ મોકલવામાં આવે છે. સરકારને અહીંઆં મીઠામાંથી જે ઉપજ થાય છે તે ભૂમિના મહેસુલથી અર્ધી છે. લવણના જલાશયોમાં પંચભદ્રા, ફિલોદી અને દિદોવાના મુખ્ય છે. પંચભદ્રાનો વિસ્તાર અનેક કોશ પર્યંત ફેલાયેલો છે.

પાલીમાં પ્રતિવર્ષે વાણિજ્યકરની ઉપજ ૭૫૦૦૦ રૂપિયાની થાય છે. મારવાડના જેવા દરિદ્રી રાજ્યને માટે આ ઉપજ અવશ્ય મોટીજ માનવી જોઈએ.

આ દેશના ચારણો અને ભાટો એક દેશમાંથી બીજા દેશમાં વ્યાપારનો માલ લઇ જતી વખત રક્ષક બનીને જાય છે. ચારણો અને ભાટોને પૂજનીય માનવામાં આવે છે. કટ્ટા લૂંટારાઓ અરે જંગલી કોળી, ભીલ અને મરૂભૂમિના સરાઇ લોકો સુદ્ધાં ચારણો તથા ભાટોના શાપથી અત્યંત ડરે છે. આજ કારણથી તે લોકો અત્યંત ભયંકર અને સંકટયુક્ત માર્ગોમાં થઇને નિડરતાપૂર્વક વાણિજ્યનો માલ સહજ લઈ જઇ શકે છે. તેમના શાપના ભયથી કોઇ પણ તેમને લૂંટતા નથી. જે પથિકો સમુદ્રના તટપરના પ્રદેશોમાં જવા ઇચ્છે છે તેઓ સર્વે વાણિજ્ય દ્રવ્યના સંરક્ષક ભાટ તથા ચારણોની સાથે મળીને ઝાલર, વીનમહલ, સાંચોર અને રાધનપુર થઇ સુરત તથા મસ્કત માંડવીમાં સુરક્ષિત રીતે પહોંચી જાય છે.

પાલીનગરની પૂર્વ દિશામાં પાંચ કોસના અંતરપર "પુણ્યગિરિ" નામક એક પર્વત છે. આ પર્વતના શિખરપર એક મંદિર છે. એમ કહેવાય છે કે સૌરાષ્ટ્રની અંતર્ગત આવેલા પાલીતાણાના એક બૌદ્ધ ઐન્દ્રજાલિકે (જાદુગરે) આ મંદિર બાંધ્યું હતું. અનેક શાખાઓમાં વિભક્ત થયેલા બૌધ્ધો જે પ્રદેશમાં વસે છે, તે પ્રદેશમાં તેમને ઐન્દ્રજાલિક કહેવામાં આવે છે. પાલીનગરમાં અમારા જૂના મિત્ર ગકની અમને મુલાકાત થઇ. તેઓ મારવાડના દક્ષિણ-પશ્ચિમ ભાગમાં રહેતા સરઈ, કોશા પ્રભૃતિ પહાડી, જંગલી અને અસભ્ય લોકોમાં અશ્વો એકત્રિત કરવાના ઉદ્દેશથી ફરતા હતા.

૨૯ મી અકટોબર પાલી. ૩૦ મી અકટોબર ખરેરા. ૩૧ મી અકટોબર રોહિત.

**૧ લી નવેમ્બર.** લૂણીના ઉત્તર તટપર સંકલી આવેલું છે. પાલીથી લુણી સુધીના પંદર કોસના પ્રદેશમાં છિન્નવિચ્છિન્ન વસ્તી છે. અહીંઆં વિશેષ દર્શનીય દ્રશ્ય કોઇ પણ જોવામાં આવ્યું નહિ. ખરેરા નામક સ્થાનમાં અમે મુકામ કર્યો. અહીંઆં લવણનાં બે તળાવો છે. આ ભાગમાં અધિકાંશે લવણનીજ નીપજ થાય છે તેથી નદી અને નગરનું નામ ખરેરા (ખારીર) પાડવામાં આવ્યું છે. ખરેરા અને રોહિત એ બે પ્રદેશો બે સામંતોને આધીન છે. આ ઉભય સામંતો હાલમાં પરસ્પરના વિગ્રહમાં નિમગ્ન છે. રોહિતના સામંતની દશા અત્યંત શોચનીય થઈ ગઈ છે.

અત્ર હું બે વ્યાપારીના વિવાદની હકીકત લખવાને પ્રવૃત્ત થાઉંછું. પાઇમા નાયક નામનો માણસ આ પ્રદેશનો એક સુપ્રસિદ્ધ વ્યાપારી છે; અર્થાત્ લવણની લેવડ દેવડ એના દ્વારાજ વિશેષ થાય છે. હવે આ માણસને બીજા એક વ્યાપારીની સાથે તકરાર છે. તકરાર થતાં પાઇમા નાયકના મસ્તકપર પ્રહાર લાગ્યો. તે પોતાનો ઘાવ દેખાડવાને માટે પોતાના કુટુંબીઓની પાસે ગયો. વાદી પ્રતિવાદી ઉભય ભાટ જાતિના છે. પાઇમા એ ભૂમાનિયા ભાટજાતિનો નેતા છે.+ તેની પાસે ચાર સહસ્ર ભારવાહી પશુઓ રહે છે. જ્યારે વાણિજ્ય બંધ રહે છે ત્યારે તે દુર્ગમ પર્વત માર્ગોમાં જઈ આશ્રય લે છે. આ પ્રકારના માણસોને "ઉભયપંથી" કહેવામાં આવે છે. પાઇમાના શત્રુનું નામ શ્યામા છે. શ્યામાએ પોતાના શત્રુપર બદલો લેવાને માટે પાઇમાનાં વાણિજ્ય દ્રવ્યમાંથી પુષ્કળ માલ હસ્તગત કરી લીધો અને તેનાં મસ્તકપર જેષ્ટિકાપ્રહાર કરી ઉંડો ઘાવ પાડયો. આ ઉભય માણસોની તકરારનો નિવેડો આણવો અસંભવિત થઇ પડયો. અહીંઆં એવો રિવાજ છે કે જે માણસ અધિક દ્રવ્ય આપે છે તે પોતાના મુકદ્દમામાં જીતે છે. પાઇમા શ્રીમંત હતો તેથી તેને વિજય મળ્યો અને પ્રતિવાદી શ્યામાને હદપાર કરવામાં આવ્યો.

અમે ઉપર જણાવી ગયા છીએ કે ભાટ અને ચારણ લોકોને પવિત્ર માનવામાં આવે છે તે કારણથીજ તેઓ વ્યાપારી માલના સંરક્ષક બનીને જાય છે, પરંતુ જો તેઓ અત્યાચાર કરે અને રાજકર નહિ આપે તો તેમને સંરક્ષક પદના અનધિકારી માનવામાં આવે છે. ફક્ત પાઇમાના પૂર્વજોની સાથે રાણા અમરસિંહને એક અધિક મહત્વનો ઝઘડો થયો હતો. ભાટ લોકોએ પોતાનો વાણિજ્યકર

+ ભૂમાનિયા નામક સ્થાનમાં નિવાસ કરવાને લીધે આ લોકોનું નામ ભૂમાનિયા પડયું છે.

ઘણો ઓછો કરી નાંખવાની રાણાની પાસે અન્યાયી માગણી કરી. રાણા અમરસિંહે તેમની આ માગણીનો અસ્વીકાર કર્યો. સર્વ ભાટ લોકો પોતાનું કામ સિદ્ધ કરવાને માટે બ્રહ્મહત્યાનો ભય દર્શાવે છે, અને તેઓ રાણા અમરસિંહને પણ તે ભય દર્શાવવા લાગ્યા. પરંતુ સાહસિક અમરસિંહે તેમની કોઈ પણ વાતપર લક્ષ્ય આપ્યું નહિ. ત્યારે ભાટ લોકોએ પોતાના પ્રચલિત ઉપાયનું અવલંબન કર્યું. અર્થાત્ પ્રાયઃ ૮૦ સ્ત્રી પુરૂષોએ રાણાના મહાલયની સન્મુખ જઈ કટારવતી આત્મઘાત કર્યો. રાણા મહાપાતકના ભાગી થયા. ભાટોનો સપરિવાર નાશ થયો તેથી મહારાણાને જાતિબહિષ્કૃત કરવામાં આવ્યા, કારણ કે રાજપુત લોકો ભવિષ્યવેત્તા ભાટના પ્રાણનાશનું કારણ બનનારને આ અને પર, ઉભય લોકોમાં નરકનો અધિકારી થયેલો માને છે. પરંતુ ભાટોની પ્રાર્થના એકવાર સ્વીકારવામાં આવે તો તેઓ વારંવાર અન્યાયી પ્રાર્થના કર્યા કરે છે અને તેનો સ્વીકાર નહિ થાય ત્યાંસુધી કદિ શાંત થતા નથી. અમરસિંહે શેષ ભાટોને પોતાના રાજ્યમાંથી કાઢી મૂક્યા અને ભૂમાનિયા પ્રદેશ પોતાના સીધા અધિકારમાં લઈ લીધો.

રાણા અમરસિંહે આ ભૂમાનિયા ભાટોને ઉક્ત પ્રદેશમાંથી કાઢી મૂકીને તેમને મેવાડના બીજા ભાગમાં પ્રવેશ કરતા અટકાવ્યા. આ પ્રથા છેક હમણાં સુધી પ્રચલિત હતી. પરંતુ જ્યારે રાણા ભીમસિંહે ઢંઢેરો બહાર પાડીને મેવાડની નાશી ગયેલી અને હદપાર થયેલી પ્રજાને પુનઃ દેશમાં આવીને વસવાની પરવાનગી આપી, ત્યારે ઉક્ત ભાટો પોતાનાં કુટુંબસહિત પુનઃ મેવાડમાં આવીને વસ્યા. આ લોકોના પૂર્વજોને દેશમાંથી શા માટે કાઢી મૂકવામાં આવ્યા હતા તે સર્વ જણ સારી પેઠે જાણે છે અને ભાટો પણ તેને સારી રીતે સમજે છે, તથાપિ તેઓ પોતાની નિષ્ઠુર ચાલ છોડી દેવાને બદલે તે દ્વારા પોતાનો સ્વાર્થ સાધવા માટે સદા તત્પર રહે છે. તેઓ પોતાની અન્યાયી પ્રાર્થનાઓનો સ્વીકાર કરાવવાને માટે સદા સર્વદા કમ્મરમાં કટાર ખોસીને ફરે છે. આ ભાટોના નેતાએ પોતાનાપરથી વાણિજ્યકર સર્વથા ઉઠાવી દેવાને માટે રાણા ભીમસિંહને અનેક સ્થળે ઘેર્યા, પરંતુ તેની પ્રાર્થનાનો સ્વીકાર થયો નહિ. અંતે તે હાથમાં કટાર લઈ આત્મઘાત કરવાને ઉદ્યત થયો. રાણા ભીમસિંહ અમરસિંહના જેવા કઠોર હૃદયના નહોતા, તેથી તેમણે આ બાબતનો નિર્ણય કરવાને માટે મને મધ્યસ્થ નિયુક્ત કર્યો. રાણાના વકીલની સાથે મેં મારો પણ એક વકીલ પાઈભાને બોલાવવાને માટે મોકલી આપ્યો. તેની સ્થૂલ કાય અને સુંદર તથા સાહસિક મૂર્તિ શીઘ્ર મને દ્રષ્ટિગોચર થઈ. અમે તત્કાળ આ બાબતની ચર્ચા કરવા લાગ્યા. મેં કહ્યું કે "જે કોઇ મેવાડની સીમામાંથી વ્યાપારનો માલ લઇ જશે તેને અવશ્ય કર આપવો પડશે; અને આપ લોકો યદિ આ ભયંકર કાર્ય (આત્મહત્યા) કરવાને પ્રવૃત્ત થશો તો તેથી કાંઇ પણ ફળનિષ્પત્તિ થનાર નથી. સર્વ લોકોની પાસેથી જે કર લેવામાં આવે છે તે કરતાં તમારી પાસેથી કાંઇક ઓછો કર લેવામાં આવશે. અર્થાત્ જો તમે ચાલીસ હજાર ભારવાહી પશુઓ લઇ જશો તો તેમાંથી પાંચસેને મુક્ત જવા દેવામાં આવશે. અને તમને ભૂમાનિયા પ્રદેશમાં રહેવાની છૂટ મળશે. જો તમને આ વાત અસ્વીકૃત હોય તો આ કટાર અહીંઆં તૈયાર પડેલીજ છે. (ટેબલ ઉપર પુષ્કળ કટારો મૂકવામાં આવી હતી) તમારે આત્મઘાત કરવાની ઇચ્છા હોય તો હમણાંજ આત્મઘાત કરો." વળી તે ઉપરાંત મેં કહ્યું કે "રાણા અમરસિંહે તો તમને કેવળ દેશનિકાલની શિક્ષા કરી હતી, પરંતુ હું તો રાણાને માલસહિત તમારાં સર્વ પશુઓ પણ લઇ લેવાની ભલામણ કરીશ." તે બારોટ બુદ્ધિમાન હતો. તેણે તત્ક્ષણે જ મારાં વચનનો સ્વીકાર કર્યો. રાણાએ તેને ભૂમાનિયા પ્રદેશ અર્પણ કર્યો અને ચાલીસ હજારે ૫૦૦ બળદનો કર માફ કર્યો. તેજ દિવસે તેને ભૂમાનિયા પ્રદેશનો અધિકારી માની રાણાએ તેને સુવર્ણના બાજુબંધ અને વસ્ત્રો ભેટ આપ્યાં.

**૨ જી નવેમ્બર.** આજે અમે ઉપર્યુક્ત સ્થાનથી પાંચ કોશના અંતરપર આવેલા ઝાલામંદમાં પહોંચ્યા. યદ્યપિ જોધપુર રાજધાની અહીંઆંથી બહુ નિકટ છે તોપણ રાજસભામાં કેવા સત્કારપૂર્વક જવું તે સંબંધે વિચાર કરવાને માટે અમે આ સ્થળે મુકામ કરવો ઉચિત માન્યો; પાશ્ચાત્ય દેશોમાં દૂતનો સત્કાર એ એક ગુંચવણ ભરેલી સમસ્યા છે અને રાજાઓ પોતાના પૂર્વજોની રીત અનુસારજ તેમનો સત્કાર કરે છે. મરૂ ભૂમિની રાજધાનીમાં અમારો સત્કાર કેવી રીતે થશે એ પ્રશ્ન અમને ગુંચવણકારક લાગવા માંડયો. રાજપુત રાજાઓ, રાજાના મોકલેલા દૂતોનો સત્કાર કેવી રીતે કરવો તે સારી રીતે જાણે

છે અને રાજપ્રતિનિધિની પાસેથી આવેલા દૂતનો સત્કાર કેવી રીતે કરવો તે પણ તેઓ સારી રીતે જાણે છે. પરંતુ અમારી વર્તમાન સ્થિતિ તો કાંઇ ઓરજ પ્રકારની છે. સમસ્ત ભારતવર્ષના શાસનકર્તા અંગ્રેજો અહીંઆં કેવલ વણિક લોકોના કર્મચારીઓ ગણાય છે. અને તેમના હાથમાં ગમે તેટલી સત્તા કિંવા પ્રભુતા સોંપવામાં આવે તોપણ તેઓને કદિ રાજાની કિંવા તેનાથી નિમ્ન પદસ્થ વ્યક્તિની સમાન કક્ષાના ગણી શકાય નહિ. આથી રાજદૂતોને પોતાનો સત્કાર તો અતિ ગુંચવણભરેલો થઇ પડે છે. ઠેઠ સતલજ નદીથી સમુદ્ર પર્યંત અમારા લોકોનું રાજ્ય વિસ્તાર પામી જવાથી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના દૂતોના સત્કારના પ્રશ્ન સંબંધી ગુંચવણો નિવૃત્ત થઇ ગઇ છે. એક બીજા કારણથી પણ તેમ થવામાં સાહાય્ય મળી છે. સિંધિયા અને હોલ્કરના ક્રૂર સેનાપતિઓએ આ રાજાઓ ઉપર આક્રમણ કરીને તેમનું માન તથા તેમની મર્યાદા ન્યૂન કરી નાંખી હતી. અમીરખાં, જિન બપ્ટિસ્ટ તથા બાપુ સિંધિયાના જેવા માણસો રાજાના જેવું સન્માન મેળવવાની આશા રાખે છે. તેઓ પોતે કાન્યકુબ્જના સમ્રાટ્ના ઉત્તરાધિકારીઓને તથા શ્રીરામચંદ્રજીના વંશજોને કેવી રીતે ક્ષીણ, પરાસ્ત અને હીન બનાવી દીધા છે તેનું વર્ણન કરીને વારંવાર આત્મશ્લાઘા કરવાને તત્પર થાય છે. બાહ્ય સન્માન તથા આડંબરથીજ જગત્ મુગ્ધ અને વશ થતું આવ્યું છે માટે મહારાષ્ટ્રીઓના કરતાં ન્યૂન સન્માન સ્વીકારવાની અમારી ઇચ્છા નહોતી. અમીરખાંના સત્કારને માટે રાજાએ પોતાના પ્રતિનિધિને કેટલે દૂર સુધી મોકલ્યો હતો, તે પ્રતિનિધિ કયી શ્રેણીનો સામંત હતો અને મારવાડના સૂર્યવંશાવતંસ રાજાએ સ્વયં કેટલે દૂર સુધી જઇને તેનો સત્કાર કર્યો હતો વગેરે હકિકત મેળવવાને માટે મેં મારા વકીલને રાજસભામાં મોકલ્યો. આ વકીલ મારી પાસે દીર્ઘ કાળથી રહેતો હતો. યદ્યપિ હું સ્વયં આ પ્રકારના બાહ્ય સન્માનને ઘૃણાની દ્રષ્ટિથી જોઉં છું, તથાપિ હું ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના પ્રતિનિધિના પદપર સ્થિત હોવાથી મારે તેને યોગ્ય સન્માન અપાવવાને માટે યથોચિત ઉપાય કરવા પડયા. મારી પોતાની ઇચ્છાનુસાર કોઇ પણ રાજકીય કાર્ય મારાથી કરી શકાય નહિ. હાલમાં મને જે પ્રકારનું સન્માન મળે તેજ પ્રકારનું સન્માન ભવિષ્યને માટે નિર્ધારિત થવાનું હોવાથી મારે રાજાપર એવો સંદેશો મોકલવો પડયો કે "હું જેનો પ્રતિનિધિ છુ તે અને આપ એ ઉભયના સન્માનપર દ્રષ્ટિ રાખશો" અને એમ પણ સ્પષ્ટ રીતે જણાવી દીધું કે "જે પ્રકારે અમે દુર્ગની નીચે આવી અમીરખાંનો સત્કાર કર્યો હતો તેજ પ્રકારે અંગ્રેજ પ્રતિનિધિનો સત્કાર કરવાની વ્યવસ્થા થવી જોઇએ." અંતે એવો નિશ્ચય કરવામાં આવ્યો કે રાજા દુર્ગના વચલા દરવાજા આગળ પાલખીમાં બેસીને અંગ્રેજ દૂતનો સત્કાર કરશે. +સત્કારના સંબંધમાં નિર્ણય થઈ ગયા પછી અમે ત્રીજે પહોરે ઝાલામંદથી રાજધાની તરફ જવાને માટે નીકળ્યા. જોધપુરના સામંતશ્રેષ્ઠ પોકર્ણ અને નિમાજના સામંતો મારો સત્કાર કરવાને માટે આગળ આવ્યા હતા. અમે અશ્વપરથી ઉતરીને પરસ્પર આલિંગન કર્યું. પ્રચલિત નિયમાનુસાર કુશલતાના સમાચાર પૂછ્યા પછી અમે પુનઃ અશ્વારૂઢ થયા અને સાથે સાથે ચાલવા લાગ્યા. અમારે માટે તૈયાર કરેલા શિબિર સુધી અમે સાથેજ ચાલ્યા અને પછી પરસ્પર પ્રણામ કરી છૂટા પડયા. તેમની સાથે મેં રાણાપર અભિનંદનનો સંદેશો મોકલ્યો.

પોકર્ણના સામંતનું નામ સાલિમસિંહ છે. સાલિમસિંહ મારવાડના સામંતોમાં સર્વથી અધિક શ્રીમંત છે. એમનો દુર્ગ અને એમના તાબાનો પ્રદેશ મરૂભૂમિના મધ્યભાગમાં આવેલો છે. આ પ્રદેશ જેસલમીરનાં રાજ્યમાંથી અલિપ્ત કરી લેવામાં આવ્યો છે. એમનો દુર્ગ અતિ મજબૂત છે. આ પોકર્ણના સામંતો દ્વારા મારવાડના સિંહાસનનો પાયો વારંવાર પ્રકંપિત થયો હતો. એ પ્રદેશના ચાર પ્રબલ પ્રતાપી સામંતોએ મારવાડના અતિ સાહસિક અને તેજસ્વી રાજાઓને પણ ભયભીત કર્યા હતા. વર્તમાન સામંતના પ્રપિતામહ દેવસિંહ પોતાના કંપાવત કુલના પાંચસો સૈનિકોની સાથે એક વિશાળ દિવાનખાનામાં રાત્રે શયન કરતા હતા. તે ઉદ્ધત સામંતે અભિમાનસહિત પોતાના સ્વામીને જણાવ્યું હતું કે "મારવાડનું સિંહાસન મારી આ તલવારમાં છે." દેવસિંહના પુત્ર સબલસિંહે પણ પોતાના પિતાનું યથાર્થ અનુકરણ

+ ઇ. સ. ૧૮૧૮ ના ડિસેમ્બર માસમાં જનરલ ઑક્ટર લોનીએ અજમેરના સુપરિન્ટેન્ડન્ટ મહાશય વિલ્ડરને જોધપુરની દરબારમાં મોકલી આપ્યા હતા, તે વખતે રાજાએ તેમને ઘણા આદરપૂર્વક ગ્રહણ કર્યા હતા.

કર્યું અને અંતે મારવાડના રાજા વિજયસિંહને પદચ્યુત કરી નાંખ્યો. એક તોપના ગોળાદ્વારા સુબલસિંહનું મૃત્યુ થયું, તેથી મારવાડના રાજાની ચિર ભયમાંથી મુક્તિ થઇ. સુબલસિંહના પુત્ર અને ઉત્તરાધિકારી સાવઇસિંહ પણ રાજા ભીમસિંહ પ્રત્યે પોતાના પિતાના જેવું ત્રાસદાયક વર્તન ચલાવવા લાગ્યા. તેમણે ઇ. સ. ૧૮૦૬ માં યુદ્ધાગ્નિ પ્રજ્વલિત કરીને ધોકુલસિંહને મારવાડના સિંહાસનપર અધિષ્ઠિત કરવાનો યત્ન કર્યો હતો. નાગોર નામક સ્થાનમાં અમીરખાંએ કંપાવત લોકોના નેતા સવાઇસિંહ તથા તેમના અનુચરોને વિશ્વાસઘાત કરીને મારી નાંખ્યા. રાજા માનસિંહે પોતાને તથા પોતાના વંશજોને ભયમાંથી મુક્ત કરવાને માટે સવાઇસિંહના પુત્ર વર્તમાન સામંતને ભારે સન્માન આપ્યું અને તેમને પોતાના રાજ્યના પ્રધાન કર્મચારી બનાવ્યા. રાજા માનસિંહે સાલિમસિંહને પ્રસન્ન કરીને સંપૂર્ણ રીતે પોતાના હાથમાં લઇ લીધા છે. ચતુર સામંત સાલિમસિંહે સમય પ્રમાણે વર્તી સુગમતાથી પોતાનુ તથા પોતાના રાજ્યનું રક્ષણ કર્યું. જો તેઓ રાજા માનસિંહદ્વારા મળેલા સન્માનનો સ્વીકાર ન કરત તો તેમનું જીવન અને પોકર્ણ પ્રદેશ નષ્ટ થઈ જાત. મારો સત્કાર કરવા આવેલા પોકર્ણના સામંતના વંશનો આ સંક્ષિપ્ત ઇતિહાસ છે. એમનું વય પ્રાયઃ પાંત્રીસ વર્ષનું છે. યદ્યપિ તેમનું મુખ સુંદર નથી, તોપણ વીરોચિત અને ગંભીર ભાવ તેપર સ્પષ્ટ જણાય છે. તેમનું શરીર દીર્ઘ અને બળવાન છે, શરીરની બાંધણી સારી છે, પરંતુ મારવાડના ઈતિર સરદારોની પેઠે તેમનો વર્ણ ઉજ્વળ નથી.

પોકર્ણના સામંતના મિત્ર તથા રાજસભામાં તેમના સહયોગી નિમાજના સામંત સુરતાનસિંહના શરીરની આકૃતિ, રચના પ્રભૃતિ સાલિમસિંહથી સર્વથા ભિન્ન પ્રકારની છે. સુરતાનસિંહ ઉદાવત કુલના નેતા છે. તેઓ અરવલ્લીના સીમાતપર વસતા ચાર સહસ્ર વીરોને એકત્રિત કરવાની શક્તિ ધરાવે છે. તેમના તાબાના પ્રદેશોમા નિમાજ, રાયપુર તથા ચંદાવત સૌથી પ્રધાન છે. સુરતાનસિંહ રાજપુત જાતિના ઉત્તમ આદર્શ છે. તેમનુ શરીર દીર્ઘ અને સુંદર છે. તેમનો રંગ ગોરો, દેખાવ વીરોચિત અને તેમના મુખપર નમ્રતાની છાયા સ્પષ્ટ જણાય છે. તેઓ અતિ બુદ્ધિમાન અને સુશિક્ષિત પુરુષ છે.

સુરતાનસિંહ ભારે વિપત્તિમાં સપડાઇને મરણ પામ્યા. અને આજ પ્રકારની વિપત્તિમાંથી તેમના મિત્ર સાલિમસિંહ બચ્યા હતા. આ વિપત્તિ તેમનાપર શા કારણથી આવી પડી હતી તેનું સાંગોપાંગ વર્ણન અત્રે કરવું અશક્ય છે. માત્ર એટલુજ કહેવું પૂરતું થઇ પડશે કે સાલિમસિંહની સાથેની મિત્રતા એજ તેમનાં આ સંકટનું મૂળ હતું. તેમણે મારવાડના રાજાપર અનેક ઉપકારો કર્યા હતા. પુરવત્સારના ભયંકર યુદ્ધમાં પરાજિત થવાથી મારવાડેશ્વરે જ્યારે પોતાના હૃદયમાં કટાર મારવાનો નિશ્ચય કર્યો હતો ત્યારે આ સુરતાનસિંહેજ તેમને આત્મઘાત કરતાં અટકાવ્યા હતા, અને જે સમયે અનેક રાજ્યોની સેનાએ એકત્રિત થઈ મારવાડને ઘેરી લીધો હતો તે સમયે પણ રાજપક્ષના ચાર સામંતો પૈકી સુરતાનસિંહ એક હતા. ઇ. સ. ૧૮૦૬ માં જ્યારે ઉક્ત પ્રચંડ સેના મારવાડનો વિધ્વંસ કરીને પુષ્કળ દ્રવ્ય લૂંટી લઇ ગઇ ત્યારે તેના હાથમાંથી જે ચાર સામંતોએ દ્રવ્ય પાછું પડાવી લીધું હતું અને અસંખ્ય શત્રુઓનો વધ કર્યો હતો તેમાં સુરતાનસિંહ પણ એક હતા.* સુરતાનસિંહ મરણ પામ્યો ત્યારે સમસ્ત રાજસ્થાનમાં શોક પ્રસરી રહ્યો હતો. પોતાના વીરોચિત ગુણોને લીધેજ તેઓ સર્વત્ર પ્રશંસા પામ્યા હતા. મારા જોધપુરના પ્રવાસ પછી આઠ માસ બાદ તે મહાવીરના મરણ સમાચારસૂચક જે પત્રો મારી પાસે આવ્યા હતા તેનો અનુવાદ નીચે આપવામાં આવે છે. સુરતાનસિંહ કેવા અપૂર્વ વીરપુરુષ હતા તે આ પત્રો વાંચવાથી પાઠકો સારી પેઠે સમજી શકશે.

જોધપુર આષાઢ સુદ ૨.

(૨૮ મી જુન ઈ. સ. ૧૮૨૦)

"જ્યેષ્ઠ માસના અંતિમ દિવસે (૨૬ મી જુનના દિવસે) સૂર્યોદયથી એક ઘટિકા પૂર્વે રાજા આલિગોલ+ તથા સમસ્ત સામંતોની સેનાને અર્થાત્ એકંદર એંસી હજાર સૈનિકોને સુરતાનસિંહની ઉપર

* પાઠકોને આ વાત સ્મરણમાં હશેજ કે રાણા ભીમસિંહની પુત્રીને માટે જયપુર રાજાની સાથે મારવાડેશ્વરને ભયંકર યુદ્ધ થયું હતું.

+ ધનલોભી રોહિલા સેનાને રાજા આલિગોલ કહેવામાં આવતી હતી.

આક્રમણ કરવાની આજ્ઞા ફરમાવવામાં આવી. આ સેનાએ નગરના મધ્ય ભાગમાં આવેલા તેમના નિવાસસ્થાનને ઘેરીને ત્રણ ઘટિકા સુધી સતત તેપર ગોળીની વૃષ્ટિ કરી. ત્યાર પછી સુરતાનસિંહ પોતાના ભ્રાતા સુરસિંહ, પોતાના આપ્તો તથા પોતાના અનુચરોને લઇને હાથમાં શમશેર ગ્રહણ કરી બહાર નીકળ્યા અને પોતાના શત્રુઓપર આક્રમણ કરીને તેમને દૂર નસાડી મૂક્યા. પરંતુ પોતાના રાજાને કોણ જીતી શકે છે? રાજાની સેના પ્રચંડ હતી તેથી અંતે ઉભય ભ્રાતાઓ પોતાનું અપૂર્વ પરાક્રમ દર્શાવ્યા પશ્ચાત્ મરણ પામ્યા. નાગોજી તથા બીજા ચાલીસ વીરો આ ઉભય ભ્રાતાઓની સાથે માર્યા ગયા અને ચાલીસ વીર ઘાયલ થયા. બીજા એંસી જણ અસ્ત્રશસ્ત્રસહિત નિમાજ તરફ નાસી ગયા.* રાજાની સેનાના ચાલીસ માણસો મરણ પામ્યા અને ૧૦૦ ઘાયલ થયા, તથા વીસ નાગરિકોને આ યુદ્ધમાં હાનિ પહોંચી."

"આ સમાચાર સાંભળતાંની સાથેજ પોકર્ણના સામંત અશ્વારૂઢ થઇ નગર છોડવાને ઉદ્યત થયા. પરંતુ મહારાજાએ કોચાપુનના શિવનાથસિંહ, ભદ્રાર્જુનના સામંત તથા ઇતર સામંતોને તેમની પાસે મોકલ્યા અને તેમને આશ્વાસન આપ્યું અને તેમને પાટનગરમાંજ રહેવાની આજ્ઞા કરી. પરંતુ તેઓ પાટનગર છોડવાને અત્યંત ઉત્સુક થયા હતા. મારો ભત્રિજો અને તેના પચ્ચીસ અનુચરો આ યુદ્ધમાં માર્યા ગયા. આખું જગત્ તેમની પ્રશંસા કરે છે અને હિંદુ મુસલમાન ઉભય પ્રજા કહે છે કે તેઓ સ્વર્ગ પામ્યા છે. શિવનાથસિંહ, બખ્તાવરસિંહ, રૂપસિંહ તથા અનારસિંહે તેમની દહનક્રિયા કરી છે."§

પોતાના સન્માનની રક્ષાને માટે રાજપુતો આ પ્રકારે આત્મબલિદાન કરે છે. જ્યાં સુધી સુરતાનસિંહના શરીરમાં પ્રાણ રહ્યા હતા ત્યાં સુધી તેમનો કોઇ પણ અનુચર શત્રુઓને તાબે થયો નહોતો અને જેઓ નાશી ગયા હતા તેઓ કેવળ ઉદાવત લોકોના બાલ અધીશ્વર સુરતાનસિંહના પુત્રની રક્ષા કરવાને માટેજ જીવંત રહ્યા હતા.

---

* એમણે કેટલાક માસ પર્યંત નિમાજ પ્રદેશની અત્યંત વીરતાપૂર્વક રક્ષા કરી હતી.

§ અનારસિંહેજ આ પત્ર લખ્યો છે. એમણે પોતાના અધીશ્વરની રક્ષાને માટે પોતાની સર્વ સંપત્તિ વેચી નાંખી હતી. અને પોતાની સ્રીના અલંકારો સુદ્ધાં વેચી નાંખ્યા હતા. અને અંતે તેઓ પોતાના પ્રાણની રક્ષાને માટે ગુપ્ત રીતે વિદેશમાં ચાલ્યા ગયા હતા.



# अध्याय २५ मो.

રાજધાની જોધપુર-રાજા માનસિંહે કરેલો સત્કાર-રાજા માનસિંહનું ચરિત્ર-તેનો ઇતિહાસ-રાજા ભીમસિંહનું મૃત્યુ-મારવાડનો પ્રધાન પુરોહિત દેવનાથ-તેની હત્યા-તે પછી બનેલી ઘટના-રાજા વિરૂદ્ધ ષડ્યંત્ર-ધૌકલસિંહે મારવાડના સિંહાસનપર કરેલો દાવો-રાજાની ખરી વા ખોટી ઉન્મત્તતા-તેના કુમારને થયેલી રાજ્યપ્રાપ્તિ-રાજા માનસિંહે પુનઃ લીધેલો રાજ્યભાર-પ્રાચીન રાજધાની મંદોર તરફ ગમન-રાઠોડ લોકોનાં સ્મારક મંદિરો-મંદિરની મોટી હવેલીઓ-નગર પ્રાકાર-પ્રાસાદનો ધ્વંસાવશેષ-જયતોરણ-થાનાપીરનું થાન-પુસકુંડની ખીણ-પર્વતપર કોતરેલી પ્રતિમા-મંદોરનું વન-એક સંન્યાસી-રાજ મહાલયમાં ઉત્સવ-અંગ્રેજ દૂતની સાથે રાજાની મુલાકાત-જોધપુરનો ત્યાગ.



લુણી નદી પાર ઉતર્યા પછી અમે રેતાળ મેદાનમાં પહોંચ્યા. ધીમે ધીમે રેતીનું પ્રમાણ વધતું ગયું. જેમ જેમ અમે મરૂભૂમિની રાજધાનીની નિકટ જતા હતા તેમ તેમ રેતાળ ભૂમિ વધુ અને વધુ કષ્ટદાયક થતી ગઇ. કિંતુ અમારા અનુચરો આ ભૂમિમાં પણ ગંગાતટના સપાટ પ્રદેશમાં ચાલતા હોય તેમ શીઘ્રતાથી ચાલી શકે છે. મારવાડી લોકો પણ આ રેતાળ પ્રદેશમાં જરા પણ કષ્ટ પામ્યા વિના સુગમતા અને શીઘ્રતાથી ચાલી શકે છે. રાજા જોધનું નગર કેવું છે તે કઠિન વર્ણન વાંચ્યા શિવાય કલ્પનાદ્વારા પણ પાઠકો જાણી શકશે. આ દુર્ગ ઉચ્ચ ભૂમિમાં આવેલો છે તેથી તેની આસપાસની ભૂમિથી તે નોખોજ પડી જાય છે. જે સ્થાનપર ઉક્ત દુર્ગ સ્થિત છે, તે આસપાસના પ્રદેશથી ત્રણસો ફીટ કરતાં અધિક ઉંચું નથી, તેથી તેને પર્વતદુર્ગ કહી શકાતો નથી. પરંતુ મરૂભૂમિમાં આટલી ઉચ્ચ ભૂમિ એ પણ એક વિચિત્ર દ્રશ્યજ ગણી શકાય. એની લંબાઇ સાડાબાર કોશની છે અને મારા અનુમાન પ્રમાણે એની પહોળાઇ એક કોશથી અધિક નથી. નગર દક્ષિણ ભાગમાં ઉચ્ચ સ્થાનપર આવેલું છે. ઉત્તર ભાગમાં ઉચ્ચ ભૂમિપર રાજમહાલય આવેલો છે અને તેની ઉંચાઇ ૩૦૦ ફીટની છે. આ સ્થાન સર્વ બાજુથી ઢોળાવવાળું છે. ઇ. સ. ૧૮૦૬ માં આ સ્થાનપર તોપના ગોળાની વૃષ્ટિ થઇ હતી તેથી ભગ્ન થઇને હાલ તેની ઉંચાઇ માત્ર ૧૨૦ ફીટની રહી છે. આ કોટની સાથે અસંખ્ય મહાલયો આવેલા છે અને વચ્ચે વચ્ચે અગણિત ચોખંડા બુરજો છે. આ રીતે ચાર કોસનો વ્યાસ દ્રઢ રીતે સુરક્ષિત છે. નીચેથી જે માર્ગ ઉપર ગયો છે તે વક્ર અને સાત કોટ તથા અનેક દ્વારોથી ઘેરાયેલો છે. પ્રત્યેક કોટના દ્વારપર ત્રણ ત્રણ સિપાઇઓ રક્ષા કરવાને માટે સ્થિત હોય છે. આ માર્ગની પાસે બે સરોવરો આવેલાં છે. એક સરોવરનું નામ "રાણી સરોવર" છે અને બીજાનું નામ "ગુલાબ સાગર" છે. "રાણી સરોવર" પશ્ચિમ તરફ આવેલું છે અને "ગુલાબ સાગર" દક્ષિણ તરફ છે. દુર્ગના સૈનિકો પોતાના વપરાશનું પાણી "ગુલાબ સાગર" માંથી લાવે છે. વળી ત્યાં એક કુંડ પણ છે. આ કુંડ પર્વતમાંથી કોતરી કાઢવામાં આવ્યો છે અને તે નેવુ ફીટ ઉંડો છે. ઉપર્યુક્ત ઉભય સરોવરમાંથી જલ લાવીને આ કુંડ ભરવામાં આવ્યો છે. યદ્યપિ નગરની અંદરના ભાગમાં ઘણા કૂપો છે, પરંતુ તેમાંનું જલ શુદ્ધ નથી. નગરનો અંદરનો ભાગ

અગણિત મહાલયો અને નાનાં મોટાં મકાનોથી પરમ રમણીય દેખાય છે. પ્રત્યેક રાજાનો મહાલય તેની રૂચિનો પરિચય કરાવી રહ્યો છે. મહાલયો એકથી એક અધિક સુંદર દેખાય છે. રાજધાનીની પશ્ચિમ તરફનો ત્રણ કોસ સુધીનો કોટ સર્વથા અભેદ્ય છે અને તેના બુરજોપર પાઇકિલા નામની તોપો ગોઠવેલી છે. રાજધાનીમાં પ્રવેશ કરવાને માટે સાત સિંહદ્વારો છે. બહારના જે સ્થળે જે દ્વારમાં થઇને જવાય છે તે સ્થળનાં નામ અનુસારજ તે દ્વારનું નામ પાડવામાં આવેલું હોય છે. રાજમાર્ગ અતિ સુંદર છે અને તેની બન્ને બાજુએ પાષાણનાં મનોહર પગથીઆં વિરાજમાન છે. એમ કહેવાય છે કે કેટલાંક વર્ષો પૂર્વે આ નગરમાં ૨૦૦૦૦ કુટુંબો અર્થાત્ ૮૦૦૦૦ માણસોની વસ્તી હતી. વર્તમાન સમયમાં આ સંખ્યા કરતાં ઘણાં વધારે મનુષ્યોની વસ્તી છે. નગરનિવાસીઓને માટે ગુલાબસાગર એ પ્રધાન વિશ્રામસ્થાન છે. સર્વ લોકો તેના તટપર તથા નિકટનાં ઉપવનોમાં વિહાર કરી આનંદનો ઉપભોગ લે છે. આ ઉપવનોમાં એક એવું ચમત્કારિક ફળ ઉત્પન્ન થાય છે કે જે કાબુલના અનાર કરતાં પણ શ્રેષ્ઠ છે. કાબુલના અનારને બેદાના કહેવામાં આવે છે એ સ્પષ્ટ અન્યાય છે, કારણ કે તેમાં 'દાના' (દાણા) થાય છે, પરંતુ અહીંઆંનાં આ ફળનાં બીજ તો એટલાં નાનાં થાય છે કે તે બિલકુલ થતાંજ નથી એમ કહીશું તોપણ ચાલશે. "કાગલિકા બાગ" અર્થાત્ "દાડમનાં ઉપવન" માં થતાં આ ફળો એવાં મનોહર અને સ્વાદિષ્ટ હોય છે કે તેને ઉપહાર તરિકે ભારતના અનેક સ્થળોમાં મોકલવામાં આવે છે. આ ફળના ઉત્તમ રસને કવિઓ અમૃતની ઉપમા આપે છે.

ચોથી તારિખે મહારાજા સાહેબે બીજા સિંહદ્વાર સુધી આવી મને યથાર્થ સન્માન આપ્યું અને પ્રેમપૂર્વક કુશળતાના સમાચાર પૂછ્યા. પછી તેઓ પ્રચલિત પ્રથા અનુસાર રાજમહાલયમાં ચાલ્યા ગયા. ત્યાં જઇને તેમણે મારા મુકામને માટે વ્યવસ્થા કરવાની આજ્ઞા કરી. વ્યવસ્થા થઇ રહી ત્યાં સુધી મારે માર્ગમાં થોભવું પડયું. અને પછી શ્રેણીબદ્ધ ઉભા રહેલા રાજાના આપ્તો વગેરે રાજવંશીઓની વચ્ચે થઇને હું આગળ ચાલ્યો. મેં અહીંઆં જેવાં પ્રકાશિત દ્રશ્યો જોયાં તેવાં ઐશ્વર્ય તથા આડંબરયુક્ત દ્રશ્યો જોવાની મેં આશા રાખી નહોતી. મેવાડના રાણાના જેવી સાદાઈ અહીંઆં દ્રષ્ટિગોચર થતી નહોતી. મેવાડના રાણાની સાદાઇથી સર્વથા વિપરીત વ્યવહારજ અહીંઆં દ્રગ્ગોચર થતો હતો. રાઠોડ લોકોએ દીર્ઘ કાળ પર્યંત "જગતના અધિરાજના દક્ષિણ હસ્ત સ્વરૂપ" રહી રાજ્ય કર્યું હતું, તેથી અહીંઆં દીલ્લીના પાદશાહનું અનુકરણ જોવામાં આવતું હતું. સુવર્ણ અને ચાંદીની છડી વગેરે રાજચિન્હોથી યુક્ત એવા ચોબદારોએ "રાજરાજેશ્વર" શબ્દનો ઉચ્ચાર કરી મારા કાન બહેરા કરી નાંખ્યા. અંતે અમે મૌન અને નિઃસ્તબ્ધ ભાવથી ઉભેલા વીરોથી ભરેલા અનેક ઓરડાઓનું અતિક્રમણ કરીને રાજસભામાં ગયા.

મારવાડના અધીશ્વર સિંહાસનપરથી ઉઠી ઉભા થયા અને તેમણે મને સન્માનપૂર્વક ગ્રહણ કર્યો. આ દિવાનખાનું અતિ વિસ્તૃત અને એક સહસ્ર સ્તંભોથી શોભિત છે, તેથી તેને "સહસ્ર સ્તંભ કક્ષ" કહેવામાં આવે છે. સ્તંભો જેટલા સુંદર છે તેથી મજબુત અધિક છે. સર્વ સ્તંભો બાર બાર ફીટના અંતરપર શ્રેણીબદ્ધ આવી રહ્યા છે. છત ઘણી ઉંચી નથી. સભાગૃહની વચ્ચે એક વેદી ઉપર રાજસિંહાસન સ્થિત છે અને તેની ઉપર ચાંદીના સ્તંભોના આશ્રયે સુવર્ણના વેલ બુટ્ટાવાળો એક ચંદરવો ઝુલી રહ્યો છે. રાજાના જમણા અને ડાબા હાથપર નિમાજના ઉભય સામંતો બેઠા હતા. યદ્યપિ ઉક્ત ઉભય સામંતોને મહારાજાથી ઉચ્ચ સન્માન મળ્યું હતું તોપણ જો તેઓ જાણત કે અમને વિપત્તિમાં નાંખવાને માટેજ રાજાએ બહારથી અધિક સન્માન આપ્યું છે તો તેઓ કદિ પણ પ્રસન્નતાપૂર્વક બેસત નહિ. ઇતર કેટલાક સામંતો અને અન્યાન્ય રાજકર્મચારીઓ ચારે તરફ બેઠા હતા. તેમનાં નામો લખવાની અવશ્યકતા નથી. વકીલ વિષ્ણુરામે રાજાની સન્મુખ અને મારી નિકટ આસન લીધું. અનેક વિષયોપર વાર્તાલાપ ચાલ્યો. મારવાડેશ્વરે હિંદી ભાષાપર અચ્છો કાબુ દર્શાવ્યો. દિલ્લીના પાદશાહની સભામાં જેટલા સામંતો રહેતા હતા તેમાંથી કોઇ પણ એમના જેવી શુદ્ધ હિંદી ભાષા બોલી શકતો નહોતો. રાજાનું શરીર અતિ ઉંચું પણ નહોતું અને અતિ નીચું પણ નહોતું. તેમનું વદન અતિ ગંભીર દેખાતું હતું અને તેમની પ્રકૃતિ અસરલ જણાતી હતી. યદ્યપિ એમની કાંતિ રાજા તથા વીર પુરૂષના જેવીજ

છે, પરંતુ મેવાડના મહારાણામાં જે સ્વાભાવિક મહત્વ અને સરલતા છે તેનો આ મહા રાજામાં અભાવ છે. રાજા માનસિંહનાં સર્વે અંગો અત્યંત મનોહર છે, તેમનાં નેત્રો ચપળ અને તેમનો સ્વભાવ કેટલેક અંશે ચંચળ જણાય છે, એમને દીર્ઘ કાળ પર્યંત બંદીવાન તરિકે કારાગૃહમાં રહેવું પડયું હતું અને તેઓ ઉન્મત્તપ્રાય બની ગયા હતા. કદાચિત્ આ કારણથીજ તેમની પ્રકૃતિ ચંચળ થઇ ગઇ હોય એ સંભવિત છે.

મહારાજા માનસિંહે સર્વ દેશ અને સર્વ કાળમાં પોતાના માનની રક્ષા કરી હતી, પરંતુ તેઓ ઘોર સંકટમાં પડેલા હોવાથી તેમનું હૃદય કિંચિત્ કઠોર થઇ ગયું હતું, અને મનની વાત ગુપ્ત રાખવામાં તેઓ કુશળ થયા હતા. યદ્યપિ તેઓ વાઘના જેવી ક્રૂરતા પ્રદર્શિત કરતા નહોતા, પરંતુ તે પશુની ધૂર્તતા તેમણે પ્રાપ્ત કરી લીધી હતી. થોડો વખત થયાંજ મહારાજા કારાગૃહમાંથી મુક્ત થયા હતા અને તેમના મનમાં નમ્રતા, સંતોષ તથા આનંદ પ્રત્યે તિરસ્કાર દ્રઢીભૂત થઈ ગયો હતો. તેઓ પોતાના તાબાના અગણિત મનુષ્યો ( કે જેઓ તેમના અનુગ્રહથી સન્માન તથા સુખ ભોગવતા હતા ) નો એકદમ વિધ્વંસ કરવાને માટે પોતાના મનમાં યુક્તિઓ રચ્યા કરતા હતા. કોઇ કોઇ વખત તેમનો યથાર્થ સ્વભાવ પ્રકટ થઇ જતો હતો. તેમણે જે જે માણસોની પાયમાલી કરી હતી તેમાં સુરતાન નામક એક સામંત પણ હતો. આ માણસ નિમાજનો સરદાર હતો.

સર્વ દેશોના રાજવંશોની પેઠે રાઠોડ લોકો પણ પોતાની ઉત્પત્તિ દેવ વંશમાંથી થયેલી જણાવે છે. નિશ્ચયપૂર્વક અમારા જાણવામાં આવ્યું છે કે પાંચમી શતાબ્દીમાં કનોજમાં રાઠોડ લોકો રાજ્ય કરતા હતા. આ લોકો ત્યાં ઇસ્વીસનનો આરંભ થયો તે પૂર્વેથી રાજ્ય કરતા આવ્યા હતા. રાઠોડ લોકોને ઉચ્ચ કુલમાં ઉત્પન્ન થયેલા જણાવવાને માટે ભાટ અથવા ચારણના કાવ્યની કાંઇ જરૂર નથી. કારણકે રાઠોડોનાં પરાક્રમ, વીરત્વ, પ્રતાપ, પ્રભુત્વ, એ સર્વ ઇતિહાસનાં પૃષ્ઠોમાં સુવર્ણાક્ષરથી અંકિત છે અને તે કદિ પણ લુપ્ત થનાર નથી. રાજવાડાના રાઠોડોએ રાજકુલોમાં કયે સ્થળે આસન પ્રાપ્ત કર્યું હતું તે કહી શકાય એમ નથી, તોપણ હું એટલું તો કહી શકું છું કે તેમણે ચૌહાણોના જેટલો યશ પ્રાપ્ત કર્યો છે. મારવાડના આદ્ય રાઠોડરાજ શિયોજી તથા તેમના વંશજો ચંડ, જોધ, તથા માનસિંહનું વીરત્વ અવશ્ય ચિરસ્મરણીય રહેશે.

અંતે રાણાના હાથથી અત્તર તથા પાન ગ્રહણ કરી મેં તેમને પ્રણામ કર્યા અને પછી પ્રચલિત નિયમ પ્રમાણે તેમની સમક્ષજ માથે ટોપી મૂકી. સર્વ દેશી રાજસભાઓમાં મસ્તકપર પાઘડી રાખી ઉઘાડે પગે બેસવાનો રિવાજ છે. સાધારણ લોકોને બેસવાને માટે એક અતિ વિશાળ ગાલીચો બિછાવવામાં આવ્યો હતો અને તેની ઉપર સફેદ ચાદર પાથરવામાં આવી હતી. તેની ઉપર જોડા સાથે બેસવું એ અવશ્ય મોટો અશિષ્ટાચાર ગણાય છે. દ્વાર આગળ જોડા કાઢીને અંદર આવવું પડે છે. પરંતુ મોજાં સાથે તે ઉત્તમ આસનપર બેસવું અપમાનકારક ગણાતું નથી. મહારાજાએ મને સજ્જ કરેલી સ્વારી, અશ્વ, માળા, તથા સોનેરી અને રૂપેરી કામવાળાં વસ્ત્રો ઉપહાર તરિકે આપ્યાં. મારી સાથે જેટલા સદ્‌ગૃહસ્થો હતા તે સર્વને મહારાજાએ તેમના માન તથા તેમની મર્યાદા પ્રમાણે ઉપહાર આપ્યા.

રાજ્યપ્રબંધ ઉત્તમ કરવાને માટે મેં છઠ્ઠી તારિખે બેવાર મહારાજાની મુલાકાત લીધી. કેટલાક કલાકો સુધી અમે સતત વાર્તાલાપ કર્યો. આ સમયે અમારી પાસે મહારાજાના એક વિશેષ વિશ્વાસુ કર્મચારી શિવાય બીજું કોઇ પણ માણસ નહોતું. વાતચીત કરવાથી મને સારી પેઠે જણાયું કે મહારાજા એક અતિ બુદ્ધિમાન પુરુષ છે, અને તેઓ માત્ર પોતાના દેશનોજ નહિ, પરંતુ સમસ્ત ભારતવર્ષનો ઇતિહાસ સારી રીતે જાણે છે. મહારાજા એક સુશિક્ષિત પુરુષ છે. વાર્તાલાપ કરતી વખતે મહારાજાએ અનેક વિષયોનું પોતાનું જ્ઞાન પ્રદર્શિત કર્યું. મહારાજાએ પોતાના વંશનાં ઐતિહાસિક પુસ્તકનો જે અનુવાદ મને આપ્યો હતો તે હાલમાં રૉયલ એશિયાટિક સોસાયટીના પુસ્તકાલયમાં વિદ્યમાન છે. તેમણે પોતાના સમયની ઐતિહાસિક ઘટનાઓ વિશેષ આગ્રહપૂર્વક કહી. વળી જ્યારે તેમના ગુરૂ ( આ માત્ર તેમના ગુરૂજ નહોતા, પરંતુ મંત્રી અને મિત્ર પણ હતા. ) માર્યા ગયા તે વખતે તેમણે પોતાનો રાજ્યભાર પોતાના પુત્રને સોંપી આત્મરક્ષાને માટે જે જે ઉપાયો કર્યા હતા તે સર્વ એક પછી એક તેમણે

મને કહી સંભળાવ્યા. આ સર્વ ઘટનાઓ મર્મની જાળમાં ગુંથાયેલી છે અને એ મર્મજાળ ભેદવાને માટે મહારાજા શિવાય બીજું કોઈપણ માણસ સમર્થ નથી. હવે આપણે વીર સુરતાનનું જીવન શા માટે નષ્ટ કરવામાં આવ્યું હતું તે જાણવાનો પ્રયાસ કરીશું, જેથી ઉપર્યુક્ત ઘટનાઓનો મર્મ પણ કાંઇક અંશે સમજાશે.

અભયસિંહે પોતાના પિતા અજીતસિંહનું જીવન નષ્ટ કર્યું હતું. આ મહપાપથીજ મારવાડના અને તેની બહારના બે ત્રણ પુરૂષોના સર્વસ્વનો નાશ થયો હતો. પાપીને ઉચિત દંડ આપવાને માટેજ જાણે જગદીશ્વરે મારવાડની શોચનીય દશા બનાવી દીધી હોય એમ લાગતું હતું. જે મહા તેજસ્વી વીર અજીતસિંહે મહાન વીરતાથી પાદશાહ ઔરંગઝેબના કરાલ ગ્રાસમાંથી પોતાના પૂર્વજોના રાજ્યનો ઉદ્ધાર કર્યો હતો તેમના જ્યેષ્ઠ પુત્ર અભયસિંહે રાજમુકુટ ધારણ કરવાને માટે પોતાના પિતાના સ્વર્ગારોહણની રાહ જોઈ નહિ, પરંતુ નરપિશાચની પેઠે અધૈર્યે વશ થઈ પોતાના અપવિત્ર હાથથી પોતાના જન્મદાતાનો જીવનદીપ બુઝવી નાંખ્યો. એમ કહેવાય છે કે દિલ્લીના પાદશાહે અભયસિંહને ગુજરાતની સુબાગીરી આપવાની લાલચ બતાવી, તેને આ મહા પાતકના ઉંડા કૂપમાં નાંખ્યો હતો. અભયસિંહના નાના ભાઈ ભક્તસિંહને રાજાની ઉપાધિ સહિત નાગર પ્રદેશ પ્રાપ્ત થયો. અભયસિંહે ઉક્ત પ્રદેશ પોતાના ભ્રાતાને સમર્પણ કર્યો. કિંતુ સમય બદલાતાં તેમનાજ ઉત્તરાધિકારીઓએ ભયાનક યુદ્ધાગ્નિ પ્રજવલિત કરી રેતાળ મરૂભૂમિમાં લોહીની નદી વહેવરાવી હતી. રાજવાડાની સામંતપ્રણાલિનું આ વિષમય ફળ છે. આ પ્રણાલી એક પક્ષમાં જેવી ઉપકારક છે, તેવી બીજા પક્ષમાં અહિતાવહ છે.

આ પ્રકારના રાજકીય વિપ્લવના સમયમાં જેટલી વિપત્તિઓની સંભાવના હતી તે સર્વ વિપત્તિઓ રાજા માનસિંહને ભોગવવી પડી હતી. જે સમયે તેઓ ઝાલામંદમાં પોતાના રાજાના આક્રમણથી બચવાને માટે પ્રયાસ કરતા હતા તે સમયે એક અણધારી ઘટનાથી તેઓ સંકટમાંથી ઉગર્યા એટલુંજ નહિ, પરંતુ રાજસિંહસાન પામ્યા. રાજા ભીમસિંહે સાક્ષાત્ નરપિશાચનું સ્વરૂપ ધારણ કરી મારવાડના રાજવંશની પ્રત્યેક શાખાના મનુષ્યોનો વધ કર્યો અને તે અવશિષ્ટ રહેલા માનસિંહને મારવાની પુષ્કળ ચેષ્ટા કરવા લાગ્યો. ભીમસિંહના આ પૈશાચિક અને અત્યંત દારૂણ કાર્યથી મારવાડમાં પ્રબળ યુદ્ધાગ્નિ પ્રદીપ્ત થયો. આ વખતે માનસિંહની દુર્દશાની પરાકાષ્ઠા થઇ હતી. જે દિવસે તે નિરૂપાય બની પોતાનું જીવન તથા ઝાલોર પ્રદેશ પોતાના શત્રુના હાથમાં સમર્પણ કરવાને તૈયાર થયો તે દિવસે આ ઘોર વિપત્તિમાંથી તે મુક્ત થયો. તેમણે મારી સાથે વાતચીત કરતાં મને જણાવ્યું હતું કે "રાઠોડ જાતિના પ્રધાન ગુરૂ–મારવાડના મુખ્ય ધર્માધ્યક્ષની કૃપાથીજ મારૂં રક્ષણ થયું હતું." ઉક્ત ગુરૂવર્ય નાથજીના નામથી લોકોમાં વિખ્યાત હતા અને તેમનું મૂળ નામ દેવનાથ હતું. આ પૂજનીય તથા કૃપાળુ ગુરૂએ નિઃસ્વાર્થ ભાવે માનસિંહના જીવનની રક્ષા કરી હતી. આ વાત સર્વ લોકો સ્વીકારે છે કે જો તેમણે માનસિંહના જીવનની રક્ષા ન કરી હોત તો ભીમસિંહનો મનોરથ સફળ થયા વિના રહેત નહિ. મારવાડના પાષાણહૃદય રાજા ભીમસિંહના હાથમાં જીવન સમર્પણ કરી ઘોર કષ્ટ ભોગવવાનો પ્રસંગ પ્રાપ્ત કરવાને બદલે જ્યારે માનસિંહ આત્મહત્યા કરવાને ઉદ્યત થયો ત્યારે ઉક્ત ધર્માધ્યક્ષે તેને જણાવ્યું કે "આપની જન્મપત્રિકામાં આત્મઘાતનો કોઇ પણ યોગ નથી. માટે અંતે તમારોજ વિજય થશે." આ પ્રકારના ભવિષ્યવેત્તાઓ સાધારણ રીતે રાજાઓનું ભયંકર અનિષ્ટ કરે છે, કારણકે તેઓ પોતાનાં વેણ સત્ય કરવાને માટે અનુચિત ઉપાયોનું અવલંબન કરતાં પણ ડરતા નથી. એમ કહેવાય છે કે ઉક્ત ધર્માધ્યક્ષે રાજા ભીમસિંહનું મૃત્યુ આણવાને માટે ઉપાસના કરી હતી અને તેણે પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે વિષપ્રયોગ આવશ્યક માન્યો હતો. ઉક્ત ઉપાસના અને હલાહલ વિષદ્વારા મારવાડના રાજા ભીમસિંહનું મૃત્યુ થયું અને માનસિંહ સિંહાસનપર આરૂઢ થયો. દેવનાથે માનસિંહપર જે ઉપકાર કર્યો તે માટે તેણે તેને પરમ સન્માન અને પુષ્કળ ભૂમિ દાન કરી અને તે અદ્યાપિ પોતાને દેવનાથનો ઋણી માને છે. ઉક્ત બ્રાહ્મણે જ્યારે પવિત્ર મંત્રનું ઉચ્ચારણ કરી રાજવેશ ધારણ કર્યો અને માનસિંહનું મંત્રીપદ સ્વીકાર્યું તે સમયે માનસિંહે પોતાના સિંહાસનને પણ પવિત્ર બનેલું માન્યું. ઉક્ત ધર્માધ્યક્ષે જ્યારે આશીર્વચનો સહિત માનસિંહના ગળામાં જયમાળા પહેરાવી તે સમયે રાજા હાથ જોડીને તેમની સામા

ઉભા રહ્યા હતા. તેમણે પોતાના આ ગુરૂને રાજ્યના પ્રત્યેક ભાગમાં એટલી બધી ભૂમિ અર્પણ કરી છે કે તે જે દેવાલયનો મુખ્ય ધર્માધ્યક્ષ છે તેની ઉપજ મારવાડના શ્રેષ્ઠતમ સામંત કરતાં ઘણી અધિક છે. અને તેની ઉપજ સમસ્ત મારવાડની ઉપજનો દશમો ભાગ છે. અનેક વર્ષો સુધી દેવનાથે માનસિંહને પોતાની મુઠીમાં રાખ્યો અને તે જીવ્યો ત્યાંસુધીમાં તેણે રાજકોષમાંથી પુષ્કળ દ્રવ્ય લઇને ૮૪ મંદિરો તથા તેની સાથે એક એક ધર્મશાળા બંધાવી દીધી. ધર્મશાળાઓમાં તેના શિષ્યો સુખ અને સ્વચ્છંદતાપૂર્વક નિવાસ કરે છે અને લોકો પાસેથી દ્રવ્ય કઢાવી પોતાનો નિર્વાહ કરે છે. ઇંગ્લાંડના વુલ્સીની પેઠે મરૂ ભૂમિનો આ દેવનાથ સદા પોતાની શક્તિનો એવો ઉપયોગ કરતો હતો કે હતબુદ્ધિ માનસિંહ શિવાય સર્વ લોકો તેના શત્રુ બની ગયા હતા. બીજા એક મંત્રીની સાથે દેવનાથને બાઢ મિત્રતા હતી અને તે ઉભય રાજાને હસ્તગત કરીને મારવાડનું શાસન સ્વચ્છંદતા પૂર્વક ચલાવતા હતા. ધર્મયાજકો જો પોતાની નિયત મર્યાદા મૂકીને કામ કરે તો ધર્મના નામને સહેજ કલંક લાગી જાય એમાં શો શક છે? આ ગર્વિત યાજકદ્વારા મારવાડના ઉચ્છૃંખલ પ્રકૃતિના સામંતો એટલા અપમાનિત, લુપ્તપ્રાય અને હતગૌરવ થયા હતા કે તેમણે નરહત્યાને અતિ સામાન્ય કાર્ય માન્યું હતું.

વિખ્યાત ઇતિહાસવેત્તા ગિબને સામોસાટના પૉલના સંબંધમાં નિમ્નલિખિત જે વચનો ઉચ્ચાર્યાં હતાં તે મારવાડના દેવનાથના સંબંધમાં બરાબર રીતે લાગુ પડે છે. "તેના ધર્માધ્યક્ષ પદની શક્તિ કેવળ અર્થસંગ્રહ અને લુટફાટ કરવાનાજ ઉપયોગમાં આવે છે. શ્રદ્ધાળુ શ્રીમંત લોકોની પાસેથી તેઓ બળપૂર્વક દ્રવ્ય કઢાવે છે અને તેઓ રાજ્યનું પુષ્કળ દ્રવ્ય પોતાના કામમાં વાપરે છે. તેનું દિવાનખાનું અને તેનું આસન, તેનો આડંબર અને તેનુ ઐશ્વર્ય, જનસમાજ તરફથી નમ્રભાવે તેને વારંવાર કરવામાં આવતી પ્રાર્થના અને તેની પ્રવૃત્તિ, આ સર્વ ઉપરથી તે એક ધર્માધ્યક્ષને બદલે એક મોટો રાજકર્મચારી જેવો દેખાતો હતો." કિંતુ દેવનાથનો ગર્વ અંતે છિન્નભિન્ન થઇ ગયો. દેવનાથની સત્તા બહુ જામી ગઇ હતી અને તેણે મારવાડનું પુષ્કળ દ્રવ્ય હસ્તગત કરી લીધું હતું. સર્વે સામંતોની પાસેના અનુચરોની જેટલી સંખ્યા હતી તેટલી સંખ્યા એકલા દેવનાથના અનુચરોની હતી. મારવાડેશ્વર જે રાજચિન્હધારી અંગરક્ષકોની સાથે બહાર નીકળતા હતા તેજ માણસો કોઇ કોઇ વખત દેવનાથની સાથે પણ જતા હતા. જે સમયે અભિમાની રાજપુતો હાથ જોડી દેવનાથની સન્મુખ ખડા રહેતા હતા તે વખતે તેમને લાગતું હતું કે "અમે રાજાના પણ રાજાની સન્મુખ ઉભા છીએ. અમે એક અત્યાચારી અને મિથ્યાભિમાની ધર્માચાર્યના આગળ ઉભા રહ્યા છીએ. અમે એક એવા માણસની આગળ ઉભા છીએ કે જે ધર્મનાં બહાનાં હેઠળ લોકોની પાસે પૈસા કઢાવે છે અને આત્મગૌરવ તથા સુખ અને વૈભવની વૃદ્ધિ કરે જાય છે." દેવનાથે રાજપુતોને દબાવી દીધા હતા અને તેમની ઉપજ ઘટાડી દીધી હતી. આ વાત પણ રાજપૂતોના મનમાં પુષ્કળ સાલતી હતી. આથી અપમાનિત થએલા સર્વસામંતો શીઘ્ર દેવનાથપર વૈર લેવાને ઉદ્યત થયા. તેઓ બ્રાહ્મણના રક્તથી પોતાની તલવાર રંગવાને ખુશી નહોતા. પરંતુ ઇશ્વરે એક એવો સંયોગ આણ્યો કે જેથી તેમનો મહાન શત્રુ નાશ પામ્યો. દયાનું નામ પણ નહિ જાણનાર લોકોના નેતા અમીરખાંદ્વારા રાજપુતોનો મનોરથ સિદ્ધ થયો. અમીરખાંના માણસે પોતાની તલવારથી દેવનાથનો અંત આણ્યો. એમ કહેવાય છે કે આ કાર્યમાં રાજા માનસિંહનો પણ ગુપ્ત રીતે હાથ હતો. જોકે તેમણે દેવનાથનો ધ્વંસ કરવાની આજ્ઞા કરી નહોતી, કિંવા તે કાર્યમાં અનુમતિ પણ આપી નહોતી, તોપણ તેમણે તેનો વધ થતો અટકાવવાની કિંચિત્ પણ ચેષ્ટા કરી નહોતી.

આ ભેદભરેલી વાર્તા માત્ર બેજ માણસો જાણે છે. એક રાજા માનસિંહ અને બીજો અમીરખાં—

અપૂર્વ વૈભવશાલી ધર્માધ્યક્ષનું મરણ થયા પશ્ચાત્ મારવાડની દુર્દશાનો આરંભ થયો. કેવા દારૂણ વિશ્વાસઘાતથી નિમાજના સામંત અને તેના કુટુંબીઓને મારી નાંખવામાં આવ્યા તથા રાજસ્થાનની પ્રફુલ્લિત કમલિની કૃષ્ણાકુમારીનું નવ યૌવન કેવી રીતે કરમાઇ ગયું તેનું વર્ણન પાછળ કરવામાં આવ્યું છે. હું ઝાલામંદથી રાજધાની તરફ ગયો ત્યારે જે સુરતાનસિંહ મારો સત્કાર કરવાને સામા આવ્યા હતા તેમનાપર પાછળથી જે આક્રમણ કરવામાં આવ્યું હતું તેનું બીજારોપણ દેવનાથના વધપ્રસંગે જ થયું હતું. રાજાએ સુરતાનસિંહનું જીવન નષ્ટ કર્યું એટલુંજ નહિ, પરંતુ તે હાલમાં પ્રથમ શ્રેણીના

શક્તિશાલી સામંતોમાંથી કેટલાકનો વધ અને કેટલાકને હદપાર કરી રહ્યો છે. આ સર્વ ઘટનાઓનું વર્ણન કરવામાં આવતાં તે અત્યંત નીરસ જણાશે. પરંતુ અમે તેમાંની કેટલીક મુખ્ય વાતોનું વર્ણન કરવું આવશ્યક માનીએ છીએ. આથી પાઠકોને રાજા માનસિંહના (કે જે હાલમાં બ્રિટિશ સરકારનો મિત્ર છે) ક્રૂર સ્વભાવનો પૂર્ણ પરિચય થશે.

સંવત્ ૧૮૬૦ (ઇ. સ. ૧૮૦૪) ના માર્ગશીર્ષ માસના શુક્લપક્ષની પંચમીને દિવસે માનસિંહ ઝાલોરથી જોધપુરમાં આવીને અભિષિક્ત થયા. રાજા માનસિંહની પૂર્વેના રાજા ભીમસિંહ એક ગર્ભવતી રાણી મૂકીને મરણ પામ્યા હતા. પોતાના પતિનો પરલોકવાસ થયા પછી તે ગર્ભવતી રાણીએ પોતાની ખરી સ્થિતિ ગુપ્ત રાખી. યથા સમયે તેને એક પુત્ર ઉત્પન્ન થયો. રાણીએ તે બાળકને એક છાબડીમાં મૂકીને પોકર્ણના સામંત સવાઇસિંહની પાસે મોકલી દીધો. ઉક્ત સામંતે બે વર્ષ પર્યંત ઉક્ત બાળકને ગુપ્ત રાખ્યો. પછી તેણે આ વાત મારવાડના સર્વ સામંતોને જણાવી અને સર્વની સમ્મતિથી રાજાને પણ આ વાત જણાવીને કહ્યું કે "મારવાડની ગાદીનો ખરો વારસ આ બાળક ધૌકુલસિંહજ છે. માટે હાલમાં એના નિર્વાહને માટે નાગોર તથા તેના તાબાનો પ્રદેશ આપો." રાજા માનસિંહે પ્રત્યુત્તર આપ્યો કે "જો એની માતા એને ખરેખર ભીમસિંહનાજ વીર્યથી ઉત્પન્ન થયેલો સિદ્ધ કરશે તો હું આ માગણી સ્વીકારીશ." પરંતુ રાણીએ તે બાળકને પોતાના પુત્ર તરિકે સ્વીકાર્યો નહિ પ્રાણનાશના ભયથી રાણીએ આ પ્રમાણે કર્યું હતું, કે આ સર્વ પોકર્ણના સામંતની કપટજાળ હતી, તે નિશ્ચયપૂર્વક કહી શકાય એમ નથી. મારવાડના સામંતો થોડાં વર્ષ સુધી મૌન રહ્યા. જે પ્રકારે પ્રચંડ વાવાઝોડું થયા પૂર્વે પ્રકૃતિ સર્વથા શાંત જણાય છે, તે પ્રમાણે સામંતોની આ ચુપકીદી એક મોટા વિપ્લવની સૂચના કરતી હતી. શીઘ્ર પ્રચંડ ક્રાંતિથી મારવાડના સિંહાસનનું મળ સુદ્ધાં કંપાયમાન થઈ ગયું. સ્થળે સ્થળે લૂંટારાઓ અને વિદેશી શત્રુઓ તોફાન મચાવવા લાગ્યા. રાજા પદભ્રષ્ટ થયો અને અંતે આ કાર્યનો નેતા પોતે સેના સહિત નાશ પામ્યો. આ વિપ્લવથી રાજાઓનો સામંતો ઉપરનો સર્વ વિશ્વાસ ઉઠી ગયો. પોકર્ણના સામંત સવાઇસિંહ ધૌકુલસિંહને મારવાડના સિંહાસનપર અધિષ્ઠિત કરી શક્યા નહિ. અંતે તેમણે ધૌકુલસિંહના પ્રાણ બચાવવાને માટે તેને જયપુરના રાજ્યમાં આવેલાં ખેત્રી નામક સ્થાનમાં મોકલી દીધો આ પ્રદેશ શીખાવત કુલના એક સ્વતંત્ર રાજાના તાબામાં છે. થોડા સમય પછી મેવાડના રાણાની કુંવરી કૃષ્ણકુમારીને માટે મારવાડના અધીશ્વર અને જયપુરના રાજાની વચ્ચે ભયાનક યુદ્ધ થયું આને એક ઉત્તમ સંયોગ માની ધૌકુલસિંહને કાર્યક્ષેત્રમાં લાવવામાં આવ્યો. કૃષ્ણાકુમારીને માટે માનસિંહ તથા જયપુરપતિની વચ્ચે જે ભયંકર યુદ્ધ થયું હતું તેનું ફળ શું આવ્યું તે ઉપર જણાવવામાં આવ્યું છે. એવું અનુમાન કરી શકાય છે કે સવાઇસિંહના પ્રયાસથીજ ઉત્તર ભારતના સર્વ રાજાઓ રાજા માનસિંહની સાથે યુદ્ધ કરવાને તૈયાર થયા હતા. રાજા માનસિંહ જે સમયે પરમ રૂપવતી કૃષ્ણાકુમારીનું પાણિગ્રહણ કરવાની આશાથી યુદ્ધ કરતો હતો તે સમયે મારવાડની પ્રજા તેનાથી અસંતુષ્ટ બની ગઈ હતી. આ લાગ જોઇ ચતુર સવાઇસિંહે રાજા ભીમસિંહના પુત્ર ધૌકુલસિંહને રાજા તરિકે અભિષિક્ત કર્યો અને તેના નામનો ઢંઢેરો સમસ્ત મારવાડમાં પીટાવી દીધો. ઘણા રાજાઓ તથા સામંતોએ ધૌકુલસિંહનો પક્ષ ગ્રહણ કર્યો; ત્યાર પછી કેવી કેવી દારૂણ ઘટનાઓ બની અને કૃષ્ણકુમારીનો જીવનદીપ કેવી રીતે બુઝાઇ ગયો તે સર્વેનું વર્ણન પાછળ કરવામાં આવ્યું છે. આ વખતેજ પોકર્ણના સામંત સવાઇસિંહ માર્યા ગયા અને તેમના મરણ પશ્ચાત્ થોડા દિવસમાં ધર્માચાર્ય દેવનાથ અમીરખાંના અનુચર દ્વારા શોચનીય રીતે માર્યો ગયો.

રાજા માનસિંહે પોતાના સર્વ શત્રુઓની ઉપર સંપૂર્ણ વૈર લીધું. તેણે પોતાની પ્રબળ માનસિક શક્તિ અને કેટલાક મિત્રોની સહાયથી પોતાના સર્વ શત્રુઓનો નાશ કર્યો અને પછી તે વિક્ષિપ્તમનનો પુરુષ બની ગયો. તેને પ્રત્યેક સ્ત્રીપુરુષપર સંદેહ આવવા લાગ્યો. તે માત્ર પોતાની રાણીના હાથથી તૈયાર થયેલું ભોજનજ ગ્રહણ કરતો હતો. બીજા કોઈપણ માણસના હાથની રસોઇ તે જમતો નહોતો. ક્રમે ક્રમે તેનો વિરાગ વૃદ્ધિંગત થવા લાગ્યો અને અંતે તેણે રાજકાર્ય છોડી એકાંતવાસ સેવવા માંડયો. તેની સત્ય વા કૃત્રિમ ઉન્મત્તતા દૂર કરવાને માટે જેટલા ઉપાયો કરવામાં આવ્યા તે સર્વ નિષ્ફળ થયા.

તે રાત્રિદિવસ કેવળ દેવનાથના મૃત્યુને માટે શોક પ્રદર્શિત કરવામાં અને દેવસ્તુતિ કરવામાં મચ્યો રહેતો હતો. જે સમયે રાજા માનસિંહના ચિત્તની આવી સ્થિતિ થઈ તે સમયે તેને પોતાના પુત્રને રાજ્યભાર સમર્પણ કરવાની ભલામણ કરવામાં આવી. આ ભલામણ તેણે સ્વીકારી અને પોતાના હાથવતી પોતાના પુત્રના કપાળપર રાજતિલક કર્યું. નવીન રાજા છત્રસિંહ વ્યવહારકુશળ નહોતો. તે જેવો વિવેક-બુદ્ધિહીન હતો તેવોજ સ્ત્રીલંપટ હતો. તેને રાજ્યપ્રાપ્તિ થયા પછી તેણે અક્ષયચંદ નામના વણિકને પોતાનો મંત્રી બનાવ્યો.

ઇ. સ. ૧૮૦૯ થી ઇ. સ. ૧૮૧૭ પર્યંત મારવાડની દશા અત્યંત શોચનીય રહી. આજ ઘટનાથી રાજસ્થાનનું ભાગ્ય અંગ્રેજોના હાથમાં આવ્યું, બ્રિટિશ સરકારે છત્રસિંહની સાથે સંધિ કરવાને માટે એક દૂત મોકલ્યો, પરંતુ સંધિ થયા પૂર્વેજ છત્રસિંહ સ્વર્ગમાં સિધાર્યો. તેમના અકાળ મૃત્યુ વિષે અનેક જનશ્રુતિ પ્રચલિત છે. કેટલાક લોકો જણાવે છે કે અતિશય સ્ત્રીલંપટતાને લીધે તેમનું શરીર ક્ષીણ થઈ ગયું અને અંતે તેઓ અકાળ મૃત્યુના પંજામાં સપડાયા; અને કેટલાક લોકો કહે છે કે તેમણે એક રાજપુત યુવતીનું સતીત્વ નષ્ટ કરવાની ચેષ્ટા કરી હતી, તેથી તે યુવતીના પિતાએ પોતાની તલવારથી તેમના પ્રાણ લીધા હતા. છત્રસિંહનું મૃત્યુ અને રાજકીય પરિવર્તન થવાથી સામંતોએ એકાંતવાસી માનસિંહ પ્રતિ દ્રષ્ટિપાત કર્યો. મેં જે જે વાતો લોકોના મુખથી સાંભળી છે તેમાંની અર્ધી વાતો પણ યદિ સત્ય હોય તો હું કહી શકું છું કે દેવનાથનો વધ થયા પછી છત્રસિંહના મૃત્યુ પર્યંત માનસિંહ જે દશામાં રહ્યા તે તેના પાપનાં પ્રાયશ્ચિત્ત સ્વરૂપ હતી. જે સમયે દૂતે તેમને છત્રસિંહના મૃત્યુના સમાચાર સાથે રાજ્યરક્ષાને માટે તત્પર થવાને કહ્યું, તે સમયે તેઓ એમાંની એક પણ વાત સમજી શક્યા નહિ. દીર્ઘ કાળ પર્યંત ઉન્મત્તતા પ્રકટ કરવાને લીધે તેઓ વાસ્તવમાં ઉન્મત્તજ બની ગયા હતા.+ પરંતુ આ વિરક્તિના સમયમાં તેમણે પોતાના જીવનની રક્ષા કરવાને માટે અધિક પ્રયત્ન કર્યા હતા. જે સામંતો છત્રસિંહને રાજ્યશાસન ચલાવવામાં સહાય કરતા હતા તેમના અનુચરો માનસિંહની સેવા શુશ્રૂષા કરતા હતા. એમ કહેવાય છે કે આ સેવકોએ કેટલીકવાર માનસિંહની હત્યા કરવાને માટે તેમને વિષ આપ્યું હતું. તેમનો આ દુષ્ટ ઉદ્દેશ પાર પડ્યો નહિ તેથી તેઓ એમ માનવા લાગ્યા કે માનસિંહે દેવને સાધ્ય કર્યા છે અને દેવ તેનું રક્ષણ કરે છે. વસ્તુતઃ માનસિંહની પાસે એક અતિ વિશ્વાસુ સેવક હતો અને તે પોતે માનસિંહના કેવળ ખાદ્ય પદાર્થોની સંપૂર્ણ તપાસ કરીને તેને ભોજન કરાવતો હતો. માનસિંહની આવી ભયંકર સ્થિતિમાં પણ તેણે પોતાના સ્વામિનો સંગ છોડયો નહોતો.

રાજા માનસિંહે ધીમે ધીમે પોતાની ઉન્મત્તતાનો પરિત્યાગ કર્યો. અંગ્રેજોની સાથે સંધિ થયા પછી તેમણે પોતાના શત્રુઓનું દમન કરવાને માટે ભારે સંગ્રામ કરવાનો નિશ્ચય કર્યો. કારણ કે તેમને લાગ્યું કે આ ઉપાય કર્યા વિના રાજ્યમાં શાંતિ સ્થાપિત થઈ શકશે નહિ. બ્રિટિશ સરકારની સાહાય્યથી રાજા માનસિંહે પોતાના સર્વ શત્રુઓને પદદલિત કરી નાંખ્યા.

રાજા માનસિંહે પોતાનો ગુપ્ત ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે બાહુબળ અતિરિક્ત એક બીજા ઉપાયનું પણ અવલંબન કર્યું. તેમણે પોતાની સ્વાભાવિક ચતુરતાથી બહારથી પોતાના શત્રુઓપર ઘણી દયા દર્શાવી. આથી સર્વ સામંતો તેમનો વિશ્વાસ કરવા લાગ્યા અને મનમાં બોલવા લાગ્યા કે "મહારાજા હવે અમારા પાછલા સર્વ અપરાધો ભૂલી ગયા છે અને અમારો વિશ્વાસ કરે છે." આવી માન્યતાથી તેઓ સર્વ અસાવધાન રહેવા લાગ્યા. સામંતો દરબારમાં પોતાની પ્રભુતા વધારતા જતા હતા. મહારાજા પોતે જાણે તેમની હિલચાલ પ્રત્યે કિંચિત્ પણ લક્ષ્ય નહિ આપતા હોય, એવો બાહ્ય દેખાવ કરવા લાગ્યા. આ વખતે સેનાપતિ પોકર્ણરાજ તથા મુખ્ય મંત્રી અક્ષયચંદને સત્તાહીન કરવાને માટે યોધરાજ પ્રયત્ન કરી રહ્યો હતો. તેમની વચ્ચે કલહ ઉત્પન્ન થયેલો જોઇ મહારાજા મનમાં અતીવ પ્રસન્ન થયા, પરંતુ બહારથી ઉદાસીનતા બતાવવા લાગ્યા. તેમણે પોતાના મનમાં જરા કલ્પના પણ કરી નહોતી કે

+ ક્ષૌર નહિ કરાવવાને લીધે તેમની દાઢી મૂછ તથા મસ્તકના કેશ ઘણા વધી ગયા હતા અને તેથી તેમનો દેખાવ ઉન્મત્ત પુરુષના જેવોજ લાગતો હતો.

મહારાજા અમારો નાશ કરવાને માટેજ આવો બાહ્ય દેખાવ કરે છે. જેટલા દિવસ સુધી મારવાડનું રાજ્ય છત્રસિંહના અધિકારમાં રહ્યું તેટલા દિવસ સુધી અક્ષયચંદે મુખ્ય મંત્રીનું પદ ભોગવ્યું હતું. મારવાડનો આર્થિક અને રાજકીય ઇતિહાસ સર્વે તેને વિદિત હતો. આથી રાજા માનસિંહે સહસા તેનો વધ કર્યો નહિ. પરંતુ તે તેની સર્વે સંપત્તિ હસ્તગત કરવાની અને તેની ગેરહાજરી દરમ્યાન ચાલેલાં સર્વે રાજકીય કામોનું જ્ઞાન મેળવી લેવાની ચેષ્ટા કરવા લાગ્યો. માનસિંહે વિચાર કર્યો કે કેવલ એના પ્રાણનો નાશ કરીશું તો તેથી આ કાર્યો સિદ્ધ થશે નહિ. ચતુર અક્ષયચંદ પણ પોતાની દશા સારી પેઠે જાણી ગયો હતો. અંગ્રેજોની સાથે રાજાને મિત્રતા થઇ તેથી તે ડરવા લાગ્યો. તે રાજાની આગળ અંગ્રેજોની નિંદા કરીને તેમની મિત્રતા તોડી નાંખવાનો પ્રયાસ કરવા લાગ્યો. રાજા પણ બહારથી તેની વાતને અનુમોદન આપવા લાગ્યો. રાજાએ ચતુરતાથી મુખ્ય મંત્રી તથા તેના સાથીઓને પોતાના હાથમાં લઇ લીધા.

જે સમયે આ ગુપ્ત ષડ્યંત્ર રચાતું હતું તે સમયેજ હું રાજસભામાં ગયો હતો. મેં રાજા માનસિંહને મ્લાન મુખયુક્ત, ઉંડી ચિંતામાં નિમગ્ન અને પ્રત્યેક કાર્ય સાવધાનતા પૂર્વક કરતો જોયો. તેની ચારે તરફ અક્ષયચંદના પક્ષના માણસો એકઠા થયા હતા. અક્ષયચદ યદ્યપિ પોતાના પ્રતિદ્વંદ્વીઓને બંદીવાન બનાવવાને સમર્થ થયો નહોતો તથાપિ તેણે પોતાના શત્રુઓની વિરૂદ્ધ રાજાને ઉશ્કેરી મૂકવામાં લેશ પણ ત્રુટિ કરી નહોતી. પરંતુ તેનું જીવન નષ્ટ કરવાને માટે જે ગુપ્ત જાલ ફેલાવવામાં આવતી હતી, તેમાં તેની ચતુરાઈ, છળ, કપટ, ધૂર્તતા અને પ્રપંચ આદિ સર્વે ગુણો નકામા પડયા. અને તેમણેજ તેને તે જાળમાં મજબૂત રીતે જકડી લીધો. રાજા માનસિંહે પ્રથમ અક્ષયચંદદ્વારા સામંતોનો નાશ કરવાનુ કાર્ય સમાપ્ત કરી લીધું. આ હત્યાકાંડના નાટકના પ્રથમ પ્રવેશમાં સુરતાનસિંહનો વધ થયો. ત્યાર પછી બીજા અનેક સામંતો આજ પ્રકારે માર્યા ગયા. પછી રાજા માનસિંહે મંત્રીવર અક્ષયચંદ તથા તેના સાથીઓને પદચ્યુત કરીને કારાગૃહમાં મોકલ્યા. તેણે અક્ષયચંદને પ્રાણરક્ષાની આશા આપી તેને ઠગ્યો. અક્ષયચંદે પોતાની ચાલીસ લાખ રૂપિયાની સૂચી રાજાના હાથમાં સોંપી દીધી. રાજાએ આ સર્વ સંપત્તિ હસ્તગત કરી અને અંતે અક્ષયચંદનો પણ વધ કર્યો. દુર્ગાધ્યક્ષ નાગજી અને મલ્લજી ધોંધલ નામના બે માણસો રાજાના મૃત પુત્રના પરમ પ્રેમપાત્ર અને સલાહકાર હતા. રાજાએ જ્યારે દેશનિકાલ થયેલા અપરાધીઓને ક્ષમા આપવાનો ઢંઢેરો પીટાવ્યો ત્યારે એ ઉભય માણસો પુનઃ મારવાડમાં આવ્યા અને પોતાને સુરક્ષિત સમજી શાંતિપૂર્વક રહેવા લાગ્યા. છત્રસિંહના શાસનકાળમાં તેમણે રાજકોષમાંથી જેટલું દ્રવ્ય સંચિત કરી લીધું હતું, તે સર્વ રાજા માનસિંહે ખુંચવી લીધું અને તેમને વિષ દઇ મારી નાંખ્યા. તેમના શબને કોટપરથી બહાર ફેંકી દીધાં. રાજા માનસિંહે આટઆટલી હત્યાઓ કરી, તે છતાં પણ તેની પૈશાચિક વૃત્તિ શાંત થઈ નહિ. તે ઉલટી પ્રબળ થવા લાગી. તેનો નવીન મંત્રી ફતેહરાજ, અક્ષયચંદનો તથા સમસ્ત ચંપાવત કુલનો પ્રબળ શત્રુ હતો. કારણકે તેને એવો સંદેહ હતો કે "આ લોકોજ ધર્માચાર્ય દેવનાથના વધની સાથે મારા બંધુના વધના પણ કારણ હતા." ફતેહરાજે રાજા માનસિંહના આ દારૂણ હિંસાના કાર્યોમાં સંપૂર્ણ સાહાય્ય કરી હતી. રાજા માનસિંહ પ્રતિદિન કોઇનો વધ અને કોઇને બંદીવાન કરતો હતો અને કોઇની સંપત્તિ લૂંટી લેતો હતો. એમ કહેવાય છે કે રાજા માનસિંહે પ્રજાની સંપત્તિ આ પ્રકારે લૂંટીને પોતાના કોષમાં એક કરોડ રૂપિયાનો વધારો કર્યો હતો.

**બ્રિટિશ સરકારની સાથે રાજા માનસિંહને મિત્રતા થઈ ત્યાર પછી અઢાર માસ પશ્ચાત્ અને તેની રાજસભામાં મારા ગમન પછી છ માસ પશ્ચાત્ આ સર્વે શોચનીય હત્યા કરવામાં આવી હતી. રાજપુતાનાના રાજા લોકોની સાથે તટસ્થ વૃત્તિથી કામ લેવાની અમારી રાજનીતિ વિષે અમે આગળ સૂચના કરી ગયા છીએ. રક્તપિપાસુ ભીષણ અત્યાચારી રાજાઓ વણિક લોકોની સંપત્તિ લૂંટી લે અને પ્રતિષ્ઠિત તથા નિર્દોષ સામંતોને પોતાની ઇચ્છાનુસાર દેશપાર કરે એ દ્રશ્ય કોણ જોઈ શકે વારૂ ? પરંતુ "તમારા અંતઃશાસનમાં અમે હસ્તક્ષેપ કરીશું નહિ" એ સરતે મારા હાથ પગ બાંધી દીધા હતા. રાજા માનસિંહે જેટલા આપ્તો અને સામંતોનો સંહાર કર્યો હતો તેટલા રાજવંશીઓ તથા સરદારોનો વધ કોઇ પણ રાજાએ કર્યો હોય એમ મારવાડના ઇતિહાસ પરથી પ્રતીત થતું નથી.**

**ભવિષ્યનો પડદો ઉંચકી નાખેલો હોવાથી મારા પાઠકો રાજા માનસિંહના દોષો ભૂલી જશે અને**

તેને એક ગંભીર, નમ્ર અને પૂર્ણ શિક્ષિત રાજા ગણશે. હું સારી રીતે સમજું છું કે માનસિંહે વિચાર પૂર્વકજ સંહારક સ્વરૂપ ધારણ કર્યું હતું. ગમે તેમ હો, પરંતુ એ વિષે સંપૂર્ણ વિવેચન કરવાને માટે અધિક સમયની આવશ્યકતા છે. રાજા માનસિંહ પૂર્ણ શિક્ષિત હતા. તેઓ ફારસી અને પોતાના દેશની ભાષા ઉત્તમ પ્રકારે જાણતા હતા. તેમણે પોતાના વંશના કાવ્યમાં લખેલા છ ઐતિહાસિક ગ્રંથો મને ઉપહાર તરિકે આપ્યા હતા. આમાંથી બે ગ્રંથોનો અનુવાદ મેં કર્યો છે. આ બે ગ્રથોમા સાત હજાર કાવ્યો છે. પ્રત્યુપહાર રૂપે મેં તેમને ભારતવર્ષના મુસલમાનોના સમયનો એક વિરાટ્ ઐતિહાસિક ગ્રંથ તથા "ખોલાસાત્-ઉલ તવારીખ" નામનો ભારતવર્ષનો સંક્ષિપ્ત ઈતિહાસ આપ્યો. મુલાકાત પ્રસંગે મહારાજાને મેં જેવા પંડિત અને સજ્જન માન્યા હતા તેથી વિપરીત સ્વરૂપનાજ પરિણામે તેઓ પ્રતીત થયા. મહારાજાની સાથે મારે વાતચીત થઇ ત્યારે રાજ્યની શાસનપદ્ધતિ તથા રાજપુતોનાં કર્તવ્ય વિષે તેઓ જે બોલ્યા હતા તે સાંભળી મને પરમાનંદ પ્રાપ્ત થયો હતો. મહારાજા મને કેવળ એક અનુચરની સાથે પોતાના મહાલયના અનેક ઓરડામાં લઇ ગયા હતા અને ત્યાંથી મેં અતિ વિસ્તૃત મરૂભૂમિ તરફ દ્રષ્ટિ ફેંકી હતી. નિકટ આવેલા નાના નાના ઉચ્ચ ભૂભાગો મારી દ્રષ્ટિને અવરોધ કરતા હતા, તેથી મારાથી દૂર સુધી જોઇ શકાતું નહોતું. અતિ વિસ્તૃત મેદાનમાં કેવળ એકાદ બે લીમડાનાં વૃક્ષો શિવાય કોઈ પણ વૃક્ષ દ્રષ્ટિગોચર થતું નહોતું. કેટલાક કલાક સુધી વાતચીત કર્યા પછી હું મારા શિબિરમાં પાછો ચાલ્યો આવ્યો. અહીંઆં આવીને મેં જોયું તો મારા મિત્ર કેપ્ટન વાઘ અને મેજરગફ કેટલાક રોહીલા શ્વાનોની સહાયથી એક મૃગનો શિકાર કરી લાવેલા મને જણાયા.

**૮ મી નવેમ્બર.** મરૂભૂમિની "પંચરંગી" રાજપતાકા યવનશાસન સમીપ ઝુકી તે પહેલાં આ દેશની રાજધાની મંદોર હતી. મંદોરના વિધ્વસ્ત સ્તૂપો આગળ પરિભ્રમણ કરીને તેનો ઇતિહાસ જાણવાની અભિલાષાથી આજે પ્રાતઃકાળમાં તે નગર તરફ મેં પ્રયાણ કર્યું. રાજાએ મોકલેલા અનુચરોની સાથે હું ચાલવા લાગ્યો. અભીષ્ટ સ્થાનપર પહોંચતાં એક કલાક કરતાં કાંઇક અધિક સમય લાગ્યો. યદ્યપિ આ સ્થાન અઢી કોશથી અધિક દૂર નહોતું, કિંતુ અમે અતિ મંદ ગતિથી ચાલ્યા હતા. રાજધાનીથી તે નગર તરફ જે માર્ગ ગયો છે, તે માર્ગે થઇ જવાને માટે હું સુજાત નામના દ્વારમાંથી બહાર નીકળ્યો. થોડે દૂર ગયા પછી 'મહા મંદિર' મારા જોવામાં આવ્યું. રાજા માનસિંહે ધ્વંસપ્રાય ઝાલોરમાંથી આવીને પોતાને ખર્ચે આ વિશાળ મંદિર બંધાવ્યું હતું. દોઢ કોશના અંતરપરથી પૂર્વ તરફ આ માર્ગ નીચો અને નીચો થતો ગયો છે. હું આ માર્ગે થઇને પશ્ચિમ તરફના માર્ગમાં ગયો અને તે દ્વારા મારવાડના રાજવંશના પ્રાચીન કીર્તિસ્થાનમાં ગયો. આ માર્ગ અતિ સાંકડો છે; ચારે તરફ અતિ ઉચ્ચ શિખરો આવી રહ્યાં છે અને સંન્યાસીઓને રહેવા યોગ્ય સેંકડો ગુફાઓ પર્વતમાં આવેલી છે. પુરીહર લોકોની પ્રાચીન રાજધાની આ સ્થળમાં આવેલી છે. આ રાજધાનીના ધ્વંસાવશેષ અદ્યાપિ વિદ્યમાન છે. આ રાજધાનીમાં શત્રુઓને પ્રવેશ કરતા અટકાવવાને માટે તેની ચારે તરફ કોટ બંધાવેલો હતો. આ સ્થાનમાં થઇને નિર્મળ અને સુંદર જલવાળી નદી નૃત્ય કરતી ચાલી જાય છે. થોડે દૂર ગયા પછી ક્રમશઃ પહોળો માર્ગ આવતો જાય છે. એક બસેં ઘરની વસ્તીવાળા ગ્રામનું અતિક્રમણ કરીને અમે આગળ ગયા એટલે એક ઉચ્ચ સ્થાનપર બાંધવામાં આવેલાં મંદિરોએ અમારી દ્રષ્ટિ આકર્ષિત કરી. આ સર્વે રાઠોડ રાજાઓનાં સમાધિમંદિરો છે. મરૂભૂમિના ચિર સ્મરણીય અધીશ્વરોનાં શબ તેમની રાણીઓ સહિત જે સ્થાનપર ભસ્મીભૂત કરવામાં આવ્યાં હતાં, તે સ્થાનપર તેમનાં સ્મારક તરિકે આ મંદિરો બંધાવવામાં આવ્યાં છે. આ મંદિરોની દક્ષિણ દિશામાં થઇને ઉક્ત ક્ષુદ્ર નદી મંદ ગતિથી ચાલી જાય છે. આ મંદિરોની શ્રેણીમાં સૌથી પ્રથમ સુવિખ્યાત રાવ માલદેવનું સમાધિમંદિર છે. આ મંદિરમાં તેમની પ્રતાપી તથા ગૌરવશાલી મૂર્તિ સ્થાપિત છે. જે શેરશાહે પરમ પરાક્રમપૂર્વક મોગલ સમ્રાટ્ હુમાયુપર આક્રમણ કરી તેના હાથમાંથી ભારતનું સિંહાસન ખુંચવી લીધું હતું, તે શેરશાહની વિરૂદ્ધ, આ માલદેવે પરમ તેજસ્વિતાપૂર્વક ખડ્ગ ધારણ કર્યું હતું. સૌથી છેલ્લું રાજા અજીતસિંહનું સમાધિમંદિર છે, અને વચમાં સુરસિંહ, ઉદયસિંહ, ગજસિંહ તથા જસવંતસિંહનાં સ્મારક મંદિરો દ્રષ્ટિગોચર થાય છે. રાઠોડ ઇતિહાસનાં મૂળ સ્વરૂપ આ સ્મારક મંદિરોએ મારવાડની ગૌરવ ગરિમાનો સમય નિર્ધારિત કરી દીધો છે. આ ગૌરવ ગરિમાનો માલદેવના

રાજ્યારોહણથી પ્રારંભ થયો અને અજીતના પુત્રોની સાથે તેનો અંત આવ્યો. માલદેવનું સ્મારક મંદિર અતિ સાદું અને સાધારણ છે, તોપણ તેણે ચંડ તથા જોધનાં સ્મારક મંદિરોને પોતાની છાયામાં ઢાંકી દીધાં છે. આ મંદિરની સાથે રાજા અજીતનાં સ્મારક મંદિરની તુલના કરવાથી પ્રતીત થાય છે કે મરૂભૂમિમાં બાહ્ય સૌંદર્ય અને કળાકૌશલ્યની ક્રમશઃ ઉન્નતિ થઈ છે. જે માલદેવ અપૂર્વ સાહસ સહિત અફધાન સમ્રાટ્ની વિરૂદ્ધ ખડ્ગ ધારણ કરવાને પ્રવૃત્ત થયા હતા ( અફધાન સમ્રાટે કહ્યું હતું કે "એક મુઠ્ઠીભર જવને માટે હું ભારતનું સિંહાસન ખોઇ દેવાની અણીપર આવ્યો હતો." તે ઉપરથી જણાય છે કે તે સમયમાં રાઠોડ લોકો અતિ દરિદ્ર પરંતુ મહા વીર હતા.) તેના સમયથી લઇને અજીતસિંહના શાસન સમય સુધીમાં આ સ્મારક મંદિરોની આકૃતિ ઉચ્ચ પ્રકારની અને સુંદર કરવામાં આવી છે. રાજા ગજસિંહનાં સ્મારક મંદિરની સાથે તેના ઉત્તરાધિકારીના સ્મારક મંદિરની તુલના કરતાં આગલું મંદિર સાદું અને સાધારણ જણાય છે. આ સર્વ મંદિરો લાલ રંગના નાના નાના પાષાણોનાં બનાવવામાં આવ્યાં છે. આ જાતના પાષાણ એટલા મૃદુ હોય છે કે તે પર કોતરકામ કરતાં કારીગરોને ઝાઝો શ્રમ પહોંચતો નથી. આ મંદિરોની બાંધણી જૈન અને બૌદ્ધ મંદિરોના જેવી છે. તેમાંનો અધિક ભાગ-ખાસ કરીને સ્તંભો, જૈન શિલ્પકાર્યનુ અનુકરણ કરીને કમલમેરના સ્તંભોના જેવા બનાવવામાં આવ્યા છે. રાજા જસવંતસિંહ અને અજીતસિંહનાં સ્મારક મંદિરોના નકશા તૈયાર કરાવીને હું તેમને યૂરોપમાં લાવ્યો છું. આ મંદિરોનાં કોતર કામમાં પુષ્કળ દ્રવ્યનો વ્યય થયો છે. સ્વચ્છ અને ઉચ્ચ પાષાણસ્તૂપોની ઉપર આ મંદિરો સ્થાપિત છે. જસવંતસિંહનું મંદિર કેટલેક અંશે વિશેષ દૃઢ છે. પરંતુ આકૃતિ અને માપમાં તે બરાબર અજીતસિંહના સ્મારક મંદિરની સમાન છે.

મંદિરની સન્મુખના આંગણામાં થઇને રમણીય સ્તંભોથી શોભિત એવાં પ્રવેશદ્વારોથી અંદરના પ્રધાન મંદિરમાં જવાય છે. એ શિવાલયના જેવું ચોખંડું અને શિખર તથા કલશયુક્ત છે. તેની બાંધણી, કોતરકામ અને શિલ્પકાર્ય પ્રશંસનીય છે, તેમાં જે અનેક સ્તંભો છે તે અત્યંત શોભાયમાન અને મનોહર છે. આ સ્મારક મંદિર ઇજીપ્તનાં પ્રાચીન મંદિર સમાન દેખાય છે. આ સ્મારક મંદિરો મારવાડના જે રાજાઓનું સ્મરણ કરાવે છે, તેમનાં ચરિત્રોનો અભ્યાસ કરવાથી પ્રતીત થાય છે કે મારવાડના રાજવંશમાં જેવા મહાવીરો ઉત્પન્ન થયા છે તેવા વીર પુરુષો જગત્ના ઇતર કોઇપણ દેશમાં જન્મ્યા નથી. આ રાજાઓની નામાવલીની સાથે મેવાડના સુપ્રતિષ્ઠિત રાણાઓ તથા તૈમુર વંશના સુપ્રસિદ્ધ પાદશાહોની નામાવલી સંયુક્ત કરીને અમે યૂરોપવાસીઓને પૂછવાનું ધાર્ષ્ટ્ય કરીએ છીએ કે યૂરોપમાં કોઇ સમયે એક જ કાળમાં આવા મહાવીર સુશાસન કર્તાઓ તથા વિદ્વાનો ઉત્પન્ન થયા હતા ?

| મેવાડ. | મારવાડ | દિલ્લી. |
|---|---|---|
| રાણાસંગ. | રાવ માલદેવ. | બાબર અને શેરશાહ. |
| ,, | રાવ સૂરસિંહ. | હૂમાયુ. |
| રાણા પ્રતાપસિંહ. | રાજા ઉદયસિંહ. | અકબર. |
| રાણા અમરસિંહ (પ્રથમ)<br>રાણા કર્ણસિંહ. | રાજા ગજસિંહ. | જહાંગીર અને શાહજહાં. |
| રાણા રાજસિંહ | રાજા જસવંતસિંહ. | ઔરંગઝેબ. |
| રાણા જયસિંહ,<br>રાણા અમરસિંહ (દ્વિતીય) | રાજા અજીતસિંહ. | ફર્રૂખશીયર પછીના દિલ્લીના સિંહાસનના સર્વ અભિલાષીઓ. |

* માલદેવ અને અકબરના મિત્ર તથા મારવાડના પ્રથમ રાજાની ઉપાધિ ધારણ કરનાર (એમના પૂર્વે મારવાડના અધીશ્વરો રાવની ઉપાધિથી યુક્ત હતા.) ઉદયસિંહથી આરંભ કરીને ઔરંગઝેબના પ્રબળ હરિફ જસવંતસિંહ તથા તેના પ્રબળ શત્રુ અજીતસિંહ (એમણે પોતાના બાહુબળથી મોગલોના હાથમાંથી પોતાના રાજ્યનો ઉદ્ધાર કર્યો હતો) આદિ સર્વ રાજાઓ મહાવીર અને મહાન સ્વદેશભક્ત હતા.

મને જે ગૃહસ્થ આ મંદિરો દર્શાવતા હતા. તેમને મેં પૂછયું કે "અજિતસિંહના સાહસિક ઉત્તરાધિકારીઓ કે જેમણે તેમનું આ સ્મારક મંદિર બંધાવ્યું છે અને જેમણે પોતાના રાજ્યનો વિસ્તાર વધાર્યો છે તેમનાં સ્મારક મંદિરો ક્યાં છે?" તેમણે નાનાં નાનાં સ્મારક મંદિરો તરફ અંગુલિનિર્દેશ કરીને જણાવ્યું કે "આ મંદિરો તેમનાં સ્મારક ચિન્હો છે." અતિ ઉચ્ચ, વિશાળ અને મનોરમ મંદિરોને બદલે તે મંદિરો અતિ નાનાં તથા ક્ષુદ્ર હતાં તેનું શુ કારણુ હશે? આવી મોટી અધોગતિ થવાનું શું કારણુ હશે? તે ઉભય મંદિરો અતિ તીવ્ર અને પ્રબળ ભાષામાં મારવાડના રાજવંશની અધોગતિ પ્રદર્શિત કરે છે. અભયસિંહે પોતાના જન્મદાતાના પ્રાણુનો સંહાર કર્યો હતો. જો કે તે પોતાના જીવનના અંતિમ ભાગમાં સન્માન પ્રાપ્ત કરી શક્યો હતો તથા તેણે મારવાડના રાજ્યનો વિસ્તાર બમણો કર્યો હતો. તથાપિ તેના પુત્રની સાથે તેના ભ્રાતા વખ્તસિંહને ઝઘડો થવાથી મારવાડને અત્યંત કષ્ટ સહન કરવું પડયુ હતું. ઉક્ત પિતૃહન્તા ભ્રાતાઓનાં સ્મારક મંદિરોનાં જેવુંજ સ્મારક મંદિર પોતાના જીવનના અંતિમ ભાગ પર્યંત અસીમ અને અવિશ્રાંત વીરતા દર્શાવનાર વિજયસિંહનું પણુ છે. મેં આશ્ચર્યચકિત થઇને ઉક્ત દર્શકને જણાવ્યું કે "જે દેશ પોતાના મહાવીર અને પરમ શ્રેષ્ઠ સ્વામીની ભસ્મ મનોહર સ્મારક મંદિરમાં સુરક્ષિત રાખી જાણતો નથી તે દેશને ધિક્કાર છે." વિજયસિંહના ત્રણુ પુત્રો· (એમાંના જ્યેષ્ઠ પુત્ર જાલિમસિંહ વિષે આગળ વર્ણન આવી ગયું છે) નાં સ્મારક મંદિરો તેનાં મંદિરની પાસેજ છે. તેનાથી થોડે દૂર રાજા ભીમસિંહ તથા તેમના જ્યેષ્ઠ બંધુ ગુમાન (એઓ સગીર વયમાં મરણુ પામ્યા હતા) નાં મંદિરો છે.

આ શ્રેણીના નાકાપર છત્રસિંહનું સ્મારક મંદિર વિદ્યમાન છે. મેં તેને જોઇ અનાદરપૂર્વક દર્શકને કહ્યું કે "છત્રસિંહના કરતાં શ્રેષ્ઠ એવા અનેક રાજાઓનાં સ્મારક મંદિરો નહિ બંધાવ્યાં અને એનું મંદિર કયા મૂર્ખ માણુસે બંધાવ્યું છે?" તેણે પ્રત્યુત્તર આપ્યો કે "માતાનો પ્રેમજ આ સ્મારક મંદિરનું મૂળ કારણુ છે."

પ્રત્યેક માસની અમાવાસ્યા અને સંક્રાંતિની તિથિ પિતૃઓની પવિત્ર તિથિ ગણાય છે.

મારવાડમાં એવી રીતિ પ્રચલિત છે કે ઉક્ત ઉભય તિથિપર રાજાઓ આ સ્મારક મંદિરોની નિકટ જાય છે અને જલસિંચન કરે છે. હું જે હકિકત પ્રાપ્ત કરવાની ઇચ્છાથી આ સ્થાનપર આવ્યો હતો તેમાંનો મોટો ભાગ મૂર્ખ દર્શક મારી સાથે હોવાને લીધે મારાથી અજ્ઞાતજ રહ્યો. યદિ મેં રાઠોડ જાતિના ઇતિહાસનો પ્રથમથી સારો અભ્યાસ કર્યો ન હોત તો આ સમાધિક્ષેત્રમાં આવીને કાંઇ પણુ હકિકત પ્રાપ્ત કરી શક્યો ન હોત. ઉક્ત દર્શકે મને એક ઘણી મૂલ્યવાન વાત કહી. રાજા અજીતસિંહના શબની સાથે ૬૪ રાણીઓ સતી થઇ હતી. પરંતુ બુંદીના રાજા બુધસિંહ જે સમયે જળમાં ડૂબીને મરણુ પામ્યા હતા તે સમયે તેમની ૮૪ રાણીઓ બળીને ભસ્મીભૂત થઇ હતી. રાઠોડ લોકોનાં સ્મારક મંદિરો કરતાં હાડા લોકોનાં સ્મારક મંદિરો ઉત્તમ છે અને તે પોતાનો મૂળ ઉદ્દેશ ઘણી સારી રીતે પાર પાડે છે. હાડા લોકોનાં સ્મારક મંદિરોમાં પ્રત્યેક સતીની પાષાણુની બનેલી મૂર્તિ નાની નાની વેદીઓ ઉપર સ્થાપન કરવામાં આવેલી છે. બુધસિંહ અજીતસિંહના સમકાલીન અને ઔરંગઝેબના પરમ સાહસિક સેનાપતિ હતા. તેમના જીવનને પ્રાયઃ એકસો વીશ વર્ષ વ્યતીત થઇ ગયાં છે. આટલા સમયમાં બુંદીની સ્થિતિમાં કેટલું પરિવર્તન થઈ ગયું છે તે નિમ્ન લિખિત ઉદાહરણપરથી સ્પષ્ટ રીતે સમજાશે. ઈ. સ. ૧૮૨૧ માં જ્યારે બુધસિંહના વંશજ મારા પ્રિય મિત્ર રાજા વિષ્ણુસિંહે પ્રાણુ છોડયા ત્યારે તેમણે આજ્ઞા કરી હતી કે "અમારા કુલની કોઇ પણુ સ્ત્રીએ પતિભક્તિ અને પતિપ્રેમ પ્રદર્શિત કરવાને માટે ચિતામાં ભસ્મ થવું નહિ" તેઓ મને પોતાના બાળક પુત્રના રક્ષક તરિકે નિયુક્ત કરી ગયા છે. તેમનાં મરણુ પછી થોડા દિવસમાં હું બુંદીમાં ગયો અને તેમની આજ્ઞાનું ઉત્તમ પ્રકારે પરિપાલન કર્યું. હવે દુર્ગની નીચેનાં સ્મારક ચિન્હો વિષે અમે ઉલ્લેખ કરીશું. અહીંઆં ચંડનું સ્મારક મંદિર વિરાજમાન છે. આ ચંડે પુરિહર લોકોના હાથમાંથી મંદોર જીતી લીધું હતું. તે શિવાય ત્યાં રાવ રણમલ્લ તથા રાવગંગાનાં સ્મારક મંદિરો પણુ વિદ્યમાન છે. ઉક્ત ત્રણુ મહાવીરોનાં મંદિરો જે સ્થળે આવેલાં છે ત્યાંથી બસેં હાથના અંતરપર એક સ્વતંત્ર સ્થાન છે. જે રાણીઓ સ્વાભાવિક મૃત્યુ પામી હતી તેમનાં સ્મારક

મંદિરો આ સ્થાનમાં છે. પ્રિય પાઠક ! હવે આપણે રાઠોડ લોકોનાં સમાધિક્ષેત્રને મૂકી પુરિહર લોકોની રાજધાની જોવાને આગળ જઇશું.

જેમણે પ્રાચીન કાર્ટોના, વલટેરા તથા અન્યાન્ય નગરો જોયાં છે તેઓ મંદોરના કોટની બાંધણીની કલ્પના સહજ કરી શકશે. કારણ કે આ કોટ બરાબર ઉક્ત નગરોના કોટ જેવોજ વિરાટ્કાય છે. હિંદુસ્થાન અને યૂરોપની પ્રાચીન જાતિઓએ એકજ પ્રકારે યંત્રશાસ્ત્રની અજ્ઞાનતાને લીધે એકની ઉપર એક પ્રચંડ સ્તૂપો ગોઠવ્યા છે એ એક વિચિત્ર ઘટના છે. ( આ જાતિઓનુ પાલી નામ ગાલાટી અથવા કેલ્ટોનો પર્યાય શબ્દ છે ) પ્રાચીનકાળમાં પ્રચંડ કાયના રાક્ષસો હતા એમ ભવિષ્યની પ્રજા ધારે એટલા માટે તેઓ આવા પ્રચંડ સ્તૂપો નિર્માણ કરી ગયા છે. સમસ્ત રાજપુતાના અને સૌરાષ્ટ્રસહિત ભારતવર્ષના આ પશ્ચિમ તરફના ભાગમાં રાજપુત રાજાઓ પોતાની કીર્તિ અમર કરવાને માટે જે કીર્તિસ્તંભો તથા સ્મારક મંદિરો નિર્માણ કરી ગયા છે તે સર્વ તેના પ્રતાપ, પ્રભુતા અને અતિ પ્રચંડ શક્તિના પરિચાયક છે. પ્રાચીન ભારતના છત્રીસ રાજવંશોમાં " રાજપાલી " વંશ પણ એક મુખ્ય વંશ છે. સૌરાષ્ટ્રમાં શત્રુંજય પર્વત નામનુ બૌદ્ધોનું જે એક પવિત્ર તીર્થસ્થાન છે તેની તળેટીમાં પાલિત્થાના (પાલિતાણા) નામની પાલીઓની એક વાસભૂમિ છે. આ પાલિતાણા તથા ગોઢારનું પાલીનગર એ પાલી જાતિની પ્રાચીન રાજસત્તા તથા ધર્મપ્રાબલ્યની સાક્ષી આપી રહ્યાં છે. સંપૂર્ણ રાજસ્થાનમાં મેં એક પણ એવું પ્રાચીન નગર જોયું નથી કે જ્યાં સ્તંભો અને શિખરમાલાઓમાંથી મને શિલાલેખો, સ્મારક ચિન્હો તથા પ્રાચીન સમયની સ્વર્ણ, રૌપ્ય અને તામ્રમુદ્રા વા પદક પ્રાપ્ત થયાં ન હોય. પુરીહર જાતિ અગ્નિકુલની ચાર શાખાઓમાંની એક શાખા છે. અને એ લોકો ચંદ્ર તથા સૂર્યવંશના રાજવિસ્તાર પૂર્વે ભારતવર્ષમાં પ્રવિષ્ટ થયા હતા. * પુરીહર લોકોનો ઇતિહાસ આપતી વખત હુ નીચેની વાત લખવી ભૂલી ગયો છું.

પુરીહરો કહે છે કે " અમે કાસ્મીરથી ભારતવર્ષમાં આવ્યા હતા." તે સમયે બૌદ્ધોની સાથે શૈવોને ધર્મયુદ્ધ ચાલી રહ્યું હતું; એમાંથી અનેક બાૈદ્ધો એઓને મળી ગયા હતા. એ વાત ઇતિહાસપ્રસિદ્ધ છે. આ સંપ્રદાયની અધિક સંખ્યા જોઇ જણાય છે કે, પાશ્ચાત્ય પ્રાંતના વણિક જાતિનો એક ભાગ ભારતાવજયી લોકોનો ઉત્તરાધિકારી છે; અને બૌદ્ધોની અગણિત શાખાઓ સાથે સાડાદશ શાખાઓમાં સાત શાખાઓ હજી પણ જૈન ધર્માવલંબી છે, એ કારણથી અનુમાન થાય છે કે, ઉપર્યુક્ત ધર્મ બહુ વર્ષો સુધી ભારતમાં પ્રબલ રહ્યો હશે ?

પાઠકગણ ! આવો, હવે આપણે પત્થરનાં પગથીઆંપર ચઢી પેલા વિરાટ્કાય ધ્વંસરાશિ (ખંડીયેરો) ઉપર ગમન કરીએ. પુસકુંડની પાસે નાગદા નામની જે એક નાની નદી છે. તેનું વર્ણન પ્રથમ અમે કરીશું. આ નદીથી થોડે દૂર એક મોટી વાવ છે. આ વાવ પર્વતને ખોદીને બનાવવામાં આવી છે. તેમાં ઉતરવાને માટે પગથીઆંની મોટી હાર લાગી રહી છે. એની સાથે જે બે પ્રચંડ વૃક્ષો છે તેની પાસેનો ભાગ થોડા વખતમાં તુટી પડવાનો સંભવ છે. પુરીહર લોકોના અંતિમ મહારાજા નાહરરાવે આ વાવ બંધાવી હતી. અહીંઆંથી ઉચ્ચ વિરાટ્કાય દુર્ગની ઉપર દ્રષ્ટિ પડતાંની સાથેજ મારા મનમાં અદ્ભુત ભાવનો ઉદય થયો. જે સમયે આ દુર્ગ બંધાવવામાં આવ્યો હતો તે સમયને અનેક શતાવધિ વર્ષો વ્યતીત થઇ ગયાં છે અને હજી પણ અનેક શતાવધિ વ્યતીત થઇ જશે. પરંતુ એ દુર્ગ અટલ રીતે ખડો રહેશે. તોપોનો ઉપયોગ થવા માંડયા પૂર્વે પુરીહર લોકોના સ્વામીએ આ દુર્ગ બંધાવ્યો હતો. માત્ર આ દુર્ગની વચ્ચોવચ્ચ એક મહાલય છે. એની ઉપરના સર્વ બુર્જો દ્રઢ અને ચોખંડા છે. જ્યારે હું એ સ્થળે પહોંચ્યો ત્યારે શ્રમ અને જ્વરથી પીડિત હતો તેથી તેની લંબાઇ પહોળાઇ જાણવાનો મેં પ્રયત્ન કર્યો નહિ. પરતુ પાછળથી મેં ઉપરના ભાગમાં જઇ પુરિહર લોકોના પ્રાચીન મહાલયપર ચઢી ચારે તરફ દ્રષ્ટિ ફેંકી તેનું પરિમાણ કાઢયું. યદ્યપિ આ સ્થળે ધ્વંસચિન્હો અતિ સાધારણ છે તોપણ તે સ્પષ્ટ રીતે દ્રષ્ટિગોચર થાય છે. જે સામગ્રીદ્વારા અહીંઆં સ્તૂપો બંધાવવામાં આવ્યા છે તેજ જાતની

* કર્નલ ટૉડના આ વિધાનનું સમર્થન અમે કોઇપણ પ્રકારે કરી શકતા નથી. કારણ કે ભારતવર્ષમાં તેમનો પ્રવેશ થયો તેની સેંકડો વર્ષ પૂર્વે ચંદ્ર અને સૂર્યવંશી રાજાઓ આ દેશમાં રાજ્ય કરતા હતા.

સામગ્રીદ્વારા નવીન જોધપુર રાજધાની બંધાવવામાં આવી છે. આ સ્થળે રાજમહાલયની સાથેનાં કેટલાંક દેવમંદિરો તથા રાજમહાલયનાં કેટલાંક દિવાનખાંનાઓ સ્પષ્ટ રીતે દ્રષ્ટિગોચર થાય છે. આ સર્વે ભાગોનું કોતરકામ જોઇને અનુમાન કરી શકાય છે કે એ તક્ષક અથવા બોદ્ધ લોકોનું કામ છે. મહાલયની દિવાલ ઉપર ધર્મ સંબંધી પુષ્કળ સાંકેતિક ચિન્હો અંકિત છે. આ ચિન્હો જૈન અને બૌદ્ધ લોકોનાં ચિન્હોનાં જેવાંજ છે. પરંતુ કેટલેક સ્થળે શૈવોનાં ત્રિકોણાકાર ચિન્હો પણ દ્રગ્ગોચર થાય છે. પુરીહર લોકોનાં સર્વ મુખ્ય સ્મારક ચિન્હોમાં દુર્ગના દક્ષિણ-પૂર્વ ભાગમાં આવેલું સિંહદ્વાર પરમ રમણીય છે. આ સિંહદ્વાર ઘણું વિશાળ છે અને મંદોરના પ્રાચીન રાજાઓમાંથી કોઇએક રાજાએ પોતાનો વિજય ચિરસ્મરણીય રાખવાને માટેજ એને બંધાવ્યું છે. અવકાશના અભાવને લીધેજ હું એ સિંહદ્વારનો નકશો લઇ શકયો નથી.

ઉત્તરમાં થોડે દૂર થાનાપીરનું સ્થાન છે. અજમેરમાં જે ખ્વાજા કુતુબની મસ્જિદ છે તેજ ખ્વાજા કુતુબના થાનાપીર શિષ્ય હતા. આ પ્રદેશમાં દીર્ઘકાળથી જે ધનલોભી સીંધી અને અફઘાનો લૂટફાટ કરતા આવ્યા છે તે સર્વ અપવિત્ર લોકો પ્રાયઃ આજ પીરની મસ્જીદમાં એકત્રિત થાય છે. આ ઉત્તર તરફજ કોટની બહારના ભાગમાં પ્રાચીન રાઠોડ રાજાઓ તથા સતી સ્ત્રીઓનાં મંદિરો છે. પરંતુ પુરિહર રાજકુલનાં શબ ક્યાં બાળવામાં આવતાં હતાં અને તેમના સમાધિમંદિરો ક્યાં બંધાવવામાં આવ્યાં હતાં તેનાં પ્રમાણુ જનશ્રુતિ વા ઇતિહાસદ્વારા પ્રાપ્ત થતાં નથી. પૂર્વ અને ઉત્તર-પૂર્વ ભાગમાં પ્રકૃતિ દેવીએ પોતાના હાથથી પ્રસ્તુત પ્રાચીન દુર્ગનો અભેદ્ય કોટ બાંધી દીધો છે. આ સ્થાન નગરવાસીઓના શ્રમપરિહારને માટે અત્યંત ઉપયુક્ત છે.

અમે જે માર્ગથી ઉપર ચઢયા હતા તેજ માર્ગદ્વારા અમે પુસકુંડની તરફ ગયા. સ્થળે સ્થળે અમને મનોહર દ્રશ્યો દ્રષ્ટિગોચર થયાં અને પ્રાચીન મહાલયો પણ જણાયા. ઉક્ત માર્ગની તળેટીમાં નિર્મલ જલનું જલાશય અને બે સિંહદ્વાર આવેલાં છે. એક દ્વારમાં થઇને મનોહર વન તથા રાઠોડ લોકોના બંધાવેલા પ્રાસાદોમાં જઇ શકાય છે. અને બીજા માર્ગદ્વારા જ્યાં મારવાડના પ્રસિદ્ધ રાઠોડ વીર વૃંદની પ્રતિમાઓ સ્થાપિત છે ત્યાં જઇ શકાય છે. આ સર્વ પ્રાચીન સ્મરણચિન્હોને જોઇને મારા મનમા અવર્ણનીય આનંદ ઉત્પન્ન થયો અને હું અલ્પ કાળપર્યંત ધ્યાનસ્થ થઈ ગયો. એક ગુફાની અંદર મંદોરના એક સુપ્રસિદ્ધ અધીશ્વર ( નાહરરાવ કે જેમણે અરવલ્લીના દુર્ગમ પથપર ચૌહાણોની સાથે યુદ્ધ કરીને પરમ વીરતાપૂર્વક પોતાના પ્રાણ છોડ્યા હતા ) ના સ્મરણાર્થે એક વેદી બંધાવવામાં આવી છે. ચંદ કવિએ પોતાના કાવ્યમાં રાજપુત વીરશ્રેષ્ઠ નાહરરાવની અત્યંત પ્રશંસા કરી છે. એક નાપિત આ સમાધિમંદિરના કાર્યમાં નિયુક્ત હતો. આ કાર્ય એક નાપિતને શા માટે સોંપવામાં આવ્યું તે હું સમજી શક્યો નહિ. પરંતુ નાપિતો રાજપુતોનાં અનેક ગૃહકાર્યોમાં નિયુક્ત હોય છે તેપરથી અનુમાન થઈ શકે છે. કોઇ વિશિષ્ટ કારણથીજ એક નાપિતને ઉક્ત કાર્યમાં નિયુક્ત કર્યો હોવો જોઇએ. આ ઘટનાનું મૂળ કારણ કાંઇ જાણતું નથી. આ સ્થાનપર એક મંદિરમાં નવ મૂર્તિઓ છે. એમ કહેવાય છે કે રાવણે પોતાના દ્વીપમાંથી આવીને મંદોરેશ્વરની પુત્રીનું પાણિગ્રહણ કર્યું હતું અને તેના સ્મરણાર્થેજ આ મૂર્તિઓ સ્થાપિત કરવામાં આવી છે.

નાગદા નામની જે એક નદી અહીંઆં વહે છે તેના સંબંધમાં પણ એક જનશ્રુતિ મારા સાંભળવામાં આવી. પરંતુ તે અતિ વિસ્તૃત હોવાથી અત્રે તેને લખતો નથી. આ નદીની પાસેજ મહાવીર પૃથ્વીરાજ અને તેમની સુપ્રસિદ્ધ સહધર્મિણી તારાબાઇનું સમાધિમંદિર છે. ઉક્ત માર્ગની તળેટીથી થોડે દૂર એક સિંહદ્વારમાં પ્રવેશીને એક અતિ વિસ્તૃત મેદાનમાં જઇ શકાય છે. આ મેદાનની ચારે તરફ કોટ આવેલો છે. અહીંઆંથી થોડે દૂર પર્વત ઉપર એક મોટું દિવાનખાનું આવેલું છે. જૈન લોકોનાં મંદિરમાં જે પ્રકારે નાના સ્તંભો દ્રષ્ટિગોચર થાય છે તે પ્રકારના સ્તંભોની ત્રણ શ્રેણીઓ ઉપર આ દિવાનખાનું સ્થિત છે અને તેમાં મારવાડના મહા તેજસ્વી વીરોની પ્રતિમાઓ વિરાજમાન છે. સર્વ મૂર્તિઓ વસ્ત્રાલંકાર અને અસ્ત્રશસ્ત્રથી યુક્ત તથા અશ્વારૂઢ છે. પર્વતના પાષાણોમાંથી આ મૂર્તિઓ કો-

તરી કાઢવામાં આવી છે. પરંતુ આ સર્વ મૂર્તિઓ પૃથક્ પૃથક્ છે. આ મૂર્તિઓ મનુષ્યના સ્વાભાવિ શરીરથી મોટી છે અને પર્વતની સાથે તેમને કાંઇ પણ સંબંધ નથી. એનાં અંગો બરાબર પ્રમાણમ નહિ હોવા છતાં પણ તેમાંથી વીરતા, તેજ, સાહસ અને શોભા પ્રકાશે છે. પ્રત્યેક વીરની સાથે તેન પ્રિય સેવકની મૂર્તિ હોવાથી સર્વ દ્રસ્ય પરમ સુંદર લાગે છે. પ્રત્યેક સામંતના હસ્તમાં બરછી, તલવા અને ઢાલ તથા પીઠપર ધનુષ અને બાણ તથા કમ્મરમાં લાંબી કટાર બાંધેલી છે. સર્વનો રંગ દેખાવમ સુંદર છે. પરંતુ આ વીરોનો રંગ મૂળ એવોજ હતો કે શીલ્પીઓએ પોતાની ઇચ્છાથી એવો બનાવ્યે છે તે હું કહી શકતો નથી. આ દિવાનખાનામાં પ્રવેશ કરતાંની સાથે એક મોટી ગણેશની મૂર્તિ દ્રગ્ગે ચર થાય છે. ગણેશની મૂર્તિની નિકટ રણદેવના બે પુત્રોની મૂર્તિઓ વિરાજમાન છે.

ત્યાર પછી ચંડમુંડા અને કંકાલી દેવીની મૂર્તિઓ આવે છે. કાલીની મૂર્તિ કૃષ્ણકાય અને ભયંક છે. અને તે મહિષાસુરની છાતી ઉપર એક ચરણ તથા સિંહની પીઠપર બીજો ચરણ મૂકીને ઉભી છે સિંહ ઉક્ત રાક્ષસનું હૃદય ભયાનક રીતે ખાય છે. દેવીના હાથોમાં અસ્ત્રશસ્ત્ર શોભાયમાન છે. કાલીની મૂ અને રણભૂમિમાં મરણ પામેલા વીરોની મૂર્તિઓની વચમાં ધર્મયાજક નાથજીની મૂર્તિ સ્થાપિત છે. નાથજીન એક હાથમાં માળા અને બીજા હાથમાં ધર્મદંડ છે મલ્લિનાથ શ્વેત અશ્વપર આરૂઢ થયા છે; તેમન હાથમાં એક ભાલો છે અને તરકસ અશ્વના નિતંબપર લટકે છે. તેમની ભાર્યા પદ્માવતી ભોજનપૂર્ણ પા હાથમાં ગ્રહણ કરીને રણભૂમિમાંથી મલ્લિનાથના પ્રત્યાગમનની પ્રતીક્ષા કરી રહી છે. મલ્લિનાથ યુદ્ધ માર્યા ગયા તત્પશ્ચાત્ પદ્માવતી પોતાના શરીરને તેમના શબની સાથે ભસ્મીભૂત કરીને સ્વર્ગે સિધારી.

ત્યાર પછી કૃષ્ણકાલી નામક ભયંકર અશ્વપર આરૂઢ થયેલી પ્રભુજીની પ્રતિમા આવે છે. કવિ ચારણપ્રભૃતિ લોકો હમ્મેશાં મારવાડના પ્રત્યેક ભાગમાં ભ્રમણ કરીને આ પ્રભુજીની કીર્તિનું ગાન કર તથા ગામડીઆ લોકોને તેમનાં વીરત્વસૂચક ચિત્રો દર્શાવીને પુષ્કળ દ્રવ્ય પેદા કરે છે.

ત્યાર પછી સુપ્રસિદ્ધ વીર રામદેવ રાઠોડની પ્રતિમા દ્રષ્ટિગોચર થાય છે. તેમનાં સન્માનાર્થે આ દેશનાં પ્રત્યેક રાજપુત ગામમાં એક એક વેદી બંધાવવામાં આવી છે.

હરવા સંકલ નામના જે વીરવરે અસહાય જોધને સહાય કરી હતી તથા ચિત્તોડના રાણાએ તેન મંદોરપર અધિકાર સ્થાપિત કરી દીધો ત્યારે તેનો પુનરૂદ્ધાર કરવાને માટે જેણે અત્યંત પ્રયત્ન કર હતો તેની મૂર્તિ પણ અત્ર જોવામાં આવી.

સુલતાન મહમૂદે ભારતપર આક્રમણ કર્યું ત્યારે ગોગા નામક જે ચોહાણ વીરે પોતાની જન ભૂમિની સ્વાધીનતા તથા પિતૃધર્મની રક્ષાને અર્થે પોતાના ૪૭ પુત્રોસહિત શતદ્રુ નદીના તટપર પ્રા વિસર્જન કર્યાં હતા. તે વીરની મૂર્તિ ત્યાર પછી અમારા જોવામાં આવી. સૌની પાછળ ગિહલો જાતિના મધુમંગલ નામક જગતપ્રસિદ્ધ અધિનાયકની પ્રતિમા અમારા જોવામાં આવી. આ સમર વીરોનાં વીરત્વની કથા અત્ર અમે લખીશું તો તે પાઠકોને નીરસ લાગશે, માટે તે લખતા નથી.

આ દિવાનખાનાંની નિકટ બીજું એક એવીજ બાંધણીનું દિવાનખાનું છે અને તે "તેત્રીસ કો દેવતાઓનાં સ્થાન" ને નામે સુપ્રસિદ્ધ છે. અહીંઆંની સર્વ મૂર્તિઓ આકારમાં પ્રચંડ અને પાષાણ બનેલી છે. તેમાં સૌથી પહેલાં સૃષ્ટિકર્તા બ્રહ્માની મૂર્તિ છે. બીજી સાત અશ્વોપર આરૂઢ થયેલી સૂર્યન પ્રતિમા છે. તેની પાછળ હનુમાનજીની મૂર્તિ છે. તેની નિકટ રામચંદ્રજી અને સીતાજીની મૂર્તિ વિરાજમા છે. ત્યાર પછી ગોપાંગનાઓથી પરિવેષ્ટિત શ્રીકૃષ્ણની મૂર્તિ આવે છે. તત્પશ્ચાત્ વિરાટ્કાય મહાદેવ અ તેમના વાહન સાંઢીઆની મૂર્તિ આવે છે. તેની પાછળ લક્ષ્મી અને સરસ્વતીની મૂર્તિ છે.

ત્યાર પછી હું રાજા અજીતસિંહના બંધાવેલા બાગમાં અને મહાલયમાં ગયો. તેમનો મહાલ એટલો સુંદર છે કે લેખિનીદ્વારા તેનું વર્ણન કરવું અશક્ય છે. મહાલયના દિવાનખાનાં જે પ્રકારે અગ ણિત અદ્ભુત સ્તંભોથી શોભાયમાન છે તે પ્રકારે દીવાલોમાં વેલબુટ્ટાનું કામ પણ ચિત્તાકર્ષક અ પ્રશંસનીય છે. અંતઃપુરની સ્ત્રીઓને કોઈ જોઈ શકે નહિ એટલા માટે સૂક્ષ્મ વણાટના પડદા લટક રહ્યા છે. બાગ અતિ વિશાળ નથી, પરંતુ તેની આસપાસ લીલાંછમ વૃક્ષો આવી રહેલાં હોવાથી ગ્રીષ

ઋતુમાં પણ શીતલ રહે છે. કૃત્રિમ ઝરણાં અને નાળાં પ્રત્યેક સ્થાનમાં વિદ્યમાન છે. વળી ત્યાં વૃક્ષો પણ પુષ્કળ છે. પ્રચંડ વૃક્ષો ઉપરાંત ફળવાળાં વૃક્ષો પણ ઘણાં છે. સ્વર્ણચંપક ( જેનો તીવ્ર સુગંધ અસહ્ય છે અને જેને શય્યાપર રાખવાથી મસ્તકમાં વેદના થવા લાગે છે), રમણીય ફળ ફૂલોથી યુક્ત દાડિમી, સીતાફલ, રમણીય કદલીવૃક્ષ, મોગરા, ચંમેલી અને "બારહ માસા" ( આ જાતનાં પુષ્પો બારે માસ ખીલેલાં રહે છે અને તેથી બાગને પરમ શોભા પ્રાપ્ત થાય છે) આ સર્વ વૃક્ષો તથા છોડોથી આ બાગ અત્યંત ચિત્તાકર્ષક બની ગયો છે. અહીંઆં આવવાથી મને અત્યાનંદ પ્રાપ્ત થયો. પાઠકગણ ! એકવાર કલ્પનાક્ષેત્રમાં ભ્રમણ કરીને વિચાર કરો કે; એક અંગ્રેજ, મંદિરોના ધ્વંસાવશિષ્ટોની પાસે ઉભો છે અને શિલાલેખ પ્રભૃતિની તપાસ કરે છે. સન્મુખ આમ્રનાં પ્રચંડ વૃક્ષો શોભાયમાન છે. અને થોડે દૂર એક વિશાલ તિન્દુનું વૃક્ષ છે. એમ કહેવાય છે કે પુરીહર લોકોના અંતિમ અધીશ્વર નાહરરાવની સન્મુખ એક ઐન્દ્રજાલિકે પોતાની ઈંદ્રજાળ વિદ્યા દર્શાવવાને માટે આ વૃક્ષનું આરોપણ કર્યું હતું. વળી એવી પણ જનશ્રુતિ પ્રચલિત છે કે ઉક્ત વૃક્ષની શાખાપરથી પડી જવાથી ઉક્ત ઐન્દ્રજાલિકના જીવનરૂપી દીપક બુઝાઈ ગયો હતો.* આ વૃક્ષની વિરાટ્ શાખાઓ ઉપર વાંદરાઓ નિર્ભયતાપૂર્વક કૂદે છે અને દોડે છે. આ વૃક્ષના થડમાં બે રાઠોડ રાજપુતો સૂતા છે અને બે પ્રચંડ અશ્વો પણ તંદ્રામાં છે. આ શાંત નિર્જન પ્રદેશનું આ દ્રશ્ય જોવાથી અપૂર્વ આલ્હાદ ઉત્પન્ન થાય છે.

અહીંઆંના પર્વતપર પુષ્કળ ગુફાઓ છે અને તેમાં સંન્યાસી લોકો નિવાસ કરે છે. ભીષણ ગ્રીષ્મ ઋતુમાં આ લોકો આવા સંકીર્ણ અને પવનરહિત સ્થાનમાં શી રીતે રહી શકે છે એ એક આશ્ચર્યની વાત છે. સંધ્યાકાળ થવાથી મારો છાવણીમાં પાછા ફરવાનો સમય આવી પહોંચ્યો, તેથી હું એકવાર પુનઃ મારવાડના વીરોની પ્રતિમાઓનું દર્શન કરી તથા "કૃષ્ણ કામી" અશ્વના ચરણતલપર મારૂં નામ લખી પ્રાચીન મંદિરથી પાછો ફર્યો.

**૧૩ મી નવેમ્બર.** આજે રાજા માનસિંહે મને પોતાના મહાલયમાં ભોજન કરવાને આમંત્રણ કર્યું હતું. તેથી હું નવો પોશાક પહેરી તે રાજપુત રાજાનું આતિથ્ય ગ્રહણ કરવાને માટે તેમના મહાલયમાં ગયો. તેમના નિમ્નલિખિત શબ્દો મને અત્યંત વિચિત્ર લાગ્યા "દેશી ભોજન સાહેબને ઠીક લાગશે નહિ તેમજ તેથી તૃપ્તિ પણ થશે નહિ" તેથી તેમણે પ્રથમથીજ મારા ખાનસામાને મારી પાસેથી માગી લીધો. સિંધિયાની છાવણીમાં હું પ્રાયઃ આ પ્રમાણેજ કરતો હતો. ત્યાં હું મહારાષ્ટ્રીય ભોજનની સાથે મારા દેશનું ભોજન પણ પ્રાશન કરતો હતો. મેં મારવાડેશ્વરપર કહેવરાવી મોકલ્યું કે "જોધપુરનાં ભોજનથી અવશ્ય મને તૃપ્તિ થશે. મેં મારી મેજ તથા મારવાડેશ્વરનાં દીર્ઘ જીવન તથા સ્વાસ્થ્યને માટે પીવાનો "કલારેટ" નામનો સુરા એ વસ્તુઓ મહાલયમાં મોકલી દીધી. હું મહાલયમાં ગયો ત્યારે મહારાજાએ મને અતિ આદરપૂર્વક ગ્રહણ કર્યો અને તેઓ મને ભોજનગૃહમાં જવાનું કહીને મહાલયમાં ચાલ્યા ગયા. સુવર્ણ અને ચાંદીના દંડ ગ્રહીને અનેક અનુચરો મારી પાછળ પાછળ ચાલ્યા. ભોજનગૃહમાં પ્રવિષ્ટ થતાં પુલાવ, ગોસ્ત આદિ વિવિધ પ્રકારનાં ભોજનો યોગ્ય સ્થાને ગોઠવેલાં મારા જોવામાં આવ્યાં. હિંદુ અને મુસલમાન એ ઉભય જાતિએ પ્રાશન કરવા યોગ્ય ભોજનો તૈયાર કરાવીને ચાંદીનાં પાત્રોમાં રાખવામાં આવ્યાં હતાં. સર્વ પ્રકારનાં ભોજનો સ્વાદિષ્ટ અને ઉત્તમ બનાવ્યાં હતાં. ભોજનગૃહ ઉત્તર ભાગમાં નવીન બનાવવામાં આવ્યું છે અને તેનું નામ માનમહલ છે. સભાગૃહની પેઠે એ પણ અગણિત સ્તંભોથી શોભિત છે. એમ કહેવાય છે કે શરત્કાલમાં આકાશ જ્યારે નિરભ્ર હોય છે ત્યારે ચાલીસ કોશના અંતરપર આવેલા કમલમેર દુર્ગનું શિખર અહીંઆંથી દ્રષ્ટિગોચર થાય છે.

**૧૬ મી નવેમ્બર.** આજનો દિવસ મારી અને મહારાણાની મુલાકાતને માટે નિશ્ચિત કરવામાં આવ્યો હતો. પોતાનું મહાન ઐશ્વર્ય પ્રદર્શિત કરવાને માટે મહારાજા માનસિંહે મારા શિબિરની પાસે પોતાનો

* પ્રાચીન ભાષાઓના અભ્યાસી—મેજર પ્રાઇસે જહાંગીરનાં આત્મજીવનચરિત્રનો અનુવાદ અંગ્રેજી ભાષામાં કર્યો છે. આ ગ્રંથ જેમણે વાંચ્યો હોય તેઓ અવશ્ય જાણતા હશે કે આ ઐન્દ્રજાલિક લોકો ઇંદ્રજાળ વિદ્યાના બળથી કેવળ વૃક્ષજ નહિ, પરંતુ ફળ સુદ્ધાં ક્ષણમાત્રમાં ઉત્પન્ન કરી મનુષ્યને આશ્ચર્યચકિત કરી નાંખે છે.

અતિ વિસ્તૃત અને ભવ્ય શિબિર સ્થાપિત કર્યો હતો. તેમનો શિબિર લાલ રંગનો હતો. તે એક મ લયના જેવો જણાય છે અને તેની આસપાસ વસ્ત્રનો કોટ છે. તેના મધ્ય ભાગમાં વેદીની ઉપર રા સિંહાસન રાખવામાં આવ્યુ છે અને તેની ઉપર છત્ર છે. ત્રીજા પહોરના સમયે મહાલય અને દુર્ગ અતિ ભારે કોલાહલ મચી ગયો. ચારે તરફ નગારાસહિત એવો ઢંઢેરો પીટાવી દેવામાં આવ્યો "મારવાડના મહારાજા આજે ફીરંગી વકીલની સાથે મુલાકાત કરવાને જશે." ઝુંડો વગેરે રાજચિ દૂરથીજ જોઇને હું અનુચરોસહિત અશ્વારૂઢ થઇ મહારાજાની સામો ગયો અને માર્ગમાં મહારાજ મુલાકાત કરી કુશલ સમાચાર પૂછી શિબિરમાં પાછો ફર્યો. મહારાજાનું આગમન થતાં પરમ આદર હિત મેં તેમને ગ્રહણ કર્યા અને મારી સેનાના માણસોએ પોતાનાં શસ્ત્રો નમાવી તેમને માન આ આથી મહારાજા પરમ પ્રસન્ન થયા. મહારાજા માનસિંહ મારા શિબિરમાં એક કલાક પર્યંત બેઠા. ત પછી મેં તેમને હીરારત્નના અલંકારો, સોનેરી કામનાં વસ્ત્રો, તથા અનેક પ્રકારની રમણિક વસ્તુઓ સજાવેલી ઓગણીસ ઢાલો ઉપહાર તરિકે સમર્પણ કરી, ( ઉદયપુરના મહારાણાને એકવીસ ઢાલો આ વામાં આવી હતી. ) તદુપરાંત, ઇંગ્લાંડમાં બનેલાં કેટલાંક અસ્ત્ર શસ્ત્રો, એક દુરબીન અને બીજી કેટલ રાજપુતોને ઘણી પસંદ પડે એવી નાની નાની વસ્તુઓ તેમને સમર્પણ કરી. તત્પશ્ચાત્ પાન અને અ અપાયા પછી મુલાકાત સમાપ્ત થઇ. મેં જે સજાવેલો હાથી અને ઘોડો, એ બે પશુઓ મહારાજ આપ્યાં હતાં તે તેમની સન્મુખ લાવવામાં આવ્યા. શિબિરના દ્વારપર આવી મેં મહારાજાને સલામ અને તેમણે મારી સાથે હાથ મેળવ્યો. હાથ મેળવવો એ રાજપુતોની પ્રાચીન પ્રથા છે.

**૨૦ મી નવેમ્બર.** આજે હું મહારાજાની પાસે વિદાય માગવાને ગયો. આ અંતિમ મુલાક પ્રસંગે અતિ મહત્ત્વના વિષયોપર દીર્ઘ કાળ પર્યંત વાર્તાલાપ થયો. મેં મહારાજાને આશ્વાસન આપ જણાવ્યું કે "આપ આપના ઉદ્યમ અને પ્રતિભાશક્તિથી સમસ્ત વિપત્તિઓનું નિવારણ કરી, અત્યાચ રીઓ, આપના મૃત પુત્રના ખરાબ સલાહકારો, મંત્રીવર દેવનાથના ખુનીઓ, આપની દીર્ઘ કાળ પર્યંત બંદીવાન દશાના કારણ સ્વરૂપ લોકો વગેરે આપના શત્રુઓને ઉચિત દંડ કરી શીઘ્ર નિશ્ચિંત થઇ શકશો."

વિદાય આપતી વખત નિયમાનુસાર ઉપહારસામગ્રી અર્પણ કર્યા ઉપરાંત મહારાજાએ પોત ખાસ વ્યક્તિગત ઉપહાર તરિકે પોતાના એક સુપ્રસિદ્ધ પૂર્વજની એક તલવાર, એક કટાર અને ઢાલ મને આપી. આ તલવાર એટલી ભારે છે કે તેને જોવાથી એમજ લાગે કે જેના હાથમાં તે ભતી હતી તે અતિ બળવાન માણસ હતો. પ્રેમપૂર્વક સંભાષણ થયા પછી પરસ્પર પત્રાદિ મોકલવા આગ્રહ થયો ( પત્રાદિનો આરંભ તો થયો હતો, પરંતુ શીઘ્ર તે વ્યવહાર બંધ થઇ ગયો ) અને ત પછી મહારાજા માનસિંહે વિદાય લીધી.





# अध्याय २६ मो.

## ( કર્નલ ટૉડના મારવાડથી પ્રત્યાગમનનું વૃત્તાંત. )

નાદોલા-વિશાલપુર-એક પ્રાચીન નગરના ધ્વંસાવશેષ (ખંડેરો)-પાંચકુલ્લા વા બિચકુલ્લા-શિલાલેખ-પીપલ-મેવાડના પ્રાચીન ઈતિહાસ સંબંધી શિલાલેખ-સાઝ્મૂસ સરોવર વિષેની જનકથા-લાખો ફુલાણી-માદ્રીય-ભૂરૂંડા-વદનસિંહ અને તેનું વીરત્વ-પ્રતાપસિંહનું સ્મારક-ઇન્દાવર-જાટ કૃષિકારો-મેરતા-ઔરંગઝેબે બાંધેલી મસ્જીદ-ધોંકુલસિંહ-રાઠોડવીર જયમલ અને તેનું વીરત્વ-મેરતા નગરનું વર્ણન-સમાધિ મંદિર-રાજા અજિત-તેના બે પુત્રોએ કરેલો તેનો વધ-મારવાડમાં ફેલાયલો વિદ્રોહ-અજિતનો પરિવાર-રાઠોડોની દત્તક પુત્ર લેવાની વિચિત્ર પદ્ધતિ-રામસિંહ-સામંતો પ્રત્યે તેનો અશિષ્ટાચાર-માંહોમાંહેનો વિગ્રહ-રામસિંહ અને વખતસિંહનું યુદ્ધ-રામસિંહનો પરાજય અને મેરતિયા રાજપુત કુલનો નાશ-મેરતાના તાબાના મિથિરાના સામંત-સમરક્ષેત્રનું વર્ણન-રામસિંહે પોતાના રાજ્યમાં મહારાષ્ટ્રીઓને કરેલું આમંત્રણ-વખતસિંહનો મારવાડના સિંહાસનપર અધિકાર-જયપુરાધીશનો આત્મઘાત-તેના પુત્ર વિજયસિંહનો રાજ્યાભિષેક-જયાપ્પા સિંધિઆ અને રામસિંહનું મારવાડપર આક્રમણ-વિજયસિંહનો પરાજય-તેનું નગરમાં નાશી જવું અને શત્રુઓનો ઘેરો-શત્રુઓની છાવણીમાં થઇને તેણે કરેલું પલાયન-તેની બીકાનેર અને જયપુરના રાજાઓ પ્રત્યે સહાય માટે પ્રાર્થના-જયપુરાધીશનો વિશ્વાસઘાત-રિયાના સામંતે તેનો કરેલો પરાજય-સિંધિઆનો વધ.




મી નવેમ્બરને, દિવસે કર્નલ ટૉડ પોતાના અનુચરોની સાથે મારવાડની રાજધાની જોધપુર છોડી નાદોલા તરફ ગયા. નાદોલા જોધપુરથી ત્રણ કોશના અંતરપર આવેલું છે. કર્નલ ટૉડ જણાવે છે કે " રાજધાનીથી એક કોશ પર્યંત સાધારણ રેતીવાળો માર્ગ છે અને તેથી આગળ લાલ પાષાણની બનેલી રેતી છે. આથી એક કોશનું અંતર કાપ્યા પછી પથિકોને ચાલવામાં કાંઇક અનુકૂળતા પ્રાપ્ત થાય છે. એ રસ્તે ગયા પછી એક નાનું સરખું સરોવર અમને દ્રષ્ટિગોચર થયું. આ સરોવર મારવાડના લોભી રાજા ધોંકુલસિંહની માતા શીખાવતીએ બંધાવ્યું હતું. આથી તેનું નામ " શીખાવત તલાવ " રાખવામાં આવ્યું છે. શીખાવતીએ આ તળાવના તટપર એક ધર્મશાળા અને એક હનુમાનજીની મૂર્તિની પ્રતિષ્ઠા કરી છે. વળી તેણે પોતાનો કીર્તિસ્તંભ પણ ત્યાં બંધાવ્યો છે. આ પ્રદેશ અત્યંત ઉજ્જડ છે. ઝાલામંદથી જોધપુર જતાં અમે યોગિની નામક નદી ઉતર્યા હતા. આ નદી મંદોરની નિકટ નાગડાની સાથે મળીને લુણી નદીમાં પડે છે. અમે આ નદી પણ ઉતર્યા હતા. આ નદીની પાસે જે બે કૂવા બંધા-

વવામાં આવેલા છે તેનુજ જલ નાદોલા ગ્રામના લોકો પોતાના ઉપયોગમાં લે છે. આ બે કૂવામાં પૂરતું જલ છે, પરંતુ તે સ્વચ્છ અને નિર્મળ નથી. નાદોલા ગ્રામમાં ૧૨૫ ઘરની વસ્તી છે. આ પ્રદેશ, આહુરાના સામંતને આધીન છે. અહીંઆં એક લગભગ શુષ્ક થયેલું તળાવ છે. તેના તટપર સમાધિનાં મંદિરો દ્રષ્ટિગોચર થાય છે. મેં ત્યાં જઇ સર્વ મંદિરોનું અવલોકન કર્યું, પરન્તુ તેના ઉપર જે માણુસોનાં નામ કોતરવામાં આવેલાં છે તે સર્વ અપ્રસિદ્ધ માણુસો છે.

આ સ્થાનેથી છ કોશના અંતરપર બિસલપુર ગ્રામ આવેલું છે. ત્યાં જવાનો માર્ગ પુષ્કળ રેતીથી ભરેલો છે. બિસલપુર ઉચ્ચ ભૂમિપર વસેલું છે. આ ગ્રામમાં સર્વ ઘરો એક સરખી બાંધણીનાં છે. ઘરોની ભીંત માટી અને છાલાંથી લીંપેલી હોવાથી અતિ વિચિત્ર દેખાય છે. જે પ્રકારે ઈંદુરા ગામની ચારે તરફ છાલાંના ઢગલા અને કાંટાની વાડ કરવામાં આવી છે તે પ્રમાણે આ ગામ પણ તેનાથી આવૃત્ત થયેલું છે. આ દેશમાં શિલ્પના ઉત્તમોત્તમ આદર્શો કરતાં આ દ્રશ્ય અધિક સુંદર લાગે છે. અતિ પ્રાચીન કાળમાં આ સ્થળે એક નગર હતું, પરંતુ ભૂકંપથી તે સર્વથા નષ્ટ થઈ ગયું હતું. તે નગરનાં સિંહદ્વારના કેટલાક અંશો તથા કોટનો એક ભાગ અદ્યાપિ વિદ્યમાન છે અહીંઆં અમને એક પણ શિલાલેખ પ્રાપ્ત થયો નહિ. અહીંઆંના લોકો એક મોટા સરોવરમાંથી નિત્ય પોતાને જોઇતું પાણી લઇ જાય છે.

**૨૧ મી નવેમ્બર.** પાંચકુલ્લા વા બિચકુલ્લા બિસલપુરથી પાંચ કોશના અંતરપર છે. અમે જુરી નદી ઉતરી ત્યા ગયા હતા. અહીંઆંની માટી અત્યુત્તમ છે. તેનો રંગ લાલ છે, નદીતટની નિકટનાં ક્ષેત્રોમાં ઘઉં અને જવનો ઘણો સારો પાક થાય છે. અહીંઆં એકાદ બે બાવળ અને લીમડાના વૃક્ષો પણ દ્રષ્ટિગોચર થયાં. યદ્યપિ આ ગ્રામમાં સાંપ્રત કેવળ સો ઘરની વસ્તી છે, તો પણ એક વખતે તે ઘણું સમૃદ્ધિશાલી હતું. અહીંઆં મને એક શિલાલેખ પ્રાપ્ત થયો. તેપર માત્ર "સોનંગના પુત્ર ૧૨૨૪ સંવત્" એટલાજ શબ્દો કોતરેલા હતા. મહા બળવાન પઠાણ લુંટારાઓએ આ પ્રદેશની સંપૂર્ણ કીર્તિ નષ્ટ કરી દીધી છે. આ ગ્રામ એક ભટ્ટી સામંતની જાગીરીનું છે. આ ગ્રામના લોકો નદીની નિકટ ખોદેલા કૂવામાંથી પોતાને જોઇતું પાણી લઇ જાય છે.

**૨૨ મી નવેમ્બર.** પીપલ નગર પાંચકુલ્લાથી ચાર કોશના અંતરપર છે. અહીંઆંની ભૂમિકાળી અને રેતાળ છે. લોકો આવી જમીનને ધાયુની કહે છે. પીપલનગરમાં દોઢ સહસ્ર ઘરોની વસ્તી છે. અહીંઆંની વસ્તીનો ત્રીજો ભાગ જૈન ધર્માવલંબીઓનો બનેલો છે આ પ્રદેશના પ્રધાન વ્યાપારીઓ ઓસવાલ જાતિના જૈનો છે. અહીંઆં બસેં શૈવ ધર્માવલંબી માહેશ્વરી વણિકો પણ વસે છે. અહીંઆં પુષ્કળ વ્યાપાર ચાલે છે. અહીંઆંનાં છીંટનાં વસ્ત્રો અતિ પ્રસિદ્ધ છે. ત્રણસેં વ્યાપારીઓ તો કેવળ છીંટનાં વસ્ત્રોનોજ વ્યાપાર કરે છે. જે નિમાજના સામંતનાં મૃત્યુનું વર્ણન આગળ આપી ગયા છીએ તે નગર પીપલનગરના તાબામાંજ છે. નિમાજના સામંતના એક સુપ્રતિષ્ઠિત પૂર્વજના સ્મારક ચિન્હ તરિકે પીપલનગરમાં જે એક મંદિર બંધાવવામાં આવ્યું હતું તેનો અર્ધ ભાગ મહા બળવાન મહારાષ્ટ્રીઓએ તોડી નાંખ્યો છે. મારવાડના ઇતિહાસપરથી વિદિત થાય છે કે ઇસ્વીસનના આરંભ પૂર્વે ઘણાં વર્ષપર અવંતના પ્રમાર વંશીય અધીશ્વર ગંધર્વસેને આ પીપલનગરની સ્થાપના કરી હતી. અહીંઆં લક્ષ્મીજીના મંદિરમાં મને એક શિલાલેખ પ્રાપ્ત થયો. તેમાં ગિહ્લોત વંશના રાવલ ઉપાધિધારી રાજપુત વિજયસિંહ અને દઇલજીનાં નામો કોતરવામાં આવ્યાં છે. આ શિલાલેખ મેવાડના ઇતિહાસની એક અતિ પ્રાચીન વાતનું સંપૂર્ણ સમર્થન કરે છે. ગિહ્લોત વંશ ચોવીસ શાખામાં વિભક્ત થયેલો છે. તેમાંની એક શાખાનું નામ "પિપલીઆ" છે. તક્ષક વંશીય પ્રમારો આ પીપલનગરમાં અધિકાર ભોગવતા હતા તે પરથીજ આ 'પિપલીઆ'ની ઉપાધિ ઉત્પન્ન થઇ છે. આ શિલાલેખ ઉપરથી નિઃસંશય ઉક્ત વાત સિદ્ધ થાય છે.

આ સ્થાનમાં સાઠથી એંસી ફીટ સુધીની ઉંડાઇના અનેક કૂવાઓ છે. અહીંઆંના સાંપૂ (સર્પ) સરોવરમાં અત્યુત્તમ જલ છે. આ સરોવરની સાથે પીપલ નગરની પ્રાચીન પ્રતિષ્ઠા ઉત્તમ પ્રકારે સંયુક્ત થયેલી છે. પાલી જાતનો પીપા નામનો એક બ્રાહ્મણ ઉક્ત સરોવરના તટપર રહેતા એક તક્ષક જાતીના સર્પને પ્રતિદિન દુગ્ધ પીવરાવતો હતો. અને સર્પ તેની સેવાથી પ્રસન્ન થઇને તેને નિત્ય બે સુવર્ણ મુદ્રા

આપતો હતો. તેને એક દિવસ કાંઇ કારણસર શહેરમાં જવું પડયું તેથી તેણે તે કામ પોતાના પુત્રને સોંપ્યું અને તેને તે સંબંધે સર્વ પ્રકારની સમજ આપી. ઉક્ત બ્રાહ્મણપુત્રે વિચાર કર્યો કે જો હું આ સર્પને મારી નાંખીશ તો મને સર્વ ધન એકદમ મળી જશે. આવો વિચાર કરી તે દૂધ અને જેષ્ટિકા, ઉભય વસ્તુઓ લઇને સરોવરના તટપર ગયો. સર્પ નિત્ય જે વખતે દુગ્ધ પીતો હતો તે વખતે તે બહાર નીકળ્યો અને બ્રાહ્મણ કુમારે મૂકેલું દૂધ પીવા લાગ્યો. પછી ધનલોભી બ્રાહ્મણ પુત્રે તત્કાળ તેના મસ્તકપર જેષ્ટિકાપ્રહાર કર્યો. આ પ્રહારથી સર્પના પ્રાણ નીકળ્યા નહિ, પરંતુ તે માત્ર ઘાયલ થયો. પછી તે તત્ક્ષણ પોતાના દરમાં ભરાઇ ગયો. ઉક્ત બ્રાહ્મણપુત્ર હતાશ અને ઉદાસ થઇને પોતાને ઘેર આવ્યો અને તેણે પોતાની માતાને સમસ્ત વૃત્તાંત નિવેદન કર્યું. તેની માતા આ વૃત્તાંત સાંભળી અત્યંત ભયભીત થઈ અને તેને લાગ્યું કે સર્પ અવશ્ય વૈર લેશે. પછી તેણે બીજે દિવસે પ્રભાતમાંજ પુત્રને પતિની પાસે મોકલી દેવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાના પુત્રને શહેરમાં મોકલી દેવાને માટે ગાડી, બળદ અને સેવક તૈયાર કર્યા. આખી રાત તે બ્રાહ્મણીને નિદ્રા આવી નહિ. પરોઢીઆમાં ઉઠીને તે પોતાના પુત્રને જાગૃત કરવાને માટે તેના શયનાલયમાં ગઇ. પરંતુ ત્યાં તેણે જે દ્રશ્ય જોયુ તેથી તે સ્તબ્ધ થઇ ગઇ. પુત્રની શય્યાપર પુત્રને બદલે એક પ્રચંડ સર્પ સૂતેલો તેને જણાયો. આજ વખતે પીપો શહેરમાંથી પાછો ફર્યો અને પોતાના પુત્રનો સર્પદ્વારા ભક્ષ થયાની વાત સાંભળી શોકસાગરમાં ડૂબી ગયો. પછી તે સર્પપર વૈર લેવાની વૃત્તિને મહા મુશ્કેલીથી દબાવીને તેને પૂર્વવત્ દૂધ પાઈ તેની સેવા કરવા લાગ્યો. ઉક્ત સર્પ, બ્રાહ્મણની સેવાથી પુનઃ પ્રસન્ન થયો અને પોતાનું દીર્ઘ કાળથી સંચિત કરેલું વિપુલ ધન તે બ્રાહ્મણને બતાવીને બોલ્યો કે "આ ઘટના દીર્ઘ કાળ પર્યંત સ્મરણમાં રહે એટલા માટે આ સ્થળે એકાદ સ્મારક અવશ્ય સ્થાપન કરજો. હવે આ સર્વ ધન તમારૂં છે." આથી પાલી જાતિના પીપા બ્રાહ્મણે આ પીપલનગર સ્થાપન કર્યું અને દ્રવ્યદાતા સર્પનું નામ અમર કરવાને માટે "સાંપૂ સરોવર" બંધાવ્યું. જૈન ધર્માવલંબી તક્ષક જાતિની સાથેના બ્રાહ્મણોના વિવાદનું સૂચન પણ આ વાતપરથી થાય છે. આ નગરમાં લક્ષ (લાખા) ફુલાણીનાં નામનો એક કુંડ છે. અતિ પ્રાચીન કાળમાં મારવાડના એક દૂરના પ્રાંતમાં આવેલા ફુલેરા નામક સ્થાનમાં લક્ષ ફુલાણીનું રાજ્ય હતું. એમ કહેવાય છે કે એક વખત તેની જયપતાકા સમુદ્રના તટપર્યંત ઉડી હતી. લુણી નદીના તટથી સિંધુ નદી પર્યંત હું જે જે સ્થાને ગયો તે તે સ્થાને લક્ષ ફુલાણીની પ્રશંસા મારા સાંભળવામાં આવી છે.*

**૨૩ મી નવેમ્બર.** માદ્રીય નામક સ્થાન અહીંઆંથી પાંચ કોસના અંતરપર છે. ત્યાં જવાનો માર્ગ ઉત્તમ પરંતુ નિર્જન છે. ગ્રામ મધ્યમ પંક્તિનું છે. આ ગ્રામમાં ઉત્તમ જળવાળું એક સરોવર છે.

**૨૪ મી નવેમ્બર.** ભૂરૂંડા નામક ગ્રામ આઠ કોસના અંતરપર છે. અમે જેમ જેમ આગળ જતા હતા તેમ તેમ પ્રકૃતિની દશા પણ બદલાતી જતી હતી. માર્ગ તરંગના આકારનો છે અને તે પાષાણ તથા રેતીનો બનેલો છે. માર્ગની આસપાસ તે દેશનાં નાના નાનાં વૃક્ષો આવી રહ્યાં છે. આ સ્થાન અતિ ઉચ્ચ છે અને અહીંઆંના માર્ગને "ગાગુરી પાસ" કહેવામાં આવે છે. શત્રુઓના આક્રમણની ગતિ રોકવાને માટે તથા વાણિજ્યના માલપર કર લેવાને માટે, આ સ્થાને રાજાના પુષ્કળ સૈનિકો રહે છે. મૈરતિયા વંશના પ્રચંડ પરાક્રમી કુચામુનના સામંત ગોપાળસિંહ ભૂરૂંડાના અધીશ્વર છે. આ ગામમાં દોઢસો ઘરની વસ્તી છે. અહીંઆંના કૃષિકારો જાટ જાતિના છે.

ભૂરૂંડામાં સાધારણ બાંધણીનાં સ્મારક મંદિરો મારા જોવામાં આવ્યાં. તેમાંના એકમાં વદનસિંહનું નામ કોતરેલું છે. વદનસિંહ કુચામુનના તાબાના સરદાર હતા. મૈરતાના મહા સંગ્રામમાં તેઓ સ્વદેશની

---

* જૈન શ્રુતિદ્વારા જે કાવ્ય ઉપલબ્ધ થાય છે તેમાંથી પ્રાચીન ઇતિહાસ અને ભૂગોળની પુષ્કળ માહિતી મળે છે. લક્ષના સંબંધમાં એક એવું કાવ્ય પ્રચલિત છે કે:—

"कुसपगढ सूरजपुरा, बासुकगढ और तक्ष;
अन्धानिगढ जगरपुर, जो फुलगढई लक्ष."

આ કાવ્યપરથી પ્રતીત થાય છે કે તક્ષક વંશીય લક્ષના અધિકારમાં ઉપર્યુક્ત પ્રાચીન ૭ નગરો હતાં.

રક્ષાને માટે ફ્રેંચ સેનાપતિ ડિવાઇનની સાથે મહાન વીરતા સહિત લડયા હતા. તેઓ આજ સંગ્રામમાં પડયા હતા. રાજપુત જાતિના સ્વાભાવિક ગુણો-રાજભક્તિ અને સ્વદેશભક્તિની જેઓ પ્રશંસા કરે છે તેઓ વદનસિંહની દીર્ઘ કાળ પર્યંત સ્તુતિ કરશે, એમાં કિંચિત્ પણ શંકા નથી. મારવાડેશ્વર વિજયસિંહે વદનસિંહની પાસેથી ભૂરૂંડા કોઇ કારણથી ખુંચવી લીધું હતું. આથી નિરૂપાયે વદનસિંહે જયપુર જઈ ત્યાંના રાજાનું શરણ ગ્રહણ કર્યું. જયપુરાધીશે રાજપુત લોકોની પ્રથા અનુસાર તેમને શરણે રાખી પોતાના રાજ્યમાં નિયત કર્યા. જે સમયે વદનસિંહ જયપુરમાં પ્રબલ શક્તિસંપન્ન થઇ ગયા, તે સમયે મહારાષ્ટ્રીઓએ મારવાડપર આક્રમણ કરી તેમના 'બાપોતા' નો વિધ્વંસ કરવાનો વિચાર કર્યો. જ્યારે આ વાત વદનસિંહના કાનપર આવી ત્યારે તેમણે સ્વદેશહિતૈષિતાની આગળ શત્રુતાનુ બલિદાન આપ્યું અર્થાત્ તેઓ મારવાડના રાજા સાથેની પોતાની પૂર્વ શત્રુતા ભૂલી ગયા અને માતૃભૂમિની રક્ષા કરવાને માટે મારવાડમાં ગયા. તેમણે જયપુરમાંથી પોતાની સાથે સોએક ઘોડેસ્વારો લઈ લીધા હતા. દુર્ભાગ્યવશાત્ તેઓ મારવાડેશ્વરની પાસે પહોંચે તે પૂર્વેજ મહારાષ્ટ્રીઓએ તેમને ઘેરી લીધા. વદનસિંહ અને તેમના મહા બળવાન અશ્વારોહીઓ પરમ સાહસથી શત્રુઓનો ચક્રવ્યૂહ ભેદી આગળ ગયા. તોપણ તેમના ઘણા માણસો માર્યા ગયા હતા. વદનસિંહ પોતાની માતૃભૂમિમાં જીવંત દશામાં પહોચ્યા અને રાજાને મળ્યા. વદનસિંહની અપૂર્વ રાજભક્તિ અને અસીમ સ્વદેશભક્તિ તથા અલૌકિક વીરત્વ જોઈ વિજયસિંહે આ ભૂરૂંડા પ્રદેશ તેમના વંશજોને પારિતોષિક તરિકે આપ્યો. આ પ્રદેશની વાર્ષિક ઉપજ સાત સહસ્ર મુદ્રા છે. શત્રુઓના કરાલ ગ્રાસમાંથી તે પ્રદેશનું રક્ષણ કરવાનો ભાર પણ તે સામંતોનેજ સોંપવામાં આવ્યો હતો.

ઉક્ત સ્મારક મંદિરોમાં પ્રતાપના નામનું એક મંદિર જોવામાં આવ્યું. આ પ્રદેશના રક્ષણને માટે ઔરંગઝેબની સેના સામે આ પ્રતાપે અપૂર્વ વીરતા સહિત યુદ્ધ કર્યું હતું. પરંતુ તેઓ તેમાં કૃતકાર્ય નહિ થતાં અનંતધામમાં પધાર્યા હતા.

**૨૫ મી નવેમ્બર.** અહીંઆંથી પાંચ કોસના અંતરપર ઇંદુવર ગ્રામ છે. એમાં બસેં ઘરની વસ્તી છે. અહીંઆંના સર્વ કૃષિકારો જાટ જાતિના છે. આ જાગના સબંધમાં હજી સુધી મેં કાંઇ પણ લખ્યું નથી. જાટ લોકો બળવાન, સ્વતંત્ર સ્વભાવના અને પરિશ્રમી હોય છે. એ લોકો હળ ચલાવવામાં અનુરક્ત અને સંગ્રામભીરૂ હોય છે. તેમનાં શરીર સ્થૂલ, અંગ પ્રત્યંગ બલિષ્ઠ અને વર્ણ કૃષ્ણ હોય છે. ગત અધ્યાયમાં મેં એક જાટ કૃષિકારનું વર્ણન કર્યું છે. આ ઇંદુવર ગ્રામ સિંધ દેશના પૂર્વ અધીશ્વરને અર્પણ કરવામાં આવ્યું હતું. મારવાડાધીશ્વરે ઉદારતાપૂર્વક અર્પણ કરેલા ગ્રામથીજ તેઓ પોતાનો નિર્વાહ ચલાવતા હતા. ઉક્ત સિંધી કનિરા જાતિના હતા અને પોતાને પારસી વંશમાંથી ઉતરી આવેલા જણાવતા હતા. બલુચિસ્તાનની નુમરી જાતિની તાલુપુરી શાખા સાથે વૈવાહિક સંબંધ જોડાવાથી ઉક્ત સિંધીના કુટુંબનાં માણસો પુષ્કળ વધી પડયાં છે. નુમરી લોકો હાલમાં પોતાને અફઘાન તરિકે જણાવે છે. કિંતુ વાસ્તવમાં તેઓ મધ્ય એશિયાની અસંખ્ય જાતિઓ પૈકી એક જાતિના લોકો છે.

**૨૬ મી નવેમ્બર.** મૈરતા નામક ગ્રામ આ સ્થાનેથી ચાર કોશના અંતરપર છે. અમે વિશાળ મેદાનમાં થઇને આ સ્થાને પહોંચ્યા. અમે અહીંઆંથી દક્ષિણ તરફ સાડાબાર કોસના અંતરપર અરવલ્લીની ગગનભેદી શિખરમાળા જોઈ. પશ્ચિમ દિશામાં અતિ નીચી જમીન અને વચ્ચે વચ્ચે તરંગાકારનાં નીચાં ઉંચાં તથા લીલાછમ વેલાઓ અને વનસ્પતિઓથી આચ્છાદિત થયેલાં ક્ષેત્રો અમારા જોવામાં આવ્યાં. આ સ્થાનની માટી સુંદર છે. પરંતુ જળ જમીનમાં ઘણે ઊંડે હોવાથી અહીંઆં ખેતી કરવાની સગવડ નથી. ગ્રામની નિકટનાં ક્ષેત્રોમાં જુવાર, મકાઇ અને તલ પુષ્કળ પાકે છે. આ ગ્રામ ઉચ્ચ ભૂમિ ઉપર આવેલુ છે, તેથી દેખાવમાં અતિ રમણીય લાગે છે. અત્યાચારી ઔરંગઝેબે અહીંઆંના એક મંદિરનો વિધ્વંસ કરી તે સ્થળે મસ્જીદ બંધાવી હતી. આ મસ્જીદનું શિખર આસપાસનાં મોટાં મોટાં હિંદુ મંદિરોથી અધિક ઉચ્ચ છે. ઔરંગઝેબે પરમ પરાક્રમી રાજા યશવંતસિંહ તથા તેમના જ્યેષ્ઠ કુમારને વિષ દઇને મારી નાંખ્યા હતા અને અજીતસિંહને વીશ વર્ષ પર્યંત રાજ્યભ્રષ્ટ કરી અગણિત રાઠોડોના રક્તથી મારવાડની ભૂમિ ભીંજાવી દીધી હતી. આ કારણથી તે સમસ્ત હિંદુ જાતિને અપ્રિય થઇ પડયો હતો,

તોપણ હિંદુઓની સહનશીલતા અને રાજભક્તિ અતિ પ્રબળ હોય છે. આ વાતનું પ્રમાણ ઉક્ત મસ્જીદમાં મળી આવે છે. આ મસ્જીદમાં એક એવો શિલાલેખ પ્રાપ્ત થાય છે કે જેમાં હિંદી અને ફારસી ભાષામાં મુસલમાનોએ કદિ પણ અત્યાચાર કર્યો નથી એવી મતલબનો લેખ વિદ્યમાન છે. એમ સાંભળવામાં આવે છે કે મારવાડના લોભી રાજા ધોકુલસિંહે ક્રૂર અને નરપિશાચ પઠાણોને સહાય કરી હતી અને તેમને પ્રસન્ન કરવાને માટે ઉક્ત શિલાલેખ ઉક્ત મસ્જીદમાં ચણાવ્યો હતો. પરંતુ અંતે તે કેવી રીતે ઠગાયો હતો અને પઠાણ નાયક અમીરખાંએ કેવી કઠોરતા અને કૃતઘ્નતાથી ધોકુલસિંહની સેનાનો સંહાર કર્યો હતો તે પાઠકગણ સારી રીતે જાણે છે.

મંદોરના રાવ દુધાએ આ મેરતા નગર વસાવ્યું હતું અને તેમના પ્રસિદ્ધ પુત્ર માલદેવે માલકોટ નામનો દુર્ગ બંધાવ્યો હતો.+ તેમણે ૩૬૦ નગરો અને ગ્રામોથી ભરેલો મેરતા પ્રદેશ પોતાના પુત્ર જયમલને અર્પણ કર્યો હતો. મેરતિયા વંશની સ્થાપના અહીંઆંથીજ થઇ હતી. આ વંશ રાઠોડ જાતિમાં સર્વથી શ્રેષ્ઠ અને પરાક્રમી ગણાય છે. મહાવીર જયમલ મારવાડની બહાર પોતાનું નામ અમર કરવાને માટે ઉત્પન્ન થયા હતા. જયમલે દિલ્લીશ્વર શેરશાહની સાથે યુદ્ધ કરતી વખત સાવધાનીપૂર્વક કામ નહિ કર્યું તેથીજ યવનસમ્રાટ્ વિશ્વાસઘાત કરીને નાશી ગયો હતો. આ અપરાધને માટે માલદેવે જયમલને મંદોરથી હદપાર કર્યા હતા. હદપાર થયેલા રાઠોડ રાજકુમાર મેવાડના રાજાને શરણે ગયા. મેવાડપતિએ તેમને અત્યંત આદરસહિત ગ્રહણ કર્યા અને પોતાના રાજ્યનો મોટો અને સમૃદ્ધિશાલી બિદનોર પ્રદેશ તેમને અર્પણ કર્યો. જયમલ જે પ્રદેશમાંથી પદચ્યુત થયા હતા તે પ્રદેશ કરતા બિદનોર અધિક ફળદ્રૂપ અને અધિક ઉપજનો હતો. જયમલે મેવાડેશ્વરની આકૃપાનું ઋણ કેવી રીતે અદા કર્યું હતું તે વૃત્તાંત અમે લખી ચૂકયા છીએ. મોગલકુલતિલક અકબરે પોતાના હાથથી મહાવીર જયમલનો નાશ કરવામાં મહા સન્માન માન્યું હતું અને તેણે જે બંદુકથી તેમના પ્રાણ લીધા હતા તે બંદુકની પ્રતિષ્ઠા તેણે વધારી મૂકી હતી. સમ્રાટ્ જહાંગીરે વીરશ્રેષ્ઠ જયમલની ભારે પ્રશંસા કરી હતી અને તેના બાળકને રાણાને સ્વાધીન કર્યો હતો. વળી તેણે ચિત્તોડના સંરક્ષણને માટે અપૂર્વ વીરતાસહિત પોતાના પ્રાણનું બલિદાન આપનાર જયમલના સ્મારક તરિકે એક કીર્તિસ્તંભ બંધાવ્યો હતો. વિખ્યાત ઇતિહાસવેત્તા અબ્બુલફઝલ, અંગ્રેજ એલચીના પુરોહિત હર્બર્ટ અને બર્નિયર પ્રભૃતિ પંડિતોએ મહાવીર જયમલની અત્યંત પ્રશંસા કરીને તેની જયઘોષણા કરી છે. પરમ તેજસ્વી લૉર્ડ હેસ્ટીંગ્સ કે જેઓ રાજપુત જાતિનાં વીરત્વ, પરાક્રમ, પ્રતાપ અને પ્રભુતાના મહાન પ્રશંસક હતા. તેમણે પણ જયમલનાં અનુપમેય પરાક્રમનો ઇતિહાસ વાંચી તેથી મુગ્ધ થઇ તેમના સન્માનાર્થે તેમના વંશજ બિદનોરના વર્તમાન સાહસિક સામંતને પ્રસન્ન કર્યા હતા.

મેરતાનગર મહા પ્રચંડ અને અત્યંત દ્રઢ કોટથી ઉત્તમ પ્રકારે સુરક્ષિત છે. તેની પશ્ચિમ તરફનો કોટ માટીનો બનેલો છે, અને પૂર્વ તરફનો કોટ પાષાણનો છે. આ નગરમાંનાં ઘરો જીર્ણ અને છિન્નભિન્ન અવસ્થામાં જણાય છે. આ નગરમાં વીસહજાર ઘરની વસ્તી છે. સમસ્ત હિંદુ નગરોની પેઠે આ નગરમાં પણ શ્રીમંત લોકોના મનોહર મહાલયોની પાસે દીનહીન લોકોની પર્ણકુટીઓ દ્રષ્ટિગોચર થાય છે. આ નગરના નૈર્ઋત્ય કોણમાં દુર્ગ આવેલો છે. આ દુર્ગનો ઘેરાવો પ્રાય: એક કોસનો હશે. દુર્ગની પૂર્વ અને પશ્ચિમ દિશામાં નાનાં નાનાં સરોવરો આવેલાં છે. આ નગરમાં કૂવાઓ પણ ઘણા છે, પ્રરંતુ સર્વ કૂવાનું પાણી ખરાબ છે. નગરની ચારે તરફ "દુધસાર" "વાઇજપા" "દુરાણી" "ધનગોલીઆ" પ્રભૃતિ નામનાં અનેક મોટાં મોટાં જલાશયો આવેલાં છે.

મેરતાનો સપાટ પ્રદેશ અગણિત સમાધિ મંદિરો, તથા સ્મારક સ્તંભોથી સુશોભિત બનેલો છે. જે મહાવીરોએ પરસ્પરના વિગ્રહના સમયમાં વા મહા બળવાન મહારાષ્ટ્રીઓના કરાલ ગ્રાસમાંથી સ્વદેશની

+ રાવ દુધાને માલદેવ અતિરિક્ત બીજા પણ પુત્રો હતા. તેમાંના વીરમલ અને વીરસિંહે માળવા દેશમાં અમઝેરા નામક રાજ્ય સ્થાપન કર્યું હતું. આ રાજ્ય અદ્યાપિ તેમના ઉત્તરાધિકારીઓના હાથમા છે. ત્રીજાનું નામ રત્નસિંહ હતું. રાણા કુંભની સુવિખ્યાત રાણી મીરાંબાઇના એ પિતા હતા.

રક્ષા કરવાના સમયમાં પોતાનું રૂધિર જન્મભૂમિને અર્પણ કર્યું હતું તેમની કીર્તિની ઘોષણાને અર્થે તથા તેમનાં સ્મરણાર્થે આ મંદિરો બંધાવવામાં આવ્યાં છે. રાઠોડોની જાતીય એકતા શા કારણથી છિન્નભિન્ન થઇ ગઇ? દક્ષિણી લોકો કેવી રીતે મારવાડમાં ઘુસ્યા ? અને મારવાડીઓની જાતીય જીવનશક્તિ શી રીતે અત્યંત દુર્બળ થઇ ગઇ ? તે જાણ્યા વિના આ ચિરસ્મરણીય ક્ષેત્રનું અતિક્રમણ કરવું અવશ્ય અસંભવિત છે. રાજા અજીતસિંહની હત્યા સંબંધે કેટલોક ઉલ્લેખ હું પાછળ કરી ચૂક્યો છું. સાક્ષાત્ પિશાચસ્વરૂપ બે સૈયદ ભ્રાતાઓએ સમ્રાટ્ ફર્રૂખશીઅરને પદચ્યુત કરીને રમકડાંની પેઠે એક પછી એક પાદશાહને ભારતવર્ષના સિંહાસનપર બેસાડવા માંડયા તે વખતે તેમની નિંદ્ય રાજનીતિના પરિણામે અજીતસિંહ પોતાના પુત્રના પાપિષ્ઠ અને કલુષિત હાથે માર્યા ગયા હતા. અજીતસિંહની પુત્રી સાથે સમ્રાટ્ ફર્રૂખશીઅરનો વિવાહ થયો હતો. આ વખતે ફર્રૂખશીઅરનો કોઇ રોગ એક અંગ્રેજ ડૉક્ટરે નિવારણ કર્યાથી અંગ્રેજોને આ દેશમાં સૌથી પહેલી ભૂમિ મળી હતી. પરંતુ અજીતસિંહે પોતાના પુત્ર અભયસિંહને દિલ્લીમાં રાખ્યો અને પોતાની પુત્રીને પાછી પોતાને ત્યા તેડાવી લીધી. કારણ કે તેઓ ઉક્ત ઉભય સૈયદ ભ્રાતાઓની નિંદ્ય અને ઘૃણિત રાજનીતિનું સમર્થન કરવાને કોઇ પણ પ્રકારે ઇચ્છતા નહોતા. રાજા અજિતસિંહને આ રીતે પોતાની ષડ્યંત્રજાલમાંથી મુક્ત થયેલા જોઇને ઉક્ત સૈયદ ભ્રાતાઓએ પોતાની સ્વાભાવિક વિકટ મૂર્તિ સ્પષ્ટ રીતે ધારણ કરી અને તેના પુત્ર અભયસિંહને પોતાની સમક્ષ બોલાવીને કહ્યું કે "જો તમે તમારા પિતાનો વધ કરીને અમારી રાજનીતિનું અનુસરણ કરશો તો તમને મારવાડના સિંહાસનપર બેસાડવામાં આવશે, અન્યથા મારવાડ રાજ્ય ખાલસા કરવામાં આવશે." ઉક્ત નરપિશાચોએ પોતાનો ઉદ્દેશ સફળ કરવાને માટે અભયસિંહ ઉપર જે ઉપાય અજમાવ્યો અને અભયસિંહ તેને આધીન થયો તે દ્વારા રાજપુત જાતિના સ્વભાવનો એક બીજો અંશ સ્પષ્ટરીતે વ્યક્ત થાય છે. જ્યારે અભયસિંહે પોતાના પિતાનો જીવનદીપ બુઝાવવાની સ્પષ્ટ ના પાડી ત્યારે ઉક્ત સૈયદ ભ્રાતાઓએ તેને પ્રશ્ન કર્યો કે "માબાપકી શાખા યા જમીનકી શાખ?" (અર્થાત્ તમે માબાપની શાખા છો કે જન્મભૂમિની શાખા છો ?) અમે ઉપર જણાવી ગયા છીએ કે માતૃભૂમિ એજ રાજપુત જાતિનુ સર્વસ્વ છે અને તેને માટે રાજપુતો ગમે તે કાર્ય કરવાને તત્પર થાય છે. આજ કારણથી અભયસિંહને મારવાડના સિંહાસનનો લોભ પેદા થયો. અજિતસિંહ સમાન સાધુ પુરુષના વીર્યથી અભયસિંહ અને વખ્તસિંહ સમાન નરરાક્ષસોએ જન્મ ગ્રહણ કરી ઉક્ત સૈયદોનો ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે પોતાના પૂજ્ય પિતાનો વધ કર્યો. આ વાત માની પણ ન શકાય તેવી છે. પરંતુ પ્રત્યક્ષ પ્રમાણ ગમે તેવા પ્રબળ સંદેહનું નિવારણ કરી નાંખે છે. હું રાજપુત જાતિ પ્રત્યે મહાન આદરની દ્રષ્ટિથી જોઉં છું અને તેમના પક્ષનો પ્રબળ સમર્થક છું, તેથી આ ઘોર કલંકની વાત લખતાં મારી લેખિની અચકાય છે. પરંતુ રાજપુત જાતિ પ્રત્યેનાં માન કરતાં સત્યને વિશેષ પ્રિય ગણવું એ પ્રત્યેક મનુષ્યનો પરમ ધર્મ છે. માટે અહીંઆં તે વાત ખેદસહિત લખવાને પ્રવૃત્ત થાઉં છું. અજિતસિંહના બાર પુત્રોમાંથી અભયસિંહ અને વખ્તસિંહ મોટા હતા અને તે ઉભય બુંદીની રાજકુમારીના ગર્ભથી ઉત્પન્ન થયા હતા.

રાઠોડકુલકલંક અભયસિંહ જે સમયે સાક્ષાત્ યમદૂતનું સ્વરૂપ ધારણ કરી ઉક્ત ઉભય સૈયદ ભ્રાતાઓની માગણી અનુસાર પિતૃવધરૂપી મહાપાતકમાં પડવાને તૈયાર થયો તે સમયે મારવાડેશ્વર અજીતસિંહ પોતાના વચલા કુમાર વખ્તસિંહની સાથે નાગરમાં રહેતા હતા. અભયસિંહે ગુપ્ત રીતે વખ્તસિંહપર એવી મતલબનો પત્ર લખ્યો કે "જો તમે પિતાનો નાશ કરશો તો હું તમને ૫૬૫ નગરોથી ભરેલો નાગર પ્રદેશ સમર્પણ કરીશ અને તમે સ્વતંત્ર રાજાની ઉપાધિ ધારણ કરી તેપર રાજ્ય ચલાવી શકશો." દુરાત્મા વખ્તસિંહ પોતાના બંધુનો આ પત્ર વાંચી કિંચિત્ પણ કંપાયમાન થયો નહિ—તેને જરા પણ શોક કિંવા દુઃખ ઉત્પન્ન થયું નહિ. ઉલટો તે પત્ર વાંચી તે પરમ સાહસસહિત પોતાના જન્મદાતાના પ્રાણનો સંહાર કરવાને ઉદ્યુક્ત થયો. તેની માતા તેની અદમનીય પ્રકૃતિ, ઉગ્ર સ્વભાવ, અસીમ સાહસિકતા, અને અત્યંત ક્રોધ જોઈ ભયભીત થઇ. તેની નરરક્તપિપાસા તે કોઇને કોઇ રીતે જાણી ગઈ અને સદા ભયભીત રહેવા લાગી. એક દિવસ તેણે પોતાના સ્વામીને નિવેદન કર્યું કે "સાયંકાળ પછી આપ કદિ પણ એકલા રહેશો નહિ અને એકાંતમાં કદિ પણ વખ્તસિંહની પાસે જશો નહિ." પરંતુ રાજા અજીતસિંહ પરમસાહસિક અને અત્યંત બલિષ્ઠ હતા, તેથી તેમણે રાણીની

આ વાતપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ અને તેને કહ્યું કે "શું તે મારો પોતાનો પુત્ર નથી? હું તેને એક થપ્પડ મારીને સીધો દોર કરી દઉં એવો છું." અફસોસ! સાધુ અજીતસિંહને એક ક્ષણભર પણ એવી કલ્પના આવી નહિ કે વખ્તસિંહ તેને ત્યાં કાળસર્પ જન્મ્યો હતો.

મહાપાતકી વખ્તસિંહને અભયસિંહનો પત્ર પ્રાપ્ત થયા પછી તે રાજાજ્ઞાથી તેમના શયનગૃહની પાસેના ઓરડામાં સુવા લાગ્યો. તે અતિ ઉંડા પાપપંકમાં પતિત થવાને અને નિર્મલ રાઠોડ કુલને કલંકની કાલિમા લગાડવાને યોગ્ય સમયની પ્રતીક્ષા કરવા લાગ્યો. એક દિવસ તેને યોગ્ય સંધિ પ્રાપ્ત થઇ. કાલરાત્રિએ ભયાનક મૂર્તિ ધારણ કરી જગતને આવૃત કરી દીધું. મહાલયમાં શાંતિનું સામ્રાજ્ય પ્રસરી ગયું. નિદ્રાની મોહક શક્તિએ મહાલયમાંનાં પ્રત્યેક સ્ત્રી પુરુષ ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. ચારે તરફ ભયકર અંધકારનુ સામ્રાજ્ય સ્થાપન થઇ ગયુ. મહારાજા અજીતસિંહ પોતાની રાણીસહિત નિદ્રાના ખોળામાં સૂતા હતા તે વખતે વખ્તસિંહ કાલકૂટવિષધરની પેઠે નિર્ભયતાપૂર્વક તેમના ઓરડામાં ગયો અને શય્યાની નીચેથી પોતાના પિતાની સમશેર લઇને તેણે પોતાના જન્મદાતાનું પવિત્ર જીવન નષ્ટ કરી દીધું. જ્યારે અજીતસિંહના શરીરમાંથી ઉષ્ણ રક્ત નીકળીને તેમની રાણીનાં અંગને લાગ્યું ત્યારે તેની નિદ્રાનો ભંગ થયો. તેણે દ્રષ્ટિ ફેંકી તો તેને શું જણાયું? અરે જે પુત્રને તેણે નવ માસપર્યંત પોતાના ગર્ભમાં રાખ્યો હતો તેજ પુત્રે તેના પવિત્ર પતિનો વધ કર્યો હતો. આ દ્રશ્ય જોઇ તે આશ્ચર્ય વિમૂઢ બની ગઇ. જેનાં ચરિત્ર ઉપર તેને પ્રબળ સંદેહ ઉત્પન્ન થયો હતો તેજ નારકી વખ્તસિંહે તેના પ્રિય પતિના પવિત્ર પ્રાણ લીધા હતા. રાણી પતિવિયોગથી ઉન્મત્ત થઇને રોદન કરવા લાગી. તેના રોદનથી નિકટના ઓરડામાં સૂતેલા રાજપુત રક્ષકો જાગૃત થઈ ગયા. તેઓ શીઘ્રતાથી રાજાના શયનગૃહનું દ્વાર તોડીને અંદર આવ્યા. ત્યાં આવીને જુએ છે તો તેમણે રાજાને મરણ પામેલા જોયા. તેમનું પ્રાણશૂન્ય રક્તાવૃત શબ શય્યા ઉપર પડેલુ હતું. રાણી પતિવિરહથી ઉન્મત્ત બની ગઇ હતી.

પિતૃઘાતક વખ્તસિંહ રાજપુત રક્ષકો આવ્યા તે પૂર્વે અગાશી ઉપર નાશી ગયો અને જતી વખત સર્વ દ્વારો બંધ કરતો ગયો. સર્વ માણસોએ દ્વારો તોડવાનો પ્રયાસ કર્યો, પરંતુ તેઓ પ્રાતઃકાળ પર્યંત તે કાર્ય સમાપ્ત કરી શક્યા નહિ. પ્રાતઃકાળ થતાંજ વખ્તસિંહે અગાશી ઉપરથી પોતાના બંધુ અભયસિંહનો પત્ર મહાલયના આંગણામાં ફેંક્યો અને તે બોલ્યો "મેં મારી ઇચ્છાથી મહારાજાના પ્રાણ લીધા નથી, પરંતુ આ પત્રે મને એમનો વધ કરવાની આજ્ઞા કરી હતી." રાજપુતો મહાન રાજભક્ત હોય છે. હવે અભયસિંહ મારવાડના અધીશ્વર થયા હતા તેથી તેમણે અભયસિંહની ઇચ્છા વિરૂદ્ધ કાંઇપણ કરવું ઉચિત ધાર્યું નહિ. ઉલટા તેઓ પિતૃઘાતક પ્રત્યે ભક્તિ પ્રદર્શિત કરવા લાગ્યા. મહારાજા અજીતસિંહની સાથે તેમની ૮૪ રાણીઓ ચિતામાં બળીને ભસ્મ થઇ. અજીતસિંહ અને તેમની રાણીઓના ચિતાધુમ્રના અંધકારથી જાણે સમસ્ત મારવાડ ઘેરાઇ ગયો. મહારાજા અજીતસિંહે પ્રજાનાં મન એટલાં બધાં જીતી લીધાં હતાં કે તેમના જેવો લોકપ્રિય રાજા સમસ્ત ભારતવર્ષમાં કોઇપણ કાળે થયો નહોતો, એમ કહીએ તો તેમાં કિંચિત્ પણ અતિશયોક્તિ નથી. તેમની પ્રદીપ્ત ચિતામાં તેમને ચાહનારા પુષ્કળ માણસોએ પોતાનાં જીવન વિસર્જન કર્યાં હતાં. મહા બળવાન અજીતસિંહના અવસાનથી સર્વ સામંતો, અને સમસ્ત મારવાડનાં આબાલવૃદ્ધ નરનારીઓએ હૃદયભેદી રોદનથી આકાશને પ્રતિધ્વનિત કરી દીધું. ઇતિહાસ, રાઠોડકુલના કલંકરૂપ અભયસિંહ અને વખ્તસિંહની દીર્ઘ કાળ પર્યંત નિંદા કરશે. તેમનાં આ કૃત્ય ધિક્કારી નાંખવાને માટે કવિઓએ પોતાની વાણીનો ઉપયોગ કરવામાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ. કવિઓની શોકમય કવિતાઓમાંની એકનો ઉલ્લેખ અત્રે કરવામાં આવે છેઃ—

**वख्त वख्त बाइरा, क्यों मारा अजमाल, †**
**हिंदुआनीका सेवरा तुर्कानीका शाल.**

આ કવિતાનો ભાવાર્થ એવો છે કે "હે વખ્ત! તેં શા માટે અજમાલની હત્યા કરી છે? તેઓ હિંદુઓના મહાન રક્ષક સ્વરૂપ અને મુસલમાનોનાં સાલરૂપ હતા."

† અજીતને અજેય ગણીને કવિએ અહીંઆં તેમને "અજમાલ" કહ્યા છે.

પોતાના પિતાની હત્યા કરવા માટે વખ્તસિંહને પોતાના જ્યેષ્ઠ બંધુના તરફથી નાગર પ્રદેશ મળ્યો અને પાપી અભયસિંહને નરપિશાચ સૈયદોની કામના પૂર્ણ કરવા માટે પુરસ્કાર તરિકે સમસ્ત મારવાડ દેશનું સિંહાસન અને ગુજરાતની સૂબેદારી મળી. જ્યારે મોગલ સામ્રાજ્યપર ઘોર વિપત્તિ આવી પડી ત્યારે અભયસિંહે ગુજરાત દેશનો કેટલોક ભાગ મહારાષ્ટ્રીઓને વહેંચી આપ્યો, અને તેનાં વીણા-મહલ, સાંચોર તથા બીજાં કેટલાંક સમૃદ્ધિશાલી પ્રગણાંઓ પોતાના તાબામાં લીધાં. અને મારવાડના કવિઓએ જેને "બદબખ્ત"ની ઉપાધિ આપી હતી તે વખ્તને ઝાલોર પ્રદેશ આપી દીધો. ઉક્ત ઉભય બંધુઓએ કરેલી પિતૃહત્યાને લીધે મારવાડમાં શીઘ્ર પ્રબળ વિગ્રહાગ્નિ પ્રદીપ્ત થઈ ગયો.

મહાવીર અજીતસિંહના અન્યાન્ય પુત્રોને રાજવાડા સાથે કેવો કેવો સંબંધ હતો તેનું વર્ણન હવે અમે કરીશું. અજીતસિંહના એક પુત્ર દેવીસિંહને ચપાવતકુલના અગ્રેસર મહાસિંહે દત્તક લીધા. દેવીસિંહ વીણામહલના સુબા થયા હતા પરંતુ જ્યારે તેઓ કોળી લોકોના ઉપદ્રવથી ત્યાંની પ્રજાનું સરંક્ષણ કરી શક્યા નહિ ત્યારે તેમને ત્યાંથી ખસેડી પોકર્ણ પ્રદેશની સુબાગીરી આપવામાં આવી. સુબલસિંહ અને સાલિમસિંહ ઉક્ત દેવીસિંહના પુત્ર તથા પૌત્ર હતા.

અજીતસિંહના એક બીજા પુત્ર આનંદસિંહને ઇદોરના સ્વતંત્ર રાજાએ દત્તક લીધા હતા. રાઠોડ જાતિમાં એક વિચિત્ર પ્રથા પ્રચલિત છે. જો કનિષ્ઠ રાજપુત્રને કોઈ સ્વતંત્ર રાજા દત્તક તરિકે ગ્રહણ કરે તો મારવાડના સિંહાસન ઉપર તેના વંશજોનો અધિકાર સ્થાપિત થાય છે પરંતુ જો તેને સ્વદેશનો કોઇ સામંત દત્તક તરિકે ગ્રહણ કરે તો તેનો વા તેના પુત્રોનો મારવાડના સિહાસન ઉપર કોઈ પણ પ્રકારનો અધિકાર રહેતો નથી. કોઇ આધીન સામંત જો તેને દત્તક લે તો મારવાડનાં સિહા-સન સાથેનો તેનો સર્વ સબંધ લુપ્ત થાય છે. માત્ર તે આધીન સામંતનોજ ઉત્તરાધિકારી થાય છે. આ ચિર પ્રથાનુસાર દેવીસિહનો મારવાડના સિંહાસન ઉપર કાંઇ પણ અધિકાર રહ્યો નહિ, પરંતુ આનંદ-સિંહના વંશજોનો અધિકાર સ્વીકારવામાં આવ્યો.

પિતૃઘાતક અભયસિંહના મસ્તકપર જ્યારે મારવાડનું રાજછત્ર ધરવામાં આવ્યું તે વખતે દિલ્લીના યવન સમ્રાટ્‌ની સત્તા છિન્નભિન્ન થવાની તૈયારીમાં હતી. વિશાળ મોગલ સામ્રાજ્યનાં અંગ પ્રત્યંગ ખંડિત થઇને લુપ્તપ્રાય થઈ ગયાં હતાં. મોગલ સમ્રાટ્‌નુ સિંહાસન કંપાયમાન થતું હતું. આ ઉત્તમ સંધિનો લાભ લઈ અભયસિંહે અન્યાન્ય સુબાઓ અને માંડલિક રાજાઓની પેઠે ઘણા પ્રદેશો પોતાના રાજ્યમાં સંયોજી દીધા હતા. જે વખતે તે મરણ પામ્યો તે વખતે તેના રાજ્યની મોટી જાહોજલાલી હતી. અભયસિંહનું મૃત્યુ થયા પશ્ચાત્ તેના પુત્ર રામસિંહના હાથમાં મારવાડનો શાસનભાર આવ્યો. આ વખતે વખ્તસિંહ નાગરમાં રાજ્ય કરતો હતો. જ્યારે તેનો ભત્રિજો રાજસિંહાસનપર અધિષ્ઠિત થયો ત્યારે તેણે પોતાની વૃદ્ધ ધાત્રીને રાજટીકા અને ઇતર અભિનંદન ચિન્હસ્વરૂપ ઉપહારો આપીને જોધપુર મોકલી. રાજવાડામાં ધાત્રીઓનો સત્કાર ઘણો સારો થાય છે. પરંતુ રામસિંહ આ ધાત્રીને આવેલી જોઇ પ્રસન્ન થયો નહિ. તેનો સ્વભાવ ઉગ્ર હતો. તેણે દૂત તરિકે આ ધાત્રીને આવેલી જોઇ ક્રોધિત થઈ તેને કહ્યું "નવા અધીશ્વરને અભિનંદન આપવાને માટે કાકાને વૃદ્ધ ધાત્રી શિવાય કોઈ ઇતર માણસ નહિ મળ્યું?" પછી તેણે તરતજ ધાત્રીને પાછી રવાના કરી દીધી. નાગર જોધપુરને આધીન હોવાથી તેના રાજાનું પદ મારવાડેશ્વર કરતાં નાનું હતું. આજ કારણથી વખ્તસિંહ સ્વયં પોતાને અભિનંદન આપવાને નહિ આવ્યા કિંવા કોઇ વજનદાર માણસને તેના પ્રતિનિધિ તરિકે નહિ મોકલ્યા તેટલા માટે રામસિંહને ખોટું લાગ્યું અને તેણે ઉક્ત ધાત્રી સાથે તેના સમસ્ત ઉપહારો પાછા રવાના કરી દીધા અને તેની સાથે કહેવરાવી મોકલ્યું કે "કાકાએ સમસ્ત ઝાલોર પ્રદેશ પાછો આપી દેવો એવી મારી આજ્ઞા છે. આ વાત તેમને કહેજે" અપમાનિત ધાત્રીએ રામસિંહે કહેલી સર્વ કટુ વાતો વખ્તસિંહને કહી. વખ્તસિંહે પોતાના ભત્રિજાની ઉચ્છૃંખલતા જોઇ તથા અન્યાયી આજ્ઞા સાંભળી તેના પર મધુર શબ્દોમાં પત્યુત્તર મોકલ્યો કે "ઝાલોર અને નાગર આ ઉભય પ્રદેશો આપને આધીન છે." પરંતુ આ મધુર અને વિનયયુક્ત શબ્દોએ રામસિંહના હૃદયપર કિંચિત્ પણ અસર કરી નહિ. તેનો

ક્રોધ દ્વિગુણ વૃદ્ધિ પામ્યો અને તેણે પોતાના કાકાની સાથે ભયંકર શત્રુતા કરી. ઉભયની વચ્ચે ઘોર ઝઘડો થયો અને તેનું પરિણામ શું આવ્યું તે પાઠકની જાણ માટે નીચે લખવામાં આવે છે.

મારવાડેશ્વર રામસિંહ ઉદ્ધત, ઉચ્છૃંખલ અને શિષ્ટાચારહીન હતો. પોતાના આધીન માંડલિકોની સાથે કેવી રીતનું વર્તન રાખવું જોઇએ, તે તે કિંચિત્ પણ જાણતો નહોતો. આહોયાના સરદાર કુશલસિંહ મારવાડના સામંતોમાં સર્વથી શ્રેષ્ઠ અને ચંપાવત કુલના નેતા હતા. તેઓ શરીરે ઠીંગણા પરંતુ બળવાન હતા, વળી તેઓ અસભ્ય અને સ્થૂળબુદ્ધિના હતા, તેથી તેઓ નવા રાજાને પસંદ પડયા નહિ. રામસિંહ તેને "ગુરજી ગંડક" અર્થાત્ "મૂર્ખ શ્વાન" કહેતો હતો. એક દિવસ તેણે કુશલસિંહને જાહેર રીતે "ગુરજી" કહીને બોલાવ્યો. મહારાજાનાં આ અપમાન કારક વચનો સાંભળી ઉક્ત સામંતે તત્કાળ પ્રત્યુત્તર આપ્યો કે "આ ગુરજી સિંહનો વધ કરવાની હિમ્મત ધરાવે છે."

યદ્યપિ રામસિંહ આ ઉત્તરથી મનમાં અત્યંત નારાજ થયા, પરંતુ તેમણે તે વખતે પોતાના મુખમાંથી એક પણ શબ્દ બહાર પાડયો નહિ. આ પ્રકારની બીજી એક વાતથી તે ઉભયની શત્રુતામાં વૃદ્ધિ થઇ. એક દિવસ રાજા રામસિંહ અને કુશલસિંહ મંદોરના જંગલમાં ફરતા હતા. એવામાં રામસિંહે કુશલસિંહને એક વૃક્ષ તરફ અંગુલિનિર્દેશ કરીને પૂછ્યું "આ વૃક્ષનું નામ શું છે?" કુશલસિંહે ઘમંડ સહિત પ્રત્યુત્તર આપ્યો કે "જેવી રીતે રાજપુત જાતિમાં હું ગૌરવસ્વરૂપ છું તેવી રીતે આ ચંપાનો છોડ આ વનની શોભા સ્વરૂપ છે." આ ઉત્તર સાભળી રામસિંહે ક્રોધાન્વિત થઇ કહ્યું "હમણાં ને હમણાં આ છોડને ઉખેડીને ફેંકી દો. મારવાડમાં ચંપાના નામનો એક પણ પદાર્થ રહેશે નહિ" કુશલસિંહ આ વખતે તો મૌન રહ્યા, પરંતુ તેમના હૃદયમાં ક્રોધનો પાર રહ્યો નહિ.

જેવી રીતે ચંપાવત કુલનો નેતા બળવાન કુશલસિંહ હતો તેવી રીતે કંપાવત કુલનો નેતા કુન્નીરામ હતો. કુન્નીરામ પણ અતિ સાહસિક અને મહા બળવાન હતો. કુન્નીરામપર પણ રામસિંહની અકૃપા થઇ. કુન્નીરામ કાંઇક કદરૂપો હતો. એક દિવસે રામસિંહે તેને "બુઢ્ઢ બંદર" કહીને બોલાવ્યો. આ વચનો સાંભળી કુન્નીરામે પ્રત્યુત્તર આપ્યો "જે વખતે આ બંદર (વાંદરો) નૃત્ય કરશે તે વખતે આપને અત્યંત આનંદ થશે." આટલા શબ્દો બોલી તે તરતજ આહોયાના સરદારની સાથે રાજસભામાંથી ચાલ્યો ગયો. તેઓ નાગરમાં જઇ સેના સંગ્રહિત કરવા લાગ્યા. જ્યારે તેઓ નાગરમાં ગયા ત્યારે વખ્તસિંહ ત્યાં હાજર નહોતા. જ્યારે તેમણે તેમનાં આગમનની અને પોતાના ભત્રીજાની કઠોરતાની વાત સાંભળી ત્યારે તેઓ તત્કાળ પોતાની રાજધાનીમાં જઇ પહોંચ્યા. તેમણે તે ઉભય સામંતોને શાંત કરીને કહ્યું કે "હું મધ્યસ્થ થઇને તમારી તકરારનો નિવેડો આણીશ." પરંતુ અપમાનિત સામંતોએ તેની વાતપર લક્ષ્ય આપ્યું નહિ. તેમણે વખ્તસિંહની સમક્ષ પ્રતિજ્ઞા કરી કે "અમે કાદપણ રામસિંહને સ્વામિ ગણીને તેની આગળ જઇશું નહિ." વળી તેમણે જણાવ્યું કે "આપને જોધપુરના સિંહાસનપર આરૂઢ કરવાને માટે અમે અમારાથી બનતી સર્વ સહાય કરીશુ. અને જો આપ અમારી આ માગણીનો સ્વીકાર નહિ કરશો તો અમે સદાને માટે મારવાડ છોડીને બીજા દેશમાં ચાલ્યા જઇશું." વખ્તસિંહે થોડા સમય સુધી ઈંગ્લાંડના રાજા રિચર્ડની પેઠે વર્તન કર્યું, પરંતુ થોડાજ વખતમાં તેના ભત્રીજાના ઉગ્ર સ્વભાવે ભયંકર વિગ્રહને જન્મ આપ્યો.

"મારવાડના સર્વથી મોટા સામંત કુશલસિંહ અને કુન્નીરામને કાકા વખ્તસિંહે આશ્રય આપ્યો છે" આ વાત સાંભળી રામસિંહે તેનાપર એક પત્ર લખ્યો અને તેને જણાવ્યું કે "ઝાલોરનું રાજ્ય પાછું સોંપી દો" વખ્તસિંહે પુનઃ નમ્ર શબ્દોમાં પ્રત્યુત્તર લખ્યો કે "હુ આપ સ્વામિની વિરૂદ્ધ આચરણ કરવાનું સાહસ ધરાવતો નથી, જો આપ સ્વયં અહીંઆં પધારશો તો હું અભિષેકજલથી ભરેલો કલશ આપના હાથમાં અર્પણ કરીશ." પરંતુ રામસિંહે આ માગણીનો સ્વીકાર કર્યો નહિ અને શીઘ્ર ઉભયની વચ્ચે યુદ્ધ થવાનો પ્રસંગ આવી પહોંચ્યો. મૈરતાના મેદાનમાં ઉભય રાજપુત્રો પોતપોતાની સેના લઈ મદોન્મત્ત હાથીની પેઠે ગયા. મારવાડના સર્વ સામંતો કરતાં મૈરતાના સામંતો અધિક સાહસિક અને અધિક શૌર્યવાન છે. આ સર્વ સામંતો રામસિંહની પતાકા નીચે એકત્રિત થયા. રિયા, બુદસુ, મિથરિ,

ખોલર, ભરાવર, કોચામુન, અલનિવાસ, જુસુરી, વકરી, ભુરૂંદા અને ચંદારૂણના સામંતો રણક્ષેત્રમાં પહોંચી ગયા. મારવાડના સામંતોનો મોટો ભાગ રાજભક્તિથી પ્રેરિત થઇ રામસિંહના પક્ષમાં ભળ્યો. અને લાંડુ, નિમ્બી વગેરેના સરદારો વખ્તસિંહના પક્ષમાં ગયા. ઐરોયા, ગોવિંદગઢ અને ભદ્રાર્જુનના સરદારો રાજભક્તિથી વંચિત થયા નહોતા. વળી કેટલાક સામંતો તટસ્થ પણ રહ્યા હતા.

ઉદ્ધત રામસિંહ અસભ્યતા અને મૂર્ખતાને લીધે પાંચ સહસ્ર માણસોને પોતાના હાથમાંથી ગુમાવી બેઠો. રામસિંહનો વિવાહ ભોજની રાજપુત્રી સાથે થયો હતો. રામસિંહનો શ્વશુર પાંચ સહસ્ર સૈનિકોને પોતાની સાથે લઇને તેને સહાય કરવાને માટે આવ્યો હતો. તેની છાવણી રાજધાનીની બહાર રાખવામાં આવી હતી. આ વખતે એક ઘટના એવી બની કે જેથી રામસિંહ પદચ્યુત થયો અને રાજપુત જાતિના ખરા સ્વભાવનું એક લક્ષણ પ્રકટ થયું રામસિંહની પત્ની પણ પોતાના પિતાની છાવણીમાંજ હતી. આ વખતે તેના શિબિરની ઉપર એક કાગડો બેઠો હતો. કાક પક્ષીને અપશુકનસૂચક માનવામા આવે છે એ વાત સર્વને સુવિદિત છે. રાણી આ અપશુકનની નિવૃત્તિનો ઉપાય જાણતી હતી, તેથી તેણે તત્કાળ તે ઉપાય અજમાવ્યો. રાજપુત વીરોની પેઠે રાજપુત વીરાંગનાઓ પણ બંદુક ચલાવવામાં નિપુણ હોય છે. ભોજ રાજકુમારીએ તત્કાળ બંદુક પોતાના હાથમાં લીધી અને પેલા કાગડાનો નાશ કરીને અપશુકનની નિવૃત્તિ કરી. ક્રોધી સ્વભાવના રામસિંહે બંદુકનો અવાજ સાભળી પોતાનુ અપમાન થયેલું માન્યું અને જરા પણ તપાસ કર્યા વિના બંદુક ફોડનારને પોતાની સમક્ષ લાવવાની આજ્ઞા કરી. રાણીનુ નામ કહ્યા છતાં પણ તેના ક્રોધની શાંતિ થઇ નહિ. તેણે રાણીના સંબંધમાં કટુ વચનો બોલીને કહ્યું કે "રાણીને કહો કે મારા રાજ્યમાંથી દૂર થાઓ. જે દેશમાંથી આવ્યાં હો તે દેશમાં પાછાં ચાલ્યાં જાઓ." પોતાના ક્રોધિત સ્વામીની ઉક્ત આજ્ઞા સાંભળી રાણી તેના હિતને માટે સવિનય પ્રાર્થના કરવા લાગી. પરંતુ રામસિંહે કોઈ પણ પ્રકારે તેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહિ. અંતે રાણીએ કહ્યું કે "આપ કાંઈપણ અપરાધ વિનાજ મને દૂર કરો છો. આના પરિણામે મારવાડનો રાજમુકુટ અવશ્ય આપના મસ્તકપરથી પડી જશે." આટલાં વચનો કહી રાણી પોતાના પાંચ સહસ્ર માણસોને લઇ મારવાડ છોડી પોતાના પિતાને ઘેર ચાલી ગઈ. આ પાંચ હજાર માણસો અવશ્ય આ વખતે હતબુદ્ધિ રામસિંહને ઘણા ઉપયોગી થઇ પડત.

નિમાજ, રાયપુર અને રાઉસના તાબાના સર્વ ઉદાવત સરદારો અને કયુવનસારના ઠાકોરના તાબાના સર્વ કરૂણાસોત રાજપુતો વખ્તસિંહના ઝુંડાની નીચે એકત્રિત થયા. ચંપાવતો અને કંપાવતો તો વખ્તસિંહના મૂળ સહાયક હતાજ તે કહેવાની આવશ્યકતા નથી.

યદ્યપિ રામસિંહની સેના શત્રુની સેના કરતાં સંખ્યામાં ઓછી હતી. તો પણ તેના કરતાં તે અધિક બળવાન હતી. રામસિંહે મૈરતાનાં અજમેર તોરણદ્વાર આગળ પહોંચી જઇ પોતાની છાવણી નાંખી. તેનો કાકો વખ્તસિંહ પણ ઉક્ત નગરથી દોઢ કોશના અંતરપર જઈ યોગ્ય સંધિની પ્રતીક્ષા કરવા લાગ્યો. વખ્તસિંહની સેનાની છાવણી "માતાજીકા સ્થાન" નામના પવિત્ર સ્થાનપર હતી. આ સ્થાનપર આદ્ય શક્તિનું એક મંદિર છે અને પાંચ પાંડવનો એક કુંડ છે.

સૌથી પ્રથમ વખ્તસિંહે યુદ્ધની ભેરી વગાડી અને રામસિંહની સેનાપર તોપનો મારો ચલાવ્યો. થોડીવાર પછી રામસિંહના ગોલંદાજો પણ ભયાનક શબ્દ કરીને ગોળાનો વર્ષાદ વરસાવવા લાગ્યા. આખો દિવસ તોપોનો મારો ચાલૂ રહ્યો. આથી ખડ્ગયુદ્ધ કરવાની સંધિ કોઇને મળી નહિ. ધીમે ધીમે યુદ્ધે ભયંકર સ્વરૂપ ધારણ કરવા માંડયું. આ યુદ્ધમાં કોઇ વિદેશી, વિધર્મી અને વિજાતીય માણસ નહોતો. કેવલ ભ્રાતાની સામે ભ્રાતા અને મિત્રની વિરુદ્ધ મિત્ર ઉભા હતા. સર્વની રક્તવાહિનીઓમાં એકજ વંશનું રક્ત વહી રહ્યું હતું. સાયંકાળ થતાંજ એક આશ્ચર્યકારક ઘટનાથી આ યુદ્ધ બંધ પડી ગયું.

ઉક્ત રણક્ષેત્રની નિકટ વાજિવા સરોવરના તટપર દાદુપંથી સંન્યાસીનો એક આશ્રમ છે. એમ કહેવામ છે કે રાજા સૂરસિંહે આ આશ્રમ બંધાવ્યો હતો. આ આશ્રમ ઉભય પક્ષોની સેનાની વચ્ચે આવ્યો હતો. આ આશ્રમમાં બાવા કૃષ્ણદાસ પોતાના શિષ્યોસહિત રહેતા હતા. તોપના ગોળાઓના ભયથી

સર્વ શિષ્યો આશ્રમ છોડીને નાશી ગયા, પરંતુ બાવા કૃષ્ણદાસ, શિષ્યોએ તેમને પુષ્કળ સમજાવ્યા તે છતાં પણ ત્યાંથી ગયા નહિ. જ્યારે ઉભય પક્ષના સૈનિકોએ તેમને ત્યાંથી ચાલ્યા જવાને પુષ્કળ સમજાવ્યા ત્યારે તેમણે અડગ મનથી કહ્યું કે "જો તોપના ગોળાથીજ મારૂં મૃત્યુ થવાનો વિધિનો લેખ હશે તો તેને હું શી રીતે નિવૃત્ત કરી શકીશ? અને જો પરમાત્માની એવીજ ઇચ્છા હશે, તો હું ખુશીથી તોપના ગોળાથી મરણ પામીશ." આ ઉત્તર સાંભળી સર્વ મૌન રહ્યા. આખો દિવસ આશ્રમમાં ગોળાનો વર્ષાદ ચાલુ રહ્યો. જોકે આ વૃષ્ટિથી ઉક્ત સાધુનો આશ્રમ અને ઉદ્યાન નષ્ટ ભ્રષ્ટ થઇ ગયાં; તોપણ તેના અંગને કિંચિત્ પણ ઇજા થઇ નહિ. તેઓ ગોળાના વર્ષાદથી યત્કિંચિત્ પણ ભયભીત થયા નહિ. સાયંકાળ થતાં યુદ્ધ બંધ કરવાને માટે ઉભય પક્ષો તરફથી પરસ્પર કહેણ મોકલવામાં આવ્યું. ઉભય દલોએ દાદુપંથી સાધુની દૈવી શક્તિથી આશ્ચર્યચકિત થઇને યુદ્ધ બંધ કરી દીધું અને તેઓ રણક્ષેત્ર છોડીને પોતપોતાની છાવણીમાં ચાલ્યાં ગયાં.

બીજે દિવસે પ્રાતઃકાળ થતાંજ ભયાનક સમરાનલ પ્રદીપ્ત કરવાને માટે પુનઃ સર્વ સૈનિકો સુસજ્જ થઇ ગયા. આજે રામસિંહે પ્રથમ આગળ વધી પોતાના કાકાપર આક્રમણ કર્યું. અલ્પ સમયમાંજ તોપમાંથી નીકળેલા ધુમ્રને લીધે આકાશમાં ઘોર અંધકાર છવાઇ ગયો અને ગોળાના ભયંકર ધ્વનિથી વિશ્વ કંપાયમાન થવા લાગ્યું. અપમાનના અગ્નિથી દગ્ધ થયેલો કુશલસિંહ હમણાં સારી સંધિ મળેલી જોઇ "કુતરો સિંહનો વધ કરવાની હિમ્મત ધરાવે છે" એ શબ્દો પૂર્ણ કરવાને માટે પ્રચંડ વીરતા સહિત પોતાના ચંપાવત સૈનિકોને લઇને પોતાના શત્રુની સામે ધસ્યો. રામસિંહ અત્યંત ઉદ્ધત અને હિતાહિત વિચારશૂન્ય હતો, તે છતાં પણ મૈરતીય વીરો તેના પ્રત્યે અપૂર્વ ભક્તિ ધરાવતા હતા અને તેઓ આ વખત શત્રુપક્ષને પરાજિત કરવાને માટે પ્રચંડ સાહસથી આગળ વધ્યા. "કાંતો વિજય પ્રાપ્ત કરીશું કે કાંતો પ્રાણત્યાગ કરીશું" (**देहं पातयामि वा कार्यं साधयामि**) એવી પ્રતિજ્ઞા લઇને તેઓ સમર ક્ષેત્રમાં મદોન્મત્ત હાથીની પેઠે ઘુમતા હતા. સર્વ સૈનિકો સંસારનો સર્વ મોહ છોડી પોતાના શત્રુઓને નિર્મૂળ કરવાને માટે અપૂર્વ વીરતાથી યુદ્ધ કરવા લાગ્યા. મારવાડના વીરોમાં મૈરતીય વીરો સર્વથી શ્રેષ્ઠ અને સાહસિક ગણાય છે. આથી તેઓ પોતાનું નામ રાખવાને માટે અત્યંત સાહસથી લડવા લાગ્યા. મૈરતીય વીરોની કીર્તિ ચંપાવતો સહન કરી શકતા નહોતા, તેથી તેઓ તેમનો સંહાર કરવાને માટે વિશેષ ઉત્સાહથી પ્રવૃત્ત થયા. ચારે તરફ સમરઘોષ, તલવારનો ઝણઝણાટ, બાણનો સણસણ અવાજ, અને તોપોનો ગગનભેદી ધ્વનિ સંભળાવા લાગ્યો. ધીમે ધીમે યુદ્ધ અત્યંત ભયંકર અને વિકટ મૂર્તિ ધારણ કરવા લાગ્યું. ઉભય પક્ષો શત્રુઓનો સંપૂર્ણ સંહાર કરવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી પ્રચંડ વીરતાપૂર્વક યુદ્ધ કરવા લાગ્યા. સર્વ સૈનિકો અસ્ત્રશસ્ત્રવિદ્યા, બાહુબલ, સાહસ અને વીરતાની પરાકાષ્ઠા બતાવવા લાગ્યા.

મહાન રાજભક્ત મૈરતીય અધિનાયક શેરસિંહના પ્રાણ શત્રુના શસ્ત્રોએ સૌથી પહેલાં લીધા. શેરસિંહનો બંધુ આ હૃદયભેદક ઘટના જોઈ પોતાની સેનાસહિત આગળ ધસ્યો. ઘોર સંગ્રામ થવા લાગ્યો. કુશલસિંહ પણ અપૂર્વ વીરતા પ્રદર્શિત કરી સ્વર્ગે સીધાર્યા. ચંપાવતોએ તેમના શબને તત્કાળ રણક્ષેત્રમાંથી દૂર કર્યું. આ રીતે મૈરતીય અને ચંપાવત વીરોના અધિનાયકોનું અવસાન થતાં ઉભય પક્ષના માણસો વિજયલક્ષ્મીને વરવાને પ્રચંડ ઉત્સાહથી યુદ્ધ કરવા લાગ્યા. ઘણીવાર સુધી યુદ્ધ ચાલ્યા છતાં ઉભય પક્ષમાંથી એક પણ પાછો હઠયો નહિ. કિંતુ વખ્તસિંહના સૈનિકો અધિક હતા. વખ્તસિંહ પોતાના ભત્રિજાને જ્યાં જ્યાં જોતો ત્યાં ત્યાં તે તેની પાછળ દોડતો. મારવાડના મૈરતીય વીરો જ્યાંસુધી શત્રુઓની સામે લડીને સર્વથા નિર્મૂલ થયા નહિ, તથા જ્યાંસુધી સર્વ સામંતો અને સૈનિકો રણક્ષેત્રમાં પડયા નહિ, ત્યાંસુધી વખ્તસિંહને વિજય મળી શક્યો નહિ. પરંતુ અંતે વિજયલક્ષ્મી તેનેજ વરી. આ મહાસમરમાં મૈરતીય વીરો સર્વથા નિર્મૂલ થઇ ગયા. આ ભયંકર સંગ્રામમાં રિયા, ઇરોડા, શિડરા, જીસુરી તથા મિથરીના સામંતો તથા મિથરીના અધિપતિના ત્રણ સાહસિક પુત્રોએ પોતાનાં જીવનનું બલિદાન આપ્યું હતું.

મિથરીના અધિપતિના ઉત્તરાધિકારીએ આ પ્રસંગે જેવી વીરતા બતાવી હતી તેની વીરતા બીજા કોઇ દેશના કોઇપણ વીરે બતાવી નથી. તે પોતાના બંધુ તથા પિતાની સાથે પ્રાણત્યાગ કરી રાજ-

ભક્તિનો અતુલનીય આદર્શ બતાવી ગયા છે. મારવાડના આ મહા સમરનો આરંભ થયો તે પૂર્વે ઉક્ત કુમારની સાથે જયપુરના માંડલિક નિરૂકાધિપતિની રાજકુમારીનો વિવાહ નિશ્ચિત થયો હતો. જે વખતે તેઓ પાણિગ્રહણ ક્રિયા કરતા હતા તે વખતે તેમણે આ સમરની વાત સાંભળી. તે વીરનું હૃદય આ વાત સાંભળી એકદમ ઉત્તેજિત થઇ ગયું. તેમણે તરતજ પોતાની વધૂનો કર છોડી દીધો અને લગ્નોચિત વસ્ત્રોસહિતજ રણભૂમિ તરફ પ્રયાણ કર્યું. તેઓ અપૂર્વ વીરતા પ્રદર્શિત કરી બીજે દિવસે રણક્ષેત્રમાં પડયા. મારવાડના એક કવિએ મિથરીના ઉત્તરાધિકારીની અનુપમ વીરતા, અદ્‌ભુત પરાક્રમ અને પૂર્ણ ગૈરવ અક્ષય રાખવાને માટે લખ્યું છે કે:—

**काणे माति बुलबुला, गल्ला दो लिप माला;**
**अस्सी कोश खाडा होआया, कनवार मिथरी वाला.**

સ્વામીની પાછળ નવ પરિણીતા વધૂ પણ જયપુર છોડી મિથરી તરફ પ્રયાણ કરવા લાગી, પરંતુ શોકની વાત છે કે તે જ્યારે મિથરીમાં પહોંચી ત્યારે મંગલધ્વનિને બદલે રોદન અને હાહાકાર ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. તેણે તરતજ એક ચિતા પ્રદીપ્ત કરી અને સ્વામીના શબની સાથે તેમાં ભસ્મીભૂત થઈ. આ સમરક્ષેત્રમાં જઈ મેં એ રાજકુમારના સ્મારક ચિન્હની તપાસ કરી, પરંતુ ઉપલા કાવ્ય શિવાય મને ઇતર કાંઇ પણ વસ્તુ પ્રાપ્ત થઇ નહિ.

મારવાડેશ્વર રામસિંહના પક્ષકારો મૈરતીય તથા અન્યાન્ય વંશના સરદારોએ શત્રુપક્ષની ઘણી સેનાનો સંહાર કર્યો હતો; કિંતુ અંતે તેમનો પરાજય થયો. તેમને જણાયું કે કેવળ શત્રુઓના ગોલંદાજોથી અમારો પરાજય થયો છે. મૈરતીય સરદારોના અતિ સાહસિક અને પ્રબળ રાજભક્ત નેતા રિયાના સામંત શેરસિંહે પોતાના સાળા અહોયાના સામંતને રામસિંહની વિરૂદ્ધ ખડ્ગ ધારણ કરતાં ઘણો વાર્યો હતો, પરંતુ તેણે પોતાના બનેવીની વાતપર કિંચિત્ પણ લક્ષ આપ્યું નહોતું. અંતે શેરસિંહે તેને વ્યંગમાં કહ્યું હતું કે "વખ્તસિંહને સહાય કરી રામસિંહને પરાસ્ત કરવાની તમારામાં કેટલી શક્તિ છે તે કોઇથી ગુપ્ત નથી." આના પ્રત્યુત્તરમાં અહોયાના સામંતે જણાવ્યું હતું કે "ભલે બીજું કાંઇ પણ નહિ થાય, પરંતુ મારવાડનું રાજ્ય તો અવશ્ય હું રામસિંહના હાથમાંથી દૂર કરીશ." આ ગર્વભરિત ઉત્તર સાંભળી શેરસિંહે મહા ક્રોધપૂર્વક પ્રતિજ્ઞા કરી હતી કે "હું પણ યથાસાધ્ય તમારી આ ઇચ્છા નિષ્ફળ કરવાનો પ્રયત્ન કરીશ." આ સાળા બનેવી વચ્ચે ત્યાર પછી મૈરતાની રણભૂમિમાં પરસ્પર યુદ્ધ થયું તે પૂર્વે કદિ પણ મેળાપ થયો નહોતો.

જે સ્થાનપર બંધુઓ અને મિત્રો પરસ્પર કપાઇને મરણ પામ્યા હતા અને તેમ કરીને જાતીય કુસંપનો પરિચય કરાવ્યો હતો તે સ્થાનપર એક પણ ગ્રામ આવેલું નથી. ચારે તરફ મેદાનજ દ્રષ્ટિગોચર થાય છે. આ સમરભૂમિમાં મૃત વીરોનાં સ્મારક મંદિરો અને નાનાં નાનાં સ્મારક ચિન્હો વિદ્યમાન છે. મૃત વીરોની યોગ્યતાનુસાર મોટાં નાનાં સ્મારક ચિન્હો બનાવવામાં આવ્યાં છે. કોઇનાં સ્મારક ચિન્હ તરિકે મનોરમ સ્તંભોવાળો ઉચ્ચ મહાલય, અને કોઇનાં સ્મારક તરિકે સામાન્ય મંદિર, અને કોઇનાં સ્મારક તરિકે પાષાણ સ્તૂપ બંધાવવામાં આવ્યો છે. સર્વની સાથે વીરનું નામ, ગોત્ર અને શાખા કોતરવામાં આવી છે. મેં આ સ્મારકચિન્હોપરના શિલાલેખો પૈકી વીસની નકલ ઉતારી લીધી છે. આ સર્વ શિલાલેખો રાજપુત જાતિનું પ્રશંસનીય ચરિત્ર સૂચિત કરે છે.

આ ભયંકર જાતીય સમરમાં પરાજિત થયા પશ્ચાત્ મારવાડેશ્વર રામસિંહને મૈરતા નગરમાં આશ્રય ગ્રહણ કરવો પડયો. આ મૈરતા નગરની ચારે તરફ કોટ આવેલો છે. પરંતુ તે નગરમાંની અલ્પ સેનાદ્વારા શત્રુઓના કરાલ ગ્રાસમાંથી રક્ષા થવી અસંભવિત જણાવાથી તેણે એક નવી કલ્પના કરી. આ કલ્પનાથીજ અંતે મારવાડના સર્વસ્વનો નાશ થયો હતો. મહારાષ્ટ્રીય લૂંટારાઓ તે સમયે મહા બળવાન બની ગયા હતા. રામસિંહે તેમની સાહાયતાદ્વારા પોતાના કાકાનો પરાભવ કરવાનો નિશ્ચય કર્યો અને તે અર્ધ રાત્રિએ ઉઠીને પોતાની અવશિષ્ટ સેનાસહિત દક્ષિણ તરફ નાશી ગયો. તેણે ઉજ્જયિનીમાં આવી મહારાષ્ટ્રીય લૂંટારાઓના નેતા જયાપ્પા સિંધિઆની સાથે મુલાકાત કરી અને પોતાનું રાજ્ય પુનઃ પ્રાપ્ત કરવાને માટે તે તેની સાથે મસલત કરવા લાગ્યો.

રામસિંહે મારવાડનો ત્યાગ કર્યો કે તરતજ તેનો કાકો વખ્તસિંહ જયલક્ષ્મીને આલિંગન કરી જોધપુરમાં ગયો અને રાજસિંહાસનપર બેસી સમસ્ત રાજ્યમાં પોતાના નામનો ઢંઢેરો પ્રસારી દીધો. કાળની ગતિ કેવી વિચિત્ર છે! સંસારની લીલા કેવી અદ્દભુત છે! પિતૃઘાતક વખ્તસિંહના મસ્તકપર આજે મારવાડનું રાજછત્ર શોભવા લાગ્યું. બુદ્ધિમાન અને ચતુર વખ્તસિંહે ધાર્યું કે "રામસિંહ મહારાણીઓની સહાય લેવાને ગયો છે, માટે નિર્વિઘ્ને રાજ્ય ભોગવવું અસંભવિત છે. તેથી તેના ગ્રાસમાંથી બચવાનો કાંઈ ઉપાય કરવો જોઇએ." વખ્તસિંહ મહાન રાજનીતિજ્ઞ અને નિપુણ રણપંડિત હતો, આથી પોતાની સ્થિતિ સમજી જતાં તેને જરા પણ વાર લાગી નહિ. પછી તે પોતાની વિજયી સેના લઇ શત્રુઓની ગતિ રોકવાને માટે મારવાડની સરહદપર પહોંચ્યો અને ત્યાંથી અજમેર તરફ કૂચ કરવા લાગ્યો.

રામસિંહના શ્વશુર જયપુરેશ્વર ઈશ્વિરીસિંહ કેટલાંક કારણોને લીધે વખ્તસિંહને સહાય કરી શકતા નહોતા, પરંતુ તેઓ વખ્તસિંહના બાહુબલ અને વીરતાથી અત્યંત ડરતા હતા. હવે આ વખતે વખ્તસિંહને સહાય કરવી કે રામસિંહને સહાય કરવી, કિંવા તટસ્થ રહેવું તે વિષે તેઓ અત્યંત ગુંચવણમાં આવી પડયા. આ વિપત્તિના સમયમાં તેમને રાજપુતોની સાધારણ નીતિનુ અવલંબન કરવાની ઇચ્છા થઇ. મૃત મહારાજા અજીતસિંહનો એક પુત્ર આ વખતે ઇંદોરમાં રાજ્ય કરતો હતો. તેની કન્યા સાથે ઈશ્વિરીસિંહનો વિવાહ થયો હતો. આ વખતે ઈશ્વિરીસિંહ પોતાની ઉક્ત રાણીના મહાલયમાં જઇ ઉક્ત બાબત વિષે મસલત કરવા લાગ્યા. ઈશ્વિરીસિંહે રાણીને જણાવ્યુ કે "વખ્તસિંહે પોતાના પિતા અજીતસિંહનો વધ કર્યો છે, માટે આ વખતે આપણે તેનું વૈર લેવું જોઇએ અને રામસિંહને સહાય કરવી જોઇએ. હું જે પક્ષમાં ભળીશ તે પક્ષમાં મારે ખડ્ગ તો ધારણ કરવું પડશેજ. કિંતુ વખ્તસિંહના પક્ષમાં ભળવાથી જયલાભની આશા ઓછી રહે છે. વળી હું પિતૃહતા અને અન્યાયપૂર્વક સિંહાસન પ્રાપ્ત કરનારને સહાય કરીશ તો લોકો મને ધિક્કારશે. બોલો હવે તમે મને શું સલાહ આપો છો? આ મહા વિપત્તિમાંથી ઉદ્ધાર કરવાની કેવળ તમારામાંજ શક્તિ છે." ઘણીવાર સુધી મસલત ચાલ્યા પછી એવો નિશ્ચય કરવામા આવ્યો કે વખ્તસિંહને સહાય કરવાને બહાર પડી તેના મનનુ સાંત્વન કરવું. ઈશ્વિરીસિંહની રાણી અને ઇંદોરના રાજાની પુત્રી, વખ્તસિંહની ભત્રિજી હતી અને તેણેજ જયપુરના રાજાને પોતાના કાકાના પક્ષમાં ભળવા માટે બહાર પડવાની સલાહ આપી હતી. વખ્તસિંહે મેવાડ મારવાડ અને અંબર એ ત્રણે રાજ્યોની સરહદના જે સ્થળે સંગમ થાય છે તે સ્થળે પોતાની છાવણી નાંખી. ઈંદોરની રાજકન્યા પોતાના કાકાનો ગુપ્ત રીતે નાશ કરવાને માટે એક મૂલ્યવાન રાજપોશાક હલાહલ વિષથી મિશ્રિત કરીને, તેને લઇ વખ્તસિંહની છાવણીમાં ગઇ અને તે પોશાક પોતાના કાકાને ઉપહાર તરિકે આપ્યો.

વખ્તસિંહે એ રાજપોશાક પરિધાન કર્યો, ત્યાર પછી અલ્પકાળમાં તેને ભયંકર જ્વર ચઢયો. તત્કાળ રાજચિકિત્સકને બોલાવવામાં આવ્યો. પરંતુ તેણે આવીને જણાવ્યુ કે "આ રોગ કોઇ પણ ઔષધથી નિવૃત્ત થઇ શકે એમ નથી." નિડર વખ્તસિંહ રાજવૈદ્યનાં આ વચનો વ્યંગમાં બોલાયેલાં સમજ્યો અને બોલ્યો "શું તમે મને નિરોગી નહિ બનાવી શકશો? જો મારો આ રોગ નિવારણ કરવાની તમારામાં શક્તિ નથી, તો તમે મારી આપેલી ભૂમિ શા માટે ભોગવો છો? અને તમારી વિદ્યા શા કામની છે?" રાજાનાં આ વચનો સાંભળી રાજવૈદ્યે શીઘ્ર રાજાના શિબિરની નિકટ એક ખાડો ખોદાવ્યો અને તેમાં પાણી નંખાવ્યું અને તેમાં એક ઔષધિ નાંખી. ઔષધિ જલમાં પડતાંની સાથે તે અત્યંત શીતળ બની ગયું. પછી તેણે મૃત્યુના મુખમાં સપડાયેલા વખ્તસિંહને કહ્યું કે "મહારાજ! આપ જે રોગથી પીડાઓ છો તેનું અંતિમ ઔષધ માત્ર આ જ છે, પરંતુ આપના રોગનાં લક્ષણો જોતાં મને જણાય છે કે એ ઔષધિથી આપને કાંઇ પણ લાભ થશે નહિ. હવે વિલંબ કરશો નહિ, અંતકાળનાં ધર્મકર્મ કરી લો." રાજવૈદ્ય સારી પેઠે જાણતો હતો કે વિષમિશ્રિત રાજપોશાક જ રાજાના મહા રોગનું કારણ છે, પરંતુ તેણે એ વાત પ્રકટ કરી નહિ. રાજવૈદ્યના અંતિમ શબ્દો સાંભળી વખ્તસિંહે સર્વ સામંતોને શિબિરમાં આવવાની આજ્ઞા કરી. જ્યારે સામંતો આવ્યા ત્યારે રાજાએ મારવાડની તથા પોતાના પુત્રની રક્ષા કરવાને માટે તેમને અંતિમ વચનો કહ્યાં. સર્વ સામંતોએ રાજાજ્ઞાનો સ્વીકાર કર્યો અને વિદાય લીધી. પછી વખ્તસિંહે રાજગુરુને બોલાવી ઇષ્ટદેવ તથા દેવાલયના નામે કેટલીક જમીન

અર્પણ કરી. આ વખતે નિર્ભય અને અડગ મનના વખ્તસિંહને એક શાપનું સ્મરણ થયું. વખ્તસિંહે જે વખતે પોતાના પિતાની હત્યા કરી અને જે વખતે તેની રાણીઓ તેની સાથે ચિતામાં બળીને ભસ્મીભૂત થઇ તે વખતે તેમણે વખ્તસિંહને એવો શાપ દીધો હતો કે "પરદેશમાં તારી ચિતા સળગશે." આ શાપનું સ્મરણ થતાં વખ્તસિંહ કહેવા લાગ્યો કે " હું મારા રાજ્યની સરહદપર સ્થિત છું, તેથી હવે તે સતીઓનાં વચનો સત્ય પડવાની તૈયારીમાં છે. " આ વખતે પિતૃઘાતક વખ્તસિંહના હૃદયમાં કેવું અસહ્ય દુઃખ પેદા થયું હશે, તે કેવી પ્રચંડ નરક યંત્રણાથી પીડિત હશે, તે કલ્પનામાં પણ આવી શકે એમ નથી. વખ્તસિંહે ઉક્ત સતીઓના શાપનો ઉચ્ચાર કરતાં કરતાં પોતાનું પાપકલુષિત શરીર છોડયું હતું. જે સ્થળે વખ્તસિંહનું શબ ભસ્મીભૂત થયું હતું, તે સ્થળે એક સ્મારક મંદિર હાલમાં વિદ્યમાન છે. લોકો આ મંદિરને " બુરોદેવલ " અર્થાત્ પિશાચમંદિર કહે છે.

જો રાજા વખ્તસિંહ પોતાના જ્યેષ્ઠ બંધુ અભયસિંહની પાપી આજ્ઞાને આધીન થઇ પોતાના જન્મદાતાના પ્રાણનો સંહાર ન કરત, તો તે મારવાડના રાજમંડળમાં એક પ્રથમ શ્રેણીનો રાજા ગણાઇ શકત. મારવાડમાં તેના જેવો સાહસિક રાજા એક પણ ઉત્પન્ન થયો નથી. તેનામાં જેવી વિલક્ષણ બુદ્ધિ હતી તેવીજ વીરતા પણ હતી. તેણે પોતાના પિતાની હત્યા કરી તે પૂર્વે સર્વ રાઠોડો તેને અત્યંત ચાહતા હતા. અભયસિંહે ગુજરાત રાજ્યનો મોટો ભાગ જીતી લીધો હતો, તેમાં મુખ્ય સહાય વખ્તસિંહનીજ હતી. ત્યાર પછી અભયસિંહે કેવળ વખ્તસિંહની સહાયથીજ દિલ્લીના સમ્રાટ્‌ના પ્રતિનિધિ શેર બુંદલની સાથે ભયંકર સંગ્રામ કરીને તેને પરાજિત કર્યો હતો. રામસિંહ ઉગ્ર પ્રકૃતિ, અશિષ્ટ આચરણ અને નિંદનીય સ્વભાવને લીધે મારવાડના સિંહાસનને માટે સર્વથા અયોગ્ય ગણાયો હતો, તેથી તેના હાથમાંથી વખ્તસિંહે રાજ્ય લઇ લીધું એ કાંઇ તેનું અનુચિત કાર્ય ગણી શકાય નહિ. મારવાડના સામંતોએ રામસિંહને અયોગ્ય ધારી તેના પદપર વખ્તસિંહને અભિષિક્ત કર્યો, તેમાં તેમણે કોઇ પણ પ્રકારે ન્યાયનું અપમાન કર્યું નથી. મારવાડના સામંતોએ પૂર્વે આ પ્રકારનું કાર્ય અનેકવાર કર્યું હતું, અને શ્રેષ્ઠ શાસનપદ્ધતિને માટે આ પ્રથા અતિ આવશ્યક છે. વખ્તસિંહનું મૃત્યુ થયા પશ્ચાત્ મારવાડના સર્વ સામંતો તેના પુત્ર વિજયસિંહના હિતની રક્ષા કરવાને માટે તત્પર થયા. બિકાનેર અને કૃષ્ણગઢના સ્વતંત્ર રાજાઓએ પણ તેમનાજ પક્ષનું સમર્થન કર્યું. વખ્તસિંહનું અવસાન થયા પશ્ચાત્ મારવાડના સામંતો શીઘ્ર તેના પુત્ર વિજયસિંહને માચોરાત નામક સ્થાને અભિષિક્ત કરીને તેને મૈરતા નગરમાં લઇ ગયા.

પદભ્રષ્ટ થયેલા રામસિંહે મહારાષ્ટ્રીઓના નેતા જ્યાપ્પા સિંધિઆની સાથે મળી કોટા રાજ્યપર આક્રમણ કર્યું. પછી તેઓ મેવાડનો વિધ્વંસ કરી અજમેરમાં ગયા. આ સ્થળે સાહસિક રાઠોડ રામસિંહની સાથે સિંધિયાને કાંઇક તકરાર થઇ, પરંતુ ઉભયના સૌભાગ્યથી તે તકરાર શીઘ્ર દૂર થઈ ગઇ. પછી તેઓ મારવાડમાં પ્રવેશ કરી ભયંકર મૂર્તિ ધારણ કરી પાટનગર તરફ કૂચ કરવા લાગ્યા. નવીન મારવાડેશ્વર વિજયસિંહ રાજપુતસ્વભાવસુલભ વીરત્વ, પરાક્રમ, સાહસ અને તેજસ્વિતા પ્રભૂતિ ભૂષણોથી વિભૂષિત હતા. તેમણે જ્યારે મહારાષ્ટ્રીય લૂંટારાઓની સાથે રામસિંહના આગમનની ખબર સાંભળી ત્યારે તેઓ તરતજ મારવાડના સમસ્ત સામંતો અને પોતાના ૨૦૦૦૦૦ સૈનિકોને લઇને તેની ગતિ રોકવાને માટે ચાલ્યા.

બે સમુદ્રો સામસામી દિશામાંથી આવી મળતા હોય તે પ્રમાણે ઉભય દલો મળ્યાં. સ્વજાતિના સંગ્રામમાં પરજાતિ મહારાષ્ટ્રીઓને જોઇને મહાવીર રાઠોડોનું રક્ત કેવું ગરમ થઇ ગયું હશે અને શૌર્ય, વીર્ય અને સામર્થ્યથી તેમનાં અંગ કેવાં પરિપૂર્ણ થઇ ગયાં હશે, તેનું અનુમાન સહજ થઇ શકે એમ છે. યદિ સિંહાસનભ્રષ્ટ રામસિંહ એકલોજ મારવાડી સેનાની સાથે રણસંગ્રામમાં ઝુઝત, યદિ તે મારવાડનું સર્વસ્વ નાશ કરવાને માટે વિજાતીય મહારાષ્ટ્રીઓને માતૃભૂમિમાં નહિ લાવત, તો રાઠોડ વીરોને આટલું બધું ખોટું લાગત નહિ. રામસિંહે સિંહાસનને પુનઃ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પોતાના ભ્રાતા અને ઇષ્ટમિત્રો સર્વનો સંહાર કરવાને માટે બળવાન મહારાષ્ટ્રીઓને મારવાડમાં આણ્યા તેથી અંતે મારવાડ યથાર્થ મરૂભૂમિ બની ગયું. રાજવાડાના પ્રત્યેક રાજ્યના અધઃપતનનું મૂળ કારણ આ લોભી, પૈશાચિક સ્વભાવના મહારાષ્ટ્રીઓ છે.

ઉભય પક્ષના સૈનિકોએ મૈરતાથી દીર્ઘ અંતરપર એક બીજાને જોતાંજ ગોળીનો વર્ષાદ વરસાવવા માંડયો. ધુમ્રથી ચારે તરફ અંધકાર છવાઇ ગયો. તોપોના ભીષણ અવાજથી સમસ્ત મારવાડ કંપી ઉઠયું. પ્રથમ દિવસે પ્રાયઃ બધો વખત તોપોના મારામાંજ વ્યતીત થયો. ખડ્‌ગયુદ્ધ બહુ થોડું થયું. મૈરતાનિવાસીઓએ આ વખતે સૈનિકોને ભોજનની સામગ્રી આણી આપી, પરંતુ આ પ્રયત્નમાં તેમાંના ઘણા માર્યા પણ ગયા. અરે ઉક્ત દાદુપંથી વૃદ્ધ સંન્યાસીના અનેક શિષ્યો પણ ખાદ્ય પદાર્થો આણી આપવાના પ્રયત્નમાં માર્યા ગયા. બીજે દિવસે પણ યુદ્ધે ભયંકર મૂર્તિ ધારણ કરી. વિજયસિંહના પાંચ સહસ્ત્ર તેજસ્વી અશ્વારોહીઓએ શત્રુદલ ઉપર ભયાનક આક્રમણ કરી મહારાષ્ટ્રીય સૈનિકોનો વિશેષ સંહાર કર્યો. યદ્યપિ વિજયસિંહના પક્ષમાં મારવાડના સર્વે સામંતો હતા, યદ્યપિ તેના સૈનિકોમાં વીરતા, સાહસ, અને શૌર્ય પુષ્કળ દેખાતું હતું, પરંતુ શત્રુપક્ષના સૈનિકોની સંખ્યા અધિક જોઇને પ્રથમથીજ તેમણે રણભૂમિમાંથી નાસવાનો નિશ્ચય કર્યો હતો. પ્રથમ અને બીજા દિવસના યુદ્ધમાં રણસામગ્રી વહન કરનારાં સર્વે પશુઓ બચ્યાં હતાં. હવે ત્રીજે દિવસે આ સર્વે પશુઓને પાણી પાવાને માટે એક નાની નદીના તટપર લઇ જવામાં આવ્યાં. વિજયસિંહની એક મહા બળવાન અશ્વારોહી સેનાએ મહારાષ્ટ્રીઓની સેનાનો હમણાંજ વિધ્વંસ કર્યો હતો. આ સેના તેમને માર્ગમાં મળી. આ સૈનિકોએ આ પશુઓને રામસિંહનાં પશુ ધારી રક્ષકોને ગોળીથી ઠાર કર્યા અને તેમને હસ્તગત કર્યાં. દુર્ભાગ્યવશાત્ તેઓ જાણતા નહોતા કે આ અમારાંજ પશુઓ અને અમારાજ રક્ષકો છે. જ્યારે તેઓ પોતાનાજ પક્ષના રક્ષક વીરોને મહા ઉગ્રતા અને વીરતાથી મારતા હતા તે વખતે મહારાષ્ટ્રીય સૈનિકો સ્તંભિત અને ભયભીત બની જવાને લીધે આ ઉત્તમ સંધિનો લાભ લઇ તેમનાપર આક્રમણ કરી શકયા નહિ. જ્યારે વિજયસિંહના મૃત વીરોને તેમના શિબિરમાં લઇ જવામાં આવ્યા ત્યારે સર્વે ભયભીત થઈ ગયા. પોતાનાજ પક્ષના માણસો માર્યા ગયા છે એમ જાણવામાં આવતાં તેમના શોકનો પાર રહ્યો નહિ. આ ઘટના બન્યા પશ્ચાત્ પણ અગાઉના જેવીજ વીરતા, શૌર્ય અને પરાક્રમથી તેઓ મહારાષ્ટ્રીઓનો સંહાર કરવા લાગ્યા. પરંતુ મહારાષ્ટ્રીઓનાં સૌભાગ્યથી રાઠોડ વીરોમાં એક ભયંકર દુર્બુદ્ધિ ઉત્પન્ન થઇ. રાઠોડ જાતિ મહા બળવાન ગણાય છે. તે છતાં પણ આ દુર્બુદ્ધિને લીધેજ તે અદ્યાપિ પોતાનો ઉદ્ધાર કરી શકી નથી. આ દુર્બુદ્ધિએ તત્કાળ તેમનું સાહસ, શૌર્ય અને પરાક્રમ સર્વથા છિન્ન ભિન્ન કરી નાંખ્યું. રાજા વિજયસિંહની વય આ વખતે વીશ વર્ષની હતી. તેઓ જેવા સાહસિક હતા તેવાજ બુદ્ધિમાન પણ હતા. પરંતુ આ વખતે તેઓ દુર્ભાગ્યવશાત્ પોતાની બુદ્ધિ અનુસાર નહિ ચાલતાં વયોવૃદ્ધ પુરુષની બુદ્ધિ પ્રમાણે ચાલવાને તત્પર થયા. રાઠોડરાજ વિજયસિંહની નસે નસમાં ઉષ્ણ રક્ત દોડી રહ્યું હતું અને તેમની ઇચ્છા યુદ્ધ ચાલુ રાખવાની હતી. પરંતુ તેમના સહાયક બિકાનેરના રાજાએ તેમને યુદ્ધમાંથી પલાયન કરવાની સલાહ આપી. બિકાનેરના રાજા યુદ્ધની સ્થિતિનું અવલોકન કરી સમજી ગયા કે મહારાષ્ટ્રીય લૂંટારાઓના હાથમાંથી બિકાનેરની રક્ષા કરવાને માટે, પલાયન કરવુંજ આ વખતે ઉચિત છે. આ મહા સંકટના સમયમાં વખ્તસિંહના જેવા પરમ સાહસિક સેનાપતિની આવશ્યકતા હતી. પરંતુ દુર્ભાગ્યવશાત્ વિજયસિંહની સેનામાં વખ્તસિંહના જેવો સાહસિક અને નિડર સેનાનાયક કોઇ પણ હતો નહિ. આથી તેમને રણમાંથી પીઠ બતાવી નાસવાનો પ્રસંગ આવ્યો. સર્વે સામંતોએ પણ તેમને પલાયન કરવામાં સમ્મતિ આપી. આ સમાચાર શીઘ્ર સમસ્ત સેનામા પ્રસરી ગયા. અરે શત્રુઓને પણ આ સમાચાર વિદિત થઇ ગયા. સાયંકાળ થતાંજ બિકાનેરના રાજાએ પોતાની સેનાસહિત પોતાની રાજધાની તરફ પ્રયાણ કરવા માંડયું. હવે રામસિંહ રાજપુત તથા મહારાષ્ટ્રીય સેનાસહિત વિજયસિંહના શિબિર તરફ દોડયો. યદ્યપિ સર્વે સૈનિકોએ મૈરતા તરફ નાસી જવું, એવો નિશ્ચય કરવામાં આવ્યો હતો, પરંતુ રામસિંહને સેનાસહિત આવતો જોઇને સર્વે રાઠોડ સરદારો પોતપોતાની સેનાને લઇને પોતપોતાના નગરમાં નાસી ગયા. રામસિંહ અને મહારાષ્ટ્રીય નાયકે હવે અનાયાસે રણક્ષેત્રમાં પોતાની વિજયપતાકા ફરકાવી દીધી. નાસી ગયેલા રાઠોડો પોતાની તોપોને રણભૂમિમાંજ છોડી ગયા હતા. તેથી મહારાષ્ટ્રીઓએ અપૂર્વ આનંદસહિત તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. રાઠોડ લોકોએ ધાર્યું હતું કે ભગવાન અમને પ્રતિકૂળ છે, જો તે પ્રતિકૂળ નહિ હોત તો અમારાજ વીરો અમારાજ રક્ષકોને શા માટે મારી નાંખત ? માટે નાસી જવું એજ ઉચિત છે. જો આવી દુર્બુદ્ધિ રાઠોડોમાં ઉત્પન્ન થઈ

ન હોત તો નિઃસંશય રામસિંહ તથા મહારાષ્ટ્રીઓને આ યુદ્ધમાં વિજય પ્રાપ્ત થાત નહિ.

બિકાનેરના મહારાજાની પેઠે કૃષ્ણગઢના રાઠોડ સરદાર પણ પોતાની રાજધાની તરફ નાસી જવા લાગ્યા અને તેમનું અનુકરણ ઇતર સરદારોએ પણ કર્યું. વિજયસિંહે જ્યારે આ પ્રકારે સર્વ યોદ્ધાઓને હતવીર્ય, અને ભયભીત થઇને નાસતા જોયા અને જ્યારે તેઓ એકલાજ રણભૂમિમાં રહ્યા, ત્યારે તેમણે પોતે પણ નાશવાનો નિશ્ચય કર્યો. પુષ્કળ અંધારૂં થયું ત્યારે તેમણે પણ રાહિનના સામંત અને પોતાની પાસે રહેલા ઇતર રક્ષકોને લઇને નાગરની તરફ પોતાનો અશ્વ હાંકયો. અફસોસ! ભાગ્યની ગતિ કેવી વિચિત્ર છે! થોડા દિવસ પૂર્વે જે મારવાડેશ્વરને માટે બે લાખ મનુષ્યો પ્રાણદાન આપવાને માટે તૈયાર હતા તેજ મારવાડેશ્વર આજે એક સાધારણ અસહાય માણસની પેઠે જાય છે. સમયના પ્રભાવથી રાહિનના સામંતે રાજાના હિત તરફ દ્રષ્ટિ નહિ કરતાં પોતાનો સ્વાર્થ સિદ્ધ કર્યો. વિજયસિંહની ઇચ્છા એવી હતી કે નાગરમાં જઇને પુનઃ સેનાનો સંગ્રહ કરીશું અને તેની સહાયથી રામસિંહ તથા મહારાષ્ટ્રીઓના કરાલ ગ્રાસમાંથી સ્વદેશ અને સ્વરાજ્યની રક્ષા કરીશું. પરંતુ તિમિરમય રાત્રિમાં તેઓ નાગરનો માર્ગ ભૂલી ગયા અને રાહિનનો સામંત તેમને પોતાની ઇચ્છાનુસાર પોતાના નગર તરફ લઈ ગયો. પરંતુ વિજયસિંહને જ્યારે ખબર પડી કે અમે ખોટે માર્ગે ચઢયા છીએ ત્યારે તેમણે રાહિનના સામંત લાલસિંહને કહ્યું કે " આપણે માર્ગ ભૂલ્યા છીએ, માટે નાગર તરફ તમારો અશ્વ ફેરવો." પરંતુ અફસોસ! હવે અસહાય મારવાડેશ્વરની આજ્ઞાનું કોણ પાલન કરે? યદ્યપિ રાજપુત જાતિ પરમ રાજભક્ત છે, તથાપિ વિજયી રાજાની આજ્ઞા અને પરાજિત થઇને નાઠલા સહાયહીન રાજાની આજ્ઞાને સમાન કોણ ગણે છે? વિજયસિંહ જે સમયે બે લાખ સૈનિકોની સાથે યુદ્ધમાં ગયા હતા, તે સમયે સર્વ સામંતો મસ્તક નમાવીને તેમની આજ્ઞાનું પાલન કરતા હતા, પરંતુ આ વખતે તેમનું ભાગ્યચક્ર ઉલટાઈ ગયું હતું તેથી લાલસિંહે ખુલ્લી રીતે કહ્યું કે " મહારાજ! આપ મને ક્ષમા કરશો. હવે મારૂં નગર નિકટ આવ્યું છે, માટે આપ મને આજ્ઞા આપો તો હું મારા કુટુંબને મળીને સર્વને સાથે લઇને આપની પાસે આવું." ચતુર વિજયસિંહ ઉક્ત સામંતના મનનો ભાવ તત્કાળ સમજી ગયા અને તેમણે તેની પ્રાર્થનાનો કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ. તેમણે પોતાનો અશ્વ ધીમે ધીમે આગળ ચલાવ્યો. આ તરફ લાલસિંહ તિમિરમય રાત્રિમાં વિજયસિંહને અપરિચિત માર્ગમાં છોડીને પોતાના નગરમાં ચાલ્યો ગયો. વિજયસિંહ આ આપત્તિથી કિંચિત્ પણ ભયભીત થયા વિના કેવલ પાંચ વિશ્વાસુ અંગરક્ષકોની સાથે કુજવાના નામક સ્થાને પહોંચી ગયા.

કુજવાનામાં નિર્ભયતાપૂર્વક રહેવું અસંભવિત હતું. સહસા શત્રુઓ આવીને બંદીવાન કરી લે એવો ડર હતો. તેથી વિજયસિંહે તે સ્થાનનો પણ ત્યાગ કર્યો. તેઓ અશ્વારૂઢ થઇ તીવ્ર વેગથી ચાલવા લાગ્યા. કુજવાનાની સીમાપર પહોંચતાંજ તેમના સ્વામિભક્ત અશ્વે થાકને લીધે પ્રાણ છોડયા. ભાગ્યલક્ષ્મીની અકૃપાને પ્રાપ્ત થયેલા વિજયસિંહ નિરૂપાયે પોતાના એક અનુચરના અશ્વપર આરૂઢ થયા અને તીવ્ર વેગથી તેને દોડાવી ત્યાંથી દોઢ કોશના અંતરપર આવેલા દેશવાલ નામક સ્થાનપર પહોંચ્યા. વિજયસિંહ જે અશ્વપર આરૂઢ થયા હતા તે પણ લોહ કવચધારી સ્વારના પ્રચંડ ભારથી તથા આખો દિવસ વિશ્રાંતિ નહિ મળવાને લીધે ચાલવામાં અસમર્થ થઈ ગયો હતો. આ સ્થાનથી નાગર આઠ કોશના અંતરપર હતું. તેથી વિજયસિંહે એવો નિશ્ચય કર્યો કે ગમે તે થાય તોપણ શીઘ્ર ત્યાં તો જવુંજ જોઇએ. સર્વ અનુચરોના અશ્વો પણ પરિશ્રમિત થઈ ગયા હતા. અને અંધકારમય રાત્રિએ ઉક્ત ગ્રામમાં પણ અશ્વ મળવાનો સંભવ નહોતો. તે છતાં પણ વિજયસિંહ સ્વયં અશ્વની તપાસ કરવા લાગ્યા.

ઘણીવાર તપાસ કર્યા પછી તેમને એક જાટ કૃષિકાર મળ્યો. વિજયસિંહે તે જાટને પોતાની ઓળખાણ આપી નહિ. તે જાટ તેમને નાગર પહોંચાડવાને તૈયાર થયો. તે તેમને સૂર્યોદય પૂર્વે પાંચ રૂપિયાનું ભાડું લઇને નાગરમાં પહોંચાડવાને કબૂલ થયો. વળી તેણે કહ્યું કે " હું તો વાજીસાહી (પ્રચલિત) નાણુંજ લઇશ." છદ્મવેષી મહારાજાએ આ વાતનો સ્વીકાર કર્યો. પછી તરતજ તે જાટ કૃષિના કામમાં વપરાતું પોતાનું હલકી જાતનું ગાડું લઇ આવ્યો. મારવાડના રત્નાસનપર વિરાજનારા મહારાજા વિજયસિંહ આ ક્ષુદ્ર ગાડામાં બેઠા. વિજયસિંહ અતિ શીઘ્રતાથી નાગરમાં પહોંચી જવાને વ્યાકુળ થઇ રહ્યા

હતા, તેથી બળદો મધ્ય ગતિથી દોડતા હતા તોપણ તેઓ "હાંક! હાંક!" કહીને તેને વિશેષ દોડાવવાની ચેષ્ટા કરતા હતા. વારંવાર "હાંક! હાંક!" શબ્દ સાંભળીને સરલ સ્વભાવના જાટનું ધૈર્ય ખૂટી ગયું અને તે બોલ્યો "તમે છો કોણ? અને આટલી શીઘ્રતાથી જવાનું તમને શું પ્રયોજન છે? આટલી શીઘ્રતાથી નાસી જવાને બદલે તમારા જેવા બલિષ્ઠે તો મૈરતાના યુદ્ધમાં વિજયસિંહની રક્ષા કરવી જોઇએ. તમારા આચરણપરથી જણાય છે કે મહારાષ્ટ્રીય લોકો તમારી પાછળ પડયા છે. હવે વૃથા "હાંક હાંક" કરશો નહિ. આના કરતાં અધિક વેગથી હું બળદોને દોડાવી શકીશ નહિ." પોતાની અવસ્થાનો વિચાર કરી તે વખતે મારવાડેશ્વરે કિંચિત્ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ. પરંતુ થોડીવાર પછી તેઓ પુનઃ "હાંક, હાંક" શબ્દથી તેને ઉત્તેજિત કરવા લાગ્યા. જાટ તો પૂર્વવતજ મધ્યમ ગતિથી બળદોને ચલાવવા લાગ્યો. જ્યારે નાગર એક કોશના અંતરપર રહ્યું ત્યારે પ્રભાત થઇ ગયું. ઉષાદેવી હાસ્યમયી મૂર્તિ ધારણ કરી આવી પહોંચી. પરોઢીઆના મંદ પ્રકાશમાં ઉક્ત સરળ સ્વભાવના જાટે અધીર ભાડુતનું મુખ બરાબર રીતે જોવાને માટે તેના તરફ દ્રષ્ટિપાત કર્યો. તો તે મારવાડેશ્વર વિજયસિંહને ઓળખીને ભય તથા વિસ્મયથી વ્યાકુળ થઇ ગયો. તે રાજરાજેશ્વરની સાથે આસનપર બેઠો હતો તેથી તે નીચે કૂદી પડયો અને મહારાજાની ક્ષમા માગવા લાગ્યો. જાટની સરલતાથી પ્રસન્ન થઇને મહારાજાએ તેને ધીમેથી કહ્યુ "ડરશો નહિ, મેં તમને ક્ષમા કરી છે. ગાડી હાંકો." રાજાની આજ્ઞા સાંભળી ઉક્ત જાટ પુનઃ પોતાના આસનપર બેસી ગયો. ગાડી નાગરના દરવાજાપર પહોંચી ત્યાં સુધી વિજયસિંહ "હાંક, હાંક" શબ્દથી તેને અસ્ખલિત રીતે ઉત્તેજિત કરતા રહ્યા. નાગરમાં જઇને મહારાજાએ ઉક્ત જાટને પાંચ રૂપિયા આપ્યા અને કહ્યું કે "યોગ્ય અવસર પ્રાપ્ત થતાં તમને ઉચિત પારિતોષિક આપવામાં આવશે." આખી રાતનો ઉજાગરો હોવા છતાં પણ મહારાજા વિજયસિંહે નાગરમાં પહોંચતાંની સાથેજ હરસોલાના સામંતને જોધપુરની રક્ષાને માટે મોકલ્યા અને સર્વ સામંતોને નાગરમાં એકત્રિત કરવાને માટે તેમનાપર આજ્ઞાપત્રિકા મોકલી દીધી. વિજયી રામસિંહે તેજ દિવસે મહારાષ્ટ્રીઓની સાથે આવીને નાગરને ઘેરો ઘાલ્યો.

પરમ સાહસિક વિજયસિંહે છ માસ પર્યંત શત્રુઓના કરાલ ગ્રાસમાંથી નાગરની રક્ષા કરી. રામસિંહ તથા મહારાષ્ટ્રીઓ નાગરને છ માસ પર્યંત હસ્તગત કરી શકયા નહિ, અને તેમને પુષ્કળ હાનિ થઇ. રાજા વિજયસિંહ રાજપુતોના સર્વ ગુણોથી ભૂષિત હતા અને તેમના પિતા બખ્તસિંહના જેવા પરમ સાહસિક હતા, તેથી તેમણે જે દ્વારા રાજવાડાના ઇતિહાસમાં પોતાનું નામ અમર થઇ જાય તેવું મહાન સાહસિક કામ કરવાનો ઉદ્યોગ કર્યો. તેમણે ધાર્યું કે "મારી પાસે જેટલી સેના છે તેની સહાયથી મહારાષ્ટ્રીઓને નસાડી મૂકવા અસંભવિત છે અને મારવાડમાંથી વિશેષ સૈનિકો મળવા દુર્ઘટ છે, માટે મારે પોતેજ રાજવાડાના રાજાઓની પાસેથી સહાય મેળવવાને માટે નીકળવું જોઇએ. રાજવાડાના પરમ શત્રુ મહારાષ્ટ્રીય લોકોને નસાડી મૂકવાને માટે સર્વ રાજપુતો આ વખતે મને અવસ્ય સહાય કરશે." વિજયસિંહની પાસે નાગરમાં પાંચસે પરમ સાહસિક ઉષ્ટ્રારોહી (ઉંટપર સ્વારી કરનાર) સૈનિકો હતા. આ સૈનિકોને તથા એક સહસ્ર મહા બળવાન રણનિપુણ રાજપુતોને લઇને વિજયસિંહ અર્ધ રાત્રિએ નાગરમાંથી બહાર નીકળ્યા. તેઓ બરાબર ચોવીસ કલાકનો પ્રવાસ કર્યા પછી બિકાનેર રાજ્યમાં પહોંચ્યા. યદ્યપિ બિકાનેરના અધિપતિએ અપૂર્વ આદરસહિત તેમને ગ્રહણ કર્યા, તથાપિ આ ઘોર વિપત્તિના સમયમાં સેનાની સહાય આપવાની તેણે સ્પષ્ટ ના પાડી; આથી મારવાડેશ્વર શોક અને નિરાશાના સાગરમાં ડૂબી ગયા. વિજયસિંહ બિકાનેરના અધિપતિના આ વ્યવહારથી અત્યંત ક્રોધિત થયા અને તેઓ શીઘ્ર બિકાનેરને છોડીને જયપુરમાં ચાલ્યા ગયા. જયપુરેશ્વર ઇશ્વરીસિંહ યથાસાધ્ય રામસિંહને સહાય કરતા હતા, તોપણ મહારાજા વિજયસિંહે જયપુરના સિંહદ્વારપર પહોંચીને દૂતદ્વારા અંબરરાજપર કહેણ મોકલ્યું કે "હું આ વિપત્તિકાળમાં આપની પાસે સહાય માગવાને આવ્યો છું, માટે મને આશા છે કે આપ અવસ્ય મને સહાય કરશો."

અંબરના સુપ્રસિદ્ધ અધીશ્વર સવાઇ જયસિંહ મહા બળવાન, પરમ સાહસિક અને મહા બુદ્ધિમાન હતા, પરંતુ તેમનો પુત્ર ઇશ્વરીસિંહ આ સર્વ ગુણોથી શૂન્ય હતો. તે પોતાના પ્રતિસ્પર્ધી રાઠોડ લોકોથી

અત્યંત ડરતો હતો. પાઠકોના સ્મરણમાં આ વાત હશેજ કે ઇશ્વિરીસિંહે ઘૃણિત ઉપાયથી વપ્રસિંહના પ્રાણનો સંહાર કરાવ્યો હતો. વિજયસિંહે જ્યારે સહાયતને માટે પ્રાર્થના કરી ત્યારે તેણે રાજપુતો અનાદિથી જેનું પાલન કરતા આવ્યા છે, એવા આતિથ્ય ધર્મના મસ્તકપર લત્તાપ્રહાર કરીને વિજયસિંહને બંદીવાન કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ એક વ્યક્તિના પ્રયાસથી તેની આ દુર્વાસના વ્યર્થ થઇ ગઈ. સત્યપ્રિય ઇતિહાસવેત્તાઓને રાજપુત જાતિના ચરિત્ર સમાલોચના કરતાં કોઇ કોઇવાર અપ્રિય વાતો પણ લખવી પડે છે. જે રાજ્યમાં અંતર્વિપ્લવ સળગી ઉઠે છે, તે રાજ્યના લોકો સર્વથા હિતાહિત જ્ઞાનશૂન્ય થઈ જાય છે અને ભ્રાતા, મિત્ર વગેરે સર્વની સાથેનો સંબંધ ભૂલી જઇને ગમે તેવું પાપ કર્મ કરવાથી પણ પરાઙ્મુખ થતા નથી. જગતના સર્વ દેશોમાં વસતીની પ્રત્યેક જાતિમાં આ શોચનીય દ્રશ્ય દગ્ગોચર થાય છે, તો રાજપુત જાતિમાં તેનો અભાવ હોય એ સર્વથા અસંભવિત છે. ઇંગ્લાંડ અને ફ્રાન્સના વિપ્લવોમાં જે અત્યંત ભયંકર અને દારૂણ ઘટનાઓ બની હતી તે વાંચવાથી આ વાતનો સ્વીકાર કોણ નહિ કરશે? આ પરથી સ્પષ્ટ રીતે વિદિત થાય છે કે વિપ્લવના સમયમાં લોકો વિચારશૂન્ય અને બુદ્ધિશૂન્ય બનીને, મનુષ્યોને ન ઘટે તેવાં કર્મો કરે છે. પરંતુ આવા સમયમાં પણ રાજપુત ચરિત્રનો જે ઉત્તમ અંશ પ્રકટ થાય છે તેનો અમે નીચે ઉલ્લેખ કરીએ છીએ.

મૈરતીય લોકોના અધિનાયક શેરસિંહે રાજભક્તિથી પ્રેરિત થઇને પ્રાણાર્પણ કર્યું હતું એ વાત અમે આગળ જણાવી ચૂક્યા છીએ. વીરશ્રેષ્ઠ શેરસિંહ જે પક્ષ તરફથી લડયા હતા તે પક્ષનો પરાજય થયો હતો તેથી વખ્તસિંહે શેરસિંહના તાબાના પ્રદેશ રિયાને હસ્તગત કરીને તેના કુટુંબની એક કનિષ્ઠ શાખાને તેનો સંપૂર્ણ અધિકાર સોંપી દીધો હતો. વખ્તસિંહના પ્રસાદને પ્રાપ્ત થયેલા રિયાના આ નવીન સામંતનું નામ જવાનસિંહ હતું. વિજયસિંહ જે સમયે સેનાની સહાય મેળવવાને માટે રાજવાડામાં નીકળ્યા તે સમયે જવાનસિંહ પણ તેમની સાથે હતો. જવાનસિંહ જયપુર રાજ્યના તાબાના અટરવેલ નામક પ્રગણાના પ્રબલ શક્તિસંપન્ન સામંતની પુત્રી સાથે પરણ્યો હતો. ઉક્ત સામંત જેમ શક્તિશાલી હતા તેમ તેઓ જયપુર રાજના વિશ્વાસપાત્ર પણ હતા. અંબરપતિ ઇશ્વિરીસિંહે આ વખતે આ સામંતનેજ આજ્ઞા કરી હતી કે "જ્યારે વિજયસિંહનો મેળાપ થાય ત્યારે તરતજ તેને બંદીવાન કરી લેવો." ઉક્ત સામંતે પોતાના સ્વામીનો આ અત્યંત નિંદ્ય અને રાજપુત જાતિને કલંકિત કરનારો વિચાર પોતાના જામાતાને એકાંતમાં જણાવી દીધો. જવાનસિંહે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે "વિજયસિંહનું મારે અવશ્ય રક્ષણ કરવું."

રાઠોડરાજ જયપુરની ધર્મશાલામાં ઇશ્વિરીસિંહની પ્રતીક્ષા કરતા બેઠા હતા. ઇશ્વિરીસિંહ પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે સર્વ પ્રકારે સજ્જ થઇને ધર્મશાળામાં આવ્યો. મને બંદીવાન કરવાની ઇશ્વિરીસિંહની ઇચ્છા છે, એમ વિજયસિંહ લેશ પણ જાણતા નહોતા. વિજયસિંહ ઇશ્વરીસિંહના આગમનની વાત સાંભળી પરમ મિત્રભાવથી તેને આદરસત્કારસહિત લેવાને આગળ ગયા. ઉભય એક આસનપર બેસી એકબીજાની ક્ષેમકુશળતાના સમાચાર પૂછવા લાગ્યા. આ તરફ રાજભક્ત જવાનસિંહ પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે ઇશ્વિરીસિંહની પાછળ જઇને બેસી ગયા. મારવાડના પ્રચલિત નિયમાનુસાર મૈરતાના સામંત, રાજાની દક્ષિણ તરફ આસન પ્રાપ્ત કરે છે, પરંતુ મારવાડના વીરશ્રેષ્ઠ જવાનસિંહને પાછળ બેઠેલા જોઇ ઇશ્વિરીસિંહ બોલ્યો "ઠાકોર! આપ પીઠપાછળ કેમ બેઠા છો?" જવાનસિંહે પ્રત્યુત્તર આપ્યો "મહારાજ! આજે આ સ્થળેજ બેસવાની આવશ્યકતા છે." થોડીવાર પછી વિજયસિંહને ઉદ્દેશીને રાજભક્ત જવાનસિંહ બોલ્યા "મહારાજ! ઉઠો અને શીઘ્ર અહીંઆંથી નીકળી જાઓ, નહિ તો આપનું જીવન અને સ્વતંત્રતા મહા વિપત્તિમાં આવી પડશે." જવાનસિંહના આ શબ્દો સાંભળી મહારાજા વિજયસિંહ, ઇશ્વિરીસિંહની કપટતા જાણી ગયા અને અતિ ચપળતાથી પોતાના આસનપરથી ઉઠીને અતિ વેગથી ચાલવા લાગ્યા. વિશ્વાસઘાતક ઇશ્વિરીસિંહે પણ તેમની પાછળ દોડવાની ચેષ્ટા કરી, પરંતુ તેની ચેષ્ટા સફળ થઇ નહિ. રાજભક્ત જવાનસિંહ તેની પાછળ સાવધાનીથી બેઠા હતા. ઇશ્વિરીસિંહે પાછળ મુખ ફેરવીને જોયું તો જવાનસિંહ નગ્ન તલવારસહિત અતિક્રોધિત મુદ્રા કરીને બેઠેલા તેને જણાયા. તેનું શરીર ભયથી કંપાયમાન થયું, તેના ગળામાં શોષ પડયો, અને તેનું મન વિક્ષિપ્ત થયું. જવાનસિંહે અતિ ગર્વ અને સાહસપૂર્વક કહ્યું કે "અંબરેશ્વર! જો મારા સ્વામીનું કાંઇ પણ અનિષ્ટ

થશે તો આ શમશેર આપના ઉદરમાં ઘુસેડી દઇશ.” પછી તેમણે વિજયસિંહ પ્રત્યે કહ્યું “મહારાજ! આપ આશ્વારૂઢ થતાંની સાથેજ મને ખબર કરશો.’ જવાનસિંહે જેવી રાજભક્તિ પ્રદર્શિત કરી હતી તેવુંજ વર્તન વિજયસિંહે પણ તેના પ્રત્યે કર્યું. તેમણે અશ્વારૂઢ થઇને સમાચાર મોકલ્યા કે “હું આપના આગમનની પ્રતીક્ષા કરી રહ્યો છું.” વિશ્વાસઘાતક ઇશ્વિરીસિંહ પણ આ સમાચારનો અર્થ સારી પેઠે સમજી ગયો. નૈરતીય સામંત જવાનસિંહે શીઘ્ર પોતાની શમશેર મ્યાન કરી અને ઇશ્વિરીસિંહની સન્મુખ આવીને તેણે આદરપૂર્વક પ્રણામ કર્યા. જવાનસિંહની આ રાજભક્તિ મનુષ્યના હૃદયમાં જે ભાવ ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવતી હતી, તે ભાવ ઇશ્વિરીસિંહના હૃદયમાં પણ ઉત્પન્ન થયો. ઇશ્વિરીસિંહ, જવાનસિંહને અભિનંદન આપવાને માટે પોતાના સામંતોને ઉદ્દેશીને બોલ્યો “આ અપૂર્વ રાજભક્તિ જુઓ! આવા સામંતથી જે રાજા રક્ષિત હોય તેનો પરાભવ કરવાની આશા વ્યર્થ છે.”

રાજપુતોના પ્રબળ શત્રુ મહારાષ્ટ્રીઓને મારવાડમાંથી કાઢી મૂકવાને માટેજ આ શોચનીય વિપત્તિકાળમાં વિજયસિંહ અન્ય રાજાઓની સહાય લેવાને માટે રાજવાડામાં નીકળ્યા હતા, પરંતુ ક્યાંય પણ તેમનો મનોરથ સિદ્ધ થયો નહિ. અંતે તેઓ હતાશ થઈ જેવી અવસ્થામાં નાગરમાંથી બહાર નીકળ્યા હતા તેવીજ અવસ્થામાં ત્યાં પાછા ગયા. જોતજોતામાં બીજા છ માસ સમાપ્ત થઈ ગયા તથાપિ મહારાષ્ટ્રીઓ નાગરમાં રામસિંહની જયપતાકા ફરકાવી શક્યા નહિ, પરંતુ તેમણે મારવાડના અન્યાન્ય પ્રદેશો પોતાના અધિકારનાં લઇ લીધા. મારાવોત, પૂરવત્સાર, પાલી અને સુજાત પ્રભૃતિ પ્રદેશના નિવાસીઓએ રામસિંહની આધીનતા સ્વીકારી. કેવળ રાજધાની જોધપુર, નાગર, ઝાલોર, સિઉવાલી અને ફલોદી આ પ્રદેશો હજી સુધી વિજયસિંહના અધિકારમાં રહ્યા હતા. જ્યારે આ પ્રકારે ઘોર વિપત્તિમાં એક વર્ષ વ્યતીત થઇ ગયું ત્યારે તેમાંથી બચવાને માટે વિજયસિંહે એક એવું કાર્ય કર્યુ કે જેથી મારવાડ રાજ્યના સોજ્વલ રત્નસ્વરૂપ મુખ્ય પ્રદેશ દીર્ઘ કાળ પર્યંત મારવાડથી વિચ્છિન્ન રહ્યો હતો.

વિજયસિંહના એક રાજપુત અને એક અફઘાન સૈનિકે એવી દરખાસ્ત સાદર કરી કે “જો મહારાજ અમારાં કુટુંબનાં ભરણ પોષણનો ભાર પોતાના મસ્તકપર લેવાનો સ્વીકાર કરે તો આ સમસ્ત વિપત્તિના મૂળ કારણ મહારાષ્ટ્રીઓના સેનાપતિનો અમે સંહાર કરીએ.” વિજયસિંહે આ દરખાસ્ત મંજુર કરી. ઉક્ત ઉભય યોદ્ધાઓ જાણે તેમની વચ્ચે મહા શત્રુતા હોય તેમ દારૂણ વિવાદ કરતા કરતા મહારાષ્ટ્રીય નેતાના શિબિર તરફ ચાલ્યા. જયાપ્પા સિંધિયા આ વખતે હસ્ત મુખાદિનું પ્રક્ષાલન કરવાના કામમાં રોકાયા હતા. તેમને જોઇને તેઓ એક બીજાને અત્યંત કટુ વચનો કહેવા લાગ્યા. તેમની સન્નિધ જઇને એક જણે હિસાબનો કાગળ તેમની આગળ ફેંકી દીધો અને તેમનો વિવાદ નિવૃત્ત કરવાને માટે મહારાષ્ટ્રીય નેતાને મધ્યસ્થ થવાની પ્રાર્થના કરવા લાગ્યો. ધીમે ધીમે તે ઉભય જયાપ્પા સિંધિયાની છેક નિકટ ગયા અને તેને પોતાના વિવાદનું કારણ સમજાવવા લાગ્યા. જયાપ્પા સિંધિયા શાંત રીતે તેમની વાત સાંભળતો હતો એવામાં ઉક્ત અફઘાન યોદ્ધાએ “લો આ નાગર” એમ કહીને તેના હૃદયમાં પોતાની શમશેર ઘોંચી દીધી. પછી ઉભય યોદ્ધાઓ શીઘ્રતા પૂર્વક નાઠા. અફઘાન યોદ્ધાને તો તરતજ પકડીને તેના ટુકડે ટુકડા કરી નાંખવામાં આવ્યા, પરંતુ ચતુર રાજપુત, મનુષ્યોના મોટા સમુદાયમા ભળી ગયો અને “ચોર ચોર” એવો પોકાર કરતો કરતો નિર્વિઘ્ને નાગરમા પહોંચી ગયો. વિજયસિંહે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે તેને પુરસ્કાર તો આપ્યો, પરંતુ તે હત્યારાનું મુખ જોવાની સ્પષ્ટ ના પાડી.

જયાપ્પા સિંધિયાનો પરલોકવાસ થયા પછી માધોજી સિંધિયા સેનાપતિના પદપર નિયુક્ત થયો. મહારાષ્ટ્રીય સેના પૂર્વવત્ નાગરની ચારે તરફ ઘેરો ઘાલી રહી, પરંતુ તે ઇતર સ્થાનોમાંથી આવતી સેના અને ખાદ્ય પદાર્થો નાગરમાં આવતા અટકાવી શકી નહિ. તેણે તેને અટકાવવાનો પ્રયાસ તો ઘણો કર્યો, પરંતુ તે સફળ થયો નહિ. મહારાષ્ટ્રીઓને એક સ્થાનથી બીજે અને બીજેથી ત્રીજે સ્થાને જવાનો અભ્યાસ હતો, તેથી એક વર્ષ કરતાં અધિક કાળ પર્યંત એક સ્થાનપર આશ્રમ રાખવો, તેમને અત્યંત કષ્ટદાયક થઈ પડયો. નાગર કરતાં કોઇ અધિક સમૃદ્ધિશાલી પ્રદેશપર આક્રમણ કરવાથી વિશેષ લાભ થવાનો સંભવ જોઇ માધોજી વિજયસિંહની સાથે સંધિ કરવાને માટે વ્યાકુળ થઇ રહ્યો હતો. વિજયસિંહ પણ મહારાષ્ટ્રીઓના ધ્વંસનો કોઈ પણ ઉપાય નહિ જોઇ સંધિ કરવાને સમ્મત થયા. અંતે એવો

નિશ્ચય કરવામાં આવ્યો કે 'મહારાષ્ટ્રીય લોકોએ રામસિંહનો પક્ષ છોડી મારવાડમાંથી ચાલ્યા જવું અને વિજયસિંહે પ્રતિ ત્રણ વર્ષે તેમને નિયત કર આપવો, અને "મુંડ કાટી" અર્થાત્ જયાપ્પાના પ્રાણ-સંહારના બદલામા સમસ્ત અજમેર પ્રદેશ દુર્ગસહિત મહારાષ્ટ્રીઓના અધિકારમાં સોંપી દેવો.' વર્ષા ઋતુ નિકટ આવેલી જોઇ માધોજી સિંધિયા ઉક્ત સંધિ કરી અજમેર ચાલ્યો ગયો.

અજમેર દુર્ગના શિખરપર હાલમાં બ્રિટિશ સરકારની જયપતાકા ફરકી રહી છે. આ પતાકા બ્રિટિશ રાજ્યનો ખજાનો ભરવાને માટે ફરકતી નથી, પરંતુ અતિ પ્રાચીન રાજપુત રાજ્યોની સ્વાધીનતા અને શાંતિની રક્ષા કરવાને માટે તથા લૂંટફાટ, અત્યાચાર અને ઉપદ્રવમાંથી તેમને મુક્ત રાખવાને માટેજ તે ગર્વસહિત ફરકી રહી છે.

મહારાષ્ટ્રીઓથી તજાયેલો રામસિંહ મારવાડના રાજસિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપન કરવાને માટે વિશેષ ચેષ્ટા કરવા લાગ્યો. રામસિંહે પોતાના કાકા તથા પિત્રાઇને પરાજીત કરવાને માટે અઢારવાર પોતાનો પ્રાણ જોખમમાં નાખ્યો હતો. રામસિંહનો પ્રધાન સહાયક ઇશ્વરીસિંહ જ્યારે પરલોકવાસી થયો ત્યારે તે નિર્બળ થઈ ગયો અને અંતે તે સંભર સરોવરની ઉપજ ઉપર પોતાનો નિર્વાહ કરવાને સમ્મત થયો. આ સરોવરનો અર્ધ ભાગ મારવાડને તાબે હતો અને અર્ધ ભાગ જયપુરાધીશને તાબે હતો. પરંતુ ઉક્ત ઉભય રાજાઓએ રામસિંહને તે સરોવર અર્પણ કર્યું હતું. જીવન પર્યંત તેણે આ સરોવરની ઉપજ ઉપરજ પોતાનો નિર્વાહ ચલાવ્યો હતો.





# अध्याय २७ मो.

માધોજી (મહાદજી) સિંધિયા–રાઠોડ અને કુશાવહ લોકોમાં સંપ–તેમણે મહારાષ્ટ્રીઓની સામે કરેલું યુદ્ધ–ઈસ્માઈલબેગ અને હામદાનીએ તેમને કરેલી સહાય–તંગાનું યુદ્ધ–સિંધિયાનો પરાજય–રાઠોડાનો અજમેર ઉપર પુનઃ અધિકાર–ખંડણી આપવાની કરેલી સરતનો ભંગ–ડિવાઇનની સહાયથી માધોજીએ કરેલો સેનાનો સંગ્રહ–જયપુરની સરહદમાં રાજપુત સેનાનો થયેલો સાક્ષાત્કાર–રાજપુતોમાં પ્રસરેલો જાતિદ્વેષ–દ્વેષજનક કાવ્યથી રાઠોડા અને કુશાવહોમાં થયેલો કુસંપ–પાતનનું યુદ્ધ–જયપુરની સેનાએ બતાવેલી કૃતઘ્નતાથી થયેલો રાઠોડાનો પરાજય–કુશાવહ કવિની કવિતા–વિજયસિંહે સંધિ કરવાને કરેલી માગણી–મારવાડના સામંતોએ આ કાર્ય પ્રત્યે પ્રદર્શિત કરેલી અસમ્મતિ અને મારવાડેશ્વરે મહા સંગ્રામની કરેલી તૈયારી–કૃષ્ણગઢના રાઠોડ સામંતે બતાવેલી કૃતઘ્નતા–મહારાષ્ટ્રીઓએ મારવાડપર કરેલું આક્રમણ–આહોયા અને આસોપના સામંતોએ "દેહં પાતયામિ વા કાર્યં સાધયામિ" એવી કરેલી પ્રતિજ્ઞા–મેરતાના મેદાનમાં રાઠોડાએ નાંખેલી છાવણી–મહારાષ્ટ્રીય સેનાનો નાશ–શુભ અવસરનો પરિત્યાગ–શાસન વિભાગના મંત્રીની આજ્ઞાનું સામંતોએ કરેલું પાલન–છાવણી છોડીને સેનાએ કરેલું પલાયન–રાઠોડાની વીરતા–તેમનો ધ્વંસ–સિંગુઇ શાખાની કૃતઘ્નતા–મુખ્ય મંત્રીએ વિષપાનથી કરેલો પ્રાણત્યાગ–બ્રિટિશ સરકાર પ્રત્યે રાજપુતોના વર્તન વિષે વિચાર–પ્રવાસનો પુનરારંભ–ઝારોના રણક્ષેત્રમાં થઇને કરેલો પ્રવાસ–સગદિયાનાનું રણ–ઝારોનું વર્ણન–હરકર્ણદાસનું સ્મારક મંદિર–અલનિવાસ–રિયા–પહાડી માહિર જાતિ–તેણે રિયાપર કરેલું આક્રમણ અને તેના સામંતનો કરેલો વધ–ગોવિંદગઢ–પુષ્કર સરોવર–તેનું વર્ણન–તત્સંબંધી જનશ્રુતિ–અજમેરનો સ્થાપક અજયપાલ–વિસલદેવ વા અજમેરનો ચોહાણ સિંહ–સર્પગિરિના શિખરપર આવેલાં મંદિરો–ધારવલખેરનું દશ્ય–અજમેર નગર.



મહારાષ્ટ્રીય દલના નેતા જયાપ્પા સિંધિયાના પરલોકવાસ પછી તેનો કુટુંબી માધોજી (મહાદજી) સિંધિયા સર્વ જનોની સમ્મતિથી તેના પદપર નિયુક્ત થયો. માધોજી પરમ તેજસ્વી પુરુષ હતો. રાઠોડાની સાથે યુદ્ધ કરવાથી તે સારી રીતે જાણી ગયો હતો કે "દક્ષિણી અશ્વારોહીઓ કાંઈ પણ પ્રકારે રાજપુત ઘોડેસ્વારોની બરાબરી કરી શકતા નથી." આથી તેણે પોતાના અશ્વારોહીઓને ઉત્તમ શિક્ષણ આપવાનો આરંભ કર્યો અને સૌભાગ્યવશાત્ અલ્પ કાળમાંજ તેનો મનોરથ સફળ થયો. આ સુશિક્ષિત અશ્વારોહીઓની સહાયથી તેને વિજય મળ્યો. ચતુર માધોજીએ ધાર્યું કે "રાજસ્થાનનાં પ્રધાન રાજ્યોની વર્તમાન અવસ્થા જોતાં જણાય છે કે આ દેશમાં આપણો અધિકાર સ્થાપન કરવાને માટે પ્રસ્તુત સમય સૌથી ઉત્તમ સંધિ છે. આવો અવસર પુનઃ કદિ પણ પ્રાપ્ત થનાર નથી. નવું રાજ્ય સ્થાપન કરવાને માટે જેટલાં

સાધનોની આવશ્યકતા હોય છે તે સઘળાં સાધનો પ્રભુકૃપાથી મારી પાસે વિદ્યમાન છે. મારવાડમાં અંતર્વિપ્લવ પુષ્કળ ફેલાઇ રહ્યો છે અને તે મારવાડનુ રક્ત ચૂસી રહ્યો છે. રાજપુતો પરસ્પર વૈર કરી એક બીજાનો ધ્વંસ કરવાને માટે હમેશાં તત્પર રહે છે અને મહા બળવાન રાજપૂત જાતિની પ્રાચીન સુકીર્તિ લુપ્તપ્રાય કરી રહ્યા છે. આ સર્વ ચિન્હો દર્શાવે છે કે જો હું પ્રયાસ કરીશ તો અવશ્ય મને વિજય પ્રાપ્ત થશે."


માધાજી (મહાદજી) સિંધિયા

આ જાતીય વિગ્રહ અને અંતર્વિપ્લવના સમયમા નવીન શક્તિશાળી, ઉન્નતિશીલ મહારાષ્ટ્રીઓની સહાય મેળવવાને માટે રાજવાડાના સર્વ રાજાઓ પ્રયત્ન કરતા હતા. તેઓ દુર્ભાગ્યને આમંત્રણ કરનારી દુર્બુદ્ધિને વશ થઇ મહારાષ્ટ્રીઓને મહા આદરપૂર્વક પોતપોતાના રાજ્યમા બોલાવવા લાગ્યા. આનુ પરિણામ એ આવ્યુ કે સર્વ રાજાઓ મહારાષ્ટ્રીઓની આધીનતારૂપી જંજીરમા જકડાઇ ગયા. તો પછી સિંધિયાના જેવા ધીર વીર અને મહા બળવાન સેનાપતિની ઇચ્છા પરિપૂર્ણ થાય એમાં શો શક છે? પાઠકોને આ વાત તો સ્મરણમાં હશે કે ઉદયપુરના મહારાણાએ પોતાના ભાણેજ માધુસિંહને જયપુરના સિંહાસનપર અધિષ્ઠિત કરવાને માટે મહારાષ્ટ્રીઓની સહાય લીધી હતી અને અને મારવાડાધીશની પેઠે મહારાષ્ટ્રીઓને નિયત ખંડણી આપવાને બંધાયા હતા.

યદ્યપિ આ સમયમા રાજપુત રાજાઓમાં એકતાનો લોપ થયો હતા, તોપણુ હજી તેમની એકતા નામશેષ થઇ નહોતી. આવી વિજયશાલી, આવી સાહસિક અને આવી વીર જાતિમા અનાદિથી જે એકતા ચાલી આવી છે તે સહસા નામશેષ થઇ શકતી નથી. રાઠોડોની સાથે જયપૂરના રાજાને પ્રબલ શત્રુતા હતી, તોપણ તેમને રાઠોડોની સાથે કાંઇક મિત્રતા હતી. માધુસિંહ જો કે પોતાના મામાની કૃપા અને મહારાષ્ટ્રીઓની સહાયથી જયપુરના સિંહાસનપર બેઠા હતા, પરંતુ દુર્ભાગ્યવશાત્ તેઓ આ સંસારમાં ઝાઝો કાળ રહ્યા નહિ. માધુસિંહના પરલોકવાસ પછી અંબરનુ રાજછત્ર પ્રતાપસિંહના મસ્તકપર વિરાજમાન થયું. સાહસિક અંબરવાસીઓ પોતાના નવીન અધીશ્વર પ્રતાપસિંહના ઉત્તેજનથી મહારાષ્ટ્રીઓની ધુંસરી અસહ્ય ગણી તેને દૂર કરી દેવાને તત્પર થયા. વીરશ્રેષ્ઠ પ્રતાપસિંહે પોતાનો પ્રતાપ પ્રદર્શિત કરવાને માટે જ્યારે મહારાષ્ટ્રીઓની આધીનતાનો અસ્વીકાર કર્યો ત્યારે માધોજી સિંધિયા સંહારક સ્વરૂપ ધારણુ કરી અંબર ઉપર પોતાનો અધિકાર સ્થાપન કરવાને માટે ચાલ્યો. અમે પૂર્વે જણાવી ગયા છીએ કે મારવાડેશ્વર વિજયસિંહને, ઘોર વિપત્તિમાં ઘેરાઇ જવાને લીધે પોતાની ગમે તેટલી અનિચ્છા હોવા છતાં પણુ માધોજી સિંધિયાની સાથે સંધિ કરી તેને અમૂલ્ય અજમેર પ્રદેશ અને ત્રૈવાર્ષિક ખંડણી આપીને મહારાષ્ટ્રીઓની આધીનતારૂપી શૃંખલા પોતાના ગળામાં નાંખવી પડી હતી. પ્રતાપસિંહે જ્યારે જોયું કે મહારાષ્ટ્રીઓ માત્ર અંબરનાજ શત્રુ નથી, પરંતુ મારવાડના પણુ ભયંકર શત્રુ છે ત્યારે તેમણે મહારાષ્ટ્રીઓને સમૂલ નષ્ટ કરવાને માટે રાઠોડોને પોતાની સાથે સંયુક્ત થવાનો સંદેશો મોકલ્યો. જાતીય એકતા પુનઃ સંપૂર્ણુ રીતે પ્રકટ થઇ. આ એક શુભ અવસર જાણી વિજયસિંહે અજમેરને પુનઃ પ્રાપ્ત કરવાની આશાથી અંબરેશ્વરને સહાય કરવાને માટે તત્કાળ રાઠોડ સેના મોકલી. યદ્યપિ જયપુરપતિ ઇશ્વરીસિંહે ઘોર વિપત્તિના સમયમાં પણુ વિજયસિંહને સહાય કરી નહોતી, યદ્યપિ તેણે બખ્તસિંહનો નાશ કરાવી વિજયસિંહને પણુ બંદીવાન કરવાની ચેષ્ટા કરી હતી, અને આ કારણુથી ઉભય રાજ્યો વચ્ચે વિદ્વેષાગ્નિ પ્રબળ રીતે પ્રદીપ્ત થયો હતો તથા ઉભય રાજ્યો એક બીજાને પોતાના પ્રબળ શત્રુ ગણુતાં હતાં, તથાપિ સર્વ રાજપુતોના શત્રુ મહારાષ્ટ્રીઓને દૂર કરવાને માટે વિજયસિંહ ઉક્ત શત્રુતા ભૂલી ગયા અને તેમણે રિયાના પરમ સાહસિક, મહા બળવાન, પરમ રાજભક્ત

અને સર્વોત્તમ સામંત જવાનસિંહને રાઠોડ સેના સાથે અંબરરાજને સહાય કરવાને મોકલી આપ્યા‡ તંગા નામક સ્થાનપર ઉભય પક્ષના રણોન્મત્ત સૈનિકોનો સાક્ષાત્કાર થયો. (આ યુદ્ધ "લાલસંતના સમર"ના નામથી પ્રખ્યાત છે) આ સમયે વિખ્યાત ઈસ્માઈલ બેગ અને હામદાની નામના બે મોગલ સેનાપતિઓ મહા બળવાન અને સાહસિક રાઠોડોના પક્ષમાં આવી મળ્યા. તરતજ ભયંકર યુદ્ધાગ્નિ પ્રદીપ્ત થઇ ગયો. રાઠોડ સેનાએ પ્રબલ પરાક્રમ અને મહાવીરતા સહિત શત્રુઓનો વિધ્વંસ કર્યો. રિયાના સામંત જવાનસિંહે રાઠોડ અશ્વારોહીઓનો વ્યૂહ રચી સિંધિયાના પ્રચંડ દલને છિન્નભિન્ન કરી નાંખ્યું અને પૃથ્વીને કંપાયમાન કરી દીધી. સિંધિયાના સૈનિકો યદ્યપિ ફ્રેંચ સેનાપતિ ડિવાઇનની તાલીમ નીચે શિક્ષિત થયા હતા, કિંતુ રાઠોડ અશ્વારોહીઓના અતુલનીય બાહુબલની આગળ તેઓ ટકી શક્યા નહિ. તેઓ અલ્પ સમયમાં નષ્ટ ભ્રષ્ટ થઇ ગયા અને ઘણા સૈનિકો પ્રાણ લઇને નાસી ગયા. રાજપુતોને અતિ અલ્પ કાળમાં વિજયલક્ષ્મી પ્રાપ્ત થઇ. સિંધિયાએ પણ પલાયન કરતી સેનાનુ અનુકરણ કર્યું અને પોતાના કપાળપર સદાને માટે કલંકની કાલિમા લગાડી. તેણે નાશી જઇને મથુરામાં આશ્રય લીધો. એમ કહેવાય છે કે આ મહા સંગ્રામમાં રાજપુતોએ સિંધિયાની જે દુર્દશા તથા હાનિ કરી હતી, તેને સિંધિયા દીર્ઘ કાળ પર્યંત પૂરી શક્યો નહોતો અને તેને દીર્ઘ કાળ સુધી તેનુ વિસ્મરણ પણ થયું નહોતું. જવાનસિંહે વિજયલક્ષ્મી પ્રાપ્ત કર્યા પછી અજમેરપર પુનઃ અધિકાર સ્થાપન કરવાને માટે એક સેના મોકલી આપી. આ સેનાએ યુદ્ધ કર્યા વિનાજ અજમેરપર પોતાનો અધિકાર સ્થાપિત કરી તેને પુનઃ મારવાડના રાજ્યમાં સંયોજી દીધુ એમ કહીશુ તોપણુ ચાલશે. મારવાડેશ્વર વિજયસિંહે માધાજીની સાથે સંધિ કરીને પ્રતિ ત્રણ વર્ષ જે પુષ્કળ દ્રવ્ય ખંડણી તરિકે આપવાનો સ્વીકાર કર્યો હતો, તેમાંથી તેમને આ વિજયપ્રાપ્તિને લીધે મુક્તિ મળી. પરમ તેજસ્વી અને મહા બળવાન રાજપુત જાતિ-મેવાડ, મારવાડ અને અંબર પ્રભૃતિ રાજ્યોના ગેહલોત, રાઠોડ પ્રભૃતિ લોકો જો એકસંપ કરે અને તેને સતત નિભાવે તો કોઈ પણ વિદેશી પ્રજા રાજવાડામાં કોઈ પણ પ્રકારે પોતાનો અધિકાર સ્થાપિત કરી શકે નહિ. તંગાનું યુદ્ધ આ વિધાનનું પ્રત્યક્ષ પ્રમાણ છે.

માધાજી સિંધિયા તંગાના મહા સમરમાં વિજયલક્ષ્મીના ખોળાપરથી પડી જઇને દુઃખિત હૃદયથી પલાયન કરી ગયો હતો તોપણ તે રાજપુતોપર વૈર લેવાને અને મહારાષ્ટ્રીઓનું પ્રભુત્વ સ્થાપન કરવાને પુનઃ મહા પ્રયાસ કરવા લાગ્યો. તેણે પુનઃ ફ્રેંચ સેનાપતિ ડિવાઇનની સાથે મળીને શ્રેષ્ઠ સેના સંગ્રહિત કરી તેને ઉત્તમ પ્રકારની યુદ્ધ શિક્ષા આપવાનો નિશ્ચય કર્યો. રણચતુર વિદેશી વીર ડિવાઇનની શિક્ષા અને માધાજીની સહાયથી જેવી પ્રબળ, પરાક્રમી અને રણકુશલ સેના બની હતી તેવી સેના ભારતવર્ષમાં કદિ પણ દ્રષ્ટિગોચર થઇ નથી. પાશ્ચાત્ય રણશિક્ષાની સાથે ભારતીય શૌર્ય, વીર્ય અને સાહસનો સંયોગ થવાથી તે સેના સર્વના ભયનું કારણ થઈ પડી. તંગાના રણક્ષેત્રમાં જે ઘોર કલંકની કાલિમાએ મહારાષ્ટ્રીય વીરતાગૌરવના રવિને આવૃત્ત કરી દીધો હતો, તેને દૂર કરવાને માટે માધાજી નવીન સેનાને લઇ શીઘ્ર સંહારક મૂર્તિ ધારણ કરી રાજવાડા તરફ ચાલ્યો.

રાઠોડોના રાજ્યમાં માધાજી સિંધિયાના આગમનની ખબર પહોંચી ગઇ. માધાજી સિંધિયા અતિ પ્રચંડ સેના લઈને મહા ગર્વસહિત રાજવાડાપર આક્રમણ કરવાને આવે છે; એવા સમાચાર વિજયસિંહના સાંભળવામાં આવ્યા. વીરવ્રતાવલંબી રાઠોડજાતિ આ સમાચાર શ્રવણ કરી કિંચિત્ પણ ભયભીત થઈ નહિ. પરંતુ તે પોતાનું બાહુબળ તથા વીરત્વ દર્શાવવાનો અને પોતાના પ્રબળ શત્રુનો

‡ એક રાઠોડ કવિએ ઉભય રાજ્યોની વચ્ચે પુનઃ મિત્રતા સ્થાપિત કરવાના ઉદ્દેશથી નીચે પ્રમાણે એક કવિતા લખી છેઃ—

**पति राखो परतापकी, नवेकोटके नाथ;**
**अगला गुन्हा बकूस कर, अब मम पकडो हाथ.**

અર્થાત્ હે નવ દુર્ગેશ્વર વિજયસિંહ! પ્રતાપના સન્માનની રક્ષા કરો. એનો પાછલો અપરાધ ક્ષમા કરીને હવે એનો હાથ પકડો.

સંહાર કરવાનો શુભ અવસર પ્રાપ્ત થયેલો જાણી અપૂર્વ આનંદથી ઉન્મત્ત બની ગઇ. મારવાડેશ્વર વિજયસિંહ અત્યંત રાજનીતિકુશળ હતા. તેમણે ધાર્યું કે "મહારાષ્ટ્રીઓને મારવાડમાં પ્રવેશ કરવા નહિ દેતા રાજ્યની સરહદ બહારજ તેમની સાથે યુદ્ધ કરવું યુક્ત છે." શીઘ્ર જયપુરપતિના સાંભળવામાં પણ આ સમાચાર આવ્યા. મારવાડ અને જયપુરની રાજપુત સેનાએ આકાશભેદી ગર્જના કરી, પૃથ્વીને કંપાયમાન કરી યુદ્ધભૂમિ પ્રતિ પ્રયાણ કર્યું. જયપુર રાજ્યની ઉત્તર સીમાપર આવેલા પાતન (તુવારાવતી) નામક નગર આગળ જયપુર અને મારવાડની સેના એકત્રિત થઇ અને અત્યંત ઉત્સાહપૂર્વક મહારાષ્ટ્રીઓની સામે ધસવા લાગી. આ વખતે રાઠોડ કવિકુલમુકુટે જે યુદ્ધસંગીતથી સેનાને ઉત્તેજિત કરી હતી તે આજ પર્યંત મારવાડમાં શ્રવણ કરવામાં આવે છે.

યદ્યપિ એકતાનો સ્વર્ગીય હાર ધારણ કરીને રાઠોડ અને કુશાવહ સૈનિકો એક બની જઇને શત્રુઓની સામે ખડા રહ્યા હતા, યદ્યપિ જાતીય ગૌરવ, જાતીય સન્માન, જાતીય સ્વાધીનતા, અને જન્મભૂમિની રક્ષા વિષેનાં કાવ્યોએ સર્વનાં હૃદય પ્રબળ ઉત્સાહથી પરિપૂર્ણ કરી દીધાં હતાં, કિંતુ એક સાધારણ કારણથી–એક ક્ષુદ્ર કારણથી રાજપુતોની એકતારૂપી સાંકળ તુટીને છિન્નભિન્ન થઇ ગઇ. મારવાડના એક અલ્પવયસ્ક કવિના એક કાવ્યેજ આ સાંકળ તોડી નાંખી હતી. તંગાના યુદ્ધમાં રાજપુતોને જે વિજય મળ્યો હતો તે રાઠોડ લોકોની મહાન વીરતાનેજ પ્રધાનતઃ આભારી હતો. જયપુરના સૈનિકો તે વખતે રાઠોડોના જેવી વીરતા પ્રદર્શિત કરી શકયા નહોતા; આ કારણથી ઉક્ત તરુણ મારવાડી કવિએ જયપુરની સેના વિષે એક શ્લેષાત્મક કાવ્ય રચ્યુ. દુર્ભાગ્યવશાત્ આ કાવ્ય રાઠોડ સેનામાં ગાવામાં આવતાં અંબરના સૈનિકોને ઘોર અપમાન લાગ્યું. આ કાવ્યનું એક ચરણ નીચે લખવામા આવે છેઃ—

"उद्दल ताइन अंबररा राठोर राण"

અર્થાત્ "રાઠોડ વીરોએજ યુદ્ધમાં અંબરના સ્ત્રૈણ સૈનિકોની રક્ષા કરી હતી." આ કાવ્યેજ રાજપુતોનો પરાભવ કરાવ્યો હતો, એમ કહીએ તો તેમાં લેશ પણ અતિશયોક્તિ નથી. આજ કાવ્યે રાજપુતોના સ્વાધીનતારૂપી સૂર્યનો અસ્ત કરાવ્યો હતો.

જ્યારે રાઠોડ કવિના આ કાવ્યે અંબરના સૈનિકોના હૃદયમાં અપમાનાગ્નિ પ્રજ્વલિત કરી દીધો ત્યારે તેમણે મહારાષ્ટ્રીઓની સાથે મળી જઇને એવું ષડ્યંત્ર રચ્યું કે જ્યારે રાઠોડ લોકો યુદ્ધમાં ઉતરીને મહારાષ્ટ્રીઓની સામે ઝુઝવા માંડે ત્યારે અંબરના સૈનિકો તટસ્થ રહેશે, અને તેના બદલામાં મહારાષ્ટ્રીય સેના તેનો સંહાર કરશે નહિ. યુદ્ધનો પ્રારંભ થયો ત્યાં સુધી રાઠોડોને આ ષડ્યંત્ર વિષે કિંચિત્ પણ ખબર પડી નહિ. તેમણે ધાર્યું હતું કે તંગાના યુદ્ધની પેઠે અહીંઆં પણ ઉભય રાજપુત સેનાઓ એકત્રિત થઇને મહારાષ્ટ્રીઓનો પરાભવ કરશે. આવા વિચારથી શીઘ્ર તેમણે રણભેરી વગાડી. મહા બળવાન અને અતિ સાહસિક રાઠોડ વીરોએ સ્વભાવસિદ્ધ તેજસ્વિતાથી પ્રબળ તરંગની પેઠે મહારાષ્ટ્રીઓપર આક્રમણ કર્યું અને તોપનો મારો ચલાવી તેમને છિન્નભિન્ન કરવા માંડયા. તેમણે તોપના આકાશભેદી અવાજથી પૃથ્વીને કંપાયમાન કરી મૂકી અને ગોળાના મારથી મહારાષ્ટ્રીઓનો પુષ્કળ સંહાર કરવા માંડયો. પરંતુ જયપુરની સેનાની સહાય નહિ મળવાથી થોડીવાર પછી જ્યારે તેઓ મહારાષ્ટ્રીઓદ્વારા ચારે તરફથી ઘેરાઇ ગયા ત્યારે પોતાની રક્ષાનો બીજો કોઇ પણ ઉપાય નહિ જોઇ રણભૂમિમાંથી નાસવા લાગ્યા. વિજયલક્ષ્મીએ મહારાષ્ટ્રીઓનો આશ્રય ગ્રહણ કર્યો. એમ કહેવાય છે કે રાઠોડ વીરો સ્વભૂમિમાં જેવી કુશળતાથી લડી શકે છે તેવી નિપુણતાથી તેઓ પરભૂમિમાં લડી શકતા નથી. અને કેટલાક લોકો આ વિધાનના પ્રમાણ તરિકે પાત (પાટણ)ના યુદ્ધને રજુ કરે છે. આ યુદ્ધમાં રાઠોડ લોકોની એવી દુર્દશા થઈ હતી કે સ્ત્રીઓએ સુદ્ધાં તેમના અશ્વો લૂંટી લીધા હતા. નિઃસંદેહ જયપુરના સૈનિકોના વિશ્વાસઘાતથીજ રાઠોડોને આ વખતે પરાજય મળ્યો હતો. તંગાનું યુદ્ધ થયા પછી મારવાડના કવિઓએ અંબરની સેના વિષે જેવાં અપમાનસૂચક કાવ્યો રચ્યાં હતાં તેવાંજ કાવ્યો પાતનના યુદ્ધ પછી જયપુરના કવિઓએ રચ્યાં હતાં. જયપુરના કવિઓનાં કાવ્યોનો એક નમૂનો અહીંઆં સાદર કરવામાં આવે છેઃ—

"घोडा, जोडा, पाग [illegible], मुछ्या, [illegible], [illegible];
पाँच टकूमे मेल लिदा, पातन [illegible] राठ रि."

અર્થાત્ "પાતનના યુદ્ધમાં રાઠોડ સૈનિકોને ઘોડા, જોડા, પાઘડી, મુક્તાહાર અને ખડ્ગ શત્રુઓના હાથમાં સોંપી દેવાં પડયાં હતાં."

અંબરની સેનાએ પોતાના જાતિબંધુઓએ કરેલા અપમાનનો બદલો લેવાને માટે પાતનના યુદ્ધમાં રાઠોડોની સાથે આવો અનુચિત વ્યવહાર કર્યો હતો, અને ઉક્ત પ્રકારના કાવ્યની રચના કરી તેઓ આનંદ પામ્યા હતા, પરંતુ યથાસમયે તેમને તેનું પ્રતિફળ ભોગવવું પડયું હતું. પાતનના યુદ્ધમાં ઉભય સેનાઓની વચ્ચે જે શત્રુતાનો અગ્નિ પ્રજ્વલિત થયો હતો, તે આજ પર્યંત તેવો ને તેવોજ પ્રદીપ્ત થઇ રહ્યો છે. ખરેખર! માંહોમાંહેનો કુસંપ અને પરસ્પર વૈર એજ રાજવાડાના અધઃપાતનું કારણ છે.

પાતનના યુદ્ધમાં રાઠોડોનો સખ્ત પરાભવ થયો છે અને જયપુરની સેનાએ ઘોર કૃતઘ્નતા કરી છે, એવા શોચનીય સમાચાર જ્યારે મારવાડની રાજધાની જોધપુરમાં પહોંચ્યા અને રાજા વિજયસિંહને કર્ણગોચર થયા ત્યારે તેમના હૃદયમાં જે દુઃખ ઉત્પન્ન થયુ તે અવર્ણનીય છે. પાઠકોજ તેની કલ્પના કરી લેશે, એવી આશા છે. હવે વિજયસિંહ ક્ષુબ્ધ હૃદયથી સર્વ સામંતોને રાજસભામાં એકત્રિત કરી શું કરવું તે વિષે વિચાર કરવા લાગ્યા. બિકાનેર અને રૂપનગરના સ્વતંત્ર રાજાઓને પણ આ સભામાં બોલાવવામાં આવ્યા હતા. પોતાની સ્વાધીનતા મહા વિપત્તિમાં આવી પડી તેથી સર્વ રાઠોડો તેનું રક્ષણ કરવાને માટે વિચાર કરવા લાગ્યા. ઘણી વાર વિચાર કર્યા પછી વિજયસિંહે કહ્યું "હમણાં આપણા ઉપર ઘોર સંકટ આવી પડયું છે, અંબરની સેનાએ કૃતઘ્નતા દર્શાવી છે, શત્રુઓને વિજય પ્રાપ્ત થવાથી તેમનામાં નવીન બળ આવ્યું છે, અને તેથી તેઓ અધિક ઉત્તેજિત થઈ રહ્યા છે. આ સર્વ બાબતોનો વિચાર કરતાં માધોજીની સાથે પૂર્વે જે સંધિ થઇ હતી તેનું પાલન કરવું મને ઉચિત લાગે છે. જયાપ્પાની હત્યાના બદલામાં આપણે જે ખંડણી આપવાનો સ્વીકાર કર્યો છે તે આપવી અને અજમેર પ્રાંત પુનઃ મહારાષ્ટ્રીઓને સોંપી દેવો, એવો મારો વિચાર છે." પરંતુ મહારાજાના આ શબ્દો સાંભળી રાઠોડ મંડળને ઘણું ખોટું લાગ્યું અને સર્વ જણ સાથે બોલી ઉઠયા કે "આ પ્રકારે શત્રુઓના ચરણપર પડવા પહેલાં એક વાર જાતીય ગૌરવ અને જાતીય સ્વાધીનતાની રક્ષા કરવાને તથા જાતીય કલંકનું પ્રક્ષાલન કરવાને શત્રુઓની સાથે ઘોર યુદ્ધ કરવાની જરૂર છે." આવો સર્વ સામંતોનો નિશ્ચય જોઈ વિજયસિંહે પણ તે વાતનો સ્વીકાર કર્યો. શીઘ્ર મારવાડના સર્વ ભાગોમાં વિજયસિંહે ઢંઢેરો પીટાવીને જણાવ્યું કે મહારાષ્ટ્રીઓની સામે મહા ઘોર સંગ્રામ કરવાને માટે મારવાડના સર્વ સૈનિકોએ મૈરતાની રણભૂમિમાં એકત્રિત થવું. સમસ્ત મારવાડ દેશ પુનઃ રણરંગથી ગાજી ઉઠયો. મૈરતાના પ્રખ્યાત રણક્ષેત્રમાં મારવાડના સર્વ ભાગોમાંથી રાઠોડ વીરો આવવા લાગ્યા. જે જે રાઠોડ યુવકો શમશેર ચલાવી જાણતા હતા તે સર્વે જાતીય ગૌરવનું રક્ષણ કરવાને માટે અત્યાનંદપૂર્વક આવીને એકત્રિત થવા લાગ્યા. આ પ્રકારે ઇ. સ. ૧૭૯૦ ના ડિસેમ્બરની ૧૦ મી તારિખે ત્રીસ હજાર રાઠોડો પાતનના યુદ્ધની કલંકકાલિમા દૂર કરવાને માટે આગ્રહપૂર્વક આવીને એકઠા થયા.

આ વખતે કૃષ્ણગઢનો રાઠોડ કુલકલંક સામંત બહાદુરસિંહ સ્વજાતિના ગળામાં પરાધીનતાની જંજીર નાંખવાનો પ્રયાસ કરી પોતાનું નામ કલંકિત કરી ગયો છે. વિશ્વાસઘાતી બહાદુરસિંહ અને રૂપનગરનો અધિપતિ, ૨૦૦ નગરોથી ભરેલા પ્રદેશનો એકત્ર ઉપભોગ કરતા હતા. મારવાડેશ્વરે આ ઉભય સામંતોને આ પ્રદેશ જાગીર તરિકેજ આપેલો હતો. જો કે તેઓ સ્વતંત્રતાપૂર્વક પોતાના પ્રદેશમાં રાજ્યશાસન ચલાવતા હતા તોપણ જ્યારે નવા મારવાડેશ્વરનો અભિષેક થતો ત્યારે તેઓ તેમને પોતાના હાથથી રાજટીકા કરતા હતા. આ રીતિ અદ્યાપિ પ્રચલિત છે. તેઓ મારવાડેશ્વરને પોતાના સ્વામી તરિકે માનતા હતા. રૂપનગરના સ્વામી બહાદુરસિંહના ભ્રાતા થતા હતા. કોઇ કારણથી પોતાના ભ્રાતાની સાથે કલહ થવાથી બહાદુરસિંહે તેની સર્વ સંપત્તિ લૂંટી લીધી. આ કલહનો નિવેડો મધ્યસ્થદ્વારા કરવાનો પ્રસ્તાવ જ્યારે બહાદુરસિંહે કોઇ પણ પ્રકારે સ્વીકાર્યો નહિ ત્યારે વિજયસિંહે ત્યાં સ્વયં સેના સહિત જઇને રૂપનગરના સ્વામીની સર્વ સંપત્તિ તેને પાછી અપાવી દીધી.

ઉપર્યુક્ત ઘટના બન્યા પશ્ચાત્ અલ્પ સમયમાં પાતનનું શોચનીય યુદ્ધ થયું. બહાદુરસિંહ પોતાના દેશના રાજાપર વૈર લેવાને માટે શીઘ્ર ફ્રેંચ સેનાપતિ ડિવાઇનની પાસે ગયો અને પોતાની જન્મભૂમિનો

વિધ્વંસ કરાવવાને માટે તેને પરમ આદરપૂર્વક તેડી લાવ્યો. ડિવાઇને પ્રથમ રૂપનગરપર આક્રમણ કરી તેને ચોવીસ કલાકમાં પોતાના અધિકારમાં લઈ લીધું. ફ્રેંચ સેનાપતિ ડિવાઇનનું ગોલંદાજ સૈન્ય કેવું સુશિક્ષિત હતું તે ઉપર્યુક્ત ઘટનાપરથી સ્પષ્ટ રીતે વિદિત થાય છે. ત્યાર પછી ડિવાઇને અજમેરપર આક્રમણ કર્યું. આ વખતે રાજા વિજયસિંહે માધોજી સિંધિયાપર અજમેર પાછું આપવાનો અને પૂર્વ સંધિનું પાલન કરવાનો સંદેશો મોકલ્યો. માધોજીએ અજમેરપર અધિકાર સ્થાપિત કરી ત્યાં નિવાસ કર્યો અને લખવા, જીવદાદા, સદાશિવ ભાઉ તથા અન્યાન્ય સેનાપતિઓને રાઠોડોની સામે મોકલી આપ્યા. વળી તેણે તેમની સાથે ડિવાઇનને પણ એંશી તોપો તથા સુશિક્ષિત ગોલંદાજ સૈન્ય આપીને મોકલ્યો. બીજી સેના એક મંજલ આગળ ગઈ અને ડિવાઇને નેત્રીય નામક સ્થાનમાં છાવણી નાંખી.

મહારાષ્ટ્રીઓના આગમનના સમાચાર સાંભળી રાઠોડવીરો મૈરતાના મેદાનમાં હારબંધ ઉભા રહી તેમની પ્રતીક્ષા કરવા લાગ્યા અને રાઠોડોની એક સેના દંગીવાસ નામક સ્થાને સ્થાપન કરેલી છાવણીમાં રહી. મહારાષ્ટ્રીય લોકો, જ્યારે રાઠોડ સેનાથી અઢી કોસના અંતરપર એકત્રિત થયા ત્યાં સુધી ડિવાઇન તેમની સાથે આવીને મળી શક્યો નહિ, કારણ કે તેની તોપો લૂણી નદીના ઉંડા કાદવમા ખુચાઇ ગઇ હતી. આ સમયે જો રાઠોડવીરો મહારાષ્ટ્રીઓની ઉપર આક્રમણ કરત તો અવશ્ય ઉભય પક્ષના સૈનિકોનાં ખડ્ગબળની અને અશ્વારૂઢ થવાની દક્ષતાની પરીક્ષા ઉત્તમ પ્રકારે થાત. જો તેમ થાત તો મહારાષ્ટ્રીઓને અવશ્ય રાજપુતોની વીરતા આગળ પોતાનું મસ્તક અવનત કરવું પડત. કિંતુ દુર્ભાગ્યવશાત્ રાઠોડોએ આ અવસર હાથમાંથી ગુમાવી દીધો. પાતનના યુદ્ધમાં જે પ્રકારે જયપુરના રાજપુતોએ કૃતઘ્નતા દર્શાવી રાઠોડોનું ભાગ્યચક્ર પલટાવી નાંખ્યું હતું તે પ્રકારે આ વખતે પણ એક અનિષ્ટકારક ઘટનાએ તેમના વિજયમાં વિઘ્ન ઉપસ્થિત કર્યું હતું. મારવાડેશ્વર વિજયસિંહના મંત્રીઓમાં કુસંપ અને ઈર્ષ્યા પ્રબળ થઇ જવાથી આ સમયે રાઠોડોનું અનિષ્ટ થયું હતું.

રાજવાડાના સમસ્ત રાજપુત રાજ્યોમાં એવો નિયમ પ્રચલિત છે કે અધીશ્વર સ્વયં યદિ યુદ્ધમાં નહિ જઇ શકે તો તેનો મંત્રી સેનાની સાથે યુદ્ધમાં જાય છે, તે મંત્રી ગમે તો યુદ્ધમાં નિષ્ણાત હો વા ન હો, તે ભલે રાજપુત હો વા ન હો, પરંતુ સમસ્ત આધીન સામંતોને તેની આજ્ઞાનુસાર કામ કરવું પડે છે. જ્યાં સુધી વિશેષ અનિષ્ટ થવાનો સંભવ ન હોય ત્યાં સુધી સામંતો મુખ્ય મંત્રીની આજ્ઞા વિના યુદ્ધારંભ કરી શકતા નથી. પ્રસ્તુત યુદ્ધમાં મહારાજા વિજયસિંહ સ્વયં ગયા નહોતા, તેઓ આ વખતે રાજધાનીમાંજ રહ્યા હતા. મુખ્ય મંત્રી ખૂબચંદ પણ મહારાણાની સાથેજ રહ્યા. ગંગારામ વિંદારી અને ભીમરાજ સિંગુઈ નામક બે મંત્રીઓને સેના સાથે મોકલવામા આવ્યા હતા. પ્રધાન ખૂબચંદ પ્રત્યે ભીમરાજનો ઝાઝો સદ્ભાવ નહોતો અને ખૂબચંદ પણ ભીમરાજની ઉન્નતિ અને શ્રીવૃદ્ધિ જોઇ મનમાં બળતો હતો. આ ઉભય મંત્રીઓ વચ્ચેની ઇર્ષ્યાને લીધેજ રાઠોડ વીરો ઉક્ત શુભ સંયોગ પ્રાપ્ત થયા છતાં પણ પોતાના પ્રચંડ બાહુબળનો પરિચય કરાવી શકયા નહોતા.

ફ્રેંચ સૈનિક ડિવાઇન એક મંજલના અંતરપર છે અને તેની તોપો કીચડમાં ખુંચી ગઇ છે એવા સમાચાર સાંભળી, પાતનના યુદ્ધમાં સમસ્ત રાઠોડોને જે કલંક લાગ્યું હતું તે ધોઇ નાંખવાને અને મહારાષ્ટ્રીઓપર સંપૂર્ણ વૈર લેવાને માટે આહોયાના સામંત માહીદાસે અપૂર્વ સાહસપૂર્વક પ્રતિજ્ઞા કરી કે "કાંતો શત્રુઓના કરાલ ગ્રાસમાંથી જન્મભૂમિનું રક્ષણ કરીશ અને નહિ તો યુદ્ધમાં પ્રાણાર્પણ કરીશ." આવી પ્રતિજ્ઞા કરીને તેમણે ભીમરાજને મહારાષ્ટ્રીઓપર આક્રમણ કરવાને કહ્યું. અન્યાન્ય સર્વ સામંતો આહોયાના સામંતના અભિપ્રાયને સમ્મત થયા અને શત્રુઓનો સંહાર કરવાને આનંદપૂર્વક તૈયાર થયા. પ્રથમ તો એક રાઠોડ સેનાએ મહારાષ્ટ્રીઓપર આક્રમણ કરીને તેમના સામાનને વહન કરનાર પશુઓને તેમની પાસેથી ખુચવી લીધાં. આથી તેમના સ્વભાવિક ઉત્સાહ, સાહસ અને આગ્રહમાં વૃદ્ધિ થઇ. તત્પશ્ચાત્ સર્વ સામંતોએ ભીમરાજને કહ્યું કે "ડિવાઇનના હાથની સેના જે સુશિક્ષિત ગોલંદાજ દલે પાતનના યુદ્ધમાં પોતાના રણકૌશલ્યથી આપણો પરાભવ કર્યો હતો તે દલ હમણાં નથી. માટે યુદ્ધાગ્નિ પ્રદીપ્ત કરવાનો આ ઉત્તમ અવસર છે. જો હમણાં આપણે યુદ્ધનો પ્રારંભ કરીશું તો વિજયલક્ષ્મી અવશ્ય આપણને મળશે." પરંતુ દુર્ભાગ્યવશાત્ ભીમરાજે સર્વ સામંતોની આ દરખાસ્ત કબુલ કરી નહિ.

હતબુદ્ધિ ભીમરાજે ખૂબચંદનો મોકલેલો એક પત્ર બતાવીને કહ્યું કે "જુઓ આ પત્ર! મુખ્ય મંત્રી આપણને આ કાર્ય કરતાં હમણાં અટકાવે છે." ખૂબચંદે ઉક્ત પત્રમાં લખ્યું હતું કે "જ્યાં સુધી ઇસ્માઇલબેગ આવે નહિ ત્યાં સુધી કોઇ પણ પ્રકારે શત્રુઓપર આક્રમણ કરવું નહિ." ઇસ્માઇલબેગ આ વખતે નાગરમાં હતો, તેથી અનાદિથી ચાલી આવેલી પ્રથાને માન આપનાર રાજભક્ત રાઠોડ વીરોને પોતાની અનિચ્છા હોવા છતાં પણ મુખ્ય મંત્રીની વિષમય ફળ આપનારી આજ્ઞા શિરસાવંદ્ય કરી મહારાષ્ટ્રીઓપર આક્રમણ કરતાં અટકી જવું પડયું. શુભ અવસર વ્યર્થ જતો રહ્યો; યદિ ભીમરાજ મુખ્ય મંત્રીની આ આજ્ઞાનો અનાદર કરી સામંતોની ઇચ્છા પૂર્ણ કરત તો અવશ્ય રાઠોડ વીરો મહારાષ્ટ્રીઓને યુદ્ધભૂમિમાંથી જીવિત પાછા જવા દેત નહિ.

સમરકુશલ ડિવાઇને કીચડમાં ધુસી ગયેલી તોપોને અનેક યુક્તિથી બહાર કાઢી અને તે ત્યાંથી અતિ શીઘ્રતાપૂર્વક ચાલી મુખ્ય સેનાને આવી મળ્યો. રાઠોડ સૈનિકો જ્યારે સ્વયં મહારાષ્ટ્રીઓપર બદલો લેવાને માટે અધીરા બની ગયા હતા ત્યારે ભીમરાજે તેમને પોતાનું શૌર્ય બતાવવાની તક આપી નહિ. આથી તેમનો ઉત્સાહ મંદ પડી ગયો અને તેઓ નિશ્ચેષ્ટ થઇ ગયા. ડિવાઇનના આગમનની ખબર સાંભળી બિકાનેરપતિ રાઠોડ સેનાની સ્થિતિ અને મુખ્ય મત્રીની મૂર્ખતા ધ્યાનમાં લઇ પોતાના મનમાં કહેવા લાગ્યો "મહારાષ્ટ્રીઓને અવશ્ય આ યુદ્ધમા વિજય પ્રાપ્ત થશે માટે તેમના પંજામાંથી આપણા રાજ્યની રક્ષા કરવાનો પ્રયાસ કરવો જોઇએ." ઘણી વાર સુધી આ પ્રકારનો વિચાર કરી તેણે પોતાની સેના સહિત પોતાના પાટનગર તરફ પ્રયાણ કર્યું. પ્રભાત થવાને હજી એક કલાકની વાર હતી ત્યારે રણકુશલ ડિવાઇને, રાઠોડ વીરોને અસાવધાન જોઇને પોતાની ગોલંદાજ સેનાસહિત તેમનાપર ભયંકર આક્રમણ કર્યું. આ આકસ્મિક આક્રમણ અને ગોળાના ભયંકર શબ્દથી રાઠોડો જાગૃત થઇને ભયભીત થઇ ગયા અને તેજ દશામાં છિન્નભિન્ન થઇને નાસવા લાગ્યા. સર્વથી પ્રથમ પાયદલ અને ગોલંદાજ દલ શિબિર છોડીને મૈરતા તરફ નાસવા લાગ્યુ. તેની પાછળ ગંગારામ વિન્દારી અને ભીમરાજ સિંગુઇ પોતાને મહા વિપત્તિમાં ફસેલા જોઇ નાસી ગયા. આહોયા અને આસોપના સામંતોએ છાવણીથી ઘણે દૂર પોતાના શિબિર નાખ્યા હતા. જ્યારે તેમને સેનાની છિન્નભિન્ન અવસ્થાની ખબર મળી ત્યારે તેમના શોકનો પાર રહ્યો નહિ.

આસોપના સ્વામી અફીણનું પુષ્કળ સેવન કરતા હતા. જે વખતે તેમના શિબિરમાં આ સમાચાર પહોચ્યા તે સમયે તેઓ અફીણની ધુનમાં ને ધુનમાં શય્યાવશ થયા હતા. આહોયાના સામંતે મહા પ્રયાસે તેમને જાગૃત કર્યા અને શોકપૂર્વક તેમને જણાવ્યું "ભાઇ, શિબિરમાંના સર્વ માણસો નાશી ગયા છે, કેવળ તમે અને હુંજ રહી ગયા છીએ." નિદ્રામાંથી જાગૃત થઇને આસોપના સામંતે અભિમાનપૂર્વક પ્રત્યુત્તર આપ્યો "ભય શુ છે? ઘોડાપર સ્વાર થાઓ, આપણે હમણાં ચાલ્યા જઇશું." તે વીરોએ રણભેરી વગાડી અને પોતાના સૈનિકોને એકત્રિત કર્યા. પછી તે સર્વ અશ્વારૂઢ થઈ કૂચ કરવા લાગ્યા. આ વખતે બાવીસ સામંતોએ સાથે કસુંબો પીધો હતો. ડિવાઇનના આક્રમણથી રાજપુત પાયદલ અને ગોલંદાજ દલ કાયરતાપૂર્વક નાસી ગયાં હતાં, પરંતુ અન્ય સૈનિકો તો હજી રણભૂમિમાંજ હતા. આહોયા અને આસોપના સરદારોની સેનાને યુદ્ધ કરવાને માટે સજ્જિત થયેલી જોઇ ઇતર સરદારો પણ પોતાની સેનાને સજ્જિત કરવા લાગ્યા. સૌથી પહેલાં સર્વોત્તમ મૈરતીય દલના પરમ સાહસિક નેતા રિયાના સામંત તથા અલનિવાસ, ઇરિયા, ચાનોદ તથા ગોવિંદગઢના સામંતોએ પોતપોતાની સેના સજ્જ કરી. બધા મળીને ચાર સહસ્ર સાહસિક રાઠોડ વીરો એકત્રિત થયા ત્યારે રિયાના સામંતે સર્વને ઉચ્ચ સ્વરે કહ્યું "ભ્રાતૃ ગણ! આપણે હવે નાસીને જવું ક્યાં? અહીંઆં કોઇ પણ રાઠોડ એવો છે કે જેને ઇજ્જત કરતાં બીજી કોઇ વસ્તુ અધિક પ્રિય હોય? જો આમાંથી કોઈ પોતાની સ્ત્રી અને સંતાનોને અધિક પ્રિય ગણતો હોય તો બેલાશક તેણે આ રણભૂમિમાંથી ચાલ્યા જવું?" આ શબ્દો સાંભળી સર્વ મૌન રહ્યા. થોડી વારે જ્યારે સર્વ રાઠોડોએ પોતાનાં મસ્તકપર હાથ ધર્યા ત્યારે આહોયાના સામંતે ઉત્સાહિત હૃદયથી કહ્યું "ચાલો, સર્વ જણ રણભૂમિમાં ચાલો." જન્મભૂમિ અને સ્વજાતિને માટે પ્રાણાર્પણ કરવાનો સંકલ્પ કરી ચાર સહસ્ર રાઠોડ વીરો અશ્વારૂઢ થયા અને અતિ શીઘ્રતાથી રણભૂમિમાં પહોંચી ગયા.

મહારાષ્ટ્રીઓનો પ્રધાન સેનાપતિ ડિવાઇન પોતાની એંશી તોપો ચતુરાઇપૂર્વક સ્થાપિત કરીને રાઠોડ વીરોની પ્રતીક્ષા કરી રહ્યો હતો. ઉક્ત ચાર સહસ્ર દ્રઢપ્રતિજ્ઞ રાઠોડોને પ્રાણની મમતા છોડી હાથમા નગ્ન તલવાર લઇ સામે આવતા જોઇ ડિવાઇનની અગ્નિમય તોપો ગોળા ઓકવા લાગી. પરંતુ થોડી વારમાંજ "પાનનની વાત ભૂલી જજો" એમ કહેતા સાહસિક રાઠોડ વીરો દોડીને તોપોની નિકટ આવી પહોંચ્યા. તેમની સામે જે જે વસ્તુ આવતી હતી તે નાશ પામતી હતી. તેમણે તોપોની નિકટ આવીને તેની રક્ષા કરનારા મહારાષ્ટ્રીઓને છિન્નભિન્ન કરી નાંખ્યા અને તેઓ શત્રુઓનો વ્યૂહ ભેદીને તેમનો નાશ કરવા લાગ્યા. આ ભયંકર આક્રમણથી ભયભીત થઇને મહારાષ્ટ્રીઓ તોપો છોડીને નાસી ગયા. જો આ સમયે રાઠોડોની પાયદલ સેના ત્યાં જઇને તોપોને પોતાના અધિકારમાં લઇ લેત તો આ પ્રથમ આક્રમણમાંજ રાઠોડો મહારાષ્ટ્રીઓનો પરાભવ કરત. તગાના યુદ્ધ કરતાં પણ મૈરતાનું યુદ્ધ રાઠોડોના વીરત્વનો યશ અધિક વધારી દેત, પરંતુ શોકની વાત છે કે રાઠોડોની પાયદલ સેના પ્રથમથીજ નાસી ગઇ હતી.

રાઠોડ વીરો મહારાષ્ટ્રીઓના ગોલંદાજોને છિન્નભિન્ન કરીને પાછા ફર્યા, પરંતુ તેઓ ગયા કે તરતજ ચતુર ડિવાઇને પોતાની સર્વ તોપો પુનઃ શ્રેણીબદ્ધ ગોઠવી અને રાઠોડોના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યો. રણોન્મત્ત રાજપુત અશ્વારોહીઓ મહારાષ્ટ્રીઓની એક ટુકડીને મારી બીજી તરફ જતા હતા એવામાં ડિવાઇનના ગોલંદાજો રાજપુતોપર બદલો લેવાની ઇચ્છાથી તેમનાપર તોપના ગોળાઓનો વર્ષાદ વરસાવવા લાગ્યા. આ વખતે મહારાષ્ટ્રીઓની અન્યાન્ય ટુકડીઓએ પણ આવીને રાઠોડોને ચારે તરફથી ઘેરી લીધા. પરમ સાહસિક રાઠોડો પોતાની વીરતાનો ઉત્તમ પરિચય કરાવી એક પછી એક, એ પ્રમાણે સર્વ રણભૂમિમાં શયન કરવા લાગ્યા. કેટલાક વીરો ચોવીસ કલાક પર્યંત અચેતન સ્થિતિમાં પડી રહ્યા ત્યાર પછી તેમનો એક વિશ્વાસુ અને જુનો દાસ ત્યાં આવ્યો. રાત્રિનો સમય હતો અને યુદ્ધ થઇ રહ્યા પછી મુશળધાર વર્ષાદ વરસી ગયો હતો. ઘાયલ થયેલા વીરોમાં ચાલવાની શક્તિ નહિ હોવાથી તેઓ ત્યાં પડીને ઘોર યંત્રણા ભોગવી રહ્યા હતા. ઉક્ત સેવકે આવીને પ્રથમ પોતાના સ્વામીને શોધી કાઢયો અને તેને થોડું અફીણ ખવરાવ્યું. જ્યારે તેને ચૈતન્ય આવ્યું ત્યારે તેને કેટલાક અનુચરોની સહાયથી રણભૂમિમાંથી બહાર લઇ જવામાં આવ્યો. જ્યારે આ માણસો જતા હતા ત્યારે તેમને કેટલાક મહારાષ્ટ્રીઓનો મેળાપ થયો. આ મહારાષ્ટ્રીઓ મુખ્ય સામંતોનીજ શોધ કરતા હતા. તેઓ આ ઘાયલ થયેલા આહોયાના સામંતને તેના અનુચરોની પાસેથી ખુચવી લઇને મૈરતાના મુખ્ય શિબિરમાં લઇ ગયા.

હવે આહોયાના સામંતની ચિકિત્સા કરવાને માટે મહારાષ્ટ્રીઓનો ચિકિત્સક આવ્યો. ઉક્ત સાહસિક સામંતે ઉક્ત ચિકિત્સકને કહ્યું "જ્યાં સુધી અમારા પક્ષના સર્વ સામંતોની ચિકિત્સા કરવામાં આવશે નહિ ત્યાં સુધી મારી ચિકિત્સાથી કાંઇ પણ ફળનિષ્પત્તિ થનાર નથી." સાહસિક વીરનાં આ વચનોથી મહારાષ્ટ્રીઓનાં હૃદય પીગળી ગયાં. તેઓ ગમે તેવા ક્રૂર હશે, પરંતુ તેમણે પોતાના શત્રુની સેવા શુશ્રૂષા કરવામાં આ વખતે કિંચિત્ પણ ત્રુટિ કરી નહિ. થોડાજ દિવસમાં ઉક્ત સામંતના સર્વે ઘાવ રૂઝાઇ ગયા. તત્પશ્ચાત્ મહારાષ્ટ્રીય સેનાપતિએ તેમને ક્ષૌર કર્મ અને સ્નાન કરવાને કહ્યું, ત્યારે તેમણે પ્રત્યુત્તર આપ્યો કે "જ્યાં સુધી હું મારા સ્વામી મારવાડેશ્વરનાં દર્શન કરીશ નહિ, ત્યાં સુધી હું આજ દશામાં રહીશ."

થોડા દિવસ પછી રાજા વિજયસિંહ જોધપુરથી ઉક્ત રાઠોડ કુલગૌરવ સામંતની ક્ષેમકુશળતા જાણવાને માટે તેમની પાસે આવ્યા. ઉભયની મુલાકાત થતાં રાજાએ ઉક્ત સામંતનાં વીરત્વ, સાહસ અને સ્વદેશાનુરાગની અત્યંત પ્રશંસા કરી. હવે તેમણે ક્ષૌર કરાવી સ્નાન કરવાની તૈયારી કરી. આ વખતે રાજાએ તેમને ઉપહાર તરિકે એક પોશાક અર્પણ કર્યો હતો. આ પોશાક પરિધાન કર્યા પૂર્વે તેમણે સ્નાન કરવા માંડયું તો તેમના ઘાવોમાંથી પુનઃ રક્તની ધારા ચાલી અને તેથી તે પ્રશંસનીય વીર આ અસાર સંસારનો ત્યાગ કરી સ્વર્ગમાં ચાલ્યા ગયા.

જે હતભાગી ભીમરાજે પોતાની મૂર્ખતાથી મૈરતાના યુદ્ધમાં રાઠોડોનો પરાભવ કરાવ્યો હતો તે જ્યારે નાગરમાં ગયો ત્યારે વિજયસિંહે તેને અપમાનસૂચક પત્ર લખ્યો. આથી અપમાનિત ભીમરાજે

હલાહલ વિષનું પાન કરી પોતાના પ્રાણ છોડી દીધા. યદ્યપિ ભીમરાજની મૂર્ખતા અને પલાયનથી રાઠોડ-વીરોનો આ યુદ્ધમાં પરાભવ તથા સમૂલ વિધ્વંસ થયો હતો તોપણ મુખ્ય મંત્રી ખૂબચંદના દોષથીજ વસ્તુતઃ રાઠોડ વીરો મહારાષ્ટ્રીઓનો સમૂલ નાશ કરતાં અટકી પડયા હતા. ખૂબચંદ ભીમરાજની ઉન્નતિ જોઈ શકતો નહોતો, તેથી જ્યારે ભીમરાજ સેનાપતિ બનીને યુદ્ધમાં ગયો ત્યારે તેણે વિચાર કર્યો કે "યદિ ભીમરાજ મહારાષ્ટ્રીઓનો પરાભવ કરીને જયમાલા ધારણ કરશે તો તેની સુકીર્તિ ચારે તરફ પ્રસરી જશે અને તે જયપતાકા ફરકાવતો પાટ નગરમાં પ્રવેશ કરશે, આથી મારૂં માન ન્યૂન થઇ જશે." આવો વિચાર કરી તેણે ભીમરાજની ઉન્નતિના માર્ગમાં બાધા ઉપસ્થિત કરવાને માટે એવા આશયનો પત્ર લખ્યો કે "જ્યાં સુધી ઇસ્માઇલબેગ આવે નહિ ત્યાં સુધી યુદ્ધારંભ કરશો નહિ." જે માણસને પોતાના પક્ષની સેનાનો પરાભવ કરાવવો હોય તે કયું ધૃણિત કાર્ય કરતાં અચકાય ?

જાતિવિદ્વેષ અને આંતરિક ઇર્ષ્યાથીજ રાઠોડો મહારાષ્ટ્રીઓદ્વારા બે વાર પરાજીત થયા હતા. જો રાઠોડ કવિ, જયપુરના સૈનિકો વિષે નિંદાસૂચક કાવ્ય બનાવત નહિ તથા ખૂબચંદ અને ભીમરાજની વચ્ચે ઇર્ષ્યાગ્નિ પ્રદીપ્ત થાત નહિ તો સાહસિક રાઠોડ સૈનિકો નિઃસદેહ પાતન અને મૈરતાના યુદ્ધમાં પોતાની વિજયપતાકા ફરકાવી જાતીય ગૌરવરવિના તીક્ષ્ણ કિરણોથી રાજવાડાને દીપ્તિમાન કરી દેત. યદ્યપિ મૈરતાના અંતિમ યુદ્ધમાં ચાર સહસ્ર રાઠોડ વીરોએ પોતાના ગૌરવનું અને સ્વાધીનતાનું રક્ષણ કરવાને માટે પોતાના પ્રાણનું બલિદાન આપ્યું હતું અને તેથી મહારાષ્ટ્રીઓનો પ્રતાપ અધિક ફેલાઇ ગયો હતો, તોપણ રાઠોડ જાતિના વીરત્વ, પરાક્રમ, સાહસ અને શૌર્યમા તેથી બિંદુ માત્ર પણ ક્ષતિ થઇ નહોતી. રાઠોડોએ તે વખતે પ્રદર્શિત કરેલું અદ્‌ભુત ક્ષત્રિયતેજ, દઢ પ્રતિજ્ઞા, અસીમ સાહસ અને અપુર્વ વીરત્વ આજ પર્યંત તેમને ઉચ્ચ વીરશ્રેણીમાં ગણાવે છે, એમાં કિંચિત્ પણ સંદેહ નથી.*

કર્નલ ટૉડ જણાવે છે કે "જે જે કારણોદ્વારા આ સાહસિક જાતિ વર્તમાન દશાને પ્રાપ્ત થઈ છે તે સર્વ કારણોની તપાસ કરી બ્રિટિશ સરકારે તેની સાથે યોગ્ય વર્તન ચલાવવું જોઇએ. તેણે વિચાર કરવો જોઇએ કે "આ જાતિસમૂહને શત્રુ બનાવવો ઇષ્ટ છે કે મિત્ર બનાવવો ઇષ્ટ છે ?" આ સર્વ જાતિઓ એકત્ર થાય તો અમારે ભયનું કારણ છે કે પૃથક્ રહેતો ભય છે ? દેશની અંદરનો અથવા બહારનો કોઇ શત્રુ જો અમારી વિરૂદ્ધ શસ્ત્ર ધારણ કરશે તો તેની વિરૂદ્ધ અમે આ સાહસિક જાતિને ઉભી કરી શકીશુ. આ જાતિની અનાદિથી ચાલતી આવેલી નીતિ રીતિને આદરની દૃષ્ટિથી જોવાથી અમે એના વિશ્વાસપાત્ર બની શકીશું. એમના માંહોમાંહેના કલહોમાં અમે નિઃસ્વાર્થ મધ્યસ્થતા કરી

---

* કર્નલ ટૉડ આ સ્થળે ટિપ્પણીમાં જણાવે છે કે "ત્રણ વર્ષે હું આ રાજપુતોના વિજેતા ડિવાઇનની જન્મભૂમિ કંબેરીની ખીણમાં ગયો હતો અને બે દિવસ પર્યંત ત્યાં તેની સાથે મહા આનંદ પૂર્વક રહ્યો હતો. ચાર સહસ્ર રજપુતોએ મહારાષ્ટ્રીઓની વિરૂદ્ધ યુદ્ધ કરીને પોતાની સ્વાધીનતાને માટે પ્રાણાર્પણ કર્યું હતું. એ દીર્ઘ જીવન ગાળે એમ હું ઇચ્છું છુ, પરંતુ એ સમસ્ત રાજપુતોને આધીનતાની જંજીરમાં બાંધવાને માટે જીવે છે અને પોતાના સંપૂર્ણ જ્ઞાનો તથા યુદ્ધકૌશલ્યનો તે માટેજ ઉપયોગ કરે છે, એમ જાણી મને અત્યંત શોક થાય છે. એઓ રાઠોડવીરોની પુષ્કળ પ્રશંસા કરે છે. મેં જ્યારે તેમની આગળ મૈરતાના યુદ્ધની વાત કરી તે સમયે ભૂત કાળનાં સર્વ દશ્યો તેમની દૃષ્ટિ આગળ તરી આવ્યાં અને તેઓ બોલ્યા કે "આ સર્વ ઘટનાઓ સ્વપ્નવત્ જણાય છે." તેમને તેમના સ્વદેશી રાજાએ પુષ્કળ પારિતોષિક આપ્યું છે અને તેમના આપ્તો તથા સ્વદેશી બંધુઓ તેમને પરમ સન્માન આપે છે. તેઓ એંશી વર્ષની વયે પહોંચ્યા છે અને હાલમાં પોતાની જન્મભૂમિમાં શાંતિસુખ ભોગવી રહ્યા છે. તેમનું મકાન એક અત્યંત ભવ્ય લત્તામાં આવેલું છે અને તેમણે પોતાનું મકાન પણ એવી ઉત્તમ રીતે શૃંગાર્યું છે કે તેને જોઇને આપણે મુગ્ધ બની જઇએ છીએ. આશ્ચર્યની વાત તો એજ છે કે, જે સમયે મેં આ ઇતિહાસ લખવાનો આરંભ કર્યો તે સમયે મને ડિવાઇનનું જીવનચરિત્ર હાથ લાગ્યું. આ જીવનચરિત્ર જોવાથી જ્ઞાત થાય છે કે મૈરતાની રણભૂમિમાં માંહોમાંહેની ઇર્ષ્યા અને ગુપ્ત ષડ્યંત્રથી રાઠોડો પરાસ્ત થયા હતા એ વાત ડિવાઇન જાણતા નહોતા.

શકીશું. જો અમે તેમના પ્રત્યે આવું વર્તન રાખીશું તો તેઓ અમારા શત્રુઓની વિરુદ્ધ એક થઇને ઉભા રહેશે. આ પ્રકારની રાજનીતિ ગ્રહણ કરવાના માર્ગમાં કોઇ પણ પ્રકારની બાધા નથી. જો અમે એકવાર આ જાતિના હૃદયમાં એવો વિશ્વાસ ઉત્પન્ન કરી શકીશું કે 'અમારૂં રાજ્ય ફેલાવવું કિંવા કોઈ પણ પ્રકારે તમારૂં અનિષ્ટ કરવું એવી અમારી લેશ પણ ઈચ્છા નથી.' તો આ સર્વ જાતિઓ નિઃસંશય સર્વ બાબતોમાં અમારી મધ્યસ્થતા સન્માનપૂર્વક સ્વીકારશે. શાંતિસ્થાપકને આ જાતિ અંતઃકરણપૂર્વક માન આપે છે. પરંતુ જો તેમના હૃદયમાં એવો વિશ્વાસ ઉત્પન્ન કરવામાં આવશે કે 'કલકત્તાથી રાજપુતાના સુધી અમારી શાસન સત્તા પ્રસરી ગઇ છે અને અમારી રાજ્ય સીમા અતિ વિસ્તૃત થઈ ગઇ છે, હવે અમને રાજ્યાધિકારની લેશ પણ ઇચ્છા નથી' તોજ અમારૂં મંગળ થશે. જેટલો આ વિશ્વાસ તેમના હૃદયમાં અધિક દૃઢ થશે તેટલું અમારૂં અધિક કલ્યાણ થશે. કોટાના જાલિમસિંહની સાથે વાર્તાલાપ થતાં મેં તેને વારંવાર જણાવ્યું કે 'હવે અમારા લોકોને રાજ્યસીમા વધારવાની ઇચ્છા નથી' પરંતુ તેણે આ વાતપર વિશ્વાસ મૂક્યો નહિ. તે બોલ્યો "હું તો નિશ્ચયપૂર્વક માનુ છુ કે એક સમય અવશ્ય એવો આવશે કે જ્યારે સમસ્ત ભારતવર્ષમાં એક સિક્કાનો પ્રચાર થઇ જશે. મહાશય, આપે શુભ સમયમાં ભારતવર્ષમાં પગ મૂક્યો છે. ફુટનાં ફળો પરિપક્વ થઇને ખાવા યોગ્ય બની ગયાં છે. હવે આપ ક્રમે ક્રમે સર્વ ફળો અવસ્ય ખાઇ જશો.* આપે બાહુબળથી નહિ, પરંતુ અમારા કુસંપને લીધેજ રાજ્યશક્તિ પ્રાપ્ત કરી છે, અને અમારી માંહોમાંહેની ફુટજ આપની રાજ્યસત્તા દૃઢ કરશે." જાલિમસિંહનાં આ વચનો યદ્યપિ સર્વથા અગ્રાહ્ય નથી તોપણ મને શ્રદ્ધા છે કે તેની ભવિષ્ય વાણી કદિ પણ ખરી પડશે નહિ."+

**૨૮ મી નવેમ્બર**—આજે ઉપર્યુક્ત સ્થળેથી પાંચ કોસના અંતરપર ઝારો નામક સ્થાનમાં શિબિર નાંખવામાં આવ્યો. મૈરતાનો ત્યાગ કર્યા પછી જે સ્થળે ચાર સહસ્ર રાઠોડ વીરોએ પોતાની જન્મભૂમિને માટે તથા સ્વાધીનતાને માટે અપૂર્વ વીરતાસહિત પ્રાણાર્પણ કર્યું હતું તે પવિત્ર લીલાભૂમિને જોતા જોતા અમે આગળ વધ્યા. અમે જે માર્ગે જતા હતા તે માર્ગે જો આગળ પર્યટન કર્યા કરત તો અમે સીધા દિલ્લી પહોંચી જાત. પરતુ અમે તે માર્ગનો પરિત્યાગ કર્યો અને અરવલ્લી પર્વત ઉલ્લંઘીને અજમેર તરફ ચાલવા લાગ્યા. આ માર્ગ ઉત્તમ છે અને તે પરની માટી શ્રેષ્ઠ છે. યદ્યપિ ગ્રામોની નિકટ કૃષિકાર્યનાં ચિન્હો દૃષ્ટિગોચર થાય છે, તોપણ પડતર જમીન વિશેષ છે. ધીમે ધીમે અરવલ્લીનાં ગગનભેદી શિખરો અમારી દૃષ્ટિથી દૂર થયાં અને ઉચ્ચ ભૂખંડો થોડી થોડી વારે અમારી દૃષ્ટિ રોકવા લાગ્યા.

આજે પ્રાતઃકાળમાંજ અમે એક અતિ વિચિત્ર અને મનોહર પ્રાકૃતિક દ્રશ્ય જોયું. આવું વિચિત્ર અને સુંદર દ્રશ્ય અમે કદિ કોઇપણ સ્થળે જોયું નહોતું. આ સમયે પુષ્કળ ઠંડી પડતી હતી અને ઈશાન કોણમાંથી વાયુની શીતલ લહરીઓ આવતી હતી. પૃથ્વીપર પુષ્કળ બરફ પડયો હતો અને તેથી સર્વ ભૂમિ આવૃત થઇ ગઇ હતી. નાના છોડો અને ખાસ કરીને શેરડીના સાંઠા ભયંકર હિમથી સર્વથા વિધ્વસ્ત થઇ ગયા હતા. વાતાવરણમાં જે પરિવર્તન થયું હતું તેની અસર સર્વ જડ અને ચેતન વસ્તુઓપર થઈ હતી. કેવળ શીત ઋતુમાંજ આ પ્રાકૃતિક દ્રશ્ય દૃષ્ટિગોચર થાય છે. મારવાડનિવાસીઓ એને "શીનકોટ" અર્થાત્ "હવામાં બાંધેલા કિલ્લા" કહે છે. મારવાડના પશ્ચિમ તરફના ભાગમાંના કૃષિકારો આ દ્રશ્યને "ચિત્રામ્" અર્થાત્ "તસ્વીર" કહે છે અને યમુના તથા ચંબલની આસપાસના લોકો એને "દેવાસુર" કહે છે. દીર્ઘ કાળથી આ પ્રાકૃતિક દ્રશ્યનો ઉલ્લેખ થતો આવ્યો છે. ભવિષ્યવેત્તા "ઇસાયા" એ કહ્યું છે કે "દગ્ધભૂમિ સરિતાના રૂપમાં ફેરવાઇ જશે." સગહિયાના રણમાં જણાતાં આ પ્રકારનાં

* ફુટ પરિપક્વ થતાં સ્વયં વિદીર્ણ થઇને ખંડ ખંડ થઇ જાય છે. જાલિમસિંહે ભારતના કુસંપને ઉદ્દેશીનેજ આ 'ફુટ' શબ્દ વાપર્યો હતો.

+ જાલિમસિંહની પેઠે રણજીતસિંહે પણ ભારતવર્ષના નકશામાં બ્રિટિશ સરકાર દ્વારા શાસિત થતા પ્રદેશોનો લાલ રંગ જોઇ કહ્યું હતું હતું કે "એક દિવસ સર્વ લાલ થઇ જશે." અને તેમનાં આ વચનો સત્ય નીવડયાં છે.

દ્રશ્ય વિષે ક્વિન્ટાસકર્ટિયસ લખી ગયો છે કે "ચારસેં ફ્લીંગની‡ ભૂમિમા જલનું એક બિંદુ પણ દૃષ્ટિગોચર થતું નથી અને ગ્રીષ્મ ઋતુમાં આ રેતાળ પ્રદેશ એટલો ઉષ્ણ બની જાય છે કે સર્વ પદાર્થો બળીને ભસ્મીભૂત થઈ જાય છે. આ સમયે પૃથ્વીમાંથી એવી જ્વાલા નીકળે છે કે તેથી આ ભૂમિ ઘેરા સમુદ્રના જેવી દેખાય છે."

અમે જે વખતે આ દ્રસ્ય જોયું તે વખતે સૌથી પ્રથમ એક ઘેરા રંગના ધુમ્રના મહાલયે અમારી દૃષ્ટિ આકર્ષિત કરી. આ ધુમ્રનો મહાલય મધ્ય ભાગ ઉપરથી ઉડયો હતો અને તે ધીમે ધીમે પરિવર્તિત થતો જતો હતો. નાના નાના છોડવાઓ મોટાં મોટાં વૃક્ષ સમાન, અને નાનાં નાનાં ખેરનાં વૃક્ષ આમલીનાં વૃક્ષ કરતાં દશગણું મોટાં જણાવા લાગ્યાં. અકસ્માત્ સૂર્યનાં કિરણોએ ધુમ્રના મહાલયમાં ઘુસી તેનુ સ્વરૂપ બદલી નાખ્યું અને જાણે ઐન્દ્રજાલિક જેષ્ટિકાનો સ્પર્શ થયો હોય તેમ મહાલય, દુર્ગ, ઉચ્ચ શિખરો અને વૃક્ષ એકત્રિત થઇ ગયાં. વચ્ચે વચ્ચે રમણીય વૃક્ષપત્રોમાં અદ્દભુત દ્રસ્યો દૃષ્ટિગોચર થવા લાગ્યાં. આ વિચિત્ર દ્રશ્યની ઉપર જેટલો જેટલો પ્રકાશ પડતો હતો તેટલો તેટલો ફેરફાર આ "ચિત્રામ્" મા થવા લાગ્યો. સૌથી પ્રથમ ધુમ્રનો કોટ જણાવા લાગ્યો. ત્યાર પછી મહાલય, દુર્ગ, અને ઉચ્ચ શિખરો જણાવા લાગ્યાં. હવે નાના મોટા સહસ્રાવધિ કાચના રંગેલા ટુકડાના દેખાવ જણાવા લાગ્યો. ધીમે ધીમે આ સમસ્ત રમણીય મહાલય, દુર્ગ, ઉચ્ચ શિખરો પ્રભૃતિ વસ્તુઓ ધાતુના રસ જેવી બની ગઇ.

ઘણા દિવસ સુધી મારી એવી ધારણા હતી કે આ પ્રદેશની મૃત્તિકાના ગુણથીજ આ નૈસર્ગિક દ્રસ્ય દ્રષ્ટિગોચર થાય છે. "ચિત્રામ્" કેવળ ક્ષારયુક્ત ભૂમિમાંજ દૃષ્ટિગોચર થાય છે એમ પ્રથમ મને લાગતું હતું, પરંતુ ત્યાર પછી આ પ્રદેશનાં સર્વ સ્થાનોમા તે મને જણાયું. આ પ્રદેશની માટી લવણયુક્ત છે, તેથીજ આ પ્રકારનાં દ્રસ્યો દૃષ્ટિગોચર થાય છે. પરંતુ "સિરાવ" "ચિત્રામ્" "શીતકોટ" અને "દેશાસુર"માં ભેદ એ છે કે દેશાસુર કેવળ શીત ઋતુ સિવાય કદિ પણ દૃષ્ટિગોચર થતું નથી. મે સૌથી પ્રથમ જયપુરમા આ દ્રસ્ય જોયું હતું. બ્રિટિશ સામ્રાજ્યના કોઇ પણ સ્થાનમાં એ દ્રસ્ય મેં જોયું નથી. પ્રથમ એ જયપુરમાં અમને અતિ વિશાળ કોટ તથા બુર્જવાળા દુર્ગસમાન જણાયું. પથદર્શકે તેને શીતકોટના નામથી ઓળખાવ્યું. કિંતુ અમને સહસા તેના વચનપર વિશ્વાસ આવ્યો નહિ. મેં આ જીવનમાં એકવાર પુનઃ આ પ્રકારનુ વિચિત્ર ચિત્તહારી દ્રસ્ય જોયું. કિંતુ પૂર્વોક્ત દ્રસ્ય તો અતુલનીય હતું.

કોટાના એક બાગની કોઠીમાં હું રહેતો હતો. હવે એક દિવસ પ્રાતઃકાળમાં તેની છત ઉપર ચઢીને હું ટહેલવા લાગ્યો એટલામાં મને આ દ્રસ્ય દૃષ્ટિગોચર થયું. કોટાના દક્ષિણ પૂર્વ ભાગમાં કેટલીક ઉંચી જગ્યાએ દૃષ્ટિ નાંખતાં મને પ્રચંડ વટોળીઓ દૃષ્ટિગોચર થયો. વૃક્ષો અને મહાલયોની શ્રેણીઓ અજાયબ પ્રકારની જણાતી હતી. હું કેટલીક મિનિટ સુધી આ આશ્ચર્યકારક દ્રસ્ય શુ છે, તે સમજી શક્યો નહિ. અંતે મને જણાયું કે એ મરીચિકા અથવા ચિત્રામ્ જ છે. આ સંપૂર્ણ દ્રસ્ય ધીમે ધીમે શિખરની નિકટ થઇને ચાલ્યું ગયું.

યદ્યપિ ઉક્ત દ્રસ્ય નવીન અને પરમ આનંદદાયક હોય છે, પરંતુ પૂર્વે હિસારમાં મેં જે પરિવર્તનશાલી દ્રસ્ય જોયુ હતું; તે એથી પણ અધિક આનંદદાયક અને આશ્ચર્યકારક હતું. હિસારમાં હું મારા એક મિત્રની મુલાકાત લેવાને ગયો હતો. (અફસોસ ! આ મિત્ર હાલમાં પરમ ધામમાં છે) આ ઉદારચિત્ત અને પવિત્રહૃદયના મિત્રની ભલામણથીજ હું મારા જીવનના આ પ્રધાન વ્રતનું અવલંબન કરવાને પ્રવૃત્ત થયો હતો. મારા આ પ્રિય મિત્ર જેમ્સ લૅન્સડાઉનનું ઘર ફિરોઝદુર્ગના ભગ્ન સ્તૂપોમાં હતું. તેની ચારે તરફ વિસ્તૃત મરૂભૂમિ હતી. તે ઘરની છતપરથી મે આ દ્રસ્ય જોયું હતું. વાસ્તવમાં તે જેવું પ્રચંડ હતું તેવુંજ આશ્ચર્યકારક હતું. પ્રિય પાઠક ! કલ્પના કરો કે એક અતિ વિશાળ મરૂભૂમિ છે અને તેની ચારે તરફ દ્રષ્ટિને રોકનાર કોઇપણ પદાર્થ નથી. ચારે તરફ દૂરના ભાગપર કાળો પડદો છે અને તે પડદા પર બાલ રવિનાં કિરણો પડતાંની સાથેજ જાણે ઐન્દ્રજાલિક માંત્રિક દંડના સ્પર્શદ્વારા થયાં હોય તેવાં હજારો પ્રચંડ દ્રસ્યો દ્રષ્ટિગોચર થાય છે. કેટલેક સ્થળે નાની નાની શિખરમાલાઓ અને કેટલેક સ્થળે

‡ એક માઇલના આઠમા ભાગને અર્થાત્ ૪૫૦ હાથની લંબાઇને એક ફ્લીંગ કહેવામાં આવે છે.

ઉચ્ચ શિખરના મહાલયો દ્રષ્ટિગોચર થયા. જોત જોતામાં આ સર્વ દ્રશ્યો એકદમ અંતર્ધાન થઇ ગયાં. આ દેશના લોકો આ દ્રશ્યને "હરિશ્ચંદ્ર રાજાની પુરી" કહે છે. હરિશ્ચંદ્ર* સત્યયુગમાં ભારતવર્ષના એક પ્રસિદ્ધ રાજા હતા આ રમણીય દ્રશ્ય કેવા સ્વરૂપમાં દેખાય છે તેના દ્રષ્ટાંત તરિકે માત્ર એટલુંજ કહેવું પૂરતું થઇ પડશે કે છ કોસથી પણ અધિક અંતરપર આવેલા અતિ પ્રાચીન અગરોયા§ સ્થાનનો દુર્ગ, તેના મહાલયો, તથા બુર્જો આદિ વસ્તુઓ તેના સત્ય સ્વરૂપમાં દ્રષ્ટિગોચર થઇ હતી.

ઝારોગ્રામ સમૃદ્ધિશાલી અને તે રિયાના મૈરતીય સામંતના તાબાના એક સરદારને આધીન છે. ગ્રામના ડાબા હાથપર અતિ નિકટમાં એક નાનું સરખું સરોવર આવેલું છે. સરોવરના તટપર લીમડાનાં વૃક્ષનુ એક વન છે, અને ત્યાં આગળ તે ગ્રામના અધીશ્વરના એક પૂર્વજનુ સ્મારક મંદિર છે. મંદિરની અંદર તે વીર પુરુષની મૂર્તિ અસ્ત્રશસ્ત્રથી સજ્જીત થઇને અશ્વારૂઢ થયેલી છે, અને તેની નિકટજ તેની સ્ત્રી હાથ જોડી ઉભી છે. આ સ્ત્રી પોતાના પતિના શબની સાથે ચિતામાં ભસ્મીભૂત થઇ સ્વર્ગે સિધારી હતી. આ મંદિરની ભીંતપર આ શબ્દો કોતરવામાં આવ્યા છે. "સંવત્ ૧૬૮૯ (ઇ. સ. ૧૬૩૩) ના માઘની દ્વિતીયાએ મહારાજ જસવતસિંહે પોતાના શત્રુ ઔરંગઝેબની સેનાપર આક્રમણ કર્યું હતું. આ વખતે મૈરતીય કુલના ઠાકોર હરકર્ણદાસ માર્યા ગયા હતા, તેમના સ્મરણાર્થે સંવત્ ૧૬૯૭ ના માઘમાસમા આ મંદિર બંધાવ્યુ છે."

**૨૯ મી નવેમ્બર**—ઉક્ત સ્થાનથી પાંચ કોસના અતરપર આવેલા અલનિવાસમાં શિબિર નાંખવામાં આવ્યો. ત્યાંથી અલનિવાસ જતાં માર્ગની વચ્ચોવચ્ચ રિયાનગર આવેલુ છે. મૈરતીય કુલના મુખ્ય નેતા વિષે અમે અનેક સ્થળે વર્ણન કર્યું છે, તે સામંતની નિવાસભૂમિ આ રિયાનગરમાંજ છે. આ નગર મોટું છે, લોકોની સંખ્યા પણ અધિક છે અને તેની ચારે તરફ પાષાણનો દ્રઢ કોટ છે. જે પાષાણનો આ કોટ બનેલો છે તેને અહીંઆંના લોકો મરર કહે છે. રિયાના વર્તમાન સામતનુ નામ વદનસિંહ છે. મારવાડના સર્વોત્તમ આઠ સામતોમાં આ જ સામંત મુખ્ય છે. આ નગરને લોકો "હજી પણ શેરસિંહનું રિયા" કહે છે. પાઠકોને સ્મરણ હશે કે મહાવીર શેરસિંહે પોતાના અધીશ્વર રામસિંહનો પક્ષ ગ્રહણ કરી વખ્તસિંહની સામે યુદ્ધ કર્યું હતું અને તે યુદ્ધમાં પોતાના સ્વામિને માટે પોતાના પ્રાણનુ બલિદાન આપ્યું હતું. આ નગર ઉચ્ચ ભૂમિ ઉપર સ્થિત છે. અહીંઆથી પર્વતમાલાની સન્મુખના પ્રદેશનુ રમણીય દ્રશ્ય દ્રગ્ગોચર થાય છે. નગરથી પ્રારંભ કરીને તે પ્રદેશની સરહદપર આવેલા ઉચ્ચ પર્વત પર્યંત મોટાં મોટાં સમૃદ્ધિશાલી ગામો વસેલાં છે. આ પ્રદેશમાં વચ્ચે વચ્ચે અસાધારણ લીલોતરી અને વનસ્પતિ ઉગેલી છે.

અરવલ્લી પર્વતમાં વસતા માહીર લોકો કેવા બળવાન, અત્યાચારી અને સાહસિક હોય છે તેનું એક અદ્ભુત પ્રમાણ અહીંઆંના એક સમાધિમંદિરની દિવાલપર કોતરેલા લેખમાંથી મને પ્રાપ્ત થયું છે. આ લેખની નકલ નીચે પ્રમાણે છેઃ—

"સંવત્ ૧૮૩૫ (ઇ. સ. ૧૭૭૯) ના માઘ માસની તૃતીયા અને સોમવારને દિવસે માહીર લોકોના આક્રમણથી નગરની રક્ષા કરવાને માટે ભૂપાલસિંહે યુદ્ધ કર્યું હતું. તેમણે પોતાની સ્ત્રીના સતીત્વની રક્ષા કરવાને માટે તેનું મસ્તક સ્વહસ્તે કાપીને પછી યુદ્ધભૂમિમાં શયન કર્યુ હતું."‡ પચાસ વર્ષ પૂર્વે માહીર જાતિ આવી પરાક્રમી અને બળવાન હતી. પૂર્વે લોકોપર અત્યંત ભીષણ અત્યાચાર કરતા હતા. શિખરના ઉભય પ્રાંતોમાં જે રાઠોડ સામંતોનાં ગામો છે તેમાંનો એક પણ સામંત એવો નથી કે જેના

---

* રાજા હરિશ્ચંદ્રનું ચરિત્ર પાઠકો સારી રીતે જાણે છે. કર્નલ ટૉડે આજ હરિશ્ચંદ્રને "હરચંદ" લખ્યા હોય એમ જણાય છે.

§ આ હરવાનાવાલોનું અતિ પ્રાચીન નિવાસસ્થાન અને અગ્રવાલોની નિવાસભૂમિ છે. સર્વે અગ્રવાલ લોકો વૈશ્યો અને વૈષ્ણવો છે. આ અગરોયા નગર ઉગ્રમની રાજધાની હોય એમ જણાય છે. ઉગ્રમે પ્રચંડ સેનાસહિત જઇને સિકંદરના માર્ગમાં વિઘ્ન ઉપસ્થિત કર્યું હતું. એઓ પુરુ જાતિના હતા.

‡ અહીંઆંના બીજા એક સ્મારકમંદિરમાં લખ્યું હતું કે સંવત્ ૧૮૧૩ માં મૈરિયા લોકોએ મેરિયાપર આક્રમણ કર્યું ત્યારે વાઓરી જાતિનો સિવસા નામક સરદાર મૃત્યુ પામ્યો હતો.

પૂર્વજોએ, અસીમ સાહસિક પહાડી માહીરોથી આક્રાંત થઇને પોતાનું જીવન વિસર્જન ન કર્યું હોય. સ્મારક-મંદિરોપરથી પ્રતીત થાય છે કે અનેક સામંતો આ પ્રકારે મરણ પામ્યા છે. બ્રિટિશ સરકાર દ્વારા રાજપુતાનાપર જેટલા ઉપકારો થયા છે, તેમાંનો સૌથી મોટો ઉપકાર એ છે કે તેણે શતાવધિ ગ્રામોના અસંખ્ય પહાડી લોકોનું દમન કરીને તેમને શાંતિપ્રિય પ્રજાજનો બનાવી દીધા છે. સુપ્રસિદ્ધ ચૌહાણ-રાજ વિશલદેવ કે જેનું સ્મારકચિન્હ અદ્યાપિ દિલ્લીમાં આવેલા ફિરોજના મહાલયમાં વિરાજમાન છે, તેમણે જેમ કહ્યું હતું તેમ બ્રિટન લોકો પણ કહી શકે છે કે "અમે બાહિર લોકોને અજમેરના માર્ગપર જલ લાવવાના કાર્યમાં નિયુક્ત કર્યા હતા." વળી અમે આ લોકોનાં અસ્ત્ર શસ્ત્ર ખુંચવી લઇને ઉદયપુરના રાણાના મહાલયમાં મોકલી દીધાં હતાં. અમે આ શાંતિભંગ કરનાર લૂંટારાઓને સમાજની શાંતિના રક્ષક સૈનિક બનાવી દીધા છે.

રિયા અને અલનિવાસના મધ્ય ભાગમાં લૂણી નદી વહે છે. આજ નદીના તટપર ડિવાઇનની તોપો ખુંચી ગઈ હતી. અલનિવાસ એ એક મૈરતીય સામંતનો પ્રદેશ છે. અલનિવાસ નગર મોટું છે અને તેમાં ઘણું માણસની વસ્તી છે. આ નગરમા બીજા એક વીરની કીર્તિ મારા જાણવામાં આવી. મૈરતાની માંહોમાહેની લડાઈમાં જ્યારે મૈરતીય વીરોએ ચંપાવત લોકોની સામે ઘોર યુદ્ધ કર્યું હતું અને તેમાં વિધ્વસ્ત થયા હતા તે સમયે "સોનામલ્લ" નામનો એક મૈરતીય વીર માર્યો ગયો હતો. તેના સ્મરણાર્થે એક મંદિર બંધાવવામાં આવ્યુ છે.

**૩૦ મી નવેમ્બર**—આજે અમે અલનિવાસથી ત્રણ માઇલના અંતરપર આવેલા ગોવિન્દગઢમાં પહોંચ્યા. માર્ગ સાધારણ અને સારો હતો. જો કે કોઇ કોઈ સ્થળે આ માર્ગ કઠિન હતો, તોપણ અગાઉ કરતાં મૃત્તિકા સારી આવી હતી. ગોવિન્દગઢ અને નગર જોધ વંશના એક સામંતના અધિકારમાં છે. આ નગરના સ્થાપક ગોવિન્દ મહારાજ ઉદયના પૌત્ર હતા. તેઓ સ્થૂલકાય હોવાથી સમ્રાટ્ અકબરે તેમને "મોટા રાજા" ની ઉપાધિ આપી હતી. ઐરવારના સામંત આ જોધવંશના નેતા છે અને તેમના અધિકાર નીચે સોળ નગરો છે. ખુનાઈ અને માસૂદના સામંતો પણ આજ વંશના છે. આ ઉભય સામંતો પચાસ નગરોના અધીશ્વર છે. ઉક્ત ઉભય સામંતો અધુના અજમેરમાં રહે છે. યદ્યપિ ઇસ્ટ ઇન્ડીઆ કંપની હાલમાં તેમની સ્વામિની છે, પરંતુ ઉક્ત ઉભય સામંતોમાંથી કોઇ મૃત્યુ પામે તો તેનો ઉત્તરાધિકારી જોધપુર જઇ ત્યાંના મહારાજાદ્વારા અભિષિક્ત થાય છે ઉક્ત નગર શિખરની બહાર સ્થાપિત છે, પરંતુ પુષાનગર અને તેની સાથેનાં બાર ગામો તથા વિજાથાલ અને તેની પશ્ચિમ દિશામાં આવેલાં સમસ્ત ગામો પણ અજમેરને તાબે છે. આ સમસ્ત પ્રદેશ જો તેના મૂળ સ્વામિ મારવાડેશ્વરને પાછો સોંપી દેવામાં આવે તો તેઓ અત્યંત કૃતજ્ઞતા પૂર્વક તેનો સ્વીકાર કરે.

ગોવિન્દગઢથી થોડે અંતરે પશ્ચિમ દિશામાં આવેલી એક નદી ઉતરી અમે આગળ ચાલ્યા. આ નદીનું નામ શુભ્રમતી છે, કેટલાક લોકો તેને લૂણી પણ કહે છે. આ શુભ્રમતી, તથા સરસ્વતી નામની બીજી એક નદી, પુષ્કર સરોવરમાંથી બહાર નીકળી આગળ જતાં સંયુક્ત થઈ ગઈ છે.

**૧ લી ડિસેમ્બર**—ગોવિન્દગઢથી નીકળી અમે ત્યાંથી ચાર કોસના અંતરપર આવેલા સુપ્રસિદ્ધ પવિત્ર સ્થાન પુષ્કર સરોવર આગળ પહોંચી ગયા. અહીંઆં જવાનો માર્ગ રેતીથી ભરેલો હતો. સરસ્વતી નદીના તટપર દશ દશ ફીટ ઉંચું ઘાસ ઉગે છે. અંતસ્થ પ્રદેશનાં અનેક સ્થાનોમાં આ ઘાસ ગાડીઓ-દ્વારા પહોંચાડવામાં આવે છે. આ ઘાસ છાપરાં છાવાને માટે અત્યંત ઉપયોગી છે. હાથીઓ પણ આ ઘાસ અતિ આનંદપૂર્વક ખાય છે. વર્તમાન પુષ્કર સરોવરથી બે કોસના અંતરપર પ્રાચીન પુષ્કર વિરાજમાન છે. મંદારના પુરિહર લોકોના અંતિમ રાજાએ આ સરોવર ખોદાવ્યું હતું. આં પ્રાચીન સરોવરમાંથી નીકળેલી સરસ્વતી નદી અમે પુનઃ ઉપત્યકાની નિકટ વહેતી જોઇ હતી. આ ઉપત્યકાની આગળ એક અર્ધ કોસની લંબાઇનો રેતીનો પ્રચંડ સ્તૂપ આવેલો છે. સપાટ ભૂમિમાં ચાલતા વાયુથી આ રેતીનો સ્તૂપ બની ગયો છે. વચ્ચે વચ્ચે આ સ્તૂપ ઘણો ઉંચો થઇ ગયો છે. આ સ્તૂપ જાણે ઉપત્યકાના દ્વાર આગળ કોટ સમાન ઉભો હોય તેવો દેખાય છે. દક્ષિણ ભાગના પર્વતના લાલ પાષાણ આપણી સન્મુખ એક અત્યંત મનોહર દ્રશ્ય સાદર કરે છે. પર્વતનાં નંદનામક શૃંગ ઉપર આદ્ય શક્તિનું એક મંદિર

છે. આ પ્રાંતમા આવેલા પર્વતોના પાષાણ લાલ રંગનાજ હોય છે. પર્વતશૃંગો અતિઉચ્ચ છે, દક્ષિણ ભાગની પર્વતમાલા લાલ પાષાણોની છે અને તેનાં શૃંગો શ્વેત પાષાણનાં બનેલાં છે.

ભારતવર્ષમાં પુષ્કર અતિ પ્રસિદ્ધ અને પવિત્ર સ્થાન છે. આ સરોવરની નિર્મળતાની તુલના કેવળ ટિબેટના માનસરોવરની સાથે કરી શકાય છે. પુષ્કર સરોવર ઉપત્યકાના બરાબર મધ્ય ભાગમાં આવેલું છે. અહીંઆં ઘણી ઇમારતો બાંધવામાં આવેલી છે. ભારતવર્ષના ધર્માનુરાગી રાજાઓ તથા ધનાઢ્ય લોકોએ આ સરોવરના તટને અગણિત મંદિરો, દેવાલયો, સંગીતશાળા, સ્મારક મંદિરો પ્રભૃતિદ્વારા અત્યંત શોભાયમાન બનાવી મૂક્યું છે. આ સરોવરના પૂર્વ તટ શિવાયના ત્રણે તટોપર રેતીના સ્તૂપો છે. સરોવરની આકૃતિ વૃત્તાભાસ સમાન છે. પૂર્વતટ શિવાયના સર્વ તટોપર અનેક પ્રકારની મૂર્તિઓ અને અસંખ્ય મંદિરો તથા મહાલયો આવેલાં છે. ભારતવર્ષના સર્વ મહાન રાજાઓ તથા ધનાઢ્ય લોકોએ ધાર્મિક વૃત્તિથી ઉત્તેજીત થઇને આ સરોવરના તટપર દેવાલયાદિ બંધાવ્યાં છે. તેમાં જયપુરના પ્રસિદ્ધ રાજા માનસિંહ, મહારાજા હોલ્કરની સુવિખ્યાત રાણી અહલ્યાબાઈ, ભરતપુરના પ્રસિદ્ધ જોહરીમલ તથા મારવાડેશ્વર વિજયસિંહનાં બંધાવેલાં મંદિરો સૌથી શ્રેષ્ઠ અને રમણીય છે. સમાધિમંદિરો પણ પુષ્કળ છે. જયાપ્પા સિંધિયા ( કે જે નાગરમાં ભયંકર રીતે માર્યા ગયા હતા) અને તેમના ભ્રાતા શાંતાજી ( જેમનો નાગરના ઘેરા વખતે દેહાંત થયો હતો.), એ ઉભયનાં સ્મારક મંદિરો ઘણાં સુંદર છે.

આ પવિત્ર સ્થાનમાં જેટલાં દેવાલયો છે તેમાં સૃષ્ટિકર્તા બ્રહ્માનું મંદિર સૌથી મોટું, શ્રેષ્ઠ અને અત્યંત ચિત્તાકર્ષક છે. સિંધિયાના મંત્રી ગોકુલપાલે આ મંદિર બંધાવ્યુ હતું. એને બંધાવતાં ચાર વર્ષ લાગ્યાં હતાં. યદ્યપિ મંદિર બંધાવવાની સર્વ સામગ્રીઓ આજ દેશમાથી મળી હતી તથા કારીગરોને પણ સાધારણ મજુરીજ આપવામાં આવી હતી, તોપણ એમ કહેવાય છે કે આ મંદિર બંધાવવામાં ૧,૩૦,૦૦૦ રૂપિયાનો વ્યય થયો હતો.

આ પુષ્કર તીર્થના સંબંધમાં અનેક જનશ્રુતિ પ્રચલિત છે. એમ કહેવાય છે કે જીવસૃષ્ટિનો આરંભ થયો તે પૂર્વે સૃષ્ટિકર્તા બ્રહ્માએ સર્વ દેવતાઓને એકત્રિત કરીને આ પવિત્ર સ્થાનપર યજ્ઞ કર્યો હતો.‡ અને તેમાં અસુરો પ્રવેશ ન કરે એટલા માટે એક કોટ તૈયાર કરી તેના રક્ષક નિયત કર્યા હતા. આ કથનની સત્યતા સિદ્ધ કરવાને માટે અહીંઆંના લોકો સરોવરની ચારે તરફ આવેલા ચાર પર્વતરૂપી કોટનું પ્રમાણ આપે છે. દક્ષિણ તરફ આવેલા પર્વતનું નામ રત્નગિરિ છે. તેના શિખરપર સાવિત્રી દેવીનું મંદિર વિરાજમાન છે. ઉત્તર દિશામાં આવેલા પર્વતનુ નામ નીલગિરિ છે. પશ્ચિમ તરફ સોનચૂડા નામનો પર્વત છે. અસુરોને યજ્ઞભૂમિમાં આવતા અટકાવવાને માટે મહાદેવના વાહન નંદીની એક સુવર્ણ મૂર્તિ ઉપત્યકાના મુખપર સ્થાપિત છે. ઉત્તર દિશામાં સ્વયં શ્રી કૃષ્ણ રક્ષા કરવા માટે નિયુક્ત થયા છે.

એમ કહેવાય છે કે બ્રહ્માજીને પ્રજ્વલિત અગ્નિકુંડમાં આહુતિ આપતી વખત પોતાની પત્ની સાવિત્રી અંતર્ધાન થયેલી જણાઈ. સ્ત્રી વિના યજ્ઞની પૂર્ણાહુતિ થઇ શકતી નથી. તેથી તેમણે એક ગૂજરી સ્ત્રીને સાવિત્રીના આસનપર બેસાડી દીધી. હવે સાવિત્રી પ્રકટ થયાં. પોતાના આસનપર અન્ય સ્ત્રીને બેઠેલી જોઇને તેઓ મહા ક્રોધપૂર્વક રત્નગિરિ પર્વતપર ગયાં અને ત્યાં અંતર્ધાન થઇ ગયાં. જે સ્થળે સાવિત્રીજી અદ્રશ્ય થયાં હતાં તે સ્થળે અકસ્માત્ એક ઝરણું ઉત્પન્ન થઈ ગયું. આ ઝરણું આજે "સાવિત્રીનું ઝરણું" એ નામે પ્રસિદ્ધ છે. આ ઝરણાની નિકટજ સાવિત્રીદેવીનું મંદિર વિરાજમાન છે. પુષ્કર તીર્થની સુંદરતા અતિ અદ્ભુત છે.

પુષ્કર સરોવરની પાસે જે અત્યંત ઉચ્ચ રેતીનો સ્તૂપ દ્રષ્ટિગોચર થાય છે, તેના સંબંધમાં એક એવી જનશ્રુતિ પ્રચલિત છે કે મહાદેવ યજ્ઞકુંડમાં અગ્નિ પ્રજ્વલિત કરી ધંતુરાનું સેવન કરવાને માટે અગ્નિને શાંત કર્યા વિના વિવ્હળ ચિત્તે પોતાના આશ્રમે ચાલ્યા ગયા. ધીમે ધીમે અગ્નિ ભયંકર રૂપ ધારણ કરી જગતને ભસ્મીભૂત કરવાને ઉદ્યત થયો. ત્યારે બ્રહ્માજીએ ત્યાં જઈ રેતીદ્વારા અગ્નિને સર્વથા બુઝાવી દીધો. આથીજ ઉપત્યકાના મુખ આગળ રેતીનો પર્વત થયો છે.

‡ ટૉડ મહોદય યદ્યપિ આ વાતને જનશ્રુતિ માને છે, કિંતુ પદ્મપુરાણમાં જણાવવામાં આવ્યું છે કે "સત્યયુગના આરંભમાં સૃષ્ટિકર્તા બ્રહ્માજીએ દેવોની સાથે આ સ્થાનમાં યજ્ઞ કર્યો હતો."

બીજી એક જનશ્રુતિ એવી છે કે કલિયુગમાં મંદોરનો એક રાજા મૃગયા ખેલતો ખેલતો ત્યાં આગળ જઇ પહોંચ્યો, અને તેણે સાવિત્રીના ઝરણામા સ્નાન કર્યું. તેથી તેનો એક અસાધ્ય રોગ નિવૃત્ત થઇ ગયો. આ રાજાએ જતી વખત પોતાના સ્મારક ચિન્હ તરિકે પોતાની પાઘડી એક વૃક્ષની શાખા સાથે બાંધી દીધી. પછી તે પોતાના રાજ્યમાંથી પુષ્કળ માણસોને લઇને આ સ્થળે પુનઃ આવ્યો અને તેમની પાસે ઉક્ત સરોવર ખોદાવ્યું. અહીંઆંના બ્રાહ્મણોએ મને કહ્યું કે, "અમારા પૂર્વજોને ઉક્ત પુરિહર રાજાની પાસેથી પુષ્કર તીર્થની ભૂમિવૃત્તિનાં પુષ્કળ દાનપત્રો પ્રાપ્ત થયાં હતાં." પરંતુ મને માત્ર એક તામ્રપત્રનો ફારસી અનુવાદ પ્રાપ્ત થયો છે. અનેક પ્રસંગે અનેક પ્રાંતના અધીશ્વરોએ ધર્મશાળાનો ખર્ચ નિભાવવાને માટે જે તામ્રપત્રો આપ્યાં હતાં તેમાંના અનેકની નકલ મને મળી છે.

અજમેરની ચૌહાણ જાતિના સુપ્રસિદ્ધ મહારાજા વિશલદેવનું નામ આ પવિત્ર તીર્થમાં આજપર્યંત પ્રતિધ્વનિત થઈ રહ્યું છે. વિશલદેવના વંશના આદિ પુરુષ અજપાલ આ સરોવરની દક્ષિણ દિશામાં આવેલા નાગપહાડ અથવા સર્પગિરિપર જે સ્થાનમાં નિવાસ કરતા હતા, તે સ્થાન પણ બ્રાહ્મણો હમણાં યાત્રાળુઓને બતાવે છે. આ સ્થાનપર અજપાલના દુર્ગનો ધ્વંસાવશેષ હજી દ્રષ્ટિગોચર થાય છે. વિશલદેવના વંશના આદિ પુરુષ બકરાંના ગોવાળ હોવાથી અજપાલના નામથી પ્રસિદ્ધ થયા હતા. અજપાલ, એક સંન્યાસીને પ્રતિદિન બકરીનું દુગ્ધ પાતા હતા; અને ઉક્ત સંન્યાસીએ તેમનાપર પ્રસન્ન થઇને તેમને વર આપ્યો, તેથીજ તેઓ અધીશ્વર થયા હતા. આ પુષ્કર તીર્થ તેમની જન્મભૂમિ હતી. તેમણે પોતાની જન્મભૂમિ પ્રત્યેના સ્નેહને લીધે આ સર્પગિરિપર એક અભેદ્ય દુર્ગ બંધાવવાનો આરંભ કર્યો. પરંતુ દિવસના તેઓ દુર્ગનો જેટલો ભાગ બંધાવતા હતા તેટલો ભાગ રાત્રે પડી જતો હતો. આ ઘટના જોઇ તેઓ અત્યંત આશ્ચર્યચકિત થયા. જ્યારે નિત્ય આજ પ્રકારની ઘટના તેમના જોવામાં આવી ત્યારે તેમણે તે કામ પડતું મૂક્યુ અને પર્વતની બીજી તરફ એક નવીન રાજ્યની સ્થાપના કરી. આ રાજ્યનુ જે પાટનગર તેમણે સ્થાપિત કર્યું તેનુંજ નામ અજમેર છે.

અજપાલ પાલી શાખાના ચોહાણ હતા. તેમણે અજમેરની સ્થાપના કર્યા પશ્ચાત્ વિશલદેવના સમય સુધીમાં ત્યા જે જે રાજા થયા તે સર્વમાં માણિકરાય અત્યંત પ્રસિદ્ધ રાજા થઇ ગયા છે. માણિકરાય મહા બળવાન યોદ્ધા હતા. જે સમયે વાલીદની સેના ગંગાતટનો પ્રદેશ જીતવાને માટે આવી હતી તે સમયે અર્થાત્ હિજરી સનની પ્રથમ શતાબ્દીમાં માણિકરાય વિજાતીય તથા વિધર્મી લોકોની સામે અત્યંત વીરતાસહિત યુદ્ધ કરીને સ્વર્ગમાં સિધાર્યા હતા. મહમૂદના ઉત્તરાધિકારી જે સમયે ભારતવર્ષ ઉપર પુનઃ અધિકાર સ્થાપિત કરવાને માટે આવ્યા તે સમયે ચૌહાણરાજ વિશલદેવે ભારતના અનેક રાજાઓની સાથે મળી તેમના નેતા બની સંહારક મૂર્તિ ધારણ કરી યવનોને ભારતવર્ષમાંથી મારી હઠાવ્યા હતા. વીરશ્રેષ્ઠ વિશલદેવની કીર્તિ અક્ષય રાખવાને માટે એક લોહાનો વિજયસ્તંભ દિલ્હીમાં સ્થાપિત કરવામાં આવ્યો હતો. આ કીર્તિસ્તંભ અદ્યાપિ ઉક્ત સ્થાને વિરાજમાન છે. શિલાલેખ પરથી જણાય છે કે વિશલદેવ ચિત્તોડાધિપતિ રાવલ તેજસિંહના સમકાલીન હતા. આ તેજસિંહ રાજવાડાના સર્વથી પ્રધાન વીર સમરસિંહના પ્રપિતામહ હતા. સમરસિંહ દિલ્હીના ચૌહાણ સમ્રાટ્‌ના બનેવી હતા. તેમણે પૃથ્વીરાજની સાથે મળીને કગ્ગરના સમરક્ષેત્રમાં યવનોની વિરૂદ્ધ ખડ્ગ ધારણ કરીને જન્મભૂમિની સ્વાધીનતા તથા આર્યગૌરવની રક્ષા કરવાને માટે યુદ્ધ કર્યું હતું. આ સમરક્ષેત્રમાં તેમણે ૧૩૦૦૦ રાજપુત સૈનિકોસહિત મહાન વીરતા સાથે લઢી પ્રાણ વિસર્જન કર્યા હતા. વિશલદેવ કયા સમયમાં થઇ ગયા તે વિષે તપાસ કરતાં જણાયું કે પ્રમાર જાતિના રાજા ઉદયાદિત્યે રાજા વિશલદેવની સાથે મળીને યવનોની વિરૂદ્ધ યુદ્ધ કર્યું હતું. આ ઉદયાદિત્ય ઇ. સ. ૧૦૯૬ માં પરલોકવાસી થયા હતા. આ પરથી સિદ્ધ થાય છે કે વિશલદેવ અગીઆરમી શતાબ્દીમાં અજમેરમાં રાજ્ય કરતા હતા.

નાગપહાડ વા સર્પગિરિ એક બીજી ઘટનાદ્વારા વિખ્યાત છે. એક એવી જનશ્રુતિ પ્રચલિત છે કે ઉજ્જયનીના અધીશ્વર ભર્તૃહરિ જ્યારે રાજ્ય છોડીને સંન્યાસી થયા ત્યારે તેઓ સર્પગિરિપર ગયા અને ત્યાં યોગસાધન કરવા લાગ્યા. તે ગિરિપર અદ્યાપિ એક પાષાણની વેદી વિદ્યમાન છે, તેને લોકો

ભર્તૃહરિના યોગસાધનના સ્થળ તરિકે ઓળખાવે છે. યાત્રાળુ લોકો ભક્તિપૂર્વક આ વેદીની પૂજા કરે છે. જગદ્વિખ્યાત મહારાજા વિક્રમાદિત્યના ભ્રાતા ભર્તૃહરિનું નામ ભારતવર્ષના સર્વ ભાગોમાં સુપ્રસિદ્ધ છે અને દૂરના દેશોમાં પણ તેમનાં અનેક સ્મારક ચિન્હો સોજ્વલ પ્રકાશથી શોભી રહ્યાં છે. સિંધુ નદીના તટપર આવેલા સિવયાનના દુર્ગમાં, અલવરની ગુફામા, આબુના શિખરપર અને કાશીમાં, તેમનાં યોગસાધનનાં સ્થાનો અદ્યાપિ વિદ્યમાન છે. તેઓ એકબીજાથી દીર્ઘ અંતરપર આવેલાં છે. ભર્તૃહરિ ભારતવર્ષના આ સર્વ ભાગોમાં ગયા હતા એમ જો માનવામાં આવે તો તેઓ દીર્ઘજીવી સંન્યાસી હતા એમ કહેવામાં કંઈ પણ વાંધો નથી. વિક્રમાદિત્ય અને ભર્તૃહરિ પ્રમાર જાતિના હતા. કવિઓ જણાવે છે કે પ્રથમ સમસ્ત જગત્ પ્રમાર રાજવંશને આધીન હતું. આ નાગપહાડ વા સર્પગિરિ અત્યંત રમણીય અને પરમ પવિત્ર સ્થળ છે. એમ કહેવાય છે કે અનાદિથી આ ગિરિની ગુફાઓમાં અનેક ઋષિ, મુનિ, યતિ તથા સંન્યાસીઓ આશ્રમ કરી યોગસાધન કરતા આવ્યા છે. બ્રાહ્મણો અહીંઆંની સર્વ પવિત્ર ગુફાઓ યાત્રાળુઓને સારી રીતે બતાવે છે. આ સર્વ સ્થાન હાલમાં આલ્હાદદાયક કુંજો તથા નિર્મળ ઝરાઓથી સુશોભિત છે. જે અગસ્ત્ય મુનિએ સમુદ્રપાન કર્યું હતું તેના નામનુ પણ એક ઝરણું આ સર્પગિરિપર વિદ્યમાન છે.

**૨ ૭ ડિસેમ્બર**—અજમેર પુષ્કરથી ત્રણ કોસના અંતરપર છે. અમે પુષ્કર છોડી ઉપત્યકાની તરફ આગળ ચાલ્યા. શિખરપર ચઢતાં ઉભય આકાશભેદી પર્વતો પીતવર્ણ આબળાંનાં વૃક્ષોથી શોભાયમાન જણાયા. ઉપત્યકામાં એક નાની સરખી નદી વહેતી હતી. અમે ઉત્તર તરફથી પૂર્વ દિશા તરફ ચાલ્યા કે તરતજ સહસા અમને "ધારવલપૈર" નુ દ્રશ્ય દ્રગ્ગોચર થયું. આ દ્રશ્ય જેવું રમણીય છે તેવુંજ વિચિત્ર છે. વિશલદેવનું ખોદાવેલુ વિશાળ સરોવર અહીંઆં આવેલું છે અને તેથી આ પ્રદેશ અતિ મનોહર લાગે છે.

નિકટમાંજ અતિ ઉચ્ચ પર્વત ઉપર અજપાલનો વિધ્વસ્ત દુર્ગ પણ દ્રષ્ટિગોચર થાય છે. આ પર્વતપર અનેક ચમત્કારો અને ઉત્તમ સંગેમરમરના પાષાણો દ્રષ્ટિગોચર થાય છે.

ઉપર્યુક્ત દ્રસ્યો જોતા જોતા અમે અજમેરની નિકટ જઈ પહોંચ્યા. યદ્યપિ અજમેર નગર એક વખત પાટનગર હતું, તોપણ હાલમાં તેની સ્થિતિ સારી નથી. અમે તેને જેવુ સમૃદ્ધિશાલી જોવાની આશા રાખી હતી તેવું તે જણાયું નહિ. વર્તમાન સમયમાં ભારતના અન્યાન્ય પ્રાચીન મુખ્ય નગરોની પેઠે પ્રાચીન અજમેરમાં પણ દીનતા અને દારિદ્રનાં ચિન્હો દ્રગ્ગોચર થાય છે. પરતુ સતોષની વાત માત્ર એટલીજ છે કે અજમેર બ્રિટિશ સરકારના હાથ નીચે આવ્યાથી આ પ્રદેશના સુપરિન્ટેન્ડન્ટ મી૦ વિલ્ડરની દેખરેખ નીચે તેના એક ભાગની શોભા દિન પ્રતિદિન વૃદ્ધિગત થતી જાય છે. અજમેરના વ્યાપારીઓની અનુકુળતાને માટે એક મુખ્ય બજાર બંધાવવામાં આવે છે. આ બજાર બંધાઇ રહેશે ત્યારે લોકોપર ભારે ઉપકાર થશે. રાજવાડાના જેટલા વ્યાપારીઓ વ્યાપારાર્થે અજમેરમાં રહે છે તેઓ સર્વ મને મળવાને આવ્યા. બ્રિટિશ શાસનદ્વારા તેમને જે નિર્ભયતા, શાંતિ, અને વાણિજ્યની અનુકૂળતા પ્રાપ્ત થઇ છે તે માટે તેમણે ખરા અંતઃકરણથી આનંદ પ્રકટ કર્યો. ભીલવાડાની ઉન્નતિ સાથે અજમેરની ઉન્નતિને પણ સંબંધ છે.

મી૦ વિલ્ડરની સાથે પ્રાતઃ ભોજન કરતી વખત અજમેર અને ભીલવાડાની પરમ ઉન્નતિ શી રીતે થઇ શકે? એજ વિષયપર મેં ચર્ચા કરી હતી.





# अध्याय २८ मो.

**અજમેરનાં પ્રાચીન જૈનમંદિર-દુર્ગ-વિશલ સરોવર-અન્નાસાગર-ચૌહાણ રાજાઓનાં સ્મૃતિચિન્હો-અજમેર ત્યાગ-બુનાઇ અને ત્યાંનો દુર્ગ પ્રાસાદ-દેવડા-દેવલા-વનેડા-રાજા ભીમ-તેમનો વંશ-તેમના અધિકાર નીચેનો પ્રદેશ-દુર્ગ પ્રાસાદમાં ગમન-ભીલવાડા-વણિકોની મુલાકાત-નગરની શ્રીવૃદ્ધિ-મંડલ અને ત્યાંનું સરોવર-આર્યપુર દરબાર-પુરાવતોનો વિભક્ત પ્રદેશ-પુરનો પ્રાચીન ઇતિહાસ-મેવાડના રાજકુમાર-રશમિ વા રશ્મિ મેવાડના કૃષિકારોએ કરેલો સત્કાર-સુહેલિયા-બુનાસ નદી-મૈરતા-બેરીસ નદીના ઉત્પત્તિસ્થાનનું દર્શન-ઉદયસાગર-ઉપત્યકામાં પ્રવેશ-ઉદયપુર-પ્રાચીન આહર-રાણાના પૂર્વજોનું સ્મારક મંદિર-આહર સંબંધી જનશ્રુતિ-અગ્નિથી થયેલો તેનો નાશ અને તેનાં પ્રાચીન ખંડેરો-રાણાની મુલાકાત-ઉદયપુરમાં પાછા જવું.**



ભારતવર્ષમાં અજમેર જેમ અતિ જૂનું નગર છે, તેમ વિદેશી, વિજાતીય અને વિધર્મી લોકો સ્વર્ણપુષ્પ ભારતવર્ષના હૃદયપર પોતાના પાપી ચરણ મૂકતાંની સાથેજ અજમેરપર અધિકાર સ્થાપન કરવાનો સૌથી પ્રથમ પ્રયાસ કરે છે. મહા બળવાન પઠાણો તથા મોગલોએ દીર્ઘ કાળપર્યંત અજમેરપર પૈશાચિક અત્યાચારો કર્યા હતા. પઠાણ તથા મોગલોના અત્યાચાર, ઉપદ્રવ તથા લુંટફાટથી હિંદુઓનાં સર્વ પ્રાચીન કીર્તિચિન્હો નાશ પામ્યાં. હિંદુઓનાં જેટલા અદ્ભુત કારીગરીનાં ચિત્તાકર્ષક સ્થાનો હતાં તે સર્વનો નાશ કરી ક્રૂર મુસલમાનોએ તે સ્થળે મસ્જીદો બંધાવી દીધી. પરંતુ સર્વભક્ષક કાળ હાલમાં તેમની મસ્જીદોનો ગ્રાસ કરવાને પ્રવૃત્ત થયો છે. પ્રાચીન ઇમારતોની બાંધણીપરથી સ્પષ્ટ રીતે વિદિત થાય છે કે તે સર્વ પૃથક્ પૃથક્ બે જાતિઓદ્વારા બંધાવવામાં આવેલી છે, અર્થાત્ કેટલીક ઇમારતો સ્વાધીન હિંદુઓએ અને કેટલીક ભારતવિજેતા મુસલમાનોએ બંધાવી છે.

અજમેર દુર્ગના પશ્ચિમ ભાગમાં એક અતિ પ્રાચીન જૈનમંદિર છે. કોઇ કારણથી આ મંદિર યવનોના અત્યાચારથી મુક્ત રહ્યું છે. આ મંદિરનું નામ "અઢાઇ દિનકા ઝૌંપડા" છે. આ મંદિરના સંબંધમાં એક એવી જનશ્રુતિ પ્રચલિત છે કે, જૈન શિલ્પીઓએ કોઇ અદ્ભુત મંત્રની શક્તિથી માત્ર અઢી દિવસમાં આ મંદિર બાંધી દીધું હતું અને એજ કારણથી તેનું નામ "અઢાઇ દિનકા ઝૌંપડા" રાખવામાં આવ્યું છે. ભારતનાં ત્રણ પ્રધાન પવિત્ર સ્થાનોપર જૈન લોકોએ જે ચિત્તાકર્ષક મંદિરો બાંધ્યાં છે, તે પરથી જૈન શિલ્પીઓની યોગ્યતા ઉત્તમ પ્રકારે પ્રકટ થાય છે. એમ જણાય છે કે યથેચ્છ સામગ્રી મળવાથી "અઢાઈ દિનકા ઝૌંપડા"નું બાંધકામ અતિ શીઘ્ર પરિસમાપ્ત થયું હશે. આ મંદિરની ચારે તરફ કોટ છે. આ કોટની પ્રાચીનતા અને શિલ્પકાર્ય તપાસતાં મને શ્રદ્ધાપૂર્વક લાગે છે કે ભારતવર્ષપર યવનોની સૌથી પ્રથમ સત્તા સ્થાપનાર ઘોરીવંશના પાદશાહોના શાસનકાળમાંજ આ મંદિર બંધાયું હશે. મંદિરના ઉત્તર તરફના ભાગમાં સિંહદ્વાર અને પગથીઆં વિદ્યમાન છે. વિશેષ તપાસ કરતાં મને દૃઢતાપૂર્વક જણાયું કે આ મંદિર જૈનોએજ બંધાવ્યું છે. પ્રવેશદ્વાર આગળ અરબી હરફમાં કુરાનનાં

વચનો લખવામાં આવ્યાં છે. તોરણદ્વાર ઉપર મેં સંસ્કૃત અક્ષરો પણ કોતરેલા જણાયા. આ સંસ્કૃત અક્ષરો અરબી અક્ષરોની સાથે મિશ્રિત અને વિકૃત થઇ ગયા છે. મંદિરની બાંધણી અતિ શ્રેષ્ઠ અને મનોહર છે. તોરણ જોયા પછી અમે જૈન શિલ્પીઓદ્વારા બંધાયેલા મૂળ મંદિરને જોવાને આગળ ગયા. આ મંદિર જૈન લોકોનાં પ્રાચીન મંદિરોનીજ બાંધણીનું છે, મંદિરની અંદરનો ભાગ ઘણો વિસ્તૃત છે. સ્તંભોની ત્રણ શ્રેણીઓ છે અને તેના ઉપર છત છે. સર્વ સ્તંભો અતિ દર્શનીય અને પ્રશંસનીય છે. ઓરડામાં ચાલીસ સ્તંભો વિદ્યમાન છે. પ્રત્યેક સ્તંભ ઉપર ભિન્ન ભિન્ન પ્રકારનું શિલ્પ કામ છે. હું શ્રદ્ધાપૂર્વક માનું છું કે તુર્ક લોકોએ ભારત વર્ષમાંથીજ શિલ્પ કામ શીખીને યુરોપમાં તેનો પ્રચાર કર્યો હતો.

એમ કહેવાય છે કે, ભારતવિજેતા રોશનઅલીની સેનાએ સૌથી પ્રથમ અજમેરપર આક્રમણ કર્યું હતું અને તેની સામે યુદ્ધ કરીને ચૌહાણરાજ માણિકરાયે પોતાના જીવનની આહુતિ આપી હતી. યવનદલે આ વખતે વૈતાળગઢ હસ્તગત કર્યો હતો. આ દુર્ગ જેવો પ્રાચીન છે તેવોજ દૃઢ છે. અજપાલનો બાંધેલો કોટ અને ઉચ્ચ મહાલય અદ્યાપિ પ્રેક્ષકને આનંદ આપે છે. આ દુર્ગના શિખરપર હાલમાં બ્રિટિશપતાકા ફરકી રહી છે.

"વિશલ તલાવ" નામનું એક અતિ વિશાળ સરોવર અજમેરમાં છે. આ સરોવરનો પરિઘ ચાર કોસનો છે. સુવિખ્યાત વિશલદેવે આ વિરાટ્ જલાશય બંધાવ્યુ હતું. આ સરોવર અજમેરની શોભા છે. વળી લુણી નદીની સાથે સંગમ થયો છે તેથી તે વિશેષ રમણીય લાગે છે. એની ઉત્તરે "દૌલત બાગ" નામનો એક મનોરમ બાગ છે. દિલ્લીપતિ જહાંગીર જે સમયે રાજપુતોનો પરાજય કરવાને માટે આવ્યો હતો તે વખતે તેણે આ બાગ નિર્માણ કરાવ્યો હતો. આ બાગમા આવેલા સંગેમરમરના મહાલયમાં ઇંગ્લાંડેશ્વર પ્રથમ જ્યોર્જે મોકલેલા રાજદૂતોને ગ્રહણ કરવામાં આવ્યા હતા. આ મહાલય હાલમાં નષ્ટપ્રાય થઇ ગયો છે. અને ઇંગ્લાંડના રાજાએ મોકલેલી ગાડીમાં બેસીને દિલ્લીનો સમ્રાટ્ જે માર્ગમાં વાયુસેવન કરતો હતો તે માર્ગ પણ હાલમાં લતાપતાદિથી આવૃત છે.

ઉક્ત "વિશલ તલાવ"ની પૂર્વ દિશામા અર્દ્ધ કોસ ઉપર અન્નાસાગર નામનું બીજું એક અતિ વિશાળ સરોવર છે. એમ કહેવાય છે કે વિશલદેવના પૌત્રે આ સરોવર ખોદાવ્યું હતું અને પોતાનું નામ તેને અર્પણ કર્યું હતું. વિશલદેવનો ઉક્ત પૌત્ર પરમ ઉદાર અને મહાન દાતા હતો. તેણે આ સરોવરના મધ્ય ભાગમાં આવેલા દ્વીપ ઉપર તથા તેના તટ ઉપર પ્રચંડ મહાલયો બંધાવ્યા હતા. આ મહાલયો દ્વારા એક વખત આ સરોવર પરમ રમણીય દેખાતું હતું, પરંતુ અત્યાચારી પઠાણો તેનો વિધ્વંસ કરી, તેની સર્વ સામગ્રી અન્યત્ર લઇ ગયા હતા. આ સરોવરની પાસેના પર્વત ઉપર "ખ્વાજાકુતુબ" અને ઇતર કેટલાક મુસલમાન પીરોની કબ્રો વિદ્યમાન છે.

શોકની વાત છે કે પ્રાચીન ચૌહાણ અધિરાજોના શાસન સંબંધી ઇતિહાસ વા શિલાલેખ સંગ્રહ કરવામાં સફળતા મળી નહિ. કિંતુ સૌભાગ્યવશાત્ મને તે પ્રાચીન રાજાઓના શાસનકાળના કેટલાક શિક્કા પ્રાપ્ત થયા હતા. આ સર્વ શિક્કાઓ બૌદ્ધ અને જૈન લોકોના પ્રાચીન ઇતિહાસને માટે વિશેષ ઉપયુક્ત છે. આ શિક્કાઓની એક બાજુએ અતિ પ્રાચીન અક્ષરો છે, અને બીજી તરફ રાજપુત જાતિના પૂજનીય અશ્વની મૂર્તિ અંકિત છે.

અગ્નિકુલના ચૌહાણ લોકો આ ચિન્હ ઉત્તર એશિયામાંથી લાવ્યા હશે એવું અનુમાન થઇ શકે છે. આ દેશના પ્રાચીન તત્ત્વનું અન્વેષણ કરવાથી આ અનુમાનની સત્યતા વા મિથ્યાત્વ પ્રતીત થશે. પુષ્કર તીર્થમાં પણ મને કેટલીક પ્રાચીન મુદ્રા મળી હતી. હિંદુ જાતિનો પ્રધાન શત્રુ સમ્રાટ્ ઔરંગઝેબ ભારતવર્ષના સિંહાસનપર આરૂઢ થયો તે પૂર્વે યદિ કોઇ વિદેશી આ દેશમાં તપાસ કરવાને આવત તો નિઃસંદેહ તે વિશેષ મહત્ત્વનાં અનેક પ્રાચીન સ્મૃતિચિન્હો પ્રાપ્ત કરવાને સમર્થ થાત. ક્રૂર મોગલ સમ્રાટ્ ઔરંગઝેબ પક્ષપાતી અને ધર્માંધ મુસલમાન હતો, તેથી તેણે હિંદુઓનાં સર્વ સ્મૃતિચિન્હો સર્વથા લુપ્ત અને નષ્ટ કરી નાંખ્યા. પ્રાચીન શિક્કાઓને પણ ઔરંગઝેબે નષ્ટ કરી દીધા હતા. હજી પુષ્કળ સિક્કાઓ અનેક સ્થળે પૃથ્વીના ગર્ભમાં રહેલા છે. વિશેષ તપાસ થતાં તે અવશ્ય બહાર આવશે. મોગલ

સમ્રાટોમાં ઔરંગઝેબ, વીર રાજપુત જાતિનો પ્રધાન શત્રુ હતો, તેથી તેણે રાજપુતોનું વીરત્વ, પરાક્રમ, પ્રતાપ, અને પ્રભુત્વ સમૂલ નષ્ટ કરવાને માટે કોઇપણ પ્રયત્ન, ચેષ્ટા અથવા ઉદ્યોગ શેષ રાખ્યો નહોતો. પરંતુ એ વીર રાજપુત જાતિ, નરપિશાચ ઔરંગઝેબના ઘૃણિત અત્યાચાર, ઉપદ્રવ અને પીડનના બદલામાં મોગલ વંશનો ધ્વંસ કરી પુનઃ ઉન્નતિપથપર ચઢી છે.

**૫ મી ડિસેમ્બર**—આજે પ્રાતઃકાળમાં વ્હેલા ઉઠીને માણિકરાયનો દુર્ગપ્રાસાદ છોડી અમે ઉદય-પુરમાં પાછા જવાને માટે દક્ષિણ તરફ ઘોડા હાંકી મૂક્યા. અજમેરમાં મને કોટાના અધીશ્વરના મૃત્યુના સમાચાર મળ્યા હતા. તેથી મેં શાહપુરા અને બુંદી કોટા જવાનો વિચાર કર્યો. પરંતુ એક પ્રબળ કારણથી મારે આ વિચાર છોડી દેવો પડયો. મને મેવાડ છોડવાને માત્ર બેજ માસ થયા હતા તોપણ મેં ત્યાં જે રાજકીય સુધારો કરવા માંડયો હતો, તે આટલા અલ્પ કાળમાંજ છિન્નભિન્ન થઇ જવા માંડેલો હોવાથી રાણાએ મને શીઘ્ર રાજધાની તરફ પાછા ફરવાને પત્ર લખ્યો હતો. આ પત્રમાં તેમણે મને શીઘ્ર આવવાને દૃઢ આગ્રહ કર્યો હતો. બે બીજાં કારણોથી પણ કોટા તરફ જવામાં વિઘ્ન ઉપસ્થિત થયું. પહાડી માહિર જાતિને વશ કરવાને માટે હાલમા જે દુર્ગ બાંધવામાં આવે છે તેને જોવાની, અને ભીલવાડાના કેટલાક જુદા જુદા પંથના સોદાગરો વચ્ચે પરસ્પર ઝઘડો ચાલે છે તેનો નિર્ણય કરવાની અધિક આવશ્યકતા જણાવાથી મારે મેવાડ તરફ શીઘ્ર પાછા ફરવું પડયું. ભીલવાડામા વાણિજ્ય પુનઃ ઉત્તમ પ્રકારે ચલાવવાને માટે મે જે યત્ન અને પ્રવાસ કર્યા હતા તે વણિક લોકોના માંહોમાંહેના ઝઘડાથી નિષ્ફળ થવાનો પ્રસંગ આવી પહોંચ્યો હતો તેથી મારે શીઘ્ર પાછા ફરવું પડયું.

માર્ગમા બે ગ્રામોમા વિશ્રામ કર્યા પછી અમે બુનાઇ નામક સ્થાનમાં જઈ પહોંચ્યા. એક રાઠોડ સામંત આ બુનાઇના અધીશ્વર છે. બુનાઇ પ્રગણુ અજમેરને આધીન છે, તેથી આ સામંતને બ્રિટિશ સરકારને નિયત ખંડણી આપવી પડે છે. યદ્યપિ આ સામંત બ્રિટિશ સરકારના સીધા અધિકાર નીચે છે અને મારવાડેશ્વરની સાથે તેમને કાંઇ રાજકીય સંબંધ નથી, તોપણ તેઓ તેમને વિશેષ માનનીય ગણે છે. બુનાઇમાં જ્યારે નવીન અધીશ્વરનો અભિષેક થાય છે ત્યારે મારવાડેશ્વર તેમને તિલક કરે છે. આ સપાટ પ્રદેશમાં બુનાઇ દુર્ગનું દ્રશ્ય પરમ રમણીય લાગે છે. અરવલ્લીના પૂર્વ ભાગમાં જેવું સુંદર ઘાસ ઉગે છે, તેવું ઘાસ આ પ્રદેશમાં પણ પુષ્કળ પ્રમાણમાં થાય છે. પૂર્વે મંદોરના પુરીહર વંશના એક સામંત આ પ્રદેશના સ્વામી હતા, અને તેઓ અજમેરના ચૌહાણ રાજાને ખંડણી આપતા હતા. આ પ્રદેશના મૂળ વતનીઓ તથા રાજપુતો વચ્ચે પરસ્પર વૈવાહિક સંબંધ થવાથી પુરીહર મીનાનામક એક મિશ્ર જાતિ ઉત્પન્ન થઇ અને આ જાતિનાં પુષ્કળ માણસો આ પ્રદેશમાં થઇ ગયા.

**૬ ઠ્ઠી ડિસેમ્બર**—આજે અમે અજમેર અને મેવાડની સરહદપર આવેલી ખાડી નદી પાસના દેવર નામક સ્થાનમાં પહોંચ્યા. દેવર વા દેવડા અજમેરના અગ્નિકોણમાં વીસ કોસના અંતરપર સ્થિત છે. ઇ. સ. ૧૮૧૮ માં રાજપુતાનાનો આ મહત્વનો જીલ્લો તથા 'મગ' પ્રદેશ સિંધિયાની પાસેથી અંગ્રેજ સરકારને મળ્યો. આ જીલ્લો અતિ વિશાળ છે. તેની પૂર્વે બુનાસ નદી આવેલી છે અને પશ્ચિમે અરવલ્લી પર્વત સ્થિત છે. આ બેની વચ્ચે ચાલીસ કોસનું અંતર છે અને તેમાં આ જીલ્લો આવેલો છે. દેવરથી કૃષ્ણગઢ રાજ્યની સરહદ જણાય છે. અજમેરની જમીન આ જમીનના જેટલી ફળદ્રૂપ નથી. તેમાં હલકા પ્રકારનું અનાજ થાય છે. આ પ્રદેશનાં સર્વ સ્થાનોમાં યુદ્ધ, અત્યાચાર અને ઉપદ્રવનાં ચિન્હો દ્રષ્ટિગોચર થાય છે.

**૭ મી ડિસેમ્બર**—દેવલ નગર વનેડા રાજના તાબાના એક સામંતના અધિકારમાં છે. જે સમયે મહારાષ્ટ્રીઓ રાજપુતાનામાં ભીષણ અત્યાચાર કરતા હતા, તે સમયે તેમણે દેવલના સામંતને સહાય કરી હતી. મહારાષ્ટ્રીઓની સહાય પ્રાપ્ત થવાથી દેવલનો સામંત અતિ ઉદ્ધત થઇ ગયો અને તેણે વનેડા-રાજની આધીનતા સ્વીકારી નહિ. મહારાષ્ટ્રીઓનો અત્યાચાર રાજસ્થાનમાંથી નિવૃત્ત થયો ત્યાર પછી પણ તેણે વનેડા રાજની આજ્ઞા માની નહિ. વિશેષ કરીને કોટાના વૃદ્ધ અધિપતિની સાથે તેને સગપણ હતું તેથી તેની સહાયથી તે વિશેષ ઉદ્ધત બની ગયો. કોટાના અધીશ્વરે તેનો પક્ષ ગ્રહણ કરી વનેડા દુર્ગપર

આક્રમણ પણ કર્યું હતું. આ રીતે દીર્ઘ કાળ પર્યંત દેવલાના સામંતે સ્વતંત્ર રાજા તરિકે પોતાના પ્રદેશપર અધિકાર ભોગવ્યો હતો. યદ્યપિ અંતે તેમણે વીસ અનુચરોસહિત વનેડા રાજની સભામાં અમુક નિયત કાળપર્યંત રહેવાનો સ્વીકાર કર્યો, તોપણ તેમણે વનેડા રાજને પોતાના પ્રદેશની નિયત ખંડણી આપવાની સાફ ના પાડી. જો કે વનેડારાજે અનેક પ્રમાણપત્રોદ્વારા પોતાનો દેવલાના પ્રદેશમાંથી ખંડણી લેવાનો અધિકાર સિદ્ધ કર્યો, પરંતુ દેવલાપતિએ તેને ખંડણી આપવાનો સ્વીકાર કર્યો નહિ. વનેડારાજે તેને નમ્રતાપૂર્વક કહ્યું કે "ખંડણી વિનાની બીજી ભૂમિ હુ તમને અર્પણ કરીશ, પરંતુ તમે મને દેવલાને માટે ખંડણી આપો." પરંતુ તે ઉદ્ધત સામંતે તેની કોઈ પણ વાત ઉપર લક્ષ્ય આપ્યું નહિ. આથી વનેડારાજે તેને દેવલા પાછું સોંપી દેવાની આજ્ઞા કરી. ત્યારે તે સામંતે યથાર્થ રાજપુત વીરની પેઠે ઉત્તર આપ્યો કે "જ્યાં સુધી મારા ધડપર મસ્તક છે ત્યાં સુધી તમે દેવલાપર તમારો અધિકાર સ્થાપિત કરી શકશો નહિ." તેનાં આવાં ગર્વ ભરેલા વચનો સાંભળી વનેડારાજને અત્યંત ક્રોધ ચઢયો અને તેણે તરતજ દેવલાને પોતાના અધિકારમાં લેવાને માટે મહારાષ્ટ્રીય સેનાને મોકલી આપી. દેવલાના સામંત પરમ સાહસિક અને મહા સમરકુશલ વીર હતા. તેમણે મહા સાહસપૂર્વક કેટલાક માસપર્યંત મહારાષ્ટ્રીઓના કરાલ ગ્રાસમાંથી દેવલાની રક્ષા કરી. એમની વીરતાને લીધેજ દેવલા "છોટા નાગપુર" ના નામથી પ્રસિદ્ધ થયુ. જ્યારે તેમને લાગ્યુ કે હવે મહારાષ્ટ્રીઓના ગ્રાસમાંથી દેવલાનું રક્ષણ કરવું અસંભવિત છે ત્યારે તેમણે ધૈર્ય ખોઇ કોટાના એલચીદ્વારા મેવાડેશ્વરપર ૨૦૦૦૦ રૂપિયાનુ નજરાણું મોકલી આપ્યું અને તેમની પાસેથી પોતાના પ્રદેશપર અબાધિત સ્વામિત્વ ભોગવવાનો હક માગ્યો. પરંતુ રાણાએ તેમની માગણી સ્વીકારી નહિ. અંતે દેવલા વનેડારાજના હાથમાં ગયુ. દેવલા મેવાડના સીમાતપર આવેલો પ્રદેશ છે, તેથી મહારાણાને તે પ્રદેશ પોતાના અધિકારમા લેવાનુ ઉચિત લાગ્યું અંતે તેમણે વનેડારાજને કાંઇ પારિતોષિક આપીને તેના હાથમાંથી ઉક્ત પ્રદેશ લઇ લીધો.

સુપ્રસિદ્ધ રાઠોડવીર જયમલ મારવાડ છોડી મેવાડમાં ચાલ્યા ગયા હતા. તેમનાજ વંશજો આજે ૩૬૦ ગ્રામોથી પૂર્ણ એવા બેદનોર પ્રદેશનો ઉપભોગ લે છે. આ પ્રદેશ કળદ્રુપ અને સમૃદ્ધિશાળી છે. બેદનોરના અધિપતિએ મને તેમની રાજધાનીમાં મળવા બોલાવ્યો હતો, પરંતુ મારાથી જઇ શકાય એમ નહિ હોવાથી મેં મારા પ્રતિનિધિ તરિકે કૅપ્ટન વાઘને તેમની કને મોકલી આપ્યા હતા. તેમણે પરમ આદરપૂર્વક તેમનો સત્કાર કર્યો હતો. કૅપ્ટન વાઘે તે સરલસ્વભાવના રાજપુતની સાથે મૃગયા તથા ફાગક્રીડામાં ભાગ લીધો. ફાગના ઉત્સવમાં રાજપુતો અત્યંત સ્વચ્છંદ બની જાય છે, તેથી મર્યાદાનો લોપ થાય છે. આ ઉત્સવમાં સર્વ રાજપુતો યથેચ્છ ક્રીડાવિહાર કરે છે.

**૮ મી ડિસેંબર**—વનેડા. મેવાડના સામંતોના તાબાના પ્રદેશોમાં વનેડાનો રાજમહાલય સર્વથી મનોહર છે અને વનેડાના અધિનાયક પણ મેવાડના સામંતોમાં સર્વથી શ્રેષ્ઠ છે. વનેડાના અધિપતિને કેવળ રાજાની ઉપાધિજ પ્રાપ્ત થઈ નથી, પરંતુ તેમને સર્વ પ્રકારનાં રાજપદોચિત માન મળે છે. ધ્વજા પતાકા, દંડપ્રભૃતિ સર્વ રાજચિન્હો વાપરવાનો તેમને અધિકાર છે. વનેડાના વર્તમાન સ્વામિનું નામ અને મેવાડેશ્વરનુ નામ એકજ છે. તેમનુ નામ પણ ભીમસિંહ છે અને મહારાણાનુ નામ પણ ભીમસિંહ છે. તેમને રાજા ભીમસિંહ કહેવામાં આવે છે અને એમને રાણા ભીમસિંહ કહેવામાં આવે છે‡ સામંત અને નૃપતિ તરિકેના સંબંધ ઉપરાંત તેમની વચ્ચે એક રક્તનો સંબંધ અને સાંસારિક સંબંધ પણ છે. રાજા ભીમ વનેડાના સિંહાસનપર બેઠા છે એ તેમનું દુર્ભાગ્યજ સમજવું જોઇએ, કારણ કે વસ્તુતઃ તેઓ મેવાડના સિંહાસનપર વિરાજમાન થવાનોજ અધિકાર ધરાવે છે. પાઠકોના સ્મરણમાં હશેજ કે મોગલ કુલકલંક ઔરંગઝેબના પરમ સાહસિક શત્રુ રાણા રાજસિંહના પુત્ર ભીમસિંહ પિતાની ઇચ્છાનુસાર મેવાડ રાજ્યને છોડી ગયા હતા. આજ ભીમસિંહના કુલમાં વનેડાના વર્તમાન સામંત ઉત્પન્ન થયા છે. આ ભીમસિંહના પુત્ર સુરાજસિંહને મોગલ સમ્રાટદ્વારા પુષ્કળ સન્માન અને પારિતોષિક મળ્યું હતું. વિજાપુરપર અધિકાર સ્થાપિત કરવાને માટે જ્યારે મોગલ સેના દક્ષિણમાં ગઇ ત્યારે તેની સાથે તેઓ

‡ પાઠકોએ સ્મરણમાં રાખવું કે ટૉડ સાહેબ આ હકીકત પોતાના સમયની લખે છે. હાલમાં વનેડા અને મેવાડના સ્વામિ વચ્ચે કંઇજ રાજકીય સંબંધ નથી.

પણ ગયા હતા, અને તેમણે ત્યાંજ પોતાના પ્રાણ વિસર્જન કર્યા હતા. સુરાજના મૃત્યુની વાત સાંભળી મોગલ સમ્રાટ્‌ને પુષ્કળ શોક થયો અને તેણે તેમના બાળ પુત્રને રાણાના તાબાના ચાર પ્રદેશો અર્પણ કરી તેના સ્વામી તરિકે તેને અભિષિક્ત કર્યો. એમ કહેવાય છે કે સુરાજસિંહે મોગલ સમ્રાટ્‌ની એટલી બધી પ્રીતિ સંપાદન કરી હતી કે તેણે તેમને 'સુલતાન'ની ઉપાધિ આપી હતી.

મોગલોની શાસન સત્તા નષ્ટ થતાં સુરાજસિંહના પુત્ર સરદારસિંહ મેવાડના મહારાણાના અધિકાર નીચે આવ્યા. સરદારસિંહના પરલોકવાસ પછી રાયસિંહ, અને તેમની પછી હમીરસિંહ વનેડાના સિંહાસનપર બેઠા હતા. અમારા મિત્ર રાજા ભીમસિંહ હમીરના પુત્ર છે. મારા આગમનની ખબર સાંભળી રાજા ભીમસિંહ મને પોતાના મહાલયમાં લઈ જવાને માટે એક કોસપર્યંત સામા આવ્યા હતા અને તેઓ મને પરમ આદરપૂર્વક પોતાના પ્રાસાદમાં લઈ ગયા હતા. તેમણે મને સન્માન આપવામાં તથા મારૂં આતિથ્ય કરવામાં લવલેશ પણ ત્રુટિ કરી નહોતી. સામંતો પોતાના તાબાના પ્રદેશમાં કેવું વર્તન ચલાવે છે, તેઓ પોતાની સત્તાનો કેવો ઉપયોગ કરે છે, વગેરે બાબતોપર મારે રાજા ભીમસિંહની સાથે ત્રણ કલાક સુધી વાતચીત થઇ. રાજા ભીમસિંહ સંપૂર્ણ રીતે શિક્ષિત અને મિષ્ટભાષી છે. તેમણે આંતરિક સરલતાપૂર્વક મારી સાથે વાતચીત કરી તેથી તેઓ મને ઘણા ગમ્યા. મેવાડના રાણાની સાથે તેમને અતિ નિકટનો સંબંધ હોવાથી તથા મોગલ સમ્રાટ્‌ની આજ્ઞાનુસાર તેમને ધ્વજા, પતાકા દંડાદિ રાજચિન્હો ધારણ કરવાની સત્તા હોવાથી મેવાડેશ્વર તેમની પ્રભુતા, તથા સન્માનની ઇર્ષ્યા કરતા હતા. મેવાડેશ્વર વનેડારાજને સંપૂર્ણ રીતે આધીન કરવાને માટે તેમના હાથ નીચેના સામંતો પરનું તેમનું પ્રભુત્વ ન્યૂન કરવાની ચેષ્ટા કરવા લાગ્યા હતા. દેવલાના સામંત એ આ સામંતો પૈકી એક હતા. રાણા ભીમસિંહ અને વનેડા રાજની વચ્ચે જે શત્રુતા હતી તે દૂર કરવાને હું સમર્થ થયો છું. રાજા ભીમસિંહ છેક ઉદયપુરમાં પહોંચે ત્યારે નહિ, પરંતુ તેઓ પ્રાસાદની સન્મુખ પવિત્ર ત્રિપાલીયામા આવે ત્યારથીજ સન્માનસૂચક નગારૂં વગાડવામાં આવતું હતું. વળી તેઓ જ્યારે રાણાની સામે બેસતા ત્યારે રાણાના અનુચરો તેમનાપર ચમ્મરવતી વાયુ ઢોળતા હતા. પરતુ રાણા ભીમસિંહથી ઉક્ત સામંતને મળતું આ સન્માન સહન કરી શકાયું નહિ. અને તેમણે જણાવ્યું કે "મેવાડના પ્રધાન શત્રુ મોગલ સમ્રાટે વનેડા-રાજ ઉપર અનુગ્રહ કરીને તેમને માટે ચમ્મર તથા વાજા વગેરેની જે વ્યવસ્થા કરી આપી છે તે અમને કબુલ નથી. મેવાડના રાણા પોતાના શત્રુદ્વારા નિર્માણ થયેલા ચમ્મરનુ દર્શન અને નગારાંના ધ્વનિનુ શ્રવણ કરવુ ઉચિત માનતા નથી. આથી વનેડારાજ દરબારમાં આવી ચમ્મરનું માન મેળવી શકશે નહિ તથા ત્રિપાલિયામાં નગારાંના ધ્વનિસહિત પ્રવિષ્ટ થઈ શકશે નહિ. તેઓ માત્ર પોતાના તાબાના પ્રદેશમા યથેચ્છ વર્તન કરી શકશે." આ વ્યવસ્થા ન્યાયપુરઃસર હતી અને બુદ્ધિમાન રાજા ભીમસિંહે પણ પોતાના જ્ઞાતિબંધુ રાણા ભીમની ઇચ્છાને માન આપવાને માટે તેનો સ્વીકાર કરવામાં કાંઈ આનાકાની કરી નહિ. જો રાજા ભીમ આ વ્યવસ્થાનો સ્વીકાર ન કરત તો રાણા બળ વાપરવાને તૈયાર થાત.

વનેડા પ્રદેશની વાર્ષિક ઉપજ ૮૦૦૦૦ રૂપિયાની છે. આમાનો અર્ધ ભાગ વનેડા રાજના તાબાના સામંતો પાસેથી પ્રાપ્ત થાય છે. આ સામંતોમાં અધિકાંશ રાઠોડોનો છે. વનેડાધિપતિ રાજા ભીમ ભીલવાડાની બજારના ખર્ચને માટે કેટલુક દ્રવ્ય આપે છે અને ઉદયપુરમાં નિયમિત રીતે રહી રાણાને રાજ્ય-વ્યવસ્થામાં સહાય કરે છે. આ વનેડા પ્રદેશ અત્યાચારી અને પહાડી ભીલ લુંટારાઓની નિવાસભૂમિની નિકટ આવેલો હોવાથી લુંટાઇને નિઃસત્વ બની ગયો છે. અહિંયાંની ભૂમિ અતિ ફળદ્રૂપ છે. યોગ્ય સમય આવતાં કૃષિકાર્યદ્વારા આ પ્રદેશમાં પુષ્કળ શ્રીવૃદ્ધિ થવાનો સંભવ છે.

વનેડાના પ્રાસાદના પ્રધાન સભાગૃહના ચોકમાં મનોહર ગાલિચાપર બેસીને રાજાના તાબાના સર્વ સામંતો મારા આગમનની પ્રતીક્ષા કરી રહ્યા હતા. હું ત્યાં ગયો કે તરતજ તેમાંના પ્રત્યેક જણે ઉઠીને મારો સત્કાર કર્યો અને મને રાજાની પાસે લઇ જઈ સિંહાસનની નિકટ એક આસનપર બેસાડયો. રાજા ભીમે મારી સાથે પોતાના પ્રદેશ સંબંધે તથા સાંસારિક વિષયો સંબંધે વાર્તાલાપ કર્યો અને મને એક ભ્રાતા ગણીને સર્વ બાબતમાં મારી સલાહ લેવા લાગ્યા. બેદનોરના સામંતની સાથે રાજા ભીમ-સિંહને કાંઇક સાંસારિક ઝઘડો હતો તે પણ મેં આ સભામાં નિવૃત્ત કરી નાંખ્યો. વનેડાના ઉત્તરાધિકા-

રીની સાથે બેદનોરના સામંતની પુત્રીનો વિવાહ થયો. રાજા ભીમસિંહની સાથે તેમના તાબાના સામંતોને ભૂમિ સંબંધી જે ઝઘડો હતો તેને તત્સંબંધી કાગળ પત્રો, સનંદો, હિસાબ વગેરે જોઇને નિવૃત્ત કરવાને હું બંધાયો. તેમનો આ ઝઘડો ઘણા દીર્ઘ કાળથી ચાલ્યો આવતો હતો, તેથી તેનો નિકાલ કરવો પરમાવશ્યક જણાયો. હું જે પદપર નિયુક્ત હતો તેને લીધેજ માત્ર મને મધ્યસ્થ નિમવામાં આવ્યો નહોતો, કિન્તુ મારે રાજા ભીમની સાથે ગાઢી મિત્રતા હતી. તે કારણથી તેમણે મને મધ્યસ્થ થવાને ઘણો આગ્રહ કર્યો હતો. પરિણામે તે પ્રદેશમાં સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પ્રસરી ગયું અને સર્વ કલહ દૂર થયા. વિદાય પ્રસંગે મારા મિત્ર રાજા ભીમ ઉપહારની સામગ્રી લઇને આવ્યા. મેં ઉપકારસહિત તેનો સ્વીકાર કરવાની ના પાડી. માનનીય બિશપ હેબર જે સમયે મેવાડની યાત્રા કરતા હતા તે સમયે રાજા ભીમે તેમને અત્યંત માન આપ્યું હતું. આ વાત સાંભળીને હું પરમ પ્રસન્ન થયો.

વનેડાનું રાજ્ય રાઠોડોના તાબાના પ્રદેશોમાં મળેલું છે. વળી તે અરવલ્લીની તળેટીમાં આવેલી સંગાવત તથા જગવત સરદારોની ભૂમિની નિકટ છે. મોગલો, પઠાણો અને મહારાષ્ટ્રીઓ આ પ્રદેશોમાં દીર્ઘ કાળપર્યંત અત્યાચાર તથા ઉપદ્રવ કરીને અહીંઆંના રહેવાસીઓની જે શોચનીય દુર્દશા કરી ગયા છે તેમાં દીર્ઘ કાળપર્યંત શાંતિ સ્થાપન કરીને યત્ન કર્યા શિવાય સુધારો થવો અશક્ય છે. મારા મિત્ર રાજા ભીમ અમારા શિબિર સુધી મારી સાથે આવ્યા. શિબિરમાં પહોંચ્યા પછી મેં તેમને ઉપહાર તરીકે એક પિસ્તોલ અને એક દૂરબીન આપ્યું. તેઓ જ્યારે વિદાય થયા ત્યારે અમે પરસ્પર પ્રેમ રાખવાને તથા સંકટ સમયે એક બીજાને સહાય કરવાને બંધાયા.

**૯ મી ડિસેમ્બર**–ભીલવાડા. અમે ભીલવાડાથી પ્રાયઃ એક ક્રોસના અંતરપર શિબિર નાંખ્યો. આ સમયે ભીલવાડાની જુદી જુદી જાતો વચ્ચે કલહ ચાલતો હતો. તે છતાં પણ ધીમે ધીમે તેની ઉન્નતિ થતી જતી હતી. તેમના પરસ્પરના કલહથી હું એટલો બધો અપ્રસન્ન થયો કે જ્યાંસુધી તેમનો કલહ દૂર નહિ થાય ત્યાંસુધી મેં નગરમાં પ્રવેશ કરવાની ચોખ્ખી ના પાડી. જ્યારે ઝઘડો કરનાર ઉભય પક્ષના નેતાઓ મારા શિબિરમા આવ્યા ત્યારે મેં તેમને યથોચિત ઉપદેશ કરીને ખૂબ ઠપકો આપ્યો, અને તેમને જણાવ્યું કે "તમારા માંહોમાંહેના કલહથી તમારા નગરની ઉન્નતિના માર્ગમાં વિઘ્ન થાય છે." જોકે મેં તે વખતે તેમનો કલહ દૂર કરાવ્યો હતો અને તેમણે એક બીજા સાથે મિત્રતાથી વર્તવાની પ્રતિજ્ઞા કરી હતી, તોપણ જ્યાંસુધી તે નગરની સંપૂર્ણ ઉન્નતિ થઇ નહિ ત્યાંસુધી મેં તેમના વચનપર વિશ્વાસ રાખ્યો નહોતો. પરંતુ મને જણાવતાં આનંદ થાય છે કે તેમણે પોતાની પ્રતિજ્ઞાનુ પાલન કરવાને માટે સારી રીતે યત્ન કર્યો હતો. જે સમયે બુંદીના રાજા સ્વર્ગવાસી થયા તે સમયે હુ બુંદી તરફ જતાં ભીલવાડામાં આવી ગયો હતો. તે વખતે મહાન આડંબરસહિત મને સન્માન આપવામાં આવ્યું હતું. આ વખતે તેમણે ભીલવાડાને 'ટૉડગંજ' નામ આપવાની પોતાની ઇચ્છા મારી આગળ પ્રદર્શિત કરી. બિશપ હેબરે પ્રથમ આ સૂચના તેમને કરી હતી. પરંતુ મેં તેમના આ મતને અનુમોદન આપ્યુ નહિ. મેં તે લોકોને જણાવ્યું કે "જો તમે આ નગરનુ નામ ટૉડગંજ પાડશો તો પછી હું એની ઉન્નતિ કરવામાં કોઇ પણ પ્રકારની સહાય કરીશ નહિ." સ્વયં મહારાણાએ ભીલવાડાને "ટૉડ સાહબકી બસ્તી" નુ નામ આપ્યું હતું. અને જો આ નામ રાખવામાં આવત તો તેઓ પરમ પ્રસન્ન થયા હોત. પરંતુ તેમનો આ મનોરથ પૂર્ણ કરવો મને અનુચિત લાગ્યો હતો.

**૧૦ મી ડિસેમ્બર**–મંડલ. આ સ્થાન પૂર્વે એક સમૃદ્ધિશાલી પ્રદેશનું મુખ્ય સ્થળ હતું. પરંતુ અધુના તે નષ્ટપ્રાય થઈ ગયું છે. આ રમણીય પ્રાકૃતિક દ્રશ્ય યુક્ત સ્થળ જોવાને માટે અમે ઉદયપુરનો માર્ગ છોડી મંડલ તરફ ચાલ્યા. મંડલ પ્રદેશમાંથી પ્રથમ જે મહેસુલ ઉપજ્યું હતું તેની સહાયથી તે જે સરોવરના તટપર સ્થિત છે તેનો બંધ બાંધવામાં આવ્યો હતો. આ સરોવરને લીધે આસપાસનાં ક્ષેત્રોમાં પુષ્કળ ધાન્ય પાકે છે. ઉક્ત બંધની નિકટ તથા સરોવરના તટપર જે પ્રચંડ વૃક્ષો હતાં તે સર્વને મહારાષ્ટ્રીઓએ તથા પઠાણોએ કાપીને ફેંકી દીધાં હતાં. વળી સરોવરની વચ્ચે આવેલા દ્વીપમાં જે નાનું રમણીય તળાવ હતું તેનો પણ ઉક્ત અત્યાચારીઓએ નાશ કર્યો હતો. વળી એમ કહેવાય છે કે અજમેરના સુપ્રસિદ્ધ રાજા વિશલદેવે ગિહ્લોત પતિનો પરાજય કરીને ઉક્ત દ્વીપપર જે વિજયસ્તંભ નિર્માણ

કરાવ્યો હતો તેનો પણ એ તોફાની લોકોએ વિધ્વંસ કરી નાંખ્યો હતો અને તેનાં સર્વ ચિન્હો વિલુપ્ત કરી દીધાં હતાં, પરંતુ વિધ્વસ્ત મંડલ હાલમાં પુનઃ ઉન્નતિપથપર પ્રયાણ કરે છે અને તેની શોચનીય દશા ધીમે ધીમે બદલાતી જાય છે. તેની એ અવસ્થામાં જે લોકો તેનો ત્યાગ કરીને અન્યત્ર ચાલ્યા ગયા હતા. તેમાંના એક જણે પુનઃ તે સ્થાનમાં આવીને પોતાના પૂર્વજોનું ઘર ખોદી જોયું તો તેને તેમાંથી સુવર્ણ તથા અલંકારોથી ભરેલું એક પાત્ર પ્રાપ્ત થયું, તેના કોઇ પૂર્વજે તે પાત્ર પોતાના ઘરમાં દાટયું હતું. પરતુ હવે તે કાયદા પ્રમાણે રાણાની સંપત્તિ થઈ, પરંતુ રાણાએ તે સંપત્તિ લીધી નહિ. આજે મેં પાનસાલ તથા આર્ચ્યા પ્રગણાંઓ તરફ ગમન કર્યું. પ્રથમ પ્રગણું શક્તાવત લોકોના અધિકારમાં છે. આર્ચ્યા પ્રદેશના સંબંધમાં શક્તાવત તથા પુરાવત્ લોકોની વચ્ચે જે કલહાગ્નિ પ્રદીપ્ત થયો હતો તેનું વિવેચન મેં અન્યત્ર લખ્યું છે. મેવાડમાં આર્ચ્યાનો દુર્ગ સર્વથી આધક મજબૂત છે અને તેના તાબામા ૫૨૦૦૦ વીઘાં જમીન છે. આથી તેનાપર અધિકાર સ્થાપિત કરવાને માટે લોકો કલહ કરે એમા કાંઇ આશ્ચર્ય નથી. યદ્યપિ આ પ્રદેશ શક્તાવત લોકોની ભૂમિની વચ્ચે આવેલો છે, તોપણ પુરાવતો કહે છે કે, શક્તાવતોનો તેપર કાંઇ પણ અધિકાર નથી.

**૧૧ મી ડિસેમ્બર**—પુર. મેવાડનાં અતિ પ્રાચીન નગરોમાં આ એક પ્રધાન નગર છે, અને યદિ આપણે જનશ્રુતિપર શ્રદ્ધા રાખીએ તો તેને રાજા વિક્રમાદિત્યના શાસનકાળથી પણ પ્રાચીનતર માની શકાય. મંડલથી પુર સુધી કોટીશ્વરી નામક એક નદી વહે છે. આ નદી ઉતરી દરિયાની ટીન તથા તામ્રની ખાણની નિકટ થઇ અમે પુરાવતોના તાબાના પીતવાસ નામક પ્રદેશમાં ગયા અને પછી અમે પુરમાં ગયા. પુર એ નિઃસંદેહ એક પ્રાચીન નગર છે. રાણાના તાબાનાં સર્વ નગરોમાં એ એક પ્રધાન નગર છે. જે સાડાદશ કોશના પરિધિની વચ્ચે મેવાડના રાજકુમારો વસે છે તેની બરાબર વચ્ચેજ આ પુર આવેલુ છે. અરવલ્લીની વિચ્છિન્ન શિખરમાલા ઉત્તરમાં વનેડા તથા દક્ષિણમાં ગુચ્લા પ્રદેશમાં થઇને આગળ ચાલી ગઇ છે. રાજા શિવધનસિંહના તાબાનો ગોરપ્રદેશ આ પ્રદેશની પશ્ચિમ દિશામાં આવેલો છે. મેવાડના બરાબર મધ્ય ભાગમાં આવેલા આ પ્રદેશને રાજવંશના રક્તના લોકોના નિવાસને માટે નિયત કરી રાણાઓએ પોતાની ઉત્તમ બુદ્ધિનો પરિચય કરાવ્યો છે. અહીંઆં વસતા રાજકુમારો સ્વદેશ વા વિદેશના ખંડણી ભરનારા સામંતોની સાથે કોઇ પણ પ્રકારનો રાજકીય સંબંધ રાખતા નથી. આ રાજવંશીઓ મેવાડના દુર્ગોનુ રક્ષણ કરવાને નિયત થયેલા છે તથા જ્યારે યુદ્ધપ્રસંગ ઉપસ્થિત થાય છે ત્યારે તેઓ રાણાના પ્રતિનિધિ તરીકે સામંતોની સેનાના નેતા બને છે. એમને માટે રાણાની સભામાં સ્વતંત્ર આસનો રાખવામાં આવેલાં છે. આ સ્થળને "બાબાકા ઓલ" કહેવામાં આવે છે. તે સામંતોનાં આસનોથી પૃથક્ હોય છે, અર્થાત્ તે રાણાની સામેજ આવેલાં છે. તેઓ જે નગરમાં વાસ કરે છે તેનું નામ પણ પુર છે અને તેઓ પોતે પણ પુર નામથીજ ઓળખાય છે. રાણા ઉદયસિંહના પચ્ચીસ પુત્રોમાંના પુરૂ નામના એક પુત્રના આ લોકો વંશજ હોવાથી તેઓ પુર કહેવાય છે. પુરની પૂર્વ દિશામાં અર્ધ કોસ ઉપર નીલ પાષાણનો એક પર્વત વિદ્યમાન છે. આ પાષાણમાંથી સ્લેટ બની શકે છે. યદિ કોઇ ઉદ્યોગી માણસ આ પાષાણમાંથી સ્લેટ બનાવવાનો પ્રયત્ન કરે તો તેમાંથી તેને પુષ્કળ લાભ થવાનો સંભવ છે. આ પ્રકારના પથ્થરો અજમેર તથા કૃષ્ણગઢની ઉત્તર સીમાન્તપર તથા મારવાડમાં પ્રાપ્ત થાય છે. ગુચ્લા તથા ગદરમાલાના બે રાજકુમારો મારી મુલાકાત લેવાને આવ્યા હતા. આ ઉભય રાજકુમારો સન્માનપાત્ર છે. જેમ તેમના તાબાના પ્રદેશો સમૃદ્ધિસંપન્ન છે તેમ તેમના દુર્ગ પણ અભેદ્ય છે. બીજે દિવસે મેં તેમના દુર્ગો જોઇ વિદાય લીધી.

**૧૨ મી ડિસેમ્બર**—રશ્મિ. બુનાસ નદીના તટપરજ આ રશ્મિ વા રશમિ આવેલુ છે. અમે મેવાડની સર્વથી અધિક ફળદ્રૂપ ભૂમિમાં થઇ ઘણે દૂર સુધી ચાલ્યા ગયા. આ પ્રદેશ ખાસ રાણાના તાબામાં છે, એ કોઇ પણ સામંતના અધિકારમાં નથી. આ પ્રદેશમાં જે ઉન્નતિ દ્રષ્ટિગોચર થઇ તેને શ્રેષ્ઠ ઉન્નતિ કહેવામાં કાંઇ હરકત નથી. આ તરફનાં સર્વ ગ્રામો ઉન્નતિશીલ છે. તેમ રશ્મિ પણ ઉન્નત દશામાં છે. પાછા ફરતી વખતે કૃષિકારોએ મને આનંદપૂર્વક સન્માન આપ્યું હતું. અમે પ્રત્યેક ગ્રામમાં પ્રવેશ કરતા તે સમયે જયજયકાર થતો હતો. ગામના પટેલો તથા બીજા હલકા નોકરો ગામ પરગામના માણસોની સાથે ઉભા રહીને અમને અભિનંદન આપતા. વળી ગામની સ્ત્રીઓ પીતળના કલશો મસ્તકપર મૂકીને ગામના પાદરે ઉભી રહી અમને અભિનંદન આપતી. તેમના મુખપર અર્ધ ઘુંઘટ ખેંચેલો હતો. તેઓ સન્માનસૂચક ગીતો ગાતી જતી હતી. મને આવું સન્માન મળ્યાથી મેવાડવાસી સ્ત્રીપુરુષોપર કેવો અકૃત્રિમ

પ્રેમ ઉત્પન્ન થયો હશે તે પાઠકો સારી રીતે સમજી શકશે. મને તેમનો આ વખતનો દેખાવ ઘણો મનોહર લાગતો હતો. હું મેવાડના જે જે સ્થાનોમાં ગયો તે તે સ્થાનોપર મને આજ પ્રકારનું સન્માન મળ્યું. સર્વ સ્થળોની સ્ત્રીઓએ મસ્તકપર જલભરિત કલશો મૂકીને તથા ગીત ગાઇને મને સન્માન આપ્યું હતું. આ સ્ત્રીઓમાં વિશેષતઃ કૃષિકારોની સ્ત્રીઓ તથા દુહિતાઓ હતી. સામંતોના તાબાના સરદારોની સ્ત્રીઓ પણ કેટલેક સ્થળે સંમિશ્રિત થઈ હતી. કૃષિકારોની સ્ત્રીઓમાં કોઇ સુંદર નહોતી, પરંતુ તેમનાં શરીરનું બંધારણ ઉત્તમ હતું અને તેમની આંખો મનોહર હતી. રશ્મિ નામક સ્થાનમાં અમને પુષ્કળ સ્મૃતિચિન્હો ઉપલબ્ધ થયાં હતાં.

**૧૬ મી ડિસેમ્બર.** મેરતા.* અમે જે સ્થાને પ્રવાસનો આરંભ કર્યો હતો તે સ્થાનમાં અમે બે માસ પછી આવીને દાખલ થયા. આ સ્થાન મેરતા હતું. ઉક્ત બે માસના અરસામાં અમે મેવાડ તથા મારવાડનો પ્રવાસ કર્યો હતો. પુનઃ અમે સુખમય સ્થાનમાં આવી પહોચ્યા તેથી સર્વને પરમ આનંદ થયો. અમે બેરિસ અને બુનાસ નદીની વચ્ચેના પ્રદેશમાં થઈ ચાર સ્થાનોમા વિશ્રામ કરી આગળ ગયા. આ પ્રદેશ સાધારણ રીતે ફળદ્રૂપ છે પૂર્વે આ પ્રદેશમાં કેટલાંક સમૃદ્ધિશાલી નગરો હતાં. આ નગરોની સમૃદ્ધિનાં કેટલાંક ચિન્હો અદ્યાપિ દ્રષ્ટિગોચર થાય છે. સમસ્ત ભારતવર્ષમાં આવી સમૃદ્ધિશાલી ભૂમિ બીજી કોઈ પણ નથી. યથોચિત વ્યય કરવાથી ખેતીમાં માલ ઘણો સારો પાકે છે અને તેની પુષ્કળ ઉપજ થાય છે. પરંતુ પ્રથમ આટલા સુધારા થવા જોઇએ. રાણાએ કેટલાંક વર્ષો સુધી જમીનનું મહેસુલ ઓછું કરી નાંખી કૃષિકારોને વિશેષ ઉત્સાહ આપવો જોઇએ અને બ્રિટિશ સરકારે પણ કેટલાંક વર્ષો સુધી રાણા પાસેથી ઓછી ખંડણી લેવી જોઇએ.

ભયંકર મરૂભૂમિમાં પ્રવાસ કરતી વખત અમારો બોજો વહન કરનાર પશુઓને સૌથી વિશેષ કષ્ટ થયું. તે એટલે સુધી કે તેમાંનાં કેટલાંક તો સર્વથા નિરૂપયુક્ત થઇ પડયાં. અમને અભિનંદન આપવાને માટે રાણાએ એક ડેપ્યુટેશન તથા એક પત્ર મોકલ્યો. રાણાનો આ પત્ર જેવો મિત્રતાસૂચક હતો તેવોજ મારી મુલાકાત કરવાની તેમની તીવ્ર આતુરતા પ્રદર્શિત કરનારો હતો. પરંતુ રાણાએ જ્યોતિષીને પૂછ્યું કે "હું હમણાં કર્નલ ટૉડની મુલાકાત લઉ ?" તો તેણે કહ્યું કે "ના હમણાં શુભ મુહૂર્ત નથી." આથી તે મારી મુલાકાત લઇ શકયા નહિ. વળી મારાથી પણ રાજધાનીમાં પ્રવેશ કરી શકાયો નહિ. રાણાનો શુભ અવસર આવ્યો ત્યાં સુધી હું રૈસીડેન્સીમાં રહ્યો અને બારિ નદીમા મત્સ્ય પકડી સમય વ્યતીત કરવા લાગ્યો.

**૧૯ મી ડિસેમ્બર.** બે દિવસ પર્યંત વિશ્રામ લીધા પછી અમે દેવારીના દ્વારમાં થઇ અર નામક સ્થાન તરફ ચાલ્યા. કારણ કે રાણાએ એમ કહેવડાવી મોકલ્યું હતું કે "રાજધાનીમાંથી હું સ્વયં આવીને આપને અરથી લઇ જઇશ." આ સમાચાર સાંભળીને મને પરમ આનંદ થયો. પૂર્વ પ્રાંત કરતાં અહીંઆંથી ઉદયપુર અધિક નિકટ હોવાથી તેનુ દ્રશ્ય પરમ મનોહર લાગે છે. રાણા તથા યુવરાજના પ્રાસાદો, ઉચ્ચ મંદિરો, મોટા મોટા સામંતોના મહાલયો તથા રાજધાનીની ચારે તરફ આવેલો કોટ અને બુરજ જોવાથી ચિત્ત મોહિત થઇ જાય છે. કોટ ઘણો ઉંચો નથી તોપણ તે લાંબો ઘણો છે. કોટ ઘણો મજબૂત નહિ હોવાથી તેની પાસે નાના દુર્ગો હારબંધ બાંધી દેવામાં આવ્યા છે. જે જે રાજમાર્ગો નગરમાં ગયા છે તે તે સર્વની રક્ષા થઇ શકે તેવી રીતે આ દુર્ગો બાંધવામાં આવ્યા છે. ગ્રીષ્મ કાળમાં એક એક સામંત એક એક દુર્ગમાં વાયુસેવનાદિ કરે છે. અહીંઆં સલુંબરના સામંતનો પણ એક દુર્ગ છે. અર વા આહર નામક જે સ્થાનમાં અમે છાવણી નાંખી હતી તે ઉદયપુરના અધીશ્વરોનાં સ્મારકક્ષેત્રરૂપ પવિત્ર સ્થાન છે. ઉદયપુરને જ્યારથી રાજધાની બનાવવામાં આવ્યું ત્યારથી જેટલા રાણાઓ સિંહાસનારૂઢ થયા તે સર્વનું એક એક સ્મારકમંદિર આહર નામક સ્થાનમાં બંધાવવામાં આવ્યું છે. આ સર્વે સ્મારકમંદિરોની અંદર મૃત રાણાઓની ચિતાભસ્મ રાખવામાં આવી છે. આ પવિત્ર ક્ષેત્રમાં કેવળ રાણાઓનાંજ નહિ, પરંતુ જે સામંતોએ જીવન-મરણમાં રાણાઓથી પૃથક્ થવાની ઇચ્છા નહિ કરી હતી તે સામંતોનાં સ્મારકમંદિરો પણ અહીંઆં દ્રષ્ટિગોચર થાય છે. આ કારણથી આ સ્થાન મંદિરોથી ભરાઇ ગયું છે. રાણાઓનાં મંદિરો સૌથી ઉચ્ચ છે. આ સ્મારક મંદિરોમાં યદ્યપિ રાણા અમરસિંહનું મંદિર સર્વોત્તમ છે, પરંતુ રાણા ભીમસિંહ પર્યંત જેટલા રાણાઓ થઇ ગયા છે તે

* મેરતા નામક બે ભિન્ન ભિન્ન ગ્રામ, મેવાડ અને મારવાડ એ ઉભય રાજ્યોમાં છે.

સર્વનાં મંદિરો દર્શનીય છે. આ પ્રકારનાં મંદિરો જેવાં બંધાવાં જોઇએ તેવાંજ બંધાયાં છે. સ્તંભ ઉપર આવેલા ગુંબજો વિશેષ ચિત્તાકર્ષક છે. આ સર્વ મંદિરો કાંકરોલીથી લાવવામાં આવેલા મર્મરના પાષાણુનાં બનેલાં છે. આમાંનાં કેટલાંક મંદિરો અતિ નાનાં છે અને ઘણી સાદી બાંધણીનાં છે; આ મંદિરો પ્રાચીન કાળનાં જણાય છે. આ પરથી સિદ્ધ થાય છે કે, આહર એક પ્રાચીન નગર છે. આહરની ભૂમિ અગણિત વિધ્વસ્ત મંદિરો તથા સ્મારકસ્તંભોથી આવૃત્ત છે. એમ કહેવાય છે કે, આ વિશાળ નગરમાં પૂર્વે રાણાના પૂર્વજો નિવાસ કરતા હતા. અને એવી જનશ્રુતિ પ્રચલિત છે કે, આશાદિત્ય નામના માણસે આ નગરની સ્થાપના કરી હતી તથા એ નગરની સ્થાપના થઈ તે પૂર્વે દીર્ઘ કાળપર આ સ્થાનમાં વિક્રમાદિત્યના એક પૂર્વજ વાસ કરતા હતા. ત્યાર પછી તેમણે અવંતી (ઉજ્જયિની) પ્રાપ્ત કર્યું હતું. તે સમયે આહરની ભૂમિ 'તન્વનગરી' ના નામથી પ્રસિદ્ધ હતી. તન્વનગરી પછી એનું નામ આનંદપુર પડયુ અને ત્યાર પછી આહર થયું. આહરના નામપરથીજ ગિહ્‌લોત જાતિ આહરિયા નામથી વિખ્યાત થઈ હતી. આ નગરના પૂર્વ ભાગમાં એક મોટો કોટ વિદ્યમાન છે અને તેને ધૂલકોટ કહેવામાં આવે છે. એમ કહેવાય છે કે, જ્વાળામુખી પર્વતના ફાટવાથી આહર નગર નષ્ટ થયું હતું. જ્વાળામુખીના ફાટવાથીજ ખીણમાંનાં સરોવરો થયાં હતાં કે નહિ તે કાંઇ કહી શકાતું નથી. તેનો નિર્ણય તો માત્ર અધિક ચતુર ભુસ્તરશાસ્ત્રીઓજ કરી શકશે. અહીંઆંથી મને કેટલાક મારી કામના જીર્ણ નમુનાઓ પ્રાપ્ત થયા. આથી મે પ્રાચીન મુદ્રા તથા રૂપિયા મેળવવાની આશાથી આ સ્થાન ખોદવાની આજ્ઞા કરી. સૌભાગ્યવશાત્ કેટલીક પ્રાચીન મુદ્રાઓ મને પ્રાપ્ત થઈ આ સિક્કાની એક તરફ કોઈક પશુની આકૃતિ વિદ્યમાન છે. મારા અનુમાન પ્રમાણે એ સિંહની મૂર્તિ છે. કેટલાક સિક્કાની ઉપર ગર્દભની મૂર્તિ છે. એમ કહેવાય છે કે, વિક્રમાદિત્યના ભ્રાતા ગન્ધર્વસેન પોતાના સિક્કામાં ગર્દભની મૂર્તિ અંકિત કરાવતા હતા. તેઓ પોતાના સિક્કાપર ગર્દભની મૂર્તિ અંકિત કરાવતા તતસંબંધે એક જનશ્રુતિ પણ પ્રચલિત છે.

આ આહર નગર અતિ પ્રાચીન અને વિશાળ હતું, એ વાતનો સર્વ માણસો સ્વીકાર કરે છે. હાલમાં આ નગરમાં પુષ્કળ સ્મારક મંદિરો છે. તેની આસપાસ જે કોટ છે તે પણ આ પ્રાચીન વિધ્વસ્ત મંદિરાવલીનાં રોડાંથી બનાવવામાં આવ્યો છે. કેટલાક વિશાળ જૈનમંદિરો હાલ જીર્ણાવસ્થામાં આવી પડેલાં છે. આ મંદિરો અતિ પ્રાચીન કાળનાં છે. આ મંદિરોમાં જેટલી મૂર્તિઓ છે તે સર્વ ઉંધી છે. અર્થાત્ તેનાં મસ્તક નીચે અને પગ ઉપર છે. મહાવીર અને મહાદેવ એ ઉભયની મૂર્તિઓ એકત્ર રાખવામાં આવી છે. અને ઉભયને શ્વેત પાષાણુમાંથી કોતરી કાઢવામાં આવી છે. બે શિલાલેખ પણ આ સ્થળેથી મને પ્રાપ્ત થયા. આમાંનો એક શિલાલેખ જૈન લોકોની લિપિમાં લખેલો છે અને બીજો કયી લિપિમા છે તે કાંઇ સમજાતું નથી.

હિંદુકુલસૂર્ય રાણાની સાથે મારી મુલાકાત કરવાનું શુભ મુહૂર્ત નહિ હોવાથી એવો નિર્ણય કરવામાં આવ્યો કે, મારે એક દિવસ સુધી થોભવું. મારાપર શુભ નક્ષત્રની શુભ દૃષ્ટિ નહિ હોવાથી હું થોભવાને કબુલ થયો. અંતે નક્ષત્રનો પ્રકોપ ન્યૂન કરવાને માટે જ્યોતિષીએ એવો નિર્ણય કર્યો કે, પૂર્વ દ્વારને બદલે દક્ષિણ દ્વારથી મારે નગરમાં પ્રવેશ કરવો. રાણા ભીમસિંહે પોતાના પુત્ર, સર્વ સામંતો, મંત્રીવર્ગ, તથા પ્રાયઃ સર્વ નાગરિકોની સાથે સામા આવી, સર્વ જણે શુભ અંતઃકરણથી મહાસન્માન સહિત અમારો આદરસત્કાર કર્યો. હજારો મુખોદ્વારા "રામ રામ, ટૉડ સાહેબ." એવા શબ્દો નીકળવા લાગ્યા. મેં પ્રત્યેક સામંતને ક્ષેમકુશળતાના સમાચાર પૂછ્યા. આ સંમેલન, દર્શન અને પ્રીતિસંભાષણ કૃત્રિમ નહોતું, પરંતુ સુદૃઢ મિત્રતામૂલક હતું. રાણાએ બીજે દિવસે મને મહાલયમાં આવવાને માટે નિમંત્રણ કરી વિદાય લીધી. તેઓ સીધે માર્ગે બહારોબહાર મહાલયમાં ચાલ્યા ગયા. અને અમે ગ્રહની કુદૃષ્ટિ નિવૃત્ત કરવાને માટે ઉક્ત માર્ગ છોડી દક્ષિણ સિંહદ્વારમાંથી થઈ અમારા નિવાસસ્થાન રામપ્યારીના બાગમાં પ્રવિષ્ટ થયા."

રાજપુત બાંધવ, ઉદારચિત્ત ટૉડ મહોદયના ભ્રમણનું વૃત્તાંત અત્ર પૂર્ણ થાય છે. તેઓ પોતાના સમયમા જે જે સ્થાનોમાં ગયા હતા તેમાંનાં અનેક સ્થળોની સ્થિતિ વર્તમાન સમયમાં નિઃસંદેહ બદલાઈ ગઈ છે; છતાં ઉક્ત વૃત્તાંતના વાંચનથી પાઠકો અન્ય પણ જાણવાયોગ્ય પુષ્કળ હકીકત જાણી શકશે. એ સ્પષ્ટ છે.



# મેવાડની ધર્મસંસ્થા, મહોત્સવો તથા આચારવિચાર.

## अध्याय २९ मो.

**રાજપૂત જાતિની સામાજીક નીતિ રીતિઓના જ્ઞાનની આવશ્યકતા–ભારતનો પૌરાણિક ઇતિહાસ–મેવાડમાં ચાલતી શિવપૂજા–ભગવાન એ લિંગજીનું મંદિર–શૈવ, ગોસ્વામી અને જૈન લોકો સંબંધી હકીકત–નાથદ્વારામાં આવેલું શ્રીકૃષ્ણજીનું મંદિર અને ત્યાંની પૂજાવિધિ–વૈષ્ણવ ધર્મ.**



પ્રથમ ખંડના ૨૧ અધ્યાયોમાં વર્ણવાયલા–સર્વ–પ્રચલિત મેવાડના ઇતિહાસ વડે કેવળ મેવાડની રાજપૂત જાતિની બહિરવસ્થા તથા વીરકૌશલ્યથી શાસન કરનાર ત્યાંના અધીશ્વરો અને મનુષ્યોનાં ચરિત્રોજ જાણવાને અમે સમર્થ થયા છીએ. પરંતુ એક પ્રજાની આન્તરિક નીતિ રીતિ એટલે તે જાતિના સામાજીક આચારવિચારો પણ તેના ઇતિહાસનું એક પ્રધાન, રસિક અને મહત્વનું અંગ છે. આ અંગનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે દીર્ઘ કાળ પર્યંત લક્ષપૂર્વક અવલોકન કરવાની જરૂર છે. આ ગ્રંથમા રાજપુત જાતિના એ અંતરંગ ચારિત્ર્યનો પણ ઉલ્લેખ કરવાની ઘણી જરૂર છે, પછી તેનાં સાધનો ગમે તેટલાં અપૂર્ણ હોય તોપણ શું થયું? કાર્યકારણસંબંધ વિચાર્યા વિના માત્ર યુદ્ધોનાં અનેક વર્ણન વાંચવાથીજ પાઠકને યથાર્થ લાભ થશે? પર્શિયન અને હિંદી ઇતિહાસકારો ધર્મ અને ઇતિહાસનું વર્ણન એકજ ગ્રંથમાં આપતા આવ્યા છે, પરંતુ યૂરોપના આધુનિક પંડિતો એ રીત પસંદ કરતા નથી. તેઓ ઉક્ત ઉભય બાબતોને પૃથક્ રાખવાનું પસંદ કરે છે. હિંદુ ઇતિહાસવેત્તાઓ પોતાના કાવ્યગ્રંથોમાં ધર્મનીતિ, સમાજનીતિ અને રાજનીતિ એ ત્રણેને એકજ ગ્રંથમાં ગ્રથિત કરતા હતા. તેમના ગ્રંથમાં એક સ્થળે એક વીર પુરૂષને પ્રબલ પ્રતાપ અને અસીમ વિક્રમપૂર્વક યુદ્ધમાં નિમગ્ન થયેલો વર્ણાવવામાં આવેલો હોય છે અને તેની સાથે ધર્મનીતિનો પ્રસંગ લાવીને તેનું પણ વર્ણન કરવામાં આવેલું હોય છે. આ રીતે ભિન્ન ભિન્ન વિષયોનું વર્ણન એક સાથે આવવાથી યૂરોપીઅન પાઠકોને તે રૂચતું નથી. વળી આવા ગ્રંથમાં અમુક કાર્યની ઉપર કાંઇ પણ ટીકા કરવામાં આવેલી હોતી નથી તેમજ તેનું ફલાફલ દર્શાવવામાં આવેલું હોતું નથી. આથી જે સમાજનું વર્ણન કરવામાં આવેલું હોય છે તે સમાજનાં ચારિત્ર્યની સૂક્ષ્મ રેષા પાઠકને રૂડા પ્રકારે જ્ઞાત થતી નથી. અને તેમ થયા વિના સર્વાંગ સંપૂર્ણ ચિત્ર બનતું નથી. માટે કોઇ પણ સમાજનું સંપૂર્ણ ચિત્ર જાણવાને માટે આપણે તેના આચારવિચાર જાણવાની જરૂર છે, કારણ કે આચારવિચાર એજ તેની અંતઃસ્થિતિનું ખરૂં ભાન આપણને કરાવે છે. કોઇ પણ દેશની કોઇ પણ જાતિના આચારવિચાર સર્વદા એક સરખા રહેતા નથી. તેમાં સદા પરિવર્તન થયા કરે છે. પરતુ તે સમાજની ધર્મનીતિ તો દીર્ઘકાળ પર્યંત સ્થાયી અને વિકારરહિત રહે છે. રોમનોની 'મોર્સ' ( Mores ) અને આધુનિક

ઇટાલિયનોની 'કૉસ્ચ્યુમિ' ( Costumi ) ની પેઠે રાજપુતોની 'ચાલ' પણ તેમની મનોભાવના અને સ્વભાવની નિદર્શક છે. પ્રાચીન કાળના ઋષિ મુનિઓએ તેમને માટે એ નિશ્ચિત કરી મૂકી છે. ખોટે માર્ગે ચાલનારના સબંધમાં મેવાડનો ધર્મોપદેશક કહે છે કે "કેસી બુરી ચાલ ચલતા હે?" અને આચાર-વિચારનો રક્ષક કહે છે કે "બાપદાદાકા ચાલ છોડા."

અત્યંત જંગલી જાતિઓ તથા કેટલાક ઉપર ઉપરના આચારોને બાજુ રાખતાં, દરેક સૂક્ષ્મદર્શી વિચારક સમજી શકે તેમ છે કે, જગતની સર્વ જાતિઓનો ધર્મ સમાનજ છે. મનુ, મહમદ, કે મોઝિઝના ધર્મગ્રંથના મુખ્ય મુખ્ય સિદ્ધાંતો એક બીજાને મળતાજ છે. પ્રત્યેકનું લક્ષ્ય એકજ પરમ સત્ય તત્વ પ્રત્યે હતું. મોઝિઝના કાયદાપર કૂરાનનો પાયો રચાયો છે અને મનુના તથા મોઝિઝના કાયદામાં તેથી પણ વધુ સમાનતા છે. એકજ ધર્મ મોટા જનસમુદાયમાં પ્રચલિત હોવાને લીધે તે ધર્મના માણુસોની માનસિક અવસ્થા અમુક અંશે મળતી આવે છે. રાજસ્થાનના લોકોમા મોંહોમાંહેનો ધાર્મિક ભેદ છેક નહિ જેવોજ છે. અને જો તેમના રીતિ રિવાજનું તમે અવલોકન નહિ કરો તો તમે કદિ પણ આ જાતિઓ પૃથક્ છે, એમ કહી શકો નહિ. તમે સીસોદીઆઓની ભૂમિ મેવાડ છોડીને રાઠોડોની નિવાસભૂમિ મારવાડમાં પગ મૂકશો કે તરતજ તમને ઉપર્યુક્ત વિધાનની સત્યતા પ્રતીત થશે. અધર્મી શત્રુઓ-દ્વારા પરાજીત થવું, નવીન મતો અને પંથોનો જન્મ થવો વગેરે બાહ્ય કારણોથી લોકોના રીતરિવાજમાં ઘણા મહત્વના ફેરફાર થાય છે. અમે માત્ર વર્તમાન કાળમાં પ્રચલિત અને ઇતિહાસમાંથી ઉપલબ્ધ થતી સત્ય ઘટનાઓનોજ ઉલ્લેખ કરીશું, જે પરથી રાજપુત જાતિના અંતર ચારિત્ર્યની કાંઇક ઝાંખી પાઠકોને થઈ શકશે. અર્થાત્ તેમના સદ્ગુણ દુર્ગુણ વિષેના વિચારો, તેમનો સાંસારિક સંબંધ, તેમનો અતિથિ-સત્કાર અને તેમના સાર્વજનિક તથા ખાનગી વિલાસો પાઠકોને જ્ઞાત થશે.

વિખ્યાત ગોગેટ જણાવે છે કે "કોઇ પણ જાતિ જેટલા પ્રમાણમાં શિલ્પ અને વિજ્ઞાનની ઉન્નતિ કરે છે તેટલા પ્રમાણમાં તેના રીતરિવાજો ઉન્નત થાય છે." જો આપણે આ વચનો અનુસાર રાજપુતોના પ્રાચીન અને અર્વાચીન રીતરિવાજોની તુલના કરીએ તો અવશ્ય આપણને તેમની અવનતિજ થયેલી જણાશે. કેમકે ગ્રીસના તત્વવેત્તાઓ પ્લેટો, થેલ્સ અને પૅથા ગોરાસ એવા તો જેમના શિષ્ય હતા, એવા મહાન તત્વવેત્તાઓ ભારતમાં આજે કયાં છે? જેમનું ગ્રહો વિષેનું જ્ઞાન આજે પણ યુરોપીઅનોને આશ્ચર્યચકિત કરી દે છે એવા ખગોળવેત્તાઓ આજે અહિં કયાં છે? જેમનાં કામો જોઇને આપણા મુખમાથી એકાએક 'ધન્યવાદ' નીકળી જાય તેવા શિલ્પીઓ અને કારીગરો તથા મનુષ્યને પોતાના વિવિધ પ્રકારના સૂરથી ઘડીમાં હસાવે, તો ઘડીમાં રોવરાવે એવા અદ્ભૂત સંગીતશાસ્ત્રીઓ પણ આજે કયાં છે? આ ઉપરથી કહી શકાય છે કે, તે સમયના લોકોની નીતિરીતિ અવશ્ય હાલના લોકો કરતાં ઉચ્ચ પંક્તિનીજ હશે. શિલ્પ અને વિજ્ઞાનના પતનની સાથે નીતિરીતિની પણ અવનતિ અવશ્ય થઇ હોવી જોઇએ. તે છતાં પણ એશિયાટિકો પ્રાચીન આચારવિચાર પ્રત્યે જે પૂજ્યભાવ ધરાવે છે તેથી પ્રાચીન રીતરિવાજોનો ઘણો ભાગ તેઓમાં જળવાઇ રહ્યો છે. અને તેથી જે કારણોને લીધે તે રીતરિવાજોનો ઉદ્ભવ થયો હતો તે કારણો અદ્રશ્ય થયા છતાં હજી પણ તે રીતરિવાજો સચવાઇ રહ્યા છે.*

ભારતવર્ષની ધાર્મિક નીતિ, રીતિ, આચાર, વિચાર, ઇતિહાસ, ધર્મતત્વ પ્રભૃતિ સમસ્ત ઉપયોગી બાબતોનું વર્ણન પુરાણોમાં પ્રાપ્ત થાય છે. અહિંના પ્રાચીન સમયના જગતપૂજ્ય વિદ્વાનો અને વીર પુરુષો કે જેમની સમસ્ત જગતમાં પરમ પ્રશંસા થાય છે, જેમનાં અલૌકિક કાર્યોએ પશ્ચિમના વિદ્વાનોને પણ આશ્ચર્યચકિત બનાવી દીધા છે અને જેમની શ્રુતિ, સ્મૃતિ, અને વિજ્ઞાન, કાવ્ય, અલંકાર તથા તર્કશાસ્ત્રદ્વારા આજે યૂરોપખંડમાં નવા નવા જ્ઞાનનો પ્રકાશ થઈ રહ્યો છે, તેમનાં પવિત્ર ચરિત્રો પૌરા-

*રાજપુતોનું સ્ત્રીજાતિ પ્રત્યેનું ઉચ્ચ સન્માન, તેમનામાં ચાલતી રણવાસની રીતિ, રાજપુત સ્ત્રીઓની અસીમ પતિભક્તિ, રાજપુત સ્ત્રીઓની પ્રધાનતા, ઉદારતા, સાહસ અને સમયસૂચકતા, ઇત્યાદિ રાજપુત જાતિની અંતરંગનીતિરીતિની સૂચક મહત્વની બાબતો, અનેક ઉદાહરણોસહિત આ ગ્રન્થના ૨૨ મા અધ્યાયમાં વર્ણવાઈ ચુકી છે. છતાં તેમની ધાર્મિક અને સામાજીક નીતિરીતિઓ સંબંધી બીજી અનેક જાણવા જેવી બાબતો વર્ણવવી બાકી હોવાથી આ લેખમાં હવે પછીના થોડા અધ્યાયમાં તે સંક્ષેપથી વર્ણવાશે. સં૦ગ્રી. સ. સા.

ણિક ઇતિહાસના જટિલ અને નિબિડ આવરણમાં છુપાઇ રહ્યાં છે. દેશવિદેશના અનેક પંડિતો હિંદુઓનાં પુરાણોને મિથ્યા જપાષ્ટક ગણીને તેમની હાંસી કરે છે. પરંતુ તેઓ ભૂલી જાય છે કે જગતના સર્વ દેશોનો પ્રાચીન ઇતિહાસ આવાજ પ્રકારની પૌરાણિક વાતોમાં છુપાયેલો હોય છે. જે ઇંગ્લાંડ ભૂમિ આજે સંસ્કૃતિના શિખરપર ચઢીને ગર્વસહિત પોતાનું મસ્તક ઉન્નત કરી રહી છે તેનો આદ્ય ઇતિહાસ પણ પુરાણોના જટિલ વર્ણનમાં એવો છુપાઈ ગયેલો છે કે તેમાંથી સત્ય તારવી કાઢવું કઠિન છે. જગતની ગમે તે પ્રાચીન જાતિનો આદ્ય ઇતિહાસ આપણે પ્રાપ્ત કરવો હોય તો સૌથી પ્રથમ આપણને પુરાણરૂપી સમુદ્રનુંજ મંથન કરવું પડશે. વાસ્તવમા પુરાણ એજ જગતની આદિ અવસ્થાનો ઇતિહાસ છે.

ધનુર્વેદ, આયુર્વેદ, સ્મૃતિ, રાજનીતિ, કિંવા વિજ્ઞાન, ગમે તે શાસ્ત્ર હો, પરંતુ તેના મૂળમાં જો પૌરાણિક ઇતિહાસ નહિ હોય તો તે અવશ્ય અપૂર્ણજ રહેશે. પૌરાણિક કથામાળામાં જેમને અધિકાંશે કલ્પનાનીજ ભરતી જણાય છે, તેઓને વિજ્ઞાનનાં મૂળ સૂત્રોનું ઘણુંજ થોડું જ્ઞાન હોય છે; જગતની આદિ અવસ્થાની સાક્ષી પુરાણજ આપે છે. અને જગતના સમસ્ત દેશોના ઇતિહાસનો પાયો પુરાણપરજ રચાયો છે. જગતના ઇતર દેશોને પુરાણોથી ગમે તેવું ફળ પ્રાપ્ત થયું હો, પરંતુ સભ્યતાના આદ્ય સ્થાન ભારતવર્ષપર તેનો ઘણો ઉપકાર થયો છે. હિંદુધર્મ વિજ્ઞાનમૂલક છે. વિજ્ઞાન સ્વભાવતઃજ નીરસ અને શુષ્ક હોય છે. પરંતુ હિંદુઓનાં પુરાણોમાં આ રસહીન અને શુષ્ક શાસ્ત્રને એવા સુંદર આચ્છાદનથી આવૃત્ત કરવામાં આવ્યું છે કે કોટયવધિ વર્ષોનું અંતર પણ તે આચ્છાદનને દૂર કરી શકયુ નથી. હિંદુઓ પોતાના પુરાણને વેદસમાન પવિત્ર માને છે. આ પુરાણોમાં જે મહાપુરુષોને દેવ તરિકે આલેખવામા આવ્યા છે તેમને અદ્યાપિ દેવ તરિકે પૂજવામા આવે છે. આ વિશાલ ભારતભૂમિમાં શિવ અને વિષ્ણુને કોટયવધિ લોકો અદ્યાપિ પૂજે છે. ભારતના ઇતર દેશો કરતાં પણ રાજસ્થાનમાં પુરાણોક્ત ધર્મ પ્રત્યે અધિક શ્રદ્ધા રાખવામાં આવે છે. શતકોનાં શતકો વ્યતીત થઇ ગયાં, રાજસ્થાનનાં અનેક સ્થાનો સ્મશાનભૂમિ બની ગયાં, અનેક પ્રાચીન રાજવંશો લુપ્ત થઈ ગયા અને અનેક સ્થાનોમાં ઘોર પરિવર્તન થઇ ગયું, તોપણ રાજપુત જાતિના પૂર્વજો બે સહસ્ર વર્ષ પૂર્વે જે ધર્મનુ અવલંબન કરતા હતા તેજ ધર્મનું અનુસરણ આજના રાજપુતો કરે છે.

મહા બળવાન રાજપુતો પુરાણોને પવિત્ર માને છે, કારણ કે તેમના પૂજનીય પૂર્વજોની મહાન કીર્તિ અને લીલા પુરાણોમાંજ નિર્દિષ્ટ કરેલી છે. રાજપુતો મહાદેવને વીરતા, મહત્તા અને સન્યસ્તના પ્રકાશમાન આદર્શ માનીને તેમની પૂજા કરે છે, ખાસ કરીને તેઓ મેવાડી રાજપુતોના પ્રધાન ઉપાસ્ય દેવ એજ છે. ત્યાં અદ્યાપિ પૂર્વવત્ તેમની પૂજા કરવામા આવે છે. ગિહ્લોત કુલના રાજપુતો મહાદેવજીની પૂર્ણ મૂર્તિ અને લિંગ એ ઉભયની પૂજા કરે છે. તથાપિ અહીંઆં મહાદેવજીને બહુધા એકલિંગજ+ કહેવામાં આવે છે. એકલિંગજીનાં જેટલા મંદિરો મેવાડમાં છે તે સર્વમાં મૂર્તિની સામે મહાદેવના પ્રિય નંદીની ધાતુની મૂર્તિ સ્થાપિત થયેલી દ્રષ્ટિગોચર થાય છે.

ગિહ્લોત કુલના પ્રધાન ઉપાસ્ય દેવતા ભગવાન એકલિંગજીનું પવિત્ર મંદિર ઉદયપુરથી ત્રણ કોસના અંતરપર ઉત્તર તરફ એક ગિરિમાર્ગની વચ્ચે આવેલું છે. તેની ચોતરફ મોટા મોટા પર્વતો અને વૃક્ષો વિરાજી રહ્યાં છે. પર્વતમાલાની શોભા અવર્ણનીય છે. લીલીછમ વનસ્પતિઓનું નયનરંજક દ્રશ્ય અને કલકલ શબ્દ કરતી નાની નાની નદીઓનું મનોહર દ્રશ્ય આ સ્થાનની શોભામાં ઘણી વૃદ્ધિ કરી રહ્યું છે.

એકલિંગજીના પૂજારીઓને ગોસ્વામી કહેવામાં આવે છે. આ લોકો લગ્ન કરતા નથી. પરંતુ મૃત્યુ સમયે તેઓ પોતાના પરિપાલિત શિષ્યને મંદિરનો સમસ્ત ભાર સોંપતા જાય છે. આ શૈવ પુરોહિત ગણોના મસ્તકપર અર્ધચંદ્રાકાર ચિન્હ વિરાજમાન રહે છે; તેમજ તેમના મસ્તકપર જટા પણ હોય છે. આ જટામાં એક બીલીપત્ર અને કમલની માળા રાખવામાં આવે છે. તેઓ સર્વાંગે ભસ્મ ચોળે છે

+ સૌરાષ્ટ્ર અને સિંધુ નદીની પૂર્વ તરફના પ્રદેશમાં સહસ્રલિંગ અને કોટિલિંગ નામક બે મૂર્તિઓ દ્રષ્ટિગોચર થાય છે. ગ્રીસ અને મિસર દેશમાં જે બેકસની લિંગમૂર્તિ છે, તેની સાથે આ સમસ્ત મૂર્તિઓ કેટલેક અંશે મળતી આવે છે.

અને ગેરૂઆ રંગનાં વસ્ત્રો પરિધાન કરે છે. આ લોકોના શબને બાળવામાં આવતાં નથી, પરંતુ દાટવામાં આવે છે અને તેમની સમાધિ ઉપર એક છત્રી બનાવવામાં આવે છે. મેવારમાં એવા પુષ્કળ ગોંસાઇઓ છે કે જેઓ કૌમાર વ્રત ધારણ કર્યા છતાં પણ શિલ્પ, વાણિજ્ય અને યુદ્ધકાર્યદ્વારા પોતાની આજીવિકા ચલાવે છે. ભારતવર્ષમાં ગોસ્વામીઓ અધિકાંશે ધનવાન હોય છે. મેવાડમાં આવી અનેક જાતિઓ છે.

રાણાજી આ લોકોપર અત્યંત કૃપા દર્શાવે છે. આમાંના શસ્ત્રધારી લોકો ભિન્ન ભિન્ન મઠો અને આશ્રમોમાં રહે છે. આ લોકોના અધિકારમાં થોડી થોડી ભૂમિ હોય છે અને કેટલાક લોકો ભિક્ષાવૃત્તિથી પણ પોતાની આજીવિકા ચલાવે છે. આ ગોસ્વામી લોકો પોતાના કાન વિંધી તેમાં શંખયુક્ત કુંડલ ધારણ કરે છે. આ કુંડલો તેમને રણભેરી તરિકે પણ કામ લાગે છે. બ્રાહ્મણો અને રાજપુતો શિવાય ગુર્જર લોકો પણ આ સંપ્રદાયમાં જોડાઇ શકે છે. મહાકવિ ચંદ બરદાયીએ મહારાજા જયચંદની ગોસ્વામીઓની બનેલી એક અંગરક્ષક સેનાનું વર્ણન અતિ મનોહરતાપૂર્વક કર્યું છે.

મેવાડના રાણાને 'એકલિંગના દીવાન' કહેવામાં આવે છે. મહારાણા જ્યારે મંદિરમાં પધારે છે ત્યારે પૂજાનો સમારોહ અતિ ભવ્ય થાય છે.

આ તો શૈવ લોકોનું વર્ણન થયું. હવે જૈન લોકોનું વર્ણન સંક્ષેપમાં કરવામાં આવે છે. આ લોકોની ધાર્મિક અને સામાજીક સ્થિતિ વિષે અમારે માત્ર એટલુંજ જણાવવાનું છે કે, કેવળ ક્ષત્ર ગાછા શાખાના પ્રધાન ધર્માચાર્યના હાથથી દીક્ષિત થયેલા અગીઆર હજાર શિષ્યો ભારતનાં ભિન્ન ભિન્ન સ્થળોમાં નિવાસ કરે છે. વળી જૈન લોકોની ઓસવાલ નામની એક શાખા છે, તેના એક લાખ કુટુંબો રાજસ્થાનમાં નિવાસ કરે છે. વળી ભારતવર્ષના વ્યાપારનો અર્ધથી અધિક ભાગ જૈન લોકોના હાથમાં છે. પ્રથમ રાજસ્થાન અને સૌરાષ્ટ્રમાં જૈન તથા બૌદ્ધ લોકોનું આગમન થયું. આ લોકો જે પાંચ પર્વતોને પવિત્ર માને છે તેમાં આબુ, શેત્રુંજય અને ગીરનાર, એ ત્રણ તેમના ધર્મયુદ્ધની પ્રધાન રણભૂમિ છે. મેવાડની મંત્રીસભા અને કારોબારી વિભાગના ઘણા કર્મચારીઓ જૈનોજ છે અને પંજાબથી લઇને સમુદ્રતટપર્યંતનાં પ્રાયઃ સર્વ નગરો જૈન સદ્ગૃહસ્થોથી વિભૂષિત છે. ઉદયપુર તથા અન્યાન્ય નગરોના કારોબારી તથા મહેસુલી વિભાગના કર્મચારીઓ પણ આજ જ્ઞાતિના છે. '**अहिंसा परमो धर्मः**' એ જૈન લોકોનો મૂળ મંત્ર છે. બનતાં સુધી આ લોકો જીવહત્યા કરતા નથી. આજ કારણથી આ ધર્મના જે લોકો દીવાની વિભાગમાં હોય છે તેઓ ફોજદારી વિભાગના જૈન કર્મચારીઓ કરતાં અધિક નિપુણતાથી પોતાનું કાર્ય કરે છે. '**अहिंसा परमो धर्मः**' એ તેમનો મૂળમંત્ર હોવાથી ક્ષાત્ર ધર્મમાં તેઓ પાછળ છે. અણહિલપુર પાટણનો પાછલો રાજા કુમારપાલ એક ચુસ્ત જૈન હતો.

હિંદુસ્થાનમાં બૌદ્ધ, વૈષ્ણવ, શૈવ, અને શાક્તોમાં જે ઘોર મતભેદ ઉત્પન્ન થયો હતો, તે ભગવાન ભાષ્યકાર શંકરાચાર્યે નિવૃત્ત કર્યો છે. તેમણે પોતાના દૈવી સામર્થ્યના પ્રભાવથી સર્વ ધર્મોનું સમીકરણ કરી દેશાનુરાગનું ઉત્તમ પ્રમાણ દર્શાવ્યું છે. હવે શૈવ, શાક્ત, જૈન કે વૈષ્ણવ એક બીજાની સામે આવતાં લાઠી વા તલવારનો ઉપયોગ કરતા નથી. સર્વે પૂર્વનો કઠોર વિદ્વેષ ભૂલી જઇને સાંપ્રતમાં શાંતિસુખ ભોગવી રહ્યા છે. જે સમયે જૈન અને બ્રાહ્મણ ધર્મ વચ્ચે ભયંકર શત્રુતા ચાલતી હતી અને જે સમયે અસંખ્ય બ્રાહ્મણો તથા જૈનો તે વિદ્વેષાગ્નિમાં પતંગની પેઠે પડીને ભસ્મ થતા હતા, તે સમયે પુષ્કળ જૈનો મેવાડમાં આવીને વસ્યા હતા. મેવાડમાં અતિ પ્રાચીન કાળથી જૈન લોકોનો નિવાસ છે. યદ્યપિ મેવાડના એકાદ બે રાજાઓ શૈવ ધર્મ છોડીને જૈન ધર્માવલંબી થઇ ગયા હતા, તોપણ એકંદરે સર્વ રાણાઓ શૈવ ધર્મનાજ મહાન સહાયક હતા. ગિહ્લોત કુલના આદ્ય પુરુષો અર્થાત્ વલ્લભી લોકો જૈનધર્મી હતા. આજ કારણથી ગિહ્લોત કુલના રાણાઓ જૈન ધર્મ પ્રત્યે આદરભાવ રાખતા હતા. ચિત્તોડમાં આવેલો પાર્શ્વનાથનો સ્તંભ આ વાતનું નિર્વિવાદ પ્રમાણ છે. મધ્ય, પશ્ચિમ અને દક્ષિણ ભારતમાં હિંદુ શિલ્પવિદ્યાના જે અનુપમ આદર્શો વિદ્યમાન છે તેપરથી સ્પષ્ટ રીતે જ્ઞાત થાય છે કે, હિંદુ લોકો શિલ્પશાસ્ત્રની પરાકાષ્ઠાપર પહોંચી ગયા હતા. જૈન લોકોએ કેટલાંક અમૂલ્ય રત્નોની રક્ષા કરી છે. ભયંકર યવનવિપ્લવના પ્રદીપ્ત અગ્નિમાં જે સમયે ભારતવર્ષનાં સમસ્ત ગ્રંથરત્નો બળીને ભસ્મીભૂત થઈ રહ્યાં હતાં, તે સમયે જૈન લોકોએ તેવાં અનેક અમૂલ્ય રત્નોની રક્ષા કરી, એ મહદ્ આશ્ચર્યની વાત છે.

ઇંગ્લાંડના ઇતિહાસવેત્તાઓને આજ પર્યંત પણ એ રત્નનો પત્તો લાગ્યો નથી. મારવાડના જેસલમીરમાં, પ્રાચીન અણહિલપુર પાટણમાં, તથા કમ્બેર અને અન્યાન્ય જૈન પીઠોમાં આવેલાં પુસ્તકાલયો અદ્યાપિ એવાં અસંખ્ય અમૂલ્ય ગ્રન્થરત્નોથી પૂર્ણ છે. કઠોર શાસન અને ભયંકર અત્યાચાર સહન કરીને પણ ધાર્મિક જૈન લોકોએ આ સમસ્ત રત્નોની રક્ષા કરી છે.*

મેવાડ સર્વ પ્રકારે હિંદુ ધર્મના આદર્શસ્વરૂપ છે. મેવાડનાં પર્વતમય ઉદ્યાનોમાં અનેકવાર ધર્મની ચર્ચા કરવામાં આવી છે તથા ધર્મની ઉન્નતિ સાધવામાં આવી છે. આ દેશના ધર્મપરાયણ રાજાઓ કેવળ શૈવ અને જૈન ધર્મનાજ સહાયક નહોતા, પરંતુ વૈષ્ણવ ધર્મ પ્રત્યે પણ તેમણે પોતાનો અનુરાગ દર્શાવી આપ્યો છે. મેવાડમાં આવેલા નાથદ્વારા નામક સ્થાનમાં શ્રીકૃષ્ણનું જે મંદિર છે તે આ વાતની સાક્ષી આપી રહ્યું છે. જ્યારે હિંદુવિદ્વેષી ઔરંગઝેબે વૈષ્ણવોપર કઠોર અત્યાચાર કરીને તેમને વ્રજધામમાંથી હાંકી કાઢ્યા ત્યારે તેઓ અન્ય કોઈ પણ સ્થળે પોતાના ઉપાસ્ય દેવતાની રક્ષા થવાનો માર્ગ નહિ જોઇ ઉદયપુરના મહારાણાના આશ્રયે આવી રહ્યા. ઉદયપુરના મહારાણાએ મોગલોના અત્યાચાર સહન કરીને પણ શ્રીકૃષ્ણની મૂર્તિસહિત વૈષ્ણવ લોકોને પોતાના રાજ્યમાં આશ્રય આપ્યો હતો.

ઉદયપુરથી ઉત્તરે ૧૧ કોસપર શ્રી નાથદ્વારાનું પવિત્ર મંદિર વિરાજમાન છે. તેની પાસેથી બુનાસ નદી કલકલ ધ્વનિ કરતી વહે છે. બુનાસના તટપર શ્રીનાથદ્વારા આગળ શ્વેત સંગેમરમરનો ઓવારો બંધાવવામાં આવ્યો છે. શ્રીનાથદ્વારા વૈષ્ણવોનું પ્રધાન તીર્થસ્થાન છતાં ઉક્ત પ્રતિમા સિવાય ત્યાં અન્ય કાંઇ પણ દ્રશ્ય જોવા યોગ્ય નથી. શ્રીનાથદ્વારાના મંદિરની બાંધણીમાં કોઇ પ્રકારની અપૂર્વ કારીગરી દૃષ્ટિગોચર થતી નથી. નાથદ્વારાને જે કાંઇ પ્રસિદ્ધિ વા પવિત્રતા પ્રાપ્ત થઇ છે તે કેવળ શ્રીકૃષ્ણ ભગવાનની પ્રતિમાને લીધેજ છે. ઇશુ ખ્રિસ્તના જન્મથી બે હજાર વર્ષ પૂર્વે પુણ્યસલિલા યમુનાજીના પવિત્ર તટપર શ્રીકૃષ્ણચંદ્ર આનંદકંદની જે મૂર્તિ પ્રતિષ્ઠિત થઇ હતી તેજ મૂર્તિ નાથદ્વારામાં સ્થાપિત છે એવું ઘણા લોકોનુ અનુમાન છે. ગયાજી, દ્વારકા કિંવા વૃંદાવનમાં જે આનંદકારી મનોરંજક સુંદર મૂર્તિઓ દ્રષ્ટિગોચર થાય છે, તેવી સુંદર મૂર્તિ શ્રીનાથદ્વારામા નથી. મેવાડના આ પવિત્ર તીર્થમાં પ્રતિવર્ષ ભારતના અનેક ભાગોમાંથી અસંખ્ય યાત્રાળુઓ યાત્રાનિમિત્તે આવે છે.

સહસ્રાવધિ વર્ષોથી જે વ્રજધામ, શ્રીકૃષ્ણ ભગવાનનું પ્રધાન ધામ ગણાતું હતું, તેનો વૈષ્ણવો મોગલોના કઠોર અત્યાચારથી પરિત્યાગ કરીને આ પવિત્ર મૂર્તિને લઇને ભારતવર્ષના અનેક સ્થાનોમાં ભ્રમણ કરતા હતા. હિંદુહિતૈષી ઉદારચિત્ત અકબરે પુનઃ શ્રીવૃંદાવનવિહારીની મૂર્તિને તેમના પ્રાચીન મંદિરમાં પ્રતિષ્ઠિત કરવાની આજ્ઞા આપી હતી. અને તેના પુત્ર જહાંગીર તથા પૌત્ર શાહજહાંએ પણ તેમને કશો ઉપદ્રવ કર્યો નહોતો. ઘણા લોકોની એવી માન્યતા છે કે અકબરે પોતાના નવીન ધર્મની સ્થાપના, આ સર્વમંગલમય વૈષ્ણવ ધર્મના સુંદર ગુણગૌરવથી મોહિત થઇ પોતાના ધર્મની સાથે તેની તુલના કરીને કરી હતી. પરંતુ કેટલાક લોકો આ વાતપર શંકા કરે છે. યદિ અકબરનો ઉદ્દેશ પરિપૂર્ણ થાત અને તેના જાતિબંધુઓ હિંદુઓ પ્રત્યે સદ્વર્તન રાખત તો મોગલ સામ્રાજ્ય ભારતવર્ષમાંથી જડમૂળથી ઉખડી જાત નહિ. કિંતુ હિંદુ મુસલમાનોમાંથી એક નવી જાતિ ઉત્પન્ન થાત. પરંતુ ઇશ્વરને આ પરિણામ ગ્રાહ્ય નહોતું તેથીજ ભારતવર્ષમાં ઔરંગઝેબનો જન્મ થયો.

જહાંગીર રાજપુત રાજકુમારીના ગર્ભથી ઉત્પન્ન થયો હતો, તેથી તે હિંદુ ધર્મ પ્રત્યે વિશેષ અનુરાગ ધરાવતો હતો. તે પોતાના ઉદારચિત્ત પિતાની પેઠેજ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની પૂજા કરતો હતો. પરંતુ જહાંગીરનો પુત્ર શાહજહાં શૈવધર્મમાં દીક્ષિત થયો હતો. સિદ્ધરૂપ નામક એક સંન્યાસીએ શાહજહાંને એ ધર્મમાં દીક્ષિત કર્યો હતો. ભારતનો સમ્રાટ્ આ રીતે શૈવ ધર્માવલંબી થયાથી તે સમયે

* આ સર્વ છતાં પણ હવે અમે જણાવીશું કે "अति सर्वत्र वर्जयेत्" આ મહદ્ વાક્ય ધ્યાનમાં લઇ જૈન બન્ધુઓએ આવા શાન્ત, અવિરૂદ્ધ સમયનો વિચાર કરીને તથા મૂળ ગ્રન્થકર્તાઓ, તથા રક્ષકોનો હેતુ બુદ્ધિપૂર્વક વિચારીને એ ગ્રન્થભંડારો કંઇક વધુ છૂટથી નકલ થવા તથા ઐતિહાસિક શોધખોળ માટે ખુલ્લા મૂકવા જોઇયે. મંત્રી. સ. સા.

શૈવ ધર્મની પરમ ઉન્નતિ થઈ હતી. શૈવ લોકો પાદશાહના અનુગ્રહને પ્રાપ્ત થવાથી વૈષ્ણવ ધર્માવલંબીઓ ઉપર તેઓ અનેક પ્રકારના અત્યાચાર કરવા લાગ્યા. તેમના અત્યાચારોથી પીડિત થઇ વૈષ્ણવ લોકો ભગવાનની મૂર્તિ લઇ શ્રીવ્રજભૂમિનો ત્યાગ કરી ઇતિસ્તતઃ ભ્રમણ કરવા લાગ્યા. તત્પશ્ચાત્ ઉદયપુરની એક રાજકુમારીએ ઘણો પરિશ્રમ કરી પુનઃ શ્રી વિષ્ણુ ભગવાનની મૂર્તિને તેના પૂર્વ આસનપર વિરાજમાન કરી. પરંતુ તે મૂર્તિ ઝાઝા દિવસ ત્યાં રહી શકી નહિ. અલ્પ અવધિમાં નિષ્ઠુર ઔરંગઝેબે સિંહાસનારૂઢ થઇ વૃંદાવનમાંથી તે મૂર્તિને દૂર કરી. ઔરંગઝેબ આ પ્રકારના અત્યાચારોથીજ હિંદુઓના અત્યંત તિરસ્કારને પાત્ર થયો હતો.

યમદૂતસમાન ઔરંગઝેબે ગોહત્યા અને બ્રહ્મહત્યા કરી સમસ્ત વ્રજભૂમિને અપવિત્ર બનાવી દીધી અને સાથે સાથે શ્રી કૃષ્ણચંદ્રના મંદિરને પણ ભ્રષ્ટ કર્યું. તેના આ કઠોર અત્યાચાર જોઇ સિસોદીઆ રાણા રાજસિંહના હૃદયમાં દારૂણ ક્રોધ ઉત્પન્ન થયો. તેમણે આ અપમાનનું વૈર લેવાને માટે ઔરંગઝેબની વિરૂદ્ધ પ્રચંડ ખડ્ગ ધારણ કર્યું. રાણાજીનો પરમ ઉત્સાહ જોઇ અસંખ્ય રાજપુતો તેમની પતાકા નીચે એકત્રિત થયા અને એક લક્ષ રાજપુત વીરોએ યવનોના પંજામાંથી શ્રી કૃષ્ણની મૂર્તિનું સંરક્ષણ કરવાને માટે પ્રાણોત્સર્ગ કર્યો. હિંદુઓના આવા ઉદાત્ત આત્મબલિદાનના પ્રભાવથી પાપી ઔરંગઝેબ શ્રી કૃષ્ણની મૂર્તિને સ્પર્શ કરી શકયો નહિ. અને કોટા અને રામપુરમા થઇને તે મૂર્તિ મેવાડમા આવી પહોચી. રાણાજીની ઇચ્છા આ મૂર્તિની પ્રતિષ્ઠા ઉદયપુરમા કરવાની હતી, પરંતુ માર્ગમાં એક અકસ્માત બન્યાથી તેમની ઇચ્છા પરિપૂર્ણ થઇ શકી નહિ. મેવાડના શિયોર નામક ગ્રામમાં થઇને શ્રી ભગવાનનો રથ ચાલ્યો જતો હતો એવામાં રથનુ ચક્ર જમીનમાં ઉંડું પ્રવેશી ગયુ અને ગમે તેટલો પ્રયત્ન કર્યા છતાં પણ નીકળ્યુ નહિ. ત્યારે એક જ્યોતિષીએ આવીને જણાવ્યું કે "ભગવાન અહીંઆંજ રહેવાની ઇચ્છા ધરાવે છે. જો તેમ નહિ હોત તો આ ચક્ર શા માટે પૃથ્વીમાં પ્રવેશીને ચોટી ગયું હોત?" જ્યોતિષીનાં આ વચન સાંભળી રાણાને તેપર સંપૂર્ણ વિશ્વાસ બેસી ગયો અને તેમણે ત્યાંજ તેમને માટે મંદિર બંધાવવાની આજ્ઞા કરી. શિયોર ગ્રામ દેલવાડાના સામંતના તાબામાં હતું. શ્રી કૃષ્ણ ભગવાનના અનુગ્રહની વાત સાંભળી દેલવાડાનો સામંત ત્યાં આવ્યો અને તેણે શીઘ્ર ત્યાં એક મંદિર બંધાવ્યું. વળી તેણે તે ગામ અને બીજી પણ પુષ્કળ ભૂમિ તે મંદિરને અર્પણ કરી. તત્પશ્ચાત્ પ્રતિમાને વિધિપૂર્વક રથમાંથી ઉતારીને ઉક્ત મંદિરમાં વિરાજમાન કરવામાં આવી. તે દિવસથી શિયોર ગ્રામ શ્રીનાથદ્વારા બન્યું અને અલ્પ અવધિમાં તે એક નગર સમાન બની ગયુ. મેવાડના સુપ્રસિદ્ધ તીર્થ નાથદ્વારાની ઉત્પત્તિ આ પ્રકારે થઇ.

નાથદ્વારાની પૂર્વ તરફ પર્વતશ્રેણી દિવાલની પેઠે શોભે છે. અને પશ્ચિમ-ઉત્તર તરફ બુનાસ નદી વહે છે. નદી અને પર્વતની વચ્ચે ભગવાન શ્રી કૃષ્ણનું પરમ પવિત્ર મંદિર સ્થાપિત છે. રાજપુતો દ્રઢ શ્રદ્ધાપૂર્વક માને છે કે ઘોર પાપીઓ પણ આ સ્થાને પવિત્ર બની જાય છે અને અંત સમયે સ્વર્ગારોહણ કરે છે. આ ભૂમિમાં રાજદંડનો પણ કશો ભય નથી. ઘોર અપરાધી પણ યદિ નાથદ્વારામાં ચાલ્યો આવે તો રાજા તેને દંડ દઈ શકતો નથી. આ સ્થાન પરમ શાંતિદાયક છે. લડાઇ, ઝઘડો, કલેશ, દ્વેષ ઇત્યાદિ કોઇ પણ પ્રકારની વિષમતા અહીંઆં રહી શકતી નથી. અહીંઆં રહે તે માણસો સદા શાસ્ત્રચર્ચા અને ધર્મચર્ચા કરે છે. યદ્યપિ નાથદ્વારા એક સાધારણ ગ્રામ છે, તોપણ તેની સીમામાં અગણિત મનુષ્યો નિવાસ કરે છે. સ્થળે સ્થળે આમલી, પીપળા તથા વડનાં મોટાં મોટાં વૃક્ષો ઉભાં રહીને યાત્રાળુઓનાં મસ્તકપર છાયા કરે છે. વૈષ્ણવ લોકો આ વૃક્ષોની છાયા નીચે બેસીને ગ્રીષ્મકાલના તાપથી પોતાની રક્ષા કરે છે અને કોઈ ગાય છે, કોઇ વગાડે છે, કોઇ નૃત્ય કરે છે તો કોઇ ગીતગોવિંદ વાંચી અસંખ્ય મનુષ્યોને તેનો અર્થ સમજાવે છે. સંસારથી વિરક્ત થયેલા જનોને માટે નાથદ્વારા એ એક પરમાનંદદાયક સ્થાન છે, ઉદાસીનને માટે એ શાંતિકુટીર છે અને નિરાશ થયેલાને માટે એ આશાકુંજ છે. સમસ્ત જગતે જેને પાપી ગણીને ત્યજી દીધો હોય, જેનો સુખાશારૂપી દીપક સદાને માટે લય પામી ગયો હોય, જે વિપુલ ધનસંપત્તિ ગુમાવી અન્નને માટે ટળવળતો હોય, જેનાપર પ્રેમ કરનાર કોઈ પણ મનુષ્ય ન હોય, સંક્ષેપમાં જે ત્રિવિધ તાપથી તપ્ત થયેલો હોય તેને માટે નાથદ્વારા એ શાંતિનુ સ્થાન

છે. પુષ્કળ માણસો પોતાની ભાર્યા, કન્યા અને પ્રાણપ્રિય પુત્રોને છોડીને આ શાંતિદાયક સ્થાનમાં આવીને રહે છે. આ માણસોના મનમાં દૃઢ વિશ્વાસ અને પ્રબલ આશા હોય છે કે "અમે સંસારનો ત્યાગ કરીને જે પ્રભુને શરણે આવ્યા છીએ, તે અંતકાળે અવશ્ય અમને પોતાના ચરણમાં સ્થાન આપશે. તેમના ચરણમાં સ્થાન પ્રાપ્ત થવાથી જન્મ મરણનો ફેરો ટળી જશે, સંસારમાંથી મુક્તિ થશે અને સ્વર્ગસુખની પ્રાપ્તિ થશે."

કર્નલ ટૉડ જણાવે છે કે "રાજપુતો યદિ મહાદેવનો વિકટ ધર્મ છોડી, કેવલ શાંતિમય વૈષ્ણવ ધર્મનુ અવલંબન કરે તો તેમને વિશેષ લાભ થશે." પરંતુ અમે કર્નલ ટૉડનો આ અભિપ્રાય માન્ય કરી શકતા નથી. રાજપુતોની ઉન્નતિને માટે તેજસ્વી શૈવ ધર્મ કરતાં શાંતિમય વૈષ્ણવ ધર્મને અમે શ્રેષ્ઠ ગણી શકતા નથી. જગતના સર્વ માણસો શાન્તિને ચાહે છે, પરંતુ જે શાંતિથી મનુષ્યની તેજસ્વિતાનો નાશ થઇ જાય અને જે શાંતિ મનુષ્યને પ્રમાદી તથા આળસુ બનાવી દે તે શાંતિ અમને ઇષ્ટ નથી. આજે રાજપુતો જડ અને નિર્જીવ બની ગયા છે અને તેવામાં જો તેમનામાં આ શાંતિમય ધર્મનો પ્રચાર થાય તો તેમનું નામ શીઘ્ર જગતમાંથી લુપ્ત થઇ જશે. આજે તેમના અંગમાં વીર્યના જે કણો ગુપ્ત રીતે રહેલા છે તે પણ આ શાંતિમય ધર્મના અવલંબનથી નાશ પામશે. યથાર્થ વૈષ્ણવ ધર્મ, કે જે સૃષ્ટિના આરંભથી જગતમાં પ્રસરી રહ્યા છે તે સંપૂર્ણતઃ શાંતિમય નથી. વિષ્ણુ, જગતના પાલનકર્તા છે, અને જ્યાં પાલન છે ત્યાં સંહાર પણ છે. એક તરફ જે રીતે પાલન થાય છે તે પ્રકારે બીજી તરફ સંહાર પણ થાય છે. એક તરફ ભગવાનની સંહારક મૂર્તિ છે અને બીજી તરફ પ્રતિપાલક શાંત મૂર્તિ છે. જ્યાં બે માણસોના સ્વાર્થનું સંઘર્ષણ થાય છે ત્યા એકનો સંહાર કર્યા વિના બીજાની રક્ષા થઈ શકતી નથી. જ્યાં શાંતિની સ્થાપના કરવી હોય ત્યાં અશાંતિનો નાશ અવશ્ય કરવોજ જોઇએ. આ જ યથાર્થ વૈષ્ણવ ધર્મ છે. રાજપુતો યદિ આ વૈષ્ણવ ધર્મનુ અવલંબન કરે તો તેમને વિશેષ લાભ થશે. અને જો તેઓ મિથ્યાવિરક્તિયુક્ત વૈષ્ણવ ધર્મનું અવલંબન કરશે તો તેમની અત્યંત શોચનીય દુર્દશા થશે. અકારણ રક્તપાત કરવો કિંવા નિષ્પ્રયોજન ઇતસ્તતઃ ખડ્ગ ચલાવતા રહેવું એની વૈષ્ણવ ધર્મ મના કરે છે. પરંતુ જ્યાં એકના સ્વાર્થથી અનેકને હાનિ થતી હોય, જ્યાં એકના મંગલથી અનેકનું અનિષ્ટ થતું હોય, ત્યાં સ્વયં વિષ્ણુ ભગવાન પણ પોતાનું ચક્ર ચલાવવાને ચૂકતા નથી વિષ્ણુ ભગવાને મધુ-કૈટભનો સંહાર કર્યો હતો એ વાત સર્વને સુજ્ઞાત છે. વિષ્ણુ ભગવાન ન્યાય અને ધર્મના પક્ષપાતી છે. જ્યાં ન્યાયનો અનાદર થતો હોય તથા જ્યાં ધર્મના મસ્તકપર લત્તાપ્રહાર કરવામાં આવતો હોય, ત્યાં શ્રી વિષ્ણુ ભગવાન અન્યાયી તથા અધર્મીને ઉચિત દંડ આપવાને અને પીડિત મનુષ્યનો ઉદ્ધાર કરવાને શીઘ્ર દોડી જાય છે. આ શ્રેષ્ઠ નીતિનુ અવલંબન કરીનેજ ભગવાને અવતાર ધારણ કર્યા હતા. આજ ખરો વૈષ્ણવ ધર્મ છે અને અમે એજ વૈષ્ણવ ધર્મના પક્ષપાતી છીએ. યદિ રાજપુતો અને સમસ્ત ભારતવર્ષ આવા વૈષ્ણવ ધર્મથી દીક્ષિત થઇ જાય અને તેની યથાર્થ નીતિનું પાલન કરે તો તે પ્રત્યે અમને કશો વાંધો નથી.





# अध्याय ३० मो.

**વસંતપંચમી–ભાનુસપ્તમી–શિવરાત્રિ–અહેરિયા–ફાગોત્સવ–શીતલા ષષ્ઠી–ફૂલડોલ–અન્નપૂર્ણા–અશોકાષ્ટમી–રામનવમી–મદન ત્રયોદશી–નવગૌરી–પૂજા–સાવિત્રી વ્રત–રંભા ત્રીજ–અરણ્ય ષષ્ઠી–રથયાત્રા–પાર્વતી ત્રીજ–નાગ પંચમી–રાખી પૂર્ણિમા–જન્માષ્ટમી–પિતૃદેવતા–ખડ્ગ–પૂજા–દશેરા–ગણેશપૂજા–લક્ષ્મીપૂજા–દિવાલી–અન્નકૂટ–ઝુલન યાત્રા–મકરસંક્રાંતિ–મિત્ર સપ્તમી.**



જે સમયે શીત ઋતુની સખ્ત ઠંડી જય પામીને, વસંત ઋતુની મનોહર કોયલ ટહુકા કરવા લાગે છે અને સમસ્ત જગત નવજીવનથી પ્રફુલ્લિત બની રહે છે તથા જે સમયે પ્રકૃતિની સજીવતાને લીધે મનુષ્યનાં મન અદ્‌ભુત આનંદમાં નિમગ્ન થઇ જાય છે તે મનોહર ઋતુમા મેવાડના પ્રત્યેક ગૃહમાં પર્વોત્સવનો આરંભ થાય છે.

**વસંત પંચમી**—માઘ શુકલ પંચમી કે જે શુભ દિવસે સમસ્ત હિંદુ ગણ વિદ્યાની પ્રાપ્તિ અર્થે સરસ્વતીની પૂજા કરે છે, તે દિવસે રાજપુતો બહુધા અશ્લીલ ભાષાનો વ્યવહાર કરી ઉન્મત્તની પેઠે નૃત્ય ગાયનાદિમાં પોતાનો સમય વ્યતીત કરે છે! વસંત પંચમીને દિવસે ઉંચ નીચમા કાંઈ ભેદ રહેતો નથી. સાધારણ લોકો ભાંગ, ધંતુરો, ગાંજો, મદિરા, અફીણ ઇત્યાદિ અનેક પ્રકારનાં માદક દ્રવ્યોનું સેવન કરી અશ્રાવ્ય અને અશ્લીલ ભાષાના ગીત ગાય છે અને નગરની ચોતરફ ભ્રમણ કરે છે. જે સદ્‌ગૃહસ્થો અન્ય પ્રસગે એક પણ અપ્રિય વચન કહેતાં શરમાય છે તેઓ પણ આજે લોકલાજને તિલાંજલિ આપીને સાધારણ લોકોની સાથે આ પ્રકારનો કુવ્યવહાર કરે છે! જે સમયે રાજસ્થાનમાં સર્વત્ર આ પ્રકારના આનંદની લૂટાલુંટ ચાલે છે તે સમયે અસભ્ય ભીલ લોકો પણ પોતાનાં જંગલનાં નિવાસસ્થાનોમાંથી નીકળી આવીને રાજપુતોની સાથે મળી જાય છે. રાજપુતોને પણ ભીલ લોકોના મેળાપથી પરમ આનંદ પ્રાપ્ત થાય છે.

**ભાનુસપ્તમી**—વસંતપંચમી પછી બે દિવસે ભાનુસપ્તમી આવે છે. એમ કહેવાય છે કે સૂર્ય ભગવાનનો જન્મ એ દિવસે થયો હતો. સૂર્યવંશી રાણા પોતાના કુલદેવતાની જન્મતિથિએ અનેક પ્રકારના ઉત્સવો કરે છે. તે દિવસે રાણાજી પોતાના સરદારો અને સામંતોને પોતાની સાથે લઇને ચોંગા નામક પવિત્ર સ્થાનમાં જાય છે અને ત્યાં સૂર્યભગવાનની પૂજા કરે છે. આ દિવસે જયપુરમાં સૂર્ય દેવતાની પૂજા કાંઇક વિશેષ ધામધુમસહિત થાય છે. કુશાવહ રાજા તે દિવસે સૂર્યનારાયણના મંદિરમાં પ્રવેશ કરે છે અને તેમના રથને આઠ અશ્વ જોડીને તેને બહાર લાવે છે. સરદારો અને નાગરિકો પણ આ રથને ખેંચીને મહા આનંદપૂર્વક નગરની ચોતરફ ફેરવે છે.

**શિવરાત્રિ**—(ફાલ્ગુન કૃષ્ણચતુર્દશી) પ્રત્યેક હિંદુ અને ખાસ કરીને રાણાજી આ શિવરાત્રિને પરમ પવિત્ર માને છે. ઘોર પાપી નિષાદ સુંદરસેન જે દિવસે પોતાનાં સમસ્ત પાપોમાંથી મુક્ત થઇને શિવ-લોકમાં ચાલ્યો ગયો. તે દિવસને સમસ્ત હિંદુઓ પવિત્ર માને છે. ભારતવર્ષમાં ચિત્તોડના મહારાણા "શિવના પ્રતિનિધિ" ગણાય છે, તેથી તેઓ ધામધુમસહિત આજે શિવની પૂજા કરે છે. રાજપુતો

શિવરાત્રિને દિવસે નિર્જલ વ્રત રાખે છે. પ્રત્યેક શૈવ એ પવિત્ર દિવસે કોઈ પણ પ્રકારનું સાંસારિક કૃત્ય કરતો નથી અને આખી રાત જાગરણ કરીને કેવલ મહાદેવનું ભજન કરે છે.

**અહેરિયા**—અહેરિયા કિંવા વાસન્તિક મૃગયા ફાલ્ગુન માસના પ્રારંભમાં થાય છે. એને પહેલે દિવસે રાણાજી પોતાના સરદારો અને સેવકોને એક એક લીલા રંગનો અંગરખો ભેટ આપે છે. રાણાજીનો આપેલો અંગરખો પરિધાન કરીને સમસ્ત સરદારો અને સેવક ગણો જ્યોતિષીએ જણાવેલા મુહૂર્તમાં રાણાજીની સાથે વરાહના શિકારે જાય છે. શિકાર કર્યા પછી ભગવતી પાર્વતીજીની સમક્ષ જંગલી વરાહનું બલિદાન આપવામાં આવે છે. જેથી અહેરિયાનુ બીજું નામ "મુહૂર્તનો શિકાર" છે.

**ફાગોત્સવ**—ફાલ્ગુનનો રંગીલો મહિનો જેમ જેમ વ્યતીત થતો જાય છે તેમ તેમ મેવાડીઓનો આનંદ વૃદ્ધિંગત થતો જાય છે. સરદારો અને નાગરિકો આનંદોન્મત્ત બની ચોતરફ ફાગ ખેલતા ફરે છે. અબીલ ગુલાલની પિચકારીઓથી ઘર અને દ્વાર લાલ લાલ બની રહે છે. સમસ્ત મેવાડમાં એક પણ મનુષ્ય શ્વેત વસ્ત્રધારી જણાતો નથી. સર્વ મનુષ્યો નખથી શિખા પર્યંત અબીલ ગુલાલથી લાલ લાલ બની જાય છે. બસ આજ કહેવત ચરિતાર્થ થતી જણાય છે કે "લાલૈ લાલકે લાલૈ લોચન, લાલૈ મુખમેં લાલૈ બીરા." આબાલવૃદ્ધ સ્ત્રી પુરુષ અબીલ ગુલાલથી પોતાનાં અંગ રંગીને ફરે છે. સર્વ પુરુષો હાથમાં પિચકારી લઇને સ્ત્રીઓની સાડી રંગી નાંખવાને માટે માર્ગ અને ઘાટમા ફર્યા કરે છે. જે સ્ત્રી કદિ પણ ઘરની બહાર પગ મૂકતી નથી અને ભગવાન સૂર્યદેવ પણ જેના મુખકમલનુ દર્શન કરી શકતા નથી તે પણ આ મહોત્સવમાં બહાર નીકળીને 'હોરી' ખેલે છે.

મેવાડી લોકો આ ઉત્સવને ફાગ કહે છે. આ ઉત્સવના દિવસોમા રાણાજી પણ રણવાસમાં જઇ રાણી તથા તેની સાહેલીઓની સાથે ફાગ ખેલે છે. આ પ્રસંગે કોઇને કિંચિત્ પણ ગરમ હોતી નથી, અને કોઇના મુખમંડળપર યત્કિંચિત્ પણ શોકની છાયા દ્રષ્ટિગોચર થતી નથી. અશ્વારૂઢ થઇને જે હોરી ખેલવામાં આવે છે તેથી સૌથી અધિક આનંદ પ્રાપ્ત થાય છે. સરદારો અને સામંતો કુંકુમ તથા અબીલ લઇને અશ્વારૂઢ થઈ પોતાના મહાલયની આગળના ચોકમાં ફાગ ખેલે છે. એક સરદાર પરમ ચાતુર્યથી પોતાનો અશ્વ ચલાવી કુંકુમરૂપી શસ્ત્રથી પોતાના પ્રતિપક્ષીપર આક્રમણ કરે છે અને તે પ્રતિપક્ષી પોતાનું અંગ સુરક્ષિત રાખી તે આક્રમણ વ્યર્થ કરી દે છે. કોઈ વાર એક માણસને ચાર પાંચ જણ ઘેરી લે છે અને કોઇ વાર એક બળવાન તથા ચતુર અશ્વારોહી પાંચ છ અશ્વારોહીઓપર કુંકુમનો છંટકાવ કરી અતિ શીઘ્રતાથી પોતાના અશ્વને દોડાવી લઇ જાય છે. કોઈ કોઇ વાર દશ દશ માણસોના સમુદાયમાં વિભક્ત થઇ તેઓ એક બીજાને રંગમાં તરબોળ કરી દે છે. આ રીતે રાજપુત સરદારો રંગ ઉડાવી અપૂર્વ આનંદ પ્રાપ્ત કરે છે.

જે દિવસે ફાગની લીલા સમાપ્ત થાય છે તે દિવસે કિલ્લાના ત્રણ મજલાપર સતત નગારૂં વાગે છે. તેનો ગંભીર નાદ સાંભળી સરદારો પોતપોતાની સેના લઇ રાણાજીની નિકટ જાય છે. રાણાજી આ સર્વ માણસોને પોતાની સાથે લઇને 'ચૌગાન મહલ' આગળ ચાલ્યા જાય છે, આ સ્થાન રાજપુતોનું પ્રધાન રંગસ્થળ છે. કૃત્રિમ યુદ્ધ કિંવા એકાદ નવીન પ્રકારનો ખેલ કરવાને માટે રાજપુતો આજ સ્થાનપર એકત્રિત થાય છે. ચોગાનના મધ્ય ભાગમાં પ્રચંડ સ્તંભોવાળી એક ઇમારત છે. આ ચોગાનની ચોતરફ કોઇ પણ પ્રકારની દિવાલ નથી. તે ચારે તરફથી ખુલ્લુ છે. રાણાજી, સરદારો અને રાજકર્મચારીઓની સાથે ઉક્ત ઇમારતમાં પ્રવેશ કરીને આસનપર વિરાજમાન થાય છે. સરદારો તેમની ચોતરફ બેસે છે. ત્યાર પછી સંકીર્તન શરૂ થાય છે અને અનેક પ્રકારનાં વાજાં વગાડી એક સ્વરથી હરિનું ભજન કરવામાં આવે છે. આ પ્રસંગે સર્વત્ર આનંદ છવાઈ રહે છે. કોઇ ગાય છે, કોઇ વગાડે છે અને કોઇ નૃત્ય કરે છે. વળી કોઇ વિકટ સ્વરથી શૃંગારરસનું અશ્લીલ ગાયન ગાય છે અને નાચવા મંડી જાય છે. આનંદના પ્રચંડ પ્રવાહમાં રાજા, પ્રજા, સરદારો અને સિપાઇઓ સર્વે એક થઇ જાય છે. મેવાડના પ્રાયઃ સર્વ નિવાસીઓ આ ઉત્સવમાં ભાગ લે છે. ઉક્ત સભામાં કેટલીક વાર સુધી ગાન તાન ચાલ્યા પછી સર્વે માણસો આનંદના આવેશમાં આવી જઈ ચોગાનમાં દોડી આવે છે, અને જેને પોતાની સામે

જુએ તેને અબીલ ગુલાલથી પૂરી નાંખે છે. ગમે તે ધર્મનો માણસ આ ઉત્સવમાં આવે તો તે અબીલ ગુલાલની પ્રસાદીથી બચવા પામતો નથી.

ફાલ્ગુન માસના અંતપર્યંત ફાગોત્સવ થાય છે. જે દિવસે ફાગોત્સવ સમાપ્ત થાય છે તે દિવસે રાણાજી પોતાના પ્રિય સરદારોને "ખાંડા નારિયલ" અર્થાત્ ખડ્ગ અને નાળીએરનું લ્હાણું વ્હેંચે છે.

આ પ્રસંગે આપવામાં આવતાં ખડ્ગો બહુધા કાગળ અથવા કાષ્ઠનાં બનાવેલા હોય છે અને તેપર વિવિધ પ્રકારનાં ચિત્રો આલેખવામાં આવેલાં હોય છે. તત્પશ્ચાત્ 'ચાંચરનો તહેવાર' આવે છે. આ પ્રસંગે ચાચર નગરની આસપાસ અગ્નિક્રીડા કરવામાં આવે છે. સર્વે લોકો અગ્નિકુંડની ચોતરફ ઉન્મત્તની પેઠે નૃત્ય કરે છે. આખી રાત આ પ્રકારે નૃત્ય, ગાયનાદિમાં વ્યતીત કરી દેવામાં આવે છે. જ્યાં સુધી ચૈત્ર માસનો પ્રથમ દિવસ ઉદય પામતો નથી ત્યાં સુધી તેઓ પોતાનો ઉત્સવ છોડતા નથી. જે સમયે સૂર્ય ભગવાન મીન રાશિમા પ્રવેશ કરે છે તેજ સમયે રાજપુતો સંધ્યાવંદન કરી પોતાનાં વસ્ત્રો બદલી સ્વગૃહ તરફ પાછા ફરે છે. તે દિવસે સેવકો પોતાના પ્રભુને અનેક પ્રકારનાં દ્રવ્યો ઉપહાર સ્વરૂપે આપે છે.

**શીતલા ષષ્ઠી**—(ચૈત્રશુક્લ ષષ્ઠી) રાજપુતો એવી માન્યતા ધરાવે છે કે શીતલાદેવી બાલકોની રક્ષા કરે છે. આથી રાજપુત સ્ત્રીઓ પોતાનાં બાલકોની મંગલકામનાથી આ છઠને દિવસે શીતલા દેવીના મંદિરમાં જાય છે. ઉદયપુરની પાસે એક ગિરિશિખરપર શીતલાદેવીનું મંદિર આવેલુ છે. રાજપુત સ્ત્રીઓ આ મંદિરમાં જઈ શીતલાદેવીની વિધિપૂર્વક પૂજા કરી સ્વગૃહે પાછી ફરે છે.

**ફૂલડોલ**—ચક્રવર્તી મહારાજા વિક્રમાદિત્યના સંવત્સરના આરંભની સાથેજ મેવાડમાં આ ઉત્સવનો પ્રારંભ થાય છે. નવરાત્રિમાં જે અનુષ્ઠાનો કરવામાં આવે છે તેજ અનુષ્ઠાનો બહુધા ફૂલડોલના ઉત્સવમાં પણ થાય છે. આ ઉત્સવનુ પ્રથમ અનુષ્ઠાન ખડ્ગપૂજા છે. રાણાજીના મહાલયમાં આ વિધિ કરવામાં આવે છે. પરંતુ ભગવતી વાસંતીની પૂજાને માટે જે વિધિઓ કરવામાં આવે છે તેની આગળ તો ખડ્ગ-પૂજાની વિધિ કાંઇ વિસાતમાં નથી. વસંત ઋતુના આગમનથી સમસ્ત જગત આનંદમય બની જાય છે. આ ઋતુમાં આકાશમાંથી નિશાનાથ અમૃતવૃષ્ટિ કરે છે અને વાયુ દેવ અંતરિક્ષમાં સૌગંધ્યનો પ્રચાર કરે છે. વનદેવી આનંદસૌરભ પ્રકટ કરે છે. સંક્ષેપમાં, વસંતકાલમા સર્વત્ર આનંદનુજ સામ્રાજ્ય પ્રસરી રહેલુ હોય છે. સ્વાભાવિક રીતેજ આ સમયે રાજપુતોનાં ગૃહોમાં પણ આનંદોત્સવ કરવામાં આવે છે. કમલિનીસમાન સુકુમાર રાજપુત બાલાઓ તથા કામદેવ સમાન રાજપુત પુરુષગણ પુષ્પાલંકારથી પોતાના અંગોને સુશોભિત કરી ફુલવાડીમાં અથવા પ્રમોદ વનમાં વિચરે છે. ત્યાં પ્રફુલ્લિત વેલીઓ અને વિકસિત વૃક્ષોની નીચે બેસી આનંદ માણે છે. તેમનાં મસ્તકપર પુષ્પના મુકુટ હોય છે અને ગળામાં પુષ્પના હાર હોય છે. સંક્ષેપમાં તેમનાં સર્વ અંગમાં પુષ્પનો શૃંગાર હોય છે. સ્ત્રીઓ પુષ્પથી સજ્જિત વનદેવી સમાન જણાય છે. બસ, એવોજ બહાર ઉડી રહ્યો હોય છે કે "ફૂલનકો હાર હિય, ફૂલનકે કર્નફૂલ, ફૂલનકો બેંદા સોહે રાજસુકુમારીકે, ફૂલનકે બાજુબંદ, ફૂલનકે ઝુલૈ ઝુલૈ, ફૂલેં ફલે ભાગ સદા લાડલી હમારીકે." કોઇ કોઇ સ્ત્રી, વૃક્ષની શાખાઓ સાથે હિંચકો બાંધી આનંદપૂર્વક ઝોલ્લાં ખાય છે. કોઇ સ્ત્રી મલ્હાર ગાય છે, કોઇ રાધા બને છે અને કોઇ કૃષ્ણ બને છે અને પછી રાધા પોતાની સાહેલીઓના હાથ પકડી રાસમંડલીની લીલા કરી પોતાનો જન્મ સફળ કરી લે છે. તેની પાસેજ સુંદર યુવકો પણ આવાજ પ્રકારની લીલા કરે છે. તેમાંનો કોઇ કૃષ્ણ બને છે, કોઇ રાધા બને છે, કોઇ ચંદ્રાવલી બને છે, અને તે સર્વ ગાયન નૃત્યાદિ કરી મોજ ઉડાવે છે. કોઇ હિંચકા ખાય છે, કોઈ હિંચકા નાંખે છે અને કોઇ સુસ્વરથી ગીતગોવિંદ વાંચે છે. આ પ્રકારે સર્વ સ્ત્રી પુરુષો આનંદનો ઉપભોગ લે છે.

**અન્નપૂર્ણા**—સૂર્ય ભગવાન મેષરાશિમાં ગમન કરે તે દિવસે રાજપુતો ભગવતી અન્નપૂર્ણાની પૂજા કરે છે. આદ્ય શક્તિ અન્નપૂર્ણાની મૂર્તિને સિંહાસનપર વિરાજમાન કરવામાં આવે છે. તેમની સન્મુખ જાણે મહાદેવ અન્નની ભિક્ષા માગતા ન હોય તેવી રીતે મહાદેવની મૂર્તિ ગોઠવવામાં આવે છે.

આ મૂર્તિની પાસેજ રાજપુતો થોડી જમીન ખોદીને તેમાં જવ વાવે છે. પછી તેઓ તેને કૃત્રિમ તાપ આપે છે તેથી તે બે દિવસમાં અંકુરિત થઈ જાય છે. આ સમયે રાજપુત બાલાઓ એક બીજાનો

હાથ પકડી સુમધુર સ્વરથી ગીત ગાતી ગાતી ભગવતી ભવાનીનો આશીર્વાદ માગે છે. તેઓ ગીત ગાતી ગાતી મૂર્તિની અને જવના અંકુરોની આસપાસ પરિક્રમણ કરે છે. તત્પશ્ચાત્ જવના અંકુરોને ઉખેડી લઇ તેઓ પોતાનાં સ્નેહી સબંધીમાં તેને વ્હેંચી દે છે. પુરુષો આ અંકુરોને પોતાની પાઘડીમાં ખોસે છે. મેવાડનો પ્રત્યેક મનુષ્ય ભગવતી અન્નપૂર્ણાની પૂજા કરે છે.

સૌથી પ્રથમ રાજપુત સ્ત્રીઓ દેવીની પૂજા કરે છે. સરોવર તરફ દેવીને લઇ જવાની તૈયારી કરવામાં આવે છે તે સમયે રાજપુત સ્ત્રીઓ પૂજાના સામાનનું પાત્ર હાથમાં લઇને ગીત ગાતી ગાતી તેની પ્રદક્ષિણા કરે છે. પછી નગારાંનો ગગનભેદી નાદ થાય છે એટલે દેવીને લઇને લોકો સરોવર તરફ ચાલવા માંડે છે. નગારાંનો નાદ થતાંની સાથે એકલિંગ ગઢપરથી તોપોનો ગંભીર અવાજ થવા માંડે છે. તોપોનો અવાજ સાંભળીને નગરવાસીઓ અનેક પ્રકારનાં વસ્ત્રો પરિધાન કરી પેશોલાના તટપર એકત્રિત થવા માંડે છે.

પેશોલા સરોવરનો તટ આ ઉત્સવને દિવસે અત્યંત શોભાયમાન દેખાય છે. તે તટપર જે ઉંચો ચબુતરો બાંધવામાં આવ્યો છે તેની ઉપર સમસ્ત સરદારોની સાથે મહારાણા ઉભા રહી દેવીના આગમનની પ્રતીક્ષા કરે છે. ઢોલ, નગારાં વગેરે અનેક પ્રકારનાં વાદ્યો સહિત દેવી અન્નપૂર્ણાની પ્રતિમા પેશોલા સરોવર પાસે આવે છે ત્યારે અસંખ્ય નગરવાસીઓ તેમનાં દર્શન કરવાને માટે સરોવરના કિનારાપર ઉભા રહે છે. પુષ્કળ માણસો મોટા મોટા મહાલયોપર ચઢીને આ અપૂર્વ શોભા નિહાળે છે. ઉપર્યુક્ત ચબુતરાની પાસેજ એક વિશાળ ઘાટ છે. આ ઘાટના પગથીઆ સંગેમરમરના છે. આ ઘાટ આગળ અગણિત નાવો દ્રષ્ટિગોચર થાય છે. આ સમયે સરોવરના કિનારાપર જ્યાં દ્રષ્ટિપાત કરો ત્યાં અનેક લાવણ્યવતી સુંદરીઓના દર્શન થાય છે. આ સ્ત્રીઓએ વિવિધ પ્રકારના રંગ બેરંગી વસ્ત્રો તથા રત્નજડિત આભૂષણો પરિધાન કરેલાં હોય છે. વળી તેમણે પુષ્પના હાર પહેરેલા હોવાથી તેમની શોભા અપૂર્વ બની રહે છે. સ્ત્રીઓના સમુદાયમાં એક પણ પુરુષ દ્રષ્ટિગોચર થતો નથી. આ પ્રસંગે પેશોલાના કિનારાપરની ભૂમિ જે મનોહર વેશ ધારણ કરે છે તેનું વર્ણન કરવું અશક્ય છે. આથી અધિક સુંદર ચિત્ર બીજું કોઇ પણ કલ્પનામાં આવી શકતું નથી. નગરનાં આબાલવૃદ્ધ સર્વ ઉત્તમ વસ્ત્રો પરિધાન કરીને આ સ્થાનમાં આવે છે. સર્વનાં મુખપર પ્રસન્નતા, અને નેત્રોમાં આનદ જણાય છે. સંગીતધ્વનિનો કોઇ ઓરજ બહાર ઉડી રહે છે. વસંત ઋતુ ચાલતી હોવાથી આકાશ સ્વચ્છ અને નિર્મળ હોય છે, તે પર મેઘની નીલ રેખા યત્કિંચિત્ પણ દ્રષ્ટિગોચર થતી નથી. પેશોલા સરોવર પણ નિર્મળ અને નિશ્ચળ દેખાય છે. તેના જળમાં ઇમારતો, મહાલયો અને વૃક્ષાદિનુ પરમ સુદર પ્રતિબિંબ દ્રગ્ગોચર થાય છે. ક્રમશઃ મનુષ્યોની ભીડ વધતી જાય છે. ધીમે ધીમે તે વિરાટ જનસમાજ અધિક સજીવ દેખાય છે. આવી મોટી ભીડ હોવા છતા પણુ ત્યાં વાદવિવાદનુ નામ જણાતું નથી. સર્વ માણસો ભગવતી ગૌરીના આગમનની પ્રતીક્ષા કરી રહેલાં હોય છે. સ્ત્રીઓ એક બીજાનો હાથ પકડીને સુસ્વરે તાલ અને લય સાથે ગીત ગાય છે અને શ્રોતાઓ તેથી મુગ્ધ થઇને તેમને વારંવાર ધન્યવાદ આપે છે. વાજાનો નાદ સાંભળી લોકો ચબુતરાપર ભારે ભીડ કરે છે. દેવીને ચબુતરાના મધ્યભાગમાં લઈ જવામાં આવે છે. તેમનાં અંગપર પીત વસ્ત્રો હોય છે અને સુવર્ણ તથા ચાંદીના અલંકારો હોય છે. બે પરમ સુંદર સ્ત્રીઓ દેવીપર વીંજણાવતી વાયુ ઢોળે છે. દેવીની પ્રતિમા નિકટ આવતાંની સાથેજ રાણાજી સેના સહિત ઉભા થાય છે. ત્યાર પછી વાહકો તે પ્રતિમાને ત્યાં આગળજ રત્નાસનપર વિરાજમાન કરે છે. દેવી રત્નાસનપર વિરાજમાન થતાંની સાથેજ સૌ તેમને પ્રણામ કરે છે અને ત્યાર પછી રાણાજી પોતાના ઇષ્ટ મિત્રોને લઇ નાવપર જઇ વિરાજે છે. જે સ્ત્રીઓ દેવીની સાથે વાજાં વગાડતી વગાડતી આવેલી હોય છે તેમની વચ્ચે પ્રવેશ કરવાનો કોઈ પણ પુરુષને અધિકાર નથી. યદિ કોઈ પુરુષ આ શિષ્ટાચારની વિરુદ્ધ વર્તન કરે છે તો તત્કાળ તેને પ્રાણદંડ કરવામાં આવે છે.

હવે દેવીને સ્નાન કરાવવાની તૈયારી થાય છે. શુભ મુહૂર્તમાં તેમને રત્નાસનપરથી ઉતારીને સરોવરમાં સ્નાન કરાવવામાં આવે છે. સ્નાનકાર્ય સમાપ્ત થઈ ગયા પછી દેવી મહા ધામધુમ સહિત ચાલ્યાં જાય છે.

દેવીનું સ્નાનકાર્ય રાણાજી નાવપરથી ઉતરી કિનારાપર જઇને જુએ છે. આ પ્રસંગે દેવીની અનેક પ્રતિમા આ પ્રકારે પેશોલામાં સ્નાન કરવાને આવે છે. ધીમે ધીમે સંધ્યાની નિબિડ છાયા પેશોલાનાં

નીલવર્ણા જલપર પડી તેને સર્વથા સ્યામ બનાવી મૂકે છે. ત્યાર પછી શુક્લ સપ્તમીની શશિકલા ધીમે ધીમે આકાશમાં દ્રગ્ગોચર થાય છે. હવે રાણાજી રાજભુવન તરફ ચાલવા માંડે છે. આ પ્રકારે ત્રણ દિવસ પર્યંત દેવીની પૂજા કરવામાં આવે છે અને ચોથે દિવસે અગ્નિક્રીડાની સાથે સમસ્ત ઉત્સવનો અંત આવી જાય છે,

**અશોકાષ્ટમી**—આ દિવસે સમસ્ત રાજપુતો વિશ્વમાતા ભગવતીની પૂજા કરે છે. રાણાજી પોતાના સમસ્ત સરદારો અને સામંતોને પોતાની સાથે લઇ 'ચૌગાન મહલ'માં જાય છે અને આખો દિવસ ત્યાં રહીને આનંદ કરે છે.

**રામનવમી**—અશોકાષ્ટમીને બીજે દિવસે રામનવમીનું પર્વ આવે છે. આ શુભ તિથિએ પુનર્વસુ નક્ષત્રમાં રઘુકુલ દિવાકર ભગવાન શ્રી રામચન્દ્રજીએ જન્મ લીધો હતો. આજ કારણથી તેમના વંશજો આ તિથિને અત્યંત પવિત્ર માને છે. એ દિવસે હાથી, ઘોડા તથા અસ્ત્રશસ્ત્રની પૂજા કરવામાં આવે છે રાણાજી રામનવમીને દિવસે મહા ધામધુમ સહિત 'ચૌગાન મહલ'માં જાય છે અને ત્યાં અનેક પ્રકારે આનંદ ભોગવે છે.

**મદનત્રયોદશી**—ચૈત્ર શુક્લ ત્રયોદશીને દિવસે સનાતન ધર્માવલંબીઓ કામદેવની પૂજા કરે છે. યદ્યપિ પ્રસ્તુત દિવસની આગળની દ્વાદશી અને પાછળની ચતુર્દશીને દિવસે પણ પૂજા કરવાની વ્યવસ્થા છે. તો પણ મેવાડના રાજપુતો એજ દિવસને ઘણો સારો ગણે છે. વસંતઋતુ વ્યતીત થઇ ગઇ છે. ધીમે ધીમે ગ્રીષ્મ ઋતુના તપ્ત વાયુની લહરો આવી રહી છે. વૃક્ષોપરથી સુગંધી પુષ્પો ધીમે ધીમે ભૂમિપર પડવા લાગ્યાં છે, તો પણ ચંપાનું સર્વોત્તમ પુષ્પ અદ્યાપિ વૃક્ષથી અલિપ્ત થયુ નથી. રાજપુત સ્ત્રીઓ ચંપાનાં પુષ્પોના હાર પરિધાન કરીનેજ કામદેવની પૂજા કરે છે. ઉદયપુરની રમણીઓ, જેવી ભક્તિથી કામદેવની પૂજા કરે છે તેવી ભક્તિથી ભારતવર્ષના અન્ય કોઇ પણ ભાગની સ્ત્રીઓ તેની પૂજા કરતી નથી. રાજપુત સુંદરીઓ નીચે પ્રમાણે ભગવાન મન્મથની સ્તુતિ કરે છેઃ—

**पुष्पधन्वन् ! नमस्तेऽस्तु नमस्ते मीनकेतन ! ॥**
**मुनीनां लोकपालानां धैर्यच्युतिकृते नमः ॥ १ ॥**
**माधवात्मज ! कन्दर्प ! शम्बरारे ! रतिप्रिय ! ॥**
**नमस्तुभ्यं जिताशेषभुवनाय मनोभुवे ॥ २ ॥**
**आधयो मम नश्यन्तु व्याधयश्च शरीरजाः ॥**
**सम्पद्यतामभीष्टं मे सम्पदः सन्तु मे स्थिराः ॥ ३ ॥**
**नमोऽमायाय कामाय देवदेवस्य मूर्त्तये ॥**
**ब्रह्मविष्णुशिवेन्द्राणां मनःक्षोभकराय च ॥ ४ ॥**

તેઓ દ્રઢ શ્રદ્ધાપૂર્વક માને છે કે જે આ પ્રકારે કામદેવની સ્તુતિ કરે છે તેને કોઇપણ પ્રકારની આધિ, વ્યાધિ અને ઉપાધિ નડતી નથી.

**નવગૌરી પૂજા**—મદનોત્સવની સાથેજ ચૈત્રમાસ સમાપ્ત થઈ જાય છે. તેની સાથેજ વર્ષનો અંત પણ આવે છે. હવે વૈશાખમાસનો કઠોર તાપ મસ્તકપર ધારણ કરીને જગતમાં નવીન વર્ષ દર્શન દે છે. હિંદુશાસ્ત્ર અનુસાર વૈશાખ એ પરમ પવિત્ર માસ છે. એ પરમ શ્રેષ્ઠ માસ હોવાથી ભગવાન માધવ એના પર અત્યંત પ્રીતિ રાખે છે. આ માસમાં જે નિયમાનુસાર માધવની પૂજા કરે છે તેઓ અંતે વિષ્ણુપદને પ્રાપ્ત થાય છે. પરંતુ આ પવિત્ર માસમાં રાજપુતો માત્ર એકજવાર ઉત્સવ કરે છે અને તે પણ અતિ સામાન્ય હોય છે. આ અતિ સાધારણ ઉત્સવનું નામ 'નવ ગૌરી પૂજા' છે. આ પૂજાનો આરંભ થયા પૂર્વે મેવાડના ષોડશ સરદારો પોતપોતાના અશ્વપર આરૂઢ થઇ રાણાજીની સાથે મહા ધામધુમસહિત પેશોલાના તટપર આવેલા ચબુતરાપર જાય છે. આ સમારોહને 'નગાડેકા અસવાર' કહેવામાં આવે છે. ઉક્ત સ્થાનપર વિધિપૂર્વક ભગવતી ગૌરીની સ્થાપના કરીને રાજપુતો અનેક પ્રકારે આનંદોત્સવ કરે છે. પૂર્વે આ ઉત્સવ કરવામાં આવતો નહોતો. રાણા ભીમસિંહે ઇ. સ. ૧૮૧૭ માં તેનો પ્રારંભ કર્યો.

મેવાડવાસીઓ આ ઉત્સવને સર્વથા હિંદુ ધર્મથી વિપરીત માને છે. જે વર્ષમાં આ ઉત્સવનો આરંભ થયો તે વર્ષમા પેશોલામા પાણી અત્યંત વધી ગયું હતું અને તેથી પૂર આવીને મેવાડમાં ભારે હાનિ થઇ હતી. ઉદયપુર નગરના રહેવાસીઓનો ત્રીજો ભાગ નાશ પામ્યો હતો અને ધન તથા સંપત્તિના નાશનો તો કાંઈ હિસાબજ રહ્યો નહોતો. એમ કહેવાય છે કે, આ આપત્તિને દિવસે મહારાણા ભીમસિંહનો એક પુત્ર પણ અચાનક મરણ પામ્યો હતો. વહેમી લોકો ગમે તેમ બોલે. પરંતુ મહારાણા ભીમસિંહે તેપર કિંચિત પણ લક્ષ્ય આપ્યું નથી. મહારાણા આ પર્વને દિવસે પોતાના સરદારોની સાથે નાવમાં બેસીને આનંદપૂર્વક પેશોલાનાં વક્ષઃસ્થળપર ભ્રમણ કર્યા કરે છે. આ દિવસે સરદારોજ નાવ ચલાવે છે. આખો દિવસ નાવ સરોવરનાં ઉંડા જલને કંપાયમાન કરતી પ્રચંડ વેગથી ચાલે છે. આ પ્રકારે સંધ્યાકાળ સુધી આનંદ વિહાર કરી મહારાણા પોતાના સરદારોની સાથે પાછા ફરે છે. આ નવીન ઉત્સવ પ્રસંગે ભગવતી ગૌરીની પૂજા વાસંતી અન્નપૂર્ણાની સમાન કરવામાં આવે છે.

**સાવિત્રી વ્રત**—જ્યેષ્ઠ કૃષ્ણ ચતુર્દશી એ સાવિત્રી વ્રતનો દિવસ છે. એ દિવસે જે સ્ત્રીઓ ઉપવાસ કરીને, પતિવ્રતા સાવિત્રીની પુણ્યકથા શ્રવણ કરે છે તથા તેની પૂજા કરે છે તેને કદિ પણ વૈધવ્યનું દુઃખ સહન કરવું પડતું નથી, એવી રાજપુત લોકોની શ્રદ્ધા છે. મેવાડની રાજપુત સ્ત્રીઓ એ દિવસે એક નિયત કરેલા વટવૃક્ષની નિકટ જઇને વિધિપૂર્વક સાવિત્રીની પૂજા કરીને તેની પુણ્યકથા શ્રવણ કરે છે.

**રંભા તૃતીયા**—જ્યેષ્ઠ શુક્લ તૃતીયાને દિવસે સ્ત્રીઓ રંભાની પૂજા કરે છે. રંભા એ ભગવતી ગૌરીની બીજી મૂર્તિ છે. બાર માસમાં હિંદુઓ જે બાર મૂર્તિનું પૂજન કરે છે તેમાંની આ એક મૂર્તિ છે. રાજપુત સ્ત્રીઓ ધનની કામનાથી શતપુષ્પીના ફુલવતી રંભાદેવીની આરાધના કરે છે.

**અરણ્ય ષષ્ઠી**—જ્યેષ્ઠ માસના શુક્લ પક્ષમાં ભગવતી ષષ્ઠી દેવીની જે પૂજા કરવામાં આવે છે તેનેજ અરણ્ય ષષ્ઠી કહેવામાં આવે છે. બાર માસમાં ભગવતી મહામાયાની જે બાર મૂર્તિઓને સંતતિની કામનાવાળી સ્ત્રીઓ પૂજે છે તેમાંની એક મૂર્તિ આ પણ છે. પુત્રેચ્છા ધરાવનાર અથવા પુત્રની મંગલકામના રાખનાર હિંદુ લલના વનમાં પ્રવેશ કરી વટ અથવા પીપલના થડમાં ઉક્ત દેવીની પૂજા કરે છે.

**રથયાત્રા**—આષાઢ શુક્લ તૃતીયાને દિવસે ભગવાન વિષ્ણુની રથયાત્રા થાય છે. હિંદુશાસ્ત્રમા નારાયણની યાત્રા એક એક માસમાં એક એકવાર થતી જણાવવામાં આવી છે. આ પ્રકારે વર્ષના બાર માસની દ્વાદશ યાત્રાઓ પૃથક્ પૃથક્ નામથી પ્રસિદ્ધ છે. તેમાંની રથયાત્રા પણ એક છે. આ ઉત્સવમા કાંઇ વિશેષ ધામધુમ કરવામા આવતી નથી.

**પાર્વતી તૃતીયા**—શ્રાવણ માસની શુક્લ તૃતીયાને દિવસે રાજપુત લોકો પાર્વતી તૃતીયાનું વ્રત પાળે છે. એમ કહેવાય છે કે, એ દિવસે ભગવતી ગૌરીનો મહાદેવની સાથે પુનઃ મેળાપ થયો હતો. રાજપુતો આ પર્વને પરમ પવિત્ર અને પાલનીય ગણે છે અને તેઓ દૃઢ શ્રદ્ધાપૂર્વક માને છે કે, જે સ્ત્રી ભગવતી પાર્વતીની ભક્તિસહિત પૂજા કરે છે તેની સર્વ કામનાઓ તે પૂર્ણ કરે છે અને અંતે તેને પોતાની સખી બનાવે છે. એટલા માટે રાજપુત બાલાઓ ભક્તિસહિત તેની પૂજા કરે છે. ભૂમિપર અધિકાર કરવાને અને તજેલા ઘરમાં પુનઃ પ્રવેશ કરવાને માટે આ દિવસને આ લોકો અત્યુત્તમ માને છે. જ્યારે અંગ્રેજોની સાથે મેવાડના મહારાણાને સંધિ થઇ હતી ત્યારે દૂરના દેશોમાં નાસી ગયેલા મેવાડીઓ આ પુણ્ય તિથિપર પોતપોતાને ઘેર આવ્યા હતા.

આ દિવસે સર્વ રાજપુતો લાલ વસ્ત્રો પરિધાન કરે છે. જયપુરના મહારાજા આ ઉત્સવ પ્રસંગે પોતાના સરદારોને લાલ રંગનું એક એક વસ્ત્ર આપે છે. ઉદયપુર કરતાં જયપુરમાં આ વ્રત કાંઇક વિશેષ ધામધુમ સહિત પાળવામાં આવે છે. જયપુરની સ્ત્રીઓ ભગવતી પાર્વતીની એક પ્રતિમા બનાવી તેને ઉત્તમ વસ્ત્રાલંકાર પરિધાન કરાવી, પોતાની સ્કંધપર બેસાડીને ગીત ગાતી ગાતી લઇ જાય છે. સ્વયં મહારાજા અને સરદારો તે સ્ત્રીઓની પાછળ પાછળ ચાલે છે. આ ઉત્સવને દિવસે સમસ્ત રાજપુતો પોતાની પુત્રીને એક એક જોડી લાલ વસ્ત્રો આપે છે.

**નાગપંચમી**—શ્રાવણ શુક્લપંચમીને દિવસે ભગવતી નાગમાતા મનસાની પૂજા કરવામાં આવે છે. ભગવતી મનસા નાગેશ્વરી કહેવાય છે અને તેને વિષહારક માનવામાં આવે છે. ઉક્ત પંચમીને દિવસે

તેની પૂજા કરવાથી નાગનો ભય નિવૃત્ત થાય છે. એવી માન્યતાથી સમસ્ત હિંદુઓ નાગપંચમીને દિવસે વિધિપૂર્વક ભગવતી મનસાની પૂજા કરે છે.

**રાખી પૂર્ણિમા**—શ્રાવણ માસની પૂર્ણિમાને મેવાડી રાજપુતો રાખી પૂર્ણિમા કહે છે. એમ કહેવાય છે કે, મુનિશ્રેષ્ઠ દુર્વાસાના ઉપદેશ અનુસાર શ્રવણે પોતાનાં સર્વ પ્રકારનાં વિઘ્નો અને વિપત્તિઓ નિવૃત્ત કરવાને માટે પોતાના હાથમાં રક્ષાબંધન કર્યું હતું. કેવળ ધર્માચાર્યો અને સ્ત્રીઓજ રક્ષા બાંધી શકે છે; ઇતર કોઇને તે બાંધવાનો અધિકાર નથી.

રાજપુત સ્ત્રીઓ જેને પોતાનો ભ્રાતા બનાવવાની ઇચ્છા રાખે છે તેનાપર ઉક્ત દિવસે પોતાની સખી અથવા કુળપુરોહિતદ્વારા રક્ષા મોકલે છે. જેને રક્ષા પ્રાપ્ત થાય છે તે પણ વિધિ અનુસાર પોતાની નવીન ભગિનીને દક્ષિણા આપે છે. અમે પૂર્વે જણાવી ચૂક્યા છીએ કે રાખીબંધન એ એક પવિત્ર અને દૃઢ સંબંધ છે.

**જન્માષ્ટમી**—(ભાદ્રપદની કૃષ્ણ અષ્ટમી) એ ભગવાન શ્રી કૃષ્ણની જન્મતિથિ છે. સમસ્ત હિંદુઓ આ તિથિને પરમ પવિત્ર માને છે. ભાદ્રપદના કૃષ્ણપક્ષની તૃતીયાને દિવસે રાણાજી પોતાના સરદારો અને સામંતોની સાથે 'ચૌગાન મહલ'માં જાય છે. તે દિવસથી અષ્ટમી પર્યંત ત્યાં સદા શ્રી કૃષ્ણચંદ્રની પૂજા કરવામાં આવે છે. અષ્ટમીને દિવસે પ્રાતઃકાળથીજ ઉદયપુરમાં ઘેર ઘેર ઉત્સવ થવા માંડે છે. સર્વ માણસો પીત વર્ણનાં વસ્ત્રો પરિધાન કરે છે અને "કન્હૈયાલાલકી જય" એવા ઉદ્ગાર કાઢે છે. મેવાડમાં ઘેરેઘેર વાદ્યધ્વનિ અને આનંદધ્વનિ થયા કરે છે.

ત્યાર પછી બરાબર એક પખવાડીઆ સુધી મહારાણા પોતાના પિતૃનું તર્પણ કરે છે. નિસધારા નામક નગરમાં રાણાના પૂર્વજનું એક સમાધિમંદિર છે, ત્યાં જઇ રાણાજી ધૂપ, દીપ, પુષ્પહાર અને નૈવેદ્યદ્વારા તેમની પૂજા કરે છે. મેવાડના પ્રત્યેક સરદારને પણ આ પ્રકારે તર્પણ કરવું પડે છે.

**ખડ્ગ પૂજા**—જે ઉત્સવમાં રાજપુતો ખડ્ગની પૂજા કરે છે તેનું નામ નવરાત્રિ ઉત્સવ છે. આ ઉત્સવ રાજપુતોના સમર દેવતાની પૂજા અર્થેજ કરવામાં આવે છે. આશ્વિન શુક્લ પ્રતિપદાથી આ પૂજાનો આરંભ થાય છે, અને રાણાજી તેજ દિવસથી ઉપવાસ કરે છે. પ્રાતઃકાળ થતાજ પ્રાતઃકર્મો સમાપ્ત કરી રાણાજી ખડ્ગપૂજા કરવામાં નિમગ્ન થાય છે. ગિહ્લોત કુલની પ્રસિદ્ધ બે ધારી શમશેર આ પ્રસંગે શસ્ત્રભંડારમાંથી બહાર કાઢવામાં આવે છે અને તત્પશ્ચાત્ વિધિપૂર્વક તેની પૂજા કરવામાં આવે છે. ત્યાર પછી રાણાજી પોતાના સરદારોની સાથે તે પવિત્ર ખડ્ગને કૃષ્ણપૌર નામક એક પ્રસિદ્ધ તોરણદ્વાર આગળ લઇ જાય છે. ત્યાં ભગવતી અષ્ટભુજાનું મંદિર આવેલું છે. આ મંદિરના દ્વારપર રાજયોગી* પોતાના અનુયાયીઓની સાથે જઇને રાણાજીના હાથમાંથી ઉક્ત ખડ્ગ લઈ લે છે અને તેને દેવીની સમક્ષ સ્થાપન કરીને બહુ કાળજીથી તેની રક્ષા કરે છે. તે દિવસે ત્રીજે પ્રહરે નગરનાં ત્રણે દ્વારોપર નગારાંનો ગંભીર ધ્વનિ થાય છે. નગારાનો આ સંકેતધ્વનિ સાંભળતાંના સાથેજ રાણા પોતાના સરદારો અને સામંતોને લઇને મહિષશાળા તરફ જાય છે અને તેમાંથી એક પાડાને બહાર કાઢીને રણઘોડાની સમક્ષ તેનો બલિ આપે છે. ત્યાર પછી મહારાણા સેનાની સાથે ભગવતી ચતુર્ભુજાના મંદિરમાં જઇ રાજયોગીની પાસે આસનપર બેસી તેને બે રૂપિયા અને એક નાળીએર આપે છે. તત્પશ્ચાત્ વિધિ અનુસાર ખડ્ગની પૂજા કરી સૌ પોતપોતાને ઘેર ચાલ્યા જાય છે.

(બીજે દિવસ) પહેલા દિવસની પેઠે આજે પણ રાણાજી 'ચૌગાન મહલ'માં જઇ એક પાડાનો બલિ આપે છે. આજે ઉદયપુરનાં તોરણપાલ નામક દ્વારપર પણ એક પાડાનો ભોગ આપવામાં આવે છે. સંધ્યાકાળે રાણાજી જગન્માતાના મંદિરમાં જાય છે. ત્યાં પણ અનેક બકરા અને પાડાઓનો ભોગ આપવામાં આવે છે.

* રાજસ્થાનમાં એક પ્રકારના એવા સાધુ છે કે જે આવશ્યકતા પડતાં શમશેર ગ્રહણ કરી સંગ્રામભૂમિમાં જાય છે. આ સાધુઓના સ્વામીને રાજયોગી કહેવામાં આવે છે.

(ત્રીજો દિવસ) આ દિવસના પ્રથમ પ્રહરમાં રાણાજી 'ચૌગાન મહલ'માં જાય છે અને ત્યાં પાડાનુ બલિદાન આપે છે. સંધ્યાકાળે તેઓ ભગવતી હર્ષિતા માતાના પવિત્ર મંદિરમાં જઇને પાંચ પાડાનો બલિ આપે છે.

(ચતુર્થ દિવસ) આજે પણ મહારાણા 'ચૌગાન મહલ'માં જઇને એક પાડાનો ભોગ આપે છે. ત્યાર પછી તેઓ ચતુર્ભુજા દેવીના મંદિરમાં જઇ તેની પૂજા કરીને રાજયોગીને મિષ્ટાન્ન અને પુષ્પહાર આપે છે. આ મંદિરની સામે એક પ્રચંડ સ્તંભની સાથે એક પાડો બાંધવામાં આવેલો હોય છે. તેનો વધ મહારાણા સ્વહસ્તે કરે છે. આ કાર્યમાં મહારાણાનું પરમ ચાતુર્ય પ્રદર્શિત થાયછે. મહારાણા એક પાલખીમાં બેસીને જાય છે અને ધનુષ્યબાણ હાથમાં ગ્રહણ કરી અમોઘ તીરથી તે પાડાનો સંહાર કરે છે.

(પાંચમો દિવસ) 'ચૌગાન મહલ'માં નિયમિત રીતે બલિદાન આપ્યા પછી રાણાજીની આજ્ઞાથી ગજયુદ્ધ શરૂ થાય છે; તે સમાપ્ત થઈ રહ્યા પછી સર્વ ભગવતી આશાપૂર્ણાના મંદિરમાં ચાલ્યા જાય છે. ત્યાં એક ઘેટાનો અને એક પાડાનો ઉત્સર્ગ કરવામાં આવે છે.

(છઠ્ઠો દિવસ) આજે રાણાજી નિયમાનુસાર 'ચૌગાનમહલ'માં જાય છે. પરંતુ ત્યાં આજે કોઇ પણ પ્રકારનો બલિ આપવામાં આવતો નથી. દેવીની પૂજા કરીને તેઓ કાનફટા યોગીઓના મહંતની મુલાકાત લે છે.

(સાતમો દિવસ) 'ચૌગાન મહલ'ની નિયમિત ક્રિયાઓ સમાપ્ત કરી રાણાજી અશ્વપાલને સમસ્ત ઘોડા લાવવાની આજ્ઞા કરે છે. અશ્વપાલ શીઘ્ર સમસ્ત અશ્વોને સ્નાન કરાવી સજાવીને લાવે છે. આજે રાત્રિના સમયે મહાલયમાં હોમ કરવામાં આવે છે. એક ઘેટાનો અને એક પાડાનો ભોગ આપવામાં આવે છે. ત્યાર પછી મહારાણા, કાનફટા યોગીઓને નિમંત્રણ કરીને તેમને વિવિધ પ્રકારનાં ભોજન કરાવે છે.

(આઠમો દિવસ) આજે મહાલયમાં હોમ થાય છે. સંધ્યા સમયે મહારાણા કેટલાક સરદારોની સાથે નગરની બહાર શમીના નામક ગ્રામમાં જઇ ત્યાંના યોગીઓની મુલાકાત લે છે.

(નવમો દિવસ) આજે 'ચૌગાન મહલ' અથવા ઇતર કોઇ પણ સ્થાને જવાનું હોતું નથી. રાણાજીની આજ્ઞાથી અશ્વપાલો અશ્વોને તબેલામાંથી બહાર કાઢી સરોવરમાં સ્નાન કરાવવાને લઇ જાય છે. સ્નાનક્રિયા સમાપ્ત થઇ ગયા પછી તેમને સજાવીને મહાલયમાં લાવવામાં આવે છે. અહીંઆં સરદારો તથા સામંતો તેમની પૂજા કરે છે. આ પ્રસંગે અશ્વપાલોને રાણાજીની તરફથી પુષ્કળ પારિતોષિક મળે છે. આજે ત્રીજા પ્રહરે ત્રણ વાર નગારાં વગાડવામાં આવે છે. આ સમયે રાજ્યના સમસ્ત સામંતો, સરદારો અને સિપાઇઓ માતાચલ નામક પર્વતપર જઇ સુપ્રસિદ્ધ બે ધારી શમશેર લઇ આવે છે. જ્યારે આ સર્વ માણસો પાછા આવે છે ત્યારે રાણાજી આસનપરથી ઉઠી વિધિપૂર્વક વંદન કરી રાજયોગીના હાથમાંથી તે ખડ્ગને ગ્રહણ કરે છે. ત્યાર પછી રાજયોગીને મહારાણા તરફથી કેટલુંક ઇનામ મળે છે. જે મહંત પાંચ દિવસ પર્યંત વ્રત કરીને તે ખડ્ગની પૂજા કરે છે તેને મહારાણા એક લોટો ભરીને અશરફીઓ તથા રૂપિયા આપે છે. તત્પશ્ચાત્ સમસ્ત યોગીઓને ઉત્તમ પ્રકારનાં ભોજન કરાવવામાં આવે છે*

(દશમો દિવસ) ભારતના સમસ્ત સનાતન ધર્માવલંબીઓ આ દશમની તિથિનો મહિમા સારી રીતે જાણે છે. એમ કહેવાય છે કે, ભગવાન શ્રી રામચંદ્રજીએ સીતાજીનો ઉદ્ધાર કરવાને માટે આજ પવિત્ર તિથિએ મહાબળવાન લંકાનાથની સામે યુદ્ધ કરવાને યાત્રા કરી હતી. રાજપુતો આ દિવસને સંગ્રામ કાર્યને માટે ઉત્તમ ગણે છે. આ દિવસે પ્રાતઃકાળ થતાંજ મહારાણા પોતાના દીક્ષાગુરૂનાં દર્શન કરે છે. 'ચૌગાન મહલ'માં અથવા માતાચલ પર્વતપર અનેક પ્રકારનાં આસનો ગોઠવવામાં આવે છે.

* આ દિવસે રાજપુત કુમારો પોતાના પિતાની પૂજા કરે છે. આ દિવસોમાં સમસ્ત રાજપુતો બહુધા કંદ, મૂલ, ફલ ખાઇને રહે છે.

ત્યાં સમસ્ત ગોલંદાજ સેના સુસજ્જ થઇને ઉભી રહે છે. સંધ્યા સમયે સમસ્ત સરદારો અને સામંતોને પોતાની સાથે લઇને મહારાણા ત્યાં જાય છે અને સૌથી પહેલાં કેંજરી નામક વૃક્ષની પૂજા કરે છે. તત્પશ્ચાત્ તેઓ પાંજરામાં પડેલાં નીલકંઠ પક્ષીને ઉરાડી મૂકીને તોપના ગોળાની વૃષ્ટિમાં થઇને પોતાનાં સ્થાન પર જાય છે.

( અગીઆરમો દિવસ ) આજે યુદ્ધલીલા અધિકાશે થાય છે. પ્રાતઃકાળમાંજ રાણાજી પોતાની સેનાને લઇને માતાચલ તરફ જાય છે. સેનાની પાછળ વાજું વાગતું જાય છે. તે પર્વતના શિખરપર ગયા પછી રાજપુત સૈનિકો રાણાને અનેક પ્રકારનું યુદ્ધકૌશલ્ય દર્શાવે છે. કોઇ તોપ છોડે છે, કોઇ ઘોડો ચલાવે છે, અને કોઈ ભાલો અથવા તલવાર ચલાવીને રાણાજીને પ્રસન્ન કરે છે. આ દ્રસ્ય અત્યંત મનોહર લાગે છે. યદ્યપિ સીસોદીઆ કુલના અધઃપતનની સાથે ઇતર ઉત્સવોની મનોહરતા અને સુંદરતા ઘણી ઘટી ગઇ છે, તો પણ પ્રસ્તુત મહોત્સવની રમણીયતામાં કિંચિત્ પણ ઘટાડો થયો નથી. અશ્વોનો શૃંગાર તથા નાચ અને સરદારોનાં પ્રફુલ્લિત વદન, તેમનો મનોહર વેષ તથા તેમનુ અશ્વો દોડાવવાનું તથા શસ્ત્રો ચલાવવાનું કૌશલ્ય જોઇને પ્રત્યેક પ્રેક્ષકનુ હૃદય આનંદમાં નિમગ્ન થઈ જાય છે. શરદ ઋતુના સૂર્યપ્રકાશથી ચલકતી શમશેરો જોઈ પ્રેક્ષકનું મન પરમ આલ્હાદને પ્રાપ્ત થાય છે. આ રંગભૂમિનું અપૂર્વ સૌંદર્ય અને ગૌરવ જોઇને મેવાડના પ્રાચીન ગૌરવનું સ્મરણ થાય છે. તત્કાળ વીરકેસરી સંગ્રામસિંહ અને પ્રતાપસિંહની અદ્‌ભુત વીરતા સ્મૃતિપટપર ઉપસ્થિત થાય છે અને તે પ્રેક્ષકને મેવાડની વર્તમાન નિર્જીવ અવસ્થામાંથી ઉચકીને તેની પ્રાચીન અતીવ ગૌરવમય અવસ્થામાં લઇ જાય છે. પરંતુ આ પ્રકાર માત્ર ક્ષણભર નિભે છે. બીજીજ ક્ષણે આ સ્થિતિ લય પામે છે અને મેવાડની સાંપ્રત શોચનીય સ્થિતિનું ચિત્ર અતઃ ચક્ષુની સમીપ આવીને ઉભું રહે છે. હૃદય વ્યાકુલ બની જાય છે અને આંખમાંથી શોકાશ્રુ ઝરવા લાગે છે.

આજના શુભ દિવસે સમસ્ત વ્યાપારીઓ પોતપોતાની દુકાન પુષ્પોથી સુસજ્જીત કરે છે. પ્રત્યેક બજારને મોખરે એક મૂલ્યવાન વસ્ત્રનો પડદો વિદ્યમાન હોય છે. વળી એક તોરણદ્વાર બનાવીને તેને પુષ્પહારથી અલંકૃત કરવામાં આવે છે. મહારાણા, ગિરિપરથી નીચે ઉતરી તે તોરણદ્વારની પાસે જાય છે અને તેને સ્પર્શ કરીને તેની પ્રદક્ષિણા કરે છે. આ ઉત્સવ પ્રસંગે જે જે રાજપુતો ઉપસ્થિત હોય છે તે સર્વ રાણાજીને વિવિધ પ્રકારના ઉપહાર આપે છે. આ સમયે ઉપરાઉપરી તોપો છોડવામાં આવે છે અને બંદીજનો તથા ભાટ લોકો, મેવાડના ગત વીરોની ગુણાવલીનુ ગાન કરે છે તથા રાણાજીની પણ સ્તુતિ ગાય છે. આજે નવા ખરીદેલા પુષ્કળ અશ્વોને રંગભૂમિપર લાવવામા આવે છે. સેનાસહિત રાણાજી ગિરિપરથી ઉતરવા માંડે છે તે વખતે અશ્વપાલો નવીન અશ્વોની પ્રશંસા કરે છે. આ અશ્વોનાં નામ માનક, બાજી, બાજ વગેરે હોય છે. રાણાજી મહાલયમાં આવી સરદારોને ઉચિત પુરસ્કાર આપે છે. આ દિવસે રાણાજી જે પોશાક પહેરે છે તે ઉત્સવની સમાપ્તિ થયા પછી કોટારિયાના સામંતને અર્પણ કરી દેવામાં આવે છે. જે દિવસે દુરાચારી વનવીરના અત્યાચારથી ઉદયસિંહના પ્રાણ ભયમાં આવી પડયા હતા અને જે દિવસે પરમ વિશ્વાસિની ધાત્રી પન્નાએ પોતાના પ્રાણાધિક પુત્રના રુધિરથી તે નરપિશાચની રક્તપિપાસા તૃપ્ત કરીને અનાથ રાજકુમારના જીવનની રક્ષા કરી હતી તે દિવસે જે ચૌહાણ સરદારે રાણા ઉદયસિંહ અને ધાત્રી પન્નાને પોતાને ઘેર રાખ્યાં હતાં તેમના જ વંશજ વર્તમાન કોટારિયાના સરદાર છે. રાણાજી તેમની ઉક્ત રાજભક્તિના બદલામાં તેમના વંશજોને આ પ્રસંગે પોતાનો પોશાક આપે છે.

**ગણેશપૂજા**—પ્રત્યેક સનાતન ધર્માવલંબી, સિદ્ધિદાતા ગણેશની પૂજા કરે છે. કોઇપણ રાજપુત ગણેશના નામનું સ્મરણ કર્યા વિના કોઈ કાર્યનો આરંભ કરતો નથી. જે રીતે વીર લોકો તેને માને છે તે પ્રમાણે વણિકો પણ પોતાની વહીના પ્રથમ પૃષ્ઠપર "**श्रीगणेशाय नमः**" લખીને તેને માન આપે છે. ઇમારત અથવા મંદિર બંધાવતી વખત શ્રી ગણેશની પ્રતિમાને તેની દિવાલમાં સ્થાપિત કરવામાં આવે છે. રાજપુતાનામાં કોઇપણ રાજપુતનું ઘર એવું નથી કે જેના દ્વારપર ગણેશની મૂર્તિ વિદ્યમાન ન હોય. ઘણાં હિંદુ નગરોમાં ગણેશનાં નામપરથી એકાદ દ્વાર પણ બંધાવેલું દ્રષ્ટિગોચર થાય છે. ઉદયપુરમાં પણ ગણેશદ્વાર નામનું એક તોરણદ્વાર છે. રાજસ્થાનના પ્રાયઃ સમસ્ત ગિરિઓપર ચઢવાના

માર્ગના પ્રારંભમાં ગણેશનું એક મંદિર દ્રષ્ટિગોચર થાય છે. ગણેશની પૂજાની સાથે તેના પ્રિય વાહન ઉંદરની પણ પૂજા કરવામાં આવે છે.

**ખડ્ગનું વર્ણન**—હવે અમે રાજપુતોના પ્રધાન આધારસ્તંભ બેધારા ખડ્ગનું વર્ણન કરીશું. આ ખડ્ગના સંબંધમાં રાજપુતાનામા અનેક ગૂઢ અને અદ્ભુત વૃત્તાંતો પ્રચલિત છે. રાજપુતો દ્રઢ શ્રદ્ધાપૂર્વક માને છે કે, ભગવતી ચતુર્ભુજાએ વિશ્વકર્માદ્વારા આ ખડ્ગ નિર્માણ કરાવીને બાપ્પારાવલને અર્પણ કર્યું હતું. ત્યાર પછી ગિહ્લોત કુલના રાજાઓએ દીર્ઘ કાલપર્યંત તે ખડ્ગનો જંગમ સંપત્તિ તરિકે ઉપભોગ લીધો. પછી જે સમયે મહાબળવાન યવન વીર અલ્લાઉદ્દીને યમદૂતની પેઠે ચિત્તોડપર આક્રમણ કર્યું, જે સમયે ચિત્તોડના બાર રાજકુમારોએ યવનોના ગ્રાસમાંથી માતૃભૂમિની રક્ષા કરવાને માટે સંગ્રામ-ભૂમિમાં પ્રાણાર્પણ કર્યું અને જે સમયે સતીશિરોમણિ રાણી પદ્મિની અગણિત રાજપુત લલનાઓને પોતાની સાથે લઈને ચિતામાં બળીને ભસ્મીભૂત થઇ, તે સમયથી અલ્પ અવધિને માટે ઉક્ત ખડ્ગ ગિહ્લોત કુલના અધિકારમાંથી નીકળી ગયુ. પૂર્વે જણાવાઈ ચૂક્યુંજ છે કે, અલ્લાઉદ્દીને ચિત્તોડ જીતી લીધા પછી માલદેવ નામક એક સોનગઢા સરદારને તે અર્પણ કર્યું હતું. ચિત્તોડનુ રાજ્ય પ્રાપ્ત કર્યા પછી એ સોનગઢા સરદારે ત્યાંનો ભંડાર હસ્તગત કરવાનો વિચાર કર્યો. તેણે ધાર્યું કે જમીનની અંદરના ભોંય-રામાં ચિત્તોડની પતિવ્રતા નારીઓ બળીને ભસ્મીભૂત થઇ છે તેથી અવશ્ય ત્યાં પુષ્કળ રત્નો વિદ્યમાન હશે, આવો વિચાર કરી તેણે તે ભયંકર ગુફામાં પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો. તેને ભય તો બહુ ઉત્પન્ન થયો, પરંતુ લોભે ભયને દૂર કર્યો. ઘણા માણસો ગુફાઓની ભીતિદાયક વાતો કરીને તેને ડરાવવા લાગ્યા. એક માણસે તેને જણાવ્યુ કે "એક ભયંકર અજગર સુરંગની રક્ષા કરે છે" બીજાએ કહ્યું કે "એક વિકટ પિશાચિની તેમાં ચોતરફ ભ્રમણ કર્યા કરે છે." ત્રીજો બોલ્યો કે "જે માણસ આ ભયકર ગુફામાં પ્રવેશ કરે છે તે જીવંત પાછો નીકળતો નથી." પરંતુ માલદેવ આ સર્વ વાતો સાંભળીને યત્કિંચિત્ પણ ભયભીત થયો નહિ. તેનો નિશ્ચય અટલ અને અડગજ રહ્યો. માલદેવે કયા માર્ગથી તે ગુફામાં પ્રવેશ કર્યો હતો તે વિષે કાંઇપણ ઉલ્લેખ ભટ્ટ ગ્રંથોમાં ઉપલબ્ધ થતો નથી.

આ ભયંકર સુરંગમાં પ્રવેશ કરવાથી સાહસિક માલદેવના પ્રાણ ક્રમશઃ રૂંધાવા લાગ્યા. પ્રત્યેક ક્ષણે પ્રાણ નાશ પામવાની આશંકા ઉપસ્થિત થઈ. પરંતુ આ મહા વિપત્તિના સમયમા પણ માલદેવ લેશ પણ ગભરાયો નહિ. તે અંધકારમય ગુફામાં પ્રવેશી અનુમાનના આશ્રયે ઠોકર ખાતો ખાતો એક દિશામાં ચાલ્યો. થોડે દૂર ગયા પછી એક પ્રકારનો લીલો પ્રકાશ તેને દ્દષ્ટિગોચર થવા લાગ્યો. માલદેવની દ્રઢતા યત્કિંચિત્ પણ શિથિલ થઈ નહિ. ઉલટપક્ષે તેનું હૃદય આનંદથી પ્રફુલિત થવા લાગ્યું. આ લીલો પ્રકાશ કોઇ ભૂત, પ્રેત, પિશાચ અથવા સર્પદ્વારા ઉત્પન્ન થયો હશે, એવી શંકા તેને ઉત્પન્ન થઇ નહિ. તે દ્વિગુણ ઉત્સાહથી નિડરતાપૂર્વક તે પ્રકાશ તરફ ધસવા લાગ્યો. થોડે દૂર ગયા પછી તે સહસા સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. તેનું સમગ્ર અંગ શિથિલ થઇ ગયું. તેનું હૃદય વારંવાર ધડકવા લાગ્યું. તેને રોમાંચ થયો. એક મહા પ્રચંડ ચૂલાની અંદર લાલ અને લીલી અગ્નિજ્વાલા તેને દ્દષ્ટિગોચર થઇ. આ અગ્નિ-પ્રકાશને લીધેજ તે સુરંગમાં થોડે દૂર સુધી અજવાળું ફેલાયું હતું. ભયંકર વેષધારિણી કેટલીક નાગિ-ણીઓ એક મોટી કઢાઇને ઘેરી રહી હતી અને ગંભીર તથા વિકટ સ્વરથી મંત્રોચ્ચાર કરતી હતી. તે તાંડવ નૃત્ય કરીને પોતાના હાથમાંની જ્યેષ્ટિકાવતી વારંવાર તે કઢાઇને સ્પર્શ કરતી જતી હતી. માલદેવ આ અદ્ભુત દ્રશ્ય જોઇને થોડીવાર સુધી સર્વથા સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. હવે શું કરવું, તેની તેને કાંઈ સુઝ પડતી નહોતી. જ્યારે મંત્રોચ્ચાર સમાપ્ત થયો ત્યારે તે નાગિણીઓ ઉભી રહી અને સ્થિર ભાવથી માલદેવ પ્રતિ જોવા લાગી. તેમનાં અંગારા સમાન લાલ નેત્રો અને ભયંકર વદન જોઇને માલદેવ ભયભીત થયો, પરંતુ તેણે પોતાના હૃદયનો ભય મુખપર લેશ પણ પ્રદર્શિત થવા દીધો નહિ. તે સ્થિર ઉભો રહ્યો. હવે તે ભયંકર નાગિણીઓએ તેને તેના આગમનનું કારણ પૂછ્યું. માલદેવ ધીમેથી બોલ્યો "યક્ષ, રાક્ષસ, ગાંધર્વ, કિન્નર અથવા નાગ ગમે તે તમે હો, પરંતુ હું આપના ચરણોમાં પ્રણામ કરૂંછું. આપના કાર્યમાં વિઘ્ન નાખવાને અથવા આપના ગૂઢ સ્થાનને ભેદી નાંખવાને હું અત્ર આવ્યો નથી. ગિહ્લોત કુલના અધીશ્વર બાપ્પા રાવલને જે દૈવી ખડ્ગ દેવી ચતુર્ભુજાએ આપ્યું હતું, તે ચિત્તોડમાંજ હતું,

પરંતુ ગત યવન—આક્રમણ પછી તે ક્યાં ચાલ્યું ગયું તેનો કાંઈ પત્તો લાગતો નથી. માટે આપને પ્રાર્થના કરૂંછું કે જો આપની પાસે તે ખડ્ગ હોય તો તે મને આપશો."

તે ભુજગિનીઓએ માલદેવની નિડરતા જોઇને કઢાઇનુ ઢાંકણું ખોલી નાંખ્યું. તે ઢાંકણું ખુલ્લું થતાં વેંતજ માલદેવને ભયંકર દ્રશ્ય જણાયું. તે કઢાઇમાં અનેક પ્રકારનાં પ્રાણીઓનાં અંગ ખંડ ખંડ થઇને પડેલાં હતાં. તેની વચ્ચે તેને એક બાલકનો કોમલ હાથ દ્રષ્ટિગોચર થયો. તે જોઇને માલદેવ ચકિત થયો અને એ કયા બાલકનો હાથ હશે, તેનો પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. અલ્પ અવધિ પછી તે નાગિણીઓએ રક્ત, માંસ અને ચરબીવાળા ટુકડાઓ એક પાત્રમાં મૂકીને માલદેવની પાસે લાવીને મૂકયા અને તેને ભોજન કરવાને માટે સંકેત કર્યો. પિશાચોના દુર્ગંધમય ખાદ્ય પદાર્થો ખાવામાં માલદેવ કિંચિત્ પણ લજ્જીત થયો નહિ. તેણે તે હલકા પદાર્થો ખાઇને ખાલી પાત્ર નાગિણીઓને પાછું સોંપી દીધું. તેણે નિડરતાપૂર્વક આ પદાર્થો ખાધા તેથી નાગિણીઓને દ્રઢ વિશ્વાસ બેઠો કે આ માણુસ અવશ્ય આ ખડ્ગ વાપરવાને સંપૂર્ણ લાયક છે. આ રીતે ખાત્રી કર્યા પછી તેમણે સુપ્રસન્ન થઇને માલદેવને ઉક્ત ખડ્ગ આપી દીધું. ત્યાર પછી માલદેવ આનંદ પામી સુરંગની બહાર નીકળી આવ્યો.+

હમીરે જે દિવસે સોનગઢા સરદારની પુત્રી સાથે વિવાહ કરીને ચિત્તોડનું સિંહાસન પ્રાપ્ત કર્યું તે દિવસે તેને ઉક્ત ખડ્ગ પણ પ્રાપ્ત થયું. કોઇક ભટ્ટ ગ્રંથમાં એવો ઉલ્લેખ છે કે, રાણા હમીરે ભગવતી ચારણી દેવીની પૂજા કરીને એ ખડ્ગ પ્રાપ્ત કર્યું હતું.

**દીપાવલી**—આશ્વિન માસની અમાવાસ્યાને દિવસે મેવાડમાં દીવાળી ( દીવાલી, દીપાવલી, દીપદાન )નો ઉત્સવ થાય છે. આ દિવસે રાત્રિને સમયે સમસ્ત રાજસ્થાનમાં રોશની થાય છે. સર્વ નગરો, ગ્રામો અને છાવણીઓમાં એવી રોશની કરવામાં આવે છે કે રાત્રિ પણ દિવસના જેવી લાગે છે. રાજાથી લઇને નિર્ધન ભિખારી સુધી સર્વ માણસો પોતપોતાની શક્તિ અનુસાર પોતપોતાને ઘેર દીપક પ્રદીપ્ત કરે છે. મેવાડના સર્વ માણસો આ ઉત્સવને દિવસે નૈવેદ્ય લઇને લક્ષ્મીના મંદિરમાં જાય છે. રાણાજી આજે પોતાના મુખ્ય મંત્રીની સન્મુખ બેસીને ભોજન કરે છે અને તે મંત્રી પોતાની સામેની દીપમાલામાં તેલ પૂર્યા કરે છે. રાણાજીના ઇષ્ટ મિત્રો અને સંબંધીઓ પણ તે દીપમાલામાં તેલ પૂરે છે. ત્રિકાલદર્શી ભગવાન મનુએ જુગારને અસંત અનિષ્ટકારક જણાવ્યો છે તે છતાં પણ રાજપુતો દીવાલીના ઉત્સવમાં જુગાર ખેલે છે. સર્વ રાજપુતો દ્રઢ વિશ્વાસપૂર્વક માને છે કે, આજે જેની જીત થાય છે તેનું સંપૂર્ણ વર્ષ આનંદમાં વ્યતીત થાય છે.

ત્યાર પછી બીજને દિવસે ભઇઆ દુજ (ભ્રાતૃ દ્વિતીયા) નો ઉત્સવ થાય છે. એમ કહેવાય છે કે, સૂર્યની પુત્રી યમુનાએ આ તિથિપર પોતાના ભ્રાતા યમને આમંત્રણ કરીને પોતાને ઘેર ભોજન કરાવ્યુ હતું. આ જ કારણથી હિંદુ શાસ્ત્રમાં પવિત્ર ભ્રાતૃપ્રેમનો પ્રકાશ કરવાને માટે આ દિનને ઉત્તમ માનવામાં આવે છે. હિંદુ શાસ્ત્રમાં એવું વિધાન છે કે, જે આ કાર્તિકમાસની શુકલ દ્વિતીયાને દિવસે પોતાના ભ્રાતાને આમંત્રણ કરી ચંદનાદિ દ્વારા અર્ચના કરીને તેને ભોજન કરાવે છે તેને કદિ પણ વૈધવ્યનું કષ્ટ સહન કરવું પડતું નથી અને તેનો ભ્રાતા પણ દીર્ઘાયુ ભોગવે છે.

આ જ તિથિપર રાજપુતો સંધ્યા સમયે ગાયોની પૂજા પણ કરે છે.

**લક્ષ્મીપૂજા**—કાર્તિકી શુકલ પૂર્ણિમાને દિવસે રાજપુતો પરમ શ્રદ્ધાપૂર્વક સૌભાગ્યદાયિની લક્ષ્મીની પૂજા કરે છે. આ ઉત્સવ પ્રસંગે પણ મહા ધામધૂમ થાય છે.

**અન્નકૂટ**—ભગવાન શ્રીકૃષ્ણની ઉપાસનાને માટે રાજસ્થાનમાં જેટલા ઉત્સવો કરવામાં આવે છે તે સર્વમાં અન્નકૂટ પ્રધાન છે. નાથદ્વારામાં આ ઉત્સવ મહા ધામધુમ સાથે કરવામાં આવે છે. ભારતવર્ષનાં અનેક સ્થાનોમાંથી વૈષ્ણવો, સાધુ સંતો અને કૃષ્ણના ભકતો આવીને આ ઉત્સવની શોભામાં વૃદ્ધિ

+ માલદેવે જે પ્રકારે એ ખડ્ગ મેળવ્યું હતું તે પ્રકારે ત્રિશૃંગ નામક ખડ્ગ પણ પ્રાપ્ત કરવામાં આવ્યું હતું. પ્રાચીન કાળમાં રાજપુતો ખડ્ગનેજ પોતાનો પ્રધાન સહાયક માનતા હતા. ત્રિશૃંગ નામક ખડ્ગ એક પ્રસિદ્ધ જીતવીરની પુત્રીએ પ્રાપ્ત કર્યું હતું. પોતાના પિતાનું મૃત્યુ થયા પશ્ચાત્ પોતાના કુલનું પવિત્ર ખડ્ગ નહિ જણાતાં ઉક્ત પ્રકારે મહા કષ્ટે તેણે તે પ્રાપ્ત કર્યું હતું. આઇસલેંડના એક ઐતિહાસિક ગ્રંથમાં તેનું વર્ણન ઉપલબ્ધ થાય છે.

કરે છે. રાજસ્થાનનાં ભિન્ન ભિન્ન નગરોમાં ભગવાન વિષ્ણુની જે સાત મૂર્તિઓ વિરાજમાન છે તે સમસ્ત મૂર્તિઓને આ ઉત્સવના આરંભમાંજ નાથદ્વારા લઇ જવામાં આવે છે અને ત્યાં વિધિપૂર્વક તેનું પૂજન થાય છે. આ સાત પ્રતિમાઓને સંતુષ્ટ કરવાને માટે નાથજીના મંદિરના આંગણામાં અન્નના કૂટો (ઢગલા) બનાવવામાં આવે છે. રાજપુત જાતિના ગૌરવ કાલમાં આ અન્નકૂટનો મહોત્સવ અત્યંત ધામધૂમસહિત કરવામાં આવતો હતો. જે સમયે અનર્થકારક યુદ્ધોની દિગ્દાહી આગથી રાજસ્થાન ભસ્મ થયુ નહોતું અને જે સમયે વિષ્ણુપરાયણ રાજપુતો ગૌરવના ઉચ્ચ શિખરપર આરૂઢ થઇને શાંતિપૂર્વક પોતાના ઇષ્ટ દેવની ભક્તિ કરી શકતા હતા, તે સૌભાગ્યશાલી સમયમાં ચાર પ્રધાન રાજપુત રાજાઓ અન્નકૂટના ઉત્સવ પ્રસંગે નાથદ્વારામા આવીને પુષ્કળ દ્રવ્યનું દાન કરતા હતા.

અન્નકૂટના મહોત્સવનો આખો દિવસ ઉદયપુરના મહારાણા આનંદવિલાસમાં વ્યતીત કરે છે. તેઓ ચોગાનમાં જઇને ઘોડદોડ અને ગજયુદ્ધ જુએ છે. સંધ્યા સમયે આતશબાજી ઉરાડવામાં આવે છે.

**મકરસંક્રાન્તિ**—કર્નલ ટૉડે ભૂલથી કાર્તિકી વિષ્ણુપદી સંક્રાન્તિને મકરસક્રાન્તિ જણાવી છે. સમસ્ત સનાતન ધર્માવલંબીઓ જાણે છે કે કાર્તિક માસની સંક્રાન્તિનો દિવસ પરમ પવિત્ર ગણાય છે. આ પવિત્ર દિવસે મહારાણા પોતાના સરદારો અને સામંતોને લઇને 'ચૌગાન મહલ'માં જાય છે અને સર્વ જણુ અશ્વારૂઢ થઇને ગોલક નામનો ખેલ કરે છે.

**મિત્ર સપ્તમી**—માર્ગશીર્ષની શુક્લ સપ્તમીને દિવસે તેમનો એક ઉત્સવ થાય છે. આ તિથિને તેઓ મિત્ર સપ્તમી કહે છે. ભગવાન દિવાકર એજ તિથિએ પોતાની માતા અદિતિના ગર્ભથી ઉત્પન્ન થયા હતા. આ જ કારણથી સૂર્યવંશી રાણાજી આ દિવસને પવિત્ર માને છે.‡

રાજપુત સ્વાધીનતાની લીલાભૂમિ, વીરતા અને મહાનતાની સાધનપીઠ, હિંદુ ગૌરવની ખાણ, વીરજનની મેવાડભૂમિમાં જે જે પર્વોત્સવો થાય છે તેનું વર્ણન અત્રે સમાપ્ત થાય છે. જે લેખિનીથી બાપ્પા રાવલની વીરતા, સમરસિંહનુ સમરકૌશલ્ય, પ્રતાપસિંહનો સ્વદેશપ્રેમ અને પ્રતાપ, અને રાજસિંહની નિડરતાનુ વર્ણન કરવામાં આવ્યુ છે, તેજ લેખિનીદ્વારા તેમના સંતાનોની વિલાસપ્રિયતા, ભીરુતા અને શોચનીય દુર્દશા પણ આલેખવામા આવી છે. જે વીરવંદનીય ગિહ્લોત વંશ એક સમયે વીરતા, સભ્યતા, તેજસ્વિતા અને મહાનુભાવતાથી જગતનો શિરોમુકુટ બની બેઠો હતો, જેની વીરતાના ડંકાનો નાદ હિંદુકુશ પર્વતને ભેદી પૌરાણિક શાકદ્વીપના વક્ષઃસ્થળ પર્યંત પહોંચી ગયો હતો, અને જેના એકજ વીરની અલૌકિક વીરતાથી એક સમયે શહેનશાહ અકબરનુ સિંહાસન કંપાયમાન થયું હતું. તેજ વંશના સંતાનો કે જેના પૂર્વજોનાં રોમ રોમમાંથી નીકળતી અગ્નિની ચિણગારીઓ માત્ર ભારતવર્ષનેજ નહિ, પરંતુ ઇરાન, તુરાન પ્રભૃતિ દેશોને ડોલાયમાન કરી દેતી હતી તેનાજ વંશજો આજે દુર્ભાગ્યના કઠોર કરપ્રહારથી શિથિલ થઇ ગયા છે. આજે તે તેજ રહ્યું નથી—હાલ તે દમક રહી નથી. સર્વનો લય થઇ ગયો છે. સર્વ મંદતાને પ્રાપ્ત થયુ છે. સાંપ્રતમાં સર્વત્ર જડતા, નિઃસ્તબ્ધતા, અને મૌનનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું છે. ઉન્નત, પ્રતિષ્ઠિત અને ગૌરવાન્વિત મેવાડનો અત્યંત શોચનીય અને હૃદયાવદારક વિધ્વંસ થયો છે. તેનાં ગગનસ્પર્શી ગૌરવશૃંગો ખંડ ખંડ થઇને આજે ભૂમિભેગાં થયાં છે. આજે મેવાડમાં ઉઠીને બેઠા થવાની શક્તિ સુદ્ધાં રહી નથી. જે મેવાડને શક્તિનો ભંડાર માનવામાં આવતો હતો, તે આજે શક્તિહીન બની બેઠો છે; પરંતુ અમને આશા છે કે બ્રિટિશ સરકારની શીતલ છાયા નીચે મેવાડ પુનઃ ઉન્નતિ પ્રાપ્ત કરશે. અસ્તુ.

---

‡ કર્નલ ટૉડ એક અંગ્રેજ હોવા છતાં પણ તેમણે રાજપુતોના ધર્મ અને ઉત્સવોનું વર્ણન અતિ ઉત્તમ પ્રકારે કર્યું છે. જો કે તેમણે કેટલેક સ્થળે ભૂલ પણ કરી છે, પરંતુ તે ક્ષમ્ય છે. જો તેઓ સંસ્કૃત ભાષાના જ્ઞાતા હોત તો કદિ તેમણે ભૂલ કરી નહોત. આ અધ્યાયના પ્રારંભમાં જે ભાનુ સપ્તમીનું વર્ણન કરવામાં આવ્યું છે તે આ મિત્ર સપ્તમીના બીજા નામ શિવાય ઇતર કાંઇ પણ નથી. કર્નલ ટૉડે આ ભાનુ સપ્તમીને સૂર્ય ભગવાનનો જન્મ દિવસ જણાવ્યો છે, પરંતુ વાસ્તવમાં આદિત્ય ભગવાને માર્ગશીર્ષ માસની શુક્લ સપ્તમીને દિવસે જન્મ લીધો હતો. તેનું પ્રમાણ ભવિષ્ય પુરાણમાં નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છેઃ "अदित्यां कश्यपाज्जज्ञे मित्रोनाम दिवाकरः। मार्गशीर्षस्य मासस्य शुक्लपक्षे शुभे तिथौ। सप्तम्यां तेन सा ख्याता लोकेऽस्मिन् मित्रसप्तमी ॥"



# अध्याय ३१ मो.

**સતી થવાનો રિવાજ-શિશુ કન્યાની હત્યા-જુહારની રીતિ-રાજપુત ચારિત્ર્યની સંક્ષિપ્ત સમાલોચના-મૃગયા-વ્યાયામ-યુદ્ધકલા-ગાયન વાદન-મહારાજા શિવધનસિંહ-રાજપુતોની શિક્ષા-ગૃહશૃંગાર અને વેષ.**



એક સમયે હિમાલયથી લઇને કન્યાકુમારી પર્યંત અને અરબી સમુદ્રથી બ્રહ્મપુત્રા પર્યંત સમસ્ત હિંદુ જાતિમાં સતી થવાનો રિવાજ પ્રચલિત હતો. કારણ કે હિંદુ શાસ્ત્ર સ્ત્રીને પતિની પાછળ ભસ્મીભૂત થવાની આજ્ઞા કરે છે. સૌથી પ્રથમ રાજા દક્ષની કન્યાને સતી થયેલી જણાવવામાં આવે છે. રાજા દક્ષે પોતે કરેલા મહા યજ્ઞમાં સમસ્ત લોકો તથા દેવોને આમંત્રણ કર્યું હતું. પરંતુ તેમણે પોતાના જામાતા શિવજીને આમંત્રણ કર્યું નહિ. જ્યારે શિવજીની પતિવ્રતા સ્ત્રીએ સાંભળ્યું કે, મારા પિતાએ મહાયજ્ઞ કરવા માંડયો છે, છતાં મારા પતિને આમત્રણ કર્યું નથી, ત્યારે તે યજ્ઞ જોવાને માટે એકલી આમંત્રણ વિનાજ પોતાના પિયરમાં ગઇ. રાજા દક્ષે પોતાની મહા સભામાં પરમ ક્રોધાયમાન થઈ શિવજીની અત્યંત નિંદા કરી. સતી પોતાના પતિની આ ભીષણ નિંદા સહન કરી શકી નહિ અને તેણે તત્કાળ પોતાના પ્રાણ વિસર્જન કર્યા. પછી તે સતીએ રાજા હિમાલયને ઘેર જન્મ ગ્રહણ કર્યો અને પુનઃ શિવજીની સાથે તેનું સમ્મિલન થયું. રાજપુત સ્ત્રીઓ પણ આજ દ્રષ્ટાંતનુ અનુકરણ કરીને પોતાના પ્રાણપતિનુ પુનર્મિલન કરવાના ઉદ્દેશથી ચિતામાં જીવંત બળીને ભસ્મીભુત થાય છે. આ રીતિનો પ્રચાર પ્રથમ શૈવોમા થયો. બીજી પ્રાચીન જાતિઓમાં પણ સતી થવાનો રિવાજ હતો. ઝર્તાસિનિવાસી જીત વા જ્યુત જાતિના યોદ્ધાની પાછળ તેની સ્ત્રી, અશ્વ, અસ્ત્રશસ્ત્રો અને ગુલામો ચિતામાં બળીને ભસ્મીભૂત થતા હતાં. બાલ્ટિક સમુદ્રના તટપરના સ્કૅન્ડીનોવિયન જીત ગણોમાં પણ આ રીતિનો પ્રચાર હતો. અને આ લોકોમાંથી ઉત્પન્ન થયેલા ફ્રિસિયન તથા સેક્ષન લોકો પણ આ રિવાજમાંથી મુક્ત નહોતા. અનેક યુગો વહી ગયા પછી આ લોકોએ સ્ત્રીને બાળી મૂકવાની રીતિ છોડી દીધી હતી.

આ રીતિનો પ્રધાન ઉદ્દેશ સ્ત્રીનું સતીત્વ પ્રકાશિત કરવાનો છે. રાજપુતો દ્રઢ શ્રદ્ધાપૂર્વક માને છે કે આ પ્રકારના સહમરણથી ભાર્યા પોતાનાં તથા પોતાના પતિનાં પાપોનો નાશ કરે છે, એટલુંજ નહિ પરંતુ બીજા અવતારમાં તે પોતાના સ્વામીનું પુનર્મિલન કરે છે. આ માન્યતાને લીધે બંગાલાની બ્રહ્મિણ નારીઓ પણ પ્રસન્ન ચિત્તથી પોતાના પતિની ચિતામાં ભસ્મીભૂત થવાને કિંચિત્ પણ વિલંબ કરતી નથી.

હિંદુ શાસ્ત્ર સતી થવાના રિવાજનું સમર્થન કરે છે. એ ખરૂં તોપણ તેમાં મતભેદ નથી એમ નથી. મહર્ષિ વેદવ્યાસજી મહાભારતમાં આ સહમરણની રીતિને દ્રઢ પુષ્ટિ આપી ગયા છે. પરંતુ શાસ્ત્રકારોમાં શ્રેષ્ઠ એવા મનુએ એ સંબંધે કાંઈ ઉલ્લેખ કર્યો નથી. આર્ય વિધવાઓના આચારના સબંધમાં મહાત્મા મનુ જે વિધાન કરી ગયા છે તે પશ્ચિમની સ્ત્રીઓને કઠોર લાગશે, પરંતુ હિંદુ રમણીઓ તેને અતિ સરલ માને છે. મનુ જણાવે છે કે "+વિધવા સ્ત્રીએ કેવલ કંદમૂળ ખાઇને જ પોતાનું જીવન

---

+ कामं तु क्षपयेद्देहं कन्दमूलफलैः शुभैः ।
न तु नामापि गृह्णीयात्पत्यौ प्रेते परस्य तु ॥ मनु० अ० ५ श्लो०—१६१

વ્યતીત કરવું જોઇએ અને કદી સ્વપ્નમાં પણ પરપુરૂષનું સ્મરણ કરવુ જોઇએ નહિ" તદુપરાંત તેઓ જણાવે છે કે "પતિનો પરલોકવાસ થયા પછી જે સાધ્વી પવિત્ર રહે છે અને ધર્માચરણ કરે છે તેને અંતે સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. કિંતુ જે વિધવા સ્ત્રી પુનર્લગ્ન કરીને પોતાના મૃત પતિની અવજ્ઞા કરે છે, તે આ લોકમાં પોતાને કલંકિત કરીને અંતે પોતાના પતિના સાન્નિધ્યથી વંચિત રહે છે." §

હિંદુ સમાજના પ્રધાન શાસ્ત્રકાર મનુ આ પ્રમાણે, વિધવાઓને પવિત્ર અને શુદ્ધ આચરણ રાખવાં, સાંસારિક સુખની ઇચ્છાનો પરિત્યાગ કરવો, ઇત્યાદિ અનેક આજ્ઞાઓ કરે છે. અને આ પ્રકારના વર્તનથી આ લોકમાં યશ તથા પરલોકમાં પતિનું સાન્નિધ્ય પ્રાપ્ત થશે, એવી આશા આપે છે. પરંતુ તેઓ કોઇ પણ સ્થળે સહમરણની કઠોર વિધિનો ઉલ્લેખ કરી ગયા નથી. આ સહમરણની રીતિ વિષે પંડિતોએ પુષ્કળ લખ્યું છે, માટે એ સંબંધે વિશેષ લખવું અમે યોગ્ય ધારતા નથી.

કર્નલ ટૉડે ઉપર જે જણાવ્યુ છે તેનો અધિકાંશ અમને માન્ય છે. હિંદુઓના પ્રધાન શાસ્ત્રકાર મનુએ વિધવા સ્ત્રીને પતિની પ્રજ્વલિત ચિતામાં ભસ્મીભૂત કરવાની આજ્ઞા કરી નથી એ વાત સત્ય છે, પરંતુ ત્યાર પછીના યુગના શાસ્ત્રકાર વ્યાસેજ નહિ પરંતુ અન્યાન્ય શાસ્ત્રકારોએ પણ આ પ્રથાનું દ્રઢ સમર્થન કર્યું છે. કારણ વિના કોઈ પણ કાર્ય બનતું નથી. અમે (હિંદી અનુવાદક) શ્રદ્ધાપૂર્વક માનીએ છીએ કે, મનુના સમયમાં સહમરણની આવશ્યકતા નહિ હોય તેથીજ તેમણે તે પ્રકારની આજ્ઞા કરી નથી. ત્યારપછી સમાજમાં પરિવર્તન થતા કોઇ મહાન કારણ ઉપસ્થિત થયું હશે અને તેવી તે સમયના શાસ્ત્રકારોએ સતી થવાની પ્રથાનો આરંભ કરાવ્યો હશે. માત્ર એક કારણથીજ નહિ, પરંતુ અનેક કારણોથી આ સહમરણની રીતિ પ્રચલિત થઈ હોવી જોઇએ. પરંતુ આ સર્વ કારણોમાંનું મુખ્ય અને પ્રબલ કારણ શું હશે તે હાલ આપણે જાણી શકતા નથી. સાંપ્રતમાં બ્રિટિશ સરકારના સુરાજ્યમાં સતી થવાનો રિવાજ લુપ્ત થઈ ગયો છે. પરંતુ એ રિવાજનો અંત આવ્યા પૂર્વે ભારતવર્ષમાં જે કોટયવધિ સ્ત્રીઓ પોતાના પ્રાણપતિની સાથે બળી મુઇ હતી તેમાંની ઘણીખરી એવી હતી કે જેમણે સ્વેચ્છાથી કેવળ દાંપત્ય પ્રેમને લીધેજ પ્રજ્વલિત ચિતામાં આત્મોત્સર્ગ કર્યો હતો. આજે પણ કેટલીક એવી સતીઓ જોવામાં આવે છે કે, જે પોતાના પતિનું મરણ થતાં અન્ય ઉપાયોથી પોતાના પ્રાણવિસર્જન કરે છે. હિંદુ સ્ત્રીઓમાં જે યથાર્થ પતિભક્તિ અને શુદ્ધ દાંપત્ય પ્રેમ પ્રતીત થાય છે તે પ્રકાર જગતની ઇતર કોઈ જાતિમાં તેટલા પ્રમાણમાં દ્રષ્ટિગોચર થતો નથી.

હવે અમે રાજપુત સમાજમાં પ્રચલિત એક બીજી રીતિનો ઉલ્લેખ કરવાને પ્રવૃત્ત થઇએ છીએ. કર્નલ ટૉડના સમયમાં આ રીતિનો પ્રચાર રાજવાડામાં અતિ વિશાળ પ્રમાણમાં હતો. બ્રિટિશ સરકારના સુશાસનના પ્રતાપથી સતીના રિવાજની પેઠે આ રિવાજ પણ લુપ્ત થઈ ગયો છે. હાલમાં આ રીતિનો પ્રચાર નથી તેથી એના ઉલ્લેખની પણ આવશ્યકતા જણાતી નથી, પરંતુ કર્નલ ટૉડ એ રીતિનું વર્ણન કરી ગયા છે તથા એનું મૂળ કારણ પણ વિદ્યમાન છે માટે એ પ્રાચીન રીતિના સંબંધમાં એક બે શબ્દો કહેવા અપ્રસ્તુત ગણાશે નહિ.

સતી થવાના રિવાજની પેઠે આ રીતિ પણ હૃદયભેદક છે. સતી થવાના રિવાજને તો સમાજ અને ધર્મ શાસ્ત્રોનો પણ ટેકો હતો, પરંતુ આ શિશુ કન્યાના વધની રીતિને કોઈ પણ પ્રકારનો ટેકો નહોતો. રાજપુત સમાજમાં શિશુ કન્યાની હત્યા કરવાનો રિવાજ દીર્ઘ કાળથી પ્રચલિત હતો. કર્નલ ટૉડ જણાવે છે કે "જેમ સ્ત્રીઓ પતિના ગૌરવને ખાતર પ્રજ્વલિત ચિતાગ્નિમાં પોતાનો દેહ સમર્પણ કરી દેતી હતી તેમ તેના ગર્ભથી ઉત્પન્ન થયેલી કન્યાઓને પણ પોતાના પિતાના ગૌરવની રક્ષાર્થે આ જગતમાં આવતાંવેંતજ પોતાના પિતાને હાથે પ્રાણશૂન્ય કરવામાં આવતી હતી.

§ કર્નલ ટૉડના સમયમાં કેવલ રાજવાડામાંજ નહિ, પરંતુ ભારતવર્ષના સર્વે સ્થાનોમાં સહમરણની રીતિનો પ્રચાર હતો. આ રીતિ બંધ કરવાની તેઓ ભલામણ કરી ગયા છે. જહાંગીરે પોતાના રાજ્યમાં એવી આજ્ઞા ફરમાવી હતી કે જે હિંદુ વિધવાને પુત્ર વા કન્યા હોય તેણે કદિ પણ પોતાના મૃત પતિની સાથે સતી થવું નહિ. પરંતુ થોડા વખત પછી જહાંગીરે સ્વયં એ આજ્ઞા રદ કરી હતી. હવે લૉર્ડ વિલિયમ બૅન્ટિકની કૃપાથી ભારતવર્ષમાંથી સતી થવાની રીતિ સર્વથા દૂર થઇ છે.

પરંતુ જે પ્રકારે વિધવા સ્ત્રી પતિની અનુગામિની થવાથી પતિનાં કુટુંબીઓ પોતાને ગૌરવાન્વિત માનતાં હતાં તે પ્રકારે શિશુ કન્યાનો વધ કરીને કોઇ પણ રાજપુત પોતાને ગૌરવાન્વિત માનતો નહોતો."

વીરભૂમિ રાજવાડામાં આ ભયંકર રીતિનો પ્રચાર શા કારણથી થયો હતો અને રાજપુતો વાત્સલ્ય ભાવને તિલાંજલિ આપી આવા પૈશાચક કાર્યમાં શામાટે પ્રવૃત્ત થયા હતા તેનીજ શોધ કર્નલ ટૉડે કરી છે. તેઓ જણાવે છે કે "વાત્સલ્ય ભાવના અભાવથી રાજપુત પિતા પોતાની સુકુમાર કન્યાનો વધ કરે છે એ વાત હું માની શકતો નથી. જે કારણથી યુરોપખંડમાં અસંખ્ય મઠો ( Convents ) સ્થાપિત કરવામાં આવ્યા છે અને સ્ત્રીઓને તેમાં મરણ પર્યંત બંદીવાન રાખવામાં આવે છે× તેજ કારણથી રાજપુતો પોતાની શિશુ કન્યાઓને ભૂપીતી કરતા હતા. આ રીતિ ગમે તેવી હૃદયવિદારક હો, પરંતુ કન્યાને જન્મ પર્યંત કુંવારી રાખવા કરતાં, તો તેનો આ રીતે વધ કરવો એજ વિશેષ યુક્ત છે, એમ અવશ્ય આપણે સ્વીકારવુંજ પડશે. ફ્રાન્સના ફ્રિસિયન લોકો, ઇટાલીના લંગોબાર્ડી લોકો અને સ્પેનના વિઝિ ગૉથ લોકો, સ્ત્રીઓને મઠમાં બંદીવાન રાખવાની રીત ગૉથ લોકોના મૂળ સ્થાન મધ્ય એશિયામાંથી લાવ્યા હતા+ એમાં કિંચિત્ પણ શક નથી. રાજપુતો અને પ્રાચીન જર્મન લોકોમાં કલંકના ભયથીજ શિશુ કન્યાનો વધ કરવાનો રિવાજ પ્રચલિત હતો. આ વીરો પોતાની કન્યાને સમાન પાત્રના હાથમાં સમર્પણ કરવાને અસમર્થ હોવાથી તેને કલંકિત દશામાં જોવા કરતાં તેનો વધ કરવાનું વધારે ઉચિત માનતા હતા.

અમે પૂર્વે જણાવી ચૂક્યા છીએ કે સાંપ્રતમાં સુકુમાર કન્યાનો વધ કરવાની રીતિ દૂર થઇ ગઇ છે, પરંતુ તેનું મૂળ કારણ અદ્યાપિ દૂર થયું નથી. આ મૂળ કારણ શું છે? અને શા કારણથી આ રીતિ પ્રબળ થઈ ગઈ હતી? એનો ઉત્તર એટલોજ આપી શકાય છે કે રાજપુતોમાં વિવાહની જે રીતિ પ્રચલિત છે તેણેજ આ શિશુ કન્યાની હત્યાના રિવાજને ભયંકર રીતે વધારી દીધો હતો. રાજપુતો પોતાની શાખા અને પોતાના ગોત્રમાં કદિ પણ વિવાહ કરતા નથી. એક વંશની સ્થાપનાને અનેક શતાબ્દીઓ વ્યતીત થઈ ગઇ હોય, તે વંશના લોકો અનેક ભિન્ન ભિન્ન સ્થળે વસતા હોય અને તે વંશના આદિ પુરુષનું નામ પણ વિસ્મૃત થઈ ગયું હોય, તથાપિ તે વંશના રાજપુતો અરસપરસમાં વિવાહ સંબંધ જોડતા નથી. આ વિધાનનું એક પ્રબળ પ્રમાણ એ છે કે, આઠસેં વર્ષો થયાં ગિહ્‌લોતકુલની બે મુખ્ય શાખાઓ એક બીજાથી પૃથક્ થઇ ગઇ છે. કનિષ્ઠ શાખામાંથી ઉત્પન્ન થયેલા સિસોદીઆઓએ જ્યેષ્ઠ શાખામાંથી ઉત્પન્ન થયેલા આહારિયા પ્રભૃતિપર પોતાનુ ગૌરવ સ્થાપિત કર્યું છે અને ઉભય શાખાઓ દ્વારા બે ભિન્ન ભિન્ન દેશો શાસિત થાય છે, છતાં પણ તેમનામાં હજી પરસ્પર વિવાહ થતા નથી. આવા વિવાહને તેઓ વ્યભિચાર સ્વરૂપ માને છે. સિસોદીઆ ગણોને આજપર્યંત આહારિયા પ્રભૃતિ સાથે ભ્રાતૃસંબંધ છે, અને ઉભય શાખાના પુરૂષો તે શાખામાં જન્મેલી સ્ત્રીઓને ભગિનીસમાન માને છે. તેઓ પોતાની કન્યા ભિન્ન ગોત્રમાં સુયોગ્ય પાત્રની તપાસ કરીને તેને સમર્પણ કરે છે. યુદ્ધ ઇત્યાદિ શોચનીય ઘટનાઓથી ભિન્ન ભિન્ન ગોત્રો એકબીજાથી ઘણે દૂર જઇ પડતાં હતાં અને તેથી વિવાહ તથા જન્મની સંખ્યા ઘણી ઓછી થઇ જતી હતી. જો મારવાડમાં દુર્ભિક્ષને લીધે પુરૂષોની સંખ્યા ઘટતી, તો તેની સાથે અંબર રાજ્યમાં સ્ત્રીઓની સંખ્યા પણ ન્યૂન થતી હતી, અને આ પ્રકારે બમણી હાનિ થતી હતી.

× યુરોપમાં આ રીતિ અદ્યાપિ વિદ્યમાન છે.

+ સિંધુ નદીની નિકટના પ્રદેશમાં રહેતા ધાઇકાર નામક શીખજાતિના લોકો પણ આ પ્રકારે શિશુ કન્યાનો વધ કરતા હતા. તેઓ કન્યાનો જન્મ થતાંની સાથેજ તેને બજારમાં લઇ જતા હતા. તેમના એક હાથમાં તીક્ષ્ણ છરી રહેતી અને બીજા હાથમાં તરતની જન્મેલી બાળા રહેતી. આ રીતે કન્યાને બજારમાં લઇ જઇને તેઓ ઉચ્ચ સ્વરે કહેતા કે "યદિ આ કન્યાની સાથે વિવાહ કરવાની કોઇને ઇચ્છા હોય તો તેણે એને ગ્રહણ કરવી. નહિતો હમણાં એનો પ્રાણ લેવામાં આવે છે." આ લોકોમાં સ્ત્રીઓની સંખ્યા અધિક હતી. વળી તેમનામાં એક સ્ત્રી અનેક પતિ કરી શકતી હતી. એક પતિ જ્યારે તેને ઘેર ગયો હોય ત્યારે તે ઘરપર એક સંકેતચિહ્ન રાખવામાં આવતું હતું, જે જોઇને બીજો પતિ તેમાં પ્રવેશતો નહોતો. જ્યારે ઉક્ત ચિહ્નને લઈ લેવામાં આવતું હતું ત્યારે જ બીજો પતિ તેના ઘરમાં જઈ શકતો હતો.

યદ્યપિ અંગ્રેજી રાજ્યમાં આ હૃદયવિદારક રીતિ લુપ્ત થઇ ગઈ છે, તથાપિ વિવાહપ્રસંગે ભારે ખર્ચ કરવાની રીતિ કે જે શિશુ કન્યાવધનું એક મોટું કારણુ છે તે હજી દૂર થઈ નથી. કર્નલ ટૉડના સમયમાં આ રીતિ દૂર કરવામા પ્રત્યેક રાજપુત પિતાની સહાનુભૂતિ હતી. અનેક રાજાઓએ પણ આ રીતિ દૂર કરવાને માટે પુષ્કળ પ્રયત્ન કર્યો હતો. અંબરના વિખ્યાત રાજા જયસિંહે જે યોજના કરી હતી તેનું જો અનુસરણ કરવામાં આવત તો અવશ્ય તેથી લાભ થવાનો સંપૂર્ણ સંભવ હતો. તેમણે એવી સૂચના કરી હતી કે, કોઇ પણ સામંતે પોતાની એક વર્ષની ઉપજ કરતાં વિશેષ ખર્ચ લગ્નકાર્યમાં કરવો નહિ. આ સૂચના સર્વ રાજપુત રાજાઓપર મોકલવામાં આવી હતી અને તેમણે પોતપોતાના સામંતોને એકત્રિત કરીને તેમને આ સૂચના અનુસાર કાર્ય કરવાની ભલામણ કરી હતી. પરંતુ સર્વથી પહેલાં સલુમ્બરના સામંતે જ આ સૂચનાનો ભંગ કર્યો. તેણે પોતાની કન્યાના વિવાહપ્રસંગે એટલો બધો ખર્ચ કર્યો કે તેટલો ખર્ચ તેના સ્વામી મેવાડના મહારાણા પણ કરી શકયા નહોતા. ભાટ ચારણોએ તેની દાન શૂરતાની પ્રશંસાથી સમસ્ત રાજવાડાને પ્રતિધ્વનિત કરી મૂકયો હતો. આથી જયસિંહની યોજના તૂટી પડી હતી. જ્યાંસુધી રાજપુતો વૃથા યશ સંપાદન કરવાની ઇચ્છિાનું દમન કરશે નહિ તથા આડંબર છોડી સાદાઈનું અવલંબન કરશે નહિ ત્યાંસુધી તેમનો વિવાહનો ખર્ચ ઓછો થનાર નથી. દુર્ભાગ્યવશાત્ જે લોકોએ લગ્નપ્રસંગે ભારે ખર્ચ કરવાની પ્રથા દૂર કરવામાં સહાય કરવી જોઇએ તે લોકોજ ઉલટા એ પ્રથાને દ્રઢ કરવામા સહાય કરે છે, કારણુ કે તેથી તેમનો સ્વાર્થ સિદ્ધ થાય છે. ભાટ, ચારણુ, બ્રાહ્મણુ વગેરે લોકો આ પ્રથા દૂર કરવાને બદલે દ્રઢ કરે છે. તેઓ લગ્નના મંડપમાં એકત્રિત થઈ કન્યાના પિતાની ભારે પ્રશંસા કરે છે અને તેની પાસેથી પૈસા કઢાવે છે. ભાટ લોકો રાજપુતોનો યશ ગાઇને તેમને લગ્ન પ્રસંગે ભારે ખર્ચ કરવાને ઉત્તેજિત કરે છે. જો તેઓ ઓછો ખર્ચ કરે તો ભાટો તેની નિંદાત્મક કવિતા બનાવે અને આખા દેશમાં તેની અપકીર્તિ ફેલાવી દે. આ ભયથી રાજપુતો પોતાના કુલની મર્યાદા સાચવવાને માટે આપત્તિ વ્હોરી લઇને પણુ લગ્નપ્રસંગે ભારે ખર્ચ કરવાને પ્રવૃત્ત થાય છે. રાજપુતોનો શ્રેષ્ઠ કવિ ચંદ જણાવે છે કે "દાહિમાએ પૃથ્વીરાજની સાથે પોતાની કન્યાના વિવાહ કરતી વખત પોતાનો ખજાનો ખાલી કરી દીધો હતો. અને એથી તેને ફળ એ પ્રાપ્ત થયું કે જગતમાં તેની અનંત કીર્તિ પ્રસરી." આ પ્રસંગે રાજકવિને પુરસ્કાર તરિકે એક લાખ રૂપિયા મળ્યા હતા. વળી તે પછી મેવાડની દારૂણુ દુર્દશાના સમયમા પણુ મહારાણા ભીમસિંહે પોતાની કન્યાના વિવાહપ્રસંગે પ્રધાન રાજકવિને એક લાખ રૂપિયા આપ્યા હતા.

પ્રબળ પ્રતાપશાળી બ્રિટિશ સરકારની આજ્ઞાથી યદિ શિશુ કન્યાવધની રીતિ દૂર થઇ ગઈ છે; તોપણુ રાજપુતો હજી પોતાના કુળગૌરવ અને સન્માનની રક્ષાને અર્થે લગ્નપ્રસંગે ભારે ખર્ચ કરવાની રીતિ પકડી રહ્યા છે. જે પ્રકારે બંગાળામાં ઉચ્ચ શ્રેણીનું અંગ્રેજી શિક્ષણુ અને કુલીનતા, એ વિવાહપ્રસંગે થતા પુષ્કળ ધનના વ્યયનાં કારણુ બન્યાં છે, તે પ્રકારે રાજપુતાનામાં કુલમર્યાદાની રક્ષા કરવાને માટે અનેક માતપિતા પોતાની કન્યાના વિવાહપ્રસંગે પોતાનું સમસ્ત દ્રવ્ય ખર્ચી નાંખીને સર્વથા નિર્ધન બની ગયાં છે. રાજપુત સમાજમાં આવાં અનેક દ્રશ્યો આજે દ્રષ્ટિગોચર થાય છે. ભારતવર્ષમાં અમે રાજપુત જાતિના જેવી, વંશની મર્યાદા અને ગૌરવની રક્ષા કરનાર બીજી કોઇપણુ જાતિ જોઇ નથી. જે રાજપુતો પોતાના કુલની મર્યાદા અને ગૌરવની રક્ષાને માટે પોતાના પ્રાણુ સુદ્ધાં અર્પણુ કરવાને અચકાતા નથી, તેઓ ઘરમાં ધન નહિ હોય તો કન્યાનો વધ કરે એમાં શું આશ્ચર્ય છે? અમને આશા છે કે પાઠકો એમ કદિ પણુ ધારશે નહિ કે કન્યાનો જન્મ થતાં વેંતજ પ્રત્યેક રાજપુત પિશાચની પેઠે તેનો વધ કરતો હતો. જે લોકો રાજપુતોને જંગલી ગણુતા હોય તેને અમે પૂછીએ છીએ કે સુસભ્ય યૂરોપ અને અમેરિકા ખંડના રોમન કૅથોલિક પંથના ગુપ્ત મઠોનો ઇતિહાસ શું તમે નથી જાણુતા? મહાન કર્નલ ટૉડના પ્રયાસથી રાજપુત સમાજમાંથી તો હવે શિશુ કન્યાનો વધ કરવાની રીતિ દૂર થઇ ગઈ છે, પરંતુ યૂરોપ અને અમેરિકામાં સાંપ્રતમાં સભ્યતાના શિખરે ચઢેલા રોમન કૅથોલિક લોકોના ગુપ્ત મઠોમાં હજી પણુ સહસ્રાવધિ સ્ત્રીઓ મહા અપરાધીની પેઠે જન્મ પર્યંત નરકયાતના ભોગવી રહી છે! રાજપુતોની શિશુ કન્યાવધની રીતિની સાથે યૂરોપની સભ્ય સમાજમાં પ્રચલિત નિરપરાધી કુમારિકાઓના

કારાગૃહવાસની રીતિની તુલના કરવામાં આવે તો, કયી જાતિને જંગલી કહેવી તે પાઠકો સ્વતઃજ સારી રીતે સમજી શકશે. 'મેરિયા મંક' નામક ગ્રંથ વાંચવાથી પાઠકો ઉક્ત યૂરોપીઅન રીતિ વિષે વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરી શકશે.

સતી અને શિશુ કન્યાવધની રીતિની પેઠે એક બીજી રીતિ પણ અન્ય સમાજને ઘણી ભયંકર લાગે છે. આ રીતિનું નામ જુહારવ્રત છે. સહસ્રાવધિ રાજપુત સ્ત્રીઓ એકત્રિત થઈ પ્રજ્વલિત ચિતાગ્નિમાં એક સાથે પડીને ભસ્મીભૂત થાય તેને જુહારવ્રત કહેવામાં આવે છે. આ ઇતિહાસમાં અમારા પાઠક બંધુઓએ કેટલેક સ્થળે આ જુહારની રીતિનું વર્ણન વાંચ્યું હશે. કર્નલ ટૉડના સમયમાં આ રીતિનો પ્રચાર ઘણો પ્રબળ હતો. અંગ્રેજી શાસનથી સાંપ્રતમાં ભારતવર્ષના પ્રત્યેક પ્રાંતમાં શાંતિ દેવીનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું છે, તેથી આ રીતિ પણ સ્વાભાવિક રીતેજ નાશ પામી છે. હાલમાં દેશી રાજાઓના પરસ્પરના ઝઘડા જડમૂળથી ઉખડી ગયા છે, એટલે જુહારવ્રતનુ અવલંબન કરવાની આવશ્યક્તાજ નથી. આ વ્રતની સમાલોચના કરતાં કર્નલ ટૉડ જણાવે છે કે "અન્ય દેશોની સ્ત્રીઓ કરતાં રાજસ્થાનની રાજપુત સ્ત્રીઓનું ભાગ્ય અત્યંત શોચનીય હતું. જીવનને ડગલે ડગલે મૃત્યુ તેમને માટે મુખ ખોલીને ઉભું રહેલું હતું. સુકુમાર અવસ્થામાં અફીણ, અને પ્રૌઢાવસ્થામાં પ્રજ્વલિત અગ્નિ રાજપુત સ્ત્રીઓના પ્રાણ લેવાને તત્પર રહેતાં. યુદ્ધમાં રાજપુતોનો પરાજય થતો અથવા તેમનું નગર શત્રુઓના હાથમાં જતું તો રાજપુત સ્ત્રીઓ પોતાના સતીત્વની રક્ષાને અર્થે મૃત્યુનું શરણ ગ્રહણ કરવું જ ઉચિત માનતી હતી. યૂરોપની સ્ત્રીઓ યુદ્ધમાં પરાજય થયા છતાં નિર્વિઘ્નતાથી રહી શકતી હતી તેનું મૂળ કારણ ખ્રિસ્તી ધર્મ છે. મધ્ય યુગમાં સ્ત્રી પ્રત્યેના પુરુષના આદરભાવથી સ્ત્રીનુ રક્ષણ થવામાં ઘણી સહાયતા મળતી હતી; પરંતુ જે રાજપુતો સ્ત્રીઓના સન્માનની રક્ષાને માટે આટલો બધો પ્રયત્ન કરે છે તેમણે યુદ્ધના સમયમાં શત્રુપક્ષની સ્ત્રીઓ પ્રત્યે આદર દર્શાવવામાં ત્રુટિ શા માટે કરી હશે તે કાંઈ સમજી શકાતું નથી. જો તેઓ વિપત્તિમાં સપડાયેલી સ્ત્રીઓ પ્રત્યે આદરભાવ દર્શાવત તો તેમને જુહારવ્રતનુ અવલંબન શા માટે કરવું પડત? જંગલી તાતારોનું આક્રમણ થાય ત્યારે રાજપુત સ્ત્રીઓને પોતાના સન્માનની રક્ષાને અર્થે આ અંતિમ ઉપાયનું અવલંબન કરવું પડે એ સ્વાભાવિક છે, પરંતુ જ્યારે રાજપુતોનો માંહોમાંહેનો કલહ હોય ત્યારે પણ વિજીત પક્ષને તેનુ અવલંબન કરવું પડતું હતું એ અતિ શોકની વાત છે. મને એવા અસંખ્ય શિલાલેખો પ્રાપ્ત થયા છે કે જેપરથી સ્ત્રીઓને યુદ્ધમાં બંદીવાન કરવાની વાત સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. મને પ્રાપ્ત થયેલા એક શિલાલેખમાં એવો ઉલ્લેખ છે કે "શ્રીશીરની માતાએ ઝરૂખામાંથી ઉચ્ચ સ્વરે પૂછ્યુ કે એના રથનાં ચક્રો સ્થિર કેમ થઇ ગયાં છે? શું તેઓ અત્યંત વેગથી આવ્યા નથી? શુ તેમણે પ્રત્યેકે એકેક બબ્બે સ્ત્રીઓ વ્હેંચી લીધી નથી?" આ પરથી પ્રકાશિત થાય છે કે શ્રીશીરે યુદ્ધમાં મેળવેલી લૂંટમાં સ્ત્રીઓ પણ હોવી જોઇએ.

યુદ્ધમાં બંદીવાન થયેલી સ્ત્રીઓના સંબંધમાં યાહુદીઓએ જે કાયદા રચ્યા છે તે મનુના રચેલા કાયદાની સાથે સંપૂર્ણતઃ મળતા આવે છે. મોઝિસ અને મનુ, એ ઉભય જણાવે છે કે યુદ્ધમાં મળેલી સ્ત્રી 'યથાર્થ પુરસ્કાર' રૂપ છે. વળી તેમણે તે સ્ત્રીની સાથે વિવાહ કરવાની વિધિ પણ નિયત કરી છે. મનુ જણાવે છે કે "જો એક યુવતિનો પ્રિયકર તે યુવતિના કુટુંબીઓને યુદ્ધમાં પરાસ્ત કરીને તેને પ્રાપ્ત કરે તો તે તેની સાથે વિવાહ કરવાનો અધિકારી છે." હિંદુ શાસ્ત્રમાં જેને 'રાક્ષસ વિવાહ' કહેવામાં આવે છે તે અધમાધમ વિવાહ છે. જો કોઇ માણસ બળાત્કારે એક સ્ત્રીનુ હરણ કરવાને પ્રવૃત્ત થાય અને તે સ્ત્રીના પોકારથી તેનાં કુટુંબીઓ આવીને તેને બચાવવાને તે માણસની સાથે યુદ્ધ કરે અને અંતે મરણ પામે તો તે સ્ત્રીનું અપહરણ કરીને તેની સાથે કરેલો વિવાહ એ રાક્ષસવિવાહ કહેવાય છે. આ પ્રકારની આપત્તિમાંથી બચવાને માટેજ રાજપુતોએ જુહાર વ્રતની યોજના કરી છે. વળી રાજવાડાની સ્ત્રીઓ સુશિક્ષિત હોવાથી પણ તેઓ અપવિત્ર અને ભ્રષ્ટ થવાને બદલે પ્રાણાર્પણ કરવાને વિશેષ ખુશી થતી. 'વિધવા' શબ્દજ જ્યાં તિરસ્કાર વાચક હોય ત્યાં કોઈ પણ સ્ત્રી વિધવા થવાનું તો પસંદજ શી રીતે કરે? ×

× કર્નલ ટૉડ જણાવે છે કે "જે સમયે હું સામાન્ય સૈનિકના પદપર હતો અને રાજવાડાનાં અપરિચિત સ્થાનોમાં ભ્રમણ કરતો હતો, તે સમયે મારા હાથ નીચેના એક રાજપુત સૈનિકે એક હાડા

મનુ એવી આજ્ઞા કરે છે કે, સર્વ પુરુષોએ સ્ત્રીને ભગિની કહીને બોલાવવી અને વૃદ્ધ, પુરોહિત, રાજા તથા વરરાજાને માટે જેમ માર્ગ આપવામાં આવે છે તેમ સ્ત્રીને માટે પણ માર્ગ કરવો. વળી ગર્ભવતી સ્ત્રી, નવ વિવાહિતા વધૂ અને યુવતિને સૌથી પહેલાં ભોજન કરાવવું. આવી આવી સ્ત્રીની મર્યાદા સાચવવાની અનેક આજ્ઞાઓ મનુએ આપેલી છે. વળી હાલમાં હિંદુ સ્ત્રીઓને જે પ્રકારે પડદે રાખવામાં આવે છે તે પ્રકારે પ્રાચીન કાળમાં તેને અંતઃપુરમાં બંદીવાન જેવી દશામાં રાખવામાં આવતી નહોતી. મુસલમાનોના સમયથીજ આ રીતિનો પ્રચાર હિંદુઓમાં થયો છે. મનુના ગ્રંથમાં એકબીજાની વિરોધી એવી વિવાદાત્મક બાબતો એટલી બધી છે કે તે ગ્રંથ એકજ શાસ્ત્રકારે રચ્યો હોય એમ જણાતું નથી. ઉક્ત ગ્રંથમાં સ્ત્રીનું સન્માન અને અવજ્ઞા એ ઉભયને માટે વિધાન પ્રાપ્ત થાય છે.* મનુનું નિમ્ન લિખિત વિધાન અવશ્ય પ્રશંસાપાત્ર છે. "પર્વો અને આનંદોત્સવોના સમયમાં સ્ત્રીઓને રત્નાભૂષણો આપવાં ઉચિત છે. કારણ કે જે ભાર્યાને સુંદર વસ્ત્રાભૂષણોથી વિભૂષિત કરવામાં આવતી નથી તે પોતાના પતિને આનંદ આપી શક્તી નથી. પરંતુ જો સ્ત્રીને સુંદર વસ્ત્રાલંકારોથી ભૂષિત કરવામાં આવે તો તે પોતાના પતિનું મન પ્રફુલ્લિત કરી શકે છે." મનુના નિમ્ન લિખિત વાક્યપરથી સ્ત્રીના સામર્થ્યની પ્રતીતિ થાય છે. "સ્ત્રી માત્ર મૂર્ખનેજ નહિ, પરંતુ મહાત્માને પણ સત્ય માર્ગપરથી વિચલિત કરીને પાપને પંથે લઇ જઈ શકે છે." આપરથી સિદ્ધ થાય છે કે યદ્યપિ સ્ત્રીઓ અંતઃપુરમાં રહે છે તોપણ સમાજ ઉપર તેનો પ્રભાવ કાંઇ જેવો તેવો નથી, અને જો તેમને છૂટે છેડે ફરવા દેવામાં આવે તો તેઓ સમાજ ઉપર જે પ્રભાવ પાડી શકે તેના કરતાં અંતઃપુરમા રહ્યા છતાં પણ તેઓ કાંઇ ઓછો પ્રભાવ વિસ્તારતી નથી.

હિંદુઓ પોતાના પ્રાણ, પોતાની જન્મભૂમિ અને પોતાની સ્વાધીનતા કરતાં પણ પોતાની સ્ત્રી, ભગિની અથવા કન્યાના સતીત્વની રક્ષાને વધુ મૂલ્યવાન ગણે છે. રાજપુતો પરાસ્ત થયા પછી પણ પોતાની સ્ત્રી, ભગિની કિંવા પુત્રીને શત્રુના હાથમાં જવા દેતા નહોતા. પ્રાચીન હિંદુ જાતિએ પરાસ્ત થયેલા શત્રુઓની સ્ત્રીઓનું અપહરણ કરવાની રીતિ દૂર કરી નહિ એટલા માટે પંડિતવર કર્નલ ટૉડ શોક પ્રદર્શિત કરે છે. પરંતુ અમે ( હિંદી અનુવાદક ) એના સબંધમાં માત્ર એટલુજ કહેવા માગીએ છીએ કે ભારતવર્ષમાં એક સમયે પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા અધિક હતી અને તેથી ઘણી સ્ત્રીના વિવાહ થવા અસંભવિત માની તેઓ તેમને પરણવાને માટે લઇ જતા હતા. દુરાચારી યવનોની પેઠે રાજપુતોએ કદિ પણ સ્ત્રીનું સતીત્વ નષ્ટ કરી પોતાના નામને કલંકિત કર્યું નથી. વિજયી હિંદુઓ કદિ પણ શત્રુપક્ષની વિવાહિતા સ્ત્રીને પકડી જતા નહોતા. મનુના નામથી જે ગ્રંથ ઓળખાય છે તે તેનો એકલાનો રચેલો નથી, પરંતુ ઘણા શાસ્ત્રકારોના વિધાનોનો તેમાં સંગ્રહ છે એમ જે કર્નલ ટૉડે જણાવ્યું છે તે ભૂલ છે. જો તેમણે મનુસ્મૃતિનું યથાસ્થિત સાંગોપાંગ પરિશીલન કર્યું હોત તો તેઓ કદિ પણ આવો અભિપ્રાય દર્શાવવાનું સાહસ કરત નહિ.

ઉદાર ચિત્ત કર્નલ ટૉડ રાજપુત સ્ત્રીઓની શિક્ષાના સંબંધમાં જણાવે છે કે જેમણે કદિ પણ ગંગા નદી ઓળંગી નથી તેમણે હિંદુ સ્ત્રીઓનું જે ચિત્ર અંકિત કર્યું છે તેથી ઘણા માણસો ભ્રમમાં પડયા

---

જાતિની વિધવા સ્ત્રીને ક્રોધિત થઇને 'રાંડ' કહીને સંબોધી અને તેને કૂવામાંથી જલ કાઢવાને કહ્યું. તે રાજપુત સ્ત્રી 'રાંડ' શબ્દ સાંભળી અત્યંત ક્રોધાયમાન થઇ અને બોલી કે "હું એક રાજપુતની સ્ત્રી અને રાજપુતની જનની છું. માટે મારા પ્રત્યે 'રાંડ' શબ્દનો પ્રયોગ કરવો યુક્ત નથી." તેના આ શબ્દો સાંભળી ઉક્ત કલ્યાણ નામક રાજપુતે તેની ક્ષમા માગી અને તેને 'માતા' શબ્દથી સંબોધી તેનો ક્રોધ શાંત કર્યો. ત્યાર પછી તે સ્ત્રીએ જલ આપ્યું. આ ઘટના ઇ. સ. ૧૮૦૭ માં બની હતી. ઉક્ત રાજપુત સૈનિક પરમ સાહસિક હતો. ઇ. સ. ૧૮૧૭ માં જ્યારે કર્નલ ટૉડે પોતાના ૭૨ બંદુક ધારી અંગ રક્ષકોની સહાયથી ૧૫૦૦ પીંઢારાઓને પરાસ્ત કર્યા હતા ત્યારે ઉક્ત ૭૨ જણમાં કલ્યાણ પણ હતો.

* મનુના ગ્રંથમાં ભિન્ન ભિન્ન ગ્રંથકારોનાં વચનોનો સંગ્રહ છે, એ વાત સર્વથા ભૂલભરેલી છે. મનુ સર્વના ગુણ-દોષ ઉભય લખે છે.

છે. તેમણે હિંદુ સ્ત્રીઓને ખરીદેલી ગુલામડી સમાન જણાવી છે. તેઓ જણાવે છે કે સહસ્ત્રાવધિ સ્ત્રીઓમાંથી એક પણ સ્ત્રી ગ્રંથ વાંચી શકતી નથી. પરંતુ હુ તેમને પ્રશ્ન કરૂં છું કે તમે કદિ 'રાજપુત' નામ સાંભળ્યુ છે? રાજપુત જાતિના નિકૃષ્ટમાં નિકૃષ્ટ શ્રેણીના સામંતોની કન્યાઓમાં પણ ઘણી થોડી કન્યાઓજ એવી હશે કે જે લખી વાંચી જાણુતી ન હોય. જે રાજપુત જનનીએ પોતાના સગીર પુત્રની સંપત્તિનું રક્ષણ કરવાનો ભાર પોતાને માથે લીધો હોય તેની સાથે વાર્તાલાપ કરવાનો સુયોગ જેને પ્રાપ્ત થયો હશે તે, રાજપુત સ્ત્રીની બુદ્ધિ અને તેના સમાજતત્ત્વના જ્ઞાન વિષે ઉચ્ચ અભિપ્રાય દર્શાવશે એમાં કિંચિત્ પણ શક નથી.‡ ભારતવર્ષમાં સ્ત્રી રાજ્યશાસનની અધિકારિણી ગણાતી નથી, પરંતુ તે પોતાના પુત્રની સગીર અવસ્થામાં તેના પ્રતિનિધિ તરિકે રાજકારભાર ચલાવી શકે છે. ભારતવર્ષના ઇતિહાસમાં સ્ત્રીની સાહસિકતા અને રાજનિપુણતાનાં અનેક દ્રષ્ટાંતો ઉપલબ્ધ થાય છે.*

પ્રબળ સાહસ, દેશહિતૈષિતા, રાજભક્તિ, પ્રમાણિકતા, આદરાતથ્ય અને સન્માનરક્ષા તથા સરલતા, આ ગુણોથી સર્વ રાજપુતો સંપૂર્ણ રીતે વિભૂષિત છે, એમ કહેવાને અમે જરાપણ અચકાતા નથી. જગતના સર્વ દેશોના લોકોમાં ગુણની સાથે દોષ પણ વિદ્યમાન હોયછે જ, અને આપણે રાજપુતોને પણ દોષોમાંથી સર્વથા વિમુક્ત ધારતા નથી. ભિન્ન ભિન્ન જાતિઓદ્વારા આક્રાંત થવાને લીધે તથા મહા બળવાન વિજાતિઓની સાથે તેમને સઘર્ષણ થવાથી તેઓ અવનતિને પ્રાપ્ત થયા છે, એ વાત સત્ય છે, પરંતુ તેથી તેમના જાતીય ગુણનો લોપ થયો નથી. આથી આપણે રાજપુતોની પ્રશંસા કર્યા વિના રહી શકતા નથી. કેટલાક લેખકો 'એશિયાટિક પ્રજામાં છલકપટ અને અસત્ય વચનની પ્રબળતા ઘણી છે' એમ જણાવે છે, પરંતુ ખાસ કરીને રાજપુતોમાં આ દુર્ગુણો નથી. જો કે કેટલીક જાતિઓ

‡ કર્નલ ટૉડ જણાવે છે કે "બુંદીના રાજાએ પોતાના મૃત્યુ સમયે પોતાના પુત્રના રક્ષક તરિકે મને નિયુક્ત કર્યો હતો. આ પ્રસંગે બુંદીરાજની માતાની સાથે તેમના સુકુમાર પુત્રના હિતના સબંધમાં તથા રાજ્યમાં સુશાસન ચલાવવાના સંબધમાં મારે ઘણીવાર વાર્તાલાપ થયો હતો. તેમણે મારી સાથે ભ્રાતૃસબંધ સ્થાપિત કર્યો હતો, તથાપિ મારે તેમની સાથે તેમના એક વિશ્વાસુ મનુષ્યની હાજરીમા વાર્તાલાપ થતો હતો. આ પ્રસંગે તેમની અને મારી વચ્ચે એક પડદો રાખવામાં આવતો હતો. તેમની વાતચીત અચૂક અને સર્વ પ્રકારે ઉંડાં જ્ઞાનની દ્યોતક હતી. તેમજ તેમના પત્રોપરથી પણ તેમનું ઉચ્ચ જ્ઞાન વ્યક્ત થતું હતું. તેમના અનેક પત્રો મારી પાસે છે. આવાં અનેક દ્રષ્ટાંતો હું દર્શાવી શકીશ."

* ફરિસ્તો પોતાના ઇતિહાસમાં ગાડાની રાણી દુર્ગાવતીની મહાન વીરતા આલેખી ગયો છે. તેણે અકબરના આક્રમણનો પ્રતિરોધ કરી પોતાના બાલક પુત્રના હકનુ સંરક્ષણ કરવાનો પ્રયાસ કર્યો હતો. તેણે બોડિસિયાની પેઠે વીર સાજથી સજ્જીત થઈ પોતાની ચતુરંગિણી સેનાની સહાયથી અકબરના મોકલેલા અસફખાં નામના સેનાપતિની સાથે ઘોર યુદ્ધ કર્યું હતું. આ યુદ્ધમાં તે ઘાયલ અને પરાજિત થઇ હતી. તેણે પ્રાચીન રોમન વીરોની પેઠે રણભૂમિમાં આત્મબલિદાન આપ્યુ હતું.

આ ગાડા રાજ્ય જબલપુરની અત્યંત નિકટ છે. એક ગૃહસ્થ ઇ. સ. ૧૮૭૯ માં મોજને ખાતર ગાડા રાજ્યમાં ગયો હતો. તે વખતે રાણી દુર્ગાવતીની રાજધાની સર્વથા વિધ્વસ્ત થઇ ગઈ હતી. તેમાં રાજવાટિકા અને એક પ્રચંડ સરોવરનાં સામાન્ય ચિહ્નો દ્રષ્ટિગોચર થતાં હતાં. ઉચ્ચ પર્વતશિખરની ઉપર મદનમહલ 'નામક એક મહાલય, હિંદુ શિલ્પકાર્યની પરાકાષ્ઠા દર્શાવી રહ્યો છે. આ મહાલયના ત્રણ મજલા છે. આ મહાલયની પાસે બીજાં મકાનોનાં ખંડિયેરો પડેલાં છે. એમ કહેવાય છે, કે મદનમહલમાંથી એક સુરંગમાં થઇને રાણી દુર્ગાવતી નર્મદા નદીમાં સ્નાન કરવાને જતી હતી. આ ગુપ્ત માર્ગ અધુના દ્રષ્ટિગોચર થતો નથી. મધ્ય હિંદમાં એવી જનશ્રુતિ પ્રચલિત છે કે, મદનમહલની મહારાણી દુર્ગાવતી ઉક્ત સ્થાનમાં અઢળક દ્રવ્ય દાટી ગઈ છે. તેના સંબંધમાં એક કવિતા પણ આજપર્યંત તે પ્રદેશના લોકોના મુખદ્વારા સાંભળવામાં આવે છે. અંગ્રેજ સરકાર પણ આ અતુલ ધન પ્રાપ્ત કરવાને સમર્થ થઇ નથી. જ્યારે સૂર્ય અસ્તાચલમાં જાય છે તે સમયનું પ્રાકૃતિક દ્રશ્ય મદનમહલથી અતિ સુંદર દેખાય છે.

અવ્યાહત અત્યાચારમાંથી રક્ષણ મેળવવાને માટે છલકપટ અને અસત્ય વચનની ઢાલનો ઉપયોગ કરતી હશે, પરંતુ રાજપુતોમા આ દુર્ગુણો સાર્વત્રિક નથી. રાજસ્થાનની પ્રત્યેક રાજસભાને તેના ગુણ-કર્માનુસાર ઉપાધિ પ્રાપ્ત થઇ છે અને જયપુરની રાજસભાને "જૂઠા દરબાર" કહેવામાં આવે છે.* પરંતુ એ દરબાર રાજપુતોના અત્યંત તિરસ્કારને પાત્ર થયો છે.

અકબરનો એક મંત્રી અબુલફજલ હિંદુઓના સંબધમાં એવો અભિપ્રાય દર્શાવે છે કે "હિંદુઓ ધાર્મિક, મધુરભાષી, દયાળુ, આનંદી, સુશિક્ષિત, ન્યાયપ્રિય, કાર્યકુશળ, સભ્ય અને વિશ્વાસપાત્ર હોય છે. વિપત્તિના સમયમાં હિંદુઓ અપૂર્વ ધૈર્ય દર્શાવે છે. તેમની સેના યુદ્ધભૂમિમાંથી કદિ પણ નાસતી નથી. જો તેમને યુદ્ધમા વિજય મળવાની આશા રહેતી નથી તો તેઓ અશ્વપરથી ઉતરીને અલૌકિક શૌર્યપૂર્વક લડી રણ-ભૂમિમાં પોતાના પ્રાણ ત્યાગ કરે છે" પરતુ લૉર્ડ મૅકોલે ભારતવાસીઓને "જૂઠા, ચોર, શઠ, ધૂર્ત" આદિ ઉપાધિઓ અર્પણ કરે છે અને શોકની વાત છે કે ઘણા વિદેશીઓ તેને સત્ય માને છે. પરતુ તેમની આંખ ઉઘાડવાને માટે અમે તેમને મહાત્મા ટૉડ અને અબુલફજલનો હિંદુઓ વિષેનો અભિપ્રાય વાંચવાની ભલામણ કરીએ છીએ.

બાબરના સમયમાં સૌથી પહેલાં ભારતવર્ષમાં દ્રાક્ષ આવી હતી અને તેના પૌત્ર જહાંગીરના સમયમાં સૌથી પહેલાં તબાકુનો પ્રચાર થયો હતો. પરતુ ભારતવર્ષમાં અફીણના સેવનનો પ્રારંભ ક્યારે થયો તે અમે કહી શકતા નથી. ચંદ કવિએ પોતાના કાવ્યમાં એ વિષે યત્કિંચિત્ પણ ઉલ્લેખ કર્યો નથી. અફીણના સેવનથી રાજપુતોના અનેક સદ્દગુણોનો નાશ થયો છે. તેમનામા સ્વાભાવિક વીરતાને બદલે ઉન્મત્તતા અને ક્રૂરતાનો પ્રવેશ થવા માંડ્યો છે અને દ્દઢતાને બદલે દુર્બલતા તથા શંકાનો આવિર્ભાવ થવા લાગ્યો છે. સમસ્ત માદક દ્રવ્યોની પેઠે અફીણ ક્ષણિક જુસ્સો ઉત્પન્ન કરે છે, પરતુ તેનો પ્રત્યાઘાત ઘણો ભયંકર હોય છે. શરીર અને મનને અનિષ્ટ કરનારી શક્તિને અફીણ સદા ઉત્તેજિત કરે છે. રાજપુતો ઘણા પ્રાચીન કાળથી "મદ્યવારા પ્યાલા" અર્થાત્ માદક દ્રવ્યપૂર્ણ પાત્રનો ઉપયોગ કરતા હતા, પરંતુ સાંપ્રતમાં જેમ તેઓ કસુંબાનું સેવન કરે છે તેમ પૂર્વે તેઓ કસુંબાનું સેવન કરતા હોય એમ જણાતું નથી. કારણ કે કસુંબા વિષે કોઇ પણ પ્રાચીન કાવ્ય ગ્રંથમાં ઉલ્લેખ નથી. હાલમાં અતિથિઓને પુષ્પ, કંદમૂળ તથા અનાજનો આસવ આપવામાં આવે છે, પરંતુ કસુંબાનો ઉપયોગ ઝાઝો કરવામાં આવે છે. જ્યારે ઘણા માણસો એકત્રિત થઇને કસુંબાનું સેવન કરે છે ત્યારે જે પ્રતિજ્ઞા કરવામાં આવે છે તે શપથ લઇને કરવામાં આવેલી પ્રતિજ્ઞા કરતાં પણ અધિક મહત્વની હોય છે. રાજપુતો પોતાના મિત્ર અથવા આપ્તને મળે છે ત્યારે "અમલ ખાયા?" અર્થાત્ "અફીણનું સેવન કર્યું?" એવો પ્રશ્ન કરે છે. જ્યારે કોઈ રાજપુત સામંતને ઘેર પુત્રનો જન્મ થાય છે ત્યારે અનેક સામંતો તેને ત્યાં એકત્રિત થાય છે અને તેમની સભામાં કસુંબાથી ભરેલું એક મોટું પાત્ર લાવવામાં આવે છે. પછી તે કસુંબો સૌને અંજલિમાં આપવામાં આવે છે. તેઓ જે સમયે કસુંબો પીવાની તૈયારી કરે છે તે સમયે જો તેમનાં મુખ જોવામાં આવે તો એમ જણાય છે કે કોઈ પણ કસુંબાનું પાન કરવાને ખુશી નથી. વમન નહિ થાય એટલા માટે પ્રત્યેક રાજપુતને કસુંબા પાન થઇ રહ્યા પછી મીઠા લાડુ આપવામાં આવે છે. અફીણ શરીર ઉપર ઘણી વિચિત્ર અસર કરે છે. અફીણ ઉતરી ગયા પછી રાજપુતો સર્વથા નિરૂપયોગી બની જાય છે. મારા હાથ નીચેના રાજપુત કર્મચારીઓને અફીણનું સેવન કર્યા પછી પુનઃ શક્તિ પ્રાપ્ત કરવાને માટે હું રજા આપતો હતો. જે વખતે અફીણ ઉતરી જાય છે તે સમયે મનુષ્ય સૂકા કાષ્ટ સમાન બની જાય છે§ સાંપ્રતમાં અનાજ કરતાં પણ અફીણ રાજપુતોને વિશેષ આવશ્યક થઇ

---

* આનંદની વાત છે કે, સાંપ્રતમાં જયપુરના રાજદરબારને આવી તિરસ્કારયુક્ત ઉપાધિ આપવામાં આવતી નથી.

§ જ્યારે અમલ ઉતરવા માંડે છે ત્યારે વાત કરતાં કરતાં આંખ મીંચાઇ જાય છે અને મસ્તક ઝોલાં ખાવા લાગે છે તથા વદન નિસ્તેજ બની જાય છે. મને મળવા આવેલા ઘણા સામંતો આસન-પર બેસીને ઉંઘનાં ઝોકાં ખાતા હતા. હલ્દીઘાટના સમરમાં રાણા પ્રતાપસિંહના જમણા હાથસ્વરૂપ

પડયું છે અને જે માણુસ મહારાણાને અફીણુપરનો કર વધારવાની સૂચના કરે તે ઘણોજ અપ્રિય થઇ પડે છે.

રાજપુતોની પાસે અફીણુ છોડાવવાને માટે મહાત્મા ટૉડને એટલી કાળજી હતી કે તેઓ યુવાન સામંતોને અફીણુ નહિ ખાવાની પ્રતિજ્ઞા કરાવતા હતા. આથી ઘણા રાજપુતોએ અફીણુના સેવનનો ત્યાગ કર્યો છે. અંતે રાજપુતોને અમે અફીણુનું સેવન ત્યજી દેવાનો આગ્રહ કરીએ છીએ, કારણુ કે તેથીજ તેમની ઉન્નતિ થશે.

ચીના લોકો પણ ભારતવર્ષના અફીણુનું સેવન કરીને અવનતિને પ્રાપ્ત થયા છે. ઇંગ્લાંડમાં કેટલાક ઉદારચિત્ત અંગ્રેજોએ મંડળ સ્થાપન કરીને અનિષ્ટકારક અફીણુનો વ્યાપાર બંધ કરવાને માટે ભારે ચર્ચા કરી મૂકી છે. પાર્લામેંટમાં પણ એ વિષે પુષ્કળ આંદોલન કરવામાં આવે છે. અફીણુના વ્યસનથી રાજપુતો કર્મહીન થઇ ગયા છે અને તેમની જીવનશક્તિ નષ્ટ થઇ ગઇ છે. સુરાપાનના પ્રબલ અગ્નિથી બંગાળાના સર્વ પ્રાંતો બળી રહ્યા છે. તે દેશમાં વિશ્વવિદ્યાલયની ઉચ્ચ ઉપાધિ ધારણુ કરનારથી લઇને અજ્ઞાન કૃષિકાર પર્યંત સર્વ જણુ સુરાના વ્યસનમા નિમગ્ન થઈ ગયા છે. આ વ્યસનથી સહસ્રાવધિ કુટુંબો ભિખારી અવસ્થામાં આવી ગયાં છે. તે દેશના પ્રત્યેક ગ્રામમાં દારૂની ભઠ્ઠી છે. બંગાળાનો નાશ આ રીતે દારૂના સેવનથી થઇ રહ્યો છે અને રાજસ્થાનનો નાશ અફીણુના સેવનથી થઈ રહ્યો છે. રાજપુતો જ્યાંસુધી આ ભયંકર વિષના સેવનનો ત્યાગ કરશે નહિ ત્યાંસુધી કદિ પણુ તેમનુ કલ્યાણુ થશે નહિ.

રાજપુતો પ્રતિજ્ઞા પાલન કરવામાં જેવા તત્પર હોય છે તેવા ઈતર કોઈ પણુ લોકો હોતા નથી. રાજપુતો કસુંબો પી, પાઘડી બાંધી અને હાથમાં હાથ મેળવી જે પ્રતિજ્ઞા કરે છે તેનું પાલન સહસ્રાવધિ વિપત્તિઓ આવી પડયા છતા પણુ કરે છે. તેનુ પાલન કરતાં કદાચિત્ પ્રાણુાર્પણુ કરવુ પડે તો તેમ કરવાને પણુ તેઓ અચકાતા નથી. અમે સગર્વ કહી શકીએ છીએ કે જગતની ઇતર કોઇ પણુ જાતિ, પ્રતિજ્ઞાપાલનની બાબતમાં રાજપુતો કરતાં શ્રેષ્ઠ નથી.

રાજપુતો મૃગયાના અતિ શોખીન હોય છે. શિકાર કરવામાં તેમને કુતરા ઘણા ઉપયુક્ત થઈ પડે છે. સુવર અને મૃગનો શિકાર કરતી વખત કુતરા તેમને વિશેષ સહાય આપે છે. રાજપુતો તેજસ્વી અશ્વપર આરૂઢ થઇ ઘણા સમય સુધી મૃગયામાં સતત પ્રવૃત્ત રહી શકે છે અને તેથી તેમને કાંઇ પણુ કષ્ટ થતું જણાતું નથી. પ્રત્યેક પ્રધાન સામંત પોતાના તાબાના પ્રદેશમાં 'રૂમના' અર્થાત્ શિકારને માટે ખાસ જમીન રાખે છે. આ ભૂમિમાંથી જો કોઈ માણુસ કોઈ પ્રાણીને પકડે તો તેનો દંડ કરવામાં આવે છે. આ ભૂમિના રાજપુતો પરમ આનંદપૂર્વક મૃગ, સુવર, વ્યાઘ્ર, પ્રભૃતિ પ્રાણીઓનો શિકાર કરે છે. વળી આ સ્થળે તેઓ અશ્વારૂઢ થઇ શસ્ત્ર ચલાવવાની સ્પર્ધામા ઉતરે છે. તેઓ અત્યંત કુશળતાથી તલવાર અને ભાલાનો ઉપયોગ કરી શકે છે. જો કોઇ યૂરોપીઅન અશ્વારોહી તલવાર અને ભાલો ચલા-

---

બહાદુર શામના વંશજ કલ્યાણુ, કે જેઓ સાદરીના સામંત અને મારા પ્રિય મિત્ર છે તેઓ અફીણુના સેવનથી સર્વથા કર્મહીન બની ગયા છે. તેઓ પોતાના ઝાલા કુલની વિશિષ્ટ પાઘડી ધારણુ કરતા હતા અને જ્યારે તેઓ ભાન ભૂલીને ઝોકાં ખાતા ત્યારે ઘણીવાર તેમની પાઘડી મારા ખોળામાં આવી પડવાની અણીપર આવી પહોંચતી હતી. જ્યારે રાજપુતોને કસુંબો કરવાની અનુકૂળતા મળતી નથી ત્યારે તેઓ પોતાના ગજવામાં અફીણુ રાખે છે અને યુરોપીઅનો જેમ તપખીર આપે છે, તે પ્રમાણે રાજપુતો પોતાના પરિચિતોને અફીણુ આપે છે. જ્યારે હું એક સામાન્ય સૈનિકના પદપર સ્થિત હતો ત્યારે એકવાર જયપુરમા આવેલા સંથાલના સામંતે મારી મુલાકાત લેતી વખત મને અફીણુ આપ્યું હતું. આ અફીણુ લઇને મેં મેજપર મૂકી દીધું. મે અફીણુ ખાધું નહિ ત્યારે તે બોલ્યા "ફીરંગીકા અમલ" વાપરવાનો મારો વિચાર છે." મેં તેમનાપર સુરાની એક બાટલી મોકલી આપી અને જ્યારે તેમણે પૂછયું કે એનો કેટલો અંશ લેવો ત્યારે મેં તેમને એક અષ્ટમાંશથી એક દ્વિતીયાંશ સુધી લેવાની પરવાનગી આપી. બીજે દિવસે શિકાર ખેલવા જવાનો અમે ઠરાવ કર્યો હતો; પરંતુ નિયત સમયે તેઓ આવી પહોંચ્યા નહિ ત્યારે 'ફીરંગીકા અમલે' કેટલી અસર કરી હતી તે પૂછપરછ કર્યા વિનાજ હું જાણી ગયો.

વવામાં રાજપુત અશ્વારોહીની સાથે હરિફાઇ કરે તો તે રાજપુતદ્વારા નાશ પામે એમાં કિંચિત્ પણ શક નથી. રાજપુતો નિશાન વિંધવામાં પરમ કુશળ ગણાય છે. અશ્વ અત્યંત વેગથી ચાલતો હોય તે વખતે તેની પીઠપરથી કોઇ વસ્તુપર ભાલાનો પ્રહાર કરવાની ક્રીડા રાજપુતોને ઘણી પસંદ છે. રાજપુતો બાણુ ચલાવવામાં પણ પરમ કુશળ હોય છે. બાણુ ચલાવવામા ચાતુર્ય અને બાહુબળ એ ઉભયની આવશ્યકતા હોય છે. આ સર્વ પ્રકારની અસ્ત્ર શસ્ત્ર ચલાવવાની કળા રાજપુતોને બાલ્યાવસ્થાથીજ શીખવવામાં આવે છે. રૂધિર જોઇને હૃદયમાં ક્ષોભ ઉત્પન્ન નહિ થાય તથા સાહસિકતા પ્રાપ્ત થાય એટલા માટે રાજપુતોના નાના નાના બાળકો, નાની નાની તલવાર ગ્રહણ કરીને તેનો ઉપયોગ કરતાં શીખે છે. તેમનાં માત પિતા બાલ્યાવસ્થાથીજ તેમને આ વિષયની શિક્ષા આપે છે. રાજપુત બાલક પહેલ વહેલો જે દિવસે શિકાર કરે છે તે દિવસે તેના કુટુંબી જનો પરમ આનંદ પામે છે અને તેને સપ્રેમ અભિનંદન આપે છે.* આ પ્રકારે રાજપુત બાલકો વીર ધર્મમાં દીક્ષિત થઈ સાહસ, શૂરતા તથા વીરતા પ્રકાશિત કરે છે. રાજપુતોના આનંદોત્સવો પણ વીરરસથી પૂર્ણ હોય છે. તેમને સાહસિક અને શૂરા બનાવવાને માટે વીરરસ પ્રધાન કાવ્યો તેમને સંભળાવવામા આવે છે. મલ્લકુસ્તી જોઇને રાજપુતોને પરમ આનંદ પ્રાપ્ત થાય છે. રાજવાડાના સર્વ રાજાઓ કુસ્તી કરવામાં ચતુર એવા બળવાન મલ્લોને રાખે છે. પ્રસિદ્ધ મલ્લો એક બીજાની સાથે સ્પર્ધા કરે છે.

પ્રત્યેક સામંતની પાસે એક શસ્ત્રભંડાર હોય છે અને તે પ્રતિદિન નિયમિત રીતે ત્યાં જઇને પોતાનાં અસ્ત્રશસ્ત્રોની તપાસ કરે છે. તલવાર, બંદુક, બરછી, કટાર, ધનુષ વગેરે પોતાનાં પ્રિય અસ્ત્રશસ્ત્રોને રાજપુતો જૂદાં જૂદાં નામ આપે છે. શસ્ત્રભંડારપર રાજપુતો અતિ વિશ્વાસુ માણુસને અધિકારી તરીકે નિયુક્ત કરે છે. રાજપુતોનાં અસ્ત્રશસ્ત્રો અતિ સુંદર, ચિત્તાકર્ષક અને મૂલ્યવાન હોય છે. સર્વ પ્રકારની તલવારોમાં "શિરોહી" ની તલવાર ઉત્તમ ગણાય છે. વળી બે ધારવાળું ખાડુ પણ રાજપુતોને અત્યંત પ્રિય હોય છે. લાહોર તથા રાજવાડામાં અનેક પ્રકારની ઉત્તમ બંદુકો બને છે. બંદુકોને મુક્તા, મણિરત્નો તથા સુવર્ણથી જડિત કરીને મનોહારિણી બનાવવામાં આવે છે. બુંદીની બંદુક સર્વોત્તમ ગણાય છે. અંગનું રક્ષણ કરવાને માટે ગેંડાનાં ચામડાંની ઢાલ બનાવવામાં આવે છે. રાજપુતો ગેંડાનાં ચામડાંની ઢાલમાં ચાંદી અને સુવર્ણના વરખવતી અનેક પ્રકારનાં સુંદર ચિત્રો અંકિત કરે છે. રાજપુતાનામાં અર્ધચંદ્રાકાર, ત્રિશૂલાકાર અને સર્પની જીહ્વાના આકારનાં સુંદર બાણો બને છે.

રાજપુતોને સંગીત પણ પરમ પ્રિય હોય છે. મહારાજા શિવધનસિંહ સંગીતના ઘણા શોખીન હતા. તેઓ પ્રતિદિન મને મળવાને આવતા હતા. કારણ કે તેઓ મારા મિત્ર હતા. તેઓ કોઈ કોઇવાર ઘણા સમય સુધી અમસ્તા મારી પાસે બેસી રહેતા. તેઓ અનેક ગુણોથી વિભૂષિત હતા. બંદુક ચલાવવાની કુશળતામાં તો તેઓ મેવાડમાં અદ્વિતીય ગણાતા હતા. તેઓ મહા વિદ્વાન હતા. તેઓ માત્ર મેવાડનોજ નહિ, પરંતુ સમસ્ત રાજવાડાનો ઇતિહાસ સારી રીતે જાણુતા હતા. તેઓ કવિત્વ શક્તિ ધરાવતા હતા. અને વાતચિતમાં કાવ્ય રચીને શ્રોતાઓના મનરંજન કરી દેતા હતા. તેઓ સંગીતવિદ્યામાં તો પરમ નિપુણ હતા. સંગીતશાસ્ત્રનું સૂક્ષ્મ જ્ઞાન તેઓ ધરાવતા હતા. મહાદેવના મુખમાંથી નીકળેલા રાગોના ભેદ, રાગોનાં અસંખ્ય સ્વરૂપો અને પ્રત્યેક રાગની છ રાગિણી વિષે તેઓ ઉત્તમ પ્રકારે વ્યાખ્યા કરતા હતા. મેવાડના સર્વોત્તમ ગવૈયા તેમની પાસેજ રહેતા હતા. આ ગવૈયાને તેઓ કોઇ કોઇ વાર મારી પાસે લાવતા અને મને તેમનાં ગાયનો સંભળાવતા હતા. તેમને ત્યાં સર્વોત્તમ ગાનાર એક સ્ત્રી હતી અને તેનો કંઠ એવો મધુર હતો કે સર્વેનું મન તેના ગાયનમાં તલ્લીન થઈ ગયા વિના રહેતું નહિ. તેના કંઠમાંથી વસંત અને મેઘ એ રાગો ઘણાજ મધુર નીકળતા હતા. વળી તેમણે ઉજ્જયિનીથી એક ગાનારી સ્ત્રીને બોલાવી

* બુંદીના રાજકુમારે જે દિવસે પ્રબલ સાહસપૂર્વક અને જીવસટ્ટે એક મૃગની પૂંઠ પકડી તેનો શિકાર કર્યો હતો તે દિવસે રાજમાતાએ પરમ આનંદિત થઇને મારાપર એક પત્ર લખ્યો હતો. તે દિવસે બુંદીમાં એક મોટો દરબાર ભરવામાં આવ્યો હતો અને સામંતોને ઉપહાર સ્વરૂપે બહુ મૂલ્યવાન વસ્તુઓ આપવામાં આવી હતી.

હતી, તે પણ અત્યંત પ્રસિદ્ધ હતી. મે ઉક્ત ઉભય સ્ત્રીઓને એક સ્થાને બેસીને ગાવાને કહ્યું. તેમનાં ગાયન સાંભળવાને માટે શક્તાવતોના અધિનાયક, સલુમ્બરના સામંત તથા અન્યાન્ય સામંતો પણ આવ્યા હતા. આ સરદારો, ઉજ્જયિનીની ગાનારી સ્ત્રીનાં ગાયનો સાંભળીને એટલા તો પ્રસન્ન થઇ ગયા કે તેઓ મુક્તકંઠે તેની પ્રશંસા કરવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે "સુપ્રસિદ્ધ ગવૈયા સાદુલ્લાનાં ગાયન સાંભળીને જે પ્રકારે અંગ્રેજો પરમ પ્રસન્ન થયા હતા તે પ્રકારે અમે આ સ્ત્રીનાં ગાયન સાંભળીને પરમ આલ્હાદિત થયા છીએ." ગ્રીષ્મઋતુમાં આ પ્રકારે ચોકમાં અથવા અગાશીમાં નાની નાની સંગીતમંડલી એકત્રિત થતી હતી. આ પ્રસંગે ચંદ્રનો શીતલ પ્રકાશ, સ્વચ્છ જલવાળાં સરોવરમાંથી આવતો શીતલ સમીર અને સુમધુર ગાયનનો યોગ થવાથી દિવસે સૂર્યના ઉગ્ર તાપથી થયેલી વ્યગ્રતા દૂર થઇ જતી. સંગીત સાંભળવાથી સૌને અવર્ણનીય આનંદ થતો. આવી મંડલીમાં રાજપુત સરદારો મને પણ આમંત્રણ કરતા હતા. પુત્રોત્સવ અને લગ્નોત્સવમાં સુપ્રસિદ્ધ કવિઓ અને ગવૈયાઓને પરદેશમાંથી પણ બોલાવવામાં આવતા હતા.

મહારાજા શિવધનસિંહ બંદુકની ગોળી મારવામાં એવા ચતુર હતા કે તેઓ બાળકના મસ્તકપર એક ચીજ મૂકીને તેને ગોળી મારીને ઉરાડી દેતા હતા, પરંતુ તે બાળકના મસ્તકને કિંચિત્ પણ ઇજા થતી નહોતી. તેઓ ઉડતાં પક્ષીને વિંધી નાખતા હતા, અને સામેથી આવતી ગોળીના કટારવતી બે ટુકડા કરી નાંખતા હતા. તેમણે અનેકવાર લોકોને આ પ્રયોગ બતાવ્યો હતો. એક દિવસ તેમણે એક માટીના પાત્રને જળથી ભર્યું અને તેમાં એક કટાર મૂકી. પછી તેમણે એક બીજા માણુસ પાસે બંદુક ભરાવી, તે પાત્રથી વીસ કદમ દૂર જઇ ઉભા રહી કહ્યું કે "આ ગોળીથી હમણાં હું પેલા પાત્રમાં રહેલી કટારના બે ટુકડા કરી નાંખું છું." એમ કહીને તેમણે ગોળી છોડી. મને ઉત્કંઠા થવાથી મેં તે પાત્રની પાસે જઇને જોયુ તો તેમાંની કટારના બે ટુકડા થઇ ગયેલા હતા. વળી તેમનો બીજો એક ચમત્કાર તો સૌથી વિશેષ અદ્ભુત હતો. તેઓ એક લાકડી ઉપર એક લીંબુ રખાવતા અને બીજા માણુસ પાસે ગોળી ભરાવીને દૂર ઉભા રહી તેપર ગોળી મારતા. ગોળીના ઝપાટાથી લીંબુ નીચે તૂટી પડતું, પરંતુ તેપર ગોળીનું કાંઇ પણ ચિન્હ દૃષ્ટિગોચર થતું નહિ. લીંબુ તેવું ને તેવું રહેતું અને ગોળી અદ્રશ્ય થઇ જતી. ચતુરંગ ક્રીડામાં પણ તેઓ પરમ દક્ષ હતા. ઉદયપુરનો એક અંધ માણુસ આ ક્રીડામાં તેમનો પ્રધાન પ્રતિસ્પર્ધી હતો. ઈંગ્લાંડની પાર્લામેન્ટમાં સભાસદ તરિકે બેસવાને મહારાજા શિવધનસિંહ સંપૂર્ણ રીતે યોગ્ય હતા.

પ્રત્યેક સામંતની પાસે ગાવા બજાવવાનુ કાર્ય કરનાર માણસો હોય છે. કેટલાંક વર્ષોથી મહારાજા સિંધિયા, ગાવા બજાવવાનું કાર્ય કરનાર ઉદયપુરના સર્વોત્તમ માણસોને લઈ ગયા છે. સર્વે રાજપુતો સંગીતપ્રિય હોય છે.

શિલ્પ, સંગીત અને વિજ્ઞાનના મુખ્ય ઉત્તેજક રાણા ભીમસિંહની પાસે કેટલાક ઉત્તમ ગવૈયા તથા વાદ્ય વગાડનાર હતા. તેઓ રાત્રિના શાંતિપ્રદાયક સમયે મહાલયની અગાશીપર બેસી ગાનતાન કરી સવને અપૂર્વ આનંદમાં નિમગ્ન કરી નાંખતા હતા. ઉક્ત રાણાની પાસે કેટલાક બંશી વગાડનાર પણ હતા. તેમની બંશીનો સુમધુર સ્વર શ્રોતાને પરમ આલ્હાદ આપતો હતો. સંગીતશાસ્ત્ર એ રાજપુતોના આનંદનું એક પ્રધાન સાધન છે અને તેટલા માટેજ તે તેમની શિક્ષાનુ એક પ્રધાન અંગ છે.*

* ચંદ કવિએ જણાવ્યું છે કે "સમ્રાટ્ પૃથ્વીરાજ કંઠ અને વાદ્યથી ગાવા બજાવવાનું કામ સારી રીતે જાણતા હતા. ભારતવર્ષમાં કોઇ સમયે અશ્લીલ અને ભ્રષ્ટ સંગીત પ્રચલિત હતું કે નહિ એ એક શંકાસ્પદ વાત છે. માત્ર પવિત્ર ધાર્મિક ભજનોજ રાજપુતોની શિક્ષાનું એક પ્રધાન અંગ ગણાય છે. લવ અને કુશ રામાયણમાંથી ઉત્તમોત્તમ શ્લોકોનું કીર્તન કરવા માટે સુપ્રસિદ્ધ છે. જયદેવનું પવિત્ર સંગીત અદ્યાપિ સર્વત્ર ગાવામાં આવે છે. દેવમંદિરોમાં પૂજારીઓ અને ભક્તગણો પોતાના ઇષ્ટદેવની સન્મુખ ધર્મસંગીત ગાય છે. આબુ પર્વતના શિખરપર સાધુ સંન્યાસીઓને પોતાના આરાધ્ય દેવતા પાટલીશ્વરની સ્તુતિ ગાતા જોઇ મને પરમ આલ્હાદ ઉત્પન્ન થયો હતો. ધોલી નામક રાજસ્થાનનો સંગીત શાસ્ત્રી જે સમરસંગીત ગાય છે તેની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં સંગીતશાસ્ત્ર એ શિક્ષાનું એક પ્રધાન અંગ ગણાતું હતું તે વાતનાં ઘણાં પ્રમાણો પુરાણોમાં પ્રાપ્ત

જેમણે ભારતવર્ષના પર્વતશિખરોપર રહેલા પહેરેદારોની ભેરીનો નાદ સાંભળ્યો છે તેઓ તે અદ્ભુત પ્રકારના નાદને કદિ પણ વિસરશે નહિ.

યુરોપની સેલ્ટિક જાતિમાં બેગપાઇપ નામનું જે એક વાદ્ય પ્રચલિત હતું તે રાજપુતોને પણ અપરિચિત નથી. આ વાદ્યને રાજવાડામા "મેસેક" કહેવામાં આવે છે. બે મુખવાળી બંશી પણ રાજવાડામાં વગાડવામાં આવે છે. અનેક પ્રકારના વાદ્યોનું વર્ણન અત્ર કરવાથી તે નીરસ લાગવાનો સંભવ હોવાથી પડતું મૂકવામાં આવે છે.

રાજપુતોના શિક્ષણ સંબંધે ઉલ્લેખ કરતાં મહાત્મા ટોડ જણાવે છે કે "દાનપત્ર અથવા સ્વીકારપત્ર વાંચી નહિ શકે એવો રાજપુત રાજા કોઇ પણ નથી. ઇંગ્લાંડના આગલા પરમ કુલીન રાજવંશીઓ દસ્તાવેજપર હસ્તાક્ષર પણ કરી શકતા નહોતા, પરંતુ રાજપુત રાજા અથવા સામંતોમાં એવા અજ્ઞાન કોઇ પણ જાણવામાં આવ્યા નથી. ઉદયપુરના મહારાણા લેખનકળામાં પરમ ચતુર છે. તેમના લખેલા પત્રોની ઘણી પ્રશંસા થાય છે. રાજસ્થાનના રાજા અને સામંતોના પત્ર વાંચવાથી પ્રતીત થાય છે કે, તેઓ બહુશ્રુત અને ઘણા શિક્ષિત હોય છે. તેમના પત્રોમાં પ્રાચીન ગ્રંથોમાંથી દ્રષ્ટાંતો ઉદ્ધૃત કરવામાં આવેલાં દ્રષ્ટિગોચર થાય છે. વળી તેપરથી રાજપુત રાજાઓ અને સામંતોએ અનેક મહાપુરૂષોનાં જીવનચરિત્રનો અભ્યાસ કરેલો પણ પ્રતીત થાય છે. યુરોપખંડના રાજાઓ, ઇલિયડ અને હોમરનાં કાવ્યમાની પંક્તિઓ ઉદ્ધૃત કરે છે એ વાત સત્ય છે, પરંતુ રાજપુત રાજાઓ તેમના કરતા પણ વિશેષ કુશળતાથી વ્યાસ અને વાલ્મીકિના શ્લોકો ઉદ્ધૃત કરે છે. રાજપુત રાજાઓ જે પ્રકારે હિંદુઓના પ્રધાન શાસ્ત્રકાર મનુનાં વાક્યો ઉદ્ધૃત કરે છે તે પ્રકારે યુરોપના પંડિતો પણ મૉઝિઝનાં વચનો ઉદ્ધૃત કરી શકતા નથી. રાજપુત રાજકુમારો પ્રાચીન વૈદિક રીતિથી શિક્ષા ગ્રહણ કરે છે અને આ રીતિ યુરોપનાં વિશ્વવિદ્યાલયોની શિક્ષાપ્રણાલિ કરતાં પણ કઠિનતર હોય છે. સુખશાંતિના સમયમા વિદ્યાનો ઉત્કર્ષ થાય છે. રાજવાડામાં જે સમયથી અશાંતિ અને ઉપદ્રવોનો ઉદ્ભવ થયો છે, તે સમયથી રાજપુત જાતિના જ્ઞાનના અનેક વિષયોનું પતન થયુ છે. સાપ્રતમાં રાજવાડામાં જ્યોતિષ શાસ્ત્રના જ્ઞાનને ઉત્તેજન અને પુરસ્કાર આપી તેનું પ્રતિપાલન કરનાર કોઈ પણ માણસ વિદ્યમાન નથી. અંબરના મહારાજા જયસિંહે દિલ્લી, કાશી, ઉજ્જયિની, અને પોતાની રાજધાની જયપુરમાં પુષ્કળ વ્યય કરીને મોટી મોટી વેધશાળાઓ બંધાવી હતી અને તેઓ જ્યોતિર્વિદ્યાના મહાન ઉત્તજક હતા, પરંતુ વર્તમાન કાળમાં તેમના જેવા જ્યોતિષ શાસ્ત્રના ઉત્તેજક કોઈ રહ્યા નથી. જયસિંહે ગ્રહોના ગોળા પણ તૈયાર કરાવ્યા હતા. તેમાંના બે હાલમાં કોટાના મહારાજા પાસે છે. આમાંના પ્રત્યેક ગ્રહનો વ્યાસ ત્રણ ફીટનો છે. વળી તેમણે ડીલાહાયર અને ઉલુકબેગની ગણના મેળવી જોઇ હતી અને તેનું પરિણામ દિલ્હીના મોગલ સમ્રાટ્ની સમક્ષ સાદર કર્યું હતું. આ ગણનાયંત્રોને તેણે 'ઝીજ મહમદ શાહી'નું નામાભિધાન અર્પણ કર્યું હતું. આજ મહામાનનીય મહારાજા જયસિંહે રાજપુત જાતિમાં વિવાહપ્રસંગે થતો ભારે ખર્ચ ન્યૂન કરાવ્યો હતો. તેમણે શિશુ કન્યાવધની રીતિ દૂર કરવાને માટે પુષ્કળ પ્રયાસ કર્યો હતો. વળી જયપુરની સ્થાપના પણ તેમણેજ કરી હતી. જયપુર સમસ્ત રાજસ્થાનમાં સર્વોત્તમ શહેર છે.

રાજવાડામાં રાજપુતોના પ્રાચીન ગૌરવનાં અનેક ચિ નો દ્રષ્ટિગોચર થાય છે. સાંપ્રતમાં રાજપુતાનામાં શાંતિની સ્થાપના થઇ છે, તેથી રાજપુતોના પ્રાચીન ગૌરવનો પુનરૂદ્ધાર થશે કે નહિ તથા રાજપુત જાતિ પુનઃ ઉન્નતિના શિખરપર ચઢશે કે નહિ, એ કઠિન પ્રશ્નના ઉત્તર માત્ર ભવિષ્યના ઇતિહાસવેત્તાજ આપી શકશે.

કર્નલ ટૉડે પોતાના સમયમાં રાજપુતો કેવા શિક્ષિત હતા, તેનું વર્ણન કર્યું છે. પરંતુ યદિ વર્તમાન સમયની તેમની શિક્ષા સાથે તે કાળની શિક્ષાની તુલના કરવામાં આવે તો તેમાં આસ્માન જમીનનો અંતર જણાશે. સાંપ્રતમાં રાજપુતાનામાં શિક્ષાપ્રણાલિ સર્વથા પરિવર્તિત થઇ ગઇ છે. મહા માનનીય બ્રિટિશ

થાય છે. સુખ શાંતિના સમયમાંજ સંગીતની વિશેષ ઉન્નતિ થાય છે. ભારતવર્ષના પતનની સાથે અશાંતિ, અત્યાચાર, ઉત્પીડન, અને ઉપદ્રવોની વૃદ્ધિ થઇ તેની સાથેજ તેના સંગીતશાસ્ત્રની પણ શોચનીય દુર્દશા થઇ છે.

સરકારની કૃપાથી રાજસ્થાનના રાજપુત રાજાઓ, સામંતો, રાજકર્મચારીઓ તથા શ્રીમંતોમાં પાશ્ચિમાત્ય શિક્ષાની જ્યોતિ ધીમે ધીમે પ્રવેશતી જાય છે. પ્રત્યેક રાજા, દેશી વા અગ્રેજ શિક્ષકના હાથ નીચે અંગ્રેજી ભાષાનુ શિક્ષણ ગ્રહણ કરે છે. વળી સામંતોના પુત્રોને માટે પણ અનેક કોલેજો સ્થાપન કરવામાં આવી છે. ઉત્તમ શ્રેણીના રાજપુતોને માટ શિક્ષાની વ્યવસ્થા સારી કરવામા આવી છે, પરંતુ મધ્યમ અને નિકૃષ્ટ શ્રેણીના રાજપુતોની શિક્ષાને માટે આવશ્યક પ્રયત્ન કરવામાં આવ્યો નથી, એમ કહ્યા વિના અમે રહી શકતા નથી. જ્યાંસુધી બ્રિટિશ સરકાર આ દિશામાં વધારે આગ્રહપૂર્વક પ્રયાસ કરશે નહિ, ત્યાંસુધી મધ્યમ અને નિકૃષ્ટ શ્રેણીના રાજપુતોની સ્થિતિ સુધરવાની નથી.

કર્નલ ટૉડ જણાવે છે કે, રાજપુત જાતિની નિત્યના ઉપયોગની વસ્તુઓ સહસ્રાવધિ વર્ષો થયાં બદલાઇ નથી. યદ્યપિ રાજપુતોના મહાલયો રમણીય સ્તંભોથી શોભાયમાન હોય છે, તેની દિવાલપર ઉત્તમ ચિત્રો આલેખવામાં આવેલા હોય છે, તથાપિ તેમાં કોઈ પણ પ્રકારનાં ખુરશી અથવા કોચ વગેરે વસ્તુઓ દ્રષ્ટિગોચર થતી નથી. તેમનાં ગૃહોમાં નરમ ગાલીચા બિછાવવામાં આવેલા હોય છે અને તેપર સફેદ વસ્ત્રનું આચ્છાદન હોય છે, કે જે ગાલીચાનુ સંરક્ષણ કરે છે. આ ગાલીચાપર સર્વ મનુષ્યો પોતપોતાનાં પદ અનુસાર બેસે છે. ઈંગ્લાંડની રાણી ઇલિઝાબેથની તરફથી હિંદુસ્થાનમાં જે પહેલો અંગ્રેજદૂત આવ્યો હતો તેની સાથે આવેલા પાદરીએ રાજપુતોનાં ગૃહોના સંબંધમાં નીચે પ્રમાણે વર્ણન કર્યું છે, " આ દેશમાં શ્રીમત માણસો પણ પોતાનાં ગૃહોને સારી રીતે સજ્જીત કરતા નથી. તેઓ પોતાનાં ગૃહની દિવાલપર રગ બેરગી ચિત્રો ચિતરાવે છે. પરતુ તેમના ગૃહમાં કોચ, ખુરશી, મેજ વગેરે વસ્તુઓ હોતી નથી. તો પણ સત્ય વાત પ્રકાશિત કરવાને માટે કહેવુ જોઇએ કે જો તેમનાં ગૃહમાં ઉપર્યુક્ત વસ્તુઓ હોય, તો પણ ભયંકર તાપને લીધે તેમાંની ઘણી વસ્તુઓનો ઉપયોગ તેઓ કરી શકે નહિ. તેઓ પોતાનાં ગૃહમાં સુંદર ગાલીચો બિછાવે છે અને તેની ઉપર સર્વ માણસો બેસે છે. "*

રાજપુતોના પહેરવેશના સંબંધમા વિશેષ વર્ણન કરવાની આવશ્યકતા નથી. સામાન્યતઃ તેમનો પહેરવેશ એકસરખો છે તો પણ દેશભેદ, જાતિભેદ વગેરેથી તેમાં થોડો ફેરફાર પણ હોય છે. ગ્રીષ્મઋતુમાં સૂક્ષ્મ વસ્ત્રો પરિધાન કરવામાં આવે છે અને શીતઋતુમાં સ્થૂલ વસ્ત્રો પહેરવામાં આવે છે. આ સ્થૂલ વસ્ત્રો વચમાં રૂ ઘાલીને શીવવામાં આવે છે, અને તે રંગીન તથા ચિત્રિત હોય છે. રાજપુત સ્ત્રીઓ માત્ર ઘાઘરો, ચોળી અને સાડી પહેરે છે. સાડીવતી ઘુઘટો તાણવામાં આવે છે. તેઓ અનેક પ્રકારના અલંકારો ધારણ કરે છે. રાજપુતો અનેક પ્રકારના પાયજામા, અંગરખા અને દુપટ્ટાનો ઉપયોગ કરે છે. રાજપુતોનાં સર્વ વસ્ત્રોમાં પાઘડી પ્રધાન છે. જાતિભેદની પાઘડી અનેક પ્રકારની છે અને અવસ્થાના ભેદથી રાજપુતો તેને અનેક રીતે બાંધે છે. યુરોપના રાજાઓ જે પ્રકારે સન્માનસૂચક પટો આપતા હતા; તે પ્રકારે રાજપુત રાજાઓ પણ એક સમયે

* આધુનિક પાદરીઓનો મત એવો જણાય છે કે, હિંદુ લોકો માતા પિતા પ્રત્યે લેશ પણ ભક્તિ ધરાવતા નથી. તેમના આ અસત્ય મતનું ખંડન કરવાને માટે કર્નલ ટૉડ એક આગલા સમયના પાદરીનો મત પ્રસિદ્ધ કરે છે. તે પાદરી જણાવે છે કે " હું આ સ્થળે બીજી એક અતિ મહત્વની બાબતનો ઉલ્લેખ કરીશ. હિંદુસ્થાનના ગમે તેવા રંક લોકોમાં પણ એક મહા ગુણ છે. અને તે તેમની માતા પિતા પ્રત્યેની ભક્તિ છે. તેમની ઉપજ ઘણી થોડી હોય છે તોપણ જો તેમનાં માતપિતા તંગીમાં હોય તો તેઓ તેમને સહાય કરે છે. તેઓ નિદાન પોતાની કમાઇનો અર્ધ ભાગ પોતાનાં માતપિતાને આપી દે છે. તેઓ પોતાનાં માતપિતાને કષ્ટ સહન કરતા જોઇ શકતા નથી."

"જેસ્યુટ પાદરીઓએ હિંદુસ્થાનમાં અનેક હિંદુઓને ખ્રિસ્તી ધર્માવલંબી કર્યાના મોટા મોટા રિપોર્ટો છપાવી મોકલ્યા છે, પરંતુ આ સર્વ મિથ્યા તડાકા રિપોર્ટમાંજ રહ્યા છે. વાસ્તવમાં કેટલાક દરિદ્રી હિંદવાસીઓ અન્ન વિના ભૂખે મરવાની તૈયારીમાં હતા તેથી પાદરીઓએ તેમને સહાય કરી હતી અને તેમને ખ્રિસ્તી ધર્મમાં દીક્ષિત કર્યા હતા. તેઓ નામ માત્રના ખ્રિસ્તી છે. બાકી તેઓ ખ્રિસ્તી ધર્મનું લેશ પણ તત્ત્વ જાણતા નથી. " ત્રણસેં વર્ષ પૂર્વે ઉક્ત પાદરીએ જે કહ્યું હતું તેજ આજે પણ સત્ય છે. વસ્તુતઃ ભારતવર્ષ એ ખ્રિસ્તી ધર્મના પ્રચારને માટે યોગ્ય સ્થળ નથી.

'આલાબંધ' નામનો સન્માનસૂચક પટો આપતા હતા. ઋતુના પરિવર્તનની સાથે રાજપુતો પાઘડી અને અંગરખાનો વર્ણ પણ બદલે છે. સાધારણ રીતે શ્વેત રંગનો પ્રચાર સાર્વત્રિક છે, તથાપિ લાલ, કેસરી અને જાંબુડો એ રંગોને સર્વોત્તમ અને પરમ આદરણીય માનવામાં આવે છે. નીચી શ્રેણીના મનુષ્યો એકજ પ્રકારનાં પગરખાંનો ઉપયોગ કરે છે. આ પગરખાંથી પગની પાટલીનો ઉપલો ભાગ ઢંકાતો નથી. અહીંઆના યોદ્ધાઓ યુદ્ધ અને શિકાર પ્રસંગે બકરાનાં ચામડાંના બૂટ પહેરે છે, અને ચામડાંનાંજ અંગરખાં પહેરે છે. બખ્તર કરતાં ચામડાંનાં અંગરખાં તેમને થોડું કષ્ટ આપે છે. રાજપુતોની કમ્મરમાં એક મોટી લાંબી કટાર સદા લટકતી રહે છે.

રાજપુત જાતિની ભોજનવિધા અને ચિકિત્સાવિધા વિષે તથા શારીરિક અને માનસિક વિપત્તિઓ દૂર કરવાને માટે કરવામાં આવતી ક્રિયાઓ વિષે યથાસ્થાન વર્ણન કરવામાં આવ્યું છે. માટે તે વિષે અત્ર ઉલ્લેખ કરવામાં આવતો નથી. યદ્યપિ કર્નલ ટૉડ અર્ધ શતાબ્દીથી અધિક કાળ પૂર્વેની રાજપુત જાતિની સમાજનીતિ તથા ધર્મનીતિનું વર્ણન કરી ગયા છે તો પણ અદ્યાપિ તેજ સમાજનીતિ અને તેજ ધર્મનીતિ અટલ ભાવથી સ્થિત છે. પાશ્ચાત્ય શિક્ષા પ્રાપ્ત કરવાથી ઉત્તર ભારત તથા બંગાલાની ધર્મનીતિ તથા સમાજનીતિમાં જેવો ફેરફાર થયો છે તેવો રાજપુતોમાં કાંઇ પણ ફેરફાર થયો નથી. અંગ્રેજી શિક્ષામાં ખાસ કરીને ધર્મશિક્ષણનો અભાવ હોવાથી તેનું અધિક પ્રમાણમાં શિક્ષણ લેનાર બંગાલી જાતિની વિલક્ષણ દશા થઇ છે. રાજવાડામાં અદ્યાપિ ધાર્મિક શિક્ષણ તેના મૂળ સ્વરૂપમાં પ્રચલિત હોવાથી તે દેશના લોકોના પૈતૃક આચારવિચાર અટલ ભાવથી વિરાજમાન છે.

ઇતિહાસ તરફ દષ્ટિ નાંખવાથી આપણને શું દ્રષ્ટિગોચર થાય છે? જગતમાં ચોતરફ દ્રષ્ટિ નાંખવાથી આપણને શું જણાય છે? જ્યાં જુઓ ત્યાં પરિવર્તનજ દ્રષ્ટિગોચર થાય છે. પ્રત્યેક જાતિ અને પ્રત્યેક સમાજની અવસ્થા સદા બદલાતી રહે છે અને નવાં નવાં દ્રશ્યો દ્રષ્ટિગોચર થાય છે. ત્રણસે ચારસેં વર્ષોમાં યુરોપમાં મહા પરિવર્તન થઇ ગયું છે. આ રીતે પ્રત્યેક દેશની પ્રત્યેક કાળની રીતિનીતિ સદા પરિવર્તિત થતી રહે છે. વિદેશી શિક્ષણના પ્રભાવથી ભારતવર્ષના આર્યોના આચાર વિચારમાં પણ પ્રબલ પરિવર્તન થઇ રહ્યું છે. વીરભૂમિ રાજવાડામાં યદ્યપિ આ પરિવર્તન પ્રતીત થતું નથી; યદ્યપિ પ્રાચીન રાજપુત જાતિના આચાર વિચાર, રીતિનીતિ, પરિવર્તિત થઇ નથી, કિંતુ કેટલેક કાળે અવસ્ય તે પણ બદલાશેજ. શિક્ષણ અને અનુકરણ એજ પરિવર્તનનું મૂળ કારણ છે. રાજવાડામાં જે સમયે નવીન શિક્ષાનો પ્રબલ તરંગ પ્રસરશે તે સમયે ત્યાં નવીન યુગનો આરંભ થશે. તેનું પરિણામ શું આવશે તે અત્યારથી કહી શકાય એમ નથી. ઉત્તર ભારત, પશ્ચિમ ભારત તથા બંગાલાનાં વર્તમાન પરિવર્તનનાં વિચિત્ર દ્રશ્યો દ્રગ્ગોચર થાય છે. પરંતુ જ્યારે એ પરિવર્તનની સમાપ્તિ થશે ત્યારેજ એથી આપણી કેટલી ઉન્નતિ વા અવનતિ થઈ છે તે સમજાશે.





# अध्याय ३२ मो.

**ઉપક્રમણિકા—રાજસ્થાનની શાસનવિધિ—એશિયા અને યૂરોપની પ્રાચીન શાસનપ્રણાલિમાં સમાનતા—રાજપુત જાતિની શ્રેષ્ઠવંશમાંથી થયેલી ઉત્પત્તિ—મારવાડના રાઠોડો—અંબરના કુશાવહો—મેવાડના સીસોદીઆ—પદ મર્યાદાના વિભાગ—અધિકાર—રાજકર વસૂલ કરવાની રીતિ—બરાર—ખડ લકડ.**



પરબ્રહ્મ પરમાત્માની કૃપાથી અમે આ વિરાટ ઇતિહાસના પ્રથમ ખંડના અંતિમ ભાગમાં એક અત્યંત કઠિન વિષયની સમાલોચના કરવાને પ્રવૃત્ત થઇએ છીએ. અને તે વિષય રાજપુત જાતિની શાસનપ્રણાલિનો છે. શાસનપ્રણાલિ એ જાતિ કિંવા સામ્રાજ્યનો પ્રાણ છે. કોઈ પણ પ્રાચીન રાજ્યની અથવા જગદ્વિખ્યાત પ્રાચીન જાતિની ઐતિહાસિક ઘટનાઓ, સામાજિક આચારવિચાર, અને ધર્મસંસ્થાઓનું વર્ણન તેની શાસનપ્રણાલિના વર્ણન વિના પ્રાણરહિત દેહસમાન થઇ પડે છે. શાસનપદ્ધતિનુ વર્ણન એજ ઇતિહાસનો પ્રાણ છે અને એટલા માટેજ હવે અમે રાજપુત જાતિની શાસનપ્રણાલિનું વર્ણન કરવાને પ્રવૃત્ત થઇએ છીએ.

સાધારણ રીતે સમરનું વૃત્તાંત એક જાતિની વીરતા, પરાક્રમ, ગૌરવ, પ્રતાપ અને પ્રભુતાનો પ્રકાશ કરે છે, પરંતુ શાસનપ્રણાલિનુ વર્ણન તેની રીતિ, નીતિ, આચાર, વિચાર, સભ્યતા અને જાતીય ચરિત્ર પ્રકટ કરે છે. વિશ્વવિજયી ગ્રેટબ્રિટનના હાથમાં—સભ્યતાના સર્વોચ્ચ શૃંગપર આરૂઢ થયેલી બ્રિટિશ જાતિના હાથમાં ભારતવર્ષના કરોડો મનુષ્યોનું ભાગ્ય સમર્પિત થયું છે. કરુણામય પરમેશ્વરે શા ઉદ્દેશથી અંગ્રેજ જાતિના હાથમાં આ કોટયવધિ આર્ય સંતાનોનો શાસનભાર સોંપ્યો છે તે કેવલ ભવિષ્યત્ ઇતિહાસવેત્તાજ પ્રકટ કરી શકશે. જે મહાન દેશની જનસંખ્યા પૃથ્વીભરના છઠ્ઠા અંશ જેટલી વિશાળ છે, તે દેશ ઉપર આજે બ્રિટિશ જાતિ માત્ર ૭૦ સહસ્ર અંગ્રેજ સૈનિકોની સહાયથી પ્રબલ પ્રતાપસહિત ઇચ્છાનુસાર શાસન કરે છે. આ શું જગતના ઇતિહાસમાં અપૂર્વ ઉદાહરણ નથી ?

અનેક માણસો દૃઢ શ્રદ્ધાપૂર્વક માને છે કે, ભારતવર્ષમાં દીર્ઘ કાળથી રાજાસત્તાક શાસન પ્રચલિત છે અને ભારતવાસીઓ ઇશ્વરદત્ત વ્યક્તિગત હક, વાક્સ્વાતંત્ર્ય અને સ્વાતંત્ર્ય—વિચારથી વંચિત છે. પરંતુ અમે કહીએ છીએ કે તેમની આ માન્યતા ભ્રમમૂલકજ છે. ઇતિહાસ સ્પષ્ટ રીતે દર્શાવે છે કે ભારતવર્ષમાં પ્રજાના વ્યક્તિગત હક વિદ્યમાન હતો; દેશી રાજ્યોમાં તે હક નથી, એમ કહેનાર પણ ભૂલજ કરે છે. દેશી રાજ્યપદ્ધતિ પ્રજાના વ્યક્તિગત સ્વાતંત્ર્યનો લોપ કરતી નથી. વળી ઇતિહાસ એમ પણ દર્શાવે છે કે, સાંપ્રતમાં જે પાશ્ચિમાત્ય પ્રજાએ હિંદી પ્રજાને વ્યક્તિગત સ્વાતંત્ર્ય અર્પણ કર્યું છે તે પ્રજાએ પણ તેનું બીજ ભારતવર્ષની પ્રાચીન શાસનપ્રણાલિમાંથીજ પ્રાપ્ત કર્યું છે.

કર્નલ ટૉડ જણાવે છે કે “ મેવાડ, મારવાડ પ્રભૃતિ રાજપુત રાજ્યોમાંના કોઈ પણ રાજ્યમાં પૂર્વે કોઇ સમયે દીવાની તથા ફોજદારી કાયદાનાં પુસ્તકો વિદ્યમાન હતાં કે નહિ, એ વાત સંદેહાત્મક છે. તેમજ સાંપ્રતમાં પણ ઉક્ત રાજ્યોમાં કાયદાનાં પુસ્તકો અસ્તિત્વ ધરાવતાં નથી. પરંતુ આ રાજ્યોમાં

યુદ્ધના નિયમો એટલા સુવિખ્યાત અને સુવિસ્તૃત છે કે તેમાં શાસનવિભાગના પ્રત્યેક અંગનો સમાવેશ થાય છે. પાશ્ચિમાત્ય રાજ્યો જે સમયે જ્ઞાન, શિક્ષણ અને સભ્યતાના પ્રથમ યુગમાં વિરાજતાં હતાં તે સમયની યુરોપની જાગીરદારી પદ્ધતિ ( સામંત પ્રથા ) ની સાથે રાજપુતોની સામંતપ્રથા ઘણી મળતી આવે છે. આ પદ્ધતિના સંબંધમાં લિખિત પુસ્તકનો અભાવ છે, પરંતુ દીર્ઘ કાળ સુધી અવલોકન અને મનન કરવાથી હું એ પદ્ધતિનું જે મૂળ સ્વરૂપ સમજ્યો છુ, તે આ સ્થળે અંકિત કરવાને પ્રવૃત્ત થાઉં છુ. આ શાસનપ્રણાલિનું અવલોકન મેં પ્રથમ મોજને ખાતર કર્યું હતું, પરંતુ પાછળથી મેં એનો ખંતપૂર્વક અભ્યાસ કર્યો હતો. જો કે આ પદ્ધતિનાં અંગ પ્રત્યંગ સાંપ્રતમા અત્યંત છિન્નભિન્ન થઇ ગયાં છે, તોપણ તે સહસ્ત્રાવધિ મનુષ્યની સમાજનું જે ન્યાયપૂર્વક શાસન કરે છે તેપરથી જ્ઞાત થાય છે કે, એક સમયે એ શાસનપ્રણાલિ સર્વાંગ સંપૂર્ણ હતી.''

કર્નલ ટૉડનાં ઉપર્યુક્ત વચનોનો ઘણો ભાગ અમને માન્ય છે, પરંતુ શિક્ષા, જ્ઞાન અને સભ્યતાની જન્મભૂમિ ભારતવર્ષના ક્ષત્રિય ગણોમાં કાયદાના પુસ્તકોનો અભાવ હતો એ વાત અમે માન્ય કરી શકતા નથી. મનુ મહારાજે રાજધર્મ તથા શાસનના સંબંધમાં જે વિધાન કર્યું છે તેપરથી સિદ્ધ થાય છે કે ભારતવર્ષમાં પરાપૂર્વથી કાયદાનાં પુસ્તકો પ્રચલિત છે. મહાભારતમાં વર્ણવેલો રાજધર્મ પાઠકોના લક્ષ બહાર નહિજ હોય. જે સમયે ભારતવર્ષની પવિત્ર ભૂમિપર વિદેશી, વિજાતીય અને વિધર્મી લોકોએ પોતાના પગ મૂક્યા નહોતા, જે સમયે આર્યજાતિ સર્વથા સ્વાધીન હતી અને જે સમયે બ્રાહ્મણમંડળી રાજસભામાં પૂર્ણ પ્રભુત્વ પ્રકાશિત કરી શકતી હતી તે સમયે નિઃસંદેહ હિંદુ ધર્મશાસ્ત્રોમાં કરેલા વિધાન અનુસાર નૃપતિઓ પ્રજા ઉપર શાસન કરતા હતા. આર્યોનું પતન થઇ અન્ય ધર્માવલંબીઓનું પ્રભુત્વ સ્થાપિત થતાં સકલ શાસનવ્યવસ્થા પણ પરિવર્તિત થઇ ગઇ. યુગધર્માનુસાર નવીન નવીન રાજ્યોની સ્થાપના અને નવીન નવીન જાતિઓની ઉત્પત્તિ થઇ તેથી ભિન્ન ભિન્ન સ્થળોમાં પ્રયોજન અનુસાર નવીન નવીન શાસનવ્યવસ્થા કરવામા આવી. આજ કારણથી ભારતવર્ષનાં સર્વ દેશી રાજ્યોમાં એક પ્રકારનું શાસનવિધાન લખેલું દ્રષ્ટિગોચર થતું નથી. રાજપુત રાજ્યોની પણ આજ દશા થઈ અને તેજ કારણથી કર્નલ ટૉડને તેનું શાસનવિધાન ગ્રંથના આકારમાં પ્રાપ્ત થયું નહિ.

કર્નલ ટૉડ આગળ જણાવે છે કે “ જે સમયે રાજવાડાના રાજાઓ બ્રિટિશ સરકારની સાથે કોઈ પણ પ્રકારના સંબંધથી પરિબદ્ધ થયા નહોતા અને જે સમયે અંગ્રેજ લોકો રાજપુતાનાની ભૂગોળ અને ઇતિહાસનું અલ્પ જ્ઞાન ધરાવતા હતા, તે સમય પૂર્વે ઘણા કાળથી મારા હૃદયમાં રાજસ્થાનની શાસન-પ્રણાલિ જાણવાની ઉત્કંઠા ઉત્પન્ન થઇ હતી. તે સમયે હું તે વિષે જ્ઞાન મેળવવાને માટે રાજપુતાનામાં આનંદપૂર્વક ભ્રમણ કરતો હતો અને મારા ભ્રમણનો મુખ્ય ઉદ્દેશ બ્રિટિશ સરકારને જણાવી તેની પાસે રાજપુતોની શાસનપ્રણાલિ તથા રાજસ્થાનની ભૂગોળ અને ઇતિહાસનું વર્ણન મોકલી આપતો હતો. મંટેકુ, હ્યુમ, મિલર તથા ગિબન પ્રભૃતિ ઇતિહાસવેત્તાઓ યુરોપની સામંતપ્રથાના સંબંધમાં જે અમૂલ્ય લેખ લખી ગયા છે તે સર્વનો અભ્યાસ કરી મે પાશ્ચિમાત્ય સામંતપ્રથા સાથે રાજસ્થાનની સામંત-પ્રથાની તુલના કરવાનો પ્રયાસ કર્યો છે. વળી વિખ્યાત ઇતિહાસવેત્તા હૅલેમના ઐતિહાસિક ગ્રંથ દ્વારા પણ મને ઘણી સહાય મળી છે. અત્યાર સુધી સામંતપ્રથાનું જે મૂલ રહસ્ય ગુપ્ત હતું, તે ઉક્ત ગ્રંથ દ્વારા પ્રકટ થઈ ગયું છે. હૅલેમના ગ્રંથ દ્વારા સિદ્ધ થયું છે કે, રાજપુતોએ સામંતપ્રથાનો પ્રારંભ કર્યો હતો અને યુરોપી પ્રજાએ તેનું અનુકરણ કર્યું હતું. અને માત્ર અનુમાન નહિ પરંતુ પ્રત્યક્ષ પ્રમાણો દ્વારા સિદ્ધ કરવાને હું તૈયાર છું કે રાજપુતોજ એ પ્રથાના મૂળ ઉત્પાદક હતા.

જે અર્ધ જંગલી જાતિઓ કોઈ વિશિષ્ટ સ્થળે નિવાસ નહિ કરતાં સદા સર્વદા અનેક સ્થાનોમાં ભ્રમણ કરતી રહે છે તેમની શાસનપ્રણાલિનાં જેટલાં પ્રધાન લક્ષણો દ્રષ્ટિગોચર થાય છે તે સર્વ લક્ષ-ણોની સાથે સ્વાધીન સભ્ય જાતિઓની શાસનરીતિનાં પ્રધાન લક્ષણો સાદૃશ્ય ધરાવે છે. સમાજની એક પ્રકારની અવસ્થામાં સર્વની જરૂરિયાતો પણ એક પ્રકારની હોય છે. જંગલી તાતારો, જર્મનોની ભિન્ન વર્ણની કાલિડોનિયન શાખા, રાજપુતો વા તેમના જાડેજા ભાયાતો, સંક્ષેપમાં જગતની સર્વ જા-તિઓની શાસનપ્રણાલિનાં પ્રધાન લક્ષણો એક સરખાં જણાય છે. યુરોપના પ્રત્યેક દેશમાં સામંતપ્રથા

પ્રચલિત હતી અને સાંપ્રતમાં કૉકેસસ પર્વતથી લઇને હિંદી મહાસાગર પર્યંતના સમસ્ત દેશોમાં તેજ શાસનપ્રણાલિ ક્યાંક પૂર્ણ તથા ક્યાંક અપૂર્ણ અવસ્થામાં દ્રષ્ટિગોચર થાય છે. પરંતુ સભ્યતાના આ મૂળનો તથા પ્રાચીન સ્મારક ચિહ્નોનો પુનરુદ્ધાર કરવાને મારા કરતાં અધિક પરિશ્રમી અને વિશેષ શિક્ષિત માણુસજ સમર્થ થશે. યદ્યપિ સમયના પ્રભાવે તથા વિજાતીય લોકોના ઉપદ્રવોએ મેવાડની પ્રાચીન શાસનપ્રણાલિને અંધકારમાં ડૂબાવી દીધી છે તથાપિ તેનું મૂળ રહસ્ય જાણવું દુઃસાધ્ય નથી. આ લુપ્તપ્રાય શાસનશૈલીને પુન પ્રકાશિત કરવી પરમાવશ્યક છે.

મહારાષ્ટ્રીઓની લૂંટફાટ તથા ઉપદ્રવોની સાથે મુસલમાનોના અવર્ણનીય અત્યાચારોએ મળીને આ શાસનરીતિને સર્વથા અંધકારમાં નિમગ્ન કરી દીધી છે. રાજપુત જાતિના વૃદ્ધ નેતાઓ શીઘ્રતાથી ઇહિ લોકનો પરિત્યાગ કરતા જાય છે. જાતીયતા શિથિલ થતી જાય છે અને સાંપ્રતમાં તેના ધારાઓ તથા રીતભાતો વિધ્વસ્ત થતી જાય છે. રાજપુત જાતિ પૂર્વાવસ્થાને પ્રાપ્ત થશે, રાજપુતો પોતાનું શારીરિક બલ પુનઃ પ્રાપ્ત કરશે, પરંતુ તે પૂર્વે તે સમાજને વ્યવસ્થિત કરવાની આવશ્યકતા છે. રાજવાડામાં વર્તમાન કાળમા જે વિશૃંખલતા પ્રસરી રહી છે તેથી કોઇ પણ તત્ત્વવેત્તા સહસા રાજપુતોની શાસનરીતિનાં કોઇ મહત્વનાં લક્ષણ પ્રતિ પણ આકર્ષિત થતો નથી. બ્રિટિશ પ્રજાનું શાસનવિધાન શૃંખલાબદ્ધ છે અને રાજપુતોની શાસનપ્રણાલિ તેથી વિપરીત છે. આ બાહ્ય લક્ષણો જોઇને કોઇ કહેશે કે "રાજપુતોની શાસનશૈલીના જેટલા લક્ષણો છે તે આકસ્મિક કારણોથી ઉત્પન્ન થયાં છે, તેનો પાયો કોઇ મૂળ નીતિ ઉપર રચવામાં આવ્યો નથી. માટે તે અપૂર્ણ છે." પરંતુ વિશેષ શોધ કરવાથી આ અભિપ્રાય સર્વથા દૂર થશે. તેનુ બાહ્ય સ્વરૂપ અવ્યવસ્થિત છે તોપણ સૂક્ષ્મદ્રષ્ટિથી જોવાથી તે એક સમયે સર્વાંગસંપૂર્ણ હતી એમ વિદિત થયા વિના રહેશે નહિ. પૌર્વાત્ય દેશોમાં અમારા, જેટલા સ્વદેશીઓ (યુરોપીઅનો) વસે છે તે સર્વે એશિયાની રીતિનીતિ, શાસનવ્યવસ્થા તથા સર્વ પ્રકારના પદાર્થો પ્રત્યે ઘૃણાની દ્રષ્ટિથી જુએ છે, પરંતુ એક સમય એવો હતો કે જ્યારે સર્વ પ્રકાર તેથી સર્વથા વિપરીતજ હતો.

કર્નલ ટૉડનાં આ વચનો અવશ્ય ભ્રાંતિરહિત તથા સત્યપૂર્ણ છે અને નિઃસંદેહ તે વચનો તેમના ઉદાર હૃદયનો પરિચય કરાવે છે.

યુરોપખંડના મધ્ય યુગના નિવાસીઓમાં જે પ્રકારના આચારવિચાર, સંસ્કાર તથા શાસનપ્રણાલિ પ્રચલિત હતી તેની સાથે રાજવાડાના આચારવિચાર પ્રભૃતિ વિલક્ષણ રીતે સાદ્રશ્ય ધરાવે છે તોપણ એક બીજાનુ અનુકરણ કર્યુ હતું એમ માનવાનું કાંઇ પ્રયોજન નથી. વાસ્તવમા ઉભય દેશોમાં નૃપતિની સાથે પ્રજાનો પિતા પુત્રનો સંબંધ દર્શાવવાને માટે આ એકજ પ્રકારની શાસનપ્રણાલિનો ઉદ્ભવ થયો છે. રાજસ્થાનનો એક ચરસાની§ ભૂમિનો અધિકારી પણ પોતાના અધીશ્વરની સાથે રક્તનો સંબંધ ધરાવે છે. *

ભૂમિમાં બીજારોપણ કરવામાં આવે તોપણ જ્યાં સુધી તે ભૂમિ ઉત્કૃષ્ટ નહિ હોય ત્યાં સુધી તેનો છોડ મજબુત થતો નથી. ઇંગ્લાંડમાં આ સામંત—શાસનપ્રણાલિનું બીજારોપણ થઇ યથાસમયે તે શાખા, પ્રશાખા અને નવીન કૂંપળોથી શોભાયમાન થઇ તેનું કારણ કેવલ જર્મન જાતિનો પ્રયત્ન અને ઉદ્યોગજ છે. જર્મન લોકો આ શાસનપ્રણાલિનું બીજ સ્કૅન્ડિનેવિયાથી લાવ્યા હતા. સ્કૅન્ડિનેવિયનો તેને મધ્ય એશિયામાંથી લઇ ગયા હતા. રિચર્ડસનનું અનુમાન એવું છે કે, આ શાસનપ્રણાલિ તાતારમાંથી સ્કૅન્ડિનેવિયામાં ગઇ હતી. એમાં કાંઇ પણ શક નથી કે પૌર્વાત્ય દેશોમાંથી જે નિવાસીઓ પાશ્ચિમાત્ય દેશોમાં ગયા હતા તેઓ પૂર્વમાંથી પશ્ચિમમાં જ્ઞાન અને શિક્ષણનો સ્રોત પણ લેતા ગયા હતા. મશીકાદિ, કૅમ્બ્રિક તથા લૉમ્બાર્ટ જાતિઓએ એશિયામાંથી બહાર નીકળી સ્કૅન્ડિનેવિયા, ફ્રિસલૅંડ તથા ઇટાલિમાં પૌર્વાત્ય સંસ્કૃતિ ફેલાવી હતી.

---

§ 'ચરસા' શબ્દનો અર્થ 'ચામડાંનો કોષ' થાય છે. પરંતુ એક હળદ્વારા જેટલી ભૂમિ ખેડાઇ શકે વા એક મનુષ્ય જેટલી ભૂમિપર જલસિંચન કરી શકે તેટલા ભાગને પણ 'ચરસા' કહેવામાં આવે છે.

* રાજપુતો પોતાના રાજાને 'બાપ્પાજી' કહીને બોલાવે છે, અને રાજકુમારોને 'બાવા' કહેવામાં આવે છે.

મધ્ય યુગની સામંતપ્રથા વિષે ઉત્તમ લેખ લખનાર ઇતિહાસવેત્તા હૅલેમ જણાવે છે કે "અનેક દેશોના ઇતિહાસમાંથી સામંતપ્રથાનું મૂળ અથવા તેને મળતી આવતી કોઈ પ્રથા શોધી કાઢવાને માટે ઘણા જણ ઉત્કંઠિત રહે છે. અને જો કે જગતના ભિન્ન ભિન્ન ભાગોમાં રીતરિવાજની સમાનતા શોધી કાઢવી ઘણી મહત્વની છે તોપણ આપણે બહારથી દેખાતી સમાનતા જોઈ ભ્રમમાં પડવું જોઇએ નહિ. કારણ કે જ્યારે સૂક્ષ્મ નિરીક્ષણ કરવામાં આવે છે ત્યારે આ સમાનતા અદ્રશ્ય થઇ જાય છે. સામંતપ્રથાને કેટલેક અંશે મળતી આવે એવી પ્રથા શોધી કાઢવી સુગમ છે. રોમમા ઉચ્ચ અને નિકૃષ્ટ શ્રેણીના લોકોની વચ્ચે જે સંબંધ હતો તેને આ સામંતપ્રથાને મળતો ગણવામાં આવ્યો છે, તેમજ સરહદની રક્ષા કરવાની સરતથી જંગલી લોકો ત્યાંની જમીનનો ઉપભોગ કરતા હતા, તે રિવાજને પણ સામંતપ્રથાની સાથે સાદ્રશ્ય ધરાવનાર ગણવામાં આવ્યો છે. પરંતુ આ લોકો કોઇ એક વ્યક્તિની સેવા કરવાને બંધાયેલા નહોતા; તેઓ રાજ્યની સેવા કરવાને બંધાયેલા હતા. આ લોકો કદાચ હિંદુસ્થાનના જમીનદાર અને તુર્કસ્થાનના ટિમેરિયટની સાથે સમાનતા ધરાવતા હશે. હાઇલેન્ડર અને આઈરિશ લોકો પોતાના સામંતની સાથે રણભૂમિમાં જતા હતા. પરંતુ આ લોકો કાલ્પનિક સગાઇ અને રક્તસંબંધને લીધેજ આમ કરતા હતા, કાંઈ સામંતપ્રથાના નિયમને અનુસરીને તેમ કરતા નહોતા."

ઉપર્યુક્ત શબ્દો મેં એમ દર્શાવવાને માટે ઉદ્ધૃત કર્યા છે કે, જો રાજપુતોની પદ્ધતિને શુદ્ધ સામંતપ્રથા ગણવાનો હું આગ્રહ કરૂં તો મારી દ્રષ્ટિ સન્મુખ બહારથી દેખાતી સમાનતાનો ભય આવીને ઉભો રહે છે. પરંતુ દાનપત્રો, દસ્તાવેજો, સનંદો અને જનશ્રુતિઓ મારા મતનું સમર્થન કરે છે. હું એમ સિદ્ધ કરવાની આશા રાખું છું કે, હિંદુસ્થાનના ઉત્તર ભાગમાં સામંતપ્રથા અવશ્ય પ્રચલિત હતી અને મોગલ તથા પઠાણ લોકોનું સામ્રાજ્ય હિંદુસ્થાનમાં સ્થાપિત થયું તથા સાત શતાબ્દી પર્યંત રહ્યું તોપણ આ પ્રથા હજી પણ પ્રચલિત છે. આ સામંતપ્રથા મુસલમાનોની પદ્ધતિથી સર્વથા વિપરીત છે. માત્ર શાસનપ્રણાલિના જે અંગમાં મૂળ સમાનતા છે તેમાંજ રાજપુતોની પદ્ધતિ મુસલમાનોની પદ્ધતિને મળતી આવે છે. આ રાજપુત સંસ્થાનોમાંનાં કેટલાંક કે જેમના ઉપર મુસલમાનોની જીતની ઘણીજ થોડી અસર થઇ હતી તેમાં આ સામંતપ્રથા શુદ્ધ રહી છે. મુખ્યત્વે કરીને હું મેવાડના રાજ્યમાંથી દ્રષ્ટાંતો આપીશ, કારણ કે તેના આતરિક શાસનપર વિદેશી શાસનની ઘણીજ થોડી અસર થઈ હતી.

યુરોપની પેઠે રાજવાડામાં પણ કેટલાક સમય પર્યંત પરંપરાગત રિવાજ એજ માત્ર આ પ્રથાના હકનો નિયામક હતો. પૃથક્ પૃથક્ રાજ્યોમાં અને એકજ રાજ્યના ભિન્ન ભિન્ન પ્રાંતોમાં આ પ્રથામાં કાઇક કાંઇક ફેરફાર હતો. આજ કારણથી સાંપ્રતમાં જમીનના ભોગવટાના સંબંધમાં ભિન્ન ભિન્ન કાયદાઓ દ્રષ્ટિગોચર થાય છે. આ ભિન્નતા સમજવાને માટે તે વિષે જ્ઞાન પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે. અને આ પ્રથાનો પ્રત્યેક ભાગ સર્વાંગસંપૂર્ણ થાય નહિ ત્યાં સુધી તે સંપૂર્ણતઃ સમજી શકાય એમ નથી, અતિ ક્ષુદ્ર કારણથી અતિ મહત્વનુ કાર્ય બની આવે છે. એમ કહેવાય છે કે, મેવાડના કેટલાક રાણાઓએ પોતાના દેશને માટે ધારા રચ્યા હતા. પરંતુ પ્રત્યેક ઘટનાનાં પૂર્વ દ્રષ્ટાંતો રાજાનાં આજ્ઞાપત્રો, દાનપત્રો અને જનશ્રુતિઓમાં વિચ્છિન્ન થઇને પડયાં છે. સાંપ્રતમાં જે શિલાલેખો વિદ્યમાન છે, તેમનેજ માત્ર એકત્રિત કરવામાં આવે તો એક બાળપ્રજાને માટે તે પૂરતા ધારા થઇ પડે. આ લેખો પ્રથમ લખવામાં આવતા હતા અને ત્યાર પછી સ્તંભ ઉભા કરવામાં આવતા હતા. સાત શતાબ્દીઓ પર્યંત અશાંતિ અને આપત્તિ રહી હતી અને રાજપુતોને સદા શત્રુઓની સાથે ઝુઝવું પડયું હતું. આ અરસામાં ઉચ્ચ માનસિક શક્તિ અને શૈર્યવાળા ઘણા રાજાઓ ઉત્પન્ન થયા હતા. જે પ્રકારે રાણા સંગે બાબરની સાથે બાથ બીડી હતી તે પ્રકારે તેના પૌત્ર પ્રતાપે બાબરના પૌત્ર અકબરની સામે યુદ્ધ કર્યું હતું. જહાંગીરના વૈરી અમરસિંહની વીરતા કોણ નથી જાણતું ?

ગ્રંથો અને જનશ્રુતિદ્વારા પ્રતીત થાય છે કે રાજવાડામાં અનેક રાજપુત રાજાઓ બુદ્ધિમાન મુત્સદ્દી થઇ ગયા છે. તેઓ સમરકુશલ વીર હોવા ઉપરાંત સામંતો, વ્યાપારીઓ અને કૃષિકારોના લાભ જાળવવાને માટે ઉત્તમ ધારા રચવામાં ચતુર હતા. શિલાલેખોપરથી પ્રતીત થાય છે કે રાજપુત રાજાઓએ ઇજારા અને ભારે કર દૂર કર્યા હતા, દાણ નિયમિત કર્યું હતું, લોકોને પવિત્ર દિવસોમાં મજુરી

કરતાં અટકાવ્યા હતા તથા વ્યાપારીઓ, મંડળો અને શહેરોને અમુક બાબતમાંથી મુક્તિ, ખાસ હકો તથા સનદો આપી હતી. વળી તેમણે પ્રજાનો અવાજ રાજસભામાં રજુ થાય એવી પણ વ્યવસ્થા કરી હતી. જ્યારે મને રાજાના મહાલયમાં જૂના દસ્તાવેજો પ્રાપ્ત થયા નહિ ત્યારે મેં અન્યત્ર તેને માટે પુષ્કળ શોધ કરી. જો કે ધર્માંધ મુસલમાનોએ પોતાના હાથમાં આવ્યાં તેટલાં સંસ્કૃતિનાં સ્મૃતિચિહ્નો વિધ્વસ્ત કરી નાંખ્યાં છે, તો પણ મને મારા પરિશ્રમના ફળ તરિકે કેટલાંક સ્મૃતિચિહ્નો પ્રાપ્ત થયાં છે. આ સ્મૃતિચિહ્નો માત્ર કતૂહલનેજ ખોરાક પૂરો પાડે એમ છે. આ સ્મૃતિચિહ્નોપરથી જણાય છે કે, ઇજારા અને વ્યાપારની ઉપરના પ્રતિબંધની બાબત રાજવાડાના લોકો સારી પેઠે સમજતા હતા. જો કે અર્થશાસ્ત્રીના સિદ્ધાંતોનો કદિ પણ તે દેશમાં પ્રવેશ થયો નહોતો. શિવરાના નામથી ઓળખાતા કોતરેલા સ્તંભો સ્થાપિત કરવાનો રિવાજ અતિ પ્રાચીન કાળથી પ્રચલિત છે. પ્રત્યેક વિષયના પ્રારંભમાં સૂર્ય ચંદ્રની સાક્ષી રાખવામાં આવેછે અને તેના અંતિમ ભાગમાં જેઓ અમર સંબંધનો ભંગ કરે તેમને માટે સખ્તમાં સખ્ત દંડ જણાવેલો હોય છે. બારસેંથી ચૌદસેં વર્ષોના પ્રાચીન ઐતિહાસિક શિલાલેખો મારી પાસે છે, પરંતુ ભૂમિ અથવા ખાસ હકોના પ્રાચીનમાં પ્રાચીન દાનપત્રો પ્રાયઃ એકહજાર વર્ષનાં છે. કાળે ઘણા લેખોનો નાશ કર્યો છે, પરંતુ મનુષ્યે તેથી પણ ઘણા લેખોનો વિધ્વંસ કર્યો છે. અંતિમ ત્રણ શતાબ્દીમાં સનદોની સંખ્યા ઘણી વધી પડી છે, કારણ કે આ અરસામાં રાજપુતો પોતાના શત્રુઓની સામે બાથ ભીડવામાં વિજય પામ્યા હતા અને રાજાઓએ છિન્નભિન્ન થઇ ગયેલી પ્રજાને પાછી બોલાવવાને માટે ખાસ નવીન હકો આપ્યા હતા. એક શિલાલેખપરથી તંબાકુનો ઇજારો બંધ કરેલો જણાય છે (જુઓ પરિશિષ્ટ ૧૨) અને બીજાપરથી છાપેલાં કપડાંપરનો કર દૂર કરવામાં આવેલો પ્રતીત થાય છે તથા ગ્રામ્ય કારખાનાંવાળાઓને પાડોશનાં શહેરોમાં કર આપ્યા વિના પોતાનો માલ વેચવાની પરવાનગી આપેલી જણાય છે. ત્રીજા શિલાલેખપરથી એક વાણિજ્યપ્રધાન શહેરને યુદ્ધના કરમાંથી મુક્તિ મળેલી જણાય છે તથા ન્યાયવ્યવસ્થા શહેરમાંજ કરી લેવાની સત્તા મળેલી પ્રતીત થાય છે. ( જુઓ પરિશિષ્ટ ૧૩ ) જ્યાં શિષ્ટાચારની બાબત હોય ત્યાં પણ રાજાનો કાયદો આશ્ચર્યકારક સાદાઇ સહિત આવીને ઉભો રહે છે. " સાર્વજનિક ઉજાણીમાંથી કોઇએ કાંઇ વસ્તુ ઉપાડી જવાનો પ્રયત્ન કરવો નહિ." " સૂર્યાસ્ત પછી કોઇએ ખાવું નહિ. " ( જુઓ પરિશિષ્ટ ૧૪ ) આ ધારો કોઈ જૈને કરાવ્યો છે. પવિત્ર અમાવાસ્યાને દિવસે કોઈ પણ કાર્યને માટે બળદ જોડવાથી દંડ થશે, એમ પણ એક સ્થળે જણાવવામાં આવ્યું છે. કેટલાક શિલાલેખોપરથી રાજ્યના અમલદારો ગ્રામ્ય જનો પાસેથી બિછાનાં, ચાદરો, ગાડી, બળદો વગેરે લેતા હતા, તેની બંધી કરેલી જણાય છે. (જુઓ પરિશિષ્ટ ૧૫). ઈંગ્લાંડવાસીઓએ 'મૅગ્ના ચાર્ટા'માં પણ આવીજ સરતો કરાવેલી છે. આવાં સ્મૃતિચિહ્નોમાંથી પ્રાચીન કાળ સુધીના પ્રત્યેક રાજાના કેટલાક ધારાઓ સંગ્રહિત થઈ શકે તો રાજપુત રાજાઓની બુદ્ધિમત્તા તથા લોકોની જરૂરિયાતો અને સ્વભાવ, તેમનાં કાર્યો તથા ધંધાઓ વિષે આપણે યથાર્થ અનુમાન કરી શકીએ, એમાં કિંચિત્ પણ શંકા નથી. ફ્રાન્સમાં સૌથી પ્રથમ ઇ. સ. ૧૦૮૮ માં ધારાશાસ્ત્ર લખવામાં આવ્યું હતું. (હૅલેમ અ૦ ૧. પૃ. ૧૯૭.) આ સમયે મેવાડ ઉન્નતિના શિખરપર વિરાજમાન હતું. ત્યારપછી અનેક યુગો પશ્ચાત્ ફ્રાન્સ જે લડવૈયા તૈયાર કરી શક્યું, તેના કરતાં અત્યંત અધિક બળવાન યોદ્ધાઓની સહાયથી મેવાડ, વિપ્લવ અને વિદેશીઓનાં આક્રમણની સામે ઝુઝયું હતું. યુગોના યુગો સુધી સતત ચાલેલા જીવનકલહમાં લોકો ઉપર જે અવ્યાહત અત્યાચાર થયો તેને પરિણામે પ્રજામાં જે અજ્ઞાન, પ્રમાદ અને ઇતર દુર્ગુણો પ્રવર્ત્યા તેથી લોકોનો પોતાના પૂર્વજોની બુદ્ધિમત્તાનાં આ સ્મૃતિચિહ્નો પ્રત્યેનો પૂજ્યભાવ શનૈઃ શનૈઃ ન્યૂન થતો ગયો. પોતાની એક વખતની ઉન્નતિનું ભાન કરાવનાર શિલાલેખો પ્રત્યેનો લોકોનો પૂજ્યભાવ પાછળથી એટલો બધો ઓછો થયો કે, તેઓ તેમને પોતાનાં ઘર બંધાવવાના કામમાં લેવા લાગ્યા. આ પ્રકારે અનેક મૂલ્યવાન સ્મૃતિચિહ્નો કાંતો સામંતોના કિલ્લાઓમાં ચણાઈ ગયાં છે અથવા તો ધૂળમાં દટાઈ ગયાં છે.

કર્નલ ટૉડે પૂર્વે જણાવ્યું છે કે, રાજપુત રાજ્યોમાં દીવાની અથવા ફોજદારી કાયદાનું કોઈ પુસ્તક અસ્તિત્વ ધરાવતું નથી, પરંતુ અંતે તેમણે અતિ દ્રઢતાપૂર્વક સિદ્ધ કર્યું છે કે અતિ પ્રાચીન કાળથી મેવાડના રાણાઓ પ્રયોજન અનુસાર ધારા રચી શાસન કરતા આવ્યા છે. કુરુક્ષેત્રના મહા યુદ્ધમાં સૂર્ય અને ચંદ્રવંશના રાજાઓ મરણ પામ્યા તત્પશ્ચાત્ ભારતવર્ષમાં વ્યવસ્થા જાણનારી બ્રાહ્મણ જાતિનું

પ્રભુત્વ પણ શનૈઃ શનૈઃ ન્યૂન થતું ગયું. આથી મનુના ધારા દેશના સર્વ ભાગોમાં સંપૂર્ણ રીતે પ્રચલિત નહિ થતાં, પ્રયોજન અનુસાર નવીન નવીન ધારાઓ અસ્તિત્વમાં આવ્યા. મેવાડમાં બાપ્પા રાવલના સમયથી પ્રયોજન અનુસાર નવીન નવીન ધારાઓ રચાતા આવ્યા છે. જો અત્યાચારી પઠાણો, મોગલો તથા મહારાષ્ટ્રીઓ શિલાલેખોનો વિધ્વંસ નહિ કરત તો અવશ્ય રાજપુતોનું સર્વાંગસંપૂર્ણ ધારાશાસ્ત્ર આપણા જાણવામાં આવત. જે વિશ્વવિજયી બ્રિટિશ જાતિએ સાંપ્રતમાં ભારતની કરોડો પ્રજાનો શાસન-ભાર માથે લીધો છે, તે જાતિ જે સમયે અર્ધ જંગલી હતી તથા વર્તમાન સભ્ય જગત જે સમયે ઘોર અજ્ઞાન અને અસભ્યતાના અંધકારમાં ડૂબી ગયેલુ હતું તે સમયે રાજપુત જાતિ સુસભ્ય હોઇ પ્રબલ પ્રતાપસહિત શાસન કરતી હતી. યુરોપમાં સામંતપ્રથાનો પ્રચાર થયો તેથી ઘણા સમયપૂર્વે ભારતવર્ષમાં એ પ્રથા પ્રચલિત હતી અને જે પ્રકારે જ્ઞાન, શિક્ષા તથા સભ્યતાનું બીજ ભારતવર્ષમાંથી લઇ જઇને યુરોપખંડમા રોપવામાં આવ્યું હતું તે પ્રકારે સામંતપ્રથા પણ અહીંઆંથીજ ત્યાં ગઈ હતી.

આપણને સામંતો તથા સરદારોને આપેલા દાનપત્રોનાં દફતરો તથા મહેસુલની સૂચિ પ્રાપ્ત થાય છે. આ દફતરો અતિ મૂલ્યવાન છે. જો આપણને અધિક પ્રાચીન કાળનાં આવાં દફતરો પ્રાપ્ત થાય તો દેશના ઇતિહાસ ઉપર તે ભાષ્યરૂપ થઈ પડે, કારણ કે પ્રત્યેક દફતરમાં પ્રત્યેક જાગીરનું અને જાગીરના બદલામાં રાજાને આપવામાં આવતી અશ્વારોહી તથા પાયદળની સહાયનું વિસ્તૃત વર્ણન આપવામાં આવેલું હોય છે. પાછલા વખતમાં જ્યારે ઉપદ્રવી લોકો સજામાંથી છટકી જતા હતા ત્યારે જાગીરદારો પાસે લેવામાં આવતી સેવાના નિયમો દાનપત્રોપર લખવામાં આવતા નહોતા, કારણ કે તે લખવામાં આવે તોએ તેનો ઉપયોગ શો ? આ વખતે જે દાનપત્રો લખાયાં છે તેમાંનાં ઘણાંમાં માત્ર શહેરો અને ગ્રામોનાં નામ તથા તેની ઉપજ જ જણાવવામાં આવી છે. સેવાના નિયમો ઘણા સામાન્ય હોય તો તેનું સૂક્ષ્મ વર્ણન કરવામાં આવ્યું નથી, તે છતા પણ આ સર્વ દફતરોમાંથી રાજસ્થાનના સામંતોનુ ધારા-શાસ્ત્ર રચવાને માટે પૂરતા નિયમો તારવી કાઢી શકાય એમ છે. ફ્રાન્સમાં સોળમી શતાબ્દીમાં આવા નિયમો ૨૮૫ હતા જેમાંના માત્ર ૬૦ જ અતિ મહત્વના હતા. મેવાડમાં મને આ પ્રકારના નિયમો ઘણા જણાયા છે અને તેમાંથી અતિ મહત્વના નિયમો પારશિષ્ટમા આપવામાં આવશે. ફ્રાન્સમાં જેમ પ્રત્યેક જીલ્લાના જુદા જુદા નિયમોનું ધારાશાસ્ત્ર રચવામાં આવ્યુ છે તેમ રાજસ્થાનના પ્રત્યેક જીલ્લાનું ધારાશાસ્ત્ર રચવા માગીએ, તો સાધનો તૈયાર છે

**રાજપુતોનું ઉચ્ચ કુલ**—રાજસ્થાનનાં નાનાં નાનાં રાજ્યોમાં જે રાજવંશો રાજ્ય કરી ગયા છે તથા અદ્યાપિ રાજ્ય કરી રહ્યા છે તેમની પ્રાચીનતા તથા ઉચ્ચ કુલની તુલના, જો આપણે યુરોપના અનેક પ્રસિદ્ધ રાજવંશોની પ્રાચીનતા તથા ઉચ્ચ કુલની સાથે કરીએ તો ઘણાં દ્રષ્ટાંતોમાં શ્રેષ્ઠતા રાજપુતોનેજ પ્રાપ્ત થશે. જો કે તેમની સત્તા ન્યૂન થઈ ગઇ છે, તેમનાં રાજ્યો નાનાં થઇ ગયાં છે, તેમને પોતાનું ઐશ્વર્ય અને આડંબર કમી કરી નાંખવાની ફરજ પડી છે, તોપણ અમે ઉત્તમ રાજવંશમાં ઉત્પન્ન થયા છીએ, એ જ્ઞાનથી ઉત્પન્ન થતું અભિમાન તથા પ્રતિભા તેમણે જરા પણ છોડી નથી. રાણાના કુળમાં અનેક ક્રાંતિઓ થઇ ગઈ છે, પરંતુ તેથી તેનું કુલાભિમાન કિંચિત્ પણ ન્યૂન થયું નથી. મોગલ સમ્રાટ્ જહાંગીરે પોતે સિસોદીઆ કુલનો ઇતિહાસ લખ્યો છે.* મેવાડના રાણાએ તેની સાથે સંધિ કરી તેટલા માટે તે પોતાને ગૌરવાન્વિત માનતો હતો. તેના પૂર્વજ બાબરને તથા તેના દાદા હુમાયુને જે કાર્યમાં નિષ્ફળતા પ્રાપ્ત થઈ હતી અને તેના પિતા અકબરને જે કાર્યમાં માત્ર અર્ધ વિજય પ્રાપ્ત થયો હતો તે કાર્યમાં પોતાને સંપૂર્ણ વિજય મળ્યો, તેટલા માટે તે ઇશ્વરને ધન્યવાદ આપે છે. વિજેતા બાબરે તથા જહાંગીરે મેવાડના રાણાઓના સંબંધમાં જે ટીકા કરી છે તે વાંચીને આપણને અતિ હર્ષ ઉત્પન્ન થાય છે. રાણી ઇલિઝાબેથે જહાંગીરના દરબારમાં સર ટૉમસરો નામનો જે એલચી મોકલ્યો હતો, તેણે

* મેવાડની રાજપુત જાતિ દીર્ઘ કાળથી અનેક ઉપાધિઓ ગ્રહણ કરતી આવી છે. પ્રથમ મેવાડના રાજપુતો 'સૂર્યવંશી' ના નામથી ઓળખાતા હતા; પછી તેમને 'ગ્રહલોત' વા 'ગિહ્લોત' ની ઉપાધિ પ્રાપ્ત થઈ; પછી તેમને આહારિયા ઉપનામ પ્રાપ્ત થયું અને સાંપ્રતમાં તેઓ સિસોદીઆના નામથી વિખ્યાત છે. રાષ્ટ્રવિપ્લવ વગેરે ઘટનાઓથીજ એ ઉપાધિ પરિવર્તિત થતી રહે છે.

પણ રાજપુતોનાં ઐશ્વર્ય સંબંધે વર્ણન કર્યું છે. રાજપુતોના પોતાના ઇતિહાસમાંથી અને તેમના પાડોશીઓના ઇતિહાસમાંથી આપણને તેમનું ઐશ્વર્ય સારી રીતે પ્રતીત થાય છે.

**મારવાડના રાઠોડો**—રાઠોડો પણ ઉચ્ચ કુલમાં ઉત્પન્ન થયા છે. યદ્યપિ આપણને રાઠોડોનું કુલ સિસોદીઆઓના કુલ જેટલું પ્રાચીન જણાતું નથી. તોપણ જે સમયે એક અજ્ઞાત જાતિનો નેતા ફ્રાન્સનાં ભાવી સામ્રાજ્યનો પાયો નાંખવાનો પ્રયત્ન કરતો હતો તે સમયે કનોજમાં રાઠોડ રાજાને સ્થાપિત થયેલો આપણે જોઇએ છીએ. અંકુશમાં ન રાખી શકાય એવી મહત્તાથી બારમી શતાબ્દીમાં સહસા કનોજનું પતન થયું છે. મારવાડના આધુનિક રાઠોડો કનોજના રાજવંશનાજ વંશજો છે.

**અંબરના કછવાહા**—પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં નિષધ નામનો જે પ્રસિદ્ધ દેશ હતો અને જે સાંપ્રતમાં નરવર નામથી પરિચિત છે તેનોજ અંબર એ એક ભાગ છે. પરમ પ્રસિદ્ધ નલ અને દમયંતી આજ દેશમાં થઇ ગયાં હતાં. વિપ્લવ અને પરાભવ થયાથી તેમને પોતાના બાપદાદાની ભૂમિનો પરિત્યાગ કરવો પડયો હતો. આ સમયે ભારતવર્ષમાં ચાર મહા રાજ્યો હતાં. આરબ પ્રવાસીઓનાં વર્ણનમાંથી આપણને આ રાજ્યોનું ઝાંખું દર્શન થાય છે. પરંતુ સાંપ્રતમાં ભારતવર્ષના પશ્ચિમ ભાગમાં જે નાનાં નાનાં રાજ્યો છે, તેમની ઉત્પત્તિ ફ્રાન્સ અને ઈંગ્લાંડમાં સામંતપ્રથાની પૂર્ણતાના સમયમાં થઇ હતી.

અન્ય રાજવંશો ઓછા પ્રસિદ્ધ છે અને તેમની ઉત્પત્તિ પ્રાચીન રાજાઓના પ્રધાન સામંતોમાંથી થઇ છે.

**મેવાડના સીસોદીઆઓ**—મેવાડની શાસનપ્રણાલિ અને ધારામાં ઇતર સમસ્ત રાજપુત સંસ્થાનોની શાસનપ્રણાલિ તથા ધારા કરતાં સ્પષ્ટ ભેદ પ્રતીત થાય છે. જ્યારે ઇતર રાજ્યોનો આવિર્ભાવ બીજરૂપ હતો, ત્યારે મેવાડમાં સીસોદીઆઓનું રાજ્ય દૃઢ રીતે સ્થાપિત થયું હતું. મેવાડને થયેલી હાનિ આપણે જાણી શકીએ છીએ, પરંતુ તેને પ્રાપ્ત થયેલી સંપત્તિનો હિસાબ ગણતાં ઘણી મુશ્કેલી પડે છે. જ્યારે મારવાડ તથા અંબર અને બીજાં નાનાં રાજ્યોને શનૈ શનૈ પ્રાપ્ત થયેલું ઐશ્વર્ય ઘણી સુગમતાથી જાણી શકાય છે. મારવાડમાં નાનાં નાનાં અનેક રાજ્યો હતાં. આ રાજ્યોના અધીશ્વરો મારવાડના રાજાના સામંત થયા હતા. યુરોપીઅન સામંતોને જે પ્રકારના હકો મળેલા છે તે પ્રકારના હકો રાજપુત સામંતોને પણ મળેલા હોવાથી તેઓ રાજાને અંકુશમાં રાખી શકે છે.

સાંપ્રતનો રંકમાં રંક રાજપુત પોતાના પ્રાચીન કુલનું અભિમાન રાખે છે. તે હળનો દાંડો પકડવાના કાર્ય તરફ તિરસ્કારની દ્રષ્ટિથી જુએ છે અને અશ્વપર આરૂઢ થયા વિના ભાલો વાપરતો નથી. તેનાથી ઉચ્ચ શ્રેણીના લોકો તેનું જે પ્રકારે સ્વાગત કરે છે તથા તેનાથી નિકૃષ્ટ પંક્તિના લોકો તેને જે માન આપે છે તેથી તેના આવા રાજવંશી વિચારોને પુષ્ટિ મળે છે. રાણાના સામંતોને સન્માન, ખાસ હકો તથા ચઢતી ઉતરતી પદ્વીઓ મળે છે તે મેવાડની રાજપુત સમાજની અતિ સંસ્કૃત અવસ્થા પ્રદર્શિત કરે છે. પ્રત્યેક ઉચ્ચ શ્રેણીના સામંતને તેના પુર્વજોએ કરેલા પરાક્રમનાં સ્મરણાર્થે ધ્વજા, નગારા તથા ચાંદીના દંડ રાખવાનો અધિકાર હોય છે. વળી તેને કેટલાંક ખાસ પારિતોષિક અને અંગત સન્માન પણ મળે છે.

સાંપ્રતમાં જેમ યુરોપમાં જુદાં જુદાં પરિચાયક સમરચિહ્નો વપરાય છે તેવી રીત પ્રાચીન રાજપુતોને અપરિચિત નહોતી.+ મેવાડની મહાન રાજપતાકા લાલ રંગની છે અને તેના ઉપર સૂર્યનું ચિત્ર સુવર્ણના રંગથી આલેખવામાં આવ્યું છે. અને મેવાડના સામંતોની પતાકા ઉપર ખડ્ગનું ચિત્ર હોય છે. અંબરની પતાકા પંચરંગી છે. ચંદેરીની પતાકાપર પ્રમત્ત સિંહનું ચિત્ર ચાંદીના રંગથી આલેખવામાં આવ્યું છે.§

---

+ પૂર્વે પૂર્વ તરફના દેશોમાં જ રાજચિહ્નોનો ઉપયોગ કરવામાં આવતો હતો, એ વાત તો સર્વ માણસો સ્વીકાર કરે છે. ક્રુઝેડ પછી યુરોપમાં એનો પ્રવેશ થયો. ઇમ્પિરિઅલ લોકોની બાર શાખા પોતપોતાની પતાકાઓ ઉપર ભિન્ન ભિન્ન ચિત્રો અંકિત કરતી હતી. રાજપુતોનું પ્રિય સમરચિહ્ન મોરની છબી છે. કારણ કે મયૂર એ તેમના પ્રધાન સમરસેનાપતિ કુમારનું વાહન છે. પાશ્ચિમાત્ય દેશોમાં રણદેવની માતા હેલણ ( મોરની માદા ) હતી. રાજપુતો મોરનાં પીંછ પોતાની પાઘડીની ઉપર લગાડે છે. ક્રુઝેડના યોદ્ધાઓએ યવનોની પાસેથી મોરનાં પીંછ વાપરવાનો રિવાજ ગ્રહણ કર્યો હતો.

§ આ જંગલી પ્રદેશમાં ઇ. સ. ૧૮૦૭ માં યુરોપીઅન લોકોમાંથી સૌથી પ્રથમ હું જ ગયો હતો.

ક્રુઝેડના સમયપર્યંત યુરોપમાં આ રિવાજ પ્રવિષ્ટ થયો નહોતો અને સૅરેસન લોકોની પાસેથી યુરોપીઅનોએ આ રિવાજ ગ્રહણ કર્યો હતો. જ્યારે રાજપુતોમાં આ રિવાજ ટ્રૉયનાં યુદ્ધની પૂર્વેથી પ્રચલિત છે. ક્રાઇસ્ટના જન્મ પૂર્વે બહુ વર્ષપર થયેલા મહાભારતના યુદ્ધમાં અર્જુનની પતાકાપર હનુમાનનું ચિત્ર હતું.

હિંદુઓ આ ચિહ્નો પ્રત્યે ધાર્મિક દ્રષ્ટિથી જુએ છે અને તે તેમણે પુરાણોમાંથી લીધાં છે.

પ્રત્યેક રાજાના મહાલયમાં સંરક્ષણકર્તા કુલદેવતા હોય છે અને તેને વારંવાર સમરક્ષેત્રમાં લઇ જવામાં આવે છે. કોટાના હાડા રાવ ભીમે રણક્ષેત્રમાં પોતાનું જીવન અને સંરક્ષક દેવતા એ ઉભય ખોયાં હતાં. સ્વર્ગસ્થ †ખીચી નેતા જયસિંહ કદિ પણ પોતાના સંરક્ષક દેવતાને પોતાની સાથે લીધા વિના સમરભૂમિમાં જતા નહોતા. તેઓ "બજરંગકી જય" એવો સિંહનાદ કરીને રણક્ષેત્રમાં ઘુમતા હતા અને આ સિંહનાદ સાંભળી મહારાષ્ટ્રીઓ અત્યંત ભયભીત થતા હતા. તેમના માણસોના તથા શત્રુપક્ષના માણસોના રૂધિરથી તે દેવતાની મૂર્તિ અનેકવાર રંગાઇ ગઇ હતી.

તેમના પૂર્વજો કે જેઓ સિકંદરની સામે ઝુઝયા હતા તેઓ પણ આમજ કરતા હતા, અર્થાત્ તેઓ બલદેવની મૂર્તિ રણભૂમિમાં લઈ જતા હતા.

ઇતિહાસવેત્તા ઍરિયન જણાવે છે કે "સામંતોની ઉપર રાજાનું પ્રભુત્વ દર્શાવનાર ચિહ્ન તરિકે પતાકાનો ઉપયોગ કરવાનો રિવાજ પણ, જ્યારે સિકંદરે ભારતવર્ષપર આક્રમણ કર્યું ત્યારે સિંધુ નદીની આસપાસના પ્રદેશમાં પ્રચલિત હતો. જ્યારે તેણે કમ્પિઅન સરોવરની પૂર્વે તરફના પ્રદેશમાં વસતી જાતિઓને જીતી લીધી ત્યારે તેણે તે પ્રદેશના પ્રાંતો પ્રાચીન રાજકુલના રાજકુમારોને વ્હેંચી આપ્યા હતા. આ રાજકુમારો તેના સામંત બન્યા હતા અને કેટલીક સેનાની સહાય કરી તેની સેવા કરવાનો તેમણે સ્વીકાર કર્યો હતો. તેમને સિકંદરના હાથથી એક એક પતાકાની પ્રાપ્તિ થઇ હતી. આ સર્વ કાર્ય કરવામાં સિકંદર તે દેશના પ્રચલિત રિવાજનેજ અનુસર્યો હતો. પરંતુ આ પરથી તો આપણને માત્ર તેમની પદ્ધતિની રૂપરેખા જણાય છે. તેનું અધિક સૂક્ષ્મ અવલોકન કરવાને માટે આપણે આધુનિક સમયપર આવવું જોઇએ. મુસલમાનોના સંવત્સરની પ્રથમ શતાબ્દીમાં જ્યારે એ લોકોનો મહા ઉત્પાત મચી રહ્યો હતો ત્યારે મેવાડ મહાન શક્તિસંપન્ન હતું. જે સમયે મુસલમાનોએ મેવાડવાસીઓને દાસત્વની શૃંખલામાં પરિબદ્ધ કરવાને માટે તેપર પહેલવહેલું આક્રમણ કર્યું હતું તે સમયે એક સો રાજાઓ, તેમના મિત્રો અને આશ્રિતો મેવાડનું અને પોતાના રાજ્યનું સંરક્ષણ કરવાને માટે ચિત્તોડમાં એકત્રિત થયા હતા. સિંધ અને મકરાન તરફથી આ આક્રમણ કરવામાં આવ્યું હતું.

સિંધુ નદીની પશ્ચિમે આવેલા પહાડી પ્રદેશમાં આ ધાર્મિક યુદ્ધ થયા પછી અનેક શતાબ્દીઓ વ્યતીત થયા પશ્ચાત્ યવન પાદશાહ યુધિષ્ઠિરના સિંહાસનપર અધિષ્ઠિત થયો હતો. ચંદ બારોટ આ યુગનાં અનેક મૂલ્યવાન સ્મૃતિચિહ્નો મૂકી ગયો છે, કે જે ઇતિહાસને તેમજ પ્રસ્તુત વિષયને લાગુ પડે છે. રાજા વિશલદેવ કે જેનું નામ દિલ્લીના વિજયસ્તંભ ઉપર જણાય છે, તે શત્રુની સામે જે સેના લઈ ગયો હતો તેમાં ૮૪ રાજાઓની પતાકા એકત્રિત થઈ હતી. અંતર્વેદ * પ્રદેશથી પશ્ચિમ સાગરના તટપર્યંતના દેશમાંથી યોદ્ધાઓ એકત્રિત કરવાને માટે જે આજ્ઞાપત્ર મોકલવામાં આવ્યું હતું તેનું વર્ણન ચંદ કવિ અતિ આવેશપૂર્વક કરે છે. આ સેનાએ વિશલદેવના હાથ નીચે યવનોની સામે યુદ્ધ કરી વિજય પ્રાપ્ત કર્યો હતો, તેનું વર્ણન ઇતિહાસમાં પ્રાપ્ત થાય છે, પરંતુ ચંદકવિના કાવ્યમાં પૃથ્વીરાજનો જે ઇતિહાસ છે તેમાં સામંતપ્રથાનું જે વર્ણન આપવામાં આવ્યું છે, તેના જેવું ઉત્તમ વર્ણન બીજે ક્યાંય પણ પ્રાપ્ત થતું નથી. આ મહા કાવ્ય પ્રત્યે આટલા દીર્ઘ કાળ પર્યંત દુર્લક્ષ્ય કરવામાં આવ્યું છે તે જોઇ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. આ કાવ્યગ્રંથ અને એજ પ્રતિના ઇતર ગ્રંથોનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવે

---

આ પ્રવાસમાં મને પરમ સંકટ સહન કરવું પડયું હતું. આ સમયે એ પ્રદેશ સ્વતંત્ર હતો. ત્રણ વર્ષ પછી સિંધિયાએ તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો.

†ખીચી એ ચૌહાણ કુલની એક શાખા છે. હારાવતીના પૂર્વભાગમાં ખીચીવારા રાજ્ય વિદ્યમાન છે.

* ગંગા અને યમુનાના મધ્ય પ્રદેશને અંતર્વેદ અથવા દોઆબ કહે છે. (હિન્દી—અનુવાદક).

તો નવીન જ્ઞાન પ્રાપ્ત કરવાના અનેક માર્ગો ખુલ્લા થાય તથા આપણે અનેક અદ્ભુત તથા રસિક સમાન ઘટનાઓ શોધી કાઢવાને શક્તિવાન થઇએ એમાં કિંચિત્ પણ શક નથી.

ભૂતકાળની આવી વાતો વાંચીને આપણે એવા અનુમાનપર આવીએ છીએ કે તાતારોના કારો-હ્ટાઇ, રાજપુતોના ચોગાન અને ફ્રેંકના કેમ્પડી માર્સનું મૂળ એકજ હતું.

વર્ણભેદને લીધે અભિમાની અમીર વર્ગની સાથે નિકૃષ્ટ પંક્તિના લોકો અનાદિ કાળથી ભેળાઈ શકતા નથી. વર્ણભેદના સંબંધમાં આ સ્થળે કર્નલ ટૉડે પોતાનો કોઈ પણ અભિપ્રાય પ્રદર્શિત કર્યો નથી, પરંતુ અત્ર પ્રસંગવશાત્ અમે જણાવીશું કે, હિંદુઓનો વર્ણભેદ ત્યાજ્ય નથી, પરંતુ ગ્રહણીય છે. અનેક માણસો આજે વર્ણભેદ દૂર કરવાને માટે પ્રયાસ કરે છે અને તેઓ કહે છે કે સુશિક્ષિત અંગ્રેજ જાતિમાં વર્ણભેદ નથી, માટે આપણે પણ જાતિભેદ કાઢી નાંખો. પરંતુ અમે તેમને પ્રશ્ન કરીએ છીએ કે "સુસભ્ય અને સુશિક્ષિત વિશ્વવિજયી અંગ્રેજ જાતિમાં જાતિભેદ વા જાતિ અભિમાન નથી ? આપણા લોકોમાં જેવું જાતિ અભિમાન વિદ્યમાન છે તેવું જાતિ અભિમાન શું તેમનામાં નથી?" તો એનો પ્રત્યુત્તર અવશ્ય એવોજ આપવો પડશે કે "અંગ્રેજોમાં પણ જાતિ અભિમાન છે અને તેથી જાતિભેદ પણ છે." શું અંગ્રેજોમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ શ્રેણીના લોકો સાથે બેસીને ભોજન કરે છે ? કદિ નહિ. ભારતવર્ષના ભૂતપૂર્વ સ્ટેટ સેક્રેટરી ડયૂક ઑફ આર્ગાઇલના જ્યેષ્ઠ પુત્ર માર્કિવસ ઑફ લૉરેન્સની સાથે જે દિવસે મહારાણી વિક્ટોરિયાની કન્યાનાં લગ્ન થયાં તે દિવસે કેવલ જાતિ અભિમાનને લીધેજ ભારત-સમ્રાટ્ સપ્તમ એડવર્ડે એકત્ર ભોજન કરવાનો સ્વીકાર કર્યો નહોતો. સામયિક સમાચાર પત્રોમાં આ વાત સ્પષ્ટ રીતે છાપવામાં આવી છે બેટી વ્યવહારના સંબંધમાં પણ પ્રબળ જાતિ અભિમાન અંગ્રેજ સમાજમાં વિદ્યમાન છે. અનેક ડયુક, માર્કિવસ તથા અર્લના પુત્રો મધ્યમ વા કનિષ્ઠ શ્રેણીના લોકોની રૂપવતી કન્યાના સૌંદર્યથી મુગ્ધ થઈ માતપિતાની આજ્ઞા વિના તેને પરણીને ઘોર વિપત્તિમાં આવી પડયા છે. જ્યારે અંગ્રેજ સમાજમાં આવો જાતિભેદ પ્રચલિત છે તો આપણા સમાજમાં તે હોય તેમાં શું આશ્ચર્ય? અને તેથી હાનિ પણ શી છે ?

જેનુ માતૃકુલ અને પિતૃકુલ એ ઉભય કુલો શુદ્ધ હોય તેજ માત્ર રાજવાડામાં રાજાના સામંત બની શકે છે. સર્વોચ્ચ સ્થિતિને પ્રાપ્ત થયેલો રાજપુત પણ એકહળની જમીન ધરાવનાર રાજપુતની કન્યાનું પાણિગ્રહણ કરે છે. આ પ્રકારના સંબંધથી ખુદ રાજા પણ પોતાને નિકૃષ્ટ પંક્તિપર આવેલો માનતો નથી. અન્ય વર્ણના મંત્રીઓ તથા દીવાની અમલદારોને ઉપાધિઓ જાગીરો વગેરે આપવામાં આવે છે, પરંતુ તે માત્ર રાજકાર્યની અનુકૂળતાને માટેજ આપવામાં આવે છે અને તેનાપર તે લોકોનો વંશપરંપરાનો હક હોતો નથી. યુરોપમાં અને આ દેશમાં પ્રથમ એકજ કારણથી આ પ્રથાને જન્મ મળ્યો હશે, અર્થાત ચલણી નાણાંની તંગીને લીધેજ પ્રધાનો અને રાજકર્મચારીઓને ભૂમિ અપાવા લાગી હશે. મેવાડના મંત્રીઓ વેતન કરતાં જાગીરને વધુ પસંદ કરે છે. યુરોપ જે સમયે અજ્ઞાનાંધકારમાં આવૃત્ત થયો હતો તે સમયે ફ્રાન્સના રાજા શાર્લમેનના રાજ્યમાં મદ્યનો પ્યાલો લાવનાર બટલર, ગૃહવ્યવસ્થાપક, વસ્ત્રાધિપતિ, અશ્વપાલ વગેરે સર્વ નોકરો મંત્રી ગણાતા હતા.* રાજપુત રાજ્યોમાં પણ આવોજ પ્રકાર દ્રષ્ટિગોચર થાય છે. મેવાડેશ્વરના શીલ્પી, ચિત્રકાર, વૈદ્ય, ભાટ, વહિવંચા, નેકી પોકારનાર અને સાવકા બંધુઓના સર્વ વંશજોને જાગીર મળે છે. આ રાજ્યમાં પદ્વીઓ વંશપરંપરાના ધોરણપર આપવામાં આવે છે. અમલદારના કુટુંબને પણ ઉપાધિ આપવામાં આવે છે, અને જો કદાચ કર્મસંયોગે જાગીર પાછી લઇ લેવામાં આવે તોપણ તે કુટુંબ છેક નિરાધાર અવસ્થામાં આવી પડતું નથી. ઘણી વાર 'પ્રધાન' ની ઉપાધિવાળા ત્રણ ચાર અમલદારો એક રાજ્યમાં એકજ સમયે જોવામાં આવે છે.‡

---

* જુઓ હૅલમ પૃષ્ઠ ૧૯૫. આ પ્રણાલિ ટયુટનો દ્વારા યુરોપમાં પ્રથમ પ્રચાર પામી હતી, એમ કર્નલ ટૉડ જણાવે છે, પરંતુ અમે વિશ્વાસપૂર્વક માનીએ છીએ કે ભારતવર્ષમાંથીજ એ પ્રણાલિ યુરોપમાં ગઇ હતી.

‡ સાતસેં વર્ષો પૂર્વે દિલ્લીના સમ્રાટ્ પૃથ્વીરાજના તાબાનો એક મંત્રી મેવાડના રાણાના મંત્રી-પદપર નિયુક્ત થયો હતો. આજ મંત્રીના વંશજો તેની પછી તે પદપર નિયુક્ત થતા આવ્યા અને સાંપ્રતમાં પણ મેવાડના મંત્રીપદપર તેનોજ એક વંશજ છે. આ મંત્રીઓ કેવળ નામના નહોતા, પરંતુ

ભૂતકાળમાં મેવાડમાં આ સામંતપ્રથા કેવા પ્રકારની હતી તથા હાલમાં કેવી છે તેનું મુખ્ય વર્ણન હવે હું કરીશ.

મેવાડના સર્વ પ્રાંતોની વ્હેંચણી અતિ ઉત્તમ પ્રકારે કરવામાં આવી છે. આ રાજ્યની દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ એ ત્રણ દિશાની સરહદપર ભીલ, મેર અને મીના જાતિના જંગલી લુંટારાઓ વસે છે. રાજ્યની ચોતરફની સરહદપરની જમીન સામંતોને વ્હેંચી આપવામાં આવી છે. અને ખાલસા જમીન કે જે ઉત્તમોત્તમ પ્રકારની ભૂમિ છે તે રાજ્યના મધ્યભાગમાં આવેલી છે. આ ભૂમિ, મધ્યભાગમાં આવેલી હોવાથી તેનું સારી રીતે સંરક્ષણ થાય છે.

સામંતોને જાગીર સ્વરૂપે જેટલી ભૂમિ આપવામાં આવી છે તેને ચોથે ભાગે પણ ખાલસા જમીન હોય તે વિષે શંકા છે. પૂર્વના રાણાઓ સારી રીતે જાણતા હતા કે ખાલસા ભૂમિ એજ રાજ્યના પ્રાણસ્વરૂપ છે. આથી અતિ પ્રશંસનીય અને રાજ્યના મહાન હિતનું કાર્ય કર્યા શિવાય કોઈ પણ મનુષ્ય આ ખાલસા ભૂમિમાંથી કિંચિત્ પણ જમીન પ્રાપ્ત કરી શકતો નહોતો. જો કોઈ માણસ રાજધાની ઉદયપુરની પાસે કેટલાંક વીઘાં જમીન બગીચો કરવાને માટે પ્રાપ્ત કરતો, તો તે પોતાને મહા સન્માનિત સમજતો હતો. જે અર્ધ ચંદ્રાકાર ખીણમાં સાંપ્રત ઉદયપુર સ્થિત છે, તે ખીણમાંનું એક ગ્રામ જો કોઇને પ્રાપ્ત થાય તો મહારાણાની કૃપાની પરાકાષ્ઠાજ સમજતી. કિંતુ રાણા ભીમસિંહ એવા અવિચારી દાતા છે કે તેમણે પચ્ચીસ માઈલના વ્યાસની આ ખીણમાં ખાલસા ભૂમિનું એક પણ ગ્રામ રાખ્યું નથી.

પાડોશના જંગલી લોકો, મોગલો અને પઠાણોના આક્રમણથી સામંતો સદા યુદ્ધકાર્યમાં લિપ્ત રહેતા હતા.

આ દેશ અનેક જીલ્લાઓમાં વિભક્ત છે. પ્રત્યેક જીલ્લામાં પચાસ, સો, કે તેથી અધિક ગામો તથા નગરો આવેલાં છે. ઘણા વિભાગો 'ચોરાસી' નામથી ઓળખાય છે તેથી એવું અનુમાન કરી શકાય છે કે, સામાન્યતઃ એક ભાગમાંથી ૮૪ ઉપવિભાગો પાડવામાં આવતા હતા. જીહાજપુર અને કમલમેરના ચોરાસી ઉપવિભાગો અદ્યાપિ વિદ્યમાન છે. જે રીતે પ્રાચીન સૅક્ષન લોકો ૧૦૦ ઉપવિભાગોનો એક ભાગ બનાવતા હતા તે પ્રકારે રાજપુતો ૮૪ ઉપવિભાગોનો એક ભાગ બનાવે છે. મેવાડની ચોતરફની સરહદપર સ્થળે સ્થળે સીમાંતરક્ષક નિયુક્ત કરવામાં આવ્યા છે. નિકટના સામંતના સૈનિકો આ સીમાંતરક્ષકને આધીન રહી સીમાનું રક્ષણ કરે છે. રાણા સ્વયં આ સીમાંતરક્ષકોની નિમણુક કરે છે. આ સીમાંતરક્ષકોને રાજપતાકા, નગારાં વગેરે રાખવાનો અધિકાર છે. તેઓ દીવાની ખાતાંના અમલદાર ગણાય છે અને સમરકાર્ય કરવા ઉપરાંત ન્યાયકાર્ય પણ કરે છે. + ઉચ્ચ શ્રેણીના સામંતો કદિ પણ તેની પાસે જતા નથી. તેઓ કેવળ પોતાની સેનાની સાથે પોતાના કુટુંબના કોઇ વિશ્વાસુ માણસને પોતાના પ્રતિનિધિ તરિકે મોકલી આપે છે. જીલ્લાઓનું શાસનકાર્ય એક દીવાની ખાતાના અમલદાર અને એક યુદ્ધખાતાના અમલદારના હાથમાં સમર્પણ કરવામાં આવેલું છે. જીલ્લાઓનું શાસનકાર્ય કરવાને માટે યુદ્ધખાતાનો અમલદાર પ્રાયઃ દ્વિતીય શ્રેણીના સામંતોમાંથીજ ચુંટી કાઢવામાં આવે છે. આ અમલદારો પ્રત્યેક જીલ્લાના પ્રધાન નગરમાં કિલ્લામાં નિવાસ કરે છે.

મેવાડના સામંતો જે ભિન્ન ભિન્ન શ્રેણીઓમાં વિભક્ત છે તેપરથી અનુમાન કરી શકાય છે કે, એક સમયે અહીંઆંનો રાજપુતસમાજ અતિ શ્રેષ્ઠ અવસ્થાને પ્રાપ્ત થયો હતો. સાધારણ રીતે સામંતો ત્રણ શ્રેણીઓમાં વિભક્ત છેઃ—

**પ્રથમ શ્રેણી**—મેવાડના મુખ્ય સોળ સામંતો આ શ્રેણીમાં છે. આમાંના પ્રત્યેક સામંતની જાગીરની વાર્ષિક ઉપજ પચાસ સહસ્રથી લઇને એક લક્ષ રૂપિયા પર્યંતની હશે. ઉત્સવો તથા મોટા પ્રસંગોએ આ

---

તેઓ પ્રબળ સત્તા દર્શાવી ગયા છે. દુર્ભાગ્યવશાત્ એ વંશના એક માણસે મહારાણાની વિરૂદ્ધ આચરણ કર્યું હતું તેથી એ વંશના કોઇ પણ માણસને મહારાણા વિશેષ વિશ્વાસના કાર્યમાં નિયુક્ત કરતા નથી.

+ પ્રત્યેક સામંત પોતપોતાના દેશમાં હાલ દીવાની વિભાગના પ્રત્યેક મુકર્દમા સાંભળવાની સત્તા ધરાવે છે, પરંતુ તેને ફોજદારી મુકર્દમા સાંભળવાનો અધિકાર રાણાની ખાસ પરવાનગી વગર મળતો નથી. જેટલા મહેસુલી ખાતાંના દિવાની મુકર્દમાઓ છે તેનો નિર્ણય પંચાયતોદ્વારાજ કરવામાં આવે છે.

સામંતો મહારાણાના ખાસ આમંત્રણથી રાજધાનીમાં આવે છે. પ્રથમ શ્રેણીના સામંતો દીર્ઘ કાળ થયાં વંશ પરંપરાથી મહારાણાનું મંત્રીત્વ કરતા આવ્યા છે.

**દ્વિતીય શ્રેણી**—આ શ્રેણીના સામંતોની વાર્ષિક ઉપજ પાંચ હજારથી લઇને પચાસ હજાર રૂપિયા સુધીની છે. આ લોકો સદા મહારાણાની સમીપ રહેવાને બંધાયેલા છે. આ શ્રેણીના સામંતોમાંથી બહુધા સીમાંતરક્ષકો તથા સેનાના અમલદારો ચુંટી કાઢવામાં આવે છે.

**તૃતીય શ્રેણી**—આ તૃતીય શ્રેણીના સામંતો 'ગોલ' નામથી વિખ્યાત છે. આ લોકોની જાગીરની વાર્ષિક ઉપજ પાંચ સહસ્ર રૂપીઆની હોય છે. અને કોઇ કોઇ સમય મહારાણા ખાસ કૃપા દર્શાવી આ શ્રેણીના કોઇ સામંતને પાંચ સહસ્ર રૂપિઆથી અધિક ઉપજની ભૂમિ પણ આપે છે. આ લોકો ઘણું કરીને જુદાં જુદાં ગામો અને ભૂભાગો ધરાવે છે. પૂર્વે આ લોકો મહારાણાને સૌથી વિશેષ ઉપયોગી હતા. આ લોકો સદા મહારાણાની સમીપ રહેતા અને ઉચ્ચ શ્રેણીના સામંતો જો મહારાણાની સામે વિદ્રોહ કરે તો આ લોકોજ તેમના મુખ્ય સહાયક થતાં.

**ચતુર્થ શ્રેણી**—રાણાના કુટુંબની કનિષ્ઠ શાખામાં જન્મેલા રાજકુમારો થોડા સમય સુધી 'બાબા' ની માનસૂચક ઉપાધિથી ઓળખાય છે અને તેમના ભરણપોષણને માટે સ્વતંત્ર ભૂમિ અર્પણ કરવામાં આવે છે. આ રાજકુમારો ચતુર્થ શ્રેણીના સામંતો ગણાય છે. આ શ્રેણીના સામંતોમાં શાહપુરા અને બનેડાના સામંતો મહા બળવાન છે. ઇતિર શ્રેણીના સામંતોની પેઠે એઓ મહારાણાની સાથે કોઇ પણ પ્રકારની આધીનતાથી બંધાયેલા નથી, તોપણ તેઓ પોતાને મહારાણાના આધીનમાં ગણી પ્રસંગોપાત તેમને સહાય કરવાને તૈયાર થાય છે. તેઓ મહારાણાના પરમ આજ્ઞાધારી છે. આ લોકોને હમણાંજ દત્તક પુત્ર ગ્રહણ કરવાનો હક મળ્યો છે. પૂર્વે કોઇ સામંત અપુત્ર મરણ પામતો તો તેની સંપત્તિ મહારાણાના અધિકારમાં જતી હતી.

**જમીનનું મહેસુલ, રાજાના હક**—મેવાડની મહેસુલ વ્યવસ્થાનું સંક્ષિપ્ત વર્ણન અત્ર કરવામાં આવે છે.* ખાલસા ભૂમિનુ મહેસુલ એ મહારાણાની મુખ્ય ઉપજ છે, તેનાથી ગૌણ ઉપજ વાણિજ્ય કરની છે. મોટાં મોટાં નગરો અને બજારોપર કર નાંખવામાં આવેલો હોય છે. પૂર્વે મેવાડના રાણાઓ આ ઉપજની ખીલવણી કરવા પ્રત્યે વિશેષ લક્ષ્ય આપતા હતા. તેઓ વ્યાપાર ઉપર ઝાઝો અંકુશ મૂકતા નહોતા તેથી તેની ઘણી વૃદ્ધિ થઇ હતી અને તેમને ઉપજ પણ સારી થતી હતી. તેમનો વાણિજ્યપરનો કર ઘણો થોડો હતો, તેથી વ્યાપારીઓ પ્રસન્ન ચિત્તથી તે કર આપતા હતા અને મહારાણા પ્રત્યે અત્યંત પૂજ્યભાવ ધરાવતા હતા. પરંતુ હાલમાં વસ્તુસ્થિતિ સર્વથા વિપરીત થઇ પડી છે. વાણિજ્ય ઉપર ભારે કર લેવામાં આવે છે તેથી વ્યાપારીઓની પ્રવૃત્તિ મંદ પડી ગઇ છે એક વ્યાપારીએ મને જણાવ્યુ કે "અમારા પૂર્વજો સરહદપરની પ્રથમ ચોકીપર જે અધિકારી હોય તેની પાસેથી ચિઠ્ઠી લઈ તેને બળદનાં શિંગડાંની સાથે બાંધી દેતા હતા.+ તેઓ સરહદને બીજે નાકે જાય ત્યાંસુધી વચ્ચે તેમને કોઇ કાંઇ પૂછપરછ કરતું નહોતું. માલ વેચાઇ ગયા પછી અધિકારીઓ તે ચિઠ્ઠી ઉકેલીને ધારા મુજબ કર લેતા, પરંતુ હાલમાં તો માર્ગમાં આવતાં પ્રત્યેક નગરમાં કર લેવામાં આવે છે." પૂર્વે મહારાણા અને વ્યાપારીઓની વચ્ચે જે પ્રકારનો સદ્‌ભાવ અને વિશ્વાસ વિદ્યમાન હતો તે પ્રકારનો સદ્‌ભાવ તથા વિશ્વાસ સ્થાપન કરતાં દીર્ઘ કાળ વ્યતીત થઇ જશે. ભારે કર આપવો પડતો હોવાથી વ્યાપારીઓ તે કરમાંથી બચવા માટે ઠગાઇનો આશ્રય ગ્રહણ કરે છે, પરંતુ હાલમાં મહારાણાએ આ પ્રકારની ઠગાઈનુ ઘણે ભાગે દમન કર્યું છે.

પૂર્વે કેટલીક ખાણોદ્વારા મહારાણાને કેટલાક લાખ રૂપિયાની ઉપજ થતી હતી એક વખત એવો હતો કે જ્યારે જવારાની કલઈની ખાણમાંથી મોટા જથામાં ચાંદી નીકળતી હતી. ચંબલ પ્રદેશ કે જે પૂર્વે મેવાડને આધીન હતો તેમાં પુષ્કળ લોઢું, ત્રાંબું અને સીસું ઉત્પન્ન થતું હતું. પથ્થરની ખાણથી પણ

* કર્નલ ટૉડના સમયમાં જે મહેસુલ તથા વાણિજ્ય કર હતો તેમાં હાલ કેટલોક ફરક પડી ગયો છે.

+ રાજવાડામાં વ્યાપારની ચીજો લાવવા લઇ જવાને માટે બળદગાડીનો ઉપયોગ કરવામાં આવે છે. વિદેશમાં મોકલવામાં આવતા માલને માટે ઊંટો વપરાય છે.

રાજ્યને પુષ્કળ ઉપજ થતી પરંતુ સાંપ્રતમાં દ્રવ્યોપાર્જનનાં આ સાધનોપર મહારાણાનું વિશેષ લક્ષ નથી.×

**બરાર**—બરાર શબ્દ કરનો બોધક છે. 'ગનીમ બરાર' (યુદ્ધ કર) 'ઘર ગીનતી બરાર' (ઘર વેરો) 'હલ બરાર' 'ન્યોતા બરાર' (લગ્ન વેરો) ઇત્યાદિ જૂના અને નવા કરોનાં નામ છે. હાલમાં યુદ્ધકર મેવાડની પ્રજા પાસેથી લેવામાં આવતો નથી. પૂર્વે સદા યુદ્ધો અને વિગ્રહો ઉપસ્થિત થતા હતા તેથી રાણાને તે માટે અર્થસંગ્રહ કરવાની જરૂર પડતી હતી. શાંતિના સમયમાં જે પ્રકારે ભૂમિમાં ઉત્પન્ન થયેલા ધાન્યનું પ્રમાણ કાઢી કર લઈ શકાય છે, તે પ્રકારે યુદ્ધના સમયમાં થઈ શકતું નથી; તેથી તેવા અશાંતિના સમયમાં અનુમાનથી કર લેવામાં આવતો હતો અને તેજ કરનું નામ યુદ્ધકર છે. પહાડી પ્રદેશોમાં આ પ્રકારનો કરજ ઉપયોગી છે. કારણકે ત્યાં સપાટ ભૂમિની પેઠે પ્રત્યેક વીઘાંમાં કેટલું અનાજ પાકે છે તે નિશ્ચિત કરવું મુસ્કેલ થઈ પડે છે. આથી મેવાડમાં જે પહાડી ભાગ છે તે ભાગમાં આ કરજ લાગુ પાડેલો છે.

નવીન સામંતનો અભિષેક થાય તે પ્રસંગે તેઓ મહારાણાને જે નજરાણું આપતા હતા તે પણ એક સમયે રાજ્યની ઉપજનું એક અંગ ગણાતું હતું. જો કે આ પ્રકારની ઉપજ કાંઈ વિશેષ થતી નહોતી. તદુપરાંત ભૂમીઆ સરદારો મહારાણાને વાષક વા ત્રૈવાર્ષિક કર પણ આપે છે. અપરાધીઓને થયેલો દંડ પણ રાજ્યની ઉપજનું એક અંગ છે. જો મહારાણા અપરાધીઓને પકડીને તેમને દંડ કરવાને વિશેષ યત્ન કરે તો આ પ્રકારની ઉપજમાં વૃદ્ધિ થવાની સંભાવના છે.

મેવાડના મહારાણા કઠોર દંડ કરતા નથી. અપરાધીઓને પ્રાણદંડ કરવા કરતાં દ્રવ્યના ભારે દંડ કરવામાં આવે તો તેથી વિશેષ અસર થવાનો સંભવ છે. ખાસ કરીને પહાડી લોકોને તો પ્રાણદંડ કરતાં દ્રવ્યદંડજ કરવો જોઇએ. કારણકે તેઓ સંપત્તિનાશ કરતાં પ્રાણનાશથી ઓછા ડરે છે.

**ખડ લક્કડ**—ઘાસ અને લાકડાં દ્વારા મહારાણાને પુષ્કળ ઉપજ થાય છે. આ પ્રકારની ઉપજ ઘણા દીર્ઘ કાળથી થતી આવી છે. જે સમયમાં મહારાણા, મહાલય કરતાં રણક્ષેત્રના તંબુમાં વિશેષ રહેતા હતા તે સમયમાં પ્રત્યેક માણસને રાણાની સેનાના ઉપયોગને માટે કાષ્ઠ અને ઘાસ આપવું પડતું હતું. પરંતુ આ નિયમ એટલો દૃઢ થઇ ગયો કે પાછળથી જ્યારે યુદ્ધનો સમય ન હોય ત્યારે પણ આ કર લેવાવા લાગ્યો. સાંપ્રતમાં કાષ્ઠ અને ખડના બદલામાં દ્રવ્ય લેવામાં આવે છે, નગરોમાથી સેનાને માટે અનાજ સંગ્રહિત કરવાની પ્રથા હતી. યુદ્ધક્ષેત્રમાં જતી વખત મહારાણા જે નગર વા ગ્રામમાં વિશ્રામ કરતા ત્યાંના ભરવાડોની પાસેથી એક એક બકરો અને એક એક મેંઢો તથા ખેડુતોની પાસેથી લોટ અને દૂધ લેતા. હાલ આવી પ્રથાઓ કરના રૂપમાં વિદ્યમાન છે. ફ્રાન્સમાં પણ પૂર્વે આવીજ પ્રથાઓ પ્રચલિત હતી અને ત્યાર પછી રાજાઓ તેને માટે કર લેવા લાગ્યા. ફ્રાન્સના રાજાઓ જે સમયે પોતાના રાજ્યમાં પરિભ્રમણ કરતા કરતા પોતાના કોઇ સામંતના પ્રદેશમાં જઈ પહોંચતા ત્યારે તે સામંત પરમ આદર પૂર્વક તેનો સત્કાર કરતો અને તેને ઉપહાર તરિકે ઘોડા તથા વસ્ત્રાદિ આપતો. રાજાનો સત્કાર કરવાને માટે સામંતને જે ખર્ચ થતો તેમાં સ્થાનિક કૃષિકારો તથા વ્યાપારીઓ ભાગ આપતા હતા.

મેવાડમાં મદ્ય, અફીણ તથા તંબાકુની ઉપર પણ કર લેવામાં આવે છે. ઉક્ત વસ્તુઓના કરથી રાજ્યને મોટી ઉપજ થાય છે.

---

× મેવાડના રાજ્યમાં રાણા શિવાય ઈતર કોઈ પણ માણસને સિક્કા પડાવવાનો અધિકાર નથી. યદ્યપિ સલુમ્બરના સામંત, તાંબાના પૈસા પડાવી શકે છે, કિંતુ તેમને ચાંદી વા સુવર્ણના સિક્કા પડાવવાનો અધિકાર નથી. પૂર્વે ટંકશાલદ્વારા મહારાણાને પુષ્કળ ઉપજ થતી હતી. હવે રાજ્યમાં શાંતિ સ્થાપન થતાં તથા રાણાની શાસનશક્તિ ઉપર પ્રજાનો વિશ્વાસ સ્થાપન થતાં નવા સિક્કા ચલાવવાથી રાણાની ઉપજમાં વૃદ્ધિ થઈ શકે એમ છે. પ્રાચીન ભીલવાડાની મુદ્રા સાથે ચિત્તોડના રૂપિયાની તુલના કરતાં તે મુદ્રા સેંકડે ૩૧ ટકા ન્યૂન જણાઇ હતી. મધ્યકાળમાં રાજધાનીમાં એક બીજા પ્રકારની મુદ્રા પણ પ્રચલિત થઈ હતી. તે મુદ્રા તેથી પણ અધિક નિકૃષ્ટ છે. મેવાડમાં હાલ જે મુદ્રા પ્રચલિત છે તે ઠીક છે.



# अध्याय ३३ मो.

## ન્યાય અને કારોબારીખાતાં-રોજાના-યુદ્ધસેવા-સામંત શાસન-પ્રણાલિની અપૂર્ણતા-રાજપુત રાજાઓનો મોગલ સમ્રાટો સાથેનો સંબંધ.



**રાજ્યવ્યવસ્થા**—કર્નલ ટૉડના સમયની રાજસ્થાનની શાસનપ્રણાલિ હાલમાં ઘણી પરિવર્તિત થઇ ગઈ છે. કર્નલ ટૉડના સમય પછીનો ઇતિહાસ અમે યથાસ્થાને આપ્યો છે, તે પરથી મેવાડના મહારાણા સાથેના સામંતોના સંબંધમાં કેટલું પરિવર્તન થઇ ગયું છે તે પાઠકોના ધ્યાનમાં આવ્યું હશેજ.

ટૉડ સાહેબ લખે છે કે જે સમયે મેવાડે ધન, માન, ગૌરવ, વીરતા તથા વિક્રમના સંબંધમાં અત્યુચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હતું, તથા જે સમયે રાણાના પ્રબલ પ્રતાપથી મેવાડના પ્રત્યેક પ્રાંતમાં સંપૂર્ણ શાંતિ વિરાજમાન હતી, તે સમયે મહારાણા પોતાના ચાર મુખ્ય મંત્રીઓ અને તેમના નાયબ મંત્રીઓની સાથે મસલત કરીને સર્વ પ્રકારની રાજ્યવ્યવસ્થા કરતા હતા. આ વ્યવસ્થાપક સભામાં માત્ર દીવાની રાજકર્મચારીઓ જ વિરાજતા હતા, સૈનિક વિભાગના અમલદારોનો તેમાં પ્રવેશ નહોતો.

જે સમયે મેવાડમાં સર્વત્ર વિશૃંખલતા પ્રસરી રહી હતી, જે સમયે શાંતિદેવી સર્વથા અંતર્ધાન થઈ ગઈ હતી અને જે સમયે રાજશક્તિ અત્યંત દુર્બળ થઇ ગઇ હતી તે સમયે રાજ્યવ્યવસ્થા અને ન્યાયકાર્ય બહુધા અટકી પડયું હતું. પરંતુ સંતોષની વાત એ છે કે તે સમયે પંચાયતદ્વારા સ્થાનિક વ્યવસ્થા ઉત્તમ પ્રકારે ચાલતી હતી. પંચાયતના સંબંધમાં પૂર્વે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, માટે આ સ્થળે તેની પુનરુક્તિ કરવી અનાવશ્યક છે.

કેટલાક રાજપુત કર્મચારીઓ સામંતોની નિયત કરેલી સીમાનું રક્ષણ કરવાને માટે નિયુક્ત કરવામાં આવ્યા છે. કેટલાક નાકાવેરા ઉઘરાવવાને માટે નિયુક્ત થયા છે અને કેટલાક ન્યાયવિભાગનું કાર્ય કરે છે. "ચોટિયા"ની ઉપાધિવાળા માણસો ન્યાયવિભાગનું કાર્ય કરે છે. પ્રત્યેક નગર અને ગ્રામમાંથી પ્રજાદ્વારા પ્રતિનિધિ સ્વરૂપે એક એક ચોટિયાને ચુંટી કાઢવામાં આવે છે અને જ્યાં સુધી તે નિષ્પક્ષપાતથી ન્યાયકાર્ય કરે છે તથા ન્યાયશાસ્ત્રના કૂટ પ્રશ્નોનું યથાયોગ્ય સમાધાન કરે છે ત્યાં સુધી તેને તે પદથી વંચિત કરવામાં આવતો નથી.

રાજસ્થાનનાં પ્રધાન નગરોમાં "નગરશેઠ"ની ઉપાધિવાળો એક મુખ્ય ન્યાયાધીશ રહે છે. મહા પ્રતિષ્ઠાવાન પુરુષને આ પદપર નિયુક્ત કરવામાં આવે છે. ઉક્ત ચોટિયા લોકો આ નગરશેઠના સહાયક ગણાય છે. સાધારણ રીતે પટેલ અને પટવારી લોકોને ચોટિયા તરિકે ચૂંટી કાઢવામાં આવે છે. ઈંગ્લાંડના પ્રાચીન કાળના દશાંશ કર લેનારા, ફ્રાંસના ડિકેનસ અને મહારાષ્ટ્રીઓના દશોંદીના જેવા આ પટેલ લોકો છે! પ્રાચીન કાળમાં ફ્રાન્સમાં જે રીતે 'સ્કાવની'* નામક લોકોને પ્રજાદ્વારા ન્યાય વિભાગનું કાર્ય કરવાને માટે

* રોમના ન્યાયમંદિરના 'જ્યુડિસેસ સિલેક્ટિ'ની સમાન આ લોકો એક પ્રકારની જ્યુરી તરીકે ગણાતા હતા.

ચૂંટી કાઢવામાં આવતા હતા, તેજ પ્રકારે મેવાડમાં ચોટિયાને ચૂંટી કાઢવામાં આવે છે. સાધારણ ટંટાનો નિર્ણય કરવાને માટે નગર વા ગ્રામના પ્રતિષ્ઠિત લોકોની પંચાયત મળે છે. આ પંચાયતમાં સર્વ શ્રેણીના લોકો એકત્રિત થાય છે.

જે લોકો એમ કહે છે કે "ભારતવર્ષ દીર્ઘ કાળથી આપખુદ અમલદ્વારા શાસિત થતો આવ્યો છે, અને શાસનકાર્યમાં પ્રજાનો કાંઇપણ અવાજ નહોતો" તે લોકોનો તે મત કેટલો અસત્ય છે તે આ પંચાયતની પદ્ધતિ સ્પષ્ટ રીતે દર્શાવે છે. સાંપ્રતમાં સભ્ય ગણાતા યુરોપવાસીઓનું અસ્તિત્વ પણ જે સમયે કોઇ જાણતું નહોતું તે સમયે ભારતવર્ષની સાધારણ પ્રજાનો રાજશાસનમાં જે અવાજ હતો તે ઇતિહાસજ્ઞોને સુવિદિત જ છે. વર્તમાનમાં પણ રાજપુતોમાં પંચાયતની પદ્ધતિ વિદ્યમાન છે. એક સમયે બંગદેશમાં પણ પંચાયતની પ્રણાલિ પ્રચલિત હતી. ઉત્તર ભાગમાં અદ્યાપિ તે વિદ્યમાન છે. મુસલમાની રાજ્યમાં પણ આ પદ્ધતિને કોઇ પ્રતિબંધ નડયો નહોતો. વર્તમાન બ્રિટિશ સામ્રાજ્યમાં એ પ્રણાલિનો લોપ થયો છે. યદ્યપિ બ્રિટિશ સરકારે સાંપ્રતમાં હિંદવાસીઓને ઑનરરી મેજીસ્ટ્રેટ તથા જ્યુરર તરિકે નિયુક્ત કરવા માંડયા છે તોપણ પંચાયત પદ્ધતિની તુલનામાં તેનું ફળ સ્વલ્પ જણાય છે.

પૂર્વે મેવાડમાં ચબુતરાઓ અથવા ન્યાયમંદિરો મહારાણાની ખાલસા ભૂમિમાંજ હતાં. જો મહારાણાના ન્યાયાધીશો કોઇ સામંતના પ્રદેશમાં ન્યાયકાર્યને માટે એકત્રિત થતા તો તે સામંતને તેથી મહા અપમાન લાગતું. સામંતો યદ્યપિ મહારાણાને આધીન છે તો પણ તેઓ પોતપોતાના પ્રદેશમાં પૂર્ણ સ્વાધીનતા ભોગવે છે. આથી શત્રુના આક્રમણનો પ્રતિરોધ કરવાને અથવા વાણિજ્ય સંગ્રહિત કરવાને મહારાણા કોઇ સામંતના પ્રદેશમાં રાજપતાકા સ્થાપિત કરતા, તો પણ તે સામંત પોતાને મહા અપમાન થયેલું માનતો હતો, અને જો મહારાણા પોતાની રાજપતાકા સામંતના તાબાના કોઈ દુર્ગ ઉપર ફરકાવે તો તો લોકો એમજ સમજે છે કે મહારાણાએ તે સામંતનો સમસ્ત પ્રદેશ સ્વાધીન લીધો છે. રાજ્ય તરફથી સામંતોને અને તેમના તાબાના લોકોને અનેકવાર સજા કરવાની જરૂર પડે છે, તોપણ તેથી વારંવાર તોફાન થાય છે. અંતે રૌજાનાથી તેનો અંત આવે છે.

**રૌજાના**—કોઇ સામંત ગમે તે અપરાધ કરી દંડ આપવામાં વિલંબ કરે, વા રાણાની આજ્ઞાનો અનાદર કરી તેમની રાજસભામાં ઉપસ્થિત ન થાય તો રાણાનો એક દૂત વા રાજકર્મચારી દશ વીશ અશ્વારોહીઓ વા પાયદળ લઇને સામંતના તાબાના પ્રદેશમાં જાય છે અને તેને મહારાણાના હસ્તાક્ષર તથા મહોરથી અંકિત થયેલી આજ્ઞાપત્રિકા આપીને પોતાની ટોળીને માટે રૌજાના વા અનાજ માગે છે. અપરાધી સામંત જ્યાં સુધી રાણાની આજ્ઞાનું પાલન ન કરે ત્યાંસુધી ઉક્ત દૂત પોતાની સાથેના મનુષ્યો સહિત તેને ત્યાં રહે છે. આ ઉપાય ઘણીવાર કાર્યસાધક થાય છે, પરંતુ કેટલેક પ્રસંગે મહારાણાના માણસોને બહુ દિવસ પર્યંત તેને ત્યાં પડયું રહેવું પડે છે અને તેને ભારે ખર્ચમાં ઉતરવું પડે છે.

સામંતોના તાબાના પ્રદેશમાં મહારાણાના ન્યાય વા કારોબારી ખાતાના અમલદારો હસ્તક્ષેપ કરતા નથી. સામંતો પોતાના પ્રદેશની શાસનવ્યવસ્થા સ્વતંત્ર રીતે કરે છે, પરંતુ તેઓ કદિ સ્વેચ્છાચાર કરી શકતા નથી. દેવગઢના ઉપસામંતો પ્રત્યે એક સમયે ત્યાંના અધીશ્વરને પ્રતિજ્ઞા કરવી પડી હતી કે "તમારી સલાહ લીધા વિના હું કદિ પણ અને કોઇ પણ પ્રકારનું શાસનકાર્ય કરીશ નહિ."

રાજ્યમાં જ્યારે વિગ્રહ, ઉપદ્રવ, અશાંતિ વા બહારના આક્રમણની સંભાવના હોય છે ત્યારે મેવાડના સમસ્ત સામંતો રાણાની સભામાં જઇને તેની નિવૃત્તિના ઉપાય સંબંધે વિચાર ચલાવે છે. મહારાણા સામંતોનો અભિપ્રાય લઇને જ શું કાર્ય કરવું તેનો નિર્ણય કરે છે. તેઓ કોઇ પણ મહત્વનું કાર્ય સ્વેચ્છાપૂર્વક કરતા નથી. મેવાડમાં કોઇ પણ રાજકીય ગૂઢ પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યારે સૌથી પ્રથમ સામંતો પોતપોતાના દરબારમાં તે વિષે ચર્ચા કરે છે અને રાણાની રાજસભામાં શો અભિપ્રાય પ્રદર્શિત કરવો તેનો નિર્ણય કરે છે. ત્યાર પછી તેઓ રાણાના દરબારમાં જઇને દાખલા દલીલ સહિત પોતાનો અભિપ્રાય પ્રદર્શિત કરે છે.

જો કોઇ સામંતને મહારાણાના દરબારમાં સ્થાન નહિ મળે તો તે પોતાને મહા અપમાનિત થયેલો સમજે છે. આ સભામાં સામંતો દાખલા દલીલ સહિત જે મત પ્રદર્શિત કરે છે તે અતિ મહત્વનો

હોય છે. મેવાડના મહારાણા જે પ્રકારે પોતાનો દરબાર ભરે છે તથા રાજકર્મચારીઓ નિયુક્ત કરે છે, તે પ્રકારેજ સામંતો પણ પોતપોતાના તાબાના દેશમાં કરે છે. સામંતના તાબાના ઉપસામંતો, મુખ્ય મંત્રી, પુરોહિત, કવિ અને પ્રજામાંના બે ત્રણ પ્રતિષ્ઠિત માણસો તેના દરબારમાં એકત્રિત થાય છે તથા નાના મોટા પ્રશ્નોપર વિચાર ચલાવે છે. રાણાના દરબારમાં જેવો ઉહાપોહ થાય છે તેવોજ ઉહાપોહ સામંતના દરબારમાં પણ થાય છે. પછી સર્વ સામંતો રાણાના દરબારમાં એકત્રિત થઇ પોતાના પૃથક્ પૃથક્ અભિપ્રાય દર્શાવે છે. આ રીતે ચર્ચા અને ઉહાપોહ કર્યા પછીજ મહારાણા પ્રત્યેક મહત્વનું રાજકાર્ય કરે છે.

આ વર્ણન વાંચ્યા પછી કોણ કહી શકશે કે ભારતવર્ષ ચિરકાળથી સ્વચ્છંદી શાસનદ્વારા શાસિત થતું આવ્યું છે? વર્તમાન સભ્ય યુરોપ, અમેરિકામાં પાર્લામેંટ જેવી સંસ્થાઓ સ્થાપન થઇ તે પૂર્વે દીર્ઘ કાળપર પણ રાજવાડામાં પ્રજાનો મત લઇને રાજકાર્યો કરવામાં આવતાં હતાં. જેઓ એમ માનતા હોય કે "ભારતવર્ષનાં દેશી રાજ્યોમાં સ્વતંત્ર લોકમતની પ્રતિષ્ઠા થઇ નથી." તેમને અમે (હિંદી અનુવાદક) કહીએ છીએ કે તે તેમની ભૂલ છે. એટલું જ નહિ પણ સામંતપ્રથાની પેઠે લોકમત લેવાની પ્રથા પણ ભારતવર્ષમાંથી જ યૂરોપમાં ગઈ હતી, એ અનુમાન પણ કલ્પિત નથી. હજી રાજનીતિનો એકડોજ શીખતા અને નવીન પ્રકાશથી અંજાઇ ગયેલા જેઓ આ દેશમાં સ્વતંત્ર લોકમતના અસ્તિત્વનો અસ્વીકાર કરે છે તેઓ ખરેખર સત્ય હકીકતથી અજાતજ છે.

મેવાડ જે સમયે ઉન્નતિના શિખરપર આરૂઢ થયો હતો; રાજપુતોનું બાહુબળ અને ગૌરવ જે સમયે ચોતરફ ગાજી રહ્યું હતું, અને જે સમયે એકત્વ, સાહસ, શૌર્ય, ઉદ્યોગ તથા ઉત્સાહના સદ્ગુણોએ રાજપુતોને સુધામય ફળના ઉપભોક્તા બનાવ્યા હતા; તે સમયે મેવાડપતિની પતાકા નીચે પંદર હજાર અશ્વારોહીઓ એકત્રિત થતા હતા. આ સૈનિકો રાણાની પાસેથી કાંઈ પણ વેતન લેતા નહોતા. તેઓ જે જાગીરનો ભોગવટો કરતા હતા તેના બદલામાં રાણાની આ પ્રકારે સેવા કરતા હતા. સામંતપ્રણાલિનું મૂળ રહસ્ય આ જ છે. પ્રથમ શ્રેણીના સામંતો પોતાના દેશની ઉપજ અનુસાર પચાસથી અધિક સૈનિકો પ્રત્યેક યુદ્ધપ્રસંગે તૈયાર કરતા હતા. અને સાધારણ જાગીરદારો માત્ર એક અશ્વારોહી મોકલતા હતા. સાંપ્રતમાં સર્વત્ર શાંતિ સ્થાપિત થઇ બાહ્ય શત્રુઓનો ભય સર્વથા નિવૃત્ત થઈ જવાથી સામંતોને જાગીરના બદલામાં સેના મોકલવી પડતી નથી; અને તેથી સામંતપ્રથામાં થોડુ પરિવર્તન થયું છે.

જાગીરના બદલામાં મોકલવામાં આવતા સૈનિકોની સંખ્યા સર્વ સામંતો માટે એક સરખી હોતી નથી. પૃથક્ પૃથક્ સ્થળના સામંતો પૃથક્ પૃથક્ સંખ્યામાં પોતાની સેના પોતાના અધીશ્વરને સહાય કરવાને માટે મોકલે છે, પરંતુ કોઇ પણ દેશમાં એક હજારના ઉપજપર ત્રણ વા બેથી ઓછા સૈનિકો મોકલવાનો રિવાજ નથી. સનંદ અથવા ભૂવૃત્તિ આપતી વખતના ઠરાવને અનુસરીને પ્રત્યેક હજારની ઉપજ દીઠ કોઇ કોઇ સામંતને ત્રણ અશ્વારોહી અને તેટલાજ પાયદલ સૈનિકો પૂરા પાડવા પડે છે. આ ગ્રંથની છેવટે પરિશિષ્ટમાં ભિન્ન ભિન્ન ભૂવૃત્તિની સનંદોનો જે અનુવાદ આપેલો છે તે ઉપરથી આ ઠરાવો વિષેની વિશેષ માહિતી પાઠકો મેળવી શકશે. ઇંગ્લાંડના વિજેતા વિલિયમે× પોતાનું રાજ્ય સાઠ હજાર ભાગોમાં વિભક્ત કર્યું હતું અને પ્રત્યેક ભાગને માથે, રાજાને સેનાની સહાય કરવાની ફરજ નાખવામાં આવી હતી. જે ભાગ સેનાની સહાય કરવાને અસમર્થ થાય તેણે રોકડ રૂ. ૨૦૦) આપવા પડતા હતા. મેવાડના પ્રત્યેક સામંતને આવે પ્રસંગે રૂ. ૨૫૦) આપવા પડે છે.

ઈંગ્લાંડમાં દીર્ઘ કાળથી સામંતપ્રણાલિ છિન્નભિન્ન થઇ ગઇ છે, પરંતુ જે સમયે તે ત્યાં સંપૂર્ણ જોશથી પ્રચલિત હતી તે સમયે રાજા સામંતોની સેના ઉપર સર્વ પ્રકારની સત્તા ચલાવી શકતો નહોતો. એક વર્ષમાં કેવલ ચાલીસ દિવસ પર્યંતજ પ્રત્યેક સૈનિક રાજસેવામાં નિયુક્ત રહેતો હતો અને જરૂર પડતાં તે સ્વદેશ વા વિદેશમાં રાજાની તરફથી યુદ્ધ કરવાને જતો હતો. તે જોતાં આ વિષયમાં રાજસ્થાનના રાજાઓ ઈંગ્લાંડના ભૂતપૂર્વ રાજાઓ કરતાં અધિક સત્તા ધરાવતા હતા તથા ધરાવે છે એમ સ્પષ્ટ થાય છે.

રાજકાર્યને માટે તથા ઉત્સવોમાં ભાગ લેવાને માટે મેવાડના સામંતો વર્ષના કેટલાક નિયત

× William the Conqueror.

માસ પર્યંત રાજધાની–ઉદયપુરમાં રહે છે. એકનો નિયત સમય સમાપ્ત થયા પછી બીજો સામંત આવીને રહે છે અને પહેલો પોતાના નગરમાં ચાલ્યો જાય છે. મુખ્ય મહોત્સવોપર સામંતો રાણાની આજ્ઞાથી પાટનગરમાં આવે છે. અને જ્યારે કોઇ શત્રુની સામે યુદ્ધ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે ત્યારે સમસ્ત સામંતો પોતાની સેના તથા તેને માટે જોઇતી અન્નસામગ્રી સહિત રાજધાનીમાં આવીને એકત્રિત થાય છે. કેવળ વિદેશ વા અતિ દૂરના સ્થાનમાં યુદ્ધની આવશ્યકતા પડે છે ત્યારેજ મહારાણા સામંતોની સેનાને માટે કેટલુંક અન્ન આપે છે.

**સામંતોને કરવામાં આવતો અર્થદંડ વા પદચ્યુતિ**—યુરોપખંડમાં જે સમયે સામંતપ્રથા અનુસાર રાજ્યશાસન ચલાવવામાં આવતું હતું તે સમયે જો કોઇ સામંત પોતાના અધીશ્વરની આજ્ઞાનું પાલન ન કરે તો રાજા તેને અર્થદંડ કરતો હતો. મેવાડના સામંતોને આપેલી જાગીરના દાનપત્રમાં પણ અર્થદંડનો ઉલ્લેખ દ્રષ્ટિગોચર થાય છે. જો કોઇ સામંત ઉદ્ધત વર્તન વા દુરાચરણ કરે તો તેને ભારે અર્થદંડ કરવામાં આવે છે અને કોઇ કોઇ વાર તો તેનો સમસ્ત પ્રદેશ ખુંચવી લેવામાં આવે છે* રાજવાડાના અધીશ્વરો સામંતોને અર્થદંડ કરવા કરતાં તેમને પદચ્યુત કરીને તેમની સંપત્તિ હસ્તગત કરી લેવાનું વિશેષ પસંદ કરે છે. સામંતોની જાગીરો આ રીતે ખાલસા કરવાથી રાજા ખડી ફોજ ઉભી કરી શકે છે. ઉલટ પક્ષે સામંતો અર્થદંડ ભરવાને તૈયાર હોય છે, પરંતુ તેઓ પોતાની જાગીર છોડવાને કોઇ પણ રીતે રાજી હોતા નથી. તેઓ કોઈ કોઈ સમય પોતાની પૈતૃક ભૂમિની રક્ષાને અર્થે પોતાના પ્રાણનો મોહ છોડી રાણાની સામે શસ્ત્ર ગ્રહણ કરતાં પણ અચકાતા નથી. કર્નલ ટૉડના સમય પર્યંત મેવાડના મહારાણા સામંતોનો પ્રદેશ હસ્તગત કરી શકતા હતા, પરંતુ હાલમાં તે સ્થિતિ બદલાઈ ગઈ છે. સાંપ્રતમાં વિશ્વવિજયી બ્રિટિશ સરકારે સર્વની ઉપર પોતાની સત્તા વિસ્તારેલી હોવાથી રાણાની આ સત્તા ન્યૂન થઈ ગઇ છે.

**સામંતશાસનપ્રણાલિની અપૂર્ણતા**—ભારતવર્ષમાં જન્મેલી આ જે સામંતપ્રથાનું અનુકરણ યુરોપીઅન રાષ્ટ્રોએ કર્યું હતું, તે સામંતપ્રથા અદ્યાપિ કેટલાંક રૂપાંતર સહિત રાજવાડામાં વિદ્યમાનજ છે. કર્નલ ટૉડ એવો અભિપ્રાય ધરાવે છે કે "આ શાસનપ્રણાલિ સર્વાંગસંપૂર્ણ નથી. તેનાં અનેક અંગો અપૂર્ણ છે." આ વાત સત્ય છે, તો પણ એ પ્રથા શુભ ફલદાયક નથી એમ માનવાને કારણ નથી. સમસ્ત રાજસ્થાનમાં કેવળ રાજાઓના વર્તન ઉપરજ રાજ્યની ઉન્નતિ અને કલ્યાણનો આધાર છે. સામંતપ્રથાનો મુખ્ય આધારસ્તંભ પણ રાજાજ છે. સર્વ છિન્ન વિછિન્ન થઇને પડેલાં તત્ત્વો એકત્રિત કરી તેનો વિનિયોગ કરનાર રાજાજ છે. રાજા યદિ ક્ષણ માત્ર પણ સ્વકર્તવ્યરહિત થાય તો આ સામંતપ્રથાનાં સર્વ અંગો છિન્નભિન્ન થઈ જાય અને અશાંતિ, ઉપદ્રવ તથા અત્યાચાર પ્રબળ થઇ પડે, એ નિઃસંશય છે. તો પણ, એક મહા પ્રભાવશાળી રાજા ઉત્તમ પ્રકારે શાસન ચલાવે તો તેના દેહાંત પછીના બે ત્રણ રાજા નિર્બળ નિવડે ત્યાંસુધી તો ( જો કોઈ બહારના શત્રુનો ઉપદ્રવ નહિ થાય તો ) દેશની વ્યવસ્થા યોગ્ય રીતે જળવાઈ રહે ખરી. યદ્યપિ રાજવાડામાં સામંતપ્રથાનાં અનેક અંગો અપૂર્ણ છે, તો પણ રાજપુત જાતિની રાજભક્તિ, દેશહિતૈષિતા, આચાર વિચાર તથા સ્વધર્મ પ્રત્યે દૃઢ શ્રદ્ધા તથા જન્મભૂમિ પ્રત્યેનો ઉત્કટ પ્રેમ, એ આ પ્રણાલિનાં વ્યંગોને ભૂલાવી દેછે. યુરોપ વા એશિયાના કોઈ પ્રદેશમાં પણ આ પ્રથા નિર્દોષ નિવડી નથી અને તે અશાંતિ, કલહ અને અવ્યવસ્થાને જ જન્મ આપતી આવી છે. મેવાડમાં ચંદાવતો અને શક્તાવતો સદા પરસ્પર લડતાજ રહ્યા હતા. રાણાનું બળ ક્ષીણ થવાથી તથા તૃતીય શ્રેણીના સામંતોની સંખ્યા ન્યૂન થઈ જવાથી ઉક્ત ઉભય શાખાના સામંતો રાણાની આજ્ઞાનો અનાદર કરી ભયંકર ઉપદ્રવ ઉપસ્થિત કર્યા કરતા હતા. આ સામંતશાસનપ્રણાલિ યદ્યપિ અનેક અંગોમાં અપૂર્ણ છે તોપણ કેટલીક વખત તે વિપત્તિના સમયમાં અને બહારના આક્રમણના સમયમાં ભિન્નભિન્ન શાખાના સામંતોને પરાક્રમ દર્શાવવામાં સ્પર્ધા કરવાને ઉત્તેજિત કરે છે. ચંદાવત અને શક્તાવત સામંતો વચ્ચેની આવી સ્પર્ધાનું ઉદાહરણ મહારાણા અમરસિંહના વૃત્તાંતમાં [illegible] ગયા છીએ.

* કર્નલ ટૉડ જણાવે છે કે આ ઉભય બાબતો મારા જોવામાં આવી છે.

આવો દ્વેષ (સ્પર્ધા) દેશહિતનું સાધન બની ગયો હોય એવું માત્ર એ (ચંદાવત શક્તાવતની સ્પર્ધા) એકજ ઉદાહરણ નથી. મોટાં રાજપુત સંસ્થાનોના ઈતિહાસમાં આવાં અનેક ઉદાહરણો ઉપલબ્ધ થાય છે. ખાસ કરીને મારવાડમાં આવાં ઘણાં દ્રષ્ટાંતો બન્યાં છે.

આ રીતે એક શાખાને બીજી શાખાની સાથે સ્પર્ધા કરવાને ઉશ્કેરવાથી રાજાને લાભ થતો, તેમના ટંટાનો કાંઇ ને કાંઇ ઉપયોગ થતો અને રાજા વારંવાર યુક્તિથી તેને લાભકારક બનાવી દેતો. બેમાંથી એક શાખા અવશ્ય રાજાના પક્ષમાં રહેતી અને તેથી પૂર્વવર્ણિત અનિષ્ટની નિવૃત્તિ થતી. કર્નલ ટૉડ જે સમયે મેવાડમાં હતા તે સમયે શક્તાવતો અને ચંદાવતો દરબારમાં સત્તા અને પ્રભુત્વ પ્રાપ્ત કરવાને માટે ભગીરથ પ્રયત્ન કરી રહ્યા હતા. કેટલીક શતાબ્દીઓ પૂર્વેથી ઉક્ત ઉભય શાખાઓ પૈકી એક કોઇ વાર 'રાજભક્ત' અને બીજી 'વિદ્રોહી' ગણાતી તો બીજીવાર તેથી ઉલટી ઘટના બનતી. જે શાખા રાણાના પક્ષમાં હોય અને રાણાનો અનુગ્રહ પ્રાપ્ત કરી પોતાના બુદ્ધિબળ તથા બાહુબળથી દરબારમાં સર્વોચ્ચ પદને પ્રાપ્ત થઇ હોય તે શાખાના હાથમાં સમસ્ત રાજતંત્ર રહેતું. આથી તેના પ્રતિસ્પર્ધી પક્ષને દ્વેષ ઉત્પન્ન થતો અને તે મહા અનિષ્ટકારક કાર્યો કરવાને પ્રવૃત્ત થતો. આ પ્રકારનો વિદ્વેષ સાંપ્રતમાં સવથા નષ્ટ થઇ ગયો છે. કાલચક્રની ગતિથી રાજપુત જાતિની જીવન ગતિ, તેમનાં નિત્યકર્મ, સર્વ પરિવર્તિત થઇ ગયાં છે. મેવાડમાં હાલ શક્તાવત લોકોની સંખ્યા અતિ ન્યૂન છે, તોપણ તેઓ ચંદાવતો કરતાં કેટલેક અંશે અધિક સાહસિક અને બળવાન છે.

ભારતવર્ષનાં સમસ્ત રાજ્યો જ્યાં સુધી એક પ્રકારની મૂળ રાજનીતિથી શાસિત થતાં હતાં, અર્થાત્ જ્યાં સુધી એક પ્રકારની સામંતશાસનપ્રણાલિ સમસ્ત ભારતવર્ષમા પ્રચલિત હતી ત્યાં સુધી અવશ્ય તે શુભ ફળદાયક હતી. કિંતુ જ્યાં રાજાની સત્તા વિશેષ પ્રબળ હોય ત્યાં કદિ પણ તેનું પરિણામ સારૂં આવી શકતું નથી.

**રાજપુત રાજાઓનો મોગલ સમ્રાટો સાથેનો સંબંધ**—પોતાના પ્રભુત્વની અને સામર્થ્યની રક્ષા કરવાને માટે રાજવાડાના રાજાઓને દિલ્લીના મોગલ સમ્રાટ્ના હાથમાં પોતાની કેટલીક સત્તા અને સ્વાધીનતા સમર્પણ કરવી પડી હતી. રાજપુત નૃપતિઓ તેઓના હાથમા નામ માત્રને માટે પોતપોતાનાં રાજ્ય સોંપી તેમની પાસેથી સનંદ મેળવી પુનઃ તેમને હસ્તગત કરતા હતા. તેઓ નામ માત્રને માટે યવન સમ્રાટ્ને પોતાનો અધીશ્વર ગણતા હતા. યવન સમ્રાટો રાજપુત રાજાઓને સનંદ આપતી વખત તેમને હાથી, ઘોડા, શસ્ત્રો તથા રત્નાલંકારાદિ પુરસ્કાર તરિકે આપી 'મહારાજ' વા 'રાણા'ની ઉપાધિ અર્પણ કરતા હતા તથા તેમને મનસબદાર બનાવતા હતા. રાજપુત રાજાઓ સમ્રાટ્ની આધીનતા સ્વીકાર્યા પશ્ચાત્ નોરોઝને દિવસે અર્થાત્ નૂતન વર્ષને દિવસે તેને નજરાણું આપતા. વળી સમ્રાટ્ની આજ્ઞા થતાં તેઓ નિયત સૈનિકો સહિત તેને માટે રણભૂમિમાં જઇ યુદ્ધ કરતા હતા. યવન સમ્રાટો પ્રત્યેક દેશી રાજાને એક એક રાજપતાકા, એક એક નગારૂં અને અન્યાન્ય રાજચિહ્નો આપતા હતા. આ રાજચિહ્નોને રાજપુત રાજાઓ પોતપોતાની સેનાની સાથે રાખતા હતા.+ આ સર્વેપરથી આપણને જણાય છે કે યવન શાસન એ એક મહાન સામંતશાસન હતું. દિલ્લીના તાતાર સમ્રાટોએ પોતાના તાબાના રાજાઓને પતાકા આદિ રાજચિહ્નો આપવાની પ્રથા દેશી રાજાઓની પાસેથીજ ગ્રહણ કરી હતી કે તેઓ તેને મધ્ય એશિયામાંથી લાવ્યા હતા, તે અન્ય સ્થળે જણાવવામાં આવશે.

દેશી રાજાઓ પોતાની સેનાસહિત યવન સમ્રાટ્ની રાજધાનીમાં હોય વા રણક્ષેત્રમાં હોય તોપણ તેમનો તે સમયનો ઐશ્વર્યાડંબર સહજ કલ્પી શકાય એમ નથી. યદ્યપિ મોગલ સમ્રાટ્ હુમાયુએ પણ

+ ઈ. સ. ૧૮૭૭માં દિલ્લીના મહા દરબારમાં તે સમયના ગવર્નર જનરલ લૉર્ડ લિટને મહારાણી વિક્ટોરિયાએ 'કૈસરે હિંદ'નો ખિતાબ ધારણ કર્યો છે, એવો ઢંઢેરો વાંચી સંભળાવ્યો તે સમયે ભારતવર્ષના પ્રત્યેક પ્રાંતમાંથી આવેલા હિંદુ મુસલમાન નૃપતિઓને આજ પ્રકારે એક એક પતાકા આપવામાં આવી હતી. અને નગારાને બદલે તેમને સુવર્ણપદક આપવામાં આવ્યાં હતાં. આર્ય જાતિની પાસેથી મુસલમાનોએ અને મુસલમાનોની પાસેથી બ્રિટિશ લોકોએ આ પ્રથા ગ્રહણ કરી હતી.

કેટલાક રાજપુત રાજાઓને આધીનતાની જંજીરમાં પરિબદ્ધ કર્યા હતા. તોપણ તેમની સહાય તેને માટે અનિશ્ચિત હતી. તેનો પુત્ર અકબર જ સૌથી પ્રથમ રાજપુત રાજાઓની ઉપર પૂર્ણ પ્રભુત્વ સ્થાપિત કરવાને સમર્થ થયો હતો. તેણે રાજપુતોને પોતાના સિંહાસનના આધારસ્તંભ અને ઉજ્જ્વલ અલંકાર બનાવવાને માટે પોતાના હાથમાં લીધા હતા. તેણે દુર્દમનીય અને અભેદ્ય શક્તિ પ્રાપ્ત કરી હતી. અને પોતાના બાહુબળથી જે જીત્યું તેની પોતાના ભલા સ્વભાવથી તથા ડહાપણથી રક્ષા કરી હતી. તેણે દીર્ઘ વિચાર કર્યા પછી એવો નિશ્ચય કર્યો કે દેશી રાજાઓ પ્રત્યે સખ્ત વર્તન રાખવાથી કેવલ અનિષ્ટકારક ફળની જ ઉત્પત્તિ થશે; ભારતવર્ષમાં મોગલ સામ્રાજ્ય નિર્વિઘ્ન રહી શકે, તેટલા માટે રાજપુત રાજાઓના હૃદયપર અધિકાર કરી તેમની સાથે સાંસારિક સંબંધ જોડવાની તેણે આવશ્યકતા ધારી હતી.

વિખ્યાત મોગલ ઓગઝખાં, જંઘીસખાં, તૈમુર, બાબર, હુમાયુ અને પોતાના શરીરમાં જે રક્ત વહેતું હતું તેની સાથે રાજપુત રક્ત મિશ્રિત કરવાને તેણે ઘણો પ્રયાસ કર્યો. તેણે એવું અનુમાન કર્યું કે "રાજપુતો વૈવાહિક સંબંધથી બંધાઇને મોગલ સમ્રાટ્‌ની તથા રાજપુત વીરાંગનાના ગર્ભથી ઉત્પન્ન થયેલા તેના પુત્રની જેવી આધીનતા સ્વીકારશે તેવી આધીનતા તેઓ તટસ્થ રહીને કેવલ તાતાર સમ્રાટ્‌ની સ્વીકારશે નહિ. વળી જો એકવાર રાજપુતોની સાથે વિવાહબંધન પ્રચલિત થશે તો પછી કાળે કરીને સમસ્ત રાજપુતો આપણને કન્યાદાન કરવાને તત્પર થશે." વાસ્તવમાં અકબરનું આ અનુમાન અસત્ય માની શકાતું નથી. રાજપુત વીરબાળાઓના ગર્ભથી ઉત્પન્ન થયેલા મોગલ સમ્રાટ્ પ્રત્યે રાજપુતોએ અનેકવાર ભક્તિ તથા સ્નેહ દર્શાવ્યો હતો. કિંતુ સમસ્ત રાજસ્થાનમાં કેવળ મેવાડના રાણા વંશેજ સમ્રાટ્ અકબરનો મનોરથ પૂર્ણ કર્યો નહોતો. યદ્યપિ અકબર પછીના સમ્રાટોએ બલ તથા ભય દર્શાવીને તથા અનેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિ અને પડ્યંત્રજાલનો વિસ્તાર કરીને હિંદુ લલનાઓનું પાણિગ્રહણ કર્યું હતું; કિન્તુ સૂર્યવંશાવતંસ મેવાડના રાણાઓએ પ્રાણાંત પર્યંત કદિ પણ તેમના હાથમાં કન્યા આપીને પોતાના પવિત્ર કુળગૌરવને હાનિ પહોંચાડી નહોતી. ઉદયપુરનો રાણાવંશ એજ કારણથી દેશી રાજવંશોમાં સર્વેથી અધિક માનનીય અને પવિત્ર ગણાઈ આદરસહિત પૂજાય છે.

અંબર વા વર્તમાન જયપુરનું રાજ્ય દિલ્લીની નિકટ છે. આ રાજ્યનો તે સમયનો રાજા, અત્યંત ક્ષીણબલ હતો. તેણે જ ભારતના ઇતિહાસમાં સર્વેથી પ્રથમ યવન રક્તની સાથે પવિત્ર રાજપુત રક્ત મેળવવાની શરૂઆત કરી હતી.

અંબરપતિ ભગવાનદાસે સમ્રાટ્ હુમાયુને પોતાની કન્યા સમર્પણ કરી હતી. અંતે આ પ્રથાનો વિસ્તાર એટલો તો વધ્યો કે સુપ્રસિદ્ધ મોગલ સમ્રાટોમાંના ઘણાકો રાજપુત રાજનંદિનીના ગર્ભથીજ ઉત્પન્ન થયા હતા.

મોગલ સમ્રાટ્‌ના વીર્યથી અને રાજપુત રાણીના ગર્ભથી જન્મેલા વિખ્યાત સમ્રાટોમાં જહાંગીર મુખ્ય છે. તેનો હતભાગી પુત્ર ખુશરો, શાહજહાં* અને કામબખ્સ, એ રાજપુત રાજકુમારીઓના ગર્ભથી ઉત્પન્ન થયા હતા. અને ઔરંગઝેબનો વિદ્રોહી પુત્ર અકબર પણ રાજપુતનંદિનીના ગર્ભથી જન્મ્યો હતો. આ કારણથી સર્વ રાજપુતો ઔરંગઝેબને પદચ્યુત કરીને અકબરને ભારતવર્ષના સિંહાસનપર અભિષિક્ત કરવાને માટે સેનાસહિત સજ્જીત થયા હતા. રાજપુત રાજવંશની સાથે મોગલ સમ્રાટ્‌ને વૈવાહિક સંબંધ હોવાથી રાજપુતો તથા યવન સમ્રાટ્‌ની વચ્ચે કેવો સ્નેહભાવ ઉત્પન્ન થયો હતો તે રાજપુતોના તેના પ્રત્યેના આચરણથી સારી રીતે સમજાય છે. જે સમયે મોગલોની શાસનશક્તિ છિન્ન ભિન્ન થઈ ગઇ હતી તે સમયે પણ આ સ્નેહની રક્ષાને અર્થે ફર્રુખશીયરે મારવાડના રાજા અજીતસિંહની કન્યાનું પાણિગ્રહણ કર્યું હતું.×

* સમ્રાટ્ શાહજહાં રાજકુમારી જોધબાના ગર્ભથી ઉત્પન્ન થયો હતો. આગ્રાની નિકટ સિકંદરામાં જોધબાનું સમાધિમંદિર અદ્યાપિ વિદ્યમાન છે.

× કર્નલ ટૉડ જણાવે છે કે "કેવલ આ વિવાહજ બ્રિટિશ લોકોના શાસનનું મૂળ છે. જે સમયે વિવાહપ્રસંગ આવી પહોંચ્યો તે સમયે સમ્રાટ્ રોગગ્રસ્ત થયો હતો. તે સમયે અંગ્રેજો સુરતમાં વાણિજ્ય કાર્ય કરતા હતા. સુરતથી દિલ્હીમાં તે સમયે જે દૂતો ગયા હતા તેની સાથે મહાશય હૅમિલ્ટન નામનો

જે રાજપુતોએ મોગલ સમ્રાટોને પોતાની ભગિની અર્પણ કરી હતી તેમનાજ હાથમાં મોગલ સમ્રાટ્‌ના પરલોકવાસ પછી તેમના સગીર ભાણેજની રક્ષાનો ભાર સમર્પિત કરવામાં આવતો હતો. તેઓ સંપૂર્ણ સત્તાપૂર્વક રાજ્યશાસન ચલાવી તેની સાથે સાથે પોતાનાં રાજ્યની પણ શ્રીવૃદ્ધિ કરી લેતા હતા.

અકબર જે સમયે ભારતના સિંહાસનપર વિરાજમાન હતો તે સમયે તેના બસેંથી દશ હજાર પર્યંત અશ્વારોહીઓના ૪૧૬ મનસબદારોમાં ૪૬ મનસબદારો રાજપુત હતા અને આ રાજપુત સેનાપતિઓના હાથનીચે ૫૩૦૦૦ અશ્વારોહીઓ હતા. સર્વ મનસબદારોના હાથ નીચે એકંદરે ૫૩૦૦૦૦ (પાંચ લાખ ત્રીસ હજાર) અશ્વારોહીઓ હતા. અકબર પાસે પાયદલ સૈનિકો ૪૦૦૦૦૦૦ (ચાળીસ લાખ) હતા. આ સંખ્યા અબુલફઝલે પોતાના ગ્રંથમાં આપી છે.

૪૬ રાજપુત મનસબદારોમાં અંબર, મારવાડ, બીકાનેર, જેસલમીર, બુન્દેલખંડ અને સિખાવતના રાજાઓ એક સહસ્રથી અધિક અશ્વારોહીઓના મનસબદાર હતા. કિંતુ અંબરરાજની સાથે મોગલ સમ્રાટ્‌નો વૈવાહિક સંબંધ હતો તેથી તેમને મહા સન્માનસૂચક પાંચ હજારી મનસબદારની પદ્દી પ્રાપ્ત થઈ હતી.

મારવાડના સ્થૂલકાય રાજા ઉદયસિંહ એક હજારી મનસબદાર ગણાતા હતા, પરંતુ મારવાડના રાજવંશની એક શાખામાંથી ઉત્પન્ન થયેલા બીકાનેરના રાજા રાયસિંહને ચારહજારી મનસબદારનું પદ પ્રાપ્ત થયું હતું. ચદેરી, કરૌલી, તથા દતિયાના સ્વતંત્ર રાજાઓ અને પ્રધાન પ્રધાન રાજપુત રાજ્યોના સામંતો નીચી શ્રેણીના મનસબદારો હતા અને તેમના તાબામાં ચારસેંથી સાતસેં અશ્વારોહીઓ રહેતા હતા. આ નિકૃષ્ટ પંક્તિના અશ્વારોહીઓમાં શક્તાવત શાખાના આદ્ય પુરુષ પણ દ્રષ્ટિગોચર થાય છે. એ માણસ પોતાના ભ્રાતા પ્રતાપસિંહની સાથે વિવાદ કરીને સમ્રાટ્ અકબરના તાબામાં મનસબદાર તરિકે રહ્યો હતો. આ પ્રકારે ભારતના પ્રાયઃ સર્વે દેશી રાજાઓ મનસબદારના પદપર નિયુક્ત થયા હતા. મોગલ સમ્રાટે પ્રથમ તેમને હસ્તગત કરતી વખત બળ તથા ભય દર્શાવ્યો હતો, કિંતુ અંતે સમયના પ્રભાવથી દેશી રાજાઓ પોતાની ખુશીથી તેને આધીન થઇ મનસબદારનું પદ ગ્રહણ કરતા હતા. તેઓ પોતાને મોગલ સમ્રાટ્‌ના મનસબદારનું પદ પ્રાપ્ત થવાથી મહા સન્માનિત સમજતા હતા.

જે હિંદુ રાજાઓએ, યવન સમ્રાટોને પોતાની કન્યા વા ભગિની અર્પણ કરી હતી તેમણે વાસ્તવમાં સમ્રાટ્‌ના દરબારમાં પોતાની સત્તા તથા પ્રભુત્વ વિસ્તારવાનો તથા પોતાની સંપત્તિમાં વૃદ્ધિ કરવાના સ્વાર્થનોજ ઉદ્દેશ રાખ્યો હતો, એમાં કાંઈ સંદેહ નથી. ઇતિહાસ વાંચવાથી આ વાત સ્પષ્ટ રીતે સિદ્ધ

---

એક ડૉક્ટર પણ હતો. તે ડૉક્ટરે સમ્રાટ્‌ને નિરોગી બનાવ્યો. વિવાહકાર્ય સમાપ્ત થઇ ગયા પછી પ્રાચીન પ્રણાલિ અનુસાર સમ્રાટે ઉક્ત ચિકિત્સકને પૂછ્યું કે "આપને શું પુરસ્કાર જોઇએ છે?" ડૉક્ટરે પોતાને માટે કાંઇ નહિ માગતાં સમ્રાટ્‌ને જણાવ્યું કે "અંગ્રેજોનાં વાણિજ્ય કાર્યને માટે કોઠી બનાવવાને થોડી ભૂમિની આવશ્યકતા છે." તેની પ્રાર્થના તત્કાળ પૂર્ણ કરવામાં આવી પૌર્વાત્ય દેશમાં બ્રિટિશ સામ્રાજ્યનો જે પ્રતાપ અને પ્રભુત્વ છે તેનું મૂળ કારણ આજ છે. જે પુરુષ પોતાના સ્વાર્થનો ત્યાગ કરી આવો ઉપકાર કરી ગયો છે અને જેણે માલનું મહેસૂલ પણ માફ કરાવ્યું હતું તેના સ્મરણાર્થે તેના સમાધિસ્થાનમાં અવશ્ય એક સ્મારકસ્તંભ સ્થાપિત કરવો જોઇએ.

(એક દ્રષ્ટિએ હેમિલ્ટન સાહેબનો આ નિષ્કામ સ્વાર્થત્યાગ બહુ મ્હોટો નહિ જણાય, પરંતુ **स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्** આ ભગવદ્‌વાક્ય પ્રમાણે અથવા સૂક્ષ્મ દ્રષ્ટિથી જોતાં એવી નિઃસ્વાર્થ ઘટનાઓ અત્યંત વિશાળ પરિણામોના બીજરૂપ નિવડે એમાં આશ્ચર્ય નથી. મહાન અવતારો અને ધર્મશાસ્ત્રોને માનનારા અથવા તો સ્વતંત્ર બુદ્ધિવાદથી પણ નિઃસ્વાર્થ કાર્યોની મહત્તા સ્વીકારનાર તરીકે પોતાને ઓળખાવનાર, ધર્મભૂમિ ભારતના વર્તમાન નિવાસીઓ હેમિલ્ટન જેવા એકાદ વિદેશી નરના કંઈ પણ અતિશયોક્તિવગરના આવા દ્રષ્ટાંતને અનુસરતાં ક્યારે શીખશે? ક્યારે એવાં ભગવદ્‌વાક્યોને ગીતા ગ્રંથમાંથી, મિથ્યા બકતી જીભમાંથી અથવા ફોકટ ફિલસૂફીમાં રમ્યા કરતી બુદ્ધિમાંથી નિજ હૃદયમાં—વર્તનમાં ધારણ કરશે? પ્રભો! પ્રભો! દયા કરો! પવિત્ર માતૃભૂમિને સ્વાર્થવૃત્તિવડે, અને વિશુદ્ધ આર્યધર્મને ઉપરચોટીયા વર્તનથી હીનતા પહોંચાડનારા અમો લજામણા ભારત પુત્રોપર!) મંત્રી. સ. સા.

થાય છે. રાજનીતિકુશળ અકબરનો ઉદ્દેશ શો હતો, તે તે સમયના રાજાઓ લેશ પણ સમજી શકયા નહોતા. વળી મોગલોની સાથે વૈવાહિક સબંધ જોડાવાનું એક કારણ રાજપુત રાજાઓની બળહીનતા પણ છે. કિંતુ સૂર્યવંશાવતંસ-મેવાડેશ્વર મહારાણાની કન્યા વા ભગિનીની સાથે વિવાહ કરવાને કોઇપણ મોગલ સમ્રાટ્ સમર્થ થયો નહોતો. કેવળ ઉદયપુરના મહારાણાઓએજ પોતાના જાતીય ગૌરવની રક્ષા કરી હતી. ઇતિહાસ અનંતકાળ પર્યંત આ રાણાવંશનું જયકીર્તન કરશે એમાં કિંચિત્ પણ સંદેહ નથી.

દેશી રાજાઓની સાથે વૈવાહિક સંબંધ જોડવાથી અકબરને બે મહાન લાભ થયા. પ્રથમ લાભ એ કે, સગાઇને લીધે મોગલસમ્રાટ્ એક વિજાતીય પુરૂષ છે, એવો ભાવ રાજપુતોના મનમાંથી દૂર થયો અને તેમનો સ્નેહભાવ વૃદ્ધિગંત થયો; અને બીજો લાભ એ કે, ધીમે ધીમે સમસ્ત રાજપુત રાજાઓની સેના સમ્રાટ્‌ની સેવામાં નિયુક્ત થઈ. વાસ્તવમાં આ બે કાર્યો સિદ્ધ કરવાને માટે જ અકબરે દેશી રાજાઓની સાથે વૈવાહિક સંબંધ જોડવાનો ભગીરથ પ્રયત્ન કર્યો હતો. વળી તેણે એવી પણ કલ્પના કરી હોવી જોઇએ કે "દેશી રાજાઓની કન્યા દિલ્લીની બેગમ બનવાથી કાળે કરીને તેઓ પણ પોતાના પૈતૃક ધર્મને જલાંજલિ આપી મુસલમાન ધર્મનો અંગીકાર કરશે અને પરિણામે સર્વ મુસલમાન બની જવાથી વિજાતીય ભાવ પણ સર્વથા દૂર થઇ જશે. યદ્યપિ ઇતિહાસમાં આ વાતનું કાંઇ પ્રમાણ મળતું નથી, અને સમ્રાટ્ અકબરે પણ પોતાના મુખથી કદિ આ વાતનો સ્વીકાર કર્યો નહોતો; કિન્તુ વિચક્ષણ લોકો તરત અનુમાન કરી શકે છે કે ઉક્ત ઉદ્દેશજ તેના હૃદયમાં હતો. અસ્તુ. અકબર, જહાંગીર અને શાહજહાંએ ઉદાર રાજનીતિનું અવલંબન કરી દેશી રાજાઓ અને પ્રજાના હૃદયપર જેવો અધિકાર સ્થાપિત કર્યો હતો, તેવો અધિકાર યદિ ઔરંગઝેબે પણ સ્થાપિત કર્યો હોત તો મોગલ સામ્રાજ્ય કદિ પણ વિચલિત થાત નહિ. પરંતુ તેણે ઉદાર રાજનીતિને જલાંજલિ આપી અવર્ણનીય અત્યાચાર, ઉત્પીડન તથા ઉપદ્રવથી હિંદુ પ્રજાને ત્રાસ આપવામાં ન્યૂનતા રાખી નહિ. યદ્યપિ તે પોતાના બાહુબળથી જ પ્રબળ પ્રતાપ અને સ્વચ્છંદતાપૂર્વક વિશાળ ભારતનું સામ્રાજ્ય ચલાવવાને શક્તિવાન થયો હતો, છતાં ઉક્ત દારૂણ અત્યાચારોથી હિંદુ પ્રજા તેના પ્રત્યે ક્રુદ્ધ અને ભક્તિશૂન્ય થઇ ગઇ હતી. અકબર, જહાંગીર તથા શાહજહાંના સમયમાં મોગલ સામ્રાજ્ય પ્રતિ સાધારણ પ્રજા તથા દેશી રાજાઓની જે ભક્તિ હતી તે ભક્તિ ઔરંગઝેબના કઠોર શાસનથી સર્વથા વિલુપ્ત થઈ ગઈ, અને તેથી તથા તેના દેહાન્ત પછી નિર્બલ ફર્રૂખશીયરની અયોગ્યતાથી એ પ્રચંડ મોગલ સામ્રાજ્યની શાસનશક્તિના ટુકડે ટુકડા થઇ ગયા. અને અજીત મોગલ સમ્રાટ્‌નું સિંહાસન ડગમગવા લાગ્યું.

મોગલ સત્તા વિધ્વસ્ત થઇ ગઇ એટલે હિંદુસ્થાનમાં ચોતરફ ઉપદ્રવો પ્રવર્તી રહ્યા. યદ્યપિ આ શુભ અવસરપર રાજપુત નૃપતિઓ પોતાના પૂર્વ પ્રતાપ, ગૌરવ તથા સત્તાની પુનઃ સ્થાપના કરવાની ઇચ્છાથી તથા સ્વતંત્રતાનું અમૃતમય ફળ ભોગવવાના હેતુથી એકતાના સૂત્રમાં પરિબદ્ધ થયા હતા, પરંતુ ભારતનું દુર્ભાગ્ય પ્રકટવાના ( પૃથ્વીરાજ ચહુઆણના અને ખરૂં જોતાં મહાભારતના ) સમયથી રાજપુત રાજાઓમાં એક બીજા પ્રત્યે જે દ્વેષાગ્નિ સળગી રહેલો હતો તેણે એ સમયે પ્રજ્વલિત થઇને એ એકતાને મૂળસહિત ભસ્મ કરી દીધી. સમસ્ત દેશી રાજાઓએ તેમ છતાં પણ મોગલ શાસનશક્તિને ક્ષીણ થયેલી જોઇ પોતાના રાજ્યની સીમાની વૃદ્ધિ કરી સ્વાધીનતા પ્રાપ્ત કરી હતી. કેવળ મેવાડના મહારાણાએ મોગલ સમ્રાટને કદિ પણ પોતાની કન્યા વા ભગિની અર્પણ કરી નહોતી. અનેક શતાબ્દીઓ પર્યંત રાણાઓ પર અનેક પ્રકારના અત્યાચાર થયા છતાં પણ તેમણે મોગલ સમ્રાટોની આજ્ઞા પરિપૂર્ણ નહિ કરીને પોતાનું ગૌરવ અખંડિત રાખ્યું હતું, તેથી ઇતર રાજાઓ ઇર્ષાગ્નિથી બળી રહ્યા હતા. મોગલ શાસન સમયમાં મારવાડના અધીશ્વરે મોગલ સમ્રાટ્‌ની સાથે વૈવાહિક સંબંધ જોડીને "રાજ રાજેશ્વર" ની ઉપાધિ પ્રાપ્ત કરી હતી તથા અંબરપતિને "રાજરાજેન્દ્ર" ની ઉપાધિ પ્રાપ્ત થઇ હતી. પરંતુ સૂર્યવંશાવતંસ મેવાડના વર્તમાન મહારાણા તો અદ્યાપિ પોતાને "અરિસિંહના પુત્ર મહારાણા ભીમસિંહ" તરીકે ઓળખાવવામાંજ માન સમજે છે.*

* હાલમાં બ્રિટિશ સરકારના શાસન સમયમાં ભારત વર્ષના રાજાઓને અનેક પ્રકારની ઉપાધિઓ પ્રાપ્ત થઇ છે. મૂળ આર્ય ઉપાધિઓની સાથે ફારસી ઉપાધિઓનો સંયોગ થયો અને તેની સાથે વળી અંગ્રેજી ઉપાધિઓ મળી, એથી તે સાંભળવામાં અતિ વિચિત્ર લાગે છે.

સમયના પરિવર્તન સાથે હિંદુસ્થાનમાં પ્રબલ બ્રિટિશ શાસનની સ્થાપના થવાથી રાજવાડાના રાજપુત રાજાઓને બ્રિટિશ સરકારની સાથે સંધિ થઇ છે, તેથી સામંતશાસનપ્રણાલિમાં અતિ રૂપાંતર થઇ ગયું છે. કર્નલ ટૉડના સમયમાં સામંતપ્રણાલિ જે રૂપમાં હતી તે રૂપમાં હવે તે રહી નથી. રાજા અને સામંતો વચ્ચેના સંબંધમાં ફેરફાર થઇ ગયો છે, તો પણ કર્નલ ટૉડ તે સમયની શાસનપ્રણાલિ જોઇને તે વિષે જે કાંઇ લખી ગયા છે, તેજ ઇતિહાસના સન્માનાર્થે અમો અત્રે સાદર કરીએ છીએ. કર્નલ ટૉડ જણાવે છે કે દેશી રાજ્યોના શાસનમાં કયી પ્રણાલિ સર્વોત્તમ હોઈ શકે તેની કલ્પના હાલ કરવી કઠિન છે. આ સમસ્ત રાજ્યોની સામંતપ્રણાલિએ સ્થાયીપણે કાર્ય કર્યું હોય એમ જોવામાં આવે છે. અનેક શતાબ્દીઓની કસોટીમાંથી પસાર થઇને તે સામંતશાસનપ્રણાલિ રાજસ્થાનમાં દ્રઢ રીતે સ્થાપિત થઇ ચૂકી છે. પઠાણ અને મોગલ લોકોની પ્રબળ શાસનપ્રણાલિ આઠસેં વર્ષ પર્યંત પોતાની ભયંકર લીલા બતાવીને આજે ભૂતકાળમાં અદ્રશ્ય થઇ ગઇ છે, પરંતુ રાજપુત સમાજના ધારા ઉપર તેની કિંચિત્ પણ અસર થઇ નથી.

યદિ રાજપુત રાજ્યો કેટલેક અંશે ઉન્નતિની નિઃસરણીપર અધિક ચઢી શક્યાં હોત, યદિ રાજપુત રાજાઓ પોતાના અધિકાર નીચેની ભૂમિનો, અત્યાચારી લૂંટારાઓના તથા અન્યાયી સામંતોના ગ્રાસમાંથી ઉદ્ધાર કરીને તેને ફળદ્રૂપ કરવાનો પ્રયાસ કરત, તથા સામંતો યદિ રાજ્યની શાંતિની રક્ષા કરવાને તથા વિજાતીય લોકોનાં આક્રમણમાંથી રાજ્યની રક્ષા કરવાને માટે નિયત સૈનિકોથી પોતાના અધીશ્વરને સહાય કરત, તો તેમને કદિ પણ ધનના લોભી વિજાતીય તથા વિધર્મી લોકોની સેનાની સહાય લેવી પડત નહિ. અન્યની સહાય લેવાનો પ્રસંગ આવતાં દેશની સામંતપ્રથામાં પરિવર્તન થાય તેમાં કાંઇ નવાઇ નથી. દ્રવ્યલોભી મહારાષ્ટ્રીય તથા સિંધી સેનાની સહાય લેવાથી રાજવાડાની જેવી દુર્દશા થઇ ગઇ છે તેવી દુર્દશા યુરોપનાં રાજ્યોને પણ અન્યની સહાય લેવાથી ભોગવવી પડી હતી.

યુરોપખંડમાં સૌથી પ્રથમ ફ્રાન્સના અધીશ્વર સપ્તમ ચાર્લ્સ જે સમયે પોતાના રાજ્યમાં સ્થાયી સેના નિયત કરીને 'ટાલિ' નામનો કર પ્રચલિત કર્યો તે સમયે ફ્રાન્સના સામંતો વિદ્રોહી બની ગયા હતા. આ સમય પૂર્વે સમસ્ત યુરોપના કોઈ પણ રાજ્યમાં સ્થાયી સેના નહોતી. સામંતોની સેનાદ્વારાજ સર્વ કાર્યો સિદ્ધ કરવામાં આવતાં હતાં. ફ્રાન્સના જેવો બનાવ રાજવાડામાં પ્રથમ કોટામાં બન્યો. સાઠ વર્ષ પૂર્વે જ્યારે મેવાડના સામંતો વિદ્રોહી બની ગયા અને બીજી તરફ બળવાન વિજાતીય લોકોએ આક્રમણ કરવા માંડયું ત્યારે મેવાડેશ્વરે દ્રવ્યલોભી સિંધી સેનાની સહાય લીધી, તેમને તેમ કર્યા વિના છૂટકોજ નહોતો, પરંતુ તેનું પરિણામ અત્યંત હૃદયભેદક આવ્યું. સામતો એક બીજાની સાથે લડીને ક્ષીણબળ થઇ ગયા અને રાણાની ઉપરથી પ્રજાની ભક્તિ ઉઠી ગઈ. જયપુરપતિએ આ પ્રથાનું અધિક અવલંબન કર્યું હતું. યદ્યપિ તેમણે પુષ્કળ પગારદાર સૈનિકો નિયત કર્યા હતા તથાપિ તેમને યથા સમય પગાર નહિ મળવાથી તેઓ રાજ્યની રક્ષા કરતા નહોતા અને વિદેશમાં પણ તેમનો કોઇ ભય માનતું નહોતું. મારવાડના સામંતો મહા પ્રબળ હતા તેથી મારવાડરાજ પ્રથમ વિજાતીય સેનાની સહાય લેવાને કોઇ પણ પ્રકારે સમર્થ થયા નહોતા. કિંતુ અંતે પઠાણોએ ભયંકર મૂર્તિસહિત મારવાડમાં પ્રવિષ્ટ થઈ તે દેશ સર્વથા છિન્નભિન્ન કરી નાખ્યો. રાજવાડાનું પ્રત્યેક રાજ્ય આ પ્રકારે વિધ્વસ્ત થઇ ગયા પછી એક મહાબળવાન જાતિએ આવીને તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો.

**પટ્ટાવતોનાં કર્તવ્ય**—વિખ્યાત ઇતિહાસવેત્તા હૅલમ જણાવે છે કે "એક પક્ષમાં આશ્રય અને બીજા પક્ષમાં ભક્તિ એજ સામંતપ્રથાનું મૂળ છે. જેમ સામંતને શિર પોતાના અધીશ્વરની સેવા કરવાની ફરજ નાખવામાં આવી હતી તેમ રાજાને માથે તેની રક્ષા કરવાની ફરજ નાખવામાં આવી હતી અને જો તેઓ આ નિયમનું ઉલ્લંઘન કરતા તો એકની ભૂમિ ખુચવી લેવામા આવતી અને બીજાનું પ્રભુત્વ નાશ પામતું."*

આ પરથી સામંતપ્રથાનો મૂળ ઉદ્દેશ સારી રીતે સમજી શકાય છે. સામંત અને રાજા એ ઉભય પરસ્પર સહાય કરવાને માટે સંપૂર્ણ રીતે બંધાયેલા છે. આ સરલ સત્ય ખુદ રાજપુતોના બે પત્રો

* જુઓ હૅલમ ૧ લું વૉલ્યુમ પૃષ્ઠ ૧૭૩.

પરથી સ્પષ્ટ રીતે વ્યક્ત થશે. એક પત્રમાં રાજા અને સામંતોનાં પરસ્પરનાં કર્તવ્યો શું છે, તે વિષે મારવાડના સામંતોનો અભિપ્રાય દર્શાવેલો છે; અને બીજામાં સામંતોના હકો, તેપર કરવામાં આવતો હસ્તક્ષેપ અને તેના ઉપાય વિષે રાજસ્થાનના પ્રધાન સામંતો પૈકી દેવગઢના સામંતોનો અભિપ્રાય છે.

પૂર્વે મારવાડનો કોઇ નૃપતિ યદિ સામંતોની ઉપર અત્યાચાર કરતો તો તેનું પરિણામ અતિ અનિષ્ટકારક આવતું. આવા પ્રસંગે સમસ્ત સામંતો એકત્રિત થઈ તેના જીવનને અને સિંહાસનને વિપત્તિમાં નાંખી દેતા હતા. મારવાડના સામંતો જણાવે છે કે "જો તે (રાજા) આપણી સેવાનો સ્વીકાર કરે તો તે આપણો નેતા છે. અને જો તે આપણી સેવાનો સ્વીકાર ન કરે તો તે માત્ર આપણો બરોબરીઓજ છે અને આપણે તેના બંધુ છીએ, તથા ભૂમિપર આપણો હક છે." મારવાડના સામંતોનાં આ ધૃષ્ટતાભરેલાં તથાપિ માનભરેલાં વાક્યમાં કેટલુ બધુ રહસ્ય સમાવિષ્ટ થયેલુ છે!

દેવગઢના સામંતની સાથે તેના તાબાના સરદારોને જે સમયે તકરાર થઇ તે સમયે તે સરદારોએ પણ મારવાડના સામંતોના જેવોજ અભિપ્રાય પ્રદર્શિત કર્યો હતો. મારવાડેશ્વરની સાથે તેમના સામંતો જે પ્રકારે સંધિબંધનથી પરિબદ્ધ થયા હતા તે પ્રકારે દેવગઢપતિની સાથે તેમના તાબાના સરદારો પણ સંધિથી જોડાયા હતા. આથી ઉભય પક્ષો જાતીય રાજનીતિને પુષ્ટિ આપવાને માટે એક સરખી રીતે પ્રયત્ન કરતા હતા.

યુરોપમાં સામંતપ્રથાવાળા દેશોમાં વારંવાર આ પ્રશ્ન ઉપસ્થિત થતો હતો કે "સામંતો પોતાના નાયકની સેવા કરવાને બધાયેલા છે કે રાજાની સેવા કરવા બંધાયેલા છે?" આ પ્રશ્નનો ઉત્તર રાજવાડામાં નીચે પ્રમાણે મળે છે. જો રાજવાડાના કોઇ રાજપુત સામંતને એવો પ્રશ્ન પૂછવામાં આવે કે "તમે રાજાની સેવા કરવાને બંધાયેલા છો કે તમારા નાયકની?" તો તે એવો પ્રત્યુત્તર આપશે કે "રાજકા માલિક વહ, મસ્તકકા માલિક યહ" અર્થાત્ "રાજ્યનો માલિક રાજા છે, પરંતુ મારા મસ્તકનો માલિક તો મારો અધિનાયકજ છે." રાજપુત સામંતો પોતાના સરદારની આજ્ઞા પાલન કરવાનુંજ સર્વ પ્રકારે ઉચિત સમજે છે.

ઉત્કૃષ્ટ વા નિકૃષ્ટ શ્રેણીના સરદારો સદા પોતાથી બળવાન માણસના અત્યાચારથી મુક્ત રહેવાને માટે સચેત રહે છે. જો રાજપુત સામંતો અને તેમના સરદારની વચ્ચે ભારે વાદવિવાદ ઉત્પન્ન થાય તો રાજાને તેનો ફેંસલો કરવાનું કાર્ય સોંપવામાં આવે છે. રાજાની સાથે સામંતોને જેવો પ્રભુ અને દાસનો સંબંધ છે, તેવો કોઇ પણ પ્રકારનો સંબંધ રાજા, અને સામંતોની પ્રજા વચ્ચે નથી. સામંતના હાથ નીચેના ઉપસામંતો વા પ્રજા પ્રત્યક્ષ રીતે રાજાની આજ્ઞાનુ પાલન કરવાને કોઇ પણ રીતે બંધાયેલી નથી. અન્ય પક્ષમાં તેમને રાજાની તરફથી કોઇ પણ પ્રકારનું પારિતોષિક વા અનુગ્રહની પ્રાપ્તિ પણ થઇ શકતી નથી. સામંત જો આજ્ઞા કરે તો તેઓ રાજાની કાંઇ સેવા કરે છે, કિંતુ રાજા પોતે કોઇ ઉપસામંત વા પ્રજાજનને બ્હારો બ્હાર બોલાવી તેને કોઇ કાર્યમાં કદિપણ નિયુક્ત કરી શકતો નથી. ઉપસામંતો તથા સામંતોના અધિકાર નીચેની પ્રજા સામંતોને એટલી બધી અનુગત હોય છે કે યદિ તેઓ પોતાના તાબાના સરદારોને તથા પ્રજાજનોને રાજાની વિરૂદ્ધ વિદ્રોહ કરવાની આજ્ઞા કરે તો પણ તેઓ કિંચિત્ પણ વિચાર કર્યા વિના તેમ કરવાને તત્પર થઇ જાય છે. સામંતના દુષ્ટ તથા અન્યાયમૂલક ઉદ્દેશની વિરૂદ્ધ બોલવાની કોઈ હામ કરી શકતું નથી. સામંતનું અનુસરણ કરવું એજ ઉપસામંતો તથા પ્રજાજનોનું કર્તવ્ય ગણાય છે. જો સામંત રાજભક્ત હોય તો તેઓ પણ રાજભક્તિ દર્શાવી જન્મભૂમિ તથા સ્વજાતિનું ગૌરવ વૃદ્ધિંગત કરવાને માટે પ્રાણોત્સર્ગ કરે છે અને જો સામંત વિદ્રોહી હોય તો તેઓ પણ વિદ્રોહી બનતાં જરાપણ અચકાતા નથી. આ વિધાનના પ્રમાણસ્વરૂપે અનેક દ્રષ્ટાંતો ઉદ્ધૃત કરી શકાય એમ છે, કિંતુ તે અત્ર અનાવશ્યક લાગે છે. કારણ કે મૂળ ઇતિહાસ વાંચવાથી પાઠકોને સુવિદિત થઇ ગયું છે કે, અનેક વાર સામંતોએ વિદ્રોહ કર્યો ત્યારે તેના તાબાના સમસ્ત ઉપસામંતો તથા પ્રજાજનોએ રાજાની વિરૂદ્ધ ખડા થઇને અત્યંત ભયંકર અને શોચનીય કાર્ય કર્યું હતું.* સામંત જ્યારે સગો અને એક

* મારવાડના ઇતિહાસમાં નિમાજના સામંતના મૃત્યુ વિષે તથા શિવગઢના વિવાદ વિષે વિશેષ વર્ણન કરવામાં આવશે.

રક્તનો હોય ત્યારેજ તેના તાબાના સરદારો અને પ્રજાજનો તેની આજ્ઞાનુસાર રાજાની સામે વિદ્રોહ કરે છે એમ સમજવું નહિ, પરંતુ તે ભિન્ન રક્તનો હોય તોપણ તેઓ તેની સર્વ આજ્ઞા શિરસાવંદ્ય કરે છે અને તેને માટે પોતાના પ્રાણનું બલિદાન આપવાને પણ વિલંબ કરતા નથી.

જે સરદારોને રાજાની સાથે કાંઇ સાક્ષાત્ સંબંધ હોતો નથી, જેમને રાજાની આજ્ઞાનુસાર વર્તન કરવાનું હોતું નથી, પરંતુ સામંતની આજ્ઞાનુસાર વર્તવાનું હોય છે તેની ઉપર રાજા કાઇ પણ પ્રકારની સત્તા ચલાવી શકતો નથી, એ ઉપર જણાવેલી હકીકતપરથી સિદ્ધ થાય છે. ખાસ કરીને જે ઉપસામંતો પોતાના પ્રભુનું મનરંજન કરવાને વિશેષ અભિલાષી હોય છે તેઓ રાજાની પાસેથી ગુપ્ત રીતે કાઇ પણ પ્રકારનો પુરસ્કાર વા અનુગ્રહ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતા નથી. જો કોઈ ઉપસામંત, રાજાનો અનુગ્રહ વા સન્માન પ્રાપ્ત કરવાની ચેષ્ટા કરે તો તેના સ્વામીની તેની ઉપર ખફા દ્રષ્ટિ થાય છે. દેવગઢના સામંતે એક સમયે કાંઈ કાર્યને માટે પોતાના એક સરદારને રાણાના મહાલયમાં મોકલ્યો હતો. તે સરદારનું મિષ્ટ ભાષણ, દક્ષતા, વિજ્ઞતા અને વ્યવહારકુશળતાથી પરમ સંતુષ્ટ થઇને મહારાણાએ તેને પોતાના દરબારમાં બેસવાનો અધિકાર આપીને સન્માનિત કર્યો. કાર્ય સમાપ્ત થઇ ગયા પછી જ્યારે તે સરદાર દેવગઢમાં ગયો ત્યારે તેના સાંભળવામા આવ્યું કે સામંત તેને મળેલા સન્માનથી અત્યંત ક્રુદ્ધ થયો છે. સામંતે તેને જણાવ્યુ કે "આ તો મોટો અન્યાય થયો છે." તે સમયથી તે સરદાર પોતાના પ્રભુની કૃપા ખોઈ બેઠો હતો.

તાબાના સરદારો કયી કયી આજ્ઞાઓનુ પાલન કરવાને બંધાયેલા છે તેની સૂચિ આપવી અશક્ય છે, કારણ કે તેઓ પ્રાયઃ સમસ્ત આજ્ઞાઓનુ પાલન કરે છે. તેઓ સદા પોતાના અધીશ્વરની સભામાં ઉપસ્થિત રહે છે, તેની સાથે મૃગયા ખેલવાને જાય છે, તેની સાથે રાજાની સભામાં વા યુદ્ધક્ષેત્રમાં જાય છે એટલુંજ નહિ પરંતુ સામંત જો શત્રુઓદ્વારા બંદીવાન થાય તો તેઓ તેની સાથે શત્રુની છાવણીમાં પણ રહે છે.

રાજવાડાના નૃપતિઓ, સામંતો, તથા તેમના હાથનીચેના સરદારો, એ ત્રણે એક બીજા ઉપર અકૃત્રિમ વિશ્વાસ રાખવા વડે પોતાની જાતીય સત્તા પ્રબળ કરી ગયા છે, પોતાની સ્વાધીનતાની રક્ષા કરી ગયા છે, તથા ગૌરવ પ્રાપ્ત કરી ગયા છે. આ શુભફળ સામંતશાસનપ્રણાલિનુંજ છે. આ શાસનપ્રણાલિ રાજાને જેટલી સત્તા આપે છે તેથી અધિક સત્તા જો તે સામંતો ઉપર વાપરે તો તેને તેનું અનિષ્ટકારક ફળ ભોગવવું પડતું હતું. આવા પ્રસંગે સર્વ સામંતો એકત્રિત થઇને રાજાનું જીવન તથા સિંહાસન વિચલિત કરી નાખતા હતા. અન્ય પક્ષે યદિ સામંતો પોતાના તાબાના સરદારોપર અત્યાચાર કરવાને પ્રવૃત્ત થતા તો તેઓ પણ તેમને વિપત્તિમાં નાખતા હતા. આથી કોઈ પણ માણસ સ્વેચ્છાચાર કરી શકતો નહોતો. આ શાસનપ્રણાલિએ સર્વની સત્તા અને સર્વનું કર્તવ્ય દીર્ઘ કાળથી નિયત કરી દીધું છે. જે જાતિએ પોતાની ચિર સામંતપ્રથાની રક્ષા કરવાને માટે પ્રાણાર્પણ કરતાં સુદ્ધાં વિલંબ કર્યો નથી તે જાતિ સ્વેચ્છાચારી બનીને તે અવગુણના મુખમાં પોતાની સ્વાધીનતાનું બલિદાન શામાટે આપે ?





# अध्याय ३४ मो.

## સામંતશાસનપ્રણાલિની પ્રધાન પ્રધાન વ્યવસ્થા–સનંદોનો સમય.



પાશ્ચિમાત્ય દેશોની શાસનપ્રણાલિમાં જે જે વ્યવસ્થા હતી તે સર્વ રાજપુત રાજ્યોમાં આજપર્યંત વિદ્યમાન છે. કર્નલ ટૉડે તેના છ પ્રકાર અત્ર જણાવ્યા છે: (૧) નજરાણું આપવું. (૨) ભૂમિનો અધિકાર બાજાના હાથમાં જવો. (૩) સામંત પુત્રહીન દશામાં મરણ પામે તો રાજા તેની ભૂમિ હસ્તગત કરે છે. (૪) રાજાને રાજદ્વારી કિંવા સાંસારિક કાર્ય કરવુ હોય ત્યારે તે પ્રજાની પાસેથી દ્રવ્ય લઈ શકે છે. (૫) કોઈ સામંતનો પુત્ર સગીર હોય ત્યારે રાજા તેનુ પ્રતિપાલન કરે છે. (૬) વિવાહ.

**નજરાણું**—સામંતપ્રથાનું પ્રધાન ચિહ્ન નજરાણું છે. નજરાણાદ્વારા રાજાની પ્રભુતા અને સામંતની સહાનુભૂતિ પ્રકટ થાય છે. એક સામંત રાજાની પાસેથી જાગીર ગ્રહણ કરતી વખત જેટલું નજરાણું આપવાનો સ્વીકાર કરે છે તેટલું નજરાણું તેને તથા તેના ઉત્તરાધિકારીઓને આપવું પડે છે. મેવાડમા એવો ધારો છે કે, જ્યારે સામંત મરણ પામે ત્યારે તેના પુત્રને ભૂમિને માટે નવીન સનંદ મળે છે. સામંતનો પુત્ર નવીન સનંદ પ્રાપ્ત કરી પોતાના પિતાના પદપર અભિષિક્ત થતી વખતે જે દ્રવ્ય રાજાને આપે છે તેને પાશ્ચાત્ય વિદ્વાનો નજરાણું કહે છે. પાશ્ચાત્ય રાજ્યોમા આ નજરાણાની રકમ પૂર્વે નિયત હતી. રાજા પોતે તે રકમ નિશ્ચિત કરતો હતો. જેથી પુષ્કળ અસંતોષ પણ ફેલાતો હતો. પાશ્ચાત્ય રાજ્યોમાં પૂર્વે કરની રકમ પણ નિશ્ચિત નહોતી.

ઈંગ્લાંડના અધીશ્વરના ભયંકર અત્યાચારોનું જે સમયે નિવારણ કરવામાં આવ્યું અને જે સમયે તેણે સામંત અને પ્રજાના પક્ષ પ્રબળ જોઇને પ્રજાની સ્વતંત્રતા કબુલ રાખવાની સનંદ ( Magna charta ) પર હસ્તાક્ષર કર્યા, તે સમયથી સામંતના અભિષેક પ્રસંગે રાજાને નજરાણા તરિકે અમુક નિયત રકમ અપાવા લાગી.* ફ્રાન્સનો રાજા, સામંતના અભિષેક પ્રસંગે તેની પાસેથી તેની એક વર્ષની ઉપજ નજરાણા તરિકે લેતો હતો. આજ પ્રકારે મેવાડના સામંતો પણ પોતાનો અભિષેક થાય ત્યારે મહારાણાને પોતાની એક વર્ષની ઉપજ નજરાણા તરિકે આપીને તેમની પાસેથી પોતાની જાગીરની નવીન સનદ લે છે આ પરથી એમ માનવાને કાંઇ પણ પ્રયોજન નથી કે, મેવાડના સામંતોએ ફ્રાન્સના સામંતોનું અનુકરણ કર્યુ છે, કારણ કે ફ્રાન્સમાં ઉક્ત પ્રથા પ્રચલિત થઈ તે પૂર્વે દીર્ઘ કાળથી તે મેવાડમાં પ્રચલિત છે.

મેવાડમાં જ્યારે એક સામંત મરણ પામે છે ત્યારે મહારાણા જુબતિ+ નામક લોકોને તેના પ્રદેશપર અધિકાર કરવાને મોકલે છે. આ લોકોનો નેતા એક દિવાની અમલદાર અને કેટલાક સૈનિકોને

---

* અર્લ લોકોના વંશજો પોતાના પિતાનુ પદ અને સંપત્તિ ગ્રહણ કરતી વખત ૧૦૦ મુદ્રા આપે છે. બેરન લોકોના વંશજો ૧૦૦ માર્ક અને નાઈટ લોકોના વંશજો ૫૦ મુદ્રા નજરાણા તરિકે આપે છે. (જુઓ મૅગ્નાચાર્ટાની ત્રીજી કલમ).

+ જે લોકો સામંતનુ મરણ થયા પછી તેના પ્રદેશને રાણાના અધિકારમાં લેવાને જાય છે તેને જુબતિ કહેવામાં આવે છે.

પોતાની સાથે લઇને તે પ્રદેશમાં જાય છે અને રાણાના નામથી તેપર અધિકાર સ્થાપિત કરે છે. આ સમયે ઉક્ત મૃત સામંતનો પુત્ર વા ઉત્તરાધિકારી, મહારાણાને તે પ્રદેશ પોતાને સોંપવાને પ્રાર્થના કરે છે અને નિયમાનુસાર નજરાણું આપવાનો સ્વીકાર કરે છે. તે મહારાણાપર નજરાણું મોકલે છે ત્યાર પછી મહારાણા તેને પોતાની રાજસભામાં બોલાવે છે. તે સામંત રાજસભામાં જઇ મહારાણાને દંડવત્ પ્રણામ કરે છે. ત્યાર પછી તે સામંતપદના સર્વ કર્તવ્યોનુ અને મહારાણાની સર્વ આજ્ઞાનુ પાલન કરવાની પ્રતિજ્ઞા કરે છે, એટલે મહારાણા તેને નવીન સનંદ આપે છે. મહારાણા પ્રાચીન પ્રણાલિ અનુસાર નવીન સામંતની કમ્મરે તલવાર લટકાવી અભિષેક-કાર્ય સમાપ્ત કરે છે. આ અભિષેકનો મહોત્સવ અત્યંત સુંદર લાગે છે. અભિષેકના મંડપમાં સમસ્ત સામંતોની સભા ભરાય છે ઉપર જણાવ્યા પ્રમાણે આ સભામા મહારાણા નવીન સામંતની કમ્મરે તલવાર બાંધીને તેને ઘોડો, દુપટ્ટો અને શાલ ઉપહાર તરિકે આપે છે. અભિષેક-કાર્ય સમાપ્ત થયા પછી ઉક્ત જુઅતિ લોકો પાછા ચાલ્યા આવે છે. ત્યાર પછી નવીન સામંત રાજપ્રસાદ પ્રાપ્ત થવાથી પરમ આલ્હાદિત થઇ પોતાના દેશમા જાય છે અને ત્યાં સ્વજનોનો આશીર્વાદ પ્રાપ્ત કરે છે.

નવીન સામંતના અભિષેક પ્રસંગે મહારાણા તેની કમ્મરે તલવાર બાંધવાની જે વિધિ કરે છે તેને "ખડ્ગબંધી" કહેવામાં આવે છે રાજપુત બાળક જ્યારે શસ્ત્ર ધારણ કરવાને સમર્થ થાયછે ત્યારે પણ આ ક્રિયા કરવામા આવે છે. અતિ પ્રાચીન કાળથી રાજવાડામા આ રીતિ પ્રચલિત છે. પ્રાચીન જર્મન લોકોમા પણ બાળકોને ભાલા આદિ શસ્ત્રો આપવાની ક્રિયા કરવામાં આવતી હતી. રોમન યુવકો પણ આ રીતે વિધિપૂર્વક શસ્ત્રો ધારણ કરતા હતા. રાજવાડામાં આ પ્રથા ઘણી પ્રબળ છે. મેવાડના મહારાણા સલુમ્બરના સામંતદ્વારા 'ખડ્ગબંધી'ની ક્રિયા કરાવે છે, અર્થાત્ સલુમ્બરના અધિપતિ તેમની કમ્મરે તલવાર બાંધે છે.

જે સમયે રાજવાડાનાં પ્રાય: સમસ્ત રાજપુત રાજ્યો વિજાતીય લોકોના આક્રમણ, અત્યાચાર અને ઉત્પીડનથી અત્યંત હીન દશાને પ્રાપ્ત થયા હતા, તે સમયમા કેટલાક બળવાન સામંતોએ પોતાના અધીશ્વરને નજરાણું આપવું બંધ કર્યું હતું. આ કારણથી એ પ્રણાલિનુ મૂળ સ્વરૂપ ગુપ્ત રીતે બદલાઈ ગયુ. નજરાણું છુટી ગયુ અને રાજા સામંતોના તાબાના દેશપર પોતાનો અધિકાર સ્થાપિત કરી શકયા નહિ. આ પ્રમાણે રાજાઓની અત્યંત હીન દશામા નજરાણું બંધ થઇ ગયું હતું.

**ભૂમિનો અધિકાર બીજાના હાથમાં જવો**—સામંતશાસનપ્રણાલિમાં ભૂમિનો અધિકાર અન્યના હાથમાં જાય એવી વ્યવસ્થા નથી. જો ભૂમિને વેચી નાખવામા આવે વા તે બીજાના હાથમાં જાય તો મૂળ પ્રણાલિ સર્વથા નષ્ટ થવાનો સંભવ છે. જેથી રાજા કોઇ પણ પ્રકારે કોઈ સામંતને કોઈ ભૂમિ ઇતર માણસને વેચવા દેતો નથી તથાપિ વિશેષ મહત્વની ઘટનામાં હસ્તાંતર કરવાની વ્યવસ્થા રાખવામાં આવી છે.

**કચ્છના જાડેજા**—* યદ્યપિ કચ્છમાં સામંતોના તાબાના સરદારો પોતાના અધીશ્વરથી પોતાની ભૂમિ પૃથક્ કરી શકે છે. કિંતુ રાજસ્થાનમાં તે રિવાજ પ્રચલિત નથી. રાજવાડાના સરદારો કેવલ ધર્મ કાર્યમાં દાન તરિકે પોતાની ભૂમિ આપીને તેને સ્વતંત્ર કરી શકે છે. કિંતુ તેમા પણ તેમને રાજાની અનુમતિની આવશ્યકતા રહે છે.

દેવગઢના સામંતે રાણાની અનુમતિ વિના તથા સરદારોની અનિચ્છા હોવા છતાં એક વાર પોતાની ભૂમિ અન્ય માણસને અર્પણ કરી દીધી હતી તેથી રાણાએ તેની સર્વ ભૂમિ ખુંચવી લીધી હતી અંતે જ્યારે ચાલતી આવેલી રાજનીતિ અનુસાર ચાલવાને તે સમ્મત થયો ત્યારે તેને તેની જાગીર પાછી સોંપવામાં આવી હતી.

---

* કચ્છની રાજપુત જાતિ જાડેજાના નામથી પ્રસિદ્ધ છે. તે પોતાને યદુવંશી અને શ્રીકૃષ્ણના વંશજ તરિકે ઓળખાવે છે. પૂર્વે આ લોકો સિંધુ નદીના તટપર વાસ કરતા હતા.

જે જે કૃષિકારો પ્રત્યક્ષ રાણાની પાસેથી પટો ગ્રહણ કરીને કૃષિકાર્ય કરે છે તેઓ થોડા રૂપિયા આપીને ભૂમિપર સંપૂર્ણ અધિકાર પ્રાપ્ત કરી શકે છે. રાજા માત્ર કરનોજ અધિકારી હોય છે.

**ભૂમિ પાછી લઇ લેવી**—જે સામંતોને ભૂમિ આપવામાં આવે છે તેઓ વંશ પરંપરા તેનો ઉપભોગ લે છે, પરંતુ તેઓ દત્તક પુત્ર ગ્રહણ કરી શકતા નથી વા અન્ય કોઇને તે ભૂમિ આપી શકતા પણ નથી. કોઈ સામંત અપુત્ર મરણ પામે તો અધિપતિ તે ભૂમિ પાછી ખુંચવી લે છે. કર્નલ ટૉડ જણાવે છે કે "આ રીતે મહારાણાને ભૂમિ પાછી ખુંચવી લેતાં મેં પોતે પણ જોયા છે. કોઇ સામંત કાંઇ અપરાધ કરે ત્યારે પણ અપરાધના પ્રમાણમાં કોઇની સમસ્ત જાગીર, તો કોઇની જાગીરમાંનો કેટલોક ભાગ ખુંચવી લેવામાં આવે છે. પશ્ચિમનાં રાજ્યોમાં પણ પૂર્વે આ રીતિ પ્રચલિત હતી.

સાંપ્રતમાં મારવાડ રાજ્યના સામંતોમાંથી પ્રથમ શ્રેણીના પ્રાયઃ સમસ્ત સામંતો ભિન્ન દેશમાં વાસ કરે છે. મારવાડના રાજવંશની એક શાખામાંથી ઉત્પન્ન થયેલા ઇડરના મહારાજા પણ તેજ પ્રમાણે પોતાના રાજ્યના સમસ્ત સામંતોને દેશપાર કરવાને ઉદ્યત થયા હતા, પરંતુ મુંબઈ ઇલાકાના તે સમયના ગવર્નર મહાશય એલ્ફિન્સ્ટને રાજાનો તે પ્રયાસ નિષ્ફળ કર્યો હતો.

જે લોકો પોતાના ઉદ્યોગ, વીરતા વા બુદ્ધિ ભરેલા કાર્યથી રાજા અને રાજ્યની ઉપર ઉપકાર કરે છે તેને જીવન પર્યંત ભોગવવાને માટે રાજા એક પ્રકારની ભૂમિ આપે છે. આ ભૂમિ આ પ્રકારના કાર્યને માટેજ પૃથક્ રાખવામાં આવી હોય છે. તેનું નામ 'ચારુતર' છે. જેની પાસે આ ભૂમિ હોય તેનો પરલોકવાસ થયા પછી તેનાપર પુનઃ રાણાનો અધિકાર સ્થાપિત થાય છે. તે શિવાય રાજા ઉપર ઉપકાર કરનાર લોકોને તેઓ વંશ પરંપરાને માટે પણ ભૂમિ આપે છે. આ ભૂમિનો તેના ઉત્તરાધિકારીઓ પણ ભોગવટો કરી શકે છે.

**નૃપતિને કરવામાં આવતી સહાય**—જ્યારે રાજ્યમાં યુદ્ધ ઉપસ્થિત થાય વા રાજાનું કોઇ સાંસારિક કાર્ય ઉપસ્થિત થાય તે સમયે રાજા પોતાની પ્રજા પાસેથી તેની ઉપજનો દશમો ભાગ ગ્રહણ કરે છે. રાજાની પેઠે સામંતો પણ આવશ્યકતા પડતાં આજ પ્રકારે પોતાના તાબાની પ્રજા પાસેથી ધન સંગ્રહ કરે છે. રાજકન્યાનો વિવાહપ્રસંગ આવે ત્યારે પ્રજાની પાસેથી આ પ્રકારે સહાય લેવામાં આવે છે. કેટલાંક વર્ષો પૂર્વે રાણાની બે કન્યાઓ અને એક પુત્રના વિવાહ જેસલમીર, બીકાનેર, અને કૃષ્ણગઢના રાજાઓની સાથે થયા ત્યારે પ્રજાને પોતાની ઉપજનો છઠ્ઠો ભાગ આપવાને આજ્ઞા કરવામાં આવી હતી, પરંતુ તેમને આઠમા ભાગથી અધિક ધન મળી શક્યું નહિ. આવા પ્રસંગે પ્રજાની સાથે રાજ્યના દિવાની અમલદારો પણ રાજાને દ્રવ્ય આપે છે. કેવલ શ્રીમંત લોકોની પાસેથીજ આ પ્રકારે દ્રવ્ય લેવામાં આવે છે એમ નહિ પરંતુ સામંતો પોતાના તાબાની રંક પ્રજા પાસેથી પણ ધન લે છે. આવા પ્રસંગો કોઇ કોઇ સમયેજ આવતા હોવાથી પ્રજાને તેથી ઝાઝું કષ્ટ થતું નથી.

પૂર્વે પશ્ચિમના દેશોમાં પણ લગ્નનિમિત્તે પ્રજા પાસેથી દ્રવ્ય લેવામાં આવતું હતું. ઇતિહાસવેત્તા હેલમ જણાવે છે કે "સામંતશાસનપ્રણાલિની શરૂઆતની અવસ્થામાં કોઇ પણ પ્રકારનો કર નિશ્ચિત નહોતો. કેવલ આવશ્યકતા હોય ત્યારેજ ઉક્ત પ્રકારે ધનની સહાય લેવામાં આવતી હતી. કિંતુ પાછળથી રાજાઓ ધનવાન થવા છતાં તે નિમિત્તે કર લેતા હતા."

રાજાનું અનુકરણ કરીને પ્રધાન સામંતો પણ પોતાની કન્યાના વિવાહપ્રસંગે ઉક્ત પ્રકારે દ્રવ્યસંચય કરે છે. પ્રજા પણ પોતાની શક્તિ અનુસાર આનંદપૂર્વક તેમને દ્રવ્ય આપે છે. તેઓ રાજાની કન્યાના વિવાહપ્રસંગે સહાય કરવામાં સન્માન માને છે. ફ્રાન્સની પ્રાચીન સામંતશાસનપ્રણાલિમાં પણ આ પ્રકારે દ્રવ્ય લેવાનો નિયમ હતો. અને ઇંગ્લાંડના 'મેગ્નાચાર્ટા' પરથી જણાય છે કે ત્યાંના સામંતો પોતાના જ્યેષ્ઠ પુત્રને અમીરની પદ્વી આપવાનો સમારોહ કરે ત્યારે અને પોતાની જ્યેષ્ઠ પુત્રીને પરણાવે ત્યારે, તથા પોતે બંદી થઇને શત્રુના પંજામાં સપડાય ત્યારે, રંક પ્રજાની પાસેથી પણ સહાય લેતા હતા. પોતાનો અધિનાયક જ્યારે શત્રુઓના પંજામાં સપડાય ત્યારે રાજપુતો તો ઇંગ્લાંડના લોકો કરતાં પણ વિશેષ પ્રભુભક્તિ પ્રદર્શિત કરે છે. જો ઇંગ્લાંડનો બહાદુર રાજા રિચર્ડ રાજપુતોનો અધિપતિ હોત તો તેને દીર્ઘ કાળ પર્યંત ઑસ્ટ્રીયામાં બંદીવાન થઇને રહેવું પડત નહિ.

અંબર અર્થાત્ જયપુરમાં આ પ્રકારની સહાય કેવળ યુવરાજના વિવાહપ્રસંગેજ લેવામાં આવે છે.

**સામંતના સગીર પુત્રની અધીશ્વરદ્વારા રક્ષા**—જો કોઇ સામંત સગીર પુત્ર મૂકીને મરણ પામે તો તેના દેશનો પ્રબંધ કરવાને માટે યોગ્ય પ્રયત્ન કરવામાં આવે છે. પછી જ્યારે તે સામંત યુવાવસ્થામાં આવે છે ત્યારે તેના હાથમાં તેના દેશની વ્યવસ્થાનો ભાર સોંપવામાં આવે છે. જો રાજા પોતાના એકાદ કૃપાપાત્ર સામંતના હાથમાં સગીર સામંતની મિલ્કતની વ્યવસ્થાનો ભાર સોંપે તો તેથી અનિષ્ટકારક પરિણામ પણ આવે છે. યુરોપમાં પણ આમજ થતું હતું. મૃત સામંત જે શાખાનો હોય તેજ શાખાના એક સામંતને મહારાણા તેની જાગીરની વ્યવસ્થાનો ભાર સોંપે છે. કોઇ કોઇવાર સ્વયં મહારાણા પણ તે મિલ્કતનો પ્રબંધ કરે છે અને કોઇ કોઇ વાર સગીર સામંતની માતા પણ તે દેશની વ્યવસ્થા કરે છે.

**વિવાહ**—વિવાહ પૂર્વે સર્વ સામંતો તત્સંબંધે પોતાના સ્વામીની આજ્ઞા લે છે. વિવાહપ્રસંગે રાજા સામંતના પદ તથા મર્યાદા અનુસાર વસ્ત્રાભૂષણો ઉપહાર સ્વરૂપે આપતા હતા.

કોઇ પણ રાજપુત પોતાની શાખાના કોઇ પુરૂષની કન્યાનું પાણિગ્રહણ કરતો નથી. જર્મનીમાં પણ આજ પ્રકારે કોઇ સામંતને પોતાની શાખાના કિંવા રાજવંશના કોઈ પુરૂષની કન્યા સાથે લગ્ન કરવાની આજ્ઞા નહોતી.

**ભૂમિના અધિકારનો સમય**—મેવાડમાં બે પ્રકારના જમીનદારો છે. તેમાં એક શ્રેણીના જમીનદારોની સંખ્યા વિશેષ છે. એક પ્રકારના જમીનદારો ગ્રાસીઆ કહેવાય છે અને બીજા ભૂમીઆ કહેવાય છે. જે સામંતો રાણાની પાસેથી પટો લઇને ગ્રાસ વા નિર્વાહને માટે ભૂમિ પ્રાપ્ત કરે છે તેઓ ગ્રાસીઆ કહેવાય છે. આ લોકો શાસનપ્રણાલિના નિયમ અનુસાર નિયત સંખ્યામાં સૈનિકો રાખે છે. રાજ્યમાં કોઇ સમયે સમર ઉપસ્થિત થાય ત્યારે આ લોકો રાજાની સાથે શત્રુઓની સામે યુદ્ધ કરવાને જાય છે. મેવાડના સામંતો આ શિવાય વર્ષમાં કેટલાક માસ પર્યંત રાજધાની ઉદયપુરમાં રહીને રાણાની સેવા કરે છે. આ શ્રેણીનો કોઇ સામંત મરણ પામે તો તેનો પુત્ર રાણાને નજરાણું આપીને પોતાના પૈતૃક પદની પ્રાપ્તિને અર્થે પ્રાર્થના કરે છે, અને રાણા પ્રસન્ન ચિત્તથી તેને સામંત પદપર અભિષિક્ત કરે છે.

જે લોકો ભૂમીઆ કહેવાય છે તેમાંનો કોઇ પરલોકવાસ કરે તો તેના ઉત્તરાધિકારીને તેની ભૂમિને માટે બેવાર સનંદ આપવામાં આવે છે. ભૂમીઆએ રાજાને વાર્ષિક ખંડણી આપવી પડે છે. ભૂમીઆ લોકો જે દેશમાં નિવાસ કરે છે તે દેશનું કેટલુંક રાજકાર્ય તેમને વર્ષના કેટલાક માસ પર્યંત કરવું પડે છે. 'ભૂમીઆ' શબ્દજ જણાવે છે કે મેવાડના વાસ્તવિક જમીનદારો તેઓજ છે. ભારતવર્ષમાં જમીનદાર શબ્દ પ્રચલિત થયા પૂર્વે ભૂમીઆ શબ્દનો તેને સ્થાને ઉપયોગ થતો હતો. યવનોના કાળથીજ આપણા લોકોમાં જમીનદાર શબ્દનો પ્રચાર થયો છે. બંગાળાના જમીનદારો અને મેવાડના ભૂમીઆનો સમાન અધિકાર છે.

**ગ્રાસીઆ**—ગ્રાસ શબ્દમાંથી ગ્રાસીઆ શબ્દની ઉત્પત્તિ થઈ છે. ગ્રાસનો અર્થ ' કોળીયો ' છે. પાશ્ચાત્ય દેશની સેલ્ટિક ભાષામાં જે ગ્વાસ ( Gwas ) શબ્દ પ્રચલિત છે તેનો અર્થ દાસ થાય છે. આ ગ્વાસ અને ગ્રાસ શબ્દ એકજ ભાવ ધરાવે છે કે નહિ તેની મીમાંસા કરવાનું કાર્ય અમે ભાષાતત્ત્વવિદોના હાથમાં સોંપીએ છીએ.

**જાગીર પાછી લઈ લેવી**—કર્નલ ટૉડ જણાવે છે કે સામંતો દીર્ઘ કાળથી રાણાની પાસેથી જાગીર પ્રાપ્ત કરીને તેનો ઉપભોગ લે છે. આ સામંતો કોઇ પણ પ્રકારનો અપરાધ, અરાજભક્તિ વા ધારાનો ભંગ કરે ત્યારેજ મહારાણા તેમની જાગીરો ખુંચવી લેતા કે તેમનો લેશ પણ અપરાધ નહિ હોય તોયે તે ખુંચવી લેતા, તે નિશ્ચિત પ્રકારે કહી શકાય એમ નથી. યુરોપમાં જે સામંતપ્રથા પ્રચલિત હતી તેનો એવો નિયમ હતો કે જ્યાં સુધી સામંતો જીવંત રહે ત્યાં સુધીજ તેઓ પોતાની જાગીર ભોગવી શકે, તેના વંશજોને તેની જાગીર મળે નહિ. પરંતુ મેવાડમાં સામંતનું મરણ થતાં તેનો વંશજ મહારાણાને નજરાણું આપી જાગીરને માટે નવીન સનંદ પ્રાપ્ત કરે છે. આ પરથી પ્રતીત થાય છે કે મહારાણા પોતાની ઇચ્છાનુસાર સામંતોની જાગીર લઇ શકે છે. પરંતુ તેઓ પોતાની આ સત્તાનો ઉપયોગ કરતા નથી, તેથી તે મૃતપ્રાય થઇ ગઇ છે. રાણા સંગ્રામસિંહે પોતાના શાસનકાળમાં સામંતોના પ્રદેશ

બીજાને પણ સોંપી દીધા હતા. પ્રાય બે શતાબ્દીઓથી આ પ્રથા સર્વથા બંધ થઈ ગઇ છે. આ સમય પૂર્વે મારવાડનો રાજા રાઠોડ સામંતોની જાગીર નિયત સમય પછી બીજા સામંતને અર્પણ કરતો હતો. આ સમયે સામંતો પોતાનો પરિવાર, ગૌ આદિ પશુઓ તથા અનુચરો પ્રભૃતિને પોતાની સાથે લઇને 'ચુપ્પાન'+ નામના જંગલી દેશમા જઇ ત્યાં નિવાસ કરતા હતા. મેવાડમાં તેજ પ્રકારે શક્તાવત સામંતો અરવલ્લીનો તળેટીમા જઇને આશ્રય ગ્રહણ કરતા હતા, તથા ચદાવત સામંતોને ચંબલની આસપાસનો પ્રદેશ છોડી મેવાડના પૂર્વ ભાગમા કોઇ પ્રમાર વા ચૌહાણ સામંતના અધિકાર નીચેની ભૂમિમાં જઈ રહેવું પડતું હતું. પૂર્વ પટાનો નિયત સમય વ્યતીત થતાં રાજા સામંતને ભિન્ન દેશમાં જાગીર આપતા હતા. આ કારણથી એક દેશના સામંતને બીજા દેશમાં જવું પડતું હતું.

પ્રતિ ત્રણ વર્ષના અતરે આ પ્રકારે સામંતને સ્થાનાંતર કરવું પડતું હતું. અને તેમને નવીન દેશમાં જાગીર મળતી હતી. મહારાણા ભીમસિંહે કર્નલ ટૉડને જણાવ્યું હતું કે "એ પ્રથા એટલી બધી રૂઢ થઈ હતી કે સામંતો પ્રતિ ત્રણ વર્ષે થતા આ પરિવર્તનથી કિંચિત્ પણ અસતુષ્ટ થતા નહોતા. પરંતુ કર્નલ ટૉડ આ વિષે સદેહ ધરાવે છે. એક પ્રદેશમાં એક સામત વંશનો અધિકાર રહેવાથી તે પ્રદેશપર તે વંશની વિશેષ મમતા ચોંટી જાય છે અને ત્યાના નિવાસીઓ તેના મહાન ભક્ત બની જાય છે તથા પ્રસંગોપાત તેઓ રાણાની આજ્ઞાનો પણ અનાદર કરે છે આજ કારણથી રાજનીતિ-ચતુર રાણાઓએ આ પરિવર્તનની પ્રથા ચલાવી હતી. આ પ્રથા જ્યાં સુધી પ્રચલિત હતી ત્યાં સુધી કોઇ પણ સામંત રાણાની આજ્ઞાનો અનાદર કરી પોતાની સત્તા તથા સામર્થ્યની વૃદ્ધિને માટે પોતાના તાબાના દેશમાં દુર્ગ બંધાવી શકયો નહોતો. આ રીતિથી રાણાનો મુખ્ય ઉદ્દેશ પાર પડયો હતો; અર્થાત્ સામંતો દ્રઢ રીતે રાણાની આજ્ઞાને આધીન રહ્યા હતા. આ રીતિને લીધેજ રાજપુત સામંતો રાણાની આજ્ઞાનુસાર એકત્રિત થઈ મોગલોની વિરૂદ્ધ શસ્ત્ર ગ્રહણ કરી જન્મભૂમિની રક્ષા કરતા હતા. અને આજ પ્રથાને લીધે ભારતનો વિધ્વંસ કરનાર મુસલમાનો સાતસેં વર્ષ પર્યત મેવાડપર અધિકાર સ્થાપિત કરી શક્યા નહોતા. અંતે મોગલ સમ્રાટાનું સામર્થ્ય, પ્રતાપ, વીરત્વ, તથા પરાક્રમ દૂર થતાં મહારાષ્ટ્રીય લોકોએ મેવાડમાં ચાલતા માંહોમાંહેના કુસંપને લીધે તે દેશમાં પ્રવેશ કરી તેને છિન્નભિન્ન કરી નાખ્યો.

જે સમયે ઉક્ત પરિવર્તનની પ્રથા પ્રચલિત હતી તે સમયે સામતોને ચિરસ્થાયી અધિકારનો પટો પ્રાપ્ત થતો નહોતો. વિખ્યાત ઇતિહાસવેત્તા ગિબન જણાવે છે કે "ફ્રાન્સમાં શરૂઆતની અવસ્થામાં તે દેશમાં એવીજ પ્રથા પ્રચલિત હતી. મેવાડમાં ત્રણ પ્રકારની સનંદ પ્રચલિત છે: જંગમ, સ્થાયી અને વંશપરંપરાગત. પુત્રને પોતાના પિતાની જાગીર આપવામાં આવતી હતી. પ્રથમ તો રાજાની ઇચ્છાને આધીનજ આ વાત હતી. પરંતુ પાછળથી સામતો તેને હક તરિકે ભોગવવા લાગ્યા, જો કે રાજા તેને લઈ શકતો હતો. આ પરિવર્તનની પ્રથા પ્રાચીન કાળની હોય એમ લાગતું નથી. સામંતોની અરાજભક્તિ અટકાવવાને માટેજ તેનો જન્મ થયેલો લાગે છે.

ગર્વિત અને ઉદ્ધત સામંતોને આટલા બધા અંકુશમાં રાખનાર રાજા વિષે આપણા હૃદયમાં ઉચ્ચ અભિપ્રાય ઉત્પન્ન થાય તેમાં કાંઈ શક નથી. સામંતના પુત્રને તેના પિતાની સઘળી સ્થાવર તથા જંગમ મિલ્કત મળતી હતી તેમજ તેને પોતાના પિતાની પેઠે રાજાની આધીનતા પણ સ્વીકારવી પડતી હતી.

સામંતો પરસ્પર વૈવાહિક સંબંધથી જોડાઇ, પ્રબલ શક્તિ પ્રાપ્ત કરી; રાણાની વિરૂદ્ધ શસ્ત્ર લઇને ન ઉઠે તથા રાજ્યમાં વિદ્રોહ ફેલાવવાને શક્તિમાન ન થાય, તેટલા માટે રાજનીતિચતુર રાજાઓએ તેમને ભિન્ન ભિન્ન સ્થળે કાઢી પોતાના દેશમાં જુદી જુદી શાખાના સામંતોને એકત્રિત કર્યા હતા. રાઠોડ, ચૌહાણ, પ્રમાર, સોલંકી તથા ભટ્ટ જાતિના સામંતો પરસ્પર જોડાઇ ગયા હતા ઉક્ત સામંતો-માંના કેટલાક દિલ્રી તથા અણહિલપુર નગરના અતિ પ્રાચીન રાજવંશમાં ઉત્પન્ન થયા હતા. શુદ્ધ આર્ય-

+ દક્ષિણ-પશ્ચિમ પ્રદેશમાં આવેલા પહાડી અને વનમય પ્રદેશ કે જે મેવાડ અને ગુજરાતને વિભક્ત કરે છે તેને 'ચુપ્પાન' કહેવામાં આવે છે.

રક્ત પવિત્ર રાખવાને માટે મેવાડના રાણા ઉક્ત સામંતોની કન્યાનું પાણિગ્રહણ કરતા હતા અને તેમનું અનુકરણ કરીને રાણાવંશના સામંતો પણ તેમ કરતા હતા. આ પ્રકારે વિદેશી સામંતોએ મેવાડના અધિપતિ તથા રાણાવંશના સામંતોની સાથે વૈવાહિક સંબંધ કરવાથી તેઓ પણ મેવાડના હિતેચ્છુ થયા અને તે દેશપર તેમની મમતા તથા આસક્તિ વધી. મેવાડમાં જ્યારે વિદ્રોહ ફેલાતો ત્યારે આ વૈવાહિક સંબંધને લીધેજ વિદેશી સામંતો રાણાના પક્ષનું સમર્થન કરતા અને પ્રાણાતપર્યંત તેમને સહાય કરતા. પરંતુ જે સમયથી ફક્ત મંગલમય પ્રથાપરથી સર્વેની દૃષ્ટિ ઉઠી ગઈ અને જે સમયથી મેવાડની પ્રધાન પ્રધાન રાજપુત શાખાના પુરૂષોની સંખ્યા વૃદ્ધિંગત થઈ ગઇ, તે સમયથી સર્વ સામંતો બળવાન બન્યા. રાણાની ખાલસા ભૂમિની સીમા ઉત્તરોત્તર સંકુચિત થવા લાગી, ચોતરફ વિગ્રહાગ્નિ પ્રદીપ્ત થયો અને અત્યાચારી મહારાષ્ટ્રીઓનાં દલ મેવાડમાં પ્રવેશીને તેનું સત્વ ચૂસી લેવા લાગ્યાં. જ્યાં સુધી દિલ્લીના સમ્રાટોનું અખંડ પ્રભુત્વ હતું ત્યાં સુધી નિષ્ઠુર મહારાષ્ટ્રીઓએ, કે બીજી કોઈ પણ પ્રજાએ, કોઇ પણ દેશમાં કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરવાનું સાહસ કર્યું નહોતું; પરંતુ જે સમયે મોગલ શાસનશક્તિ સર્વથા વિલુપ્ત થઈ ગઇ તેજ સમયથી મેવાડની ગૌરવ-ગરિમા પણ નાશ પામી. યદિ તે સમયે મેવાડના સિંહાસનપર પ્રતાપ, જયસિંહ કે રાજસિંહ જેવો કોઈ રાણો વિરાજમાન હોત તો રાજપુતોમાં કદિ પણ વિદ્રોહ ફેલાત નહિ, કિંવા મહારાષ્ટ્રીઓ કદિ પણ મસ્તક ઉઠાવી શકત નહિ.

રાઠોડ, ચૌહાણ અને પરમાર આદિ વિદેશી સામંતો સીસોદીઆ લોકોની સાથે વૈવાહિક સંબંધથી જોડાવાને લીધે રાણાઓને ભિન્ન પ્રકારના પટા પ્રચલિત કરવાની જરૂર પડી. યદ્યપિ કાળના પ્રભાવથી સર્વ ભિન્નતા દૂર થઈ ગઇ, યદ્યપિ રાણાઓએ શક્તિ હોવા છતાં કોઈ પણ સામંતને જાગીરથી ચ્યુત નહિ કર્યો, યદ્યપિ સર્વે સામંતો એક સરખી રીતે પોતાની જાગીરનો ઉપભોગ લે છે તથાપિ હવે પટો આપતી વખત તેમને સ્થાયી અધિકાર આપવામાં આવતો નથી. આ વાત નિમ્નલિખિત હકિકત વાંચવાથી સારી રીતે પ્રતીત થાય છે.

**કાલાપટ્ટા**—રાણા રાયમલ અને રાણા ઉદયસિંહના વંશજો અનેક ઉપાધિઓને પ્રાપ્ત થઇ અસંખ્ય ઉપશાખાઓનાં વિભક્ત થઇ મેવાડના પ્રધાન સામંતો અને સરદારો બન્યા છે.

ચંદાવત અને શક્તાવત એ બે પ્રધાન શાખાઓ છે. પહેલી દશ અને બીજી છ ઉપશાખાઓમાં વિભક્ત છે. રાજપુતો પોતાની ચિરપ્રચલિત રીતિ અનુસાર કદિ પણ પોતાની શાખામાં બેટીવ્યવહાર કરતા નથી. રાજપુતોમાં પોતાનીજ શાખાના માણસો સાથે કન્યાવ્યવહાર રાખવો સર્વથા નિષિદ્ધ છે. ઉપર્યુક્ત શાખાઓ અને ઉપશાખાઓના માણસો સીસોદીઆ ગણાય છે. સીસોદીઆ સ્ત્રીની સાથે સીસોદીઆ પુરૂષનો વિવાહ કોઈ પણ પ્રકારે થઇ શકતો નથી. સમસ્ત સીસોદીઆઓ રાજવંશી ગણાય છે.

જાગીરની ઉપર સીસોદીઆ રાજપુતોનો જેવો પ્રબલ અધિકાર છે તેવો અધિકાર રાઠોડ, પરમાર, ચૌહાણ પ્રભૃતિ વિદેશી રાજપુતોનો નથી. સીસોદીઆ લોકો રાજવંશી છે તેથી તેમનો અધિકાર પ્રબળ છે. સીસોદીઆ સામંતોની જાગીરના પટા પણ જો કે ચિરસ્થાયી નથી અને રાણા પોતાની ઇચ્છાનુસાર સીસોદીઆ સામંતને પણ તેની ભૂમિથી રહિત કરી શકે છે તો પણ તેઓ એક પ્રકારનો સ્થાયી અધિકાર ધરાવે છે. પરમાર, ચૌહાણ વગેરે જાતિના સામંતો વંશપરંપરાગત વીશ પેઢીથી જાગીર ભોગવતા આવ્યા હોય તો પણ તેઓ એમ કહી શકતા નથી કે "આ જાગીરપર અમારો સ્થાયી અધિકાર થઇ ગયો છે."

વિદેશી સામંતોને જે પટો આપવામાં આવે છે તેને "કાલાપટ્ટા" કહેવામાં આવે છે. વિદેશી સામંતો પોતાને "કાલા પટ્ટાધારી" જણાવે છે, પરંતુ સીસોદીઆ સામંતો 'કાલા પટ્ટાધારી' નહિ હોવાથી તે તેમને એક પ્રકારના ગર્વનું કારણ છે. 'કાલા પટ્ટા' નો મૂળ અર્થ એ છે કે, જ્યારે રાણાની ઇચ્છા હોય ત્યારે તે પટા ધરાવનાર સામંતની પાસેથી જાગીર પાછી ખુંચવી લઇ શકે છે. આ પ્રકારે બીજી પણ અનુકૂળતા સીસોદીઆ લોકોને હોય છે, જે વિદેશી સામંતોને હોતી નથી.

કર્નલ ટૉડ જે સમયે વિધ્વસ્ત મેવાડનો સુખસૂર્ય પુનઃ ઉદિત કરવાને, અશાંતિ, અત્યાચાર, ઉપદ્રવ

અને ઉત્પીડન દૂર કરવાને તથા બલહીન રાણા ભીમસિંહનું સામર્થ્ય તથા પ્રતાપ પુનઃ વૃદ્ધિંગત કરવાને અને ત્યાંના નિવાસીઓનું મંગલ કરવાને પ્રવૃત્ત થયા હતા તે સમયે તેમણે મેવાડના સર્વ સામંતોને મહારાણા ભીમસિંહના હસ્તાક્ષરયુક્ત નવા પટા અને સનંદો લેવાની ફરજ પાડી હતી. ખુદ રાણાના પ્રધાન મંત્રી ચંદાવતોના નેતા સલુમ્બરાધિપતિને પણ પોતાના પ્રાચીન પટા બતાવવાને કહ્યું હતું. રાણાની દુર્દશાના સમયમાં સલુમ્બરના સામંતે રાણાના તાબાનાં કેટલાંક ગામો અન્યાયથી પોતાના અધિકારમાં લઇ લીધાં હતાં; તેથી જો તે જૂના પટા બતાવે તો તેનું સર્વ પોકળ ખુલ્લું થઇ જાય. એજ કારણથી તેણે પટા બતાવ્યા નહિ અને જ્યારે મંત્રીએ વિશેષ આગ્રહ કર્યો ત્યારે સામંતે રાણાના પ્રાસાદ તરફ અંગુલિનિર્દેશ કરીને કહ્યું કે "મારા પટા આ પ્રાસાદની દિવાલના પાયામાં છે" તેજસ્વી ચંદના યોગ્ય ઉત્તરાધિકારીનો આ પ્રત્યુત્તર યોગ્યજ છે, એમ કોણ નહિ સ્વીકારશે? રાજપુત સામંતોની રક્તવાહિનીઓમાં કેવું ઉષ્ણ રક્ત વહી રહ્યું છે, તેનું આ સ્પષ્ટ પ્રમાણ છે. અર્લ વૉરને એડવર્ડના પ્રતિનિધિને પણ આજ પ્રકારનો ઉત્તર આપ્યો હતો કે "મારા પૂર્વજોએ પોતાની શમશેરના બળથી આ ભૂમિપર અધિકાર કર્યો હતો અને હું પણ શમશેરના બળથીજ તેની રક્ષા કરીશ."

આ તો પ્રાચીન પ્રથાનું વર્ણન થયું. વર્તમાન કાળમાં સામંતોને 'યાવચ્ચંદ્રદિવાકરૌ'ને માટે પટા મળે છે અને સામંત જો અપુત્ર દશામાં મરણ પામે તો રાણાની સમ્મતિથી લીધેલો દત્તક પુત્ર તેની જાગીર ભોગવે છે. કિંતુ કોઇ સામંત યદિ રાણાની વિરૂદ્ધ કાંઇ કાર્ય કરે, અથવા તે સામંતપદને યોગ્ય નથી એમ સિદ્ધ થાય, તો રાણા તેની ભૂમિ ખુંચવી લઇ શકે છે. સામંતનો પરલોકવાસ થતાં તેના ઉત્તરાધિકારીને કેવી વિધિથી અભિષિક્ત કરવામાં આવે છે તે અમે આગળ જણાવી ગયા છીએ. સીસોદીઆ, અને પ્રમાર, ભટ્ટી આદિ જાતિના સામંતોના ભૂમિપરના અધિકારમાં કાંઇ ભેદ નથી, જો કે સીસોદીઆઓના હક વધારે સુરક્ષિત છે, કિંતુ સંવત્ ૧૮૨૨ ના વિદ્રોહ પછી વિદશી સામતોના હિત તરફ મહારાણાનું દુર્લક્ષ્ય રહે છે, વિદેશી સામંતોમાં બેદલા અને કોટારિયાના ચૌહાણ સામંતો તથા મેવાડના મધ્ય ભાગના પ્રમાર સામંતો પ્રથમ શ્રેણીના સામંત ગણાય છે.

રાજવાડાના અધીશ્વરો યદ્યપિ પોતાની ઇચ્છા અનુસાર ગમે તે સામંતને પદચ્યુત કરીને તેને ભૂમિથી વંચિત કરી તેની ભૂમિ હસ્તગત કરવાનો અધિકાર ધરાવે છે, કિંતુ કોઇ જૂના બળવાન સામંતને આ પ્રકારે પદચ્યુત કરવાને ઉદ્યત થવાથી તેમને અનેક વિઘ્નો અને વિપત્તિઓ સહન કરવી પડે છે. યદ્યપિ રાજવાડાનાં રાજ્યોમાં વિદેશી સામંતોની સંખ્યા પણ ન્યૂન નથી, કિંતુ અધિક શક્તિવાન તો સ્વજાતીય સામંતોજ છે. સ્વજાતીય સામંતોના નેતાના પદપર એક સામંત પ્રતિષ્ઠિત થાય છે. યદિ તેમને સ્વજાતીય નેતા પ્રાપ્ત નહિ થાય તો તેઓ પાસેના કોઇ સામંતને તે પદપર અભિષિક્ત કરે છે. સમસ્ત સામંતો તે નેતાની આજ્ઞાને આધીન રહે છે. આથી જો રાજા તે નેતાને પદચ્યુત કરવાને ઉદ્યત થાય તો તેના તાબાના સમસ્ત સરદારો એકત્રિત થઇને મોટો પોકાર ઉઠાવે છે. એકને પદચ્યુત કરવાથી તેની શાખાના સમસ્ત સામંતો વિરોધી બની જાય છે. યદિ કોઇ સામંત રાજાની વિરૂદ્ધ ભારે અપરાધ કરે વા સામંત પદ માટેની તેની અયોગ્યતા બતાવે, તો રાજા તેના પદપર તેની શાખાના કોઇ યોગ્ય પુરૂષને અભિષિક્ત કરી દે છે. જે પુરૂષ સર્વ પ્રકારે યોગ્ય હોય તેનેજ એવા પદપર નિયુક્ત કરવાને માટે રાજા તથા ઇતર સામંતો અને સરદારો, વિશેષ તીક્ષ્ણ દ્રષ્ટિ રાખે છે. યદિ રાજા કોઇ સામંતનું પદ રદ કરીને તેની ભૂમિ પોતાના અધિકારમાં લઇલે તો તે સામંતના તાબાના સરદારો પોતાની ભૂમિ પોતાના અધિકારમાં રાખીને રાજાની સાથે પ્રત્યક્ષ સંબંધથી જોડાય છે, અને રાજાને આધીન રહે છે.

જે સમયે મેવાડ ઉન્નતિના શિખરપરથી પતિત થઇને અવનતિના સમુદ્રમાં ડૂબી ગયું, જે સમયે રાણાની શાસનશક્તિ સર્વથા ક્ષીણ થઇ જઇ, તેમનો પ્રતાપ તથા પ્રભુત્વ વિલુપ્ત થઇ ગયું અને જે સમયે ચોતરફ વિદ્રોહાગ્નિ પ્રજ્વલિત થઇ રહ્યો તે સમયે ચતુર તથા પ્રબલ સામંતોએ બલપ્રકાશ, ભયપ્રદર્શન અને અન્યાન્ય અનેક અન્યાયી ઉપાયોથી રાણાના તાબામાંથી પુષ્કળ ભૂમિ પોતાના અધિકારમાં લઈ લીધી હતી. તેમજ બલહીન અને લુપ્તપ્રતાપ રાણા તથા તેમના મંત્રીના અવિચારથી અનેક ગામો

સામંતોના અધિકારમાં ગયાં હતાં. કર્નલ ટૉડે મેવાડમાં જઇ જે સમયે સમસ્ત સામંતોના પટા અનુસાર તેમની ભૂમિની સીમા નિર્ધારિત કરી, તે સમયે તે ઉદાર પુરૂષે સામંતોના અધિકારમાંથી અનેક પ્રદેશો લઇ લીધા હતા. વર્તમાન શાસનમાં કોઇ પણ સામત બલપ્રકાશ વા ભયપ્રદર્શનથી રાણાના તાબાના કોઈ પ્રદેશ વા ગ્રામને પોતાના અધિકારમાં લઈ શકતો નથી. હાલમાં ચોતરફ શાંતિ વિરાજમાન છે. વિદ્રોહ, અંતઃકલહ તથા વિદેશીઓનાં આક્રમણનો ભય સર્વથા નિવૃત્ત થઈ જવાથી તથા શાસનકાર્યમાં સચ્ચરિત્રવાન અને ઉપયોગી રાજકર્મચારીઓ નિયુક્ત થવાથી હવે મેવાડના સામંતોનું ઉદ્ધત વર્તન સર્વથા વિલુપ્ત થઇ ગયું છે.

**ભૂમીઆ**—અમે આગળ જણાવી ગયા છીએ કે મેવાડ રાજ્યની શરૂઆતની અવસ્થામાં પ્રાચીન રાણાઓના વંશજો 'ભૂમીઆ' નામથી વિખ્યાત હતા. તેઓ રાજ્યનાં પ્રધાન પ્રધાન પદોપર નિયુક્ત થઇ વિશેષ સન્માન પ્રાપ્ત કરતા હતા. મોગલ સમ્રાટ્ બાબર અને તેના પ્રબલ પ્રતિસ્પર્ધી રાણા સગના શાસનસમયની પૂર્વેથી આ પ્રાચીન રાજવંશી ભૂમીઆની અવનતિ થઈ હતી. પાછળના રાણાઓના વંશજો સામંતપદપર અભિષિક્ત થઈ મહા સન્માનને પ્રાપ્ત થવાથી આ પ્રાચીન લોકોનું સામર્થ્ય, પ્રતાપ તથા પ્રભુત્વ વિલુપ્ત થઇ ગયું, અને તેઓ સાધારણ 'ભૂમીઆ' નામથી વિખ્યાત થયા. ભૂમિની સાથે તેમનો જે અખંડ સંબંધ છે, તે આ 'ભૂમીઆ' શબ્દથી પ્રતીત થાય છે. 'જમીનદાર' શબ્દનો પ્રથમ મુસલમાનોએ પ્રચાર કર્યો હતો. બંગાળામાં જમીનદારોની સખ્યા ઘણી મોટી છે. 'જમીનદાર' કરતાં 'ભૂમીઆ' શબ્દજ વિશેષ અર્થસૂચક છે. પ્રાચીન ભૂમીઆ લોકો સાંપ્રતમાં મેવાડના અનેક પ્રાંતોમાં નિવાસ કરે છે. કમલમેરમાં, ચપ્પનના જંગલી પ્રદેશમાં તથા મંડલગઢની સપાટ ભૂમિમાં આ ભૂમીઆ લોકોની ભૂમિ છે. તેમણે દીર્ઘ કાળ પર્યંત રાણાને આધીન રહી અતુલ વીરત્વ તથા વિક્રમ પ્રદર્શિત કરી વિજાતિઓનાં આક્રમણ, ઉપદ્રવ તથા ઉત્પીડનના પંજામાંથી પોતાની સુધામય સ્વાધીનતાની રક્ષા કરી છે. ઉક્ત પ્રદેશોમાં આ ભૂમીઆ લોકો દીર્ઘ કાળથી કૃષિકાર્ય કરી પોતાનો નિર્વાહ ચલાવે છે.

મેવાડના આરંભિક રાજવંશીઓ કયા કયા સમયમાં કયા કયા અધિપતિઓને ત્યાં જન્મીને ભિન્ન શાખાઓમાં વિભક્ત થયા છે તે કુંભાવત, લુણાવત, રણાવત આદિ નામોપરથી પ્રતીત થાય છે. ત્યાર પછી પાછળના રાણાઓના વંશજોનું સન્માન અને પ્રભુત્વ વૃદ્ધિંગત થતાં, ભૂમીઆ લોકો રાજસભામાં વિરાજવાને તથા રાજકાર્યમાં નિયુક્ત થવાને પ્રાર્થના કરવી અનુચિત ગણી, જીવનનો નિર્વાહ કરવાને માટે કૃષિકાર્ય કરવા લાગ્યા. યદ્યપિ આ વીર રાજપુતો રાણાના વંશજ હોવા છતાં કૃષિકાર્ય કરવા લાગ્યા હતા; તથાપિ તેમણે કદિ પણ પોતાની જાતિના વીરવતને તિલાંજલિ આપી નથી. તલવાર, ભાલા અને ધનુષબાણ તેમનાં ચિર સહચર રહ્યાં છે. આ લોકો યદ્યપિ અરવલ્લીના પ્રદેશમાં હળ હાંકવામાં તથા પશુનું પાલન કરવામાં આનંદપૂર્વક નિયુક્ત છે, કિંતુ જાતીય દર્પ, તેજસ્વિતા, ગૌરવ-ગરિમા તથા વંશમર્યાદા તેમના હૃદયમાં પણ પ્રબલ રીતે વિરાજમાન છે. મેવાડના હાલના સામંતો શિક્ષિત અને સભ્ય હોવાનો દાવો કરે છે તથા રાણાની સંગતમાં રહેતા હોવાથી પોતાને મહા સન્માનિત માને છે, પરંતુ તેમના કરતાં ભૂમીઆ લોકો અધિક બુદ્ધિમાન, શાંત અને ધીર છે. ભૂમીઆ લોકોમાંથી ઘણા જણ જંગલી અને અસભ્ય લોકોની કન્યાનું પાણિગ્રહણ કરે છે તેથી મેવાડના સીસોદીઆ તેમનો ઉપહાસ કરે છે. આ રીતના વિવાહથી જે સંતાનો ઉત્પન્ન થાય છે તે પોતાનો પરિચય આપતી વખત માતૃકુલ અને પિતૃકુલનાં નામાભિધાન આપે છે.

ઉક્ત ભૂમીઆ લોકોમાંના ઘણા તો એક એક ગામના અધિપતિ છે. પોતાની ભૂમિને માટે રાણાને તેઓ ઘણો થોડો કર આપે છે. આવશ્યકતા પડતાં સ્થાનિક અમલદાર તેમને સેનાબદ્ધ કરે છે. જે સમયે તેઓ રાણાની આજ્ઞાનુસાર રાજ્યરક્ષા, વિગ્રહનિવારણ વા શત્રુઓની સામે ખડા થવાને સેનાબદ્ધ થાય છે તે સમયે તેમને ભોજન સિવાય કાંઇ પણ બદલો મળતો નથી.+ મેવાડનાં અનેક સ્થાનોમાં

+ પાશ્ચાત્ય દેશોની સામંતશાસનપ્રણાલિ વિષે વર્ણન કરનાર વિખ્યાત ઇતિહાસવેત્તા હૅલેમ આ પ્રકારના લોકો વિષે જણાવે છે કે "આ પ્રકારના લોકોને વંશપરંપરાગત ભૂમિ પ્રાપ્ત થાય છે અને તેઓ દેશની શાંતિને માટે સેનામાં ભરતી કરવાને બંધાયેલા હોય છે, કિંતુ તેઓ અન્ય કોઇ પણ પ્રકારનો કર

બંદુક, તલવાર, અને ઢાલધારી ભૂમીઆ વિરાજમાન છે. મંડલગઢ નામક પ્રદેશમાં જ્યારે રાણા અને ભૂમીઆ લોકોએ ઉભયના સ્વાર્થની રક્ષા કરવાની હતી અર્થાત્ જે સમયે તેમને બળવાન મહારાષ્ટ્રીઓ અને ઇતર લૂંટારાઓના પ્રબલ અત્યાચાર, ઉત્પીડન તથા લૂંટફાટનું નિવારણ કરવાની ફરજ પડતી ત્યારે પ્રાય: ચાર સહસ્ર ભૂમીઆ અશ્વારોહીઓ યુદ્ધકાર્યને માટે સજ્જ થતા હતા. ભૂમીઆ લોકો મહારાણા વા ઇતર કોઇ પણ માણસની સહાય વિના અર્ધ શતાબ્દી પર્યંત ઘોરવિદ્રોહ અને અરાજકતામાં મંડલગઢની રક્ષા કરવાને સમર્થ થયા હતા. મંડલગઢ એ એક વિસ્તૃત પ્રદેશ છે. તેમાં ત્રણસેં સાઠ નગરો અને ગ્રામો છે. આ નગરો તથા ગ્રામોમાં પ્રાચીન આચાર વિચારનાં અનેક ચિહ્નો વિદ્યમાન છે. પૂર્વે આ દેશ સોલંકીઓના અધિકારમાં હતો અને તે લોકોજ તેમાં નિવાસ કરતા હતા. પાટણના રાજવંશના અનેક ઉત્તરાધિકારીઓ રાવની ઉપાધિસહિત હાલમાં પણ આ દેશમાં જાગીર ભોગવે છે.×

યુદ્ધમાં ઉપયુક્ત થઇ પડે એવા સમસ્ત ભૂમીઆ લોકો મહારાણાને થોડો કર આપે છે. તેઓ સ્થાનિક યુદ્ધમાં અથવા સીમાંતમાં આવેલા દુર્ગોની રક્ષા કરવાને માટે નિયમિત સમય પર્યંત સેનાની સહાય આપે છે. યદિ કોઇ વિદેશી શત્રુ મેવાડપર આક્રમણ કરવાનો ઉદ્યોગ કરે તો મહારાણાનો આજ્ઞાપત્ર પ્રચાર પામતાંની સાથેજ આ લોકો પોતપોતાનાં અસ્ત્રશસ્ત્ર ગ્રહણ કરી તેની વિરુદ્ધ ખડા થાય છે. તેઓ વેતન વિના માત્ર ભોજનપ્રાપ્તિના બદલામાંજ જન્મભૂમિની રક્ષા કરવાને માટે રણભૂમિમાં કૂદી પડે છે. ભૂમીઆ લોકો દીર્ઘ કાળથી એવો વાંધો ઉઠાવતા આવ્યા છે કે "મહારાણા અમારી પાસેથી કર લે છે એ કોઇ પણ પ્રકારે ઉચિત નથી. અમે યુદ્ધકાર્યમાં વેતન લીધા વિના સહાય કરીએ છીએ માટે કરમાંથી અમને ન્યાયપૂર્વક મુક્તિ મળવી જોઇએ."

આ ભૂમીઆ લોકો પોતાની ભૂમિને માટે મહારાણાની પાસેથી કોઇ પણ પ્રકારનો પટો લેતા નથી. પટાવિનાની ભૂમિપર અધિકાર ભોગવવો એને ભૂમીઆ લોકો સન્માન અને ગૌરવનો વિષય ગણે છે. "માક્રા ભૂમ" અર્થાત્ મારી ભૂમિ એ વચનો ભૂમીઆ લોકોનાં મુખમાંથી સદા ગર્વસહિત નીકળે છે.

દેવલાના રાઠોડ સરદારે પોતાના પ્રભુ વનેડાના અધીશ્વરની પાસેથી પટો ગ્રહણ કરીને ત્રણ મુખ્ય દેશોનો અધિકાર પ્રાપ્ત કર્યો હતો. ધીમે ધીમે પોતાની શક્તિ અને પ્રભુત્વ વૃદ્ધિંગત કરી તેણે સામંત તરિકે ગણાવાને માટે વનેડારાજની આધીનતાનો અસ્વીકાર કર્યો. તે વનેડારાજને જે નિયત કર આપતો હતો તેમાં કિંચિત્ પણ ફેરફાર નહિ કરતાં નિર્દિષ્ટ વ્યવસ્થા અનુસાર તેની સભામાં જવા પ્રત્યે તે ઉદાસીનતા પ્રદર્શિત કરવા લાગ્યો. કોઇ વિદેશી શત્રુનું આક્રમણ થતાં ઉક્ત સરદારે પાંત્રીસ અશ્વારોહીઓ પૂરા પાડવાની સરત હતી. કિંતુ જ્યારે ખરેખર વિદેશી શત્રુનું આક્રમણ થયુ ત્યારે દેવલાપતિએ એક પણ અશ્વારોહી મોકલ્યો નહિ. યુદ્ધની સમાપ્તિ થયા પછી વનેડારાજે ઉક્ત સરદારપર મહાક્રોધિત થઇ તેને પોતાની સભામાં આવવાની આજ્ઞા કરી. દેવલાનો સરદાર સંપૂર્ણ સ્વાધીનતાનું સુખ ભોગવી રહ્યો હતો, તેથી તેણે તે આજ્ઞાનો સ્વીકાર કર્યો નહિ. આથી વનેડારાજે દેવલા પાછું સોંપી દેવાની તેને આજ્ઞા કરી. તેના ઉત્તરમાં તે સરદારે જણાવ્યું કે "મારૂં મસ્તક અને દેવલા-એ ઉભય સાથે બંધાયાં છે." આનો અર્થ એ છે કે "મારા પ્રાણ રહેવા છતાં હું દેવલા કદિ પણ આપીશ નહિ." અંતે વનેડાધીશ્વરે ઉક્ત સરદારના આ ઉદ્ધત આચરણની ખબર રાણાને કરી. જેથી રાણાએ દેવલા પ્રદેશ બળ-

આપવાને બંધાયેલા હોતા નથી. તેઓ પોતાના પુત્રોને સમાન ભાગે ભૂમિ વ્હેંચી આપે છે અને જો તેઓ અપુત્ર મરણ પામે તો તેમની જ્ઞાતિ તેમની ભૂમિ વ્હેંચી લેવાની સત્તા ધરાવે છે" મેવાડમાં ભૂમીઆ લોકોની જમીન મર્યાદિત અંશોમાં વિભક્ત થાય છે, પરંતુ કચ્છમાં એના ઘણા ભાગો થાય છે. આ દેશમાં પણ આ લોકો આવશ્યકતા પડતાં સેનામાં ભરતી કરે છે. મેવાડના ભૂમીઆ લોકો જણાવે છે કે "અમારો ભૂમ્યધિકાર રાજ્યની સ્થાપના થઇ ત્યારથીજ ચાલૂ છે." તેમના પૂર્વજોએ કાંઇ પણ લિખિત વિધાન વા સનંદથી ભૂમિ પ્રાપ્ત કરી નહોતી. તેઓ વંશપરંપરાના નિયમથી ભૂમિનો ભોગવટો કરે છે.

× કર્નલ ટૉડને આ પહાડી પ્રદેશમાં પરિભ્રમણ કરતી વખત બે શિલાલેખો પ્રાપ્ત થયા હતા. તે દ્વારા સોલંકી વંશ સંબંધી ઘણી હકિકત પ્રાપ્ત થઇ હતી.

પૂર્વક પોતાને આધીન કરી લીધો. દેવલા સિવાય જે ભૂમિ તેના અધિકારમાં હતી તે તેના તાબામાંજ રહી અને તે ત્યાં રાણાને આધીન થઈ રહેવા લાગ્યો. તેને જે આ જાગીર મળી તેના બદલામાં તે સ્થાનિક યુદ્ધમાં સહાય કરવાને કબૂલ થયો. વનેડાના રાજ્યમાં અનેક સ્વતંત્ર ભૂમીઆ વસે છે. તેમાંના ઘણા લોકો નાનાં નાનાં ગામોના સ્વામી પણ છે. તેઓ કોઇ પણ પ્રકારનો કર આપતા નથી, પરંતુ સ્થાનિક રાજકાર્ય કરે છે. વનેડાપતિ જ્યારે રાજાની સાથે કોઈ સ્થાનમાં જાય છે ત્યારે તેમના ભોજનનો પ્રબંધ તેજ કરે છે.

રાજવાડામાં ભૂમીઆનો અધિકાર એટલો સન્માનસૂચક છે કે, પ્રધાન સામંતો સુદ્ધાં એ પ્રકારનો અધિકાર પ્રાપ્ત કરવાને પ્રયાસ કરે છે. સાધારણ રીતે પટાદ્વારા પ્રાપ્ત કરેલી ભૂમપર જે અધિકાર મળે છે તેના કરતાં ભૂમીઆનો અધિકાર વધારે વિઘ્નરહિત અને દીર્ઘસ્થાયી છે. આ કારણથી સામંતો એ પ્રકારનો અધિકાર પ્રાપ્ત કરવાને માટે સદા પ્રયત્નશીલ રહે છે.

આ ભૂમીઆના અધિકારની ઉત્પત્તિ શી રીતે થઇ છે, ભૂમીઆ લોકો અન્યાન્ય પટાધારી પ્રજા કરતાં શી શી વિશેષ અનુકૂળતા પ્રાપ્ત કરે છે તથા સાધારણ પ્રજા અને ભૂમીઆ લોકોમાં શો ભેદ છે, તે આ ગ્રંથમાં આપેલા પત્રો, શિલાલેખો ઇ૦ ના પ્રકરણપરથી સારી રીતે પ્રતીત થશે.

**વનેડા અને શાહપુરાના અધીશ્વર**—મેવાડની સર્વોચ્ચ સામંત-શ્રેણીમાં વનેડા અને શાહપુરાના સામંતો છે. તેઓ સર્વથી અધિક માન્ય અને શક્તિશાલી છે. યદ્યપિ તે ઉભય, સામંતના પદપર છે પરંતુ તેઓ રાજાની ઉપાધિથી વિભૂષિત છે. તેઓ એટલે સુધી સત્તાવાન અને પ્રતાપશાલી છે કે તેમને સામંત કહેવામા આવતા નથી, તે ઉભય રાણાના વંશના છે. વનેડાના અધિપતિ રાણા જયસિંહના જોડીઆ ભાઇ ભીમસિંહના વંશજ છે, અને શાહપુરાના અધીશ્વર રાણા ઉદયસિંહના વશંધર છે.

એ ઉભયમાંથી ગમે તે એક મરણ પામે તો નવીન અધીશ્વર મહારાણાની પાસેથી પોતાના પ્રદેશની સનંદ લે છે. રાણા સ્વયં તેનું અભિષેકકાર્ય કરે છે અને તેમને રાજપ્રસાદ સ્વરૂપે ખિલત અર્થાત્ મહામૂલ્યનાં વસ્ત્રાભૂષણ આપે છે. આ વનેડા અને શાહપુરાના અધીશ્વરો યદ્યપિ રાણાને આધીન છે કિંતુ અન્યાન્ય સામંતોની પેઠે પોતાના અભિષેકપ્રસંગે તેઓ મહારાણાને કોઇ પણ પ્રકારનુ નજરાણું આપતા નથી. વર્ષમાં કેટલાક નિયત માસ પર્યંત તેઓ રાણાની સભામાં રહે છે અને વનેડા તથા શાહપુરા મેવાડની જે સીમાપર સ્થિત છે તે સીમાપર થતા યુદ્ધમાં સહાય કરવાને તેઓ બંધાયલા છે. પરંતુ દીર્ઘ કાળથી તેઓ પોતાનું આ કર્તવ્ય બજાવતા નથી. કાળના પ્રભાવથી રાણાનો પ્રતાપ તથા પ્રભુતા ન્યૂન થઈ જવાથી તેઓ ઉક્ત કર્તવ્યનું પાલન કરવામાં ઉદાસીન થઈ ગયા છે. વનેડા અને શાહપુરા એ ઉભય પ્રદેશો, દિલ્લીના મોગલ સમ્રાટ્ના તાબાના અજમેરની અત્યંત નિકટ છે, તેથી તે ઉભય રાજાઓને મોગલ સમ્રાટ્ની આજ્ઞાને તાબે થવાની સત્વર ફરજ પડી હતી. મોગલ સમ્રાટેજ તે ઉભયને 'રાજા'ની ઉપાધિ આપી હતી અને શાહપુરાના અધીશ્વરને મોગલ સમ્રાટ્ના અનુગ્રહથીજ અજમેરનો થોડોક ભાગ પ્રાપ્ત થયો હતો. વર્તમાન શાહપુરાધીશ્વર બ્રિટિશ સરકારને વાર્ષિક કર આપી મોગલ સામ્રાટે આપેલા અજમેરના કેટલાક ભાગનો ઉપભોગ લે છે.

**પટાનું સ્વરૂપ અને તેમાંનો આશય**—સામંત વગેરેને જાગીર આપતી વખત રાણા જે પટા અને સનંદો આપે છે તેના કેટલાક નમૂના હવે પછી તે વિષયના પ્રકરણમાં આપવામાં આવ્યા છે. તે વાંચવાથી સામંતોને આપવામાં આવેલો અધિકાર, સન્માન, અનુગ્રહ વગેરેની સ્પષ્ટ પ્રતીતિ થાય છે. રાજાના અનુગ્રહને પ્રાપ્ત થયેલા સામંતોએ રાણાની મૂર્ખતાનો લાભ લઈ અનેક બાબતમાં સ્વાધીનતા પ્રાપ્ત કરી લીધી હતી. રાણાઓએ એવી મૂર્ખતા વાપરી હતી કે તેમણે એકાદ બે સામંતોને અભિષેક પ્રસંગે આપવામાં આવતા નજરાણામાંથી મુક્ત કર્યા હતા. અનેક સામંતોએ લુપ્તપ્રતાપ રાણાની પાસેથી પોતાના દેશમાં જતા આવતા માલની જકાત, તથા એવાજ બીજા કર લેવાનો અધિકાર પ્રાપ્ત કર્યો હતો. વળી કેટલાક સામંતોએ પોતાના દેશમાં તામ્ર-મુદ્રા ચલાવવાનો હક મેળવ્યો હતો. આ પ્રકારે અનેક સામંતો રાણાનો પ્રતાપ લુપ્ત કરી પોતાના ભંડાર ભરપૂર કરતા હતા. મેવાડપતિની દુર્દશા થઈ હતી તેથી સામંતો પોતાનો સ્વાર્થ સાધી અનેક પ્રકારની શક્તિ પ્રાપ્ત કરતા હતા.

દીર્ઘ કાળપર જ્યારે સૌથી પ્રથમ પાશ્ચાત્ય રાજ્યની સામંતશાસનપ્રણાલિની સાથેની રાજવાડાની સામંતપ્રથાની એકતાએ મારું ચિત્ત આકર્ષિત કર્યું, તે સમયે હું (કર્નલ ટૉડ) જયપુરના અધીશ્વરના તાબામાં એક મુખ્ય સામંતની સનંદ વા પટા લઇને તેને સભાળપૂર્વક જોવા તથા તેના પ્રત્યેક ધારા અને વ્યવસ્થાનું અન્વેષણ કરવાને પ્રવૃત્ત થયો. તે સામંતના એક પ્રધાન કર્મચારીએ આ કાર્યમાં મને વિશેષ સહાય કરી. ઉક્ત સનંદ વા પટામાંથી સામંતના તાબાના સરદારો તથા અન્ય લોકોના અધિકાર વિષે વિશેષ વર્ણન ઉપલબ્ધ થયું હતું અને એજ સમયથી હું આ પ્રણાલિનું યથાર્થ વૃત્તાંત સંગ્રહિત કરવાને વિશેષ ઉત્સાહિત થયો હતો.

પ્રધાન સામંતો પોતાનાં સર્વ કાર્યોમાં રાજવાડાના રાજાઓનુજ અનુકરણ કરે છે. પ્રધાન અથવા મંત્રીથી લઇને પટવારી પર્યંતના સર્વ કર્મચારીઓ રાજાનાજ ધોરણથી નિયુક્ત કરવામાં આવે છે. સામંતો રાજાનું એટલે સુધી અનુકરણ કરે છે કે તેઓ પોતાનાં સમસ્ત સાંસારિક કાર્યો પણ અધિપતિની સ્વીકૃત રીતિ અનુસારજ કરે છે. સામંતો પોતાના તાબાના પ્રદેશમાં "શીશામહલ" (દર્પણ પ્રાસાદ) "વાડીમહલ" (ઉદ્યાન પ્રાસાદ) તથા દેવાલય પ્રભૃતિ નિર્માણ કરી તેમાં રાજાના જેવીજ સ્વચ્છંદતા તથા સુખથી નિવાસ કરે છે. અધિપતિની પેઠે સામંત પણ જે સમયે પોતાની "દોરીશાલા" (મનોહર ગાલીચા આદિથી સજ્જીત સભાગૃહ) માં પ્રવેશ કરે છે તે સમયે ગાનાર બજાવનાર લોકો ગાયન વાદ્યસહિત તેમની જયઘોષણા કરી તેમની આગળ ચાલે છે. અંતે સામંત જ્યારે સિંહાસનપર બેસે છે ત્યારે તેના સમસ્ત કર્મચારીઓ તથા અનુચરો પોતાની પદ મર્યાદા અનુસાર જમણી તથા ડાબી બાજુપર શ્રેણીબદ્ધ ખડા રહીને તેમનો જયજયકાર કરે છે. સામંતને આ પ્રકારે અભિનંદન આપ્યા પછી સર્વ પોતપોતાના આસનપર બેસી જાય છે. જે સમયે સર્વ માણસો પાસે પાસે બેસે છે તે સમયે ઢાલના આઘાતથી જે ધ્વનિ થાય છે, તેથી સભાગૃહ ગાજી રહે છે.

પાશ્ચાત્ય રાજ્યોમાં જ્યારે નવીન સામંતનો અભિષેક થાય છે ત્યારે તેના તાબાના સામંતો જે પ્રકારે અધિપતિના હાથને ચુંબન કરે છે તથા તેને તાબે રહેવાની પ્રતિજ્ઞા લે છે, તે પ્રકારે રાજવાડામાં કોઇ કરતું નથી. રાજવાડામાં જ્યારે કોઇ સામંત પોતાનું પૈતૃક પદ પ્રાપ્ત કરે છે ત્યારે તે પોતાના તાબાનાં સર્વ સ્થાનોમાં †"આણુ" ફેરવી દે છે, તે રાજાની આગળ એવી પ્રતિજ્ઞા કરે છે કે "હું આપનો પુત્ર છું, મારૂં મસ્તક અને મારી શમશેર આપને તાબે છે, હું જીવન પર્યંત આપની આજ્ઞાનું પાલન કરીશ." રાજપુતો કેવા રાજભક્ત હોય છે તે આ વચનોપરથી પ્રતીત થાય છે, અરાજભક્તિ અને રાજાની આજ્ઞાનો અનાદર કેવો થાય છે તે રાજપુતો જાણતા નથી. તેમણે અટલ રાજભક્તિ, ગાઢ અનુરક્તિ, પ્રભુપ્રત્યે દ્રઢ આસક્તિ અને સ્વાર્થત્યાગ પ્રદર્શિત કર્યો છે. રાજાને માટે પોતાના પ્રાણ સુદ્ધાં આપતાં તેઓ અચકાતા નથી. આવાં અસંખ્ય ઉદાહરણો આ વિસ્તૃત ઇતિહાસમાં ઉપલબ્ધ થાય છે. તેઓ પોતાના સ્વામીને દેવ તરિકે માને છે. તો પછી તેઓ રાજભક્તિનાં મહાન દ્રષ્ટાંતો અનંત કાલ પર્યંત દર્શાવે તેમાં શું આશ્ચર્ય ? રાજપુત કવિઓના સંગીતમાં પણ આજ ભાવ દ્રષ્ટિગોચર થાય છે. અને રાજપુતો બાલ્યાવસ્થાથીજ એવું શિક્ષણ લે છે કે, રાજભક્તિ એ આ સંસારમાં સન્માનનું કારણ છે અને પરલોકમાં સુખનું બીજ છે. રાજપુત કવિકુલકેસરી ચંદે પોતાના સુધામય કાવ્યમાં રાજભક્તિનું જે મનોહર દ્રશ્ય આલેખ્યું છે, રાજભક્તિ પ્રદર્શિત કરનારને માટે જે અમૃતમય ફળ જણાવ્યું છે, તે રાજપુત જાતિના હૃદયમાં સદા સર્વદા અંકિત રહેશે. સામંતો જે પ્રકારે રાજાપ્રત્યે ભક્તિ દર્શાવે છે, તેજ પ્રકારે તેમના તાબાના સરદારો તેમના પ્રત્યે અનુરક્તિ પ્રદર્શિત કરે છે. રાજાની પેઠે સામંત પણ પોતાના પ્રદેશમાં પૂજ્યપાદ સ્વામી સ્વરૂપે સન્માનિત થતા આવ્યા છે. તેમની પ્રજા પણ તેમને માટે પ્રાણાર્પણ કરે છે, અને તેમની આજ્ઞાથી તે પોતાના સમસ્ત સ્વાર્થને તિલાંજલિ આપવાને જરા પણ સંકોચાતી નથી.

† આધીનતા સૂચક શપથ. મેવાડના લોકો ત્રણ બાબતોમાં કોઇ પણ પ્રકારનો વ્યતિક્રમ કરતા નથી. પ્રથમ 'આણુ' અર્થાત્ આધીનતા સૂચક શપથ, દ્વિતીય 'દાણુ' અર્થાત્ વાણિજ્ય કરપ્રદાન અને તૃતીય 'ખાણુ' અર્થાત્ હીરા પ્રભૃતિની ખાણોને રાજાની જાણ વગર ભોગવટો.

સામંતના અભિષેકકાળથીજ પ્રજા તેના હાથમાં પોતાનાં જીવન-મરણનો ભાર આનંદપૂર્વક સોંપી દે છે. મૃગયાપ્રસંગે સરદારો પોતાના સામંતની સાથે વનમાં ગમન કરે છે તથા પહાડોનાં શિખરપર એકત્ર ખાનપાન કરે છે. સામંતની સભામાં સરદારોને સદા આદરસત્કાર પ્રાપ્ત થાય છે. જે સમયે સામંત રાજાના દરબારમાં જાય છે તે સમયે તેના હાથ નીચેના સમસ્ત સરદારો પણ તેની સાથે જાય છે. સંક્ષેપમાં ઉપસામંતો અને સામંત સદા અભિન્ન ભાવથી રહે છે. યદ્યપિ કાળના પ્રભાવથી હાલમાં ઉપસામંતો અને સામંત વચ્ચેનો સંબંધ આગળના જેવો ધાડો રહ્યો નથી, કિંતુ અમે આશા રાખીએ છીએ કે, મેવાડનો ઉન્નતિસૂર્ય પુનઃ ઉદિત થતાં તેમની વચ્ચે પુનઃ તેવો સંબંધ બંધાશેજ.

ભીષણ અત્યાચાર, દુઃસહ ઉપદ્રવ અને ભયંકર પીડા સહન કર્યા છતાં પણ રાજપુતો અનેક શતાબ્દીથી પોતાના પ્રાચીન આચાર વિચાર તથા નીતિ નિયમોની રક્ષા કરતા આવ્યા છે. રાજપુતોનું વીર ચરિત્ર અનેક ગાથાઓમાં સંયુક્ત થયું છે. તેઓ આત્મગૌરવની રક્ષાર્થે પ્રાણ સુદ્ધાં ત્યજી દેવાને ડરતા નથી, તેમના સન્માનને ઝાંખ લાગે એવું જરા પણ કાર્ય કોઇ કરે તો તેઓ તેને મહા અપરાધ ગણીને તેના પ્રતીકારાર્થે હાથમાં શમશેર ગ્રહણ કરે છે. પોતાની આ અત્યંત હીન અવસ્થામાં પણ આત્મસન્માન પ્રત્યે તેઓ તીક્ષ્ણ દૃષ્ટિ રાખે છે. યદ્યપિ હાલમાં તેમની ગૌરવ-ગરિમાનો સૂર્ય અસ્તાચલના શિખરે પહોંચી ગયો છે. યદ્યપિ મેવાડની વિજય વૈજયંતી હવે તેટલા બળ, વિક્રમ અને ગૌરવસહિત ફરકતી નથી, યદ્યપિ તેમનું તે અદ્ભુત વીરવ્રતપાલન ભૂતકાળ રૂપ મહાસમુદ્રમાં વિલીન થયું છે, યદ્યપિ તેમની તે જાતીય જીવનશક્તિ વર્તમાનમાં વિલુપ્ત થઈ ગઈ છે, તથાપિ રાજપુતો પોતાના સન્માનની રક્ષાને અર્થે વર્તમાનમાં પણ જીવન અર્પણ કરવાને તત્પરજ હોય છે. પરાધીનતાની જંજીર હાલમાં પણ રાજપુતોના ચરણોમાં બાધવામાં આવી નથી; હાલમાં પણ તેમની સ્વાધીનતાની જ્યોતિ પ્રકાશી રહી છે, તો પછી વિશ્વવિખ્યાત રઘુવંશી લોકો મૌનપૂર્વક અપમાન શી રીતે સહન કરી શકે? દુશ્મનપર વૈર શી રીતે લેવું, તે રાજપુતો હજી પણ સારી રીતે જાણે છે આ વિશાલ દેશના સર્વ પ્રધાન સામંતો પોતપોતાની ઉપજ અનુસાર પોતાના પુત્ર, ભ્રાતા અને અતિ નિકટના સંબંધીઓના નિર્વાહને અર્થે યોગ્ય પ્રબંધ કરે છે. સામંતનો જ્યેષ્ઠ પુત્ર તેના પ્રધાન ઉત્તરાધિકારી સ્વરૂપે તેનુ પદ, ઉપાધિ, સન્માન અને સંપત્તિ પ્રાપ્ત કરે છે. જે સામંતની વાર્ષિક ઉપજ સાઠથી એંશી હજાર રૂપિયા સુધીની હોય તે સામંતના દ્વિતીય પુત્રને ત્રણથી પાંચ હજાર રૂપિયા સુધીની ઉપજનું એક ગામ મળે છે. આજ તેની 'બાપોતા' અર્થાત્ પૈતૃક સંપત્તિ છે. તેનો આ દ્વિતીય પુત્ર રાણાની સભામાં વા વિદેશમાં રાજકાર્યમાં નિયુક્ત થઈ ધન ઉપાર્જન કરે છે; સામંતના નાના પુત્રોને સમાન ભાગે જમીન મળે છે. તેમને જે પરિવાર થાય છે તેમની વચ્ચે પુનઃ તેની જમીન વ્હેંચી નાંખવામાં આવે છે. પ્રત્યેક પુત્રના નામથી નવીન શાખાની ઉત્પત્તિ થયેલી જણાય છે. પોતાની શાખાના આદ્ય પુરૂષના નામની સાથે પોતાના પિતા અને કુટુંબના નામનો સંયોગ કરીને રાજપુતો પોતાનો પરિચય આપે છે. જેમકેઃ—" માન મેઘસિંહોત્ શક્તાવત્ " આમાં માન એ પિતાનું નામ, મેઘસિંહ એ કુટુંબનું નામ અને શક્તાવત્ એ શાખાનું નામ છે. આ પ્રકારે ભિન્ન ભિન્ન શાખા દિન પ્રતિદિન વૃદ્ધિંગત થતી જાય છે અને તેની સાથે ભૂમિ પણ અસંખ્ય ખંડોમાં વિભક્ત થતી જાય છે.

**ચરસા**—ચરસા શબ્દનો અર્થ ચર્મ છે. ભૂમિના પરિમાણને માટે આ ચરસા શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. અંગ્રેજીમાં એને હાઇડ ( Hide ) કહેવામાં આવે છે. એક અશ્વારોહી સૈનિકને, તેનું ભરણપોષણ તથા અશ્વના નિર્વાહને માટે જેટલી ભૂમિ આપવામાં આવે છે તેટલી ભૂમિ મેવાડમાં ચરસા નામથી ઓળખાય છે. આ વાત મહા આશ્ચર્યની છે કે રાજવાડાની સામંતશાસનપ્રણાલિ અનુસાર આ દેશમાં નિકૃષ્ટ શ્રેણીના યોદ્ધાને જેટલી ભૂમિ આપવામાં આવે છે, તેટલીજ ભૂમિ ઈંગ્લાંડની સામંતશાસનપ્રણાલિ અનુસાર તે દેશના યોદ્ધાને પણ આપવામાં આવતી હતી! રાજવાડામાં જે પ્રકારે એક અશ્વારોહીને એક ચરસા જમીન આપવામાં આવે છે તે પ્રકારે ઈંગ્લાંડમાં એક હાઇડ જમીન આપવામાં આવતી હતી. ચરસા અને હાઇડ એ ઉભયનું પરિમાણ એક સરખુંજ છે. ગ્રેટબ્રિટનમાં જ્યારથી ઍંગ્લો સૅક્ષન જાતિના શાસનનો આરંભ થયો ત્યારથી હાઈડના પરિમાણથીજ સર્વ ભૂમિ વિભક્ત થતી હતી.

રાજસ્થાનમાં જે પ્રકારે 'એક ચરસા જમીન'નો અર્થ 'એક હળદ્વારા ખેડાતી ભૂમિ' એવો થાય છે તે-જ અર્થ ઇંગ્લાંડમાં પણ એક હાઇડ ભૂમિનો થાય છે![1] ઈંગ્લાંડમાં નાઇટને ચાર હાઇડ ભૂમિ આપવામાં આવતી હતી.[2] આટલી ભૂમિનું પરિમાણ વર્તમાન દશ એકરની બરાબર છે.[3] મેવાડમાં એક ચરસા ભૂમિનું પરિમાણ પચ્ચીસથી ત્રીસ વીઘાં સુધીનું છે, જે ઈંગ્લાંડના એક નાઈટને આપવામાં આવતી જમીનની બરાબર છે.

દેવગઢના નિકૃષ્ટ પંક્તિના પટાવત સરદારોએ એક સમયે પોતાના અધીશ્વરની સામે જે વાંધાપત્ર રજુ કર્યો હતો તે વાંચવાથી નિકૃષ્ટ શ્રેણીના સરદારોનો અધિકાર કેવો છે તથા તેમની તથા તેમના સામંતની વચ્ચેનો સંબંધ કેવો છે તે સુવિદિત થાય છે. દેવગઢના સામંતની સાથે તેના તાબાના સરદારોને જે વિવાદ થયો હતો તેજ પ્રકારનો વિવાદ ઇટાલિમાં ઇ. સ. ૧૦૩૭ માં પ્રધાન સામંતો અને તેમના હાથ નીચેના સરદારો વચ્ચે ઉપસ્થિત થયો હતો. તે વખતે કનરાડે જે ધારા નિયત કર્યા હતા[4] તેજ પ્રકારના ધારા નિયત કરવાને મેવાડના નિકૃષ્ટ શ્રેણીના સરદારોએ મહારાણાને પ્રાર્થના કરી હતી.

સામંતોના તાબાના પટાવત સરદારોનાં અસંખ્ય સંતાનોને લીધે તેમની જાગીર એટલા બધા ભાગોમાં વિભક્ત થઇ ગઈ છે કે, તે રીતિ રાજ્યના હિતને બાધક થઈ પડી છે; અને વિજાતીય લોકોના આક્રમણમાંથી રાજ્યની રક્ષા કરવી કઠિન થઇ પડી છે. આ દેશમાં જાગીર એટલા બધા ભાગોમાં વિભક્ત થઇ ગઈ છે કે એક ભાગમાંથી એક માણસનું ભરણ પોષણ પણ થઇ શકે નહિ. આથી પ્રજા તરફથી રાજાને ઇચ્છિત સહાય મળતી નથી. ઉચ્ચ શ્રેણીના સામંતો કરતા નિકૃષ્ટ શ્રેણીના સામંતોમાં આ રીત વિશેષ પ્રચલિત છે. કચ્છના જાડેજા લોકોમાં તથા ગુજરાત, કાઠિયાવાડના નાનાં નાનાં રાજ્યોમા પણ જાગીરના વિભાગો અધિક થાય છે. ઈંગ્લાંડમાં મૅગ્નાચાર્ટા દ્વારા જે પ્રકારે જાગીરના વિભાગ પાડવાની પ્રણાલિ બંધ પાડવામાં આવી છે તે પ્રકારે રાજસ્થાનમાં પણ એ પ્રથાની નિવૃત્તિ કરવી પરમ આવશ્યક છે.

રાજપુતાનામાં જાગીરના ભાગનો ઉપભોગ લેનાર માણસોને 'ભાયાત' કહેવામાં આવે છે. ફ્રાન્સમાં એક સમયે Frerage (ફ્રીરેજ) શબ્દ પણ આજ અર્થમાં પ્રચલિત હતો. એક રાજપુત જ્યારે યુવાવસ્થામાં આવે છે ત્યારે તે પ્રથમ એજ પ્રશ્ન કરે છે કે 'ભાયાત તરીકે મારો કેટલો ભાગ છે? તે મને કહો." જેમ જેમ વંશની વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ તેની જાગીર અસંખ્ય ભાગોમાં વિભક્ત થઇને દીન દશાને પ્રાપ્ત થાય છે. ફ્રાન્સની સામાજિક વ્યવસ્થા એવી હતી અને અદ્યુના પણ છે[5] કે, કોઇ પણ સામંત વા ઉપસામંતનો પ્રદેશ વિભક્ત થતો નથી. તેના જ્યેષ્ઠ પુત્રનેજ સર્વ સ્થાવર સંપત્તિ

૧ Millar's Historical view of the English Government. P. 85.

૨ Hume, History of England, Appendix 2nd Vol, ii P. 261.

૩ ૪૪ હાથ લાંબી અને ૪૪ હાથ પહોળી ભૂમિનો એક એકર થાય છે.

૪ જે મનુષ્ય સમ્રાટ્ અથવા સામંતની પાસેથી પટો લઇને ભૂમિનો ભોગવટો કરે છે તેને સામ્રાજ્યના કાયદા અથવા સામંતોના અભિપ્રાય વિના, અન્ય કોઇ પણ તે ભૂમિનો ઉપભોગ લેતાં અટકાવી શકતું નથી. પરંતુ તે માણસ સામંતના અભિપ્રાયની વિરૂદ્ધ સમ્રાટની પાસે અરજી કરી શકે છે. તે મરણ પામે તો તેના પુત્ર વા પૌત્રને તેની ભૂમિ મળે છે. તેના વંશનો લોપ થાય તો તેના ભ્રાતાને તેની ભૂમિ પ્રાપ્ત થાય છે. સામંત પોતાના હાથ નીચેના સરદારોની સમ્મતિ વિના તે ભૂમિ લઇ શકતો નથી. ૧ ઈંગ્લાંડના સામંતોએ ઇ. સ. ૧૨૧૪ માં એકત્રિત થઇ તે દેશના રાજાની પાસે એક સ્વાધીનતાની સનંદ લખાવી લીધી હતી. તેને Magna charta કહેવામાં આવે છે. આ સનંદદ્વારા રાજાએ પ્રજાને ઘણી સત્તા આપી હતી. ત્યાર પછી ઈંગ્લાંડપતિ પ્રથમ એડવર્ડે તે સનંદમાં સુધારો કરી તેપર પોતાના હસ્તાક્ષર કર્યા હતા.

૫ હૅલેમ પ્રથમ વૉલ્યુમ પૃષ્ઠ ૧૯૬.

મળે છે. અને તેના નાના પુત્રોને માર્ગના ભિક્ષુક કિંવા અન્યના આશ્રિત તરિકે જીવનનો નિર્વાહ કરવો પડે છે. રાજપુતાનામાં જો જાગીરના વિભાગ પાડવાની પ્રથાને કેટલેક અંશે મર્યાદિત કરવામાં આવી હોત તો તેથી રાજપુત જાતિને વિશેષ લાભ થાત અને તેની ઉન્નતિ થઇ શકત, પરંતુ આ અનિષ્ટની નિવૃત્તિનો ઉપાય કરવો દુઃસાધ્ય છે. કચ્છ અને કાઠિયાવાડમાં જાગીરના ઘણા વિભાગો થઇ જવાથી અપરાધ, દુઃખ અને મુકદ્દમાની વૃદ્ધિ થઇ ગઇ છે. જ્યાં જ્યાં ભૂમિના પુષ્કળ વિભાગ કરવાની પ્રથા નથી ત્યાંના લોકો સુખી હોય છે. એક વિભાગ એક માણુસનો નિર્વાહ કરે એ બહારથી ઘણી સુંદર વાત જણાય છે, પરંતુ પ્રજાને એથી લેશ પણ લાભ નથી. મેવાડમાં ભૂમિના વિભાગ કરવાની પ્રથા કેટલી હદ સુધી છે તે અમે નિશ્ચયપૂર્વક કહી શકતા નથી, પરંતુ ત્યાંના સામંતો પોતાની ભૂમિના વિશેષ વિભાગ કરતા નથી. તેઓ પોતાના ભાયાતોને આજીવિકા ચલાવવાને માટે વિદેશમાં મોકલી દે છે. આ વિભાગ પાડવાની રીતિ અને કન્યાને પહેરામણી આપવાની રીતિજ શિશુ કન્યાવધનું પ્રધાન કારણ છે.

કર્નલ ટૉડની લખેલી ઉપર્યુક્ત વાતપરથી પ્રતીત થાય છે કે, દીર્ઘ કાળથી શાસ્ત્રવિધાન અનુસાર, ભારતમાં પિતાની સંપત્તિના વિભાગ પાડવાની જે પ્રથા પ્રચલિત છે તે સામંતોને માટે ઇષ્ટ નથી.

પરંતુ એ પ્રાચીન પ્રણાલિ અટલ રહે એવી અમારી (હિંદી અનુવાદકની) અભિલાષા છે. અંગ્રેજોની પ્રણાલિ અનુસાર ઉત્તરાધિકારની પ્રથા આ દેશમાં ચલાવવી યુક્ત નથી. જેમને અંગ્રેજી સમાજની દશા વિદિત છે તેઓ સારી પેઠે જાણે છે કે, તેમનામાં જ્યેષ્ઠ પુત્રનેજ પિતાની સમસ્ત સ્થાવર સંપત્તિ તથા ઉપાધિ પ્રાપ્ત થાય છે; અને તેથી વિના પરિશ્રમે અતુલ સંપત્તિ મળવાની આશાથી તે બાલ્યાવસ્થાથીજ વિદ્યા પ્રત્યે ચિત્ત લગાડતો નથી અને સંપત્તિ મળ્યા પછી મોજવિલાસમાં રત થાય છે તેથી સમાજનું તે કાંઇ પણ હિત સાધી શકતો નથી. સર્વથી નાનો પુત્ર અંગ્રેજ માતપિતાને વધુ પ્રિય હોય છે તેથી તેમની સમસ્ત જંગમ મિલ્કત તેને મળે છે. આ કારણથી તે પણ સમાજને કશો લાભ કરી શકતો નથી, અને વચલા પુત્રો પરિશ્રમ કરીને આજીવિકા ચલાવે છે તેથી તેઓજ સમાજને લાભ કરે છે. આ કેટલા અંધેરની વાત છે કે એક પુત્ર, પિતાની સમસ્ત સંપત્તિ ગ્રહણ કરી મોજવિલાસ કરે અને બીજા ભિક્ષુક બને! જ્યેષ્ઠ ભ્રાતા રાજ્યાડંબર ભોગવે અને અન્ય ભ્રાતા ભીષણ પરિશ્રમ કરીને પોતાના પરિવારનું પાલન કરે! આ પ્રથાને અમે કદિ પણ હિતકારક કહી શકતા નથી. અને એ હિતકારક નથી એટલા માટેજ આપણા પ્રાચીન કાળના મહર્ષિઓએ સર્વ પુત્રોને યથોચિત ભાગ મળે એવી વ્યવસ્થા કરી છે.





# અધ્યાય ૩૫ મો.

## રખવાળી-દાસત્વ-બશી-ગોલા અને દાસ-રાજપુત પ્રધાન વા મંત્રી.



**રખવાળી**—પૌર્વાત્ય દેશોની સામંતશાસનશૈલી અને પશ્ચિમનાં રાજ્યોની સામંત-શાસનપ્રણાલિની સમાનતા આગળ અનેક વિષયોમાં આપણે જોઇ ગયા છીએ. અહીંઆં એક બીજી બાબતમાં પણ આપણને ઉભય દેશોની સમાનતા દૃષ્ટિગોચર થાય છે. પંચાયત-પદ્ધતિ શિથિલ થઇ, રાજ્યમાં ચોતરફ અશાંતિ પ્રસરી રાજાની શાસનશક્તિનો હ્રાસ થવાથી પ્રજાના જાનમાલનું રક્ષણ થઇ શક્યું નહિ, તેથી રાજવાડામાં રખવાળીના કરનો પ્રચાર થયો. આ જ પ્રકારે યુરોપના પણ 'સાલ્વા મેંટા' ( Salvamenta ) નો જન્મ થયો હતો. 'રખવાળી' શબ્દનો અર્થ રક્ષા કરવી વા આશ્રય આપવો એવો થાય છે. રાજપુત રાજ્યોમાં આ પ્રકારનો કર પ્રાચીન કાળમાં પણ કેટલેક અંશે પ્રચલિત હતો. જે સમયે મેવાડમાં મહારાષ્ટ્રીય, પઠાણ પ્રભૃતિ લૂટારાઓએ ભયંકર અત્યાચાર કરવા માંડયા અને જે સમયે મેવાડની સર્વ પ્રજાના જાનમાલની રક્ષા થવી દુઃસાધ્ય થઇ ગઇ તે સમયે આ રખવાળી કર શોચનીય પ્રકારે પ્રજાનું રૂધિર ચૂસતો હતો. પોતાના જાનમાલ, ભૂમિ સંપત્તિનું રક્ષણ કરવાને માટે પ્રજા સબળ સામંતોનો આશ્રય ગ્રહણ કરતી હતી અને તેના બદલામાં તેને રખવાળી કર આપવો પડતો હતો. પ્રજાજનો કાં તો સામંતને નગદ રૂપિયા આપતા અથવા તેની જમીન, વિના લવાજમે ખેડી આપતા હતા. તે શિવાય સામંતો આશ્રિત પ્રજાની પાસે પોતાની ઇચ્છાનુસાર બીજાં કામો પણ કરાવતા હતા. ખાસ કરીને આ સામંતો ભૂમીઆ લોકોની પાસેથી અનેક ખાસ હકો મેળવવાને પ્રયાસ કરતા હતા. વિશેષતઃ તેમની જમીન લઇ લેવી એ તેમનો મુખ્ય ઉદ્દેશ હતો. કારણ કે જો તેઓ કદાચ રાણાદ્વારા સામંતપદપરથી ચ્યુત થાય તો ભૂમીઆ લોકોની પાસેથી પ્રાપ્ત કરેલી જમીનથી તેઓ પોતાનો ઉદર નિર્વાહ સારી રીતે ચલાવી શકે. ભૂમીઆ લોકોની જમીન મહારાણા કદિ પણ પોતાના અધિકારમાં લઇ શકતા નથી. આ જ કારણથી ચતુર સામંતો ભૂમીઆ લોકોને પોતાના આશ્રયમાં લઇને રખવાળીના બદલામાં તેમની ભૂમિ હસ્તગત કરી લેતા હતા.

**દાસત્વ**—રાણાની ખાલસા ભૂમિમાંની પ્રજા કોઇ કોઈ વખત વિપદ્ગ્રસ્ત થવાથી પોતાના જાન-માલનું રક્ષણ કરવાને માટે આસપાસના સામંતોને આશ્રય આપવાને પ્રાર્થના કરતા, તો રાણા તે પ્રત્યે વાંધો લેતા નહિ. જે પ્રજાજનો અત્યાચારી લોકોના હાથમાંથી પોતાના જાનમાલનું રક્ષણ કરવાને માટે સામંતોનો આશ્રય ગ્રહણ કરતા તેઓ કોઇ કોઇ વખત નગદ રૂપિયાના બદલામાં તેમનું દાસત્વ કરવાને બંધાતા. આ લોકો એક વર્ષમાં કેટલાક નિયત માસ પર્યંત આશ્રયદાતા સામંતોનાં ખેતરો ખેડી આપતા હતા. વખત જતાં આ રખવાળી કરની પદ્ધતિથી મેવાડમાં અનેક દારૂણ કષ્ટો ઉપસ્થિત થયાં. અંતે ઇ. સ. ૧૮૧૮ માં રાણાની સાથે સામંતોને જે નવીન સંધિ થઇ તેથી આ સર્વ કષ્ટોની નિવૃત્તિ થઈ ગઇ.

મેવાડમાં જે સમયે ચોતરફ અશાંતિ, વિદ્રોહ, અત્યાચાર અને વિજાતીય આક્રમણ પ્રબલ થઇ ગયાં

હતાં તે સમયે પ્રજા, સામંતોનો આશ્રય ગ્રહણ કરીને તેના દાસ સમાન બની ગઇ હતી,* પરંતુ આ વાતનો તો અવશ્ય સ્વીકાર કરવોજ જોઇએ કે જે સામંતો નિરૂપાય અને ક્ષીણબલ પ્રજાની ઉપર આ પ્રકારનું ભયાનક પ્રભુત્વ સ્થાપિત કરતા હતા તેઓ પ્રથમ તેમની સારી રીતે રક્ષા કરવાને માટે યથાસાધ્ય શ્રમ તથા યત્ન કરતા હતા.

**બસી**—યુરોપમાં જુદી જુદી જાતના ગુલામો દ્રષ્ટિગોચર થાય છે, પરંતુ યુરોપના કૃષિદાસો ( Agricultural serfs ) જેવા ગુલામો રાજવાડામાં દ્રષ્ટિગોચર થતા નથી. સ્વતંત્ર રાજપુતો અને રાજપુત સામંતોના ઘરમાં રહેતા ગોલા+ નામક દાસોમાં 'બસી' નામના દાસોની એક શ્રેણી પણ વિદ્યમાન છે. આ બસી લોકો પ્રાય: સાલિક ફ્રાંક લોકોના 'સર્વિ' નામના દાસોની સમાન છે. મહાશય હૅલેમ જણાવે છે કે "આ સર્વિ લોકો પોતાના સ્વામીનું કૃષિકાર્ય કરતા, અને તેની ભૂમિપર નિવાસ કરતા, જો કે તેઓ સંપત્તિ અને નાગરિકત્વના હકથી વંચિત નહોતા." હારાવતી પ્રદેશમાં વસતા હાલી‡ નામના કૃષિકારો પણ આજ સ્થિતિમાં છે. પૂર્વે જે ક્ષેત્રો તેમનાં પોતાનાં હતાં તેની ઉપર હાલમાં સામંતોનો અધિકાર સ્થાપિત થઇ જવાથી તેઓ સામંતોના દાસ તરિકે તેમની આજ્ઞાનુસાર કૃષિકાર્ય કરે છે.

હૅલેમ જણાવે છે કે "નાના નાના કૃષિકારો, લૂંટફાટ અને અત્યાચારના સમયમા ભૂમિના અધિકારથી વંચિત થવાને લીધે પોતાની વ્યક્તિગત સ્વાધીનતા પણ ખોઇ બેસે છે.' હારાવતીના હાલી લોકો આ વચનોની સત્યતા સારી રીતે સિદ્ધ કરે છે. વિદ્રોહ, વિદેશીય આક્રમણ આદિ કારણોથી નાના નાના કૃષિકારો સામંતોનો આશ્રય ગ્રહણ કરતા હતા, તેથી બસી દાસોની ઉત્પત્તિ થઇ છે. કોટા રાજ્યના હાલી લોકો યદ્યપિ દાસસ્વરૂપ છે, પરંતુ તેઓ દાસની ઉપાધિ વિનાના છે. બસી લોકોની દશા હાલી કરતાં પણ વિશેષ શોચનીય હતી. કારણ કે તેઓ પોતાની સંપત્તિ વા ભૂમિ ધરાવતા નહોતા. પૂર્વે જે ભૂમિપર તેમનો અધિકાર હતો તેજ ભૂમિપર તેઓ સામંતની આજ્ઞાનુસાર પોતાના જીવનના નિર્વાહ અર્થે કૃષિકાર્ય કરતા હતા અને વળી તેઓ સામંતના ઋણમાં ડુબેલા હતા. તેમને અન્યત્ર નાસી જવાની કાંઇ પણ આશા નહોતી. કારણ કે તેમની ઉપર તીક્ષ્ણ દૃષ્ટિ રાખવાને માટે પહેરેદારો નિયુક્ત કરવામાં આવેલા હતા, પરંતુ હાલમાં તેમનાં સર્વે કષ્ટોની નિવૃત્તિ થઈ ગઇ છે.

**ગોલા અને દાસ**—પૂર્વે રાજવાડામાં દુર્ભિક્ષ, વ્યક્તિગત સ્વતંત્રતાનો અધિકાંશે નાશ કરતો હતો. એકાદ પ્રબલ દુર્ભિક્ષ પડતાં સહસ્ત્રાવધિ મનુષ્યો દાસસ્વરૂપે બજારમાં વેચાતા હતા. લૂંટફાટ કરનાર પિંઢારા અને પહાડી લોકો દીર્ઘ કાળથી દાસ વેચતા હતા. ફ્રાંકોની પેઠે રાજપુત રાજ્યોમાં પણ માતાદ્વારા સ્વાધીનતાની પ્રાપ્તિ થાય છે, અર્થાત્ જેમની માતા સ્વતંત્ર હોય છે તે પોતે પણ સ્વતંત્ર થઈ શકે છે. આ દેશમાં ગોલી અથવા દાસીના પુત્રો ગોલા અથવા દાસ ગણાય છે. રાજપુતોનાં ગૃહોમાં જે અસંખ્ય

---

* રાજવાડાના રખવાલી કરના જેવો કર એક સમયે ઇંગ્લાંડમાં પણ પ્રચલિત હતો. ઇ. સ. ૧૭૨૪ માં લોર્ડ લવાટે સ્કૉટલૅંડના હાઇલૅંડની સ્થિતિ સંબંધે રાજા પ્રથમ જ્યૉર્જને જે પત્ર લખ્યો હતો તેમાં તેણે જણાવ્યું હતું કે "જ્યારે નિરંતર લૂંટફાટ અને અત્યાચારથી પ્રજાનું સર્વસ્વ નાશ પામે છે તે સમયે લૂંટારાનો નેતા અથવા તેનો એકાદ મિત્ર પ્રજાની સમક્ષ એવો પ્રસ્તાવ રજુ કરે છે કે, યદિ તમે પ્રતિ વર્ષે કર સ્વરૂપે નિયમિત રૂપિયા આપવાને કબુલ થાઓ તો હથીઆરબંધ સૈનિકો તૈયાર કરી તમારી ભૂમિસંપત્તિની રક્ષા કરવાનો ભાર હું લઇશ. આ પ્રસ્તાવ કબુલ કરીને પ્રજા જો તેને કર આપે તો દેશમાંથી ચોરી, લૂંટફાટ સર્વથા દૂર થઈ જાય છે. જો કોઇ માણસ આ કર આપવાનો અસ્વીકાર કરતો, તો તેનું સર્વસ્વ લૂંટી લેવામાં આવતું. જે માણસો નેતાને આધીન રહી લૂંટફાટ કરે છે તેઓ પણ બહારથી પોતાની નિર્દોષિતા દર્શાવવાને માટે કર આપે છે."

+ મુસલમાનોમાં 'ગુલામ' શબ્દ જે અર્થમાં વપરાય છે તેજ અર્થમાં રાજપુતોમાં 'ગોલા' શબ્દ વપરાય છે.

‡ 'હાલી' શબ્દ 'હલ' પરથી ઉત્પન્ન થયો છે. સેક્ષન લોકો હલને 'Syl' ( સિલ ) કહેતા હતા. મારવાડમાં 'સ'નો ઉચ્ચાર 'હ' કરવામાં આવે છે. અર્થાત્ 'સાલમસિંહ'ને 'હાલિમસિંહ' કહેવામાં આવે છે.

ગોલાઓ દ્રષ્ટિગોચર થાય છે તે સર્વે રાખ્ય અર્થાત્ ઉપપત્નીના ગર્ભથી ઉત્પન્ન થયેલા છે. પાશ્ચાત્ય દેશોના પ્રાચીન સેક્ષન દાસોની પેઠે આ ગોલા લોકો પણ દાસત્વના ચિહ્ન સ્વરૂપે પોતાના ડાબા પગમાં ચાંદીની કલ્લી પહેરે છે. તેમના સ્વામીઓ તેમના પ્રત્યે અતિ ઉદાર વર્તન રાખે છે અને તેમાંના કેટલાક કવાયતી સૈનિકો ગણાય છે. કિંતુ આગળ જણાવ્યા પ્રમાણે તેઓ પોતાની માતાના કુલ અનુસાર આદર પામે છે. રાજપુતાણી, મુસલમાની અને ગોલીઓનાં ઉદરથી ઉત્પન્ન થયેલા માણસો તેમની માતાના કુલ પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારે માનાપમાન પામે છે. રાજપુત સામંતોના વીર્યથી અને ગોલીઓના ગર્ભથી જે લોકો જન્મ ગ્રહણ કરે છે તેમનો પણ દેશમાં અનાદર થતો નથી, તેઓ પણ સામંતોના પ્રદેશમાં વિશ્વસ્ત પદોપર નિયુક્ત થાય છે. દેવગઢના મૃત સામંતના પ્રપિતામહ ત્રણસેં ગોલા અશ્વારોહીઓસહિત રાજધાની ઉદયપુરમાં આવતા હતા. તે પ્રત્યેક દાસના ડાબા પગમાં એક એક સુવર્ણની કલ્લી રહેતી હતી. આ સર્વે દાસોનું જીવન તે સામંતને આધીન હતું. તે સામંત પોતાના બે હજાર માણસો લઇને રણક્ષેત્રમાં જતા હતા.*

પૂર્વે જર્મન જાતિમાં દ્યૂતક્રીડા પ્રચલિત હોવાથી વ્યક્તિગત સ્વાધીનતાનો શી રીતે લોપ થતો હતો તેનું વર્ણન ટૅસિટસે ઉત્તમ પ્રકારે કર્યું છે. જે માણસ દ્યૂતમાં પરાસ્ત થતા તેમને દાસસ્વરૂપે બજારમાં વેચવામાં આવતા હતા. તે જાતિની પેઠે રાજપુત જાતિ પણ દ્યૂતક્રીડામાં અત્યંત આસક્ત છે. ટૅસિટસે જર્મન જાતિની દ્યૂતક્રીડાનું જે સમયનું વર્ણન કર્યું છે, તે સમયથી દીર્ઘ કાળે પૂર્વે-ટિવેસ્ટો નામક દેવના ઉપાસકોએ જર્મનીનાં ગહન જંગલોમાં વાસ કર્યો તેથી દીર્ઘ કાળ પૂર્વે રાજપુતોમાં દ્યૂતક્રીડા પ્રચલિત હતી. આ વાત આપણાં પુરાણોપરથી સારી રીતે પ્રતીત થાય છે. આ દ્યૂતક્રીડાએ ભારતવર્ષના કેટલા પ્રાચીન રાજવંશોનો નાશ કર્યો છે? તે હિંદુ પાઠકો સારી રીતે જાણતા હશે. મહારાજા યુધિષ્ઠિર યદિ દ્યૂતક્રીડામાં આસક્ત ન થાત અને જો તેઓ રાજ્ય, ધન અને અંતે પોતાની પ્રાણપ્રિય પત્નીને પણ હારી ન જાત, તો કુરુક્ષેત્રનું મહાયુદ્ધ કદિ પણ થાત નહિ અને તે યુદ્ધાગ્નિમાં લક્ષાવધિ ભારત સંતાનોનાં જીવનની આહુતિ આપવી પડત નહિ તથા આર્યજાતિ કદિ પણ સત્વહીન બનત નહિ, તેમજ તેનો ગૌરવ-રવિ અસ્તાચલમાં જાત નહિ. આ દ્યૂતક્રીડાને લીધેજ યુધિષ્ઠિરને દાસત્વ કરવું પડયું હતું. રાજવાડામાં હજી પણ અનેક લોકો ઉન્મત્ત બની જુગાર રમે છે. પ્રબલ બ્રિટિશ સરકારે યદ્યપિ આ અધમ પ્રથાને કેટલેક અંશે દૂર કરી છે તથાપિ હજી પણ ઘણા લોકો ગુપ્ત રીતે દ્યૂત ખેલે છે.

રાજપુત સામંતોના વીર્યથી અને દાસીઓના ગર્ભથી ઉત્પન્ન થયેલા માણસો જે પ્રકારે 'ગોલા' નામથી વિખ્યાત છે તે પ્રકારે રાણાના વીર્યથી અને દાસીઓના ગર્ભથી ઉત્પન્ન થયેલા માણસો 'દાસ' કહેવાય છે. આ દાસ લોકોને યદ્યપિ રાણાની તરફથી જીવનનિર્વાહને માટે જાગીર વગેરે સંપત્તિ મળે છે તો પણ તેમને કાંઇ સન્માનસૂચક પદ્વી મળતી નથી. ગોલા અને બસીમાં એટલો ભેદ છે કે ગોલા જન્મથી દાસ થયેલા હોય છે અને બસી પાછળથી પોતાની ઇચ્છાથી દાસ બનેલા હોય છે. ગોલા લોકો માત્ર ગોલી અર્થાત્ દાસીની સાથેજ લગ્ન કરી શકે છે. રાણાના વીર્યથી ઉત્પન્ન થયેલા દાસોને અત્યંત રંક રાજપુતો પણ પોતાની કન્યા આપવાનું પસંદ કરતા નથી. બસી લોકો પોતાના ભાગ્યનું પરિવર્તન થતાં દાસત્વમાંથી મુક્ત થઇ પુનઃ પોતાની વ્યક્તિગત સ્વાધીનતા પ્રાપ્ત કરી શકે છે, કિંતુ ગોલા લોકો તેમ કરવાની ઇચ્છા રાખતા નથી, કારણ કે તેમ કરવાથી પણ તેઓ પોતાની સ્થિતિ સુધારી શકતા નથી; કિંવા પોતાની સ્વાભાવિક ખોડ દૂર કરી શકતા નથી. તેઓ જન્મદોષથી રાજપુતોમાં કોઇ પણ પ્રકારે સન્માન પ્રાપ્ત કરી શકતા નથી કિંવા શુદ્ધ રાજપુત રક્તધારીઓની સાથે મિશ્રિત થઇ શકતા નથી. બસી લોકોને આવું કોઇ જન્મનું કલંક નથી. તેઓ વેચાયેલા દાસ હોવા છતાં પણ પોતાના સામાજિક આચાર વિચાર અને નીતિ રીતિ પાળી શકે છે. કિંતુ તેઓ સામંતની સમ્મતિ વિના સ્વાધીનતા ભોગવી શકતા નથી.

રાજવાડામાં એક બીજી શ્રેણીના દાસ થતા હતા. વિજાતીય શત્રુઓ વા લૂંટારાઓ દ્વારા પૂર્વે જે

* આ લોકો દ્વારા કર્નલ ટૅાડને પ્રથમ શ્રેણીના સામંતોના ઘણા સંદેશા પ્રાપ્ત થયા હતા.

લોકો બંદી થતા હતા તેમને જે રાજપુત સામંતો મુક્ત કરાવતા હતા તેમના તેઓ દાસ બની જતા હતા. આખી નાતોની નાતો, આ પ્રકારે વિપત્તિમાં સપડાવાથી પોતાના પ્રાણ, ધન, ધર્મ અને સન્માનની રક્ષાને અર્થે સ્વેચ્છાથી દાસ-દાસી બની જતી હતી. આવાં અનેક ઉદાહરણો જાણવામાં આવ્યાં છે. બિજોલી પ્રગણાના નિવાસીઓનો ઘણો ભાગ ત્યાંના પ્રમાર સામંતોના બસી તરિકે જીવનનિર્વાહ કરે છે. તે લોકો પ્રમાર સામંતોની આશ્રિત પ્રજા છે. મહારાણા યદ્યપિ સર્વના પ્રભુ છે, કિંતુ બસી લોકોની ઉપર તેમનો કાંઈ પણ અધિકાર નથી. બિજોલીના વર્તમાન સામંતના પૂર્વજ બાર પેઢી પૂર્વે આ બસી લોકોના સમુદાયની સાથે મેવાડમાં આવ્યા હતા. રાણાએ તેમનો પરમ આદરસત્કાર કર્યો અને તેમને મેવાડના સીમાંતપર અતિ ફળદ્રુપ પ્રદેશમાં એક મોટી જાગીર અર્પણ કરી.*

ગોલા લોકો જે પ્રકારે પોતાના ડાબા પગમાં દાસત્વના ચિહ્નસ્વરૂપે ચાંદીની કલ્લી પહેરે છે તે પ્રકારે બસી લોકોના મસ્તકપર દાસત્વનાં ચિહ્ન તરિકે એક વાળનો ગુચ્છો રહે છે. બસી શબ્દ, ગોલા શબ્દના જેવો અત્યંત અપમાનસૂચક નથી. 'બસ્તી' વસ્તી શબ્દપરથીજ બસી શબ્દની ઉત્પત્તિ થઇ છે. બસી શબ્દનો મૂળ અર્થ નિવાસી છે. પૂર્વે અનેક સામંતો અનેક કારણોથી પોતાની પૈતૃક ભૂમિનો ત્યાગ કરી પોતાના સમસ્ત અનુચરોની સાથે ભિન્ન ભિન્ન દેશોમાં જઈ નિવાસ કરતા હતા. ટોંક (રામપુરા)-ની નિકટના બસી નગરના નામની ઉત્પત્તિ આવાજ કારણથી થઇ છે. સોલંકી રાજે વિજાતીય આક્રમણથી પીડિત થઇ પોતાનાં પૈતૃક રાજ્ય ગુજરાતનો પરિત્યાગ કરીને ઉક્ત સ્થાનમાં વસ્તી સ્થાપન કરી હતી. તેના તાબાની સર્વ પ્રજા વિજાતીય શાસનમાં નિવાસ કરવો અનુચિત ધારી પોતાની ઇચ્છાથી પોતાના રાજાનુ અનુસરણ કરી ઉક્ત સ્થાનમા જઇ વસી હતી. બિજોલીની સ્થાપના પણ કદાચ આવીજ રીતે થઈ હશે. રાજપુતો કૃતજ્ઞતા દર્શાવવાને માટે ઘણીવાર કહે છે કે "હું આપનો બસી છુ. આપ મને દાસસ્વરૂપે વેચો તો હુ વેચાવાને તેયાર છું."×

**પરસ્પરમાં કલહ**—રાજપુત જાતિની જે સમયની અવસ્થાનું ચિત્ર અત્ર અંકિત કરવામાં આવે છે, જે સમયે રાણાની વ્યક્તિ ઉપરજ સર્વ પ્રજાનુ અવલંબન હતું, તે સમયે તેમની શત્રુઓપર વૈર લેવાની વૃત્તિ સ્વાભાવિક રીતે અત્યંત પ્રબલ થઇ ગઇ હતી. રાજપુત જાતિના પતનના સમયમાં પરસ્પરનો કલહ પરમ પ્રબલ થઇ ગયો હતો. જે પરસ્પરના કલહાગ્નિએ ભયાનક રીતે પ્રજ્વલિત થઇ ગત અર્ધ શતાબ્દીમાં મેવાડને પરમ શોચનીય દુર્દશામાં લાવી નાંખ્યુ છે અને જે પરસ્પરનો કલહ યદિ થોડા વખત વધુ રહેત તો મેવાડનો સંપૂર્ણ વિધ્વંસ કરી નાંખત. તે પરસ્પરના કલહનું કેટલુક વર્ણન અત્ર કરવામાં આવે છે, જે વાંચવાથી મેવાડની ગત અર્ધ શતાબ્દીની અવસ્થા પાઠકો સારી રીતે જાણી શકશે. સૌભાગ્યવશાત્ સાંપ્રતમાં ધીમે ધીમે શુભ સમય આવતો જાય છે અને આશા રહે છે કે થોડા સમયમાં રાજસ્થાનના પરમ રમણીય ઉદ્યાનસ્વરૂપ મેવાડ પુનઃ પૂર્વવત્ સુખશાન્તિ અને સૌંદર્ય પ્રાપ્ત કરશે.

મેવાડનો વિધ્વંસ થવામાં કાંઇ ત્રુટિ રહી નહોતી. ભયાનક હિંસક વ્યાઘ્રોએ અને જંગલી સુવ-

---

* ઉક્ત પ્રમાર કે જેમણે પોતાની સાથે બસી લોકોને લઇને મેવાડમાં આવી નિવાસ કર્યો હતો તેમણે તેમને અત્યાચારી તાતાર લોકોના હાથમાંથી બચાવીને, કે દુર્ભિક્ષના મુખમાંથી બચાવીને દાસપદ આપ્યું હતું, તે કહી શકાતું નથી. (જો રાજપુતોએ તેમને વશ કર્યા હોય તો 'બશી' શબ્દ યુક્ત છે અને 'નિવાસ'ના અર્થમાં તે શબ્દ વપરાયો હોય તો 'બસી' યુક્ત છે.)—**હિંદી અનુવાદક.**

× એક સમયે મહારાષ્ટ્રીય લોકોએ કેટલાક તરૂણ રાજપુત સામંતોને ખંડણી લેવાને માટે બંદીવાન કર્યા હતા. કર્નલ ટૉડે મધ્યસ્થ થઇને તેમને વિમુક્ત કર્યા. આ સામંતોમાં પુરાવત શાખાના નેતાનો કનિષ્ઠ ભ્રાતા પણ હતો. તેની માતા મૃત્યુશય્યાપર પડી હતી અને તેને જોવાને માટે અધીરી બની ગઇ હતી. તેઓ મુક્ત થઇને તરતજ માર્ગમાં પોતાની માતાનું દર્શન કરી શકત, પરંતુ તેમના હૃદયમાં કૃતજ્ઞતા એટલી બધી પ્રબળ થઇ ગઈ હતી કે તેઓ તેમ નહિ કરતાં પ્રથમ કર્નલ ટૉડની પાસે ગયા અને ગદ્ગદ્ કંઠે તેમને વારંવાર કહેવા લાગ્યા કે "હું આપનો રાજપુત, આપનો ગોલો અને આપનો બસી છું, આપ મને જે આજ્ઞા આપશો તેનું હું તત્કાલ પાલન કરીશ." કર્નલ ટૉડે તરતજ તેને, પુત્રવિરહથી પીડાતી તેની માતા પાસે મોકલી દીધો.

રોએ રાજધાની ઉદયપુરમાં નિવાસ કર્યો હતો. રાજપ્રાસાદના સુંદર ઓરડાઓમાં ગીધો નિર્ભયતાપૂર્વક રહેવા લાગ્યાં હતાં. જે મહાલયના વિસ્તૃત આંગણામાં સામંતો પોતપોતાની સેનાસહિત એકત્રિત થઇ તેની શોભામાં અત્યંત વૃદ્ધિ કરતા હતા, તેજ આંગણું ઘાસથી આચ્છાદિત થઇ ગયું હતું અને 'સો રાજાના વંશજ' (મહારાણા) તે ઘાસવાળા આંગણાના એક નાના સરખા પગ રસ્તાથી પોતાના મહાલયમાં પ્રવિષ્ટ થતા હતા. આ ચિત્ર અત્યંત હૃદયભેદક છે. અને સ્વદેશહિતૈષી લોકો મેવાડની આ શોચનીય દુર્દશાના સ્મરણથી અવશ્ય દુઃખિત થશે. રાજપુત જાતિના આવા પતનનું એક પ્રધાન કારણ પરસ્પરનો કલહજ છે.

રાજવાડાના પ્રત્યેક રાજ્યમાં વેર લેવાની વૃત્તિ અધિક પ્રબળ છે. પ્રત્યેક રાજપુત આ વૃત્તિનો દાસ છે. કોઇ માણસ એક રાજપુતનું યત્કિંચિત્ અપમાન કરે વા તેને લવલેશ પણ હાનિ કરે અને જો તે તેનાપર વૈર ન લે, તો તેની તરફ રાજપુત સમાજ ઘૃણાની દ્રષ્ટિથી જુએ છે. જે દેશની સરકાર વ્યક્તિગત અત્યાચાર અને સ્વેચ્છાચારનું દમન કરવાને અશક્ત હોય છે તે દેશના લોકો નિર્ભયતાપૂર્વક સ્વચ્છંદી આચરણ કરે છે. રાજપુત રાજ્યોમાં આવોજ પ્રકાર જોવામાં આવે છે. રાજપુતોની વૈર લેવાની વૃત્તિ એટલી બધી પ્રબળ હોય છે કે, બે ભિન્ન વંશો વા શાખાઓની વચ્ચે કોઈ કારણથી વૈર ઉપસ્થિત થાય છે તો અનેક પેઢીઓ સુધી તે વૈર સતત ચાલુ રહે છે. જ્યાં સુધી તે ઝગડો સર્વથા નિવૃત્ત થાય નહિ ત્યાં સુધી તલવાર મ્યાન કરવામાં તેઓ અનિવાર્ય કલંક માને છે. સૅક્ષન લોકો કરતાં રાજપુતો માનની રક્ષા અધિક દીર્ઘ કાળથી કરતા આવ્યા છે. પ્રાચીન સૅક્ષન લોકોમાં એવો કાયદો પ્રચલિત હતો કે, યદિ કોઇ માણુસ કોઇના શરીરનું એકાદ અંગ નષ્ટ કરતો તો તેને દ્રવ્યનો દંડ કરવામાં આવતો હતો. આંગળી, અંગુઠો વગેરે પ્રત્યેક અવયવનુ મૂલ્ય નિશ્ચિત કરવામાં આવ્યું હતું.* પરંતુ વીર રાજપુતો રક્તને માટે રક્તજ લે છે. જે રાજા અન્યને 'મુંડ કાટિ' લેવાની ફરજ પાડે છે તે પ્રતાપશાળી ગણાય છે.§

માત્ર એક ઉપાયદ્વારાજ આ ભયંકર કલહ નિવૃત્ત થઇ શકે એમ છે. પરંતુ તે ઉપાયને રાજપુતો ઘૃણિત સમજે છે. બે જણની વચ્ચે વિવાદ થતાં જે માણસને હાનિ થઈ હોય તે પોતાની ખુશીથી ક્ષમા કરે અથવા નુકસાન કરનાર માણસ પોતાના પ્રતિપક્ષની ક્ષમા માગે તો તેમની શત્રુતા નિવૃત્ત થઇ જાય છે. પ્રત્યેક પક્ષને માટે આ અવસ્થા ઘણી કસોટી ભરેલી હતી. તો પણ આવી ઘટના કાંઇ છેક બનતી નહોતી એમ નહોતું. આ પ્રકારે એકવાર વૈરનું શમન થયા પછી જો કોઈ પુનઃ કલહ ઉપસ્થિત કરતો, તો સમાજમાં તેની ભારે નિંદા થતી. પરંતુ હાલના પતિત સમયમાં પુનઃ કલહ ઉપસ્થિત થવાનાં દ્રષ્ટાંતો પણ દ્રષ્ટિગોચર થાય છે.

અમે આગળ જણાવી ગયા છીએ કે શાહપુરાના રાજા, મહારાણાના વંશમાં ઉત્પન્ન થયા હતા અને તેઓ મેવાડમાં એક મહાબળવાન પુરૂષ હતા. એક સમયે આ શાહપુરાના ઉમેદસિંહ નામક અધિપતિની સાથે અમરગઢના ભૂમીઆ સ્વામી રાણાવત્ સામંતને કલહ ઉપસ્થિત થયો. શાહપુરાધીશ્વર કેવલ રાણાની આપેલી ભૂમિનાજ અધિપતિ નહોતા, કિંતુ દિલ્હીના સમ્રાટે આપેલો એક બીજો પ્રદેશ પણ તેમની પાસે હતો. તે સમયે વાણિજ્ય કર શિવાયની તે ઉભય દેશોની વાર્ષિક ઉપજ દશ લાખ રૂપિયાની હતી. તેમણે મેવાડનો જે મંડલગઢ નામક પ્રદેશ રાણાની પાસેથી પ્રાપ્ત કર્યો હતો તે પ્રદેશમાં તેમના શત્રુનો પણ અધિકાર હતો. ઉભયની ભૂમિ સંયુક્ત અને મિશ્રિત હોવાથી તેમની વચ્ચે સદા વિવાદ, ધમકી અને ક્વચિત્ ક્વચિત્ યુદ્ધ પણ થતું હતું. તેમના કૃષિકારો સુદ્ધાં આ વિવાદમાં ભાગ લઈ રક્તપાત કરતા હતા.

* (Turner's Anglo-saxons. Vol, II P. 133).

§ પરિશિષ્ટ અંક ૧૮ જુઓ. ઍંગ્લોસૅક્ષન લોકો અંગને થયેલી હાનિ પૂર્ણ કરવાને માટે દંડ કરતા હતા તે પ્રમાણે હિંદુ લોકોમાં પણ દંડવિધિ પ્રચલિત હતો. હિંદુઓનો દંડવિધિ ઍંગ્લોસૅક્ષન લોકો કરતાં દીર્ઘ કાળથી પ્રચલિત છે. મનુસ્મૃતિમાં બ્રહ્મહત્યાથી લઇને કુતરાની હત્યા સુધીનો દંડ તથા પ્રાયશ્ચિત્ત નિર્દિષ્ટ કરવામાં આવ્યું છે. પાઠકો 'શબ્દ કલ્પદ્રુમ'માં પ્રાયશ્ચિત્ત શબ્દનો અર્થ જોશે તો તેઓ પુષ્કળ હકિકત પ્રાપ્ત કરી શકશે. સ્થળ સંકોચને લીધે અમે તે અત્ર ઉદ્ધૃત કરતા નથી.

દિલાલ નામનો તે ભૂમીઆ સરદાર શાહપુરાપતિ કરતાં અલ્પ શક્તિશાળી હતો. તે માત્ર દશ ગામનો સ્વામી હતો અને તેની વાર્ષિક ઉપજ ૧૨૦૦૦) રૂપિયા કરતાં કાંઇક વિશેષ હતી. કિંતુ પોતાની સમસ્ત પ્રજાનું ન્યાયપૂર્વક શાસન કરવાથી તે અત્યંત લોકપ્રિય થઈ પડયો હતો અને તેના સ્વજાતીય બંધુઓ તેને માટે શમશેર ધારણ કરવાને સદા તત્પર રહેતા હતા. એક ડુંગરી ઉપર દિલાલનો દુર્ગ સ્થિત હતો અને પશ્ચિમ તરફ મુખ ધરાવનાર તે ઉચ્ચ કિલ્લાની ઉપર કેટલીક તોપો તૈયાર રાખવામાં આવી હતી. દુર્ગની ચોતરફ ગહન વન આવેલું છે અને માત્ર બે ત્રણ માર્ગોથીજ દુર્ગમાં પ્રવેશ કરી શકાય છે. તેથી કોઇ પણ શત્રુ સહસા આક્રમણ કરી તેમાં પ્રવિષ્ટ થઇ શકતો નથી. આ કારણથી તેનો પ્રબળ શત્રુ શાહપુરાપતિ રણક્ષેત્રમાં એક સહસ્ર યોદ્ધાઓ ઉપસ્થિત કરી શકતો હતો તે છતાં પણ દિલાલ નિર્ભયતાપૂર્વક પોતાના દુર્ગમાં રહી શકતો હતો; કોઇ કોઇ સમયે ઉભયની વચ્ચે ભયંકર વિવાદાગ્નિ પ્રજ્વલિત થતો હતો અને તેથી તેઓ ક્ષીણબલ થઇ જતા હતા. શાહપુરાપતિના ગ્રામોમાં દુર્ગ નહિ હોવાથી દિલાલ સુગમ રીતે પોતાની વૈરવૃત્તિ તૃપ્ત કરી શકતો હતો. તે કોઇ કોઇ સમયે શાહપુરાપતિનાં ગામોમાં પ્રવેશ કરી પશુઓ લઇ જતો હતો તથા ધનવાન પ્રજાજનોને બદી કરીને અમરગઢના ભયંકર કારાગૃહમાં તેમને પૂરતો હતો. આ લોકો જ્યારે તેને પુષ્કળ દ્રવ્ય આપતા ત્યારેજ તેઓ કારાગૃહમાંથી વિમુક્ત થઇ શકતા હતા. આ સતત ચાલતા વિવાદથી ઉભય પક્ષના કૃષિકારોને પુષ્કળ હાનિ થતી હતી. કૃષિકાર્ય સર્વથા બંધ પડી ગયુ હતું અને શાહપુરાપતિ ઉમેદસિંહની મંડલગઢની અર્ધી પ્રજા પોતાના પ્રાણ બચાવવાને માટે અન્યત્ર નાસી ગઇ હતી. શાહપુરાના અધીશ્વર કરતાં દિલાલ પોતાની પ્રજાને વિશેષ પ્રિય હતો. શાહપુરાપતિ પોતાની પ્રજા પ્રત્યે સ્વછંદી વર્તન રાખવાથી અત્યંત અપ્રિય થઇ પડયો હતો અને સર્વ ભૂમીઆ લોકો તેનાપર અત્યંત રૂષ્ટ થયા હતા. શાહપુરાધીશ્વરની પ્રજા 'બરછી દુહાઇ'* નામનો કર આપી આપીને અત્યંત કંટાળી ગઇ હતી.

શાહપુરાનો રાજા એક અસ્થિરચિત્તનો અને કઠોરહૃદયનો પુરુષ હતો. એક વખત તેણે પોતાના પુત્રપર અત્યત ક્રુદ્ધ થઇને તેની કમ્મરે દોરડું બાંધી તેને શાહપુરાના દેવાલયમાં લટકાવી દીધો હતો અને તેની માતાને બોલાવીને તેને આ હૃદયભેદક દૃશ્ય દર્શાવ્યું હતું. તે અશ્વ કિંવા શીઘ્રગામી ઊંટપર આરૂઢ થઇને સદા એકલો ઇતસ્તતઃ ભ્રમણ કર્યા કરતો હતો. કોઇ કોઇવાર તો અનેક દિવસો પર્યત તેનો કાંઇ પત્તો લાગતો નહોતો. એક દિવસ રાજા ઉમેદ આ પ્રમાણે એકલો ભ્રમણ કરતો કરતો પોતાના શત્રુ દિલાલના અમરગઢમાં પહોંચી ગયો અને દૈવયોગે તે દિલાલની દ્રષ્ટિએ પડયો. આ સમયે ઉમેદ એક ઉચ્ચ શ્રેણીના સામંતની દયાને આધીન હતો. પરંતુ તે સામંતે તેની સાથે કાંઈ પણ શત્રુતા ભરેલું આચરણ કર્યુ નહિ. તે તેને વિનય તથા નમ્રતાપૂર્વક પ્રણામ કરીને પોતાના મહાલયમાં લઇ ગયો. ત્યાં તેણે રાજપદોચિત સન્માનસહિત તેનો આતિથ્યસત્કાર કર્યો. ઉભયે 'મનવાર પ્યાલો'§ પી પરમાનંદસહિત સાથે બેસી ભોજન કર્યું અને પરસ્પરની શત્રુતા સદાને માટે છોડી દેવાની પ્રતિજ્ઞા કરી.

રાજા ઉમેદ અને સામંત દિલાલની વચ્ચેની શત્રુતા આ રીતે શાંત થયા પછી ઉભયને રાણાદ્વારા ઉદયપુરની રાજસભામાં બોલાવવામાં આવ્યા. રાણાની સાથે મુલાકાત થયા પછી રાજા ઉમેદસિંહે દિલાલને પોતાને ઘેર આવવાને નિમંત્રણ કર્યું. દિલાલે આ આમંત્રણનો સ્વીકાર કર્યો અને પોતાની સાથે વીસ અશ્વારોહીઓ તથા આવશ્યક દ્રવ્યાદિ સામગ્રી લઇ રાજાની સાથે શાહપુરા તરફ પ્રયાણ કર્યું. રાજા ઉમેદે સામંત દિલાલને પોતાની રાજધાનીમાં લઇ જઈ ઉત્તમ પ્રકારે તેનું આદરાતિથ્ય કર્યું.

* જે સમયે મેવાડમાં ચોતરફ અરાજકતા, અત્યાચાર અને લૂંટફાટ પ્રબલ થઇ ગઇ હતી, તે સમયે લૂંટારા લોકો પ્રજાને અત્યંત દુઃખ દેતા હતા. તેઓ અસહાય લોકોનાં વક્ષઃસ્થળપર બરછી મૂકી તેમને મારી નાંખવાની ધમકી આપી તેમની પાસેથી દ્રવ્ય લેતા હતા. વક્ષઃસ્થળપર બરછી મૂકાતાં લોકો 'દુહાઇ' દઇને મુક્ત થવાની ઇચ્છા રાખતા હતા. તેથીજ તેને 'બરછી દુહાઈ' કહેવામાં આવે છે. લૂંટારાઓના હાથમાંથી ધાન્યની રક્ષા કરવાને માટે પણ પ્રજા 'બરછી દુહાઈ' આપતી હતી.

§ અતિથિસન્માનાર્થે પીવામાં આવતો કસુંબાનો પ્યાલો.

તેના પ્રત્યે સારો સ્નેહ દર્શાવી ઉમેદે તેની સાથે બેસી ભોજન કર્યું.§ વળી હિલાલને પ્રસન્ન કરવાને માટે ઉમેદે નાચરંગ પણ પુષ્કળ કરાવ્યો. પૂર્વની શત્રુતા સદાને માટે વિસ્મૃત કરવાને શપથ લેવાના ઉદ્દેશથી ઉભય દેવમંદિરમાં ગયા. પરંતુ હિલાલ પગથીઆપર ચઢ્યો કે તરતજ તેનું મસ્તક ધડથી પૃથક્ થઈ ગયું ! તેના રક્તથી મંદિર રંગાઈ ગયુ. પરમ નિષ્ઠુર, કાયર અને આતિથ્ય-ધર્મનો ભંગ કરનાર ઉમેદ માત્ર હિલાલનો શિરચ્છેદ કરીનેજ શાંત થયો નહિ, પરંતુ તેણે તેના શરીરપરના સર્વ આભૂષણો પણ ઉતારી લીધાં અને પોતાની પાપી વૈરવૃત્તિ શાંત કરવાને માટે તેણે અત્યંત હલકાં દુર્વચનો કહી તે કપાયેલા શિરપર લત્તાપ્રહાર કર્યો. હિલાલના પુત્રે જ્યારે વિશ્વાસઘાતી ઉમેદ દ્વારા પોતાના પિતાનું ભયંકર રીતે ખુન થયાના વર્તમાન સાભળ્યા ત્યારે તેણે તત્કાળ વૈર લેવાને માટે પોતાની સેના સજ્જ કરી. હવે પૂર્વવત્ ભયંકર ઉપદ્રવ અને અત્યાચારનો પ્રવાહ પુનઃ વહેવા લાગ્યો. રાણા આ સમાચાર સાંભળી શાંતિસ્થાપન અને દુષ્ટનું દમન કરવાને તથા હિલાલના પુત્રને થયેલી હાનિ પૂર્ણ કરવાને માટે મધ્યસ્થ થયા. રાજા ઉમેદે હિલાલના અલંકારો, દ્રવ્ય અને અશ્વો વગેરે જે જે વસ્તુઓ લઈ લીધી હતી તે સર્વ રાણાએ પાછી અપાવી દીધી અને તેનાં પાંચ ગામો મુડકાટિ તરિકે હિલાલના પુત્રને અપાવ્યાં તથા મંડલગઢનાં શેષ ગામો રાણાએ પોતાના અધિકારમાં લઇ લીધાં.

આરજા તથા શિવગઢના સામંતોએ પોતાની વૈરવૃત્તિ તૃપ્ત કરવાને માટે જે પૈશાચિક કાર્યો કર્યા હતાં તેનું વિસ્તૃત વર્ણન અન્ય સ્થળે કરવામાં આવ્યું છે. આવાં શતાવધિ દ્રષ્ટાંતો આપી શકાય એમ છે. સ્પષ્ટ રીતે પોતાના અપરાધનો સ્વીકાર કરી, ક્ષમા માગી તથા શત્રુના પુત્રની સાથે પોતાની કન્યાના વિવાહ કરીને પણ રાજપુતો પરસ્પરના કલહની નિવૃત્તિ કરે છે: અને મિત્રભાવથી મુલાકાત કરી શત્રુતા છોડી દેવાની પ્રતિજ્ઞા કરવા કરતાં આ ઉપાય ઉત્તમ છે.+

સીમાને માટે પણ સામંતોમાં સદા વિવાદ અને કલહની ઉત્પત્તિ થયા કરતી હતી. જેસલમીર અને બીકાનેરની સીમાપર વસતા સામંતોની વચ્ચે કોઇ કોઇવાર એવો પ્રબલ કલહ ઉપસ્થિત થતો હતો કે અંતે ઉભય રાજ્યોના અધીશ્વરોને યુદ્ધ કરવાની ફરજ પડતી હતી. યદ્યપિ રાજપુત જાતિના હૃદયમાં વૈર-વૃત્તિ અદ્યાપિ જાગૃત છે, તો પણ હવે સમયના પ્રભાવથી તે અગાઉના જેવી સંહારક મૂર્તિ ધારણ કરતી નથી. સીમાસંબંધી કલહ હવે સર્વથા નિવૃત્ત થઈ ગયા છે અને કેવળ રાજવાડામાંજ નહિ, પરંતુ ભારતવર્ષનાં સમસ્ત દેશી રાજ્યોમાં શાન્તિ સ્થાપિત થઇ ગઇ છે.

**રાજપુત પ્રધાનો વા મંત્રીઓ**—રાજવાડાના સામંતો રાજાઓની કઇ કઇ આજ્ઞાઓનું પાલન કરવાને બંધાયેલા છે અને તેઓ રાજસભામાં કેટલા સમય પર્યંત રહીને શું શું કાર્યો કરે છે તે સંબંધે યોગ્ય સ્થાને વર્ણન કરવામાં આવ્યું છે. સામંતો સીમાની રક્ષામાં નિયુક્ત થાય વા રાજાની આજ્ઞાનુસાર પોતાના નગરમાં રહે તે સિવાયના સમયમાં તેઓ સપરિવાર રાજધાનીમાં રહેવાને બંધાયલા છે. પૂરા બાર માસ પર્યંત કોઇ પણ સામંતને રાજધાનીમાં રહેવું પડતું નથી. પ્રત્યેક શાખાના કેટલાક સામંતો

§ એકત્ર બેસીને ભોજન કરવું એ રાજપુત જાતિમા ગાઢી મિત્રતાનું ચિહ્ન ગણાય છે.

+ પાઠકો પૂર્વે બૂંદીના યુવરાજે મહારાણા ભીમસિંહના પિતાની કરેલી હત્યાનું વર્ણન વાંચી ગયા છે. કેવલ વૈરવૃત્તિ શાંત કરવાને માટેજ બુંદીના યુવરાજે મૃગયાસ્થાનમાં ભયંકર રીતે રાણાના પ્રાણ લીધા હતા. બુંદીના યુવરાજનો અપરાધ ક્ષમા કરવા યોગ્ય નહોતો. તે સમયે યદિ મૃત રાણાના બંને પુત્રો તરૂણ હોત અને મેવાડના અવસ્થા અત્યંત શોચનીય ન હોત તો હત્યા કરનારને અવશ્ય ઉચિત દંડ મળ્યોજ હોત. કર્નલ ટૉડ આ સંબંધે જે કાંઇ લખી ગયા છે તે પરથી પ્રતીત થાય છે કે હત્યાકારી વિષ્ણુસિંહે ઉભય રાજવંશોની વચ્ચે પ્રજ્વલિત થયેલા વિવાદાગ્નિને શાંત કરવાને માટે પુષ્કળ પ્રયત્ન કર્યો હતો. તેના ઘરમાં યદિ કન્યા હોત તો તે મહારાણા ભીમસિંહને અર્પણ કરીને તે વૈરભાવને દૂર કરત, અંતે તેણે કર્નલ ટૉડની સાથે ગુપ્ત વેષે જઇને મેવાડાધિપતિ પાસે ક્ષમા માગવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. કિંતુ ગુપ્ત વેષમાં હોય તે સમયે કોઇ રાજપુત કદાચ તેનો સંહાર કરી દે, એવા ભયથી કર્નલ ટૉડ તેને લઇ જવાનું સાહસ કરી શકયા નહિ. મહારાણા ભીમસિંહ ઉદાર અને ઉચ્ચ મનોવૃત્તિના હતા તેથી જો તે તેમની પાસે ક્ષમા માગત તો અવશ્ય તેઓ તેનો અપરાધ માફ કરત.

પોતાના નિયમિત સંખ્યાના સૈનિકો અને અનુચરોસહિત રાજધાનીમાં રાજકાર્ય કરે છે. આ ઉત્તમ નિયમને લીધે ઉદયપુરની રાજસભા સદા સામંતોથી પૂર્ણ રહે છે. મેવાડમાં ઉચ્ચ શ્રેણીના સામંતો ખાસ હકો અને સ્વાધીનતા, અધિક ભોગવે છે. રાજવાડાનાં અન્યાન્ય રાજ્યોના સામંતો જેટલા શૃંખલાબદ્ધ હોય છે તેટલા મેવાડના ઉચ્ચ શ્રેણીના સામંતો પરિબદ્ધ નથી. મેવાડના પ્રધાન સામંતો માત્ર વિશેષ મહત્વના મહોત્સવપ્રસંગેજ પોતાની સેનાસહિત રાજધાનીમાં જાય છે. એકાદ રાજકીય પ્રશ્ન ઉપસ્થિત થતાં મેવાડના સમસ્ત સામંતો એકત્રિત થઇ તે વિષે ચર્ચા કરે છે અને તે વિષે પોતપોતાનો અભિપ્રાય પ્રદર્શિત કરે છે. રાણા, સામંતોનો અભિપ્રાય લીધા વિના કોઈ પણ રાજકીય કાર્ય કરી શકતા નથી. એકાદ રાજકીય પ્રશ્ન ઉપસ્થિત થતાં તેપર પોતાનો અભિપ્રાય પ્રદર્શિત કરવાને તથા કોઇ વિદેશી રાજદૂતનું આગમન થતાં તેનો સત્કાર કરવાને માટે, સામંતોને રાજધાનીમાં આવવાની ફરજ હોવાથી રાણા તેમને એક રાજકર્મચારીની સાથે નિમંત્રણપત્ર મોકલીને તેડાવે છે. પ્રધાન પર્વના ઉત્સવપ્રસંગે 'ત્રિપોલિયા'થી ત્રણવાર નિયત સમયે નગારૂં વગાડવામાં આવે છે. ત્રીજીવારનો નગારાનો નાદ સાંભળીને તરતજ સામંતો પોતપોતાના ભુવનમાંથી બહાર નીકળી રાણાને જઇ મળે છે.

સામંતો જે સમયે રાજધાનીમાં સ્થિતિ કરે છે તે સમયે તેમને દર અઠવાડીએ એક એક દિવસ પોતપોતાના અનુચરોસહિત સભાગૃહ અને રાજપ્રાસાદની રક્ષા કરવાને રહેવું પડે છે. સામંત પોતાના અનુચરોસહિત પ્રાસાદની સન્મુખ આવેલા આંગણામાં આવીને ઉભા રહે છે એટલે, મહારાણા આવી તેમના અભિનંદનનો સ્વીકાર કરે છે. તત્પશ્ચાત્ સામંત પોતાના અનુચરોસહિત મોટા દરીખાનામાં અર્થાત્ સભામંડપમાં પ્રવિષ્ટ થાય છે. ત્યાં તેમને માટે અગાઉથીજ મોટો ગાલીચો પાથરી મૂકેલો હોય છે. ભોજનસમયે મહારાણા ઉક્ત સામંતને આમંત્રણ કરે છે એટલે તે §રસોડામાં જઇ તેમની સાથે ભોજન કરે છે. તે રાત્રે તે સામંત રાજપ્રાસાદમાંજ શયન કરે છે અને બીજે દિવસે પ્રાતઃકાળમાં આગલા દિવસની પેઠે મહારાણાને સન્માન આપીને વિદાય થાય છે. યદિ કોઈ કારણથી મહારાણા સામંતોને બોલાવે તો તેઓ શીઘ્ર તેમની સમક્ષ હાજર થાય છે. સામંતોની પદમર્યાદા અનુસાર તેમનાપર ' રૂકબા ' અર્થાત્ આમંત્રણ પત્રિકા મોકલવામાં આવે છે. આ આમંત્રણ પત્રિકાઓ મહારાણાનો ખાનગી મંત્રી પોતાના હાથથી લખીને તેપર મહારાણાના નામની મહોર અંકિત કરે છે, અને તેને બંધ કરીને તેપર મહારાણાની ખાનગી વીંટીની છાપ મારે છે.

રાજવાડાનાં સમસ્ત રાજ્યોમાં સામંતોમાં જે સર્વથી ચતુર, બહાદુર, સાહસિક, બુદ્ધિમાન અને ષડ્યંત્રકુશલ હોય તેજ રાજાનું મન પ્રસન્ન કરીને તેના મંત્રીપદપર અભિષિક્ત થઇ જાય છે. રાજા તેને અત્યંત વશીભૂત થઇને તેની ઇચ્છા અને આકાંક્ષા અનુસાર તેને મંત્રીપદ અર્પણ કરે છે. પરંતુ તે રાજપુત મંત્રી દિવાની શાસનવિભાગમાં કોઇ પણ પ્રકારે હસ્તક્ષેપ કરી શકતો નથી. એ વિભાગને માટે એક ખાસ મંત્રી રાખેલો હોય છે અને તેજ તે વિભાગને લગતાં સમસ્ત કાર્યો કરે છે. છતાં તે ઉભય મંત્રીઓ સાથે મળીનેજ રાજકાર્ય કરે છે. રાજપુત મંત્રી દેશના યુદ્ધવિભાગનો અમાત્ય ગણાય છે. સર્વ સામંતોનો શાસનભાર પણ તેના હાથમાં સોંપવામાં આવેલો હોય છે. દિવાની વિભાગના મંત્રીપદપર રાજપુત જાતિના કોઇ પણ પુરૂષને નિયુક્ત કરવામાં આવતો નથી. દેશભેદને લીધે મંત્રીઓની ઉપાધિઓ પણ ભિન્નભિન્ન હોય છે. મેવાડમાં મંત્રીને 'ભંજગડ' કહેવામાં આવે છે. જોધપુરમાં 'પ્રધાન' કહેવામાં આવે છે, જયપુરમાં 'મુસાહિબ' (દિલ્હીના સમ્રાટ્ની પેઠે જયપુરના મહારાજાએ પોતાના રાજકર્મચારીઓનાં નામ યાવની ભાષામાં રાખ્યાં છે), તથા કોટામાં 'કિલ્લેદાર' અને 'દીવાન' કહેવામાં આવે છે. યુદ્ધવિભાગનો રાજપુત અમાત્ય પોતાના ગુણોથી અધીશ્વરને વશીભૂત કરીને રાજ્યમાં સર્વપ્રધાન શક્તિશાળી પુરૂષ બની જાય છે. પ્રજા તેનો આશ્રય ગ્રહણ કરી તેના દ્વારાજ પોતાના રાજાપર સર્વ

§ રસોડું એક નાના સરખા દુર્ગસમાન હોય છે. તેમાં પૃથક્ પૃથક્ ભોજનાલય હોય છે. આ રસોડામાં પ્રતિદિન સાતસેં માણસો જમી શકે એટલું ભોજન રંધાય છે. તે સિવાય રાણાના દાસ દાસીઓને માટેનું ભોજન જુદું તૈયાર થાય છે.

પ્રાર્થના મોકલે છે, કારણ કે તેની ભલામણથી સફલતા મળવાનો પૂર્ણ સંભવ હોય છે. રાજપુત મંત્રી સેનાના નાના મોટા સર્વ અમલદારોપર સત્તા ધરાવે છે.

રાજવાડાનાં કેટલાંક રાજ્યોમાં વંશપરંપરાગત મંત્રીત્વ આપવાની પ્રથા પ્રચલિત હતી. પરંતુ બ્રિટિશ શાસને તેનો પ્રતિબંધ કર્યો છે. ભારતવર્ષનાં સમસ્ત પ્રધાન દેશી રાજ્યોના મુખ્ય મંત્રીના પદપર હવે રાજાઓ પોતાની ઇચ્છાનુસાર કોઇ પણ પુરુષને નિયુક્ત કરી શકતા નથી. સાંપ્રતમાં દેશી રાજાઓને કોઇ પુરુષને મંત્રીપદપર નિયુક્ત કરવાની ઇચ્છા હોય, તો તેઓ સ્થાનિક પોલિટિકલ એજંટને તે બાબત જણાવે છે. પોલિટિકલ એજંટ તે બાબત પોતાના અભિપ્રાયસહિત નામદાર ગવર્નર જનરલને જણાવે છે અને જો તેઓ તે પ્રત્યે પોતાની સમ્મતિ દર્શાવે તોજ તે પુરુષને નિયુક્ત કરવામાં આવે છે, નહિ તો નહિ. એક મંત્રી સદાને માટે કોઇ રાજાના તાબામાં રહેતો નથી. વાસ્તવમાં મંત્રીગણ પોલિટિકલ એજંટની આજ્ઞામાં રહે, એવી વ્યવસ્થા હાલ કરવામાં આવી છે પરંતુ પૂર્વે એથી સર્વ પ્રકાર ભિન્ન હતો. એક મંત્રીનું મૃત્યુ થતા તેના પદપર તેના પુત્રને નિયુક્ત કરવામાં આવતો હતો. મેવાડના ઇતિહાસપરથી આ વાત સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. ભારતવર્ષનાં અન્યાન્ય રાજ્યોમાં જે પ્રકારે મંત્રીઓ પોતાના રાજાના જીવનનો નાશ કરીને પોતાના શિરપર રાજમુકુટ ધારણ કરી ગયા છે તેમ રાજવાડામાં બનતું નથી. રાજવાડાના મંત્રીઓ રાજાસમાન પ્રભુતાયુક્ત હોવા છતાં પણ તેઓ કદિ સિંહાસનપર અભિષિક્ત થયા નથી.

જે સમયે મેવાડેશ્વરે સર્વથી પ્રથમ બ્રિટિશ સરકારની સાથે સંધિ કરી, તે સમયે રાણાના દૂતોએ અંગ્રેજ પ્રતિનિધિ સમક્ષ એવી અભિલાષા પ્રકટ કરી હતી કે "મેવાડના યુદ્ધવિભાગના મંત્રીપદપર જે પ્રકારે સલુમ્બરના સામંત અનાદિથી નિયુક્ત થતા આવ્યા છે તે પ્રકારે તેઓજ સદા વંશપરંપરાની રીતિથી તે પદપર નિયુક્ત થતા રહે, એવો એક નિયમ સંધિપત્રમાં લખવાની જરૂર છે." સલુમ્બરના સામંતોએ અપૂર્વ વીરત્વ, સાહસ તથા યોગ્યતા દર્શાવી છે, પરંતુ તેમનેજ સદા વંશપરંપરાની પ્રણાલિથી મેવાડના મંત્રીપદપર નિયુક્ત કરવામાં આવવાથીજ મેવાડનો વિધ્વંસ થયો હતો. તેમને લીધેજ મેવાડમાં વિદ્રોહાગ્નિ પ્રસરી રહ્યો હતો.

જે રાજદૂતે આ પ્રસ્તાવ રજુ કર્યો હતો, તે સલુમ્બરના સામંતના પિતાના કાકા હતા. તે સમયે સલુમ્બરના સામંત સગીર વયના હતા તેથી ઉક્ત રાજદૂતજ પોતાના બંધુના પૌત્રના વાલી તરિકે સર્વ કાર્યભાર વહન કરતો હતો. તેણે ત્રીસ વર્ષ પર્યંત મેવાડની પ્રત્યેક રાજકીય ઘટનામાં ભાગ લઇ રાણાની સભામાં મહાન પ્રભુત્વ પ્રાપ્ત કર્યું હતું. અનુમાન કરી શકાય છે કે, ઉક્ત રાજદૂતે મરણ પર્યંત પોતાનું સામર્થ્ય અને પ્રભુત્વ અટળ રાખવાને માટે ઉક્ત પ્રસ્તાવ રજુ કર્યો હતો. વળી તે પોતાના બંધુના સગીર પૌત્રને કુટિલ રાજનીતિ અને ષડ્યંત્ર રચનાની શિક્ષા આપતો હતો. રાણાને પણ તેના પ્રબલ અંકુશમાં રહેવું પડતું હતું. સમયના પરિવર્તનની સાથે પ્રબલ પ્રતાપશાળી સલુમ્બરના એ સામંતના ગ્રાસમાંથી મહારાણાની મુક્તિ થઇ હતી. બ્રિટિશ સરકારે, સંધિ થયા પછી તરતજ આ ષડ્યંત્રજાલનો વિસ્તાર કરનાર સામંતોનો પ્રતાપ અને પ્રભુત્વ સર્વથા નષ્ટ કરી દીધાં હતાં.

હિંદુકુલસૂર્ય મહારાણા જે સમયે કાંઈ કારણથી રાજધાની છોડીને બહાર જાય છે, તે સમયે સલુમ્બરના સામંતના હાથમાંજ નગરનું શાસન અને પ્રાસાદની રક્ષાનો ભાર સોંપવામાં આવે છે. મહારાણાની કમ્મરે શમશેર ધારણ કરાવવાની ક્રિયા પણ સલુમ્બરના સામંતજ કરે છે અને જ્યારે તેમનો અભિષેક થાય છે ત્યારે રાજટીકા પણ તેઓજ કરે છે. તેઓ રાણાના જમણા હાથપર ચાલે છે. યુદ્ધપ્રસંગે પણ સેનાના અગ્ર ભાગે તેઓજ ચાલે છે અને જ્યારે કોઇ વિદેશી રાજધાનીપર આક્રમણ કરે ત્યારે તેઓજ સૂર્યપુર અને તેના દુર્ગની રક્ષા કરતા હતા. અને એ દુર્ગના એક મનોહર મહેલમાં સલુમ્બરના સામંત સપરિવાર રહેતા હતા; જે મહેલ વર્તમાન સમયમાં નષ્ટપ્રાય થઇ ગયો છે.

કર્નલ ટૉડના સમયમાં સલુમ્બરના સામંતના પદપર પદ્મસિંહ પ્રતિષ્ઠિત હતા; તેઓ કર્નલ ટૉડના પરમ પ્રિય મિત્ર હતા. એ પદ્મસિંહની માતા પરમ બુદ્ધિમાન હતાં. પદ્મસિંહ જ્યારે કોઇ કારણસર

રાજધાનીમાં જતા ત્યારે તેઓ કર્નલ ટૅાડના મકાનમાં જઇ તેમના ગ્રંથોનું નિરીક્ષણ કરતા, તેમજ તેમની સાથે મૃગયાદિ વિષયોમાં પ્રવૃત્ત થતા હતા. તેઓ એક અદ્વિતીય અશ્વારોહી હતા. તેમની માતા પોતાના પુત્રના હિત પ્રત્યે તીક્ષ્ણ દ્રષ્ટિ રાખવાને માટે થોડા થોડા સમયને અંતરે કર્નલ ટૅાડપર મોટા મોટા પત્ર લખતાં હતાં. પદ્મસિંહના એક પૂર્વજે રાણાની સામે વિદ્રોહ કરીને એક બીજા મનુષ્યને મેવાડના અધીશ્વર તરિકે અભિષિક્ત કરવાની ચેષ્ટા કરી હતી, એ વાત પાઠકો પૂર્વે વાંચી ચૂકયા છે. પરંતુ રાજપુત જાતિના હૃદયમાં સ્વદેશહિતૈષિતા એટલી પ્રબલ હોય છે કે રાણા જે સમયે પોતાના રાજ્યમાં શાંતિ સ્થાપન કરવાને માટે વિદેશીઓની સહાય લેવાને ઉદ્યત થયા કે તરતજ તે વિદ્રોહી સામંતે પોતાની વિદ્રોહિતા છોડી દીધી; અને રાણાની સાથે મળી જઇને રાજ્યની રક્ષા કરવાને પ્રવૃત્ત થયા. મેવાડની ચિરપ્રચલિત રીતિ અનુસાર સલુમ્બરના સામંતોજ પ્રધાનપદપર પ્રતિષ્ઠિત થતા હોવાથીજ વિષમય ફળની ઉત્પત્તિ થઇ છે એમ કર્નલ ટૅાડ જણાવે છે, પરંતુ અમો તેમનો આ મત સ્વીકારી શકતા નથી. પૂર્વે સલુમ્બરના સામંતો સ્વદેશ, સ્વજાતિ અને મહારાણાના હિતને માટે અસીમ સાહસ, અપૂર્વ વીરત્વ અને પ્રબલ પરાક્રમસહિત રણાંગણમાં ઘુમ્યા હતા. પરંતુ પાછળથીજ કેટલાક સામંતોએ મહારાણાની વિરૂદ્ધ ષડ્‌યંત્રજાલનો વિસ્તાર કર્યો હતો, તેથી મેવાડને સલુમ્બરના સામંતો દ્વારા એકંદરે નુકશાન થયું છે એમ કહી શકાય નહિ. મેવાડના અધઃપતન સમયે ચારે દિશાએ જે શોચનીય દ્રશ્યો દ્રષ્ટિગોચર થતાં હતાં, તેપરથી એમ સ્વીકારવું ઉચિત છે કે, સામંતોનાં તે વિપરીત આચરણ, સમયના પ્રભાવને લીધેજ થયાં હતાં.

મેવાડની પેઠે મારવાડમાં અહોયાના સામંત વંશ પરંપરાગત પ્રધાનપદ પ્રાપ્ત કરતા હતા. મારવાડના ક્રૂર રાજા માનસિંહની સાથે અહોયાના સામંત કુશલસિંહને જે વિવાદ થયો હતો તેનું વર્ણન પાઠકો કર્નલ ટૅાડના ભ્રમણવૃત્તાંતમાં વાંચી ગયા છે. તેઓ જ્યારે રાજા માનસિંહનો ભોગ થઇ પડયા ત્યારે તેઓ શપથ લેવરાવી ગયા હતા કે "હવે મારા વંશમા કોઇએ પણ પ્રધાનપદ પ્રાપ્ત કરવું નહિ." કુશલસિંહનો પરલોકવાસ થયા પશ્ચાત્ આસોપના સામંત મારવાડના પ્રધાનપદપર નિયુક્ત થયા. કર્નલ ટૅાડના સમયમાં આસોપના જે સામંત જીવિત હતા તેમને મારવાડ રાજ્યમાં હત્યાનો પ્રબળ સ્રોત વહેતો જોઇ રાજસભાનો પરિત્યાગ કરવાની ફરજ પડી હતી. ત્યાર પછી નિમાજ અને પોકર્ણના સામંતોએ સમ્મિલિત થઇને કેટલાક દિવસ પર્યંત પ્રધાનપદ ભોગવ્યું હતું. કિંતુ અંતે નિમાજના સામંત રાજાની ખફા દ્રષ્ટિમાં આવી પડયા અને તેમને પોતાના જીવનનું બલિદાન આપવું પડયુ. નિમાજના તે સામંતનું અસીમ સાહસ અને અપૂર્વ વીરત્વ પાઠકોને સારી રીતે વિદિત છે.

પોકર્ણના પ્રસ્તુત સામંતના પ્રપિતામહ 'દેવસિંહ' પોતાના પાંચસેં સૈનિકોસહિત જોધપુરના પ્રાસાદના વિશાળ દિવાનખાનામાં શયન કરતા હતા. દેવસિંહ સાહસિક અને પરાક્રમી વીર હતા. તેઓ સદા ગર્વસહિત કહેતા કે "મારવાડનુ સિંહાસન મારી આ તલવારપર નિર્ભર છે." તેમનાં આ વચનો સ્પષ્ટ રીતે જણાવતાં હતાં કે એક દિવસ મારવાડરાજનુ અથવા તેમનું પોતાનુ જીવન શોચનીય રીતેજ નષ્ટ થનાર છે. પાછળથી સંધિ મળતાં મારવાડરાજે પોકર્ણના ઉક્ત સામંતને પોતાને સ્વાધીન લઇને તેમનો શિરચ્છેદ કરવાની આજ્ઞા ફરમાવી. આ પ્રમાણે તેમના મસ્તકપર તીક્ષ્ણ તલવાર ઉગામાવા છતાં પણ તે વીર સામંતે અપૂર્વ સાહસપૂર્વક પોતાના રાઠોડ સરદારોસહિત સભાસ્થાનમાં નિશ્ચિંતપણે વિરાજીને પોતાની નિર્ભયતાનો પૂર્ણ પરિચય આપ્યો હતો.

મારવાડરાજે તે સમયે તીવ્ર સ્વરથી તેમને પ્રશ્ન કર્યો હતો કે "વિશ્વાસઘાતી! જે તલવાર ઉપર મારવાડનું રાજ્ય નિર્ભર હતું તે તલવાર હમણાં ક્યાં છે?" મૃત્યુના મુખમાં સપડાયેલા સામંતે તત્કાળ ઉત્તર આપ્યો કે "તેને હું પોકર્ણમાં મારા પુત્રની પાસે મૂકી આવ્યો છું." આ ગર્વભરિત વચનોથી મારવાડરાજને પોતાને મહા અપમાન થયેલું લાગ્યું અને તેણે તત્કાળ તેમનો શિરચ્છેદ કરવાની આજ્ઞા આપી હતી અને સંકેત મળતાંજ અનુચરે તે વીરશ્રેષ્ઠના મસ્તકના બે ભાગ કરી નાખ્યા હતા. આ પછી દેવસિંહના પુત્ર સુબલસિંહે પોતાના પિતાની પેઠે સંહારક મૂર્તિ ધારણ કરી રાજાને મહા વિપ-

ત્તિમાં નાખ્યો હતો અને મારવાડરાજે પુષ્કળ પ્રયત્ન કર્યો છતાં પણ તે પોકર્ણના અભેદ્ય દુર્ગપર અધિકાર સ્થાપિત કરી શક્યો નહોતો.

કોટા અને જેસલમીરમાં પ્રધાનની સત્તા સર્વોપરિ હોય છે. ફ્રેંચ ઇતિહાસવેત્તા મૉંટેસ્કૂ, પેપિન લોકોની સત્તાના સંબંધમા લખી ગયો છે કે "તેઓ પોતાના રાજાને પ્રાસાદમા બંદીવાન રાખતા હતા અને વર્ષમાં કેવલ એકજ દિવસ તેને બહાર કાઢી પ્રજાને તેનું દર્શન કરાવતા હતા અને તે પ્રસંગે મંત્રી જે કાંઇ ફરમાવતો તેટલુજ રાજા પોતાની પ્રજાસન્મુખ બોલતો હતો. વળી પરદેશી રાજદૂતોને પણ મંત્રીના કહ્યા પ્રમાણેજ તે ઉત્તર આપતો હતો."+ આ શબ્દો કોટા અને જેસલમીરના પ્રધાન તથા રાજાને બરાબર લાગુ પડે છે.

કર્નલ ટોડ પ્રધાનોની સત્તા, પ્રભુત્વ અને પ્રતાપના સંબંધમાં જે લખી ગયા છે તે સાંપ્રત સમયને લાગુ પડતું નથી. સમયના પરિવર્તનની સાથે રાજવાડાનાં રાજ્યોની સ્થિતિ અનેક બાબતોમાં બદલાઇ ગઈ છે. અંતે અમે માત્ર એટલુજ કહીએ છીએ કે જો બ્રિટિશ સરકાર દેશી રાજ્યોના હિત તરફ દ્રષ્ટિ રાખીને સાંપ્રતના શિક્ષિત રાજાઓને પોતાની ઇચ્છાનુસાર યોગ્ય પુરુષને મંત્રીપદપર નિયુક્ત કરવાની સત્તા આપે, તો દેશી રાજ્યોને અનેક પ્રકારે લાભ થવાનો સંભવ છે.



+ Lesprit des loix, chap. VI I IV 31.



# अध्याय ३६ मो.

## દત્તક પુત્ર ગ્રહણ કરવાની પ્રણાલિ–સામંતપ્રથાના સંબંધમાં કર્નલ ટૉડનો અભિપ્રાય–ઉપસંહાર.



वंશપરંપરાગત ઉત્તરાધિકારની પ્રણાલિ જે પ્રકારે રાજવાડાના રાજપુતોના ગુણ તથા ધર્મની અટલ ભાવે રક્ષા કરે છે, તે પ્રકારે તે તેમની રાજનીતિ અને જાતીય ચારિત્ર્યની પણ સહાયક છે. આ પ્રણાલિ રાજપુત જાતિમાં દીર્ઘ કાળથી અડગ રીતે ચાલી આવી છે અને તે કદિ પણ રાજપુતોની ધાર્મિક, સામાજિક કિંવા રાજકીય પ્રાચીન શૈલીમાં પરિવર્તન થવા દેતી નથી. કર્નલ ટૉડ જણાવે છે કે "મેવાડમાં કોઇ રાજાએ કિંવા સામન્તે વાસ્તવમાં કદિ પ્રાણ ત્યાગ કર્યા નથી. તેઓ માત્ર પુનર્જન્મ લેવાને માટેજ આ સંસારમાંથી અદૃશ્ય થાય છે. રાજપુતોમાં અનાદિથી ઉત્તરાધિકારની જે પદ્ધતિ ચાલી આવે છે તેથી કોઈ પણ સામન્તવંશ સર્વથા લુપ્ત થતો નથી. મેવાડમાં દત્તક પુત્ર ગ્રહણ કરવાની પ્રથા પ્રચલિત હોવાથી કોઈ સામંતને પુત્ર ઉત્પન્ન નહિ થાય તો તેના વંશનો લોપ થતો નથી. સામંત કુલને મળતું સન્માન, ઉપાધિ અને ભૂમિની રક્ષાને માટે જો પુત્ર નહિ હોય તો દત્તક ગ્રહણ કરવામાં આવે છે. કર્નલ ટૉડ આ રીતિના સંબંધમાં જણાવે છે કે "દત્તક પુત્ર લેવાની પ્રણાલિ ગમે તેવી ઉત્તમ માનવામાં આવે, અને દેશી પંચાયત પરિષદો એ પ્રણાલિને ગમે તેટલી પુષ્ટિ આપે, તો પણ વાસ્તવમાં તો એ રીતિ બુદ્ધિની મંદતા, યુદ્ધવ્યવસાયી જાતિની દુર્દશા, અને રાણાની અશક્તિજ દર્શાવી આપે છે."

જે સમયે કોઇ પણ સામંતને પુત્રોત્પત્તિની કિંચિત્ પણ આશા રહેતી નથી, ત્યારે તે પોતાના જીવન કાળમાંજ દત્તક પુત્ર ગ્રહણ કરે છે. તે સામંત સૌથી પ્રથમ પોતાની સ્ત્રીની સાથે એકાંતમા વિચાર અને મસલત કરે છે અને પોતાના પોષ્ય પુત્ર તરિકે કોને ગ્રહણ કરવો, તે સંબંધે નિર્ણય કરે છે. પછી તે પોતાનો મનોભાવ પોતાના તાબાના સામંતોની આગળ વ્યક્ત કરે છે. જે બાલક વા યુવકને દત્તકસ્વરૂપે ગ્રહણ કરવાનો હોય, તે જો નિકટનો આપ્ત અને ગુણવાન હોય તો સામંતો તે પ્રત્યે પોતાની સમ્મતિ દર્શાવે છે. પછી તે સરદાર પોતાની ઇચ્છા મહારાણાની આગળ પ્રકટ કરે છે. મહારાણા તે કાર્યને મંજુરી આપે છે. દત્તક પુત્ર ગ્રહણ કરવા સમયે સામંતને સૂક્ષ્મ અવલોકન, દીર્ઘ વિચાર અને મહા ચિંતામાં નિમગ્ન થવું પડે છે. તે પોતાની ઇચ્છાનુસાર પોતાને પ્રિય એવા કોઇ બાલકને દત્તકસ્વરૂપે ગ્રહણ કરી શકતો નથી. તેના તાબાના સમસ્ત સામંતો પ્રથમ પરીક્ષા કરી જુએ છે કે, દત્તકસ્વરૂપે ગ્રહણ કરવામાં આવનાર બાળક, સામંતનો નિકટનો સંબંધી, સમસ્ત રાજપુતોચિત ગુણોથી વિભૂષિત, પ્રતિભાશાલી અને નેતાપદને યોગ્ય છે કે નહિ. જો તે, સામંતનો નિકટનો સંબંધી નહિ હોય તો, તેના નિકટના સગાઓ પોતાનો દાવો રજુ કરીને વિવાદાગ્નિ પ્રજ્વલિત કરી દે છે. આ કારણથી તેને ઉક્ત સખ્ત કસોટીમાંથી પાર પડેલા માણસનેજ સ્વીકારવો પડે છે.

જો કોઈ સામંત દત્તક પુત્ર ગ્રહણ કર્યા સિવાય અકસ્માત્ મરણ પામે તો તેની સ્ત્રી પ્રચલિત વિધાન અનુસાર પોતાના નિકટના સંબંધીને પોતાના સમસ્ત સામંતોની સમ્મતિથી દત્તક લે છે. અને જ્યાંસુધી પોષ્ય પુત્ર સગીર વયનો હોય છે ત્યાંસુધી તે સ્ત્રી તેના વાલી તરિકે શાસન ચલાવે છે.

એક વખત એમ બન્યું કે, મેવાડના સોળ પ્રધાન સામંતોમાંથી દેવગઢના સામંત અપુત્ર દશામાં મરણ પામ્યા. મૃત્યુશય્યાપરથી તેમણે પોતાની સ્ત્રી અને સામંતોને ભલામણ કરી કે "તમે નાહરસિંહને પોષ્ય પુત્ર બનાવજો." નાહરસિંહ સંગ્રામગઢના સામંતનો પુત્ર હતો. ઉક્ત સામંતને નાહરસિંહની સાથે અગીઆરમી પેઢીનો સંબંધ હતો. પરંતુ સાતમી અને આઠમી પેઢીના કેટલાક પુરૂષો પણ આ સમયે જીવિત હતા. કોઈને સ્વપ્નમાં પણ એવો વિચાર આવ્યો નહોતો કે દેવગઢના વિરાટકાય ‡ ત્રણ સામંતો અપુત્ર મરણ પામશે. જો કોઈને આ વાતની ખબર હોત તો નિકટના સગાઓ તેનો ઉત્તરાધિકાર પ્રાપ્ત કરવાને અગાઉથી સારી રીતે પ્રયાસ કરત. ઉક્ત સામંતનું મૃત્યુ થયું ત્યારે તેના નિકટના જે સંબંધીઓ જીવિત હતા તેઓ રાજસભાની રીતભાતથી જ્ઞાત નહોતા, પરંતુ સામાન્ય સૈનિક તરિકે ઈતર સ્થળોમાં પોતાનું જીવન વ્યતીત કરતા હતા. અને કેટલાક તો કૃષિકર્મમા જોડાઈને કાળક્રમણ કરતા હતા. જેમાંના બે પુરૂષો મહારાણાની સાથે ઘાડો સંબંધ ધરાવતા હતા. એક મહારાણાની પાસે અશ્વારોહીના પદપર નિયુક્ત હતો અને બીજો મહારાણાના દરબારમાં આંટા ફેરાનું કાર્ય કરતો હતો. ઉક્ત ઉભય પુરૂષો દેવગઢના સામંતનું પદ પ્રાપ્ત કરવાને પાત્ર નહોતા, પરંતુ કેટલાક માણસોની ભલામણથી મહારાણાએ તેમાંના એકને તે પદપર નિયુક્ત કરવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

દેવગઢના પ્રથમ શ્રેણીના પટાવતોમાં ઘણા પુરૂષો પ્રતિભાશાલી, વીર અને બુદ્ધિમાન હતા. જે સમયે ઉક્ત પ્રકારની ષડ્યંત્રજાલ મહારાણાના દરબારમાં વિસ્તાર પામી રહી હતી તે સમયે પટાવતોએ મૃત સામંતની ઇચ્છા અને આજ્ઞાનુસાર નાહરસિંહના મસ્તકપર પાઘડી બંધાવી દઈને તેને દેવગઢના સામંત તરિકે પ્રસિદ્ધ કરી દીધો અને તે પછી નાહરસિંહે દેવગઢના મૃત સામંતની અન્ત્યેષ્ટિ ક્રિયા કરી.

દેવગઢના સામંતોના આ આચરણના સમાચાર મહારાણાને કર્ણગોચર થયા ત્યારે તેઓ અત્યંત ક્રુદ્ધ થયા. સંવત્ ૧૮૪૭ (ઈ. સ. ૧૭૯૨) માં મેવાડમાં જે વિદ્રોહાગ્નિ પ્રજ્વલિત થયો હતો તેમાં પણ મૃત દેવગઢપતિ શામિલ થયો હતો. યદ્યપિ મહારાણાએ અને તેનો અપરાધ ક્ષમા કર્યો હતો, કિંતુ આ સમયે ત્યાંના સરદારોએ તેમની અનુમતિ લીધા વિનાજ નાહરસિંહને સામંત પદપર અભિષિક્ત કર્યો, તેથી રાણાના હૃદયમાં તે સમયનો ક્રોધ પુનઃ જાગૃત થયો અને તેમણે દેવગઢના સાંગાવત વંશનું નામ સર્વથા લુપ્ત કરી દેવાનો નિશ્ચય કર્યો.

ક્રુદ્ધ રાણાએ શીઘ્ર દેવગઢ પ્રદેશ હસ્તગત કરી લીધો અને એક રાજકર્મચારીને એવી આજ્ઞા કરી કે "દેવગઢવાસીઓનાં ક્ષેત્રોમાંથી સર્વ અનાજ કાપી લાવો, કારણ કે ત્યાંના સ્થાનિક સરદારોએ મારી સમ્મતિ લીધા વિનાજ પોતાની ઇચ્છાનુસાર એક માણસને સામંતના પદપર નિયુક્ત કરી દીધો છે અને એ રીતે મારૂં અપમાન કર્યું છે." મહારાણાની આવી આજ્ઞાના સમાચાર જ્યારે દેવગઢના સરદારોના શ્રવણમાં આવ્યા ત્યારે તેમણે મહારાણાપર એવો સંદેશો મોકલ્યો કે "અમે ગોકુલદાસના પુત્ર તરિકે નાહરસિંહને પ્રતિષ્ઠિત કર્યો છે. તેને કાંઈ દેવગઢના ઉત્તરાધિકારી તરિકે અભિષિક્ત કર્યો નથી, અને અહીંના સામંતને નિયુક્ત કરવાની સત્તા તો માત્ર મહારાણાના હાથમાંજ છે. માટે અમને દૃઢ આશા છે કે મહારાણા અમારાપર કોઈ પણ પ્રકારનો ક્રોધ કરશે નહિ અને દેવગઢના સહસ્ત્રાવધિ રાજપુતોના નેતાના પદપર કોઈ યોગ્ય મનુષ્યને નિયુક્ત કરશે." તેમણે આ ઉપરાંત મહારાણા પ્રત્યે નાહરસિંહની ઘણી પ્રશંસા કરીને તેને સામંત પદપર પ્રતિષ્ઠિત કરવાની પણ ભલામણ કરી હતી. આ સમયે દેવગઢનો કવિ રાણાના ચિકિત્સકસ્વરૂપે રાજધાનીમાં રહેતો હતો.* તેણે સરદારોના દૂત બની પોતાના પાંડિત્ય અને

‡ કર્નલ ટૉડ જણાવે છે કે "અંતિમ સામંત ગોકુલદાસના જેવો બલિષ્ઠ પુરુષ મેં કોઈ પણ જોયો નહોતો. તેમનું શરીર લંબાઈમાં છ ફીટ હતું. અને તેમનાં અંગ પ્રત્યંગ પણ અતિ પુષ્ટ હતાં. તેમના પિતાની વય જે સમયે વીશ વર્ષની હતી તે સમયે તેઓ સાત ફીટ ઉંચા અને તેમના કરતાં પણ અધિક બલિષ્ઠ હતા. આ સામંત વંશના ઘણા પુરુષો સ્વાભાવિક મૃત્યુથી મુઆ હતા. આ વંશમાં ઘણા મહાન રાજપુતો ઉત્પન્ન થયા હતા."

* આ માણસ કેવળ ચિકિત્સકજ નહોતો, પરંતુ તે મહા પંડિત પણ હતો. અને તેથી મહારાણા તેને બહુ સન્માન આપતા હતા. તેણે રાણાને નિવેદન કર્યું કે "આપને અફીણનું સેવન કરનાર

ચાતુર્યથી મહારાણાને સુપ્રસન્ન કરી તેમનો ક્રોધાગ્નિ સર્વથા શાંત કરી દીધો. અને અંતે મહારાણા નાહરસિંહને સામંત તરિકે નિયુક્ત કરવાને સમ્મત થયા એટલે નાહરસિંહ રાજધાનીમાં આવ્યા. તત્કાળ નાહરસિંહને મેવાડના સર્વથી સમૃદ્ધિશાલી અને વિક્રમી રાજપુતોની નિવાસભૂમિ દેવગઢ મદારિયાના સામંતના પદપર અભિષિક્ત કરવામાં આવ્યા. દેવગઢનું પ્રાચીન નામ મદારિયા છે. નાહરસિંહ જે સંગ્રામગઢના ઉત્તરાધિકારી હતા તે સંગ્રામગઢ પાછળથી મદારિયાથી વિછિન્ન થઇ ગયો અને અંતે તે મહારાણા દ્વારા ખાલસા થઇ ગયો.

સામંતશાસનપ્રણાલિના વિષયના અંતમાં કર્નલ ટૉડ જણાવે છે કે "રાજપુતોમાં સામંતપ્રથા અતિ દૃઢ થઈ ગઈ છે અને તેજ કારણથી રાજપુત રાજ્ય અધોગતિના સાગરમાં નિમગ્ન થઇ જઈ રાજપુતોની દશા અત્યંત શોચનીય થઈ પડી છે, છતાં પણ એ પ્રથાનાં પ્રબલ ચિહ્નો આજ પર્યંત દ્રષ્ટિગોચર થાય છે. વર્તમાન સમયમાં વિશેષ વિચારપૂર્વકની રાજનીતિનો વિસ્તાર થતાં આ સર્વ ચિહ્નો અવસ્ય વિલુપ્ત થઇ જવા સંભવ છે. જો અમે લોકો ( બ્રિટિશ સરકાર ) રાજપુતોની આંતરિક શાસનપ્રણાલિમાં હસ્તક્ષેપ કરીશુ તો રાજપુત રાજાઓ પોતાના તાબાના સામંતો અને સરદારો સાથે જે સંબંધથી જોડાયલા છે, તે સબંધને છિન્નભિન્ન કરી નાખવામાં કારણરૂપ થઇ પડીશું. આથી પરિણામ એ આવશે કે તે અનાદિથી પ્રચલિત રીતિનો ઉચ્છેદ થશે પણ તેને સ્થાને કોઇ અન્ય પ્રણાલિ સ્થાપન કરી શકાશે નહિ. કેમકે રાજપુત જાતિ સામંતપ્રથા વિના ઇતર કોઇ પણ પ્રકારની શાસનપ્રણાલિથી જ્ઞાત અને શિક્ષિત નથી. બ્રિટિશ સરકારની સાથે રાજપુતો મિત્રતાનાં બંધનથી જોડાયાથી તેમનો બાહ્ય શત્રુઓનો ભય સર્વથા નિવૃત્ત થઈ ગયો છે અને યથાસમયે તેઓ અન્ય પ્રકારના શત્રુઓથી પણ મુક્ત થશે. રાજપુત રાજાઓનો પ્રતાપ અને પ્રભુત્વ જેટલાં વિસ્તૃત હશે તથા સામંતો અને પ્રજા ઉપર તેમનું આધિપત્ય જેટલું પ્રબલ હશે, તેટલાજ પ્રમાણમાં પ્રાચીન શાસનપ્રણાલિ તથા આચાર વિચારનું સંરક્ષણ થશે. રાજાઓની તે પ્રાચીન સત્તા અને પ્રભુત્વનો પુનઃ વિસ્તાર કરવો અને પ્રાચીન શાસનપ્રણાલિ પુનઃ પ્રચલિત કરવી એજ પ્રત્યેક ઉદાર રાજનીતિજ્ઞ પુરૂષોનો અને બ્રિટિશ સરકારનો અભિપ્રાય છે, પરંતુ જે વિષયોથી અમે ( બ્રિટિશ સરકાર ) સર્વથા અનભિજ્ઞ છીએ તે વિષયોમાં હસ્તક્ષેપ કરવા કરતાં તટસ્થ રહેવાથીજ આ ઉદ્દેશ વિશેષ ઉત્તમતાથી સિદ્ધ થશે એવી મને શ્રદ્ધા છે."*

કર્નલ ટૉડ જે સમયે રાજપુતાનાના પોલિટિકલ એજંટના પદપર સ્થિત હતા તે સમયે બ્રિટિશ જાતિ જે રાજનીતિ અનુસાર ભારતવર્ષનુ શાસન કરતી હતી તે રાજનીતિની રચના કરવામાં કર્નલ

---

સામતો કદિ પણ ઉપયુક્ત થઇ પડનાર નથી. યદિ યુવક નાહરસિંહ આપની સભામા શિક્ષા પ્રાપ્ત કરશે તો સમયપર તેના દ્વારા દેશને ઘણો લાભ થશે. નાહરસિંહનો અભિષેક થતાં તલવારબંધીસ્વરૂપે આપને એક લક્ષ રૂપિયા આપવામાં આવશે."

* કર્નલ ટૉડ જણાવે છે કે "અતિ શ્રેષ્ઠ ઉદ્દેશ ધારણ કરીને પણ યદિ લોકોના આચાર વિચાર તથા અભિલાષાની વિરૂદ્ધના કોઈ પણ કાર્યમાં હસ્તક્ષેપ કરવામાં આવશે તો તે ઉદ્દેશ પણ અવસ્ય નિષ્ફળજ થશે; જેથી શ્રેષ્ઠ શાસનને માટે રાજપુત રાજ્યોની વર્તમાન શાસનપદ્ધતિ અચલ રાખવી એજ બ્રિટિશ સરકારનું કર્તવ્ય છે. બ્રિટિશ સરકારે પોતેજ પ્રચલિત શાસનપ્રણાલિમાં સુધારણા નહિ કરતાં રાજાઓને તે સુધારણા કરવાની સલાહ આપવી. અને દેશી રાજાઓ પોતેજ પોતપોતાના મંત્રીઓની સંમતિપૂર્વક સુધારણા કરી લે; આવી તટસ્થ નીતિજ બ્રિટિશ સરકારને માટે સર્વ પ્રકારે યોગ્ય છે. જો આપણે પોતેજ એમની શાસનપ્રણાલિ સુધારવાને ઉધ્યુક્ત થઈશું તો ઈલોરાના સ્તંભમાં કોરિન્થીઅન શિલ્પનો ઉમેરો કરવા સમાન તથા બલદેવની મૂર્તિનું વ્યંગ હર્ક્યુલિસના અંગથી પૂરવા સમાન ગણાશે. જો અમને કેવળ હિંદની ઉત્તર-પશ્ચિમની અરક્ષિત સીમાજ અત્યંત દૃઢ કરવાની ઈચ્છા હોય તો અહીંઆંનાં દેશી રાજ્યોને સમૃદ્ધિશાલી અને સ્વાધીન ભાવથી રાખવાં એજ ઉચિત થઈ પડશે. આપણે તેમને જણાવી આપવું જોઇએ કે, અમે દેશી રાજ્યસમૂહોનો કોઇ પણ પ્રકારે ઉચ્છેદ કરવા ઈચ્છતા નથી. આવો ભાવ વિદિત કરવાની સાથે સાથેજ ઉક્ત ઉદાર નીતિનું તેમના પ્રત્યે અવલંબન કરવું એ અત્યંત આવશ્યક છે.

ટૉડનો ઘણો હાથ હતો. કિંતુ તેઓ સ્વદેશ ગયા પછીથી તે રાજનીતિમાં તેમજ રાજપુત રાજાઓ, સરદારો, સામંતો અને પ્રજાજનની સ્થિતિમાં પરિવર્તન થયું છે યદ્યપિ બ્રિટિશ સરકાર દેશી રાજાઓના આંતરિક શાસનમાં હસ્તક્ષેપ કરતી નથી, તોપણ રાજનીતિ જાણનારા સર્વ માણસો સારી રીતે જાણે છે કે જે પ્રકારે મોગલ શાસનના સમયમાં રાજા મહારાજાઓ પોતપોતાના રાજ્યમાં સ્વતંત્રતાપૂર્વક પ્રાચીન રાજનીતિ અનુસાર પોતાનું શાસનકાર્ય ચલાવી શકતા હતા, તે પ્રકારે હાલ તેઓ કરી શકતા નથી. અને વાસ્તવમાં તેવો પ્રતાપ પણ તેમનામાં રહ્યો નથી. કર્નલ ટૉડે જણાવ્યું છે કે "દેશી રાજાઓ જેમ શક્તિસંપન્ન, પ્રભુતાથી યુક્ત તથા ધનધાન્ય અને સૈન્યબળથી સંપન્ન હશે, તેમ બ્રિટિશ સરકારને લાભ છે, માટે તેમને સ્વતંત્રતા આપવી એજ ઇષ્ટ છે."

"રાજપુત રાજાઓ બ્રિટિશ સરકારનું કોઇ પણ પ્રકારે અનિષ્ટ કરી શકશે નહિ." એ વાર્તા કર્નલ ટૉડે દીર્ઘ કાળ પર્યંત રાજવાડામાં નિવાસ કરીને તથા રાજાથી લઇને સાધારણ સરદાર પર્યંતના પ્રત્યેક શ્રેણીના રાજપુતોની સાથે નિષ્કપટ મિત્રતા કરીને તથા તેમની સાથે વાર્તાલાપ કરીને રૂડે પ્રકારે જાણી લીધી હતી, અને તેથીજ તેઓ જણાવી ગયા છે કે "રાજપુત રાજાઓ યદિ પૂર્વવત્ બલ, પરાક્રમ, ગૌરવ, ધન તથા મર્યાદા પ્રાપ્ત કરવાને સમર્થ થાય તોપણ આપણને ભયનું કાંઇ કારણ નથી. રાજપુત જાતિના ઇતિહાસપર ઉંડી દ્રષ્ટિ નાખવાથી સારી રીતે પ્રતીત થાય છે કે તે જાતિમાં એકતા નથી. તે એટલે સુધી કે જન્મભૂમિની રક્ષાને માટે પણ અનેક સમય તેઓ એક થઇ શક્યા નથી. એક શાખાના કવિએ યદિ પોતાની કવિતામાં બીજી શાખાપર આક્ષેપયુક્ત શબ્દો લખી દીધા હોય તો તે માટે તરતજ બીજી શાખામાં વિદ્વેષનો અગ્નિ પ્રબળ થઈ ઉઠે છે અને એજ પ્રકારે સમસ્ત મહારાષ્ટ્રીઓમાં પણ સંપૂર્ણ મહારાષ્ટ્ર દળના ઉપરી પદપર કદી પણ કોઈ એકજ પુરૂષને પ્રતિષ્ઠિત થયેલો દીઠો નથી. પ્રત્યેક રાજપુત રાજા કેવલ પોતાના રાજ્યમાંજ સત્તા ભોગવવાને સમર્થ હોય છે, જેથી આવી અનેકતાની સ્થિતિમાં એ પ્રત્યેક કદી પણ આપણે માટે ભયના કારણરૂપ થઈ પડે તેમ નથી. વળી જે રાજ્યોમાં સામંત-શાસનપ્રણાલિ પ્રચલિત છે, તે રાજ્યો કદિ પણ અન્યનું અનિષ્ટ કરી શકતાં નથી. જે દેશોમાં આ પ્રથા પ્રચલિત છે તે દેશો સ્વયં પોતાની રક્ષા કરવાને માટે પણ સર્વથા અસમર્થ નિવડ્યા છે. વળી તેઓ પર રાજ્યોપર આક્રમણ કરવામાં પણ સદા અયોગ્ય રહ્યા છે. આપણે રાજપુત રાજાઓની સાથે નિષ્ક-પટ મિત્રતા સ્થાપન કરી ઉભય પક્ષનું કલ્યાણ સાધવું જોઇએ. અને તેઓમાં અસંતોષ ઉત્પન્ન નહિ થાય, એટલા માટે તેમની પાસેથી અનુચિત કર લેવાથી કિંવા તેમની વિરૂદ્ધ ગુપ્તચરો નિયુક્ત કરવાથી દૂર રહેવું જોઇએ. તેમને કોઈ પણ પ્રકારનું સંકષ્ટ ભોગવવું નહિ પડે, આપણી સાથે તેમની અકૃત્રિમ મિત્રતા થાય અને વાણિજ્યનો પ્રસાર થાય એવા પ્રબંધો જો કરવામાં આવે તો વિદેશી તાતાર વા રશિયન લોકોનું આક્રમણ થતાં પચાસ સહસ્ર રાજપુત સનાની સમરક્ષેત્રમાં આપણને સહાય મળે એમાં કિંચિત્ પણ અસંભવ નથી."

ઉદાર નૈતિક કર્નલ ટૉડ પોતાના ગ્રંથમાં આ જે જાણવાયોગ્ય સારવચનો સુવર્ણના અક્ષરથી અંકિત કરી ગયા છે, એ શબ્દોને અનુસરતી નીતિ અંગ્રેજ રાજપુરૂષોએ સદા અવલંબન કરવી ઉચિત છે. રાજપુત બાંધવ ટૉડ આગળ ચાલતાં જણાવે છે કે "ઔરંગઝેબની આજ્ઞાથી રાજપુતોએ સમર-ક્ષેત્રમાં કેવું વીરત્વ દર્શાવ્યું હતું, તેનું આપણે સ્મરણ કરવું જોઇએ. હમણાં પણ રાજપુતોના હૃદયમાં તેજ ભાવ વિરાજમાન છે. કૃતજ્ઞતા, આત્મસન્માન-રક્ષા અને વિશ્વાસપાત્રતા, એ એક સમયે રાજપુતોના સર્વ સદ્ગુણોનું મૂળ હતું. આજે પણ રાજપુતો તેનો અર્થ સમજે છે. કિંતુ સમયના પરિવર્તનથી તેઓ તેનો પરિચય આપી શકતા નથી. કોઇ રાજપુતને એવો પ્રશ્ન પૂછવામાં આવે કે "સર્વથી મોટો અપ-રાધ શું છે?" તો તે એવોજ ઉત્તર આપશે કે "ગુણચોર" અર્થાત્ કૃતઘ્નતા. રાજપુત જાતિના આત્માની સાથેજ કૃતજ્ઞતા જોડેલી છે. રાજપુતોએ સદા કૃતજ્ઞતા દર્શાવી છે. તેઓ કહે છે કે "જે રાજપુત કૃતજ્ઞતાવિહીન છે, તે આ સંસારમાં રહેવાને યોગ્ય નથી. તેને મરણ પશ્ચાત્ સાઠ હજાર વર્ષ પર્યંત નર-કમાં નિવાસ કરવો પડશે." રાજપુતોની આવી દ્રઢ માન્યતા છે." ×

× કર્નલ ટૉડ ટીપણીમાં લખે છે કે, ગુણચોર અર્થાત્ કૃતઘ્નતા અને સતચોર અર્થાત્ વિશ્વાસ-ઘાત કરનારાને સાઠ હજાર વર્ષ પર્યંત નરકમાં વાસ કરવો પડે છે, એમ રાજપુત કવિઓ પોતાના

"રાજપુત જાતિનો સ્વભાવ ગમે તેટલો ઉગ્ર હોય, પરંતુ તેના હૃદયમાં સદા રાજભક્તિ અને દેશહિતૈષિતા વિદ્યમાન હોય છે. યદ્યપિ રાજપુતો કોઇ કોઇ સમયે પોતાના પિતા અને અધીશ્વર§ પ્રત્યે ઉદ્ધતપણું દર્શાવે છે, કિંતુ કોઈ દુશ્મન તેમની જન્મભૂમિપર આક્રમણ કરવાને ઉદ્યત થાય તો તેઓ તત્કાળ વીરમૂર્તિ ધારણ કરી પોતાના રાજાને સહાય કરે છે. મેવાડનો ઇતિહાસ, અને રાજા અજીતસિંહના સમયથી મારવાડનો ઇતિહાસ, વાંચવાથી આ વિધાનની સત્યતા સુવિદિત થાય છે. મારવાડના ઇતિહાસમાં આપણને અસીમ રાજભક્તિનું નિદર્શન પ્રાપ્ત થાય છે. જે રાજાને પ્રજાના ડઝન માણસોએ પણ જોયો નહોતો, અને જેને દીર્ઘ કાળ પર્યંત અત્યાચારી ઔરંગઝેબના કરાલ ગ્રાસથી દૂર રહેવાને માટે એકાંતવાસનું સેવન કરવું પડયું હતું, તેના માત્ર નામના મોહમંત્રથીજ મુગ્ધ થઇને સામંતોએ એકત્રિત થઇ તેને માટે શમશેર ચલાવી હતી. માત્ર આ વિશ વર્ષના મારવાડના ઇતિહાસને યથાર્થ રીતે લખવાને માટેજ એક નિષ્ણાત ઇતિહાસવેત્તાની જરૂર છે. દુર્ભાગ્યવશાત્ તે કાળનો શૃંખલાબદ્ધ ઇતિહાસ અમને પ્રાપ્ત ન થતાં માત્ર તેનું છુટું છવાયું વર્ણનજ પ્રાપ્ત થયું છે, છતાં પણ તેમાં રાજપુત જાતિની અસીમ રાજભક્તિ અને સ્વદેશહિતૈષિતા રૂડે પ્રકારે દ્રષ્ટિગોચર થાય છે."

"અકબર, જહાગીર, અને ઔરંગઝેબ પ્રભૃતિ મોગલ સમ્રાટો સ્વયં રાજપુત જાતિના ચારિત્ર સંબંધે જે મત પ્રકાશિત કરી ગયા છે, તે પર દ્રષ્ટિપાત કરવાથી પણ આપણને જણાય છે કે ઉક્ત સમ્રાટોએ ભારતનાં અનેક સ્થાનોમાં જે વિજય પ્રાપ્ત કર્યો હતો, તે રાજપુતોની સહાયથીજ પ્રાપ્ત કર્યો હતો, એમાં કિંચિત્ પણ શંકા નથી. જે આસામ દેશ જીતવાને માટે હાલમાં એક બ્રિટિશ સેના નિયુક્ત કરવામાં આવી છે અને જેમાં ચાલતાં યુદ્ધનું પરિણામ જાણવાને માટે સર્વ આતુર બની રહ્યા છે, તે આસામ દેશ કેવળ એક રાજપુત રાજાએ જીતી લીધો હતો. અને તે રાજાના વંશજો વર્તમાનમાં બ્રિટિશ સરકારના નિષ્કપટ મિત્રો છે. આ આસામના વિજેતા જયપુરના અધીશ્વર મહારાજા માનસિંહ હતા. તેમણે આસામ ઉપરાત આરાકાન અને ઓરિસ્સામાં પણ પોતાની વિજયપતાકા ફરકાવી દીધી હતી. કોટાના રાજા રામસિંહે મોગલ સમ્રાટની આજ્ઞાનુસાર અનેક યુદ્ધોમાં ભાગ લીધો હતો તથા તેમાં વિજય પ્રાપ્ત કર્યો હતો, અને તેમના પૌત્ર રાજા ઇશ્વિરીસિંહ તથા તેમના ઇતર પાંચ ભ્રાતાઓએ યુદ્ધભૂમિમાં શયન કર્યું હતું."

"જે લોકો કેવળ બાહ્ય દ્રશ્ય જોઇને સિદ્ધાંત નિશ્ચિત કરે છે તેઓ સહજ એવું અનુમાન કરવાને દોરાય છે કે દીર્ઘ કાળ પર્યંતના વિજાતીય આક્રમણથી રાજપુત જાતિનો ઉદ્યમ, પ્રતિભા, વીરત્વ તથા વિક્રમ સર્વથા દૂર થઇ ગયાં છે પરંતુ આ અનુમાન સર્વથા ભ્રાંતિપૂર્ણ છે. વિજાતીય ઉપદ્રવ અને અત્યાચારથી જે શોચનીય ચિહ્નો રાજપુત જાતિમાં દ્દગ્ગોચર થાય છે તે, સર્વ શાંતિના વિસ્તારની સાથે નિવૃત્ત થઇ જશે અને જેમ જેમ તેમની સમૃદ્ધિ વૃદ્ધિંગત થતી જશે તેમ તેમ તેમના હૃદયમાં નવીન ભાવોનો ઉદય થતો જઇને તેમના શુદ્ધ આચાર વિચાર તથા સદ્દગુણો, સંપૂર્ણ રીતે વિકાસ પામશે. પોતાના હિતકર્તાને માટે રાજપુતો અવશ્ય કેશરી વર્ણનો પોશાક* પરિધાન કરીને સંગ્રામભૂમિમાં ઉપસ્થિત

---

કાવ્યમાં દર્શાવે છે. જે યુરોપીઅન લોકો પોતાને અભિમાનપૂર્વક બુદ્ધિમાન માનીને એમ કહે છે કે "દેશી લોકો કૃતજ્ઞતાનું તો નામજ જાણતા નથી અને તેમની ભાષામાં 'કૃતજ્ઞતા' એવો શબ્દજ નથી." તેઓ કેવળ ગંગા કિનારાના પ્રદેશોમાં વપરાતા 'નમકહરામ' શબ્દનેજ ઓળખે છે. 'ગુણચોર' એ શબ્દ કૃતઘ્નતાનો અર્થ સંપૂર્ણ રીતે પ્રકટ કરે છે. વિશ્વાસઘાત પણ રાજપુત જાતિમાં સર્વથી મોટો અપરાધ ગણાય છે.

§ જે રાજપુતની પાસે જમીનનો કેવળ એકજ ટુકડો હોય છે, તે પણ પોતાને અધીશ્વરના સમાન વંશનો સમજી રાણાને "બાપજી" અર્થાત્ પ્રજા માત્રના પિતા અને જાતિ માત્રના પ્રતિનિધિ સમજે છે. રાજભક્તિનો આ કેવો સંપૂર્ણ આદર્શ છે!

* રાજપુતો જે સમયે જીવન ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરીને રણભૂમિમાં જાય છે ત્યારે તેઓ કેશરી વર્ણનો પોશાક પરિધાન કરે છે.

થશે. અતિ વિશાળ સામ્રાજ્ય અને નાનાં રાજ્યોની સાથેના સંબંધને લીધે જે અપરિહાર્ય વિપત્તિ આવી પડે છે તે જાણવાને માટે રોમન સામ્રાજ્ય તરફ દ્રષ્ટિપાત કરવાની આવશ્યકતા પડે તેમ નથી. ભારતવર્ષના પ્રાચીન પ્રધાન રાજ્યો, જેમાંનો અધિકાંશ આજે બ્રિટિશ સામ્રાજ્યને આધીન છે, તે સો વર્ષ પૂર્વે મોગલ સામ્રાજ્યને તાબે હતાં. આ રાજ્યો એટલા બધાં વિશાળ છે કે એક વ્યક્તિ તેનું શાસન ઉત્તમ પ્રકારે કરી શકે નહિ. તે છતાં પણ મોગલ સમ્રાટોએ તેમને એક છત્ર નીચે રાખ્યાં હતાં. અને જ્યારે તેમણે રાજપુત નૃપતિઓના અધિકારપર હસ્તક્ષેપ કર્યો તથા તેમના આચાર વિચાર અને ધર્મનો અનાદર કર્યો ત્યારે એ નૃપતિઓએ પોતાના રાજ્યો મોગલ સામ્રાજ્યથી પૃથક્ કરી લીધાં, અને એજ કારણથી દક્ષિણીઓ ઉત્તેજિત થઇને મોગલ અત્યાચારીઓના વિરૂદ્ધ ખડા થયા; જેને પરિણામે એક સમયે જે ઔરંગઝેબના નામથી સમસ્ત ભારતવર્ષ થર થર કંપાયમાન થતું હતું, તેનાજ સિંહાસનનું અસ્તિત્વ પાછળથી એક બ્રાહ્મણની દયાપર અવલંબી રહ્યું; તથા ખાનદેશના એક કૃષિકારના પૌત્રે ( મહારાજા સિંધીયાએ ) તૈમૂરના વંશજોને પોતાનું આપેલું લેનારા બનાવી મૂક્યા હતા."

મકદુનિયાનિવાસી સમરવિજયી સિકંદરે પોતાના ઇરાની, તેમજ અન્ય વિદેશી સહાયકો પ્રત્યે અનુગ્રહ દર્શાવવાનાં જે કારણો દર્શાવ્યાં હતાં તેનું આ ઉપસંહારને અંતે અવતરણ કરીને ટાડ સાહેબ આ પ્રકરણની સમાપ્તિ કરે છે કે;-" જે કાંઇ અમોએ તલવારના બળથી પ્રાપ્ત કર્યું છે તેપરનો અમારો અધિકાર ચિરસ્થાયી નથી, પરંતુ ઉત્તમ કામોદ્વારા કરાયલો ઉપકારજ સદા સ્થિર રહેનાર છે. યદિ અમે લોકો એશિયામાં થઇને માત્ર ગમનજ કરવાનું ન ઇચ્છતાં જો એશિયાને અમારા હાથમાં રાખવા ઇચ્છતા હોઇએ તો અમારે અમારો દયાભાવ એ દેશના નિવાસીઓ પ્રત્યે પણ દર્શાવી આપવો જોઇએ, જેથી તેમની સ્વામીભક્તિ અમારા સામ્રાજ્યને સદાને માટે ચિરસ્થાયી બનાવી દે. અમારે અમારા વિષયમાં તો એટલુંજ કહેવાનું છે કે અમારી પાસે એટલો બધો વૈભવ છે કે તેમાં ઉમેરો કરીને અમે શું કરીશું ? તે અમે જાણી શકતા નથી ! અવશ્ય તે મનુષ્ય અસંતોષી અને અત્યંત લોભી છે કે જે પ્રથમથી ભરાઈ ચૂકેલામાં ભરતોજ રહેવા ઇચ્છે છે."

આ વાતનો તો સર્વને સ્વીકાર કરવો પડશે કે બ્રિટિશ લોકો કેવળ સેનાના બળથી ભારતવર્ષમાં શાસન કરતા નથી, પરંતુ ઉદાર રાજનીતિના બળથી કરે છે. જ્યાંસુધી બ્રિટિશ સરકાર એ ઉદાર રાજનીતિ દ્વારા ભારતવર્ષના નિવાસીઓનું કલ્યાણ કરવાને યત્નવાન રહેશે ત્યાંસુધી કર્નલ ટાડ સાહેબની પેઠે અમે ( હિંદી અનુવાદક ) પણ કહીશું કે " સર્વ શક્તિવાન પ્રભુ અવશ્યમેવ ભારતવર્ષમાં બ્રિટિશ શાસન-શક્તિને પ્રબળ રાખશેજ. "





# परिशिष्ट पहेलुं.

## તામ્રપત્રો-સનંદ-પટા-દાનપત્ર-શિલાલેખ પ્રભૃતિનો અનુવાદ.*

### (૧)



મારવાડના સામંતોએ§ પશ્ચિમ તરફનાં રાજપુત રાજ્યોના બ્રિટિશ પોલિટિકલ એજંટ તરફ મોકલેલો પત્ર.—

"સલામ સાથે નિવેદન કરવાનુ કે અમે આપના તરફ એક વિશ્વાસપાત્ર મનુષ્યને મોકલીએ છીએ, કે જે અમારા સંબંધી હકિકત આપને કહેશે. કંપની સરકાર એ હિંદુસ્થાનની સાર્વભૌમ સરકાર છે, અને આપ અમારી સ્થિતિ સારી પેઠે જાણો છો. યદ્યપિ અમારા પોતાના સબંધી કિંવા અમારા દેશ સબંધી કોઇ પણ વાત આપનાથી ગુપ્ત નથી તોપણ અમારી કાઈક અગત બાબત આપને નિવેદન કરવાની આવશ્યકતા છે.

શ્રી મહારાજા સાહેબ અને અમે એકજ કુલના છીએ, અર્થાત્ અમે સર્વ રાઠોડ છીએ. તેઓ અમારા નેતા છે, અમે તેમના અનુચર છીએ. પરંતુ હમણા તેમને ક્રોધ ઉત્પન્ન થયો છે અને તેમણે અમારા પ્રદેશો લઇ લીધા છે. અમારી બાપોતા ભૂમિ અને અમારા ઘરબારમાંથી કેટલાંક ખાલસા કરવામાં આવ્યાં છે, અને વર્તમાન રાજનૈતિક ફેરફારથી જે લોકો અલિપ્ત રહેવાનો પ્રયાસ કરે છે તેમની ભૂમિ તથા ઘરબાર પણ ખાલસા થવાનો ભય ઉપસ્થિત થયો છે. કેટલાક સરદારોને પ્રાણુરક્ષાનું અભય વચન આપી સ્વાધીન લઇને પરિણામે અનેકોપર આરોપ મૂકવામાં આવ્યા અને તેમનો વધ કરવામાં આવ્યો અને બીજા સરદારોને કારાગૃહમાં પૂરવામાં આવ્યા છે. મુત્સદ્દીઓ, રાજ્યના અમલદારો, સ્વદેશીઓ અને વિદેશીઓ, એ સર્વને પકડવાનું ચાલુ રહ્યુ છે. અને તેમનાપર પૂર્વે નહિ સાભળેલા એવા તથા અવર્ણનીય અત્યાચારો થતા રહ્યા છે. હાલના રાજાનુ મન એટલું દુષ્ટ થઇ ગયુ છે કે જોધપુરનો ભૂતપૂર્વ કોઇ પણ રાજા એટલો બધો દુષ્ટ થયો નહોતો. તેના પૂર્વજોએ પેઢી દર પેઢી રાજ્ય કર્યુ છે. અમારા પૂર્વજો, તેમના મંત્રીઓ અને સલાહકારો હતા અને સર્વ સામંતમંડળીની સલાહથીજ પ્રત્યેક રાજકાર્ય કરવામાં આવતુ હતું. તેના પૂર્વજોની દ્રષ્ટિસન્મુખ અમારા પોતાના પૂર્વજોએ શત્રુઓનો વધ કર્યો હતો અને તેઓ પોતે પણ રણક્ષેત્રમાં પડ્યા હતા. અને તેમણેજ ‡સમ્રાટ્‌ને આધીન રહીને જોધપુરને

---

* આમાંના ઘણા પત્રો કર્નલ ટૉડ પોતાના દેશમાં લઇ ગયા હતા. તેમના પરલોકવાસ પછી આ પત્રો કોના હાથમાં ગયા તે જાણવાનું કાંઈ સાધન નથી.

§ ક્રોધોન્મત્ત મારવાડપતિ ઉક્ત પત્ર લખનારપર અત્યંત ક્રુદ્ધ થઇને તેમનાપર વિપત્તિ લાવી નાખે નહિ એટલા માટેજ કર્નલ ટૉડે તેમનાં નામ લખ્યા નથી.

‡ અહીંઆં દિલ્લીના સમ્રાટ્‌નો નિર્દેશ કરવામાં આવ્યો છે. દિલ્લીના પરમ રમણીય તથા પરમ દેદીપ્યમાન 'દિવાને ખાસ'માં રૌપ્યજડિત સ્તંભની પાસે ૭૯ દેશી રાજાઓ ઉભા રહીને યવન સમ્રાટ્‌ને સન્માન અપતા હતા. તેમાં મારવાડના મહારાજાજ સૌથી શ્રેષ્ઠ માન પામતા હતા, અર્થાત્ તેઓ સમ્રાટ્‌ના જમણા હાથપર આસન પ્રાપ્ત કરતા હતા. મારવાડના રાજા માનસિંહના પ્રપિતામહે દિલ્લીના સમ્રાટ્‌ની સભામાં પોતાને આવું સન્માન મળવાથી મેવાડના રાણાની ઉપર જે ગર્વભરિત પત્ર લખ્યો હતો તે કર્નલ ટૉડને પ્રાપ્ત થયો હતો.

તેની વર્તમાન દશામાં આણ્યું છે. જ્યાં જ્યાં મારવાડના હિતની વાત થતી ત્યાં ત્યાં અમારા પૂર્વજો હાજર હતા અને તેમણે પોતાનાં જીવનનું બલિદાન આપીને સ્વદેશની રક્ષા કરી છે. કેટલીક વખત અમારો નેતા સગીર હતો. તે વખતે પણ અમારા પૂર્વજોના ડહાપણ અને તેમની સેવાથી મારવાડની રક્ષા થઇ હતી. યુગોનાં યુગો સુધી આ રીતે થયું છે. તે ( રાજા માનસિંહ )ની પોતાની દ્રષ્ટિ સમીપ અમે સારી સેવા બજાવી છે. જ્યારે જયપુરના રાજાએ જોધપુરને ઘેરી લીધું તે વિપત્તિના સમયમાં અમે તેની સામે શસ્ત્ર ગ્રહણ કર્યા હતાં. તે સમયે અમારૂં જીવન અને અમારી સંપત્તિ જોખમમાં આવી પડી હતી, પરંતુ પ્રભુએ અમને વિજય અપાવ્યો. પરમાત્મા અમારો સાક્ષી છે. હવે વિસાત વગરના માણસો રાજાની સભામાં બેસે છે. તેથી વિપરીત દશા આવી છે. **જ્યારે તે અમારી સેવાનો સ્વીકાર કરે ત્યારે તે અમારો અધીશ્વર છે; પરંતુ જ્યારે તે અમારી સેવાનો સ્વીકાર નહિ કરે ત્યારે અમે તેના બંધુ અને સગા છીએ અને દેશપર હક ધરાવીએ છીએ.**

તે અમારી સંપત્તિ છીનવી લેવાની ઇચ્છા રાખે છે. પરંતુ શું અમે અમારી ભૂમિ જવા દઇશું ? અંગ્રેજો સમસ્ત હિંદુસ્થાનના સ્વામી છે.........ના સામંતે પોતાના પ્રતિનિધિને અજમેર મોકલ્યો છે. તેને દિલ્લી જવાનું કહેવામાં આવ્યું તેથી........ના ઠાકોર ત્યાં ગયા, પરંતુ તેમને કાંઇ માર્ગ બતાવવામાં આવ્યો નહિ. જો અંગ્રેજ સરકાર અમારી દાદ નહિ સાંભળશે તો પછી સાંભળશે કોણ? અંગ્રેજ સરકાર કોઇને પણ અન્યની ભૂમિ છીનવી લેવા દેતી નથી, અને મારવાડ એ અમારી જન્મભૂમિ છે–મારવાડમાંથીજ અમને અમારો રોટલો મળવો જોઇએ. મારવાડમાં એક લાખ રાઠોડો છે, તે ક્યાં જશે ? અંગ્રેજ સરકાર પ્રત્યેના માનને લીધેજ અમે આટલા દીર્ઘ કાળ પર્યંત મૌન ધારણ કરીને બેસી રહ્યા છીએ અને જો આપ સરકારને અમારો ઇરાદો નહિ જણાવીએ તો કદાચ પાછળથી આપ અમારો દોષ કાઢો, તેથી અમે આપને અમારો ઇરાદો જણાવીએ છીએ અને આપના ઠપકામાંથી વિમુક્ત થઇએ છીએ મારવાડમાંથી અમારી સાથે જે લાવ્યા હતા તે સઘળું અમારૂં ખર્ચાઇ ગયું છે. અને અમને જેટલું ઉધાર મળતું હતું તેટલું લઇને પણ અમે ખાધું છે અને હવે જ્યારે તંગી અમારો નાશ કરશે ત્યારે અમે તત્પર થઇને ગમે તે કરીશુ.

અંગ્રેજો અમારા શાસનકર્તા, અમારા સ્વામી છે. શ્રી માનસિંહે અમારી ભૂમિ ખુંચવી લીધી છે. આપ સરકાર જો મધ્યસ્થ થાઓ તો આ વિપત્તિની નિવૃત્તિ થઈ જાય, પરંતુ જ્યાં સુધી આપ મધ્યસ્થ થઇને ખાત્રી આપો નહિ ત્યાં સુધી અમને કોઇ પણ પ્રકારનો વિશ્વાસ ચોંટશે નહિ. અમારી પ્રાર્થનાનો પ્રત્યુત્તર આપશોજી. અમે ધૈર્યપૂર્વક તેની રાહ જોઇશું. પરંતુ જો અમને કાંઇ પ્રત્યુત્તર નહિ મળશે તો પછી દોષ અમારો રહેશે નહિ. કારણ કે અમે તો પ્રત્યેક સ્થળે જાહેર કરી દીધું છે. ક્ષુધા મનુષ્યને તેની નિવૃત્તિનો ઉપાય શોધી કાઢવાની ફરજ પાડે છે. આટલા દીર્ઘ કાળ પર્યંત માત્ર આપ સરકાર પ્રત્યેના માનને લીધેજ અમે મૌન ધારણ કરી રહ્યા છીએ. અમારી પોતાની સરકાર અમારી દાદ સાંભળતી નથી. પરંતુ અમે ક્યાં સુધી થોભીશું ? અમને આશા છે કે આપ અમારી અભિલાષા પૂર્ણ કરશો."

સંવત્ ૧૮૭૮ શ્રાવણ સુદ ૨ ( ઑગસ્ટ ૧૮૨૧ )

અવિકલ અનુવાદ.
( હસ્તાક્ષર ) જેમ્સ ટૅાડ.

( ૨ )

**દેવગઢના સામંત ગોકુલદાસની વિરૂદ્ધ તેના તાબાના સરદારોએ ઉઠાવેલા વાંધા.**

(૧) પ્રાચીન કાળથી સ્થાપિત થયેલા હકો અને રિવાજોને તે માન આપતા નથી.

(૨) પ્રત્યેક રાજપુતની એક એક ચરસો જમીન છે, પરંતુ તે તેમણે હસ્તગત કરી લીધી છે.

(૩) જે પુરુષ એમને રૂશ્વત આપે છે તે એમની આગળ સદ્ગુણી ગણાય છે. અને જે રૂશ્વત આપવાને અસમર્થ હોય છે તે ચોર ગણાય છે.

(૪) એમના તાબાના પટાવતોએ જે દશ બાર ગામ સ્થાપન કર્યાં હતાં, તે એમણે પોતાના અધિકારમાં લઇ લીધાં છે અને તે પટાવતો અન્ન વગર તથા ઘરબારના અભાવથી કષ્ટ પામે છે.

(૫) પ્રાચીન કાળથી દેવાલય પવિત્ર ગણાય છે, પરંતુ તેમણે આ નિયમનું ઉલ્લંઘન કર્યું છે.

(૬) જ્યારે મસ્તક ઉપર વિપત્તિ આવી પડે છે ત્યારે તેઓ પોતાની પ્રજા આગલ શપથપૂર્વક પ્રતિજ્ઞા લે છે અને પાછળથી તેનું સર્વસ્વ લૂંટી લે છે.

(૭) પૂર્વે એવી રીતિ પ્રચલિત હતી કે તાબાના સરદારો વા ભાયાતોને સામંત-સભામાં ઉપસ્થિત કરવાની આવશ્યકતા હોય ત્યારે તેમને પત્રદ્વારા બોલાવવામાં આવતા હતા. હવે તેમને વૉરંટથી બોલાવવામાં આવે છે. આથી સરદારોની મર્યાદા નષ્ટ થઇ છે.

(૮) પૂર્વે પત્રવાહકને ભથ્થામાં એક રૂપિયો આપવાનો રિવાજ હતો. હવે તેને બે આપવા પડે છે.

(૯) પૂર્વે દેવગઢના સીમાંતના પહાડી દેશમાં કોઇ લૂંટારો કોઇ વ્યક્તિપર આક્રમણ કરતો વા તેનું સર્વસ્વ લૂંટી લેતો તો સામંત તેની ક્ષતિ પૂર્ણ કરી દેતા, પરંતુ હાલમાં તેઓ કોઇની પણ હાનિ પૂર્ણ કરતા નથી. કારણકે લૂંટારાઓ લૂંટેલા માલનો ચતુર્થાંશ ફોજદારને આપે છે.‡ મીરા નામના પહાડી લોકો હાલમાં સર્વથા સ્વતંત્ર થઇ ગયા છે. પહેલાં તેઓ કોઇની હત્યા કરતા નહોતા. પરંતુ હાલમાં તેઓ અમારા ભાયાતોને લૂટી લે છે અને તેમનું ખૂન પણ કરે છે. આ લૂંટફાટ અને નરહત્યાના નિવારણનો કાંઈ ઉપાય દ્રષ્ટિગોચર થતો નથી. એટલે સુધી અવ્યવસ્થા ફેલાઇ ગઇ છે કે લૂંટારાઓ લૂંટનો માલ દેવગઢમાંજ વેચે છે.

(૧૦) દ્રવ્યનો દંડ કરવાને માટે તેઓ નિરપરાધીઓની ભૂમિ હસ્તગત કરી લે છે, અને દંડ લીધા પછી તેના ખેતરમાંથી લીલા અનાજના છોડ પોતાના ઘોડાને માટે કપાવી મંગાવે છે.

(૧૧) તાબાના સરદારોના ક્ષેત્રોમાંથી તેઓ ખેડુતોને બળપૂર્વક પકડાવી મંગાવે છે અને તેમને દ્રવ્યદંડ કરે છે અને તેમનાં ગૌઆદિ પશુઓ તથા હળ વગેરે વેચીને ધન વસુલ કરી લે છે. આથી કૃષિકાર્ય સર્વથા બંધ પડી ગયું છે અને દેશના લોકો ઘરબાર છોડીને અન્યત્ર નાસી જવા લાગ્યા છે.

(૧૨) દેવગઢનગરના ન્યાયાધીશો§ તેમના પ્રબલ અત્યાચારથી રાયપુરમાં નાસી ગયા છે. તેઓ તેમને પકડાવીને તેમની પાસેથી દ્રવ્ય ઓકાવવાને તીક્ષ્ણ દ્રષ્ટિ રાખે છે.

(૧૩) તેઓ પોતાના તાબાના સરદારોની પાસેથી બલપૂર્વક અર્થસંગ્રહ કરવાને માટે તેમને પોતાની પાસે બોલાવે છે. અને જો તેઓ ગમે તે પ્રકારે નાસી જાય તો તેમની સ્ત્રી અને કન્યાને કારાગૃહમાં નાંખે છે. આ ઘોર અપમાનથી અનેક સ્ત્રીઓએ કૂપમાં પડીને આત્મઘાત કર્યા છે.

(૧૪) યદિ કોઇ પુરુષ કોઇનો ઋણી હોય તો તેઓ મધ્યસ્થ થઇને તેનું ઋણ ચૂકવવાને પ્રવૃત્ત થાય છે. અને તે ઋણીની સ્થાવર જંગમ સર્વ સંપત્તિ વેચાવીને અર્ધું ધન પોતે લઇ લે છે.

(૧૫) યદિ કોઇ મનુષ્યની પાસે એકાદ શ્રેષ્ઠ અશ્વ હોય તો તેને સમજાવીને અને તેમ કરવાથી નહિ આપે તો અંતે બળાત્કારે પણ તેની પાસેથી તે અશ્વ છીનવી લે છે.

(૧૬) પ્રથમ જે સમયે દેવગઢની સ્થાપના થઇ તે સમયે અમારા પૂર્વજોને પણ ભૂમિ મળી હતી. તેથી દેવગઢ જે પ્રકારે તેમની પૈતૃક સંપત્તિ છે તે પ્રકારે તેની અંદરની જમીન અમારી પણ પૈતૃક સંપત્તિ છે. ઉક્ત ભૂમિને શ્રેષ્ઠ બનાવવાને માટે અમે સહસ્ત્રાવધિ રૂપિયાનો ખર્ચ કર્યો છે. પરંતુ તેઓ અમારા હક, અધિકાર અને અમારી પદ્વી પ્રત્યે સર્વથા દુર્લક્ષ્ય કરીને તેપર હસ્તક્ષેપ કરે છે.

---

‡ પ્રત્યેક રાજપુત સામંતના તાબાના પ્રદેશમાં રાજાની તરફથી ફોજદારની ઉપાધિવાળો એક સેનાપતિ રહે છે. તે સરદારોની પાસેથી સૈનિકો લેવાની સત્તા ધરાવે છે. સામંતોના કુલનો તે ભાગ્યેજ હોય છે પરંતુ બહુધા ઈતર કુલનો હોય છે.

§ પ્રત્યેક નગરમાં એક એક ન્યાય મંદિર હોય છે. નગરશેઠ ચાર ચોટિયાની સાથે મળીને દિવાની મુકર્દમા સાંભળે છે. તેમને કોઇ પણ પ્રકારનો પગાર મળતો નથી.

(૧૭) અમારા પૂર્વજો જેટલાં ગામો સ્થાપિત કરી ગયા છે તે સર્વ ગામોમાંથી તેઓ ચાર વા પાંચ ચરસા ભૂમિ લઇને વિદેશીઓને અર્પણ કરે છે. આથી ભૂમિના જુના સ્વામીઓ ઉત્તરોત્તર દીન દશાને પ્રાપ્ત થઇ નષ્ટ થતા જાય છે.

(૧૮) ઘણા દીર્ઘ કાળથી તેમના સર્વ સંબંધીઓને નિત્ય અન્ન મળતું હતું. પરંતુ તેમણે ચાર વર્ષથી આ પ્રથા સર્વથા બંધ કરી દીધી છે.

(૧૯) પ્રાચીન કાળથી પ્રચલિત રીતિ અનુસાર દેવગઢના સામંત પોતાના તાબાના પટાવત સરદારોની સાથે મળીને તેમની સલાહથી પ્રત્યેક કાર્ય કરતા હતા, પરંતુ સાંપ્રતમાં દેવગઢના સામંત કેવળ વિદેશી લોકોની સાથે મસલત કરે છે. તેનું પરિણામ એ આવ્યું છે કે પહાડી પ્રદેશમાંથી જે શતાવધિ રૂપિયા સંગ્રહીત થતા હતા તે હાલમાં બંધ થઇ ગયા છે.

(૨૦) ભાયાતોની જમીનમાંથી પહાડી લૂંટારાઓ ગૌઆદિ પશુ ચોરી જાય છે. ફોજદાર આ ઢોરો તેના માલિકને પાછાં સોંપતો નથી, પરંતુ તે લૂંટારાઓને ઢોરના સ્વામીની પાસેથી રખવાળી લેવાને ઉત્તેજિત કરે છે.

(૨૧) ન્યાય પૈસાદ્વારા વેચાય છે. પૈસા વિના ન્યાય મળતો નથી. જેની પાસે દ્રવ્ય હોય તેની દાદ સાંભળવામાં આવે છે. જાન માલનું રક્ષણ કરવાને માટે વણિક તથા વ્યાપારીઓ વિદેશમાં નાસી જવા લાગ્યા છે. પરંતુ સામંત પુછતા પણ નથી કે તેઓ કયા ગયા છે વા જાય છે.

(૨૨) અમારાં ગૌઆદિ પશુ પહાડ ઉપર ચાલ્યા જાય છે ત્યારે પહાડી લોકો તેમને પકડી લે છે, અને અમે સ્વયં ત્યાં જઇને તેમની પાસેથી ઢોર ખુંચવી લઇએ તો સામંત અમને દ્રવ્યનો દંડ કરીને કહે છે કે "અમે પહાડી લોકોને આ પ્રકારે ઢોરોને અટકાવવાની સત્તા આપી છે" આ પ્રકારે તેઓ અમારી મર્યાદા ઘટાડે છે. અમે જો ઉક્ત પ્રકારના એકાદ લુટારાને પકડી લઇએ તો ફોજદાર તેને છોડાવવાને માટે શસ્ત્રધારી દલ મોકલે છે, કારણ કે તેને તે માટે રૂશ્વત મળે છે. પછી મુક્ત થયેલા લૂંટારાની સાથે કલહ થાય છે અને તેથી નિરાશ્રય રાજપુતને પોતાની પૈતૃક ભૂમિ છોડવાની ફરજ પડે છે. હવે દેવગઢમાં પ્રજાને કાંઇ સહાયતા વા આશ્રય પ્રાપ્ત કરવાનો માર્ગ નથી. સામંત સર્વથા હિતાહિતવિચારશૂન્ય છે અને તેઓ પોતાના સન્માનની રક્ષા કરવા પ્રત્યે એટલા બધા ઉદાસીન છે કે "પહાડીઓને દ્રવ્ય આપીને લૂટાઇ ગયેલી સંપત્તિ પુનઃ પ્રાપ્ત કરો" એમ તેઓ અમને કહે છે. જ્યારથી વર્તમાન ફોજદાર નિયુક્ત થયો છે ત્યારથી અમારી દુર્દશા વધી પડી છે. વિદેશી લોકો કર્તાહર્તા થઇ પડયા છે, અને દેશીઓને હાંકી કાઢવામાં આવ્યા છે. દક્ષિણી તથા બીજા લૂંટારાઓ સામંતના સ્વજાતીય લોકોની સંપત્તિ લૂંટીને તેમની ભૂમિ ભોગવી રહ્યા છે. લેશ પણ અપરાધ વિના સરદારોની ભૂમિ છીનવી લેવામાં આવે છે. આ ભૂમિ પુનઃ પ્રાપ્ત કરવામાં પુષ્કળ સમય અને દ્રવ્યનો વ્યય કરવો પડે છે. ન્યાયકાર્ય સર્વથા વિલુપ્ત થઈ ગયું છે.

રાણાની સભામાં સામંતને જેવા અધિકાર અને હક છે તેવા અધિકાર અને હક અમને પણ સામંતની સભામાં છે. જ્યારથી આપ (કર્નલ ટૉડ) મેવાડમાં પધાર્યા છો તે સમયથી દીર્ઘ કાળથી અન્યના અધિકારમાં ગયેલી ભૂમિનો પુનરૂદ્ધાર કરવામાં આવે છે; તો અમે એવો શુ અપરાધ કર્યો છે કે અમે અમારા પૈતૃક અધિકારથી વંચિત રહીએ?

અમે મહા વિપત્તિ સાગરમાં નિમગ્ન છીએ.

---

## (૩)

મહારાજશ્રી ગોકુલદાસ દેવગઢના ચાર મિસલ (શ્રેણી)ના પટાવત સરદારોને નિવેદન કરે છે કેઃ—

અપરાધ વિના કોઇ પણ સરદાર વા જમીનદારની સંપત્તિ વા ભૂમિ ખુંચવી લેવામાં આવશે નહિ.

યદિ કોઈ વ્યક્તિ કોઇ પ્રકારનું અપરાધસૂચક કાર્ય કરશે તો અમારા ચાર મિસલના ભાયાતોદ્વારા તેનો ન્યાય કરવામાં આવશે અને જો તે અપરાધી ઠરશે તો તેને દંડ કરવાની વ્યવસ્થા કરવામાં આવશે.

સર્વ પ્રસંગે ભાયાતોની સલાહ લીધા વિના હું કોઇને કોઈ પણ પ્રકારનો દંડ કરીશ નહિ.*

શ્રી નાથજીના સોગન ખાઇને હું કહું છું કે આ પ્રતિજ્ઞાનો ભંગ હું કદિ પણ કરીશ નહિ. સંવત્ ૧૮૭૪ પોષ શુદ ૬.

---

(૪)

## મેવાડપતિ મહારાણા અરિસિંહે સિંધી સરદાર અબ્દુલરહીમ બેગને આપેલો દાનપત્ર.

### श्री रामो जयति.

गणेशः प्रसीदतु । एकलिंग प्रसीदतु !

શ્રી મહારાજાધિરાજ મહારાણા અરિસિંહ મિર્ઝા અબ્દુલ રહીમ બેગ આદિલ બેગોત પ્રતિ નિવેદન કરે છે કેઃ—

અમારા કેટલાક સામંતોએ વિદ્રોહ કરી, ધૂર્ત રત્નસિંહને ઉત્તેજન આપી, દક્ષિણીઓને બોલાવી ઉદયપુરપર આક્રમણ કર્યું હતું; આ પ્રસંગે તમે મહાન સેવા બજાવીને અમારા સામ્રાજ્યની રક્ષા કરવામાં સહાય કરી છે. એટલા માટે તમારા ઉપર અનુગ્રહ કરીને મેં તમને આ દાનપત્રમાં લખેલી જાગીર આપી છે. જેનો તમારાં છોકરાં અને છોકરાંનાં છોકરાં ઉપભોગ લેશે. તમે પ્રમાણિક રીતે સેવા બજાવશો. યદિ અમારો કોઈ વંશજ તમારા ઉત્તરાધિકારીની પાસેથી આ જાગીર છીનવી લેશે તો તેને એકલિંગજીનો શાપ અને ચિત્તોડનો નાશ કરવાનું પાપ નડશે.

### વિશિષ્ટ વર્ણન.

(૧) ૨૦૦૦૦૦ (બે લાખ) રૂપિયાની કિંમતની ભૂમિ.

(૨) વાર્ષિક નગદ રૂા. ૨૫૦૦૦.

(૩) દેવારી દરવાજાની બહાર ૧૦૦૦૦ વીઘાં જમીન.

(૪) રહેવાને માટે "ભારતસિંહની હવેલી" નામનું મકાન.

(૫) ઉદ્યાન બનાવવાને માટે નગરની બહાર એક સો વીઘાં જમીન.

(૬) કાષ્ઠ અને ઘાસને માટે ખીણુમાંનું મિત્રન નામક ગામ.

(૭) યુદ્ધભૂમિમાં માર્યા ગયેલા અજમેરી બેગના સમાધિમંદિરને માટે એકસો વીઘાં જમીન.

### ખાસ હક અને સન્માન.

(૮) દરબારમાં એક આસન અને સર્વ બાબતમાં સાદરીના સામંતના જેવું સન્માન તથા પદમર્યાદા.+

(૯) રાજપ્રાસાદ (રાજમહેલ) ની આગળના દરવાજા બહાર તમારૂં નગારૂં વાગશે, પરંતુ માત્ર એક દંડથી.

(૧૦) દશેરાના ઉત્સવમાં અમર અશ્વ§ તથા પોશાક.

(૧૧) બાહરમાં નગારૂં વગડાવી શકાશે. અન્યાન્ય સર્વ બાબતોમાં સલુમ્બરના સામંતના જેવું સન્માન આપને તથા આપના ઉત્તરાધિકારીઓને પ્રાપ્ત થશે. તેથી તમારી જાગીરની કિંમતના પ્રમાણમાં તમે રાજસેવા કરશો.

(૧૨) જો આપ સ્વયં આપના કોઈ ભાયાત વા નોકરને પદચ્યુત કરશો તો હું તેને આશ્રય આપીશ નહિ અને મારા સામંતો પણ તેને આશ્રય આપી શકશે નહિ.

(૧૩) રાજસભા શિવાય અન્યત્ર જ્યારે આપ એકલા હશો ત્યારે ચમર છત્રનો ઉપયોગ કરી શકશો, પરંતુ હજુરમાં કદિ પણ તેનો ઉપયોગ કરી શકશો નહિ.

---

* ઈંગ્લાંડના અધીશ્વરે મૅગનાચાર્ટામાં ૪૩ ધારાઓદ્વારા આજ પ્રકારની પ્રતિજ્ઞા લીધી હતી.

+ સાદરીના અધિપતિ રાણાની સભામાં પ્રથમ વૈદેશિક સામંત છે.

§ રાણા સામંતને જે ઘોડો આપે છે તે મરી જાય છે ત્યારે તેઓ બીજો ઘોડો આપે છે. આ જ કારણથી 'અમર અશ્વ' એ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે.

(૧૪) મનવરબેગ, અનવરબેગ તથા ચમનબેગને સિંહાસનની સન્મુખ આસન પ્રાપ્ત કરવાની પરવાનગી આપવામાં આવી છે. દશેરાપર આપને 'અમર અશ્વ' તથા માનસૂચક પોશાક આપવામાં આવશે અને આપના બે ત્રણ યોગ્ય સંબંધીઓને રાજસભામાં આસન આપવામાં આવશે.

(૧૫) આપ પોતાનાં પદોચિત સન્માન સહિત રાજસભામાં વિરાજમાન થઈ શકશો.

સંવત્ ૧૬૨૬ (ઇ. સ. ૧૭૭૦) ભાદ્રપદ એકાદશી ને સોમવાર. } * આજ્ઞાથી શાહ મોતીરામ બલીઆ.

(૫)

**મેવાડના સર્વ શ્રેષ્ઠ સામંતો પૈકી રાવત લાલસિંહને આપવામાં આવેલો ભિંસરોરનો પટો.**

મહારાજા જગતસિંહ રાવત લાલસિંહ કિશોરી સિંહોતને+ નિવેદન કરે છે કેઃ—

હમણાં આપને ગ્રાસ સ્વરૂપે સમસ્ત ભિંસરોર પ્રગણું† આપવામાં આવ્યું છે.

ભિંસરોર નગરની વાર્ષિક ઉપજ ૩૦૦૦, ૧૫૦૦ બીજાં પરગામો (નામો અનાવશ્યક છે) અને રાજધાનીની પાસેનું એક ગામ.

સંપૂર્ણ વાર્ષિક ઉપજ ૬૨૦૦૦, ૩૧૦૦૦‡

બસેંઅડતાલીસ અશ્વારોહીઓ અને બસેંઅડતાલીસ પાયદળ સૈનિકો સહિત (શ્રેષ્ઠ ઘોડા અને ઉત્તમ રાજપુતો સહિત) આપને રાજાની સેવા કરવી પડશે.

ઉક્ત સેનામાંથી અડતાલીસ અશ્વારોહીઓ અને અડતાલીસ પાયદળ સૈનિકો આપના દુર્ગની રક્ષા કરવામાં સદા નિયુક્ત રહેશે. અને આપને આજ્ઞા મળતાં સાથેજ બસેં સ્વારો અને બસેં પાયદલ સૈનિકો સહિત ગમે તે સ્થળે સેવા કરવાને માટે તત્પર થવું પડશે. સંવત્ ૧૭૯૮ના પોષ માસમાં આપને પ્રથમ પટો આપવામાં આવ્યો હતો, પરંતુ તે સમયે તે જાગીરની ઉપજ અનુમાનથી ખરી ઉપજ કરતાં વિશેષ ગણવામાં આવી હતી, તેથી મહારાણાએ હાલમાં વાર્ષિક સાઠ હજાર રૂપિયાની ઉપજની ભૂમિ ભિંસરોર સાથે જોડી આપી છે.

(૬)

**મેવાડના મહારાણા સંગ્રામસિંહે પોતાના ભાણેજ અને જયપુરના સિંહાસનના અધિકારી મધુસિંહને આપેલો દાનપત્ર.**

**श्री रामो जयति.**

गणेशः प्रसीदतु । एकलिंग प्रसीदतु ।

§ભાલાનું ચિત્ર. | ***सही.**

મહારાજાધિરાજ મહારાણા સંગ્રામસિંહ નિવેદન કરે છે કે મારા ભાણેજ કુમાર મધુસિંહને નિમ્નલિખિત પ્રદેશ દાન કરવામાં આવ્યો છે.

---

+ ચંદાવત શાખામાં કિશોરીસિંહ એ એક પ્રબલ શક્તિશાલી સામંત હતા. તેમનાજ નામપરથી એક સ્વતંત્ર ગોત્રની ઉત્પત્તિ થઇ છે. લાલસિંહ એજ ગોત્રમાં ઉત્પન્ન થયા છે.

† આ પ્રગણું ચંબલ નદીની ઉત્તરે આવેલું છે.

‡ બે સ્થળે અંક લખવાનું કારણ એ છે કે એક યથાર્થ મૂલ્ય દર્શાવે છે અને બીજો અનુમાન દર્શાવે છે.

§ મેવાડના વંશપરંપરાગત યુદ્ધવિભાગના મંત્રી સહુમ્બરના સામંતનો ભાલો. આ ભાલામાં તેમની સહી પણ અંતર્ભૂત છે.

* આ રાણાના પોતાના સાંકેતિક અક્ષરો છે.

### રામપુરા પ્રદેશનો પટો.

આપ એક સહસ્ર અશ્વારોહીઓ અને બે સહસ્ર પદાતિસહિત છ માસ પર્યંત રાજકાર્યમાં નિયુક્ત રહેશો અને કોઈ સમયે વિદેશમાં જવાની આવશ્યકતા ઉપસ્થિત થશે તો આપને ત્રણ સહસ્ર પાયદલ અને ત્રણ સહસ્ર અશ્વારોહીઓસહિત યુદ્ધક્ષેત્રમાં જવું પડશે.

આ દેશમાં જ્યાં સુધી મહારાણાનુ પ્રભુત્વ સ્થાયી રહેશે ત્યાં સુધી આપની જાગીર જવાનો કાંઈ ભય નથી.

| | |
|---|---|
| સંવત્ ૧૭૮૫ (ઇ. સ. ૧૭૨૯) ચૈત્ર સુદ સપ્તમી મંગળવાર. | આજ્ઞાથી પાંચોલી રાયચંદ અને મહેતા મલ્લદાસ. |

(રાણાના પોતાના હસ્તદ્વારા લિખિત) મારા ભાણેજ મધુસિંહને જણાવું છુ કે:—

પ્રિય વત્સ! મેં તમને રામપુરા પ્રદેશ દાન કર્યો છે. જ્યાં સુધી એ મારો છે ત્યાં સુધી એ તમારી પાસેથી ખુંચવી લેવામાં આવશે નહિ. ઇતિ.

---

(૭)

### સંવત્ ૧૮૦૬ (ઇ. સ. ૧૭૫૦) ના પ્રથમ શ્રાવણમાં હોંગલા ગામના નિવાસીઓએ મહારાજ ખુશાલસિંહને જે રખવાલી આપી તેનો દાનપત્ર.

(૧) દોઢસો વીઘાં કૃષિક્ષેત્ર, તેમાંની છત્રીસ વીઘાં જમીનમાં કૂવા છે.
(૨) એકસોબે વીઘાં પડતર અને કૂવા વિનાની જમીન, જેવી કે:—
ઘાંચી ગોવિંદદ્વારા ખેડાતી જમીન છ વીઘાં.
ઘાંચી હીરા અને તારાના તાબાની ત્રણ વીઘાં.
કડીઆ હંસા અને ઘાંચી લાલ દ્વારા ખેડાતી સત્તર વીઘાં.
ગોવિંદ તથા હીરા પ્રભૃતિના તાબાની ચાર વીઘાં.
પડતર અને જંગલી ભૂમિ.

#### અર્થાદિ દાન.

મુદ્રા... ... ... ... ... ... ૧૨
અન્ન... ... ... ... ... ... ૨૪ મણ.

રાખી તરિકે દિવાલી તથા હોલીના ઉત્સવપ્રસંગે પ્રત્યેક ઘરમાંથી એક એક તામ્ર મુદ્રા આપવામાં આવશે.
સેરાનો‡ ... ... ... ... ... ધાન્ય લણુતી વખત.
બ્રાહ્મણોની પાસેથી સુકરી.
વાણિજ્ય દ્રવ્યની જકાત......એક ભરેલા ગાડાપર એક પૈસો અને પ્રત્યેક બળદપર અર્ધો પૈસો.
પ્રત્યેક વિવાહપ્રસંગે બબ્બે પાત્ર અન્ન.

---

(૮)

### અમલીના નિવાસીઓએ સંવત્ ૧૮૧૪ (ઇ. સ. ૧૭૫૮) માં આમાઇતના રાવત્ ફતેસિંહને જે ભૂમિ આપી હતી તેનો દાનપત્ર.

રાણાવત્ સામંતસિંહ અને સૌભાગ્યસિંહને અમલી જાગીર સ્વરૂપે મળી હતી; પરંતુ તેઓ ત્યાંના નિવાસીઓપર અત્યંત અત્યાચાર કરતા હતા. તેમણે પટેલ જોધ અને ભાગ્યને મારી નાંખ્યા અને બ્રાહ્મણોપર એવો અત્યાચાર કર્યો કે કુશલ અને લાલે, પ્રદીપ્ત અગ્નિમાં પોતાના જીવનની આહુતિ આપી. ત્યારે

‡ અનાજ લણુતી વખતે પ્રતિ મણુપર એક એક શેર અન્ન લેવામાં આવે છે તેને સેરાનો કહેવામાં આવે છે.

પ્રજાએ રાણાની પાસે સહાય અને આશ્રય માગ્યો. પટાવતો બદલાઇ ગયા છે અને હાલમાં ગ્રામવાસીઓએ રખવાલીસ્વરૂપે ફતેસિંહને એકસોપચાસ વીઘાં જમીન અર્પણ કરી છે.*

(૯)

## દોંગલાના નાગરિકોએ ભિન્દીરના મહારાજા જોરાવરસિંહને આપેલી ભૂમિ.

શ્રી મહારાજ જોરાવરસિંહની નિકટ અમે પટેલગણ, વ્યાપારીવૃંદ, વ્યવસાયી મંડલી, બ્રાહ્મણ વર્ગ તથા દોંગલાના સમસ્ત નિવાસીઓ એકત્રિત થઇને આ દાનપત્ર લખી આપીએ છીએ.

આ સમય પૂર્વે દોંગલામાં લૂટારાઓનો ભય પ્રબળ હતો. મહારાજે તેમના હાથમાથી અમારી રક્ષા કરી તેથી અમે નિમ્નલિખિત ભૂમિ આદિ અર્પણ કરીએ છીએઃ—

ઘાંચી હીરાના તાબાનો એક કૂવો.
ઘાંચી દીપાના તાબાનો એક કવો.
ઘાંચી દીવાનો એક કૂવો.

કુલ ત્રણ કૂવા, ચુંવાલીસ વીઘા પીવલ (કૂપસહિત ભૂમિ), એકસો એકાણું વીઘા માલ (કૂપ વિનાની) ભૂમિ અને એક જુવારનું ક્ષેત્ર.

### રખવાલી સંબંધી નિયમો.

૧ પ્રત્યેક વિવાહપ્રસંગે એક પાત્ર અન્ન.

૨ પ્રતિવર્ષે નગદ છસે રૂપિયા.

૩ ભૂમીઆ તથા ગ્રામવાસીઓપર થતા ચોર અને લૂંટારાઓના અત્યાચાર, ઉપદ્રવ, ઉત્પીડન વા શાંતિભંગનું મહારાજ નિવારણ કરશે.

મહારાજ સ્વયં જ્યારે દોંગલાના નિવાસીઓને પોતાના નિવાસસ્થાનમાં પાછા આવીને રહેવાને કહેશે ત્યારેજ માત્ર તેઓ આવીને નિવાસ કરી શકશે અન્યથા નહિ.‡

હિસાબ–રક્ષક કુચિયાદ્વારા સંવત્ ૧૮૫૮ ના જ્યેષ્ઠ માસની પૂર્ણિમાને દિને આ પત્ર લખવામાં આવ્યો અને સમસ્ત ધંધાદારીઓ, બ્રાહ્મણો તથા નાગરિકોએ તેપર પોતાના હસ્તાક્ષર કર્યા.

(૧૦)

## મેવાડેશ્વરે સામંતોને આપેલી જાગીર.

મહારાણા શ્રી ભીમસિંહ બાબા રામસિંહને નિવેદન કરે છે કેઃ—

જિહાજપુર પ્રદેશમાં બસેંપચ્ચીસ વીઘાં જમીન, તેની સાથે શામબાગ અને પશુઓ બાંધવાનો તબેલો તમને પ્રદાન કરવામાં આવે છે.

તમારા પૂર્વજોએ જિહાજપુર શત્રુઓના હાથમાંથી મુક્ત કરી મને અર્પણ કર્યું અને મારે તાબે રહી વિશ્વાસપાત્રતાથી કાર્ય કર્યું, તેથી આ ભૂમિ આપવામાં આવી છે. નિશ્ચયપૂર્વક જાણજો કે તમારા ઉપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરવામાં આવશે નહિ અને પટાવતો તમારા કાર્યમાં કદિ માથું મારશે નહિ.

* ભૂમીઆ લોકોની જમીનનો કેવો આદર છે તે આ પરથી પ્રતીત થાય છે. ફતેસિંહે યદ્યપિ રાણાની પાસેથી પોતાની સમસ્ત ભૂમિનો પટો ગ્રહણ કર્યો હતો. તોપણ તેની પાસે ભૂમીઆ લોકોને મળતો ભૂમ્યધિકાર નહોતો આ પ્રસંગે તેમણે આ પ્રકારનો ભૂમ્યધિકાર પણ પ્રાપ્ત કરી લીધો. યદ્યપિ પાછળથી મહારાણાએ અમલી દેશ પોતાના અધિકારમાં લઇ લીધો, પરંતુ ભૂમીઆ ભૂમ્યધિકાર તો તે સામંતની પાસેજ રહ્યો.

‡ આપરથી સિદ્ધ થાય છે કે જે સમયે મેવાડમાં ચોતરફ અત્યાચારનો આરંભ થયો હતો તે સમયે સામંતો પ્રજાપ્રત્યે કઠોર વ્યવહાર રાખતા હતા. તેઓ રખવાળીમાં ભૂમિ આદિ હસ્તગત કરી લેતા હતા. એટલુંજ નહિ પણ વ્યાકુલ થયેલી પ્રજા પોતાના પ્રાણની રક્ષા કરવાને માટે ઘર સુદ્ધાં અર્પણ કરી દેતી હતી.

ખાસ હક.

તમને એક સેરાનો અર્થાત્ અનાજ લણતી વખત પ્રત્યેક કૃષિકારની પાસેથી મણ ઉપર એક શેર અનાજ મળશે.

બે હલમો મળશે.*

હોળી અને દશેરાના પર્વમાં નાળીએર મળશે.

તમે ભારવાહી સો બળદોપર બાર આના કર લઇ શકશો.†

જિહાજપુરની અંદર જેટલા ઘોડા વેચાશે તેમાંના પ્રત્યેક ઘોડાપર તમને બે આના મળશે.

જેટલાં ઊંટ વેચાશે તેમાં પ્રત્યેક ઊંટ દીઠ તમને એક આનો મળશે.

ઘાંચીની ઘાણીપર એક એક પલ્લું મળશે.

પ્રત્યેક લોહખાણપર પા રૂપિયો મળશે.

પ્રત્યેક બકરાના બલિદાનપર એક પૈસો.

જન્મ અને વિવાહપ્રસંગે પાંચ પાત્ર અનાજ‡

લીલોતરીની એક એક જુડી.

ભૂમિ સંબંધી જે જે ખાસ હકો હોય તે સર્વ.

| | |
|---|---|
| કૂપવાળી ભૂમિ ( પીવલ ) | ૫૧ વીઘા. |
| કૂપહીન ભૂમિ ( માલ ) | ૫૧૦ વીઘાં. |
| પહાડી ભૂમિ ( મુગ્ર ) | ૪૦ વીઘા. |
| બીડ | ૨૫ વીઘાં. |
| | કુલ. ૬૨૬ વીઘાં. |

( ૧૧ )

## ઝાલરાપાટણ નગરમાં આવેલા સ્તંભપરના શિલાલેખનો અનુવાદ.

સંવત્ ૧૮૫૩ ( ઇ. સ. ૧૭૯૭ ) શાકે ૧૭૧૮ દક્ષિણાયન, શીત ઋતુનો સુખમય કાર્તિક માસ, પૂર્ણિમા, સોમવાર.

મહારાજાધિરાજ ઉમેદસિંહ દેવ,§ ફોજદાર રાજ જાલિમસિંહ+ અને કુમાર માધોસિંહ એઓ, ઝાલરાપાટણના સર્વ નિવાસીઓ, પટેલો, પટવારીઓ×, મહાજનો તથા સમસ્ત ૩૬ જાતિઓને નિવેદન કરે છે કેઃ—

* નિયત કરેલા સમય પર્યંત બે હળો આપવાં તે.

† જે સમયે મેવાડમાં ચોતરફ વિપ્લવ, અશાંતિ તથા અત્યાચારની પ્રબળતા થઇ તે સમયે સામંતોએ અનેક પ્રકારના કષ્ટદાયક કર સંગ્રહીત કરવા માંડયા હતા. આથી વાણિજ્ય કાર્ય સર્વથા બંધ પડી ગયું અને સ્થાનાંતર કરવું પણ કષ્ટદાયક થઇ પડયું. તે સમયે પ્રત્યેક કાર્યને માટે કર લેવામાં આવતો હતો. દુર્ગસંસ્કાર, નૌકાની રક્ષા, માર્ગમાં ચોકીદારો રાખવા અને રાત્રિએ રક્ષકો નીમવા વગેરે અનેક કાર્યને માટે કર લેવામાં આવતો હતો.

‡ રાજપુત સામંતોના તાબાના સરદારો તથા પ્રજાજનોમાં કોઇને ત્યાં વિવાહપ્રસંગ ઉપસ્થિત થતાં સામંતોને ભોજ્ય દ્રવ્ય અથવા તેને બદલે દ્રવ્ય મળે છે. કિંતુ ફ્રાન્સના સામંતો આવા પ્રસંગે નિયમિત કર લેવા ઉપરાંત બીજાં પણ અનેક પ્રકારનાં કષ્ટો આપતા હતા. તે સામંતો અથવા તેમના પ્રતિનિધિ પ્રજાજનની કન્યાની સન્મુખ જઇને બેસતા હતા.

§ કોટાના રાજા. + કોટાના સેનાપતિ. × તલાટી.

સાંપ્રતમાં સર્વ જણુ નિર્ભય બની ગૃહ બાંધો અને વસો.

આ દેશમાંથી બલપૂર્વક કર લેવાની તથા ભૂમિ હસ્તગત કરી લેવાની પ્રથા દૂર કરવામાં આવી છે. બલમનસી,[1] આની,[2] રેકબરાર[3] અને ભેટબેગાર[4] નામક કરો દૂર કરવામાં આવ્યા છે.

આ ઉદ્દેશથીજ આ સ્તંભ સ્થાપિત કરવામાં આવ્યો છે અને સદા એ ઉદ્દેશજ સ્થાયી રહેશે. હવે આ દેશમાં કોઈ માણુસ કોઇના ઉપર કોઇ પણુ પ્રકારનો અત્યાચાર કરી શકશે નહિ. હિંદુઓને ગાયના અને મુસલમાનોને સુવરના શપથ આપવામાં આવ્યા છે. કેપ્ટન દિલેલખાં, ચોધરી સ્વરૂપચંદ, પટેલ લલ્લુ, માહેશ્વરી પટવારી, બાલકૃષ્ણુ, ભારકર કાલુરામ અને સલાટ બાલકૃષ્ણુની સમક્ષ આ સ્તંભ સ્થાપિત કરવામાં આવ્યો છે.

પરમોની[5] પ્રથા સર્વથા દૂર કરવામાં આવી છે. જે માણુસ પાટણુનગરમાં વ્યાપાર કરશે તેને હારાવતી નગરમાં જે વાણિજ્ય કર લેવામાં આવે છે તેનો અર્ધ ભાગ માફ કરવામાં આવશે. અને સંપૂર્ણુ 'માયાકર' દૂર કરવામાં આવ્યો છે.

---

## ( ૧૨ )
## અકોલા નામક સ્થાનના લક્ષ્મીનારાયણુના મંદિરમાંનો શિલાલેખ.

પૂર્વે માત્ર એકજ બજારમાં તંબાકુ વેચાતો હતો. રાણુા રાજસિંહે આ ઇજારો સર્વથા દૂર કર્યો છે. સંવત્ ૧૬૪૫.

રાણુા જગતસિંહે પોતાના રાજકર્મચારીઓને અકોલાના શિલ્પીઓની પાસેથી બળાત્કારે ખાટલા ગોદડાં લેવાની મના કરી છે.

---

## ( ૧૩ )
## મેવાડમાં આવેલા બડા અકોલા નામક નગરના નિવાસીઓ તથા રંગરેજોને આપેલા ખાસ હકો સંબંધી શિલાલેખ.

બડા અકોલા નગરના નિવાસીઓને મહારાણુા ભીમસિંહ નિવેદન કરે છે કેઃ—

મંડલગઢની સેનાના વ્યયને માટે આ નગરના નિવાસીઓની પાસેથી જે કર લેવામાં આવતો હતો તે દૂર કરવામાં આવ્યો છે. આ નગરના નિવાસીઓને જ્યારે એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો કે "આ નગર શી રીતે સમૃદ્ધિશાળી થઈ શકશે?" ત્યારે તેમણે સર્વ જણે એક સ્વરે એવો ઉત્તર આપ્યો કે "પ્રાચીન કાળથી જે કર નિર્દિષ્ટ કરવામાં આવ્યો છે તેથી અધિક કર કદિ પણુ લેવો જોઇએ નહિ. વળી જેટલું અનાજ ઉત્પન્ન થાય તેના અર્ધ ભાગ કરતાં અધિક કર કદિ પણુ લેવો જોઇએ નહિ તથા જેઓ તેટલો કર આપે તેમનાપર કદિ પણુ અત્યાચાર કરવો જોઇએ નહિ."

રાણુાએ તેમની આ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો અને તેમની આજ્ઞાથી આ સ્તંભ સ્થાપિત કરવામાં આવ્યો છે. જે માણુસ આ આજ્ઞાનો અનાદર કરશે તેની ઉપર એકલિંગજીનો શાપ પડશે. મુસલમાનોને સુવરવધના અને હિંદુઓને ગોહત્યાના શપથ આપવામાં આવ્યા છે.

પરમો અને પુલી* કર ચિર પ્રચલિત રીતિ અનુસાર આપવા પડશે.

અકોલા ગામનો કોઈ માણુસ કાંઇ અપરાધ કરશે તો ગામલોકો તેનો ન્યાય કરશે અને તેને અપરાધના પ્રમાણુમાં શિક્ષા કરશે.

---

૧ ભલમનસાઇ અર્થાત્ સદ્વર્તન સંબંધી કર. ૨ કૃષિ સંબંધી કર. ૩ રજીસ્ટર કરવા સંબંધી કર. ૪ વેઠ ૫ રાજકર્મચારી જે મૂલ્ય નિર્ધારિત કરતો હતો તેજ મૂલ્યે વસ્તુઓ વેચવાની વ્યાપારીને ફરજ પડી હતી. આને 'પરમો પ્રથા' કહેવામાં આવે છે.

* હેમંત ઋતુનું ધાન્ય લણુતી વખતે જે એક મુઠી ધાન્ય લેવામાં આવે છે તે પુલી કર કહેવાય છે.

પ્રતિ અમાવાસ્યાપર કૂવાનુ (કોશ ચલવવાનું) કામ કરવું નહિ,† ઘાણી પીલવી નહિ કિંવા વસ્ત્ર રંગવાં નહિ.+

જે માણસ ઉક્ત આજ્ઞાનો અનાદર કરશે તેને ચિત્તોડના ધ્વંસનું પાપ લાગશે.

મહેતા સરદારસિંહ, સુબલદાસ, ચોધરી ભૂપતરામ, ચોધરી દોલતરામ તથા અકોલાની એકત્રિત પંચાયતની સમક્ષ આ સ્તંભ સ્થાપિત કરવામાં આવ્યો છે.

આ લેખ ચોધરી ભૂપજીએ લખ્યો તથા સલાટ ભીમે કોતર્યો.

સંવત્ ૧૮૫૬ ( ઇ. સ. ૧૮૦૦ ).

## ( ૧૪ )

## જમણવારમાંથી ભોજનના પદાર્થો લઈ જવાનો પ્રતિબંધ.*

બિરમીના નિવાસીઓને મહારાણા શ્રી સંગ્રામસિંહ નિવેદન કરે છે કે.—

સર્વ પ્રકારના ઉત્સવો અને મરણુ પછીના જમણવારોમાંથી કોઇ પણ વ્યક્તિએ કોઇ પણ ખાદ્ય પદાર્થો લઇ જવા નહિ. જે માણસ આ આજ્ઞાનો અનાદર કરશે તેણે રાજાને એક સો રૂપિયા દંડના આપવા પડશે.

સંવત્ ૧૭૬૯ ( ઇ. સ. ૧૭૧૩ ) ચૈત્ર સુદ ૭.

## ( ૧૫ )

## બાકરોલના વ્યાપારીઓ અને શાહુકારો પ્રત્યે મહારાણા સંગ્રામસિંહનો આદેશ.

રાજ્યનો કર ઉઘરાવનારા અધિકારીઓ શિયાળામાં તમારી પાસે જે વસ્ત્રો લે છે તેની વિરૂદ્ધ તમે જે ફરિયાદ કરી છે તેના સંબંધમાં જણાવવાનું કે શિયાળામાં વસ્ત્રો આપવાની પ્રથા દીર્ઘ કાળથી પ્રચલિત છે માટે જે અધિકારીઓ બાકરોલમાં કર ઉઘરાવવાને આવે, તેમને વ્યાપારીઓએ શય્યા તથા ઓઢવાનાં વસ્ત્રો આપવાં અને ઇતર પ્રજાએ ઇતર કર્મચારીઓને ઉક્ત વસ્તુઓ આપવી.

---

† એનો આશય એ છે કોઇએ કૃષિકાર્ય કરવું નહિ. કારણ કે અમાવાસ્યાની તિથિ પવિત્ર ગણાય છે.

+ એમ જણાય છે કે રાજમંત્રીઓની સૂચનાથી આ વ્યવસ્થા કરવામાં આવી હતી.

* અમારા પ્રાંતમાં જે પ્રકારે શ્રાદ્ધ, વિવાહાદિ પ્રસંગે આમંત્રણ થવાથી ગ્રામ ગ્રામાંતરથી લોકો આવે છે અને ભોજન કરવા ઉપરાંત મિષ્ટાન્ન ઉપાડી જાય છે, તે પ્રકારેજ રાજવાડામાં પણ થતું હતું. આ તરફના લોકો પોતાની સાથે પોતાનાં બાળક બાલિકાઓને લાવે છે, પરંતુ ગૃહિણી, યુવાન કન્યા અને વધૂઓને લાવતા ન હોવાથી તેમને માટે તેઓ આ રીતે મિષ્ટાન્ન લઈ જતા હોવાથી વરો કરનારને ઘણો ખર્ચ થાય છે. આ કારણથી ઘણા માણસો કરજદાર બની જાય છે. કર્નલ ટૉડ જણાવે છે કે "રાજવાડામાં એવી રીતિ પ્રચલિત હતી કે સ્ત્રીઓ કેટલાક દિવસ સુધી ચાલે તેટલી ભોજનસામગ્રી ઉપાડી જતી હતી. અંબરપતિ જયસિંહે આ કુરીતિ દૂર કરવાને માટે નિમંત્રિત માણસોની સંખ્યા નિયમિત કરી હતી. તેમણે માત્ર ૫૧ માણસોનેજ નિમંત્રણ કરવાની પરવાનગી આપી હતી. તેમણે એવો ધારો રચ્યો હતો કે કેવલ ચાર શ્રેણીના પ્રતિષ્ઠિત ધનવાન લોકોએજ નિમંત્રિત લોકોને શ્રેષ્ઠ મિષ્ટાન્ન આપવું. અન્ય શ્રેણીના લોકોએ માત્ર ગોળ અને લાલ બુરૂં જ વાપરવું. કૃષિકારો અને નીચી શ્રેણીના લોકોએ જુવારનો આટો, તેલ અને શાક વાપરવું. એક સમયે ફાલ્ગુનના ઉત્સવમાં એક રંગરેજે પોતાના મિત્રોને શ્રેષ્ઠ ખાંડના લાડુ બનાવીને વહેંચ્યા હતા. પોતાની આજ્ઞાનો આ પ્રમાણે અનાદર કરવા માટે મહારાજે તેને પાંચસેં રૂપિયાનો દંડ કર્યો હતો. પુત્રવધુ સીમંત આવતાં તેના પિતાપર ભેટ મોકલવાનો રિવાજ હતો. આ પ્રસંગે પૂર્વે પુષ્કળ દ્રવ્ય આપવામાં આવતું હતું, પરંતુ મહારાજા જયસિંહે માત્ર ૫૧ રૂપિયા ઠરાવી આપ્યા. આ પ્રકારના અનેક સામાજિક ધારાઓ મહારાજા જયસિંહે રચ્યા હતા અને તેમણે શિશુ કન્યાવધ અટકાવવાને ઘણોજ પ્રયાસ કર્યો હતો."

કોઇ કારણથી નદીનો બાંધ તૂટી જાય અને તેની મરામત કરવામાં જે માણસ સહાય નહિ કરે, તેણે દંડ તરિકે એક્સો બ્રાહ્મણો જમાડવા પડશે.

સંવત્ ૧૭૧૫ (ઇ. સ. ૧૬૫૯) આષાઢ.

(૧૬)

## બિજોલીના સામંતનો પોતાના તાબાના સરદાર ગોપાલદાસ શક્તાવત પ્રતિ આજ્ઞાપત્ર.

મહારાજ માન્ધાતા, શક્તાવત ગોપાલદાસને નિવેદન કરે છે કે:—

સાંપ્રતમાં તમારા ઉપર પ્રતિદિન ચાર રૂપિયાનો દંડ ચાલે છે, તેના ૮૦ રૂપિયા તમારાપર ચઢયા છે. ગંગારામે તમારી તરફેણમાં અરજ કરવાથી તેમાંના ૪૦ રૂપિયા માફ કરવામાં આવ્યા છે. તમે એક પત્રમાં એવી પ્રતિજ્ઞા લખી આપો કે હું નિયત સંખ્યના સૈનિકોસહિત સમરક્ષેત્રમાં ઉપસ્થિત થઇશ અને ન થાઉં તો તમે મને ઉચિત દંડ કરી શકશો.

આવશ્યકતા પડતાં એક શ્રેષ્ઠ અશ્વારોહી અને એક બંદુકધારીને સમસ્ત યુદ્ધસામગ્રીસહિત સ્વદેશ અને વિદેશમાં મોકલવા પડશે.

જે સમયે સેના સમરભૂમિમાં પહોંચશે તે સમયે તમારે સ્વયં ત્યાં ઉપસ્થિત થવું પડશે. જો તે સમયે તમે સ્વદેશમાં ન હો તો તામરા અનુચરોને અવશ્ય રણભૂમિમાં હાજર રહેવું પડશે અને રાણા તેમને ભોજનસામગ્રી આપશે.

શ્રાવણ સુદ ૧૦ સંવત્ ૧૭૮૨.

(૧૭)

## શક્તાવત શંભુસિંહને મહારાજ ઉદયકર્ણની આજ્ઞા.

તમને નિવેદન થાય કે:—

મેં ગૂઢ ગામ મારા અધિકારમાં લઇ લીધું હતું, કિંતુ હાલમાં અનુગ્રહ કરીને તમને પાછું સોંપું છું. તમે હવે એ ગામની ઉન્નતિ કરતા રહો અને સ્વદશ તથા વિદેશમાં એક અશ્વારોહી અને એક પાયદલ સૈનિક મોકલીને મારી સેવા કરો.

વિદેશ જતી વખત તમને નીચે પ્રમાણે ભથ્થું મળશે:—

| | | |
|---|---|---|
| મેંદો | | દોઢશેર |
| દાળ | | પાશેર |
| ઘૃત | | બે પૈસાનું. |
| ઘોડાની ચંદી | પ્રતિદિન | ચાર શેર. |

જો તમને દુર્ગની રક્ષા કરવાના કાર્યમાં નિયુક્ત કરવામાં આવે તો તમારે તમારા તાબાના સમસ્ત અનુચરોસહિત ત્યાં જવું પડશે અને તમારી સ્ત્રી કન્યા આદિ કુટુંબ-વર્ગને પણ ત્યાં લઇ જવો પડશે. જો તમને દુર્ગરક્ષાના કાર્યમાં નિયુક્ત કરવામાં આવશે તો તમને પાછળની બે વર્ષની સેવામાંથી મુક્ત કરવામાં આવશે.

આષાઢ સુદ ૧૪ સંવત્ ૧૮૩૪.

(૧૮)

## જેતસિંહ ચંદાવતને મુંડકાટિ અર્થાત્ ખુનના બદલા તરિકે અર્પણ કરવામાં આવેલી ભૂમિ.

પટેલનો પુત્ર જેતના રાજપુતોને અંગરક્ષક તરિકે લઇને પોતાની સ્ત્રીને ઘેર લાવવાને માટે ગયો. માર્ગમાં તેનાપર હલ્લો થયો, અંગરક્ષકો કપાઇ મુઆ અને ખુનની ક્ષતિ પૂર્ણ કરવાનો કાંઇ ઉપાય નહિ હોવાથી મુંડકાટિ તરિકે છવ્વીસ વીઘાં જમીન અર્પણ કરવામાં આવી.

(૧૯)

**રાવત્ મેઘસિંહે પોતાના ભ્રાતા યમુનાદાસને નીચે પ્રમાણે ભૂમિ આપી:—**

| | |
|---|---|
| રાયપુર ગામ મૂલ્ય | રૂ. ૪૦૧ |
| મોગરા પુષ્પની એક વાડી | રૂ. ૧૧ |
| કુલ | રૂ. ૪૧૨ |

પ્રમાણિકપણે સ્વદેશ અને વિદેશમાં સેવા કરશો; તથા પ્રચલિત રીતિ અનુસાર કર આપી તાબાના સરદારની પેઠે આજ્ઞા પાલન કરશો.

(૨૦)

**તક્ષક જાતિ અને જૈન લોકોના શિલાલેખનો અનુવાદ–છઠ્ઠી શતાબ્દીના જીત જાતિના એક નૃપતિનો સ્મારક તામ્રપત્ર.**

આ લેખ ઈ. સ. ૧૮૨૦ માં કોટા રાજ્યની દક્ષિણે ચંબલ નદીના તટપર કંસ નામક સ્થાનમાં આવેલા એક મંદિરમાં પ્રાપ્ત થયો હતો.

જટા આપતું રક્ષણ કરો! જે જટા જીવનસમુદ્રને પાર જવાને માટે નૌકાસ્વરૂપ છે, જે કાંઇક શ્વેત અને કાંઇક લાલ વર્ણથી યુક્ત છે, તે જટાનો વિભવ તમે જોઇ શકો છો? જે જટામાં ક્રુદ્ધ ભીષણ શબ્દકારી સર્પ વિરાજમાન છે, તે જટા કેવી પ્રકાશમાન છે? જે જટાના મૂળમાથી પ્રબળ તરંગો નીકળી રહ્યા છે તેની સાથે શું કોઇ પણ વસ્તુની તુલના કરી શકાશે? તે જટા આપતું રક્ષણ કરો.+

જેના વીરત્વ અને બાહુબળથી શાલપુરી દેશની રક્ષા થતી હતી તે રાજા જીતના યશનું હવે હું વર્ણન કરીશ. પ્રબળ અગ્નિની જ્વાળા જે પ્રકારે પોતાના શત્રુને ભસ્મીભૂત કરી દે છે તે પ્રકારે રાજા જીતનો પ્રતાપ પણ પ્રબળ હતો. મહા બળવાન જીત શાલેન્દ્ર* પરમ રૂપવાન હતા અને તેઓ કેવળ પોતાના બાહુબળથીજ વીર પુરુષોના અગ્રણી થયા હતા. ચંદ્ર જે પ્રકારે પૃથ્વીને પ્રકાશમાન કરે છે તે પ્રકારે તેઓ પણ પોતાના દેશ શાલપુરીને દેદીપ્યમાન કરતા હતા. સમસ્ત જગત જીતરાજની જય-

---

+ કર્નલ ટૉડ જણાવે છે કે "યદ્યપિ આ કવિએ કરેલુ મંગલાચરણ છે, તોપણ એના દ્વારા જીત જાતિની ઉત્પત્તિનો નિર્ણય કરી શકાય છે. રાજવાડાની અનેક જાતિઓ રણદેવ શંભુથી પોતાની ઉત્પત્તિ થયેલી જણાવે છે. તેઓ કહે છે કે શિવના બાહુમાંથી વીરગણ, મેરૂ દંડમાંથી ચારણગણ, જીભ્હામાંથી ભવિષ્યવેત્તા ભાટગણ અને તેમના શિરની જટામાથી જાટ વા જીત લોકો ઉત્પન્ન થયા છે. શિવની જટામાં સર્પ અને મહાકાલ રહે છે. આ પરથી વિદિત થાય છે કે જીત લોકો તક્ષક જાતિના અર્થાત્ સર્પના વંશજ છે. જે પ્રબળ તરંગનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે તરંગ પવિત્રસલિલા ગંગાના છે. શિવની મૂર્તિ અર્ધનારીયુક્ત છે. તેથીજ તેમના કેશનો રંગ શ્વેત અને લાલ વર્ણથી યુક્ત જણાવ્યો છે. જીત લોકો રણદેવની આ મૂર્તિની કલ્પના ઝક્ષરતીસ નદીના તટપરથી ભારતમાં લાવ્યા હતા. આ લોકો ત્યાં તેની બાલનાથ અને યમ નામથી પૂજા કરતા હતા.

* ઉક્ત જીતરાજની રાજધાનીનું નામ શાલપુરા હતું અને તેઓ શાલેન્દ્ર કહેવાતા હતા. આ તેમનું મૂળ નામ નથી. તેઓ શાલનગરના અધીશ્વર હોવાથીજ 'શાલેન્દ્ર' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. આ શાલપુરા ક્યાં હતું તેના સંબંધમાં કર્નલ ટૉડ જણાવે છે કે સંવત્ ૧૨૦૭ માં અણહિલપુરના નૃપતિ કુમારપાલે જે શિલાલેખયુક્ત સ્તંભ સ્થાપિત કર્યો હતો તેનું નિરીક્ષણ કરતાં પ્રતીત થાય છે કે ઉક્ત શાલપુરા પંજાબના "શિવલોક" નામક ડુંગરની તળેટીમાં સ્થિત હતું. ઉક્ત શિલાલેખનો અનુવાદ પરિશિષ્ટ અંક ૨૫ માં આપવામાં આવ્યો છે. ડી. ગુઇગનેસ નામનો વિદ્વાન જણાવે છે કે જીત લોકોએ પંચમ શતાબ્દીમાં ઝક્ષરતીસ નદીના તટપરથી આવી સિંધુ નદી ઉતરી પંજાબપર અધિકાર કર્યો અને ત્યાંજ નિવાસ કર્યો. પંજાબમાં આવેલા ઉક્ત શાલપુરાના જીત લોકો પોતાની જાતિના સર્વે લોકોના નેતા હતા. ઉપર્યુક્ત વિદ્વાનના મત પ્રમાણે પંજાબના શીખ લોકો જીત જાતિના છે.

ઘોષણા કરી રહ્યું છે. તેઓ મનુષ્ય લોકમાં ચંદ્રસ્વરૂપ તથા પરમ સાહસિક અને મહા બળવાન લોકોમાં પંકની વચ્ચે કમલની પેઠે વિરાજમાન થઇ પોતાના ગૌરવની રક્ષા કરતા હતા. ભુવનમંડલના રાજાઓનાં મસ્તકો તેમના ચરણના અંગુઠાની પૂજા કરતા હતા. તેમની અમિત બળશાલી ઉભય ભુજાઓમાં શોભતા મણિમાણિક્યના અલંકારોનો પ્રકાશ તેમની મૂર્તિને ઉજ્જવલ કરતો હતો. તેઓ અસંખ્ય સૈનિકોના અધિનાયક હતા. તેમનુ દ્રવ્ય અઢળક હતું અને તેઓ ઉદાર તથા સમુદ્રસમાન ગંભીર હતા. જે રાજવંશ મહા બળવાન વંશોમાં વિખ્યાત છે, જે વંશના રાજાઓ વિશ્વાસઘાતીઓના પરમ શત્રુ હતા, જેના ચરણમાં પૃથ્વીએ પોતાનું સંપૂર્ણ ધન ધાન્ય અર્પણ કર્યું હતું, જે વંશના નૃપતિઓએ શત્રુઓના સર્વ દેશ પોતાના અધિકારમાં લઇ લીધા હતા તે સૂર્યના વંશમાંજ એમની ઉત્પત્તિ થયેલી છે.* હોમ યજ્ઞાદિદ્વારા આ નરેશ્વરો પવિત્ર થયા હતા. એમનું રાજ્ય પરમ રમણીય અને તક્ષનો દુર્ગ પણ અજેય છે. એમના ધનુષ્યના ટંકારથી સર્વ અત્યંત ભયભીત થતા હતા. તેઓ જ્યારે ક્રુદ્ધ થતા ત્યારે ભયંકર સમરાગ્નિ પ્રચલિત કરી દેતા હતા, કિંતુ મોતી જે પ્રકારે કંઠની શોભા વૃદ્ધિંગત કરે છે તે પ્રકારનું જ વર્તન તેઓ પોતાના તાબાના મનુષ્યો પ્રત્યે રાખતા હતા. લાલ તરંગોથી સમરક્ષેત્ર રંગાઈ જવા છતાં પણ તેઓ સંગ્રામથી પાછા હઠતા નહોતા. પ્રચંડ માર્તંડના પ્રખર કિરણોથી પદ્મિની જે પ્રકારે મસ્તક નમાવે છે તે પ્રકારે તેમના શત્રુઓ તેમના ચરણમાં નમન કરતા હતા. ભીરૂ તથા કાયર લોકો તેમની સામેથી યુદ્ધ છોડીને પલાયન કરી જતા હતા.

આ રાજા શાલેન્દ્રથી "દોગલા" ની ઉત્પત્તિ થઇ. જેમનો યશ આટલો સમય વ્યતીત થઇ ગયા છતાં પણ સર્વત્ર પ્રસરી રહ્યો છે.

તેમને ત્યાં શંખુકે જન્મ ગ્રહણ કર્યો. શંખુકના વીર્યથી દેગાલીનો જન્મ થયો. તેમણે યદુવંશની બે કન્યાઓની સાથે વિવાહ કર્યો હતો.+ તેમાંની એકના ગર્ભથી પ્રફુલ્લિત કમલસમાન નરેંદ્ર નામક પુત્ર ઉત્પન્ન થયો. જે આમ્ર વૃક્ષોની પ્રફુલ્લિત મંજરીમાં સહસ્રાવધિ મધુમક્ષિકા ગુંજારવ કરે છે અને જે વૃક્ષોની છાયામાં પરિશ્રમિત યાત્રાળુઓ આવીને વિશ્રામ કરે છે, તે આમ્રવૃક્ષોના કુંજમાં આ મંદિર સ્થાપિત થયું છે. જ્યાં સુધી સમુદ્રના તરંગો ઉછળશે અને જ્યાં સુધી ચંદ્ર, સૂર્ય તથા પર્વતમાળા વિરાજમાન રહેશે ત્યાં સુધી આ મંદિર અને તેની પ્રતિષ્ઠાનો યશ ફેલાશે. સંવત્ ૫૯૭માં તાબેલી નદીના તટપર માલવમાના સીમાંતમાં વીરચંદ્રના પુત્ર શાલિચંદ્ર દ્વારા આ મંદિરની પ્રતિષ્ઠા થઇ.§

જે મનુષ્ય આ વચનોને સ્મૃતિપટપર અંકિત કરી રાખશે તેનાં સર્વ પાપો નિવૃત્ત થઇ જશે.

સલાટ દારશિવના પુત્ર શિવનારાયણે આ શિલાલેખ કોતર્યો છે. અને કવિરાજ બુતેનાએ આ કવિતા રચી છે.

---

## ( ૨૧ )

બુંદીની પૂર્વે ત્રણ કોસના અંતર પર રામચંદ્રપુરા નામક સ્થાનમાં એક કૂપ ખોદતી વખત નિમ્નલિખિત શિલાલેખ પ્રાપ્ત થયો હતો. એમાં જીત જાતિ સંબધે ઉલ્લેખ છે. કર્નલ ટૉડે એ શિલાલેખ લઇ લંડનની એશિયાટિક સોસાઇટની ચિત્રશાળમાં મોકલી દીધો હતો.

---

* ભારતના ૩૬ રાજવંશોમાં આ સર્પ જાતિ પણ ગણાય છે, કુમારપાલ ચરિત્ર નામના પુસ્તકમાં જે સર્પ જાતિ વિષે ઉલ્લેખ છે તે આજ સર્પ જાત હોય એવો સંભવ છે.

+ કર્નલ ટૉડ જણાવે છે કે જીત લોકો યદુવંશની સાથે વૈવાહિક સંબંધ જોડવાને સમર્થ થયા હતા ત્યારે તેઓ ભારતના ૩૬ રાજવંશોમાં ગણાય એમા કાંઇ શક નથી. કિંતુ તેઓ પાછળથી જાતિચ્યુત થયા હતા. અને હવે કોઇ પણ રાજપુત જીત લોકોને કન્યાદાન કરતા નથી, તેમજ તેમની કન્યાનું પાણિગ્રહણ કરતા નથી.

§ શાલિચંદ્ર પૂર્વોક્ત શાલેન્દ્રની પાંચમી પેઢીએ જન્મ્યા હતા. ઉક્ત પત્ર અનુસાર ઇ. સ. પૂર્વે ૪૦૯ ના વર્ષમાં ઝક્ષરતીસ નદીના તટપરથી જીત લોકોએ આવી પંજાબપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો અને ત્યાં પોતાનું નગર સ્થાપિત કર્યું હતું.

વુત્તિવંશમાં રાજા પોતે જન્મ ગ્રહણ કર્યો. તેમના યશનાં કિરણો સમસ્ત પૃથ્વીમંડલમાં વ્યાપ્ત થયાં.

રાજા ચંદ્રસેન, પવિત્ર, અમિત બળશાળી અને પ્રજાવર્ગના પરમ પ્રીતિપાત્ર હતા.§ જેમણે પોતાના શત્રુઓને સંપૂર્ણતઃ દુર્બળ કરી દીધા અને જેમણે યુદ્ધમાં સમશીર વાપરતી વખત ઐન્દ્રજાલિકની પેઠે વિલક્ષણ બાહુબલ પ્રકાશિત કર્યું તેની સ્તુતિ શી રીતે થઇ શકે ? તેઓ પ્રજા પ્રત્યે પરમ ઉદાર વર્તન રાખતા હતા, અને તેથી તેમને શુભ ફળની પ્રાપ્તિ થતી હતી. આ વિખ્યાત ચંદ્રસેનના વીર્યથી કાર્તિકનો જન્મ થયો. આ કાર્તિકનુ બાહુબલ સર્વત્ર વિખ્યાત હતું, અને મનુષ્યસમાજમાં તેની પરમ પ્રશંસા થતી હતી. તેઓ પોતાની જે રાણીને પ્રાણસમાન ચાહતા હતા તેનું વર્ણન શી રીતે કરી શકાય ? જે પ્રકારે અગ્નિથી જ્વાલા પૃથક્ થઈ શકતી નથી, તે પ્રકારે તે રાણી પોતાના પતિ સાથે અભિન્ન હતી. તે સૂર્યના કિરણસમાન પ્રભાવાન હતી અને તેનુ નામ ગુણનિવાસ હતું. તેનાં આચરણ તેના નામને યોગ્યજ હતાં. આ રાણીના ગર્ભથી માણિક્ય સમાન બે પુત્રરત્નો ઉત્પન્ન થયાં. જ્યેષ્ઠ કુમારનું નામ મુકુંદ અને કનિષ્ઠનું નામ દારૂક હતું, તેમનુ સૌભાગ્ય જોઈ શત્રુઓનાં હૃદય વિદીર્ણ થઇ જતાં હતાં અને તેમના અનુગામી લોકો અનંત સુખ ભોગવતા હતા. દેવતાઓને જેમ કલ્પવૃક્ષ પ્રિય હોય છે, તે પ્રકારેજ આ ઉભય ભ્રાતાઓ પોતાની પ્રજાને પ્રિય હતા. તેઓ પોતાની પ્રજાના પ્રાર્થના પૂર્ણ કરી પોતાના કુલની ગૌરવ-ગરિમા ઉજ્જવલ કરતા હતા.........

દારુકને ફુહલ નામનો એક પુત્ર ઉત્પન્ન થયો. ફુહલના વીર્યથી ધુનકનો જન્મ થયો. તેમણે મહાન કાર્યો સિદ્ધ કર્યા. તેઓ મનુષ્યના હૃદયનો ભાવ જાણવાની ઉત્તમ શક્તિ ધરાવતા હતા. તેમનુ મન સમુદ્રસમાન ગંભીર હતું. તેમણે પહાડી મીના જાતિને પરાસ્ત, તાડિત અને સર્વથા વિધ્વસ્ત કરી દીધી હતી. આ જાતિને પછી ક્યાય પણ સ્થાન મળ્યું નહિ. ધુનક પોતાના ભ્રાતા દોકની સાથે દેવતા અને બ્રાહ્મણોની પૂજા કરતા હતા. તેમણે પોતાની પ્રાણપ્રિયાને પ્રસન્ન કરવાને માટે પોતાના દ્રવ્યથી આ મંદિર સ્થાપન કર્યું.

જ્યા સુધી સુમેરૂ સુવર્ણમય રેતી ઉપર સ્થિત રહેશે ત્યાં સુધી આ મંદિર વિરાજમાન રહેશે. જ્યાં સુધી આકાશ રહેશે, જ્યાં સુધી લક્ષ્મી દ્રવ્યનું દાન કરશે ત્યાં સુધી મંદિર અને તેનો યશ અટલ રીતે વિરાજમાન રહેશે.

ફુહલે આ મંદિરની અને એની પર્વ તરફ આવેલા મહેશ્વરના મંદિરની પ્રતિષ્ઠા કરી હતી. મહા બળવાન મહારાજા યશોવર્માના પુત્ર અચલદાસ એની પ્રસિદ્ધિ ફેલાઈ છે.

---

(૨૨)

## ચિત્તોડનગર મધ્યે આવેલા માનસરોવરના તટપર મરી રાજગણદ્વારા સ્થાપિત થયેલા સ્તંભપરનો શિલાલેખ.

જલપતિ વરુણદેવ આપની રક્ષા કરો. જે નીરનિધિના તટપર આવેલાં મધુપૂર્ણ લાલ ફળોથી શોભિત વૃક્ષોમાં મધુમક્ષિકાઓ વિહાર કરે છે, જે સમુદ્રમાં શતાવધિ તરંગો ઉત્પન્ન થઇને શોભામાં વૃદ્ધિ કરી રહ્યા છે, તે જલધિને આ જગતમાં શી ઉપમા હોઇ શકે ? જે જલધિ પારિજાતના+ સુગંધથી સુગંધિત છે, જે સમુદ્રે કર સ્વરૂપે સુરા, રત્ન અને અમૃત એ વસ્તુઓ અર્પણ કરી હતી, તે સમુદ્ર આપની રક્ષા કરો.

આ એક મોટી ઉદારતાનું સ્મારક ચિન્હ છે. આ સરોવર પ્રેક્ષકનાં નેત્રોને મોહિત કરે છે. તેમાં

---

§ ચંદ્રસેન એઓ પ્રમાર જાતિના રાજાઓમાં એક મહા પ્રસિદ્ધ રાજા હતા. તેમણે અનેક નગરો સ્થાપન કર્યાં હતાં. તેમણે માલવાના ઉત્તર ભાગમાં ચંદ્રભાગા અને આબુના શિખરપર ચંદ્રાવતી નગરી સ્થાપિત કરી હતી.

+ રાજવાડામાં પારિજાત નામનાં પુષ્પો થાય છે. તેને "હરસિંગાર" પણ કહેવામાં આવે છે. આ પુષ્પો થોડી વારમાં સુકાઇ જાય છે.

અનેક જાતનાં જલચર પ્રાણીઓ આનંદપર્વક જલક્રીડા કરી રહ્યાં છે તથા એના તટપરની ભૂમિ સર્વ પ્રકારનાં વૃક્ષોથી શોભિત છે. આકાશભેદી પર્વત શૃંગપરથી પાણીનો સ્રોત પોતાની સ્વાભાવિક સુંદરતા પ્રકટ કરતો પ્રબળ વેગથી આ સરોવરમાં આવીને મળે છે. સર્પરાજ માતોલીએ[1] સમુદ્રમંથન પછી પરિશ્રમિત થઇને આ સરોવરમાં વિશ્રામને માટે આશ્રય લીધો હતો.

આ પૃથ્વીપર મહેશ્વર[2] નામક એક મહા બળવાન રાજા હતો. તેના રાજ્યમાં તેના કોઇ શત્રુનું નામ કર્ણગોચર થતું નહોતું. તેની ગૌરવ-ગરિમા અષ્ટ દિશામાં પ્રસરી હતી.[3] તેઓ જગતના નિર્મલ ચંદ્રસમાન હતા. સ્વયં બ્રહ્માએ પોતાના મુખથી તસ્થ[4] જાતિની પ્રશંસા કરી હતી.

રાજા ભીમ[5] કામદેવસમાન પરમ સુંદર અને પરાક્રમી હતા. તેઓ સેંકડો કમલોની વચ્ચે જલવિહાર કરતી વખત પોતાના હાથથી રાજહંસોને ભોજન આપતા હતા. તેમની સુંદર મૂર્તિમાંથી યશનાં કિરણો નીકળતાં હતાં. આ રાજા ભીમ સંગ્રામસમુદ્રમાં એક ચતુર તરનાર હતા. જ્યાં પવિત્રસલિલા ગંગાએ પોતાના તરંગોનો વિસ્તાર કર્યો છે[6] તે દૂરનું સ્થાન પણ તેમણે જીતી લીધું હતું. તેમની રાજધાની અવંતી હતી. તેઓ પોતાના શત્રુઓની સ્ત્રી, કન્યા આદિને હરી લાવતા હતા; જે સ્ત્રીઓનાં મુખ શરદ્ ઋતુના ચંદ્રમા સમાન ઉજ્જવલ હતાં, જે કામિનીઓના અધરમાં તેમના પતિના પ્રેમસૂચક દન્તક્ષત દૃષ્ટિગોચર થતા હતા, તે સુંદરીઓના હૃદયપર રાજા ભીમે અધિકાર સ્થાપિત કરી દીધો હતો. તેઓ પોતાના બાહુબળથી શત્રુનો ભય દૂર કરતા હતા. તેઓ એટલા બધા ઉદાર હતા કે પોતાના શત્રુઓને સર્વથા વિધ્વસ્ત ન કરતાં તેમને ભ્રમમાં પડેલા કહી ક્ષમા કરતા હતા. તેમની મૂર્તિ અગ્નિસમાન

૧. કર્નલ ટૉડે વાસુકીને બદલે માતોલી લખ્યું છે. રાજવાડામાં આજ નામ પ્રચલિત હોય એમ જણાય છે.

૨. તક્ષક વંશના પ્રમાર જાતિના રાજાઓની વંશાવલીમાં મહેશ્વરનું નામ વિખ્યાત છે. તેમાં તેમની પરમ પ્રશંસા કરવામાં આવી છે. આ તક્ષક પ્રમાર જાતિમાં 'મરી' નામની એક શાખા સર્વથી પ્રધાન છે. ઉક્ત મહારાજાએ નર્મદા નદીના દક્ષિણ તીરપર સુવિખ્યાત 'મહેશ્વર' નામક નગર સ્થાપિત કર્યું હતું. અવંતી અને ધાર ( મરી કુલના રાજાઓની બે પ્રધાન રાજધાની ) નગરથી જે નાની નદી દક્ષિણ તરફ ગઇ છે તેની પૂર્વે મહેશ્વર નગર સ્થિત છે. અહીંઆં અહલ્યાબાઇનિા ઘાટો અતિ સુંદર છે. પૂજાસ્થાન પણ પરમ રમણીય છે. આ સ્થાનો મેં સ્વયં જોયાં છે.

૩. હિંદુ શાસ્ત્રોમાં એવું વિધાન છે કે પૃથ્વીની આઠ દિશામાં આઠ હાથીઓ ઉભા રહીને તેને ધારણ કરી રહ્યા છે. હિંદી અનુવાદક.

૪. તસ્થ વા તક્ષક જાતિ પ્રાચીન વિખ્યાત નાગ વંશમાં ઉત્પન્ન થયેલી છે. એ અગ્નિકુલની છે. ચિત્તોડ રાજ્ય તક્ષક જાતિદ્વારા સ્થાપિત થયું હતું. મહાશય હર્બર્ટ જણાવે છે કે ચિત્તોડ એજ પ્રાચીન તક્ષશીલ નગર છે. આ વાત સત્ય હોય એમ લાગે છે. હિંદી અનુવાદક.

૫ અવંતી વા ઉજ્જયિનીના અધીશ્વર ભીમની પરમ પ્રશંસા જૈન ગ્રંથોમાં ઉપલબ્ધ થાય છે. તેમના એક પુત્રે મારવાડ રાજ્યમાં લૂણી નદીથી અરવલ્લીના શિખર પર્યંત અનેક નગરો સ્થાપન કર્યાં હતાં. પાછથી આ નગરોના સર્વ નિવાસીઓ જૈનધર્મમાં દીક્ષિત થયા હતા. તે રાજાના ઉત્તરાધિકારીઓ સાંપ્રતમાં સૌથી અધિક શ્રીમંત અને મોટા વ્યાપારીઓ છે. તેઓ રાજપુત રક્તધારી હોવાથી પોતાનાં કુલ વિષે અભિમાન ધરાવે છે અને તેમને કોઈ વિશ્વાસપાત્ર પદપર નિયુક્ત કરવામાં આવે તો તેઓ લેખિનીની પેઠે તલવાર પણ ઉત્તમ રીતે ચલાવી શકે છે.

૬ ગંગાસાગર. એમ કહેવાય છે કે મહારાજા ભીમે પોતાના બાહુબળથી આ ગંગાસાગર સુધીના સર્વ દેશો જીતી લીધા હતા. જૈન ગ્રંથોપરથી જણાય છે કે ગંગાસાગર સુધી રાજા ભીમના રાજ્યની સીમા પહોંચી હતી. કર્નલ ટૉડનું એવું અનુમાન છે કે ગંગાસાગરમાં કદાચિત્ મહારાજા ભીમનું કોઇ સ્મરણચિન્હ અદ્યાપિ વિદ્યમાન હશે.

પ્રકાશમાન હતી. તેઓ સમુદ્રગામી નાવિક લોકોને શિક્ષા આપવાને પણ સમર્થ હતા.[૧]

આ રાજા ભીમના વીર્યથી મહારાજા ભોજનો[૨] જન્મ થયો. તેમણે પોતાની સમશીર વતી જે હાથીના[૩] બે ટુકડા કરી નાખ્યા હતા, તેના મસ્તકનાં ગજ-મોતી તેમના વક્ષસ્થળ પર પરમ શોભા આપતાં હતાં. રાહુ કેતુ જે પ્રકારે સૂર્ય અને ચંદ્રનો ગ્રાસ કરી લે છે, તે પ્રકારે તેઓ પોતાના શત્રુને સમૂલ નષ્ટ કરતા હતા. જેઓ આ વાત ચિરસ્મરણીય રાખવાને માટે વિશાલ જયસ્તંભ નિર્માણ કરાવી ગયા છે, તે મહારાજ ભોજના મહિમાનું વર્ણન શી રીતે કરી શકાય?

તેમના વીર્યથી માન નામક પુત્રનો જન્મ થયો. તેઓ પરમ ગુણવાન હતા, અને સૌભાગ્યલક્ષ્મીએ તેની પાસે આશ્રય ગ્રહણ કર્યો હતો. એક સમયે એક વૃદ્ધ મનુષ્ય તેમને મળ્યો. તે વૃદ્ધનું જીર્ણ, શીર્ણ અને દુર્બલ શરીર જોઇને તેમણે ધાર્યું કે "મનુષ્યદેહ કેવલ છાયારૂપ છે, ક્ષયશીલ છે. દેહપિંજરમાં જે આત્મા વાસ કરે છે તેજ માત્ર સુવાસિત પુષ્પ-કદમ્બકેશરસમાન છે. રાજપદ, ધન, ઐશ્વર્ય, એ સર્વ તૃણાંકુરવત્ અસાર છે. પ્રચંડ સૂર્યના તેજસ્વી કિરણોથી જ્યારે દિવસ પ્રકાશે છે ત્યારે દીપક પ્રદીપ્ત કરવામાં આવે તોપણ તે પ્રભાહીન બની જાય છે, તદ્વત્ મનુષ્યનુ જીવન પણ કદિ હોય છે અને કદિ નહિ!" મનમાં આવો વિચાર કરીને તેમણે પોતાના પૂર્વજો અને પોતાનાં સત્કાર્યોની કીર્તિસ્વરૂપ આ સરોવર પ્રતિષ્ઠિત કર્યું. આ સરોવર જેમ અતિ લાંબું પહોળું છે, તેવુંજ તે પરમ ગંભીર પણ છે. જ્યારે મેં આ સરોવર પ્રતિ દ્રષ્ટિપાત કર્યો, ત્યારે મારા મનમાં એવો વિચાર ઉદ્ભૂત થયો કે આ સરોવરથી મહા પ્રલય સિદ્ધ થશે.

મહારાજ માનના હાથ નીચેના સામંતો અને સૈનિકો અત્યંત સમરકુશલ, પરમ સાહસિક, પરમ પવિત્ર અને પરમ વિશ્વાસુ હતા.[૪] રાજા ધર્મમાં મેરૂસમાન હતા. જે સામતો એમની કૃપાદષ્ટિમાં આવ્યા હતા, તેઓ સૌભાગ્યલક્ષ્મીનો સંપૂર્ણ અનુગ્રહ પ્રાપ્ત કરવાને સમર્થ થયા હતા. જ્યારે તેમનાં ચરણકમલોપર અન્ય રાજાઓનાં મસ્તકો સમર્પિત થતાં, ત્યારે તેમની ચરણરેણુ તેમના મસ્તકની શોભા અત્યંત વધારી મૂકતી હતી.

જે સરોવરની ચોતરફ અસંખ્ય વૃક્ષો વિરાજમાન છે અને અનેક જાતિનાં પક્ષીઓ વૃક્ષશાખામાં રહી નિરંતર મધુર શબ્દ કરે છે, તે સરોવર પરમ સૌભાગ્યવાન રાજા માને પુષ્કળ ધનનો વ્યય કરીને અત્યંત પરિશ્રમપૂર્વક ખોદાવ્યું હતું. પ્રતિષ્ઠા કરનારનાં પવિત્ર નામ અનુસાર એ સરોવરનુ નામ "માન

૧ આ પરથી સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે કે પૂર્વે સમુદ્રદ્વારા ગમનાગમન કરવાની રીતિ દેશી રાજ્યોમાં પ્રચલિત હતી. મહારાજા ભીમ નૌકાશાસ્ત્રમાં પરમ પારંગત હતા એમ પણ ઉક્ત વિધાનપરથી જણાય છે.

૨ રાજપુત જાતિના ઈતિહાસમાં તથા કાવ્ય સાહિત્યમાં રાજા ભોજના જેવું કોઇનું પણ નામ પ્રશંસનીય અને સુપ્રસિદ્ધ નથી. પ્રમાર જાતિના રાજપુતોમાં ભોજ નામના ત્રણ રાજાઓ હતા. કર્નલ ટૉડ અનેક તામ્રપત્રો અને અનેક શિલાલેખોની સહાયથી ઉદયાદિત્યના પિતા અંતિમ ભોજનો સમય ઇ. સ. ૧૦૩૫ નિશ્ચિત કરી ગયા છે. બીજા બે ભોજ રાજાઓનો સમય કર્નલ ટૉડે સંવત્ ૬૩૧ તથા ૭૨૧ ઇ. સ. ૫૭૫ તથા ૬૬૫ જણાવ્યો છે. નાંદોલના દેવાલયમાં પ્રાપ્ત થયેલા એક અત્યંત પ્રાચીન હસ્તલિખિત જૈન ગ્રંથપરથી ઉક્ત સમય નિર્ધારિત કરવામાં આવ્યો હતો. સમ્રાટ્ અકબરનો મંત્રી અબુલફઝલ પ્રથમ ભોજનો સમય સંવત્ ૫૪૫ જણાવી ગયો છે. પરંતુ કર્નલ ટૉડે જણાવેલો સમય વિશેષ વિશ્વાસપાત્ર છે. આ રીતે પ્રથમ ભોજનો સમય સંવત્ ૬૩૧, (ઇ. સ. ૫૭૫) દ્વિતીય ભોજનો સંવત્ ૭૨૧ (ઇ. સ. ૬૬૫) અને તૃતીય ભોજનો સંવત્ ૧૦૯૧ (ઇ. સ. ૧૦૩૫) નિશ્ચિત થાય છે.

૩ આ શ્રેણીના હાથી 'ભદ્ર' નામથી ઓળખાય છે. એમના મસ્તકમાં મહા મૂલ્યવાન મોતી થાય છે.

૪ ઉદયપુરના મહારાણાના પ્રાસાદમાં જે હસ્તલિખિત પ્રાચીન ઇતિહાસ વિદ્યમાન છે તેપરથી જણાય છે કે રાણાઓના આદ્ય પુરુષ બાપ્પા રાવલે માનમરીના હાથમાંથી ચિત્તોડ રાજ્ય જીતી લીધુ હતું. આ શિલાલેખપરથી ગિહ્લોતોએ ચિત્તોડપર ક્યારે પોતાનો અધિકાર સ્થાપિત કર્યો તે સ્પષ્ટ રીતે જણાય છે.

સરોવર" રાખવામાં આવ્યું છે. નાગભટ્ટના પુત્ર અને અલંકારશાસ્ત્રના મહા પંડિત પુષ્પે આ શ્લોક રચ્યા છે. સાતસેંસત્તરના વર્ષમાં માલવદેશના [1]અધીશ્વરદ્વારા આ સરોવર નિર્માણ કરવામાં આવ્યું. ક્ષેત્રીખડ્ગના પૌત્ર શિવાદિત્યે આ શ્લોકાવલી કોતરી.

(૨૩)

## સૌરાષ્ટ્રમાં આવેલા સોમનાથપાટણમાં ઇ. સ. ૧૮૨૨ માં પ્રાપ્ત થયેલો શિલાલેખ.

આ શિલાલેખમાં પ્રાચીન વલ્લભી રાજાઓના શાસનસમયનો ઉલ્લેખ છે અને તે દેવનાગરી લિપિમાં કોતરવામાં આવેલો છે.

જગતના પ્રકાશસ્વરૂપ સર્વાન્તર્યામી શ્રીપ્રભુના ચરણને વંદન કરૂં છું. જેમની મૂર્તિ અવર્ણનીય છે અને જેમના ચરણોમા સર્વ પ્રાણીઓ સદા નમસ્કાર કરે છે તેમને હું પ્રણામ કરૂં છું.[2]

હીજરી વર્ષે ૬૬૨, વિક્રમાબ્દ ૧૩૨૦, શ્રીમત્ વલ્લભી સંવત્ ૯૪૫[3] અને શિવસિંહ સંવત્ ૧૫૧ આષાઢ ત્રયોદશી રવિવાર.

અસંખ્ય નૃપતિઓ દ્વારા વંદિત અણહિલપુર પાટણના ચાલુક્ય-જાતીય અધીશ્વર ભાનરિક શ્રી અર્જુનદેવ,[4] તેમના મુખ્યમંત્રી શ્રીમાલદેવ, તેમના રાજ્યના સમસ્ત કર્મચારીઓ, અમીર રૂકનુદ્દીનના તાબાના દેશનો કર્મચારી બેલાકુલનો હોર્મઝ અને નાખોદા નુરૂદ્દીન ફિરોઝના પુત્ર હોર્મઝનો ખ્વાજા ઇબ્રાહિમ તથા પાલકદેવના ચાવડા સામંતો, રાણિક શ્રીસોમેશ્વરદેવ, ભીમસિંહ, સર્વ ચાવડાઓ અને સકલ ઉચ્ચ જાતિના લોકો એકત્રિત થયા.

દેવપટ્ટણનિવાસી નાનસી રાજા સર્વ વણિકોને[5] એકત્રિત કરીને દેવાલયોના સંસ્કાર અને મૂર્તિઓની સેવાને માટે એવો વિધિ નિર્ધારિત કરે છે કે જે પુષ્પ, તેલ તથા જલ, નિયમિત રીતે રત્નેશ્વર,[6] ચૌલેશ્વર[7] તથા પાલિન્દા[8] દેવીના મંદિરમાં અને અન્યાન્ય દેવદેવીઓના મંદિરમાં ચઢાવવાનાં છે તથા સોમનાથના

૧ રાજા માન માલવાના અધીશ્વર હતા એમ જણાવવામાં આવ્યુ છે. એમ જણાય છે કે ચિત્તોડ રાજધાની ધાર અને અવંતી કરતાં શ્રેષ્ઠ હતી. વર્તમાન ચિત્તોડમાં 'માનમરી' નામનો એક અતિ પ્રાચીન મહાલય દૃષ્ટિગોચર થાય છે.

૨ મંગળાચરણ અતિ વિસ્તૃત હોવાથી કર્નલ ટૉડે તેનો અનુવાદ પ્રકટ કર્યો નથી. સોમનાથ નગરમાં જે મૂર્તિની પૂજા કરવામાં આવતી હતી તે 'બાલનાથ' નામથી વિખ્યાત હતી. જે રાજવંશ આ દેશનું શાસન કરતો હતો તે પણ બાલરાજ કહેવાતો હતો અને રાજધાની 'બાલિકપુરી' કહેવાતી હતી. સાધારણ રીતે તે 'બાલાભિ' અથવા 'વલ્લભી' નામથી ઓળખાતી હતી. કર્નલ ટૉડે લાંબો પ્રવાસ કર્યા પછી છિન્નભિન્ન અવસ્થામાં ફક્ત રાજધાની જોઇ હતી. અને આ શિલાલેખ પણ તેમને ત્યાંથીજ પ્રાપ્ત થયો હતો. રાણાના સૂર્યોપાસક પૂર્વજોએ આ દેશનું નામ 'સૌરાષ્ટ્ર' રાખ્યું હતું. તેમની પછી ચાવડા અને ચૌલુક્ય વા સોલંકી રાજવંશે તેપર અધિકાર સ્થાપિત કર્યો અને રાજધાનીને 'બાલિકારાય'ના નામથી પ્રસિદ્ધ કરી.

૩ વલ્લભી સંવતની ઉત્પત્તિનો સમય આપરથી જાણી શકાય છે.

૪ વનરાજ ચાવડાએ સંવત્ ૮૦૨ માં જે અણહિલપુર વા અણહિલવાડાની સ્થાપના કરી, જે બાલાભી વા વલ્લભી રાજ્યનો ધ્વંસ થયા પછી બાલિક વા વાલ્હીક જાતિની રાજધાની તરિકે ગણાતું હતું તેનોજ અધીશ્વર આ અર્જુનદેવ હતો.

૫ આ પરથી જણાય છે કે તે સમયે અણહિલવાડામાં વાણિજ્યની પુષ્કળ વૃદ્ધિ થઈ હતી અને વાણિજ્યને માટે અનેક દેશોમાંથી અસંખ્ય વ્યાપારીઓ આવતા હતા.

૬ સુપ્રસિદ્ધ સોમનાથની મૂર્તિ.

૭ ચૌલુક્ય જાતિના કુલદેવતા.

૮ ભીલ જાતિની કુલદેવી.

મંદિરની ચોતરફ કોટ અને ઉત્તર ભાગમાં દરવાજો બંધાવવાનો છે, તેને માટે ચાવડા જાતિના મદેલાના પુત્ર કીલનદેવે તથા જવાનના પુત્ર લુનસીએ અને બાલજી તથા કરણ્ણા નામના બે વણિકોએ પોતાની અઠવાડીઆની સર્વ ઉપજ આપવાની પ્રતિજ્ઞા કરી છે. જ્યાં સુધી ચંદ્ર સૂર્ય ઉદિત થાય, ત્યાં સુધી આ પ્રતિજ્ઞા સ્થાયી રાખવી. આ આજ્ઞાનુ પાલન થાય, મહોત્સવપ્રસંગે નિયમિત પૂજાને માટે ઉપહાર આપવામાં આવે, તથા ફાજલ દ્રવ્ય પૂર્વોક્ત ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે ભંડારમાં રાખવામાં આવે, આ સર્વ કાર્યોપર દૃષ્ટિ રાખવાને માટે ફિરોઝને આજ્ઞા આપવામાં આવી છે. અહિંઆં એકત્રિત થયેલા ચાવડા સામંતોને તથા નાખોદા નુરૂદ્દીનને એવી આજ્ઞા ફરમાવવામાં આવી છે કે સર્વ શ્રેણીઓના લોકોને આ પ્રમાણે વર્તવાની ફરજ પાડવી. જે માણસ આ આજ્ઞાનું પાલન કરશે તેને સ્વર્ગ મળશે અને જે એનો અનાદર કરશે તેને અવશ્ય નરકવાસ મળશે.

## ( ૨૪ )

## આઇતપુરના ધ્વંસાવશેષમાંથી પ્રાપ્ત થયેલો શિલાલેખ.

સંવત્ ૧૦૩૪ના વૈશાખ માસના સોળમા દિવસે નાનક સ્વામીએ આ આવાસમંદિરની પ્રતિષ્ઠા કરી.

આનંદપુરમાં મહીદેવ શ્રીગોહાદિત્ય બ્રાહ્મણકુલમાં જન્મ્યા હતા. ગોહિલ જાતિ આ પૃથ્વીપર તેમનાથીજ વિખ્યાત થઇ. તેમનો વંશ આ પ્રમાણે છે:—

(૨) ભોજ (૩) મહીન્દ્ર (૪) નાગાદિત્ય (૫) શિલાદિત્ય (૬) અપરાજિત (૭) મહીન્દ્ર, સમસ્ત પૃથ્વીપર તે સમયે એમના જેવો બળવાન યોદ્ધો બીજો કોઇ નહોતો. (૮) કાલભોજ, એઓ સૂર્યસમાન તેજસ્વી હતા. (૯) ખુમાન, એઓ મહાવીર હતા. (૧૦) ભ્રાતૃપદ, એઓ ત્રિભુવનના તિલક હતા. એમને (૧૧) સિંહજી નામનો પુત્ર હતો. સિંહજીની રાણી વીર રાષ્ટ્ર ( રાઠોડ ) જાતિની હતી. તેના ગર્ભથી (૧૨) શ્રી ઉલ્લુત જન્મ્યા. એઓ સાગર પર્યંતની પૃથ્વીપર અધિકાર કરી તેના અધીશ્વર થયા. એમને હરિયાદેવી નામની પુત્રી ઉત્પન્ન થઇ. આ હરિયાદેવીની કીર્તિ હર્ષપુર પર્યંત પ્રસરી હતી. તેના ગર્ભથી એક મહાબળવાન વીર ઉત્પન્ન થયો. આ વીરની ભુજામાં જયલક્ષ્મીએ આશ્રય ગ્રહણ કર્યો હતો. આ વીર રણક્ષેત્રમાં પોતાના શત્રુઓને સર્વથા નિર્મૂલ કરી દેતા હતા. તેઓ પરમ સૌભાગ્યશાલી અને મહા પંડિત હતા તેમને (૧૩) નરવાહન નામનો પુત્ર ઉત્પન્ન થયો. તેને ચોહાણ જાતિના શ્રી જાઇજાની કન્યાના ગર્ભથી એક પુત્ર ઉત્પન્ન થયો. તેનુ નામ (૧૪) શાલિવાહન હતું. ઉપર જે રાજાઓનાં નામ લખવામાં આવ્યાં છે તે સર્વ ગુણવાન હતા. શાલિવાહનને એક પુત્ર ઉત્પન્ન થયો. તેનું નામ (૧૫) શક્તિકુમાર હતું. આ જગતમાં તેની તુલના કરી શકે એવું કોણ છે? તેમણે ત્રિવિધ શક્તિને* જીતી પોતાને આધીન કરી લીધી હતી. તેઓ ભ્રાતૃપદના જેવા સૌભાગ્યવાન હતા. ધન-રત્નના ભંડારરૂપ શ્રીઆઇતપુરમાં તેઓ રાજાઓથી પરિવેષ્ટિત થઇને નિવાસ કરતા હતા. તેઓ પોતાની પ્રજાને માટે કલ્પવૃક્ષસમાન હતા. તેમના પાયદલ સૈનિકો અસંખ્ય હતા. તેમનો ભંડાર અપરિમિત ધનથી ભરપૂર હતો. તેમના સૌભાગ્યચંદ્રનાં કિરણો સ્વર્ગપર્યંત પહોચ્યાં હતાં. અનેક સ્થાનોના અસંખ્ય વ્યાપારીઓના આવવાથી તેમની રાજધાનીએ પરમ રમણીય મૂર્તિ ધારણ કરી હતી. તે રાજધાનીમાં કેવલ એકજ અનિષ્ટ વિદ્યમાન હતું, અર્થાત્ અનુપમ લાવણ્યમયી તરૂણ કામિનીઓનો પ્રથમ કટાક્ષ તે રાજાની પ્રજાનાં હૃદય વિંધી નાખતો હતો.

## ( ૨૫ )

મહારાજા કુમારપાલ સોલંકીએ પંજાબમાં આવેલું શાલપુરી નગર જીતી લીધું તે સંબંધે તેમણે ચિતોડમાં બ્રહ્માના મંદિરમાં જે શિલાલેખ કોતરાવ્યો હતો તેનો અનુવાદ.

---

* પ્રભુ શક્તિ, ઉત્સાહ શક્તિ અને મંત્ર શક્તિ.

જે મહાદેવ સમુદ્રના જલમાં શયન કરી પરમ સંતોષ માને છે, જેના જટાજૂટમાંથી અવિશ્રાંત અમૃત નીકળી રહ્યું છે તે મહાદેવ આપનું સપરિવાર રક્ષણ કરો.

જે ચૌલુક્ય જાતિ અતુલ ઐશ્વર્ય અને અગાધ બાહુબલસંપન્ન હતી, જે જાતિમાં અસંખ્ય ગુણવાન વીર ઉત્પન્ન થયા હતા તે ચૌલુક્ય વંશમાં જગતના અધીશ્વર મૂલરાજનો જન્મ થયો હતો.

પ્રકાશમાન પદ્મરાગમણિની પેઠે તેમના યશની પ્રભા પૃથ્વીમંડલપર પ્રસરી હતી અને તેઓ મનુષ્યસમાજમાં સુખ અને શાંતિની વૃદ્ધિ કરતા હતા. આ જગતમા તેમની તુલના કરી શકે એવું કોણ છે? યદ્યપિ તેમના પૂર્વજોમાં અનેક પુરૂષો મહા બળવાન હતા, કિંતુ તેમના જેવો કોઇ પણ મહાન દાતા અને પવિત્ર નહોતો.

ઘણાં વર્ષો પછી આ વંશમાં વિશ્વવિખ્યાત સિદ્ધરાજે જન્મ લીધો. વિજયમાં મળેલાં ધન-રત્નોથી તેમનુ શરીર ભૂષિત હતું, અને તેમનો યશોધ્વનિ પૃથ્વીપર સર્વત્ર પ્રતિધ્વનિત થતો હતો. તેમણે પોતાના બાહુબળ અને સૌભાગ્યબળથી અસીમ અક્ષય રત્નો ઉપાર્જન કર્યા હતા.

તેમના વીર્યથી કુમારપાલ દેવનો જન્મ થયો. તેમણે પોતાની દૃઢ પ્રતિજ્ઞા અને બાહુબલથી પોતાના સમસ્ત શત્રુઓને વિધ્વસ્ત કર્યા હતા. તેમની આજ્ઞા જગતના સર્વ રાજાઓ માનતા હતા. તેમણે શાકમ્ભરીના અધીશ્વરને પોતાના ચરણમાં પડવાની ફરજ પાડી હતી. તેમણે શિવલોકપર્યંત પોતાની સેના ચલાવી પકડી રાજાઓને પોતાને ચરણે નમાવ્યા હતા. તેમણે શાલપુરી પણ હસ્તગત કરી હતી.

છત્રકોટ પર્વતના સર્વોચ્ચ શિખરપર દેવમંદિરમાં તેમણે આ શિલાલેખ સ્થાપિત કર્યો અને તેમ કરવાનું કારણ એજ કે તે શિલાલેખ મૂર્ખ જનોના હસ્તમાં જાય નહિ.

નિશાનાથ જે પ્રકારે પૃથ્વીની સુંદર કામિનીઓના રમણીય મુખમંડલ જોઇને પોતાના કલંકનું સ્મરણ થવાથી લજ્જીત થાય છે, તે પ્રકારે પોતાના સર્વોચ્ચ શિખરપર આ શિલાલેખ સ્થાપિત થવાથી છત્રકોટ લજ્જીત થાય છે.

સંવત્ ૧૨૦૭ ( તિથિ અને માસ લુપ્ત થઇ ગયાં છે. )





# परिशिष्ट बीजुं.

## राजपुत जातिनुं प्रारंभिक वृत्तांत.

## अध्याय १ लो.

### રાજપુત રાજાઓની વંશાવલી–પુરાણુ–રાજપુતોનો સિથિક* (શક) જાતિઓ સાથેનો સંબંધ.



મધ્ય અને પશ્ચિમ ભારતની વીર જાતિઓનો ઇતિહાસ સંક્ષિપ્ત સ્વરૂપમાં લખવાની ઇચ્છા થવાથી તે જાતિઓની ઉત્પત્તિ ક્યાંથી થઈ છે અને તેઓ પોતાને કોના વંશની જણાવે છે તેનો નિર્ણય કરવો આવશ્યક માનવામાં આવ્યો. આ કાર્યને માટે મેં (કર્નલ ટૉડે) ઉદયપુરના રાણાના પુસ્તકાલયમાંથી તેમના પવિત્ર ગ્રંથો,–પુરાણો મેળવ્યાં, અને તેમને પંડિતોની મંડલી સન્મુખ મૂકયાં, જેના અધિષ્ઠાતા વિદ્વાન યતિ જ્ઞાનચંદ્ર હતા. આ પુસ્તકોમાંથી સૂર્ય અને ચદ્રના મહાન વંશોની સમસ્ત વંશાવલીઓ તથા ઐતિહાસિક અને ભૌગોલિક વિષયો ગૂંટી કાઢવામાં આવ્યા.

---

* સિથિક જાતિના લોકો મધ્ય એશિયામાં રહેતા હતા. આ લોકોને યુનાના લેખકો 'સિથિયન' અને ઇરાન તથા હિંદુસ્થાનના લોકો શક કહેતા હતા. આ લોકો વધતા વધતા યુરોપ અને દક્ષિણ એશિયામાં ફેલાઈ ગયા. બેક્ટ્રિયા (હિંદુકુશ પર્વતની ઉત્તરે) અને પાર્થિયા (ઇરાનનો ઉત્તર ભાગ) ના યૂનાની રાજ્યોને આજ લોકોએ નષ્ટ કરી નાંખ્યાં અને તેમણે યૂનાનીઓને ત્યાંથી હાંકી કાઢીને તે દેશ પોતાને આધીન કરી લીધા. પછી ધીમે ધીમે હિંદુકુશ પર્વત ઉલ્લંઘી દક્ષિણ તરફ આગળ વધી ઇસ્વીસનની પ્રથમ શતાબ્દીમાં પોતાના રાજા વેનોનસ (Venonus) ના હાથ નીચે તેમણે હિંદુસ્થાન પર આક્રમણ કર્યું અને અલ્પ સમયમાંજ તેના મોટા ભાગ પર પોતાની સત્તા પ્રસારી દીધી. તેમણે જે સંવત્ ચલાવ્યો, તે તેમના નામ અનુસાર 'શક સંવત્' કહેવાયો અને તે અદ્યાપિ આ દેશમાં પ્રચલિત છે. તેમનું મહારાજ્ય અસ્ત થયા પછી શક જાતિના ક્ષત્રપ રાજાઓનુ રાજ્ય પ્રાયઃ ઈ. સ. ૩૮૮ (વિ૦સં૦ ૪૪૫) પર્યંત માળવા, ગુજરાત, કાઠિયાવાડ, રાજપુતાના આદિ દેશોપર રહ્યું. ઉક્ત સમયે ગુપ્ત વંશના મહા પ્રતાપી રાજા દ્વિતીય ચંદ્રગુપ્ત કે જેનું પ્રસિદ્ધ ઉપનામ વિક્રમ વા વિક્રમાદિત્ય હતું, તેણે આ દેશો શક લોકોના હાથમાંથી જીતી લીધા અને શક રાજ્યની સમાપ્તિ કરી. આ દેશના લોકો તેમને આર્ય ગણતા નહોતા. પરંતુ તેઓ બૌદ્ધ વા વૈદિક ધર્મ માનતા હતા એમ જણાય છે.

ગૌ. હી. ઓઝા.

ઘણાંએક પુરાણોમાં[1] ઐતિહાસિક અને ભૌગોલિક વૃત્તાંતનો કેટલોક અંશ લખેલો ઉપલબ્ધ થાય છે; પરંતુ ભાગવત, સ્કંદ અગ્નિ, અને ભવિષ્ય પુરાણમાં ઉક્ત વિષયોનુ વિશેષ વર્ણન છે. ખેદની અપેક્ષાએ આમ્નાયનો વિષય છે કે તેમાં આપેલી વંશાવળીઓ પરસ્પર પૂર્ણ રીતે મળતી આવતી નથી. તેમાં પ્રત્યેક વંશના રાજાઓની સંખ્યા ભિન્ન ભિન્ન છે અને નામો પણ કેટલેક સ્થળે ઉલટસુલટ આપવામાં આવ્યાં છે. પરંતુ પ્રત્યેકની મુખ્ય મુખ્ય વાતો સ્પષ્ટ રીતે એક બીજી સાથે મળે છે, જેપરથી સિદ્ધ થાય છે કે ઉક્ત ગ્રંથો ભિન્ન ભિન્ન ગ્રંથકારોના લખેલા છે અને તે સર્વેએ કોઇ એક મૂળ સ્રોતમાંથી પોતાની સામગ્રી પ્રાપ્ત કરી છે.

હિંદુઓની ઉત્પત્તિનુ વર્ણન ( Genesis જીનિસિસ[2] ) પણ તેજ ઘટનાથી શરૂ થાય છે કે જે ઘટનાઓ જગતની સમસ્ત જાતિઓના ઇતિહાસમાં વર્ણિત છે, અર્થાત્ મહાપ્રલયથી તેમની ઉત્પત્તિના વર્ણનનો આરંભ થાય છે. આ વર્ણન પૌર્વાત્ય દેશોના નિવાસીઓએ પોતાની વિશિષ્ટ કલ્પનાસહિત લખ્યું છે, તોપણ તે ઓછું ધ્યાન આપવા યોગ્ય નથી. અગ્નિપુરાણમાંથી એ સંબંધે જે લેખ ઉતારી લેવામાં આવ્યો છે તેનો સાર એ છે કેઃ—

" જ્યારે બ્રહ્માની આજ્ઞાથી સમુદ્રે પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરી સમસ્ત જગતને નષ્ટ કરી દીધું, તે સમયે વૈવસ્વત મનુ ( નૂહ[3] ) કે જેઓ હિમાલય[4] પર્વતની નિકટ નિવાસ કરતા હતા, તેઓ કૃતમાલા[5] નદીમાં દેવતાઓને અર્ધ્ય આપી રહ્યા હતા. એટલામા એક નાની સરખી માછલી તેમના હાથમાં આવી ગઇ; " મારી રક્ષા કર " એમ બોલી તે માછલી વધતી વધતી ઘણી મોટી થઈ ગઇ. રાજાએ તેની રક્ષાનો ઉપાય યોજ્યો પણ તે માછલીના અલૌકિક ચમત્કાર જોઇને રાજા તેને શરણે ગયા; ત્યારે તે મત્સ્યે પ્રલયમાંથી બચવાનો ઉપાય બતાવ્યો. અને તે પ્રમાણે મનુ પોતાના પુત્રો, તેમની સ્ત્રીઓ અને ઋષિયો સહિત પ્રત્યેક જીવધારીનુ બીજ લઇને એક નૌકામા બેસી ગયા. એ નૌકા તે માછલીના શિંગડાની સાથે બાંધેલી હતી. આ પ્રકારે તેઓ સર્વ બચી ગયા."

અહીંઆં ઉત્તર તરફની તે પર્વતશ્રેણીનું વર્ણન છે, કે જેની પાસે મનુષ્ય જાતિના આદિ પુરૂષનુ નિવાસસ્થાન હતું. ભવિષ્ય પુરાણુમાં એવો ઉલ્લેખ છે કે " વૈવસ્વત મનુ સુમેરૂ પર્વતપર રાજ્ય કરતા હતા. એમના વંશમાં રાજા કકુત્સ્થ થયા, જેમણે અયોધ્યાનુ રાજ્ય પ્રાપ્ત કર્યું અને તેમના વંશજો સમસ્ત પૃથ્વીમા ફેલાઇ ગયા.[6] "

---

૧ सर्गश्च प्रतिसर्गश्च वंशोमन्वन्तराणि च ॥ वंशानुचरितं चैव पुराणं पंचलक्षणं ॥ ब्रह्मवैवर्तपुराण ॥ અર્થાત્ પુરાણનું લક્ષણ એ છે કે તેમાં નિમ્નલિખિત પાંચ વિષયો હોય છેઃ-(૧) સૃષ્ટિની ઉત્પત્તિ, (૨) સૃષ્ટિનો લય, (૩) વંશાવલિ, (૪) મન્વંતરો, (૫) વંશોનાં ચરિત્ર.

(આ પ્રમાણે પ્રત્યેક પુરાણુમાં વિશ્વની ઉત્પત્તિનું વર્ણન તથા દેવતાઓ અને વીરોનાં ચરિત્રો હોવાથી તેની તુલના યૂનાનીએના દેવતાની ઉત્પત્તિનાં વર્ણનની સાથે સારી રીતે કરી શકાય છે.) એચ. ટી. કોલબ્રુક.

૨ 'જીનિસિસ' શબ્દના સંસ્કૃતમાં 'જન્મ' અને 'ઇશ' વા ઇશ્વિર એવા બે ભાગ થઇ શકે છે.

૩ ખ્રિસ્તી મતાનુસાર આ પુરૂષ મહાપ્રલયમાંથી બચ્યો હતો, અર્થાત્ તે વર્તમાન મનુષ્ય જાતિનો આદિ પુરૂષ હતો. ગૌ. હી. ઓઝા.

૪ બરફવાળો કૉકેસસ (કાફ) પર્વત 'એ સેન્સ ઑફ ધી પુરાન્સ' નામક ગ્રંથ પરથી સર વિલિયમ જોન્સ જણાવે છે કે આ ઘટના દક્ષિણના દ્રવિડ દેશમાં બની હતી.

૫ અગ્નિપુરાણમાં કૃતમાલા નદીને હિમાલયમાંથી નહિ કિંતુ મલય પર્વત (મલયાચલ અર્થાત્ દક્ષિણમાં)થી નીકળેલી જણાવી છે. (मलयात्कृतमालाया......અધ્યાય ૧૧૮, શ્લોક ૮) તેમજ ઉક્ત પુસ્તકમાં જ્યાં પ્રલયનું વર્ણન છે ત્યાં વૈવસ્ત મનુનો નિવાસ હિમાલયની નિકટમાં હતો એમ લખ્યું નથી. ગૌ. હી. ઓઝા.

૬ મુબઇના શ્રી વ્યંકટેશ્વર પ્રેસમાં છપાયેલા ભવિષ્ય પુરાણમાં વૈવસ્વત મનુએ સુમેરૂ પર્વત પર રાજ્ય કર્યું હતું કિંવા કકુત્સ્થે અયોધ્યાનું રાજ્ય પ્રાપ્ત કર્યું હતું એવો કાંઇ પણ ઉલ્લેખ નથી. તેમાં એવો નિર્દેશ છે કે વૈવસ્વત સરયૂના તટપર તપ કરતા હતા અને તેમના વંશમાં કકુત્સ્થ ઉત્પન્ન થયા હતા. ( प्रतिसर्ग पर्व, अध्याय १ श्लोक ३-७ ) પરંતુ ઉક્ત પુસ્તકમાં છપાયેલો સમસ્ત 'પ્રતિસર્ગ પર્વ' વિશ્વસનીય નથી. તે આધુનિક સમયનો રચેલો પ્રતીત થાય છે. કદાચિત્ કર્નલ ટૉડની પાસેના પુસ્તકમાં તેમણે લખ્યું છે તેવું વૃત્તાંત હશે. ગૌ. હી. ઓઝા.

હિંદુ લોકો પૃથ્વીના ઉત્તર ધ્રુવને સુમેરૂ કહે છે એ વાત મને વિદિત છે, પરંતુ તેઓ એક સર્વોત્તમ પર્વતને પણ સુમેરૂ કહે છે. 'મેરૂ'નો અર્થ પર્વત થાય છે અને 'સુ' ઉપસર્ગનો અર્થ સારો અથવા પવિત્ર છે. માટે 'સુમેરૂ'નો અર્થ 'પવિત્ર પર્વત' છે.

અગ્નિપુરાણમાં આપેલી ભૂગોળમાં આ શબ્દનો પ્રયોગ વાસ્તવિક ભૌગોલિક *સીમાના અર્થમાં કરવામાં આવ્યો છે; અને તે પર્વતશ્રેણીમાંથી નીકળેલી કેટલીક નદીઓનો સંબંધ સુમેરૂની સાથે જણાવનારાં સ્થાન પણ ત્યાં આપવામાં આવ્યાં છે અને તે નદીઓ અદ્યાપિ પોતાનાં પ્રાચીન નામોથી ઓળખાય છે. સ્પષ્ટ વાતોનું જે વર્ણન રૂપકની સાથે આપવામાં આવ્યું છે તેનો કેવળ લાક્ષણિક અર્થજ ગ્રહણ કરીને અમારે ઉક્ત વિષયને ગૂઢ કરી દેવો જોઇએ નહિ. યદ્યપિ હિંદુઓએ સાત દ્વીપોના વિભાગ કરી તેમની વચ્ચે વચ્ચે દહીં, દૂધ અને મધ (આદિ) ના સમુદ્રો માન્યા છે, અને પાછળથી અજ્ઞાન માણસોએ તેમાં પુષ્કળ ક્ષેપકનો ઉમેરો કર્યો છે; તથાપિ તેમાં લખેલી પ્રામાણિક અને સ્પષ્ટ વાતોને આપણે નિરર્થક માનીને છોડી દેવી જોઇએ નહિ.

આ પવિત્ર પર્વત (સુમેરૂ) ને બ્રાહ્મણો મહાદેવ, આદીશ્વર વા વાઘેશનું† નિવાસસ્થાન જણાવે છે; અને જૈનો આદિનાથ અર્થાત્ પોતાના પ્રથમ તીર્થંકરનું નિવાસસ્થાન માને છે. તેમના કથન અનુસાર તેમણે આજ સ્થળે મનુષ્ય જાતિને કૃષિ અને સભ્યતાની પ્રથમ શિક્ષા આપી હતી. યૂનાની

* સુમેરૂની દક્ષિણે હિમવાન, હેમકૂટ અને નિષધ પર્વત છે. અને ઉત્તરમાં નીલ, શ્વેત તથા શૃંગી દેશ§ છે. હિમાચલ અને સમુદ્રની વચ્ચે ભરતખંડ છે કે જે 'કુકર્મ ભૂમિ'‡ કહેવાય છે. (આ શબ્દમાં આર્યાવર્ત અર્થાત્ સુકર્મ ભૂમિથી વિરૂદ્ધભાવ છે;) એમાં મહેન્દ્રાચલ, મલયાચલ, સહ્ય (સહ્યાદ્રિ), શુક્તિમાન, ઋક્ષવાન, વિંધ્યાચલ, અને પારિયાત્ર નામની મહાન સાત પર્વતશ્રેણીઓ છે. (અગ્નિપુરાણ).

† વાઘેશ=વાઘના સ્વામી. એઓ વ્યાઘ્ર વા ચિત્તાનું ચર્મ ધારણ કરે છે વા તેને બિછાવે છે. બેકસનો પણ એવોજ હાલ હતો. ઉભયનું ચિહ્ન લિંગ છે. મેવાડમાં +વાઘેશનાં કેટલાંક મંદિરો છે.

§ નીલ, શ્વેત અને શૃંગી એ દેશ નથી, કિંતુ પર્વત છે. (**हिमवान् हेमकूटश्च निषधश्चास्य दक्षिणे । नीलः श्वेतश्च शृंगी च उत्तरे वर्षपर्वताः ।** અગ્નિપુરાણ અધ્યાય ૧૦૮, શ્લોક ૫)
ગૌ. હી. ઓઝા.

‡ કર્નલ ટૉડે ભરતખંડને 'કુકર્મ ભૂમિ' લખી છે, તે તેમનો ભ્રમ છે. પુરાણોમાં ઉક્ત દેશને '**कर्मभूमि**' (**वर्षं तद्भारतं नाम नवसाहस्रविस्तृतम् । कर्मभूमिरियं स्वर्ग०** । અગ્નિપુરાણ, અધ્યાય ૧૧૮ શ્લોક ૧–૨) લખવામાં આવી છે, જેનો અર્થ સુકર્મ વા સત્કર્મ કરવા યોગ્ય ભૂમિ છે. (**प्राप्यैमां कर्मभूमिं न चरति मनुजो यस्तपो मंदभाग्यः ।** ભર્તૃહરિકૃત નીતિશતક, શ્લોક ૧૦૦) વેદાદિમાં નિર્દિષ્ટ કરેલાં યજ્ઞ, તપાદિ સત્કર્મો કેવલ આ દેશમાંજ કરવાનો અધિકાર હોવાથી આ દેશ 'કર્મભૂમિ' કહેવાય છે અને 'આર્યાવર્ત્ત' ભરતખંડના તે મોટા ભાગનું નામ છે કે, જે હિમાલય અને વિંધ્યાચલના મધ્ય ભાગમાં સ્થિત છે અને તે પુણ્ય ભૂમિ કહેવાય છે. (**आर्यावर्त्तः पुण्यभूमिर्मध्यं विंध्यहिमागयोः ।** અમરકોશ ॥ **आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात् । तयोरेवान्तरं गिर्योरार्यावर्त्तं विदुर्बुधाः ॥** મનુસ્મૃતિ અધ્યાય ૨. શ્લોક ૨૨.) કદાચ કર્નલ ટૉડે મધ્ય એશિયાને આર્યાવર્ત્ત ઠરાવવાના વિચારની ધુનમાં ભરતખંડને 'કુકર્મ ભૂમિ' લખી દીધી હશે ગૌ. હી. ઓઝા.

+ કર્નલ ટૉડે યૂનાનીઓ અને હિંદુઓનાં દેવદેવીઓ તથા પૌરાણિક કથા, વગેરેની સમાનતા દર્શાવવાનો પ્રયત્ન કરવામાં ખેંચતાણ કરી છે અને કેટલેક સ્થળે નવા શબ્દો પણ ઉપજાવી કાઢ્યા છે, જેમાંનો એક 'વાઘેશ' પણ છે તેમણે મહાદેવ તથા યૂનાનીઓના દેવતા બેકસની સમાનતા દર્શાવવા માટે બેકસની સાથે મળતો આવતો 'વાઘેશ' શબ્દ ઉપજાવી કાઢ્યો છે. પરંતુ મહાદેવને માટે સાધારણ રીતે ઉક્ત શબ્દનો પ્રયોગ ક્યાંય પણ કરવામાં આવતો નથી, તેમજ સંસ્કૃતમાં પણ તે ક્યાંય મહાદેવના પર્યાય તરિકે આવતો નથી. ગૌ. હી. ઓઝા.

લોકો તેને બેક્સનું[1] નિવાસસ્થાન જણાવે છે. અને એપરથીજ પ્રસ્તુત દેવતા, જ્યુપિટર[2] (યૂનાનીઓ અને રોમનોનો પ્રસિદ્ધ દેવતા) ની જંઘામાંથી ઉત્પન્ન થયો હતો, એવી યૂનાની કથા પ્રચલિત થઈ છે. અર્થાત્ તેમણે હિંદુસ્થાનના ઉક્ત દેવતાના મેરુ (પર્વત) ને ભ્રમથી મેરોસ (Meros=જંઘા) સમજી લીધો છે. આજ સ્થાનની નિકટ સિકંદરના સાથીઓના સૅટરનેલિયા[3] નામક તહેવારની ઉત્પત્તિ થઇ હતી. આ તહેવારમાં તેમણે ત્યાં નીપજતી દ્રાક્ષનો દારૂ વિશેષ પીધો અને પોતાના લલાટપર આઇવી નામક વેલા[4] બાંધ્યા. આઇવી પૂર્વ અને પશ્ચિમના વાઘેશને માટે વિશેષ પવિત્ર છે. વાઘેશના પૂર્વ તથા પશ્ચિમના ઉપાસકો એક સરખી રીતે ખૂબ મદ્યપાન કરે છે.

આ કથાઓ, મનુષ્ય જાતિના ઇતિહાસમાં જ્યારે હિંદુઓ તથા યુનાનીઓ એકજ કેન્દ્રમાં હતા ત્યારે તેમનું નિવાસસ્થાન એકજ હતું, અને તેમની ઉત્પત્તિ એકજ પુરૂષમાંથી થઇ હતી, એમ દર્શાવે છે. કારણ કે આદીશ્વર, ઓસિરિસ[5], વાઘેશ, બેક્સ, મનુ અને મીનસ[6] એ સર્વે મનુષ્ય જાતિના આદિપુરૂષ નૂહનાં નામો છે, એમાં થોડોજ સંદેહ છે.

---

૧ બેક્સ, યૂનાની અને રોમન લોકોનો એક પૌરાણિક દેવતા હતો. એને જ્યુપીટર (Jupiter)-નો પુત્ર માનવામાં આવે છે. તેના સંબંધમાં તે લોકોમાં એવી દંતકથા પ્રચલિત છે કે, તેણે પ્રથમ દ્રાક્ષ ઉછેરી તેમાંથી મદ્ય બનાવવાનું લોકોને શીખવ્યું હતું અને એજ કારણથી તેને તે લોકોમાં મદ્યનો અધિષ્ઠાતા માનવામાં આવે છે. ગૈ. હી. ઓઝા.

૨ યૂનાની અને રોમન લોકોનો પ્રસિદ્ધ દેવતા જ્યુપિટર છે, હિંદુઓમાં ઇંદ્રનો જે દરજ્જો છે તેજ દરજ્જો બહુધા ઉક્ત લોકોમાં જ્યુપિટરનો છે. આ લોકો તેને સૅટર્ન (Saturn) અર્થાત્ શનિનો પુત્ર, સ્વર્ગનો રાજા અને મનુષ્યો તથા દેવતાઓનો પિતા માને છે. તેણે પોતાની ભગિની જ્યુનો (Juno)-ની સાથે વિવાહ કર્યો હતો તથા તેણે ઇતર અનેક દેવીઓ, તેમજ મનુષ્યજાતિની સ્ત્રીઓ સાથે ભોગ-વિલાસ કર્યો હતો. ગૈ. હી. ઓઝા.

૩ સૅટરનેલિયા (Saturnalia) એ યૂનાની તથા રોમન લોકોના એક પ્રસિદ્ધ તહેવારનું નામ છે. આ તહેવાર તેમના પ્રસિદ્ધ દેવતા જ્યુપિટરના પિતા (શનિ)ના સન્માનાર્થે પાળવામાં આવતો હતો. ગૈ. હી. ઓઝા.

૪ 'વેલા' શબ્દ લતાનો સાધારણ પર્યાય શબ્દ છે. તે હિંદુસ્થાનના બેક્સ (વાઘેશ, આદીશ્વર, મહાદેવ) ને પ્રિય§ છે. આ દેવતાના પૂજારીઓ પોતાના ઇષ્ટ દેવનું અનુકરણ કરીને માદક પદાર્થોનો છૂટથી ઉપયોગ કરે છે. અમરવેલ એ એક સુંદર લતા છે કે જે મહાદેવની પવિત્ર વાટિકામાં દગ્ગોચર થાય છે.

૫ ઑસિરિસ (Osiris) એ પ્રાચીન મિસરવાસીઓનો એક મોટો દેવતા હતો. તે ઉક્ત દેશનો રાજા અને પોતાની પ્રજામાં સભ્યતાનો પ્રસાર કરનાર મનાતો હતો. એમ કહેવાય છે કે, તેના ભ્રાતાએ તેના શરીરના ખંડખંડ કરી નાંખીને તેને નાઇલ (નીલ) નદીમાં ફેંકી દીધા હતા. ગૈ. હી. ઓઝા.

૬ મિસરવાસીઓની જનશ્રુતિઓપરથી વિદિત થાય છે કે, મીનસ (Menes) એ ઉક્ત દેશનો પ્રથમ રાજા હતો અને તે ઇ. સ. પૂર્વે ૨૭૦૦ માં થયો હતો. તેને એક દરિયાઇ ઘોડો મારીને ખાઇ ગયો હતો. ગૈ. હી. ઓઝા.

---

§ બેક્સ પોતાના શિરપર દ્રાક્ષનાં પત્રો તથા આઇવી (Ivy) નામક લતા લપેટતો હતો, અને મહાદેવને બીલી નામક વૃક્ષનાં પત્રો (બિલ્વપત્ર) પ્રિય છે. કર્નલ ટૉડે મહાદેવને ચઢાવવામાં આવતાં બિલ્વ-પત્રો (બેલપત્રો)ને વેલા અર્થાત્ લતાનાં પત્રો સમજી ભ્રમથી આઇવી નામક વેલા (લતા) પૂર્વ અને પશ્ચિમના 'વાઘેશ' (બેક્સ) તથા મહાદેવ એ ઉભયને માટે પવિત્ર હતા, એમ લખ્યું છે. મહાદેવને માટે કોઇ પણ લતાનાં પત્રો પવિત્ર માનવામાં આવતાં નથી. આઇવી શીતલતા-પ્રધાન દેશોની લતા છે અને તે હિંદુસ્તાનના ઉત્તર ભાગમાં પણ થાય છે. પંજાબમાં તેને 'હલબંબર' વા 'અરબંબલ', બિહારમાં 'લબલબ' અને નેપાળમાં 'દૂદેલા' કહે છે. ગૈ. હી. ઓઝા.

હિંદુ લોકો સાંપ્રતમાં મેરૂના સ્થાનના સંબંધમાં કેવલ એક અત્યંત સાધારણ વિચાર પ્રદર્શિત કરે છે; પરંતુ તેઓ તેને એક એવા સ્થાનપર સ્થિત જણાવે છે કે, જેની બાહ્ય સીમાપર બામિયાં[1] કાબુલ અને ગિઝની હોય. આ નગરમાંના પહેલામાં બૌદ્ધ ધર્મનાં કેટલાંક શેષ સ્મરણચિહ્નો અર્થાત્ ગુફાઓ અને મોટી મોટી મૂર્તિઓ[2] ઉપલબ્ધ થઇ છે. પૅરોપૅમિસેન ઍલેક્ઝાંડ્રિયા[3] બામિયાંની નિકટ છે; પરંતુ યૂનાની ગ્રંથકારોએ સિકંદરના સમયમાં મેરૂ અને નિસાને[4] અધિક પૂર્વ તરફ માન્યા છે અને ચતુર ઍરિયન-(એ ઇતિહાસ લેખક હતો) ના મત અનુસાર એ કોફસ (Cophas કાબુલ નદી) તથા સિંધુ નદીની વચ્ચે સ્થિત છે. કેટલાક પ્રામાણિક ગ્રંથોમાં મેરૂને પેશાવર અને જલાલાબાદની વચ્ચે આવેલો માન્યો છે અને તેનું નામ 'મેરકોહ' વા 'મારકોહ'[5] જણાવ્યું છે. આ એક ખુલ્લો પહાડ ૨૦૦૦ ફીટ ઉંચો છે અને તેના પશ્ચિમ ભાગમાં ગુફાઓ છે. પાદશાહ હુમાયુએ તેનું ભયાનક રૂપ[6] જોઇને તેનું નામ

૧ પ્રસિદ્ધ ચીના પરિવ્રાજક હુએન્સંગે ઇ. સ. ૬૩૦ માં હિંદુસ્થાનમા આવતી વખતે બામિયાં (અફ્ઘાનીસ્તાન) માં વિશ્રામ કર્યો હતો. તે જણાવે છે કે "ત્યાંના લોકો બૌદ્ધ ધર્માવલંબી છે અને ત્યાં બૌદ્ધોના ૧૦ મઠો છે, જેમાં હીનયાન મત (બૌદ્ધોની બે મુખ્ય શાખામાંની એક) ના ૧૦૦૦ લોકોત્તરવાદી ધર્મગુરૂઓ વસે છે. રાજધાનીથી ઇશાન કોણમાં આવેલા એક પર્વતની ઉત્તરે ૧૪૦ થી ૧૫૦ ફીટ સુધીની ઉંચાઇની બુદ્ધની પાષાણમૂર્તિ છે. એની પૂર્વે શાક્ય બુદ્ધની એક ધાતુની મૂર્તિ ૧૦૦ ફીટ ઉંચી છે. આ મૂર્તિનાં અંગો પૃથક્ પૃથક્ ઢાળીને સંયોજી દેવામાં આવ્યાં છે. રાજધાનીથી ૧૨ વા ૧૩ લી (પ્રાયઃ પા લીનો એક માઇલ થાય છે) ના અંતરપર આવેલા એક મઠમાં ૧૦૦૦ ફીટ લાંબી બુદ્ધની સૂતેલી નિર્વાણ (મોક્ષ) ની સ્થિતિની મૂર્તિ છે. ત્યાંનો રાજા જ્યારે 'મોક્ષ મહાપરિષદ્' (પ્રતિ પાંચ વર્ષે ભરાતી બૌદ્ધોની ધર્મસભા) ભરે છે તે સમયે, પોતાનો સમસ્ત ભંડાર ધર્મગુરૂઓને અર્પણ કરી દે છે. આ મૂર્તિઓ અદ્યાપિ વર્તમાન છે. ગૌ. હી. ઓઝા.

૨ જોહાક બામિયાંમાં એક અત્યંત પ્રાચીન કિલ્લો અદ્યાપિ સારી સ્થિતિમાં છે, પરંતુ બામિયાંનો કિલ્લો ખંડિયેર બની ગયો છે. પર્વતોમાં ૧૨૦૦૦ ગુફાઓ કોતરી કાઢવામાં આવેલી છે અને તે કોતર કામના તથા ચણતર કામના સુંદર આદર્શો છે. તેને 'સમાજ' કહેવામાં આવે છે અને ત્યાં દેશી લોકો શીતકાળમાં જઇને વસતા હતા. ત્યાં ત્રણ અદ્ભુત મૂર્તિઓ છે. તેમાંની એક મૂર્તિ પુરૂષની છે કે, જે ૮૦ એલ (સાડાત્રણ ફીટનો એક એલ થાય છે) ઉંચી છે. બીજી એક સ્ત્રીની ૫૦ એલ અને ત્રીજી એક બાલકની ૧૫ એલ ઉંચી છે. આ સમાજો પૈકી એકમાં એક કબ્ર છે, જેમાં પેટીમાં એક લાશ મૂકવામાં આવી છે. એના સંબંધમાં વૃદ્ધમાં વૃદ્ધ મનુષ્યો પણ કાંઇ જાણતા નથી. તેના તરફ લોકો પરમ શ્રદ્ધાની દ્રષ્ટિથી જુએ છે. પ્રાચીન સમયના મનુષ્યોની પાસે કાંઇક એવો મસાલો હતો કે જે મૃત શરીરપર લગાડવાથી તે દીર્ઘ કાળ પર્યંત સડી શકતું નહોતું. આઇન—ઇ—અકબરી વૉલ્યુમ ૨ જું. પૃષ્ઠ ૧૬૯.

૩ સિકંદર (ઍલેક્ઝાંડર) પાદશાહે એશિયા ખંડની વિજયયાત્રામાં કેટલેક સ્થળે પોતાના નામનાં અર્થાત્ ઍલેક્ઝાંડ્રિયા નામનાં નગરો સ્થાપિત કર્યાં હતાં. જેમાંનાં કેટલાંક અદ્યાપિ પ્રાપ્ત થાય છે. તેમાંનું એક આ પૅરોપૅમિસેન ઍલેક્ઝાંડ્રિયા (Paropamisan Alexandria) પણ છે, કે જે પૅરોપૅમીસસ (હિંદુકુશ) પર્વતની નિકટ હોવાથી ઉક્ત નામથી ઓળખાય છે. ગૌ. હી. ઓઝા.

૪ પુરાણોમાં 'નિષધ'* એ એક પર્વતનું નામ છે. જો એ ષષ્ઠી વિભક્તિમાં હોય (કે જેમ અંતિમ પ્રત્યયથી જ્ઞાત થાય છે) તો કદાચ તે નિસા (Nyssa) નગરના નામપરથી બનેલો તે લોકોની ભાષાનો શબ્દ હશે.

૫ સંસ્કૃતમાં પર્વતને 'મેર' (મેરુ) અને ફારસીમાં તેને 'કોહ' કહેવામાં આવે છે.

૬ એશિઆટિક સોસાયટિ, વૉલ્યુમ ૬ પૃષ્ઠ ૪૯૭ (Asiatic Researches, Vol. VI, P. 497) માં મહાશય વિલ્ફર્ડે સર વૉલ્ટર રૅલેના "હિસ્ટરી ઑફ ધી વર્લ્ડ" (History of the

* નિષધ પર્વતને નિસા નગરની સાથે કાંઇ પણ સંબંધ નથી, તેમજ તે શબ્દ (નિષધ) ષષ્ઠી વિભક્તિમાં પણ નથી. ગૌ. હી. ઓઝા.

'બે દોલત' રાખ્યું હતું. પરંતુ 'દસ્તે બે દૌલત' અર્થાત્ 'હતભાગી મેદાન' નું નામ તે ભૂખંડને આપવામાં આવ્યું હતું કે જે ઉપર્યુક્ત નગરોની મધ્યે છે.

સુમેરૂના સંબંધમાં આટલો વિસ્તાર કરવાનો ઉદ્દેશ માત્ર એટલુંજ દર્શાવવાનો છે કે, સ્વયં હિંદુ લોકો પોતાની જાતિનું ઉત્પત્તિસ્થાન સિંધુની આ તરફના ભારતવર્ષમાં નહિ, કિંતુ તેની પશ્ચિમે આવેલા

---

world=જગતનો ઇતિહાસ) નામક પ્રાચીન વિદ્યાભંડાર (કે જેમ હિંદુ લોકો કહે છે) માંથી ઘણું લખાણ ઉદ્ધૃત કર્યું હોય એમ જણાય છે. ઉક્ત મહાન પુરૂષે વિચિત્ર રીતે જે કાંઇ સંગ્રહીત કર્યું અને લખ્યું હતું તેની સાથે મહાશય વિલ્ફર્ડે પોતાનો એકત્રિત કરેલો સંગ્રહ સંયુક્ત કરીને પોતાની કલ્પનાશક્તિથી તેને અધિક રોચક બનાવી દીધું છે. પરંતુ જ્યારે તેમણે પૃથ્વીપરના સ્વર્ગ (ખ્રિસ્તી લોકોના ‡ઇડન) નું વર્ણન લખ્યું ત્યારે તેમણે પ્રલયની પૂર્વની તથા પાછળની મનુષ્ય જાતિનાં ઉત્પત્તિસ્થાનોને પૃથક્ પૃથક્ બતાવ્યાં નહિ એનું મને આશ્ચર્ય થાય છે. સર વૉલ્ટર રૅલેના એક વાક્યપરથી તેની કલ્પનાને સહાય મળી શકત. રૅલે જણાવે છે કે, ઇડનનું સ્થાન એશિયાના ઉપલા ભાગમા જેહૂન (oxus) અને બીજી મોટી નદીઓના મધ્ય ભાગમાં હતું. આ સ્થળે પુષ્કળ મોટાં વૃક્ષો છે, કે જે આદિનાથ વા મહાદેવના સંબંધમાં પવિત્ર ગણાય છે.

"પાપ પુણ્યનું જ્ઞાન કરાવનાર વૃક્ષના સંબંધમાં કેટલાક માણસોએ વિશેષ કલ્પના દોડાવી છે (ઉક્ત ઇડનના બાગમાંના વૃક્ષનુ ફળ ખાવાની ઇશ્વરે આદમ તથા ઇવને મના કરી હતી. ગૌરીશંકર ઓઝા) વિશેષતઃ ગોરેપ્યસ બેકાનસે (Gorapius Becanus) આ સંબધે ઘણી કલ્પના કરી છે. તે પોતાને ઉક્ત વૃક્ષની એક જાતિના શોધક તરિકે ઓળખાવે છે. તે જાતિનો પ્રાચીન ગ્રંથકારોને કિંચિત્ પણ ખ્યાલ નહોતો, તેથી ગોરેપ્યસને ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયું છે.

આદમ અને ઇવ (ખ્રિસ્તી લોકોના મતાનુસાર ઇશ્વરે ઉત્પન્ન કરેલુ માનવ જાતિનું પ્રથમ યુગલ. ગૌ. હી. ઓઝા.) સાથે સાથે સઘન વનમાં ગયાં અને તેમણે શીઘ્ર અંજીરની જાતિનું તે વૃક્ષ (વડ) પસંદ કર્યું કે જે પોતાના ફળને માટે પ્રસિદ્ધ નથી, પરંતુ જે આજપર્યંત મલબાર વા દક્ષિણના ભારતવાસીઓને પરિચિત છે અને જે પોતાની શાખા એટલી વિસ્તારપૂર્વક ફેલાવે છે કે તેની જટાઓ (નીચે લટકી) જમીન સાથે ચોંટી જઇ મૂળ વૃક્ષની આસપાસ તેની સંતતિની પેઠે જામી જાય છે, અને સ્તંભરૂપ બનીને વચ્ચે વચ્ચે ઉંચી ઉંચી મહેરાબદાર આચ્છાદિત કુંજ ગલીઓ બનાવે છે. ત્યાં વારંવાર ગોવાળો તાપમાંથી રક્ષા કરનારી તેની શીતલ છાયામાં બેસી પોતાનાં પશુઓને ચારે છે......એમેઝોનની§ ઢાલ જેવાં પહોળાં તેનાં મોટા મોટાં પત્રો તેમણે એકત્રિત કર્યાં." (Paradise Lost Book IX.)

સર વૉલ્ટર રૅલે મનુષ્યજાતિના ઉત્પત્તિસ્થાનના સંબંધમાં હિંદુઓની કલ્પનાને સારી રીતે પુષ્ટિ આપે છે. તેનું કથન છે કે "પ્રલય પશ્ચાત્ સૌથી પ્રથમ મનુષ્ય અને વનસ્પતિની ઉત્પત્તિ ભારતવર્ષમાંજ થઇ હતી." (પૃષ્ઠ ૯૯) તેની પ્રથમ દલીલ એ છે કે, તે (ભારતવર્ષ) એક એવું સ્થાન છે કે જ્યાંનાં દેશી વૃક્ષો દ્રાક્ષ અને જીતવૃક્ષ છે. શકજાતિના સિથિયન લોકોના દેશમાં પણ ઉક્ત વૃક્ષો થતાં હતાં. (અને હજી પણ તે કાબુલ અને બામિયાંની વચ્ચે જવની સાથે થાય છે.) તેની બીજી દલીલ એ છે કે, અરારાટ પર્વત આર્મીનિયામાં હોવાનો સંભવ નથી, કારણ કે ગૉર્ડિયન (Gordian) પર્વત કે

---

‡ ખ્રિસ્તી લોકોના મતાનુસાર ઇડન (Eden) તે બાગનું નામ છે કે જેમાં આદમ અને ઇવ (હવા) રહેતાં હતાં. ગૌ. હી. ઓઝા.

§ પ્રાચીન યુનાનીઓમાં એક કથા એવા આશયની પ્રસિદ્ધ હતી કે, એશિયા માઇનરના ઇશાન કોણમાં એમેઝોન નામની વીર સ્ત્રીઓનું સ્વતંત્ર રાજ્ય હતું. તે રાજ્યમાં કોઇ પણ પુરૂષ રહી શકતો નહોતો. તે સ્ત્રીઓ પોતાના પાડોશી રાજ્યમાં જઇ ગર્ભ ધારણ કરી આવતી હતી. જો તેમને પુત્ર ઉત્પન્ન થતો તો તેને મારી નાંખવામાં આવતો અથવા તેના પિતાની પાસે મોકલી આપવામાં આવતો અને પુત્રી થતી તો તેને રાખવામાં આવતી. તે સ્ત્રીઓ સર્વ પ્રકારનાં શસ્ત્રો ધારણ કરી પોતાના રાજ્યની રક્ષા કરતી હતી. તેમની ઢાલો નાની થતી હતી, તેથીજ વડનાં પત્રોને તેની ઉપમા આપવામાં આવતી હતી. ગૌ. હી. ઓઝા.

કૉકેસસ* પર્વતની વચમાં બતાવે છે. અહીંઆંથી નીકળીને સૂર્યપુત્ર વૈવસ્વતના સંતાનો પૂર્વમાં સિંધુ તથા ગંગાના તટ પર્યંત ગયા અને તેમણે કોશલમાં પોતાની પ્રથમ રાજધાની અયોધ્યા વા અવધ કરી.

જેની ઉપર (નૂહની) નૌકા થોભી હતી, તે ૭૫° રેખાંશમાં અને શિનારની બાજુ ૭૯° થી લઇને ૮૦° રેખાંશમાં છે. આ દશામાં સ્થાનાંતર કરવાનો માર્ગ વિપરીત થઇ જશે. "તેઓ પૂર્વ તરફથી ચાલ્યા તો તેમને શિનારની ભૂમિમાં એક મેદાન મળ્યું અને ત્યાં તેઓ રહ્યા." (જીનિસસ અધ્યાય ૨ જો, પંક્તિ ૨ જી) વળી તેઓ જણાવે છે કે "મૂસાએ (Moses) જેને અરારાટ કહ્યો છે તે કોઇ એક પહાડનું ખાસ નામ નથી, પરંતુ કૉકેસસની વિશાલ પર્વતશ્રેણીનું સાધારણ નામ છે. માટે કાંતો આપણે આ અરારાટ પર્વતને ઉરાડી દેવો જોઇએ, અથવા તેને ખોદીને આર્મીનિયાથી દૂર લઇ જવો જોઇએ, કિંવા તેને ઉષ્ણ દેશમાં કોઈ અન્ય સ્થાનપર અને શિનારની પૂર્વ તરફ શોધવો જોઇએ." માટે તેઓ તેને ૧૪૦° રેખાંશ અને ૩૫° થી ૩૭° અક્ષાંશની વચ્ચે ઇન્ડો-સિથિયા (Ido-scythia) મા કાયમ કરે છે કે જ્યાં ઉંચા ઉંચા પર્વતો છે. અંતે સર વૉલ્ટર રૅલે જણાવે છે કે "જે સ્થાનપર નૂહે વિશ્રામ કર્યો હતો તે અધિક ઉષ્ણતાવાળા પૌર્વાત્ય દેશમાં હતું. અહીંઆં તેણે દ્રાક્ષનાં વૃક્ષ ઉછેર્યા, કૃષિનો ધંધો કર્યો અને તેપર પોતાનો જીવનનિર્વાહ ચલાવ્યો." ઍરિયસ મૉન્ટેનસ (Arius Montanus) નામક મહાન વિદ્વાન લખે છે કે "નૂહ કૃષિકર્મથી પ્રસન્ન થયો અને એમ કહેવાય છે કે તે આ વિષયમાં સૌથી આગળ વધી ગયો. આથી તે પોતાનીજ ભાષામાં 'ઇશ આદમઠ'[1] (Ish-Admath) અર્થાત્ 'ભૂમિના કામમાં લાગી રહેનારો' કહેવાયો." ઉપર્યુક્ત પદ્વી, પ્રકૃતિ, અને નિવાસસ્થાન જૈન લોકોના પ્રથમ તીર્થંકર આદિનાથના વૃત્તાંતની સાથે સંપૂર્ણતઃ ઘટી શકે છે. આદિનાથે મનુષ્યોને ખેતીવાડીનું કામ અને કણસલાં છુંદી અનાજ કાઢતી વખત બળદના મુખપર જાળી બાંધવાનુ કામ પણ શીખવ્યુ હતું."

યદિ સર વૉલ્ટર સ્કૉટને વિદિત હોત કે, હિંદુઓનાં ધર્મ પુસ્તકોમાં તેમના દેશનું નામ આર્યાવર્ત[2] આપવામાં આવ્યું છે અને વિશાલ ઇમૉસ[3] (Imas) તેની ઉત્તર સીમા છે તો તેઓ નિસ્સંદેહ તેને પોતાનો અરારાટ માની લેત.

* હિંદૂ વા ઇંદ્રકુશ અથવા કોહ એ સ્થાનિક નામ છે. તેનો અર્થ "ચંદ્રનો પહાડ" થાય છે.

૧ સંસ્કૃતમાં 'ઇશ'નો અર્થ 'સ્વામી' થાય છે, 'આદ' (આદિ)નો અર્થ 'પ્રથમ' અને 'માઠ' વા 'મઠ' નો અર્થ 'પૃથ્વી' વા 'માટી' થાય છે. અહીંઆં સંસ્કૃત અને હિબ્રુ ભાષાના શબ્દનો અર્થ એકજ છે; અર્થાત્ તે 'પૃથ્વીનો પહેલો સ્વામી' એવો થાય છે. આ દૂરના રાજપુત પ્રદેશો કે જ્યાં પ્રાચીન રીતભાત અને ભાષા અદ્યાપિ પ્રચલિત છે તેમાં મનુષ્ય માટેનો જોશદાર શબ્દ 'માંટી' છે કે જેનો મૂળ અર્થ પૃથ્વી થાય છે. એક સરદાર જ્યારે પોતાના માણસો અને સીમાંતના લોકોની વચ્ચેના યુદ્ધનું વર્ણન કરે છે ત્યારે તે મરી ગયેલા માણસના સંબંધમાં કહે છે કે "મેરા માંટી§ મારા" અર્થાત્ "મારી પૃથ્વી મારી ગઈ." આ એક એવું વાક્ય છે કે, જેપર કોઈ પણ પ્રકારની ટીકાની આવશ્યકતા નથી અને એમ પણ પ્રગટ થાય છે કે તે ખૂનને બદલે ખૂન માગે છે.

૨ આર્યાવર્ત વા પુણ્યભૂમિ હિમવત્‌ની દક્ષિણે આવેલી હિંદભૂમિના સપાટ મેદાનોને આપણે કહી શકતા નથી, કારણ કે પુરાણોમાં તેને માટે તેથી સર્વથા વિરૂદ્ધ નામ 'કુકર્મદેશ વા પાપભૂમિ' લખ્યું છે.

૩ મધ્ય એશિયાનો પર્વતમય ઉચ્ચ પ્રદેશ છે. પં. ગૌ. હી. ઓ.

§ સંસ્કૃતમાં મિટ્ટીને માટે મઠ વા માઠ શબ્દ નથી. તેની સાથે કેટલેક અંશે મળતા પૃથ્વીને માટે 'મહી' અને માટીને માટે 'મૃત્તિકા' શબ્દ છે. રાજસ્થાની ભાષામાં 'માટી' અને 'માંટી' એ બે ભિન્ન શબ્દો છે, જેમાંના પહેલાનો અર્થ મટોડી અને બીજાનો અર્થ બહાદુર માણસ વા પતિ છે. 'મેરા માટી મારા' એ વાક્યનો અર્થ કર્નલ ટૉડ 'મારી પૃથ્વી મારી ગઇ' એવો કરે છે, પરંતુ તે યથાર્થ નથી. તેનો અર્થ તો 'મારો બહાદુર આદમી માર્યો ગયો' એવો થાય છે. તેમણે 'માટી' અને 'માંટી' એ ભિન્ન ઉચ્ચારના બે શબ્દોને એકજ સમજીને ભ્રમથી તેવો અર્થ કર્યો છે. (પંડિત ગૌ. હી. ઓ.)

ઘણી જાતિઓએ પોતાનું મૂળસ્થાન નિશ્ચિત કરવાની ઇચ્છા ધારણ કરી છે. અને મધ્ય ભૂમિ વા એશિયાના મધ્ય પ્રદેશ કરતાં વિશેષ આકર્ષક સ્થળો ઘણાં થોડાંજ હશે. આ સ્થળેથી આમ્પૂ, ઑક્સસ (Oxws) વા જેહૂન તથા ઇતર નદીઓ નીકળે છે અને તે સ્થાનમાં સૂર્યવંશી તથા ચંદ્રવંશી એ ઉભય પોતાના આદિ પુરૂષનો પવિત્ર પર્વત* હોવાનો દાવો કરે છે.† આ સ્થાનથી તેઓ પૂર્વ તરફ આવ્યા હતા.

રાજપુત જાતિઓ હિંદનાં ઉષ્ણ મેદાનોમાં પોતાની કેટલીક સિથિઅન લોકોની સાથે મળતી વર્તમાન આદતો અને સમરવિષયક વ્હેમો પ્રાપ્ત કરી શકે એવી સંભાવના નથી. અહીંઆં એટલી બધી ગરમી પડે છે કે, તેઓ દક્ષિણ તરફથી આવીને ઉત્તર ગોળાર્ધને પ્રફુલ્લિત કરનાર સૂર્યનું સ્વાગત પ્રસન્નતાપૂર્વક કરી શકે નહિ. જે ધર્મને તેઓ પોતાના પૂર્વનિવાસ સ્થાનમાંથી લાવ્યા હતા તે ધર્મ બહુધા શીતપ્રધાન દેશનોજ હોવો જોઇએ, કે જ્યાંથી જેહૂન (ઑક્સસ વા આમૂદરિયા) અને ઝક્ષર્તીસ (સેહૂન વા

---

* મેરૂનો સ્પષ્ટ અર્થ પહાડ છે. જેમકે 'જેસલમીર' (કે પશ્ચિમ મરૂસ્થલમાં ભાટી જાતિના રાજપુતોની રાજધાની છે.) અર્થાત્ 'જેસલનો પહાડ'; 'મેરવાડા' અર્થાત્ 'પહાડી પ્રદેશ' અને તેના નિવાસી 'મેર'§ અર્થાત્ 'પર્વત નિવાસી' છે. આ પ્રકારે રામાયણ નામના મહાકાવ્યમાં (કાંડ ૧ પૃષ્ટ ૨૩૬) 'મેરા'‡ એ પર્વતની અપ્સરાનું નામ છે. 'મેરા' એ મેરૂની પુત્રી અને હિમાલયની સ્ત્રી હતી; એનાથી બે કન્યા ઉત્પન્ન થઈ; પહેલી દેવી ગંગાનદી અને બીજી પર્વતની પુત્રી પાર્વતી. એને મહાભારતમાં શૈલની પુત્રી 'શૈલજા' પણ કહી છે. શૈલ એ હિમવતનુ બીજું નામ છે, તેથી પર્વતમાંથી નીકળનારી નદીઓને સસ્કૃતમાં શૈલેતી (શૈલોદકા?) કહેવામાં આવે છે. શૈલાના ગુણ ફ્રીગિયા (Phrygia એશિયા માઇનરનો એક પ્રદેશ)ના લોકોની સાઈબેલી (Cybele–જુપીટરની માતા)ની સાથે મળતા આવે છે તે પણ એજ નામના પર્વત (સાઈબિલ)ની પુત્રી હતી. "શૈલજા" સિંહપર આરૂઢ થાય છે અને "સાઇબેલી"ના રથની સાથે સિંહને જોડવામાં આવે છે. આજ પ્રકારે યુનાનીઓએ 'પર્વત પામીર'ને (પૅરોપૅમિસેન') લખ્યો છે. આ નામ તેમણે બામિયાંની પશ્ચિમ તરફ આવેલા 'હિંદૂકોહ' (હિંદૂકુશ) પર્વતને આપ્યું હતું. પરંતુ 'પર્વતપત પામર' અર્થાત્ 'પર્વતોના રાજા પામર'ને ચંદ કવિએ રાજા પૃથ્વીરાજનો મોટો સામંત હમીર+ જે દેશની તળેટીમાં રહેતો હતો તેની અત્યંત પૂર્વ તરફ આવેલો જણાવ્યો છે. જો તે પૅરોપૅમિસેન હોત (કે જેમ કેટલાક ગ્રંથકારોએ લખ્યું છે) તો જ્યાં તેનું નામ પડયું છે તે સ્થાનની સાથે તે અધિક મળતું આવત. મેરૂ અને નિસાની અધિક નિકટ હોવાથી તેનું પાઠાંતર પર્વત અથવા પહાડ થાત અને પૅરો પૅમિસન પુરાણોનો નિષધ પર્વત વા 'નિસાનો પહાડ' માનવામાં આવત.

† કર્નલ ટૉડનું આ અનુમાન માત્ર છે. સૂર્ય અને ચંદ્રવંશી રાજપુતો, સુમેરૂ એશિયાના મધ્યભાગમાં હતો, એવો દાવો કરતા નથી, અને કોઈ પ્રાચીન પુસ્તકમાં પણ તે પ્રદેશમાંજ તે હતો, એમ નિશ્ચિત રીતે જણાવ્યું નથી. પુરાણાદિ ગ્રંથોમાં તેનું જે વર્ણન પ્રાપ્ત થાય છે તેના આધારે તેનું સ્થાન નિશ્ચિત કરવું કઠિન છે. કાબુલ નદીના તટપર આવેલા નિસાનગરની પાસેના કેવલ ૨૦૦૦ ફીટની ઊંચાઇના નાના પહાડનું નામ ફારસી લેખકો 'મેરકોહ' વા 'મારકોહ' અને યુનાની ગ્રંથકારો 'મેરોસ' આપે છે. તેને સુમેરૂ માનવો પણ સર્વથા અશક્ય છે, કારણ કે મેરૂ પોતાની મહાન ઉંચાઇને માટે પ્રસિદ્ધ છે. કેટલાક વિદ્વાનો એવું પણ અનુમાન કરે છે કે તે કદાચ હિમાલય વા તેના કોઇ ઉન્નત શિખરનું નામ હશે.

---

§ આ શબ્દનો અર્થ મેર લોકોનો દેશ છે. જાતિવાચક મેર શબ્દ મેરૂ (પર્વત)માંથી નીકળ્યો નથી, પરંતુ તે 'મેહર' શબ્દનો અપભ્રંશ છે. મેર સરદાર ડેપકના તામ્રપત્રમાં તેની જાતિનું નામ 'મેહર' જ લખ્યુ છે. પં. ગૌ. ઓ.)

‡ મેરૂની પુત્રીનું નામ 'મેરા' નહિ, કિંતુ 'મેના' હતું. (રામાયણ કાંડ ૧, અધ્યાય ૩૫, શ્લોક ૧૪. પં. ગૌ. હી. ઓ.)

+ પૃથ્વીરાજ રાસામાં એવો ઉલ્લેખ છે કે, પૃથ્વીરાજ ચૌહાણનો સામંત હમીર (હાહુલીરાય) કાંગડા અને જમ્મૂનો રાજા હતો, પરંતુ તે સમયે તે પ્રદેશોમાં ઉક્ત નામનો કોઇ રાજા વિદ્યમાન હોવાનાં પ્રમાણ મળતાં નથી. (પંડિત ગૌ૦ હી૦ ઓઝા.)

સિરેદરિયા) એ નદીઓ નીકળી છે. આ વાત અત્યંત સંભવિત લાગે છે કે, સૂર્યપુત્ર વૈવસ્વતનાં સંતાનો જે 'અશ્વમેધ' વા 'ઘોડા (સૂર્યનાં ચિન્હ)નો યજ્ઞ' એ નામનો મોટો સાંક્રાંતિક તહેવાર* માનતા હતા તેને સિથિઆથી એકજ સમયે તે લોકો હિંદુસ્થાનમાં લાવ્યા અને ઓડિન,† વોડેન વા બુધના પુત્રોએ તેને પશ્ચિમ તરફ સ્કૅન્ડિનેવિયામાં§ લઇ જઇ ત્યાં પ્રચલિત કર્યો. સ્કૅન્ડિનેવિયામાં તે શીતકાળની સંક્રાંતિના હિ-એલ વા હિ-ઉલ‡ ( Hi-el or Hi-ul ) નામક તહેવાર તરિકે પ્રસિદ્ધ થયો. ઉત્તર તરફની જાતિઓનો તે એક મહાન ઉત્સવ હતો અને ખ્રિસ્તી ધર્મના પ્રારંભિક સમયમાં તેના પ્રચારનો યુગ નિકટ હોવાથી પાદરીઓ તે ઘટનાના સ્મરણાર્થે પ્રસન્નતાપૂર્વક તે તહેવારને મનાવતા હતા.+



* અશ્વમેધ એ શીતકાલની સંક્રાંતિનો સાધારણ તહેવાર નહોતો અને તે મહાશય ટૅાડના અનુમાન પ્રમાણે સર્વત્ર પ્રતિવર્ષે પણ થતો નહોતો. તે કેવલ મોટા રાજાઓને કરવાનો યજ્ઞ હતો. આ તહેવાર ઘણા દીર્ઘકાળે થતો હતો અને કોઇ કોઇ વાર તો સેંકડો વર્ષ પર્યંત થવા પામતો પણ નહોતો.

† ઓડિન વા વોડેન એ સ્કૅન્ડિનેવિયનોનો એક પ્રસિદ્ધ દેવ હતો. સ્કૅન્ડિનેવિયા દેશમાં તેને રણ-દેવતા, સ્વર્ગનો રાજા અને એક આંખવાળો માનવામાં આવતો હતો.

§ યૂરોપખંડનો ઉત્તર તરફનો દ્વીપકલ્પ કે જેમાં નૅાર્વે અને સ્વિડન નામક દેશો છે તે 'સ્કૅન્ડિને-વિયા' કહેવાય છે. પં. ગો. હી. ઓ.

‡ 'હય' વા '(૧)હી' સંસ્કૃતમાં ઘોડાને કહે છે. અને 'એલ'નો અર્થ સૂર્ય થાય છે, જેપરથી યૂનાની ભાષામાં 'ઇપ્પોસ' ( Ippos ) અને 'ઇલિઓસ' ( Elios ) એ શબ્દો બન્યા છે. 'હેલ' (Hl) એ સૂર્યવાચક સિથિયન શબ્દ જણાય છે અને 'હરિ' અર્થાત હિંદુસ્થાનનો એપેલો એ સૂર્યનું નામ છે. ઉત્તર તરફની જાતિઓના 'હિઉલ' વા 'જુલ' ( Hiul or Jul ) એ શબ્દો ફ્રાંસના 'નોઇલ' ( Noel ) અને હિંદુઓના 'સક્રાંતિ' શબ્દના પર્યાય છે.

+ મૅલેટનું 'નૅાર્ધને ઍંટિક્વિટિઝ' (Mallet's Northern antiqiuties) નામક પુસ્તક જુઓ.

(૧) સંસ્કૃતમાં ઘોડાને 'હય' કહે છે. 'હિ' નહિ. (પંડિત ગૌ० હી० ઓઝા.)



# परिशिष्ट बीजानो अध्याय २ जो.

## વંશાવલીઓ-પુરાણોની કથાઓ-રાજા તેમજ ધર્માચાર્યના ગુણોની એકતા-યૂનાની ઇતિહાસ લેખકોએ પુષ્ટિ આપેલી પૌરાણિક કથાઓ.



હવે ભાગવત તથા અગ્નિપુરાણનાં ઐતિહાસિક વૃત્તાંતોમાં આપેલી સૂર્ય તથા ચંદ્રવંશીઓની વંશાવલીની તપાસ કરવામાં આવશે. આમાંના પ્રથમ ગ્રંથ વંશાવલીના અનુક્રમની ગણના કરવાથી વિક્રમાદિત્યની પછીની છ શતાબ્દિઓ (ઈ. સ. ૬૫૦) પર્યંત પહોંચે છે, માટે તેજ અરસામાં આ ગ્રંથોનું પુનઃ નવીન સંસ્કરણ કરવામાં આવ્યું હશે, વા તેપર ટિપ્પણી કરવામાં આવી હશે; પરંતુ તે કૃત્રિમ હોય એમ માની શકાતું નથી.

યદ્યપિ આ વંશાવલીઓનો કેટલોક ભાગ સર વિલિયમ જોન્સ (Sir William Jones) મહાશય બેંટલી (Mr. Bentley) અને કર્નલ વિલ્ફર્ડ (Colonel Wilford) દ્વારા એશિયાટિક રિસર્ચીસ (Asiatic Researches)નાં વૉલ્યુમોમાં પ્રકાશિત થઇ ચૂક્યો છે, તથાપિ જો આપણે સ્વયં આ વિષયના મૂળ સ્રોત સુધી કોઇ પ્રકારે પહોંચી શકતા હોઇએ તો આપણે ઇતર પુરૂષોના શોધથીજ સંતુષ્ટ થઈ જવું જોઇએ નહિ.

યદિ આ સર્વ વાતોને છોડીને એમ માનવામાં આવે કે, હિંદુસ્થાનના પ્રાચીન રાજવંશોની આ વંશાવલી કૃત્રિમ છે, તો પણ એ કૃત્રિમતાની રચના પ્રાચીન કાળમાં કરવામાં આવી હતી અને પ્રાચીન કાળના લોકો એ સંબધે જે કાંઈ જાણતા હતા તે સર્વ એજ છે. જાતિઓનો વાસ્તવિક પ્રાચીન ઇતિહાસ સંપૂર્ણ રીતે જાણવાનો બીજો ઉત્તમ ઉપાય એ છે કે જે કાર્યોથી તે જાતિઓ વિખ્યાત થઈ છે તેની સંપૂર્ણ માહિતિ મેળવવી.

મૂળ પુરાણોમાં ઘણો ઉપયોગી ઐતિહાસિક વિષય લખવામાં આવ્યો હતો એમાં તો કિંચિત્ પણ સંશય નથી. કિંતુ અજ્ઞ ભાષ્યકારો તથા ક્ષેપક ઉમેરનારના નિકૃષ્ટ મિશ્રણમાંથી કિંચિત્ પણ શુદ્ધ વસ્તુ (વિષય) કાઢી લેવી વર્તમાન કાળમાં કઠિન છે. મેં તો કેવળ ઉપર ઉપરથીજ દિગ્દર્શન કર્યું છે; પરંતુ જો કોઇ યોગ્ય પુરૂષ શોધ કરે તો સાંપ્રત્ અજ્ઞતા અને રૂપકના પડદા નીચે ગુપ્ત રહેલાં પુષ્કળ છિન્નભિન્ન વૃત્તાંતો અને ઉપયોગી વિષયો પ્રાપ્ત થઇ શકે એમ છે.

હિંદુઓનું બુદ્ધિબળ, તેમની શેષ રહેલી ઇમારતોનો અદ્યાવધિ પ્રાપ્ત થતો સુંદર ઘાટ અને તેના પર આલેખવામાં આવેલાં પૌરાણિક ચિત્રોની ઉત્તમતા દ્વારા પ્રમાણિત થાય છે. પરંતુ તેમણે પોતાનું બુદ્ધિબળ ઘટતાંની સાથેજ સત્યની લાવણ્યતાના રસને પણ ખોઇ નાખ્યો અને તેને સ્થાને પોતાના લેખો અને ઇમારતોમાં અદ્ભુત વિષયોને ગ્રહણ કરી લીધા. યદિ કૃત્રિમતા પકડાઈ જવાનો અને લજ્જાનો ભય ન હોત તો યૂરોપના સભ્ય દેશોમાં પણ ઐતિહાસિક વિષયમાં અત્યંત ગોટાળો થઈ જાત; પરંતુ પૂર્વ દેશમાં પ્રાચીન એશિયાના સત્ય વ્યવહારની દુર્બલતાના સમયમાં કોઇ વિવેકી આલોચના કરનાર તથા પ્રશંસા કરનાર નહિ હોવાથી બ્રાહ્મણ ગ્રંથકારો બંધનમુક્ત થઈ મનમાન્યું લખતા આવ્યા

ગયા હશે અને તેમણે એમ ધારી લીધું હશે કે, અમે અમારા ગ્રંથોમાં જેટલી અધિક અદ્ભુત વાતો* મેળવીશુ તેટલા અમારા પ્રશંસકો અધિક થશે. કૃત્રિમ વાતોના આસ્વાદ લેનારા એ [illegible] ઐતિહાસિક—સત્ય વાતો, દીર્ઘ કાળથી અરોચક થઈ પડી છે.

જો કે આજ પ્રમાણે ત્યાર પછીના કાળમાં અર્થાત્ ઇ. સ. પૂર્વે તૃતીય શતાબ્દીમાં બબિલોનિયા દેશના ઇતિહાસલેખક બેરોસસે કૃત્રિમ કહાણીઓ રચીને તે દ્વારા તે રાજાને એટલુ [illegible] કે તેનાપર કોઇ વિશ્વાસ મૂકી શકે નહિ. તો પણ તેની પૂર્વેના અનેક પ્રસિદ્ધ ઇતિહાસલેખકોદ્વારા તેના કથનનું ખંડન થઇ જાય છે, હિંદુસ્થાનના કલ્પિત કથા લખનારની કસોટી કરવાનું [illegible] કોઇ સાધન નથી. પૂર્વ કાળથી જે વાતો ચાલી આવે છે તેની સત્યતા વિષે સંદેહ કરવામાં [illegible] આવે, તો એ સમજવું કઠિન છે કે વિદ્યાઓ અને કલાઓની ઉન્નતિ શી રીતે થઇ શકે? અને એ માની લેવું તેથી પણ વિશેષ કઠિન છે કે (પાછળના) અવનત લોકો તેમાં સુધારો કરી શકે.

હિંદુઓએ પણ અન્ય જાતિઓની પેઠે વિદ્યાઓમાં ધીમે ધીમેજ પૂર્ણ ઉન્નતિ પ્રાપ્ત કરી [illegible] યદિ આપણે તેમને ઉક્ત વિદ્યાઓ નિર્માણ કરવાના યશના ભાગી નહિ માની અન્યની [illegible] માનીએ તો એથી વિરૂદ્ધ થઈ શકે એમ છે. બુદ્ધિને માટે આ દાસવત્ બંધન [illegible] છે અને એપરથી સહજ અનુમાન કરી શકાય છે કે વિદ્યા અને ધર્મના [illegible] આવા અવરોધનો પ્રભાવ બુદ્ધિની શક્તિ અને પ્રવૃત્તિપર કેવો પડ્યો હશે? [illegible] વિદ્યા અવશ્ય અવનતિને પ્રાપ્ત થાય છે યદિ આપણને ધર્મકાર્ય ( [illegible] ) [illegible] ન રહી વંશપરંપરાગત (અને અવશ્ય તે વંશપરંપરાગત બન્યુ હતું. [illegible] વાત સિદ્ધ થાય છે) કયા સમયથી થઇ ગયુ તે માત્ર જ્ઞાત થાય તો આપણે જે સમયમાં [illegible] શિખરપર ચઢી હતી તે સમયનું અનુમાન કરી શકીએ.

આ સૂર્ય અને ચંદ્રવંશીઓના આદિ કાળમાં ધર્મગુરૂનુ પદ નિયત કુટુંબોના [illegible] ( [illegible] ગત ) નહોતું, પરંતુ તે એક સાર્વજનિક ધંધો હતો. આ જાતિઓએ [illegible] ધર્મકાર્ય ગ્રહણ કર્યાના તથા તેમનાં સંતાનોએ પુનઃ ક્ષાત્રીય કર્મ સ્વીકાર્યાના [illegible] આ પ્રકારે ઇક્ષ્વાકુના† દશ પુત્રોમાંથી ત્રણ પુત્રો સાંસારિક કાર્ય છોડી ધર્મકાર્યમાં [illegible] હતા. અને તેમાંના એક, અર્થાત્ કાનીનના§ સબંધમાં એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે કે [illegible] અગ્નિહોત્ર લઈ અગ્નિની પૂજા કરી હતી. તેનો બીજો એક પુત્ર વ્યાપારમાં પ્રવૃત્ત [illegible] પુરૂરવાના છ પુત્રોમાંથી ચોથાનું નામ રેહ (રય) હતું. તેની પંદરમી પેઢીએ હારીત+ થયો, કે જે પોતાના અષ્ટ બંધુઓસહિત ધર્મકાર્યમાં પ્રવૃત્ત થયો અને તેણે કૌશિક ગોત્રની સ્થાપના કરી, કે જે બ્રાહ્મણોની એક શાખા છે.

---

* અનેક જાતિઓ પોતાની ઉત્પત્તિ અનાદિ કાળથી થયેલી જણાવવાની [illegible] આ ભ્રમિતપણાપર પ્રસિદ્ધ ગોગટ (Goguet) ટીકા કરે છે કે બબિલોનિયા, [illegible] [illegible] ઓ પોતાની અત્યંત પ્રાચીનતાનો ઘમંડ વિશેષ કરે છે. બબિલોનિયાના તો [illegible] ૪૭૦૦૦ વર્ષોથી નક્ષત્રગતિનું અવલોકન કરતા આવ્યા છીએ [illegible] યુગોપર [illegible] લાદી દીધા છે. પરંતુ આ કૃત્રિમ પ્રાચીનતાના આધારની પુષ્ટિ અનુમાનથી [illegible] નથી અને એ સર્વ આધુનિક કલ્પનાજ છે. Origin of [illegible]

† જુઓ વંશવૃક્ષ ૧ લું.

§ કાનીન ઇક્ષ્વાકુનો પુત્ર નહોતો, પરંતુ વૈવસ્વત મનુના આતમા પુત્ર નરિષ્યન્તના [illegible] વંશજ હતો. તેનુ પ્રસિદ્ધ નામ 'અગ્નિવેશ્ય' વા 'જાતુકર્ણ' હતું. ગૌ. હી. ઓઝા.

‡ જેણે વૈશ્યત્વ પ્રાપ્ત કર્યું તે વૈવસ્વત મનુનો પૌત્ર અને દિષ્ટનો પુત્ર નાભાગ હતો. ગૌ. હી. ઓઝા.

+ હારીત એ રયનો વંશજ નહિ, કિંતુ તેના બંધુ વિજયનો વંશજ હતો. ગૌ. હી. ઓઝા.

યયાતિથી ચોવીસમી પેઢીએ ભારદ્વાજ રાજાના નામથી એક પ્રસિદ્ધ ગોત્ર નીકળ્યું. આ ગોત્રના માણસો અદ્યાપિ તેજ નામથી પ્રસિદ્ધ છે અને તેઓ કેટલીક રાજપુત જાતિઓના પુરોહિત છે.

છવ્વીસમા રાજા મન્યુના બે પુત્રોએ ધર્મપરાયણ થઇ પ્રસિદ્ધ ગોત્ર સ્થાપિત કર્યાં; અર્થાત્ મહાવીર્યનાં સંતાનો પુષ્કર બ્રાહ્મણ થયા, અને સંસ્કૃતિની સંતતિ વેદપાઠી થઈ. અજમીઢના વંશમાંથી ધર્મગુરૂઓની શાખાઓ એકસરખી રીતે નીકળતી રહી.

ઘણા પ્રાચીન કાળમાં મિસરવાસીઓ તથા રોમન લોકોની પેઠે સૂર્યવંશી રાજાઓ રાજ્યાધિકારની સાથે ધર્મગુરૂનું કાર્ય પણ કરતા હતા, પછી ભલે તેઓ બ્રાહ્મણ-ધર્માવલંબી હો કે બૌદ્ધ-મતાવલંબી હો.* રામચંદ્રની પહેલાં અને પછી પણ પુષ્કળ રાજવંશીઓએ પોતાના જીવનનો વિશેષ ભાગ તપસ્વીની પેઠે વ્યતીત કર્યો હતો. અને પ્રાચીન મૂર્તિઓમાં તથા ચિત્રોમાં પ્રાયઃ સર્વ મસ્તકો જટાઓથી તેમજ રાજમુકુટોથી† સુશોભિત થયેલાં ઉપલબ્ધ થાય છે.

મોટા મોટા રાજા મહારાજાઓ પોતાની કન્યાના વિવાહ આ રાજર્ષિઓ તથા મહર્ષિઓની સાથે કરતા હતા. પરાક્રમી §પાંચાલિકની કન્યા અહલ્યા, ગૌતમ ઋષિની ભાર્યા થઇ હતી. યદુકુલની મોટી શાખા, અર્થાત્ હૈહય વંશોત્પન્ન મહિષ્મતી ( નર્મદા ) ના રાજા ‡સહસ્રાર્જુનની કન્યા સાથે જમદગ્નિનો વિવાહ થયો હતો.

હીરોડોટસના કથન અનુસાર મિસર દેશમાં ધર્મગુરૂઓને રાજગાદી મળતી હતી. કેવલ તેઓ અને વીર જાતિના લોકોજ પૃથ્વીના સ્વામી થઇ શકતા હતા. વલ્કન ( Vulcan ) ના પૂજારી સેથોસે વીર જાતિઓની ભૂમિ ખુચવી લઇ વિપ્લવ ઉપસ્થિત કર્યો હતો.

* જૈનોના ૨૪ તીર્થંકરોમાંના પહેલા કેટલાકની ઉત્પત્તિ સૂર્યવંશી રાજાઓમાંથી થયેલી જણાવવામાં આવે છે.

† હાલમાં પણ મેવાડના મહારાણા રાજકાર્યની સાથે ધર્મગુરૂનું કાર્ય કરે છે. અને જ્યારે તેઓ પોતાના કુલદેવતા ( એકલિંગ ) ના મંદિરમાં જાય છે ત્યારે તેઓ મુખ્ય પૂજારીનું સર્વ કામ સ્વહસ્તથી કરે છે. આ વિષયમાં ઘણી પ્રાચીન જાતિઓની સાથે અદ્યાપિ અધિક સાદશ્ય પ્રાપ્ત થાય છે.

§ પંજાબ[1] અર્થાત્ સિંધુની પૂર્વ તરફની પાંચ નદીઓના પ્રદેશનો રાજા.

‡ આ રાજાએ પોતાના જમાઇ ( વસિષ્ઠઋષિ ) ની ગાયનું હરણ કર્યું ( આ વાત રામાયણમાં અન્ય રીતે વર્ણિત છે.) તથા જમદગ્નિના પુત્ર પરશુરામે અવતાર લીધો અને તેણે મહાન વીરતાનાં કાર્યો કર્યાં. આ સર્વ કથાઓ સ્પષ્ટ રીતે અલંકારિક આખ્યાનરૂપ પ્રતીત થાય છે. આ કથાઓપરથી રાજાઓ ‘પૃથ્વી’ પર અત્યાચાર કરતા હતા એવો આશય પ્રકટ થાય છે. પૃથ્વીને લેખકોએ પવિત્ર ગોસ્વરૂપે વર્ણવી છે. અને બ્રાહ્મણો ક્ષત્રિઓની પાસેથી રાજ્ય ખુચવી લેવાને સમર્થ થયા તે પરથી તેઓ સંખ્યામાં કેટલા વધી ગયા હતા તે પ્રતીત થાય છે.

ગો શબ્દ ઉપરથી નીકળેલા કેટલાક શબ્દોના સંબંધમાં કાંઇક લખવાનું સાહસ કરૂં છું, કે જેથી ભવિષ્યમાં પણ લોકો તેની ખોજ કરેઃ—

ગૈય્યા, ગિઆ, ગી Gaia, gea, ge ( ડોર, ગા Dor ga ) જે સર્વ ચીજો ઉત્પન્ન ... તે ( ગાઓ એટલે પેદા કરવું તે ઉપરથી gao, genero ) અર્થાત્ પૃથ્વી Jones's Di... ...y.

ગાલા ( Gala )=દૂધ. ગ્વાલા=ચારનાર, સંસ્કૃતમાં ગૅલેટિકાય, કલ્ટોઇ, ગૅલેટિયન્સ વા ગૉલ્સ અને કેલ્ટસ Galatichoi, Keltoi, Galatians or Gauls and Celts ( કે જે સર્વે એકજ છે ) આ સર્વ[2] ગ્વાલા જાતિમાંથી ઉત્પન્ન થયા હશે એણે યુરોપપર આક્રમણ કર્યું હતું.

૧ કર્નલ ટૉડે પંચાલ વા પાંચાલિકને પંજાબ દેશ જણાવ્યો છે, પરંતુ પંજાબની પ્રસિદ્ધ પાંચ નદીઓની વચ્ચેના દેશનું પ્રાચીન નામ પંચનદ દેશ હતું. (મહાભારત, સભાપર્વ અધ્યાય ૩૨, શ્લોક ૧૧). આ દેશ પંચાલથી સર્વથા ભિન્ન છે. પંચાલ એ અંતર્વેદના એક મોટા ભાગનું નામ હતું. ગૌ. હી. ઓઝા.

૨ આ સર્વ યુરોપની પ્રાચીન જાતિઓનાં નામ છે. ગૌ. હી ઓઝા.

જમદગ્નિથી લઇને મહારાષ્ટ્રીય પેશ્વાના સમય સુધી હિંદુસ્તાનમાં રાજ્યાધિકારને માટે બ્રાહ્મણોએ યુદ્ધ કર્યાનાં અનેક ઉદાહરણો આપણને ઉપલબ્ધ થાય છે. રાજર્ષિ વિશ્વામિત્ર§ અને વસિષ્ઠ કે જેમને

§ વસિષ્ઠ ઋષિની પાસે શબલા નામક એક એવી ફલદાતા ગાય (કામધેનુ) હતી કે તેની સહાયથી તે પોતાની સર્વે કામના પૂર્ણ કરી શકતા હતા. તેની સહાયથી તેમણે રાજા વિશ્વામિત્રનો સેના-સહિત આતિથ્ય–સત્કાર કર્યો. આ કથામાં ગો શબ્દ કોઇ પ્રદેશને માટે વાપરવામાં આવ્યો છે એમ સ્પષ્ટ રીતે જણાય છે ( સ્મરણમા રાખજો કે 'ગો' નો અર્થ પૃથ્વી અને ગાય એ ઉભય છે ) ઉક્ત પ્રદેશ ઉક્ત ઋષિના અધિકારમાં હતો, કે જે તેને વિશ્વામિત્રના કોઇ અવિચારી પૂર્વજે અર્પણ કર્યો હતો અને વિશ્વામિત્ર તેને પાછો લેવા ચાહતો હતો. ઉક્ત ગાયદ્વારાજ દેવતાઓ, તથા પિત્રેશ્વરોને માટે નૈવેદ્ય, અગ્નિહોત્ર તથા યજ્ઞકાર્યો થતા હતાં. આ શબલાજ ધર્માનુષ્ઠાનનો ઝરો હતી. તેના બદલામાં રાજા (વિશ્વામિત્ર), એ ઋષિને 'એક લક્ષ* ગાય' આપવાને તૈયાર થયો હતો. વાસ્તવમાં તે એક એવું રત્ન હતું કે જે એક રાજાની પાસેજ રહેવું જોઇએ. એમ જણાય છે કે ઉક્ત ઋષિની પ્રજાએ આવો બદલો પસંદ કર્યો નહિ અને "ગાયના બરાડવાથી" પુષ્કળ વિદેશી સહાયકો ઉપસ્થિત થયા, જેથી તે ઋષિ ઉકત રાજાની સામે થવાને સમર્થ થયો. પલ્હવ ( ઇરાની ) રાજા, ભયાનક શક, તલવાર તથા સુવર્ણમય કવચધારી યવનો, તથા કામ્બોજ આદિ, તે કામધેનુમાંથી ઉત્પન્ન થયા. પલ્હવ રાજાઓની સેનાને વિશ્વામિત્રે છિન્નભિન્ન કરી નાખી પરંતુ ઉક્ત ગાયમાંથી સહાયક સેના સતત ઉત્પન્ન થવાથી અંતે તે પરાજિત થયો.

એમ જણાય છે કે આ સહાયક લોકો પ્રાચીન ઇરાની, શક, યુનાની, આસામ તથા દક્ષિણ હિંદુસ્થાનના નિવાસીઓ અને હિંદુ ધર્મ નહિ માનનારી ભિન્ન ભિન્ન જાતિઓના લોકો હતા. આ દેશના રહેવાશીઓ તે સર્વને મ્લેચ્છ કહેતા હતા. આ (મ્લેચ્છ) શબ્દ રોમન તથા યુનાની લોકોના બાર્બેરિયન ( Barabarian અસભ્ય ) શબ્દનો પર્યાય છે.

રાજા વિશ્વામિત્ર ઉક્ત પરાક્રમી ઋષિદ્વારા પરાજિત અને અપમાનિત થવાથી દાંતવિનાના સર્પજેવો અને ગ્રહણથી નિસ્તેજ બનેલા સૂર્યસમાન વ્યાકુલ બની ગયો અને પોતાના પુત્રો તથા સેનાનો નાશ થવાથી અને પરાક્રમ તથા ગર્વનુ દમન થવાથી પક્ષહીન પક્ષી જેવો નિરાધાર થઈ ગયો; જેથી તેણે પોતાનું રાજ્ય પુત્રને સોંપી તપ અને વ્રતદ્વારા 'બ્રાહ્મણત્વ' પ્રાપ્ત કરવાનો દ્રઢ સંકલ્પ કર્યો. સર્વ હિંદુ રાજાઓ આ રીતે વૃદ્ધાવસ્થામાં પુત્રને રાજ્ય સોંપી ધર્મચિંતન કરતા હતા.

તે, પુષ્કરના પવિત્ર તીર્થમાં વાસ કરી ફલ, કંદ, મૂલપર પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યો, અને તેણે પોતાનું ચિત્ત સ્થિર કરીને પ્રતિજ્ઞા લીધી કે "હુ બ્રાહ્મણ બનીશ" આ પ્રકારે તપ કરવાથી તેની અધ્યાત્મ શક્તિ એટલી વધી ગઈ કે તે બ્રાહ્મણપદ મેળવી લેવાને સમર્થ થયો. વિશ્વામિત્ર કે જેણે તપોબલથી બ્રાહ્મણ બનવાનો નિશ્ચય કર્યો હતો તેને સૂચિત કરવાને માટે એવી દેવવાણી થઇ કે "જે લોકો વેદનાં તત્ત્વો જાણે છે તેજ તેનું પઠન કરવાના અધિકારી છે; પ્રાચીન લોકોની બાંધેલી મર્યાદા તોડવી તને ( વિશ્વામિત્રને ) ઉચિત નથી."

ત્યાર પછી તેનું ભ્રમણ, તપસ્યા અને ( તેના તપનો ભંગ કરવાને માટે ) જે જે લાલચો તેને બતાવવામાં આવી હતી, તેનું વર્ણન કરવામાં આવ્યું છે. તેના તપનો ભંગ કરવાને માટે અપ્સરાઓને મોકલવામાં આવી. સ્વયં કામદેવની માતા તેની પાસે પહોંચી. બ્રાહ્મણોનો પક્ષ ગ્રહણ કરી ઇંદ્રે પણ કોકિલનું રૂપ ધારણ કરી, રંભાના ચિત્તાકર્ષક ઉદ્યોગ તથા વનમાં તે રાજાની ચોતરફ વાતા સુગંધિત વાયુની સાથે પોતાનો મધુર સ્વર મેળવ્યો. આ સર્વ પ્રલોભનોથી તેનુ મન ડગ્યું નહિ અને તેણે રંભા અપ્સરાને શિલા–સ્તંભ થઈ જવાનો શાપ દીધો. જ્યાંસુધી સર્વ વાસનાનું દમન થયુ અને પોતાના શરીરમાં પાતકનો લેશ પણ રહ્યો નહિ ત્યાંસુધી તે તપમાં લીન રહ્યો. આથી બ્રાહ્મણોને અત્યંત ગભરાટ પેદા થયો અને તેમને ડર લાગ્યો કે રખેને તેની પરમ પવિત્રતા પોતાને હાનિકારક થઇ પડે.

* રામાયણમાં એક કરોડની સંખ્યા લખી છે. ( સર્ગ ૫૩, શ્લોક ૨૧ ) ગૌ. હી. ઓઝા.

[illegible] મિથિલાના રાજા જનક હાથ જોડતા હતા તેમના સમયથી લઇને આજ પર્યંત બ્રાહ્મણોને [illegible][1] અને સન્માનની મહદ્ અભિલાષા રહે છે.

પરંતુ ઘણી રાજપૂત જાતિઓમાં બ્રાહ્મણોનું આ પ્રકારનું આદરસન્માન નિઃસંદેહ ઘણુંજ ઓછું છે. પ્રાચીન કાળથી ચાલ્યા આવતા રિવાજને લીધે તેઓ તેમનો બાહ્ય શિષ્ટાચાર કરે છે, પરંતુ જ્યારે કાંઇ [illegible] ની વાત આવી પડે ત્યારે તેમનો આદર ભાટ-ચારણો કરતાં પણ ઓછો થાય છે.

ગાધીપુર[2]ના રાજા વિશ્વામિત્ર અને બ્રાહ્મણ વસિષ્ઠની કથા, કે જે રામાયણના[3] બાલકાંડના ઘણા અધ્યાયોમાં વર્ણિત છે, તે અલંકારના પડદામાં બ્રાહ્મણો તથા ક્ષત્રિયોની વચ્ચે અધિકારને માટે યુદ્ધ થવાનું ઉદાહરણ આપે છે અને તેથી વર્ણવ્યવસ્થા સ્થિર થવાનો પ્રાયઃ યથાર્થ સમય જ્ઞાત થઇ શકે એમ છે. યદિ તેમાંથી અલંકાર ભાગ છોડી દેવામાં આવે તો તે કથા તે સમયને દર્શાવતી પ્રતીત થાય છે કે જ્યારે વર્ણવ્યવસ્થા અપૂર્ણ દશામાં હતી; જો કે યુદ્ધની પ્રબલતાપરથી આપણે એવો સાર કાઢી શકીએ છીએ કે ક્ષત્રિયોનો બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરવાનો આ અંતિમ સમય હતો.

વિશ્વામિત્ર ગાધીપુરના રાજા ગાધી (કૌશિકવંશી)નો પુત્ર અને ઇક્ષ્વાકુની ચાલીસમી પેઢીના અયોધ્યાના રાજા અંબરીષનો સમકાલીન હતો. અર્થાત્ તે રામચંદ્રથી બસેં વર્ષો પૂર્વે થયો હતો. [illegible] આપણે વર્ણવ્યવસ્થા તે સમયે પૂર્ણ તથા સ્થિર થવા આવી હતી એવું અનુમાન [illegible], તો ઇ. સ. પૂર્વ પ્રાયઃ ૧૪૦૦ વર્ષ[4] બની હતી એમ ધારી શકાય છે.

આ વર્ણવ્યવસ્થા સિકંદરના સમયમાં વિદ્યમાન હતી એવું પ્રમાણ મળી શકે તો તે ઘણું ઉપયોગી થઇ પડે. પુરાણોમાં આપેલી ચંદ્રગુપ્તની ઉત્પત્તિની કથાથી આ વિષયની સાક્ષી મળે છે.

મહાભારત નામક વીરરસાત્મક બૃહત્ કાવ્યના કર્તા વ્યાસ, દિલ્હીના રાજા શાંતનુ (હરિકુલના)ના પુત્ર હતા,[5] તેઓ યોજનગંધા નામક એક ધીવર કન્યાથી ઉત્પન્ન થયા હતા, અર્થાત્ તેઓ રાજાના પુત્ર હતા. તેઓ શાંતનુના પુત્ર તથા ઉત્તરાધિકારી વિચિત્રવીર્યની પુત્રીઓ અર્થાત્ પોતાની ભત્રિજીઓના ધર્મપિતા વા શિક્ષક નિયત થયા હતા.

---

વળી તેમને એવો પણ ભય લાગ્યો કે "મનુષ્યજાતિ નાસ્તિક થઇ જશે." દેવતાઓ તથા તેમના અધિષ્ઠાતા બ્રહ્માએ ત્યાર પછી તેની બ્રાહ્મણ પદ પ્રાપ્ત કરવાની ઇચ્છા પૂર્ણ કરી અને વસિષ્ઠે પણ દેવતાઓની ભલામણથી તેમને બ્રાહ્મણ તરિકે માન્યા અને તેમની સાથે મિત્રતા કરી.

૧ હિંદુસ્થાનના બ્રાહ્મણો પુષ્કળ છે અને તેમનામાં વીરત્વનો ગુણ હોવાથી તેઓ ઉત્તમ સૈનિક બની શકે છે. પરંતુ અનુભવી અમલદારો, રસાલા અને પલટણમાં ઘણા બ્રાહ્મણોની ભરતી નહિ કરવામાં સાવધાન રહે છે, કારણ કે બખેડા ઉત્પન્ન કરવાનો તેમનો ગુણ હજી જેવો ને તેવો કાયમ છે. મેં કેટલીક કંપનીઓમાં બ્રાહ્મણો અને વીર જાતિના સિપાઇઓની સંખ્યા બરાબર જોઇ છે. આ એક અત્યંત ભયાનક ભૂલ છે.

૨ કનોજ કે જે મારવાડના વર્તમાન રાજવંશની પ્રાચીન રાજધાની હતી, તેનું અતિ પ્રાચીન નામ 'ગાધીપુર' છે.

૩ કેરે અને માર્શમેને કરેલો આ મહા કાવ્યનો અનુવાદ જુઓ.

૪ આ માત્ર કર્નલ ટૅાડનું અનુમાન છે. એને માટે કોઇ નિશ્ચિત પ્રમાણ નથી. ગૌ. હી. ઓઝા.

૫ [illegible] વેદવ્યાસ શાંતનુના પુત્ર નહિ, કિંતુ પરાશર ઋષિના પુત્ર હતા. જે યોજનગંધા નામક ધીવર પુત્રીની સાથે રાજા શાંતનુએ વિવાહ કર્યો હતો. તેના ગર્ભથીજ તેના કુંવારાપણામાં પરાશર દ્વારા વ્યાસનો જન્મ થયો હતો. ત્યાર પછી તેનો વિવાહ શાંતનુની સાથે થયો હતો. ગૌ. હી. ઓઝા.

૬ આ એક પરમ આશ્ચર્યની વાત છે કે, હિંદુ લોકો પોતાના બે પ્રસિદ્ધ ગ્રંથકર્તાઓ કે જેમને તેઓ પવિત્ર માને છે તેમની ઉત્પત્તિ તેઓ હિંદુસ્થાનની જંગલી તથા સંકર જાતિઓમાંથી થયેલી જણાવે છે. તેઓ ઉપર જણાવ્યા પ્રમાણે વ્યાસ કે જે મહાભારતના કર્તા છે તેમની ઉત્પત્તિ એક ધીમ્મર કન્યાથી અને

વિચિત્રવીર્યને પુત્ર નહોતો. તેની ત્રણ †પુત્રીઓમાંની એકનું નામ પાંડયા§ હતું, અને શાંતનુના વંશમાં કેવળ વ્યાસજ પુરૂષ સંતાન રહેવાથી તેમણે પોતાની ભત્રિજી તથા ધર્મપુત્રી પાંડયાને પોતાની સ્ત્રી બનાવી અને તેઓ પાંડુના પિતા થયા, કે જે પાંડુ પાછળથી ઈંદ્રપ્રસ્થનો રાજા થયો.

બીજા કે જે રામાયણ નામક વીરરસાત્મક કાવ્યના કર્તા છે તે વાલ્મીકિની ઉત્પત્તિ એક બધિક વા લૂટારા* દ્વારા થયેલી બતાવે છે. આ લૂટારો આબૂ પર્વતની નિકટ રહેતી ભીલજાતિનો સાથી હતો, વાલ્મીકિના વર્ણપરિવર્તન ( કે જે આશ્ચર્યકારક પ્રકારે એક દેવમંદિરમાં ચોરી કરતી વખત થયું હતું ) નું વૃત્તાંત ચંદના કાવ્યમાં પ્રાચીન પ્રમાણોથી એક અતિ પ્રભાવશાળી કથામાં વર્ણવવામાં આવ્યું છે.

† વિચિત્રવીર્યની ત્રણ પુત્રીઓ અને તેમાંની પાંડયા વ્યાસની સ્ત્રી બન્યાની સર્વ ગપ કર્નલ ટૉડે ભૂલથી કાંઇની કાંઈ લખી દીધી હોય વા એરિયનના લેખની સાથે મેળવવાને માટે તેને કૃત્રિમ ઉભી કરી હોય એમ જણાય છે. મહાભારતમાં એ કથા આ પ્રમાણે છે.—

"રાજા શાંતનુનો ઉત્તરાધિકારી તેનો જ્યેષ્ઠ પુત્ર ચિત્રાંગદ થયો. તે નિઃસંતાન મરણ પામ્યા પશ્ચાત્ તેનો કનિષ્ઠ બંધુ વિચિત્રવીર્ય તેના રાજ્યનો સ્વામી થયો. તેને અંબિકા અને અંબાલિકા નામની બે રાણીઓ હતી, કે જે કાશીરાજની પુત્રીઓ હતી. વિચિત્રવીર્ય અપુત્ર મરણ પામ્યો ત્યારે તેની માતા સત્યવતી (યોજનગંધા)એ ભીષ્મની સમ્મતિથી વેદવ્યાસને બોલાવીને કહ્યું કે 'કુરૂવંશને નષ્ટ થતો બચાવવાને માટે તમે તમારા બંધુ વિચિત્રવીર્યની સ્ત્રીઓથી નિયોગદ્વારા પુત્ર ઉત્પન્ન કરો." આ પ્રકારે પોતાની માતાની પાસેથી આજ્ઞા પ્રાપ્ત કરી સંકેત અનુસાર વેદવ્યાસ પ્રથમ અંબિકાના શયનગૃહમાં ગયા; પરંતુ તેણે તેનો શ્યામ વર્ણ અને ભયાનક રૂપ જોઇ આંખો મીચી દીધી, તેથી તેનો પુત્ર ધૃતરાષ્ટ્ર અંધ બન્યો. જ્યારે વ્યાસ અંબાલિકાની પાસે ગયા ત્યારે તે પણ તેમનું તેવું રૂપ જોઇ પીળી ( પાંડુ ) પડી ગઇ, તેથી તેને પાંડુ રંગનો પુત્ર થયો. આ ઉભય અંધ તથા પાંડુ રંગના ( રોગી ) પુત્રથી પ્રસન્ન ન થઇ સત્યવતી( યોજનગંધા )એ વ્યાસને પુનઃ અંબિકાથી એક પુત્ર ઉત્પન્ન કરવાની પ્રાર્થના કરી, જેથી તેઓ પુનઃ તેની પાસે ગયા. પરંતુ તેણે તેના કુરૂપને લીધે પોતાને સ્થાને એક દાસીને સુંદર આભૂષણ પહેરાવી મોકલી દીધી, જેથી દાસીપુત્ર વિદુર ઉત્પન્ન થયો."

વિચિત્રવીર્યને એક પણ પુત્રી નહોતી. અને 'પાંડયા' નામ કર્નલ ટૉડેજ એરિયનના લેખની સાથે મેળવવાને માટે વિચિત્રવીર્યની સ્ત્રી અંબાલિકાને માટે ઘડયું છે, કે જે વેદવ્યાસનું ભયાનક રૂપ જોઇને પીળી (પાંડુ) પડી ગઇ હતી. ગૌ. હી. ઓઝા.

§ આ નામનું કારણ આ પ્રકારે આપવામાં આવ્યું છે. ઉક્ત છોકરીઓમાંની એક છોકરી દાસીના ગર્ભથી ઉત્પન્ન થઈ હતી અને તેટલા માટે દાસીની પુત્રી કયી છે તેનો નિશ્ચય કરવો આવશ્યક હતો. તે સર્વને પડદામાં રાખવામાં આવતી હતી તેથી ઉક્ત બાબતનો નિર્ણય કરવો કઠિન હતો. આથી વંશની શુદ્ધતાનો નિશ્ચય કરવાનું કામ વ્યાસપર છોડવામાં આવ્યું. તેણે ધાર્યું કે કુલની શુદ્ધતા સ્વયં પ્રકટ થઈ જશે. તેથી તેણે તે રાજકન્યાઓને પોતાની સમક્ષ નગ્ન થઇને આવવાની આજ્ઞા ફરમાવી.+ જ્યેષ્ઠ રાજકુમારીએ લજ્જાથી પોતાનાં નેત્રો બંધ કરી દીધાં અને તેના ગર્ભથી હસ્તિનાપુરના અંધરાજા ધૃત-

* વાલ્મીકિના સંબંધમાં એવી કથા પ્રચલિત છે કે તેઓ બ્રાહ્મણના પુત્ર હતા ( भृगुवंशाय मुनि-विशेषः । त्रिकांडशेषकोश ) તેમનાં માત પિતા તેમને બાલ્યાવસ્થામાંજ અરણ્યમાં મૂકીને તપ કરવાને ચાલ્યાં ગયાં હતાં. તેનું પાલન પોષણ એક ભીલની સ્ત્રીએ પોતાને ત્યાં રાખીને કર્યું હતું અને ભીલને ઘેર રહીને તેઓ લૂંટફાટનું કામ કરતા હતા. પરંતુ નારદના ઉપદેશથી તેમણે તે કાર્ય છોડી દીધું અને રામ નામનો જપ કરીને પ્રસિદ્ધ મુનિ તથા કવિ થયા; પરંતુ કેટલાક એમ જણાવે છે કે તેઓ જન્મથીજ ભીલ હતા. ગૌ. હી. ઓઝા.

+ ભારતસાર નામક પુસ્તકમાં અંબિકા અને અંબાલિકા એ ઉભય, વ્યાસની સમક્ષથી નગ્ન થઇને ચાલી ગઈ હતી એવો ઉલ્લેખ છે. પરંતુ તેમાં તેને વિચિત્રવીર્યની સ્ત્રી લખવામાં આવી છે અને તેમાં ત્રીજી દાસીનો ઉલ્લેખ નથી. ગૌ. હી. ઓઝા.

એરિયન આ કથા નીચે પ્રમાણે લખે છે:—

"તે (હર્ક્યુલીસ*)ને વૃદ્ધાવસ્થામાં એક પુત્રી ઉત્પન્ન થઇ[1] અને તેને યોગ્ય કોઇ વર નહિ મળવાથી તેણે હિંદુસ્તાનની રાજગાદીને માટે રાજા ઉત્પન્ન કરવાને અર્થે તેની સાથે સ્વયં વિવાહ કરી લીધો. તે કન્યાનું રાષ્ટ્રનો જન્મ થયો. બીજીએ તેજ કારણથી (અર્થાત્ લજ્જાથી) પોતાના શરીરપર પાંડુ નામની પીળી માટી ચોંપડી લીધી, તેથી તેનું નામ પાંડયા પડયું અને તેનો પુત્ર પાંડુ કહેવાયો. અને ત્રીજી નિર્લજ્જ થઇ તેનની સમક્ષ થઇને ચાલી ગઇ. તેને શુદ્ધ કુલમાંથી ઉત્પન્ન થયેલી માનવામાં આવી નહિ, અને તેનાદ્વારા વિદુરનો જન્મ થયો.

* હરિવંશીઓને માટે આ એક જાતિવાચક શબ્દ છે, પરંતુ એરિયને તેનો પ્રયોગ એક વિશિષ્ટ વ્યક્તિના નામ તરિકે કર્યો છે.

થીબ્ઝના લોકોના તથા હિંદુઓના હર્ક્યુલીસનાઈ સમાનતા એરિયન બતાવે છે અને તે સેલ્યૂકસ (Seleucus)ના રાજદૂત મેગેસ્થિનિસ (Megasthenes) ના લેખનું પ્રમાણ આપે છે. મેગેસ્થિનિસ જણાવે છે કે "હિંદુઓના હર્ક્યુલીસનો સ્વભાવ થીબ્ઝના લોકોના હર્ક્યુલીસના સ્વભાવની સાથે મળતો આવે છે અને ખાસ કરીને સૂરસેની લોકો તેની પૂજા કરે છે. આ લોકોના અધિકારમાં મથુરાં તથા ક્લિસોબોરસ+ (Clisoboras)નામક બે મોટાં મોટાં નગરો છે."

ડાયોડોરસ પણ કિંચિત્ ફેરફાર કરી આજ કથા લખે છે. તે જણાવે છે કે "હર્ક્યુલીસનો જન્મ હિંદુજાતિમાં થયો હતો. અને યૂનાનીઓની પેઠે તેઓ પણ તેને દંડધારી તેમજ વ્યાઘ્રચર્મધારી જણાવે છે. બળમાં તે સર્વ માણસોથી ચઢતો હતો અને તેણે પૃથ્વી અને સમુદ્રને, રાક્ષસો તથા હિંસક પશુઓનો નાશ કરીને સાફ બનાવી દીધાં હતાં. તેને પુષ્કળ પુત્રો હતા, પરંતુ તે કન્યા કેવળ એકજ હતી. એમ કહેવાય છે કે તેણેજ પાલીબોથ્રા (‡પાટલીપુત્ર) નગર સ્થાપિત કર્યું અને પોતાનું રાજ્ય પોતાના પુત્રો (બલિક પુત્રો અર્થાત્ બલિના પુત્રો) ને વ્હેંચી આપ્યું. આ લોકોએ કદિ પણ કોઇ નવીન સંસ્થાન વસાવ્યું નહિ, પરંતુ કાલાંતરે અનેક નગરોમાં સિકંદરના આગમનના સમયસુધીમાં પ્રજાસત્તાક જેવું રાજ્ય થઇ ગયું (જો કે કેટલાંકમાં રાજાઓનું રાજ્ય હતું), "હર્ક્યુલીસની જે લડાઇઓનું વર્ણન ડાયોડોરસ કરે છે તે તેજ છે કે જે હરિ કુલના લોકોએ પોતાનાં પૈતૃક સ્થાનમાંથી તેમને હાંકી કાઢવામાં આવ્યા પશ્ચાત્ બાર વર્ષ પર્યંત વનવાસ કરતી વખત કરી હતી.

§ હર્ક્યુલીસ એ યૂનાનીઓનો પ્રસિદ્ધ અવતારી અને વીર પુરૂષ હતો. તેને જુપીટર (ઇંદ્ર)નો પુત્ર માનવામા આવે છે અને તે વીરતાને માટે પ્રસિદ્ધ છે. તે લોકોમાં એવી પણ કથા પ્રચલિત છે કે તેણે દૂર દૂરના દેશો જીતી લીધા હતા અને તે હિંદુસ્થાનમાં પણ ગયો હતો. હિંદુસ્થાન સંબંધી વૃત્તાંત લખનારા યૂનાની લેખકોએ આ નામ શિવ, કૃષ્ણ વા બલદેવને માટે લખ્યું હોય એમ જણાય છે. કર્નલ ટૅાડ આ (હર્ક્યુલીસ) શબ્દને હરિ–કુલ–ઇશ બનાવીને ચંદ્રવંશી રાજાઓને માટેના સાધારણ શબ્દ તરિકે એને ઓળખાવે છે. પરંતુ કોઈ પણ સંસ્કૃત પુસ્તકમાં એનો પ્રયોગ પ્રાપ્ત થતો નથી. કર્નલ ટૅાડે યુનાનીઓના હર્ક્યુલીસ અને હિંદુસ્થાનના ચદ્રવંશીઓને એકજ સિદ્ધ કરવાની ખેંચતાણમાં આ શબ્દ ઘડી કાઢયો છે. ગૌ. હી. ઓઝા.

+ 'ક્લિસોબોરસ' કે જેનાં પાઠાંતર 'ક્સિોબોરસ' વા 'ક્રિસોબોર' પ્રાપ્ત થાય છે તે કયા નગરનું નામ હતું તેનો કાંઇ પત્તો લાગતો નથી. પરંતુ યૂનાનીઓનું લખેલું આ નામ 'કૃષ્ણપુર' નામની સાથે મળતું આવતું જણાય છે. ગૌ. હી. ઓઝા.

‡ પુરાણોપરથી પ્રતીત થાય છે કે આ નગર (Palibottera પાટલીપુત્ર) શિશુનાગ વંશના રાજા ઉદયાશ્વે સ્થાપિત કર્યું હતું. પરંતુ કથાસરિત્ સાગર (ગુણાઢયરચિત બૃહત્ કથા નામક પ્રાચીન પૈશાચી ભાષાનાં પુસ્તકનો સંક્ષિપ્ત સંસ્કૃત અનુવાદ)માં એવો ઉલ્લેખ છે કે "પુત્રક નામક રાજાએ પોતાની સ્ત્રી પાટલી (રાજા મહેન્દ્ર વર્મ્માની પુત્રી)ની પ્રાર્થનાથી આ નગર વસાવ્યું હતું, તેથી તેનું નામ પાટલીપુત્ર પડયું હતું." ગૌ. હી. ઓઝા.

નામ પાંડયા હતું અને જે પ્રાંતમાં તે ઉત્પન્ન થઇ હતી તે સંપૂર્ણ પ્રાંત તેના નામથી પ્રસિદ્ધ થઈ ગયો."*

આ તેજ પુરાણની કથા છે કે જેમાં વ્યાસ (જેઓ હરિકુલ-ઈશ અર્થાત્ હરિકુલના અગ્રેસર હતા) અને તેમની ધર્મપુત્રી પાંડયાનું વર્ણન છે. એમના દ્વારા મહાન પાંડુવંશની§ ઉત્પત્તિ થઇ અને દિલ્લી તથા તેના તાબાનાં રાજ્યોનું નામ પાંડુરાજ્ય પડયું.

---

પ્રાચીન હરિકુલનાં આવાં અવશિષ્ટ વૃત્તાંતો કેવાં અમૂલ્ય છે! યમુના તટપર આવેલાં ખંડિયેરોમાં હર્ક્યુલીસ (બલદેવ, બલના દેવતા)ની મૂર્તિ કોદંડ અને વ્યાઘ્રચર્મ ધારણ કરીને બલદેવ (બલદાઉ) માં પીઠિકાપર ઉભેલી અને અદ્યાપિ સૂરસેની લોકોદ્વારા પૂજાતી જોઇ ચિત્તને કેવો આનંદ થાય છે! આ નામ (સૂરસેન) મથુરાં અથવા સૂરપુરની આસપાસના દેશના એક વિસ્તૃત ભાગને આપવામાં આવ્યુ હતું. સૂરપુર એ હિંદુસ્તાનના ઍપોલો (Apollo) અને હર્ક્યુલીસ અર્થાત્ કૃષ્ણ, બલદેવ, એ ઉભય બધુઓના દાદા સૂરસેનનું વસાવેલુ પ્રાચીન પાટનગર હતું. યદ્યપિ બલદેવમાં 'બલના દેવતા'ના ગુણ પ્રાપ્ત થાય છે, પરંતુ એ પદ્વી (હર્ક્યુલીસ) ઉક્ત ઉભયમાં ઘટી શકે છે. ઉભય હરિકુલના ઈશ છે. યૂનાનીઓએ એ ત્રણ શબ્દોનો સમાસ કરીને 'હર્ક્યુલીસ' શબ્દ બનાવી લીધો હશે. કેટલાક લોકો મહાભારતનું યુદ્ધ થયા પશ્ચાત્ પશ્ચિમમાં જઇને વસ્યા હોય એમાં શુ આશ્ચર્ય છે! અટ્રિયશ‡ (Atreus અત્રિ હરિકુલનો આદિ પુરૂષ છે)ની સંતતિ હેરાક્લાઇડ (Heraclidæ)ના પ્રત્યાગમનનો સમય આ પ્રશ્નનો ઉત્તર આપી શકે છે. આ ઘટના મહાભારતના યુદ્ધથી પ્રાયઃ અર્ધ શતાબ્દી પશ્ચાત્ બની હતી

આ એક ખેદનો વિષય છે કે હિરોડૉટસ× જેમ મિસરવાસીઓના ગુપ્ત ભેદોથી પરિચિત થયેલો જણાય છે તેમ સિકંદરના ઇતિહાસલેખકો હિંદુઓના ગુપ્ત ભેદો સમજી શક્યા નથી. સિકંદર થોડા સમય સુધી હિંદુસ્થાનમાં રહ્યો હતો તેથી અસલી ભાષામાં લખાયેલાં હિંદુઓનાં ધર્મપુસ્તકો તથા વિદ્યાથી પરિચિત થવું તેમને માટે અસાધ્ય રીતે કઠિન થઈ પડયું હતું. તેઓ પોતાની તથા હિંદુઓની ભાષાની સમાનતા જાણ્યા શિવાય તેમની ભાષાના અધ્યયનમાં ઘણીજ થોડી પ્રગતિ કરી શક્યા હશે.

૧ ઍરિયન આ વાતોમાં પોતાની તુલના-શક્તિનો ઝાઝો ઉપયોગ કરે છે અને તે શીઘ્ર કોઈપણ વાતપર વિશ્વાસ મૂકતો નથી. તે કહે છે કે "આ વાતના સંબંધમાં મારો એવો અભિપ્રાય છે કે યદિ હર્ક્યુલીસ આવું કામ કરવાને અને સંતાનોત્પત્તિ કરવાને સમર્થ હતો, તોપણ લોકો આપણને જેમ મનાવવા માગે છે તેટલો બધો તે મૃત્યુ કિનારે આવી પડગો નહોતો."

* આ સમસ્ત કથા કલ્પિત ગપાષ્ટક છે. પ્રાચીન યૂનાનીઓને હિંદુસ્થાનના ઇતિહાસનું ઘણું થોડું જ્ઞાન હતું. તેથી તેમણે મનમાની વાતો લખી દીધી હોય એવો સંભવ છે કર્નલ ટૉડે પણ વિચિત્રવીર્યની કન્યાઓની કથા કલ્પિતજ ઉપજાવી કાઢી છે. તેજ પ્રમાણે પાંડય દેશ એ શાંતનુના રાજ્યનુ નામ નહિ, કિંતુ દક્ષિણના એક દેશનું નામ હતું. ગૌ. હી. ઓઝા.

આનાજ સંબંધમાં આ પુસ્તકના હિંદી અનુવાદક પંડિત મિશ્ર જણાવે છે કે "પાંડયાના નામ પરથી દેશનું નામ પાડવામાં આવ્યું એ વાત કપોળકલ્પિત છે. યૂનાની લેખકો ભારતના ઇતિહાસથી સર્વથા અનભિજ્ઞ હતા, તેથી તેમણે કપોળકલ્પિત વાતો લખી છે. તો પછી તેની સાથે પુરાણાદિની કથાઓની તુલના શી રીતે થઇ શકે? પુરાણાદિમાં જે પ્રકારે વિચિત્રવીર્યની કન્યાઓનો ઉલ્લેખ નથી તે પ્રકારે શાંતનુના પાંડય દેશનો નિર્દેશ પણ નથી. તે તો દક્ષિણના એક દેશનું નામ છે. વધુ શું? આ સમસ્ત કથાઓ કલ્પિત છે. આજ પ્રકારે આગળ તેમણે ઇરનબોઅસને યમુના જણાવી છે. પરંતુ વાસ્તવમાં તે હિરણ્યવાહ શબ્દનો અપભ્રંશ છે અને તે સ્વર્ણનદ (સોન નદી) નું નામ હોવાનો સંભવ છે. આ નદી પાટલીપુત્રથી થોડા અંતરપર ગંગા નદીમાં પડતી હતી."

§ સેંડ્રોકૉટસ (Sandrocottus=ચંદ્રગુપ્ત) ને પણ ઍરિયને આજ વંશનો જણાવ્યો છે;

---

‡ યુનાનીઓની કથાનુસાર તે યુનાન માઇસેની (Mycenæ) પ્રદેશનો રાજા હતો. ગૌ. હી ઓઝા.

× હિરોડૉટસ એ એક પ્રસિદ્ધ યુનાની ઇતિહાસ લેખક હતો. તેનો જન્મ ઇ. સ. પૂ૦ ૪૮૪ માં અને દેહાંત ઇ. સ. પૂર્વે ૪૨૪ માં થયો હતો. તે 'ઇતિહાસના પિતા'ના નામથી પ્રસિદ્ધ છે.

તે ( પુત્રી ) ના વંશજોએ એકત્રીસ પેઢી પર્યંત અર્થાત્ ઇ. સ. પૂ. ૧૧૨૦ થી ઇ. સ. પૂ. ૬૧૦ પર્યંત રાજ્ય કર્યું. આ વખતે ત્યાંના સરદારોએ પાંડુવંશના અંતિમ રાજાને રાજ્યપ્રબંધ સંબંધી સમસ્ત કાર્યોમાં અસાવધાન જોઇ તેની વિરૂદ્ધ વિદ્રોહ ઉપસ્થિત કરી તેજ વંશની સાથે સંબંધ ધરાવતા સૈનિક મંત્રીને* રાજા તરિકે ચુંટી કાઢયો. ઉક્ત પાંડુવંશનો રાજા પદચ્યુત થઇ મરણ પામ્યા પછી નવીન રાજવંશની સ્થાપના થઇ.

આ પ્રકારે સૈનિક મંત્રીઓએ રાજ્ય પડાવી લેવાના કારણથી વિક્રમાદિત્યના સમય સુધીમાં ઇતર બે વંશોએ રાજ્ય કર્યું. વિક્રમાદિત્યનું રાજ્ય થતાં પાંડવોનું રાજ્ય અને યુધિષ્ઠિરનો સંવત્ એ ઉભયની સમાપ્તિ થઇ ગઈ.

હિંદુસ્થાનની રાજધાની ઉત્તર ભાગમાંથી ઉખડીને દક્ષિણમાં સ્થાપિત થઇ તેથી વિક્રમ સંવત્‌ની ચતુર્થ શતાબ્દી વા કેટલાક ગ્રંથકારોના લેખ અનુસાર આઠમી શતાબ્દી પર્યંત ઇંદ્રપ્રસ્થમાં કોઇ રાજા રહ્યો નહિ. તત્પશ્ચાત્ રાજપુતોની તુવાર જાતિ કે જે પોતાને પાંડવોના વંશજ જણાવે છે તેણે યુધિષ્ઠિરની રાજગાદીપર એકવાર પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. આ પ્રકારે પુનઃ સ્થાપિત થયેલી પ્રાચીન રાજધાનીનું નામ દેહલી ( દિલ્લી ) રાખવામાં આવ્યું તેના સ્થાપક અનંગપાલ ( પ્રથમ ) નો વંશ બારમી શતાબ્દી પર્યંત કાયમ રહ્યો. તત્પશ્ચાત્ તે વંશના અંતિમ રાજા અનંગપાલે પોતાના દૌહિત્ર†

આથી તેને યયાતિના દ્વિતીય પુત્ર પુરૂની વંશાવલિમાં સ્થાન આપવાને અમને સંકોચ ઉત્પન્ન થતો નથી. પુરૂપરથી પુરૂવંશનું નામ પડયું હતું અને તેના જ્યેષ્ઠ ભ્રાતાના નામપરથી યદુવંશનું નામ પડયું હતું. પુરૂવંશ હાલ વિદ્યમાન નથી. ચંદ્રગુપ્ત યદિ સ્વયં પુરૂવંશી નથી તોપણ તે, તે ( પુરૂવંશ )ની સાથે સંબંધ ધરાવે છે કે જેમાં જરાસંધ (ભારતમાં લખેલો એક વીર) અને ત્રેવીસમી પેઢીએ રિપુંજય થયો. આ અરસામાં અર્થાત્ પ્રાયઃ ઇ. સ. પૂ. ૬૦૦ વર્ષપર એક નવીન વંશે પુરૂના વંશજોની પાસેથી રાજ્ય છીનવી લીધું. આ નવીન વંશના અગ્રેસર શુનક અને શેષનાગ[1] હતા. આજ વંશની એક મોરી નામની શાખામાં ચંદ્રગુપ્તનો જન્મ થયો હતો, કે જે સિકંદરના સમયનો સેંડ્રોકોટસ છે. મોરી જાતિ, એ શેષનાગ, તક્ષક વા નાગવંશની એક શાખા છે. એરિયને જેને પ્રાસી (Prasi) લખ્યા છે તે પુરૂના વંશજો હશે.[2] આ લોકોનું ઉત્પત્તિસ્થાન કે જે તેમના અદ્યાપિ પ્રાપ્ત થતા ઇતિહાસમાં લખેલું છે, તે પ્રયાગ માનવામાં આવે છે. પ્રયાગ એ વર્તમાન અલાહાબાદ છે અને ઇરનબોઅસ ( Eranboas ) એ અવશ્ય યમુના હશે અને જ્યાં તે ગંગાને મળે છે તે સ્થાનપર આપણે પ્રાસી લોકોની રાજધાની આવેલી માનવી જોઇએ.

* ફ્રેંક લોકોની પૂર્વજાતિઓના અતિશય અધિકારવાળા મંત્રીના જેવુંજ આ પદ હતું.

† ભારતવર્ષમાં રાજાનો પુત્રજ તેનો ઉત્તરાધિકારી થાય એવો જે નિયમ છે તેનો ભંગ થયાનું આ કાંઇ પહેલુંજ ઉદાહરણ નથી. અણહિલપુર પાટણના રાજાઓના ઇતિહાસમાં પણ તેનાં બે [3]ઉદાહરણો મોજુદ છે. [4]આ પ્રકારે દત્તક પુત્ર જ્યારે પોતાના પાલક પિતાને ઘેર જાય છે ત્યારે તે પોતાના જન્મદાતા પિતાના ગોત્રથી સર્વથા અલિપ્ત થઈ જાય છે.

---

૧ એનું શુદ્ધ નામ શિશુનાગ હતું પરંતુ કર્નલ ટૉડે તેને શેષનાગ સમજીને તેના વંશને તક્ષક વંશ માની લીધો છે. પુરાણોમાં આ રાજાઓનું જે વર્ણન પ્રાપ્ત થાય છે, તેમાં તેમને નાગવંશી જણાવ્યા નથી. ગૌ. હી. ઓઝા.

૨ યૂનાની લેખકોએ પ્રાસી શબ્દ પુરૂવંશીઓને માટે નહિ, કિંતુ મગધ દેશ વા રાજ્યના લોકોને માટે લખ્યો છે. આ શબ્દ 'પ્રાચ્યા ' ( પૂર્વના નિવાસી ) શબ્દનો અપભ્રંશ હોય એમ જણાય છે. સિકંદરે પંજાબ દેશ જીતી લીધો તે સમયે પ્રાચી અર્થાત્ પૂર્વના દેશો મગધ રાજ્યની અંતર્ગત હતા. આથીજ યૂનાનીઓએ મગધવાસીઓને માટે ઉક્ત શબ્દનો પ્રયોગ કર્યો હોય એમ જણાય છે. પ્રાસી લોકોની રાજધાની અલાહાબાદ નહિ, કિંતુ પાટલીપુત્ર ( પટના ) હતી. ગૌ. હી. ઓઝા.

૩ કર્નલ ટૉડે, અણહિલપુરના રાજ્યમાં બે વાર ભિન્ન વંશના રાજપુત્રોને દત્તક તરિકે ગ્રહણ કરવામાં આવ્યા હતા એમ લખ્યું છે, પરંતુ ત્યાં એકવાર પણ તેમ બન્યું નથી. મૂળરાજ સોલંકીએ

અર્થાત્ હિંદુસ્થાનના અંતિમ રાજપુત સમ્રાટ્ પૃથ્વીરાજને પોતાની રાજગાદી અર્પણ કરી દીધી, જેનો પરાભવ અને દેહાંત થયા પશ્ચાત્ મુસલમાનોનો પ્રવેશ થયો.

મુસલમાની સલ્તનતની સમાપ્તિ પણ એક નામ માત્રના પાદશાહની સાથે થઇ ગઇ અને હવે કેવળ પશ્ચિમના અતિ દૂરના દેશમાંથી આવેલા વિદેશી લોકોજ પાંડુ તથા તૈમૂરના સિંહાસનપર વિરાજે છે.

ઇંદ્રપ્રસ્થનાં સ્મારક ચિન્હો કે જે બુધ તથા ઇલાના વંશજોએ બંધાવ્યાં હતાં; પાંડવોનો લોહસ્તંભ[1] કે જેનું મૂળ પાતાળ પર્યંત પહોંચી ગયું છે, જે સ્તંભને વિજયના સ્મારક તરિકે બંધાવવામાં આવ્યો હતો અને જેની ઉપર એવા અક્ષરોના લેખ છે કે જે અદ્યાપિ વાંચી શકાતા નથી; પ્રાચીન નગરોનાં ખંડિયેરો કે જે જગતનાં સૌથી મોટાં નગર કરતાં પણ અધિકતર ભૂમિ રોકી રહ્યાં છે, જેના ગુંબજો તથા કિલ્લાઓ[2] નષ્ટ થવાથી તેમનાં નામ સુદ્ધાં લુપ્ત થઇ ગયાં છે અને જે બલ તથા પ્રતાપની

૧ ચંદ કવિના બૃહત્ કાવ્યમાં પાંડવોના આ લોહસ્તંભનું વર્ણન નીચે પ્રમાણે છે:–એક શ્રદ્ધાહીન તુવર રાજાએ તેની ઊંડાઈ જાણવાની ઇચ્છા કરી. પંડિતોએ કહ્યું કે એ ખીલી શેષનાગના શિરપર ચોંટી છે, પરંતુ રાજાએ ખાત્રી કરવાને માટે તેને ઉચકાવી કાઢી, તો પૃથ્વીમાંથી તે લોહસ્તંભ રૂધિર સાથે નીકળ્યો. આથી તે ખીલી ઢીલી થઈ ગઇ અને તે ગર્હિત કાર્યથી તે કુલનું પ્રારબ્ધ પણ ઢીલુ થઇ ગયું. આથીજ તેના પાટનગરનું નામ ઢિલ્લી પડયું, જે પાછળથી રૂપાંતર પામી દિલ્લી થયું. કુતુબના એક પુસ્તકમાં જે વર્ણન છે તે જો દિલ્લીના આ પ્રાચીન સ્તંભ વિષે હોય તો તે પાંડવોનો નિર્માણ કરેલો નથી. એમ કહેવાય છે કે ગુપ્તવંશના પ્રતાપી રાજા ચંદ્રગુપ્તે કોઇ વિષ્ણુપાદ નામક પર્વતપર વિષ્ણુના મંદિરની આગળ તેને સ્થાપિત કર્યો હતો અને તેને તુવરોએ ત્યાંથી લાવીને અહીંઆં સ્થાપન કરી દીધો છે. આ વાત તેપર કોતરેલા લેખપરથી જણાય છે, પરંતુ આ ખીલી ઢીલી થયાની વાત અતિ પ્રસિદ્ધ છે. દિલ્લીનાં મ્યુઝિયમમાં સંવત્ ૧૩૮૪ નો એક શિલાલેખ છે, તે પર નિમ્ન લિખિત શબ્દો કોતરવામાં આવ્યા છે:–"**देशोस्ति हरियानाख्यः पृथिव्यां स्वर्गसन्निभः ॥ ढिल्लिकाख्या पुरी तत्र तोमरैरस्ति निर्मिता ॥ १ ॥ प्रतोल्यांच बलभ्यांच येन विश्रामितं यशः**" પરતુ તોમરોની વસાવેલી આ ઢિલ્લીને વિષે ફરિસ્તા જણાવે છે કે અહીંઆંની માટી નરમ અને ઢીલી છે અને તેમાં મેખ મજબૂત રીતે ચ્હોડી શકાતો નથી, તેથી તેનું નામ ઢિલ્લી રાખવામાં આવ્યું છે. મોરીવંશના રાજા અશોકનો પાષાણસ્તંભ વિજયસ્તંભ નહિ, કિંતુ ધર્મસ્તંભ છે. તેને ફીરોઝશાહ તઘલખ પ્રાયઃ ઇ. સ. ૧૩૫૬ માં ટોપરાથી લઇ આવ્યો હતો અને તેણે તેને દિલ્લીમાં સ્થાપિત કરી દીધો હતો.

**હિંદી અનુવાદક.**

૨ સાંપ્રતમાં લોકો શાહપુરથી પરિચિત છે વા નહિ ? તે વિષે મને સદેહ છે. હુમાયુના મકબરા અને કુતુબમિનારાની વચ્ચે આવેલા એક બૂરજના ખંડિયેરથી મને એનો વિસ્તાર જણાયો છે. હું ઇ. સ. ૧૮૦૯ માં ચાર માસ પર્યંત અવધના વર્તમાન શાહના પૂર્વજ સફદરજંગના મકબરામાં રહ્યો હતો.

ચાવડા વંશના અંતિમ રાજા સામંતસિંહ (કે જેને તેનો મામો માનવામાં આવે છે) ને મારી નાંખીને તેનું રાજ્ય છીનવી લીધું હતું અને સિદ્ધરાજ જયસિંહનો ઉત્તરાધિકારી કુમારપાલ ચોહાણ હતો અને તેને સોલંકી કુલમાં દત્તક તરિકે ગ્રહણ કરવામાં આવ્યો હતો, એમ જે તેઓ માને છે તે પણ ભ્રમ છે, કારણ કે કુમારપાલ ચૌહાણ નહિ, કિંતુ સોલંકી સિદ્ધરાજ જયસિંહના દાદા ભીમદેવ પ્રથમનો વંશજ હતો. ગૌ. હી. ઓઝા.

૪ પંડિત ગૌરીશંકર ઓઝાએ ઉપર જે લખ્યું છે તેજ આશયનું પંડિત મિશ્રે આ સંબંધે લખી ઉમેર્યું છે કે પૃથ્વીરાજ અનંગપાળનો દૌહિત્ર પણ નહોતો અને અનંગપાળે તેને દિલ્હીનું રાજ્ય આપ્યુ પણ નહોતું. પરંતુ અજમેરના ચૌહાણ રાજા વીશળદેવે પોતાના બાહુબળથી સંવત્ ૧૨૨૦ ના અરસામાં તુવરોની પાસેથી રાજ્ય છીનવી લીધું હતું. તેજ સમયથી તે પર ચૌહાણોનો અધિકાર થયો હતો. ગુજરાતી અનુવાદક.

ક્ષણભંગુરતાપર વિચાર કરવાને માટે એક અતિ મહાન દ્રશ્ય ઉપસ્થિત કરે છે; તે સર્વેના સ્વામી બ્રિટનો બની ગયા છે. બ્રિટન ( Britain ) આ રાજ્યના ભાવી ઉત્તરાધિકારીને માટે એવું કયું સ્મારક ચિન્હ છોડી જશે ? એક પણ નહિ. ને તેથી પણ અધિક ચિરસ્થાયી સ્મારક ચિન્હ મૂકી જાય એમ છે અને તે પ્રજોપકાર છે. ઘણી વાતો આપણા અધિકારમાં છે. ઘણું સત્વ આપી દેવામાં આવ્યું છે અને ભાવી સતાનો તેનું ફળ પ્રાપ્ત કરશે.



આ મકબરો દિલ્લીની વસ્તીથી કેટલાક માઇલના અંતરપર ઇંદ્રપ્રસ્થનાં ખંડિયેરોમાં છે. ઇંદ્રપ્રસ્થનાં ખંડિયેરો દિલ્લી પર્યંત ફેલાયેલાં છે. હું આ એકાંત સ્થાનમાં મારા મિત્ર લેફ્ટેનન્ટ મેકાર્ટનીની સાથે ગયો હતો, કે જેઓ હાલમાં ગુજરી ગયા છે અને જેમનાં નામની સારી રીતે પ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠા છે. યમુનાનું મસ્તક અર્થાત્ શિવાલક પર્વતશ્રેણી કે જ્યાં આગળ આ નદી પહાડોમાંથી નીકળીને હિંદુસ્થાનનાં મેદાનોમાં પ્રવેશ કરે છે, ત્યાંથી નીકળતી નહેરોની તપાસ કરવાને માટે અમને ઉભયને નિયત કરવામાં આવ્યા હતા. આ નહેરો યમુનાની બન્ને તરફથી જળ લેછે અને પુનઃ યમુનામાંજ મળી જાય છે. એક નહેર દિલ્લી નગરથી અને બીજી સામેની બાજુએથી જાય છે.



# परिशिष्ट बीजानो अध्याय ३ जो.

## શેષ વંશાવલીઓ–સર વિલિયમ જોન્સ, મહાશય બેન્ટ્લી, કૅપ્ટન વિલ્ફર્ડ અને પ્રસ્તુત ગ્રંથકર્ત્તા (ટૉડ)ની આપેલી વંશાવલીની સૂચીઓની પરસ્પર તુલના–તે સમયની ઘટનાઓનું વર્ણન.



વૈવસ્વત મનુથી[1] આરંભ કરી ભગવાન રામચંદ્ર પર્યંત ૫૭ રાજાઓની નામાવલી વ્યાસજીએ આપી છે. મારા જોવામાં એવી કોઇ પણ વંશાવલી આવી નથી, કે જેમાં તે સમયમા થઈ ગયેલા રાજાઓની સંખ્યા ૫૮ થી વિશેષ હોય. મિસરના ધર્મ ગુરૂઓની આપેલી સંખ્યાથી આ સંખ્યા ઘણી થોડી છે. તેમણે હીરોડૉટસના[2] લેખ અનુસાર પોતાના પ્રથમ રાજા અર્થાત્ સૂર્યપુત્ર મિનસથી આરંભ કરી તે સમય સુધીમાં ૩૩૦ રાજાઓની નામાવલી આપી છે.

મનુનો પુત્ર ઇક્ષ્વાકુ સૌથી પહેલો રાજા હતો. તેણે પૂર્વ તરફ આવી અયોધ્યા નગરીની સ્થાપના કરી.

બુધ એ ચંદ્રવંશનો મૂળ પુરુષ છે, પરંતુ તેની પ્રથમ રાજધાની પ્રયાગની[3] સ્થાપના કોણે કરી તે ભેદ કાંઈ આપણે ચોક્કસ રીતે જાણી શકયા નથી. તો પણ કેટલાંક પ્રમાણોદ્વારા એવો પત્તો લાગે છે કે બુધની છઠ્ઠી પેઢીએ ઉત્પન્ન થયેલા પુરુએ તેની સ્થાપના કરી હતી.

ઇક્ષ્વાકુથી આરંભ કરી શ્રી રામચંદ્ર પર્યંત ક્રમશઃ ૫૭ રાજાઓ અયોધ્યાના સિંહાસનપર આરૂઢ થયા હતા. અને યયાતિના પુત્રોદ્વારા જે ચંદ્રવંશની શાખાઓનો વિસ્તાર થયો હતો તેની પેઢીઓ સંખ્યામાં સમાન નથી. યદુવંશની જે શાખાઓ કૃષ્ણ અને તેમના મામા કંસ સુધી પહોંચીને સમાપ્ત થઇ જાય છે ( જુઓ વંશવૃક્ષ ૧ લું ), તેમાં યયાતિથી લઇને ૫૭ અને ૫૯ પેઢીઓ થઇ છે. અને યુધિષ્ઠિર ( દિલ્લીપતિ ) શલ,[4] જરાસંધ[5] તથા બબ્રુરથ[6] કે જે સર્વ શ્રીકૃષ્ણ તથા કંસના સમકાલીન

---

૧ મિસરવાસીઓ સૂર્યનેજ પોતાનો પ્રથમ રાજ્યસંસ્થાપક માને છે.

૨ હીરોડૉટસ મેલ્પિમેની પ્રકરણ ૧૪ પૃષ્ઠ ૨૦૦.

૩ જેસલમીરના ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે ભારતના યુદ્ધ પૂર્વે પ્રયાગ, મથુરાં, કુશસ્થલી, અને દ્વારિકાં એ અનુક્રમે ચંદ્રવંશની રાજધાની રહી હતી. ત્યાર પછી વીશ પેઢી બાદ હસ્તી રાજાએ હસ્તિનાપુરની સ્થાપના કરી. તેમાંથી યદુ ( ઇંદુ ), અજમીઢ અને પુરમીઢ એ ત્રણ મોટી શાખાઓ નીકળી. તેમાંથી યદુવંશની અનેક શાખાઓ થઇ ગઇ.

૪ આ 'શલ' સિંધુ નદીપરની 'આરોર' નામક રાજધાનીનો વસાવનાર છે એવી માહિતી મેં મેળવી છે. અબુલફઝલે આ 'શલ'ને 'સિહર' લખ્યો છે.*

૫ જરાસંધ બિહારનો રાજા હતો.

૬ એ ક્યાંનો રાજા હતો તે જણાયું નથી.

---

* અબુલફઝલે 'સિહર' લખ્યું છે, પરંતુ 'ચાચનામા' નામક સિંધની પ્રાચીન અરબી તવારિખમાં 'સિહરસ' પાઠ છે, જે શબ્દ 'શલ'નો નહિ, પરંતુ 'શ્રીહર્ષ'નો અપભ્રંશ જણાય છે. ગૌ. હી. ઓઝા.

હતા. તેમના વંશમાં અનુક્રમે તે સમયસુધીમાં ૫૧, ૪૬ અને ૪૭ પેઢીઓ થાય છે. સૂર્યવંશ અને ચંદ્રવંશના યદુ કુલની શાખામાં મોટો ભેદ છે, પરંતુ અહીંઆં જે વંશાવલી આપવામાં આવી છે તે મને પ્રાપ્ત થયેલી ઇતર વંશાવલીઓ કરતાં અધિક પૂર્ણ છે. સર વિલિયમ જોન્સે જે વંશાવલી આપી છે તેમાં સૂર્યવંશની નામાવલીમાં ૫૬ અને ચંદ્રવંશની સૂચીમાં બુધથી યુધિષ્ઠિર પર્યંત ૪૬ નામો છે. અર્થાત્ તે પ્રત્યેકમાં અત્ર સાદર કરેલી સૂચી કરતાં એક એક નામ ઓછું છે. અને જે પ્રધાન શાખા શ્રીકૃષ્ણની સાથે સમાપ્ત થાય છે તેનો તો તેમણે નામ-નિર્દેશ પણ કર્યો નથી. સર વિલિયમ જોન્સે અને મેં જે વંશાવલીઓ ભિન્ન ભિન્ન ગ્રંથોમાંથી સંગ્રહીત કરી છે તેમાં એટલી સમાનતા પ્રાપ્ત થાય છે કે તે પરથી તે સર્વ એકજ વિશ્વાસપાત્ર મૂળ સ્થાનમાંથી પ્રકટ થઇ છે એમ સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે.

મહાશય બેંટ્લીએ એશિયાટિક રિસર્ચીસ વૉ. ૫, પૃ. ૩૪૧ માં જે નામાવલી આપી છે, તે સર વિલિયમ જોન્સની આપેલી નામાવલીની સાથે મળે છે. તેમાં પણ સૂર્યવંશની ૫૬ અને ચંદ્રવંશની ૪૬ પેઢીઓ લખી છે; પરંતુ વિશેષ ધ્યાનપૂર્વક જોવાથી પ્રતીત થાય છે કે યાતો તેમણે નકલ કરી લીધી છે અથવા તો તે ઉભયે એકજ પુસ્તકમાંથી તે વંશાવલી લખી છે અને પછી તેમણે કેટલાંક નામો ઉપર નીચે મૂકી દીધાં છે. આથી કલ્પનાને સહાય મળે છે, પરંતુ તે વિશ્વાસપાત્ર ઇતિહાસને યોગ્ય સામગ્રી નથી.

કર્નલ વિલ્ફર્ડની લખેલી સૂર્યવંશની સૂચી ક્ષુલ્લક છે, પરંતુ ચંદ્રવંશની પુરુ અને યદુકુલની સૂચી અત્યુત્તમ છે અને જગાસંધથી લઇને ચંદ્રગુપ્ત સુધીની પુરૂવંશ શાખાની પ્રકાશિત થયેલી સર્વ નામાવલી-ઓમાં તેમની જ નામાવલી ઠીક અને શુદ્ધ છે.

વિલ્ફર્ડે, સર વિલિયમ જોન્સના લખેલા સૂર્યવંશના સમયનું નિરૂપણ શામાટે નહિ કર્યું તે એક આશ્ચર્યની વાત છે. કદાચિત્ તેઓ શ્રીરામચંદ્રને શ્રીકૃષ્ણના સમયની નિકટના કાળમાં ઉત્પન્ન થયેલા કહેતાં ગભરાતા હશે, કારણ કે શ્રીરામચંદ્રજીનું અસ્તિત્વ મહાભારતના યુદ્ધથી ચાર પેઢી પૂર્વે માનવામાં આવે છે.

ખરેખર, અમને ચંદ્રવંશની પૂર્ણ વંશાવલી મળી નથી અને ઉક્ત ઉભય મહોદયોને પણ તે મળી નથી. અને વિલ્ફર્ડે તો તેને પ્રમાણિક માનીને સૂર્યવંશની સૂચી તેની સાથે મેળવવાને માટે પ્રયાસ કરીને તેની અશુદ્ધતા અધિક વધારી દીધી છે.

મહાશય બેંટ્લીની રીતિને અમે એટલા માટે વિશેષ ઉપયોગી માનીએ છીએ કે ચંદ્રવંશની સૂચીમાં રાજા જન્મેજય અને પ્રાચીનવાનની વચ્ચે અગીઆર નૃપતિઓનાં નામ રહી ગયાં છે, એમ તેઓ માને છે; પરંતુ તેનું કાંઈ પ્રમાણ નહિ હોવાથી ચંદ્રવંશી રાજાઓની નામાવલી સૂર્યવંશી રાજાઓની નામા-વલીની સામે આપવામાં આવી છે, કે જેથી તેમનો સમકાલીન સબંધ જળવાય અને તેમનું એક કાળમાં હોવું સિદ્ધ થાય. આ પદ્ધતિથી સર્વ શંકાનું સમાધાન થઇ જશે અને વંશાવલીનો ભેદ આપો-આપ ખુલ્લો થઈ જશે.

ચંદ્રવંશની જે પ્રધાન શાખામાં પુરુ, અજમીઢ, હસ્તી, કુરૂ, શાંતનુ તથા યુધિષ્ઠિર પ્રભૃતિ પરમ વિખ્યાત પુરુષો થયા તેમની જે નામાવલી સર વિલિયમ જોન્સ અને કર્નલ વિલ્ફર્ડે લખી છે તેમાં પરસ્પર ઘણો થોડો ભેદ છે અને તેમાં એટલી બધી સમાનતા ઉપલબ્ધ થાય છે કે તે એકજ ગ્રંથમાંથી લેવામાં આવી છે એમ માનવામાં કિંચિત્ પણ શંકાને અવકાશ રહેતો નથી. પરંતુ વિચાર કરતાં આપણને વિદિત થાય છે કે વિલ્ફર્ડની પાસે વિશેષ સામગ્રી હતી, તેથી હસ્તી અને કુરૂ એ ઉભય વંશની નવીન શાખાઓ તેના લેખમાં પ્રાપ્ત થાય છે. અંતે એક 'ભીમસેન' નામ પણ તેણે અધિક આપ્યું છે. આ નામ મારી વંશાવલીનાં છે, પરંતુ જોન્સની વંશાવલીમાં નથી. ભીમસેનની પછી ઉભય વંશાવલીઓમાં રાજા દિલી-પનું નામ છે. આ નામ મારી પાસેના ભાગવત ગ્રંથમાં આપવામાં આવ્યું નથી, પરંતુ અગ્નિપુરાણમાં લખેલું છે. આપરથી સિદ્ધ થાય છે કે અમારી સામગ્રીઓ ભિન્ન ભિન્ન ગ્રંથોમાંથી સંગ્રહ કરવામાં આવી છે. અને જ્યારે તે ગ્રંથોની પ્રાચીનતાનો વિચાર કરવામાં આવે છે ત્યારે ઘણો સંતોષ ઉત્પન્ન થાય છે. મારી વંશાવલીમાં બુધથી ૧૯ મું નામ તન્સુ છે, તે જોન્સ અને વિલ્ફર્ડની વંશાવલીમાં નથી. વિલ્ફર્ડે હસ્તીની પૂર્વે સુહોત્ર નામ લખ્યું છે, એ જોન્સની વંશાવલીમાં નથી, પરંતુ અગ્નિપુરાણમાં છે.

વળી તેણે જહ્નુને કુરૂનો ઉત્તરાધિકારી બનાવ્યો છે, પરંતુ પુરાણોમાં પરીક્ષિતને કુરૂનો ઉત્તરાધિકારી જણાવવામાં આવ્યો છે. પરીક્ષિતે જહ્નુના પુત્રને દત્તક સ્વરૂપે ગ્રહણ કર્યો હતો અને તેનુ નામ સુરથ હતું. આ નામ ત્રણે વંશાવલીઓમાં ઉપલબ્ધ થાય છે. તેમાં જો કાંઈ ભેદ હોય તો તે માત્ર માત્રાનો છે.

મારા નિર્માણ કરેલા વંશવૃક્ષની સાથે યદિ સર વિલિયમ જોન્સની સૂર્યવંશની વંશાવલીનો મુકાબલો કરવામાં આવે તો મુખ્ય મુખ્ય બાબતો પ્રાયઃ સમાનજ પ્રતીત થશે. હું અત્રે સર વિલિયમ જોન્સની વંશાવલી કહું છું, કારણ કે તેમના જેવી પૂર્ણ વંશાવલી બીજી કોઇ પણ નથી. અમારી વંશાવલીમાં પ્રથમ ઇક્ષ્વાકુની ચોથી પેઢીએ ભેદ પડે છે. મારી વંશાવલીમાં અનપૃથુ નામ છે, જ્યારે તે તેનાં અન્યાસ અને પૃથુ એવાં બે નામ કરે છે. પછી અઢારમા નામ પુરૂકુત્સમાં કેવલ અક્ષરોનો ભેદ છે. મારી સૂચીમાં ઇરીશૌક (ત્રિશંકુ) નું નામ ૨૩ મુ છે અને જોન્સની સૂચીમાં ૨૬ મું છે. એક નામના અંતરનું કારણ તો ઉપર જણાવી ચૂકયો છું. અને ઇરિસહ્દ તથા હયાશ્વ એ બન્ને નામો મારી વંશસૂચીમાં નથી. તે શિવાય અમારી બન્નેની વંશાવલી એક સરખી છે, જો કે અલબત્ત, અક્ષર માત્રામાં ભેદ છે, પરંતુ બિહારમાં ચંપાપુર વસાવનાર સત્તાવીશમા રાજા ચંપાના ઉત્તરાધિકારીઓના સંબંધમાં અમે સહમત નથી. સર વિલિયમે સુદેવને ચપાનો ઉત્તરાધિકારી જણાવ્યો છે અને તેના પછી વિજયને રાજા થયેલો જણાવ્યો છે; પરંતુ મને જે પ્રમાણો મળ્યાં છે, તે અનુસાર ઉક્ત ઉભય પુરુષો ચંપાના પુત્રો હતા, પરંતુ સુદેવ તપ કરવા ચાલ્યો ગયો તેથી નાના વિજયને રાજસિંહાસન પ્રાપ્ત થયું. જોન્સે ૩૩ અને ૩૯ માં કેશી* અને દિલીપ, એ નામો છોડી દીધાં છે. વળી તેણે બીજા પણ એક પરમ પ્રસિદ્ધ રાજાનું નામ મૂકી દીધું છે, અર્થાત્ તેણે રાજા અંબરીષનું નામ લખ્યું નથી. આ અંબરીષને પાછળના વંશની સાથે ઘણો સંબંધ છે અને તેના દ્વારા પુરાતન ઇતિહાસની સમકાલીનતાનો ઘણો પત્તો લાગી શકે છે. અંબરીષ કનોજ વસાવનાર ગાધીનો સમકાલીન હતો. નલ,+ સુરર (સર્વે કામ) અને દિલીપ મારી વંશાવલીમાં ૪૪, ૪૫ અને ૫૪ અંકપર છે, પરતુ સર વિલિયમ જોન્સે આ સર્વે નામો છોડી દીધાં છે.

આ મહાન વંશોની સૂચીનો મુકાબલો કરી જે વૃત્તાંત લખવામાં આવ્યું છે તે સંતોષપ્રદ થશે એવી મને આશા છે. મારી આપેલી નામાવલી રાજપુસ્તકાલયની વંશાવલીમાંથી તથા પુરાણોમાંથી ઉદ્ધૃત કરવામાં આવી છે. પોતાને સૂર્યવંશના વંશજ તરીકે ઓળખાવતો એવો કોઈકજ મહારાજા હશે, કે જેને પોતાના પૂર્વજોની વંશાવલી કંઠસ્થ ન હોય. મેવાડના મહારાણા ભીમસિંહની સ્મરણશક્તિ પોતાની વંશાવલી યાદ રાખવામાં અતિ પ્રબળ છે. એજ ધંધો કરનાર ભાટ અને ચારણ લોકોએ અવશ્ય આ વંશાવલીઓ કંઠસ્થ કરી હશે. પ્રથમ વંશવૃક્ષમાં અયોધ્યા અને મિથિલા અથવા તિરહુતના સૂર્યવંશી રાજાઓનો નિર્દેશ છે. મિથિલાના સૂર્યવંશી રાજાઓનો ઉલ્લેખ મેં ઇતરત્ર ક્યાંય પણ જોયો નથી. તેમાં ચંદ્રવંશની ચાર મોટી અને ત્રણ નાની શાખાઓનો પણ ઉલ્લેખ છે. અને યદુ (ઇંદુ) વંશની આઠમી શાખાને જેસલમીરના ભાટીઓના ઇતિહાસમાંથી સંગ્રહીત કરવામાં આવી છે.

પ્રાચીન રાજવંશોની વંશાવલીની સમાપ્તિ કર્યા પૂર્વે હું તેમની સમકાલીનતાના સંબંધમાં સંક્ષિપ્ત વર્ણન કરીશ. રામ, કૃષ્ણ અને યુધિષ્ઠિરની સાથે દ્વાપરયુગની સમાપ્તિ થઈ કલિયુગનો આરંભ થાય છે. અહીં હું કિંચિત્ થોભીને ભિન્ન ભિન્ન ગ્રંથકારોએ સ્વીકારેલી તેમની સમકાલીનતાનો ઉલ્લેખ કરીશ.

અતિ પ્રાચીન કાળની બાબતમાં બહુ બહુ તો સત્યની નિકટ પહોંચી શકાય છે, સત્યને પકડવું કઠિન છે. આ સ્થળે અમે રામાયણ અને પુરાણોદ્વારા ભિન્ન ભિન્ન રાજવંશોની સમકાલીનતા જણાવીશુ.

સૂર્યવંશના વિખ્યાત ત્રિશંકુના પુત્ર રાજા હરિશ્ચંદ્રથી પ્રથમ કાળનો આરંભ થાય છે. હરિશ્ચંદ્રનું નામ સત્ય વચનને માટે વિશેષ પ્રસિદ્ધ છે. તે સૂર્યવંશનો ચોવીસમો રાજા છે, (જુઓ સ્કંદપુરાણનો સહ્યાદ્રિ ખંડ) અને તેને નર્મદા નદીના તટપર આવેલી માહિષ્મતી નગરીના હયહય વંશમાં ઉત્પન્ન થયેલા

* 'કેશી' એ રાજા નહોતો, પરંતુ એ સગરની સ્ત્રીનું નામ હતું, જેના ઉદરથી 'અસમંજસ' જન્મ્યો હતો. ગૌ. હી. ઓઝા.

+ 'નલ' ચંદ્રવંશી છે. સૂર્યવંશી ઋતુપર્ણનો તે મિત્ર હતો. કર્નલ ટૉડે ભૂલથી તેનુ નામ સૂર્યવંશમાં આપી દીધું છે. ગૌ. હી. ઓઝા.

विख्यात राजा सहस्त्रार्जुननो† वध करनार परशुरामनो समकालीन मानवामां आव्यो छे. रामायणमां आनुं प्रमाण छे. परशुरामे क्षत्रियोनो एकवीस वार नाश कर्यो हतो अने तेना अधिपतिपद नीचे ब्राह्मणोए राज्याधिकार कर्यो हतो एवो रामायणमा उल्लेख छे. जे समये क्षत्रियोए राज्यसिंहासन खोइ नाख्युं अने ब्राह्मणोनां उपहासपूर्वक जणाववा प्रमाणे तेमणे पोताना वंशनी पवित्रता पण खोइ नाखी ते समयनो पण आनी साथे पत्तो लागे छे. परंतु क्षत्रियोए पोताना वंशनी पवित्रता खोइ नाखी ए वातनुं खंडन खुद ब्राह्मणोना ग्रंथोमां प्राप्त थाय छे, जे नीचेना वर्णनपरथी स्पष्ट रीते समजाशे.

आ समयमां सूर्यवंशनी सूचीनो बावीसमो राजा सगर विद्यमान हतो. राजा सगर चंद्रवंशी सहस्त्रार्जुनना छठ्ठी पेढीना वंशज तालजंघनो समकालीन हतो. परशुरामना बाहुबळथी क्षत्रिय जाति विनष्ट थई त्यारे तेना हाथमांथी सहस्त्रबाहुना पांच पुत्रो बच्या हता, जेनां नामो भविष्य पुराणमां छे.

परस्पर स्पर्धा करनारा चंद्र अने सूर्यवंशनी वच्चे दारुण संग्राम थया करता हता. पुराण अने रामायण एनां साक्षी छे. भविष्यपुराणमां सगर§ अने तालजंघना युद्धनु वृत्तांत छे. आ युद्धमां हयहय वंशना माणसोने घणी हानि भोगववी पडी हती. तेमनी पूर्वे तेमना पूर्वजोए सगरना पूर्वजोनी साथे युद्ध करीने तेटलीज हानि भोगवी हती; परंतु परशुरामनी पछी तेमणे पोतानुं मस्तक पुनः उन्नत कर्युं, जेनुं परिणाम ए आव्युं के सगरना पिताने राजधानी अयोध्या छोडी वनमा जवुं पडयु. आ सगर अने तालजंघ हस्तिनापुरना राजा हस्ती अने अंगदेश‡ तथा अंगवंशना स्थापक अंगना समकालीन हता. अंग बुधनो वंशज हतो.

† भविष्य पुराणमां सहस्त्रार्जुनने चक्रवर्ती जणाव्यो छे. एम कहेवाय छे के तेणे तक्षक के तुरुष्क* अथवा नाग वंशना कर्कोटकने जीती लीधो हतो. ते माहिष्मतीना सिंहासनथी च्युत थयो तत्पश्चात् तेणे त्यांनी प्रजाने पोतानी साथे लइ जइने भारतना उत्तर भागमा हेमनगरनी स्थापना करी. नर्मदा नदीना तटपरना देशोमां आ राजाने विषे केटलीक वातो प्रसिद्ध छे. तेने सहस्त्र बाहु हता एम कहेवाय छे, अने अलंकारिक रीते तेने घणां संतानो हतां एम जणाववामां आवे छे. प्राचीन समयमां एवो रिवाज हतो के अनेक जातिओ प्राणी, ग्रह वा जड पदार्थोनां नामथी ओळखाती हती. ख्रिस्ती धर्मपुस्तक बाइबलमां पण आज प्रकारे मिसर, ॲसिरिया अने मक दुनियाना नृपतिओने मक्षिका तथा मेंढा कह्या छे अने भारतवर्षमां नाग, अश्व तथा वानर कह्या छे.

आ नागवंश एशियाना उच्च प्रदेशोमां प्राचीन काळमां घणो फेलायेलो हतो अने विख्यात हतो. रामायणपरथी प्रतीत थाय छे के एक तक्षक नागे अनंतनु रूप लइने अश्वमेध यज्ञना घोडाने चोर्यो हतो.

§ सगरनो पिता असित ज्यारे हयहय, तालजंघ अने शिशुविंधी कुलना राजाओथी युद्धमां पराजित थयो त्यारे ते पोतानी बे राणीओसहित हिमालयनी तरफ चाल्यो गयो. (वाल्मिकि रामायण बालकांड अ० ४१) ते पोतानी एक राणीने गर्भवती छोडीने स्वर्गवासी थयो. ते गर्भवती राणीने तेनी शोकये विष दीधुं, परंतु ते विष ऋषिना आशीर्वादथी कांई पण इजा करी शकयुं नहि, अने गर (विष) सहित बाळक उत्पन्न थयाथी तेनुं नाम सगर राखवामां आव्युं. ज्यारे आ प्रकारे सूर्यवंशने चंद्रवंशद्वारा हानि सहन करवी पडी त्यारे तेने सहाय करवाने माटे परशुरामे शस्त्र धारण कर्या. आ परथी स्पष्ट रीते प्रतीत थाय छे के सूर्यवंशीओ ब्राह्मण धर्म पाळता हता अने चंद्रवंशीओ तेथी विरुद्ध पोताना मूळ पुरुष बुधना धर्मने मानता हता. अने आज कारणथी सूर्यवंशना रुषीओ, चंद्रवंशोत्पन्न विश्वामित्र ब्राह्मण मत ग्रहण करे ते जोवाने खुशी नहोता. अने चंद्रवंशोत्पन्न श्रीकृष्ण पोतानो नवीन मत स्थापन कर्या पूर्वे बुधनी पूजा करता हता ए पण सिद्ध थई शके छे.

‡ आ अंग देश टिबेटनी समीप छे. आ देशना रहेवासीओ हुंगी कहेवाय छे, जे परथी विदित थाय छे के आ नाम चीना ग्रंथकारोए आप्युं छे. एम जणाय छे के आ लोको यूरोप तथा भारतवर्षना हून लोको हशे. आ तार्तरजाति चंद्र अथवा बुधना वंशमां हशे.

* तुरुष्कवंश तक्षक वंशथी भिन्न छे. जुओ 'राज तरंगिणी.' हिंदी अनुवादक.

એક બીજી સમકાલીનતાનો પત્તો રામાયણ આપે છે. અને તે એ છે કે સૂર્યવંશના ચાલીસમા રાજા અયોધ્યાપતિ અંબરીષ કનોજના સ્થાપક મહારાજા ગાધી, તેમજ અંગદેશાધિપતિ મહારાજા લોમપાદના સમકાલીન હતા.

અંતિમ સમકાલીનતા શ્રીકૃષ્ણ અને યુધિષ્ઠિરની છે. એમની સાથે દ્વાપરની સમાપ્તિ અને કલિયુગનો પ્રારંભ થાય છે. પરંતુ આ સમકાલીનતા ચંદ્રવંશની છે. અમારી પાસે કોઈ એવુ સાધન નથી, કે જે દ્વારા સૂર્યવંશના શ્રીરામચંદ્ર અને ચંદ્રવંશના શ્રીકૃષ્ણની વચ્ચેનો સમય નિશ્ચિત થઇ શકે.

ક્રોસ્ટા કુલનો મથુરાપતિ કંસ બુધથા ઓગણસાઠમો હતો અને તેના ભાણેજ શ્રીકૃષ્ણ અઠ્ઠાવનમા હતા. અને પુરૂકુલના અજમીઢ દેવમીઢના વંશજ શલ, જરાસંધ તથા યુધિષ્ઠિર અનુક્રમે ૫૧, ૫૩ તથા ૫૮ મા વંશજ છે.

અંગવંશોત્પન્ન પૃથુસેન બુધથી ૫૩ મો હતો. પૃથુસેને મહાભારતના યુદ્ધમાં ભાગ લીધો હતો, પરંતુ તે બચવા પામ્યો હતો.

આ પ્રકારે સરેરાસ બુધથી શ્રીકૃષ્ણ અને યુધિષ્ઠિર પર્યંત ૫૫ પેઢી થાય છે અને પ્રત્યેકનો શાસનકાળ એકંદર ૨૦ વર્ષનો ગણીએ તો ૧૧૦૦ વર્ષ થાય છે. યદિ આ ૧૧૦૦ વર્ષોને ઇ. સ. પૂર્વે ૫૬ વર્ષપર થઈ ગયેલા વિક્રમાદિત્ય અને શ્રીકૃષ્ણની વચ્ચેના રાજાઓના સમયમાં ઉમેરવામાં આવે તો સૂર્ય અને ચંદ્ર એ ઉભય વંશોની ઉત્પત્તિ ઇ. સ. પૂર્વે ૨૨૫૬ વર્ષપર થયેલી જણાય છે. આ સમયથી અલ્પાવધિ પશ્ચાત્ મિસર, ચીન અને અસીરિયાનાં રાજ્યોની સ્થાપના થયેલી બહુધા માનવામાં આવે છે. અને આ આરંભ મહા પ્રલયની ઘટનાથી દોઢસો વર્ષ પશ્ચાત્ થયેલો ગણવો જોઇએ.

અગ્નિપુરાણના એક લેખપરથી પ્રતીત થાય છે કે ઇક્ષ્વાકુ જેનો આદ્ય પુરુષ હતો તે સૂર્યવંશની શાખા મધ્ય એશિયામાંથી આવીને હિંદુસ્થાનમાં સૌથી પહેલાં વસી હતી. તે છતાં પણ આપણને ચંદ્રવંશના આદિ પુરુષને તેનો સમકાલીન માનવો પડે છે. કારણ કે તેણે દૂર દેશથી આવીને ઇક્ષ્વાકુની ભગિની ઇલા સાથે વિવાહ કર્યો હતો એવો લેખ પ્રાપ્ત થાય છે.

ચંદ્રવંશની વૃદ્ધિ કરનાર કૃષ્ણ અને અર્જુનના વંશજોનું વૃત્તાંત લખ્યા પૂર્વે અમે તેમના પૂર્વજોએ સ્થાપન કરેલાં મુખ્ય મુખ્ય રાજ્યોની સંક્ષિપ્ત સમાલોચના કરીશું.

---

ઉપલી ઉભય ટીપણીઓ પણ કર્નલ ટૉડે સર્વથા ઉપજાવી કાઢેલી છે. પરશુરામે સૂર્યવંશને સહાય કરવાને માટે શસ્ત્ર ધારણ કર્યાં નહોતાં, કિંતુ સહસ્ત્રાર્જુનના પુત્રોએ જ્યારે તેના પિતા જમદગ્નિને મારી નાંખ્યો ત્યારે તેનાપર વૈર લેવાને માટે તેણે ક્ષત્રિય માત્રપર શસ્ત્ર ઉઠાવ્યાં હતાં. રાજા દશરથ સૂર્યવંશોત્પન્ન હતા તે છતાં પણ તેણે તેમની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરી હતી.

શ્રી કૃષ્ણ બૌદ્ધધર્માવલંબી નહોતા, તેમજ તેમણે કોઇ મત પણ ચલાવ્યો નહોતો. તેમજ ચંદ્રવંશીઓ પણ બૌદ્ધધર્મ પાળતા નહોતા. આ બૌદ્ધમત તો પાછળથી ઘણે વર્ષે પ્રચલિત થયો હતો.

અંગદેશ વિષેની વાત કર્નલ ટૉડે કદાચ જૈન પંડિતની કૃપા અને સહાયથી લખી હશે. ચંપા કે જેને અંગપુરી કહેવામાં આવે છે તે ગંગાતટપર ભાગલપુરની સમીપ હતી. કર્નલ ટૉડે તે દેશને ટિબેટની સમીપ જણાવ્યો છે તે ભ્રમ છે. હૂનલોકો વિષેની કલ્પના પણ અપ્રમાણ છે. વળી અગ્નિપુરાણ વાંચવાથી એમ પણ જણાતું નથી કે સૂર્યવંશનો મુખ્ય પુરૂષ મધ્ય એશિયામાંથી આવ્યો હતો. આજ પ્રમાણે વંશવૃક્ષમાં પણ ઘણો ઘોટાળો છે. તાલજંઘને તેમણે સહસ્ત્રાર્જુનની છઠ્ઠી પેઢીએ ઉત્પન્ન થયેલો જણાવ્યો છે, પરંતુ વંશવૃક્ષમાં તેમ નથી. સમકાલીનતાનું સમાધાન તો સહજ થઇ શકે એમ છે. જ્યારે વિક્રમ સંવત્ સુધીમાં યુધિષ્ઠિર સંવતનાં ૩૦૫૦ વર્ષો થાય છે ત્યારે ઇક્ષ્વાકુથી ઇશુ ખ્રિસ્ત સુધીનાં વર્ષો ૨૨૫૬ બતાવવાં સર્વથા નિર્મૂલ છે. યુધિષ્ઠિરથી ઇસ્વી સનના પ્રારંભ સુધીમાં ૩૧૦૭ વર્ષો થાય છે અને ઇ. સ. ૧૯૦૫ સુધીમાં ૫૦૧૨ વર્ષો થાય છે. હિંદી અનુવાદક.



# परिशिष्ट बीजानो अध्याय ४ थो.

## भिन्न भिन्न जातिओ द्वारा राज्यो अने नगरोनी स्थापना थवी.



સૂર્યવંશીઓએ સૌથી પ્રથમ અયોધ્યા[1] નગરીની સ્થાપના કરી. આ નગરી પરમ સમૃદ્ધિશાલી હતી. તે અવધના નામથી આજ પર્યંત પ્રસિદ્ધ છે. અને જે દેશ મોગલ પાદશાહના નામ માત્રના મંત્રીના અધિકારમાં છે અને જે દેશની સીમા સૂર્યવંશીઓના કોશલ રાજ્યની સીમા બરાબરજ આજથી પચ્ચીસ વર્ષપર હતી તે દેશનું નામ પણ અવધ છે એશિયાની સર્વ પ્રાચીન રાજધાનીઓ પરમ ઐશ્વર્યસંપન્ન હતી અને અયોધ્યાનો વૈભવ તો અવર્ણનીયજ હતો. અવધની સાંપ્રત રાજધાની લખનૌ પ્રાચીન અયોધ્યાનું એક પરૂં હતું. ભગવાન રામચંદ્રે પોતાના ભ્રાતા લક્ષ્મણના સન્માન અર્થે તેનું નામ લક્ષ્મણપુર પાડયું હતું.

આજ અરસામાં ઇક્ષ્વાકુના પૌત્ર મિથિલે મિથિલા[2]પુરીની સ્થાપના કરી. ત્યાર પછી રોહતસ અને ચંપાપુરની સ્થાપના થઇ. પ્રાચીન હયહય[3] વંશની એક નાની શાખા સાંપ્રતમાં નર્મદા નદીની

---

૧ વાલ્મીકિજીએ રામાયણમાં આ નગરી વિષે આ પ્રમાણે વર્ણન કર્યું છેઃ—સરયૂના તટપર કોશલ નામક એક મોટો દેશ છે. આ દેશ ધનધાન્યથી પૂર્ણ છે. તેની અંતર્ગત બાર યોજનના વિસ્તારમાં મનુની સ્થાપન કરેલી અયોધ્યા નગરી છે. તે ત્રણ યોજન પહોળી છે. તેના રાજમાર્ગો યથોચિત નિર્માણ કરવામાં આવ્યા છે. આ રાજમાર્ગોપર સદા છંટકાવ થતો રહે છે. તેમાં સુંદર વાટિકાઓ આવી રહી છે. આ નગરી વ્યાપારીઓથી પૂર્ણ છે. તેને વિશાલ દરવાજા છે અને તેમાં મહેરાબદાર ઇમારતો શોભી રહી છે. અસ્ત્રશસ્ત્રોથી સજ્જીત રથ, હાથી, ઘોડા અને ઇતર દેશોના રાજદૂતોથી આ નગરી પરિપૂર્ણ છે. એમાં પર્વતશૃંગના જેવા ગુંબજવાળા રાજમહાલયો, તથા ઉંચી ઉંચી ઇમારતો શોભી રહી છે અને તેમાં સદા વાંસળી, વીણા અને પખાજનો ધ્વનિ ગુંજી રહેલો હોય છે. નગરની ચોતરફ ઉંડી ખાઇ ખોદવામાં આવેલી છે. મોટા મોટા ધનુષધારી યોદ્ધાઓથી આ નગરી રક્ષિત છે, અને મહારાજા દશરથ એના અધિપતિ છે. અહીંઆના સર્વ પુરુષો ધર્માત્મા છે, કોઇ નાસ્તિક નથી. સર્વ પોતપોતાની સ્ત્રીઓ પ્રત્યે પ્રેમ રાખે છે. સ્ત્રીઓ સુંદર, ચતુર, મધુરભાષિણી, વિવેકિની, પરિશ્રમશીલા, પતિવ્રતા, અને સુંદર વસ્ત્રાભૂષણોથી સજ્જીત છે. પુરુષો સત્યવાદી, અતિથિસત્કાર કરવામાં સદા તત્પર, અને ગુરુજનો, પિતૃઓ તથા દેવતાઓની પૂજા કરનારા છે. આ નગરમાં આઠ રાજમંત્રીઓ, બે ઉત્તમ શાસ્ત્રજ્ઞ ધર્માચાર્યો, તથા છ ઉપમંત્રીઓ છે. તેઓ જિતેન્દ્રિય, નિર્લોભી, સહનશીલ, ધૈર્યવાન, હસમુખા તથા સંતોષી છે. વળી તેઓ રાજકાર્યમાં પરમ ચતુર, સેના અને ખજાનાપર ધ્યાન રાખનારા, અપરાધી પુત્રને પણ દંડ આપનારા, શત્રુઓને પણ ન્યાય આપનારા, અભિમાનરહિત, સ્વચ્છ વસ્ત્રો ધારણ કરનાર, સંદેહાત્મક બાબતોમાં કદિ પણ શ્રદ્ધા નહિ રાખનારા અને સંપૂર્ણ રાજભક્ત છે.

૨ મિથિલા એ બંગાલાનું આધુનિક તિર્હુત છે.

૩ મુખમાંથી ઉત્પન્ન થયેલા હયહય વંશી લોકો ચીનના સૌથી પ્રાચીન રાજવંશની સાથે સંબંધ ધરાવે છે.

નિકટ વઘેલખંડની અંતર્ગત પર્વતના ઘાટની પાસે સુહાગપુરમાં વિદ્યમાન છે. આ શાખાના માણસો પોતાની પ્રાચીન વંશપરંપરા જાણતા નથી, પરંતુ તેઓ વીરતા માટે અતિ પ્રસિદ્ધ છે.

ભાગવતમાં એવો ઉલ્લેખ છે કે ઇક્ષ્વાકુના બંધુ આનર્તે[1] કુશસ્થલી દ્વારિકાની સ્થાપના કરી હતી. પ્રયાગરાજ કે જે ગંગા યમુનાના સંગમપર સ્થિત છે તેની સ્થાપના થયા પૂર્વે એ નગરની સ્થાપના થઇ હતી. પ્રયાગના રાજા, પુરૂના વંશજ હતા; અને શકુંતલાનો વિખ્યાત પતિ ભરત[2] પણ પ્રયાગમાં રહેતો હતો.

રામાયણમાં એવો ઉલ્લેખ છે કે જ્યારે સૂર્યવંશીઓની સાથે હયહય વંશીઓને યુદ્ધ થયું, ત્યારે શશવિંધા[3] (યદુવંશીઓની એક શાખા) લોકો પણ તેમાં સંયુક્ત હતા, અને એજ વંશમાંનો શિશુપાલ કે જેણે ચેદિકા[4] નગરીની સ્થાપના કરી હતી, તે શ્રીકૃષ્ણનો એક શત્રુ હતો. શૂરસેન નામના બે રાજાઓ થયા છે, જેમાંના એકે [5]શૂરપુરની સ્થાપના કરી છે. સિકંદરની સામે યુદ્ધ કરનાર પોરસ નામના

૧ આનર્ત ઇક્ષ્વાકુનો ભ્રાતા નહિ, કિંતુ તેના બંધુ શર્યાતિનો પુત્ર હતો, અને કુશસ્થલી તેણે નહિ પરંતુ તેના બંધુ રેવતે સ્થાપન કરી હતી. **હિંદી અનુવાદક.**

૨ ભરત શકુંતલાનો પતિ નહિ, પરંતુ પુત્ર છે. અહીંઆ ગ્રંથકર્તાએ મોટી ભૂલ કરી છે. **હિંદી અનુવાદક.**

૩ શિશોદિયા શબ્દની ઉત્પત્તિ પણ આજ શબ્દમાંથી થયેલી કહેવાય છે.

પુરાણોમાં એને શશબિન્દુ લખવામાં આવ્યો છે. શિશોદીઆ શબ્દની ઉત્પત્તિ સિસોદા ગ્રામપરથી થઇ છે. **હિંદી અનુવાદક.**

૪ ચેદિકા રાજધાની નથી, કિંતુ જબલપુરની સમીપના વિસ્તૃત દેશનું નામ છે. એ દેશની રાજધાની ત્રિપુરી હતી, જેને હાલ તેવર કહેવામાં આવે છે.

૫ આ દેશ સાંપ્રતમાં યમુનામાં ડૂબી ગયો છે. ઈ. સ. ૧૮૧૪ માં મેં એનો શેષ ભાગ શોધી કાઢ્યો હતો. તેના એક વિભાગમાં વટેશ્વરનું પવિત્ર તીર્થ સ્થાન છે આનો પત્તો લાગવાથી મને બમણો આનંદ થયો, કારણ કે મને યૂનાનીઓના લખેલા સૂરસેન દેશની શોધ લાગવા ઉપરાંત ઍપોલોડૉટસ નામક એક પ્રસિદ્ધ રાજાના સમયનો શિક્કો પ્રાપ્ત થયો. આ રાજા પોતાના સૈન્યને સિંધુ નદીના મુખ પર્યંત લઇ ગયો હતો. અને તેણે યાદવોના રાજ્યમાં સુદ્ધાં આક્રમણ કર્યું હોય એવો સંભવ છે. બૅક્ટ્રિયાના નરેશોની નામાવલીમાં બેયરે તેના નામનો ઉલ્લેખ કર્યો નથી. અમને પણ આ વંશનું વૃત્તાંત અપૂર્ણજ પ્રાપ્ત થયું છે. શ્રીમદ્ ભાગવતમાં[૬] એવો ઉલ્લેખ છે કે બલિક દેશ વા બૅક્ટ્રિયામાં ૧૩ યવન વા આયોનિયન નૃપતિઓ થયા હતા. તેમાં તેઓ દુર્મિત્રને પણ સામિલ કરે છે. અમારા ધારવા પ્રમાણે યુથિડિમિસનો પુત્ર ડેમિટ્રિયસજ* હતો, પરંતુ મિનાન્ડરની બાધાથી તે પોતાના પિતાના સિંહાસન પર

૬ ભાગવતમાં ૧૩ બાહ્લીક રાજાઓનાં નામ છે. તેમને શિશુનંદ અને તેના ભ્રાતા યશોનંદીનાં સંતાનો માનવામાં આવે છે. સ્કંદ ૧૨ અ૦ ૧ શ્લોક ૩૩, ૩૪. પરંતુ તેની પૂર્વે જ્યાં યવન રાજાઓ થયાની વાત લખવામાં આવી છે ત્યાં આઠ રાજાઓનાં નામ લખ્યાં છે. પુષ્પ, મિત્ર અને દુર્મિત્રને યવન અને બાહ્લીક રાજાઓથી પૃથક્ માનવામાં આવ્યા છે.

* સિકંદરે હિંદુસ્થાનપર આક્રમણ કરી પંજાબ અને સિંધના મોટા મોટા ભાગો હસ્તગત કરી તેપર પોતાની તરફથી યૂનાની હાકેમો નિયત કર્યા હતા. પરંતુ પ્રાયઃ પાંચ વર્ષ પશ્ચાત્ મૌર્ય (મોરી) વંશી રાજા ચંદ્રગુપ્તે તે પ્રદેશ જીતી લઈ ત્યાંથી યૂનાનીઓનો અધિકાર ઉઠાવી દીધો હતો. પરંતુ બૅક્ટ્રિયામાં તેમનું રાજ્ય દૃઢ થઇ ગયું હતું. ઈ. સ. પૂ૦ પ્રાયઃ ૨૦૬ વર્ષપર ત્યાંનો યૂનાની હાકેમ (રાજા) યુથિડિમસ સ્વતંત્ર બની બેઠો. તેના પુત્ર ડેમિટ્રિયસે હિંદુસ્થાનપર આક્રમણ કરી અફઘાનીસ્તાન અને પંજાબ, એ દેશો હસ્તગત કરી લીધા. આ પ્રકારે હિંદુસ્થાનમાં યૂનાનીઓનું બીજીવાર રાજ્ય થયું અને તે સમયે પ્રાયઃ ૨૫ રાજાઓએ કાબુલ, પંજાબ, સિંધ આદિપર રાજ્ય કર્યુ હોય એમ તેમના શિક્કાઓ પરથી પ્રતીત થાય છે. આ શિક્કાઓની એક બાજુપર ફારસીની પેઠે ઉલટી રીતે લખાતી ગાંધારલિપિમાં પ્રાકૃત મિશ્રિત સંસ્કૃત લેખ છે. આ રાજાઓ પૈકી મિનાન્ડર અને ઍપોલોડૉટસ અધિક પ્રતાપી થયા.

એ રાજાઓ પૈકી એક પુરૂ વંશની નગરી હસ્તિનાપુરમાં[1] નિવાસ કરતો હતો. તે ચંદ્રગુપ્તનો પુત્ર વરૂસર હોવાનો સંભવ છે. યૂનાનીઓએ જેને સેંડ્રોકોટસ અને અવિસરસ લખ્યા છે, તે ચંદ્રગુપ્ત અને વરૂસર હોય એમ લાગે છે. સિકંદરના ઇતિહાસલેખકોએ જે એ પોરસ રાજાઓનું વૃત્તાંત લખ્યું છે તેમાંનો એક તો ઉપર્યુક્ત પુરૂવંશીઓના આદ્ય સ્થાનમાંજ રહેતો હતો અને બીજો પંજાબની સીમાપર હતો. આ પરથી સિકંદરના સમયમાં મોરી ચંદ્રવંશી લોકો વિદ્યમાન હતા એ વાત સિદ્ધ થાય છે તથા અનેક ગ્રંથકારોએ[2] મેવાડના[3] નૃપતિઓને પોરસ કુલમાં ઉત્પન્ન થયેલા બતાવ્યા છે તે વાત નિર્મૂલ થાય છે.

અજમીઢની[4] ચતુર્થ પેઢીએ વાજસ્વ (બાહ્વાસ્વ) નામક રાજા ઉત્પન્ન થયો, જેને પાંચ પુત્રો હતા

---

અધિષ્ઠિત થઇ શકયો નહિ. મારી પાસે આ અંતિમ વિજેતા મિનાન્ડરનો પણ એક શિક્કો વિદ્યમાન છે. આ શિક્કો મને શૂરસેન દેશમાંથી પ્રાપ્ત થયો હતો. તે વિજયના સ્મરણચિન્હ તરિકે તૈયાર કરવામાં આવ્યો હતો. તેની ઉપર એક સ્વર્ગીય શાંતિની પાંખવાળા દૂતનું ચિત્ર છે. તેના હાથમાં તાડપત્ર છે. ઉક્ત ઉભય નામો બૅક્ટ્રિયાના ઇતિહાસની અપૂર્ણતા પૂરી દેશે, કારણ કે મિનાન્ડરને લોકો સારી પેડે ઓળખે છે. યદિ એરિયન ઇતિહાસલેખક ન હોત તો ઍપોલોડૉટસનું નામ સુદ્ધાં લુપ્ત થઈ જાત. એરિયને બીજી શતાબ્દીમાં 'પૅરીપ્લસ ઓફ ધી ઇરીથિયનસી‡' નામક ગ્રંથ લખ્યો હતો. આ સમયે તે ભરૂચ (સંસ્કૃતમાં ભૃગુકચ્છ અને યૂનાનીમાં બરૂગઝ)માં વ્યાપારીના આડતિયા તરિકે હતો અને ત્યાં રહીનેજ તેણે ઉપર્યુક્ત પુસ્તક લખ્યું હતું. જો એરિયન ન હોત તો મને પ્રાપ્ત થયેલા ઍપોલોડૉટસના શિક્કાની અર્ધી કિમ્મત થઇ જાત. હું યૂરોપમાં આવ્યો તત્પશ્ચાત્ મને ડેમિટ્રિયસનો બોખારામાં પ્રાપ્ત થયેલો શિક્કો પણ વિદ્યમાન હતો એવી માહિતી મળી. આ સંબંધે સેંટપિટર્સબર્ગ (રશિયાની રાજધાની)ના એક વિદ્વાને નિબંધ લખ્યો છે.

૧ ગંગાજીમાં એક સમયે ભારે રેલ આવવાથી હસ્તિનાપુર ખેંચાઇ ગયું છે. મહાશય વિલ્ફર્ડ જણાવે છે કે મહાભારતની પશ્ચાત્ છઠ્ઠી વા આઠમી પેઢીએ આ ઘટના બની હશે. દોઆબની યાત્રા કરનારાઓએ ગંગા અને યમુના, એ ઉભય નદીઓએ સ્થાનાંતર કર્યું છે તેનું અવલોકન કર્યું હશે.

૨ સર ટૉમસ રો, સર ટૉમસ હર્બર્ટ, ઓલીરિયસ ડેલાવિલી અને ચર્ચિલે તથા તેમના ગ્રંથોને આધારે ડીએન્વીલ, આર્મી, બેયર તથા રેનલ પ્રભૃતિએ લખ્યું છે.

૩ યદિ કોઇ બીજી રીતે પ્રમાણિત થઇ શકતું હોય તો કેવલ મેવાડની તે બાબતની અજ્ઞાનતા એ કાંઇ તેની વિરૂદ્ધનું પ્રમાણ નથી. પરંતુ તે સમયે સિંધુ નદીની પશ્ચિમ તરફથી આવતા ચંદ્રવંશી અને બીજા લોકોથી સૂર્યવંશી રાજાઓ દબાઈ ગયા હતા અને તેમના દ્વારા તેમને ચ્યુત થવું પડયું હતું.

૪ અજમીઢની ભાર્યા નીલાદ્વારા પાંચ પુત્રો ઉત્પન્ન થયા, જેમની શાખાઓ સિંધુ નદીના બન્ને કિનારાપર ફેલાઈ ગઇ. તેમના ત્રણ પુત્રો વિષે પુરાણોમાં કાંઇ પણ ઉલ્લેખ નથી. આ પરથી જણાય છે કે તેઓ કોઇ દૂર દેશમાં ચાલ્યા ગયા હશે. તેનાથી મીઢ વંશની ઉત્પત્તિ થઇ હોય એવો સંભવ છે. મીઢી લોકો મનુના તૃતીય પુત્ર યયાતિનાં સંતાનો છે. મીઢીઓનો મૂળ પુરૂષ મેડાઇ જાફેટના વંશમાં થયો છે. વાજસ્વ (વાજસનેઇ) શાખાના મૂળ પુરૂષ અજમીઢનું નામ અજ અર્થાત્ બકરાના નામ પરથી લખવામાં આવ્યું છે. બાઇબલમાં એસિરિયન મીઢીનું નામ બકરાના નામપરથી લખવામાં આવ્યું છે.

---

તેમનું રાજ્ય કાઠીઆવાડ, ગુજરાત તથા કેટલેક અંશે રાજપુતાના પર્યંત ફેલાઈ ગયું હતું. પરંતુ મિનાન્ડરનું રાજ્ય તો પૂર્વમાં અયોધ્યા તથા પાટલીપુત્ર પર્યંત ફેલાઇ ગયું હોય એમ માનવામાં આવે છે. આ વંશના રાજાઓના શિક્કા માત્ર પ્રાપ્ત થાય છે, જેથી તેમનો ક્રમ નિર્ણીત થઇ શકતો નથી. મિનાન્ડર ઉપર્યુક્ત ડેમિટ્રિયસનો સમકાલીન નહોતો, પરંતુ તે તેની પાછળ ઘણે વર્ષે થયો હતો. ગૌ. હી. ઓઝા.

‡ આ પુસ્તક બૅક્ટ્રિયા આદિનું વૃત્તાંત લખનાર, ઍરિયનનું રચેલું નથી. તે મિસરના કોઇ વ્યાપારીનું લખેલું માનવામાં આવે છે. આ વ્યાપારી કોણ હતો તે સંબંધે કાંઇ જાણી શકાતું નથી. કેટલાક તેને ઍરિયનનું લખેલું માને છે, પરંતુ જો તેમનું માનવું યથાર્થ હોય તો તે કોઇ બીજો ઍરિયન હોવો જોઇએ. ગૌ. હી. ઓઝા.

તેથી તેના દેશનું નામ પાંચાલિક[1] પડયું.

કુશનાભે ગંગાકિનારે જે નગર વસાવ્યું તેનું નામ કનોજ છે. તેના સંબંધમાં અબ્બુલફઝલે લખ્યું છે કે પ્રાચીન કાળમાં એ નગર ૩૫ માઇલના ઘેરાવામાં હતું. તેમાં પાન વેચનારની ૩૦૦૦૦ દુકાનો હતી. છઠ્ઠી શતાબ્દીમાં તેની શોભા અપૂર્વ હતી. પાંચમી શતાબ્દીથી તે નગર રાઠોડોના અધિકારમાં હતું, તેમનો અધિકાર બારમી શતાબ્દીમાં જયચંદની સાથે સમાપ્ત થઇ ગયો. એનું વિશેષ વૃત્તાંત ચંદ કવિના ગ્રંથમાં પ્રાપ્ત થાય છે.

કુરૂના સુધનુ અને પરીક્ષિત થયા. સુધનુનો વંશ જરાસંધની સાથે સમાપ્ત થયો. જરાસંધની રાજધાની રાજગૃહ–વર્તમાન રાજમહલમાં[2] હતી. આ નગર બિહારમાં ગંગાકિનારે આવેલુ છે. પરીક્ષિતના વંશમાં શાંતનુ અને બાહ્લીક થયા. બાહ્લીકના પુત્રોએ બે રાજ્યો સ્થાપન કર્યા. એક ગંગાના નીચલા ભાગમાં પાલીબોથરા (પાટલીપુત્ર) માં અને બીજું સિંધુ નદીના પૂર્વ તટપર અરોરમાં.[3] આ બીજા રાજ્યનો સ્થાપક શલ હતો.

૧ પાંચ પાંડવની સ્ત્રી દ્રૌપદી આજ વંશની હતી. પાંચ પુરૂષોને એક સ્ત્રી વરે એવી વિચિત્ર રીત સિથિયામાં પણ પ્રાપ્ત થાય છે.

૨ રાજગૃહને સાંપ્રતમાં રાજગિર કહેવામાં આવે છે. પૂર્વે એને ગિરિવ્રજ કહેવામાં આવતું હતું. ચીના પરિવ્રાજક હુએન્સંગે એનું નામ કુશાગ્રપુર લખ્યું હતું. રાજમહલ એનું નામ નથી. એ નામનું એક બીજું શહેર બંગાલા દેશના સંતાલ પ્રગણામાં છે.

૩ અરોર વા આલોર એ પૂર્વે સિંધ દેશની રાજધાની હતું. સિંધુ નદીની એક શાખા દરાની સમીપથી નીકળી છે. તેના ઉપરનો માત્ર પુલજ સિકંદરના સમયની સોગડીની રાજધાનીનું અવશિષ્ટ ચિહ્ન છે. મરૂ સ્થલના ભરવાડોએ હાલમાં તે સ્થાનપર એક મોટી વસ્તી વસાવી છે. આ વસ્તી બક્કરના ટાપૂથી સાત માઇલના અંતરપર પૂર્વની તરફ સીલીસયસ જાતિના પાષાણપર આવેલી છે. આ સ્થાન પર સિંધુ નદીની રેલ પહોંચી શકતી નથી. પ્રમાર વંશની સોઢા નામક એક પ્રબલ શાખાના લોકો અતિ પ્રાચીન કાળથી આ દેશપર અધિકાર ભોગવતા હતા અને ઉમરકોટ તથા ઉમર સુમરા, એ નગરો દીર્ઘ કાળ પર્યંત તેમના અધિકારમાં રહ્યાં. આજ પ્રદેશમાં અરોર નગર હતું.

અબ્બુલફઝલને કોશલ અને તેની રાજધાનીનું નામ વિદિત હતું, પરંતુ તેનું સ્થાન તેને પરિચિત નહોતું. તેણે કોશલ દેશની રાજધાની દેવિલ વા દેવલ લખી છે, કે જે સાંપ્રતમાં નગરઠઠ્ઠા કહેવાય છે. આ ઉદ્યોગી ઇતિહાસલેખકે જણાવ્યુ છે કે પ્રાચીન સમયમાં સિહરિસ (શલ) નામક એક રાજા હતો, તેની રાજધાની અલોર હતી અને તેનું રાજ્ય ઉત્તરમાં કાશ્મીરથી દક્ષિણમાં સાગર પર્યંત પ્રસર્યું હતું. આથી તે દેશનું ઉપનામ શલ વા સિહર અને ત્યાંના રાજાઓનું તથા નિવાસીઓનુ ઉપનામ સહરાઇ† પડયું.

આ પરથી વિદિત થાય છે કે આલોર સિંગટિસ‡ રાજ્યની રાજધાની હતી, જેને બૅક્ટ્રિયાના મિનાન્ડરે જીતી લીધી હતી. આરબ ભૂગોળવેત્તા અબુ હૉકલે તે વિષે ઉલ્લેખ કર્યો છે, પરંતુ લખવામાં ભૂલ થવાથી આલોરને બદલે આજોર વા અજોર થઇ ગયું છે એમ સર ડબ્લ્યૂ આઉસ્લેના અનુવાદ પરથી પ્રતીત થામ છે.

વિખ્યાત ડિએન્વિલે પણ તેનું વૃત્તાંત લખ્યું છે, પરંતુ તે તેનું સ્થાન જાણતો નહોતો. તેણે અબ્બુલફિદાનો લેખ ઉધૃત કરીને જણાવ્યું છે કે આજોર ઐશ્વર્યની બાબતમાં મુલ્તાન સમાન હતું.

ભારતવર્ષના ઉત્તર વિભાગની કેટલીક રાજધાનીઓ મેં શોધી કાઢી છે. જેમકે:—યાદવોની રાજધાની શરપુર યમુના નદીપર, સોઢાઓની રાજધાની આલોર સિંધુના તટપર, પડિહારોની રાજધાની

† સહરા શબ્દ ફારસીમાં જંગલ વાચક છે, કદાચિત્ એમાંથીજ સહરાઇ શબ્દ નીકળ્યો હશે. હિંદી અનુવાદક.

‡ કદાચિત્ આ નામ કચ્છસાગરના તટને માટે આપવામાં આવ્યું હશે. હિંદી અનુવાદક.

યયાતિના વંશની એક બૃહત્ શાખા યાદવસુના નામથી વિખ્યાત છે, જેને કેટલાક લેખકોએ તુર્વસુ લખ્યો છે.

તેના વંશજોએ અનેક રાજ્યો સ્થાપન કર્યાં. તેની આઠમી પેઢીએ ઉત્પન્ન થયેલા વિરૂતને આઠ પુત્રો થયા. એમણે સ્થાપન કરેલી શાખાઓમાંથી દ્રુહ્યુ તથા બભ્રુ વિશેષ પ્રસિદ્ધ થઇ.

દ્રુહ્યુએ ઉત્તર ભાગમાં એક વંશની સ્થાપના કરી. એમ કહેવાય છે કે આરદ્વાન અને તેના પુત્ર ગાંધારે એક રાજ્ય સ્થાપન કર્યું હતું અને પ્રચેતે મ્લેચ્છ દેશ વા જંગલી દેશપર અધિકાર સ્થાપિત કર્યો હતો.

ભરત રાજાની સ્ત્રી વિખ્યાત શકુંતલાના[1] પિતા દુષ્યંતની સાથે આ વંશ સમાપ્ત થઇ ગયો, જેના સંબંધમાં હિંદુ લોકોમા એવી દંતકથા પ્રચલિત છે કે તેની ઉપર એક દેવતા અપ્રસન્ન થઇ ગયા હતા અને તેણે તે વંશપર અનેક વિપત્તિઓ પાડી હતી.

દુષ્યંતના પૌત્ર કેરલના સંબંધમાં અમે એટલું કહી શકીએ છીએ કે બારમી શતાબ્દીમાં છત્રીસ રાજકુલોમાં તેનું નામ પ્રાપ્ત થાય છે, પરંતુ તેની રાજધાની અમને વિદિત નથી.

સૌરાષ્ટ્રમાં ચૌબલ (ચોલ) પ્રસિદ્ધ છે.

જે બીજી શાખા બભ્રુદ્વારા નીકળી હતી તે અતિ પ્રસિદ્ધ થઇ. તેની ચોત્રીસમી પેઢીએ ઉત્પન્ન

---

*મંદોદરી ( મંદોર ); અરવલ્લીની તળેટીમાં ચંદ્રાવતી; અને ગુજરાતમાં બાહ્લીક રાજાઓની રાજધાની વલ્લભીપુર. આરબોએ આ લોકોને બલ્હારા† જણાવ્યા છે. અરોરના બાહ્લીક વંશી શલના વંશજ સૌરાષ્ટ્રના +બલ્લા રાજપુતોએ તેનું નામ બલ્લભીપુર રાખ્યું હશે. આ લોકોને ભાટ લોકો અદ્યાપિ ઠઠ્ઠા મુલતાનના રાવ કહીને આશીર્વાદ આપે છે. આ ઠઠ્ઠા અને મુલ્તાન બાહ્લીકના પુત્રોની રાજધાનીઓ હતી. મહાભારતનું યુદ્ધ થયા પશ્ચાત્ જ્યારે ભારતવર્ષના હર્ક્યુલીસ ( બલરામ ) આ દેશનો ત્યાગ કરીને ચાલ્યા ગયા ત્યારે તેમની આધીનતામાં રહેનારી આ કુલની એક શાખાએ બલિક વા બલ્ખની સ્થાપના કરી હોય એવો સંભવ છે. બલ્ખ એ 'નગરોની જનની' કહેવાય છે. જેસલમીરના ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે ચંદ્રવંશની યાદવ તથા બલિક (બાહ્લીક) શાખાઓ મહાભારતની પછી ખોરાસાનમાં રાજ્ય કરતી હતી. આ જાતિને યુનાની ગ્રંથકારોએ ઇન્ડો સિથિક જાતિ લખી છે.

બલિક ( બાહ્લીક ) તથા ઇંડોમિડિઝ વંશની અનેક શાખાઓ વ્યતિરિક્ત કુરૂના અનેક પુત્રો પણ આ પ્રદેશમાં પ્રસરી ગયા હતા, કે જેમા આપણે પુરાણમાં લખેલા ઉત્તરકુરૂને પણ સામિલ કરી શકીએ છીએ. યુનાની લોકો એને આટરી કુરી લખે છે. જ્યારે સૂર્ય ચંદ્રના અધિકૃત પ્રદેશોમાં જનસંખ્યા વિશેષ વૃદ્ધિગત થતી હતી ત્યારે ત્યાના મનુષ્યોને દૂર દેશોમાં નિવાસ કરવાને માટે મોકલી આપવામાં આવતા હતા. સિંધુ નદીની પૂર્વે અને પશ્ચિમે નિવાસ કરતી આ જાતિઓનો ધર્મ એકજ હોવાનો સંભવ છે.

૧ કર્નલ ટૉડે આ એક મોટી ભૂલ કરી છે. દુષ્યંત એ શકુંતલાનો પિતા નહિ, પરંતુ પતિ હતો અને ભરત એ શકુંતલાનો પુત્ર હતો. શકુંતલાનું ચરિત્ર ઘણું વિખ્યાત છે, તે છતાં પણ કર્નલ ટૉડે આ ભૂલ કેમ કરી તે કાંઇ સમજાતું નથી. **હિંદી અનુવાદક.**

---

* મંદોદરી નામ ખોટું છે. સંસ્કૃતમાં એને માંડવ્યપુર જણાવવામાં આવ્યું છે અને સાંપ્રતમાં તે મંદોર કહેવાય છે. **હિંદી અનુવાદક.**

† આરબોએ દક્ષિણના રાઠોડોને માટે બલ્હારા શબ્દ વાપર્યો છે, તે વલ્લભીપુરના રાજાઓને માટે નથી; કારણ કે તેમણે તેમની રાજધાની માનકેર વા માન્યખેટ લખી છે, કે જે દક્ષિણમાં છે. **હિંદી અનુવાદક.**

+ શલવંશી રાજપુતો ચંદ્રવંશી છે અને વલ્લભીપુરના રાજપુતો સૂર્યવંશી છે. **હિંદી અનુવાદક.**

થયેલા અંગે[1] અંગદેશની સ્થાપના કરી. તેની રાજધાની ચંપામાલિની હતી. આ નગરી ઇ. સ. પૂર્વે ૧૫૦૦ વર્ષપર કનોજની સાથે સ્થાપન કરવામાં આવી હતી. એની સાથે ઉક્ત વંશનુ નામ પણ બદલાઇ ગયુ અને તે વંશના માણસો અંગવંશી કહેવાવા લાગ્યા.. અત્યાર સુધી ચીનાઇ તાર્તરીની સીમા પરનો ટિબેટનો ઉચ્ચ પ્રદેશ અંગદેશ કહેવાય છે.

પ્રસ્તુતસેન (પૃથુસેન)ની સાથે અંગ વંશની સમાપ્તિ થઇ જાઇ. મહાભારતના યુદ્ધમાં એ રાજા બચવા પામ્યો હતો. જે દેશમાં જાતિભેદ માનવામાં આવતો નથી તે દેશમાં આ લોકોનો પ્રસાર થયો હોય એમ લાગે છે.

મનુ અને બુધથી લઇને ભગવાન રામ અને શ્રીકૃષ્ણ પર્યતના સૂર્ય અને ચંદ્રવંશના રાજાઓની સંક્ષિપ્ત સૂચી આ પ્રમાણે છે. અમને આશા છે કે પાઠકોને આમાંથી કેટલીક નવીન વાતો પ્રાપ્ત થઇ હશે અને સમસ્ત સૂચીની પ્રમાણિકતામાં વૃદ્ધિ થઇ હશે.

ઉક્ત રાજાઓનાં સ્થાપન કરેલાં મોટાં મોટાં નગરોનાં ખડિયેરો અદ્યાપિ પ્રાપ્ત થાય છે. ઇક્ષ્વાકુ વંશની રાજધાનીઓ સરયૂના તટપર અયોધ્યા, ઇંદ્રપ્રસ્થ, મથુરા, સૂરપુર, અને પ્રયાગ હતી; યમુનાના કિનારાપર હસ્તિનાપુર, કાન્યકુબ્જ અને રાજગૃહ, નર્મદાના તટપર માહેશ્વર, સિંધુના કિનારાપર અરોર અને પશ્ચિમ સાગરને કિનારે કુશસ્થલી દ્વારિકા હતી. આ સ્થળોમાં પ્રાચીન સમયનાં કેટલાક ચિહ્નો અદ્યાપિ ઉપલબ્ધ થાય છે. યદિ વિશેષ ખોજ કરવામાં આવે તો બીજાં પુષ્કળ ચિહ્નો પ્રાપ્ત થઇ શકે એમ છે.

પાંચાલિકમાં હજી પણ એક પ્રદેશની ખોજ કરવાની છે. અર્થાત્ તેની રાજધાની કપિલ નગર અને બાજસ્વના પુત્રોએ સિંધુ નદીની પશ્ચિમે જે નગરો સ્થાપન કર્યા હતાં તેની તપાસ હજી બાકી છે.

યદિ કોઇ પ્રવાસી સાહસ કરીને ઑક્સસ નદીની આગળના પ્રદેશોમાં જઇને સાઇરો પોલીસ અને એલેક્ઝાંડ્રિયાના ઉત્તર ભાગોમાં બલ્ખ અને બામિયાંની કંદરાઓમાં તપાસ કરે તો પ્રાચીન ઇંડો સિથિક (ભારતના શક) લોકોનાં ચિહ્નો પ્રાપ્ત થવાનો સંભવ છે.

અદ્યાપિ ભારતભૂમિમાં એવાં કેટલાંક પ્રાચીન નગરો વિદ્યમાન છે, કે જેનાં ખંડિયેરોમાંથી કેટલુંક વૃત્તાંત પ્રાપ્ત થવાનો સંભવ છે. અને જેમાં કેટલાક શિલાલેખો એવા પ્રાપ્ત થાય છે કે જે વાંચી શકાતા નથી. પરંતુ તેમની આ દશા સર્વદા રહેશે નહિ. યદિ આ વિષયની બરાબર ખોજ ચાલુ રહે અને એક દિવસ તેને વાંચવાની કુંચી હાથ લાગી જાય તો ઘણો ભેદ ખુલ્લો થઇ જશે. જે જે સ્થાનોમાં કુરુ, ઉરુ અને યદુવંશીઓનુ રાજ્ય હતું તે તે સ્થાનોમાં એવા કેટલાક શિલાલેખો પ્રાપ્ત થયા છે કે જે અત્યાર સુધી ઉકેલી શકાયા નથી.[2]

યદિ પુરાણોમાં લખેલાં ઐતિહાસિક અને ભૌગોલિક વૃત્તાંત વિષે સારી રીતે મનન કરવામાં આવે તો ઘણી ઐતિહાસિક સામગ્રી પ્રાપ્ત થઇ શકે એમ છે ભગવાન રામચંદ્ર, શ્રીકૃષ્ણ અને પાંડવોનો ઇતિહાસ[3] માત્ર કવિની કલ્પના છે, એ વિચારને આપણે તિલાંજલિ આપવી જોઇએ. તેમનાં નગરો,

---

૧ અંગદેશની સ્થાપના કરનાર રાજા અંગથી લોમપાદ છઠ્ઠી પેઢીએ ઉત્પન્ન થયો હતો. તેણે ચંપામાલિનીની સ્થાપના કરી હતી. રાજા દશરથ ત્યાં ગયા હતા એવી કથા રામાયણમાં ઉપલબ્ધ થાય છે. તે પહાડી દેશ હોવો જોઇએ કારણ કે તેનાં સઘન વનો અને નદીઓથી તેમને યાત્રામાં ઘણું સંકટ થયું હતું. આ પરથી અનુમાન કરી શકાય છે કે કર્નલ ફ્રૅંકલિને પાલીબોથ્રાના નિબંધમાં બંગાલામાં ચંપામાલિની આવ્યું હતું એવો જે ઉલ્લેખ કર્યો છે તે અસંગત છે.*

૨ પરંતુ વર્તમાન કાળમાં શિલાલેખોનાં એવાં પુસ્તકો રચાયાં છે, કે જે દ્વારા સર્વે પ્રકારના લેખો વાંચી શકાય છે. **હિંદી અનુવાદક.**

૩ પાંડવો અને હરિકુલના માણસો (કૃષ્ણ બલદેવજી)નું વૃત્તાંત અને તેમનાં પરાક્રમી કાર્યો ભારતના પ્રત્યેક પ્રાંતમાં દૂર દૂર સુધી પ્રસિદ્ધ છે. સૌરાષ્ટ્ર દેશની ઘીચ વૃક્ષોથી આચ્છાદિત પર્વતમાલા,

---

* અમારા ધારવા પ્રમાણે કર્નલટૉડનું કથન અસંગત છે, અને ફ્રૅંકલિનનું કથન સત્ય છે. **હિં. અ.**

તેમના વંશજો અને તેમના સિક્કા અદ્યાપિ વિદ્યમાન છે, તે છતાં પણ કેટલાક લોકો તેમને કલ્પિત ધારે છે, એ જાણી મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. જો આપણે દિલ્લી, પ્રયાગ, મેવાડ, જૂનાગઢ,[1] અરવલ્લી તથા બિજૉલીના શિલાલેખો અને ભારતવર્ષનાં ભિન્ન ભિન્ન જૈન મંદિરોમાંના શિલાલેખો વાંચી શકીએ તોજ આપણે યથાર્થ અને સંતોષદાયક નિર્ણય કરી શકીએ.



હિડંબ તથા વિરાટનાં ઘન વનો અને કંદરાઓ, કે જ્યાં અદ્યાપિ ભીલ અને કોળી લોકો વસે છે, તેમાં તથા ચંબલના રેતાળ તથા પાષાણમય કિનારાઓપર અદ્યાપિ એવી જનશ્રુતિ પ્રચલિત છે કે પાંડવોને યમુનાતટપરથી હાંકી કાઢવામાં આવ્યા તત્પશ્ચાત્ ઉક્ત પ્રદેશોમાં જઇને તેમણે નિવાસ કર્યો હતો. પર્વતની ગુફાઓમાં કોતરેલી મૂર્તિઓ, મંદિરો અને પાષાણુપરના લેખો કે જે વાંચી શકાતા નથી, તે સર્વે, પુરાણુની કથાઓને પુષ્ટિ આપે છે.

૧ જૂનાગઢ એ ગિરનાર પર્વતની તળેટીમાં તેની રક્ષા કરનાર પ્રાચીન રાજધાની છે. અબ્બુલ ફઝલ જણાવે છે કે આ નગર દીર્ઘ કાળ પર્યંત અજ્ઞાત અવસ્થામાં ઉજ્જડ પડી રહ્યું હતું. પરંતુ પછી સહસા તે જાણમાં આવ્યું. તેનુ વિશેષ વૃત્તાંત વિદિત નહિ હોવાથી લોકો તેને જૂના+ ( પ્રાચીન ) ગઢ ( કોટ ) કહેવા લાગ્યા. પરંતુ હું નિશ્ચયપૂર્વક કહી શકું છું કે આ ગિહલોતોનો લખેલો અસિલ દુર્ગ વા અસિલ ગઢ છે ગિહલોતોના ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે અસિલે પોતાના મામા ડાભી વંશના રાજાની અનુમતિથી ગિરનારની સમીપ પોતાના નામથી એક દુર્ગ બંધાવ્યો હતો.

+ જૂનાગઢની સમીપ એક પાષાણુપર એક બાજુએ રાજા અશોકની ચૌદ ધર્માજ્ઞાઓ અને બીજી બાજુએ ક્ષત્રીયવંશી સંવત્ ૨૧૫ માં થયેલા રાજા રૂદ્રદામાનો લેખ છે. આ રાજાએ તેપર એક મંદિર બંધાવી તેની રક્ષા કરી સર્વ સાધારણનો ધન્યવાદ લીધો છે. બીજા ત્યાંથી એક માઇલના અંતરપર બે શિલાલેખો છે. તેપર સંવત્ ૧૨૨૬ નો ચૌહાણવંશના રાજા સોમેશ્વરનો લેખ છે, જેપરથી ચૌહાણોના ઇતિહાસ સંબંધી ઘણી વાતો જાણી શકાય છે. તેની ઉપર પણ મંદિર બંધાવવામાં આવેલું છે. કેટલાક લોકોનું એવું કથન છે કે અસિલ ગઢનું નામ જૂનાગઢ નથી, કારણ કે ત્યાંના શિલાલેખપર મહા ક્ષત્રપ રૂદ્રદામાનો સંવત્ ૨૧૫ કોતરવામાં આવેલો છે અને તેનું નામ ગિરિનગર છે. હિંદી અનુવાદક.



# परिशिष्ट बीजानो अध्याय ५ मो.

## ભગવાન રામચંદ્ર અને શ્રીકૃષ્ણચંદ્ર પછીની વંશાવલી.



મહારાજા ઇક્ષ્વાકુથી લઇને શ્રીરામચંદ્ર પર્યંતનાં અને બુધ (ચંદ્રવંશનો[1] આદિ પુરૂષ કે જે શાક દ્વીપ અથવા સિથિયાથી ભારતવર્ષમાં આવ્યો હતો) થી લઇને શ્રીકૃષ્ણ તથા યુધિષ્ઠિર પર્યંતનાં બારસેં વર્ષની સમાલોચના કરી હવે અમે વંશાવલીના બીજા ભાગ અને બીજી સૂચીની આલોચના કરવાને પ્રવૃત્ત થઇએ છીએ.

મેવાડ, જયપુર, મારવાડ અને બીકાનેરના નરેશ પોતાને મહારાજ રામચંદ્રના વંશજ તરિકે ઓળખાવે છે અર્થાત્ તેઓ પોતાને સૂર્યવંશી કહે છે અને તેમની શાખાઓ પણ પોતાને સૂર્યવંશી જણાવે છે. આ પ્રકારે જેસલમીર અને કચ્છના રાજાઓ પોતાને ચંદ્રવંશમાં બુધ અને શ્રીકૃષ્ણદ્વારા ઉત્પન્ન થયેલા જણાવે છે. જેસલમીર અને કચ્છના ભાટી[2] તથા જાડેજા લોકો સતલજ નદીથી સમુદ્ર પર્યંત સર્વત્ર ફેલાયેલા છે.

શ્રીરામચંદ્ર શ્રીકૃષ્ણથી દીર્ઘ કાળ પૂર્વે થયા નહોતા. કારણ કે તેમના ઇતિહાસલેખક વાલ્મીકિ અને વ્યાસજી સમકાલીન[3] હતા અને તેમણે સ્વદૃષ્ટિથી જોયેલી ઘટનાઓ લખી હતી.

સૂર્યવંશ, ઇંદુવંશ અને જરાસંધની [4]વંશાવલીઓ, ભાગવત અને અગ્નિ પુરાણમાંથી અને પાંડુ-વંશની વંશાવલી રાજતરંગિણી તથા રાજાવલીમાંથી ઉદ્ધૃત કરવામાં આવી છે.

વર્તમાન સૂર્યવંશી રાજપુતો પોતાને રામચંદ્રના બે પુત્રો લવ અને કુશદ્વારા ઉત્પન્ન થયેલા જણાવે છે. કોઇ પણ રાજપુત પોતાને રામના ઇતર પુત્રો અને ભ્રાતાઓદ્વારા ઉત્પન્ન થયેલો જણાવતો હોય એમ હું માનતો નથી.

મેવાડના રાણા પોતાને સૂર્યવંશી જણાવે છે. તેજ પ્રકારે બડગૂજર લોકો, કે જેમણે વર્તમાન અંબર દેશમાં મહાન પરાક્રમો કર્યાં હતાં અને જેમના વંશજો સાંપ્રતમાં ગંગાજીના તટપર અનૂપ શહેરમાં વસે છે તેઓ પણ પોતાને સૂર્યવંશીજ જણાવે છે.

---

૧ સંસ્કૃતમાં ચંદ્રને ઇંદુ વા સોમ કહે છે, તેથી ચંદ્રવંશીઓને સોમવંશી પણ કહેવામાં આવે છે. ઇંદુ શબ્દથીજ હિંદુ શબ્દની ઉત્પત્તિ થઇ હોય એવો સંભવ છે.

૨ એકાંતમાં સ્થિત ધાટ, કે જેની રાજધાની અમરકોટ ભાટીઓને જાડેજાઓથી પૃથક્ કરે છે તે પ્રદેશને સાંપ્રતમાં સિંધ દેશની સાથે સંયોજી દેવામાં આવ્યો છે. ત્યાંનો રાજા પરમાર સોઢા જાતિનો છે, કે જે લોકો પૂર્વે સમસ્ત સિંધ દેશના સ્વામી હતા.

૩ વ્યાસ અને વાલ્મીકિ સમકાલીન નહોતા. વાલ્મીકિના સમયમાં વ્યાસ નહોતા. અને ઋષિયો દીર્ઘાયુ હોય છે, તેથી તેમની સમકાલીનતાપરથી રાજાઓની સમકાલીનતા સિદ્ધ થતી નથી. હિં. અ.

૪ આ ત્રણ વંશાવલીઓ આપવામાં આવી છે, ચોથી અને પાંચમી વંશાવલીઓ પણ અમે આપત, પરંતુ તે પૂર્ણ રૂપમાં મળી નથી. હિંદી અનુવાદક.

નરવર અને અંબરના કુશવાહા[1] (કછવાહા) રાજા અને તેમની અનેક શાખાઓ કુશમાંથી ઉત્પન્ન થઇ છે. યદ્યપિ ઐશ્વર્યમાં અબર[2] સર્વોત્તમ છે, પરંતુ તે નરવરની એક શાખા છે, જે પ્રાયઃ એક સહસ્ત્ર વર્ષો પૂર્વે આ દેશમા આવીને વસી હતી અને જેનો રાજા, વિખ્યાત નલ રાજાનો વંશજ છે. આ રાજા પોતાના પ્રાચીન સામ્રાજ્યના એક નાના સરખા જીલ્લાનો[3] અધિકાર સાંપ્રતમાં ભોગવે છે.

મારવાડનો રાજ્યવંશ પણ પોતાને આજ કુલમાં ઉત્પન્ન થયેલો જણાવે છે. પરંતુ આ વાત વંશાવલીના લેખકોની ભૂલથી તેમણે માની છે. ફક્ત લેખકોએ કુશના વંશને કનોજ તથા કૌશાંબી નગરીનો કૌશિક વંશ ગણવામાં ઘણી મોટી ભૂલ કરી છે. સૂર્યવંશની વંશાવલી લખનારાઓ પણ આ માની લીધેલી કુલીનતાનો સ્વીકાર કરતા નથી.

અંબરના[4] રાજાએ પોતાની જે વંશાવલી તૈયાર કરી છે તેમાં મેવાડના રાજવંશની નામાવલી શ્રીરામચંદ્રના જ્યેષ્ઠ પુત્ર લવથી સુમિત્ર સુધી આપી છે, કુશથી[5] આપી નથી; જ્યારે કેટલાંક પુરાણોમાં તથા સર વિલિયમ જોન્સે પોતાની વંશાવલી જે ગ્રંથપરથી તૈયાર કરી છે તે ગ્રંથમાં કુશથી નામો આપવામાં આવ્યાં છે.

જે ગ્રંથની સહાયથી સર વિલિયમ જોન્સે પોતાની વંશાવલી તૈયાર કરી છે તે ગ્રંથના આધારે મહાશય બેંટલીએ પણ પોતાની વંશાવલી તૈયાર કરી છે. પરંતુ તેમણે નામોમાં હેરફેર કરી તે વંશાવલી બગાડી નાખી છે અને તેમણે જે પ્રમાણો આપ્યાં છે તે પણ અપૂર્ણ અને હિંદુઓના સિદ્ધાંતની વિરૂદ્ધ છે. યુધિષ્ઠિરના સમકાલીન માનવામાં આવતા બૃહદ્બલ અને બૃહત શરનાં નામો જોઇ તેમણે પોતાની વંશાવલીમાં તક્ષક[6] તથા બાહુમાનની[7] વચ્ચેના દશ રાજાઓનાં નામ ઉલટ સુલટ કરી દીધાં છે.

---

૧ સાંપ્રતમાં આ લોકો કછવાહા બોલાય અને લખાય છે. કુશવાહા શબ્દ કર્નલ ટૉડે ઉપજાવી કાઢેલો લાગે છે. પ્રાચીન લેખોમાં કચ્છપઘાત અને કચ્છપારિ શબ્દો લખેલા પ્રાપ્ત થાય છે. **હિંદી અનુવાદક.**

૨ અંબરના કછવાહા લોકો નરવરથી આવેલા ગ્વાલિયરના કછવાહાઓની નાની શાખાની અંતર્ગત છે. ગ્વાલિયરના રાજા વજ્રદામાના પુત્ર મંગલ રાજાના બે પુત્રોમાંથી બે શાખાઓ ઉત્પન્ન થઇ હતી. તેમાંથી કીર્તિરાજના વંશજો કુતબુદ્દીનના સમય પર્યંત જયપુરમાં રાજ્ય કરતા રહ્યા અને નાના પુત્ર સુમિત્રના પ્રપૌત્ર દેવાનીકના પુત્ર સોઢદેવે સંવત્ ૧૧૨૫ માં રાજપુતાનામાં આવી રાજ્ય સ્થાપન કર્યું. **હિંદી અનુવાદક.**

૩ એ મધ્ય ભારતના ઉચ્ચ પ્રદેશ શાહાબાદની નિકટ છે.

૪ આ વંશાવલીને સત્ય વા અસત્ય ગમે તે પ્રકારે સન્માન આપવામાં આવતું હોય, કિંતુ પ્રત્યેક રાજા અને પ્રત્યેક ભણેલો હિંદુ આ વાત માને છે કે મેવાડના મહારાણા ભગવાન રામચંદ્રના વંશજ અને સૂર્યવંશી છે. તેઓ માત્ર તેમના પ્રતેજ નહિ પરંતુ તેમની રાજધાની પ્રત્યે પણ પૂજ્યભાવથી જુએ છે.

જે સમયે મેવાડના રાણાએ ચિત્તોડમાં ભરાઇ બેઠેલા એક રાજદ્રોહી સરદારને વશ કરવાને માટે માધોજી સિંધિયાને સહાયક તરિકે બોલાવ્યો તે સમયે તે વ્હેમી નહિ એવા સરદારના મનપર તે સ્થાનનો એવો પ્રભાવ પડયો કે સર્વે લોકો જેમાં શ્રીરામચંદ્રજીની ગાદીનું અસ્તિત્વ માને છે તે કિલ્લાની દિવાલપર ગોળા ચલાવવાને તે સમ્મત થયો નહિ. ત્યારે રાણાએ સ્વયં ગોળા ચલાવી તેનો સંકોચ નિવૃત્ત કર્યો.

૫ એનેલિસિસ નામક પુસ્તકમાં બ્રાયંટે જણાવ્યું છે કે કુશાઇટ હામના વંશજો સલામ કરતી વખત તેના આદર અર્થે તેના નામનું ઉચ્ચારણ કરતા હતા. આજ પ્રકારે હિંદુ જાતિમાં 'રામ રામ' અને (ઉત્તરમાં) 'સીતારામ' કહેવાનો રિવાજ છે.

( 'રામ રામ'ના ઉત્તરમાં 'સીતારામ' નહિ, પરંતુ 'રામ રામ'જ કહેવાની પ્રથા છે. **હિંદી અનુવાદક.**)

૬ મારી વંશાવલીમાં આ નામ પચ્ચીસમું અને બેંટલીની વંશાવલીમાં રામચંદ્રથી પચ્ચીસમી પેઢીએ છે.

૭ આ નામ મારી સૂચિમાં ૩૪મું અને બેંટલીની નામાવલીમાં વીસમું છે, પરંતુ વચ્ચેનાં નામો રામચંદ્રજીની પછી અને બાહુમાન (જેને બેંટલીએ વાહુમત લખ્યો છે)નું નામ તક્ષકની પાછળ લખ્યું છે.

બાહુમાન* (ભુજાવાળો) રાજા શ્રી રામચંદ્રજીથી ચોત્રીસમી પેઢીએ ઉત્પન્ન થયો હતો. તેના રાજ્યશાસનનો સમય રામચંદ્રથી છસેં વર્ષ પાછળ તથા સુમિત્રથી તેટલાંજ વર્ષ પૂર્વે હોવો જોઇએ, અર્થાત્ તે રામચંદ્ર, અને સુમિત્ર તથા તેના સમકાલીન વિક્રમની મધ્યેના કાળમાં વિદ્યમાન હોવો જોઇએ.

ભાગવત પુરાણપરથી પ્રતીત થાય છે કે સુમિત્રની સાથે સૂર્યવંશની સમાપ્તિ થાય છે. જયસિંહે આપેલાં પ્રમાણોદ્વારા ત્યાર પછી તે વંશ મેવાડના રાજવંશની સાથે સંયુક્ત થાય છે. જયસિંહનાં પ્રમાણોને કેટલીક વંશાવલીઓની સાથે મેળવી જોવામાં આવ્યાં છે. ખાસ કરીને તેમને જૈનોની વંશાવલીઓની સાથે મેળવી જોવામાં આવ્યાં છે. આ વિષે મેવાડના ઇતિહાસમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

ભગવાન રામચંદ્રથી, પુરાણોમાં લખેલા આ વંશના અંતિમ રાજા સુમિત્ર સુધી સૂર્યવંશમાં ૫૬ રાજા થયા. જોન્સે ૫૭ રાજાનો નિર્દેશ કર્યો છે. યદિ આપણે આમાંના પ્રત્યેક રાજાનો શાસનસમય વીશ વીશ વર્ષનો ગણીએ તો વિક્રમાદિત્યથી થોડાં વર્ષ પૂર્વે થઈ ગયેલા સુમિત્ર સુધી ૧૧૦૦ વર્ષનો મેળ બેસે છે. આ પરથી પ્રતીત થાય છે કે મહારાજ ઇક્ષ્વાકુથી સુમિત્ર† સુધી ૨૨૦૦ વર્ષો વ્યતીત થયાં હતાં.

ઇંદુવંશી અર્થાત્ પાંડુવંશી રાજા યુધિષ્ઠિરનાં સંતાનોની વંશાવલી રાજતરંગિણી તથા રાજાવલીમાંથી સંગ્રહીત કરવામાં આવી છે. આ ઉભય ગ્રંથો જૈન પંડિત વિદ્યાધર અને પંડિત રઘુનાથના રચેલા છે. આ ગ્રંથો વંશાવલી અને ઐતિહાસિક વૃત્તાંતને માટે રાજવાડામાં પ્રસિદ્ધ છે. આ ગ્રંથો અંબરના મહા વિદ્વાન રાજા જયસિંહના સમયમાં રચવામાં આવ્યા હતા. આ ગ્રંથોમાં યુધિષ્ઠિરથી આરંભ કરીને વિક્રમાદિત્યના સમય સુધીના ઇંદ્રપ્રસ્થમાં શાસન કરનાર પૃથક્ પૃથક્ વંશોની સૂચી આપવામાં આવી છે. તેમાં યદ્યપિ ઐતિહાસિક વૃત્તાંત ઝાઝું નથી, તોપણ તે આવા અંધકારમય સમયના ઐતિહાસિક ગ્રંથ તરિકે કાંઇ ઓછા મૂલ્યવાન નથી.

તરંગિણીમાં જૈન દેવતાઓની વંશાવલી છે. તેનો પ્રારંભ આદિનાથ વા ઋષભદેવથી થયો છે. અમે ઉપર જે વંશોની સમાલોચના કરી છે તે વંશોના મુખ્ય મુખ્ય રાજાઓનો ઇતિહાસ લખી તેના લેખકે ધૃતરાષ્ટ્ર પાંડુ તથા તેમનાં સંતાનોના જન્મ વિષે ઉલ્લેખ કર્યો છે અને તેમના પરસ્પરના વિદ્વેષ વિષે તથા મહાભારતના યુદ્ધવિષે વિસ્તારપૂર્વક વર્ણન કર્યું છે.

પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સર્વ દેશોના રાજવંશોની ઉત્પત્તિની સાથે અનેક કલ્પિત વાતો લખવામાં આવી છે. રોમ્યુલસ વા ઇતર વંશના સ્થાપકોની ઉત્પત્તિ જેટલા વિશ્વાસને પાત્ર છે તેટલાજ વિશ્વાસને યોગ્ય પાંડુની§ ઉત્પત્તિ છે.

---

* લોકોએ સમય મળતો આવેલો જોઈ મિથ્રસ (સૂર્ય)ના પૂજક દારાના પિતા અને અર્તઝર્ક્ષીસના પુત્રને સૂર્યવંશમાં સંયોજી દીધો હશે. રાજા જયસિંહે આ વંશાવલીના એક પાછલા રાજાને નૌશેરખાં લખ્યો છે, જેથી ઉક્ત વિધાનને વધુ પુષ્ટિ મળે છે. બાહુમાને અવશ્ય એક અતિ પ્રચંડ સેનાસહિત મિથિલા અને મગધના સૂર્યવંશી નરેશોપર આક્રમણ કર્યું હતું. તે સમયે દારા અને તેના પિતા એ ઉભય વિદ્યમાન હતા એમ જણાય છે. હિરૉડૉટસ જણાવે છે કે દારાના રાજ્યનો સર્વથી અધિક ઐશ્વર્યસંપન્ન પ્રદેશ હિંદુસ્થાન હતો. (ડીહર્બૅલૉટના બાઇબલ ઓરિયંટ નામક પુસ્તકમાં 'બાહુમાન' વિષેનો નિબંધ જુઓ.)

† આ કર્નલ ટૉડની માત્ર કલ્પના છે. શા માટે વીશજ વર્ષની સરાસરી આપવી જોઇએ ? મહારાણી વિક્ટોરિયાએ પચાસ કરતાં અધિક વર્ષો પર્યંત રાજ્ય કર્યું હતું. પહેલાંનાં માણસો તો અત્યંત બળવાન અને નિરોગી થતાં હતાં, અને તેથી તેમનું આયુષ્ય પણ લાંબું હતું. માટે આ વર્ષોની ગણનાનો અડસટ્ટો યથાર્થ નથી. **હિંદી અનુવાદક.**

§ પાંડુને એવો શાપ હતો કે 'તું સ્ત્રીસંગ કરતાંજ મરણ પામશે.' આથી જ્યારે તે વનમાં તપસ્યા કરવા ગયો ત્યારે તેની મોટી રાણી કુંતાએ મંત્રબળથી દેવતાઓને બોલાવ્યા. યુધિષ્ઠિરનો જન્મ ધર્મરાજ (મિનોસ)થી, ભીમસેનનો પવન (ઇઓલસ)થી અને અર્જુનનો જન્મ ઇંદ્ર (જુપિટર સિપોલસ)થી થયો. ઇંદ્રેજ અર્જુનને ધનુર્વિદ્યા શીખવી, જેથી મહાભારતના યુદ્ધમાં હજારો યોદ્ધાઓનો સંહાર થયો. નકુલ અને સહદેવ બીજી રાણી માદ્રીને ઉદરે દેવતાઓના વૈદ્ય અશ્વિની કુમાર (એસ્ક્યુલેપિયસ)થી ઉત્પન્ન થયા.

અમારૂં એવું અનુમાન છે કે પાંડુ વંશના કોઇ મહત્ કલંકને છુપાવવાને માટે આવી કલ્પિત કથાઓ* ઉપજાવવામાં આવી છે. આગળ જે વ્યાસની કથા વર્ણવવામાં આવી છે તેની સાથે આવી કલ્પિત કથાઓને સંબંધ છે. પાંડુ રાજાનો પરલોકવાસ થયા પશ્ચાત્ તેના ભત્રિજા, અંધ ધૃતરાષ્ટ્ર-ના પુત્ર, દુર્યોધને પોતાના બંધુઓને જણાવ્યું કે યુધિષ્ઠિરાદિ પાંડુના ખરા પુત્રો નથી. તે છતાં પણ બ્રાહ્મણો તથા અંધ ધૃતરાષ્ટ્રની સહાયથી પાંડુના જ્યેષ્ઠ પુત્ર યુધિષ્ઠિરને હસ્તિનાપુરનું રાજ્ય મળ્યું. ત્યારે દુર્યોધન પાંડવો તથા તેમના સહાયકોની વિરૂદ્ધ ષડ્યંત્ર રચવા લાગ્યો, જેથી ઉક્ત પાંચ ભ્રાતાઓને પોતાની પૈતૃક રાજધાની છોડી થોડો સમય ગંગાકિનારે વસવું પડયું. પછી તેમણે સિંધુની આસપાસના પ્રદેશમાં નિવાસ કર્યો. સૌથી પહેલાં પંચાલના રાજા દ્રુપદે‡ તેમની રક્ષા કરી. દ્રુપદની રાજધાની કંપિલનગરી હતી. જ્યારે તેણે પોતાની પુત્રી દ્રૌપદીનો સ્વયંવર કર્યો ત્યારે આસપાસના અનેક રાજાઓ તેની સભામાં આવીને વિરાજમાન થયા હતા. પરંતુ તે કન્યા તો પોતાના રાજ્યમાંથી હદપાર થયેલા પાંડવોના ભાગ્યમાં હતી. ત્યાં અર્જુને પોતાની ધનુર્વિદ્યાના પ્રભાવથી તેને પ્રાપ્ત કરી. તે સુંદરીએ અર્જુનના ગળામાં વરમાળા આરોપી તે સમયે ઇતર રાજાઓએ નિરાશ થઈ પાંડવોની સાથે યુદ્ધ કર્યું; પરંતુ પેનેલોયની સાથે વિવાહ કરવાની ઇચ્છા રાખનારાઓની જેવી દશા થઇ હતી તેવી દશા અર્જુને તે સર્વેની કરી. વિજયી અર્જુન પોતાની પ્રિયાને પોતાને મુકામે લઇ આવ્યો. તે દ્રૌપદી સમાનરૂપે પાંચે ભ્રાતાઓની પત્ની થઇ.§ નિઃસંદેહ આ રીતિ શક લોકોની છે. હસ્તિનાપુરમાં આ પાંચે ભ્રાતાઓના આ કામની ચર્ચા ફેલાઇ ગઇ અને ધૃતરાષ્ટ્રે પોતાના પુત્ર દુર્યોધનને દબાવીને તેમને પાછા હસ્તિનાપુરમાં બોલાવ્યા અને પરસ્પરનો દ્વેષ નિવૃત્ત કરવાને માટે રાજ્યના વિભાગ કર્યા. દુર્યોધનના અધિકારમાં હસ્તિનાપુર રહ્યું અને યુધિષ્ઠિરે ઇન્દ્રપ્રસ્થ નામક રાજધાની સ્થાપિત કરી. તત્પશ્ચાત્ મહાભારતનું યુદ્ધ થયું. હવે યુધિષ્ઠિરે પોતાના નામનો સંવત્ ચલાવી પોતાના ભત્રિજા (પૌત્ર) પરીક્ષિતને સાંતુ રાજ્ય સમર્પણ કરી દીધું. ૧૧૦૦† વર્ષ પર્યંત આ સંવત્ ચાલુ રહ્યો. ત્યાર પછી તેજ વંશના

* અમે અંબરના મહારાજાની બુદ્ધિની પ્રશંસા કરીએ છીએ, કારણ કે તેમણે પુષ્કળ જનશ્રુતિઓ સંગ્રહીત કરીને તેને પોતાની વંશસૂચીમાં સંયુક્ત કરી દાધી છે. અંબરના મહારાજા સવાઈ જયસિંહ કે જેમણે પોર્ટુગાલના નરેશ તૃતીય ઇમેન્યુઅલની પાસેથી ડી સીલ્વાને બોલાવ્યો હતો (આ ડી સીલ્વાએ યૂરોપ અને એશિયાના જ્યોતિષ સંબંધી નકશા મેળવ્યા હતા) અને ભારતનાં સમસ્ત મુખ્ય નગરોમાં પોતાના પ્રિય જ્યોતિષશાસ્ત્ર સંબંધી પોતાની બુદ્ધિમત્તાનાં સ્મારકચિન્હો (વેધશાળાઓ) એક એવા સમયમાં નિર્માણ કરાવ્યાં હતાં કે જ્યારે તેઓ અનેક રાજકીય બખેડાઓ અને યુદ્ધોમાં લીન રહેતા હતા. તેમની પ્રશંસા કરવાની કિંવા તેમનો બચાવ કરવાની કાંઇ આવશ્યકતા નથી.

‡ આ દ્રુપદ અજમીઢના વંશજ બાજસ્વ વા હયાસ્વના કુલમાં ઉત્પન્ન થયો હતો અને તે અશ્વવંશી હતો.

§ યદ્યપિ આ વિવાહ હિંદુ રીતિની વિરૂદ્ધ થયો છે, તો પણ તેનાપર ઘણી કલઈ કરવામાં આવી છે. બહુ પતિની જાતીય રીતિ નહિ હોવાથી મૂર્ખાઇભરેલી દલીલો કરવામાં આવી છે. જેસલમીરનો રાજ-વંશ આજ વંશમાંથી ઉતરી આવેલો છે, તેના પ્રાચીન ઇતિહાસપરથી પ્રતીત થાય છે કે પૂર્વે નાના પુત્રને રાજગાદી મળી હતી. આ રીતિ સીથિયા (શક) અને તાતારના લોકોની છે.

શક લોકોની જે રીતિનું હિરોડૉટસે વર્ણન કર્યું છે તે અદ્યાપિ તેમના વંશોમાં ચાલી આવે છે. "પોતાની સ્ત્રીના દ્વારપર પગરખાંની જોડ" એ સંકેત ઇમાક જાતિના સર્વ પુરૂષો સારી રીતે સમજે છે. જુઓ એલ્ફીન્સ્ટનનું 'કબુલ' નામક પુસ્તક વૉલ્યુમ ૨ પૃષ્ઠ ૨૫૧.

† યુધિષ્ઠિરનો સંવત્ ૧૧૦૦ વર્ષો પર્યંત ચાલ્યો હતો એમ કર્નલ ટૉડ માને છે, પરંતુ આ વાત પ્રમાણવિરૂદ્ધ છે. યુધિષ્ઠિરનો સંવત્ ૩૦૫૦ વર્ષ પર્યંત ચાલ્યો હતો. **હિંદી અનુવાદક.**

(ભાગવત અને વિષ્ણુ પુરાણમાં પરીક્ષિતના જન્મથી લઇને નંદના રાજ્યાભિષેક પર્યંત ૧૦૧૫ વર્ષો વ્યતીત થયાં હતાં એવો ઉલ્લેખ છે અને રાજા નંદથી ૧૦૦ વર્ષ પછી મૌર્યવંશના રાજા ચંદ્રગુપ્તનો

તુવાર રાજા વિક્રમાદિત્યે[1] ઇન્દ્રપ્રસ્થ જીતી લઇ પોતાનો સંવત્ ચલાવ્યો.

જ્યારે પાંડુનું રાજ્ય વિભક્ત થઈ ગયું ત્યારે હસ્તિનાપુર કરતાં ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય વિશેષ ઐશ્વર્યસંપન્ન થયું. ઉક્ત પાંચ ભ્રાતાઓએ આસપાસના સર્વ રાજાઓને જીતી લઇને તેમની પાસેથી ખંડણીનો કરાર ( પાયનામું[2] ) લખાવી લીધો.

આ પ્રકારે પોતાના રાજ્યને દ્રઢીભૂત કરી યુધિષ્ઠિરે "રાજાધિરાજ"ની ઉપાધિ ધારણ કરી, અને તેના સ્મરણાર્થે પવિત્ર અશ્વમેધ[3] અને રાજસૂય યજ્ઞ કરવાનો સંકલ્પ કર્યો.

આ મહા યજ્ઞોનાં[4] સમસ્ત કાર્યો રાજાઓજ કરે છે. દ્વારપાલનું કાર્ય સુદ્ધાં રાજા કરે છે.

અર્જુનના સંરક્ષણ નીચે અશ્વમેધનો ઘોડો છોડવામાં આવ્યો. આ ઘોડો પોતાની ઇચ્છાનુસાર એક વર્ષ પર્યંત અનેક પ્રદેશોમાં ભ્રમણ કરતો રહ્યો. જ્યારે કોઇ પણ રાજા તેને પકડીને અર્જુનની સામે યુદ્ધ કરી શક્યો નહિ ત્યારે તેને પુનઃ ઇંદ્રપ્રસ્થમાં લાવવામાં આવ્યો. હવે યજ્ઞનો સમારંભ શરૂ થયો. આ યજ્ઞપ્રસંગે સમસ્ત રાજાઓને બોલાવવામાં આવ્યા હતા.

પાંડવોનું આ ઐશ્વર્ય જોઇ કૌરવોનાં હૃદય પ્રજ્વલિત થવા લાગ્યાં. વળી હસ્તિનાપુરના રાજાને આ પ્રસંગે ભોજન પીરસવાને માટે નિયુક્ત કરવામાં આવ્યો હતો તેથી તેમનો દ્વેષ ઘણો વધી ગયો હતો.

આ ઉભય કુલોની વચ્ચે પુનઃ વૈરાનલ પ્રદીપ્ત થયો. પરંતુ દુર્યોધન પોતાના શત્રુ યુધિષ્ઠિરને હાનિ પહોંચાડવાને માટે જે જે ઉપાય કરતો હતો તે સર્વમાં તે વિફલમનોરથ થતો હતો. છેવટે તેણે યુધિષ્ઠિરની ધાર્મિકતાને પોતાની સફલતાનું સાધન બનાવવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી. સિથિયન[5] જાતિની સાથે મળતી આવતી રાજપુત જાતિમાં દ્યૂત ખેલવાનો રિવાજ અદ્યાપિ પ્રચલિત છે. આ દ્યૂતના ખેલદ્વારા પોતાનો મનોરથ સફળ કરવાનો દુર્યોધને નિશ્ચય કર્યો. યુધિષ્ઠિર તેના પ્રપંચમાં ફસાઈ ગયા અને તેમણે પોતાનું સમસ્ત રાજ્ય, સ્ત્રી તથા પોતાની અને પોતાના ભ્રાતાઓની સ્વતંત્રતા બાર વર્ષને માટે દ્યૂતમાં હારીને ગુમાવી દીધી અને તેઓ સર્વનો પરિત્યાગ કરીને પોતાના દેશની સરહદ બહાર યમુનાતટપર ચાલ્યા ગયા.

હિંદુ જાતિની પ્રાચીન કથાઓમાં પાંડવોનો વનવાસ, તેમના અજ્ઞાત વાસનાં પવિત્ર સ્થાનો, તેમનું પાછા ફરવું, તેમનું કૌરવો સાથેનું યુદ્ધ, આ સર્વ આખ્યાયિકા અતિ મનોહર છે.

---

રાજ્યાભિષેક થયો હતો. એણે ઇ. સ. પૂ૦ ૩૨૧ માં રાજ્ય પ્રાપ્ત કર્યું હતું, માટે યુધિષ્ઠિરનો સમય કમમાં કમ વિ૦ સં૦ થી ૧૩૮૦ વર્ષ પૂર્વે હતો એમ માનવું પડે છે. કેટલાક કલિયુગના આરંભમાં અને કેટલાક કલિયુગનાં ૬૫૩ વર્ષો વ્યતીત થયા પછી એનું અસ્તિત્વ માને છે. જુઓ પ્રાચીન લિપિમાલા પૃષ્ઠ ૨૧ ) ગૌ. હી. ઓઝા.

૧ વિક્રમાદિત્ય કોના વંશમાં ઉત્પન્ન થયો હતો તે નિશ્ચિત નથી. કોઇ તેને તુંવર કહે છે અને કોઇ તેને પરમાર કહે છે અને આધુનિક શોધકો તેને ગુપ્તવંશના રાજા દ્વિતીય ચંદ્રગુપ્ત કલ્પે છે, કારણ કે આ ચંદ્રગુપ્તનું ઉપનામ વિક્રમ વા વિક્રમાદિત્ય હતું. ગૌ. હી. ઓઝા.

૨ પાયનામું શબ્દ મોટા રાજાઓની આધીનતાનું સૂચન કરે છે, પછી તે આધીનતા ધનદ્વારા કરવામાં આવતી હો વા સેવાદ્વારા. આ શબ્દની ઉત્પત્તિ પાય-પગપરથી થઇ છે.

૩ આ યજ્ઞમાં સૂર્યને અશ્વનો બલિ આપવામાં આવે છે.

૪ દુર્યોધન મોટી શાખામાં ઉત્પન્ન થયો હતો તેથી તેણે વંશના આદિ પુરૂષ કુરૂનું પદ ગ્રહણ કર્યું અને યુધિષ્ઠિરે પૃથક્ રાજ્ય સ્થાપિત કરવાને લીધે પોતાના પિતા પાંડુના નામની ઉપાધિ ધારણ કરી. આ ઉભય વચ્ચેના યુદ્ધને કુરૂક્ષેત્રનું યુદ્ધ કહેવામાં આવે છે.

૫ હિરોડૉટસ સીથિયન લોકોના દ્યૂત ખેલવાના વિનાશકારી સ્વભાવનું વર્ણન કરે છે. આ રીતિને ઓડેન પશ્ચિમ તરફ સ્કૅન્ડિનેવિયા અને જર્મનીમાં લઇ ગયો હતો. ટૅસિટસ જણાવે છે કે જર્મન લોકો પાંડવોની પેઠે પોતાની શારીરિક સ્વતંત્રતા પણ દાવમાં લગાવી દેતા હતા અને જીતનારને, હારેલા માણસને ગુલામતરીકે બીજા માણસને ત્યાં વેચી દેવાનો અધિકાર હતો.

પાંડવો અને કૌરવોની વચ્ચે થયેલા યુદ્ધમાં કોકેસસથી લઇને સાગર પર્યંતની સર્વ જાતિના વિખ્યાત રાજાઓ આવ્યા હતા. તેમનું યુદ્ધ કુરૂક્ષેત્રમાં થયું હતું. આ સ્થાને તેમની પછી પણ અનેકવાર ભારત-સામ્રાજ્યને માટે સંગ્રામ થયા હતા અને તેથી અનેકવાર આ દેશ એકના હાથમાંથી બીજાના હાથમાં જતો રહ્યો હતો.[1]

આ યુદ્ધમાં યદુની છપ્પન શાખાઓનો પ્રબલ પ્રભાવ પ્રાયઃ નષ્ટ થઈ ગયો. આ યુદ્ધ બરાબર અઢાર દિવસ પર્યંત ચાલ્યું. એમાં અસંખ્ય મનુષ્યો મરણ પામ્યા. આ યુદ્ધમાં પિતાએ પુત્રની અને ગુરૂએ શિષ્યની મહોબત રાખી નહોતી.

અંતે યુધિષ્ઠિરનો વિજય થયો. પરંતુ વિજય પ્રાપ્ત થયા છતાં પણ તેમને કાંઈ સુખની પ્રાપ્તિ થઇ નહિ. ઇષ્ટ બંધુઓનું મૃત્યુ થયાથી તેમને સંસાર પ્રત્યે વિરાગ ઉત્પન્ન થયો અને તેમણે તેનો ત્યાગ કરવાની ઇચ્છા ધારણ કરી. જે દુર્યોધનની મહત્વાકાંક્ષા અને અધર્મને લીધે આ સર્વનાશકારી સંગ્રામ ઉપસ્થિત થયો હતો તે દુર્યોધનનું મૃત્યુ થતાં તેની દહનક્રિયા ભીમસેને કરી હતી.

પોતાના રાજ્યપર સ્થિત થઇને યુધિષ્ઠિરે પોતાનો સંવત્ ચલાવ્યો અને અર્જુનના પૌત્ર પરીક્ષિતને ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય સમર્પણ કરી, તેઓ કૃષ્ણ બળદેવની સાથે દ્વારિકામાં ચાલ્યા ગયા[2] ઉક્ત યુદ્ધને આ પુસ્તક લખાયું તે સમય સુધીમાં ૪૬૩૬ વર્ષ વ્યતીત થઈ ચૂક્યાં છે. ( જુઓ ૧૭૪૦ માં રચાયેલી રાજતરંગિણી. )

આ યુદ્ધમાંથી બચેલા માણસોને પોતાની સાથે લઇને યુધિષ્ઠિર, બલદેવ તથા શ્રીકૃષ્ણ દ્વારિકામાં ગયા. ત્યાર પછી થોડા સમયમાં શ્રીકૃષ્ણ ગોલોકમાં પધાર્યા. તેમનું ગોલોકગમન એક અનાર્ય જાતિના ભીલના બાણદ્વારા થયું હતું. તેમના ગોલોકગમન પછી યુધિષ્ઠિર અને બલદેવ કેટલાક મનુષ્યોને પોતાની સાથે લઇને ભારતનો ત્યાગ કરી ચાલ્યા ગયા. તેઓ સિંધમાં રહીને ઉત્તરમાં હિમાલય પર્વતપર ગયા. તેઓ આ પર્વત પર ગળી ગયા. અહીંઆં સુધીની પાંડવોની હકિકત હિંદુ પુરાણોમાં લખેલી છે.[3]

---

૧ આ જ રણક્ષેત્રમાં અંતિમ હિંદુપતિ મહારાજા પૃથ્વીરાજે પોતાની સ્વતંત્રતા, રાજ્ય અને જીવનનો ત્યાગ કર્યો હતો.

૨ આ કથા લખવામાં કર્નલ ટૉડે મોટી ભૂલ કરી છે. પરીક્ષિત રાજસિંહાસનપર અધિષ્ઠિત થયા તે પૂર્વેજ પ્રભાસ ક્ષેત્રમાં શ્રીકૃષ્ણ અને બલદેવજીએ પોતાની માનવલીલા સમાપ્ત કરી હતી. રાજતરંગિણીના કર્તા જૈન પંડિતે પણ આ કથા લખવામાં ઘણી ભૂલ કરી છે, અને કર્નલ ટૉડે પણ એક જૈન પંડિતપર આધાર રાખીને અનેક સ્થળોએ ભૂલ કરી છે. બલદેવજી શ્રીકૃષ્ણની પૂર્વેજ સ્વસ્વરૂપમાં મળી ગયા હતા, તો પછી તેમનું યુધિષ્ઠિરની સાથે જવું શી રીતે સંભવી શકે? પાંડવબંધુ પૈકી ચાર જણ અને દ્રૌપદી પણ હિમાલયમાં ગળી ગયાં હતાં. **હિંદી અનુવાદક.**

૩ પશ્ચિમ અને પૂર્વના હર્ક્યુલીસની વચ્ચે સમાનતાનું અનુમાન કરીને હું તેને એક ડગલું હજી આગળ લઇ જઇશ. યદ્યપિ પૌરાણિક કથા હરિકુલના માણસોને તેમના નેતા યુધિષ્ઠિર તથા બલદેવજીના હાથ નીચે કોકેસસ પર્વતના બરફમાં છોડી દે છે, તો પણ યદિ સિકંદરે પાંચાલિક કે જ્યાં પુરૂ તથા હરિકુલના

---

* પુરાણ કથા તો તેમને વચમાં છોડતી નથી; પુરાણ કથાએ તો યુધિષ્ઠિરને સ્વર્ગ પર્યંત પહોંચાડયા છે. કર્નલ ટૉડે પ્રાચીન દેશોનાં નામોની એકતા દર્શાવવાની ધુનમાં કથાઓમાં કાંઇનું કાંઈ કરી નાંખ્યુ છે. આજ પ્રકારે તેમણે ' રાજતરંગિણી ' અને ' રાજાવલી 'ના આધારથી દિલ્લીના રાજાઓની જે સૂચી રાજપાલ પર્યંત આપી છે તેમાં પણ ઘણો ઘોંટાળો કર્યો છે. તેને માટે નથી કાંઇ પ્રમાણ, કે નથી કાંઇ શિલાલેખ.

તેજ પ્રકારે ભારતના પ્રાચીન રાજાઓનાં નામોને યુરોપના પ્રાચીન રાજાઓ તથા બાઇબલમાં લિખિત નામોની સાથે મેળવવાને ભગીરથ પ્રયત્ન કરીને ખેંચતાણ કરી છે. યુનાનના યુરિસ્થેનીસને યુધિષ્ઠિર જણાવ્યો છે. પરંતુ એ વિધાન માની શકાતું નથી. અને યયાતિની તેરમી પેઢીએ કોઇ યવન રાજા પણ પ્રાપ્ત થતો નથી. **હિંદી અનુવાદક.**

મહારાજા યુધિષ્ઠિરની પછી તેમના ઉત્તરાધિકારી પરાક્ષિતથી લઇને વિક્રમાદિત્ય સુધીની ચાર[1] વંશાવલીઓ બરાબર રીતે આપવામાં આવી છે. તેમાં રાજપાલ પર્યંત છાસઠ રાજાઓનાં નામો લખવામાં

માણુસો નિવાસ કરતા હતા તે દેશમાં પોતાની વેદિકાઓ સ્થાપિત કરી છે, તો યુધિષ્ઠિર અને બળદેવજીના હાથ નીચે એક દલ તેથી આઠસેં વર્ષો પૂર્વે યુનાનમાં જઈ વસ્યું એમ માનવામાં આપણુને શી હાનિ છે. તેઓ અસ્ત્ર શસ્ત્ર અને વૈજ્ઞાનિક કાર્યોમાં અધિક ચતુર તો હતાજ, તેથી સંભવે છે કે તેમણે યૂનાનીઓને સરલતાથી જીતી લીધા હશે. જે સમયે પાંચાલિકનાં સ્વતત્ર નગરોપર સિકંદરે આક્રમણ કર્યું તે સમયે જે પુરૂ અને હરિવંશીઓ તેની સામે થયા હતા તેમણે પોતાની પતાકાપર હર્ક્યુલીસનું ચિત્ર દર્શાવ્યું હતું. યદિ હિંદુઓ અને યૂનાનીઓની દેવકથાની પરસ્પર તુલના કરવામાં આવે તો તેમનું મૂળ એકજ સિદ્ધ થાય છે. અને પ્લેટો અર્થાત્ અફલાતુન જણાવે છે કે "યૂનાનીઓએ પોતાની દેવકથા મિસર તથા પૌર્વાત્ય દેશોમાંથી સંગ્રહીત કરી છે." હું પ્રશ્ન કરૂં છું કે આ હરિકુલીઓ શું હેરાકલાઇડી લોકો હોવાનો સંભવ નથી? કે જે વોલ્નીના કથન અનુસાર પેલોપોનીસસમાં ઇ. સ. પૂર્વે ૧૦૭૮માં જઇ વસ્યા હતા. આ સમય અમારા નિર્ધારિત કરેલા મહાભારતના સમયની અત્યંત નિકટનો છે.

હેરાકલાઇડી લોકો એટ્રિયસના વંશજો હોવાનો દાવો કરે છે અને હરિકુલીઓ પોતાને અત્રિના વંશજો તરીકે ઓળખાવે છે.

હેરાકલાઇડી લોકોનો પ્રથમ રાજા યૂરિસ્થેનીસ હતો. સ્પાર્ટાના આ પ્રથમ રાજાની સાથે યુધિષ્ઠિરનું નામ એવી સમાનતા ધરાવે છે કે સંસ્કૃતમાં 'ડ' અને 'ર' એક બીજાના સ્થાનમાં સદા વપરાઈ શકતા હોવાથી વ્યુત્પત્તિશાસ્ત્રવેત્તાઓને આથી આશ્ચર્યચકિત થવાનું કાંઇ કારણુ નથી.

યૂનાની વા આયોનિયન લોકો યવન વા જવનના વંશજો છે, કે જે, જેફેટની સાતમી પેઢીએ ઉત્પન્ન થયો હતો. હરિકુલીઓ પણુ પોતાને યવન વા જવનના વંશજો તરીકે ઓળખાવે છે, કે જે તેમના વંશના આદિ પુરૂષના તૃતીય પુત્ર યયાતિથી તેરમી પેઢીએ જન્મ્યો હતો.

યૂનાન દેશના પ્રાચીન હેરાકલાઇડી લોકોનું એવું કથન છે કે અમે સૂર્યના સમકાલીન અને ચંદ્રથી ઘણા પ્રાચીન કાળના છીએ. શુ આ ગર્વિત વાક્યમાં આ વાત ગુપ્ત નથી કે યૂનાનના હેરાકલાઇડી (સૂર્યવંશી) લોકો તે સ્થાનમાં હરિકુલના ચંદ્રવંશી લોકો કરતાં પૂર્વે વસ્યા હતા? ભારતના અવતારી પુરૂષ બલદેવજી (હર્ક્યુલીસ) કૃષ્ણજી વા કન્હૈયાજી (ઍપોલો) અને બુધ (મર્ક્યુરી)ની પૌરાણિક કથાઓ મિસર અને યૂનાનની પૌરાણિક કથાઓની સાથે દ્રઢ અને પ્રાયઃ સંપૂર્ણ સમાનતા ધરાવે છે. બલદેવજીની સિકંદરના સમયમાં જે પ્રકારની પૂજા થતી હતી તેજ પ્રકારની પૂજા અદ્યાપિ થાય છે. વ્રજમાં બલદાઉ સ્થાનપર બલદેવજીનું મંદિર છે. (ઉક્ત સ્થાનનેજ યૂનાનીઓએ સૂરસેની કહ્યું છે) અને તેમનુ આયુધ હળ છે તથા વસ્ત્ર સિંહચર્મ છે.+

ભારતવર્ષમાંથી પ્રાપ્ત થયેલી એક દુષ્પ્રાપ્ય શિલાપર હર્ક્યુલીસની બરાબર તેજ પ્રકારની પ્રતિમા મળી છે કે જેવું વૃત્તાંત એરિયને લખ્યું છે. તે શિલાપર બે પ્રાચીન અક્ષરોમાં એક નામનો ઉલ્લેખ પણુ છે. આ અક્ષરો હાલમાં વાંચી શકાતા નથી. પરંતુ દંતકથા જ્યાં જ્યાં હરિકુલીઓનું વિશ્રામસ્થાન બતાવે છે ત્યાં ત્યાં આ મૂર્તિ અવશ્ય પ્રાપ્ત થાય છે. ખાસ કરીને સૌરાષ્ટ્ર દેશમાં આ મૂર્તિઓ વિશેષ પ્રાપ્ત થાય છે, કે જ્યાં તે લોકો દિલ્હીમાંથી હદપાર થયા પછી દીર્ઘ કાળ પર્યંત રહ્યા હતા.

અમે નિશ્ચયપૂર્વક કહીએ છીએ કે આ પ્રતિમા બરાબર તેવીજ હતી કે જેવું વર્ણુન એરિયને કર્યું છે. સિકંદર અને પોરસના યુદ્ધમાં પોરસે તેવીજ મૂર્તિ પોતાની ધ્વજાપર દર્શાવી હતી. ઉક્ત શિલાપરની પ્રતિમા રૉયલ એશિયાટિક સોસાયટીનાં ટ્રાન્ઝૅક્શનમાં આપવામાં આવશે.

[1] યુધિષ્ઠિરના ઉત્તરાધિકારી પરીક્ષિતના વંશનો અઠ્ઠાવીસમો અંતિમ રાજા ખેમરાજ હતો. પ્રથમ વંશ તો ૧૮૬૪ પર્યંત ચાલ્યો. બીજા વિસર્વ વંશમાં ૧૪ રાજા થયા. આ વંશ ૫૦૦ વર્ષો પર્યંત

+ બલદેવજી સિંહચર્મ ધારણુ કરતા નહોતા. તેમનું નીલામ્બર પ્રસિદ્ધ છે. હર્ક્યુલીસની સાથે સંયોગ મેળવવાને ગ્રંથકારે આ કલ્પના કરી છે. હિંદી અનુવાદક.

આવ્યાં છે. આ રાજપાલ કુમાઉનાં આક્રમણમાં શુકવંતને હાથે માર્યો ગયો હતો. કુમાઉના અધિપતિએ દિલ્હી હસ્તગત કર્યું, પરંતુ અલ્પ કાળમાં વિક્રમાદિત્યે તેની પાસેથી તે નગર જીતી લીધું. વિક્રમાદિત્યે પોતાની રાજધાની ઇંદ્રપ્રસ્થને બદલે ઉજ્જન (અવંતી)માં સ્થાપન કરી. આ સમયથી ઉજ્જન હિંદુ જ્યોતિષ શાસ્ત્રનું યામ્યોત્તર વૃત્ત ગણાવા લાગ્યું.

ત્યાર પછી આઠસો વર્ષ પર્યંત ઇન્દ્રપ્રસ્થ રાજધાની તરીકે રહ્યું નહિ. તુવાર વંશના સંસ્થાપક રાજા[1] અનંગપાલે દિલ્હીને પુનઃ પોતાની રાજધાની બનાવ્યું. તે પોતાને પાંડવોના વંશજ તરીકે ઓળખાવતો હતો અને તેના સમયથીજ ઇંદ્રપ્રસ્થનું નામ દિલ્હી પડયું.

શુકવંત ઉત્તર ભાગમાં આવેલા કુમાઉના પહાડી પ્રદેશનો રાજા હતો. તેણે ચૌદ વર્ષ પર્યંત રાજ્ય કર્યું. તેને વિક્રમાદિત્યે મારી નાખ્યો હતો. મહાભારતના યુદ્ધથી આ સમય પર્યંત ૨૯૧૫ વર્ષો વ્યતીત થયાં હતાં.

જો આપણે આટલા સમયમાં ૬૬ રાજાઓ થઇ ગયેલા માનીએ તો તેમાંના પ્રત્યેકે ૪૪ વર્ષસુધી રાજ્ય કર્યું હતું એવો સરાસરી હિસાબ આવે છે. આ વાત સર્વથા અશક્ય નહિ હોય તો પણ વિશ્વાસ રાખવા યોગ્ય તો નથીજ.

અન્ય સ્થળે ગ્રંથકર્તા રઘુનાથ જણાવે છે કે મે અનેક ગ્રંથો વાંચ્યા છે અને સર્વનો સાર એ છે કે યુધિષ્ઠિરથી પૃથ્વીરાજ પર્યંતનાં ૪૧૦૦ વર્ષોમાં[2] ૧૦૦ ક્ષત્રિય રાજાઓ દિલ્લીના સિંહાસનપર બેઠા હતા. તત્પશ્ચાત્ તે ગાદી રાવર[3] જાતિના લોકોના અધિકારમા ગઇ. ગ્રંથકર્ત્તાઓએ માત્ર રાજાઓના શાસનસમયમાં વૃદ્ધિ કરી છે, તેમની સંખ્યામાં વૃદ્ધિ કરી નથી એ હર્ષની વાત છે. યુધિષ્ઠિરનો, વિક્રમાદિત્યની સાથે સંબંધ જોડવાને માટે ૬૬ કડીઓ પૂરતી છે.

અમારી ગણના મુજબ યુધિષ્ઠિરથી પૃથ્વીરાજ સુધીના ૧૦૦ રાજાઓના શાસનસમયનાં ૨૨૫૦ વર્ષ થાય છે.

આ ગણના રાજસ્થાનના પ્રધાન રાજવંશોની ૬૩૩[4] અથવા ૬૬૩[5] વર્ષોની અથવા પૃથ્વીરાજથી વર્તમાન સમય પર્યંતની કારકીર્દિની સરાસરી દ્વારા કરવામાં આવી છે.

---

ચાલ્યો. ત્રીજા વંશનો અંતિમ રાજા ઉન્તિનય પંદરમો હતો અને દુધસેન ચોથા વંશનો પ્રથમ પુરૂષ હતો. અંતિમ રાજપાલની સાથે આ વંશની સમાપ્તિ થઇ ગઇ. ( રાજતરંગિણી. )

૧ રાજા અનંગપાલનો સમય રાજતરંગિણીમાં સંવત્ ૮૪૮ ( ઇ. સ. ૭૯૨ ) નો આપવામાં આવ્યો છે, તેમાં એવું પણ વર્ણન છે કે શિવાલક અર્થાત્ ઉત્તરીય પર્વતોના નૃપતિઓએ આવીને ઇંદ્રપ્રસ્થને તાબે કરી લીધું. ત્યાર પછી દીર્ઘ કાળ પર્યંત ઉજ્જડ રહ્યું. પછી તુંવરોએ આવી તેપર પોતાનો અધિકાર પ્રસ્થાપિત કર્યો.

૨ ભારત યુદ્ધથી વિક્રમાદિત્ય પર્યંત ૨૯૧૫ વર્ષો થાય છે એવું રઘુનાથ પંડિતનું કથન સંગ્રહકર્તાએ માનીને ૪૧૦૦ વર્ષોનો સમય નિર્ધારિત કર્યો હશે. પૃથ્વીરાજનો જન્મ સંવત્ ૧૨૧૫* માં થયો હતો. ૪૧૦૦ માંથી યદિ ૨૯૧૫ બાદ કરવામાં આવે તો ૧૧૮૫ શેષ રહે છે. આ સમય ચૌહાણોના ઇતિહાસ અનુસાર પૃથ્વીરાજના જન્મથી ૩૦ વર્ષ પૂર્વેનો છે.

૩ પૃથ્વીરાજની પછી દિલ્લીમાં રાવરોનો નહિ, કિંતુ મુસલમાનોનો અધિકાર થયો હતો. **હિં. અ.**

**૪ સંવત્ ૧૨૫૦ અર્થાત્ ઇ. સ. ૧૧૯૪ થી એટલે પૃથ્વીરાજ સિંહાસનથી ચ્યુત થઇ બંદીવાન બન્યો તે સમયથી.**

**૫ સંવત્ ૧૨૧૨ અર્થાત્ ઇ. સ. ૧૧૫૬ કે જ્યારે જયસલે જેસલમીરની સ્થાપના કરી તે સમયથી ત્યાંના વર્તમાન મહારાજા ગજસિંહના સંવત્ ૧૮૭૬ વા ઇ. સ. ૧૮૨૦ માં થયેલા રાજ્યાભિષેક પર્યંત.**

---

* પૃથ્વીરાજનો જન્મ ૧૨૧૫ માં નહિ, કિંતુ ૧૨૨૫ ની લગભગ થયો હોવો જોઇએ. કારણ કે પૃથ્વીરાજ વિજય કાવ્યમાં સોમેશ્વરના દેહાંત સમયે તે બાલક હતો એમ લખવામાં આવ્યું છે. સોમેશ્વરનો સ્વર્ગવાસ ૧૨૩૬ માં થયો હતો. અને પૃથ્વીરાજ જો ૧૨૧૫ માં જન્મ્યો હોય તો તે ૧૨૩૬ માં ૨૧ વર્ષનો થાય, માટે તે બાલક લખી શકાય નહિ. **હિંદી અનુવાદક.**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મેવાડના રાજા | ૩૪[1] પ્રત્યેક રાજાની સરાસરી કારકીર્દિ...વર્ષ | | | | | ૧૯ |
| મારવાડના ,, | ૨૮ | ,, | ,, | ,, | ,, | ૨૩ |
| અંબરના ,, | ૨૫ | ,, | ,, | ,, | ,, | ૨૨ |
| જેસલમીરના ,, | ૨૮ | ,, | ,, | ,, | ,, | ૨૩ |

આ રીતે પ્રત્યેક રાજાના રાજત્વકાળની સરાસરી ૨૨ વર્ષની આવે છે. એથી અધિક માનવી યુક્ત નથી. અને જે વંશોની નામાવલી વિસ્તૃત છે તેમનો રાજત્વકાળ તો પ્રત્યેક રાજા દીઠ સરાસરી ૧૮ વર્ષનોજ માનવો યુક્ત છે. યુધિષ્ઠિરથી વિક્રમાદિત્ય પર્યંતના ૬૪ રાજાઓનો રાજત્વકાળ તો એટલો પણ માનવો જોઇએ નહિ, કારણ કે એટલી અવધિમાં તો ચાર વાર[2] રાજ્યક્રાંતિ થઇ હતી.

ભાગવતમાંથી ગ્રહણ કરવામાં આવેલી જરાસંધની શેષ વંશાવલી અતિ મહત્વની છે. એથી આપણને વિશેષ શોધ કરવાની સંધિ મળશે.

જરાસંધ રાજગૃહ[3] વા બિહારનો શાસનકર્તા હતો. તેનો પુત્ર સહદેવ અને પૌત્ર માર્જારી, એ ઉભય મહાભારતના સમકાલીન હતા અને તેથી તેમને આપણે રાજા પરીક્ષિતના સમકાલીન ગણીશું તો ચાલશે.

જરાસંધના મુખ્ય વંશમાં ૨૩ રાજાઓની ઉત્પત્તિ જણાવવામાં આવી છે. આ વંશનો અંતિમ રાજા રિપુંજય થયો. તેના સચિવ શુનકે તેને મારી તેનું સિંહાસન હસ્તગત કર્યું. આ શુનકનો વંશ પાંચ પેઢી સુધી ચાલ્યો. તે વંશનો અંતિમ રાજા નન્દિવર્ધન હતો. સિંહાસન હસ્તગત કરવાથી શુનકને કાંઇ લાભ થયો નહિ, કારણ કે તેને તત્કાળ પોતાના પુત્ર પ્રદ્યોતને સિંહાસનપર અધિષ્ઠિત કરવો પડયો. આ પાંચે રાજાનો સમય ૧૩૮ વર્ષ માનવામાં આવે છે.

શેષનાગ[4] નામક વિજેતાના હાથ નીચે શેષનાગ નામક દેશમાંથી એક નવીન જાતિ ભારતવર્ષમાં આવી. તેણે પાંડુના સિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. તેનો વંશ દશ પેઢી સુધી ચાલ્યો અને અંતે તે અપુત્ર રાજા મહાનંદની સાથે સમાપ્ત થયો. મહાનંદને બૈકત પણ કહેવામાં આવતો હતો. તેણે શુદ્ધ રક્તના પ્રાચીન રાજપુતોની સાથે દારૂણ સંગ્રામ કર્યો અને તેમનો સંપૂર્ણ નાશ કરી નાખ્યો. પુરાણોમાં એવો ઉલ્લેખ છે કે શેષનાગના સમયથીજ રાજાઓ શૂદ્ર થઈ ગયા. ઉપર્યુક્ત દશ રાજાઓનો સમય ૩૬૦ વર્ષોનો માનવામાં આવ્યો છે.

આજ તક્ષક વંશના ચંદ્રગુપ્ત[5] મોરી નામક રાજાથી ચતુર્થ રાજવંશનો આરંભ થયો. આ વંશમાં પણ દશ રાજા થયા અને તેમનુ રાજ્ય ૧૩૭ વર્ષ પર્યંત રહ્યું.

---

૧ અહીંઆંના આરંભના ઘણા રાજાઓ યુદ્ધમાં માર્યા ગયા હતા અને વર્તમાન મહારાજાના પિતા પોતાના ભત્રિજાના ઉત્તરાધિકારી થયા હતા. આવાં કારણોથી તેમનો રાજત્વકાળ ઘણો ન્યૂન આવ્યો છે.

૨ ઇતિહાસલેખકો આવાં પરિવર્તનો થવાં ઉચિત માને છે અને તેઓ જણાવે છે કે જે રાજાઓ પદભ્રષ્ટ થયા છે તેમનામાં પોતાના રાજ્યને સંભાળવાની યોગ્યતા નહોતી.

૩ એ બિહારની રાજધાની રાજગૃહ વા રાજમહલ છે.

૪ અલંકારિક ભાષામાં કહીએ તો એ સર્પરાજનો દેશ છે, કારણ કે નાગ, તક વા તક્ષક એ ત્રણે શબ્દોનો અર્થ એકજ છે. અને હું તેને સ્ટ્રેબોના જણાવેલા સિથિક ટાચારી લોકોનું, ચીનાઓના જણાવેલા તકયુક લોકોનું તથા તુર્કસ્તાનના વર્તમાન તાજક લોકોનું નિવાસસ્થાન માનું છું. મારા મત પ્રમાણે પુરાણોમાં જેને તુરૂષ્ક કહ્યા છે અને જેઓ શાકદ્વીપ વા સીથિયામાં અર્વર્મા (અક્ર્સીસ ) ના તટ પર રાજ્ય કરતા હતા તે આ જાતિ છે.

( કર્નલ ટૅાડે શેષનાગ દેશમાંથી શેષનાગ વંશનું આગમન થયેલું માન્યું છે, પરંતુ પુરાણોમાં શેષનાગ વંશના વર્ણનમાં શેષનાગ દેશનું કાંઇ વૃત્તાંત નથી. શેષનાગના વંશજો મગધના સિંહાસનપર બેઠા હતા, નહિ કે પાંડુના સિંહાસનપર. હિંદી અનુવાદક. )

૫ શેષનાગ વા મોરીવંશીઓને તક્ષકવંશી માનવા એ કર્નલ ટૅાડનો ભ્રમ છે. બૌદ્ધ તથા જૈન લેખકોએ તેમને સૂર્યવંશી લખ્યા છે. હિંદી અનુવાદક.

પાંચમા રાજવંશના આઠ રાજાઓ થયા હતા. તેમનો આદ્ય પુરૂષ શૃંગીરાજ[1] દેશમાંથી આવ્યો હતો. આ વંશનું રાજ્ય ૧૧૨ વર્ષ પર્યંત ચાલ્યું. અંતે કણ્વ દેશના એક રાજાએ આવી તે વંશના અંતિમ રાજાનો વધ કર્યો અને તેનું રાજ્ય હસ્તગત કર્યું[2] ઉપર્યુક્ત આઠ રાજાઓ પૈકી શુદ્ધ રક્તના રાજા ચાર હતા અને પાંચમો રાજા કૃષ્ણ[3] શૂદ્ર સ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન થયો હતો કણ્વ દેશથી આવેલા રાજવંશનું રાજ્ય ૨૩ પેઢી સુધી રહ્યું. તેના અંતિમ રાજાનુ નામ સુલોમધા હતું.

આ પ્રકારે મહાભારત પછી છ[4] વંશાવલીઓ આપવામાં આવી છે, જેમાં જરાસંધના ઉત્તરાધિકારી સહદેવથી આરંભ કરીને સુલોમાધી પર્યંત ૮૨ રાજાઓની અવિચ્છિન્ન શૃંખલા આપવામાં આવી છે.

કેટલીક નાની વંશાવલીઓને માટે સાધારણ સમય નિર્ધારિત કરવામાં આવ્યો છે. પરંતુ પ્રથમ અને અંતિમને માટે તેમ કરવામાં આવ્યું નથી. તેથી અગાઉ કરેલી ગણના આ સ્થળે પણ ઉપયોગમાં લાવવી જોઇએ. આમ કરવાથી તેમનો સમય વિક્રમ સંવત્ ૬૦૪ સુધીમાં ૧૭૦૪ વર્ષનો થશે. આ રીતે રાજા વસુદેવ વિક્રમનો સમકાલીન થશે. આ રાજા છઠ્ઠી વંશાવલીના રાજા સહદેવથી પંચાવનમી પેઢીએ થયો હતો. એમ કહેવાય છે કે તેણે ઉત્તર દેશમાંથી આવીને દિલ્લીનું સિંહાસન જીતી લીધું હતું. જો આ ગણનાની કાંઇ પણ કિમ્મત હોય તો ભાગવતમા આપેલી વંશાવલી વિક્રમની પાંચમી શતાબ્દી સુધી આવી પહોંચેછે.[5] આ વંશાવલીના લેખકો કાંઇ ભવિષ્યવેત્તા હોય એમ આપણે માની શકતા નથી, તેથી એવું અનુમાન થઈ શકે છે કે સુલોમધીના શાસનકાળમાં અર્થાત્ વિ૦ સં૦ ૬૦૦ અથવા ૫૪૬માં આ પ્રાચીન ઇતિહાસનું નવીન સંસ્કરણ કરવામાં આવ્યુ હશે.

ઉપર જે વંશાવલીઓનું વૃત્તાંત લખવામાં આવ્યું છે તેમની કારકીર્દીની સરાસરી કાઢવામાં અમે જે ગણના કરી છે તેનો પૃથ્વીના ઇતર દેશોના રાજાઓના શાસનસમયની સાથે મુકાબલો કરવાથી અમારી ગણનામાં કેટલી સત્યતા છે તે જણાઈ આવશે.

---

૧ અહીંઆં પણ શૃંગી શબ્દ ભ્રમથી લખવામાં આવ્યો છે. વાસ્તવમાં એ શબ્દ શુંગ છે. પુરાણોમાં શૃંગી દેશમાંથી ઉક્ત માણસનું આગમન થયેલું લખ્યું નથી. **હિંદી અનુવાદક.**

૨ પુરાણોમાં એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે કે શુંગવંશના અંતિમ રાજા દેવભૂતિને કણ્વવંશી મંત્રીએ માર્યો હતો. ભૂમિત્ર તેનો પુત્ર હતો. **હિંદી અનુવાદક.**

૩ રાજા કૃષ્ણ શૂદ્રાણીના ગર્ભથી ઉત્પન્ન થયો નહોતો. પરંતુ આંધ્રવંશનેજ પુરાણોમાં શૂદ્ર લખવામાં આવ્યો છે. ઉક્ત વંશના પ્રથમ રાજાને સિમુક લખવામાં આવ્યો છે. પુરાણોમાં કણ્વ દેશમાંથી આગમન થયેલું લખ્યું નથી. **હિંદી અનુવાદક.**

૪ કર્નલ ટૉડે અહીંઆં છ વંશાવલીઓ આપ્યાનું લખ્યું છે, પરંતુ સાત વંશાવલીઓ તેમણે વંશપત્રમાં આપી છે, આવીજ રીતે કોઇ કોઈ સ્થળે પ્રકરણમાં તથા વંશાવલીઓમાં આપેલી નામોની સંખ્યામાં પણ ફેર છે અર્થાત્ પ્રકરણમાં કઇક તો વંશપત્રમાં કાંઇ બીજુંજ હોય છે. **ગૌ. હી. ઓઝા.**

૫ મહાશય બેંટ્લીનો હિંદુઓની જ્યોતિષ પ્રણાલિપરનો એક લેખ એશિયાટિક રિસર્ચીસ વો. ૮ પૃ. ૨૩૬–૩૭ માં પ્રાપ્ત થાય છે. તેમાં એવો ઉલ્લેખ છે કે સંવત્ ૫૮૩* અર્થાત ઈ. સ. ૫૨૭ માં બ્રહ્મગુપ્ત જ્યોતિષી થયો, જેનો સમય સલોમધીના રાજ્ય–શાસનથી કાંઇક પૂર્વેનો છે. તેણે બ્રહ્માના કલ્પની રીતિ સ્થાપિત કરી, જે અનુસાર સૃષ્ટિની સાંપ્રતની ગણના ચાલી રહી છે. આથી ઐતિહાસિક સમયમાં પણ પરિવર્તન થયું. આ કારણથી મારી ગણના વિશેષ દૃઢ થાય છે. મહાશય કોલ્બ્રુક કે જેમનું વિશાળ જ્ઞાન અનુમાનની વાતો નહિ માનવાના કારણથી બહુમૂલ્ય છે, તેમનાપર મહાશય બેંટ્લીએ અનુચિત કટાક્ષ કર્યો તેથી તેમના પ્રમાણની દૃઢતા ઘણી શિથિલ થઈ જાય છે.

---

* સલોમધી રાજ્યની સમાપ્તિ ઇ. સ. ૫૪૬ માં નહિ, પરંતુ ઈ. સ. ૩૦૦ ની પૂર્વે થઇ ચૂકી હતી. બ્રહ્મગુપ્તે બ્રહ્મસ્ફુટ સિદ્ધાંત સંવત્ ૬૮૫ ( ઇ. સ. ૬૨૮ ) માં સ્થાપિત કર્યો હતો, માટે ઈ. સ. ૫૨૭ માં તેનું અસ્તિત્વ સંભવી શકતું નથી. **હિંદી અનુવાદક.**

જે સમયે દશ જાતિઓએ રેહોબોઆમની[1] વિરૂદ્ધ વિદ્રોહ કર્યો હતો તે સમયથી જેરૂસલેમ[2] હસ્તગત થયું ત્યાં સુધીનાં ૩૮૭ વર્ષમાં જુડાનાં[3] સિંહાસનપર ૨૦ રાજાઓ અભિષિક્ત થયા હતા. તેમાંના પ્રત્યેક રાજાના શાસનકાળની સરાસરી ૧૯ વર્ષની આવે છે. આની અંદર યદિ વિદ્રોહ પૂર્વેના સાલ, ડૅવિડ અને સૅાલોમનના રાજ્યનો સમય ઉમેરવામાં આવે તો પ્રત્યેક રાજાના શાસનકાળની સરાસરી ૨૬ વર્ષની આવશે.

સાર્ડેનાપોલસના[4] હાથ નીચે ઇ. સ. પૂ૦ ૯૦૦ વર્ષપર અસિરિયા[5] રાજ્ય છિન્નભિન્ન થઇ ગયું. ત્યાર પછી બેબિલોનિયા, અસિરિયા અને મીડિયાના[6] રાજવંશીએ સ્વતંત્ર રીતે રાજ્ય કર્યું. આ ત્રણે રાજવંશોના રાજાઓની શાસનકાળની સરાસરી પૃથક્ પૃથક્ આવે છે.

જ્યારે આપણે અસિરિયાની વંશાવલી જોઇએ છીએ ત્યારે તેમાં શાસનકાળની સરાસરી મધ્યમ જણાય છે, પરંતુ બેબિલોનિયા અને મીડિયાની વંશાવલીના શાસનકાળની સરાસરી અધિક નીકળે છે. બેબિલોનિયા દેશ અસિરિયાથી પૃથક્ થયો ત્યારથી તે પુનઃ તેની સાથે સંયુક્ત થયો ત્યાંસુધીમાં અર્થાત્ ૫૨ વર્ષ સુધીમાં બેબિલોનપર નવ રાજાઓએ અધિકાર ભોગવ્યો હતો. પરંતુ મીડિયાના રાજા ડારાયસે સાઠ વર્ષ પર્યંત અર્થાત્ ઉપર્યુક્ત નવ રાજાઓના એકંદર શાસનકાળ કરતાં પણ અધિક સમય પર્યંત રાજ્ય કર્યું હતું તેનુ રાજ્ય અસિરિયાથી પૃથક્ થયું ત્યારથી તે પુનઃ તેની સાથે સયુક્ત થયું ત્યાંસુધીનાં ૧૭૪ વર્ષોમાં ડારાયસના વંશના છ રાજાઓએ રાજ્ય કર્યું, જેમાંના પ્રત્યેક રાજાની શાસનકાળની સરાસરી ૨૯ વર્ષની આવે છે.

અસિરિયાના નૃપતિઓનો રાજત્વકાળ મધ્યમ છે. ‘નેબુકેડનેઝર’થી આરંભ કરીને સાર્ડેનાપોલસ સુધીના રાજાઓની શાસનકાળની સરાસરી ૨૨ વર્ષની આવે છે, પરંતુ તે સમયથી તે વંશની સમાપ્તિ સુધીના રાજત્વકાળની સરાસરી કાઢવામાં આવે તો તે ૧૮ વર્ષજ થાય છે.

ઇ. સ. પૂ. ૧૦૭૮ ના લેસીડિમનના હેરાક્લાઇડી કહેવાતા રાજાઓમાં, યુરિસ્થેનિસથી લઇને ૧૧ રાજાઓનો શાસનકાળ સરાસરી ૩૨ વર્ષનો થાય છે અને પ્રાય તેજ સમયમાં એથેન્સના પ્રજાસત્તાક રાજ્યમાં મૃત્યુ પર્યન્ત સ્થિત રહેનાર પ્રથમ અધિપતિથી આરંભ કરીને ઓલિમ્પીયડના[7] સમયમાં તે

---

૧ રેહોબોઆમ સૅાલોમનનો પુત્ર અને જુદાનો પાદશાહ હતો. તેના પિતાએ ( સૅાલોમને ) પોતાના રાજ્યમાં કેટલાક સુધારા કર્યા હતા, જેથી તેની પ્રજા અસંતુષ્ટ થઇ હતી અને તેના મૃત્યુ પશ્ચાત્ રેહોબોમના સમયમાં તેની પ્રજામાંની ૧૦ જાતિઓએ વિદ્રોહ કર્યો હતો. ગૌ. હી. ઓઝા.

૨ એ એશિયામાઇનરનું (બાઇબિલમાં) પ્રસિદ્ધ પ્રાચીન નગર છે.

૩ એ એશિયામાઇનરના એક વિભાગનું નામ છે.

૪ અસિરિયાનો એક પાદશાહ.

૫ આ અને આની પાછળના સંવતો મહાશય ગોગેટે પોતાના ‘ઓરિજિન ઓફ લૅાઝ’ નામક પુસ્તકમાં આપેલી વંશાવલીઓમાંથી મેં લીધા છે.

૬ એશિયા ખંડના પશ્ચિમ ભાગમાં આવેલો એક દેશ.

૭ યૂનાનમાં પ્રતિ પાંચ વર્ષે કસરતી ખેલ કરવામાં આવતા હતા, તેઓ લિમ્પિક ગેમ કહેવાતા હતા અને ચાર વર્ષના ખેલ ઓલિમ્પીયડ કહેવાતા હતા.

---

પુરાણોમાં રાજાઓની ક્રમશઃ નામાવલી તો આંધ્રવંશના અંતિમ રાજા સુલોમધી પર્યંતની પ્રાપ્ત થાય છે, પરંતુ તેમાં સુલોમધીથી દીર્ઘ કાળ પશ્ચાત્ પ્રયાગ, સાકેત ( અયોધ્યા ) અને મગધ દેશોપર ગુપ્ત વંશીઓનો અધિકાર રહેલો લખ્યો છે. ગુપ્તવંશનો રાજા ચંદ્રગુપ્ત પહેલો, કે જેનો રાજ્યાભિષેક ઇ. સ. ૩૨૦ માં થયો હતો, તેના સમયમાં આ પ્રદેશો ગુપ્તોનેજ આધીન હતા. તેની પછી ગુપ્ત રાજ્ય દૂર દૂર સુધી ફેલાયું હતું. માટે યદિ કર્નલ ટૅાડના અભિપ્રાય અનુસાર હિંદુઓના પ્રાચીન ઇતિહાસ ( પુરાણો ) નો નવીન સંસ્કાર થયો હોય તો તે ઇસ્વીસનની ચતુર્થ શતાબ્દીમાં થયો હોવો જોઇએ, નહિ કે છઠ્ઠીમાં. ગૌ. હી. ઓઝા.

તે પદ દશ દશ વર્ષને માટેનું થઇ ગયું ત્યાં સુધી થયેલા બાર અધિપતિનો સરાસરી શાસનકાળ ૨૮ વર્ષનો આવે છે

આ પ્રકારે યાહુદીઓ, સ્પાર્ટનો તથા ઍથેનિયન લોકોનો રાજત્વકાળ મળતો આવે છે, જેનો આરંભ ઈ. સ. પૂ. ૧૧૦૦ વર્ષપર થયો હતો. આ સમય મહાભારતથી પચાસ વર્ષ કરતાં અધિક દૂરનો નથી. અને તેની સાથે યુનાની રાજ્યકાળ છોડતાં બેબિલોન, અસિરિયા તથા મીડિયાના રાજ્યનો પ્રારંભ થાય છે. આ ઘટના ઈ. સ. પૂ. આઠમી શતાબ્દીમાં બની હતી. અને યાહુદીઓના રાજ્યનો અંત ઈ. સ. પૂ. છઠ્ઠી શતાબ્દીમાં આવ્યો હતો.

આપણા સૂર્યવંશી અને ચંદ્રવંશી રાજાઓના રાજત્વકાળની સાથે ઉપર્યુક્ત રાજાઓના શાસનકાળની તુલના કરતાં પાછલો રાજત્વકાળ ગમે તેટલો ટુંકો જણાય તો પણ વર્તમાન હિંદુ-રાજાઓના શાસનકાળ ધ્યાનમાં લેતાં તે, બ્રાહ્મણોએ આપેલા અસંભવિત શાસનકાળને માની લેવા કરતાં યથાર્થ શાસનકાળનો નિર્ણય કરવામાં આપણને સહાય કરશે.

જે દેશનાં હવા પાણી સારાં હોય છે અને જે દેશના રાજાઓ સાદું જીવન ગાળે છે, તે દેશનો રાજત્વકાળ લાંબો જણાય છે સ્પાર્ટન રાજાઓનો રાજત્વકાળ લાંબો જણાય છે. સ્પાર્ટન રાજાઓના રાજત્વકાળની સરાસરી ૩૨ વર્ષની આવે છે, જ્યારે અધિક ભોગવિલાસમાં રત થયેલા ઍથેનિયન રાજાઓ સરાસરી ૨૮½ વર્ષનોજ શાસનકાળ આપે છે. યાહુદી રાજાઓ સોલના સમયથી બેબિલોનમાં તેમને હાંકી કાઢવામાં આવ્યા ત્યાંસુધી સરાસરી ૨૬ વર્ષનો શાસનકાળ આપે છે. મીડલોકો લેસિડિમોનયન લોકોની બરાબર ઉતરે છે. જગતના સર્વ દેશોના ઇતિહાસમાં તેઓ અણહિલપુરના રાજાઓની સમાન ઉતરે છે અને ઉક્ત નગરના ચામુડ રાજાનો રાજસમય તો પ્રાયઃ દારાના§ રાજત્વકાળની બરાબરજ હતો.

અસિરિયા અને સ્પાર્ટાના લોકોનો સરાસરી રાજત્વકાળ અધિકમાં અધિક ૩૨ અને ન્યૂનમાં ન્યૂન ૧૮ વર્ષનો નીકળે છે અને પ્રત્યેકનો સરાસરી કાળ ૨૫ વર્ષનો આવે છે અને સાતમે વર્ષના અરસામાં આપણા ચાર હિંદુ રાજવંશની સરાસરી ૨૨ વર્ષની આવે છે.

ઉપરનાં પ્રમાણોથી મારા મત પ્રમાણે પચાસ રાજાઓ પૈકી પ્રત્યેકનો સરાસરી રાજત્વકાળ ૨૦ થી ૨૨ વર્ષનો આવે છે.

યદિ મારી આ શોધનું પરિણામ સંતોષદાયક હોય અને ઉક્ત ગ્રંથકારોની આપેલી વંશસૂચી યથાર્થ હોય તો મહાશય બેંટ્લીના જેવો જ અમારો સિદ્ધાંત થશે. તેમણે મહાન પાંડિત્યથી જ્યોતિષ તથા વંશસૂચી સંબંધી નિયમોનુ અન્વેષણ્ કરી યુધિષ્ઠિરના સંવતનો સમય જગતની ઉત્પત્તિથી ૨૮૨૫ વર્ષ પાછળનો માન્યો છે. આટલાં વર્ષો યદિ જગતની ઉત્પત્તિથી ઇસુના જન્મ સુધીનાં ૪૦૦૪ વર્ષમાંથી બાદ કરવામા આવે તો યુધિષ્ઠિરના સંવતનો પ્રારંભ ઇસુથી ૧૧૭૯ અને વિક્રમાદિત્યથી ૧૧૨૩ વર્ષ પૂર્વે થયેલો સિદ્ધ થશે.‡

પુરાણોમાં જેને તુરુષ્ક જાતિ કહેવામાં આવી છે, તે તેજ જાતિ જણાય છે કે જે શાકદ્વીપ વા સીથિયામાં અરક્સીસના તટપર રાજ્ય કરતી હતી.

---

§ દારા અને અણહિલપુરના ચામુડનો રાજત્વકાળ સમાન ગણાઇ શકે નહિ. પ્રથમ દારાએ ૩૬, દ્વિતીય દારાએ ૧૯ અને તૃતીય દારાએ પાંચ વર્ષ રાજ્ય કર્યું હતું. **હિંદી અનુવાદક.**

‡ અંગ્રેજોના લખેલા પ્રાયઃ સર્વ લેખોમાં એવોજ ઉલ્લેખ હોય છે કે જગતની ઉત્પત્તિ પાંચ સહસ્રથી કેટલાંક અધિક વર્ષોથી થઇ છે. પરંતુ હિંદુ શાસ્ત્ર, હિંદુ પંચાંગ તથા રાજ તરંગિણી પ્રભૂતિના મત પ્રમાણે ૫૦૦૦ થી કેટલાંક અધિક વર્ષો કલિયુગનાં વ્યતીત થઇ ચૂકમાં છે, અને જગતની ઉત્પત્તિને તો કોટ્યવધિ વર્ષો વહી ગયાં છે. **હિંદી અનુવાદક.**



# परिशिष्ट बीजानो अध्याय ६ ठो.

## વિક્રમાદિત્યની પછીની રાજપુત જાતિઓની વંશાવલી સંબંધી ઇતિહાસ-હિંદમાં આવેલી વિદેશી જાતિઓ-સિથિયનો, રાજપુતો અને સ્કેન્ડિનેવિયાની જાતિઓની વચ્ચે સમાનતા.



આ પ્રકારે ભારતની પ્રાચીન વીર જાતિઓની વંશાવલી સંબંધી ઇતિહાસ, પ્રારંભિક કાળથી યુધિષ્ઠિર અને કૃષ્ણના સમય પર્યતનો અને ત્યાંથી વિક્રમાદિત્યના સમય સુધીનો તથા આજ પર્યતનો લખી જણાવ્યો; હવે જે જાતિઓએ આ અરસામાં ભારતપર આક્રમણ કર્યું અને જે સાંપ્રતમાં રાજસ્થાનના ૩૬ રાજવંશોમાં ગણાય છે તે વિષે કાંઇક ઉલ્લેખ કરવો અનુચિત ગણાશે નહિ. આથી તે જાતિઓ વચ્ચે કેટલીક આશ્ચર્યજનક સમાનતા જોવાનો અવસર મળશે.

જે જાતિઓનો ઉલ્લેખ અત્રે કરવામાં આવ્યો છે તે હય વા અશ્વ, તક્ષક તથા જિત વા જિટી ( Jit or Gete ) છે. આ જાતિઓના દેવતાઓ, તેમની આરંભિક વંશાવલીઓનાં નામો તથા ઇતર પુષ્કળ બાબતોમાં સાદૃશ્ય હોવાથી ચીના, તાતાર, મોગલ, હિંદુ, અને સિથિયન જાતિઓનું મૂળ એકજ છે એમ ધારી શકાય છે.

યદ્યપિ આ જાતિઓનાં હિંદુસ્થાનના થયેલા આગમનના સમય યથાર્થ રીતે બતાવી શકાતો નથી તથાપિ તે જાતિઓ કયા પ્રદેશોમાંથી આવી છે તે ઘણી સરલતાથી નિશ્ચિત થઇ શકે છે.

તાતાર અને મોગલ લોકોની ઉત્પત્તિ વિષે તેમના ઇતિહાસલેખક અબુલગાઝીએ જે વર્ણન કર્યું છે તેની તુલના પુરાણોમાં લખેલી જે જાતિઓનું વર્ણન અત્રે અમે કરીએ છીએ તેમની ઉત્પત્તિ સાથે કરવી જોઇએ.

તાતારોના આદિ પુરુષનું નામ મોગલ હતું. તેનો પુત્ર ઓગઝ ( Ogz )[1] હતો. આ ઓગઝ ઉત્તર પ્રદેશોમાં વસતા સર્વ તાતાર અને મોગલ લોકોનો મૂળ પુરૂષ હતો.

ઓગઝ વા ઓગઝને [2]છ પુત્રો હતા. પહેલો કિઉન ( Kiun )[3] અર્થાત્ પુરાણોમાં લખેલો સૂર્ય; બીજો [4]અય ( Ay ) અર્થાત્ પુરાણોમાં જણાવેલો ચંદ્ર વા ઇંદુ.

પાછલું નામ પુરાણોમાં જણાવેલા ચંદ્રવંશના એક પુરુષના આયુ નામની સાથે મળતું આવે છે.

---

૧ શું મોગલ અને ઓગઝ શબ્દોના સમાસથી મૅગૅગ ( Magag ) શબ્દ બની શકતો નથી? મૅગૅગ એ ખ્રિસ્તી ધર્મ પુસ્તકમાં લખેલા જાફેટ ( Japhet ) નો પુત્ર હતો.

૨ શેષ ચાર પુત્રો એ ચાર તત્ત્વો છે, કે જેનું વર્ણન મનુષ્ય તરિકે કરવામાં આવ્યું છે અને જેમાંથી તાતાર લોકોની છ જાતિઓ નીકળી છે. દીર્ઘ કાળ પર્યંત હિંદુઓની એજ જાતિઓ હતી. પાછળથી અગ્નિકુલની ચાર જાતિઓએ મળીને તેને છ બનાવી અને હાલમા છત્રીસ થઇ ગઇ છે.

૩ અબુલગાઝી અનુસાર તાતારી ભાષામાં સૂર્ય અને ચંદ્ર.

૪ ડીગિગ્નિસ કૃત પુસ્તક.

સર્વે તાતાર લોકો પોતાને આયુ વા પુરાણોમાં લખેલા ચંદ્ર અર્થાત્ ઇંદુના વંશજ તરિકે ઓળખાવે છે. આજ કારણથી તે લોકો જર્મનોની પેઠે ચંદ્રને સદૈવ નરદેવતા માનતા હતા.

તાતાર અયને જુલ્ડસ ( Juldus ) નામક એક પુત્ર હતો. તેનો પુત્ર હ્યુ ( Hyu ) હતો. ચીનનો સૌથી પહેલો રાજવંશ હ્યુની [1]ઓલાદમાંજ ઉત્પન્ન થયો હતો.

પૌરાણિક આયુનો એક પુત્ર [2]યદુ ( જેને જદુ પણ કહેવામાં આવે છે) હતો, જેના ત્રીજા પુત્ર હ્યુ[3] દ્વારા કોઈ પણ વંશની ઉત્પત્તિ થયેલી હિંદુ વંશાવલીના લેખકો માનતા નથી, પરંતુ તેનાદ્વારા ચીના લોકો પોતાને ચંદ્રના વંશજ તરિકે ઓળખાવી શકે છે.

એલખાં ( અયની નવમી પેઢીનો વંશજ ) ને બે પુત્રો હતા. પહેલો કાઈયાન ( Kaian ) અને બીજો નગસ ( N-agas ), જેના વંશજો સમસ્ત તાતારમાં વસ્યા છે.

ઝંધીસખાં પોતાને કાઈયાનના વંશમાં ઉત્પન્ન થયેલો માનતો હતો.

નગસ, પુરાણો અને તાતાર વંશાવલી લેખકોના તક્ષક વા નાગવંશનો[4] સંસ્થાપક હોય એ સંભવિત છે. ડી ગિગનીસે ( De Guignes ) આ તક્ષક લોકોને તકયુક મોગલો જણાવ્યા છે.

આ ત્રણ જાતિઓનું મૂળ આ પ્રકારે પરસ્પર મળે છે. હવે અમારે તેમના દેવતાઓની ઉત્પત્તિના વર્ણનની તુલના કરવી જોઇએ. પ્રત્યેક લેખકે ચંદ્રવંશના સસ્થાપકની ઉત્પત્તિ કલ્પિત રીતે લખી છે.

**પ્રથમ**—પુરાણ સંબંધી કથા-" ઇલા (પૃથ્વી) કે જે સૂર્યપુત્ર ઇક્ષ્વાકુની કન્યા હતી તે એક સમયે જંગલમાં ભ્રમણ કરતી હતી ત્યારે બુધે તેની સાથે સંગ કર્યો, જેથી ઇંદુવંશની ઉત્પત્તિ થઇ.

**દ્વિતીય**—ચીનાઓનું પોતાના પ્રથમ પાદશાહ યૂ (અયૂ) ની ઉત્પત્તિનું વૃત્તાંત-એક તારા[5] ( Mercury or Fo બુધ વા ફો ) નો યાત્રા સમયે યૂની માતાની સાથે સમાગમ થઇ ગયો અને તેને ગર્ભ રહી ગયો, જેથી યૂની ઉત્પત્તિ થઇ. યૂએ ચીનાઓનો પ્રથમ રાજવશ સ્થાપિત કર્યો હતો. તેણે ચીન દેશને નવ ભાગોમાં વિભક્ત કર્યો અને તે ઈ. સ. પૂ. ૨૨૦૭[6] માં રાજ્ય કરવા લાગ્યો.

આ પ્રકારે તાતારોનો અય, ચીનાઓનો યૂ અને પુરાણોમાંનો આયુ, એ ત્રણે ઉપર્યુક્ત ત્રણે જાતિઓનો આદ્ય પુરુષ ઇંદુ (ચંદ્ર) હતો એમ સ્પષ્ટ રીતે પ્રકટ કરે છે.

ઇંદુ વા ચંદ્રનો પુત્ર બુધ રાજવંશ-સંસ્થાપક અને ધર્મગુરુ[7] થયો. તે પ્રકારે ચીનમાં ફોને તે

---

૧ સર વિલિયમ જોન્સ કહે છે કે ચીના લોકો પોતાને હિંદુઓમાંથી નીકળેલા જણાવે છે, પરંતુ તુલના કરી જોવાથી આ ઉભય જાતિઓ સિથિયન લોકોમાંથી નીકળેલી સિદ્ધ થાય છે (?)

૨ યદુ ચદ્રવંશી આયુનો પુત્ર નહિ, કિંતુ પ્રપૌત્ર હતો. ગૌ. હી. ઓઝા.

૩ યદુને હ્યુ નામનો કોઈ પુત્ર હતો એમ પુરાણોપરથી પ્રતીત થતું નથી; અલબત્ત, તેનો એક પૌત્ર હય નામનો હતો અને કર્નલ ટૉડનો હેતુ પણ તેને જણાવવાનો જ છે. તાતારી, અય, જુલ્ડસ, અને હ્યુ નામોની સાથે પૌરાણિક વંશાવલીનાં નામો મેળવવાની ખેંચતાણમાં તેઓ પોતાનો, ત્રીજા પ્રકરણમાં આપેલો વંશાવલીનો ક્રમ ભૂલી ગયા છે. ગૌ. હી. ઓઝા.

૪ સંસ્કૃતમાં સર્પને નાગ વા તક્ષક કહે છે. સર્પ એ બુધનું ચિહ્ન છે. નાગ જાતિના લોકો કે જેઓ ભારતમાં ઘણા પ્રસિદ્ધ છે અને જેઓ સીથિયાના તક્ષક વા તકયુક છે તેમણે ઇ. સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દીમાં (?) ભારતવર્ષપર આક્રમણ કર્યું હતું. (?)

૫ De Guignes, 'Surbs Dynastics des Huns' Vol. 1 P. 7.

૬ પુરાણોપરથી ગણના કરીને કાઢેલા સમયની લગભગ.

૭ કર્નલ ટૉડે આ બુધને જ બૌદ્ધધર્મનો પ્રચારક માન્યો છે, પરંતુ તે તેમની ભૂલ છે. બૌદ્ધધર્મનો પ્રચાર શાક્યવંશી શુદ્ધોદન રાજાના પુત્ર શાક્યમુનિ ( સિદ્ધાર્થ ) એ કર્યો હતો, નહિ કે આ બુધે. અને બૌદ્ધધર્મ કર્નલ ટૉડની માન્યતા અનુસાર મધ્ય એશિયામાંથી હિંદુસ્થાનમાં આવ્યો નહોતો, પરંતુ હિંદુસ્થાનથી મધ્ય એશિયા તથા ઇતર દેશોમાં પ્રસર્યો હતો. ગૌ. હી. ઓઝા.

પદ પ્રાપ્ત થયું. અને ઓડન તથા ટયૂટેટીસ ( Teutates )[૧] જે જાતિઓ યૂરોપમાં ગઇ તેના આદ્ય પુરુષ અને ધર્મગુરૂ બન્યા.

આ પરથી જણાય છે કે બુદ્ધધર્મ અવશ્ય આ જાતિઓનો સમકાલીન હશે અને તે ધર્મને ઉક્ત જાતિઓજ ખાસ ભારતવર્ષમાં લાવી હશે અને કૃષ્ણ તથા [૨]સૂર્યનો મત પ્રકટ થયો અર્થાત્ બલના ઉપાસકો ઉત્પન્ન થયા ત્યાંસુધી તે લોકોમાં આજ મત પ્રચલિત રહ્યો હશે. અને જ્યારે વખત જતાં તેમણે બુદ્ધના અનુયાયીઓને દબાવી દીધા ત્યારે ઉક્ત ધર્મનું સૌમ્ય રૂપાંતર થઈ તે વર્તમાનકાલનો જૈનધર્મ બની ગયો.

હવે આપણે આની સાથે ડાયાડોરસે[૩] કરેલા સિથિયન જાતિની ઉત્પત્તિના વર્ણનની તુલના કરવી જોઇએ; જે પરથી પ્રતીત થશે કે પુરાણો અને અબુલગાઝીદ્વારા પ્રાપ્ત થયેલી આખ્યાયિકાજ તેને વિદિત હતી.

"સિથિયન લોકો સૌથી પ્રથમ અરેક્ષીસ[૪] (Araxes) નદીની આસપાસના પ્રદેશમાં રહેતા હતા. તેમની ઉત્પત્તિ પૃથ્વી (ઇલ્લા)[૫] દ્વારા ઉત્પન્ન થયેલી કન્યામાંથી થઇ હતી. આ કન્યાનો આકાર કમરથી ઉપર મનુષ્યનો અને તેની નીચે સર્પનો હતો (કે જે બુધનું ચિહ્ન છે). જ્યુપીટર (બૃહસ્પતિ)થી તેને એક પુત્ર ઉત્પન્ન થયો, જેનું નામ સીથાસ[૬] હતું. તે જાતિએ તેના નામપરથીજ પોતાનુ નામ રાખ્યું. સીથાસને પાલાસ અને નાપાસ નામક બે પુત્રો હતા. ( શું આ તાતારોની વંશાવલીનો નાગવંશ છે ? ) આ પુત્રો પોતાનાં મહાન કાર્યોથી પ્રસિદ્ધ થયા હતા અને તેમણે દેશ વ્હેંચી લીધો હતો. તેમના નામ પરથી જાતિઓનાં નામ પાલિયન[૭] (પાલી ?) અને નેપિયન પડયાં. તેઓ પોતાની સેના મિસરમાં નીલ નદી પર્યંત લઇ ગયા હતા અને તેમણે પુષ્કળ જાતિઓને પોતાને આધીન કરી હતી. તેમણે સિગિયન

૧ 'તાત' સંસ્કૃતમાં 'પિતા'ને કહે છે. મિસરમાં બુધને ટયૂથ્સ તથા ટૉથ કહે છે.

૨ હિંદુ લોકોમાં સૂર્યોપાસનાનો પ્રચાર થયો તે પૂર્વે બૌદ્ધમત પ્રચલિત હતો એવી જે કર્નલ ટૉડની માન્યતા છે તે પણ તેમનો ભ્રમ છે. સૂર્યની ઉપાસના આરંભિક કાળથીજ ચાલી આવે છે. અને બૌદ્ધધર્મનો પ્રચાર તો દીર્ઘ કાળ પછી થયો હતો. અને જૈનધર્મ એ બૌદ્ધધર્મનું રૂપાંતર નહિ, કિંતુ તેથી ભિન્ન અને અધિક પ્રાચીન ધર્મ છે. ગૌ. હી. ઓઝા.

૩ ડાયાડોરસ સિક્યુલસ ગ્રંથદ્વિતીય. (Diodorus, Siculus, book II).

૪ પુરાણોની અરવમાં, ઝક્ષરતીસ વા સેહૂન. પુરાણોમાં શાકદ્વીપ વા સીથિયાનું આ પ્રકારનું વર્ણન છે. ડાયાડોરસ ( Lib II ) હેમોડસ* (Hemodas) ને શાકદ્વીપ અને ખાસ હિંદુસ્થાનની વચ્ચેની સીમા જણાવે છે.

૫ ચંદ્રવંશની માતા ઇલા (પૃથ્વી) છે, કે જેને મનુષ્યરૂપ માનવામાં આવી છે. એને સેક્ષન લોકો અર્થા (Eartha), યૂનાની ઈરા (Era) અને ઇબ્રાની લોકો અર્દ (Ard) કહે છે.

૬ સીથીસ=સીથ (સકતાઇ) અર્થાત્ શાકદ્વીપ અને ઇશ અર્થાત્ સ્વામી; સકતાઈ વા સીથિયાનો સ્વામી.

૭ પ્રશ્ન-શું સિથિયાના પાલી લોકો મિસરના ગોવાળ નહિ હોઈ શકે ? પાલી+ અક્ષરો અદ્યાપિ વર્તમાન છે અને તે બૌદ્ધોના શિલાલેખોના પ્રાચીન ટુકડાઓપરના અક્ષરોના જેવાજ દેખાય છે. આ પ્રકારના ટુકડાઓ મારી પાસે છે. ઘણા અક્ષરો કૉપ્ટિક (Coptic) લિપિની સાથે મળતા આવે છે.

* હિમોડસ એ હિંદુકૂશ પર્વતનુ નામ છે. ગૌ. હી. ઓઝા.

+ પાલી ભાષાના નામપરથી પહેલાંના યુરોપિયન લેખકોએ ભારતવર્ષની પ્રાચીન લિપિને પાલી લિપિ જણાવી છે, પરંતુ તેનું વાસ્તવિક નામ બ્રાહ્મી લિપિ હતું. આ લિપિમાંથી વર્તમાન નાગરી તથા ભારતવર્ષની સમસ્ત આર્ય લિપિઓની ઉત્પત્તિ થઈ છે. કર્નલ ટૉડને આ દેશમાં ભિન્ન ભિન્ન લિપિઓના જેટલા પ્રાચીન લેખો પ્રાપ્ત થયા તે સર્વની લિપિ તેમણે ભ્રમથી પાલી માની લીધી છે, તેમને જેટલા લેખો આ દેશમાં મળ્યા હતા તેમાંથી કોઇની પણ લિપિ કૉપ્ટિક લિપિની સાથે મળતી નથી. કેવળ યૂરોપ અને હિંદુસ્થાનની પ્રાચીન જાતિઓની વચ્ચે સમાનતા દર્શાવવાની ધુનમાં તેમણે લિપિઓની વચ્ચે પણ સાદૃશ્ય માન્યું છે. ગૌ. હી. ઓઝા.

સામ્રાજ્યને પૂર્વ મહાસાગર, કાસ્પિઅન સમુદ્ર અને મોટિસ (Moties) સરોવર પર્યંત વધારી દીધું હતું. આ જાતિના અનેક રાજાઓ થયા. આ જાતિની સૅકેન્સ, (સૅકી) મૅસેજેટી (જટ વા જિત) એરી-ઍસ્પિઅન (એરિયાના[1] અશ્વ લોકો) પ્રભૃતિ અનેક શાખાઓ છે. તેમણે આસિરીઆ અને મીડિયા[2] (Media) જીતી લઇને તે દેશમાં મહા વિપ્લવ ફેલાવી દીધો અને ત્યાંના નિવાસીઓને અરેક્ષીસ નદીની આસપાસના પ્રદેશમાં લઈ જઇને વસાવ્યા અને તેનુ નામ સૅારો મેશિયન[3] (Sauro Matians) પાડયું.

સકી, જટ, અશ્વ તથા તક્ષક એવાં જે નામો છે અને જે રાજસ્થાનના ૩૬ રાજવંશોમાં આવી ગયાં છે, તથા જે યુરોપની આરંભિક સભ્યતાના સમયની અન્ય જાતિઓમાં પણ પ્રાપ્ત થાય છે તેમના મૂળ નિવાસસ્થાનને માટે આપણે બીજાં પણ પ્રાચીન પ્રમાણોની શોધ કરવી જોઇએ.

સ્ટ્રેબો[4] જણાવે છે કે "કાસ્પિઅન સમુદ્રની પૂર્વ તરફના પ્રદેશમાં વસતી સર્વ જાતિઓ સિથિક કહેવાય છે. તેમાંનો ડાહી[5] જાતિ [6]તે સમુદ્રની નિકટ વસે છે. મેસેજેટી (મોટાજેટી) તથા સૅકી લોકો તેથી અધિક પૂર્વમાં વસે છે. પરંતુ પ્રત્યેક જાતિનું એક ખાસ નામ છે. આ સર્વ જાતિઓ એક નિયત સ્થાનપર વસતી નથી. આ ભ્રમણ કરતી જાતિઓ પૈકી સૌથી અધિક પ્રસિદ્ધ અસી[7] (Asi) પાસીયાની (Pasiani) ટાચરી (Tachari) તથા સૅકરેનલી (Sacaranli) છે. તેમણે યુનાની-ઓની પાસેથી બૅકટ્રિયા દેશ જીતી લીધો હતો. આ શકો[8] (જાતિઓ)એ એશિયામાં કિમેરિયન (Cimmerians) લોકોના જેવાં આક્રમણો કર્યાં હતાં. આ પ્રકારે તેમણે બૅકટ્રિયા દેશ પોતાને આધીન કરી લીધેલો જણાયો છે. તેમજ આર્મિનિયા (Armenia) ના સર્વોતમ પ્રદેશને પણ તેમણે હસ્તગત કરી લીધો હતો; આ પ્રદેશ તેમના નામપરથી [9]સૅકેસેની (Sacasene) કહેવાય છે.

૧ એરિયા એ હિરાતની આસપાસનો પ્રદેશ છે. ગૌ. હી. ઓઝા.

૨ ચદ્રવંશી ‡અશ્વજાતિની ત્રણ મોટી શાખાઓ 'મીડ'§ની પદ્વી ધારણ કરે છે; જેમકે પુર-મીડ, અજમીડ અને દેવમીડ. અસીરિયા અને મીડિયાપર આક્રમણ કરનાર અશ્વજાતિના લોકો કે જેઓ વાજસ્વના પુત્ર હતા તેઓ પોતાનાં પૈતૃક સ્થાન પાંચાલિક દેશમાંથી નીકળીને સિંધુ નદીની પશ્ચિમ તરફના દેશોમાં આવ્યા. તેમની સખ્યા ત્યાં વૃદ્ધિંગત થયેલી સ્પષ્ટ રીતે જણાવવામાં આવી છે.

૩ સૂર્યપૂજક સૂર્યવંશી.

૪ સ્ટ્રેબો Lib ૧૧ પૃષ્ઠ ૨૫૪.

૫ દાહિયા જાતિ (૩૬ વંશમાંનો એક વંશ) સાંપ્રતમાં લુપ્ત થઇ ગઇ છે.

૬ ડાહી-દાહિયા શબ્દ ડાહીની સાથે મળતો આવતો હોવાથી કર્નલ ટૉડે શકોની ડાહી જાતિ અને દાહિયા રાજપુતોનુ એક હોવું કલ્પી લીધું છે, જેને માટે કોઇ પણ પ્રમાણ વિદ્યમાન નથી. ગૌ. હી. ઓઝા.

૭ શક દ્વીપની અસી અને ટાચરી જાતિઓ પુરાણોમાં જણાવેલી અશ્વ તથા તક્ષક વા તુરસ્ક જાતિઓમાંની છે.

૮ હું એકવાર પુનઃ કહીશ કે સકી શબ્દને સંસ્કૃતમાં 'શાખા' લખે છે, જેનો શબ્દાર્થ શાખ વા જાતિઓ છે.

૯ "સૅકેસેની લોકો સૅક્સેન લોકોના પૂર્વજો હતા." મહાશય ટર્નરનો ઍંગ્લો સૅક્ષન જાતિનો ઇતિહાસ. ("સંભવત-સૅકેસેની, આલ્બાનયા અને શિર્વાનની સીમાપર આર્મિનિયાનો એક પ્રદેશ હતો." સ્ટ્રેબન (Strabon) ગૌ. હી. ઓઝા.

‡ ચંદ્રવંશની અશ્વનામક કોઈ પણ જાતિ થઇ નથી. પરંતુ કર્નલ ટૉડે ચંદ્રવંશી અજમીઢના વંશજ વાજશ્વ (બાહ્યશ્વ) ના નામના અંતમાં 'અશ્વ'પદ જોઇને તે વંશમાં અશ્વજાતિની કલ્પના કરી લીધી અને તે જાતિ તથા મધ્ય એશિયાની અશ્વજાતિનું એક હોવાનું અનુમાન કર્યું, પરંતુ તેમનું આ અનુમાન સ્વીકારવા યોગ્ય નથી. ગૌ. હી. ઓઝા.

§ મીડ—આ પણ કર્નલ ટૉડની કલ્પના માત્ર છે. પુરમીઢ, અજમીઢ આદિ શબ્દોના અંતમાં 'મીઢ' પદ જોઈ તે જાતિને તેમણે મીડિયા પ્રદેશની 'મીડ' જાતિની સાથે સમાનતા ધરાવતી માની લીધી. પરંતુ તેનો સ્વીકાર કરવાને માટે કોઈ પ્રમાણ નથી. ગૌ. હી. ઓઝા.

રાજસ્થાનમાં એવી કયી કયી જાતિઓ છે કે જે ઇંદુ વંશના અશ્વ અને મીડિ લોકોનાં સંતાનો છે પરંતુ પાછળથી તેમનાં નામો બદલાઈ ગયાં છે ? આ વિષયની તપાસ કરવાને હવે અમે થોભીશું નહિ, પરંતુ હવે અમે અમારી કલ્પના કેવળ ચઢાઇઓના વિષયમાંજ લગાડીશું અને આ વાતનાં કેટલાંક પ્રમાણો આપીશું કે એકજ જાતિના લોકો ભારત વર્ષ અને યુરોપમાં એકજ સમયે ગયા હતા આ પરથી રાજપુતો અને યુરોપની આદિકાળની જાતિઓની ઉત્પત્તિ એકજ મૂળમાંથી થઇ હતી એ સિદ્ધાંત નીકળી શકે છે. આ સિદ્ધાંતની પુષ્ટિમાં તેમનાં દેવદેવીઓની આખ્યાયિકા, સમરવિષયક રીતભાતો તથા કવિતા, ભાષા, સંગીત અને શિલ્પની સુંદરતાની પરસ્પર સમાનતા પણ આપી શકાય એમ છે.[1]

ઇંદુ સિથિક જેટિ, તક્ષક, અને અસી જાતિઓનું તથા શેષનાગદેશ ( ટોચરીસ્તાન ? ) વા શેષનાગથી શેષનાગ જાતિનું આગમન કે જેનો સમય ઇ. સ. પૂ૦ ૬૦૦ વર્ષનો નિશ્ચિત થાય છે તે વિષે પુરાણોએ સૌથી પહેલાં વર્ણન કર્યું છે. પ્રાય: આજ સમયમાં આ જાતિઓએ એક પ્રચંડ આક્રમણ કરીને એશિયામાઇનર જીતી લીધો હતો અને અંતે સ્કૅન્ડિનેવિયા હસ્તગત કર્યો હતો. અસી તથા ટાચરી જાતિઓએ બૅક્ટ્રિયન અને યુનાની રાજ્યને ઉંધાં વાળ્યાં હતાં. ત્યાર પછી અલ્પ અવધિમા રોમન લોકોપર અસી,[2] કાઠી (Catti) અને કિમ્બરી જાતિઓએ બાલ્ટિક સમુદ્રના તટપરથી આક્રમણ કર્યું હતું.

જો આપણે જર્મન લોકો મૂળ સિથિયન વા ગૉથ (જેટી વા જિત) હતા એમ સિદ્ધ કરી શકીએ તો શાસનપ્રણાલી અને રીતભાત પ્રભૃતિની ઉત્પત્તિ સંબંધે અન્વેષણ કરવા યોગ્ય વિષયોનુ એક વિસ્તૃત ક્ષેત્ર ખુલ્લું થશે; યુરોપની સમસ્ત પ્રાચીન વાતોનું સ્વરૂપજ નવું થઇ જશે; અને જેમ મૉન્ટેસ્કુ તથા મોટા મોટા લેખકોએ અત્યાર સુધી કર્યું છે તેમ તેનો જર્મન લોકોની રીતભાતમાંથી પત્તો મેળવવાને બદલે હેરોડૉટસે આપેલાં સિથિયન પ્રભૃતિ લોકોની રીતભાતના વિસ્તૃત વર્ણનમાંથી તેનો પત્તો

૧ હિરોડૉટસ ( Melpomene P. 190 ) જણાવે છે કે "મેસિયન લોકોને જ્યારે મૅસે જેટી લોકોએ હાંકી કાઢયા ત્યારે તેઓ ક્રીમિયામાં§ જઇ રહ્યા" અહીંઆં થિસેજેટી ( Thyssageta ) વા પશ્ચિમના જેટી લોકો વસતા હતા અને તે સમયથી જેટી તથા કિમ્બ્રી ( Cimbri ) એ ઉભય જાતિના લોકો બાલ્ટિક સમુદ્રના તટપર જઇ વસ્યા.

ડેસ્ટી કિપ્ચક* ( Deshte Kipchak ) કે જ્યાંથી આ જાતિઓની ઉત્પત્તિ થઇ છે ત્યાંની કોમાની (Comani) જાતિનાં સ્મારક ચિન્હો વિષે વર્ણન કરતાં પાદરી રૂબરૂક્વીસ લખે છે કે:—"તેમનાં સ્મારક ચિન્હો અને પાષાણનાં ચક્રો અમારા કેલ્ટ+ (Celt) વા ડ્રુઇડ‡ (Druid) લોકોનાં અવશિષ્ટ સ્મારક ચિન્હોની સદૃશ છે" Bell's Collection.

કોમાની† લોકો સૌરાષ્ટ્રની કાઠી જાતિની એક શાખા છે, જેમના પાળીઆ અર્થાત્ અંત્યેષ્ટિ ક્રિયા સંબંધી સ્મારક સ્તંભોનાં ઝુંડનાં ઝુંડ પ્રત્યેક નગર અને ગ્રામમાં દૃષ્ટિગોચર થાય છે. કાઠી જાતિ આરંભિક જર્મન જાતિઓ પૈકી એક હતી.

૨ અસી શબ્દ જેટી, યૂટ વા જટ લોકોએ જે સમયે સ્કૅન્ડિનેવિયાપર આક્રમણ કર્યું અને યુટલૅંડ વા જટલૅંડ વસાવ્યો તે સમયે તેમને માટે વપરાતો હતો. Edda Mallets Introduction જુઓ.

§ ક્રીમિયા=યૂરોપની અંતર્ગત કાળા સમુદ્રની ઉત્તરે આવેલો એક દ્વીપકલ્પ. ગૌ. હી. ઓઝા.

* ડેસ્ટી કિપ્ચક=મધ્ય એશિયામાં રહેતી કિપ્ચક નામક મંગોલિયન જાતિનું નિવાસસ્થાન. ગૌ. હી. ઓઝા.

+ કેલ્ટ=પશ્ચિમ યુરોપની એક પ્રાચીન જાતિ, જે પાછળથી જર્મની, ઇટાલી, સ્પેન, પોર્ટુગાલ, બ્રિટન પ્રભૃતિ યૂરોપના ભિન્ન ભિન્ન દેશોમાં ફેલાઇ ગઈ હતી. ગૌ. હી. ઓઝા.

‡ ડ્રુઇડ=કેલ્ટ જાતિના લોકોના ધર્મગુરુ, કે જેઓ અનેક દેવી દેવતા તથા અગ્નિના પૂજક હતા. ગૌ. હી. ઓઝા.

† કોમાની=કાઠીઓની ત્રણ મુખ્ય શાખાઓ પૈકી એક 'ખુમાણ' નામક શાખા છે, તેનેજ કર્નલ ટૉડે કોમાની લખી છે. ગૌ. હી. ઓઝા.

મેળવી શકાશે. ઇ. સ પૂ૦ ૫૦૦ વર્ષોપર સિથિયન લોકોએ સ્કૅન્ડિનેવિયાને પોતાના અધિકારમાં લઇ લીધો હતો. આ સિથિયન લોકો મર્કરી (બુધ) વોડન વા ઓડિનની પૂજા કરતા હતા અને પોતાને તેના વંશજ તરિકે ઓળખાવતા હતા. ગૉથ લોકોની દેવકથાઓની તુલના કરતાં તે યૂનાનીઓની હોય એમ જણાય છે. યૂનાનીઓના દેવતા કેલસ અને ટેરા (Cælus and Terra=બુધ અને ઇલા)નાં સંતાનો હતાં. તેમની દેવીઓ, તેમના દેવતા, તેમની પરિઓ તેમજ યૂનાન અને રોમની સમસ્ત મિથ્યા વિશ્વાસની વાતોને સ્કૅન્ડિનેવિયન લોકો માનતા હતા. ગૉથલોકો બલિના હૃદયથી શુકન લેતા હતા. તેઓ ભવિષ્યવેત્તાઓના કથનપર વિશ્વાસ રાખતા હતા અને ફ્રેયા[1] (Freya)ને વીનસ[2] (Venus)નાં સ્થાનપર તથા વલ્કાઇરી[3] (Valkyrie)ને પારસી[4] (Parcæ)નાં સ્થાનપર માનતા હતા.[5]

આ દેવકથાઓની સમાનતાની શોધ કર્યા પૂર્વે, અમે પ્રાચીન યૂરોપની જાતિઓ તથા સીથિયન રાજપુતોની ઉત્પત્તિ એકજ મૂળમાંથી થયેલી છે એ વાત સિદ્ધ કરવાને માટે બીજા કેટલાક અભિપ્રાયો અત્રે સાદર કરીશું.

અબુલ ગાઝીના પુસ્તકનો અનુવાદક પોતાની ભૂમિકામાં જણાવે છે કે જો આપણે તાતાર લોકોની સાથે કેટલો નિકટનો સંબંધ ધરાવીએ છીએ તે વાતનો વિચાર કરીએ તથા આપણા પૂર્વજો પ્રથમ એશિયાના ઉત્તર ભાગમાંથી આવ્યા હતા અને તેમના જેવીજ આપણી રીતભાત, ચાલચલણ, વ્યવહાર તથા કાયદા કાનુન હતા એ સત્યનો પરિચય કરીએ તો સાંપ્રતમાં આપણે તેમના પ્રત્યે જે ઘૃણાની દૃષ્ટિથી જોઇએ છીએ તે નિવૃત્ત થઇ જશે. સારાંશ, આપણે તાતાર લોકોની એક નવી વસ્તીજ માત્ર છીએ.

આ લોકો તાતારમાંથી આવ્યા હતા અને તેમણે ક્રમશઃ કિમ્બ્રિયન[6] (Cymbrians) કેલ્ટ (Kelts) અને ગૉલ (Gauls) ના નામથી યૂરોપનો સમસ્ત ઉત્તર ભાગ જીતી લીધો હતો. ગૉથ (Goths), હુન (Huns), એલન (Alans), સ્વીડ (Swedes), વાંડલ (Vandals), તથા ફ્રૅંક (Franks) લોકો એકજ મધપૂડાની માખીઓ શિવાય અન્ય શું હતા. સ્વિડન (Sweden) નો ઇતિહાસ વાંચવાથી પ્રતીત થાય છે કે સ્વિડ[7] લોકો કાશગરથી[8] આવ્યા હતા અને

---

૧ ફ્રેયા=પ્રીતિ અને સુંદરતાની દેવી, જેને સ્કંન્ડિનેવિયનો પોતાના દેવતા ઓડન વા વોડનની સ્ત્રી માને છે. ગૌ. હી. ઓઝા.

૨ વીનસ=રોમન લોકોની પૌરાણિક કથાઓ અનુસાર પ્રીતિની દેવી. ગૌ. હી. ઓઝા.

૩ વલ્કાઇરી (અપ્સરા)=યુદ્ધમાં પડેલા પુરુષોની પ્રતીક્ષા કરનારી રૂપવતી દેવાંશી સ્ત્રીઓ. ગૌ. હી. ઓઝા.

૪ પારસી=ભાગ્યની ૩ દેવીઓ. ગૌ. હી. ઓઝા.

૫ ગૉથ લોકો વિષે પિંકર્ટને લખેલો લેખ જુઓ. વોલ્યુમ ૨ જું પૃષ્ઠ ૯૪.

૬ અબુલ ગાઝી જણાવે છે કે કૅમેરી (Camari) જેફેટ*ના આઠ પુત્રો પૈકી એક હતો અને તેનામાંથીજ કૅમેરી, કિમેરિયાઈ (Cimmerii) વા કિમ્બ્રી (Cimbri) ની ઉત્પત્તિ થઈ છે. કૅમેરી સૌરાષ્ટ્રની જાતિઓ પૈકી એક જાતિ છે.

૭ સુઇયોનીઝ (Suiones) સુએવી (Suevi) વા સુ (Su) અર્થાત્ સુ, યૂચી (Yuchi) વા યુટી (Yuti) જાતિઓ ડિગિગનિસના લેખ અનુસાર જેટી છે. માર્કોપોલો+ (Marco-Polo)

---

* જેફેટ=નૂહના પુત્રો પૈકી એક. ગૌ. હી. ઓઝા.

+ માર્કોપોલો=વેનિસ નગરનો નિવાસી એક પ્રસિદ્ધ પ્રવાસી, જેનો જન્મ ઇ. સ. ૧૨૫૪માં અને દેહાંત ઇ. સ. ૧૩૨૪ માં થયો હતો. તેણે મધ્ય એશિયા, ચીન, અને હિંદુસ્થાનની યાત્રા કરી હતી, જેમાં ૨૪ વર્ષો (ઈ. સ. ૧૨૭૨ થી ૧૨૯૫ પર્યંત) વ્યતીત થયાં હતાં. યાત્રા કરીને પાછો ફર્યા પશ્ચાત્ તે જીનોવા રાજ્યની સાથે થયેલા યુદ્ધમાં સામિલ થયો હતો અને તે તેમાં કેદી બન્યો હતો. તેણે કારાગૃહમાં પોતાની યાત્રાનું સવિસ્તર વૃત્તાંત એક બીજા કેદીને લખાવ્યું, કે જે ઉક્ત વિષયનું એક અપૂર્વ પુસ્તક ગણાય છે. તે કર્નલ ટૅાડના જણાવ્યા પ્રમાણે કાશગરમાં ઇસ્વી સનની છઠ્ઠી-શતાબ્દીમાં નહિ, કિંતુ તેરમી શતાબ્દીમાં હતો. પં. ગૌ. ઓ.

સૅક્ષન તથા કિમ્બ્રિક ભાષાની વચ્ચે ઘણો નિકટનો સંબંધ છે. કેલ્ટિક ભાષા કે જે અદ્યાપિ બ્રિટની ( Britany ) અને વેલ્સ ( Wales ) માં બોલાય છે તે, ત્યાંના નિવાસીઓ તાતાર લોકોનાં સંતાનો છે એ વાતને સિદ્ધ કરે છે."

૩૦° અને ૫૦° ઉત્તર અક્ષાંશ અને ૭૫° થી ૯૫° અંશ પૂર્વ દેશાંતરની વચ્ચેની મધ્ય એશિયાની ઉચ્ચ ભૂમિ કે જે ઉષ્ણતાપ્રધાન વિષુવવૃત્ત રેષા તથા શીતલતાપ્રધાન ઉત્તર ધ્રુવ વૃત્તથી સમાન અંતરપર સ્થિત છે, ત્યાંથી આ જાતિઓ નીકળીને યુરોપમાં તથા સિંધુ નદીપાર ગઇ; માટે આપણે સિંધુ નદીપાર જઇ, પૅરોપૅમિસન ઉલ્લંઘી, ઝક્ષરતીસ વા જેહૂન ઉતરી સકિટાઇ[૧] વા શાકદ્વીપમાં પહોચવું જોઇએ અને ત્યાંથી તેમજ ડેસ્ટી-કિપ્ચકથી તક્ષક, જેટી, કૅમેરી, કટ્ટી તથા હૂન લોકોને હિંદુસ્થાનના મેદાનમાં લાવવા જોઇએ.

આપણે આ અજ્ઞાત પ્રદેશોમાંથી પુષ્કળ વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે. આ પ્રદેશોમાં પ્રાચીન કાળથી સભ્યતાએ સ્થાન પ્રાપ્ત કર્યું હતું તથા ઝંઘીસખાંના આક્રમણના સમય પર્યંત પણ તેમાં મોટાં મોટાં નગરો વિદ્યમાન હતાં. એશિયાની ઉચ્ચ ભૂમિની જાતિઓ કેવળ ભટકતી જાતિઓ હતી, એમ

---

કાશગર કે જ્યાં તે છઠ્ઠી શતાબ્દીમાં હતો તે તેને સ્વીડ લોકોની જન્મભૂમિ જણાવે છે; અને ડી લા ક્રૅાઇક્સ (De la croix) પણ કહે છે કે ઇ. સ ૧૬૯૧ માં સ્પર્વિનફેલ્ટ ( Sparvenfeltt ) કે જે પૅરિસમાં સ્વીડનનો રાજદૂત હતો. તેણે મને જણાવ્યું કે "મેં સ્વીડનના ઐતિહાસિક ગ્રંથોમાં વાંચ્યું છે કે કાશગર અમારો દેશ હતો" જ્યારે હૂન લોકોને ચીનના ઉત્તર ભાગમાંથી હાંકી કાઢવામાં આવ્યા ત્યારે તેમનામાંનો અધિકતર ભાગ યૂરોપની દક્ષિણે આવેલા દેશોમાં ચાલ્યો ગયો. શેષ લોકો ઑક્સસ (Oxus) અને ઝક્ષરતીસને કિનારે ચાલ્યા ગયા; ત્યાંથી તેઓ કાસ્પિયન સમુદ્રના તટપરના દેશોમાં અને ઇરાનના સીમાંત-પ્રદેશોમાં ફેલાઇ ગયા. માવેરૂન્નહર ( Trans oxiana=ઑક્સસ નદીની પેલી તરફનો દેશ )માં તેઓ સુ, યુચી વા જેટી લોકોની સાથે મળી ગયા, કે જેઓ વિશેષ પરાક્રમી હતા અને યૂરોપમાં પણ ફેલાઇ ગયા હતા. કોઇ એમ સમજશે કે, તેઓ તે જેટીઓના પૂર્વજો હતા કે જેઓ યુરોપમાં પ્રસિદ્ધ હતા. આજ પ્રમાણે સુ લોકોના કેટલાંક ટોળાં યૂરોપના ઉત્તર ભાગમાં પણ ગયા હશે, કે જેઓ સુએવી કહેવાયાં.

૮ કાશગર=ચીનની પૂર્વે તુર્કસ્તાનનું એક પ્રસિદ્ધ નગર, કે જે પ્રાચીન કાળમાં એક સ્વતંત્ર રાજ્યની રાજધાની હતું. ગૌ. હી. ઓઝા.

૧ મહાશય પિંકર્ટને પોતે શોધ કરીને સકિટાઇનો પત્તો મેળવ્યો છે, યદ્યપિ પુરાણોના શાકદ્વીપને માટે તેમણે ( ડિ ઍન્વિલ=D' Anville નું ) કોઇ પ્રમાણ આપ્યું નથી. D' Anville Anc. Geog મા એવો ઉલ્લેખ છે કે "સકિટાઇ એ ઑક્સસ અને ઝક્ષરતીસ નદીઓનાં મૂળ પરનો પ્રદેશ છે, કે જે સૅકી લોકોનાં નામ પરથી સકિટા કહેવાય છે."

જેસલમીરના યદુ લોકો કે જેઓ જાબુલિસ્તાનનું+ શાસન કરતા હતા અને જેમણે ગઝનીની સ્થાપના કરી હતી તેઓ ચગતાઇ§ લોકોને પોતાની ઇંદુ જાતિનાજ માને છે. તેઓ એવો દાવો કરે છે કે જે ગહન વિચાર કર્યા વિના માનવા યોગ્ય પ્રતીત થાત નહિ, પરંતુ હું સાંપ્રતમાં એને વિશ્વાસપાત્ર માનું છું.

---

+ જાબુલિસ્તાન એ કાબુલની દક્ષિણે આવેલો એક વિસ્તૃત પ્રદેશ છે. પૂર્વે તેની રાજધાની ગઝની હતી અને તેની અંતર્ગત સીસ્તાં ( શકસ્થાન ) પ્રદેશ પણ હતો. ગૌ. હી. ઓઝા.

§ ચગતાઇ=મોગલ લોકોની એક શાખા. જેસલમીરના લોકો ચગતાઇ મોગલોને હિંદુ માનતા નથી, પરંતુ તેમના ભાટોની ખ્યાતો કે જે વિશ્વાસ યોગ્ય નથી તેમાં બાલંદના જ્યેષ્ઠ પુત્ર ભટ્ટીના પુત્રનું નામ ચકિત લખ્યું છે, તે પરથી કર્નલ ટૉડે ચગતાઈ મોગલોને હિંદુ કલ્પ્યા છે. તે શિવાય ઉક્ત અનુમાનને માટે કોઇ પણ પ્રમાણ નથી. નામોમાં કાંઇક કાંઇક સમાનતા જોઇ કર્નલ ટૉડે અનેક વિચિત્ર કલ્પનાઓ કરી છે, અને તેમાંની આ પણ એક છે. ગૌ. હી. ઓઝા.

ધારવું ભૂલભરેલું છે. અને ડી ગિગનીસ આપણને પ્રાચીન પ્રમાણોના આધારથી સૂચિત કરે છે કે જ્યારે સુ લોકોએ યૂચી વા જિત લોકોપર આક્રમણ કર્યું ત્યારે તેમને સૌથી અધિક એવાં નગરો પ્રાપ્ત થયાં હતાં કે જેમાં ભારતના વાણિજ્ય પદાર્થો વિદ્યમાન હતા અને ત્યાંના રાજાઓની મૂર્તિથી અંકિત શિક્કાઓ પ્રચલિત હતા.

ઇ. સ. પૂર્વે દીર્ઘ કાળપર મધ્ય એશિયાની આવી સ્થિતિ હતી; જો કે પાયમાલી કરનારી જે લડાઇઓ તે દેશમાં થયા કરતી હતી અને જેનો જોડો યૂરોપમાં મળી શકે એમ નથી તે દ્વારા સાંપ્રતમાં તે ઉજ્જડ અને નિર્જન બની ગયો છે. આધુનિક સમયમાં જેટિક કોમની સાથેની તીમુરની લડાઇઓ તેના લોભી પૂર્વજોના સંહારકારક વર્તનના ઉદાહરણસ્વરૂપ છે.

ઇ. સ. પૂર્વે છસેં વર્ષપર સાઇરસ[1] ( Cyrus ) ના સમયમાં આ મહાન જેટિક જાતિનો રાજકીય પ્રભાવ કેવો હતો તેની જો આપણે તપાસ કરીએ તો આપણને વિદિત થશે કે વીશ શતાબ્દીઓ વ્યતીત થઇ ચૂકી હતી તે છતાં પણ તીમુરનો ઉદય થતાં આ જાતિનું બળ કિંચિત્ પણ ન્યૂન થયું નહોતું. તે સમયે ( ઇ. સ. ૧૩૩૦ માં ) અર્થાત્ જેટિક જાતિના અંતિમ રાજા તુગલક તીમૂરખાંના શાસનકાળમાં ચગતાઇ[2] સલ્તનતની પશ્ચિમ સીમા ડેસ્ટિ-કિપ્ચક અને દક્ષિણ સીમા ઝક્ષરતીસ વા જેહૂન નદી હતી. આ નદીના તટપર ટૉમિરસના[3] જેવા જેટિ જાતિના ખાનની રાજધાની હતી. કોજેન્ટ, તારકંદ, ઉટ્રાર,[4] સાઇરોપોલિસ, અને સર્વથી ઉત્તરે આવેલું ઍલેકઝાંડ્રિયા એ નગરો ચગતાઇ સલ્તનતની સીમાની અંતર્ગત હતાં.

જોટ, જેટ વા જિત તથા તક્ષક જાતિઓ કે જે હિંદુસ્થાનના ૩૬ રાજવંશોમાં સામિલ છે તે સર્વ સકટાઇ પ્રદેશમાંથી આવી છે. આ જાતિઓએ સર્વથી પૂર્વે સ્થાનાંતર કર્યું હતું એમ આપણને પુરાણોપરથી પ્રતીત થાય છે. પરંતુ તેમનાં આધુનિક સમયનાં આક્રમણો વિષે આપણને મહમૂદ ગઝનવી અને તીમૂરનો ઇતિહાસ સારી રીતે વાકેફ કરે છે.

જોઉદ[5] ( Joud ) ના પાહાડોથી લઇને મકરાન[6]ના તટ પર્યંત અને ગંગાના કિનારાપર જિત

૧ સાઇરસ=ઇરાનના મહારાજ્યનો સંસ્થાપક. તેણે ઇરાનનું રાજ્ય પ્રાપ્ત કર્યા પશ્ચાત્ પોતાના બાહુબળથી મીડિયા, અસિરિયા, બાબિલન, સીરિયા, અરબસ્તાન, એશિયામાઇનર આદિ દેશોને પોતાને આધીન કર્યા હતા અને ઇ. સ. પૂ. ૫૨૯ માં મૅસેજીટી લોકોની સાથેની લડાઇમાં તે માર્યો ગયો હતો.
ગૌ. હી. ઓઝા.

૨ ચગતાઇ વા સકટાઈ એ પુરાણોમાંનો શાકદ્વીપ છે ( અને એને યૂનાનીઓએ બગાડીને સીથિયા કરી દીધો છે ) " એના નિવાસીઓ સૂર્યનું પૂજન કરે છે અને એમાંથી અરવર્મા નદી નીકળી છે. "

૩ ટૉમિરસ=જેટી લોકોનો રાજા, કે જે ઇરાનના પાદશાહ સાઇરસનો સમકાલીન હતો. ગૌ. હી. ઓઝા.

૪ ઉટ્રાર+ ( Ootrar ) એ સંભવતઃ પ્રાચીન ભૂગોળમાંનું ઓટોરાકુરી ( Ottoracuræ ) છે. ઉત્તર કુરુ અર્થાત્ ઉત્તર તરફનો કુરુ વંશ એ ઇંદુ વંશની એક શાખા છે.

૫ જીદૂકા ડાંગ એ રેનેલના નકશામાં આપેલો જોડીઝ ( Joudes ) અર્થાત્ યદુનો પહાડ કે જે પંજાબમાં ઉપલા ભાગપર છે અને જ્યાં યદુજાતિની એક ટોળી સૌરાષ્ટ્રમાંથી દૂર થયા પછી વસી હતી.

૬ બલૂચિસ્તાનની નૂમરી વા લૂમડી (લોમડી) જાતિના લોકો જીટ છે. આજ લોકો રેનેલના લખેલા નોમર્ડી (Nomardies) છે.

+ ઉટ્રાર=કર્નલ ટૉડ ઉટ્રાર નામને ઉત્તર કુરુની સાથે મેળવવા માગે છે, પરંતુ તે નામોમાં કિંચિત્ પણ સમાનતા નથી. એ માત્ર એમની હઠ છે. પુરાણાદિમાં જે ઉત્તર કુરુ દેશનું વર્ણન પ્રાપ્ત થાય છે. તેમાં ઉક્ત દેશને નીલ પર્વતથી દક્ષિણમાં અને મેરુથી ઉત્તરમાં સ્થિત જણાવ્યો છે. પરંતુ ઉક્ત પ્રદેશ સર્વ સુખસંપન્ન હતો, ત્યાંના માણસોની ઉમ્મર ૧૦૦૦ થી ૧૦૦૦૦ વર્ષ પર્યંતની હતી અને તેમને સદા એક પુત્ર અને એક પુત્રી એમ જોડ બાળકો જન્મતાં હતાં, એવી જે વાત લખી છે તે પરથી એવું અનુમાન કરી શકાય છે કે કદાચિત્ તે કોઇ કલ્પિત દેશ હશે. ગૌ. હી. ઓઝા.

જાતિના લોકો ઘણા ફેલાયા છે. અને તક્ષક જાતિનાં નામો કેવલ શિલાલેખો વા પ્રાચીન પુસ્તકોમાં પ્રાપ્ત થાય છે.

તેમનાં આદિ સ્થાનોમાં અને હાલ જુદાં જુદાં નામોથી ઓળખાતી જાતિઓમાં તપાસ કરવાથી તેમનું મૂળ નામ પ્રકાશિત થશે, કે જે નામ સાંપ્રતમાં માત્ર સિંધુ નદીની આસપાસના પ્રદેશોમાં સારી રીતે જ્ઞાત છે. અને તક્ષક વા તક્ષુકનો પત્તો તાજિક લોકોમાં મળે એવો સંભવ છે. આ તાજિક લોકો અદ્યાપિ પોતાનાં પ્રાચીન નિવાસસ્થાનમાં વસે છે. આ સ્થાન, પ્રાચીન ગ્રંથકારોનાં લખેલાં ટ્રાન્સ્ ઓક્ષિયાના અને ચોરાસ્મિયા; ઇરિનીઓનું માવેરૂન્નહર અને દેશી ભૂગોળમાં આપેલાં તૂરાન, તુર્કસ્તાન વા ટાર્ટરીસ્તાન છે. આ સ્થાનો ટાર્ટરી, તક્ષક વા તુરસ્ક નામક, ભારતપર આક્રમણ કરનારી જાતિઓનાં નિવાસસ્થાન છે. આ લોકો વિષે પુરાણોમાં તથા વિદ્યમાન શિલાલેખોમાં વર્ણન પ્રાપ્ત થાય છે.

જેટિ લોકોએ દીર્ઘ કાળ પર્યંત પોતાની સ્વાધીનતા અચળ રાખી અને જ્યારે સાઈરસે તેમને તાબે કરવાને માટે તેમનાપર આક્રમણ કર્યું ત્યારે ટોમિરસ તેની સામે થયો. જ્યારે તેમને સતત અનેક લડાઈઓમાં પરાસ્ત કરીને સતલજ નદીને પાર હાંકી કાઢવામાં આવ્યા ત્યારે પણ તેમની પ્રાચીન આદતો તો તેમનામાં રહીજ. યદ્યપિ તેમને પોતાનો પ્રાચીન ઇતિહાસ જ્ઞાત નથી તથાપિ તેઓ (પોતાની પ્રાચીન આદત અનુસાર) લાહોરના જિત સરદારના હાથ નીચે અસ્થાવર અશ્વારોહીઓ તરિકે અને બીકાનેરમાં, હિંદનાં રણોમાં તથા ઇતર સ્થળોમાં રખડતી જાતિ તરિકે રહેતા હતા. તેમણે થોડો વખત થયાંજ ભરવાડનો ધંધો છોડીને કૃષિકારનો ધંધો ગ્રહણ કર્યો છે અને ટ્રાન્સ્ ઓક્સિયાના ભ્રમણકારી જેટિઓ અધુના હિંદુસ્થાનની ભૂમિમાં ઉત્તમ કૃષિકાર બન્યા છે.

આ ઈન્દુ—સિથિક જાતિઓ અર્થાત્ જેટિ, તક્ષક, અસી, કટ્ટી, રાજપાલી, (રાજગોવાળ) હૂન તથા કૅમેરીના આક્રમણથી ઇંદુવંશ વા ચંદ્રવંશના સંસ્થાપક બુધની પૂજા પ્રચલિત થઈ છે.

હિરૉડૉટસ જણાવે છે કે " જેટિ લોકો આસ્તિક[1] હતા અને તેઓ આત્માની અમરતા માનતા હતા. બૌદ્ધ લોકો પણ આત્માની અમરતા માને છે.

પરંતુ અસી, જેટિ વા સ્કૅન્ડિનેવિયાના જટ ( જેપરથી કિમ્બ્રિક ચેર્સોનિઝનું નામ પડ્યું છે ) તથા સિથિયા અને હિંદુસ્થાનના જેટી લોકોની ધાર્મિક સમાનતાનું વર્ણન કર્યા પૂર્વે અમે અસી વા અશ્વજાતિ વિષે બે શબ્દો કહીશું.

અશ્વ જાતિના ઇંદુવંશીઓ ( દેવમીઢ અને બાજસ્વનાં સંતાનો ) સિંધુ નદીના ઉભય તટપરના પ્રદેશોમાં ફેલાઈ ગયા અને એશિયાખંડનું નામ તેમના નામપરથીજ પડયું હોય એમ જણાય છે.

હિરૉડૉટસ (મેલ્પોમેની અ. ૧૪.) જણાવે છે કે યૂનાની લોકોએ ' એશિયા ' નામ પ્રોમેથિયસ[2] ( Prometheus )ની સ્ત્રીના નામપરથી પાડયું હતું, પરંતુ બીજા લેખકો મેનેસ[3] ( Manes ) ના એક પૌત્રના નામ પરથી તે નામ પડેલું જણાવે છે. આપરથી પ્રથમ પુરૂષ મનુના અશ્વ જાતિના વંશજોનોજ બોધ થાય છે.

---

૧ સૂર્ય તેમનો મોટો દેવતા હતો તોપણ તેઓ ઝૅમોલ્ક્ષિસ ( Zamolxis ) ને ભયનો દેવતા માનતા હતા, કે જે પ્લુટો વા હિંદુઓના યમ સમાન છે. " સીથિક જાતિના ફેન્સ ( Fenns ) લોકોનો મુખ્ય દેવતા યમલ્લૂ હતો " Pinkerton's History of the Goths, Vol. II P. 215.

૨ પ્રોમેથિયસ=યૂનાનીઓની પૌરાણિક કથાઓ અનુસાર એક બુદ્ધિમાન દેવતા. એને વિષે એક એવી વાત પણ પ્રચલિત છે કે તેણે માટીનાં મનુષ્યો બનાવ્યાં હતાં અને સ્વર્ગમાંથી અગ્નિ ચોરીને તે દ્વારા તેમાં જીવારોપણ કર્યું હતું. ગૌ. હી. ઓઝા.

૩ મેનસ=રોમન લોકોની પૌરાણિક કથાઓમાં જણાવેલો પિતૃદેવતા વા કુલદેવતા. ગૌ. હી. ઓઝા.

આસા, (આશા) શાકંભરી[1] માતા એ આશાની દેવી છે કે જે જાતિઓની રક્ષા કરનારી માતા છે. પ્રત્યેક રાજપૂત "આશાપૂર્ણા' અર્થાત્ "આશા પૂર્ણ કરનારી દેવી" ની પૂજા કરે છે. પ્રત્યેક કાર્યનો આરંભ કર્યા પૂર્વે શાકંભરીના રૂપમા તેની સ્તુતિ કરવામાં આવે છે.

અશ્વ લોકો મુખ્યત્વ કરીને ઇંદુવંશના હતા. તથાપિ સૂર્યવંશની એક શાખાનું પણ તે નામ હતું. આ નામપરથી પ્રતીત થાય છે કે તે લોકો પ્રસિદ્ધ અશ્વારોહી[2] હતા. તેઓ સર્વે અશ્વનું પૂજન કરતા હતા અને સૂર્યને[3] તેનુંજ બલિદાન આપતા હતા. આ જાતિ અને જેટિક જાતિની ઉત્પત્તિ સિથિયન લોકોમાંથીજ થઇ છે એ વાતનુ જવલંત પ્રમાણ શીતકાલના સંક્રાંતિના પર્વપર કરવામાં આવતો અશ્વમેધ યજ્ઞ છે. અને એ ઉપરથી પિંકર્ટનના "સિથિયન લોકાની એક મોટી શાખા કાસ્પિઅન સમુદ્રથી ગંગા નદી પર્યંત પ્રસરી હતી" એ શબ્દો પ્રમાણિત થાય છે.

અશ્વમેધ યજ્ઞ ઇ. સ. પૂર્વે ૧૨૦૦ વર્ષપર સૂર્યવંશી રાજાઓ દ્વારા ગંગા અને સરયૂના કિનારા પર કરવામાં આવ્યો હતો. આજ પ્રકારનો અશ્વમેધ યજ્ઞ સાઇરસના સમયમાં જેટિ લોકો કરતા હતા. હિરોડૉટસ જણાવે છે કે "તેઓ સૃષ્ટિમાં ઉત્પન્ન થયેલા જીવોમાં સર્વેથી અધિક શીઘ્રગામી પ્રાણીનો બલિ દેવતાઓના નાયકને આપવાનું ઉચિત ધારતા હતા" અને ઘોડાનું પૂજન તથા બલિદાન વર્તમાન કાળના રાજપુતો પર્યંત ચાલ્યુ આવે છે. આ મોટા રીવાજની હકિકત લખીને આ પરસ્પર મળતી વાતોનું વર્ણન સમાપ્ત કરીશું.

જેટ જાતિના અસી લોકો ઘોડાને પોતાના મુખ્ય દેવતા સૂર્યનું પ્રતિરૂપ માનતા હતા અને તેથી તેનું પૂજન કરતા હતા. તેઓ આ રીતિ સ્કૅન્ડિનેવિયામાં લઇ ગયા. અને આ રીતે સુ, સુએવી, કટી, સુઇમ્બ્રી અને જેટિ નામક સમસ્ત પ્રાચીન જર્મન જાતિઓએ આ રીતિને જર્મનીનાં જંગલોમાં તથા એલ્બ (Elbe) અને વેઝર (Weser) ( જર્મનીમાં બે નદીઓ )ના તટપર પ્રચલિત કરી.

૧ શાકંભરી;* શાકમ્=શાખાનુ બહુવચન અને અંબર=રક્ષા કરવી.

૨ અશ્વ અને હય એ સંસ્કૃતમાં ઘોડાના પર્યાય છે. ફારસીમાં એને માટે 'અસ્પ' શબ્દ છે. નબી‡ ઇઝાકીલે એ શબ્દનો પ્રયોગ જેટી લોકોએ ઈ. સ. પૂ ૬૦૦ વર્ષપર સીથિયાપર કરેલા આક્રમણમાં કર્યો છે. ડાયોડોરસ§ જણાવે છે કે "તોગરમહ ( Togarmah જેટી લોકોનો પ્રસિદ્ધ પૂર્વજ. ) ના પુત્રો અશ્વારૂઢ થાય છે" આ સમય તેજ છે કે જ્યારે ભારતપર તક્ષક લોકોએ આક્રમણ કર્યું હતું.

૩ રાજપુત લોકોમાં જે પ્રકારે દેવીને બકરાનું અને પાડાનું બલિદાન આપવામાં આવે છે તે પ્રકારે સૂર્યને અશ્વનો બલિ આપવાનો રિવાજ કદિ પણ પ્રચલિત નહોતો. અશ્વમેધ યજ્ઞ એ કાંઇ સામાન્ય બલિદાન નહોતું. આ યજ્ઞ ઘણો ઓછો થતો હતો અને કેટલીકવાર તો શતાવધિ વર્ષો પર્યંત સર્વથૈવ થતોજ નહોતો. પરંતુ જેટિક જાતિઓમાં તો સામાન્ય પશુની પેઠે ઘોડાનું બલિદાન સાધારણ રીતે આપવામાં આવતું હતું. જેટિક જાતિઓનો અશ્વબલિ અને હિંદુ રાજાઓનો અશ્વમેધ યજ્ઞ એમાં કિંચિત્ પણ સમાનતા નહોતી. ગૌ. હી. ઓઝા.

* શાકંભરી એ સાંભર ( રાજપુતાનામાં ) નું નામ છે. ત્યાંની દેવીનું નામ પણ શાકંભરી છે. આ નગર ચૌહાણોની પ્રથમ રાજધાની હોવાથીજ ચૌહાણોને 'શંભરીરાજ' ( સાંભરના રાજા ) કહેવામાં આવે છે, અને શાકંભરી દેવી તેમની ખાસ દેવી છે. શાકમ્ શબ્દ 'શાખા' નું બહુવચન નથી, તેમજ કર્નલ ટૉડના જણાવ્યા પ્રમાણે અંબરનો અર્થ રક્ષા કરવી એવો પણ થતો નથી. ગૌ. હી. ઓઝા

‡ નબી ઇઝાકીલ-ખ્રિસ્તી લોકોનાં ધર્મ પુસ્તકોમાં એને જેરૂસલેમમાં રહેતા ધર્મગુરૂ બુઝી (Buzi) નો પુત્ર લખ્યો છે. તેનો જન્મ ઈ. સ. પૂ. ૬૨૪ માં થયેલો માનવામાં આવે છે. ગૌ. હી. ઓઝા.

§ ડાયાડોરસ=યૂનાનનો પ્રસિદ્ધ ઇતિહાસલેખક, જે ઇ. સ. પૂર્વેની પ્રથમ શતાબ્દીમાં થયો હતો. તેણે 'બિબ્લિયોથિકા હિસ્ટોરિકા' નામક બૃહત્ ઐતિહાસિક ગ્રંથ લખ્યો હતો, જેનો તૃતીયાંશ અદ્યાપિ ઉપલબ્ધ છે. તે જુલિયસ સિઝરના સમયમાં રોમમાં નિવાસ કરતો હતો. ગૌ. હી. ઓઝા.

દુગ્ધવર્ણ-શ્વેત અશ્વને દેવતાઓનો સૂચક માનવામાં આવતો હતો. આવા અશ્વના હણહણાટથી તેઓ ભાવી ઘટનાઓનું અનુમાન કરતા હતા. આજ માન્યતા ગંગા અને યમુનાના તટપર વસતા બુધ (વોડેન) ના સંતાનો અશ્વ જાતિના લોકોની તે સમયથી હતી કે જ્યારે કોઇ મનુષ્યે સ્કૅન્ડિનેવિયાના પહાડો અને બાલ્ટિક સમુદ્રના તટપર પગ પણ મૂકયો નહોતો. આજ શુકનથી ડૅરિયસ હિસ્ટાસ્પસ-ઇરાનના પાદશાહ દારા (હીંસના=હણહણાટ કરવો, અસ્પ=અશ્વ)ને રાજ્યછત્ર પ્રાપ્ત થયું હતું. ચંદ બારોટે ઘોડાના હણહણાટને પોતાના મુખ્ય વીરોના મૃત્યુનો સૂચક ગણ્યો હતો.

સ્કૅન્ડિનેવિયામાં યુદ્ધ દેવતાના અશ્વને અપસાલા (Upsala સ્વિડનનું એક પ્રસિદ્ધ નગર)ના મંદિરમાં રાખવામાં આવતો હતો અને સદૈવ "તે યુદ્ધ પશ્ચાત્ પ્રસ્વેદથી ભરાઇ ગયેલો અને હાંફતો જણાતો હતો" ટૅસિટસ[1] (Tacitus) જણાવે છે કે "જર્મન લોકો મુદ્રા (સિક્કા) પર અશ્વની આકૃતિ હોય તો જ તેને ગ્રહણ કરતા હતા."

એડ્ડા (Edda એ નામનું પુસ્તક)માં એવો ઉલ્લેખ છે કે જેટિ વા જીત લોકો કે જેમણે સ્કૅન્ડિનેવિયામાં પ્રવેશ કર્યો હતો તેઓ અસી કહેવાતા અને તેમનો પૂર્વ નિવાસ અસ-ગર્ડ (As-gard અસી-ગઢ)માં હતો.

પિંકર્ટન એડ્ડાનું પ્રમાણ માનતો નથી અને તે ટૉર્ફિયસ (Torfæus)નું અનુકરણ કરે છે. ટૉર્ફિયસ આઇસલંડના ઇતિહાસ અને વંશાવલીઓના પ્રમાણથી ઑડિનનું સ્કૅન્ડિનેવિયામાં આગમન ઇ. સ. પૂ. ૫૦૦ વર્ષપર અર્થાત્ ડૅરિયસ હિસ્ટાસ્પસના શાસનસમયમાં થયેલું માને છે.

આ અંતિમ બુદ્ધ વા મહાવીરનો સમય છે, જેનો સંવત્[2] વિક્રમથી ૪૭૭ વર્ષ અને ઇશુથી ૫૩૩ વર્ષ પૂર્વે ચાલ્યો હતો.

સ્કૅન્ડિનેવિયામાં ઓડિનનો ઉત્તરાધિકારી ગૌતમ હતો. અને જે ગૌતમ અંતિમ બુદ્ધ મહાવીરનો ઉત્તરાધિકારી હતો. તેનું પૂજન ગૌતમ વા ગોદમ નામથી અદ્યાપિ મલાક્કાની સામુદ્રધુનીથી કાસ્પીઅન સમુદ્ર પર્યંત થાય છે.

પિંકર્ટન જણાવે છે કે "ઇતર પ્રાચીન વૃત્તાંતપરથી બીજો ઓડિન જણાય છે, કે જે ઇ. સ. પૂ. ૧૦૦૦ વર્ષપર મુખ્ય દેવતા ગણાતો હતો."

મૅલેટ (Mallet) બે ઑડિન હોવાનું જણાવે છે, પરંતુ પિંકર્ટનનો એવો અભિપ્રાય છે કે તેણે (મૅલેટે) ટૉર્ફિયસના મતાનુસાર ઇ. સ. પૂ. ૫૦૦ વર્ષપર થયેલા ઓડિનનેજ માનવો જોઇતો હતો.

આ એક આશ્ચર્યની વાત છે કે સ્કૅન્ડિનેવિયાના બન્ને ઓડિનોનો સમય બાવીસમા બુદ્ધ નેમિનાથ અને ચોવીસમા તથા અંતિમ (બુદ્ધ) મહાવીરના સમય સાથે મળતો આવે છે. આમાંનો પ્રથમ કૃષ્ણનો સમકાલીન હતો અને તે ઇ. સ. પૂ પ્રાયઃ ૧૦૦૦ વા ૧૧૦૦ વર્ષપર થયો હતો અને અંતિમ ઇ. સ. પૂ. ૫૩૩ વર્ષપર થયો હતો યૂરોપના અસી, જેટિ આદિ લોકો પૂર્વના અસી, તક્ષક અને જેટિ લોકોની પેઠે મર્ક્યુરી (બુધ) ને પોતાના વંશનો સંસ્થાપક માનીને તેની પૂજા કરતા હતા.

ચીન અને તાતારના ઇતિહાસવેત્તાઓ પણ કહે છે કે બુધ વા ફો ઇ. સ. પૂ. ૧૦૨૭[3] વર્ષપર થયો હતો.

---

૧ ટૅસિટસ=રોમન ઇતિહાસલેખક, જેનો જન્મ પ્રાયઃ ઇ સ. ૫૫ માં અને દેહાંત પ્રાયઃ ઇ. સ. ૧૩૦માં થયેલો માનવામાં આવે છે. ગૌ. હી. ઓઝા.

૨ જૈનોના અંતિમ તીર્થંકર મહાવીર સ્વામીના નિર્વાણ સમયથી જૈનોમાં એક સંવત્ માનવામા આવે છે, જેને તેઓ 'વીર નિર્વાણ સંવત્' કહે છે. જેનો પ્રારંભ વિક્રમ સંવત્થી ૪૭૦ વર્ષ પૂર્વે (નહિ કે કર્નલ ટૉડના જણાવ્યા પ્રમાણે ઇ. સ. પૂર્વે ૫૩૩)થી માનવામાં આવે છે. ગૌ. હી. ઓઝા.

૩ ચીના લોકો બૌદ્ધ ધર્મના પ્રચારક શાક્યમુનિ (બુદ્ધ) નો નિર્વાણ (મોક્ષ) ઇ. સ. પૂ. ૧૦૨૭ માં થયેલો માને છે, તે તેમનો ભ્રમ છે. અને તેમણે પોતાની આવી માન્યતાથી ઐતિહાસિક પુસ્તકોમાં

"યૂચી લોકો કે જે બૅક્ટ્રિયામાં અને જેહૂન નદીના તટપર વસ્યા હતા તેઓ અંતે જેટા વા યેટન[1] કહેવાવા લાગ્યા. આ શબ્દનો અર્થ જેરિજ છે. તેમનું સામ્રાજ્ય દીર્ઘ કાળ પર્યંત એશિયાના આ ભાગમાં રહ્યું હતું અને તે એટલે સુધી વૃદ્ધિંગત થયું હતું કે તે ભારતવર્ષમાં પણ ફેલાયું હતું. આ તેજ લોકો છે કે જેને યૂનાનીઓ ઇન્ડોસિથિક કહેતા હતા. તેમની રીતભાત અને ચાલચલણ તુર્કોના જેવાંજ હતા.[2] પૂર્વ દેશોમાં જે રાજવિપ્લવ થયા તેની અસર દૂર દૂરના દેશો પર્યંત થઇ.[3]"

આ સર્વ ગ્રંથકારોએ આ સિથિક સમૂહોના યૂરોપમાં જઇને વસવાનો જે સમય નિયત કર્યો છે તેજ સમય તેમનો ભારતમાં પ્રવેશ કરવાનો પણ છે.

શેષનાગ દેશમાંથી તક્ષક જાતિના આગમનનો સમય છઠ્ઠી શતાબ્દી ગણવામાં આવ્યો છે અને આજ ઘટના તથા આજ રાજત્વકાલ વિષે પુરાણોમાં એવો ઉલ્લેખ છે કે "આજથી કોઇ રાજા શુદ્ધ વંશનો પ્રાપ્ત થશે નહિ અને યવનો સર્વત્ર ફેલાઇ જશે."

આ સર્વ ઇન્ડુ-સિથિક આક્રમણકારીઓ બૌદ્ધ ધર્મ માનતા હતા. અને એજ કારણથી સ્કૅન્ડિનેવિયનો, જર્મનો તથા રાજપુતોની રીતભાત તથા દેવકથાઓની પરસ્પર સમાનતા, તેમનાં વીરરસનાં કાવ્યોની તુલના કરવાથી અધિક પ્રતીત થાય છે.

ભાષા કરતાં ધાર્મિક વ્યવહારની સમાનતા, એ મૂલ ઉત્પત્તિની એકતાનું દઢતર પ્રમાણ છે. ભાષા સદૈવ બદલાતી રહે છે, તેમજ રીતભાત પણ બદલાયાં કરે છે. પરંતુ જ્યારે એક છૂટી ગયેલા રિવાજની

---

સમય નિર્ણય સંબંધી અનેક ભૂલો કરી છે. બુદ્ધના નિર્વાણના સમયથી બૌદ્ધોમા એક સંવત્ મનાય છે, જેના પ્રારંભના વિષયમાં તેમનામાં ઘણો મતભેદ છે. સીલોન (સિંહલદ્વીપ), બ્રહ્મદેશ અને સિઆમમાં બુદ્ધનો નિર્વાણ ઇ. સ. પૂ. ૫૪૪ (વિ. સં. પૂ. ૪૮૭) માં થયેલો માનવામાં આવે છે. અને આસામના બૌદ્ધ રાજગુરુ પણ તેમજ માને છે. ચીનાઇ પરિવ્રાજક ફાહિયાન કે જે ઇ. સ. ૪૦૦માં આ દેશમાં આવ્યો હતો. તે લખે છે કે આજ સુધીમાં બુદ્ધના નિર્વાણને ૧૪૯૭ વર્ષ થયાં છે. તેના લેખથી નિર્વાણનો સમય ઈ. સ. પૂર્વે (૧૪૯૭-૪૦૦=) ૧૦૯૭ ની આસપાસનો આવે છે. તેની વિરુદ્ધ પ્રસિદ્ધ ચીના પરિવ્રાજક હ્યુએન્સંગ પોતાના પ્રવાસ ગ્રંથમાં કાસ્મીરના વૃત્તાંતમાં લખે છે કે નિર્વાણ પછીના ૧૦૦ મા વર્ષમા અશોકનું રાજ્ય દૂર દૂર સુધી ફેલાઇ ગયું હતું. અશોકનો રાજ્યાભિષેક ઇ. સ. પૂ. ૨૬૯ માં થયો હતો. માટે હ્યુએન્સંગના લેખ અનુસાર બુદ્ધના નિર્વાણનો સમય ઇ. સ. પૂ. ૩૬૯ થી કિંચિત્ પાછળ (ઇ. સ. પૂ. ૩૬૦ ની આસપાસ) માનવો પડે છે. આ પ્રકારે બૌદ્ધોમાં બુદ્ધ-નિર્વાણના સમયના વિષયમાં અનેક મતો છે. તેજ પ્રકારે આધુનિક પુરાતત્ત્વવેત્તા લોકો પણ ઉક્ત ઘટનાના સંબંધમાં ભિન્ન ભિન્ન સમય નિશ્ચિત કરે છે. (જુઓ પ્રાચીન લિપિમાળા પૃ. ૨૩) બુદ્ધના નિર્વાણ સમયનું સૌથી પ્રાચીન લિખિત પ્રમાણ આપણને અશોકના સહસ્રામ, રૂપનાથ, સિદ્ધપુર આદિના લેખોમાં પ્રાપ્ત થાય છે. તેમાં બુદ્ધના નિર્વાણના સમયને (તેઓ કોતરાયા ત્યાં સુધીમાં) ૨૫૬ વર્ષો વ્યતીત થયેલાં જણાવવામાં આવ્યાં છે. આ લેખોપરથી એમ પણ પ્રતીત થાય છે કે તે અશોક રાજ્ય છોડીને વિરક્ત થયો તે સમયના છે. અશોક ૩૭ વર્ષ પર્યંત રાજ્ય કર્યા પશ્ચાત્ વિરક્ત થયો હતો તેથી તેનો રાજ્યાભિષેકનો સમય બુદ્ધનિર્વાણ સંવત્ (૨૫૬-૩૮=)૨૧૮ હોવો જોઇએ. તેનો રાજ્યાભિષેક ઇ. સ. પૂ. ૨૬૯ માં થયો હતો; માટે ઉપર્યુક્ત લેખાનુસાર બુદ્ધનો નિર્વાણ ઇ. સ. પૂ. (૨૧૮+૨૬૯=)૪૮૭ ની આસપાસ થયેલો નિશ્ચિત થાય છે, જે અધિક વિશ્વાસ યોગ્ય છે. ગૌ. હી. ઓઝા.

૧ "સંપૂર્ણ કિમ્બ્રિક, ચેર્સોનિઝ વા *જટલૅંડ (Jutland) ને યુટલૅંડ (Yeutland) નામ આપવામાં આવ્યું હતું." પિંકર્ટને ગોથ લોકોપર લખેલો નિબંધ.

૨ "તુર્ક, તુરુષ્ક, તક્ષક વા ટૅાનક એ તુર્ક લોકોનાં નામ છે." અબુલ ગાઝીકૃત તાતાર લોકોનો ઇતિહાસ.

૩ જુઓ હૂણ લોકોનો ઇતિહાસ વૉલ્યુમ ૧ પૃષ્ઠ ૪૨.

---

* જટલૅંડ=સાંપ્રતમાં યૂરોપની અંતર્ગતનો ડેન્માર્ક દેશજ યુટલૅંડ, જુટલૅંડ વા જટલૅંડ માનવામાં આવે છે. પરંતુ પૂર્વે ડેન્માર્ક અતિરિક્ત પ્રશિયાનો કેટલોક ભાગ પણ તેની અંતર્ગત હતો. ગૌ. હી. ઓઝા.

શોધ તેનાં મૂળ સુધી કરવામાં આવે અને જો તે હવા પાણીની સામે થઇને પણ સાચવી રાખવામાં આવ્યો હોય તો તે પ્રમાણનો અસ્વીકાર થઇ શકે એમ નથી.

**જાતીય સ્વભાવ અને પહેરવેશ**—જ્યારે ટૅસિટસના લેખથી આપણને વિદિત થાય છે કે પ્રત્યેક જર્મન પ્રાતઃકાળમાં ઉઠીને સૌથી પહેલાં સ્નાન કરતો હતો; તો એપરથી સિદ્ધ થાય છે કે આ સ્વભાવ જર્મનીના શીતલતાપ્રધાન દેશમાંથી પ્રાપ્ત કરેલો નથી, પરંતુ અવશ્ય તે પૂર્વીય દેશોમાં ઉત્પન્ન થયો હશે.[1] તેમના ઢીલા અને લાંબા અંગરખા અને લાંબા લાંબા ગુંથેલા કેશ કે જેનો મસ્તકની વચ્ચે અંબોડો વાળવામાં આવતો હતો, તથા તેમના ઇતર અનેક રીતરિવાજો, જાતીય સ્વભાવ તથા સિથિયન, કિમ્બ્રી, જટ, કટ્ટી અને સુએવી લોકોના મિથ્યા વિશ્વાસનો પણ આજ હાલ હોવો જોઇએ. આજ નામની જેટિ જાતિઓના રીતરિવાજ પ્રભૃતિ પણ ઉક્ત પ્રજાઓના જેવાજ હતા. આનું વર્ણન હિરોડૉટસ, જસ્ટિન અને સ્ટ્રૅબોએ કર્યું છે અને આ રિવાજો રાજપુત જાતિઓમાં પણ અદ્યાપિ પ્રાપ્ત થાય છે.

હવે આપણે ઇતિહાસપરથી ધર્મ અને વ્યવહારમાં પ્રાપ્ત થતી આ સમાનતાનો મુકાબલો કરવો જોઇએ. આપણે સૌથી પહેલાં ધર્મવિષયક સમાનતા જોઇશું.

**દેવોત્પત્તિ**—આદિકાલની જર્મન જાતિઓના મુખ્ય દેવતા ટ્વિસ્ટો ( Tuisto–મર્ક્યૂરી–બુધ ) અને અર્થા (Eartha–પૃથ્વી) એ હતાં.

ટ્વિસ્ટોની[2] ઉત્પત્તિ પૃથ્વી (ઇલા) અને મૅનસ (મનુ)થી થઈ હતી. લોકો ઘણીવાર એને ભૂલથી ઓડિન વા વોડેન ( કે જે પૂર્વીય જાતિઓનો બુધ છે ) સમજી ઘોટાળો કરી દે છે, જ્યારે વાસ્તવમાં તે આ જાતિઓનો માર્સ ( Mars મંગલ ) અને મર્ક્યૂરી (Mercury બુધ) છે.

---

૧ યદ્યપિ ટૅસિટસ જર્મનીની જાતિઓને ત્યાંનીજ નિવાસી માને છે તોપણ જ્યારે એવો પ્રશ્ન કરે છે કે " એવો કોણ છે કે જે એશિયાનું સુખદ નિવાસસ્થાન છોડીને જર્મનીમાં જશે ? કે જ્યાં કુરૂપ શિવાય પ્રકૃતિમાં અન્ય કાંઇ પણ પ્રાપ્ત થતું નથી " તો તે પરથી સ્પષ્ટ થાય છે કે તે લોકો પોતાની ઉત્પત્તિ એશિયામાં થયેલી બતાવતા હતા એ વાત તેને વિદિત હતી.

૨ સાલીન્દ્રપુર (સૂલપુર)ના જેટી વા જીટ રાજાનો એક લેખ* કે જે પાચમી શતાબ્દીનો છે તેમાં એને 'તુષ્ટા જાતિનો' ( પ્રશ્ન–તુસ્ટો ? ) લખ્યો છે. આ લેખ તે ખીલા જેવા માથાવાળી લિપિમાં છે કે

---

* સાલીન્દ્રપુરીના જીટ અર્થાત્ જાટવંશી રાજાના પાચમી શતાબ્દીના જે લેખ વિષે કર્નલ ટૉડ અત્ર ઉલ્લેખ કરે છે તે કોટાથી પાચ માઇલ ઉત્તરે કણસ્વા ( કણ્વાશ્રમ )ના શિવ મંદિરમાં વિદ્યમાન છે અને તેનો અંગ્રેજી અનુવાદ એમણે પોતાના " રાજસ્થાન " ના પ્રથમ વૉલ્યુમના અંતમાં પરિશિષ્ટ ( Appendix ) અંક ૧ માં આપ્યો છે. પરંતુ આ લેખ તેમના ગુરૂદ્વારા યથાર્થ રીતે વાંચી શકાયોજ નથી, જેથી અનુવાદમાં બહુ ઘોંટાળો થયો છે અને એમણે મૂળ લેખથી ઘણી વાત વિપરીત લખી દીધી છે. તે લેખ જીટ રાજાનો પણ નથી અને તેનાં સાલીન્દ્રપુરનો નિર્દેશ પણ નથી. તેમજ તે પાંચમી શતાબ્દીનો પણ નથી. તે તો મૌર્ય ( મોરી ) વંશના રાજા ધવલના સમયનો છે. તેના મિત્ર રાજા સંકુના પુત્ર શિવગણે ઉક્ત મંદિર બંધાવ્યું હતું, તેના સંબંધનો તે લેખ છે. તેમાં જીટ અર્થાત્ જાટોનું તો ક્યાંય નામ નિશાન સુદ્ધાં નથી, પરંતુ તેના બીજા શ્લોકમાં "**પાંતુ શંભોર્જટા વઃ**" અને ત્રીજામાં "**શંભોર્જટાઃ પાંતુ વઃ**" એવો ઉલ્લેખ છે. આ ' જટા ' શબ્દથીજ કર્નલ ટૉડે જેટી વા જીટ (જાટ) રાજાઓની કલ્પના કરી લીધી. આજ પ્રકારે ત્રીજા શ્લોકમાં જે '**ભોગીન્દ્રસ્ય સ્વધામણિદ્યુતિ**' એમ લખ્યું છે, તેમાં ' ભોગીન્દ્ર ' ને ' સાલીન્દ્ર ' વાંચી તેમણે પોતાના કલ્પેલા જીટ રાજાને ' સાલીન્દ્રપુર ' નો રાજા ઠરાવી દીધો. વળી ઉક્ત લેખનો સંવત્ જે ૭૯૫ કોતરવામાં આવ્યો છે તેને તેમણે ૫૯૭ વાંચી લીધો અને પછી પોતાની કલ્પના અનુસાર ૧૩૨ વર્ષ ઘટાડી દઇ (જુઓ ઉક્ત લેખપરની તેમની ટિપ્પણી ) તેને ઈ. સ. ૪૦૫ નો ઠરાવી દીધો. તેમજ ઉક્ત લેખમાં ક્યાંય તુષ્ટા જાતિનું નામ નિશાન સુદ્ધાં નથી. ગૌ. હી. ઓઝા.

**ધાર્મિક આચારો—**'સુયેનિઝ' યા 'સુએવી' કે જે સ્કૅન્ડિનેવિયાની જેટિ જાતિઓમાં સર્વથી અધિક પ્રબળ જાતિ હતી, તે અનેક જાતિઓમાં વિભક્ત થઈ ગઇ હતી. આ લોકો પૈકી સૂ (યૂચી વા જિત) જાતિના માણસો પોતાની પવિત્ર વાટિકાઓમા 'અર્થા' (ઇલા) ને મનુષ્યનું બલિદાન આપતા હતા. સર્વ માણસો અર્થાનું પૂજન કરતા હતા અને તેના રથને ગાયો ખેંચતી હતી (ગૌ-ગાય પૃથ્વીનું ચિહ્ન છે.)

'સુએવી' લોકો ઇસિસ (ઇશ, ગૌરી અર્થાત્ રાજસ્થાનના ઇસિસ અને સીગીસ) ની પૂજા કરતા હતા. આ લોકોના ધાર્મિક રિવાજમા એક વહાણની આકૃતિ પણ હતી, કે જે ટૅસિટસના કથન અનુસાર "તે રિવાજ વિદેશી હોવાનું ચિહ્ન છે." ઇશ વા ઇશ્વિરની પત્ની ગૌરીનો ઉત્સવ ઉદયપુરમાં તળાવ ઉપર કરવામાં આવે છે અને તે હિરોડૉટસે વર્ણવેલા ઇસિસ (Isis)[1] અને ઓસિરિસ (Osiris) ના મિસરમાં થતા ઉત્સવને બરાબર મળતો આવે છે. આ અવસરપર ઇશ્વિર (ઓસિરિસ) કે જેને તેની સ્ત્રીથી ગૌણ માનવામાં આવે છે. તેના હાથમાં કાંદાનાં[2] પ્રફુલ્લિત ફૂલોની છડી રહે છે. કાંદા પ્રત્યે હિંદુ લોકો સાધારણ રીતે ઘૃણા ધરાવે છે, પરંતુ મિસરના લોકો તેને પવિત્ર માને છે.

---

જેનો પ્રયોગ ભારતના પ્રાચીન બૌદ્ધ લોકો કરતા હતા અને જે અદ્યાપિ તાતારના લામા લોકોની પવિત્ર લિપિ§ છે અર્થાત્ આ લેખ પાલી લિપિમાં છે. અગ્નિકુલના ચૌહાણ, પરમાર, સોલંકી અને પડિહારોના જેટલા પ્રાચીન શિલાલેખો મારી પાસે છે તે સર્વ આજ લિપિમાં છે. જીટ રાજાના એક શિલાલેખમાં ફક્ત રાજાને "જીટ કૈથીડા‡" (પ્રશ્ન-કૅયેનોડા ?) લખ્યો છે. ટ્વિસ્ટો અને વોડેન પરથી આપણા લોકોના ટયુઝડે (Tuesday) અને વેડનેસડે (Wednesday) નાં નામ પડયા છે. હિંદુસ્થાનમા વેડનેસડેને બુધવાર (Dies Mercurii) અને ટયુઝડેને મંગળવાર (Dies Martis) કહે છે. મંગળવાર એ ફ્રેન્ચ લોકોનો મર્ડી (Mardi) છે.

૧ ઇસિસ=પ્રાચીન કાળના મીસરવાસીઓની એક દેવી, કે જેને પૃથ્વીની અધિષ્ઠાત્રી માનવામાં આવતી હતી. તે લોકોમાં તેને માટે ગાય પવિત્ર માનવામાં આવતી હતી અને ફક્ત દેવીની મૂર્તિ ગાયનાં શૃંગ સહિત સ્ત્રી રૂપમાં બનાવવામાં આવતી હતી. પાછળથી તેનુ પૂજન રોમમાં પણ પ્રચલિત થઇ ગયુ હતું. ગૌ. હી. ઓઝા.

૨ રાજપુતાનામાં ઇશ્વિર અને ગૌરીના ઉત્સવપ્રસંગે (એને અહીંઆં 'ગનગૌરકાત્યૌહાર' કહેવામાં આવે છે) ઇશ્વિરના હાથમાં કર્નલ ટૉડના જણાવ્યા પ્રમાણે કાંદાનાં વિકસિત પુષ્પોની છડી રહેતી નથી, પરંતુ જવના છોડ રહે છે, કે જેને 'જવારા' કહેવામાં આવે છે. ગૌ. હી. ઓઝા.

---

§ તાતારના લામા લોકો હવે હિંદુસ્થાનની પ્રાચીન લિપિનો ઉપયોગ કરતા નથી. આ લિપિને કર્નલ ટૉડ પાલી લિપિ જણાવે છે, પરંતુ હવે તે દેશના લોકો તેનો ઉપયોગ કરતા નથી, તેઓ પોતાના દેશની લિપિનોજ ઉપયોગ કરે છે. અલબત્ત પ્રાચીન કાળમાં તે દેશમાં બ્રાહ્મી લિપિનો પ્રચાર અવશ્ય હતો, પરંતુ તે કેવલ ધર્મગુરૂઓનાંજ હતો, કે જેઓ પોતાના ધર્મનાં તત્ત્વો જાણવાને માટે સંસ્કૃત અને પ્રાકૃત (માગધી) ભાષામાં રચાયેલા બૌદ્ધ ગ્રંથો વાંચતા હતા. ચીન, જાપાન પ્રભૃતિ દેશોના પેઠે તે દેશ (તાતાર) માં પણ પ્રાચીન કાળનાં ભારતીય લિપિનાં પુસ્તકો ક્વચિત્ ક્વચિત્ પ્રાપ્ત થાય છે. ગૌ. હી. ઓઝા.

‡ જીટકૈથીડા=આ નામની કલ્પના પણ લેખ શુદ્ધ નહિ વાંચી શકાયાથીજ કર્નલ ટૉડે કરી હોય એમ પ્રતીત થાય છે. બુંદીથી ૬ માઇલ પૂર્વે તરફ આવેલા રામચંદ્રપુરમાંથી તેમને એક પ્રાચીન લેખ પ્રાપ્ત થયો હતો, જેનો અંગ્રેજી અનુવાદ તેમણે પોતાના "રાજસ્થાન" ના પ્રથમ વૉલ્યુમના અંતિમ ભાગમાં પરિશિષ્ટ (Abpendix) અંક ૨ માં આપ્યો છે. તેના પ્રારંભમાં કોઇ દેવતાની સ્તુતિ છે (તેમાં રૂદ્રાણીનું નામ હોવાથી તે મહાદેવની સ્તુતિ હોય એમ જણાય છે) તેમાં તેમણે 'જીટકૈથીડા' શબ્દ વાંચ્યો છે, તે સર્વથા ભ્રમ છે. પરંતુ એ લેખ તેમણે અહીંઆંથી લઇ જઇને લંડન નગરની રૉયલ એશિયાટિક સોસાયટીને અર્પણ કરી દીધો, તેથી તે અમારા જોવામાં આવી શક્યો નહિ. અને તેથી તેમણે કયા શબ્દથી 'જીટકૈથીડા' ની કલ્પના કરી છે તે કહી શકાતું નથી. પરંતુ ઉક્ત લેખનો ફોટો લેવાનો પ્રયાસ ચાલી રહ્યો છે. જો તે પ્રાપ્ત થશે તો તેની સ્પષ્ટતા કરવામાં આવશે. ગૌ. હી. ઓઝા.

**યુદ્ધ સંબંધી રિવાજો**—તેઓ હર્ક્યુલીસ[૧] અને ટિવરટો વા ઓડિનની સ્તુતિનાં ગીત ગાતા હતા. આ દેવોની મૂર્તિ અને ઝુંડાને તેઓ યુદ્ધભૂમિમાં લઇ જતા હતા અને તેઓ જુદી જુદી ટુકડી-માં વિભક્ત થઇને યુદ્ધ કરતા હતા. અને હાથોહાથની ઝપાઝપીમાં તથા દૂર રહીને કરેલી લડાઇમાં તેઓ ભાલાનો ઉપયોગ કરતા હતા. આ સર્વ બાબતમાં તેઓ બુધના વંશજ હરિકુલના માણસો અને વાજ-સ્વના વંશજ અશ્વ લોકોની સાથે સમાનતા ધરાવતા હતા. અશ્વ લોકો સિંધુ નદીની પશ્ચિમમાં વસતા હતા અને તેમાંના ઘણા માણસો પૂર્વ અને પશ્ચિમમાં પ્રસરી ગયા હતા.

'સુએવી' વા 'સુઇયોનીઝ' લોકોએ અપસાલા (Upsala)નું પ્રસિદ્ધ મંદિર બંધાવ્યું. આ મંદિરમાં તેમણે થોર[૨] ( Thor ), વોડેન અને ફ્રેયા ( Freya ) ની મૂર્તિઓ સ્થાપન કરી. ઉપર્યુક્ત દેવો સ્કૅન્ડિનેવિયાની અસી જાતિના ત્રિદેવ છે અને સૂર્ય તથા ચંદ્રવંશની ત્રિમૂર્તિ છે. પહેલો ( થોર, ગર્જના કરનાર વા યુદ્ધ દેવતા ) હર વા મહાદેવ સંહાર કરનારો છે; બીજો (વોડેન) બુધ[૩] રક્ષા કરનારો છે; અને તૃતીય (ફ્રેયા) ઉમા એ ઉત્પત્તિ કરનારી શક્તિ છે.[૪]

જે ઋતુમાં સંપૂર્ણ પ્રકૃતિ ચૈતન્યમય થઇ જાય છે, તે વસંત ઋતુમાં ફ્રેયાનો મહોત્સવ કરવામાં આવતો હતો. આ પ્રસંગે સ્કૅન્ડિનેવિયન લોકો તેને સુવરનું બલિદાન આપતા હતા. લોટનો સુવર બના-વવામાં આવતો હતો અને ત્યાંના કૃષિકારો તેનું ભક્ષણ કરતા.

વસંતી વા વસંત ઋતુને હરની સ્ત્રી માનીને રાજપુતો તેની પૂજા કરે છે અને તેના પ્રારંભમાં રાજા પોતાના સરદારો સહિત જંગલમાં જઇને શિકાર કરે છે. રાજપુતો સુવરની પાછળ પડી તેનો વધ કરી તેનું ભક્ષણ કરે છે. તે દિવસે તેઓ શારીરિક જોખમની કિંચિત્ પણ પરવા રાખતા નથી. કારણ કે જો તે દિવસે શિકારમાં સફળતા ન મળે તો તેને અપશુકન માનવામાં આવે છે, અર્થાત્ મહા માતાને જે પ્રાર્થના કરવામાં આવશે તે સર્વ નિષ્ફળ થશે એમ માનવામાં આવે છે.

પિંકર્ટન, ટૉલેમી ( કે જે ટૅસિટસથી પચાસ વર્ષ પાછળ થયો હતો ) નો લેખ ઉદ્ધૃત કરીને કહે છે કે જટ લોકોના દેશ યુટલૅંડ વા જટલૅંડમાં છ જાતિઓ હતી, જેમાં 'સબલિંગઈ' ( સુએવી[૫] વા સુઇયોનિઝ ) કટ્ટી અને હેર્મન્દ્રી પણ હતી. આ જાતિઓ એલ્બ અને વેઝર નદીના મૂળ પર્યંત પ્રસરી ગઈ હતી. અહીંઆં તેમણે રણદેવતાના સ્મરણાર્થે ઇર્મનસ્યુલ ( Irmanseul ) નામક સ્તંભ સ્થાપિત કર્યો હતો. આ સ્તંભના સંબંધમાં સૅમીઝ[૬] જણાવે છે કે "કેટલાક લોકો એને માર્સ (મંગલ)નો સ્તંભ અને કેટલાક હર્મીઝસૉલ (Hermes Saul) અર્થાત્ હર્મીઝ વા મર્ક્યૂરી (બુધ)નો સ્તંભ માને છે." અને તે સ્વભાવતઃ જ પ્રશ્ન કરે છે કે "સૅક્સન લોકો મર્ક્યૂરી ( બુધ ) ના યૂનાની નામથી શી રીતે પરિચિત થયા ?"

---

૧ હર્ક્યુલીસ=યૂનાનીઓનો પ્રસિદ્ધ દેવતા, જ્યુપીટરનો પુત્ર અને સુપ્રખ્યાત વીર. યૂનાની લોકો તેને હિરાક્લીસ પણ કહે છે. તેના વીરત્વની અનેક અદ્ભુત વાતો તેમના દેશમાં પ્રસિદ્ધ છે. ગૌ. હી. ઓઝા.

૨ થોર=સ્કૅન્ડિનેવિયાના લોકોની પૌરાણિક કથાઓ અનુસાર ગર્જનાનો દેવતા અને ઓડિન તથા ફ્રેયાનો પુત્ર. ગૌ. હી. ઓઝા.

૩ હિંદુઓના ત્રણ મુખ્ય દેવતાઓમાં કૃષ્ણ, રક્ષા કરનાર દેવતા છે. કૃષ્ણ, બુધના ઇંદુવંશમાંના છે. તેઓ સ્વયં દેવતાવત્ માનવામાં આવ્યા તે પૂર્વે તેઓ બુધની પૂજા કરતા હતા.

૪ હિંદુઓની ત્રિમૂર્તિ ( બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ) માં બુધ અને ઉમાની ગણના નથી; પરંતુ કર્નલ ટૉડે વોડેન ( બુધ ) અને ફ્રેયાની સાથે મેળવવાની ખેંચતાણમાં હિંદુઓની ત્રિમૂર્તિમાં તેમનાં નામ મૂકી દીધાં છે. ગૌ. હી. ઓઝા.

૫ ટૅસિટસનો "સીમી જાતિ" નામક ગ્રંથ જુઓ.

૬ સૅમીઝ ( Sammes ) લિખિત "સેક્સન ઍંટિક્વિટિઝ" નામક ગ્રંથ જુઓ.

યજ્ઞના સ્તંભોને સંસ્કૃતમાં "सुर" વા "सूल"[1] કહે છે, જેને હિંદુસ્થાનના રણદેવતા 'હર'[2] ની સાથે જોડી દેવાથી "हरसूल" થાય છે. રાજપુત યોદ્ધાઓ હરને ત્રિશૂલસહિત સહાયને માટે આહ્વાન કરે છે અને તેમનો રણઘોષ "માર! માર!" છે.

કિમ્બ્રી જાતિ કે જે યુટલૅંડની ૭ જાતિઓમાં સૌથી અધિક પ્રસિદ્ધ છે, તે યોદ્ધા તરીકેની કીર્તિ[3] દ્વારા પોતાનું નામ પ્રાપ્ત કરે છે.

કુમાર[4] એ રાજપુતોનો રણદેવતા છે. હિંદુઓની દેવકથામાં તેને સપ્ત મસ્તકવાળો લખવામાં આવ્યો છે. સેક્સન લોકોના યુદ્ધદેવને ૭ મસ્તકો છે.

કિમ્બ્રી ચેર્સોનીઝ[5]નો ૭ મસ્તકવાળો માર્સ (યુદ્ધનો દેવતા) કે જેના નામથી વેઝર નદીના કિનારાપર ઇર્મિનસ્યુલ બંધાવવામાં આવ્યો છે, તેને સૅક્સની, કટ્ટી, સીબી વા સુએવી, જોટી વા જેટી અને કિમ્બ્રી જાતિના લોકો પૂજતા હતા. આ લોકોનાં નામો તથા ધાર્મિક રીતરિવાજો, તેમની તથા હિંદુસ્થાનના વીર યોદ્ધાઓની ઉત્પત્તિ એકજ મૂળમાંથી થયેલી સિદ્ધ કરે છે.

વીર રાજપુતોનો ધર્મ અને તેમના યુદ્ધદેવતા હરની પૂજાના પ્રકાર, સૌમ્યવૃત્તિના હિંદુઓના ધર્મ અને રીતરિવાજોની સાથે ઘણા ઓછા મળતા આવે છે. કારણ કે હિંદુઓ ગોપાલદેવના અનુયાયી, ગાયના પૂજક, અને ફળ-મૂળ તથા જલપર નિર્વાહ કરનારા હોય છે. અને રાજપુતો રક્ત વહેવરાવવામાં આનંદ માને છે. તેમના રણદેવનાને રૂધિર અને મદ્ય ચઢાવવામાં આવે છે અને તેમનો અર્ધ્ય દેવાનો પ્યાલો ( ખર્પરા ) મનુષ્યની ખોપરીના હોય છે. આ વસ્તુઓ તેમના દેવનાં ચિહ્નો હોવાથી તે તેમને પ્રિય હોય છે. તેઓ તેને પૂજે છે અને તેમને બાલ્યાવસ્થાથી એમ શીખવવામાં આવે છે કે "આ વસ્તુઓ હરને પ્રિય હોય છે. તે યુદ્ધપ્રસંગે ખોપરીથી શત્રુનું રૂધિર પીએ છે અને શાંતિના સમયમાં મદિરા અને સ્ત્રીઓના સંરક્ષક છે." પાર્વતી તેમની જંઘાપર બેઠેલાં હોય છે અને તેમનાં નેત્રો ધંતુરો તથા અફીણના ઘેનવાળાં હોય છે. રાજપુતોનો રણદેવતા આવો મદોન્મત્ત છે. શું આ પ્રકારનો હિંદુ ધર્મ ભારતનાં ઉષ્ણ મેદાનોમાં સંભવી શકે છે? શું આ સ્કૅન્ડિનેવિયાના વીરોના રિવાજનું સંપૂર્ણ ચિત્ર નથી?

રાજપુત લોકો પાડાનો વધ કરે છે; ભુંડ તથા હરણનો શિકાર કરીને ભક્ષણ કરે છે; તથા બતક અને જંગલી કૂકડાને બંદુકથી મારે છે; તેઓ અશ્વ, તલવાર અને સૂર્યની પૂજા કરે છે અને બ્રાહ્મણોના મંત્રો કરતાં ભાટોનાં વીરરસપૂર્ણ કાવ્યોપર અધિક લક્ષ્ય આપે છે. સ્કૅન્ડિનેવિયન લોકોની વીરતા સંબંધી દેવકથાઓ તથા વીર રસાત્મક કાવ્યોની સાથે રાજપુતોની ઉપર્યુક્ત બાબતો ઘણી સમાનતા

---

૧ સંસ્કૃતમાં યજ્ઞસ્તંભને મહાશય ટૉડના જણાવ્યા પ્રમાણે સુર વા સૂલ કહેવામાં આવતો નથી, પરંતુ તેને યૂપ કહેવામાં આવે છે. તેમણે મહાદેવને યુદ્ધના દેવતા માનીને તેમના ત્રિશૂલની સાથે મેળવવાને માટે યૂપના બદલે સૂલ માની લીધું છે. ગૌ. હી. ઓઝા.

૨ 'હર' એ સ્કૅન્ડિનેવિયાનો 'થોર' છે; અને હરિ એ બુધ, હર્મીઝ વા મર્ક્યુરી છે.

૩ મૅલેટ એને કેમ્ફર ( Kempfer ) શબ્દ કે જેનો અર્થ 'લડવું' થાય છે તેમાંથી ઉત્પન્ન થયેલો જણાવે છે.

૪ 'કુ' એ કેવલ એક ઉપસર્ગ છે, જેનો અર્થ 'ખરાબ' થાય છે. ( માટે કુમારનો અર્થ 'ખરાબ મારનાર' થાય છે. ) આમાંથી જ રોમના યુદ્ધદેવતા 'માર્સ'ની ઉત્પત્તિ થઇ હોય એવો સંભવ છે. યુનાનીઓના યુદ્ધદેવની ઉત્પત્તિના જેવીજ હિંદુઓના દેવોની સેનાના સેનાપતિ કુમારની ઉત્પત્તિ છે; અર્થાત્ તે, જાહ્નવી દેવી ( Juno=જૂનો ) થી મૈથુન વિના ઉત્પન્ન થયો છે. કુમાર* સદૈવ પોતાની સાથે મોર રાખે છે, કે જે જૂનોનું પક્ષી છે.

૫ કિમ્બ્રી ચર્સોનીઝ=જટલૅંડનું પ્રાચીન નામ છે. ગૌ. હી. ઓઝા.

---

* કુમારને સાત શિર નહિ, પરંતુ ૭ છે, અને તેથીજ તે 'ષડાનન' કહેવાય છે. વળી કુમારનો અર્થ 'ખરાબ મારનાર' નહિ પરંતુ 'કુંવારો' છે. હિંદી અનુવાદક.

ધરાવે છે અને પૂર્વ તથા પશ્ચિમના અસી લોકોનાં રહ્યાંસહ્યાં કાવ્યોનીજ માત્ર તુલના કરવાથી આ લોકો એકજ મૂળમાંથી ઉત્પન્ન થયા છે એમ પ્રતીત થાય છે.

**ભાટ લોકો**—રાજપુત લોકોના પૂજ્ય બરદાયી[1]ની પેઠે પ્રાચીન સૅક્સન લોકોના પણ ભાટ હતા. આ વીર રસાત્મક છંદ ગાનારાઓ વિષે ટૅસિટસ જણાવે છે કે " તેઓ યુદ્ધપ્રસંગે જુસ્સો ઉત્પન્ન કરનાર વીરરસયુક્ત ગીતો ગાઈ યોદ્ધાઓનાં મનને ઉશ્કેરી મૂકે છે. "

આટલા વિસ્તૃત વિષયની તુલના કરવાને માટે તેમના સમસ્ત રીતરિવાજો અને ધાર્મિક વિશ્વાસનો ઉલ્લેખ કરવો જોઇએ. માટે આ વિષયો એક પૃથક્ ગ્રંથને માટેજ રાખી મૂકવા જોઇએ.[2] સુએવી વા સીથી જાતિની વલ્કાઈરી વા નાશ કરનારી ભગિનીઓ (દેવીઓ) ને અપ્સરાઓ પૈકી જોડ બ્હેનો માનવી જોઇએ. આ જોડ બ્હેનો રાજપુત યોદ્ધાઓને રણક્ષેત્રમાંથી બોલાવીને સૂર્ય લોક કે જે ગ્રીસના હેલિયાડી લોકોના એલ્યુસિયસ[3] (સ્વર્ગ) સમાન છે ત્યાં લઇ જાય છે. સ્કૅન્ડિનેવિયામાં રહેતાં ઓડિનનાં સંતાનો અને સિથિયાનાં મેદાનોમાં તથા ગંગાના તટપર રહેતાં બુધ અને સૂર્યનાં સંતાનો એ સર્વનો હેતુ રણમાંથી સ્વર્ગમાં જવું, એજ હોય છે.

આ સર્વ જાતિઓમાં આપણે યુદ્ધને દિવસે યશને માટે એકજ પ્રકારનો ઉત્સાહ અને મૃત્યુની નચિંતાઇ જોઇએ છીએ, અને રણ–રંગભૂમિપર નાટક કરનાર આ પાત્રો દેવલોક સંબંધી અથવા મૃત્યુલોક સંબંધી નાટક એકજ પ્રકારે કરતા દ્રષ્ટિગોચર થાય છે. આપણે સીથી જાતિના લોકોને થૅાર અર્થાત્ ગર્જના કરનાર દેવતાને રણમા લઇ જતા જોઇએ છીએ અને હર (શિવ) કે જે હિંદવાસીઓનો જોવ[4] ( Jove ) છે તેને પણ તેના ઉપાસકોદ્વારા રણભૂમિમાં લઈ જવામાં આવતો જોઇએ છીએ, જેમાં ફ્રેયા ( Freya ) વા ભવાની અને સ્વય રક્ષા કરનાર કૃષ્ણ પણ વારંવાર શામિલ થાય છે.

**યુદ્ધનો રથ**—દશરથ અને મહાભારતના વીરોના સમયથી લઇને મુસલમાનોએ હિંદુસ્થાન જીતી લીધું ત્યાં સુધી આપણે રથની સ્વારી ઇન્ડો સીથિક કોમોમાં વિશેષ જોઇએ છીએ. તત્પશ્ચાત્ રથનો ઉપયોગ બંધ થયો. કુરૂક્ષેત્રના રણમાં શ્રીકૃષ્ણ પોતાના મિત્ર અર્જુનના સારથિ બન્યા હતા. અને ઝક્ષરતીસના તટપરના જેટી સમૂહોએ જ્યારે ઝર્ક્સીસ (Xerxes) ને યૂનાનમાં અને દારાને અર્બેલાના[5]

---

૧ કર્નલ ટૉડે આ શબ્દનો પ્રયોગ ભાટોને માટે કર્યો છે. મારવાડના રાઠોડોના પૂર્વજ બરદાઇસેનના નામમાં 'બરદાઇ' પદ હોવાથી તેમણે તેનો અર્થ 'સેનાનો ભાટ' એવો કર્યો છે. ગૌ. હી. ઓઝા.

૨ ભારતના અંતિમ હિંદુ સમ્રાટ્ પૃથ્વીરાજના અંતિમ મહાન કવિરાજ ચંદે રચેલા કાવ્યનાં ૬૯ પર્વોમાંથી થોડાંનો અનુવાદ સર્વ સાધારણને ભેટ કરવાનો મારો વિચાર છે. આ કાવ્ય સર્વથા વીરરસાત્મક છે. પ્રત્યેક ખંડમાં તે સમયના વીરાગ્રણી રાજાના એક એક વીરકાર્યનું વર્ણન આવે છે. આથી રાજપુતોના અને સ્કૅન્ડિનેવિયાના ભાટોની તુલના કરવામાં સહાયતા મળશે, અને તેપરથી પ્રોવેંકલના* ટ્રાઉબેડર ( Provencal Troubadoar ), ન્યૂસ્ટ્રિયાના‡ ટ્રાઉવિયર (Neustrienne Trouveur ) અને જર્મનીના મિનેસિંગર (Minnesinger) ની સાથે રાજપુતોના બરદાઇ (ભાટ) કેટલી સમાનતા ધરાવે છે તે પ્રતીત થશે.

૩ એલ્યુસિયસ ( Elusios ) શબ્દ ઇલિયસ (Elios) પરથી નીકળ્યો છે, જેનો અર્થ સૂર્ય છે. આ ઍપોલો ( Appolo ) અર્થાત્ ભારતના હરિની પણ ઉપાધિ છે.

૪ જોવ=યૂનાની અને પ્રાચીન રોમન લોકોનો પ્રસિદ્ધ દેવતા જ્યુપીટર. ગૌ. હી. ઓઝા.

૫ અર્બેલા=અસિરિયા દેશનું એક નગર, જેને હાલમાં આર્બીલ વા એર્બિલ કહેવામાં આવે છે. અહીંઆંથી પચાસ માઇલના અંતરપર ઇ. સ. પૂ. પ્રાયઃ ૩૩૧ માં યૂનાનના પ્રસિદ્ધ પાદશાહ સિકંદર અને ઇરાનના પાદશાહ દારાની વચ્ચે યુદ્ધ થયું હતું અને તેમાં દારાનો પરાજય થયો હતો. આ યુદ્ધ 'અર્બેલાનું યુદ્ધ' એ નામથી પ્રસિદ્ધ છે. ગૌ. હી. ઓઝા.

---

* પ્રોવેંકલ (ટ્રાઉબેડર)=ફ્રાન્સની અંતર્ગત પ્રોવેન્સ નામક સ્થાનના નિવાસીઓ. ગૌ. હી. ઓઝા.

‡ ન્યુસ્ટ્રિયા=યૂરોપમાં પ્રાચીન ફ્રેંક લોકોના તાબાનો મ્યૂઝ ( Meuse ) અને લોરી (Loire) નદીની વચ્ચેનો પ્રદેશ. ગૌ. હી. ઓઝા.

મેદાનમાં સહાય આપી હતી[1] તે સમયે તેમની પાસે મુખ્ય સૈન્યબલ યુદ્ધના રથોજ હતા.

યુદ્ધના રથો અન્ય સ્થાનોમાં તો નહિ, પરંતુ દક્ષિણ-પશ્ચિમ ભારતમાં પાછલા સમય પર્યંત ઉપયોગમાં લેવાતા હતા. અને સૌરાષ્ટ્રની કાઠી,[2] કોમાની તથા કોમારી જાતિઓમાં તેમની સીથિયન રીતભાત અદ્યાપિ દ્રષ્ટિગોચર થાય છે. આ વાત તેમના સ્મારકસ્તંભો જોવાથી પ્રમાણિત થાય છે. આ સ્તંભોપરથી જણાય છે કે આ વીરો પોતાના રથપરથી માર્યા ગયા હતા.

**સ્ત્રીઓ સાથેનો વ્યવહાર**—પ્રાચીન જર્મન અને સ્કેંન્ડિનેવિયન જાતિઓ તથા વીર રાજપુતો વા પ્રાચીન જેટી લોકો મધ્યે સ્ત્રીઓ સાથેના શિષ્ટતાના વ્યવહારમાં જેટલી સમાનતા પ્રતીત થાય છે તેટલી સમાનતા ઇતર કોઈ પણ વિષયમાં જણાતી નથી.

ટૅસિટસ જણાવે છે કે "જર્મન લોકો સ્ત્રીની સમ્મતિને અત્યંત આવશ્યકતાના સમયે ભવિષ્યદ્દકતાઓની વાણીતુલ્ય માનતા હતા" અને રાજપુતો પણ તેમજ કરે છે. ચંદ: ભાટ: આનાં અનેક ઉદાહરણો આપે છે. અને એજ કારણથી એ લોકો પોતાની સ્ત્રીઓનાં નામ સાથે 'દેવી' શબ્દ વા સંક્ષેપમાં 'દે' લગાડે છે, કે જેનો અર્થ 'દેવી' તુલ્ય છે. ટૅસિટસ જણાવે છે કે "જર્મન લોકોને

૧ હિરોડૉટસ જણાવે છે કે ડૅરિયસ વા દારાના તાબાના સર્વ દેશોમાં ભારતવર્ષ સૌથી ધનાઢ્ય હતો અને સુવર્ણના ૬૦૦ ટેલંટો (Talents) ત્યાંથી પ્રાપ્ત થતા હતા. એરિયન આપણને સૂચિત કરે છે કે તે (દારા)ની ઇન્ડોસીથિક પ્રજા તેની સિકંદર સાથેની લડાઇમાં તેની સર્વોત્તમ સેના હતી. સૅકેસેની અતિરિક્ત આપણને એવી જાતિઓ પ્રાપ્ત થાય છે કે જેનાં નામો ભારતનાં ૩૬ રાજકુલોનાં નામોની સાથે મળતાં આવે છે. વિશેષતઃ ડાહી (દાહિયા કે જે છત્રીસ રાજકુલોમાંની એક જાતિ છે) જાતિનાં નામોની સાથે અધિક મળતાં આવે છે.

ઇન્ડોસીથિક સેનામાં ૨૦૦ યુદ્ધરથો, અને ૫૦ હાથી હતા, કે જેમને પાર્થિયન ( Parthian ) લોકોની સાથે જમણી બાજુએ તથા દારાની નિકટ રાખવામાં આવ્યા હતા. આ વ્યવસ્થા અનુસાર તેઓ સિકંદરનાં સ્વતઃનાં આધિપત્ય નીચેનાં દલની સામે હતા.

રથીઓએ યુદ્ધનો પ્રારંભ કર્યો અને ઇરાનીઓની જમણી તરફની સેનાને હઠાવવાના સિકંદરના યત્નનો પ્રતિરોધ કર્યો. તેમના અશ્વારોહી દલનો પણ ઘણાં માન સાથે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ અશ્વારોહીઓ પાર્મેનિયો* (Parmenio)ના આધિપત્ય નીચેનાં દલમાં ઘુસી ગયા. તેને સહાય કરવાને માટે સિકંદરને સેના મોકલવી પડી. યૂનાની ઇતિહાસલેખક ઇન્ડો-સીથિક લોકોની વીરતાનું પ્રસન્નતાપૂર્વક વર્ણન કરે છે. "ઘોડેસ્વારો કાંઇ કામ કરી શક્યા નહિ, તેમજ બાણોદ્વારા દૂરની લડાઇ પણ થઇ નહિ; પરંતુ પ્રત્યેક વીર એવી રીતે યુદ્ધ કરતો હતો કે જાણે તે પોતાનાજ બાહુપર વિજયનો ભરોસો ન રાખતો હોય!" અર્થાત્ તેઓ યૂનાનીઓની સાથે પરમ વીરતાપૂર્વક લડયા હતા.

પરંતુ અર્બેલાના યુદ્ધમાં દારાનું સામ્રાજ્ય નષ્ટ થવાનોજ વિધિલેખ હતો, અને શક તથા ઇન્ડોસીથિક લોકોને, યૂનાની યવનોના હાથથી પોતાની જન્મભૂમિથી ઘણે દૂર રાજરાજેશ્વરને સહાયતા કરવામાં માર્યા જવાનું માન મળ્યું હતું.

૨ કાઠી લોકો સિકંદરના યુદ્ધમાં પ્રસિદ્ધ છે. કાઠિયાવાડના કાઠીઓનો પત્તો મૂલ થાન (પ્રાચીન સ્થાન)થી લાગી શકે છે. દાહિયા (ડાહી), જોહિયા (પાછલા સમયના હુણ) અને કાઠી લોકો ૩૬ રાજકુલોમાં ગણાય છે. એ સર્વ લોકો છસેં વર્ષ પૂર્વે પાંચ નદીઓની વચ્ચેના પ્રદેશમાં અને ગારાની દક્ષિણે આવેલી મરૂભૂમિમાં રહેતા હતા. પાછલી બે જાતિઓનાં તો માત્ર નામ જ શેષ રહ્યાં છે.

* પાર્મેનિયો=એ સિકંદરનો એક ઘણો અનુભવી અને વિશ્વાસપાત્ર સેનાપતિ હતો. તે સિકંદરના એશિયાપરના આક્રમણપ્રસંગે તેની સાથે હતો. અને તે અર્બેલાના યુદ્ધમાં પરમ વીરતાપૂર્વક લડયો હતો; પરંતુ પાછળથી એક પ્રસંગે સિકંદરને મારી નાખવાનો વિચાર તેના કેટલાક સૈનિકોએ કર્યો, અને તેથી પાર્મેનિયોપર પણ જૂઠું તહોમત આવ્યું. સિકંદરે તે વૃદ્ધ સેનાપતિનો શિરચ્છેદ કરાવ્યો. આ કૃત્ય સિકંદરના ઉજ્વલ યશમાં એક કલંક સમાન છે. ગૌ. હી. ઓઝા.

સ્ત્રીઓને બંદી બનાવીને લઇ જવાની કલ્પના પણ અસહ્ય થઇ પડે છે " રાજપુત લોકો આ આપત્તિ ટાળવાને માટે સ્ત્રીઓ કે જેઓ તેમનેજ માટે જીવે છે તેમની સામે પોતાની કટાર ઉઠાવે છે, જો કે તેઓ સ્વયં પણ આ ઘોર આપત્તિમાંથી બચવાની આશા રાખતા નથી. આવા સમયમાં તેઓ "જૌહર" વ્રત કરે છે, જેમાં પ્રત્યેક શાખાના રાજપુતો કપાઇ મરે છે. માટે રાજપુતો શાકાબંદની ઉપાધિને માટે ગર્વાન્વિત હોય છે, કે જે ઉપાધિ આ ભયંકર રીતિ અર્થાત્ શાકા[1] કરવાથીજ પ્રાપ્ત થાય છે. આ ભયંકર રીતિ સર્વ પ્રકારે સિથિયન જેટી લોકોની સૅસિયા રીતિ જેવી પ્રતીત થાય છે, કે જેનુ સ્ટ્રેબોએ વર્ણન કર્યું છે.

**દ્યૂતકર્મ**-આ ખેલોનાં વ્યસનમાં ભાગ્યવશ હારજીત થાય છે. દ્યૂત ખેલવા પ્રત્યે અને તેનાં ભયાનક પરિણામો સહન કરવા પ્રત્યે રાજપુતો પ્રાચીન કાળથી એવો અનુરાગ પ્રકટ કરે છે કે ( આ વિષયમાં ) તેમની તુલના સિથિયન લોકો તથા તેમનાં જર્મન સંતાનોની સાથે કરી શકાય છે.

જર્મન લોકો પોતાની શારીરિક સ્વતંત્રતા સુદ્ધાં દાવમાં મૂકીને જીતનારના ગુલામ બની જતા હતા અને તેમની સંપત્તિ તરિકે વેચાતા હતા. આજ દુર્વ્યસનથી પાંડવોએ પોતાનું રાજ્ય તથા શારીરિક સ્વતંત્રતા ગુમાવી હતી અને અંતે સમસ્ત ઇંદુજાતિઓ એથી નષ્ટ થઇ હતી. અને આજ પર્યંત આ દુર્વ્યસન ન્યૂન થયું નથી. તેમના ધર્મગ્રંથમાં સુદ્ધાં આ દુર્વ્યસનનુ વિધાન છે અને વર્ષમાં એકવાર દિવાળીના તહેવારપર સર્વ રાજપુતો લક્ષ્મીદેવીની સમક્ષ દ્યૂત રમીને તેની પ્રસન્નતા પ્રાપ્ત કરે છે.

માનસિક કાર્યોમાં પ્રવૃત્ત નહિ રહેવાથી વીર રાજપુતો પ્રાયઃ આળસુ અને ઇંદ્રિયોના ભોગવિલાસમાંજ પડી રહે છે અને જ્યારે તેમને કોઇ કારણથી સચેત કરવામાં આવે છે ત્યારે તેઓ મદોન્મત્ત બની અંદરકારીથી ગમે ત્યાં પોતાની શક્તિનો વ્યય કરી નાખે છે, પરંતુ એક સમૃદ્ધિશાલી રાજ્યમાં જ્યારે શાંતિ અને સુવ્યવસ્થા ફેલાય છે ત્યારે તે પ્રકારની પ્રાચીન રીતનો વિશેષ અંશ તેના આમોદ પ્રમોદ સહિત દૃષ્ટિગોચર થાય છે, કે જે રાજપુતો, તથા જેટહૂનને કિનારે વસતા જેટી, અને સ્કૅન્ડિનેવિયન લોકોને સમાન રૂપે ઘટી શકે છે.

**શુકન અને ભવિષ્ય જાણવું**-ચિટ્ઠી નાખીને વા અન્ય રીતે ભવિષ્ય જાણવું અને પક્ષીઓનાં ઉડ્ડયનથી શુકન લેવાની રીતિ હિરોડૉટસના કથન અનુસાર જેટી જાતિઓમાં અને ટૅસિટસનાં વર્ણન અનુસાર જર્મન જાતિઓમાં પ્રચલિત હતી. તેજ પ્રકારે આ રીતિ રાજપુતોમાં પણ પ્રચલિત છે. રાજપુતોના આ વિષયના ગ્રંથો[2]દ્વારા જર્મન અને રોમન લોકોના શુકન અપશુકનનું સમસ્ત વૃત્તાંત જાણી શકાય છે.

**માદક દ્રવ્યો પ્રત્યે પ્રીતિ**—મદિરા પ્રત્યે પ્રીતિ અને તેનું અધિકાંશે પાન કરવાનો રિવાજ સ્કૅન્ડિનેવિયાની અસી અને જર્મન જાતિઓમાં વિશેષ હતાં. આ પરથી તેમની જેટી જાતિમાંથી ઉત્પત્તિ સિદ્ધ થાય છે. અને આ બાબતમાં રાજપુતો પોતાના સિથિયા વા યૂરોપના બંધુઓથી ઉતરતા નથી. રાજપુતોનાં મદિરા અને ઇતર માદક દ્રવ્યોનાં અબાધિત સેવનથી, મને સૌથી પ્રથમ નિશ્ચયપૂર્વક લાગ્યું કે આ વીર જાતિએ આ સ્વભાવ હિંદુસ્તાનમાંથી પ્રાપ્ત કર્યો નથી. તેમના શાસ્ત્રમાં મદિરાનું સેવન કરવાની મના છે અને તે અનુસાર ઇતર હિંદુઓ ચાલે છે.

રાજપુતો પોતાના અતિથિનું સ્વાગત મનુહારનો પ્યાલો પાઇને કરે છે અને તેજદ્વારા તેઓ

---

૧ શાકા=રાજસ્થાની ભાષામાં તે યુદ્ધને 'શાકા'+ કહેવામાં આવે છે, કે જેમાં અસંખ્ય વીર રાજપુતો હતાશ થઇ પોતાની સ્ત્રીઓનો વધ કરીને પ્રાણાર્પણ કરે છે.

૨ મેં રૉયલ એશિયાટિક સોસાયટીને એક ગ્રંથ આ વિષયનો અને બીજો સામુદ્રિક આદિનો ભેટ કર્યો છે.

---

+ કર્નલ ટૉડે ભ્રમથી શાખા અને શાકાને એકજ ધારી લીધા છે. તેજ પ્રકારે શક (જાતિ) અને શાખાને પણ કેટલેક સ્થળે એક માની લીધાં છે. ગૌ. હી. ઓઝા.

પોતાની પ્રાચીન શત્રુતા નિગ્રહ કરે છે. રાજપુતો પોતાનો મધ્વા[1] જેટલા પ્રેમથી પીએ છે તેટલા પ્રેમથી ઑડિનના વીર પુરૂષો પોતાનો મીડ ( Mead ) નામક મદિરા કદિ પણ પીતા નહોતા. અને સ્કૅન્ડિનેવિયા તથા રાજવાડાના ભાટ લોકો તે પ્યાલાની પ્રશંસા કરવામાં સમાન વાક્પટુ થયા છે. તેની પ્રશંસામાં બરદાયીએ સર્વ પ્રકારની ઉપમાનો ઉપયોગ કર્યો છે અને તેને તે અમૃતનો પ્યાલો કહે છે. "ભાટ અમૃતનો[2] તે પ્યાલો કે જેમાં લાલ મણિની પેઠે દાડમના દાણા ચમકતા હતા તેનું પાન કરીને નિર્ભય જાતિની કીર્તિનું વર્ણન કરીને કહેવા લાગ્યો કે ભાટ અને શત્રુને દાન કરવામાં સમાન ઉદારતા રાખનાર રાજન્ ચિરાયુ થાઓ."

હિંદુ વીરોનું સ્વર્ગ-ઇન્દ્રલોક કે જે વલહલ્લા[3] (Valhalla) સમાન છે તેમાં પણ રાજપુતોને પોતાનો પ્યાલો મળે છે. આ પ્યાલો અપ્સરા અર્થાત્ સ્કૅનિયાની સ્વર્ગીય હીબી[4] ( Hebe ) ની જોડ બ્હેનો પોતાના હાથથી આપે છે. મરણોન્મુખ જેટી વીર કહે છે કે "હું દેવતાઓની વચ્ચે બેસી પ્યાલા ભરી ભરીને મદ્યપાન કરીશ. હું હસતો હસતો પ્રાણ ત્યાગ કરૂં છું." આ એક એવો ભાવ છે કે જેની પ્રશંસા રાજપુતો પણ કરે છે.

રાજપુતો નિશાથી ચકચૂર થયેલા ક્વચિત્જ જણાય છે. પરંતુ એક અધિક હાનિકારક અને નવીન કુચાલે સાંપ્રતમા નિમંત્રણના પ્યાલાની કિમ્મત ઘણી ઘટાડી દીધી છે. હાલમાં શુદ્ધ "ફુલ"[5] ને બદલે અફીણનો પ્રચાર થવા લાગ્યો છે, કે જે પ્રત્યેક ઉત્તમ ગુણને નષ્ટ કરનારી વસ્તુ છે આ હાનિકારક આદત વિષે અમે તેજ શબ્દોનો પ્રયોગ કરીશુ કે જે જર્મનીના લોકોની રીતભાતના ઇતિહાસના લેખક વેઝર અને એલ્બ નદીના તટપર નિવાસ કરતી જાતિઓના સંબંધમાં વાપર્યા છે. આ શબ્દો આ પ્રમાણે છેઃ—"તેમને મતવાલા થવાદો, એટલે પછી તમારે તેમને તમારાં શસ્ત્રોનો ડર બતાવવાની આવશ્યકતા રહેશે નહિ, તેમની કુચાલ સ્વયં તેમને તમારે આધીન કરી દેશે."

૧ મધ્વા† એ એક પ્રકારનો ઉન્માદક રસ છે. આ શબ્દ મધુ§ શબ્દમાંથી નીકળ્યો છે, જેનો અર્થ સંસ્કૃતમાં 'મધુ મક્ષિકા' છે. આ વાત પ્રસિદ્ધ છે કે મીડ નામક મદ્ય મધમાંથી બને છે. જો જર્મન લોકોનો મીડ શબ્દ હિંદુસ્થાનીઓના મધુ ( મધુ મક્ષિકા ) શબ્દમાંથી બન્યો હોય તો તે એક આશ્ચર્યકારક ઘટના ગણાશે. આવી દશામાં પ્યાલો ( ખર્પરા ) અને રસ એ ઉભય શબ્દો અન્યત્રથી લીધેલા ગણાશે.

૨ અમૃત (અમર)માંનો 'અ' નિષેધવાચક ઉપસર્ગ છે. અને 'મૃત'નો અર્થ મૃત્યુ છે. આ પ્રકારે ઇમિરથલ અર્થાત્ મૃત્યુની ખીણ કે જે સ્વિટ્ઝર્લાંડ પ્રદેશના ન્યુફ્ચૅટલ* (Neufchatel)માં આવેલી છે; તે જેવો જર્મન શબ્દ છે, તેવોજ આ સંસ્કૃત શબ્દ છે.

૩ વલહલ્લા=સ્કૅન્ડિનેવિયાની પૌરાણિક કથાઓ અનુસાર યુદ્ધમાં પડેલા વીર પુરૂષોને રહેવાનું સ્વર્ગ. ગૌ. હી. ઓઝા.

૪ હીબી=યૂનાનીઓની પૌરાણિક કથાઓ અનુસાર યુવાવસ્થાની દેવી, કે જેને જ્યુપીટર તથા જૂનો ( જ્યુપીટરની સ્ત્રી ) ની પુત્રી અને દેવતાઓને પ્યાલા પાનારી માનવામાં આવે છે. ગૌ. હી. ઓઝા.

૫ ફૂલ=મહુડાંનુ ફૂલ અને એ નામનો મદ્ય કે જેને રાજપુત લોકો અત્યંત પ્રેમથી પીએ છે. સંસ્કૃતમાં એને મધુક કહે છે. જુઓ એશિયાટિક રિસર્ચીસ વો. ૧લું પૃષ્ઠ ૩૦૦.

† કર્નલ ટૉડે મદ્યને માટે 'મધ્વા' શબ્દનો પ્રયોગ કર્યો છે, પરંતુ રાજસ્થાનમાં એ શબ્દ પ્રચલિત નથી. રાજપુત લોકો સામાન્યતઃ મદ્યને દારૂ કહે છે અને કેટલાક શરાબ તથા મદ્ય પણ કહે છે. રાજપુતાનામાં અધિક શરાબ પી ઉન્મત્ત થનારને 'મદવા' કહે છે, તેથીજ કદાચ તેમણે મદ્યને 'મધ્વા' લખી દીધો હશે. ગૌ. હી. ઓઝા.

§ સંસ્કૃતમાં મધુ શબ્દનો અર્થ શહદ, મદ્ય આદિ છે, પરંતુ કર્નલ ટૉડે જેમ જણાવ્યું છે તેમ મધુ મક્ષિકા નથી. ગૌ. હી. ઓઝા.

* ન્યુફ્ચૅટલ=યૂરોપની અંતર્ગત સ્વિટ્ઝર્લૅંડ પ્રદેશના ૨૦ જીલ્લાઓ પૈકી એક, કે જે ફ્રાન્સની સીમાની નિકટ છે. ગૌ. હી. ઓઝા.

સ્કૅન્ડિનેવિયામાં રણદેવતા થૅારના પૂજકોનો પ્યાલો મનુષ્યની ખોપરી હતી અને તે પણ શત્રુની ખોપરી હતી. આમાં તેઓ પોતાની રક્તપિપાસા પ્રકટ કરતા હતા. આ રીતિ તેમણે હિંદુઓની ત્રિમૂર્તિમાંના મુખ્ય હર કે જે રણદેવતા છે તે દ્વારા ગ્રહણ કરેલી પ્રતીત થાય છે. હર પોતાના હાથમાં ખર્પરા[1] લઇને પોતાના વીર યોદ્ધાઓને "રૂધિરપૂરિત રણભૂમિ"માં લઈ જાય છે અને તેથી તે મરણ પામેલા યોદ્ધાઓના રક્તનુ પાન કરે છે.

જે લોકો સંગ્રામ પ્રત્યે તથા તીક્ષ્ણ માદક દ્રવ્યો પ્રત્યે પ્રેમ રાખે છે, તે સર્વનો સંરક્ષક હર છે, અને રાજપુત યોદ્ધાઓ વિશેષતઃ તેની ભક્તિ કરે છે. આજ કારણથી રક્ત અને મદ્ય, એ હિંદુઓના મહાન દેવને અર્ધ્ય આપવાના મુખ્ય પદાર્થો છે. ગોંસાઇ લોકો[2] કે જેઓ હર વા બલ અર્થાત્ સૂર્યના ખાસ પૂજારી છે, તેઓ સર્વ માદક પદાર્થ, વનસ્પતિ અને રસોનુ સેવન કરે છે. વ્યાઘ્ર, ચિત્તા, કે મૃગના ચર્મપર બેઠેલા, શરીરપર ભસ્મ લેપનવાળા, જટાજૂટ બાંધેલા કેશોવાળા, પોતાની ધુણીનો અગ્નિ ચેતાવવાને માટે રાખેલા ચિપિયાવાળા આ લોકોનું આ જંગલી રૂપ તેમને રક્તપાન તથા મૃત્યુના દેવની આજ્ઞાઓનું પ્રતિપાલન કરનાર યોગ્ય વ્યક્તિ તરિકે પ્રકટ કરે છે. યુદ્ધદેવતા હરના આ પૂજારી જ્યારે મરણ પામે છે, ત્યારે સાધારણ રિવાજની વિરૂદ્ધ તેને ભૂમિમાં દાટવામાં આવે છે; અને તેની ઉપર એક ગોળાકાર સમાધિ બંધાવવામાં આવે છે. કેટલાક સંપ્રદાયના ગોંસાઇઓની નાની નાની સમાધિઓ બાંધવામાં આવે છે. આ સમાધિઓનો આકાર અગ્ર ભાગ રહિત શંકુ સમાન હોય છે અને તેની એક બાજુએ દ્વાર બનાવવામાં આવેલો હોય છે અને તેના શિખરપર ગોળ લાકડીના જેવો એક પત્થર[3] રાખવામાં આવે છે.

**અંત્યેષ્ટિ ક્રિયા**—મૃત મનુષ્યની અંત્યેષ્ટિ ક્રિયાની તુલના કરવાથી પ્રારંભિક સમાનતાનાં પ્રમાણો મળશે. સ્કૅન્ડિનેવિયાની અંત્યેષ્ટિ ક્રિયા બે જાતીય સમયોમાં વિભક્ત છે. એક અગ્નિનો સમય અને બીજો પર્વતનો સમય કહેવાય છે. જે સમયે યોદ્ધાઓને ચિતામાં બાળવામાં આવતા હતા તે અગ્નિનો સમય કહેવાતો હતો, અને જે સમયે તેમને પૃથ્વીમાં દાટવામાં આવતા હતા તે પર્વતનો[4] સમય કહેવાતો હતો.

ઓડિને ( બુદ્ધે ) પાછલી રીતિ પ્રચલિત કરી હતી અને શરીર ભસ્મીભૂત થયા પછી ત્યાં સમાધિ બંધાવવાની રીતિ પણ તેણેજ ચલાવી હતી. તેજ પ્રમાણે તેણે સતી થવાનો રિવાજ પણ શરૂ કર્યો હતો. આ રીતિઓ શકદ્વીપ વા શક–સિથિયામાથી લાવવામા આવી હતી. હિરોડૅાટસ જણાવે છે કે " ત્યાં જેટી લોકોને ચિતામાં બાળવામાં આવતા હતા અને સ્ત્રીને તેના પતિની સાથે જીવિત બાળી મૂકવામાં આવતી હતી. "

સ્કૅન્ડિનેવિયાના જેટી વા ' સીબી ' વા ' સુરાત્રી ' લોકોમાં યદિ મૃત પુરૂષને એકથી અધિક સ્ત્રીઓ હોય તો મોટી સ્ત્રીનેજ પોતાના પતિની સાથે બળવાનો અધિકાર હતો.[5] તદનુસાર " નન્ના

---

૧ મનુષ્યની ખોપરી. દેશની પ્રચલિત બોલીઓમાં એને ' ખપ્પર ' કહે છે. પ્રશ્ન–શુ એ સૅક્સન લોકોનું કપ (Cup) છે?

૨ કાનફટા યોગી વા ગોંસાઇ લોકોની–મોટી મોટી હજારો જમાતો થાય છે અને રક્ષા માટેની લડાઇઓમાં સહાયતાર્થે તેમને વારંવાર બોલાવવામાં આવે છે. યુદ્ધના દેવતાના નામથી ઉદયપુરમાં રાજપુતો જે મોટો ઉત્સવ ( નવરાત્રિનો ઉત્સવ ) કરે છે તેમાં ખડ્ગ કે જે માર્સનું ચિહ્ન છે અને ગુહિલોતો પણ જેની પૂજા કરે છે તે આજ લોકોને સુપુર્દ કરવામાં આવે છે.

૩ મેં આ લોકોનું સમાધિસ્થાન અને પુષ્કળ પૃથક્ પૃથક્ સમાધિઓ જોઇ છે અને તેમના ચેલાઓ કે જેઓ તપસ્યાને માટે આજ સ્થાનમાં નિવાસ કરે છે તેમને પણ પોતાના ગુરુઓની સેવા કરતા જોયા છે. પૂજા કરતી વખત તેઓ આકડાનાં પુષ્પો અને સદૈવ લીલાં રહેતાં વૃક્ષોનાં પત્રો અને શુદ્ધ જલ તેમની સમાધિઓપર ચઢાવે છે.

૪ મૅલેટનું નોર્થર્ન એન્ટિક્વિટીઝ ( Mallet's Northern Antiquities ) અધ્યાય ૧૨મો.

૫ મૅલેટ અધ્યાય ૧૨, વૉ. ૧લું પૃષ્ઠ ૨૮૯.

( Nanna ) ને તેના પતિ અને ઓડિનના એક સાથી બાલ્ડરના મૃત શરીરની સાથે અગ્નિમાં બાળીને ભસ્મીભૂત કરવામાં આવી હતી. " પરંતુ સ્કૅન્ડિનેવિયનો પોતાની એશિયાઇ ઉત્પત્તિ દર્શાવનારી આ રીતિનું વિસ્મરણ કરાવવા ઇચ્છતા હતા અને તેઓ " પતિના મૃત શરીરને માટે આવું નિર્દય તથા બેહુદું બલિદાન આપવાની ઇચ્છા રાખતા નહોતા. આ રિવાજ તેમના સિથિયન પૂર્વજોદ્વારા પ્રચલિત થયો હતો. જ્યારે તેઓ એશિયાના ઉષ્ણતાપ્રધાન પ્રદેશમાં અર્થાત્ તેમના આદિ સ્થાન (એઝ્રુ)માં રહેતા હતા ત્યારે તે લોકોમાં આ રિવાજ પ્રચલિત હતો. "

હિરોડૉટસ જણાવે છે કે " સિથિયન જેટી લોકો પોતાની ચિતાપર પોતાના અશ્વનું બલિદાન આપતા હતા અને સ્કૅન્ડિનેવિયન જેટી લોકો પોતાના અશ્વ અને શસ્ત્રોને પોતાની સાથે દટાવી દેતા હતા, કારણ કે તેઓ ઓડિનની પાસે પગે ચાલીને જઇ શકતા નહોતા.[1] " રાજપુત યોદ્ધાઓ પોતાની જીવિત અવસ્થામાં જે પ્રકારે શસ્ત્રથી સજ્જીત થાય છે તેજ પ્રકારે સજ્જ થઇને તે પોતાના અંતિમ નિવાસસ્થાન (સ્મશાન)માં જાય છે; અર્થાત્ તેની ઢાલ તેની પીઠપર બાંધેલી હોય છે, તેની તલવાર તેના હાથમાં હોય છે અને યદ્યપિ તેના અશ્વનો બલિ આપવામાં આવતો નથી તોપણ તે બહુધા કોઇ દેવતાને અર્પણ કરી દેવામાં આવે છે અને તે તેના પુજારીનો માલ બની જાય છે.

મૃત વીરને બાળવો, અને તેની સ્ત્રીનું તેની સાથે સતી થવું, એ રિવાજો પ્રસિદ્ધ છે; તથાપિ તેમના સ્મશાનપર જે મોટી મોટી છત્રીઓ બંધાવવામાં આવે છે તેથી યૂરોપિયન લોકો ઓછા પરિચિત છે, વા તેઓ તેને જોવા માટે ઓછા જાય છે. રાજપુતોનાં સમ રાજ્યોની ઉન્નતિ અને અવનતિનું તે (છત્રીઓ)થી ઉત્તમ સ્મારક ચિન્હ બીજું કોઈ નથી. પુત્રજ પોતાના પિતાના સ્મરણાર્થે તેની છત્રી બંધાવે છે. ભક્તિ વા પ્રશંસનીય અભિમાનનું આ અંતિમ સ્મારક ચિન્હ કોઇની સ્થિતિ અનુસાર બને છે. તે (પુત્ર)ના રાજત્વના વૈભવનું ત્યારેજ સ્મરણ કરવામાં આવે છે કે જ્યારે તેના પિતાની છત્રી તેના પુર્વાધિકારી રાજાની છત્રીથી ઉત્તમ બને. ( મારૂં ) આ કથન રાજવાડાના પ્રત્યેક રાજ્યના રાજા અને સરદારોના સંબંધમાં એક સરખી રીતે ઘટે છે.

સતીનું પ્રત્યેક પવિત્ર સ્થાન ' મહા સતી ' કહેવાય છે, કે જે કથા અને કહાણીઓ અનુસાર પ્રેતસ્થલ છે. જે ચયુતરામાં સુંદરીઓ તથા વીર રાજપુતોની અંત્યેષ્ટિ ક્રિયા કરવામાં આવી છે તેમાં ડાકણ નિવાસ કરે છે[2] અને તે પોતાના શિકારનાં કલેવરનો સંહાર કરતી ફરે છે. જ્યારે કોઇની અંત્યેષ્ટિ ક્રિયા કરવાની હોય છે વા પોતાના પૂર્વજોને વાર્ષિક જલ વા પુષ્પ ચઢાવવાનાં હોય છે ત્યારેજ માત્ર રાજપુતો તે નિર્જન સ્થાનમાં જાય છે, તે શિવાય કદિ પણ ત્યાં જતા નથી.

ઓડિન સમાધિ સ્થાનની આસપાસ પ્રજ્વલિત અગ્નિની મશાલ ફેરવીને પોતાના વીરોના અંતિમ

૧ મેલેટનું નોર્ધર્ન એન્ટિકિવટિઝ અધ્યાય ૧૨. ફ્લ્ટ જાતિના ફ્રેંક લોકોમાં પણ આ રિવાજ પ્રચલિત હતો. ચિલ્પેરિક (Chilperic)નાં શસ્ત્રો અને જે અશ્વ સહિત તેને ઓડિનની સમક્ષ રજુ કરવામાં આવવાનો હતો તેનાં અસ્થિ તેની સમાધિમાં પ્રાપ્ત થયાં હતાં.

૨ ડાકણ (સિંધની જીગરખોર) જીવતાં કલેજાં ખાઈ જાય છે. કૅપ્ટન ડબ્લ્યૂએ ઉદયપુરની ખીણમાં દીર્ઘ કાળ પર્યંત પૂંઠ પકડીને એક હીના ( Hyena ) નામક હિંસક પ્રાણીને માર્યું, કે જે ઉદયપુરની સ્મશાનભૂમિમાં રહેતું હતું. આ પ્રાણી આહડની§ ડાકણના ઘોડા તરિકે પ્રસિદ્ધ હતું. તેનાપર આરૂઢ થઇને તે રાત્રિના સમયે બહાર નીકળતી હતી. લોકો કહેતા હતા કે એ પ્રાણીને મારવાથી આપત્તિ આવી પડશે. અને પાછળથી જ્યારે એક સાબરની પૂઠ પકડતી વખત તેઓ (કૅપ્ટન ડબલ્યુ) ભયંકર રીતે માર્યા ગયા ત્યારે લોકો 'ફક્ત ડાકણના અશ્વને મારવાને લીધેજ આ આપત્તિ આવી પડી છે' એમ કહેવા લાગ્યા હતા.

§ આહડ—આ પ્રાચીન નગર ઉદયપુરથી પ્રાયઃ ૧ાા માઇલ પૂર્વમાં છે. અહીંઆં ઉદયપુરના મહારાણાઓનું દગ્ધસ્થાન છે. જેને મહાસતી કહેવામાં આવે છે. હાલમાં પ્રાચીન નગરનું ખંડીયેર માત્ર અવશિષ્ટ રહ્યું છે. તે ગોહિલ રાજા શક્તિકુમારના સમયમાં મેવાડની રાજધાની હતું. અહીંઆંથી કેટલાક પ્રાચીન લેખો પ્રાપ્ત થયા છે. ગૌ. હી. ઓઝા.

નિવાસસ્થાનનું સંરક્ષણ કરતો હતો અને સૅલિક[1] કાયદાનો દશમો અધ્યાય જે લોકો સમાધિપરથી "ભોજન અને બિસ્તરા ઉઠાવી લઇ જાય" તેમને દંડ આપવાના સંબંધમાં છે. તેમાં આવા પવિત્ર સ્થાનમાંથી ચોરી કરનારનું જલ અને અગ્નિ બંધ કરવાનું વિધાન છે.

શહાબા[2] અર્થાત્ ગોળ ચક્રમાં ફરતી અગ્નિજવાળા રણક્ષેત્રોમાં કિંવા મહાસતીના સ્થાનોમાં યદ્યપિ મનોરંજક દેખાય છે તથાપિ તે ઉદાસીનતાનો ભાવ પ્રકટ કરે છે. તે હિંદુઓના હૃદયમાં મિથ્યા વિશ્વાસયુક્ત ભય અને ભક્તિ ઉત્પન્ન કરે છે, પરંતુ તેની ઉત્પત્તિનું સ્વાભાવિક કારણ મુડદાં સડી જવાથી ફોસ્ફરસનું ઉત્પન્ન થવું એજ છે.

સ્કૅન્ડિનેવિયાના નિવાસીઓ મુડદાંની ભસ્મપર ગુંબજ બંધાવતા હતા અને ઝક્ષરતીસ નદીના તટપરના જેટી લોકો તથા હિંદુઓના યુદ્ધ દેવતા હરના પૂજારીઓ પણ તેજ પ્રમાણે કરતા હતા.

ગિબને (Gibbon) જેટિક અલારિકના[3] મકબરાનું જે ઉત્તમ ચિત્ર ખેંચ્યું છે તેની બરાબરી જંઘીસખાંની[4] કબરજ કરી શકે છે. જ્યારે તે ઉચ્ચ સમાધિ બંધાવવામાં આવી ત્યારે તેની ચોતરફ દૂર સુધી જંગલ રાખવામાં આવ્યું, કે જેથી તેનાં અસ્થિની નિકટ કોઇ મનુષ્ય જઈ શકે નહિ.

ચબુતરા, પાળીઆ અને સ્તંભો હજી પણ રણમાં પડેલા રાજપુતોને માટે બંધાવવામાં આવે છે અને સમસ્ત રાજવાડામાં મૃત વીરોનાં આવાં સ્મારકચિહ્નો ઉપલબ્ધ થાય છે. આવાં સ્મારકચિહ્નો પર વીર પુરૂષ અશ્વારૂઢ થયેલો અને સર્વ પ્રકારનાં શસ્ત્રોથી સુસજ્જિત થયેલો દૃષ્ટિગોચર થાય છે અને તેની પાસે પોતાના આત્માનું બલિદાન આપનારી તેની પતિવ્રતા સ્ત્રી (સતી) હોય છે. તેમજ એક તરફ સૂર્ય અને બીજી તરફ ચંદ્ર કે જે ચિરસ્થાયી કીર્તિનાં ચિહ્નો છે તેની મૂર્તિ પાષાણપર કોતરવામાં આવેલી હોય છે.

સૌરાષ્ટ્ર દેશમાં કાઠી, કોમાની, બલ્લા અને ઇતર સિથિક વંશના લોકોના પ્રત્યેક નગરના કોટ આગળ પાળીઆ વા જુઝાર (મૃત વીરોના સ્તભ) પંક્તિબદ્ધ, વિષમ સમૂહોમાં અથવા કોક સ્થળે ગોળાકારમાં

---

૧ સૅલિક કાયદો=ફ્રેંચ રાજ્યનો પ્રાચીન કાનૂન કે જે ઇસ્વી સનની પ્રાયઃ છઠ્ઠી શતાબ્દીમાં રચાયો હતો. ગૌ. હી. ઓઝા.

૨ ગ્વાલિયરના પ્રસિદ્ધ ગઢની પૂર્વ તરફ જ્યાં સહસ્રાવધિ વીર યોદ્ધાઓ લડીને મરણ પામ્યા છે ત્યાં આ ફૉસ્ફરસની જવાળા વારંવાર આશ્ચર્યજનક દૃશ્ય પ્રકટ કરે છે. મિત્રો કે જેમની આંખો પુનઃ આ દૃશ્ય જોઇ શકશે તેમની સાથે મેં રાત્રિની વેળાએ આ ચંચલ જવાળાને જોઇ છે. તે એક સ્થળે બુઝાઇ જતી અને બીજે સ્થળે પુનઃ પ્રકટ થતી. અને ભૂમિ વિષમ હોવાથી મરાઠા રાજા આખો દિવસ શિકાર કરીને અનેક મશાલચીઓની સાથે પાછા ફરતા હોય એવો ભ્રમ ઉત્પન્ન કરાવે છે. મેં આ જવાલા-શ્રેણીની પાસે જવાને માટે એક અત્યંત શૂરવીર રાજપુતને કહ્યું, પરંતુ તેની મુદ્રા અને વાણીપરથી મારી ઇચ્છાની નિરર્થકતા સ્પષ્ટ રીતે સમજાઇ ગઇ. તે બોલ્યો કે "હું મનુષ્યોની સાથે યુદ્ધ કરવાને તૈયાર છું, પરંતુ જેઓ યુદ્ધમાં પ્રથમ માર્યા ગયા છે તેમના આત્માની સાથે હું યુદ્ધ કરી શકતો નથી." આ જવાળા વારંવાર વર્ષાઋતુના અંતિમ ભાગમાં (શરદ ઋતુમાં) દૃષ્ટિગોચર થાય છે, કારણ કે એ વખતે ખાર ભરેલી કાદવ કીચડવાળી ભૂમિમાંથી વરાળ નીકળવા લાગે છે.

૩ અલારિક=પાશ્ચાત્ય ગૉથ લોકોનો પ્રસિદ્ધ રાજા. તેણે અનેકવાર ઇટાલીપર આક્રમણ કર્યું હતું અને તે રોમન રાજ્યનો સ્વામી બન્યો હતો. તેનો દેહાંત ઇ. સ. ૪૧૦ માં થયેલો માનવામાં આવે છે. ગૌ. હી. ઓઝા.

૪ જંઘીસખાં=તાતારનો પ્રસિદ્ધ મોગલ પાદશાહ. તેનો જન્મ ઇ. સ. ૧૧૬૨માં અને દેહાંત ૧૨૨૭ માં થયો હતો. તે ૧૩ વર્ષની વયે મોગલોના રાજસિંહાસનપર બેઠો હતો. ઇ. સ. ૧૨૦૬માં તેણે ચીનના ઉત્તર ભાગપર આક્રમણ કર્યું, જેમાં ૫૦,૦૦,૦૦૦ માણસો માર્યાં ગયાં. તે ચીનનો ઉત્તર ભાગ, ઇરાનનો પૂર્વ ભાગ અને સમસ્ત તાતાર, એટલા દેશોનો પાદશાહ હતો. ગૌ. હી. ઓઝા.

દૃષ્ટિગોચર થાય છે. પ્રત્યેક સ્તંભની ઉપર ગામઠી રીતે વીરની આકૃતિ કોતરવામાં આવેલી હોય છે અને તેની ઉપર તેનો વધ શી રીતે થયો તે પણ જણાવવામાં આવેલું હોય છે. અર્થાત્ તેને હાથમાં બરછી સહિત અશ્વારૂઢ થયેલો અને ક્વચિત્ ક્વચિત્ રથમાં બેઠેલો જણાવવામા આવેલો હોય છે. અને કિનારાપર "બુદ્ધ[1] (વિષ્ણુ)ના ચાંચિયાઓને[2]" ડોલની સાથે બાંધેલાં દોરડાંપરથી નીચે ઉતરતા કોતરવામાં આવ્યા હોય છે.

તાતારના કોમાની લોકોમાં પાદરીઓને પાષાણનાં ચક્કર મળ્યાં હતાં. જ્યાં કેલ્ટ લોકોના રીતરિવાજો પ્રચલિત હતા તે સ્થાનપર જેવાં ચક્કરો મળતાં હતાં તેવાજ આ ચક્કરો હતાં. યદિ ડ્રુઈડ ( Druid ) લોકો અને ઈંદુ-સિથિયન લોકો એકજ મૂળમાંથી ઉત્પન્ન થયા હતા એમ દર્શાવી ન શકાય તોપણ તેમનાં આવાં ચક્કરો અને રહ્યાંસહ્યાં સ્મારક ચિહ્નોમાં સમાનતા સિદ્ધ કરવામાં ઘણી બુદ્ધિની આવશ્યકતા પડે એમ નથી.

ન્યાયસ્થાનની મધ્યમાં જે આસન વા ત્રિલિથોન ( Trilithon ત્રણ પાષાણોનું બનેલું ) હોય છે તે હર, બલ અને સૂર્યના સંબંધમાં પવિત્ર ગણાતી સંખ્યાથી બનાવવામાં આવેલું હોય છે. આ દેવોના પૂજારીઓ કાયદાની વ્યાખ્યા કરે છે.

**શસ્ત્રપૂજા**—રાજપૂતો પોતાના અશ્વને જેટલા ચ્હાય છે, તેટલીજ ભક્તિ તેઓ પોતાનાં શસ્ત્રો પ્રત્યે દર્શાવે છે. તેઓ પોતાના ખડ્ગના શપથ લે છે. અને પોતાનો બચાવ કરનારી ઢાલ, પોતાની બરછી, પોતાની તલવાર અને પોતાની કટારને સાષ્ટાંગ પ્રણામ કરે છે.

ખડ્ગ ( અસિ ) અને ઘોડા (અશ્વ) ની પૂજાથીજ એશિયાખંડનુ નામ પડયું આ પૂજા સિથિયન 'જેટી' લોકોમાં પ્રચલિત હતી અને હિરૉડૉટસે તેનું યથાર્થ વર્ણન કર્યું છે. ડેસિયા[3] ( Dacia ) અને થ્રેસ[4] ( Thrace ) માં આ રીતિ ઝક્ષરતીસ નદીના તટપરના જેટી લોકોદ્વારા આણવામા આવી હતી. આ લોકો પોતાના મૂળ નિવાસસ્થાનમાંથી ઉપર્યુક્ત દેશોમાં જઇને વસ્યા હતા. અને જ્યારે તેમનાં ટોળાંએ યૂરોપપર આક્રમણ કર્યું ત્યારે તે સ્વતંત્રતાના પ્રેમીઓએ તે રીતનો તે ખંડમાં પ્રચાર કર્યો.

જેટી રાજા ઍટિલા[5] ( Getic Atilla ) ઍથેન્સના કિલ્લામા સર્વ પ્રકારની ધામધુમ અને આડંબર સહિત ખડ્ગની પૂજા કરતો હતો ખડ્ગની પૂજા એ રોમની અવનતિ અને પતનના ઇતિહાસમાં એક પ્રશંસનીય ઉપાખ્યાન છે. યદિ મહાશય ગિબને મેવાડના મહારાણાને પોતાના સમસ્ત સરદારો

૧ દ્વારિકામાં ચોરોના દેવતાને બુદ્ધ-ત્રિવિક્રમ* કહે છે, જેનો અર્થ "ત્રણ પ્રકારનાં બળવાળો" થાય છે. આ દેવતા મિસરવાસીઓના ત્રણ શીર્ષવાળો મર્ક્યુરી ( બુધ ) કે જેને હર્મીઝ ટ્રિપ્લેક્સ ( Hermes Triplex ) કહેવામાં આવે છે તેના જેવોજ છે.

૨ ચાંચિયા=દ્વારિકાંની આસપાસ ઓખામંડળ પ્રભૃતિમાં રહેતા કાબા લોકો. આ એક પ્રસિદ્ધ લૂંટારા જાતિ છે અને તે પોતાને રાઠોડ તરીકે ઓળખાવે છે. વિ. સં. ૧૯૫૫ના ફાલ્ગુન માસમાં મને પણ આ જ કાબા લોકોએ જામનગરના રાજ્યમાં લૂંટી લીધો હતો. આ વખતે હું પ્રાચીન વસ્તુઓની શોધ કરતો કરતો ઓખામંડળથી પાછો ફરતો હતો. ગૌ. હી. ઓઝા.

૩ ડેસિયા=યૂરોપમાં ડૅન્યુબ નદીની ઉત્તરે આવેલા એક પ્રદેશનું પ્રાચીન નામ. ગૌ. હી. ઓઝા.

૪ થ્રેસ=પૂર્વ યૂરોપના એક પ્રદેશનું પ્રાચીન નામ છે, જે આ સમયે રોમ રાજ્યની અંતર્ગત રોમેલિયા જીલ્લો કહેવાય છે. ગૌ. હી. ઓઝા.

૫ ઍટિલા=હૂણ (Hun) જાતિનો પ્રતાપી રાજા, જેણે યૂરોપમાં મહાન વિજય પ્રાપ્ત કર્યો હતો. તેનો જન્મ ઈ. સ. ૪૦૬ માં અને દેહાંત ઈ. સ. ૪૫૩ માં થયો હતો. ગૌ. હી. ઓઝા.

* બુદ્ધ ત્રિવિક્રમ=ત્રિવિક્રમ વિષ્ણુનું નામ છે, જેની સાથે બુદ્ધ શબ્દ કર્નલ ટૉડે પોતાની તરફથી જોડી દીધો છે. ગૌ. હી. ઓઝા.

સહિત પોતાની બેધારી તલવાર( ખાંડા )ની પૂજા કરતા જોયા હોત તો તેઓ માર્સ( મંગળ )નાં ચિહ્નની અર્થાત્ તલવારની પૂજાનાં પોતાનાં જોશદાર વર્ણનને હજી પણ અધિક ઉત્તમ બનાવી શકત.

**શસ્ત્રવિદ્યામાં પ્રવેશ**-જર્મન લોકોમાં સૈનિક કાર્યમાં પ્રવેશ કરતી વખત જે કાર્યવાહી કરવામાં આવતી હતી તે જ કાર્યવાહી રાજપુતોમાં પણ પ્રચલિત છે. અર્થાત્ પ્રવેશ કરનાર યુવકને એક બરછી આપવામાં આવે છે. અને ઢાલ તથા તલવાર બાંધવામાં આવે છે. આ રિવાજનું વર્ણન જાગીરદારી પદ્ધતિના વિષયમાં અગાઉ આવી ગયું છે. રાજપુતો અને પ્રાચીન કેલ્ટ લોકોમાં જે ખાદ્ય પદાર્થો નિષિદ્ધ માનવામાં આવતા હતા. તેની સમાનતા પણ તેમની વચ્ચેનો સંબંધ દર્શાવે છે. પરતુ સર્વથી પ્રાચીન રિવાજોનું સવિસ્તર વર્ણન કરીને અમે આ રિવાજોનું બયાન સમાપ્ત કરીશું.

**અશ્વમેધ વા ઘોડાનો યજ્ઞ**-કેટલીક જડ અને ચેતન વસ્તુઓ જગતના લોકોના પૂજાના સાધારણ પદાર્થો છે; જેમકે, સૂર્ય, ચંદ્ર અને તારા; તલવાર અને સર્પ; જાનવરોમાં સર્વોત્તમ એવો ઘોડો. આ ઘોડો ભક્તિની સાક્ષાત્ વસ્તુ તરીકે પૂજાતો નથી, પરંતુ તે ભગવાન સૂર્યના ચિહ્ન તરીકે પૂજાય છે, કે જેને પ્રકૃતિનુ પ્રત્યેક સંતાન પૂજ્ય માને છે. તાતારના મેદાનોમાં, લીબિયાની[1] મરૂભૂમિમાં ઇરાનના પર્વતોમાં, ગંગાની ખીણમાં અને ઓરિનોકોનાં[2] (Orinoco) જંગલોમાં એ સર્વમાં તેની પ્રભા અર્થાત્ "આ વિશાળ જગતનાં નેત્ર અને આત્મા (સૂર્ય)"ના સમાન ઉત્સાહવાળા ભક્તો ઉત્પન્ન થયા છે.

જલ, વાયુ અને સ્વભાવ અનુસાર તેની પૂજાના પ્રકાર ભિન્ન ભિન્ન થતા હતા. અને એશિયામાં બલની અને ગૉલ[3] અને બ્રિટનના 'કેલ્ટ' લોકોના બેલિનસની વેદીઓ મનુષ્યનાં બલિદાનના ધુમ્રથી આચ્છાદિત થતી હતી. બેબિલનમાં મિથ્રાસ ( સૂર્ય ) ને ગોધાનો[4] બલિ આપવામાં આવતો હતો અને ઝક્ષરતીસ તથા ગંગાના તટપર સૂર્યને ઘોડાનો બલિ ચઢાવવામાં આવતો હતો.

---

૧ લીબિયા=આફ્રિકાખંડનુ પ્રાચીન યૂનાની નામ. લીબિયાની મરૂભૂમિનો અર્થ આફ્રિકાનું પ્રસિદ્ધ સહરાનું રણ અર્થાત્ રેગિસ્તાન છે. ગૌ. હી. ઓઝા.

૨ ઓરિનોકો=દક્ષિણ અમેરિકાની પ્રસિદ્ધ નદી, કે જે પારીન પર્વતશ્રેણીની ઉત્તરેથી નીકળે છે અને ૧૫૦૦ માઇલ વહીને ઍટલાંટિક મહાસાગરમાં પડે છે. તેમાં ૪૩૬ નદીઓ અને ૨૦૦૦ નાળાં શામિલ થાય છે. આ નદી ખાસ કરીને વેનેઝુએલા નામક દેશની માનવામાં આવે છે. ગૌ. હી. ઓઝા.

૩ ગૉલ=ફ્રાન્સ અને ઇટાલિના ઉત્તર ભાગનું પ્રાચીન નામ. ગૌ. હી. ઓઝા.

૪ બલનાથ§ ( બલદેવ ) ને પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં પણ એનું બલિદાન આપવામાં આવતું હતું. સૂર્યને ગોધાનું બલિદાન† આપવાનો સ્પષ્ટ ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. રાજસ્થાનમાં બાલિમનાં‡ અસંખ્ય મંદિરો છે અને બલપુર ( મહાદેવ ) નાં કેટલાંક મંદિરો સૌરાષ્ટ્રમાં છે. એ સર્વ સૂર્યના સ્વરૂપો છે.

Peor his other name, when he enticed
Israel in sittimon their march from Nile"

Paradise Lost Book I.

સુલેમાનનું મંદિર બલનાજ નામપર બંધાવવામાં આવ્યું હતું, અને એમ પ્રતીત થાય છે કે તે સમયના સમસ્ત મૂર્તિપૂજકો હિંદુધર્મના સ્થૂલ વિશ્વાસોને માનતા હતા.

---

§ બલનાથ=કર્નલ ટૉડે સૂર્ય (અને મહાદેવ) ને માટે અહીંઆં 'બલ' શબ્દનો પ્રયોગ કર્યો છે, પરંતુ આ નામ તેમણે 'બેલેનસ'ની સાથે મેળવવાને માટે ઉપજાવી કાઢયું છે, કે જે સર્વથા કપોલકલ્પિત છે. ગૌ. હી. ઓઝા.

† બલિદાન=કર્નલ ટૉડ આ શબ્દનો અર્થ સૂર્યને સાંઢ ચઢાવવો એવો કરે છે, પરંતુ એ પણ કપોલકલ્પિત છે. ગૌ. હી. ઓઝા.

‡ બાલિમ=આ નામ પણ કર્નલ ટૉડે સૂર્ય વા મહાદેવને માટે ઉપજાવી કાઢયું છે. રાજપુતાનામાં આ કલ્પિત નામ સર્વથા અજ્ઞાત છે; અને આ જ હાલ સૌરાષ્ટ્રને માટે બલપુરનો પણ છે. વલ્લભીપુરનું નામ 'બલ' ઉપરથી પડયુ છે એવું અનુમાન કરી તેમણે 'બલપુર' નામની કલ્પના કરી હોય તો તેમાં આશ્ચર્ય નથી. ગૌ. હી. ઓઝા.

ઇતિહાસનો આદિ લેખક હિરોડૉટસ જણાવે છે કે મધ્ય એશિયાની મહાન જેટી જાતિ જડ પદાર્થોમાંના સર્વથી અધિક શીઘ્રગામી પદાર્થને ચેતન જીવોમાંના સર્વથી અધિક શીઘ્રગામી જીવનું બલિદાન આપવું ઉચિત માનતી હતી. રાજપુતો અને હિંદુઓના સંક્રાંતિના તહેવારની પેઠે જ જેહૂન નદીના તટપરની જેટી અને અશ્વ જાતિઓનો સૂર્યનો તહેવાર શીતકાલની સંક્રાંતિપર થતો હતો.

હિ, હય, હયવર અને અશ્વ એ સંસ્કૃત તથા તેમાંથી નીકળેલી ભાષાઓમાં ઘોડાનાં નામ છે. અને ગૉથિકમાં તેને હાર્સા (Hyrsa), ટ્યૂટૉનિકમાં હૉર્સ્ (Hors) અને સેક્સનમાં હૉર્સ (Horse) કહે છે.

બાલ્ટિક સમુદ્રના કિનારાપર વસતી જર્મન જાતિઓનો મોટો તહેવાર હી-ઉલ વા હિ-એલ ( જે પર પૂર્વે ટિપ્પણ કરવામાં આવ્યું છે ) હતો અને અશ્વમેધ[1] એ ગંગાના તટપરના સૂર્યનાં સંતાનોનો મોટો તહેવાર હતો.

અશ્વમેધ યજ્ઞ કરવામાં પુષ્કળ વ્યય કરવો પડે છે અને તેમાં એટલો બધો ભય છે કે આધુનિક રાજાઓ તે કરી શકતા નથી. તેનાં વિનાશકારી પરિણામો વિષેના, ભારતીય ઇતિહાસના પ્રારંભિક કાળથી તેના અંતિમ ( સ્વતંત્ર ) રાજા પૃથ્વીરાજના સમય સુધીના, કેટલાક ઐતિહાસિક લેખો અમારી પાસે મોજુદ છે. રામાયણ, મહાભારત અને ચંદનો કાવ્ય ગ્રંથ આ મહાન પ્રભાવશાલી યજ્ઞ અને તેના ફલનાં ઉદાહરણ દર્શાવે છે.[2]

રામાયણમાં અશ્વમેધનું અત્યુત્તમ ચિત્ર આલેખવામાં આવ્યું છે. અયોધ્યાના મહારાજા દશરથ, કે જેઓ રામના પિતા હતા, તેમને આ યજ્ઞને માટે આ પ્રકારની આજ્ઞા આપતા દર્શાવવામાં આવ્યા છે: "યજ્ઞની તૈયારી કરો અને અશ્વને[3] સરયૂના ઉત્તર કિનારાથી છોડો."

---

૧ અશ્વમેધ ( મેધનો અર્થ મારવું ) માં આપણને બાજસ્વાના પુત્રોદ્વારા ઉત્પન્ન થયેલી પ્રાચીન જાતિઓનાં નામોની ઉત્પત્તિ પ્રાપ્ત થાય છે, કે જે સિંધુ નદીના ઉભય તટોપર વસતી હતી અને એજ શબ્દ એશિયા શબ્દની ઉત્પત્તિનું પણ સંભવતઃ મૂળ કારણ છે. અસ્સસેની ( જાતિ ) કે જે સિંકદરના ઇતિહાસલેખકોની અરિઅસ્પી છે અને અસ્યાસિયાની કે જેને શરણે અર્સાસેઝ‡ સેલ્યુકસની§ પાસેથી નાશીને ગયો હતો અને જેને, સ્ટ્રેબો જેટી જાતિ લખે છે, તે એકજ મૂળમાંથી નીકળી છે. માટે અસિગઢ અર્થાત્ અસિ લોકોનો ગઢ ( જેને ભૂલથી લોકો હાંસી કહે છે ) અને અસગર્ડ એ સ્કૅન્ડિનેવિયામાં જેટી જાતિના અસિ લોકોનાં મૂળ સ્થાન હતાં.

માર્કોપોલો ( Marco Polo ) કે જેના લેખપરથી મિલ્ટને પોતાની ભૂગોળ લીધી છે તે જણાવે છે કે સિકંદરે આ સર્વ જેટી જાતિઓની આધીનતાસૂચક સેવા 'નગરોની માતા' બલ્ખમાં સ્વીકારી હતી. અહીંઆં કૅથીઅન ખાન ( મારા શિલાલેખમાંનો જીટ કૅથીડા ) ની રાજગાદી હતી.

૨ અંતિમ અશ્વમેધ અંબરના પ્રસિદ્ધ રાજા સવાઈ જયસિંહે કર્યો હતો, પરંતુ સૂર્યનો દુગ્ધવર્ણ શ્વેત અશ્વ છૂટો મૂકવામાં આવ્યો હોય એમ હું માનતો નથી, નહિતો રાઠોડ લોકો અવશ્ય યુદ્ધનો સ્વીકાર કરત.

૩ વિશિષ્ટ ચિહ્નયુક્ત દુગ્ધવર્ણ અશ્વ ચુંટી કાઢવામાં આવે છે. એને છૂટો મૂકતાં તેની ઉત્તમ પ્રકારે રક્ષા કરવામાં આવે છે અને તે પોતાની ઇચ્છાનુસાર ભ્રમણ કરે છે. આ રીતે અશ્વ ભ્રમણ કરે તેનો અર્થ યુદ્ધની માગણી છે. યુધિષ્ઠિરના છોડેલા અશ્વની રક્ષા અર્જુને કરી હતી, પરંતુ તેના પૌત્ર પરીક્ષિતના છોડેલા અશ્વને "ઉત્તરના તક્ષક લોકોએ પકડી લીધો હતો," આજ દશા દશરથના પિતા સગરની થઈ હતી, જેથી તેનું રાજ્ય નષ્ટ થયું હતું.

---

‡ અર્સાસેઝ=પાર્થિયાનો એક રાજા, કે જેણે ઇ. સ. પૂ. પ્રાયઃ ૨૫૦ માં ઉક્ત દેશપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો. ગૌ. હી. ઓઝા.

§ સેલ્યુકસ-એ સિકંદરના પ્રસિદ્ધ સેનાપતિ સેલ્યુકસનો વંશજ હોવો જોઇએ, કે જે સીરિયા અને ઇરાનનો પાદશાહ હતો અને જેને સેલ્યુકસ નિકેટર કહેવામાં આવતો હતો. ગૌ. હી. ઓઝા.

એક વર્ષ વ્યતીત થયા પશ્ચાત્ જ્યારે ઘોડો પરિભ્રમણ કરીને પાછો ફર્યો[૧] ત્યારે તેને જે સ્થાનેથી પ્રથમ છોડવામાં આવ્યો હતો તે સ્થાનપર યજ્ઞભૂમિ તૈયાર કરવામાં આવી.

ચારે તરફના નૃપતિઓને અર્થાત્ રાજા કેકય,[૨] કાશીના રાજા, અંગદેશના[૩] લોમપાદ, મગધ[૪] દેશના કોશલ, સિંધુદેશના,[૫] અને સૌબીર[૬] તથા સૌરાષ્ટ્રના[૭] રાજાઓને અયોધ્યામાં પધારવાને નિમંત્રણ કરવામાં આવ્યું.

જ્યારે યજ્ઞના સ્તંભોને ઉભા કરવાનું કાર્ય સમાપ્ત થયું ત્યારે યજ્ઞનો આરંભ થયો. યજ્ઞનો તે અંશ કે જેને યૂપચય કહેવામાં આવે છે તેનું સૂક્ષ્મ વર્ણન આ પ્રમાણે છે:-" એકવીસ અષ્ટકોણ યૂપ વા સ્તંભ[૮] ઉભા કરવામાં આવ્યા. તેમાંના પ્રત્યેકની ઉંચાઈ ૨૧ ફીટ અને વ્યાસ ૪ ફીટ હતો. તેના

---

૧ એક વર્ષ પછી અશ્વનુ પાછુ ફરવું એ સ્પષ્ટ રીતે ખગોળ વિષયક એક ભ્રમણ, વા સૂર્યનુ, જ્યાંથી તે નીકળ્યો તેજ સ્થળે પાછું આવવું સ્પષ્ટ રીતે પ્રકટ કરે છે. સૂર્ય જે દિવસે પોતાના દક્ષિણાયનથી પાછો ફરે તે દિવસને સિથિયન અને સ્કૅન્ડિનેવિયન લોકો સદૈવ આનંદનો દિવસ માનતા હશે, કારણ કે ગિબન કહે છે કે "જ્યારે ઉત્તર તરફનો શીતલ વાયુ ચાલતો હશે ત્યારે તેઓ પોતાના વિશાળ નિવાસસ્થાનને નરક કરતાં પણ અધિક દુઃખદાયી સમજતા હશે." તેઓ આ દેવતા (સૂર્ય)ને માટે દક્ષિણ તરફ અનિમિષ નેત્રે જોયા કરતા હશે અને આજ કારણથી રાજપુતોમાં પણ ઘરનું દ્વાર ઉત્તર તરફ રાખવાનો નિષેધ છે.

૨ રામાયણના અનુવાદક ડૉક્ટર કૅરેના અભિપ્રાય અનુસાર કૈકય§ ઇરાનનો રાજા હોવો જોઇએ. (ત્યાં) કૈ વંશ, દારાની પૂર્વે થયો હતો. હિંદુઓના લોકપ્રચલિત દોહામાં કૈ ઉપાધિ વારંવાર પ્રાપ્ત થાય છે. મારા સ્મરણમાં રહેલો એક દોહો જયપુર રાજ્યમાં આવેલા અભયનેરના પ્રાચીન ખડીઓરોની સાથે સબંધ ધરાવે છે અને તેમાં ત્યાંના એક રાજાનો વિવાહ કૈ કમ્બની પુત્રી સાથે થયાનો નિર્દેશ છે.

" તું બેટી કૈ કમ્બની નામ પરમલા હો " ઇત્યાદિ, જેનો અર્થ એ છે કે ' તું કૈ કમ્બની કન્યા છે અને તારૂં નામ પરમલા છે." ઇરાનના રાજાઓના એક વંશની ઉપાધિ પણ કૈ હતી.

પ્રશ્ન—શું કામબખ્શ યુનાનીઓનો કૅમ્બિસેસ નથી ?

૩ ટિબેટનો આવા* ૪ બિહાર. ૫ સિંધ. ૬. મને જ્ઞાત નથી.†

૭ સૌરાષ્ટ્ર-એ સંપૂર્ણ કાઠિયાવાડનું નામ નહિ, કિંતુ તેના દક્ષિણ ભાગનું નામ હતું, કે જે સાંપ્રતમાં સોરઠ નામથી પ્રસિદ્ધ છે. ગૌ. હી. ઓઝા.

૮ મ્હેં અતિ પ્રાચીન કાળના પાષાણના કેટલાક યજ્ઞસ્તંભો‡ જોયા છે. ઘણાં વર્ષો પૂર્વે જ્યારે રાજપુત રાજ્યોમાં મરાઠાઓનો ત્રાસ હતો ત્યારે સૂરતનો એક પરમ સત્પાત્ર અને ધનાઢ્ય વ્યાપારી કે જેનું કુળનામ ત્રિવેદી હતું, અને જેને, ઉક્ત લૂંટારા શત્રુઓ રામ અને કૃષ્ણના સંતાનોને સતત જે

---

§ કૈકય-એ ઇરાનનો રાજા નહોતો. તેમજ એ નામને ઇરાનના " કૈ " વંશની સાથે કાંઇ સંબંધ પણ નથી. વળી કર્નલ ટૉડ જણાવે છે તેમ હિંદુ લોકોના દોહામાં પણ " કૈ " નામની કોઈ ઉપાધિ પ્રાપ્ત થતી નથી. કર્નલ ટૉડે અહિઆંના રાજા તથા ઇરાનના " કૈ " વંશી રાજાઓ એક હતા એવું અનુમાન કરવાની ધુનમાં " કૈ " ને ઉપાધિ માની લીધી છે. કૈકયનો અર્થ કેકય દેશનો રાજા છે. કેકય દેશ સિંધની પાસે આવેલા દેશનું નામ હતું. ગૌ. હી. ઓઝા.

* અંગદેશ એ ટિબેટ વા આવાનું નામ નહિ, કિંતુ બંગાલાના પશ્ચિમ ભાગનું નામ હતું. તેની રાજધાની ચંપાપુરી હતી અને તેને અંગપુરી પણ કહેવામાં આવતી હતી. ગૌ. હી. ઓઝા.

† સૌબીર-સિંધુ સૌબીર આ ઉભય નામો બહુધા સાથેજ લખેલાં પ્રાપ્ત થાય છે, કે જે (ઉભય) સમસ્ત સિંધ દેશનાં સૂચક છે. માટે સૌબીર એ સિંધના એક ભાગનું નામ હોવું જોઇએ. ગૌ. હી. ઓઝા.

‡ પાષાણના અતિ પ્રાચીન કાળના જે યજ્ઞસ્તંભો જોયાનું કર્નલ ટૉડ લખે છે તે વાસ્તવમા યજ્ઞસ્તંભ નથી. પાષાણના જે અતિ પ્રાચીન કાળના સ્તંભો સાંપ્રતમાં આ દેશમાં ઉપલબ્ધ થાય છે તેમાંના કેટલાક તો મૌર્યવંશી રાજા અશોકના સ્થાપિત કરેલા બૌદ્ધ સ્તંભો છે. જેમ કર્નલ ટૉડે આ પ્રાચીન

શિખરપર મનુષ્ય, હસ્તી, વા સાંઢની મૂર્તિઓ હતી. પવિત્ર ધાર્મિક ક્રિયાઓમાં જે કાષ્ઠ વાપરી શકાય તેવાં ભિન્ન ભિન્ન પ્રકારનાં કાષ્ઠમાંથી તેને બનાવવામાં આવ્યા હતા. તેની ઉપર સુવર્ણનાં પતરાં જડેલાં હતા અને તે વેલબુટ્ટાવાળાં વસ્ત્રો તથા પુષ્પોનાં તોરણથી આચ્છાદિત હતા. જે સમયે સ્તંભો ઉભા કરવામાં આવ્યા તે સમયે અધ્વર્યુ, હોતા અર્થાત્ યજ્ઞના આચાર્યદ્વારા અનુશાસન પ્રાપ્ત કરી ઉચ્ચ સ્વરથી મન્ત્રોચ્ચારણ કરતો હતો

યજ્ઞકુંડ ગરૂડાકૃતિ આકારની ત્રણ પંક્તિઓમાં બનાવવામાં આવ્યા હતા અને તે સર્વ મળીને ૧૮ હતા. આ સ્થળે વધ કરવાનાં પ્રાણીઓને અર્થાત્ પક્ષી, જલચર પ્રાણી અને ઉક્ત અશ્વ એ સર્વને રાખવામાં આવ્યા હતાં.

મહારાજા દશરથના આ ઘોડાને કૌશલ્યાએ ત્રણ વાર યજ્ઞાગ્નિની પ્રદક્ષિણા કરાવી અને બ્રાહ્મણોનું મંત્રોચ્ચારણ થતાં આનંદના કોલાહલમાં તેનો વધ[1] કરવામાં આવ્યો.

મહારાજા અને મહારાણીને પ્રધાન ઋત્વિજે અશ્વની નિકટ બેસાડયાં. તેઓ પક્ષીઓનું નિરીક્ષણ કરતાં આખી રાત બેસી રહ્યાં. પુરોહિત તે (પ્રાણીઓના) હૃદયને બહાર કાઢીને શાસ્ત્રાનુસાર પ્રસન્નતાપૂર્વક તેમને તૈયાર કરતો હતો. હોમેલા હૃદયોનો નૃપતિએ સુગંધ લીધો અને તેમણે પોતાના કરેલા અપરાધોનો, જે ક્રમથી તે કરવામાં આવ્યા હતા તે ક્રમથી સ્વીકાર કર્યો.

પછી યજ્ઞ કરાવનાર ૧૬ ઋત્વિજો (શાસ્ત્રાજ્ઞાનુસાર) ઘોડાનાં અંગોને અગ્નિમાં હોમવા લાગ્યા. સર્વ જીવોનો હવ્ય કાષ્ઠથી આપવામાં આવ્યો હતો, જ્યારે અશ્વનો હવ્ય નેતરથી આપવામાં આવ્યો હતો.

યજ્ઞ થઈ રહ્યા પછી ઋત્વિજો અને ભવિષ્યવેત્તાઓને ભૂમિદાન આપવામાં આવ્યુ. પરંતુ પવિત્ર પુરૂષો (બ્રાહ્મણો) સુવર્ણ દાનનોજ સ્વીકાર કરતા હોવાથી તેમને એક કોટિ જાંબુનદ[2] (જાંબુ જેવા રંગના સુવર્ણના સિક્કા) આપવામાં આવ્યા.

દુઃખ દેતા હતા તે જોઇને ઘણી કરૂણા આવતી હતી, તેણે આંખમાં અશ્રુ લાવીને મને કહ્યું કે "જયપુરની આપત્તિઓનુ કારણ એ છે કે ત્યાંના રાજા જગતસિંહે યજ્ઞસ્તંભોપરનાં સુવર્ણનાં પતરા ઉખેડી નંખાવી તેને પોતાના ખજાનામાં મોકલાવી દઇને મહા પાપ કર્યુ છે." સોલોમન (સુલેમાન) ની તૈયાર કરાવેલી સુવર્ણની ઢાલોને મંદિરમાંથી દૂર કરી રેહોબોમે તેના સ્થાનપર પીતળની ઢાલો મૂકાવી હતી. તેના આ કુકર્મ કરતાં પણ ઉક્ત મહારાજાનું કર્મ અધિક નીચ માનવામાં આવતું હતું. ઉક્ત સુવર્ણનાં પતરાંને ઢાળીને તેના સિક્કા બનાવવામાં આવ્યા અને તે સિક્કા મરાઠાઓની ઉપર યુદ્ધના વ્યયને માટે મોકલવામાં આવ્યા, અથવા તેને તેથી પણ અધિક નીચ કાર્યમાં યોજવામાં આવ્યા અર્થાત્ તેને તેની રસકપુર નામક રાખને આપવામાં આવ્યા. આ કાર્ય ઉક્ત રાજાનાં મૂર્ખતા ભરેલાં ઇતર કાર્યોના જેવુંજ હતું. જયસિંહે ઉક્ત સ્તંભો સ્થાપિત કરી પોતાના દેશની પ્રતિષ્ઠા વધારી હતી. જયસિંહ જયપુરના રાજ્યનો દ્વિતીય સંસ્થાપક હતો અને તેના રાજત્વકાલમાં તેણે ઉન્નતિ પ્રાપ્ત કરી હતી, પરંતુ હવે તેની અવનતિ થઇ છે.

૧ નૌરોઝ અર્થાત્ નૂતન વર્ષના તહેવારપર મોગલ પાદશાહ પોતાના હાથથી એક ઉંટ મારતો હતો અને તે પોતાના પ્રેમપાત્ર માણસોને વ્હેંચી આપતો હતો.

૨ આ જાંબુ નામક ફલના રંગ જેવા સુવર્ણનું નામ નથી, કિંતુ જંબુ નામક નદીની રેતીમાંથી નીકળેલા સુવર્ણનું નામ છે. ગૌ. હી. ઓઝા.

સ્તંભોને યજ્ઞસ્તંભ માન્યા છે તે પ્રમાણે અંતિમ ચૌહાણ વીર હમ્મીરના સભાસદ રાઘવદેવના પૌત્ર શારંગધરે પણ ફીરોઝશાહના સ્તંભ નામક અશોકના સ્તંભને યજ્ઞસ્તંભ માન્યો હતો. આ સ્તંભ ફીરોઝશાહના સમયમાં દિલ્હીમાં આણવામાં આવ્યો હતો. ચૌહાણ રાજા વિસલદેવ (વિગ્રહરાજ) ના વિ૦ સં૦ ૧૨૨૦ ના ત્રીજા લેખના અન્તે શ્લોકો તેણે પોતાના પુસ્તક "શારંગધર પદ્ધતિ" માં જ્યાં ઉદ્ધૃત કર્યા છે (પૃ. ૨૦૫-૨૦૬) ત્યાં જણાવ્યું છે કે તે તેના પાષાણના યજ્ઞસ્તંભની પ્રશસ્તિમાંથી ઉદ્ધૃત કરવામાં આવ્યા છે. (**एतौ नृग नृपति पाषाण यज्ञयूप प्रशस्तेः।** આને યજ્ઞસ્તંભ માનવાનું કારણ તેપર કોતરાયેલો અશોકનો લેખ વાંચી ન શકાયો તેજ છે. ગૌ. હી. ઓઝા.

મૂર્તિપૂજકોના સર્વેથી પ્રાચીન અને અધિક પ્રભાવશાલી અશ્વમેધનું વિસ્તૃત વૃત્તાંત[૧] આ પ્રકારે લખવામાં આવ્યું છે. (ઇશ્વિરના) પસંદ કરેલા લોકોથી લઇને રોમના આરેસ્પેક્સ લોકો પર્યંતના ભિન્ન ભિન્ન જાતિના લોકોની આ અને આ પ્રકારની અન્ય રીતો અને કૅથોલિક ધર્મની પાપ સ્વીકારની રીતની વચ્ચે સમાનતા બતાવવી અનાવશ્યક છે.

સંક્રાંતિ[૨] વા શિવરાત્રિ[૩] શીતકાલમાં આવે છે. આ પ્રસંગે સૂર્ય વા બલનાથને ઘોડાનું બલિદાન આપવામાં આવે છે.

સ્કૅન્ડિનેવિયન લોકો સૌથી લાંબી રાતને 'રાત્રિમાતા' કહેતા હતા અને તેજ રાતને જગતની ઉત્પત્તિની રાત માનતા હતા. આથીજ બેલ્ટાની (Beltane) અર્થાત્ બલ વા બેલીનસ (Belenus)ની જ્વાલા; ઉત્તર પ્રદેશમાં વસતી જાતિઓનો હિ–ઉલ, અને અશ્વમેધ વા સૂર્યની પૂજાના યજ્ઞકુંડના અગ્નિનું અસ્તિત્વ છે. સૂર્યની પૂજા સૂર્યવંશી લોકો ગંગાને કિનારે અને સીરિયન તથા સૅારોમેટી લોકો ભૂમધ્ય સમુદ્રના તટપર કરતા હતા.

ફિનિશિયા (Phœnicia) ના હેલિઓપોલિસ (Heliopolis), બાલ્બેક (Balbec)[૪] વા ટાડમોર (Tadmor)[૫] લોકોની પવિત્ર વેદીઓ તેજ દેવતાને માટે રચવામાં આવતી હતી કે જેને માટે સરયૂના તટપર અને સૌરાષ્ટ્ર દેશાંતર્ગત બલપુરમાં[૬] વેદીઓ બનાવવામા આવતી હતી જ્યાંના રાજાઓને વિજય કરવાને માટે લઇ જવાને 'સૂર્યના અશ્વો તેના કુંડ (સૂર્યકુંડ) માંથી નીકળતા હતા."

કેલ્ટિક ડ્રુઇડ (Celtic Druids) લોકોના શિક્ષકો સીરિયામાંથી આવ્યા હતા. તેઓ મનુષ્યનું બલિદાન આપતા હતા અને તેમણે કૅમ્બ્રિયા તથા કૅલેડોનિયાના પહાડોપર બેલેનસના નામના સ્તંભો ઉભા કર્યા હતા.

"જ્યારે જુડા (Judah) એ પરમેશ્વરની દૃષ્ટિમાં પાપ કર્યું ત્યારે તેણે પ્રત્યેક ઉચ્ચ પહાડપર અને પ્રત્યેક વૃક્ષની નીચે ઉંચા ઉંચા ચબુતરા મૂર્તિઓ અને બગીચા તૈયાર કરાવ્યા." આ વસ્તુઓ બલને નિમિત્તે તૈયાર કરવામાં આવી હતી અને સ્તંભ (લિંગ) તેનું ચિહ્ન હતું. આ દેવતાની વેદીપર તેઓ ધૂપ કરતા હતા અને મહિનાની પંદરમી તિથિએ (હિંદુઓની પવિત્ર અમાવાસ્યાને દિવસે) વાછરડાનો

---

૧ કર્નલ ટૅાડે રાજા દશરથના અશ્વમેધ યજ્ઞનું વર્ણન રામાયણમાંથી ઉદ્ધૃત કર્યું છે, તેમા તેમણે કાંઇને બદલે કાંઇ લખી દીધું છે. અમે તેપર સ્થળે સ્થળે ટિપ્પણ આપવું ઉચિત ધાર્યું નથી. પાઠકોએ તેનું યથાર્થ વર્ણન જાણવાને માટે વાલ્મીકિ રચિત રામાયણ અથવા તેના હિંદી અનુવાદના બાલકાંડના સર્ગ ૧૩ અને ૧૪ જોવા. ગૌ. હી. ઓઝા.

૨ નાના નાના કિનખાબના બટવામાં તલના દાણા અને તલના લાડુ રાખવામાં આવે છે અને રાજાઓ તે પોતાના મિત્રમંડળમાં વ્હેંચે છે. અને ગ્રંથકર્તા જે સમયે આ લખે છે તે સમયે તેની સમક્ષ યુવાન મરાઠા મહારાજા હોલ્કરે મોકલેલા એવા બે બટવા પડેલા છે

૩ શિવરાત્રિ કદાચ પિતૃરાત્રિ હશે. શિવ–ઇશ્વિર જગતનો પિતા છે.

૪ ફિરિશ્તા કે જેણે ભારતના શાહેનશાહોનો ઇતિહાસ લખ્યો છે, તે આ શબ્દને ફારસી વા અરબી શબ્દોથી બનેલો દર્શાવે છે: બલ=સૂર્ય અને બેક=મૂર્તિ.

૫ આ શબ્દ અપભ્રષ્ટ થઇને પાલ્માઇરા (Palmyra) બની ગયો છે. એની ઉત્પત્તિ ક્યાંથી થઈ તે મારી માન્યતા અનુસાર અદ્યાપિ કદિ દર્શાવવામાં આવ્યું નથી. જોકે એ ટાડમોરનુંજ રૂપાંતર છે. સંસ્કૃતમાં 'તાડ' ને 'તાલ' વા 'તાડ' કહે છે અને 'મોર' નો અર્થ 'મુખ્ય' છે. ભારતમાં એકથી અધિક નગરોનાં નામ "તાડનગર" (તાલપુર) છે અને સિંધ હૈદ્રાબાદમાં જે જાતિ શાસન કરે છે તે જે સ્થાનમાં પ્રથમ રહેતી હતી તે સ્થાનના કારણથી તાલપુરી કહેવાય છે.

૬ બલપુર—આ નામ કર્નલ ટૅાડે 'વલ્લભીપુર' ના નામનો સૂર્યની સાથે સંબંધ બતાવવાની ઇચ્છાથી કલ્પી કાઢેલું હોવું જોઇએ. એ નગરને બદલે 'બલપુર' કોઈ પણ લેખકે લખ્યું નથી. 'બલ' નો અર્થ 'સૂર્ય' અહીંની ભાષામાં કદિ પણ થતો નથી. ગૌ. હી. ઓઝા.

બલિ આપતા હતા. ઇસ્રાયલનો વાછરડો એ બાલકેશ્વર વા ઇશ્વરનો સાંઢ (નંદી) છે અને મિસર દેશના ઓસિરિસ ( Osiris ) નો એપિસ ( Apis ) છે.

પશ્ચિમના દેશોમાં સૂર્ય દેવતાના સંબંધમા ઍશ ( નામક વૃક્ષ ) પવિત્ર હતું. પૂર્વમાં જે પુસ્તકોને બલના સબંધમાં પવિત્ર માનવામાં આવે છે, તેમાં અશ્વત્થ વા પીપલ[1]ને "વૃક્ષોમાં મુખ્ય" ગણવામાં આવ્યું છે અને જે કોઈ ધર્મદ્રોહી તેની પવિત્ર કુંજને[2] કાપે તેનું એકાદ અંગ કાપી નાંખવાની

૧ પીપલ, એ ઇટાલી અને જર્મનીનુ પોપલ ( પોપ્લર ) વૃક્ષ કે જેની એક જાતિ ઍસ્પન છે તેની સાથે સંપૂર્ણતઃ મળતું આવે છે. આ વૃક્ષ તેની સાથે એટલુ બધું મળતું આવે છે કે કૅરોલિના ( Carolina ) થી લાવવામાં આવેલી પીપલની એક જાત લૅગો મૅગિઓર ( Lago Maggior ) ના આઇસોલા બેલા ( Isola Bella ) માં પાપુલસ ઓગ્યુલાટા ( Papulus Ougulate ) કહેવાય છે. અને બીજી જાત ટૂલન ( Toulon ) નાં જોર્ડિન ડેસ પ્લૅન્ટીસ ( Jordin des plantes )માં ફાઇકસ પાપુલીફોલિયા ઑાન ફિગુઇર આ ફ્યુલીઝ ડી પ્યુપલિયર ( Ficus populifolia on figuier a feulles de peuplier ) કહેવાય છે. ઍસ્પન ( Aspen ) વા ઍશ ( Ash ) નું વૃક્ષ કે જેને કેલ્ટ જાતિના ધર્માચાર્યો પવિત્ર માનતા હતા તે પહાડી એશ કહેવાય છે.

'બલના વાછરડા'ને સાધારણ રીતે પીપલની નીચે રાખવામાં આવે છે અને હિંદુઓની કથા અનુસાર તે વૃક્ષ કદિ પણ સુકાય નહિ એવું પવિત્ર છે અને એમ કહેવાય છે કે સૌરાષ્ટ્રના સમુદ્ર તટપર હિંદુઓનો ઍપોલો, હરિ ( સૂર્ય ) આજ વૃક્ષની નીચે જંગલી ભીલના હાથથી મારી ગયો હતો.

૨ રાજપુતોના ધાર્મિક વિશ્વાસપર યદ્યપિ શતાવધિ વર્ષોથી મોગલો અને ગુલામ પઠાણોનો આઘાત થતો રહ્યો છે તોપણ તેઓ તે વિશ્વાસ અનુસાર પવિત્ર પીપલ અને છાયાદાર વટપર કોઇને કુહાડી મારતાં જોઇ શકતા નથી. તેઓ તેને શાપ દે છે. આવા પ્રાચીન કાળના ધાર્મિક વિશ્વાસપર જે જાણી બુઝીને આઘાત કરે તે માણસનું પૂરેપૂરૂં દુર્ભાગ્ય સમજવું; તોપણ આપણા દેશના લોકો ( અંગ્રેજો ) કે જેઓ પૂર્વીય દેશોમાં રહે છે તેઓ અન્ય દેશના સમસ્ત વિશ્વાસોને તુચ્છ ગણીને હિંદુસ્થાની મારુનાં પવિત્ર પક્ષીઓપર ગોળીબાર ચલાવે છે, બલના વાછરડાને મારે છે અને પવિત્ર પીપલને દેશીઓની નજર સમક્ષ જરા પણ સંકોચ વિના કાપી નાખે છે.

જે લોકો આવા વિશ્વાસોની સાથે મૂર્ખતા ભરેલો વ્યવહાર કરે છે તેઓ અજ્ઞાની અને બેવકૂફ છે. આ વિશ્વાસો બુદ્ધિની પહોંચની બહાર છે. જે માણસ આવા વિશ્વાસોનો આદર કરતો નથી તે અનુદાર છે અને જે માણસ આવા અપરાધો અટકાવવાને માટે પૂર્ણ યત્ન કરતો નથી તે બુદ્ધિશૂન્ય છે. આમ કરવાથી આપણા બળની વગોવણી થાય છે અને આપણે તેમની દુર્બલતાનો અનુદારતાપૂર્વક લાભ લઇએ છીએ એમ કહેવાય છે. આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે બલનાં મંદિરો, તેનો પીપલ અને તેનાં પવિત્ર પક્ષી ( મોર ) એ સૌના રક્ષકો કોણ છે. સૂર્ય અને ચંદ્રના સંતાનો અને પ્રાચીન કાળના ઋષિઓના સંતાનો કે જેઓ આપણી સેનામાં ભરેલા છે અને જે આપણાં સમસ્ત કામો ધ્યાનપૂર્વક ગુપચુપ જોઇ રહ્યા છે તેઓ તેમના રક્ષક છે. એ લોકો સમગ્ર મનુષ્ય જાતિમાં આપણને સૌથી અધિક ચાહનાર, અત્યંત વફાદાર અને આજ્ઞાધારી છે. તેમના વિશ્વાસોનો આદર કરી, તેમના અભિમાનનું સંરક્ષણ કરી તેમને તેમનાં કર્તવ્યો, આજ્ઞાપાલન અને આપણા પ્રત્યેની અનુરક્તિમાં દ્રઢ રાખવા એ આપણી ફરજ છે. આ વાત પૂર્ણતઃ નિભાવવાપર આપણા લોકોનાં ભારતવર્ષપરનાં રાજ્યનો ટકવાનો આધાર છે. પરંતુ ગત પંદર વર્ષોમાં એ લોકોનો પ્રેમ આપણા તરફ અવશ્ય વધ્યો નથી. આપણે આ પ્રશ્ન વિચારવાન પુરુષોની સમક્ષ મૂકવો જોઇએ કે તેમણે આપણે માટે જેટલાં રાજ્યો જીત્યાં છે તેટલું તેમનુ સુખ વૃદ્ધિંગત થયું છે વારુ? અથવા તેમનું સુખ તેટલુંજ ઘટ્યું છે? શું તેમનું ભત્તું અને તેમનું સુખ ઘટ્યું નથી? આજથી ૨૦ વર્ષ પૂર્વે રૂપિયા, અને જીવનની સુખદાયક વસ્તુઓની વચ્ચે જે સંબંધ હતો તેજ સંબંધ શું અદ્યાપિ કાયમ છે? જે પ્રકારે અર્ધા ભત્તાવાળા સિપાઇઓની છાવણી અને કર્તવ્યો વધ્યાં છે તે પ્રકારે શું મુદ્રાનો ભાવ સેંકડે ૨૫ ટકા ઘટી ગયો નથી? શાસક અને સેવકના લાભાર્થે આપણે આ વાતોનું શોધન કરવું જોઇએ. હું પરમ સત્યતા સાથે

અથવા તેનો શિરચ્છેદ કરવાની તે આજ્ઞા ફરમાવે છે. આ વૃક્ષોની આગળ અશ્વત્થને નહિ કાપવાની આજ્ઞા સહિત એક સ્તંભ ઉભો કરવામાં આવે છે.

અત્રે અમે ઇન્ડોસિથિયન રાજપૂતો અને યુરોપની પ્રાચીન જાતિઓ વચ્ચેની સમાનતાનું વર્ણન સમાપ્ત કરીએ છીએ. બીજાં પણ અધિક સમાનતાનાં દષ્ટાંતો આપી શકાય એમ છે. યદિ સ્કૅન્ડિનેવિયાના પ્રાચીન રૂનિક ( Runic ) કેલ્ટિક અને ઓસિ ( Osci )વા ઇટ્રુસ્કન (Etruscan) અક્ષરોનો રાજસ્થાન અને સૌરાષ્ટ્રની ગુફાઓમાં તથા પાષાણોપર પ્રાપ્ત થતા અક્ષરોની સાથે મુકાબલો કરવામાં આવે તો બીજાં પણ પ્રારંભિક સમાનતાનાં ઉપયોગી પ્રમાણો મળી શકે એમ છે અને જર્મન લોકોનું નામ પણ× રાજપુતોના વેર ( શત્રુતા ) અને વેરી ( શત્રુ ) એ શબ્દોમાંથી નીકળેલું પ્રતીત થાય છે.

જો આ સમાનતાઓ કેવલ સંયોગવશાત્ મળી ગઇ હોય તો તો અત્યાર પૂર્વે પુષ્કળ કહેવાઇ ગયું છે, પરંતુ જો તેમ નહિ હોય તો અહીંઆં અન્ય લોકોની સહાયને માટે પ્રમાણો આપવામાં આવ્યાં છે અને કલ્પના કરવામાં આવી છે.



---

દઢતાપૂર્વક કહી શકું છુ કે હું આ સર્વ વાતો કેવળ સર્વ લોકોનું, અંતઃકરણપૂર્વક કલ્યાણ ઇચ્છીને કહું છું. હું રાજ્યસેવાપ્રત્યે પ્રેમ રાખતો હતો અને દેશી સિપાઇઓની સાથે પણ પ્રીતિ રાખતો હતો, દેશી સિપાઈ જ્યારે પ્રસન્નતાપૂર્વક કાર્ય કરે છે ત્યારે તે કેવું ઉત્તમ કાર્ય કરે છે તે મેં સિદ્ધ કરી બતાવ્યું છે. ઈ. સ. ૧૮૧૭ માં ૩૨ પથરકલાવાળા મારા ગાર્ડના સિપાઇઓએ ૧૫૦૦ શત્રુઓની છાવણીપર આક્રમણ કરી તેમને પરાસ્ત કરી છિન્નભિન્ન કરી નાખ્યા અને પોતાનાથી ત્રણગણા* સિપાઇઓને મારી નાખ્યા. હું સદાને માટે તે સ્થળ છોડયા પછી કાંઇ પણ આવેશ વિના એક ( સિપાઈ ) ના કલ્યાણને માટે મારો મત રજુ કરૂં છું, કે જેની સાથે બીજા ( અંગ્રેજ ) ની દઢતા વા તેથી વિપરીત ઘટના બનવી નિર્ભર છે.

× ડી એન્વિલની આપેલી જર્મન શબ્દોની ઉત્પત્તિઃ વેર ( યુદ્ધ ) અને મેનસ ( મનુષ્ય ).

---

* કોરીગામ કે જે ભારતવર્ષનું થર્મોપિલી ( Thermopylœ ) છે તે શું કહે છે ? પાંચસેં પથરકલાવાળા સિપાઇઓ ૨૦ સહસ્ર યોદ્ધાઓની સાથે લડયા ! શું ઇતિહાસમાં નેપોલિયનનું આથી વિશેષ ચમત્કૃતિ ભરેલું કાર્ય લખ્યું છે ? શું કોઇ પણ સ્તંભ આ સ્મરણીય દિવસને માટે યુરોપીઅન વા દેશી યોદ્ધાઓનાં નામપર સ્થાપિત કરવામાં આવ્યો છે, કે જેથી ભવિષ્યમાં લોકો તેને જોઇને એવાં એવાં વીરતા ભરેલાં કાર્યો કરવાને ઉદ્યત થાય ? વીર ફિટ્ઝ્જીરાલ્ડ ( Fitzgerald ) ની છાતીપર નાગપુરના મેદાનમાં વીરતા દર્શાવવાને માટે કયો ચાંદ ચમકી રહ્યો છે ? કોઇ બીજા સ્થળપર અને બીજે સમયે " મારી જોખમદારીપર ગોળા છોડો " એ તેના શબ્દો તેના ટોપપર અંકિત કરવામાં આવે. આ વાતોપર સુધારણાને માટે ધ્યાન આપવાની આવશ્યકતા છે.



# परिशिष्ट बीजानो अध्याय ७ मो.

## છત્રીસ રાજવંશોની નામાવલી.



જસ્થાનની વીર જાતિઓની પ્રાચીન વંશાવલીઓ અને તેમના ગુણુ અને ધર્મના જે પ્રધાન અંશો પ્રારંભિક કાળની યૂરોપિયન જાતિઓના ગુણુ અને ધર્મના મુખ્ય અંશોની સાથે સમાનતા ધરાવે છે તેનું વર્ણન કર્યા પશ્ચાત્ હવે છત્રીસ રાજકુલોની નામાવલી તથા વૃત્તાંતનુ સંક્ષેપમાં વર્ણન કરીએ છીએ.

એ છત્રીસ કુલનાં નામ નીચે પ્રમાણે છે. તેમાંનાં જે જે કુલની શાખાઓની જે જે સંખ્યા જણાઇ છે તે પણ તે તે કુલના નામની છેવટે આપેલી છે.[1]

૧–ઇક્ષ્વાકુ, કાકુસ્થ વા સૂર્ય; ૨–ઇન્દુ, સોમ, વા ચંદ્રાન્વય; ૩–ગ્રહિલોત વા ગેહલોત, શાખા ૨૪; ૪–યદુ, શાખા ૮; ૫–તંવર, શાખા ૧૭; ૬–રાઠોડ, શાખા ૧૩; ૭–કુશવાહા વા કછવાહા; ૮–પ્રમાર, શાખા ૩૫; ૯–ચાહુમાન વા ચૌહાન, શાખા ૨૬; ૧૦–ચાલુક્ય વા સોલંકી, શાખા ૧૬; ૧૧–પડિહાર, શાખા ૧૨; ૧૨–ચાવડા શાખા ૧; ૧૩–ટાક, ટાંક વા તક્ષક; ૧૪–જીટ વા જેટી ( જાટ ); ૧૫–હન વા હૂણ; ૧૬–કાઠી; ૧૭–બલ્લા; ૧૮–ઝાલા, શાખા ૨; ૧૯–જેઠવા વા કામરી; ૨૦–ગોહિલ; ૨૧–સર્વૈયા; ૨૨–સિલાર; ૨૩–ડાબી; ૨૪–ગૌડ, શાખા ૫; ૨૫–ડોડા વા ડોડ; ૨૬–ગેહરવાલ; ૨૭–બડગૂજર, શાખા ૩; ૨૮–સેંગર, શાખા ૧; ૨૯–સીકરવાલ, શાખા ૧; ૩૦–બૈસ, શાખા ૧; ૩૧–ડાહિયા; ૩૨–જોહિયા; ૩૩–મોહિલ; ૩૪–નિકુમ્પ; ૩૫–રાજપાલી; ૩૬–દાહિમા,શાખા ૧. આ શિવાય હુલ અને ડાહિર્યા નામક અન્ય પણ બે કુલ છે.[2]

ઉક્ત નામાવલીના ક્રમથીજ એ પ્રત્યેક વંશનું સંક્ષિપ્ત વૃત્તાંત આ અધ્યાયમાં આપવામાં આવશે. પ્રત્યેક વંશ (શાખા)નો જુદો જુદો ગોત્રોચ્ચાર[3] હોય છે, કે જે વંશાવલી સંબંધી વિષયને સંક્ષિપ્ત રૂપે

---

૧ કર્નલ ટૉડ સાહેબે જુદે જુદે સ્થળેથી પ્રાપ્ત કરેલી રાજપુત કુલોની પાંચ નામાવલીઓ અહીં ન આપતાં તેઓમાં પરસ્પરમાં કેટલોક ફેરફાર હોવાથી તે સર્વપરથી જે છઠ્ઠી નામાવલી તેમણે યોજી છે અને જે તેઓએ અધિક પૂર્ણતાવાળી જણાવી છે તેજ નામાવલી અત્રે આપી છે. મંત્રી. સ. સા.

૨ ટૉડ સાહેબે શુદ્ધ કરેલી આ નામાવલી અમે શુદ્ધ માની શકતા નથી. કેમકે તે અધિક પ્રાચીન નામાવલીઓના આધારથી યોજાયેલી નહિ હોવાથી તેમાં અન્ય અનેક રાજવંશોનાં નામો અપાયાં નથી. જેમકે શિશુનાગ, મૌર્ય, શુંગ, કણ્વ, આંધ્ર, ગુપ્ત, યૌદ્ધેય, મોખરી, લિચ્છવી, મૈત્રક, વાકાટક, ચંદેલ, કલચુરી ( હૈહય ), પાલ, સેન, ગંગાવંશી, કદંબ, પલ્લવ, સેન્દ્રક, સિંદ, બાણુ, કાકતિય, ઇત્યાદિ. એમાંનાં કેટલાંક નામ તેમણે આપેલી અન્ય નામાવલીઓમાં હોવા છતાં પણ પોતે યોજેલી નામાવલીમાં તેને તેમણે સ્થાન આપ્યું નથી તેનું કારણ કદાચ રાજકુલોની છત્રીસની જ સંખ્યા તેમણે માની લીધેલી હોવાનું હશે. મુસલમાનોની પૂર્વે આ દેશપર રાજ્ય કરનાર સમસ્ત રાજવંશોની સંખ્યા જો જોવામાં આવે તો તે છત્રીસથી વધુ થશે. ગૌ. હી. ઓઝા.

૩ આ ગોત્રોચ્ચારના એક વા બે નમૂના ઉચિત સ્થાનપર આપવામાં આવ્યા છે.

પ્રકટ કરે છે. તેમાં તે વંશ સંબંધી ખાસ વાતો, ધર્મવિષયક સિદ્ધાંતો અને આદિ નિવાસસ્થાનનું વર્ણન હોય છે. પ્રત્યેક રાજપુતને આ ગોત્રોચ્ચાર કંઠસ્થ હોવો જોઇએ, યદ્યપિ હાલમાં તેને કેવળ કુલનો પુરોહિત વા ભાટજ યાદ રાખે છે. ઘણા સરદારોને આ અવનતિના સમયમાં તેમનો ગોત્રોચ્ચાર પૂછવામાં આવે તો તેઓ ચકિત થાય છે અને પોતાના ભાટને તે પૂછવાની ભલામણ કરે છે. આ ગોત્રોચ્ચાર સગાઇની કસોટી અને પરસ્પર વિવાહ કરવાના નિયમનો સંરક્ષક છે. જે ગોત્રમાં વિવાહ કરવાની મના હોય તે ગોત્રમાં સંબંધ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં આ ગોત્રોચ્ચાર દ્વારા ભૂલ પકડાઇ જાય છે, જો કે આવી બાબતમાં "અજ્ઞાનજ આનંદદાયક છે."[1]

આ વંશોમાંથી અનેક શાખાઓ[2] ઉત્પન્ન થઇ છે અને તે શાખા અસંખ્ય પ્રશાખાઓ (ગોત્રો)[3] મા વિભક્ત થઇ છે. તેમાંથી જે અધિક પ્રસિદ્ધ છે તે અત્રે આપવામાં આવશે.

૧ માલણ* જાતિ કે જે હાલમાં અજ્ઞાત છે તે જાતિની એક રાજપુતાણીની સાથે બૂંદીના એક રાજાએ વિવાહ કર્યો હતો, પરંતુ એક ભાટે તેનો ગોત્રોચ્ચાર જણાવ્યો ત્યારે વિદિત થયું કે તે જાતિ આઠ શતાબ્દી પૂર્વે ચૌહાણવંશની એક શાખા હતી, કે જે વંશમા બૂંદીના હાડા (રાજપૂત) છે. આ ઘટનાનું પરિણામ એ આવ્યું કે મહા ખેદસહિત તે સ્ત્રીનો પરિત્યાગ કરવામાં આવ્યો અને તે રાજાને પ્રાયશ્ચિત્ત કરવું પડયું. આ રિવાજમાં અને અનેક પતિ કરવાના અપવિત્ર રિવાજમાં કેટલો બધો ભેદ છે! અનેક પતિ કરવાનો રિવાજ પાડવો, સિથિયન જાતિઓ, સીરમોરના વર્તમાનકાળના નિવાસીઓ અને સીઝરના+ સમયના બ્રિટન લોકોમા પણ હતો એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. આ દ્વીપના નિવાસીઓનું વર્ણન કરતાં તે યથાર્થ લેખક કહે છે કે "દશ દશ બાર બાર પુરૂષો એક પત્ની રાખતા હતા. વિશેષતઃ ભ્રાતાઓ અને પિતા પુત્રો એવું કર્મ કરતા હતા અને તે દ્વારા જે સંતાનો થતાં તે તેનાંજ સમજવામાં આવતાં કે જેની સાથે સ્ત્રી પ્રથમ પરણી હોય." આ વર્ણનમા બહુ પતિ અને બહુ પત્ની કરવાના રિવાજનો અદ્દભુત સમાવેશ છે.

૨ ગુહિલોતોની એક પ્રાચીન પ્રશસ્તિમાં '**अपारं शाखं**‡' એ શબ્દો કોતરવામા આવેલા છે, જેનો અર્થ 'અનંત શાખાવાળા' થાય છે.

૩ ગોત વા ખાંપનો અર્થ પ્રશાખા છે. ઉપશાખાઓના અંતમાં 'ઓત' 'આવત' 'સોત' ઇત્યાદિ પિતૃસૂચક પ્રત્યયો આવે છે, જેનુ કારણ ઉચ્ચારણની સગવડતા છે. જેમકે સક્તાવત અર્થાત્

* માલણ–ચૌહાણોની અનેક શાખાઓ પૈકી એક. કર્નલ ટૅાડે પોતાના પુસ્તક રાજસ્થાનમાં ચૌહાણોની શાખાઓની જે નામાવલી આપી છે તેમાં માલણ (માલ્હણ) નામ નથી, પરંતુ મૂતા નેણસીની ખ્યાત કે જે વિ. સં. ૧૭૦૫ અને ૧૭૨૫ (ઇ. સ. ૧૬૪૮ અને ૧૬૬૮ )ની વચ્ચે સંગ્રહીત કરવામાં આવી હતી, તેમાં એ નામ પ્રાપ્ત થાય છે. ગૌ. હી. ઓઝા.

\+ સીઝર ( જૂલિઅસ સીઝર ) એ રોમના એક શ્રીમંતનો પુત્ર હતો. તેનો જન્મ ઇ. સ. પૂ. ૧૦૦ માં થયો હતો. ઇ. સ. પૂ. ૬૩ ની લગભગ તેણે રોમની રાજસભામાં પ્રવેશ કરી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી અને પાછળથી તેણે ફ્રાન્સ તથા ઇંગ્લાંડપર આક્રમણ કરી વિજય પ્રાપ્ત કર્યો, જેથી રોમના કેટલાક મોટા રાજ્યાધિકારીઓને તેનાપર ઇર્ષા ઉત્પન્ન થઇ અને તેઓ તેના શત્રુ બની ગયા. પરંતુ તેણે પોતાના સૈન્યસહિત રોમમાં પ્રવેશ કરી તેમને ત્યાંથી નસાડી મૂકયા અને ત્યાંનો રાજ્યપ્રબંધ પોતાના હાથમાં લીધો. ઇ. સ. પૂ. ૪૪ માં તે રોમનગરમાં માર્યો ગયો હતો. ગૌ. હી. ઓઝા.

‡ અપારં શાખં (અપાર શાખં)–કર્નલ ટૅાડ ગિહલોતોની જે પ્રાચીન પ્રશસ્તિમાં 'અપારં શાખં' લખેલું જણાવે છે તે, ચિત્તોડના કિલ્લામાં રાણા કુંભકરણના સ્થાપિત કરેલા પ્રસિદ્ધ કીર્તિસ્તંભની પાસેના સમાધીશ્વર ( સમિદ્ધેશ્વર ) ના મંદિરના એક પ્રાચીન દરવાજા સાથે જડવામાં આવેલી છે. તે મેવાડના રાવલ સમરસિંહના સમયની વિક્રમ સંવત્ ૧૩૩૧ ની છે. ( **प्रत्यर्थिवामनयनानयनांबुधारासंवर्धितः क्षितिभृतां शिरसि प्ररूढः । यः कुंठितारिकरवालकुठारधारस्तं ब्रूमहे गुहिलवंशमपारशाखम्** ॥ ५ ॥ ) ગૌ. હી. ઓઝા.

કેટલાંક કુલોની શાખા નથી. તેને 'ઇક્કા' કહેવામાં આવે છે. રાજપુતોનો ⅛ ભાગ ઇક્કા છે.

૮૪ વણિક જાતિઓ, કે જે વિશેષત: રાજપુતોમાંથીજ નીકળી છે તેનો પણ અત્રે ઉલ્લેખ કરવામાં આવશે. આ શાખાઓને લીધેજ કેટલાક રાજપુત વંશોના સ્મારક અદ્યાપિ રક્ષિત છે, નહિ તો તે લુપ્ત થઇ જાત. આદિ કાળની, કૃષિનો ધંધો કરનારી અને ગોવાળ જાતિઓની સૂચીઓ પણ આ વિષયને પૂર્ણ કરવાને માટે આપવામાં આવશે.

આરંભિક કાલમાં કેવળ સૂર્ય અને ચંદ્ર, એ બેજ વંશ હતા. પાછળથી તેમાં ચાર અગ્નિવંશ[1] સંયુક્ત થવાથી ૭ થયા. બીજા વંશો સૂર્ય અને ચંદ્રવંશની શાખાઓ છે અથવા ઇન્ડો સિથિયન જાતિમાથી નીકળેલી શાખાઓ છે, કે જેમને મુસલમાનોના જમાનાની પૂર્વે રાજસ્થાનના ૩૬ રાજવંશોમાં સ્થાન (જોકે નિકૃષ્ટ પંક્તિનું) પ્રાપ્ત કરવાને કાંઇ કઠિનતા પડી નહોતી. સમય અનુસાર પહેલીને ભારતની કેલ્ટિક અને બીજીને ગોથિક ગણીશું તો અનુચિત થશે નહિ. સૂર્ય અને ચંદ્રવંશી શબ્દોના સંબંધમાં કાંઇ વિશેષ કહેવાની આવશ્યકતા નથી

ગ્રહિલોત વા ગહલોત-ચિત્તોડના સ્વામી અને છત્રીસ કુલના ભૂષણ તથા સૂર્યવંશી રાજકુલના રાણાની વંશાવલી.[2]

સર્વ લોકોની સમ્મતિ તથા આ વંશના ગોત્રથી ઉક્ત વંશના રાજાને સૂર્ય વંશી રામચંદ્રના ખરા વંશજ માનવામાં આવે છે. એમનો વંશ રામચંદ્રમાથી નીકળ્યો છે અને પુરાણોમાં આપેલી વંશાવલીઓના અંતિમ રાજા સુમિત્રની સાથે એમને સંબંધ છે.

આ કુલની ઉત્પત્તિ અને તેની ઉન્નતિના ઇતિહાસનું સંપૂર્ણ વર્ણન મેવાડના ઇતિહાસમા કરવામાં આવ્યું છે. માટે અત્રે અમે માત્ર તેજ પરિવર્તનોનુ વર્ણન કરીશુ કે જે ગોત્રના નામ અને કનકસેનના સમયમાં તેને આધીન રહેલા પ્રદેશોની સાથે સંબધ ધરાવે છે. કનકસેને દ્વિતીય શતાબ્દીમાં[3] પોતાનું મૂળ રાજ્ય કોશલ છોડીને સૌરાષ્ટ્રમાં સૂર્યવંશ સ્થાપિત કર્યો હતો.

---

સક્તાનાં સંતાનો, 'કર્મમોત' અર્થાત્ 'કર્માનાં સંતાનો' અને મેરાવત વા મેરોત અર્થાત્ પર્વતનિવાસી વા પર્વતનાં સંતાનો§ આવોજ યૂનાની શબ્દ મેનોત છે, જે મેના અર્થાત્ પર્વતપરથી નીકળ્યો છે. આ શબ્દ પ્રાચીન અલ્બેનિયન ભાષાનો છે, કે જે ભાષા પર્વીય ભાષાઓમાંથી નીકળી છે.

૧ અગ્નિ (પ્રશ્ન-ઇગનિસ Ignis=આગ ?) વા વલ્કનના સંતાનો જેવાં કે સોલ (સૂર્ય) અને લૂના વા લૂનસ (ચંદ્ર) નાં બીજાં સંતાનો ઇંદુવંશના ઉત્પાદકની જાતિ (sex) પરિવર્તન કરીને બન્યાં છે.

૨ રાણાના પુસ્તકાલયના 'ખુમાણ રાસા+' નામક હસ્તલિખિત પુસ્તકપરથી.

૩ કર્નલ ટૉડ અહીંઆં બીજી શતાબ્દીમાં કનકસેને કોશલથી આવીને સૌરાષ્ટ્રમાં રાજ્ય સ્થાપિત કર્યું હતું એમ લખે છે અને વંશવૃક્ષ બીજામાં વિ. સં. ૨૦૦ વા ઇ. સ. ૧૪૪ માં તેણે સૌરાષ્ટ્ર જીતી લીધું હતું એમ તેમણે લખ્યુ છે, પરંતુ ઉક્ત સમયમાં સૌરાષ્ટ્ર દેશ તેમણે જીતી લીધો હોય એમ જણાતું નથી, પરંતુ તેની વિરૂદ્ધ સૌરાષ્ટ્રમાથી પ્રાપ્ત થયેલા પ્રાચીન શિલાલેખો તથા શિક્કાઓદ્વારા સિદ્ધ થાય છે કે તે સમયે ત્યાં શકજાતિના ક્ષત્રપવંશી રાજાઓનું રાજ્ય હતું. તેઓ ઇ. સ. ૪૦૦ ની આસપાસ સુધી ત્યાં રાજ્ય કરતા હતા. ત્યાર પછી ગુપ્ત વંશના મહા પ્રતાપી રાજા ચંદ્રગુપ્ત (બીજા) કે જેની ઉપાધિ વિક્રમ વા વિક્રમાદિત્ય હતી તેણે આ દેશ પોતાને સ્વાધીન કર્યો હતો.

ગૌ. હી. ઓઝા.

---

§ મેરાવત વા મેરોતનો અર્થ કર્નલ ટૉડ 'પર્વતનિવાસી' વા 'પર્વતનાં સંતાનો' એવો કરે છે, પરંતુ તેનો વાસ્તવિક અર્થ મેરા નામક પુરૂષના વંશજો એવો હોવો જોઇએ. (મેરૂનો અર્થ પર્વત થાય છે, પરંતુ પર્વતનિવાસીઓને કાંઇ પણ રાજપુત મેરાવત વા મેરોત કહેતો નથી) ગૌ. હી. ઓઝા.

+ ખુમાણ રાસા-આ પુસ્તક વિ. સં. ૧૭૦૦ ની આસપાસ ઉદયપુરના એક જૈન સાધુએ રચ્યું હતું. તેમાં ખુમાણના ઇતિહાસ સંબંધી જે વૃત્તાંત લખવામાં આવ્યું છે તે અધિકતર કલ્પિત છે.

ગૌ. હી. ઓઝા.

વિરાટ દેશ કે જે પાંડવોના વનવાસના સમયમાં તેમના નિવાસનુ પ્રધાનસ્થાન હતું તેમાં ઇક્ષ્વાકુના વંશજે પોતાનો વંશ સ્થાપિત કર્યો અને તેના ઉત્તરાધિકારી વિજયે થોડી પેઢીઓ પછી વિજયપુરની સ્થાપના કરી[૧]

તેઓ વલ્લભીના સ્થાપક નહિ, પરંતુ ત્યાંના રાજા[૨] અવસ્ય થયા. ત્યા એક ભિન્ન સંવત્ ચાલતો હતો. જેને વલ્લભી સંવત્[૩] કહેવામાં આવતો હતો. આ સંવતનો પ્રારંભ વિક્રમ સંવત્ ૩૭૫ માં થયો હતો. તેઓ બલકરાય[૪] વા વલ્લભીના રાજા કહેવાયા. આ ઉપાધિ ઉક્ત સમય પછી એક સહસ્ર વર્ષ પર્યંત સૌરાષ્ટ્રના રાજવંશીએ ક્રમશઃ ધારણ કરી હતી, જેનું સંતોપદાયક પ્રમાણ પ્રામાણિક ઈતિહાસ અને શિલાલેખોદ્વારા પ્રાપ્ત થાય છે.

ગઝની[૫] વા ગયની તેમની બીજી રાજધાની હતી. છઠ્ઠી શતાબ્દીમાં પાર્થિયન[૬] આક્રમણકારીઓએ ગઝનીના અંતિમ રાજા શિલાદિત્યનો વધ કરી તેના કુટુંબને ત્યાંથી હાંકી કાઢ્યું હતું.

શિલાદિત્યના મરણ પછી તેનો ગ્રહાદિત્ય નામક પુત્ર જન્મ્યો. તેણે ઇડરનું નાનુ સરખું રાજ્ય પ્રાપ્ત કર્યું. આ પરિવર્તનના સ્મરણાર્થે તેનાજ નામપર તે વંશનું નામ પડયું, અને રામનો સૂર્યવંશ ગુહિલોત-ગેહલોત કહેવાવા લાગ્યો અને પાછળથી તેનો અપભ્રંશ થઇને તે ગહલોત કહેવાયો.

પરિવર્તન અને ઇડરના જંગલોમાંથી આહડમા[૭] જઇને વસવાના સમયથી ગહલોત નામ બદલાઇને

---

૧ વિજયપુર શબ્દ હમ્મેશાં વિરાટની સાથે બોલવામાં આવતો હતો, જેમકે "વિજયપુર વિરાટગઢ."

૨ ઇ. સ. ૧૯૦૨ પર્યંત કર્નલ ટૉડના લેખાનુસાર અમે પણ એમ માનતા હતા કે મેવાડના રાજાઓની ઉત્પત્તિ વલ્લભીનાં રાજકુલમાંથી થઇ છે, પરંતુ ત્યાર પછી શોધ કરવામાં આવતાં કેટલાંક પ્રમાણો એવાં પ્રાપ્ત થયાં છે કે જેપરથી પ્રતીત થાય છે કે મેવાડના રાજાઓને વલ્લભીના રાજાઓની સાથે કાઇ પણ સંબંધ નથી. મેવાડમાં ગોહિલવંશનું રાજ્ય સ્થાપન કરનાર ગુહિલ વા ગુહદત્ત ગુજરાતના આનંદપુર નામક નગરથી આવ્યો હતો, એવું પ્રમાણ મળે છે. ગૌ. હી. ઓઝા.

૩ વલ્લભી સંવત્નું સવિસ્તર વૃત્તાંત પ્રાચીન લિપિમાલા પૃ. ૩૪ થી ૩૬ માં જુઓ. ગૌ. હી. ઓઝા.

૪ બલકરાય-વલ્લભીપુરના રાજાઓને માટે આ ઉપાધિ પણ કર્નલ ટૉડે ઉપજાવી જ કાઢેલી છે. કોઇ પણ શિલાલેખ અથવા પ્રાચીન પુસ્તકમાં વલ્લભી અથવા સૌરાષ્ટ્રના રાજાઓને માટે આ ઉપાધિ પ્રાપ્ત થતી નથી. ગૌ. હી. ઓઝા.

૫ કર્નલ ટૉડ ગઝનીને વલ્લભી રાજ્યની બીજી રાજધાની જણાવે છે, પરંતુ વલ્લભીપુર અતિરિક્ત ત્યાંના રાજાઓની બીજી કોઈ પ્રસિદ્ધ રાજધાની હોય એમ જણાતું નથી. ગઝની નામનો કિલ્લો કે જે કાઠિયાવાડની ઉત્તર-પશ્ચિમે ખંભાતની નિકટ હતો તે વલ્લભી રાજ્યની અંતર્ગત હોય એવો સંભવ છે. ગૌ. હી. ઓઝા.

૬ વલ્લભી વા વલ્લભીપુરનો નાશ ઇસ્વીસનની છઠ્ઠી શતાબ્દીમાં પાર્થિયન આક્રમણકારીઓદ્વારા નહિ, કિંતુ ઇસ્વીસનની આઠમી શતાબ્દીના ઉત્તરાર્ધમાં સિંધના આરબોદ્વારા થયો હતો. વલ્લભીના અંતિમ રાજા શિલાદિત્ય છઠ્ઠાનું એક દાનપત્ર વલ્લભી (ગુપ્ત) સંવત્ ૪૪૭ (ઈ. સ. ૭૬૬) નું પ્રાપ્ત થયું છે, જે પરથી પ્રતીત થાય છે કે ઉક્ત સંવત્ પર્યંત તો વલ્લભીનુ રાજ્ય સ્થાયી હતું. તેથી કેટલાક સમય પશ્ચાત્ તેનો નાશ થયો હશે. એક જૈન લેખક વીર સંવત્ ૮૨૬ માં વલ્લભીનો નાશ થયેલો જણાવે છે, પરંતુ તેણે વિક્રમ સંવતને બદલે ભૂલથી વા ભ્રમથી વીર સંવત્ લખી દીધો હોય એમ જણાય છે. વિ. સં. ૮૨૬ (ઇ. સ. ૭૬૯-૭૦) માં વલ્લભીનો નાશ થયો હોય એવો સંભવ છે. ગૌ. હી. ઓઝા.

૭ આનંદપુર‡ આહડ વા 'આનંદનું સ્થાન આહડ' સમયના ફેરફારથી આ વંશને ભાગ્યવશ પોતાની અંતિમ રાજધાની આહડની નિકટ ઉદયપુરમાં સ્થાપન કરવી પડી.

---

‡ આનંદપુર—પ્રાચીન શિલાલેખો તથા પુસ્તકોમાં આહડને માટે આઘાટપુર લખેલું પ્રાપ્ત થાય છે. (એક લેખમાં આટપુર પણ લખ્યું છે, કે જે આઘાટપુરનો જ અપભ્રંશ જણાય છે.) ક્યાંય પણ

અહાડિયા[1] થઇ ગયું. આ નામથી આ વંશ બારમી શતાબ્દી પર્યંત પ્રસિદ્ધ રહ્યો. આ સમયે જ્યેષ્ઠ ભ્રાતા રાહપે[2] પોતાના બાહુબળથી મોરી રાજાના હાથમાંથી ખુંચવી લીધેલી 'ચિત્તોડની ગાદી' પરનો પોતાનો હક છોડી દઇને ડુંગરપુરમાં રાજ્ય સ્થાપન કર્યું, કે જે અદ્યાપિ તેમના વંશજોને આધીન છે અને અહાડિયાની ઉપાધિ પણ તેઓ અદ્યાપિ ધારણ કરે છે. તેના કનિષ્ઠ ભ્રાતા માહપે પોતાની રાજધાની સીસોદામાં સ્થાપન કરી, જેથી અહાડિયા અને ગહલોત એ ઉભય નામો છૂટી જઈ તે વંશનું નામ સીસોદિઆ પડયું.

સીસોદિઆ એ હાલમાં આ વંશનું સાધારણ નામ છે, પરંતુ તે કેવળ એક ઉપશાખા હોવાથી કુળનામ ગહલોત લખવામાં આવે છે.

ગહલોતકુળ ૨૪ શાખાઓમાં[4] વિભક્ત છે, જેમાંની થોડીજ હાલ વિદ્યમાન છે.

| | |
|---|---|
| (૧) અહાડિયા ... ... ... ... ... ... ... | ડુંગરપુરમાં |
| (૨) માંગલિયા ... ... ... ... ... ... ... | મરૂભૂમિમાં |
| (૩) સીસોદિઆ ... ... ... ... ... ... ... | મેવાડમાં |
| (૪) પીપાડા ... ... ... ... ... ... ... | મારવાડમાં |

૧ અહાડિયા—કર્નલ ટૉડની એવી માન્યતા છે કે ઇડરના જંગલમાંથી આહડમાં જઇ વસવાના સમયથી મેવાડના રાજવંશનું નામ ગેહલોત બદલાઇને અહાડિયા થઈ ગયુ છે. પરંતુ અમે તેમનો આ મત સ્વીકારી શકતા નથી, કારણ કે ઉક્ત નામ એટલા પ્રાચીન કાળથી પ્રચલિત હોવાનું કોઈ પ્રમાણ પ્રાપ્ત થતું નથી, તેમજ અલ્લટની પૂર્વેના મેવાડના રાજાઓ આહડમાં રહેલા પણ જણાતા નથી. તેમની રાજધાની નાગદા હતી. અમારૂં એવું અનુમાન છે કે વિક્રમ સંવત્ ૧૦૦૮ ( ઇ. સ. ૯૫૧ ) ની આસપાસના સમયથી અલ્લટે આહડમાં રહેવા માંડયું, તે સમયથી અહાડિયા નામની ઉત્પત્તિ થઇ હશે. ગૌ. હી. ઓઝા.

૨ રાહપ, જ્યેષ્ઠ ભ્રાતા પણ નહોતો અને તેણે ચિત્તોડની ગાદીપરનો પોતાનો હક ઉઠાવી દઇને ડુંગરપુરનું રાજ્ય સ્થાપન પણ કર્યું નહોતું. રાજા વિક્રમસિંહના ઉત્તરાધિકારી રણસિંહ કે જેને કરણસિંહ પણ કહેતા હતા, તેનામાંથી બે શાખાઓ ફૂટી, જેમાંની મોટી 'રાવલ' અને નાની 'રાણા' નામથી પ્રસિદ્ધ થઇ. રાવલ શાખામાં ચિત્તોડનો અંતિમ રાજા રત્નસિંહ થયો, જે અલ્લાઉદ્દીન ખીલજી સાથેની લઢાઇમાં વિક્રમ સંવત્ ૧૩૬૦ (ઇ. સ. ૧૩૦૩) માં મરણ પામ્યો અને ચિત્તોડપર મુસલમાનોનો અધિકાર થઇ ગયો; આથી રત્નસિંહના વંશજોએ ડુંગરપુરનું રાજ્ય સ્થાપન કર્યું અને પછી તેઓ ત્યાંજ નિવાસ કરીને રહ્યા. રાણા નામક બીજી શાખાનો પ્રથમ પુરૂષ રાહપ થયો, જેનો વંશજ લક્ષ્મણસિંહ (ગઢ લક્ષ્મણસિંહ) અલ્લાઉદ્દીનનાં આક્રમણ પ્રસંગે રાવલ રત્નસિંહના પક્ષમાં રહી તેની સામો લડયો હતો અને તે તે સમયે પોતાના સાત પુત્રોસહિત રણક્ષેત્રમાં કપાઇ મુઓ હતો, તેના પૌત્ર હમીરે ચિત્તોડનો કિલ્લો હસ્તગત કરી ત્યાં પુનઃ પોતાના વંશનું રાજ્ય સ્થિર કર્યું. ત્યારથી રાણા શાખાવાળા, મેવાડના સ્વામી થયા. ગૌ. હી. ઓઝા.

૩ માહપ—સીસોદા ગ્રામમાં રાજધાની સ્થાપિત કરનાર માહપ નહિ, કિંતુ ઉપર્યુક્ત રાણા શાખાનો પ્રથમ પુરૂષ રાહપ વા તેનો કોઇ વંશજ હોવો જોઇએ. ઉક્ત સ્થાનનાં નામપરથીજ ગુહિલના વંશજો સીસોદીઆ કહેવાયા. ગૌ. હી. ઓઝા.

૪ ગુહિલોતોની ૨૪ શાખાઓનાં જે નામો કર્નલ ટૉડે પોતાના રાજસ્થાનમાં આપ્યાં છે તેમાં તથા મૂતા નેણસીની ખ્યાતમાં જે નામો છે તેમાં ફરક છે. આ જ હાલ કર્નલ ટૉડના ગુરૂ જ્ઞાનચંદ્ર યતિને

આનંદપુર પ્રાપ્ત થતું નથી. આનંદપુર ગુજરાતના એક પ્રાચીન નગરનું નામ છે, જ્યાંથી મેવાડના રાજાઓ આ દેશમાં આવ્યા હતા એનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. ગુજરાતમાં ઉક્ત નામનાં બે નગરોનું અસ્તિત્વ પ્રાપ્ત થાય છે. એક તો આનંદ ( આનંદ જંકશન ) અને બીજું વડનગર પણ આનંદપુર કહેવાતું હતું.
ગૌ. હી. ઓઝા.

| | |
|---|---|
| (૫) કેલાવા ... ... ... ... ... | આમાંની થોડી શાખા પ્રાપ્ત થાય છે અને તે બહુધા અજ્ઞાત છે. |
| (૬) ગહોર ... ... ... ... ... | |
| (૭) ધોરણીઆ ... ... ... ... ... | |
| (૮) ગોધા ... ... ... ... ... | |
| (૯) મગરોપા ... ... ... ... ... | |
| (૧૦) ભીમલા ... ... ... ... ... | |
| (૧૧) કંકોટક ... ... ... ... ... | |
| (૧૨) કોટેચા ... ... ... ... ... | |
| (૧૩) સોરા ... ... ... ... ... | |
| (૧૪) ઉહડ ... ... ... ... ... | |
| (૧૫) ઉસેબા ... ... ... ... ... | |
| (૧૬) નિરૂપ ... ... ... ... ... | |
| (૧૭) નાદોડીઆ ... ... ... ... ... | આ શાખાઓ પ્રાયઃ લુપ્ત થઇ ગઇ છે. |
| (૧૮) નાધોતા ... ... ... ... ... | |
| (૧૯) ભોજકરા ... ... ... ... ... | |
| (૨૦) કુચેરા ... ... ... ... ... | |
| (૨૧) દસોદ ... ... ... ... ... | |
| (૨૨) ભટેવરા ... ... ... ... ... | |
| (૨૩) પાહા ... ... ... ... ... | |
| (૨૪) પૂરોત ... ... ... ... ... | |

ત્યાંથી પ્રાપ્ત થયેલી ગુહિલોતોની ૨૪ શાખાઓની નામાવલીનો પણ છે.* ગૌ. હી. ઓઝા.

( * આ ચોવીસ શાખાઓ તેમજ અન્ય કુલો અને તેની શાખાઓ ૯૦ વિષયમાં ટૉડ સાહેબના પછીથી પ્રાપ્ત થયેલી માહિતીઓના આધારે કેટલોક ફેરફાર સૂચવનારી અને કેટલીક વંશાવલીઓ તથા તેમનો વૃત્તાંત દર્શાવનારી અનેક વિસ્તૃત ટીપણીઓ ઇતિહાસના વિખ્યાત અભ્યાસી અને વર્તમાનમાં અજમેર નિવાસી પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝા એમણે 'ટૉડ રાજસ્થાન ભાગ ૧ લો' નામક હિંદી ગ્રંથમાં આપેલી છે, તે જોવા ખાસ અભ્યાસીને ભલામણ છે. એ ગ્રંથ 'ખડ્ગ વિલાસ પ્રેસ' બાંકીપુર ( પટના ) એ સ્થળે રૂ. ૩–૮–૦ માં મળે છે.[1] **મંત્રી. સ. સા.**

( ૧ એ પુસ્તકમાં ઉક્ત વિદ્વાને આપેલી, આજ પર્યંતની શોધ અનુસાર શુદ્ધ કરેલી, ગુહિલથી લઇને રાણા હમીરસિંહ સુધીની મેવાડના રાજાઓની વંશાવલી ગુજરાતી વાંચકોની જાણ માટે આ નીચે આપી છે. **મંત્રી. સ. સા.** )

**૧ ગુહિલ વા ગુહદત્ત. ૨ ભોજ. ૩ મહેન્દ્ર.** ૪ નાગ.

**૫ શીલ વા શીલાદિત્ય–આ રાજાનો એક શિલાલેખ વિ૦ સંવત્ ૭૦૩ (ઇ. સ. ૬૪૬)નો પ્રાપ્ત થયો છે.**

**૬ અપરાજિત–એ વિ૦ સં૦ ૭૧૮ ( ઈ. સ. ૬૬૧ ) માં વિદ્યમાન હતો એમ એક શિલાલેખ પરથી પ્રતીત થાય છે.**

**૭ મહેન્દ્ર. ( દ્વિતીય )**

**૮ કાલભોજ ( બાપા ) મેવાડનો પ્રસિદ્ધ રાજા બાપા વા બાપારાવલ આજ હોવો જોઇએ. એને ડુંગરપુર ઇલાકામાંથી પ્રાપ્ત થયેલા કેટલાક શિલાલેખોમાં ખુમ્માણનો પિતા લખ્યો છે અને મેવાડની ખ્યાતોમાં પણ તેવોજ ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. રાણા રાયમલ્લના સમયના 'એકલિંગ માહાત્મ્ય' પરથી પ્રતીત થાય છે કે તેણે વિ૦ સં૦ ૮૧૦ ( ઇ. સ. ૭૫૩ ) માં રાજ્ય છોડયું હતું.**

**યદુ ( યાદવ )**—આ જાતિ હિંદની સમસ્ત જાતિઓમાં સૌથી અધિક પ્રસિદ્ધ જાતિ હતી અને ચંદ્રવંશના ઉત્પાદક બુધનાં સંતાનોના કુળનું નામ પણ એજ પડયું.

---

૯ ખુમ્માણુ. ૧૦ મત્તટ. ૧૧ ભર્તૃભટ. ૧૨ સિંહ. ૧૩ ખુમ્માણુ ( દ્વિતીય ).

૧૪ મહાયક. ૧૫ ખુમ્માણુ ( તૃતીય ).

૧૬ ભર્તૃભટ ( દ્વિતીય ) એની રાણી મહાલક્ષ્મી રાઠોડ વંશની હતી, જેને ઉદરે અલ્લટનો જન્મ થયો હતો.

૧૭ અલ્લટ–આ રાજાના સમયનો શિલાલેખ વિ. સં. ૧૦૧૦ ( ઇ. સ. ૯૫૩ ) નો પ્રાપ્ત થયો છે. એની રાણી હરિયાદેવી હૂણ રાજાની પુત્રી હતી.

૧૮ નરવાહન–એના સમયનો એક શિલાલેખ વિ. સં. ૧૦૨૮ ( ઇ. સ. ૯૭૧ ) નો મળ્યો છે. એની રાણી ચૌહાણ રાજા જેજ્જયની પુત્રી હતી.

૧૯ શાલિવાહન.

૨૦ શક્તિકુમાર–એના સમયનો એક શિલાલેખ વિ. સં. ૧૦૩૪ ( ઇ. સ. ૯૭૭ ) નો મળ્યો છે.

૨૧ અંબાપ્રસાદ. ૨૨ શુચિવર્મા. ૨૩ નરવર્મા. ૨૪ કીર્તિવર્મા. ૨૫ યોગરાજ.

૨૬ વૈરટ. ૨૭ હંસપાલ. ૨૮ વૈરિસિંહ.

૨૯ વિજયસિંહ–આ રાજાનો વિવાહ માલવાના પ્રસિદ્ધ પરમાર રાજા ઉદયાદિત્યની પુત્રી શ્યામલદેવીની સાથે થયો હતો, જેથી આલ્હણદેવી નામક કન્યા ઉત્પન્ન થઇ હતી, જેનો વિવાહ ચેદી દેશના હૈહય ( કલચ્યુરિ ) વંશી રાજા ગયકર્ણ દેવની સાથે થયો હતો. રાજા વિજયસિંહનો એક તામ્રપત્ર વિ. સં. ૧૧૬૪ ( ઇ. સ. ૧૧૦૭ ) નો (?) પ્રાપ્ત થયો છે.

૩૦ અરિસિંહ. ૩૧ ચોડસિંહ. ૩૨ વિક્રમસિંહ.

૩૩ રણસિંહ વા કરણસિંહ–આ રાજામાંથી બે શાખાઓ ફુટી.

| રાવલ શાખા. | રાણા શાખા. |
|---|---|
| ૩૪ ક્ષેમસિંહ. | રાહપ. |
| ૩૫ સામંતસિંહ. | નરપતિ. |
| ૩૬ કુમારસિંહ. | દિનકર. |
| ૩૭ મથનસિંહ. | જશકરણ. |
| ૩૮ પદ્મસિંહ. | નાગપાલ. |
| ૩૯ જૈત્રસિંહ.[1] | પૂર્ણપાલ. |
| ૪૦ તેજસિંહ.[2] | પૃથ્વીપાલ. |
| ૪૧ સમરસિંહ.[3] | ભુવનસિંહ |
| ૪૨ રત્નસિંહ[4] | ભીમસિંહ. |
| | જયસિંહ. |
| | લક્ષ્મણસિંહ. |

લક્ષ્મણસિંહ → અરિસિંહ. અજયસિંહ.

૪૩ હમીરસિંહ.[5]

---

૧. ૨. ૩. ૪. ૫. આ છેલ્લા રાજાઓનું વૃત્તાંત પંડીત ગૌરીશંકર હીરાચંદ ઓઝા નીચે પ્રમાણે આપે છે. મંત્રી સ. સા.

શ્રીકૃષ્ણજીના અંતર્ધ્યાન થયા પછી યદુવંશીઓ તેમજ પાંડવો દિલ્લી તેમજ દ્વારિકાંથી નીકળીને મુલ્તાન થઇને સિંધુ નદીને પેલે પાર ચાલ્યા ગયા.

શ્રીકૃષ્ણના પુત્રોએ પાંચે નદીઓના આગલા દુઆબમાં[1] વિશ્રામ કરી અંતે સિંધુ નદી ઉતરી જાબુલિસ્તાનમાં પ્રવેશ કર્યો અને ત્યાં ગઝની નગરની સ્થાપના કરી. તેઓ સમરકંદ સુધી ફેલાઇ ગયા હતા.

જેસલમીરનો ઇતિહાસ કે જેમાં તે યાદવોના મૂળ પુરૂષનો આ પ્રાચીન ઇતિહાસ લખ્યો છે તેમાં તેમને ભારતવર્ષમાં શા માટે પાછા હાંકી કાઢવામાં આવ્યા તે વિષે ઘણો ઘોંટાળો[2] કરવામાં આવ્યો છે. આથી સિકંદરની પછી એક શતાબ્દી પર્યંત યૂનાની પાદશાહો તે સર્વ દેશોનું શાસન કરતા હતા તેમને લીધે, કિંવા મુસલમાનોના ઉદયને લીધે તેમને ભારતવર્ષમાં પાછા આવવું પડયું, તે કહેવું અશક્ય છે.

જ્યારે તેમને સિંધુને કિનારે હાંકી કાઢવામાં આવ્યા ત્યારે તેમણે પંજાબપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો અને સલભનપુરની સ્થાપના કરી. ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા પછી તેઓ સતલજ અને ગારહ નદી ઉલ્લંઘી ભારતની મરૂભૂમિમાં ચાલ્યા ગયા અને ત્યાંથી લઘા, જોહિયા તથા મોહિલ પ્રભૃતિ લોકોને હાંકી કાઢીને તેમણે ક્રમશઃ તન્નોટ, દેરાવલ, અને સંવત્ ૧૨૧૨ (ઈ. સ. ૧૧૫૭) માં જેસલમીરની[3] સ્થાપના કરી. જેસલમીર એ કૃષ્ણના વંશજ ભટ્ટી (ભાટી) લોકોની વર્તમાન રાજધાની છે.

---

૧ જે સ્થાનપર તેમણે વિશ્રામ કર્યો હતો તે પહાડપર હતું, જેને અદ્યાપિ યદુના ડાંગ અર્થાત્ 'યદુનો પહાડ' કહેવામાં આવે છે. The Joudes of Rennell's Geography.

૨ આ ઘટનાનો સમય ઇસ્વીસનથી ઘણો પૂર્વેનો ઠરાવવામાં આવ્યો છે, કે જે યૂનાનીઓના લેખની સાથે મળતો આવે છે, પરંતુ નામ અને રીતરિવાજો મુસલમાનોના જેવા છે.

૩ લોદરવાપટન, કે જ્યાંથી તેમણે એક પ્રાચીન જાતિને હાંકી કાઢી હતી તે, જેસલમીરની સ્થાપના કર્યા પૂર્વે તેમની રાજધાની હતું. આ પ્રદેશોના વિષયમાં હજી આપણને ઘણું જાણવાનું છે.

---

રાવલ જૈત્રસિંહ (નં. ૩૯)ના સમયના બે શિલાલેખ મળ્યા છે. આ શિલાલેખો વિ સં. ૧૨૭૦ અને ૧૨૭૯ (ઈ. સ. ૧૨૧૩ અને ૧૨૨૨) ના છે અને તેના સમયમાં લખાયેલાં તાડપત્રનાં પુસ્તકોપરથી તે વિ. સં. ૧૩૦૯ (ઇ. સ. ૧૨૫૨) પર્યંત વિદ્યમાન હતો એવો પત્તો લાગે છે. તેણે નાડોલની પાયમાલી કરી હતી અને મુસલમાનોને પરાસ્ત કર્યા હતા. તે ( ગુજરાતના ) રાણા ત્રિભુવનપાળની સાથે લઢયો હતો. તેના રાજત્વ કાળમાં મુસલમાનોના આક્રમણથી નાગદા શહેર કે જે તે સમય પર્યંત મેવાડની રાજધાની હતું તે તૂટી ગયું અને ચિત્તોડ રાજધાની થયું. મુસલમાનોનું આ આક્રમણ દિલ્લીના સુલતાન નાસિરૂદ્દીન મહમૂદનું હોવું જોઇએ; કારણ કે ત્વારિખ ફિરિસ્તાપરથી પ્રતીત થાય છે કે સુલતાન મહમૂદે પોતાના ભ્રાતા જલાલુદ્દીનને હીઝરી સન ૬૪૬ (ઇ. સ. ૧૨૪૭, વિ. સં. ૧૩૦૪) માં કનોજથી દિલ્લી બોલાવ્યો, પરંતુ તેને પ્રાણહાનિનો ભય હોવાથી તે નાશીને ચિત્તોડના પહાડોમાં ચાલ્યો ગયો. સુલતાને ત્યાં સુધી તેની પૂઠ પકડી, પરંતુ આઠ માસ પશ્ચાત્ નિરાશ થઇ તે (સુલતાન)ને પાછા ફરવું પડયું. આ આક્રમણમાં નાગદા તૂટી ગયું હશે. તેજસિંહ (નં. ૪૦) ના સમયના લેખાદિ વિ. સં. ૧૩૧૭ થી ૧૩૨૪ (ઈ. સ. ૧૨૬૦ થી ૧૨૬૭) પર્યંતના મળ્યા છે. સમરસિંહ (નં. ૪૧) ના સમયના લેખ વિ. સં. ૧૩૩૦ થી ૧૩૪૫ ( ઇ. સ. ૧૨૭૩ થી ૧૨૮૦ ) પર્યંતના પ્રાપ્ત થયા છે અને 'તીર્થકલ્પ' નામક જૈન પુસ્તકનો કર્તા, કે જે ઉક્ત રાજાનો સમકાલીન હતો તે જણાવે છે કે વિ. સં. ૧૩૫૬ ( ઈ. સ. ૧૨૯૯ ) માં સુલ્તાન અલ્લાઉદ્દીન ખીલજીના ભ્રાતા ઉલ્લૂખાંએ ચિત્તોડના સ્વામી સમરસિંહના સમયમાં મેવાડપર આક્રમણ કર્યું હતું, પરંતુ તે સમયે સમરસિંહે મેવાડની રક્ષા કરી હતી. રત્નસિંહ (નં. ૪૨) ના રાજત્વકાળમાં વિ. સં. ૧૩૬૦ માં અલ્લાઉદ્દીન ખીલજીએ ચિત્તોડપર આક્રમણ કર્યું, જેમાં રત્નસિંહ મરણ પામ્યો. આ આક્રમણમાં રાણા શાખાનો લક્ષ્મણસિંહ કે જેને મેવાડની ખ્યાતોમાં ખાસ કરીને ગઢલક્ષ્મણસિંહ લખ્યો છે તે પોતાના સાત પુત્રો સહિત લડીને મરણ પામ્યો અને ચિત્તોડપર અલ્લાઉદ્દીનનો અધિકાર સ્થાપિત થઈ ગયો. લક્ષ્મણસિંહનો જ્યેષ્ઠ પુત્ર અરિસિંહ પણ આજ લડાઇમાં મારી ગયો હતો અને કનિષ્ઠ પુત્ર અજયસિંહ ઘાયલ થઇને બચી ગયો હતો. તેના દેહાંત પછી અરિસિંહના પુત્ર હમીરસિંહે ચિત્તોડનો કિલ્લો પુનઃ હસ્તગત કરી લીધો હતો.

જેમ રાજપુત જાતિઓમાં કોઇ મહત્ત્વની ઐતિહાસિક ઘટનાથી તેમના વંશનું નામ બદલાઇ જાય છે, તેમ ભટ્ટી લોકોને જાબુલિસ્તાનમાંથી હાંકી કાઢવામાં આવ્યા પછી, તેમણે પોતાના વંશના અધિક પ્રાચીન 'યદુ' નામને દૂર કર્યું અને 'ભાટી' નામ કાયમ કરી દીધું. ભટ્ટી લોકોએ ગારહ નદીની દક્ષિણના સર્વ પ્રદેશો પોતાને આધીન કરી લીધા હતા, પરંતુ રાઠોડોનું આગમન થયા પશ્ચાત્ તેમનો અધિકાર અતિ ન્યૂન થઇ ગયો હતો. તેમના ઇતિહાસમાં તેમનું સવિસ્તર પ્રાચીન વૃત્તાંત લખવામાં આવશે.

ભટ્ટી જાતિના બીજા નંબરપર યદુવંશની જાડેજા જાતિ ઘણી પ્રસિદ્ધ છે. તેમનો ઇતિહાસ પણ તેવોજ છે. જાડેજા લોકો પણ શ્રીકૃષ્ણના વંશજ છે અને તેઓ હરિકુલના શેષ માણસોની સાથે એકજ સમયમાં એક સ્થાન છોડી ઇતર સ્થાનમાં જઇ વસ્યા હતા તેપરથી નિશ્ચયપૂર્વક માની શકાય છે કે તેમની સંખ્યા મોટી (ભાટી) શાખા જેટલી નહોતી. તેઓ સિંધુ નદીની ખીણમાં વસ્યા-ખાસ કરીને તેમણે તેના પશ્ચિમ તટપરના સેવિસ્થાન નામક પ્રદેશમાં નિવાસ કર્યો અને નામ તથા કુલચિહ્ન સંબંધે તો એટલુંજ કહેવું પૂરતું થઇ પડશે કે સિકંદરના સમયમાં પણ તેમનામાં તેમના પૂર્વજોનાં ચિહ્નો વિદ્યમાન હતાં.

સંબસ કે જેનાપર યૂનાનીઓએ આક્રમણ કર્યું હતું તે હરિકુલની વ્યક્તિ હોય એમ લાગે છે અને સમાનગર (સમાનું નગર) તેની રાજધાની હતી, જેને યૂનાની ઇતિહાસવેત્તાઓએ 'મિન્નગર' લખ્યું છે.

કૃષ્ણ વા હરિનું અત્યંત પ્રચલિત નામ શ્યામ વા સામ તેના શ્યામ વર્ણને લીધે હતું. આથી જાડેજા લોકો તેને પોતાના વંશના નામ તરિકે ધારણ કરતા હતા અને તે સર્વ સામ પુત્ર[1] કહેવાતા હતા. આપરથી આ જાતિના રાજાઓની ઉપાધિ 'સમ્મા' પડી છે.

પ્રસ્તુત સમયના જાડેજા લોકો કેટલીક ઘટનાઓથી સિંધના મુસલમાનોની સાથે એટલા ભેળાઇ ગયા છે કે તેમણે પોતાના રક્ત (વંશ) ની શુદ્ધતાનું અભિમાન સર્વથૈવ ગુમાવી દીધું છે. તેઓ કેટલેક અંશે પોતાની અજ્ઞાનતાને લીધે અને કેટલેક અંશે પોતાની અપ્રતિષ્ઠા છુપાવવાને માટે કહે છે કે અમે શામ વા સિરિયાથી આવ્યા છીએ અને અમે ઇરાનના જમશેદના[2] કુળના છીએ. તેમણે સામને બદલીને જામ[3] શબ્દ બનાવી દીધો છે. આજ ઉપાધિથી જાડેજા લોકોનું એક નાનું સરખું રાજ્ય જામરાજ્ય (જામનગર) કહેવાય છે.

---

૧ સામ પુત્ર-આ શબ્દ પણ કર્નલ ટૉડે ઉપજાવી કાઢયો છે. જાડેજા લોકો પોતાને સામપુત્ર નહિ, પરંતુ સમ્મા (તેમની શાખાનું પ્રસિદ્ધ નામ) કહે છે. ગૌ. હી. ઓઝા.

૨ જાડેજા (જાડાના વંશજ; આજ પ્રમાણે સામેજા=સમ્માના વંશજ) રાજપુતો પોતાનું આગમન સિરિયાથી થયેલું માનતા નથી, તેમજ તેઓ પોતાને ઇરાનના પાદશાહ જમશેદના વંશમાં ઉત્પન્ન થયેલા પણ માનતા નથી. તેઓ પોતાની ઉત્પત્તિનું વર્ણન આ પ્રમાણે આપે છે;—

"યદુવંશમાં શ્રીકૃષ્ણ થયા, તેમની જાંબુવંતી નામક રાણીના ગર્ભથી સામ્બ નામક પુત્ર ઉત્પન્ન થયો. તેનો વિવાહ શોણિતપુરના રાજા બાણાસુરના મુખ્ય મંત્રી કૌભાંડની પુત્રી સાથે થયો હતો. સાંબને ઉષ્ણીક નામક પુત્ર થયો, તે યાદવાસ્થલી પ્રસંગે પોતાને મોસાળ શોણિતપુરમાં હતો. બાણાસુરની પછી શોણિતપુરની રાજગાદીપર કૌભાંડ અધિષ્ઠિત થયો. તે નિઃસંતાન મરણ પામતાં ઉષ્ણીક ત્યાંનો રાજા થયો, જેના વંશમાં દેવેન્દ્ર થયો." જાડેજાની ઉત્પત્તિ આ દેવેન્દ્રમાંથી થઈ. અલબત્ત, તેઓ અજ્ઞાનથી શોણિતપુરને મિસર દેશની રાજધાની માને છે. પરંતુ તે તેમનો ભ્રમ છે. શોણિતપુર મિસરમાં નહિ, કિંતુ હિંદુસ્થાનના હિમાલય પ્રદેશમાં કેદારનાથની નિકટ ઉખીમઠની પાસે છે, જ્યાંથી દેવેન્દ્રનો પુત્ર ગજપત પશ્ચિમ તરફ અફઘાનીસ્તાનમાં ગયો અને ત્યાં તેણે ગઝની નગર સ્થાપિત કર્યું એમ પણ તેઓ માને છે. ગૌ. હી. ઓઝા.

૩ જામ-આ શબ્દની ઉત્પત્તિનો બરાબર પત્તો લાગતો નથી. જાડેજાઓના ઇતિહાસલેખકો એમ પણ જણાવે છે કે દેવેન્દ્રના પુત્ર ગજપતે અફઘાનીસ્તાનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો, ત્યારથી તેમણે 'જામ' પદ ધારણ કર્યું છે. આ શબ્દ મહાન રાજાનો સૂચક છે. ગૌ. હી. ઓઝા.

આટલી શાખાઓ યદુવંશમાં સૌથી અધિક પ્રસિદ્ધ છે, પરંતુ કેટલીક એવી શાખાઓ પણ છે કે જે હજી પોતાની પ્રાચીન ઉપાધિ ધારણ કરી રહી છે, જેમાં મુખ્ય ચંબલ નદીના તટપરના કરૌલી રાજ્યનો રાજા છે.

એમ પ્રતીત થાય છે કે યદુ કુલની આ શાખા પોતાના પૂર્વજોના નિવાસસ્થાન સૂરસેનીની[1] પ્રાચીન સીમાઓથી કદિપણ આગળ ગઈ નહોતી. આ શાખાના માણસો પ્રસિદ્ધ બયાનાના અધિકારી હતા. તેમને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા પશ્ચાત્ તેમણે ચંબલની પશ્ચિમે કરૌલી અને પૂર્વે સબલગઢની સ્થાપના કરી. સબલગઢના તાબાનો દેશ કે જે યદુવાટી કહેવાય છે, તેને સિંધિયાએ યદુવંશીઓની પાસેથી છીનવી લીધો હતો. શ્રીમથુરા[2] એ કરૌલી રાજ્યની એક સ્વતંત્ર જાગીર છે, કે જે એક નાની શાખાને આધીન છે.

યદુવંશી કે જેને દેશી ભાષામાં જાદવ કહેવામાં આવે છે તેઓ સમસ્ત ભારતવર્ષમાં ફેલાયેલા છે અને મોટા મોટા મરાઠા સરદારો આ વંશના છે.

યદુવંશની આઠ શાખાઓ છેઃ—

| | | |
|---|---|---|
| (૧) | યદુ | કરૌલીના રાજા. |
| (૨) | ભાટી | જેસલમીરના રાજા. |
| (૩) | જાડેજા | કચ્છ ભુજના રાજા. |
| (૪) | સમૈચા | સિંધના મુસલમાન. |
| (૫) | મુડૈચા | અજ્ઞાત. |
| (૬) | બિદમન | અજ્ઞાત. |
| (૭) | બદ્દા | અજ્ઞાત. |
| (૮) | સોહા | અજ્ઞાત. |

**તંવર**—યદ્યપિ તંવર વંશને યદુવંશની એક શાખા માનવામાં આવે છે, તથાપિ સર્વોત્તમ વંશાવલીઓમાં તેને ૩૬ રાજકુલોમાં સ્થાન આપવામાં આવ્યું છે, અને વાસ્તવમાં તે પોતાની પ્રસિદ્ધિને લીધે એ પદને યોગ્ય પણ છે.

પ્રાયઃ પ્રત્યેક પ્રસિદ્ધ જાતિના નામનું મૂળ આપણને જ્ઞાત છે; પરંતુ તંવર લોકોના નામનું મૂળ આપણને જ્ઞાત નથી. અને એ બાબતમાં અમારે બરદાયીનું કથન પ્રકટ કરવું પડે છે, કે જે આ જાતિની ઉત્પત્તિ પાંડવોમાંથી થયેલી જણાવે છે.

ભારતનો રાજરાજેશ્વર વિક્રમાદિત્ય કે જેનો સંવત્ ઈ. સ. પૂર્વે ૫૬ વર્ષપર સ્થાપિત થયો હતો અને જે અદ્યાપિ હિંદુઓના કાલનિર્ણયમાં એક મહાન જ્યોતિનું કામ કરે છે, તે આજ વંશમાં ઉત્પન્ન થયો હતો અને કેવળ આટલીજ વાત તેમને સર્વોચ્ચ પદ આપી શકે એમ છે. છતાં આ વંશની પ્રતિષ્ઠાનાં બીજાં પણ કારણો છે. દિલ્લી કે જે યુધિષ્ઠિરનુ સ્થાપન કરેલું પ્રાચીન ઈંદ્રપ્રસ્થ છે અને જે જનશ્રુતિ અનુસાર આઠ શતાબ્દી પર્યંત ઉજ્જડ પડી રહ્યું હતું, તેને અનંગપાલ તંવરે સંવત્ ૮૪૮ (ઇ. સ. ૭૯૨[3])માં પુનઃ નિર્માણ કરી વસાવ્યું હતું. તત્પશ્ચાત્ તે વંશના ૨૦ રાજાઓ ત્યાંના સિંહા-

૧ મથુરાંની આસપાસનો ત્રીસ માઈલ પર્યંતનો વ્રજનો પ્રદેશ સૂરસેની કહેવાય છે.

૨ અહીંઆંના જાગીરદાર રાવ મનોહરસિંહને હું સારી રીતે ઓળખતો હતો અને હું કહી શકું છું કે તેઓ મારા મિત્ર હતા. વરસો સુધી અમારે પરસ્પર પત્રવ્યવહાર રહ્યો હતો અને તેમણે મારે માટે મહાભારતના એક અમૂલ્ય પુસ્તકની નકલ કરાવી હતી.

૩ દિલ્લીની સ્થાપનાના સમયના સંબંધમા મતભેદ છે. ફિરિશ્તા હીઝરી સન ૩૦૭ ( ઈ. સ. ૯૨૦=વિ. સં. ૯૭૭ ) માં અને અબુલફઝલ સંવત્ ૪૨૯ માં તેની સ્થાપના થયેલી માને છે, પરંતુ પ્રસિદ્ધ કુતુબમિનારની પાસેના લોહસ્તંભપર આ લેખ કોતરવામાં આવેલો છેઃ—" સંવત્ દિલ્લી ૧૧૦૯

સનપર અધિષ્ઠિત થયા. એ વંશના અંતિમ રાજાનું નામ તેજ હતું કે જે તેના સંસ્થાપકનું હતું, અર્થાત્ અનંગપાલ. તેણે સંવત્ ૧૨૨૦ (ઇ. સ. ૧૧૬૪) માં રાજપુતોના સૅલિક[1] કાયદાની વિરુદ્ધ પોતાના રાજ્યાસનપર (પોતાને પુત્ર નહિ હોવાથી) પોતાના દૌહિત્ર ચૌહાણ પૃથ્વીરાજને સિંહાસનારૂઢ કર્યો[2].

તંવર લોકોએ હવે પોતાના પ્રાચીન યશપર જ સંતોષ ધારણ કરવો જોઇએ, કારણ કે હવે કોઇ પણ સ્વતંત્ર રાજ્ય આ [3]વંશને આધીન રહ્યું નથી, કે જેનો રાજા પોતાને પાંડવોમાંથી ઉત્પન્ન થયેલો જણાવે અને મહાન વિક્રમ તથા ભારતના અંતિમ હિંદુ સમ્રાટ્ પૃથ્વીરાજ પોતાના વંશમાં થઈ ગયેલા હોવાનું અભિમાન ધરાવી શકે.

અનંગપાલ તંવર ઇંદ્રપ્રસ્થના સંસ્થાપકનો વંશજ હતો અને યુધિષ્ઠિરની સ્થાપન કરેલી ગાદીપર તેનોજ વંશજ ૨૨૫૦ વર્ષ પશ્ચાત્ બેઠો હતો, એ વાત જો આપણે વિશ્વાસ રાખવા યોગ્ય રીતે સિદ્ધ કરી શકીએ તો તે ઘટના સમસ્ત જગતના ઇતિહાસમાં અનુપમ ગણાશે. સર્વ સાધારણ લોકો આ વાતનો સ્વીકાર કરે છે અને તે વાત, પ્રાચીન કાળની એવી બીજી અનેક વાતોના જેટલી જ સિદ્ધ છે અને તંવર લોકો તેનું જેવું દૃઢ પ્રમાણ આપી શકે છે તેવું દૃઢ પ્રમાણ યૂરોપનો કોઈ વંશ એથી ઓછા પ્રાચીન કાળનું પણ આપી શકતો નથી.

સાંપ્રતમાં તંવરોના અધિકારનાં બે મુખ્ય સ્થળો છે. એક તુંવરગઢનો ઇલાકો, કે જે ચંબલ નદીના જમણા તટપર તેના અને યમુનાના સંગમની આગળ સ્થિત છે અને બીજું જયપુર રાજ્યમાં પાટણ તુંવરવાટીની નાની સરખી જાગીર છે, ત્યાંનો જાગીરદાર પોતાને ઇંદ્રપ્રસ્થના પ્રાચીન સમ્રાટોના વંશજ તરીકે ઓળખાવે છે.[4]

---

અનંગપાલ બહી" અને તેજ મિનારની પાસેના અનંગપાલના બંધાવેલા મંદિરના એક સ્તંભપર તે (અનંગપાલ) નું નામ કોતરવામાં આવેલું છે. એટલા માટે સંભવ છે કે (દ્વિતીય) અનંગપાલે વિ. સં. ૧૧૦૯ માં દિલ્લીની સ્થાપના કરી હશે અને તેજ સમયે તે પ્રસિદ્ધ લોહસ્તંભ કે જેની ઉપર ગુપ્તવંશના પ્રતાપી રાજા ચંદ્રગુપ્ત દ્વિતીયનો લેખ કોતરવામાં આવેલો છે તે ત્યાં સ્થાપિત કરવામાં આવ્યો હશે. ગૌ. હી. ઓઝા.

૧ સૅલિક કાનૂન=આ ફ્રાન્સ દેશનો એક પ્રાચીન કાનૂન છે, જે દ્વારા સ્ત્રીજાતિ કોઇ પણ પ્રકારે વારસામાં જાગીર પ્રાપ્ત કરી શકતી નહોતી. રાજપુતોના સૅલિક કાનૂનનું તાત્પર્ય એ છે કે દૌહિત્ર (પુત્રીનો પુત્ર) પોતાના માતામહના રાજ્યનો સ્વામી થઇ શકતો નથી. ગૌ. હી. ઓઝા.

૨ પૃથ્વીરાજ અનંગપાલનો દૌહિત્ર હોવાની, 'પૃથ્વીરાજ રાસા' ને આધારે જણાવાયલી આ વાતને પંડિત ગૌરીશંકર ઓઝા 'પૃથ્વીરાજવિજય' અને 'હમીર મહાકાવ્ય' ને આધારે ભૂલ ભરેલી જણાવે છે. **મંત્રી. સ. સા.**

૩ કેટલાક મરાઠા સરદારો તંવર જાતિમાંથી પોતાની ઉત્પત્તિ થયેલી જણાવે છે. જેમકે રામરાવ ફલકિયા, કે જે સિંધિયાના રાજ્યમાં અશ્વારોહી સેનાનો પરમ વીર નાયક હતો.

૪ **તંવરવંશ**—તંવરને સંસ્કૃત લેખકો તોમર લખે છે. જાતિ સૂચક તોમર શબ્દ ઘણા પ્રાચીન કાળથી પ્રાપ્ત થાય છે. તંવરોના પ્રાચીન શિલાલેખ, તામ્રપત્રાદિ પ્રાપ્ત થયા નથી, તેથી તેમની પ્રાચીન શુદ્ધ વંશાવલી તૈયાર કરવાનો યત્ન સફળ થઇ શક્યો નહિ. પ્રાચીન કાળમાં તેમનું રાજ્ય દિલ્લીની આસપાસના પ્રદેશમાં હતું, પરંતુ તેઓ દીર્ઘ કાળ પર્યંત કનોજના પ્રતાપી પડિહાર રાજાઓને આધીન રહ્યા હતા એમ જણાય છે. દિલ્લીમાંથી તેમની રાજસત્તા નષ્ટ થયા પશ્ચાત્ ઘણા કાળ સુધી તેમનું રાજ્ય ગ્વાલિયરમાં રહ્યું હતું. દિલ્લીના તંવરોની જે વંશાવલી જનરલ કનિંગહામે પોતાનાં 'આર્કિયો લૉજિકલ સર્વે ઑફ ઇન્ડીઆ' નામક પુસ્તકના પ્રથમ વૉલ્યુમના પૃષ્ઠ ૧૪૯ માં આપી છે તેને અમે અત્રે ઉદ્ધૃત કરીએ છીએ:—

**રાઠોડ**—આ વાસ્તવિક પ્રસિદ્ધ જાતિની ઉત્પત્તિ સંદેહાત્મક છે. રાઠોડોની વંશાવલીઓ રામચંદ્રના દ્વિતીય પુત્ર કુશમાંથી તેમની ઉત્પત્તિ થયેલી જણાવે છે. તેથી તે સૂર્યવંશી હશે, પરંતુ આ જાતિના ભાટ લોકો તેમને એ પ્રતિષ્ઠા આપતા નથી અને તેમને કુશના વંશજ તરિકે સ્વીકાર્યા છતાં પણ તેમને

| નંબર. | અબુલફઝલ સૈયદ અહમદ અને બીકાનેરનાં હસ્તલિખિત પુસ્તકોમાંથી. | ગ્વાલિયરની ખ્યાતમાંથી. | કમાઉગઢવાલની ખ્યાતોમાંથી. | રાજ્યસમય. વર્ષ. | માસ. | દિ. | રાજ્યાભિષેક. ઇસ્વીસન. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | અનંગપાલ | બીલનદે | ૦ | ૧૮ | ૦ | ૦ | ૭૩૬ |
| ૨ | બસુદેવ | ૦ | ૦ | ૧૯ | ૧ | ૧૮ | ૭૫૪ |
| ૩ | ગંગ્ય | ગંગેય | ૦ | ૨૧ | ૩ | ૨૮ | ૭૭૩ |
| ૪ | પૃથિવીમલ્લ | પ્રથમ | મહીપાલ | ૧૯ | ૬ | ૧૯ | ૭૯૪ |
| ૫ | જયદેવ | સહદેવ | જદુપાલ | ૨૦ | ૭ | ૨૮ | ૮૧૪ |
| ૬ | નીરપાલ વા હીરપાલ | ઇંદ્રજીત | નયપાલ | ૧૪ | ૪ | ૯ | ૮૩૪ |
| ૭ | અધિરાજ વા અદેરેહ | નરપાલ | જયદેવ | ૨૬ | ૭ | ૧૧ | ૮૪૯ |
| ૮ | વિજય વા વચ | ઇંદ્રિજીત | ચમરપાલ | ૨૧ | ૨ | ૧૩ | ૮૭૫ |
| ૯ | વિક્ષ વા અનેક | વચરાજ | વિવસપાલ | ૨૨ | ૩ | ૧૬ | ૮૯૭ |
| ૧૦ | રિક્ષપાલ | વીરપાલ | સુક્તપાલ | ૨૧ | ૬ | ૫ | ૯૧૯ |
| ૧૧ | સુખપાલ વા નેકપાલ | ગોપાલ | તેજપાલ | ૨૦ | ૪ | ૪ | ૯૪૦ |
| ૧૨ | ગોપાલ | તિલ્લનદે | મહિપાલ | ૧૮ | ૩ | ૧૫ | ૯૬૧ |
| ૧૩ | સલ્લક્ષણપાલ | સુવરિ | સૂરસેન | ૨૫ | ૧૦ | ૧૦ | ૯૭૯ |
| ૧૪ | જયપાલ | ઓસપાલ | જૈકપાલ | ૧૬ | ૪ | ૩ | ૧૦૦૫ |
| ૧૫ | કુંવરપાલ | કુમારપાલ | ૦ | ૨૯ | ૯ | ૧૮ | ૧૦૨૧ |
| ૧૬ | અનંગ (બીજો) વા અનેક | અનગપાલ | અનેકપાલ | ૨૯ | ૬ | ૧૮ | ૧૦૫૧ |
| ૧૭ | વિજયપાલ | તેજપાલ | તેજપાલ | ૨૪ | ૧ | ૬ | ૧૦૮૧ |
| ૧૮ | મહત્સલ, મહીપાલ | મહીપાલ | જૂંણુપાલ | ૨૫ | ૨ | ૨૩ | ૧૧૦૫ |
| ૧૯ | અર્કપાલ, અક્ષલ | સુકુંદપાલ | અનેપાલ | ૨૧ | ૨ | ૧૫ | ૧૧૩૦ |
| ૨૦ | પૃથિવીરાજ | પૃથિવીરાજ | ૦ | ૨૨ | ૨ | ૧૬ | ૧૧૫૧ |
| | | | | દિલ્લી અન્યના અધિકારમાં ગઇ. | | | |

ઉપર જે વંશાવલીઓ સાદર કરવામાં આવી છે, તે સર્વ ભાટોની ખ્યાતોમાંથી ઉદ્ધૃત કરવામાં આવી છે. અબુલફઝલે પણ રાજવંશોની જે વંશાવલીઓ પોતાનાં પુસ્તક ( આઇન-ઇ-અકબરી ) માં સંગ્રહીત કરી છે તે પણ ભાટોનાં પુસ્તકોમાંથી લેવામાં આવી છે. ભાટોની આ ખ્યાતો ઇતિહાસને માટે કેટલી પ્રમાણિક છે તે ઉપર આપેલી વંશાવલીઓની પરસ્પર તુલના કરવાથી સ્પષ્ટ થશે. એક વંશાવલીનાં નામ બીજીનાં નામોની સાથે બરાબર નહિ મળવાથી અમે તેમને વિશ્વાસ યોગ્ય માની શકતા નથી, તોપણ તેમાંનાં કેટલાંક નામો ખરાં છે. મિરાતિ મસઉદીમાં એવો ઉલ્લેખ છે કે સાલાર મસઉદે દિલ્લીપર આક્રમણ કર્યું ( ઇ. સ. ૧૦૨૭ અને ઇ. સ. ૧૦૩૦ ની વચ્ચે ) તે સમયે ત્યાં મહીપાલ રાજા હતો, જેની પાસે પ્રચંડ સેના અને પુષ્કળ હાથી હતા. મહીપાલનો પુત્ર ગોપાલ તેની સાથેની લડાઇમાં માર્યો ગયો હતો. દિલ્લીની સ્થાપના કરનાર અનંગપાલ ( દ્વિતીય ) ના તાંબાના સિક્કા પ્રાપ્ત થયા છે. અનંગપાલ દ્વિતીયની પછી પૃથ્વીરાજ ચૌહાણનું રાજ્ય દિલ્લીપર થયું હતું. એમ 'પૃથ્વીરાજ રાસા'માં લખવામાં આવ્યું છે. પરંતુ મેવાડ દેશનાં બીજોલ્યાં નામક સ્થાનમાં એક પાષાણની ઉપર ચૌહાણ રાજા સોમેશ્વરના સમયનો વિ. સં. ૧૨૨૬ ( ઇ. સ. ૧૧૭૦ ) નો લેખ પ્રાપ્ત થાય છે. તેમાં સોમેશ્વરના જ્યેષ્ઠ ભ્રાતા બીસલદેવે દિલ્લી જીતી લીધું હતું એવો ઉલ્લેખ છે. ચૌહાણોએ હસ્તક

સૂર્યવંશી કશ્યપના, દૈત્ય ( Titan[1] ટિટન ) કન્યાથી ઉત્પન્ન થયેલા પુત્રો તરીકે જણાવે છે. આ રીતે હિરણ્યકશ્યપનાં સંતાનોને દૈત્યમાંથી ઉત્પન્ન થયાનું કલંક લગાડવામાં આવે છે.

તેઓ અજમીઢના વંશજ અને કનોજના સંસ્થાપક ચંદ્રવંશી કુશનાભની ગાદીના આધિકારી થયા એ આશ્ચર્યની વાત છે. વાસ્તવમાં કેટલાક વંશાવલી-લેખકો રાઠોડોને કુશિકવંશી[2] માને છે.

રાઠોડોનું પ્રાચીન સ્થાન ગાધિપુર અર્થાત્ કનોજ છે, જ્યાં તેઓ પાંચમી શતાબ્દીથી રાજ્ય કરતા હતા, અને યદ્યપિ તેઓ તે પૂર્વે પોતાના વંશને કોશલ વા અયોધ્યાના રાજાઓની સાથે મેળવે છે, પરંતુ એ કથન માત્ર છે.

પાંચમી શતાબ્દી[3] પશ્ચાત્ તેમનો ઇતિહાસ યુગોનાં અંધારામાંથી બહાર નીકળે છે. આ શતાબ્દી પૂર્વે એ વંશ અંધકારમાં લિપ્ત હતો. તાતાર લોકોએ ભારતવર્ષ જીતી લીધું તેથી થોડા સમય પૂર્વે આ લોકો ભારતના રાજાઓમાં ઉચ્ચપદ પ્રાપ્ત કરવાને માટે દિલ્લીના અંતિમ તંવર અને ચૌહાણ રાજાઓ તથા અણહિલવાડાના બલિકરાયોની[4] સાથે યુદ્ધ કરી રહ્યા હતા.

આ માયિક પ્રતિષ્ઠાને માટે લડતા લડતા તે સર્વે નષ્ટ થઈ ગયા. અંતઃકલહથી દુર્બલ થઇ દિલ્લીનો ચૌહાણ માર્યો ગયો અને તેના મૃત્યુથી ઉત્તર-પશ્ચિમ સીમાનું દ્વાર ખુલ્લું થઇ ગયું. ત્યાર પછી કનોજનો નાશ થયો અને ત્યાંનો અંતિમ રાજા જયચંદ્ર ડૂબીને મરણ પામ્યો એટલે તેના પુત્રે[5] મરૂસ્થલી અર્થાત્ મારવાડમાં આશ્રય ગ્રહણ કર્યો.

---

સ્વરૂપે જઇને દિલ્લીનું રાજ્ય પ્રાપ્ત કર્યું નહોતું, કિંતુ વિ. સં. ૧૨૨૦ માં પોતાના બાહુબળથી તે ખુંચવી લીધું હતું.

કુરૂક્ષેત્રમાં સરસ્વતી નદીની નિકટ આવેલાં પ્રથુદક ( પિહોઆ ) ગ્રામમાંથી એક શિલાલેખ પ્રાપ્ત થયો છે તેમાં એવો ઉલ્લેખ છે કે તોમર (તંવર) વંશમાં રાજા જાઉલ થયો અને તેનો એક વંશજ વજ્રત થયો, જેની સ્ત્રી મંગલદેવીથી જજ્જુક નામક પુત્ર થયો. તેને ત્રણ પુત્રો-ગોગ્ગ, પૂર્ણરાજ, અને દેવરાજ થયા. આ ત્રણે બંધુઓએ મળી મહેન્દ્રપાલના રાજ્ય સમયમાં વિષ્ણુનું મંદિર બંધાવી ત્રણ ગામો તેને ભેટ કર્યા હતાં. મહેન્દ્રપાલ કનોજનો પડિહાર રાજા હતો, જે વિ. સ. ૯૬૪ ( ઇ. સ. ૯૦૭) પર્યંત તો વિદ્યમાન હતો, માટે તે મંદિર ઉક્ત સમયની લગભગ બંધાવવામાં આવ્યું હશે.*

ગૌ. હી. ઓઝા.

૧ ટિટન-પુરાણી કથાઓ અનુસાર મહાકાય પુરૂષ ( રાક્ષસ ). ગૌ. હી. ઓઝા.

૨ કુશિક-વિશ્વામિત્રનો દાદો. (રાઠોડો પોતાને રામચંદ્રના જ્યેષ્ઠ પુત્ર કુશના વંશજો માને છે. તેઓ પોતાને કુશિકના વંશજો માનતા નથી.) ગૌ. હી. ઓઝા.

૩ રાઠોડોએ ઇસ્વીસનની પાંચમી શતાબ્દીમાં કનોજમાં રાજ્ય કર્યું હોય એવું કાંઇ પ્રમાણ પ્રાપ્ત થતું નથી. અગીઆરમી શતાબ્દીમાં તેમનું રાજ્ય કનોજપર થયું હતું. ગૌ. હી. ઓઝા.

૪ બલિકરાય—કર્નલ ટૉડ અહીંઆ બલિકરાય નામ ( ખિતાબ ) નો પ્રયોગ અણહિલપુરના સોલંકીઓને માટે કરે છે, પરંતુ ત્યાંના સોલંકીઓએ કદિ પણ એ નામ ધારણ કર્યું નહોતું. કર્નલ ટૉડે વલ્લભીપુર (કાઠીઆવાડ ) ના રાજાઓને માટે પણ એ શબ્દનો પ્રયોગ કર્યો છે અને તેમની પછી ત્યાં જેનું જેનું રાજ્ય રહ્યું તેમને પણ બલિકરાય લખી દીધા છે. પરંતુ આ વાત સત્ય માનવાને માટે કાંઇ પ્રમાણ નથી. ગૌ. હી. ઓઝા.

૫ કનોજના અંતિમ રાજા જયચંદના પુત્રનું નામ કેટલીક ખ્યાતોમાં બરદાઇસેન અને કેટલીકમાં સિયા પ્રાપ્ત થાય છે. પરંતુ જયચંદના તામ્રપત્રોમાં તેનું નામ હરિશ્ચંદ્ર પ્રાપ્ત થાય છે. કર્નલ ટૉડ અહીંઆં તો સિયાને જયચંદનો પુત્ર લખે છે, પરંતુ અન્ય સ્થળે તેમણે તેને પૌત્ર માન્યો છે. ગૌ. હી. ઓઝા.

---

* આ પછી ગ્વાલિયરના તંવરો કે જેઓ દિલ્લીના તંવરોના વંશજોજ છે, તેઓ દિલ્લીનું રાજ્ય ચૌહાણોના હાથમાં ગયા પછી ગ્વાલિયરના ઇલાકામાં જઇ રહ્યા હોય એવો સંભવ દર્શાવી પંડિત ગૌરીશંકરજીએ તે રાજાઓની વંશાવળી તેમના વૃત્તાંત સહિત સ્વસંપાદિત 'ટૉડ રાજસ્થાન' ના પ્રથમ ( હિંદી ) ગ્રંથમાં આપી છે. જેથી તે જોવા ઇચ્છનારે તેમાં જોવું. મંત્રી. સ. સા.

આ પુત્રનું નામ શિયોજી હતું. તેણે મંદોરના પડિહારોનો નાશ થયા પશ્ચાત્ મારવાડમાં રાઠોડ વંશ સ્થાપિત કર્યો. આ સ્થળે તેઓ પોતાનુ પ્રાચીન વીરત્વ પોતાની સાથે લઈ આવ્યા હતા અને જેવા વીર પુરૂષો શિયોજીના સંતાનોમાં પ્રાપ્ત થાય છે તેથી ઉત્તમ વીરો ઇતરત્ર ક્યાય પણ પ્રાપ્ત થતા નથી. મોગલ સમ્રાટોએ પોતાના વિજયોનો અર્ધ ભાગ 'લાખ તલવાર રાઠોડાન' અર્થાત્ એક લાખ રાઠોડોની સહાયથી પ્રાપ્ત કર્યો હતો. શિયોજીના રક્તના ૫૦૦૦૦ પુરૂષો યુદ્ધને માટે એકદમ એકત્રિત થતા હતા એમાં તો કિંચિત્ શક નથી. અત્રે કુલીન રાઠોડોના સંબંધમાં આટલુજ કહેવુ પૂરતું છે.[૧]

રાઠોડોની ચોવીસ શાખાઓ છેઃ—ધાંધલ, ભડેલ, ચકિત, ધૂહડિયા, ખોખરા, બદ્દરા, છાજીડા, રામદેવા, કબરિયા, હટૂંદિયા, માલાવંત, સુણ્ડુ, કટેચા, મુહોલી, ગોગાદેવા, મહેચા, જયસિંહા, મુરસિયા, જોબસિયા, જોરા, વગેરે.

**રાઠોડ ગોત્રોચ્ચાર**—ગૌતમગોત્ર,[૨] માધ્યન્દિની શાખા, શુક્રાચાર્યગુરૂ, ગાર્હપત્ય અગ્નિ, પંખિનીદેવી ( કુલદેવી ).

**કુશવાહા**[૩]—કુશવાહા વંશના લોકો રામચંદ્રના દ્વિતીય પુત્ર કુશનાં સંતાનો છે. તેઓ ભારતવર્ષના કુશવંશી[૪] છે અને મેવાડના રાજપુતો લવવંશી[૫] છે. કુશવાહાના અપભ્રંશ તરીકે 'કછવાહા' બોલાય અને લખાય છે.

બે શાખા કોશલ દેશથી નીકળી, જેમાંની એક સોન નદીને કિનારે રોહતાસ સ્થાપિત કર્યું અને બીજી લાહરની[૬] પાસે કોહારીની ખીણમાં જઇ વસી.

૧ રાઠોડવંશ—સંસ્કૃત શિલાલેખો, તામ્રપત્રો અને પુસ્તકોમાં રાઠોડોને માટે બહુધા રાષ્ટ્રકૂટ શબ્દ પ્રાપ્ત થાય છે અને કોઇક સ્થળે રટ્ટ વા રાષ્ટ્રૌડ શબ્દ મળે છે. એમ જણાય છે કે રાઠોડો પ્રથમ ઉત્તરમાંથી દક્ષિણમાં ગયા હતા અને પુનઃ ત્યાંથી ઉત્તરમાં આવ્યા હતા અને રાઠોડો પણ તેમજ કહે છે. દક્ષિણના રાઠોડોના કેટલાક તામ્રપત્રોમાં તેમને યાદવવંશી જણાવવામા આવ્યા છે અને હલાયુધ પંડિત પોતાના 'કવિ રહસ્ય' નામક પુસ્તકમાં પણ તેમને યાદવવંશીજ જણાવે છે. કનોજના અંતિમ અને પ્રસિદ્ધ રાજા જયચંદના પૂર્વજોના તામ્રપત્રોમાં તેમને સૂર્યવંશી જણાવ્યા છે, પરંતુ તેમાં તેમના વંશનું નામ રાષ્ટ્રકૂટ (રાઠોડ) નહિ, કિંતુ ગાહડવાલ (ગહરવાલ) લખ્યું છે. ગૌ. હી. ઓઝા.

૨ આ ગોત્રને લીધે હું રાઠોડોને એક એવી જાતિ ( સંભવતઃ શક )નાં સંતાનો જણાવવા માગું છું કે જે બૌદ્ધ ધર્મ માનતી હતી અને જેનો અંતિમ મહાન આચાર્ય ગૌતમ‡ સંવત્ ૪૭૭ (ઇ. સ. ૫૩૩ )માં અંતિમ બુદ્ધ મહાવીરનો શિષ્ય હતો.

૩ કુશવાહા—આ નામ પણ કર્નલ ટૉડે ઉપજાવી કાઢયું છે. ગૌ. હી. ઓઝા.

૪ અયોધ્યાના કુશાઇટ ( Cushite ) રમેશ અને મિસરના રમેસેસ ( Rameses ) ની વચ્ચે દઢ સમાનતા છે. પ્રત્યેકની સાથે સેટાયર (satyr) અનુબિસ ( Anubis ) અને સિનો સિફેલસ ( Cynocephalus ) ની સેના હતી, જેમાંનું અંતિમ યુનાની ભાષાનું કલ્પિત નામ છે, કારણ કે એ નામનું જાનવર સીમિયન કુલનું છે. આ વાત ઇટાલીમાં આવેલાં તૂરનનાં સંગ્રહસ્થાનમાંની તેની મૂર્તિ જોવાથી સ્પષ્ટ થાય છે અને તે રામના ભક્ત હનુમાનનો ભ્રાતા છે. સિંધુ નદી ( કે જે નીલ-આબ અર્થાત્ નીલ પાણી કહેવાય છે ) અને મિસરની નીલ નદીના પ્રદેશોના દેવતાઓની પરસ્પર તુલના કરવી એ, વિવેચનને યોગ્ય વિષય છે.

૫ મેવાડના રાજા પોતાને લવવંશી નહિ, કિંતુ કુશના વંશજ માને છે. ગૌ. હી. ઓઝા.

૬ સંભવતઃ આ નામ તેમના વંશની મોટી શાખા લવના સન્માનાર્થે છે.

‡ કર્નલ ટૉડ ગૌતમ ગોત્રપરથી રાઠોડોને શકોનાં સંતાન કલ્પે છે, પરંતુ આ તેમનો ભ્રમ છે. કારણ કે ક્ષત્રિયોનું ઋષિ ગોત્ર તેજ માનવામાં આવે છે કે જે તેમના બ્રાહ્મણ પુરોહિતનું હોય છે. માટે રાઠોડોના ગૌતમ ગોત્રનો અર્થ એજ છે કે તેમનો પુરોહિત ગૌતમ ઋષિ ( બ્રાહ્મણ ) નો વંશજ હતો. ગૌ. હી. ઓઝા.

કેટલોક કાળ વ્યતીત થયા પશ્ચાત્ નિરવર વા નરવરનો[1] પ્રસિદ્ધ દુર્ગ બંધાયો. આ પ્રસિદ્ધ[2] રાજા નળનું નિવાસસ્થાન હતું. તેનાં સંતાનો, તાતારો અને મોગલોના રાજત્વના સમસ્ત પરિવર્તન કાળમાં તેને પોતાના અધિકારમાં રાખી રહ્યા હતા. ત્યાર પછી તેમની પાસેથી તે પ્રદેશ મરાઠાઓએ છીનવી લીધો અને સાંપ્રતમાં નળનું તે નિવાસસ્થાન સિંધિયાને આધીન છે.

[3]દશમી શતાબ્દીમાં એક શાખાએ ત્યાંથી નીકળી આદિ નિવાસી મીના લોકોને અધિકારથી ચ્યુત કરી તથા રાજોર અને તેની આસપાસના વિસ્તૃત પ્રદેશોના સ્વામી બડગૂજર રાજપુતોની પાસેથી થોડી ભૂમિ લઇ અંબર સ્થાપન કર્યું. પરંતુ બારમી શતાબ્દીમાં પણ કુશવાહા લોકો દિલ્લીના ચોહાણ રાજાના મુખ્ય સામંતજ હતા અને તેમની ઉન્નતિનો સમય તેજ છે કે જે રાજસ્થાનના અન્ય કુલોની ( વિશેષતઃ મેવાડના રાણાઓની ) અવનતિનો છે અર્થાત્ તૈમૂરના વંશજોએ દિલ્લીનું સિંહાસન હસ્તગત કર્યું ત્યાર પછી કુશવાહા લોકોનો ઉદય થયો છે.

કુશવાહા લોકોના વિભાગોમાં ઘોંટાળો થયો છે. પરંતુ વર્તમાનકાળના વિભાગો, જેમને કોટડી કહેવામાં આવે છે અને જેમની સંખ્યા ૧૨ છે, તે તેમના ઇતિહાસમાં આપવામાં આવશે.[4]

---

૧ નરવર=એ મધ્ય હિંદુસ્થાનમાં આવેલું છે. એનું નામ નલપુર લખેલું પ્રાપ્ત થાય છે. એનું પ્રાચીન નામ પદ્માવતી હતું. અને મહાકવિ ભવભૂતિના માલતી માધવ નાટકમાં એની સુંદરતાનું વર્ણન પ્રાપ્ત થાય છે. નલપુર નામ પાછળથી પ્રસિદ્ધ થયેલું હોવું જોઇએ. કછવાહાઓની ખ્યાતોમાં કછવાહા લક્ષ્મણના દાદા અને ઢોલાના પિતા નલે તે સ્થળે કિલ્લો બંધાવ્યો હતો એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. નલપુર પદ્માવતીનોજ પર્યાય હોય એવું પણ અનુમાન થઇ શકે છે, કારણ કે નલ અને પદ્મ એ ઉભય કમલનાં સૂચક છે. ગૌ. હી. ઓઝા.

૨ નલ=કછવાહાઓની ખ્યાતો અનુસાર લક્ષ્મણનો દાદો અને ઢોલાનો પિતા એનો સમય ઇસ્વીસનની દશમી શતાબ્દીનો કલ્પી શકાય છે, કારણ કે લક્ષ્મણના પુત્ર વજ્રદામાનો એક લેખ વિ૦ સં૦ ૧૦૩૪ ( ઇ૦ સ૦ ૯૭૭ ) નો પ્રાપ્ત થયો છે. ગૌ. હી. ઓઝા.

૩ કછવાહાઓએ નરવરથી નહિ, પરંતુ ગ્વાલિયરથી આવીને રાજપુતાનામાં પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો અને તે પણ ઇસ્વીસનની દશમી શતાબ્દીમાં નહિ, કિંતુ અગીઆરમી શતાબ્દીમાં. અંબર, કદાચિત્ કછવાહાઓ રાજપુતાનામાં આવ્યા તે પૂર્વે વિદ્યમાન હશે, કારણ કે ત્યાંના એક મંદિરમાં સંવત્ ૧૦૧૧ ભાદ્રપદ વદી ૧૧ નો લેખ પ્રાપ્ત થયો છે. ગૌ. હી. ઓઝા.

૪ કછવાહા વંશ—આ વંશનું નામ લોકોમાં કછવાહા, કછવા વા કછાવા પ્રસિદ્ધ છે અને સંસ્કૃત લેખોમાં કચ્છપઘાત વા કચ્છપારિ લખેલું પ્રાપ્ત થાય છે. કચ્છપઘાતનો અર્થ કાચબાને મારવો અને કચ્છપારિનો અર્થ કાચબાનો શત્રુ છે. કાચબાને મારવો એ રાજપુત જાતિને માટે કાંઇ ગૌરવ ભરેલી વાત નથી. અમારૂં એવું અનુમાન છે કે ઉક્ત વંશના કોઇ પુરૂષનું નામ કછવાહ વા કછવાહા હશે ( જેપરથી એ વંશનું નામ પડયું હશે ) અને સંસ્કૃતમાં તેને દાખલ કરવાને માટે પંડિતોએ કચ્છપઘાત કરી દીધો હશે, જેમકે મુસલમાની સમયમાં તેમણે અમીરનો હમીર અને સુલ્તાનનો સુરત્રાણ બનાવી દીધો હતો. કર્નલ ટૉડે તેનું શુદ્ધરૂપ કુશવાહા માન્યું છે, પરંતુ કછવાહાઓના પ્રાચીન લેખોમાં ક્યાંય પણ તેનો પ્રયોગ પ્રાપ્ત થતો નથી.

ઉક્ત વંશના રાજાઓના વિશેષ પ્રાચીન શિલાલેખો વા તામ્રપત્રો પ્રાપ્ત થતા નથી, તેમજ તેમનું નામ વિશેષ પ્રાચીન લેખોમાં પણ મળતું નથી. પ્રાચીન કાળમાં તેમનું કોઇ પ્રતાપી રાજ્ય હોય એમ પ્રતીત થતું નથી. કછવાહાઓની ખ્યાતોમાં એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે કે " ઉક્ત વંશના રાજા નલે નરવરનો કિલ્લો બંધાવ્યો. તેનો ઢોલા નામનો પુત્ર થયો અને તેનો પુત્ર લક્ષ્મણ થયો. લક્ષ્મણના પુત્ર વજ્રદામાએ ગ્વાલિયરનો કિલ્લો બંધાવ્યો " રાજા નલની પૂર્વેના પુષ્કળ રાજાઓનાં નામો બારોટની ખ્યાતોમાં પ્રાપ્ત થાય છે, પરંતુ તે વિશ્વાસ યોગ્ય નથી. ખ્યાતોમાં વજ્રદામાએ ગ્વાલિયરનો કિલ્લો બંધાવ્યો હતો એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે, પરંતુ તે પણ વિશ્વાસ યોગ્ય નથી, કારણ કે તે કિલ્લો પહેલાંથીજ બંધાઇ ગયેલો હતો અને તે કનોજના પડિહારોને આધીન હતો, જેની પાસેથી વજ્રદામાએ તે ખુંચવી

અગ્નિકુલ—પ્રથમ પરમાર. ચાર કુલો એવાં છે કે જેની ઉત્પત્તિ હિંદુ વંશાવલીના લેખકો અગ્નિમાંથી થયેલી જણાવે છે. માટે અગ્નિકુલના લોકો વલ્કન (Vulcan) નાં સંતાનો છે અને ઇતર કુલના લોકો સોલ[1] (Sol=સૂર્ય), મર્ક્યૂરિયસ (Mercurius=બુધ) અને ટેરા (Terra=પૃથ્વી) નાં સંતાનો છે.

પરમાર, પડિહાર, ચાલુક્ય વા સોલંકી અને ચૌહાણ અગ્નિવંશી[2] છે.

તેમના રૂપકમય ઇતિહાસની સ્પષ્ટ વ્યાખ્યા કરવાથી પ્રતીત થાય છે કે બ્રાહ્મણોએ પોતાની તરફથી યુદ્ધ કરવાને માટે આ અગ્નિકુલની જાતિઓનો સંસ્કાર માત્ર કરીને પરિવર્તન કર્યું હતું. તેમના સૌથી પ્રાચીન શિલાલેખો પણ પાલી લિપિમાં છે. જ્યાં જ્યાં બુદ્ધધર્મનો અધિક પ્રચાર હતો ત્યાં ત્યાં આ લેખો મળ્યા છે. ત્યાં તેમને તુષ્ટા[3] વા તક્ષક (અલંકારિક અર્થ નાગ) વંશના જણાવ્યા છે. માટે જે જાતિએ

---

લીધો હતો. કછવાહા પૂર્વે કનોજના પડિહારોને આધીન હતા, જેમનું રાજ્ય નિર્બળ થતાં તેઓ સ્વતંત્ર થઇ ગયા હોય એમ પ્રતીત થાય છે. શિલાલેખોમાં લક્ષ્મણથી તેમની વંશાવલી પ્રાપ્ત થાય છે.*

ગૌ. હી. ઓઝા.

૧ યૂનાન અને રોમની દેવ વંશાવલીઓમાં મનોહર લાવણ્યતા પ્રાપ્ત થાય છે કે જે હિંદુઓની દેવ વંશાવલીઓમાં પ્રાપ્ત થતી નથી. જોકે સુયોગ્ય વિદ્વાન સર વિલિયમ જોન્સ સંસ્કૃત સાહિત્યને પણ મનોરંજક બનાવી શકત. અને આ વિષય રાજસ્થાનના સરદારોને પ્રિય હોવાથી અમે અનુમાન કરી શકીએ છીએ કે એ વાસ્તવિક ઉદ્યોગને યોગ્ય છે. હિંદુઓના દેવોની વંશાવલી યૂનાન અને રોમના દેવતાઓની વંશાવલીને બરાબર મળતી આવે છે એ દર્શાવવાને માટે અમારે કેવલ નામોનો અનુવાદ કરવાની આવશ્યકતા છે. ઉદાહરણાર્થ:—

| સૂર્યવંશી. | ચંદ્રવંશી. |
|---|---|
| મરીચિ (લક્સ† Lux) ... ... ... ... | અત્રિ. |
| કશ્યપ (યુરેનસ§ Uranus) ... ... ... | સમુદ્ર (ઑશિયેનસ Oceanus.) |
| વિવસ્વત્ વા સૂર્ય (સોલ sol.) ... ... ... | સોમ વા ઇંદુ (લૂના Luna;) |
| વૈવસ્વત મનુ (ફિલિયસ સોલિસ Filius solis. સૂર્ય પુત્ર) | બૃહસ્પતિ (જ્યુપીટર Jupiter.) |
| ઇલા (ટેરા Terra-પૃથ્વી.) ... ... ... | બુધ (મર્ક્યુરિયસ Mercurius.) |

૨ પરમાર, પડિહાર, સોલંકી અને ચૌહાણ એ ચારે વંશોને સાંપ્રતમાં અગ્નિવંશી માનવામાં આવે છે; પરંતુ ઇ. સ. ની પંદરમી શતાબ્દી પૂર્વે પડિહાર, સોલંકી અને ચૌહાણો પોતાને અગ્નિવંશી માનતા નહોતા. પહેલાં સોલંકી અને ચૌહાણો પોતાને ચંદ્રવંશી તથા પડિહારો પોતાને રઘુવંશી વા બ્રાહ્મણ હરિશ્ચંદ્રના વંશજ માનતા હતા. કેવળ પરમારો મૂળથીજ પોતાના મૂળ પુરૂષને આબુપર વસિષ્ઠ ઋષિદ્વારા અગ્નિકુંડમાંથી પેદા થયેલો માનતા ચાલ્યા આવે છે. ગૌ. હી. ઓઝા.

૩ તુષ્ટા (ત્વષ્ટા) શબ્દથી તક્ષક માનવા એ કર્નલ ટૉડનો ભ્રમ છે. એનો અર્થ તક્ષક નહિ, કિંતુ વિશ્વકર્મા છે. પરમાર, પડિહાર, સોલંકી અને ચૌહાણોના પ્રાચીન લેખોમાં તેમને ક્યાંય પણ તક્ષકવંશી લખવામાં આવ્યા નથી. કેવલ ચિત્તોડની પાસેના માનસરોવરના લેખમાં કર્નલ ટૉડ ત્વષ્ટા શબ્દનું હોવું બતાવે છે, પરંતુ એ લેખને આ ચાર વંશોની સાથે કાંઇ સંબંધ પણ નથી (એ લેખ મોરીઓનો છે) તેમજ તે કર્નલ ટૉડના ગુરૂથી બરાબર વાંચી શકાયો પણ નથી. ગૌ. હી. ઓઝા.

---

* આ વંશાવલી ગૌ. હી. ઓઝાએ સ્વસંપાદિત 'ટૉડ રાજસ્થાન'ના પ્રથમ પુસ્તકમાં કેટલાક ઇતિહાસ સાથે આપી છે. મંત્રી. સ. સા.

† લક્સ=યૂનાનીઓની પૌરાણિક કથાઓ અનુસાર એક દેવાંશી પુરૂષ. ગૌ. હી. ઓઝા.

§ યૂરેનસ=યૂનાનીઓની પૌરાણિક કથાઓ અનુસાર આકાશ (વા સ્વર્ગ)નો અધિષ્ઠાતા દેવતા; જેને કદિ સૂર્ય અને કદિ પૃથ્વીનો પતિ માનવામાં આવતો હતો. ગૌ. હી. ઓઝા.

પ્રાયઃ ઈ. સ. પૂર્વે બે શતાબ્દીપર ભારતપર આક્રમણ કર્યું હતું તેજ જાતિમાંથી અગ્નિકુલની ઉત્પત્તિ થઇ છે એવા અમારા મતને પુષ્ટિ મળે છે. પ્રાય આજ સમયમાં ૨૩ મા બુદ્ધ[1] પાર્શ્વ ભારતમાં પ્રકટ થયા; તેમનું ચિહ્ન સર્પ હતું.

તક્ષક નાગ, પ્રસિદ્ધ અશ્વ પિંગલને લઇને નાશી ગયો હતો અને કૃષ્ણનો ગરૂડ તેને પાછો લઇ આવ્યો હતો. એ કથા સ્પષ્ટત રૂપકમય છે અને તેમાં પાર્શ્વ તથા કૃષ્ણના અનુયાયીઓની વચ્ચે થયેલા ઝઘડાનુ વર્ણન છે, જેમા પાર્શ્વના અનુયાયીઓનો બોધ તેના ચિહ્ન સર્પથી અને કૃષ્ણના અનુયાયીઓનો બોધ તેના ચિહ્ન ગરૂડથી કરાવવામા આવ્યો છે.

સૂર્યના ઉપાસકોએ ચંદ્રકુલ સાથેના સર્વ નાશકારી અંત.કલહ પશ્ચાત્ પોતાનું બળ પુનઃ પ્રાપ્ત કર્યું; દૈત્યો વા નાસ્તિકોથી બલ વા ઇશ્વિરની વેદોઓની રક્ષા કરવાને માટે જ અગ્નિ કુલની ઉત્પત્તિ કરવામાં આવી હતી એવો સ્પષ્ટ ઉલ્લેખ છે.

પ્રસિદ્ધ આબુ વા અર્બુદગિરિ કે જે રાજસ્થાનનો ઓલિમ્પસ ( olympus ) છે તેપર સૂર્યના ઉપાસકો અને દૈત્યોની વચ્ચે યુદ્ધ[2] થયા કરતું હતું અને કલ્પનાની સહાયથી તેનું વર્ણન પાશ્ચમ (યુરોપ) ના પ્રાચીન કવિઓએ કરેલા ટિટેનિક યુદ્ધના વર્ણન સમાન મનોરંજક થઇ શકે એમ છે.

બૌદ્ધ લોકો આબુને પોતાના પ્રથમ બુદ્ધ આદિનાથના સ્થાન તરિકે ઓળખાવે છે અને બ્રાહ્મણો તેને ઇશ્વિર વા અચલેશના સ્થાન તરિકે જણાવે છે. ત્યાંની સ્થાનિક મૂર્તિ અચલેશના નામથી પ્રસિદ્ધ છે.

આબુના શિખરપર તે અગ્નિકુંડ અદ્યાપિ દૃષ્ટિગોચર થાય છે કે જેમાંથી બ્રાહ્મણોએ અચલેશ અને અનેકેશ્વરવાદને માટે એકેશ્વરવાદી બુદ્ધો કે જેમને સર્પો અને તક્ષકો સ્વરૂપે પ્રદર્શિત કરવામાં આવ્યા છે તેમની સાથે યુદ્ધ કરવાને માટે આ ચાર વંશોને ઉત્પન્ન કર્યા હતા.

---

૧ મને એમ જણાય છે કે ભારતમાં એકેશ્વરવાદના+ શિક્ષક ચાર પ્રસિદ્ધ બુધ વા બુદ્ધિમાન પુરૂષો થઇ ગયા છે. આ પુરુષો પોતાનો આ મત તેના વિજ્ઞાન તથા તીર વા ખીલાના જેવાં મથાળાંવાળા અક્ષરો સહિત મધ્ય એશિયામાંથી† લાવ્યા અને તેઓ જ્યા જ્યા રહ્યા ત્યાં ત્યાં એ અક્ષરો મને પ્રાપ્ત થયા છે, અર્થાત્ જેસલમીરની મરૂભૂમિમાં, રાજસ્થાનના મધ્યમાં, અને સૌરાષ્ટ્રના સમુદ્ર–તટપર આ અક્ષરો મળ્યા છે. ફક્ત સ્થાનો તેમના નિર્વાહનાં સ્થાનો હતાં.

પ્રથમ બુધ ચંદ્રવંશના મૂળ પુરુષ છે. ઇ. સ. પૂ૦ ૨૫૫૦
દ્વિતીય નેમીનાથ ( જૈનોના ૨૨ મા તીર્થંકર. ) ઈ. સ. પૂ૦ ૧૧૨૦
તૃતીય પાર્શ્વનાથ ( જૈનોના ૨૩ મા તીર્થંકર. ) ઇ. સ. પૂ૦ ૬૫૦
ચતુર્થ મહાવીર* ( જૈનોના ૨૪ મા તીર્થંકર. ) ઇ. સ. પૂ૦ ૫૨૩

૨ કર્નલ ટૉડ આબુ પર્વતને સૂર્યપૂજકો તથા દૈત્યો વા નાસ્તિકો વચ્ચેના યુદ્ધનું સ્થાન માને છે, જે માત્ર એક કલ્પનાજ છે. તેને માટે તેઓ કાંઇ પ્રમાણ આપતા નથી, તેમજ કાંઈ પ્રમાણ પ્રાપ્ત પણ થતું નથી. ગૌ. હી. ઓઝા.

---

+ એકેશ્વરવાદ–કર્નલ ટૉડ, બૌદ્ધ (જૈન) મતના પ્રચારકોને એકેશ્વરવાદી માને છે, પરંતુ બૌદ્ધ અને જૈન એ ઉભય મતો નિરીશ્વરવાદી છે. તેઓ ઇશ્વિરને સૃષ્ટિનો કર્ત્તા હર્ત્તા માનતા નથી. ગૌ. હી. ઓઝા.

† કર્નલ ટૉડ બૌદ્ધમત મધ્ય એશિયામાંથી આ દેશમાં આવ્યો હતો એમ માને છે, પરંતુ એ પણ તેમનો ભ્રમ છે. હિંદુસ્થાનમાંથીજ ઉક્ત ધર્મનો પ્રચાર મધ્ય એશિયામાં થયો હતો. ગૌ. હી. ઓઝા.

* કર્નલ ટૉડ જૈન અને બૌદ્ધમતમાં કાંઈ ભેદ ગણતા નથી. તેઓ એ ઉભય ધર્મોને માટે બુદ્ધ શબ્દનોજ પ્રયોગ કરે છે અને તેમને જ્યાં બુદ્ધ શબ્દ મળ્યો ત્યાં તેમણે તેને બૌદ્ધ ધર્મનો પ્રચારક માની લીધો. તેમણે ચંદ્રવંશના મૂળ પુરુષ બુધને જ બૌદ્ધ ધર્મનો પ્રચારક માની લીધો છે, પરંતુ તેમની આ માન્યતા કેવળ ભ્રમમૂલક છે. ગૌ. હી. ઓઝા.

આ પરિવર્તનનો સંભાવિત સમય લખવામાં આવ્યો છે, પરંતુ અગ્નિવંશીઓ પૈકી ઘણા મુસલમાનોના આક્રમણના સમય પર્યંત પણ બૌદ્ધ વા જૈનધર્મ માનતા હતા.

યદ્યપિ પરમાર, તેના નામપરથી વિદિત થાય છે તેમ મુખ્ય યુદ્ધ કરનાર નહોતો, તથાપિ તે અગ્નિવંશીઓમાં સર્વથી અધિક પ્રભાવશાલી હતો, તેમાથી ૩૫ શાખાઓ નીકળી, જેમાની કેટલીકના અધિકારમાં વિસ્તૃત રાજ્યો રહ્યા હતાં. 'પૃથ્વી પરમારોની છે' એ એક પ્રાચીન કહેવત છે, જે પરથી પ્રતીત થાય છે કે તેમનો અધિકાર ઘણો ફેલાયો હતો અને "નવકોટ મરૂસ્થલી" (નવકોટી મારવાડ) પરથી એવો બોધ થાય છે કે સતલજથી સમુદ્ર પર્યંતનો દેશ આ લોકોમાં વ્હેંચાઇ ગયો હતો.

માહેશ્વર, ધાર, માંડૂ, ઉજ્જન, ચંદ્રભાગા, ચિત્તોડ, આબુ, ચંદ્રાવતી, મઉમેદાના, પરમાવતી, ઉમરકોટ, બેખર, લોદ્રવા, અને પાટણ એ આ લોકોની સ્થાપન કરેલી વા જીતેલી રાજધાનીઓમાં અત્યંત પ્રસિદ્ધ છે.

યદ્યપિ પરમાર વંશ દ્રવ્યની બાબતમાં અણહિલપુરના પ્રસિદ્ધ સોલંકી રાજાઓની બરાબરી કદિ પણ કરી શકતો નહોતો, અને ચૌહાણો સમાન તેનો પ્રતાપ પણ કદિ ઝળક્યો નહોતો, છતાં તેનો અધિકાર ઉક્ત ઉભય કુલો કરતાં અધિક દૂર સુધી ફેલાયો હતો અને તેણે પોતાનું રાજ્ય દ્રઢ કરવામાં સર્વથી પ્રથમ [1]સફળતા પ્રાપ્ત કરી હતી અને અગ્નિવંશીઓમાના અંતિમ અને અલ્પ એવા પડિહારો કરતાં તો તે સર્વ બાબતમાં શ્રેષ્ઠ[2] હતો અને તેણે પડિહારોને દીર્ઘ કાલ પર્યંત પોતાના માંડલિક બનાવી રાખ્યા હતા.

એમ જણાય છે કે હય (હૈહય) વંશના રાજાઓની પ્રાચીન રાજધાની માહેશ્વર પરમારોની પ્રથમ રાજધાની હતી. પાછળથી તેમણે વિંધ્ય પર્વતના શિખરપર ધારાનગર અને માંડુની સ્થાપના કરી અને ઉજ્જન કે જે હિંદુઓનાં પ્રથમ યામ્યોત્તર વૃત્તનું સ્થાન અને વિક્રમની રાજધાની હતી તેની સ્થાપના પણ પરમારોએજ કરેલી માનવામાં આવે છે.

આ વંશના એવા પુષ્કળ લેખો છે કે જે દ્વારા તેમના આધુનિક ઐતિહાસિક સમયોનો નિશ્ચય થઇ શકે છે અને એવી આશા રાખવામાં આવે છે કે જે શિલાલેખો અત્યાર સુધી ઉકેલી શકાયા નથી તેનો અર્થ પ્રકટ થતાં આ લોકોનો પત્તો સાતમી શતાબ્દીની પૂર્વે સુધી લાગશે.

મુજના પુત્ર ભોજનો[3] સમય[4] સારી રીતે નિર્ણીત કરવામા આવ્યો છે અને એક ખીલા જેવા આકારવાળા અક્ષરોનો શિલાલેખ[5] ત વંશને વધુ પ્રાચીન સમય (ઇ. સ. ૭૧૪) માં લઇ જાય છે અર્થાત્ તેપરથી ચિત્તોડના અંતિમ પરમાર રાજાનો અને તેની પછી ગહિલોતોના ત્યાંના રાજસિંહાસન પર આરૂઢ થવાનો સમય જાણી શકાય છે.

પરમારોના અધિકારની સીમા નર્મદા જ નહોતી. પૂર્વોક્ત શિલાલેખના સમયના અરસામાં જ રામ પરમાર તિલંગાનામાં રાજ્ય કરતો હતો અને ચૌહાણોનો ભાટ ચંદ તેને ભારતના સમ્રાટ્નું

---

૧ નવમી શતાબ્દી પૂર્વે પરમારોનું કોઇ મોટું રાજ્ય હોય એમ જણાતું નથી. પરંતુ સોલંકીઓનું પ્રબળ રાજ્ય છઠ્ઠી શતાબ્દીના પ્રારંભમાં દક્ષિણમાં કાયમ થઈ ચૂક્યું હતું. ગૌ. હી. ઓઝા.

૨ કર્નલ ટૉડે પરમારોને સર્વ પ્રકારે પડિહારોથી શ્રેષ્ઠ માન્યા છે. પરંતુ યદિ કનોજના પડિહારોનો પ્રતાપ તેમને વિદિત હોત તો તેઓ એ પ્રમાણે કદિ પણ લખત નહિ. ગૌ. હી. ઓઝા.

૩ ભોજ, મુજનો પુત્ર નહિ, કિંતુ તેના કનિષ્ઠ ભ્રાતા સિંધુરાજનો પુત્ર હતો. તે વિ. સં. ૧૦૭૮ (ઇ. સ. ૧૦૨૧)ની પૂર્વે રાજ્ય સિંહાસનપર બેસી ગયો હતો અને વિ. સં. ૧૧૧૨ (ઇ. સ. ૧૦૫૫) ની પૂર્વે તેનો દેહાંત થયો હતો. ગૌ. હી. ઓઝા.

૪ જુઓ રૉયલ એશિયાટિક સોસાયટિની કાર્યવાહી પુસ્તક ૧, પૃષ્ઠ ૨૨૭.

૫ જે શિલાલેખનો કર્નલ ટૉડે અત્રે ઉલ્લેખ કર્યો છે તે ચિત્તોડની નિકટના માન સરોવરનો લેખ છે. તે પરમારોનો નહિ, કિંતુ મોરી રાજા માનનો છે. ગૌ. હી. ઓઝા.

પ્રતિષ્ઠિત પદ આપે છે અને તેને બલવાન સામંતસમૂહનો[1] સ્વામી જણાવે છે તેના મૃત્યુ પશ્ચાત્ તેના સામંતો સ્વતંત્ર થઈ ગયા. ઉક્ત ભાટ આ ઘટનાને પરમારોની ઇચ્છાથી થયેલી જણાવે છે, પરંતુ ગહિલોતોએ ચિત્તોડ ખુચવી લીધું તે ઘટનાની સાથે એની તુલના કરી જોવાથી અમે ધારી શકીએ છીએ કે રામના ઉત્તરાધિકારીઓ પોતાનું આધિપત્ય સ્થાયી રાખવાની યોગ્યતા ધરાવતા નહોતા.

જ્યાંસુધી હિંદુ સાહિત્ય સ્થાયી રહેશે ત્યાંસુધી ભોજ પરમાર અને તેની સભાનાં "નવરત્નો"નું નામ લુપ્ત થઈ શકનાર નથી; જોકે ભોજ નામના [2]ત્રણ રાજાઓ[3] પૈકી ઉક્ત ભોજ કયો હતો તે કહેવું કઠિન છે; કારણ કે તે સર્વ વિજ્ઞાનના ઉત્તેજક થયેલા જણાય છે.

ચંદ્રગુપ્ત કે જેને સિકંદરનો પ્રતિદ્વંદી માનવામાં આવે છે, તે મોરીવંશનો હતો અને પૌરાણિક વંશાવલીઓમાં તેને તક્ષક[4] વંશનો લખવામાં આવ્યો છે. પરમારોના પ્રાચીન શિલાલેખોમાં તેમની મુખ્ય શાખા મોરી[5] કુલને તુષ્ટા વા તક્ષક લખવામાં આવ્યું છે, અને તેમની રાજધાની ચિત્તોડના શિલાલેખમાં પણ તેજ પ્રકારનો ઉલ્લેખ છે આ શિલાલેખ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે.

વિક્રમાદિત્યનો વિજેતા શાલિવાહન[6] તક્ષક કુલનો હતો અને તેના શકે દક્ષિણમાં તંવર લોકોના સંવતને ઉખેડી નાંખ્યો હતો.

પરમારોનું મહત્વ દર્શાવવાને માટે તેમની સ્વતંત્રતાનો કોઇ પણ અંશ વિદ્યમાન નથી. માત્ર

---

૧ જ્યારે તૈલંગના પરમારે હરનું શરણ ગ્રહણ કર્યું તે સમયે તેણે ૩૬ રાજકુલોને પૃથ્વી દાનમાં આપી. કેહરને તેણે કટેર અર્પણ કર્યું, રાયપુહરને સિંધનો તટ અને શંખના વીરોને જંગલની ભૂમિ આપી. તૈલંગનો રામ પરમાર કે જે ઉજ્જયિનીનો ચક્રવર્તી રાજા હતો, તેણે આ ભૂમિદાન કર્યું હતું.* તેણે દિલ્લી તંવરોને પ્રદાન કરી, પાટણ ચાવડાઓને, સાંભર ચૌહાણોને, કનોજ કમધ્વજને, મરૂ દેશ પડિહારોને, સોરઠ યદુવંશીઓને, દક્ષિણ જાવલા(ઝાલા)ઓને અને કચ્છ દેશ ચારણોને આપ્યો. (ચંદનું કાવ્ય.)

૨ શિલાલેખમાં તૃતીય ભોજનો સમય સંવત્ ૧૧૦૦ (ઇ. સ. ૧૦૪૪) આપ્યો છે. રાજાઓની એક સંવતવાર પ્રાચીન સૂચિમાં આ રાજાને માટે જે સંવત્ નિશ્ચિત કરવામાં આવ્યો છે તેની સાથે ઉપર્યુક્ત સંવત્ મળે છે. તેમાં ભોજ નામના સર્વ રાજાઓનો સમય આપવામાં આવ્યો છે અને તેથી તે પ્રામાણિક માની શકાય છે. આ પ્રામાણિક સૂચિમાં પ્રથમ અને દ્વિતીય ભોજને માટે અનુક્રમે સંવત્ ૬૩૧ અને ૭૨૧§ (ઇ. સ. ૫૭૫ અને ૬૬૫) આપ્યા છે.

૩ ભોજ નામના અનેક રાજાઓ હિંદુસ્થાનમાં થયા છે, પરંતુ માલવાના પરમારોમાં તો ઉક્ત નામનો એક જ રાજા પ્રાપ્ત થાય છે. ગૌ. હી. ઓઝા.

૪ મૌર્ય (મોરી) વંશી ચંદ્રગુપ્તને પુરાણોમાં ક્યાંય પણ તક્ષકવંશી જણાવ્યો નથી. ગૌ. હી. ઓઝા.

૫. પરમારોની મુખ્ય શાખા મોરી નથી; મોરી એ પરમારોથી ભિન્ન વંશ છે. ગૌ. હી. ઓઝા.

૬ શાલિવાહન અને વિક્રમાદિત્ય એક સમયમાં થયા નથી, તે છતાં પણ પાછળના જૈન લેખકોએ શાલિવાહને વિક્રમાદિત્યને જીતી લીધો હતો એમ લખ્યું છે, પરંતુ તેમણે વિક્રમથી ૧૧૦૦ વર્ષો કરતાં અધિક સમય પછી એ પ્રમાણે લખ્યું છે અને તેની સત્યતાને માટે કોઇ અન્ય પ્રમાણ વિદ્યમાન નથી. તેજ પ્રમાણે શાલિવાહનને તક્ષક કુલનો માનવાને માટે પણ કાંઇ આધાર નથી. ગૌ. હી. ઓઝા.

---

* રામ પરમારે તંવરોને દિલ્લી, ચાવડાઓને પાટણ, ચૌહાણોને સાંભર તથા રાઠોડોને કનોજ આદિ દેશો અર્પણ કર્યા હતા. એવો જે ઉલ્લેખ છે તે સર્વથા નિર્મૂલ છે. રાઠોડ ચંદ્રદેવે ઇસ્વીસનની અગીઆરમી શતાબ્દીમાં પોતાના બાહુબળથી કનોજનું રાજ્ય જીતી લીધું હતું. ચૌહાણો આઠમી શતાબ્દીની આસપાસ સાંભરના રાજા હતા. અને ચાવડા વંશના રાજા વનરાજે ઇસ્વીસનની આઠમી શતાબ્દીમાં પાટણ (અણહિલપુર) સ્થાપિત કરી, તેને પોતાનું પાટનગર બનાવ્યું હતું. ગૌ. હી. ઓઝા.

§ સંવત્ ૬૩૧ અને ૭૨૧ (ઇ. સ. ૫૭૫ અને ૬૬૫) માં ભોજ નામના જે રાજાઓનું અસ્તિત્વ કર્નલ ટૉડ જણાવે છે તે પરમાર નહિ, કિંતુ અન્ય વંશના હોવા જોઇએ. ગૌ. હી. ઓઝા.

ખંડિયેરોજ તેમનું પ્રભુત્વ દર્શાવનારા લેખ છે. ભારતની મરૂભૂમિમાં આવેલા ધાટનો[1] રાજા આ વંશના રાજત્વની અંતિમ છાયારૂપ છે. હુમાયુને જ્યારે તૈમૂરનાં સિંહાસનપરથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો તે સમયે તેને જેણે આશ્રય આપ્યો હતો અને જેની રાજધાની ઉમરકોટમાં, પ્રતાપી અકબરનો જન્મ થયો હતો તે રાજાનો વંશજ આજે ભાગ્યની નિઃસરણીને તળીએ છે. તેનું સિંહાસન મરૂભૂમિમાં બલુચીઓના પગ તળે છે અને તેમની ઉદારતાપર તેના નિર્વાહનો આધાર છે.

પરમાર કુલની ૩૫ શાખાઓમાં વિહિલ નાનક શાખા અધિક વિખ્યાત હતી; આ શાખાના રાજાઓનું રાજ્ય ચંદ્રાવતીમાં હતું એમ જણાય છે. ચંદ્રાવતી અરવલ્લી પર્વતની તળેટીમાં છે.

બીજોલ્યાનો રાવ કે જે રાણાની દરબારમાં ઉચ્ચ વર્ગના ષોડશ સરદારો પૈકી એક છે, તે પ્રાચીન ધારના પરમારોનો વંશજ છે અને કદાચ તે આ કુલનો સર્વશ્રેષ્ઠ પ્રતિનિધિ હશે.

## પરમારોની ૩૫ શાખા.

**મોરી**—આ શાખામાં ચંદ્રગુપ્ત અને ગહિલોતોની પૂર્વેના ચિત્તોડના રાજા થયા હતા.

**સોડા**—સિકંદરના સમયના સોગડી અને મરૂભૂમિમાં ધાટના રાજા.

**સાંખલા**—પૂંગલના જાગીરદાર અને કેટલાક મારવાડમાં વસે છે.

**ખેર**—એમની રાજધાની ખેરાળુ છે.

**ઉમરા અને સૂમરા**—આ લોકો પ્રાચીન કાળમાં મરૂભૂમિમાં હતા અને હાલમાં તેઓ મુસલમાન થઇ ગયા છે.

**વેહિલ વા બિહિલ**—ચંદ્રાવતીના રાજા.

**મેપાવત**—મેવાડમાં આવેલા બીજોલ્યાના વર્તમાન જાગીરદાર.

**બુલહર**—મરૂભૂમિના ઉત્તર ભાગમાં વસે છે.

**કાબા**—પ્રાચીન કાળમાં સૌરાષ્ટ્ર દેશમાં આ લોકો પ્રસિદ્ધ હતા અને તેમાંના થોડાક હાલ પણ શિરોહીમાં છે.

**ઉમટ**—માલવામાં આવેલા ઉમટવાડાના રાજા. ત્યાં આ લોકો ૧૨ પેઢીથી વસે છે. પરમાર લોકોને આધીન જેટલા પ્રદેશો છે તેમાં સૌથી મોટો ઉમટવાડાજ છે. ઇ. સ. ૧૮૧૭ ના યુદ્ધ પછી અંગ્રેજ લોકોનો હસ્તક્ષેપ આ પ્રદેશમાં થયાથી તેને સ્વતંત્ર કહી શકાય નહિ.

**રેહવર**, **ઢુંઢા**, **સોરટિયા**, **હરેર** } માલવામાં આ લોકો નાના નાના ગ્રાસીઆ જાગીરદારો છે.

તે શિવાય બીજી શાખાઓ અપ્રસિદ્ધ છે; જેવી કે ચાંદા, ખેચડ, સુગડા, બરકોટા, પૂજા, સમ્પલ, ભીબા, કાલપુસર, કાલમોહ, કોહિલા, પૂયા, કહોરિયા, ધુંધ, દેવા, બરહર, જીપ્રા, પોસરા, ધૂંતા, રિકુમ્વા અને ટીકા. આમાંની અનેકે ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરી લીધો છે અને કેટલીક સિંધુ નદીને પેલે પાર વસે છે.

**ચાહુમાન વા ચોહાણ**—આ જાતિના સંબંધમાં ઇતર સ્થળે એટલું બધું કહેવામાં આવ્યું છે કે અત્રે તેનું શીઘ્રતાથી સંક્ષિપ્ત વર્ણન કરવા ઉપરાંત કાંઇ પણ કહેવું વ્યર્થ થઇ પડશે.

---

૧ આ રાજા સોડા શાખાના પરમાર છે. સોડા, એ પરમાર કુલની એક મોટી શાખા છે. એ લોકો પ્રાચીન કાળમાં સમસ્ત મરૂભૂમિના સ્વામી હતા. તેમની ઉમરા અને સૂમરા નામક ઉપશાખાઓના નામપરથી ઉમરકોટ અને ઉમરા સૂમરાનાં નામ પડયાં છે, જેમાં દ્વીપાકાર ભેખર સિંધુના કિનારાપર સ્થિત છે. એથીજ એલેકઝાંડર ( સિકંદર ) ના સમયના સોગડી લોકો એ સોડા છે, એમ જ્યારે અમે કહીએ છીએ ત્યારે અમે શબ્દાસક્તિનો દુરૂપયોગ કરતા નથી.

આ વંશ અગ્નિ કુલોમાં નથી, પરંતુ સમસ્ત રાજપુત જાતિમાં આ વંશના લોકો સર્વથી મહાન વીર છે. છત્રીસ કુલના અધિકાંશ રાજપુતોનાં એવાં વીર કાર્યો લખી શકાય એમ છે કે જે ઇતિહાસનાં અસંખ્ય અને ભિન્ન ભિન્ન વીરતાની ઘટનાઓથી ભરેલા પૃષ્ઠોમાં કોઇની પણ વીરતાથી ઉતરે એવાં નથી; અને યદ્યપિ " તલવાર રાઠોડાન " આ વાતપર વાંધો ઉઠાવવાને પ્રસ્તુત થશે, પરંતુ તેમની પરસ્પર યોગ્યતાનો વિચાર કરી પક્ષપાત રહિત નિર્ણય કરવાથી ચોહાણ લોકોજ યુદ્ધવિષયક જીવનમાં સૌથી પ્રધાન જણાશે.

આ વંશની શાખાઓએ પોતાનું સંપૂર્ણ આદિ પૌરૂષ કાયમ રાખ્યું છે અને હાડા, ખીચી, દેવડા, સોનગઢા, તથા ચોવીસ શાખામાંના બીજા પોતાનાં નામ ભાટનાં કાવ્યોમા અમર કરી ગયા છે.

ચોહાણ શબ્દની ઉત્પત્તિ તેના કલ્પિત જન્મની સમકાલીન છે; અર્થાત જ્યારે ચાર બાહુવાળા વીર ( ચતુર્ભુજ, ચતુર્બાહુ વીર ) ને દૈત્યોની સાથે યુદ્ધ કરવાને મોકલવામાં આવ્યા ત્યારે ચોહાણ અતિરિક્ત સર્વ હારી ગયા; ચોહાણને બ્રાહ્મણોએ નાસ્તિકોની વિરૂદ્ધ યુદ્ધ કરવાને સૌથી પાછળ ઉત્પન્ન કર્યો હતો.

મૂળ ગ્રંથ (પૃથ્વીરાજ રાસા) માંથી, આ ઑલિમ્પસ ( Olympus ) અર્થાત્ પવિત્ર આબુપર ભારતીય 'જોવ'ની ક્રિયાઓની રક્ષાર્થે જે ચોહાણોને ઉત્પન્ન કરવામાં આવ્યા હતા તેમની ઉત્પત્તિના સંબધમાં થોડી હકીકત ઉદ્ધૃત કરવાથી તે મનોરંજક લાગશે: " આ અર્બુદ ગિરિ કે જે સુમેરૂ વા કૈલાસની પેઠે પહાડોનો ગુરૂ છે તેને અચલેશે પોતાનું નિવાસસ્થાન બનાવ્યુ. તેના શિખરપર કેવળ એક દિવસ વ્રત કરો એટલે તમારાં સર્વ પાપોનો નાશ થશે. એક વર્ષ સુધી તેપર નિવાસ કરો એટલે તમે મનુષ્ય જાતિના ગુરૂ બની જશો. "

આબૂગિરિ પવિત્ર છે તથા પોતાનો સમય ભક્તિમાર્ગમા વ્યતીત કરનાર, લાલસારહિત તથા ગાયનું દૂધ, કંદ, મૂળ, ફળ, તથા ફૂલથી પોતાનો નિર્વાહ કરનાર બલના ઉપાસક મુનિઓની તપસ્યા ભંગ કરવામાં કાંઇ લાભ નહિ હોવા છતા પણ દૈત્ય લોકોએ તેમના પરમાનંદની ઇર્ષ્યા કરી તેમના યજ્ઞોને ભ્રષ્ટ કર્યા અને દેવતાઓનો (યજ્ઞ) ભાગ અટકાવ્યો.

બ્રાહ્મણોએ યજ્ઞાર્થે નૈઋત્યકોણમા અગ્નિકુંડ ખોદ્યો, પરંતુ દૈત્યોએ વાવાઝોડાં કર્યા તેથી સમસ્ત વાતાવરણ અંધકારમય બની ગયુ અને વાદળ રેતીથી આચ્છાદિત થઇ ગયું અને તેઓ તેમના યજ્ઞોમાં વિષ્ઠા, રક્ત, અસ્થિ, માંસ તથા નાના પ્રકારની અન્ય ભ્રષ્ટ વસ્તુઓની વૃષ્ટિ કરવા લાગ્યા. આથી તેમનો યજ્ઞ કિંચિત્ પણ લાભદાયક થયો નહિ.

પુનરપિ તેમણે પવિત્ર અગ્નિ પ્રજ્વલિત કર્યો અને હોત્રી ગણોએ અગ્નિકુંડની ચારે તરફ એકાગ્રત થઈ સહાયતાર્થે મહાદેવની પ્રાર્થના કરી.

અગ્નિકુંડમાંથી એક પુરૂપ નીકળ્યો; પરંતુ તેની આકૃતિ યોદ્ધાના જેવી નહોતી. બ્રાહ્મણોએ તેને દ્વારપાલ બનાવીને બેસાડી દીધો અને તેથીજ તેનું નામ પૃથિહદ્વાર પડયું. તત્પશ્ચાત્ બીજો પુરૂષ નીકળ્યો અને તે હથેલી ( ચુલ્લૂ )માં બન્યો હતો તેથી તેનું નામ ચાલુક્ય પડયું. તત્પશ્ચાત્ તૃતીય પુરૂષ નીકળ્યો અને તેનું નામ પરમાર પાડવામાં આવ્યું. તેણે ઋષિઓનો આશીર્વાદ લીધો અને તે બીજા માણસોને પોતાની સાથે લઇને દૈત્યોની સાથે યુદ્ધ કરવાને માટે ગયો, પરંતુ તેઓ તેમને જીતી શક્યા નહિ.

પછી વસિષ્ઠ ઋષિ કમલપર બેસી મંત્રજાપ કરવા લાગ્યા; પુનઃ તેમણે દેવતાઓની સહાય માગી અને તેમણે આહુતિ આપી કે તરત ( અગ્નિકુંડમાંથી ) એક દીર્ઘકાય, ઉન્નતલલાટ પુરૂષ નીકળ્યો; તેના બાલ કૃષ્ણવર્ણ, નેત્ર ફરતાં અને વક્ષઃસ્થળ વિસ્તીર્ણ હતું. તેણે ભયાનક આકૃતિનું કવચ પરિધાન કરેલું હતું, ભરેલું તરકશ બાંધ્યું હતું, એક હાથમાં ધનુષ અને બીજામાં તલવાર ગ્રહણ કરી હતી. ચતુરંગ ઉપરથી ચોહાણ નામ પડયું છે.

જ્યારે ચોહાણને દૈત્યોની સામે લડવાને મોકલવામાં આવ્યો ત્યારે વસિષ્ઠે પ્રાર્થના કરી કે " હે દેવી ! આ યોદ્ધાની આશા પૂર્ણ[1] કરજો. " આ વખતે સિંહારૂઢ થયેલી શક્તિદેવી પ્રકટ થઈ અને તેણે

१ આથીજ ચોહાણોની કુલદેવીનુ નામ આશાપૂર્ણા પડયું.

ચૌહાણને આશીર્વાદ આપ્યો અને તેજ પ્રમાણે આશાપૂર્ણા વા કાલિકારૂપે તેની પ્રાર્થના સાંભળવાની પ્રતિજ્ઞા લીધી. તે દૈત્યોની સામે યુદ્ધ કરવાને ગયો અને તેણે મુખ્ય મુખ્ય દૈત્યોને મારી નાંખ્યા, શેષ નાશી ગયા અને રસાતલમાં જઇને ઘોબ્યા. અણુહિલે[1] દૈત્યોનો નાશ કર્યો. બ્રાહ્મણો પ્રસન્ન થયા. એનાજ વંશમાં પૃથ્વીરાજ થયો."

ચૌહાણોનુ વંશવૃક્ષ જોવાથી વિદિત થાય છે કે આદ્ય પુરૂષ અણુહિલથી લઇને ભારતના અંતિમ હિંદુ સમ્રાટ્ પૃથ્વીરાજ પર્યંત એ વંશમાં ૩૯ રાજાઓ થયા. પરંતુ આ વંશાવલી પૂર્ણ છે કે નહિ તે અમે કહી શકતા નથી. અનુમાનથી એ પૂર્ણ હોય એમજ લાગે છે. કારણ કે આ ઉત્પત્તિ વા પુનઃસંસ્કાર વિક્રમાદિત્યથી સેંકડો વર્ષ પૂર્વે થયેલો માનવામાં આવે છે, અને અમે કાંઇ પણ સંકોચ વિના કહી શકીએ છીએ કે આ પુનઃસંસ્કાર પામેલા લોકો, જે તક્ષક જાતિએ અતિ પ્રાચીન કાળમાં ભારતવર્ષપર આક્રમણ કર્યું હતું તેજ જાતિના હતા.

ચૌહાણોના ઇતિહાસમાં અજમેરનો દુર્ગ બંધાવનાર અજયપાલ પ્રસિદ્ધ છે. અજમેર એ ચૌહાણોની પ્રાચીન રાજધાનીઓ પૈકી એક હતી.

સાંભર કે જે તેજ નામના, મીઠાના વિસ્તૃત સરોવરને કિનારે છે, તે અજમેર પહેલાં વસેલું હોય એમ લાગે છે. અને તેણે આ વંશના રાજાઓને એક ઉપાધિ અર્પણ કરી અને તેઓ સાંભરીરાવ કહેવાવા લાગ્યા. પૃથ્વીરાજ દિલ્લીની ગાદીપર ગયા અને તેથી ત્યાંના અંતિમ સ્વતંત્ર રાજાપર નષ્ટ થતા દીપકની પ્રભા ચમકી ત્યાં સુધી અજમેર અને સાંભર ચૌહાણ રાજ્યનાં મુખ્ય સ્થાન રહ્યાં હતાં. આ વંશમા કેટલાક રાજા એવા થયા હતા કે જેમનાં વીરકાર્યોએ ચૌહાણોના ઇતિહાસને પ્રકાશિત કરી દીધો છે. એવા રાજાઓ પૈકી એક માણિકરાય હતો, જેણે સૌથી પહેલાં મુસલમાનોની સેનાનો અવરોધ કર્યો હતો. વિજેતા મુસલમાનોના ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે અજમેરનો રાજા મહમૂદ ગઝનવીની સાથે પરમ વીરતા અને આગ્રહસહિત લડયો હતો અને તેણે એ પ્રસિદ્ધ દુર્ગની નિકટ મહમૂદને પરાસ્ત કરીને, અપમાનસહિત સૌરાષ્ટ્રને હાનિ પહોંચાડતાં તેને ખાળ્યો અને તેને પાછા હઠવાની ફરજ પાડી.

વલીદના સેનાપતિ કાસિમે માણિકરાયપર હીઝરી સનની પ્રથમ શતાબ્દીના અંતમાં આક્રમણ કર્યું હોય એમ પ્રતીત થાય છે. ચતુર્થ શતાબ્દીના અંતમાં બીજીવાર આક્રમણ થયું. ત્રીજુ આક્રમણ વીસલદેવના રાજત્વકાલમાં થયુ. વીસલદેવ પોતાના ધર્મના શત્રુઓની સાથે લડવાને માટે રાજપુત રાજાઓના એક મોટા સમુદાયનો અગ્રેસર બન્યો હતો. પ્રસિદ્ધ ઉદયાદિત્ય પરમારનું નામ આ પ્રસંગે ચૌહાણ રાજાના હાથ નીચે કામ કરનાર રાજાઓની ગણનામાં આવ્યું છે. પ્રામાણિક લેખો પરથી તેનું મૃત્યુ ઇ. સ. ૧૦૯૫ માં થયું હતું એવો નિશ્ચય કરવામાં આવ્યો છે. માટે મહમૂદની ચોથી પેઢીએ થયેલા મુસલમાન પાદશાહ મોદૂદની વિરૂદ્ધ આ રાજપુત રાજાઓ અવશ્ય લડયા હશે. અને આજ વિજયનો ઉલ્લેખ દિલ્હીના પ્રાચીન સ્તંભપરના શિલાલેખમાં છે. પરંતુ આ આક્રમણ અંતિમ ચૌહાણ રાજા કેદ થયો તથા તેનું મૃત્યુ થયું ત્યાંસુધી થતાં રહ્યાં. પૃથ્વીરાજનો રાજત્વકાલ જાગીરદારી પદ્ધતિનો એક ઉત્તમ આદર્શ દર્શાવે છે.

ચૌહાણોની ૨૪ શાખાઓ છે, જેમાં બૂંદી અને કોટાના વર્તમાન રાજવંશ સર્વેથી અધિક પ્રસિદ્ધ છે. ઉક્ત ઉભય રાજ્યો હાડોતી પ્રદેશમા આવેલાં છે. તેમણે ચૌહાણોની કીર્તિનું ઉત્તમ પ્રકારે રક્ષણ કર્યું છે. છ રાજવંશી બંધુઓએ વૃદ્ધ શાહજહાંની સહાયતાર્થે તેના વિદ્રોહી પુત્ર ઔરંગઝેબની સાથે લડીને એકજ યુદ્ધક્ષેત્રમાં રક્તપાત કર્યો હતો અને તે છમાંથી કેવળ એકજ ઘાયલ થઇને બચ્યો હતો.

ગાગરોન અને રાઘોગઢના ખીચી, શિરોહીના દેવડા, ઝાલોરના સોનગઢા, સૂએબાહ અને સાંચોરના ચૌહાણો તથા પાવાગઢના પાવેચા, આ સર્વે લોકોએ પોતાનાં નામો પરમ વીરતા અને અલૌકિક સ્વામી-

---

૧ અણુહિલ—કર્નલ ટૉડ ચૌહાણોના મૂળ પુરુષનું નામ અણુહિલ લખે છે, પરંતુ પૃથ્વીરાજ વિજય તથા હમીર મહાકાવ્ય પ્રભૃતિમાં તેનું નામ ચાહમાન લખેલું પ્રાપ્ત થાય છે. ગૌ. હી. ઓઝા.

ભક્તિથી અમર કરી દીધાં છે. આ કુલોમાંથી ઘણાં અદ્યાપિ વર્તમાન છે અને તે વંશના લોકો પૃથ્વીરાજના સમયમાં જેવા બહાદુર હતા તેવાજ પરાક્રમી તેઓ આજે પણ છે.

ચૌહાણ વંશના ઘણા સરદારોએ પોતાની ભૂમિની રક્ષા અર્થે પોતાના ધર્મનો પરિત્યાગ કર્યો. તેમાં કાઇમખાની, સુરવાની, લોવાની, કરૂરવાની, અને વેદવાન લોકો કે જે વિશેષતઃ શેખાવાટીમાં નિવાસ કરે છે તે અત્યંત પ્રસિદ્ધ છે. આ પ્રકારે ઓછામાં ઓછા બાર નાના નાના રાજાઓએ પોતાના ધર્મનો ત્યાગ કર્યો, પરંતુ આ કાર્ય રાજપુતોના ધર્મવિશ્વાસથી વિરૂદ્ધ નથી. કારણ કે મનુ એટલે સુધી કહે છે કે પોતાની ભૂમિની રક્ષાઅર્થે પોતાની સ્ત્રી સુદ્ધાંનો ત્યાગ કરવો. પૃથ્વીરાજના ભત્રિજા ઇશ્વરદાસે સૌથી પહેલાં સ્વધર્મનો ત્યાગ કરી આ ઉદાહરણ દર્શાવ્યું હતું.

## [1]ચૌહાણોની ૨૪ શાખા.

ચૌહાણ, હાડા, ખીચી, સોનગરા, દેવડા, પાબિયા, સંચોરા, ગાએલવાલ, ભદોરિયા, નિર્વાણ, માલાની, પૂર્બિયા, સૂરા, માદડેચા, સંકેચા, ભૂરેચા, બાલેચા, તસ્સેરા, ચાચેરા, રોસિયા, ચાંદુ, નકુમ્પ, ભાવર અને બંકટ.

**ચાલુક્ય વા સોલંકી**—યદ્યપિ અમે અગ્નિકુલની આ શાખાના ઇતિહાસનો પત્તો પરમાર અને ચૌહાણ વંશના જેટલા પ્રાચીન કાળ[2] પર્યંત કાઢી શકતા નથી, તો પણ અમે એને પ્રસિદ્ધિની ન્યૂનતાને લીધે નહિ, પરંતુ (ઐતિહાસિક) સામગ્રીના અભાવથી આ વિષયમાં તેની બરાબરીમાં મૂકવાને અસમર્થ થયા છીએ. ભાટોની દંતકથા સોલંકીઓને, રાઠોડોએ કનોજ પ્રાપ્ત કર્યું તે પૂર્વે ગંગાકિનારે સોરૂના રાજા તરિકે પ્રસિદ્ધ કરે છે. વંશાવલીવિષયક પ્રમાણો[3] જોવાથી પ્રતીત થાય છે કે તેમનું નિવાસસ્થાન લોકોટ હતું, કે જેને લાહોરનું પ્રાચીન નામ માનવામાં આવે છે. આથી જે શાખા (માધ્યંદિની)ના ચૌહાણો છે તેજ શાખાના તેઓ ઠરે છે. આ વાત નિશ્ચિત છે કે આઠમી શતાબ્દીમાં લઘા[4] અને તોગર લોકો મુલ્તાન અને તેની આસપાસના પ્રદેશમાં રહેતા હતા અને તેઓ ભાટીઓના પ્રધાન શત્રુ હતા. ભાટીઓ આ સમયે મરૂભૂમિમાં રાજ્ય કરતા હતા. તેઓ કલ્યાણ નગરના રાજા હતા. આ નગર જોવાથી આજે પણ તેના પ્રાચીન વૈભવનાં ચિહ્નો દ્રષ્ટિગોચર થાય છે. કલ્યાણથીજ સોલંકી વંશના એક રાજકુમારને લાવીને તેને અણહિલપુર પાટણના ચાવડા રાજકુલનો ઉત્તરાધિકારી બનાવવામાં આવ્યો હતો.

---

૧ **ચૌહાણ વંશ**—અધુના ચૌહાણો પોતાને અગ્નિવંશી જણાવે છે અને તેમનો મૂળ પુરુષ આબુપર વસિષ્ઠ ઋષિદ્વારા અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થયો હતો એમ તેઓ માને છે. પરંતુ ૧૬ મી શતાબ્દી પૂર્વેના ચૌહાણોના શિલાલેખ તથા તામ્રપત્રો મળીને ૬૦ થી અધિક અમને પ્રાપ્ત થયા છે, તેમાં ક્યાંય પણ તેમને અગ્નિવંશી લખ્યા નથી, તેમજ તેમનો વસિષ્ઠ સાથેનો કાંઈ પણ સંબંધ દર્શાવ્યો નથી. તેઓ પોતાના ગોત્રોચ્ચારમાં પણ પોતાને ચંદ્રવંશી અને વત્સગોત્રી (નહિ કે વસિષ્ઠ ગોત્રી.) જણાવે છે.

ગૌ. હી. ઓઝા.

૨ સોલંકીઓના ઇતિહાસનો પત્તો પરમાર તથા ચૌહાણોની અપેક્ષાએ અધિક પ્રાચીન સમય પર્યંત લાગી શકે છે. દક્ષિણના સોલંકીઓના પ્રતાપી મૂલ પુરુષ જયસિંહનો રાજ્યાભિષેક વિ૰ સં૰ ૫૬૪ (ઇ. સ. ૫૦૭)ની આસપાસ થયેલો નિશ્ચિત થાય છે. અને ત્યારથી બરાબર શૃંખલાબદ્ધ ઇતિહાસ પ્રાપ્ત થાય છે. (જુઓ ઐતિહાસિક ગ્રંથમાળાનું વોલ્યુમ પ્રથમ) આટલા પ્રાચીન સમયથી પરમારોનો શૃંખલાબદ્ધ ઇતિહાસ પણ પ્રાપ્ત થતો નથી અને ચૌહાણોનો પણ મળતો નથી. ગૌ. હી. ઓઝા.

૩ સોલંકી કુલનો ગોત્રોચ્ચાર આ છેઃ—" માધ્યંદિની શાખા, ભારદ્વાજ ગોત્ર, ગઢલોકટથી નીકાસ, સરસ્વતી નદી, સામવેદ, કપિલેશ્વર દેવ, કર્દમાન ઋષીશ્વર, ત્રણ પ્રવર, ક્ષોંજદેવી, ભૈપાલ પુત્ર.

૪ આ લોકો મલખાની કહેવાય છે, કારણ કે તેઓ મલખાનના પુત્રો છે. મલખાન પોતાનો ધર્મ છોડી પ્રથમ મુસલમાન થઈ ગયો. સોલંકીઓની આ શાખાને પોતાનો ધર્મ છોડવાની ફરજ પાડવામાં આવી કે તેમણે ખુશીથી પોતાના ધર્મનો ત્યાગ કર્યો હતો કે કેમ? તે અમને વિદિત નથી.

સંવત્ ૯૮૭ ( ઇ. સ. ૯૩૧ ) માં ચાવડા વંશનો અંતિમ રાજા ભોજરાજ અને ભારતનો સૅલિક કાયદો, એ ઉભયને સોલંકી યુવક મૂલરાજને[1] માટે દૂર કરવામાં આવ્યા. મૂલરાજે ૫૮ વર્ષ પર્યંત અણહિલપુરનુ રાજ્ય ભોગવ્યું. તેના પુત્ર અને ઉત્તરાધિકારી ચામુંડરાયના શાસનકાળમાં મહમદ ગઝનવી પોતાની સર્વ નાશકારી સેના લઇને અણહિલપુરપર ચઢી આવ્યો. તેણે ત્યાંનું ધન લૂટી પોતાના મહાન વિજયનાં કેટલાંક મહાન સ્મારક ચિહ્નો સ્થાપિત કર્યાં, જેમાંનો 'બિહિસ્તની કન્યા' નામક મિનારો એવો હતો કે જે મનુષ્ય નિર્મિત, મૂર્ણતાનાં કોઇ પણ સ્મારકની સાથે સ્પર્ધા કરી શકે. ભારતનો આ ધ્વંસક આ દેશમાંથી જે ધન લૂટી ગયો અને જેનું વર્ણન વિજેતા મુસલમાનોના ઇતિહાસમાં પ્રાપ્ત થાય છે તેનું પરિમાણ યદ્યપિ વિશ્વાસયોગ્ય માની શકાતું નથી, પરંતુ અણહિલપુરના મહાન વ્યાપારનો વિચાર કરવાથી તે પર વિશ્વાસ બેસશે. યૂરોપમાં જેવું વેનિસ હતું તેવુંજ ભારતમાં અણહિલપુર હતું, અર્થાત્ તે પૂર્વીય અને પાશ્ચાત્ય ગોલાર્ધોમાં ઉત્પન્ન થતી વસ્તુઓનો ભંડાર હતો. મહમૂદ અને તેના ઉત્તરાધિકારીઓની અનિયમિત ચઢાઇઓદ્વારા અણહિલપુરને જે નુકશાન પહોંચ્યું હતું તેની તેણે સારી રીતે પૂર્તિ કરી લીધી. સિદ્ધરાજ જયસિંહ[2] કે જે તે વંશના સંસ્થાપકની સાતમી પેઢીએ ઉત્પન્ન થયો હતો તે એક એવા રાજ્યપર અધિકાર ભોગવતો હતો કે જે યુદ્ધમાં ઝાઝું પ્રબળ નહોતું, પરંતુ તે સમસ્ત હિંદુસ્થાનમા સૌથી અધિક સમૃદ્ધિશાલી હતું. કર્ણાટકથી લઇને હિમાલય પર્વતની તળેટી પર્યંતના સમસ્ત પ્રદેશો એકજ સમયે તેના છત્ર નીચે હતા, પરંતુ તેના મૂર્ખ ઉત્તરાધિકારીએ પૃથ્વીરાજ ચૌહાણને પોતાનો પરમ શત્રુ બનાવ્યો. ચૌહાણ કુલનો કુમારપાલ નામક એક પુરુષ સોલંકીઓનો ઉત્તરાધિકારી થયો. બાલકરાયોના આ એક જ વંશે ભારતના સૅલિક કાયદાનો ભંગ કરનારાં બે ઉદાહરણ આપ્યાં એ એક આશ્ચર્યની વાત છે. કુમારપાલને અણહિલપુરના રાજસિંહાસનપર બેસાડવામાં આવ્યો એટલે તેણે પોતાના મસ્તકપર સોલંકીઓની પાઘડી બાંધી. જે કુલમાં તેને દત્તક તરિકે ગ્રહણ કરવામાં આવ્યો તેજ કુલનો તે થઈ ગયો. કુમારપાલ અને સિદ્ધરાજ એ ઉભય બૌદ્ધધર્મના ઉત્તેજક હતા. અને તેમણે તથા તેમના ઉત્તરાધિકારીઓએ જે સ્મારક ચિહ્નો બંધાવ્યાં છે તે પોતાની સુંદરતા અને શિલ્પચાતુર્યની પૂર્ણતાને માટે આપણી પ્રશંસાને પાત્ર બન્યાં છે. અણહિલપુરના રાજત્વ કાળમા શિલ્પ વિદ્યાની જેવી ઉન્નતિ થઇ હતી તેવી બીજા કોઇ પણ કાળમા થઇ નહોતી.

શાહબુદ્દીનના સુબેદારોએ કુમારપાલના શાસન કાળના અંતમાં તેના રાજ્યમા ઉપદ્રવ મચાવ્યો અને તેનો વંશ તેના વંશ જ બાલમૂળદેવની સાથે સંવત્ ૧૨૮૪ ( ઇ. સ. ૧૨૨૮ ) માં સમાપ્ત થયો. તે સમયે વાઘેલા ( સિદ્ધરાજનાં સતાનો ) નામક એક નવીન વંશ વીસલદેવને આધીન રહી ઉક્ત રાજ્યનો સ્વામી થયો. ધર્મ સબંધી અત્યાચારથી જે ક્ષતિઓ થઇ હતી તેની પૂર્તિ કરવામાં આવી. પ્રાચીન કાળનાં દેવ્હેરાસરૂપ સોમનાથનુ જીર્ણશીર્ણ મંદિર પુનઃ બંધાવવામા આવ્યું અને બાલકરાયોનુ આ રાજ્ય પુનઃ પોતાનુ પ્રાચીન મહત્વ પ્રાપ્ત કરી રહ્યું હતું એવામાં વાઘેલા વંશના ચતુર્થ રાજા કરણઘેલાના સમયમાં અલ્લાઉદ્દીનના રૂપમાં વિનાશકારી યમરાજ પ્રકટ થયો અને તેણે અણહિલપુરનું રાજ્ય જડ મૂળથી નષ્ટ

૧ આ કલ્યાણથી બીજી જગ્યાએ જઇ વસનાર સોલંકી રાજકુમાર જયસિંહનો પુત્ર* હતો, કે જેણે ( જયસિંહે ) ભોજરાજની પુત્રી સાથે લગ્ન કર્યું હતું. આ હકીકત એક બહુ મૂલ્ય નાનો સરખો ભૌગોલિક અને ઐતિહાસિક ગ્રંથ કે જે અપૂર્ણ અને નામ વિનાનો છે તેમાંથી લેવામાં આવી છે.

૨ એણે સંવત્ ૧૧૫૦ થી ૧૨૦૧ પર્યંત રાજ્ય કર્યું. એલ ઇદ્રિસી ( El Edrise ) કે જેને બહુધા ન્યૂબિયન ભૂગોલવેત્તા કહેવામાં આવે છે તે એનીજ દરબારમાં આવ્યો હતો. ઉક્ત ભૂગોલવેત્તા આ રાજાને ખાસ કરીને બૌદ્ધધર્મી લખે છે.

* જયસિંહ—ચાવડાઓની પાસેથી અણહિલપુરનું રાજ્ય છીનવી લેનાર સોલંકી મૂલરાજ, દક્ષિણમાં સોલંકીઓનું રાજ્ય સ્થાપન કરનાર જયસિંહનો વંશજ હતો. મૂલરાજના તામ્રપત્રમાં તેના પિતાનું નામ રાજિ, પ્રબંધ ચિંતામણિમાં રાજ, રત્નમાળામાં રાજકુંવર અને કુમારપાલ ચરિત્રમાં રાજિ લખેલું પ્રાપ્ત થાય છે. ગૌ. હી. ઓઝા.

કરી દીધું. દિલ્હીના અત્યાચારી તાતાર પાદશાહોના સુબેદારોએ ગુજરાત અને સૌરાષ્ટ્રનાં સમૃદ્ધિશાલી નગરો અને ફળદ્રૂપ પ્રદેશોમાં અમર્યાદ લોભ અને અસહિષ્ણુતા સંપૂર્ણ રીતે પ્રકટ કરી. પ્રજાના ધર્મને અપમાન કરવાને માટે એક મુસલમાન ફકીરની દરગાહ સર્વ પવિત્ર પહાડો કરતાં જ્યાં અધિક યાત્રાળુઓ જાય છે તે 'શત્રુંજય'ના પહાડપર આવેલા આદિનાથના મંદિરની પાસે બંધાવવામાં આવી, બુદ્ધની મૂર્તિઓને ફેંકી દેવામાં આવી અને જે દશા ઍલેક્ઝાંડ્રિયાના પુસ્તકાલયની થઈ હતી તેજ ગતિ તેના ધર્મ ગ્રંથોની થઇ. અણહિલપુરનો કોટ તોડી પાડવામાં આવ્યો, તે નગરને જડ મૂળથી ખોદી નાખવામાં આવ્યું અને પછી તેને તેનાં પ્રાચીન મંદિરોના છિન્ન ભિન્ન અવશેષોથી પૂરવામાં આવ્યું.

સોલંકી વંશના બચેલા લોકો દેશમાં અહીં તહીં ફેલાઈ ગયા અને ભારતવર્ષનો તે ભાગ એક શતાબ્દીથી અધિક સમય પર્યંત કોઈ પણ પ્રધાન સ્વામી વિનાનો રહ્યો. તત્પશ્ચાત્ ઇશ્વરની આશ્ચર્યકારક લીલાથી જે જાતિમાંથી પ્રથમ ધર્માંતર કરીને અગ્નિકુલના લોકો થયા હતા તેજ જાતિના એક સાહસિક પુરૂષદ્વારા તે પ્રદેશનો પ્રતાપ પુનઃ વૃદ્ધિંગત થયો અને તેનો પાયો પુન ચણવામા આવ્યો. યદ્યપિ આ સાહસિક પુરૂષનું નામ સહારનટાંક હતું તથાપિ તેણે નવીન નામ ઝફરખાં ધારણ કર્યું અને એ રીતે પોતાનુ મૂળ નામ તથા જાતિ છુપાવી દીધી. તે મુજફ્ફર નામથી ગુજરાતની ગાદીપર બેઠો અને અંતે તે તેને પોતાના પુત્રને માટે મૂકી ગયો. આ પુત્રનુ નામ અહમદ હતું અને તેણે અહમદાબાદ (અમદાવાદ) નગર વસાવ્યું. આ નગરની પરમ સુંદર ઇમારતો તેની આસપાસનાં પ્રાચીન નગરોનાં ખંડિયેરોદ્વારા બંધાવવામાં આવી હતી.

યદ્યપિ સોલંકી વંશ આ પ્રકારે ત્યાંથી ઉખડી ગયો, તો પણ તેણે ઉખડયા પહેલાં પોતાના સ્વદેશી નટ વૃક્ષની પેઠે ઇતર પ્રદેશોમાં પોતાની શાખાઓ દ્રઢ કરી દીધી હતી. આ શાખાઓમાંની સર્વથી અધિક પ્રખ્યાત શાખા વાઘેલા વંશ છે, જેના નામપરથી ભારતના એક આખા ભાગનું નામ પડયું અને તે વાઘેલ ખંડપર આજે અનેક શતાબ્દીઓથી સિદ્ધરાજના સતાનો શાસન કરે છે.

બાંધોગઢ અતિરિક્ત વાઘેલા વંશનાં નાનાં નાનાં સ્થાનો અદ્યાપિ ગુજરાતમાં છે. તેમાં પેથાપુર અને થરાદ અધિક પ્રસિદ્ધ છે. મેવાડમાં દ્વિતીય પંક્તિનો એક સરદાર સોલંકી છે. તે પોતાનો વંશ ખાસ સિદ્ધરાજમાંથી નીકળેલો જણાવે છે. તે રૂપનગરનો[1] જાગીરદાર છે. એનો દુર્ગ મારવાડ તરફ જતા પહાડી માર્ગપર આવેલો છે, અને તેના કુલના ઇતિહાસમાં સીમાસંબંધી લઢાઇ ઝઘડાની દશાનું એક ઉત્તમ ચિત્ર પ્રાપ્ત થાય છે. અત્યાર સુધીમાં ત્યાંના થોડાજ જાગીરદારો સ્વાભાવિક મૃત્યુથી મુઆ છે.

સોલંકી[2] વંશ સોળ શાખાઓમાં વિભક્ત છેઃ—

૧. **વાઘેલા**—વાઘેલ ખંડનો રાજા (રાજધાની બાંધૂગઢ), પેથાપુર, થરાદ અને અદલજ ઇત્યાદિ સ્થળોના રાવ.

---

૧ હું આ જાગીરદારથી સારી રીતે પરિચિત હતો. તે પોતાની જાતિનો ઉત્તમ આદર્શ છે, તેની પાસે જયસિંહનો યુદ્ધપ્રસંગે વગાડવાનો પ્રસિદ્ધ શંખ* વંશપરંપરાથી રહેલો છે.

૨ **સોલંકી વંશ**—સાંપ્રતમાં સોલંકીઓ પોતાને અગ્નિવંશી તરીકે ઓળખાવે છે અને પોતાના મૂળ પુરૂષ ચૌલક્ય વા ચૌલુક્યની ઉત્પત્તિ વસિષ્ઠ ઋષિદ્વારા આબુ પર્વતપર અગ્નિકુંડમાંથી થયેલી માને છે, પરંતુ તેમનાજ પૂર્વજોના અનેક પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો અને ઐતિહાસિક પુસ્તકોમાં ક્યાંય તેમને અગ્નિવંશી જણાવ્યા નથી. કિંતુ તેમને બહુધા ચંદ્રવંશી અને ક્યાંક ક્યાંક બ્રહ્માના ચલુકદ્વારા ઉત્પન્ન થયેલા લખ્યા છે. (જુઓ ઐતિહાસિક ગ્રંથમાળા પુસ્તક ૧ લું પૃષ્ટ ૩૧૩) સોલંકીઓના લેખ ઇ. ઉપરથી તેમનું રાજ્ય પ્રથમ અયોધ્યામાં પછી ત્યાંથી દક્ષિણમાં અને દક્ષિણમાંથી ગુજરાત ઇ૦-માં ફેલાયાનું જણાય છે. દક્ષિણના સોલંકીઓનો શૃંખલાબધ્ધ ઇતિહાસ જયસિંહથી મળે છે. દક્ષિણમાં તેમની પહેલી રાજધાની 'બાદામી' હતી. ગૌ. હી. ઓઝા.

---

* આ શંખ રૂપનગર (મેવાડમાં) ના ઠાકોરને ત્યાં પૂજામાં છે. ગૌ. હી. ઓઝા.

૨. **વીરપુરા**—લૂણાવાડાના રાવ.

૩. **બેહિલ**—મેવાડમાં આવેલા કલ્યાણપુરના જાગીરદાર કે જે રાવ કહેવાય છે, પરંતુ સલુંબરના સામંતની નોકરી કરે છે.

૪. **ભૂરતા**— } [૧] જેસલમીરમાં આવેલાં બારૂ, ટેકરા અને ચાહિરમાં.
૫. **કાલેચા**— }

૬. **લંધા**—મુલ્તાનની નિકટ રહેનારા મુસલમાનો.

૭. **તોગરૂ**—પંચનદ પ્રદેશમાં રહેતા મુસલમાનો.

૮. **બિકૂ**— " " " "

૯. **સોહકે**—દક્ષિણમાં વસે છે.

૧૦. **સિરવરિયા**—[૨] સૌરાષ્ટ્ર દેશમાં ગિરનારપર રહે છે.

૧૧ **શવકા**—જયપુરમાં ટોડા પ્રાંતમાં રહે છે.

૧૨ **રાણકરા**—મેવાડમાં આવેલા દેસૂરીમાં રહે છે.

૧૩ **ખરૂરા**—માલવા દેશમાં આલોટ અને જાવરાના નિવાસી છે.

૧૪ **તાંતિયા**—[૩]ચંદભડ સકુનબરીમાં રહે છે.

૧૫ **અલમેચા**—ભૂમિહીન.

૧૬ **કલામોર**—ગુજરાતમાં વસે છે.

**પ્રતિહાર વા પડિહાર**—અગ્નિકુલના આ અંતિમ અને નાના વંશના સંબંધમાં અમને ઘણી થોડી હકીકત પ્રાપ્ત થઇ છે. પડિહારોએ કદિ પણ રાજસ્થાનના ઇતિહાસમાં કોઈ નામાંકિત[૪] કાર્ય કર્યું નથી. તેઓ સદૈવ પરાધીન અવસ્થામાં જણાયા છે. તેઓ દિલ્લીના તંવરો વા અજમેરના ચૌહાણોના જાગીરદાર બનીને કાર્ય કરતા હતા. તેમના ઇતિહાસમાં સૌથી ઉજ્વલ વૃત્તાંત નાહડરાવનું છે. તેણે પોતાની સ્વાધીનતાને માટે પૃથ્વીરાજની સાથે યુદ્ધ કર્યું હતું, પરંતુ તે નિષ્ફળ થયો હતો. યદ્યપિ તે આ કાર્યમાં સફળ થયો નહોતો, તો પણ તેથી તેનું નામ અમર થઈ ગયું અને અરવલ્લીના જે ઘાટમાં તે લડાઈ થઈ હતી તેને ઉચિત પ્રસિદ્ધિ પ્રાપ્ત થઈ છે.

[૫]મંડોવર ( કે જેને સંસ્કૃતમાં મંદોદ્રી કહે છે ) પડિહારોની રાજધાની હતી. તે મારવાડનું

---

૧ આ લોકો મરુભૂમિના પ્રસિદ્ધ લૂંટારા છે અને તેઓ માલદૂત કહેવાય છે.

૨ ઐતિહાસિક જનશ્રુતિઓમાં આ લોકો પ્રસિદ્ધ છે.

૩ આ લોકો નિડર ડાકૂઓ છે. તેમનું સ્થાન ઇ. સ. ૧૮૦૭ માં મેં ગોળાથી ભગ્ન થતું જોયું હતું, કે જે સમયે પ્રસિદ્ધ પિંઢારા કરીમને સિંધિયાએ કેદ કર્યો હતો. તત્પશ્ચાત્ ઇ. સ. ૧૮૧૭ માં કેટલાક અંગ્રેજ યોદ્ધાઓ પણ અહીંઆં મરણ પામ્યા.

૪ કર્નલ ટૉડ લખે છે કે પડિહારોએ રાજસ્થાનના ઇતિહાસમાં કદિ પણ કોઇ નામાંકિત કાર્ય કર્યું નથી; પરંતુ યદિ તેઓ કનોજના પડિહારોના ઇતિહાસથી પરિચિત હોત તો એમ કદિ પણ લખત નહિ. પડિહારોની નામના એટલાપરથીજ પ્રાપ્ત થાય છે કે તેમનું રાજ્ય કનોજથી ૧૬૦ માઇલ ઉત્તર પૂર્વ દિશામાં શ્રાવસ્તીથી લઇને કાઠિયાવાડના દક્ષિણ ભાગ પર્યંત અને કુરુક્ષેત્રથી લઇને બનારસની પૂર્વ તરફના પ્રદેશો પર્યંત હતું અને મોટા મોટા રાજાઓ તેમના ચરણમાં શિર ઝુકાવતા હતા. આ વાત તેમના તામ્રપત્રાદિપરથી પ્રતીત થાય છે. ગૌ. હી. ઓઝા.

૫ યદ્યપિ આ કિલ્લો સાંપ્રતમાં નષ્ટ થઇ ગયો છે, તો પણ તેની દિવાલો જોવાથી તેની પ્રાચીનતાનું પ્રમાણ ઉપલબ્ધ થાય છે. ત્યાંનું શિલ્પ કામ એવું છે કે જે અવનતિના સમયમાં કરી શકાય નહિ. તેનાં ખંડિયેરો જોવાથી વોલ્ટેરા ( Volterra ), કોર્ટોના ( Cortona ), અને ટસ્કની ( Tuscany )નાં ઇતર પ્રાચીન નગરોનાં ખંડિયેરોનું સ્મરણ થાય છે. અહીંઆં મોટા મોટા ચોરસ પાષાણો કોઇ પણ પ્રકારના કોલ વિના જોડેલા દૃષ્ટિગોચર થાય છે.

મુખ્ય નગર હતું. આ નગરમા રાઠોડોનાં આક્રમણ અને નિવાસ પૂર્વે પડિહારોનો અધિકાર હતો. વર્તમાન જોધપરની ઉત્તર તરફ પાંચ માઇલપર તે સ્થિત છે અને તેમાં પ્રાચીન પાલી અક્ષરોના કેટલાક નમૂના અને શિલ્પકાર્ય તથા મંદિરોનાં શેષ ચિહ્નો વિદ્યમાન છે.

કનોજના રાઠોડ રાજવંશીઓ ત્યાંથી નાશીને પડિહારોને શરણે આવ્યા. તેનો બદલો તેમણે વિશ્વાસઘાતથી વાળ્યો અને ચૂડા નામક એક પ્રસિદ્ધ રાઠોડે પડિહાર કુલના અંતિમ રાજાના હાથમાંથી તેનુ રાજ્ય ખુચવી[૧] લીધુ તથા મંડોવર દુર્ગપર રાઠોડોનો ઝંડો ખડો કરી દીધો.

પડિહારોનું બલ પૂર્વેથી જ મેવાડના રાજાઓએ પુષ્કળ ઘટાડી દીધુ હતું. તેમણે તેમના રાજ્યનો ઘણો ભાગ છીનવી લીધો એટલુંજ નહિ, પરંતુ તેમની "રાણા[૨]"ની ઉપાધિ સુદ્ધાં તેમણે પોતે ધારણ કરી લીધી.

પડિહાર વંશના લોકો સમસ્ત રાજસ્થાનમાં ફેલાયેલા છે. પરંતુ તેમાં તેમનુ કોઇ સ્વતંત્ર સંસ્થાન હોય એમ મને જ્ઞાત નથી. કોહારી, સિંધુ અને ચંબલ, એ નદીઓના સંગમપર આ વંશના કેટલાક માણસો વસે છે, તેઓ આ નદીની વચ્ચેની ખાણોનાં આવેલાં નાના નાનાં ગામો અતિરિક્ત ૨૪ મોટા ગામોના સમૂહનું નામ આજ વંશના નામપરથી પડયુ છે. તેઓ નામ માત્ર સિંધિયાની પ્રજા હતા, પરંતુ ચંબલના કિનારાપરના દેશની રક્ષાને અર્થ તે સ્થાન અંગ્રેજ સરકારની હદમાં લઇ લેવાનુ આવશ્યક ધારવામાં આવ્યું; આથી તે સ્થાન બ્રિટિશ હદમા આવતાં અંગ્રેજ સરકારને ઠગોના ઇતિહાસમા પ્રસિદ્ધ થયેલા મહા બદમાસ ચોરોના સમુદાયની સાથે કામ પડયુ.

૧ મંડોવરનો કિલ્લો પડિહારોએ રાઠોડરાવ ચૂડાને પહેરામણીમાં આપ્યો હતો, જેના સંબંધમાં આ દોહરો પ્રસિદ્ધ છેઃ—

दोहाः—इन्दाँरो उपकार, कमधज-कदै न वीसरे;
चूंडो चंवरी चाड, दियो मंडोवर दायजे.

( ઇંદા=પડિહાર. કમધજ=રાઠોડ ) ગૌ. હી. ઓઝા.

૨ આ ઘટના તેરમી શતાબ્દીમા બની, જે સમયે ચિત્તોડના રાવલે મંડોવર જીતી લઈ ત્યાંના રાજાને મારી નાંખ્યો.‡

‡ રાણાની ઉપાધિ મેવાડવાળાઓએ મંડોવરના પડિહાર રાણા મોકલની પાસેથી લીધી હતી, એવી વાત પ્રસિદ્ધ છે અને ભાટ લોકોનુ એવું કથન છે કે 'રાવલ રત્નસિંહ (કે જે અલ્લાઉદ્દીન ખિલજી ની સાથે લડયો હતો ) ના ઉત્તરાધિકારી રાવલ કર્ણસિંહના બે પુત્રો માહપ અને રાહપ હતા, જેમાંના જ્યેષ્ઠ પુત્ર માહપને ઉક્ત રાવલે આજ્ઞા કરી કે મંડોવરનો પડિહાર રાણો મોકલ, મેવાડમાં લૂંટફાટ કરે કરે છે, માટે તેને પકડી લાવો. પરંતુ માહપથી તે કાર્ય સિદ્ધ થયું નહિ, ત્યારે તેનો કનિષ્ઠ ભ્રાતા રાહપ મંડોવર ગયો અને મોકલને કેદ કરી પોતાના પિતાની પાસે લઇ આવ્યો. રાહપની આ વીરતાથી પ્રસન્ન થઈ રાવલ કર્ણસિંહે તેને પોતાનો ઉત્તરાધિકારી બનાવ્યો અને પડિહાર મોકલની પાસેથી રાણાનો ખિતાબ છીનવી લઇને તે ( રાહપ ) ને અર્પણ કરી દીધો. તે સમયથી મેવાડના અધિપતિ રાણા કહેવાવા લાગ્યા.' પરંતુ અમે આ કથન સ્વીકારી શકતા નથી, કારણ કે રાહપ અને હમીરની પૂર્વેના તેમના કુળના માણસો કદિ પણ મેવાડના સ્વામી થયા નહોતા. તેઓ તો સીસોદા ગ્રામના માલિક હતા. અલ્લાઉદ્દીન ખિલજીના સમયમાં રાવલ રત્નસિંહની પાસેથી ચિત્તોડનો કિલ્લો છૂટી ગયો તત્પશ્ચાત્ રત્નસિંહના વંશજો અર્થાત્ મુખ્ય શાખાના માણસો ડુંગરપુર તરફ ચાલ્યા ગયા, જેથી નાની શાખાના રાહપના વંશજ હમીરે, સંધિ સાધી થોડા સમય પશ્ચાત્ ચિત્તોડનો કિલ્લો જીતી લીધો. આ સમયથી મેવાડપર રાણાઓનો અધિકાર થયો. રાણાની ઉપાધિ મેવાડવાળાઓએ પડિહારોની પાસેથી ગ્રહણ કરી હોય એમ પ્રતીત થતું નથી, પરંતુ તે સમયે નાની શાખાના માણસોની રાણાની ઉપાધિ ધારણ કરવાની પ્રથા હોય એમ પ્રતીત થાય છે, કારણ કે મેવાડના ગુહિલોતો, અણહિલપુરના સોલંકીઓ, મારવાડના પડિહારો તથા અન્ય વંશોની નાની શાખાઓનો 'રાણા' ખિતાબ પ્રાપ્ત થાય છે. ગૌ. હી. ઓઝા.

પડિહારોની[1] બાર શાખા હતી, જેમાં મુખ્ય ઈંદા અને સિંધલ હતી. આ ઉભય શાખાઓના થોડા લોકો લૂણી નદીની આસપાસના પ્રદેશોમા પ્રાપ્ત થાય છે.

**ચાવડા વા ચાવરા**—આ વંશ એક સમયે ભારતના ઇતિહાસમાં પ્રસિદ્ધ હતો, જોકે સાંપ્રતમાં તેનું નામ લોકો ઘણું ઓછું જાણે છે, અથવા કેવલ ભાટના ઇતિહાસમાજ તેમનું નામ પ્રાપ્ત થાય છે. તેમની ઉત્પત્તિનું વૃત્તાંત અમને જ્ઞાત નથી, તેમજ તે સૂર્ય અને ચંદ્રવંશની સાથ પણ સંબંધ રાખતો નથી. માટે અમે તેમની ઉત્પત્તિ સિથિયન લોકોમાંથી થયેલી કલ્પી[2] શકીએ છીએ. આ નામ હિંદુસ્થાન (ઉત્તર ભારતવર્ષ)માં અજ્ઞાત છે અને સિંધુ પાર ઉત્પન્ન થયેલી અનેક જાતિઓની પેઠે માત્ર સૌરાષ્ટ્રના દ્વીપકલ્પમાજ તેમનું નામ સાંભળવામા આવે છે. યદિ આ લોકો હિંદુસ્થાનમા બહારથી આવ્યા હોય તો તેઓ અતિ પ્રાચીન કાળમાં આવ્યા હોવા જોઇએ. કારણ કે આ લોકો આપણને જે સમયે તેઓ વલ્લભીપુરના સ્વામી હતા તે સમયે મેવાડના વર્તમાન સૂર્યવંશી રાજપુતોની સાથે પરસ્પર વિવાહ કરતા જણાય છે.

ચાવડાઓની રાજધાની સૌરાષ્ટ્રના સમુદ્રતટની પાસેના દીવ નામક ટાપુમાં હતી અને સોમનાથનું પ્રસિદ્ધ મંદિર તથા આ સમુદ્રતટપરનાં બીજાં મંદિરો કે જે બલનાથ તથા સૂર્યનાં છે, તે આ સોર અર્થાત્ સૂર્યોપાસક જાતિનાં બંધાવેલાં કહેવાય છે. આ પરથીજ તે જાતિ અને આ દ્વીપકલ્પનું[3] નામ પડ્યુ હોય એમ લાગે છે.

સ્વાભાવિક આપત્તિને લીધે અથવા મિથ્યા વિશ્વાસ કરનાર હિંદુ ઇતિહાસવેત્તાઓના કથન અનુસાર દીવના રાજાને તેના ચાંચીયાપણાને માટે દંડ આપવાને સમુદ્રે તેનાપર આક્રમણ કર્યું તેથી

---

૧ પડિહાર વંશ—પડિહાર વા પ્રતિહાર લોકો અધુના પોતાને અગ્નિવંશી જણાવે છે, પરંતુ તેમના પ્રાચીન શિલાલેખોમાં તેમને કયાંય પણ અગ્નિવંશી જણાવ્યા નથી. કિંતુ વિ. સં. ૯૦૦ ની આસપાસના ગ્વાલિયરના કિલ્લામાંથી મળેલા પડિહાર રાજા ભોજદેવના સમયના શિલાલેખમા પડિહારોને પ્રસિદ્ધ સૂર્યવંશી રામચંદ્રના કનિષ્ઠ ભ્રાતા લક્ષ્મણના વંશના જણાવ્યા છે. તથા ઓસિયા (મારવાડ) થી પ્રાપ્ત થયેલા એક શિલાલેખમાં પણ એવોજ ઉલ્લેખ પ્રાપ્ત થાય છે, અને કનોજના પ્રતાપી પડિહાર રાજા મહેન્દ્રપાલનો ગુરૂ પ્રસિદ્ધ કવિ રાજશેખર, કે જે વિક્રમ સંવતની દશમી શતાબ્દીમાં થયો હતો તે પણ તેમને રઘુવંશી જણાવે છે. જોધપુર રાજ્યમાંથી પ્રાપ્ત થયેલા વિક્રમ સંવતની નવમી અને દશમી શતાબ્દીના બે અન્ય શિલાલેખોમાં પડિહારોની ઉત્પત્તિના સંબંધમાં એવો ઉલ્લેખ છે કે "વિપ્ર હરિશ્ચંદ્રની બે સ્ત્રીઓ હતી, જેમાની એક વિપ્ર વર્ણની, અને બીજી જે ભદ્રા નામની ક્ષત્રિય વર્ણની હતી, તેનાથી જે પુત્રો થયા તે પ્રતિહાર કહેવાયા" પડિહારોની ઉત્પત્તિના વિષયમાં આ પ્રકારના પ્રાચીન લિખિત પ્રમાણો પ્રાપ્ત થાય છે, પરંતુ તેમને 'પૃથ્વીરાજ રાસા' વ્યતિરિક્ત કોઇ પણ ગ્રંથ વા લેખમાં અગ્નિવંશી જણાવ્યા નથી. પડિહારોનુ રાજ્ય પ્રથમ મારવાડમાં હતું, જ્યાંથી તેમણે પોતાના બાહુબળથી કનોજનું રાજ્ય છીનવી લઇને એક મહા પ્રબળ રાજ્ય સ્થાપિત કર્યું. ગૌ. હી. ઓઝા.

૨ ચાવડાઓ પોતાને પરમારોની એક શાખા માને છે. નિમ્ન લિખિત કવિતમાં પણ ચાવડાઓને પરમાર વંશના જણાવ્યા છે.

પ્રથમ ચાલ ચડેશ શબ્દગણુ સેપુ સુણાયો;
અરબુદ દીધી આણુ હેમ ઓતર દશ આયો;
પરવરિયો પરમાર વાસ ભિન માલ બસાયો;
નવ કોટિ કર નેત્ર ખેત્ર જાગણો ખસાયો;
ભોગવે ભોગ શત્રુ ભણું, રણુમત તણો રાખીયો રંગ;
વણરાજ કુંવરે વાશિયો દસમો અણહલપુર દુરગ. ગૌ. હી. ઓઝા.

૩ સૌરાષ્ટ્ર (સોરઠ) નામ ચાવડાઓને લીધે પડયુ હોય એમ માનવાને માટે કોઇ પ્રમાણ નથી. ઉક્ત દેશનું પ્રાચીન નામ સંસ્કૃત શિલાલેખોમાં સુરાષ્ટ્ર તથા પ્રાકૃત લેખોમાં સુરઠ લખેલુ પ્રાપ્ત થાય છે, અને ઉક્ત લેખો લખાયા પશ્ચાત્ ચાવડાઓનો અધિકાર કાઠિયાવાડપર થયો હતો. ગૌ. હી. ઓઝા.

તેની રાજધાની નષ્ટ થઇ ગઇ. આવી ઘટના બનવી અસંભવિત તો નથી, કારણ કે એ સમસ્ત કિનારો અતિ નીચો છે. તો પણ ચાવડાઓને આરબોનાં આક્રમણથી દીવનો ત્યાગ કરવો પડયો હશે. આરબો આ સમયે આ પ્રદેશમા વ્યાપાર કરતા હતા અને તેમનાં કેટલાંક જહાજો લૂંટી લેવાના કારણથીજ ચાવડાઓને આ સજા ભોગવવી પડી હશે. આ ઘટના કોઇ આવીજ રાજકીય આપત્તિથી બની હતી એમ શ્રદ્ધાપૂર્વક માનવાને માટે અમને બીજાં પણ કેટલાંક પ્રમાણો મેવાડના ઇતિહાસમાંથી પ્રાપ્ત થયાં છે. આ ઇતિહાસમા એવો ઉલ્લેખ છે કે મેવાડના રાજાઓએ સૌરાષ્ટ્ર દેશ અને દ્વીપકલ્પનાં સ્થાનો ચાવડાઓને પાછાં અપાવ્યાં હતાં.

દીવના રાજાએ સવત્ ૮૦૨ ( ઈ. સ. ૭૪૬ ) માં અણહિલપુર પાટણની સ્થાપના કરી હતી[1] એ વાત તો નિશ્ચિતજ છે. આ સમયથી ઉક્ત નગર વલ્લભીપુરને બદલે ભારતના આ તરફના પ્રદેશનું મુખ્ય નગર બન્યું. વલ્લભીપુરથી ત્યાંના રાજાઓની ઉપાધિ બલિકરાય થઈ હતી. પ્રાચીન કાળના આરબ યાત્રાળુઓએ તથા તેમનું અનુકરણ કરીને યૂરોપના ભૂગોળવેત્તાઓએ વલ્લભીપુરને બલહરા લખ્યું છે.

વનરાજે અણહિલપુરની સ્થાપના કરી અને તેના વંશજોએ એકસો ચોરાશી[2] વર્ષ પર્યંત રાજ્ય કર્યું. તત્પશ્ચાત્ સોલંકી જાતિના સંક્ષિપ્ત ઇતિહાસમાં જણાવ્યા પ્રમાણે આ વંશના સંસ્થાપકની સાતમી પેઢીએ ઉત્પન્ન થયેલા ભોજરાજને[3] તેના ભાણેજે પદભ્રષ્ટ કર્યો. આજ વંશના શાસન કાળમાં આરબ પરિવ્રાજકો તેના દરબારમાં આવ્યા હતા, જેનું અસ્પષ્ટ વૃત્તાંત તેઓ મૂકી ગયા છે. તો પણ ચાવડા વંશના સંબંધમાં આપણે સંપૂર્ણતઃ અંધકારમાં નથી, કારણ કે 'ખુમાનરાસા' નામનો મેવાડનો એક ઐતિહાસિક ગ્રંથ છે તેમાં એવો ઉલ્લેખ છે કે મુસલમાનોના પ્રથમ આક્રમણમાંથી ચિત્તોડનું સંરક્ષણ કરવાને ચતનસી નામનો એક ચાવડા સરદાર કેટલીક સેના સાથે સહાય કરવા આવ્યો હતો.

મહમૂદ ગઝનવીએ સૌરાષ્ટ્રપર આક્રમણ કરી તેની રાજધાની અણહિલપુર હસ્તગત કર્યું અને ત્યાંના રાજાને પદભ્રષ્ટ કર્યો. ફિરિસ્તામાં જણાવ્યા પ્રમાણે તેણે પૂર્વ રાજવંશના એક રાજાને ત્યાંના સિંહાસનપર અધિષ્ઠિત કર્યો હતો. આ રાજા પોતાના પ્રાચીન રાજકુલ અને વંશની શુદ્ધતાને માટે પ્રસિદ્ધ હતો. તેનું નામ દાબશિલિમ જણાવવામાં આવ્યું છે. આ એક એવું નામ છે કે જેણે યુરોપના સમસ્ત ટીકાકારોની બુદ્ધિ ચકડોળે ચઢાવી છે, પરંતુ ડાબિ એક પ્રસિદ્ધ જાતિ હતી, જેને કેટલાક લોકો ચાવડા વંશની એક શાખા કહે છે. માટે ડાબિશિલિમ શબ્દ ડાબિ અને ચાવડાના સમાસથી થયો હશે અથવા ચૂડાસમા કે જેને કેટલાક લોકો પ્રાચીન યદુકુલની એક શાખા જણાવે છે તેના સમાસથી થયો હશે.

સૂર્યવંશી રાજાઓ અને સૌરાષ્ટ્રના ચાવડાઓ વા સૌરોની વચ્ચેનો આ પ્રાચીન સંબંધ એક સહસ્રથી અધિક વર્ષો વ્યતીત થયા છતાં અદ્યાપિ વર્તમાન છે. યદ્યપિ રાણાના કુલની સાથે સંબંધ

---

૧. પ્રબંધ ચિંતામણિમાં વનરાજ વિ. સં. ૮૦૨ ( ઇ. સ. ૭૪૫ ) અણહિલપુર ( પાટણ ) માં રાજ્ય કરતો હતો એવો ઉલ્લેખ છે, પરંતુ તેજ ગ્રંથના કર્ત્તાએ તત્પશ્ચાત્ વિશેષ શોધ કરી 'વિચાર શ્રેણી' નામક ગ્રંથ રચ્યો, જેમાં વનરાજનાં રાજ્યનો પ્રારંભ વિ. સં. ૮૨૧ ( ઇ. સ. ૭૬૪ ) થી થયેલો જણાવ્યો છે, જે અધિક વિશ્વાસ યોગ્ય છે. ગૌ. હી. ઓઝા.

૨. વનરાજના વંશજો અર્થાત્ ચાવડાઓએ અણહિલપુરપર ૧૮૪ વર્ષ નહિ, કિંતુ વિ. સં. ૮૨૧ (ઈ. સ. ૭૬૪) થી ૧૦૧૭ (ઇ. સ. ૯૬૦) પર્યંત અર્થાત્ ૧૯૬ વર્ષ રાજ્ય કર્યું હતું. ગૌ. હી. ઓઝા.

૩. ભોજરાજ—કર્નલ ટૉડ અણહિલપુરના અંતિમ ચાવડા રાજાનું નામ ભોજરાજ લખે છે, પરંતુ આ નામ ચાવડાઓના ઇતિહાસ લખનાર કોઇ સંસ્કૃત ગ્રંથકારે લખ્યું નથી. સુકૃત સંકીર્તનમાં એનું નામ ભૂભટ, વિચારશ્રેણીમાં ભૂઅડ, પ્રબંધ ચિંતામણિનાં હસ્તલિખિત પુસ્તકોમાં ક્યાંક ભૂયગડ અને ક્યાંક સામંતસિંહ, અને રત્નમાલ, કુમારપાલ પ્રબંધ ( જિનમંડનોપાધ્યાય રચિત ) માં તથા પ્રવચન પરીક્ષામાં સામંતસિંહ લખેલું પ્રાપ્ત થાય છે. કર્નલ ટૉડને ભોજરાજ નામ ક્યાંથી પ્રાપ્ત થયું તેનો કાંઇ પત્તો લાગતો નથી. કદાચ તેમણે ભૂયગડ ( ભુઅડ ) નેજ ભોજરાજ લખી દીધો હોય તો આશ્ચર્ય નહિ. ગૌ. હી. ઓઝા.

હોવો, એને એક હિંદુ રાજાને માટે મહાન પ્રતિષ્ઠા માનવામાં આવે છે, (કારણ કે રાણાનું કુલ સર્વશ્રેષ્ઠ છે,) તોપણ દીન ચાવડા વંશ કે જે અત્યંત પતિત દશામાં છે તેમાંની કન્યાને રામનો વંશ ચલાવવાને માટે આતુરતા પૂર્વક ગ્રહણ કરવામાં આવે છે. રાજકુમાર જવાનસિંહ કે જે વર્તમાન યુવરાજ છે, તે ગુજરાતના એક નાના સ્થાનના ચાવડા સરદારની કન્યાને ઉદરે જન્મ્યો છે.

ચાવડા[1] નામ ધારણ કરનારાં કુટુંબોની વર્તમાન દશાનું લેશ પણ વર્ણન કરવું વ્યર્થ છે. તેમને પોતાના ગત કાળના યશ પરજ નિર્ભર રહેવું પડે છે, માટે અમે અત્રેજ તેમનું વર્ણન સમાપ્ત કરીએ છીએ.

**ટાંક વા તક્ષક**—તક્ષક તે વંશનું નામ જણાય છે કે જેમાંથી પ્રાચીન કાળમાં ભારતપર આક્રમણ કરનાર ભિન્ન ભિન્ન સિથિયન જાતિઓ ઉત્પન્ન થઈ હતી. જેટી કે જેમાંથી અગણિત શાખાઓ નીકળી છે તેના કરતાં આ નામ અધિક પ્રાચીન કાળમાં વપરાતું હતું એમ પ્રતીત થાય છે. આ ઉભય નામોને એક બીજાથી પૃથક્ કરવાં, એ ન્યાયસંગત ગણાશે નહિ, જો કે જે જાતિઓ પોતાના દેશ સક્તાઇ, વા શાકદ્વીપ અર્થાત્ મહાન જેટીઓના દેશના નામપરથી સિથિક કહેવાતી હતી તેનું આદિ નામ કયું હતું તે કહેવું કલ્પના માત્ર થશે.

અબુલગાઝી[2] ટૅાનકને તુર્ક વા તર્ગેતાઇનો પુત્ર જણાવે છે, કે જે પુરાણોના તુરૂષ્ક ચીના ઇતિહાસ-લેખકોની તક્યુકસ અને સ્ટ્રૅબો લિખિત ભ્રમણકારી ટાચરી જાતિનો હોય એમ જણાય છે. આ જાતિએ બૅક્ટ્રિયાના યૂનાની રાજ્યનો નાશ કરવામાં સહાય આપી હતી અને તેના નામપરથી એશિયાના મોટા ભાગનું નામ ટાચરીસ્તાન વા તુર્કસ્તાન પડયું અને પેલી આશ્ચર્યજનક તાજક જાતિ કે જે અદ્યાપિ આ પ્રદેશોમાં વિખરાયેલી પડી છે અને જેના સંબંધમાં કાંઇ પણ ઐતિહાસિક વૃત્તાંત ઉપલબ્ધ થયું નથી તે તક્ષકવંશી હોવાનાં સર્વ લક્ષણો પ્રતીત થાય છે.

આ વાત પૂર્વે કહેવામાં આવી છે કે રાજસ્થાનના અનેક ભાગોમાં તુષ્ટા, તક્ષક અને ટાંક નામથી ઓળખાતી જાતિના ( પાલી વા બૌદ્ધ અક્ષરોમાં ) પ્રાચીન શિલાલેખો પ્રાપ્ત થયા છે. આ શિલાલેખો મોરી, પરમાર અને તેમના વંશજોની સાથે સંબંધ ધરાવે છે. નાગ અને તક્ષક એ સંસ્કૃતમાં સર્પનાં નામો છે અને તક્ષક એ ભારતના પ્રાચીન વીરત્વપૂર્ણ ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલો નાગવંશ છે. મહાભારતમાં તેની સદાની રૂપકમય શૈલીમાં ઇંદ્રપ્રસ્થના પાંડુવંશીઓ અને ઉત્તરના તક્ષક લોકો વચ્ચેની લડાઇનું વર્ણન કરવામાં આવ્યું છે. પરીક્ષિતનું તક્ષકના હાથથી માર્યા જવું અને તેના પુત્ર તથા ઉત્તરા-

---

૧ મેવાડના મહારાણા ભીમસિંહનો વિવાહ મહીકાંઠા પ્રદેશ (ગુજરાતમાં) માં આવેલા વરસોડાના ચાવડા ઠાકોર જગતસિંહની પુત્રી સાથે થયેલો, જેથી મહારાણા જવાનસિંહનો જન્મ થયો. મહારાણા જવાનસિંહના સમયમાં જગતસિંહના બે પુત્રો કુબેરસિંહ અને જાલમસિંહ ઉદયપુરમાં આવ્યા, જેમને ઉક્ત મહારાણાએ આજર્યા ગ્રામ જાગીરમાં આપ્યું. ગૌ. હી. ઓઝા.

૨ અબુલગાઝી જણાવે છે કે જ્યારે નૂહે નૌકાનો ત્યાગ કર્યો ત્યારે તેણે પોતાના ત્રણ પુત્રોને પૃથ્વી વ્હેંચી આપી, શામને ઇરાનની પ્રાપ્તિ થઇ અને જેફેટને " કુતુપ શૅમેક " દેશ મળ્યો, કે જે કાસ્પિયન સમુદ્ર અને ભારતની વચ્ચેના દેશનું નામ છે. તે દેશમાં જેફેટ અઢી વર્ષ પર્યંત જીવિત રહ્યો. તે પોતાની પાછળ આઠ પુત્રો છોડી ગયો, જેમાંનો તુર્ક મોટો અને કમરી સાતમો હતો. કમરી એ ખ્રિસ્તી ધર્મ પુસ્તકોમાં લખેલો ગોમર માનવામાં આવે છે.

તુર્કને ચાર પુત્રો હતા, જેમાં સૌથી જ્યેષ્ઠ ટૅાનક હતો, જેની ચોથી પેઢીમાં મોગલ થયો. મોગલ શબ્દ મંગલનો અપભ્રંશ છે, જેનો અર્થ ઉદાસ છે. તેના ઉત્તરાધિકારીઓએ ઝક્ષરતીસની પાસેના દેશોને પોતાનું શીતકાલનું નિવાસસ્થાન બનાવ્યું. તેના શાસનકાલમાં સત્ય ( મુસલમાનોના ) ધર્મનું તો નામ માત્ર પણ રહ્યું નહિ. મૂર્તિપૂજા સર્વત્ર પ્રચલિત થઇ ગઇ. તેનો ઉત્તરાધિકારી ઓગઝખાં થયો.

પ્રાચીન કિમ્બ્રી લોકો કે જેઓ ઓડિનની જીટ, કટી અને સુ નામની જાતિઓની સાથે પશ્ચિમમાં ગયા હતા તેઓ તુર્કના પુત્ર કમરીના વંશજો હોવાનો સંભવ છે.

ધિકારી જનમેજયનું, ને લોકોનો વિનાશ કરવાને માટે યુદ્ધ ચલાવવું અને અને તેમને પોતાના ખંડણી ભરતા સામંત બનાવવા, ઇ૦ જે કથા છે તેનું રૂપક[1] જો પૃથક્ કરવામાં આવે તો તે સ્પષ્ટ ઐતિહાસિક ઘટના તરિકે પ્રતીત થાય છે.

જ્યારે સિકંદરે ભારતવર્ષપર આક્રમણ કર્યું ત્યારે તેણે પૅરિટાકી ( Paraetakæ ) અર્થાત્ પહાડી ટાંક લોકોને પૅરોપમિસન પર્વત શ્રેણીપર વસેલા જોયા. અને મેસેડોનિયા (મકદૂનિયા)ના પાદશાહનો સહાયક ટૅક્સાઇલિસ ( Taxiles ) ટાંક લોકોનો સરદાર (ઈશ) હોય એ ઘટના કોઈ પણ પ્રકારે અસંભવિત નથી. જેસલમીરના ભાટી રાજાઓના પ્રાચીન ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે જ્યારે આ લોકોને જાબુલિસ્તાનમાંથી હાંકી કાઢવામા આવ્યા ત્યારે તેમણે સિંધુ નદીના કિનારાપરનો દેશ છીનવી લીધો અને ત્યાંજ તેમણે વસવાટ કર્યો. આ દેશની રાજધાની સલભનપુર હતી આ ઘટનાનો સમય યુધિષ્ઠિરના સંવતનુ ૩૦૦૮ મુ વર્ષે જણાવવામા આવ્યું છે. માટે તુવરવંશી વિક્રમને જીતનાર શાલિવાહન વા સાલવાહન કે જે તક્ષકવંશી હતો, તે ઉક્ત જાતિનોજ હોય એ વાત અસંભવિત નથી. શાલિવાહનને ભાટી લોકોએ પદચ્યુત કરીને દક્ષિણમાં હાંકી કાઢયો હતો.

શેષનાગની આધીનતામા રહીને તક્ષક વા નાગવંશે જે આક્રમણ કર્યું તેનો સમય ઇસ્વીસનથી પ્રાયઃ છ વા સાત શતાબ્દી પૂર્વેનો માનવામાં આવ્યો છે. આજ કાળમાં સિથિયન "અશ્વારોહી તોગરમાહના પુત્રો" ( અશ્વ વા અસિ ) એ મિસર અને સિરિયા દેશપર જે આક્રમણ કર્યું હતુ તેનું વૃતાંત પેગંબર ઇઝીકિલ અને ડાયાડોરસ, એ ઉભયે એકસરખી રીતે આપ્યુ છે. 'આબુ માહાત્મ્ય' માં તક્ષકોને "હિમાચલના પુત્રો" જણાવ્યા છે. આ સર્વ પરથી તેઓ સિથિયન લોકોના સંતાનો તરિકેજ પ્રમાણિત થાય છે. અને ૨૩ મા બુદ્ધ પાર્શ્વનાથની, પોતાનો ધર્મ ભારતવર્ષના ચલાવવાની તથા પોતાનું નિવાસસ્થાન [2]સરનેતના પવિત્ર પહાડોમા નિયત કરવાની ઘટના ભારતના ચદ્રવંશનુ આ પરિવર્તન થયું તેથી કેવલ આઠ પેઢી પૂર્વેજ બની હતી.

---

૧. આ યુદ્ધ સર્પોની સાથે થયું હતું, એવો સ્પષ્ટ ઉલ્લેખ મહાભારતમાં છે. જનમેજયે વીસ સહસ્ત્ર સર્પોને એકજ સમયે પકડીને હોમી દીધા હતા. આશ્ચર્યની વાત છે કે હિંદુઓ આ વાત જે સ્વરૂપમાં લખેલી છે તેજ સ્વરૂપમાં તેનો સ્વીકાર કરે છે. એમ કહી શકાય છે કે તેને કઠિન કાર્યોમાંથી એક પસંદ કરવાનું હતું. જેમ વીસ સહસ્ત્ર સર્પોને હોમવાને માટે એકત્રિત કરવા અસંભવિત છે, તેમ તેટલાંજ મનુષ્યોને પકડીને જગલી રીતે તેમનું બલિદાન આપવું અશક્ય છે. જગલીપણાથી કેવાં કેવાં નિષ્ઠુર કાર્યો થઈ શકે છે તેનુ ગ્રંથ કર્તાને જ્ઞાન હોવાથી તે કદાચ આટલાં બધાં મનુષ્યોના હોમ નહિ કરી શકાયો હોય એમ માને, તોપણ તે આ વાતને સર્વથા અસંભવિત માનતો નથી. ઈ. સ. ૧૮૧૧ માં મને સરકારી કામ તરિકે ચંબલ નદીની ખીણમાં ગૂજરગઢ નામક પ્રદેશની તપાસ કરવી પડી. અહીંઆં ગૂજર લોકો વસે છે; આ લોકો ઇસાઉ ( Esau ) ના પુત્રોની પેઠે લડાઇ-ટટાખોર અને સ્વતંત્ર સ્વભાવના છે અને સદા સર્વદા તેમનો હાથ અન્યોની ઉપર ઉગામેલો રહે છે અને અન્યોનો હાથ તેમની ઉપર ઉગામેલો રહે છે. તેમનો નામ માત્રનો રાજા સૂરજમલ કે જે ભરતપુરનો જાટરાજા હતો તેણે જનમેજયે તક્ષક લોકોના સંબંધમા કર્યું હતું તેજ પ્રકારનુ વર્તન આ પ્રદેશના નિવાસીઓ પ્રત્યે કર્યુ, અર્થાત્ તેણે રાત્રિના સમયે છાપો મારીને તેમને પકડી લીધા અને તેમને બાળવાના પદાર્થોની સાથે ખાડામાં નાંખીને તક્ષકોની પેઠે બાળી નાખ્યા. આ ઘટના બન્યાને પોણી શતાબ્દી પણ થઈ નથી.

૨ બિહારમાં રિપુંજયના ઉત્તરાધિકારી પ્રદ્યોતના શાસનકાળમાં પાર્શ્વનાથનું ચિહ્ન સર્પ વા તક્ષક હતું. તેના સિદ્ધાંતો ભારતના દૂર દૂરના પ્રદેશોમાં ફેલાઇ ગયા અને વલ્લભીપુર, મંદોદ્રી તેમજ અણહિલવાડા. આ સર્વ સ્થાનોના રાજા બૌદ્ધ* ધર્માવલંબી હતા.

---

* વલ્લભીપુર, મંદોદ્રી ( મંડોવર ) અને અણહિલપુરના રાજા, કર્નલ ટૉડ માને છે તેમ બૌદ્ધ (જૈન) નહોતા. વલ્લભીપુરના રાજા શૈવ હતા. અણહિલપુરના સોલંકી રાજાઓમાં કેવલ એક કુમારપાલજ જૈન હતો અને મંડોવરના પડિહારો પૃથક્ પૃથક્ દેવતાઓના ઉપાસક હતા. ગૌ. હી. ઓઝા.

તક લોકોના પ્રાચીન ઇતિહાસના સંબંધમાં આટલું કહેવુંજ પૂરતું છે. હવે અમે તેમના વધુ પાછળના સમયનું વૃત્તાંત સંક્ષેપમાં લખીશું. અમે પૂર્વે જણાવી જ ચૂકયા છીએ કે તક્ષક મોરી ઘણા પ્રાચીન કાળથી ચિત્તોડના સ્વામી હતા. અને ગહિલોતોએ મોરીઓને ત્યાંથી હાંકી કાઢયા ત્યારથી થોડીજ પેઢીઓ પશ્ચાત્ હિંદુઓની સ્વતંત્રતાના આ રક્ષિત સ્થાનપર, મુસલમાનોની સેનાએ આક્રમણ કર્યું. જે અગણિત લોકોએ ચિત્તોડની રક્ષા કરવી, એ પોતાનું કર્તવ્ય માન્યું હતું, તેમાં આપણને "આસેરગઢના ટાંક લોકો" પણ પ્રાપ્ત થાય છે. એમ જણાય છે કે આ વંશે આસેરપર પોતાનો અધિકાર ઓછામાં ઓછી બે શતાબ્દી પર્યંત રાખ્યો હતો, કારણ કે ત્યાંનો સરદાર પૃથ્વીરાજની સેનાનો એક પ્રસિદ્ધ સેનાપતિ હતો. ચંદના કાવ્યમાં તેને "ઝંડાબર્દાર આસેરનો ટાંક" કહ્યો છે.[2]

આ પ્રાચીન વંશ કે જે જનમેજયનો શત્રુ અને સિકંદરનો મિત્ર હતો તેણે ઉજ્જવલ પ્રતાપ સહિત પોતાની સમાપ્તિ કરી. વર્તમાન કાળના ટાંક લોકોની અપ્રસિદ્ધિની ક્ષતિ ગુજરાતના પાદશાહોની પ્રસિદ્ધિ પૂર્ણ કરશે, કે જેનો એક રાજવંશ મુજફ્ફરની અભિમાની પદ્દી સાથે શરૂ અને સમાપ્ત થયો. આ વંશમાં એક પછી એક ચૌદ પાદશાહો થયા હતા. પ્રથમ તુગલક (પાદશાહ)ના પુત્ર મુહમ્મદ (ઇ. સ. ૧૩૨૫ થી ૧૩૫૧ )ના શાસનકાળમાં તેના ભત્રિજાના સંબંધમાં એક અકસ્માત બનવાથી ટાંકોનો ભાગ્યોદય થયો, પરંતુ નામ અને ધર્મનાં પરિવર્તનથીજ તેમનો આ ભાગ્યોદય થયો. આ વંશનો ધર્મ પરિવર્તન કરનારો પ્રથમ પુરુષ સહારન નામનો ટાંક હતો, તેણે વજેહ-ઉલ્-તુલ્ક નામ ધારણ કરીને પોતાની ઉત્પત્તિ અને જાતિ, એ ઉભયને છુપાવી દીધાં. તૈમૂરે ભારતપર આક્રમણ કર્યું તે અરસામાં તેનો પુત્ર જફરખાં પોતાના પ્રતિપાલક ફીરોઝ દ્વારા ગુજરાતના શાસક તરિકે નિયુક્ત થયો. જફરે પોતાના સ્વામીની નિર્બલતા અને તે સમયની અશાંતિનો લાભ લઇ ગુજરાતનું રાજસિંહાસન હસ્તગત કરી લીધું, અને તે મુજફ્ફર બીજાના નામથીજ ગાદીપર બેઠો. તે પોતાના પુત્ર અહમદના હાથથી માર્યો ગયો. અહમદે પ્રાચીન રાજધાની અણહિલપુર બદલીને પોતાના સ્થાપન કરેલા અહમદાબાદ નગરને પોતાનું પાટનગર બનાવ્યું. આ નગર પૌર્વાત્ય દેશોનાં નગરોમાં એક પરમ શોભાયમાન શહેર છે.

ટાંક લોકોએ ધર્મ પરિવર્તન કર્યું તે સમયથી તેમનું નામ રાજસ્થાનની જાતિઓમાંથી ભુંસાઈ ગયું અને મારી તપાસમાં આ નામનો એક પણ મનુષ્ય મને પ્રાપ્ત થયો નથી.

**જીત ( જાટ )**—ભારતનાં છત્રીસ રાજકુલોની સમસ્ત પ્રાચીન સૂચીઓમાં જીતને પણ સ્થાન પ્રાપ્ત થયું છે, પરંતુ તેમને કોઈ રાજપુત જણાવતું નથી, તેમજ હું કોઇ પણ રાજપુતને જીતની સાથે વૈવાહિક સંબંધ રાખતો જાણુતો નથી. આ એક એવું નામ છે કે જેને ધારણ કરનારા સમસ્ત ભારતવર્ષમાં પ્રસરેલા છે. તેઓ વિશેષત: ખેતીવાડીનું કામ કરે છે તેથી અહીંઆંના લોકોમાં તેમનું ઉચ્ચ પદ રહ્યું નથી.

પંજાબમાં અદ્યાપિ તેઓ પોતાનું પ્રાચીન નામ (જીત) ધારણ કરીને રહેલા છે. ગંગા અને યમુનાના તટપર તેમને જાટ કહેવામાં આવે છે. જાટોમાં ભરતપુરનો રાજા પરમ પ્રસિદ્ધ છે. સિંધુ નદીના તટપર અને સૌરાષ્ટ્રમાં તેમને જટ કહેવામાં આવે છે. રાજસ્થાનમાં કૃષિકારોનો મોટો ભાગ જીત લોકોનો છે. સિંધુ નદીને પેલે પાર જે અગણિત જાતિઓ હાલના ઇસ્લામ ધર્મનું અવલંબન કરે છે, તે પોતાની ઉત્પત્તિ આ વર્ગના લોકોમાંથીજ થયેલી જણાવે છે.

આ જાતિના પ્રાચીન ઇતિહાસના સંબંધમાં પૂર્ણ રીતે પૂર્વે કહેવાઈ ચૂક્યું છે. હવે અમારે માત્ર એટલુંજ કહેવાનું છે કે જેટી લોકો કે જેમની રાજધાની ઝક્ષરતીસ ( સેહન ) નદીપર હતી તેમણે પોતાના રાજ્યની અખંડતા અને પોતાનું નામ સાઇરિસના સમયથી ૧૪ મી શતાબ્દી પર્યંત કાયમ રાખ્યું. આ સમયે જેટી લોકો મૂર્તિપૂજા છોડીને ઇસલામ ધર્મમાં દીક્ષિત થઈ ગયા. હિરોડૉટસ જણાવે છે કે જેટી લોકો ઇશ્વરવાદી હતા અને તેઓ આત્માની અમરતાના સિદ્ધાંતને માનતા હતા.

૧. આ પ્રસિદ્ધ કિલ્લો ખાનદેશમાં છે, જે હાલમાં અંગ્રેજોના અધિકારમાં છે.

૨. કનોજના યુદ્ધમાં જખમી થયેલા યોદ્ધાઓની નામાવલીમાં તેનું નામ 'અટ્ટો ટાંક' લખ્યું છે.

અને ડિગિગનીઝ, ચીના ગ્રંથકારોનું અનુકરણ કરીને જણાવે છે કે અતિ પ્રાચીન કાળમાં તે લોકોએ ફો વા બુદ્ધના ધર્મને ગ્રહણ કર્યો હતો.

જીતોની દંતકથાઓમાં તેમની જાતિનું આદિ નિવાસસ્થાન સિંધુ નદીની પશ્ચિમ તરફના દેશોમાં માનવામાં આવ્યું છે અને તેમને યદુવંશમાંથી ઉત્પન્ન થયેલા જણાવ્યા છે. આ પ્રકારે જે ગ્રંથોમાં યદુવંશીઓને જાબુલિસ્તાનમાંથી નીકળીને આવેલા જણાવવામાં આવ્યા છે, તે ગ્રંથોને તેઓ પુષ્ટિ આપે છે; અને તેથી આ જાતિને કૃષ્ણમાંથી ઉત્પન્ન થયેલી ન માનતાં તેમને યૂચી યુટી, વા જીત લોકોનું મુખ્ય દલ કહેવાને અમને વિશેષ ઇચ્છા થાય છે. આ જાતિ પ્રથમ મધ્ય એશિયામાંથી નીકળીને સિંધુ નદીના અંતસ્થ પ્રદેશોમાં ક્યારે આવી હતી તે પ્રદર્શિત કરનારો કોઇ લેખ અમારી પાસે નથી. આ ઘટના સાઇરસ વા તેના પૂર્વજોની લદાઈઓને લીધે તક્ષક લોકોની સાથેજ બની હશે.

જીત અને તક્ષક લોકો ભારતપર આક્રમણ કરનારી ભિન્ન ભિન્ન સિથિક જાતિઓના ઉત્પાદક હોવાનો સમાન રીતે દાવો કરે છે, એ વાત પૂર્વે લખવામાં આવી છે; અને હાલમાં ગ્રંથકારની પાસે પાંચમી શતાબ્દીનો એક એવો શિલાલેખ મોજુદ છે કે જેમાં ઉભય નામો એકજ રાજાને માટે વાપરવામાં આવ્યાં છે, અને તે રાજામાં સૂર્યની ઉપાસના કરવાનો સિથિયન ગુણ પણ વિદ્યમાન હતો એમ તેમાં જણાવવામાં આવ્યું છે. તેમજ તેમાં એવો પણ ઉલ્લેખ છે કે જીતવંશી રાજાની મા યદુકુલની હતી. આ પરથી તેનો છત્રીસ રાજકુલોમાં સ્થાન પ્રાપ્ત કર્યાનો અને પોતે યદુવંશી હોવાનો દાવો પુષ્ટ થાય છે.

ઇસ્વીસનની પંચમ શતાબ્દી કે જેની સાથે આ લેખ સંબંધ રાખે છે તે જીતોના ઇતિહાસમાં એક ઉપયોગી સમય છે. ડિગિગનીઝ પ્રાચીન ગ્રંથોનાં પ્રમાણથી જણાવે છે કે યૂચી વા જીત લોકો પાંચમી અને છઠ્ઠી શતાબ્દીમાં પંજાબમાં વસ્યા હતા. ઉક્ત શિલાલેખ આ પ્રદેશમાં આવેલા સાલીન્દ્રપુરના રાજાના સંબંધમાં છે. આ નગર શાલિવાહનપુર જ હતું એમાં સંદેહ નથી. આ નગરમાંથી ટાંક લોકોને હાંકી કાઢીને યદુવંશી ભાટીઓએ ત્યાં પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો.

આથી કેટલા સમય પૂર્વે જીત લોકોએ રાજસ્થાનમાં પ્રવેશ કર્યો હતો તેનો નિર્ણય અધિક પ્રાચીન શિલાલેખોપર છોડવો જોઇએ. અત્રે માત્ર એટલુજ કહેવું પરતું છે કે આપણે તેમને ઇ. સ. ૪૪૦ માં રાજ કરતા જોઇએ છીએ.[૧]

જ્યારે યાદવ લોકોને શાલિવાહનપુરમાંથી હાંકી કાઢવામાં આવ્યા અને તેમને સતલજ નદી ઉતરી ભારતનાં મરૂસ્થલમાં દાહિયા અને જોહિયા રાજપુતોની વચ્ચે આશ્રય લેવો પડયો ત્યારે તેમણે પોતાની પ્રથમ રાજધાની દેરાવલ સ્થાપિત કરી અને તેમાંના ઘણા લોકોએ અત્યાચારથી ડરી મુસલમાની ધર્મ ગ્રહણ કરી લીધો. આ જ સમયે તેમણે જાટ નામ ધારણ કર્યું. આ જાટ લોકોની ઓછામાં ઓછી વીશ ભિન્ન ભિન્ન શાખાઓ યદુકુલના ઇતિહાસમાં ગણાવવામાં આવી છે.

જીત લોકો સિંધુ નદીના પૂર્વ તટપર, અમારા શિલાલેખો અને તેમના ઇતિહાસમાં જે સમયનું વૃત્તાંત પ્રાપ્ત થાય છે તે સમયથી પૂરાં પાંચસેં વર્ષો વ્યતીત થયાં ત્યાંસુધી એક બળવાન જાતિના લોકો

---

૧. આ સમયમાં ( ઈ. સ. ૪૪૯ માં ) બે જટ ભ્રાતાઓ કે જેમનાં નામો હેંગિસ્ટ§ અને હોર્સા હતાં તેમણે પોતાની જાતિનું એક દલ જટલૈંડમાં લાવી કેન્ટનું રાજ્ય સ્થાપિત કર્યું. ( પ્રશ્ન-શું આ સંસ્કૃત ભાષાનો કઠી શબ્દ છે, કે જેનો અર્થ સમુદ્રતટ છે ? એના જેવોજ ગૉથિક શબ્દ કૅાંટા છે ) તેમણે ત્યાં જે ધારાઓ ચલાવ્યા અને વિશેષતઃ પૈતૃક ભૂમિના વિભાગના વિષયમાં તેમનો જે ધારો અદ્યાપિ પ્રચલિત છે, કે જે અનુસાર નાના પુત્રને શેષ કરતાં બમણો ભાગ આપવામાં આવે છે અને તેના શિવાયના સર્વ પુત્રોને સરખે ભાગે સંપત્તિ વ્હેંચી આપવામાં આવે છે, તે સર્વ સ્પષ્ટ રીતે સિથિયન કાયદાઓ છે; અને તેને પ્રાચીન કાળના ગૅાથ લોકો ઝક્ષરતીસ ( સેહન ) ના તટપરથી લાવ્યા હતા.

---

§ અલારિકની કારકીર્દિ સમાપ્ત થઇ ગઇ હતી અને થિઓડોરિક (Theodoric) તથા જેન્સેરિક (Genseric) (રિકનો અર્થ સંસ્કૃતમાં રાજા છે) પોતાની સેના આફ્રિકામાં લઇ જતા હતા.

તરિકે રહ્યા હતા. આપણને આ જાતિનું અત્યંત મનોરંજક વૃત્તાંત ભારતવર્ષના વિજેતા મહમૂદના ઇતિહાસમાં લખેલું પ્રાપ્ત થાય છે. મહમૂદના માર્ગનો અવરોધ આ લોકોએ એવી રીતે કર્યો હતો કે જેનું ઉદાહરણ યૂરોપના યુદ્ધોમાં પ્રાપ્ત થઈ શકતું નથી. હીઝરી સન ૪૧૬ (ઈ. સ. ૧૦૨૬) માં મહમૂદે જીતોની સામે એક સેના રવાના કરી હતી કારણ કે તેમણે તેને સૌરાષ્ટ્રપર કરેલા અંતિમ આક્રમણમાંથી પાછા ફરતી વખત માર્ગમાં ઘણો સતાવ્યો હતો અને તેનું અપમાન પણ કર્યું હતું. આ વૃત્તાંત રોચક હોવાથી અમે તેને મૂળ ગ્રંથમાંથી અત્રે ઉદ્ધૃત કરીએ છીએઃ—

"જીત લોકો મુલ્તાનની સીમાની નિકટના પ્રદેશમાં, [1]જૈદના પહાડોની પાસે થઇ વહેતી નદીના કિનારા પર રહેતા હતા. જ્યારે મહમૂદ મુલ્તાનમાં પહોંચ્યો ત્યારે તેણે જીત લોકોનો દેશ મોટી મોટી નદીઓથી રક્ષિત જોઇ ૧૫૦૦ નૌકાઓ[2] તૈયાર કરી. પ્રત્યેક નૌકાની સાથે લોઢાના છ છ ભાલા જડવામાં આવ્યા હતા. આ ભાલાને નૌકાના અગ્ર ભાગ પર બહાર પડતા રાખવામાં આવ્યા હતા, કે જેથી આ પ્રકારના યુદ્ધમાં નિપુણ એવા શત્રુઓ ઉપર ચઢી આવે નહિ. તેણે પ્રત્યેક નૌકામાં વીશ વીશ ધનુર્ધારીઓ અને નફ્થા[3] ( Naphtha ) ના જ્વાલાગ્રાહી ગોળા ફેંકનારા માણસોને જીત લોકોના નૌકાસમૂહને બાળી દેવાને માટે બેસાડયા હતા. પાદશાહ તે લોકોનો નાશ કરવાનો નિશ્ચય કરી મુલ્તાનમાં વિશ્રામ કરી પરિણામની પ્રતીક્ષા કરવા લાગ્યો. જીત લોકોએ પોતાની સ્ત્રીઓ, બાલકો અને સંપત્તિને સિંધસાગરમાં[4] મોકલી દીધી અને ચાર હજાર અથવા બીજાઓના કહેવા પ્રમાણે આઠ હજાર સુસજ્જીત નાવો ગઝનીઓની સાથે યુદ્ધ કરવાને માટે જલમાં છોડી. તત્પશ્ચાત્ એક ભયાનક યુદ્ધ થયું, પરંતુ બહાર નીકળેલા ભાલાઓએ જીત લોકોની કેટલીક નૌકાને ડુબાવી દીધી અને શેષમાં આગ લગાડવામાં આવી માત્ર થોડાજ લોકો આ આપત્તિના સ્થળથી નાશીને બચ્યા અને જેઓ આ પ્રકારે બચ્યા તેમને કેદ થવાનું મહા દુર્ભાગ્ય ભોગવવું પડયું." (ફિરિસ્તા પુસ્તક ૧ લુ.)

નિસ્સંદેહ અનેક માણસો નાશીને બચ્યા હતા અને જે જીત લોકોનો પરાજય થયા પશ્ચાત્ બીકાનેરનું રાજ્ય સ્થાપિત થયું હતું તેઓ આ યુદ્ધમાંથી બચેલા લોકોજ હોય એવો અધિક સંભવ છે.

આ ઘટનાથી થોડા દિવસ પશ્ચાત્ જેટી લોકોનું મૂળ રાજ્ય પણ નાશ પામ્યું અને તે સમયે તે જાતિના નાસી છૂટેલા ઘણા લોકોએ ભારતમાં આવીને આશ્રય ગ્રહણ કર્યો. ઇ. સ. ૧૩૬૦ માં તોગલતાશ તીમૂર એ જેટી જાતિનો મુખ્ય ખાન હતો. આ જાતિ આ સમય પર્યંત મૂર્તિપૂજક હતી. તેણે ખોરાસાન જીતી લઇને ટ્રાન્સ ઑક્સિયાનાપર આક્રમણ કર્યું. ત્યાંનો રાજા નાસી ગયો, પરંતુ તેના ભત્રિજા અમીર તીમૂરે તે સ્થાનને પરાધીન થતું બચાવ્યું, તોગલતાશની સાથે મૈત્રી કરી અને તે જેટી જાતિના એક લક્ષ યોદ્ધાઓનો સેનાપતિ બની ગયો. ઈ. સ. ૧૩૬૯ માં જ્યારે જેટીઓનો ખાન મરણ પામ્યો ત્યારે તીમૂરે પોતાની પ્રજાનાં મન એટલાં વશ કરી લીધાં હતાં કે કોરલટાઇ (Couraltai) અર્થાત્ સાર્વજનિક સભાએ મોટા ખાનની ઉપાધિ જેટી લોકોની પાસેથી લઇને ચગતાઈ તીમૂરને અર્પણ કરી. ઇ. સ.

---

૧ જદુના ડાંગ વા યદુના પહાડને યાદવોના સંક્ષિપ્ત વર્ણનમાં એક એવું મધ્યસ્થ સ્થાન જણાવ્યું છે કે જ્યાં તે લોકોએ મહાભારતના યુદ્ધ પછી ભારતમાંથી નીકળીને વિશ્રામ કર્યો હતો.

૨ આજ સ્થાનની નિકટ સિકંદરે પોતાની નૌકાઓનો કાફલો તૈયાર કર્યો હતો. આ કાફલો ૧૩૦૦ વર્ષ પૂર્વે બેબિલન પર્યંત પહોંચ્યો હતો.

૩ નફ્થા—એ એક પ્રકારનો દ્રવ પદાર્થ હતો, જેનો ઉપયોગ પ્રાચીન કાળમાં આગ લગાડવાને માટે કરવામાં આવતો હતો. ગૌ. હી. ઓઝા.

૪ એને મહાશય ડૉ ( Dow ) ના અનુવાદમાં એક દ્વીપ લખવામાં આવ્યો છે. સિંધસાગર પંજાબના દોઆબો પૈકી એક છે. મેં મહાશય ડૉ કૃત ત્વારિખ ફિરિસ્તાના આરંભિક ભાગનો અનુવાદ મુખ્ય ગ્રંથની સાથે મેળવ્યો છે અને તે લોકોના ધારવા કરતાં અધિક પ્રામાણિક છે. તેમણે અંક, તોલ અને માપના સંબંધમાં અધિક અશુદ્ધિઓ કરી છે અને તેજ કારણથી તેમણે ભારતમાંથી બલપૂર્વક લઈ જવામાં આવેલું ધન એટલું તો અધિક બતાવ્યું છે કે તેપર વિશ્વાસ મૂકી શકાતો નથી.

૧૩૭૦ માં તેણે જેટી જાતિની એક રાજકન્યાની સાથે વિવાહ કર્યો અને પોતાનાં પૈતૃક રાજ્ય ટ્રાન્સ-ઓક્સિયાનામાં કોજેન્ડ ( Kogend ) ને પણ સંયોજી દીધું. જેટી લોકોએ પોતાની સ્વતંત્રતા છોડી તે પૂર્વે રાજવિદ્રોહ અને કત્લથી મનુષ્ય જાતિનું આ પ્રથમ નિવાસસ્થાન પ્રાયઃ ઉજ્જડ થઇ ગયું અને તીમર પોતાને ઇ. સ. ૧૩૮૮ પર્યંત સુરક્ષિત સમજી શકયો નહિ. આ પૂર્વે તેણે જેટી લોકોનાં છ નગરોપર આક્રમણ કરી તેમને બાળીને ભસ્મીભૂત કર્યાં, તેમનાં દ્રવ્યને પોતાના દેશમાં લઇ આવ્યો અને તે જાતિને પ્રાયઃ વિનષ્ટ કરી દીધી.

તેણે યૂરોપના અધિકતર ભાગપર આક્રમણ કર્યા પશ્ચાત્ ભારતવર્ષપર આક્રમણ કર્યું. યૂરોપપર આક્રમણ કરી તેણે મોસ્કો ( Moscow ) નગર હસ્તગત કર્યું અને અસભ્ય ઉરૂઝ ( Ooroos ) ના સિપાઇઓને કત્લ કર્યા હતા. તેણે ભારતવર્ષપર આક્રમણ કરી પોતાના પ્રાચીન શત્રુ " જેટી લોકો કે જે તોહીમ ( Toheem ) નાં મેદાનોમાં વસતા હતા તેમાંના બે સહસ્ત્ર માણસોને પોતાની તલવાર-વતી કત્લ કરી મરૂસ્થલી પર્યંત તેમની પૂંઠ પકડી અને કગ્ગરની[1] નિકટ બીજા પણ અનેક માણ-સોની હત્યા કરી. "

તે છતાં પણ જીત લોકો પંજાબમાં કાયમ રહ્યા અને સાંપ્રતમાં ભારતમાં મહા પ્રતાપી તથા સ્વતંત્ર રાજા લાહોરનો જીતવંશી ( રણજીતસિંહ ) જ છે. પાંચમી શતાબ્દીમાં જ્યાં યૂચી લોકો વસ્યા હતા અને જ્યાં ગઝનીથી હાંકી કાઢવામાં આવ્યા પશ્ચાત્ યદુવંશીઓએ ટાંક લોકોનો નાશ થતાં પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો, તેજ પ્રદેશોમાં ઉક્ત જીત વંશી રાજાનો અધિકાર હતો. જીત જાતિના અશ્વારોહી-ઓમાં સિથિયન રીતભાતોનો કેટલોક અંશ પ્રાપ્ત થાય છે અને પ્રાચીન કાળમાં યદુવંશી કૃષ્ણ જે ચક્રનો ઉપયોગ કરતા હતા તેનો ઉપયોગ અદ્યાપિ આ લોકો કરે છે.

**હન વા હુણ**—આ સિથિયન જાતિઓ પૈકી જેમને ૩૬ રાજકુલોમાં સ્થાન પ્રાપ્ત થયું છે, તેમાંની એક હુણ પણ છે. આ જાતિ કે જે યૂરોપમાં પોતાના ઉપદ્રવો અને વસ્તીને લીધે અતિ પ્રસિદ્ધ છે તેણે ભારતવર્ષપર ક્યારે આક્રમણ કર્યું તે આપણને જ્ઞાત નથી. પરંતુ ઇતર ઘણી જાતિઓની સાથે તેણે ભારતવર્ષપર આક્રમણ કર્યું હતું એમાં તો કિંચિત્ પણ શક નથી. આ જાતિઓ સૌરાષ્ટ્રના દ્વીપકલ્પમાં અદ્યાપિ વર્તમાન છે, જેવી કે કઠ્ઠી ( કાઠી ) બલ્લા ( બાલા ) અને મકવાણા વગેરે.[2] તથાપિ આ જાતિઓનાં નામ માત્ર ઉક્ત દ્વીપકલ્પની વંશાવલીઓમાંજ પ્રાપ્ત થાય છે. યદ્યપિ આપણને હુણોનું નામ ભારતના અતિ પ્રાચીન ઐતિહાસિક ગ્રંથો અને શિલાલેખોમાં પ્રાપ્ત થાય છે તોપણ આ લોકો ઉત્તર તરફના ભાટોની સૂચીમાં સ્થાન પ્રાપ્ત કરી શકયા નથી.

આ જાતિનું સર્વથી પ્રાચીન વૃત્તાંત એક એવા શિલાલેખમાં પ્રાપ્ત થાય છે કે જેમાં બિહારના એક રાજાના પરાક્રમનું વર્ણન છે. આ રાજાએ ઇતર વિજયો પ્રાપ્ત કર્યા ઉપરાંત " હુણ લોકોનો ગર્વ પણ ઉતાર્યો હતો. " મેવાડના પ્રાચીન રાજાઓના ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે જ્યારે મુસલમાનોએ ભારતપર કરેલા પ્રથમ આક્રમણમાં ચિત્તોડપર હલ્લો કર્યો હતો ત્યારે જે સમસ્ત રાજપુતોએ મેવાડના રાજાને સહાય કરી તેનું સંરક્ષણ કરવું પોતાનું કર્તવ્ય માન્યું હતું તેમની સૂચીમાં હુણોના સરદાર

---

૧ અબુલગાઝીનું પુસ્તક (વૉલ્યુમ) ૧ લું અધ્યાય ૧૬.:–દિલ્હીના સુલ્તાન મહમૂદની સાથે યુદ્ધ કર્યા પશ્ચાત્ તૈમૂરે, તેના ઇતિહાસલેખકના લેખાનુસાર " એક લાખ કાફિર ગુલામોને કાપી નાખવાની " આજ્ઞા આપી. " મોટી મસ્જીદમાં આગ લગાડવામાં આવી અને કાફિરોના આત્મા નરકકુંડમાં મોકલી દેવામાં આવ્યા. તેમનાં મસ્તકોનો મિનારો ખડો કરવામાં આવ્યો અને તેમની લાશો હિંસક પશુ પક્ષી-ઓના ભક્ષણાર્થે ફેંકી દેવામાં આવી. મેરતામાં કાફિર ગુબરીઓ ( Guebris ) ની જીવંત ચામડી ઉતા-રવામાં આવી " આ કાર્ય તૈમૂરલંગની આજ્ઞાથી કરવામાં આવ્યું, કે જે પુરૂષમાં સર્વે મહાન અને ઉત્તમ ગુણો હતા એમ યૂરોપના નાટકમય ઇતિહાસના લેખકો જણાવે છે.

૨ હૂણોએ ભારતવર્ષપર ઇસ્વીસનની પાંચમી શતાબ્દીના મધ્ય ભાગમાં ગુપ્તવંશના રાજા કુમાર ગુપ્તના દેહાંત સમયે આક્રમણ કર્યું હોય એમ પ્રતીત થાય છે. ગૌ. હી. ઓઝા.

અંગત્સીનો પણ નિર્દેશ છે. ડિગિગનીઝ હૂણ વા મોગલોના એક દલને અંગત તરિકે ઓળખાવે છે. અને અબુલગાઝી જણાવે છે કે જે તાતાર જાતિ ચીનની મોટી દિવાલની રક્ષા કરતી હતી, તેનું નામ અંગત્તી હતું અને તેનો એક સ્વતંત્ર રાજા હતો, જેનો મોટો પગાર અને મહાન પ્રતિષ્ઠા હતી. જે દેશોમાં હિયાંગનો અને ઔહુઓન અર્થાત્ તુર્ક અને મોગલ જાતિના લોકો વસતા હતા તે 'તાતાર'ના નામથી ઓળખાતા હતા અને આ નામ તાતાન દેશપરથી પડયું છે. આ દેશનો વિસ્તાર ઇર્તિશ નદીના તટથી અલ્ટાઇ પહાડોની સાથે સાથે પીતસાગરના તટ પર્યંત પહોંચ્યો હતો. આ દેશોનું વર્ણન હૂણ જાતિના ઇતિહાસલેખકે વિસ્તારપૂર્વક કર્યું છે. આ હૂણ જાતિના ઇતિહાસલેખકનું અનુકરણ કરીને તથા ઇતર સ્વતંત્ર સાધનોદ્વારા રોમના વિનાશના ઇતિહાસના લેખકે (ગિબને) તેમનાં યૂરોપપરનાં આક્રમણનું વર્ણન અતિ રોચક બનાવી મૂકયું છે. પરંતુ જે લોકોની ઇચ્છા આ લોકોના પૂર્વ સમયના ઇતિહાસ અને રીતભાતની સાથે સંબંધ ધરાવતી સમસ્ત બાબતો જાણવાની હોય, તેમણે માલ્ટેબ્રનની[૧] ભૂગોલ ( Geography of Malte Brun ) નામક પાંડિત્ય અને અન્વેષણનાં સ્મારકને અવશ્ય જોવું જોઇએ.

ડિ એન્વિલ, કૉસ્મસ નામક પરિવ્રાજકના ગ્રંથના આધારપરથી જણાવે છે કે શ્વેત હૂણ લોકો ( Leukoi Ounnoi ) ભારતના ઉત્તર ભાગપર અધિકાર ભોગવતા હતા. અને આ લોકોનું એક દલ સૌરાષ્ટ્ર અને મેવાડમાં પણ વસ્યું હોય એવો ઘણો સંભવ છે.

દંતકથા હૂણોનું નિવાસસ્થાન ચંબલ નદીના પૂર્વ તટપર બાડોલી નામક પ્રાચીન સ્થાનમાં જણાવે છે, અને તે સ્થલનાં પ્રસિદ્ધ મંદિરોમાંનું એક કે જેનું નામ સિંગાર ચૌરી છે, તે ઉક્ત નદીના બીજા કિનારાપર જ્યાં વર્તમાન ભીંસરોર આવેલું છે તે પ્રદેશમાં પણ જેનો અધિકાર હતો એવા હૂણ જાતના રાજાનો વિવાહમંડપ છે. હૂણોને ગુજરાતના ઇતિહાસમાં જે સ્થાન આપવામાં આવ્યું છે તે સ્થાન પ્રાપ્ત કરવા જેટલો પ્રતાપ બારમી શતાબ્દીમાં અવશ્ય તેમનામાં હશેજ. આ જાતિ હજી નષ્ટ થઈ નથી. ભારતના મહા બુદ્ધિમાન જીવિત ભાટોમાંના એકે આ ગ્રંથકારને નિશ્ચયપૂર્વક જણાવ્યું કે આ જાતિ અદ્યાપિ વિદ્યમાન છે. અને એક સમયે પ્રવાસમાં તે આ ગ્રંથકારની સાથે હતો ત્યારે તેણે મહી નદીને કિનારે કેટલાંક હૂણ[૨] લોકોનાં નિવાસસ્થાન બતાવીને તેની ખાત્રી કરી આપી. જો કે

---

૧ Precis de Geographie universelle મહાશય માલ્ટેબ્રન હંગેરિયન અને સ્કૅન્ડિનેવિયન લોકોની વચ્ચે ભાષાની સમાનતાને લીધે સંબંધ હોવાનું જણાવે છે. "આ પ્રાચીન સમયમાં હૂણ, ગૉથ, જટ અને એસિસ લોકો તથા બીજા ઘણા લોકો ઓડિનની પ્રાચીન વેદીની આસપાસ એકત્રિત થતા હતા" તેણે આપણને જે શબ્દો આપ્યા છે તે સંસ્કૃતમાંથી નીકળેલા છે. પુસ્તક છઠ્ઠું, પૃષ્ઠ ૩૭૦.

૨ હૂણવંશ-મધ્ય એશિયામાં રહેનારી એક પ્રાચીન જાતિનું નામ હૂણ છે. આ જાતિના લોકો ઘણા પ્રબલ થયા અને તેમણે એશિયા તથા યૂરોપના કેટલાક દેશો જીતી લઇ તેપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો. ચીના ગ્રંથકારોએ તેમને 'યૂન્ યૂન્,' 'યેથિલેટો' વા 'યેથ' લખ્યા છે; ગ્રીક અર્થાત્ યૂનાની ઇતિહાસલેખકોએ તેમને 'ઉન્નોઇ' (હૂણ), 'લુકોઇ ઉન્નોઈ' (શ્વેતહૂણ) વા 'એફ્થલાઇટ' જણાવ્યા છે; આર્મીનિયન લેખકોએ 'હુંક;' અને સંસ્કૃત ગ્રંથકારોએ તેમને 'હૂણ' 'હૂન' 'શ્વેત હૂણ' વા 'સિતહૂણ' લખ્યા છે. સંસ્કૃત ગ્રંથકારો તેમની ગણના આચારભ્રષ્ટ લોકો અર્થાત્ મ્લેચ્છોમાં કરે છે, પરંતુ તેમનો વિવાહસંબંધ રાજપુતોની સાથે હોવાનાં ઉદાહરણો પ્રાચીન શિલાલેખો પ્રભૃતિમાંથી મળી આવે છે.

ઈ. સ. ૪૨૦ ની આસપાસ મધ્યએશિયામાં ઑક્સસ નદીની નિકટ રહેતા હૂણોએ ઇરાનના સસાનિયન વંશી પાદશાહોની સાથે યુદ્ધ કરવાનો પ્રારંભ કર્યો અને યઝદેઝર્દ દ્વિતીય (ઈ. સ. ૪૩૮-૪૫૭) તથા ફીરોઝ (ઈ. સ. ૪૫૭-૪૮૪)ને પરાસ્ત કરી તેમનો કેટલોક મુલક તાબે કરી લીધો. પછી તેમણે હિંદુસ્થાનના સીમાંતપરનો પ્રદેશ આધીન કરી ક્રમશઃ આગળ ચાલવા માંડયું. ચીના યાત્રાળુ સંગયૂ કે કે જે પ્રાયઃ ૫૨૦ માં ગાંધાર દેશમાં આવ્યો હતો, તે લખે છે કે "અહીંઆંનો રાજા યેથેલેટો (હૂણ) છે. તે અતિ લડાયક છે અને તેની સેનામાં ૭૦૦ હાથીઓ રહે છે. હૂણ લોકોએ ગાંધાર દેશ જીતી

આ લોકો ભ્રષ્ટ થયેલા અને અન્ય જાતિઓમાં મિશ્રિત થયેલા જણાયા.†

અમે એવું અનુમાન કરી શકીએ છીએ કે મધ્ય એશિયામાં કેટલાંક પરિવર્તન થવાથી મોટી જન સખ્યાના આ લોકોને જીવનનિર્વાહનાં સાધનો ખોળવાને યુરોપમાં જવું પડયુ હતું. ભારતે આવી

લઇ લેલિહને પોતાનો રાજા બનાવ્યો હતો. વર્તમાન રાજા તેનાથી ત્રીજો છે." ઇ. સ. ૫૨૦ માં ગાંધાર દેશનો રાજા મિહિરકુલ હતો, એટલે લેલિહ તેનો પિતામહ હોવો જોઇએ.

કુમાર ગુપ્તના અંતિમ સમયમાં હૂણોએ ગુપ્તોના મહારાજ્યપર આક્રમણ કર્યું અને તે (કુમાર ગુપ્ત) ના પુત્ર સ્કંદગુપ્તે ઇ. સ. ૪૫૪ ની પૂર્વે હૂણોપર વિજય પ્રાપ્ત કર્યો. હૂણોનું આ આક્રમણ લેલિહના સમયમાં થયેલું હોવું જોઇએ. સ્કંદગુપ્તના દેહાંત પછી તોરમાણ કે જે લેલિહનો પુત્ર વા ઉત્તરાધિકારી હોવો જોઇએ તેણે ભાનગુપ્તને પરાસ્ત કરી ગુપ્ત સંવત્ ૧૯૧ (વિ. સં. ૫૬૭=ઇ. સ. ૫૧૦) માં માલવા વગેરે દેશોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. તોરમાણ એ હૂણોમાં પ્રતાપી રાજા થયો. તેને આધીન ગાંધાર, પંજાબ, કાશ્મીર, માલવા, રાજપુતાના, તથા સંયુક્ત પ્રદેશનો મોટો ભાગ હોવો જોઇએ. તેણે માલવા દેશ જીતી લીધો તત્પશ્ચાત્ અલ્પ સમયમાં તેનો દેહાત થઇ ગયો અને તેનો પુત્ર મિહિરકુલ તેના રાજ્યનો સ્વામી બન્યો. ચીના યાત્રાળુ હુએન્સંગના સફરનામામાં તથા કલ્હણ કૃત રાજતરંગિણી અને કેટલાક શિલાલેખોમાં તે(મિહિરકુલ)નુ વૃત્તાત પ્રાપ્ત થાય છે, જે પરથી પ્રતીત થાય છે કે તેની રાજધાની શાકલ નગર હતું. એ મહાવીર રાજા હતો અને તેણે સિંધ વગેરે અનેક દેશો જીતી લીધા હતા. પ્રથમ એની આસ્થા બૌદ્ધ ધર્મપર હતી, પરંતુ પાછળથી બૌદ્ધો પ્રત્યે નારાજ થઇ તેણે તેમના ઉપદેશકોને સર્વત્ર મારવાની તથા બૌદ્ધધર્મને નિર્મૂલ કરવાની આજ્ઞા કરી. એણે ગાંધાર દેશમાં બૌદ્ધોના ૧૬૦૦ સ્તૂપો તથા મઠો તોડાવી નંખાવ્યા અને કેટલાક લાખ માણસોને મારી નંખાવ્યા. તેનામાં દયાનો લેશ પણ નહોતો. માલવાના રાજા યશોધર્મ તથા મગધના ગુપ્તવંશી રાજા બાલાદિત્યે (નરસિંહ ગુપ્તે) તેને વિ. સં. ૫૮૯ (ઈ. સ. ૫૩૨) ના અરસામાં પરાસ્ત કર્યો, તે સમયથી મિહિરકુલના અધિકારમાંથી મધ્ય હિંદુસ્થાનના માલવા ઈત્યાદિ દેશો નીકળી ગયા હતા, પરંતુ કાશ્મીર, ગાંધાર પ્રભૃતિ તરફના દેશોપર તેનો અધિકાર અધિક સમય પર્યંત રહ્યો હતો એમ પ્રતીત થાય છે. યશોધમદ્વારા પરાજિત થયા પછી હૂણ લોકો પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે લડતા રહ્યા હોય એમ પ્રતીત થાય છે. થાણેશ્વરના વૈશવંશી રાજા પ્રભાકરવર્ધન, રાજ્યવર્ધન તથા હર્ષવર્ધન હૂણોની સાથે લડયા હતા. તેજ પ્રકારે હૈહય (કલચુરી) વંશી રાજા કર્ણ, પરમાર વંશી રાજા સિંધુરાજ, અને રાઠોડ કક્કલ (કર્કરાજ દ્વિતીય) આદિ પણ, હૂણોની સાથે લડયા હતા, એમ તેમના લેખ વગેરેપરથી પ્રતીત થાય છે. હવે હૂણોનુ કોઇ રાજ્ય રહ્યુ નથી અને એ કોમ નષ્ટ થઇ ચૂકી છે.

હૂણોએ ઇસ્વીસનની પાંચમી શતાબ્દીમાં ઇરાનનો ખજાનો લૂંટયો અને તેઓ ત્યાંની દોલત હિંદુસ્થાનમાં લઈ આવ્યા, જેથી ઇરાનના અસાનિયન શૈલીના શિક્કાઓ કે જે શિક્કા કલદાર રૂપિઆની બરાબર કિંતુ ઘણા પાતળા થતા હતા, અને જેની એક બાજુપર રાજાની મુદ્રા લેખસહિત અને બીજી બાજુપર પ્રદીપ્ત અગ્નિનો ઉચ્ચ કુંડ હતો. અને કુંડની બે બાજુએ બે પુરૂષો ઉભા હતા, તે હિંદુસ્થાનમાં આવ્યા અને હૂણોએ પણ આ દેશમાં તે શિક્કાને મળતા શિક્કા ચલાવ્યા. હૂણોનું રાજ્ય નષ્ટ થયા પશ્ચાત્ પણ ઇસ્વીસનની અગીઆરમી શતાબ્દોની આસપાસ પર્યંત તેજ શૈલીના (લેખ વિનાના) શિક્કા પ્રચલિત રહ્યા. પરતુ ક્રમશઃ તેનો આકાર ઘટવાની સાથે તેપર એટલે સુધી બેડોળપણું આવી ગયું કે તેની ઉપરનો રાજાનો ચ્હેરો ઓળખવો દુસ્તર થઈ પડયો. આથી લોકોએ રાજાના ચ્હેરાને ગર્ધવની ખરી ઠેરવી અને તે શિક્કા 'ગધિયા' વા 'ગધિયા' ના નામથી પ્રસિદ્ધ થઇ ગયા, પરંતુ ગર્ધવ (ગધેડા) ની સાથે તેને કાંઇ પણ સંબંધ નથી. ગૌ. હી. ઓઝા.

† ઉક્ત ભાટ જણાવે છે કે વડોદરાથી ત્રણ કોશના અંતરપર ત્રિસોવી ગામમાં આ હૂણ લોકોનાં ત્રણ ચાર ઘર છે. અને ખીચી જાતિનો ભાટ મોગજી જણાવે છે કે હૂણ લોકોની દંતકથાઓપરથી પ્રતીત થાય છે કે એ જાતિના પુષ્કળ પરાક્રમશાળી રાજાઓ ભારત વર્ષમાં થઈ ગયા છે.

મનુષ્યોની વૃદ્ધિમાં ભાગ લીધો નહિ. આશ્ચર્યની વાત તો એ છે કે આ લોકો હિંદુ શી રીતે કહેવાયા? આપણે તેમને અતિ નિકૃષ્ટ પંક્તિના શૂદ્ર તો કહી શકતાજ નથી; કારણ કે યદ્યપિ કટ્ટી (કાઠી) અને બલ્લા (બાલા) લોકો રાજપુત કહેવાતા વા ગણાતા નથી તોપણ તેઓ શૂદ્રના દરજ્જા પ્રત્યે ઘૃણા ધરાવે છે.

**કટ્ટી (કાઠી)**—આ લોકોની પ્રાચીન અવસ્થાના સંબંધમાં પૂર્વે ઘણું કહેવાઇ ચૂકયું છે અને રાજસ્થાન તથા સૌરાષ્ટ્ર એ ઉભય દેશોની સમસ્ત વંશાવલીઓના લેખકો તેમને ભારતનાં રાજકુલોમાં સ્થાન આપવાને માટે સહમત છે. આ જાતિ ભારતમાં આવેલા પશ્ચિમ દ્વીપકલ્પની અત્યંત પ્રસિદ્ધ જાતિઓમાંની એક છે; અને તેણે સૌરાષ્ટ્રના નામને બદલીને કાઠિઆવાડ કરી દીધુ છે.

અહીંઆં (કાઠિઆવાડ)ના નિવાસીઓમાં કટ્ટી જાતિએજ પોતાની પ્રાચીનતા અધિકતર સ્થાયી રાખી છે. તેનો ધર્મ, તેની રીતભાત અને તેની મુખમુદ્રા, એ સર્વ મૂર્તિમંત સિથિયન છે. સિકંદરના સમયમાં આ જાતિના લોકો પંજાબમા પાંચે નદીઓના સંગમની નિકટના ખૂણાપર અધિકાર ભોગવતા હતા. આ લોકોની સાથે લડવાને માટે સિકંદર સ્વયં ગયો હતો. તેમની સાથે થયેલા યુદ્ધમાં સિકંદરનો પ્રાણ જતો જતો બચ્યો[1] અને તે સ્થાનપર તેણે પોતાની વૈરવૃત્તિનું અપૂર્વ સ્મારક ચિહ્ન મૂકયુ. કટ્ટી લોકોનો પત્તો આ સ્થળેથી લઇને તેમના વર્તમાન નિવાસસ્થાન પર્યંત લાગી શકે છે. જેસલમીરના ઇતિહાસના આરંભિક ભાગમાં ત્યાંના લોકોને કટ્ટી લોકોની સાથે થયેલા યુદ્ધનુ વર્ણન કરવામાં આવ્યુ છે અને તેમની પોતાની દંતકથાઓ તેમને આઠમી શતાબ્દીના અરસામા સિંધુ નદીની ખીણુના દક્ષિણ પૂર્વ ભાગમાંથી આવીને આ દ્વીપકલ્પમાં વસેલા જણાવે છે.

બારમી શતાબ્દીમાં કટ્ટી લોકો પૃથ્વીરાજની સાથેનાં યુદ્ધોમાં પ્રસિદ્ધ હતા. આ જાતિના કેટલાક સરદારો તેની તથા તેના શત્રુ કનોજના રાજાની સેના સાથે સંબંધ ધરાવતા હતા. યદ્યપિ આ સમયે તેઓ કેટલેક અંશે અણહિલપુરના રાજાને આધીન રહી કાર્ય કરતા હતા, તોપણ એમ જણાય છે કે આ ઘટના કાંઇ પણ દબાણ કરતાં અધિકતર તેમની સ્વેચ્છાથીજ બનતી હતી.

કટ્ટી લોકો અદ્યાપિ સૂર્યની પૂજા કરે છે, શાંતિપ્રિય હુન્નરો પ્રત્યે ઘૃણા ધરાવે છે અને પોતાના પૂર્વકાળના લૂટફાટના ઉદ્યમની અનિશ્ચિત કમાઈ કરતાં શાંતિપૂર્વક શ્રમ કરીને પોતાનો નિર્વાહ કરવામાં ઘણા અસંતુષ્ટ છે. તે લોકો પોતાના અશ્વપર આરૂઢ થઇ, હાથમાં ભાલો લઇ શત્રુ અને મિત્રની પાસેથી પોતાનો બ્લેકમેલ ( Blackmail ) અર્થાત્ ઉપદ્રવોનો કર ઉઘરાવતા રહેવા શિવાય બીજા કોઇ પણ ધંધાથી પ્રસન્ન થતા નથી.

કૅપ્ટન મૅકમર્ડોના, આ જાતિની રીતભાત વિષેના લેખને અહીંઆં ઉદ્ધૃત કરી અમે આ સંક્ષિપ્ત વૃત્તાંત સમાપ્ત કરીશું. "કટ્ટી જાતિ કોઈ કોઈ બાબતમાં રાજપુત જાતિથી ભિન્ન છે. તે સ્વભાવે અધિક નિર્દય છે. પરંતુ વીરતાના ગુણમાં તે રાજપુત કરતાં ઘણી ચઢતી છે. અને કટ્ટી કરતાં અધિક બળવાન મનુષ્ય કોઇ પણ નથી. તેનું કદ સાધારણ લોકો કરતાં ઘણું મોટું છે. તે જાતિના મનુષ્યો પ્રાયઃ છ ફીટથી અધિક ઉંચા થાય છે. ક્વચિત્ ક્વચિત્ તેઓ સુંવાળા વાળ અને નીલવર્ણ નેત્રવાળા પણ જણાય છે. તેમનું શરીર કસરતી અને મજબૂત હાડવાળું હોય છે; અને તે વિશેષતઃ તેમની જીવનપ્રણાલિને બરાબર અનુકૂળ હોય છે. તેમનું મુખ તેજસ્વી હોય છે, પરંતુ તે ખરાબ પ્રકારનું હોય છે, કારણ કે તેપર કઠોરતા પ્રકાશતી હોય છે અને બહુધા મૃદુતાનુ એક પણ લક્ષણ દ્રષ્ટિગોચર થતું નથી.[2]

---

૧ સિકંદર પાદશાહ ઈ. સ. પૂ૦ ૩૨૬ માં પંજાબપર કરેલા આક્રમણ પ્રસંગે ત્યાંના કાઠીઓની સાથે લડયો હતો. ગૌ. હી. ઓઝા.

૨ આ લોકોની મુખમુદ્રા તથા તેમનાં નીલવર્ણનાં નેત્રો કે જેથી તેઓ ગૅાથિક વા જેટી વંશના પ્રતીત થાય છે, તે વિષે વિશેષતઃ મારા સ્વવૃત્તાંત ( Personal narrative ) માં જણાવીશ.*

---

* કાઠી લોકો અધુના વિશેષતઃ કાઠીઆવાડમાં આબાદ છે અને ત્યાંજ તેમનું રાજ્ય છે. તેમનામાં મુખ્ય ત્રણ જાતિઓ છે. ખુમાણ, ખાચર અને વાલા; જેમાંથી વાલા પોતાની ઉત્પત્તિ રાજપુત પિતા અને કાઠી જાતિની માતાથી થયેલી બતાવે છે. રાજપુતો કાઠીઓની સાથે વિવાહાદિ સંબંધ રાખતા નથી. ગૌ. હી. ઓઝા.

**બલ્લા ( બાલા )**—પ્રાચીન તથા આધુનિક સમસ્ત વંશાવલીલેખકો બલ્લા જાતિનું નામ રાજકુલોમાં અંતર્ભૂત કરે છે. ભાટ લોકો તેમને આશીર્વાદ આપતાં "ઠઠ્ઠા મુલ્તાનના રાવ" કહે છે, જેપરથી પ્રતીત થાય છે કે તેમનુ મૂળ નિવાસસ્થાન સિંધુ નદીના તટપર હતું. પરંતુ તેઓ સૂર્યવંશી હોવાનો દાવો કરે છે. અને કહે છે કે અમારો આદ્ય પુરુષ બલ્લા વા બપ્પા[1] રામચંદ્રના જ્યેષ્ઠ પુત્ર લવનો દિકરો હતો. અને સૌરાષ્ટ્રમાં તેમની વસ્તી પ્રાચીન સ્થાન ટાંકમાં હતી, કે જે અધિક પ્રાચીન કાળમાં મોંગીપટ્ટણ કહેવાતું હતું, અને તેની આસપાસના પ્રદેશને જીતી લઇને તેમણે તે દેશનું નામ બલ્લક્ષેત્ર ( વલ્લભીપુર એની રાજધાની હતું ) રાખ્યું અને બલ્લારાયની[2] ઉપાધિ ધારણ કરી. આ બાબતમાં તેઓ મેવાડના ગેહલોત ( ગુહિલોત ) વંશની સાથે સમાનતા રાખવાનો દાવો કરે છે અને તેઓ ગેહલોત વંશની એક શાખા હોય એ વાત અસંભવિત લાગતી નથી, કારણ કે એ વંશનો અધિકાર સૌરાષ્ટ્ર દેશમાં દીર્ઘ કાળ પર્યંત રહ્યો હતો. ગેહલોતોએ મહાદેવની પૂજા ગ્રહણ કરી તે પૂર્વે, તેમની ઉપાસનાનો મુખ્ય દેવતા સૂર્ય હતો. તેમણે મહાદેવની ઉપાસના ગ્રહણ કરી તે સમય તેમના ઇતિહાસમાં આપવામાં આવ્યો છે. ગેહલોત લોકો સૂર્યોપાસક હતા તેપરથી બલ્લા લોકો પ્રત્યેક રીતે સિથિયન લોકોની સાથે જે સમાનતા રાખવાનો દાવો કરે છે, તે સમાનતા ગેહલોતો પણ સિથિયન લોકોની સાથે રાખતા પ્રતીત થાય છે.

આથી વિપરીત, સૌરાષ્ટ્રના બલ્લા લોકો પોતાને ઇંદુ વંશના જણાવે છે. તેઓ કહે છે કે અમે બલિક પુત્રો છીએ. આ બલિક પુત્રો સિંધુ નદીના કિનારાપર આરોરના પ્રાચીન રાજા હતા. તેમના આ દાવાનો નિર્ણય કરવો એ અનુચિત સાહસ થઇ પડશે. પરંતુ હું એવું અનુમાન કરવાનું સાહસ કરૂં છું કે તેઓ આરોરના સંસ્થાપક સેહલ ( શલ ) નાં સંતાનો હશે. આ શલ મહાભારતના રાજાઓ પૈકી એક હતો.

કટી લોકો બલ્લા લોકોમાંથી ઉત્પન્ન થયાનો દાવો કરે છે, કે જે તેમનું મૂળ નિવાસસ્થાન ઉત્તરમાં હોવાનું એક વધુ પ્રમાણ છે, અને તેથી "મુલ્તાન તથા ઠઠ્ઠાના રાવ" એવો ભાટોનો આશીર્વાદ સત્ય ઠરે છે. તેરમી શતાબ્દીમાં બલ્લા લોકો મેવાડપર આક્રમણ કરવાને માટે સંપૂર્ણ રીતે બળવાન હતા અને ચોટિલાના બલ્લા સરદારને મારવો, એ પ્રસિદ્ધ રાણા હમ્મીરનું પ્રથમ સાહસ કર્મ હતું. ટાંકનો વર્તમાન રાજા બલ્લા છે ને આ જાતિની પ્રતિષ્ઠા અદ્યાપિ તે દ્વીપકલ્પમાં સ્થાયી છે.

**ઝાલા મકવાણા**—આ જાતિ પણ સૌરાષ્ટ્રના દ્વીપકલ્પમાં વસેલી છે. તે રાજપુત કહેવાય છે, પણ તે સૂર્યવંશી[3], ચંદ્રવંશી કિંવા અગ્નિવંશી ગણાતી નથી. અને અમો તેને ઉત્તર તરફના દેશોમાંથી આવેલી જણાવીએ છીએ; જો કે આ વાત અમે યથાર્થ રીતે સિદ્ધ કરી શકતા નથી. આ જાતિના લોકો હિંદુસ્થાન વા રાજસ્થાનમાં પણ ઘણા ઓછા પ્રસિદ્ધ છે. રાજસ્થાનમાં આ લોકો સર્વ પ્રકારે સૌરાષ્ટ્રના પ્રાચીન રાજા

---

૧ બપ્પા—મેવાડના ગુહલોતો ( સિસોદીઆઓ ) ના પ્રસિદ્ધ પૂર્વજ બપ્પા વા બાપા રાવલને બલ્લો ( બાલાઓ ) ની સાથે કાંઇ પણ સંબંધ નહોતો. વાલ વા બલ્લા જાતિના રાજપુતો પણ છે, અને કાઠીઓ પણ છે. આથી કેટલાક લોકોનું એવું અનુમાન છે કે બલ ( બલ્લા ) રાજપુતો અને વાલ ( વાલા ) કાઠીઓ એકજ જાતિના હોવા જોઇએ. પરંતુ વાલ રાજપુતો વાલ કાઠીઓથી ઘણા કાળ પૂર્વે, અર્થાત્ ગુપ્તોનું મહા રાજ્ય નષ્ટ થયું તે સમયે આવ્યા હતા, જેથી તેઓ રાજપુતોની સાથે મળી ગયા, પરંતુ વાલ ( વાલા ) કાઠીઓ ( કે જેઓ કાઠીઓના અગ્રણી મનાતા હતા ) ઘણા સમય પછી આવ્યા, જેથી તેઓ રાજપુતોમાં સામિલ થવા પામ્યા નહિ. ગૌ. હી. ઓઝા.

૨ બલ્લારાયની ઉપાધિ એ કેવળ કર્નલ ટૉડની કલ્પના છે; એનું લિખિત પ્રમાણ ક્યાંય પણ પ્રાપ્ત થતું નથી. વલ્લભીપુર ( કાઠીઆવાડમાં )ની દક્ષિણે આવેલા બલ ક્ષેત્રના નામપરથીજ કર્નલ ટૉડે વલ્લભીની આસપાસના પ્રદેશપર રાજ્ય કરનાર સમસ્ત રાજાઓને આ ઉપાધિ લાગુ પાડી છે. ગૌ. હી. ઓઝા.

૩ કર્નલ ટૉડ લખે છે કે ઝાલા જાતિ સૂર્યવંશી, ચંદ્રવંશી કિંવા અગ્નિવંશી ગણાતી નથી. પરંતુ ઇસ્વીસનની પંદરમી શતાબ્દીમાં ગાંધાર કવિએ મંડલિક કાવ્ય રચ્યું તેના છઠ્ઠા સર્ગમાં તેણે ઝાલાઓને ચંદ્રવંશી જણાવ્યા છે. ગૌ. હી. ઓઝા.

અર્થાત્ મેવાડના વર્તમાન રાજકુલને આશ્રયેજ પ્રવિષ્ટ થયા હતા. આ રાજકુલની મંજુરીથી સર્વ દોષો ઢંકાઇ જાય છે. મહારાણા પ્રતાપ, જ્યારે અકબરના સંપૂર્ણ સૈનિક બળના બોજા હેઠળ દબાઈ ગયા હતા, તે સમયે ઝાલા સરદારે સ્વામીભક્તિનું એક દીપ્તિમાન કાર્ય કર્યું તેથી તેમને ઉક્ત મહારાણા તરફથી કૃતજ્ઞતા શિવાય તેમનાથી આપી શકાય એવું સર્વોત્તમ આદર સન્માન પ્રાપ્ત થયું; અર્થાત્ રાણાએ તેની સાથે પોતાની કન્યા પરણાવી અને તેને પોતાના જમણા હાથપર આસન આપ્યું. તે સરદારને આ પ્રતિષ્ઠા તેના કાર્યથી પ્રાપ્ત થઇ હતી; તે કાંઇ છત્રીસ રાજકુલોમાં તેનો દરજ્જો ઉચ્ચ મનાવાનાં કારણથી પ્રાપ્ત થઇ નહોતી. આ વાતનું સ્પષ્ટ પ્રમાણ આપણને પાછલા સમયમાં પ્રાપ્ત થયું, કે જ્યારે વર્તમાન રાણા (ભીમસિંહ) નું, પોતાના વંશની એક દૂરની શાખાની કન્યાને કોટાના ઝાલા રાજાની સાથે પરણાવવાની અનુમતિ[1] આપવાનું કામ અતિ મહાન કૃપાનું ચિહ્ન માનવામાં આવ્યું હતું.

આ જાતિના નામપરથી સૌરાષ્ટ્રના સૌથી મોટા ભાગો પૈકી એકનું નામ ઝાલાવાડ પડયું છે. ઝાલાવાડમાં કેટલાંક મોટાં મોટાં નગરો આવેલાં છે. તેમાં વાંકાનેર, હલવદ અને ધ્રાંગધ્રા મુખ્ય છે.

ઝાલા લોકો ત્યાં ક્યારે વસ્યા અને તેમનો પ્રાચીન ઇતિહાસ કેવો છે તે વિષે દંતકથાદ્વારા કાંઇ હકીકત પ્રાપ્ત થઇ શકતી નથી. પરંતુ મુસલમાનોના પ્રથમ આક્રમણના સમયમાં રાણાને આ જાતિની તરફથી સૈનિક સહાયતા મળી હતી અને પૃથ્વીરાજના વીરતામય ઇતિહાસમાં આપણને વારંવાર ઝાલા જાતિના સરદારોનું વર્ણન પ્રાપ્ત થાય છે. આ સરદારોએ તેમની અને તેમના શત્રુઓની આધીનતામાં રહી નામના પ્રાપ્ત કરી હતી; અને ચંદ બારોટે જણાવેલા ઝાલા સરદારો પૈકી એકનું નામ મેં પવિત્ર ગિરનારપર ગ્રેનાઇટના પાષાણપર કોતરેલું જોયું છે. આ ગિરનારની નિકટ અતિ પ્રાચીન કાળથી આ લોકો નિવાસ કરતા હતા. અત્રે અમે તેમનું વૃત્તાંત સમાપ્ત કરીએ છીએ.

ઝાલા[2] જાતિની અનેક શાખાઓ છે, જેમાંની મકવાણા શાખા મુખ્ય છે.

**જેઠવા, જેટવા વા કમરી**—આ એક પ્રાચીન જાતિ છે અને સમસ્ત ઇતિહાસલેખકોએ તેને રાજપુત તરીકે ઓળખાવી છે. યદ્યપિ ઝાલા લોકોની પેઠે આ લોકો પણ સૌરાષ્ટ્રની બહાર ઓછા પ્રસિદ્ધ છે, તથાપિ તેના એક વિભાગનું નામ આ જાતિના નામપરથી જેઠવાડ પડયું છે. આ જાતિના અધિકારનું વર્તમાન સ્થાન સૌરાષ્ટ્રના પશ્ચિમ કિનારાપર છે. આ જાતિનો રાજા રાણા કહેવાય છે અને તેનું નિવાસસ્થાન પોરબંદર છે.

પ્રાચીન કાળમાં તેમની રાજધાની ગૂમલી હતી. આ નગરીનાં ખંડિયેરો તેમના મહાન પ્રતાપનાં પ્રમાણો આપે છે અને ત્યાંનું શિલ્પકાર્ય યુરોપની સેક્ષન નામક શિલ્પપ્રણાલીની સાથે અપૂર્વ સમાનતા ધરાવે છે. જેઠવાઓના ભાટો, ગાદીનશીન ૧૩૦ રાજાઓની નામાવલી બતાવે છે અને તેમણે આઠમી શતાબ્દીમાં પોતાના રાજાનો વિવાહ દિલ્લીની પુનઃ પ્રતિષ્ઠા કરનાર તંવર રાજાને ત્યાં થયેલો લખ્યો છે. તે સમયે જેઠવા વંશનું નામ કમર હતું અને એમ કહેવાય છે કે જે રાજાને ૧૨ મી

---

૧ એનો પુત્ર માધવસિંહ કે જે વર્તમાન પ્રધાન છે તે પ્રસિદ્ધ જાલિમસિંહ અને એક રાણાવત સરદારની પુત્રીનું સંતાન છે, જેથી તે (માધવસિંહ) ની સંતતિનો વિવાહ પોતાના (જાતીય) દરજ્જાથી અતિ ઉચ્ચ કુલમાં કરવાનો અધિકાર તેને પ્રાપ્ત થયો છે. રાજપુતોને સમસ્ત સાંસારિક વિચારો કરતાં કુલની ઉચ્ચતાનો ખ્યાલ એટલો અધિક રહે છે કે યદ્યપિ જાલિમસિંહના હાથમાં રાજસ્થાનના સૌથી અધિક વૈભવસંપન્ન અને ઉત્તમ પ્રબંધ યુક્ત રાજ્યનું તંત્ર હતું તોપણ તેણે કછવાહા કુલના એક નાના જાગીરદારની કન્યાને પોતાના પૌત્રની વધૂ તરિકે લાવવામાંજ પોતાના કુલનું ગૌરવ માન્યું હતું.

૨ ઝાલાઓને આધીન અધુના ધ્રાંગધ્રા, લીંબડી, વઢવાણ, વાંકાનેર, પ્રભૃતિ કાઠીઆવાડનાં રાજ્યો અને રાજપુતાનામાં ઝાલાવાડનું રાજ્ય તથા મેવાડમાં સાદરી, દેલવાડા, ગોગૂંદા વગેરે સ્થાનો તથા કોટા રાજ્યમાં કોનાડીનું સ્થાન છે. ગૌ. હી. ઓઝા.

૩ કમર—ભાટોની ખ્યાતોમાં કમર (કુમાર—કુંવર) શબ્દ જોઇને કર્નલ ટૉડે જેઠવાઓને ક્રિમેરી વા યૂરોપની કિમ્બ્રી જાતિના ગણી લીધા છે, જે સર્વથા અસ્વીકાર યોગ્ય છે. ગૌ. હી. ઓઝા.

શતાબ્દીમાં ઉત્તર તરફથી આક્રમણ કરનારાઓએ ગૂમલીમાંથી હાંકી કાઢયો હતો તેનું નામ સેહલ કમર હતું. આ પરિવર્તનની સાથેજ કમર નામનો લોપ થઇ ગયો અને જેઠવા નામ પડયું. અને આજ કારણથી ગ્રંથકારે તેમને કમરી લખ્યા છે. અને આ લોકો આ દ્વીપકલ્પના અન્ય નિવાસીઓની પેઠે સંપૂર્ણ રીતે સિથિયન લોકોનાં સતાનો જણાય છે અને તેઓ ભારતની પ્રાચીન જાતિઓની સાથે પોતાનો સંબંધ દર્શાવવાને માટે કાંઇ દાવો કરતા નથી; તેથી એમ જણાય છે કે તેઓ ઉચ્ચતર એશિયાની પ્રસિદ્ધ જાતિ કિમેરી ( Cimmerii ) તથા યૂરોપની કિમ્બ્રી ( Cimbri ) જાતિની એક શાખાના હશે.

તેમનું આખ્યાન જેવું વિચિત્ર છે તેવુંજ કલ્પિત પણ છે. તેઓ પોતાને વાનરદેવ હનુમાનના સંતાનો તરિકે ઓળખાવે છે અને આ વાતને પોતાના રાજાઓના બરડાની કરોડને લાંબી જણાવી પુષ્ટ કરે છે; આ રાજાઓની ઉપાધિ પૂછડિયા વા લાંબી પૂછડીવાળા સૌરાષ્ટ્રના રાણા છે. આ જાતિની રીતભાત અને દંતકથાઓનું અધિક વર્ણન ગ્રંથકારની તે લોકોના મધ્યમાં કરેલી યાત્રાના વર્ણનમાં આવશે.[1]

**ગોહિલ**—આ એક નામાંકિત વંશ હતો. આ લોકો સૂર્યવંશી હોવાનો દાવો કાંઇક આડંબરની સાથે કરે છે. ગોહિલોનું પ્રથમ નિવાસસ્થાન મારવાડમાં લૂણી નદીના વાંક ( વક્રતા ) ની નિકટ જૂના ખેડગઢ હતું. આ લોકો કેટલા સમયથી ત્યાં અધિકાર કરતા હતા તે અમને જ્ઞાત નથી. તેમણે આ સ્થાન ખેરવા નામક આદિ નિવાસી ભીલ સરદારની પાસેથી લીધુ હતું અને તેના અધિકારમાં તે વીશ પેઢી પર્યંત રહ્યા પછી બારમી શતાબ્દીના અંતમાં રાઠોડોએ તે ખુંચવી લીધું અને તેમને ત્યાંથી હાંકી કાઢયા. તેમણે ત્યાંથી સૌરાષ્ટ્ર તરફ જઇ પીરમગઢમાં વિશ્રામ કર્યો. જ્યારે તે નગર પણ નષ્ટ થઇ ગયું ત્યારે એક શાખા 'બગવા'માં જઇ વસી અને તેના સરદારે નંદનનગર વા નાંદોદના રાજાની કન્યા સાથે વિવાહ કરી પોતાના શ્વશુરનું રાજ્ય બલપૂર્વક છીનવી લીધું વા પ્રાપ્ત કર્યું. સોમપાલથી લઇને નાંદોદના વર્તમાન રાજા નારસિંહ પર્યંત ૨૭ પેઢી થઇ છે. બીજી શાખા શિહોરમાં વસી અને તેણે ભાવનગર તથા ઘોઘા એ નગરો સ્થાપન કર્યાં. પ્રથમ શહેર ભાવનગર માહી નદીની ખાડીપર ગોહિલ લોકોનું નિવાસસ્થાન છે, જેથી સૌરાષ્ટ્રના દ્વીપકલ્પનો પૂર્વ ભાગ ગોહિલવાડ કહેવાય છે.

ત્યાંનો વર્તમાન રાજા વાણિજ્ય કરે છે અને તેનાં જહાજો સોફાલાના ( દક્ષિણ આફ્રિકાના પૂર્વ તટપરનો એક દેશ. ) સ્વર્ણ કિનારા[2] ( Gold coast ) ની સાથે વ્યવહાર કરે છે.

**સર્વૈયા વા સરિઅસ્પ**—આ વંશના સંબંધમાં દંતકથાઓ દ્વારા માત્ર એટલીજ હકિકત પ્રાપ્ત થાય છે કે તે કોઇ એક સમયમાં પ્રસિદ્ધ હતો, કારણ કે યદ્યપિ ભાટોની વંશાવલીઓમાં તેને ક્ષત્રિય જાતિનો સાર "**सर्वैया क्षत्रिय तन सार.**" જણાવ્યો છે તોપણ તેની વર્તમાન અવનતિના સંબંધમાં અમને કેવલ થોડી વાતોજ પ્રાપ્ત થઇ છે. તેમનું નામ અને ભાટની આપેલી આ ઉપાધિ એવો વિશ્વાસ ઉત્પન્ન કરાવે છે કે તે અશ્વ[3] લોકોનીજ એક શાખા છે અને તેના નામમાં 'સાર' ઉપસર્ગ સત વા આધતાનો ઘોતક છે. પરંતુ માત્ર નામપરથીજ કલ્પના કરવી વ્યર્થ છે.

૧ કર્નલ ટૅાડે જેઠવાઓનું વિશેષ વૃત્તાંત "ટ્રાવેલ્સ ઇન વેસ્ટર્ન ઇન્ડિઆ" ( Travels in Western India ) નામક પુસ્તકમાં કાઠીઆવાડના પ્રસંગમાં આપ્યું છે. ગૌ. હી. ઓઝા.

૨ ગોહિલવંશ—કાઠીઆવાડના ગોહિલો પોતાને ચંદ્રવંશી અને શાલિવાહનના વંશજ માને છે. પરંતુ મંડલીક કાવ્યમાં તેમને સ્પષ્ટ રીતે સૂર્યવંશી જણાવ્યા છે. અને તેથી કાઠીઆવાડના ગોહિલો કે જેઓ રાજપુતાના ( મારવાડ ) ના ખેડ ઇલાકામાંથી ત્યાં ગયા છે, તેઓ મેવાડના ગુહિલોતોની શાખાના હોય એવું અનુમાન કરી શકાય છે. જે શાલિવાહનના વંશજ તરિકે તેઓ પોતાને ઓળખાવે છે તે દક્ષિણનો આંધ્ર ભૃત્યવંશી ( શૂદ્ર ) શાલિવાહન ( સાત વાહન ) નહિ કિંતુ મેવાડના રાજા નરવાહનનો ઉત્તરાધિકારી શાલિવાહન હોવો જોઇએ. રાજપુતોનો પ્રાચીન ઇતિહાસ નહિ હોવાથી ભાટોએ તેમના ઇતિહાસમાં અનેક નિરાધાર વાતો લખી દીધી છે, તેમાંની આ પણ એક છે. ગૌ. હી. ઓઝા.

૩ સર્વૈયા રાજપુતોને કર્નલટૅાડ અશ્વ લોકોની શાખાના જણાવે છે, પરંતુ તેઓ પોતાને યાદવોની શાખાના માને છે. અને હાલમાં તેઓ માત્ર કાઠીઆવાડમાંજ છે. ગૌ. હી. ઓઝા.

**સિલાર વા સુલાર**—પૂર્વોક્ત જાતિની પેઠે અહિંયાં પણ અમને માત્ર નામનીજ છાયા પ્રાપ્ત થઇ છે. આ નામ એવું છે કે જેમાંથી લારિક[1] (Larike) નામ નીકળવાનો સંપૂર્ણ સંભવ છે. ઉક્ત નામથી સૌરાષ્ટ્રનો દ્વીપકલ્પ, ટૉલેમી (Ptolemy) અને પ્રાચીન યૂરોપના ભૂગોલવેત્તાઓને જ્ઞાત હતો. લાર જાતિ એક સમયે સૌરાષ્ટ્રમાં પ્રસિદ્ધ હતી અને અણહિલપુરના ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે સિદ્ધરાજ જયસિંહે પોતાના સમગ્ર રાજ્યમાથી તે જાતિને નિર્મૂલ કરી દીધી હતી. માટે સલાર વા સિલાર સ્પષ્ટ રીતે લારજ હશે. નિઃસંદેહ, કુમારપાલ ચરિત્રના કર્તાએ એને રાજતિલક અર્થાત્ રાજકુમાર લખી છે, પરંતુ જે વણિક જાતિઓ બૌદ્ધ ધર્મ પાળે છે, તે જાતિઓમાંજ માત્ર આ નામ સાંપ્રતમાં પ્રાપ્ત થાય છે. ઉક્ત ૮૪ વણિક જાતિઓમાંની એક જાતિ લાર કહેવાય છે.[2] આ ૮૪ જાતિઓનો અધિકાંશ રાજપુતોમાંથી નીકળ્યો છે.[3]

**ડાબી**—આ જાતિના સંબંધમાં એટલુંજ કહી શકાય છે કે એક સમયે તે સૌરાષ્ટ્રમાં પ્રસિદ્ધ હતી. કેટલાક લોકો તેને યદુવંશની એક શાખા કહે છે. જો કે સમસ્ત વંશાવલીલેખકો તેને એક પૃથક્ પ્રસિદ્ધ જાતિ માને છે. હવે આ જાતિનું નતો રાજ્ય છે કે નતો લોક છે.[4]

ગૌડ—ગૌડ જાતિની કોઇકિ સમયમાં રાજસ્થાનમાં પ્રતિષ્ઠા હતી, જો કે ત્યાં તેનો કદિ પણ ઝાઝો વિસ્તાર થયો નહોતો. બંગાલાના પ્રાચીન રાજાઓ[5] આજ જાતિના હતા અને તેના નામપરથીજ તેમની રાજધાની લખનૌતીનું નામ પડયું હતું.

પાછળથી જે દેશ ચૌહાણોએ લઇ લીધો તે ભૂમિપર આ લોકોનો અધિકાર હતો એમ વિશ્વાસપૂર્વક માનવાને માટે અમારી પાસે અનેક સાધનો છે. તેમને સમસ્ત પ્રાચીન ઐતિહાસક ગ્રંથોમાં 'અજમેરના ગૌડ' લખ્યા છે. પૃથ્વીરાજની લઢાઇઓના સંબંધમાં વારંવાર તેમના મોટા મોટા પ્રસિદ્ધ સરદારોનું વર્ણન આવ્યુ છે, જેમાંના એકે ભારતવર્ષના મધ્ય ભાગમાં એક નાનું સરખું રાજ્ય સ્થાપન કર્યું હતું. આ રાજ્ય મુસલમાનોના સાતસેં વર્ષના શાસન કાળમાં કાયમ રહ્યું અને તત્પશ્ચાત્ અંતે અગ્રેજોએ મરાઠાઓપર અનેકવાર વિજય પ્રાપ્ત કર્યો તેથી પરોક્ષ રીતે તેનો નાશ થયો, અર્થાત્ સિંધિ-

૧ લૅરિક (લારિક)—ટૉલેમી પ્રભૃતિ પ્રાચીન ભૂગોલવેત્તાઓએ લૅરિક (લારિક) શબ્દનો પ્રયોગ ગુજરાતના લાટ નામના પ્રદેશને માટે કર્યો છે, નહિ કે કર્નલ ટૉડના અનુમાન પ્રમાણે સૌરાષ્ટ્ર (કાઠીઆવાડ) ના દ્વીપકલ્પને માટે. (લાટને માટે જુઓ ઐતિહાસિક ગ્રંથમાલા વૉલ્યુમ પ્રથમ, પૃષ્ઠ ૨૯.) ગૌ. હી. ઓઝા.

૨ લાટ દેશમાંથી નીકળેલી વણિક જાતિઓમાં લાડ વાણિઆ છે, જેઓ પોતાના પ્રાચીન નિવાસસ્થાનપરથીજ લાડ કહેવાયા છે. ('ટ'ના સ્થાનપર 'ડ' થઇ જાય છે.) ગૌ. હી. ઓઝા.

૩ સિલાર (શિલાર) વંશ—આ વંશના રાજાઓના લેખોમાં તેમને વિદ્યાધર (દેવયોનિ) જીમૂતકેતુ-(જેણે શંખચૂડ નામક નાગને બચાવવાને, તેને બદલે પોતાનું શરીર ગરૂડને અર્પણ કર્યું હતું) ના પુત્ર જીમૂતવાહનના વંશજ જણાવ્યા છે. તેમનો ખિતાબ 'તગરપુર વરાધીશ્વર' પ્રાપ્ત થાય છે, જેપરથી અનુમાન કરી શકાય છે કે તેમની પ્રથમ રાજધાની 'તગરપુર' હશે. શિલાર વંશીઓની ત્રણ ભિન્ન ભિન્ન શાખાઓનો પત્તો લાગે છે. તેઓ બહુધા સામંતોની સ્થિતિમાં રહ્યા હતા. ગૌ. હી. ઓઝા.

૪ રાજપૂતાનામાં અદ્યાપિ ક્યાંક ક્યાંક ડાબી જાતિના રાજપુતો મળે છે, પરંતુ તેમની સંખ્યા અતિ અલ્પ છે. ગૌ. હી. ઓઝા.

૫ બંગાળામાં ગુપ્તોની પછી પાલ અને સેનવંશીઓનું રાજ્ય થયું હતું એમ પ્રતીત થાય છે, પરંતુ તેમાંથી કોઇએ પણ પોતાને ગૌડ લખ્યા નથી. અજમેરની આસપાસના પ્રદેશપર આધિપત્ય ધરાવનાર ગૌડ રાજપૂતોના સંબંધમાં એવી વાત પ્રચલિત છે કે, ગૌડ દેશના કેટલાક રાજપુતો પુષ્કરની યાત્રા કરવાને આવ્યા હતા, જેમને અજમેરના ચૌહાણ રાજાએ જાગીર આપીને પોતાના સામંત બનાવ્યા અને ત્યાંજ રાખ્યા. આ પરથી આ ગૌડો બંગાલાના સેનવંશી હોય એવો અધિક સંભવ છે. ગૌ. હી. ઓઝા.

યાએ ઇ. સ. ૧૮૦૯ માં ગૌડ વંશનો અધિકાર નષ્ટ કરી[1] તેની રાજધાની શીપુરપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. અત્યંત લોભી અને લૂંટારા સિંધિયાએ તેમના વાર્ષિક બાર લાખ રૂપિયાની ઉપજવાળા દેશમાંથી તેમને માટે પ્રાયઃ ૫૦૦૦૦ ની ઉપજનો માત્ર એક નાનો સરખો પ્રદેશ રહેવા દીધો છે. ગૌડ જાતિની પાંચ શાખાઓ છે. તેનાં નામો આ પ્રમાણે છેઃ—અંતહિર, સિલ્હાલા, તૂર, કુસેના અને બોડાના.

**ડોડ વા ડોડા**—આ વંશના સંબંધમાં અમારે ઘણુંજ થોડું કહેવાનું છે. તેમને સમસ્ત વંશાવલીઓમાં સ્થાન મળ્યું છે તે છતાં પણ તેમના પ્રાચીન ઇતિહાસનું વૃત્તાંત સમયના પ્રભાવથી નષ્ટ થઇ ગયું છે. તેમના ઉપર વિજય મેળવવો એ પૃથ્વીરાજને શિલાલેખમાં કોતરવા યોગ્ય લાગ્યો હતો.[2]

**ગેહરવાલ**—ગેહરવાલ રાજપુતોને રાજસ્થાનમાં તેમના બંધુઓ ભાગ્યેજ ઓળખે છે. તેઓ તેમના અશુદ્ધ[3] રક્તને પોતાનામાં મેળવવા માગતા નથી, જો કે તેઓ વીર યોદ્ધા હોવાથી તેમના સાથી થવાને યોગ્ય છે. ગેહરવાલ લોકોનો મૂળ દેશ પ્રાચીન કાશી છે. તેમનો મહાન પૂર્વજ ખોરતજદેવ[4] હતો, તેની સાતમી પેઢીએ ઉત્પન્ન થયેલા જેસંદે[5] વિંધ્યવાસિની દેવીના સ્થાનકપર એક મોટો યજ્ઞ કર્યો તેથી તેની સંતતિને બુંદેલાની ઉપાધિ પ્રાપ્ત થઈ. બુંદેલાએ સાંપ્રતમાં ગેહરવાલનું નામ ભૂંસી નાંખ્યું છે અને તેમની અનેક શાખાઓ બુંદેલખંડમાં, ચંદેલાઓના જે વિનિષ્ટ સ્થાનપર વસે છે તે વિસ્તૃત પ્રદેશનું નામ બુંદેલા પડયું છે. આ પ્રદેશનાં મુખ્ય નગરો કાલિંજર, મોહિની અને મહોબાપર તેમણે પોતાનો અધિકાર સ્થાપિત કર્યો છે.

ચંદેલા લોકો કે જેમની ગણના કેટલાક વંશાવલીલેખકોએ ૩૬ રાજકુલોમાં કરી છે તેઓ બારમી શતાબ્દીમાં પરાક્રમશાલી હતા. યમુના અને નર્મદાની વચ્ચેનો સમસ્ત દેશ તેમના અધિકારમાં હતો. આ દેશમાં હાલ બુંદેલા અને વાઘેલા લોકોનું પ્રાબલ્ય છે. પૃથ્વીરાજ સાથેનાં તેમનાં યુદ્ધો કે જે તેમનાં વીર કાર્યોમાં સૌથી અધિક મનોરંજક છે તેનું પરિણામ એ આવ્યુ કે ચંદેલા લોકોને નીચું જોવું પડયું અને તેમનાપર ગેહરવાલ લોકોનો વિજય મેળવવાનો માર્ગ સુગમ થઇ ગયો. બુંદેલા માનવીરનો આધિપત્ય

૧ ઇ. સ. ૧૮૦૭ માં ગ્રંથકાર આ પ્રદેશો કે જે આ સમયે અજ્ઞાત હતા તેમનું અન્વેષણ કરવાને માટે એ દેશોમાં ભ્રમણ કરવા લાગ્યો. અને યદ્યપિ તે એક નવયુવાન નાનો અમલદાર હતો તોપણ તેનું સ્વાગત તથા આતિથ્ય, વડોદરા તથા શીપુર એ ઉભય સ્થાનોમાં સભ્યતાપૂર્વક કરવામાં આવ્યું. ઇ. સ. ૧૮૦૯ માં તેણે અત્યંત ભિન્ન અવસ્થામાં આ દેશમાં પ્રવેશ કર્યો અર્થાત્ સિંધિયાની દરબારમાં રહેતા એલચીના સહચર તરિકે આ દેશમાં તે આવ્યો અને તેને શીપુરની વિરૂદ્ધ કાર્ય તથા તેનું પતન જોઇ અત્યંત શોક ઉત્પન્ન થયો, કારણ કે તે પોતાના મિત્રોને સહાય કરવાને સમર્થ નહોતો.

આ સમયના ગૌડરાજાએ વીરતાના ગુણને તિલાંજલિ આપી હતી. તે વિષ્ણુની ઉપાસનામાં અત્યંત અનુરક્ત થઇ ગયો, તેણે માંસ ભક્ષણનો પરિત્યાગ કર્યો અને તે નિરંતર તે દેવતાની પ્રતિમાની આગળ નૃત્ય કરવા લાગ્યો. તે ભાટોનાં વીર રસાત્મક કાવ્યોની અપેક્ષાએ કૃષ્ણ અને રાધાનાં ગોપ્ય ભજનોમાં વિશેષ નિપુણ હતો. તેનું નામ રાધિકાદાસ હતું અને તેની અંગત બાબત વિષે બોલતાં આપણે તે પોતાના વંશનો અંતિમ રાજા હતો, એ કહેવાની કંઇ જરૂર નથી.

૨ જુઓ રૌયલ એશિયાટિક સોસાયટિની કાર્યવાહી પુસ્તક ૧ લું, પૃ૦ ૧૧૩.

૩ કર્નલ ટૅાડ લખે છે કે "રાજપુતાનાના રાજપુતો ગહરવાલ (ગહરવાર)નું અશુદ્ધ રક્ત પોતાનામાં મેળવવા માગતા નથી." આ પ્રમાણે લખવું ભૂલ ભરેલું છે, કારણ કે ગહરવાલ ઉચ્ચ કુલના રાજપુતો છે અને કનોજનો પ્રસિદ્ધ રાજા જયચંદ પણ ગહરવાલ હતો, જેના વંશજ હોવાનો દાવો જોધપુર, બીકાનેર, કિશનગઢ, ઇડર, સીતા મઉ, રતલામ, સેલાના, ઝાબુઆ વગેરે સ્થાનના રાજાઓ કરે છે. ગહરવારોને રાઠોડોની એક શાખા માનવામાં આવે છે. ગૌ. હી. ઓઝા.

૪ ખોરતજદેવનું નામ અદ્યાપિ કોઇ પણ શિલાલેખાદિમાં પ્રાપ્ત થયું નથી. ગૌ. હી. ઓઝા.

૫ જેસંદ—આ શબ્દ કદાચ કનોજના પ્રસિદ્ધ રાજા જયચંદ ગહરવાર (રાઠોડ)નો સૂચક હશે. ઇતિહાસના અભાવની દશામાં ભાટોએ કોઇને બદલે કોઈ લખી દીધું હશે. ગૌ. હી. ઓઝા.

કાળ પ્રાય: ઇ. સ. ૧૨૦૦ નો હતો. તેની તેરમી પેઢીએ મધુકરશાહે બેટવા નદીને કિનારે ઓર્છા નગર સ્થાપન કર્યું. તેના પુત્ર બરસિંહદેવે મહાન અધિકાર પ્રાપ્ત કર્યો. ઓર્છા અનેક બુંદેલા રાજ્યોમાં મુખ્ય થઈ પડયું. પરંતુ તેના સંસ્થાપકે બુદ્ધિમાન અબુલ્ફઝલનો વધ કરીને પોતાના મસ્તકપર ચિરસ્થાયી અપકીર્તિ વ્હોરી લીધી. આ અબુલ્ફઝલ મહાત્મા અકબરનો મિત્ર અને ઇતિહાસવેત્તા તથા હિંદુ જાતિનો પ્રશંસક અને પક્ષપાતી હતો.

અકબરના સમયથી મોગલોના રાજ્યના અંત પર્યંત બુંદેલાઓએ સમસ્ત મોટાં મોટાં યુદ્ધોમાં નામના પ્રાપ્ત કરી હતી. રાજસ્થાનના બહાદુર રાજાઓ પૈકી કોઇએ પણ ઓર્છા અને દતિયાના રાજાઓ કરતાં અધિકતર વીરતા અને સ્વામિભક્તિ સહિત સેવા કરી નહોતી. ઓર્છાનો રાજા ભગવાન, શાહજહાંની સેનાની હરોલ ( અગ્ર ભાગ ) નો સરદાર હતો. તેનો પુત્ર શુભકરણ દક્ષિણમાં ઔરંગઝેબનો અત્યંત પ્રસિદ્ધ સેનાપતિ હતો. અને બીજો પુત્ર દલપત જાજવના મેદાનમાં રાજ્ય પ્રાપ્ત કરવાને માટે જે યુદ્ધ થયું હતું તેમાં માર્યો ગયો હતો. તેનાં સંતાનો પણ બળહીન થયાં નથી અને પાશ્ચાત્ય દેશોના વીરતામય ઇતિહાસમાં કોઇ પણ વાત વર્તમાન બુંદેલા રાજાના પિતાના ગૌરવસંપન્ન તથા વીરકાર્ય કરતાં અધિક ઉત્તમ પ્રાપ્ત થતી નથી. [1]

સાંપ્રતમાં બુંદેલા વંશના લોકો અગણિત છે અને તેમનું પ્રાચીન "ગેહરવાલ" નામ તો તેમના મૂળ નિવાસસ્થાનોમાંજ રહી ગયું છે.

**બડ ગૂજર**—આ લોકો સૂર્યવંશી છે અને ગહિલોતો અતિરિક્ત માત્ર આજ એક વંશ એવો છે, કે જે પોતાને રામચંદ્રના જ્યેષ્ઠ પુત્ર લવ દ્વારા ઉત્પન્ન થયેલો જણાવે છે. બડગૂજર લોકોના મોટા મોટા ઇલાકા, ઢુંઢાડમાં[2] હતા અને માચેડીના રાજ્યમાં રાજોરનો[3] પહાડી કિલ્લો તેનની રાજધાની હતી. રાજગઢ અને અલવા એ પણ તેમના ઇલાકા હતા. બડગૂજર લોકોને કછવાહાઓએ તેમના આ નિવાસસ્થાનોમાંથી હાંકી કાઢયા. આ વંશના એક દલે ગંગા કિનારે જઇ આશ્રય ગ્રહણ કર્યો અને ત્યાંજ પોતાનું નવું નિવાસસ્થાન અનૂપ શહેર સ્થાપિત કર્યું.

**સેંગર**—આ વંશના સંબંધમાં થોડુંજ વૃત્તાંત જ્ઞાત થયું છે અને તેણે કદિ પણ મહાન નામના પ્રાપ્ત કરી હોય એમ જણાતું નથી. સેંગર લોકોનું એકજ રાજ્ય જગમોહનપુર યમુનાના તટપર છે.

**સીકરવાલ**—એમ જણાય છે કે આ વંશ પણ ઉપર્યુક્ત વંશની પેઠે રાજસ્થાનના રાજપુતોમાં કદિ મહાન નામાંકિત થયો નથી. અને સાંપ્રતમાં આ જાતિનો એક પણ સ્વતંત્ર રાજા અવશેષ નથી, તોપણ એક નાનો સરખો ઇલાકો ચંબલ નદીના જમણા કિનારાપર યદુવાટીની સાથે જોડાયેલો તેમનાં

---

૧ માધોજી સિંધિયાના મૃત્યુ પશ્ચાત્ તેના કુટુંબની સ્ત્રીઓએ તેના ઉત્તરાધિકારી દોલતરાવના ભયથી દતિયાના રાજાનું શરણ ગ્રહણ કર્યું. દોલતરાવે સેના મોકલી તેમને પાછી સોંપી દેવાને કહેવરાવ્યું અને આ કહેણના અસ્વીકારનું પરિણામ એ આવ્યું કે યુદ્ધની સૂચના આપવામાં આવી. આ વીર પુરૂષે પોતાની ઉપર આક્રમણ થવાની વાટ પણ જોઇ નહિ, પરંતુ બરછીવાળા ૩૦૦ સ્વામીભક્ત ઘોડેસ્વારોની સેના લઇ શત્રુઓ ઉપર તૂટી પડી તેમનો સંહાર કરવા માંડયો. તેણે પ્રાણદાન આપ્યું પણ નહિ, તેમ લીધું પણ નહિ; અને આ પ્રકારે તે શરણાગતની રક્ષા અને સન્માનના નિયમોનું પાલન કરતો યુદ્ધમાં પડયો. જે સમયે તે ભયંકર રીતે ઘાયલ થઇ ગયો હતો તે સમયે પણ તેણે સહાયતાનો સ્વીકાર કર્યો નહિ, તેણે રણક્ષેત્ર છોડીને જવાની સ્પષ્ટ ના પાડી અને સુલેહની સમસ્ત વાતો પ્રત્યે ઘૃણા પ્રદર્શિત કરી મૃત્યુની પ્રતીક્ષા કરવા માંડી. જે સ્થાનપર આ વીરકર્મ થયું તે સ્થાનપર ગ્રંથકારે વિશ્રામ કર્યો હતો અને તેના પુત્ર વર્તમાન રાજાની તરફથી તેને તેના કુલની ખ્યાત પ્રાપ્ત થઈ હતી.

૨ અંબર વા જયપુર અને માચેડી પણ ઢુઢાડમાં અંતર્ભૂત હતું. ઢુંઢાડ એ પ્રાચીન ભૌગોલિક નામ છે.

૩ રાજોરનું ખંડિયેર રાજગઢથી પ્રાય: ૧૫ માઇલ પશ્ચિમે છે. ગ્રંથકર્ત્તાએ એક મનુષ્યને ત્યાં મોકલ્યો હતો, જેણે નીલકંઠ મહાદેવના મંદિરમાં શિલાલેખો હોવાની સૂચના આપી.

નામપરથી સીકરવાડ કહેવાય છે અને તે પણ હાલમાં યદુવાટીની પેઠે સિંધિયાના રાજ્યમાં અથાત્ ગ્વાલિયર પ્રદેશમાં સંયોજાઇ ગયો છે.

તેમનુ આ નામ સિકરીનગર ( ફતેહપુર ) પરથી પડયું છે. પૂર્વ કાલમાં આ એક સ્વતંત્ર રાજ્ય હતું.

**બૈસ**—બૈસ લોકોને છત્રીસ રાજકુલોમાં સ્થાન પ્રાપ્ત થયુ છે, યદ્યપિ ગ્રંથકાર આ વંશને સૂર્યવંશની કેવલ એક શાખા માને છે. કેમકે આ જાતિનું નામ ચંદની સૂચીમાં પણ મળતું નથી અને કુમારપાલ ચરિત્રની સૂચીમાં પણ પ્રાપ્ત થતું નથી. આ વંશમાં સાંપ્રતમાં અસંખ્ય મનુષ્યો છે. તેમના નામપરથી એક પ્રદેશ બૈસવાડા કહેવાય છે. આ દેશ દોઆબ અર્થાત્ ગંગા યમુનાની વચ્ચેના પ્રદેશમાં છે.

**દાહિયા**—આ એક પ્રાચીન જાતિ છે. એનું નિવાસસ્થાન સિંધુ નદીના તટપર સતલજના સંગમની નિકટ હતું. અને યદ્યપિ એને છત્રીસ રાજકુલોમાં સ્થાન પ્રાપ્ત થયું છે તોપણ એમાંનો એક પણ મનુષ્ય હાલમાં કયાંય પણ વિદ્યમાન હોય એમ અમે જાણતા નથી. જેસલમીરના ભાટીઓના ઇતિહાસમાં એમને વિષે ઉલ્લેખ છે, અને તેમનાં નામ તથા નિવાસસ્થાનપરથી અમે અનુમાન કરી શકીએ છીએ કે તેઓ કદાચિત્ સિકંદરના સમયના દાહી ( Dahee ) લોકો હશે.

**જોહિયા**—આ લોકો પણ તે સ્થાનોમાં રહેતા હતા કે જ્યાં દાહિયા લોકોનો નિવાસ હતો અને તેમનું નામ સદા તેમની સાથે મળે છે. પરંતુ આ લોકો ગારહ નદીની બીજી તરફ ભારતની ઉત્તર મરૂસ્થલીમાં પ્રસરી ગયા અને પ્રાચીન ઇતિહાસમાં તેમને "જંગલ દેશના સ્વામી" ની ઉપાધિ પ્રાપ્ત થઇ છે, કે જે દેશમાં હરિયાણા, ભટનેર અને નાગોર આવેલાં હતાં. આ જાતિના સંબંધમાં ગ્રંથકર્તાની પાસે એક ગ્રંથ વિદ્યમાન છે. આ જાતિ પણ દાહિયાની પેઠે નષ્ટ થઇ ગઈ છે.

**મોહિલ**—વંશાવલીલેખકોએ જે હકના આધારથી આ વંશને ઇતિહાસમાં સ્થાન આપ્યું છે, તે વિષે નિર્ણય કરવાનું કોઇ સાધન અમારી પાસે નથી. આ જાતિના ગત ઇતિહાસના વિષયમાં જે કાંઈ આપણે જાણી શકીએ છીએ તે માત્ર એટલુંજ કે બીકાનેરનું વર્તમાન રાજ્ય સ્થાપિત થયું ત્યાં સુધી આ લોકો એક મોટા પ્રદેશમાં વસતા હતા અને ઉક્ત રાજ્યની સ્થાપના કરનારા રાઠોડોએ મોહિલોનો યદિ સર્વનાશ નહિ કર્યો તોપણ તેમને ત્યાંથી હાંકી કાઢયા. માલણ, માલાણી અને મલ્લિયા જાતિ કે જે હાલમાં નષ્ટ થઈ ગઈ છે તેની પેઠે મોહિલ જાતિ પણ સિકંદરના શત્રુ પ્રાચીન મલ્લી લોકોના સંતાન હોવાના માનનો દાવો કરી શકે છે. મલ્લી જાતિનું નિવાસસ્થાન મુલ્તાન હતું. ( પ્રશ્ન—મોહિલયાન ? )

**નિકુંપ**—આ વંશની પ્રસિદ્ધિ સમસ્ત વંશાવલીઓમાં છે, પરંતુ તેના સંબંધમાં આપણને માત્ર એટલુંજ જ્ઞાન છે કે ગહિલોતોની પૂર્વે તેઓ માંડલગઢ જીલ્લાના સ્વામી હતા.

**રાજપાલી**—આ વંશના વિષયમાં કાંઇ પણ હકીકત પ્રાપ્ત કરવી કઠિન છે. સમસ્ત વંશાવલીલેખકોએ તેને રાજપાલિક વા કેવળ પાલ નામથી ઓળખાવ્યા છે. વિશેષતઃ સૌરાષ્ટ્રના લોકોએ તેમને ઉક્ત નામથી ઓળખાવ્યા છે; અને સંપૂર્ણતઃ સંભવ છે કે તેઓ તેજ દેશમાં રહેતા હતા, આથી આ વંશની ઉત્પત્તિ સિથિયન લોકોમાંથીજ થયેલી જણાય છે. આ વાતની પુષ્ટતા તેમના નામની ઉત્પત્તિથી પણ થાય છે. તેમના નામનો અર્થ 'રાજવંશી ભરવાડ[1] ( ગોવાળ )' થાય છે. આ જાતિ સંભવતઃ પ્રાચીન પાલી જાતિની એક શાખા હતી.

**દાહિરિયા**—કેવળ કુમારપાલ ચરિત્રના આધારથીજ અમે આ જાતિની છત્રીસ રાજકુલોમાં ગણના કરીએ છીએ. અમે તેના ઇતિહાસના સંબંધમાં કાંઇ પણ જાણતા નથી. જ્યારે ઇસ્લામી સેનાએ પ્રથમ વાર ચિત્તોડપર આક્રમણ કર્યું ત્યારે તેની રક્ષાને અર્થે જે રાજાઓ આવ્યા હતા તેમાં "દેબિલનો રાજા

૧ કર્નલ ટૉડે રાજપાલીનો અર્થ ભરવાડ કર્યો છે, જે યથાર્થ નથી. ક્યાંક પાલિક વા પાલી શબ્દ પણ પ્રાપ્ત થાય છે, જે કદાચ બંગાળાના પાલવંશીઓના સૂચક હશે. ગૌ. હી. ઓઝા.

દાહિર[1] દેશપતિ"[2] પણ હતો. ગહિલોતોના ઇતિહાસની નકલ કરનારાઓની ભૂલથી દેબિલના સ્થાનપર દિલ્લી લખવામાં આવ્યું છે. પરંતુ અમે તંવરવંશના સમસ્ત રાજાઓનાં નામ જાણીએ છીએ એટલુંજ નહિ, પરંતુ તે સમયે દિલ્લી નગર વિદ્યમાન પણ નહોતું, એ વાત પણ જાણીએ છીએ. ચિત્તોડના ઇતિહાસમાં આ રાજાનો અણુમાત્ર ઉલ્લેખ હોવા છતાં તે બહુમૂલ્ય છે, કારણ કે એથી તે લોકોની પ્રાચીનતાનું પ્રમાણ મળે છે. ઉક્ત દાહિર વાસ્તવમાં સિંધનો દેશપતિ ( Despot ) હતો અને અબુલફઝલે તેની રાજધાની દેબિલમાં થયેલા તેના શોચનીય મૃત્યુનું વર્ણન કર્યું છે. હીઝરી સનના ૯૯ મા વર્ષમાં બગદાદના ખલીફાના સેનાપતિ કાસિમે તેની ઉપર આક્રમણ કર્યું હતું અને તેની સાથે અતિ નિર્દયતા ભરેલું વર્તન ચલાવ્યું હતું. દાહિર[3] એ આ રાજાનું નામ હતું કે તેની જાતિનુ નામ હતું તેનો નિર્ણય કરવાનું કામ અનુમાનપર છોડવામાં આવે છે.

**દાહિમા**—દાહિમા વંશે પોતાની મહાન નામનાની બરબાદી માત્ર શેષ રાખી છે. સાત શતાબ્દીઓ વ્યતીત થઈ ગયાથી એક એવી જાતિનું સ્મરણ લુપ્ત થઇ ગયું છે કે જેણે એક સમયે ચંદ બારોટને કાવ્યને માટે મહાન અભિમાનપૂરિત વિષય પૂરો પાડયો હતો. દાહિમા એ બયાનાનો સ્વામી અને ચોહાણ સમ્રાટ્ પૃથ્વીરાજના મહા પ્રબળ સામંતો પૈકી એક હતો. આ વંશના ત્રણ બંધુઓ ઉક્ત સમ્રાટ્ને આધીન સૌથી મોટા હોદ્દાપર હતા અને જે સમયે તેમાંનો જ્યેષ્ઠ બંધુ કૈમાસ પૃથ્વીરાજનો મત્રી હતો તે સમય પૃથ્વીરાજના ઇતિહાસમાં પરમ ઉજ્જવલ હતો. પરંતુ તે એક અંધ ઇર્ષ્યાનો ભોગ થઇ પડયો. દ્વિતીય બંધુ પુંડીર લાહોરમાં સીમાનો એક સૈનિક અધિકારી હતો. તૃતીય ચામુંડરાય, જે અંતિમ યુદ્ધમાં પૃથ્વીરાજ પોતાના સમસ્ત વીરો સહિત કગ્ગર નદીના તટપર માર્યો ગયો તેમાં પ્રધાન સેનાનાયક હતો. શાહબુદ્દીનના ઇતિહાસલેખકોએ પણ વીર દાહિમા ચામુંડરાયનું નામ ચિરંજીવ રાખ્યું છે. તેને તેમણે ખાંડેરાય લખ્યો છે અને તેઓ જણાવે છે કે તેની વીરતાથી સ્વયં શાહબુદ્દીન પ્રાયઃ મરણ કિનારે આવી પડયો હતો. ચૌહાણની સાથેજ આ વંશનો ક્ષય થઇ ગયો હોય એમ જણાય છે. પૃથ્વીરાજનો એકનો એક પુત્ર રેણસી[4] ચામુંડરાયની ભગિનીના ગર્ભથી ઉત્પન્ન થયો હતો, પરંતુ તે દિલ્લીપર મુસલમાનોનો અધિકાર થયો ત્યાં સુધી જીવિત રહ્યો નહિ. ચંદ બારોટે ઉક્ત વિવાહનું વર્ણન પોતાના મહાકાવ્યના એક સંપૂર્ણ પર્વમાં કર્યું છે અને જેટલી વાક્પટુતા તેણે [5]દાહિમાની પ્રશંસા કરવામાં વાપરી છે તેથી અધિક તેણે કદિ પણ વાપરી નથી.

---

૧ દાહિર—સિંધના ઇતિહાસ 'ચાચનામા'પરથી પ્રતીત થાય છે કે દાહિર સિંધના રાજા શ્રીહર્ષ ( સિહરસ )ના બ્રાહ્મણ મંત્રી ચાચનો પુત્ર હતો. ચાચ ઉક્ત રાજાના મરણ પશ્ચાત્ રાજ્યનો સ્વામી બની બેઠો હતો. ખલીફા અબ્દુલ મલિકના સેનાપતિ મુહમ્મદ બીન કાસિમે દાહિરનો વધ કર્યો ત્યારથી સિંધપર મુસલમાનોનો અધિકાર થયો. ગૌ. હી. ઓઝા.

૨ "એક દેશનો સરદાર વા સ્વામી;" દેશક પતિ. ( પ્રશ્ન-શું આ ડેસ્પોટ્સ Despotes શબ્દ છે ? )

૩ દાહિર—એ ઉપર્યુક્ત રાજાનું નામ હતું, જાતનું નામ નહિ. ગૌ. હી. ઓઝા.

૪ પૃથ્વીરાજ રાસામાં પૃથ્વીરાજના પુત્રનું નામ રેણસી આપ્યું છે, જે વિશ્વાસ યોગ્ય નથી, કારણ કે હમીર મહાકાવ્ય તથા અન્ય નામાવલીઓમાં તેનું નામ ગોવિંદરાજ પ્રાપ્ત થાય છે, જે અધિક વિશ્વાસયોગ્ય છે. ગૌ. હી. ઓઝા.

૫ ચંદ બારોટ, બયાના દુર્ગનું અને દાહિમીની સાથે થયેલા પૃથ્વીરાજના વિવાહનું વર્ણન આ પ્રમાણે કરે છે:—" દુઇન્દહાર પર્વત કે જેના ભારથી શેષ નાગના મસ્તકને શ્રમ પડતો હતો. તેના શિખરપર કૈલાસ સમાન બયાનાનો દુર્ગ સ્થિત હતો. દાહિમાને ત્રણ પુત્રો અને બે સુંદર કન્યા હતી. તેનું નામ આ કલિકાલમાં ચિરસ્થાયી થાઓ. એક કન્યા મેવાતના સ્વામી સાથે પરણી હતી અને બીજી ચૌહાણની સાથે પરણી હતી. તેની પહેરામણીમાં તેણે ૮ સુંદર કુમારિકાઓ, ૬૩ દાસીઓ, ૧૦૦ ચુંટી કાઢેલા ઇરાકી ઘોડાઓ, બે હાથી અને દશ ઢાલો, કન્યાને માટે ચાંદીનો એક પલંગ, ૧૦૦ કાષ્ઠની પુતળીઓ,

### જંગલી જાતિઓ.

વાઘરી, મેર, કાબા, મીના, ભીલ, સેરિયા, થોરી, ખાંગર, ગોંડ, ભડ, જંવર અને સરૂદ.

### કૃષિકાર અને ગોવાળ જાતિઓ.

અભીર વા અહીર, ગોવાળા, કુર્મી વા કુલંબી, ગૂજર અને બાટ.

### કોઇ પણ શાખા જણાવવામાં આવી નહિ હોય એવી રાજપુત જાતિઓ.

જાલિયા, પેશાની, સોહાગની, ચહિર, રાન, સિમાલા, બોટીલા, ગોચર, માલણુ, ઓહિર, હૂલ, બાચક, બદુર, કેડચ, કોટક, બૂસા અને બિરગોતા.

### વાણિજ્ય કરનારી ચોરાસી જાતિઓની સૂચી.

શ્રી શ્રીમાલ, શ્રીમાલ, ઓસવાલ, બગેરવાલ, ડીંડૂ, પુષ્કરવાલ, મેરતાવાલ, હસોરૂહ, સુરૂરવાલ, પલ્લીવાલ, બમ્બૂ, ખંડેલવાલ, દોહિલવાલ, કેદરવાલ, ડેસાવાલ, ગૂજરવાલ, સોહરવાલ, અગ્ગરવાલ, જાઇલવાલ, માનતવાલ, કજોટીવાલ, કોર્ટવાલ, ચેત્રવાલ, સોની, સોજતવાલ, નાગર, મોડ, જલ્હેરા, લાડ, કપોલ, ખરેતા, બરૂડી, દસોરા, બંબરવાલ, નાગદ્રા, કરબેરા, ભટેવરા, મેવાડા, નરસિંહપુરા, ખતેરવાલ, પચમવાલ, હુનરવાલ, સરકેરા, વૈશ્ય, સ્તુખી, કંબોવાલ, જીરણવાલ, બગેલવાલ, ઓરચિતવાલ, બામણવાલ, શ્રીગૌડ, ઠાકુરવાલ, બાલમીવાલ, ટિપોરા, ટીલોતા, અતબર્ગી, લાદિસકા, બદનોરા, ખીચા, ગુસોરા, બાઓહર, જાઇમા, પદમોરા, મેહેરિયા, ઢાકરવાલ, મંગોરા, ગોયલવાલ, મોહરવાલ, ચીતોડા, કાકલિયા, ભારેજા, અંદોરા, સાચોરા, ભૂંગરવાલ, મંદહુલૂ, બ્રામણિયા, બાગડિયા, ડીંડારિયા, બોરવાલ, સોરબિયા, ઓરવાલ, નફાગ અને નાગોરા. ( એક નામ ઓછું છે )



---

૧૦૦ રથ અને ૧૦૦૦ સુવર્ણ મુદ્રા આપી.” ઉક્ત ભાટ પોતાનું વર્ણન સમાપ્ત કરતાં કહે છે કે “દાહિમાએ પોતાના સુવર્ણનો વ્યય કરી દીધો અને પોતાનો કોષ મનુષ્યની કરેલી પ્રશંસાથી ભરી દીધો. દાહિમાથી એક અમૂલ્ય રત્ન રાજકુમાર રેણસી ઉત્પન્ન થયો.”



# राजस्थाननी भूगोळ.

'રાજસ્થાન" એ ભારતના તે ભાગનું સમુદાય-સૂચક અને શુદ્ધ નામ છે કે જે (રાજપુત) રાજાઓનું નિવાસસ્થાન છે. ત્યાંની પ્રચલિત ભાષામાં તેને "રાજવાડા" કહેવામાં આવે છે. પરંતુ જે લોકો વિશેષ સભ્ય છે તેઓ તેને "રાયથાન" કહે છે. "રાજપુતાના" એ તેનો અપભ્રંશ છે અને એજ સાધારણ નામ અંગ્રેજોમાં એ સ્થળને માટે પ્રસિદ્ધ છે.

મુસલમાન વિજેતા શાહબુદ્દીનની પૂર્વે રાજસ્થાન નામક દેશનો વિસ્તાર કેટલો હતો તે નક્કીપણે જાણી શકાતું નથી. પરંતુ તે સમયે તે ગંગા અને યમુનાની પેલી મેર હિમાલયની તળેટી પર્યંત પહોંચ્યો હોય એવો સંભવ છે. હજી પણ તેની અંતર્ગત એક વિશાળ પ્રદેશ છે અને તેમાં ભિન્ન ભિન્ન જાતિઓ નિવાસ કરે છે, જેમનો વૃત્તાન્ત જાણવા યોગ્ય છે.

ધાર અને અણહિલપુરપટ્ટણનો નાશ થઈ માંડૂ અને અહમદાબાદ (અમદાવાદ) ની નાની નાની પાદશાહતો સ્થાપિત થયા પૂર્વે 'રાજસ્થાન' ના નામથી જે વિસ્તૃત પ્રદેશ ઓળખાતો હતો, તેની સીમા આ પુસ્તકના પ્રારંભમાં આપેલા નકશામાં[1] આપેલી છે: અર્થાત્ પશ્ચિમમાં સિંધુ નદીની ખીણ; પૂર્વમાં બુંદેલખંડ;[2] ઉત્તરમાં (સતલજ નદીની દક્ષિણે આવેલી) મરૂભૂમિ, કે જેને જંગલદેશ કહેવામાં આવે છે તે; અને દક્ષિણે વિંધ્યાચલ પર્વત.

આ પ્રદેશમાં પ્રાયઃ આઠ અક્ષાંશ[3] અને નવ રેખાંશ આવે છે; અર્થાત્ તે ૨૨° થી ૩૨° ઉત્તર અક્ષાંશ અને ૬૯° થી ૭૮° પૂર્વ દેશાંતર પર્યંત ફેલાયેલો છે અને તેનું ક્ષેત્રફલ ૩૫૦૦૦૦ વર્ગ મીલ છે.

યદ્યપિ આ વિસ્તૃત દેશમાં આવેલા સર્વે રાજ્યોનો ઇતિહાસ તેની ગત અને વર્તમાન દશા સહિત લખવાનો વિચાર કરવામાં આવ્યો છે, તથાપિ મધ્ય ભાગનાં રાજ્યોપર વિશેષ લક્ષ્ય આપવામાં આવશે, તેમાં પણ મેવાડપર અધિક ધ્યાન આપવામાં આવશે. ત્યાંનો ઇતિહાસ રાજપુતાનાનાં સર્વે રાજ્યોમાં આદર્શરૂપ હોવાથી તેના વિસ્તૃત વર્ણન પછી અન્ય રાજ્યોનું તેવું વર્ણન કરવાની આવશ્યકતા રહેશે નહિ.

આ રાજ્યોનું વર્ણન નિમ્નલિખિત ક્રમથી કરવામાં આવ્યું છે:—

(૧) મેવાડ વા ઉદયપુર.
(૨) મારવાડ વા જોધપુર.
(૩) બીકાનેર અને કૃષ્ણગઢ.
(૪) કોટા } વા હાડૌતી.
(૫) બૂંદી }
(૬) અંબર વા જયપુર.
(૭) જેસલમીર.
(૮) મરૂસ્થલ (રણ) કે જે સિંધુનદીની ખીણ સુધી પ્રસર્યું છે.

આ ગ્રંથનો મુખ્ય હેતુ તો ઉક્ત દેશની ભૂગોળ સાદર કરવાનો જ છે અને ઐતિહાસિક તથા દેશાવસ્થા વિષયક વૃત્તાંત પ્રસંગવશાત્ પાછળથી આપવામાં આવ્યું છે. વાસ્તવમાં પ્રારંભમાં એવી ઇચ્છા

---

૧ આ નકશો વિલાયતમાં છપાયેલી આવૃત્તિમાં હતો. હિંદુસ્થાનમાં છપાયેલી કોઇ આવૃત્તિમાં નથી.

૨ આશ્ચર્યની વાત છે કે નાની સિંધુ નદી આ પ્રદેશની પૂર્વે અને મોટી સિંધુ પશ્ચિમે છે. નાની સિંધુની પૂર્વે તરફના હિંદુ રાજાઓ શુદ્ધ વંશના નથી અને તેમના રાજ્યની ગણના રાજસ્થાન વા રાજવાડામાં થતી નથી.

૩ ભૂમધ્ય રેખાથી ઉત્તર વા દક્ષિણના અંતરને અક્ષાંશ કહેવામાં આવે છે અને કોઇ પણ નિયત યામ્યોત્તર વૃત્તની પૂર્વે વા પશ્ચિમના અંતરને રેખાંશ વા દેશાંતર કહે છે. ગૌ. હી. ઓઝા.

હતી કે આ ગ્રંથ ભૂગોળ-વિષયક બનાવવો, પરંતુ કેટલાંક કારણો એવાં ઉપસ્થિત થયાં કે જેથી ઇચ્છિત વૃત્તાંત લખવું અસંભવિત થઇ પડયું. જે બૃહત્ સામગ્રી ગ્રંથકારને પ્રાપ્ત હતી તે દ્વારા તે જેવો સારો નકશો[1] બનાવી શકત, તેવો પણ તે બનાવી શકયો નહિ. આથી ગ્રંથકારનેજ શોક થાય છે, સાધારણ પાઠકને તેટલો શોક કરવાનું કાંઇ પ્રયોજન નથી, કારણ કે તેને તો ભૌગોલિક વૃત્તાંત પછી તે ગમે તેવું ઉપયોગી હો-પ્રાયઃ શુષ્ક અને નીરસજ લાગે છે.

આ નકશો, અને પુરાણો તથા હિંદુઓના અન્ય પ્રામાણિક ગ્રંથોમાંથી ચુંટી શકાય એવાં પ્રાચીન ભૂગોળનાં બચેલાં વૃત્તાંતો, એ ઉભયની તુલના કરવાનો પણ વિચાર હતો, પરંતુ એ કાર્ય ભવિષ્યપર છોડવામાં આવે છે. યદિ ગ્રંથકર્તાને પુનઃ પોતાના શ્રમનો આરંભ કરવાનો અવસર મળશે, તો સાંપ્રતની શીઘ્રતાપૂર્વક અને સાધારણ રીતે આલેખેલી રૂપરેખામાં જે ત્રુટિ રહી ગઇ છે તે તે સમયે પૂરી દેવામાં આવશે.

મરાઠાઓની સાથેના યુદ્ધની સમાપ્તિ થયા પશ્ચાત્ ઇ. સ. ૧૮૦૬માં જે રાજદૂતને સિંધિયાની દરબારમાં મોકલવામાં આવ્યો હતો તેની સાથે ગ્રંથકર્તાને નિયુક્ત કરવામાં આવ્યો હતો. આ સમયથી આ પરિશ્રમી શોધનો પ્રારંભ થયો અને તેજ અરસામાં આ સામગ્રી એકત્ર કરવામાં આવી હતી. તે સરદાર (સિંધિયા)ની સેના તે સમયે મેવાડમાં હતી. આ દેશ તે સમયે (યુરોપિયન લોકોને) એટલો બધો અજ્ઞાત હતો કે તેની ઉદયપુર અને ચિત્તોડ, એ ઉભય રાજધાની સારામાં સારા નકશામાં બરાબર વિપરીત સ્થાને આપવામાં આવી હતી; અર્થાત્ ચિત્તોડને ઉદયપુરના પૂર્વે અને ઇશાન કોણની વચ્ચે હોવાને બદલે અગ્નિ કોણમાં મૂકવામાં આવ્યું હતું. આ પરથી સિદ્ધ થાય છે કે તે સમયે રાજપુતાનાની ભૂગોળનું તેમને ઘણું થોડું જ્ઞાન હતું. અને બીજી વાતોના સંબધમાં તો પ્રાયઃ કાંઇ પણ લખવામાં આવ્યું નહોતું. ઇ. સ. ૧૮૦૬ પૂર્વે બનેલા નકશામાં રાજસ્થાનનાં પ્રાયઃ તમામ પશ્ચિમ અને મધ્ય ભાગમાં આવેલાં રાજ્યો પ્રાપ્ત થશે નહિ. થોડાજ સમય પૂર્વે લોકો એમ માનતા હતા કે રાજસ્થાનની સમસ્ત નદીઓ દક્ષિણ તરફ વહી નર્મદામાં જઇ મળે છે. આ ભ્રમ હિંદુસ્થાનની ભૂગોળના પ્રથમ સંશોધક પ્રસિદ્ધ રેનલે ( Rennell ) શુદ્ધ કર્યો હતો.

ગ્રંથકર્તાએ આ અપૂર્ણતાની પૂર્તિ કરી અને ઇ. સ. ૧૮૧૫ માં સૌથી પ્રથમ રાજસ્થાનની ભૂગોળનો નકશો તૈયાર કરી પિંઢારાઓની સાથેનાં યુદ્ધનો પ્રારંભ થયો તેની થોડા સમય પૂર્વેજ તે માર્ક્વિસ ઑફ હેસ્ટિંગ્સ ( Marquis of Hastings ) ને ભેટ કર્યો. આ નકશો ઉક્ત પ્રસિદ્ધ સેનાપતિની યુદ્ધ સંબંધી યોજનાને થોડે ઘણે અંશે આધારભૂત થવાથી મારો દશ વર્ષનો પરિશ્રમ સંપૂર્ણ રીતે સફળ થયો. ગ્રંથકર્તા અત્રે એ પણ લખવું પોતાનું કર્તવ્ય સમજે છે કે તે સમય પછીના જેટલા નકશા તૈયાર થયા છે, તે સર્વમાં ભારતના મધ્ય અને પશ્ચિમ ભાગના પ્રદેશો અંકિત કરવાનો આધાર આજ પરિશ્રમપર નિર્ભર છે.[2]

ઉક્ત દૂતદલનો માર્ગ આગ્રાથી જયપુરની દક્ષિણ સીમામાં થઇ ઉદયપુર તરફ જતો હતો. આ માર્ગનો કેટલોક અંશ ડૉકટર ડબ્લ્યૂ. હંટરે ( Dr. W. Hunter ) માપ્યો હતો અને તેમણે ખગોલ-નિરીક્ષાથી જે ચિહ્નો નિયત કર્યાં હતાં તેનેજ મેં મારી તપાસમાં આધારરૂપ ગણ્યાં. સિંધિયાની

---

૧ આ નકશો પ્રસિદ્ધ કારીગર મહાશય વૉકર ( Walker ) કે જેઓ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની સેવામાં હતા તેમણે ચિતર્યો હતો. મને વિશ્વાસ છે કે ભવિષ્યમાં તેઓ મારા સંગ્રહનો પૂર્ણ ઉપયોગ કરી શકશે.

૨ ઇ. સ. ૧૮૧૭નું યુદ્ધ જ્યારે શરૂ થયું ત્યારે મારા નકશાની નાના સ્વરૂપમાં તૈયાર કરેલી પ્રતિઓ યુદ્ધક્ષેત્રના સમસ્ત સૈનિક વિભાગોપર મોકલવામાં આવી અને તે ઘણા સૈનિક કર્મચારીઓને પણ મળી. આ નકશાની નકલો કરવામાં આવી અને તે યુરોપમાં મોકલવામાં આવી અને તે અનુસાર હિંદુસ્થાનના પ્રત્યેક નવીન નકશામાં ભૂમિભાગો નિર્દિષ્ટ કરવામાં આવ્યા. વાસ્તવમાં જગતને એક એવા પ્રકારનો નકશો આપવામાં આવ્યો કે જેનો બનાવનાર તેની સામગ્રી એકત્રિત કરનાર પણ હતો. આથી માર્ક્વિસ ઑફ હેસ્ટિંગ્સ કે જેમણે આવી ચીજો કાંઇ માણસની સ્વસંપત્તિ તરીકે છે એ વાત

દરબારમાં મોકલેલા રેસિડેંટ[1] રાજદૂતની પાસે ડૉક્ટર હંટરનો બનાવેલો તે માર્ગનો એક ઉપયોગી નકશો પ્રસ્તુત હતો, કે જે માર્ગે થઇને ઇ. સ. ૧૭૯૧ માં રાજદૂત કર્નલ પામર (Colonel Palmer) ગયો હતો. આ નકશો ઉત્તમ અને ખરો હતો તેથી મે મારી પાછલી તપાસ તેને આધારે કરી. તેમાં મધ્ય ભારતનાં સમસ્ત સીમાંત સ્થાનો અંકિત હતાં, અર્થાત્ આગ્રા, નર્વર, દતિયા, ઝાંસી, ભોપાલ, સારંગપુર અને ઉજ્જન કે જે હિંદુઓનું પ્રથમ યામ્યોત્તરવૃત્ત[2] (Meridian) છે, આ સર્વ નગરો અંકિત હતાં. અને ત્યાંથી પાછા ફરતાં કોટા, બૂંદી, રામપુરા (ટૉંક) અને બયાનાથી આગ્રા પર્યંતનાં સ્થાનો પ્રસ્તુત હતાં. આ સર્વ સ્થાનો ખગોલ નિરીક્ષાદ્વારા યથાવકાશ ન્યૂનાધિક શુદ્ધતા સહિત નિયત કરવામાં આવ્યાં છે.

રામપુરા પર્યંતજ હંટરનો નકશો મારો પથદર્શક બન્યો; અને તે સ્થાનથી ઉદયપુર પર્યંત નવી તપાસ શરૂ થઈ. ઉદયપુરમાં અમે ઇ. સ. ૧૮૦૬ ના જૂન માસમાં પહોંચ્યા. તે સમયે જે ઉદયપુરનું સ્થાન અત્યંત અપૂર્ણ યૂંત્રોદ્વારા નિયત કરવામાં આવ્યું હતું તેના રેખાંશમાં કેવળ એક કળાનું પરિવર્તન થયુ છે, યદ્યપિ તેના અક્ષાંશમાં પ્રાયઃ પાંચ કળાનો અંતર પડયો.

પછી ઉદયપુરથી તે સેના કે જેની સાથે હું હતો તે પ્રસિદ્ધ ચિત્તોડની પાસે થઇ માળવાના મધ્ય ભાગમાંથી ચાલી વિંધ્યાચલમાથી નીકળેલી મોટી મોટી નદીઓ ઉલ્લંઘી બુંદેલખંડની સીમાપર ખીમલાસામાં પહોંચી. આ સ્થળે અમે કેટલાક સમય પર્યંત વિશ્રામ કર્યો. આ સાતસેં માઇલની યાત્રામાં મારે પૂર્વ રાજદૂતનો માર્ગ બે વાર ઉલ્લંઘવો પડયો અને મેં પૂર્વે જે સ્થાનો નિયત કર્યાં હતાં તેમને હંટરનાં નિયત કરેલાં સ્થાનોની સાથે મળતાં જોઇ હું પરમ પ્રસન્ન થયો.

ઇ. સ. ૧૮૦૭ માં જ્યારે ઉક્ત સેનાએ રાહતગઢપર ઘેરો નાખ્યો ત્યારે મેં મરાઠાઓ આ કાર્યમાં જે સમય ગુમાવતા હતા તેનો લાભ લેવાનો અને મારા અભીષ્ટ કાર્યમાં પ્રવૃત્ત થવાનો વિચાર કર્યો. મે મારી રક્ષાને માટે થોડાક સૈનિકો મારી સાથે લઇ એવો ઇરાદો કર્યો કે બેટવાને કિનારે કિનારે અજ્ઞાત સ્થળોમાં થઈ ચંદેરી પર્યંત પહોંચી જાઉં અને તેજ રેખામાં કોટા તરફ પશ્ચિમમાં જઇ એકવાર પુનઃ દક્ષિણ તરફથી વહેતી સર્વ નદીઓનો માર્ગ શોધી કાઢું અને તેમાંની મોટી તથા મુખ્ય નદીઓ—(કાલી સિંધ, પાર્વતી તથા બનાસ) નાં ચંબલની સાથેનાં સંગમ સ્થાનોનો પત્તો કાઢું; અને એ કામ પૂર્ણ કરીને આગ્રા તરફ જાઉં. આ કાર્ય મેં એક એવા સમયમાં પૂર્ણ કર્યું કે જે વર્તમાન સમયથી અતિ ભિન્ન હતો. મારે બહુધા મધ્ય મધરાતના સમયે મારા તંબુ ઉપાડી કૂચ કરવી પડતી અને કેટલીક

---

અસંભવિત ધારીને એવી ભવિષ્યવાણી ભાખી હતી કે "અન્ય લોકો એના સ્વામી બની બેસે એવો ભય છે" તે ભવિષ્યવાણી સત્ય ઠરી અને એનો કર્ત્તા પોતાના પરિશ્રમનો પૂર્ણ લાભ લે એટલા માટે તેમણે એવો મત પ્રદર્શિત કર્યો હતો કે સરકારની તરફથી પ્રતિફલ મેળવવાનો એનો દાવો ભવિષ્યને માટે મુલતવી રાખવો નહિ.

આ પરથી એમ સમજશો નહિ કે તેમની ઉક્ત ટીકાથી ગ્રંથકર્તાને આશ્ચર્ય પેદા થયું. તે પોતાને માટે પ્રથમ શોધક હોવાનો દાવો કરે છે અને વિદ્યોન્નતિમાં બાધા ચાહનારમાં તે અંતિમ પુરુષ છે.

"કારણ કે સ્પર્દ્ધાનું દ્વાર સહસ્રાવધિ માણસોને માટે ખુલ્લું થયેલુ છે."

૧ મારા માનનીય મિત્ર (મેવીસબેંક નિવાસી) મહાશય ગ્રીમ મર્સર (Greem Mercer of Mævisbank) કે જેમણે સહાનુભૂતિ દર્શાવીને મારા ઉદ્યોગને ઉત્તેજિત કર્યો હતો.

૨ ઉત્તર તથા દક્ષિણ ધ્રુવોપર થઇને જતાં વૃત્તોને યામ્યોત્તર વૃત્ત કહેવામાં આવે છે. જેમ અંગ્રેજ લોકો ગ્રીનિચ (Greenwich) સ્થાન (લંડન નગરની નિકટ) પર થઇને જતા વૃત્તને પ્રથમ યામ્યોત્તર વૃત્ત માને છે, તેજ પ્રમાણે પ્રાચીન કાળમાં ભારતવાસીઓ ઉજ્જયિનીપર થઇને જતા વૃત્તને અહીંઆંનું પ્રથમ યામ્યોત્તર વૃત્ત માનતા હતા. પરંતુ વર્તમાન કાળમાં આ દેશના જેટલા નકશાઓ છપાયા છે તે સર્વમાં રેખાંશના અંક ગ્રીનિચના યામ્યોત્તર વૃત્તનેજ મુખ્ય માનીને આપ્યા છે. ગૌ. હી. ઓઝા.

વાર તો હું લુટારાઓના હાથમાં પણ સપડાઇ ગયો હતો.[1] આ માર્ગમાં મુખ્ય મુખ્ય સ્થાનો ખીમલાસા, રજવાડા, બેટવાના કિનારાપરનું કોટડા, ખનિયાદાના,[2] બડોદનગર,[3] શાહાબાદ, બારા,[4] પલાયતા,[5] બડોદા, શિવપુર, પાલી,[6] રણથંભોર, કરૌલી, શ્રીમથુરા અને આગ્રા હતાં.

જ્યારે હું પાછો ફરીને મરાઠાઓના લશ્કરમાં આવ્યો ત્યારે મે પુનઃ મારી શોધનો વિસ્તાર વધારવાનો ઇરાદો કર્યો અને હું પશ્ચિમ તરફ ભરતપુર, કડૂંમર તથા મંત્રીમાં થઈ જયપુર, ટોંક, ઇંદ્રગઢ, બૂનલ, છપરા, રાઘોગઢ, આરોન, કુર્વાઈ અને ભીંરાસાને રસ્તે સાગરમાં જઇ પહોંચ્યો. આ યાત્રા એક સહસ્ર કરતા પણ અધિક માઇલની હતી. ગને મરાઠા લશ્કર પ્રાયઃ તેજ સ્થાનપર પ્રાપ્ત થયું કે જ્યાં હું તેને છોડી ગયો હતો.

હું આ ભ્રમણ કરનાર સિંધિયાની દરબારની સાથે રહી ઇ. સ. ૧૮૧૨ પર્યંત આ પ્રદેશમાં સ્થળે સ્થળે ફરીને સતત તપાસ કરતો રહ્યો. ઉક્ત વર્ષમાં સિંધિયાની સેનાએ એક સ્થાનમાં વિશ્રામ કર્યો. આ સમયથી મેં જે દેશોમાં હું સ્વયં જઇ શક્યો નહોતો તે દેશોનું જ્ઞાન પ્રાપ્ત કરવાની તજવીજ કરી.

ઇ. સ. ૧૮૧૦-૧૧ માં મેં તપાસ કરનારૂં એક દલ સિંધુની તરફ અને બીજું સતલજની દક્ષિણે મરૂસ્થલ તરફ રવાના કર્યું. પ્રથમ દલ, શેખ અબ્દુલ બરકતની આધીનતામાં પશ્ચિમ તરફ રવાના થયું. આ દલ ઉદયપુરને રસ્તેથી ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, લખપત અને હૈદરાબાદ ( સિંધ સરકારની રાજધાની ) માં થઇ સિંધુ નદી ઉતરી ટ્ઠા પર્યંત પહોંચ્યું. પછી તે ઉક્ત નદીને જમણે કિનારે કિનારે સેવાન પર્યંત ગયું. ત્યાંથી સિંધુ નદી પાછા ઉતરી તેને ડાબે કિનારે કિનારે તે ખૈરપુર પર્યંત ચાલ્યું ગયું. ખૈરપુર એ સિંધના ત્રણ સુબેદારો પૈકી એકનું નિવાસસ્થાન છે. ત્યાર પછી બકખર[7] ( કે જે સિકંદરના સમયમાં સોગડી લોકોની રાજધાની હતી ) પહોંચ્યા બાદ ઉમર સુમરાનાં રેગિસ્તાનના માર્ગદ્વારા પાછા ફરી જેસલમીર, મારવાડ અને જયપુરમાં થઇ તે નર્વર મુકામે, મને આવી મળ્યું. આ એક જાતના જોખમનો વ્યવસાય હતો, પરંતુ શેખ સાહસિક અને નિડર મનુષ્ય હતો, તદુપરાંત તે કાંઇક ભણેલો પણ હતો. તેનાં દિનચર્યાનાં પુસ્તકમાં ભૂગોળ વિષયક આગામી શોધ, દેશાવસ્થા તથા જે ભિન્ન ભિન્ન જાતિઓ મધ્યે થઇને તેણે યાત્રા કરી હતી તેના આચાર સબંધી ઘણા સંકેતો અને નિર્દેશો હતા.

બીજું દલ એક પરમ યોગ્ય પુરૂષ મદારીલાલની આધીનતામાં રવાના થયું હતું. આ માણુસ ભૂગોળ વિષયક અનુસંધાનના ઉદ્યોગ તથા તદ્દ્વારા પ્રાપ્ત થતાં જ્ઞાનમાં પરમ નિપુણ થઇ ગયો હતો. જે પ્રદેશનું વર્ણન અત્રે કરવામાં આવે છે તે વિસ્તીર્ણ પ્રદેશમાં કોઇ પણ કારણથી પ્રસિદ્ધ થયેલો કોઇ પણ ભાગ એવો નથી કે જ્યાં આ સાહસિક પુરૂષ નહિ પહોંચ્યો હોય. આવી કઠિન અને જોખમ ભરેલી યાત્રાને માટે તેના કરતાં વિશેષ યોગ્યતાવાળો પુરૂષ કદી પણ પ્રાપ્ત થશે નહિ. તે પરમ ઉત્સાહી, ઉદ્યોગી, ચિત્તાકર્ષી અને સાધારણ રીતે સારો વિદ્વાન હતો. આથી તે જ્યાં ત્યાં પોતાનો માર્ગ કાઢી લેતો હતો. યદિ તે સમયે બીજા માણસો હોત તો તે મરણ પામત.[8]

---

૧ આ પ્રવાસમાં કેટલીક ઘટનાઓ એવી બની હતી કે જે અદ્ભુત કહાણીઓનું સ્મરણ કરાવે છે, પરંતુ અત્રે તેમને માટે સ્થાન નથી. ૨ પર્વીય ઉચ્ચ સમ ભૂમિપર. ૩ સિંધુ નદીપર. ૪ પાર્વતી નદીપર. ૫ કાલી સિંધપર. ૬ ચંબલ નદીના પ્રવાહ અને પારનદીના સંગમપર.

૭ શેખ નમૂના તરીકે સિલિસિયસ ( siliceous ) જાતિના પાષાણના ટુકડા અને સેવાનના અતિ પ્રાચીન કિલ્લાની ઇંટનો એક ટુકડો અને ત્યાંના ખાડાઓમાંથી કેટલુંક બળેલું અનાજ લાવ્યો. આ અનાજના સંબધમાં એવી દંતકથા પ્રચલિત છે કે તે ( અનાજ ) વિક્રમાદિત્યના ભ્રાતા રાજા ભર્તૃહરિના સમયનું રાખેલું છે. આ વાત અસંભવિત નથી કે સિકંદરનાં ભયાનક આક્રમણને લીધે તે અનાજ ત્યાં રાખવામાં આવ્યું હોય અને અગ્નિ મૂકીને બાળી દેવામાં આવ્યું હોય. કૅપ્ટન પૉટિંજર ( Captain Pottinger )નું એવું અનુમાન છે કે કદાચ સેવાન મુસી કેનસ ( Musicanus ) ની રાજધાની હશે.

૮ અંતે તેનું સ્વાસ્થ્ય બગડી ગયું અને તે હિમ્મત હારીને એકાએક મરણ પામ્યો. હું ખાત્રીપૂર્વક

આ દૂર દૂરના પ્રદેશોમાંથી સારાસારા વિદ્વાન દેશી લોકો, સમજાવટ તથા પારિતોષિકને લીધે મારી પાસે આવતા જતા હતા અને હું ગ્વાલિયરમાં મરાઠાઓના લસ્કરમાં ઇ. સ. ૧૮૧૨થી ઇ. સ. ૧૮૧૭ પર્યંત રહ્યો. ત્યાં સુધી સિંધુની ખીણુ, ધાટવા, ઉમર સુમરાનાં રણુ અથવા રાજસ્થાનનાં કોઇ પણુ રાજ્યના નિવાસીઓને હર વખત મારી પાસે બોલાવ્યા કરતો હતો.

કાસિદો અને ઇતિર સાર્વજનિક ચીઠ્ઠી પહોંચાડનારા લોકો ટપાલ જ્યાં થોડી ચાલતી હોય તે દેશોમાં કોઇ લાંબા માર્ગનાં મુખ્ય મુખ્ય સ્થાનો અને તેનાં યથાર્થ અંતરનું સવિસ્તર વર્ણુન જે શુદ્ધતા સાથે કરી શકે છે, તે યુરોપિયનો તો માનશે પણુ નહિ.

મને એમ કહેતાં જરાપણુ સંકોચ થતો નથી કે યદિ એક દેશના માપેલા કાસનો યથાર્થ અંદાજ વિદિત થઈ જાય તો ઘણીજ શુદ્ધતા સાથે તેની રેખા સમતલ ભૂમિપર ખેંચી શકાય છે. મેં એવી વાત સાંભળી છે કે પ્રાચીન હિંદુ રાજ્યોમાં એક નગરથી બીજા નગર સુધીની સડકનુ માપ લેવામાં આવતું હતું.[1] અને આબુમાહાત્મ્ય[2] નામક ગ્રંથમાં એક એવા યંત્રનો ઉલ્લેખ આવ્યો છે કે જેનો આ કાર્યનાં ઉપયોગ કરવામાં આવતો હતો. વાસ્તવમાં માર્ગમાપક યંત્ર ( Perambulator ) થી માપેલી રેખાઓ અને દેશીઓનું અનુમાન કરેલું અંતર એ ઉભય પરસ્પર સારી રીતે મળે છે એ આ વાતનું ઉત્તમ પ્રમાણુ છે કે, દેશીઓનું અનુમાન કરેલું અંતર પણુ કોઈ નિશ્ચિત નિયમદ્વારાજ ઉત્પન્ન થયું છે, એ કેવળ અંદાજથી ઉત્પન્ન થયુ નથી.

હું કેવળ મદારીલાલનાં દલ સિવાય મારાં દલો પૈકી કોઈ પણુ એક દલની તપાસથી સંતુષ્ટ થતો નહોતો, કિંતુ સદૈવ એકનાં જ્ઞાનને બીજાના શિક્ષણુનો પાયો બનાવતો હતો અને આ પ્રકારે પ્રાપ્ત કરેલું વિશેષ જ્ઞાન તથા ઉપયોગી વિગતો તથા પ્રત્યેક દલ પોતાની સાથે જે દેશીઓને લાવતું હતું તેમની સહાયથી પૂરેપૂરી તપાસ કરીને સંતુષ્ટ થતો હતો.

આ પ્રકારે થોડાં વર્ષોમાં મેં આ પ્રદેશની અંદરના રસ્તાઓથી કેટલાંક પુસ્તકો ભરી દીધાં અને અનેક સીમાંતો તથા મધ્યસ્થ સ્થાનો કે જેમની સ્થિતિ નિશ્ચિત થઇ ચૂકી હતી તેનો નિર્દેશ કરીને તે દ્વારા એક સાધારણુ નકશો તૈયાર કર્યો, જેમાં સઘળી પ્રાપ્ત વિગતો સમાવિષ્ટ કરવામાં આવી. હું વિશેષતઃ પશ્ચિમ તરફનાં રાજ્યો વિષે બોલું છુ, કારણુ કે મધ્ય દેશ વા પશ્ચિમમા ઉચ્ચ અરવલ્લીમાથી અથવા દક્ષિણુમાં વિંધ્યાચલથી નીકળેલી ચંબલ અને તેની સહાયક નદીઓથી સિંચાતા દેશની તપાસ અને માપ મેં સ્વયં એવી યથાર્થ શુદ્ધતા સહિત કર્યું છે કે જ્યાં સુધી ત્રિકોણુમિતિ અનુસાર મોટી માપણી દ્વીપ-કલ્પ ( દક્ષિણુ )થી લઇને સમસ્ત હિંદુસ્થાન ભરમાં નહિ કરવામાં આવે ત્યાં સુધી તે પ્રત્યેક રાજ-નૈતિક અથવા સૈનિક કાર્યને માટે ઉપયુક્ત થશે. આ દેશોમાં સતલજ પર્યંત ઉત્તરમાં અને સિંધુ નદી પર્યંત પશ્ચિમમાં વિસ્તૃત સમતલ ભૂમિ છે. જ્યાં વચમાં પહાડી ભૂમિ આવી ગઇ છે તે દેશોના કરતાં આ સમતલ ભૂમિમાં ભૌગોલિક વિષયોનો એક સાથે સમાવેશ કરવો વિશેષ સરલ છે.

આ ભિન્ન ભિન્ન રેખાઓનો ઉપર્યુક્ત નકશામાં નિર્દેશ કરી મેં તેની શુદ્ધતાને નવી પદ્ધતિની તપા-સથી અર્થાત્ ત્રિકોણુમિતિથી તપાસીને તેને યથાર્થ કરવાનો સંકલ્પ કર્યો.

---

માનુંછું કે તેને ઝેર આપવામાં આવ્યું હતું. મદારીની પેઠે ઉત્સાહી કૃત્તા પણુ એજ કામમાં મરણુ પામ્યો. પૂર્વીય દેશોમાં જે લોકોએ ઉત્સાહપૂર્વક ભૂગોળની શોધ કરી છે તે સર્વ આ જ પ્રકારે મરણુ પામ્યા છે.

૧ પાટલી પુત્ર ( પટના ) ના મૌર્યવંશી (મોરી) રાજા ચંદ્રગુપ્તની દરબારમાં સિરિયા ( Syria ) ના રાજા સેલ્યુકસ ( Seleukas ) નો એલ્ચી મૅગેસ્થિનીસ ( Megasthenes ) ઈ. સ. પૂ. ૩૦૬ માં આવ્યો હતો. તે લખે છે કે ભારતવર્ષમાં દશ દશ સ્ટેડિયમ ( Stadium એક સ્ટેડિયમ ૬૦૬ ફીટ ૯ ઇંચનો થાય છે ) ના અંતરપર કોશના પાષાણુ સ્થાપિત કરવામાં આવ્યા છે, જેની ઉપરના લેખ-દ્વારા સરાઇ અને મુકામોનાં અંતરનો પત્તો લાગે છે. ગૌ. હી. ઓઝા.

૨ આ એક ઉત્તમ અને પ્રાચીન ગ્રંથ છે, જે મેં રૉયલ એશિયાટિક સોસાયટિને ભેટ કર્યો છે.

જે સ્થાનોથી હવે મારા કર્મચારીઓ સારી રીતે પરિચિત થઈ ગયા હતા તે સ્થાનોમાં પુનઃ પોતાનું કામ જારી કરવાને માટે તેમને મોકલવામાં આવ્યા. જે સ્થાનોની સ્થિતિ નિશ્ચિત કરી દેવામાં આવી હતી (અને મારા અનુભવે મને એવાં અનેક સ્થાનો તેમને બતાવવાને લાયક કર્યો હતો ) તે સ્થાનોથી તેમણે કાર્યારંભ કર્યો અને તેમાંનાં પ્રત્યેકને તેમણે કેન્દ્ર માનીને ૨૦ માઇલના અંતર સુધીના પ્રત્યેક નગરમાં જનારા માર્ગોને નિર્દિષ્ટ કરી દીધા. જે સ્થાનો પસંદ કરવામાં આવ્યાં તે પ્રાયઃ એવાં હતાં કે જે લગભગ સમત્રિ બાહુ ત્રિકોણ બનાવતાં હતાં. અને યદ્યપિ આ વિગતોને ક્રમપૂર્વક ગોઠવવાનું કામ અત્યંત કઠિન થયું, તથાપિ જે પદ્ધતિથી કામ કરવામાં આવ્યું તે એવી હતી કે અકસ્માત જોનારને પણ તે પોતાની અશુદ્ધતા પોતેજ બતાવી દે. કારણ કે એ રેખાઓ પ્રત્યેક દિશામાં એક બીજીને કાપતી અને શુદ્ધ કરતી હતી. આવાં સાધનોથી મે એ અજ્ઞાત દેશામાં મારું કામ કર્યું અને તેના પરિણામનો કેટલોક અંશ પાઠકોની સમક્ષ ઉપસ્થિત છે, હું કેટલોક અંશજ કહું છું, કારણકે મારું સ્વાસ્થ્ય મને મારી ઇચ્છાવિરુદ્ધ જે દશ પુસ્તકો મેં એ દેશોમાં સર્વત્ર યાત્રા કરતી વખત તૈયાર કર્યા હતાં તેમાંનો ઘણો ભાગ કે જે સાદર કરી શકાત તે છોડી દેવાની ફરજ પાડે છે.

ઇસ્વીસન ૧૮૧૫ માં મેં ઉપર જણાવ્યા પ્રમાણે એક નકશાની રૂપરેખા કાઢી, જેમાં આ પ્રકારે પ્રાપ્ત કરવામાં આવેલી સમસ્ત વિગતો નિર્દિષ્ટ કરવામાં આવી અને તે નકશો મેં હિંદના ગવર્નર જનરલને ભેટ કર્યો, જે થોડા સમય પછી લડાઇ પ્રસંગે ઘણોજ ઉપયોગી થઇ પડ્યો. પુનઃ યુદ્ધારંભ થયો તેથી થોડાજ સમયપૂર્વે મેં એક બીજો નકશો માળવાના મોટા ભાગનો બનાવી ભેટ કર્યો, જે અનુસાર પિંઢારાઓના યુદ્ધમાં સૈનિક કાર્ય કરવું ઉપયુક્ત ગણવામાં આવ્યું. આ નાના સરખા નકશામાં મુખ્ય મુખ્ય વિષયો વિંધ્યાચલનું સાધારણ સ્થાન, તેમાંથી નીકળનારી પ્રત્યેક નદીનું મૂળ અને માર્ગ તથા પર્વતશ્રેણીઓના ઘાટો હતા, જેનું જ્ઞાન અત્યંત આવશ્યક હતું. તદુપરાંત તેમાં તે વિભાગના કેટલાક દેશોની સીમા પણ બતાવવામાં આવી હતી અને તે પાછળથી પેશ્વાનું રાજ્ય છિન્ન ભિન્ન કરવા વિશેષ લાભદાયક થયો.

આ નકશો તૈયાર કરવામાં મારે ડૉક્ટર હંટરનાં અને મારાં, ઉભયનાં નિયત કરેલાં અનેક સ્થાનોથી કામ લેવું પડયું. અને એ જોઇને મને સંતોષ થાય છે કે યદ્યપિ ઉક્ત સ્થાનોમાં તે સમયથી અત્યાર પર્યંત અનેક વાર તપાસ થઇને અનેક રેખાઓ નિર્દિષ્ટ કરવામાં આવી છે, તો પણ કેવળ સાધારણજ નહિ, પરંતુ વિશેષતઃ મારી નિશ્ચિત કરેલી વાતો પાછળથી તૈયાર કરેલા નકશાઓમાં કાયમ રાખવામાં આવી છે. આ વિભાગની તપાસ કરીને કેટલીક નવી રેખાઓ વધારવામાં આવી છે અને એક ઉત્સાહી પુરૂષે કેટલાંક નવીન સ્થાનો નિયત કર્યાં છે, તેથી હું ખુશીથી ભૂગોળની આ નવીન સુધારણાનો કેટલોક અંશ આની સાથે આપવામાં આવેલા નકશામાં સાદર કરૂં છું.

ઈ. સ. ૧૮૧૭થી ઇ. સ. ૧૮૨૨ પર્યંત તપાસ કરીને મેં કેટલીક રેખાઓ બનાવી; અને હું અત્રે મારા આપ્તનો આભાર માનું છું કે કેવલ તેમનીજ સહાયતાથી મારા ભૂગોળવિષયક પરિશ્રમના આ ભાગમાં સુધારણા થઈ છે. આ અમલદારે વૃત્તાકારમાં ભ્રમણ કરીને તપાસ કરી છે, જેમાં મેવાડનાં પ્રાયઃ સીમાંત સ્થાનો આવી ગયાં છે, અર્થાત્ રાજધાનીથી લઇને ચિત્તોડ, માંડલગઢ, જહાજપુર, રાજમહલ, અને પાછા ફરતી વખત બીલ્વાય, બેદનોર તથા દેવગઢથી લઇને નીકળવાના સ્થાન પર્યંત તેમણે તપાસ કરી હતી. આ સીમાંત સ્થાનોના આધારથી તેઓ અનેક મધ્યસ્થ સ્થાનો પણ નિશ્ચિત કરી શક્યા, જે કાર્યને માટે મેવાડ પોતાના પૃથક્ પૃથક્ પહાડોને લીધે ઘણું અનુકૂળ સ્થાન છે.

ઇ. સ. ૧૮૨૦ માં મેં અરવલીનું ઉલ્લંઘન કરી એક મહત્વનો પ્રવાસ કર્યો; જેમાં કુમ્ભલમેર અને પાલી આગળ થઈ હું મારવાડની રાજધાની જોધપુરમાં પહોંચ્યો અને ત્યાંથી મેરતા થઇ લુણી નદીના માર્ગની શોધ કરતો હતો તેના મૂળ સુધી અર્થાત્ અજમેર સુધી પહોંચ્યો. અને ચોહાણ રાજાઓ તથા મોગલ પાદશાહોના આ પ્રસિદ્ધ નિવાસ સ્થાનથી નીકળી બીલ્વાય અને બનેડાને માર્ગે મેવાડના મધ્ય ભાગમાં થઇ રાજધાની (ઉદયપુર)માં પાછો આવ્યો.

મને એ જાણીને પરમ સંતોષ થયો કે મારૂં નિશ્ચિત કરેલું જોધપુરનું સ્થાન કે જેનો પશ્ચિમ અને ઉત્તર તરફનાં ભૌગોલિક સ્થળો નિયત કરવામાં મુખ્ય સ્થાન તરીકે ઉપયોગ કરવામાં આવ્યો હતો

તેમાં કેવળ ૩ કલાનો અંતર અક્ષાંશમાં અને એથી સહેજ અધિક અંતર રેખાંશમાં પડયો, જેથી બીકાનેરનું જે સ્થાન મેં નિશ્ચિત કર્યું હતું તે મહાશય એલ્ફિન્સ્ટન (Mr. Elphinstone)ના નિયત કરેલા સ્થાનની સાથે બરાબર મળી રહ્યું, કે જે તેમણે પોતાના કાબુલમાં એલચી તરીકે જવાના વૃત્તાંતમાં નિર્દિષ્ટ કર્યું છે.

ઉદયપુર, જોધપુર અને અજમેર પ્રભૃતિ શહેરો કે જેમનાં સ્થાન મેં નિરીક્ષણદ્વારા નિયત કર્યાં હતાં તેનો, મહાશય હંટરનાં કાયમ સ્થાનોનો તથા તે ઉત્સાહી પરિવ્રાજકનાં નિર્દિષ્ટ કરેલાં થોડાં સ્થાનોનો પણ મેં ઉપયોગ કર્યો છે, કે જેણે 'ખુરાસાનની યાત્રા' એ નામનો ગ્રંથ નિર્માણ કર્યો છે અને જે દિલ્લીથી નાગપુર અને જોધપુર થઇ ઉદયપુરમાં ગયો હતો.

ગુજરાત[1] સૌરાષ્ટ્ર દ્વીપકલ્પ અને કચ્છ દેશનું સ્થૂલરૂપ કે જે વિશેષતઃ સંબંધ દર્શાવવાને માટેજ નિર્દિષ્ટ કરવામાં આવ્યું છે, તે સંપૂર્ણતઃ પ્રસિદ્ધ ભૂગોલવેત્તા સ્વર્ગસ્થ જનરલ રેનોલ્ડસ (General Reynolds) ના શોધ વિષયક પુસ્તકમાંથી લેવામાં આવ્યું છે. અમે ઉભયે એકજ ભૂખંડના મોટા ભાગની શોધ કરી હતી; અને જે દેશોમાં તેઓ સ્વયં કદી પણ ગયા નહોતા તે દેશોની શોધની ઉત્તમતાના વિષયમાં મારી સાક્ષી યુક્ત છે, અને એથી ઉદ્યોગ તથા ઉપર્યુક્ત સામગ્રીનો પ્રયોગ કરવાથી શું શું બની શકે છે તે સિદ્ધ થાય છે.

હું આ પ્રદેશોની આકૃતિનું વર્ણન શીઘ્રતાથી કરીને આ નિબંધ સમાપ્ત કરીશ. એનું સૂક્ષ્મ અને સ્થાનિક વૃત્તાંત પ્રત્યેક દેશના પૃથક્ પૃથક્ ઐતિહાસિક ભાગોમાં ઉચિત પ્રકારે લખવામાં આવશે.

રાજસ્થાનની આકૃતિ અતિ ભિન્ન ભિન્ન પ્રકારની છે. યદિ હું મારા પાઠકને અલિપ્ત ઉભા રહેલા આબુ પહાડના સર્વોચ્ચ શિખર કે જેને 'ગુરૂ શિખર[2]' કહેવામાં આવે છે તેપર બેસાડું અને પશ્ચિમમાં સિંધુ નદીના નીલવર્ણ જલથી લઇને પૂર્વમાં નેતરથી આવૃત્ત થયેલી બેટવા[3] નદી પર્યંતના વિસ્તૃત પ્રદેશપર તેની પાસે દ્રષ્ટિ ફેંકાવું તો હિંદુસ્થાનમાં સૌથી ઉંચું એવું એ સ્થાન કે જેનાથી અરવલ્લીની શ્રેણી ૧૫૦૦ ફીટ નીચી છે તેપરથી તેની દ્રષ્ટિ મેદપાટ[4] (મેવાડનું સંસ્કૃત નામ) ના મેદાનોપર પડશે. જેની મુખ્ય નદીઓ અરવલ્લીની તળેટીમાંથી નીકળીને બેડચ અને બનાસમાં જઈ મળે છે અને [5]પઠાર વા મધ્ય હિંદની ઉચ્ચ સમભૂમિ તેમને ચંબલની સાથે મળતાં રોકે છે.

---

૧ મારો અંતિમ પ્રવાસ ઉદયપુરથી સિંધુ નદી તરફના આ પ્રદેશોમાં ઇ. સ. ૧૮૨૨–૨૩ માં થયો. પરંતુ તેમાં ભૌગોલિક શોધની અપેક્ષા ઐતિહાસિક અને પુરાવૃત્ત સંબંધી શોધની તરફ વિશેષ લક્ષ આપવામાં આવ્યું હતું. આ પ્રવાસ મારા સમસ્ત પ્રવાસો કરતાં અધિક લાભકારી થયો.

૨ એ રાજપુતાનામાં સૌથી ઉચ્ચ પર્વતશિખર છે.' જેની ઉંચાઇ સમુદ્રની તળેટીથી ૫૬૫૦ ફીટની છે. એની ઉપર ગુરૂ દત્તાત્રેયની ચરણપાદુકાનું તીર્થસ્થાન હોવાથી એ 'ગુરૂ શિખર'ના નામથી પ્રસિદ્ધ છે. ગૌ. હી. ઓઝા.

૩ એનું સંસ્કૃત નામ 'વેત્રવતી' છે. સંસ્કૃતમાં 'વેત્ર' સાધારણ નેતરને કહે છે. મહાશય વિલ્ફર્ડ (Wilford) જણાવે છે કે વેલ્સ ભાષામાં નેતરને માટે એજ શબ્દ છે.

૪ એનો શબ્દાર્થ આ પ્રમાણે છેઃ–મધ્ય=વચ્ચે, પાટ=પહોળાઈ.*

૫ પટ=મંચ, અર=પહાડ. યદ્યપિ 'અર'નો અર્થ કોઈ સંસ્કૃત કોષમાં 'પહાડ' પ્રાપ્ત થતો નથી, તથાપિ તે આરંભિક ધાતુ પ્રતીત થાય છે, જેનો અર્થ આ પ્રમાણે છેઃ અર્બુદ=બુદ્ધનો પહાડ, અર્વલી (અર્બલી)=બલનો પહાડ. હિબ્રુ ભાષામાં પણ 'અર'નો અર્થ પહાડ છે, જેમકે અરારાટ. આ જ શબ્દ યૂનાની ભાષામાં 'ઓરોસ' છે. સંસ્કૃતમાં પહાડને માટે જે સાધારણ શબ્દ 'ગિરિ' છે તે હિબ્રુ ભાષામાં પણ એજ અર્થનો બોધક છે.

---

* કર્નલ ટૉડે 'મેદપાટ' (મેવાડ) નું શુદ્ધ રૂપ મધ્યપાટ અનુમાની તેનો અર્થ મધ્યની સમાન ભૂમિ એવો કર્યો છે, પરંતુ તેમનું આ અનુમાન કલ્પિત છે, કારણ કે પ્રાચીન શિલાલેખો તથા સંસ્કૃત પુસ્તકોમાં આ દેશનું નામ 'મેદપાટ'જ લખ્યું છે, જેનો અર્થ મેદ વા મેવ લોકોનું રાજ્ય છે. આ લોકોનો પ્રાચીન કાળમાં આ દેશપર અધિકાર હતો. (જુઓ બૉમ્બે ગૅઝેટિયર પુસ્તક ૧, ભાગ ૧, પૃષ્ઠ ૭૩.) ગૌ. હી. ઓઝા.

પ્રસિદ્ધ ચિત્તોડની નિકટ આ ઉચ્ચ સમભૂમિપર ચઢીને સીધી પૂર્વીય રેષાથી દૃષ્ટિ કાંઈક હઠાવ્યા પશ્ચાત્ રતનગઢ અને સીંગોલી થઇને કોટા તરફ જતા એકલા સીધા માર્ગપર નજર ફેંકવામાં આવે તો દૃષ્ટાને તે ( ઉચ્ચ ભૂમિ ) માં ક્રમશઃ ત્રણ મેદાનો દૃષ્ટિગોચર થશે, કે જે જાણે રશિયન તાર્તરીના મેદાનોના નાના નાના નમૂના ન હોય તેવાં દેખાય છે અને જ્યારે તે અહીંથી ચંબલની આરપાર એક દૃષ્ટિ નાંખીને હાડૌતીને તેની શાહબાદના કિલ્લાથી રક્ષિત થયેલી પૂર્વ સીમા પર્યંત જોશે અને ત્યાર પછી સહસા આ ઉચ્ચ સપાટ ભૂમિપરથી નીચે ઉતરીને સિંધુ નદી (નાની સિંધુ) ની નીકટના પ્રદેશ પર્યંત દૃષ્ટિ ફેંકશે અને પુનઃ પૂર્વ તરફ વધુ અને વધુ આગળ દૃષ્ટિ ફેલાવતો જશે તો અંતે તેની નજર મંચાકૃતિ પહાડ કે જે બુંદેલખંડની પશ્ચિમ સીમા છે ત્યાં પર્યંત જઇને રોકાઈ જશે.

આ વાતને અધિક સ્પષ્ટ કરવાને માટે હું આબુથી લઇને બેટવા[1] પરના કોટડા સુધીના ઉપર વર્ણવેલા દેશની ઉંચાઇ નીચાઇનું એક ચિત્ર સાદર કરૂં છું. આ ચિત્ર આબુથી ચંબલ પર્યંત વાતમાપક યંત્ર (Barometer) દ્વારા કરેલી તપાસનું અને ચંબલથી બેટવા સુધી કરેલી મારી સાધારણ નિરીક્ષાનું[2] ફળ છે. એનું પરિણામ એ આવ્યું છે કે કોટડા સ્થાન આગળ બેટવા, સમુદ્રના તલથી એક સહસ્ર ફીટ ઉંચી અને ઉદયપુર નગર તથા તેની પર્વતાંતર્ગત સમાન ભૂમિથી એક સહસ્ર ફીટ નીચી છે ઉદયપુરની ઉંચાઇ આબુની તળેટીની ઉંચાઇની સમાન અર્થાત્ સમુદ્રના તલથી બે હજાર ફીટ છે. આ રેષા કે જેની સાધારણ દિશા ઉષ્ણ કટિબંધથી થોડેજ દૂર છે તે લંબાઇમાં પ્રાયઃ ૭ ભૌગોલિક અંશ છે; તથાપિ આ નાનો સરખો દેશ પોતાના નિવાસીઓ તેમજ પાથવ ગુપ્ત વા પ્રકટ ઉપજ (ખનિજ પદાર્થ અને વનસ્પતિ ) એ ઉભયના નાના પ્રકારોથી પરિપૂર્ણ છે.

હવે આપણે આપણા ઉચ્ચ સ્થાનપરથી (જેની રૂખ અદ્યાપિ પૂર્વ તરફનીજ છે) ઉપર્યુક્ત રેખાની દક્ષિણ અને ઉત્તર એ ઉભય દિશા તરફ દૃષ્ટિ ફેંકી જોઇએ. આ રેષા મધ્ય દેશ[3] અર્થાત્ રાજસ્થાનની મધ્ય ભૂમિને પ્રાયઃ બે સમાન ભાગમાં વિભક્ત કરે છે. મધ્ય દેશનો અર્થ તે દેશ કરવો જોઇએ કે જે ચંબલ અને તેની સહાયક નદીઓના માર્ગદ્વારા તેના યમુનાના સંગમ પર્યંત સર્વોત્તમ પ્રકારે સીમાબદ્ધ થયો છે અને એજ પ્રકારે ઉચ્ચ અરવલ્લીની[4] પશ્ચિમ તરફના પ્રદેશને પશ્ચિમ રાજસ્થાન કહેવો ઘણો યુક્ત છે.

યદિ દક્ષિણ તરફ જોઇશું તો વિંધ્યાચલની દૂર સુધી ફેલાયેલી શ્રેણીપર જઇને દૃષ્ટિ રોકાઇ જશે. વિંધ્યાચલ એ હિંદુસ્થાન અને દક્ષિણની સ્વાભાવિક સ્પષ્ટ સીમા છે. યદ્યપિ આબુના 'ગુરૂ શિખર' ના ઉચ્ચ સ્થાનપર ઉભા રહીને જોવાથી વિંધ્યાચલ આપણને એક અલ્પ ઉંચાઇવાળી પર્વતશ્રેણી જેવો દેખાય છે, જેનું કારણ એ છે કે આપણું એ સ્થાન તેનું મહત્વ જોવાને માટે કિંચિત્ પણ યોગ્ય નથી, પરંતુ યદિ દક્ષિણ તરફથી જોવામાં આવે તો તે સ્પષ્ટ દેખાશે; જો કે આ ઢોળાવમાં કેટલીક ઉંચાઇઓ એવી દૃષ્ટિગોચર થશે કે જે સીધા ઢોળાવનાં એવાં વિષમ સ્થળોથી સેંકડો ફીટ ઉંચી છે.

ખાસ અરવલ્લીના સંબંધમાં એમ કહી શકાય છે કે તે વિંધ્યાચલની સાથે મળેલો છે અને તેનું મળવાનું સ્થાન ચાંપાનેરની તરફ છે. અને તેજ પ્રકારે એમ કહેવું પણ યથાર્થ છે કે અરવલ્લી ત્યાંથીજ વિંધ્યાલયમાંથી નીકળીને ફેલાયો છે. યદ્યપિ તેની ઉંચાઇ ઉત્તરની અપેક્ષા અહીંઆં આગળ ઘણી થોડી

---

૧ જે મંચાકાર ભૂમિનો હમણાંજ નિર્દેશ કરવામાં આવ્યો તેની નીચે પૂર્વે તરફ બેટવા નદી વહે છે.

૨ હું આ દેશોથી સારી રીતે પરિચિત છું અને ખાત્રીપૂર્વક કહી શકું છું કે જ્યારે આવીજ તપાસ બેટવાથી કોટા પર્યંત કરવામાં આવશે ત્યારે આ પરિણામમાં ઘણીજ થોડી અશુદ્ધતા નીકળશે અને તે અશુદ્ધતા આ બાબતમાં નીકળશે કે કોટાનો થોડો ભાગ અધિક ઉચ્ચ અને બેટવાના પ્રવાહની ભૂમિ કાંઇક અધિક નીચી નિર્દિષ્ટ કરેલી જણાશે.

૩ 'માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ 'ને મેં 'મધ્ય અને પશ્ચિમ ભારત' નો જે નકશો ઇ. સ. ૧૮૧૫ માં ભેટ કર્યો હતો તેનું નામ મેં 'મધ્ય ભારત' રાખ્યું હતું. અને ત્યારથી એ નામ પ્રચલિત થઇ ગયું.

૪ સ્મરણમાં રાખવાનું છે કે યદ્યપિ અંત પર્યંત અરવલ્લીનો મંચાકાર રહેતો નથી તથાપિ તેની શાખા ઉત્તરમાં દિલ્લી પર્યંત ચાલી જાય છે.

છે, પરંતુ તે દક્ષિણના સમસ્ત ભાગમાં લૂણાવાડા, ડુંગરપુર અને ઇડરથી લઇને અંબાભવાની અને ઉદયપુર પર્યંત વિશાળ સ્વરૂપ ધારણ કરે છે.

આબુથી માલવાની ઉચ્ચ સમભૂમિ પર દ્રષ્ટિ ફેંકવાથી આપણને તેનાં કાળી માટીનાં મેદાનો (માલ) વિંધ્યાચલનાં સર્વોચ્ચ શિખરોથી નીકળી ઉત્તર તરફ વહેતી અનેક ધારાઓથી કપાયેલાં દ્રષ્ટિ ગોચર થાય છે. એમાંની કેટલીક ધારા તો ઝોંક ખાઇ ઘાટીઓમાં જતી, વા ઉચ્ચ પાષાણસમૂહ પરથી નીચે પડતી દ્દષ્ટિગોચર થાય છે; અને બીજા સર્વ અવરોધો તોડી મધ્યની ઉચ્ચ સમભૂમિમાં બળપૂર્વક પોતાનો માર્ગ કરી ચંબલમાં જઇ મળે છે.

આ પ્રકારે દક્ષિણ તરફ જોયા પછી આપણે એ રેષાની ઉત્તર તરફ દ્દષ્ટિ ફેંકવી જોઇએ અને ઉચ્ચ અરવલ્લી પર કેટલીક વાર સુધી દૃષ્ટિ ફેરવવી જોઇએ. પછી આપણા આબુ પરના સ્થાનની રેષામાં આવેલી રાજધાની ઉદયપુરથી લઇને ઓગણા, પાંડવા તથા મેરપુરથી સિરોહીની પાસેના પશ્ચિમ ઢોળાવ પર્યંત જોવું જોઇએ, કે જે પ્રાય: ૬૦ માઇલ પર્યંત સીધી રેષામાં ચાલ્યો ગયો છે અને જ્યાં ઉદયપુરની તરફના ચઢાવથી લઇને મારવાડના ઢોળાવ પર્યંત પહાડોપર પહાડો અને પર્વત-પર પર્વતો ઉઠેલા દ્દષ્ટિગોચર થાય છે. સિરોહીની સીમા પર્યંતના આ સમસ્ત પ્રદેશમાં આ દેશની ખાસ પ્રાચીન જાતિઓના લોકો (ભીલ પ્રભૃતિ) વસેલા છે, જેઓ પોતાની પ્રારંભિક અને પ્રાયઃ જંગલી-ઓના જેવી સ્વતંત્ર દશામાં રહે છે. ન તો તેઓ કોઇ રાજા મહારાજાને આધીન છે, ન કાંઇ કર આપે છે, કિંતુ તેઓ પ્રજાતંત્ર પ્રણાલીની સાદી દશામાં રહે છે; અને તેમના નેતા કે જેની ઉપાધિ 'રાવત' છે તે પરંપરાથી એકજ વંશના થાય છે. ઓગણાનો રાવત પાંચ સહસ્ત્ર ધનુષધારીઓને એકત્ર કરી શકે છે અને કામ પડતાં બીજા પણ કેટલાક માણસો એકઠા કરી શકે છે. ખીણોમાં ચરણ વા [1]બચાવનાં સ્થાનોની નિકટ તેમનાં ઘર નાનાં નાનાં જંગલી ગામોમાં વિખરાયેલાં હોય છે.

હવે પાઠકે કુમ્ભલમેરના કિલ્લાનાં શિખરપર પહોંચી ત્યાંથી ઉત્તર તરફ અજમેર પર્યંત ચાલી ગયેલી પર્વતશ્રેણી જોવી જોઇએ. અજમેરથી થોડે દૂર તેનો મંચાકાર લુપ્ત થઈ જાય છે અને ઉંચા ઉંચા ટેકરા બની તેની અનેક શાખાઓ શેખાવાટી સંસ્થાન અને અલવરમાં ચાલી ગઇ છે. અલવરથી આ શ્રેણી ઉંચાઇમાં ન્યૂન થતી થતી દિલ્લીની પાસે સમાપ્ત થઇ જાય છે.

કુમ્ભલમેરથી અજમેર પર્યંતનો સમસ્ત પ્રદેશ મેરવાડા કહેવાય છે અને ત્યાં મેર નામની પહાડી જાતિ વસે છે. આ અદ્દભુત જાતિની રીતભાત અને ઇતિહાસ આગળ લખવામાં આવશે. આ પર્વત-શ્રેણીની સરાસરી પહોળાઈ ૬થી ૧૫ માઇલ પર્યંત છે અને તેની ખીણો તથા ટેકરીઓપર દોઢસોથી અધિક નાનાં મોટાં ગામો પૃથક્ પૃથક્ વસેલાં છે. અહીંઆં જલ અને ચારો પુષ્કળ હોય છે અને તેમની સમસ્ત આંતરિક આવશ્યકતાઓને માટે કૃષિકાર્ય પણ યથેષ્ટ કરવામાં આવે છે; જોકે સ્વિટ્ઝર્લૅડ (Switzerland) અને હાઇન (Rhine) નદીના પ્રદેશપર થતી દ્રાક્ષની ખેતીની પેઠે અહીંઆં ઉચ્ચ સ્થાનોપર અત્યંત શ્રમથી ખેતી થાય છે.

---

૧ આ લોકોનાં અદ્દભુત સ્થાનોમાં થઇને જવાની મારી ઇચ્છા હતી અને એ વિષે મેં આ જંગલના સ્વામીઓની સાથે વાતચીત કરી તો તેમણે સત્કારપૂર્વક સહાય કરવાનું મને વચન આપ્યું. મને તેમના વચનપર કિંચિત્ પણ સંદેહ આવ્યો નહિ, કારણ કે જંગલી લોકોમાં સભ્ય જાતિઓની અપેક્ષાએ પોતાના વચનનું પ્રતિપાલન કરવાનો અને આતિથ્ય કરવાનો ગુણ અધિક રહે છે. કેટલાંક વર્ષો પૂર્વે મારા દલના એક આદમી (મહારી) ને આ પ્રદેશમાં થઈને જવાની આજ્ઞા પ્રાપ્ત થઇ હતી. આ લાંબી ખીણોના એક ઘાટમાં પહાડનો એક સ્વામી મરણ પામ્યો હતો. સર્વ આદમીઓ બહાર નીકળી ગયા હતા અને તેની વિધવા સ્ત્રી એકલી ઝુંપડામાં હતી. મહારીએ પોતાનું વૃત્તાંત તેને કહી સંભળાવ્યું અને રસ્તામાં પોતાની રક્ષાને માટે પ્રબંધ કરવાની માગણી કરી, જેથી ઉક્ત ભીલડીએ પોતાના મૃત પતિના ભાથામાંથી એક તીર કાઢીને તેને આપ્યું, જેને હાથમાં લઇને તે ચાલ્યો, અને તે તીરે યુરોપખંડમાં મુદ્રા છાપવાળો લાંબો પહોળો પરવાનો મુસાફરોની જે સેવા બજાવે છે તેજ સેવા બજાવી.

આ સમ્મિલિત પર્વતશ્રેણીની આરપાર કોઈ પણ ગાડીના માર્ગનાં ચિહ્નો દ્રષ્ટિગોચર થતાં નથી, એટલા માટે એનું 'આડા' અર્થાત્ 'અવરોધક' નામ ઘણું સાર્થક છે. કારણ કે વર્તમાનકાળની યુદ્ધ-કળાના સૌથી પ્રબળ અંગ તોપખાનાને પણ પશ્ચિમ તરફના અસાધ્ય ઢોળાવથી બચાવવાને માટે આ શ્રેણીની ઉત્તર તરફથી ફેરવીને લઇ જવું પડે છે.

યદિ આ પર્વતશ્રેણીપર નજર દોડાવવામાં આવે તો એનાં શિખરોપર કિલ્લા ઉભય બાજુની ઘાટીઓની રક્ષા કરતા દ્રષ્ટિગોચર થાય છે અને પુષ્કળ નાળાંઓ, ઝઝુમી રહેલાં પર્વતશૃંગોમાં પોતાનો વક્ર માર્ગ કાઢી નીચે ઉતરે છે. બેડચ, કોટેસરી, ખારી, ડાઇ, એ સર્વ નદીઓ પૂર્વમાં બનાસ નદીમાં જઇ મળે છે અને પશ્ચિમમાં ગોડવાડની કિમતી ભૂમિને ફળદ્રૂપ બનાવનારી આથી પણ અધિક નદીઓ ખારાં જલવાળી લૂણી નદીને મળીને મરૂભૂમિની વાસ્તવિક સીમા સ્થિત કરે છે. તેમાંની મુખ્ય નદીઓ સૂકડી અને બાંડી છે; અને અન્ય નદીઓ કે જે આખુ વરસ બરાબર વહેતી નથી, તે પોતાના જલપ્રવાહને માટે વર્ષાપર આધાર રાખે છે. આ જલપ્રવાહને રેલ અથવા શીઘ્રગામી પહાડી પ્રવાહ કહે છે; અને તે નીચેની પથરાવાળી ભૂમિને ફળદ્રૂપ બનાવવાને પોતાની સાથે પુષ્કળ ખાતરવાળી માટી ઘસડી જાય છે.

કુમ્ભલમેરની આ ઉંચાઇપરથી ખડકના આ અવ્યવસ્થિત સમૂહનું દ્રશ્ય ગમે તેવું ભવ્ય લાગે, પરંતુ તેનું પૂર્ણ મહત્વ તો મારવાડનાં મેદાનોથી જ અધિક સ્પષ્ટ દેખાય છે. જ્યાં તેનાં ભિન્ન ભિન્ન શિખરો અનેક રૂપમાં એક બીજાનાપર ઉડેલાં વા સઘન વનથી આચ્છાદિત અને વિષમ ઢોળાવવાળાં અંધકારમય ઉંચાંનીચાં એકાંત સ્થાનોને ક્રોધિત દ્રષ્ટિથી ઘુરકતાં દ્રષ્ટિગોચર થાય છે.

વિચાર કરતાં મને એવું મન થઇ જાય છે કે જાણે અરવલ્લીને હિંદુસ્થાનના એપ્પીનાઇન (Appenines) અર્થાત્ દ્વીપકલ્પના મલબાર કિનારાના ઘાટોની સાથે સંબંધ ધરાવનાર તરીકે જાહેર કરૂં. નર્મદા વા *તાપીના માર્ગ એના સંકીર્ણ મધ્ય ભાગમાં હોવાથી તે આ કલ્પનાને વ્યર્થ કરતા નથી, ઉલટ પક્ષે તેમની અંતરંગ દશા અને રચનાની તુલના કરવાથી આ કલ્પના વિશેષ દ્રઢ થાય છે.

અરવલ્લીનું સામાન્ય રૂપ એ તેની પ્રારંભિક રચના છે. ગ્રેનાઇટ (Granite) પાષાણો ભારે, મજબૂત અને ઘેરા નીલવર્ણના સ્લેટ (Slate) પથ્થરપર પડીને નાના પ્રકારના કોણ બનાવે છે. (જેનો સાધારણ ઢાળ પૂર્વની તરફ છે.) આ સ્લેટ પાષાણ ઉપર આવેલા ગ્રેનાઇટ, પથ્થરની સપાટી વા મૂળથી ક્વચિતજ ઉંચે જણાય છે. અંતસ્થ ઘાટોમા કેટલાક પ્રકારના ક્વાર્ટ્ઝ (Qurrtz) અને પ્રત્યેક રંગના શિસ્ટસ (Schistus) જાતિના સ્લેટ પાષાણો પુષ્કળ છે. જે ઘરો અને મંદિરોમાં આ પાષાણ વપરાય છે તેમનાપર જ્યારે સૂર્યનાં કિરણો પડે છે, ત્યારે તે અતિ અદ્દ્ભુત દ્રશ્ય પ્રકટ કરે છે. વચ્ચે વચ્ચે નીસ (Gneis) અને સાઇનાઇટ (Syenite) જાતિના પાષાણો પણ દ્રષ્ટિગોચર થાય છે અને અજમેરની પશ્ચિમ તરફ અનેક દિશાઓમાં ફેલાયેલી પર્વતશ્રેણીઓનાં શિખરો ગુલાબી રંગના કાચ સમાન ક્વૉર્ટ્ઝ જાતિના પાષાણોના મોટા મોટા સમૂહોથી નેત્રોને આંજી નાંખે છે.

અરવલ્લી અને તેની સાથે સંબંધ ધરાવતા પહાડોમાં ખનિજ અને ધાતુના પદાર્થો પુષ્કળ છે, અને મેવાડના ઇતિહાસમાં જણાવ્યા પ્રમાણે કેવળ ધાતુઓની ઉપજથી જ તે દેશના રાણા દીર્ઘ કાળ પર્યંત પોતાનાથી અધિક શક્તિમાન પાદશાહોની સામે થઈ શક્યા હતા. અને તેની ઉપજથી તેમણે એવી મોટી ઇમારતો બંધાવી હતી કે તેવી ઇમારતો બંધાવવામાં પશ્ચિમનાં સૌથી પ્રબળ રાજ્યો પણ ગૌરવ માને છે.

આ ખાણોપર રાજાઓનો અધિકાર રહે છે, અર્થાત્ તેની ઉપજ તેમની અંગત પેદાશમાં વૃદ્ધિ કરે છે. 'આણ-દાણ-ખાણ' આ ત્રણ શબ્દો મળીને બનેલી એક અલંકારિક કહેવત છે, જેમાં રાજ-

---

* કર્નલ ટૉડે મૂળ પુસ્તકમાં એને 'ટાપ્ટી' લખી છે અને અંગ્રેજ લોકો તેનું તેજ નામ લખે છે. આથી હિંદનાં ભૌગોલિક પુસ્તકોમાં પણ ટાપ્ટીજ લખાવા માંડયું છે. પરંતુ એનો શુદ્ધ ઉચ્ચાર 'તાપી' છે અને એજ નામથી એ સંસ્કૃત ભાષામાં તથા ગુજરાત દેશમાં (કે જ્યાં તે વહે છે) પ્રસિદ્ધ છે. આજ પ્રકારે હિંદીલેખકો 'મલબાર' ને અંગ્રેજી પુસ્તકોના આધારે 'મલાબાર' લખવા લાગ્યા છે, પરંતુ તેનું શુદ્ધ ઉચ્ચારણ 'મલબાર' છે. ગૌ. હી. ઓઝા.

સ્થાનના રાજાઓના મુખ્ય હક્ક, અર્થાત્ પ્રજાની ઉત્કટ રાજભક્તિ, વ્યાપાર સંબંધી કર અને ખાણોની ઉપજ, એ સંયુક્ત રીતે પ્રકટ છે. મેવાડમાં કોઇ સમયે કલઈની ખાણોમાંથી પુષ્કળ પેદાશ થતી હતી, અને એમ કહેવાય છે કે તેમાંથી ઘણી ચાંદી નીકળતી હતી. પરંતુ ખાણ ખોદનારાઓની જાતિ નષ્ટ થવાથી તથા મોગલોના શાસનકાળમાં રાજકીય કારણોથી ધનનાં આ પ્રકારનાં દ્વાર બંધ થઇ ગયાં. આ જ પ્રકારે અત્યુત્તમ પ્રકારનું ત્રાંબું પણ પુષ્કળ નીકળે છે અને તેનાજ પૈસા બનાવવામાં આવે છે. અને સલુંબરનો સામંત પણ પોતાની જાગીરની ખાણોમાંથી ત્રાંબું કઢાવી રાજ્યની આજ્ઞાથી પૈસા તૈયાર કરાવે છે. સુરમા નામની ધાતુ પશ્ચિમ સીમાપર પ્રાપ્ત થાય છે. લાલ, નીલમણિ, બિલોર, લસણીઆ હીરા અને હલકી જાતિના પન્ના પણ મેવાડમાં પ્રાપ્ત થાય છે; અને યદ્યપિ મેં તેનો કોઇ બહુમૂલ્ય નમૂનો જોયો નથી તથાપિ મહારાણાએ મને વારંવાર કહ્યું હતું કે 'જનશ્રુતિપરથી વિદિત થાય છે કે અમારા દેશના પહાડોમાં સર્વ પ્રકારનાં ખનિજ દ્રવ્યો છે.'

હવે આપણે અરવલ્લીપરનું આપણું ઉચ્ચ સ્થાન છોડીને પઠાર વા મધ્ય હિંદની ઉચ્ચ સમભૂમિમાં ટહેલીશું. આ પ્રદેશ આ મનોહર ઇલાકાનો કાંઇ ઓછો ઉપયોગી ભાગ નથી. એની રચના સર્વથા નિશ્ચિત પ્રકારની છે, અને એ દક્ષિણ તરફ વિંધ્યાચલથી તથા પશ્ચિમ તરફ અરવલ્લીથી ભિન્ન છે, અર્થાત્ એમાં બરાબર સીધા પડપર પડવાળા, ટ્રૅપ જાતિના પાષાણો છે.

આ ઉચ્ચ સમભૂમિનો પરિધિ નકશામાં ઉત્તમ પ્રકારે દર્શાવવામાં આવ્યો છે; જોકે તેનું ધરાતલ અત્યંત અસમાન રીતે વર્ણિત છે અને તે પોતાનો આકાર મંચાકૃતિ તથા સમુદાયક પર્વતશ્રેણીમાં બદલતું ચાલ્યું ગયું છે.

આપણે માંડલગઢથી પ્રવાસ શરૂ કરીને દક્ષિણ તરફ જવું જોઇએ અને ચિત્તોડ (કે જે ઉચ્ચ સમભૂમિથી પૃથક્, જુદાજુદા પાષાણોપર સ્થિત છે) ને એક બાજુએ છોડી દઇને જાવદ, દાંતોલી, રામપુરા, ભાણપુરા અને મુકંદરાના ઘાટપર થઇને ગાગરોન (જ્યાંથી કાલી સિંધુ પોતાની સામે આવેલા મંચાકાર પર્વતમાંથી બલપૂર્વક માર્ગ કાઢીને ફ્કિલેરા જાય છે) અને મિરગવાસ પર્યંત (જ્યાં આગળ પાર્વતી નદી ફ્રમી ઉંચાઇનો લાભ લઇ માળવાથી હાડૌતીમાં જાય છે) અને ત્યાંથી રાધોગઢ, શાહાબાદ, ગાઝીગઢ તથા ગસવાની થઇ જાદૂવાટી પર્યંત જવું જોઇએ, કે જ્યાં આ ઉચ્ચ સમભૂમિ પૂર્વમાં ચંબલ આગળ સમાપ્ત થાય છે. પછી યદિ પ્રવાસના તેજ પ્રારંભિક સ્થાન માંડલગઢથી ચાલીએ તો થોડી વારમાં તેનો ઘણો મંચાકાર લુપ્ત થઇ જાય છે અને તેની મોટી મોટી હારો, કે જે કેટલેક સ્થળે પુનઃ પોતાનાં પૂર્વ સ્વરૂપમાં દ્રષ્ટિગોચર થાય છે, જેમકે બૂંદીના કિલ્લામાં-તેડબલાના, ઇંદ્રગઢ અને લાખેડી આગળ થઈ રણથંભોર અને કરોલી પર્યંત ચાલી જઇને ધોળપુર બાડીનિ નીકટ સમાપ્ત થઇ જાય છે.

આ ઉચ્ચ સમભૂમિની ઉંચાઇ અને વિષમતા તેમાં પશ્ચિમથી પૂર્વ તરફ અર્થાત્ મેદાનોથી ચંબલ નદી પર્યંત ચાલી જવાથી ઘણી સારી રીતે જણાય છે. અહીંઆં આગળ આ મોટી નદી કોટા અને પાલીની વચ્ચેની સમભૂમિને છોડીને ને અવરોધક પાષાણોમાં થઇ જોસબંધ વહેતી દ્રષ્ટિગોચર થાય છે.

રણથંભોરની પાસે આ ઉચ્ચ સમભૂમિ ઉચ્ચ ઉચ્ચ હારોના રૂપમાં પરિવર્તિત થઈ જાય છે, જેનાં શ્વેત શિખરો સૂર્યપ્રકાશમાં ઝળકાટ મારે છે. એની આકૃતિ વિષમ, પરંતુ અણીદાર શિખર સહિત છે; અને યદ્યપિ એ પર્વતસમૂહથી અલિપ્ત છે, તો પણ પહાડની સ્વાભાવિક રચના તેમાં પ્રસ્તુત છે. અહીંઆં પૃથક્ પૃથક્ શ્રેણીઓ સાત (સાતપડા)થી ઓછી નથી, જે સર્વમાં થઇને બનાસ નદી ચંબલને મળવાને જાય છે. રણથંભોરની પેલી તરફ અને કરોલીથી નદી પર્યંતનો સંપૂર્ણ માર્ગ એક વિષમ મંચાકાર ભૂમિ છે, જેના સર્વોચ્ચ ભાગપર ઉતગિર, મંડરેલ અને ધુણનો અધિક પ્રસિદ્ધ કિલ્લો છે. પરંતુ પૂર્વ તરફ એક બીજું ઢોળાવદાર મેદાન છે, જેનો પ્રારંભ લારોતી સ્થાન આગળ સિંધુના પ્રવાહની પાસેથી થાય છે અને જે અદેરી, ખનિયાદાના, નરવર તથા ગ્વાલિયર આગળ થઇને દેવગઢની નિકટ જઇ ગોહદના મેદાનમાં સમાપ્ત થઇ જાય છે. આ બીજા મેદાનનો ઢોળાવ બુંદેલખંડ અને બેટવાની ખીણમાં ચાલ્યો ગયો છે.

આ ઉચ્ચ પ્રદેશ મધ્ય હિંદના ધરાતલમાં પ્રસિદ્ધ છે, અને તેનું શિખર વિંધ્યાચલનાં શિખરની સામાન્ય ઉંચાઇથી સહેજ ઉંચું અને ઉદયપુરની ખીણ તથા અરવલ્લીની તળેટીની સમાન છે. આથી

ઉક્ત ઉભય પર્વતોનો ઉક્ત ઉચ્ચ સમભૂમિની સીમા પર્યંતનો ઉતાર અથવા ઢોળાવ વિસ્તૃત અને વિષમ છે, જેનું અતિ સ્પષ્ટ અને સાધારણ પ્રમાણ આ નદીઓના માર્ગ છે. પૃથ્વીપર એવા થોડાજ ભાગો હશે કે જ્યાં પ્રત્યેક પ્રતિરોધને તોડી નાંખનાર જલના પ્રવાહનો વેગ આ કઠોર પર્વતના ખડકોમાં થઇને વહેતી નદીઓના માર્ગની અપેક્ષાએ અધિક પ્રબલ દેખાતો હોય. અહીંઆં ચાર નદીઓ બલપૂર્વક વહે છે, જેમાંની એક અર્થાત્ ચંબલ, હ્રાઇન વા હ્રોન ( Rhone ) નદીની બરાબર છે. આ ચારે નદીઓએ પહાડોને જલની સપાટીથી ત્રણસેંથી છસેં ફીટની સીધી ઉંચાઇનાં શિખરો પર્યંત કાપી નાંખ્યા છે, જેથી પાષાણ એવા દેખાય છે કે જાણે તેમને મનુષ્યના હાથથી કોતરી કાઢવામાં આવ્યા ન હોય. અહીંઆં ભૂસ્તરવિદ્યાના અભ્યાસીઓ પ્રકૃતિનાં-પુસ્તકો સ્પષ્ટ રીતે વાંચી શકે છે. તેને તથા પુરાતત્ત્વવેત્તાઓને તથા પ્રકૃતિને અત્યંત વિષમ અવસ્થામાં જોનાર તેના પ્રેમીને આ સ્થાન અતિરિક્ત થોડાંજ વિશેષ મનોહર સ્થાન ( રામપુરાથી કોટા પર્યંત )પ્રાપ્ત થશે.

આ વિસ્તૃત ઉચ્ચ સમભૂમિનું ધરાતલ અતિ ભિન્ન ભિન્ન પ્રકારનું છે. કોટાની નિકટ આગળ નીકળેલી પાષાણમય ભૂમિપર કેટલાંક સ્થાનોમાં તો વનસ્પતિનું ચિહ્ન પણ જણાતું નથી, પરંતુ જ્યાં તે વક્ર કોણ બનાવી પાર નદીના તટ પર્યંત પહોંચે છે, ત્યાં તે ભારતવર્ષની સૌથી અધિક ફળદ્રૂપ અને સર્વોત્તમ ભૂમિમાંની એક છે; અને તેમાં બ્રિટિશ હિંદુસ્થાનના કોઇ પણ ભાગ કરતાં ઉત્તમ ખેતી થાય છે. તેના ખાંચાવાળા ભાગોમા અત્યંત વિચિત્ર ખીણો ( જેમકે હિંગળાજની નિકટ નાગરાજનું ઝરણું ) અને ઉંડી ઉંડી બખોલો છે, જેમાંથી નાની નાની નદીઓ નીકળે છે અને જ્યાં [1]કારીગરીનો પુષ્કળ સંગ્રહ મંદિરો તથા પ્રાચીન મકાનોમાં અદ્યાપિ વિદ્યમાન છે અને તેથી પ્રવાસીનો શ્રમ સફળ થાય તેમ છે.

આગળ વર્ણન કરવામાં આવ્યું છે તે પ્રમાણે મધ્યસ્થ ઉચ્ચ ભાગ પાછલી રચનાનો છે, જેને ટ્રૅપ ( Trap ) કહેવામાં આવે છે. જ્યાં આ ભાગને ચંબલે નગ્ન કરી દીધો છે, ત્યાં તેનો રંગ સર્વત્ર દુગ્ધ સમાન શ્વેત છે. આ ભાગ અતિ કઠિન અને સુક્ષ્મ દાણાદાર છે અને યદ્યપિ એની કઠિનતાને લીધે એનાપર ટાંકણું ઘણી મુશ્કેલીથી ચાલી શકે તેમ છે, તથાપિ પ્રસિદ્ધ બાડોલીનું કોતરકામ શિલ્પકારને માટે તેની ઉપયોગિતા સિદ્ધ કરે છે. પશ્ચિમ તરફ પણ તેનો રંગ સર્વત્ર શ્વેત છે. કોટાની નિકટ પ્રાયઃ શ્વેત અને બેંજની રંગ મિશ્રિત થયેલા છે અને શાહાબાદની આસપાસ લાલ અને ભૂરો, એ રંગો મિશ્રિત થયેલા છે. જ્યારે તેના પૂર્વીય ઢોળાવપર વાતાવરણની અસર થાય છે ત્યારે તેનું છિન્ન ભિન્ન થઇ ગયેલું અને ખરબચડું ધરાતલ કાંકરાવાળી ભૂમિનો ભ્રમ કરાવે છે.

આ રચના ખનિજ ધાતુઓને માટે અનુકૂળ નથી. અહીંઆં સીસું અને લોહ પણ પ્રાપ્ત થાય છે, પરંતુ તેનો ઘણો ભાગ કાચી અવસ્થામાં મળે છે, કાચું લોહ વિશેષ પ્રાપ્ત થાય છે. એમ કહેવાય છે કે ગ્વાલિયર પ્રાંતમાં કાળા સુરમા ( Galena ) ની બહુ મૂલ્ય ખાણો છે, જેમાંથી મેં નમૂના મંગાવ્યા હતા, પરંતુ આ ખાણો પણ બંધ છે. દેશી લોકો પોતાનું ખનિજ દ્રવ્ય કાઢતાં ડરે છે; અને યદ્યપિ તેમની પાસે પુષ્કળ સીસું, કલઇ અને ત્રાંબું છે, તો પણ તેઓ પોતાની રસોઇનાં વાસણની સામગ્રી સુદ્ધાંને માટે પ્રાયઃ સંપૂર્ણ રીતે યૂરોપનાપર આધાર રાખે છે.

નાની નાની પર્વતશ્રેણીઓનું વર્ણન કરવાનું છોડી દઇને હવે હું પાઠકોનું ધ્યાન કેવળ રાજપુતાનાનાં ધરાતલનાં નિરીક્ષણમાંથી નીકળતા સારાંશ પ્રતિ ખેંચીશ.

મધ્ય હિંદમાં સ્પષ્ટ રીતે દેખાતા બે ઢોળાવ છે. તેમાંનો મુખ્ય એ છે કે, જે પૂર્વથી પશ્ચિમ તરફ અર્થાત્ મહાન કોટરૂપી અરવલ્લી (કે જે રેતીના પ્રવાહને મધ્યસ્થ મેદાનોમાં જતાં રોકે છે, કે જે ચંબલ તથા તેની સો શાખાઓથી કપાઇ ગયેલ છે ) થી બેટવા પર્યંત ચાલ્યો ગયો છે; અને બીજો ઢોળાવ દક્ષિણથી ઉત્તર અર્થાત્ મધ્ય હિંદના દક્ષિણ તરફના પુસ્તારૂપ વિંધ્યાચલથી યમુના પર્યંત ચાલ્યો ગયો છે.

અમે અમારી વ્યાખ્યાને વધારી એમ પણ કહી શકીએ છીએ કે, યમુનાના પ્રવાહનો માર્ગ તે મોટા ભૂભાગની મધ્યસ્થ ખીણને દર્શાવે છે, કે જેનો ઉત્તરીય ઢોળાવ હિમાલયની તળેટી સાથે અને દક્ષિણ તરફનો ઢોળાવ

[1] આમાંની થોડી વસ્તુઓ મેં મારા દેશવાસીઓને ભેટ કરવાને રાખી છે.

વિંધ્યાચલની તળેટી સાથે લાગેલો છે. યદ્યપિ મારી પાસે પુષ્કળ સાધનો છે, તો પણ વિસ્તીર્ણ નર્મદાના નાનું રૂપ ધારણ કરનાર માર્ગનું વર્ણન કરવાની મારી ઇચ્છા નથી, કારણ કે જે સમયે આપણે ઉષ્ણતા-પ્રધાન વિંધ્યાચલનાં શિખરપર નર્મદાની ખીણમાં ઉતરવાને માટે ચઢીએ છીએ. તે સમયે આપણો રાજસ્થાન અને રાજપુતો સાથેનો સંબંધ છૂટી જાય છે અને આપણે આ દેશની પ્રાચીન જાતિઓને જઇ મળીએ છીએ કે જે લોકો આ ભૂમિના મૂળ સ્વામી છે, તેનું વર્ણન હું અન્યોને માટે છોડીને મારાં વૃત્તાંતનો ચંબલથી આરંભ કરી મધ્ય હિંદની સૌથી પ્રધાન નદી આગળ તેની સમાપ્તિ કરૂં છું.

ચંબલના સ્રોત વિંધ્યાચલના એક અતિ ઉચ્ચ સ્થાનપર પહાડોના સમુદાયની વચ્ચે છે, જેનું સ્થાનિક નામ 'જનપાવા' છે. આ પહાડી સમુદાયમાંથી એકસરખા ત્રણ સ્રોત અર્થાત ચંબલ, ચંબેલા અને ગંભીર, નીકળે છે અને ઓછામાં ઓછી બીજી નવ નદીઓ તેની દક્ષિણ બાજુએથી નીકળે છે. આ નદીઓ પોતાનું જલ નર્મદામાં લઇ જાય છે.

સિપરા ( ક્ષિપ્રા ) નદી પીપલોદાથી, નાની સિંધુ[1] દેવાસથી અને બીજી નાની નાની નદીઓ ઉજ્જનની પાસે થઇને, એ સર્વ નદીઓ, ચંબલ નદી આ ઉચ્ચ સમભૂમિમાં પ્રવેશ કરે તે પૂર્વે ભિન્ન ભિન્ન સ્થાનોપર જઇને તેને મળે છે.

કાલી સિંધુ બાગડીથી અને તેની નાની શાખા સોડવિયા રાઘોગઢથી, નેવજ ( વા જામનીરી ) મોરસૂકડી અને માગડદાથી અને પાર્વતી આમલખેડાના ઘાટથી નીકળે છે. પાર્વતીની વિશેષ પૂર્વ તરફની શાખા દોલતપુરથી નીકળીને ફરહર સ્થાનપર તેની સાથે મળે છે. આ સર્વનાં મૂળ વિંધ્યાચલનાં શિખર-પરથી નીકળે છે, જ્યાંથી તે આ ઉચ્ચ સમભૂમિમાં પોતાનો માર્ગ કાઢી ઉચ્ચ સ્થાનો[2]પરથી નીચે પડી અંતે નૂનેરા અને પાલીના ઘાટોપર જઇ ચંબલમાં સમાવિષ્ટ થઈ જાય છે.

ડાબી બાજુથી બનાસ નદી તે (ચંબલ)નું જલ વૃદ્ધિંગત કરે છે. આ નદી અરવલ્લીમાંથી નીકળેલી બારે માસ વહેનારી નાની નાની નદીઓનું તેમજ ઉદયપુરના સરોવરોમાંથી નીકળેલી બેડચ નદીનું જલ ગ્રહણ કરીને ચંબલમાં આવી મળે છે. આ (બનાસ) નદી મેવાડ, જયપુરની દક્ષિણ સીમા અને કરોલીની ઉચ્ચ ભૂમિને જલસિંચન કરીને રામેશ્વરના પવિત્ર સંગમપર ચંબલને મળવાને માટે દક્ષિણ તરફ વળે છે. કેટલીક નાની નાની નદીઓ ચંબલમાં પડે છે ( જેનું પૃથક્ પૃથક્ વર્ણન કરવાની આવશ્યકતા નથી) અને સહસ્રાવધિ ચક્કરો ખાધા પછી તે ઇટાવા અને કાલ્પીની વચ્ચે પવિત્ર ત્રિવેણી–સંગમપર યમુનાને જઇ મળે છે.

નાના નાના સર્પાકાર વાંક ઝોંક છોડી દઇને ચંબલ નદીના માર્ગની લંબાઇ માપવામાં આવે તો તે પાંચસેં માઇલ કરતાં અધિક થાય છે. અને તેના તટપર હિંદુસ્થાનમાં અધુના વસનારી પ્રાય: પ્રત્યેક

---

૧ આ ભારતની ચોથી સિંધુ છે. પહેલી તો સિંધુ (Indus), બીજી કાલી સિંધુ, ત્રીજી સિરોંજની ઉપર અને પશ્ચિમે ઉચ્ચ સમભૂમિપર આવેલાં લાટોતીની નિકટથી નીકળતી સિંધુ, અને ચોથી આ નાની સિંધુ.

' સીન ' શબ્દ નદી માટે વપરાતો એક સિથિયન શબ્દ છે ( જે હાલમાં પ્રચલિત નથી ), એજ અર્થમાં હિંદુઓએ પણ એ શબ્દનો પ્રયોગ કર્યો છે.+

૨ ગાગરોનની પાસેના પાષાણોમાં કાલી સિંધુનો, અને છપરા (ગૂગલ)ની પાસે પાર્વતીનો જલ-પ્રપાત ઘણો દર્શનીય છે. છપરામાં મેં બે વાર વિશ્રામ કર્યો હતો તે છતાં પણ પાર્વતીનો જલપ્રપાત મેં જોયો નહિ. અહીંઆંથી તે પાંચ માઇલના અંતરપર આવેલો કહેવાય છે.

---

+ સિથિયન લોકો (શકલોકો)ની ભાષામાં કદાચ નદીને માટે 'સીન' શબ્દ હશે, પરંતુ સંસ્કૃતમાં એ શબ્દ ઉક્ત અર્થમાં ક્યાંય વપરાતો નથી, કિંતુ ' સિંધુ ' શબ્દ વપરાય છે, જે 'સીન'થી ભિન્ન છે. કદાચિત્ કર્નલ ટૉડે ' સીન ' અને ' સિંધુ ' નામો મળતાં આવતાં જોઇને એવું અનુમાન કરી લીધું હશે.

ગૌ. હી. ઓઝા.

જાતિના નમૂના પ્રાપ્ત થઇ શકે છે. સોંધિયા, ચંદ્રાવત, સિસોદીયા, હાડા, ગૌડ, જાદવ, સીકરવાલ, ગૂર્જર, જાટ, તંવર, ચૌહાણ, ભદોરિયા, કછવાહા, સેંગર, બુંદેલા, આ સર્વ લોકો ન્યૂનાધિક પ્રમાણમાં મોટા રાજાથી લઇને નાના નાના સ્વતંત્ર જાગીરદારો પર્યંત ચંબલ અને કુંવારી નદીની વચ્ચે વસેલા છે.

આ પ્રકારે રાજસ્થાનના મધ્ય ભાગ વા અરવલ્લીની પૂર્વે તરફના ભાગનું ચિત્ર આલેખ્યા પશ્ચાત્ હું મારા પાઠકને મરૂભૂમિના રેતાળ ઉચ્ચ ભાગપર લઇ જઇ સામાન્ય[1] રીતે સિંધુનો ખીણ પર્યંતના તે (અરવલ્લી)ના પશ્ચિમ વિભાગનું વર્ણન કરીશ.

પાઠકને પુનઃ આબુપરજ ઉભું રહેવું જોઇએ, કે જેથી તેને થલની[2] કઠિન યાત્રા કરવી પડે નહિ. આ શુષ્ક મરૂસ્થલમાં પરમ મનોહર વસ્તુ ખારાં જલવાળી લૂણી નદી છે, જે પોતાની અનેક શાખાઓ સહિત જોધપુર રાજ્યના સર્વોત્તમ ભાગને ફળદ્રૂપ બનાવવાને માટે અરવલ્લીમાંથી નીકળે છે અને સદા પોતાનું સ્થાન બદલનાર તે રેતીનાં વિશાળ મેદાનની સીમા સ્પષ્ટ રીતે અંકિત કરે છે, કે જેને હિંદુઓની ભૂગોળમાં મરૂસ્થલી કહે છે અને જેનો અપભ્રંશ મારવાડ છે.

લૂણી નદીના માર્ગની, તેના ઉત્પત્તિ સ્થાન પુષ્કર અને અજમેરનાં પવિત્ર સરોવરોથી તથા પર્વતસરમાંથી નીકળતી તેની અધિક દૂરવર્ત્તી શાખાથી તેના પશ્ચિમ તરફની વિસ્તીર્ણ કાદવવાળી ભૂમિમાં આવેલા મુખ પર્યંતની લંબાઇ ૩૦૦ માઇલથી અધિક છે.

સિકંદરના ઇતિહાસલેખકોએ જે 'એરિનસ' શબ્દ લખ્યો છે તે અમને 'રણ' વા 'રિણ[3]'નો અપભ્રંશ પ્રતીત થાય છે. તેનો પ્રયોગ અદ્યાપિ તે વિસ્તીર્ણ કાદવવાળી ભૂમિને માટે કરવામાં આવે છે કે જે લૂણી નદી તથા ધાટની દક્ષિણ તરફના મરૂ સ્થલમાંથી વહીને આવનારી ખારાં જલથી ભરેલી નદીઓના પ્રવાહની માટી આદથી બની છે.

આ રણ દોઢસો માઇલ લાંબું છે અને તેની અધિકમાં અધિક પહોળાઇ ભુજથી બલિયારી પર્યંત પ્રાયઃ સિત્તેર માઇલની છે. આ જ માર્ગેથી મુસાફર તેમાંથી પસાર થાય છે, કારણ કે ત્યાં આ ખારા ભૂમધ્ય કાદવમાં તેમના વિશ્રામને માટે એક અલિપ્ત રમ્ય ભૂમિ છે. ઉષ્ણકાળમાં આ રણની ભ્રમોત્પાદક સપાટી કે જે ભયાનક દગાખોર રેતીથી પરિપૂરિત છે, તેપર લવણના એક વિસ્તીર્ણ ઉજ્જવલ પડ વ્યતિરિક્ત કાંઇ પણ દષ્ટિગોચર થતું નથી, અને વર્ષાઋતુમાં ત્યાં મલિન અને ખારો કાદવ થઇ જાય છે, જે અનેક સ્થળે ઉંટની છાતી સુધી ઉંડો હોય છે. 'ખારી કાબા' નામક રમ્ય સ્થાનમાં આ ઉપયોગી જાનવર (ઉંટ) ને ચારો, અને પ્રત્યેક તટ તરફ મુસાફરી કરનાર પ્રવાસીને વિશ્રામ મળે છે.

આ વિસ્તીર્ણ ખારા કાદવના શુષ્ક કિનારાઓ[4] પર મરીચિકા નામક ભ્રમાત્મક દશ્ય પોતાના વિલક્ષણ સ્વરૂપમાં દષ્ટિગોચર થાય છે, જે પરિશ્રમિત પ્રવાસી વ્યતિરિક્ત સર્વે માણસોને માટે મનોરંજક છે, કારણ કે તે પંક્તિબદ્ધ બુરજો, શાંતિમય વસ્તી વા સઘન કુંજમાં વિશ્રાંતિનું સ્વર્ગ સમાન સ્થાન જોઇને વારંવાર તેની તરફ વ્યર્થ દોડે છે, પરંતુ જેમ જેમ તે આગળ જાય છે, તેમ તે (દશ્ય) પાછળ હઠતું જાય છે અને સૂર્ય પોતાના પ્રકાશથી આ મેઘાચ્છન્ન બુરજોને નષ્ટ કરી દઇને તેની દોડાદોડીની નિષ્ફલતા પ્રકટ કરી દે છે.

---

૧ હું ભિન્ન ભિન્ન રાજ્યોના વિભાગ દર્શાવનાર નગરોનાં નામ અહીંઆં બીજી વાર લખતો નથી, કારણ કે તેમને પ્રત્યેક રાજ્યની સીમાની રેખાપર સ્પષ્ટ રીતે નિર્દિષ્ટ કરવામાં આવ્યાં છે.

૨ મરૂસ્થલના રેતાળ ટીંબાઓને માટે "થલ" એ એક સાધારણ નામ છે.

૩ પ્રાયઃ સંભવ છે કે એ 'અરણ્ય' વા મરૂસ્થળનો અપભ્રંશ છે, માટે વર્તમાન લેખનપ્રણાલી કરતાં યૂનાની લેખનપ્રણાલી અધિક યથાર્થ છે.

૪ અહીંઆં જંગલી ગધેડાઓ ભ્રમણ કરે છે. આરબ લોકોના પૂર્વજ ઉઠના સમયમાં તેઓ જેવા જંગલી હતા તેવાજ જંગલી તેઓ હમણાં પણ છે. "તેમનાં ઘર જંગલમાં અને ઉજ્જડ સ્થાનોમાં (અથવા હિંદુ લોકોનાં કથનાનુસાર ખારી ભૂમિમાં) હોય છે. તેઓ નગરની ભીડ પ્રત્યે ઘૃણા બતાવે છે અને હાંકનારના પોકારપર કાંઇ પણ ધ્યાન આપતા નથી." જોબ, પુસ્તક ૩૯, ૫, ૭.

આવાં અદ્ભુત દશ્યો મરૂ સ્થલમાં વારંવાર દષ્ટિગોચર થાય છે. જ્યાં લવણનાં વિસ્તૃત પડો જામી રહેલાં હોય છે ત્યાં આ દશ્યો વિશેષતઃ દષ્ટિગોચર થાય છે, પરંતુ કેટલાંક કારણોથી તે ભિન્ન ભિન્ન પ્રકારનાં થાય છે. ઘણા દાખલામાં આ આકૃતિ વધારનારી અને પ્રતિબિંબ પાડનારી વસ્તુ એક લંબાકાર પડના જેવી થાય છે. પહેલ વહેલાં એ ગાઢી અને અપારદર્શક થાય છે, પરંતુ જેમ જેમ ઉષ્ણતા વધતી જાય છે તેમ તેમ એ પાતળી થતી જાય છે, અને અત્યંત ઉષ્ણતા કે જેને તે સહન કરી શકતી નથી તે તેને અત્યંત સૂક્ષ્મ વરાળ બનાવીને ઉરાડી દે છે. આ દષ્ટિભ્રમ કે જેનાથી રાજપુત લોકો સારી રીતે પરિચિત હોય છે તે 'સીકોટ' અર્થાત્ શીતકાલનો દુર્ગ કહેવાય છે, કારણ કે તે વિશેષતઃ શીતકાલમાંજ દષ્ટિગોચર થાય છે. સંભવ છે કે " શાટો આં એસ્પાની " ( Chatean en Espagne ) નામનું જે દશ્ય પશ્ચિમમાં પ્રસિદ્ધ છે, તે શબ્દની ઉત્પત્તિ કદાચ આમાંજ થઈ હશે.[1]

દક્ષિણમાં લૂણી નદીના ઉત્તરીય તટથી અને પૂર્વમાં શેખાવાટીની સીમાથી રેતાળ પ્રદેશનો આરંભ થાય છે. બીકાનેર, જોધપુર, જેસલમીર આ સર્વ સ્થળોની સમીપે રેતીનાં રણો છે અને જેમ જેમ તમે પશ્ચિમ તરફ આગળ જતા જાઓ છો તેમ તેમ તે પરિમાણમાં અધિક વધતાં જાય છે. આ સમસ્ત પ્રદેશ રેતાળ પાષાણનો બનેલો છે. જોધપુરથી અજમેર પર્યંત જેટલા નવીન કૂપો ખોદવામાં આવ્યા છે તે સર્વમાં એક જ પ્રકારની રેતી, મરડીઆ કાંકરા અને ખડી નીકળ્યાં છે.

જેસલમીર ચોતરફ મરૂસ્થલથી ઘેરાયેલું છે અને રાજધાનીની ચોતરફના જે ભાગમાં ઘઉં, જવ, અને ચોખા પણ નીપજે છે, તેને મરૂસ્થલની મધ્યની ફળદ્રૂપ ભૂમિ કહેવામાં આવે તો તે અનુચિત ગણાશે નહિ. અહીંઆંનો કિલ્લો એક પર્વતશ્રેણીની કોરપર કેટલાક સોફીટની ઉંચાઇપર સ્થિત છે. આ પર્વતશ્રેણી જેસલમીરની દક્ષિણ સીમાની પેલી તરફ પ્રાચીન ચોહટણનાં ખંડિયેરો પર્યંત ફેલાયલી છે. ચોહટણ આ પર્વતપરજ આવેલું છે અને તેના સંબંધમાં એવી જનશ્રુતિ પ્રચલિત છે કે તે કોઇ હાયા નામની જાતિ વા રાજાની રાજધાની હતું. આ નગરીનું બીજું કોઇ પણ ચિહ્ન હાલમાં પ્રાપ્ત થતું નથી. કદાચત્ આ શ્રેણી ઝાલોરના ફળદ્રૂપ પ્રાંતમાં આવેલા પહાડની સાથે મળેલી હોય તો તે અસંભવિત નથી; આથી તે આબૂના મૂળમાંથી નીકળનારી એક શાખા હશે.

યદ્યપિ આ સમસ્ત પ્રદેશોના સમુદાયનું નામ મરૂસ્થલી વા મરૂ દેશ છે ( કે જે રેતાળ મેદાનને માટે એક પ્રભાવશાળી અને લાક્ષણિક નામ છે ) તો પણ એ નામનો કેવળ તેજ ભાગને માટે પ્રયોગ કરવામાં આવે છે કે જે રાઠોડ જાતિના અધિકારમાં છે.

લૂણી નદીપરના બાલોતરા સ્થાનથી લઇને સમસ્ત ધાટ અને ઉમર સુમરા, જેસલમીરનો પશ્ચિમ ભાગ અને દાઉદ પોત્રા તથા બીકાનેરની દક્ષિણ સીમાઓની વચ્ચેની પહોળી પટીમાં સર્વત્ર બિલકુલ સુનસાન અને ઉજ્જડતા પ્રસરી રહેલી છે. પરંતુ સતલજ નદીથી લઇને રણ સુધીની પાંચસેં માઇલની લંબાઈ અને પચાસથી સો માઇલ પર્યંતની ભિન્ન ભિન્ન પહોળાઇવાળા પ્રદેશમાં અનેક ફળદ્રૂપ ભૂમિભાગ પ્રાપ્ત થાય છે, જ્યાં સિંધુ નદીની ખીણમાંથી અને થલમાંથી ભરવાડ લોકો આવીને પોતાનાં ઢોર ચરાવે છે. આ સ્થાનોમાં જલનાં ઝરણાંઓનાં તીર, પાર, રાર, અને દર એવાં ભિન્ન ભિન્ન નામો છે, કે

---

૧ મેં આ દશ્ય હિસારના કિલ્લાનાં ખંડિયેરોના શિખરપરથી જોયું છે. અહીંઆંથી દૂર દૂર સુધી દ્રષ્ટિ પહોંચતી હતી અને તેનો પ્રતિરોધ કરવાને માટે જંગલો વ્યતિરિક્ત કાંઇ પણ આડ નહોતી, ક્ષિતિજનાં સંપૂર્ણ વૃત્તમાં મહાલયો, બુરજો અને હવાઈ સ્વર્ગીય સ્તંભોની ધ્યાનમાં પણ આવવી કઠિન થઇ પડે એવી, શ્રેણીઓ વારંવાર પોતાનું ક્ષણિક અસ્તિત્વ સમાપ્ત કરતી હતી, પરંતુ ધાટ અને ઉમર સુમરાનાં મેદાનો કે જ્યાં ભરવાડો પોતાનાં મેંઢાં ચરાવે છે અને વિશેષતઃ જ્યાં ક્ષારવાળા છોડ ઉગે છે ત્યાં પડોની સ્થિતિ અધિક સમસૂત્રમાં હોવાથી ઝાંઝવાનું દશ્ય વિશેષ ઉત્પન્ન થાય છે કે જેના સંબંધમાં એક ઈશ્વરભક્ત લેખક લખે છે કે "રણમાંનું ઝાંઝવાનું નીર સત્યજલ થઈ જશે." મરૂસ્થલ નિવાસીઓ આ દશ્યને ચિત્રામ કહે છે, જેનો શબ્દાર્થ ચિત્ર છે, અને એ નામ પણ અનુચિત નથી. ( શાટોઆં એસ્પાની= અનઃ કલ્પિત મહલ્ વિચારો, મનમોદક. )

જે સર્વે જલનાં વાચક છે. આ જલાશયોની આસપાસ મરૂસ્થલના નિવાસી રાજડ, સોડા, માંગલિયા અને સહરાઇ લોકો એકત્રિત થાય છે.

હું લવણ સરોવરો તથા સાજીખારનાં ક્ષેત્રો અને મરૂસ્થલની અન્ય નીપજ અર્થાત્ વનસ્પતિ વા ખનિજ પદાર્થોનું વર્ણન કરીશ નહિ; તેનું વર્ણન તો શીઘ્ર કરી શકાય એમ છે; કારણ કે જેસલમીરની નિકટ કેવળ પીળા પાષાણનો એકજ સમુદાય છે. આ પાષાણ આગ્રાની પેલી ઉત્તમોત્તમ ઇમારત અર્થાત્ શાહજહાંની બેગમ (તાજબીબી) ના રોજાની અરબસ્તાનનાં મકાનોના જેવી સુંદર બાંધણીમાં પુષ્કળ વપરાયો છે.

હું નહિતો સિંધુ નદીની ખીણનું વર્ણન કરીશ અને નહિતો ઉક્ત નદીના પૂર્વીય વિભાગનું, કે જે મરૂસ્થલના રેતીના ટેકરાઓની અંતિમ સીમા છે. કિંતુ હું કેવળ એટલુંજ કહીશ કે બદખરના ટાપુથી ઉત્તરે સાત માઇલના અંતરપર આવેલા દરાની નિકટ સિંધુમાંથી ફાટીને જે નાની સરખી નદી લખપતની સમીપના સમુદ્રમાં પડે છે, તે ખીણના તે પૂર્વીય ભાગની પહોળાઇ પ્રકટ કરે છે કે જે ભાગ મરૂસ્થલની પશ્ચિમ સીમા બનાવે છે. યદિ કોઈ પ્રવાસી ખીચી અર્થાત્ સિંધની સપાટ ભૂમિથી પૂર્વ તરફ ચાલે તો તે મરૂસ્થલની સીમા, તેના ઉંચા ઉંચા રેતીના ટેકરા સહિત સ્પષ્ટ રીતે જોઇ શકશે, કે જે ટેકરાની નીચેની નીચે થઇને સાકડા નદી[1] વહે છે. આ નદી સામયિક રેલો વ્યતિરિક્ત પ્રાયઃ શુષ્ક રહે છે. આ રેતીના ટીંબા (ટેકરા) બહુ ઉંચા ઉંચાહોય છે અને તેમને મીઠી નદી અર્થાત્ '[2]મીઠા મહેરાણ'ની રેલની સીમા કહી શકાય છે. 'મીઠા મહેરાણ' એ નદીનું સિથિયન વા તાતારી (?) નામ છે અને એ નામથીજ સિંધુ નદી પંચનદથી લઇને સમુદ્ર પર્યંત ઓળખાય છે.

**राजस्थाननो इतिहास—प्रथम ग्रंथ समाप्त.**

---

૧ ઘગ્ગર નદીની એક ધારાનું નામ સાકડા વા હાકડા હતું, જે પહેલાં પંજાબ તરફથી બીકાનેર અને જોધપુરનાં રાજ્યોમાં થઈ સિંધ દેશમાં જઈ સિંધુ નદીમાં પડતી હતી પરંતુ દીર્ઘ કાળથી તેનો તે પ્રવાહ બંધ પડી ગયો છે, જેના સંબંધમાં કેટલીક દંતકથાઓ પ્રચલિત છે; પરંતુ તેનું બંધ થવાનું મુખ્ય કારણ એ છે કે આ તરફનો કિનારો ઉંચો થઇ જવાથી પાણી ઓછું આવવા લાગ્યું અને એમ કરતાં કરતાં સર્વથા બંધ થઇ ગયું. અદ્યાપિ થોડું થોડું પાણી બીકાનેર રાજ્યના હનુમાનગઢ જીલ્લામાં આવે છે, જેનાથી ત્યાં ધઉં આદિ પાકે છે. ત્યાંના લોકો તેને કગ્ગર નદી કહે છે. મારવાડમાં હાકડા નદી વહેતી હતી એ વાતનું પ્રમાણ એ છે કે જોધપુર તથા માલાનીના પ્રગણામાં કેટલાંક ગામોની સીમામાં શેરડી પીલવાના પથ્થરના સાંચા પડેલા પ્રાપ્ત થાય છે. આ નદીનો પ્રવાહ અહીંઆં હોવાથી તેના તટપર શેરડીનો પાક થતો હતો અને તેને ઉક્ત સાંચામાં પીલીને તેનો ગોળ બનાવવામાં આવતો હતો. યદિ એ નદીનો પ્રવાહ ત્યાં નહિ હોત તો આ રેતાળ પ્રદેશમાં આવા સાંચા પ્રાપ્ત થવાનો લેશ પણ સંભવ નહોતો. ગૈ. હી. ઓઝા.

૨ 'મીઠા મહેરાણ' સિંધુ નદીને કહે છે. કર્નલ ટૉડ એને સિથિયન ભાષાનો નદીવાચક શબ્દ જણાવે છે, જેનો અમે સ્વીકાર કરી શકતા નથી, કારણ કે 'મહેરાણ' એ સિથિયન નહિ, કિંતુ મરૂ ભાષાનો શબ્દ છે, જે સંસ્કૃત 'મહાર્ણવ' (મહા=મોટા, અર્ણવ=જલ સમુદ્ર, મોટા સમુદ્ર) શબ્દનો અપભ્રંશ છે. સમુદ્રનું જલ ખારું અને સિંધુનું મીઠું હોવાથી તેને 'મીઠા મહેરાણ' અર્થાત્ મીઠા જલનો સમુદ્ર કહે છે. ગૈ. હી. ઓઝા.

## વર્તમાન મહારાણા ફતેસિંહના સમયના મુખ્ય સરદારોની યાદી.

| નંબર. | જાગીરનું નામ. | ઉપાધિ. | સરદારનું નામ. | ગોત્ર. | કુળ. | ગ્રામની સંખ્યા. | ગ્રામોનું વસૂલ રૂ. | કર રૂપિયા. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | બડીસાદડી. | રાજ. | રાયસિંહ. | ઝાલા. | ઝાલા. | ૮૪ | ૪૦૦૦૦ | ૧૦૦૦ |
| ૨ | બેદલા. | રાવ* | તખ્તસિંહ. | પૂર્વિયા. | ચવ્હાણ. | ૬૧ | ૫૦૦૦૦ | ૪૫૦૦ |
| ૩ | કોઠારિયા. | રાવત. | જવાનસિંહ. | ,, | ,, | ૬૦ | ૨૫૦૦૦ | ૧૫૦૦ |
| ૪ | સલુંબર. | ,, | જોધસિંહ. | ચંડાવત. | સિસોદિયા. | ૧૦૮ | ૧૧૦૦૦૦ | માફ. |
| ૫ | બિજોલિયા. | રાવસવાઈ. | ગોવિંદસિંહ. | પવાર. | પવાર. | ૭૬ | ૫૦૦૦૦ | ૩૫૦૦ |
| ૬ | દેવગઢ. | રાવત. | કૃષ્ણસિંહ. | સાંગાવત. | સિસોદિયા. | ૮૧ | ૧૫૦૦૦૦ | ૭૦૦૦ |
| ૭ | બેગૂ. | રાવત–સવાઈ. | મેઘસિંહ. | મેઘાવત. | સિસોદિયા. | ૧૬૨ | ૫૦૦૦૦ | ૬૪૦૦ |
| ૮ | દેલવાડા. | રાજ.* | ફતેસિંહ. | ઝાલા. | ઝાલા. | ૧૪૭ | ૬૦૦૦૦ | ૬૦૦૦ |
| ૯ | મેજા. | રાવત. | અમરસિંહ. | જગાવત. | સિસોદિયા. | ૬ | ૨૦૦૦૦ | નથી. |
| ૧૦ | આમેટ. | ,, | શિવનાથસિંહ | ,, | સિસોદિયા. | ૫૦ | ૪૦૦૦૦ | ૪૪૦૦ |
| ૧૧ | ગોગુંડા. | રાજ. | માનસિંહ. | ઝાલા. | ઝાલા. | ૧૦૩ | ૪૦૦૦૦ | ૨૫૦૦ |
| ૧૨ | કાનોડ. | રાવત. | નાહારસિંહ. | સારંગદેવોત. | સિસોદિયા. | ૮૩ | ૪૫૦૦૦ | ૩૧૦૦ |
| ૧૩ | ભિંદર. | મહારાજ. | કેસરીસિંહ. | શક્તાવત. | સિસોદિયા. | ૯૯ | ૬૪૦૦૦ | ૪૦૦૦ |
| ૧૪ | બદનોર. | ઠાકૂર. | પ્રતાપસિંહ. | મેડતિયા. | રાઠોડ. | ૬૦ | ૬૦૦૦૦ | ૪૦૦૦ |
| ૧૫ | ભસરોડ. | રાવત. | પ્રતાપસિંહ. | કૃષ્ણાવત. | સિસોદિયા. | ૧૨૧ | ૯૦૦૦૦ | ૭૫૦૦ |
| ૧૬ | બાનસી. | ,, | માનસિંહ. | શક્તાવત. | સિસોદિયા. | ૫૫ | ૨૦૦૦૦ | ૬૦૦ |
| ૧૭ | કુરાવડ. | ,, | જૈતસિંહ. | કૃષ્ણાવત. | સિસોદિયા. | ૫૩ | ૩૦૦૦૦ | માફ. |
| ૧૮ | પારસોલી. | રાવ. | રત્નસિંહ. | પૂર્વિયા. | ચવ્હાણ. | ૪૧ | ૨૦૦૦૦ | ૬૦૦ |
| ૧૯ | આસિંદ. | રાવત. | અર્જુનસિંહ. | સિસોદિયા. | સિસોદિયા. | ૩૮ | ૬૦૦૦૦ | ૧૩૦૦ |

## વર્તમાન મહારાણા ફતેસિંહના નિકટના સંબંધીઓ.

| નંબર. | જાગીરનું નામ. | ઉપાધિ. | સરદારનું નામ. | ગોત્ર, કુળ. | ગ્રામ સંખ્યા. | ગ્રામોનું વસૂલ રૂ. | કર રૂપિયા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | બાગોર. | મહારાજ. | શક્તિસિંહ. | સિસોદિયા. | ૩૫ | ૪૫૦૦૦ | ૧૫૦૦ |
| ૨ | કરજાલી. | ,, | સુરતસિંહ. | ,, | ૧૧ | ૧૮૦૦૦ | ૨૫૦ |
| ૩ | શિવરતી. | ,, | ગજસિંહ. | ,, | ૨૦ | ૨૫૦૦૦ | નથી. |

* આવા ચિહ્નવાળા સરદારોને અંગ્રેજ સરકાર તરફથી રા૦ બ૦ ની વિશેષ ઉપાધિ મળેલી છે.

## વર્તમાન મહારાણા ફતેસિંહના સિંહાસન સમીપે બેસનારા સરદારો.

| નંબર. | જાગીરનું નામ. | ઉપાધિ. | સરદારનું નામ. | ગોત્ર. | ગ્રામ સંખ્યા. | ગ્રામોનું વસૂલ રૂ. | કર રૂપિયા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | બનેડા. | રાજા. | ગોવિંદસિંહ. | સિસોદિયા. | ૭૪ | ૬૦૦૦૦ | ૬૦૦૦ |
| ૨ | શાહપુરા. | રાજાધિરાજ. | નાહરસિંહ. | ,, | ૬૫ | ૪૦૦૦૦ | ૩૨[illegible]૦ |
| ૩ | સરદારગઢ. | ઠાકૂર. | મનોહરસિંહ. | ડોડિયા રજપૂત. | ૧૬ | ૨૫૦૦૦ | ૧૨[illegible] |
| ૪ | જમાદાર. | જમાદાર. | સુલતાન-મહમદ. | સિંધી. | ૪ | ૬૦૦૦ | |
| ૫ | પુરોહિતરાજ. | પુરોહિત. | ઓંકારનાથ. | બ્રાહ્મણ. | ૬ | ૧૫૦૦૦ | |
| ૬ | કવિરાજ. | કવિરાજ. | શામલદાસ.* | દધિવાડિયા ચારણ. | ૩ | ૩૫૦૦ | |

राजस्थाननो इतिहास. ग्रंथ १ लो समाप्त.

---

*કવિરાજ શામલદાસ.

મહારાજ પૃથ્વીરાજના સમયથી ચારણ લોકોની ઉત્પત્તિ થઇ છે. રાજપુતો તેમને ગુરૂવત્ સમજીને પુષ્કળ દાન આપે છે. તેઓ તેમને જમીન, ધન અને ગામ દાન તરિકે આપે છે. આ ચારણ જાતિમાંજ કવિરાજ શામલદાસનો જન્મ ઇ. સ. ૧૮૩૭ માં થયો હતો. એઓ મહારાણા સ્વરૂપસિંહના સમયમાં મેવાડની દરબારમાં આવ્યા હતા. શામલદાસના પિતા જ્યારે સ્વર્ગવાસી થયા હતા ત્યારે સ્વરૂપસિંહના ચિરંજીવ શંભુસિંહે તેમને ઘેર જઇને આશ્વાસન આપ્યું હતું. રાણાજીએ તેમને રહેવાને માટે એક ઘર પણ બંધાવી આપ્યું હતું. દરબારમાં તેમને ઉચ્ચ આસન પ્રાપ્ત થયું હતું. ઇ. સ. ૧૮૭૭ માં મહારાણા સજ્જનસિંહે કવિરાજને ઘેર જઇ તેમને સન્માન આપ્યું હતું, તથા ચાંદીની છડી આપી હતી. પાછળથી તેમણે તેમને પગમાં પહેરવાને માટે એક સુવર્ણનું સાંકળું આપ્યું હતું. ત્યાર પછી તેમને "કવિરાજ"ની ઉપાધિથી વિભૂષિત કરવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૮૮૪ માં ઉદયપુરના મહારાણા સજ્જનસિંહ, જોધપુરના મહારાજા યશવંતસિંહ તથા કૃષ્ણગઢના મહારાજા શાર્દૂલસિંહને શામલદાસના સામલ બાગમાં આમંત્રણ કરવાથી તેઓ ત્યાં પધાર્યા હતા. ઇ. સ. ૧૮૮૮ માં અંગ્રેજ સરકારે કવિરાજ શામલદાસને "મહામહોપાધ્યાય" ની ઉપાધિ આપી તથા કલકત્તાની એશિયાટિક સોસાયટીએ તેમને પોતાના સભાસદ બનાવ્યા. તેઓ ઉદયપુરમાં નેક સલાહકાર, મુસાહિબ અદાલત તથા ઇજલાસખાસના સભાસદ થયા છે. કવિરાજ મહોદયે અનેક ગ્રંથો રચ્યા છે. પોતાના ભત્રિજા ગોપાલદાસના પુત્ર [illegible]ને તેમણે દત્તક લીધો છે.

# લોકપ્રિય થયેલાં સ્વર્ગનાં પુસ્તકો.

## સ્વર્ગનાં રત્નો.

પૃષ્ઠ ૩૮૦, સોનેરી પૂઠું રૂ. ૧.

ભક્તિ–જ્ઞાન–પ્રભુપ્રેમના ૧૦૧ દાખલાનું આ પુસ્તક હાલમાંજ બહાર પડયું છે. તપ, ત્યાગ, જ્ઞાન, ભક્તિ, પ્રભુપ્રેમ, સત્સંગ, તીર્થ, વ્રત, નિયમ, નામસ્મરણ, પ્રાર્થના, ધર્મ, શાંતિ, મોક્ષ, માયા, અજ્ઞાન, મોહ, દુઃખ, મોત, વખત, વાંચન, ધર્મગુરૂ, મહાત્માઓ, આત્મા તથા પરમાત્મા વિષેના એમાં દાખલાઓ છે.

## સ્વર્ગનું વિમાન.

પૃષ્ઠ ૩૯૦, સોનેરી પૂઠું રૂ. ૧.

સ્હેલા સ્હેલા ૩૨૫ દાખલાઓ આ પુસ્તકમાં છે. ઠેકાણે ઠેકાણે ભક્તો તથા મહાત્માઓનાં ભજનો અને પદો પણ તેમાં છે. તેની ભાષા એવી તો સ્હેલી છે કે બાળકો અને સ્ત્રીઓને પણ તે વાંચવામાં રસ પડી જાય છે. તેથી તે પુસ્તક ઘેર ઘેર વંચાય છે. આ તેની ત્રીજી આવૃત્તિ છે.

## સ્વર્ગની કુંચી.

પૃષ્ઠ ૫૫૦, સોનેરી પૂઠું રૂ. ૧.

૨૧૦ દાખલાના આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ તૈયાર થઇ છે. ભક્તિમાર્ગના ઉત્તમ સિદ્ધાંતો સાદા અને સ્હેલારૂપમાં સમજવાની કુંચીરૂપ આ પુસ્તક છે.

## સ્વર્ગનો ખજાનો.

પૃષ્ઠ ૩૯૬, સોનેરી પૂઠું રૂ. ૧.

ઉંડાણ ખુલાસાવાળા ૧૨૫ દાખલાનું પુસ્તક ઠેકાણે ઠેકાણે લોકપ્રિય ભજનો અને પદો પણ આપેલાં છે, આ તેની બીજી આવૃત્તિ છે.

**સ્વર્ગની સડક રૂ. ૧. છપાય છે.**

## સ્વર્ગની સુંદરીઓ.

પૃષ્ઠ ૫૦૦, સોનેરી પૂઠું રૂ. ૧॥

આ સ્ત્રી ઉપયોગી પુસ્તક હાલમાંજ બહાર પડયું છે. મીસરોઝ, લલિતાબાઇ, ધીરજબ્હેન, સુંદરબા, શિરોહીની રાજકુમારી, મધુરીમૈયા, મનોહરીબ્હેન, મંજુલાદેવી, મર્યાદાગૌરી, ઉત્તમબ્હેન, સવિતાબ્હેન વગેરેનાં વર્ણનો વાંચતાં વાંચતાં મન એકતાર થઇ જાય છે અને તેની સચોટ અસર થાય છે. ભાષા સાદી અને સ્હેલી છે.

## સંસારમાં સ્વર્ગ.

પૃષ્ઠ ૪૦૦, સોનેરી પૂઠું રૂ. ૧॥

વિદ્વાનોમાં વખણાએલું પુસ્તક, આ તેની બીજી આવૃત્તિ છે, આ દુનિયામાંજ સ્વર્ગ કેમ અનુભવી લેવાય તેના અનુભવી ઉપાયો બતાવનારૂં આ પુસ્તક આત્મોન્નત્તિ ઇચ્છનારાં સૌ ભાઇ બ્હેનોએ વાંચવાલાયક છે.

## સ્વર્ગની સીડી.

પૃષ્ઠ ૪૫૦, સોનેરી પૂઠું રૂ. ૧॥

ભગવદ્ગીતાના મહાન સિદ્ધાંતોપરથી લખાયલું આ પુસ્તક, શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને જે ઉત્તમ બોધ આપ્યો છે તેના સવિસ્તર વર્ણન અને ભક્તિ, જ્ઞાન, ધર્મનાં ઉંડાં રહસ્યોથી ભરપૂર છે.

## સ્ત્રીઓનું સ્વર્ગ.

ખાસ સ્ત્રીઉપયોગી. પૃષ્ઠ ૪૪૦, રૂા. દોઢ.

## સાચું સ્વર્ગ.

ખાસ વાંચવાલાયક. પૃષ્ઠ ૬૨૫, રૂા. દોઢ.

## પ્રેમ પ્રેમ ને પ્રેમ.

ગુજરાતી ભાષામાં નવુંજ પુસ્તક. રૂા. એક.

દરેકનું પોસ્ટેજ વી. પી. ખર્ચ જુદું.

**વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર, કાલબાદેવી રોડ, હાથીબીલ્ડીંગ–મુંબઇ નં. ૨**

# આર્યપ્રકાશ.

સનાતન વૈદિક ધર્મનો પ્રચાર કરનારૂં, સંસાર સુધારાની ખરા રૂપમાં હિમાયત કરનારૂં, કેળવણી તથા વિજ્ઞાનના પ્રશ્નોપર તુલનાત્મક ચર્ચા કરનારૂં, ગુર્જર સાહિત્યનો ઉત્કર્ષ ઇચ્છનારૂં, અનીતિ, વ્હેમ, અંધશ્રદ્ધા, તથા ખરાબ રૂઢીઓને જડમૂળથી ઉખેડી નાંખનારૂં, આર્ય સામાજિક તેમજ અન્ય જાહેર સંસ્થાઓ સંબધી જરૂરી બિગનો પુરી પાડનારૂં, અને એ સિવાય દેશ પરદેશની જાણવા જોગ ખબરો આપનારૂં, અંગ્રેજી ગુજરાતી ભાષામાં પ્રકટ થતું.

**વિદ્વાનોમાં માન પામેલું એકનું એક જુનું સાપ્તાહિક પત્ર છે.**

**ગ્રાહકોને દર વર્ષે એકથી બે ભેટો મળશે.**

**વાર્ષિક લવાજમ** ( પોસ્ટેજ સાથે ) **હિંદુસ્થાન** માટે રૂ. ૩) **દેશાવરના ગ્રાહકો** માટે રૂ. ૪) છુટક અંકની કિંમત ૦)=।। નમુનો મંગાવી ખાત્રી કરો.

**આર્યપ્રકાશમાં વેદોનું ગુજરાતી ભાષ્ય તથા શાસ્ત્રીય લેખોની યોજના કરવામાં આવી છે.**

**જાહેર ખબર આપનારાઓએ આ પત્રની મૂલાકાત લેવા ચૂકવું નહિ.**

# મહર્ષિ અંક!

મહર્ષિ સ્વામી દયાનંદના જીવન કાર્ય સંબંધમાં, જુદા જુદા સાક્ષરોએ લખેલા **પંચાવન લેખોનો** ( રૉયલ આઠ પેજી ) ૨૧૦ પૃષ્ઠનો અપૂર્વ સંગ્રહ (ત્રણ ચિત્રો સાથે) **ઘટાડેલી કીં. ફક્ત ૭ આના, ત્રણ પ્રતનો રૂ. ૧.)** થોડીજ પ્રતો શીલક છે. ફરી છપાવાની નથી.

**આર્યપ્રકાશના ગ્રાહકોને વિશેષ લાભ !**

**પુરૂષાર્થપ્રકાશ, ગૃહસ્થાશ્રમ પ્રકરણ, જ્ઞાતિબંધારણ અને મહર્ષિ અંક બીજો ભાગ, એ રૂ. સવાની કીંમતનાં પુસ્તકો આર્યપ્રકાશના ગ્રાહકોને ફક્ત બાર આનામાં આપવામાં આવશે. આ લાભ પણ ત્રણ માસ માટે છે. તાકીદે લખો—**

**પરભુભાઈ બ્હાલાભાઈ શર્મા.**
**અધિપતિ તથા મેનેજર "આર્યપ્રકાશ" મુંબઈ નં. ૪**

મ્હોટા જનને મારગે ચ્હેવા ચાહો વીર, ચરિત્ર વાંચી તેમનાં ધારો ગુણ ગંભીર.
ચરિત્ર ઉત્તમ વાંચતાં અંતર ઉત્તમ થાય, 'ચરિત્રમાળા' ચાહથી તે અર્થે વંચાય.
મહાજન દેશ વિદેશનાં પવિત્ર વ્હેનાં કામ, શાણા સ્નેહે સાંભળી ફ્હાડો તેવાં નામ.
પૈસા કે પદવીતણું નહિ કિંચિત્ પણ કામ, શુભ મન-વાણી-કર્મથી મળશે 'મહાજન' નામ.

# ચરિત્રમાળા.

## મહાન સ્ત્રી પુરૂષોનાં ઉત્તમ ચરિત્રો.

### દર વર્ષે પૃષ્ઠ ૧૫૦૦ ના માત્ર રૂ. ૨) પાકાં પૂઠાં સાથે ૩) પો. માફ.

## ચાલુ ૧૯૭૦ ના વર્ષમાં નીચલામાંનાં ચરિત્રો નીકળશે.

**દેશ પ્રસિદ્ધ સ્ત્રીઓ**—જેમકે ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનાં માતા શ્રીમતી ભગવતીદેવી, ભગિની નિવેદિતા, અહલ્યાબાઇ હોલ્કર ઇ૦ નાં વિગતવાર ચરિત્રો.

**દેશ પ્રસિદ્ધ પુરૂષો**—જેમકે કર્નલ સુરેશ વિશ્વાસ, જસ્ટીસ રાનડે, તેલંગ, કવિ મયૂર ઇ૦ નાં ચરિત્રો.

**ભારતનાં સ્ત્રીરત્નો ભાગ ત્રીજો**—છેલ્લાં સો બસો વર્ષમાંની શુમારે ૧૫૦ ઉત્તમ સ્ત્રીઓનાં ચરિત્રો.

**ભારતના મહાન પુરૂષો ભાગ ૨ જો**—અશોક, ચંદ્રગુપ્ત, શિખ્ખોના દશ ગુરૂ, મહાદજી સિંધિયા ઇ૦

**જગવિખ્યાત સ્ત્રીઓ**—એમાં યુરોપની અનેક ઉત્તમ સ્ત્રીઓનાં ચરિત્રો આવશે.

**જગવિખ્યાત પુરૂષો ભાગ ૨ જો**—જેમકે બુક્કર ટી વૉશિંગ્ટન, કાર્લાઇલ, કાઉન્ટ ટૉલ્સટોય, ઇ૦

**વિદેશી વીરમંડળ, પરોપકારી સ્ત્રી પુરૂષો**, ઇ૦ (વધુ પસંદગી જારી છે.)

## આગલાં બે વર્ષનાં પુસ્તકોના સૅટ એજ મૂલ્યે.

| સં. ૧૯૬૮નાં પુસ્તકો પૃષ્ઠ ૧૭૫૦ | સં. ૧૯૬૯નાં પુસ્તકો પૃષ્ઠ ૧૫૦૦ |
|---|---|
| ૧—૨ **શ્રી બુદ્ધ ચરિત્ર અને બુદ્ધોપદેશ** ધર્મપદ, અશોકની આજ્ઞાઓ ઇ.સાથે પૃષ્ઠ ૨૮૦ | ૧—૨ **ભારતના મહાન પુરૂષો ભાગ ૧ લો**—રાજર્ષિ ભીષ્મ, યોગી હરિદાસજી અને મહારાજ છત્રસાલજી. પૃષ્ઠ ૩૧૨ ચિત્રો ૪ |
| ૩ થી ૮ **ભારતનાં સ્ત્રીરત્નો ગ્રંથ ૧ લો**—પ્રાચીન સમયની મહાન સતી સાધ્વીઓનાં ઉત્તમ અને બોધદાયક ચરિત્રો. પૃષ્ઠ ૭૨૦ | ૩... **ડૉ. આનંદી બાઇ જોશી.** પૃષ્ઠ. ૯૬ |
| ૯થી૧૨ **ભારતનાં સ્ત્રીરત્નો ગ્રંથ ૨ જો**—ઇતિહાસિક સમયની સતી સાધ્વી, વીરપત્નીઓ, કન્યાઓ અને માતાઓનાં તેજસ્વી અને ઉપદેશપ્રદ ચરિત્રો પૃષ્ઠ ૭૫૦ | ૪ થી ૭ **ભારતના વીરપુરૂષો**—પ્રખ્યાત ૪૪ વીર પુરૂષોનાં ચરિત્ર. પૃષ્ઠ. ૪૪૮ |
| | ૮થી૧૦ **ભારતના સંત પુરૂષો ભાગ ૧ લો**—પ્રસિદ્ધ ૧૪ મહાત્માઓનાં ચરિત્ર. પૃષ્ઠ ૩૨૦ |
| | ૧૧—૧૨ **જગવિખ્યાત પુરૂષો ભાગ ૧ લો**—સોક્રેટીસ, ડૅમિયન. પૃષ્ઠ ૨૫૬ ચિત્રો ૪ |

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,** ઠે. કાલબાદેવી, હાથીબિલ્ડીંગ—મુંબઈ, જમાલપુરરોડ, ખમાસા ચોકી—અમદાવાદ.